

काशीस्थ वेदशास्त्र षड्दर्शन विद्यालयना संचालक
श्रीमत् परमहंस परिव्राजकाचार्य श्री १०८ श्री शंकरस्वामी
अच्युताश्रमजी महाराजजी.



રસવૈદ્ય મગનલાલ આત્મારામ ભટ્ટ

[અવસાન સં. ૧૯૭૨]

૧૫, મંજાઈ, ન ૮

# ગ્રંથાર્પણ.

મારા પરમ મિત્ર તથા દરેક સમયે સારી સલાહ આપનાર સ્વર્ગસ્થ રા. રા. રસવૈદ્ય મગનલાલ આત્મારામ ભટ્ટ તથા તેમના પુત્રો રા. રા. માર્કંડરાવ તથા રા. રા. નાનાલાલ ડાક્ટરની મ્હારા પ્રત્યે દર્શાવાતી પૂજ્ય બુદ્ધિથી આકર્ષાઇ આ ગ્રંથ હું તેઓને અર્પણ કરવા ઉચિત ધારૂં છું.

છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી.

# ઉપોદ્ઘાત.

(પ્રથમાવૃત્તિ)

આપણા આર્ય લોકોને વિશે રહેલાં વૈદા-નિક ષટ્ દર્શનોમાંથી કયું દર્શન પ્રથમ થયું છે તથા કયું અંતિમ છે, તે સંબંધી કાળનો નિર્ણય કરવો, એ જો કે વઠૂન અશક્ય છે, છતાં ગૌતમ અને કણાદનાં દર્શનોનું અવલોકન કરી આગળ વધી, કપિલ તથા વ્યાસના કોટિબદ્ધ વિચારોનું દિગ્દર્શન કરીએ છીએ તો તેમાં આપણને વધુને વધુ જ્ઞાનની ગંભીરતા જોવામાં આવે છે. મીમાંસાનાં સામાન્ય સૂત્રો જેને પૂર્વ મીમાંસા કરીને કહેવામાં આવે છે, તેમાં વેદાંતનાં ગૂઢ સૂત્રોનું પરિવર્તન કરવામાં આવ્યું છે. કૈવલ્ય મોક્ષને પ્રાપ્ત કરવાવાળું સત્યજ્ઞાન જે ખરૂં તત્ત્વજ્ઞાન શાસ્ત્ર છે, તે કેવળ ઉપનિષદને વિશે જ રહેલું જોવામાં આવે છે. પૂર્વ મીમાંસાની સામી બાજુ "ઉત્તર મીમાંસા" અથવા વેદાંત સૂત્રો છે, જેને વિશે વ્યાસ ભગવાને સર્વ ઉપનિષદોમાં રહેલ વિરોધનો પરિહાર કરી, ઘણાં વિસ્તૃત ઉપનિષદોનો, સંક્ષિપ્ત સૂત્રોમાં સમાવેશ કર્યો છે. કોઇ પણ નવો મત પ્રવર્તાવનારો પોતાના મતના મૂળ પાયારૂપે ઉત્તરમીમાંસા, ઉપનિષદ્ તથા ભગવદ્ગીતાને માનતો હોવાથી, આ ત્રણને પ્રસ્થાનત્રય એવું નામ આપવામાં આવ્યું છે. આ પ્રસ્થાનત્રયની સાથે કોઇ પણ રીતનો જે સંપ્રદાયને સંબંધ હોતો નથી, તે શાખાનો પ્રવર્તાવનાર કદી આચાર્ય કહેવાઇ શકતો નથી. પ્રસ્થાનત્રય ઉપર ભાષ્ય કરે, તે જ માન્ય આચાર્ય કહેવાય, એવો બહુ પ્રાચીન નિયમ છે. શંકર, રામાનુજ, મધ્વ તથા વલ્લભ, આ દરેકના સિદ્ધાંતોને વિશે જો કે કેટલીક ભિન્નતા હશે, તો પણ તે દરેક આ ત્રણ પ્રસ્થાનોને પોતાનાં ગણે છે. આ દરેક મતોને વિશે શી શી ભિન્નતા રહેલી છે, તે આ સ્થળે જો કે જણાવવી અનાવશ્યક છે, છતાં એટલું તો કહ્યા વિના ચાલે એમ નથી કે, બીજા બધાઓએ આ ત્રણ પ્રસ્થાનનું જેટલું બારીકીથી નિરીક્ષણ કર્યું છે, તે સઘળાના કરતાં શ્રી શંકર ભગવાન આ પ્રસ્થાનોનું રહસ્ય વધારે સારી રીતે સમજ્યા છે. ઉપનિષદના સિદ્ધાંતને સમજી સારી વિવરણ કરવામાં શ્રી શંકર ભગવાને જેટલો [illegible]જય પ્રાપ્ત કર્યો છે, તેટલો બીજા કોઇ [illegible]રોએ કીધો નથી.

બેઉ મીમાંસા, જે વ્યાખ્યાન પદ્ધતિ ઉપદેશને વિશે યાજ્ઞાનુસાર છે, તે બેના વિશે રહેલાં બીજાં અનંત તત્ત્વજ્ઞાન સંબ[illegible] દર્શનો છે. તે દર્શનો થોડે કિંવા ઘણે વેદાંત શાસ્ત્રને મળતાં આવે છે તથા તેઓ પોતાના મતને અનુસરી જગત સંબંધી ભિન્ન મતો દર્શાવે છે. આ દર્શનોને વિશે રહસ્ય રહેલું છે, તેનું આપણે પ્રથમ [illegible] કરીએ. દ્વૈત સિદ્ધાંતનો અર્થ એ છે કે, દર્શનોના ભિન્ન ભિન્ન શિક્ષણવાળા [illegible] એકીકરણ કરવું. વિચારપરંપરાને વિશે [illegible] પૃથક્તાનું સંમીલન કરનાર કેવળ આ સિદ્ધાંત જ છે. તેમાં ગૌણ દર્શનોનો હેતુ સામાન્ય તત્ત્વજ્ઞાનને નિરૂપણ કરવા સિવાય [illegible] હોતો નથી. આ સર્વ દર્શનોનો હેતુ વિ[illegible]બંધી વિવેકયુક્ત વિચારથી રચાયલી એક[illegible]ચાર નીતિના સિદ્ધાંતને અનુસરીને હોય [illegible] અધ્યાત્મ વિદ્યાનો, આત્મતત્ત્વ શાસ્ત્રનો વિષય તથા સ્થૂલ દ્રવ્યાદિ વિષયનો સમાવેશ ગૌણ દર્શને વિશે થાય છે.

## વૈશેષિક દર્શન.

કણાદનું દર્શન અથવા જેને વૈશેષિક દર્શ[illegible] કરીને કહેવામાં આવે છે, તેનું તાત્પર્ય પ્રથ[illegible] જોઇએ. આ દર્શન વિશે દર્શાવ્યું છે કે, વિ[illegible] સૂક્ષ્મ પરમાણુઓનું બનેલું છે તથા જે સ[illegible] વડે પરમાણુઓ ગતિમાં મૂકાય છે, તે પરમ[illegible]ત્મા અસ્તિત્વરૂપે છે. વ્યવહારરૂપ જગતના દ્ર[illegible] ગુણ તથા કર્મ એમ ત્રણ વિભાગ પાડવા[illegible] આવ્યા છે. આ ત્રણનું જોડકું ખરી રીતે [illegible] અસ્તિત્વરૂપ છે. આ ત્રણેનું અસ્તિત્વ જેમ [illegible]તિરેકરૂપે હોય છે તેમ સામાન્ય, વિશેષ [illegible] સમવાય નામના સંબંધે કરીને અન્વયરૂપે [illegible] હોય છે. દરેક દ્રવ્યને વિશે સામાન્ય તથા

સંબંધ પણ રહેલો હોય છે. આ બે સંબં-
ના કોઇ પણ સાથે, તેમજ જે ગુણવડે તેનું
સ્વરૂપ જાણવામાં આવે તેની સાથે દ્રવ્યનો
સંબંધ, તેને સમવાય સંબંધ કહેવામાં
ે છે. વૈશેષિક દર્શન, સત્તાની પરમાર્થતા-
ું છે 'આ સત્તા અસ્તિત્વરૂપ તથા મનોરૂ-
પ છે અને તે ત્રણ મુખ્ય પદાર્થોને-દ્રવ્ય,
તથા કર્મને ઉત્પન્ન કરે છે. દ્રવ્યનું વર્ણન
કે ગુણોના સ્થાનરૂપ કરવામાં આવે છે,' તો
વૈશેષિકો ગુણ તથા સ્થાન એકને વ્યતિરેક-
પણ માને છે.

જીવાત્મા એક દ્રવ્યરૂપ છે, અર્થાત્ ગુણજ્ઞાનના
નરૂપ છે. અર્થાત્ ઇશ્વરપરમાત્મા પણ એક
રૂપ છે, અર્થાત્ સર્વ શક્તિમાન્ તથા સર્વ
ી આદિ ગુણોના સ્થાનરૂપ છે. મન તથા
દ્રના સંયોગથી જ્ઞાન ઉત્પન્ન થાય છે તથા
ઇન્દ્રિયોદ્વારા વિષયોના સંબંધમાં આવે છે.
ક્ષ, અનુમાન, ઉપમાન તથા શબ્દ આ ચાર
ાના સાધનો પ્રમાણરૂપે છે. આ રીતના
ોને વળગી રહેનારા વૈશેષિક મતવાળાઓનો
ોપાસન એ મુખ્ય હેતુ છે તથા જ્યારે
ામાને વિશે રહેલ દુઃખસમૂહોની એકવાર
પણે નિવૃત્તિ થાય છે ત્યારે જ તેને પરમ-
ની પ્રાપ્તિ થાય છે.

## ન્યાય દર્શન.

ન્યાય દર્શનના સ્થાપનાર ગૌતમ મુનિ હતા.
ાએ કણાદના દ્રવ્ય તથા આચાર નીતિનો સ્વી-
કર્યો હતો. આર્ય લોકના જ્ઞાન વિશે શ્રેષ્ઠતા
ાવનાર અધ્યાત્મજ્ઞાનની ન્યૂનતા, જે વૈશેષિકો
ા જોવામાં આવે છે તે, એમણે પૂર્ણ કીધી
. ગૌતમના સિદ્ધાંત પ્રમાણે પદાર્થના ખરા
ાથી તથા જ્ઞાનરૂપ સાધનવડે પદાર્થનો વિ-
ઃ કરવાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. ન્યાય
ન પ્રમાણે જ્ઞાનના ચાર સાધનો છે-પ્રત્યક્ષ,
ુમાન, ઉપમાન તથા શબ્દ. પ્રત્યક્ષ જ્ઞાન સત્રૂપે
ા તો અસત્રૂપે હોય છે. તે સ્મૃતિના
ાર્યવડે વ્યક્ત હોય છે અથવા તો અવ્યક્ત
ઃ છે. વ્યક્ત એવું પ્રત્યક્ષ પ્રમાણ કોઇ પણ
દ્રવ્યના સાધનવડે સ્થિત હોય છે અથવા
દ્રવ્યના સાથે વિષયનો વ્યક્ત બાહ્ય સ્પર્શ
થવાથી અંતર્ગત સ્થિત પણ હોય છે. અનુમાન
પ્રમાણ પ્રત્યક્ષ પ્રમાણને અધીન છે તથા કારણ
અને કાર્ય સિદ્ધાંતના પૂર્વ જ્ઞાનરૂપે છે. કારણનું
વર્ણન કાર્યના નિત્યરૂપે તથા પૂર્વ વસ્તુરૂપે
કરવામાં આવ્યું છે. અનુમાન પ્રમાણના સંબંધમાં
સામાન્ય રીતે ગૌતમ મુનિ ન્યાયના વિષયપર
ઉતરી પડયા છે તથા તેમણે પૂર્ણરીતે આ
પ્રમાણને સિદ્ધ કરી આપ્યું છે. અનુમાન, નિર્ણય
તથા હેત્વાભાસના નિયમો સંબંધી એમણે
ઘણો જ વિસ્તાર કર્યો છે. અનુમાન, ઉપમાન
પ્રમાણવડે થાય છે. આ ઉપમાન પ્રમાણ જ્ઞાનનું
એક પૃથક્ સાધન છે. પૂર્વની સાદૃશ્યતાની
સામાન્ય તુલ્યતાને લીધે વસ્તુનું વિશેષરૂપે જે
વર્ણન કરવું, તેને ઉપમાન પ્રમાણ કહેવામાં
આવે છે. વિશ્વસનીય વક્તાના શબ્દોવડે ઉત્પન્ન
થયલું જે જ્ઞાન, તે શબ્દજ્ઞાન કહેવાય છે. શબ્દ
તથા વસ્તુની વચ્ચે રહેતા સંબંધનું વિવેચન
કરવામાં આવતી વાણીનો પ્રયોગ, ન્યાયશાસ્ત્રના
એક પૃથક્ વિભાગરૂપ છે. આ સર્વ શબ્દ પ્રમા-
ણનું જ્ઞાન માનુષિક છે. પરમાત્માના વચન, એ
સર્વ કરતાં શ્રેષ્ઠ શબ્દ પ્રમાણ જ્ઞાન છે. આ
બાબતમાં ગૌતમ તથા કણાદના શાસ્ત્રને તેઓ
મળતા આવે છે. જ્ઞેયની સત્યતા ( દૃષ્ટાંત તરીકે
અનુભવ પ્રમાણ ) સ્વયંજ્ઞેય છે અથવા નથી,
તેના નિરૂપણ સહિત જ્ઞાનના સાધન સંબંધી
ગૌતમના ન્યાય પ્રકરણનો અંત આવે છે તથા
છેવટે જણાવે છે કે, આ પ્રમાણજ્ઞાન સ્વયંજ્ઞેય
નથી. પૂર્વના જ્ઞાત કર્મનાં સંબંધવડે અનુભવને
સત્યરૂપે માનવામાં આવે છે, જેકે અદ્વૈત આથી
વિરુદ્ધ મતનો સ્વીકાર કરે છે. જ્ઞાનના સાધનવડે
કરવામાં આવતી વિશ્વની પૃથકતા, કૈવલ્યમોક્ષની
પ્રાપ્તિ તરફ મનુષ્યને દોરવે છે.

## સાંખ્ય દર્શન.

સાંખ્ય દર્શનના કર્તા કપિલ મુનિ છે. આ
ત્રીજું દર્શન છે. તેઓ કણાદના પદાર્થ વિજ્ઞાનનો
સ્વીકાર કરતા નથી, પણ ગૌતમના અધ્યાત્મજ્ઞાન
વિશે તેમણે કેટલાક ફેરફારો કીધા છે. સર્વ
એકરૂપે છે. આ રીતે જ્ઞાનવિશે કેટલાક ફેરફાર
કીધા છે. સર્વ એકરૂપે છે. આ રીતે જ્ઞાનવિશે
કેટલેક અંશે એમણે વધારો કર્યો છે, પણ જે

## બૌદ્ધ દર્શન.

બૌદ્ધ મતાનુયાયીઓ બ્રાહ્મણ અર્થાત્ વેદ-ધર્મથી વિરુદ્ધ છે. બૌદ્ધ દર્શન પૃથક્ પરમાણુઓથી બનેલ વિશ્વના પદાર્થ વિજ્ઞાનને આશ્રયી છે. તેઓના કહેવા પ્રમાણે આંતર તથા બાહ્ય દરેક વિષયનું અસ્તિત્વ ક્ષણિક છે. ન્યાય અથવા જૈનોથી સ્વીકારવામાં આવતી આત્માની સત્યતાને તેઓ સ્વીકારતા નથી. ભૌતિક વસ્તુના સંબંધમાં કહે છે કે, 'તંહ' અર્થાત્ તૃષ્ણા જે આંતર તથા બાહ્ય વિષયરૂપ વ્યવહારથી બનેલી છે, તે જેવા પ્રકારની હોય છે તેવા પ્રમાણુનો સ્કંધ અર્થાત્ જીવ બને છે. આ તૃષ્ણાની નિવૃત્તિથી મોક્ષ તથા પરમાનંદ પ્રાપ્ત થાય છે. જૈન તેમ જ બૌદ્ધના સિદ્ધાંત પ્રમાણે જો કે મોક્ષની પ્રાપ્તિ થાય છે, છતાં તે મુક્ત જીવોની ઉત્પત્તિ ઉચ્ચતર લોકોને વિશે થાય છે. જેથી આખરે વિશ્વના સ્રષ્ટાઓ તથા જગત્ તથા અદ્ધ આદિના નિયંતાઓ બને છે. બૌદ્ધમત પ્રમાણે શારીરિક સ્રષ્ટા હોતો નથી. આ રીતે બૌદ્ધ મતનો ઉદ્દેશ છે. શંકર તથા બૌદ્ધનું કેટલેક અંશે મળતા આવવાનું કારણ એ છે કે, શંકરના એક શિષ્યે આ કાલ્પનિક શાસ્ત્રની રચના કરી છે. વિજ્ઞાનવાદીઓ અર્થાત્ જેઓ જ્ઞાનને સર્વોત્તમ માનનારા છે, તેઓ કર્મવિષયક જગતનો સ્વીકાર કરતા નથી. તેઓ એમ માને છે કે, શાશ્વત પ્રવૃત્તિથી ઉત્પન્ન થયેલા વિજ્ઞાન સ્કંધ અર્થાત્ મનની સ્વાભાવિક પ્રવૃત્તિને લીધે વ્યવહાર ઉત્પન્ન થાય છે. અજ્ઞાનને લીધે શંકરના માયાવાદને આંતર કલ્પનારૂપ માનવામાં આવે છે. શ્રી શંકર ભગવાનના પર એમ આક્ષેપ મૂકવામાં આવ્યો છે કે, તેઓએ વિજ્ઞાનવાદની આંતર કલ્પનામાંથી અદ્વૈત સિદ્ધાંતને ઉપજાવી કાઢયો છે, પણ તેમનું એ માનવું ઘણું જ ભૂલ ભરેલું છે. અદ્વૈત સિદ્ધાંત કેવળ પરમાર્થ તત્ત્વરૂપે છે. તે એક છેડાથી બીજા છેડા સુધી સર્વત્ર વ્યાપ્ત છે તથા તેને વિષે કર્મ, કર્તા તથા ચૈતન્યરૂપ ગણુવામાં આવતી સર્વ વસ્તુઓનો સમાવેશ થઇ જાય છે.

## મીમાંસા દર્શન.

હવે આપણે જૈમિનીના પૂર્વ મીમાંસા દર્શનનું દિગ્દર્શન કરીએ. મીમાંસા દર્શનના સૂત્રવિશે વેદમાં રહેલ કર્મકાંડના વિષયનો સારરૂપે સમાવેશ થાય છે. આ પૂર્વ મીમાંસાથી સર્વ દર્શનો થોડે અથવા ઘણે અંશે જૂદાં પડે છે, પણ વૈશેષિક, ન્યાય તથા સાંખ્ય દર્શન તો આથી તદ્દન જ જૂદા પડે છે. ઉત્તર મીમાંસા અર્થાત્ વેદાંત દર્શનને બે બાબતપર મુખ્ય લક્ષ આપવાનું હતું. તેમાં પ્રથમ લક્ષ એ આપવાનું હતું કે, જે અદ્વૈત સિદ્ધાંત સ્વીકારવામાં આવ્યો છે, તે પ્રાચીન સર્વ કલ્પનાની સાથે બંધ બેસતો છે કે નહિ તથા બીજું લક્ષ એ આપવાનુ છે કે, જેમ જૈન અને બૌદ્ધ દર્શનો લોકોને અપ્રિય થઇ પડયા, તેમ આ વેદાંત દર્શન અપ્રિય નહિ થઇ પડે માટે વેદાન્તના કેટલાક ભાગ સાથે અર્થાત્ ઉપનિષદ્‌ની સાથે બંધ બેસતું કરવામાં આવ્યું છે. આ રીતનાં બે પ્રકારનાં કાર્યને સિદ્ધ કરવાથી વેદાંત દર્શન અનીશ્વર વાદના અપવાદમાંથી મુકત થયું છે. જો તેમ ન કર્યું હોત અને બાહ્ય વિશ્વના સ્રષ્ટાનો નિષેધ કર્યો હોત તો તે પણ પૂર્ણપણે અનીશ્વરવાદરૂપેજ ગણાત. પણ વ્યવહાર ભાવોને પરમાર્થ તત્ત્વના સર્વાતિરિક્તતારૂપે માનવામાં આવ્યા છે. અદ્વૈત સિદ્ધાંત પ્રમાણે યુક્તિવડે દરેક અનુમાનનો નિર્ણય કરવો. પછી વેદાંતના વચનવડે તેનો નિરોધ કરવો તથા ત્રીજું એ કે તેને વ્યવહારરૂપે સ્વીકારવી. ટુંકમાં કહીએ તો અદ્વૈત સિદ્ધાંત એક એવો મુખ્ય સિદ્ધાંત છે કે તત્ત્વજ્ઞાનરૂપે તેની ઉત્તમતા યુક્તિ, શાસ્ત્ર તથા વ્યવહાર, આ ત્રણુને અનુસરી માનવામાં આવી છે.

## અદ્વૈત સિદ્ધાંત.

અદ્વૈત સિદ્ધાંતના પ્રકાશમાન ભૂમિરૂપ આર્ય વિજ્ઞાનનું સ્ફોટન કરતાં ત્રણ બાબતો મુખ્ય જાણુવા જેવી છે. પ્રથમ બાબત એ છે કે, વિજ્ઞાનનો વિકાસ થવા માટે આર્ય જ્ઞાનવિશે રહેલાં એક બીજાથી વિરૂદ્ધ પડતાં દર્શનો વિજ્ઞાનના, વિકાસની વૃદ્ધિ થવા માટે દાદરનાં પગથિયાંરૂપે છે. માટે યુક્તિપુરઃસર ગણીએ તો તેઓને વિષે આંતર સંબંધ રહેલો છે. કારણ આ દરેક દર્શન કયા સમયને વિશે થયાં, તેનો ઇતિહાસની કોટિએ નિર્ણય કરવો અશક્ય છે. જે ગ્રંથ કેવળ એક અને અદ્વિતીય બ્રહ્મનો સાક્ષાત્કાર દર્શાવનાર

છે, તેનું અધ્યયન કરતાં પહેલાં અદ્વૈત સિદ્ધાંત શું છે, તે જાણવાની બીજી આવશ્યકતા છે. પ્રાચીન વસ્તુને વિશે રહેલા ઉત્સાહને લીધે આપણે પ્રાચીન લેખોને અર્વાચીન વિચારો માનીએ છીએ, એ રીતનો જે આક્ષેપ, તેનો નિર્ણય પ્રાચીન જ્ઞાનના મુખ્ય સિદ્ધાંતોને સંક્ષિપ્તમા સમજી લઇ કરવો, એ ત્રીજી મુખ્ય અગત્યની બાબત છે.

મોક્ષનાં બીજાં પણ સાધનો છે. તત્ત્વમસિ આદિ વેદાંતનાં મહાવાક્યોનું ચિંતન, એ પણ એક મોક્ષનું સાધન છે. અદ્વૈતવડે ઉત્પન્ન થયલી અભેદ પ્રાપ્તિનાં સાધનોરૂપ કર્મ તથા ઉપાસના છે. મહાન્ નિશ્ચયવડે અદ્વૈતનું સત્ય જ્ઞાન જાણવા તથા ગ્રહણ કરવા માટે અધિકારીને પ્રથમ માન સિક બળ ઉત્પન્ન થવું જોઇએ તથા વેદાંત શાસ્ત્રના ગૂઢ રહસ્યનેવિશે વિલીન થવાનો તેણે પ્રયાસ કરવો જોઇએ. આ ખુલ્લું છે કે, સત્વવિદ્યા તથા આધ્યાત્મિક વિદ્યામાં જેમ અદ્વૈતવિદ્યા સર્વ જ્ઞાનના સમ્મીલનરૂપ છે, તેમ જ તે નીતિના સંબંધમા ઇશ્વરી જ્ઞાનની સાથે ખરું જોડનાર છે. અદ્વૈત જ્ઞાનવડે મનુષ્યની કામનાઓનો તથા સ્વાર્થતાનો લય થાય છે. આ જ્ઞાનથી —વર્ણ, જાતિ, ધર્મ આદિ અનેક પૃથક્તાનો અંત સર્વાત્મભાવને વિશે થાય છે. એક બીજા સાથે ભિન્નતાનો અંત લાવનારું તથા એક બીજાપર સ્નેહને વધારનારૂ અદ્વૈત જ્ઞાન જેવું બીજું કોઇ પણ જ્ઞાન નથી. અદ્વૈત જ્ઞાનમાં જણાવ્યું છે કે, યદૃચ્છાચાર મુખ્ય છે જ્યારે સર્વ વ્યવહારનો ચેતનમા રહેલ અવિદ્યારૂપ અનિર્વચનીય કાર્યની અંદર લય થાય છે તથા જ્યારે સુખપ્રાપ્તિનો મુખ્ય ઉદ્દેશ જ્ઞાન અથવા પરમાત્માનો સાક્ષાત્કાર હોય છે ત્યારે ચિંતન કરતો આત્મા પોતાના અપ્રતિબદ્ધ કર્મવડે આ પ્રમાણેની મનોરથસિદ્ધિમાં વર્ત-વાને છૂટો થાય છે. અનિયંત્રણા એ આત્માનુભવના સારરૂપ છે. આ રીતનું જ્ઞાન પરમાર્થાવસ્થાની અંદર થાય છે. વ્યવહારાવસ્થા, જેમાં જન્માદિ વિકારોનો મુખ્ય પ્રાદુર્ભાવ છે, તેમાં યદૃચ્છાચાર ટકી શકે નહિ. વ્યવહારાત્મક આવશ્યકતાનો લય સંકલ્પને વિશે કેવળ જ્ઞાનવડે થાય છે પણ જ્યા સૂધી વિષયોનું અધિષ્ઠાન હોય છે, ત્યાં સૂધી યદૃચ્છાને રહેવાને અવકાશ મળતો નથી. આ પ્રમાણે અદ્વૈત જ્ઞાનની શ્રેષ્ઠતા સર્વ-માન્ય છે તથા સર્વ ઇશ્વર સંબંધીનાં આધુનિક જ્ઞાનો કાં તો વ્યવહારથી સિદ્ધ હોય અથવા સહજ સિદ્ધ હોવા છતાં તે સર્વે આત્મજ્ઞાનની આગળ ટકી શકે તેમ નથી. અદ્વૈતને અભેદ, આત્મોપલબ્ધિ અથવા જ્ઞાન કરી કહેવામા આવે છે. અભેદ જ્ઞાન આર્ય લોકની અંદર જૂદે જૂદે સમયે હતું તથા અદ્વૈત સિદ્ધાંતનુ મુખ્ય કારણ જે અભેદ છે, તે સ્વર્ગ તથા મર્ત્યને એકીભૂત કરવા સમર્થ છે તથા આ અભેદ જ્ઞાનનો ધર્મજ, કેળવાયલી પ્રજાને વિશે ભવિષ્યમા થશે

મુંબઇ,
સંવત ૧૯૬૭, કાર્તિકી પૂર્ણિમા.

છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી.

---

## ઉપોદ્ઘાત ( દ્વિતીયાવૃત્તિ )

ઉપનિષદાન્તર્ગત સિદ્ધાન્તોવડેજ મનુષ્યત્વમાંથી દેવતત્વને બલ્કે બ્રહ્મત્વને પહોંચાય છે. એમ તેના અનુભવીઓ સિદ્ધ કરી ગયા છે. છતા તેને સુગમતાથી પોતપોતાના જીવનમા યોજી લેવાને કાજે અધિકારાનુસાર યુક્તિઓને પ્રતિપાદન પણ અનુભવીઓ સાવધાનપૂર્વક કરી ગયા છે એટલે સૂધી પરિપક્વ કે, વ્યવસ્થા યોજી તૈયાર કરેલા માર્ગે પસાર થવાને માટે વર્ણવ્યવસ્થા છે. વર્ણવ્યવસ્થાનુસાર ચાલનારા સાવધાન મનુષ્યથી જ એ માર્ગે સહિસલામત પાર પહોંચી શકાય છે. વર્ણવ્યવસ્થાને તોડનારા અસાવધાન જીવોથી એ માર્ગે જવાતુ જ નથી દમનની કેળવણીમાં ઉત્તીર્ણ થએલા મુમુક્ષુઓથીજ એ પંથે આગળ ધપાય છે. ધર્મયુક્ત દમની તાલીમનો અખાડો ગૃહસ્થાશ્રમ છે. એ મહાન્ અખાડામા વર્ણવ્યવસ્થાનુસાર તનને તથા મનને કેળવનાર જ એટલે જેને જે એપણા

ઉપર વિશેષ આસક્તિ હોય તેના પ્રમાણમાં, ઇતરે કરેલા આચાર, વિચાર ઉપર ભાવ તથા અભાવ ઉદ્ભવે છે. જેને જેટલા અંશે આસક્તિનું બળ હોય તેટલા અંશેજ ઇતરોના આચાર, વિચાર અનુકૂળ યા પ્રતિકૂળ ભાસે છે. પુત્રૈષણામાં ખરડાએલા જીવને તે એષણાની વિરૂદ્ધ કોઇપણ પ્રકારનો પ્રસંગ ઇતરો તરફથી રજુ થાય તો ક્ષોભજ પામે છે, તેમજ વિત્તૈષણા, દારૈષણા, લોકૈષણા આદિ, અનેક એષણાઓમાં ફસાઇ ગયેલા જીવોને વિષમ ભોગવટને અંગે રજુ થતા પ્રસંગોમાં ક્ષોભ થાય છે. એષણાઓના જુદાપણાને ઇતરના આચાર, વિચાર બહુજ પજવે છે એષણાઓના જ ન્યૂનાધિક કક્ષાનુસાર અધિકારનો નિર્ણય કરાય છે. અધિકારાનુસારેજ, શાન્તિ, અશાન્તિ અસ્તિત્વમાં આવે છે જીવભાવનામાં અનેક એષણાઓનું જૂથ, પોતપોતાની ભોગવટના પ્રદેશમાં, શુભાશુભ કર્મના સંસ્કારવેગવશાત્ આગળ પસાર થાય છે આ જીવભાવનામય વ્યવહાર ઉપર અંકુશ મૂકવાને કાજે ગૃહસ્થાશ્રમીઓને સુગમ સાધન તરીકે નિર્ણીત કિંવા તે-ઔપનિષદાન્તર્ગત સિદ્ધાન્તો છે. આત્મિકબળને પોતાનામાં પ્રગટાવવા માટે મનુષ્યદેહ મળ્યો છે તે મનુષ્યદેહમાં રહેલા જીવને સ્વરૂપદર્શનાર્થે, શ્રવણ, મનન, નિદિધ્યાસન કરવા યોગ્ય બ્રહ્મવિદ્યાજ છે. તૈયાર થયેલા મુમુક્ષુ વાસ્તે વાસના જાળને કાપવાનું પરમ સાધન ઉપનિષદો જ છે. ઔપનિષદરૂપી મહાન ઔષધવડે ભવરોગ શમે છે દરેક મુમુક્ષુઓને એ ઔષધનું સેવન અવશ્ય કરવું જોઇએ, જેથી પોતાનું સૂક્ષ્મ શરીર પવિત્ર બની રહે. જીવોની પવિત્રતામાં આગળ ધપવાને માટે સહાયક થઇ પડે તેવા ક્રમમાં પ્રાકૃતમાં સરળતાથી મુમુક્ષુ સમક્ષ રજુ કરતાં, જીવ ભાવને શમાવી શિવભાવનામાં શાંતિનો અનુભવ થાઓ. ઇતિ શમ્:

તા. ૧-૯-૨૭ }<br>મુ. અંકલેશ્વર. } કૂટસ્થ શ્રી.

આ દ્વિતીયાવૃત્તિમાં દરેક ઉપનિષદોમાં અર્થાત્ પ્રથમના દશ ઉપનિષદોમાં અન્વયાર્થરૂપે દરેક મૂળ મંત્ર પાડી તેના શબ્દેશબ્દના મૂળ અર્થો આપ્યા છે, જેથી સમજનારને વધારે સુગમતા પડે. છાંદોગ્ય તથા બૃહદારણ્યકમાં જ્યાં મંત્રોની પુનરાવૃત્તિ આવે છે ત્યાં શબ્દશઃ અન્વયાર્થ લીધો નથી. વળી આ દ્વિતીયાવૃત્તિને પ્રથમ પરિચ્છેદ એટલા માટે ગણ્યું છે કે, મારો વિચાર બાકીના રહેલા ૧૦૮ માંહેલા સઘળાં ઉપનિષદોનો સાર નહિ, પણ શબ્દશઃ મૂળ સહિત આપવાનો છે સખી ગૃહસ્થોના ઉદાર આશ્રયથી મારો તે આશય પરમાત્મા પાર પાડો, એવી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે. આ ઉપનિષદ્ છપાવવામાં મને ઘણુંજ ખટકવું પડ્યું છે પ્રથમ જૈન વિજયમાં આપ્યું, તેણે ના પાડી ત્યારે સુરત સીટીમાં આપ્યું. તેનાથી પણ જલદી થયું નહિ ત્યારે વડોદરે રહી લુહાણા પ્રેસમાં મારે આ કાર્ય સમાપ્ત કરવું પડ્યું, તેણે જલદી ટુંક મુદતમાં છાપી આપ્યું. માટે આ સ્થળે તેના માલીક રા. રા. વિઠ્ઠલભાઇ ઠક્કરનો આભાર માનવામાં આવે છે.

**તા. ક. આ સ્થળે રા. રા. ઈશ્વરલાલ ગણપતરામ ગજ્જર જેઓની મુંબાઇમાં દવાની દુકાન છે તેઓશ્રીએ આ પુસ્તક પુરૂં કરવા તરફે જે દીલસોજી તથા આર્થિક સહાયતા ઇશ્વરી પ્રેરણાથી કરી છે, તેથી તેનો આ સ્થળે જેટલો ઉપકાર હું માનું તેટલો ઓછો છે.**

વડોદરા. }<br>સંવત ૧૯૭૮ જન્માષ્ટમી. } છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી.

# અનુક્રમણિકા.

## ईशावास्य उपनिषद्. १



## केन-तलवकारउपनिषद्. २



## ३ कठोपनिषद्.

## 4 प्रश्नोपनिषद्.



## 5 मुंडकोपनिषद्.

## 6 मांडूक्य उपनिषद.

### આગમ પ્રકરણ.

### વૈતથ્ય પ્રકરણ.



### અદ્વૈત પ્રકરણ.

અલાત શાંતિ પ્રકરણ.

## ચતુર્થ અધ્યાય.



## પંચમ અધ્યાય.

## ૯ તૈત્તિરીય ઉપનિષદ્.



## ૧ ઐતરેય ઉપનિષદ્.

### ૧૦ છાંદોગ્ય ઉપનિષદ્.



#### દ્વિતીય પ્રપાઠક.



#### તૃતીય પ્રપાઠક.

ચતુર્થ પ્રપાઠક.



પંચમ પ્રપાઠક.

ષષ્ઠ પ્રપાઠક.



સપ્તમ પ્રપાઠક.



અષ્ટમ પ્રપાઠક.



## ૧૧ શ્વેતાશ્વતર ઉપનિષદ.

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

# ईशावास्य उपनिषद्.

## ભૂમિકા.

માનુષિક અભિલાષાના બીજા બધા હેતુઓ કરતાં પરમાત્મા સંબંધીનું જ્ઞાન સર્વોત્તમ છે અને તે ઉપનિષદ્‌માં યથાર્થ દર્શાવવામાં આવ્યું છે. શિષ્યને ગુરૂનો ઉપદેશ પ્રાપ્ત થયા પછી છેક છેવટનો જે ઉપદેશ હોય છે, તે આમાં દર્શાવ્યો છે. અર્થાત્ સંપૂર્ણ અધિકાર પ્રાપ્ત થયા પછી થોડા શબ્દોની અંદર ઇશ્વર સંબંધી ટુંક રહસ્યનો આમાં સમાવેશ કરેલો છે.

આ ઉપનિષદ્‌માં કહ્યા પ્રમાણે મનુષ્યને ગમન કરવા યોગ્ય બે મુખ્ય માર્ગો છે. એક બ્રહ્મ સંબંધી જ્ઞાનપથ તથા બીજો વેદવિહિત કર્મપથ–જેઓ બ્રહ્મનું રહસ્ય જાણવાની ઈચ્છા રાખતા હોય, તેઓએ દરેક વસ્તુ સૂક્ષ્મમાં સૂક્ષ્મ તેમજ મહાનમાં મહાનને બ્રહ્મરૂપે જાણવી. બ્રહ્મ સંબંધીના મનન શિવાય બીજી કોઇપણ અન્ય વસ્તુના વિચારનો ત્યાગ કરવો. આત્મા તેના મૂળ સ્વરૂપમાં અર્થાત્ એકરૂપે, અનંતરૂપે, અવિકારીરૂપે, અશરીરીરૂપે, વ્યાપ્તરૂપે, પવિત્ર, સર્વને આશ્રયદાતારૂપે, સ્વયંભૂરૂપે, સર્વમાં વ્યાપ્ત છતાં અવ્યાપ્તરૂપે તથા મન વાણીના અવિષયરૂપે છે. સર્વમાં તે જોવામાં આવે છે તથા સર્વ જીવો તેનેવિશે રહેલ છે. આ રીતનું જેને સંપૂર્ણ જ્ઞાન હોય છે, તેને પૂર્ણ અધિકાર પ્રાપ્ત થયલો કહેવાય છે. આવા પુરૂષમાં અવિદ્યા કે શોક રહેતાં નથી. જેના વિચારો આ જાતના પૂર્ણપણાને પ્રાપ્ત થયા નથી, તેઓએ અવશ્ય વેદવિહિત કર્મનો અંગીકાર કરવો. એક પ્રકાર એ છે કે, કેવળ કર્મો કરવાં. બીજો પ્રકાર એ છે કે, બ્રહ્મમાં સાંસારિક ગુણો જોઇ અર્થાત્ તેને દેવરૂપે માની ઉપાસના કરવામાં આવે છે ત્યારે બ્રહ્મનું સામાન્ય જ્ઞાન પ્રાપ્ત થાય છે. ત્રીજો પ્રકાર એ છે કે કર્મ કરવા છતાં બ્રહ્મના જ્ઞાનને પણ પ્રાપ્ત કરવું. કોઈપણ દેવની ઉપાસનાને લીધે મનુષ્ય મૃત્યુ પછી સુખને પ્રાપ્ત થાય છે. સામાન્ય જ્ઞાન તથા કર્મોપાસનાને લીધે મનુષ્ય મૃત્યુ પછી ઉચ્ચતર લોકને પામે છે ત્યાં તે પોતાની કામનાનો ઉપભોગ કરે છે. ત્યારપછી તે ઉચ્ચતર ફળ પ્રાપ્ત કરવાને યોગ્ય થાય છે. પણ કેવળ બ્રહ્મસાક્ષાત્કારની સાથે સરખાવતાં આ રીતનો ધર્મ અજ્ઞાનરૂપ તથા ક્ષયરૂપ છે. કારણ કે [illegible]માં જ્ઞાન તથા આનંદવિના બીજું કાંઇ પણ હોતું નથી.

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥
ॐ शांतिः शांतिः शांतिः ॥

અન્વયાર્થ:-પૂર્ણં=સર્વવ્યાપી, અદઃ=તે નિરૂપાધિક બ્રહ્મ, પૂર્ણં-સર્વ વ્યાપી, ઇદં=આ સોપાધિક બ્રહ્મ, પૂર્ણાત્=કારણોપાધિમાંથી, પૂર્ણં=કાર્યોપાધિ બ્રહ્મ, ઉદચ્યતે=ઉત્પન્ન થાય છે, પૂર્ણસ્ય-કાર્યાત્મક બ્રહ્મની, પૂર્ણં=એક રસતાને, આદાય=લેવા પછી, પૂર્ણં=પ્રજ્ઞાઘન સ્વરૂપ, એવ=જ, અવશિષ્યતે=બાકી રહે છે.

શબ્દાર્થ:—તે પૂર્ણ છે, આ પૂર્ણ છે, પૂર્ણથી પૂર્ણ વૃદ્ધિ પામે છે. પૂર્ણના પૂર્ણને લેતાં પણ પૂર્ણ જ અવશેષ રહે છે.

ૐ શાંતિ, શાંતિ, શાંતિ.

## આત્મપ્રાપ્તિનું ફળ.

### એષણાસંન્યાસ.

ईशावास्यमिदꣳ सर्वं यत्किञ्च जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्यस्विद्धनम् ॥ १

અન્વયાર્થ:-ઇશા=ઇશ્વરવડે, વાસ્યં=વ્યાપ્ત છે, ઇદં=આ અનેક પ્રતીતિવાળું, સર્વં=અખિલ, યત્=જે, કિંચ=કાંઇ કાર્ય કારણવાળું, જગત્યાં=ચૌદ ભુવનમાં, જગત્=ચરાચર જગત, તેન=તે ત્રણ પ્રકારની એષણાના, ત્યક્તેન=ત્યાગ વડે, ભુંજીથા:=સર્વમાં ઇશ્વર બુદ્ધિ રાખ, મા=નહિ, ગૃધઃ=ઇચ્છા રાખ, કસ્યસ્વિદ્=કે ઇના પણ, ધનં=ધનની (૧).

શબ્દાર્થ:—જે જે આ વિશ્વમા જગત્ રૂપે રહેલું છે, તે ઇશ્વરવડે વ્યાપ્ત છે. તેના અર્થાત્ જગતમાં રહેલ ત્રણ પ્રકારની એષણાના ત્યાગવડે તું તારા આત્માને બચાવી શકીશ. તારે કોઇના પણ દ્રવ્યપર લોભ રાખવો નહિ. ૧

ટીકા:—શ્રી શાંકરમત પ્રમાણે આ મંત્રનો પ્રથમ ભાગ બ્રહ્મ સંબંધી જ્ઞાનનો પ્રયાસ કરનારા માટે અર્થાત્ અક્ષરરૂપ મોક્ષ પ્રાપ્ત કરનારાઓ માટે છે. આ મંત્રનો છેવટનો ભાગ સંસાર બંધનમાંથી જેઓ મુક્ત થતા નથી, તેઓના ઉપદેશ માટે છે. અર્થાત્ આનંદગિરિના કહેવા પ્રમાણે પ્રથમ ભાગ જ્ઞાનમાર્ગ માટે તથા બીજો ભાગ કર્મમાર્ગને ઉદ્દેશી ઉચ્ચારાયલો છે. ઇશ્વરઃ-ઇશ્વર પરમ સત્તાવાન, પરમાત્મારૂપ તથા જગતમાં રહેલ નામ રૂપાદિ સર્વ સંબંધોથી રહિત છે. સર્વ જગત્ આત્મારૂપ છે અર્થાત્ હું કે જે પરમાત્મારૂપ છું, તેજ જગતરૂપે છું. આ જગત્ જો કે નામરૂપે મિથ્યા છે, છતાં તેને આત્મારૂપે જાણવાથી તે સત્યરૂપે જણાય છે. त्यक्तः—અહીં त्यक्त શબ્દ ત્યાગના અર્થમાં છે. એષણાત્યાગઃ-જો એષણાઓનો ત્યાગ કરવામાં આવે તો આત્મા શિવાય અન્ય કોઇપણ રહેતું નથી. કારણ કે જગત્ અંતવાળું તથા મિથ્યા હોવાથી તેમાં રહેલી કોઇપણ વસ્તુની કામના યોગ્ય નથી. આ આખા મંત્રનો ભાવ નીચે પ્રમાણે છેઃ-ઇશ કહેતાં પરમાત્મા નિજરૂપે થઇ, સર્વ મનુષ્યના આત્મારૂપ છે. જે કાંઇ નામરૂપે જગતમાં જોવામાં આવે છે, તે સર્વ બ્રહ્મરૂપ આત્માથી વ્યાપ્ત છે. જેમ અલંકાર બહાર તેમજ અંદરથી સુવર્ણવડે વ્યાપ્ત છે, તેમ અસ્તિ, ભાતિ તથા પ્રિયરૂપ આત્મા સર્વત્ર વ્યાપ્ત છે. જગત્ નામ તથા રૂપે કરી ભાસે છે. આ નામરૂપાત્મક જગતનો ત્યાગ કરી અસ્તિ, ભાતિ તથા પ્રિયરૂપ અધિષ્ઠાન બ્રહ્માત્મસ્વરૂપને જાણી, મુમુક્ષુએ પોતાના આત્માનું પાલન કરવું, એટલે સ્વાત્માનંદનો અનુભવ કરવો, એ યોગ્ય છે. તેજ પ્રમાણે કોઇના પણ ધનની અર્થાત્ ભિક્ષા, કોપીન તથા ઓઢવાનાં વસ્ત્ર શિવાય હિરણ્યાદિ રૂપ ધનની ઇચ્છા કરવી નહિ. ધન મિથ્યા હોવાથી પરિણામે કોઇનું નથી. માટે મિથ્યા વસ્તુની ઇચ્છા રાખવી યોગ્ય નથી. પુત્રૈષણા, ધનૈષણા તથા લોકૈષણા આ ત્રણ પ્રકારની એષણાઓના ત્યાગમાં જ્ઞાનાર્થી પુરૂષનો અધિકાર છે. પણ કર્મમાં તેનો અધિકાર નથી. ૧

## કર્મનિષ્ઠ નિરૂપણ.

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतं समाः ।
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ।२।

અન્વયાર્થ:—કુર્વન્=આચરતા, એવ=જ અર્થાત્ ફળની આશા વિના, ઇહ=આ ભૂમિ લોકમાં, કર્માણિ=અગ્નિહોત્રાદિ કર્મ, જિજીવિષેત્=જીવવાની ઇચ્છા રાખવી, શતં=સો સમાઃ=સંવત્સરો, એવં=આ રીતે કર્મ કરવાથી, ત્વયિ=નારામાં, ન=નહિ, અન્યથા=ભિન્ન-અશુભ કર્મ, ઇતઃ=શુભ કર્મથી, અસ્તિ=છે, ન=નહિ, કર્મ=અશુભ કર્મ, લિપ્યતે લેપન થાય છે, નરે=નરવિશે. (૨)

શબ્દાર્થ:—આ ભૂમિ લોકમાં અગ્નિહોત્રાદિ શુભ કર્મને કરતાં મનુષ્યે સો વર્ષ જીવવાની ઇચ્છા રાખવી. આ રીતે યથોક્ત કર્મ કરવાથી નરરૂપ તારામાં શુભ કર્મથી ભિન્ન અશુભ કર્મ રહેશે નહિ. અર્થાત્ અશુભ કર્મનું નહિ લેપન થાય. (૨)

ટીકા:—કર્મ-કર્મ શબ્દવડે અગ્નિહોત્રાદિ કર્મો તેમજ આધુનિક કર્મો લેવાં. આધુનિક કર્મથી વિશેષ ફળ પ્રાપ્ત થતું નથી. પણ જો તે ન કરવામાં આવે તો તેથી પ્રાયશ્ચિત્ત લાગે. સારાંશ એ છે કે પુરૂષનું આયુષ્ય સો વર્ષનું નિર્માણ કરેલ છે. જો પુરૂષની સો વર્ષ જીવવાની ઇચ્છા હોય તો તેણે અગ્નિહોત્રાદિ કર્મો કરી, શત વર્ષ જીવવાની ઇચ્છા રાખવી. આ પ્રમાણે વેદવિધિ છે. આમ કર્મ કરવાથી પુરૂષને અશુભ કર્મનું લેપન થતું નથી. આ શિવાય અન્ય કોઇપણ ઉપાય નથી. ૨

## અજ્ઞાનીની નિંદા

असुर्या नाम ते लोका अन्धेन तमसाऽऽवृताः ।
तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः ॥३॥

અન્વયાર્થ:—અસુર્યા=અસુરને યોગ્ય, નામ=પ્રસિદ્ધ, તે=તેઓ, લોકા=શ્વાનાદિ દેહો, અન્ધેન=આવરણરૂપ, તમસા=સ્વસ્વરૂપના અજ્ઞાનવડે, આવૃતા=આચ્છાદિત થયેલા છે, તાન્=આસુરી દેહોને, તે=જ્ઞાન રહિતો, પ્રેત્ય=મરણ પછી, અભિગચ્છન્તિ=પામે છે, યે=જે, કે=કોઇ, ચ=તથા, આત્મહનઃ=આત્માના સ્વરૂપને ન જાણનારા, જના=મનુષ્યો. ( ૩ )

શબ્દાર્થ:—જે મનુષ્યો આત્માનું હનન કરનારા છે, તેઓ આ જગતનો ત્યાગ કર્યા પછી આવરણરૂપ આત્મસ્વરૂપના અજ્ઞાનથી આવૃત શ્વાનાદિ દેહોને પામે છે

ટીકા:-આત્માનું હનન કરનારઃ-આત્માના સ્વરૂપને ન જાણનારાઓ આત્માનું હનન કરનારા કહેવાય છે. તેઓ અમૃત તથા અખંડ સ્વરૂપને પ્રાપ્ત થતા ન હોવાથી આત્માનો નાશ કરનારા કહેવાય છે. આમ થવાથી એક પછી એક જગતમાં જૂદા જૂદાં સ્વરૂપોને તેઓ પામ્યા કરે છે. અસુર્ય:-સારી રીતે પરમાત્મામાં રમણ કરનારા તે સુર કહેવાય છે. આથી ભિન્ન તે અસુર-અસુરને યોગ્ય તે અસુર્ય-એટલે પાપ કર્મના ફળને અજ્ઞાની પુરૂષ જે લોકમા ભોગવે છે, તે લોક અસુર્ય કહેવાય છે. આમા રહસ્ય એ છે કે, દેવથી લઇ સ્થાવરપર્યંત સર્વ યોનિને અસુર્ય કહેવામાં આવે છે અને તે અજ્ઞાનરૂપ તમથી આચ્છાદિત છે. જ્ઞાન રહિત પુરૂષ એ યોનિઓને મરણ પછી પ્રાપ્ત થાય છે. આ રીતે અજ્ઞાની પુરૂષ આત્મહત્યારો કહેવાય છે. અહીં કોઇને શંકા થશે કે, આત્મા તો નિત્ય છે ત્યારે તેનો નાશ કેવી રીતે હોઇ શકે? આના સમાધાનમા કહે છે કે, શુદ્ધ સ્વરૂપ આત્મામા હું કર્તા, હું ભોક્તા, હું સુખી, હું દુઃખી આમાનું કંઇ હોતું નથી. છતા સુખદુઃખાદિ ધર્મથી રહિત અકર્તા, અભોક્તા, તથા શુદ્ધ આત્મામા કર્તૃત્વ ભોક્તૃત્વાદિ ધર્મનું આરોપણ કરવું તે આત્માનો નાશ કહેવાય છે. જેમ કલંક રહિત મહાત્મા ઉપર કલંક મૂકવું, તે તેની હિંસા કરવારૂપ કહેવાય છે. તેમ જ કર્તૃત્વાદિ ધર્મનો યોજવા, તે કહેવાય છે ૩

### આત્માનું વાસ્તવિક સ્વરૂપ.

अनेजदेकम्मनसो जवीयो नैनद्देवा आप्नुवन् पूर्वमर्षत्। तद्धावतोऽन्यानत्येति तिष्ठत्तस्मिन्नपो मातरिश्वा दधाति ॥ ४ ॥

અન્વયાર્થઃ-અનેજત્=ચલન રહિત, એકં =ભેદ રહિત, મનસઃ=મન કરતાં, જવીયઃ=વધારે વેગવાળો, ન=નહિ, એનત્=આત્મતત્વને, દેવાઃ =પ્રકાશાત્મક ઇન્દ્રિયો, આપ્નુવન્=પહોંચી, પૂર્વં =મન આદિ કરતાં પ્રથમ, અર્ષત્=પ્રાપ્ત, તત્= તે આત્મતત્વ, ધાવતઃ=પાછળ દોડનારા, અન્યાન્=કાળવાયુ આદિનું, અત્યેતિ=ઉલ્લંઘન કરી જાય છે, તિષ્ઠત્=વિકારથી રહિત છતાં, તસ્મિન્ =આ આત્મતત્વમાં, અપઃ=અગ્નિહોત્રાદિ કર્મો, માતરિશ્વા=હિરણ્યગર્ભ, દધાતિ=ધારણ કરે છે.

શબ્દાર્થઃ-તે ( આત્મા ) ગમન કરી શકતો નથી, તે એક છે, તે મન કરતાં પણ વધારે વેગવાન્ છે, દેવો ( ઇન્દ્રિયો ) તેને પ્રાપ્ત કરી શકતા નથી. તે મન આદિ કરતાં પ્રથમ થયેલ છે.અત્યંત વેગવાળા કાળ વાયુ આદિનું પણ આ આત્મા વિકારથી રહિત છતાં ઉલ્લંઘન કરે છે. આ આત્મામાં માતરિશ્વ-હિરણ્યગર્ભ, પ્રાણીનાં કર્મોને ધારણ કરે છે. ૪

ટીકાઃ-"મન કરતાં વધારે વેગવાનઃ"- મનના વિચારો સર્વ કરતાં વધારે વેગવાળા છે. તે કરતાં પણ વધારે વેગવાન્ આત્માને કહ્યો છે. કારણ કે આત્મા મનનો અવિષય હોવાથી મનથી પણ આગળ ચાલી જાય છે. એટલે જ્યાં મન ગયું હોય છે, તે પહેલાં આત્મા ત્યાં હોય છેજ-આમ હોવાથી મન આત્માથી કદી આગળ જઇ શકતું નથી. માતરિશ્વઃ-હિરણ્યગર્ભરૂપ વાયુ. આ શબ્દની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે છે.— मातरि अंतरिक्षे स्वयति गच्छति इति मातरिश्वा અથાત્ જ્ઞાન, ક્રિયા તથા શક્તિરૂપ હિરણ્યગર્ભ. 'અપઃ' મૂળમાં અપનો અર્થ અગ્નિહોત્રાદિ કર્મો જાણવાં. આદિ શબ્દવડે અગ્નિવડે દહન કરવું, તપાવવું, પ્રકાશવું તથા વરસવું થાય છે. આ સર્વનો સારાંશ નીચે પ્રમાણે છેઃ—આત્મા અચળ તથા ક્રિયારહિત છે. તે એક છે, મનથી અધિક વેગવાળો છે, એટલે જે પદાર્થની મન ઇચ્છા કરે છે, તે પદાર્થને મન સંકલ્પથી પ્રાપ્ત થાય છે. પણ આત્મા મનના ત્યાં ગમન થતા પહેલાં પ્રથમથીજ વ્યાપક હોય છે. ચક્ષુ આદિ ઇન્દ્રિયો આત્માનો વિષય નથી. જ્યારે ઇન્દ્રિયો નથી તો પછી મનથી અધિક વેગવાળા આત્માનો તો તે કેવી રીતે વિષય હોઈ શકે ? આકાશની માફક આત્મા વ્યાપક હોવાથી જ્યાં જ્યાં મન અને ઇન્દ્રિયો જાય છે, ત્યાં ત્યાં આગળથીજ આત્મા વિદ્યમાન હોય છે. પર્વતની માફક અચળ છતાં શીઘ્ર ગમન કરનાર મન વાયુ આદિનું પણ તે ઉલ્લંઘન કરે છે પરમાત્માથી પ્રેરિત હિરણ્યગર્ભરૂપ વાયુ સર્વ પ્રાણીના કર્મનો વિભાગ કરે છે. જો કે આ મંત્રમા આત્માને વિશુદ્ધ ગુણોથી વર્ણવ્યો છે, પણ આ વિશુદ્ધના ખરૂ જોતાં નથી. કારણ કે જો આત્માને તેના મૂળ સ્વરૂપમાં ગણીએ તો પ્રથમ તે ગુણયોગ્ય નથી. પણ, જગતની સાથે તેનો સંબંધ થવાથી ને તેથી ઉલટા ગુણવાળો જણાય છે. ૪.

तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके । तदन्तरस्य सर्व्वस्य तदु सर्व्वस्यास्य बाह्यतः॥ ५॥

અન્વયાર્થઃ—તત્=આત્મા, એજતિ=ચલાયમાન થાય છે, તત્=આત્મા, ન=નહિ, એજતિ=ચલાયમાન થાય છે, તત્=આત્મા, દૂરે=અજ્ઞાનીને દૂર, તત્=આત્મા, ઉ=જ, અંતિકે= અત્યંત સમીપ, તત્=આત્મા, અંતર્=અંદર, અસ્ય=આ, સર્વસ્ય=સર્વના, તત્=આત્મા, ઉ=જ, દશ્ય, સર્વસ્ય=ચરાચર સર્વ જગતના, અસ્ય=આ જગતના, બાહ્યતઃ=બાહ્યરૂપે (૫)

શબ્દાર્થઃ—તે ગમન કરે છે, તે ગમન કરતો નથી, તે દૂર તેમજ સમીપ છે, તે સર્વની અંદર છે, તેમજ સર્વની બાહ્ય [illegible] તે ૫

ટીકાઃ—પૂર્વોક્ત આત્મા ગમન કરતો હોવા છતાં વાસ્તવિક સ્વરૂપે ગમન કરતો નથી. જેમ સૂર્યનો પ્રકાશ વાસ્તવિક રીતે અચલ છતાં હાથના હાલવાથી હાલતો હોય એમ જણાય છે. તેમજ વાસ્તવિક આત્મા નિરૂપાધિક હોવાથી જો કે ક્રિયારહિત તથા અચલરૂપ છે, છતાં દેહાદિની ઉપાધિના સંબંધથી ગમન કરતો હોય એમ પ્રતીત થાય છે. વળી આત્મા સૂક્ષ્મરૂપે હોવાથી અજ્ઞાનીની દૃષ્ટિથી અતિ દૂર છે તથા જ્ઞાનવાનને પોતાના રૂપ હોવાથી અતિસમીપ છે. આત્મા સર્વની અંદર છે તેમજ વ્યાપક હોવાથી સર્વની બાહ્ય પણ છે. ૫

## આત્મજ્ઞાનનું ફળ.

यस्तु सर्व्वाणि भूतान्यात्मन्येवानुपश्यति ।

सर्व्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥ ६ ॥

અન્વયાર્થઃ-યઃ=જે, તુ=જ, સર્વાણિ=બ્રહ્માદિ સર્વ, ભૂતાનિ=પ્રાણીઓને, આત્મનિ=આત્મામાં, એવ=ભેદવિના, અનુપશ્યતિ=સાક્ષાત્કાર કરે છે, સર્વભૂતેષુ=સર્વ પ્રાણી માત્રમાં, ચ=તથા, આત્માનં=આત્માને, તતઃ=આ અભેદ જ્ઞાન થયા પછી, ન=નહિ, વિજુગુપ્સતે=નિંદા કરતો નથી. (૬)

શબ્દાર્થઃ-જે વિદ્વાન્ સર્વ ભૂતોને આત્મામાં ભેદ રહિત જુએ છે અને આત્માને સર્વ ભૂતોમાં જુવે છે, તે કોઇપણ પ્રાણીની નિંદા કરતો નથી. ૬

ટીકાઃ-જે વિવેકી પુરૂષ બ્રહ્માથી માંડી સ્થાવર પર્યંત સર્વ ભૂતને પોતાના આત્મામાં એક તથા સમરૂપે કરીને જુવે છે તથા સર્વભૂત વિષે પોતાના આત્માને અભેદરૂપે જુવે છે, તે કદી દુઃખને પ્રાપ્ત થતો નથી અથવા તે કોઇની નિંદા કરતો નથી. કારણકે નિંદા હમેશ પોતાથી ભિન્ન વસ્તુની થઇ શકે છે અને જ્ઞાનીને પોતાથી ભિન્ન કશું છે નહિ. ૬

## શોકમોહનો અભાવ.

यस्मिन् सर्व्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः ।

तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥७॥

અન્વયાર્થઃ-યસ્મિન્=જે કાળે અથવા જે આત્મામા, સર્વાણિ=સઘળાં, ભૂતાનિ=પ્રાણી માત્ર, આત્મા=આત્મારૂપે, એવ=જ, અભૂત્=થયેલાં છે, વિજાનતઃ=અભેદ જ્ઞાનવાળાને, તત્ર=તે કાળે અથવા આત્માજ્ઞાનમાં, કઃ=ક્યાં, મોહઃ=આત્માના આવરણ રૂપ મોહ, કઃ=ક્યો, શોકઃ=વિક્ષેપ કરવાવાળો શોક, એકત્વં=સર્વમાં એકપણાને, અનુપશ્યતઃ= જોવાવાળાને (૭)

શબ્દાર્થઃ-જે સમયે અભેદના જ્ઞાનવાળા પુરૂષને સર્વ ભૂત પોતાના આત્મારૂપ થાય છે તથા જ્યારે તે આત્માની એકતાનો નિશ્ચય કરે છે, ત્યારે તેને શોક કે મોહ રહેતો નથી. ૭

ટીકાઃ-જે વિવેકી પુરૂષે જ્ઞાનવડે સર્વ ચરાચર ભૂતને આત્મારૂપે જાણ્યું છે તથા જે વિદ્વાને ગુરૂ શાસ્ત્રના ઉપદેશથી આત્માની એકતાનો નિશ્ચય કર્યો છે, તે વિવેકીને જ્ઞાનકાળે આત્મામાં આવરણરૂપ મોહની તથા વિક્ષેપરૂપ શોકની પ્રાપ્તિ થતી નથી. બીજરૂપ અવિદ્યાના નાશથી તેને કદાપિ શોક મોહ થતા નથી. ૭

## આત્મસ્વરૂપનો ઉપદેશ.

स पर्य्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरꣳ शुद्धमपापविद्धम् ।

कविर्मनीषी परिभूः स्वयम्भूर्याथातथ्यतोऽर्थान् व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥ ८ ॥

અન્વયાર્થઃ-સઃ=આત્મા, પર્યગાત્=સર્વત્ર વ્યાપ્ત, શુક્રં=પાપ રહિત-પ્રકાશમાન, અકાયં=લિંગ શરીર રહિત, અવ્રણમ્=છિદ્ર રહિત, અસ્નાવિરં=શિરાઆદિ નાડી રહિત, શુદ્ધં=અવિદ્યા મળરહિત, અપાપવિદ્ધં=ધર્મ અધર્માદિપાપરહિત, કવિઃ=સર્વના દ્રષ્ટા, મનીષી=મનના અધિષ્ઠાનરૂપ, પરિભૂઃ=સર્વમા રહેનાર, સ્વયંભૂ=કારણ રહિત, યાથાતથ્યતઃ=સાધ્ય

સાધનાદિ નિયમવડે, અર્થાન્=જડ ચેતન પદાર્થોને, વ્યદધાત્=અનેકરૂપે કલ્પના કરી, શાશ્વતીભ્યઃ=નિરંતરરૂપ, સમાભ્યઃ=સંવત્સરાત્મક પ્રજાપતિવડે. (૮)

શબ્દાર્થઃ-તે સર્વત્ર વ્યાપ્ત, પ્રકાશમાન, અકાય (લિંગ શરીરથી રહિત), અવ્રણ (છિદ્ર રહિત), સ્નાયુ રહિત, પવિત્ર તથા પાપથી મુક્ત છે. વળી તે સર્વજ્ઞાતા, મનનો અધિષ્ઠાતા, સર્વ પ્રાણીઓમાં વ્યાપ્ત તથા સ્વયંભૂ છે. તેને શાશ્વત સંવત્સર નામના પ્રજાપતિમાથી યથાર્થ સ્વરૂપે અર્થોની-ચેતન, અચેતનરૂપ પદાર્થોની-અનેકરૂપે કલ્પના કરી. ૮

ટીકાઃ-આત્મા સર્વત્ર વ્યાપક, સ્વયંજ્યોતિરૂપ, લિંગ શરીરથી રહિત અને વ્રણ તેમજ નાડીથી રહિત છે. આત્મા સ્થૂલ શરીરથી રહિત તથા શુદ્ધ છે, અર્થાત્ અવિદ્યારૂપ કારણશરીરથી રહિત, ધર્મ અધર્મ પાપ રૂપથી રહિત, સર્વજ્ઞ, મનનો નિયામક તથા સર્વની ઉપર નીચે વ્યાપી રહેલ છે. તે પરમાત્મા પ્રજાપતિરૂપે સર્વ પ્રાણીના કર્મોને તથા કર્મના ફળને યથાર્થરૂપે ધારણ કરે છે. ૮

## કર્મોપાસાનાનું ફળ.

अन्धन्तमः प्रविशन्ति येऽविद्यामुपासते ।
ततो भूय इव ते तमो य उ विद्यायाᳪरताः ॥९॥

અન્વયાર્થઃ—અંધં=અહંમમાભિમાનવાળા, તમઃ=સંસારને, પ્રવિશન્તિ=પામે છે, યે=જેઓ, અવિદ્યાં=કેવળ જ્યોતિષ્ટોમાદિ, ઉપાસતે=કરે છે, તતઃ=આ સંસારમાથી, ભૂયઇવ=વધારે, તે=તે, તમઃ=સંસારને, યે=જે, ઉ=પણ, વિદ્યાયાં=ઉપાસ્ય દેવરૂપે હું છું, આ રીતે દેવતાની ઉપાસનામાં, રતાઃ=આસક્ત. (૯)

શબ્દાર્થઃ-જે ધનના અભિલાષીઓ અવિદ્યાને અર્થાત્ જ્યોતિષ્ટોમાદિ કર્મને કરે છે, તે અંધતમને-હું તથા આ મારૂં એવા અભિમાનવાળા સંસારને પ્રાપ્ત થાય છે. વળી જે કર્મત્યાગીઓ સગુણ બ્રહ્મની-દેવતાઓની ઉપાસના કરે છે, તે એથી પણ વધારે દારૂણ તમને અર્થાત્ સંસારને પામે છે. ૯

ટીકાઃ—અવિદ્યાઃ-આનો અર્થ વૈદિક કર્મો છે. અહીં અવિદ્યા તથા વિદ્યા શબ્દવડે કર્મ તથા ઉપાસના લેવાં. વૈદિક કર્મો બ્રહ્મના જ્ઞાન વિના કેવળ કામનાથી કરવામાં આવે તો તે ચિત્તની શુદ્ધિ કરતાં નથી, પણ સંસારમાં આવાગમન કરાવે છે. વિદ્યાનો અર્થ સગુણ બ્રહ્મની ઉપાસના થાય છે. આ ઉપાસનારૂપી જ્ઞાન બ્રહ્મજ્ઞાનથી ઉતરતું છે. માટે તે કર્મના સરખું છે. બેઉ પ્રકારે અર્થાત્ વિદ્યા કે અવિદ્યાવડે પિતૃલોક પ્રાપ્ત થાય છે. પણ જો જ્ઞાનયુક્ત કર્મ કરવામા આવે તો મૃત્યુનો ભય જતો રહે છે તથા દેવ ભાવને પમાય છે. ભાવ એ છે કે, જે કેવળ અવિદ્યારૂપ કર્મને કરે છે, તે અદર્શનરૂપ તમને પ્રવેશ કરે છે તથા જે કેવળ વિદ્યારૂપ ઉપાસનાને કરે છે, તે એથી પણ અધિક દારૂણ તમને પામે છે. ૯

## દેવ તથા પિતૃલોકપ્રાપ્તિ.

अन्यदेवाहुर्विद्ययाऽन्यदाहुरविद्यया ।
इति शुश्रुम धीराणां ये नस्तद्विचचक्षिरे ॥१०॥

અન્વયાર્થ—અન્યત્=દેવયાન માર્ગવાળું ફળ, એવ=જ, આહુઃ=કહે છે, વિદ્યયા=દેવતાની ઉપાસના વડે, અન્યત્=પિતૃયાન માર્ગવાળું ફળ, આહુ=કહે છે, અવિદ્યયા=કર્મમાર્ગવડે, ઇતિ=આ રીતે, શુશ્રુમ=અમે સાંભળીએ છીએ, ધીરાણાં=વેદવેત્તાઓને, યે=જે ગુરૂઓ, નઃ=અમોને તત્=કર્મ તથા ઉપાસનાને, વિચચક્ષિરે=વ્યાખ્યાન કરે છે. (૧૦)

શબ્દાર્થઃ—એમ કહે છે કે, વિદ્યાનું ફળ જૂદું છે તથા અવિદ્યાનું ફળ જૂદું છે. જે ઋષિઓએ અમને ઉપદેશ કર્યો છે, તેઓ તરફથી અમે આ રીતે સાંભળ્યું છે. ૧૦

ટીકાઃ—ઉપાસનારૂપ વિદ્યાનું ફળ દેવલોક છે તથા કર્મરૂપ અવિદ્યાનું ફળ પિતૃલોક છે. આ પ્રમાણે પૂર્વના આચાર્યઓએ અમને કહ્યું છે. જે અમે બીજાઓને કહીએ છીએ. ૧૦

### દેવસ્વરૂપપ્રાપ્તિ.

विद्याञ्चाविद्याञ्च यस्तद्वेदोभयꣳसह ।
अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते ॥११॥

અન્વયાર્થ:—વિદ્યાં=દેવોની ઉપાસના, ચ=તથા, અવિદ્યાં=અગ્નિહોત્રાદિ કર્મ, ચ=તથા, યઃ=જે અધિકારી, તત્=કર્મ તથા ઉપાસનાને, વેદ=જાણે છે, ઉભયં=બેઉ, સહ=એકત્ર, અવિદ્યયા=કર્મવડે, મૃત્યું=મરણને, તીર્ત્વા=અતિક્રમણ કરી, વિદ્યયા=દેવની ઉપાસનાવડે, અમૃતં=ઉપાસ્ય દેવસ્વરૂપને, અશ્નુતે=મેળવે છે. ( ૧૧ )

શબ્દાર્થ:—જે વિદ્યા તથા અવિદ્યા બન્નેને સહ અર્થાત્ એક જ પુરૂષવડે કરવા યોગ્ય છે, એમ જાણે છે, તે અવિદ્યાવડે મૃત્યુને તરી જઈ વિદ્યાવડે અમૃતપણાને પામે છે.

ટીકા—જે અધિકારી વિદ્યાને-દેવની ઉપાસનાને તેમ જ અવિદ્યાને-અગ્નિહોત્રાદિ કર્મને આ બેઉ એકત્રે મળેલ છે, એમ જાણી તે કરે છે, તે પુરૂષ કર્મવડે મૃત્યુને અર્થાત્ સ્વાભાવિક કર્મના અજ્ઞાનને તરી જઈ, દેવતાની ઉપાસનાવડે અમૃતત્વને અર્થાત્ દેવસ્વરૂપને પામે છે. ૧૧

### કાર્યકારણરૂપ ઉપાસનાનો ભેદ.

अन्धन्तमः प्रविशन्ति येऽसम्भूतिमुपासते ।
ततो भूय इव ते तमो य उ सम्भूत्याꣳरताः ॥१२॥

અન્વયાર્થ:—અંધતમઃ=સંસારને, પ્રવિશન્તિ=મેળવે છે, યે=જે મનુષ્યો, અસંભૂતિં=અવ્યક્ત કારણરૂપ પ્રકૃતિ, ઉપાસતે=ઉપાસે છે, તતઃ=સંસાર કરતાં, ભૂય ઇવ=વધારે ઘોર, તે=તેઓ, તમઃ=સંસારને, યે=જેઓ, ઉ=પણ, સંભૂત્યાં=કાર્યરૂપ વ્યક્તની ઉપાસનામાં, રતાઃ=પ્રીતિવાળા. (૧૨)

શબ્દાર્થ—જે અજ્ઞો અસંભૂતિની ઉપાસના કરે છે તે અંધતમને પ્રવેશ કરે છે, તથા જે સંભૂતિમાં આસક્ત છે, તે એથી વધારે અંધતમને પ્રાપ્ત થાય છે ૧૨

ટીકા:—અસંભૂતિ-જેને જન્મ કારણ હોતું નથી તે અર્થાત્ અવ્યક્ત. સારાંશ એ કે, જે પુરૂષ કેવળ અસંભૂતિ-અવ્યક્ત (કારણ) રૂપ પ્રકૃતિની ઉપાસના કરે છે, તે અદર્શનરૂપ તમને પ્રાપ્ત થાય છે તથા જે સંભૂતિની અર્થાત્ હિરણ્યગર્ભરૂપ વ્યક્ત કાર્યની ઉપાસના કરે છે તે અધિક ઘોર તમને પામે છે. ૧૨

### કારણાદિ ઉપાસનામાં ભેદ.

अन्यदेवाहुः सम्भवादन्यदाहुरसम्भवात् ।
इति शुश्रुम धीराणां ये नस्तद्विचचक्षिरे ॥१३॥

અન્વયાર્થ:—અન્યત્=ભિન્ન ફળ, આહુઃ=કહે છે, સંભવાત્=કાર્યોપાસનાથી, અન્યત્ આહુઃ અસંભવાત્=કારણોપાસનાથી ભિન્ન ફળ કહે છે. ઇતિ=આ રીતે, શુશ્રુમ=સાભળીએ છીએ, ધીરાણાં=જ્ઞાનીઓને, યે=જે ગુરૂઓ, નઃ=અમને, તત્=દેવ તથા કર્મની ઉપાસનાના ફળને, વિચચક્ષિરે=ઉપદેશ કરે છે. ( ૧૩ )

શબ્દાર્થ:—તેઓ કહે છે કે, સંભવની ઉપાસનાનું ફળ ભિન્ન છે તથા અસંભવની ઉપાસનાનું ફળ ભિન્ન છે. જે ઋષિઓએ અમને ઉપદેશ કર્યો છે, તેઓ તરફથી અમે આમ સાંભળ્યું છે. ૧૩

ટીકા:—જે સંભવ-ઉત્પન્ન થયેલ વસ્તુ-કાર્યરૂપે બ્રહ્મની ઉપાસના કરે છે, તે આઠ પ્રકારની ઉત્તમ શક્તિને પામે છે. જે અસંભવ અર્થાત્ કારણરૂપ બ્રહ્મની ઉપાસના કરે છે, તેનો બ્રહ્મમાં લય થાય છે. ૧૩

### કાર્ય કારણોપાસનાનું ફળ.

सम्भूतिञ्च विनाशञ्च यस्तद्वेदोभयꣳसह ।
विनाशेन मृत्युं तीर्त्वा सम्भूत्यामृतमश्नुते ॥ १४ ॥

અન્વયાર્થ:—સંભૂતિ અસંભૂતિ=અવ્યાકૃતની, ચ=તથા, વિનાશં=વિનાશના ધર્મવાળી કર્મોપાસના, ચ=તથા, યઃ=જે, તત્=તે, વેદ=જાણે છે, ઉભયં=બેઉને, સહ=એકત્ર, વિનાશેન=કારણોપાસનાથી, મૃત્યું=મૃત્યુને, તીર્ત્વા=ઉલ્લંઘન કરી

અસંભૂત્યાં=કારણોપાસનાથી, અમૃતં=પ્રકૃતિના લયરૂપ ફળને, અશ્નુતે=મેળવે છે. ( ૧૪ )

શબ્દાર્થઃ- જે સંભૂતિ તથા વિનાશ* (અસંભૂતિ) બંન્નેને સહ અર્થાત મળેલી એકજ પુરૂષવડે કરવા યોગ્ય જાણે છે, તે વિનાશવડે મૃત્યુને તરી જઇ અસંભૂતિવડે અમૃતત્વને ભોગવે છે. ૧૪

ટીકાઃ-જે પુરૂષ કાર્ય ઉપાસના તથા કારણ ઉપાસનાને મેળવી ઉપાસના કરે છે, તે હિરણ્યગર્ભરૂપ કાર્યની ઉપાસનાવડે કામાદિકરૂપ મૃત્યુને તરી જઈ અર્થાત્ દૂર કરી પ્રકૃતિમા લયરૂપ અમૃતભાવ ફળને પામે છે. ૧૪

## સૂર્યોપાસના.

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
तत्त्वम्पूषन्नपावृणु सत्यधर्म्माय दृष्टये ॥१५॥

અન્વયાર્થઃ-હિરણ્મયેન=સુવર્ણ સરખા શોભતા, પાત્રેણ=તેજો મંડળથી, સત્યસ્ય=સત્ય, અપિહિતં=ઢંકાયલું, મુખં=દ્વાર, તત્-તે તેજો મંડળ, ત્વં=સૂર્યરૂપ તમે, પૂષન્=જગતના પોષણ કરવાવાળા, અપાવૃણુ=ખુલ્લું કરો, સત્યધર્માય=સત્યરૂપી ધર્મવાળા, દૃષ્ટયે=આપના દર્શનમાટે (૧૫)

શબ્દાર્થઃ-+હે પૂષન્! સત્ય અર્થાત્ કોઈ રીતની બાધાથી રહિત એવું આપનું જે મુખ, સુવર્ણ સરખા દેદીપ્યમાન પાત્રવડે (તેજોમંડળવડે) ઢંકાયલું છે, તે તેજોમંડળને ખુલ્લુ કરો, કે જેથી આપની ઉપાસનાવડે ‡ સત્ય ધર્મવાળા અને આપના દર્શન થાય. ૧૫

ટીકાઃ-સત્ય આદિત્યરૂપ છે. આ આદિત્ય મંડળ વિશે જે પુરૂષ છે તેમજ દક્ષિણ નેત્ર વિશે જે પુરૂષ છે, તે બન્ને સત્ય બ્રહ્મરૂપ છે. આ રીતે જે ઉપાસના કરે છે તથા કર્મ કરે છે તે આત્મ સ્વરૂપતાવડે સત્ય આત્માની પ્રાપ્તિના દ્વારની યાચના કરે છે. સત્યરૂપ આદિત્ય મંડળ વિશે રહેલ બ્રહ્મનું દ્વાર પ્રકાશમય પાત્રવડે ઢંકાયેલ છે. આ કારણથી તે પ્રતીત થતું નથી. સત્યરૂપ પરમાત્માનો ઉપાસક જે હું, તેનું પોષણ કરવાવાળા હે સૂર્ય! મારે માટે તે દ્વાર ખુલ્લું મૂકો. ૧૫

पूषन्नेकर्षे यम सूर्य्य प्राजापत्य व्यूह रश्मीन् समूह । तेजो यत्ते रूपङ्कल्याणतमन्तत्ते पश्यामि योऽसावसौ पुरुषः सोऽहमस्मि ॥ १६ ॥

અન્વયાર્થઃ-પૂષન્=સર્વના પોષક, એકર્ષે=એકમાં ગમન કરનાર, યમ=નિયામક, સૂર્ય=સર્વને પ્રવર્તાનાર, પ્રાજાપત્ય=પ્રજાપતિના પુત્ર, વ્યૂહ=ઉપસંહાર કરો, રશ્મીન્=કીરણોનો, સમૂહ=પોતામા એક રૂપે કરો, તેજ:=જ્યોતિને, યત્=જે, તે=તમારૂં, રૂપં=જ્યોતિ, કલ્યાણ તમં=આનંદાત્મરૂપ, તત્=તે રૂપને, તે=તમારા, પશ્યામિ=સાક્ષાત્કાર કરૂં છું, ય=જે, અસૌ=આ આદિત્ય મંડળવાળો પુરૂષ અર્થાત્ પરોક્ષ, અસૌ=શાસ્ત્રદૃષ્ટિથી પ્રત્યક્ષ, પુરૂષ:=સર્વત્ર પરિપૂર્ણ, સ:=તે પુરૂષ, અહં=હું રૂપે, અસ્મિ=છું. (૧૬)

શબ્દાર્થઃ-હે પૂષન્! આપ એક ઋષિરૂપ, યમરૂપ અર્થાત્ ન્યાયના આપનાર, સૂર્યરૂપ, તથા, પ્રજાપતિના પુત્રરૂપ છો. આપનાં રશ્મિઓને દૂર કરો અને આપના તેજને સમૂહરૂપે કરો કે જેથી આપનાં કલ્યાણકારી રૂપના હું દર્શન કરી શકું. જે પરોક્ષ છતાં શાસ્ત્ર દૃષ્ટિથી પ્રત્યક્ષ સર્વત્ર પરિપૂર્ણ પુરૂષ હું છું. (૧૬)

ટીકાઃ-હે સર્વના પોષણ કરનાર, એકલા ગમન કરનાર, સર્વના નિયંતા, રસોના અંગીકાર કરવાવાળા તથા પ્રજાપતિના પુત્ર હે સૂર્ય! આપના સંપૂર્ણ કીરણોને દૂર કરો, તેમજ તાપને કરવાવાળા આપના જ્યોતીરૂપ તેજને સંકોચી લો, જેથી આપના પ્રસાદવડે હું આપનું રૂપ જોવાને શક્તિ

* જેનો નાશ નથી તે અથવા જેને વિશે સર્વ વસ્તુનો લય થાય છે તે.

+ પૂષનનો અર્થ પોષણ કરનાર અર્થાત્ સૂર્ય. ‡ બ્રહ્મને સત્ય રૂપે કહેવામા આવેલ છે જેને વિશે એમ ધારવામા આવે છે કે તે મુખ્ય કરીને સૂર્યના પ્રકાશ વિશે રહેલ છે.

વાન થાઉં. હું કશામાટે આપની પાસે કિંકરરૂપે યાચના કરતો નથી, પણ આદિત્યમંડલવિશે રહેલ જે પુરૂષ અર્થાત્ પરમાત્મા છે તે હું પોતેજ છું. અર્થાત્ આપનું રૂપ અને મારું રૂપ એક છે. ૧૬

**મનને ઉપદેશ.**

वायुरनिलममृतमथेदं भस्मान्तःशरीरम् ।
ॐ क्रतो स्मर कृतꣳस्मर क्रतो स्मर
कृतꣳस्मर ॥ १७ ॥

**અન્વયાર્થ**-વાયુ=પ્રાણ, અનિલં=વાયુ, અમૃતં=અમૃતપણાને (પામો), અથ=ત્યાર પછી, ઈદં=પ્રત્યક્ષ, ભસ્માન્તં=ભસ્મરૂપે, શરીરં=શરીર, ક્રતો=આદિત્યરૂપ આત્મા અથવા યજ્ઞસ્વરૂપ, સ્મર =સ્મરણ કરો. કૃતં=કરેલ કર્મને (૧૭).

**શબ્દાર્થઃ**-મારો પ્રાણરૂપ વાયુ અમૃતપણાને (દેવભાવને) પામો. ત્યાર પછી આ શરીરને ભસ્મરૂપે કરી નાખો. ૐ! હેઆદિત્યરૂપ મન! આપની ઉપાસના કરનાર એવા મારૂં તેમજ મારાવડે કરાયેલા જ્ઞાન કર્મનું તમે સ્મરણ કરો. ૧૭

**ટીકાઃ**-જ્યારે હું મરવાવાળાનો પ્રાણરૂપ વાયુ, અધ્યાત્મ ભાવરૂપ આવરણને છોડી, અધિદૈવત રૂપ અમૃતમય વાયુરૂપ સૂત્રાત્માને પામે અર્થાત્ જ્ઞાન કર્મના સંસ્કારયુક્ત લિંગ શરીર સ્થૂલ શરીરમાંથી બાહ્યગમન કરે, તે સમયે આ રીતની યાચનાથી માર્ગનાં દર્શન કરી શકું. તેમજ સ્થૂલ શરીર અગ્નિમાં બળી ભસ્મીભૂત થાય ત્યારે ૐ કારોપાસનાથી જેવું ફળ પ્રાપ્ત થાય તેવું ફળ પ્રાપ્ત થાય. હે સંકલ્પરૂપ મન! સ્મરણ કરવા યોગ્ય સમય પ્રાપ્ત થવાથી તું હવે સ્મરણ કર. મેં બાલ્યાવસ્થાથી અત્યાર સુધીમાં જેવા જેવા કર્માનુષ્ઠાનો કર્યાં છે, તે સર્વનું સ્મરણ કર. મેં જે કંઈ કર્મો કર્યાં હોય, તેનું તું સ્મરણ કર. ૧૭

**અગ્નિ ઉપાસના.**

अग्ने नय सुपथा राये अस्मान् विश्वानि देव वयुनानि विद्वान् । युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठान्ते नम उक्तिं विधेम ॥ १८ ॥

**અન્વયાર્થઃ**-અગ્ને=હે અગ્નિ, નય=મેળવ, સુપથા=ઉત્તરાયણ માર્ગવડે, રાયે=ધન માટે, અસ્માન્=અમોને, વિશ્વાનિ=સર્વ, દેવ=હે પ્રકાશમાન, વયુનાનિ=ઉપાસના તથા કર્મો, વિદ્વાન્=જાણતા છતાં, (ત્વં=તમે,) યુયોધિ=છૂટા પાડો, અસ્મત્=અમે ઉપાસકોમાંથી, જુહુરાણં=કુટિલ, એનઃ=પાપ, ભૂયિષ્ઠાં=પુષ્કળ, તે=તમને, નમઃ=નમસ્કારવાળું, ઉક્તિં=વચન, વિધેમ=કરીએ છીએ. (૧૮)

**શબ્દાર્થઃ**—હે *અગ્નિ! અમને સારા માર્ગવડે-ઉત્તરાયણ માર્ગવડે ધનને માટે અર્થાત કર્મના ફળ ભોગવવા માટે લઇ જાઓ હે દેવ! સર્વ કાર્યોપાસના આપ જાણો છો! આપ અમારામાંથી કુટિલ પાપનો નાશ કરો. આપને અમો વારંવાર નમસ્કાર કરીએ છીએ. ૧૮

**ટીકાઃ**-હે અગ્નિદેવ! મને આપ દેવયાન માર્ગવડે લઇ જાઓ. કારણ ગતાગતરૂપ દક્ષિણાયન માર્ગમાં મને ઘણોજ ખેદ પ્રાપ્ત થયો છે. શાસ્ત્રમાં કહેલ પુણ્ય ફળવાળા મને કર્મ તથા ઉપાસનારૂપ જ્ઞાનને સ્મરણ કરાવી, આપ લઈ જાઓ. મારા કુટિલ વચનોરૂપી પાપનો નાશ કરો, કે જેથી હું વિશુદ્ધ થઈ ઇચ્છિત ફળ પ્રાપ્ત કરૂં. ૧૮

---

*નવથી અઢાર સુધીના છેલ્લા નવ મંત્રો બ્રહ્મવિદ્યા અને તે પ્રાપ્ત થવાથી થનારાં ફળોને દર્શાવતા નથી, પણ વૈદિક કર્મોપાસનાથી તથા ઇશ્વરોપાસનાથી થનારા ફળોને દર્શાવે છે. અર્થાત્ આ સમયે તેને ઇશ્વર સંબંધીનું નિર્ગુણોપાસનાનું જ્ઞાન હોતું નથી, પણ સગુણોપાસનાનું જ્ઞાન હોય છે. જેણે પોતાની આખી જીંદગીમાં વેદવિહિત પવિત્ર કર્મો જ કર્યાં હોય, તેના પુરૂષવડે મરણ સમયે કરવામાં આવતી પ્રાર્થના પંદરથી અઢાર મંત્રોમાં દર્શાવેલી છે. કારણ કે તેને પોતાના કર્મોનું સ્મરણ કરવું પડે છે, જેથી અન્ય લોકમાં તે સુખ પ્રાપ્ત કરે છે. પણ અજ્ઞાની પુરૂષ કર્મો તથા તેના ફળોનું સ્મરણ કરવાથી અન્ય લોકના સુખને પ્રાપ્ત કરતો નથી, પણ જ્ઞાન પામે

# केन अथवा तलवकार उपनिषद्

## ભૂમિકા

તલવકાર અથવા કેન ઉપનિષદમાં એક સ્વ-
પરમાત્મારૂપે બ્રહ્મ સંબંધી વિચાર તથા
જગતની સાથે કેવી રીતનો સંબંધ છે તે
વામાં આવ્યું છે. આનો મૂળ ઉદ્દેશ જડાત્મક
સાથેનો તેનો સંબંધ અથવા પૃથક્ જીવ
ા તેનો કેવા પ્રકારનો સંબંધ છે, તેનું શોધન
ો નથી; પરંતુ જીવ તથા જડાત્મક જગતનો
ધ કેવી રીતનો છે, તે દર્શાવવામાં આવ્યો છે.
શ્વતર ઉપનિષદની માફક આમાં પણ પ્રશ્ન
ત્પન્ન થાય છે કે, કોના આદેશવડે મન, પ્રાણ
ઇન્દ્રિયો પોતપોતાનાં કાર્યોની સિદ્ધિ અર્થે
ા છે ? તેના પ્રતિઉત્તરમાં એમ કહ્યું છે કે,
વાન્ પ્રાણીના અસ્તિત્વ માટે કારણનું અસ્તિ-
અવશ્ય કરી સ્વીકારવું જોઈએ; તથા તે કારણ
ત્રરૂપે હોવું જોઇએ, અર્થાત્ તેના અસ્તિત્વ
કર્મ અર્થે બીજું અન્ય કોઇ પણ કારણ
જોઇએ નહિ. આ ઉપનિષદનો પ્રથમ ભાગ
શિષ્યના સંવાદરૂપે છે તથા ગુરુ કહે છે કે
કારણ, શ્રોત્રના શ્રોત્રરૂપે. મનના મનરૂપે,
ણીના પણ વાણીરૂપે, તથા ચક્ષુના પણ ચક્ષુ
છે; અથવા બૃહદારણ્યક ઉપનિષદની ટીકામાં
ંકર ભગવાનના કહેવા પ્રમાણે તે દર્શનના
નરૂપે તથા શ્રવણના શ્રવણરૂપે છે; અર્થાત્
એક સ્વતંત્ર આત્મારૂપે છે કે જેનાવડે દર્શ-
દ કાર્યો જોવામા તથા કરવામાં આવે છે.
માનસિક જીવોના કેવળ છેવટના સ્થાનરૂપે
છે. આ કારણરૂપનું જ્ઞાન થવાથી અમૃતત્વ
ા પૂર્ણપણાની સ્થિતિને પ્રાપ્ત થવાય છે
ા રીતે બ્રહ્મ સંબંધી વિચાર પૂર્ણરીતે
શિત થાય છે. પરંતુ બીજી કોઇ-
ણ રીતે તેનો વિચાર દર્શાવવો, તે કેવળ અશક્ય
છે. કારણ કે, તે મન, વાણી તથા ઇન્દ્રિયોનો
વિષય છે, અર્થાત્ મન તથા સર્વ ઇન્દ્રિયો તેને
ાંચી શકતાં નથી. તે પૂર્વના આચાર્યોના વચન
પ્રમાણે જ્ઞાત તેમ જ અવિજ્ઞાત વસ્તુથી બાહ્ય છે.
આ કારણથી તે ઉપદેશથી પણ બાહ્ય છે. કારણ
કે, જે વસ્તુ જ્ઞાત હોય છે તેનો ઉપદેશ કરી શકાય
છે, પણ બ્રહ્મનો વિચાર અનંતરૂપ છે. વિજ્ઞાત
તથા અવિજ્ઞાત આ બેઉ શબ્દના અર્થો જ્યારે
જગતને લાગુ પાડવામાં આવે છે ત્યારે તેમને
વ્યક્ત તથા અવ્યક્ત કહેવામાં આવે છે. વ્યક્તરૂપ
આ દૃશ્ય જગત્ છે, જે કાર્યરૂપે છે તથા ઇન્દ્રિયો
અને મનવડે જોવાય શકે છે. અવિજ્ઞાત અથવા
અવ્યક્તરૂપે અદૃશ્ય જગત્ છે, જે દૃશ્ય જગતના
કારણરૂપે છે તથા જે કેવળ મનના જ વિષયરૂપે
છે. વ્યક્ત તથા અવ્યક્તથી ભિન્ન પ્રકારનું તથા
તેઓના કારણરૂપે બ્રહ્મ છે અથવા તો બ્રહ્મનું
વ્યાખ્યાન એમ પણ થાય કે, તે એક એવી વસ્તુ
છે કે, જે મન તથા ઇન્દ્રિયોને ગમ્ય નથી, પણ
જેની સહાયતાથી ઇન્દ્રિયોનો પોતાની મેળે નિશ્ચય
થાય છે તથા અસ્તિત્વરૂપે જોવામાં આવે છે.

જેમ એક વસ્તુ ચક્ષુ ઇન્દ્રિયવડે પૂર્ણ જો-
વાય શકે છે તથા તેનું વર્ણન થઈ શકે છે, તેમ
જ બ્રહ્મ પણ સ્પષ્ટ રીતે ઇન્દ્રિયોવડે ગમ્ય છે,
એમ કહેવું તે કેવળ અયોગ્ય છે. ઇન્દ્રિયો તથા
તેના અધિષ્ઠાતા દેવોનો બ્રહ્મ સાથે ઘણો જ અલ્પ
સંબંધ છે. બીજાં સર્વ તત્ત્વોમાંથી બ્રહ્મનો ભિ-
ન્નપણે વિચાર કરવાથી તેનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત
થઇ શકે છે. માત્ર નિદિધ્યાસનવડે આપણે એમ
કહી શકીએ છીએ કે, આપણને તેના સંબંધનું
અપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું છે. અર્થાત્ ઉપનિષદના
વચનવડે આપણે કદીપણ એમ નહી કહી શકીએ
કે, હું બ્રહ્મને પૂર્ણપણે ઓળખું છું.
તેમજ તેનાથી હું કેવળ અજ્ઞાત છું. એમ પણ
કહેવાય શકે નહિ. જેઓ એમ સમજે છે કે, અમે
બ્રહ્મને ઓળખીએ છીએ, અર્થાત્ પ્રાકૃત વસ્તુઓ
જે ચર્મચક્ષુથી દૃશ્યમાન છે તે રૂપે બ્રહ્મનું વર્ણન
કરે છે અથવા વસ્તુના જડાત્મક કારણરૂપે કે મન
રૂપે તેનું વર્ણન કરે છે, તેઓ વાસ્તવિક રીતે
બ્રહ્મને ઓળખતાજ નથી. પણ જે એમ કહે કે
હું બ્રહ્મને મારાથી ભિન્નરૂપે ઓળખતો નથી, તેજ

બ્રહ્મને ઓળખે છે. આ બાબત ઉપનિષદ્‌માં ઘણુંજ ગૂઢ રહસ્ય સમાયેલું છે અને તેનું બે પ્રકારે વિવેચન થઈ શકે છે. પ્રથમ વિવેચન એ છે કે, સામાન્ય જ્ઞાનવડે બ્રહ્મ સમજી શકાતું નથી. કારણ કે તે અનંતરૂપે છે તથા જે એમ કહે છે કે, બ્રહ્મ સામાન્ય જ્ઞાનનો વિષય છે તેને અપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયેલું કહેવાય. કારણ કે, ઇન્દ્રિયો અથવા મન સંબંધી જ્ઞાન સર્વદા અંતરૂપે છે. શબ્દનાં સામાન્ય ભાવમા જે જ્ઞાન નથી, તેવા જ્ઞાનવડે તે પ્રાપ્ય થઇ શકે છે; આ જ કારણથી એમ કહેવામાં આવે છે કે, જેઓ બ્રહ્મને જાણી શકતા નથી, તેઓને બ્રહ્મ પ્રાપ્ત છે તથા સાધારણ જ્ઞાનવડે જેઓ તેને ઓળખવા ધારે છે, તેઓને તે પ્રાપ્ત થઇ શકતું નથી. બીજું વિવેચન એ છે કે, જે સાધનવડે બ્રહ્મ પ્રાપ્ત થઇ શકે છે તે બુદ્ધિ છે. પણ બુદ્ધિ એ એક એવી વસ્તુ છે કે જે સ્પષ્ટ તથા અંતરૂપ છે. આથી કરીને જ્ઞાન તથા તેના વિષય વચ્ચે ભિન્નતા રહેલ છે. જે વિષયનો લય બુદ્ધિનો લય થવા સિવાય થતો નથી. માટે મનુષ્ય જ્યા સુધી આ સ્થૂલ દેહને પ્રાપ્ત થયેલ છે ત્યાં સુધી બ્રહ્મને તે પૂર્ણરીતે ઓળખી શકતો નથી. તે પોતાની લક્ષ્ય વસ્તુની—બ્રહ્મની વધારે ને વધારે સન્નિધિમા પૂર્ણરીતે તેને પ્રાપ્ત થયા સિવાય આવતો જાય છે. "જેઓ તેને જાણતા નથી તેઓને જ તે જ્ઞાત છે" આનો ભાવાર્થ એવો થાય છે કે જેઓ એમ સમજે છે કે, અમારી બુદ્ધિનો વિષય બ્રહ્મ નથી, તેઓજ તેને ઓળખે છે તથા જાણી શકે છે. આ બેઉ પ્રકારનાં વિવેચનો ઉપનિષદોના ભાવાર્થને મળતાં છે. કારણ કે, તેમા કહેવામાં આવ્યું છે કે, 'यतो वाचो निवर्त्तन्ते अप्राप्य मनसा सह મનની સાથે પહોચ્યા વિના જે બ્રહ્મથી વાણી નિવૃત્ત થાય; છે અર્થાત્ બ્રહ્મ મન અને વાણીનો અવિષય છે. તેમ એમ પણ કહેવામા આવ્યું છે કે, मनसैवानुद्रष्टव्यम्–મનવડેજ તે ગમ્ય છે. જો કે આ બેઉ વચનોમા દેખીતી રીતે ભિન્નતા લાગે છે, પણ વસ્તવિક રીતે આમાં બીલકુલ વિરૂદ્ધતા નથી. કારણ કે, ઉપનિષદોમાં એમ કહેવામાં આવ્યું છે કે, જ્યારે બ્રહ્મને અન્તરૂપે જાણવાવાળી બુદ્ધિનું અસ્તિત્વ નાશને પ્રાપ્ત થાય છે ત્યારેજ બ્રહ્મનું પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયેલું કહેવાય છે.

ટુંકામા ઉપનિષદ્‌મા એમ જણાવવામાં આવ્યું છે કે, જ્યારે બ્રહ્મને દરેક વિચારના ગુહ્યરૂપ અર્થાત્ કેવળજ્ઞાનરૂપે ઓળખવામા આવે છે, ત્યારે બ્રહ્મ જ્ઞાત થઈ શકે છે. આમ થવાથી અવ્યાપકતાનો નાશ થાય છે. આવીજ [illegible] જ્ઞાનથી મનુષ્યનો અંતિમ ઉદ્દેશ (મોક્ષ) [illegible] થઇ શકે છે. આ સિવાય અન્ય કોઇ પણ [illegible] રના બ્રહ્મ સંબંધી વિચારો દુઃખરૂપ નીવડે છે અર્થાત્ તેઓ જન્મની પરંપરા ઉત્પન્ન કરાવનારા થાય છે અને સંસારી અસ્તિત્વથી અવિભક્ત એવા દુઃખને પ્રાપ્ત કરાવે છે. બ્રહ્મના જ્ઞાનને દર્શાવી આપનાર આ ઉપનિષદ્‌નો આ મુખ્ય ઉદ્દેશ [illegible] આ ઉપનિષદના છેવટના ભાગમા વાર્તારૂપે બ્રહ્મની અનંતરૂપ માયાનું વર્ણન કરવામાં [illegible] છે તથા બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થવાથી શું ફળ પ્રાપ્ત થાય છે, તે પણ દર્શાવ્યું છે.

(આ તલવકાર ઉપનિષદને કેન ઉ[illegible] કહેવામા આવે છે. કારણ આ ઉપનિષદની [illegible] પ્રથમ 'કેન' શબ્દથી અર્થાત્ કોના વડે થાય છે આ ઉપનિષદનો સમાવેશ અથર્વ વેદમા [illegible] સામવેદમા છે. કારણ કે શંકરના મત પ્રમા[illegible] તલવકાર શાખાના નવમા અધ્યાયમાં આનો [illegible] વેશ થાય છે. પોતાની પ્રદીપિકામા શંકર ભગવાન્ આજ શાખાના સૂત્રને અનુસર્યા છે. [illegible] આના ચાર વિભાગો પાડવામા આવ્યા છે, અથર્વ વેદમા આનો ભાગ પાડવામા આવેલો . [illegible]

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

## सामवेदीय तलवकारोपनिषत् ॥

ॐ आप्यायंतु ममांगानि वाक् प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिंद्रियाणि च । सर्वाणि सर्वं ब्रह्मोपनिषदं माहं ब्रह्म निराकुर्यांमा

ब्रह्म निराकरोदनिराकरणमस्त्वनिराकरणं मेऽस्तु तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि संतु ॥ ॐ शांतिः शांतिः शांतिः ॥

અન્વયાર્થઃ-આપ્યાયન્તુ=વૃદ્ધિ પામો, મમ=મુમુક્ષુનાં, અંગાનિ=કર તથા ચરણ વગેરે, વાક્=વાગાદિ ઇન્દ્રિયો, પ્રાણ=પાંચ પ્રાણ, ચક્ષુ=ચક્ષુ, શ્રોત્રં=કાન, અથ=વળી, બલં=અંતઃકરણ, ઇન્દ્રિયાણિ=ઇન્દ્રિયો, સર્વાણિ=સર્વે, સર્વં=બધું, બ્રહ્મ=બ્રહ્મ, ઉપનિષદં=ઉપનિષદ્‌વડે થયલું, મા=નહિ, અહં=હું, બ્રહ્મ=બ્રહ્મનો, નિરાકુર્યામ્=તિરસ્કાર કરું, મા=નહિ, મા=મને, બ્રહ્મ=બ્રહ્મ, નિરાકરોત્=છોડી પડો, અનિરાકરણં=પરસ્પર પ્રેમ, અસ્તુ=થાઓ, અનિરાકરણં=પ્રેમ, મે=મારો, અસ્તુ=થાઓ, તદાત્મનિ=બ્રહ્માત્મામાં, નિરતે=પ્રેમ કરનાર, યે=જે, ઉપનિષત્સુ=ઉપનિષદમાં, ધર્મા=ધર્મો, તે=તે ધર્મો, મયિ=મારામા, સંતુ=થાઓ. (૧)

શબ્દાર્થઃ—મારાં અંગો વૃદ્ધિ પામો, વાણી, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર બળ તથા સર્વે ઇન્દ્રિયો વૃદ્ધિ પામો. હું સર્વ વેદનો તથા ઉપનિષદરૂપ બ્રહ્મનો ત્યાગ ન કરું. બ્રહ્મ મારો ત્યાગ ના કરોઃ અમારી પરસ્પર પ્રીતિ થાઓ, અમારી પરસ્પર પ્રીતિ થાઓ. ઉપનિષદમા જે શમાદિ ધર્મો રહેલા છે, તે ધર્મો મારામા હો, મારામા હો.

શાંતિ, શાંતિ, શાંતિ

ટીકાઃ—મુમુક્ષુ એવા મારાં અંગો—હાથ પગ આદિ, વાગ-બીજી કર્મેન્દ્રિયો, પ્રાણ, અર્થાત્ પ્રાણ અપાન, વ્યાન, ઉદાન તથા સમાન, ચક્ષુ તથા શ્રોત્ર અર્થાત્ બીજી જ્ઞાનેન્દ્રિયો, બળ અર્થાત્ અંતઃકરણ તથા સર્વે ઇન્દ્રિયો બ્રહ્મધ્યાનની અનુકૂળતાથી વૃદ્ધિ પામો. હું બ્રહ્મનો ત્યાગ ન કરું અર્થાત્ બ્રહ્મથી અતિરિક્ત વસ્તુ છે કે નથી, એવો વિચાર મારામા ઉત્પન્ન ન થાઓ. બ્રહ્મ મારો ત્યાગ ન કરો અર્થાત્ હું સંસારમા પડું નહિ. ધર્મ મારામા હો, એમ બે વાર કહેવાનું કારણ આદર અર્થે છે.

---

# પ્રથમ ખંડ.

## ગ્રાહ્ય વસ્તુથી વિપરીત આત્મારૂપ બ્રહ્મ.

ॐ केनेषितं पतति प्रेषितं मनः केन प्राणः प्रथमः प्रैति युक्तः । केनेषितां वाचमिमां वदन्ति चक्षुः श्रोत्रं क उ देवो युनक्ति ॥ १ ॥

અન્વયાર્થઃ-કેન= કયા ચેતન કે જડવડે, ઇષિતં=પ્રેરણા કરાયલું, પતતિ=વિષય પ્રતિ દોડે છે, પ્રેષિતં=વધારે પ્રેરણા કરાયલું, મનઃ=મન, કેન=કોનાથી, પ્રાણ=પ્રાણવાયુ, પ્રથમ=મુખ્ય, પ્રૈતિ=ઉર્ધ્વાદિ જાય છે, યુક્ત=પ્રેરણા કરાયલો. કેન=કોના વડે, ઇષિતા=પ્રેરણા કરાયલી વાચં=વાણી, ઇમાં=આ અર્થાત્ તાલુ આદિમાં રહેલી, વદન્તિ=ઉચ્ચાર કરે છે, ચક્ષુઃ=ચક્ષુ, શ્રોત્રં=શ્રોત્ર. કઉ=કયો પ્રસિદ્ધ, દેવ=દેવ, યુનક્તિ=પ્રેરણા કરે છે. (૧)

શિષ્ય પૂછે છે કેઃ—હે ગુરો! કોનાથી ઇચ્છાયેલું તથા પ્રેરાયલું મન પોતાના વિષયપ્રતિ ગમન કરે છે? કોની પ્રેરણાવડે * મુખ્ય એવો પ્રાણ ઉર્ધ્વાદિ સ્થાન પ્રતિ જાય છે? કોની ઇચ્છાથી આ વાણીનો ઉચ્ચાર થાય છે? કયો દેવ ચક્ષુ તથા શ્રોત્રને તેમના વ્યાપારપ્રતિ યોજે છે?

श्रोत्रस्य श्रोत्रं मनसो मनो यद्वाचो ह वाचं स उ प्राणस्य प्राणश्चक्षुषश्चक्षुरतिमुच्य धीराः प्रेत्यास्माल्लोकादमृता भवन्ति ॥ २ ॥

અન્વયાર્થઃ-શ્રોત્રસ્ય=શ્રોત્રેન્દ્રિયના, શ્રોત્રં=શ્રોત્રરૂપે અર્થાત્ સાંભળવાના કારણ રૂપ, મનસઃ=મનના, મનઃ=મનરૂપે, અર્થાત્ પોતાના વિષય તરફ લઈ જનાર, યત્=જે, વાચઃ=વાક્ ઇન્દ્રિયના, હ=પ્રસિદ્ધ, વાચં=ઉચ્ચારણના કારણ રૂપ, સઉ=તેજ, પ્રાણસ્ય=પ્રાણ ઇન્દ્રિયના, પ્રાણ=પ્રાણ, ચક્ષુષ=ચક્ષુ ઇન્દ્રિયની, ચક્ષુઃ=ચક્ષુ, અતિમુચ્ય=ત્યાગ કરી, ધીરા=બ્રહ્મજ્ઞાની, પ્રેત્ય=અભિમાનનો ત્યાગ કરી, અસ્માત્=આ, લોકાત્=લોકમાથી, અમૃતા=મરણ રહિત, ભવન્તિ=થાય છે. (૨)

* પ્રાણને મુખ્ય કરી કહેવામા આવ્યો છે. કારણ કે તે ઇન્દ્રિયોથી પ્રથમ ઉત્પન્ન થયેલ છે.

શબ્દાર્થઃ-ગુરૂ કહે છે કે-જે શ્રોત્રના શ્રોત્રરૂપે, મનના મનરૂપે તથા વાણીના વાણીરૂપે છે, જે ખરેખર પ્રાણના પણ પ્રાણરૂપે તથા ચક્ષુના ચક્ષુરૂપે છે; એમ જાણીને જે વિવેકી પુરૂષોએ (આ અહંમમ ભાવોનો) ત્યાગ કર્યો છે, તે આ લોકમાંથી મુક્ત થયા પછી અમૃતરૂપે (મરણ રહિત રૂપે) થાય છે. ૨

ટીકાઃ-શ્રોત્રના શ્રોત્ર રૂપઃ-સર્વ વસ્તુ તેને આશ્રયીભૂત છે અર્થાત્ જેનાવડે સર્વ ઇંદ્રિયો અસ્તિત્વને પ્રાપ્ત થાય છે તથા પોત પોતાના કાર્યો કરે છે તે નિર્ગુણ બ્રહ્મ ચૈતન્યાત્મા શ્રોતાના શ્રોત્રરૂપે છે, મનના મનરૂપે છે તથા વાણીના વાણી પે છે. તે ચૈતન્યાત્મા પ્રાણના પ્રાણરૂપે છે તથા ચક્ષુના ચક્ષુરૂપે છે, અર્થાત્ શ્રોત્ર, મન, નેત્ર તથા વાકઆદિ, ચૈતન્યાત્માની સત્તાવડે પોતપોતાના કાર્યમાં પ્રવૃત્ત થાય છે. તેની સ્ફુર્તિ વિના સર્વ ઇન્દ્રિયો જડરૂપે છે આ રીતે મન ઇન્દ્રિયાદિકથી, પ્રેરક ચૈતન્યાત્માને ભિન્ન જાણી તથા તે મનાદિકમાં આત્મત્વ ભાવનો ત્યાગ કરવાથી ધીર અર્થાત્ વિવેકી પુરૂષ, પુત્ર, મિત્ર, કલત્ર તથા સંબંધીઓમાં અહંમમ ભાવથી વ્યવહારરૂપ લોકવિષયક સર્વ એષણાના ત્યાગવડે મરણધર્મથી રહિત થાય છે.

### પ્રેરકનો વ્યક્તરૂપે અભાવ.

न तत्र चक्षुर्गच्छति न वागगच्छति नो मनो न विद्मो न विजानीमो यथैतदनुशिष्या दन्यदेव तद्विदितादथो अविदितादधि। इति शुश्रुम पूर्व्वेषां ये नस्तद्व्याचचक्षिरे ॥ ३ ॥

અન્વયાર્થઃ-ન-નહી, તત્ર-તેમા-બ્રહ્મમાં, ચક્ષુઃ-ચક્ષુ ઇન્દ્રિય, ગચ્છતિ-પ્રાપ્ત થાય છે, ન-નહી, વાગ્-વાણીનો વિષય, ગચ્છતિ-જાય છે, નો-નહિ, મન-મન ન-નહિ, વિદ્મ-જાણી શકીએ, ન-નહિ, વિજાનીમઃ-વિશેષ જાણી શકીએ, યથા-જે રીતે, એતત્-આ બ્રહ્મ, અનુ શિષ્યાત્-શિષ્ય પરંપરાથી, અન્યત્-ભિન્ન, એવ-જ, તત્-તે બ્રહ્મ, વિદિતાત્-જ્ઞાનના વિષયથી, અથ-પણ, અવિદિતાત્-અવ્યાકૃતથી, અધિ-ભિન્ન, ઇતિ-એ રીતે, શુશ્રુમ-અમે સાભળીએ છીએ, પૂર્વેષા-પૂર્વના આચાર્યોને, યે-જેઓ, ન-અમને, તત્-તે બ્રહ્મનો, વ્યાચચક્ષિરે-ઉપદેશ કરે છે. (૩)

શબ્દાર્થઃ-ચક્ષુ, વાણી અથવા મન (બ્રહ્મ સમીપ) પહોચી શકતા નથી. (આપણી બુદ્ધિવડે આપણે તેને) જાણી શકતા નથી. (આચાર્યના ઉપદેશ હોવા છતા) તેને આપણે પ્રાપ્ત થતા નથી. કેવી રીતે તેનો ઉપદેશ કરી શકાય, તે અમે જાણતા નથી. જ્ઞાનના વિષયથી તે ભિન્ન છે. જ્ઞાનના અવિષયથી અર્થાત્ અવ્યાકૃતથી તે ભિન્ન છે. એ રીતે પૂર્વના આચાર્યોથી અમે સાભળ્યુ છે કે જેઓ આ પ્રમાણે અમોને ઉપદેશ કરતા હતા.

ટીકાઃ-શ્રોત્રાદિ સર્વેને સત્તા સ્ફુર્તિ આપવાવાળો પ્રકાશક આત્મા છે. આવી સ્વયંજ્યોતિ આત્મામા ચક્ષુ ઇન્દ્રિય પ્રાપ્ત થઈ શકતી નથી તેમજ વાગિન્દ્રિય તથા મન પણ પ્રાપ્ત થઈ શકતા નથી. આત્મા સ્વયં પ્રકાશ છે, જેથી તે મનાદિનો અવિષય છે. જો કે બ્રહ્માત્મા મન તથા વાણી આદિનો અવિષય છે, છતા શ્રુતિ નિષેધમુખ વચનવડે ઉપદેશ કરે છે કે, આત્મસ્વરૂપ બ્રહ્મ કાર્યથી ભિન્ન તથા કારણથી ભિન્ન છે. આ પ્રમાણે પૂર્વના આચાર્યોએ અમને શ્રવણ કરાવ્યુ છે, જે અમે તમને કહીએ છીએ કેનોપનિષદ્મા છઠ્ઠી વલ્લીના અગિઆરમા મંત્રમા આજ રીતે કહેવામા આવ્યુ છે કે, नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा તે મન, વાણીવડે તેમજ ચક્ષુવડે પણ પ્રાપ્ત થઇ શકતો નથી. તેમ જ મુંડકોપનિષદ્ના તૃતીય મુંડકના આઠમા મંત્રમા કહ્યું છે કે, न चक्षुषा गृह्यते नापि वाचा नान्यैर्देवैस्तपसा कर्मणा वा તે ચક્ષુવડે, વાણીવડે અથવા અન્ય દેવ-ઇન્દ્રિયોવડે તેમ જ તપ કે કર્મવડે પણ ગ્રાહ્ય નથી વળી તૈત્તિરીય ઉપનિષદ્ના બ્રહ્માનંદવલ્લીના ચતુર્થ અનુવાકમા કહ્યું છે કે, आनन्द ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन यतो वाचो निवर्त्तन्ते अप्राप्य मनसा सह। જે આધિકારીને બ્રહ્મનો મ . . .

થયો છે તેને કોઇ તરફથી ભય હોતો નથી, આ બ્રહ્મ મન તથા વાણીનો અવિષય છે. ૩

બ્રહ્મ વાગાદિના અવિષયરૂપ.

यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥४॥

અન્વયાર્થઃ—યત્=જે આત્મસ્વરૂપ, વાચા=વાક્ ઇન્દ્રિયવડે, અનુભ્યુદિતં=સ્ફુટ નથી થતું, યેન=જે જ્યોતિવડે, વાગ્=વાણી, અભ્યુદ્યતે=વ્યાપાર કરે છે, તત્=તે, એવ=જ, બ્રહ્મ=બ્રહ્મ, ત્વં=તું, વિદ્ધિ=જાણ, ન=નહિ, ઇદં=વાગાદિ વિષયરૂપ, યત્=જે, ઇદં=આ અનાત્મ રૂપનું, ઉપાસતે=ધ્યાન કરે છે. (૪)

શબ્દાર્થઃ—જે વાણીથી અવ્યક્ત છે તથા જેનાવડે વાણી વ્યક્ત-સ્ફુટ થાય છે, તેને તું બ્રહ્મરૂપે જાણ તથા બ્રહ્મની ઇદંરૂપે ઉપાસના કરવી તે બ્રહ્મરૂપ નથી. ૪

ટીકાઃ—આત્માનું વર્ણન વાણીવડે થઇ શકવું અશક્ય છે તથા જેની પ્રેરણાથી પ્રેરિત થયેલી વાણી નાના પ્રકારના શબ્દોનું ઉચ્ચારણ કરે છે તે દેવ સ્વરૂપને તું બ્રહ્મરૂપે જાણ. જે પુરુષ ઇદંરૂપે અર્થાત્ જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયના ભેદની માફક અનાત્મરૂપે ઉપાસના કરે છે, તે જડ પદાર્થ બ્રહ્મ નથી. ૪

यन्मनसा न मनुते येनाहुर्मनो मतम् ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥५॥

અન્વયાર્થઃ—યત્=જે ચૈતન્ય જ્યોતિને, મનસા=અંતઃકરણથી, ન=નહિ, મનુતે=કોઇપણ જાણે છે, યેન=જે ચૈતન્ય જ્યોતિવડે, આહુઃ=કહે છે, મનઃ=અંતઃકરણ, મતં=જાણેલું, તત્=તે, એવ=જ, બ્રહ્મ=બ્રહ્મરૂપે, ત્વં=તું, વિદ્ધિ=જાણ, ન=નહિ, ઇદં=આ અંતઃકરણરૂપ, યત્=જે, ઇદં=અનાત્મરૂપનું, ઉપાસતે=મનુષ્યો ધ્યાન કરે છે. (૫)

શબ્દાર્થઃ—જે, મનવડે મનન થઈ શકતો નથી, અને એમ કહે છે કે, જેનાવડે મન અર્થાત્ અંતઃકરણ પોતાનું કાર્ય કરવા સમર્થ થાય છે તેને તું બ્રહ્મરૂપે જાણ તથા ઇદંરૂપે લોક જે ઉપાસના કરે છે, તે બ્રહ્મરૂપ નથી. ૫

ટીકાઃ—શ્રીશંકર ભગવાનના મત પ્રમાણે 'મનઃ' શબ્દ અહીં સાધારણ અર્થમાં વપરાયેલો નથી, પણ મનવડે મન તેમજ બુદ્ધિરૂપ અંતઃકરણનો સમાવેશ કરેલો છે. ૫

यच्चक्षुषा न पश्यति येन चक्षुंषि पश्यति ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥६॥

અન્વયાર્થઃ—યત=જે આત્મજ્યોતિ, ચક્ષુષા=ચક્ષુવડે, ન=નહિ, પશ્યતિ=જુવે છે, યેન=જે જ્યોતિથી, ચક્ષુંષિ=આંખો, પશ્યતિ=જૂવે છે, તદેવ=તેજ, બ્રહ્મ=બ્રહ્મ, ત્વં=તું, વિદ્ધિ=જાણ, નેદં=ચક્ષુનો વિષય બ્રહ્મ નથી, યત્=જે, ઇદં=અનાત્મ વસ્તુને, ઉપાસતે=ઉપાસના કરે છે. (૬)

શબ્દાર્થઃ—જે, આત્મજ્યોતિ ચક્ષુવડે જોતું નથી તથા જેનાવડે ચક્ષુઓ જોઈ શકે છે, તેને તું બ્રહ્મરૂપે જાણ. પણ ઇદંરૂપે જે ઉપાસના કરવામાં આવે છે, તે બ્રહ્મરૂપ નથી. ૬

ટીકાઃ—જે આત્મજ્યોતિ, રૂપને ગ્રહણ કરવાવાળા ચક્ષુ ઇન્દ્રિયવડે જોતું નથી, પણ જેનાથી ચક્ષુઓ રૂપને ગ્રહણ કરે છે, તેને તું બ્રહ્મરૂપે જાણ. ૮

यच्छ्रोत्रेण न शृणोति येन श्रोत्रमिदं श्रुतम् ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥७॥

અન્વયાર્થઃ—યત્=જે જ્યોતિ, શ્રોત્રેણ=શ્રોત્રઇન્દ્રિયથી, ન=નહિ, શ્રુણોતિ-સાંભળે છે, યેન=જે જ્યોતિથી, શ્રોત્રં=શ્રોત્ર, ઇદં=આ, શ્રુતમ્=કાર્ય કરે છે, તદેવ=તેજ, બ્રહ્મ, ત્વં વિદ્ધિ=તું જાણ, નેદં=શ્રોત્રનો વિષય બ્રહ્મરૂપ નથી, યદિદં=જે આ જડની, ઉપાસતે=માણસો ઉપાસના કરે છે. (૭)

શબ્દાર્થઃ—જે, શ્રોત્રવડે શ્રવણ કરતા નથી પણ જેનાવડે આ શ્રોત્ર શ્રવણ કરી શકે છે તેનેજ તું બ્રહ્મરૂપે જાણ, પણ જેની લોક ઇદંરૂપે ઉપાસના કરે છે તે બ્રહ્મરૂપે નથી. ૭

यत्प्राणेन न प्राणिति येन प्राणः प्रणीयते ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥८॥

અન્વયાર્થઃ—યત્=જે જ્યોતિ, પ્રાણેન=પ્રાણવડે, ન=નહિ, પ્રાણિતિ=ચેષ્ટા કરે છે. યેન=જે જ્યોતિવડે, પ્રાણઃ=પ્રાણ, પ્રણીયતે=પ્રાણ ચેષ્ટા કરે છે. (૮)

શબ્દાર્થઃ—જે ચૈતન્ય, પ્રાણવડે શ્વાસ લેતું નથી પણ જેનાવડે પ્રાણ શ્વાસ લે છે તેને તું બ્રહ્મરૂપે જાણ. પણ જેની લોક ઇદંરૂપે ઉપાસના કરે છે તે બ્રહ્મરૂપ નથી. ૭.

ટીકાઃ—જે બ્રહ્મને પ્રાણ અર્થાત્ ઘ્રાણેન્દ્રિય લૌકિક ગંધની માફક વિષય કરતી નથી, પણ જે ચૈતન્યાત્માનો પ્રકાશ થવાથી પ્રાણ ઇન્દ્રિય અર્થાત્ ઘ્રાણ ઇન્દ્રિય પોતાના વિષય તરફ દોરવાય છે, તે બ્રહ્મને તું બ્રહ્મરૂપે જાણ. ૮

---

इति प्रथमः खण्डः ॥१॥

# દ્વિતીય ખંડ.

## બ્રહ્મ અધ્યાત્મ તથા અધિદૈવતથી વિલક્ષણ.

यदि मन्यसे सुवेदेति दभ्रमेवापि नूनं त्वं वेत्थ ब्रह्मणो रूपं यदस्य त्वं यदस्य न । देवेष्वथ नु मीमांस्यमेव ते मन्ये विदितम् ॥१॥

અન્વયાર્થઃ—યદિ=જો, મન્યસે=તું માને છે, સુવેદ=હું સારી રીતે જાણું છું, ઇતિ=એ પ્રમાણે. દભ્રં=અલ્પ, એવ=જ, અપિ=નો, નૂનં=ખચિત, ત્વં=તું, વેત્થ=જાણે છે, બ્રહ્મણઃ=બ્રહ્મનું, રૂપં=સ્વરૂપ, યત્=પ્રસિદ્ધ, અસ્ય=આ બ્રહ્મના, ત્વં=તું અર્થાત્ વેદિતા રૂપ, યત્=જે, અસ્ય=બ્રહ્મના, દેવેષુ=અગ્નિ આદિમાં અર્થાત્ વેદમાં (જે રૂપ છે, તે અલ્પ છે.) અથ=તેથી, નુ=ખચીત. મીમાંસ્યં=મનન કરવું જોઇએ, એવ=જ, (શિષ્ય કહે છે કે) તે=તારા વડે. મન્યે=હું માનું છું, વિદિતમ્=જણાયેલું. (૧)

શબ્દાર્થઃ—જો તું એમ ધારે છે કે, હું (બ્રહ્મને) સારી રીતે જાણું છું તો (હું કહું છું કે) તું બ્રહ્મના સ્વરૂપવિષે જે જાણે છે, તે ખરેખર અલ્પ છે. આ બ્રહ્મનું ત્વં રૂપ (મારાથી ભિન્ન રૂપ) તેમજ દેવોમાં રહેલ બ્રહ્મનું અધિદૈવતરૂપ એકે અલ્પ છે. આથી હજી તારે બ્રહ્મમાં મનન કરવું યોગ્ય છે. (શિષ્ય વિચાર કરી આવ્યા પછી, કહે છે કે–) હું ધારું છું કે; તે મને વિદિત છે. ૧

ટીકા–શ્રીશંકર ભગવાને આના સંબંધમાં કહ્યું છે કે, પ્રથમ ખંડમાં દર્શાવેલ બ્રહ્મના સ્વરૂપવિષેના વ્યાખ્યાનને જે શિષ્ય અનુસરે છે, તેને મનન કરવાની આવશ્યકતા રહે છે કે, હું બ્રહ્મને પૂર્ણ રીતે જાણું છું. વેદાન્તનાં સર્વ વચનોનું મુખ્ય તાત્પર્ય એ છે કે જેને જ્ઞાન છે તે દરેક જણ બ્રહ્મરૂપ છે આ ઉપનિષદમાં બ્રહ્મ સંબંધીના વિચારની પ્રથમ શરૂઆત આ વચનથી થાય છે કે " તે શ્રોત્રના શ્રોત્રરૂપે છે " અને તે વચનનું પૂર્ણપણે પ્રતિપાદન આ વચનથી થાય છે કે, " તે વાણીવડે પણ વ્યક્ત નથી." છેવટ તે વેદાંત શાખાનો નિર્ણય નીચલા શબ્દોથી થાય છેઃ–" તે (બ્રહ્મ) જે વિદિત છે તેનાથી ભિન્ન છે." આવી રીતનાં સ્ફુટ કારણો છતાં શિષ્યનું એમ ધારવું થાય છે કે, મને બ્રહ્મ સંબંધી પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું છે તે કેવળ મિથ્યા છે. જ્ઞાનનો વિષય થનારી દરેક વસ્તુનું પૂર્ણ જ્ઞાન શક્ય છે. પણ જે વસ્તુ જ્ઞાનનો વિષય જ નથી, તેનું જ્ઞાન થવું તદ્દન અશક્ય છે. આ વસ્તુ તે બ્રહ્મ છે. કારણ કે–જો તેમ થાય તો મારા જ્ઞાતાપણાના સ્વભાવનો નાશ થાય. જેમ અગ્નિ અન્ય વસ્તુઓને બાળી શકે છે પણ તે પોતાને બાળે છે એમ કહેવાઇ શકે નહિ તેમ એમ પણ કહેવાઇ શકે નહિ કે, બ્રહ્મ અન્ય વસ્તુના જ્ઞાનનો વિષય થઈ શકે છે, કારણ કે–તે સિવાય જ્ઞાતારૂપે અન્ય કોઇ બીજી વસ્તુ અસ્તિત્વરૂપે હોતી નથી.

' તું જે જાણે છે તે અલ્પ '' મૂળમાં કહેવામાં આવ્યું છે.

ધ્યને શંકા થાય છે કે,' ત્યારે બ્રહ્મનો સ્વભાવ ઘણારૂપે હોવો જોઇએ. કારણ કે તે વચન વધારે અથવા ઓછાપણાનો વિચાર દર્શાવે છે. આનો પ્રતિ ઉત્તર એ છે કે સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં બ્રહ્મની કલ્પના એકજ રૂપે છે, તે ઘણા રૂપે નથી. કારણ, તે વર્ણ તથા આકાર રહિત છે. પણ સ્થૂલ દૃષ્ટિએ જોતા તેનો સ્વભાવ ઘણારૂપે છે, જે અવિદ્યાથી ઉત્પન્ન થતા આવરણને લીધે દેખાય છે.

વળી એમ પણ કહેવામા આવ્યું છે કે, દરેક વસ્તુમા એવી રીતનો ગુણ હોય છે કે જેથી તેનું રૂપ ગુણ આદિનું વર્ણન થઈ શકે છે. બ્રહ્મનું વર્ણન કેવળ સજ્ઞાનવડેજ ઉપલબ્ધ છે. જે બાહ્ય કે અંતર ઇન્દ્રિયોનો વિષય નથી, પણ કેવળ બ્રહ્મ સાથેજ સંબંધ ધરાવે છે. આથી બ્રહ્મ જ્ઞાનરૂપે છે અને અમે તે કબુલ કરીએ છીએ કે, આ વાત સત્ય છે. પણ આમ થવાથી બ્રહ્મનો પૂર્ણ રીતે સાક્ષાત્કાર પ્રાપ્ત થઇ શકતો નથી. કારણ કે જે આપણે જ્ઞાન અથવા સંજ્ઞાનડે પ્રાપ્ય છે, તે બુદ્ધિ અથવા ઇન્દ્રયોના જ્ઞાનસાધનથી થઈ શકે છે. આથી જણાય છે કે જ્ઞાન અન્ય સાધનોને આશ્રયી છે. આથી આગળ કહેવામા આવ્યુ છે કે તે ( બ્રહ્મ ) જે વિદિત છે તેથી ભિન્ન છે તથા જે અવિદિત છે તેથી પણ બાહ્ય છે, એ વાત સત્ય ઠરે છે.

જેમ તત્‌રૂપે અર્થાત્ જીવાત્માના સબંધે બ્રહ્મભાવ તને અવિદિત છે તેમ દેવોના સંબંધે પણ તેનો ભાવ અવિદિત છે. જ્યારે આમ છે ત્યારે તેના અનંતરૂપ ભાવનું ઘણું જ ઓછું ગ્રહણ થઈ શકે છે. તેથી હું ધારૂછું કે, તારે ફરી તેના ભાવનું સ્મરણ કરવું જોઇએ. આમા વપરાયેલ ' મીમાંસ્ય ' શબ્દનાપર ડૉ. વેબર નીચે પ્રમાણે ટીકા કરે છેઃ—મીમાંસ્ય શબ્દ મૂળ મીમાસ્ ક્રિયાપદપરથી નીકળ્યું છે. આના પરથી મીમાસા શબ્દ નીકળ્યો છે, જે શતપંથ બ્રાહ્મણમાં વારંવાર વાપરવામાં આવ્યો છે. આ શબ્દ ઘણોજ જૂનામા જૂનો છે. તર્ક, યોગ તથા સાંખ્ય પણ શતપથ બ્રાહ્મણમા વપરાયલો છે. સાંખ્ય શબ્દ શ્વેતાશ્વતર ઉપનિષદમાં તેમજ આધુનિક અથર્વણ ઉપનિષદમાં પણ જોવામાં આવે છે. તર્ક શબ્દ જોકે વિવાદ વિષયીભૂત છે. છતાં તે કાઠક ઉપનિષદમા વાપરવામાં આવ્યો છે. તે અને વિદિત છે. ગુરુનાં કહેલાં વચનોનું મનન કર્યા પછી શિષ્ય પ્રત્યુત્તર આપે છે કે, " હું નથી ધારતો કે હું તેને સમ્યક્ રીતે જાણું છું, છતાં હું એમ નથી જાણતો કે હું તેને નથીજ ઓળખતો " અહીં ગુરૂ ઉહાપોહ કરે છે કે ત્યારે તો તમે બ્રહ્મને જાણતા નથી. " કારણ કે " હું તેને સારી રીતે નથી જાણતો તથા હું તેને જાણું છું," આ બેઉ વાક્યની વિરુદ્ધતા આવે છે. જો તમે એમ નહિ ધારતા હોકે, હું તેને સમ્યક્ રીતે જાણું છું, તો તમે એમ કેવી રીતે ધારી શકો કે, હું તેને જાણું છું? તેમજ જો તમે એમ ધારો કે, હું તેને જાણું છું તો તમે એમ કાં નહિ ધારતા કે હું તેને સાર રીતે જાણું છું ? ગુરુની આ પ્રમાણેની ઉહાપોહ છતા પણ શિષ્ય પોતાની શ્રદ્ધા વિષે દઢ રહે છે. શ્રુતિ, સ્મૃતિ તથા શાખાઓના વચનો પર વિશ્વાસ હોવાથી પોતાના વચનને તે વળગી રહે છે.

### બ્રહ્મ જ્ઞાત તથા અજ્ઞાતથી વિલક્ષણ.

नाहं मन्ये सुवेदेति नो न वेदेति वेद च ।
यो नस्तद्वेद तद्वेद नो न वेदेति वेद च ॥२॥

અન્વયાર્થઃ—ન=નહિ અહં=જ, મન્યે=હું માનું છું, સુવેદ=સારી રીતે હું જાણું છું. ઇતિ=એ રીતે, નો=નહિ, ન=નહિ, વેદ=હું જાણું છું. ઇતિ= એમ, વેદ=જાણું છું. ચ=તથા અર્થાત્ ભેદ બુદ્ધિના અભાવથી હું નથી જાણતો. યઃ=જે, નઃ=આપણામાંનો. તત્=મારા વચનને, વેદ=જાણે છે, તત્=તે બ્રહ્મને વેદ=જાણે છે, નો=નહિ, ન=નહિ, વેદ= જાણે છે, ઇતિ=એ રીતે, વેદ=જાણું છું, ચ=તથા અર્થાત્ તેમ પણ નથી ( ૨ )

શબ્દાર્થઃ—હું બ્રહ્મને સમ્યક્ રીતે જાણું છું. એમ હું નથી માનતો. વળી હું તે બ્રહ્મને નથી જાણતો, એમ પણ હું નથી માનતો. જો કે

હું તેને જાણું છું (પણ જાણતાં છતાં ભેદબુદ્ધિના અભાવથી હું નથી જાણતો.) આપણામાંનો જે અધિકારી બ્રહ્મને જાણે છે, તે ઉપર કહેલ પ્રકારે જાણે છે. હું તેને નથી જાણતો એમ પણ નથી, તેમ હું તેને જાણું છું. એમ પણ નથી. ૨

ટીકા:—નો ન વેદેતિ વેદ ચ આનું વિવરણ શ્રીશંકરભગવાને પોતાની તત્ત્વબોધિની પત્રિકામાં નીચે પ્રમાણે કર્યું છે:—હું તેને નથી જાણતો એમ પણ નથી, તેમ હું તેને જાણું છું, એમ પણ નથી.

ગુરુએ શિષ્યની પરીક્ષા લેવા ઉપર પ્રમાણે ઉપદેશ કર્યો, ત્યારે શિષ્ય એકાંત પ્રદેશ વિષે રહી, જે બ્રહ્માત્માના સ્વરૂપનો ગુરુએ ઉપદેશ કર્યો છે, તે આત્માના સ્વરૂપનો પોતાની બુદ્ધિવિષે નિશ્ચય કરી ગુરુની સમીપ આવી નીચે પ્રમાણે કહેવા લાગ્યો:—

શિષ્ય હે ગુરુ! હું બ્રહ્મને જાણું છું એમ હું માનું છુ

ગુરુ—હે શિષ્ય! તું બ્રહ્મના સ્વરૂપને કેવા પ્રકારનું જાણે છે?

શિષ્ય:-હે ગુરુ! હું બ્રહ્મને જાણુ છું એવા વિષયરૂપથી હું બ્રહ્મને નથી માનતો. તેમજ હું બ્રહ્મને જાણું છું અથવા નથી જાણતો એમ પણ નથી માનતો.

ગુરુ–આ તો તું વિરુદ્ધ બોલ્યો કે હું બ્રહ્મને જાણું પણ છું. તેમ નથી પણ જાણતો. જ્યારે એમ તું માને છે કે હું બ્રહ્મને જાણતો નથી ત્યારે હું બ્રહ્મને જાણું છું એમ તું કેમ કહે છે? તેમ જ જ્યારે હું બ્રહ્મને જાણું છું ત્યારે હું બ્રહ્મને નથી જાણતો, એમ કેવી રીતે કહે છે? ગુરુએ શિષ્યની પરીક્ષા લેવા સારૂ આ પ્રમાણે કહ્યું, ત્યારે શિષ્ય પોતાના દૃઢ નિશ્ચયથી જરા પણ ચલાયમાન થયો નહિ, પણ સિંહની માફક ગર્જના કરતો પોતાનો યથાર્થ અનુભવ પ્રકટ કરવા લાગ્યો.

શિષ્ય:-હે ગુરુ! આપણા બ્રહ્મચારીઓની મધ્યમાંનો જે કોઈ પણ અધિકારી આત્માના સ્વરૂપને જાણે છે, તે મારી કહેલી રીત પ્રમાણેજ જાણે છે, જે "બ્રહ્માત્મા જ્ઞાન છે અથવા ચ છે" એવા બે પ્રકારના વ્યવહારથી વિલક્ષણ ગુરુએ સ્વયંપ્રકાશ આત્માનો જે ઉપદેશ કર્યો હ તેના પરથી નિશ્ચય કરી શિષ્યે સ્વયંપ્રકાશ આત્માને જ્ઞાત તથા અજ્ઞાનથી ભિન્ન કરી કહ્યો. ૨

## શ્રુતિનો ઉપસંહાર

यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः ।
अविज्ञातं विजानतां विज्ञातमविजानताम् ॥ ३

અન્વયાર્થ:—યસ્ય=જે વિદ્વાનને, અમતં કર્તાદિરૂપે બ્રહ્મની પ્રાપ્તિ નથી થઈ, તસ્ય=તેને મતં=બ્રહ્મપ્રાપ્તિ થઈ છે, મતં=કર્તાદિ રૂપે પ્રાપ્તિ થઇ, યસ્ય=જે અવિદ્વાનને, ન=નહિ, બ્રહ્મને જાણે છે, સ:=તે, અવિજ્ઞાતં=ઓળખાયલ નથી, વિજાનતાં=ભેદ જ્ઞાન દર્શિને, વિજ્ઞાતં=ઓળખાયલો છે, અવિજાનતાં=ભેદ જ્ઞાનથી રહિતને (૧૧

શબ્દાર્થ:—જે (બ્રહ્મવેત્તા) માને છે બ્રહ્મ અમત અર્થાત્ કર્તૃકર્માદિથી અપ્રાપ્ત છે, તે નાથી બ્રહ્મ મત છે (તે બ્રહ્મને જાણે છે) જે (બ્રહ્મનો અવેત્તા) એમ જાણે છે કે, બ્રહ્મ મત અર્થાત્ કર્તૃકર્માદિથી પ્રાપ્ત છે તે બ્રહ્મને જાણતો નથી. જે વિવિધ પ્રકારે તેને જાણે છે, તેને બ્રહ્મ અવિજ્ઞાત છે તથા પ્રમાણાદિ વિવિધ જ્ઞાનથી રહિતરૂપે જાણનારાઓને તે સમ્યક્ પ્રકારે જણાય છે ૩

ટીકા—આનો ભાવાર્થ એમ પણ થઇ શકે કે, જેઓ બ્રહ્મને જાણે છે તેઓને તે અવિજ્ઞાત છે અને જેઓ તેને નથી જાણતા તેઓને તે વિજ્ઞાત છે. શંકર ભગવાન્ અહીં વધુ વિવેચન કરી કહે છે કે, "અમે બ્રહ્મને નથી જાણતા" આ વાક્યથી જેઓ કેવળ બ્રહ્મથી અજ્ઞાત છે તેઓને તો અમે બ્રહ્મને જાણીએ છીએ, એવો વિચાર હોતોજ નથી. પણ જેઓ મન, બુદ્ધિ આદિ ઇન્દ્રિયો વડે તેને જુવે છે, તેવાઓનેજ લેવા. આવા જનોને બ્રહ્મનું ખરૂં જ્ઞાન હોતું નથી, કારણ કે બ્રહ્મના કેવળ સ્વરૂપવિષે આવા વિચારો હોતા નથી.

અહિંથી ગુરુ શિષ્યનો સંવાદ ચાલતો પણ શ્રુતિ સર્વ અધિકારીને ઉ[illegible]
વિદ્વાન્ મન તથા વાણીના

સ્વરૂપને જાણે છે તે બ્રહ્મના સ્વરૂપને જાણે છે તથા જે મન તથા વાણીના વિષયરૂપે બ્રહ્મને માને છે તે બ્રહ્મના સ્વરૂપને યથાર્થ જાણતો નથી. વિવિધ પ્રકારે જાણનારને બ્રહ્મ અજ્ઞાત છે તથા વિવિધ પ્રકારથી રહિત જાણનારને બ્રહ્મ જ્ઞાત છે, અર્થાત્ સ્વયંપ્રકાશ બ્રહ્મ મન તથા વાણીનો અ-વિષય છે, આ રીતે જાણવાવાળા વિદ્વાનો યથાર્થ કરી બ્રહ્મને જાણે છે તથા અજ્ઞાનીને દેહ, ઇન્દ્રિય, આદિકમાં આત્મત્વબુદ્ધિ થાય છે. આથી તે અજ્ઞાની પુરુષો બ્રહ્મના વિષયરૂપને જાણવા છતા તેના યથાર્થ સ્વરૂપને જાણતા નથી. ૩

प्रतिबोधविदितं मतममृतत्वं हि विन्दते ।

आत्मना विन्दते वीर्यं विद्यया विन्दतेऽमृतम् ॥४॥

અન્વયાર્થ:-પ્રતિબોધવિદિતં=બુદ્ધિ વૃત્તિના સાક્ષીરૂપે જણાયલો બ્રહ્મ, મતં=ઓળખાયલો છે, અમૃતત્વં=મોક્ષપણું, હિ=કારણકે, વિન્દતે=મેળવે છે, આત્મના=સમાધિ યુક્ત ચિત્તવડે, વીર્યં=ગુરૂએ ઉપદેશેલી વિદ્યા રૂપી સામર્થ્ય, વિદ્યયા=ગુરૂએ કહેલ આત્મજ્ઞાન વડે, વિન્દતે=મેળવે છે, અમૃતમ્=મોક્ષ. (૪)

શબ્દાર્થ:—જો પ્રતિબોધરૂપે (બુદ્ધિવૃત્તિના સાક્ષીપણાવડે) જાણ્યો બ્રહ્મ મત (જ્ઞાત) થાય છે તો તે પુરુષ અમૃતત્વને પ્રાપ્ત થાય છે. આત્માવડે (શમાદિ યુક્તિવડે) સામર્થ્યને મેળવે છે અને જ્ઞાન-વડે અમૃતને મેળવે છે. ૪

ટીકા —બ્રહ્મવડે દરેક વિચાર ઉદ્ભવે છે એમ જે પુરુષે જાણ્યું છે તેને અમૃતત્વ પ્રાપ્ત થાય છે, અર્થાત્ દરેક વિચારના વેત્તારૂપે જેને તે જણાયેલ છે તેને અમૃતત્વ પ્રાપ્ત થાય છે. કોઇ સિદ્ધ વસ્તુરહિત આત્મારૂપે, જેનો સ્વભાવ માત્ર જાણવા અથવા વિચારવારૂપે છે, અર્થાત્ સર્વના દ્રષ્ટારૂપે જો તે જાણવામાં આવે છે, તો તેને બ્રહ્મનું યથાર્થ સ્વરૂપ જોવામા આવે છે.

ધનાદિથી પ્રાપ્ત થયેલ શક્તિથી અમૃતત્વ પ્રાપ્ત થતું નથી. કારણ ધનાદિથી પ્રાપ્ત થયેલ સામર્થ્ય મૃત્યુને પણ ઓળંગી જવા શક્તિમાન્ છે, ગણુ તે આતર તેમજ શાશ્વત પણ છે.

અંતઃકરણની જે જે વૃત્તિ ઉત્પન્ન થાય છે, તે સર્વ વૃત્તિ આત્માના પ્રકાશવડે પ્રકાશિત થઈ ઉત્પન્ન થાય છે. આત્માના પ્રકાશ વિના કોઈ પણ વૃત્તિ ઉત્પન્ન થતી નથી. આજ કારણથી સર્વ વૃત્તિઓને વિષયરૂપે પ્રકાશ કરવાવાળો આત્મા તે સર્વ વૃત્તિથી ભિન્ન સ્વયંપ્રકાશરૂપે છે. આ આત્માના જ્ઞાનથી પુરુષ અમૃત ભાવને પામે છે, અર્થાત્ જન્મમરણાદિથી રહિત તથા આનંદસ્વરૂપ બ્રહ્માત્માને પ્રાપ્ત થાય છે. આત્માના જાણવાથી સામર્થ્યને પામે છે. આ વિદ્યારૂપ સામર્થ્યથી તે જન્મ-મરણાદિને પામતો નથી ધન, મિત્ર, મંત્ર, ઔષધ, તપ અથવા યોગવડે પ્રાપ્ત થયેલ સામર્થ્યવડે મૃત્યુને તરી શકાતું નથી. ૪

## શરીરમાંના આત્માનું જ્ઞાનસ્વરૂપ.

इह चेदवेदीदथ सत्यमस्ति न चेदिहावेदीन्महती विनष्टिः । भूतेषु भूतेषु विचित्य धीराः प्रेत्यास्माल्लोकादमृता भवंति ॥ ५ ॥

અન્વયાર્થ-ઇહ=અધિકારી શરીરમા, ચેત્=જો, અવેદીત્=આત્માને ઓળખ્યો, અથ=તો, સત્યં=બ્રહ્માનંદનું ફળ, અસ્તિ=મળે છે, ન=નહિ, ચેત્=જો, અવેદીત્=ઓળખ્યા, મહતી=ઘણો સમય, વિનષ્ટિ=જન્મ મરણવાળો ક્લેશ, ભૂતેષુ ભૂતેષુ=ચરાચર પ્રાણીમા, વિચિંત્ય=માક્ષાત્કાર કરી, ધીરા=બુદ્ધિવાળા, પ્રેત્ય=ગયા પછી, અસ્માત્=આ, લોકાત્=અવિદ્યાવાળા લોકમાથી, અમૃતા=મરણ રહિત, ભવન્તિ=થાય છે. ૫.

શબ્દાર્થ:—અધિકાર યુક્ત શરીરમાં રહેલા આત્માને મનુષ્ય ઓળખે છે તો તે સત્યને પ્રાપ્ત થયેલ કહેવાય છે. જો કોઈ પણ પુરુષ અધિકારવાળા શરીરમાંના આત્માને નથી ઓળખતો તો તેને મહાન્ અનર્થ થાય છે. જે ધીરપુરુષો સર્વ ભૂતમાત્ર વિશે (બ્રહ્મનું સ્વરૂપ) જાણે છે તેઓ આ લોકમાથી ગમન કર્યા પછી અમૃતરૂપ થાય છે. ૫

ટીકા:—અધિકારી શરીરવાળા જો આ જન્મમાંજ પોતાના શુદ્ધ સ્વરૂપને જાણી લે છે તો તે સત્યસ્વરૂપ તથા આનંદરૂપ બ્રહ્મને પ્રાપ્ત થાય

છે. જો પુરૂષ ભરતખંડમાં અધિકારી મનુષ્ય શરીરને પ્રાપ્ત થઈ પરમેશ્વરની માયાવડે મોહિત થાય છે,-તુચ્છ વિષયમા આસક્ત થાય છે તથા પોતાના આનંદસ્વરૂપ આત્માને ઓળખતો નથી તો તેને ઘણીજ હાનિ થાય છે. આ હાનિવડે પુરૂષ વારંવાર જન્મમરણાદિ દુઃખને પામે છે તથા કામ ક્રોધાદિ ચોરને આધીન થઇ, પોતાના કર્માનુસાર અનેક ઉંચ નીચ શરીરને ગ્રહણ કરવાથી મુક્તાવસ્થાને પ્રાપ્ત થતો નથી. આ પ્રમાણે અધિકારી મનુષ્ય શરીરમા બ્રહ્માત્મસ્વરૂપના જ્ઞાનને પ્રાપ્ત થઇ મોક્ષ પામે છે. એકજ આત્મા સર્વ સ્થાવર જંગમ ભુતો વિશે અનેકરૂપે થઇ પ્રતીત થાય છે. જેમ વાસ્તવિક રીતે એકજ ચંદ્રમા જળપાત્રના ભેદવડે અનેકરૂપે પ્રતીત થાય છે. તેમજ એકજ આત્મા ઉપાધિના ભેદ વડે અનેક રૂપે પ્રતીત થાય છે, પણ ખરૂં જોતાં તે એક છે. આ પ્રમાણે સર્વ ભૂતોમાં પરમાર્થરૂપે એકજ પરમાત્મા અનેકરૂપે સ્થિત છે. આ પ્રમાણે જે ધીર અર્થાત્ વિવેકી પુરૂષ વિશેષ ચિંતન કરી દેહ ઇંદ્રિયાદિકમાં અહંમમાદિક બુદ્ધિનો ત્યાગ કરે છે તે પોતાના વર્તમાન શરીરને છોડી અમૃત ભાવને-મોક્ષને પામે છે, અર્થાત્ તે ફરી જન્મમરણાદિ દુઃખને પ્રાપ્ત થતો નથી. ૫

इति द्वितीयः खण्डः ॥२॥

---

# તૃતીય ખંડ.

## બ્રહ્મવિદ્યાનું ઉમારૂપે પ્રકટ થવું.

ब्रह्म ह देवेभ्यो विजिग्ये तस्य ह ब्रह्मणो विजये देवा अमहीयन्त त ऐक्षन्तास्माकमेवायं विजयोऽस्माकमेवायं महिमेति ॥१॥

અન્વયાર્થઃ—બ્રહ્મ=સચ્ચિદાનંદ રૂપ બ્રહ્મે, હ=ખચીત, દેવેભ્યઃ=દેવો માટે, વિજિગ્યે=જય મેળવ્યો, તસ્ય=તે, હ=ખચીત, બ્રહ્મણઃ=બ્રહ્મના, વિજયે=વિજયમાં, દેવા=ઇન્દ્ર આદિ દેવો, અમહીયંત=પૂજાવા લાગ્યા, તે=તેઓ, ઐક્ષન્ત=વિચારવા લાગ્યા, અસ્માકં=અમારો, એવ=જ, અયં=આ, વિજ= વિજય, અસ્માકં=અમારૂં, એવ=જ, અયં મહિમા=મોટાપણું. (૧)

શબ્દાર્થઃ—બ્રહ્મે એક સમય દેવોને મા[ટે] વિજય મેળવ્યો. આ બ્રહ્મના વિજયથી દેવતાએ[ાન]ો મહિમા વધ્યો. તેઓએ ધાર્યું કે, આ [વિજય] અમારોજ છે તથા આ મહિમા પણ અ[મારો] પોતાનોજ છે. ૧

ટીકાઃ—સચ્ચિદાનંદ લક્ષણરૂપ બ્રહ્મે દેવો પર અનુગ્રહ કરી અસુર લોકોપર જય મેળવ્યો આ સચ્ચિદાનંદ બ્રહ્મથી અસુરોનો પરાજય થ[તાં] ઇન્દ્રાદિ સર્વ દેવો પૂજાવા લાગ્યા. તેઓ [એમ] માનવા લાગ્યા કે કાર્ય કારણના સંઘાતરૂપ અ[મે] પોતેજ અસુરોનો પરાજય કરી [illegible] અર્થાત્ તેઓમા અહંભાવ ઉત્પન્ન થયો.

વિજયઃ—જ્યારે અસુરો પોતાની શ્રેષ્ઠતા દેવોની સાથે લડતા હતા ત્યારે બ્રહ્મે દેવોનો [તે]ઓપર વિજય મેળવાવ્યો. શ્રી શંકર ભગવાન્ સંબંધમાં કહે છે કે, દેવતાના દ્દષ્ટાંતથી બ્રહ્મ સ્વરૂપને ઓળખવાની કઠિનતા પડે, જેથી કથા[દ્વારા] બ્રહ્મનું સ્વરૂપ વર્ણવવામા આવ્યું છે અથવા [તો] અગ્નિ આદિ સર્વ દેવો બ્રહ્મજ્ઞાનવડે શક્તિ પા[મે] છે, જેથી બ્રહ્મના મહિમાની સ્તુતિ કરવા આ [કથા] આપવામા આવી છે.

तद्धैषां विजज्ञौ तेभ्यो ह प्रादुर्बभूव ।
तन्न व्यजानन्त किमिदं यक्षमिति ॥ २ ॥

અન્વયાર્થઃ—તત્=અસુરનો પરાભવ કરનાર બ્રહ્મ, હ=ખચીત, એષાં=આ ઇન્દ્રાદિનો, (મોહ) વિજજ્ઞૌ=જાણ્યો, તેભ્યઃ=તે દેવોના અનુગ્રહ માટે, હ=ખચીત, પ્રાદુર્બભૂવ=પ્રકટ થયા, તત્=તે બ્રહ્મને, ન=નહિ, વ્યજાનંત=ઓળખ્યા, કિમ્=શું, ઇદં=આ પ્રત્યક્ષ, યક્ષં=પૂજ્ય, ઇતિ=આ રીતે (નહિ ઓળખવા લાગ્યા.) (૨)

શબ્દાર્થઃ—તેણે તેઓના આ (મોહને) જાણ્યો તથા તેઓની સમક્ષ પોતાનું સ્વરૂપ પ્રકટ કર્યું દેવોએ તેમને ઓળખ્યા નહિ (તથા માંહોમાંહે પૂછવા લાગ્યા કે) આ પ્રત્યક્ષ પૂજ્ય શું હશે? ૨

ટીકા:—એક સમયે સ્વર્ગ લોક વિશે રહેના દેવોએ બ્રહ્મવિદ્યાના પ્રતાપથી સર્વ અસુરોનાપર જય મેળવ્યો. જેવી રીતે અગ્નિની સમીપતાથી પતંગીઆનો નાશ થાય છે, તેમ બ્રહ્મવેત્તા દેવતાઓની સમીપતાથી અસુરનો નાશ થયો. જેમ તપ્ત લોહપિંડ તૃણાદિનો દાહ કરવા સમર્થ થાય છે, પણ અગ્નિના સંબંધવિના તે લોહ કેવળ પોતેજ તૃણાદિનો દાહ કરવા સમર્થ નથી, તેમ બ્રહ્મરૂપી અગ્નિથી પ્રકાશવાન્ અર્થાત્ બળવાન્ દેવો અસુરોનો નાશ કરવા લાગ્યા. બ્રહ્મરૂપ અગ્નિના સામર્થ્યવિના દેવોરૂપ લોહ તૃણની માફક અસુરોનો નાશ કરવા સમર્થ થતા નથી, માટે બ્રહ્મતેજવડે દેવતાઓ અસુરોનો નાશ કરવા સમર્થ થાય છે. જો બ્રહ્મતેજથીજ દેવો અસુરોનો નાશ કરવા સમર્થ થયા તથા બ્રહ્મ સર્વત્ર વ્યાપક હોવાથી સર્વેના આત્મારૂપ છે, આથી સર્વ પુરૂષોમાં બ્રહ્મ વિદ્યમાન હોવાથી તે સર્વે પોતપોતાના શત્રુઓનો નાસ કરવા શક્તિવાન્ કાં થતા નથી? એવી કોઇને શંકા ઉત્પન્ન થાય, તો તેના ઉત્તરમાં જણાવવાનું કે, સૂર્યનો પ્રકાશ સર્વત્ર વ્યાપક છે, છતાં સૂર્યકાંત મણિ વિશે સૂર્યનાં કિરણો પડવાથી તે પટાદિને દાહ કરવા સમર્થ થાય છે. અન્ય સ્થાન વિશે રહેલ રશ્મિ દાહ કરવા સમર્થ નથી. તેમ બ્રહ્મતેજ જો કે સર્વત્ર વ્યાપક છે, છતાં પણ સત્ત્વગુણપ્રધાન દેવતાઓમાં તે વિશેષ કરી હોય છે. આ હેતુથીજ દેવો બ્રહ્મબળવડે અસુરોનો જય કરતા હતા. "બ્રહ્મ બળવડે અમારો જય થયો છે" આમ માનવા છતાં ભોગ વિશે આસક્ત થવાથી દેવોને તે વિસ્મરણ થયું તથા એમ માનવા લાગ્યા કે, અમે અમારા પોતાના બળથીજ અસુરોનો જય કર્યો છે. જેમ દુઃખને પ્રાપ્ત થયેલ કોઈ પુરૂષ કોઈ દયાળુ પુરૂષની કૃપાવડે દુઃખમાંથી મુક્ત થયા પછી ફરી ભોગમાં આસક્ત થવાથી પોતાના ઉપકારને ભૂલી જાય છે, તેમ બ્રહ્મના બળથી અસુરો જીત્યા પછી ભોગમા આસક્ત થવાથી દેવો બ્રહ્મના ઉપકારને ભૂલી ગયા તથા રજોગુણી થવાથી તેઓ એમ માનવા લાગ્યા કે, અમે પોતેજ અસુરોના નાશનું કારણ છીએ. અમે અમારી પોતાની બુદ્ધિવડે અસુરોનો જય કર્યો છે, અમે મહા બળવાન્ છીએ, અમારા સરખું બીજું કોણ સંસારમાં બળવાન્ છે? આ રીતે જ્યારે દેવોને નાશનું કારણ અભિમાન ઉત્પન્ન થયું ત્યારે ગર્વને હરણ કરનાર પિતા તુલ્ય દયાળુ ઇશ્વર (બ્રહ્મ) દેવોના કલ્યાણ માટે આ પ્રમાણે વિચાર કરવા લાગ્યા, કે આ દેવો હું બ્રહ્મના તેજથી આટલા બળવાન્ છતા કૃતઘ્ની થઇ મારૂં વિસ્મરણ કરે છે. આ અભિમાનથી એ લોકનો નાશ થશે, માટે એ લોકનું અભિમાન દૂર કરવું જોઇએ. આ પ્રમાણે દયાળુ બ્રહ્મ વિચાર કરી પોતાની માયાવડે તેઓ સગુણ સ્વરૂપ થઇ, યક્ષનું (પૂજ્યનું) રૂપ ધારણ કરી દેવસભા વિશે પ્રકટ થયા. આવું યક્ષનું સ્વરૂપ ઓળખી ન શકવાથી તેઓ માંહોમાંહે કહેવા લાગ્યા કે, આ પૂજનીય સ્વરૂપ કોનું છે? કોઇ અમારા શત્રુ રાક્ષસ આવેલ છે કે કોઈ બીજું છે? ૨

तेऽग्निमब्रुवन् जातवेद एतद्विजानीहि किमेतद्यक्षमिति तथेति ॥३॥ तदभ्यद्रवत्तमभ्यवदत् कोऽसीत्यग्निर्वा अहमस्मीत्यब्रवीज्जातवेदा वा अहमस्मीति ॥ ४ ॥

અન્વયાર્થ:-તે=તે ઇન્દ્રાદિ, અગ્નિં=અગ્નિને, અબ્રુવન્=કહેવા લાગ્યા, જાતવેદ=હે અગ્નિ! એતત્=આ પ્રત્યક્ષ, વિજાનીહિ=ઓળખો, કિમ્=શું, એતત્=આ, યક્ષં=પૂજ્ય, ઇતિ=એમ કહ્યા પછી, તથા=ઠીક, ઇતિ=એમ કહી. (૩) તત્=તે પૂજ્યની પાસે, અભ્યદ્રવત્=ગયો, તં=તે અગ્નિને, અભ્યવદત્=(પૂજ્ય બ્રહ્મ) કહેવા લાગ્યા, કઃ=કોણ, અસિ=છો, ઇતિ=આમ પૂછ્યા પછી, અગ્નિઃ=અગ્નિ, વા=પ્રસિદ્ધ, અહં=હું, અસ્મિ=છું, ઇતિ=એમ, અબ્રવીત્=કહ્યું, જાતવેદા=જાતવેદ અગ્નિરૂપે, વા=પ્રસિદ્ધ, અહં=હું, અસ્મિ=છું, ઇતિ=એમ કહ્યા પછી. ૩-૪.

શબ્દાર્થ:-તેઓએ અગ્નિને કહ્યું; હે જાતવેદ! તમે જઇ ખબર કાઢી લાવો કે; આ યક્ષરૂપે કોણ છે? અગ્નિએ તેમ કરવાની હા પાડી. ૩ તે (અગ્નિ

દેવ) તેની (યક્ષની) સમીપ ગયા. યક્ષે કહ્યું "તું કોણ છે" તેણે પ્રત્યુત્તર દીધો કે, ખરેખર અગ્નિદેવ છુ હું ખરેખર *જાતવેદ છું. ૪.

तस्मिंस्त्वयि किं वीर्यमित्यपीदꣳ सर्वं दहेयम्। यदिदं पृथिव्यामिति ॥५॥ तस्मै तृणं निदधावेतद्दहेति तदुपप्रेयाय सर्वजवेन तन्न शशाक दग्धुं स तत एव निववृते नैतदशकं विज्ञातुं यदेतद्यक्षमिति ॥६॥

અન્વયાર્થ:—તસ્મિન્=તે, ત્વયિ=તારામાં, કિં=કેટલું, વીર્ય=બળ, ઇતિ=આમ, અપિ=પણ, ઇદં=લીલું સૂકું આ, સર્વં=સઘળું, દહેયમ્=દહન કરી શકું, યત્=ચરાચર જે કાંઇ, પૃથિવ્યાં=પૃથ્વી પર, (રહેલું છે,), ઇતિ=અગ્નિએ એમ કહ્યા પછી, તસ્મૈ=તે અગ્નિ પાસે, તૃણં=સૂકું ઘાસ, નિદધૌ=મૂક્યું, એતત્=આ, દહ=બાળ, ઇતિ=આ રીતે, તત્=તે તૃણ, ઉપપ્રેયાય=સમીપ ગયા, સર્વજવેન=પોતાના સઘળા વેગથી, તત્=તે ઘાસને, ન=નહિ, શશાક=શક્તિમાન થયો, દગ્ધું=બાળવા, સઃ=ગર્વ રહિત અગ્નિ, તતઃ=બાળવાના વ્યાપારમાંથી, એવ=જ, નિવવૃતે=નિવૃત્તિ પામ્યો, ન=નહિ, એતત્=આ વિશેષ રૂપને, અશકં=હું સમર્થ થાઉં, વિજ્ઞાતું=જાણવા, યત્=શું, એતત્=આ, યક્ષં=પૂજ્ય. ૫–૬.

શબ્દાર્થ:-યક્ષે તેને પૂછ્યું;-તારે વિશે કેવા પ્રકારનું સામર્થ્ય રહેલ છે? અગ્નિએ પ્રત્યુત્તર દીધો કે,-આ પૃથ્વી વિશે જે કાંઇ હોય છે તેનું દહન કરવા હું શક્તિમાન્ છું. ૫ તેણે (યક્ષરૂપ બ્રહ્મે) તેની-અગ્નિની સમીપમાં એક તૃણ મૂક્યું અને કહ્યું, "આનું દહન કર." પોતાના સર્વ વેગવડે તે તૃણની સમીપ ગયો, પણ તે તેનું દહન કરી શક્યો નહિ. ત્યાર પછી તે દેવોની પાસે પાછો ફર્યો અને કહ્યું,-આ યક્ષરૂપ કોણ છે, તે જાણવા હું શક્તિવાન થાઉં એમ નથી. ૬

* જાતવેદનો અર્થ ધનનો દાતા, વ્યાપકરૂપ અથવા અત્યંત બુદ્ધિમાન્ થાય છે.

अथ वायुमब्रुवन् वायवेतद्विजानीहि किमेतद्यक्षमिति तथेति ॥७॥ तदभ्यद्रवत्तमभ्यवदत्कोऽसीति वायुर्वा अहमस्मीत्यब्रवीन्मातरिश्वा वा अहमस्मीति ॥८॥

અન્વયાર્થ:-અથ=ત્યાર પછી, વાયું=વાયુને, અબ્રુવન્=ઇન્દ્રાદિ કહેવા લાગ્યા, વાયો=હે વાયુ, એતત્=આ યક્ષને, વિજાનીહિ=ઓળખી કાઢો, કિં=કોણ, એતત્=આ, યક્ષં=પૂજ્ય, ઇતિ-એમ કહ્યું ત્યારે, તથા=ઠીક, ઇતિ=એમ કહી, તત્=તે યક્ષ પાસે, અભ્યદ્રવત્=ગયો, તં=તે વાયુને, અભ્યવદત્=પૂછ્યું, કઃ=કોણ, અસિ=તમે છો, ઇતિ=એમ પૂછ્યા પછી વાયુએ કહ્યું, વાયુઃ=વાયુ, વા=પ્રસિદ્ધ, અહં=હું, અસ્મિ=છું, ઇતિ=એમ, અબ્રવીત=કહ્યું, માતરિશ્વા=આકાશમાં ગમન કરનાર વાયુ રૂપે, વા=પ્રસિદ્ધ, અહં=હું, અસ્મિ=છું, ઇતિ=એમ કહ્યા પછી. ૭–૮

શબ્દાર્થ:-પછી તેઓએ વાયુદેવને કહ્યું, કે હે વાયુદેવ ! આ યક્ષરૂપ કોણ છે તે જાણી આવો. વાયુદેવે તેમ કરવાની હા પાડી. ૭ તે (વાયુ) તેની સમીપ ગયો. યક્ષે કહ્યું, કે "તું કોણ છે ?" તેણે પ્રત્યુત્તર દીધો;-'હું ખરેખર વાયુ છું. હું ખરેખર માતરિશ્વ છું.' ૮

ટીકા:-માતરિ-અંતરિક્ષે શ્વયતીતિ માતરિશ્વઃ વાયુ પોતાના અંતરિક્ષ વિશે રહેજ છે, માટે એને માતરિશ્વ કહેવામાં આવે છે.

तस्मिंस्त्वयि किं वीर्यमित्यपीदं सर्वमाददीयं यदिदं पृथिव्यामिति ॥९॥ तस्मै तृणं निदधावेतदादत्स्वेति तदुपप्रेयाय सर्वजवेन तन्न शशाकादातुं स तत एव निववृते नैतदशकं विज्ञातुं यदेतद्यक्षमिति ॥१०॥

અન્વયાર્થ:—યક્ષે કહ્યું કે, તસ્મિન્=તે, ત્વયિ=તારામાં, કિં=કેટલું, વીર્ય=બળ, ઇતિ=એમ કહેવા પછી, અપિ=પણ, ઇદં=આ, સર્વં=સઘળું,-આદદીયં=હું ગ્રહણ કરી શકું, યત્=જે, 'જે' વસ્તુ, પૃથિવ્યા=પૃથ્વીપર, ઇતિ=એમ" તસ્મૈ=વાયુ સમીપ, તૃણં=ઘાસ

એતત્=આ, આદત્સ્વ=ગ્રહણ કર, ઇતિ=એમ કહ્યા પછી, તત્=તે તૃણને, ઉપપ્રેયાય=ગયો, સર્વજવેન=સઘળા બળથી, તત્=તે તૃણને, ન=નહિ, શશાક=શક્તિમાન થયો, આદાતું=ગ્રહણ કરવા, સઃ=તે વાયુ, તતઃ=ગ્રહણ કરવાના વ્યાપારથી, એવ=જ, નિવવૃતે=નિવૃત્ત થયો, ન=નહિ, એતત્=આ, અશકં=શક્તિમાન થાઉં, વિજ્ઞાતું=જાણવા, તત્=તે, એતત્=આ, યક્ષં=પૂજ્ય, ઇતિ=આમ થયા પછી. ૯–૧૦.

શબ્દાર્થઃ–તેણે–બ્રહ્મે વાયુને પૂછ્યું; તારું સામર્થ્ય કેટલું છે? વાયુએ પ્રત્યુત્તર દીધો:–આ પૃથ્વીપર જે કાંઈ હોય છે, તેને ઘસડી શકવા હું સામર્થ્યવાન્ છું. ૯ પછી બ્રહ્મે તેની સમીપ તૃણ મૂક્યું તથા કહ્યું:–આ તૃણને ઘસડી જા. વાયુ પોતાના સર્વ વેગવડે તેની સમીપ ગયો, પણ તે તૃણને ખસેડી શક્યો નહિ. પછી તે દેવોની પાસે પાછો ગયો અને કહેવા લાગ્યો કે,–આ યક્ષરૂપ કોણ છે, તે હું જાણી શકું એમ નથી. ૧૦

अथेन्द्रमब्रुवन्मघवन्नेतद्विजानीहि किमेतद्यक्षमिति तथेति तदभ्यद्रवत्तस्मात्तिरोदधे ॥११॥

શબ્દાર્થ:—અથ=ત્યાર પછી, ઇન્દ્રં=ઇન્દ્રને, અબ્રુવન્=કહ્યું, મઘવન્=હે ઇન્દ્ર, એતત્=આસમક્ષ ઉભેલ, વિજાનીહિ=જાણી લાવ, કિં=કોણ, એતત્ આ, યક્ષં=પૂજ્યરૂપે, ઇતિ=એમ કહ્યા પછી, તથા=તથાસ્તુ, ઇતિ=એમ કહી, તત્=તે યક્ષની પાસે, અભ્યદ્રવત્=ગયો, તસ્માત્=તે ઇન્દ્ર પાસેથી, તિરોદધે=અંતર્ધાન થયો. (૧૧)

શબ્દાર્થઃ–પછી સર્વ દેવોએ ઇન્દ્રદેવને કહ્યું–હે મઘવન્! આ યક્ષરૂપ કોણ છે, તે જાણી લાવો. ઇન્દ્રે તેમ કરવાની હા પાડી. તે તેની સમીપ ગયો, પણ બ્રહ્મ તેની સમીપમાંથી અદૃશ્ય થઇ ગયા. ૧૧

ટીકાઃ—સર્વ દેવોમાં ઇન્દ્ર વધારે વીર્યવાન્ છે, છતાં બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવામાં તેની શક્તિ અલ્પ છે, તે દર્શાવવા બ્રહ્મ ત્યાંથી અદૃશ્ય થઇ ગયા. વળી ઇન્દ્રના અભિમાનનું નિરાકરણ કરવા ઇન્દ્ર સાથે યક્ષે ભાષણ પણ કર્યું નહિ.

स तस्मिन्नेवाकाशे स्त्रियमाजगाम बहुशोभमानामुमां हैमवतीं तां होवाच किमेतद्यक्षमिति ॥१२॥

અન્વયાર્થ–-સઃ=તે ઇન્દ્ર, તસ્મિન્=તે, એવ=જ, આકાશે=આકાશમાં, સ્ત્રિયમ્=સ્ત્રી રૂપ બ્રહ્મ વિદ્યા, આજગામ=ઉત્પન્ન થઇ, બહુશોભમાનાં=અત્યંત કાંતિવાળી, ઉમાં=ગવાની રૂપ બ્રહ્મ વિદ્યાને, હૈમવતીં=હિમાચળની પુત્રી, તાં=તેને, હ=ખચીત, ઉવાચ–પૂછ્યું. કિં=કોણ, એતત્=આ, યક્ષં=પૂજ્ય રૂપે છે, ઇતિ=ત્યાર પછી. (૧૨)

શબ્દાર્થઃ–ત્યાં અંતરિક્ષવિષે અતિશય શોભાયુક્ત હિમવાનની પુત્રી ઉમારૂપે એક સ્ત્રીને તેણે જોઇ. તે તેની સમીપ ગયો તથા પૂછવા લાગ્યો કે, આ યક્ષરૂપ કોણ છે? ૧૨

ટીકાઃ—અગ્નિ તથા વાયુની માફક ઇન્દ્ર પાછો ફર્યો નહિ, પણ તે યક્ષરૂપ કોણ હશે, તેના વિચારમાં ત્યાંજ ઉભો થઇ રહ્યો. યક્ષ વિષે ઇન્દ્રની શ્રદ્ધા જોઇ ઉમારૂપે બ્રહ્મવિદ્યા તેની સમીપ પ્રકટ થઇ. હૈમવતીના બે અર્થો થાય છે, કાં તો સુવર્ણથી અલંકૃત થયેલ અથવા હિમવતીની પુત્રી. કારણ તે ઇશ્વરી શિવની સમીપમાંજ સર્વદા રહે છે, માટે તે જાણતાં હોવાં જોઇએ. "હિમવતની પુત્રી" એમ શંકરનું કહેવું વધારે શ્રેષ્ઠ લાગે છે. આ ઉપનિષદ્ જ્યારે અસ્તિત્વમાં આવેલું ત્યારે શૈવ ભક્તિ વધારે પ્રબળ હોવી જોઇએ. ડા૦ વેબર આના સંબંધમાં નીચે પ્રમાણે વિવેચન કરે છે.–

કેન ઉપનિષદ્ના ૩ જા તથા ૪ થા ખંડ પ્રમાણે પૃથ્વી, અંતરિક્ષ તથા સ્વર્ગવિષે જેવા અગ્નિ, વાયુ, અને સૂર્ય મુખ્ય દેવો ગણાય છે, તેવાજ અગ્નિ, વાયુ તથા ઇન્દ્રને પરમ પૂજ્ય માનવામાં આવ્યા છે. અગ્નિ, વાયુ તથા ઇન્દ્રની ગણના બે દેવોમાં કરવામાં આવી છે. કારણ ઇન્દ્ર તથા વાયુનું એકજ રૂપ છે. શુક્લ તથા કૃષ્ણ યજુર્વેદમાં આ સંબંધે ઘણાં દૃષ્ટાંતો જોવામાં આવે છે, જેમાં આ બેને દ્વિવચનમાં મૂકવામાં આવે છે તથા ઋગ્વેદના પુરુષસૂક્તવિષે એ બેઉ દેવોની સાથે એકવચન મૂકવામાં આવ્યું છે. છતાં આ બાબત વિષે પૂર્ણ ખુલાસો આપી શકાય એમ નથી. પણ એટલું તો નક્કી છે કે, સર્વ પવિત્ર વસ્તુઓની સાદૃશ્યતા બ્રહ્મવિષે માનવામાં આવે છે. આ વાર્તા

પણ એમ દર્શાવી આપે છે કે, સર્વ પવિત્ર વ્યક્તિઓમાં બ્રહ્મની શ્રેષ્ઠતા પૂર્ણ છે. બ્રહ્મ અને દેવતાઓના મધ્યસ્થરૂપે ઉમા હિમાવતી કેવી રીતે કહેશે ? શંકરના વચન પ્રમાણે ઉમારૂપે બ્રહ્મવિદ્યા ઇન્દ્રની સમીપ પ્રકટ થયેલ કહેવામાં આવે છે. સોમ શબ્દના વિવેચનવિશે સાયણાચાર્યે કહ્યું છે કે, हिमवत् पुत्र्या गौर्या ब्रह्मविद्याभिमानीरूपत्वात् गौरीवाचकां ब्रह्मविद्यां उपलक्षयति अत एव तलवकारोपनिषदि ब्रह्मविद्यामूर्तिप्रस्तावे बहुशोभमानां उमां हैमवतीं तां होवाचेति तद्विषयतया उमया सह वर्तमानत्वात् सोमः તેમજ અનુવાર્તિકકાર લખે છે કે;-उमा ब्रह्मविद्या तया सह वर्तमान सोम परमात्मन्. વળી કહ્યું કે;-अंबिका जगन्माता पार्वती तस्या भर्तरि अंबिकापत्यौ तस्या एव ब्रह्मविद्यात्मकदेह उमाशब्देनोच्यते। (१२)

इति तृतीयः खण्डः ॥ ३ ॥

# ચતુર્થ ખંડ.

## ઇન્દ્રના અભિમાનનો નાશ.

सा ब्रह्मेति होवाच ब्रह्मणो वा एतद्विजये महीयध्वमिति ततो हैव विदाञ्चकार ब्रह्मेति ॥१॥

અન્વયાર્થઃ—સા=તે ઉમાએ, બ્રહ્મ=યક્ષ બ્રહ્મરૂપે,ઇતિ=એમ, હ=નક્કી, ઉવાચ=કહ્યું, બ્રહ્મણઃ=બ્રહ્મનો, વા=પ્રસિદ્ધ એતત્ વિજયે=આ વિજય થતાં છતાં, મહીયધ્વં=તમે મહિમાને પામો, ઇતિ=આરીતે, હ=નક્કી, એવ=જ, વિદાંચકાર=ઓળખ્યા, બ્રહ્મ=(યક્ષ) બ્રહ્મરૂપે, ઇતિ=એ રીતે. (૧)

શબ્દાર્થઃ—તે બ્રહ્મવિદ્યાએ કહ્યું,-(તે બ્રહ્મરૂપ છે) કારણ પ્રસિદ્ધ બ્રહ્મનો આ વિજય થવાથી તમે મહિમાને પામ્યા. આથી ઉમાના કહેવાથીજ તેણે (ઇન્દ્રે) બ્રહ્મને ઓળખ્યા. ૧

ટીકાઃ—જ્યારે ઇન્દ્રે દેવીને પૂછ્યું, ત્યારે બ્રહ્મવિદ્યારૂપ ઉમાદેવી તેને કહેવા લાગ્યાં; હે ઇન્દ્ર! જે યક્ષ તેં જોયો તેના પ્રતાપથીજ તારો જય તથા મહિમા છે. પણ તને પોતાને અભિમાન આવ્યું તેથી તારૂં અભિમાન તોડવા બ્રહ્મે યક્ષનું સ્વરૂપ ધારણ કર્યું છે. જ્યારે ઉમાદેવીરૂપ બ્રહ્મવિદ્યાએ ઇન્દ્રને આમ કહ્યું, ત્યારે ઇન્દ્ર અભિમાનનો ત્યાગ કરી બ્રહ્મને સર્વ જગતનું કારણ માનવા લાગ્યો. ૧

तस्माद्वा एते देवा अतितरामिवान्यान्देवान् यदग्निर्वायुरिन्द्रस्ते ह्येनन्नेदिष्ठं पस्पर्शुस्ते ह्येनत् प्रथमो विदाञ्चकार ब्रह्मेति ॥ २ ॥

અન્વયાર્થઃ—તસ્માત્=(ઇન્દ્રે ઉમાના વચનથી બ્રહ્મનો નિશ્ચય કર્યો) તેથી, વા=પ્રસિદ્ધ, એતે=આ, દેવાઃ=અગ્નિ આદિ દેવો, અતિતરામિવ=અત્યંત શ્રેષ્ઠ છે. અન્યાન્=અન્ય, દેવાન્=દેવોને, યત્=જે, અગ્નિઃ, વાયુઃ, ઇન્દ્રઃ=અગ્નિ, વાયુ તથા ઇન્દ્ર નામવાળા, તે=તેઓ, હિ=કારણ કે, એનત્=આ બ્રહ્મરૂપ યક્ષ, નેદિષ્ઠં=અત્યંત સમીપવર્તી, પસ્પર્શુઃ=સ્પર્શકર્યો, તે=તે અગ્નિઆદિએ, હિ=કારણકે, એનત્=આ બ્રહ્મને, પ્રથમઃ=પ્રધાનરૂપે (થયો) અથવા પ્રથમ, વિદાંચકાર=જાણ્યું, બ્રહ્મ=બ્રહ્મ. ઇતિ=આરીતે. (૨)

શબ્દાર્થઃ—આ બ્રહ્મથી ખરેખર આ દેવો—અગ્નિ, વાયુ અને ઇન્દ્ર બીજા દેવોથી શ્રેષ્ઠ થયા. કારણ કે તેઓએ ઘણાજ સમીપમાં તેનો સ્પર્શ કર્યો તથા તેઓએ પ્રથમ બ્રહ્મને ઓળખ્યા. ૨

ટીકાઃ—અગ્નિ, વાયુ તથા ઇન્દ્ર આ ત્રણ દેવો બ્રહ્મની સાથે બોલવા માટે ઘણાજ સમીપમાં ગયા. આથી તે ત્રણ દેવો બીજા દેવો કરતાં શક્તિ તથા ગુણમાં અધિક થયા. તેઓએ બ્રહ્મથી કહેવાયેલ સંવાદાદિ પ્રકારવડે બ્રહ્મનો સ્પર્શ કર્યો, માટે તેઓ પ્રથમ થયા. તેમાં પણ ઇન્દ્રે પ્રથમ જાણ્યું. કે આ બ્રહ્મ છે તથા અગ્નિ અને વાયુ એ ઇન્દ્રના કહેવાથી જાણ્યું, માટે ઇન્દ્ર સર્વ દેવોમાં શ્રેષ્ઠ કહેવાયા. ૨

तस्माद्वा इन्द्रोऽतितरामिवान्यान् देवान् स ह्येनन्नेदिष्ठं पस्पर्श स ह्येनत् प्रथमो विदाञ्चकार ब्रह्मेति ॥ ३ ॥

**અન્વયાર્થ:**—તસ્માત્=આ હેતુથી, વા=પ્રસિદ્ધ, ઇંદ્ર:=ઇન્દ્રે, અતિતરામિવ=શ્રેષ્ઠ રૂપે રહે છે, અન્યાન્=બીજા, દેવાન્=દેવો કરતાં, સ:=તે ઇન્દ્રે, હિ=કારણકે એનત્=આ, નેદિષ્ઠં=પાસે રહેલાનો, પસ્પર્શ=સ્પર્શ કર્યો, સ:=તે ઇન્દ્રે, હિ=કારણકે. એનત્=આ યક્ષને, પ્રથમ:=સર્વ કરતાં પહેલાં, વિદાંચકાર=ઓળખ્યો, બ્રહ્મ=બ્રહ્મ (છે), ઇતિ=એમ. (૩)

**શબ્દાર્થ:**—આથી ખરેખર બીજા દેવો કરતાં ઇન્દ્ર શ્રેષ્ઠ થયો. કારણ કે તેણે સૌથી વધારે બ્રહ્મનો સ્પર્શ કર્યો. તેણે બ્રહ્મને પ્રથમ ઓળખ્યા. ૩

## બ્રહ્મનું અધિદૈવિકાદિ સ્વરૂપ.

तस्यैष आदेशो यदेतद्विद्युतो व्यद्युतदा ३ इतीति न्यमीमिषदा ३ इत्यधिदैवतम् ॥ ४ ॥

**અન્વયાર્થ:**—તસ્ય=આ બ્રહ્મનો, એષ:=આ, આદેશ:=ઉપદેશ, યત્=જે, એતત્=આ બ્રહ્મ, વિદ્યુત:=વિજળીમાંથી, વ્યદ્યુતત્=પ્રકાશ્યા, આ=માફક, ઇતિ=આ રીતનો ઉપદેશ છે, ઇતિ=સમુદ્ વાચક, ન્યમીમિષત્=પલકારો માર્યો, આ=માફક, (ઉપમા વાચક), ઇતિ=આરીતે, અધિદૈવતં=દેવસંબંધી (આ ઉપદેશ). (૪)

**શબ્દાર્થ:**—તેનો-બ્રહ્મવિદ્યાનો આ આદેશ અર્થાત્ ઉપદેશ છે. તે વિદ્યુતની માફક પ્રકાશ્યાં. તેઓ આંખના પલકારામાં અદશ્ય થઇ ગયાં. આ અધિદૈવતરૂપ છે. ૪

**ટીકા:**—વિજળીની માફક બ્રહ્મે પોતાનું સ્વરૂપ તે દેવોને બતાવી પાછું અદશ્ય થઇ ગયું વિજળીના પ્રકાશ સાથે બ્રહ્મનું પ્રકટ થવું સરખાવવું તે પ્રથમ ઉપમા છે. બીજી ઉપમા એ છે કે, જેમ નેત્રનું ખોલવું તથા મીચવું જેટલા સમયમાં થાય છે તેટલા સમયસુધી બ્રહ્મે પોતાનું સ્વરૂપ પ્રકટ રૂપે દર્શાવ્યું. આ ઉપદેશ અધિદૈવત (દેવોને વિષય કરવાવાળો) છે.

શંકર ભગવાન્ આનો અર્થ એમ કરે છે કે, બ્રહ્મ એક ક્ષણ સુધી પોતાનું સ્વરૂપ દર્શાવી અદશ્ય થઇ ગયા. બ્રહ્મનું સ્વરૂપ અધિદૈવત સાથે સરખાવવા આ મંત્ર આપવામાં આવ્યો છે તથા આ મંત્રનો ભાવાર્થ એ થાય છે કે, બ્રહ્મનો સ્પર્શ ઇન્દ્રિયવડે વિદ્યુતની માફક થાય છે એટલે કે 'આ સ્પર્શ છે' એમ કહેવામાં આવે તે પહેલાં તો સ્પર્શનો નાશ થાય છે. વિદ્યુતસાથે આપવામાં આવેલી આ સાદશ્યતા ક્ષણિકત્વ માટે હોય અથવા તો પ્રકાશ દર્શાવવા માટે હોય.

अथाध्यात्मं यदेतद्गच्छतीव च मनोऽनेन चैतदुपस्मरत्यभीक्ष्णं सङ्कल्पः ॥ ५ ॥

**અન્વયાર્થ:**—અથ=ત્યાર બાદ, (અધિદૈવ કહ્યા પછી), અધ્યાત્મં=આત્મા સંબંધી ઉપદેશ, યત્=જે બ્રહ્મ, એતત્=પ્રત્યક્ આત્મા તરફ, ગચ્છતીવ=જતો હોયની (તેમ રહે છે), ચ=તથા (સ્પર્શ કરતો હોય), મન:=મારૂં અંતઃકરણ, અનેન=આ મન વડે, ચ=તથા, એતત્=આ બ્રહ્મનું, ઉપસ્મરતિ=સમીપ રહી સ્મરણ કરે છે, અભીક્ષ્ણં=સર્વદા, સંકલ્પ:=સંકલ્પ (એ કે હું મનવડે બ્રહ્મનો સાક્ષાત્કાર કરૂં છું. ૫

**શબ્દાર્થ:**—હવે અધ્યાત્મ ઉપદેશ વિશે કહેવામાં આવે છે:–જાણે બ્રહ્મ પ્રત્યક્ રૂપ અંતઃકરણ પ્રતિ ગમન કરતા હોય તથા તેનો સ્પર્શ કરતા હોય તેમ મનવડે આ પ્રકૃત બ્રહ્મ સ્મરણ કરે છે કે (હું બ્રહ્મરૂપ છું) તેમજ મનવડે આ નિરંતર સંકલ્પ રૂપે (અભિલાષારૂપે) થાય છે કે (આ બ્રહ્મ છે તથા હું તેનો સાક્ષાત્કાર કરૂં છું) ૫

**ટીકા:**—આ મંત્રમાં બ્રહ્મનો અધ્યાત્મરૂપ ઉપદેશ કહેવામાં આવ્યો છે; બ્રહ્મની સન્નિધિમાં હું ઉપાસકનું મન વિષય કરે છે. આ રીતનું જે ચિંતન કરવું, તે અધ્યાત્મ ઉપદેશ કહેવામાં આવે છે. ૫

तद्ध तद्वनं नाम तद्वनमित्युपासितव्यं स य एतदेवं वेदाऽभि हैनं सर्वाणि भूतानि संवाञ्छन्ति ॥ ६ ॥

અન્વયાર્થ—તત્=આ પ્રત્યક્ અભિન્ન બ્રહ્મ, હ=પ્રસિદ્ધ, વન=પ્રાણી માત્રને ભજવા યોગ્ય હોવાથી, નામ=નામરૂપે, તત્=તે બ્રહ્મ વન= ઉપાસના, ઇતિ=એમ માની, ઉપાસિતવ્ય=ચિંતન કરવું, સ=તે ઉપાસક, ય=જે, એતત્=સર્વ વ્યાપારના કારણરૂપ આ બ્રહ્મને, એવ=આ રીતે, વેદ=જાણે છે, અભિ=સર્વ પ્રકારે, હ=અવશ્ય, એન=આ ઉપાસકને, સર્વાણિ=સઘળા, ભૂતાનિ=પ્રાણી માત્રો, સંવાંછન્તિ=સેવા કરે છે ૬

શબ્દાર્થ—આ પ્રત્યક્ અભિન્ન બ્રહ્મ (પ્રાણી માત્રના વનનીયરૂપે અર્થાત્ ઉપાસ્યરૂપે હોવાથી) વનરૂપ છે કારણ કે બ્રહ્મનું વન એ ગુણાભિધાનવડે ચિંતન કરવું જોઇએ (જે તેની આ પ્રમાણે ઉપાસના કરે છે, તેને નીચે પ્રમાણે ફળ થાય છે) જે કોઇ સ્વયપ્રકાશ બ્રહ્મને ઉક્ત પ્રકારે જાણે છે, તે ઉપાસકની સર્વ ભૂતો સેવા કરે છે.

ટીકા—બૃહદારણ્યક ઉપનિષદ્‌ના પ્રથમાધ્યાયના ચોથા બ્રાહ્મણના સોળમા મંત્રમાં કહેવામાં આવ્યું છે કે, "યથા હ વૈ સ્વાય લોકાયારિષ્ટિમિચ્છેદેવં હૈવંવિદે સર્વાણિ ભૂતાન્યરિષ્ટિમિચ્છન્તિ તદ્વા એતદ્વિદિતં મીમાંસિતમ્"—જેમ દરેક પુરુષ પોતાના સ્થાનને કાયમ રાખવા ઇચ્છે છે, તેમ સર્વ ભૂત માત્રો પણ એમ ઇચ્છે છે કે, આ પ્રમાણે જે કોઈ બ્રહ્મને ઓળખે છે તેનું અરિષ્ટ થાઓ. (૬)

उपनिषदं भो ब्रूहीत्युक्ता त उपनिषद्ब्राह्मीं वाव त उपनिषदमब्रूमेति ॥७॥

અન્વયાર્થ—ઉપનિષદ=બ્રહ્મવિદ્યાને, ભો=હે ગુરુ, બ્રૂહિ=કહો, ઇતિ=એ રીતે પૂછવાથી, ઉક્તા=શ્રોત્રના શ્રોત્રરૂપે કહેવાએલ, તે=તને ઉપનિષદ્=બ્રહ્મવિદ્યા, બ્રાહ્મી=પરબ્રહ્મના વિષયવાળી, વાવ=જ, તે=તને ઉપનિષદ્=બ્રહ્મવિદ્યા, અબ્રૂમ=અમે કહી, ઇતિ=આ રીતે (૭)

શબ્દાર્થ—(શિષ્ય કહે છે) હે પૂજ્ય! આપ ઉપનિષદ્ (બ્રહ્મવિદ્યા) કહો (ત્યારે ગુરુ પ્રત્યુત્તર આપે છે—શ્રોત્રના શ્રોત્રરૂપે ઇત્યાદિવડે) તને જે ઉપદેશ કરવામાં આવ્યો તે બ્રહ્મસંબંધી ઉપનિષદ્ અમે તને સમજાવ્યું ૭

ટીકા—શિષ્યની આ પ્રમાણેની માગણી એટલા માટે કરવામાં આવી છે કે, જે ઉપદેશ કરવામાં આવ્યો, તેમાં બ્રહ્મવિદ્યા સંબંધી પૂર્ણ ઉપદેશ છે કે હજુ કાંઈ બાકી રહ્યો છે આનો મુખ્ય ભાવાર્થ એ થાય છે કે, જે બ્રહ્મવિષે કહેવામાં આવ્યું છે, તેથી બ્રહ્મજ્ઞાન સંપૂર્ણ થાય છે આ જ્ઞાન બીજા જ્ઞાનથી સ્વતંત્ર છે, માટે આ સંબંધી બીજું કાંઇ પણ અવશેષ રહેવું નથી. કેટલાક ઉપાયો છે કે, જેથી મન બ્રહ્મજ્ઞાનનું વિષય થવાને તૈયાર થાય તે સાધન તરીકે તેઓ ગમે એટલા અગત્યના હોય, છતાં બ્રહ્મજ્ઞાનને સ્થાપન કરતા નથી ઉપનિષદ્-તાદાત્મ્ય રૂપવડે બ્રહ્મને પ્રાપ્ત થઇ અહંમમાદિ ગ્રંથિને શિથિલ કરી તથા અવિદ્યાનો નાશ કરવો, તે ઉપનિષદ્ અથવા બ્રહ્મવિદ્યા. (૭)

## બ્રહ્મવિદ્યાનાં સાધનો

तस्यै तपो दमः कर्मेति प्रतिष्ठा वेदाः सर्वाङ्गानि सत्यमायतनम् ॥८॥

અન્વયાર્થ—તસ્યૈ=આ બ્રહ્મપ્રાપ્તિ માટે, તપ=કૃચ્છ્ર ચાંદ્રાયણ વ્રત, દમ=ઇન્દ્રિયનિગ્રહ, કર્મ=નિત્ય નૈમિત્તિક કર્મ, ઇતિ=ઇત્યાદિ બ્રહ્મચર્ય શમ આદિ, પ્રતિષ્ઠા=પ્રાપ્તિના હેતુઓ, વેદા=ચાર વેદો, સર્વાંગાનિ=વેદના છ અંગો, સત્ય=સાચું બોલવું, આયતનમ્=(બ્રહ્મ પ્રાપ્તિના) સાધનરૂપે (૮)

શબ્દાર્થ—તેની પ્રાપ્તિના (સાધનો) આ છે—તપ, દમ અને કર્મ છે, સર્વ અંગો સહિત વેદો તેની પ્રતિષ્ઠારૂપ છે તથા સત્ય તેના આયતન—સ્થાનરૂપ છે. ૮

ટીકા—હે શિષ્ય! બ્રહ્મવિદ્યાના સાધનો નીચે પ્રમાણે છે—૧ લું સાધન તપ કરવું તે છે. અહીં તપ શબ્દવડે ચિત્તની એકાગ્રતા લેવી, ૨ જું સાધન એ છે કે, શ્રોત્ર ચક્ષુ આદિ ઇન્દ્રિયોને પોતાને વશ કરવી તથા ૩ જું સાધન એ છે કે સર્વ કર્મો નિષ્કામ કરવાં અર્થાત્ તપ દમ અને

ામ કર્મ, આ ત્રણ બ્રહ્મવિદ્યાની પ્રતિષ્ઠારૂપ અર્થાત્ બ્રહ્મવિદ્યાની સ્થિતિના હેતુરૂપ છે. કહેલ તપ, દમ તથા કર્મથી ભિન્ન અમા- તથા અદંભતાદિ સાધનો પણ સાથે સાથે ીકાર કરવા. આ પ્રમાણે ચાર વેદો ઋગ્ ુસ, સામ તથા અથર્વ તથા તેનાં છ અંગો- ક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ તથા જ્યો- ા, બ્રહ્મવિદ્યાની સ્થિતિના હેતુરૂપ છે, તેમ જ સત્યવાદી હોય છે, તેને જ બ્રહ્મવિદ્યા શ્રયી છે. ૮

### બ્રહ્મવિદ્યાનું ફળ.

यो वा एतामेवं वेदापहत्य पाप्मानमनन्ते र्गे लोके ज्येये प्रतितिष्ठति प्रतितिष्ठति ॥३४॥ ९ ॥

**અન્વયાર્થ:**—યઃ=જે મુમુક્ષુ, વા=પ્રસિદ્ધ, તાં=આ પરમાત્મવિદ્યાને, એવં=આ રીતે અર્થાત્ તિષ્ઠાદિરૂપે, વેદ=જાણે છે, અપહત્ય=નાશ કરી, ાપ્માનં=અવિદ્યાના કારણરૂપ સંસારનો, અનંતે= ાશ રહિત, સ્વર્ગે=સુખાત્મક, લોકે=લોકમાં, જ્યેયે=સર્વ કરતાં શ્રેષ્ઠ સ્થાનરૂપ, પ્રતિતિષ્ઠતિ= સ્થિતિ કરે છે. (૯)

**શબ્દાર્થ:**—જે કોઇ તેને અર્થાત્ ઉપનિષદને આ રીતે જાણે છે, તે સર્વ પાપોમાંથી મુક્ત થઈ, વિનાશ રહિત તથા સર્વ કરતાં શ્રેષ્ઠ એવા સ્વર્ગ- લોકમાં અર્થાત્ બ્રહ્મને વિષે સ્થિતિ કરે છે.

---

# कठोपनिषद्.

## ભૂમિકા.

કઠોપનિષદ્ કે જેનાપર શંકર મહાત્માએ ટીકા કરી છે, તેના બે અધ્યાયો છે. દરેક અધ્યાયમા ત્રણ ત્રણ વલ્લી છે. ડૉ. વેબરનો સિદ્ધાંત એ રીતનો છે કે, પ્રથમ કઠ ત્રણ વલ્લીમાં પૂર્ણ થતો હતો. આ માનવાને માટે તેનાં મુખ્ય કારણો આ છે કે, પ્રથમાધ્યાયની સમાપ્તિમાં નિયમ પ્રમાણે કાંઇપણ અવશેષ રહેતું નથી. દ્વિતીયાધ્યાય તદ્દન વેદાંતવચનોથી પૂર્ણ છે. બેઉ અધ્યાયો વિષે ભાષાની પણ ભિન્નતા જોવામાં આવે છે તથા અથર્વની અંદર બેઉ અધ્યાયો જાણે જૂદાંજ ઉપનિષદો હોય એમ ગણેલાં છે. આ પરથી ખુલ્લે ખુલ્લું જણાઇ આવે છે કે, બન્નેની રચના વિષે ભિન્નતા હોવી જોઇએ. પ્રથમાધ્યાયની સમાપ્તિમાં ઉપનિષદનો વિષય પૂર્ણપણે પ્રદર્શિત કર્યો છે. દ્વિતીયાધ્યાયવિષે કોઇ પણ નવિન વિચાર આપવામા આવ્યો નથી. અગર જો કે પ્રથમાધ્યાયની માત્ર પુનરાવૃત્તિ તેમાં નથી, છતાં તેમાં કોઇ મુખ્ય સિદ્ધાંત નથી, કે જેથી તે બન્ને અધ્યાયોને ગોઠવી શકાય. આ પરથી જણાઈ આવે છે કે, દ્વિતીયાધ્યાય આધુનિક રચાયેલ હોવો જોઇએ. પ્રથમાધ્યાયના કેટલાક વિષયોને વધારે ખુલ્લી રીતે વિવરણ કરવાના તથા તેમાંના સિદ્ધાંતને અસંશય રીતે દ્રઢીભૂત કરવાના હેતુથી આમ કરેલું હોવું જોઇએ.

સર્વ ઉપનિષદોમાં કઠોપનિષદ્ ઉત્તમ ગણાય છે અને એટલું તો કબુલ કરવુંજ જોઇએ કે, વિચારની ઉન્નતિમાં, અર્થના ગાંભીર્યમાં, સંકલ્પના સૌંદર્યમા તથા શુદ્ધ ભાવનાવાળી ભક્તિવિષે બીજાં કોઇપણ ઉપનિષદો આની તુલનામાં આવી શકે એમ નથી. કથાના પ્રથમ ભાગમાં મનુષ્યના મનને સૌથી ઉંચામાં ઉંચા જે પ્રશ્નો ઉત્પન્ન થાય, તેવાનો ભગવાન્ યમરાજના મુખથી અપાતા પ્રત્યુત્તરરૂપે ઉચ્ચતમ વિચાર જગતના ક્ષણિક સુખ કરતા અખંડાનંદની કેટલી શ્રેષ્ઠતા છે, તેના સંબંધમાં નચિકેતાએ દર્શાવેલ પોતાની અત્યંત આતુરતા તથા દ્દઢ નિશ્ચય તથા નચિકેતાને યમરાજે ઘણી લાલચો આપવા છતાં તે નહિ કબુલ કરતાં દ્દઢ રીતે પોતાના એકજ સંકલ્પને પકડી રહેવાની તેની દ્રઢતા, તથા જીવાત્મા અને પરમાત્મા એકજ છે તે સંબંધી આપેલ સિદ્ધાંતો- વડે સર્વ ઉપનિષદોના કરતા આની ગણના પ્રથમ કરવામાં આવે છે. 'રીપબ્લિક' નામના પુસ્તકના પ્રથમ તથા દ્વિતીય ભાગમા આવાજ પ્રકારની મનની ઉચ્ચતા પ્લેટોએ દર્શાવી છે, જેમા તેણે

કહ્યું છે કે, ન્યાયની સર્વ કરતાં મોટી હિમ્મત છે તથા ગમે તેવું સંકટ આવી પડવા છતાં ન્યાયનું ઉલ્લંઘન કરવું નહિ. પ્લેટો શરીરને રથની સાદૃશ્યતા આપે છે, આત્માને સારથિની ઉપમા આપે છે, ઇન્દ્રિયોને અશ્વોની ઉપમા આપે છે તથા મનને રશ્મિની ઉપમા આપે છે.

આત્માના નિદિધ્યાસનવડે જેમ જેમ દરેક મહાત્મા ઋષિઓને, આત્મા સંબંધી જ્ઞાનનો પ્રકાશ થવા માંડ્યો, તેમ તેમ તેઓ મંત્રરૂપે ઉપનિષદો વિષે ઉમેરતા ગયા. આમ હોવાથી સર્વ ઉપનિષદોને સરખાવતાં તેમાં વિચારોની સંકલના જોવામાં આવતી નથી. છતાં સર્વ ઉપનિષદોનું સમ્યક્ સમીક્ષણ કરતાં એક વ્યાવહારિકરૂપ તથા ત્રણ કાલ્પનિકરૂપે પ્રશ્નો ઉત્પન્ન થાય છે. પ્રથમ પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે, મનુષ્યની ઉચ્ચતમ ધારણા શી હોય છે? ૨ જો એ કે જગતનું સૌથી અંતિમ કારણ શું હશે? ત્રીજો પ્રશ્ન એ કે, જગતની સાથે આ કારણનો શો સંબંધ છે? તથા ચોથો પ્રશ્ન એ કે, આપણે તે કારણરૂપને કેવી રીતે ઓળખી શકીએ?

પ્રથમ વલ્લીમાં પ્રથમ પ્રશ્નના પ્રત્યુત્તરનો સમાવેશ થાય છે. ટુંકમાં તેમા દર્શાવેલ વિચારો નીચે પ્રમાણે છે:-સાધારણ રીતે એમ માનવામાં આવે છે કે, વેદનું જ્ઞાન શ્રેષ્ઠ સુખને પ્રાપ્ત કરે છે. પણ વેદવિહિત કર્મોનું અનુષ્ઠાન કરવાથી તથા વેદજ્ઞાનથી પ્રાપ્ત થતું સુખ અર્થાત્ સ્વર્ગ-સુખનો ભોગ ક્ષણિક છે તથા જે મનુષ્ય અવિકારી સુખ પ્રાપ્ત કરવા ઇચ્છે છે, તેના મનને તે સુખ સંતોષ પમાડતું નથી. આત્મા અવિકારી સ્થિતિને પ્રાપ્ત થવાથી ઉત્પન્ન થતું જે સુખ, તે અખંડાનંદ સુખ કહેવાય છે. આથી એ પ્રશ્ન ઉભો થાય છે કે, ઇન્દ્રિયો તથા મન આદિરૂપ ક્ષણિક ભોગનાં સાધનોથી જે વિભક્ત છે, એવા આત્માનું મૃત્યુ પછી અસ્તિત્વ શું છે? આ વાતને સાબીત કરવાનું કાર્ય મહાન્ કઠિણ છે, છતાં તે કાર્ય ઘણુંજ ઉચ્ચ પ્રકારનું છે. કારણ કે તે જ્ઞાન અખંડ આનંદ પ્રાપ્ત કરાવવા સમર્થ છે. માટે કાંઇ પણ આનાકાની સિવાય તે વિષયને પ્રથમ હાથમાં લેવો જોઇએ.

દ્વિતીય વલ્લીમાં જગતનું કારણ શું છે તથા આપણે તે કેવી રીતે જાણી શકીએ છીએ? આ પ્રશ્નોનું સાધારણ સમાધાન તેમાં દર્શાવેલ છે. જે સુખ લાગે છે તેથી ભિન્ન આનંદરૂપે તે છે અને આજ કારણથી મનુષ્યને ક્ષણિક આનંદ તથા અખંડ આનંદ, આ બેમાંથી એકનીજ સ્પૃહા રાખવી પડે છે. કારણ તે બન્ને આનંદો, એવા ભિન્ન પ્રકૃતિવાળા છે કે, તે બન્નેની પ્રાપ્તિ સાથે હોઇ શકેજ નહિ. સમ્યક્ પરીક્ષણ પછી માલમ પડશે કે, આ બે પ્રકારનાં સુખોમાં અખંડાનંદનું સુખ શ્રેષ્ઠ છે. જે ચીજો આનંદ ઉત્પન્ન કરે છે તે વસ્તુનું જ્ઞાન ખરૂં જોતાં અજ્ઞાનરૂપ* છે. કારણ કે કેવળ આ જગતજ પોતાનાં વિષય સુખો સાથે અસ્તિત્વમાં છે, પણ બીજી કોઇ પણ વસ્તુ સુખને અર્થે નથી. આ રીતની માન્યતા ઉત્પન્ન કરવાવડે અર્થાત્ વસ્તુના સત્ય સ્વરૂપને તે ભૂલાવામાં નાખી દે છે. આ અવિદ્યા અજ્ઞાનનું પરિણામ એ આવે છે કે, આત્મા મરણથી જન્મને અને જન્મથી મરણને વારંવાર પ્રાપ્ત થયાં કરે છે. આથી ઉલટી રીતે વિદ્યા અથવા જ્ઞાન સત્ય વસ્તુ તરફ દોરવી લઇ જાય છે તથા તેનો મુખ્ય હેતુ એજ હોય છે કે,

* જે જ્ઞાન પરમાત્મા સંબંધીનું નથી, તે અવિદ્યારૂપ છે. આ રીતનો વિચાર, તે વેદાંત-શાસ્ત્રનો મુખ્ય વિષય છે. વેદાંત શાસ્ત્રવિષે કહેવામાં આવે છે કે, સંસાર અવિદ્યા તથા માયાથી ઉત્પન્ન થયેલો છે. વળી મુંડકોપનિષદના પ્રથમ ખંડના ચતુર્થ મંત્ર વિષે તો એટલે સુધી કહેવામા આવ્યું છે કે, द्वे विद्ये वेदितव्य इति ह स्म यद्-ब्रह्मविदो वदन्ति परा चैवापरा च ॥ બ્રહ્મવિત્ પુરુષો એમ કહે છે કે, વિદ્યા બે પ્રકારની છેઃ-પરા તથા અપરા. અર્થાત્ બ્રહ્મ સંબંધી વિદ્યા પરા-શ્રેષ્ઠ ગણાય છે તથા વેદ વિગેરે દર્શાવેલ [ ] અપરા-ઉતરતી ગણાય છે.

મનુષ્યના આત્માનો સત્ય વિષય પ્રદર્શિત કરવો આત્મા સદ્‌ગુણ વા અસદ્‌ગુણથી, કાર્ય અથવા કારણથી તેમજ ભૂત, ભવિષ્ય તથા વર્તમાન આ ત્રણ કાળના પરિચ્છેદથી રહિત છે જે આત્માવડે પુરુષ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે, તેને જન્મ કે મરણ હોતું નથી. તે કાર્ય કે કારણથી ભિન્ન છે. તે અવિકારીરૂપે છે તથા વિકારો જે જોવામાં આવે છે, તે કેવળ શરીરનાજ વિકારો છે. આત્મા એક રૂપ, અનંત, બ્રહ્મરૂપ, અશરીરી, મહાન્ તથા સર્વ વ્યાપકરૂપે છે. જો કે આત્મા અનંતરૂપે છે, છતાં જીવતા મનુષ્યના અંતઃકરણરૂપ પિંજરામાં રહે છે.

બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવું ઘણુંજ અલભ્ય છે તેમાં ગુરૂ તથા શિષ્ય બન્ને પૂર્ણ રીતે અધિકારને પ્રાપ્ત થયેલા હોવા જોઇએ. આ બ્રહ્મજ્ઞાન તર્ક કરવાથી પ્રાપ્ત થતું નથી, વેદોના જ્ઞાન તથા સમજવાથી મળતું નથી, તેમજ અનેક પ્રકારની વિદ્યાવડે પ્રાપ્ત નથી, પણ કેવળ અધ્યાત્મ યોગવડે પ્રાપ્ય છે. ઉંકાર શબ્દનું મનન કરવું, તે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનું મુખ્ય સાધન છે. ઉંકાર સર્વ વેદવચનના તાત્પર્યરૂપે છે. પૂર્ણ બ્રહ્મ અથવા ન્યૂન બ્રહ્મ અથવા આ બેઉ પ્રકારના બ્રહ્મ સાથે ઉંકાર સંબંધ ધરાવે છે. અવિદ્યા–માયાથી ભિન્ન કેવળ બ્રહ્મનું, સ્વરૂપ તે પૂર્ણ શ્રેષ્ઠ બ્રહ્મ કહેવાય છે અને જગત્ અથવા માયાયુક્ત બ્રહ્મ તે ન્યૂન બ્રહ્મ કહેવાય છે. જે પુરુષે પોતાની ઇન્દ્રિયોનું દમન કર્યું હોય છે, જેની બુદ્ધિ એકાગ્ર થયેલી હોય છે, જેનું મન સ્થિર હોય છે તથા જેને બ્રહ્મ જાણવાની ઘણીજ જિજ્ઞાસા હોય છે, તેનાથી જ બ્રહ્મ પ્રાપ્ત થઇ શકે છે. અનંત બ્રહ્મ તથા જગત વચ્ચે શી ભિન્નતા છે, તેમ જ જીવાત્મા તથા પરમાત્મા વચ્ચે શી ભિન્નતા રહેલી છે, તે તૃતીય વલ્લીવિષે દર્શાવવામાં આવ્યુ છે.

આ લોકમાં બે પ્રકારના જીવો છેઃ–એક વ્યક્તઅંતવાન્ જીવ તથા બીજો અવ્યક્ત અથવા અનંતવાન્ જીવ* છે. વ્યક્ત જીવ ઇન્દ્રિયો, તેઓના વિષયો, મન તથા બુદ્ધિથી યુક્ત છે. તે ભોક્તા તથા અધિષ્ઠાતારૂપ છે. આ બધામાં [illegible]માં તેઓના વિષયો વધારે ઉત્કૃષ્ટ અર્થાત્ [illegible]ત સૂક્ષ્મ તથા સર્વવ્યાપી છે. વિષયો કરતા મન ઉત્કૃષ્ટ છે, તથા મન મહત્ કરતાં મહત્ અવ્યક્ત કરતાં તથા અવ્યક્ત આત્મા જે અનંતરૂપ તથા અંતિમ હેતુરૂપ છે, તે કરતાં પણ વધારે ઉત્કૃષ્ટ છે. સર્વ ભૂતવિષે રહેલ આ આત્મા વ્યક્તરૂપે હોતો નથી, પણ એકાગ્ર બુદ્ધિને તે વ્યક્ત થાય છે. મહાત્માને આધીન થઈ જીવને ઓળખવો, એટલે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરી. આ પ્રાપ્તિ થયા પછી સત્ય અમૃતપણાને પ્રાપ્ત થવાય છે.

શંકર ભગવાનના કહેવા પ્રમાણે ચતુર્થવલ્લીમા કહેવામા આવ્યૂ છે કે, આત્મજ્ઞાનની,પ્રાપ્તિમા મહત્ અવરોધરૂપ અવિદ્યા છે. તૃતીય વલ્લીની સમાપ્તિમા કહેવામા આવ્યું છે કે, આત્મા ગૂઢ છે અને જ્યારે તેમ છે ત્યારે તે જ્ઞાત કેવી રીતે થઇ શકે છે? આનો પ્રત્યુત્તર આ રીતે છેઃ— જ્યારે ઇન્દ્રિયો તેઓના વિષયો અને આનંદોથી વિરક્ત થાય છે ત્યારે પોતાના આત્માવડે જ આત્માને ઓળખી શકે છે. આમ આત્મજ્ઞાનની પ્રાપ્તિ થયા પછી જાગ્રત તથા સ્વપ્નાવસ્થામાં

---

* " બે કે જેઓ આ જગત વિષે પોતાના કર્મોમાંથી યોગ્ય ફળનું પાન કરે છે " આ વિષે શંકા ઉત્પન્ન થાય છે કે, બે શબ્દવડે મનુષ્યનો જીવ અને ઇશ્વર લેવા કે જીવ અને સર્વ જગતના સંબંધથી મુક્ત મૂળ સ્વરૂપવાળા બ્રહ્મને લેવા. પ્રથમના કરતા દ્વિતીય વિચાર વધુ યોગ્ય લાગે છે. કારણ જગદાત્મા-ઇશ્વરસંબધે અનંતાત્માને જાણવા સંબધની અગત્ય રહેશે તથા તેથી જીવ અને જગદાત્મામાં કોઇપણ રીતની વિરુદ્ધતા રહેતી નથી. આ બીજો જ અર્થ હોવો જોઇએ, એમ એટલા પરથી જણાય છે કે, તુરત જ પાછળથી જીવાત્માનું સ્વરૂપ તથા અનંત બ્રહ્મનું સ્વરૂપ વર્ણવવામાં આવ્યું છે. પણ જગદાત્મા વિષે કંઇપણ કહેવામાં આવ્યું નથી.

ઇન્દ્રિયજન્ય તથા બીજા ગુણો તેના જોવામા-કે જાણવામા આવે છે. અર્થાત્ આવી સ્થિતિ વિશે તેને કાંઈ પણ અજ્ઞાન રહેતું નથી. તે જ્ઞાનરૂપ છે તથા બ્રહ્મપ્રાપ્તિ થવારૂપ છે. આમા ત્યાર પછી તૃતીયવલ્લીની માફક આત્માના ભિન્ન ભિન્ન સંબંધોનું વર્ણન આપવામા આવ્યુ છે. જીવ તથા બ્રહ્મ એક જ છે, તે જ હિરણ્યગર્ભરૂપ છે તથા સર્વ જીવોમા રહેલ જીવાત્મારૂપે પણ તે જ છે, જે પોતાની સર્વ ઇન્દ્રિયો સહિત હૃદયના મધ્ય પ્રદેશ વિશે રહે છે. બ્રહ્મ તથા જીવ વચ્ચે સત્ય રીતે જોતા જરાપણ ભિન્નતા નથી. બન્ને એક જ છે અને આ જ્ઞાનજ અમૃતરૂપે છે.

પંચમ વલ્લીમા શરીરથી ભિન્નરૂપે આત્માનું અસ્તિત્વ સાબીત કરવાનો પ્રયાસ કરવામા આવ્યો છે તથા એક જ આત્મા કેવી રીતે બહુરૂપે થાય છે તે દર્શાવ્યુ છે. આત્મા સર્વ ઇન્દ્રિયોનો પ્રવર્તાવનાર છે. તેમ જ જીવનના સર્વ ધર્મો તેના જ અસ્તિત્વને આધીન છે જ્યારે આત્મા શરીરનો ત્યાગ કરે છે ત્યારે આ સર્વ ધર્મોનો નાશ થાય છે. જીવન કોઈ પણ પ્રાણાદિના ધર્મોથી ઉત્પન્ન થતું નથી, પણ તે કોઇ અન્ય વસ્તુથી ઉત્પન્ન થાય છે, જે પ્રાણાદિ ધર્મોથી ભિન્ન છે એક આત્મા કેવી રીતે ઘણારૂપે થઈ શકે છે, તે માત્ર ઉપમાઓવડે દર્શાવવામા આવ્યુ છે. જેમ એકનો એક જ અગ્નિ ભિન્ન વસ્તુઓના સંસર્ગમા આવવાથી ભિન્ન ભિન્નરૂપે જણાય છે અથવા જેમ જળ જો કે એક જ સ્વરૂપવાળું છે, છતા અન્ય વસ્તુઓમા રાખવાથી ભિન્નરૂપે જણાય છે તેમ જ આત્મા જૂદા જૂદા સબંધોવડે જૂદો જૂદો જણાય છે. જેમ સૂર્યનું પ્રતિબિંબ આંખના દોષને લીધે દોષિત કહેવાતુ નથી, તેમ જ જૂદી જૂદી વસ્તુઓની અપૂર્ણતાને લીધે આત્માવિષે કોઈ પણ રીતનો વિકાર પ્રાપ્ત થતો નથી. કારણ તે કેવળ પ્રાણીના અંદરના જ ભાગવિશે નથી રહેલો, પણ બહારના ભાગવિશે પણ રહેલ છે

પંચમ વલ્લીની સમાપ્તિમા આ રીતે પ્રશ્ન પૂછવામા આવ્યો છે કે, હું બ્રહ્મને કેવી રીતે જાણી શકુ ? તે વ્યક્ત થાય છે કે નહિ ? આનો પ્રત્યુત્તરમા કહેવામા આવ્યુ છે કે, કોઇ પણ વસ્તુ અનંત બ્રહ્મને વ્યક્ત કરી શકતી નથી. કારણ સર્વ વસ્તુઓ તેનાવડે જ વ્યક્ત થાય છે. આજ બાબતનો વિષય પદવલ્લીમાં લેવામા આવ્યો છે. આનો પ્રત્યુત્તર પ્રથમ ભાગમા ઉપમાવડે આપવામા આવ્યો છે જગતને ઉદુંબર વૃક્ષની ઉપમા આપવામા આવી છે, જેના મૂળીઆ ઉર્ધ્વ ભાગવિષે છે તથા શાખાઓ નીચેના ભાગવિશે ગયેલ છે. ત્યાર પછી તૃતીયવલ્લી પ્રમાણે આત્માનુ વર્ણન આપવામા આવ્યુ છે અર્થાત્ મન ઇન્દ્રિયો કરતા શ્રેષ્ઠ છે, મન કરતાં બુદ્ધિ શ્રેષ્ઠ છે, બુદ્ધિ કરતા મહદાત્મા તથા મહદાત્મા કરતા અવ્યક્ત શ્રેષ્ઠ છે તથા અવ્યક્ત કરતા પુરૂષ શ્રેષ્ઠ છે આત્મા જે સાધનોવડે જ્ઞાત થઇ શકે છે, તે સાધનના દર્શાવનાર તરીકે પુરૂષને સ્પષ્ટ રીતે ધારવામા આવ્યો છે આત્મા ઇન્દ્રિયો કે મનવડે ગમ્ય નથી. બુદ્ધિની સહાયતાથી મનનવડે તે જ્ઞાત થાય છે. જેમ વૃક્ષ પોતાના કારણ મૂળને દર્શાવે છે, તેમ કાર્યરૂપ જગત્ જે પોતાના કારણને દર્શાવે છે, તેના અસ્તિત્વથી જ તે જ્ઞાત થાય છે. જે સ્વતંત્ર મનરૂપવડે બ્રહ્મનુ ખરૂ રહસ્ય પ્રાપ્ત થાય છે, તેમા કારણનો પાછળથી વિચાર કરવાનો છે. જે મુખ્ય સાધનવડે આ મનન ઉત્પન્ન થાય છે તે યોગ્ય છે. જે સ્થિતિવડે મન અને ઇન્દ્રિયો પોતાના વિષયોમાથી નિવૃત્ત થાય છે, તે સ્થિતિને યોગ કહેવામ આવે છે. તે બુદ્ધિને કેવળ બ્રહ્મતરફ દોરી લઇ જાય છે.

અનંત બ્રહ્મને આપણે કેવી રીતે જાણી શકીએ છીએ ? આ સબંધી વિવેચન બીજાં ઉપનિષદોમા આપવામા આવ્યુ છે, તે કરતા કઠોપનિષદ્મા ઘણીજ સરસ રીતે આપવામા આવ્યુ છે. સર્વ ઉપનિષદોનો મુખ્ય ઉદ્દેશ કેવળ આ ઉત્તરપર જ આધાર રાખે છે. માટે આ જાણવુ વધુ અગત્યનુ છે પ્રથમાધ્યાયના ૨૧મા મંત્રમા કહ્યું છે કે, પુરા न हि सुविज्ञेयमणुरेष धर्मः-આત્માને ઓળખવો ઘણોજ દુષ્કર છે, તે ધ

છે. તેમ જ બીજા અધ્યાયના ૭મા મંત્રમાં કહ્યું છે કે "આમાટે કુશળ ગુરુ જોઇએ." આત્મા અણુથી પણ અણુ છે. તે તર્ક કરવાવડે લભ્ય નથી. જ્ઞાન થવાનું મુખ્ય કારણ પ્રકાશ છે. કારણ જ્યારે આત્મા તર્કવડે તેમજ સ્પર્શવડે જણાઇ શકતો નથી ત્યારે શ્રુતિ સ્મૃતિનાં વચનો સિવાય બીજાં કોઇ પણ સાધનો નથી તથા ખુલ્લે ખુલ્લું દર્શાવવામા આવ્યું છે કે, જ્ઞાનને માટે ગુરુની આવસ્યક્તા છે. તે ગુરુએ કોઇ અન્ય ગુરુ પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરેલ હોવું જોઇએ, એમ પરંપરાએ સૌથી પ્રથમના ગુરુને બ્રહ્મ તરફથી એકદમ પ્રકાશ થવો જોઇએ,જેથી તેને જ્ઞાન પ્રાપ્ત થયેલ હોવું જોઇએ. એમાં છતાં આખા ઉપનિષદો આ ધારણાથી વિરુદ્ધ છે. પ્રથમમાં વેદ, જેને પ્રકાશના સાધારણ કારણરૂપે માનવામા આવે છે, તેવડે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થવી અશક્ય છે. કારણ બીજી વલ્લીના ૨૩ મા મંત્રમા કહેવામા આવ્યું છે કે, नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः । नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात्‌:—આત્મા વેદના જ્ઞાનવડે પ્રાપ્ય નથી. તેમ જ અનેક પ્રકારની વિદ્યાવડે પ્રાપ્ય નથી. તેમ જ ૫૭ વલ્લીના નવમા મંત્રમા કહેવામાં આવ્યું છે કે, न सन्दृशे तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्चनैनम् ॥ આત્માનું સ્વરૂપ એવી રીતનું છે કે, તે દૃશ્ય વસ્તુ તરીકે રહેતું નથી. બીજું એ કે આત્મા અમૂર્તરૂપ છે, તે ઇન્દ્રિયોનો વિષય નથી અને તેથી તે લોકના કથનવડે પણ પ્રાપ્ય નથી. કહ્યું છે કે नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा બ્રહ્મ વાણીવડે, મનવડે તેમજ ચક્ષુપૂવડે ગમ્ય નથી. પંચમ વલ્લીના ૧૫ મા મંત્રમાં કહ્યું છે કે, न तत्र सूर्यो भाति..........સૂર્ય બ્રહ્મને વ્યક્ત કરી શકતો નથી તેમ જ ચંદ્ર તારાઓ કરી શકતા નથી. જ્યારે તે વ્યક્ત થાય છે ત્યારે કાંઈ પણ વ્યક્ત થવું બાકી રહેતું નથી. તેના વ્યક્ત થવાથી સમગ્ર જગત્ વ્યક્ત થાય છે. આ વચનો પ્રકાશ થવાની શક્યતાને ના પાડે છે. ત્રીજું એ છે કે, આત્માનું જ્ઞાન બીજી સર્વ વસ્તુ કરતાં સ્વતંત્ર છે. તે કેવળ આત્માવડે જ લભ્ય થઇ શકે છે, આત્માવડે ઇચ્છિત આત્માને પ્રાપ્ત કરી શકાય છે. દરેક પુરુષનો આત્મા પોતાની સત્યતાને પ્રકાશ કરે છે. પંચમ વલ્લીના ૧૨ મા મંત્રમાં કહ્યું છે કે तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां शांतिः शाश्वती नेतरेषाम्‌:—જે વિવેકી પુરુષોએ પોતાના આત્માને શરીરમાં રહેલો જોયો છે તેઓ સાશ્વત સુખને પામે છે, બીજાઓને શાશ્વત સુખ પ્રાપ્ત થતું નથી.

ચોથી બાબત એ છે કે, આત્માનું જ્ઞાન જે સાધનવડે પ્રાપ્ય છે, તે કેવળ મનન છે. ૨ જી વલ્લીના ૮મા મંત્રવિશે કહેવામાં આવ્યું છે કે, बहुधा चिन्त्यमानः આત્મા બહુધા ચિન્તયમાન છે. (૩-૧૨) दृश्यते त्वग्र्यया बुद्धया सूक्ष्मया सूक्ष्मदर्शिभिः—તે સૂક્ષ્મ દૃષ્ટિવાળા પુરુષોની સૂક્ષ્મ તથા અગ્રબુદ્ધિવડે ગમ્ય છે. વળી કહેવામાં આવ્યું છે કે, આત્મા તથા બુદ્ધિની એકત્રતાવડે ધીર પુરુષોને તે ગમ્ય છે. આત્માને કોઈ ચક્ષુપૂવડે જોઈ શકતું નથી. પણ મનવડે એટલે વિચારથી બુદ્ધિવડે તે વ્યક્ત થાય છે. વળી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનું મુખ્ય સાધન બુદ્ધિને દર્શાવવામાં આવી નથી, પણ મનનની એક ચોક્કસ રીત, કે જેનાથી બ્રહ્મ પ્રાપ્ત થાય છે. તેને માટે ૬ઠ્ઠી વલ્લીના ૧૨ મા તથા ૧૩ મા મંત્રમાં કહેવામાં આવ્યું છે કે, તે વાણીવડે, મનવડે તથા ચક્ષુપૂવડે લભ્ય નથી. તેનું અસ્તિત્વ છે એમ જે જણાવે છે તેના કરતાં બીજા કોઇથી તે કેવી રીતે દૃશ્ય થઇ શકે ? આત્મા સ્થિતિવડે તેમજ તેના સત્ય મનનવડે જોવાઇ શકે છે અર્થાત્ જ્યારે અસ્તિત્વવડે જોવાઇ શકે છે, ત્યારે તેનું સત્ય સ્વરૂપ વ્યક્ત થાય છે. આ સર્વનું તાત્પર્ય એ છે કે, જગત્ કાર્યરૂપે છે તથા તેને કારણ હોવું જોઇએ. માટે જગતના કારણરૂપે બ્રહ્મજ્ઞાન થશે. જો આ વિચાર ઉત્પન્ન થાય છે, તો બ્રહ્મનું સ્વતંત્ર સ્વરૂપ સમજાઇ શકે છે. આ સ્થળે બ્રહ્મસંબંધી વિચાર તર્કપર રહેલો છે. છેવટે આત્મા સંબંધી એમ કહેવામાં આવ્યું છે કે, આત્મા પોતાના સ્વરૂપ સાધનવડે બ્રહ્મજ્ઞાનને-આત્મજ્ઞાનને પહોંચી શકે છે.

કારણ આત્મા બ્રહ્મરૂપે છે તથા મોથી શ્રેષ્ઠ અર્થમાં કહીએ તો તે જ્ઞાનરૂપે છે. ૨ જી વલ્લીના ૨૨ મા મંત્રમા કહ્યું છે કે तस्यैषआत्मा विवृणुते तनु स्वाम्। તે પુરુષનો આત્મા પોતાના સત્ય સ્વરૂપનો પ્રકાશ કરે છે. તેમજ ૪ થી વલ્લીના ૩ જા મંત્રમાં કહ્યુ છે કે येनरूपं...किमत्र परिशिष्यते-જે આત્માવડે રૂપાદિ સર્વ વસ્તુઓ જણાય છે, તે વડે કયી વસ્તુ અજ્ઞાત રહે છે ? આથી એવું સાબીત થાય છે કે. જ્ઞાન, તેજ બ્રહ્મની ઉપલબ્ધિ છે તથા એ સિવા યની અન્ય સર્વ ઉપલબ્ધિઓ અજ્ઞાનરૂપ છે.

આ વિવેચનપરથી ખુલ્લુ જણાય છે કે, કઠોપનિષદ્ પ્રમાણે બ્રહ્મનુ જ્ઞાન મનનની ગતિને આશ્રયી છે. અર્થાત્ તે તત્ત્વશાસ્ત્રથી પ્રાપ્ત થઇ શકે છે. નહિ કે કેવળ પ્રકાશથી પ્રાપ્ત થાય છે. જગત્ અને આત્માના વિચારથી વિવેકવડે બ્રહ્મનું સ્વરૂપ વ્યક્ત થાય છે. જે બ્રહ્મ, વેદોના સમર્થનથી તથા સાધારણ મનનથી બાહ્ય છે, તે બ્રહ્મના જ્ઞાનને જે મૂળ તત્ત્વવેત્તાઓ પહોચ્યા છે, તેઓએ પોતાની શોધોને ઉપનિષદોવિષે નહિ દર્શાવી હોત તો તે તેઓની શોધનું પરિણામ આપણને ઘણાજ આશ્ચર્ય વિષે નાખી દેત. પાછળના સમયમાં જે મનનવડે વિચારનુ સ્વરૂપ પ્રકટ થાય છે, તેની પ્રવૃત્તિની વિસ્મૃતિ થવા લાગી અને અનેક શાખાઓને લીધે મૂળ વિચારનો ત્યાગ થવા આવ્યો ત્યારે જે હેતુમાંથી વિચાર ઉત્પન્ન થયા હતા, તે કરતા મુખ્ય વિચારના મૂળ સ્વરૂપને કોઇ અન્ય હેતુ સાથે જોડી દેવાનો પ્રયાસ કરવામા આવ્યો છે અને આ રીતના કેટલાક ચિહ્નો કઠોપનિષદ્‌માં જણાય છે, જેમા યોગની કેટલીક આવશ્યકતા જણાવી છે તથા કહ્યુ છે કે, આ યોગવડે વિચારોનો નિશ્ચય તથા સ્પષ્ટતા સત્ય બ્રહ્મતરફ દોરવી લઇ જતા નથી, પણ જ્યારે એક એવી સ્થિતિએ પહોચાય છે કે, જ્યારે ઇન્દ્રિયો અને મન પોતાના વિષયોથી નિવૃત્ત થાય છે તથા દરેક વિચારનો લય થાય છે, તે સ્થિતિએજ પહોચવાથી સત્યને પહોચાય છે.

સમગ્ર રીતે જોતા કઠોપનિષદ્‌ની મુખ્ય બાબત વેદાંતપર છે. કેવળ આત્મા જગતના આધારરૂપ છે અને સર્વ પ્રાણીમાત્રવિષે તથા મુખ્ય કરીને પોતાના જેવોજ તેને-બ્રહ્મને ઓળખવો, તો જ બ્રહ્મવિદ્યાનો મુખ્ય ઉદ્દેશ છે. આ પ્રકારનું બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થવાથી અંતિમ હેતુમા-બ્રહ્મમાં લયને પમાય છે. સ્વતંત્ર જીવમાથી મુક્તાવસ્થાની પ્રનાલિકામા આ ઉપનિષદ, બીજા ઉપનિષદો તથા આધુનિક વેદાંતની પ્રનાલિકાથી જૂદું પડે છે. આ પ્રનાલિકા અથવા અનુક્રમ નીચે પ્રમાણે છે:--અવ્યક્ત, મહદાત્મ, બુદ્ધિ, મન ઇન્દ્રિયોના વિષયો અને ઇન્દ્રિયો. સાખ્ય શાસ્ત્રની પ્રનાલિકા પણ આજ પ્રમાણેની છે, પણ ભિન્નતા એટલીજ છે કે, તેમા અવ્યક્ત તથા બુદ્ધિના વચમા રહેલ મહદાત્મા નથી. સાખ્ય મત પ્રમાણે મહત્ તથા બુદ્ધિ એકજ છે. સાખ્ય શાસ્ત્રમા જેને અહંકાર કહેવામા આવે છે, તેનો તથા મનસનો ધર્મ એકજ છે. આ પરથી એમ સાબીત થાય છે કે, આ ઉપનિષદ્ પ્રણીત થતા પહેલાં સાખ્ય શાસ્ત્રની પ્રવૃત્તિ થયેલી હોવી જોઇએ. યોગમતાનુયાયીઓએ સાંખ્યનો કેટલોક ભાગ છોડી દઇ બાકીના ભાગનું આ ઉપનિષદ્ સાથે અનુસંધાન કરેલું હોવું જોઇએ. કારણ તે ઘણા જીવોની કલ્પનાથી જો કે વિરૂદ્ધ છે, છતા આમા કહેવામા આવ્યું છે કે, કેવળ તર્કવડે સ્વતંત્ર આત્મા જ્ઞાત થઇ શકતો નથી. આ ઉપનિષદે સાખ્યમાથી આત્માની મુક્તિના સંબંધે પ્રનાલિકાનો એકકે ભાગ નથી ગ્રહણ કરેલો, પણ સાખ્યમા પ્રયુક્ત થયેલા નામો જેવા કે મહત્, અવ્યક્ત તથા પુરૂષનું ગ્રહણ કર્યું છે. તેમજ આ ઉપનિષદ્ સાખ્યની માફક યોગની આવશ્યકતા સ્વીકારે છે. સાખ્ય સિવાય કેટલાક બુદ્ધના સિદ્ધાંતો પણ આમા સમાવેશ થાય છે. જો કે ચાર્વાકના ન ગણીએ તો બુદ્ધના સિદ્ધાંતોની માફક પ્રથમ વલ્લીના ૨૦ મા મંત્રમા કહ્યું છે કે, मनुष्येऽस्तीत्येके नायमस्तीति चैके:-કેટલાક એમ કહે છે કે પુરૂષના મરણ પછી આત્મા સ્વરૂપે રહે છે તથા કેટલાક એમ

અસ્તિત્વશો હોતો નથી. આ સિદ્ધાંત સાંખ્યનો હોવો ન જોઇએ; કારણ કે વેદાંતની માફક સાંખ્ય આત્માનું સ્વતંત્ર અસ્તિત્વ ગ્રહણ કરે છે.

—⁂—

॥ ॐ तत्सत्परमात्मने नमः ॥

# कठोपनिषद्.

# પ્રથમ અધ્યાય.

## પ્રથમ વલ્લી.

## યમરાજ તથા નચિકેતાનો સંવાદ.

ॐ । स ह नाववतु ॥ स ह नौ भुनक्तु । स ह वीर्यं करवावहै । तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥

ॐ शांतिः शांतिः शांतिः

અન્વયાર્થઃ-સઃ=તે પરમેશ્વર, હ=નક્કી, નૌ=અમને અર્થાત્ શિષ્ય તથા ગુરૂને, અવતુ=વિદ્યાના સ્વરૂપના પ્રકાશવડે રક્ષણ કરો, સઃ=તે, હ=નક્કી, વીર્ય=અમારા બળને, કરવાવહૈ=સંપાદન કરો. તેજસ્વિ=પ્રકાશવાળું, નૌ=અમોએ, અધીતં=અધ્યયન કરેલ, અસ્તુ=થાઓ, મા=નહિ, વિદ્વિષા, વહૈ=પરસ્પર દ્વેષ કરીએ.

શબ્દાર્થઃ—તે પરમેશ્વર ખચીત અમારૂં ( ગુરુ, શિષ્યનું ) રક્ષણ કરો. તે ફળને પ્રકાશ કરી અમારૂં રક્ષણ કરો. ખરેખર અમોને બ્રહ્મવિદ્યાને માટે સામર્થ્ય આપો. અમો જે કાંઈ અધ્યયન કર્યું હોય તે પ્રકાશયુક્ત થાઓ. અમોને પરસ્પર દ્વેષ મા થાઓ.

શાંતિ, શાંતિ, શાંતિ.

આરૂણિને યજ્ઞેચ્છા.

॥ ॐ ॥ उशन् ह वै वाजश्रवसः सर्ववेदसन्ददौ ।तस्य ह नचिकेता नाम पुत्र आस ॥१॥

અન્વયાર્થઃ-ઉશન્=યજ્ઞના ફળને ઇચ્છતા, હવૈ=નક્કી, વાજશ્રવસઃ-ઉદ્દાલક નામના અર્થાત્ વાજ કહેતાં અન્નના દાનને લઇ શ્રવ કહેતા જેનો યશ છે તે વાજશ્રવાઃ તથા વાજશ્રવાનો પુત્ર તે વાજશ્રવસ, સર્વવેદસં=સર્વ ધન અર્થાત્ વૃદ્ધ ગાય, દદૌ=દાનમાં આપવા લાગ્યો, તસ્ય=તેને, હ=પ્રસિદ્ધ, નચિકેતાઃ=નચિકેતા, નામ=નામનો, પુત્રઃ=પુત્ર, આસ=હતો. (૧)

શબ્દાર્થઃ—એક વેળા વાજશ્રવસ અર્થાત્ ઉદ્દાલક નામના મુનિ વિશ્વજિત નામનો યજ્ઞ કરી સ્વર્ગના ફળની ઇચ્છા રાખતા હોવાથી સર્વ ધન, દાનમા આપવા લાગ્યા. તેને નિચકેતા નામે પુત્ર હતો.

ટીકાઃ—એક અરણુ નામના મુનિ અન્નદાન કરવામાં ઘણા કુશળ હતા. તેને ઉદ્દાલક નામે પુત્ર હતો. આ ઉદ્દાલકે વિશ્વજિત્ નામનો યજ્ઞ કરવાની ઇચ્છા કરી. ઋષિના ગૃહમાં દ્રવ્ય તરીકે ગાયો હતી. તે તેઓ દક્ષિણામા આપવાના હતા. આ ઋષિને નચિકેતા નામે પુત્ર હતો. યજ્ઞ વખતે આ પુત્ર પાંચ વરસનો હતો. મુનિએ પુત્રવાત્સલ્યને લીધે સારી ગાયો પોતાના પુત્રને માટે રાખી તથા વૃદ્ધ ગાયો દક્ષિણાને માટે કાઢી.

વાજશ્રવસ=વાજ કહેતાં અન્ન, તેના ધન નિમિત્તે શ્રવસ્ કહેતાં કીર્તિ છે જેની, તે વાજશ્રવસ. વિશ્વજિત્=આ નામનો યજ્ઞ જ્યારે રાજાઓ પૃથ્વીનો દિગ્વિજય કરી પાછા ફરતા ત્યારે તેઓ કરતા હતા પણ આ પરથી જણાય છે કે, બ્રાહ્મણો પણ આ યજ્ઞ કરતા હતા.

तꣳह कुमारꣳ सन्तं दक्षिणासु नीयमनासु । श्रद्धाऽऽविवेश सोऽमन्यत ॥ २ ॥

અન્વયાર્થઃ-તં=તે નચિકેતાને, હ=પ્રસિદ્ધ; કુમારં=પાંચ વર્ષના બાળકને, સન્તં=બુદ્ધિમાન; દક્ષિણાસુ=દક્ષિણામાટે, નીયમાનાસુ=ગાયો આણુવામા આવી ત્યારે, શ્રદ્ધા=શ્રદ્ધાએ, આવિવેશ=પ્રવેશ કર્યો, સઃ=તે, અમન્યત=વિચાર કરવા લાગ્યો. (૨)

શબ્દાર્થ— જ્યારે ત્યાં દક્ષિણા લાવવામાં આવી ત્યારે ( પોતાના પિતાના હિતને ખાતર ) તે બુદ્ધિમાન બાળકને શ્રદ્ધા ઉત્પન્ન થઇ. તે વિચારવા લાગ્યો કેઃ—૨

ટીકા:—જ્યારે ઉદ્દાલકે આ યજ્ઞ આરંભ્યો તે વખતે તેના પુત્ર નચિકેતાની ઉંમર પાંચ વર્ષની હતી પિતાના કલ્યાણની કામનાવડે તેના મનમાં આસ્તિક બુદ્ધિરૂપ શ્રદ્ધા ઉત્પન્ન થઇ આ થવાનું કારણ એટલું જ કે, જ્યારે પિતા પુત્રના પ્રતિપાલનાર્થે સુંદર ગાયોને જુદી કાઢી, પોતાના ગૃહવિષે રાખવા માગે છે તથા યજ્ઞક્રિયાના કરાવવાવાળા ઋત્વિક બ્રાહ્મણોને તથા અન્ય બ્રાહ્મણોને દક્ષિણા આપવા માટે તેણે વૃદ્ધ ગાયોને કાઢી આ સમયે નચિકેતા બાળકના મનમાં શ્રદ્ધાએ પ્રવેશ કર્યો તથા તે પોતાના મનવિષે વિચાર કરવા લાગ્યો. ૨

## અધમ દાનથી થતું ફળ

पीतोदका जग्धतृणा दुग्धदोहा निरिन्द्रियाः ।
अनन्दा नाम ते लोकास्तान् स गच्छति ता ददत् ॥ ३ ॥

અન્વયાર્થ–પીતોદકા=જેણે પ્રથમ પાણી પીધેલું, પણ હાલમાં ન પાણી પી શકે એવી, જગ્ધતૃણા=હાલમાં ઘાસ ન ખાઇ શકે એવી, દુગ્ધદોહા=હાલમાં દૂધ ન આપે એવી, નિરિન્દ્રિયાઃ=ગર્ભાદિ ધારણ કરવા અશક્ત, અનન્દા=કલેશકારક, નામ=નામના, તે=તે, લોકાઃ=લોકો, તાન્=તે લોકોને, સઃ=તે મનુષ્ય, ગચ્છતિ=જાય છે, તાઃ=તેવી ગાયોને, દદત્=જે યજમાન દાનમાં આપે છે. (૩)

શબ્દાર્થ—(જે યજમાન), જેણે પૂર્વે જળપાન કર્યું છે એવી, જેણે પૂર્વેજ તૃણ ભક્ષણ કર્યું છે પણ હાલમાં નહિ એવી, પૂર્વે જેનું દૂધ દોહવામાં આવ્યું છે એવી, નિરિન્દ્રિય અથવા ગર્ભાદિ ધારણ કરવાને અશક્ય એવી ગાયોને દાનવિષે આપે છે, તેને આનંદરહિત-દુઃખમય લોક પ્રાપ્ત થાય છે ૩

ટીકા:—દક્ષિણામાં સર્વદા સારી ગાયો દાનવિષે લેવી જોઇએ પણ માન વિના દક્ષિણા નિમિત્ત બ્રાહ્મણોને એવી ગાયો દાનમાં આપે છે કે, જેઓએ પોતાનું જળપાન કરી લીધું છે, પોતાનું ઘાસ ખાઇ લીધું છે, જેનું દૂધ દોહી લીધું છે તથા જે નિરિન્દ્રિય છે અર્થાત્ જે ગાયોને જળપાન અથવા ઘાસ ખાવાની શક્તિ નથી જેને દૂધ આપવાની શક્તિ રહી નથી તથા ગર્ભધારણ કરવાની શક્તિથી પણ જે રહિત છે, આવી વૃદ્ધ ગાયોને મારા પિતા દાનવિષે દે છે. જેમ આવી ગાયો દાનમાં આપે છે, તે દુઃખયુક્ત લોકોને પ્રાપ્ત થાય છે ૩

## પુત્રનો પિતાપ્રતિ ઉપદેશ.

स होवाच पितरं तत कस्मै मां दास्यसीति ।
द्वितीयं तृतीयं तं होवाच मृत्यवे त्वा ददामीति ॥ ४ ॥

અન્વયાર્થ.—સઃ=તે, હ=નક્કી, ઉવાચ=કહ્યું, પિતરં=પિતા ઉદ્દાલકને, તત=હે તાત! કસ્મૈ=કયા ઋત્વિજને માં=મને, દાસ્યસિ=આપશો, ઇતિ=એ રીતે, દ્વિતીયં=બે વાર, તૃતીયં=ત્રીજીવાર, તં=તેને, હ=નક્કી, ઉવાચ=કહ્યું મૃત્યવે=યમને, ત્વા=તને, દદામિ=હું આપું છું ઇતિ=એમ કહ્યા પછી (૪)

શબ્દાર્થ:—તેણે પોતાના પિતાને કહ્યું. હે પિતા! તમે મને કોને દક્ષિણાર્થે આપશો? બીજીવાર તથા ત્રીજીવાર પણ તેણે તે પ્રમાણે પૂછ્યું. (ક્રોધયુક્ત થયેલા) તેના પિતાએ કહ્યું 'હું તને યમને આપીશ.' ૪

ટીકા—યજ્ઞમાં શ્રેષ્ઠરૂપ સામર્થ્યના અભાવથી મારા પિતાને અનિષ્ટ ફળ થાય છે માટે હું પુત્રરૂપ ધન દાનમાં દેવડાવવાથી મારા પિતાને યજ્ઞ ફળીભૂત થાય, એવા હેતુથી નચિકેતાએ પોતાના પિતાને સ્પષ્ટ કહ્યું નચિકેતા બોલ્યો–હે પિતા! દક્ષિણારૂપે દાનમાં કયા ઋત્વિજને મને આપો છો? જ્યારે પુત્રે આ પ્રમાણે કહ્યું ત્યારે તેના પિતા બાળકને મૂઢ જાણી કહ્યું બોલ્યા ચાલ્યા વિના રહ્યા, પણ નચિકેતાએ બીજીવાર તથા ત્રીજીવાર પણ તે પ્રમાણે પૂછ્યું ત્યારે પિતા ક્રોધયુક્ત થઇ તે બાળકને સ્વભાવનો સારો નહિ જાણી કહેવા લાગ્યા કે, 'હે પુત્ર'

વવસ્વત નામના સૂર્યના પુત્ર યમરાજાને હું આપીશ.' ૪

નચિકેતાનું યમરાજપ્રતિ ગમન.

बहूनामेमि प्रथमो बहूनामेमि मध्यमः ।
किंस्विद्यमस्य कर्त्तव्यं यन्मयाद्य करिष्यति ॥ ५ ॥

અન્વયાર્થઃ—બહૂનં=ઘણા એમિ=ગણાઉં છું, પ્રથમઃ=મુખ્ય, બહૂનાં=ઘણા શિષ્ય આદિમાં, એમિ=હું ગણાઉં છું. મધ્યમઃ=મધ્યમ, કિંસ્વિત્=શું ઇષ્ટ, યમસ્ય=યમની પાસે. કર્ત્તવ્યં=કાર્ય છે, યત્=જે કાર્ય, મયા=મારાવડે, અદ્ય=કાલમાં, કરિષ્યતિ=કરશે (૫)

શબ્દાર્થઃ—( નચિકેતાએ વિચાર્યું ) ઘણા પુત્રોમાં હું પ્રથમ છું, ઘણામાં હું મધ્યમ છું (પણ દુષ્ટમાં હું નથી, પણ ) યમની પાસે પિતાનું ઇષ્ટ શું કાર્ય છે, કે જે કાર્ય પિતા મારાવડે કરાવવા ધારે છે ? એમ વિચારી (નચિકેતાએ કહ્યું.) ૫

ટીકાઃ—આ પ્રમાણે જ્યારે પિતાએ કહ્યું ત્યારે નચિકેતા પોતાના ચિત્તવિષે આ રીતે વિચાર કરવા લાગ્યો કે, પોતાના મુખમાંથી પોતાના ક્લેશ કારણરૂપ વચન મારા પિતાએ શા માટે કાઢ્યું હશે ? કારણ પુત્રના વિયોગનું દુઃખ અતિશય ભારી હોય છે. ગમે તેમ થાય પણ મારે તો મારા પિતાનું વચન પાળવુંજ જોઇએ. કારણ પિતા અથવા ગુરૂના મનની વાત જેઓ એકલા ઇસારાથીજ અંગીકાર કરી લે, તે ઘણા પુત્રો તથા શિષ્યોની મધ્યમાં મુખ્ય કહેવાય છે. જે પિતા તથા ગુરૂના કહ્યા પ્રમાણે ચાલે તે મધ્યમ પુત્ર અથવા શિષ્ય કહેવાય છે. જે પિતા અથવા ગુરૂના વચનને માન નથી આપતો, તે અધમ પુત્ર તથા શિષ્ય કહેવાય છે. મારા પિતાના ઘણા શિષ્યોમાં અધમ ભાવને મારે શા માટે પ્રાપ્ત થવું જોઇએ ? મારે ઉત્તમ અથવા મધ્યમજ થવું જોઇએ. મારા પિતા મને પુત્રને આપી કાંઈ પણ પ્રયોજન સિદ્ધ કરે એમ નથી. પિતા આ વચન જે બોલેલા છે, તે કેવળ ક્રોધથીજ છે. મને તો આમા કોઇ રીતની હાનિ નથી. કારણ આ દેહ કોઇ પણ સમયે પડવાનો તો છેજ, ત્યારે મારા પિતાના વચનને તથા મારા પુત્રપણામાં કલંક શા માટે લગાડવું જોઇએ ? આવો વિચાર કરી નચિકેતા શોકયુક્ત પોતાના પિતાની પાસે જઈ કહેવા લાગ્યો. ૫

अनुपश्य यथा पूर्वे प्रतिपश्य तथापरे ।
सस्यमिव मर्त्यः पच्यते सस्यमिव जायते पुनः ॥ ६ ॥

અન્વયાર્થઃ—અનુપશ્ય=જૂવો, યથા=જે રીતે, પૂર્વે=પૂર્વના વૃદ્ધો, પ્રતિપશ્ય=જૂવો, તથા=તે રીતે, અપરે=શિબિ દશરથ આદિ બીજા, સસ્યં=અન્ન, ઇવ=માફક, મર્ત્યઃ=મનુષ્ય લોક, પચ્યતે=જીર્ણ થઈ મરે છે, સસ્યં=અનાજ, ઇવ=માફક, જાયતે=જન્મે છે, પુનઃ=ફરીથી. (૬)

શબ્દાર્થઃ—યાદ કરો, કેવી રીતે પૂર્વના પિતૃપિતામહાદિઓ અર્થાત્ આપણા ઘરડાઓ વર્ત્યા હતા; વિચાર કરો કે કેવી રીતે બીજા ( શિબિ દશરથાદિ સત્પુરૂષો ) વર્તે છે. અન્નની માફક મર્ત્યલોક પક્વ થાય છે તથા અન્નની માફક તે ફરી જન્મ ધરે છે. ૬

ટીકાઃ-શિબિદશરથાદિએ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કર્યો નથી. વળી આ જગત્ ક્ષણભંગુર છે, માટે મનુષ્યે કદી જૂઠું બોલવું નહિ. આ સર્વનો ભાવ નીચે પ્રમાણે છેઃ—નચિકેતા બોલ્યોઃ-હે પિતા ! પૂર્વના પિતામહાદિ મહાત્માઓએ કદી પોતાના વચનનો ભંગ કર્યો નથી તથા હાલના સમયમાં પણ મહાત્માઓ પોતાના વચનનો ભંગ કરતા નથીઃ વળી મનુષ્ય ખેતીની માફક નાશ થાય છે તથા ફરી ઉત્પન્ન થાય છે, આવું જાણી આપે મને યમરાજ સમીપ મોકલી, પોતાના વચનને સત્ય કરવું જોઇએ. ૬

वैश्वानरः प्रविशत्यतिथिर्ब्राह्मणो गृहान् ।
तस्यैतां शान्तिं कुर्वन्ति हर वैवस्वतोदकम् ॥७॥

અન્વયાર્થ:-વૈશ્વાનરઃ=અગ્નિરૂપ, પ્રવિશન્તિ =પ્રવેશ કરે છે, અતિથિઃ=અતિથિ રૂપ, બ્રાહ્મણઃ= બ્રાહ્મણ, ગૃહાન્=ઘરોને, તસ્ય=તે અતિથિના. એતાં=આ, શાન્તિં=પાદ્ય આસનરૂપ શાંતિ, કુર્વન્તિ=શિષ્ટજનો કરે છે, હર=લાવો, વૈવસ્વત=હે યમ, ઉદકં=જળ. (૭)

શબ્દાર્થ:—હે વિવસ્વતના (સૂર્યના) પુત્ર અર્થાત્ યમરાજ! વૈશ્વાનરરૂપ (અગ્નિસ્વરૂપ) બ્રાહ્મણ અતિથિ ઘરમાં દાખલ થાય છે. આના અતિથિની શિષ્ટજનો પાદ પ્રક્ષાલનાદિરૂપે શાંતિ કરે છે. માટે આપ પાદ ધોવા માટે જળ લાવો. ૭

ટીકા:—પોતાની સત્ય પ્રતિજ્ઞા પાળવા માટે તેના પિતાએ તેને યમરાજના ગૃહ વિશે મોકલો, પણ યમરાજ ઘરમાં હાજર ન હતા, તેથી તે ત્રણ રાત્રી સુધી રહ્યો. યમરાજ ઘેર આવ્યા ત્યારે તેની સ્ત્રી આદિ ઘરનાં માણસોએ તેને આ પ્રમાણે કહ્યું. શાન્તિ શબ્દવડે અહીં પાદ પ્રક્ષાલન માટે, જળ, તથા બેસવા માટે આસન આદિ લેવું. આ સર્વનો ભાવ નીચે પ્રમાણે છે:—

જ્યારે નચિકેતાએ ઉપર પ્રમાણે કહ્યું ત્યારે પિતાએ પોતાના વચનને સત્ય કરવા પોતાના પ્રિય પુત્રને યમરાજ સમીપ મોકલ્યો. નચિકેતા પોતાના પાછલા પુણ્યથી, તપના બળથી તથા પિતાની ભક્તિના પ્રતાપથી આ સ્થૂલ શરીરસહિત યમરાજની પુરીને વિશે ગયો. યમરાજ આ સમયે પોતાના ગૃહવિશે નહતા, પણ તેઓ કંઇ ગયા હતા. ત્રણ દિવસ સુધી નચિકેતા પોતાના પિતાનું વચન સત્ય કરવા યમરાજના દ્વારપર રહ્યો; જ્યારે ત્રણ દિવસ પછી યમરાજ ફરી ફરી પોતાના ગૃહ વિશે આવ્યા ત્યારે મંત્રી અથવા તેની સ્ત્રી આદિકોએ કહ્યું:-'હે સ્વામિન્! એક અગ્નિરૂપ અતિથિ-બાળ સ્વરૂપ બ્રાહ્મણ-આપના દ્વાર આગળ ત્રણ દિવસ થયાં ભૂખ્યો પડી રહ્યો છે. તેની સમીપ જઈ સત્કારાદિ જળવડે શાંતિ કરો. જો આ પ્રમાણે અતિથિની શાંતિ નહિ કરશો તો તેના ફળરૂપે આપને અત્યંત પાપ લાગશે. ૭

आशाप्रतीक्षे संगतं सूनृतां चेष्टापूर्ते पुत्रपशूंश्च सर्वान् । एतद्वृङ्क्ते पुरुषस्याल्पमेधसो यस्यानश्नन् वसति ब्राह्मणो गृहे ॥ ८ ॥

અન્વયાર્થ:—આશા=અપ્રત્યક્ષ ઇષ્ટ અર્થની ઇચ્છા, પ્રતીક્ષા=નિશ્ચિત સુખની ઇચ્છા, સંગતં=દેવોના ધ્યાનથી થતું ફળ, સુનૃતાં=પ્રિયવાણી, ચ=તથા, ઇષ્ટ=અગ્નિષ્ટોમઆદિ, પૂર્ત=વાપીરૂપ વગેરે ખોદાવવા, પુત્રપશૂન્=પુત્ર તથા પશુઓને, ચ=તથા, સર્વાન્=સઘળાં, એતત્=આ આશાદિરૂપ, વૃંક્તે=નાશ કરે છે, પુરુષસ્ય=પુરુષના, અલ્પમેધસઃ= =તુચ્છ બુદ્ધિવાળા, યસ્ય=જેના, અનશ્નન્=ભોજન કર્યા વિના, વસતિ=રહે છે, બ્રાહ્મણઃ=બ્રાહ્મણરૂપ અતિથિ, ગૃહે=ઘરમાં. (૮)

શબ્દાર્થ:—આશા, પ્રતીક્ષા, સમાગમ, મિત્રાચારી યુક્ત શબ્દો, યજ્ઞો, પવિત્ર ભેટો, પુત્રો અને પશુઓ-જે અલ્પ બુદ્ધિવાળા પુરુષના ગૃહ વિશે અતિથિ બ્રાહ્મણ અન્ન પ્રાશન કર્યા સિવાય રહે છે, તે આ સર્વ વસ્તુઓને ખૂવે છે. ૮

ટીકા:—હે સ્વામિન્! જે અલ્પબુદ્ધિ ગૃહસ્થ પુરુષના ઘરમાં ભોજન લીધા વિના અતિથિ સાધુ બ્રાહ્મણરૂપ અગ્નિ નિવાસ કરે છે, તે મૂઢ પોતાના ઘણા પદાર્થોનો નાશ કરે છે અર્થાત્ આશા-અનિશ્ચિત પ્રાપ્ત થવા યોગ્ય ઇષ્ટ અર્થની પ્રાર્થના, પ્રતીક્ષા-નિશ્ચિત પ્રાપ્ત થવાની વસ્તુની ઇક્ષિણા, સંગત-સત્ સંગથી પ્રાપ્ત થનાર ફળ, સુનૃત-સુખને પ્રાપ્ત કરવાવાળી વાણી, ઇષ્ટ-અગ્નિહોત્રાદિ તથા યજ્ઞાદિકના પુણ્યનું ફલ, પૂર્ત:-વાપી કૂપ તડાગાદિ ખોદાવવા તેમજ પશુ પુત્ર આદિ સર્વ વિષયને ભૂખ્યો અતિથિ નાશને કરે છે. માટે હે સ્વામિન્! આપ જઇ તે નચિકેતાને જળ ભોજનાદિથી શાંતિ કરો. જ્યાં મંત્રી આદિકોએ આ પ્રમાણે કહ્યું ત્યારે યમરાજ નચિકેતા પાસે જઈ નમસ્કાર કરી નીચે પ્રમાણે કહેવા લાગ્યો:-૮

तिस्रो रात्रीर्यदवात्सीर्गृहे मेऽनश्नन् ब्रह्मन्नतिथिर्नमस्यः । नमस्तेऽस्तु ब्रह्मन् स्वस्ति मेऽस्तु तस्मात्प्रति त्रीन् वरान् वृणीष्व ॥

અન્વયાર્થ:—તિસ્રઃ=ત્રણ, રાત્રીઃ=રાત્રી, યત્=કારણ કે, અવાત્સીઃ=રહ્યો, ગૃહે=ઘરમાં, મે=મારા, અનશ્નન્=ખાધાવિના, બ્રહ્મન્=હે બ્રહ્મણ!, અતિથિઃ=પરોણો, નમસ્યઃ=નમસ્કારને યોગ્ય, નમઃ=નમસ્કાર, તે=તને, અસ્તુ=થાઓ, બ્રહ્મન્=હે બ્રાહ્મણ, સ્વસ્તિ=કલ્યાણ, મે=મને, અસ્તુ=થાઓ, તસ્માત્=તે દોષથી, પ્રતિ=ગણત્રીવાળા, ત્રીન્=ત્રણ, વરાન્=વરદાનો, વૃણીષ્વ=માંગ. (૯)

શબ્દાર્થ:—હે બ્રહ્મન્! અતિથિ નમવા યોગ્ય છે. વળી અતિથિરૂપ એવા તમે મારા ઘરમાં ત્રણ રાત્રી સુધી ભક્ષણ કર્યા વિના રહ્યા છો, માટે તે દોષની નિવૃત્તિ અર્થે ત્રણ રાત્રીની સંખ્યાવાળા ત્રણ વરો તમે માગી લ્યો. તેમજ હે, બ્રહ્મન્! તમને નમસ્કાર છે. તમારૂં કલ્યાણ થાઓ. ૯

## પ્રથમ વરરૂપે પિતાની પ્રીતિ.

शान्तसंकल्पः सुमना यथा स्याद्वीतमन्युर्गौतमो मा भि मृत्यो । त्वत्प्रसृष्टं माभिवदेत् प्रतीत एतत्त्रयाणां प्रथमं वरं वृणे ॥१०॥

અન્વયાર્થ:—શાંતસંકલ્પઃ=નિવૃત્ત સંકલ્પવાળો, સુમનાઃ=પ્રસન્ન મનવાળો, યથા=જે રીતે, સ્યાત્=થાય, વીતમન્યુઃ=ગયેલા ક્રોધવાળો, ગૌતમઃ=મારો પિતા ગૌતમ, માં=મારી, અભિ=તરફ, મૃત્યો=હે યમ!, ત્વત્પ્રસૃષ્ટં=તમોએ રજા આપેલ, મા=મારી, અભિ=તરફ, વદેત્=(પૂર્વની માફક) બોલે, પ્રતીતઃ=(યમને ત્યાં જઈ આવેલ છે એવી) ખાતરીને પામેલ, એતત્=આ, ત્રયાણાં=ત્રણ વરદાનમાં, પ્રથમં=પહેલું, વરં=વરદાન, વૃણે=હું માગું છું (૧૦)

શબ્દાર્થ:—(નચિકેતાએ કહ્યું) હે યમ! મારા પિતા ગૌતમ મારી તરફ શાંત સંકલ્પવાળા તથા સુપ્રસન્ન મનવાળા થાય, તેમજ તેમનો ક્રોધ મારાપરથી ઉતરી જાય. આપની પાસેથી છૂટયા પછી (હું તેમનો પુત્ર છું એમ મને) સ્મરણ કરી મારી સાથે સારી રીતે પૂર્વની માફક વાત કરે. ત્રણ વરોમાંથી પ્રથમ વર તરીકે હું આ વર પસંદ કરૂં છું. ૧૦

ટીકા:—જ્યારે યમરાજાએ નચિકેતાને વર માગવા કહ્યું ત્યારે તેણે પ્રથમ વર એ માગ્યો કે, 'મારો પુત્ર યમરાજાની પાસે જઈ શું કરશે' આ રીતનો મારા પિતાનો સંકલ્પ દૂર થઈ જાય. જેમ પહેલા મારા પિતાનું મન પ્રસન્ન હતું, તેમ હાલ પણ શાન્ત તથા મારે વિશે ક્રોધરહિત થાય. આપની પાસેથી નિકળી જ્યારે હું મારા લોક વિશે જાઉં ત્યારે 'આ મારો પુત્ર સ્થૂલ દેહસહિત યમરાજ પાસે જઈ આવ્યો' એવી મારા પિતાની મારે વિશે પ્રતીતિ થવી જોઈએ. ત્રણ વરોમાં પ્રથમ વર મને કૃપા કરી આ આપો. ૧૦

यथा पुरस्ताद्भविता प्रतीत औद्दालकिरारुणिर्मत्प्रसृष्टः । सुखं रात्रीः शयिता वीतमन्युस्त्वां ददृशिवान्मृत्युमुखात्प्रमुक्तम् ॥ ११ ॥

અન્વયાર્થ:-યથા=જે પ્રમાણે, પુરસ્તાત્=પૂર્વે, ભવિતા=થશે, પ્રતીતઃ=ખાતરીને પામેલ, ઔદ્દાલકિઃ=ઉદ્દાલક, આરૂણિઃ=અરૂણનો પુત્ર, ત્વત્પ્રસૃષ્ટઃ=મારાથી આજ્ઞા પામેલ, સુખં=સુખી રીતે, રાત્રીઃ=રાત્રીને, શયિતા=ઉંઘનાર થશે, વીતમન્યુઃ=ગયેલા ક્રોધવાળો, ત્વાં=તેને, દદૃશિવાન્=જોતો છતો, મૃત્યુમુખાત્=મૃત્યુના મુખમાંથી, પ્રમુક્તં=છૂટેલો. (૧૧)

શબ્દાર્થ:—(યમ બોલ્યા); મારી કૃપાવડે અરૂણનો પુત્ર ઔદ્દાલકિ પ્રથમની માફક (હેતવાળો) તારી તરફ થશે. તે સુખથી રાત્રિના ઉંઘશે. મૃત્યુના મુખમાંથી જ્યારે તું છૂટશે ત્યારે તે તારી તરફ ક્રોધરહિત દૃષ્ટિ કરશે. ૧૧

## સ્વર્ગના સુખનું વર્ણન.

स्वर्गे लोके न भयं किंचनास्ति न तत्र त्वं न जरया बिभेति । उभे तीर्त्वाऽशनायापिपासे शोकातिगो मोदते स्वर्गलोके ॥१२॥

---

* નચિકેતાના પિતાના બધું મળી ચાર નામો જોવામાં આવે છે. ૧ ગૌતમ, ૨ આરૂણિ, ૩ ઔદ્દાલકિ, ૪ વાજશ્રવસ્.

અન્વયાર્થ:—સ્વર્ગે=સ્વર્ગ, લોકે=લોકમાં, ન=નહિ, ભયં=ભય, કિંચન=જરા પણ, અસ્તિ=છે, ન=નહિ, તત્ર=સ્વર્ગમાં, ત્વં=યમરૂપે તમે, ન=નહિ, જરયા=વૃદ્ધાવસ્થાથી, . બિભેતિ=ભય પામો છો, ઉભે=એઉને, તીર્ત્વા=ઉલ્લંઘન કરી, અશનાયાપિપાસે=ક્ષુધા તથા તૃષાને, શોકાતિગઃ=માનસિક દુઃખ રહિત, મોદતે=આનંદ પામે છે, સ્વર્ગલોકે=સ્વર્ગ લોકમાં (૧૨)

શબ્દાર્થ:–( નચિકેતાએ કહ્યું ); સ્વર્ગલોક વિશે કોઈ પણ રીતનો ( દુઃખાદિ ) ભય હોતો નથી. આપ ત્યાં ( સ્વર્ગમાં ) સમર્થ હોતા નથી. આથી કંઇ પણ જરાદિનો ભય ત્યાં હોતો નથી. સ્વર્ગ લોક વિશે ક્ષુધા તથા તૃષારહિત તેમજ શોકથી રહિત થઇ સર્વ આનંદને પામે છે. ૧૨

ટીકા:—નચિકેતાએ કહ્યું; ‘ હે યમરાજ ! સ્વર્ગલોકવિશે કોઇ પણ રોગાદિનો ભય હોતો નથી. આપનો-મૃત્યુનો પણ ભય હોતો નથી, જરા અવસ્થાનો પણ ભય પ્રાપ્ત થતો નથી, ભૂખ તરસનું દુઃખ હોતું નથી. અર્થાત્ શોકને ઓળંગી સ્વર્ગ લોકમાં પરમાનંદને પામી પ્રસન્ન થઇ રહેવાય છે. ૧૨

**દ્વિતીય વરરૂપે સ્વર્ગસાધન અગ્નિનું જ્ઞાન.**

स त्वमग्निं स्वर्ग्यमध्येषि मृत्यो प्रब्रूहि त्वं श्रद्दधानाय मह्यं । स्वर्गलोका अमृतत्वं भजन्त एतद् द्वितीयेन वृणे वरेण ॥ १३ ॥

અન્વયાર્થ:—સઃ=તે, ત્વં=તું, અગ્નિં=અગ્નિને, સ્વર્ગ્યં=સ્વર્ગ પ્રાપ્ત થવાના સાધનરૂપને, અધ્યેષિ=જાણે છે, મૃત્યો=હેયમ! પ્રબ્રૂહિ=કહો, તં=તે અગ્નિને, શ્રદ્દધાનાય=શ્રદ્ધાવાળા, મહ્યં=મને, સ્વર્ગલોકાઃ=સ્વર્ગ લોકવાળા, અમૃતત્વં=અમૃતપણાને, ભજન્તે=ભોગવે છે, એતત્=આ અગ્નિરૂપ વરદાન, દ્વિતીયેન=બીજા, વૃણે=પ્રાર્થના કરું છું, વરેણ=વરદાનવડે. (૧૩)

શબ્દાર્થ:—હે યમ! સ્વર્ગપ્રાપ્તિના સાધનરૂપ અગ્નિવિશે આપ જાણો છો. માટે શ્રદ્ધા રાખતા એવા મને તેનું . વર્ણન . કહો. સ્વર્ગનાં *રહેનારા કર્મકો અમૃતત્વ .ભોગવે છે. દ્વિતીય વરરૂપ હું આ પસંદ કરું છું. ૧૩

ટીકા:—હે યમરાજ ! સ્વર્ગના ગુણો ઉપર દર્શાવ્યા તેવા છે. આ સ્વર્ગસુખ અગ્નિવડે પ્રાપ્ય છે અને આપ અગ્નિવિદ્યાનું વર્ણન જાણો છો, માટે તેનું વર્ણન મને કહેશો. જેથી સ્વર્ગના સાધન અગ્નિ વિદ્યાને જાણી હું પણ અમરભાવને પામું. આ મારો દ્વિતીય વર છે. (૧૩)

प्र ते ब्रवीमि तदु मे निबोध स्वर्ग्यमग्निं नचिकेतः प्रजानन् । अनन्तलोकाप्तिमथो प्रतिष्ठां विद्धि त्वमेतं निहितं गुहायाम् ॥ १४ ॥

અન્વયાર્થ:=પ્ર=ખુલ્લે ખુલ્લું, તે=તને, બ્રવીમિ=કહું છું, તત્=તે, ઉ=જ, મે=મને, નિબોધ=નિશ્ચય કર, સ્વર્ગ્યં=સ્વર્ગ મેળવવાના સાધનરૂપ, અગ્નિં=અગ્નિને, નચિકેતઃ=હે નચિકેત !, પ્રજાનન્=ઓળખતો, અનંતલોકાપ્તિં=સ્વર્ગ લોકની પ્રાપ્તિના સાધનરૂપ, અથઃ=પણ, પ્રતિષ્ઠાં=વિરાટ રૂપ જગતના આશ્રયરૂપ, વિદ્ધિ=જાણ, ત્વં=તું, એતત્=આ અગ્નિને, નિહિતં=રહેલ, ગુહાયાં=વિદ્વાનની બુદ્ધિમાં. (૧૪) .

શબ્દાર્થ—યમરાજ બોલ્યા;-હે નચિકેતા! સ્વર્ગ્ય અગ્નિને હું જાણતો હોવાથી જે અગ્નિ માટે તેં પ્રાર્થના કરી છે તે અગ્નિ વિશે હું તને કહું છું. તેનો તું મારા વચનવડે એક ચિત્તથી નિશ્ચય કર. જે અગ્નિ અનંત લોકને પ્રાપ્ત કરવાના કારણરૂપ છે, જે પ્રતિષ્ઠારૂપ પણ છે ( વિરાટરૂપે કરી જગતના આશ્રયરૂપ છે ) તે અગ્નિ ગુફામાં અર્થાત્ વિદ્વાનની બુદ્ધિમા રહેલો છે એમ તું જાણ. (૧૪)

लोकादिमग्निं तमुवाच तस्मै या इष्टका यावतीर्वा यथा वा । स चापि तत्प्रत्यवदद्यथोक्तमथास्य मृत्युः पुनरेवाह तुष्टः ॥१५॥

---

* સ્વર્ગલોકઃ—અગ્નિ સંબંધી યજ્ઞવડે જેઓએ સ્વર્ગ પ્રાપ્ત કર્યું છે એવા.

અન્વયાર્થઃ—લોકાદિં=લોકના આદિ કારણરૂપ અર્થાત્ વિરાટ સ્વરૂપ, અગ્નિં=અગ્નિને, તં=તે, ઉવાચ=કહ્યું, તસ્મૈ=તે નચિકેતાને, યાઃ=જેના રૂપવાળી, ઇષ્ટકાઃ=ઇષ્ટિઓ, યાવતીઃ=જેટલી સંખ્યાવાળી, વા=અથવા, યથા=જે પ્રકારે, વા=અથવા, (ચીયતે=મૂકવામાં આવે છે), સઃ=તે નચિકેતા, ચ=તથા, અપિ=પણ, તત્=તે, પ્રત્યવદત્=પાછું બોલી ગયો, યથોક્તં=જે રીતે યમે કહ્યું તે પ્રમાણે, અથ=ત્યાર પછી, અસ્ય=આ નચિકેતાના, મૃત્યુઃ=યમ, પુનઃ=ફરી, એવ=જ, આહ=કહેવા લાગ્યા, તુષ્ટઃ=પ્રસન્ન થયેલો. (૧૫)

શબ્દાર્થઃ—પછી લોકના આદિકારણરૂપ તે અગ્નિ વિશે ઈષ્ટકા, તેઓની સંખ્યા તથા (અગ્નિની ક્રિયા કેવી રીતે કરવામાં આવે છે) તે રીત વિગેરે સર્વ તેણે તેને સમજાવ્યું. જે રીતે તેનું વર્ણન કરવામાં આવ્યું, તેજ પ્રમાણે તે યમરાજની સમીપ બોલી ગયો. ત્યાર પછી સંતુષ્ટ થયેલ યમરાજાએ કહ્યું;— ૧૫

ટીકાઃ-આ પ્રથમ અગ્નિ તે વિરાટ છે, જે બ્રહ્મની પ્રથમ ઉત્પત્તિ-સૃષ્ટિ છે. ઇષ્ટકાઃ-દરરોજ અગ્નિને બળિદાન આપ્યા પછી ઇંટનો કકડો મૂકવામાં આવે છે. તેના પરથી એક વર્ષમાં યજ્ઞની ક્રિયાઓ કેટલી થઈ, તે જણાઇ આવે છે. ભાવ નીચે પ્રમાણે છેઃ—

આ પ્રમાણે કહ્યા પછી યમરાજાએ ફરી સ્વર્ગલોકની પ્રાપ્તિનું સાધન અગ્નિાવદ્યાનું વર્ણન નચિકેતાને કરવા માંડયું. ચયન નામના યજ્ઞ વિશે ઇષ્ટિકા અર્થાત્ મૃત્તિકાની ઇંટો એકઠી કરવામાં આવે છે તે તથા મંત્રક્રિયા આદિ સંપૂર્ણ પ્રકાર તેને કહ્યો. યમરાજના કહેવા પ્રમાણે નચિકેતાએ સર્વ અનુવાદ કર્યો ત્યારે યમરાજ પ્રસન્ન થઈ તેને આ પ્રમાણે કહેવા લાગ્યા. ૧૫

तमब्रवीत्प्रीयमाणो महात्मा वरन्तवेहाद्य ददामि भूयः । तवैव नाम्ना भविताऽयमग्निः सृङ्कांचेमामनेकरूपांगृहाण ॥१६॥

અન્વયાર્થઃ—તં=તે નચિકેતાને, અબ્રવીત્=કહેવા લાગ્યો, પ્રીયમાણઃ=પ્રસન્ન ચિત્તવાળો, મહાત્મા=ઉદાર ચિત્તવાળો, વરં=વરદાન, તવ=તને, ઇહ=આથી (પ્રીતિને લઇ), અદ્ય=હમણાં, દદામિ=આપું છું. ભૂયઃ=ફરી. તવ=તારા, એવ=જ, નામ્ના=નામવડે, ભવિતા=થશે, અયં=આ, અગ્નિઃ=અગ્નિ, સૃંકાં=શબ્દ કરતી રત્નમાળાને, ચ=તથા, ઇમાં=આ, અનેકરૂપાં=અનેક રંગવાળી, ગૃહાણ=ગ્રહણ કર. (૧૬)

શબ્દાર્થઃ—પ્રસન્ન થયેલા મહાત્મા યમરાજાએ તેને કહ્યું; 'હું તને હવે ફરી એક બીજો વર આપું છું. તે ચયન નામક અગ્નિ તારા નામથી કહેવાશે. વળી ઘણા રૂપવાળી આ ખખડતી રત્નની માળાને તું ગ્રહણ કર.' ૧૬

ટીકાઃ—જેમ કોઇપણ ગુરુ પોતાના શિષ્યની યોગ્યતા જોઈ પ્રીતિનો અનુભવ કરી કહે છે, તે પ્રમાણે મહાત્મા યમરાજ કહેવા લાગ્યા; 'હે નચિકેતા! તારી પ્રસન્નતાને માટે જે પ્રથમ ત્રણ વરો આપવા કહ્યા છે, તે દર્શિ તથા ચોથો વર હું પ્રસન્ન થઇને એ આપું છું કે, જે વૈરાટ્રૂપ અગ્નિનો તેં અનુવાદ કર્યો છે, તે તારા નામથી આજ દિવસથી પ્રસિદ્ધ થશે અર્થાત્ તે અગ્નિ નાચિકેતાગ્નિ કહેવાશે. તેમજ અનેક રૂપવાળી મણિયુક્ત માળા હું તને આપું છું, તે લઇ તું તારા ગળાવિશે પહેર.' નચિકેતાએ તે માળા લઇ પોતાના ગળાવિશે ઘાલી. (૧૬)

त्रिणाचिकेतस्त्रिभिरेत्य सन्धिं त्रिकर्मकृत्तरति जन्ममृत्यू । ब्रह्मजज्ञन्देवमीड्यं विदित्वा निचाय्येमां शान्तिमत्यन्तमेति ॥१७॥

અન્વયાર્થઃ—ત્રિણાચિકેતઃ=જ્ઞાન, અધ્યયન તથા અનુષ્ઠાન એમ ત્રણ પ્રકારે પૂજનવડે નાચિકેતરૂપ સંપાદિત અગ્નિવાળો, ત્રિભિઃ=માતા, પિતા તથા આચાર્યવડે અથવા વેદ, સ્મૃતિ તથા શિષ્યવડે અથવા પ્રત્યક્ષ, અનુમાન તથા આગમરૂપ ધર્મના પ્રમાણવડે, એત્ય=પ્રાપ્ત કરી, સંધિં=શિષ્ય તથા શિક્ષક ભાવ સંબંધને, ત્રિકર્મકૃત્=યજ્ઞ, અધ્યયન તથા દાનરૂપી કર્મ કરનાર

તરતિ=તરી જાય છે, જન્મમૃત્યૂ=જન્મ તથા મરણને, બ્રહ્મજજ્ઞં=બ્રહ્મ કહેતાં હિરણ્ય ગર્ભથી જ કહેતાં ઉત્પન્ન થયેલ તથા જ્ઞ કહેતાં સર્વને જાણનાર, દેવં=પ્રકાશરૂપ, ઈડ્યં=સર્વવડે સ્તુતિ કરવા યોગ્ય અગ્નિને, વિદિત્વા=ઓળખી, નિચાય્ય=આત્મભાવવડે ધ્યાન કરી, ઇમાં=આ પ્રત્યક્ષ, શાંતિં=વિરાટના પદને, અત્યન્તં=નિયમવડે એતિ=પામે છે. (૧૭)

શબ્દાર્થ:—ત્રણ પાસેથી અર્થાત્ માતા, પિતા અને ગુરૂ પાસેથી (આજ્ઞા) મેળવી, તેમજ ત્રણ કર્મો જેવાં કે યજ્ઞ, વેદાધ્યયન અને દાન કર્યા પછી જે કોઇએ નચિકેત નામના અગ્નિનું ત્રણવાર યજન કર્યું છે, તે મૃત્યુ તથા જન્મને તરી જાય છે. જે કોઇ આ અગ્નિ જે બ્રહ્મામાંથી ઉત્પન્ન થયેલ છે, જે દેવરૂપ પવિત્ર તથા સ્તુતિ કરવા યોગ્ય છે, તેને જાણે છે, તથા સમ્યક્ રીતે તેનો વિચાર કરે છે, તે નિયમવડે શાંતિને પ્રાપ્ત થાય છે. ૧૭

ટીકા:—જેણે ત્રણવાર નચિકેતા નામના અગ્નિની સમાપ્તિ કરી છે, તેનો જ્ઞાતા, અધ્યયન વાળો તથા અનુષ્ઠાનવાળો પુરૂષ ત્રિણાચિકેત કહેવામાં આવે છે. માતા, પિતા તથા આચાર્યની આજ્ઞા મેળવી તથા વેદ, સ્મૃતિ તથા શ્રેષ્ઠ પુરુષના સંબંધને પામી અથવા પ્રત્યક્ષ, અનુમાન તથા આગમ આ ત્રણ પ્રમાણના સબંધને પામી, યજ્ઞ, અધ્યયન અને દાન આ ત્રણ કર્મનો કર્તા પુરૂષ જન્મ મૃત્યુને તરી જાય છે. કારણ આ અગ્નિ હિરણ્યગર્ભરૂપ બ્રહ્માથી ઉત્પન્ન થયેલ છે. તે સર્વજ્ઞ, સ્મરણ કરવા યોગ્ય તથા પ્રકાશ કરવા વાળા હોવાથી જ્ઞાનાદિ ગુણોવાળા દેવરૂપ છે. જે પુરૂષ આ વૈરાટરૂપને શાસ્ત્રવડે જાણી આત્મભાવે જૂવે છે, તે અતિશય શાંતિને પ્રાપ્ત થાય છે. (૧૭)

त्रिणाचिकेतस्त्रयमेतद्विदित्वा य एवं विद्वांश्चिनुते नाचिकेतम् । स मृत्युपाशान् पुरतः प्रणोद्य शोकातिगो मोदते स्वर्गलोके ॥१८॥

અન્વયાર્થ:—ત્રિણાચિકેતઃ=ત્રણ વાર સંપાદન કરેલ અગ્નિવાળો, ત્રયં=ત્રણ ઇષ્ટિના ચયનના પ્રકારને, એતત્=ઉપર કહેલ પ્રકારને, વિદિત્વા=જાણી, યઃ=જે કોઈ પુરૂષ, એવં=આ રીતે આત્મભાવે, વિદ્વાન્=વિરાટરૂપ અગ્નિને જાણનારો, ચિનુતે=ધ્યાન કરે છે, નાચિકેતં=નાચિકેતરૂપ અગ્નિનું, સઃ=તે, મૃત્યુપાશાન્=અધર્મ, અજ્ઞાન તથા રાગાદિરૂપ પાશનો, પુરતઃ=શરીરનો પાત થવા પહેલાં, પ્રણોદ્ય=ત્યાગ કરી, શોકાતિગઃ=માનસ દુઃખથી રહિત થઈ, મોદતે=આનંદ પામે છે, સ્વર્ગલોકે=સ્વર્ગ લોકમાં વિરાટના પદને પામી. (૧૮)

શબ્દાર્થ:—આ ત્રણને જાણી જે કોઈ ત્રિણાચિકેતરૂપ ( ત્રણવાર સંપાદન કરેલ અગ્નિ-વાળો ) પુરૂષ આ રૂપે અર્થાત્ વિરાટરૂપે અગ્નિને જાણતો છતો નચિકેતાગ્નિનું ધ્યાન ધરે છે, તે મૃત્યુપાશનો શરીરનો પાત થવા પહેલાં ત્યાગ કરી શોકનું અતિક્રમણ કરી, સ્વર્ગ લોકમાં આનંદ પામે છે. ૧૮

ટીકા:—જે ત્રિણાચિકેત પુરૂષ, ઇષ્ટકાસ્વરૂપ તથા તેની સંખ્યા અને પ્રકાર, આ ત્રણ લક્ષણને જાણી તથા આત્મસ્વરૂપ અગ્નિને જાણી, નાચિકેત અગ્નિરૂપે યજ્ઞની સમાપ્તિ કરે છે, તે શરીરનો પાત થાય, તે પહેલા અજ્ઞાન, રાગ તથા દ્વેષાદિ મૃત્યુનો પાશ-બંધોને દૂર કરી, માનસિક દુઃખથી રહિત થઇ આત્મસ્વરૂપની પ્રાપ્તિવડે વૈરાટરૂપ સ્વર્ગલોકમાં શોકરહિત સુખ પામે છે. (૧૮)

एष तेऽग्निर्नचिकेतः स्वर्ग्यो यमवृणीथा द्वितीयेन वरेण । एतमग्निं तवैव प्रवक्ष्यन्ति जनासस्तृतीयं वरं नचिकेतो वृणीष्व ॥१९॥

અન્વયાર્થ:—એષ=આ, તે=તને, અગ્નિઃ=અગ્નિ, સ્વર્ગ્યઃ=સ્વર્ગની પ્રાપ્તિના સાધનરૂપ, યં=જે અગ્નિરૂપ વરદાનને, અવૃણીથાઃ=તેં પ્રાર્થના કરી, દ્વિતીયેન=બીજા, વરેણ=વરદાનવડે, એતં=આ, અગ્નિં=અગ્નિને, તવ=તારા નામવડે, એવ=જ, પ્રવક્ષ્યન્તિ=કહેવાશે, જનાસઃ=મનુષ્યો, તૃતીયં=ત્રીજું, વરં=વરદાન, નચિકેત= હે નચિકેતા, વૃણીષ્વ=તું માંગ. (૧૯)

અન્વયાર્થઃ—લોકાદિં=લોકના આદિ કારણરૂપ અર્થાત્ વિરાટ્ સ્વરૂપ, અગ્નિં=અગ્નિને, તં=તે, ઉવાચ=કહ્યું, તસ્મૈ=તે નચિકેતાને, યાઃ=જેવા રૂપવાળી, ઇષ્ટકાઃ=ઇષ્ટિઓ, યાવતીઃ=જેટલી સંખ્યાવાળી, વા=અથવા, યથા=જે પ્રકારે, વા=અથવા, (ચીયતે=મૂકવામાં આવે છે), સઃ=તે નચિકેતા, ચ=તથા, અપિ=પણ, તત્=તે, પ્રત્યવદત્=પાછું બોલી ગયો, યથોક્તં=જે રીતે યમે કહ્યું તે પ્રમાણે, અથ=ત્યાર પછી, અસ્ય=આ નચિકેતાના, મૃત્યુઃ=યમ, પુનઃ=ફરી, એવ=જ, આહ=કહેવા લાગ્યા, તુષ્ટઃ=પ્રસન્ન થયેલો. (૧૫)

શબ્દાર્થઃ—પછી લોકના આદિકારણરૂપ તે અગ્નિ વિશે ઇષ્ટકા, તેઓની સંખ્યા તથા (અગ્નિની ક્રિયા કેવી રીતે કરવામાં આવે છે) તે રીત વિગેરે સર્વ તેણે તેને સમજાવ્યું. જે રીતે તેનું વર્ણન કરવામાં આવ્યું, તેજ પ્રમાણે તે યમરાજની સમીપ બોલી ગયો. ત્યાર પછી સંતુષ્ટ થયેલ યમરાજાએ કહ્યું;— ૧૫

ટીકાઃ—આ પ્રથમ અગ્નિ તે વિરાટ્ છે, જે બ્રહ્મની પ્રથમ ઉત્પત્તિ-સૃષ્ટિ છે. ઇષ્ટકાઃ-દરરોજ અગ્નિને બળિદાન આપ્યા પછી ઇંટનો કકડો મૂકવામાં આવે છે. તેના પરથી એક વર્ષમાં યજ્ઞની ક્રિયાઓ કેટલી થઈ, તે જણાઇ આવે છે. ભાવ નીચે પ્રમાણે છે:—

આ પ્રમાણે કહ્યા પછી યમરાજાએ ફરી સ્વર્ગલોકની પ્રાપ્તિનું સાધન અગ્નિવિદ્યાનું વર્ણન નચિકેતાને કરવા માંડ્યું. ચયન નામના યજ્ઞ વિશે ઇષ્ટિકા અર્થાત્ મૃત્તિકાની ઇંટો એકઠી કરવામા આવે છે તે તથા મંત્રક્રિયા આદિ સંપૂર્ણ પ્રકાર તેને કહ્યો. યમરાજના કહેવા પ્રમાણે નચિકેતાએ સર્વ અનુવાદ કર્યો ત્યારે યમરાજ પ્રસન્ન થઈ તેને આ પ્રમાણે કહેવા લાગ્યા. ૧૫

तमब्रवीत्प्रीयमाणो महात्मा वरन्तवेहाद्य ददामि भूयः । तवैव नाम्ना भविताऽयमग्निः सृङ्कांचेमा-
[illegible]गृहाण ॥१६॥

[illegible]:—તં=તે નચિકેતાને, અબ્રવીત્=કહેવા લાગ્યો, પ્રીયમાણઃ=પ્રસન્ન ચિત્તવાળો, મહાત્મા=ઉદાર ચિત્તવાળો, વરં=વરદાન, તવ=તને, ઇહ=આથી (પ્રીતિને લઇ), અદ્ય=હમણાં, દદામિ=આપું છું. ભૂયઃ=ફરી. તવ=તારા, એવ=જ, નામ્ના=નામવડે, ભવિતા=થશે, અયં=આ, અગ્નિઃ=અગ્નિ, સૃંકાં=શબ્દ કરતી રત્નમાળાને, ચ=તથા, ઇમા=આ, અનેકરૂપાં=અનેક રંગવાળી, ગૃહાણ=ગ્રહણ કર. (૧૬)

શબ્દાર્થઃ—પ્રસન્ન થયલા મહાત્મા યમરાજાએ તેને કહ્યું; 'હું તને હવે ફરી એક બીજો વર આપું છું. તે ચયન નામક અગ્નિ તારા નામથી કહેવાશે. વળી પણ રૂપવાળી આ ખખડતી રત્નની માળાને તું ગ્રહણ કર.' ૧૬

ટીકાઃ—જેમ કોઇપણ ગુરૂ પોતાના શિષ્યની યોગ્યતા જોઈ પ્રીતિનો અનુભવ કરી કહે છે, તે પ્રમાણે મહાત્મા યમરાજ કહેવા લાગ્યા; 'હે નચિકેતા! તારી પ્રસન્નતાને માટે જે પ્રથમ ત્રણ વરો આપવા કહ્યા છે, તે દઇશ તથા ચોથો વર હું પ્રસન્ન થઇને એ આપું છું કે, જે વૈરાટ્રૂપ અગ્નિનો તેં અનુવાદ કર્યો છે, તે તારા નામથી આજ દિવસથી પ્રસિદ્ધ થશે અર્થાત્ તે અગ્નિ નાચિકેતાગ્નિ કહેવાશે. તેમજ અનેક રૂપવાળી મણિયુક્ત માળા હું તને આપું છું, તે લઇ તું તારા ગળાવિશે પહેર.' નચિકેતાએ તે માળા લઇ પોતાના ગળાવિશે ઘાલી. (૧૬)

त्रिणाचिकेतस्त्रिभिरेत्य सन्धिं त्रिकर्मकृत्तरति जन्ममृत्यू । ब्रह्मजज्ञन्देवमीड्यं विदित्वा निचाय्येमां शान्तिमत्यन्तमेति ॥१७॥

અન્વયાર્થઃ—ત્રિણાચિકેતઃ=જ્ઞાન, અધ્યયન તથા અનુષ્ઠાન એમ ત્રણ પ્રકારે પૂજનવડે નાચિકેતરૂપ સંપાદિત અગ્નિવાળો, ત્રિભિઃ=માતા, પિતા તથા આચાર્યવડે અથવા વેદ, સ્મૃતિ તથા શિષ્યવડે અથવા પ્રત્યક્ષ, અનુમાન તથા આગમરૂપ ધર્મના પ્રમાણવડે, એત્ય=પ્રાપ્ત કરી, સંધિં=શિષ્ય તથા શિક્ષક ભાવ સંબંધને, ત્રિકર્મકૃત્=યજ્ઞ, અધ્યયન તથા દાનરૂપી કર્મ કરનાર

તરતિ=તરી જાય છે. જન્મમૃત્યૂ=જન્મ તથા મરણને, બ્રહ્મજજ્ઞં=બ્રહ્મ કહેતાં હિરણ્ય ગર્ભથી જ કહેતાં ઉત્પન્ન થયેલ તથા જ્ઞ કહેતાં મર્વને જાણનાર, દેવં=પ્રકાશરૂપ, ઇડ્યં=મર્વવડે સ્તુતિ કરવા યોગ્ય અગ્નિને, વિદિત્વા=ઓળખી, નિચાય્ય=આત્મભાવવડે ધ્યાન કરી, ઇમાં=આ પ્રત્યક્ષ, શાંતિં=વિરાટના પદને, અત્યન્તં=નિયમવડે એતિ=પામે છે. (૧૭)

**શબ્દાર્થ:**—ત્રણ પાસેથી અર્થાત્ માતા, પિતા અને ગુરૂ પાસેથી (આજ્ઞા) મેળવી, તેમજ ત્રણ કર્મો જેવાં કે યજ્ઞ, વેદાધ્યયન અને દાન કર્યા પછી જે કોઇએ નચિકેત નામના અગ્નિનું ત્રણવાર મજન કર્યું છે, તે મૃત્યુ તથા જન્મને તરી જાય છે. જે કોઇ આ અગ્નિ જે બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલ છે, જે દેવરૂપ પવિત્ર તથા સ્તુતિ કરવા યોગ્ય છે, તેને જાણે છે, તથા સમ્યક્ રીતે તેનો વિચાર કરે છે, તે નિયમવડે શાંતિને પ્રાપ્ત થાય છે. ૧૭

**ટીકા:**—જેણે ત્રણવાર નચિકેતા નામના અગ્નિની સમાપ્તિ કરી છે, તેનો જ્ઞાતા, અધ્યયનવાળો તથા અનુષ્ઠાનવાળો પુરુષ ત્રિણાચિકેત કહેવામાં આવે છે. માતા, પિતા તથા આચાર્યની આજ્ઞા મેળવી તથા વેદ, સ્મૃતિ તથા શ્રેષ્ઠ પુરુષના સંબંધને પામી અથવા પ્રત્યક્ષ, અનુમાન તથા આગમ આ ત્રણ પ્રમાણના સબંધને પામી, યજ્ઞ, અધ્યયન અને દાન આ ત્રણ કર્મનો કર્તા પુરૂષ જન્મ મૃત્યુને તરી જાય છે. કારણ આ અગ્નિ હિરણ્યગર્ભરૂપ બ્રહ્માથી ઉત્પન્ન થયેલ છે. તે સર્વજ્ઞ, સ્મરણ કરવા યોગ્ય તથા પ્રકાશ કરવાવાળા હોવાથી જ્ઞાનાદિ ગુણોવાળા દેવરૂપ છે. જે પુરુષ આ વૈરાટ્રૂપને શાસ્ત્રવડે જાણી આત્મભાવે જુવે છે, તે અતિશય શાંતિને પ્રાપ્ત થાય છે. (૧૭)

त्रिणाचिकेतस्त्रयमेतद्विदित्वा य एवं विद्वांश्चिनुते नाचिकेतम् । स मृत्युपाशान् पुरतः प्रणोद्य शोकातिगो मोदते स्वर्गलोके ॥१८॥

**અન્વયાર્થ:**—ત્રિણાચિકેત:=ત્રણ વાર સંપાદન કરેલ અગ્નિવાળો, ત્રયં=ત્રણ ઇષ્ટિના ચયનના પ્રકારને, એતત્=ઉપર કહેલ પ્રકારને, વિદિત્વા=જાણી, યઃ=જે કોઈ પુરૂષ, એવં=આ રીતે આત્મભાવે, વિદ્વાન્=વિરાટ્રૂપ અગ્નિને જાણનારો, ચિનુતે=ધ્યાન કરે છે, નાચિકેતં=નાચિકેતરૂપ અગ્નિનું, સઃ=તે, મૃત્યુપાશાન્=અધર્મ, અજ્ઞાન તથા રાગાદિરૂપ પાશનો, પુરતઃ=શરીરનો પાત થવા પહેલાં, પ્રણોદ્ય=ત્યાગ કરી, શોકાતિગઃ=માનસ દુઃખથી રહિત થઈ, મોદતે=આનંદ પામે છે સ્વર્ગલોકે=સ્વર્ગ લોકમાં વિરાટના પદને પામી. (૧૮)

**શબ્દાર્થ:**—આ ત્રણને જાણી જે કોઈ ત્રિણાચિકેતરૂપ ( ત્રણવાર સંપાદન કરેલ અગ્નિવાળો ) પુરૂષ આ રૂપે અર્થાત્ વિરાટરૂપે અગ્નિને જાણનો છતો નચિકેતાગ્નિનું ધ્યાન ધરે છે, તે મૃત્યુપાશનો શરીરનો પાત થવા પહેલાં ત્યાગ કરી શોકનું અતિક્રમણ કરી, સ્વર્ગ લોકમાં આનંદ પામે છે. ૧૮

**ટીકા:**—જે ત્રિણાચિકેત પુરૂષ, ઇષ્ટકાસ્વરૂપ તથા તેની સંખ્યા અને પ્રકાર, આ ત્રણ લક્ષણને જાણી તથા આત્મસ્વરૂપ અગ્નિને જાણી, નાચિકેત અગ્નિરૂપે યજ્ઞની સમાપ્તિ કરે છે, તે શરીરનો પાત થાય, તે પહેલાં અજ્ઞાન, રાગ તથા દ્વેષાદિ મૃત્યુનો પાશ-જેનોને દૂર કરી, માનસિક દુઃખથી રહિત થઇ આત્મસ્વરૂપની પ્રાપ્તિવડે વૈરાટ્રૂપ સ્વર્ગલોકમા શોકરહિત સુખ પામે છે (૧૮)

एष तेऽग्निर्नचिकेतः स्वर्ग्यो यमवृणीथा द्वितीयेन वरेण । एतमग्निं तवैव प्रवक्ष्यन्ति जनासस्तृतीयं वरं नचिकेतो वृणीष्व ॥१९॥

**અન્વયાર્થ:**—એષ:=આ, તે=તને, અગ્નિ=અગ્નિ, સ્વર્ગ્ય:=સ્વર્ગની પ્રાપ્તિના સાધનરૂપ, યં=જે અગ્નિરૂપ વરદાનને, અવૃણીથા:=તેં પ્રાર્થના કરી, દ્વિતીયેન=બીજા, વરેણ=વરદાનવડે, એતં=આ, અગ્નિં=અગ્નિને, તવ=તારા નામવડે, એવ=જ, પ્રવક્ષ્યન્તિ=કહેવાશે. જનાસઃ=મનુષ્યો, તૃતીયં=ત્રીજું, વરં=વરદાન, નચિકેતઃ= હે નચિકેતા, વૃણીષ્વ=તું માંગ. (૧૯)

શબ્દાર્થ:-હે નચિકેતા! દ્વિતીયવરવડે જે અગ્નિની તેં માગણી કરી છે, તે સ્વર્ગની પ્રાપ્તિના સાધનરૂપ અગ્નિવિષે મેં તને કહ્યું. આ અગ્નિને પુરુષો તારા નામવડે એટલે નચિકેત નામથી ઓળખશે. હે નચિકેતા! હવે તું તૃતીય વર માગ. ૧૯

## આત્મજ્ઞાનના સ્વરૂપની માંગણી.

येयं प्रेते विचिकित्सा मनुष्येऽस्तीत्येके नायमस्तीति चैके । एतद्विद्यामनुशिष्टस्त्वयाऽहं वराणामेष वरस्तृतीयः ॥ २० ॥

અન્વયાર્થ:—યા=જે, ઇયં=આ, પ્રેતે=મરણ પામ્યા પછી, વિચિકિત્સા=સંશય, મનુષ્યે=પ્રાણીમાં, અસ્તિ=( આ આત્મા દેહાન્તરના સંબંધવાળો ) છે, ઇતિ=એમ, એકે=કેટલાક અર્થાત્ વેદના જ્ઞાતાઓ, ન=નહિ, અયં=આ આત્મા અસ્તિ=છે, ઇતિ=એમ, ચ=તથા, એકે=કેટલાક અર્થાત્ નાસ્તિકો, એતત્=આ સંદેહવાળું, વિદ્યા=આત્મતત્ત્વ, અનુશિષ્ટ:=ત્રીજા વરદાનની આજ્ઞા પામેલ, ત્વયા=આપવડે, અહં=હું, વરાણાં=વરદાનમાંથી, એષ:=આ, વર:=વરદાન, તૃતીય:=ત્રીજું. (૨૦)

શબ્દાર્થ:—(નચિકેતાએ કહ્યું) એવી શંકા ઉભી થાય છે અને કેટલાક એમ કહે છે કે, મનુષ્યના મરણ પછી આત્માનું અસ્તિત્વ છે,* કેટલાક કહે છે કે અસ્તિત્વ નથી. આપથી ઉપદિષ્ટ થયેલ હું તે જાણું એમ કરો. વરોમાં આ મારો તૃતીય વર છે. ૨૦

देवैरत्रापि विचिकित्सितं पुरा न हि सुविज्ञेयमणुरेष धर्मः । अन्यं वरं नचिकेतो वृणीष्व मा मोपरोत्सीरति मा सृजैनम् २१

અન્વયાર્થ:—દેવૈ:=દેવોએ, અત્ર=આ આત્મતત્ત્વ સંબંધી, અપિ=પણ, વિચિકિત્સિતં=સંશય કરેલો, પુરા=પૂર્વે, ન=નહિ, હિ=કારણકે, સુવિજ્ઞેયં=સુખે કરી જાણવા યોગ્ય, અણુ:=સૂક્ષ્મ, એષ=આ, ધર્મ:=ધર્મના અધિષ્ઠાનરૂપ આત્મા, અન્યં=બીજા, વરં=વરદાનને, નચિકેતો=હેનચિકેતા, વૃણીષ્વ=માંગ, મા=મને, મા=નહિ, ઉપરોત્સી:=અટકાવ નાંખ, અતિ=અતિશય રીતે, મા=મને, સૃજ=મુક્ત કર, એનં=આ આત્મજ્ઞાનરૂપ વરદાનમાંથી. (૨૧)

શબ્દાર્થ:—યમે કહ્યું કે-દેવોએ પણ પહેલાં આવો જ પ્રશ્ન મને પૂછ્યો હતો. તેનું-આત્માનું સ્વરૂપ સૂક્ષ્મ હોવાથી તે સહેલાઇથી જાણી શકાય એમ નથી. તું કોઈ બીજો વર માગ. હે નચિકેતા! આવા વરને માટે મને તે આપવા માટે આગ્રહ કર નહિ. આવા વરમાંથી તું મને મુક્ત કર. ૨૧

ટીકા:—જેમ ધનિક ઋણ આપી દેવા માટે ઋણીને ફરજ પાડે છે, તેમ ઋણચુકાવટ માટે વર અદા કરવા ધનિકરૂપ તું મને ફરજ પાડ નહિ. જ્યારે આ પ્રમાણે નચિકેતાએ આત્મજ્ઞાન માટે પ્રશ્ન કર્યો ત્યારે યમરાજ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે, આ નચિકેતા આત્મજ્ઞાનનો અધિકારી છે કે નહિ, માટે એની પરીક્ષા લેવી યોગ્ય છે. આવો વિચાર કરી તેઓ કહેવા લાગ્યા કે-હે નચિકેતા! આત્મા છે કે નથી, આ વાત જાણવામાં દેવોને પણ સંશય ઉત્પન્ન થાય છે તો પછી પ્રાકૃત પુરુષોને આત્માનું જ્ઞાન શ્રવણ થયા છતાં તે સમ્યક્ રીતે જાણી શકાતું નથી. કારણ કે, આત્મા નામવાળો ધર્મ અતિ સૂક્ષ્મ છે માટે તું કાંઇ અન્ય વર માગી લે. તું ઘણીવાર મને આવો પ્રશ્ન પૂછી, મારા પર ભાર મૂક નહિ. તું આત્મજ્ઞાનરૂપ પ્રશ્નનો વર છોડી દે. ૨૧

देवैरत्रापि विचिकित्सितं किल त्वं च मृत्यो यन्न सुविज्ञेयमात्थ । वक्ता चास्य त्वादृगन्यो न लभ्यो नान्यो वरस्तुल्य एतस्य कश्चित् २२

અન્વયાર્થ:-દેવૈ:=દેવોએ, અત્ર=આ આત્મતત્ત્વ સંબંધી, અપિ=પણ, વિચિકિત્સિતં=

* શરીર, ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિ એ સર્વથી ભિન્ન રૂપે તેનું અસ્તિત્વ છે.

સંશય કરેલો, કિલ=ખરેખર, ત્વં=તું ચ=તથા, મૃત્યો=હેયમ, યત્=કારણકે, ન=નહિ, સુવિજ્ઞેયં= સહેલાઇથી જાણી શકાય, આત્થ=કહે છે, વક્તા= ઉપદેશ કરનાર, ચ=તથા, અસ્ય=આ આત્મતત્ત્વનો, ત્વાદૃક=તારા સરખો, અન્યઃ=તારાથી ભિન્ન, ન= નહિ, લભ્યઃ=પ્રાપ્ત થવા યોગ્ય, ન=નહિ, અન્યઃ= આથી બીજું, વરઃ=વરદાન, તુલ્યઃ=બરાબર, એતસ્ય=આ વરદાનના, કશ્ચિત્=કોઇપણ. (૨૨)

શબ્દાર્થઃ—(નચિકેતાએ કહ્યું) ખરેખર દેવોને પણ સંશય થયો હતો, એમ મેં સાંભળ્યું છે તથા હે યમ! આપ કહો છો કે, જો કે સમ્યક્ પ્રકારે તે જાણી શકાય એમ નથી, છતાં આપના વગર બીજો કોઈ વક્તા મને મળી આવે એમ નથી, તેમ આ વરદાન સરખું બીજું વરદાન પણ નથી. ૨૨

ટીકાઃ—આવી રીતે જ્યારે યમરાજે કહ્યું ત્યારે નચિકેતા કહેવા લાગ્યોઃ—હે સ્વામી મૃત્યો! જો આત્મવસ્તુનું જ્ઞાન મેળવવામાં દેવો પણ ખરેખર જોતાં સંશયયુક્ત થાય છે તથા આત્મવસ્તુ સમ્યક્ જાણવા યોગ્ય નથી, તો પંડિતો પણ આત્મવસ્તુ જાણવાને અયોગ્ય હોવાથી તે જાણવાને આત્મરૂપ ધર્મના વક્તા આપના સરખો અન્ય કોઇ પંડિત મને મળવો દુર્લભ છે તથા આ વરદાન સાક્ષાત્ મોક્ષની પ્રાપ્તિના કારણરૂપ છે, માટે આના સરખો બીજો કોઇપણ વર નથી. ૨૨

शतायुषः पुत्रपौत्रान् वृणीष्व बहून् पशून् हस्तिहिरण्यमश्वान् । भूमेर्महदायतनं वृणीष्व स्वयञ्च जीव शरदो यावदिच्छसि ॥२३॥

અન્વયાર્થઃ—શતાયુષઃ=સો વર્ષ જીવે એવા, પુત્રપૌત્રાન્=પુત્ર તથા પૌત્રોને, વૃણીષ્વ=માંગ, બહૂન્= ઘણા, પશૂન્=પશુઓને, હસ્તિહિરણ્યમ્=હાથીને તથા સોનાને, અશ્વાન્=ઘોડાઓને, ભૂમેઃ=ભૂમિના, મહત્=મોટા, આયતનં=મંડળને, વૃણીષ્વ=માગ, સ્વયં=પોતે, ચ=તથા, જીવ=પ્રાણને ધારણ કર, શરદઃ=શરદો અર્થાત્ વર્ષો, યાવત્=જેટલાં, ઇચ્છસિ= તું ઇચ્છે છે. (૨૩)

શબ્દાર્થઃ—(યમે કહ્યું); શત વર્ષ જીવે એવા પુત્ર પૌત્રાદિકો માગ, ઘણાં પશુઓને માંગ, ઘણા હસ્તી, સુવર્ણ તથા અશ્વોને માંગ, ભૂમિના વિશાળ ભાગને માગ તથા તારી ઇચ્છા હોય તેટલા શરદ્ સુધી અર્થાત્ વર્ષો સુધી તું જીવ. ૨૩

ટીકાઃ—જે જે વિષયો આ મનુષ્યલોકમાં ઇચ્છા કરવા યોગ્ય તથા દુર્લભ છે, તે સર્વ કામનાઓને-ઇચ્છાને 'અનુસરતું' માંગ. રથ સહિત, તથા વાદિત્રો સહિત પુરુષોને રીઝવવાવાળી અપ્સરારૂપ સ્ત્રીઓને માંગ. સ્ત્રીઓ દેવાદિકોની પ્રસન્નતાવિના મનુષ્યને મળવી અત્યંત દુર્લભ છે. મારાથી અપાયેલ આ સ્ત્રીઓ આપની પાદપ્રક્ષાલનાદિરૂપ સેવા કરો. મરણ પછી આત્માની અવસ્થા જાણવી, તે काकस्य कति वा दंताः-કાગડાના કેટલા દાંત છે, તેના સરખા પ્રશ્નને તારે પૂછવા યોગ્ય નથી. (૨૩)

एततुल्यं यदि मन्यसे वरं वृणीष्व वित्तं चिरजीविकाञ्च । महाभूमौ नचिकेतस्त्वमेधि कामानान्त्वा कामभाजं करोमि ॥२४॥

અન્વયાર્થઃ—એતત્=આ કહ્યું તે, તુલ્યં= સરખું, યદિ=જો, મન્યસે=માને છે, વરં=વરદાન, વૃણીષ્વ=માંગ, વિત્તં=રત્ન આદિ પૈસો, ચિરંજીવિકાં=લાંબો સમય પહોચે એવી વૃત્તિ, ચ=તથા, મહભૂમૌ=પુષ્કળ પૃથ્વીપર, નચિકેતઃ=હે નચિકેત, ત્વં=તું, એધિ=રાજ્ય ભોગવ, કામાનાં=ઇચ્છિત પદાર્થોમાંથી, ત્વા=તને, કામભાજં=ઇચ્છિત પદાર્થને ભોગવનાર, કરોમિ=હું કરું છું (૨૪)

શબ્દાર્થઃ—અથવા આના જેવો અન્ય વર જો તું જાણતો હોય તો તે વર માંગ. ધન અને દીર્ઘાયુષ તું માંગ. હે નચિકેતા! મહાભૂમિવિષે તું રાજા થા. હું તને તારી સર્વ કામનાનો ભોગવનાર કરું છું. ૨૪

ये ये कामा दुर्लभा मर्त्यलोके सर्व्वान् कामाश्छन्दतः प्रार्थयस्व इमा रामाः सरथाः सतूर्या नहीदृशा लम्भनीया मनुष्यैः। आभिर्मत्प्रत्ताभिः परिचारयस्व नचिकेतो मरणं मानुप्राक्षीः॥२५॥

અન્વયાર્થઃ—યે=જે, યે=જે, કામાઃ=કામનાઓ, દુર્લભાઃ=નહિ મેળવે શકાયએવી, મર્ત્યલોકે=મનુષ્ય લોકમાં, સર્વાન્=સઘળી, કામાન્=કામનાઓને, છંદતઃ=સ્વેચ્છાથી, પ્રાર્થયસ્વ=માંગ, ઇમાઃ=તારા સમક્ષ ગ્રહેલ, રામાઃ=રમણીય સ્ત્રીઓ, સરથાઃ=રથ સહિત, સતૂર્યાઃ=વાજિંત્ર સહિત, ન=નહિ, હિ=કારણકે, ઇદૃશાઃ=આવી, લંભનીયાઃ=પ્રાપ્ત કરવા યોગ્ય, મનુષ્યૈઃ=માણસોવડે, આભિઃ=આ, મત્પ્રત્તાભિઃ=મારાથી અપાયલી, પરિચારયસ્વ=પગ ચાપવા વગેરે ચાકરી કરાવ, નચિકેતઃ=હે નચિકેતા! મરણં=મરણ સંબંધી જ્ઞાન, મા=નહિ, અનુપ્રાક્ષીઃ=પૂછ. (૨૫)

શબ્દાર્થઃ—જે જે કામનાઓ મર્ત્યલોક વિશે દુર્લભ છે, તે સર્વ કામોની તારી યથારુચિ માગણી કર. રથસહિત તથા તૂર્ય નામનાં વાજિંત્રો સહિત (સ્વર્ગની) આ સુંદર સ્ત્રીઓને તું માંગ, જેના સરખી મનુષ્યને લભ્ય નથી. તું આ સર્વવડે તારી સેવા કરાવ, જે હું તને સર્વ આપીશ. પણ મરણ પછી મૃત્યુની અવસ્થાનો પ્રશ્ન ન પૂછ. ૨૫

શ્વો ભાવા મર્ત્યસ્ય યદન્તકૈતત् સર્વેન્દ્રિયાણાઞ્જરયન્તિ તેજઃ । અપિ સર્વં જીવિતમલ્પમેવ તવૈવ વાહાસ્તવ નૃત્યગીતે ॥૨૬॥

અન્વયાર્થઃ—શ્વો ભાવાઃ=આવતી કાલે પહોચી શકે નહિ એવી સત્તાવાળા અથવા આવતી કાલે અભાવ થવાવાળા, મર્ત્યસ્ય=મરણ ધર્મવાળા પુરૂષના, યત્=જે, અંતક=હે યમ!, એતત્=આ, સર્વેન્દ્રિયાણામ્=સઘળી ઇન્દ્રિયોના, જરયન્તિ=નાશ કરે છે, તેજઃ=તેજનો, અપિ=વળી, સર્વં=સઘળું, જીવિતં=જીવન, અલ્પં=અલ્પ સમય રહેનારૂં, એવ=જ, તવ=તારા, એવ=જ, વાહાઃ=રથાદિ (અસ્તુ=થાઓ), તવ=તારી પાસે, નૃત્ય ગીતે=નાચ તથા ગાયન, (અસ્તુ=રહેવાદે.) (૨૬)

શબ્દાર્થઃ—(નચિકેતાએ કહ્યું) 'આ સર્વ ભોગો આવતી કાલના સરખા છે. હે અંતક! ઇન્દ્રિયોના સર્વ તેજનો આ ભોગો નાશ કરે છે. વળી સર્વનું જીવિત અલ્પ અર્થાત્ અમુક અવધિનું છે. વાહનો આપની સાથેજ રહેવા દ્યો ૨૬

ટીકાઃ—યમરાજે જો કે નચિકેતાને લોભ દર્શાવ્યો, છતા જળથી પૂર્ણતળાવ જેમ ક્ષોભને પામતું નથી, તેની માફક નચિકેતા કહેવા લાગ્યો:- હે સર્વના નાશ કરવાવાળા યમરાજ! આપના જે ભોગો છે તે બીજા દિવસ સુધી રહેવાવાળા છે. તેમજ અપ્સરાદિક ભોગ્ય પદાર્થો પુરૂષની સંપૂર્ણ ઇન્દ્રિયના તેજનો નાશ કરવાળા છે. આ રીતે ધર્મ, બળ, બુદ્ધિ, તેજ તથા યશાદિના નાશ કરવાવાળા હોવાથી અનર્થના કારણરૂપ છે. આપ જે મહાન્ આયુષ્ય આપો છો, તે જ્યારે બ્રહ્માનું આયુષ્ય અલ્પ સરખું છે ત્યારે મનુષ્યનું આયુષ્ય અલ્પ છે, એમા તો શુંજ કહેવું? હે મૃત્યુ! આપના રથાદિ તથા નૃત્યગીતાદિ સર્વ તમારાંજ થાઓ. મારે તેની જરાપણ ઇચ્છા નથી. ૨૬

न वित्तेन तर्पणीयो मनुष्यो लप्स्यामहे वित्तमद्राक्ष्म चेत्त्वा । जीविष्यामो यावदीशिष्यसि त्वं वरस्तु मे वरणीयः स एव ॥२७॥

અન્વયાર્થઃ—ન=નહિ, વિત્તેન=પૈસાવડે, તર્પણીયઃ=તૃપ્તિ પામવા યોગ્ય, મનુષ્યઃ=મનુષ્ય, લપ્સ્યામહે=મેળવીશું, વિત્તં=પૈસો, અદ્રાક્ષ્મ=તમારા દર્શન કરીશું, ચેત્=જો, ત્વા=તમારૂં, જીવિષ્યામઃ=અમે જીવીશું, યાવત્=જ્યાં સુધી, ઇશિષ્યસિ=શાસન કરશો ત્યાં સુધી, ત્વં=તું, વરઃ=વરદાન, તુ=તો, મે=મારે, વરણીયઃ=પ્રાર્થવા યોગ્ય, સઃ=તે, એવ=જ. (૨૭)

શબ્દાર્થઃ—મનુષ્ય દ્રવ્યથી સંતુષ્ટ થતો નથી. કારણ કે આપનાં દર્શન થવાથી અમે વિત્ત મેળવીએ છીએ. જ્યાં સુધી આપ પ્રાણીના પર અનુગ્રહ કરી શાસન કરો છો, ત્યાં સુધી અમે જીવી શકીશુ. જે વરવિષે મેં કહ્યું છે, તેજ હું પસંદ કરૂં છું. ૨૭

ટીકાઃ—આ લોકમાં ધનલાભ કોઇને પણ તૃપ્તિનું કારણ હોતું નથી. જો અમને ધનની ઇચ્છા

હશે તો આપની કૃપાથી તે ધન આપ આપશો. જો આપનાં દર્શન અમને પ્રાપ્ત થયાં છે તો ધન પ્રાપ્ત થવું જરા પણ દુર્ઘટ નથી. જ્યાં સુધી આપ યમની પદવી ભોગવશો ત્યાં સુધી ચિરકાલનું આયુષ્ય પણ અમને પ્રાપ્ત થશે. પણ આપ-દેવોજ જો અલ્પાયુષ છે તો અમે ચિરંજીવી કેવી રીતે હોઇ શકશું? માટે મારા માગવા પ્રમાણે આત્મસ્વરૂપના જ્ઞાનનું વરદાન મને આપો. ૨૭

अजीर्य्यताममृतानामुपेत्य जीर्य्यन्मर्त्यः क्वधः-स्थः प्रजानन् । अभिध्यायन् वर्णरतिप्रमोदान-तिदीर्घे जीविते को रमेत ॥२८॥

**અન્વયાર્થ**:—અજીર્યતા=જરપણુથી રહિત, અમૃતાનામ્=ચિરકાળ રહેનારા (દેવોની), ઉપેત્ય=સમીપ આવી, જીર્યન્=જરાવસ્થાવાળો, મર્ત્યઃ=મનુષ્ય, ક્વધઃ સ્થઃ=ક્વ કહેતા પૃથ્વીપર અધઃ કહેતાં અંતરીક્ષનીચે સ્થઃ કહેતાં રહેલ, પ્રજાનન્=ઉત્કૃષ્ટ ફળને જાણવા છતા, અભિધ્યાયન્=અનિત્યરૂપે ચિંતન કરતો છતો, વર્ણરતિપ્રમોદાન્=સ્ત્રી સૌન્દર્ય તથા ક્રીડાવડે ઉત્પન્ન થતા આનંદને, અતિદીર્ઘે=લાંબા સમય સુધી રહેનાર, જીવિતે=જીવનમાં, કઃ=કોણ, રમેત=આસક્ત થાય. (૨૮)

**શબ્દાર્થ**:—જરારહિત તથા ચિરકાળ રહેનારા દેવોની સમીપ ગયા પછી જરા મરણયુક્ત તથા પૃથ્વીરૂપી અધોસ્થાનમા રહેલો ક્યો પુરૂષ ઉત્કૃષ્ટ ફલોત્પત્તિને જાણવા છતાં અનિત્ય વરની માંગણી કરશે? સ્ત્રીનું સૌંદર્ય, ક્રીડા તથા તેથી ઉત્પન્ન થતું સુખ અનિત્ય છે, એમ જાણવા છતાં દીર્ઘાયુષથી કોને સંતોષ થાય? ૨૮

**ટીકા**:—જેમાં આયુષ્યની હાનિ પ્રાપ્ત થતી નથી, તેવા દેવ સમીપ ગયા પછી બીજો કોઇ ઉત્કૃષ્ટ પ્રયોજન સિદ્ધ કરવો સારો છે. જરા મરણવાળો જે વિવેકી પુરૂષ અંતરિક્ષાદિક લોકની અપેક્ષા કરનારો છે, તે આ સ્થળમા રહેલ અવિવેકી પુરૂષને ઇચ્છા કરવા યોગ્ય પૃથ્વીરૂપ ધન, પુત્ર તથા સુવર્ણાદિ નાશવંત પદાર્થોને કેમ રીતે માગશે? અથવા શરીરના રંગની પ્રીતિવડે પ્રમોદના કારણરૂપ અપ્સરાદિકો અસ્થિર રૂપવાળી છે, એમ જાણનારો કયો વિવેકી પુરૂષ અતિશય આયુષ્ય પ્રાપ્ત થવાથી ખુશી થશે? અર્થાત્ કોઇ પણ નહિ. ૨૮

यस्मिन्निदं विचिकित्सन्ति मृत्यो यत्साम्पराये महति ब्रूहि नस्तत् । योऽयं वरो गूढमनुप्रविष्टो नान्यन्तस्मान्नचिकेता वृणीते ॥ २९ ॥

**અન્વયાર્થ**:—યસ્મિન્=જે, ઇદં=આ (છે કે નથી એમ), વિચિકિત્સન્તિ=સંશયવાળા થાય છે, મૃત્યો=હેયમ!, યત્=કારણકે, સાંપરાયે=પરલોક સંબંધી અર્થાત્ આત્મતત્વ સંબંધી, મહતિ=મોટા અર્થાત્ મોક્ષ રૂપી, બ્રૂહિ=ઉપદેશ કરો, નઃ=અમોને, તત્=તે મોક્ષનો, યઃ=જે, અયં=આ, વરઃ=વરદાન, ગૂઢં=ગૂઢપણાને, અનુપ્રવિષ્ટઃ=પામેલ, ન=નહિ, અન્યત્=બીજુ, તસ્માત્=તેથી, નચિકેતા=નચિકેતા, વૃણીતે=પ્રાર્થના કરે છે. (૨૯)

**શબ્દાર્થ**—જે પરલોક સંબંધી આત્મતત્વમા, હે મૃત્યો! આ છે કે નહિ, એ રીતની શંકાયુક્ત થાય છે, તે આત્મવિજ્ઞાનરૂપ મોક્ષમાટે અમને કહો. જે વર અત્યંત ગૂઢ છે તે વરથી કાંઈ પણ નચિકેતા આપની પાસે માગતો નથી. ૨૯

**ટીકા**:—હે મૃત્યુ! જે આત્મસ્વરૂપના નિર્ણયમાં મૃત્યુ થયેલ આત્મા અસ્તિત્વરૂપે છે કે નહિ, આવી પરલોકની ગતિમા દેવો અને વાદીઓ નિર્ણય વિના શંકા કરે છે. આ સંશયના નિવર્તકરૂપ આત્માનું જ્ઞાન તમે મને કહો. આ આત્માના નિર્ણયના જ્ઞાનરૂપ વરથી ભિન્ન અન્ય અવિવેકી પુરૂષે ઇચ્છા કરવા યોગ્ય અનિત્ય વિષયભોગવાળો વર અત્યંત તુચ્છ છે, એમ હું માનું છું. ૨૯

## द्वितीय वल्ली.

### श्रेय तथा प्रेयनुं ज्ञान.

अन्यच्छ्रेयोऽन्यदुतैव प्रेयस्ते उभे नानार्थे पुरुषं सिनीतः । तयोः श्रेय आददानस्य साधु भवति हीयतेऽर्थाद्य उ प्रेयो वृणीते १

અન્વયાર્થઃ-અન્યત્=ભિન્ન, શ્રેયઃ=મોક્ષના કારણરૂપ વિદ્યા, અન્યત્=ભિન્ન, ઉત=પણ, એવ=જ, પ્રેયઃ=અભ્યુદયના સાધનરૂપ કર્મ, તે=આ વિદ્યા તથા કર્મ, ઉભે=બેઉ, નાનાર્થે=ભિન્ન ફળવાળા હોવાથી, પુરૂષં=મનુષ્યને, સિનીતઃ=પોતામા આસક્તિરૂપ બંધન કરે છે, તયોઃ=તે બેમાંથી, શ્રેયઃ=મોક્ષના સાધનરૂપ વિદ્યાને, આદદાનસ્ય=ગ્રહણકરનારને, સાધુ=ઉત્કૃષ્ટ ફળ, ભવતિ=થાય છે, હીયતે=વિયોગને મેળવે છે. અર્થાત્=મોક્ષરૂપી પ્રયોજનમાથી, યઃ=જે અવિવેકી, ઉ=પણ, પ્રેયઃ=અભ્યુદયકરનાર ફળવાળા વિદ્યાત્મક કર્મને, વૃણીતે=ગ્રહણ કરે છે. (૧)

( યમ બોલ્યા ):—એક શ્રેય છે તથા એક પ્રેય છે. ભિન્ન અર્થ-હેતુવાળા હોવાથી આ બન્ને મનુષ્યને બંધન કરે છે. શ્રેય તથા પ્રેય આ બન્નેમાંથી જે શ્રેયનો આશ્રયી છે, તે સુખી થાય છે તથા જે પ્રેયને પસંદ કરે છે, તે પોતાના હિતને ગુમાવે છે. ૧

ટીકા:—યમ બોલ્યા.—હે નચિકેતા! આ સંસારમા બે પ્રકારનું ફળ હોય છે. એક જ્ઞાનદ્વારા શ્રેયરૂપ મોક્ષફળ છે તથા બીજું કામ્યકર્મવડે પ્રાપ્ત થવા યોગ્ય સંસારનું વિષયાનંદરૂપ પ્રેય ફળ છે આ શ્રેય તથા પ્રેય ભિન્ન પ્રયોજનવાળાં હોવાથી વર્ણાશ્રમવાળા અધિકારી પુરૂષોને બાંધી લે છે. આથી તે શ્રેય અને પ્રેયરૂપ વિદ્યા તથા અવિદ્યામા 'મારે આ વસ્તુ કરવા યોગ્ય છે' આ ભાવથી સર્વ પુરૂષ જોડાયા છે. અર્થાત્ શ્રેયરૂપ મોક્ષ તથા પ્રેયરૂપ સ્વર્ગ ભોગરૂપ સંસારનો અર્થી જે પુરૂષ છે, તે શ્રેય અને પ્રેયમા પ્રવૃત્ત છે. માટે સર્વ પુરૂષો શ્રેય અને પ્રેયના પ્રયોજનવડે બંધાયલા છે. આ શ્રેય તથા પ્રેય જો કે એક એક ફળના સંબંધી છે, છતાં એક વિદ્યારૂપ તથા બીજું અવિદ્યારૂપ હોવાથી પરસ્પર વિરૂદ્ધ છે. આ બન્ને સાથે જ અનુષ્ઠાન કરવાને પુરૂષ અશક્ત હોવાથી બેમાની અવિદ્યા કર્મરૂપ પ્રેયને છોડી દઇ કેવળ શ્રેયને ગ્રહણ કરવાવાળો પુરૂષ કલ્યાણને પામે છે તથા પૂર્વાપર વિચારરહિત અદૂરદર્શી પુરૂષ જે પ્રેયને ગ્રહણ કરે છે, તે પરમાર્થરૂપ પુરૂષાર્થથી વિયોગને પામે છે અર્થાત્ તે ભ્રષ્ટ થાય છે. ૧.

श्रेयश्च प्रेयश्च मनुष्यमेतस्तौ सम्परीत्य विविनक्ति धीरः । श्रेयो हि धीरोऽभिप्रेयसो वृणीते प्रेयो मन्दो योगक्षेमाद्वृणीते ॥२॥

અન્વયાર્થ:—શ્રેય=બ્રહ્મવિદ્યા, ચ=તથા, પ્રેયઃ=કર્મ, ચ=તથા, મનુષ્યં=પુરૂષને, એત=કર્તવ્યપણાથી પ્રાપ્ત થનારા છે, તૌ=તે બેઉનું, સંપરીત્ય=મનવડે સ્વરૂપનું ચિંતન કરી, વિવિનક્તિ=અનાયાસે સાધ્ય તથા મહાફળવાળી વિદ્યા છે તથા બહુ પ્રયત્નથી સાધ્ય તથા અલ્પ ફળવાળું કર્મ છે એમ ) વિવેકવડે જાણે છે, ધીરઃ=અધિકારી મનુષ્ય, શ્રેયઃ=બ્રહ્મવિદ્યાને, હિ=કારણ કે, ધીરઃ=વિવેકી, અભિપ્રેયસઃ=કર્મના કરતાં વધારે, વૃણીતે=ગ્રહણ કરે છે, પ્રેયઃ=કર્મ વિદ્યાને, મંદઃ=અલ્પ બુદ્ધિવાળો, યોગક્ષેમાત્=અપ્રાપ્ત વસ્તુને મેળવવારૂપ યોગને તથા પ્રાપ્ત થયેલાના રક્ષણરૂપ ક્ષેમને લીધે, વૃણીતે=ગ્રહણ કરે છે. ( ૨ )

શબ્દાર્થઃ—શ્રેય અને પ્રેય મનુષ્યસાથે જોડાયેલ છે. વિવેકી પુરૂષ તેના સ્વરૂપને ઓળખે છે તથા તેને જાણે છે. અધિકારી શ્રેયને પસંદ કરે છે, કારણ તે પ્રેય કરતાં ઉત્કૃષ્ટ છે. પણ મંદબુદ્ધિ યોગ તથા ક્ષેમને અર્થે પ્રેયને પસંદ કરે છે. ૨

ટીકાઃ—જો કે શ્રેય અને પ્રેય બન્ને પુરૂષને સ્વાધીન છે તો પછી ઘણો ભાગ પ્રેયને શા માટે ગ્રહણ કરતા હશે? આનું કારણ એ છે કે શ્રેય, તથા પ્રેય જોકે કર્તવ્યસ્વાધીન છે, છતાં સાધન

અને ફળનો ભેદ છતાં મંદ બુદ્ધિવાળા પુરૂષને દુર્વિવેકને લીધે તેઓ ભિન્ન ભિન્ન પ્રતીત થતા નથી. આથી જેમ હંસ જળમાંથી દૂધ જૂદું કરી કાઢી નાખે છે, તેમ ધીર અર્થાત્ વિવેકી પુરૂષ શ્રેય તથા પ્રેય આ બન્નેનો મનમાં વિચાર કરી શ્રેયને પ્રેયમાથી ભિન્ન કરી શ્રેયને ગ્રહણ કરે છે તથા અધીર અને અવિવેકી પુરૂષ શરીરાદિની વૃદ્ધિ તથા રક્ષારૂપ યોગક્ષેમને અર્થે પશુ પુત્રાદિને ગ્રહણ કરે છે. ૨

## વિવેકમાં શ્રેષ્ઠતા.

स त्वं प्रियान् प्रियरूपांश्च कामानभिध्याय-न्नचिकेतोऽत्यस्राक्षीः । नैतां सृङ्कां वित्तमयी-मवाप्तो यस्याम्मज्जन्ति बहवो मनुष्याः ॥३॥

અન્વયાર્થ—સઃ=મોક્ષ માર્ગને ગ્રહણ કરનારો તે, ત્વં=તું, પ્રિયાન્=પ્રીતિના વિષયરૂપ પુત્રાદિને, પ્રિયરૂપાન્=પ્રીતિના વિષયરૂપ, ચ=તથા, કામાન્=કામ્ય પદાર્થને, અભિધ્યાયન્=અનિત્યરૂપ માનનારો, નચિકેતઃ=હે નચિકેતા !, અત્યસ્રાક્ષીઃ=તેં ત્યાગ કર્યો, ન=નહિ, એતાં=આ, સૃંકાં=મૂઢ જનના વિષયરૂપ સંસારને, વિત્તમયીં=ધનની પ્રાપ્તિવાળા, અવાપ્તઃ=પ્રાપ્ત થયો, યસ્યાં=જે સંસારમાં, મજ્જન્તિ=ડુબી જાય છે, બહવઃ=ઘણા, મનુષ્યાઃ=મનુષ્યો. (૩)

શબ્દાર્થ—પણ હે નચિકેતા ! શ્રેય માર્ગને ગ્રહણ કરનાર એવા તેં (પુત્રાદિરૂપે) પ્રિયવાળા કામોનો વિચાર કરી અર્થાત્ પુત્રાદિકો તેમ જ (સ્વર્ગની અપ્સરારૂપે) પ્રિય અનિત્ય છે, એમ જાણી તેં સર્વનો ત્યાગ કર્યો છે. વિત્તમય સંસારમાર્ગ કે જેમાં ઘણા મનુષ્યો ડૂબી જાય છે, તેની તેં ઇચ્છા રાખી નહિ. ૩

ટીકાઃ—હે નચિકેતા ! મેં ફરી ફરી તને લોભમાં નાખવા છતાં પુત્રાદિકરૂપ પ્રેય તથા અપ્સરાદિ પ્રેયરૂપ ભોગને અનિત્ય તથા અસારાદિ દોષયુક્ત જાણી તેં તેનો ત્યાગ કર્યો છે. નિંદિત મૂઢપુરૂષની માફક ધન તથા કર્મની ગતિને તું પ્રાપ્ત થયો નથી. આ કર્મગતિમાં કેવળ મૂઢ પુરૂષો જ ખેદને પામે છે એમ નથી. પણ ઘણા મનુષ્યો ખેદ પામે છે. માટે તારૂં બુદ્ધિમાનપણું અવધિથી રહિત છે. ૩

## વિદ્યા તથા અવિદ્યાનાં ફળ.

दूरमेते विपरीते विषूची अविद्या या च विद्येति ज्ञाता । विद्याभीप्सिनन्नचिकेतसं मन्ये न त्वा कामा बहवो लोलुपन्तः ॥४।

અન્વયાર્થઃ—દૂરં=અત્યંત, એતે=આ બેઉ, વિપરીતે=વિલક્ષણ, વિષૂચી=ભિન્ન ફળવાળા, અવિદ્યા=કર્મ, યા=જે, ચ=તથા, વિદ્યા=બ્રહ્મવિદ્યા, ઇતિ=એમ, જ્ઞાતા=નિશ્ચય કર્યો, વિદ્યાભીપ્સિનમ્=જ્ઞાનની ઇચ્છાવાળા, નચિકેતસં=નચિકેતાને, મન્યે=હું માનું છું, ન=નહિ, ત્વા=તને, કામાઃ=કામનાઓ, બહવ=ઘણી, લોલુપન્ત=લાલચમાં નાંખ્યો. (૪)

શબ્દાર્થઃ—વિદ્યા અને અવિદ્યા આ બન્ને *ઘણા જ એકબીજાથી અત્યંત વિલક્ષણ જણાયેલ* છે તથા તેઓ જૂદા જૂદા ફળોને દોરવી લઇ જાય છે. હે નચિકેતા ! હું ધારૂં છું કે, તું જ્ઞાનની અભિલાષાવાળો છે. કારણ ઘણા કામોથી પણ તું લલચાયો નહિ. ૪

ટીકાઃ—વિદ્યા-શ્રેય તરફ દોરવનારૂં જ્ઞાન તથા અવિદ્યા-પ્રેય તરફ દોરવનારૂં અજ્ઞાન. શ્રેયનું ફળ મોક્ષ છે તથા પ્રેયનું ફળ સ્વર્ગનું અપ્સરાદિનું સુખ તથા મર્ત્ય લોકમાં સ્ત્રી ધન પુત્રાદિનું સુખ. સાર એ છે કે, શ્રેયને ગ્રહણ કરવાવાળાનું કલ્યાણ થાય છે તથા પ્રેયને ગ્રહણ કરવાવાળો પુરૂષાર્થથી ભ્રષ્ટ થાય છે. આ રીતે દ્વિતીય વલીના પ્રથમ કાંડમાં કહ્યું છે, તેનું શું કારણ તે હવે કહેવામાં આવે છે. આ બન્ને ઘણાં જ અંતરવાળાં હોવાથી તમ તથા પ્રકાશની માફક પરસ્પર ભિન્નરૂપ છે. તેમ જ વિવેક અને અવિવેકરૂપ હોવાથી અર્થાત્ સંસાર અને મોક્ષના કારણરૂપ હોવાથી ભિન્ન ભિન્ન [illegible] બન્ને કોણ છે ? તે વિષે કહે [illegible] પ્રેય, ભોગનો વિષય કરનાર [illegible]

મોક્ષરૂપ શ્રેયનો વિષય કરનારી વિદ્યા છે. આ બન્ને પંડિતોએ ક્રમે કરી અજ્ઞાન તથા જ્ઞાનરૂપે જાણી છે. આમાથી મેં તને વિદ્યાનો અર્થી માન્યો છે. કારણ તારી બુદ્ધિ લોભ ઉત્પન્ન કરનાર અપ્સરાદિ ભોગોની ઇચ્છા સંપાદન કરવામા લુબ્ધ ન થઇ. ૪

### ધર્મમાર્ગગામીની ગતિ.

अविद्यायामन्तरे वर्त्तमानाः स्वयन्धीराः पण्डितम्मन्यमानाः । दन्द्रम्यमाणाः परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथाऽन्धाः ॥५॥

અન્વયાર્થ:—અવિદ્યાય=અવિદ્યામાં, અન્તરે=મધ્યમા, વર્તમાના = હોતા, સ્વયં=પોતે, ધીરા:=લૌકિક પ્રજ્ઞાવાળા, પંડિતં=આત્માને શાસ્ત્રીય પ્રજ્ઞાવાળો, મન્યમાના:=જાણતા, દન્દ્રમ્યમાણા= કુટિલ અનેક પ્રકારની ગતિને ઇચ્છતા. પરિયન્તિ= અનેક પ્રકારના અનર્થને પામે છે, મૂઢા:=અવિવેકીઓ, અન્ધેન=અંધવડે, એવ=જ, નીયમાના:= દોરવાયલા, યથા=જે રીતે, અંધા =અંધ પુરુષો. (૫)

શબ્દાર્થ:—જેઓ અવિદ્યાના અંતરાયમા રહેલા હોય છે, છતા પોતાને પંડિત અને ધીર માને છે, એવા વિચિત્ર ગતિને ઇચ્છનારા તે મૂઢો પરિભ્રમણ કર્યા કરે છે,–અનર્થને પામે છે તથા જેમ અંધને અંધવડે દોરવામા આવે, તેમ ખોટું પગલું ભરવાથી તેઓ ફસાઇ પડે છે. ૫

ટીકા:—આવી જ રીતનો એક મંત્ર મુંડકોપનિષદના પ્રથમ મુંડકના દ્વિતીયખંડમા છે. તે મંત્રમાં કહેવામા આવ્યુ છે કે, अविद्यायामन्तरे वर्तमानः स्वयंधीराः पण्डितं मन्यमानाः । जघन्यमानाः परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथान्धाः ५.

न साम्परायः प्रतिभाति बालम्प्रमाद्यन्तं वित्तमोहेन मूढम् । अयं लोको नास्ति पर इति मानी पुनः पुनर्वशमापद्यते मे ॥६॥

અન્વયાર્થ:—ન=નહિ, સાંપરાય:=સમ્યક્ પ્રકારે પરદેહનું પતન થયા પછી ઉર્ધ્વલોક પ્રતિ જવાય તે સંપરાય અર્થાત્ પરલોક તથા પરલોકની પ્રાપ્તિના કારણરૂપ તે સાંપરાય, પ્રતિભાતિ=જણાતો હોય છે, બાલં=વિવેક રહિત પુરુષને, પ્રમાદ્યન્તં=પુત્ર પૌત્રાદિમાં આસક્તિવાળા, વિત્તમોહેન=ધનના મોહવડે, મૂઢમ્=અવિવેકી, અયં=આ દૃશ્યમાન, લોક:=લોક (છે), નાસ્તિ= નથી, પર:=અદૃશ્યમાન લોક, ઇતિ=એમ, માની= માનનારો, પુનઃપુન:=ફરી ફરી, વશં=યમને વશ, આપદ્યતે=પામે છે, મે=મારે. (૬)

શબ્દાર્થ:—વિત્તના મોહવડે મૂઢ તથા પ્રમાદવાળા બાળકને ( અવિવેકીને ) પર લોક સંપાદન કરવાનો માર્ગ જણાયલો હોતો નથી. આજ લોક અસ્તિત્વમા છે તથા અન્ય નથી, આમ માનનારો વારંવાર મારે વશ થાય છે. ૬

### આત્માની દુર્વિજ્ઞેયતા.

श्रवणायापि बहुभिर्यो न लभ्यः शृण्वन्तोऽपि बहवो यन्न विद्युः । आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धाऽऽश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः ॥७॥

અન્વયાર્થ:—શ્રવણાય=સાભળવાને, અપિ= પણ, બહુભિ:=ઘણાવડે, ય:=જે, ન=નહિ, લભ્ય:= મેળવવા યોગ્ય, શૃણ્વન્ત:=નિશ્ચયને કરતા છતા, અપિ=પણ, બહવ:=ઘણાઓ, યત્=જેને, ન=નહિ, વિદ્યુ:=જાણે છે, આશ્ચર્ય:=અતિ દુર્લભ, વક્તા= ઉપદેશ કરનાર, કુશલ:=નિપુણ, અસ્ય=આ આત્માનો, લબ્ધા=જાણનાર, આશ્ચર્ય:=દુર્લભ, જ્ઞાતા=સાક્ષાત્કારવાળો, કુશલાનુશિષ્ટ:=કુશળ આચાર્યવડે ઉપદેશ કરાયલો. (૭)

શબ્દાર્થ:—જે આત્મા ઘણાવડે સાભળવાને પણ લભ્ય નથી, વળી ઘણાઓ જે આત્માને સાભળે છે, છતા જાણતા નથી, તે આત્માનો વક્તા અતિ દુર્લભ છે. વળી આત્માનો જાણનાર છતા તેને વિષે નિપુણ કોઇકજ હોય છે. આચાર્યવડે ઉપદેશ કરાયલો છતા તેનાવિષે કુશળ અર્થાત્ સાક્ષાત્કાર કરનાર કોઇકજ હોય છે. ૭

ટીકા:—આજ પ્રમાણે ભગવદ્ગીતાના ૨ જા અધ્યાયના ૨૯ મા શ્લોક વિષે કહ્યું છે કે, आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः । आश्चर्यवच्चैनमन्यः श्रृणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥ કોઇ પુરૂષ આ આત્માને શાસ્ત્રના તથા આચાર્યના ઉપદેશથી આશ્ચર્યની પેઠે જુવે છે. તાત્પર્ય કે પોતે અસંભાવના દોષથી દૂષિત હોય છે; માટે ગુરૂએ અને શાસ્ત્રોએ ઉપદેશ કરેલા, સર્વત્ર વ્યાપક, નિત્ય, જ્ઞાન અને આનંદમૂર્તિ એવા આત્માના અલૌકિક રૂપને ઇંદ્રજાળની પેઠે અસંભવિત હોય, તેમ આશ્ચર્ય પામીને જુવે છે. તેમજ બીજો કોઈ તેને આશ્ચર્યકારક વસ્તુની પેઠે કહે છે. વળી ત્રીજો કોઇ મનુષ્ય, તેને આશ્ચર્યકારક વાર્તા સાંભળતા હોય તેમ સાંભળે છે અને કોઇ વિપરીત ભાવનાવાળો મનુષ્ય આત્માના સ્વરૂપને સાંભળ્યા છતાં પણ, તેને યથાર્થ રીતે ઓળખી શકતો નથી. તેમ વક્તા પોતે પણ આત્મસ્વરૂપનું કથન કરે છે; પરંતુ તે આત્માના યથાર્થ સ્વરૂપને સમજતો નથી. સાર એ છે કે:—

હે નચિકેતા ! આ સંસારમાં મોક્ષની ઇચ્છાવાળા જે પુરૂષો છે, તે હજારો મનુષ્યોમાં તારા સરખા આત્મવેત્તા પુરૂષ કોઈ એકજ હોય છે. કારણ કે આ આત્મા ઘણા પુરૂષોથી શ્રવણ કર્યા છતાં પ્રાપ્ત થવા યોગ્ય નથી તથા ઘણા પુરૂષે શ્રવણ કર્યા છતાં અવિષય આત્માને જાણી શકતા નથી. આ અવિષય આત્માનો વક્તા પણ આશ્ચર્યરૂપ અનેક મનુષ્યોમાં કોઇ એકજ હોય છે. તેમજ આ આત્માને પ્રાપ્ત થનારા નિપુણ પુરૂષ અનેક પુરૂષોમાં કોઇ એકજ હોય છે. માટે નિપુણ આચાર્યની શિક્ષાને પ્રાપ્ત થયેલ આ આત્માના જ્ઞાતા પણ આશ્ચર્યરૂપ અનેક મનુષ્યોમાં કોઈ એકજ છે.

### આત્મા અતર્ક્યરૂપે.

न नरेणावरेण प्रोक्त एष सुविज्ञेयो बहुधा चिन्त्यमान : । अनन्यप्रोक्ते गतिरत्र नास्त्यणीयान् ह्यतर्क्यमणुप्रमाणात् ॥ ८ ॥

અન્વયાર્થ:—ન=નહિ, નરેણ=મનુષ્યવડે, અવરેણ=સાક્ષાત્કારથી રહિત, પ્રોક્ત:=ઉપદેશ કરાયલો, એષ=આ આત્મા, સુવિજ્ઞેય:=સારી રીતે જાણવા યોગ્ય, બહુધા=અનેક પ્રકારે, ચિંત્યમાન:=જાણનો છતો, અનન્યપ્રોક્તે=અદ્વૈત ભાવરૂપે પ્રોક્તે કહેતાં ઉપદેશ કરવાવડે, ગતિ:=સંશયાત્મકજ્ઞાનની ગતિ અથવા જ્ઞાનથી ભિન્ન ગતિ અથવા અન્યદેહ પ્રાપ્ત થવા રૂપ ગતિ, અત્ર=આ આત્મામા, નાસ્તિ=રહેતી નથી, અણીયાન્=સૂક્ષ્મ કરતાં સૂક્ષ્મ, હિ=કારણકે, અતર્ક્યમ્=તર્કવડે જાણવા અશક્ય, અણુપ્રમાણાત્=અલ્પ પ્રમાણુ હોવાથી. (૮).

શબ્દાર્થ:—કનિષ્ઠ પુરૂષવડે દર્શાવાયેલ આત્મા જાણવામાં સુલભ થઇ શકતો નથી. કારણ તેનું ચિંતન અનેક પ્રકારે તેઓ કરે છે. પણ જ્યારે કોઇ પણ રીતની ભિન્નતા નહિ રાખનાર અધિકારી ગુરૂ તરફથી તે દર્શાવાય છે ત્યારે તેના સંબંધમાં કોઇપણ રીતની શંકા રહેતી નથી. નહિ તો આત્મા અણુથી પણ અણુ હોવાને લીધે તેને વિષે કાંઇ તર્ક થઈ શકતો નથી. ૮

ટીકા:—તૃતીય મુંડકના દ્વિતીયખંડના ચોથા મંત્રમાં કહેવામાં આવ્યું છે કે, नायमात्मा बलहीनेन लभ्यो न च प्रमादात् तपसो वाप्यलिंगात्–આત્મા બળહીનથી લભ્ય નથી, પ્રમાદથી લભ્ય નથી, તપથી લભ્ય નથી તેમજ સંન્યાસથી રહિત એવા જ્ઞાનવડે પણ લભ્ય નથી. अनन्येन:—જેનો આત્મા પરબ્રહ્મ પરમાત્માથી ભિન્ન નથી. अतर्क्य:—આપણી પોતાની બુદ્ધિવડે ઉત્પન્ન થયેલ તર્ક.

### ગુરૂની આવશ્યકતા.

नैषा तर्केण मतिरापनेया प्रोक्तान्येनैव सुज्ञानाय प्रेष्ठ । यान्त्वमापः सत्यधृतिर्बतासि त्वादृङ्नो भूयान्नचिकेतः प्रष्टा ॥ ९ ॥

અન્વયાર્થ:—ન=નહિ, એષા=આ આત્મવિષયવાળી, તર્કેણ=કલ્પનાવડે, મતિ:=બુદ્ધિ, આપ

નેયા=પ્રાપ્ત થવા યોગ્ય, પ્રોક્તા=ઉપદેશ કરાયલી, અન્યેન=અન્યવડે અર્થાત્ નાસ્તિકથી ભિન્ન ગુરુવડે, એવ=જ, સુજ્ઞાનાય=આત્મ સાક્ષાત્કાર માટે, પ્રેષ્ઠ=હે પ્રિયતમ, ! યાં=જે મતિને, ત્વં=તું, આપઃ=મેળવે છે, સત્યધૃતિઃ=સત્યવડે ધૈર્યવાળો, બત=દયાને યોગ્ય, અસિ=તું છે, ત્વાદૃક્=તારા સરખો, નઃ=અમને, ભૂયાત્=થાઓ, નચિકેતઃ=હે નચિકેતા,! પ્રષ્ટા=પ્રશ્ન કરનાર અર્થાત્ શિષ્યરૂપે. (૯)

શબ્દાર્થ:—હે શ્રેષ્ઠ ( પ્રિયતમ ! ) ( જે વિશે તેં પૂછ્યું ) તે બુદ્ધિના તર્કવડે લભ્ય નથી, પણ નાસ્તિકથી ભિન્ન એવા ગુરુવડે તે દર્શાવવામાં આવે છે ત્યારે તે જાણવાને સુલભ થઇ શકે છે. તું સત્યનો જિજ્ઞાસુ છે. દયા લાવી યમ કહે છેઃ—હે નચિકેતા! તારા સરખો બીજો કોઇ પ્રષ્ટા આપણામાંથી થવો જોઇએ. ૯

ટીકાઃ—અથવા તો એમ પણ અર્થ થઇ શકે કે, જ્યારે ગુરુથી જ્ઞાન દર્શાવવામાં આવે છે ત્યારે જે જ્ઞાન સમજવાને સુલભ થઇ શકે છે, તેનો તર્કથી નાશ થઇ શકતો નથી.

સાર એ છે કે, અભેદદર્શી આચાર્યવડે આત્માનું કથન કરવાથી ઉત્પન્ન થયેલ શ્રુતિવડે પ્રતિપાદિત આત્મામાં મતિ અર્થાત્ આત્મનિષ્ઠ, કેવળ સ્વબુદ્ધિની કલ્પનારૂપ તર્કવડે પ્રાપ્ત થવા યોગ્ય નથી અથવા મતિ તર્કવડે નાશ કરવા યોગ્ય નથી. માટે શાસ્ત્રનો અજ્ઞાતા જે તર્કવાળો પુરુષ છે, તે જે કહે છે તે પોતાની બુદ્ધિવડે કલ્પિત કહે છે. શ્રુતિવેત્તા આચાર્યથી કથન કરાયેલ મતિ સમ્યક્ જ્ઞાનથી અર્થવાળી હોય છે. મારી કૃપાથી આ રીતની મતિને તું પામ્યો છે. તું સત્ય વસ્તુનો વિષય કરવાની બુદ્ધિવાળો થયો છે. હે નચિકેતા ! જેમ તું આત્માના સ્વરૂપને પૂછવાવાળો છે તેમ આત્માના સ્વરૂપને પૂછવાવાળો અન્ય પુત્ર અથવા શિષ્ય નથી. અર્થાત્ આવો અધિકારી પુરુષ મળવો દુર્લભ છે. ૯

નચિકેતનું અધિકારીપણું.

जानाम्यहꣳ शेवधिरित्यनित्यं न ह्यध्रुवैः प्राप्यते हि ध्रुवन्तत् । ततो मया नचिकेतश्चितोऽग्निरनित्यैर्द्रव्यैः प्राप्तवानस्मिनित्यं ॥१०॥

અન્વયાર્થ:—જાનામિ=હું જાણું છું, અહં=હું, શેવધિઃ=નિધિ અર્થાત્ આ ગુણવાળું કર્મફળરૂપી સુખ, ઇતિ=એમ, અનિત્યં=અનિત્ય, ન=નહિ, હિ=કારણ કે, અધ્રુવૈઃ=અનિત્ય સાધનવડે, પ્રાપ્યતે=મેળવાય છે, હિ=કારણકે, ધ્રુવં=નિત્ય, તત=કર્મફળ, તતઃ=આથી, મયા=મેં, નચિકેતઃ=હે નચિકેત,! ચિતઃ=સંપાદન કરાયેલ, અગ્નિઃ=સ્વર્ગના સાધનરૂપ અગ્નિ, અનિત્યૈઃ=અનિત્ય, દ્રવ્યૈઃ=પશુઆદિ દ્રવ્યવડે, પ્રાપ્તવાન=મેલવનાર, અસ્મિ=હું છું, નિત્યમ્=લાંબો સમય રહે એવું. (૧૦)

શબ્દાર્થ:—હું જાણું છું કે, નિધિ-સાંસારિક સુખ અતિશય અનિત્ય છે. કારણકે તે ધ્રુવ, અધ્રુવવડે પ્રાપ્ત થઇ શકતું નથી. નિત્ય અનિત્ય સાધનવડે પ્રાપ્ત નથી એમ જાણવાથી પશ્વાદિરૂપ અનિત્ય દ્રવ્યવડે સ્વર્ગના સાધનરૂપ અગ્નિ સંપાદન કર્યો છે. હે નચિકેત ! આ કર્મને લીધે મેં લાંબા સમય સુધી રહે એવું યમનું પદ મેળવ્યું છે, પણ મોક્ષપદ નહિ ). ૧૦

ટીકાઃ—અનિત્ય દ્રવ્ય કર્મનું ફળ અનિત્ય છે. સ્વર્ગના સાધનભૂત અગ્નિવડે અનિત્ય સુખની પ્રાપ્તિ થાય છે, પણ મોક્ષસુખની પ્રાપ્તિ થતી નથી. ૧૦

कामस्याप्तिं जगतः प्रतिष्ठां क्रतोरनन्त्यमभयस्य पारम् । स्तोमं महदुरुगायम्प्रतिष्ठान्दृष्ट्वा धृत्या धीरो नचिकेतोऽत्यस्राक्षीः ११

અન્વયાર્થ:—કામસ્ય=ઇચ્છાના વિષયરૂપ સુખની, આપ્તિં=સમાપ્તિના સ્થાનને, જગતઃ=ચરાચર જગતના, પ્રતિષ્ઠાં=આધારને, ક્રતોઃ=ઉપાસનાનું, અનંત્યમ=અનંતફળ, અભયસ્ય=ભયથી રહિતપણાના, પારં=પારને, સ્તોમં=સ્તુત્ય, મહત્=અણિમાદિ ઐશ્વર્યથી મહાન્, ઉરુગાયં=સર્વ શાસ્ત્રાદિવડે પૂર્ણતાથી કથન કરવા યોગ્ય, પ્રતિષ્ઠાં=આશ્રયને, દૃષ્ટ્વા=નિશ્ચય કરી, ધૃત્યા=નિશ્ચયપણાથી, ધીરઃ=બુદ્ધિમાન, નચિકેતઃ=હે નચિકેતા, અત્યસ્રાક્ષીઃ=(તેં) ત્યાગ કર્યો. (૧૧)

શબ્દાર્થ:—હે નચિકેતા! અગર જો કે તેં યમનું ફળ જોયું છે, જે પ્રજાપતિના શાશ્વત

સ્થાનરૂપ છે, જેમા સર્વ કામનાઓ પૂર્ણતાને પામે છે, જે જગતની પ્રતિષ્ઠારૂપ છે, જ્યા સર્વ ભયનો અંત છે, જે પ્રશસ્ય છે, મહાન્ છે, સર્વ શાસ્ત્રવડે પૂર્ણતાથી કથન કરવા યોગ્ય છે તથા જે (આત્માની) નિરતિશય સ્થિતિરૂપ છે, છતા દર્શનાવડે ધીર એવા તે તેનો, હે નચિકેતા, ત્યાગ કર્યો. ૧૧

ટીકા—હે નચિકેતા! જિગીર્ષુ તથા આત્માની સ્થિતિ જોઈ, જેમા સર્વ કામનાએ સમાપ્ત થાય છે એવા ભોગની પ્રાપ્તિરૂપ, સર્વરૂપ હોવાથી આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક જગતના આશ્રયરૂપ, યજ્ઞના ફળરૂપ અર્થાત્ હિરણ્યગર્ભના પદરૂપ અણિમાદિક ઐશ્વર્યથી લઇ અનેક ગુણ સહિત સસારના ભોગસમૂહને પરબ્રહ્મને ચાહનારો તુ બુદ્ધિમાન્ ત્યાગ કરે છે. ૧૧

## આત્માનુ સ્વરૂપ.

तन्दुर्दर्शंगूढमनुप्रविष्टं गुहाहितङ्गह्वरेष्ठम्पुराणम् ।
अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्ष शोकौ जहाति ॥ १२ ॥

અન્વયાર્થ:—તં=તે આત્માને, દુર્દર્શં=અનિયત્રિત ચિત્તવડે નહી જાણી શકાય એવા, ગૂઢ=માયાના કાર્યથી ઢકાયેલ, અનુપ્રવિષ્ટ=કાર્યમા વ્યાપક, ગુહાહિત=બુદ્ધિમા રહેલ, ગહ્વરેષ્ઠ=રાગદ્વેષાદિરૂપ અનર્થવડે ભ્રમ ઠગનાર કાર્ય કારણરૂપ સમૂહમા રહેલ, પુરાણ=સનાતન, અધ્યાત્મયોગાધિગમેન=નિદિધ્યાસનના લાભવડે, ધીર=બુદ્ધિમાન, હર્ષશોકૌ=હર્ષ તથા શોકને જહાતિ=ત્યાગ કરે છે (૧૨)

શબ્દાર્થ:—જે આત્મા જોઇ શકવાને દુર્લભ છે, જે ગૂઢ તથા સર્વ કાર્યમા રહેલ છે, જે બુદ્ધિરૂપી ગુહામા રહેલ છે, ભ્રમ ઉત્પન્ન કરનાર કાર્યકારણરૂપ અનર્થમા રહેલ છે, જે પુરાણરૂપે—અનતરૂપે છે, તેનો આત્મામા ચિત્તના સમાધાનની પ્રાપ્તિવડે અર્થાત્ નિદિધ્યાસનવડે સાક્ષાત્કાર કરી ધીર પુરુષ હર્ષ તથા શોકનો ત્યાગ કરે છે ૧૨

ટીકા—અધ્યાત્મયોગ—મનને બાહ્ય વિષયો માથી દૂર કરી બુદ્ધિને આત્મામા પરોવવી તે.

## આનંદપ્રાપ્તિનુ સાધન

एतच्छ्रुत्वा सम्परिगृह्य मर्त्यः प्रवृह्य धर्म्यम-णुमेतम प्य । स मोदते मोदनीयꣳ हि लब्ध्वा ।
विवृतꣳ सद्म नचिकेतसम्मन्ये १३

અન્વયાર્થ:—એતત્=આ આત્મતત્ત્વને શ્રુત્વા=સાંભળી, સપરિગૃહ્ય=મનન કરી, મર્ત્ય—મનુષ્ય, પ્રવૃહ્ય=નિદિધ્યાસન કરી, ધર્મ્ય=ધર્મયુક્ત, અણુ=સૂક્ષ્મ, એતમ્=આ આત્માને, આપ્ય=સાક્ષાત્કાર કરી, સ=તે, મોદતે=કૃતકૃત્ય થાય છે, મોદનીય=આનદ આપનારને, હિ=કારણ કે, લબ્ધ્વા=મેળવી, વિવૃતં=પ્રતિબધ રહિત, સદ્મ=ગૃહને, નચિકેતસ=તુ નચિકેતાને, મન્યે=હુ માનુ છુ.(૧૩)

શબ્દાર્થ:—જે મર્ત્ય આ આત્મતત્ત્વને શ્રવણ કરી, મનન કરી તથા નિદિધ્યાસન કરી ધર્મયુક્ત તથા સૂક્ષ્મ એવા આત્માનો સાક્ષાત્કાર કરે છે, તે આનંદસ્વરૂપ આત્માને મેળવી કૃતકૃત્ય થાય છે. આ બ્રહ્માત્મક ગૃહને તને નચિકેતાને કોઇ પણ રીતના પ્રતિબધથી રહિત (પ્રવેશ કરવા યોગ્ય) હુ માનુ છુ ૧૩

अन्यत्र धर्मादन्यत्राधर्मादन्यत्रास्मात्कृताकृतात् ।
अन्यत्र भूताच्च भव्याच्च यत्तत्पश्यसि तद्वद ॥ १४ ॥

અન્વયાર્થ—અન્યત્ર=ભિન્ન, ધર્માત્=ધર્મથી, અન્યત્ર=ભિન્ન, અધર્માત્=અધર્મથી, અન્યત્ર=ભિન્ન, અસ્માત્=આ, કૃતાકૃતાત્=કાર્ય કારણથી, અન્યત્ર=ભિન્ન, ભૂતાત્=ભૂતથી, ચ=તથા, ભવ્યાત્=ભવિષ્યથી, ચ=તથા, યત્=જે, તત્=તે આત્મતત્ત્વને, પશ્યસિ=તુ જાણે છે, તત્=તે આત્મતત્ત્વને, વદ=મને કહે. (૧૪)

શબ્દાર્થ—વળી (નચિકેતા ...) ધર્મથી ભિન્ન, અધર્મથી ભિન્ન ... જે કારણોથી ભિન્નરૂપે તેમ જ

ણ્યથી ભિન્નરૂપે જેને આપ જુવો છો, તે આત્મ- તત્ત્વ મને કહો. ૧૪

### બ્રહ્મપ્રાપ્તિનું સાધન.

सर्व्वे वेदा यत्पदमामनन्ति तपाꣳसि सर्व्वाणि च यद्वदन्ति । यदिच्छन्तो ब्रह्मचर्य्यञ्चरन्ति तत्ते पदꣳसंग्रहेण ब्रवीम्योमित्येतत् १५

અન્વયાર્થ:—સર્વે=સઘળા, વેદા=વેદો, યત્=જે, પદં=પદને, આમનન્તિ=પ્રતિપાદન કરે છે, તપાંસિ=કર્મો, સર્વાણિ=સઘળાં, ચ=તથા, યત્=જે પદને, વદન્તિ=ચિત્તશુદ્ધિદ્વારા પમાડે છે, યત્=જે પદને, ઇચ્છન્તઃ=ઇચ્છનારા, બ્રહ્મચર્યં=બ્રહ્મચારી-પણાને, ચરન્તિ=કરે છે, તત્=તે, તે=તને, પદં= પદને, સંગ્રહેણ=સંક્ષેપે કરી, બ્રવીમિ=હું કહું છું, ૐ=ૐકાર, ઇતિ=એ રીતે, એતત્=આ પદ છે. (૧૫)

શબ્દાર્થ—યમ કહે છેઃ—સર્વ વેદો જે પદનું અર્થાત્ પરબ્રહ્મનું પ્રતિપાદન કરે છે, સર્વ કર્મો જે પરબ્રહ્મને ચિત્તશુદ્ધિદ્વારા મેળવાવે છે, જે બ્રહ્મને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા મુમુક્ષુઓ બ્રહ્મચર્ય પાળે છે, તે પરબ્રહ્માત્મક પદને હું સંક્ષેપે કરી કહું છું. આ શબ્દબ્રહ્મ ૐકાર છે. ૧૫

### પ્રણવોપાસનાનું ફળ.

एतद्ध्येवाक्षरम्ब्रह्म एतद्ध्येवाक्षरम्परम् ।
एतद्ध्येवाक्षरं ज्ञात्वा यो यदिच्छति तस्य तत्

અન્વયાર્થ:—એતત્=આ, હિ=કારણકે, એવ=જ, અક્ષરં=નાશરહિત, બ્રહ્મ=બ્રહ્મ, એતત્= આ, હિ=કારણકે, એવ=જ, અક્ષરં=નાશરહિત, પરં=પરબ્રહ્મ, એતત્=આ, હિ=કારણકે, એવ=જ, અક્ષરં=અક્ષર બ્રહ્મને, જ્ઞાત્વા=ઓળખી, યઃ=જો, યત્=જે કાંઇ, ઇચ્છતિ=ઇચ્છે છે, તસ્ય=તે ઉપા- સકને, તત્=તે બ્રહ્મ. (૧૬)

શબ્દાર્થ:—આ અક્ષર બ્રહ્મરૂપ છે. આ અક્ષર પરરૂપ છે. આ અક્ષરને જે કોઈ જાણે છે જે કામના કરે છે, તેને તે પ્રાપ્ત થાય છે. ૧૬

ટીકાઃ—બ્રહ્મ:-નિકૃષ્ટ બ્રહ્મ. પરબ્રહ્મ:-શ્રેષ્ઠ બ્રહ્મ અર્થાત્ પોતાના મૂળ સ્વરૂપવાળું બ્રહ્મ. કામનાઃ—કાં તો ઉત્કૃષ્ટ અથવા નિકૃષ્ટ ગમે તે બ્રહ્મને સંપાદન કરે છે (પ્રાપ્ત થાય છે.) ૧૬

एतदालम्बनꣳ श्रेष्ठमेतदालम्बनम्परम् ।
एतदालम्बनं ज्ञात्वा ब्रह्मलोके महीयते ॥१७॥

અન્વયાર્થ:—એતત્=આ પ્રણવરૂપ, આલં- બનં=આશ્રય, શ્રેષ્ઠં=શ્રેષ્ઠ, એતત્=આ, આલંબનં= આશ્રય, પરં=ઉત્કૃષ્ટ, એતત્=આ, આલંબનં= આશ્રયને, જ્ઞાત્વા=જાણી, બ્રહ્મલોકે=બ્રહ્મલોકને પામી, મહીયતે=મુક્ત થાય છે. (૧૭)

શબ્દાર્થ.—આ ૐકારરૂપ આશ્રય શ્રેષ્ઠ છે, આ આશ્રય સર્વોત્કૃષ્ટ છે. આ ઉપાયને જે કોઈ જાણે છે, તે બ્રહ્મલોકમાં પૂજ્ય છે. ૧૭

ટીકાઃ—બ્રહ્મનો વિષય જેવી રીતે *ઉત્કૃષ્ટ હોય વા બ્રહ્મલોક નિકૃષ્ટ હોય, તે પ્રમાણે ઉત્કૃષ્ટ અથવા નિકૃષ્ટ કહેવામાં આવે છે અર્થાત્ મુક્ત થાય છે. ૧૭

### આત્માનું સ્વરૂપ.

न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित् । अजो नित्यः शाश्वतोऽयम्पु- राणो न हन्यते हन्यमाने शरीरे ॥१८॥

અન્વયાર્થ:—ન=નહિ, જાયતે=જન્મ પામે છે, મ્રિયતે=મરણ પામે છે, વા=અથવા, વિપશ્ચિત્= નિત્ય ચૈતન્યરૂપ આત્મા, ન=નહિ, અયં=આ આત્મા, કુતશ્ચિત્=કોઈ પણ કારણથી, ન=નહિ બભૂવ=ઉત્પન્ન થાય, કશ્ચિત્=કાંઇ આંતરભૂત, અજઃ=જન્મ રહિત, નિત્યઃ=નિત્ય, શાશ્વતઃ=અપ- ક્ષય રહિત, અયં=આ આત્મા, પુરાણઃ=વૃદ્ધિરહિત, ન=નહિ, હન્યતે=નાશ પામે છે, હન્યમાને=છેદાવા છતાં, શરીરે=શરીર. (૧૮)

* ઉત્કૃષ્ટ અથવા નિકૃષ્ટ જે પ્રકારે બ્રહ્મને પૂજવામાં આવે છે, તે રીતના બ્રહ્મલોકવિષે તે જાય છે.

શબ્દાર્થ:—આ નિત્યચૈતન્યરૂપ આત્મા કાંઈ જન્મતો નથી, તેમ નાશ પામતો નથી, કોઈ કારણમાંથી તે ઉત્પન્ન થતો નથી, અથવા તેમાથી કોઈ ઉત્પન્ન થતું નથી. તે અજરૂપ—જન્મરહિત, શાશ્વતરૂપ, ત્રણે કાળમાં ટકી રહેનાર તથા પુરાણરૂપ—નાશથીરહિત છે. અગર જો શરીર મરણ પામે છે, પણ તે આત્મા નાશ પામતો નથી. ૧૮

ટીકા:—આ અઢારમા તથા ઓગણીસમા મંત્રના ભાવાર્થનો ભગવદ્ગીતાના ૧૯ મા તથા ૨૦ મા શ્લોકમાં સમાવેશ થાય છે. તેમાં કહ્યું છે કે य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् । उभौ तौ न विजानितो नायं हन्ति न हन्यते ॥ न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः । अजो नित्यःशाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥ અર્થ: આત્માનેજે વધ કરનારો માને છે તથા જે આત્માને બીજાથી હણાયેલો માને છે તે બન્ને અજ્ઞાની છે. કારણ આત્મા કોઇને મારતો પણ નથી તેમ પોતે કોઇથી હણાતો પણ નથી. આ આત્મા કોઇ દિવસ જન્મતો નથી, તેમ કોઇ દિવસ મરણ પામતો નથી. માટે તે જન્મના તથા મરણના વિકારથી રહિત છે. તેમજ તે જન્મ પામીને અસ્તિત્વ પણ ભોગવતો નથી. પરંતુ પ્રથમથીજ પોતે સદ્રૂપ છે. કારણ કે તે અજન્મા છે. જે જન્મે છે તે જન્મ્યા પછી અસ્તિત્વ ભોગવે છે, પરંતુ જે અજન્મા છે તે પાછી હયાતી ભોગવતો નથી. માટે તે સત્તાવિકારથી પણ રહિત છે. નિત્ય રહેનારો છે માટે અપક્ષય નામના વિકારથી પણ રહિત છે. તે સદા એક રૂપ છે માટે વૃદ્ધિના વિકારથી રહિત છે અને અનાદિકાલથી નવીનજ છે, માટે શરીરનો નાશ થયા છતાં આત્માનો નાશ થતો નથી. વળી શ્વેતાશ્વતર ઉપનિષદમાં કહેવામાં આવ્યું છે કે, वेदाहमेतमजरं पुराणं सर्वात्मानं सर्वगतं विभुत्वात् । जन्मनिरोधं प्रवदन्ति यस्य ब्रह्मवादिनो हि प्रवदन्ति नित्यम् ॥ હું તેને અજરરૂપ, પુરાણરૂપ, સર્વાત્મારૂપ તથા સર્વત્ર વ્યાપક હોવાથી સર્વમાં રહેલ માનું છું. બ્રહ્મવાદીઓ એને જન્મરહિત તથા નિત્ય કહે છે. ૧૮

हन्ता चेन्मन्यते हन्तुं हतश्चेन्मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हन्ति न हन्यते ॥ १९ ॥

અન્વયાર્થ:—હન્તા=છેદન કરનાર, ચેત્=જો, મન્યતે=માને છે, હન્તું=હું આને હણનારો છું, હતઃ=છેદન પામેલ, ચેત્=જો, મન્યતે=માને છે, હતં=પોતાને છેદન પામેલ, ઉભૌ=આ બેઉ, તૌ=તે, ન=નહિ, વિજાનીતઃ=જાણે છે, ન=નહિ, અયં=આ, હન્તિ=હણે છે, ન=નહિ, હન્યતે=હણાય છે. (૧૯)

શબ્દાર્થ:—જો હંતા એમ ધારે છે કે, હું એને હણીશ તેમજ હત થયેલ એમ ધારે છે કે, હું હણાયલો છું તો તેમાંના બેઉ આત્માને સમ્યક્ રીતે જાણતા નથી. તે આત્મા કોઇનો નાશ કરતો નથી, તેમ તેનો કોઇ નાશ કરી શકતું નથી. ૧૯

अणोरणीयान्महतो महीयानात्मास्य जन्तोर्निहितो गुहायाम् । तमक्रतुः पश्यति वीतशोको धातुः प्रसादान्महिमानमात्मनः ॥ २० ॥

અન્વયાર્થ:—અણોઃ=સૂક્ષ્મ કરતાં, અણીયાન્=સૂક્ષ્મ, મહતઃ=મહાન્ કરતાં, મહીયાન્=મહાન્, આત્મા=આત્મા, અસ્ય=આ, જંતોઃ=પ્રાણી માત્ર, નિહિતઃ=રહેલો, ગુહાયાં=બુદ્ધિમાં, તં=તે આત્માને, અક્રતુ=વિષયથી રહિત ચિત્તવાળો, પશ્યતિ=આત્મસાક્ષાત્કાર કરે છે, વીતશોકઃ=જન્મ મરણ રહિત, ધાતુ=ઇન્દ્રિયોના ધારણકર્તા આત્માના, પ્રસાદાત્-નિર્મળપણાથી, મહિમાનં=મહિમાને, આત્મનઃ=પોતાના. (૨૦)

શબ્દાર્થ:—આત્મા અણુ-સૂક્ષ્મ વસ્તુથી પણ અણુ છે, તેમ તે મહાનથી પણ મહાન્ છે. તે પ્રાણીની ગુહા અર્થાત્ અંતઃકરણમાં રહેલ છે. કામ તથા શોકથી રહિત (પુરુષ) ઇન્દ્રિયોની શાંતતાવડે આત્માના તે મહિમાને જોઈ શકે છે. ૨૦

ટીકાઃ—કારણ કે સકળ જગત તેને આશ્રયી થઈ રહેલ છે, તેથી તે મહાનથી પણ મહાન્ કહેવાય છે. બ્રહ્માથી લઈ જડ વસ્તુપર્યંત સર્વ જીવ બ્રહ્મમાં રહેલ છે. ૨૦

आसीनो दूरं व्रजति शयानो याति सर्व्वतः।
कस्तम्मदामदन्देवं मदन्यो ज्ञातुमर्हति ॥२१॥

અન્વયાર્થઃ-આસીનઃ=જાગ્રતાદિવ્યાપારના સાક્ષીપણાથી રહેલ, દૂરં=દૂર, વ્રજન્તિ=જાય છે, શયાનઃ=ઇન્દ્રિયોના ઉપરામ પામવા પછી, યાતિ=ગમન કરે છે, સર્વતઃ=સર્વ પ્રકારે, કઃ=કોણ, તં=તે દેવને, મદામદં=વિદ્યાથી તથા ધનથી મદવાળો છતાં મદ રહિત, દેવં=પ્રકાશસ્વરૂપને, મદન્યઃ=મારાથી ભિન્ન, જ્ઞાતું=ઓળખવા, અર્હતિ=યોગ્ય થાય છે. (૨૧)

શબ્દાર્થઃ—તે-આત્મા બેસતો છતાં દૂર જાય છે, તે શયન કરવા છતાં સર્વત્ર જાય છે. ઇશ્વર (આત્મા) જે મદરૂપ છતાં અમદરૂપ છે, તેને ઓળખવાને મારા સિવાય અન્ય કોણ સમર્થ છે? ૨૧

ટીકાઃ—આજ પ્રમાણે વાજસનેયી સંહિતા ઉપનિષદવિષે ૫ મા મંત્રમાં આજ રીતનો ભાવાર્થ છે.

મદામદઃ—કર્મવડે વિશુદ્ધ ગુણો આત્માને લાગવાથી જ્યારે તે જીવરૂપે થાય છે ત્યારે તેને ઓળખવો અઘરો પડે છે, છતા પોતે અમદરૂપ અર્થાત્ ગુણોથી રહિત છે.

ભાવ એ છે કે, આ આત્મા અચળ છતાં [illegible] દેશમાં ગમન કરે છે, શયન કરવા છતાં [illegible] દેશમાં પ્રાપ્ત થાય છે, તેમ વિદ્યાધનાદિના મદ [illegible]હિત છતાં સર્વ મદથી રહિત છે. અર્થાત્ ઉપાધિને [illegible] હોવાથી ક્રિયાઆદિવાળો જણાય છે, પણ [illegible]સ્તવિક રીતે આત્મા ક્રિયામદાદિકથી રહિત [illegible]રૂપાધિક છે. આવી રીતના દુર્વિજ્ઞેય સૂક્ષ્મ [illegible]ત્માને મારાથી બીજો કોણ જાણવા [illegible] છે? ૨૧

अशरीर ँ शरीरेष्वनवस्थेष्ववस्थितम् ।
महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति॥२२॥

અન્વયાર્થઃ—અશરીરં=ત્રણ પ્રકારના શરીરથી રહિત, શરીરેષુ=સર્વ દેહમાં, અનવસ્થેષુ=અનિત્ય, અવસ્થિતં=રહેલ, મહાન્તં=મહાન, વિભું=સર્વ વ્યાપક, આત્માનં=આત્માને, મત્વા=સાક્ષાત્કાર કરી, ધીરઃ=વિવેકી, ન=નહિ, શોચતિ=શોક કરે છે. (૨૨)

શબ્દાર્થઃ—શરીરોમાં શરીરથી રહિતરૂપે, સર્વ ક્ષણિક શરીરોમાં અવસ્થિત-સ્થિરરૂપે, મહાનરૂપે તથા સર્વત્ર વ્યાપકરૂપે આત્માને ધારી વિવેકી અર્થાત્ અધિકારી પુરુષ શોક કરતો નથી. ૨૨

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन। यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनू ँ स्वाम् ॥२३॥

અન્વયાર્થઃ—ન=નહિ, અયં=આ, આત્મા=આત્મા, પ્રવચનેન=વેદાધ્યયનવડે, લભ્યઃ=જાણવા શક્ય, ન=નહિ, મેધયા=બુદ્ધિવડે, ન=નહિ, બહુના=ઘણા, શ્રુતેન=શ્રવણવડે, યં=જેને, એવ=જ, એષઃ=આ મુમુક્ષુ, વૃણુતે=ભજે છે, તેન=તે અભેદતાનવાળાવડે, લભ્યઃ=મેળવવા યોગ્ય, તસ્ય=તે મુમુક્ષુને, એષઃ=આ, આત્મા=આત્મા, વિવૃણુતે=પ્રકાશ કરે છે, તનું=આનંદ સ્વરૂપને, સ્વાં=પોતાના. (૨૩)

શબ્દાર્થઃ—આત્મા પ્રવચનવડે પ્રાપ્ય નથી, તેમ જ મેધાવડે અથવા ઘણા શાસ્ત્રથી લભ્ય નથી. મુમુક્ષુ જે આત્માની ઉપાસના કરે છે, તે અભેદવાન્ પુરુષવડે આત્મા લભ્ય થઇ શકે છે. તેને આત્મા પોતાનું આનંદસ્વરૂપ પ્રકાશ કરે છે. ૨૩

ટીકાઃ—પ્રવચનઃ-વેદની ક્રિયાની સિદ્ધિવડે. મેધાઃ-ગ્રંથના અર્થના જાણવાવડે. તેનેઃ-અર્થાત્ જે પોતાના આત્માને જાણવાની ઇચ્છા રાખે છે તેને. સાર એ છે કેઃ-આ આત્મા અનેક વેદોનાં પઠન પાઠન આદિથી પ્રાપ્ત થવા યોગ્ય નથી, વેદના અર્થને ધારણ કરવામાં સમર્થ બુદ્ધિવડે

તે પ્રાપ્ય નથી, ઉપનિષદરૂપ વેદાંતથી ભિન્ન અન્ય ગ્રંથોના શ્રવણવડે પણ તે પ્રાપ્ય નથી. તેમજ બ્રહ્મનિષ્ઠ ગુરૂના ઉપદેશ વિના કેવળ ઉપનિષદના શ્રવણથી પણ તે પ્રાપ્ત થવા યોગ્ય નથી. હવે કેવા પ્રયત્નથી તે પ્રાપ્ત થવા યોગ્ય છે તે કહેવામાં આવે છે. જે આત્માના અભેદરૂપે કરી પુરૂષ નિત્યચિંતનરૂપ ભજન કરે છે તેવડે પ્રાપ્ત છે. કેવી રીતે પ્રાપ્ત થાય છે, તે વિષે કહ્યું છે કે, સાધક પુરૂષ પોતાના જે આત્માને ચાહે છે તે ચાહવાવાળા આત્માવડે જ પોતે આત્માને જાણવા યોગ્ય થાય છે. અર્થાત્ નિષ્કામી આત્માને ચાહે છે. તે આત્માવડે આત્માને જાણે છે. આત્મજ્ઞાન જાણવાની કામનાવાળા પુરૂષને આત્મા, આત્માના આનંદસ્વરૂપનો અર્થાત્ મૂળ સ્વરૂપનો પ્રકાશ કરે છે. ૨૩

## આત્મપ્રાપ્તિનો ઉપાય.

नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः ।
नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात् ॥२४॥

અન્વયાર્થ:—ન=નહિ, અવિરત=નિવૃત્તિને પામેલ, દુશ્ચરિતાત્=પાપમાંથી, ન=નહિ, અશાંતઃ=શાંતિ નહિ પામેલ, ન=નહિ, અસમાહિતઃ=વિક્ષિપ્ત મનવાળો, ન=નહિ, અશાંતમાનસઃ=મનની નિવૃત્તિથી રહિત, વા=અથવા, અપિ=પણ, પ્રજ્ઞાનેન=નિદિધ્યાસનવડે, એનં=આ આત્માને, આપ્નુયાત્=પામે છે. (૨૪)

શબ્દાર્થ.—જે દુષ્કર્મથી વિમુખ થયો નથી, જેણે ઇન્દ્રિયદમન કર્યું નથી, જે બુદ્ધિમાં એકાગ્ર થયો નથી તથા જેણે પોતાના મનપર કાબૂ મેળવ્યો નથી, તે (સત્ય પરમાત્માને) પ્રાપ્ત થઇ શકતો નથી. પણ પ્રજ્ઞાનવડે જ કેવળ સત્યને મેળવી શકાય છે અર્થાત્ આત્મસાક્ષાત્કાર થઇ શકે છે. ૨૪

ટીકા:—પ્રજ્ઞાન-બ્રહ્મનું જ્ઞાન. ભાવ એ છે કે, હે નચિકેતા! જે પાપકર્મથી રહિત નથી થયો, બાહ્ય ઇન્દ્રિયના રોકવારૂપ દમ, આંતર વિષયગામનાને રોકનારૂપ શમ તથા સર્વ ચિત્તવૃત્તિઓના નિરોધરૂપ સમાધિથી જે રહિત છે તથા મનની શાંતિથી જે રહિત છે, તે આત્મસાક્ષાત્કાર કરી શકતો નથી. જે પુરૂષ શુદ્ધ ચિત્ત, શમ, દમ, શ્રવણ, મનન અને નિદિધ્યાસનયુક્ત છે, તે પુરૂષ આ આત્માને "હું બ્રહ્મરૂપ આત્મા છું, આવા અભેદરૂપ પ્રજ્ઞાનવડે પ્રાપ્ત થાય છે. ૨૪

यस्य ब्रह्म च क्षत्रञ्च उभे भवत ओदनः ।
मृत्युर्यस्योपसेचनं क इत्था वेद यत्र सः ॥२५॥

અન્વયાર્થ:—યસ્ય=જેમાયોપાધિ ઇશ્વરને, બ્રહ્મ=બ્રાહ્મણ, ચ=તથા, ક્ષત્રં=ક્ષત્રિય, ચ=તથા, ઉભે=બન્ને, ભવત=હોય છે, ઓદન=ભક્ષણરૂપે, મૃત્યુઃ=સર્વનો સંહારક, યસ્ય=જે ઇશ્વરના ઉપસેચનં=શાકરૂપે, ક=કોણ, ઇત્થા=આ પ્રમાણે, વેદ=જાણે છે, યત્ર=જે શુદ્ધસ્વરૂપમાં, સ=તે ઇશ્વર (રહેલ છે.) (૨૫)

શબ્દાર્થ:—જે તમપ્રધાન ઇશ્વરને બ્રાહ્મણ તથા ક્ષત્રિયના લક્ષણવાળું આખું જગત્ ઓદનરૂપે-અન્નરૂપે (ભક્ષણરૂપે) છે તથા જે ઇશ્વરને મૃત્યુ વ્યંજનરૂપ-સહાયકરૂપે છે, તે ઇશ્વર જે શુદ્ધ સ્વરૂપમાં રહેલ છે તે શુદ્ધ આત્માને જે રીતે હું જાણું છું, તે પ્રમાણે મારાથી અન્ય બીજો કોણ છે? અર્થાત્ કોઇ નહિ. ૨૫

ટીકા:—જે આત્માના સર્વ ધર્મને ધારણ કરવાવાળા તથા રક્ષણ કરવાવાળા બ્રાહ્મણ તથા ક્ષત્રિય બન્ને ભોજનરૂપ છે તથા સર્વના નાશક મૃત્યુ જે આત્માના ભોજનના શાકરૂપ છે તથા જે પોતાના મહિમારૂપ સ્થાનવિશે રહી વિશ્વના સંહારકરૂપે છે, તેના આત્માને ઉપર દર્શાવેલા સાધનોથી રહિત કોણ પ્રાકૃત બુદ્ધિવાળો મનુષ્ય સાધનવાળા પુરૂષની માફક તેને જાણી શકવા સમર્થ છે? અર્થાત્ કોઇ પણ જાણવા સમર્થ નથી. ૨૫

છે તથા જે (સંસારાબ્ધિને) તરવાની ઇચ્છાવાળાઓને આશ્રયરૂપ છે. ૨

### આત્માનું રથીરૂપે નિરૂપણ.

आत्मानꣳ रथिनं विद्धि शरीरꣳ रथमेव तु ।
बुद्धिन्तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च

અન્વયાર્થઃ—આત્માનં=જીવને, રથિનં=સંસાર તથા મોક્ષમા જનારરૂપે, વિદ્ધિ=જાણ, શરીરં=દેહ, રથં=ગતિનું સાધન, એવ=જ, તુ=તો, બુદ્ધિં=અધ્યવસાયરૂપ, તુ=તો, સારથિં=શરીરરૂપી રથના નેતારૂપે, વિદ્ધિ=જાણ, મનઃ=સંકલ્પવિકલ્પવાળું મન, પ્રગ્રહં=લગામ, એવ=જ, ચ=તથા. (૩)

શબ્દાર્થઃ—આત્માને તું રથી-રથમા બેસનારારૂપે, શરીરને રથરૂપે, બુદ્ધિને સારથિરૂપે તથા મનને પ્રગ્રહ-લગામરૂપે જાણ ૩

ટીકાઃ-આજ રીતની સાદૃશ્યતા શ્વેતાશ્વતર ઉપનિષદના ૨જા અધ્યાયના ૯મા મંત્રમાં છે ત્યાં કહ્યું છે કે प्राणान्प्रपीड्येह स युक्तचेष्टः क्षीणे प्राणे नासिकयोच्छ्वसीत । दुष्टाश्वयुक्तमिव वाहमेनं विद्वान् मनो धारयेताप्रमत्तः ॥ અર્થ-ઇન્દ્રિયોનું દમન કરી, કામનાઓપર આધિપત્ય ભોગવી તથા નાસિકાવડે આસ્તે આસ્તે શ્વાસ લઇ વિવેકી પુરુષે મનને એકાગ્ર કરવું, જેમ સારથિ દુષ્ટ અશ્વોથી જોડાયલા રથને સીધે માર્ગે ચલાવે છે તેમ ૩

इन्द्रियाणि हयानाहुर्विषयाꣳ स्तेषु गोचरान् ।
आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिण ॥४॥

અન્વયાર્થઃ—ઇન્દ્રિયાણિ=બાહ્ય ઇન્દ્રિયો, હયાન્=અશ્વોરૂપે, આહુઃ=કહે છે, વિષયાન્=શબ્દાદિ વિષયો, તેષુ=તેમા, ગોચરાન્=રહેવાવાળા, આત્મેન્દ્રિયમનોયુક્તં=શરીર, ઇન્દ્રિય, તથા મનવાળા જીવને, ભોક્તા=સુખ દુઃખનો અનુભવ કરનાર, ઇતિ=એમ, આહુઃ=કહે છે, મનીષિણઃ=વિવેકીઓ (૪)

શબ્દાર્થ.—ઇન્દ્રિયોને અશ્વરૂપે કહેવામાં આવે છે તથા તેઓના વિષયોને માર્ગરૂપે કહેવામા આવે છે. અધિકારી પુરુષો કહે છે કે, શરીર, ઇન્દ્રિય તથા મનયુક્ત આત્મા ભોક્તારૂપ છે. ૪

### બુદ્ધિમાન્ સારથિને મોક્ષની ગતિ

यस्त्वविज्ञानवान् भवत्ययुक्तेन मनसा सदा ।
तस्येन्द्रियाण्यवश्यानि दुष्टाश्वा इव सारथेः

અન્વયાર્થ—યઃ=જે, તુ=તો, અવિજ્ઞાનવાન્=નિશ્ચયવડે ઇન્દ્રિયોને બાહ્ય વિષયમા પ્રવૃત્તિ થતી અટકાવવાના સાધનરૂપ જ્ઞાનથી રહિત, ભવતિ=હોય છે, અયુક્તેન=નિશ્ચયથી રહિત, મનસા=મનવડે, સદા=હમેશા, તસ્ય=તેની, ઇન્દ્રિયાણિ=ઇન્દ્રિયો, અવશ્યાનિ=વિષયને અટકાવના અસમર્થ, દુષ્ટાશ્વા=દુષ્ટ અશ્વો, ઇવ=માફક, સારથેઃ=સારથિના (૫)

શબ્દાર્થ—સર્વદા અયુક્ત મનસહિત જે કોઈ અવિવેકી હોય છે, તેને જેમ સારથિના દુષ્ટ અશ્વો વશ રહેતા નથી, તેમ ઇન્દ્રિયો વશ રહેતી નથી. ૫

ટીકાઃ—જેમ સારથિ રથને ચલાવવામાં ગમન કરવા યોગ્ય માર્ગથી અજ્ઞાત છે તથા લગામને પોતાને આધીન ગણી નથી શકતો તથા દુષ્ટ અશ્વો સારથિને વશ ન રહેવાથી તે કુમાર્ગમા લઈ જઈ, રથીને ખેદયુક્ત સ્થાનમા નાખે છે, તેમ જેનો બુદ્ધિરૂપી સારથિ પ્રવૃત્તિ તથા નિવૃત્તિમા વિવેકરહિત છે, જેની પાસે એકાગ્રતા રહિત મનરૂપી લગામ છે, તેને ઇન્દ્રિયરૂપી દુષ્ટ અશ્વો બુદ્ધિરૂપી સારથિને વશ ન હોવાથી દુઃખરૂપી જન્મ મરણાદિ સંસારમા જીવાત્મારૂપ રથના સ્વામીને લઈ જઇ નાખે છે. ૫

यस्तु विज्ञानवान् भवति युक्तेन मनसा सदा ।
तस्येन्द्रियाणि वश्यानि सदश्वा इव सारथेः
॥ ६ ॥

અન્વયાર્થ—યઃ=જે, તુ=પણ, વિજ્ઞાનવાન્=બાહ્યપ્રવૃત્તિમાથી અટકાવવાના જ્ઞાનવાળો, ભવતિ=હોય છે, યુક્તેન=નિશ્ચયવાળા, મનસા=મનવડે,

સદા=હંમેશાં, તસ્ય=તેના, ઇન્દ્રિયાણિ=ઇન્દ્રિયો, વશ્યાનિ=સ્વાધીન, સદશ્વાઃ=શિક્ષિત અશ્વો, ઇવ=માફક, સારથેઃ=સારથિના. (૬)

શબ્દાર્થઃ—પણ બુદ્ધિરૂપી સારથિવડે નિગૃહિત મનથી જે વિવેકી હોય છે, તેને જેમ સારા અશ્વો સારથિને વશ હોય છે તેમ ઇન્દ્રિયો વશ રહે છે. ૬

यस्त्वविज्ञानवान् भवत्यमनस्कः सदाऽशुचिः ।
न स तत्पदमाप्नोति संसारञ्चाधिगच्छति ॥७॥

અન્વયાર્થઃ—યઃ=જે, તુ=પણ, અવિજ્ઞાનવાન્=જ્ઞાનથી રહિત, ભવતિ=છે, અમનસ્કઃ=નિગ્રહિત મનથી રહિત, સદા=હંમેશ, અશુચિઃ=પાપથી દૂષિત, ન=નહિ, સઃ=તે, તત્=તે બ્રહ્મરૂપી, પદં=સ્થાનને, આપ્નોતિ=મેળવે છે, સંસારં=જન્મ મરણરૂપ સંસારને, ચ=તથા, અધિગચ્છતિ=મેળવે છે (૭)

શબ્દાર્થઃ—જે અવિવેકી હોય છે, મનોનિગ્રહથી રહિત હોય છે, તેથી સર્વદા અપવિત્ર હોય છે, તેને પરબ્રહ્મનો સાક્ષાત્કાર થતો નથી. પણ સંસારની પ્રાપ્તિ થાય છે. ૭

यस्तु विज्ञानवान् भवति समनस्कः सदा शुचिः ।
स तु तत्पदमाप्नोति यस्माद्भूयो न जायते ॥८॥

અન્વયાર્થઃ—યઃ=જે, તુ=પણ, વિજ્ઞાનવાન્=શિક્ષિતબુદ્ધિરૂપી સારથિવાળો, ભવતિ=છે, સઃ=તે, મનસ્કઃ=નિગૃહીત મનવાળો, સદા=હમેશ, શુચિઃ=શુદ્ધ ચિત્તવાળો, સ.=તે, તુ=જ, તત્=તે બ્રહ્મરૂપ, પદં-સ્થાનને, આપ્નોતિ-પામે છે, યસ્માત્-જે-માંથી, ભૂયઃ=ફરી, ન=નહિ, જાયતે=જન્મ પામે છે. (૮)

શબ્દાર્થઃ—પણ જે કોઇ વિવેકી હોય છે, મનોનિગ્રહવાળો છે તથા સર્વદા પવિત્ર હોય છે તે એવા સ્થાનને પ્રાપ્ત થાય છે કે, જે પામ્યા પછી તેને જન્મ મરણાદિક પ્રાપ્ત થતા નથી. ૮

विज्ञानसारथिर्यस्तु मनः प्रग्रहवान्नरः ।
सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमम्पदम् ॥९॥

અન્વયાર્થઃ—વિજ્ઞાનસારથિઃ=વિવેકી બુદ્ધિવાળો, યઃ=જે, તુ-પણ, મનઃ પ્રગ્રહવાન્=નિયંત્રિત મનરૂપ દોરીવાળો, નરઃ=વિદ્વાન, સઃ=તે, અધ્વનઃ=માર્ગના, પારં=પારને, આપ્નોતિ=મેળવે છે, તત્=તે સંસારરહિત સ્થાન, વિષ્ણોઃ=બ્રહ્મનું, પરમં=ઉત્કૃષ્ટ, પદં=સ્થાન. (૯)

શબ્દાર્થઃ—પણ મનુષ્ય કે જેનો બુદ્ધિરૂપી સારથિ વિવેકી છે તથા જેના મનના પ્રગ્રહો સારી રીતે ગોઠવેલા છે, તે વિષ્ણુના * પરમપદરૂપ માર્ગના પારને પહોંચે છે. ૯

### પ્રાપ્તવ્ય સ્વરૂપ.

इन्द्रियेभ्य परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः ।
मनसस्तु परा बुद्धिर्बुद्धेरात्मा महान् परः ॥ १० ॥

અન્વયાર્થઃ-ઇન્દ્રિયેભ્યઃ=ઇન્દ્રિયો કરતાં, પરાઃ=ઉત્કૃષ્ટ, હિ=કારણકે, અર્થાઃ=વિષયો, અર્થેભ્યઃ=વિષયો કરતાં, ચ=તથા, પરં=ઉત્કૃષ્ટ, મનઃ=મન, મનસઃ=મન કરતાં, તુ=પણ, પરા=ઉત્કૃષ્ટ, બુદ્ધિઃ=નિશ્ચયાત્મિકા બુદ્ધિ, બુદ્ધેઃ=વ્યષ્ટિ બુદ્ધિ કરતા, આત્મા=સમષ્ટિ બુદ્ધિ, મહાન=મોટી, પરઃ=શ્રેષ્ઠ. (૧૦)

શબ્દાર્થઃ-ઇન્દ્રિયો કરતાં તેઓના વિષયો વધારે ઉત્કૃષ્ટ છે, વિષયો કરતાં મન ઉત્કૃષ્ટ છે, મન કરતાં બુદ્ધિ ઉત્કૃષ્ટ છે તથા બુદ્ધિ કરતાં મહાત્મા ઉત્કૃષ્ટ છે. ૧૦

महतः परमव्यक्तमव्यक्तात् पुरुषः परः ।
पुरुषान्न परं किञ्चित्सा काष्ठा सा परा गतिः ॥ ११ ॥

અન્વયાર્થઃ--મહતઃ=સમષ્ટિ બુદ્ધિ કરતાં, પરં=ઉત્કૃષ્ટ, અવ્યક્તં=સર્વ જગતના બીજરૂપ માયા, અવ્યક્તાત્=માયા કરતા, પુરુષઃ=પ્રકાશાત્મક આત્મા, પરઃ=શ્રેષ્ઠ, પુરુષાત્=આત્મા કરતાં,

* તદ્વિષ્ણોઃ—આ વિષે શંકર ભગવાને કહ્યું છે કે, આનો અર્થ વ્યાપનશીલસ્ય બ્રહ્મણઃ એમ લેવો.

ન=નહિ, પરં=શ્રેષ્ઠ, કિંચિત્=કોઈપણ, સા=તે આત્મા કાષ્ઠા=વિશ્રામભૂમિરૂપ. સા=તે, પરા=ઉત્કૃષ્ટ, ગતિ=જવા યોગ્ય સ્થાનરૂપે (૧૧)

શબ્દાર્થ:—મહાન્ કરતાં અર્થાત્ સમષ્ટિ બુદ્ધિ કરતાં વધારે ઉત્કૃષ્ટ અવ્યક્ત અર્થાત્ માયા છે; અવ્યક્ત કરતાં વધારે ઉત્કૃષ્ટ પુરુષ-આત્મા છે. આ પુરુષ કરતાં કોઇ પણ વસ્તુ વધારે ઉત્કૃષ્ટ નથી. આ સૌથી છેવટની હદ છે તથા સર્વોત્કૃષ્ટ ગતિ છે. ૧૧

ટીકા:—મહત્તત્ત્વથી અતિશય સૂક્ષ્મ તથા મહત્તત્ત્વરૂપે હિરણ્યગર્ભાદિક સર્વ જગતના કારણરૂપ ચૈતન્યાત્માને આશ્રયે રહેલ અવ્યક્ત છે. આ અવ્યક્તરૂપ માયાથી પર અતિશય સૂક્ષ્મ સર્વના અંતરાત્મારૂપ પુરુષ છે. આ પુરુષરૂપ પરમાત્મા જે સર્વના અંતરાત્મારૂપે છે, તેનાથી સૂક્ષ્મ બીજું કોઇ નથી અર્થાત્ તે સર્વ પદાર્થોના અવધિરૂપ છે. સર્વનો અંતરાત્મા સત્ય આનંદસ્વરૂપ પરમાત્મા છે. આ આનંદસ્વરૂપને ગમન કરનારા સર્વ સંસારી જીવોને તે પુરુષ પરમાત્મા જ શ્રેષ્ઠ પરમગતિરૂપ છે, જેને પ્રાપ્ત થયા પછી ફરી જ્ઞાનવાન્ જન્મ મરણરૂપ સંસારમાં ફરી આવતો નથી. ૧૧

एष सर्वेषु भूतेषु गूढोऽऽत्मा न प्रकाशते ।
दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः

અન્વયાર્થ:—એષ:=આ, સર્વેષુ=બ્રહ્માદિથી લઈ જડસુધી સર્વ, ભૂતેષુ=પ્રાણીઓમાં, ગૂઢ:=અવિદ્યાવડે આચ્છાદન પામેલ, આત્મા=પ્રત્યક્ ચૈતન્ય સ્વરૂપ, ન=નહિ, પ્રકાશતે=આનંદસ્વરૂપને યોગ્ય થાય છે, દૃશ્યતે=સાક્ષાત્કાર થાય છે, તુ=જ, અગ્ર્યયા=મુખ્ય, બુદ્ધ્યા=બુદ્ધિવડે, સૂક્ષ્મયા=સૂક્ષ્મ પદાર્થ ગ્રહણ કરવા યોગ્ય, સૂક્ષ્મદર્શિભિ:=સૂક્ષ્મતત્ત્વના વિચારવડે જોનારા વિવેકીવડે. (૧૨)

શબ્દાર્થ:—સર્વ પ્રાણીમાત્રમાં તેનું સ્વરૂપ ગૂઢ હોવાથી તે આત્મા પ્રકટ દેખાતો નથી. પણ સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારા પુરુષોવડે એકાગ્ર અર્થાત્ ગુરુનાં ઉપદેશોમાં મહાપ્રયત્નવડે ઉત્પન્ન થયેલી સૂક્ષ્મબુદ્ધિવડે તે જોવાય છે અર્થાત્ તેનો સાક્ષાત્કાર થાય છે. ૧૨

यच्छेद्वाङ्मनसि प्राज्ञस्तद्यच्छेज्ज्ञान आत्मनि ।
ज्ञानमात्मनि महति नियच्छेत्तद्यच्छेच्छान्त आत्मनि ॥ १३ ॥

અન્વયાર્થ:—યચ્છેત્=નિરોધ કરવો, વાક્=વાણીનો, મનસિ=મનમાં, પ્રાજ્ઞ:=જિજ્ઞાસુએ, તત્=તે મનને, યચ્છેત્=નિરોધ કરવો જ્ઞાને=નિશ્ચય સ્વરૂપવાળી, આત્મનિ=વ્યષ્ટિ બુદ્ધિમાં, જ્ઞાનં=વ્યષ્ટિ બુદ્ધિનો, આત્મનિ મહતિ=મહતત્ત્વરૂપ સમષ્ટિ બુદ્ધિમાં, નિયચ્છેત્=નિરોધ કરવો, તત્=સમષ્ટિ બુદ્ધિનો, યચ્છેત્=નિરોધ કરવો, શાંતે=નિર્વિકારી, આત્મનિ=પ્રત્યક્ આત્મામાં. (૧૩)

શબ્દાર્થ:—વિવેકી પુરુષે વાણીનો મનમાં લય કરવો, મનનો પોતાના જ્ઞાનાત્મામાં અર્થાત્ નિશ્ચય સ્વરૂપવાળી વ્યષ્ટિ બુદ્ધિમાં લય કરવો, જ્ઞાનનો મહદાત્મામાં ( સમષ્ટિ બુદ્ધિમાં ) લય કરવો તથા મહદાત્માને શાંત આત્મામાં અર્થાત્ નિર્વિકારી આત્મામાં લય કરવો ૧૩

## શ્રુતિનો મુમુક્ષુપ્રતિ ઉપદેશ.

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गम्पथस्तत्कवयो वदन्ति ॥ १४ ॥

અન્વયાર્થ:—ઉત્તિષ્ઠત=જ્ઞાનમાટે પ્રયત્ન કરો, જાગ્રત=અજ્ઞાનરૂપ નિદ્રામાંથી જાગો, પ્રાપ્ય=સમીપ જઇ, વરાન્=બ્રહ્મજ્ઞાનવાળા આત્મજ્ઞાનીઓને, નિબોધત=આત્મતત્ત્વ જાણો, ક્ષુરસ્ય=અસ્ત્રાની, ધારા=અગ્રભાગ, નિશિતા=તીક્ષ્ણ, દુરત્યયા=પગે કરી જવા અશક્ય, દુર્ગં=દુ:ખવડે મેળવવા યોગ્ય, પથ:=આત્મજ્ઞાનનો માર્ગ, તત્=તે, કવય:=પંડિતો, વદન્તિ=કહે છે. (૧૪)

શબ્દાર્થ:—ઉભા થા, જાગ્રત થા તથા શ્રેષ્ઠ આચાર્યોને સંપાદન કરી જ્ઞાન સંપાદન કર. દ્રષ્ટા પુરુષો કહે છે કે, અસ્ત્રાની તીક્ષ્ણ ધારની

માટેક તેને પહોચવાને આત્મજ્ઞાનનો માર્ગ અતિશય અઘરો છે. ૧૪

ટીકાઃ—હે મુમુક્ષુ જનો ! તમે ઉઠો અર્થાત્ આત્મજ્ઞાનની સન્મુખ થાઓ, અજ્ઞાનરૂપ નિદ્રાને બ્રહ્મજ્ઞાનરૂપી જાગૃતિવડે નિવૃત્ત કરો. જ્યાં સુધી તમે અજ્ઞાનરૂપ નિદ્રાવિશે શયન કરતા રહેશો અર્થાત્ આત્માના યથાર્થ સ્વરૂપને નહિ જાણશો ત્યાં સુધી મહા ભયાનક જન્મ મરણરૂપ સંસાર સ્વપ્ન નિવૃત્ત થશે નહિ. માટે બ્રહ્મજ્ઞાનરૂપી જાગૃતિવડે અજ્ઞાનરૂપી નિદ્રાને નિવૃત્ત કરો. હવે કેવી રીતે તેની નિવૃત્તિ કરવી ? આત્માના યથાર્થ સ્વરૂપને જાણવાવાળા શ્રેષ્ઠ આચાર્યોની સમીપ જઈ, 'સર્વાંતર્યામી આત્મા હું પોતે જ છું' આ રીતના તેઓના ઉપદેશને સમ્યક્ રીતે જાણી, અજ્ઞાનરૂપી નિદ્રાને દૂર કરો. આ જાણવા યોગ્ય સ્વરૂપનો, સૂક્ષ્મ બુદ્ધિ વિષય હોવાથી તે જ્ઞાનરૂપ સૂક્ષ્મ બુદ્ધિને સુલભ છે. માટે વિશેષ યત્નની શી જરૂર છે, એમ નહિ જાણવું. પણ દુર્લભ જાણી તેને વિશે યત્ન કરવો જોઈએ. આ કારણથી શ્રુતિ ભગવતી કૃપા દૃષ્ટિવડે કહે છે કે, સૂક્ષ્મ બુદ્ધિરૂપ જ્ઞાનમાર્ગ, જેમ અસ્ત્રાના અગ્ર ભાગને પાષાણપર ઘણો જ તીક્ષ્ણ કર્યો હોય તથા તેપર ગમન કરી શકાતું નથી, તેવીજ રીતનો કઠિન સિદ્ધ કરવા યોગ્ય આ જ્ઞાનમાર્ગ મહાત્મા પુરૂષોએ કહ્યો છે. આની પ્રાપ્તિ માટે અવશ્ય યત્ન કરવો જોઇએ. ૧૪

**अशब्दमस्पर्शमरूपमव्ययं तथाऽरसन्नित्यमगन्धवच्च यत्। अनाद्यनन्तम्महतः परंध्रुवं निचाय्य तम्मृत्युमुखात्प्रमुच्यते ॥ १५ ॥**

અન્વયાર્થઃ—અશબ્દં=શબ્દ ગુણરહિત, અસ્પર્શં=સ્પર્શ ગુણરહિત, અરૂપં=રૂપ ગુણરહિત, અવ્યયં=અપક્ષયરહિત, તથા=તેમજ, અરસં=રસ ગુણરહિત, નિત્યં=નાશરહિત અગંધવત્=ગંધ ગુણરહિત, ચ=તથા, યત્=જે, અનાદિ=આદિ રહિત, અનંતં=અંતરહિત, મહતઃ=મહત્ત તત્વથી, પર=નિલક્ષણ, ધ્રુવં=ક્રિયારહિત, નિચાય્ય=જાણી, તત્=તે, મૃત્યુમુખાત્=મૃત્યુના મુખમાથી, પ્રમુચ્યતે=નિકળી જાય છે. (૧૫)

શબ્દાર્થઃ—બ્રહ્મનું સ્વરૂપ શબ્દરહિત રૂપરહિત, ક્ષય રહિત, રસ રહિત અર્થાત્ નીરસ, નિત્ય, ગંધરહિત, આદિ તથા અંતરહિત, મહાન્ કરતાં અર્થાત્ બુદ્ધિ કરતાં પણ શ્રેષ્ઠ તથા ધ્રુવરૂપ કહેતાં અચલરૂપ છે. આ રીતે, જે અધિકારી પુરૂષ જાણે છે, તે મૃત્યુના મુખમાથી નિકળી જાય છે. ૧૫

ટીકાઃ—આ જ રીતનું મુંડકોપનિષદના ૨ જા અધ્યાયના ૨ જા મંત્રમાં કહ્યું છે કે, **दिव्यो ह्यमूर्तः पुरुषः स बाह्योभ्यंतरो ह्यजः । अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात् परतः परः ॥** અર્થઃ—આ પુરૂષ દિવ્ય, અમૂર્ત, બાહ્ય તથા અંતર સર્વ વિષે રહેનાર, અજ, અપ્રાણ, અમન, શુભ્ર તથા અક્ષર અને પરથી પણ પર છે. ૧૫

**नाचिकेतमुपाख्यानं मृत्युप्रोक्तं सनातनम् । उक्त्वा श्रुत्वा च मेधावी ब्रह्मलोके महीयते**

અન્વયાર્થઃ—નાચિકેતં=નચિકેતવડે મેળવાયેલ, ઉપાખ્યાનં=ગુરૂ શિષ્યનો સંવાદ, મૃત્યુપ્રોક્તં=મૃત્યુથી ઉપદેશ કરાયેલ, સનાતનં=ચિરકાળી, ઉક્ત્વા=શ્રવણ કરાવી, શ્રુત્વા=સાંભળી, ચ=તથા, મેધાવી=વિવેકી પુરૂષ, બ્રહ્મલોકે=બ્રહ્મલોકમાં, મહીયતે=જાય છે. (૧૬)

શબ્દાર્થઃ—આ નચિકેત ઉપાખ્યાન, જે સનાતન છે તથા જે યમરાજે કહેલ છે, તેને જે વિવેકી પુરૂષ કહે છે અને સાંભળે છે, તે બ્રહ્મલોકમાં પૂજાય છે. ૧૬

**य इमं परमं गुह्यं श्रावयेद्ब्रह्मसंसदि । प्रयतः श्राद्धकाले वा तदानन्त्याय कल्पते तदानन्त्याय कल्पत इति ॥ १७ ॥**

અન્વયાર્થઃ—યઃ=જે, ઇમં=આ ઉપાખ્યાન, પરમં=ઉત્કૃષ્ટ, ગુહ્યં=ગુપ્ત, બ્રહ્મસંસદિ=બ્રાહ્મણની સભામા, શ્રાવયેત=સંભળાવે, પ્રયતઃ=પવિત્ર થઇ, શ્રાદ્ધકાલે=શ્રાદ્ધ સમયે (શ્રાદ્ધનું અન્ન જમનારા બ્રાહ્મણોને), વા=અથવા, તત્=તે શ્રાદ્ધ, આનન્ત્યાય=અનંત ફળને યોગ્ય, કલ્પતે=થાય છે. (બે વાર કહેવાનું એ કે અધ્યાયની સમાપ્તિ છે.) (૧૭)

શબ્દાર્થ:—શુદ્ધ મનવાળો થઇ જે કોઈ આ અત્યંત ગુહ્ય ઉપાખ્યાનને બ્રહ્મસભામાં સંભળાવે છે અથવા શ્રાદ્ધને સમયે સંભળાવે છે તે અક્ષય ફળ પ્રાપ્ત થાય છે, અવશ્ય અક્ષય ફળ પ્રાપ્ત થાય છે. ૧૭

ટીકા:—શંકર ભગવાન્ તત્ત્વબોધિની દીપિકામાં અક્ષય ફલ કેવળ શ્રાદ્ધને લાગુ પાડે છે અને નહિ કે બ્રહ્મસભામાં. પણ ઉપરના ભાષાંતરવડે શ્રાદ્ધ તથા બ્રહ્મસભા બેઉને લાગુ પડે છે. ૧૭

# દ્વિતીય અધ્યાય.

## ચતુર્થ વલ્લી.

### ઇન્દ્રિયોની બાહ્યતા. ...

पराञ्चि खानि व्यतृणत्स्वयम्भूस्तस्मात्पराङ् पश्यति नान्तरात्मन्। कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥ १ ॥

અન્વયાર્થ:—પરાંચિ=બાહ્ય શબ્દાદિ વિષયને જાણનારી, ખાનિ=આકાશરૂપ શ્રોત્રાદિ ઇન્દ્રિયો, વ્યતૃણત્=હિંસાકરી અર્થાત્ નિર્માણ કરી, સ્વયંભૂ=પરમેશ્વરે, તસ્માત્=તેથી અર્થાત્ ઇન્દ્રિયો બાહ્ય વસ્તુનો વિષય કરે છે તેથી, પરાઙ્=બાહ્ય શબ્દાદિ વિષયને, પશ્યતિ=જાણે છે, ન=નહિ, અંતરાત્મન્=અંતર્યામી પ્રત્યક્ આત્માને, કશ્ચિત્=કોઇ, ધીર=વિવેકી, પ્રત્યક્=પ્રત્યક્ ચૈતન્ય રૂપ, આત્માનં=આત્માને, ઐક્ષત્=સાક્ષાત્કાર કરે છે, આવૃત્તચક્ષુઃ=વિષયથી મુક્ત થયેલાં ચક્ષુવાળો, અમૃતત્વં=અમૃતપણાને અર્થાત્ મોક્ષને, ઇચ્છન્=ઇચ્છા કરતો. (૧)

શબ્દાર્થ—સ્વયંભૂએ ઇન્દ્રિયોની અંદર પ્રવેશ કરવાની શક્તિઓને એવી રીતે હણી છે કે, જેથી તેઓ બહાર વિષયો તરફ દોડે છે. આથી મનુષ્ય બાહ્ય વિષયોને જોઇ શકે છે પણ અંતરાત્માને જોઇ શકતો નથી. આમ છતાં કોઇક ચક્ષુને (ઇન્દ્રિયજન્ય વિષયોથી) નિવૃત્ત કરનાર તથા અમૃત સ્વરૂપને ઇચ્છનાર અધિકારી પુરૂષ સ્વતંત્ર આત્માને જોઇ શકે છે. ૧

ટીકા:—સ્વયંભૂ—સર્વ સત્તાધિકારી. વ્યતૃણત્=હિંસિતવાન્=હનનં કૃતવાન્, આ રીતની શાંકર ભગવાનની વ્યાખ્યા છે. સ્વયંભૂ-સર્વ સત્તાધિકારી હોવાથી તેઓએ ઇન્દ્રિયોને વિમુક્ત કરી છે. ૧

### આત્મદર્શીને સંસારાનર્થથી નિવૃત્તિ.

पराचः कामाननुयन्ति बालास्ते मृत्योर्यन्ति विततस्य पाशम्। अथ धीरा अमृतत्वं विदित्वा ध्रुवमध्रुवेष्विह न प्रार्थयन्ते ॥ २ ॥

અન્વયાર્થ:—પરાચઃ=બાહ્ય, કામાન્=વિષયોને, અનુયન્તિ=ભજે છે, બાલાઃ=અલ્પ બુદ્ધિવાળા, તે=તે વિષય ભોગવનારા, મૃત્યોઃ=યમના, યન્તિ=પામે છે, વિતતસ્ય=વ્યાધિ આદિ અનેક રૂપે વિસ્તાર પામેલ, પાશમ્=જન્મ મરણવાળા પાશને, અથ=તેથી, ધીરાઃ=વિવેકીઓ, અમૃતત્વં=સ્વરૂપસ્થિતિવાળા આત્માના લક્ષણને, વિદિત્વા=ઓળખી, ધ્રુવં=નિરતિશય, અધ્રુવેષુ=અનિત્ય રૂપવિષે, ઇહ=આ સંસારમાં, ન=નહિ, પ્રાર્થયન્તે=ઇચ્છા કરે છે. (૨)

શબ્દાર્થ:—જે મુગ્ધ પુરૂષો બાહ્ય વિષયો તરફ જતા કામોનું અનુગમન કરે છે, તેઓ સર્વત્ર વિસ્તૃત એવા મૃત્યુના પાશને પામે છે. આથીજ વિવેકી પુરૂષો ધ્રુવરૂપ અમૃતપણાનેઆત્માને ઓળખી, આ લોકમાંહેની અસ્થિર વસ્તુઓની પ્રાર્થના કરતા નથી. ૨

ટીકા:—હે નચિકેતા! આ લોકમાં તથા પરલોકમાં બાહ્ય વિષયોને અતિ યત્નથી આત્મવિચારથી રહિત અજ્ઞાની બાળકો ભજ્યા કરે છે. આવા અવિવેકી આત્મવિચારથી રહિત પુરૂષ સર્વ તરફથી વિસ્તૃત અવિદ્યાવાળા કામ તથા કર્મના સમુદાયરૂપ મૃત્યુના દેહ તથા ઇન્દ્રિયાદિકના સંયોગ વિયોગ [illegible] તથા નિરંતર

રહેલ જન્મ મરણ તથા જરા અને રોગાદિ અનેક પદાર્થના સમૂહરૂપ પાશને-ફાંસીને પામે છે. પણ જે વિવેકી પુરુષો હોય છે તે જાણે છે કે, બ્રહ્મથી માંડી કીટપર્યંત સ્થાવર જંગમ સર્વ પ્રાણીને મૃત્યુ ગળી જાય છે, કર્મ તથા ઉપાસનાનું ફળ અનિત્ય છે તથા આત્મજ્ઞાનનું ફળ અમૃતરૂપ મોક્ષ નિત્ય છે અથી તેઓ મારી મારક અનિત્ય વસ્તુની ઈચ્છા કરતા નથી ૨

આત્માનું સ્વરૂપ કાર્ય કારણથી રહિત.

येन रूपं रसं गन्धं शब्दान् स्पर्शां श्च मैथुनान्। एतेनैव विजानाति किमत्र परिशिष्यते। एतद्वै तत् ॥ ६ ॥

અન્વયાર્થઃ—યેન=જે અપરોક્ષ સાક્ષીરૂપ આ ત્માવડે, રૂપં=કાળા પીળા રૂપને, રસં=મધુર આદિ રસને, ગંધં=ખારા નરસા ગંધને, શબ્દાન્=શબ્દોને, સ્પર્શાન્=શીત ઉષ્ણ આદિ સ્પર્શોને, ચ=તથા, મૈથુનાન્=સ્ત્રી સંબંધી ભોગને, એતેનૈ=આ, એવ જ, વિજાનાતિ=અનુભવ કરે છે, કિમ્=શું, અત્ર=આલોકમા, પરિશિષ્યતે=અવશેષ રહે છે, એતત્=આ પ્રત્યક્ ચૈતન્ય, વૈ=પરમેશ્વર, તત્=તે આત્મતત્ત્વ ૩

શબ્દાર્થઃ—જે આત્માવડે દરેક જાણ, રૂપ, રસ, ગંધ, શબ્દો, સ્પર્શ તથા મૈથુનને જાણે છે, તેનાથી ( તેનું જ્ઞાન થતા પછી ) શું કાંઈ પણ ( અજ્ઞાત ) રહે છે ? આ તે બ્રહ્મ છે ( કે જેને વિશે તું મને પૂછતો હતો. ) ૩

ટીકા—આત્માવડે પુરુષ નેત્ર તથા ઇન્દ્રિયજન્ય અંતઃકરણની વૃત્તિદ્વારા નીલાદિ રૂપને જાણે છે, રસના ઇન્દ્રિયદ્વારા રસને, ઘ્રાણેન્દ્રિયદ્વારા ગંધને તથા શ્રોત્રેન્દ્રિયદ્વારા શબ્દો તથા સ્પર્શેન્દ્રિયવડે સ્પર્શને જાણે છે તેમ જ આત્માવડે મૈથુનનિમિત્તવડે ઉત્પન્ન થયેલ સુખને જાણે છે હે નચિકેતા! જે આત્મા સંબંધી તુ પૂછે છે તે જ આત્માવડે સર્વ સંઘાતની વસ્તુ સિદ્ધ થાય છે. જે આગળ આત્મા પૂછ્યો હતો તે આ આત્માથી ભિન્ન નથી ...ને ઓળખ્યા પછી વિવેકી પુરુષ કૃતકૃત્ય ભાવને પામે છે. આનથી અન્ય બીજું કાંઇ જાણવા શેષ રહેતું નથી. આ આત્માનું જ્ઞાન સર્વ જ્ઞાનનું અવધિરૂપ છે. ૩

આત્માની દુર્વિજ્ઞેયતા.

स्वप्नान्तं जागरितान्तञ्चोभौ येनानुपश्यति ।
महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥४॥

અન્વયાર્થઃ—સ્વપ્નાન્તં=સ્વપ્નના મધ્યને, જાગરિતાન્તં=જાગ્રતના મધ્યને, ચ=તથા ઉભૌ=એ-ઉને, યેન=જેવડે, અનુપશ્યતિ=જાણે છે, મહાન્તં=વ્યાપકરૂપ, વિભું=વિવિધ પ્રકારે થનારા, આત્માનં=પ્રત્યક્ ચૈતન્યને, મત્વા=આત્માવડે સાક્ષાત્કાર કરી, ધીરઃ=વિવેકી, ન=નહિ શોચતિ=શોક કરે છે. (૮)

શબ્દાર્થઃ—જે આત્માવડે પુરુષ સ્વપ્નમા શું થાય છે તે તથા જાગૃતમા શું થાય છે, તે બન્નેને જાણે છે તે આત્માને મહાન્ તથા સર્વત્ર વ્યાપક માની વિવેકી પુરુષ શોકને પ્રાપ્ત થતો નથી. (૪)

ટીકાઃ—જે આત્માવડે પુરુષ સ્વપ્નાવસ્થાના મધ્યે રહેલ પદાર્થોને તથા જાગ્રત અવસ્થાના પદાર્થોને આ બન્ને અવસ્થાઓને જુવે છે અર્થાત જાણે છે, આવા મહા આકાશાદિથી પણ મહાન્ વ્યાપક આત્માને હું વ્યાપક આત્મા છું, આ પ્રમાણે જે જાણે છે, તે જાણવાવાળા વિવેકી પુરુષને શોક પ્રાપ્ત થતો નથી. કારણ તે પ્રત્યિક્ષ પદાર્થના કલ્પિત અવિદ્યારૂપને જાણે છે. ૪

જીવ તથા ઈશનો અભેદ.

य इमं मध्वदं वेद आत्मानं जीवमन्तिकात् ।
ईशानम्भूतभव्यस्य न ततो विजुगुप्सते । एतद्वै तत् ॥५॥

અન્વયાર્થ—યઃ—જે અધિકારી ઇમં=આ સર્વના દ્રષ્ટારૂપ, મધ્વદં=કર્મ ફળના ભોક્તારૂપ, વેદ=જાણે છે, આત્માનં=પ્રત્યક્ ચૈતન્યને, જીવં=પ્રાણાદિ સમૂહને ધારણ કર્તારૂપ, અન્તિકાત્=સમીપ રહેલ, ઈશાનં=નિયંતારૂપ, ભૂતભવ્યસ્ય=ભૂતાદિ ત્રણ કાળ સ્વરૂપના, ન=નહિ, તતઃ=આ

મજ્ઞાન થતા પછી, વિજુગુપ્સતે=ભય રહે છે એતત્=આ પ્રત્યક્ ચૈતન્ય, વૈ=ખરેખર, તત્=તે અર્થાત્ નચિકેતાએ પૂછેલ આત્મતત્ત્વ. (૫)

શબ્દાર્થઃ—જે અધિકારી પુરૂષ કર્મફળના ભોક્તારૂપ, જીવરૂપ અર્થાત્ પ્રાણાદિ સમૂહના ધારણ કર્તારૂપ, સમીપવર્તીરૂપ, ભૂતાદિ ત્રણ કાળમાહેલા સર્વ પ્રપંચના નિયામકરૂપ આત્માનો સાક્ષાત્કાર કરે છે, તેને આત્મજ્ઞાન થયાપછી ભય રહેતો નથી, અર્થાત્ આત્માનું રક્ષણ કરવાની ઇચ્છા રહેતી નથી. આ જ તે ચૈતન્યરૂપ છે. ૫

### પરમાત્મા સર્વના આત્મારૂપે

यः पूर्वन्तपसो जातमद्भयः पूर्वमजायत ।
गुहां प्रविश्य तिष्ठन्तं यो भूतेभिर्व्यपश्यत ।
एतद्वै तत् ॥६॥

અન્વયાર્થઃ—યઃ=જે હિરણ્યગર્ભ, પૂર્વં=પ્રથમ, તપસઃ=જ્ઞાનરૂપ બ્રહ્મમાંથી, જાતં=ઉત્પન્ન થયેલ, અદ્ભ્યઃ=જળ સહિત બ્રહ્માંડના આરંભકરૂપ સ્થૂલ ભૂતોમાંથી, પૂર્વં=પ્રથમ, અજાયત=ઉત્પન્ન થયું, ગુહા=સર્વ પ્રાણીના હૃદયાકાશમા, પ્રવિશ્ય=પ્રવેશ કરી, તિષ્ઠન્તં=રહેલ, યઃ=જે મુમુક્ષુ, ભૂતેભિઃ=કાર્ય કારણના સંઘાતરૂપ ભૂતો સાથે, વ્યપશ્યત=જુવે છે, એતત્=આ, વૈ=ખરેખર, તત્=નચિકેતથી પૂછાયેલ આત્મતત્ત્વ. (૬)

શબ્દાર્થઃ—જે હિરણ્યગર્ભ જળથી પ્રથમ ઉત્પન્ન થયેલ છે, તેને જે મુમુક્ષુ કાર્યકારણથી પ્રથમ જ્ઞાનરૂપે, બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલરૂપે તથા સર્વ પ્રાણી માત્રના હૃદયાકાશમા પ્રવેશ કરી ભૂતોની સાથે સ્થિતિ કર્તારૂપે જુવે છે, તે બ્રહ્મને જ જુવે છે. આ તે પૂછેલ બ્રહ્મ છે.

ટીકાઃ—અદ્ભ્યઃ—પૂર્વ બ્રહ્માંડથી લઇ સર્વ સ્થૂલ ભૂતોથી પ્રથમ. તપસ જ્ઞાનરૂપ બ્રહ્મમાંથી. ભૂતોની સાથેઃ-કાર્ય કારણના સમૂહરૂપ ભૂતો સાથે. ગુહાઃ-હૃદયાકાશ. ૬

### હિરણ્યગર્ભનાં અન્ય નામો.

या प्राणेन सम्भवत्यदितिर्देवतामयी ।
गुहां प्रविश्य तिष्ठन्ती या भूतेभिर्व्यजायत ।
एतद्वै तत् ॥ ७ ॥

અન્વયાર્થઃ—યા=જે, પ્રાણેન=સૂક્ષ્મ શરીરની ઉપાધિવડે, સંભવતિ=ઉત્પન્ન થાય છે, અદિતિઃ=શબ્દાદિ વિષયનું ભક્ષણ કરનારી, દેવતામયી=સર્વ દેવતાત્મક, ગુહાં=હૃદયાકાશને, પ્રવિશ્ય=પ્રવેશ કરી, તિષ્ઠન્તી=રહેલી, યા=જે, ભૂતેભિઃ=સર્વ પ્રાણી સાથે, વ્યજાયત=ઉત્પન્ન થઇ (૭)

શબ્દાર્થ.—સર્વ દેવતાત્મક જે અદિતિ પ્રાણવડે અર્થાત્ પ્રાણથી ઘડાયલા સૂક્ષ્મ શરીરોપાધિવાળા હિરણ્યગર્ભરૂપે કરી ઉત્પન્ન થાય છે, તે અદિતિને જે મુમુક્ષુ સર્વના હૃદયાકાશમાં પ્રવેશ કરી રહેલરૂપે જૂવે છે, તે બ્રહ્મને જૂવે છે. જે અદિતિ સર્વ ભૂતોની સાથે તાદાત્મ્યભાવને પામી ઉત્પન્ન થયેલ છે આ જ તે બ્રહ્મ છે. ૭

ટીકાઃ-અદિતિ.-શબ્દાદિ વિષયોનું ભક્ષણ કરનારી. शब्दादिविषयाणां अदनकर्त्री. इति अदितिः सर्वदेवतामयीः અદિતિ પ્રાણ સ્વરૂપે કરી પરબ્રહ્મથી ઉત્પન્ન થાય છે. શબ્દાદિકોના અદન અર્થાત્ ભોગવવાવડે જેને અદિતિ કહેવામાં આવે છે, તેને સર્વ પ્રાણીના હૃદય આકાશરૂપ ગુહામા પ્રવેશ કરેલી જે જુવે છે. તે પૂર્વોક્ત બ્રહ્મને જોઇ શકે છે. ૭

### વિરાડાત્મક અગ્નિ બ્રહ્મરૂપ

अरण्योर्निहितो जातवेदा गर्भ इव सुभृतो गर्भिणीभिः । दिवे दिवे ईड्यो जागृवद्भिर्हविष्मद्भिर्मनुष्येभिरग्निः । एतद्वै तत् ॥८॥

અન્વયાર્થઃ—અરણ્યોઃ=ઉપર તથા નીચેના અરણીના કાષ્ઠ વિષે, નિહિતઃ=રહેલ જાતવેદાઃ=અગ્નિ. ગર્ભઃ=ગર્ભ, ઇવ=માફક, સુભૃતઃ=સારી રીતે ધારણ કરાયલો, ગર્ભિણીભિઃ=ગર્ભવાળી સ્ત્રીવડે, દિવેદિવે=દિવસે દિવસે, ઇડ્યઃ=[illegible] કરવા યોગ્ય, જાગૃવદ્ભિઃ=નિદ્રારહિત [illegible] રહિત યોગીવડે, હવિષ્મદ્ભિઃ=ઘી [illegible] નારા યાજ્ઞિકોવડે, મનુષ્યેભિ—[illegible] અગ્નિ. (૮)

શબ્દાર્થ.—[illegible]
ગર્ભિણી સ્ત્રીઓ [illegible]

તેમ, બે *અરણીવિશે ગૂઢ રહેલ છે. મનુષ્યો જેઓ જાગૃત છે અર્થાત્ અજ્ઞાનરૂપી નિદ્રાથી રહિત છે તથા જેઓ ઘૃતવડે આહુતિઓ આપે છે, તેઓ દરરોજ તેની સ્તુતિ કરે છે. જે બ્રહ્મ સંબંધી તું પૂછે છે તે તે બ્રહ્મ છે. ૮

### અન્ય દેવો હિરણ્યગર્ભરૂપે.

**यतश्चोदेति सूर्य्योऽस्तं यत्र च गच्छति ।**
**तन्देवाः सर्वेऽर्पितास्तदु नात्येति कश्चन ।**
**एतद्वै तत् ॥ ९ ॥**

અન્વયાર્થઃ—યતઃ=જે પ્રાણી નામના અધિદૈવમાંથી, ચ=તથા, ઉદેતિ=ઉગે છે, સૂર્યઃ=સૂર્ય, અસ્તં=તિરોભાવને, યત્ર=જે પ્રાણમાં, ચ=તથા, ગચ્છતિ=પામે છે, તં=તે પ્રાણને, દેવાઃ=દેવો અર્થાત્ અધિદૈવરૂપ અગ્નિઆદિ તથા અધ્યાત્મરૂપ વાગાદિ, સર્વે=સઘળા, અર્પિતાઃ=રહેલા, તત્=તે પ્રાણ, ઉ=જ, ન=નહિ, અત્યેતિ=અતિક્રમણ કરે છે, કશ્ચન=કોઇપણ દેવ. (૯)

શબ્દાર્થઃ—જેમાંથી સૂર્ય ઉગે છે તથા જેમાં ફરી સૂર્ય-અસ્તને પામે છે, તે પ્રાણમાં સર્વ દેવો અર્પણ કરાયેલ છે. કોઇપણ વસ્તુ તેનું અતિક્રમણ કરતી નથી. આ જ તે બ્રહ્મ છે. ૯

ટીકા—દેવો-અધિદૈવરૂપે અગ્નિ આદિ દેવો તથા અધ્યાત્મરૂપે વાગાદિ દેવો. ૯

### ચૈતન્યની ઐક્યતા.

**यदेवेह तदमुत्र यदमुत्र तदन्विह ।**
**मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति**

અન્વયાર્થઃ—યત્=જે ચિત્વસ્તુ, એવ=જ, ઇહ=જીવોપાધિમાં, તત્=તે ચૈતન્ય અમુત્ર=અજ્ઞાનરૂપ ઇશોપાધિમાં, યત્=જે ચૈતન્ય અમુત્ર=અજ્ઞાનરૂપ ઇશોપાધિમાં, તત્=તે ચૈતન્ય અનુ=અનુપ્રવેશ કરેલ છે, ઇહ=જીવોપાધિમાં, મૃત્યોઃ=એક મૃત્યુ પછી, સઃ=તે પુરુષ, મૃત્યું=મૃત્યુને, આપ્નોતિ=મેળવે છે, યઃ=જે, ઇહ=ભેદ રહિત બ્રહ્મમાં, નાના=ભિન્નરૂપે અર્થાત્ હું બ્રહ્મથી ભિન્ન છું તથા મારાથી ભિન્ન બ્રહ્મ છે, ઇવ=માફક, પશ્યતિ=જુવે છે. (૧૦)

શબ્દાર્થઃ—જે ચૈતન્ય અહીં અર્થાત્ જીવોપાધિમાં છે, તેજ ચૈતન્ય ત્યાં અર્થાત્ ઇશોપાધિમાં છે. તેમજ જે ચૈતન્ય ઇશોપાધિમાં છે તેજ ચૈતન્ય જીવોપાધિમાં છે. જે આ બ્રહ્મમાં ભિન્નતા જુવે છે, તે એક મૃત્યુ થયા પછી બીજા મૃત્યુને પામે છે. ૧૦

ટીકા—અહીં-જીવોપાધિમાં બુદ્ધિ સાક્ષીપણાવડે રહે છે. ઇહઃ-આ બ્રહ્મમાં. ૧૦

### બ્રહ્મપ્રાપ્તિનું સાધન.

**मनसैवेदमाप्तव्यं नेह नानास्ति किञ्चन ।**
**मृत्योः स मृत्युं गच्छति य इह नानेव पश्यति**

અન્વયાર્થઃ—મનસા=શાસ્ત્ર તથા આચાર્યથી સંસ્કાર પામેલ એકાગ્ર ચિત્તવડે, એવ=જ ઇદં=આ બ્રહ્મ, આપ્તવ્યં=જાણવા યોગ્ય, ન=નહિ, ઇહ=આ પ્રાપ્ત બ્રહ્મમાં, નાના=અનેક ભેદ, અસ્તિ=છે, કિંચન=અલ્પ. (૧૧)

શબ્દાર્થઃ—મનવડે અર્થાત્ મનની એકાગ્ર સ્થિતિવડે આ ( બ્રહ્મ ) પ્રાપ્ત થવા યોગ્ય છે. કોઇ પણ રીતની તેમાં ભિન્નતા નથી. જે અહિ ભિન્નતા જુવે છે, તે એક મૃત્યુ થયા પછી બીજા મૃત્યુને જાય છે. ૧૧

**अङ्गुष्ठमात्रः पुरुषो मध्य आत्मनि तिष्ठति ।**
**ईशानो भूतभव्यस्य न ततो विजुगुप्सते ।**
**एतद्वै तत् ॥ १२ ॥**

અન્વયાર્થઃ—અંગુષ્ઠમાત્રઃ=અંગુષ્ઠ પરિમાણવાળો, પુરુષઃ=સર્વત્ર પૂર્ણરૂપ આત્મા, મધ્યે=મધ્યમાં, આત્મનિ=શરીરવિશે તિષ્ઠતિ=સર્વના સાક્ષીરૂપે રહે છે, ઇશાનઃ=નિયામકરૂપ, ભૂતભવ્યસ્ય=ભૂતાદિ ત્રણ કાળના, ન=નહિ, તતઃ=આત્મજ્ઞાન થયા પછી, વિજુગુપ્સતે=ભય રહે છે. (૧૨)

* અરણી નામનું કાષ્ઠ આવે છે જેને ઘસવાવડે હોમાદિકના ઉપયોગ સારૂં અગ્નિ ઉત્પન્ન કરવામાં આવે છે.

મુનેઃ=મનનશીલ પુરૂષના, વિજાનતઃ=આત્માના અભેદ જ્ઞાનવાળાને, આત્મા=સ્વસ્વરૂપ, ભવતિ=થાય છે, ગૌતમ=હે નચિકેત! (૧૫)

શબ્દાર્થઃ—હે ગૌતમ! જેમ શુદ્ધ ઉદક શુદ્ધ સ્થળમાં નાંખ્યું હોય તો તે શુદ્ધ જ રહે છે, તેમ આ પ્રમાણે જાણનારા મનનશીલનો આત્મા સ્વસ્વરૂપે થાય છે. ૧૫

ટીકાઃ—મારો આત્મા તથા બ્રહ્મ વચ્ચે કોઇ પણ પ્રકારની ભિન્નતા નથી. ભાવ એ કે, હે ગૌતમ નચિકેતા! જેમ સ્વભાવથી શુદ્ધ જળ, શુદ્ધ પ્રદેશમાં પડેલું જેવું ને તેવું જ રહે છે, પણ વિપરીત ભાવને પ્રાપ્ત થતું નથી, તેમ તત્ત્વમસ્યાદિવડે જીવ બ્રહ્મની એકતાને જાણનારા મનન સ્વભાવવાળા મુનિનો આત્મા જેવો તેવો જ રહે છે, પણ વિપરીત ભાવને પ્રાપ્ત થતો નથી. ૧૫

---

## પંચમ વલ્લી.

### દેહાદિ સંઘાતથી આત્માની ભિન્નતા.

ॐ पुरमेकादशद्वारमजस्यावक्रचेतसः ।
अनुष्ठाय न शोचति विमुक्तश्च विमुच्यते ।
एतद्वै तत् ॥ १ ॥

અન્વયાર્થઃ-પુરં=ગૃહસરખું આ શરીર, એકાદશદ્વારં=અગીઆર દ્વારવાળું, અજસ્ય=જન્માદિ છ વિકારથી રહિત, અવક્રચેતસઃ=કુટિલપણાથી રહિત માયાવૃત્તિરૂપ જ્ઞાનવાળું, અનુષ્ઠાય=અભેદરૂપે જાણી, ન=નહિ, શોચતિ=શોક કરે છે, વિમુક્તઃ=નિત્ય મુક્તરૂપે થઇ, વિમુચ્યતે=મુક્ત થાય છે.

શબ્દાર્થઃ—જન્માદિ છ વિકારથી રહિત તેમ જ માયાત્મક જ્ઞાનથી રહિત બ્રહ્મનું શરીર, એક ગૃહ સરખું છે, જેને અગિયાર દ્વારો છે. આ ગૃહના સ્વામીરૂપ આત્માને અભેદરૂપે જાણનાર વિવેકી પુરૂષ શોક કરતો નથી. તે આત્મા નિત્યમુક્ત છતાં અજ્ઞાનરૂપ બંધથી રહિત થાય છે. આ તે છે. ૧

ટીકાઃ—હે નચિકેતા! આ આત્મારૂપ રાજાનું શરીરરૂપી પુર છે. તે શરીરરૂપ પુરીનાં એકાદશ દ્વાર છે. બે નેત્રનાં, બે કર્ણનાં, બે નાસિકાનાં તથા એક મુખ એમ સાત ઉપરનાં તથા એક નાભિ, શિશ્નછિદ્ર, એક ગુદછિદ્ર તથા બ્રહ્મરંધ્ર એમ અગિયાર છે. પુરનો સ્વામી આત્મારૂપ રાજા જન્મમરણાદિ વિકારોથી રહિત છે. સ્વયં જ્યોતિરૂપ છે, તથા મનથી અને વાગાદિક ઇન્દ્રિયોથી રહિત છે. આ પ્રમાણે બ્રહ્મથી અભિન્ન આત્માનું ધ્યાન કરતો વિવેકી પુરૂષ જ્ઞાનની પ્રાપ્તિદ્વારા બંધનરૂપ શોકને નિવૃત્ત કરે છે અને મુક્ત છતાં પણ મુક્ત થાય છે. તાત્પર્ય એ છે કે, આત્મા નિત્યમુક્ત છે. વાસ્તવિક રીતે આત્માને કદી બંધન નથી, છતાં અજ્ઞાનવડે પોતાને કર્તૃત્વ ભોક્તૃત્વાદિકરૂપ બંધનને પ્રથમ માને છે. જ્ઞાનની પ્રાપ્તિથી અજ્ઞાનથી નિવૃત્ત થવાય છે તથા સર્વ કલ્પિતરૂપ બંધનમાંથી મુક્ત થવાય છે. ૧

### આત્માનું સર્વવ્યાપીપણું.

हंसः शुचिषद्वसुरन्तरिक्षसद्धोता वेदिषदतिथिर्दुरोणसत् । नृषद्वरसदृतसद्व्योमसदब्जा गोजा ऋतजा अद्रिजा ऋतम्बृहत् २

અન્વયાર્થઃ—હંસઃ=સૂર્યરૂપ, શુચિષદ્=સ્વર્ગમાં રહેનાર, વસુઃ=વાયુરૂપવડે, અંતરિક્ષસત્=આકાશમાં ગમન કરનાર, હોતા=અગ્નિરૂપે, વેદિષત્=પૃથ્વીરૂપ વેદીમાં રહેનાર, અતિથિઃ=સોમરૂપે, દુરોણસત્=સોમરસને રાખવાના કળશમાં રહેનાર અથવા યજ્ઞગૃહમાં ગમન કરનાર, નૃષત્=મનુષ્યમાં સ્થિતિ કરનાર, વરસત્=દેવોમાં રહેનાર, ઋતસત્=યજ્ઞ અથવા સત્યમાં રહેનાર, વ્યોમસત્=આકાશમાં ગમન કરનાર, અબ્જાઃ=જંતુરૂપ જળમાં ઉત્પન્ન થનારા, ગોજાઃ=પૃથ્વીમાં અન્નરૂપે ઉત્પન્ન થનાર, ઋતજાઃ=કર્મથી દેહાદિરૂપે ઉત્પન્ન થનાર, અદ્રિજાઃ=પર્વતમાંથી નદીરૂપે ઉત્પન્ન થનાર, ઋતં=બાધરહિત, બૃહત્=સર્વવ્યાપક. (૨)

**શબ્દાર્થઃ**—હંસરૂપે (આદિત્ય અથવા સૂર્યરૂપે) તે સ્વર્ગમાં રહે છે. વસુરૂપે (પવનરૂપે) તે અંતરીક્ષમાં રહે છે, દેવોના હોતારૂપે તે પૃથિવ્યાત્મક વેદીવિષે રહે છે, અતિથિરૂપે અર્થાત્ સોમરૂપે જળના ઘડાવિશે રહે છે, તે માણસવિશે રહે છે, તે શ્રેષ્ઠ એવા દેવોમાં રહે છે, તે સત્ય અથવા યજ્ઞમાં રહે છે, તે આકાશમાં રહે છે, તે જળમાં જંતુરૂપે ઉપન્ન થઈ રહે છે, તે પૃથિવીમાં (ચોખા આદિ) રૂપે ઉત્પન્ન થયેલ છે, તે યજ્ઞથી થતા ફળવડે દેહાદિરૂપે ઉત્પન્ન થયેલ છે, તે પર્વતમાંથી નદીરૂપે થયેલ છે, તે સત્રૂપે છે, તે એક મહાન્ રૂપે અર્થાત્ અનંતરૂપે છે ૨.

**ટીકાઃ**—શંકર ભગવાનના મત પ્રમાણે હંસ શબ્દ हंसति-ગમન કરે છે, પરથી થયો છે. હોતા-અગ્નિ. દેવતાઓના બોલાવનારરૂપે અગ્નિનું એક નામ છે. શંકરમત પ્રમાણે અતિથિનો અર્થ સોમદેવ થાય છે. અતિથિનો અર્થ જો બ્રાહ્મણ લઇયું તો એમ કહેવાશે કે, તે અગ્નિહોત્રીરૂપે ગૃહમાં રહે છે.

પર્વતોમાંથી નદીઆદિરૂપે ઉત્પન્ન થતો હોવાથી તેને અદ્રિજ કહે છે. સર્વનો આત્મા છતાં સત્ય સ્વભાવવાળો હોવાથી તેને ઋત કહેવામાં આવે છે. સર્વના કારણરૂપ હોવાથી આત્માને બૃહત્ કહેવામા આવે છે. સર્વ રીતે જગતનો આત્મા એક છે, પણ તેનો કોઇ રીતે ભેદ નથી, એ આ સર્વનું તાત્પર્ય છે. શુચિષદઃ સ્વર્ગમાં ગમન કરનારો. અંતરિક્ષસદ્—અંતરિક્ષમાં ગમન કરનાર.

ભાવ એ છે કે, હે નચિકેતા! આત્મા કેવળ એકશરીર રૂપ પુરમાં પણ રહેનારો નથી, પણ સર્વ શરીરરૂપ પુરમા જ રહેનારો છે. આ આત્મા હંસરૂપ અર્થાત્ ગમનરૂપે છે. અથવા તો હંસ શબ્દનો અર્થ એ થાય છે કે, આત્માકાર અંતઃકરણની વૃત્તિમાં રહી અવિદ્યાના કાર્યનો નાશ કરે છે પવિત્ર આકાશરૂપ પ્રદેશમાં સૂર્યરૂપે આત્મા ગતિ કરે છે, માટે તેને શુચિષત્ કહેવામાં આવે છે. સર્વને નિવાસ કરાવે છે, માટે આત્માને વસુ કહેવામાં આવે છે વાયુરૂપ આકાશમાં ગમન કરવાથી આત્માને અંતરિક્ષસત્ કહેવામાં આવે છે. આત્મા અગ્નિરૂપ હોવાથી તેને હોતા કહેવામાં આવે છે. પૃથ્વીમાં અગ્નિરૂપે સ્થિતિ કરતો હોવાથી તેને વેદિષત્ કહેવામાં આવે છે. અતિથિ કહેતાં જળરૂપે તે કળશમાં રહે છે, માટે તેને દુરોણસત્ કહેવામાં આવે છે અથવા તો બ્રાહ્મણરૂપે યજ્ઞગૃહોમાં ગમન કરે માટે તેને દુરોણસત્ કહે છે. મનુષ્યમાં આત્મા રહેલ હોવાથી તેને નૃસત્ કહેવામાં આવે છે. શ્રેષ્ઠ એવા દેવોમાં આત્મા રહેલ હોવાથી તેને વરસત કહેવામાં આવે છે. ઋતસત્ કહેતાં સત્ય અથવા યજ્ઞમાં રહેલ હોવાથી તેને ઋતસત્ કહે છે. આકાશમાં રહેલ હોવાથી તેને વ્યોમસત્ કહેવામાં છે. જળમાં શંખ, શુક્તિ તથા મગરરૂપે રહેલ હોવાથી તેને અબ્જા કહે છે. ગો કહેતાં શાક, ચોખા યવાદિરૂપે ઉત્પન્ન થતા હોવાથી ગોજા કહેવામા આવે છે યજ્ઞના સાધનરૂપે ઉ થતા હોવાથી તે ઋતજા કહેવાય છે.

પર્વતોમાંથી નદી આદિરૂપે ઉત્પન્ન હોવાથી તેને અદ્રિજા કહે છે. સર્વનો આ છતાં સત્ય સ્વભાવવાળો હોવાથી તેને કહેવામા આવે છે. સર્વના કારણરૂપ હોવા આત્માને બૃહત્ કહેવામા આવે છે. સર્વ રી જગતનો આત્મા એક છે, પણ તેનો કોઈ ર ભેદ નથી, એ આ સર્વનું તાત્પર્ય છે શુચિષદ્ સ્વર્ગમા ગમન કરનાર. અંતરિક્ષસદ્-અંતરિક્ષમાં ગમન કરનાર. ૨

### આત્મોપલબ્ધિનું ચિહ્ન.

ऊर्ध्वम्प्राणमुन्नयत्यपानं प्रत्यगस्यति ।

मध्ये वामनमासीनं विश्वेदेवा उपासते ॥ ३ ॥

**અન્વયાર્થઃ**—ઉર્ધ્વ=હૃદયની ઉપરના દેશમાં પ્રાણં=પ્રાણ નામના વાયુને, ઉન્નયતિ=ચ. અપાનં=અપાન વાયુને, પ્રત્યક્ સ્થાનમા, અસ્યતિ=લાવે છે.

વામનં=પરિછિન્નરૂપે ભાસનાર અથવા શ્રેય ફળ અપાવનાર અથવા ભજવાયોગ્ય આત્મારૂપે, આસીનં=રહેલ, વિશ્વે=સઘળા, દેવા=ચક્ષુ આદિ દેવો, ઉપાસતે=પોત પોતાના વ્યાપારરૂપ બળ આપવાથી સેવે છે. (૩)

**શબ્દાર્થ:**—જે આત્મા પ્રાણ વાયુને ઉર્ધ્વ લાવે છે તથા અપાનને નીચે ગમન કરાવે છે વા મધ્ય કહેતા અંત:કરણમાં રહેલા વામનરૂપ અર્થાત્ પરિચ્છિન્નરૂપે ભાસતા આત્માની વિશ્વેદેવો (ઇન્દ્રિયો ) ઉપાસના કરે છે. ૩

**ટીકા**—અહીં વામન કહેવાનું કારણ એ કે, તે અંગુષ્ઠ માત્ર દેશમા રહી શકે છે. જેમ પ્રજા પોતાના રાજાની સેવા કરે છે, તેમ ભિન્ન ભિન્ન વૃત્તિઓરૂપી ઇન્દ્રિયો રાજારૂપી આત્માને સંતુષ્ટ કરે છે. ૩

**આત્માથી દેહાદિનું વ્યતિરિક્તપણું.**

अस्य विस्रंसमानस्य शरीरस्थस्य देहिनः ।
देहाद्विमुच्यमानस्य किमत्र परिशिष्यते । एतद्वै तत् ॥ ४ ॥

**અન્વયાર્થ:**—અસ્ય=આ આત્માના, વિસ્રંસમાનસ્ય=છૂટા પડતા, શરીરસ્થસ્ય=શરીરમા રહેલ, દેહિનઃ=દેહવાન, દેહાત્=દેહથી, વિમુચ્યમાનસ્ય=વિભક્ત થતા, કિમ્=શું અત્ર=આ દેહમા, પરિશિષ્યતે=બાકી રહે છે, એતત્=આ, વૈ=જ, તત્=તે આત્મતત્ત્વ (૪)

**શબ્દાર્થ**—આત્મા, જે શરીરમા રહે છે તે જ્યારે તેમાંથી નિકળી જાય છે તથા તેનાથી વિભક્ત થઇ જાય છે ત્યારે તેમા શું કાંઈ બાકી રહે છે ? આ, દેહથી ભિન્નરૂપે તે છે. ૪

**ટીકા**—આ શરીરમા રહેલ દેહવાળા આત્માનો દેહથી મુક્ત થયા પછી આ દેહના મધ્યમા પ્રાણાદિકનો સમૂહ શુ શેષ રહે છે ? કાંઈ પણ શેષ રહેતું નથી. આ જ બ્રહ્મ છે અર્થાત્ તે આત્મા દેહથી ભિન્ન છે ૪

**પ્રાણાદિથી મનુષ્યજીવનનો અસંભવ.**

न प्राणेन नापानेन मर्त्यो जीवति कश्चन ।
इतरेण तु जीवन्ति यस्मिन्नेतावुपाश्रितौ ॥ ५ ॥

**અન્વયાર્થ:**—ન=નહિ, પ્રાણેન=પ્રાણ વાયુવડે, ન=નહિ, અપાનેન=અપાન વાયુવડે, મર્ત્યઃ=મનુષ્ય, જીવતિ=સ્થિતિ મેળવે છે, કશ્ચન=કોઇ પણ ઇતરેણ=પ્રાણાદિથી વિલક્ષણ ચૈતન્યવડે, તુ=પણ, જીવન્તિ=સ્થિતિ મેળવે છે, યસ્મિન્=જે કારણ સ્વરૂપ આત્મામા, એતૌ=આ પ્રાણ તથા અપાન, ઉપાશ્રિતૌ=આશ્રયને પામેલ છે. (૫)

**શબ્દાર્થ:**—કોઈ પણ મર્ત્ય પ્રાણવડે જીવતો નથી તેમ અપાનવડે જીવતો નથી; પણ જેને વિશે આ બન્ને આશ્રયી છે, તેવા અન્યવડે તે જીવી શકે છે. ૫

**ટીકા**—શંકર ભગવાનનું કહેવું એમ છે કે, જીવનનું કારણ પ્રાણ અપાનાદિને આધીન નથી. કારણ તેઓ કોઈ બીજી વસ્તુ સાથે સંબંધ ધરાવે છે કોઈ વસ્તુ જે, તે ઇન્દ્રિયોને તેઓના યોગ્ય કાર્યમા પ્રયોજે છે, તેના સિવાય ઇન્દ્રિયાદિ સમ્ય કોઇ પણ કાર્ય કરવા સમર્થ નથી. કોઈ પણ પુરૂષ વસ્તુઓને તેના યોગ્ય સ્થાનમા ગોઠવવા સિવાય ગૃહ બાંધવાની વસ્તુઓ એની મેળે ગોઠવાઈ જતી નથી. ભાવાર્થ એ કે, કોઇ પણ દેહધારી મનુષ્ય પ્રાણવડે તથા અપાનવડે જીવતો નથી, ચક્ષુ આદિ ઇન્દ્રિયોવડે જીવતો નથી. સર્વ એકઠા થયલા પ્રાણાદિથી વિલક્ષણ ચૈતન્ય આત્માથી સર્વ સંઘાતરૂપ થઇ મનુષ્ય જીવે છે અર્થાત્ પ્રાણને ધારણ કરે છે. આ પ્રાણ અપાનાદિ ઇન્દ્રિયોના સંઘાતથી વિલક્ષણ પરમ બ્રહ્મરૂપ આત્મા હોવાથી, પ્રાણાપાનાદિ સ્થિતિને પામે છે ૫

**પુન: ગોપ્ય બ્રહ્મનું સ્વરૂપકથન.**

हन्त त इदं प्रवक्ष्यामि गुह्यं ब्रह्म सनातनं ।
यथा च मरणं प्राप्य आत्मा भवति गौतम ॥६॥

**અન્વયાર્થ:**—હંત=હવે, તે=તને, ઇદં=આ, પ્રવક્ષ્યામિ=કહીશ, ગુહ્યં=ગોપ્ય, બ્રહ્મ=બ્રહ્મ, સના·

તન=પુરાણરૂપ, યથા=જે રીતે, ચ=તથા, મરણ=મરણને, પ્રાપ્ય=મેળવી, આત્મા=જીવ, ભવતિ=સંસારને પ્રામે છે, ગૌતમ=હે નચિકેતા (૬)

શબ્દાર્થ—હવે ફરી હું તને સનાતન બ્રહ્મ જણાવીશ, જે ગોપ્ય-છુપું રાખવા યોગ્ય છે અને હે ગૌતમ! (કેવી રીતે તેને ઓળખવાથી સંસારના સંબંધો તુટી જાય છે) અને વળી કેવી રીતે (તેને ન ઓળખવાથી અજ્ઞાની મૃત્યુને પ્રાપ્ત થઇ (ફરી) શરીરને ધારણ કરે છે. (તે સર્વ તું સાંભળ) ૬

योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिनः ।
स्थाणुमन्येऽनुसंयन्ति यथा कर्म यथा श्रुतम्
॥ ७ ॥

અન્વયાર્થ—યોનિ=ગર્ભને, અન્યે=કેટલાક અજ્ઞાની જીવો, પ્રપદ્યન્તે=પામે છે, શરીરત્વાય=શરીરના ગ્રહણ માટે, દેહિન=દેહવાન્ પ્રાણીઓ, સ્થાણું=વૃક્ષાદિ સ્થાવર ભાવને, અન્યે=બીજા અત્યંત પાપી, અનુસંયન્તિ=અન્ય મરણને પામે છે, યથા=જે રીતે, કર્મ=કર્મ, યથા=જે રીતે, શ્રુત=સારૂં યા નરસું જ્ઞાન મેળવેલ હોય છે ૭

શબ્દાર્થઃ—દેહ ધારણ કરવા અર્થે (મૃત્યુ પછી) કેટલાક અજ્ઞાનીઓ યોનીને પ્રવેશ કરે છે. બીજા કેટલાકો અર્થાત્ અત્યંત પાપીઓ વૃક્ષાદિ સ્થાવર ભાવને પામે છે આ લોકમાં જેવા કર્મ કરવામાં આવે છે તથા જેવી રીતનું સારૂ યા નરસું જ્ઞાન સંપાદન કરેલું હોય છે, તેને લાયક જીવને શરીરની પ્રાપ્તિ થાય છે. ૭

ટીકા—હે નચિકેતા! અન્ય કેટલાએક દેહાભિમાની મૂઢ પુરૂષો જંગમ શરીરના ગ્રહણમાટે રજ વીર્યવડે મિશ્રિત થઈ માતાની યોનીના દ્વારવડે પ્રવેશને પામે છે તેમજ વળી કેટલાકો જે અધમ પુરૂષો હોય છે, તે મરણને પામી વૃક્ષાદિ સ્થાવર ભાવને પામે છે. જેણે આ જન્મમાં જેવા કર્મો કર્યા હોય છે, તેવા કર્માનુસાર શરીરને પામે છે તેમાંથી જેઓએ શાસ્ત્રવડે જેવી ઉપાસના સંપાદન કરી હોય છે, તે ઉપાસનાને અનુસાર શરીરને ધારણ કરે છે. ૭

## ગુપ્ત બ્રહ્મનું સ્વરૂપ

य एष सुप्तेषु जागर्ति कामं कामं पुरुषो निर्मिमाणः। तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृतमुच्यते। तस्मिंल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन।
एतद्वै तत् ८

અન્વયાર્થઃ—યઃ=જે, એષ=આ સ્વપ્રકાશ, સુપ્તેષુ=ઇન્દ્રિયો વિરામ પામે છે ત્યારે, જાગર્તિ=નિદ્રા રહિત થાય છે, કામ કામ=દરેક કામનાને અર્થાત્ પશુપુત્રાદિના રૂપને, પુરૂષ=પૂર્ણ સ્વરૂપ, નિર્મિમાણ=રચતો છતો, તત્=તે, એવ=જ, શુક્ર-મર્ત ઉપાધિરહિત શુદ્ધ, તત્=તે, બ્રહ્મ=બ્રહ્મ સ્વરૂપ, તત્=તે, એવ=જ, અમૃત=મોક્ષ સ્વરૂપ, ઉચ્યતે=કહેવાય છે, તસ્મિન્=તે બ્રહ્મમાં, લોકા=પૃથ્વી આદિ ભુવનો, શ્રિતા=રહેલા છે, સર્વે=સઘળા, તત્=તે, ઉ=જ, ન=નહિ, અત્યેતિ=અન્યપણાને પામે છે, કશ્ચન=કોઇપણ, એતત્=આ, વૈ=ખરેખર, તત્=આત્મતત્ત્વ. (૮)

શબ્દાર્થ—જે આ સ્વયંપ્રકાશ ચૈતન્યરૂપ પુરૂષ દરેક કામને અર્થાત્ પશુપુત્રાદિના રૂપને રચતા છતા સર્વ ઇન્દ્રિયો ઉપરામ પામતા છતા જાગે છે, તેજ શુદ્ધરૂપે, બ્રહ્મ અર્થાત્ વ્યાપકરૂપે તથા મોક્ષ સ્વરૂપે કહેવાય છે તે બ્રહ્મમાં સર્વ લોકો અર્થાત્ પૃથ્વી આદિ સ્થિતિ કરી રહેલ છે આ બ્રહ્મનુ કોઇ અતિક્રમણ કરતું નથી આ જ તે બ્રહ્મ છે ૮

ટીકા—હે નચિકેતા! સ્વપ્નમાં ચક્ષુરાદિ ઇન્દ્રિયો શયનને પામે છે પણ સ્વયંજ્યોતિ આ આત્મા શયનને પામતો નથી, પણ સર્વને પ્રકાશ કરે છે સ્વપ્નાવસ્થામાં અનેક પદાર્થોને આત્મ અવિદ્યાની સાથે મેળવી ઉત્પન્ન કરે છે પણ વાસ્તવિક રીતે જેના આત્મા શુદ્ધ સાક્ષીરૂપ છે સ્વપ્નમાં અનેક સ્ત્રી પુત્રાદિક જે પદાર્થ ઉત્પન્ન થાય છે તેનો આત્મા સાથે જરા પણ સંબંધ નથી સર્વ

વાને આત્મા શુદ્ધરૂપ છે. તે બ્રહ્મરૂપ છે તે અમૃતરૂપ અર્થાત્ અવિનાશીરૂપ છે. પૃથિવી આદિ સર્વ લોક આ બ્રહ્મમાં આશ્રયને પામેલ છે. કારણ આ બ્રહ્મ સર્વ લોકનું કારણ હોવાથી, તેનું કોઇ ઉલ્લંઘન કરતું નથી. અર્થાત્ બ્રહ્મભાવને છોડી, તેથી અન્ય ભાવને કોઇ પામતું નથી આ તે બ્રહ્મ છે. ૮

આત્માના સર્વવ્યાપીપણાનું દૃષ્ટાંત.

**अग्निर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव। एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प્રतिरूपो बहिश्च ॥९॥**

અન્વયાર્થ:—અગ્નિ=અગ્નિ, યથા=જે રીતે, એક=એક, ભુવનં=ભવતીતિભુવનં અર્થાત્ કાષ્ઠ સમૂહ, પ્રવિષ્ટ=પામેલ, રૂપં રૂપં=અનેક પ્રકારના કાષ્ઠોમાં, પ્રતિરૂપઃ=સ્વઉપાધિરૂપ કાષ્ટના સમાન આકારે, બભૂવ=થાય છે, એક=એક, તથા=તે રીતે, સર્વભૂતાન્તરાત્મા=સર્વ ભૂતોમાં રહેલો આત્મા, રૂપંરૂપ=દરેક રૂપમાં, પ્રતિરૂપ=તે તે શરીરના સમાન આકારે (થાય છે), બાહ્ય=સ્વસ્વરૂપવડે શરીરથી વિલક્ષણ છતો આકાશની માફક નિર્વિકારી, ચ=પણ (૯)

શબ્દાર્થ—જેમ અગ્નિ ભુવનને અર્થાત્ કાષ્ઠસમૂહને પામી અનેક પ્રકારના કાષ્ઠપ્રતિ ઉપાધિરૂપ કાષ્ઠના સમાન આકારવાળો થાય છે, તે જ પ્રમાણે સર્વ પ્રાણીમાત્રમાં રહેલો આત્મા આ તે બ્રહ્મ છે. આને જોઇ ઋષિ કહેવા લાગ્યા કે, આનું દરેકરૂપ પ્રતિરૂપે થયું. તે જ રીતે તેનું રૂપ મુખ્યું પ્રદર્શિત કરવા ઇન્દ્ર (પરમાત્મા) માયાવડે અનેક રૂપે પ્રગટ થાય છે. ભાવ એ છે કે, હે નચિકેતા! જેમ અગ્નિ વાસ્તવિક રીતે એક છતાં ભુવનને પ્રવેશ કરી બાળવા યોગ્ય કાષ્ઠાદિ વસ્તુઓના દરેક રૂપને પ્રતિરૂપે થાય છે, અર્થાત્ તે અગ્નિ ઘણે પ્રકારે થાય છે, તેમ એક જ આત્મા સર્વ ભૂતોના અંતરમાં પ્રવેશ કરી દરેક શરીરરૂપ ઉપાધિને પ્રતિરૂપે થઇ અનેક પ્રકારનો પ્રતીત થાય છે, તેમજ તે આકાશની માફક બહાર પણ વ્યાપક છે. ૯

આત્માનું સર્વ દુઃખોથી નિર્લેપત્વ.

**वायुर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव। एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥१०॥**

અન્વયાર્થ:—વાયુ=પ્રાણરૂપ વાયુ, યથા=જે રીતે, એકઃ=એક, ભુવનં=વ્યષ્ટિ સૂક્ષ્મ શરીરને, પ્રવિષ્ટ=પ્રાણરૂપે પ્રાપ્ત થવાથી, રૂપંરૂપં=અનેક પ્રકારના શરીરને, પ્રતિરૂપ=તે તે શરીરના તાદાત્મ્યથી તે તે શરીર માફક અનેકરૂપે, બભૂવ= રૂપ છે, (બીજું ... ... બીજા ...)

અન્વયાર્થ:—સૂર્ય:=સૂર્ય, યથા=જેવી રીતે, સર્વલોકસ્ય=પ્રાણી માત્રના, ચક્ષુ:=ચક્ષુરૂપ, ન=નહિ, લિપ્યતે=સંબંધ થાય છે, ચાક્ષુષૈ:=ચક્ષુથી થયલા, બાહ્યદોષૈ:=બાહ્ય દોષવડે, એક:=ભેદરહિત એક, તથા=તે રીતે, સર્વભૂતાન્તરાત્મા=સર્વ પ્રાણીની બુદ્ધિમા રહેલ આત્મા, લોકદુ:ખેન=આધ્યાત્મિકાદિરૂપ દેહના ધર્મવડે આત્મામાં કર્તૃત્વ ભોક્તૃત્વના આરોપના નિમિત્તથી જન્મ મરણાદિરૂપ દુ:ખવડે, ન=નહિ, લિપ્યતે=લેપાય છે, બાહ્ય:=સ્વરૂપે દેહદ્વય સંબંધથી રહિત. (૧૧)

શબ્દાર્થ:—જેમ એક સૂર્ય જે આ લોકના ચક્ષુરૂપે છે, તેને ચક્ષુ સંબંધી બાહ્ય દોષનો લેપ થતો નથી, તેમ જ સર્વ ભૂત માત્રની બુદ્ધિમા રહેલા એક જ આત્માને લોકના અર્થાત્ પ્રાણીમાત્રના દુ:ખવડે લેપન થતું નથી. કારણ કે તે તેનાથી બાહ્ય છે. ૧૧.

ટીકા:—જેમ સર્વ બહાર મલમૂત્રાદિ સર્વ પદાર્થોને જોનારાળા ચક્ષુપર ઉપકાર કરે છે તથા જે સર્વ લોકના ચક્ષુરૂપ છે, તે ચક્ષુઆદિના દોષોવડે તેમ જ મલમૂત્રાદિના દોષોવડે લેપાયમાન થતો નથી. તેમ જ એક આત્મા સર્વ ભૂતોમા તેમના અંતરાત્મારૂપે રહી લોકોના દુ:ખથી લિપ્ત થતો નથી. ૧૧

### આત્મૈક્યથી પ્રાપ્ત થતું સુખ.

एको वशी सर्वभूतान्तरात्मा एकं रूपं बहुधा यः करोति। तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां सुखं शाश्वतं नेतरेषाम् १२

અન્વયાર્થ:—એક:=સજાતીયાદિ ભેદથી રહિત, વશી=સર્વ જેને વશ છે એવા, સર્વભૂતાન્તરાત્મા=સર્વ પ્રાણીની બુદ્ધિમાં રહેલ આત્મા, એકં=ભેદરહિત, રૂપ=નિરૂપાધિક ચિદ્રૂપને, બહુધા=અનેક પ્રકારે, ય:=જે આત્મા, કરોતિ=કરે છે, તં=તે, આત્મસ્થં=બુદ્ધિમા રહેલ આત્માને, યે=જે અનુપશ્યન્તિ=જૂએ છે, ધીરા:=વિવેકીઓ, તેષ=તે આત્મસાક્ષાત્કારવાળાને, સુખં=આત્માનંદનું સુખ, શાશ્વતં=નિત્ય, ન=નહિ ઇતરેષાં=આત્મજ્ઞાનથી રહિતને. (૧૨)

શબ્દાર્થ:—જે એકરૂપે, સર્વને વશકર્તારૂપે તથા સર્વ ભૂતમાત્રના અંતરાત્મારૂપે છે. તે પોતાના એક રૂપને અનેકરૂપે કરે છે. જે વિવેકી પુરુષો પોતાના આત્મારૂપે રહેલા આને ઓળખે છે, તેઓને શાશ્વત સુખ પ્રાપ્ત થાય છે, પણ બીજાઓને પ્રાપ્ત થતું નથી. ૧૨.

ટીકા:—તેમજ ભગવદ્ગીતાના ૧૩ મા અધ્યાયના ૩૩ મા શ્લોકમાં કહ્યું છે કે, यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ઠાકર વગેરેમા આકાશ રહ્યું છે, છતા પણ તે સૂક્ષ્મ તથા અસંગ હોવાથી જેમ લેપાતું નથી, તેમજ આત્મા પણ ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ દેહમા રહેલો છે, છતાં પણ અસંગપણાથી દેહના ગુણવડે લેપાતો નથી, પણ અલેપ રહે છે. ૧૨

नित्योऽनित्यानां चेतनश्चेतनानामेको बहूनां यो विदधाति कामान्। तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां शान्तिः शाश्वती नेतरेषाम् १३

અન્વયાર્થ:—નિત્ય:=અવિનાશી, અનિત્યાનાં=વિનાશીઓના, ચેતન:=ચેતનરૂપે, ચેતનાનાં=બુદ્ધિમાન બ્રહ્મેન્દ્રાદિઓના, એક:=કોઇપણ સહાયથી રહિત, બહૂનાં=અનેક પ્રાણીઓના ય:=જે આત્મા, વિદધાતિ=આપે છે, કામાન્=ઇચ્છિત પદાર્થને, તં=તે, આત્મસ્થં=બુદ્ધિમાં રહેલ આત્માને, યે=જેઓ, અનુપશ્યન્તિ=જાણે છે, ધીરા:=વિવેકીઓ, તેષાં=તેઓને, શાન્તિ:=સંસારદુ:ખની નિવૃત્તિ, શાશ્વતી=નિત્યસ્વરૂપે, ન=નહિ, ઇતરેષાં=આત્મજ્ઞાનથી રહિતોને (૧૩)

શબ્દાર્થ:—તે સર્વ અનિત્ય વસ્તુઓમાં એક આત્મા નિત્યરૂપે છે, તે સર્વ ચેતન વસ્તુઓમા એક ચેતનરૂપે છે. તે ઘણાઓમા એકરૂપે છતાં કામોને પૂરાં પાડે છે. જે વિવેકી પુરુષો બુદ્ધિમાં રહેલા આને જુએ છે, તેઓને શાશ્વત સુખ પ્રાપ્ત થાય છે, પણ અન્યને નહિ. ૧૩.

ટીકા—હે નચિકેતા! પરમાત્મા અનિત્ય વસ્તુઓમાં નિત્યરૂપે અર્થાત્ અધિષ્ઠાનરૂપે છે. બ્રહ્માદિક જંગમ પ્રાણીના ચૈતન્યમાં ચૈતન્યરૂપ છે અર્થાત્ સત્તાસ્ફુર્તિ આપવાવાળા છે. જેમ અગ્નિના સંબંધથી તૃણાગ્નિનો દાહ થાય છે, તે દાહધર્મ અગ્નિનો છે, તેમ ચૈતન્ય પ્રાણીઓમાં વસ્તુ જાણવાની જ્ઞાનશક્તિ આત્માની છે. આ એક સર્વજ્ઞ પરમેશ્વર પ્રાણીઓનાં કર્માનુસાર અનેક પ્રકારે કરી કર્મનું ફળ તેમને આપે છે. આ આત્માને જે વિવેકી પુરુષ પોતાના અંતઃકરણમાં નિત્ય સાક્ષીરૂપે જાણે છે, તેને નિરંતર શાંતિ પ્રાપ્ત થાય છે. આથી બાહ્ય પુરુષોને શાંતિ પ્રાપ્ત થતી નથી. ૧૩

આત્મસુખમાં વિવેકીનો અનુભવ.

तदेतदिति मन्यन्तेऽनिर्देश्यम्परमं सुखम् ।
कथन्नु तद्विजानीयां किमु भाति विभाति वा

અન્વયાર્થઃ—તત્=તે, એતત્=અપરોક્ષરૂપે, ઇતિ=એમ, મન્યન્તે=જાણે છે. અનિર્દેશ્યં=કહેવા અશક્ય, પરમં=નિરતિશય, સુખં=આત્માનંદરૂપ સુખ, કથં=કેવી રીતે, નુ=શંકાવાચક, તત્=તે પરમસુખને, વિજાનીયાં=બુદ્ધિના વિષયરૂપે કરું, કિં=કેવી રીતે, ઉ=તર્કવિશે, તત્=તે સુખને, ભાતિ=પરોક્ષપણાથી ભાસે છે, વિભાતિ=સ્પષ્ટ રીતે ભાસે છે, વા=અથવા. (૧૪)

શબ્દાર્થઃ—તે પરમ સુખ કહેવાને અશક્ય છતાં વિવેકી પુરુષો અપરોક્ષપણાવડે માને છે. આ પરમ સુખને હું કેવી રીતે જાણું? શું તે સુખનો પરોક્ષપણાથી મને ભાસ થાય છે અથવા તો વિશેષે કરી ભાસ થાય છે? (આ પ્રમાણેનું ચિંતન કરનારા વિરક્ત આત્માને વાણી તથા મનથી ન જાણી શકાય એવા સુખનો પ્રતિભાસ થાય છે.) ૧૪.

ટીકા—વાણીનો અવિષય તથા પરમ સુખરૂપ બ્રહ્મ સજાતી ત્રણ પ્રકારની ભેદપણાથી રહિત થઇ અપરોક્ષરૂપે જાણે છે. આવી રીતના સુખનો અધિકારી છું. એનો હું કેવી રીતે નિશ્ચય કરી શકું? આ સુખરૂપ બ્રહ્મ ભાસે છે કે નથી ભાસતું? ૧૪

બ્રહ્મની સ્વયંપ્રકાશતા.

न तत्र सूर्यो भाति न चन्द्रतारकंनेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥ १५ ॥

અન્વયાર્થઃ—ન=નહિ, તત્ર=તે સ્વાત્મરૂપ બ્રહ્મમાં, સૂર્ય=સૂર્ય, ભાતિ=પ્રકાશે છે, ન=નહિ, ચંદ્રતારકં=ચંદ્ર તથા તારાઓ, ન=નહિ, ઇમાઃ=સર્વમાં પ્રસિદ્ધ, વિદ્યુતઃ=વિજળી, ભાન્તિ=પ્રકાશે છે, કુતઃ=કેવી રીતે, અયં=આ, અગ્નિઃ=અગ્નિ, તં=આ આનંદસ્વરૂપ આત્માને, એવ=જ, ભાન્તં=પ્રકાશવાથી, અનુભાતિ=પ્રકાશે છે, સર્વં=સર્વ સૂર્ય આદિ, તસ્ય=સ્વપ્રકાશરૂપ બ્રહ્મના, ભાસા=પ્રકાશવડે, સર્વં=બધું, ઇદં=આ સૂર્યાદિ, વિભાતિ=પ્રકાશે છે. (૧૫)

શબ્દાર્થઃ—ત્યાં (બ્રહ્મમાં) સૂર્ય પ્રકાશ આપી શકતો નથી તેમજ ચંદ્રમા, તારા તથા વિજળી પણ પ્રકાશતાં નથી, તો અગ્નિ તો કેવી રીતે પ્રકાશી શકે? તે આનંદાત્માનો પ્રકાશ હોવાથી સૂર્યાદિ સર્વ પ્રકાશે છે. સ્વપ્રકાશરૂપ બ્રહ્મના પ્રકાશવડે આ સર્વ લોક પ્રકાશે છે. ૧૫

ટીકાઃ—હે નચિકેતા! બ્રહ્માત્મા પ્રકાશમાન છે તથા સ્વયંજ્યોતિરૂપ છે. આ બ્રહ્મસ્વરૂપ આત્માને પ્રકાશ કરવામાં સૂર્ય, ચંદ્રમા તારા તથા વિજળી સમર્થ નથી. જો સૂર્યાદિ આ આત્માને પ્રકાશ કરવામાં સમર્થ નથી, તો અગ્નિ તે ક્યાથીજ પ્રકાશ કરી શકે? માટે આત્માના પ્રકાશવા પછી સૂર્ય ચંદ્રમાદિ પ્રકાશ કરે છે, સૂર્યાદિનો સ્વતંત્ર પ્રકાશ નથી, પણ આત્માના પ્રકાશવડે સૂર્યચંદ્રમાદિ સર્વ જગત પ્રતીત થાય છે. ૧૫

## ષષ્ઠ વલ્લી.

### કાર્યના નિશ્ચયથી કારણબ્રહ્મનો નિશ્ચય

ऊर्ध्वमूलोऽर्वाक्शाख एषोऽश्वत्थः सनातनः ।
तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृतमुच्यते ।
तस्मिँल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन । एतद्वै तत् ॥ १ ॥

અન્વયાર્થ: ઉર્ધ્વમૂલ:=ઉત્કૃષ્ટ કારણવાળું, અર્વાક્શાખ:=અનેક દિશામાં કાર્યોપાધિરૂપ શાખાની માફક શાખાવાળું, એષ:=આ, અશ્વત્થ=સંસાર વૃક્ષ, સનાતન=પ્રવાહરૂપે અનાદિસિદ્ધ, તત્=તે, એવ=જ, શુક્ર=શુદ્ધ, તત્=તે, બ્રહ્મ=વ્યાપકરૂપે, તદેવ=તેજ, અમૃત=અવિનાશી સ્વરૂપ, ઉચ્યતે= કહેવાય છે, તસ્મિન્=તે કારણરૂપ બ્રહ્મમાં, લોકા:= પૃથ્વીઆદિ, શ્રિતા:=રહેલા છે, સર્વે=સઘળા, તત્= તે બ્રહ્મ, ઉ=જ, ન=નહિ, અત્યેતિ=પરિત્યાગ કરી રહે છે, કશ્ચ =કોઈ પદાર્થ, એતત્=આ, વૈ= ખરેખર, તત્=તે અર્થાત્ આત્મતત્વ (૧)

શબ્દાર્થ:—આ ( જગત્ ) સનાતન અશ્વત્થ વૃક્ષરૂપ છે, જેનું મૂળ ઊર્ધ્વ છે તથા શાખાઓ અધોભાગવિશે છે આ પવિત્ર તથા સર્વવ્યાપકરૂપે કહેવાય છે. તેમ જ તે અમૃતરૂપે શ્રુતિથી કહેવાય છે. આના સર્વ લોકો આશ્રયી છે, કોઈ પણ એનું અતિક્રમણ કરી શકતું નથી. આ તે છે ૧

ટીકા:—તત્ મૂલની સાથે સંબંધ ધરાવે છે. ऊर्ध्वमूल:-બ્રહ્માત્મક કારણ ઊર્ધ્વ છે અર્થાત્ ઉત્કૃષ્ટ છે.

अध. शाख:—શાખા અર્થાત્ કાર્યોપાધિ અધોભાગમાં છે અર્થાત્ નિકૃષ્ટ છે. આજ પ્રમાણે ભગવદ્ગીતાના ૧૫ મા અધ્યાયના ૧ લાથી ૩ જા શ્લોકમાં દર્શાવ્યું છે જે, ऊर्ध्वमूलमधः शाखमश्वत्थं प्राहुरव्ययम् । छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥ अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा गुणप्रवृद्धा विषयप्रवालाः । अधश्च मूलान्यनुसन्ततानि कर्मानुबन्धीनि मनुष्यलोके ॥ न रूपमस्येह तथोपलभ्यते नान्तो न चादिर्न च संप्रतिष्ठा । अश्वत्थमेनं सुविरूढमूलमसङ्गशस्त्रेण दृढेन छित्त्वा ॥

હે નચિકેતા ! આ સંસારનું અશ્વત્થરૂપી વૃક્ષ છે. જે વસ્તુ બીજે દિવસે ન રહેનારી હોય તેને અશ્વત્થ કહેવામાં આવે છે. આ કારણથી શ્રુતિએ સંસારને અશ્વત્થરૂપે પ્રતિપાદન કર્યો છે. આ સંસારરૂપી વૃક્ષનું મૂળ કારણ સર્વથી ઉર્ધ્વરૂપે બ્રહ્મ છે તથા ચૌદ ભુવનમાં થનારા અંડજાદિ ચાર પ્રકારના જીવો બ્રહ્મરૂપ મૂળની નીચેની શાખા છે. આ અશ્વત્થના પ્રવાહરૂપે અનાદિ કાળથી ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થયાં કરે છે. તેને સનાતન કહેવામાં આવે છે. આ સંસારરૂપી પીપળાના વૃક્ષનું મૂળ કારણ શુદ્ધરૂપ તથા બ્રહ્મરૂપ છે. તે સત્યરૂપ હોવાથી અવિનાશીરૂપ અમૃત કહ્યું છે. આ સત્યબ્રહ્મમાં મિથ્યારૂપ ભાસ્યમાન સર્વ લોક ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયમાં આશ્રયને પામે છે. જેમ ઘટાદિ કાર્ય પોતાના કારણ મૃત્તિકાદિકનું સ્વરૂપ છોડી વર્તતું નથી, તેમ કોઈ પણ કાર્ય બ્રહ્મને ઉલંઘન કરી શકતું નથી. આ તે બ્રહ્મ છે. ૧

### બ્રહ્મ સર્વનો નિયંતા.

यदिदं किञ्च जगत्सर्वं प्राण एजति निःसृतम् ।
महद्भयं वज्रमुद्यतं य एतद्विदुरमृतास्ते भवन्ति ॥

અન્વયાર્થ—યત્=જે, ઇદં=પ્રત્યક્ષસિદ્ધ, કિંચ=કંઇપણ જગત્=જગત, સર્વ=સઘળું, પ્રાણે= જગતના હેતુરૂપ બ્રહ્મમાં, નિ:સૃતં=ઉત્પન્ન થયેલ, મહત્ ભયં=મહાન્ ભયરૂપે, વજ્રં=વજ્ર, ઉદ્યતં= ઉગામેલ, યે=જે, એતત્=આ સર્વમાં રહેલ બ્રહ્મને, વિદુ=જાણે છે, અમૃતા:=અમૃતરૂપે, તે=તેઓ, ભવન્તિ=થાય છે. (૨)

શબ્દાર્થ—આ પ્રત્યક્ષ જગત્ જે બ્રહ્મમાંથી ઉત્પન્ન થયું છે, તે પ્રાણરૂપ બ્રહ્મના અસ્તિત્વથી પોતાના વ્યાપાર કરે છે. તે (બ્રહ્મ) ઉગામેલા વજ્રના સરખું મહાન્ ભયરૂપે છે. જેઓ આને જાણે છે, તે અમૃતરૂપ થાય છે. ૨

ટીકાઃ—હે નચિકેતા! આ સર્વ જગત પ્રાણરૂપ બ્રહ્મના અસ્તિત્વથી ચલાયમાન છે. આ જગતની ઉત્પત્તિ આદિનું કારણ બ્રહ્મ સર્વ જગતને મહાન્ ભયરૂપ છે. જેમ વજ્ર ઉગામતા સ્વામીના ભયથી ભૃત્યાદિકો પોતપોતાના વ્યાપારમાં નિયમ પ્રમાણે પ્રવૃત્ત થાય છે, તેમ સૂર્ય ચંદ્ર આદિ સર્વ જગત્ બ્રહ્મના ભયથી પોતપોતાના વ્યાપારમાં નિયમ પ્રમાણે પ્રવૃત્ત થાય છે. જે પુરુષ આ શરીરાદિના સાક્ષી એક બ્રહ્મને આત્માથી અભિન્ન રૂપે જાણે છે, તે મૃત્યુધર્મથી રહિત છે. ૨

બ્રહ્મ સર્વ ભયના હેતુરૂપ.

**भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः ।**
**भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः ॥ ३ ॥**

અન્વયાર્થઃ—ભયાત્=ભયવડે, અસ્ય=આ બ્રહ્મના, અગ્નિઃ=અગ્નિ, તપતિ=દાહ તથા પ્રકાશ કરે છે, ભયાત્=ભયથી, તપતિ=પ્રકાશાદિ કરે છે, સૂર્યઃ=સૂર્ય, ભયાત્=ભયવડે, ઇન્દ્રઃ=ઇન્દ્ર, ચ=તથા, વાયુઃ=વાયુ, ચ=તથા, મૃત્યુઃ=યમ, ધાવતિ=પાપીને શિક્ષા કરે છે, પંચમઃ=પાંચમો. (૩)

શબ્દાર્થઃ—તેના ( બ્રહ્મના ) ભયથી અગ્નિ બળે છે, તેના ભયથી સૂર્ય તપે છે, તેના ભયથી ઇન્દ્ર વૃષ્ટિ કરે છે, વાયુ વાય છે, તથા પાંચમું મૃત્યુ પણ તેના ભયથી પાપીઓને શિક્ષા કરવા દોડે છે. ૩.

ટીકાઃ—આ જ રીતે તૈત્તિરીય ઉપનિષદના બ્રહ્મ વલ્લીના ૮ મા અનુવાકમાં કહ્યું છે કે, भीषाऽस्माद्वातः पवते । भीषोदेति सूर्यः भीषाऽस्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पंचमः ॥ તેના ભયથી પવન વાય છે, તેના ભયથી સૂર્ય ઉગે છે, તેના ભયથી ઇન્દ્ર, અગ્નિ તથા પાંચમું મૃત્યુ ગમન કરે છે. ૩

**इह चेदशकद्बोद्धुम्प्राक् शरीरस्य विस्रसः ।**
**ततः सर्गेषु लोकेषु शरीरत्वाय कल्पते ॥४॥**

અન્વયાર્થઃ—ઇહ=આ મનુષ્ય દેહમાં, ચેત્=અશકત્=શક્તિમાન થાય, બોદ્ધું=ઓળખવા, પ્રાક્=પહેલાં, શરીરસ્ય=દેહના, વિસ્રસઃ=પતન થવા તતઃ=બ્રહ્મનું અજ્ઞાન હોય તો, સર્ગેષુ=જેમાં પ્રાણી થાય છે એવા, લોકેષુ=પૃથ્વી આદિમાં, શરીરત્વાય=શરીર ગ્રહણ કરવા, કલ્પતે=સમર્થ થાય છે (૪)

શબ્દાર્થઃ—જો અહીં ( આ લોકમાં ) શરીરનો નાશ થાય તે પહેલાં તેને ( બ્રહ્મ ) ઓળખવા શક્તિમાન થાય છે ( તો તે જગતના બંધનમાંથી મુક્ત થાય છે, પણ જો તેને ઓળખવા શક્તિમાન્ થતો નથી તો ) તે ઉત્પન્ન થયલા લોકમાં શરીર ગ્રહણ કરવાને બંધાયલો છે. ૪.

આત્મજ્ઞાનની આવશ્યકતા.

**यथाऽऽदर्शे तथाऽऽत्मनि यथा स्वप्ने तथा पितृलोके । यथाप्सु परीव ददृशे तथा गन्धर्वलोके छायातपयोरिव ब्रह्मलोके ५**

અન્વયાર્થઃ—યથા=જેવી રીતે, આદર્શે=શુદ્ધ દર્પણમાં, તથા=તે રીતે, આત્મનિ=મનુષ્યની બુદ્ધિમાં, યથા=જે રીતે, સ્વપ્ને=સ્વપ્ન કાળે, (આત્માનું સ્વરૂપ પ્રતીત થતું નથી), તથા=તે રીતે, પિતૃલોકે=વિષયસુખમાં આસક્ત બુદ્ધિમાં, યથા=જે રીતે, અપ્સુ=જળમાં, પરિ=અસ્પષ્ટ હોય, ઇવ=માફક, દદૃશે=જોવામાં આવે છે, તથા=તે રીતે, ગંધર્વ લોકે=ચંચળ ચિત્તમાં, છાયાતપયોઃ=છાયા તથા તડકાની, ઇવ=માફક, બ્રહ્મલોકે=હિરણ્યગર્ભના લોકમાં. (૫)

શબ્દાર્થઃ—જેમ શુદ્ધ દર્પણમાં સ્પષ્ટ પ્રતિબિંબ જણાય છે, તેમ આત્મામાં અર્થાત્ સાધન ચતુષ્ટય યુક્ત મનુષ્યની બુદ્ધિમાં આત્માની પ્રતીતિ થાય છે. જેમ સ્વપ્ન કાળે આત્માનું સ્વરૂપ સ્પષ્ટ પ્રતીત થતું નથી તેમ પિતૃલોકમાં અર્થાત્ વિષયસુખમાં આસક્ત બુદ્ધિમાં આત્મદર્શન સ્પષ્ટ પ્રતીત થતું નથી. જેમ ચંચળ જળમાં અવયવ સ્પષ્ટ દેખાતા નથી, તેમ ગંધર્વ લોકમાં અર્થાત્ ચંચળ ચિત્તમાં આત્મા સ્પષ્ટ પ્રતીત થતો નથી. જેમ છાયા તડકાની ભિન્ન પ્રતીતિ થાય છે, તેમ બ્રહ્મલોકમાં અર્થાત્ હિરણ્યગર્ભના લોકમાં ઉપાધિથી ભિન્નરૂપે શુદ્ધ ચિદાત્મ સ્વરૂપની પ્રતીતિ થાય છે. ૫.

ज्ञाननुं फळ.

इन्द्रियाणाम्पृथग्भावमुदयास्तमयौ च यत् ।
पृथगुत्पद्यमानानां मत्वा धीरो न शोचति ॥६॥

**અન્વયાર્થ:**—ઇન્દ્રિયાણાં=શ્રોત્રાદિ કરણોનો, પૃથક્ ભાવં=સ્વરૂપથી ભિન્નપણું, ઉદયાસ્તમયૌ=જાગવામાં ઉદય તથા ઉંઘવામાં અસ્તને, ચ=તથા, યત્=જે ચૈતન્ય, પૃથક્ ઉત્પદ્યમાનાનાં=પોત પોતાના કારણરૂપ આકાશાદિમાંથી ભિન્ન ભિન્ન થયેલ, મત્વા=સાક્ષાત્કાર કરી, ધીરઃ=વિવેકી, ન=નહિ, શોચતિ=શોક કરે છે. (૬)

**શબ્દાર્થ:**—પોતપોતાના આકાશાદિ કારણમાંથી ભિન્ન ભિન્ન ઉત્પન્ન થયેલો શ્રોત્રાદિ ઇન્દ્રિયોની ભિન્નતા તથા તેઓનો પરસ્પર ભેદ જે ચૈતન્ય જાણે છે, તેમજ જે ચૈતન્ય ઉદય અસ્તને અર્થાત્ ઇન્દ્રિયોના વ્યાપારને જાણે છે, તે ચૈતન્યનો સાક્ષાત્કાર કરી વિવેકી પુરૂષ શોકને પામતો નથી. ૬.

इन्द्रियेभ्यः परं मनो मनसः सत्त्वमुत्तमम् ।
सत्त्वादधि महानात्मा महतोऽव्यक्तमुत्तमम् ॥७॥

**અન્વયાર્થ:**-ઇન્દ્રિયેભ્યઃ=શ્રોત્રાદિ તથા વાગાદિ ઇન્દ્રિયો કરતાં, પરં=ઉત્કૃષ્ટ, મનઃ=સંકલ્પ વિકલ્પવાળું મન, મનસઃ=મન કરતાં, સત્વં=વ્યષ્ટિ બુદ્ધિ, ઉત્તમં=શ્રેષ્ટ, સત્વાત્=વ્યષ્ટિ બુદ્ધિ કરતા, અધિ=શ્રેષ્ઠ, મહાન્=મોટી, આત્મા=સમષ્ટિ બુદ્ધિ, મહતઃ=સમષ્ટિ બુદ્ધિ કરતાં, અવ્યક્તં=અવ્યાકૃત, ઉત્તમં=શ્રેષ્ઠ. (૭)

**શબ્દાર્થ:**—ઇન્દ્રિયોના કરતાં સંકલ્પવિકલ્પાત્મક મન ઉત્કૃષ્ઠ છે, મન કરતાં સત્વ અર્થાત્ વ્યષ્ટિ બુદ્ધિ ઉત્તમ છે, બુદ્ધિ કરતા મહાન્ આત્મા અર્થાત્ સમષ્ટિ બુદ્ધિ ઉત્તમ છે તથા સમષ્ટિ બુદ્ધિ કરતા અવ્યાકૃત ઉત્તમ છે ૭.

**ટીકા:**—હે નચિકેતા! ઇન્દ્રિયોથી ઉત્કૃષ્ટ મન છે તથા મનથી પણ ઉત્તમ નિશ્ચયરૂપ બુદ્ધિ છે. આ વ્યષ્ટિ બુદ્ધિથી પર સમષ્ટિ બુદ્ધિરૂપ મહત્તત્વ છે. આ મહત્તત્વથી પર અવ્યક્તરૂપ માયા છે. ૭

अव्यक्तात्तु परः पुरुषो व्यापकोऽलिङ्ग एव च ।
यज्ज्ञात्वा मुच्यते जन्तुरमृतत्वञ्च गच्छति ॥८॥

**અન્વયાર્થ:**—અવ્યક્તાત્=અવ્યક્ત કરતા, તુ=વિલક્ષણ, પરઃ=ઉત્કૃષ્ટ, પુરૂષઃ=પુરૂષ, વ્યાપકઃ=સર્વત્ર પૂર્ણ, અલિંગઃ=બુદ્ધિ આદિથી રહિત, યત્=જે આત્માને, જ્ઞાત્વા=સાક્ષાત્કાર કરી જન્તુઃ=પુરૂષ, મુચ્યતે=અવિદ્યા કામ આદિથી મુક્ત થાય છે, અમૃતત્વં=અમૃતપણાને, ચ=તથા, ગચ્છતિ=પામે છે. (૮)

**શબ્દાર્થ:**—અવ્યક્તથી પર પુરૂષ છે, જે વ્યાપકરૂપ તથા અલિંગ અર્થાત્ બુદ્ધિ આદિ ઉપાધિથી રહિત છે. આને જાણ્યા પછી જન્તુ બંધનમાંથી મુક્ત થાય છે તથા અમૃતપણાને પામે છે. ૮

અલિંગ પુરૂષના દર્શનનો અસંભવ

न सन्दृशे तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्चनैनम् । हृदा मनीषी मनसाभिक्लृप्तो य एतद्विदुरमृतास्ते भवन्ति ॥९॥

**અન્વયાર્થ:**—ન=નહિ સંદૃશે=ઇન્દ્રિયની જ્ઞાનના વિષયને, તિષ્ઠતિ=પામે છે, રૂપં=સ્વરૂપને, અસ્ય=આ આત્માના, ન=નહિ ચક્ષુષા=ચક્ષુવડે, પશ્યતિ=જાણે છે, કશ્ચન=કોઈપણ, એનમ્=આ આત્માને, હૃદા=હૃદયમાં રહેલી એકાગ્રતાથી, મનીષ=સંકલ્પાદિ રૂપ મનને વશ કરવાથી, મનસા=વિચારવડે, અભિક્લૃપ્ત=જોડાયલો, યે=જેઓ, એતત્=આ આત્મતત્વને. વિદુઃ=જાણે છે, અમૃતાઃ=મુક્તરૂપે. તે=તેઓ, ભવન્તિ થાય છે. (૯)

**શબ્દાર્થ:**—આ પુરૂષનું સ્વરૂપ દૃશ્યરૂપમાં રહેલ નથી અર્થાત્ ઇન્દ્રિયજન્ય જ્ઞાન પ્રાપ્તિ રૂપે નથી. કોઈપણ તેને આંખથી જોઇ શકતું નથી. મનની એકાગ્ર બુદ્ધિવડે મનને વશ કરવાથી તથા મનવડે વિચારવાથી વિવેકી પુરૂષ આ જાણે છે તથા તેઓ અમૃતરૂપ થાય છે. ૯

ટીકાઃ—આ જ પ્રમાણે શ્વેતાશ્વતર ઉપનિષદમા ૪ થા અધ્યાયના ૨૦ મા મંત્રમાં કહ્યું છે કે, न सन्दृशे तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्चनैनम्। हृदा हृदिस्थं मनसा य एनं मेवं विदुरमृतास्ते भवन्ति भाव એ છે કે આ પ્રત્યગાત્માનું રૂપ દર્શનવિષયમા સ્થિત નથી કોઇ પણ પુરૂષ આ આત્માને ચક્ષુ ઇન્દ્રિયથી અથવા સર્વ ઇન્દ્રિયોથી દેખી શકતો નથી. ત્યારે તે કેવી રીતે જોવાઈ શકે છે, તેના પ્રત્યુત્તરમાં એમ કહેવામા આવ્યું છે, કે હૃદયમા રહેલ મનના સંકલ્પાદિકથી રહિત કરવાવાળી બુદ્ધિના સમ્યક્ દર્શન સ્વરૂપ મનન અર્થાત્ વિચાર રૂપ મને કરી પ્રકાશિત થયેલો આત્મા જાણવો શકાય છે. આ આત્મા બ્રહ્મ સ્વરૂપ છે, એમ જે જાણે છે તે મરણધર્મથી રહિત અમૃતરૂપ થાય છે. ૮

**મનને નિયમમાં રાખવું તે યોગ.**

यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ।
बुद्धिश्च न विचेष्टते तामाहुः परमाङ्गतिम् ॥१०॥

અન્વયાર્થઃ—યદા=જે સમયે પંચ=પાચ, અવતિષ્ઠન્તે=વ્યાપારથી રહિત થાય છે, જ્ઞાનાનિ=જ્ઞાનેન્દ્રિયો, મનસા=મનવડે, સહ=સાથે, બુદ્ધિઃ=વ્યવસાયવાળી બુદ્ધિ, ચ=તથા, ન=નહિ, વિચેષ્ટત=વ્યાપાર કરે છે, તા=તેને, આહુઃ=કહે છે, પરમા=શ્રેષ્ઠ, ગતિં=ગતિ. (૧૦)

શબ્દાર્થ—જ્યારે પાચ જ્ઞાનેન્દ્રિયો મનની સાથે યુક્ત થઇ રહે છે તથા જ્યારે વ્યવસાયાત્મક બુદ્ધિ કોઇ બીજાનો વ્યાપાર કરતી નથી, ત્યારે પરમગતિ પ્રાપ્ત થઇ, એમ યોગીઓ કહે છે. ૧૦

ટીકા—જે સમયે શ્રોત્રાદિક પચ જ્ઞાનેન્દ્રિયો, જેની પાછળ પાછળ ચાલે છે, એવા સંકલ્પાત્મક મન સહિત પોતે વ્યાપારોમાથી નિવૃત્ત થઇ, આત્મામા સ્થિત થાય છે તથા નિશ્ચયરૂપ બુદ્ધિ પોતાના આચરણમાં ચેષ્ટા કરતી નથી, તે અવસ્થાને યોગી પુરુષો પરમ ગતિ કહે છે. ૧

तां योगमिति मन्यन्ते स्थिरामिन्द्रियधारणाम् ।
अप्रमत्तस्तदा भवति योगो हि प्रभवाप्ययौ ॥११॥

અન્વયાર્થઃ—તાં=તેને, યોગં=યોગરૂપે, ઇતિ=એમ, મન્યન્તે=કહે છે, સ્થિરાં=લય, વિક્ષેપ તથા કષાય આદિ સ્વાદરૂપ વિઘ્નથી ચલિત ન થાય એવી, ઇન્દ્રિયધારણાં=જ્ઞાનેન્દ્રિયની ધારણાને, અપ્રમત્તઃ=ચિત્તના સમાધાનરૂપ, તદા=ત્યારે, ભવતિ=થાય છે, યોગઃ=યોગ, પ્રભવાપ્યયૌ=ઉત્પત્તિ તથા નાશને (ભજે છે) ૧૧

શબ્દાર્થઃ—ઇન્દ્રિયોને દૃઢપણે નિયમમાં રાખવી, તેને મુનિઓ યોગ કહે છે. ત્યારે અર્થાત્ યોગના આરંભકાળે યોગીએ અપ્રમત્ત થવું જોઇએ. કારણ કે યોગ ઉત્પત્તિ તથા વિનાશ બન્નેને ભજે છે. ૧૧

ટીકાઃ—જ્યારે આત્માના ચિંતનમાજ કેવળ પોતાના મનને જ્યારે તે દોરવે છે ત્યારે અપ્રમત્ત થાય છે. ભાવ એ છે કે, આ ઇન્દ્રિયાદિની અવસ્થાના વિયોગને યોગ કહેવામા આવે છે. ઇન્દ્રિયોની નિશ્ચય ધારણા તે જ પરમ યોગ છે. ઇન્દ્રિયોની ધારણારૂપ યોગજ બ્રહ્મપ્રાપ્તિદ્વારા આ જગતની ઉત્પતિ તથા સંસારના સામર્થ્યરૂપ ઇશ્વરની પ્રાપ્તિનુ કારણ છે. માટે યોગની પ્રાપ્તિ અર્થે પ્રમાદનો ત્યાગ કરવો. ૧૧

**આત્મા વાણી ઇન્દ્રિયના અવિષયરૂપ.**

नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा ।
अस्तीति ब्रुवतोऽन्यत्र कथं तदुपलभ्यते ।१२॥

અન્વયાર્થઃ—ન=નહિ, એવ=જ, વાચા=વાણીવડે, ન=નહિ, મનસા=મનવડે, પ્રાપ્તું=મેળવવા, શક્ય=યોગ્ય, ન=નહિ, ચક્ષુષા=ચક્ષુવડે, અસ્તિ=સત્ રૂપે, ઇતિ=એમ, બ્રુવતઃ=બોલનારને, કથં=કેવી રીતે, તત્=તે આત્મ તત્ત્વ, ઉપલભ્યતે=મેળવાય છે (૧૨)

શબ્દાર્થઃ—આત્મા શબ્દવડે લભ્ય નથી, મનવડે તે લભ્ય નથી. તેમજ ચક્ષુ ઇન્દ્રિયવડે પણ તે લભ્ય નથી તે અસ્તિત્વમાં છે, એમ જે જણાવે છે, તેના કરતા બીજા અન્યથી અર્થાત નાસ્તિકોથી કેવી રીતે લભ્ય થઈ શકે ? ૧૨

ટીકા.—આ આત્મા વાણી, મન કે ચક્ષુવડે જાણવા શક્ય નથી, એમ હે નચિકેતા ! તારૂં કહેવું સત્ય છે. છતાં 'અસ્તિ' એમ કહેનારાળા આસ્તિક યોગીના વચન વિના અન્ય નાસ્તિકોના વચનવડે કરી આત્માનો બોધ કેમી રીતે થઇ શકે ? અર્થાત્ ન જ થાય. ૧૨

अस्तीतित्येवोपलब्धव्यस्तत्त्वभावेन चोभयोः ।
अस्तीत्येवोपलब्धस्य तत्त्वभावः प्रसीदति ॥१३॥

અન્વયાર્થ-અસ્તિ=સત્ રૂપે કરી, ઇતિ=એમ, એવ=જ, ઉપલબ્ધવ્ય:=મેળવવા યોગ્ય, તત્ત્વભાવેન=ઉપાધિ રહિત શુદ્ધ સ્વરૂપવડે, ચ=તથા, ઉભયો:=અસ્તિત્વ તથા તત્ત્વભાવ આ બેમાથી, અસ્તિ=સત્ રૂપે, ઇતિ=એમ, એવ=જ, ઉપલબ્ધસ્ય=સઘળા કાર્યના કારણને અસ્તિરૂપે કરી જાણેલ આત્માનો, તત્ત્વભાવ:=પરમાર્થ સદ્રૂપ, પ્રસીદતિ=પ્રત્યક્ષ થાય છે. (૧૩)

શબ્દાર્થ:—અસ્તિત્વના વિચારવડે આત્મા જાણવા યોગ્ય થાય છે તેમજ તત્ત્વભાવવડે તે લભ્ય થાય છે. આ બન્ને ઉપાયોમાથી પ્રથમ આત્માનું અસ્તિત્વ છે, એમ જાણનારને આત્માનુ સત્ય સ્વરૂપ અભિમુખ થાય છે. ૧૩

ટીકા—અસ્તિત્વ:—સ્થિતિરૂપમા રહેલ કાર્ય જે જગત્ તેના કારણરૂપે. તત્ત્વભાવ=અન્ય કોઈ જાતના સંબંધ સિવાય. ભાવ એ કે, હે નચિકેતા ! અધિકારી પુરૂષે પ્રથમ આત્માને પ્રથમ બુદ્ધિ આદિક ઉપાધિવાળો જાણવો, પછી તેનો વાસ્તવિક રીતે અવિક્રિય શુદ્ધ રૂપવડે તેનો નિશ્ચય કરવો આ રીતે જે અધિકારીએ પ્રથમ અસ્તિરૂપે આત્માનો નિશ્ચય કર્યો છે, તે અધિકારીને આત્મા પ્રસન્ન થઈ પોતાનુ યથાર્થ સ્વરૂપ દર્શાવે છે. ૧૩

**પરમાર્થ દર્શને જન્મ મરણનો અભાવ.**

यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः ।
अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥१४॥

અન્વયાર્થ:—યદા=જ્યારે, સર્વે=સઘળા, પ્રમુચ્યન્તે=છૂટી જાય છે, કામા:=કામનાઓ, યે=જે કામનાઓ, અસ્ય=આ વિદ્વાનના, હૃદિ=બુદ્ધિમા, શ્રિતા:=રહેલા, અથ=ત્યારે, મર્ત્ય=મરણ ધર્મવાળો, ભવતિ=થાય છે, અત્ર=આ શરીરમા, બ્રહ્મ=બ્રહ્મરૂપે, સમશ્નુતે=થાય છે.(૧૪)

શબ્દાર્થ:—બુદ્ધિમા ઉત્પન્ન થતી સર્વ કામનાઓનો જ્યારે નાશ થાય છે ત્યારે તે મનુષ્ય અમર્ત્યભાવને પામે છે તથા તે આ શરીર વિષે જ ( આજ અવતારમા ) બ્રહ્મને પ્રાપ્ત થાય છે. ૧૪

ટીકા:—અધિકારી પુરૂષની બુદ્ધિમા રહેલ સર્વ કામનાઓની જ્યારે નિવૃત્તિ થાય છે ત્યારે તે અમૃતભાવને પામે છે. પ્રથમ અજ્ઞાનકાળમા તે પોતાને મરણ ધર્મવાળો માને છે. પણ જ્યારે બ્રહ્મબોધનો પ્રતાપ થાય છે, ત્યારે મરણાદિકનો ત્યાગ કરે છે તથા આ શરીરવિષેજ બ્રહ્મભાવને પામે છે. ૧૪

**ગ્રંથિભેદ વિના કામના નાશનો અભાવ.**

यदा सर्वे प्रभिद्यन्ते हृदयस्येह ग्रन्थयः ।
अथ मर्त्योऽमृतो भवत्येतावद्ध्यनुशासनम् ॥१५॥

અન્વયાર્થ:—યદા=જ્યારે, સર્વે=સઘળા, પ્રભિદ્યન્તે=નાશ પામે છે, હૃદયસ્ય=હૃદયના, ઇહ=જીવિત અવસ્થામા, ગ્રંથય:=અવિદ્યારૂપ બધનો, અથ=ત્યારે, મર્ત્ય:=મરણ ધર્મવાળો, અમૃત=મરણ ધર્મરહિત. ભવતિ=થાય છે, એતાવત્=એટલું, હિ=જ, અનુશાસનં=બ્રહ્મોપદેશ. (૧૫)

શબ્દાર્થ—જ્યારે હૃદયની સર્વ ગ્રંથિઓ આ જીવનમા જ નાશ પામે છે ત્યારે મનુષ્ય અમર્ત્ય થાય છે ને પછી તે અહીં—આ દેહમા અમર્ત્યરૂપ થાય છે આજ સર્વ વેદોનો ઉપદેશ છે. ૧૫

ટીકા—જ્યારે પુરૂષના હૃદયમાંહિ રહેલ બંધનરૂપ શરીરાદિમા અહંભાવ તથા પુત્રાદિમાં મમતાભાવ નિવૃત્ત થાય છે ત્યારે પુરૂષ નિવૃત્ત ભાવને પામે છે આ પ્રમાણેનો વેદાન્તનો ઉપદેશ છે. જેની અવિદ્યા આદિ ગ્રંથિ

નવૃત્તિને પામી છે, તેને આજ શરીરમાં મુક્તિ પ્રાપ્ત થાય છે. તેનું સ્વર્ગ નરકાદિમાં ગમન થતું નથી. ૧૫

## શુભાશુભ કર્મ કરનારાંને મળતું ફળ.

शतञ्चैका च हृदयस्य नाड्यस्तासाम्मूर्द्धानमभिनिःसृतैका । तयोर्ध्वमायन्नमृतत्वमेति विष्वङ्ङन्या उत्क्रमणे भवन्ति । १६ ॥

અન્વયાર્થઃ—શતં=સો, ચ=તથા, એકા=એક, ચ=તથા, હૃદયસ્ય=હૃદયની, નાડ્યઃ=નાડીઓ, તાસાં=આ નાડીના, મૂર્દ્ધાનં=બ્રહ્મરંધ્રને, અભિનિઃસૃતા=ઉંદી બહાર નીકળેલ, એકા=એક, તયા=આ સુષુમ્ણા નાડી વડે, ઉર્ધ્વં=ઊર્ધ્વ લોકને, આયન્=ગમન કરતો જીવ, અમૃતત્વ=અમૃતપણાને, એતિ=પામે છે, વિશ્વક્=અનેક પ્રકારે ગમન કરવાવાળી, અન્યાઃ=બીજી સો નાડીઓ, ઉત્ક્રમણે=અન્ય શરીરને પામતી વખતે, ભવન્તિ=થાય છે. ૧૬

શબ્દાર્થઃ—હૃદયમાં એકસો ને એક નાડીઓ રહેલી છે. આમાંની સુષુમ્ણા નામની એક નાડી બ્રહ્મરંધ્ર સુધી પહોંચેલી છે. મરણ સમયે આ સુષુમ્ણા નાડીવડે આદિત્યના દ્વારવડે ઉર્ધ્વગમન કરી આત્મા અમૃત ભાવને પામે છે. અન્ય નાડીઓવડે આત્મા જવાથી અનેક પ્રકારને-દેહને આત્મા પામે છે. ૧૬

ટીકાઃ—આજ રીતે પ્રશ્નોપનિષદ્‌ના ૩ જા પ્રશ્નના ૬ ઠ્ઠા મંત્રમાં કહ્યું છે કે, हृदि ह्येष आत्मा । अत्रैतदेकशतं नाडीनां तासां शतं शतमेकैकस्या द्वासप्ततिर्द्वासप्ततिः प्रतिशाखानाडीसहस्राणि भवन्त्यासु व्यानश्चरति-અંતઃકરણમાં આત્મા રહેલો છે. તેમાંથી ૧૦૧ નાડીઓ નીકળેલી છે તેમાની દરેકની સો સો શાખાઓ છે. દરેક શાખા નાડીની ૭૨૦૦૦ શાખાઓ છે આ નાડીઓમાં વ્યાન નામનો વાયુ ફરે છે. ભાવ એ છે કે હૃદયરૂપી મૂળમાંથી પ્રધાન નાડીઓ એકનો ને એક નીકળેલી છે. આ સર્વ નાડીઓ-... વિલક્ષણ સુષુમ્ણા નાડી છે, જે નાડી બ્રહ્મલોકની પ્રાપ્તિનું દ્વાર છે તથા સૂક્ષ્મમંડળપર્યંત વ્યાપેલી છે. જો જીવ આ નાડીવડે જાય છે તો તે જીવ બ્રહ્મલોકને પામે છે. પણ જો તે નાડીઓદ્વારા જાય છે તો ઉંચ નીચ શરીરને પામે છે. ૧૬

अङ्गुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये सन्निविष्टः । तं स्वाच्छरीरात्प्रवृहेन्मुञ्जादिवेषीकां धैर्येण । तं विद्याच्छुक्रममृतं तं विद्याच्छुक्रममृतमिति ॥ १७ ॥

અન્વયાર્થઃ—અંગુષ્ઠમાત્ર=અંગુઠના પરિમાણવાળો, પુરુષઃ=પરમાત્મા, અંતરાત્મા=પ્રત્યક ચૈતન્ય સ્વરૂપ સદા=સર્વ સમયે, જનાનાં=મનુષ્યોના, હૃદયે=હૃદયાકાશમાં, સન્નિવિષ્ટઃ=સમ્યક્ પ્રકારે રહેલ, તં=તે આત્માને, સ્વાત્=પોતાના, શરીરાત્=ત્રણ પ્રકારના શરીરમાંથી, પ્રવૃહેત્=પૃથક્ કરવો જોઇએ, મુંજાત્=મુંજમાંથી, ઇવ=માફક, ઇષિકા=ગરને, ધૈર્યેણ=ધૈર્યવડે, તં=શરીરોપાધિથી ભિન્ન આત્માને, વિદ્યાત્=જાણવો જોઇએ, શુક્રં=શુદ્ધરૂપે, અમૃતં=મરણ ધર્મથી રહિત. (૧૭)

શબ્દાર્થઃ—અંતરાત્મારૂપ તથા અંગુઠ પરિમાણવાળો પુરુષ સર્વદા મનુષ્યના અંતઃકરણમાં રહે છે. આ આત્માને પોતાના શરીરમાંથી ધૈર્યવડે, જેમ તત્વરૂપ બાહ્ય છાલમાંથી ઇષિકા અર્થાત્ તૃણના ગરને કઢવામાં આવે છે તેમ પૃથક્ કરવો જોઇએ. જે પવિત્ર તથા અમૃતરૂપ છે, તેને મનુષ્યે ઓળખવો જોઇએ. ૧૭

ટીકાઃ—સર્વનો અંતઃકરણમાં રહેલો અંતરાત્મા અંગુઠના પરિમાણવાળો છે. તે સર્વ કાળ સર્વના હૃદયમાં રહે છે. આ આત્માને પોતાના શરીરથી ભિન્ન રૂપે જાણવો. જેમ મુંજના ઉપરના છોડા કાઢી નાખી તેમાંનો ગર જુદો કરવામાં આવે છે, તેમ મનુષ્ય અન્વય વ્યતિરેકે કરી સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ, આ ત્રણે શરીરોથી વિવેકવાળી બુદ્ધિ ભિન્ન કરવી. આ શરીરથી

શુક્લપક્ષ તથા કૃષ્ણ પક્ષરૂપ, અને દિવસ તથા રાત્રીરૂપ થયા, જેથી આ યુગ્મ વિષે પ્રથમ ભાગ ચેતન્યરૂપ છે તથા દ્વિતીય ભાગ જડરૂપ છે. પ્રજાપતિ જોકે આ રીતે અણ્ડા તથા અણ્ડિરૂપે વિભક્ત થયા છતા ખરેખરૂં જોતા એકજ છે.

આ રીતે જ્યારે પ્રથમ પ્રશ્ન પ્રજાપતિનો જગતસાથે શો સબંધ છે, તે દર્શાવે છે, ત્યારે દ્વિતીય પ્રશ્નવિષે પ્રત્યેક છવનો એક બીજા સાથે કેવી રીતનો સંબંધ રહેલ છે, તે દર્શાવવામાં આવ્યુ છે. દ્વિતીય પ્રશ્નમા કહ્યા પ્રમાણે દેહ પાચ મહાભૂતનો, પાચ કર્મેન્દ્રિયોનો, પાચ જ્ઞાનેન્દ્રિયોનો તથા પાચ પ્રાણોનો બનેલો છે આ બધામાંથી શાનાવડે દેહ ટકી રહેલો છે? આનો ઉત્તર એ છે કે, મહાપ્રાણવડે દેહ ટકી રહેલો છે. કારણકે જ્યારે ચેતન્ય-મુખ્ય પ્રાણ જતું રહે છે ત્યારે સર્વ ઇન્દ્રિયો પોતપોતાનાં કાર્યો કરતી બધ પડે છે ત્યારે પ્રશ્ન એ થાય છે કે, તે મુખ્ય પ્રાણ કેવો હશે? આ લાક્ષણિક દૃષ્ટાતવડે દર્શાવેલ ઉત્તર એ છે કે, મુખ્ય પ્રાણ તેજ છવરૂપ છે. તે સર્વવિષે સર્વરૂપે છે, દેવરૂપ છે, પચ મહાભૂતરૂપ છે, પ્રાણીરૂપે છે, વેદરૂપ છે તથા પ્રજાપતિરૂપ છે, અર્થાત્ તે સ્રષ્ટારૂપે છે. મુખ્ય પ્રાણવિષે આગળ જે કહેવામા આવ્યું છે, તેનાથી આ વચન વિરૂદ્ધતાવાળું છે, અર્થાત્ સર્વ ઇંદ્રિયોમાની એક ઇન્દ્રિયરૂપે તે છે. તૃતીય પ્રશ્નવડે પણ આનવિષે વિરૂદ્ધતા આવે છે, જ્યા કહેવામા આવ્યુ છે કે, જીવમાથી ઉત્પન્ન થયેલ પ્રાણ જે પચ પ્રાણના કાર્યવડે શરીરના ધર્મો ધારણ કરી શકાય છે, તેની અદર તે વિભક્ત થાય છે. આ સ્થળે પ્રાણ શબ્દનો અર્થ ઇન્દ્રિય અથવા પ્રપંચ પ્રાપ્તવાળી શક્તિ થાય છે અને આ કારણથી તે છવ અથવા પ્રજાપતિ નથી. કારણ આ પ્રાણ બીજી ઇન્દ્રિયોના કરતા ઉત્કૃષ્ટ નથી ત્યારે કોઇને શંકા ઉપજે કે, કયા અર્થમા પ્રાણ શબ્દ લાગુ પડે છે? આના પ્રતિઉત્તરમા કહેવાનુ જે, પચ પ્રાણ મહિલી સાધારણ ઇન્દ્રિય પ્રાણ શબ્દનો અર્થ ...નો નથી કારણ જો તેમ થાય તો તે પ્રશ્ન ઉપનિષદ્ તેમજ બીજા ઉપનિષદોના વચનથી વિરૂદ્ધ કહેવાય. કારણ કે પ્રાણ બીજી ઇન્દ્રિયોની સાથે એક ઇન્દ્રિયરૂપ છે, તથા તે પંચ મહાભૂત તથા સ્પર્શેન્દ્રિયાદિથી પ્રથમ ઉત્પન્ન થયેલ નથી. આ પરથી આપણે એવા અનુમાન પર આવી શકીએ કે, પ્રાણનો અર્થ પ્રજાપતિ અથવા હિરણ્યગર્ભ છે, જે બ્રહ્મની પ્રથમોત્પત્તિરૂપ છે. આ રીતનું નિશ્ચિત અનુમાન થયા પછી પણ વળી શંકા ઉઠે છે કે, શા માટે સ્રષ્ટાએ પ્રાણનું ઉપનામ ધારણ કર્યું હશે તથા જે પ્રાણમાથી પચ પ્રાણો ઉત્પન્ન થયેલ છે, તેરૂપે સ્રષ્ટાનુ વર્ણન શા માટે કરવામાં આવ્યું? આ વાત અન્ય મતોના કરતા કેવળ વિરૂદ્ધતાવાળી છે। આ સબધીનો વિચાર પણ આ ઉપનિષદ્ના કર્તાના લક્ષની બહાર ગયો નથી.

આ રીતની વિરૂદ્ધતાનુ સમાધાન કરવા માટે એવી કલ્પના કરવામા આવે છે કે, ઉપનિષદોના સમય પહેલા એવી રીતનો મત ધારણ કરવામા આવતો હતો કે, પંચ પ્રાણોની સાધારણ શક્તિરૂપ પ્રાણને મુખ્યરૂપે માનવામાં આવ્યો હતો કે જેમાથી સ્રષ્ટા ઉત્પન્ન થયા, અને ત્યારપછી નવુ અનુમાન બાધવામાં આવ્યું કે, સર્વ આત્માને આધીન છે આ કારણથી પ્રાણનું નામ સરજનારી શક્તિરૂપે કાયમ રહેલ હોવું જોઇએ. ત્યારપછી એમ માનવામા આવે છે કે, તે પ્રાણરૂપે ઇન્દ્રિયોની અદર વિભક્ત થાય છે. કેવળ પ્રાણરૂપેજ નહિ, પણ દૃષ્ટાત તરીકે તત્ત્વરૂપે તે પચ મહાભૂતોમા વિભક્ત થાય છે અથવા જ્ઞાનેન્દ્રિયરૂપે તે તેવીજ રીતે પાચ પ્રકારે વિભક્ત થાય છે

તૃતીય પ્રશ્ન પ્રમાણે પ્રજાપતિ અથવા પ્રાણ પરમાત્માને આધીન છે તથા તે મનવડે શરીરમા પ્રવેશ કરે છે આ પ્રશ્નના બાકીના ભાગમા શારીરિક તથા માનસિક જ્ઞાનનું દર્શન આવ્યુ છે તથા માનસિક વિશ્વમા જોવામા આવતી ઇન્દ્રિયોમાથી સાસારિક વિશ્વો આગળી કાઢવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે.

ચતુર્થ પ્રશ્ન પૌરાણિક અલંકારથી રહિત છે તથા તેમા આ ઉપનિષદ્‌ના વચનોનું ખરૂ રહ-સ્ય રહેલ છે. તેમાં પ્રથમ આત્માની ત્રણ સ્થિ-તિનું વર્ણન કરવામાં આવ્યું છે. પ્રથમ જાગ્રતા-વસ્થા લીધી છે, જેમા ઇન્દ્રિયો પોતપોતાનો ધર્મ બજાવે છે બીજી સ્વપ્નાવસ્થા લીધી છે, જેમા સર્વ ઇન્દ્રિયોથી ઉત્કૃષ્ટરૂપે રહેલ મનજ કેવળ જાગૃત હોય છે તથા બીજી ઇન્દ્રિયો તેમાં પ્રવેશ કરે છે. આ અવસ્થામા મન જાગ્રતાવસ્થાની અંદર વસ્તુના ખરા સ્પર્શથી જે સંસ્કારો રહેલા હોય છે. તેને જાણે છે તૃતીય અવસ્થા સુષુપ્તિ અવસ્થા છે, જેમા સર્વ સંસ્કારો નાશને પામેલા હોય છે તથા મન કેવળ વિચારરૂપે થયેલ હોય છે, એટલે કે તે સમયે મનનો આત્મામા લય થયેલો હોય છે. આથી આત્મા સર્વનો આધાર-રૂપ છે. ત્યાર પછી ભિન્ન ભિન્ન સૃષ્ટિઓનુ અથવા સૃષ્ટિના તત્ત્વોનું વર્ણન કરવામા આવ્યું છે, અર્થાત્ પાચ સૂક્ષ્મેન્દ્રિયો, પાચ મહાભૂતો જેવા કે પૃથિવી, અપ, તેજ, વાયુ તથા આકાશ, પાચ જ્ઞાનેન્દ્રિયો, તેઓના વિષય સાથે પાચ કર્મેન્દ્રિયો, મન, બુદ્ધિ, સ્વાત્મજ્ઞાન, મનન, સત્ય તથા પ્રાણ અને મન બુદ્ધિ આદિના વિષયોનુ વર્ણન કરવામા આવ્યુ છે. પ્રથમની શરૂઆતમા એમ જોવામા આવશે કે, આ પરંપરા તત્ત્વોની સૃષ્ટિના ઉલટા ક્રમમા કરવામાં આવી છે. ચક્ષુ પછી મન લેવું જોઇએ, એવી રીતનો આશ્રયપણાનો ક્રમ લેવામા આવ્યો નથી. ત્યાર પછી મનથી પ્રાણ સુધીનો ક્રમ કોઈ ચોક્કસ કારણસર લેવામા આવ્યો છે તેમ છતા એક બીજાની પરાધીનતાને અનુસરી અથવા એક બીજાની શ્રેષ્ઠતાને અનુસરી તે ક્રમ ગોઠવવામા આવ્યો છે, તે શંકાસ્પદ છે. પણ એટલું તો ખરૂંજ કે એક ભાગ બીજાને અધીન છે, તેને અનુસરી જેમ કઠોપનિષદ્‌મા ક્રમ ગોઠ-વવામા આવ્યો છે, તેમ આમા નથી. પ્રથમ જ્યા બ્રહ્મને સ્રષ્ટારૂપે વર્ણવવામા આવ્યો છે ત્યા તેને સંસારના સંબંધથી મુક્ત ગણ્યો છે. તેમજ વળી તે પોતાના મૂળ સ્વરૂપમા જગતથી સ્વતંત્ર રૂપે વર્ણવવામાં આવ્યો છે. આ તેનું ખરૂં સ્વરૂપ છે તથા આ સ્વરૂપને અનુસરતા તે ગુણરહિત કેવળ આત્મારૂપ છે.

ઉપનિષદ્‌નો સિદ્ધાન્ત ભાગ આ ચોથા પ્રશ્નથી સમાપ્ત થાય છે તથા છેલા બે પ્રશ્નોમા કોઈ નવા વિચાર દર્શાવવામા આવ્યા નથી. પાચમા પ્રશ્નમા નિર્ગુણ અથવા તો ગમે તે બ્રહ્મના જ્ઞાનવાચક શબ્દ ૐકારનું ચિંતન તેના કોઈ એક ભાગની અંદર કરવામા આવે છે તો તે બ્રહ્મનું જ્ઞાન અપૂર્ણ કહેવાય છે તથા તેનું છેવટનુ પરિણામ એ આવે છે કે, તેને ફરી જન્મ ધારણ કરવો પડે છે. બ્રહ્મનું તેના સમગ્ર રૂપે જો ચિંતન કરવામા આવે છે તો તેને બ્રહ્મ તેના મૂળ સ્વરૂપમા સમજાશે તથા તેનું પરિણામ એ આવશે કે, તેનો જગતમાથી છુટકો થશે તથા તેનો બ્રહ્મમા લય થશે

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

## अथर्ववेदीय प्रश्नोपनिषद्.

### શાંતિ પાઠ.

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः । भद्रं पश्येमाक्षभिर्यजत्राः । स्थिरैरङ्गैस्तुष्टुवाᳪसस्तनूभिः । व्यशेम देवहितं यदायुः । स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः । स्वस्ति नः पूषा विश्ववेदाः । स्वस्तिनस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥ ॐ शांतिः शांतिः शांतिः ॥

અન્વયાર્થ—ભદ્રં=કલ્યાણ વચન, કર્ણેભિ=કાનવડે, શ્રૃણુયામ=સાંભળવા સમર્થ દેવા=દેવાનુગુણવાળા અમે સર્વ દેવો, ... સ્વરૂપને, અન્ય મહાત્માના સ્વરૂપને, પરમાત્માના સ્વરૂપને, પરમે... ચક્ષુભિઃ=ચક્ષુ વડે, ...

વડે આત્મ ધ્યાનાદિ શીલવાળા, સ્થિરૈઃ=પોતપોતાના વિષય વ્યાપારથી રહિત, અંગૈઃ=કર તથા ચરણાદિ વડે, તુષ્ટુવાંસઃ=બ્રહ્મના અનુસંધાન રૂપ સ્તુતિને અમે કરીએ, તનૂભિઃ=સૂક્ષ્મ બ્રહ્મના વિષયવાળી શ્રુતિવડે, વ્યશેમ=પામીએ, દેવ=દેવ, હિતં=નીરોગી પણાવાળું, યત્=જે, આયુઃ=ચીરંજીવી પણું, સ્વસ્તિ=પરિપૂર્ણ બ્રહ્માનંદ, નઃ=અમને, ઇન્દ્રઃ=દેવોનો પતિ, વૃદ્ધશ્રવાઃ=મોટી કીર્તિવાળો, સ્વસ્તિ=કલ્યાણ, નઃ=અમને, પૂષા=સૂર્ય, વિશ્વવેદાઃ=વિશ્વં વેત્તીતિ વિશ્વવેદાઃ=અર્થાત્ સર્વજ્ઞ, સ્વસ્તિ=કલ્યાણ, નઃ=અમને, તાર્ક્ષ્યઃ=ગરૂડ, અરિષ્ટનેમિઃ=અપ્રતિ પદ્દ ગતિવાળો, સ્વસ્તિ=કલ્યાણ, નઃ=અમને, બૃહસ્પતિઃ=દેવના આચાર્ય, દધાતુ=આપો.

શબ્દાર્થઃ—દેહધારી એવા અમે શ્રોત્રવડે (વેદાંતથી ઉત્પન્ન થયલા) કલ્યાણકારક વચનોને સાંભળીએ. યજત્ર અર્થાત્ આત્મધ્યાનમાં આસક્ત એવા અમે ચક્ષુવડે ભદ્રને અર્થાત્ ઉપદેષ્ટાના સ્વરૂપને અથવા પરમાત્મના સ્વરૂપને જોઇએ. સ્થિર અર્થાત્ વિષયવૃત્તિથી શૂન્ય એવા અવયવોવડે અમે બ્રહ્માત્મક શ્રુતિવચનથી આપની સ્તુતિ કરીએ. હે દેવ ! આપની કૃપાથી રોગથી રહિત એવા દીર્ઘાયુને અમે પામીએ. મહાન્ કીર્તિવાળા ઇન્દ્ર અમોને બ્રહ્માનંદ આપે. સર્વજ્ઞ એવા સૂર્યદેવ અમારૂં કલ્યાણ કરો અકુંઠિત ગતિવાળા ગરૂડ અમારૂં કલ્યાણ કરો ! તેમજ બૃહસ્પતિ અમારૂં કલ્યાણ કરો.

ૐ શાંતિ, શાંતિ, શાંતિ.

—※—

# પ્રથમ પ્રશ્ન.

## ભારદ્વાજાદિ ઋષિનું એકઠું થવું.

ૐ सुकेशा च भारद्वाजः शैब्यश्च सत्यकामः सौर्य्यायणी च गार्ग्यः कौशल्यश्चाश्वलायनो भार्गवो वैदर्भिः कबन्धी कात्यायनस्ते हैते ब्रह्मपरा ब्रह्मनिष्ठाः परं ब्रह्मान्वेषमाणा एष ह वै तत्सर्वं वक्ष्यतीति ते ह समित्पाणयो भगवन्तं पिप्पलाद मुपसन्नाः ॥ १ ॥

અન્વયાર્થઃ—સુકેશાઃ=સુકેશ નામના, ચ=તથા, ભારદ્વાજઃ=ભારદ્વાજનો પુત્ર, શૈબ્યઃ-શિબિનો પુત્ર, સત્યકામઃ=સત્યકામ, સૌર્યાયણિ=સૂર્યનો પુત્ર સૌર્ય તથા સૌર્યનો પુત્ર તે સૌર્યાયણિ, કૌશલ્યઃ=કૌશલ્ય, આશ્વલાયનઃ=અશ્વલનો પુત્ર, ભાર્ગવઃ=ભૃગુ ગોત્રવાળો, વૈદર્ભિઃ-વિદર્ભ દેશમાં થયેલ, કબન્ધીઃ=કબન્ધી નામે, કાત્યાયન=કતનો પૌત્ર કાત્યાયન, તે=તેઓ, હ=નક્કી, એતે=આ, બ્રહ્મપરાઃ=વેદને પ્રમાણ માનનારા, બ્રહ્મનિષ્ઠા=વેદાર્થમાં નિષ્ઠાવાળા, પરં=સર્વોત્કૃષ્ટ, બ્રહ્મ=દેશ, કાળ તથા વસ્તુ પરિચ્છેદથી રહિત બ્રહ્મને, અન્વેષમાણાઃ=જાણવાની ઇચ્છાવાળા, એષઃ=આ ભગવાન્ પિપ્પલાદ, હ=નક્કી; વૈ=ખચીત, તત્=આપણી બુદ્ધિમાં રહેલ તે, સર્વં=સઘળું, વક્ષ્યતિ=કહેશે, ઇતિ=આ રીતના નિશ્ચયવાળા, તે=તેઓ, હ=ખચીત, સમિત્પાણયઃ=હાથમાં સમિધ લઇ, ભગવન્તં પૂજ્ય, પિપ્પલાદં=પિપ્પલાદને. ઉપસન્નાઃ=સમીપ ગયા. (૧)

શબ્દાર્થઃ—ભરદ્વાજનો પુત્ર સુકેશ, શિબિનો પુત્ર સત્યકામ, સૂર્યનો પૌત્ર સૌર્યાયણિ, ગર્ગગોત્રમાં ઉત્પન્ન થએલો અશ્વલનો પુત્ર કૌશલ્ય, ભૃગુનો પુત્ર ભાર્ગવ તથા વિદર્ભ દેશમાં રહેલ કતનો પૌત્ર કબંધી, વેદને એક પ્રમાણરૂપ માનનારા, વેદમાં નિષ્ઠાવાળા તથા ત્રિકાલાબાધ્ય સત્ય બ્રહ્મની જિજ્ઞાસા વાળા છ જણ હાથમાં સમિત્ લઈ ભગવાન્ પિપ્પલાદ મુનિ પાસે આવ્યા, એમ નિશ્ચય કરીને કે અમે જે કાંઈ પૂછીશું, તે સર્વ તેઓ સમજાવશે. ૧

तान् ह स ऋषिरुवाच भूय एव तपसा ब्रह्मचर्येण श्रद्धया संवत्सरं संवत्स्यथ यथाकामं प्रश्नान् पृच्छथ यदि विज्ञास्यामः सर्वं ह वो वक्ष्याम इति ॥ २ ॥

અન્વયાર્થ:—તાન્=તેઓને, હ=નક્કી, સઃ=ઋષિઃ=સૂક્ષ્મ અર્થને જોવાવાળા, ઉવાચ=ના લાગ્યા, ભૂયઃ=ફરી, એવ=જ, તપસા=શરીર ણાદિથી, બ્રહ્મચર્યેણ=સ્મરણ, કીર્તન, કેલિ, ણ, ગુહ્ય ભાષણ, સંકલ્પ, અધ્યવસાય તથા ાનિવૃત્તિ આ આઠ પ્રકારના મૈથુનથી રહિત, યા=ગુરૂના વચનપર આસ્થા રાખી, સંવત્સરં= વર્ષસુધી, સંવત્સ્યથ=રહેશો, યથાકામં=ના પ્રમાણે, પ્રશ્નાન્=પ્રશ્નો, પૃચ્છથ=પૂછો, =જે, વિજ્ઞાસ્યામઃ=અમે જાણતા હોઈશું, =સઘળુ, હ=ખચીત, વઃ=તમને, વક્ષ્યામઃ=શું. (૨)

શબ્દાર્થ:—પિપ્પલાદ મુનિએ તેઓને કહ્યું તમો ફરીથી એક સંવત્સર તપ, બ્રહ્મચર્ય તથા વડે યુક્ત થઈ નિવાસ કરો; તથા ત્યાર પછી રી જે કામના હોય, તે વિષે પ્રશ્ન અને પૂછો. જે કાંઇ જાણતા હોઇશું, તે સર્વ તમોને શું. ૨.

ટીકા:—પિપ્પલાદ બોલ્યા; હે ઋષિઓ ! જે મો ઘણા જ તપસ્વી ઋષિઓ છો, છતાં પણ વિશેષે કરી ઇન્દ્રિયના સંયમરૂપ તપમાં, ચર્યમાં તથા આસ્તિક ભાવની બુદ્ધિરૂપ શ્રદ્ધાવડે યુક્ત થઈ એક વર્ષ પર્યંત મારી સમીપ સેવા તે નિમિત્તે રહો. પછી જેની જે ઇચ્છા હોય અનુસાર જે જે વિષય સંબંધી પૂછવાની ગ હોય, તે સંબંધે પ્રશ્ન અને પૂછશો તથા વિષય જો મને જ્ઞાત હશે તો તે વસ્તુનું ીકરણ કરી હું તમોને કહીશ.

આ રીતે જ્યારે પિપ્પલાદ મુનિએ કહ્યું, તે ઋષિઓએ ત્યાં પિપ્પલાદ મુનિના આશ્ર. એક વર્ષ વ્યતીત કર્યું તથા ત્યાર પછી ઋષિનો પુત્ર કબંધી પિપ્પલાદ મુનિપાસે પૂછવા લાગ્યો, ૨.

### સગુણ બ્રહ્મ સંબંધી પ્રશ્ન.

कबन्धी कात्यायन उपेत्य पप्रच्छ । भगवन् ह वा इमाः प्रजाः प्रजायन्त इति ॥ ३ ॥

અન્વયાર્થ:—અથ=એક વર્ષ પછી, કબંધઃ=કબંધી, કાત્યાયનઃ=કતનો પૌત્ર, ઉપેત્ય=સમીપ જઇ, પપ્રચ્છ=પૂછવા લાગ્યો, ભગવન્=હે પૂજ્ય, ! કુતઃ=કયા કારણમાંથી, ઇમાઃ=આ, પ્રજાઃ=ચરાચર પ્રાણીઓ, પ્રજાયન્તે=ઉત્પન્ન થાય છે, ઇતિ=એમ (પૂછયું.) (૩)

શબ્દાર્થ:—પછી કતનો પુત્ર કબંધી મુનિ સમીપ આવી પૂછવા લાગ્યો; હે ભગવન્ ! આ સર્વ પ્રજાએ કયાંથી ઉત્પન્ન થાય છે ? ૩

ટીકા:—શાંકર મત પ્રમાણે આ પ્રશ્નનો સારાંશ એટલોજ છે કે, નિકૃષ્ટ બ્રહ્મજ્ઞાન—સગુણ બ્રહ્મનું જ્ઞાન તથા કર્મનું ફળ કેવા પ્રકારનું હોય છે. ? કર્મના ફળવડે તે નિષ્કામ થાય છે કે સકામ રહે છે ?

### સૂર્ય તથા ચંદ્રની ઉત્પત્તિ.

तस्मै स होवाच प्रजाकामो वै प्रजापतिः स तपोऽतप्यत स तपस्तप्त्वा स मिथुनमुत्पादयते । रयिञ्च प्राणञ्चेत्येतौ मे बहुधा प्रजाः करिष्यत इति ॥ ४ ॥

અન્વયાર્થ:—તસ્મૈ=તે કાત્યાયનને, સઃ=પિપ્પલાદ, હ=નક્કી, ઉવાચ=કહેવા લાગ્યો, પ્રજાકામઃ=પ્રજાપતિની ઇચ્છાવાળા થવાથી, વૈ=પ્રસિદ્ધ પ્રજાપતિઃ=હિરણ્યગર્ભરૂપે, સઃ=તેણે, તપઃ=મારે સૃષ્ટિ રચવી છે આ રીતનો વિચાર, અતપ્યત=કર્યો, સઃ=તે, તપઃ=સૃષ્ટિ નિર્માણનો વિચાર, તપ્ત્વા=કરી, સઃ=તે, મિથુનં=જોડને, ઉત્પાદયતે=અંડરૂપે ઉત્પન્ન કર્યું, રયિં=ચંદ્રમા, પ્રાણું=સૂર્ય, ચ=તથા, ઇતિ=એમ એતૌ=આ બેઉ, મે=મને, બહુધાઃ=અનેક પ્રકારની, પ્રજાઃ=ચરાચર પ્રાણીઓ, કરિષ્યતઃ=ઉત્પન્ન કરશે. (૪)

શબ્દાર્થ:—આ રીતના કબંધીના પ્રશ્નને શ્રવણ કરી પિપ્પલાદ મુનિ તેનો ઉત્તર કરે લાગ્યા. પિપ્પલાદ બોલ્યાઃ—પ્રજાપતિ એક સમ પ્રજાની કામનાવાળા થયા. આથી તેમણે

કર્યું. આ પ્રમાણે તપશ્ચરણ કરી તેમણે એક મિથુનરૂપ રયિ અર્થાત્ અન્નરૂપ ચંદ્રમાને અને પ્રાણને ઉત્પન્ન કર્યા. એવા વિચારથી કે, આ બધા મારે માટે અનેક પ્રકારે પ્રજા ઉત્પન્ન કરશે. ૪.

ટીકા:—પ્રજાપતિ-પ્રાણીનો ઇશ્વર-હિરણ્યગર્ભ-સર્વના આત્મારૂપ અથવા નિર્ગુણ બ્રહ્મથી જુદા એવા સગુણબ્રહ્મ, તપશ્ચરણ કર્યું-શંકરના મત પ્રમાણે પૂર્વ જન્મથી રહેલ જ્ઞાન વિષે આ કલ્પની શરૂઆતમાં તેઓએ ચિંતન કર્યું. આ ચિંતન તે એજ કે, કેવી રીતે જગતને સરજવું? રયિનો અર્થ અન્ન તથા ભોગ્યરૂપ ચંદ્રમા થાય છે તથા પ્રાણનો અર્થ અગ્નિરૂપ સૂર્ય થાય છે. ભાવ એ છે કે:—પિપ્પલાદ મુનિ કહેવા લાગ્યા:- હે કબંધી! પ્રજાની કામનાવાળા થઇ પ્રજાપતિરૂપ વિરાટે, જ્ઞાનરૂપ તપ કરી અર્થાત્ પૂર્વ જન્મના જ્ઞાનવડે વિચાર કરી સૃષ્ટિના સાધનરૂપે રયિ અર્થાત્ અન્નરૂપ ચંદ્રમા તથા અન્નના ભોક્તા પ્રાણરૂપ અગ્નિ અર્થાત્ સૂર્ય આ બેને ઉત્પન્ન કર્યા. એવા વિચારથી કે, આ ચંદ્ર તથા સૂર્ય અનેક પ્રકારની પ્રજાને ઉત્પન્ન કરશે. ૪

અધ્યાત્મ અગ્નિનું વર્ણન

आदित्यो ह वै प्राणो रयिरेव चन्द्रमा रयिर्वा एतत्सर्वं यन्मूर्तञ्चामूर्तञ्च तस्मान्मूर्तिरेव रयिः।५।

અન્વયાર્થ:—આદિત્ય:=સૂર્ય, હ વૈ=પ્રસિદ્ધ, પ્રાણ:=અગ્નિરૂપ ભોક્તા, રયિ:=સોમ, એવ=જ, ચંદ્રમા=ચંદ્રમારૂપે, રયિ:=સોમ, વા=પ્રસિદ્ધ, એતત્= આ દૃશ્યમાન, સર્વં=નિખિલરૂપે, યત્=પ્રસિદ્ધ જે, મૂર્તં=પૃથ્વી, અપ તથા તેજરૂપ, અમૂર્તં= વાયુ તથા આકાશરૂપ, (અહીં બે ચકાર સમૂહ વાચક છે,) તસ્માત્=તેથી, મૂર્તિ:=પૃથ્વી, અપ તથા તેજરૂપ, એવ=જ, રયિ:=ચંદ્રમા. (૫)

શબ્દાર્થ:—આદિત્ય ખરેખર પ્રાણરૂપ છે, તથા રયિ ચંદ્રમારૂપ છે. આ સર્વે અર્થાત્ જે મૂર્ત તથા અમૂર્ત છે તે સર્વ રયિરૂપ છે. આથી આ વિભાગવડે મૂર્તજ રયિરૂપ છે. ૫.

ટીકા:—મૂર્ત-સ્થૂલ શરીર અર્થાત્ પૃથ્વી અપ તથા તેજ અને અમૂર્ત-સૂક્ષ્મ શરીર અર્થાત્ વાયુ અને આકાશ. વિભાગ નહોતા પડયા ત્યાં સુધી સર્વ સૂક્ષ્મ હતું. અગ્નિ પણ પ્રથમ સૂ... રૂપે હતો. ભાવાર્થ એ છે કે, ભોક્તારૂપ અગ્નિ બે પ્રકારનો છે. જે અધ્યાત્મ પ્રાણ છે તે ભોક્તારૂપ છે તથા જે અધિદૈવ અગ્નિ છે તે સૂર્યરૂપ છે તથા ચંદ્રમા અન્નરૂપ છે. અર્થાત્ જે મૂર્તરૂપ સ્થૂલ સ્વરૂપ છે, તે ભોગ્યરૂપ છે તથા અમૂર્તરૂપ સૂક્ષ્મ છે તે સર્વ અન્નરૂપ છે. વાસ્તવિક રીતે તો અમૂર્ત પ્રાણ જ ભોક્તા છે. ગૌણતાથી અમૂર્તને પણ શ્રુતિએ પૂર્વે અન્નરૂપે કરી કહ્યો છે. અન્નતું કેવળ મૂર્ત એવું જે સ્થૂલરૂપ છે, તેજ ભોગ્ય છે. ૫

અધિદૈવત અગ્નિનું વર્ણન.

अथादित्य उदयन्यत्प्राचीं दिशं प्रविशति तेन प्राच्यान् प्राणान्रश्मिषु सन्निधत्ते । यद्दक्षिणां यत्प्रतीचीं यदुदीचीं यदधो यदूर्ध्वं यदन्तरा दिशो यत्सर्वं प्रकाशयति तेन सर्वान् प्राणान् रश्मिषु सन्निधत्ते ॥ ६ ॥

અન્વયાર્થ:—અથ=ત્યાર પછી સર્વાત્મકનો પ્રારંભ, આદિત્ય:=સૂર્ય, ઉદયન્=ઉર્ધ્વ ગમન કરતો, યત્=જ્યારે, પ્રાચીં=પૂર્વ, દિશં=દિશાને, પ્રવિશતિ=પ્રવેશ કરે છે, તેન=તેથી, પ્રાચ્યાન્= પૂર્વમાં રહેલ, પ્રાણાન્=ચક્ષુઆદિ ઇન્દ્રિયનાં રૂપોને, રશ્મિષુ=કિરણોમાં, સન્નિધત્તે=જોડે છે, યત્=જ્યારે, દક્ષિણાં=દક્ષિણ દિશાને, યત્=જ્યારે, પ્રતીચીં= પશ્ચિમ દિશાને, યત્=જ્યારે, ઉદીચીં=ઉત્તર દિશાને, યત્=જ્યારે, અધ:=નીચે, યત્=જ્યારે, ઊર્ધ્વં= ઉપરના ભાગને, યત્=જ્યારે, અંતરા દિશ:=ખુણાઓને, યત્=જ્યારે, સર્વં=સઘળી બાજુઓને પ્રકાશયતિ=પોતાના તેજવડે વ્યાપે છે, તેન= સ્વ તેજની વ્યાપ્તિથી, સર્વાન્=સર્વ દિશામાં રહેલ, પ્રાણાન્=પ્રાણ ચક્ષુઆદિ રૂપને, રશ્મિષુ=કિરણમાં, સન્નિધત્તે=જોડે છે. (૬)

શબ્દાર્થ:—ત્યાર પછી ઉદયને પામતો આદિત્ય પૂર્વ દિશામાં પ્રવેશ કરે છે, ત્યારે પૂ. વ

ર કરવાથી તે પૂર્વમા રહેતા પ્રાણોને અર્થાત્ ચક્ષુ આદિ ઇન્દ્રિયરૂપોને પોતાના રશ્મિમા ી દે છે, અર્થાત્ તેઓને પોતાના સદૃશ કરે જ્યારે તે દક્ષિણ, પશ્ચિમ તથા ઉત્તર દિશા- ે પ્રવેશ કરે છે, તથા જ્યારે તે ઉર્ધ્વ અધોભાગને પ્રવેશ કરે છે તેમજ જ્યારે ાઓને પ્રવેશ કરે છે, વળી જ્યારે તે પ્રકાશ- ા કરે છે ત્યારે તેમા રહેલ સર્વ પ્રાણોને ાના રશ્મિમા જોડી દે છે, અર્થાત્ પોતા મા કરે છે. ૬

ટીકાઃ—હે કબધી! સૂર્ય ભગવાન્ પૂર્વ ામા ઉદય થઇ પૂર્વમા જે પ્રાણો છે, તેને ાના કિરણોમા ધારણ કરે છે અર્થાત્ પોતાના શવડે નેત્રરૂપી પ્રાણોને પ્રકાશમાન કરે છે, જ દક્ષિણ દિશામા રહેલા પ્રાણોને તથા તે ાને પ્રકાશે છે. પશ્ચિમ તથા ઉત્તર દિશાને પ્રકાશમાન કરે છે તથા તે દિશામા રહેલ રૂપ ગૌણ પ્રાણોને પ્રકાશમાન કરે છે. ચાર ાને તેમ જ ઉર્ધ્વ તથા અધો ભાગને તે ાશમાન કરે છે તથા તેમા રહેલ નેત્રરૂપ પ્રાણોને ાશમાન કરે છે આ સૂર્ય ભગવાન્ સર્વ ાઓના પ્રકાશ કરનારા હોવાથી સર્વ નેત્રરૂપ ાોને પ્રકાશમાન કરે છે. ૬

स एष वैश्वानरो विश्वरूप प्राणोऽग्निरुदयते । तदृचाभ्युक्तम् ॥ ७ ॥

અન્વયાર્થઃ—સઃ=તે આદિત્ય, એપ=આ ાશરૂપ સર્વ પ્રત્યક્ષ, વૈશ્વાનરઃ=સર્વ જીવરૂપે, શ્વરૂપ=સર્વ પ્રપચરૂપે, પ્રાણ=આદિત્યરૂપે, ગ્નિ=ભક્ષણ કર્તારૂપે, ઉદયતે=ઉર્ધ્વ ગમન કરે તત્=તે અર્થાત્ બ્રાહ્મણ ભાગમા કહેવાયેલ, તત્=આ અર્થાત્ આદિત્યનુ સર્વાત્મપણું, ઋચા= ત્ર ભાગવડે, અભ્યુક્ત=કહેવાયેલ છે. (૭)

શબ્દાર્થઃ—આ આદિત્ય જે સર્વના ાત્મારૂપ, સર્વ પ્રપચાત્મકરૂપ, પ્રાણ અર્થાત્ ાદિત્યરૂપ તથા અગ્નિરૂપ અર્થાત્ દાહ અને ાશના કારણરૂપ છે, તે રૂ ય પામે છે. તે આ અર્થાત્ આદિત્યનું સર્વાત્મપણું ઋક્મત્રવડે કહેવામલુ છે ૭.

विश्वरूपं हरिणं जातवेदसं परायण ज्योतिरेकं तपन्तम्। सहस्ररश्मि शतधा वर्त्तमान प्राण प्रजानामुदयत्येष सूर्य ॥ ८ ॥

અન્વયાર્થ—વિશ્વરૂપં=સર્વરૂપે, હરિણ=સર્વનો ઉપસહાર કરનારરૂપે, જાતવેદસં=સર્વ વિજ્ઞાનના સ્થાનરૂપે, પરાયણ=સર્વ પ્રાણના આશ્રયરૂપે, જ્યોતિ=તેજોરૂપ, એક=અદ્વિતીયરૂપ, તપન્ત= અંદર તથા બહાર પ્રકાશ કરનારરૂપે, સહસ્રરશ્મિ= અનેક કિરણવાળો, શતધા=અનેક પ્રાણીરૂપે, વર્તમાન=રહેનો, પ્રાણઃ=પ્રાણરૂપ અર્થાત્ સર્વ વ્યવહાર કરનાર, પ્રજાના=સ્થાવર તથા જગમોનો, ઉદયતિ=ઉર્ધ્વ ગમન કરે છે, એપ=સર્વ જનને પ્રત્યક્ષ, સૂર્ય=સૂર્ય. (૮)

શબ્દાર્થઃ—જેને ધીર પુરુષો સર્વ વિશ્વના સ્વરૂપરૂપે જાણે છે, જે સર્વના આકર્ષણ કરનારરૂપે છે, જે સર્વત્ર વ્યાપકરૂપે છે અથવા સર્વ વિજ્ઞાનના સ્થાનરૂપે છે, જે સર્વ પ્રાણના આશ્રયરૂપે છે, જે એકરૂપ, તેજરૂપ તથા પ્રકાશના કર્તારૂપે છે, જે અનેક કિરણને ધારણ કરનાર છે, જે પ્રાણરૂપે છે તથા પ્રજાઓમા જે અનેક પ્રકારના પ્રાણીરૂપે રહેનારો છે, તે સૂર્ય ઉદયને પામે છે ૮

ટીકાઃ—જાતવેદસ-જેનામાથી સર્વ વિજ્ઞાન ઉત્પન્ન થાય છે.

## દક્ષિણાયન માર્ગવડે ચદ્રલોકની પ્રાપ્તિ.

संवत्सरो वै प्रजापतिस्तस्यायने दक्षिण श्चोत्तरञ्च । तद्ये ह वै तदिष्टापूर्त्ते कृतमित्युपासते । ते चान्द्रमसमेव लोकमभिजयन्ते । त एव पुनरावर्त्तन्ते तस्मादेते ऋषय प्रजाकामा दक्षिणं प्रतिपद्यन्ते एष ह वै रयिर्य. पितृयाण ॥ ९ ॥

અન્વયાર્થ—સંવત્સર=સવત્સર કાળ, વૈ =પ્રસિદ્ધ, પ્રજાપતિ=અગ્નિષોમાત્મક હિરણ્યગર્ભ,

તસ્ય=તે સંવત્સરના, અયને=બે માર્ગો, દક્ષિણં=દક્ષિણાયન, ચ=તથા, ઉત્તરં=ઉત્તરાયણ, ચ=તથા, તત્=તે અધિકારીમાં, યે=જે, હવૈ=પ્રસિદ્ધ, તત્=તે, ઇષ્ટાપૂર્તે=અગ્નિહોત્ર તથા વાપી કૂપ ખોદાવવા, કૃત=કર્મને, ઇતિ=જ, ઉપાસતે=ઉપાસે છે, તે=તેઓ, ચાન્દ્રમસં=ચંદ્રમાવાળા, એવ=જ, લોકં=સ્થાનને, અભિજયન્તે=પામે છે, તે=તેઓ, એવ=જ, પુનરાવર્તન્તે=પાછા ફરે છે, તસ્માત્=તેથી, એતે=આ કર્મી પુરુષો, ઋષયઃ=સ્વર્ગને જોવાવાળા, પ્રજાકામા=ગૃહસ્થો, દક્ષિણ=દક્ષિણાયનરૂપ ચંદ્રને, પ્રતિપદ્યન્તે=પામે છે, એષઃ=આ દક્ષિણાયનરૂપ ચંદ્ર, હવૈ=પ્રસિદ્ધ, રયિ=અન્નરૂપે, ય=જે, પિતૃયાણઃ=પિતૃયાણરૂપ ચંદ્ર. (૯)

શબ્દાર્થ.—સંવત્સર ખરેખર પ્રજાપતિરૂપ છે. આ સંવત્સરના બે માર્ગો છે, એક દક્ષિણ તથા બીજો ઉત્તર. આથી કરી જેઓ તેની કૃત-રૂપે-અંતવાનરૂપે અર્થાત્ ઇષ્ટ અને પૂર્ત કર્મ કરે છે, તેઓ ચંદ્રલોકને પ્રાપ્ત થાય છે. તેઓને પાછા ફરવું પડે છે. આથી જેઓ ઋષિ-ઓ છે તથા પ્રજાની કામનાવાળા છે તેઓ દક્ષિણ માર્ગને-ચંદ્ર લોકને પ્રાપ્ત થાય છે. આ અન્નજ ખરેખર પિતૃયાન માર્ગ છે.

ટીકા:—પ્રજાપતિરૂપ-સૂર્ય તથા ચંદ્રના મિથુનરૂપે અથવા અગ્નિ તથા અન્નના મિથુનરૂપ પ્રજાપતિને ધારવામા આવે છે. દક્ષિણ ઉત્તરઃ-સૂર્યનું દક્ષિણાયનમા છ માસ ગમન કરવું તથા છ માસ ઉત્તરાયણમાં ગમન કરવું. ઇષ્ટિનો અર્થ આનંદગિરિની ટીકા પ્રમાણે એમ થાય છે કે, અગ્નિહોત્ર, તપ, સત્ય બોલવું, વેદનું જ્ઞાન થવું, આદરાતિથ્ય તથા વૈશ્વદેવોને બલિદાન આપવું તે, તથા પૂર્તનો અર્થ એ થાય છે કે વાવ કૂવા ખોદાવવા, દેવાલયો બંધાવવા, તથા અન્નદાનાદિ કરવું તે શ્રીશંકર ભગવાનના ભાષ્ય પ્રમાણે અહિં ઋષિ શબ્દનો અર્થ સ્વર્ગની કામનાવાળા એવો કર્યો છે. સાર એ છે કે, હે કબંધી ! જે મૂર્તિમય અન્નરૂપ ચંદ્રમા છે તથા અમૂર્તિમય અન્નનો ભોક્તા પ્રાણરૂપ સૂર્ય છે, તે એક મિથુનરૂપ છે. આ બન્ને મારી અનેક પ્રકારે પ્રજાને ઉત્પન્ન કરશે. કેવી રીતે કરશે ? સંવત્સરરૂપ જે કાળ છે, તે પ્રજાપતિ છે. કારણ સંવત્સરનો પ્રજાપતિએ નિર્વાહ કર્યો છે. ચંદ્ર તથા સૂર્ય આ બન્નેનો બનેલ દિવસ તથા રાત્રિના સમુદાયરૂપે જે સંવત્સર છે, તે ચંદ્ર તથા સૂર્યથી અભિન્ન હોવાથી ચંદ્ર તથા સૂર્યરૂપ છે. માટે તે સંવત્સર યુગલરૂપ જ છે એમ કહીએ તો ચાલે. આ સંવત્સર કેવા પ્રકારનો છે ? સંવત્સરરૂપ પ્રજાપતિના દક્ષિણ તથા ઉત્તરરૂપ પ્રસિદ્ધ ષટ્ માસ સ્વરૂપે બે માર્ગો છે. જે પુરુષ અગ્નિહોત્રાદિ ઇષ્ટકર્મો કરે છે તથા વાવ કૂપ આદિ પૂર્ત કર્મો કરે છે તે પુરુષ ચંદ્રલોકને પામે છે તથા તે ચંદ્રલોકથી ફરી આ લોકને પામે છે. કર્મફલનો ભોગ પૂર્ણ થયા પછી ફરી ચંદ્રલોકમા તેનું રહેવું થતું નથી, જેથી સ્વર્ગના દ્રષ્ટા ઋષિ તથા પ્રજાની કામનાવાળા ગૃહસ્થો આ અન્નમય પ્રજાપતિરૂપ ચંદ્રના ફળરૂપ હોવાથી ઇષ્ટ તથા પૂર્ત કર્મવડે નિર્વાહ કરે છે, માટે પોતાના પુણ્યકર્મરૂપ દક્ષિણાયનરૂપ ચંદ્રને પામે છે. જે પિતૃયાન માર્ગવડે જણાયેલ ચંદ્રમા છે, તે પ્રસિદ્ધ અન્નરૂપ છે ૯

## ઉત્તરાયણ માર્ગવડે સૂર્યલોકની પ્રાપ્તિ

अथोत्तरेण तपसा ब्रह्मचर्य्येण श्रद्धया विद्यायात्मानमन्विष्यादित्यमभिजयन्त एतद्वै प्राणानामायतनमेतदमृतमभयमेतत्परायणमेत स्मान्न पुनरावर्त्तन्त इत्येष निरोधस्तदेष श्लोकः ॥१०॥

અન્વયાર્થ:—અથ=આથી બીજો, ઉત્તરેણ=અર્ચિરાદિ માર્ગવડે, તપસા=તપ વડે, બ્રહ્મચર્યેણ=બ્રહ્મચર્ય વડે, શ્રદ્ધયા=શ્રદ્ધા વડે, વિદ્યયા=સૂર્ય મંડળરૂપ પ્રજાપતિની ઉપાસના વડે, આત્માન=સૂર્યરૂપ આત્માને, અન્વિષ્ય=સર્વ પ્રાણરૂપ સૂર્ય હું છું એમ જાણી, આદિત્યં=ચરાચરના પ્રાણરૂપ સૂર્યને, અભિજયન્તે=પામે છે, એતત્=આ સૂર્યના સ્વરૂપ, વૈ=પ્રસિદ્ધ, પ્રાણાના=પ્રાણ ચક્ષુ આદિના, આયતનં=આશ્રયરૂપે, એતત્=આ આદિત્યરૂપ

સ્વરૂપ, અમૃતં=અવિનાશી રૂપે, અભયં=ક્ષયવૃદ્ધિના ભયથી રહિત, એતત્=આ, પરાયણં=ઉપાસકોની શ્રેષ્ઠ ગતિરૂપે, એતસ્માત્=આ આદિત્ય મંડળમાંથી, ન=નહિ, પુનરાવર્તન્તે=પાછા ફરે છે, ઇતિ =તેથી, એષ:=આ આદિત્ય, નિરોધ:=કર્મનો નિરોધ કરનારરૂપે, તત્=સંવત્સર નામના પ્રજાપતિના સ્વરૂપવિશે, એષ=આ, શ્લોક:=મંત્ર (૧૦)

**શબ્દાર્થ:**—વળી જેઓ તપવડે, બ્રહ્મચર્ય વડે, શ્રદ્ધાવડે તથા વિદ્યાવડે આત્માને સમજે છે, ઉત્તરમાર્ગવડે આદિત્ય લોકને પ્રાપ્ત થાય છે આ અર્થાત્ આદિત્યનું સ્વરૂપ ખરેખર પ્રાણીઓના આશ્રયરૂપ છે, અમૃતરૂપ તથા અભયરૂપ છે. આ શ્રેષ્ઠ માર્ગ છે. અહીંથી કોઇપણ પાછું ફરતું નથી. કારણ કે આદિત્ય કર્મોને નિરોધ અર્થાત્ અટકાવનાર છે. અહિં નીચેનો મંત્ર કહેવામાં આવ્યો છે.

**ટીકા:**—તપ:-ઇન્દ્રિયદમન. વિદ્યા-જ્ઞાન કે જેનો વિષય પ્રજાપતિ છે. આત્માને-હું જ પ્રાણરૂપ સર્વરૂપ, તથા જગતના આધારરૂપ છું. આદિત્યને:-જેઓ પ્રજાપતિ, પ્રાણ, અગ્નિ તથા આદિત્યની સ્થિતિને પ્રાપ્ત થાય છે. અભયરૂપ-મરણ જન્મના ભયરહિત. ભાવ એ છે કે હે કબંધી! ઇન્દ્રિયના દમનરૂપ તપ, બ્રહ્મચર્ય, આસ્તિક ભાવનારૂપ શ્રદ્ધા, સગુણ ઉપાસના, ઉત્તરાયણ માર્ગની પ્રાપ્તિમાંસાધન છે. આ સાધનથી મુક્ત જે પુરૂષ હોય છે, તે એમ માને છે કે, સ્થાવર જંગમરૂપ જગતના પાલક જે આદિત્ય છે, તેજ હું છું. આમ માનનારો પુરૂષ ઉત્તરાયણ માર્ગદ્વારા આદિત્યને પ્રાપ્ત થાય છે. આ આદિત્યજ સર્વ પ્રાણોના આશ્રયરૂપ છે, અમૃતરૂપ છે, અભયરૂપ છે તથા ઉપાસક પુરૂષોની પરમ ગતિરૂપ છે. સૂર્યમંડલદ્વારા બ્રહ્મલોકને પ્રાપ્ત થયેલ ઉપાસક ફરી આ સંસારને પ્રાપ્ત થતો નથી. જે ઉપાસનારહિત કેવળ કર્મી છે, તે આદિત્યમંડલને પ્રાપ્ત થતો નથી. સૂર્યથી નિરૂદ્ધ થયેલ અવિદ્વાન્, આત્મા તથા પ્રાણમય સંવત્સરરૂપ સૂર્યને પામતો નથી. માટે આ કાળરૂપ સંવત્સર અવિદ્વાનના નિરોધરૂપ છે. આને માટે અગીઆરમો શ્લોકરૂપ મંત્ર પ્રમાણ છે. ૧૦

पञ्चपादं पितरं द्वादशाकृतिं दिव आहुः परे अर्द्धे पुरीषिणम् । अथेमे अन्य उ परे विचक्षणं सप्तचक्रे षडर आहुरर्पितमिति ॥११॥

**અન્વયાર્થ:**—પંચપાદં=પાંચ પાદ અર્થાત્ ઋતુઓ રૂપે, પિતરં=વૃષ્ટિ તથા અન્ન આદિ વડે સર્વના ઉત્પન્ન કરનાર, દ્વાદશાકૃતિં=બાર માસ રૂપ અવયવવાળા, દિવ:=અંતરિક્ષના ઉપરના, આહુ= કહે છે, પરે=ઉર્ધ્વ, અર્ધે=સ્થાનમાં, પુરીષિણમ્= જળવાળો, અથ=વળી, ઇમે=આ કાળ જાણનારા, અન્યે=આથી બીજાઓ, ઉ=પણ, પરે=બીજા કાળ ચક્રને જાણનારા, વિચક્ષણં=સર્વ ઉપદ્રવ રહિત કુશળ, સપ્તચક્રે=સાત અશ્વરૂપ ચક્રવડે ગતિવાળા અથવા ગાયત્રી, ત્રિષ્ટુપ્, જગતી, અનુષ્ટુપ્, પંક્તિ, બૃહતી, તથા કકુત આ સાત્ છંદ રૂપ ચક્રવાળા, ષડરે=છ ઋતુ રૂપ આરાવાળા, આહુ:=કહે છે, અર્પિતં=જોડાયલું. (૧૧)

**શબ્દાર્થ:**—પાંચ પાદવડે ગમન કરતા, બાર પ્રકારના સ્વરૂપવાળા અને સ્વર્ગ કરતાં ઉર્ધ્વ સ્થાનવિશે જળથી પૂર્ણ એવા એને કેટલાકો પિતા કહે છે. વળી કેટલાકો, સાત અશ્વોથી યુક્ત તથા જેના ચક્રોને છ આરા છે એવા રથની માફક, જેને આધીન અખિલ જગત્ છે એના વિચક્ષણ-પૂર્ણ વિવેકીરૂપે કહે છે. ૧૧

**ટીકા:**—પાંચ પાદ:-છ ને બદલે પાંચ ઋતુઓને પાંચ પાદરૂપે વર્ણવવામાં આવી છે. કારણ હેમંત તથા શિશિર ઋતુને એક ગણવામાં આવી છે બાર સ્વરૂપો:-બાર માસો. સ્વર્ગ:-સ્વર્ગનો અર્થ અહીં અંતરિક્ષ થાય છે. તથા આદિત્ય અંતરિક્ષ કરતાં પણ ઉંચાં સ્થાન અથવા તૃતીય સ્વર્ગવિષે રહેલ છે. જળમાંથી વરસાદને ઉત્પન્ન કરતા હોવાથી આદિત્યને વરસાદથી પૂર્ણરૂપે કહેવામાં આવ્યા છે. એને=આદિત્ય જે સંવત્સરરૂપે છે તેને. પિતા:-સર્વ વસ્તુના સ્રષ્ટારૂપે. અરા:-ઋતુઓ. ભાવાર્થ એ છે કે, હે કબંધી! આ સૂર્ય ભગવાનને પાંચ ઋતુરૂપ પાદો છે, ને સર્વના પિતારૂપ છે. આ આદિત્ય દ્વાદશ માસરૂપ અવયવવાળા છે. તો

આકાશરૂપ અંતરિક્ષ લોકથી પર ઉંચા સ્થાનવિશે તૃતીય સ્વર્ગવિશે રહે છે તથા સંપૂર્ણ જળવાળો છે. એક કાળને જાણવાવાળાઓ તેને આ પ્રમાણે કહે છે તથા બીજાઓ તો અશ્વોથી જોડાયેલ, તથા જેના ચક્રવિશે ૭ આરાઓ છે એવો રથ હોય તેની માફક ૭ ઋતુવાળું આ સર્વ જગત્ રહેલ છે. આ રીતે સંવત્સર કાળરૂપ તથા ચંદ્ર સૂર્યરૂપ પ્રજાપતિ, જગતનું કારણ છે. ૧૧

मासो वै प्रजापतिस्तस्य कृष्णपक्ष एव रयिः शुक्लः प्राणस्तस्मादेते ऋषयः शुक्ल इष्टं कुर्वन्तीतर इतरस्मिन् ॥ १२ ॥

અન્વયાર્થ:—માસ=માસ, વૈ=ખરેખર, પ્રજાપતિઃ=હરિણ્યગર્ભ, તસ્ય=તેના, કૃષ્ણપક્ષઃ= કૃષ્ણપક્ષ, એવ=જ, રયિઃ=ચંદ્ર, શુક્લઃ=શુક્લપક્ષ, પ્રાણઃ=આદિત્ય, તસ્માત્=તેથી, એતે=આ, ઋષય= વસ્તુ સમુહને પ્રાણથી ભિન્ન નહિ જોનારા, શુક્લે= શુક્લ પક્ષમા, ઇષ્ટં=ઇષ્ટા પૂર્તાદિ, કુર્વન્તિ=કરે છે, ઇતરે=પ્રાણથી ભિન્ન જોનારા, ઇતરસ્મિન્= કૃષ્ણ પક્ષમા. (૧૨)

શબ્દાર્થ:—માસ પ્રજાપતિરૂપ છે, તેનો કૃષ્ણપક્ષ અન્નરૂપ છે, તેનો શુક્લ પક્ષ પ્રાણ અથવા આદિત્યરૂપ છે. આ જ કારણથી આ ઋષિઓ શુક્લપક્ષવિશે ઇષ્ટાપૂર્તાદિ કર્મ કરે છે તથા બીજાઓ બીજા પક્ષવિશે અર્થાત્ કૃષ્ણપક્ષ વિશે કરે છે. ૧૨

ટીકા:—પ્રજાપતિરૂપઃ-સંવત્સરરૂપ. પ્રજાપતિ પોતાની પૂર્ણતા તેના વિભાગ અર્થાત્ માસવડે મેળવે છે. આથી મિથુનરૂપે આગળની માફક પ્રજાપતિને માસરૂપ ગણવામાં આવ્યા છે. અન્ન-રૂપ'-ચંદ્રરૂપ. આ કારણથી.-કારણ તેઓ શુક્લ-પક્ષાત્મક પ્રાણને સર્વાત્મકરૂપે જુવે છે તથી અર્થાત્ પ્રાણ જ સર્વ રૂપ છે એવી ઉપાસનાથી શુક્લપક્ષ વિશે જેમ તેઓ ઇષ્ટાપૂર્તાદિ કર્મ કરે છે, તેમ જ કૃષ્ણપક્ષવિશે કરે છે. બીજાઓ.-અગર જો કે બીજાઓ શુક્લપક્ષવિશે પણ કરે છે, પણ મુખ્ય કરીને તેઓ કૃષ્ણપક્ષમાં જ ઇષ્ટાપૂર્તાદિ કરે છે, કારણ કે તેઓ પ્રાણને જોઈ શકતા નથી, પણ કૃષ્ણપક્ષના અંધકાર વિશે કેવળ સ્વરૂપનેજ જુવે છે. ૧૨

अहोरात्रो वै प्रजापतिस्तस्याहरेव प्राणो रात्रिरेव रयिः प्राणं वा एते प्रस्कन्दन्ति । ये दिवा रत्या संयुज्यन्ते ब्रह्मचर्यमेव तद्यद्रात्रौ रत्या संयुज्यन्ते ॥ १३ ॥

અન્વયાર્થ:—અહોરાત્રઃ=દિવસ તથા રાત્રિ, વૈ=પ્રસિદ્ધ, પ્રજાપતિઃ=હિરણ્યગર્ભ, તસ્ય=તેના, અહર્=દિવસ, એવ=જ, પ્રાણઃ=આદિત્ય, રાત્રિઃ= રાત્રિ, એવ=જ, રયિઃ=ચંદ્ર, પ્રાણં=સર્વના જીવન, કારણરૂપ આદિત્યને, વા=પ્રસિદ્ધ, એતે=આ, પ્રસ્કન્દન્તિ=શોષણ કરે છે, યે=જે, દિવા=દિવસે, રત્યા=ક્રીડા વડે, સંયુજ્યન્તે=જોડાય છે, બ્રહ્મચર્ય= બ્રહ્મચર્ય, એવ=જ, તત્=તે, યત્=જે, રાત્રૌ= રાત્રિમાં, રત્યા=ક્રીડાવડે, સંયુજ્યન્તે=જોડાય છે. ૧૩

શબ્દાર્થ:—દિવસ અને રાત્રિ પ્રજાપતિરૂપ છે, તેનો દિવસ જ પ્રાણરૂપ છે. જે કામીઓ દિવસે ક્રીડા કરે છે તેઓ પોતાના પ્રાણને સુકવી નાંખે છે તથા જે કામી રાત્રીવિશે ક્રીડા કરે છે, તેઓએ બ્રહ્મચર્યનો ધર્મ સિદ્ધ કર્યો છે, એમ માનવામાં આવે છે. ૧૩

### પ્રજાની ઉત્પત્તિ ક્યાંથી ?

अन्नं वै प्रजापतिस्ततो ह वै तद्रेतस्तस्मादिमाः प्रजाः प्रजायन्त इति १४ ॥

અન્વયાર્થ:—અન્નં=અન્ન, વૈ=ખરેખર, પ્રજાપતિઃ=અન્નરૂપે રહેલ પ્રજાપતિ, તતઃ=તેથી, હ=તક્રી, વૈ=ખરેખર, તત્=તે, રેત=પ્રજાના કારણ-રૂપ રેત, તસ્માત્=તેમાથી, ઇમાઃ=આ, પ્રજાઃ= પ્રજાઓ, પ્રજાયન્તે=ઉત્પન્ન થાય છે. (૧૪)

શબ્દાર્થ:—અન્ન પ્રજાપતિરૂપ છે. તેનાથી બીજ ઉત્પન્ન થાય છે તથા બીજથી પ્રજાઓ ઉત્પન્ન થાય છે. ૧૪

ટીકા:—હે કબંધી! અન્નરૂપ જ પ્રજાપતિ છે. માતાપિતાએ ભક્ષણ કરેલ જે અન્ન છે, તે

અન્નથી વીર્ય તથા રક્ત ઉત્પન્ન થાય છે તથા વીર્ય અને રક્તથી સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. ૧૪

### ચંદ્ર લોકરૂપી કર્મીનું ફળ.

तद्ये ह वै तत्प्रजापतिव्रतं चरन्ति ते मिथुनमुत्पादयन्ते । तेषामेवैष ब्रह्मलोको येषां तपो ब्रह्मचर्यं येषु सत्यं प्रतिष्ठितम् ॥१५॥

અન્વયાર્થ:—તત્=તે સંસાર મંડળમાં, યે=જે ગૃહસ્થો, હવૈ-પ્રસિદ્ધ, તત્=શાસ્ત્રોક્ત, પ્રજાપતિવ્રતં=ભાર્યાગમનરૂપવ્રત, ચરન્તિ=કરે છે, તે=તેઓ, મિથુનં=પુત્ર તથા પુત્રી, ઉત્પાદય-તે=ઉત્પન્ન કરે છે, તેષાં=પ્રજાપતિવ્રત કરનારાને, એવ=જ. એષ:=આ, બ્રહ્મલોક:=દક્ષિણ માર્ગવાળો પ્રજાપતિનો લોક, યેષાં=જે કર્મીઓને, તપ:=સ્નાતક વ્રત, બ્રહ્મચર્ય=મૈથુનનો અભાવ, યેષુ=જેઓમા, સત્યં=યથાર્થ ભાષણ, પ્રતિષ્ઠિતં=રહેલ છે. (૧૫)

શબ્દાર્થ:—તેમાં અર્થાત્ સંસારમંડળમાં જે ગૃહસ્થાશ્રમીઓ પ્રજાપતિના વ્રતનું આચરણ કરે છે, તેઓ મિથુનને એટલે પુત્ર તથા પુત્રીને ઉત્પન્ન કરે છે, જેઓ તપ તથા બ્રહ્મચર્યવ્રતને પાળે છે તેમજ જેઓને વિશે સત્ય અર્થાત્ સત્ય વક્તાપણું રહેલ છે, તેઓને આ બ્રહ્મલોક પ્રાપ્ત થાય છે. ૧૫

ટીકા:—મિથુન:-આ નિયમને યથાર્થ પાળવાવડે થતું દૃશ્ય ફળ. બ્રહ્મલોક:-ચંદ્રલોક. કારણ તે બ્રહ્મ અથવા પ્રજાપતિના એક વિભાગરૂપે છે. ભાવ એ છે કે જે આ પ્રમાણે રાત્રિવિશે પોતાની સ્ત્રી સાથે જે ગમન કરે છે, તેણે પ્રજાપતિનું વ્રત પાળ્યું કહેવાય છે. આ વ્રતનું જે ગૃહસ્થ વિધિપૂર્વક આચરણ કરે છે. તેને દૃષ્ટ તથા અદૃષ્ટ એમ બે પ્રકારના ફળની પ્રાપ્તિ થાય છે. તેમાં દૃષ્ટ ફળરૂપે પુત્ર કન્યારૂપી સંતાનની પ્રાપ્તિ થાય છે તથા અદૃશ્ય ફળરૂપે, જે તપ આચરે છે તથા બ્રહ્મચર્ય પાળે છે એટલે કે દ્વાદશ વર્ષ પર્યંત વેદ સંપૂર્ણ ભણતાં સુધી સ્નાતક વરરૂપે રહે છે તથા ગૃહસ્થાશ્રમી થયા પછી યોગ્ય સમયે પોતાની સ્રીસંગ મૈથુનાદિ કરે છે, તેમજ સત્ય બોલે છે, તેને ચંદ્રમંડલ વિશે પિતૃયાનરૂપ બ્રહ્મલોક અર્થાત્ સ્વર્ગ પ્રાપ્ત થાય છે. ૧૫

### જ્ઞાનવાન્ કર્મીઓને સૂર્ય લોકરૂપી ફળ.

तेषामसौ विरजो ब्रह्मलोको न येषु जिह्ममनृतं न माया चेति ॥१६॥

અન્વયાર્થ—તેષાં=તે ઉપાસકોને, અસૌ=આ ઉત્તરાયણવાળો, વિરજ:=શુદ્ધ, બ્રહ્મલોક:=આદિત્યલોક, ન=નહિ, યેષુ=જેઓમા, જિહ્મં=કુટિલ વચન, અનૃતં=ખોટું ભાષણ, ન=નહિ, માયા=મનમાં એક તથા બહાર જૂદું પ્રકટ કરવું તે માયા. (૧૬)

શબ્દાર્થ:—જેઓને વિશે કુટિલતા નથી, અસત્ય નથી તથા માયા નથી, તેને અક્ષય એવો બ્રહ્મલોક પ્રાપ્ત થાય છે. ૧૬.

ટીકા:—બ્રહ્મલોક:-આદિત્યનો લોક. ભાવ એ છે કે, જે કે પંદરમા સૂત્રમાં કહ્યા પ્રમાણે, ચંદ્રલોકની પ્રાપ્તિ કર્મી પુરૂષને હોય છે, પણ જેઓ નિષ્કામ રહી, અકુટિલ હોય છે, સત્ય પાળે છે તથા જેનામાં માયા ન હોય, તે બ્રહ્મભાવને પામે છે. ૧૬

इति प्रथमः प्रश्नः ॥ १ ॥

## દ્વિતીય પ્રશ્ન.

### पिप्पलाद तथा भार्गवनो संवाद.

### અધ્યાત્મરૂપે પ્રાણનો પ્રભાવ.

अथ हैनं भार्गवो वैदर्भिः पप्रच्छ । भगवन् कत्येव देवाः प्रजां विधारयन्ते कतर एतत् प्रकाशयन्ते कः पुनरेषां वरिष्ठ इति ॥ १ ॥

અન્વયાર્થ:—અથ=ત્યારપછી, પ્રશ્ન હ=નક્કી, એનં=પિપ્પલાદને, ભાર્ગવ=ભૃગુવાળો, વૈદર્ભિ=વૈદર્ભિ, પપ્રચ્છ—

વન્=હે ભગવન્, કતિ=કેટલી સંખ્યાવાળા, એવ=જ, દેવાઃ=દેવો, પ્રજાં=પ્રાણીના શરીરને, વિધારયન્તે=આશ્રય આપે છે, કતરે=જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયોના મધ્યમાં કેટલા, એતત્=આ શરીરને, પ્રકાશયન્તે=પ્રકાશ કરે છે, કઃ=કોણ, પુનઃ=ફરી, એષાં=આ ઇન્દ્રિયોનામાં, વરિષ્ઠઃ=શ્રેષ્ઠ. (૧૬)

શબ્દાર્થ:—ત્યાર પછી વિદર્ભિનો પુત્ર ભાર્ગવ પિપ્પલાદ મુનિને પૂછવા લાગ્યો; હે ભગવન્! પ્રાણીને અર્થાત્ શરીરને કેટલા દેવો આશ્રય આપે છે ? કેટલા દેવો તેને પ્રકાશે છે ? તથા તે સર્વ દેવો-ઇન્દ્રિયોમાંથી ઉત્કૃષ્ટ કોણ છે? ૧

ટીકા:—પ્રથમ પ્રશ્નવિશે પ્રાણને અગ્નિરૂપે અથવા પ્રજાપતિરૂપે ગણવામાં આવ્યો છે. હવે પ્રજાપતિ અથવા અગ્નિરૂપે તેનું સ્વરૂપ આ દેહવિશે કેવી રીતે જણાઇ શકે છે, તેનું સ્ફોટન આ દ્વિતીય પ્રશ્ન વિશે કરવામાં આવ્યું છે. ૧

तस्मै स होवाचाकाशो ह वा एष देवो वायुरग्निरापः पृथिवी वाङ्मनश्चक्षुः श्रोत्रञ्च । ते प्रकाश्याभिवदन्ति वयमेतद्बाणमवष्टभ्य विधारयामः ॥ २ ॥

અન્વયાર્થ—તસ્મૈ=તેને, સ=પિપ્પલાદ, હ=નક્કી, ઉવાચ=કહેવા લાગ્યા, આકાશઃ=ભૂતાકાશ, હ=નક્કી, વા=પ્રસિદ્ધ, એષ=આ પ્રત્યક્ષ, દેવઃ=દેવ, વાયુઃ=વાયુ, અગ્નિઃ=અગ્નિ, આપઃ=જળ, પૃથિવી=પૃથ્વી, વાક્=વાણી, મનઃ=મન, ચક્ષુઃ=ચક્ષુ, શ્રોત્રં=શ્રોત્રેન્દ્રિય, ચ=તથા, તે=તે દેવો, પ્રકાશ્ય=પોતપોતાનું કાર્ય કરી, અભિવદન્તિ=સ્પર્ધા કરે છે, વયં=અમે, એતત્=આ, બાણું=શરીરને, અવષ્ટભ્ય=આશ્રય લઇ, વિધારયામઃ=કાર્યને યોગ્ય કરીએ છીએ. (૨)

શબ્દાર્થ:—પિપ્પલાદ મુનિ તેને કહેવા લાગ્યા; આકાશ એ પ્રત્યક્ષ દેવ છે. વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, વાણી, મન, ચક્ષુ તથા શ્રોત્ર આ દેવો છે. તે દેવો શરીરને ધારણ કરવારૂપ પોતપોતાનું કાર્ય પ્રકટ કરી માહોમાહે સ્પર્ધા કરે છે આ શરીરને દૃઢ કરી ધારણ કરીએ છીએ અર્થાત્ ગમનાદિ કાર્યને યોગ્ય કરીએ છીએ. ૨

ટીકા:—આકાશાદિવડે પાંચ મહાભૂતો, વાક્ આદિ વડે પાંચ કર્મેન્દ્રિયો, મન વડે મન તેમજ બુદ્ધિ, તથા ચક્ષુવડે પાંચ જ્ઞાનેન્દ્રિયો, એમ સત્તર દેવો થાય છે. બાણ—નહારા ગંધનું વહન કરે છે તે, શબ્દને જે કરે છે તે, અથવા એક સ્થાનથી બીજા સ્થાનપ્રતિ જે જાય છે તે અર્થાત્ શરીર.

ભાવાર્થ એ છે કે પિપ્પલાદ મુનિ બોલ્યાઃ-હે ભાર્ગવ! આકાશ, વાયુ, અગ્નિ, જળ તથા પૃથ્વી આ પાંચ મહાભૂત તથા શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, રસન, ઘ્રાણ આ પાંચ જ્ઞાનેન્દ્રિયો, તેમજ વાક્, પાણિ, પાદ, ઉપસ્થ, તથા ગુદા આ પાંચ કર્મેન્દ્રિયો, તથા એક મન, એક પ્રાણ એમ મળી સત્તર અભિમાની દેવો આ શરીરસંઘાતરૂપ પ્રજાને ધારણ કરે છે. તે સર્વમાં પંચ જ્ઞાનેન્દ્રિયો તથા એક મન, આ ૭ પ્રકાશને કરનારાં છે. આ સર્વમાં અતિશય શ્રેષ્ઠ પ્રાણ છે. કારણ આંધળા તથા બહેરા પુરુષને નેત્ર શ્રોત્રાદિ નથી હોતાં, છતાં તે જીવતા જોવામાં આવે છે, પણ પ્રાણરહિત સર્વ જીવતા જોવામાં આવતા નથી. માટે આ પ્રાણની શ્રેષ્ઠતા સર્વ ઇન્દ્રિયો કરતાં આગળ કહેવામાં આવી છે. આ સર્વ દેવો પોતાના પ્રભાવનો પ્રકાશ કરી પોતાની શ્રેષ્ઠતા માટે સ્પર્ધા કરવા લાગ્યા. જેમ એક મહાન્ ગૃહવિશે અનેક સ્તંભો હોય, તે જેમ માહોમાહે એમ ધારે કે મારાથી ગૃહ ટકી રહ્યું છે તેમ તે ઇન્દ્રિયો માહોમાહે એમ કહેવા લાગી, કે આ સંઘાતરૂપ શરીરને સ્થિર કરી હુંજ ધારણ કરૂં છું. આ રીતે ઇન્દ્રિયદેવને અભિમાન થયું. ૨

तान् वरिष्ठः प्राण उवाच । मा मोहमापद्यथाऽहमेवैतत् पञ्चधात्मानं प्रविभज्यैतद्बाणमवष्टभ्य विधारयामीति ॥३॥

અન્વયાર્થ:—તાન્=આકાશાદિને, વરિષ્ઠ=મુખ્ય. પ્રાણ=પ્રાણ, ઉવાચ=કહેવા લાગ્યો, મા=નહિ, મોહં=મોહને, આપદ્યથ=પામો, અહં=હું, એવ=જ, એતત્= આ પ્રત્યક્ષ, પંચધા=પાંચ પ્રકારે, આત્માનં=પ્રાણાત્મક સ્વરૂપને, પ્રવિભજ્ય=ભેદ કરી, એતત્=આ, બાણં=શરીરને, અવષ્ટભ્ય=આશ્રય કરી, વિધારયામિ=વિવિધ કાર્યને યોગ્ય કરું છું. (૩)

શબ્દાર્થ:—આ સર્વને પ્રાણરૂપ દેહ કહેવા લાગ્યો:-તમે મોહને પામો નહિ. હુંજ પાંચ પ્રકારે વિભક્ત થઇ આ શરીરને દૃઢતમ કરી ધારણ કરી શકું છું અર્થાત્ જીવનયુક્ત કરું છું. ૩

ટીકા:—પાંચ પ્રકારે:-પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન તથા સમાન. સર્વ દેવોએ આ માન્યુ નહિ. આથી પ્રાણ અભિમાની થયો.

तेऽश्रद्दधाना बभूवुः सोऽभिमानादूर्ध्वमुत्क्रमत इव तस्मिन्नुत्क्रामत्यथेतरे सर्व्व एवोत्क्रामन्ते तस्मिंश्च प्रतिष्ठमाने सर्व्व एव प्रतिष्ठन्ते यद्यथा मक्षिका मधुकरराजानमुत्क्रामन्तं सर्वा एवोत्क्रामन्ते तस्मिंश्च प्रतिष्ठमानेसर्व्वा एव प्रतिष्ठन्त एवं वाङ्मनश्चक्षुः श्रोत्रञ्च ते प्रीताः प्राणं स्तुन्वन्ति ॥४॥

અન્વયાર્થ:—તે=તેઓ, અશ્રદ્દધાન=વિશ્વાસ નહિ રાખતા, બભુવુઃ=થયા, સઃ=તે, અભિમાનાત્=અહંકારને લીધે, ઉર્ધ્વં=ઉપરના સ્થાન પ્રતિ, ઉત્ક્રમતઃ=નિકળતો હોય, ઇવ=માફક, તસ્મિન્=તે મુખ્ય પ્રાણ, ઉત્ક્રામતિ=ઉત્ક્રમણ કરવા, અથ=પછી, ઇતરે=બીજી, સર્વે=સઘળી, એવ=જ, ઉત્ક્રામન્તે=ઉત્ક્રમણ કરે છે, તસ્મિન્=તે, ચ=તથા, પ્રતિષ્ઠમાને=સ્થિતિ કરવાથી, સર્વે=સઘળી, એવ=જ પ્રતિષ્ઠન્તે=સ્થિતિ કરે છે, યત્=જે, યથા=જેવી રીતે, મક્ષિકાઃ=મધમાખો, મધુકરરાજાનં=મધમાખના રાજાને, ઉત્ક્રામન્તં=ઉત્ક્રમણ કરવા પછી, સર્વાં=સઘળી, એવ=જ, ઉત્ક્રમન્તે=ઉત્ક્રમણ કરે છે, તસ્મિન્=તે, ચ=તથા, પ્રતિષ્ઠમાને=સ્થિતિ કરવાથી, સર્વાઃ=મનની, એવ=જ, પ્રતિષ્ઠન્તઃ=સ્થિતિ કરે છે, એવં=આ રીતે, વાક્=વાણી, મનઃ=મન, ચક્ષુઃ=ચક્ષુ, શ્રોત્ર=શ્રોત્ર, ચ=તથા, તે=તેઓ, પ્રીતાઃ=હર્ષ પામેલ, સ્તુન્વન્તિ=સ્તુતિ કરે છે. (૪)

શબ્દાર્થ:—આમ કહેતા છતાં તેઓ શ્રદ્ધાથી રહિત થયા ત્યારે પ્રાણે જાણે ઉંચે ગમન કરતો હોય તેમ કર્યું, જ્યારે તે બહાર નિકળે છે ત્યારે બીજી સર્વ ઇન્દ્રિયો બહાર નિકળી પડે છે તથા તે જ્યાં સુધી સ્થિત કરી રહે છે ત્યાં સુધી સર્વ ઇન્દ્રિયો રહે છે. જેમ મધમાખોનો રાજા બહાર ચાલ્યો જાય છે ત્યારે સઘળી મધમાખો બહાર ચાલી જાય છે તથા તે રહે છે ત્યારે સર્વ મધમાખો રહે છે તેમ વાણી, મન, ચક્ષુ તથા શ્રોત્ર આદિ દેવો પ્રસન્ન થઈ પ્રાણની સ્તુતિ કરે છે. ૪

## પ્રાણની સ્તુતિ સર્વાત્મકતા.

एषोऽग्निस्तपत्येष सूर्य एष पर्जन्यो मघवानेष वायुरेष पृथिवी रयिर्देव सदसच्चामृतञ्च यत् ॥५॥

અન્વયાર્થ:—એષઃ=આ પ્રાણ, અગ્નિઃ=અગ્નિ રૂપ, તપતિ=સંતાપ કરે છે, એષ=આ, સૂર્યઃ=સૂર્ય રૂપે. (થાય પ્રકાશે. છે), એષઃ=આ પ્રાણ, પર્જન્ય=વૃષ્ટિ રૂપે થઇ (વરસે છે), મઘવાન્=ઇન્દ્રરૂપે થઈ (પ્રજાનું પાલન કરે છે), એષ=આ પ્રાણ, વાયુઃ=વાયુ રૂપે થઇ (સર્વમાં ગતિ કરે છે), એષઃ=આ પ્રાણ, પૃથિવી=પૃથ્વી રૂપે થઇ (ધારણ કરે છે), રયિ=ચન્દ્ર, દેવ=પ્રકાશમાન રૂપે, સત્=સદ્રૂપે અસત્=અસદ્રૂપે, ચ=તથા, અમૃતં=અમૃત રૂપે, ચ=તથા, યત્=જે. (૫)

શબ્દાર્થ:—આ પ્રાણ અગ્નિરૂપ થયો છતો સંતાપ કરે છે, આદિત્યરૂપે થયો છતો પ્રકાશે છે, પર્જન્યરૂપે થઇ વૃષ્ટિ કરે છે, ઇન્દ્રરૂપે થઈ પ્રજાનું પાલન કરે છે, વાયુરૂપે સર્વને ગતિમાન્ કરે છે, તે પૃથ્વીરૂપે સર્વને ગતિમાન્

કરે છે. આ પ્રાણ ચંદ્રરૂપે, પ્રકાશમાનરૂપે, મૂર્તરૂપે, અમૂર્તરૂપે તથા અમૃતરૂપે છે. ૫

ટીકાઃ—પ્રાણ અગ્નિરૂપે થઇ તપે છે, સૂર્યરૂપે થઇ પ્રકાશે છે, મેઘરૂપે થઇ વરસે છે, ઇન્દ્રિયરૂપે થઈ પ્રજાનું પાલન કરે છે, વાયુરૂપે થઈ મેઘ તથા તારામંડલને ચલાવે છે, પૃથિવીરૂપે થઈ સર્વ જગતને ધારણ કરે છે તથા ચંદ્રમારૂપે થઈ જગતનું પોષણ કરે છે. જે કાંઈ સ્થૂલ સૂક્ષ્મ રૂપ જગત્ છે તથા દેવતાઓની ઇન્દ્રિયોની સ્થિતિનું કારણ જે અમૃત છે, તે સર્વપ્રાણરૂપેજ છે.

## પ્રાણ સર્વના આશ્રયરૂપ.

अरा इव रथनाभौ प्राणे सर्वं प्रतिष्ठितम् ।
ऋचो यजूंषि सामानि यज्ञः क्षत्रं ब्रह्म च ।६।

અન્વયાર્થઃ—અરાઃ=આરાઓ, ઇવ=માફક, રથનાભૌ=રથના મધ્ય દેશમાં, પ્રાણે=પ્રાણમાં, સર્વં=સઘળું, પ્રતિષ્ઠિતં=રહેલ છે, ઋચઃ=ઋગ્વેદના મંત્રો, યજૂંષિ=યજુર્વેદના મંત્રો, સામાનિ=સામના મંત્રો, યજ્ઞઃ=યજ્ઞ, ક્ષત્રં=ક્ષત્રિય, બ્રહ્મ=બ્રાહ્મણ, ચ=તથા. (૬)

શબ્દાર્થઃ—રથના નાભિવિશે જેમ આરાઓ રહેલ છે, તેમ સઘળું શરીર પ્રાણને આધીન છે. તે ઋગ્વેદના, યજુર્વેદના તથા સામવેદના મંત્રોરૂપ, યજ્ઞરૂપ, ક્ષત્રિયરૂપ તથા બ્રાહ્મણરૂપ છે. ૬

ટીકાઃ—યજ્ઞઃ-યજ્ઞ કે જેઓ મંત્રોવડે થઇ શકે છે. ક્ષત્રિયઃ-મનુષ્યોનો રક્ષક જેમ ક્ષત્રિય છે તેમ સર્વનો તે રક્ષક છે. બ્રાહ્મણઃ-યજ્ઞનો તથા બીજી ક્રિયાઓના અધિષ્ઠાતા બ્રાહ્મણ છે.૬

प्रजापतिश्चरसि गर्भे त्वमेव प्रतिजायसे ।
तुभ्यं प्राण: प्रजास्त्विमा बलिं हरन्ति यः प्राणैः प्रतितिष्ठसि ॥ ७ ॥

અન્વયાર્થઃ—પ્રજાપતિઃ=વિરાટ્ આત્મારૂપે, ચરસિ=તું ગમન કરે છે, ગર્ભે=ગર્ભમાં, ત્વં=તું, એવ=જ, પ્રતિજાયસે=ઉત્પન્ન થાય છે, તુભ્યં=તમારે માટે, પ્રાણઃ=પ્રાણ, પ્રજાઃ=ચરાચરાત્મક પ્રજા, તુ=જ, ઇમાઃ=આ પ્રત્યક્ષ, બલિં=બલિને, હરન્તિ=આપે છે, યઃ=જે પ્રાણરૂપ તું, પ્રાણૈઃ=ચક્ષુઆદિવડે, પ્રતિતિષ્ઠસિ=રહે છે. (૭)

શબ્દાર્થઃ—આપ પ્રાણ જ વિરાટ્ સ્વરૂપે છો, આપ પિતાના જઠરમાં રેતરૂપ તથા માતાના ઉદરમાં પુત્રરૂપે ગમન કરો છો. તમેજ પુત્રરૂપે ઉત્પન્ન થાઓ છો. હે પ્રાણ ! પ્રત્યક્ષ જડ ચૈતન્યાત્મક પ્રજાઓ આપને ચક્ષુઆદિ દ્વારવડે બલિ આપે છે. આ પ્રસિદ્ધ તમે પ્રાણાત્માજ પ્રાણ અર્થાત્ ચક્ષુ આદિ સાથે સર્વ શરીરમાં રહો છો.

ટીકાઃ—હે પ્રાણ ! જે પ્રજાપતિ વિરાટ્ છે તે તુંજ છે. તું જ પિતાના ગર્ભવિશે રેતસ્રૂપે તથા માતાના ગર્ભવિશે પુત્રરૂપે વિચરે છે તથા માતાપિતાના સદૃશ થઇ જે જન્મે છે તે તું જ છે. હે પ્રાણ ! આ મનુષ્યાદિ પ્રજાઓ તારે અર્થે ચક્ષુ આદિદ્વારા બલિદાનને આપે છે, જેથી ચક્ષુ આદિની સાથે શરીરમાં સ્થિતિ હોવાથી તને પ્રજાઓ બલિ આપે છે. શા માટે આપે છે? કારણ તું ભોક્તા હોવાથી સર્વ બલિ તારા ભોગરૂપ છે. ૭

देवानामसि वह्नितमः पितृणां प्रथमा स्वधा ।
ऋषीणाञ्चरितं सत्यमथर्वाङ्गिरसामसि ॥ ८ ॥

અન્વયાર્થઃ—દેવાનં=ઇન્દ્રઆદિ દેવોનો, અસિ=તું છે, વહ્નિતમઃ=બળિ હરણ કરનાર, પિતૃણાં=અગ્નિષ્વાત્તાદિ પિતૃને, પ્રથમા=પ્રથમ થયેલ, સ્વધા=પિતૃને અપાયેલ બલિરૂપે, ઋષીણાં=ચક્ષુ આદિના, ચરિતં=ચેષ્ટિતરૂપે, સત્યં=સત્ય સ્વરૂપે અર્થાત્ દેહ ધારણાદિ લક્ષણરૂપે, અથર્વાંગિરસાં=અથર્વ કહેતાં શરીરનું પોષણ કરનાર ઇન્દ્રિયોના તથા અંગિ કહેતાં શરીરના સારરૂપ પ્રાણાદિ ઇન્દ્રિયોના અસિ=તું છે. (૮)

શબ્દાર્થ—આપ દેવોને વિશે અર્થાત્ ઇન્દ્રિયોને વિશે બલિનાં વહન કરનાર છો. તમે પિતૃઓના પ્રથમ સ્વધારૂપ અન્ન છો. તમે

ેઓના, અથર્વના તથા અંગિરસના સત્ય ાતરૂપે છો. ૮

ટીકાઃ—પ્રથમઃ-યજ્ઞાદિ દેવ કર્મની અપેક્ષે નાંદી શ્રાદ્ધના પૂર્વરૂપે. स्वधाः-यजमानस्य न् पितॄन् धावति इति स्वधा અર્થાત્ યજમાન પોતાના પિતૃઓ તરફ જનાર. ऋषिः-ऋष इति ऋषयः વિષયપ્રતિ ગમન કરે તે આદિ ઇન્દ્રિયો. अथर्वः-अथर्वयन्ति इति અર્થાત્ રનું રક્ષણ કરનારી ઇન્દ્રિયો. आंगिरसः-ાના સારભૂત પ્રાણાદિ ઇન્દ્રિયો. ૮

ઃસ્त्वं प्राण तेजसा रुद्रोऽसि परिरक्षिता।

ान्तरिक्षे चरसि सूर्यस्त्वं ज्योतिषाम्पतिः ।९।

અન્વયાર્થ—ઇન્દ્રઃ=ઇન્દ્રરૂપે, ત્વં=તું, પ્રાણ=પ્રાણ, તેજસા=તેજવડે, રૂદ્રઃ=રૂદ્રરૂપે, અસિ=તું પરિરક્ષિતા=રક્ષણ કરનાર, ત્વં=તું, અંતરિક્ષે=ંતરિક્ષમા, ચરસિ=ગમન કરે છે, સૂર્યઃ=આદિત્યરૂપે, ત્વં=તું, જ્યોતિષાં=ચંદ્રઆદિના, પતિઃ=સ્વામીરૂપે. (૯)

શબ્દાર્થઃ—હે પ્રાણ! તેજવડે તમે ઇન્દ્રરૂપ તમે સંહારકપણાથી રૂદ્રરૂપે છો, તમે રક્ષણરૂપ છો; તમે વાયુઆદિરૂપે અંતરિક્ષમાં ગમન છો તથા તમે જ્યોતિષોના અર્થાત્ ચંદ્રાદિના મી આદિત્યરૂપે છો. ૯

। त्वमभिवर्षस्यथेमाः प्राणते प्रजाः।

ान्दरूपास्तिष्ठन्ति कामायान्नं भविष्यतीति ॥ १० ॥

અન્વયાર્થઃ—યદા=જ્યારે, ત્વં=તું, અભિષિ=જળની ધારા છોડે છે, અથ=ત્યારે, ઇમાઃ=પ્રત્યક્ષ, પ્રાણતે=પ્રાણાદિ ચેષ્ટા કરે છે, પ્રજાઃ=ચર જંગમો, આનંદરૂપાઃ=સુખને પામેલ, ન્તિ=સ્થિતિ પામે છે, કામાય=ઇચ્છા પ્રમાણે, નં=નિહિયવાદિરૂપે, ભવિષ્યતિ=થશે. (૧૦)

શબ્દાર્થઃ—જ્યારે તમે પર્જન્યરૂપે વૃષ્ટિ કરો ત્યારે આ પ્રાણીઓ પ્રાણાદિ ચેષ્ટા કરે છે તથા તેઓ આનંદને પામે છે. એમ ધારીને કે આપણી કામનાપ્રમાણે હવે તે અન્નરૂપે થશે. ૧૦

ટીકાઃ—प्राणतेः—ઉપર પ્રમાણેનો પ્રાણાદિ ચેષ્ટાનો અર્થ જો પ્રાણતે એમ વાંચન લેવામાં આવે તો થાય. પણ જો પ્રાણ અને તેને ભિન્ન ગણવામાં આવે તો અર્થ એમ થાય, કે હે પ્રાણ! આ તારા પ્રાણીઓ આનંદ પામે છે. ૧૦

व्रात्यस्त्वं प्राणैकऋषिरत्ता विश्वस्य सत्पतिः।

वयमाद्यस्य दातारः पिता त्वं मातरिश्वनः ॥ ११ ॥

અન્વયાર્થઃ—વ્રાત્યઃ=ઉપનયન સંસ્કાર રહિત, ત્વં=તું, પ્રાણ=હે પ્રાણ, એકઃ=એક, ઋષિઃ=ઋષિનામના અગ્નિ રૂપે, અત્તા=ભોક્તા રૂપે, વિશ્વસ્ય=ચરાચર જગતના, સત્પતિઃ=બ્રહ્માદિના સ્વામી રૂપ, વયં=અમે આકાશાદિ દેવો, આદ્યસ્ય=ભક્ષ્ય વિષય સમૂહના, દાતારઃ=આપનારા, પિતા=ઉત્પન્ન કરનાર, ત્વં=તું, માતરિશ્વ=હેમાતરિશ્વ, નઃ=અમારા અથવા માતરિશ્વનઃ= કહેતાં સર્વ જગતના કારણ રૂપ વાયુના. (૧૧)

શબ્દાર્થઃ—તમે વ્રાત્યરૂપ છો. હે પ્રાણ! તમે એક ઋષિ નામના અગ્નિરૂપ થઇ ભક્ષણ કર્તારૂપ તથા જગતના સત્પતિરૂપ છો. અમે આકાશાદિ દેવો અન્નના આપનારરૂપે છીએ તથા તમે માતરિશ્વ વાયુના પિતારૂપ છો. ૧૧

ટીકાઃ—વ્રાત્યરૂપઃ-જે બ્રાહ્મણની યુવાવસ્થા વિશે થવા યોગ્ય સંસ્કારો કરવામાં આવ્યા ન હોય તથા જેને ઉપવીતસંસ્કાર આપવામાં આવ્યો નથી એવાને વ્રાત્ય કહેવામાં આવે છે. તમે વ્રાત્યરૂપે છો, એનો અર્થ એ થાય છે કે, તમે ઉપદિષ્ટ નથી. કારણ તે ક્રિયા કરવાને તમારે માટે કાંઈ છે નહિ. તમે તમારા પોતાના સ્વરૂપથીજ પવિત્ર છો. ભક્ષણકર્તાઃ=અગ્નિરૂપે. કારણ અથર્વણોમાં એમ કહેવામાં આવ્યું છે કે, એક ઋષિ સર્વ યજ્ઞોના ભક્ષણકર્તારૂપ છે. સત્પતિરૂપઃ—જે અસ્તિત્વરૂપે રહે છે તેના પતિ રૂપ અથવા વિશ્વસ્ય શબ્દ अत्ता ની સાથે જોડીએ તો એમ થઇ શકે કે વિશ્વના ભક્ષક

પ છે તથા તમે સર્વ અસ્તિત્વના પણ પતિરૂપ છો માતરિશ્વ અને ન એમ જો જુદા પાડીએ તો તેનો અર્થ એ થાય કે, હે માતરિશ્વ–હે વાયો ! તું અમારા પિતારૂપ છે. ૧૧

या ते तनूर्वाचि प्रतिष्ठिता या श्रोत्रे या चक्षुषि । या च मनसि सन्तता शिवा तां कुरु मोत्क्रमी ॥ १२ ॥

અન્વયાર્થ.—યા=જે, તે=તારી, તનૂ=અપાનરૂપ શરીર, વાચિ=વાણીમાં, પ્રતિષ્ઠિતા=બોલવાની ચેષ્ટા કરે છે, યા=જે વ્યાનરૂપે, શ્રોત્રે=શ્રોત્રેન્દ્રિયમા ( સાંભળવાની ચેષ્ટા કરે છે ), યા=જે પ્રાણરૂપે, ચ=તથા, ચક્ષુષિ=ચક્ષુમા ( જોવાની ચેષ્ટા કરે છે, ) યા=જે સમાનરૂપે, ચ=તથા, મનસિ =સંકલ્પાદિ વ્યાપારમા (ચેષ્ટા કરે છે), સંતતા=સમ્યક્ પ્રાણાદિરૂપે વિસ્તાર પામેલ, શિવા=શાંત, તાં=તેને, કુરુ=કર, (ત્વં=તુ), મા=નહિ, ઉત્ક્રમી = ઉત્ક્રમણ કર (૧૨)

શબ્દાર્થ:—તમારૂ શરીર જે વાણીમા રહે છે, જે શ્રોત્રમા રહે છે, જે ચક્ષુમા રહેલ છે તથા જે મન વિશે વિસ્તાર પામ્યુ છે તેને શાંત કરો. તમે બહાર ઉત્ક્રમણ મા કરો ૧૨

ટીકા—જે શરીર વાણી વિશે રહેલ છે એટલે અપાન વાયુરૂપે છે કારણ અપાનવડે ઉત્પન્ન થાય છે. શ્રોત્રવિશે રહેલ છે એટલે વ્યાન રૂપે છે, કારણ વ્યાનવડે સંભળાઈ શકે છે ચક્ષુ વિશે રહેલ છે એટલે જે પ્રાણરૂપે છે. મન વિશે રહેલ છે એટલે સમાન રૂપે છે, જેથી કોઇપણ વાતનો નિશ્ચય થઇ શકે છે ૧૨

प्राणस्येदं वशे सर्वं त्रिदिवे यत्प्रतिष्ठितम् । मातेव पुत्रान्रक्षस्व श्रीश्च प्रज्ञाञ्च विधेहि न इति । १३ ॥ इति द्वितीय प्रश्न ॥ २ ॥

અન્વયાર્થ:—પ્રાણસ્ય=તમને પ્રાણને, ઇદં=આ, વશે=વશ રહે છે, સર્વં=સર્વ, ત્રિદિવે=સ્વર્ગમા, યત્=જે, પ્રતિષ્ઠિત=રહેલ, માતા=જનની, ઈવ=પેઠે, પુત્રાન્=પુત્રોને, રક્ષસ્વ=રક્ષણ કર, શ્રી= લક્ષ્મી, ચ=તથા, પ્રજ્ઞાં=બુદ્ધિ, ચ=તથા, વિધેહિ=આપ, નઃ=અમને (૧૩)

શબ્દાર્થ.—જે સર્વ આ પૃથ્વી પર છે તથા જે કંઇ સ્વર્ગવિશે રહેલ છે તે સર્વ, પ્રાણને વશ થઈ રહેલ છે. હે પ્રાણ ! માતાની માફક પુત્રોરૂપે અમારું રક્ષણ કરો અમને સંપત્તિ તથા બુદ્ધિ આપો. ૧૩

ટીકા:—પ્રાણને સર્વના ઇશ્વરરૂપે પ્રજાપતિ ગણવામા આવ્યો છે. ભાવ એ છે કે, આ લોક વિશે જે ઉપભોગનો સમૂહ છે તે સર્વ પ્રાણને વશ છે. તેમજ સ્વર્ગ વિશે દેવાદિના ઉપભોગરૂપ જે જગત્ છે તે સર્વનો પ્રાણ રક્ષણકર્તા છે, માટે હે પ્રાણ ! તુ માતાની માફક અમે પુત્રોનું રક્ષણ કર. ઋગાદિક ત્રણ વેદરૂપ બ્રાહ્મણોની લક્ષ્મીને તથા ક્ષત્રિયોની ધનાદિક ઐશ્વર્ય રૂપ લક્ષ્મીને તેમજ બુદ્ધિ મને આપો. આ રીતે પ્રાણ પ્રજાપતિરૂપ છે, એમ ભાર્ગવે નિશ્ચય કર્યો

---

# તૃતીય પ્રશ્ન.

## कौसल्य तथा पिप्पलादनो संवाद.

### પ્રાણની ઉત્પત્તિનો પ્રશ્ન.

अथ हैनं कौसल्यश्चाश्वलायनः पप्रच्छ । भगवन् कुत एष प्राणो जायते कथमायात्यस्मिञ्छरीर आत्मानं वा प्रविभज्य कथं प्रातिष्ठते केनोत्क्रमते कथं बाह्यमभिधत्ते कथमध्यात्ममिति १

અન્વયાર્થ.—અથ=ત્યારપછી, હ=નક્કી, એનં=પિપ્પલાદને, કૌસલ્ય=કૌસલ્ય, ચ=તથા, આશ્વલાયન=આશ્વલાયન, પપ્રચ્છ=પૂછવા લાગ્યા, ભગવન્=હે ભગવન્ !, કુતઃ=ક્યાથી, એષ=આ, પ્રાણ=પ્રાણ, જાયતે=ઉત્પન્ન થાય છે, કથં=કેવી રીતે, આયાતિ=આવે છે, અસ્મિન્=આ, શરીરે=શરીરમા, આત્માનં=સ્વસ્વરૂપને, પ્રવિભજ્ય=વિભાગ

વા=અથવા, કથં=કેવી રીતે, પ્રાતિષ્ઠતે= કેન=કયા નિમિત્તથી, ઉત્ક્રમતે=ઉત્ક્રમણ કથં=કેવી રીતે, બાહ્યં=અધિભૂત તથા તે, અભિધત્તે=ધારણ કરે છે, કથં=કેવી મધ્યાત્મં=અધ્યાત્મને, ઇતિ=આ રીતે. (૧)

દાર્થ:—પછી અશ્વલનો પુત્ર કૌશલ્ય પિપ્પલાદ પૂછવા લાગ્યો:–હે ભગવન્! (૧) આ પ્રાણ ઉત્પન્ન થાય છે, (૨) તે આ શરીરવિશે તે પ્રવેશ કરે છે, (૩) શરીર વિશે પ્રવેશ કી વિભક્ત થઈ પ્રાણ કેવી રીતે ગમન (૪) તે કેવી રીતે બાહ્ય સંબધ ધારણ તથા તેનો સંબધ પોતા સાથે એટલે સાથે કેવી રીતનો છે?

ટીકા:—પ્રજાપતિ તથા અ આદિના નિશ્ચય થયા પછી પ્રાણની કેવી રીતે કરવી જોઇએ, તેનો નિશ્ચય કરવા પ્રશ્નો માં આવ્યા છે. તે આ શરીરમા કેવી રીતે કરે છે અર્થાત્ તે શરીરને શા માટે ધારણ ? બાહ્ય સંબંધ=પંચ મહાભૂતો તથા સાથનો સંબંધ. ભાવ એ છે કે, કોસલે હે ભગવન્! (૧) આ પ્રાણ કયા કારણથી થાય છે? (૨) ઉત્પન્ન થયા પછી આ શે શા માટે પ્રવેશ કરે છે? (૩) પ્રવેશ છી ભિન્ન ભિન્ન રૂપે શા માટે સ્થિત છે? (૪) શા માટે તે આ શરીરમાથી નિકળે છે? બાહ્ય રહેલ જે અધિભૂત અધિદૈવ તેને કેવી રીતે ધારણ કરે છે? અધ્યાત્મને કેવી રીતે ધારણ કરે છે? ૧

तस्मै स होवाचातिप्रश्नान् पृच्छसि ब्रह्मिष्ठो-ऽसीति तस्मात्तेऽहं ब्रवीमि ॥ २ ॥

અન્વયાર્થ:—તસ્મૈ=તેને, સઃ=પિપ્પલાદ, =કહેવા લાગ્યા, અતિપ્રશ્નાન્=સૂક્ષ્મ અર્થના વાળા પ્રશ્નો, પૃચ્છસિ=તું પૂછેછે, બ્રહ્મિષ્ઠ= વેત્તા, અસિ=તું છે, ઇતિ=એમ, તસ્માત્= તે=તને, અહં=હું, બ્રવીમિ=કહું છું. (૨)

શબ્દાર્થ:—પિપ્પલાદ મુનિએ કૌસલને કહ્યું-તું સૂક્ષ્મ પ્રશ્નો પૂછે છે. તું બ્રહ્મને જાણવાની જિજ્ઞાસાવાળો છે. આ કારણથી જે તું પૂછે છે, તે સંબંધી હું તને ઉપદેશ આપીશ. ૨

## પ્રથમ તથા દ્વિતીય પ્રશ્નનો ઉત્તર.

आत्मन एष प्राणो जायते । यथैषा पुरुषे छायै-तस्मिन्नेतदाततं मनोकृतेनायात्यस्मिञ्छरीरे ।३।

અન્વયાર્થ:—આત્મનઃ=આત્મામાથી, એષ =આ, પ્રાણ=પ્રાણ, જાયતે=ઉત્પન્ન થાય છે, યથા =જેમ, એષા=આ, પુરૂષે=દેહમાં, છાયા=પ્રતિબિંબ-રૂપ છાયા, એતસ્મિન્=આ પ્રાણ કારણરૂપ બ્રહ્મમા, એતત્=આ અનંતરૂપ પ્રાણ નામનું તત્ત્વ, આતતં =રહેલ, મનોકૃતેન=મનનથી થયેલ કર્મવડે, આયાતિ =આવે છે, અસ્મિન્=આ, શરીરે=શરીરમા. ૩

શબ્દાર્થ:—આત્મામાથી આ પ્રાણ ઉત્પન્ન થાય છે. જેવી રીતે પુરૂષના દેહથી છાયા ઉત્પન્ન થાય છે, તેમજ આ પ્રાણ તે કારણરૂપ બ્રહ્મવિશે વિસ્તાર પામેલ છે. મનના કર્મવડે તે આ સ્થૂલ શરીરમાં પ્રવેશ કરે છે.

ટીકા:—જે કર્મો મનવડે સિદ્ધ થઇ શકે છે તેવાં અર્થાત્ સદ્‌ગુણ કે દુર્ગુણ યુક્ત જે કર્મો સંકલ્પોથી ઉત્પન્ન થયા છે તે. ૩

## તૃતીય પ્રશ્નનો ઉત્તર.

यथा सम्राडेवाधिकृतान्विनियुङ्क्ते। एतान् ग्रामा-नेतान् ग्रामानधितिष्ठस्वेत्येवमेवैष प्राणः । इत-रान् प्राणान् पृथक् पृथगेव सन्निधत्ते ॥ ४ ॥

અન્વયાર્થ:—યથા=જે રીતે, સમ્રાટ્= સાર્વભૌમ, એવ=જ, અધિકૃતાન્=પોતપોતાના અધિકાર વિશે નીમેલ, વિનિયુંક્તે=વિનિયોગ કરે છે, એતાન્=આ, ગ્રામાન્=કુરૂ આદિ દેશમાં રહેલ ગામને, એતાન્=આ, ગ્રામાન્=પાચાલ આદિ દેશમા રહેલ ગામને, અધિતિષ્ઠસ્વ=અધિકાર ભોગવ, ઇતિ=આમ, એવં=આ રીતે, એવ=જ, એષઃ=આ, પ્રાણ=પ્રાણ, ઇતરાન્=વ્યતિરિક્ત, પ્રાણાન્=પ્રાણોને, પૃથક્ પૃથક્=ભિન્ન ભિન્ન સ્થાન પ્રતિ, એવ=જ, સન્નિધત્તે=ધારણ કરે છે. (૪)

શબ્દાર્થ—જેમ કોઇ નૃપ પોતાના અધિકારીઓને યોજે છે કે, આ ગામપર અથવા તે ગામ પર તારી સત્તા ચલાવ, તેજ પ્રમાણે પ્રાણોને (ઇન્દ્રિયને) ભિન્ન ભિન્ન કાર્ય પ્રતિ યોજે છે. ૪

ટીકાઃ—શંકર ભગવાને પોતાની ટીકામાં પ્રાણો એટલે સાધારણ રીતે ઇન્દ્રિયોને ગ્રહણ કરી છે. પણ નીચલા મંત્રો વિશે કહેવામાં આવ્યું છે કે, પ્રાણને કેવળ કર્મજ સોંપવામાં આવ્યું છે. જેમ લોક વિશે ચક્રવર્તી રાજા, તું આટલા ગામનો અધિપતિ થઈ રહે, આ રીતે ગ્રામાદિક વિશે ભિન્ન ભિન્ન અધિકારીઓને યોજે છે તેમ મુખ્ય પ્રાણજ ચક્ષુઆદિ ઇન્દ્રિયરૂપ અન્ય પ્રાણને સ્થાનોવિશે જોડે છે તથા પોતાની વૃત્તિઓના ભેદરૂપ પ્રાણ અપાનાદિ વાયુને યથા યોગ્ય ગુદા આદિ સ્થાનવિશે જોડે છે. ૪

## સ્થાનનો વિભાગ.

पायूपस्थेऽपानं चक्षुः श्रोत्रे मुखनासिकाभ्यां प्राणः स्वयं प्रतिष्ठते मध्ये तु समानः । एष ह्येतद्धुतमन्नं समुन्नयति तस्मादेताः सप्तार्चिषो भवन्ति ॥ ५ ॥

અન્વયાર્થઃ—પાયૂપસ્થે=મળમૂત્રાદિ સ્થાનમાં, અપાનં=અપાન વાયુ, ચક્ષુઃશ્રોત્રે=આંખ તથા કાનમાં, મુખનાસિકાભ્યાં=મુખ તથા નાસિકામાંથી, પ્રાણઃ=મુખ્ય પ્રાણ, સ્વયં=પોતે, પ્રતિષ્ઠતે=રહે છે, મધ્યે=શરીરના મધ્ય વિશે નાભિમાં, તુ=જ, સમાનઃ=સમાનરૂપે, એષઃ=આ સમાન, હિ=કારણ કે, એતત્=આ પ્રત્યક્ષ, હુતં=જઠરાગ્નિમાં નાંખેલ, અન્નં=અન્ન, સમુન્નયતિ=તે તે ઇન્દ્રિયોમાં સમાન પ્રકારે લઈ જાય છે, તસ્માત્=સમાનવડે આણેલા અન્નમાંથી, એતાઃ=આ, સપ્તાર્ચિષઃ=સાત અર્ચિઓ, ભવન્તિ=થાય છે. (૫)

શબ્દાર્થ—અપાન વાયુને પ્રાણ પાયુ તથા ઉપસ્થ દ્વારનેવિશે, અર્થાત્ મળ અને મૂત્રના દ્વારવિશે યોજે છે. પ્રાણ પોતે ચક્ષુ તથા શ્રોત્ર[illegible]ખ અને નાસિકામાંથી નિકળીને રહે છે. પણ મધ્યને વિશે અર્થાત્ નાભિપ્રદેશમાં સમાન વાયુ રહેલો હોય છે. આ સમાન વાયુ જે જે કાંઈ અન્નરૂપે આપવામાં આવે છે તેને સરખી રીતે દરેક સ્થળે લઇ જાય છે. આ અન્નમાંથી સાત અર્ચિઓ ઉત્પન્ન થાય છે. ૫

ટીકાઃ—પ્રાણ તથા અપાનના મધ્યમાં અર્થાત્ નાભિમાં રહેલ વાયુને સમાન કહેવામાં આવે છે. આ સમાન વાયુવડે અન્ન તથા જળ પચે છે તથા સરખી રીતે શરીરના સર્વ અવયવવિશે પાચન માટે લઈ જવામાં આવે છે. આપવામા આવે છેઃ-જે કાંઈ ખાવા પીવામાં આવે છે તે. આ વાયુને અહિં અગ્નિ સાથે સરખાવવામા આવ્યો છે, જે સ્વાહા કહી આપવામાં આવતી આહુતિઓને ગ્રહણ કરે છે અર્થાત્ ખાએ છે તથા જે જે દેવતાઓનું નામ દેવામાં આવેલું હોય છે, તેમને પહોચાડે છે. સમાન વાયુને જેમ અગ્નિરૂપે સરખાવ્યો છે તેમ સાત અર્ચિરૂપે અગ્નિ અંતઃકરણથી પ્રકટ થઈ સાત જ્વાળાઓમાં અર્થાત્ મસ્તકમાં રહેલ છિદ્રોમાં જેવાં કે બે આંખ, બે કાન, બે નાક તથા એક મોઢું એમાં વિભક્ત થાય છે. ભાવાર્થઃ—મલમૂત્રને નીચે લાવનારો એવો અપાન નામનો જે વાયુ છે તેને, જેમ રાજા કોઇ અધિકારને ગામ વિશે યોજે, તેમ પ્રાણ ગુદા તથા ઉપસ્થવિશે યોજે છે, તેમજ ચક્ષુસ્, શ્રોત્ર, મુખ તથાનાસિકામાં ચક્રવર્તી રાજા સરખો પ્રાણ પોતેજ રહેલો છે. વળી સમાન નામનો વાયુ છે તે ખાધેલી અન્નાદિ વસ્તુને સરખા ભાગની અંદર લઇ જાય છે. આજ કારણથી સમાન વાયુ અન્ન રસરૂપ કાષ્ટથી પ્રદીપ્ત જઠરાગ્નિરૂપ કહે છે. આ જઠરાગ્નિરૂપ સમાન વાયુ હૃદય દેશમાંથી નિકળી મસ્તક વિશે રહેલ સાત દ્વારોવિશે જ્વાળારૂપે રહેલો છે. આ સર્વનું તાત્પર્ય એ છે કે, દર્શન શ્રવણાદિક કરી રૂપાદિ વિષયનો જે પ્રકાશ થાય છે, તે કેવળ પ્રાણદ્વારા જ થાય છે. ૫

## નાડીનું ઉત્પત્તિ સ્થાન હૃદય.

हृदि ह्येष आत्मा । अत्रैतदेकशतं नाडीनां

सा शतं शतमेकैकस्यां द्वासप्ततिर्द्वासप्ततिः तेशाखानाडीसहस्राणि भवन्त्यासु व्यानश्चरते ॥ ६ ॥

અન્વયાર્થ:—હૃદિ=હૃદયમા, હિ=કારણ કે, એષ:=આ, આત્મા=લિંગાત્મા, અત્ર=આ હૃદયમા, તત્=આ, એકશતં=એકસો એક, નાડીના=નાડીઓના, તાસાં=તે, શતં શતં=સો સોની સંખ્યા ગણી, એકૈકસ્યા=એક એકને સો ગણી કરવાથી, સપ્તતિઃ દ્વાસપ્તતિ=બોતેર બોતેર, પ્રતિશાખા-નાડીસહસ્રાણિ=દરેક શાખા હજાર નાડી સાથે ગણી, ભવન્તિ=થાય છે, આસુ=આમા, વ્યાનઃ=વ્યાન વાયુ, ચરતિ=ફરે છે. (૬)

શબ્દાર્થ—કારણ કે હૃદય વિષે આ આત્મા છે. અહીથી એકસોને એક નાડીઓ નીકળે છે. તેમાની દરેક સો સો ગણી વહેંચાયલી છે. દરેક શાખા નાડીની ૭૨૦૦૦ શાખાઓ છે. આ સર્વવિષે વ્યાન નામનો વાયુ ફરે છે. ૬

ટીકા:—૧૦૧×૧૦૦=૧૦૧૦૦, ૧૦૧૦૦×૨૦૦૦=૭૨૭,૨૦૦,૦૦૦. આથી ફરી સઘળી નાડીની સંખ્યા ૭૨૭૨૦૦૦૦૦+૧૦૧૦૦+૧૦૧=૨૭૨૧૦૨૦૧ ની થાય છે ૬

अथैकयोर्ध्व उदानः पुण्येन पुण्यं लोकं नयति पापेन पापमुभाभ्यामेव मनुष्यलोकम् ॥ ७ ॥

અન્વયાર્થ:—અથ=ત્યાર પછી, એકયા=એક ઉર્ધ્વ નાડીવડે, ઉર્ધ્વ=ઉર્ધ્વ કરનાર, ઉદાન=ઉદાન વાયુ, પુણ્યેન=શાસ્ત્ર યુક્ત કર્મવડે, પુણ્ય=પુણ્ય કર્મના ફળરૂપ, લોકં=સ્વર્ગાદિ ભોગ સ્થાનને, નયતિ=પમાડે છે, પાપેન=પાપ કર્મવડે, પાપ=પાપથી થયેલ નરક, ઉભાભ્યા=પુણ્ય તથા પાપ વડે, એવ=જ, મનુષ્યલોકમ્=મનુષ્ય દેહ (૭)

શબ્દાર્થ:—વળી ઉર્ધ્વ ગમન કરનાર ઉદાન નામનો વાયુ ઉર્ધ્વ ગમન કરી તે નાડીઓમાની એકવડે અર્થાત્ સુષુમ્ણા નાડીવડે પુણ્યકર્મ કરવાથી પવિત્ર સ્થાનને લઈ જાય છે, પાપકર્મ કરવાથી પાપયુક્ત સ્થાનને લઈ જાય છે અને પુણ્ય તથા પાપ બન્ને કરવાથી મનુષ્ય લોકને પમાડે છે. ૭

ટીકા:—ઉદાન—આ ઉદાન નામનો વાયુ સુષુમ્ણા નાડીથી ઉંચે જઈ પાદથી લઈ મસ્તક પર્યંત ફરે છે. ભાવાર્થ:—આ એકસોને એક નાડીમાની એક, ઉંચે મૂર્ધાના સ્થાન વિશે ગમન કરવાવાળી સુષુમ્ણા નામની નાડી છે. આ નાડીથી ઉંચે એક નાડી પાદથી લઇ મસ્તક પર્યંત વિચરે છે, જેને ઉદાન વાયુ કહે છે આ ઉદાન વાયુ શાસ્ત્ર વિશે કહેલ પુણ્ય કર્મોથી દેવાદિકના સ્થાનરૂપ પુણ્ય લોકને પ્રાપ્ત કરે છે, આથી વિપરીત પાપ કર્મવડે પશુપક્ષી આદિની યોનિરૂપ પાપમય નરકને પ્રાપ્ત કરે છે તથા પુણ્ય અને પાપ બેઉવડે મનુષ્ય લોકને પ્રાપ્ત કરે છે. ૭

## ચોથા પ્રશ્નનો ઉત્તર.

आदित्यो ह वै बाह्य प्राण उदयत्येष ह्येनं चाक्षुषं प्राणमनुगृह्णान । पृथिव्या या देवता सैषा पुरुषस्यापानमवष्टभ्यान्तरा यदाकाश स समानो वायुर्व्यानः ॥ ८ ॥

અન્વયાર્થ:—આદિત્ય=મંડલાભિમાની પુરુષ, હ=પ્રસિદ્ધ, વૈ=પ્રસિદ્ધ, બાહ્ય=અધ્યાત્મથી રહિત, ઉદયતિ=ઉદયને પામે છે, એષ=આ સૂર્ય, હિ=કારણ કે, એનં=આ આધ્યાત્મક, ચક્ષુષં=ચક્ષુ વિશે થયેલ, પ્રાણં=પ્રાણની વૃત્તિને, અનુગૃહ્ણાનઃ=પ્રકાશવડે અનુગ્રહ કરતા, પૃથિવ્યા=પૃથ્વીપર, યા=જે, દેવતા=અધિષ્ઠાતારૂપ દેવ, સા=તે, એષા=આ પ્રત્યક્ષ, પુરુષસ્ય=દેહના, અપાન=અધ્યાત્મ અપાન વાયુને, અવષ્ટભ્ય=આકર્ષણકરી, અન્તરા=આદિત્ય તથા પૃથ્વીના મધ્યમા, યત્=જે, આકાશ=આકાશ, સ=તે, સમાનઃ=સમાન, વાયુ=બાહ્ય પવન, વ્યાનઃ=વ્યાન. (૮)

શબ્દાર્થ—આદિત્ય એ બાહ્ય પ્રાણરૂપ છે, કારણ કે તેના ઉદય ચક્ષુ સબંધી પ્રાણના હિતને અર્થે થાય છે પૃથ્વી વિશે રહેલ અધિષ્ઠાતા દેવ પુરુષના (દેહના) અપાન વાયુનુ રૂ

કરે છે, આકાશ તથા પૃથ્વી વચ્ચે રહેલ આકાશરૂપ વાયુ સમાનરૂપ છે તથા વાયુ અર્થાત્ સાધારણ બાહ્ય પવન વ્યાનરૂપે છે. ૮

ટીકાઃ—આદિત્યઃ-મંડલાભિમાની પુરુષ. ચક્ષુષ સંબંધી-આદિત્ય ચક્ષુષને ભિન્ન ભિન્ન રૂપો જોવા પ્રકાશ આપે છે. માટે તેનું હિતકર્તા કહેવાય છે. પ્રાણના હિત અર્થેઃ-આત્માનો પ્રાણ સાથે સંબંધ હોવાથી. અધિષ્ઠાતા દેવઃ-અગ્નિ. તે ધારણ કરે છે અથવા તેનું આકર્ષણ કરે છે અને શાંકર મત પ્રમાણે આ ગુરુત્વાકર્ષણને લીધે જ શરીર પતન થતું અટકી જાય છે, જેનું કારણ ગુરુત્વતા હોય અથવા વિરુદ્ધ શક્તિ, ઉપર તરફનું આકર્ષણ કરતી હોય. આકાશઃ-શંકર ભગવાનના મત પ્રમાણે પૃથિવી તથા સ્વર્ગના મધ્ય વિશે રહેલ વાયુ છે તથા સૃષ્ટિની આસપાસ જે વાયુ વ્યાપ્ત છે તેનાથી તે ભિન્ન છે. આ વાયુને સમાન કહ્યો છે, કારણ તે ઉપરનો જે વાયુ છે તથા નીચેનો જે વાયુ છે તેની મધ્યમાં રહેલ છે. ભાવાર્થઃ-હે કૌશલ! આદિત્ય જ પ્રસિદ્ધ અધિદૈવતરૂપે બહારનો પ્રાણ છે, જે ઉંચે જાય છે. આ આદિત્ય જ અધ્યાત્મ ચક્ષુ ઇન્દ્રિયવિશે રહેલ પ્રાણને પોતાનો પ્રકાશ આપી અનુગ્રહ કરે છે અર્થાત્ રૂપ વિષયનું જ્ઞાન થવા ચક્ષુને પ્રકાશ આપે છે, તેમ પૃથ્વીવિશે અભિમાની પ્રસિદ્ધ અગ્નિ દેવ પુરુષની અપાન વૃત્તિને વશ કરી નીચે ખેંચવાવડે અનુગ્રહ કરે છે. આમ હોવાથી શરીર ભારે થવાથી તેનો પાત થાય છે અથવા આકાશમાં ઉપર ગયા પછી નીચે ન પડવું અથવા ઉપર ન જવું. આ અગ્નિરૂપ પૃથ્વીનો ઉપકાર છે. સ્વર્ગ તથા પૃથ્વીના મધ્યે રહેલ આકાશમાંનો વાયુ સમાનરૂપ છે. અર્થાત્ સમાન પુરુષની માફક સર્વપર સરખો ઉપકાર કરે છે. આ સમાન વાયુની બહારનો જે વાયુ છે, તે સર્વત્ર વ્યાપ્ત હોવાથી તેને વ્યાન કહેવામાં આવે છે. ૮

तेजो ह वै उदानस्तस्मादुपशांततेजाः ।
पुनर्भवमिन्द्रियैर्मनसि सम्पद्यमानैः ॥ ९ ॥

અન્વયાર્થઃ—તેજઃ=દાહ તથા [illegible] કરનાર તેજ, હ=નક્કી, વૈ=પ્રસિદ્ધ, ઉદાનઃ=ઉદ[illegible] વાયુ, તસ્માત્=એથી, ઉપશાંતતેજાઃ=દેહમાંથી ઓછા તેજવાળો, પુનર્ભવં=જૂના શરીરનો ત્યાગ કરી અન્ય શરીરને પામે છે, ઇન્દ્રિયૈઃ=વાગાદિ ઇન્દ્રિ[યો] વડે, મનસિ=અંતઃકરણમાં, સંપદ્યમાનૈઃ=પ્રવેશ પામતી (૯)

શબ્દાર્થઃ—તેજ ઉદાનરૂપ છે, તેથી જ્યારે તેનું તેજ શાંત પામે છે ત્યારે મનુષ્ય પોતાની ઇન્દ્રિયો, જેનો પ્રવેશ મન વિશે થાય છે તે સહિત, અન્ય શરીરને પ્રાપ્ત થાય છે. ૯

ટીકાઃ—તેજઃ-અહીં તેજ શબ્દવડે સાધારણ રીતે બાહ્ય તેજ ગ્રહણ કરવામાં આવ્યું છે અને આથી સૂર્યનું તેજ જે મુખ્ય છે, તેનાથી તે ભિન્ન છે. તેજ શાંત થાય છેઃ-મરણ સમયે તેની શક્તિ ઓછી થાય છે. ભાવાર્થઃ-બાહ્ય રહેલ સમાન તેજ ઉદાનરૂપે છે અર્થાત્ તેજ પોતાના પ્રકાશવડે શરીરમાં રહેલ ઉદાન વાયુના ઉપર અનુગ્રહ કરે છે. આથી તેજ સ્વભાવવાળો તથા શરીરથી બાહ્ય નિવાસ કરવાવાળો ઉદાન વાયુ પણ બહારના તેજનો અનુગ્રહ પામી શરીરમાં રહે છે. પણ જ્યારે જીવના જીવનનો હેતુ કર્મના ઉપશમ થવાથી બાહ્ય તેજના અનુગ્રહનો અભાવ થાય છે ત્યારે લૌકિક પુરુષ સ્વાભાવિક તેજથી રહિત થાય છે. આથી ક્ષીણ આયુષ્યવાળો તે મરણને પ્રાપ્ત થાય છે. પછી તે મનવિશે પ્રવેશને પામી વાગાદિ ઇન્દ્રિયોની સાથે અન્ય શરીરને પામે છે. ૯

यच्चित्तस्तेनैष प्राणमायाति प्राणस्तेजसा युक्तः ।
सहात्मना यथासङ्कल्पितं लोकं नयति ॥ १० ॥

અન્વયાર્થઃ—યત્ચિત્તઃ=કોઈ પણ શરીરને પામવાના ચિત્તવાળો, તેન=તે દેવ તિર્યક્આદિ યુક્ત મનવડે, એષ=અંતઃકરણાભિમાની જીવ, પ્રાણં=મુખ્ય પ્રાણને, આયાતિ=પામે છે, પ્રાણઃ=પ્રાણ, તેજસા=તેજવડે, યુક્તઃ=જોડાયેલો, સહાત્મના=ભોક્તા સહિત, યથાસંકલ્પિતં=જેવો સંકલ્પ

તેગ, લોકં=કર્મ વિધાના ફળરૂપ ભાવી
ે, નયતિ=પમાડે છે. (૧૦)

શબ્દાર્થ—જે અર્થાત્ કોઇ પણ શરીરનાં
ળો જીવ, મનવડે મુખ્ય પ્રાણને પ્રાપ્ત થાય
છી ભોક્તાયુક્ત તથા તેજયુક્ત અર્થાત્
ઉદાન વાયુથી યુક્ત થયલો પ્રાણ, કર્મ
દે સાધનવડે ઇચ્છિત ભાવી શરીરને
છે. ૧૦

ટીકાઃ—ચિત્તઃ-મનના ખાસ વલણને લીધે
તે પોતાના મરણ સમયે પ્રાણનું જે પરિણામ
થાય છે તે. મુખ્ય પ્રાણને પામે છેઃ-
સર્વ ઇન્દ્રિયો પોતપોતાનું કાર્ય કરતી બંધ
ે ત્યારે મરણ સમયે જે મુખ્ય પ્રાણ રહેલ
છે તે. આ સમયે લોકો એમ કહે છે કે,
માં શ્વાસ છે, માટે હજુ તે જીવે છે. તેજથી
-ઉર્ધ્વ ગમન કરતા ઉદાન વાયુથી યુક્ત.
-સારાં અથવા નરસાં કર્મોના પરિણામરૂપે
તે. ભાવાર્થઃ-હે કૌશલ ! આ જીવ મરણ
શે જે પશુ આદિક શરીરમાં ચિત્તવાળો
ે, તે ચિત્તના સંકલ્પવડે ઇન્દ્રિયની સાથે મુખ્ય
ત્તિને પામે છે, અર્થાત્ મરણ કાળ વિષે
ઇન્દ્રિયોની વૃત્તિઓ ક્ષીણ થયલી હોય છે
કેવળ પ્રાણવૃત્તિજ રહેલ હોય છે ત્યારે
સંબંધીઓ કહે છે કે, હજુ તે જીવે છે.
પ્રાણ તેજના અનુગ્રહને પામી ઉદાન વૃત્તિ-
યુક્ત થઇ, શરીરના સ્વામી જીવાત્મારૂપ
ની સાથે તાદાત્મ્ય ભાવને પામે છે ત્યારે
વૃત્તિથી યુક્ત ભોક્તારૂપ પ્રાણ ભોક્તાના
પાપરૂપ કર્મોને લીધે જે પ્રમાણેનો સંકલ્પ
ે, તે લોકને તે પ્રાપ્ત થાય છે. ૧૦

। एवं विद्वान् प्राणं वेद । न हास्य प्रजा
तेऽमृतो भवति तदेष श्लोकः ॥११॥

અન્વયાર્થઃ—યઃ=જે કોઇ, એવં=આ રીતે,
ન્=વિદ્વાન પુરુષ, પ્રાણં=પાચ વૃત્તિરૂપ પ્રાણને,
ણે છે, ન=નહિ, હ=ખરેખર, અસ્ય=આ
ની ઉપાસના કરનાર વિદ્વાનની, પ્રજાઃ=પ્રજાઓ,
હીયતે=છેદ પામે છે, અમૃતઃ=મરણ ધર્મ રહિત,
ભવતિ=થાય છે, તત્=તે સંબંધી, એષઃ=આ,
શ્લોકઃ=મંત્ર. (૧૧)

શબ્દાર્થઃ—જે વિદ્વાન્ અધિકારી પ્રાણને
આ રીતે ઉપાસે છે, તેની પ્રજા નાશને પામતી
નથી તથા મરણ પછી તે અમૃતરૂપ થાય છે.
આ વિશે નીચેનો શ્લોક કહેવામાં આવ્યો છે. ૧૧

## પાંચમા તથા છઠ્ઠા પ્રશ્નનો ઉત્તર.

उत्पत्तिमायतिं स्थानं विभुत्वञ्चैव पञ्चधा ।
अध्यात्मञ्चैव प्राणस्य विज्ञायामृतमश्नुते विज्ञा-
यामृतमश्नुत इति ॥१२॥

इति तृतीयः प्रश्नः ॥३॥

અન્વયાર્થઃ—ઉત્પત્તિં=મુખ્ય પ્રાણરૂપ પર-
માત્માની ઉત્પત્તિને, આયતિં=ધર્મ અધર્મવડે
શરીરમાં પ્રાણનું પેસવું, સ્થાનં=સ્થિતિ, વિભુત્વં=
વ્યાપીપણું, ચ=તથા, એવ=જ, પંચધા=સૂર્યાદિ
તથા પ્રાણાદિના ભેદવડે પાંચ પ્રકાર, અધ્યાત્મં=
આત્મા સંબંધી, ચ=તથા, એવ=જ, પ્રાણસ્ય=
મુખ્ય પ્રાણના, વિજ્ઞાય=જાણી, અમૃતં=હિરણ્ય-
ગર્ભની સાયુજ્યતાને અથવા મોક્ષને, અશ્નુતે=
પામે છે. (૧૨)

શબ્દાર્થઃ—જે કોઇ ઉત્પત્તિ, આગમન,
સ્થિતિ, પાંચ પ્રકારે સ્થાપનરૂપ સ્વામીપણાને
તથા અધ્યાત્મને જાણે છે, તે અમૃતત્વ ભોગવે
છે, તે ખરેખર અમૃતત્વ ભોગવે છે. ૧૨

ટીકાઃ—ઉત્પત્તિ-પરબ્રહ્મ પરમાત્મામાંથી
જીવની ઉત્પત્તિ છે એમ. આગમનઃ-પ્રવેશ અર્થાત્
પૂર્વ જન્મના સુકૃત યા દુષ્કૃતને યોગે બીજા શરીરને
વિશે થતો જીવનો પ્રવેશ. સ્થિતિઃ-શરીરના ભિન્ન
ભિન્ન વિભાગો. પાંચ પ્રકારે-પ્રાણ વાયુ ચક્ષુ
તથા શ્રોત્ર વિશે રહેનાર અપાન વાયુ, સમાન
વાયુ તથા ઉદાન વાયુ, સુષુમ્ણા નાડી તેમજ ને
સર્વ ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવો જેમ કે સૂર્ય,
અગ્નિ, આકાશ, વાયુ તથા તેજ. ભાવાર્થઃ—

પ્રાણથી પરમાત્માની ઉત્પત્તિને, મનથી કીધેલ કર્મવડે આ શરીર વિશે તથા આગમનને, ગુદા તથા ઉપસ્થાદિ સ્થાનો વિશે પ્રાણની સ્થિતિને, તથા ચક્રવર્તી રાજાની માફક પ્રાણવૃત્તિઓના ભેદવડે પાંચ પ્રકારે સ્થાપનરૂપ સ્વામીપણાને, તેમજ પ્રાણાદિક વૃત્તિ સ્વરૂપ ચક્ષુ આદિના પ્રકારવડે સ્થિતિરૂપ અધ્યાત્મને જે જાણે છે, તે અમૃત ભાવને પામે છે, અમૃત ભાવને પામે છે.

# ચતુર્થ પ્રશ્ન.

## ગાર્ગ્ય પિપ્પલાદનો સંવાદ.

### આત્માનું સ્વરૂપ.

અથ હૈનં સૌર્યાયણી ગાર્ગ્યઃ પપ્રચ્છ । ભગવન્નેતસ્મિન્ પુરુષે કાનિ સ્વપન્તિ કાન્યસ્મિન્ જાગ્રતિ કતર એષ દેવઃ સ્વપ્નાન્ પશ્યતિ કસ્યૈતત્ સુખં ભવતિ કસ્મિન્નુ સર્વે સમ્પ્રતિષ્ઠિતા ભવન્તીતિ ॥૧॥

અન્વયાર્થઃ—અથ=ત્યારપછી, હ=તક્રી, એનં=આ પિપ્પલાદને, સૌર્યાયણી=સૂર્યનો પુત્ર, ગાર્ગ્યઃ=ગાર્ગ્ય નામનો પપ્રચ્છ=પૂછવા લાગ્યો, ભગવન્=હે ભગવન એતસ્મિન્=આ, પુરુષે=દેહમાં, કાનિ=કઇ ઇન્દ્રિયો, સ્વપન્તિ=સ્વપ્નને પામે છે, કાનિ=કઇ, અસ્મિન્=આ શરીરમાં, જાગ્રતિ=જાગે છે, કતરઃ=કોણ, એષઃ=આ પ્રત્યક્ષ, દેવઃ=દ્યોત નામક દેવ, સ્વપ્નાન્=સ્વપ્નને, પશ્યતિ=જુવે છે, કસ્ય=કોને, એતત્=આ, સુખં=સુખ, ભવતિ=થાય છે, કસ્મિન્=કોને વિશે, નુ=શંકા વાચક, સર્વે=પ્રાણ કરણ આદિ સઘળા, સંપ્રતિષ્ઠિતાઃ=સમ્યક્ પ્રકારે એકરૂપે, ભવન્તિ=થાય છે (૧)

શબ્દાર્થઃ—પછી સૂર્યના પૌત્ર ગાર્ગ્યે પિપ્પલાદ મુનિને પૂછ્યું:—હે ભગવન્! (૧) આ શરીર વિશે કઇ કઇ ઇન્દ્રિયો સુષુપ્તિ અવસ્થા ભોગવે છે? (૨) શરીરવિશે કઇ કઇ ઇન્દ્રિયો જાગ્રતાવસ્થા ભોગવે છે? (૩) આ સર્વ ઇન્દ્રિયો વિશે ક્યો દેવ અર્થાત્ ઇન્દ્રિય સ્વપ્નના પદાર્થને જોઇ શકે છે? (૪) આ સુખ ( ઇન્દ્રિય વિના) કોને થાય છે? (૫) કોને વિશે આ સર્વ ઇન્દ્રિયો સ્થિતિ કરી રહી છે? ૧

ટીકાઃ—પ્રથમના ત્રણ પ્રશ્નો વિશે કાર્ય અને કારણરૂપે સ્થિત વ્યક્તરૂપ જગત્ તથા સગુણ બ્રહ્મનું જ્ઞાન દર્શાવવામાં આવ્યું છે. હવે પછીના ત્રણ પ્રશ્નો વિશે આત્માનું સ્વરૂપ દર્શાવવામાં આવ્યું છે, જે કારણ તથા પ્રમાણથી સ્વતંત્ર છે. જે મન તથા ઇન્દ્રિયનો અવિષય છે, જે આનંદરૂપ છે, જે અવિકારી, નાશરહિત તથા સત્યરૂપ છે. આ સ્વરૂપ કેવળ પૂર્ણ અધિકાર પ્રાપ્ત થવાથી અર્થાત્ ઉત્તમ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત થયાથી થાય છે. સુષુપ્તિ ભોગવે છે અર્થાત્ પોતાનાં કાર્યો કરતી બંધ પડે છે. જાગ્રતઅવસ્થા ભોગવે છે અર્થાત્ જાગૃત હોય છે ત્યારે પોતપોતાનાં કાર્યો કરે છે. સ્વપ્નને જોઈ શકે છેઃ—જ્યારે ઇન્દ્રિયો સ્થિર હોય ત્યારે સૂક્ષ્મ વિષયોરૂપ સ્વપ્નને આત્મા જોઈ શકે છે. આ સુખ કોને હોય છે.—અર્થાત્ સુષુપ્તિ અવસ્થાનું સુખ કોને હોય છે. ૧

### પ્રથમ પ્રશ્નનો ઉત્તર.

તસ્મૈ સ હોવાચ । યથા ગાર્ગ્ય મરીચયોઽર્કસ્યાસ્તં ગચ્છતઃ સર્વા એતસ્મિંસ્તેજોમણ્ડલ એકીભવન્તિ । તાઃ પુનઃપુનરુદયતઃ પ્રચરન્ત્યેવં હ વૈ તત્સર્વં પરે દેવે મનસ્યેકીભવન્તિ । તેન તર્હિ પુરુષો ન શૃણોતિ ન પશ્યતિ ન જિઘ્રતિ ન રસયતે ન સ્પૃશતે નાભિવદતે નાદત્તે નાનન્દયતે ન વિસૃજતે નેયાયતે સ્વપિતીત્યાચક્ષતે ॥૨॥

અન્વયાર્થઃ—તસ્મૈ=ગાર્ગ્યને, સઃ=તે, હ=પ્રાચીન, ઉવાચ=કહેવા લાગ્યા, યથા=જે રીતે, ગાર્ગ્ય=હે ગાર્ગ્ય, મરીચયઃ=કીરણો, અર્કસ્ય=સૂર્યનાં, અસ્તં=અસ્તને, ગચ્છતઃ=પામતા, સર્વાઃ=

વાળાં કિરણો, એતસ્મિન્=આ, તેજોમંડલે=તેજોમંડળમાં, એકીભવન્તિ=એકરૂપે થાય છે, તાઃ=કીરણો, પુનઃપુનઃ=ફરી, ઉદયતઃ=ઉદય પામતા સૂર્યના, પ્રચરન્તિ=મંચાર કરે છે, એવં=આ રીતે, વૈ=પ્રસિદ્ધ, તત્=તે કીરણ સ્વરૂપ વાગાદિ, સર્વં=સઘળી, પરે=ઉત્કૃષ્ટ, દેવે=પ્રકાશ સ્વરૂપ, મનસિઃ=અંતઃકરણમાં, એકીભવન્તિ=સ્વપ્ન કાળે નિર્વિશેષતાને પામે છે, તેન=આથી, તર્હિ=સ્વપ્નકાળે એષ=આ, પુરૂષ=મનુષ્ય, ન=નહિ, શૃણોતિ=સાંભળે છે, ન=નહિ, પશ્યતિ=જૂવે છે, ન=નહિ, રસયતે=રસને ગ્રહણ કરે છે, ન=નહિ, સ્પૃશતે=સ્પર્શ કરે છે, ન=નહિ, અભિવદતે=બોલે છે, ન=નહિ, આદત્તે=ગ્રહણ કરે છે, ન=નહિ, આનંદયતે=આનંદ ઉપજાવે છે, ન=નહિ, વિસૃજતે=મળત્યાગ કરે છે, ન=નહિ, ઇયાયતે=ગમન કરે છે, સ્વપિતિ= શયન કરે છે, ઇતિ=એમ, આચક્ષતે=કહે છે (૨)

શબ્દાર્થઃ—પિપ્પલાદે ગાર્ગ્યને કહ્યુંઃ—જેવી રીતે સૂર્યના સર્વ રશ્મિઓ અસ્ત થવાને સમયે તેજોમંડળવિશે એકઠાં થાય છે તથા જ્યારે તે ફરી ઉદયને પામે છે ત્યારે તેઓ અર્થાત્ રશ્મિઓ છૂટાં પડે છે, તેજ પ્રમાણે ઇન્દ્રિયો તથા તેના વિષયોથી ઉત્પન્ન થયેલ આ સર્વ, શ્રેષ્ઠ દેવ અર્થાત્ ઇન્દ્રિયરૂપ મન વિશે સ્વપ્ન અવસ્થાને સમયે એકઠી થાય છે. આથી કરી તે સમયે પુરૂષ શ્રવણ કરી શકતો નથી, જોઇ શકતો નથી, સુંઘી શકતો નથી, સ્વાદ લઈ શકતો નથી, તથા સ્પર્શ કરી શકતો નથી, તે બોલી શકતો નથી, તે ગ્રહણ કરી શકતો નથી, તેમજ મનન કરી શકતો નથી, પણ આ અવસ્થામાં એમ કહેવાય છે કે, તે ઉંઘે છે. ૨

ટીકાઃ—મન વિશે એકઠી થાય છેઃ—જ્યારે જાગ્રતાવસ્થા હોય છે ત્યારે આ સર્વ ઇન્દ્રિયો મનમાંથી બહાર નીકળી જાગ્રતાવસ્થામાં પોતપોતાના ધર્મ બજાવે છે. આથી કરી એટલે એમ કહેવાનું કારણ એ કે, તે સર્વ ઇન્દ્રિયો એકીભૂત થયલી હોય છે, માટે પોતપોતાનાં કાર્યો કરી શકતી નથી.

ભાવાર્થઃ—પિપ્પલાદ મુનિ બોલ્યાઃ—હે ગાર્ગ્ય ! જેમ સૂર્યના સર્વ કિરણો સૂર્ય અસ્ત પામતી વખતે તેજોમંડળવિશે એકતાને પ્રાપ્ત થાય છે તથા તે જ સૂર્યના કિરણો ફરી ઉદયને પામતાથી ફેલાય છે. આજ પ્રકારે આ સર્વ ઇન્દ્રિયો તથા તેના વિષયો મનને અધીન હોવાથી ઉત્કૃષ્ટ પ્રકાશમાન મનવિશે શયનકાળે સૂર્યમંડળમાં કિરણોની માફક એકતાને પામે છે. અર્થાત્ ચક્ષુ આદિ ઇન્દ્રિયનો પણ લય થાય છે. ઇન્દ્રિયોનો આ રીતે લય થવાથી કારણ પુરૂષ, શ્રોત્ર ઇન્દ્રિયવડે શ્રવણ કરી શકતો નથી, ચક્ષુ ઇન્દ્રિયવડે જોઇ શકતો નથી, નાકવડે સુંઘી શકતો નથી, જીભવડે રસ લેતો નથી, ત્વચાવડે સ્પર્શ કરી શકતો નથી, વાણીવડે બોલતો નથી, હાથવડે ગ્રહણ કરતો નથી, ઉપસ્થ ઇન્દ્રિયવડે આનંદ મેળવતો નથી, ગુદાવડે મળત્યાગ કરતો નથી, પાદવડે ચાલી શકતો નથી, પણ તે પુરૂષ સૂતેલો છે એમ લૌકિક જનો કહે છે. ૨

## દ્વિતીય પ્રશ્નનો ઉત્તર.

प्राणाग्नय एवैतस्मिन् पुरे जाग्रति । गार्हपत्यो ह वा एषोऽपानो व्यानोऽन्वाहार्यपचनो यद्गार्हपत्यात्प्रणीयते प्रणयनादाहवनीयः प्राणः ॥३॥

અન્વયાર્થઃ—પ્રાણાગ્નયઃ=પ્રાણાદિરૂપ અગ્નિઓ, એવ=જ, એતસ્મિન્=આ, પુરે=દેહમાં, જાગ્રતિ=જાગરણ કરે છે, ગાર્હપત્યઃ=ગાર્હપત્યરૂપે, હવા=પ્રસિદ્ધ, એષ=આ, અપાનઃ=મલમૂત્રાદિને નીચે લઇ જનાર અપાન વાયુ, વ્યાનઃ=વ્યાન નામનો વાયુ, અન્વાહાર્ય પચન =દક્ષિણાગ્નિરૂપે, યત્=કારણકે, ગાર્હપત્યાત્=ગાર્હપત્યાગ્નિમાથી, પ્રણીયતે=હોમ માટે લઈ જવામા આવે છે, પ્રણયનાત્=અંદર પ્રવેશ કરતા વાયુરૂપ અપાનમાંથી લઇ જવામા આવતો હોવાથી, આહવનીયઃ= આહવનીયરૂપ, પ્રાણઃ=બહાર ગમન કરતો પ્રાણરૂપ વાયુ ૩

શબ્દાર્થઃ—જ્યારે ઇન્દ્રિયો આ પ્રમાણે સ્થિર હોય છે, ત્યારે આ નગર વિશે પ્રાણરૂપી અગ્નિઓ જાગૃત હોય છે. અપાન ગાર્હપત્યરૂપ

છે, વ્યાન અન્વાહાર્યપચન રૂપ છે, કારણ કે તે ગાર્હપત્યમાંથી લેવામાં આવે છે. આમ પ્રણયન થવાથી અર્થાત્ અંદરના વાયુમાંથી બહાર ખેંચી કાઢવાને લીધે આહવનીયરૂપે પ્રાણ છે. ૩

ટીકાઃ—આ અને એની પછીના મંત્રવિષે પ્રાણોને અગ્નિહોત્રીના પંચાગ્નિઓ સાથે સરખાવવામાં આવ્યા છે. પંચાગ્નિઓ નીચે પ્રમાણે છેઃ—ગાર્હપત્યાગ્નિ-આ અગ્નિ ગૃહસ્થાશ્રમીએ પોતાની આખી જીંદગી પર્યંત સાચવી રાખવાનો છે તથા બીજા અગ્નિઓ તેનાથી પ્રકટાવવામાં આવે છે. આનું સ્થાન પશ્ચિમ દિશામાં હોય છે. અન્વાહાર્ય અથવા દક્ષિણાગ્નિઃ-આ અગ્નિવડે પિતૃ દેવતાઓને બળિ અર્પણ કરવામાં આવે છે તથા તેનું સ્થાન ગાર્હપત્યથી દક્ષિણમાં અથવા શાળાથી નૈર્ઋત્યમાં છે. આહવનીયાગ્નિ.-આ અગ્નિવડે સર્વ દેવોને હવિ આપવામાં આવે છે. આનું સ્થાન પૂર્વ તરફ છે. સભ્યાગ્નિઃ-આ અગ્નિ સાક્ષીરૂપે છે તથા તેનું સ્થાન વાયવ્ય ખૂણામાં છે. આવસથ્યાગ્નિઃ-આ અગ્નિવડે વૈશ્વદેવોને બલિ આપવામાં આવે છે તથા દરરોજનું અન્ન રાંધવામાં આવે છે તથા સંસ્કારોમાં વપરાય છે. આનું સ્થાન ઇશાન ખૂણા વિશે છે. નગર ત્રિશઃ-દેહને નગરની સાથે સરખાવવામાં આવ્યો છે. કારણ કે જેમ શહેરને દરવાજાઓ હોય છે તેમ દેહને અગિયાર દરવાજાઓ અર્થાત્ છિદ્રો છે. અન્વાહાર્યપચન=દક્ષિણાગ્નિને અન્વાહાર્ય પચન કહેવામાં આવે છે. આ અગ્નિવડે યજ્ઞકર્મ સંબંધી દ્રવ્ય તૈયાર કરવામાં આવે છે. ૩

यदुच्छ्वासनिःश्वासावेतावाहुती समं नयतीति स समानः मनो ह वाव यजमान इष्टफलमेवोदानः स एनं यजमानमहरहर्ब्रह्म गमयति ।४।

અન્વયાર્થ:—યત્=કારણકે, ઉચ્છ્વાસનિઃશ્વાસૌ=બહાર શ્વાસને કાઢવો તથા અંદર લઈ જવા રૂપ, એતૌ=આ, આહુતી=સવારે તથા ... આહુતિ આપવામાં આવે છે તે સરખી બે આહુતિને, સમં=વૃદ્ધિ તથા ક્ષયથી, સમાનપણાને, નયતિ=પમાડે છે, ઇતિ=આથી સઃ=તે, સમાનઃ=સમાન વાયુ, મનઃ=અંતઃકરણ, હ વાવ=પ્રસિદ્ધ, યજમાનઃ=યજ્ઞકર્તારૂપે, ઇષ્ટફલં=યાગના ફળરૂપે, એવ=જ, ઉદાનઃ=સુષુમ્ણામાં રહેનાર ઉદાન વાયુ, સઃ=તે ઉદાન, એનં=આ, યજમાનં=અંતઃકરણરૂપ યજમાનને, અહરહઃ=દરરોજ, બ્રહ્મ=સુષુપ્તિકાળે બ્રહ્મને, ગમયતિ=પમાડે છે. (૪)

શબ્દાર્થ:—કારણ કે ઉચ્છ્વાસ તથા નિઃશ્વાસરૂપ બન્ને આહુતિરૂપ વાયુને જે સરખી રીતે વહેંચી કાઢે છે, તેને સમાન વાયુ કહેવામાં આવે છે. મન યજમાનરૂપ છે. યજ્ઞનું ફળ ઉદાનરૂપ છે. તે દરરોજ યજમાનને બ્રહ્મસમીપ લઈ જાય છે. ૪

ટીકા:—ઉદાનઃ-સુષુમ્ણા નાડીદ્વારા સંચાર કરનારો વાયુ અર્થાત્ સુષુપ્તાવસ્થામાં મન સુષુમ્ણા નામની નાડીમાં પ્રવેશ કરે છે, એટલે સર્વજ્ઞ દાતા બ્રહ્મપ્રતિ ગમન કરે છે. આ રીતે ઉદાન વાયુ મનરૂપ યજમાનને દરરોજ સુષુપ્તિકાળે પરમ એક આનંદ રસ ભાવને પમાડે છે. સમાન વાયુ:—જે હોતા યજ્ઞાગ્નિસમીપ બે બલિઓ પ્રાતઃકાળે તથા સાયંકાળે લઇ જાય છે તેની માફક. આજ કારણથી શંકર ભગવાનનું કહેવું એમ છે કે, વિવેકી પુરુષો સુષુપ્તિ અવસ્થામાં પણ અગ્નિને આહુતિઓ આપે છે અર્થાત્ એમ કહેવાનું કે, તે કોઇ પણ સમયે કર્મ કર્યા વિના રહેતો નથી. એમ છતાં આ પ્રસંગે જે કહેવામાં આવ્યું છે, તે અધિકારીની સ્તુતિ કરવા માટે કહેવામાં આવ્યું છે. કારણ આ કર્મના સંબંધે અધિકારી તથા બીજા કોઈ અનધિકારી વિશે જરા પણ ભિન્નતા હોતી નથી. કારણ કે ચૈતન્યવાળાં પ્રાણીઓવિશે આ રીતે પ્રાણોને આહુતિઓ અપાયાજ કરે છે. બ્રહ્મની સમીપ-સ્વર્ગની સમીપ. ૪

## તૃતીય પ્રશ્નનો ઉત્તર.

अत्रैष देवः स्वप्ने महिमानमनुभवति ।
यद्दृष्टं दृष्टमनुपश्यति श्रुतं श्रुतमेवार्थमनुशृणोति

ादिगन्तरैश्च प्रत्यनुभूतं पुनःपुनः प्रत्यनुभवति दृष्टं चादृष्टं च श्रुतं चाश्रुतं चानुभूतं चाननुभूतं च चासच्च सर्वं पश्यति सर्वः पश्यति ॥ ५ ॥

અન્વયાર્થ:—અત્ર=આ સ્વપ્ન અવસ્થામાં, એ:=આ અર્થાત્ વાગાદિની ઉત્પત્તિ તથા લયના આશ્રયરૂપ મન, દેવઃ=સ્વતંત્રરૂપ મન, સ્વપ્ને=સ્વપ્ન સ્થાનમાં, મહિમાનં=પોતે વિષયી તથા જ અશ્વાદિ વિષયરૂપવડે મહત્વપણાને, અનુભવતિ=જાણે છે, યત્=જે ગિરિઆદિરૂપ વસ્તુને દૃષ્ટં=જાગ્રતકાળે અનુભવાયલી, દૃષ્ટ=જોવાયલી વાસનાના પ્રબળપણાને લીધે બેવાર દૃષ્ટ શબ્દ કહ્યો છે), અનુપશ્યતિ=જાગૃત થઇ ગયા પછી સ્વપ્નમાં જૂવે છે, શ્રુતં=શ્રોતેન્દ્રિયને પામેલ, શ્રુતં=સંભળાયેલ, એવ=જ, અર્થં=વિષયને, અનુશૃણોતિ=સાંભળે છે, દેશદિગંતરૈઃ=જૂદ નદીઆદિ દેશ તથા પૂર્વાદિ દિશા વડે, પ્રત્યનુભૂતં=દરરોજ અનુભવ કરાયેલ, પુનઃ પુનઃ=ફરી ફરી, પ્રત્યનુભવતિ=સ્વપ્નમાં અનુભવ કરે છે, દૃષ્ટં=આ જન્મમાં જોવાયેલ, ચ=તથા, અદૃષ્ટં=જન્માંતરમાં જોવાયેલ, ચ=તથા, શ્રુતં=આ જન્મમાં સંભળાયેલ, ચ=તથા, અશ્રુતં=પૂર્વ જન્મમાં સંભળાયેલ, ચ=તથા, અનુભૂતં=આ જન્મમા અનુભવાયેલ, ચ=તથા, અનનુભૂતં=જન્માંતરમાં અનુભવાયેલ, ચ=તથા, સત્=પારમાર્થિક જળાદિરૂપ, ચ=તથા, અસત્=અનૃત અર્થાત્ મૃગતૃષ્ણાદિરૂપ, ચ=તથા, સર્વં=સઘળાને, પશ્યતિ=જૂવે છે, સર્વઃ=અખિલ વાસનાની ઉપાધિવાળો મનોદેવ, પશ્યતિ=સ્વપ્નોને જૂવે છે. (૫)

શબ્દાર્થ:—આ સમયે તે દેવ અર્થાત્ મન સ્વપ્ન વિશે પોતાના મહિમાને અનુભવે છે. જે જોવામાં આવેલું હોય છે, તેને તે મન ફરી જૂવે છે. જે વિષયો સાંભળવામાં આવેલા હોય છે, તેને તે ફરી સાંભળે છે. જે અન્ય દેશ અથવા સ્થાન વિશે અનુભવમાં આવેલું હોય છે, તેને તે ફરી અનુભવે છે, આ જન્મવિશે જે દૃષ્ટ (જોવાયેલ) હોય છે તેમજ અન્ય જન્મ વિશે જે દૃષ્ટ (જોવાયેલ) હોય છે, જે શ્રુત હોય છે, તેમજ જે અશ્રુત (આ જન્મમાં નહિં સંભળાયેલ) હોય છે તથા જેનો અનુભવ થયેલો હોય છે તેમજ જેનો અનુભવ થયેલો નથી હોતો, તેમજ જે સત્ વસ્તુ છે તથા જે અસત્ છે તે સઘળાને જૂવે છે. જે સર્વરૂપ છે તે આ સઘળાને જૂવે છે. ૫

ટીકા:—જ્યારે સર્વ ઇન્દ્રિયો ઉપરામને પામેલી હોય છે ત્યારે પ્રાણો દેહના રક્ષણ અર્થે જાગ્રતાવસ્થા ભોગવે છે. જેમ સૂર્ય અસ્ત સમયે સર્વ રશ્મિઓનો પોતાવિશે લય કરે છે તેમ મન સર્વ ઇન્દ્રિયોનો પોતાના વિશે લય કરી સર્વ ઇન્દ્રિયોપર આધિપત્ય ભોગવે છે. જાગ્રતાવસ્થામાં મનપર જે જે વાસનાઓ રહેલી હોય છે, તેને મન સ્વપ્નાવસ્થા વિશે જૂવે છે. સત્ જે સત્યરૂપે છે તે. અસત્-જે માયારૂપે છે તે (શંકર). ૫

ભાવાર્થ:—હે ગાર્ગ્ય ! આ મન જ ચૈતન્યપતિ મૂર્તિમાન્ થઇ નાનાં પ્રકારનાં સ્વપ્નોને જૂવે છે, અર્થાત્ તે પોતાના મહિમાનો અનુભવ કરે છે. જેમ મિત્રપુત્રાદિ પદાર્થોનો પૂર્વના અનુભવથી વાસના યુક્ત થયેલ મન સ્વપ્ન વિશે માયાની માફક તેઓને ફરી જૂવે છે, તેમજ જાગ્રતાવસ્થામાં જે કાંઇ શ્રવણ કર્યું હોય છે તથા તેની જે વાસના રહી ગઇ હોય છે, તે વાસના સ્વપ્નાવસ્થાવિશે પાછી પ્રબળ થાય છે તથા મન તેજ વસ્તુને ફરી શ્રવણ કરે છે. અન્ય દેશોમાં તથા અન્ય દિશાઓમાં જે કાંઈ અનુભવ કર્યો હોય છે, તે વસ્તુનો અવિદ્યાની માફક ફરી મન અનુભવ કરે છે. આ જન્મ વિશે જોયેલ તથા અન્ય જન્મ વિશે જોવામાં આવેલ વસ્તુને, આ જન્મ વિશે શ્રવણ કરેલ વસ્તુને તેમજ અન્ય જન્મ વિશે શ્રવણ કરેલ વસ્તુને, આ જન્મમાં અનુભવેલી વસ્તુને તથા અન્ય જન્મ વિશે અનુભવેલી વસ્તુને, તેમજ સદ્રૂપને તથા અસદ્રૂપને મન સર્વરૂપ થઇ તથા સર્વ ઇન્દ્રિયોનો પોતા વિશે લય કરી તેવડે જૂવે છે. ૫.

ચતુર્થ પ્રશ્નનો ઉત્તર.

स यदा तेजसाऽभिभूतो भवति। अत्रैष देवः स्वप्नान्न पश्यत्यथ तदैतस्मिञ्छरीरे एतत् सुखं भवति ॥६॥

અન્વયાર્થ:—સઃ=મનરૂપી દેવ, યદા=જ્યારે, તેજસા=નાડીમાં રહેલ પિત્ત વડે, અભિભૂતઃ=તિરસ્કારને પામેલી વાસનાવાળો, ભવતિ=થાય છે, અત્ર=સુષુપ્તિમાં, એષઃ=આ, દેવઃ=મનરૂપ દેવ, સ્વપ્નાન્=વાસનામય સ્વપ્ન પદાર્થને, ન=નહિ, પશ્યતિ=જુવે છે, અથતદા=ત્યારપછી, એતસ્મિન્=આ, શરીરે=વર્તમાન દેહમાં, એતત્=આ, સુખં=બ્રહ્માનંદનું સુખ, ભવતિ=થાય છે. (૬)

શબ્દાર્થ:—જ્યારે તે મન તેજ વડે યુક્ત પરાભવ પામેલ હોય છે ત્યારે તે સ્વપ્નને જોઇ શકતું નથી. આ સમયે તે સુખ અર્થાત્ સુષુપ્તિ અવસ્થાનું સુખ શરીરવિશે થાય છે. ૬

ટીકા:—તેજ વડે યુક્ત—નાડીમાં રહેલ પિત્તવડે અથવા બ્રહ્મવડે. એટલે જે સમયે સર્વ વાસનાનો નાશ થયેલ હોય છે ત્યારે. સ્વપ્નને જોઇ શકતું નથી—કારણ કે દર્શનદ્વાર તેજવડે આવૃત થયેલું હોય છે, તે સમયે ચોક્કસ વિચાર મન વિશે થવા પામતા નથી. અથવા તો તે સમયે સર્વ એકજરૂપે તથા એકજ મનનરૂપે થયેલ હોય છે, જેથી ચોક્કસ વિચારને અવકાશ મળતો નથી. આ અવસ્થાને સુષુપ્તિ અવસ્થા કહેવામાં આવે છે. સાર એ છે કે, આ મનરૂપી દેવ જે સમયે ચિંતા નામવાળા સર્પના તેજવડે નાડીરૂપી શય્યાવિશે સર્વ તરફથી પરાભવને પામે છે અર્થાત્ વાસનોદ્ભવના દ્વારરૂપ સ્વપ્ન ભોગનો દાતા કર્મના તિરસ્કારવાળો થાય છે ત્યારે ઇન્દ્રિયો સહિત મનની વાસનારૂપ કિરણોનો હૃદય વિશે લય થાય છે. આ સમયે મન વનના અગ્નિની માફક સામાન્ય જ્ઞાન અર્થાત્ ચૈતન્યરૂપની માફક આખા શરીરને વ્યાપી રહેલ હોય છે. આ સમયે મન સુષુપ્ત ભાવને પામેલ હોય ...ને સમયે મન નામનો દેવ સ્વપ્નને જોઈ શકતો નથી. કારણ જોવાના દ્વારને તેજનો વિરોધ પામેલો હોય છે. આ શરીરવિશે ત્યારે જે સુખ થાય છે, તે બાધરહિત સમાનરૂપવડે શરીરમાં વ્યાપક જ્ઞાનરૂપે હોય છે. ૬

પંચમ પ્રશ્નનો ઉત્તર.

स यथा सोम्य वयांसि वासोवृक्षं सम्प्रतिष्ठन्ते। एवं ह वै तत्सर्वं पर आत्मनि सम्प्रतिष्ठते ॥ ७ ॥

અન્વયાર્થ:—સઃ=તે, યથા=જે રીતે, સૌમ્ય=હે પ્રિયદર્શન, વયાંસિ=પક્ષીઓ, વાસોવૃક્ષં=નિવાસ માટે વૃક્ષ મેળવી, સંપ્રતિષ્ઠંતે=સારી રીતે સ્થિતિ કરે છે, એવં=આ રીતે, હવૈ=પ્રસિદ્ધ તત્=તે, સર્વં=સઘળું, પરે=અવિદ્યા, તેનું કાર્ય તથા સંસ્કારથી રહિત, આત્મનિ=આત્મામાં,સંપ્રતિષ્ઠતે=સમ્યક્ પ્રકારે રહે છે. (૭)

શબ્દાર્થ:—હે સૌમ્ય ! જેમ પક્ષીઓ (સાયંકાળે) વૃક્ષ સમીપ તેમાં રહેવા અર્થે જાય છે, તેવીજ રીતે આ સર્વ ખરેખર સ્વયં પ્રકાશ આનંદ સ્વરૂપ આત્માને વિશે સ્થિતિ કરે છે.

ટીકા:—હે સૌમ્ય ! જેમ પક્ષી નિવાસ અર્થે જાય છે, અર્થાત્ આશ્રય કરે છે તેમ પૃથ્વી આદિ સર્વ જગત્ અક્ષર બ્રહ્મની સમીપ સુષુપ્તિ કાળ વિશે જાય છે અર્થાત્ તેમાં લય પામે છે. ૭

पृथिवी च पृथिवीमात्रा चापश्चापोमात्रा च तेजश्च तेजोमात्रा च वायुश्च वायुमात्रा चाकाशश्चाकाशमात्रा च चक्षुश्च द्रष्टव्यञ्च श्रोत्रञ्च श्रोतव्यञ्च घ्राणञ्च घ्रातव्यञ्च रसश्च रसयितव्यञ्च त्वक् च स्पर्शयितव्यञ्च वाक् च वक्तव्यञ्च हस्तौ चादातव्यञ्चोपस्थश्चानन्दयितव्यञ्च पायुश्च विसर्जयितव्यञ्च पादौ च गन्तव्यञ्च मनश्च मन्तव्यञ्च बुद्धिश्च बोद्धव्यञ्चाहङ्कारश्चाहङ्कर्तव्यञ्च चित्तञ्च चेतयितव्यञ्च तेजश्च विद्योतयितव्यञ्च प्राणश्च विधारयितव्यञ्च ॥ ८ ॥

અન્વયાર્થ: – પૃથિવી=પંચીકૃત ભૂમિ, ચ=તથા, પૃથિવીમાત્રા=અપંચીકૃતરૂપ ગંધતન્માત્રા, ચ=તથા, આપઃ=પંચીકૃત જળ, આપોતન્માત્રા=પંચીકૃત રસતન્માત્રા, ચ=તથા, તેજઃ=પંચીકૃત તેજ, ચ=તથા, તેજોમાત્રા=અપંચીકૃત રૂપ માત્રા, ચ=તથા, વાયુઃ= પંચીકૃત વાયુ ચ=તથા, વાયુમાત્રા=અપંચીકૃત સ્પર્શ તન્માત્રા, ચ=તથા, આકાશઃ=પંચીકૃત આકાશ, ચ=તથા, આકાશમાત્રા=અપંચીકૃત શબ્દતન્માત્રા, ચ=તથા, ચક્ષુઃ=નેત્રેન્દ્રિય, ચ=તથા, દ્રષ્ટવ્યં=ચક્ષુનો વિષય, ચ=તથા, શ્રોત્રં=શ્રોત્રેન્દ્રિય, ચ=તથા, શ્રોતવ્યં=શ્રોત્ર ઇન્દ્રિયનો વિષય શબ્દ, ચ=તથા, ઘ્રાણં=ઘ્રાણેન્દ્રિય, ચ=તથા, ઘ્રાતવ્યં=ઘ્રાણ ઇન્દ્રિયનો વિષય ગંધ, ચ=તથા, રસઃ=રસનેન્દ્રિય, ચ=તથા રસયિતવ્યં=રસનેન્દ્રિયનો વિષય રસ, ચ=તથા, ત્વક્=ત્વક્ ઇન્દ્રિય, ચ=તથા, સ્પર્શયિતવ્યં=ત્વક્ ઇન્દ્રિયનો વિષય સ્પર્શ, ચ=તથા, વાક્=વાક્ ઇન્દ્રિય, ચ=તથા, વક્તવ્યં=વાક્ ઇન્દ્રિયનો વિષય બોલવું, ચ=તથા હસ્તૌ=કરત ઇન્દ્રિય, ચ=તથા, આદાતવ્યં=ગ્રહણ કરવાનું કર્મ, ચ=તથા. ઉપસ્થઃ=શિશ્નેન્દ્રિય, ચ=તથા આનંદયિતવ્યં=મૈથુનરૂપ કર્મ, ચ=તથા, પાયુ=પાયુ ઇન્દ્રિય, વિસર્જયિતવ્યં=મળ ત્યાગનું કર્મ, પાદૌ=પાદેન્દ્રિય, ગંતવ્યં=ગમન કર્મ, મનઃ=મનોદેવ, મંતવ્યં=મનનનો વિષય, બુદ્ધિ=નિશ્ચયપણાનું જ્ઞાન, બોદ્ધવ્યં=જ્ઞાનનો વિષય, અહંકારઃ=અભિમાનરૂપ અંતઃકરણ, અહંકર્તવ્યં=અહંકારનો વિષય, ચિત્તં=ચેતન રૂપ અંતઃકરણ, ચેતયિતવ્યં=ચેતનનો વિષય, તેજઃ=પ્રકાશ, વિદ્યોતયિતવ્યં=પ્રકાશનો વિષય, પ્રાણઃ=શક્તિ સૂત્રરૂપ, વિધારયિતવ્યં=શક્તિને ધારણ કરવાનો વિષય.(૮)

શબ્દાર્થ—જેમ કે, પૃથિવી અને તેના સૂક્ષ્મ ભૂતો અર્થાત્ ગંધ તન્માત્રા, જળ અને તેનાં સૂક્ષ્મ ભૂતો, તેજ તથા તેના સૂક્ષ્મ ભૂતો, વાયુ અને તેનાં સૂક્ષ્મ ભૂતો, આકાશ અને તેનાં સૂક્ષ્મ ભૂતો, ચક્ષુ તથા દર્શન કરવા યોગ્યરૂપ વિષય, શ્રોત્ર તથા શ્રવણ કરવા યોગ્ય વિષય, શબ્દ રૂપ, ઘ્રાણ તથા તેનો ગંધ વિષય, જિહ્વા તથા તેનો વિષય, ત્વક્ તથા તેનો સ્પર્શવિષય, વાક્ તથા તેનો બોલવાનો વિષય, હાથ તથા તેના આપવાના વિષયો, ઉપસ્થ તથા તેને આનંદ આપનારા વિષયો, પાયુ તથા તેના ત્યાગ કરવા યોગ્ય વિષયો, પાદ તથા તેના ગમન કરવા યોગ્ય વિષયો, મન તથા તેના મનન કરવા યોગ્ય વિષયો, બુદ્ધિ તથા તેનો જાણવા યોગ્ય વિષય, અંતઃકરણ તથા તેનો વિષય, ચિત્ત તથા તેનો વિષય, તેજ તથા તેથી પ્રકાશ કરવા યોગ્ય વિષય, પ્રાણ તથા તેનો ધારણ કરવા યોગ્ય વિષય, આ જગત્ રૂપે છે. ૮

ટીકા:—આકાશ તથા તેના સૂક્ષ્મ ભૂતો. અર્થાત્ સ્થૂલ અને સૂક્ષ્મ ભૂતો. ગમન કરવા યોગ્ય વિષયઃ-બુદ્ધિ તથા કર્મની ઇન્દ્રિયો તથા તેના વિષયો બુદ્ધિ–જેના વડે નિશ્ચય થઇ શકે છે તે બુદ્ધિ. અહંકાર-અંતરિન્દ્રિય જેને અહંકારરૂપે ઓળખવામાં આવે છે. ચિત્ત–મનનરૂપે ઓળખવામાં આવતી અંતરિન્દ્રિય તેજ–ઉપરના ભાગમાં પણ તેજ શબ્દ વપરાયેલ છે તથા અહિં વપરાયલા તેજ શબ્દનો અર્થ શંકર ભગવાન્ સૂક્ષ્મ બાલ ત્વચા લે છે, જે ખાસ ઇન્દ્રિય સિવાય સ્પર્શના કારણરૂપ છે અહિંઆ આ લેવાનું શું પ્રયોજન હશે? તેનું કારણ એટલુંજ કે આ તેજ અંતરિન્દ્રિય સાથે સંબંધ ધરાવે છે, જેના મન, બુદ્ધિ, અહંકાર તથા ચિત્ત વિભાગો છે. ૮

एष हि द्रष्टा स्प्रष्टा श्रोता घ्राता रसयिता मन्ता बोद्धा कर्ता विज्ञानात्मा पुरुषः । स परेऽक्षरे आत्मनि सम्प्रतिष्ठते ॥९॥

અન્વયાર્થ:—એષ=આ, હિ=કારણ કે, દ્રષ્ટા=ચક્ષુના જ્ઞાનનો વિષય, શ્રોતા=શ્રોત્રજન્ય જ્ઞાનનો આશ્રય, ઘ્રાતા=ઘ્રાણ જન્ય જ્ઞાનનો આશ્રય, રસયિતા=રસ જ્ઞાનનો આશ્રય, મંતા=મનનનો કર્તા, બોદ્ધા=જ્ઞાનપણાનો આશ્રય, કર્તા-કર્તૃત્વના આશ્રયરૂપ, વિજ્ઞાનાત્મા=વિજ્ઞાતારૂપ, પુરુષ=ઇન્દ્રિયાદિથી પૂર્ણ સ્વરૂપ, સઃ=તે, પરે=પરરૂપ, અક્ષરે=અક્ષરરૂપ, આત્મનિ=આત્મામાં, સંપ્રતિષ્ઠતે=સમ્યક્ પ્રકારે સ્થિતિ કરે છે. (૯)

શબ્દાર્થ:—કારણ કે તે દ્રષ્ટારૂપ, સ્પ્રષ્ટારૂપ, શ્રોતારૂપ, ઘ્રાતારૂપ, રસયિતારૂપ, મન્તારૂપ, બોદ્ધારૂપ, કર્તારૂપ, જેનો વિષય જ્ઞાન છે એવા રૂપ તથા આત્મા (પુરૂષ) રૂપ છે. તે અક્ષરાત્મામાં રહે છે. ૯

ટીકા:—હે ગાર્ગ્ય ! આથી પર જે જગતના કર્તા આત્માનું રૂપ છે તે સર્વના અધિષ્ઠાનરૂપ આ આત્માજ નેત્રાદિ સાથે તાદાત્મ્ય રૂપતાવડે દ્રષ્ટા, શ્રોતા, સ્પ્રષ્ટા, ઘ્રાતા, રસયિતા, મન્તા, બોદ્ધા, કર્તા તથા વિજ્ઞાનાત્મા પુરૂષ છે. અર્થાત્ જોવાવાળા, શ્રવણ કરવાવાળા, સ્પર્શ કરવાવાળા, સુંઘવાવાળા, રસ લેવાવાળા, મનન કરવાવાળા, જાણવાવાળા, કરવાવાળા તથા વિજ્ઞાનાત્મા પુરૂષ છે. આ આત્માની ઉપાધિનો અક્ષરાત્મામાં લય થાય છે. માટે ઉપાધિ ઉપહિત આત્માનો અક્ષરમાં લય કહેલા છે. ૯

### નિર્ગુણ બ્રહ્માત્માના જ્ઞાનનું ફળ.

परमेवाक्षरं प्रतिपद्यते स यो ह वै तदच्छायमशरीरमलोहितं शुभ्रमक्षरं वेदयते यस्तु सोम्य । स सर्व्वज्ञः सर्व्वो भवति तदेष श्लोकः ॥१०॥

અન્વયાર્થ:—પરં=શ્રેષ્ઠ, એવ=જ, અક્ષરં=અક્ષર સ્વરૂપ બ્રહ્મને, પ્રતિપદ્યતે=પામે છે, સઃ=તે, યઃ=જે, હવૈ=પ્રસિદ્ધ, તત્=તે, અચ્છાયં=અવિદ્યા રૂપ તમથી રહિત, અશરીરં=નામરૂપ સર્વોપાધિ શરીરથી રહિત, અલોહિતં=લોહિતાદિ સર્વગુણથી રહિત, શુભ્રં=શુદ્ધ, અક્ષરં=વિનાશ રહિત, વેદયતે=જાણે છે, યઃ=જે અધિકારી, તુ=પણ, સોમ્ય=હે ગાર્ગ્ય !, સઃ=તે, સર્વજ્ઞઃ=સર્વરૂપે હું છું એમ જાણનાર, સર્વઃ=સર્વરૂપ, ભવતિ=થાય છે, તત્=તેથી, એષઃ=આ, શ્લોકઃ=મંત્ર. (૧૦)

શબ્દાર્થ:—શ્રેષ્ઠ તથા અક્ષર વસ્તુને અભેદ જ્ઞાનવડે પ્રાપ્ત થવાય છે. હે સૌમ્ય ! જે કોઇ આ પુરૂષને છાયા રહિત, શરીર રહિત, લોહિતાદિ ગુણ રહિત, શુદ્ધ તથા નાશ રહિત જાણે છે, તે સર્વરૂપ તથા સર્વજ્ઞરૂપ થાય છે. આના સંબંધમાં નીચેનો મંત્ર કહેવામાં આવેલો છે.૧૦

ટીકા:—શુદ્ધરૂપ-પ્રકાશરૂપ અર્થાત્ કંઇપણ રીતની ન્યૂનાધિકતા રહિત. ૧૦

विज्ञानात्मा सह देवैश्च सर्व्वैः प्राणा भूतानि सम्प्रतिष्ठन्ति यत्र । तदक्षरं वेदयते यस्तु सोम्य स सर्व्वज्ञः सर्व्वमेवाविवेशेति ॥११॥

અન્વયાર્થ:—વિજ્ઞાનાત્મા=અંતઃકરણવિશિષ્ટ આત્મા, સહ=સાથે, દેવૈઃ=દેવો, ચ=તથા, સર્વૈઃ=સઘળા, પ્રાણાઃ=વાયુઓ, ભૂતાનિ=પંચભૂતો, સંપ્રતિષ્ઠન્તિ=સારી રીતે રહે છે, યત્ર=જે અક્ષરમાં, તત્=તે, અક્ષરં=અક્ષર બ્રહ્મને, વેદયતે=જાણે છે, યઃ=જે, તુ=જ, સોમ્ય=હે ગાર્ગ્ય !, સઃ=તે, સર્વજ્ઞઃ=સર્વજ્ઞરૂપ, સર્વં=સર્વને, એવ=જ આવિવેશ=પ્રવેશ કર્યો. (૧૧)

શબ્દાર્થ:—અંતઃકરણ તથા સર્વ ઇન્દ્રિયોની સાથે પ્રાણો તેમજ પંચ મહાભૂતો જે અક્ષર બ્રહ્મમાં પ્રવેશ કરે છે, તે અક્ષર બ્રહ્મને, હે સોમ્ય ! જે અધિકારી જાણે છે, તે સર્વજ્ઞ સર્વમાં આત્મભાવે કરી પ્રવેશ કરે છે. ૧૧

## પંચમ પ્રશ્ન.

### सत्यकाम तथा पिप्पलादनो संवाद.

### ૐકારવડે સગુણ તથા નિર્ગુણ બ્રહ્મની ઉપાસના.

अथ हैनं शैब्यः सत्यकामः पप्रच्छ । स यो ह वै तद्भगवन्मनुष्येषु प्रयाणान्तमोङ्कारमभिध्यायीत । कतमं वाव स तेन लोकं जयतीति ॥ १ ॥

અન્વયાર્થ:—અથ=ત્યાર પછી, હ=પ્રસિદ્ધ, એનં=પિપ્પલાદને, શૈબ્યઃ=સત્યકામ, પપ્રચ્છ=પૂછ્યા

ાગ્રો, સઃ=તે, યઃ=જે, હ=ખરી, વૈ=ખરેખર, તત્=તે, ભગવન્=હે ભગવન્!, મનુષ્યેષુ=મનુષ્યોમાં, પ્રયાણાન્તં=મરણ પર્યંત, ૐકારં=પ્રણવને, અભિધ્યાયીત=ચિંતન કરે, કતમં=કયા, વ=જ, સઃ=તે, તેન=તે ૐકારના ધ્યાનવડે, કં=લોકને, જયતિ=પામે છે, ઇતિ=એમ. (૧)

શબ્દાર્થઃ—પછી શિબિનો પુત્ર સત્યકામ પિપ્પલાદ મુનિને પૂછવા લાગ્યો; હે ભગવન્! તાના પ્રાણ જતા સુધી મનુષ્યોમાંથી જેણે ૐ એ શબ્દનું સતત ચિંતન કર્યું હોય છે તો કયા લોકની પ્રાપ્તિ થાય છે ? ૧

ટીકાઃ—ૐ એ શબ્દના ચિંતનનો શો યમ છે, તેનો નિર્ણય આ પ્રશ્નમાં કરવામા ગ્યો છે. આ ૐ શબ્દ એવો છે કે, જેનાવડે ગુણ તેમજ નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. ત્વમસિ આ મહાવાક્યના અર્થના જ્ઞાનવડે કેવા ને અધિકારી પુરુષને અક્ષર બ્રહ્મની પ્રાપ્તિ થાય તે ચોથા પ્રશ્નમાં દર્શાવવામાં આવ્યું છે. આ બતનો નિશ્ચય થઇ રહ્યા પછી પૂર્ણ અધિકારને હે પ્રાપ્ત થયલો તથા ઇન્દ્રિયોના સંયમ રહિત મુક્ષુ જનને બ્રહ્મની પ્રાપ્તિ અર્થે ૐ કારનું કેવી તે ચિંતન કરવું તે આ પાંચમા પ્રશ્નમા ર્શાવવામાં આવ્યું છે તત્ર શબ્દ અહી ક્રિયાવિશેષણ અવ્યય તરીકે વાપરવામાં આવ્યો છે તથા આ અર્થ એ થાય છે કે, અતિ દુષ્કર રીતે. ૧

ૐકાર બ્રહ્મરૂપે

मै स होवाच । एतद्वै सत्यकाम परञ्चापरञ्च मं यदोङ्कारस्तस्माद्विद्वानेतेनैवायतनेनैकतरमन्वेति ॥ २ ॥

અન્વયાર્થઃ—તસ્મૈ=તે શૈબ્યને, સઃ=તે, હ=ખરી, ઉવાચ=કહ્યું, એતત્=આ, વૈ=જ, સત્યકામ=સત્યકામ, પરં=સત્યાદિ લક્ષણનું ફળ, ચ=તથા, અપરં=કાર્યાત્મક, ચ=તથા, બ્રહ્મ=બ્રહ્મ યત્=જે, ઓંકારઃ=પ્રણવ, તસ્માત્=તેથી અર્થાત્ પ્રણવ પર તથા અપર રૂપે હોવાથી, વિદ્વાન્=પ્રણવનો જ્ઞાની, એતેન=આ, એવ=જ, આયતનેન=આ સંમન વડે, એકતરં=એમાના એકને, અન્વેતિ=પામે છે. (૨)

શબ્દાર્થઃ—પિપ્પલાદે તેને કહ્યું: હે સત્યકામ! સગુણ તેમ જ નિર્ગુણ બ્રહ્મ ૐકાર શબ્દ બ્રહ્મરૂપ છે આ કારણથી વિવેકી પુરુષ એમાના એકને આના આશ્રવડે અનુસરે છે ૨

ટીકાઃ—પિપ્પલાદ મુનિ બોલ્યાઃ-હે સત્યકામ! આ ૐકાર પરબ્રહ્મ તથા અપરબ્રહ્મરૂપ છે. આમાં પરબ્રહ્મનું નામ અક્ષર છે તથા અપરબ્રહ્મનું નામ સમષ્ટિપ્રાણરૂપ હિરણ્યગર્ભ છે. જેમ શાલિગ્રામ શિલે વિષ્ણુનું ધ્યાન કરવું, એમ શાસ્ત્રમાં વિધાન કરેલું છે, તેમ ૐકારમા પરબ્રહ્મ તથા અપરબ્રહ્મનું ધ્યાન કરવાનુ કહેલું છે. જે પુરુષ પરબ્રહ્મરૂપે ૐકારનું ધ્યાન કરે છે, તે પુરુષ અક્ષરરૂપ પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે તથા જે અપરબ્રહ્મરૂપે ૐકારનું ધ્યાન કરે છે તે પુરુષ અપરબ્રહ્મરૂપ પ્રાણને અર્થાત્ હિરણ્યગર્ભને પ્રાપ્ત થાય છે ૨

## ૐકારની પ્રથમ માત્રાનું ફળ.

स यद्येकमात्रमभिध्यायीत स तेनैव संवेदितस्तूर्णमेव जगत्यामभिसम्पद्यते । तमृचो मनुष्यलोकमुपनयन्ते स तत्र तपसा ब्रह्मचर्येण श्रद्धया सम्पन्नो महिमानमनुभवति ॥ ३ ॥

અન્વયાર્થઃ—સઃ=તે ધ્યાન કરનાર, યદિ=જો, એકમાત્રં=એકમાત્રાયુક્ત, અકારને, અભિધ્યાયીત=ધ્યાન કરે, સઃ=તે, તેન=તે વડે, એવ=જ, સંવેદિતઃ=એકના સાક્ષાત્કારવાળો, તૂર્ણં=જલદી એવ=જ, જગત્યાં=પૃથ્વીપર, અભિસંપદ્યતે=પામે છે, તં=તે ઉપાસકને, ઋચઃ=ઋગ્વેદના અભિમાની દેવો, મનુષ્યલોકં=મનુષ્ય શરીરને, ઉપનયંતે=પમાડે છે, સઃ=તે, તત્ર=તે મનુષ્ય શરીરમા, તપસા=સ્વધર્માચરણવડે, બ્રહ્મચર્યેણ=બ્રહ્મચર્ય વડે, શ્રદ્ધયા=શ્રદ્ધા વડે, સંપન્નઃ=યુક્ત થયેલ, મહિમાનં=વિભૂતિને, અનુભવતિ=પામે છે. ૩

શબ્દાર્થ—જો તે ૐકારની એક માત્રાનું યજન કરે છે, તો તેનાવડે સંસ્કારયુક્ત થાય છે તથા જલદી જગતમાં જન્મને પામે છે ઋગ્વેદના મંત્રો તેને મનુષ્ય લોક પ્રતિ લઇ જાય છે, ત્યાં તે તપ, બ્રહ્મચર્ય તથા શ્રદ્ધાથી યુક્ત થઇને પોતાના મહિમાને અનુભવે છે અર્થાત્ મહત્ સ્થાનને ભોગવે છે ૩

ટીકા—ૐકારની અ, ઉ તથા મ્ આ ત્રણ માત્રામાંથી કેવળ એક માત્રા અર્થાત્ અ નું જો ચિંતન કરે છે તો તે ઉપર દર્શાવેલ ફળને મેળવે છે ૐકારનો પ્રથમ અક્ષર અ ઋગ્વેદરૂપ છે ૐકારની અ, ઉ તથા મ્ આ ત્રણ માત્રાઓ છે અગ્નિ વાયુ તથા સૂર્ય આ ત્રણ ઋષિઓ છે બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ્વર આ ત્રણ દેવતા છે. અધિદૈવતરૂપે ભૂર્, ભુવર્ તથા સ્વર આ ત્રણ ઋષિઓ છે અધ્યાત્મરૂપે જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ આ ત્રણ અવસ્થાઓ છે તથા ઋક્, યજુર્ અને સામ આ ત્રણ વેદો છે ૩

### ૐકારની બે માત્રાનું ફળ.

अथ यदि द्विमात्रेण मनसि सम्पद्यते सोऽन्तरिक्षं यजुर्भिरुन्नीयते सोमलोकं । स सोमलोके विभूतिमनुभूय पुनरावर्त्तते ॥ ४ ॥

અન્વયાર્થ—અથ=વળી, યદિ=જો, દ્વિમાત્રેણ=બીજી માત્રા ઉમરવડે મનસિ=મનમાં, સંપદ્યતે=આત્મભાવને પામે છે, સઃ=તે, અન્તરિક્ષં-અંતરિક્ષમાં રહેલ, યજુર્ભિઃ=યજુર્વેદ વડે, ઉન્નીયતે=મેળવાય છે, સોમલોકં=મનુષ્ય આનંદથી અધિક આનંદરૂપ પિતાદિ દેહને, સઃ=તે, સોમલોકે=પિતૃલોકમાં, વિભૂતિ=પરમૈશ્વર્યને અનુભૂય-સાક્ષાત્કાર કરી, પુનરાવર્ત્તતે=પાછો ફરે છે (૪)

શબ્દાર્થ—વળી જો તે પોતાના મનમાં બીજી માત્રાનું અર્થાત્ ઉ નું ચિંતન કરે છે તો, યજુર્વેદના મંત્રોવડે તે અંતરિક્ષ લોકમાં ગમન કરે છે તથા તે ચંદ્રલોકને પ્રાપ્ત થાય છે ત્યાં સોમલોકમાં પોતાના મહિમાનો અનુભવ કરી, તે ફરી મનુષ્ય લોકમાં પાછો ફરે છે. ૪

ટીકા—જે જ્ઞાતા પુરૂષ બે માત્રા યુક્ત ૐ મંત્રનું ધ્યાન કરે છે, તે સ્વપ્નરૂપ મનન કરવા યોગ્ય યજુર્વેદમય ચંદ્રમારૂપ દેવતાવાળા મનમાં એકાગ્રતાવડે આત્મભાવને પામે છે આ પ્રમાણે આત્મભાવને પામી મળરહિત થઇ દ્વિતીય માત્રારૂપ યજુર્વેદવડે અંતરિક્ષરૂપ આધારવાળા દ્વિતીય સોમરૂપ ચંદ્ર લોકને પ્રાપ્ત થાય છે, અર્થાત્ તે સાધક પુરૂષને યજુર્વેદના વાક્યો ચંદ્રલોક સબંધી જન્મને પ્રાપ્ત કરે છે. આ ચંદ્રલોકમાં અર્થાત્ સ્વર્ગલોકમાં વિભૂતિનો અનુભવ કરી મનુષ્ય લોકમાં ફરી જન્મને પ્રાપ્ત થાય છે ૪

### ૐકારની ત્રણ માત્રાનું ફળ

यः पुनरेतं त्रिमात्रेणोमित्येतेनैवाक्षरेण परं पुरुषमभिध्यायीत स तेजसि सूर्ये सम्पन्नो यथा पादोदरस्त्वचा विनिर्मुच्यत एवं ह वै स पाप्मना विनिर्मुक्तः स सामभिरुन्नीयते ब्रह्मलोकं स एतस्माज्जीवघनात्परात्परं पुरिशयं पुरुषमीक्षते तदेतौ श्लोकौ भवतः ॥ ५ ॥

અન્વયાર્થ—યઃ=જે, પુનઃ-ફરી, એતત્ આ ૐકારને, ત્રિમાત્રેણ=ત્રિમાત્રાવાળા ત્રમરવડે, એવ=જ, ૐ=નામરૂપ, ઇતિ=એમ, એતેન=આ, એવ=જ, અક્ષરેણ=અક્ષરવડે પરં-સર્વાંતરગત, પુરૂષં=પરિપૂર્ણ સ્વરૂપને, અભિધ્યાયીત=ધ્યાન કરે, સઃ=તે, તેજસિ=તેજોમયરૂપ, સૂર્યે=શોભનગતિવાળામાં, સંપન્ન=પ્રાપ્ત થયેલ, યથા=જેમ, પાદોદરઃ=પાદ કહેતાં પગ જેને ઉદર રૂપે છે તે અર્થાત્ સર્પ, ત્વચા=કાંચળીવડે, વિનિર્મુચ્યતે=મુક્ત થાય છે, એવં=આ રીતે હ=નક્કી વૈ=પ્રસિદ્ધ, સઃ=ધ્યાન કરનાર, પાપ્મના=અશુદ્ધિરૂપ પાપમાંથી, વિનિર્મુક્ત=મુક્ત થયેલ, સઃ=તે, સામભિઃ=સામના મંત્રવડે ઉન્નીયતે=પ્રાપ્ત થાય છે, બ્રહ્મલોક=હિરણ્યગર્ભના સ્થાનને સઃ-તે, એતસ્માત્=આ હિરણ્ય

साधनेन=સાધનવડે, અન્વેતિ=સાક્ષાત્કાર કરે છે, વિદ્વાન=બ્રહ્મસાક્ષાત્કારવાળો, યત્=જે, તત્=તે શાંતં=સર્વ પ્રપંચ રહિત, અજરં=જરારહિત, અમૃતં=મરણ રહિત, અભયં=ભય રહિત, પરં=નિરતિશય, ચ=તથા અર્થાત્ ઋક્ યજુ તથા સામ વડે પ્રાપ્ય, ઇતિ=એમ. (એ મંત્રની સમાપ્તિ માટે મૂકેલ છે.) (૭)

શબ્દાર્થ:—વિવેકી પુરૂષ ઋગ્વેદના મંત્રો-વડે આ મનુષ્ય લોકને પ્રાપ્ત થાય છે, યજુર્વેદના મંત્રોવડે અંતરિક્ષ અર્થાત્ ચંદ્ર લોકને પ્રાપ્ત થાય છે તથા સામના મંત્રોવડે, તેને વિદ્વાન્ જાણે છે, તો બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે. આ બ્રહ્મલોક શાંત, મૃત્યુરહિત, ભયથી રહિત, શ્રેષ્ઠરૂપે છે. તેમ જ અપરબ્રહ્મરૂપ છે. આ અક્ષરબ્રહ્મને વિવેકી પુરૂષ ઓંકારરૂપી સાધનવડે પ્રાપ્ત થાય છે. ત્યાં તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. ૭.

ટીકા:—અકાર મંત્રનું ધ્યાન કરવાવાળો ઋગ્વેદના અભિમાની દેવને આ મનુષ્ય લોકમાં પ્રાપ્ત કરે છે. તેમ જ અકાર તથા ઉકારરૂપ બે માત્રાના ધ્યાનવડે યજુર્વેદના અભિમાની દેવને સ્વર્ગ લોકમાં પ્રાપ્ત કરે છે. ૐકારની ત્રણ માત્રા-વડે ધ્યાન કરવાવાળા પુરૂષને બ્રહ્મલોકમાં સામ-વેદના અભિમાની દેવતા લઇ જાય છે. તાત્પર્ય કે ઋગ્વેદથી મનુષ્ય લોક પમાય છે, યજુર્વેદથી અંતરિક્ષ લોકમાં રહેલ ચંદ્રમાના લોકને અર્થાત્ સ્વર્ગલોકને પમાય છે. જેને વિદ્વાન પુરૂષ જ જાણે છે, પણ જેને અવિદ્વાન્ જાણતા નથી એવો ત્રીજો બ્રહ્મલોક સામવેદથી પ્રાપ્ત થાય છે. આ રીતે વિદ્વાન તે અપરબ્રહ્મરૂપ ત્રણ પ્રકારના લોકને ૐકારરૂપ સાધનવડે પામે છે. આ અક્ષર સત્ય પુરૂષરૂપે, શાંતરૂપે, જાગ્રતાદિ ભેદરૂપ સર્વ પ્રપંચથી રહિતરૂપે, જરારૂપી વિકારથી રહિતરૂપે તથા અભયરૂપે છે આ પરમ બ્રહ્મને ૐકારરૂપ સાધનવડે વિદ્વાન્ પામે છે. ૭.

# ૫૪ પ્રશ્ન.

## सुकेशा तथा पिप्पलादनो संवाद.

### ષોડશ કળાવાળા પુરૂષનું વર્ણન.

अथ हैनं सुकेशा भारद्वाजः पप्रच्छ । भगवन् हिरण्यनाभः कौशल्यो राजपुत्रो मामुपेत्यैतं प्रश्नमपृच्छत । षोडशकलं भारद्वाज पुरुषं वेत्थ तमहं कुमारमब्रुवं नाहमिमं वेद यद्यहमिममवेदिषं कथं ते नावक्ष्यमिति समूलो वा एष परिशुष्यति योऽनृतमभिवदति तस्मान्नार्हाम्यनृतं वक्तुं स तूष्णीं रथमारुह्य प्रवव्राज । तं त्वा पृच्छामि क्वासौ पुरुष इति ॥ १ ॥

અન્વયાર્થ:—અથ=ત્યાર પછી, હ=પ્રસિદ્ધ, એનં=આ પિપ્પલાદને, સુકેશા=સુકેશા, ભારદ્વાજ:=ભારદ્વાજનો પુત્ર, પપ્રચ્છ=પૂછવા લાગ્યો, ભગવન્=હે ભગવન્!, હિરણ્યનાભ:=હિરણ્યનાભ, કૌસલ્ય:=કૌશલાનો પુત્ર, રાજપુત્ર:=રાજાનો પુત્ર, માં=મારી પાસે, ઉપેત્ય=આવી, એતં=આ, પ્રશ્નં=પ્રશ્નને, અપૃચ્છત=પૂછવા લાગ્યો, ષોડશકલં=સોળ અવયવવાળા, ભારદ્વાજ=હે ભારદ્વાજ!, પુરૂષં=પરિપૂર્ણ સ્વરૂપને, વેત્થ=જાણો છો, તં=તે, અહં=મેં ભારદ્વાજે, કુમારં=કુમારને, અબ્રુવં=કહ્યું, ન=નહિ, અહં=હું, ઇમં=આ સોળકળા-વાળા પુરૂષને, વેદ=જાણું છું. યદિ=જો, અહં=હું, ઇમં=આને, અવેદિષં=જાણતો હોઉં, કથં=કેમ, તે=તને, ન=નહિ, અવક્ષ્યં=કહું. ઇતિ=એ પ્રમાણે, સમૂલ:=શુભ કર્મ તથા વિધ વિસહિત, વા=ખરેખર, એષ=આ મિથ્યાવાદી, પરિશુષ્યતિ=સૂકાય છે, ય:=જે, અનૃતં=ખોટું, વદતિ=બોલે છે, તસ્માત્=તેથી, ન=નહિ, અર્હામિ=યોગ્ય છું, અનૃતં=ખોટું, વક્તું=બોલવા, સ:=તે, તૂષ્ણીં=મૂંગે મોઢે, રથં=રથને, આરૂહ્ય=ચઢી, પ્રવવ્રાજ=ચાલ્યો ગયો, તં=તે પુરૂષને, ત્વા=તને, પૃચ્છામિ=પૂછું છું, ક્વ=ક્યાં, અસૌ=આ, પુરૂષ:=પુરૂષ. (૧)

શબ્દાર્થ:—ત્યાર પછી ભરદ્વાજનો પુત્ર ...શા પિપ્પલાદ મુનિને પૂછવા લાગ્યો; "હે ...ગવન્! એક સમય કોસલનો રાજકુમાર હિર- ...નાભ મારી સમીપ આવ્યો અને તેણે મને ... પ્રશ્ન પૂછ્યો; 'હે ભારદ્વાજ! ષોડશકળા... ...ત પુરુષને શુ તમે જાણો છો?' મેં તે કુમા- ... કહ્યુ: 'હું તે જાણતો નથી. જો હું તે ...ણતો હોઉં તો હુ તને શા માટે નહિ કહું? ...અસત્યને વદે છે, તે મૂળ સહિત ખરેખર ...કાઇ જાય છે. આથી જે સત્ય નથી તે હું ...ો શકતો નથી' પછી પોતાના રથમાં બેસી ...ો મુંગો તે કુમાર ત્યાંથી ચાલ્યો ગયો. આ ...મ કથા રહે છે, તે હુ આપને પુછું છુ. ' ૧

ટીકા:—મૂળ સહિત સૂકઇ જાય છે:— ...ભ કર્મ તથા વિદ્યાદિ હોવા છતા સુખથી ...હેત થાય છે. ૧

## હૃદયાકાશમાં પુરુષની સ્થિતિ.

तस्मै स होवाच। इहैवान्तः शरीरे सोम्य स ...रुषो यस्मिन्नेताः षोडशकलाः प्रभवन्तीति।२

અન્વયાર્થ:—તસ્મૈ=તે સુકેશાને, સઃ=તે, ...=ખચીત, ઉવાચ=કહેવા લાગ્યો, ઇહ=આ, એવ= ..., અંતઃ=હૃદયના મધ્યમાં, શરીરે=શરીરમાં, ...મ્ય=હે સોમ્ય!, સઃ=તે, પુરુષઃ=પરિપૂર્ણરૂપે ...રહે છે), યસ્મિન્=જે પુરુષમા, એતાઃ=આ, ...ડશકળઃ=સોળ કળાઓ, પ્રભવંતિ=ઉત્પન્ન ...ાય છે. (૨)

શબ્દાર્થ:—ત્યારે પિપ્પલાદ મુનિ તેને ...કેવા લાગ્યા:—હે સોમ્ય! જેમા આ સોળ ...ળાઓ ઉત્પન્ન થાય છે, તે પુરુષ શરીરના ...ધ્ય ભાગમાં રહે છે. ૨

ટીકા:—મધ્ય ભાગમાઃ—હૃદયાકાશમા. કળા.— ...ણાદિ ૨.

स ईक्षाञ्चक्रे। कस्मिन्नहमुत्क्रान्त उत्क्रान्तो ...विष्यामि कस्मिन् वा प्रतिष्ठिते प्रतिष्ठास्या- ...ति ॥ ३ ॥

અન્વયાર્થ:—સઃ=તે સોળ કળાવાળો પુરુષ, ઇક્ષા=દર્શન અથવા ચિંતન, ચક્રે= કરવા લાગ્યો, કસ્મિન્=કોણ, અહં=હું, ઉત્ક્રાન્તે= દેહમાથી નીકળવા પછી, ઉત્ક્રાંતઃ=શરીરમાથી નીકળેલ, ભવિષ્યામિ=થઇશ, કસ્મિન્=કોણ, વા= અથવા, પ્રતિષ્ઠિતે=રહેવા પછી, પ્રતિષ્ઠાસ્યામિ= સ્થિતિ કરીશ, ઇતિ=એમ. (૩)

શબ્દાર્થ:—તેણે (પુરુષે) વિચાર કર્યો કે, શરીરમાંથી કોના છૂટા પડવાને લીધે હું છૂટો પડીશ તથા કોની સ્થિતિવડે મારી સ્થિતિ રહેશે? ૩

ટીકા:—સાક્ષી આત્માજ સર્વ જગતના અધિષ્ઠાનરૂપ હોવાથી સર્વનો નિયંતા છે. આ આત્માની અદ્વૈતરૂપતાના જ્ઞાનમાટે સંપૂર્ણ જગત્‌રૂપ ષોડશ કળાની ઉત્પત્તિ આત્માવડે શ્રુતિ ભગવતીએ કહી છે. હે ભારદ્વાજ! આ આત્મા, પોતાના બંધ અર્થે ષોડશ કળારૂપ ઉપાધિની ઉત્પત્તિ માટે આ રીતનો વિચાર કરવા લાગ્યો:— હું વ્યાપક તથા અક્રિયપરમાત્મા, કોના ગમન તથા આગમનવડે આ લોકમાં તથા પરલોકમાં, ગમનાગમનરૂપ સંસારને પ્રાપ્ત થાઉં છું. જેમ કોશેટાનો કીડો પોતાના નિવાસમાટે બંધનનું કારણ ગૃહરૂપ ઉપાધિનો આરંભ કરે છે, તેમ વાસ્તવિક રીતે નિષ્કલ છતાં ષોડશકલારૂપ ઉપાધિની ઉત્પત્તિ માટે પૂર્વે કહેલા વિચારવડે પરમાત્માજ પાચ વૃત્તિવાળા પ્રાણને ઉત્પન્ન કરવા લાગ્યા. આ પ્રાણરૂપી ઉપાધિવડે વ્યાપક સ્વરૂપ આત્માનું શરીરથી બહાર નિકળવુ તથા લોક પરલોકમા ગમનાગમનાદિક સિદ્ધ થાય છે. ૩

## સોળ કળાનાં નામ.

स प्राणमसृजत प्राणाच्छ्रद्धां खं वायुर्ज्योतिरापः पृथिवीन्द्रियम्। मनोऽन्नमन्नाद्वीर्यं तपो मन्त्राः कर्म लोका लोकेषु च नाम च।४।

અન્વયાર્થ:—સઃ=તેણે, પ્રાણં=પ્રાણ, અસૃજત=ઉત્પન્ન કર્યા, પ્રાણાત્=પ્રાણ

શુભ કર્મ કરવાની આસ્તિક બુદ્ધિ. ખં=આકાશ, વાયુઃ=વાયુ, જ્યોતિઃ=તેજ, આપઃ=જળ, પૃથિવી=પૃથ્વી, ઇન્દ્રિયં=જ્ઞાનેન્દ્રિય પંચક, મનઃ=મન, અન્નં=અન્ન, અન્નાત્=અન્નમાંથી, વીર્યં=સર્વ કર્મની પ્રવૃત્તિના સાધનરૂપ સામર્થ્ય, તપઃ=ચિત્તની શુદ્ધિનું સાધન, મંત્રાઃ=કર્મના સાધનરૂપ મંત્રો, કર્મ-લોકાઃ=અગ્નિહોત્રાદિ યુક્ત સોમ લોકાદિ, લોકેષુ=સોમ લોકાદિમાં, નામ=નામ અર્થાત્ દેવદત્તાદિ ચ=તથા, ( અસૃજત=ઉત્પન્ન કર્યાં ). (૪)

શબ્દાર્થઃ—તેણે પ્રથમ પ્રાણને ઉત્પન્ન કર્યો. પ્રાણમાંથી શ્રદ્ધા, આકાશ, વાયુ, તેજ, જળ, પૃથ્વી, ઇન્દ્રિય, મન, અન્ન, અન્નમાંથી વીર્ય, તપ, મંત્રો, કર્મ, લોકો તથા લોકમાં થનાર નામ ઉત્પન્ન થયાં. ૪

ટીકાઃ—પ્રાણઃ-સર્વ ચૈતન્યમય પ્રાણીઓની ઇન્દ્રિયોના આધારરૂપ હિરણ્યગર્ભ અર્થાત્ જીવ. શ્રદ્ધાઃ-સર્વ જીવો પોતાના હિતને અર્થે કર્મ કરવા ઉદ્યુક્ત થાય છે, તે કર્મના કારણરૂપ. શંકર ભગવાનનું કહેવું એમ છે કે, આવા અર્થમાં શ્રદ્ધાનો અર્થ વિશ્વાસ નહિ, પણ આસ્તિક્યબુદ્ધિ થાય છે. પૃથ્વીઃ-પાંચ સ્થૂલ ભૂતો. ઇન્દ્રિયોઃ-પાંચ કર્મેન્દ્રિયો તથા પાંચ જ્ઞાનેન્દ્રિયો. અન્નઃ-પ્રાણીમાત્રનું રક્ષણ કરનાર પદાર્થ. વીર્યઃ-કર્મ કરવા માટે સાધનરૂપ શક્તિ.

સાર એ છે કે, પ્રાણરૂપ પ્રથમ કળાને ઉત્પન્ન કરી, આત્મા ફરી શુભ કર્મમાં પ્રવૃત્ત કરનારી બીજી આસ્તિક બુદ્ધિરૂપ શ્રદ્ધા ઉત્પન્ન કરવા લાગ્યા. ત્યાર પછી તે પરમાત્મા કર્મ કરનારના તથા કર્મ ફળના આધારરૂપ આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી એ પાંચ ભૂતોરૂપ પાંચ કળાને ઉત્પન્ન કરવા લાગ્યા ત્યાર પછી પરમાત્મા પંચ જ્ઞાનેન્દ્રિયો તથા પાંચ કર્મેન્દ્રિયો આ દશ ઇન્દ્રિયોરૂપી આઠમી કળાને ઉત્પન્ન કરવા લાગ્યા. ત્યાર પછી ઇન્દ્રિયોના નિયામક મનરૂપી નવમી કળાને ઉત્પન્ન કરવા લાગ્યા. ફરી મનની સ્થિતિ કરવાવાળા દશમી કળારૂપ અન્નને ઉત્પન્ન કરવા લાગ્યા. [ ] અન્ને કરી ઉત્પન્ન થયેલ સામર્થ્યરૂપ વીર્યને ઉત્પન્ન કરવા લાગ્યા. ને બળરૂપ વીર્યથી ઉત્પન્ન થનાર તથા ચિત્તશુદ્ધિનો કરનાર ... ઉત્પન્ન કરવા લાગ્યા. પછી કર્મના ઉપયોગી ઋગ્, યજુર્, સામ તથા અથર્વ આ ચાર વેદ મંત્રને ઉત્પન્ન કરવા લાગ્યા. પછી વૈદિક કર્મને ચૌદમી કળાને ઉત્પન્ન કરવા લાગ્યા. કર્મ પછી કર્મફળરૂપ ચૌદ લોક જે ઉત્પન્ન થયાં છે તે પંદરમી કળા છે. ત્યાર પછી લોકમાં ઉત્પન્ન થયેલાં પ્રાણીઓના દેવદત્તાદિ નામો ઉત્પન્ન થયાં. આ નામો ... પુરુષનાં પણ રહી જાય છે. માટે પ્રલય પર્યંત રહેવાવાળાં નામો સોળમી કળારૂપે છે. આ સોળ કળાને પરમાત્માએ ઉત્પન્ન કરી છે. ૪

स यथेमा नद्यः स्यन्दमानाः समुद्रायणाः समुद्रं प्राप्यास्तं गच्छन्ति भिद्येते तासां नामरूपे समुद्र इत्येवं प्रोच्यते । एवमेवास्य परिद्रष्टुरिमाः षोडशकलाः पुरुषायणाः पुरुषं प्राप्यास्तं गच्छन्ति भिद्येते तासां नामरूपे पुरुष इत्येवं प्रोच्यते स एषोऽकलोऽमृतो भवति तदेष श्लोकः ॥ ५ ॥

અન્વયાર્થઃ—સઃ=તે, યથા=જે રીતે, ઇમાઃ=આ પ્રત્યક્ષ, નદ્યઃ=નદીઓ, સ્યંદમાનાઃ=ચક્રાયમાન થઈ, સમુદ્રાયણાઃ=સમુદ્રમાં જનારાણી, સમુદ્રં=સમુદ્રને, પ્રાપ્ય=મેળવી, અસ્તં=અસ્તને, ગચ્છન્તિ=પામે છે, ભિદ્યેતે=નાશ પામે છે, તાસાં=તેઓનાં, નામરૂપે=નામ તથા રૂપો, સમુદ્રઃ=સમુદ્રરૂપે, ઇત્યેવં=આવા આકારવાળો, પ્રોચ્યતે=કહેવાય છે, એવં=આ રીતે, એવ=જ, અસ્ય=આ પુરુષની, પરિદ્રષ્ટુઃ=સાક્ષી રૂપે રહેલ, ઇમાઃ=આ ષોડશ કળાઃ=સોળ અવયવવાળો, પુરુષાયણાઃ=પુરુષના આશ્રયવાળા, પુરુષં=પુરુષને, પ્રાપ્ય=મેળવી, અસ્તં=અસ્તને, ગચ્છન્તિ=પામે છે, ભિદ્યેતે=નાશ પામે છે, તાસાં=તેઓના, નામરૂપે=નામ તથા રૂપ, પુરુષઃ=પુરુષ, ઇત્યેવં=આવા આકારવાળો, પ્રોચ્યતે=કહેવાય છે, સઃ=તે, એષઃ=આ બુદ્ધિના દ્રષ્ટારૂપ અકલઃ=કળા રહિત, અમૃતઃ= મરણ રહિત

...=થાય છે, તત્=તે સંબંધી, એષઃ=આ, ...=મંત્ર. (૫)

શબ્દાર્થઃ—જેવી રીતે વહન કરતી તથા ...ની સમીપ જતી નદીઓ જ્યારે સમુદ્રની ... પહોંચે છે, ત્યારે તેઓનો લય થાય છે ... તેઓનાં નામ અને રૂપોનો નાશ થાય છે. ... સમુદ્રનું જ નામ રહી જાય છે. તેજ પ્રમાણે ...ત્ જેમ નદીઓ સમુદ્રની સમીપ જાય છે તે ...પરમાત્માની સન્નિધિમાં પહોંચનાર સાક્ષી ...ની સોળ કળાઓ જ્યારે પુરૂષની સમીપ જઈ ... છે, ત્યારે તેઓનો નાશ થાય છે, તેમજ ...ના નામ તથા રૂપોનો નાશ થાય છે. માત્ર ...ત્મા પુરૂષનું નામજ રહી જાય છે. આ સ... તે કલારહિત થઈ રહે છે તથા અમૃતરૂપ છે. આના સંબંધમાં નીચેનો મંત્ર કહે... આવ્યો છે. ૫

ટીકાઃ—તૃતીય મુંડકના બીજા ખંડના ૮ મંત્રમાં કહ્યું છે કે, ...था नद्यः स्यन्दमानाः ...ऽस्तंगच्छति नामरूपे विहाय तथा विद्वान् ...ादिमुक्तः परात्परं पुरुषं उपैति दिव्यम्॥

## પુરૂષની પ્રાપ્તિ એ દુઃખનો નાશ.

अरा इव रथनाभौ कला अस्मिन् प्रतिष्ठिताः। ...ं पुरुषं वेदयथा मा वो मृत्युः परिव्यथा ॥ ६ ॥

અન્વયાર્થઃ—અરાઃ=આગાઓ, ઇવ=માફક, ...ભૌ=રથના ચક્રના મધ્યમાં, કલાઃ=પ્રાણાદિ, ...ન્=જે પુરૂષમાં, પ્રતિષ્ઠિતાઃ=સ્થિતિ કરી ..., તં=તે, વેદ્યં=જાણવા યોગ્ય, પુરૂષં=પૂર્ણ ...ને, વેદયથાઃ=પૂર્વે જાણ્યું હતું, મ=નહિ, ...તમોને, મૃત્યુઃ=વિપરિત જ્ઞાન અથવા મરણ, ...યથા=દુઃખ આપો (૬)

શબ્દાર્થ—પુરૂષ, ( આત્મા ) જે જા... યોગ્ય છે તથા જેનામાં સોળ કળાઓ ... નાભિમાં અરાની માફક રહેલી છે તેને, હે શિષ્યો ! તમારે ઓળખવો જોઈએ, જેથી તમોને મરણ સંબંધી દુઃખ થાય નહિ, ૬.

ટીકાઃ—જેમ અરા નાભિમાં રહેલ હોય છે, તેમ આત્મામાં સોળ કળા રહેલ છે. આ અધિષ્ઠાનરૂપ અકળ પુરૂષને તમે સર્વરૂપે કરી જાણો. આત્મજ્ઞાન વિના તમને મૃત્યુનો નાશ થશે નહિ. માટે આત્મજ્ઞાનવડે મૃત્યુની નિવૃત્તિ કરો. જેમ સ્વપ્નમાં ઉત્પન્ન થયેલ સિંહ જાગૃત વિના નિવૃત્ત થતો નથી, તેમ અવિદ્યારૂપી મૃત્યુ-વન્ની નિવૃત્તિ આત્મજ્ઞાન વિના થતી નથી. માટે મૃત્યુની નિવૃત્તિ અર્થે આત્માનો નિશ્ચય કરો ૬

तान् होवाचैतावदेवाहमेतत्परं ब्रह्म वेद। नातः परमस्तीति ॥ ७ ॥

અન્વયાર્થઃ—તાન્=તેઓને, હ=નક્કી, ઉવાચ=કહેવા લાગ્યા, એતાવત્=એટલુંજ, એવ=જ, અહં=હું, એતત્=આ જાણવા યોગ્ય, પરં=ઉત્કૃષ્ટ, બ્રહ્મ=બ્રહ્મને, વેદ=જાણું છું. ન=નહિ, અતઃ=આના કરતા, પરં=અધિક જાણવા યોગ્ય, અસ્તિ=છે. (૭)

શબ્દાર્થઃ—પછી પિપ્પલાદ મુનિએ તેઓને અર્થાત્ પોતાના તે સર્વ શિષ્યોને કહ્યું કે, હું આજ રીતે તે પરબ્રહ્મ પરમાત્માને જાણું છું. આથી અધિક કાંઈ જાણવા યોગ્ય નથી ૭

ते तमर्चयन्तस्त्वं हि नः पिता योऽस्माकम- विद्यायाः परं पारं तारयसीति । नमः परमऋ- षिभ्यः नमः परमऋषिभ्यः ॥ ८ ॥

અન્વયાર્થઃ—તે=તેઓ, તં=તે પિપ્પલાદને અર્ચયંતઃ=પૂજન કરતા છતા, ત્વં=તુ, હિ=કારણ કે, નઃ=અમારા, પિતા=જનકરૂપ, યઃ=જે ગુરૂ, અસ્માકં=અમને, અવિદ્યાયાઃ=વિપરીત જ્ઞાનમાંથી, પરં=અપુનરાવૃત્તિવાળા, પારં=મોક્ષને, તારયસિ=પમાડો છો, ઇતિ=આ રીતે, પરમઋષિભ્યઃ=વિદ્યા તથા સંપ્રદાય કરનારાને, નમઃ=નમસ્કાર.

શબ્દાર્થઃ—સર્વ ઋષિઓ મુનિનું પૂજન કરતા છતા કહેવા લાગ્યા; —કે ગુરૂ ! અમારી

અજ્ઞાનતારૂપ અગાધ સાગરના પારને પહોચાડનાર આપ અમારા પિતારૂપ છો. પરમઋષિઓને અર્થાત્ બ્રહ્મવિદ્યા જાણનારાને નમસ્કાર. પરમ ઋષિઓને અમે વંદન કરીએ છીએ.

ટીકાઃ—આ ઉપદેશ ગ્રહણ કર્યા પછી પિપ્પલાદ મુનિના પાદમાં તેઓએ દંડવત્ પ્રણામ કર્યા તથા ફુલવડે અનેક પ્રકારની પૂજા કરવા લાગ્યા. વળી તેઓ પિપ્પલાદ મુનિને નીચે પ્રમાણે કહેવા લાગ્યા;—હે ભગવન્! આપ અમારા સર્વ સંશયનું છેદન કરવાવાળા છો. આપે અમોને કૃતાર્થ કર્યા છે. આપ અમારા મુખ્ય પિતારૂપ છો. કારણ માતપિતા તો સ્થૂલ શરીર જે બંધનનુ કારણ છે તેને ઉત્પન્ન કરે છે તથા જે શરીરમાં પ્રીતિ કરવાથી પુરૂષ અનર્થને પ્રાપ્ત થાય છે. આવી રીતના શરીરને ઉત્પન્ન કરનાર પિતા ગૌણ પિતા છે તથા ખરા પિતા તો તમેજ છો કારણ કે અવિદ્યાવડે આચ્છાદિત જે વસ્તવિક બ્રહ્મરૂપ શરીર છે, તેમાંથી અવિદ્યાની નિવૃત્તિ આપ ઉપદેશવડે કરો છો. માટે તમે અમારા બ્રહ્મરૂપે વાસ્તવિક શરીરના જનક છો. આપે અમને અવિદ્યારૂપ સમુદ્રમાંથી જ્ઞાનરૂપી નૌકાવડે પાર ઉતાર્યા છે. અર્થાત્ અમારૂં અજ્ઞાન નિવૃત્ત કરી બ્રહ્મનંદરૂપ પારને કિનારે અમને પહોચાડયા છે. આપના ઉપકારની નિવૃત્તિ વાસ્તે કોઇપણ પદાર્થ આ સંસારમાં અમે યોગ્ય જોતા નથી. માટે અમે આપને વારંવાર નમસ્કાર કરીએ છીએ. બ્રહ્મવિદ્યાના પ્રવર્તક પરમ ઋષિઓને અમારા નમસ્કાર છે

## इति षष्ठः प्रश्नः ॥ ६ ॥

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः । भद्रं पश्येमाक्षभिर्यजत्राः । स्थिरैरंगैस्तुष्टुवाꣳसस्तनूभिः । व्यशेम देवहितं यदायुः । स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः । स्वस्ति नः पूषा विश्ववेदाः । स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः । स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥ ओम् शांतिः शांतिः शांतिः ।

॥ इति प्रश्नोपनिषत् समाप्ता ॥

આ શાંતિપાઠનો અન્વયાર્થ આ ઉપનિષદના પ્રારંભમાં આવી ગયો છે.

# अथर्ववेदीय मुंडकोपनिषत्.

## ભૂમિકા.

આ *મુંડકોપનિષદમાં ત્રણ મુંડકો અર્થાત્ વિભાગો છે. દરેક મુંડકના બબ્બે ખંડ છે. પ્રથમ મુંડકમાં બ્રહ્મવિદ્યા તથા વેદવિદ્યાનું વર્ણન કરવામાં આવ્યું છે. બીજા મુંડકમાં બ્રહ્મવિદ્યાનું સ્વરૂપ દર્શાવવામાં આવ્યું છે, અર્થાત્ બ્રહ્મને તેના મૂળ સ્વરૂપે તથા તેનો જગતની સાથે કેવા પ્રકારનો સંબંધ છે, તે વિષે વર્ણન કરવામાં આવ્યું છે તથા બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનું સાધન શું છે, તે દર્શાવવામાં આવ્યું છે તૃતીય મુંડકમાં બ્રહ્મજ્ઞાનના સાધનો વિષે પૂર્ણ રીતે વિવેચન કરવામાં આવ્યું છે તથા બ્રહ્મજ્ઞાનનું ફળ શું છે, તે દર્શાવવામાં આવ્યુ છે.

પ્રથમ મુંડકમાં કહ્યુ છે કે, વિદ્યા બે પ્રકારની છે, નિકૃષ્ટ તથા ઉત્કૃષ્ટ નિકૃષ્ટ વિદ્યાને આધાર વેદો તથા વેદાંગોપર રહેલો છે તથા ઉત્કૃષ્ટ વિદ્યાનો આધાર બ્રહ્મ છે. આ બ્રહ્મ કર્મેન્દ્રિયો તથા જ્ઞાનેન્દ્રિયોના અવિષયરૂપ છે, તે નિર્ગુણ સ્વરૂપે છે, સર્વના વ્યાપકરૂપે છે તથા ભૂતોના કર્તારૂપ છે. આ સૃષ્ટિની પરમાત્માથી જ ઉત્પત્તિ થાય છે તથા જેમ જાળું કરોળિયામાંથી ઉત્પન્ન થાય છે તથા તે જાળનો કરોળિયામાં જ લય થાય છે, તેમ સૃષ્ટિનો પણ પરમાત્મામાં લય થાય છે. સૃષ્ટિની ઉત્પત્તિ વિષેનું વર્ણન આપ્યા

* મુંડક આ શબ્દ મુંડ્ ધાતુ પરથી નીકળ્યો છે તથા તેનો એ અર્થ થાય છે કે, જે કોઇ આ ઉપનિષદના રહસ્યને જાણે છે તે દૂર કર્મ કરાવેલો- અવિદ્યાદિના દોષોથી મુક્ત થાય છે આ જ અર્થવાળું બીજું ઉપનિષત્ છે, જેનું નામ ક્ષુરિકા છે.

ા સૃષ્ટિની સ્થિતિ વિષેનું વર્ણન આપવામાં
ગ્યું છે. બ્રહ્મમાંથી અન્નની ઉત્પત્તિ થાય છે.
શંકર ભગવાનના મત પ્રમાણે અન્ન એ વ્યષ્ટિ
ાની અવ્યક્તાવસ્થા છે. આ જ પ્રમાણે કઠો-
પદમાં પણ અન્નને અવ્યક્ત સ્વરૂપે કહેવામાં
ગ્યું છે અન્નમાંથી હિરણ્યગર્ભ, મન, પંચ
ભૂતો, લોકો, કર્મો તથા અમૃતપણાની
ત્તિ થાય છે.

મંત્રવિહિત કર્મોમાં નિકૃષ્ટ વિદ્યાનો સમાવેશ
ા છે. દેવોને હવિ આપવું, તેને કર્મો કહેવામાં
ે છે. આ કર્મો શ્રદ્ધાયુક્ત, શાસ્ત્રમાં દર્શાવેલા
ે તથા યથાવિધિ થવાં જોઇએ. જો મનુષ્યો
વેદવિહિત કર્મો કરે છે તો તેમને બ્રહ્મલોક
વા સ્વર્ગનો આનંદ પ્રાપ્ત થાય છે. જો તે કર્મો
ી કરતા તો તેમને આનંદયુક્ત લોકની પ્રાપ્તિ
ા નથી. આ સ્થળે ઉપનિષદમાં કર્મના સંબંધમા
જ પ્રશંસા કરી છે યજ્ઞમાં અગ્નિમાં આપવામાં
તી આહુતિઓનું તથા અગ્નિની સાત જિવ્હા
રેનું વર્ણન કરવામા આવ્યું છે. અગર જો
પ્રમાણે કર્મોની પ્રશંસા કરી છે, પણ તે કેવળ
તેને અર્થે છે. કારણ કર્મોના વર્ણનની સમા-
ા જ લાગલું કહેવામાં આવ્યું છે કે, આ
તેઓના કર્તાઓ તથા તે કર્મના ફળરૂપે
ા થતા લોકો, તેમ જ બીજાં માનુષિક કર્મો
ાશી છે તથા જેઓ એમ માને છે કે, મનુ-
કર્મો જ કરવાં, એ તેઓનો છેવટનો આશય
તેઓ ઘણાજ છેતરાયા છે. જેઓ કર્મના જ
ાન્યને માનનારા છે, તેઓ મૂર્ખ, અવિદ્યાયુક્ત
ા અંધ સમાન છે. કર્મોને પ્રધાન માનનારાઓ
ઘાં જન્મમરણના ફેરામા અટવાયા કરે છે
ા ઘણા દુઃખી થાય છે. સ્વર્ગમા સારા કર્મના
જો કે જાય છે, છતાં પુણ્ય ક્ષીણ થવાથી
તે પાછા પૃથ્વીમાં જન્મ લેવો પડે છે અથવા
ષ્ટ લોકોને વિશે તેઓનો જન્મ થાય છે. જે
મ જિતેન્દ્રિય હોય છે તથા સર્વ લોકને ઉત્પ-
ન તથા નાશવાન્ માને છે તથા જ્ઞાનના
કરી જેને આ લોકમાં વિરાગવૃત્તિ ઉત્પન્ન
થાય છે, તે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવાને અધિકારી
બને છે.

એમ કહેવામા આવ્યું છે કે, આ ઉત્કૃષ્ટ
વિદ્યાનો વિષય બ્રહ્મ, કે જેમાથી વ્યષ્ટિ જીવો
અગ્નિના તણખાની માફક ઉત્પન્ન થાય છે, તે
આત્મારૂપે, વિભુરૂપે, કારણથી રહિતરૂપે, અવિકા-
રીરૂપે તથા નિર્ગુણ સ્વરૂપે છે. આ બ્રહ્મમાંથી
પ્રાણની, મનની, સર્વ ઇન્દ્રિયોની, આકાશની,
વાયુની, તેજની, જળની તથા પૃથ્વીની ઉત્પત્તિ
થઇ છે. આ બ્રહ્મ વિરાટ સ્વરૂપે સર્વ ભૂતોના
અંતરાત્મારૂપ છે બ્રહ્મમાંથી શી શી વસ્તુ ઉત્પ-
ન્ન થઇ છે, તેનું ક્રમવિના વર્ણન કરવામાં
આવ્યું છે તથા છેવટ કહેવામાં આવ્યું છે કે,
સર્વ આત્મારૂપ છે તથા બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થવાથી
મનુષ્ય મોક્ષને પ્રાપ્ત થાય છે.

આ સ્થળે કોઇને શંકા ઉઠે કે, બ્રહ્મથી
સર્વ વસ્તુઓ વ્યક્તપણાને પામે છે એટલે કોઇ
પણ વસ્તુ બ્રહ્મને વ્યક્ત કરી શકતી નથી, તો
પછી બ્રહ્મ કેવી રીતે વ્યક્ત થઇ શકે? આનો
ઉત્તર એ છે કે, બ્રહ્મ વ્યક્ત છે, કારણ તે આપ-
ણામાં તેમ જ સ્થિતિ કરતી સર્વ વસ્તુઓમાં
વ્યાપીને રહેલો છે. ૐકાર શબ્દ, કે જેને બ્રહ્મ
કહેવામા આવે છે તેવડે આત્માનું ચિંતન કરવું,
તે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિના સાધનરૂપ છે આ પ્રસંગે
ફરી પુનરાવર્તન કરવામાં આવ્યું છે કે, બ્રહ્મ
સ્વર્ગના, પૃથ્વીના, અંતરિક્ષના, મનના, તથા
ઇન્દ્રિયોના આધારરૂપ છે. તે કેવળ આત્મારૂપ
છે તથા શરીરમાં તેનું અસ્તિત્વ માત્ર તેના
વ્યક્ત સ્વરૂપમા છે. આત્મા વિભુ તથા સર્વજ્ઞ
છે. તેનું સ્થાન અંતઃકરણમા છે, જ્યા તે મન-
રૂપે ઓળખાય છે તથા સર્વ ઇન્દ્રિયોનો દમન-
કર્તા છે. આત્મા સર્વને વ્યક્ત કરે છે તથા તે
સર્વરૂપ છે. જેને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું હોય
છે, તેના સર્વ કર્મોનો નાશ થાય છે તથા તેના
સંશયો છિન્ન થઇ જાય છે. અનંત બ્રહ્મનો જ્ઞાતા
બ્રહ્મરૂપે થઇને રહે છે તથા તેનું આખું જીવન
તથા મન બ્રહ્મમાં જ આસક્ત થઇને રહેલા
હોય છે. બ્રહ્મ ઇન્દ્રિયોવડે, બક્તિવડે અથવ

કર્મવડે જ્ઞાત થઇ શકતો નથી. તેનું સ્વરૂપ સૂક્ષ્મ તથા અનંત હોવાથી ઇન્દ્રિયોવડે અભિભવ પામેલાં સામાન્ય મને કરી, તે ગમ્ય થઈ શકતો નથી. પણ જ્યારે જ્ઞાન તથા નિદિધ્યાસનના યોગે જિજ્ઞાસુની બુદ્ધિ વિશુદ્ધ થાય છે ત્યારે તે બુદ્ધિમાં બ્રહ્મ ગમ્ય થાય છે. આ જ્ઞાન કેવળ વેદોના અધ્યયનથી અથવા તેના સમજવાથી આવતું નથી, પરન્તુ જ્યારે વેદાન્તનું જ્ઞાન થાય છે, સંસારપરથી આસક્તિ ઉડી જાય છે તથા જ્યારે યોગસાધના પૂર્ણ પ્રકારે થાય છે ત્યારે જ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે.

આ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનું મુખ્ય ફળ મોક્ષ છે. તે સમયે આત્મા આ જગતનો ત્યાગ કરે છે, તેના સર્વ અંગો તેના પોતામા એકરૂપે થાય છે તથા તે પોતે બ્રહ્મરૂપે બને છે. જેવી રીતે નદીઓનો સાગરમા લય થાય છે તથા સમુદ્રની સાથે એકરૂપે થઇને રહે છે, તે જ પ્રમાણે જે બ્રહ્મને જાણે છે, તે બ્રહ્મરૂપે થાય છે.

કઠ. પ્રશ્ન તથા મુંડક આ ત્રણે ઉપનિષદમાં રહેલું સાદૃશ્ય, વ્યાખ્યાન તથા છાયામાં આશ્ચર્યજનક છે. ઘણુંજ આશ્ચર્યજનક સાદૃશ્ય તો મુંડક તથા કઠમાંએ, તે જ રીતે મુંડક અને પ્રશ્નોપનિષદમા રહેલું જોવામા આવે છે. આ ત્રણેમા મૂળરૂપે કયું હશે અથવા બીજા કયા મૂળની સાથે તેનો સંબંધ હશે, તે જાણવુ તદન અશક્ય છે. છતાં આટલું તો નિર્વિવાદિત છે કે, પ્રશ્નોપનિષદ મૂળ નથી, પણ બીજાપરથી રચવામાં આવેલું હોય એમ લાગે છે. પ્રશ્ન તથા મુંડકમાં કેટલાક ભાગો જો કે મળતા આવે છે, છતા તેઓ એક બીજા સાથે પૂરેપૂરો સંબંધ ધરાવતા નથી તથા આ તો નિ:શંક છે કે, પ્રશ્નોપનિષદની રચના મુંડકોનિષદની પછી થયેલી હોવી જોઇએ. તે જ રીતે આ સિદ્ધ થયું છે કે, પ્રશ્નોપનિષદનો સિદ્ધાંત ઘણો જ માનોલર્ઘરૂપ છે તેમા જૂનો તેમ જ માત્રા સંબંધી કહેવામા આવ્યું છે. કઠોપનિષદનો બીજો [illegible] મૂળરૂપ નથી, પણ બીજાને આધારે રચવામાં આવેલો હોય એમ જણાય છે, કઠોપનિષદનો પ્રથમ ખંડ તે રીતનો નથી. તેમાં [illegible] પરંપરા યથાક્રમે ચાલી આવે છે તથા મુખ્ય ઉદ્દેશ જે બ્રહ્મજ્ઞાનપ્રાપ્તિ, તેના પર જ પૂર્ણ [illegible] નિશ્ચય કરવામાં આવ્યો છે. છતાં તેમાં પણ [illegible] તત્ત્વજ્ઞાનના સંબંધમાં જે આખ્યાયિકા આપવામાં આવી છે, તે બીજામાંથી લેવામાં આવી હોય એ જણાય છે. માટે આ ત્રણે ઉપનિષદોના કાળનિર્ણયમાં મુંડકોપનિષદને જ પ્રથમ પદ આપી શકા[illegible] છે નિર્ગુણ બ્રહ્મ, જગત તથા જીવની સાથે તેનો સંબંધ તથા મનુષ્યના અંતિમ [illegible] સંબંધી વાદ, આ ત્રણે ઉપનિષદોમાં જો કે ઘર[illegible] ભગ સિદ્ધ કરવામાં આવ્યા છે, પણ કેવળ વસ્તુનું જ સ્ફોટન કરવામાં આવ્યું છે, પણ વસ્તુના સ્વરૂપનું જેવું જોઇએ તેવુ સ્ફોટન કરવામાં આવ્યું નથી. વસ્તુસ્વરૂપ જે રીતે સ્ફોટન કરવામાં આવ્યું છે, તે કેવળ સ્વચ્છંદરૂપ જેવું ભાસે છે. વાદ જો કે નિ:શંકપણે દર્શાવવામાં આવ્યો છે તો પણ તે કેવળ પૂર્વપક્ષરૂપે છે. અમુક વિચારો કેવી રીતે પામ્યા અથવા કોઈ વિશેષ વિચાર કે ધારણાનું આનુષંગિક ફળ છે, તે વિષે કાંઇ પણ દિગ્દર્શન કરવામા આવ્યું નથી. આથી સામાન્ય જ્ઞાન તથા બ્રહ્મજ્ઞાન આ બેની વચ્ચેનું બંધન અપૂર્ણ છે, એમ છતાં કેટલાક સંબંધો જોવામાં આવે છે, જે આ સંકલ્પના હેતુ તથા સંસારનું સહેજસાજ આપણને દિગ્દર્શન કરાવે છે. આના સંબંધમા ત્રણ કારણોમાંથી કોઇ એક કારણ હોય એમ લાગે છે. એક તો એ કે, ઉપનિષદના કર્તાઓને કેવી રીતિએ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું, તે વિષે વર્ણન કરવું અનાવશ્યક ધાર્યું હોય, અથવા તે પોતાથી પૂર્વે ઉત્પન્ન થયલા સંકલ્પોપર તેઓ કેવળ પ્રકાશ પાડનારા હોય અથવા તેઓએ એમ ધાર્યું હોય કે, શોધનું નિરૂપણ કરવા કરતાં તે શોધના પરિણામનું નિરૂપણ કરવું વધારે સારૂં છે.

મુખ્ય સંબંધ કે જે આપણા સામાન્ય જ્ઞાનને બ્રહ્મના વિચારની સાથે જોડે છે, તથા જે સંબંધ આ ત્રણ ઉપનિષદોમાં તેમજ એક

—થવા વધારે બીજાં બધાં ઉપનિષદોમાં પણ દર્શાવવામાં આવ્યો છે, તે કેવળ જગત ક્ષણિક છે જગત્ કાર્યરૂપ છે તથા તે કાર્ય કોઇ વિજાતીય સ્વરૂપવાળા કારણથી ઉત્પન્ન થયલું હોવું જોઇએ, આ રીતના વિચારનું દર્શન કરાવે છે. તત્ત્વજ્ઞાનની પૂર્વે બાહ્ય વસ્તુઓનું તથા શારીરીક વસ્તુઓનું જ્ઞાન જે રીતે ઉત્પન્ન થાય છે, તે સંબંધી વિચાર કરીએ, તેમ જ ઉપનિષદોના સિદ્ધાંતોનો મનમાં વિચાર કરીએ, તો બ્રહ્મ જે સદ્રૂપ, જ્ઞાનરૂપ તથા આનંદરૂપ છે તે સંબંધી વિચાર-પરંપરા ઘણી જ સહેલાઇથી બાંધી શકાય છે. ઉપનિષદોમાં દર્શાવવામાં આવેલું બ્રહ્મજ્ઞાન જો કે કોઇ પણ રીતના આશ્રયથી રહિત લાગે છે, છતા તે કેવળ વિચારનું પરિણામ નથી તથા તે જ્ઞાન સામાન્ય વિચારથી ગ્રહણ કરવું અશક્ય છે, છતા તે સામાન્ય વિચારોની સાથે સંબંધ ધરાવે છે.

સત્ય અનંતરૂપે છે, આ રીતનો વિચાર બાહ્ય વસ્તુઓ પરથી ગ્રહણ કરવામાં આવ્યો છે. આ બાહ્ય વસ્તુઓનું અસ્તિત્વ વિચાર કરવા પૂર્વે પણ હતું. પણ તેઓનું અસ્તિત્વ સત્વર નાશ પામનારૂં હોય છે. તેઓ કાર્ય તથા કારણરૂપે, સૃષ્ટિ તથા સ્રષ્ટારૂપે, વિકૃત તથા તિરોધાનરૂપે હોય છે. આપણા જોવામાં આવેલું છે કે સર્વ બાહ્ય વસ્તુઓ ચોકસ પંચભૂતોમાંના પદાર્થોથી બનેલી છે. આ સર્વ વસ્તુઓનો, સ્વરૂપ તથા ગુણમાં વિકાર થાય છે. જેમ કે પૃથ્વીનો પાણીમાં લય થાય છે, પાણીનો તેજમાં લય થાય છે, તેજનો વાયુમાં લય થાય છે, તથા વાયુનો આકાશમાં લય થાય છે. આ આકાશ જો કે ઇન્દ્રિયોનો વિષય નથી, છતાં પોતાના ગુણે કરી તે જ્ઞાત થાય છે. આ જ પ્રમાણે આકાશમાંથી વાયુની ઉત્પત્તિ, વાયુથી તેજની તથા તેજથી પૃથ્વીની ઉત્પત્તિ થાય છે. આથી સિદ્ધ થાય છે કે, આ પંચભૂતાત્મક ભાવો વિકારી છે. આથી ખરેખરી રીતે તેઓનું અસ્તિત્વ હોતું નથી. જે ભૂતો સૂક્ષ્મ કહેવામાં આવે છે, તેના સંબંધમાં પણ તે જ પ્રમાણે છે. એમ માનવામાં આવે છે કે શરીરનો આધાર પ્રાણાદિ વાયુઓ છે. આ વાયુઓની ક્રિયા બંધ પડી જાય છે કે જીવનનો (દેહનો) નાશ થાય છે. આથી જણાય છે કે સ્થૂલ શરીરનો આધાર વાયુ છે તથા તેઓ વિકારી છે. આ વાયુઓના કરતાં ઇન્દ્રિયો વધારે સૂક્ષ્મ કહેવામાં આવે છે. કારણ તેઓ પ્રાણની માફક દૃશ્ય નથી, પણ આ સઘળા વિકારને પામનારા છે તથા કોઇ અન્ય કારણથી તેઓનું અસ્તિત્વ છે. તેઓ કારણના કાર્યોરૂપે છે. આ પ્રમાણે કાર્યોમાંથી કારણો તરફ સરતા તથા કારણો પાછાં પોતે કાર્યોરૂપે થતાં છેવટે આપણે એવા એક કારણપર આવીએ છીએ કે, જે પોતે કાર્યરૂપે થતું નથી, અર્થાત્ જે અપરિચ્છેદરૂપે છે. હજુ વધુ વિચાર કરતાં જણાઇ આવે છે કે, આ અપરિચ્છિન્ન વસ્તુ પણ સ્વતંત્ર કારણરૂપ નથી, કારણ કે તેમા વિકાર થાય છે તથા આ વિકારનું પરિણામ કોઇ અન્ય વસ્તુ નથી, પણ પોતારૂપજ રહે છે. આથી પરિણામને લીધે અન્યરૂપે ભાસે છે, છતા તે પોતાના સ્વરૂપમાજ હોય છે. આથી કાર્ય અને કારણોરૂપે રહેલા અસ્તિત્વો ખરેખરી રીતે જોતાં અસ્તિત્વરૂપે હોતાં નથી. કારણ તેઓ સર્વે વિકારથી રહિત હોતાં નથી. આ કાર્યકારણના સમૂહોનું છેદન કરતાં આપણે એક એવી સત્ વસ્તુ ઉપર આવીએ છીએ કે, જેમાં કોઇ પણ પ્રકારનો વિકાર થતો નથી, જે બીજાને આશ્રયી નથી, જે એકજરૂપે રહે છે તથા સઘળાં વિકારી કારણોના જે કારણરૂપ છે. આ કારણ એવા પ્રકારનું છે કે, તે કોઇ પણ ઇન્દ્રિયોનો વિષય નથી તથા દૃશ્ય સર્વ વિષયોના ગુણોથી તે રહિત છે. આ બ્રહ્મમાં દરેક પ્રકારનો વિકાર નિવૃત્ત થાય છે તથા મન પણ આમાં આવી અટકી જાય છે. શ્રદ્ધા એ આ બ્રહ્મનું મૂળ છે.

કેવળ જ્ઞાનસ્વરૂપ એવા બ્રહ્મ સંબંધી હવે આપણે વિચાર કરીએ. બાહ્ય તેમજ આંતર વસ્તુઓનું જ્ઞાન આપણને થાય છે. પ્રથમ આ જ્ઞાન પરિછિન્ન હોય છે. આ જ્ઞાનવડે આપણાં કાર્યો વ્યવસ્થિત થાય છે તથા જ્ઞાને કરીનેજ આપણે બીજાઓની સાથે સંવાદ કરીએ છીએ. આ જ્ઞાન ક્ષણિક છે. કારણ તે એક ક્ષણમાં ઉત્પન્ન થાય

છે તથા બીજી ક્ષણમાંજ તે જતું રહે છે. તેમ જે જે વસ્તુઓ સંબંધી જ્ઞાન થાય છે, તે વસ્તુઓ પણ વિનાશી છે. આપણા આવા અનુભવમાં આ રીતનો ફેરફાર જોઇએ છીએ, માટે આ દોષનો કદી ત્યાગ થઇ શકતો નથી બાહ્ય વસ્તુઓનો ત્યાગ કરી આપણે આંતર વસ્તુઓ જોઇએ તો તેમાં પણ મોટી વિષમતા હોતી નથી. આંતર વસ્તુઓમાં પ્રથમ ઇન્દ્રિયો લઇએ. આ ઇન્દ્રિયોને કોઇ અન્ય વસ્તુ સાથે સંબંધ હોય છે. તેઓ પોતે પોતાની મેળે કાંઇ પણ જાણતી નથી તેઓ પોતાના જ્ઞાનને માટે મનને અધીન છે. કારણ મન એ અનુભવના અવશ્યક કારણરૂપે છે. શું મન ત્યારે અંતિમ કારણરૂપે છે? નહિં, તેમ નથી, કારણ મન પણ પરિચ્છિન્ન છે તથા સુષુપ્તિ અવસ્થામાં મન વ્યક્તપણાથી રહિત હોય છે. આથી સિદ્ધ થાય છે કે તેની અધીનતા કોઇ અન્ય વસ્તુને છે. આથી આપણું માનસિક જ્ઞાન જો કે પરિચ્છિન્ન છે, છતાં તેનો અપરિચ્છિન્ન જ્ઞાનની સાથે સંબંધ છે. આ પ્રમાણેના છેવટપર આવ્યા પછી જો આપણે આપણા સ્વરૂપનો વિચાર કરીએ તો આપણને એવું એક અવિનાશી તત્ત્વ મળી આવશે, કે જેને અધીન જ્ઞાનના આ સર્વ વિકારો છે. આ અવિનાશી તત્ત્વ તે આત્મા છે, જે શ્રવણ કરે છે, જૂવે છે, મનન કરે છે તથા જાણે છે. આ આત્માનો જ્ઞાનના ભિન્ન કાર્યોની સાથે નાશ થતો નથી. તે સર્વ કર્મોમાં અવિકારીરૂપે રહે છે તથા તેના નાશથી સર્વ કાર્યોનો અભાવ હોય છે. મૂળ સ્વરૂપ જોતા આ આત્મા કેવળ જ્ઞાનરૂપ છે. તે દેશ, કાલ તથા વસ્તુ પરિચ્છેદથી રહિત છે તથા તે જ્ઞાનના વિષયોથી સ્વતંત્ર છે.

અનુભવની ન્યૂનતાવડે આ જ રીતનો વિચાર ઉત્પન્ન થાય છે. દરેક મનુષ્યનો આ સ્વભાવ જ છે કે, તેઓ સુખને અર્થે પ્રયાસ કરે છે પોતાના કર્મને લીધે જે કાંઇ સુખો તે મેળવે છે, તે પરિમિત સમયવાળા હોય છે. ઇન્દ્રિયોના ભોગો અનિત્ય છે તથા ઘણા ભોગો કરી ઇન્દ્રિયો પણ શિથિલ થઇ જાય છે. આ ઇન્દ્રિયોના ભોગનું પરિણામ પાપમાં આવે છે તથા ઇન્દ્રિયોવડે જે કંઇ તેને સુખ મળેલું છે તે કરતાં વિશેષ દુઃખ તે મનુષ્યને પ્રાપ્ત થાય છે. આ સંસારના ભોગો જો કે યથેચ્છ ભોગવવામાં આવે તથા જો કે તે ભોગો વિવિધરૂપે તથા અપરિચ્છિન્નરૂપે પ્રાપ્ત છે, છતાં વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થયા વિના રહેતી નથી તથા તેની સાથે મૃત્યુને તે વશ થાય છે. ઇન્દ્રિયોના આ આનંદો કરતા સ્વર્ગના આનંદો પણ ખરેખરી રીતે જોતાં વધારે સ્પૃહણીય નથી અગર જો આ સ્વર્ગીય આનંદો વધારે પહોંચનારા તથા પૃથક્રૂપે હોય છે, છતાં તેઓનું સ્વરૂપ ઇન્દ્રિય સુખના જેવું જ છે. વળી આ સ્વર્ગીય સુખો પુણ્યકારી કર્મોને લીધે પ્રાપ્ત થતા હોવાથી અંતવાન્ છે. કારણ જો કર્મો પણ અનંતરૂપે નથી, તો પછી તેના પરિણામરૂપે સુખો પણ અનંતરૂપે કયાથી જ હોય? ટુંકમાં કહીએ તો આ સર્વ ભોગોનો આખરે અંત છે. આથી જે સુખો માટે મહાન્ પ્રયાસ કરવામાં આવે છે તેની તૃપ્તિ જેટલા સમય સુધી ભોગો પ્રાપ્ત થયેલા હોય છે ત્યાં સુધી જ રહે છે. માટે મનુષ્યે શાશ્વત સુખ માટે પ્રયાસ કરવો આવશ્યક છે જેમાં કોઇ પણ પ્રકારનો વિકાર થતો નથી, એવા બ્રહ્મભાવને પ્રાપ્ત થવાથીજ તેવું શાશ્વત સુખ પ્રાપ્ત થાય છે. બ્રહ્મને પ્રાપ્ત થવાથીજ જો આવી રીતનું સુખ પ્રાપ્ત થતું હોય તો પોતાના સર્વ કર્મો તથા કામનાનો વિષય કેવળ બ્રહ્મ જ હોવો જોઇએ.

આ રીતનું શાશ્વત સુખ દેવો તરફથી મળી શકતું નથી. કારણ વેદમાં તે પ્રમાણે કહેવામાં આવ્યું છે. દેવો પણ કામ, દુઃખ, પતન તથા નાશના વિષય છે તથા જે સુખ તેઓની પોતાની પાસે હોતું નથી તે તેઓ બીજાઓને કેવી રીતે આપી શકે? આત્મા જે અવિકારી છે તેનાવડે જ આપણે આ સુખ પ્રાપ્ત કરવા પ્રયાસ કરવો જોઇએ. જો આપણે ભિન્ન ભિન્ન પ્રકારના સુખો તપાસીએ તો તેમાં નીચે પ્રમાણે જોઇએ છીએ.-બાહ્ય વસ્તુઓથી સઘળાં સુખ પ્રાપ્ત કરવાનો પ્રયાસ આપણે ધારીએ છીએ તો તેમાં

ાપણે છેતરાયલા છીએ. કારણ કોઈ પણ બાહ્ય
તુ આપણી સત્તામાં રહેતી નથી. બાહ્ય સુખ
ટલું આપણને ઓછું હોય છે, તેટલા ઓછા
ખમાંથી આપણે મોકળા રહીએ છીએ. માન-
ક કર્મવડે જે સુખ આપણે મેળવીએ છીએ,
ઘણા જ ઉત્કૃષ્ટ પ્રકારનું છે. કારણ માનસિક
ર્મમાં પ્રથમ આપણને ક્ષણિક સુખદુઃખના
ધનોરૂપ ઇન્દ્રિયોનું દમન કરવું પડે છે તથા
જું લાંબા સમય સુધી પહોંચનારૂં સુખ કેવળ
નમાં જ જોવામાં આવે છે. માટે સુખ જ્ઞાનની
ાથેજ સંલગ્ન થયું હોય તેવું દેખાય છે.
મ જેમ જ્ઞાનમાં વિશુદ્ધતા આવતી જાય છે,
ા તેમ સુખની પણ વૃદ્ધિ થતી જાય છે, તથા
ટલી જેટલી જ્ઞાનમાં વિશુદ્ધતા ઓછી, તેટલી
ખની વૃદ્ધિ પણ ઓછી જાણવી. આ પ્રમાણે
વટે આપણે એક એવા સુખની પરાકાષ્ઠાએ પહોં-
ીએ છીએ કે, જે અપરિછિન્ન છે તથા જે જ્ઞાન
ાનંતરૂપે કહેવામાં આવે છે.

આ રીતે આપણે છેવટે અનંત બ્રહ્મના
ાચાર પર આવીએ છીએ. આ સર્વ વિચારોના
રિણામોનું સંમિલન કરતાં અંતવાન્ જ્ઞાનને
હોંચાય છે. આ અંતવાન્ જ્ઞાનનો આધાર
ાનંત જ્ઞાનપર છે તથા તે અનંત જ્ઞાનને અખં-
ાનંદ કહેવામાં આવે છે. અનંત સત્ જેને વિષે
થમ કહેવામા આવ્યું, તેથી શું આ જ્ઞાન ભિન્ન
અર્થાત્ સત્ અને જ્ઞાન આ બન્ને શું સ્વતંત્ર
કૃતિઓ છે? જ્ઞાનવડે સતની પ્રાપ્તિ થાય છે તથા
થી આનંદે કરી સતની પ્રાપ્તિ કહેવામા આવે
. જ્યાં સુધી જ્ઞાન તથા આનંદ પહોંચે છે ત્યાં
ધી સત્ હોય છે. અર્થાત્ સત્ વસ્તુ અનંત છે,
ેટલે સત્ ચિત્, તથા આનંદ ત્રણે સરખા છે.
ર્વ મૂર્ત વસ્તુઓનું કારણ કોઇ એક અનંત
સ્તુ છે, આ રીતના વિચાર પરથી આપણને
ાનંત સતના જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. આપણે
ેઇએ છીએ કે, સતપણું આત્મામાં રહેલું છે
થા આત્માને અનંત સતરૂપ કહી શકાય. દરેક
ર્ત સ્વરૂપમાં આપણે આત્માનું અસ્તિત્વ જોઇએ
ીએ તથા જ્યાં આત્મા રહેલો હોય છે ત્યાં
ાનું અસ્તિત્વ હોય છે તથા આત્મા દરેક રીતે
અપરિછિન્ન તથા સ્વતંત્ર હોય છે તથા દરેક
વસ્તુ પરિચ્છિન્ન તથા પરતંત્ર હોય છે, તેથી
આપણને એમ માનવાની જરૂર પડે છે કે, આત્મા
દરેક વસ્તુસ્થિતિના કારણ રૂપ છે. આથી બ્રહ્મ
એ સત્, ચિત્ તથા આનંદરૂપ છે. આ સર્વ
આપવાનું કારણ એ છે કે, બ્રહ્મ સંબંધી જ્ઞાન
આપણા સામાન્ય અનુભવની સાથે જ મુખ્યતે
કરીને જોડાયલું છે.

॥ ॐ तत्सत्परमात्मने नमः ॥

# अथर्ववेदीय मुंडकोपनिषद्.

ॐ भद्रं कर्णेभिः । शृणुयाम देवाः । भद्रं पश्येमाक्षभिर्यजत्राः । स्थिरैरंगैस्तुष्टुवा ँसस्तनूभिः । व्यशेम देवहितं यदायुः । स्वस्ति न इंद्रो वृद्धश्रवाः । स्वस्ति नः पूषा विश्ववेदाः । स्वस्तिनस्तार्क्ष्यो अरिष्टनेमिः । स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥ ॐ शांतिः शांतिः शांतिः ॥

**અન્વયાર્થઃ**—ભદ્રં=કલ્યાણ વચન, કર્ણેભિઃ =શ્રોત્રવડે, શ્રુણુયામ=સાંભળવા સમર્થ થૈયે, દેવાઃ= દેહાનુગ્રહવાળા અમે સર્વ દેવો, ભદ્રં=ઉપદેષ્ટાના સ્વરૂપને, અન્ય મહાત્માના સ્વરૂપને અથવા સગુણ પરમાત્માના સ્વરૂપને, પશ્યેમ=જોવા સમર્થ થૈયે, અક્ષભિઃ=ચક્ષુવડે, યજત્રાઃ=બ્રહ્મવિદ્યાના શ્રવણ વડે *આત્મધ્યાનાદિ શીલવાળા*, સ્થિરૈઃ=પોત-પોતાના વિષય વ્યાપારથી રહિત, અંગૈઃ=કર તથા ચરણાદિવડે, તુષ્ટુવાંસઃ=બ્રહ્મના અનુસંધાન રૂપ સ્તુતિને અમે કરીએ. તનૂભિઃ=સૂક્ષ્મ બ્રહ્મના વિષયવાળી સ્તુતિવડે, વ્યશેમ=પામીએ, દેવ=દેવ, હિતં= નીરોગી પણાવાળું, યત્=જે, આયુઃ=ચીરંજીવીપણું, સ્વસ્તિ=પરિપૂર્ણ બ્રહ્માનંદ, નઃ=અમને, ઇન્દ્ર= દેવોનો પતિ, વૃદ્ધશ્રવાઃ=મોટી કીર્તિવાળો, સ્વસ્તિ= કલ્યાણ. નઃ=અમને, પૂષા=સૂર્ય, વિશ્વવેદાઃ=વિશ્વં વેત્તીતિ વિશ્વવેદાઃ=અર્થાત્ સર્વજ્ઞ, સ્વસ્તિ=કલ્યાણ. નઃ=અમને, તાર્ક્ષ્યઃ=ગરૂડ, અરિષ્ટનેમિઃ=અપ્રતિબદ્ધ ગતિવાળો, સ્વસ્તિ=કલ્યાણ, નઃ=અમને, બૃહસ્પતિઃ=દેવના આચાર્ય, દધાતુ=આપો.

ॐ શાંતિ, શાંતિ, શાંતિ.

# પ્રથમ મુંડક.

## પ્રથમ ખંડ.

### પરા તથા અપરા વિદ્યાનું નિરૂપણ.

ॐ ब्रह्मा देवानां प्रथमः सम्बभूव विश्वस्य कर्त्ता भुवनस्य गोप्ता। स ब्रह्मविद्यां सर्वविद्याप्रतिष्ठामथर्वाय ज्येष्ठपुत्राय प्राह ॥ १ ॥

અન્વયાર્થ:—બ્રહ્મા=બ્રહ્મા, દેવાનાં=ઇન્દ્રાદિ દેવોના, પ્રથમઃ=પ્રધાનરૂપે, સંબભૂવ=ઉત્પન્ન થયા, વિશ્વસ્ય=પ્રાણી માત્રના, કર્તા=ઉત્પન્ન કર્તારૂપ, ભુવનસ્ય=ત્રણ ભુવનમાં રહેલ લોકના, ગોપ્તા=પાલકરૂપ, સઃ=તે, બ્રહ્મવિદ્યાં=બ્રહ્મવિદ્યાને, સર્વવિદ્યાપ્રતિષ્ઠાં=સર્વ વિદ્યામાં શ્રેષ્ઠરૂપ, અથર્વાય=અથર્વ નામના, જ્યેષ્ઠપુત્રાય=જ્યેષ્ઠપુત્રને, પ્રાહ=કહેવા લાગ્યા. (૧)

શબ્દાર્થ:—વિશ્વના કર્તા તથા ભુવનનું રક્ષણ કર્તા બ્રહ્મા દેવોમાં પ્રથમ ઉત્પન્ન થયા હતા. તેણે પોતાના જ્યેષ્ઠ પુત્ર અથર્વણને સર્વ વિદ્યાના આધારરૂપ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો. ૧

ટીકા:—મૂળમાં જે પ્રથમ શબ્દ આવ્યો છે, તે ઉત્કૃષ્ટતા દર્શાવે છે અર્થાત્ બ્રહ્મા દેવોમાં મુખ્ય હતા. સંબભૂવ:-ઉત્પન્ન થયા અર્થાત્ પોતાના કર્મવડે વ્યક્ત થયા. પણ જેમ અન્ય પ્રાણીઓ પોતાનાં પુણ્ય તથા પાપ કર્મનાં ફળને વશ હોય છે તેમ નહિ. બ્રહ્મવિદ્યાનો અહીં બે રીતે અર્થ થઇ શકે છે. બ્રહ્મવિદ્યાવડે કાં તો પરમાત્મ સંબંધી જ્ઞાન લેવું અથવા તો બ્રહ્માથી પ્રથમ વ્યક્ત કરાએલ જે વિદ્યા તે બ્રહ્મવિદ્યા સર્વ વિદ્યાના કારણરૂપ આ વિદ્યા છે, કારણ કે સર્વ વિદ્યાઓ આ વિદ્યાવડે વ્યક્ત થાય છે. (૧)

अथर्वणे यां प्रवदेत ब्रह्माथर्वा तां पुरोवाचाङ्गिरे ब्रह्मविद्याम्। स भारद्वाजाय सत्यवहाय प्राह भारद्वाजोऽङ्गिरसे परावराम् ॥ २ ॥

અન્વયાર્થ:— અથર્વણે= અથર્વણનામના શિષ્યને, યાં=જે બ્રહ્મવિદ્યા, પ્રવદેત=કહી, બ્રહ્મા=[illegible], અથર્વા=અથર્વા, તાં=તે, પુરા=પૂર્વે, ઉવાચ=કહી, અંગિરે=અંગિરાને, બ્રહ્મવિદ્યાં=બ્રહ્માથી મેળવાએલ બ્રહ્મ વિદ્યાને, સઃ=તે, ભારદ્વાજાય=ભારદ્વાજના પુત્ર, સત્યવહાય=સત્યવહને, પ્રાહ=કહી, ભારદ્વાજઃ=ભારદ્વાજે, અંગિરસે=અંગિરસને, પરાવરાં=ગુરૂ પરંપરા પ્રાપ્ત બ્રહ્મ વિદ્યાને. (૨)

શબ્દાર્થ:—ત્યાર પછી બ્રહ્માએ જે કંઇ ઉપદેશ બ્રહ્મવિદ્યા સંબંધીનો અથર્વણને કર્યો હતો, તે તેણે અંગિરાને કર્યો. અંગિરાએ તે બ્રહ્મવિદ્યા ભારદ્વાજ વંશમાં ઉત્પન્ન થયેલા સત્યવાહનને સમજાવી તથા આ પ્રમાણે ગુરૂપરંપરાએ પ્રાપ્ત થયેલી બ્રહ્મવિદ્યા ભારદ્વાજે અંગિરસને કહી. ૨

ટીકા:—પરાવરનો અર્થ બે પ્રકારે થાય છે. એક તો ગુરૂપરંપરાએ પ્રાપ્ત થયેલી વિદ્યા એવો અર્થ થાય છે અથવા તો પર કહેતાં શ્રેષ્ઠ વિદ્યા અને અવર કહેતાં તેથી ઉતરતી વિદ્યા. અહીં થોડો બ્રહ્મવિદ્યા સંબંધીનો વંશ આપ્યો છે, પણ બૃહદારણ્યકમાં વિસ્તારથી આ વંશવર્ણન આપવામાં આવ્યું છે. ૨

शौनको ह वै महाशालोऽङ्गिरसं विधिवदुपसन्नः पप्रच्छ। कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवतीति ॥३॥

અન્વયાર્થ:—શૌનકઃ=શુનક ઋષિનો પુત્ર, હ વૈ=નક્કી, મહાશાલઃ=મહાગૃહસ્થાશ્રમી, અંગિરસં=અંગિરસને, વિધિવત્=વિધિ પ્રમાણે, ઉપસન્ન=સમીપ ગએલો, પપ્રચ્છ=પૂછવા લાગ્યો, કસ્મિન્=કઇ વસ્તુ, નુ=શંકાવાચક, ભગવઃ=હે ભગવન્, વિજ્ઞાતે=જાણવાથી, સર્વં=સઘળું, ઇદં=કાર્યસમૂહ, વિજ્ઞાતં=જણાયલું, ભવતિ=થાય છે. (૩)

શબ્દાર્થ:—શુનકનો પુત્ર શૌનક જે મહાગૃહસ્થાશ્રમી હતો, તે વિધિ પ્રમાણે અંગિરસ પાસે આવી પૂછવા લાગ્યો કે, હે ભગવન્! એવી તે કઇ વસ્તુ છે કે, જે વસ્તુનું જ્ઞાન થવાથી અન્ય સર્વ વસ્તુ જ્ઞાત થઇ શકે છે ? ૩

ટીકા:—વિધિ પ્રમાણે કહેવાનું કારણ એ કે, શિષ્યે ગુરૂપાસે પ્રથમ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવા

ળું હોય તો સમિધાદિ લઇને જવું. જેમકે મિત્પાણિ: श्रोत्रियं ब्रह्मनिष्ठं गुरुमेवाभिगच्छेत् ॥ ાી તે કયી વસ્તુ છે, અર્થાત્ જગતનું કારણ ; છે કે જેના જ્ઞાનવડે તેના કાર્યરૂપે રહેલુ આ ર્વ જગત્ જાણી શકાય છે? (૩)

तस्मै होवाच ॥ द्वे विद्ये वेदितव्य इति ह-म यद्ब्रह्मविदो वदन्ति परा चैवापरा च ॥४॥

અન્વયાર્થ:—तस्मै=ને શૌનકને, ह=ખચીત, ાચ=કહેવા લાગ્યો, द्वे=બે, विद्ये=વિદ્યાઓ, દિતવ્યે=સંપાદન કરવા યોગ્ય છે, इति=એમ, સ્મ=નિશ્ચયપૂર્વક, यत्=જેને, બ્રહ્મવિદઃ=બ્રહ્મ ાનીઓ, वदन्ति=કહે છે, परा=પરમાત્મ વિષય-ાળી વિદ્યા, अपरा=પરાવિદ્યાના સાધનરૂપ ર્મવિદ્યા. (૪)

શબ્દાર્થ:—ત્યારે અંગિરએ શૌનકને કહ્યું , જાણવાને યોગ્ય એવી વિદ્યાઓ બે પ્રકારની ે, જેને બ્રહ્મવેત્તાઓ પર તથા અપર કરી કહે છે. ૪

ટીકા:—અહીં પરા વિદ્યાવડે પરમાત્મા ંબંધનું જ્ઞાન લેવું તથા અપરા વિદ્યાવડે કર્મનું નુષ્ઠાન કરવાથી ચિત્તની શુદ્ધિ થઈ પરા વિદ્યાની ત્પત્તિ થવાના સાધનરૂપ જ્ઞાનને લેવું અહીં જે ઉત્તર આપવામાં આવ્યો છે, તે અસંબદ્ધ છે. છતાં શ્રી શંકર ભગવાન્ તેનું નીચે પ્રમાણે સમાધાન કરે છે પ્રશ્ન એમ પૂછ્યો છે કે, એવું તે કયું કારણજ્ઞાન છે કે, જેના જ્ઞાનવડે સર્વ વસ્તુનું જ્ઞાન થાય છે? આના ઉત્તરમાં કહેવામાં આવ્યું છે કે, બે વિદ્યાઓ જાણવા યોગ્ય છે. આ સ્થળે દોષ જોવામાં આવે છે. કારણ પ્રથમ જે પ્રશ્ન પૂછવામાં આવ્યો તેનું પૂર્ણપણે વિવેચન આપ્યા પછી કહેવું જોઇએ કે, અપરા અથવા નિકૃષ્ટ વિદ્યા અવિદ્યારૂપ છે તથા તેમાં રહેલ ઉપદેશ વ્યર્થ છે અને તેથી તેનો ત્યાગ કરવો જોઇએ. (૪)

### અપરા વિદ્યાનું નિરૂપણ

तत्रापरा ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्ववेदः शिक्षा कल्पो व्याकरणं निरुक्तं छन्दो ज्योतिषमिति । अथ परा यया तदक्षरमधिगम्यते ॥ ५ ॥

અન્વયાર્થ:—तत्र=તે બેમાં, अपरा=પરાના સાધનરૂપ કર્મ વિદ્યા, ऋग्वेदः=ઋગ્વેદ, यजुर्वेदः=યજુર્વેદ, सामवेदः=સામવેદ, अथर्ववेदः=અથર્વવેદ, शिक्षा=શિક્ષા શાસ્ત્ર, कल्पः=કલ્પશાસ્ત્ર, व्याकरणं=વ્યાકરણ શાસ્ત્ર, निरुक्तं=નિરુક્ત શાસ્ત્ર, छन्दः=છંદો ગ્રંથ, ज्योतिषं=જ્યોતિષ વિદ્યા, अथ=ત્યારપછી, परा=પરમાત્મ વિષય વિદ્યા, ( उच्यते=નિરૂપણ કરાય છે), यया=જે વડે, तत्=તે, अक्षरं=નાશ રહિત બ્રહ્મને, अधिगम्यते=પ્રાપ્ત થવાય છે. (૫)

શબ્દાર્થ:—અપરા વિદ્યારૂપે ઋક્, યજુસ, સામ, અથર્વણ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ તથા જ્યોતિષ છે. જે પરાવિદ્યાવડે અક્ષર બ્રહ્મનું જ્ઞાન થાય છે, તે વિશે હવે કહેવામાં આવે છે. ૫

### પરા વિદ્યાનું સ્વરૂપ.

यत्तदद्रेश्यमग्राह्यमगोत्रमवर्णमचक्षुः श्रोत्रं तद-पाणिपादं नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं तदव्ययं यद्भूतयोनिं परिपश्यन्ति धीराः ॥६॥

અન્વયાર્થ:—यत्=જે, तत्=તે, अद्रेश्यं=સર્વજ્ઞાનેન્દ્રિયવડે અગમ્ય, अग्राह्यं=ગ્રહણને અ-યોગ્ય, अगोत्रं=ગોત્ર રહિત, अवर्णं=શુક્લ તથા સ્થૂલ આદિદ્રવ્ય ધર્મથી રહિત, अचक्षुः श्रोत्रं=ચક્ષુ શ્રોત્રાદિ જ્ઞાનેન્દ્રિય રહિત, तत्=તે પ્રકૃત બ્રહ્મ, अ-पाणिपादं=પાદાદિ કર્મેન્દ્રિય રહિત, नित्यं=નાશરહિત, विभुं=અનેક પ્રકારના પ્રાણીના ભેદવડે રહેનાર, सर्वगतं=વ્યાપકરૂપ, सुसूक्ष्मं=અતિસૂક્ષ્મ, तत्=તે બ્રહ્મને, अव्ययं=અપક્ષય રહિત, यत्=જે બ્રહ્મ, भूतयोनिं=સ્થાવર જંગમના કારણરૂપે, परिपश्यन्ति=આત્મસાક્ષાત્કાર કરે છે, धीराः=વિવેકીઓ. (૬)

શબ્દાર્થ—આ અક્ષર બ્રહ્મ અદૃશ્યરૂપે, અગ્રાહ્યરૂપે, અકારણરૂપે, અવર્ણરૂપે, અચક્ષુરૂપે, અશ્રોત્રરૂપે, પાદ તથા હસ્તથી રહિતરૂપે, નિત્યરૂપે,

વિભુરૂપે, સર્વને વિશે વ્યાપકરૂપે, અત્યંત સૂક્ષ્મરૂપે, તત્ અર્થાત્ પ્રાકૃત બ્રહ્મરૂપે તથા અવ્યય રૂપે છે, અર્થાત્ ક્ષયથી રહિતરૂપે છે. આ રીતના સ્થાવરજંગમના કારણરૂપને જે વિચારવડે વિવેકીઓ જુએ છે અર્થાત્ આત્મસાક્ષાત્કાર કરે છે, તે પરા વિદ્યા છે. ૬

ટીકાઃ—અદ્રશ્યરૂપઃ-જ્ઞાનેન્દ્રિયોવડે નહિ જોઇ શકાય એવા. અગ્રાહ્યરૂપઃ-કર્મેન્દ્રિયોવડે નહિ ગ્રહણ કરી શકાય એવા, અવર્ણરૂપઃ-જે ગુણોથી વસ્તુનું જ્ઞાન થાય છે તેથી રહિતરૂપે. પાદ તથા હસ્તથી રહિતઃ-કર્મેન્દ્રિયોથી રહિત, વિભુરૂપેઃ-વિવિધપ્રાણિભેદેન ભવતીતિ વિભુ અર્થાત્ અનેક પ્રકારના પ્રાણીના ભેદે કરી થનારા સર્વત્ર વ્યાપક રૂપેઃ-આકાશની માફક સર્વને વિશે રહેલરૂપે. ૬

यथोर्णनाभिः सृजते गृह्णते च यथा पृथिव्यामोषधयः सम्भवन्ति। यथा सतः पुरुषात् केशलोमानि तथाऽक्षरात् सम्भवतीह विश्वम् ।७।

અન્વયાર્થઃ—યથા=જેરીતે, ઊર્ણનાભિઃ=કરોળિઓ, સૃજતે=પાથરે છે, ગૃહ્ણુતે=સંકેલે છે, ચ=તથા, યથા=જે રીતે, પૃથિવ્યાં=પૃથિવીમાં, ઓષધયઃ=વ્રીહિયવઆદિ અન્ન, સંભવન્તિ=ઉત્પન્ન થાય છે, યથા=જે રીતે, સતઃ=સતરૂપ અર્થાત્ જીવતા, પુરુષાત્=પુરુષમાંથી, કેશલોમાનિ=કેશ સહિત રૂંવાટાં, તથા=તે રીતે, અક્ષરાત્=અક્ષરબ્રહ્મમાંથી, સંભવતિ=ઉત્પન્ન થાય છે, ઇહ=આ સૃષ્ટિ સમયે, વિશ્વં=જગત્. (૭)

શબ્દાર્થઃ—જેવી રીતે કરોળિયો પોતાની જાળ પાથરે છે તથા પાછી તેને સંકેલી લે છે, જેવી રીતે પૃથ્વીપર ઔષધિની ઉત્પત્તિ થાય છે, જે રીતે જીવતા મનુષ્યના મસ્તક તથા શરીરપર કેશ તથા રૂંવાટાં ઉત્પન્ન થાય છે, તેજ રીતે અક્ષર બ્રહ્મમાંથી સૃષ્ટિ સમયે જગતની ઉત્પત્તિ થાય છે. ૭

तपसा चीयते ब्रह्म ततोऽन्नमभिजायते। अन्नात् प्राणो मनः सत्यं लोकाः कर्मसु चा ॥ ८ ॥

અન્વયાર્થઃ—તપસા=સૃષ્ટ્યાપ્રપંચના વિચારવાવડે, ચીયતે=(એક રૂપે છતાં અનેક રૂપે હું થાઉં એવી ઇચ્છાવાળો) થાય છે, બ્રહ્મ=અક્ષર સ્વરૂપ બ્રહ્મ, તતઃ=આ રીતની ઇચ્છાવાળા બ્રહ્મમાંથી, અન્નં=ઇશ્વરોપાધિરૂપ અવ્યાકૃત સ્વરૂપે, અભિજાયતે=થાય છે, અન્નાત્=અવ્યાકૃતમાંથી, પ્રાણઃ=હિરણ્યગર્ભ, પ્રાણાત્=હિરણ્યગર્ભમાંથી, મનઃ=સંકલ્પ વિકલ્પવાળું સમષ્ટિરૂપ મન, (આ સમષ્ટિરૂપમાંથી) સત્યં=સ્થૂલ પંચ મહાભૂત, (આ સત્યમાંથી) લોકાઃ=ભૂરાદિ લોકો, (આ મનુષ્યાદિ લોકમાં) કર્માણિ=વેદોક્ત અગ્નિહોત્રાદિ કર્મો, કર્મસુ=આ કર્મમાંથી, અમૃતં=કર્મનું ફળ. (૮)

શબ્દાર્થઃ—પ્રપંચના વિચારવાવડે અક્ષર સ્વરૂપ બ્રહ્મ થાય છે, બ્રહ્મથી અન્નની ઉત્પત્તિ થાય છે, અન્નથી પ્રાણ, મન, સત્ય, લોક તથા લોકમાંથી કર્મની ઉત્પત્તિ થાય છે તથા કર્મોમાંથી અમૃતત્વની પ્રાપ્તિ થાય છે. ૮

ટીકાઃ—મૂળમાં તપ શબ્દે કરી અહીં જ્ઞાન એવો અર્થ થાય છે, અર્થાત્ ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયરૂપ શક્તિના જ્ઞાને કરી બ્રહ્મ પ્રાપ્ત થાય છે. બ્રહ્મમાંથી અન્નની ઉત્પત્તિ થાય છે અર્થાત્ કર્મની કામનાને લીધે વ્યષ્ટિ જીવોની અવ્યકતાવસ્થા બ્રહ્મમાંથી થાય છે. અન્નમાંથી પ્રાણ અર્થાત્ જગતના આત્મારૂપ પ્રાણ ઉત્પન્ન થાય છે. મનઃ-જેનાથી સંકલ્પ, દોષ, શંકા તથા સમાધાન થઇ શકે છે. સત્યઃ-પંચ મહાભૂતોમાંથી બનેલ સત્ય. લોકઃ-સાત ભુવનો. કર્મોઃ-મનુષ્યાદિકે કરવામાં આવતાં કર્મો. અમૃતત્વઃ-કર્મનું ફળ અર્થાત્ જ્યાં સુધી કર્મનું ફળ પહોંચે છે ત્યાં સુધી જે અમૃતપણાની પ્રાપ્તિ તે. (૮)

यः सर्वज्ञः सर्वविद्यस्य ज्ञानमयं तपः। तस्मादेतद्ब्रह्म नाम रूपमन्नञ्च जायते ॥ ९ ॥

અન્વયાર્થઃ—યઃ=જે પરમાત્મા, સર્વજ્ઞ=સર્વવેત્તા, સર્વવિત્=સર્વના જાણનાર, યસ્ય=જેનો, જ્ઞાનમયં=સરજવાના સર્વ પદાર્થના જ્ઞાનવાળો, તપઃ=વિચાર, તસ્માત્=તે સર્વજ્ઞમાંથી, એતત્=

કાર્યરૂપ, બ્રહ્મ=હિરણ્યગર્ભ, નામ=દેવદત્તાદિ નામ, રૂપં=શુક્લ નીલ આદિ વર્ણ, અન્નં=વ્રીહિ આદિ અન્ન, જાયતે=ઉત્પન્ન થાય છે. (૯)

**શબ્દાર્થ:**—બ્રહ્મ જે સામાન્યરૂપે કરી સર્વજ્ઞાતા તથા જે સર્વના વિશેષરૂપે કરી જ્ઞાતા તથા જેનું તપ જ્ઞાનમય છે, તે સર્વજ્ઞમાંથી બ્રહ્મ, નામ, રૂપ તથા અન્નની ઉત્પત્તિ થઇ છે. ૯

**ટીકા:**—સર્વજ્ઞઃ-સામાન્ય રીતે સર્વ વસ્તુ જાણનાર.. સર્વવિત્:=વિશેષ રીતે સર્વ વસ્તુ જાણનાર. જ્ઞાનમયં તપઃ=કોઇ પણ પરિણામથી રહિત. બ્રહ્મ:-હિરણ્યગર્ભ. જ્ઞાનમય:-ઉત્પન્ન થનારા સર્વ પદાર્થના જ્ઞાનના લક્ષણવાળા (૯)

## પ્રથમ મુંડક.

### દ્વિતીય ખંડ.

#### અપર વિદ્યારૂપ સંસારનું સ્વરૂપ.

तदेतत्सत्यं मन्त्रेषु कर्माणि कवयो यान्यपश्यंस्तानि त्रेतायां बहुधा सन्ततानि । तान्याचरथ नियतं सत्यकामा एष वः पन्थाः सुकृतस्य लोके ॥ १ ॥

**અન્વયાર્થ:**—તત્=તે, એતત્=આ, સત્યં=સત્યરૂપ, મંત્રેષુ=ઋક્ આદિવેદોમાં, કર્માણિ=અગ્નિહોત્રાદિ કર્મો, કવયઃ=વસિષ્ઠાદિ વિદ્વાનો, યાનિ=જે કર્મો, અપશ્યન્=જોયા, તાનિ=તે, ત્રેતાયાં=ત્રેતામાં, બહુધા=અનેક પ્રકારે, સંતતાનિ=વિસ્તાર પામ્યાં, તાનિ=તે વેદોક્ત કર્મો, આચરથ=આચરો, નિયતં=નિત્ય, સત્યકામા=કર્મના ફળની ઇચ્છાવાળા તમે, એષઃ=આ, વઃ=તમારો, પંથાઃ=ફળની પ્રાપ્તિનો માર્ગ, સુકૃતસ્ય=પોતે કરેલ કર્મના, લોકે=ફળનો ભોગ. (૧)

**શબ્દાર્થ:**—આ સત્ય છે કે, મંત્રોમાં જે જે કર્મોનું વિવેકી જનોએ નિરૂપણ કર્યું, તે કર્મોનો અનેક પ્રકારે ત્રેતાયુગમાં વિસ્તાર કરવામાં આવ્યો. તેમજ કર્મોનાં યોગ્ય ફળોની જો તમને ઇચ્છા હોય તો સર્વદા તે કર્મો તમે કરો. કર્મોનાં ફળના ભોગરૂપે આ જ એક તમારે વાસ્તે સારો માર્ગ છે. ૧

**ટીકા:**—પ્રથમ ખંડમાં પરા તથા અપરા વિદ્યાનું નિરૂપણ કરવામાં આવ્યું છે, દ્વિતીય ખંડમાં પરા તથા અપરા વિદ્યાના વિષયો અર્થાત્ પર બ્રહ્મ તથા જગતનું નિરૂપણ કરવામાં આવ્યું છે. દ્વિતીય ખંડમાં પ્રથમ અપરા વિદ્યાનું નિરૂપણ કરવામાં આવ્યું છે. કારણ અપરા વિદ્યા કેવા પ્રકારની છે તથા તેનાવડે કેવા ફળની પ્રાપ્તિ થાય છે, તે જાણ્યા સિવાય તેનો ત્યાગ કરવાની ઇચ્છા થતી નથી. કર્મો:-અગ્નિમાં આપવામાં આવતી આહુતિઓ. ત્રેતા:-ત્રેતા યુગ અથવા યજ્ઞમાં કામ કરનારા ત્રણ કર્તાઓ-ઋક્, યજુસ્તથા સામના લક્ષણવાળા હોતા, અધ્વર્યુ તથા ઉદ્ગાતા. (૧)

#### અગ્નિહોત્ર કર્મનું વર્ણન.

यदा लेलायते ह्यर्चिः समिद्धे हव्यवाहने । तदाज्यभागावन्तरेणाहुतीः प्रतिपादयेच्छ्रद्धया हुतम् ॥ २ ॥

**અન્વયાર્થ:**—યદા=જ્યારે, લેલાયતે=ચલાયમાન થાય છે, હિ=કારણ કે, અર્ચિઃ=અગ્નિ શિખા, સમિદ્ધે=સમિધવડે પ્રજ્વલિત થવાથી, હવ્યવાહને=અગ્નિ, તદા=ત્યારે, આજ્યભાગૌ=ઘી નાંખવા પછી આહવનીયના દક્ષિણ તથા ઉત્તર આ બે ભાગના, અંતરેણ=મધ્ય, આહુતીઃ=આહુતિઓ. પ્રતિપાદયેત્=નાંખવી જોઇએ. શ્રદ્ધયા= શ્રદ્ધાવડે, હુતં=હોમાયલી. (૨)

**શબ્દાર્થ:**—જ્યારે હવ્ય ગ્રહણ કરનાર અગ્નિને સમિધવડે સારી રીતે પ્રદીપ્ત કરવામાં આવે છે તથા જ્યારે અગ્નિની શિખા સારી રીતે પ્રકટ થાય છે ત્યારે ઘૃતના બે વિભાગોની વચમાંથી આહુતિઓ અગ્નિમાં આપવી જોઇએ. આ આહુતિઓ અગ્નિમાં ઘણી શ્રદ્ધાપૂર્વક આપવી. ૨

**ટીકા:**—ઘૃતના બે વિભાગની વચમાં:-આહવનીયાગ્નિની ઉત્તર તથા દક્ષિણ બે બાજુના વચલા ભાગમાં. (૨)

વિધિરહિત અગ્નિહોત્રીની સ્થિતિ

यस्याग्निहोत्रमदर्शमपौर्णमासमचातुर्मास्यमनाग्रयणमतिथिवर्जितञ्च । अहुतमवैश्वदेवमविधिना हुतमश्रद्धया हुतमासप्तमांस्तस्य लोकान् हिनस्ति ॥ ३ ॥

અન્વયાર્થ:—યસ્ય=જે અગ્નિહોત્રીના, અગ્નિહોત્રં=સવાર સાંજ આહુતિરૂપ કર્મ, અદર્શં=અમાવાસ્યાના કર્મથી રહિત, અપૌર્ણમાસં=પૂર્ણિમાના કર્મથી રહિત, અચાતુર્માસ્યં=ચાતુર્માસ્યરૂપ કર્મથી રહિત, અનાગ્રયણં=શરદ ઋતુમાં તથા વસંત ઋતુમાં નવા અન્નવડે કરવામાં આવતા કર્મથી રહિત, અતિથિવર્જિતં=અતિથિના પૂજનથી રહિત, ચ=તથા, અહુતં=અગ્નિહોત્ર સમયે નહિ હોમાયલું, અવૈશ્વદેવં=વૈશ્વદેવ કર્મથી રહિત, અવિધિના=વિધિથી રહિત, હુતં=હોમાયલું, અશ્રદ્ધયા=શ્રદ્ધાથી રહિત, હુતં=હોમાયલું, આસપ્તમાન્=ભૂરાદિ સાત, તસ્ય=તેના, લોકાન્=લોકોને, હિનસ્તિ=નાશ કરે છે. (૩)

શબ્દાર્થ:—જે અગ્નિહોત્રીના અગ્નિહોત્રીરૂપ કર્મમાં અમાવાસ્યાના કર્મથી, પૂર્ણિમાના કર્મથી, ચાતુર્માસ્યરૂપી કર્મથી રહિત, શરદ્ તથા વસંતમા નવા અન્નવડે કરવામા આવતા કર્મથી રહિત, અતિથિના પૂજનથી રહિત, સમય પરત્વે હોમ નહિ કરવાથી રહિત, વૈશ્વદેવ કર્મથી રહિત, શાસ્ત્રાનુસાર હોમથી રહિત તથા શ્રદ્ધાથી રહિત હોમ કરવામાં આવ્યો હોય, તો અગ્નિહોત્રીના ભૂરાદિ સાતે લોકનો નાશ થાય છે. ૩

ટીકા:—ભૂરાદિ સાત લોક:-એટલે પિતૃ, પિતામહ, પ્રપિતામહ, પુત્ર, પૌત્ર, પ્રપૌત્ર, તથા સાતમો પોતે આ સપ્તાની દુર્ગતિ થાય છે (૩)

અગ્નિની સાત જિહ્વાનું નિરૂપણ.

काली कराली च मनोजवा च सुलोहिता या च सुधूम्रवर्णा । विस्फुलिङ्गिनी विश्वरुची च देवी लेलायमाना इति सप्त जिह्वाः ॥ ४ ॥

શબ્દાર્થ:—કાલી=કૃષ્ણ વર્ણવાળી, કરાલી=ભયાનક, મનોજવા=મનના જેવી વેગવાળી, ચ=તથા, સુલોહિતા=રક્ત ભાગવાળી, સુધૂમ્રવર્ણા=અત્યંત કાળા વર્ણવાળી, વિસ્ફુલિંગિની=તણખાવાળી, વિશ્વરુચી=વિશ્વની કાંતિવાળી, દેવી=પ્રકાશાત્મક, લેલાયમાના=પ્રચલિત સ્વભાવવાળી, ઇતિ=એમ, સપ્ત=સાત, જિહ્વા:=આહુતિ ગ્રહણ કરવાવાળી શિખાઓ. (૪)

શબ્દાર્થ:—પ્રકાશ પામતી અગ્નિની સાત જિહ્વાઓ નીચે પ્રમાણે છે:-કાલી ( કૃષ્ણ ભાગ ), કરાલી ( ભય યુક્ત ભાગ ), મનોજવા ( મન જેવી વેગરૂપી ), સુલોહિતા ( રક્ત ભાગ ), સુધૂમ્રવર્ણા ( કાળા વર્ણવાળો ભાગ ), વિસ્ફુલિંગિની ( તણખારૂપી ) તથા પ્રકાશમાન વિશ્વની કાંતિવાળી, આ રીતે અગ્નિને આહુતિનું ગ્રહણ કરવા માટે ચંચળ સ્વભાવવાળી સાત જિહ્વાઓ છે. ૪.

સપ્ત જિહ્વાનું પ્રયોજન.

एतेषु यश्चरते भ्राजमानेषु यथाकालं चाहुतयो ह्याददायन् । तन्नयन्त्येताः सूर्यस्य रश्मयो यत्र देवानां पतिरेकोऽधिवासः ॥ ५ ॥

અન્વયાર્થ:—એતેષુ=આ જિહ્વા, યઃ=જે, ચરતે=અગ્નિહોત્ર કર્મ કરે છે, ભ્રાજમાનેષુ=પ્રકાશિત થયે, યથાકાલં=સમય પ્રમાણે, ચ=તથા, આહુતયઃ=આહુતિઓ, હિ=કારણ કે, આદદાયન્=ગ્રહણ કરતા, તં=તેને, નયન્તિ=લ્યે છે, એતાઃ=આ, સૂર્યસ્ય=સૂર્યના, રશ્મયઃ=કિરણો, યત્ર=જે સ્વર્ગમાં, દેવાનાં=દેવોનો, પતિઃ=ઇન્દ્ર, એકઃ=ઐશ્વર્યમાં સૌથી ચડતો, અધિવાસઃ=સર્વ સ્વર્ગવાસીના ઉપરી થઇ રહેનાર. (૫)

શબ્દાર્થ:—જ્યારે અગ્નિની જિહ્વાઓ પ્રકાશમાન હોય છે ત્યારે જે અગ્નિહોત્રી કાળને અનુસરી અગ્નિહોત્રાદિ કર્મ કરે છે તો નાંખવામા આવેલ આ આહુતિઓ યજમાનને ગ્રહણ કરતી છતી સૂર્યના રશ્મિરૂપે થઇ સ્વર્ગમાં લઇ જાય છે કે જ્યાં એક તથા સર્વ સ્વર્ગવાસીના ઉપરી દેવોનો પતિ ઇન્દ્ર રહે છે. ૫

एह्येहीति तमाहुतयः सुवर्चसः सूर्यस्य रश्मिभिर्यजमानं वहन्ति । प्रियां वाचमभिवदन्त्योऽर्चयन्त्य एष वः पुण्यः सुकृतो ब्रह्मलोकः ।६।

અન્વયાર્થ:—એહિ=આવ, એહિ=આવ, ઇતિ=એમ, તં=તે યજમાનને, આહુતયઃ=આહુતિઓ, સુવર્ચસઃ=પ્રકાશાત્મક, સૂર્યસ્ય=સૂર્યના, રશ્મિભિઃ=કિરણોવડે, યજમાનં=યજમાનને, વહન્તિ=સ્વર્ગને પમાડે છે, પ્રિયાં=મધુર, વાચં=વાણીને, અભિવદંત્યઃ=બોલતી, અર્ચયન્ત્યઃ=યજમાનનું પૂજન કરતી, એષઃ=આ, વઃ=તમારો, પુણ્યઃ=પવિત્ર, સુકૃતઃ=સુકૃત કર્મના ફળરૂપ, બ્રહ્મલોકઃ=સ્વર્ગ લોક. (૬)

શબ્દાર્થ:—આવો, આવો એમ કહેતી પ્રકાશમાન આહુતિઓ યજમાનને આદિત્યના રશ્મિરૂપે થઈ સ્વર્ગપ્રતિ લઈ જાય છે તથા તમારા સુકૃતવડે પ્રાપ્ત થયેલો આ તમારો બ્રહ્મલોક છે. આ રીતનાં પ્રિય વચનો કહે છે તથા તે યજમાનનું પૂજન કરે છે. ૬

## કર્મકાંડોની નિંદા.

प्लवा ह्येते अदृढा यज्ञरूपा अष्टादशोक्तमवरं येषु कर्म । एतच्छ्रेयो येऽभिनन्दन्ति मूढा जरामृत्युं ते पुनरेवापि यान्ति ॥ ७ ॥

અન્વયાર્થ:—પ્લવાઃ=હોડકાઓ, હિ=કારણકે, એતે=આ, અદૃઢાઃ=થોડા વિઘ્નથી હણાયલા, યજ્ઞરૂપા=યજ્ઞકર્તાઓ, અષ્ટાદશ=અઢાર, ઉક્તં=શાસ્ત્રવડે કહેવાયેલ, અવરં=ઉપાસના રહિત, યેષુ=જે અઢારમાં, કર્મ=કેવલ કર્મ (હોય છે), એતત્=આ ઉપાસના રહિત કર્મ, શ્રેયઃ=મોક્ષના સાધનરૂપ, અભિનંદન્તિ=હર્ષ પામે છે, મૂઢાઃ=અજ્ઞાનીઓ, જરામૃત્યું=જરા સહિત મરણને, તે=તે કર્મવાળાઓ, પુનઃ=ફરી, એવ=જ, અપિ=પણ, યાન્તિ=પામે છે. (૭)

શબ્દાર્થ:—આ યજ્ઞના નિર્વાહ કરનારા અઢાર જણાઓ કે જેઓ શાસ્ત્રમાં કહેલ આ નિકૃષ્ટ કર્મ કરે છે, તેઓ હોડકા સરખા નાશવાન તથા અદૃઢ છે. જે મૂર્ખ મનુષ્યો આ કર્મને મનુષ્યના પરમ શ્રેયરૂપે માને છે, તેઓ વારંવાર મૃત્યુ તથા જરાને પ્રાપ્ત થાય છે. ૭

ટીકા:—અઢાર મનુષ્યોમાં સોળ ઋત્વિજો હોય છે, એક-યજમાન તથા બીજી યજમાન પત્ની. (૭)

अविद्यायामन्तरे वर्त्तमानाः स्वयं धीराः पण्डितम्मन्यमानाः । जङ्घन्यमानाः परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथान्धाः ॥ ८ ॥

અન્વયાર્થ:—અવિદ્યાયાં=અવિદ્યામાં, અંતરે=મધ્યમાં, વર્તમાનાઃ=રહેનારા, સ્વયં=આત્માને અમેરૂપે માનનારા, ધીરાઃ=પ્રજ્ઞાવાન્, પંડિતં=પોતાના આત્માએ તત્ત્વ જાણ્યું છે એમ, માન્યમાનાઃ=માનનારા, જંઘન્યમાનાઃ=અનેક પ્રકારની ક્રિયાથી હણાયલા, પરિયન્તિ=અનર્થને પામે છે, મૂઢાઃ=વિવેકથી રહિત, અંધેન=અંધવડે, એવ=જ, નીયમાનાઃ=દોરવાયલા, યથા=જેરીતે, અંધાઃ=આંધળાઓ. (૮)

શબ્દાર્થ:—જેમ અંધને દોરનારા અંધ હોય, તેમ અવિદ્યાવાન્ છતાં પંડિત તથા વિવેકીપણાનું ડોળ ઘાલનારા મૂર્ખ લોકો અત્યંત દુઃખી થઇને પરિભ્રમણ કર્યા કરે છે ૮

ટીકા:—આ જ પ્રમાણેનો પાઠ કઠોપનિષદના પ્રથમાધ્યાયની દ્વિતીય વલ્લીમાં છે, પણ ફેર એટલો જ છે કે તેમાં जघन्यमानाः ને બદલે दन्द्रम्यमाणाः એવો પાઠ છે. (૮)

अविद्यायां बहुधा वर्त्तमाना वयं कृतार्था इत्यभिमन्यन्ति बालाः । यत्कर्मिणो न प्रवेदयन्ति रागात्तेनातुराः क्षीणलोकाश्च्यवन्ते ॥ ९ ॥

અન્વયાર્થ:—અવિદ્યાયાં=અવિદ્યામાં, બહુધા=ઘણીરીતે, વર્તમાનાઃ=રહેતા, વયં=અમે, કૃતાર્થાઃ=કૃતકૃત્યવાળા, ઇતિ=એમ, અભિમન્યન્તિ=અભિમાન કરે છે, બાલાઃ=આત્મજ્ઞાન રહિત, યત્=જેથી, કર્મિણઃ=કર્મના કર્તા, ન=નહિ, પ્રવેદયંતિ=આત્મતત્ત્વને જાણે છે, રાગાત્=કર્મફળની

ઇચ્છાથી, તેન=આત્માના અજ્ઞાનવડે, આતુરાઃ=દુઃખી, ક્ષીણલોકાઃ=નષ્ટ કર્મના ફળવાળા, ચ્યવંતે=સ્વર્ગમાંથી નીચે પડે છે. (૯)

શબ્દાર્થ—અનેક પ્રકારે અવિદ્યામાં રહેલા બાળો (મૂઢ પુરુષો) એમ ધારે છે કે, અમે અમારો હેતુ પાર પાડયો છે. કર્મ કરનારા પુરુષો કર્મફળની ઇચ્છાને લીધે આત્મતત્ત્વને જાણતા નથી. તેથી જ્યારે તેઓનાં કર્મનાં ફળો ક્ષીણ થાય છે, ત્યારે તેઓને દુઃખ સહન કરવું પડે છે તથા તેઓનું સ્વર્ગમાંથી પતન થાય છે. ૯

इष्टापूर्तं मन्यमाना वरिष्ठं नान्यच्छ्रेयो वेदयन्ते प्रमूढाः । नाकस्य पृष्ठे ते सुकृतेऽनुभूत्वेमं लोकं हीनतरञ्चाविशन्ति ॥ १० ॥

અન્વયાર્થઃ—ઇષ્ટાપૂર્ત=વૈદિક કર્મ તથા વાપી કૂવા ખોદાવવા, મન્યમાનાઃ= માનતા, વરિષ્ઠં=ઉત્તમ, ન=નહિ, અન્યત્=કર્મથી ભિન્ન, શ્રેયઃ=કલ્યાણનું સાધન, વેદયંતે=જાણે છે, પ્રમૂઢાઃ=પુત્રાદિમાં પ્રસક્તિથી મૂઢ, નાકસ્ય=સ્વર્ગના, પૃષ્ઠે=ઉપરના ભાગમાં, તે=તે કર્મીઓ, સુકૃતે=કર્મના ફળને, અનુભૂત્વા=ભોગવી, ઇમં=આ, લોકં=મનુષ્ય લોકને, હીનતરં=મનુષ્યના પણ નીચા લોકને, આવિશન્તિ=પામે છે. (૧૦)

શબ્દાર્થઃ—મનુષ્યને પરમ શ્રેય પ્રાપ્ત કરાવનારી વસ્તુઓ ઇષ્ટા તથા પૂર્તિ છે, એમ માની મૂર્ખો ખરું શ્રેય પ્રાપ્ત કરાવનારી કઈ વસ્તુ છે તેને જાણતા નથી. તેઓ સ્વર્ગના ઉપરના ભાગમાં પુણ્ય કર્મના ફળને ભોગવી આ લોકમાં ફરી પ્રવેશ કરે છે અથવા તો એથી પણ નિકૃષ્ટ લોકમાં જાય છે. ૧૦

આશ્રમીઓને બ્રહ્મલોકપ્રાપ્તિ

तपःश्रद्धे ये ह्युपवसन्त्यरण्ये शान्ता विद्वांसो भैक्षचर्यां चरन्तः । सूर्यद्वारेण ते विरजाः प्रयान्ति यत्रामृतः स पुरुषो ह्यव्ययात्मा ॥ ११ ॥

અન્વયાર્થઃ—તપઃશ્રદ્ધે=સ્વાશ્રય કર્મ તથા હિરણ્યગર્ભની ઉપાસના, યે=જેઓ, હિ=કારણ કે, ઉપવસંતિ=સેવેછે,=અરણ્યે=જંગલમાં, શાંતાઃ=શાંત ઇન્દ્રિયોવાળા, વિદ્વાંસઃ=ઉપાસનારૂપ જ્ઞાન પ્રધાનવાળા, ભૈક્ષચર્યાં=ભિક્ષા માટે, ચરન્તઃ=ભટકતા, સૂર્યદ્વારેણ=ઉત્તરાયણ માર્ગવડે, તે=તે આશ્રમીઓ, વિરજાઃ=ગયેલ પાપ તથા પુણ્યકર્મવાળા, પ્રયાન્તિ=પામે છે, યત્ર=જે લોકમાં, અમૃતઃ=દેવરૂપ, સઃ=તે, પુરુષઃ=પ્રથમ શરીરવાળો અર્થાત્ હિરણ્યગર્ભરૂપ, હિ=કારણકે, અવ્યયાત્મા=સંસારની સ્થિતિ પર્યંત રહેનાર. ૧૧

શબ્દાર્થઃ—ભિક્ષાવૃત્તિને અનુસરનારા જે વાનપ્રસ્થાશ્રમી તથા જ્ઞાનવાન્ પુરુષો પોતાની ઇન્દ્રિયોનું દમન કરી તપ તથા શ્રદ્ધાને અરણ્યમાં સેવે છે, તે પાપોથી મુક્ત થઇ ઉત્તરાયણ માર્ગે કરી એક એવા સ્થાનપ્રતિ અર્થાત્ બ્રહ્મલોક પ્રતિ જાય છે કે જ્યાં અવ્યય આત્મારૂપ અમૃત પુરુષ રહે છે. ૧૧

ટીકાઃ—શ્રદ્ધાઃ-હિરણ્યગર્ભ અથવા પ્રજાપતિને વિષે શ્રદ્ધા. પુરુષઃ-હિરણ્યગર્ભ.

વિરક્તને પરા વિદ્યામાં અધિકાર.

परीक्ष्य लोकान् कर्मचितान् ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन । तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥ १२ ॥

અન્વયાર્થઃ—પરીક્ષ્ય=નિશ્ચય કરી, લોકાન્=દક્ષિણ તથા ઉત્તર માર્ગમાં રહેલ લોકને, કર્મચિતાન્=કર્મવડે સંપાદન કરેલ, બ્રાહ્મણઃ=અધિકારી પુરુષ, નિર્વેદં=ભોગ્ય પદાર્થથી વૈરાગ્યને, આયાત્=કરવો જોઇએ, ન=નહિ, અસ્તિ=છે, અકૃતઃ=મોક્ષ, કૃતેન=કર્મવડે, તત્=બ્રહ્મના સ્વરૂપને, વિજ્ઞાનાર્થં=જાણવા માટે, સઃ=વૈરાગ્યવાળા પુરુષે, ગુરું=ગુરુપ્રતિ, એવ=જ, અભિગચ્છેત્=જવું જોઇએ, સમિત્પાણિઃ=હાથમાં સમિધ લઈ, શ્રોત્રિયં=વેદ તથા વેદાર્થને જાણનાર, બ્રહ્મનિષ્ઠં=બ્રહ્મજ્ઞાની. ૧૨

શબ્દાર્થઃ—કર્મવડે પ્રાપ્ત થયેલા લોકનું

નિરીક્ષણ કર્યા પછી બ્રાહ્મણે ભોગ્ય પદાર્થમાંથી વૈરાગ્ય ગ્રહણ કરવો જોઇએ. કર્મવડે નિત્ય બ્રહ્મ સ્વરૂપ મોક્ષ નથી, તેથી બ્રહ્મને ઓળખવાની જિજ્ઞાસાથી શિષ્યે, જે ગુરૂ કેવળ બ્રહ્મમાં આસક્ત હોય તથા જે વેદોને જાણતો હોય, તેની પાસે હાથમાં સમિત્ લઇને જવું જોઇએ. ૧૨

### ગુરૂને શિષ્યપ્રતિ બોધ.

तस्मै स विद्वानुपसन्नाय सम्यक् प्रशान्तचित्ताय शमान्विताय । येनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम् ॥ १३ ॥

**અન્વયાર્થ**:—તસ્મૈ=તે શિષ્યને, સઃ=તે, વિદ્વાન્=બ્રહ્મવેત્તા ગુરૂએ, ઉપસન્નાય=આવેલ, સમ્યક્=વિધિ પ્રમાણે, પ્રશાંતચિત્તાય=ગર્વાદિદોષ રહિત ચિત્તવાળા, શમાન્વિતાય=બાહ્ય આંતર ઇન્દ્રિયોની ઉપરામતાવાળા યેન=જેવડે, અક્ષરં=વિકાર રહિત, પુરૂષં=સર્વત્રપૂર્ણ, વેદ=જાણે છે, સત્યં=સત્ય સ્વરૂપ. પ્રોવાચ=કહેવી જોઇએ, તાં=તે, તત્ત્વતઃ=જેમ હોય તેમ, બ્રહ્મવિદ્યામ્=આત્મજ્ઞાન. (૧૩)

**શબ્દાર્થ**:—જેનું મન શાંત થયું છે તથા જેણે પોતાની ઇન્દ્રિયોનું દમન કર્યું છે એવો અધિકારી શિષ્ય જો જ્ઞાનવાન્ ગુરૂની સમીપ જાય તો તે બ્રહ્મનિષ્ઠ ગુરૂએ તત્ત્વવડે તેને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો, કે જે ઉપદેશ કરવાથી અક્ષર તથા સત્ય એવા પુરૂષને તે જાણી શકે છે. ૧૩.

# દ્વિતીય મુંડક.

## પ્રથમ ખંડ.

### બ્રહ્મ, જીવની ઉત્પત્તિ તથા લયના કારણરૂપે.

तदेतत्सत्यं यथा सुदीप्तात् पावकाद्विस्फुलिङ्गाः सहस्रशः प्रभवन्ते सरूपाः । तथाक्षराद्विविधाः सोम्य भावाः प्रजायन्ते तत्र चैवापियन्ति ॥ १ ॥

**અન્વયાર્થ**:—તત્=તે, એતત્=આ, સત્યં=પરમાર્થ સત્ય, યથા=જે રીતે, સુદીપ્તાત્=પ્રજ્વલિત, પાવકાત્=અગ્નિમાંથી, વિસ્ફુલિંગાઃ=તણખાઓ, સહસ્રશઃ=અનેક પ્રકારે, પ્રભવન્તે=નીકળે છે, સરૂપાઃ=સરૂપપણાવાળા, તથા=તે રીતે, અક્ષરાત્=માયા શક્તિવાળા બ્રહ્મમાંથી, વિવિધાઃ=અનેક દેહોપાધિરૂપ ભિન્ન, ભાવાઃ=જીવો, પ્રજાયન્તે=નીકળે છે, તત્ર=તે અક્ષરબ્રહ્મમાં, ચ=તથા, એવ=જ, અપિયન્તિ=દેહોપાધિના લયની સાથે લય પામે છે. (૧)

**શબ્દાર્થ**:—હે સોમ્ય શૌનક! આ સત્યરૂપ છે. જેમ પ્રકાશમાન અગ્નિમાંથી એકજ રૂપવાળા હજારો પ્રકારના તણખા નીકળે છે, તેજ રીતે અક્ષર બ્રહ્મમાંથી અનેક પ્રકારના જીવોની ઉત્પત્તિ થાય છે તથા તેઓનો પાછો અક્ષર બ્રહ્મમાંજ લય થાય છે. ૧

**ટીકા**:—પ્રથમ મુંડકમાં અપરા વિદ્યાનું નિરૂપણ કરવામાં આવ્યું છે તથા દ્વિતીય મુંડકમાં બ્રહ્મવિદ્યાવિષે વર્ણન કરવામાં આવ્યું છે. 'જે સત્ય વસ્તુ છે તેનો ઉપદેશ કરવામાં આવે છે,' આ પ્રમાણેના વચનથી બન્ને મુંડકોની શરૂઆત થાય છે. પણ શ્રી શંકર ભગવાન્ કહે છે કે, પરા વિદ્યા તથા તેમાં રહેલું સત્ય અપરા વિદ્યાના સત્ય કરતા ઘણાજ ભિન્ન પ્રકારનું છે. અપરા વિદ્યામાં સત્ય નથી, પણ અવિદ્યા રહેલી છે, તથા પરા વિદ્યામાં તો કહેવા પ્રમાણે ખરેખરી સત્યતા રહેલી છે. આમાં જેમ વિસ્ફુલિંગની સાદૃશ્યતા આપવામાં આવી છે, તેજ પ્રમાણેનું સાદૃશ્ય બૃહદારણ્યકના બીજા અધ્યાયના પ્રથમ બ્રાહ્મણના ૨૦ મા મંત્રમાં આપવામાં આવ્યું છે. (૧)

### બ્રહ્મનું નિરૂપાધિક સ્વરૂપ.

दिव्यो ह्यमूर्त्तः पुरुषः सबाह्याभ्यन्तरो ह्यजः । अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात् परतः परः ॥ २ ॥

**અન્વયાર્થ**:—દિવ્યઃ=દીપ્તિમાન, હિ=કારણકે, અમૂર્તઃ=મૂર્તિરહિત, પુરૂષઃ=સર્વત્ર પૂર્ણ,

સબાહ્યાભ્યંતરઃ=દેહની અપેક્ષાથી બહાર તથા અંદર રહેલ, હિ=કારણકે, અજઃ=જન્મ રહિત, અપ્રાણઃ=ક્રિયાશક્તિરૂપ વાયુથી રહિત, હિ=કારણકે, અમનાઃ=સંકલ્પ વિકલ્પાત્મક મન રહિત, શુભ્રઃ=શુદ્ધ, હિ=કારણકે, અક્ષરાત્=અવ્યાકૃત રૂપથી, પરતઃ=સ્વકાર્યની અપેક્ષાથી પર સ્વરૂપ, પરઃ=શ્રેષ્ઠ. (૨)

શબ્દાર્થઃ—આ અક્ષર બ્રહ્મ ખરેખર પ્રકાશમાન, અમૂર્તરૂપે તથા પુરૂષ અર્થાત્ સર્વત્ર પૂર્ણરૂપે છે. તે બાહ્ય તથા અંદર સર્વને વિશે વ્યાપીને રહેલા છે. તે જન્મથી રહિત, પ્રાણથી રહિત તથા મનથી રહિત છે. તે શુદ્ધ સ્વચ્છરૂપ છે. તે મહાન્ અક્ષરથી પણ પર-શ્રેષ્ઠ છે. ૨

ટીકાઃ—વિષયના શ્રી શંકર ભગવનના કહેવા પ્રમાણે બે અર્થો થાય છે. (૧) પ્રકાશમાન અર્થ થાય છે, કારણ કે બ્રહ્મ સ્વયંજ્યોતિરૂપ અથવા જ્ઞાનરૂપ છે. (૨) दिवि स्वात्मनि भवः અર્થ—સ્વર્ગમાં રહેતા અર્થાત્ સ્વાત્મામાં ઉત્પન્ન થતા—સ્વર્ગીય. તેને અજરૂપ કહેવાથી એમ કહેવામાં આવે છે કે, તે જન્મથી રહિત છે. તે કોઇ અમુક સમયેજ સત્‌રૂપ હોતા નથી, તેઓમાં કોઈ પણ પ્રકારનો વિકાર થતો નથી, તે વૃદ્ધિ તથા ક્ષયને પામતા નથી તથા તેઓ નાશનો વિષય હોતા નથી. તે સ્વચ્છરૂપ છેઃ—કોઇ પણ પ્રકારના ગુણથી રહિત, કેવળ અદ્વિતીયરૂપ તથા કેવળ જ્ઞાનરૂપ છે. તે અક્ષરથી શ્રેષ્ઠ છેઃ—કાર્યથી શ્રેષ્ઠ અર્થાત્ અવ્યક્ત અક્ષર બ્રહ્મથી પણ તે શ્રેષ્ઠ છે. ( ૨ )

एतस्माज्जायते प्राणो मनः सर्व्वेन्द्रियाणि च ।
खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी ।३।

અન્વયાર્થઃ—એતસ્માત્=આ બ્રહ્મમાંથી, જાયતે=ઉત્પન્ન થાય છે, પ્રાણઃ=પ્રાણ વાયુ, મનઃ=મન, સર્વેન્દ્રિયાણિ=શ્રોત્રાદિ જ્ઞાનેન્દ્રિયો તથા પાચ વાકાદિ કર્મેન્દ્રિયો, ચ=તથા, ખં=શબ્દ ગુણ આકાશ, વાયુઃ=શબ્દ સ્પર્શ ગુણવાળો વાયુ, જ્યોતિઃ=શબ્દ, સ્પર્શ તથા રૂપ ગુણવાળો અગ્નિ, આપઃ=શબ્દ સ્પર્શ, રૂપ તથા રસ ગુણવાળું જળ, પૃથિવી=શબ્દ સ્પર્શ, રૂપ, રસ તથા ગંધવાળી જમીન, વિશ્વસ્ય=સર્વના, ધારિણી=આશ્રયરૂપ. ૩

શબ્દાર્થઃ—આ બ્રહ્મ-હિરણ્યગર્ભમાંથી પ્રાણની, મનની, સર્વ ઇન્દ્રિયોની, આકાશ, વાયુ, જ્યોતિ, જળ તથા સર્વના આધારરૂપ પૃથ્વીની ઉત્પત્તિ થાય છે. ૩

## પરમાત્માનું વિરાટ્ સ્વરૂપ.

अग्निर्म्मूर्द्धा चक्षुषी चन्द्रसूर्य्यौ दिशः श्रोत्रे वाग्विवृताश्च वेदाः । वायुः प्राणो हृदयं विश्वमस्य पद्भ्यां पृथिवी ह्येष सर्व्वभूतान्तरात्मा ।४।

અન્વયાર્થ—અગ્નિઃ=સ્વર્ગ લોક, મૂર્ધા=મસ્તક, ચક્ષુષી=બે નેત્રો, ચંદ્રસૂર્યૌ=ચંદ્ર તથા સૂર્ય, દિશઃ=દિશાઓ, શ્રોત્રે=શ્રોત્રરૂપ, વાક્=વાણી, વિવૃતાઃ=પ્રસિદ્ધ, વેદાઃ=વેદો, વાયુઃ=પ્રસિદ્ધરૂપ વાયુ, પ્રાણઃ=પ્રાણાદિ વાયુ, હૃદયં=હૃદય, વિશ્વં=સર્વ જગત્, અસ્ય=આ પરમાત્માના, પદ્ભ્યાં=બે પગોવડે અર્થાત્ પગોરૂપે, પૃથિવી=ભૂમિ, હિ=કારણ કે, એષઃ=આ ઉપર કહેલ શરીરવાળો, સર્વભૂતાન્તરાત્મા=સર્વ પ્રાણીના દ્રષ્ટા શ્રોતાદિરૂપ. (૪)

શબ્દાર્થઃ—જે પર બ્રહ્મનું મસ્તક અગ્નિ-સ્વર્ગ છે, જેનાં ચક્ષુઓરૂપે ચંદ્રમા તથા આદિત્ય છે, જેના શ્રોત્રરૂપે દિશાઓ છે, વાણીરૂપે પ્રકટ થયલા વેદો છે, જેના પ્રાણ, વાયુરૂપ છે, જેનું હૃદય વિશ્વરૂપ છે તથા જેના પાદમાંથી આ પૃથ્વીની ઉત્પત્તિ થઇ છે, તે પરબ્રહ્મ પરમાત્મા સર્વ ભૂતોના અંતરાત્મારૂપે છે. ૪

ટીકાઃ—અહીં પરમાત્માનું વિરાટ્ સ્વરૂપે વર્ણન કરવામાં આવ્યું છે. (૪)

## પ્રજોત્પત્તિ નિરૂપણ.

तस्मादग्निः समिधो यस्य सूर्य्यः सोमात् पर्जन्य ओषधयः पृथिव्याम् । पुमान् रेतः सिञ्चति योषितायां बह्वीः प्रजाः पुरुषात् सम्प्रसूताः ५

અન્વયાર્થઃ—તસ્માત્=તે અક્ષર બ્રહ્મમાથી, અગ્નિઃ=સ્વર્ગ લોકરૂપ અગ્નિ, સમિધઃ=સમિધ કાષ્ઠરૂપે, યસ્ય=જે સ્વર્ગરૂપ અગ્નિનો, સૂર્યઃ=સૂર્ય,

સોમાત્=સ્વર્ગ લોકરૂપ અગ્નિથી થયેલ ચંદ્રમાંથી, પર્જન્યઃ=મેઘ, ઓષધયઃ=વ્રીહિયવાદિ અન્ન, પૃથિવ્યાં=પૃથ્વીરૂપ ત્રીજા અગ્નિમાં, પુમાન્=ચોથા અગ્નિરૂપ પુરૂષ, રેતઃ=શુક્રને, સિંચતિ=નાંખે છે, યોષિતાયાં=સ્ત્રીમાં, બહ્વીઃ=ઘણી, પ્રજાઃ=બ્રાહ્મણાદિ પ્રાણીઓ, પુરૂષાત્=અક્ષર બ્રહ્મમાંથી, સંપ્રસૂતાઃ=સમ્યક્ પ્રકારે થયેલ છે. (૫)

શબ્દાર્થઃ—અગ્નિ કે જેના સમિતરૂપે આદિત્ય ભગવાન્ છે, તેની ઉત્પત્તિ પરબ્રહ્મમાંથી થાય છે. ચંદ્રથી પર્જન્યની ઉત્પત્તિ થાય છે. પર્જન્યથી પૃથ્વીમાં રહેલી ઓષધિઓની ઉત્પત્તિ થાય છે. આ ઓષધિથી રેત થાય છે તથા તે રેતનું મનુષ્ય સ્ત્રીમાં સિંચન કરે છે. આ રીતે સર્વ પ્રજાઓની ઉત્પત્તિ પુરૂષમાંથી થયલી છે. ૫

ટીકાઃ—સ્વર્ગ, પર્જન્ય, પૃથ્વી, મનુષ્ય તથા સ્ત્રી આ પાંચને અહીં પંચાગ્નિરૂપે નિરૂપણ કરવામાં આવ્યા છે. ચંદ્રમાથી પર્જન્યની ઉત્પત્તિ થાય છે અર્થાત્ સ્વર્ગાગ્નિથી ઉત્પન્ન થયલા ચંદ્રમાંથી વૃષ્ટિની ઉત્પત્તિ થાય છે. (૫)

**કર્મના સાધનોની તથા ફળની ઉત્પત્તિ.**

तस्मादृचः साम यजूंषि दीक्षा यज्ञाश्च सर्वे क्रतवो दक्षिणाश्च । संवत्सरं च यजमानश्च लोकाः सोमो यत्र पवते यत्र सूर्यः ॥ ६ ॥

અન્વયાર્થઃ—તસ્માત્=તે અક્ષર બ્રહ્મમાંથી, ઋચઃ=ઋગ્વેદ, સામઃ=સામવેદ, યજૂંષિ=યજુર્વેદ, દીક્ષાઃ=નિયમો, યજ્ઞાઃ=યૂપરહિત અગ્નિહોત્રાદિ કર્મો, ચ=તથા, સર્વે=સઘળા, ક્રતવઃ=યૂપવાળા વિશ્વજિત્ તથા અશ્વમેધાદિ યજ્ઞો, દક્ષિણાઃ=ગાયથી લઇ જે કાંઇ યજ્ઞ નિમિત્ત દક્ષિણા, સંવત્સરં=કર્મને અંગે કાળ, યજમાનઃ=કર્મનો કર્તા, લોકાઃ=વિદ્વાન્ તથા અવિદ્વાનને જવાના દક્ષિણ ઉત્તર માર્ગ, સોમઃ=ચંદ્ર, યત્ર=જે લોકમાં, પવતે=પવિત્ર કરે છે, યત્ર=જે લોકમાં, સૂર્યઃ=સૂર્ય, (તપતિ=પ્રકાશે છે.) (૬)

શબ્દાર્થ.—તેમાંથી ઋગ્વેદ, સામવેદ તથા યજુર્વેદના મંત્રો, દીક્ષા, યજ્ઞો, સર્વ ક્રતુઓ, દક્ષિણાઓ, સંવત્સર, યજમાન, જે લોકોને સૂર્ય તથા ચંદ્ર પવિત્ર કરે છે તે લોકો, આ સર્વની ઉત્પત્તિ પરમ પુરૂષથી જ થાય છે. ૬

ટીકાઃ—દીક્ષાઃ મૌંજિબંધન આદિમાં કેટલાક નિયમો છે તે લેવા અથવા કુશ ગ્રહણ કરવામાં કેટલાક નિયમો છે તે લેવા. યજ્ઞોઃ-જેને વિશે વ્રત વિગેરેની આહુતિઓ આપવામાં આવે છે તે. ક્રતુઓ-જેમાં પશુઓને યજ્ઞીય સ્તંભોની સાથે બાંધવામાં આવે છે. કારણ ક્રતુઓમાં ઘણું કરી પશુ આદિનું બલિદાન આપવામાં આવતું નથી. દક્ષિણા-એક ગાયથી લઇ જે કાંઇ વસ્તુ ઋત્વિજોને યજ્ઞ પછી આપવામાં આવે છે તે. સંવત્સરઃ-કાળ તથા કર્મના ભાગરૂપ જેને કહેવામાં આવે છે તે. સૂર્ય તથા ચંદ્રથી પૂત થયલા લોકો પ્રશ્નોપનિષદમાં પણ કહેવામાં આવ્યું છે તેમ અહીં પણ યજ્ઞના ફળથી અજ્ઞાત હોય છે તેને દક્ષિણ માર્ગવડે તથા જે જ્ઞાત હોય છે તેને ઉત્તર માર્ગવડે લોકની પ્રાપ્તિ થાય છે. (૬)

तस्माच्च देवा बहुधा सम्प्रसूताः साध्या मनुष्याः पशवो वयांसि । प्राणापानौ व्रीहियवौ तपश्च श्रद्धा सत्यं ब्रह्मचर्यं विधिश्च ॥७॥

અન્વયાર્થઃ—તસ્માત્=તે અક્ષર બ્રહ્મમાંથી, ચ=તથા, દેવાઃ=વસુઆદિ દેવો, બહુધા=અનેક પ્રકારે, સંપ્રસૂતાઃ=ઉત્પન્ન થયેલ, સાધ્યાઃ=સાધ્ય દેવો, મનુષ્યાઃ=કર્માધિકારીઓ, પશવઃ=ગાય આદિ, વયાંસિ=પક્ષીઓ, પ્રાણાપાનૌ=પ્રાણ અપાનાદિ વાયુઓ, વ્રીહિયવૌ=વ્રીહિયવાદિઅન્ન, તપઃ=કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ, શ્રદ્ધા=આસ્તિક્ય બુદ્ધિ, સત્યં=યથાર્થ ભાષણ, બ્રહ્મચર્ય=બ્રહ્મચર્ય, વિધિઃ=વિધિ. (૭)

શબ્દાર્થઃ—આ પરમ બ્રહ્મ પરમાત્મામાંથી અનેક પ્રકારના દેવો, સાધ્યદેવો, મનુષ્યો, પશુઓ, પક્ષીઓ, પ્રાણ તથા અપાન નામના વાયુઓ, અક્ષત, યવ, તપ, શ્રદ્ધા, સત્ય, બ્રહ્મચર્ય તથા વિધિની ઉત્પત્તિ થઇ. (૭)

ટીકાઃ—સાધ્યોઃ-એક પ્રકારના દેવો. (૭)

सप्त प्राणाः प्रभवन्ति तस्मात्सप्तार्चिषः समिधः सप्त होमाः । सप्त इमे लोका येषु चर-

न्ति प्राणा गुहाशया निहिताः सप्त सप्त ॥८॥

અન્વયાર્થ:—સપ્ત=સાત, પ્રાણાઃ=પ્રાણો! અર્થાત્ બેકાન, બે આંખ, બે નાકના છિદ્ર તથા વાક્ એમ સાત ઇન્દ્રિયો, પ્રભવન્તિ=ઉત્પન્ન થાય છે, તસ્માત્=તે પુરૂષમાંથી, સપ્તાર્ચિષ=સાત વૃત્તિઓ, સમિધઃ=સાત વિષયો, સપ્ત=સાત, હોમાઃ=વિષયનો ઉપભોગ, સપ્ત=સાત, ઇમે=આ, લોકાઃ=ઇન્દ્રિયોનાં ગોલકો, યેષુ=જે સાત લોકોમાં, ચરન્તિ=સંચાર કરે છે, પ્રાણાઃ=સાત ઇન્દ્રિયો, ગુહાશયા=ગુહા કહેતાં દેહ, હૃદય અથવા સ્વપ્ન કાળે રહેનાર, નિહિતાઃ=સ્થપાયલા, સપ્ત સપ્ત=સાત સાતની સંખ્યાવાળા. (૮)

શબ્દાર્થ:—આ બ્રહ્મમાંથી સાત પ્રાણોની, સપ્ત અર્ચિઓની, સપ્ત સમિધોની, સાત હોમોની, આ સાત પ્રકારના લોકો કે જેમાં સાત પ્રાણરૂપી ઇન્દ્રિયો ગમન કરે છે તે સર્વની ઉત્પત્તિ થાય છે. આ પ્રાણો નિદ્રા સમયે શરીરરૂપ અથવા હૃદયરૂપ ગુહામાં રહે છે. પરમેશ્વરે પ્રાણીઓમાં આ ઇન્દ્રિયો સાત સ્થાપન કરી છે. (૮)

ટીકા:—પ્રાણ-અહીં જે પ્રાણ શબ્દ મૂકવામા આવ્યો છે તેવડે સાત ઇન્દ્રિયોને લેવી. કારણ પ્રાણો તો પાંચ હોય છે, જેથી સાત કહેવામાં દોષ લાગુ પડશે. મસ્તકમાં સાત રંધ્રો છે, જેમાંથી આ ઇન્દ્રિયો નીકળે છે તેથી તેને સાત કહેવામાં આવી છે. અર્ચિઓ-વિષયને વ્યક્ત કરનારી શક્તિને અર્થાત્ વૃત્તિને અર્ચિ કરી કહેવામાં આવી છે. આ સાત પ્રાણરૂપી ઇન્દ્રિયો નીચે પ્રમાણે છે:-બે શ્રોત્ર, બે નેત્ર, બે નાસિકા તથા એક મુખ. સાત સમિધો- ઇન્દ્રિયોના વિષયો. સાત હોમોઃ-ઇન્દ્રિયોના વિષયોનું જ્ઞાન. સાત લોકો-ઇન્દ્રિયોના સ્થાનો. ૮.

अतः समुद्रा गिरयश्च सर्व्वेऽस्मात् स्यन्दन्ते सिन्धवः सर्व्वरूपाः । अतश्च सर्व्वा ओषधयो येनैष भूतैस्तिष्ठते ह्यन्तरात्मा ॥ ९ ॥

અન્વયાર્થ:—અતઃ= આ પરમાત્મામાંથી, [illegible]દ્રો, ગિરયઃ=પર્વતો, સર્વે=સઘળા, અસ્માત્=આ પરમાત્મામાંથી, સ્યંદંતે=નીકળે છે, સિંધવઃ=નદીઓ, સર્વરૂપાઃ=અનેકરૂપવાળી, અતઃ=આ અક્ષરમાંથી, ચ=તથા, સર્વાઃ=પઘળાં, ઓષધયઃ=અન્નો, રસઃ=મધુરાદિ છરસ, ચ=તથા, યેન=જે રસવડે, એષઃ=સ્થૂલ શરીરમાં રહેલ, ભૂતૈઃ=પંચમહાભુતવડે વેષ્ટિત, તિષ્ઠતે=રહે છે, હિ=કારણકે, અંતરાત્મા=સૂક્ષ્મ દેહ. (૯)

શબ્દાર્થ:—આ પરબ્રહ્મ પરમાત્મામાંથી સમુદ્રો તથા પર્વતોની ઉત્પત્તિ થાય છે. તેમાંથી જ અનેક રૂપવાળી નદીની. સર્વ ઔષધિની તથા જે રસવડે પંચભૂતોથી આવૃત અંતરાત્મા અર્થાત્ સૂક્ષ્મદેહ સ્થિતિ કરી રહેલો છે, તેની ઉત્પત્તિ થાય છે. ૯.

૯. ટીકા:—લિંગ શરીર અથવા સૂક્ષ્મ શરીર. વેદાન્તદર્શન પ્રમાણે બુદ્ધિ, મન તથા પ્રાણ એ ત્રણ કોશનું બનેલું છે.

### શુદ્ધ આત્મસ્વરૂપ.

पुरुष एवेदं विश्वं कर्म्म तपो ब्रह्म परामृतम् । एतद्यो वेद निहितं गुहायां सोऽविद्याग्रंथि विकिरतीह सोम्य ॥ १० ॥

અન્વયાર્થ:—પુરૂષ=પરમાત્મા, એવ=જ ઇદં=આ, વિશ્વં=વિશ્વ, કર્મ=અગ્નિહોત્રાદિ કર્મ, તપઃ=ઉપાસના, બ્રહ્મ=કર્મ તથા તપના પ્રકાશકરૂપ વેદ. પરામૃતં=પરબ્રહ્મ સ્વરૂપ. એતત્=આ, યઃ=જે, વેદ=જાણે છે, નિહિતં=રહેલ, ગુહાયાં=હૃદયમાં, સઃ=તે, અવિદ્યાગ્રંથિં=અવિદ્યારૂપ બંધનને, વિકિરતિ=નાશ કરે છે, ઇહ=જીવિત શરીરમાં, સોમ્ય=હે પ્રિય દર્શન. (૧૦)

શબ્દાર્થ:—હે સોમ્ય! આ રીતે સર્વ વિશ્વ, કર્મ તથા તપ પુરૂષરૂપે છે. બુદ્ધિરૂપી ગુફામાં રહેલ પર તથા અમૃત રૂપ બ્રહ્મને જે કોઈ જાણે છે, તેની અવિદ્યાનાં સર્વ બંધનો નાશને પામે છે. ૧૦.

ટીકા:—કર્મ:-અગ્નિહોત્રાદિ કર્મ. તપઃ-ઉપાસના. તાત્પર્ય એ કે, સર્વના કારણરૂપ પરમાત્માનું જ્ઞાન થવાથી સર્વનુ જ્ઞાન થાય છે; કારણ કે કાર્યની કારણમા અન્યનિરેકતા અર્થાત્ એકતા છે. ૧૦

# દ્વિતીય મુંડક.

## દ્વિતીય ખંડ.

### સત્ય સ્વરૂપ અક્ષર બ્રહ્મને જાણવાનું સાધન.

आविः सन्निहितं गुहाचरन्नाम महत्पदमत्रैतत् समर्पितम्। एजत्प्राणन्निमिषच्च यदेतज्जानथ सदसद्वरेण्यं परं विज्ञानाद्यद्वरिष्ठं प्रजानाम् ॥ १ ॥

અન્વયાર્થ:—આવિઃ=પ્રકાશ સ્વરૂપ, સન્નિહિતં=ગુહામાં રહેલ, ગુહાચરં=સર્વના હૃદયમાં જીવરૂપે રહેનાર, નામ=પ્રસિદ્ધ, મહત=સર્વોત્કૃષ્ટ, પદં=સર્વ સ્થિતિના સ્થાનરૂપ, અત્ર=આ બ્રહ્મમાં, એતત=આ સર્વ, સમર્પિતં=રહેલ છે, એજત=ચલનકર્તારૂપ, પ્રાણત=શ્વાસ લેનારરૂપ, નિમિષત્=પલકારા મારનારરૂપે, ચ=તથા, યત=જે, એતત=આ, જાનથ=(હે શિષ્યો ! તમે) જાણો છો, સદસત્વરેણ્યં=સ્થૂલ તથા સૂક્ષ્મથી શ્રેષ્ઠ, પરં=શ્રેષ્ઠ, વિજ્ઞાનાત=ઇન્દ્રિયજન્ય જ્ઞાનના વિષયથી, વરિષ્ઠં=શ્રેષ્ઠ, પ્રજાના=પ્રાણીઓના. (૧)

શબ્દાર્થ:—આ અક્ષર બ્રહ્મ પ્રકાશરૂપ, સમ્યક્ પ્રકારે સર્વ પ્રાણીઓમાં જીવરૂપે રહેનાર, અંતઃકરણરૂપી ગુહાને વિશે રહેનારરૂપે તથા મહત્ પદરૂપે છે. અર્થાત્ સર્વના ઉત્કૃષ્ટ સ્થાનરૂપે રહેલ છે. જે કાંઈ ગમન કરે છે, જે કાંઈ શ્વાસ લે છે તથા જે કાંઈ નિમિષવાળા (ચક્ષુને બંધ કરવાવાળા) છે તે તથા જે અનિમેષ હોય તે, સર્વ પ્રાણીઓની સ્થિતિ, આ અક્ષર બ્રહ્મમાં રહેલી છે. આ અક્ષર બ્રહ્મને તમે સતરૂપે (મૂર્તરૂપે), અસત્ રૂપે (અમૂર્તરૂપે), વિવેકવડે ઉપાસના કરવા યોગ્ય, પ્રાણીના વિજ્ઞાનના અવિષયરૂપે તથા અત્યંત શ્રેષ્ઠરૂપે જાણો ૧.

ટીકા:—આ અક્ષર બ્રહ્મ અરૂપ તથા વિજ્ઞાનના વિષયરૂપ છે. તેની પ્રાપ્તિના શા સાધનો છે. તે અહીં દર્શાવવામાં આવશે. આ પરમાત્મા સર્વ પ્રાણીઓના અંતઃકરણમાં રહેલા છે. સતરૂપે અર્થાત્ સ્થૂલ સ્વરૂપે, અસતરૂપે અર્થાત્ સૂક્ષ્મ શરીરરૂપે આ અક્ષર બ્રહ્મને તમે જાણો. ૧.

### બ્રહ્મનું એકાગ્ર ચિત્તથી ધ્યાન.

यदर्चिमद्यदणुभ्योऽणु यस्मिन् लोका निहिता लोकिनश्च। तदेतदक्षरं ब्रह्म स प्राणस्तदु वाङ्मनः । तदेतत्सत्यं तदमृतं तद्वेद्धव्यं सोम्य विद्धि ॥ २ ॥

અન્વયાર્થ:—યત=જે બ્રહ્મ, અર્ચિમત=દીપ્તિમાન, યત=જે બ્રહ્મ, અણુભ્યઃ=અણુ કરતા, અણુ=સૂક્ષ્મ, યસ્મિન્=જેમાં, લોકાઃ=ભૂરાદિ લોકો, નિહિતાઃ=રહેલા, લોકિનઃ=લોકમાં રહેનાર મનુષ્યાદિ, ચ=તથા, તત=તે, એતત=આ, અક્ષરં=અક્ષર સ્વરૂપ, બ્રહ્મ=બૃહત્સ્વરૂપ, સઃ=તે, પ્રાણઃ=પ્રાણરૂપ, તત=તે ઉ=જ, વાક્=વાણીરૂપ, મનઃ=મનરૂપે, તત =તે, એતત=આ, સત્યં=સતરૂપે, તત=તે, અમૃતં=અમૃતરૂપે, તત=તે, વેદ્ધવ્યં=મનવડે જાણવા યોગ્ય, સોમ્ય=હે પ્રિય દર્શન, વિદ્ધિ=જાણ. (૨)

શબ્દાર્થ— આ પરમાત્મા પ્રકાશરૂપે છે, તે સૂક્ષ્મ કરતા પણ વધારે સૂક્ષ્મ છે તથા સર્વ લોકો અને લોકવાસી જીવો આ પરબ્રહ્મ આશ્રયીભૂત છે. આ પરમ પુરુષ અક્ષર બ્રહ્મરૂપ છે; તે પ્રાણરૂપ છે તથા તે વાણીરૂપ અને મનરૂપ છે. આ સત્યરૂપ છે. તે અમૃતરૂપ છે. હે સૌમ્ય ! મનવડે ભાવના કરવા યોગ્ય આ પરબ્રહ્મ પરમાત્માને તારે ઓળખવા જોઇએ, અર્થાત્ આ અક્ષર બ્રહ્મમાં તારે તારૂં ચિત્ત એકાગ્ર કરવું જોઇએ. ૨

### ચિત્તસમાધાનમાં ધનુર્ધારીનું દૃષ્ટાંત.

धनुर्गृहीत्वौपनिषदं महास्त्रं शरं ह्युपासा निशितं सन्धयीत। आयम्य तद्भावगतेन चेतसा लक्ष्यं तदेवाक्षरं सोम्य विद्धि ॥ ३ ॥

અન્વયાર્થ:—ધનુઃ=ધનુ, ગૃહીત્વા=ગ્રહણ કરી, ઔપનિષદં=ઉપનિષદમાં પ્રસિદ્ધ પ્રણવરૂપ, મહાસ્ત્રં=મહાન્ અસ્ત્રને, શરં=બાણને, સંધયીત=

સંધાન કરવું, આમસ્ય=પ્રણવનું આકર્ષણ કરી, તદ્ભાવગતેન=તે અર્થાત્ બ્રહ્મ ભાવવાળા, ચેતસા =ચિત્તવડે, લક્ષ્યં=લક્ષ્યરૂપ, તત્=તે, એવ=જ, અક્ષરં=અક્ષરબ્રહ્મને, સોમ્ય=હે પ્રિયદર્શન !, વિદ્ધિ =જાણ. (૩)

**શબ્દાર્થ:**—હે સૌમ્ય શૌનક ! ( જેમ કોઇ શરવીર પુરૂષ ધનુષ ઉપર બાણને સાધી મૃગાદિ લક્ષ્ય વસ્તુપર મારે છે તેમ ) ઉપનિષદરૂપ અર્થાત્ પ્રણવરૂપ મહાન્ અસ્ત્રરૂપી ધનુષને લઇ, ઉપાસનાથી તીક્ષ્ણ એવા તીરને તે ધનુષ ઉપર મૂકી ( હાથથી ધનુષ ખેંચવું બને નહિ મારે ) અને ફરી આકર્ષણ કરી અંતઃકરણને તેના વિષયમાંથી નિવૃત્ત કરી લક્ષ્યરૂપ એવા અક્ષર બ્રહ્મમાં ધીર પુરૂષે તેને યોજવું જોઇએ. હે સૌમ્ય ! આ અક્ષર બ્રહ્મને જ તું લક્ષ્યરૂપે જાણ ૩

### લક્ષ્ય અક્ષર બ્રહ્મનું સાધન.

प्रणवो धनुःशरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ।
अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत् ॥ ४ ॥

**અન્વયાર્થ:**—પ્રણવઃ=ૐકાર, ધનુઃ=ચાપ, શરઃ=બાણ, હિ=કારણકે, આત્મા=જીવ, બ્રહ્મ =બ્રહ્મ, તત્=તે, લક્ષ્યં=લક્ષ્યરૂપે, ઉચ્યતે=કહેવાય છે, અપ્રમત્તેન=પ્રમાદરહિત ચિત્તવડે, વેદ્ધવ્યં= વિંધવું જોઇએ, શરવત્=શરની માફક, તન્મય = એકાક્ષરમય, ભવેત્=થાય. (૪)

**શબ્દાર્થ:**—પરમ પવિત્ર ૐકારને ધનુષ કરી કહેવામાં આવે છે, આત્માને શરીરરૂપે કહેવામાં આવે છે તથા બ્રહ્મને લક્ષ્યરૂપે કહેવામાં આવે છે. અપ્રમત્ત એવા ચિત્તવડે લક્ષ્ય બ્રહ્મને વિંધવું જોઇએ. લક્ષ્ય બ્રહ્મનું વિંધન થયા પછી શરની માફક તે લક્ષ્યમાં તન્મય થવું જોઇએ. ૪

**ટીકા:**—અપ્રમત્ત-બાહ્ય વિષયોપલબ્ધિથી રહિત તેમ જ તૃષ્ણાવાળા પ્રમાદથી રહિત તથા વિરક્ત એવા એકાગ્ર ચિત્તવડે ધ્યાન કરવું આમ કરવાથી તું દેહાભિમાનથી રહિત થઇ અક્ષરાત્મ્યને પામીશ. ૪.

यस्मिन् द्यौः पृथिवी चान्तरिक्षमोतं म
सह प्राणैश्च सर्वैः । तमेवैकं जानथ आत्म
मन्या वाचो विमुञ्चथ अमृतस्यैष सेतुः ॥ ५

**અન્વયાર્થ:**—યસ્મિન્=જે અક્ષરમાં, દ્યૌ સ્વર્ગ, પૃથિવી=પૃથ્વી, ચ=તથા, અંતરિક્ષં=અ રિક્ષ, ઓત=રહેલું, મન=મન, સહ=સાથે, પ્ર =પ્રાણો, ચ=તથા, સર્વૈ=નાગાદિ સર્વ ઇન્દ્રિ તં=ને, એવ=જ, એકં=સજાતીય આદિ રહિત, જાનથ જાણો, આત્માનં=પ્રત્યક્ સ્વરૂ અન્યા=આત્માથી ભિન્ન, વાચઃ=વાણી, વિમુંચ ત્યાગ કરો, અમૃતસ્ય=મોક્ષનો, એષઃ=આ, સે સાક્ષાત્કાર (૫)

**શબ્દાર્થ:**—સ્વર્ગ, પૃથ્વી, અંતરિક્ષ પ્રાણો સહિત મન, આ પરબ્રહ્મમાં સ્થિત થ રહેલા છે. આ પરબ્રહ્મને એક આત્મારૂપે અર્થ સર્વ પ્રાણીઓના પ્રત્યક્ સ્વરૂપ આત્મારૂપ ત જાણવા જોઇએ. અન્ય વાણીનો ત્યાગ કરો : તત્વ પ્રાપ્તિના આ સેતુરૂપ અર્થાત્ કારણરૂપ છે.

अरा इव रथनाभौ संहता यत्र नाडय
स एषोऽन्तश्चरते बहुधा जायमानः । ॐमिति
ध्यायथ आत्मानं स्वस्ति व पाराय तमसः प
स्तात् ॥ ६ ॥

**અન્વયાર્થ:**—અરા=આગઓ, ઇવ=મા રથનાભૌ=રથના ચક્રમાં, સંહતાઃ=જોડાયેલ, ય જે હૃદયમાં, નાડયઃ=નાડીઓ, સઃ=તે, એષ= આત્મા, અંતઃ=મધ્યમાં, ચરતે=રહે છે, બહુધા= નેક પ્રકારે, જાયમાનઃ=ક્રોધ હર્ષાદિરૂપે થતો, ૐ ૐકાર, ઇતિ એવં=આ રીતે, ધ્યાયથ=ચિંતન કર, આ ત્માનં=આત્માને, સ્વસ્તિ=કલ્યાણ થાઓ, વ =તમ પારાય=છેવટને જવા માટે અર્થાત્ બ્રહ્મપ્રાપ્તિ માટે, તમસઃ=અજ્ઞાનની, પરસ્તાત્=ઉપદેશ થ પછી (૬)

**શબ્દાર્થ**—જેમ ચક્રની નાભિમાં આ ઓનો પ્રવેશ હોય છે, તેમ હૃદયમાં નાડીઓ

અન્યઃ=બીજું ઇશ રૂપી પક્ષી, અભિચાકશિ= કેવળ જોયા કરે છે, ઇતિ=એમ (૧)

શબ્દાર્થ:—સર્વદા જોડાયલાં તથા ચિત્સ્વરૂપ હોવાથી સમાન રૂપવાળાં બે પક્ષીઓ અર્થાત્ જીવ અને ઇશ એકજ વૃક્ષનો (શરીરનો) આશ્રય કરીને રહેલાં છે. આ પક્ષીઓ માંહેલું એક પક્ષી (જીવ) વડના ઝાડના સ્વાદવાળા ફળને અર્થાત્ સુખ દુઃખાત્મક કર્મફળને ભોગવે છે તથા બીજું પક્ષી (ઇશ) ભક્ષણ કર્યા વિના અર્થાત્ કર્મફળ ભોગવ્યા વિના કેવળ જોયાજ કરે છે. ૧.

ટીકા:—શ્રી શંકર ભગવાન્ કહે છે કે, આ મુંડકમાં કેવા જ્ઞાને કરી પરમબ્રહ્મની પ્રાપ્તિ થાય છે, તે વિષે વિવેચન કરવામાં આવ્યું છે, તથા યોગ અર્થાત્ ચિત્તની એકાગ્રતા કે જેનાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે તે વિષે વર્ણન કરવામાં આવ્યું છે. ચિત્તનિરોધના શા ઉપાયો છે, તે દર્શાવવામાં આવ્યા છે, અર્થાત્ બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિના શાં શાં સાધનો છે તે કહેવામાં આવ્યાં છે. આ પ્રથમના બે મંત્રો શ્વેતાશ્વતરના ૪ થા અધ્યાયના ૬ ઠ્ઠા તથા સાતમા મંત્રમાં આવેલા છે. ૧.

समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः । जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोकः ॥२॥

અન્વયાર્થ:—સમાને=નિર્વિશેષ, વૃક્ષે=વૃક્ષ તુલ્ય શરીરમાં, પુરુષઃ=કર્મ ફળનો ભોક્તા જીવ, નિમગ્નઃ=તાદાત્મ્ય અધ્યાસવાળો. અનીશયા=ઇષ્ટ કે અનિષ્ટનો ત્યાગ કરવા અસમર્થ હોવાથી દીન ભાવવડે, શોચતિ=શોક કરે છે, મુહ્યમાનઃ=અવિવેકથી ચિંતાવાળો, જુષ્ટં=યોગ તથા કર્મોપાસનાથી સેવાયેલ, યદા=જ્યારે, પશ્યતિ=હું ઇશ્વરસ્વરૂપ છું એમ અભેદતાથી જાણે છે, અન્યં= દેહોપાધિથી પરિચ્છેદ પામેલ જીવથી વિલક્ષણ, ઇશં=સર્વના નિયંતાને, અસ્ય=આ ઇશ્વરના, મહિમાનં=હું ઇશ્વરરૂપનોજ આ જગતરૂપ વિભૂતિ મહિમા છે એમ, ઇતિ=આ રીતે (જ્યારે જાણે છે ત્યારે), વીતશોકઃ=શોક રહિત (થાય છે.) (૨)

શબ્દાર્થ:—એકજ વૃક્ષ અર્થાત્ એક શરીરમાં પુરુષ અર્થાત્ કર્મ તથા તેનાં ફળને ભોગવનારો જીવ દેહની સાથના તાદાત્મ્યપણાના અભિમાનને પામેલો છતો (હું સુખ દુઃખનો ત્યાગ કરવા અસમર્થ છું આ રીતના) દીન ભાવને પામવાથી શોક કરે છે તથા અવિવેકથી અનેક પ્રકારની ચિંતાને પામે છે. પણ જ્યારે યોગીથી ઉપાસના કરાયેલો દેહોપાધિથી રહિત જીવથી વિલક્ષણ ઇશ્વરને તે જુવે છે, અર્થાત્ ઇશ્વરની સાથે અભેદભાવને પ્રાપ્ત થાય છે તથા હું ઇશ્વરસ્વરૂપનોજ આ મહિમા છે એમ જાણે છે ત્યારે તે શોક રહિત અર્થાત્ કૃતકૃત્ય થાય છે. ૨.

यदा पश्यः पश्यते रुक्मवर्णं कर्त्तारमीशं पुरुषं ब्रह्मयोनिम् । तदा विद्वान् पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्यमुपैति ॥३॥

અન્વયાર્થ:—યદા=જ્યારે, પશ્યઃ=જ્ઞાન યોગ્ય અધિકારી, પશ્યતે=આત્મપણાથી જાણે છે, રુક્મવર્ણં=પ્રકાશ સ્વરૂપ, કર્તા=જગતના ઉત્પાદકરૂપ, ઇશં=નિયંતારૂપ, પુરુષં=સર્વત્ર પૂર્ણરૂપ, બ્રહ્મયોનિં= હિરણ્યગર્ભના કારણરૂપ, તદા=ત્યારે, વિદ્વાન્= આત્મજ્ઞાની, પુણ્યપાપે=શુભાશુભ કાર્યો, વિધૂય= ટાળી નાખી, નિરંજનઃ=અવિદ્યારૂપ ક્લેશ રહિત, પરમં=નિરતિશય, સામ્યં=નામરૂપ રહિત બ્રહ્મભાવને, ઉપૈતિ પામે છે. (૩)

શબ્દાર્થ:—જે સમયે જ્ઞાનયોગ્ય અધિકારી પુરુષ જગતના નિયંતારૂપ, સર્વત્ર પૂર્ણ સ્વરૂપ, એવા હિરણ્યગર્ભના કારણને જુવે છે ત્યારે પુણ્ય પાપનો ત્યાગ કરી અવિદ્યાદિ ક્લેશથી રહિત થયલો તે, નિરતિશય તથા નામ રૂપ રહિત એવા બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. ૩.

प्राणो ह्येष यः सर्वभूतैर्विभाति विजानन् विद्वान् भवते नातिवादी । आत्मक्रीड आत्मरतिः क्रियावानेष ब्रह्मविदां वरिष्ठः ॥४॥

અન્વયાર્થ:—પ્રાણઃ=પ્રાણોપાધિવાળો, એષ= આ પરમેશ્વર, યઃ=જે, સર્વભૂતૈઃ=સર્વ પ્રાણી

પ, નિષ્કલં=નિરવયવ, તત્=તે, શુભ્રં=શુદ્ધ, જ્યોતિષઃ=પ્રકાશોના, જ્યોતિઃ=પ્રકાશક, તત્=તે, યત્=જે આત્મતત્ત્વને, આત્મવિદઃ-આત્મજ્ઞાનીઓ, વિદુઃ=જાણે છે. (૯)

શબ્દાર્થઃ—જે બ્રહ્માત્મતત્ત્વને વિવેકીઓ જાણે છે, તે જ્યોતિરૂપ શ્રેષ્ઠ કોશમાં અર્થાત્ આનંદમય કોશમાં અવિદ્યાદિ દોષથી રહિતરૂપે, મહત્સ્વરૂપે, અવયવથી રહિતરૂપે, શુદ્ધરૂપે તથા સર્વ પ્રકાશના પ્રકાશરૂપે છે. ૯

### પ્રકાશના પ્રકાશનું નિરૂપણ

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः । तमेव भान्त मनु भाति सर्वं तस्य भसा सर्वमिदं विभाति ॥१०॥

અન્વયાર્થઃ—ન=નહિ, તત્ર=તે આત્મસ્વરૂપ બ્રહ્મમાં, સૂર્ય=સૂર્ય, ભાતિ=પ્રકાશે છે, ન=નહિ ચંદ્રતારકં=ચંદ્ર તથા તારા, ન=નહિ, ઇમાઃ=આ, વિદ્યુતઃ=વિદ્યુત, ભાન્તિ=પ્રકાશે છે, કુતઃ=કેવી રીતે, અયં=આ, અગ્નિઃ=અગ્નિ, તં=તે બ્રહ્મ સ્વરૂપ, ભાન્તં=પ્રકાશવે છતે, અનુ ભાતિ=પ્રકાશે છે, સર્વં=સઘળું. તસ્ય=તેના, ભાસા=પ્રકાશવડે, સર્વં=સઘળું, ઇદં=આ, વિભાતિ પ્રકાશે છે. (૧૦)

શબ્દાર્થઃ—આ સાક્ષીભૂત બ્રહ્મમાં સૂર્યનો પ્રકાશ વ્યક્ત થઇ શકતો નથી, તેમજ ચંદ્રમા, તારાઓ તથા વિદ્યુતનો પ્રકાશ તેને વિશે પડતો નથી, તો પછી અગ્નિનો પ્રકાશ તો તેમા કેવી જ રીતે પડી શકે ? તેના વ્યક્તપણાથી અન્ય સર્વ વસ્તુઓ વ્યક્તપણાને પામે છે આ પરબ્રહ્મના પ્રકાશે કરી સૂર્યાદિ સર્વ જગત્ પ્રકાશે છે. ૧૦

ટીકાઃ—આજ પ્રમાણેનો ભાવ કઠોપનિષદના પંચમ વલ્લીના ૧૫મા મંત્રમાં છે, તેમજ શ્વેતાશ્વતરના ૬ ઠ્ઠા અધ્યાયના ૧૪ મા મંત્રમાં છે. ૧૦

### પ્રકાશ સ્વરૂપ બ્રહ્મનો ઉપસંહાર.

ब्रह्मैवेदममृतं पुरस्ताद्ब्रह्म पश्चाद्ब्रह्म दक्षिणतश्चोत्तरेण । अधश्चोर्ध्वं च प्रसृतं ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठम् ॥११॥

અન્વયાર્થઃ—બ્રહ્મ=બ્રહ્મ સ્વરૂપ, એવ=જ, ઇદં=આ વસ્તુસમૂહ, અમૃતં=અવિનાશીરૂપે, પુરસ્તાત્=આગળ, બ્રહ્મ=બ્રહ્મ. દક્ષિણતઃ=જમણી તરફ, ચ=તથા, ઉત્તરેણ=ઉત્તર તરફ, અધઃ=નીચે, ચ=તથા, ઉર્ધ્વં=ઉપર, ચ=તથા, પ્રસૃતં=વ્યાપ્ત, બ્રહ્મ=બ્રહ્મ, એવ=જ, ઇદં=આ દૃશ્યમાન, વિશ્વ= જગત્. ઇદં=આ, વરિષ્ઠં=સૌથી શ્રેષ્ઠ. (૧૧)

શબ્દાર્થઃ—મારી સમક્ષમાં સર્વ વસ્તુ અવિનાશી બ્રહ્મરૂપે છે, મારી પાછળના ભાગમા બ્રહ્મ રહેલ છે, દક્ષિણ બાજુએ બ્રહ્મ છે, મારી નીચે તેમજ ઉર્ધ્વ ભાગમાં બ્રહ્મ વ્યાપ્ત છે આ દૃશ્યમાન સર્વ બ્રહ્મરૂપ છે તથા આ બ્રહ્મ સર્વથી શ્રેષ્ઠરૂપે છે. ૧૧

इति द्वितीयमुण्डके द्वितीयः खण्डः ॥२॥

---

# તૃતીય મુંડક.

## પ્રથમ ખંડ.

### તત્ તથા ત્વં પદાર્થનું નિરૂપણ.

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते । तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽभिचाकशीति ॥१॥

અન્વયાર્થ.—દ્વા=બે, સુપર્ણા=પક્ષીઓ, સયુજા=સર્વદા જોડાયેલ, સખાયાઃ=મિત્રોરૂપે, સમાનં=અવિશેષરૂપ, વૃક્ષં=શરીરને, પરિષસ્વજાતે= આશ્રય કરી રહેલ, તયોઃ=તે બેમાંથી, અન્યઃ= એક, પિપ્પલં=સુખ દુઃખાત્મક કર્મનું ફળ સ્વાદુ=જેમ અલ્પ સમય આનંદ થાય તે રીતે અત્તિ=ભોગવે છે, અનશ્નન્=કર્મ ફળને નહિ ભોગવી,

અન્યઃ=બીજું ઇશ રૂપી પક્ષી, અભિચાકશિ= કેવળ જોયા કરે છે, ઇતિ=એમ (૧)

શબ્દાર્થઃ—સર્વદા જોડાયલા તથા ચિત્સ્વરૂપ હોવાથી સમાન રૂપવાળાં એ પક્ષીઓ અર્થાત્ જીવ અને ઇશ એકજ વૃક્ષનો (શરીરનો) આશ્રય કરીને રહેલા છે. આ પક્ષીઓ માહેલું એક પક્ષી (જીવ) વડના ઝાડના સ્વાદવાળા ફળને અર્થાત્ સુખ દુઃખાત્મક કર્મફળને ભોગવે છે તથા બીજુ પક્ષી (ઇશ) ભક્ષણ કર્યા વિના અર્થાત્ કર્મફળ ભોગવ્યા વિના કેવળ જોયાજ કરે છે. ૧.

ટીકાઃ—શ્રી શંકર ભગવાન્ કહે છે કે, આ મુંડકમા કેવા જ્ઞાને કરી પરમબ્રહ્મની પ્રાપ્તિ થાય છે, તે વિષે વિવેચન કરવામા આવ્યું છે. તથા યોગ અર્થાત્ ચિત્તની એકાગ્રતા કે જેનાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે તે વિષે વર્ણન કરવામા આવ્યું છે. ચિત્તનિરોધના શા ઉપાયો છે, તે દર્શાવવામાં આવ્યા છે, અર્થાત્ બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિના શાં શાં સાધનો છે તે કહેવામા આવ્યા છે. આ પ્રયગના બે મંત્રો શ્વેતાશ્વતરના ૪ થા અધ્યાયના ૬ ઠ્ઠા તથા સાતમા મંત્રમા આપેલા છે. ૧.

समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः । जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोकः ॥२॥

અન્વયાર્થઃ—સમાને=નિર્દિષ્ટ, વૃક્ષે=વૃક્ષ તુલ્ય શરીરમા, પુરૂષ=કર્મ ફળનો ભોકતા જીવ, નિમગ્નઃ=તાદાત્મ્ય અધ્યાસવાળો, અનીશયા=ઇષ્ટ કે અનિષ્ટનો ત્યાગ કરવા અસમર્થ હોવાથી દીન ભાવવડે, શોચતિ=શોક કરે છે, મુહ્યમાનઃ=અવિવેકથી ચિંતાવાળા, જુષ્ટં=યોગ તથા કર્મોપાસનાથી સેવાયેલ, યદા=જ્યારે, પશ્યતિ=હું ઇશ્વર સ્વરૂપ છું એમ અભેદવાથી જાણે છે, અન્યં= દેહોપાધિથી પરિચ્છેદ પામેલ જીવથી વિલક્ષણ, ઇશં=સર્વના નિયંતાને, અસ્ય=આ ઇશ્વરના, મહિમાનં=હું ઇશ્વરરૂપનોજ આ જગતરૂપ વિભૂતિ મહિમા છે એમ, ઇતિ=આ રીતે (જ્યારે જાણે છે ત્યારે), વીતશોકઃ=શોક રહિત (થાય છે.) (૨)

શબ્દાર્થઃ—એકજ વૃક્ષ અર્થાત્ એક શરીરમા પુરૂષ અર્થાત્ કર્મ તથા તેના ફળને ભોગવનારો જીવ દેહની સાથના તાદાત્મ્યપણાના અભિમાનને પામેલો છતો (હું સુખ દુઃખનો ત્યાગ કરવા અસમર્થ છું આ રીતના) દીન ભાવને પામવાથી શોક કરે છે તથા અવિવેકથી અનેક પ્રકારની ચિંતાને પામે છે. પણ જ્યારે યોગીઓ ઉપાસના કરાયેલો દેહોપાધિથી રહિત જીવથી વિલક્ષણ ઇશ્વરને તે જુવે છે, અર્થાત્ ઇશ્વરની સાથે અભેદભાવને પ્રાપ્ત થાય છે તથા હું ઇશ્વરસ્વરૂપનોજ આ મહિમા છે એમ જાણે છે ત્યારે તે શોક રહિત અર્થાત્ કૃતકૃત્ય થાય છે. ૨.

यदा पश्यः पश्यते रुक्मवर्णं कर्त्तारमीशं पुरुषं ब्रह्मयोनिम् । तदा विद्वान् पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्यमुपैति ॥३॥

અન્વયાર્થઃ—યદા=જ્યારે, પશ્યઃ=જ્ઞાન યોગ અધિકારી, પશ્યતે=આત્મપણાથી જાણે છે, રૂક્મવર્ણં=પ્રકાશ સ્વરૂપ, કર્તા=જગતના ઉત્પાદકરૂપ, ઇશં=નિયંતારૂપ, પુરૂષં=સર્વત્ર પૂર્ણરૂપ, બ્રહ્મયોનિ= હિરણ્યગર્ભના કારણરૂપ, તદા=ત્યારે, વિદ્વાન્= આત્મજ્ઞાની, પુણ્યપાપે=શુભાશુભ કાર્યો, વિધૂય= ટાળી નાખી, નિરંજનઃ=અવિદ્યારૂપ કલેશ રહિત, પરમં=નિરતિશય, સામ્યં=નામરૂપ રહિત બ્રહ્મભાવને, ઉપૈતિ પામે છે. (૩)

શબ્દાર્થઃ—જે સમયે જ્ઞાનયોગ અધિકારી પુરૂષ જગતના નિયંતારૂપ, સર્વત્ર પૂર્ણ સ્વરૂપ, એવા હિરણ્યગર્ભના કારણને જુવે છે ત્યારે પુણ્ય પાપનો ત્યાગ કરી અવિદ્યાદિ કલેશથી રહિત થયનો તે, નિરતિશય તથા નામ રૂપ રહિત એવા બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. ૩.

प्राणो ह्येष यः सर्व्वभूतैर्विभाति विजानन् विद्वान् भवते नातिवादी । आत्मक्रीड आत्मरतिः क्रियावानेष ब्रह्मविदां वरिष्ठः ॥४॥

અન્વયાર્થઃ—પ્રાણ=પ્રાણોનો સાધિષ્ઠાતા, એષ= આ પરમેશ્વર, યઃ=જે, સર્વભૂતૈઃ=સર્વ પ્રાણી

માત્ર સ્વરૂપે, વિભાતિ=વિવિધ પ્રકારે શોભે છે, વિજાનન્=જાણનાર આત્મભાવરૂપે સાક્ષાત્કાર કરનાર, વિદ્વાન્=જ્ઞાની, ભવતે=થાય છે, ન=નહિ, અતિવાદી=આત્માથી ભિન્ન સર્વનું અતિક્રમણ કરી કહેવાવાળો, આત્મક્રીડઃ=આત્મામાજ ક્રીડા અર્થાત્ આસક્તિવાળો, આત્મરતિઃ=આત્મામાં પ્રીતિવાળો, ક્રિયાવાન્=ક્રિયાવાળો, એષઃ=આ, બ્રહ્મવિદાં=બ્રહ્મજ્ઞાનીમાં, વરિષ્ઠઃ=શ્રેષ્ઠ. (૫)

શબ્દાર્થઃ—આ પ્રાણ-પરમાત્મા સર્વ ભૂતોરૂપે પ્રકાશે છે. જે કોઇ વિદ્વાન આ પ્રમાણે જાણે છે, તે કદી અતિવાદી હોતો નથી (અન્યના મતને ખંડન કરી પોતાના મતને સ્થાપવાવાળાને અતિવાદી કહેવામા આવે છે. કારણ વિવેકીને ભેદની પ્રતીતિ હોતી નથી, આથી કોઇના પણ મતનું ખંડન કરતો નથી, જેથી તેનામા અતિવાદીપણું સંભવતું નથી). આવા પુરૂષની ક્રીડા આત્મામા હોય છે, પણ પુત્રદારાદિમાં હોતી નથી. તેની રતિ-પ્રીતિ તથા કર્મ કેવળ આત્મામાજ હોય છે તથા તે બ્રહ્મવેત્તામા શ્રેષ્ઠરૂપ થાય છે. ૪.

ટીકાઃ—અહીં ક્રીડા બાહ્ય કર્મની સાથે સંબંધ ધરાવે છે તથા રતિ આંતર કર્મની સાથે સંબંધ ધરાવે છે. ૪.

### આત્મજ્ઞાનનાં સાધનો.

सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम्। अन्तःशरीरे ज्योतिर्मयोहि शुभ्रो यं पश्यन्ति यतयः क्षीणदोषाः ॥ ५ ॥

અન્વયાર્થઃ—સત્યેન=યથાર્થ બોલવાવડે, લભ્યઃ=પ્રાપ્ત થાવા યોગ્ય, તપસા=મન તથા ઇન્દ્રિયોની એકાગ્રતાવડે, હિ=કારણકે, એષઃ=આ, આત્મા=આત્મા, સમ્યક્જ્ઞાનેન=તત્ત્વ પદાર્થના શોધનવડે, બ્રહ્મચર્યેણ=આઠ રીતના મૈથુનના ત્યાગવડે, નિત્યં=સર્વદા, અંતઃ શરીરે=શરીરના મધ્યમાં, જ્યોતિર્મયઃ=પ્રકાશસ્વરૂપ, હિ=પ્રસિદ્ધ શુભ્રઃ=શુદ્ધ, યં=જેને, પશ્યંતિ= અપરોક્ષપણાથી જાણે છે, યતયઃ=સંન્યાસીઓ, ક્ષીણદોષાઃ=કામક્રોધાદિ દોષ રહિત. (૫)

શબ્દાર્થઃ—સત્ય, તપ, સમ્યક્ પ્રકારે થયેલ બ્રહ્મજ્ઞાન ને બ્રહ્મચર્યથી આત્માની સર્વદા ખરેખર પ્રાપ્તિ થાય છે. જેઓના કામ ક્રોધાદિ ક્ષીણ થયાં છે એવા યતિઓ ખરેખર આ આત્માને જોઇ શકે છે, આત્મા શરીરના મધ્ય ભાગમા પ્રકાશરૂપે તથા શુદ્ધ સ્વરૂપે છે. ૫

ટીકાઃ—સત્યઃ—યથાર્થ સંભાષણવડે. તપઃ—મન તથા ઇન્દ્રિયોની એકાગ્રતાવડે. બ્રહ્મજ્ઞાનવડેઃ—તત્વ પદાર્થના શોધનવડે. ૫.

### સત્ય સાધન નિરૂપણ.

सत्यमेव जयति नानृतं सत्येन पन्था विततो देवयानः। येनाक्रमन्त्यृषयो ह्याप्तकामा यत्र तत्सत्यस्य परमं निधानम् ॥ ६ ॥

અન્વયાર્થઃ—સત્યં=સત્ય, એવ=જ, જયતિ=જય પામે છે, ન=નહિ, અનૃતં=ખોટું બોલનાર, સત્યેન=ખરૂં કહેવાથી, પંથાઃ=માર્ગ, વિતતઃ=પ્રવૃત્ત થયેલ છે, દેવયાનઃ=દેવયાન માર્ગ, યેન=જે માર્ગવડે, આક્રમતિ=આક્રમણ કરેછે, ઋષયઃ=ઉપાસકો, હિ=કારણકે, આપ્તકામાઃ=તૃષ્ણાથી રહિત, યત્ર=જેમાં, તત્=પરમાર્થ તત્ત્વ, સત્યસ્ય=સત્યરૂપ સાધનના, પરમં=પ્રકૃષ્ટ, નિધાનં=પુરૂષાર્થરૂપ. (૬)

શબ્દાર્થઃ—સત્યનો જ કેવળ જય થાય, છે, પણ અનૃતવાદીનો જય - થતો નથી. સત્યની સહાયતાથી જ દેવયાન નામનો માર્ગ ખુલ્લો થાય છે. જેઓની કામનાઓ તૃપ્ત થયલી હોય છે, એવા ઋષિઓ આ માર્ગે કરી ગમન કરે છે તથા પરમાત્માના પરમ ધામને પહોચે છે. ૬

बृहच्च तद्दिव्यमचिन्त्यरूपं सूक्ष्माच्च तत् सूक्ष्मतरं विभाति। दूरात्सुदूरे तदिहान्तिके च पश्यत्स्विहैव निहितं गुहायाम् ॥ ७ ॥

અન્વયાર્થઃ—બૃહત્=મહાન્. તત્=તે બ્રહ્મ દિવ્યં=સ્વપ્રકાશરૂપ, અચિંત્યરૂપં=ચિંતા કરવા

અશક્ય, સૂક્ષ્માત્=પરમાણુથી, તત્=તે, સૂક્ષ્મતરં= વધારે સૂક્ષ્મ, વિભાતિ=શોભેછે, દૂરાત્=અસમાહિત ચિત્તવાળાને દૂરથી, સુદૂરે=વધારે દૂર પ્રદેશમાં, તત્=તે બ્રહ્મ, ઇહિ=આ શરીરમાં, અંતિકે=સમાહિત ચિત્તવાળાને નજદીકમાં, ચ=તથા, પશ્યત્સુ=ચેતનવાળાં પ્રાણીઓમાં, ઇહિ=અત્યંત સમીપમાં, એવ =જ, નિહિતં=રહેલ, ગુહાયાં=બુદ્ધિમાં. (૭)

શબ્દાર્થ:—આ બ્રહ્મ મહાન્, દિવ્ય સ્વરૂપ, જેનું સ્વરૂપ વિચારમાં નહિ આવે એવો તથા તે સૂક્ષ્મ કરતાં પણ વધારે સૂક્ષ્મ છે. આ બ્રહ્મ અનેક પ્રકારે પ્રકાશે છે. તે જે કાઇ દૂર છે તેના કરતાં પણ વધારે દૂર છે; તથા સમીપતામાં જોઇએ તો તે આપણા શરીરમાં જ છે. કારણ સમીપમાં જે જુવે છે તે, આ પરબ્રહ્મને હૃદયાકાશરૂપી ગુહાને વિશે અર્થાત્ બુદ્ધિમાં રહેલ જુવે છે. ૭.

### બ્રહ્મપ્રાપ્તિનું મુખ્ય સાધન.

न चक्षुषा गृह्यते नापि वाचा नान्यैर्देवैस्तपसा कर्मणा वा । ज्ञानप्रसादेन विशुद्ध सत्त्वस्ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः ॥ ८ ॥

અન્વયાર્થ:—ન=નહિ, ચક્ષુષા=ચક્ષુવડે, ગૃહ્યતે=ગ્રહણ કરાય છે, ન=નહિ, અપિ=પણ, વાચા =વાણીવડે, ન=નહિ, અન્યૈઃ=અન્ય, દેવૈઃ=ઇન્દ્રિયોવડે, તપસા=ચાંદ્રાયણાદિ કર્મવડે, કર્મણા=અગ્નિહોત્રાદિ કર્મવડે, વા=અથવા, જ્ઞાનપ્રસાદેન=રાગાદિ મળના નિરાકરણવડે, વિશુદ્ધસત્વઃ=શુદ્ધ અંતઃકરણવાળો, તતઃ=તેથી, તં=તે આત્માને, પશ્યતે= જૂવે છે, નિષ્કલં=નિરવયવ રૂપ, ધ્યાયમાનઃ= એકાગ્રમનવડે ચિંતન કરતો છતો. (૮)

શબ્દાર્થ—આ પરબ્રહ્મ પરમાત્મા ચક્ષુનો વિષય નથી, તે વાણીનો વિષય નથી, તેમ બીજી ઇન્દ્રિયોનો પણ વિષય નથી. તે તપ—ચાંદ્રાયણાદિવ્રત અથવા કર્મનો (અગ્નિહોત્રાદિનો) વિષય પણ નથી. પણ જેનું મન બ્રહ્મજ્ઞાનરૂપી જ્યોતિવડે વિશુદ્ધ થયલું છે, તે નિષ્કલ અર્થાત્ વિભાગોથી રહિત એવા આ પરમાત્માનું ધ્યાન કરતો છતે, તેને જુવે છે. ૮.

एषोऽणुरात्मा चेतसा वेदितव्यो यस्मिन् प्राणः पञ्चधा संविवेश । प्राणैश्चितं सर्वमोतं प्रजानां यस्मिन् विशुद्धे विभवत्येष आत्मा ॥९॥

અન્વયાર્થ:—એષઃ=આ, અણુઃ=સૂક્ષ્મ, આત્મા=પ્રત્યક્ ચૈતન્ય, ચેતસા=વિશુદ્ધજ્ઞાનવડે, વેદિતવ્યઃ=જાણવા યોગ્ય, યસ્મિન્=જે ચિત્તમાં, પ્રાણ =પ્રાણવાયુ, પંચધા=પાંચ પ્રકારના ભેદવડે, સંવિવેશ=સારી રીતે પ્રવેશને પામ્યો, પ્રાણૈઃ=ચક્ષુ આદિ ઇન્દ્રિયવડે, ચિત્તં=અંતઃકરણ, સર્વં= સઘળું, ઓતં=ચેતનવડે વ્યાપ્ત, પ્રજાનાં=જનોના, યસ્મિન્=જે ચિત્ત, વિશુદ્ધે=શુદ્ધ થવે, વિભવતિ= સ્વસ્વરૂપે થાય છે, એષઃ=આ, આત્મા=પ્રત્યક્ ચૈતન્ય. (૯)

શબ્દાર્થ:—જે શરીરમાં પાચ પ્રકારે વહેંચાયલો પ્રાણ પ્રવેશ કરી રહેલો હોય છે, તે શરીરમાં રહેલો આ સૂક્ષ્મ આત્મા વિશુદ્ધ જ્ઞાનવડે જાણવા યોગ્ય છે દરેક પ્રાણી માત્રનું ચિત્ત પ્રાણોવડે ઓતપ્રોત થઈ રહેલું હોય છે. અં ચિત્ત જયારે વિશુદ્ધ થાય છે ત્યારે આત્મા પોતાની મેળે તેમાં વ્યકત થાય છે. ૯.

### બ્રહ્મજ્ઞાનની ઉપાસના.

यं यं लोकं मनसा संविभाति विशुद्धसत्वः कामयते यांश्च कामान् । तं तं लोकं जायते तांश्च कामांस्तस्मादात्मज्ञं ह्यर्चयेदभूतिकामः ॥ १० ॥

અન્વયાર્થ:—યં યં=જે જે, લોકં=લોકને, મનસા=મનવડે, સંવિભાતિ=સ્પૃહા કરે છે, વિશુદ્ધસત્વઃ=શુદ્ધ અંતઃકરણવાળો, કામયતે= ધારે છે, યાન્=જે, ચ=તથા, કામાન્=વિષયોને, તં તં=તે તે, લોકં=લોકને, જાયતે=પામે છે, તાન્=તે, કામાન્=કામોને, તસ્માત્=તેથી, આત્મજ્ઞં=

માન સ્વરૂપે, વિભાતિ=વિવિધ પ્રકારે શોભે છે, વિજાનન્=જાણનાર આત્મભાવરૂપે સાક્ષાત્કાર કરનાર, વિદ્વાન્=જ્ઞાની, ભવતે=થાય છે, ન=નહિ, અતિવાદી=આત્માથી ભિન્ન સર્વનું અતિક્રમણ કરી કહેવાવાળો. આત્મક્રીડઃ=આત્મામાજ ક્રીડા અર્થાત્ આસક્તિવાળો, આત્મરતિઃ=આત્મામા પ્રીતિવાળો, ક્રિયાવાન્=ક્રિયાવાળો, એષઃ=આ, બ્રહ્મવિદાં=બ્રહ્મજ્ઞાનીમાં, વરિષ્ઠઃ=શ્રેષ્ઠ. (૫)

**શબ્દાર્થઃ**—આ પ્રાણ-પરમાત્મ સર્વ ભૂતોરૂપે પ્રકાશે છે. જે કોઈ વિદ્વાન આ પ્રમાણે જાણે છે, તે કદી અતિવાદી હોતો નથી (અન્યના મતનં ખંડન કરી પોતાના મતને સ્થાપવાવાળાને અતિવાદી કહેવામા આવે છે. કારણ વિવેકીને ભેદની પ્રતીતિ હોતી નથી, આથી કોઇના પણ મતનું ખડન કરતો નથી, જેથી તેનામા અતિવાદીપણું સંભવતું નથી). આવા પુરૂષની ક્રીડા આત્મામા હોય છે, પણ પુત્રદારાદિમા હોતી નથી. તેની રતિ-પ્રીતિ તથા કર્મ કેવળ આત્મામાજ હોય છે તથા તે બ્રહ્મવેત્તામા શ્રેષ્ઠરૂપ થાય છે. ૪.

**ટીકાઃ**—અહીં ક્રીડા બાહ્ય કર્મની સાથે સંબંધ ધરાવે છે તથા રતિ આતર કર્મની સાથે સંબંધ ધરાવે છે. ૪.

### આત્મજ્ઞાનનાં સાધનો.

सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम्। अन्तःशरीरे ज्योतिर्मयोहि शुभ्रो यं पश्यन्ति यतयः क्षीणदोषाः ॥ ५ ॥

**અન્વયાર્થઃ**—સત્યેન=યથાર્થ બોલવાવડે, લભ્યઃ=પ્રાપ્ત થાવા યોગ્ય, તપસા=મન તથા ઇન્દ્રિયોની એકાગ્રતાવડે, હિ=કારણકે, એષઃ=આ, આત્મા=આત્મા, સમ્યગ્જ્ઞાનેન=તત્ત્વ પદાર્થના શોધનવડે, બ્રહ્મચર્યેણ=આઠ રીતના મૈથુનના ત્યાગવડે, નિત્યં=સર્વદા, અંતઃ શરીરે=શરીરના મધ્યમાં, જ્યોતિર્મયઃ=પ્રકાશસ્વરૂપ, હિ=પ્રસિદ્ધ. શુભ્રઃ=શુદ્ધ, યં=જેને, પશ્યંતિ= અપરોક્ષપણાથી જાણે છે, યતયઃ=સંન્યાસીઓ, ક્ષીણદોષાઃ=કામ-ક્રોધાદિ દોષ રહિત. (૫)

**શબ્દાર્થઃ**—સત્ય, તપ, સમ્યક્ પ્રકારે થયેલ બ્રહ્મજ્ઞાન ને બ્રહ્મચર્યથી આત્માની સર્વદા ખરેખર પ્રાપ્તિ થાય છે. જેઓના કામ ક્રોધાદિ ક્ષીણ થયાં છે એવા યતિઓ ખરેખર આ આત્માને જોઈ શકે છે, આત્મા શરીરના મધ્ય ભાગમા પ્રકાશરૂપે તથા શુદ્ધ સ્વરૂપે છે. ૫

**ટીકાઃ**—સત્યઃ—યથાર્થ સંભાષણવડે. તપઃ—મન તથા ઇંદ્રિયોની એકાગ્રતાવડે. બ્રહ્મજ્ઞાનવડેઃ—તત્વ પદાર્થના શોધનવડે. ૫.

### સત્ય સાધન નિરૂપણ.

सत्यमेव जयति नानृतं सत्येन पन्था विततो देवयानः। येनाक्रमन्त्यृषयो ह्याप्तकामा यत्र तत् सत्यस्य परमं निधानम् ॥ ६ ॥

**અન્વયાર્થઃ**—સત્યં=સત્ય, એવ=જ, જયતિ=જય પામે છે, ન=નહિ, અનૃતં=ખોટું બોલનાર, સત્યેન=ખરૂં કહેવાથી, પંથાઃ=માર્ગ, વિતતઃ=પ્રવૃત્ત થયેલ છે, દેવયાનઃ=દેવયાન માર્ગ, યેન=જે માર્ગવડે, આક્રમતિ=આક્રમણ કરેછે, ઋષયઃ=ઉપાસકો, હિ=કારણકે, આપ્તકામાઃ=તૃષ્ણાથી રહિત, યત્ર=જેમાં, તત્=પરમાર્થ તત્ત્વ, સત્યસ્ય=સત્યરૂપ સાધનના, પરમં=પ્રકૃષ્ટ, નિધાનં=પુરૂષાર્થરૂપ. (૬)

**શબ્દાર્થઃ**—સત્યનો જ કેવળ જય થાય છે, પણ અનૃતવાદીનો જય થતો નથી. સત્યની સહાયતાથી જ દેવયાન નામનો માર્ગ ખુલ્લો થાય છે. જેઓની કામનાઓ તૃપ્ત થયલી હોય છે, એવા ઋષિઓ આ માર્ગે કરી ગમન કરે છે તથા પરમાત્માના પરમ ધામને પહોંચે છે. ૬

बृहच्च तद्दिव्यमचिन्त्यरूपं सूक्ष्माच्च तत् सूक्ष्मतरं विभाति। दूरात्सुदूरे तदिहान्तिके च पश्यत्स्विहैव निहितं गुहायाम् ॥ ७ ॥

**અન્વયાર્થઃ**—બૃહત્=મહાન્. તત્=તે બ્રહ્મ, દિવ્યં=સ્વપ્રકાશરૂપ, અચિંત્યરૂપં=ચિંતન કરવા

અલક્ષ્ય, સૂક્ષ્માત્=પરમાણુથી, તત્=તે, સૂક્ષ્મતરં=વધારે સૂક્ષ્મ, વિભાતિ=શોભેછે, દૂરાત્=અસમાહિત ચિત્તવાળાને દૂરથી, સુદૂરે=વધારે દૂર પ્રદેશમાં, તત્=તે બ્રહ્મ, ઇહ=આ શરીરમાં, અંતિકે=સમાહિત ચિત્તવાળાને નજદીકમાં, ચ=તથા, પશ્યત્સુ=ચેતનતાવાળાં પ્રાણીઓમાં, ઇહિ=અત્યંત સમીપમાં, એવ=જ, નિહિતં=રહેલ, ગુહાયાં=બુદ્ધિમાં. (૭)

શબ્દાર્થઃ—આ બ્રહ્મ મહાન્, દિવ્ય સ્વરૂપ, જેનું સ્વરૂપ વિચારમાં નહિ આવે એવો તથા તે સૂક્ષ્મ કરતાં પણ વધારે સૂક્ષ્મ છે. આ બ્રહ્મ અનેક પ્રકારે પ્રકાશે છે. તે જે કાંઇ દૂર છે તેના કરતા પણ વધારે દૂર છે; તથા સમીપતામા જોઇએ તો તે આપણા શરીરમાં જ છે. કારણ સમીપમાં જે જુવે છે તે, આ પરબ્રહ્મને હૃદયાકાશરૂપી ગુહાને વિશે અર્થાત્ બુદ્ધિમાં રહેલ જુવે છે. ૭.

### બ્રહ્મપ્રાપ્તિનું મુખ્ય સાધન.

न चक्षुषा गृह्यते नापि वाचा नान्यैर्देवैस्तपसा कर्म्मणा वा। ज्ञानप्रसादेन विशुद्ध सत्त्वस्ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः ॥ ८ ॥

અન્વયાર્થઃ—ન=નહિ, ચક્ષુષા=ચક્ષુવડે, ગૃહ્યતે=ગ્રહણ કરાય છે, ન=નહિ, અપિ=પણ, વાચા=વાણીવડે, ન=નહિ, અન્યૈઃ=અન્ય, દેવૈઃ=ઇન્દ્રિયોવડે, તપસા=ચાંદ્રાયણાદિ કર્મવડે, કર્મણા=અગ્નિહોત્રાદિ કર્મવડે, વા=અથવા, જ્ઞાનપ્રસાદેન=રાગાદિ મળના નિરાકરણવડે, વિશુદ્ધસત્વઃ=શુદ્ધ અંતઃકરણવાળો, તતઃ=તેથી, તં=તે આત્માને, પશ્યતે=જૂવે છે, નિષ્કલં=નિરવયવ રૂપ, ધ્યાયમાનઃ=એકાગ્રમનવડે ચિંતન કરતો છતો. (૮)

શબ્દાર્થ—આ પરબ્રહ્મ પરમાત્મા ચક્ષુનો વિષય નથી, તે વાણીનો વિષય નથી, તેમ બીજી ઇન્દ્રિયોનો પણ વિષય નથી. તે તપ–ચાંદ્રાયણાદિ–ના અથવા કર્મનો (અગ્નિહોત્રાદિનો) વિષય પણ નથી. પણ જેનું મન બ્રહ્મજ્ઞાનરૂપી જ્યોતિવડે વિશુદ્ધ થયલું છે, તે નિષ્કલ અર્થાત્ વિભાગોથી રહિત એવા આ પરમાત્માનું ધ્યાન કરતો છતો, તેને જુવે છે. ૮.

एषोऽणुरात्मा चेतसा वेदितव्यो यस्मिन् प्राणः पञ्चधा संविवेश। प्राणैश्चित्तं सर्व्वमोतं प्रजानां यस्मिन् विशुद्धे विभवत्येष आत्मा ॥९॥

અન્વયાર્થઃ—એષઃ=આ, અણુઃ=સૂક્ષ્મ, આત્મા=પ્રત્યક્ ચૈતન્ય, ચેતસા=વિશુદ્ધજ્ઞાનવડે, વેદિતવ્યઃ=જાણવા યોગ્ય, યસ્મિન્=જે ચિત્તમા, પ્રાણ=પ્રાણવાયુ, પંચધા=પાંચ પ્રકારના ભેદવડે, સંવિવેશ=સારી રીતે પ્રવેશને પામ્યો, પ્રાણૈઃ=ચક્ષુ આદિ ઇન્દ્રિયવડે, ચિત્તં=અંતઃકરણ, સર્વં=સઘળું, ઓતં=ચેતનવડે વ્યાપ્ત, પ્રજાનાં=જનોના, યસ્મિન્=જે ચિત્ત, વિશુદ્ધે=શુદ્ધ થયે, વિભવતિ=સ્વસ્વરૂપે થાય છે, એષ=આ, આત્મા=પ્રત્યક્ ચૈતન્ય. (૯)

શબ્દાર્થઃ—જે શરીરમાં પાચ પ્રકારે વહેંચાયલો પ્રાણ પ્રવેશ કરી રહેલો હોય છે, તે શરીરમા રહેલો આ સૂક્ષ્મ આત્મા વિશુદ્ધ જ્ઞાનવડે જાણવા યોગ્ય છે દરેક પ્રાણી માત્રનું ચિત્ત પ્રાણોવડે ઓતપ્રોત થઈ રહેલું હોય છે. અને ચિત્ત જ્યારે વિશુદ્ધ થાય છે ત્યારે આત્મા પોતાની મેળે તેમાં વ્યક્ત થાય છે ૯.

### બ્રહ્મજ્ઞાનની ઉપાસના.

यं यं लोकं मनसा संविभाति विशुद्धसत्वः कामयते यांश्च कामान्। तं तं लोकं जायते तांश्च कामांस्तस्मादात्मज्ञं ह्यर्चयेद्भूतिकामः ॥ १० ॥

અન્વયાર્થઃ—યં યં=જે જે, લોકં=લોકને, મનસા=મનવડે. સંવિભાતિ=સંકલ્પ કરે છે, વિશુદ્ધસત્વઃ=શુદ્ધ અંતઃકરણવાળો, કામયતે=ધારે છે, યાન્=જે, ચ=તથા, કામાન્=વિષયોને, તં તં=તે તે, લોકં=લોકોને, જાયતે=પામે છે, તાન્=તે, કામાન્=કામોને, તસ્માત્=તેથી, આત્મજ્ઞં=

અલક્ષ્ય, સૂક્ષ્માત્=પરમાણુથી, તત્=તે, સૂક્ષ્મતરં=વધારે સૂક્ષ્મ, વિભાતિ=શોભેછે, દૂરાત્=અસમાહિત ચિત્તવાળાને દૂરથી, સુદૂરે=વધારે દૂર પ્રદેશમાં, તત્=તે બ્રહ્મ, ઇહ=આ શરીરમાં, અંતિકે=સમાહિત ચિત્તવાળાને નજદીકમાં, ચ=તથા, પશ્યત્સુ=ચેતનવાળા પ્રાણીઓમાં. ઇહ=અત્યંત સમીપમા, એવ=જ, નિહિતં=રહેલ, ગુહાયા=બુદ્ધિમા. (૭)

શબ્દાર્થઃ—આ બ્રહ્મ મહાન્, દિવ્ય સ્વરૂપ, જેનું સ્વરૂપ વિચારમા નહિ આવે એવો તથા તે સૂક્ષ્મ કરતા પણ વધારે સૂક્ષ્મ છે. આ બ્રહ્મ અનેક પ્રકારે પ્રકાશે છે. તે જે કાઇ દૂર છે તેના કરતા પણ વધારે દૂર છે; તથા સમીપતામા જોઇએ તો તે આપણા શરીરમા જ છે. કારણ સમીપમાં જે જુવે છે તે, આ પરબ્રહ્મને હૃદયાગરૂપી ગુહાને વિશે અર્થાત્ બુદ્ધિમાં રહેલ જુવે છે. ૭.

### બ્રહ્મપ્રાપ્તિનું મુખ્ય સાધન.

न चक्षुषा गृह्यते नापि वाचा नान्यैर्देवैस्तपसा कर्म्मणा वा। ज्ञानप्रसादेन विशुद्ध सत्त्वस्ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः ॥ ८ ॥

અન્વયાર્થઃ—ન=નહિ, ચક્ષુષા=ચક્ષુ વડે, ગૃહ્યતે=ગ્રહણ કરાય છે, ન=નહિ, અપિ=પણ, વાચા=વાણીવડે, ન=નહિ, અન્યૈ=અન્ય, દેવૈઃ=ઇન્દ્રિયોવડે, તપસા=ચાંદ્રાયણાદિ કર્મવડે, કર્મણા=અગ્નિહોત્રાદિ કર્મવડે, વા=અથવા, જ્ઞાનપ્રસાદેન=રાગાદિ મળના નિરાકરણવડે, વિશુદ્ધસત્વઃ=શુદ્ધ અંતઃકરણવાળો, તતઃ=તેથી, તં=તે આત્માને, પશ્યતે=જુવે છે, નિષ્કલં=નિરવયવ રૂપ, ધ્યાયમાન=એકાગ્રમનવડે ચિંતન કરતો છતો. (૮)

શબ્દાર્થ—આ પરબ્રહ્મ પરમાત્મા ચક્ષુનો વિષય નથી, તે વાણીનો વિષય નથી, તેમ બીજી ઇન્દ્રિયોનો પણ વિષય નથી. તે તપ-ચાંદ્રાયણાદિવ્રત અથવા કર્મનો (અગ્નિહોત્રાદિનો) વિષય પણ નથી પણ જેનું મન બ્રહ્મજ્ઞાનરૂપી જ્યોતિવડે વિશુદ્ધ થયલું છે, તે નિષ્કલ અર્થાત્ વિભાગોથી રહિત એવા આ પરમાત્માનું ધ્યાન કરતો છતો, તેને જુવે છે. ૮.

एषोऽणुरात्मा चेतसा वेदितव्यो यस्मिन् प्राणः पञ्चधा संविवेश। प्राणैश्चित्तं सर्व्वमोतं प्रजानां यस्मिन् विशुद्धे विभवत्येष आत्मा॥९॥

અન્વયાર્થઃ—એષઃ=આ, અણુઃ=સૂક્ષ્મ, આત્મા=પ્રત્યક્ ચૈતન્ય, ચેતસા=વિશુદ્ધજ્ઞાનવડે, વેદિતવ્યઃ=જાણવા યોગ્ય, યસ્મિન્=જે ચિત્તમા, પ્રાણ=પ્રાણવાયુ, પંચધા=પાચ પ્રકારના ભેદવડે, સંવિવેશ=સારી રીતે પ્રવેશને પામ્યો, પ્રાણૈઃ=ચક્ષુ આદિ ઇન્દ્રિયવડે, ચિત્તં=અંતઃકરણ, સર્વં=સઘળું, ઓતં=ચેતનવડે વ્યાપ્ત, પ્રજાનાં=જનોના, યસ્મિન્=જે ચિત્ત, વિશુદ્ધે=શુદ્ધ થયે, વિભવતિ=સ્વસ્વરૂપે થાય છે, એષ=આ, આત્મા=પ્રત્યક્ ચૈતન્ય. (૯)

શબ્દાર્થઃ—જે શરીરમા પાચ પ્રકારે વહેંચાયલો પ્રાણ પ્રવેશ કરી રહેલો હોય છે, તે શરીરમા રહેલો આ સૂક્ષ્મ આત્મા વિશુદ્ધ જ્ઞાનવડે જાણવા યોગ્ય છે દરેક પ્રાણી માત્રનું ચિત્ત પ્રાણોવડે ઓતપ્રોત થઈ રહેલું હોય છે. અને ચિત્ત જ્યારે વિશુદ્ધ થાય છે ત્યારે આત્મા પોતાની મેળે તેમાં વ્યક્ત થાય છે. ૯

### બ્રહ્મજ્ઞાનની ઉપાસના.

यं यं लोकं मनसा संविभाति विशुद्धसत्वः कामयते यांश्च कामान्। तं तं लोकं जायते तांश्च कामांस्तस्मादात्मज्ञं ह्यर्चयेद्भूतिकामः ॥ १० ॥

અન્વયાર્થઃ—યં યં=જે જે, લોકં=લોકને, મનસા=મનવડે સંવિભાતિ=સ્પૃહા કરે છે, વિશુદ્ધસત્વઃ=શુદ્ધ અંતઃકરણવાળો, કામયતે=ધારે છે, યાન્=જે, ચ=તથા, કામાન્=વિષયોને, તં તં=તે તે, લોકં=લોકને, જાયતે=પામે છે, તાન્=તે, કામાન્=કામોને, તસ્માત્=તેથી, આત્મજ્ઞં=

માત્ર સ્વરૂપે, વિભાતિ=વિવિધ પ્રકારે શોભે છે, વિજાનન્=જાણીને આત્મસ્વરૂપે સાક્ષાત્કાર કરનાર, વિદ્વાન્=જ્ઞાની, ભવતે=થાય છે, ન=નહિ, અતિવાદી=આત્માથી ભિન્ન સર્વનું અતિક્રમણ કરી કહેવાવાળો, આત્મક્રીડઃ=આત્મામાજ ક્રીડા અર્થાત્ આસક્તિવાળો, આત્મરતિઃ=આત્મામાં પ્રીતિવાળો, ક્રિયાવાન્=ક્રિયાવાળો, એષઃ=આ, બ્રહ્મવિદાં=બ્રહ્મજ્ઞાનીમાં, વરિષ્ઠ=શ્રેષ્ઠ (૪)

શબ્દાર્થઃ—આ પ્રાણ-પરમાત્મા સર્વ ભૂતોરૂપે પ્રકાશે છે. જે કોઈ વિદ્વાન આ પ્રમાણે જાણે છે, તે કદી અતિવાદી હોતો નથી (અન્યના મતનું ખંડન કરી પોતાના મતને સ્થાપનારાઓને અતિવાદી કહેવાય છે. આને ભેદ કાંઈ વિવેકીને ભેદની પ્રતીતિ હોતી નથી, આથી કોઈના પણ મતનું ખંડન કરતો નથી, જેથી તેનામાં અતિવાદીપણું સંભવતું નથી). આવા પુરુષની ક્રીડા આત્મામાં હોય છે, પણ પુત્રદારાદિમાં હોતી નથી. તેની રતિ-પ્રીતિ તથા કર્મ કેવળ આત્મામાજ હોય છે તથા તે બ્રહ્મવેત્તામાં શ્રેષ્ઠ થાય છે. ૪.

ટીકાઃ—અહીં ક્રીડા બાહ્ય કર્મની સાથે સંબંધ ધરાવે છે તથા રતિ આંતર કર્મની સાથે સંબંધ ધરાવે છે. ૪.

આત્મજ્ઞાનનાં સાધનો.

सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम्। अन्तःशरीरे ज्योतिर्मयोहि शुभ्रो यं पश्यन्ति यतयः क्षीणदोषाः ॥ ५ ॥

અન્વયાર્થઃ—સત્યેન=યથાર્થ બોલવાવડે, લભ્યઃ=પ્રાપ્ત થાવા યોગ્ય, તપસા=મન તથા ઇન્દ્રિયોની એકાગ્રતાવડે, હિ=કારણકે, એષઃ=આ, આત્મા=આત્મા, સમ્યક્જ્ઞાનેન=તત્ત્વ પદાર્થના શોધનવડે, બ્રહ્મચર્યેણ=આઠ રીતના મૈથુનના ત્યાગવડે, નિત્યં=સર્વદા, અંતઃ શરીરે=શરીરના મધ્યમાં, જ્યોતિર્મયઃ=પ્રકાશસ્વરૂપ, હિ=પ્રસિદ્ધ શુભ્રઃ=શુદ્ધ, યં=જેને, પશ્યંતિ= અપરોક્ષપણાથી જાણે છે, યતયઃ=સંન્યાસીઓ, ક્ષીણદોષાઃ=કામક્રોધાદિ દોષ રહિત. (૫)

શબ્દાર્થઃ—સત્ય, તપ, સમ્યક્ પ્રકારે થએલ બ્રહ્મજ્ઞાન ને બ્રહ્મચર્યથી આત્માની સર્વદા ખરેખર પ્રાપ્તિ થાય છે. જેઓના કામ ક્રોધાદિ ક્ષીણ થયાં છે એવા યતિઓ ખરેખર આ આત્માને જોઈ શકે છે, આત્મા શરીરના મધ્ય ભાગમાં પ્રકાશરૂપે તથા શુદ્ધ સ્વરૂપે છે. ૫

ટીકાઃ—સત્યઃ—યથાર્થ સંભાષણવડે. તપઃ—મન તથા ઇન્દ્રિયોની એકાગ્રતાવડે. બ્રહ્મજ્ઞાનવડેઃ—તત્વ પદાર્થના શોધનવડે. ૫.

સત્ય સાધન નિરૂપણ.

सत्यमेव जयति नानृतं सत्येन पन्था विततो देवयानः। येनाक्रमन्त्यृषयो ह्याप्तकामा यत्र तत्सत्यस्य परमं निधानम् ॥ ६ ॥

અન્વયાર્થઃ—સત્યં=સત્ય, એવ=જ, જયતિ=જય પામે છે, ન=નહિ, અનૃતં=ખોટું બોલનાર, સત્યેન=ખરું કહેવાથી, પંથાઃ=માર્ગ, વિતતઃ=પ્રસિદ્ધ થયેલ છે, દેવયાનઃ=દેવયાન માર્ગ, યેન=જે માર્ગવડે, આક્રમતિ=આક્રમણ કરેછે, ઋષયઃ=ઉપાસકો, હિ=કારણકે, આપ્તકામાઃ=તૃષ્ણાથી રહિત, યત્ર=જેમાં, તત્=પરમાર્થ તત્ત્વ, સત્યસ્ય=સત્યરૂપ સાધનના, પરમં=શ્રેષ્ઠ, નિધાનં=પુરૂષાર્થરૂપ. (૬)

શબ્દાર્થઃ—સત્યનો જ કેવળ જય થાય, છે, પણ અનૃતવાદીનો જય થતો નથી. સત્યની સહાયતાથી જ દેવયાન નામનો માર્ગ ખુલ્લો થાય છે. જેઓની કામનાઓ તૃપ્ત થયલી હોય છે, એવા ઋષિઓ આ માર્ગે કરી ગમન કરે છે તથા પરમાત્માના પરમ ધામને પહોંચે છે. ૬

बृहच्च तद्दिव्यमचिन्त्यरूपं सूक्ष्माच्च तत्सूक्ष्मतरं विभाति। दूरात्सुदूरे तदिहान्तिके च पश्यत्स्विहैव निहितं गुहायाम् ॥ ७ ॥

અન્વયાર્થઃ—બૃહત્=મહાન્, તત્=તે બ્રહ્મ દિવ્યં=સ્વપ્રકાશરૂપ, અચિંત્યરૂપં=ચિંતન કરવા

અલક્ષ્ય, સૂક્ષ્માત્=પરમાણુથી, તત્=તે, સૂક્ષ્મતરં=વધારે સૂક્ષ્મ, વિભાતિ=શોભેછે, દૂરાત્=અસમાહિત ચિત્તવાળાને દૂરથી, સુદૂરે=વધારે દૂર પ્રદેશમાં, તત્=તે બ્રહ્મ, ઇહ=આ શરીરમાં, અંતિકે=સમાહિત ચિત્તવાળાને નજદીકમાં, ચ=તથા, પશ્યત્સુ=ચેતનવાળા પ્રાણીઓમાં, ઇહ=અત્યંત સમીપમાં, એવ=જ, નિહિતં=રહેલ, ગુહાયાં=બુદ્ધિમાં. (૭)

**શબ્દાર્થઃ**—આ બ્રહ્મ મહાન્, દિવ્ય સ્વરૂપ, જેનું સ્વરૂપ વિચારમાં નહિ આવે એવો તથા તે સૂક્ષ્મ કરતાં પણ વધારે સૂક્ષ્મ છે. આ બ્રહ્મ અનેક પ્રકારે પ્રકાશે છે. તે જે કાંઇ દૂર છે તેના કરતાં પણ વધારે દૂર છે; તથા સમીપતામાં જોઇએ તો તે આપણા શરીરમાં જ છે. કારણ સમીપમાં જે જુવે છે તે, આ પરબ્રહ્મને હૃદયાકારરૂપી ગુહાને વિશે અર્થાત્ બુદ્ધિમાં રહેલ જુવે છે. ૭.

### બ્રહ્મપ્રાપ્તિનું મુખ્ય સાધન.

न चक्षुषा गृह्यते नापि वाचा नान्यैर्देवैस्तपसा कर्मणा वा । ज्ञानप्रसादेन विशुद्ध सत्त्वस्ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः ॥ ८ ॥

**અન્વયાર્થઃ**—ન=નહિ, ચક્ષુષા=ચક્ષુવડે, ગૃહ્યતે=ગ્રહણ કરાય છે, ન=નહિ, અપિ=પણ, વાચા=વાણીવડે, ન=નહિ, અન્યૈઃ=અન્ય, દેવૈઃ=ઇન્દ્રિયોવડે, તપસા=ચાંદ્રાયણાદિ કર્મવડે, કર્મણા=અગ્નિહોત્રાદિ કર્મવડે, વા=અથવા, જ્ઞાનપ્રસાદેન=રાગાદિ મળના નિરાકરણવડે, વિશુદ્ધસત્વઃ=શુદ્ધ અંતઃકરણવાળો, તતઃ=તેથી, તં=તે આત્માને, પશ્યતે=જૂવે છે, નિષ્કલં=નિરવયવ રૂપ, ધ્યાયમાનઃ=એકાગ્રમનવડે ચિંતન કરતો છતો. (૮)

**શબ્દાર્થ**—આ પરબ્રહ્મ પરમાત્મા ચક્ષુનો વિષય નથી, તે વાણીનો વિષય નથી, તેમ બીજી ઈન્દ્રિયોનો પણ વિષય નથી. તે તપ–ચાંદ્રાયણાદિવ્રત અથવા કર્મનો (અગ્નિહોત્રાદિનો) વિષય પણ નથી. પણ જેનું મન બ્રહ્મજ્ઞાનરૂપી જ્યોતિવડે વિશુદ્ધ થયલું છે, તે નિષ્કલ અર્થાત્ વિભાગોથી રહિત એવા આ પરમાત્માનું ધ્યાન કરતો છતો, તેને જુવે છે. ૮.

एषोऽणुरात्मा चेतसा वेदितव्यो यस्मिन् प्राणः पञ्चधा संविवेश । प्राणैश्चित्तं सर्वमोतं प्रजानां यस्मिन् विशुद्धे विभवत्येष आत्मा ॥९॥

**અન્વયાર્થઃ**—એષઃ=આ, અણુઃ=સૂક્ષ્મ, આત્મા=પ્રત્યક્ ચૈતન્ય, ચેતસા=વિશુદ્ધજ્ઞાનવડે, વેદિતવ્યઃ=જાણવા યોગ્ય, યસ્મિન્=જે ચિત્તમાં, પ્રાણઃ=પ્રાણવાયુ, પંચધા=પાંચ પ્રકારના ભેદવડે, સંવિવેશ=સારી રીતે પ્રવેશને પામ્યો, પ્રાણૈઃ=ચક્ષુ આદિ ઇન્દ્રિયવડે, ચિત્તં=અંતઃકરણ, સર્વં=સઘળું, ઓતં=ચેતનવડે વ્યાપ્ત, પ્રજાનાં=જનોના, યસ્મિન્=જે ચિત્ત, વિશુદ્ધે=શુદ્ધ થયે, વિભવતિ=સ્વસ્વરૂપે થાય છે, એષઃ=આ, આત્મા=પ્રત્યક્ ચૈતન્ય. (૯)

**શબ્દાર્થઃ**—જે શરીરમાં પાંચ પ્રકારે વહેંચાયલો પ્રાણ પ્રવેશ કરી રહેલો હોય છે, તે શરીરમાં રહેલો આ સૂક્ષ્મ આત્મા વિશુદ્ધ જ્ઞાનવડે જાણવા યોગ્ય છે. દરેક પ્રાણી માત્રનું ચિત્ત પ્રાણોવડે ઓતપ્રોત થઈ રહેલું હોય છે. અને ચિત્ત જ્યારે વિશુદ્ધ થાય છે ત્યારે આત્મા પોતાની મેળે તેમાં વ્યક્ત થાય છે. ૯

### બ્રહ્મજ્ઞાનની ઉપાસના.

यं यं लोकं मनसा संविभाति विशुद्धसत्वः कामयते यांश्च कामान् । तं तं लोकं जायते तांश्च कामांस्तस्मादात्मज्ञं ह्यर्चयेदभूतिकामः ॥ १० ॥

**અન્વયાર્થઃ**—યં યં=જે જે, લોકં=લોકને, મનસા=મનવડે સંવિભાતિ=સ્પૃહા કરે વિશુદ્ધસત્વઃ=શુદ્ધ અંતઃકરણવાળો, ધારે છે, યાન્=જે, ચ=તથા, કા તં તં=તે તે, લોકં=લોકને, તાન્=તે, કામાન્=કામોને, તસ્માત્

આત્મજ્ઞાનીને. હિ=કારણકે, અર્ચયેત્=પૂજન કરવું જોઇએ, ભૂતિકામ=વિભૂતિની ઇચ્છાવાળાએ (૧૦)

શબ્દાર્થ:—જ્યારે મનુષ્ય વિશુદ્ધ અંતઃકરણવાળો થાય છે ત્યારે જે જે લોકની તથા જે જે કામનાઓની મનવડે તે સ્પૃહા કરે છે, તે તે લોક તથા તે તે કામોને પ્રાપ્ત થાય છે, માટે ભૂતિની ઇચ્છાવાળાએ, જે મનુષ્યને આત્મજ્ઞાન હોય છે, તેની ઉપાસના કરવી જોઇએ. ૧૦

इति तृतीयमुण्डके प्रथमः खण्ड ॥ १ ॥

# તૃતીય મુંડક

## દ્વિતીય ખંડ.

### આત્માના ઉપાસકને ફળ.

स वेदैतत्परमं ब्रह्म धाम यत्र विश्वं निहितं भाति शुभ्रम् । उपासते पुरुषं ये ह्यकामास्ते शुक्रमेतदतिवर्तन्ति धीराः ॥१॥

અન્વયાર્થ:—સ=તે, વેદ=જાણે છે, એતત્=આ પરમં=પરમ, બ્રહ્મ=બ્રહ્મને, ધામ=સર્વ કામનાના આશ્રયરૂપને, યત્ર=જે બ્રહ્મમા, વિશ્વં=સમસ્ત જગત્, નિહિત=અર્પણ કરેલ, ભાતિ=પ્રકાશે છે, શુભ્ર=શુદ્ધ, ઉપાસતે=ઉપાસે છે, પુરુષં=આત્મન પુરૂષને, યે=જેઓ, હિ=કારણ કે, અકામા=વિભૂતિ તથા તૃષ્ણા રહિત, તે=તે આત્મજ્ઞાનીના ઉપાસકો, શુક્રં=શરીરોત્પત્તિના કારણરૂપ રેતને, એતત્=આ, અતિવર્તન્તિ=પ્રવેશને પામતા નથી, ધીરાઃ=બુદ્ધિમાનો. (૧)

શબ્દાર્થ:—તે વિદ્વાન ઉત્કૃષ્ટ તથા સર્વ કામનાઓના આશ્રયરૂપ આ બ્રહ્મને જાણે છે કે જે બ્રહ્મમા સમસ્ત જગત રહેલું છે, જે શુદ્ધરૂપ છે તથા જેના પ્રકાશે કરી સર્વ પ્રકાશે છે. તૃષ્ણા આદિ કામનાઓથી રહિત જે મુમુક્ષુઓ બ્રહ્મજ્ઞાનીની ઉપાસના કરે છે, તે બુદ્ધિમાનો શરીરની ઉત્પત્તિના કારણરૂપ વીર્યનો ત્યાગ કરે છે, અર્થાત્ તેને માતાના ગર્ભમાં પ્રવેશ કરવો પડતો નથી. ૧.

### કામત્યાગ મુક્તિનું સાધન.

कामान् यः कामयते मन्यमानः स कामभिर्जायते तत्र तत्र । पर्याप्तकामस्य कृतात्मनस्तु इहैव सर्वे प्रविलीयन्ति कामाः ॥ २ ॥

અન્વયાર્થ:—કામાન=ઇષ્ટ વિષયોને, યઃ=જે, કામયતે=ઇચ્છે છે, મન્યમાનઃ=વિષયોનું ચિંતન કરતો, સઃ=વિષયની પ્રાર્થનાવાળો તે પુરૂષ, કામભિ=વિષયેચ્છારૂપ કામની સાથે, જાયતે=ઉત્પન્ન થાય છે, તત્ર તત્ર=તે તે વિષયોમા, પર્યાપ્તકામસ્ય=દોષદૃષ્ટિવડે નિવૃત્ત કામવાળો, કૃતાત્મન=આત્મજ્ઞાનવાળો, તુ=પણ, ઇહએવ=જીવનમુક્ત દશામા, સર્વે=સઘળા, પ્રવિલીયન્તિ=લય પામે છે, કામા=કામનાઓ (૨)

શબ્દાર્થ — વિષયનુ મનન કરતો એવો જે કોઈ કામનાઓની ઇચ્છા કરે છે, તે પોતાની કામનાથી આવૃત થએલો તે તે વિષયોમાં જન્મને ધારણ કરે છે; પણ જેની કામના નિવૃત્ત થઇ હોય છે તથા વિષયમાથી નિવૃત્ત થઇ વિદ્યાવડે જેનુ મન સત્કાર્યમાં થયું હોય છે, તેની સર્વ કામનાઓનો અંત આવે છે. ૨.

### વેદાધ્યયનાદિથી જ્ઞાનનો અભાવ.

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन । यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् ॥ ३ ॥

અન્વયાર્થ:—ન=નહિ, અયં=આ, આત્મા=પ્રકૃત પરમાત્મા, પ્રવચનેન=વેદના અધ્યયન વડે, લભ્ય=મેળવવા યોગ્ય, ન=નહિ, મેધયા=ગ્રંથના અર્થ સમજવાની શક્તિરૂપ બુદ્ધિવડે, ન=નહિ, બહુના=ઉપનિષદથી રહિત અનેક, શ્રુતેન=શ્રવણવડે, ય=જે સ્વાત્માને, એવ=જ, એષ=આ મુમુક્ષુ, વૃણુતે=મેળવવાની ઇચ્છા કરે છે, તેન=તે અભેદજ્ઞાનવાળા પુરૂષવડે, લભ્ય=મેળવવા યોગ્ય, તસ્ય=

તે ગુરૂની કૃપાવાળા મુમુક્ષુને, એષઃ=આ, આત્મા=આત્મા, વિવૃણુતે=દર્શાવે છે, તનું=આનંદાત્મક સ્વરૂપને, સ્વાં=પોતાના. (૩)

શબ્દાર્થઃ—આત્મા વેદના જ્ઞાનવડે, બુદ્ધિવડે તેમ જ અનેક પ્રકારના શાસ્ત્રશિક્ષણવડે લભ્ય થઈ શકતો નથી. (આ આત્માને ત્યારે પ્રાપ્ત કરવાનું સાધન શું છે, તે વિશે કહેવામાં આવ્યું છે કે) આત્માને જે મુમુક્ષુ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે, તે અભેદદર્શી પુરૂષવડે જ આત્મા પ્રાપ્ત થઇ શકે છે તથા ગુરૂની કૃપાવડે અનુગ્રહ કરાયલા મુમુક્ષુને આ પ્રકૃત આત્મા પોતાનું આનંદાત્મક સ્વરૂપ વ્યક્ત કરે છે. ૩.

ટીકાઃ—જે આત્માને મુમુક્ષુ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે ઇત્યાદિનો બીજી રીતે અર્થ નીચે પ્રમાણે થાય છેઃ—ગુરુ મૂર્તિરૂપ પરમાત્મા જે અધિકારીપર અનુગ્રહ કરે છે, તે અનુગ્રહ કરાયલા પુરૂષવડે આત્મા જાણવા યોગ્ય થઇ શકે છે. ૩.

### આત્મજ્ઞાનનાં સાધનો.

नायमात्मा बलहीनेन लभ्यो न च प्रमादात्त-
पसो वाप्यलिङ्गात्। एतैरुपायैर्यतते यस्तु विद्वां-
स्तस्यैष आत्मा विशते ब्रह्मधाम ॥४॥

અન્વયાર્થઃ—ન=નહિ, અયં=આ, આત્મા=પરમાત્મા, બલહીનેન=કામાદિ શત્રુને જિતવારૂપ બળના રહિત પુરૂષવડે, લભ્યઃ=જાણવા યોગ્ય, ન=નહિ, ચ=તથા, પ્રમાદાત્=વિષયાસક્તિમાં પ્રમાદવડે, તપસઃ=કૃચ્છ્રચાંદ્રાયણાદિ વ્રતથી, અલિંગાત્=સંન્યાસ રહિત જ્ઞાનથી, એતૈ=આ, ઉપાયૈઃ=ઉપાયવડે, યતતે=યત્ન કરે છે, યઃ=જે, તુ=પણ, વિદ્વાન્=વિવેકી, તસ્ય=તેનો, એષઃ=આ, આત્મા=પ્રત્યક્ ચૈતન્યરૂપ, વિશતે=પ્રવેશ કરે છે, બ્રહ્મધામ=બ્રહ્મસ્વરૂપને. ૪.

શબ્દાર્થઃ—આ આત્મા બળથી રહિત એવા પુરૂષથી પ્રાપ્ત થઇ શકતો નથી, પ્રમાદે કરી પ્રાપ્ત થઇ શકતો નથી, તે તપવડે પ્રાપ્ત થતો નથી તેમજ સંન્યાસ રહિત જ્ઞાનરૂપ તપવડે પણ પ્રાપ્ત થવા યોગ્ય નથી. જે વિદ્વાન્ આ ઉપાયોવડે—બલ, પ્રમાદ, તથા સંન્યાસ યુક્ત જ્ઞાનરૂપ ઉપાયવડે પ્રયત્ન કરે છે, તેનો પ્રત્યક્ સ્વરૂપ ચૈતન્યાત્મા બ્રહ્મમાં પ્રવેશ કરે છે.

ટીકાઃ—બળથી રહિતઃ-કામાદિ શત્રુઓનો પરાભવ કરવારૂપ બળથી રહિત, પ્રમાદે કરી અર્થાત્ વિષયાસક્તિરૂપ પ્રમાદવડે, સંન્યાસ રહિત-ત્યાગથી રહિત અર્થાત્ આસક્તિથી રહિત કેવળ શુષ્કજ્ઞાનવડે. ૪.

### બ્રહ્મને વિશે લય કેવી રીત ?

संप्राप्यैनमृषयो ज्ञानतृप्ताः कृतात्मानो वीत-
रागाः प्रशान्ताः। ते सर्वगं सर्वतः प्राप्य
धीरा युक्तात्मानः सर्वमेवाविशन्ति ॥

અન્વયાર્થઃ—સંપ્રાપ્ય=સારી રીતે જાણી, એનં=આનંદ લક્ષણરૂપ આત્માને, તાપસઃ=શાસ્ત્રના જ્ઞાતા, જ્ઞાનતૃપ્તાઃ=આત્મ જ્ઞાનથી સંતુષ્ટ, કૃતાત્માનઃ=પરમાત્મ સ્વરૂપમાં ચિત્તવાળા, વીતરાગાઃ=રાગાદિ દોષ રહિત, પ્રશાન્તાઃ=નિગૃહિત ઇન્દ્રિયવાળા, તે=તે ઋષિઓ, સર્વગં=સર્વવ્યાપક, સર્વતઃ=સર્વત્ર, પ્રાપ્ય=જાણી, ધીરા=વિવેકીઓ, યુક્તાત્માનઃ-સમાધિયુક્ત ચિત્તવાળા, સર્વં=સમસ્ત, એવ=જ, આવિશન્તિ=પ્રવેશ કરે છે. (૫)

શબ્દાર્થઃ—જે ઋષિઓ આનંદરૂપ આત્માને મેળવી આત્મજ્ઞાને કરી તૃપ્ત થાય છે, જેઓએ આત્માનું જ્ઞાન પૂર્ણ રીતે પ્રાપ્ત કર્યું છે, જેઓએ રાગનો ત્યાગ કરી દીધો છે તથા જેઓ શાંત ચિત્તવાળા અર્થાત્ જિતેંદ્રિય છે, તે અધિકારી પુરૂષો એકાગ્ર ચિત્તવાળા થઇ તથા સર્વ વ્યાપક બ્રહ્માત્માને સર્વત્ર પામી, સર્વરૂપ એવા બ્રહ્મમાં પ્રવેશ કરે છે.

वेदान्तविज्ञानसुनिश्चितार्थाः संन्यासयो-
गाद्यतयः शुद्धसत्त्वाः। ते ब्रह्मलोकेषु परान्त-
काले परामृताः परिमुच्यन्ति सर्वे ॥६॥

અન્વયાર્થઃ—વેદાંત વિજ્ઞાન સુનિશ્ચિતાર્થાઃ=

તે ગુરુની કૃપાવાળા મુમુક્ષુને, એષઃ=આ, આત્મા=આત્મા, વિવૃણુતે=દર્શાવે છે, તનું=આનંદાત્મક સ્વરૂપને, સ્વાં=પોતાના. (૩)

શબ્દાર્થઃ—આત્મા વેદના જ્ઞાનવડે, બુદ્ધિવડે તેમ જ અનેક પ્રકારના શાસ્ત્રશિક્ષણવડે લભ્ય થઈ શકતો નથી. (આ આત્માને ત્યારે પ્રાપ્ત કરવાનું સાધન શું છે, તે વિશે કહેવામાં આવ્યું છે કે) આત્માને જે મુમુક્ષુ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે, તે અભેદદર્શી પુરુષવડે જ આત્મા પ્રાપ્ત થઇ શકે છે તથા ગુરુની કૃપાવડે અનુગ્રહ કરાયલા મુમુક્ષુને આ પ્રકૃત આત્મા પોતાનું આનંદાત્મક સ્વરૂપ વ્યક્ત કરે છે. ૩.

ટીકાઃ—જે આત્માને મુમુક્ષુ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે ઇત્યાદિનો બીજી રીતે અર્થ નીચે પ્રમાણે થાય છેઃ—ગુરુ મૂર્તિરૂપ પરમાત્મા જે અધિકારીપર અનુગ્રહ કરે છે, તે અનુગ્રહ કરાયલા પુરુષવડે આત્મા જાણવા યોગ્ય થઇ શકે છે. ૩.

### આત્મજ્ઞાનનાં સાધનો.

नायमात्मा बलहीनेन लभ्यो न च प्रमादात्त-पसो वाप्यलिङ्गात् । एतैरुपायैर्यतते यस्तु विद्वां-स्तस्यैष आत्मा विशते ब्रह्मधाम ॥४॥

અન્વયાર્થઃ—ન=નહિ, અયં=આ, આત્મા=પરમાત્મા, બલહીનેન=કામાદિ શત્રુને જિતવારૂપ બળના રહિત પુરુષવડે, લભ્યઃ=જાણવા યોગ્ય, ન=નહિ, ચ=તથા, પ્રમાદાત=વિષયાસક્તિમાં પ્રમાદવડે, તપસઃ=કૃચ્છ્રચાંદ્રાયણાદિ વ્રતથી, અલિંગાત્=સંન્યાસ રહિત જ્ઞાનથી, એતૈ=આ, ઉપાયૈઃ=ઉપાયવડે, યતતે=યત્ન કરે છે, યઃ=જે, તુ=પણ, વિદ્વાન્=વિવેકી, તસ્ય=તેનો, એષઃ=આ, આત્મા=પ્રત્યક્ ચૈતન્યરૂપ, વિશતે=પ્રવેશ કરે છે, બ્રહ્મધામ=બ્રહ્મસ્વરૂપને. ૪.

શબ્દાર્થઃ—આ આત્મા બળથી રહિત એવા પુરુષથી પ્રાપ્ત થઇ શકતો નથી, પ્રમાદે કરી પ્રાપ્ત થઇ શકતો નથી, તે તપવડે પ્રાપ્ત થતો નથી તેમજ સંન્યાસ રહિત જ્ઞાનરૂપ તપવડે પણ પ્રાપ્ત થવા યોગ્ય નથી. જે વિદ્વાન્ આ ઉપાયોવડે-બલ, પ્રમાદ, તથા સંન્યાસ યુક્ત જ્ઞાનરૂપ ઉપાયવડે પ્રયત્ન કરે છે, તેનો પ્રત્યક્ સ્વરૂપ ચૈતન્યાત્મા બ્રહ્મમાં પ્રવેશ કરે છે.

ટીકાઃ—બળથી રહિતઃ-કામાદિ શત્રુઓનો પરાભવ કરવારૂપ બળથી રહિત, પ્રમાદે કરી અર્થાત્ વિષયાસક્તિરૂપ પ્રમાદવડે, સંન્યાસ રહિત-ત્યાગથી રહિત અર્થાત્ આસક્તિથી રહિત કેવળ શુષ્કજ્ઞાનવડે. ૪.

### બ્રહ્મને વિશે લય કેવી રીતે?

संप्राप्यैनमृषयो ज्ञानतृप्ताः कृतात्मानो वीत-रागाः प्रशान्ताः । ते सर्वगं सर्वतः प्राप्य धीरा युक्तात्मानः सर्वमेवाविशन्ति ॥

અન્વયાર્થઃ—સંપ્રાપ્ય=સારી રીતે જાણી, એનં=આનંદ લક્ષણરૂપ આત્માને, ઋષયઃ=શાસ્ત્રના જ્ઞાતા, જ્ઞાનતૃપ્તાઃ=આત્મ જ્ઞાનથી સંતુષ્ટ, કૃતાત્માનઃ=પરમાત્મ સ્વરૂપમાં ચિત્તવાળા, વીતરાગાઃ=રાગાદિ દોષ રહિત, પ્રશાન્તાઃ=નિગૃહિત ઇન્દ્રિયવાળા, તે=તે ઋષિઓ, સર્વગં=સર્વવ્યાપક, સર્વતઃ=સર્વત્ર, પ્રાપ્ય=જાણી, ધીરાઃ=વિવેકીઓ, યુક્તાત્માનઃ-સમાધિયુક્ત ચિત્તવાળા, સર્વં=સમસ્ત, એવ=જ, આવિશન્તિ=પ્રવેશ કરે છે. (૫)

શબ્દાર્થઃ—જે ઋષિઓ આનંદરૂપ આત્માને મેળવી આત્મજ્ઞાને કરી તૃપ્ત થાય છે, જેઓએ આત્માનું જ્ઞાન પૂર્ણ રીતે પ્રાપ્ત કર્યું છે, જેઓએ રાગનો ત્યાગ કરી દીધો છે તથા જેઓ શાંત ચિત્તવાળા અર્થાત્ જિતેંદ્રિય છે, તે અધિકારી પુરુષો એકાગ્ર ચિત્તવાળા થઇ તથા સર્વ વ્યાપક બ્રહ્માત્માને સર્વત્ર પામી, સર્વરૂપ એવા બ્રહ્મમાં પ્રવેશ કરે છે.

वेदान्तविज्ञानसुनिश्चितार्थाः संन्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः । ते ब्रह्मलोकेषु परान्तकाले परामृताः परिमुच्यन्ति सर्वे ॥६॥

અન્વયાર્થઃ—વેદાંત વિજ્ઞાન સુનિશ્ચિતાર્થાઃ=

મહા વાક્ય જન્ય વિજ્ઞાનના વિષયરૂપ પરમાત્માનો જેણે નિશ્ચય કર્યો છે એવા, સંન્યાસયોગાત્=કર્મ ત્યાગ તથા બ્રહ્મ નિષ્ઠાવડે, યતયઃ=શમાદિ સાધનવડે યત્ન કરતા, શુદ્ધસત્વા=શુદ્ધ અંતઃકરણવાળા, તે=તેઓ, બ્રહ્મલોકેષુ=બ્રહ્મ લોકમા, પરાન્તકાલે=લિંગ શરીરના ભંગરૂપ મરણ સમયે, પરામૃતાઃ=સર્વોત્કૃષ્ટ બ્રહ્માત્મ સ્વરૂપવાળા, પરિમુચ્યન્તિ=એક ભાવને પામે છે, સર્વે=સઘળા. (૬).

શબ્દાર્થઃ—વેદાન્તથી ઉત્પન્ન થયેલા વિજ્ઞાનના અર્થને જેઓએ સમ્યક્ પ્રકારે જાણ્યા છે, જેઓનું અંતઃકરણ કર્મત્યાગ તથા યોગ અર્થાત્ બ્રહ્મનિષ્ઠાવડે શુદ્ધ થયું છે, તેવા સર્વ યતિઓ પોતાના છેવટના મૃત્યુસમયે પરમ અમૃત ભાવને પામે છે તથા બ્રહ્મમાં લય પામી જન્મ મરણાદિના ફેરામાથી તેઓ મુક્ત થાય છે અર્થાત્ ઉપાધિનો ત્યાગ કરી બ્રહ્મની સાથે એક ભાવને પામે છે. ૬

ટીકાઃ—બ્રહ્મલોક જો કે એક છે, છતા તેને બહુવચનાત વાપરવામા આવ્યો છે, તેનું કારણ એ કે, તે એક છતા તેનો અનેક પ્રકારે ભાસ થાય છે.

### મોક્ષનો પ્રકાર.

गताः कला पञ्चदश प्रतिष्ठा देवाश्च सर्वे प्रतिदेवतासु कर्माणि विज्ञानमयश्च आत्मा परेऽव्यये सर्व एकीभवन्ति ॥७॥

અન્વયાર્થઃ—ગતાઃ=ગયેલી, કલાઃ=કલાઓ, પંચદશ=પંદર, પ્રતિષ્ઠાઃ=પોતપોતાના કારણોને પ્રાપ્ત થયેલ, દેવાઃ=ચક્ષુઆદિ ઇન્દ્રિયોમા રહેલ શક્તિઓ, ચ=તથા, સર્વે=સઘળા, પ્રતિદેવતાસુ=સૂર્યાદિમા (જાય છે), કર્માણિ=પ્રારબ્ધથી ભિન્ન કર્મો વિજ્ઞાનમયઃ-વિજ્ઞાન સ્વરૂપ, ચ=તથા, આત્મા=આત્મા, પરે=અવ્યાકૃતથી પર, અવ્યયે=અનંત, બ્રહ્મણિ=બ્રહ્મમા, એકીભવન્તિ=એકતાને પામે છે. (૭)

શબ્દાર્થઃ—વિદ્વાનની મુક્તાવસ્થાને સમયે તેની પંદર કળાઓ-પ્રાણ, શ્રદ્ધા, પૃથ્વી, અપ, તેજ, વાયુ તથા આકાશ, ઇન્દ્રિયો, મન, અન્ન, વીર્ય, તપ, મંત્ર, કર્મ તથા લોક આ સર્વ કળાઓનો પોતપોતાના કારણમા લય થાય છે તથા સર્વે ઇન્દ્રિયોનો લય તેના અધિષ્ઠાતા દેવોમા થાય છે. આ સમયે વિજ્ઞાનસ્વરૂપ એવા આત્મા તથા કર્મો બન્ને, પરરૂપ, અવ્યયરૂપ તથા સર્વરૂપ એવા પરમાત્મામાં એકરૂપે થઇ જાય છે. ૭.

ટીકાઃ—આત્મા ખરું જોતાં વિજ્ઞાનમય છે, છતા તેને બુદ્ધિરૂપ ઉપાધિવાળો જે કહેવામા આવે છે, તે કેવળ અવિદ્યાના દોષને લીધેજ છે. ૭

### પરમાત્માની સાથે ઐક્યભાવ.

यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय । तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम् ॥८॥

અન્વયાર્થ—યથા=જે રીતે, નદ્યઃ=નદીઓ, સ્યંદમાનાઃ=ગમન કરતી, સમુદ્રે=સમુદ્રપ્રતિ, અસ્તંગચ્છતિ=લય પામે છે, નામ રૂપે=નામ તથા રૂપને, વિહાય=ત્યાગ કરી, તથા=તે રીતે, વિદ્વાન્=આત્મજ્ઞાની, નામરૂપાત્=નામ રૂપથી, વિમુક્તઃ=મુક્ત થયેલ, પરાત્પરં=અવ્યાકૃત તથા અવ્યાકૃતથી ઉત્કૃષ્ટ પુરુષં=સર્વત્ર ઉત્કૃષ્ટ બ્રહ્મને, ઉપૈતિ=પામે છે, દિવ્યં=પ્રકાશરૂપ. (૮).

શબ્દાર્થ—જેવી રીતે વહેતી એવી નદીઓનો સમુદ્રમા જ્યારે લય થઈ જાય છે ત્યારે તેઓ પોતાનાં નામરૂપાદિનો ત્યાગ કરે છે. તેજ પ્રમાણે અધિકારી મનુષ્ય શ્રેષ્ઠના કરતા પણ શ્રેષ્ઠ એવા દિવ્ય પુરુષને જ્યારે પામે છે ત્યારે તે પોતાના નામરૂપાદિથી રહિત થાય છે. ૮

### મોક્ષમાં પ્રતિબંધનો અભાવ.

स यो ह वै तत्परमं ब्रह्म वेद ब्रह्मैव भवति । नास्याब्रह्मवित्कुले भवति । तरति शोकं तरति पाप्मानं गुहाग्रन्थिभ्यो विमुक्तोऽमृतो भवति ॥९॥

અન્વયાર્થ:—સઃ=તે, યઃ=જે, હ વૈ=નિશ્ચય વડે, તત્=તે, પરમં=સર્વોત્કૃષ્ટ, બ્રહ્મ=બ્રહ્મને, વેદ= જાણે છે, બ્રહ્મૈવ=બ્રહ્મ સ્વરૂપેજ, ભવતિ=થાય છે, ન=નહિ, અસ્ય=આ વિદ્વાનના, અબ્રહ્મવિત્=બ્રહ્મજ્ઞાન રહિત. કુલે=કુળમાં, ભવતિ=થાય છે, તરતિ=તરી જાય છે, શોકં=શોકને, તરતિ=અતિક્રમણ કરે છે, પાપ્માનં=પાપને, ગુહા ગ્રંથિભ્યઃ=બુદ્ધિમાં રહેલ અવિદ્યારૂપ ગ્રંથિથી, વિમુક્તઃ=રહિત, અમૃતઃ= મુક્ત, ભવતિ=થાય છે (૯)

શબ્દાર્થ:—જે કોઈ આ પરમ બ્રહ્મને ઓળખે છે તે બ્રહ્મરૂપ થાય છે. આવા બ્રહ્મવેત્તાના કુળમાં કદી બ્રહ્મને નહિ ઓળખનાર કોઇ પણ ઉત્પન્ન થતો નથી. તે શોક તથા પાપનું ઉત્ક્રમણ કરે છે તથા હૃદયાકાશને વિશે રહેલા બંધનોમાંથી તે મુક્ત થઇ અમૃતરૂપ થઇને રહે છે. ૯.

### બ્રહ્મવિદ્યા કોને કહેવી ?

तदेतदृचाऽभ्युक्तं क्रियावन्तः श्रोत्रिया ब्रह्मनिष्ठाः । स्वयं जुह्वत एकर्षिं श्रद्धयन्तस्तेषामेवैतां ब्रह्मविद्यां वदेत शिरोव्रतं विधिवद्येस्तु चीर्णम् ॥१०॥

અન્વયાર્થ:—તત્=તે, એતત્=આ, ઋચા= ઋચા વડે, અભ્યુક્તં=કહેવાયેલ છે, ક્રિયાવન્તઃ= નિષ્કામ કર્મ કરવાથી શુદ્ધ ચિત્તવાળા, શ્રોત્રિયાઃ વેદાર્થના જ્ઞાની, બ્રહ્મનિષ્ઠાઃ=સગુણ બ્રહ્મના ઉપાસકો, સ્વયં=પોતે, જુહ્વતઃ=હોમે છે, એકર્ષિં=એકર્ષિ નામના અગ્નિને, શ્રદ્ધયન્તઃ=શ્રદ્ધાવાળા, તેષાં=તે અધિકારીઓને, એવ=જ, એતાં=આ, બ્રહ્મવિદ્યાં= બ્રહ્મવિદ્યા, વદેત=કહેવી જોઇએ, શિરોવ્રતં=મસ્તક પર અગ્નિ ધારણ કરવાનું વ્રત, વિધિવત્=અથર્વ વેદના મંત્ર વિધિવડે, યૈઃ=જે અધિકારીવડે, તુ=પણ, ચીર્ણં=કરવામાં આવેલ છે. (૧૦)

શબ્દાર્થ:—ઋગ્વેદના એક મંત્રમાં નીચે પ્રમાણે કહેવામાં આવ્યું છે-જેઓ નિષ્કામ કર્મ કરનારા હોય છે, વેદમાં જેઓ કુશળ છે તથા જેઓ સગુણ બ્રહ્મના ઉપાસક છે, જેઓ શ્રદ્ધાયુક્ત થઇ એક ઋષિ અર્થાત્ અગ્નિને હવિ આપે છે તથા જેઓએ શિરોવ્રત ( મસ્તક પર અગ્નિને ધારણ કરવારૂપ વ્રત ) વિધિપુરઃસર કર્યું છે, તેવા અધિકાર યુક્ત શિષ્યને જ ગુરૂએ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરવો જોઇએ. ૧૦.

तदेतत्सत्यमृषिरङ्गिराः पुरोवाच नैतदचीर्णव्रतोऽधीते । नमः परमऋषिभ्यो नमः परमऋषिभ्यः ॥ ११ ॥

અન્વયાર્થ:—તત્=તે, એતત્=આ, સત્યં= સત્યરૂપે, ઋષિઃ=ઋષિ, અંગિરા=અંગિરા, પુરા= પહેલાં, ઉવાચ=કહેવા લાગ્યા, ન=નહિ, એતત્=આ, અચીર્ણવ્રત=જેણે શિરોવ્રત નથી કરેલ એવો, અધીતે=પાઠ કરે છે, નમઃ=નમસ્કાર, પરમઋષિભ્યઃ=બ્રહ્મના સાક્ષાત્કારવાળા બ્રહ્માદિને. (બેવારની ઉક્તિ આ ઉપનિષદની સમાપ્તિને લઇને છે.) (૧૧)

શબ્દાર્થ:—અંગિરા નામના ઋષિએ શૌનક મુનિને આ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો. જેણે પોતાનું (શિરોવ્રત) કીધું નથી, તેવાએ આ બ્રહ્મવિદ્યા સબંધી ઉપનિષદનું કદી અધ્યયન કરવું નહિ. જે પરમ બ્રહ્મનો સાક્ષાત્કાર જાણવાવાળા છે, તેવા મહાન્ ઋષિઓને હું નમસ્કાર કરૂં છું. તેવા મહાન્ ઋષિઓને હું નમસ્કાર કરૂં છું. ૧૧.

इति तृतीयमुण्डके द्वितीयः खण्डः ॥

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः भद्रं पश्येमाक्षभिर्यजत्राः । स्थिरैरङ्गैस्तुष्टुवा ँसस्तनुभिः । व्यशेम देवहितं यदायुः ॥ स्वस्ति न इंद्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः । स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः । स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥ ओम् शांतिः शांतिः शांतिः ॥

इति मुण्डकोपनिषत्समाप्ता ॥ ९

# માણ્ડૂક્યોપનિષત્.

## શાંકર ભાષ્ય ભૂમિકા.

प्रज्ञानांशुप्रतानैः स्थिरचरनिकरव्यापिभिर्व्याप्य लोकान्।
भुक्त्वा भोगान्स्थविष्ठान्पुनरपि धिषणोद्भासितान्काम-
जन्यान्।
पीत्वा सर्वान्विशेषान्स्वपिति मधुरभुङ्मायया भोजयन्नो
मायासंख्यातुरीयं परममृतमजं ब्रह्म यत्तन्नतोऽस्मि ॥१॥
यो विश्वात्मा विधिजविषयान्प्राश्य भोगान्स्थविष्ठा-
न्पश्चाच्चान्यान्स्वमतिविभवाञ्ज्योतिषा स्वेन सूक्ष्मान्
सर्वानेतान्पुनरपि शनैः स्वात्मनि स्थापयित्वा
हित्वा सर्वान्विशेषान्विगतगुणगणः पात्वसौ नस्तुरीयः ॥२॥

હું બ્રહ્મને નમસ્કાર કરું છું. આ બ્રહ્મ સ્થાવર જંગમાત્મક સમૂહને વિશે વ્યાપી રહેલા પ્રજ્ઞાનરૂપ કિરણોના વિસ્તારવડે સર્વ લોકને વ્યાપી રહેલ છે; તે અવિદ્યા તથા કર્મથી ઉત્પન્ન થયેલા જ્ઞાનેન્દ્રિયના સર્વ સ્થૂલ ભોગોનો ઉપભોગ કરે છે; તે સર્વ સ્થૂલ સૂક્ષ્માદિ વિષયોનું પાન કરે છે; તે માયાના આવરણથી આપણ સર્વને ભ્રમમાં નાખે છે તથા પોતે નિશ્ચિંતપણાથી શયન કરે છે. વળી તે તુરીયાવસ્થારૂપ છે. કારણ કે માયારૂપ સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ આ ત્રણે અવસ્થાઓનો તેને વિશે સમાવેશ થાય છે. તે શ્રેષ્ઠરૂપ, અમૃતરૂપ તથા જન્મ મરણાદિ વિકારોથી રહિત છે. ૧

તે બ્રહ્મ તુરીયરૂપ છે. જે વિશ્વાત્મારૂપે અર્થાત્ વિરાટ્રૂપે થઈ અવિદ્યા તથા કામથી ઉત્પન્ન થતા સ્થૂલ ભોગોનો ઉપભોગ કરે છે; પોતાની જ્ઞાનરૂપી આંતર ઇન્દ્રિયવડે સૂક્ષ્મ ભોગોને આત્મીય માની જે ઉપભોગ કરે છે; જે ફરી પણ પોતાના આત્માને વિશે આસ્તે રહીને ખેંચી લે છે, અર્થાત્ વિસ્તારને પામ્યા પછી, સર્વ વિસ્તૃત વસ્તુઓનો જેને વિશે લય થાય છે, જેણે સ્થૂલ, સૂક્ષ્માદિ સર્વ વિશેષોનો ત્યાગ કર્યો છે તથા જે કોઇપણ પ્રકારના ગુણથી રહિત છે, તે પરબ્રહ્મ પરમાત્મા મારૂં રક્ષણ કરો.

વેદાન્ત અર્થના સાર સંગ્રહરૂપે આ ચાર પ્રકરણવાળા ઉપનિષદનો પ્રારંભ, ' ૐ અક્ષરરૂપ છે ' ત્યાંથી થાય છે. આથીજ વિષયો તથા કારણો વિષે કાંઇ પ્રથમ કહેવામાં આવ્યું નથી. વેદાન્તને વિષે જે કાંઇ વિષયો તથા કારણો હોય છે તેજ અહીં છે. તેમ છતાં પ્રકરણનાપર વિવેચન કરવાની ઇચ્છાવાળાએ વિષયો તથા કારણો છોડી દેવા ન જોઇએ. આ પ્રકરણમાં પણ વિષય તથા પ્રયોજનનો સંબંધ ખાસ જોવામાં આવે છે. કારણ કે આત્માની પ્રાપ્તિના સાધન સંબંધી વિષય સાથે તેનું પ્રયોજન જોડાયલું છે.*

છતા પ્રયોજનના સંબંધમાં સ્પષ્ટ રીતે કહેવામા આવ્યુ છે. જેવી રીતે રોગથી પીડાતો મનુષ્ય દુઃખના કારણરૂપ રોગની નિવૃત્તિ થવાથી સ્વસ્થતાને પામે છે, તેમજ દ્વૈત પ્રપંચરૂપ રોગથી મુક્ત થયેલો આત્મા સ્વસ્થપણાને પામે છે. જેથી અદ્વૈતભાવ પ્રાપ્ત થવો, એજ મુખ્ય પ્રયોજન છે. અવિદ્યાના પરિણામરૂપ દ્વૈત પ્રપંચનો નાશ કેવળ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિથીજ થાય છે. માટે બ્રહ્મવિદ્યાના પ્રકાશનો આરંભ પ્રથમથીજ કરવામાં આવ્યો છે. શ્રુતિમાં કહ્યું છે કે, " यत्र हि द्वैतमिव भवति । यत्र वाऽन्यदिव स्यात्तत्रान्योऽन्यत्पश्येदन्योऽन्यद्विजानीयात् । यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत् केन कं विजानीयात् ॥ જેને સર્વ દ્વૈતરૂપે હોય છે તથા જે અન્યરૂપે હોય છે તે અન્ય વસ્તુને જુવે છે તથા અન્ય જાણે છે. પણ જેને સર્વ આત્મારૂપ હોય છે તે શાનાથી શી વસ્તુને જોઇ શકે છે તથા કઇ વસ્તુવડે કઇ વસ્તુને ઓળખે છે? " ઇત્યાદિ શ્રુતિવડે આ અર્થની સિદ્ધિ થાય છે.

* કોઇપણ વિષયનાપર વિવેચન કરવામાં આવે છે ત્યારે સંસ્કૃત ગ્રંથોનો એવો નિયમ છે કે, વિષય, હેતુ, ગ્રંથનો સંબંધ તથા વાચક વર્ગનો અધિકાર આ ચાર બાબતો દર્શાવવામાં આવે છે અદ્વૈત વાદનાપર આ સઘળા ગ્રંથો હોવાથી આ ચાર બાબતો સામાન્ય રીતે એકની એકજ હોય છે. આખા ગ્રંથનો ઉદ્દેશ કેવળ આત્માની પ્રાપ્તિ કેવી રીતે થાય છે, તેની સાથે સંબંધ ધરાવતો હોવાથી ખાસ પ્રયોજન દર્શાવવું અનાવશ્યક છે.

પ્રથમ પ્રકરણ જે વેદાન્ત શાસ્ત્રમાં મુખ્ય છે તથા જેમાં ૐકારના અર્થનું વિવેચન આપવામાં આવ્યું છે તે આત્માની પ્રાપ્તિના ઉપાયરૂપ છે. બીજા પ્રકરણમાં કહેવામાં આવ્યું છે કે દ્વૈત પ્રપંચનો નાશ થવાથી અદ્વૈતની પ્રાપ્તિ થાય છે. જેમ આ સર્પ છે, એ પ્રમાણેનો ભ્રમ નાશ થવાથી 'આ રજ્જુ છે,' આ રીતનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. તૃતીય પ્રકરણમાં દ્વૈતવાદની સર્વ યુક્તિઓનો નાશ થયા પછી કેવળ અદ્વૈતવાદનીજ પ્રાપ્તિ થાય છે, તે કહેવામાં આવ્યું છે. ચોથા પ્રકરણને વિષે દ્વૈતવાદના પ્રતિકૂળ સિદ્ધાંતોનું ખંડન કરી અદ્વૈતવાદની શ્રેષ્ઠતા દર્શાવવામાં આવી છે.

ૐકારનો નિર્ણય આત્મતત્ત્વ પ્રાપ્તિના સાધનરૂપે કેવી રીતે છે, તે વિષે સમજાવવામાં આવ્યું છે તથા તે 'ओमित्येतत्. एवाशलम्बनम्, एतद्धे सत्यकाम, ओमित्यात्मान युञ्जीत, ओमिति ब्रह्म, ॐकार एवेदं सर्वं अर्थः—આ સર્વ ૐકારરૂપ છે, તેજ આશ્રયરૂપ છે. જે સત્યની કામનાવાળો છે, તેણે પોતાનું ચિત્ત 'ૐકાર જે આત્મરૂપ છે તેનાવડે આત્માને વિષે યોજવું જોઇએ. ૐકાર એ બ્રહ્મરૂપ છે. આ સર્વ ૐકારરૂપ છે.' ઇત્યાદિ શ્રુતિઓવડે ૐકારની શ્રેષ્ઠતા દર્શાવી છે. જેમ રજ્જુ સર્પાદિ ભ્રમના સ્થાનરૂપ છે, તેમ અદ્વિતીય તથા પરમ અર્થરૂપ આત્મા પ્રાણાદિ પ્રપંચના સ્થાનરૂપે છે તથા ૐકાર એ પ્રાણાદિ પ્રપંચથી ઉત્પન્ન થતા વાગાદિ પ્રપંચના કારણ અથવા સ્થાનરૂપ છે. આ ૐકારને આત્મ સ્વરૂપે કહેવામાં આવે છે. કારણ તે આત્મા શબ્દનો વાચક છે.

જ્યાં સુધી પ્રાણાદિ પ્રપંચનું અભિધાન અર્થાત્ નામ કોઈ પણ પ્રકારે જોવામાં નથી આવતું ત્યાં સુધી, ૐકારથી ઉત્પન્ન થતા શબ્દવડેજ શક્ય એવા આત્માને વિષે રહેતો પ્રાણાદિ પ્રપંચ અસ્તિત્વરૂપે હોતો નથી. શાબ્દિક નામથી રહિત કોઈપણ વસ્તુ અસ્તિત્વમાં હોવી અશક્ય છે, જે નીચેની શ્રુતિઓ દર્શાવે છે 'वाचारम्भणं विकारो नामधेयम् । तदस्येद वाचातन्त्यानामभिः दामभिः सर्वं सितम् ॥ सर्वं हीद नामनि अर्थः-વિકાર અર્થાત્ કાર્યરૂપ નામ કેવળ વાણીના વિશેષરૂપ છે. આ સર્વ તે અર્થાત્ આત્મરૂપ છે તથા તે સર્વ વાણીરૂપી રજ્જુવડે અથવા ખાસ દોરડાથી બંધનને પામેલું છે. આ સર્વ કેવળ નામને વિષે રહેલ છે.'

---

# माण्डूक्योपनिषत्.

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः । स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनुभिर्व्यशेम देवहितं यदायुः॥ भद्रं नो अपि वातय मनः ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ।

અર્થઃ-પૂજન કરવા યોગ્ય હે દેવો ! અમે કાનોવડે કલ્યાણને સાંભળીએ તેમ આંખોવડે પણ કલ્યાણને જોઇએ સ્થિર અંગો તથા શરીરોવડે સ્તુતિ કરવામાંજ અમે, દેવે નિર્માણ કરેલું આયુષ્ય ગાળીએ. તેમજ અમારા મનને પણ કલ્યાણ તરફ દોરવી લઇ જાઓ.

ॐ शान्तिः शान्तिः शान्तिः

## આગમ પ્રકરણ.

### ૐકારનું વર્ણન.

हरिः ॐ । ओमित्येतदक्षरमिद२ सर्वं तस्योपव्याख्यानं भूतं भवद्भविष्यदिति सर्वमोंकार एव । यच्चान्यत्त्रिकालातीतं तदप्योंकार एव ॥१॥

અન્વયાર્થઃ—ૐ=ૐકાર, ઇતિ=એમ, એતત્= આ આકારવાળો, અક્ષર=વર્ણરૂપ અક્ષર, ઇદં=આ, અનેક પ્રતીતિના વિષયરૂપ તથા ચરાચર જગત, સર્વં=સઘળું, તસ્ય=તે કાનું, ઉપવ્યાખ્યાનં=રૂપ ...

મીપ્યવડે, વિ કહેતા વિસ્પષ્ટ તથા આ કહેતા સર્વ રીતે તથા ખ્યાનં કહેતા વિવરણ અર્થાત બ્રહ્મના સમીપપણાથી સ્પષ્ટ સર્વ રીતનું વિવરણ, ભૂતં=અતીતકાળવાળી વસ્તુ રૂપે, ભવત્=વર્તમાન કાળવાળી વસ્તુ રૂપ, ભવિષ્યત્=ભવિષ્ય કાળની વસ્તુ રૂપ ઇતિ=આ રીતનું, સર્વં=સર્વ વસ્તુ સમૂહ, ૐકાર=પ્રણવ, એવ=જ, યત્=જેનાથી, ચ=તથા, અન્યત્=ભિન્ન, ત્રિકાલાતીતં=ત્રણ કાળના સંબંધથી રહિત અર્થાત્ કાળના પણ કાળરૂપ અવ્યાકૃત સૂત્રાત્મા, તત્=તે, અપિ=પણ, ૐકાર = પ્રણવ, એવ=જ. (૧)

**શબ્દાર્થ**.—ૐકાર વર્ણાત્મક અક્ષરરૂપ છે. આ સર્વ, તેના ભૂત, ભવિષ્ય તથા વર્તમાન કાળના ઉપવ્યાખ્યાન-વિવેચનરૂપ છે ખરેખર સર્વ ૐકારરૂપ છે. ત્રણ કાળનુ અતિક્રમણ કરીને રહેનારી વસ્તુ પણ ૐકારરૂપ છે. (૧)

(૧) **ટીકા**:—ओमित्येतदक्षरम् इद सर्वमिति એ અક્ષરરૂપ છે તથા આ સર્વ ઇત્યાદિ નામ. વડે જેનું વર્ણન થઇ શકે છે, એવી કોઇ પણ વસ્તુરૂપ અનુભવાત્મક અખિલ વિશ્વ નામ વિના અસ્તિત્વમાં હોતું નથી તથા ૐકારથી સ્વતંત્ર રીતે કોઇપણ વસ્તુનું અભિધાન થઇ શકતું નથી માટે આ સર્વ ૐકારરૂપજ છે, પરમ બ્રહ્મની પ્રાપ્તિ પણ નામવડેજ થઇ શકે છે, જેથી બ્રહ્મ પણ ૐકારરૂપ છે. જે પરબ્રહ્મ તથા અપર બ્રહ્મરૂપ છે, તેના વ્યાખ્યાનરૂપ આ ૐકારનું વ્યાખ્યાન છે. આમા ભેદ રહેલો છે તથા આખા વાક્યનો ભાવ એટલોજ થાય છે કે, ૐકાર બ્રહ્મની સમીપરૂપ હોવાથી બ્રહ્મપ્રાપ્તિના ઉપાયરૂપ છે આ પ્રમાણે હોવાથી ૐકારના અર્થના સ્પષ્ટ વિવેચન માટે આ વ્યાખ્યાનની શરૂઆત કરવામા આવી છે. આ રીતે કહેલા કારણોને લીધે ભૂત, ભવિષ્ય તથા વર્તમાન કાળના પરિચ્છેદરૂપે રહેલ દરેક વસ્તુ ૐકાર અથવા બ્રહ્મરૂપ છે. આ ત્રણ કાળોનું અતિક્રમણ કરનારી કાર્યરૂપે જે કાંઈ વસ્તુ રહેલ છે તેમજ જે અવ્યક્તાદિ કાર્યરૂપે હોવાથી ત્રણ કાળથી અપરિચ્છેદરૂપ છે, તે સર્વ ૐકારરૂપજ છે.

## સર્વ બ્રહ્મરૂપે.

सर्वं ह्येतद्ब्रह्मायमात्मा ब्रह्म सोऽयमात्मा चतुष्पात् ॥२॥

**અન્વયાર્થ**:—સર્વં=સઘળું, હિ=નક્કી, એતત્=આ પ્રપંચસમૂહ, બ્રહ્મ=સત્ય, જ્ઞાન તથા અનંતના લક્ષણવાળું બ્રહ્મ, અયં=આ અર્થાત્ હું એવી પ્રતીતિના વિષયરૂપ તેમજ તુંના વિષયરૂપ, આત્મા=ચૈતન્ય, બ્રહ્મ=સત્યાદિ લક્ષણવાળો બ્રહ્મ, સઃ=તે કાર્ય કારણ રહિત બ્રહ્મ, અયં આત્મા=આ ત્વં પદાર્થરૂપ ચૈતન્ય, ચતુષ્પાદ્=ચાર વિભાગવાળો. (૨)

(૨) **શબ્દાર્થ**:—કારણ કે આ સર્વ બ્રહ્મરૂપે છે. આ આત્મા બ્રહ્મરૂપ છે તથા આ આત્માને ચાર પાદો હોય છે.

(૨) **ટીકા**:—જો કે અભિધાન તેમજ અભિધેય આ બન્ને એકરૂપ છે, છતા આ પૂર્વના ભાગમા અભિધાનને પ્રાધાન્યતા આપવામાં આવી છે. ओमित्येतदक्षरं ઇત્યાદિ વચનવડે જો કે અભિધાન તથા અભિધેયમાં પ્રધાનતા આપવામા આવી છે, છતાં જે પ્રકારે અભિધાનને પ્રાધાન્યતા આપવામાં આવી છે, તે જોતા જણાઇ આવે છે કે, અભિધાન તથા અભિધેય આ બન્ને ભિન્ન નથી. પણ એકજ રૂપ છે. જો આમ નહિ દર્શાવવામા આવ્યું હોત તો વસ્તુનું જ્ઞાન વસ્તુના અભિધાન નામને આધીન હોવાથી એવી શંકા ઉઠતે કે, અભિધાન તથા અભિધેયની એકયતા કેવળ ગૌણ રૂપજ છે અભિધાન તથા અભિધેયની એકયતા સિદ્ધ કરવાનો મુખ્ય હેતુ એ છે કે, બેઉનો અર્થાત્ નામ તથા વસ્તુનો એક પ્રયત્નવડેજ ત્યાગ કરવાવડે બેઉથી વિલક્ષણ એવા બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. આજ વિષય દર્શાવવાના હેતુથી કહેવામાં આવ્યુ છે કે, ૐકાર શબ્દની માત્રાઓ પાદોરૂપ છે તથા પાદો માત્રાઓરૂપ છે. આ રીતે હોવાથીજ મૂળમાં કહ્યું છે કે, આ સર્વ બ્રહ્મરૂપ છે. અર્થાત્ જે કાંઈ બોલવામાં આવે છે, તે સર્વ કારણ ૐકારરૂપ હોવાથી બ્રહ્મરૂપજ છે. આ બ્રહ્મનું

પરોક્ષરૂપે વર્ણન કરવામાં આવ્યું છે. તેથી મૂળમાં તેની પ્રત્યક્ષતા-દર્શાવવા કહ્યું છે કે, તે કેવળ પરોક્ષરૂપે નથી, પણ તે સર્વમાં પ્રત્યક્ષરૂપે રહેલ છે. આથી કહ્યું છે કે, 'આ' આત્મા બ્રહ્મરૂપ છે, અહીં 'આ' નો અર્થ એ થાય છે કે, જેનું ચાર પાદરૂપે વર્ણન કરવામાં આવ્યું છે તથા જાણે છાતીપર હાથ મૂકી એમ કહેવામાં આવે કે 'આ આત્માજ બ્રહ્મરૂપ છે' એવી રીતના વચનવડે વસ્તુમાં તેનું અસ્તિત્વ દર્શાવ્યું છે. આ આત્માનેજ બ્રહ્મરૂપ કહેવામાં આવે છે. તે પર તેમજ અપર છે તેના ચાર વિભાગો અર્થાત્ પાદો છે. આ પાદો જેમ ગાયને પગ હોય છે તેના નહિ, પણ કાર્ષાપણની માફક અર્થાત્ એક રૂપિયાને કાપી તેના જેમ ચાર વિભાગ પાડવામાં આવે, તેમ તેના ચાર પાદો છે. પૂર્વ પૂર્વના પાદનો ઉત્તર ઉત્તર પાદ વિષે લય કરવાથી તુરીય પદની પ્રાપ્તિ થાય છે. આ રીતે પાદ શબ્દે કરી તુરીય પદની પ્રાપ્તિનું સાધન જાણવું તુરીયપદને પહોંચાય વાતું હેવાથી પાદ શબ્દ કર્મના સાધનરૂપ છે. (૨)

### બ્રહ્મનો પ્રથમ પાદ.

जागरितस्थानो बहिष्प्रज्ञः सप्ताङ्ग एकोनविंशतिमुखः स्थूलभुग्वैश्वानरः प्रथमः पादः ॥ ३ ॥

અન્વયાર્થ:—જાગરિત સ્થાન=અભિમાનના વિષયરૂપ જાગૃતિના સ્થાનવાળો, બહિઃપ્રજ્ઞ=સ્વાત્માથી બાહ્ય ભિન્ન શબ્દાદિ વિષયમાં બુદ્ધિ વૃત્તિવાળો, સપ્તાંગઃ=સાત અર્થાત્ સ્વર્ગ, સૂર્ય, વાયુ, આકાશ, રવિ, પૃથિવી તથા આહવનીય આ સાતના અનુક્રમે મસ્તક, ચક્ષુ, પ્રાણ, દેહ, મૂત્ર, અગ્નિ, પાદ તથા મુખ આ સાત અંગો, એકોનવિંશતિમુખઃ=પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, પાંચ પ્રાણ તથા અંતઃકરણ ચતુષ્ટય એમ ઓગણીસ વિષયની પ્રાપ્તિના દ્વારવાળો, સ્થૂલ ભુક્=સ્થૂલ અર્થાત્ શબ્દાદિ વિષયને ઓગણીસ દ્વારવડે ભોગવનાર, વૈશ્વાનર=સર્વ નરોને ભોક્તાપણાથી વ્યવસ્થા કરનાર અથવા વિશ્વ કહેતા સઘળારૂપે નર કહેતા સત્તા છે જેની એવો, અથવા વિશ્વ કહેતા સર્વ નર કહેતા સ્વરૂપે અથવા નર શબ્દવડે ઓળખાતા સર્વ અર્થાત્ ચાર પ્રકારના સ્થૂલ દેહના અધિષ્ઠાતારૂપ, પ્રથમઃ=પ્રથમ, પાદ=આત્માનો અંશ. (૩)

શબ્દાર્થ:—પ્રથમ પાદ વૈશ્વાનરરૂપ છે. તેનું સ્થાન જાગ્રતાવસ્થા છે. તે બાહ્ય વિષયના જ્ઞાનરૂપ છે, તેને સાત અંગો છે, ઓગણીસ મુખો છે તથા તે સ્થૂલ વિષયોનો ઉપભોગકર્તા છે.

(૩) ટીકા:—ૐકાર એ ક્યા ચાર પાદોનો બનેલો છે, તેનું હવે વર્ણન કરવામાં આવે છે. બાહ્ય વિષયના જ્ઞાનરૂપ તે છે અર્થાત્ અવિદ્યાથી ઉત્પન્ન થયેલ બાહ્ય વિષયને જાણનારરૂપે છે સાત અંગો:=શ્રુતિમાં આત્મા અથવા વૈશ્વાનરને વિષે કહ્યું છે કે ઉજ્જ્વલ સ્થાન મસ્તકરૂપ છે, વિશ્વને પ્રકાશ આપનાર આદિત્ય ચક્ષુરૂપે છે, સર્વ દિશાઓને વિષે ધમતો વાયુ પ્રાણરૂપ છે, સર્વને વ્યાપીને રહેલ આકાશ તેના મધ્ય ભાગરૂપ છે. અન્નાદિને ઉત્પન્ન કરવામાં સાધનરૂપ જળ બસ્તિરૂપ છે તથા પૃથ્વી તેના પાદરૂપ છે. અગ્નિહોત્રનું સ્વરૂપ પૂર્ણ કરવા માટે વધારામાં કહ્યું છે કે, આહવનીયાગ્નિ તેના મુખરૂપ છે. આ પ્રમાણેના સાત અંગો છે. ઓગણીસ મુખો:—પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ પ્રાણો, મન, બુદ્ધિ, અહંકાર તથા ચિત્ત આ ઓગણીસ મુખો છે અર્થાત્ તેઓ જ્ઞાન અને અનુભવ દ્વારરૂપે છે. ઉપર કહેવામાં આવેલ વૈશ્વાનર, શબ્દાદિરૂપ સ્થૂલ વિષયો વિગેરેનો, દર્શાવેલ દ્વારોવડે ઉપભોગ કરે છે. આથી તેને સ્થૂલનો ભક્ષણ કરનાર કહેવામાં આવે છે. તેને વૈશ્વાનર કહેવામાં આવે છે કારણ કે તે સર્વને એકજ દિશાપ્રતિ અર્થાત્ સ્થૂલ વસ્તુના ઉપભોગ પ્રતિ દોરી લઈ જાય છે विश्वान् नरान् अनेकधा नयति अथवा तो विश्वश्चासौ नरश्च विश्वानरः અર્થ—તે સર્વ ભૂતરૂપે છે. અર્થાત્ તે સ્થૂલ વસ્તુ વિષે સર્વ ભૂતોના સમષ્ટિરૂપે છે. જે વિશ્વનર છે તેનેજ વૈશ્વાનર કરી કહેવામાં આવે છે. તે ભૂતની સાથે એકરૂપ હોવાથી તે પ્રથમ પાદરૂપે છે. સર્વ પાદો આની સદ્ભાવતાથીજ પ્રાપ્ત છે, માટે તેને પ્રથમ પાદ કરી કહેવામાં આવે છે 'આ આત્મા બ્રહ્મરૂપ છે' ઇત્યાદિ આત્માને વિષે કહેતા તેના

ચાર પાદો છે, એમ કહેવાથી તેના મસ્તક ચક્ષુ આદિરૂપે, તેનાં ઉજ્જ્વલ સ્થાનોનું વર્ણન કરવામાં શું દોષ નથી? આમ કહેવામાં દોષ નથી. કારણ આધ્યાત્મિક તથા આધિભૌતિક સહિત આખું વિશ્વ આ ચાર પાદોનું થયલું છે તથા તેમાં વિરાટને પ્રથમ પાદરૂપે ગણ્યો છે, અર્થાત્ સ્થૂલ અને સૂક્ષ્મ વિષયોની વચ્ચે જે ભિન્નતા છે. તે કેવળ નામ માત્ર છે તથા સર્વને વિશે એકયતા દર્શાવવામા આવી છે. કેવળ દ્વૈત પ્રપંચનો નાશ થવાવડે આવી અદ્વૈતની પ્રાપ્તિ થાય છે. 'આત્મા સર્વ વિશે એકરૂપ છે, સર્વ આત્મારૂપ છે, જે સર્વને આત્મારૂ જુવે છે તે' ઇત્યાદિ શ્રુતિઓવડે આ બાબત સિદ્ધ થઈ શકે છે. નહિ તો સાખ્યાદિ દર્શનવડે જેમ દરેક ભૂત માત્રને વિશે આત્મા પૃથકરૂપે ગણવામાં આવ્યો છે તેમ થતે, પણ શ્રુતિનું તે પ્રમાણે કહેવું નથી. વસ્તુ નિર્વિવાદિત છે કે, વિશ્વને વિશે સર્વ આત્માનું ઐકયત્વ ઉપનિષદોએ પ્રતિપાદન કર્યું છે. આ કારણથી વિરાટની સાથે અધ્યાત્મની એકતા શીર્ષાદિરૂપ ઉજ્જ્વલ સ્થાનોવડે દર્શાવવી યુક્ત છે તથા આત્માનું અને આધિદૈવિકનું એકત્વ માનીને સપ્તાંગ આદિ વચનો દાખલ કરવામાં આવ્યા છે. શ્રુતિમા પણ કહ્યું છે કે, પોતાને વિશે પૂર્ણરૂપ વિભૂતી ભિન્ન અન્યની જો તું ઉપાસના કરરો તો તારાં મસ્તકનો પાત થશે. આ વૈશ્વાનર તથા વિરાટ એક છે, એમ કહેવાનું કારણ એ કે, હિરણ્યગર્ભ તથા તૈજસની સૂક્ષ્મ સ્થાનને વિશે ઐકયતા દર્શાવવા અર્થે છે. તેમજ અવ્યાકૃત તથા પ્રાજ્ઞની એકયતા કારણ સ્થાન વિશે દર્શાવવા માટે છે. આ સર્વની એકયતા મધુ બ્રાહ્મણમા દર્શાવવામાં આવી છે, જેમકે:-આ પૃથ્વીને વિશે જે કાંઇ છે તે તેજોમયરૂપ, અમૃતમયરૂપ, પુરુષરૂપ તથા અધ્યાત્મરૂપ છે. આ સર્વ ખરૂં છે. પણ અહીં શંકા ઉઠશે કે, અવ્યાકૃત તથા પ્રાજ્ઞ કેવી રીતે એકરૂપે છે? આ શંકાનું સમાધાન એ રીતે છે કે, અવ્યાકૃત તથા સુષુપ્તનું એકયત્વ છે. કારણ બેઉમા કોઈ પણ પ્રકારની વિશેષતા જણાતી નથી. આથી ખુલ્લુ થાય છે કે, દ્વૈત પ્રપંચનો ઉપશમ થયા પછી અદ્વૈતની પ્રાપ્તિ થાય છે.

### બ્રહ્મનો દ્વિતીય પાદ.

स्वप्नस्थानोऽन्तःप्रज्ञः सप्ताङ्ग एकोनविंशतिमुखः प्रविविक्तभुक्तैजसो द्वितीयः पादः॥ ४ ॥

અન્વયાર્થ—સ્વપ્નસ્થાનઃ=સ્વપ્ન સ્થાનવાળો, અંતઃ પ્રજ્ઞઃ=માનસ વિષયમાં બુદ્ધિવાળો, સપ્તાંગ = સાત અંગવાળો, એકોનવિંશતિમુખઃ=ઓગણીસ મુખવાળો, પ્રવિવિક્તભુક્=સૂક્ષ્મ વાસનામયને ભોગવનાર, તૈજસઃ=વાસનામય બુદ્ધિના આશ્રયવાળો, દ્વિતીયઃ=બીજો, પાદઃ=અંશ.

શબ્દાર્થઃ—દ્વિતીય પાદ તૈજસરૂપ છે. તેનું સ્થાન સુષુપ્તિ અવસ્થા છે. તે અંતર વિષયનો ઉપભોગ કરે છે, તેને સાત અંગો છે તથા તેને ઓગણીસ મુખો છે તથા તે સૂક્ષ્મ વિષયનો ભોકતા હોય છે. (૪)

ટીકાઃ—જેનું (તૈજસનું) સ્થાન સ્વપ્ન છે, તેને સ્વપ્નસ્થાન કરી કહેવામાં આવે છે. જાગ્રતાવસ્થામાં પ્રજ્ઞા અનેક પ્રકારના સાધનોથી યુકત થયેલી જાણે બહારના વિષયવાળી હોય, તેમ ભાસે છે. પણ ખરૂ જોતા તેમાંનું કાંઇ નથી હોતું. કેવળ ચિત્તના ભ્રમ રૂપજ છે તથા સંસ્કારોને મન ધારણ કરે છે. આ સંસ્કારોથી ભરેલું મન, જેમ વિચિત્ર પ્રકારના રંગોથી રંગાયલું વસ્ત્ર હોય છે, તેમ કોઇ પણ પ્રકારના બાહ્ય સાધન વિના જાગ્રતાવસ્થાને સ્વપ્નવિશે યોજે છે તથા તે મન કેવળ અવિદ્યા અને કામથી લીપ્ત થયેલું હોય છે. બહદારણ્યકમા પણ કહ્યું છે કે, તે પુરૂષ જાગ્રતાવસ્થાના અનેક પ્રકારના વિચિત્ર સંસ્કાર યુક્ત થયેલો સુવે છે તથા સ્વપ્નાવસ્થાનો અનુભવ કરે છે. મન તથા તેની વિષયોરૂપી સૃષ્ટિના સંબંધમા અથર્વણમાં નીચે પ્રમાણે કહેવામા આવ્યું છે;-જ્યોતિરૂપ મનવિશે આ સર્વ એકરૂપ થાય છે તથા સ્વપ્નમાં આ મનદેવ પોતાના મહિમાનો અનુભવ કરે છે. બાહ્ય ઇન્દ્રિયોની અપેક્ષાએ મન

અધારાને લીધે સર્વ વસ્તુ અવ્યક્ત થવાથી સર્વ સમૂહરૂપ હોય એમ માનમ પડે છે, તે જ પ્રમાણે પ્રજ્ઞાન, ચેતનસમૂહરૂપ થઈ જાય છે મૂળમા જે एव શબ્દ મૂકવામા આવ્યો છે, તેવડે બીજી જાતના પ્રજ્ઞાનની રહિતતા દર્શાવી છે. તૃતીય પાદને વળી આનદમયરૂપ કહેવામા આવ્યો છે. કારણ મન વિષે વિષય અને વિષયીના અનેક પ્રકારના વિચારરૂપ કર્મવડે ઉત્પન્ન થતો દુઃખનો તેમા અભાવ હોય છે. માટે આ પાદને આનંદમય કરી કહેવામા આવે છે અર્થાત્ આનંદસદૃશ આ પાદ છે, પણ કેવળ આનદરૂપ આ પાદ નથી. જેમ લોકને વિષે કોઇપણ મનુષ્ય જો શ્રમના અભાવવાળો હોય છે, તો તેને સુખરૂપી આનંદનો ભોક્તા કહેવામા આવે છે. કારણ આ સ્થિતિ કોઇ પણ પ્રકારના આયાસ-પરિશ્રમથી રહિત છે. આ અનાયાસરૂપ સ્થિતિ જેનાવડે ભોગવાય છે, તેને આનદભૂક્ કરી કહેવામા આવે છે. શ્રુતિમા પણ કહ્યુ છે કે ' एषोऽस्य परम आनद. અર્થઃ-આ પરમ આનંદરૂપ છે '

આ પ્રજ્ઞાને ચેતોમુખ કરી કહેવામા આવે છે. કારણ કે તે સ્વપ્ન તથા જાગ્રતના અનુભવરૂપ પ્રબોધના દ્વારરૂપે છે. અથવા ચેતન પ્રજ્ઞાને સ્વપ્નાદિ અવસ્થાનો અનુભવ કરાવતુ હોવાથી પ્રજ્ઞાને ચેતોમુખ કરી કહેવામા આવે છે આ પાદને ભૂત તથા ભવિષ્યતુ જ્ઞાતાપણુ, તેમજ સર્વ વિષયોનુ જ્ઞાતાપણુ હોવાથી પ્રાજ્ઞ કરી કહેવામા આવે છે તેને સુષુપ્ત છતા ભૂત તથા ભવિષ્યને વિષે ગતિ હોવાથી, પ્રાજ્ઞરૂપ ( અતિશય જ્ઞાતાપણાના લક્ષણવાળી ગતિરૂપ ) કહેવામાં આવે છે પ્રજ્ઞાનો અર્થ એ થાય છે કે, તે કેવળ ચૈતન્યસ્વરૂપ છે તથા બીજી બે અવસ્થાઓને વિષે જોવામા આવતી વિચિત્રતાનો તેમા અભાવ હોય છે. આ પ્રાજ્ઞ તૃતીય પાદરૂપે છે (૫)

### ચૈતન્ય ઇશ્વરરૂપ.

एष सर्वेश्वर एष सर्वज्ञ एषोऽन्तर्याम्येष योनि सर्वस्य प्रभवाप्ययौ हि भूतानाम् ॥६॥

અન્વયાર્થ.—એષ:=આ પ્રાજ્ઞરૂપ, સર્વેશ્વરઃ=સર્વના નિયંતારૂપ, એષઃ=આ પ્રાજ્ઞ, સર્વજ્ઞ=સર્વના જાણનાર, એષ=આ પ્રાજ્ઞ, અતર્યામિ=અંદર પ્રવેશ કરી સર્વ ભૂતોને નિયમમા રાખનાર, એષઃ=આ પ્રાજ્ઞ, યોનિઃ=કારણરૂપ, સર્વસ્ય=ચેતન અચેતન અખિલ જગતના, પ્રભવાપ્યયૌ=ઉત્પત્તિ તથા વિનાશરૂપે, હિ=કારણકે, ભૂતાનાં=ચેતન અચેતનોના. ( ૬ )

શબ્દાર્થ:—આ જ ( ચૈતન્ય ) સર્વના ઇશ્વરરૂપ છે. તે સર્વના જ્ઞાતારૂપ છે, આજ અંતર્યામીરૂપ છે. આ સર્વના કારણરૂપ છે, તેમજ ભૂતોના પ્રભવરૂપ તથા આશ્રયરૂપ છે. (૬)

ટીકા—મૂળ સ્વરૂપને વિષે રહેતુ આ ચૈતન્ય સર્વ ઇશ્વરોના ઇશ્વરરૂપ છે અર્થાત્ તે જડ તથા ચેતન સર્વના ઇશ્વરરૂપ છે. ન્યાય તથા વૈશેષિકો જેમ અન્ય પ્રકારે કહે છે, તેમ અન્ય પ્રકારે ઇશ્વરનુ સ્વરૂપ નથી. શ્રુતિવિશે પણ કહ્યુ છે કે, ' प्राणबधन हि सोम्य मन અર્થઃ-હે સોમ્ય ! ચૈતન્ય કેવળ સત્ રૂપજ છે. ' આ ઇશ્વરરૂપ પ્રાજ્ઞ સર્વના જ્ઞાતારૂપ છે. કારણ તે સર્વભૂતોને વિષે તેમજ સર્વ સ્થિતિને વિશે તેનુ અસ્તિત્વ છે. આથી ચૈતન્યને સર્વાત્મા કહેવામા આવે છે. તેને અતર્યામી કહેવામાં આવે છે, કારણ તે અંતરને વિશે રહી સર્વ ભૂતોને નિયમમાં રાખે છે તે સર્વના યોનિરૂપ કહેવામા આવે છે. કારણ તેના થકી ભેદવાળા જગતની ઉત્પત્તિ થયેલી છે. આ રીતે હોવાથી તે સર્વ ભૂતોની ઉત્પત્તિ તથા આશ્રયરૂપ કહેવામા આવે છે. (૬)

### ગૌડપાદકારિકાના શ્લોકો.

### વિશ્વ, તૈજસ તથા પ્રાજ્ઞનુ સ્વરૂપ.

बहिष्प्रज्ञो विभुर्विश्वो ह्यन्तःप्रज्ञस्तु तैजसः ।
घनप्रज्ञस्तथा प्राज्ञ एक एव त्रिधा स्मृत ॥१॥

શબ્દાર્થ:—જે વિભુ અથવા સર્વવ્યાપક છે તથા જે બાહ્ય વિષયના જ્ઞાતારૂપ છે, તે ચેતનને વિશ્વરૂપ કરી કહેવામાં આવે છે. જે સૂક્ષ્મ

વિષયનો જ્ઞાતા છે તેને તૈજસ કરી કહેવામા આવે છે તથા જે ચૈતન્ય જ્ઞાનરૂપ છે, તેને પ્રાજ્ઞ કરી કહેવામાં આવે છે. આ રીતે એકજ ચૈતન્ય ત્રણ પ્રકારે કહેવામા આવ્યું છે. (૧)

ટીકા:—માંડૂક્યોપનિષદ્‌ના ૬ મંત્રનુ વિવેચન થઇ રહ્યા પછી આ ગૌડપાદકારિકાના શ્લોકોનું વર્ણન કરવામા આવે છે. આ શ્લોકમા કહ્યું છે કે, એક ચૈતન્યજ અનુક્રમે ત્રણે અવસ્થામાં હોય છે. 'સોઽહં હુ તે છું' આ રીતની સ્મૃતિરૂપ સર્વના અનુભવવડે અદ્વૈતરૂપ આત્મા જાણવામાં આવતો હોવાથી, તે ત્રણે અવસ્થાઓથી વ્યતિરેકરૂપે, એકરૂપે, શુદ્ધરૂપે તથા અસંગરૂપે છે. શ્રુતિમાં આ વિશે એક 'મત્સ્યનું' દૃષ્ટાંત આપવામા આવ્યુ છે. જેમ એક મોટું માછલું નદીના આ કિનારાપરથી સામેના કિનારાપર જાય છે તથા પાછું ફરે છે તથા આ પ્રમાણે જ આવ કરે છે, પણ તે પ્રવાહના જોશથી ઘસડાઇ જતું નથી તથા કિનારા અથવા નદીના કોઈપણ વિકારથી તે વ્યાપ્ત થતું નથી, તે જ પ્રમાણે આત્મા જાગ્રતાદિ ત્રણે અવસ્થાનો અનુભવ લે છે, છતાં તે તેના વિકારોથી લીપ્ત થતો નથી. (૧)

## ચૈતન્યની ત્રણ પ્રકારે સ્થિતિ.

दक्षिणाक्षिमुखे विश्वो मनस्यन्तस्तु तैजसः ।
आकाशे च हृदि प्राज्ञस्त्रिधा देहे व्यवस्थित ॥२॥

શબ્દાર્થ:—વૈશ્વાનર આત્મા દક્ષિણ નેત્રનેવિશે મુખરૂપે અર્થાત્ પ્રકાશરૂપે રહેલો છે, તૈજસ અંદર મનનેવિશે રહેલ છે તથા પ્રાજ્ઞ હૃદયાકાશનેવિશે રહેલ છે. આ રીતે એક જ ચૈતન્ય ત્રણ પ્રકારે દેહનેવિશે રહેલું છે. (૨)

ટીકા:—આ શ્લોક આપવાનું કારણ એ છે કે, કેવળ જાગ્રતાવસ્થાનેવિશે જ આ ત્રણે અવસ્થાનો અનુભવ આત્મા લે છે તથા આ પ્રમાણે સર્વની એકતા સિદ્ધ કરવામા આવે છે. ચક્ષુવડે જોવામા આવતા વિચિત્ર પ્રકારના સ્થૂલ વિષયોનો તે ખરેખરો જ્ઞાતા હોવાથી, તેને વૈશ્વાનર કરી કહેવામાં આવે છે. શ્રુતિમા પણ કહ્યું છે-કે, 'इन्धो ह वै नामैष योऽयं दक्षिणेऽक्षन्पुरुषः અર્થ:-દક્ષિણ ચક્ષુને વિશે જે પુરૂષ છે, તેને ઇન્ધ અર્થાત્ પ્રકાશકર્તારૂપ કહેવામા આવે છે.'

વૈશ્વાનર આત્મા જે સ્થૂલ વિષયોનાપર પ્રકાશ પાડે છે તથા જેને આદિત્યના મધ્ય ભાગ વિશે રહેલ વૈરાજરૂપે કહેવામા આવે છે, તે જ એક ચક્ષુને વિશે દ્રષ્ટારૂપે રહેલ છે. અહીં આ પ્રમાણેની શંકા ઉઠશે કે, હિરણ્યગર્ભ જે આદિત્યને વિશે રહે છે તે, ક્ષેત્રજ્ઞરૂપ આત્મા, જે દક્ષિણ ચક્ષુનો નિયંતા તથા દ્રષ્ટા છે તથા જે શરીરના સામાન્યરૂપે દેહનો સ્વામી છે, તેથી ભિન્ન હોવો જોઇએ. આ પ્રમાણે જો બેઉ હિરણ્યગર્ભો જૂદા જૂદા હોય તો બેઉને એકરૂપે કેવી રીતે કહેવાઇ શકે? આ શંકા નિર્મૂલ છે, કારણ કે સત્ય રીતે જોતા કોઈ રીતની ભિન્નતા જોવામા આવતી નથી. શ્રુતિમા કહ્યું છે કે, 'एको देवः सर्वभूतेषु गूढः અર્થ:-એક જ પરમાત્મા દેવ સર્વ પ્રાણી માત્રને વિશે ગૂઢરૂપે રહેલા છે.' સ્મૃતિમાં પણ એક સ્થળે કહ્યું છે કે, 'क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत। अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् હે ભારત! મને ક્ષેત્રજ્ઞને સર્વ ભૂતોને વિશે તું ક્ષેત્રજ્ઞરૂપે જાણ. અગર જો કે આ આત્મા અવિભક્તરૂપે છે, તો પણ સર્વ ભૂતોને વિશે જાણે વિભક્ત હોય, તેની માફક તે રહેલો છે.' સર્વ જ્ઞાનેન્દ્રિયો ચક્ષુરૂપે વૈશ્વાનર અથવા ક્ષેત્રજ્ઞના દ્વારરૂપ હોવા છતા શામાટે કેવળ ચક્ષુને જ દ્વારરૂપ કહ્યું હશે, આ રીતની શંકા નિરર્થક છે. કારણ કે જો કે બેઉ પ્રકારના દ્વારો વિશે ભિન્નતા નથી, છતા દક્ષિણ ચક્ષુને દર્શન તથા વ્યક્તિરૂપ મુખ્ય ઇન્દ્રિય હોવાથી તે ઇન્દ્રિયને દ્રષ્ટાના દ્વારરૂપે ગણવામાં આવી છે.

જો દક્ષિણ ચક્ષુને વિશે રહેલ વૈશ્વાનર, વિચિત્ર પ્રકારનાં રૂપો જોયા પછી, જે કાંઇ જોવામા આવ્યુ છે, તેને સ્મૃતિમા રાખી બંધ કરેલ ચક્ષુવાળો થાય છે તો જાણે સ્વપ્નમા હોય તેમ તે વાસનારૂપ સ્વરૂપને જૂવે છે. જેમ જાગ્ર,

તાવસ્થામાં વિચિત્ર રૂપો જોવામાં આવે છે. તેમ વાસનારૂપ વિચિત્ર રૂપો સ્વપ્નમાં પણ જોવામાં આવે છે''તેથી ચક્ષુને વિશે જેમ વિશ્વ છે, તેમ મનવિશે તૈજસ છે.

જ્યારે સ્મૃતિનો નાશ થાય છે ત્યારે પ્રાણની સાથે જાણે એકરૂપે થયો હોય તેમ દ્રષ્ટા હૃદયાકાશને વિશે રહે છે ત્યારે તેને ઘનપ્રજ્ઞ કરી કહેવામાં આવે છે. મનનો વ્યાપાર વિરામ પામવાથી તથા દર્શન અને સ્મરણરૂપ મનના કાર્યો બંધ પડવાથી, પ્રાણની સ્થિતિ આ સમયે કોઈ પણ પ્રકારની વિશેષતાથી રહિત આત્માનેવિશે રહે છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે, 'प्राणो ह्येवैतान्सर्वान्संवृङ्क्ते અર્થઃ-પ્રાણજ સર્વને પોતાની અંદર સંકેલી લે છે.' જેવી રીતે વૈશ્વાનર તથા વૈરાજ એકરૂપ છે, તે જ પ્રમાણે તૈજસ તેમ જ હિરણ્યગર્ભ એકરૂપે છે. કારણ તે જડ મનને વિશે દ્રષ્ટારૂપે બને છે. સ્થૂલ જગત્ તથા સૂક્ષ્મ જગત્ એકરૂપ હોવાથી મન બેઉને જોડનાર છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે 'मनोमयोऽयं पुरुषः અર્થઃ-આ પુરુષ મનોમયરૂપ છે'

સુષુપ્તાવસ્થામાં પ્રાણ નામ તથા રૂપે કરી વ્યાકૃત હોય છે. શ્રુતિમાં કહ્યું છે કે, સર્વ જ્ઞાનેંદ્રિયો આત્માનેવિશે વિલય થાય છે, તો પછી પ્રાણની અવ્યાકૃતતાનો સંભવ કેવી રીતે હોઇ શકે? આમાં દોષ નથી. કારણ જે વસ્તુ દેશકાલાદિ પરિચ્છેદોથી રહિત હોય, તેને અવ્યાકૃત કહેવામાં આવે છે. જ્યારે મારો તથા આ મારો આ રીતની અવસ્થાયુક્ત પ્રાણનું અભિમાન હોય છે, તે સમયે જો કે પ્રાણનું અવ્યાકૃતપણું નથી, છતાં સુષુપ્તાવસ્થામાં પ્રાણની અવ્યાકૃતાવસ્થા હોય છે કારણ કે દેહથી ઉત્પન્ન થયેલ અભિમાનનો નાશ તે સમયે પ્રાણને વિશે હોય છે. જેવી રીતે 'આ પ્રાણ છે,' એમ માનનારાઓનો પ્રાણ મરણ સમયે અવ્યાકૃતરૂપે હોય છે, તે રીતે જેઓ પ્રાણને અધ્યાત્મરૂપે માને છે, તેઓના પ્રાણની અવસ્થા પણ જેવી જાગ્રતાવસ્થામાં હોય છે તેવીજ સુષુપ્તિમાં હોવી જોઇએ તથા અવ્યાકૃતની માફક પ્રાણ પણ સર્વની ઉત્પત્તિરૂપે હોવો જોઇએ. આ બન્ને અવસ્થાઓનો દ્રષ્ટા એક છે તથા અવ્યાકૃતરૂપે છે. સર્વ પરિચ્છેદોનો દ્રષ્ટા અવ્યાકૃત પ્રાણની સાથે એકરૂપ હોવાથી પરિચ્છિન્ન દ્રષ્ટા અર્થાત્ ( વિશ્વ તથા તૈજસ ) એકરૂપ છે તથા એકીભૂત અને પ્રજ્ઞાનઘન આદિ વિશેષણો તેને-પ્રાણને લાગુ પડી શકે છે. અવ્યાકૃતને પ્રાણરૂપે કેવી રીતે કહેવામાં આવે છે? શ્રુતિમાં કહ્યું છે કે, 'प्राणबन्धनं हि सोम्य मनः હે સૌમ્ય ! મન ( ચૈતન્ય ) પ્રાણરૂપ ( સત્રૂપ ) છે.' ખરેખરી રીતે જોતાં અવ્યાકૃત અથવા પ્રાણની સાથે મન સંબંધ નથી ધરાવતું, પણ તે સત્ની સાથે સંબંધ ધરાવે છે. કારણ કે કહ્યું છે કે 'सदेव सोम्य અર્થઃ-હે સૌમ્ય! પ્રથમ સર્વ સત્રૂપ હતું.' માટે પ્રાણ શબ્દે કરી બ્રહ્મ અથવા સત્ને ગ્રહણ કરવું, પણ મનને લેવું નહિ. આ વિરોધ આપણને ગુંચવાડામાં નહી નાખશે. કારણ સત્ને સર્વના કારણરૂપ કહેવામાં આવ્યું છે. જો કે સત્ અથવા બ્રહ્મ મૂળમાં કહ્યા પ્રમાણે પ્રાણ શબ્દનો વાચક છે, છતાં આ વાત ભૂલી ન જવી જોઇએ કે, સત્નું બ્રહ્મરૂપે વર્ણન કરવામાં આવ્યું છે. કારણ તેને (બ્રહ્મને) અહીં સર્વ ભૂતોની ઉત્પત્તિરૂપ માનવામાં આવ્યો છે. બીજભાવથી રહિતરૂપ બ્રહ્મનેજ જો અહીં લેવામાં આવ્યો હતે તો નિર્બીજ એવા સત્ને વિશે આત્માનો સુષુપ્તાવસ્થામાં લય થવાથી તેની ફરી ઉત્થાનની પ્રાપ્તિ થાત નહિ કારણ શ્રુતિમાં નિર્બીજ સત્ને વિશે કહેવામાં આવ્યું છે કે, 'नेति नेति, यतो वाचो निवर्तन्ते। अन्यदेव तद्विदितादथो अविदितात् અર્થ.- આત્મા આવો નથી, તે આવો પણ નથી, તે વાણીના અવિષયરૂપ છે, તે વિજ્ઞાત તથા અવિજ્ઞાતથી વિલક્ષણ છે.' તેમ સ્મૃતિમાં પણ કહ્યું છે કે, તે સત્રૂપ નથી તેમ અસત્રૂપ પણ નથી. તેમજ જો એમ માનવામાં આવે કે, સત્ને વિશે ભૂતોનો લય થાય છે. છતાં સુષુપ્તિ તથા પ્રલયને વિશે ફરી ઉઠી શકે છે તો પછી મુક્ત પુરુષ કે જેનો સત્ની અંદર લય થયેલો હોય છે, તેની ફરીને ઉત્પત્તિ થાત.*

*મુક્તિનો અર્થ એ થાય છે કે, પુનર્જન્મનો અભાવ. માટે અહીં કહેવામાં આવેલ સત્વડે પ્રાણને ગ્રહણ કરવો.

જો એમ માનવામાં આવે કે, પુનર્જન્મના કારણનો અભાવ હોવાથી ઉપર કહ્યા પ્રમાણે બનતું નથી તો તેનો ઉત્તર એ છે કે, સુષુપ્તિ તથા મુક્તાવસ્થા આ બન્નેમાં કારણનો અભાવ એકજ સરખો હોય છે. જો એમ કહીએ કે, કારણના અભાવનો અર્થ એ થાય કે, જે વસ્તુ જ્ઞાનવડે જણાઈ ન શકે, તે વસ્તુનો અભાવ હોય તો પછી તે જ્ઞાન કેવળ નિરર્થક છે. માટે અહીં કહેવામાં આવેલ સત્ શબ્દવડે સર્વ શ્રુતિઓને વિશે કારણરૂપે વર્ણન કરવામાં આવેલ પ્રાણને મુખ્ય કારણરૂપ જાણવો. આમ થવાથી ખરૂ અવ્યાકૃત સતનું વર્ણન નીચે પ્રમાણે કરવામાં આવ્યું છે:- 'અક્ષરાત્પરતઃ પરઃ સ બાહ્યાભ્યન્તરો હ્યજઃ યતો વાચો નિવર્તન્તે નેતિ નેતિ' અર્થ—જે સત્ પર એવા અક્ષરથી પણ શ્રેષ્ઠરૂપ છે. આ અજરૂપ સતનું અસ્તિત્વ બાહ્ય તેમજ અંદર સર્વત્ર છે. જે વાણીના અવિષયરૂપ છે. આ સતરૂપ આત્મા આવો પણ નથી. તે આવો પણ નથી.' પ્રાજ્ઞની અવ્યાકૃતાવસ્થારૂપ આ તુરીયાવસ્થા કાર્ય તથા કારણના સંબંધથી રહિત છે. તથા સર્વ અર્થોમાં પરમ અર્થરૂપ છે, માટે તેનું પૃથક્ વર્ણન કરવામાં આવ્યું છે. સુષુપ્તિ અવસ્થામાં કોઇ પણ પ્રકારની સ્મૃતિના અભાવરૂપ બીજાવસ્થાનો જાગ્રતાવસ્થામાં અનુભવ કરવામાં આવે છે. એક જ દેહને વિશે ત્રણે અવસ્થાઓનો અનુભવ કરવામાં આવે છે, એમ જે કહ્યું તે યોગ્યજ છે તથા દરેક દેહને વિશે રહેલો આત્મા ત્રણ પ્રકારનો થાય છે. (૨)

### વિશ્વાદિના ભાગો.

विश्वो हि स्थूलभुङ्नित्यं तैजसः प्रविविक्तभुक्।
आनन्दभुक्तथा प्राज्ञस्त्रिधा भोगं निबोधत ॥३॥

શબ્દાર્થ:—વિશ્વ, તૈજસ તથા પ્રાજ્ઞનો ભોગ અનુક્રમે સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ હોય છે. આ રીતે તમારે વિશ્વાદિના ત્રણ પ્રકારના ભોગો જાણવા. (૩)

### વિશ્વાદિની ત્રણ પ્રકારની તૃપ્તિ.

स्थूलं तर्पयते विश्वं प्रविविक्तं तु तैजसम् ।
आनन्दश्च तथा प्राज्ञं त्रिधा तृप्तिं निबोधत ॥४॥

શબ્દાર્થ:—સ્થૂલ વિષયથી વિશ્વ તૃપ્ત થાય છે, સૂક્ષ્મવડે તૈજસ તૃપ્ત થાય છે તથા આનંદવડે પ્રાજ્ઞ તૃપ્ત થાય છે. આ રીતે વિશ્વાદિની તૃપ્તિ તમારે ત્રણ પ્રકારની જાણવી. (૫)

### જ્ઞાતાને આસંગનો અભાવ.

त्रिषु धामसु यद्भोज्यं भोक्ता यश्च प्रकीर्तितः ।
वेदैतदुभयं यस्तु स भुञ्जानो न लिप्यते ॥ ५ ॥

શબ્દાર્થ:—ત્રણ પ્રકારની અવસ્થાઓને વિશે રહેલા ભોગના વિષયનું તથા ભોક્તાનું જેને જ્ઞાન હોય છે, તે મનુષ્ય ભોગને ભોગવતો છતો ભોગથી લીપ્ત થતો નથી. (૫)

ટીકા:—જાગ્રતાદિ ત્રણ અવસ્થામાં સ્થૂલ, સૂક્ષ્મ તથા આનંદ યુક્ત ભોગનો વિષય જો કે ત્રણ પ્રકારનો છે, છતા તે એક જ પ્રકારનો છે. ભોક્તા, જે વિશ્વ, તૈજસ કે પ્રાજ્ઞના નામથી ઓળખાય છે તે ચેતનની એકયતાને લીધે એકરૂપે માનવામા આવે છે. કારણ કે સર્વ અવસ્થામાં સોઽહં (હું તે છું) આ રીતનું દ્રષ્ટાનું સ્વરૂપ સરખુંજ હોય છે અથવા તો ત્રણે અવસ્થામા દ્રષ્ટાની સાદૃશ્યતા હોય છે. ભોક્તા તથા ભોજ્યના અનેક પ્રકારના ભેદોને જે એકરૂપે જાણે છે, તે ભોગના વિષયવડે જરાપણ લીપ્ત થતો નથી. કારણ કે ભોજ્યની અકયતાનો અનુભવ ભોક્તાની એકયતાવડે થાય છે. જેવી રીતે કાષ્ટની ભિન્નતા હોય, છતાં જ્યારે તે અગ્નિમા બાળવામાં આવે છે ત્યારે તેની રાખ કેવળ એકરૂપજ હોય છે. તેમ ભોજ્યની વિચિત્રતાને લીધે ભોક્તાના વિષયમા જરા પણ ભિન્નતા થતી નથી. (૫)

### અનેક જીવોની એકયતા.

प्रभवः सर्वभावानां सतामिति विनिश्चयः ।
सर्वं जनयति प्राणश्चेतोंऽशून्पुरुषः पृथक् ॥ ६ ॥

શબ્દાર્થ:—આ તો ખુલ્લું છે કે, પૂર્વના અવ્યક્ત સત્‌માંથી સર્વ ભાવો વ્યક્ત થાય છે. પ્રાણરૂપે રહેલો પુરૂષ ચેતનના સર્વ ભિન્ન ભિન્ન અંશોની ઉત્પત્તિ કરે છે. (૬)

ટીકા:—પૂર્વના સ્વરૂપમાંથી અથવા પૂર્વના અવ્યક્ત સ્વરૂપમાંથી સર્વ ભાવો જેવા કે, વિશ્વ, તૈજસ તથા પ્રાજ્ઞ, અવિદ્યાને યોગે વ્યક્તરૂપે નામ તથા રૂપોને ધારણ કરે છે. આને વિશે કહેવામાં આવ્યું છે કે, ખરી રીતે અથવા તો માયાથી પણ વંધ્યાપુત્ર કદી ઉત્પન્ન થતો નથી. કારણ કે જે વસ્તુની ઉત્પત્તિ અસત્‌માંથી માનીએ તો વ્યવહારરૂપ અખિલ જગત્ અસત્‌રૂપે થશે તથા તેમ થવાથી બ્રહ્મ કે જેનું અસ્તિત્વ અનુભવાત્મક છે, તે પણ કેવળ અસત્‌રૂપે થઇ જાય. પણ આ તેમ હોઈ શકે નહિ. કારણ કે માયા અથવા અવિદ્યાને લીધે રજ્જુને વિશે સર્પાદિનો ભ્રમ થાય છે, તેમાં કેવળ રજ્જુનો અભાવ હોતો નથી, પણ રજ્જુરૂપે પૂર્વે તેનું અસ્તિત્વ અવ્યક્તરૂપે હોય છે જ. રજ્જુ, સર્પ અથવા મૃગતૃષ્ણિકાનો અનુભવ કોઇ પણ મનુષ્યને કોઇ પણ પ્રકારના આધાર વિના હોતો નથી. પૂર્વે રજ્જુનો સર્પરૂપે ભાસ થવાથી રજ્જુવિશે સર્પ માનવામાં આવે છે, તેમજ સર્વ ભાવો વ્યક્તાવસ્થાની પૂર્વે પણ કારણરૂપ પ્રાણરૂપે અસ્તિત્વમાં હોય છે. આ જ હેતુથી પૂર્વે કહેવામાં આવ્યું છે કે, પ્રથમ સર્વ બ્રહ્મરૂપ હતું તથા પ્રથમ સર્વ આત્મારૂપ હતું. પ્રાજ્ઞ, તૈજસ તથા વિશ્વરૂપે જાણવામા આવતા દેવ, મનુષ્ય તથા પશુ આદિ રૂપવાળા સર્વ ચેતનાંશુઓની ઉત્પત્તિ પ્રાણવડે જ થાય છે. જેમ જળને વિશે એક જ સૂર્યનાં સર્વ પ્રતિબિંબો હોય અથવા જેમ એક સૂર્યનાં અનેક કીરણો હોય, તેમ સર્વ ચેતનરૂપ પુરૂષના આ સર્વ વિભાગો હોય તેમ ભાસ થાય છે. આ સર્વ ભાવોની ઉત્પત્તિ કારણરૂપ પ્રાણ અથવા પુરૂષથી છે. ભોગોની ભિન્ન ભિન્ન અવસ્થાઓને લીધે સ્વરૂપો જો કે એક બીજાથી સ્વતંત્ર હોય છે, છતાં તે ભાવો બીજાના સદૃશ જ હોય છે તથા એક સૂર્યનાં અનેક કિરણો હોય અથવા એક અગ્નિના અનેક તણખાઓ હોય, તેની માફક આ ભાવો છે તથા તે જીવાદિને નામે ઓળખાય છે. બીજું સારૂં દૃષ્ટાંત જોઇએ તો કરોળિયાનું છે, જે પોતાને માટે જાળું ઉત્પન્ન કરે છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે 'यथाग्नेर्विस्फुलिंगाः અર્થ:—જેમ અગ્નિમાંથી અનેક તણખાઓ ફૂટી નીકળે છે.' (૬)

## સૃષ્ટિ માટે ભિન્ન મતો.

विभूतिं प्रसवं त्वन्ये मन्यन्ते सृष्टिचिन्तकाः ।
स्वप्नमायासरूपेति सृष्टिरन्यैर्विकल्पिता ॥७॥

શબ્દાર્થ:—સૃષ્ટિના સંબંધી ચિંતન કરનારા કેટલાકો આ સૃષ્ટિને પરમાત્માની વિભૂતિ અથવા પ્રસવરૂપે માને છે તથા આ સૃષ્ટિ માયા અથવા સ્વપ્નરૂપ છે, એમ કેટલાકો માને છે. (૭)

ટીકા:—કર્મ અર્થાત્ ઇશ્વરની સૃષ્ટિ:-આ પ્રમાણેનો મત જેઓ જડ સંબંધીનું ચિંતન કરનારા છે તેઓનો છે. પણ કેટલાકો કેવળ પરમાર્થનુંજ ચિંતન કરનાર હોય છે. તેઓનો આવો મત નથી. આ સંબંધીમં શ્રુતિ વિશે એટલુંજ કહ્યું છે કે 'इन्द्रो मायाभिः पुरुरूप ईयते ઇન્દ્ર માયાવડે અનેક પ્રકારનો થાય છે.' જેમ જાદુગર રજ્જુના એક છેડાને આકાશને વિશે ફેંકે છે તથા રજ્જુની મદદ લઇને ઉપર ચડે છે તથા પોતાના હથીઆરો સહિત દૃષ્ટિમાંથી તેનો લોપ થાય છે. તેના શરીરના કટકા થઇને જમીન ઉપર પડે છે તથા તે કટકાઓ જમીન ઉપર પડતાની સાથે જોડાઇને પાછો તે જાદુગર જેવો મૂળ હોય તેવો બની જાય છે. હવે જેઓ આ માયાને જુએ છે, તેઓ આ માયાના મૂળ ભાવને જોતા નથી. તેજ પ્રમાણે જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ અવસ્થાઓના ક્રમો સૂત્રના આકાશને વિશે નાંખવા સમાન છે તથા પ્રાજ્ઞ તેજસાદિ દોરાપર ચડનાર જાદુગર જેવા છે. આ અખિલ માયાનો ખરો નિયંતા સત્, તેમજ જે સૂત્રનાપર આરોહણ કરે છે, તે બેઉથી ભિન્ન

છે. જેવી રીતે આ મૂળ પુરુષ જમીનપર જ્યારે ઉભો રહેલો હોય છે તથા માયાની શક્તિને લીધે દૃષ્ટિગોચર થતો નથી, તે જ પ્રમાણે પરમાર્થ તત્ત્વ રહેલ છે. તે નિર્ગુણ, શાશ્વત તથા સત્યરૂપ છે. આથી જેઓ મોક્ષનીજ કામનાવાળાઓ છે, તેઓએ આ પરમાર્થનોજ વિચાર કરવો જોઇએ પણ માયા જે આવૃત થઇ રહેલ છે તેના વિશે વિચાર કરવો નહિ પણ જેઓ સ્વસ્વરૂપ માયાના દોષથી આવૃત થયેલા હોય છે, તેઓનાજ આ વિચારો હોય છે. (૭)

इच्छामात्रं प्रभोः सृष्टिरिति सृष्टौ विनिश्चिताः ।
कालात्प्रसूतिं भूतानां मन्यन्ते कालचिन्तकाः ॥८॥

શબ્દાર્થઃ—કેટલાકો એમ કહે છે કે, ઇશ્વરની ઇચ્છા માત્ર તેજ સૃષ્ટિરૂપ છે તથા જેઓ કાલનું ચિંતન કરનારાઓ છે તેઓ એમ કહે છે કે, દરેક ભૂતની ઉત્પત્તિ કાલમાંથી થાય છે. (૮)

ટીકાઃ—જેમ શુદ્ધ મન વિશે સ્ફુરાયમાન થતા સંકલ્પો સદા શુદ્ધ હોય છે, તેજ પ્રમાણે ઘણાઓનું માનવું એવું છે કે, ઘટાદિઓ, જે કેવળ કુંભારના વિચારના પરિણામ સિવાય બીજું કંઇ નથી તેની માફક જગતને પરમાત્માના શુદ્ધ સંકલ્પના પરિણામરૂપ માને છે. બીજા કેટલાકો જગતના કારણરૂપ કાળને માને છે. (૮)

### સૃષ્ટિ ક્રીડાના સ્થાનરૂપ.

भोगार्थं सृष्टिरित्यन्ये क्रीडार्थमिति चापरे ।
देवस्यैष स्वभावोऽयमाप्तकामस्य का स्पृहा ।।९॥

શબ્દાર્થઃ—કેટલાકોનુ માનવું એવું છે કે, આ સૃષ્ટિ ભોગ અથવા ક્રીડાનું પરિણામ છે. આ પ્રકારનો જો કે પરમાત્માનો સ્વભાવ ( પ્રકૃતિ ) હોય છે, પણ જે આપ્તકામ છે અર્થાત્ જેની સર્વ કામનાઓનો અંત આવેલો છે તેને વિશે સ્પૃહાનો અવકાશ ક્યાંથીજ થાય ? (૯)

ટીકાઃ—કેટલાકો એમ કહે છે કે, જગતનો હેતુ ભોગ અથવા ક્રીડા છે. આ સર્વ ભિન્ન ભિન્ન વિચારોના પ્રત્યુત્તરમા અહિં કહેવામા આવ્યું છે કે, જે પોતાની ઉત્કૃષ્ટ કામનાના પારને પહોંચી ગયા છે, તેને ભોગ અથવા ક્રીડાની કાંઈ પણ પ્રકારની કામના કદી હોઇ શકેજ નહિ તથા તેની આ રીતની ધારણા નહિ હોવાથી પૂર્વોક્ત કોઈપણ પ્રકારે સૃષ્ટિની ઉત્પત્તિના સંબંધમા પરમાત્મા દોરવાય, એ કદી બની શકે નહિ આ પ્રમાણેના વિસ્તારનું કારણ બીજું કંઇ નથી, પણ કેવળ નિર્ગુણ બ્રહ્મની પ્રકૃતિ છે. જેમ રજ્જુની બાબતમા સર્પની ભ્રાંતિ થાય છે ત્યારે ભ્રાંતિનાશનુ કારણ તે અવિદ્યાના સ્વભાવનો નાશ છે, તે જ પ્રમાણે અહિં પણ છે. (૯)

## મૂળ–ઉપનિષદ્.

### ચતુર્થ પાદનું વર્ણન.

नान्तःप्रज्ञं न बहिष्प्रज्ञं नोभयतःप्रज्ञं न प्रज्ञानघनं न प्रज्ञं नाप्रज्ञम्। अदृष्टमव्यवहार्यम-ग्राह्यमलक्षणमचिन्त्यमव्यपदेश्यमेकात्मप्रत्ययसारं प्रपञ्चोपशमं शान्तं शिवमद्वैतं चतुर्थं मन्यन्ते स आत्मा स विज्ञेयः ॥७॥

અન્વયાર્થઃ—નાન્તઃપ્રજ્ઞં=સ્વપ્નાવસ્થામા મન જે વિષયોને રચે છે તે સર્વથી રહિત, નબહિઃપ્રજ્ઞં=જાગ્રતમા ઇન્દ્રિયજન્ય વિષય જ્ઞાનથી રહિત, નોભયતઃ પ્રજ્ઞં=જાગ્રત તથા સ્વપ્નની સંધિની અવસ્થામા કોઇપણ જ્ઞાનથી રહિત, નપ્રજ્ઞાનઘનં=સુષુપ્તાવસ્થામા જાગ્રત તથા સ્વપ્નના જ્ઞાનના કારણરૂપવડે ઘનીભાવથી રહિત, નાપ્રજ્ઞં=એકી વખતે સર્વ વિષયના જ્ઞાન ભાવથી રહિત, નાપ્રજ્ઞં=જ્ઞાનના અભાવથી રહિત, અદૃષ્ટં=જ્ઞાનેન્દ્રિયના વિષયથી રહિત, અવ્યવહાર્યં=અર્થ ક્રિયા રહિત, અગ્રાહ્યં=કર્મેન્દ્રિયવડે અગમ્ય, અલક્ષણં=અનુમાનપણાથી રહિત, અચિંત્યં=અંતઃકરણની વૃત્તિના અવિષયરૂપ, અવ્યપદેશ્યં=શબ્દ શક્તિના વિષયથી રહિત, એકાત્મ પ્રત્યયસારં=જાગ્રતાદિ અવસ્થાઓમાં આત્મા એકજ છે, આ રીતના જ્ઞાનરૂપ પ્રમાણવાળો, પ્રપંચોપશમં=કાર્ય કારણ રૂપનો અભાવ, શાંતં=વિકાર રહિત, શિવં=આનંદ

સ્વરૂપ, અદ્વૈતં=ભેદ રહિત. ચતુર્થં=તુરીય અંશરૂપે, મન્યંતે=( શાસ્ત્રના જ્ઞાતાઓ ) માને છે, સઃ=તે ચતુર્થ અંશથી કલ્પાયેલ, આત્મા=આત્મા=અસ્મત્ પ્રતીતિના વિષયરૂપ, સઃ=તે તુરીયરૂપ, વિજ્ઞેયઃ= મુમુક્ષુનો સાક્ષાત્કાર કરવા યોગ્ય. ( ૭ )

શબ્દાર્થઃ—ચતુર્થપાદ એવું છે કે, તે સૂક્ષ્મ વિષયની પ્રજ્ઞારૂપ નથી, તેમ જ સ્થૂલ વિષયની પ્રજ્ઞારૂપ નથી. તે સ્થૂલ તેમજ સૂક્ષ્મ બેઉ વિષયોની પ્રજ્ઞારૂપ ( ચેતનરૂપ ) નથી. તે કેવળ ચૈતન્યઘનરૂપ નથી, તે પ્રજ્ઞરૂપ (ચૈતન્યરૂપ નથી તેમજ તે અપ્રજ્ઞરૂપ (અચૈતન્યરૂપ નથી. આનું સ્વરૂપ નહીં જોવામા આવે એવું, જે વ્યવહારમાં નહિ આવે એવું, ગ્રહણ નહીં કરી શકાય એવું, ચિન્હથી રહિત, જેનું ચિંતન નહીં થઈ શકે એવું, અવર્ણનીય, આત્મારૂપ, ચૈતન્યના કેવળ સારરૂપ, સર્વ પ્રપંચોથી રહિત, શાંત, શિવ તથા અદ્વૈતરૂપ છે. આને ખરેખર આત્મા કહેવામાં આવે છે. તે ઓળખવા યોગ્ય છે. (૭)

ટીકાઃ—ચતુર્થ પાદનું હવે વર્ણન કરવામા આવે છે, જે ચતુર્થપાદઃ વક્તવ્યઃ આ શબ્દથી શરૂ થાય છે. આ ચતુર્થ પાદનું વર્ણન શબ્દોવડે થઈ શકે તેમ નથી, તેથી સર્વ વિશેષોનો નિષેધ દર્શાવવાવડે તેનું વર્ણન કરવામા આવ્યું છે. શું ત્યારે આ ચતુર્થ પાદ શૂન્યરૂપ છે? ના, તે શૂન્યરૂપ નથી. સંકલ્પ થવાને કોઇ પણ પ્રકારનો અવકાશ જોઇએ. રજત, સર્પ, પુરૂષ તથા મૃગતૃષ્ણિકાદિના વિકલ્પો છીપ, રજ્જુ, ક્ષારવાળી જમીન વિના એમને એમ થતા નથી. જો એમજ છે તો ચતુર્થ પાદ પ્રાણાદિરૂપં સર્વ સંકલ્પો તથા સ્વરૂપોના આધારરૂપ છે તથા જેવી રીતે જલાદિનું આશ્રમ ઘટાદિ છે, તેની માફક ચૈતન્ય પણ શબ્દવડે વાચ્ય હોવું જોઇએ તથા સર્વ ગુણોનો કેવળ નિષેધ દર્શાવવાથી જ તેનું વર્ણન થવું ન જોઇએ. આમ થઈ શકતું નથી, કારણ તુરીયને વિશે માનવામા આવતા પ્રાણાદિરૂપ સર્વ સંકલ્પો, જેમ છીપને વિશે રજતનો સંકલ્પ અસત્ હોય છે, તેની માફક અસતરૂપે છે. સત્ વસ્તુનો અસત્ વસ્તુની સાથે સંબંધ કદી જાણવામાં આવતો નથી. અહીં કોઇ પણ વસ્તુસ્વરૂપે હોતું નથી, કે જે વાગાદિનો વિષય હોય, માટે અહીં ષષ્ઠિનો સંબંધ નિરર્થક છે. વળી આત્મા જ્ઞાનના કોઇ સાધનનો વિષય પણ ગાયની માફક થઇ શકે તેમ નથી. કારણ આત્માનું સ્વરૂપ કોઇ પણ પ્રમાણથી રહિત છે તથા તે સર્વ ઉપાધિથી પણ રહિત છે આત્મા અદ્વિતીયરૂપ છે, માટે તેને વિશે સામાન્ય અથવા વિશેષનો અભાવ હોય છે, જેથી ગાયની માફક જાતિવાચક ગુણે કરી પણ આત્મા અવર્ણનીય છે. આત્મા કોઇ પણ પ્રકારના કર્મથી રહિત જાણવામાં આવતો હોવાથી પાચકની માફક તે કંઇ પણ કર્મને કરતો નથી.

આત્મા નિર્ગુણ સ્વરૂપે હોવાથી તેના કોઈ પણ ગુણને ગ્રહણ કરી નીલાદિ વર્ણની માફક વર્ણન કરવું અશક્ય છે. આથી કોઇ પણ પ્રકારે નામવડે તેનું વર્ણન કરવું અશક્ય છે. ત્યારે તો જેમ શશલાને શિંગડું નિરર્થક છે, તેમ આત્મા પણ નિરર્થક ઠરશે. તેમ નથી, કારણ કે, જેમ રજતની ભ્રાંતિનો નાશ છીપના જ્ઞાને કરી થાય છે, તેમ આત્માની સાથે એકરૂપે રહેલ તુરીયના જ્ઞાને કરી અનાત્મારૂપ સર્વ તૃષ્ણાની નિવૃત્તિ થઇ જાય છે, આત્મા સાથે તુરીયાવસ્થાની પ્રાપ્તિ થવાથી અવિદ્યારૂપ તૃષ્ણાદિ દોષોની ઉત્પત્તિ થતી નથી, તેમજ કામનારૂપ દુઃખનો ઉદ્ભવ પણ થતો નથી. તુરીયને આત્મારૂપ નહિ માનવામા કોઇ પણ કારણ જોવામાં આવતું નથી તથા આ બાબત માટે અનેક ઉપનિષદને વિશે કહેવામાં આવ્યું છે કે, ' तत्त्वमसि, अयमात्मा ब्रह्म, तत्सत्यम्, सआत्मा, यत्साक्षादपरोक्षाद्ब्रह्म, सबाह्याभ्यन्तरो ह्यजः आत्मैवेदं सर्वं અર્થઃ—તું તે છો, આ આત્મા બ્રહ્મરૂપ છે, તેજ તુરીયરૂપ છે, તે આત્મારૂપ છે, જેનું સાક્ષાત્ જ્ઞાન અપરોક્ષરૂપ છે, તે બ્રહ્મરૂપ છે; જે પરમાત્મા, જન્મથી રહિત છે તે બાહ્ય તથા અંદર સર્વત્ર વ્યાપ્ત છે, આ સર્વ ખરેખર આત્મારૂપ છે ' સત્ તથા અસત્ વસ્તુના સમૂહવાળો આત્મા ચાર પાદનો બનેલો માનવામા આવે છે. આત્માને વિશે જેટલી અસત્ વસ્તુ છે, તેને અવિદ્યા કરી કહેવામાં આવે છે. આ અવિદ્યા

જેમ રજ્જુને સર્પ માનવામા આવે છે તેના સરખી છે. તે બીજ તથા અંકુરની માફક છે તથા તે ત્રણ પાદયુક્ત છે. આથી અપરિચ્છિન્ન પરમાત્માનું વર્ણન નાન્તઃ પ્રજ્ઞં ઇત્યાદિ નિષેધયુક્ત વાક્યોવડે કરવામા આવ્યું છે. દૃષ્ટાંત તરીકે જેમ સર્પનો નિષેધ કરવાથી રજ્જુ જ્ઞાત થઇ શકે છે, તેજ પ્રમાણે આત્માના ત્રણ પાદોનો નિષેધ કરવાથી તુરીય પાદ જ્ઞાત થઇ શકે છે અહી શંકા ઉઠશે કે, ત્રણ પાદોનો નિષેધ કરવાથી તુરીય પાદનું વર્ણન કેવી રીતે થઇ શકે છે ? કારણ આત્માના ચાર પાદોમાથી ત્રણ પાદોનુ વર્ણન કરવામા આવ્યું છે ત્યારે તુરીય પાદનું ભિન્ન અસ્તિત્વ હોવુંજ જોઇએ. આમ જૂદું અસ્તિત્વ નથી. કારણ જેવી રીતે સર્પાદિ વિકલ્પનો પ્રતિષેધ કરવામા આવે છે ત્યારે રજ્જુ સ્વરૂપની પ્રતિપત્તિ એની મેળેજ થાય છે, તેજ પ્રમાણે આત્માની જ્યારે ત્રણમાની એક અવસ્થા નથી હોતી ત્યારે એમ માનીજ લેવામા આવે છે કે; ત્રણ અવસ્થાવાળા આત્માની આ તુરીયાવસ્થા છે શ્રુતિમા કહેલા તત્ત્વમસિ આ વાક્યમા તત્ અને ત્વં આ બેની એકતા પણ એજ પ્રમાણે રહેલી છે. ત્રણ અવસ્થાવાળા આત્માના કરતા તુરીય પાદ કેઇ અન્યજ હોય તો, શાસ્ત્રમા કહેલા ઉપદેશો અનર્થપણાને પ્રાપ્ત થશે તથા જ્ઞાનના કોઇપણ સાધનવડે તુરીય પદ ગમ્ય નહિ થઇ શક્વાથી સત્ વસ્તુરૂપે કેવળ નિષેધ વચનનીજ પ્રતિપત્તિ થશે જેમ રજ્જુને સર્પ, માળા અથવા અન્ય વસ્તુરૂપે માનવામા આવેલી હોય છે, તેજ પ્રમાણે એક એવા આત્માનીજ પ્રજ્ઞાદિપણાથી ત્રણ અવસ્થાની કલ્પના કરવામા આવી છે તથા જે સમયે પ્રજ્ઞાદિના નિષેધવડે વિજ્ઞાનની પ્રાપ્તિ થાય છે, તેજ સમયે આત્માને વિષે રહેલ પ્રપંચના નાશરૂપ ફળને વિષે તેની સમાપ્તિ થાય છે. તુરીયપાદની પ્રાપ્તિ વિષે આથી અન્ય કોઇ પણ સાધનની અથવા તો પ્રમાણની આવશ્યકતા નથી રજ્જુનુ જ્ઞાન થવામા પણ આજ પ્રમાણે છે કારણ વિવેક બુદ્ધિવડે આપણને જ્યારે સર્પના વાસ્તવિક સ્વરૂપનુ જ્ઞાન થાય છે તેજ સમયે આ રજ્જુ છે એમ આપણે જાણીએ છીએ અર્થાત્ જે સમયે સર્પાદિ વિભ્રમના નિષેધરૂપ જ્ઞાન થાય છે, તેજ સમયે રજ્જુનું સંપૂર્ણ જ્ઞાન થાય છે પણ કેટલાકનું માનવુ એવુ છે કે, પ્રપંચનો નાશ કેવળ જ્ઞાનરૂપી સાધનવડે થતો નથી જેમ અંધારાને વિષે ઘટ પડયો હોય છે તો તે ઘટને વ્યક્ત કરવા સારૂ અન્ય વસ્તુની અર્થાત્ પ્રકાશની આવશ્યકતા રહેલી છે. જો આમ હોય તો તેઓના મત પ્રમાણે મુખ્ય વસ્તુમાથી કોઇક વિભાગ છેદનકર્મને લીધે છૂટો પડવો જોઇએ પણ દૃષ્ટાંત તરીકે કહેવાનો ઘટ જે તમવડે આચ્છાદિત થયલો છે, તેને ઓળખવા માટે તમનો નાશ થવા સિવાય બીજી કોઇ પણ પ્રકારના જ્ઞાનની જરૂર પડતી નથી તથા તમ એ કોઇ પણ પ્રકારે જ્ઞાનનો વિષય નથી વિચ્છેદની સિદ્ધિ થવાની સાથે ભાગરૂપ વિચ્છેદનુ છેદન-કર્મ પૂર્ણ થાય છે તથા ઘટનું જ્ઞાન, જે આ-વશ્યકીય છે તથા અંતરાય રહિત છે, તે જ્ઞાનરૂપ સાધનવડે સિદ્ધ થતુ નથી તેજ પ્રમાણે આત્માને વિષે અધ્યારોપ થયલા અંતપ્રજ્ઞાદિના વિભેદને અર્થે વાપરવામા આવેલ સર્વ વિધાનના નિષેધરૂપ જ્ઞાન સાધન, જ્યા સુધી નહિ જાણવા યોગ્ય અંતપ્રજ્ઞત્વાદિનો સ્થૂલ સૂક્ષ્માદિ વિકારો નાશ કરવામા નથી આવ્યો, ત્યા સુધી તુરીય પદની પ્રાપ્તિ કરી શકતુ નથી. પ્રમાતા, પ્રમાણ તથા પ્રમેય આદિનો ભેદ જે સમયે નિવૃત્ત થાય છે, તેજ સમયે અંતપ્રજ્ઞત્વાદિનો પણ નાશ થાય છે શ્રુતિમા કહ્યુ છે કે, જ્ઞાતે દ્વૈતં ન વિદ્યતે અર્થ જે સમયે જ્ઞાનની ઉત્પત્તિ થાય, તે સમયે દ્વૈત-ભાવ રહેતો નથી ' જે ક્ષણે દ્વૈતભાવની નિવૃત્તિ થાય છે તેજ ક્ષણે જ્ઞાનની પ્રાપ્તિ થાય છે આથી સિદ્ધ કરવામા આવ્યુ છે કે, સર્વ વિધાનોના નિષેધરૂપ વિજ્ઞાનની પ્રાપ્તિ જે સમયે થાય છે, તેજ સમયે આત્માને વિષે અધ્યારોપ થયેલા અંતપ્રજ્ઞત્વાદિ અનર્થની નિવૃત્તિ થાય છે તે અન્ય રીતે નથી, એમ કહેવાની મતલબનો પ્રતિષેધ કરવામા આવ્યો જે આત્મા અપરિચ્છિન્નરૂપ

નથી, આમ કહેવાથી વૈશ્વાનરનો પ્રતિષેધ કરવામાં આવ્યો છે. બેઉ પ્રકારના પ્રજ્ઞનો પ્રતિષેધ કરવાથી એમ કહેવામાં આવ્યું છે કે, જાગ્રત તથા સ્વપ્ન અવસ્થાના અંતરાલસ્થાનો પણ પ્રતિષેધ કરવામાં આવ્યો છે. આત્મા પ્રજ્ઞાનઘનરૂપ નથી. આમ કહેવાથી સુષુપ્તાવસ્થા જે અવિવેકપણાથી કારણરૂપ માનવામાં આવે છે, તેનો પ્રતિષેધ કરવામાં આવ્યો છે. આત્મા પ્રજ્ઞરૂપ નથી, એમ કહેવાથી એકીજ સમયે આત્મા જે સર્વ વિષયોનો જ્ઞાતા બને છે, તેનો પ્રતિષેધ કરવામાં આવ્યો છે. આત્મા અપ્રજ્ઞરૂપ-તમના પ્રતિષેધરૂપ કહેવાથી તે અચૈતન્યના પ્રતિષેધરૂપ કહેવામાં આવ્યો છે આ સ્થળે શંકા એ ઉઠશે કે, તૈજસાદિ અવસ્થાઓ આત્માવિશે અધ્યારોપિત છે તો પછી સર્પાદિનો પ્રતિષેધ કરવાથી જેમ રજ્જ્વાદિનું જ્ઞાન થાય છે, તે પ્રમાણે સર્વ અવસ્થાઓનો પ્રતિષેધ કરવાથી તે અવસ્થાનો નાશ કેવી રીતે થઇ શકે?

આ બાબત નીચે પ્રમાણે છે જેમ રજ્જ્વાદિમાં સર્પ ધારાદિનો વિકલ્પ કરવામાં આવે છે, તેની માફક આ અવસ્થાઓ, જો કે જ્ઞસ્વરૂપે અર્થાત્–વિચાર સ્વરૂપે છે, છતાં તેઓમાં એક બીજાનો વ્યભિચાર હોતો નથી પણ જ્ઞસ્વરૂપ જ્યારે સત્યરૂપે હોય છે, ત્યારે તેને વિશે સર્વ વસ્તુનો વ્યભિચાર અર્થાત્ નિર્લેપતા હોય છે જો એમ કહીએ કે, સુષુપ્તાવસ્થા તુરીયાવસ્થાની સાથે એકરૂપે છે તો તેમ પણ નથી કારણ સુષુપ્તને પાછી બીજી અવસ્થાનો અનુભવ કરવો પડે છે તથા શ્રુતિમાં કહ્યું છે કે, જે વિજ્ઞાતા છે તેના વિજ્ઞાનનો કદી પણ લોપ હોતો નથી. જેમ ' नहि विज्ञातुर्विज्ञातेर्विपरिलोपो विद्यते ' આ કારણથી આ અવસ્થાને અદૃષ્ટરૂપ કહેવામાં આવે છે તે અદૃષ્ટ હોવાથી તેમાં કોઇપણ પ્રકારના વ્યવહારનો સંબંધ હોતો નથી. તે ઇન્દ્રિયોવડે ગ્રહણ નહિ કરી શકાતો હોવાથી તેને અલક્ષણ કરી કહેવામાં આવે છે આત્મા અનનુમેય હોવાથી તેને અચિંત્યરૂપ કહેવામાં આવે છે. આથી આત્માને અચિંત્યરૂપે કહેવામાં આવે છે આત્મા આ રીતનો હોવાથી તેને શબ્દવડે અવર્ણનીય કહેવામાં આવે છે. જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ આ ત્રણ સ્થાનોમાં આ એકજ આત્મા અવ્યભિચારીરૂપે રહેતો હોવાથી આત્મા એકાત્મ પ્રત્યય સારરૂપ કહેવામાં આવે છે. અથવા એકાત્મ પ્રત્યય સારનો અર્થ એ થાય છે કે, આત્મપ્રત્યય તુરીયની પ્રાપ્તિના એક સાધનરૂપ હોવાથી તુરીય, આત્મ પ્રત્યયના એક પરિણામરૂપ છે. શ્રુતિમાં કહ્યું છે કે, ' आत्मेत्येवोपासीत ' અર્થ –આ આત્મા છે એમ માની તેની ઉપાસના કરવી જોઇએ. ' અંતઃપ્રજ્ઞત્વાદિ ધર્મના નિષેધવડે પરિચ્છિન્નરૂપ કોઇપણ વિશેષણનો તુરીયની સાથેના સંબંધનો નિષેધ કરવામાં આવ્યો છે. સર્વ પ્રપંચના પ્રતિષેધરૂપે તુરીયનું વર્ણન કરવાથી જાગ્રતાદિ સ્થાનધર્મનો અભાવ દર્શાવવામાં આવ્યો છે આથી જ આત્માને શાંતરૂપે તથા શિવરૂપે માનવામાં આવ્યો છે. આ આત્મા એકરૂપ, અદ્વિતીયરૂપ તથા સર્વ પ્રકારના ભેદવિકલ્પથી રહિતરૂપ છે. તેથી તેને ચતુર્થ અથવા તુરીયરૂપ માનવામાં આવે છે તથા તે ચતુર્થ પદ અનુભવમાં આવતાં જણાય છે કે તે ત્રણ પદોથી વિલક્ષણ છે. જેવી રીતે રજ્જુને વિકલ્પરૂપ સર્પ દંડાથી ભિન્ન હોવાથી વ્યતિરિક્તરૂપ માનવામાં આવે છે, તે જ પ્રમાણે ' तत्त्वमसि ' ઇત્યાદિ શ્રુતિના અર્થને વધારે સ્પષ્ટ કરવા માટે ઉમેરવામાં આવ્યું છે કે ' स आत्मा स विज्ञेयः ' અર્થઃ–આ આત્મા છે, અને તે જાણવા યોગ્ય છે ' આત્મા જો કે અદૃષ્ટ છે, છતાં તેને દ્રષ્ટારૂપ કહેવામાં આવે છે ' नहि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यते ' અર્થઃ–દ્રષ્ટાની દૃષ્ટિનો કદી લોપ થતો નથી,' ઇત્યાદિ શ્રુતિમાં જે આત્માનું વર્ણન કરવામાં આવ્યું છે તે જ આત્મા જાણવા યોગ્ય છે. અર્થાત્ જ્યારે જ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે ત્યારે દ્વૈતનો અભાવ થઇ જાય છે.

### ગૌડપાદકારિકાના શ્લોકો.

### ચતુર્થપાદ અદ્વૈતરૂપે

निवृत्ते सर्वदुःखानामीशान प्रभुरव्यय
अद्वैत सर्वभावाना देवस्तुर्यो विभु स्मृत ।१०।

શબ્દાર્થ:—તુરીય અથવા ચતુર્થપાદ સર્વ દુઃખોનો નાશ કરવા સમર્થ છે. આ પાદ અવ્યયરૂપ અર્થાત્ સર્વ પ્રકારના વિકારોથી રહિત છે. તે સર્વ ભૂતમાત્રોને વિશે અદ્વૈતરૂપે રહેલું છે. તે દેવ–પ્રકાશકરૂપ છે તથા વિભુરૂપ–સર્વત્ર વ્યાપકરૂપ છે. (૧૦)

ટીકાઃ—પ્રાજ્ઞ, તૈજસ તથા વિશ્વ લક્ષણવાળાં સર્વ દુઃખોનો નાશ, તુરીય આત્માની પ્રાપ્તિવડે થાય છે. માટે આ પાદને સર્વ દુઃખના વિનાશકરૂપ કહ્યું છે. અર્થાત્ તુરીય આત્માનું વિજ્ઞાન થાય છે કે, તુરત સર્વ દુઃખોનો અભાવ થાય છે માટે સર્વ દુઃખના વિનાશકરૂપ તુરીય આત્માનું વર્ણન કરવામાં આવ્યું છે. આ પદ અવ્યયરૂપ છે અર્થાત્ તે કોઇ પણ પ્રકારના વિકારથી રહિત છે. કેવી રીતે? જેમ રજ્જુને વિશે સર્પાદિનો ભ્રમ જોવામાં આવે છે, તેની માફક સર્વ ભાવો અસત્ય હોવાથી સર્વ ભૂતોને વિશે તે જ એક અવિકારીરૂપે રહેલો છે, માટે તેને અદ્વૈતરૂપ કહેવામાં આવ્યો છે. તેને દેવરૂપ કહ્યો છે. કારણ કે જે કંઇ ભૂતો છે તે સર્વના તે વ્યાપકરૂપે કહેવામાં આવ્યો છે. (૧૦)

### ત્રણ અવસ્થાથી ભિન્ન તુરીયાવસ્થા.

कार्यकारणबद्धौ ताविष्येते विश्वतैजसौ ।
प्राज्ञः कारणबद्धस्तु द्वौ तौ तुर्ये न सिध्यतः ॥ ११ ॥

શબ્દાર્થ:—વિશ્વ તથા તૈજસ, કાર્ય અથવા તો કારણરૂપે રહે છે તથા પ્રાજ્ઞ કેવળ કારણરૂપ છે. છતાં આ ત્રણમાંથી કોઇનો તુરીયની સાથે સંબંધ હોતો નથી. (૧૧)

ટીકાઃ—તુરીય આત્માનું સ્વરૂપ સમજાવવા માટે વિશ્વાદિના સામાન્ય તથા વિશેષ ભાવોનું આ સ્થળે વર્ણન કરવામાં આવ્યું છે. કાર્યનો અર્થ ફળ અથવા પરિણામ છે તથા કારણનો અર્થ એ થાય છે કે જે કરે છે અર્થાત્ જે બીજરૂપે કરી પરિણામની અથવા કાર્યની સ્થિતિરૂપ છે. વિશ્વ તથા તૈજસ બીજ તથા ફળના ભાવવડે બંધાયલા છે અર્થાત્ તે તત્ત્વને અગ્રહણરૂપે અથવા તો અન્યથા ગ્રહણરૂપે રહેલા છે. પ્રાજ્ઞને કેવળ કારણ અથવા બીજરૂપ કહ્યો છે. કારણ કે તત્ત્વના અપ્રતિબોધરૂપે તેની સ્થિતિ હોય છે. આથી આ બેઉ સ્થિતિઓનો–તત્ત્વનું નહિ ગ્રહણ કરવું તે, તેમ જ તત્ત્વને વિપરીતરૂપે ગ્રહણ કરવું તેનો–સંભવ તુરીય આત્મા વિશે હોતો નથી. (૧૧)

### તુરીય આત્મા દ્રષ્ટારૂપ.

नाऽऽत्मानं न परांश्चैव न सत्यं नापि चानृतम् ॥
प्राज्ञः किंचन संवेत्ति तुर्यं तत्सर्वदृक्सदा ॥ १२ ॥

શબ્દાર્થ:—પ્રાજ્ઞ પોતાને, પરને, સત્યને અથવા તો અસત્યને જાણતો નથી, પણ તુરીય આત્મા તો સર્વ વસ્તુનો સર્વદા દ્રષ્ટારૂપ હોય છે. (૧૨)

ટીકાઃ—કેવી રીતે પ્રાજ્ઞ કેવળ કારણવડે બંધાયલો હોય છે તથા તત્ત્વના અગ્રહણનો, તેમ જ તત્ત્વના અન્યથા ગ્રહણનો સંભવ તુરીય આત્મા વિશે કેવી રીતે હોતો નથી? વિશ્વ તથા તૈજસની માફક પ્રાજ્ઞ આત્મા પણ અવિદ્યા બીજથી ઉત્પન્ન થતા દ્વૈતભાવને જાણતો નથી તથા તે આત્માના કરતાં વિલક્ષણ છે, તેથી તેને તત્ત્વના અન્યથા ગ્રહણના બીજરૂપે કહેવામાં આવ્યો છે, અર્થાત્ પ્રાજ્ઞ આત્મા અવિદ્યાત્મક કારણરૂપ છે. તુરીય આત્મા આ સર્વનો દ્રષ્ટા હોવાથી તેમ જ અન્યનો અભાવ હોવાથી તેને સર્વદૃક્ કરી કહેવામાં આવ્યો છે. આ આત્મા સર્વદૃક્ હોવાથી તેને વિશે તત્ત્વના અગ્રહણરૂપ બીજનો અભાવ હોય છે તથા તેજ પ્રમાણે અવિદ્યાના કાર્યનો પણ અભાવ હોય છે. કારણ પ્રકાશાત્મક સૂર્યને વિશે અપ્રકાશ અર્થાત્ તમ તેમ જ પ્રકાશના કરતાં કોઇ અન્ય વસ્તુ હોતી નથી શ્રુતિમાં કહ્યું છે કે, 'न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यते' અર્થઃ–દ્રષ્ટાની દૃષ્ટિનો કદી લોપ થતો નથી.' તુરીય આત્મા જાગ્રત, સ્વપ્ન અથવા સુષુપ્તિ આ

બધે અવસ્થાઓમાં સ્થિતિ કરતો હોવાથી તેમજ સર્વ ભૂતોના કારણરૂપ હોવાથી તેને સર્વદૃક્ કરી કહેવામા આવે છે. શ્રુતિમા કહ્યું છે કે, 'नान्यदतोऽस्ति द्रष्टृ અર્થ—આ સર્વદૃક્ આત્માનો કોઇ દ્રષ્ટા નથી.' (૧૨)

સુષુપ્તિ તથા તુરીયાવસ્થામાં વિશેષતા

द्वैतस्याग्रहणं तुल्यमुभयोः प्राज्ञतुर्ययोः ।
बीजनिद्रायुतः प्राज्ञः सा च तुर्ये न विद्यते ॥ १३

શબ્દાર્થ:—પ્રાજ્ઞ તેમ જ તુરીય આત્મામા દ્વૈતનું અગ્રહણ જો કે સામાન્ય છે, છતા પ્રાજ્ઞ બીજરૂપ નિદ્રાવડે યુક્ત હોય છે, પણ તુરીય આત્મામા નિદ્રાનો અભાવ હોય છે. (૧૩)

ટીકા:—આ શ્લોકનું નિરૂપણ પ્રાજ્ઞ તથા તુરીય બેઉ કારણરૂપે હોવાથી તેને વિશે થતી શંકાની નિવૃત્તિ અર્થે છે. જો પ્રાજ્ઞ તેમ જ તુરીય આ બેઉ આત્મામા અદ્વૈતનું અગ્રહણ જો કે સામાન્ય છે, છતા પ્રાજ્ઞ આત્મા કારણભાવવડે બંધાયલો છે, એમ શા માટે કહેવામા આવ્યું? આમ માનવાનુ કારણ એ કે, પ્રાજ્ઞ આત્મામા તત્ત્વના અપ્રતિબોધરૂપ નિદ્રા સ્થિતિ કરીને રહેલી હોવાથી તેને કારણરૂપ નિદ્રાવડે યુક્ત કહેવામા આવે છે. આ નિદ્રા સર્વ વિશેષ પ્રતિબોધના કારણરૂપ છે. આ નિદ્રાને બીજનિદ્રા કરી કહેવામા આવે છે તથા તે પ્રાજ્ઞની અવસ્થા છે. પણ જેમ રજ્જુમા સર્પની ભ્રાંતિનો અભાવ છે, તેમ તુરીય આત્મા સર્વદૃક્ હોવાથી તેને વિશે નિદ્રાનો અભાવ છે. આથી તુરીયમા કારણબંધ હોતું નથી. (૧૩)

તુર્યાવસ્થામાં કાર્ય કારણનો અભાવ.

स्वप्ननिद्रायुतावाद्यौ प्राज्ञस्त्वस्वप्ननिद्रया ।
न निद्रां नैव च स्वप्नं तुर्ये पश्यन्ति निश्चिताः ॥ १४

શબ્દાર્થ:—પ્રથમના બે અર્થાત્ વિશ્વ તથા તૈજસ સ્વપ્ન અને નિદ્રાવડે યુક્ત છે તથા પ્રાજ્ઞ આત્મા સ્વપ્ન રહિત નિદ્રા યુક્ત છે. પણ જેઓ તુરીય આત્માને વિશે દૃઢ હોય છે, તેઓ સ્વપ્ન અથવા સુષુપ્તિનો અનુભવ કરતા નથી. (૧૪)

ટીકા:—સ્વપ્નનો અર્થ અન્યથા ગ્રહણ કરવું થાય છે. જેમ રજ્જુને સર્પ માનવામા આવે છે, તેમ નિદ્રાને તત્ત્વના અપ્રતિબોધ લક્ષણવાળું તમ કહેવામા આવ્યું છે. આ રીતે વિશ્વ તથા તૈજસ સ્વપ્ન તથા નિદ્રાવડે યુક્ત કહેવામાં આવ્યો છે તે તેથી તેઓ કાર્ય અને કારણવડે બદ્ધ છે, એમ વર્ણવવામા આવ્યા છે. જેવી રીતે આદિત્યને વિશે તમ જોવામા નથી આવતું, તેમ જેઓ તુરીય આત્મામા દૃઢ હોય છે, તેઓ કાર્ય અથવા કારણમાંથી કોઇને જોતા નથી. કારણ બેઉમા વસ્તુનુ મૂળ સ્વરૂપ કરતા વિરૂદ્ધ સ્વરૂપ હોય છે, જેથી તુરીય અવસ્થા કાર્ય તેમ જ કારણવડે અબદ્ધ કહેવામાં આવી છે. (૧૪)

તુરીય પદપ્રાપ્તિનું સાધન.

अन्यथा गृह्णतः स्वप्नो निद्रा तत्त्वमजानतः ।
विपर्यासे तयोः क्षीणे तुरीयं पदमश्नुते ॥ १५॥

શબ્દાર્થ:—સ્વપ્નાવસ્થામા વસ્તુને અન્યથા ગ્રહણ કરવામા આવે છે તથા સુષુપ્તિ અવસ્થામાં તત્ત્વ વસ્તુનો અભાવ હોય છે. આ અન્યથા વસ્તુનો ક્ષય, પ્રકાશરૂપ જ્ઞાનને લીધે થવાથી, તુરીય પદની પ્રાપ્તિ થાય છે. (૧૫)

ટીકા:—કઇ વખતે તુરીયપદને વિશે એક મનુષ્ય દૃઢ થાય છે, તે હવે કહેવામા આવે છે. સ્વપ્ન તથા નિદ્રા આ બેમાંથી જેમ રજ્જુને બદલે સર્પનું જ્ઞાન થાય છે, તેમ જે મનુષ્યને તત્ત્વથી ઉલટું જ્ઞાન થાય છે ત્યારે તે સ્વપ્નને અનુભવે છે તથા જે તત્ત્વથી કેવળ અજ્ઞાત હોય છે ત્યારે તે નિદ્રાવસ્થાનો અનુભવ કરે છે. આ નિદ્રાવસ્થા વિશ્વાદિ ત્રણે અવસ્થામાં સામાન્ય છે. વિશ્વ તેમ જ તૈજસને વિશે સ્વપ્ન તથા નિદ્રા સામાન્ય છે તથા બેઉને વિશે વિપરીત જ્ઞાન પ્રાધાન્ય હોવાથી સ્વપ્ન તથા નિદ્રા બેઉ એક જ પ્રકારના છે. નિદ્રા વિપર્યસ્ત-વિપરીત જ્ઞાનરૂપ છે તથા વિપર્યાસ અર્થાત્ વિપરીતતાને સ્વપ્નરૂપે વર્ણન કરવામા આવી છે. પ્રાજ્ઞ નામની

સુષુપ્તાવસ્થામાં તત્ત્વના અજ્ઞાન લક્ષણવાળી નિદ્રા જ કેવળ વિપરીતતારૂપે હોય છે. પરમાર્થ તત્ત્વના જાણવાવડે જ્યારે આ વિપરીતતાનો અર્થાત્ તત્ત્વની અજ્ઞાનતાનો તેમ જ કાર્ય અને કારણરૂપ વિપરીત જ્ઞાનનો નાશ થાય છે ત્યારે તુરીયાવસ્થાની પ્રાપ્તિ થાય છે. આ બન્ને અવસ્થાપ્રતિ જે દૃષ્ટિ નથી કરતો, તે તુરીયાવસ્થામાં દૃઢ થાય છે કારણ તુરીય આત્મા કેવળ તેજરૂપ હોવાથી તેને વિષે જરા પણ તમનો અવકાશ હોતો નથી તથા તુરીય સર્વ અવસ્થાના આધારરૂપ હોવાથી સર્વ કરતાં શ્રેષ્ઠ છે.

### જીવને મૂળ સ્વરૂપની પ્રાપ્તિ.

अनादिमा'या सुप्तो यदा जीवः प्रबुध्यते ।
अजमनिद्रमस्वप्नमद्वैत बुध्यते तदा ॥१६॥

શબ્દાર્થ.—આદિ તથા અંતથી રહિત એવી માયારૂપ નિદ્રામાંથી જીવ જ્યારે જાગ્રત થાય છે ત્યારે તે જીવ અજ, અનિદ્ર, અસ્વપ્ન તથા અદ્વૈતભાવને પામે છે. (૧૬)

ટીકા.—તત્ત્વના અજ્ઞાનરૂપ બીજ ભાવે કરી તેમ જ અન્યથા ગ્રહણ કરવાવાળી, અનાદિ કાળથી પ્રવૃત્ત એવી માયાને લીધે, જીવ સ્વપ્નનો અનુભવ કરે છે તથા આ મારો પિતા છે, આ મારો પુત્ર છે અથવા આ મારો પૌત્ર છે, આ મારૂં ક્ષેત્ર છે, આ મારા પશુઓ છે, હું આ બધાનો સ્વામી છું, હું સુખી છું, હું દુખી છું, આનાથી મને નુકસાન થાય છે તથા આનાથી મને સુખ થાય છે, આ રીતના અનેક વિચારોને તે ગ્રહણ કરે છે. કારણ અથવા કાર્યની સાથે કોઇ પણ પ્રકારનો તેને સબંધ નથી, પણ 'તત્ત્વમસિ' આદિ વેદાન્ત વચનનું તત્ત્વ, જે ગુરૂએ પ્રાપ્ત કર્યું છે તેના ગુરૂના અનુગ્રહવડે, જ્યારે જીવ પ્રબુદ્ધ થાય છે ત્યારે તે પોતાના સત્ય સ્વરૂપને પ્રાપ્ત થાય છે આત્માને અભ્યંતર, બાહ્ય તથા જન્મ નથી, માટે આત્માને અજન્મા કરી કહેવામાં આવે છે, અર્થાત્ દેહને પણ સર્વ વિકા-રોથી આત્મા રહિત છે. આ તુરીય અવસ્થામાં જન્માદિના કારણરૂપ તથા અવિદ્યારૂપ તમના કારણરૂપ નિદ્રા હોતી નથી, માટે તેને અનિદ્ર કરી કહેવામાં આવે છે. આ તુરીય આત્મા અનિદ્ર હોવાથી તેને અસ્વપ્ન કરી કહેવામાં આવે છે. કારણ તેને વિષે સ્વપ્નમાં ઉદ્ભવ પામતું વિપર્યય જ્ઞાન હોતું નથી. આ આત્મા અસ્વપ્ન તેમ જ અનિદ્ર હોવાથી તેને અજન્મા અથવા અદ્વૈત કરી કહેવામાં આવે છે

### પ્રપંચની અસત્યતા.

प्रपञ्चो यदि विद्येत निवर्तेत न संशय ।
मायामात्रमिद द्वैतमद्वैत परमार्थत ॥१७॥

શબ્દાર્થ.—જો પ્રપંચ સત્ય હોય તો કોઇ પણ સમયે તેની નિવૃત્તિ થવી જોઇએ આ સઘળું દ્વૈત કેવળ માયા માત્ર છે તથા પરમાર્થ તો કેવળ અદ્વૈતરૂપ જ છે (૧૭)

ટીકા.—પ્રપંચની નિવૃત્તિ થવાથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે તો પછી પ્રપંચની સ્થિતિ હોય તો સઘળું અદ્વૈતરૂપ કેવી રીતે કહેવાઈ શકે? આનું વિવેચન આ પ્રમાણે છે.—જો પ્રપંચ સત્ય હોય તો સઘળું અદ્વૈતરૂપે કહેવાઈ શકે નહિ. પ્રપંચ સત્ય નથી, પણ રજ્જુને વિષે જેમ સર્પની ભ્રાંતિ કલ્પનામાત્ર છે, તેમ પ્રપંચ પણ કલ્પનામાત્ર છે જો પ્રપંચ વિદ્યમાન હોય તો ખરેખર તેની નિવૃત્તિ હોવી જોઇએ. પણ રજ્જુને વિષે ભ્રાંતિની બુદ્ધિવડે કલ્પિત સર્પ વિદ્યમાન હોતો નથી અને તે સર્પની નિવૃત્તિ વિવેકવડે થાય છે. તે જ પ્રમાણે માયાવીથી સ્થાપેલો જાદુ સત્ય નથી પણ જ્યારે જાદુરૂપ દ્રષ્ટાના દૃષ્ટિબંધ નિવૃત્ત થાય છે ત્યારે સત્ય વસ્તુ એની મેળે ઓળખાઇ આવે છે માયા કે જેને પ્રપંચ કરી કહેવામાં આવે છે તે ખરેખર અદ્વૈતરૂપ છે અદ્વૈત દૃષ્ટાંતમાં કહેલ રજ્જુના સરખું અથવા માયાવી પુરૂષના સરખું છે જો માયા વિદ્યમાન જ નથી તો તેની પ્રવૃત્તિ તેમ જ નિવૃત્તિ કેવી રીતે થઇ શકે? (૧૭)

### ગુરૂ શિષ્યાદિનો અભેદ ભાવ.

विकल्पो विनिवर्तेत कल्पितो यदि केनचित् ।
उपदेशादयं वादो ज्ञाते द्वैत न विद्यते ॥१८॥

**શબ્દાર્થ:**—જો કોઇ પણ મનુષ્ય અનેક પ્રકારના સંકલ્પો કરતો હોય છે તો તે સંકલ્પોની નિવૃત્તિ પણ હોય છે. (શાસ્તા, શાસ્ત્ર તથા શિષ્યના ભેદવાળો દ્વેત) સંકલ્પ ઉપદેશ થતા સુધી છે, પણ જેવું આત્મજ્ઞાન પ્રાપ્ત થયુ કે આ દ્વૈતભાવ નાશ પામે છે. (૧૮)

**ટીકા**—શાસ્તા, શાસ્ત્ર તથા શિષ્યરૂપે જોવામા આવતો દ્વૈતભાવ કેવી રીતે નિવૃત્ત થઇ શકે ? કોઇપણ મનુષ્યના મનને વિશે જો કાંઇ પણ સંકલ્પ થાય છે, તો તે સંકલ્પની નિવૃત્તિ પણ થાય છે. જેવી રીતે માયાવીથી પ્રયુક્ત થયેલ માયા કલ્પિત છે. તથા જેમ રજ્જુને વિશે સર્પની ભ્રાંતિ કલ્પિત છે, તેમ શિષ્યાદિ ભેદ પણ વિકલ્પરૂપ છે. પ્રતિબોધની પૂર્વે ઉપદેશના નિમિત્તરૂપે આ વિકલ્પ રહેલો હોય છે, પણ ઉપદેશ થયા પછી દ્વૈતભાવ જરાપણ રહેતો નથી.

## મૂળ ઉપનિષદ.

### ૐકાર આત્મારૂપે કેમ ?

सोऽयमात्माऽध्यक्षरमोंकारोऽधिमात्र पादा मात्रा मात्राश्च पादा अकार उकारो मकार इति ॥ ८ ॥

**અન્વયાર્થ:**—સ=તે ચતુર્થ પાદથી કલ્પાયલો, અય=આ, આત્મા=અસ્મત્ પ્રતીતિના વિષયરૂપ આત્મા, અધ્યક્ષર=ૐકાર અક્ષરથી અભિન્નરૂપે, ઓંકાર:=ૐકાર સ્વરૂપ, અધિમાત્ર=અકારાદિ ચાર માત્રાવાળો ૐકાર,[1] પાદા:=વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ તથા તુરીયરૂપ અંશો, માત્રા:=અકાર, ઉકાર મકાર તથા અર્ધમાત્ર સ્વરૂપે, માત્રા:=માત્રાઓ, ચ=જ, પાદા=પાદો રૂપે, અકાર-ઉકાર:-મકાર=અકાર, [1] ઉકાર તથા મકાર, ( આ ત્રણ માત્રાઓથી અર્ધ માત્રા વિલક્ષણ હોવાથી તેને છૂટી પાડે છે ) (૮)

**શબ્દાર્થ:**—આ આત્મા અધ્યક્ષરરૂપ અર્થાત્ ૐકારના અક્ષરોરૂપ છે. ૐકાર અધિમાત્રારૂપ છે. પાદો માત્રાઓરૂપ છે તથા માત્રાઓ પાદોરૂપ છે. અકાર, ઉકાર તથા મકાર પાદોરૂપ છે ( ૮ )

**ટીકા.**—અભિધાનના વિષયરૂપ ૐકાર, જેનુ ચાર પાદોથી બનેલ આત્મારૂપે વર્ણન કરવામા આવ્યુ છે તે, ચાર પાદોને મળતા ચાર માત્રાઓવડે આત્મારૂપ છે. માત્રાઓ ૐકારની ગનેલી છે. માત્રાઓવડે વિભક્ત થયેલો ૐકાર શબ્દ અધિમાત્ર ૐકાર કહેવામાં આવે છે. કેવી રીતે ૐકાર તથા આત્મા એક કહેવાઇ શકે ? બન્ને એકરૂપ છે. કારણ માત્રાઓ પાદોરૂપ છે તથા પાદો માત્રાઓરૂપ છે. અકાર, ઉકાર તથા મકાર માત્રાઓ છે. (૮)

### પ્રથમ માત્રા અકાર વૈશ્વાનરરૂપ.

जागरितस्थानो वैश्वानरोऽकारः प्रथमा मात्राऽऽप्तेरादिमत्वाद्वाऽऽप्नोति ह वै सर्वान्कामानादिश्च भवति य एवं वेद ॥ ९ ॥

**અન્વયાર્થ:**—જાગરીતસ્થાન=જાગ્રતાવસ્થાવાળો, વૈશ્વાનર=સર્વ પ્રાણી માત્ર રૂપ, અકાર:=અકાર સંજ્ઞાવાળી, પ્રથમ:=પ્રથમ, માત્રા=માત્રા, આપ્તે=વ્યાપકત્વ હોવાથી, આદિમત્વાત્=(ત્રણમાથી) પ્રથમ હોવાથી, વા=અથવા, આપ્નોતિ=( વિશ્વ તથા અકારની એકતાને જે જાણે છે તે ) મેળવે છે, સર્વાન્=સઘળી, કામાન્=કામનાઓને, આદિ=મોટામા પ્રથમ, ચ=તથા, ભવતિ=થાય છે, ય:=જે મનુષ્ય, એવં=ઉપર કહ્યા પ્રમાણે, વેદ=જાણે છે. ( ૯ )

**શબ્દાર્થ:**—પ્રથમ માત્રા અકાર વૈશ્વાનરરૂપ છે, તેનું સ્થાન જાગ્રતાવસ્થા છે. કારણ કે તેનામાં સર્વ વ્યાપકપણું છે અથવા તો તે આદિરૂપ છે જે કોઇ આ જાણે છે તેની સર્વ કામનાઓ તૃપ્તિને પામે છે તથા તે સર્વને વિશે આદિરૂપ કહેવાય છે. (૯)

ટીકાઃ—જે આત્માનું પ્રથમ સામાન્યરૂપે વર્ણન કરવામાં આવ્યું તેને હવે વિશેષરૂપે વર્ણન કરવામા આવે છે. વૈશ્વાનર કે જેનું સ્થાન જાગ્રતાવસ્થા છે તે ૐકારની પ્રથમ માત્રારૂપ અર્થાત્ અકારરૂપ છે આ પ્રમાણેની સાદૃશ્યતા હોવાને શું કારણ છે? પ્રથમ અક્ષર 'अ' સર્વત્ર વ્યાપકરૂપ છે, કારણ તે સર્વ વાણીને વિશે અર્થાત્ સર્વ અક્ષરો અને વ્યંજનોમાં વ્યાપી રહેલ છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'अकारो वै सर्वावाक्' અર્થઃ- અકાર સર્વ વાણી રૂપ છે' તેજ પ્રમાણે વૈશ્વાનર જગતને વિશે વ્યાપી રહેલ છે કારણ શ્રુતિમા કહ્યું છે કે, 'तस्य ह वैतस्य त्मनो वैश्वानरस्य मुर्धेव सुतेजाः અર્થ—આ આત્મારૂપ વૈશ્વાનરનુ મસ્તક પ્રકાશરૂપ છે' વળી અમે અભિધાન તથા અભિધેયને એકરૂપ માનીએ છીએ અકાર તથા વૈશ્વાનરની ઐક્યતાના સબંધમાં બીજું પણ કારણ છે. સર્વ અક્ષરોમા અ આદિ છે તથા ચાર પાદોમાં વૈશ્વાનર આદિ છે. જેથી બેઉને વિશે આદિપણું રહેલ છે. આ સાદૃશ્યતાના જ્ઞાનની પ્રાપ્તિનું ફળ હવે કહેવામાં આવે છે જે કોઇ આ સાદૃશ્યતા જાણે છે, તેની સર્વ કામનાઓ સંતુષ્ટ થાય છે તથા તે મહાન્ પુરુષોને વિશે આદિરૂપ હોય છે.

ઉકાર તથા તૈજસમાં સાદૃશ્યતા.

स्वप्नस्थानस्तैजस उकारो द्वितीया मात्रोत्कर्षादुभयत्वाद्वोत्कर्षति ह वै ज्ञानसंततिं समानश्च भवति नास्याब्रह्मवित्कुले भवति य एवं वेद ॥ १० ॥

અન્વયાર્થ:—સ્વપ્નસ્થાન=સ્વપ્ન અવસ્થાવાળો, તૈજસઃ=વાસનામય બુદ્ધિના આશ્રયવાળો, ઉકારઃ=ઉકારરૂપ, દ્વિતીયા=બીજી, માત્રા=માત્રા, ઉત્કર્ષાત્=(સ્થૂલના કરતાં સૂક્ષ્મ હોવાથી) ઉત્કૃષ્ટ હોવાથી, ઉભયત્વાત્=અકારને લેખે ઉકાર બીજું સ્થાન હોવાથી, વા=અથવા, ઉત્કર્ષતિ=(જે આમ જાણે છે તે) વૃદ્ધિ થાય છે, હવૈ=પ્રસિદ્ધ, જ્ઞાનસંતતિં=જ્ઞાનની સંતતિની, સમાન=શત્રુ તથા મિત્રમાં સમાન રૂપે, ચ=તથા, ભવતિ=થાય છે, યઃ=જે મનુષ્ય, એવં=આ રીતે=વેદ=જાણે છે. (૧૦)

શબ્દાર્થ:—દ્વિતીય માત્રા ઉકાર તૈજસરૂપ છે તેનુ સ્થાન સ્વપ્નાવસ્થા છે ઉકાર, અકાર કરતા શ્રેષ્ઠ હોવાથી અથવા તો આ અક્ષર મધ્ય હોવાથી તેને તૈજસ કરી કહેવામા આવે છે. જે કોઇ આ પ્રમાણે જાણે છે, તે જ્ઞાનની શ્રેષ્ઠતાને પ્રાપ્ત થાય છે તેને કોઇપણ સાથે ભિન્નતાનું કારણ હોતું નથી. તેજ પ્રમાણે તેના વંશમા કોઇપણ બ્રહ્મને નહિ જાણનાર એવો પુરુષ જન્મતો નથી.

ટીકાઃ—તૈજસ, જેનું સ્થાન સ્વપ્ન છે, તે દ્વિતીય માત્રા ઉકારરૂપ છે. કેવી રીતે તૈજસ તથા ઉકારમા સમાનતા રહેલી છે, તે હવે કહેવામાં આવે છે. તેનુ કારણ આ રીતે છે કે, ઉકાર અક્ષર, અકાર કરતા જાણે ઉત્કૃષ્ટ હોય તેમ છે. તેમજ તૈજસ વિશ્વ કરતાં ઉત્કૃષ્ટ છે. વળી સાદૃશ્યતામા બીજું પણ કારણ રહેલ છે. ઉકાર અક્ષર મધ્યમ છે. કારણ તે મકાર તથા મકારની વચમાં રહેલો છે. તે જ પ્રમાણે તૈજસ પણ પ્રાજ્ઞ તથા વિશ્વની મધ્યમા રહેલ છે. આ સાદૃશ્યતાને જાણવાથી શું ફળની પ્રાપ્તિ થાય છે, તે હવે કહેવામા આવે છે. જે કોઈ આ પ્રમાણે જાણે છે, તેનું જ્ઞાન ઉત્કર્ષ ભાવને પામે છે, અર્થાત્ તેની વિજ્ઞાન શક્તિમા ઘણી જ વૃદ્ધિ થાય છે. વળી તેને કોઇની સાથે ભિન્નતાનું કારણ રહેતું નથી. કારણ તે મિત્ર અથવા શત્રુને એક સરખા ગણે છે. તેમજ તેના વંશમાં બ્રહ્મથી અજ્ઞાત કોઇ રહેતું નથી. (૧૦)

મકાર તથા પ્રાજ્ઞમાં સાદૃશ્યતા.

सुषुप्तस्थानः प्राज्ञो मकारस्तृतीया मात्रा मितेरपीतेर्वा मिनोति ह वा इदꣳ सर्वमपीतिश्च भवति य एवं वेद ॥ ११ ॥

અન્વયાર્થ:—સુષુપ્તસ્થાન=... સ્થાનવાળો, પ્રાજ્ઞઃ=ત્રીજા ..., મકારઃ=મકારરૂપે, તૃતીયા=...

પ્રસ્થ નામના માપથી, અપિતેઃ=મકારમા અ તથા ઉનો એકી ભાવ થતો હોવાથી, વા=અથવા, મિં નોતિ=વસ્તુના પરિમાણને જાણે છે, હ=પ્રસિદ્ધ રીતે, વા=નિશ્ચય પૂર્વક, ઇદં=આ વિવિધ જ્ઞાનના વિષયરૂપ, સર્વં=અખિલ જગત, અપીતિઃ=અપ્યેતિ અર્થાત્ લીયતે અસ્મિન્ ઇતિ અપીતિઃ અર્થાત્ જગતના કારણ આત્મારૂપે, ચ=તથા, ભવતિ=થાય છે, યઃ=જે, એવં=આ રીતે, વેદ=જાણે છે. (૧૧)

શબ્દાર્થ:—તૃતીય માત્રા મકાર, જેનું સ્થાન સુષુપ્તાવસ્થા છે તે પ્રાજ્ઞરૂપ છે. કારણ તે પ્રમાણરૂપ છે તથા તેને વિશે સર્વ વસ્તુ ઐક્યભાવને પામે છે. જે કોઇ આ જાણે છે, તે સર્વ વસ્તુનું પરિમાણ કાઢવા શક્તિમાન્ થાય છે તથા તે આત્માને વિશે સર્વ વસ્તુ જાણવા શક્તિમાન્ થાય છે. (૧૧)

ટીકા:—પ્રાજ્ઞ, જેનું સ્થાન સુષુપ્તિ અવસ્થા છે, તે ૐકારની તૃતીય માત્રા મકારરૂપ છે. આ બેઉ વચ્ચે કેવી રીતે સાદૃશ્યતા રહેલ છે, જે નીચે પ્રમાણે દર્શાવી છેઃ-જેવી રીતે એક જવનો ઢગલો પડયો હોય, તે પ્રસ્થ નામના માપે કરી ભરવા તથા ઠાલવવાવડે માપી શકાય છે, તેજ પ્રમાણે વિશ્વ તથા તૈજસ જાણે પ્રાજ્ઞ નામના માપે કરી પ્રલય તથા ઉત્પત્તિવડે માપી શકાતા હોયની, તેમ રહેલ છે. તે જ રીતે ૐકારને એક વાર બોલ્યા પછી ફરી બોલવામાં આવે છે ત્યારે અકાર અને ઉકાર, પ્રથમ મકારને વિશે પ્રવેશ કરી, પાછા બહાર નિકળી જતા હોયની શું, તેમ લાગે છે. આથી મકારને માપરૂપ કહેવામા આવ્યો છે. બીજું કારણ એ છે કે, પ્રાજ્ઞમાં સર્વ વસ્તુઓ એક ભાવને પામે છે. આ ખુલ્લું છે કે ૐકારનું જ્યારે પુનરાવર્તન કરવામાં આવે છે ત્યારે અકાર અને ઉકાર, મકારને વિશે એકરૂપે થઇ જતા હોય તેમ જણાય છે તથા વિશ્વ અને તૈજસ બન્ને સુષુપ્ત કાળરૂપ પ્રાજ્ઞને વિશે લય થતા જણાય છે. આથી મકારની પ્રાજ્ઞ સાથે સાદૃશ્યતા છે. આવું જ્ઞાન હોનારને કેવા પ્રકારની પ્રાપ્તિ થાય છે, તે કહેવામાં આવે છે. જે આ જાણે છે તે સર્વ વસ્તુને માપવા શક્તિમાન્ થાય છે અર્થાત્ જગતનુ યથાર્થ સ્વરૂપ કેવા પ્રકારનું છે, તે જાણવા શક્તિમાન્ થાય છે. તે આત્માને વિશે સર્વ જાણવા શક્તિમાન્ થાય છે અર્થાત્ તે સર્વ જગતના કારણરૂપ થાય છે. આ પ્રમાણે જ્ઞાન થનારાને ફળની પ્રાપ્તિ કહેવામાં આવી છે. તે કેવળ બ્રહ્મધ્યાનનું સાધન જે ૐકાર, તેની સ્તુતિ અર્થે કહેવામાં આવ્યું છે.

### ગૌડપાદકારિકાના શ્લોકો.

### વિશ્વ તથા અકારમાં વ્યાપકભાવ

विश्वस्यात्वविवक्षायामादिसामान्यमुत्कटम् ।
मात्रासंप्रतिपत्तौ स्यादाप्तिसामान्यमेव च ॥१९॥

શબ્દાર્થ:—વિશ્વની તથા અકારની ઐક્યતાનું મુખ્ય કારણ એ છે કે, બેઉને વિશે આદિ ભાવ રહેલ છે, તેમ જ બન્ને વિશે વ્યાપકપણાનો ભાવ રહેલ છે. (૧૯)

ટીકા:—વિશ્વને અકારની સાથે એકરૂપે કહેવાનું કારણ એ કે, મૂળમાં અર્થાત્ ઉપનિષદને વિશે બન્નેને આદિરૂપ ગણવામાં આવે છે. બીજું કારણ એ કે, વ્યાપ્તિભાવનો ગુણ બેઉમાં એક જ સરખો રહેલો છે. (૧૯)

### તૈજસ તથા ઉકારમાં ઉત્કૃષ્ટભાવ.

तैजसस्योत्वविज्ञान उत्कर्षो दृश्यते स्फुटम् ।
मात्रासंप्रतिपत्तौ स्यादुभयत्वं तथाविधम् ।२०।

શબ્દાર્થ:—તૈજસ તથા ઉકારને વિશે સાદૃશ્યતા કહેવાનું કારણ એ કે, બેઉને વિશે ઉત્કૃષ્ટપણાનો ભાવ રહેલ છે, તેમ જ તેઓ મધ્યમા રહેલ છે. (૨૦)

ટીકા:—તૈજસ તથા ઉ અક્ષરની સાદૃશ્યતાનાં કારણો શ્રેષ્ઠતા તથા મધ્યપણું છે. બાકી પૂર્વની માફક જાણી લેવું (૨૦)

### પ્રાજ્ઞ તથા મકારમાં લયભાવ.

मकारभावे प्राज्ञस्य मानसामान्यमुत्कटम् ।
मात्रासंप्रतिपत्तौ तु लयसामान्यमेव च ॥२१॥

**શબ્દાર્થઃ**–પ્રાજ્ઞ તથા મકારની સાદશ્યતાનું કારણ એ, કે, બેઉમાં માનપણું–પરિમાણપણું એક જ સરખું છે, તેમ જ સર્વ પ્રપંચના સ્વરૂપનો લય ભાવ પણ બેઉમાં સામાન્ય છે. (૨૧)

**ટીકાઃ**–પ્રાજ્ઞને મકારની સાથે એક ગણવાનું કારણ એ કે, બેઉ પ્રમાણરૂપે છે તથા તેને વિશે સર્વ વસ્તુનો લય થાય છે. (૨૧)

## વિશ્વાદિના જ્ઞાતાને થતું ફળ.

**त्रिषु धामसु यत्तुल्यं सामान्य वेत्ति निश्चितः।**
**स पूज्यः सर्वभूतानां वन्द्यश्चैव महामुनि॥२२॥**

**શબ્દાર્થઃ**–જે કોઇ આ ત્રણ અવસ્થાની સાદશ્યતાનું કારણ શું છે તે જાણે છે, તે સર્વ પ્રાણીમાત્રોને વિશે પૂજ્યભાવને પામે છે. તે સર્વવડે વંદ્ય થાય છે તથા તેને મહાન્ મુનિરૂપ ગણવામાં આવે છે. (૨૨)

**ટીકાઃ**–ઉપર પ્રમાણે ત્રણે સ્થાનમાં જે તુલ્યતા તથા સામાન્યતા કહેવાયલી છે, તેને જે કોઇ જાણે છે તે સર્વને વિશે પૂજ્ય, વંદ્ય તથા બ્રહ્મવિત્–બ્રહ્મને જાણનાર થાય છે. (૨૨)

## કાર્યકારણના અભાવની સ્થિતિ.

**अकारो नयये विश्वमुकारश्चापि तैजसम्।**
**मकारश्च पुनः प्राज्ञं नामात्रे विद्यते गतिः॥२३॥**

**શબ્દાર્થઃ**–અકાર માત્રા વિશ્વની સાથે જોડાવે છે, ઉકાર તૈજસની સાથે જોડાવે છે તથા મકાર પ્રાજ્ઞની સાથે જોડાવે છે. પણ જે માત્રાથી રહિત છે, તેને વિશે કર્મ હોતું નથી. (૨૩)

**ટીકાઃ**–આત્માના પાદોને યથોક્ત કારણો આપી, ૐકારની માત્રાઓ સાથે સરખાવ્યા પછી તથા ૐકારના સત્ય સ્વરૂપને પ્રાપ્ત કર્યા પછી, દરેક સાદશ્યતાના કારણનું જ્ઞાન થય પછી કેવા ફળની પ્રાપ્તિ થાય છે, તે વિશે કહેવામાં આવ્યું છે. જો કોઇપણ મનુષ્ય પ્રથમ માત્રાનું ધ્યાન કરે છે તો તેને અકાર વિશ્વની સમીપ લઇ જાય છે અર્થાત્ ૐકારની પ્રથમ માત્રાનું જે ચિંતન કરે છે તે વૈશ્વાનરતુલ્ય થાય છે. તે જ પ્રમાણે ઉકાર માત્રા તૈજસની સાથે તુલ્યતા કરાવે છે તથા મકાર પ્રાજ્ઞની સાથે તુલ્યતા કરાવે છે. મકાર માત્રા ચિત્તમાંથી ગયા પછી બીજા ભાવનો ક્ષય થાય છે તથા શેષમાં માત્રાથી રહિતરૂપ ૐકાર રહે છે. અર્થાત્ અમાત્રારૂપ ૐકારમાં કાર્ય અથવા તો કારણની અવસ્થારૂપ કોઇ પણ ગતિ હોતી નથી. (૨૩)

## મૂળ ઉપનિષદ્.

## બ્રહ્મનો ચતુર્થ પાદ.

**अमात्रश्चतुर्थोऽव्यवहार्यः प्रपञ्चोपशमः शिवोऽद्वैत एवमोंकार आत्मैव संविशत्यात्मना ऽत्मानं य एवं वेद ॥ १२ ॥**

**અન્વયાર્થઃ**–अमात्र=માત્રાથી રહિત, चतुर्थ.–ચતુર્થપાદ, अव्यवहार्य.=વ્યવહારથી રહિત, प्रपञ्चोपशम:=પ્રપંચથી રહિત, शिव:=આનંદરૂપ, अद्वैत:=અદ્વૈતરૂપ, एव=આ રીતે, ॐकार:=ૐકાર, आत्मा=આત્મારૂપ, एव=જ, संविशति=લય કરે છે, आत्मना=આત્માવડે, आत्मान=આત્માનેવિશે, यः=જે, एवं=આ રીતે, वेद=જાણે છે. (૧૨)

**શબ્દાર્થઃ**–ચતુર્થ પાદ અમાત્રારૂપ છે, અવ્યવહાર્ય છે તથા કોઇપણ જાતના પ્રપંચથી રહિત છે. તે કેવળ આનંદમય તથા અદ્વિતીયરૂપ છે. આ ૐકારરૂપ છે. જે કોઇ આત્માને આ પ્રમાણે જાણે છે, તે પોતાના આત્માનો આત્માને વિશે લય કરે છે (૧૨)

**ટીકા**–જેને કોઇ પણ માત્રા નથી, તેને અમાત્ર કહેવામાં આવે છે તથા અમાત્રરૂપ ૐકાર ચતુર્થ પાદ અર્થાત્ શુદ્ધ આત્મારૂપ છે. અભિધાનના સાધનરૂપ વાણી તથા મન તેને જાણવા શક્તિમાન્ નથી, માટે તેને અવ્યવહાર્ય કહેવામાં આવે છે. આ પાદને વિશે સર્વ પ્રપંચનો ક્ષય છે. તે કેવળ શિવ–આનંદરૂપ હોવાથી અદ્વૈત કહેવામાં આવે છે. આ પ્રમાણે સમજવામાં આવેલો ૐકાર ત્રણ માત્રાવાળા તથા ત્રણ પાદવાળા ૐકારના સરખો જ છે. જે કોઇ આ પ્રમ[illegible] છે, તે પોતાના આત્માનો આત્માને [illegible] કરે છે. જેણે સત્ય જ્ઞાન સંપાદન [illegible]

ાર્ય કારણરૂપ સર્વ અવસ્થાનો નાશ કરી, ાત્માની સાથે એકરૂપે થાય છે. આથી તેઓને ંનર્જન્મ થતો નથી. કારણ તુરીયાવસ્થા બીજ ભાવથી રહિત છે. સર્પનું પૂર્ણપણે જ્ઞાન થયા પછી સર્પનો જેવી રીતે રજ્જુને વિશે લય થઇ જાય છે તથા બુદ્ધિ સંસ્કારયુક્ત થવાથી ફરી સર્પની ભ્રાંતિ થતી નથી, તે જ પ્રમાણે જેઓએ અક્ષય જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તેની પણ તે જ પ્રમાણે અવસ્થા થાય છે. જેઓ મંદ અથવા મધ્યમ ંદ્ધિવાળા છે તથા જેઓએ સાધક ભાવ પ્રાપ્ત ર્યો છે અથવા જેઓએ સન્માર્ગ તરફ દોરાઇને ંસારનો ત્યાગ કર્યો છે, તેઓને માત્રા અને ાદિની તુલ્યતાના કારણનું જ્ઞાન ૐકારની ઉપાસના રવાથી બ્રહ્મની પ્રાપ્તિમાં સહાયરૂપે થશે આથી ્ મૂળમાં આશ્રમાસ્ત્રિવિધા હીના ઇત્યાદિ કહેવામાં ાવ્યું છે. (૧૨)

## ગૌડપાદ કારિકાના શ્લોકો.

### ૐકાર તથા પાદની ઐક્યતા.

ોંકારં પાદશો વિદ્યાત્પાદા માત્રા ન સંશયઃ ।
ઓંકારં પાદશો જ્ઞાત્વા ન કિંચિદપિ ચિન્તયેત્ ॥ ૨૪ ॥

શબ્દાર્થઃ—ૐકારને પાદની સાથે એકરૂપે જાણવો જોઇએ તથા પાદોને માત્રારૂપ માનવા જોઇએ. પાદની સાથે ૐકારનું જ્ઞાન થયા પછી કોઇ પણ અન્ય વસ્તુનું ચિંતન કરવું નહિ. (૨૪)

ટીકાઃ—પૂર્વે કહેલ તુલ્યતાના કારણોને લીધે પાદો માત્રારૂપ છે તથા માત્રાઓ પાદોરૂપ છે. ૐકાર પાદોની સાથે એકરૂપે જાણવો આ રીતનું કહેવું યોગ્ય જ છે. જેને આ રીતનું ૐકારનું જ્ઞાન પ્રાપ્ત થયું છે, તે કૃતાર્થ થયેલો હોવાથી, દષ્ટ અથવા અદષ્ટ કોઇ પણ વસ્તુનું તેણે ચિંતન કરવું નહિ. (૨૪)

### મનની પ્રણવમાં યોજના.

યુઞ્જીત પ્રણવે ચેતઃ પ્રણવો બ્રહ્મ નિર્ભયમ્ ।
પ્રણવે નિત્યયુક્તસ્ય ન ભયં વિદ્યતે ક્વચિત્ ॥ ૨૫ ॥

શબ્દાર્થઃ—મનને પ્રણવને વિશે યોજવું જોઇએ કારણ પ્રણવ બ્રહ્મરૂપ તથા નિર્ભયરૂપ છે. આ રીતે પ્રણવમાં જે નિત્ય જોડાયલો હોય છે, તેને કદી ભય રહેતો નથી. (૨૫)

ટીકાઃ—આ પ્રમાણે કહેવામાં આવેલ પરમાર્થરૂપ પ્રણવને વિશે મનને જોડવું જોઇએ અર્થાત્ મનને તેની સાથે એકરૂપે કરવું જોઇએ. કારણ પ્રણવ, નિર્ભય બ્રહ્મરૂપ છે. જે આ પ્રણવને વિશે લાગેલો હોય છે, તેને કંઇ પણ ભય રહેતો નથી. કારણ કે શ્રુતિમાં પણ કહ્યું છે કે, 'विद्वान् न बिभेति कुतश्चन અર્થઃ—જેને પ્રણવ જ્ઞાન—બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું છે, તેને કોઇ તરફથી ભય રહેતો નથી.' (૨૫)

### ૐકારનું સ્વરૂપ.

प्रणवो ह्यपरं ब्रह्म प्रणवश्च परः स्मृतः ।
अपूर्वोऽनन्तरोऽबाह्योऽनपरः प्रणवोऽव्ययः ॥२६॥

શબ્દાર્થઃ—પ્રણવરૂપ ૐકાર અપર બ્રહ્મરૂપે તેમ જ પરબ્રહ્મરૂપે છે. આ પ્રણવ અપૂર્વરૂપ, અનંતર, અબાહ્ય, અનપર (જેનાથી બીજું કોઇ નહિ) તથા અવ્યયરૂપ છે. (૨૬)

ટીકાઃ—પ્રણવરૂપ ૐકાર પરબ્રહ્મરૂપ તેમ જ અપર બ્રહ્મરૂપે છે. આનું તાત્પર્ય એ છે કે, માત્રા તથા પાદોનો ત્યાગ કર્યા પછી શેષરૂપ જે શુદ્ધ આત્મા છે, તે પરબ્રહ્મરૂપે છે. તેને અપૂર્વરૂપ કહેવામાં આવે છે. કારણ કે આ કારણરૂપ પરમાત્માની પૂર્વે કોઇ પણ વસ્તુ અસ્તિત્વમાં હોતી નથી આ પરમાત્માનેવિશે અંતર અર્થાત્ ભિન્ન જાતિપણું હેતું નથી, માટે તેને અનંતર કરી કહેવામાં આવે છે. પરમાત્માથી બાહ્ય કોઇ પણ વસ્તુ હોતી નથી, માટે તેને અબાહ્ય કરી કહેવામાં આવે છે પરમાત્મામાં અપર કાર્યનો અભાવ હોવાથી તેને અનપર કરી કહેવામાં આવે છે. સમુદ્રના જળને વિશે લવણ સર્વત્ર વ્યાપીને રહેલ છે, તેમ જ કાર્ય અને કારણના સર્વ સંબંધો આ અજને વિશે વ્યાપીને રહેલા છે. (૨૬)

### આત્મભાવનું સાધન.

सर्वस्य प्रणवो ह्यादिर्मध्यमन्तस्तथैव च ।
एवं हि प्रणवं ज्ञात्वा व्यश्नुते तदनन्तरम् ॥ २७ ॥

શબ્દાર્થ.-ૐકારરૂપ પ્રણવ સર્વના આદિરૂપ, મધ્યરૂપ તથા અંતરૂપ છે આ પ્રમાણે ૐકારરૂપ પ્રણવને જાણ્યા પછી મનુષ્ય આત્મભાવને પ્રાપ્ત થાય છે. (૨૭)

ટીકા.-પ્રણવ આદિ, મધ્ય તથા અંતરૂપે છે અર્થાત્ તે સર્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લયરૂપ છે. એટલે કે માયારૂપ હસ્તી રજ્જુરૂપ સર્પ, મૃગતૃષ્ણિકા તથા સ્વપ્નાદિ જે કાંઇ ઉત્પન્ન થાય છે, તે સઘળાનું કારણ જેમ માયાવી આદિ વસ્તુઓ હોય છે, તેમ આકાશ છે આદિને વિશે જેના, એવા સર્વ પ્રપંચના કારણરૂપ પ્રણવ છે પ્રણવરૂપ આત્માને આ પ્રમાણે, જે ક્ષણે માયાવી આદિના સ્થાને, જાણવામાં આવે છે, તે જ ક્ષણે મનુષ્ય આત્મભાવને પ્રાપ્ત થાય છે (૨૭)

### ૐકારની સર્વવ્યાપકતા.

प्रणवं ह्यीश्वरं विद्यात्सर्वस्य हृदि संस्थितम्।
सर्वव्यापिनमोंकारं मत्वा धीरो न शोचति॥

શબ્દાર્થ.-ૐકારરૂપ પ્રણવને ઇશ્વરરૂપ જાણવો જોઇએ તથા તે પ્રણવ સર્વના હૃદયને વિશે રહેલ છે અધિકારી આ પ્રણવને સર્વવ્યાપી માનવાથી તે કદી શોચને પામતો નથી (૨૮)

ટીકા-સર્વ પ્રાણીમાત્રની સ્મૃતિ તથા પ્રત્યયના સ્થાનરૂપ હૃદયને વિશે અંતર્યામી ઇશ્વરરૂપે પ્રણવને માનવો જોઇએ આકાશની માફક ૐકારને સર્વ-વ્યાપી જાણવાથી બુદ્ધિમાન્ પુરૂષ શોચને પ્રાપ્ત થતો નથી કારણ કે શોકના કારણરૂપ દ્વૈતભાવ તેને વિશે રહેતો નથી શ્રુતિમાં પણ કહ્યું છે કે, 'तरति शोकमात्मवित् અર્થ -જેને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું છે, તે અનેક પ્રકારના શોકોનો ત્યાગ કરે છે' (૨૮)

### મુનિનો અર્થ.

अमात्रोऽनन्तमात्रश्च द्वैतस्योपशमः शिवः।
ओंकारो विदितो येन स मुनिर्नेतरो जनः॥

શબ્દાર્થ -અમાત્ર ૐકારને અનંતમાત્રા, સર્વ દ્વૈતભાવના ઉપશમસ્થાનરૂપ તથા આનંદરૂપ જે મનુષ્ય જાણે છે, તેને મુનિ કરી કહેવામાં આવે છે, પણ અન્યને નહિ (૨૯)

ટીકા -અમાત્રને તુરીય કહેવામાં આવે તથા તે ૐકારરૂપ છે માત્રાનો અર્થ માપ થાય વિચારમાં પણ નહિ આવે એવી વસ્તુના માપ જે હોય, તેને અનંતમાત્ર કરી કહેવામાં આવે ટુંકમાં કહીએ તો અમાત્ર ૐકાર એવો છે જેના વિસ્તૃતપણાનો નિશ્ચય કરી શકાતો ન (અમાત્ર ૐકાર આત્મારૂપ હોવાથી તેને અનં માત્ર કરી કહેવામાં આવે છે) તે આનંદરૂપ કારણ તેને વિશે કોઇપણ પ્રકારના દ્વૈતભાવ અભાવ હોય છે જેણે ઉપર વર્ણવ્યા પ્રમા ૐકારને સંપાદન કર્યો છે, તે ખરેખર મુનિ તથા અન્ય જે કે સર્વ વિદ્યામાં કુશળ હોય, તે મુનિ કહેવાતો નથી (૨૯)

## (૨) *વૈતથ્ય પ્રકરણ.

### ગૌડપાદકારિકાના શ્લોકો.

### સ્વપ્નના ભાવો મિથ્યા.

वैतथ्यं सर्वभावानां स्वप्न आहुर्मनीषिणः।
अन्तःस्थानात्तु भावानां संवृतत्वेन हेतुना॥

શબ્દાર્થ -વિવેકી પુરૂષો એમ કહે છે કે સ્વપ્નમાં જે કાંઇ જોવામાં આવે છે, તે કેવળ મિથ્યા છે આ સર્વ જોવામાં આવતા ભાવો દેહની મધ્યમાં રહેલી નાડીઓને વિશે થતા હોવાથી તેઓનું સ્થાન શરીરને વિશે છે (૧)

ટીકા:-ૐ પૂર્વે કહેવામાં આવ્યું છે કે, જ્ઞાનની પ્રાપ્તિ પછી દ્વૈતભાવ રહેતો નથી તથા

*જાગ્રતાદિ અવસ્થાઓના સર્વ ભાવો વૈતથ્ય અર્થાત્ મિથ્યા છે તથા તે સંબંધી આમાં વિવેચન હોવાથી આ બીજા પ્રકરણને વૈતથ્ય પ્રકરણ કરી કહેવામાં આવ્યું છે

કાર્ય કારણરૂપ સર્વ અવસ્થાનો નાશ કરી, આત્માની સાથે એકરૂપે થાય છે. આથી તેઓને પુનર્જન્મ થતો નથી. કારણ તુરીયાવસ્થા બીજ ભાવથી રહિત છે. સર્પનું પૂર્ણપણે જ્ઞાન થયા પછી સર્પનો જેવી રીતે રજ્જુને વિશે લય થઇ જાય છે તથા બુદ્ધિ સંસ્કારયુક્ત થવાથી ફરી સર્પની ભ્રાંતિ થતી નથી, તે જ પ્રમાણે જેઓએ અક્ષય જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તેની પણ તે જ પ્રમાણે અવસ્થા થાય છે. જેઓ મંદ અથવા મધ્યમ બુદ્ધિવાળા છે તથા જેઓએ સાધક ભાવ પ્રાપ્ત કર્યો છે અથવા જેઓએ સન્માર્ગ તરફ દોરાઇને સંસારનો ત્યાગ કર્યો છે, તેઓને માત્રા અને પાદોની તુલ્યતાના કારણનું જ્ઞાન ૐકારની ઉપાસના કરવાથી બ્રહ્મની પ્રાપ્તિમાં સહાયરૂપે થશે આથી જ મૂળમાં आश्रमाश्चिविधा हीना ઇત્યાદિ કહેવામાં આવ્યું છે. (૧૨)

## ગૌડપાદ કારિકાના શ્લોકો.

### ૐકાર તથા પાદની ઐક્યતા.

ओंकारं पादशो विद्यात्पादा मात्रा न संशयः ।
ओंकारं पादशो ज्ञात्वा न किंचिदपि चिन्तयेत् ॥ २४ ॥

શબ્દાર્થઃ–ૐકારને પાદની સાથે એકરૂપે જાણવો જોઇએ તથા પાદોને માત્રારૂપ માનવા જોઇએ. પાદની સાથે ૐકારનું જ્ઞાન થયા પછી કોઇ પણ અન્ય વસ્તુનું ચિંતન કરવું નહિ. (૨૪)

ટીકાઃ–પૂર્વે કહેલ તુલ્યતાના કારણોને લીધે પાદો માત્રારૂપ છે તથા માત્રાઓ પાદોરૂપ છે. ૐકાર પાદોની સાથે એકરૂપે જાણવો આ રીતનું કહેવું યોગ્ય જ છે. જેને આ રીતનું ૐકારનું જ્ઞાન પ્રાપ્ત થયું છે, તે કૃતાર્થ થયેલો હોવાથી, દષ્ટ અથવા અદષ્ટ કોઇ પણ વસ્તુનું તેણે ચિંતન કરવું નહિ. (૨૪)

### મનની પ્રણવમાં યોજના.

युञ्जीत प्रणवे चेतः प्रणवो ब्रह्म निर्भयम् ।
प्रणवे नित्ययुक्तस्य न भयं विद्यते क्वचित् ॥ २५ ॥

શબ્દાર્થઃ–મનને પ્રણવને વિશે યોજવું જોઇએ. કારણ પ્રણવ બ્રહ્મરૂપ તથા નિર્ભયરૂપ છે. આ રીતે પ્રણવમાં જે નિત્ય જોડાયલો હોય છે, તેને કદી ભય રહેતો નથી. (૨૫)

ટીકાઃ–આ પ્રમાણે કહેવામાં આવેલ પરમાર્થરૂપ પ્રણવને વિશે મનને જોડવું જોઇએ અર્થાત્ તેને તેની સાથે એકરૂપે કરવું જોઇએ. કારણ પ્રણવ નિર્ભય બ્રહ્મરૂપ છે. જે આ પ્રણવને વિશે લાગેલો રહે છે, તેને કંઇ પણ ભય રહેતો નથી. કારણ કે શ્રુતિએ પણ કહ્યું છે કે, 'विद्वान् न बिभेति कुतश्चन એટલે જેને પ્રણવ જ્ઞાન–બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું છે, તેને કોઇ તરફથી ભય રહેતો નથી.' (૨૫)

### ૐકારનું સ્વરૂપ.

प्रणवो ह्यपरं ब्रह्म प्रणवश्च परः स्मृतः ।
अपूर्वोऽनन्तरोबाह्योऽनपरः प्रणवोऽव्ययः ॥

શબ્દાર્થઃ–પ્રણવરૂપ ૐકાર અપર બ્રહ્મરૂપ તેમ જ પરબ્રહ્મરૂપે છે. આ પ્રણવ અપૂર્વરૂપ, અનંતર, અબાહ્ય, અનપર (જેનાથી બીજું કોઇ નહિ) તથા અવ્યયરૂપ છે. (૨૬)

ટીકાઃ–પ્રણવરૂપ ૐકાર પરબ્રહ્મરૂપ તેમ જ અપર બ્રહ્મરૂપે છે. આનું તાત્પર્ય એ છે કે, માત્રા તથા પાદોનો ત્યાગ કર્યા પછી શેષરૂપ જે શુદ્ધ આત્મા છે, તે પરબ્રહ્મરૂપે છે. તેને અપૂર્વરૂપ કહેવામાં આવે છે. કારણ કે આ કારણરૂપ પરમાત્માની પૂર્વે કોઇ પણ વસ્તુ અસ્તિત્વમાં હોતી નથી આ પરમાત્માનેવિશે અંતર અર્થાત્ ભિન્ન જાતિપણું હેતું નથી, માટે તેને અનંતર કરી કહેવામાં આવે છે. પરમાત્માથી બાહ્ય કોઇ પણ વસ્તુ હોતી નથી, માટે તેને અબાહ્ય કરી કહેવામાં આવે છે પરમાત્મમાં અપર કાર્યનો અભાવ હોવાથી તેને અનપર કરી કહેવામાં આવે છે. સમુદ્રના જળને વિશે લવણ સર્વત્ર વ્યાપીને રહેલ છે, તેમ જ કાર્ય અને કારણના સર્વ સંબંધો આ અજને વિશે વ્યાપીને રહેલા છે. (૨૬)

### આત્મભાવનું સાધન.

सर्वस्य प्रणवो ह्यादिर्मध्यमन्तस्तथैव च ।
एवं हि प्रणवं ज्ञात्वा व्यश्नुते तदनन्तरम् ॥ २७ ॥

મિથ્યારૂપ છે. જો કે આ ભાવો મિથ્યા છે, છતાં આત્માને નહિ ઓળખનારા મંદ પુરુષો તેને તત્વરૂપે માને છે. (૬)

**સ્વપ્નમાં પ્રયોજનતાનો અભાવ.**

सप्रयोजनता तेषां स्वप्ने विप्रतिपद्यते ।
तस्मादाद्यन्तवत्त्वेन मिथ्यैव खलु ते स्मृताः ॥

શબ્દાર્થ:-જાગ્રતાવસ્થાના ભાવોની જે પ્રયોજનતા હોય છે, તે સ્વપ્નમાં જરા પણ હોતી નથી. આથી તે ભાવો આદિ તથા અંતવાળા હોવાથી ખરેખર મિથ્યા છે. (૭)

ટીકા:-સ્વપ્નના ભાવની માફક જાગ્રતાવસ્થાના ભાવ પણ અસત્ય છે, એમ કહેવું યોગ્ય નથી. કારણ કે અન્નપાન વાહનાદિરૂપ જાગ્રતના ભાવો ક્ષુધા પિપાસાદિની નિવૃત્તિ કરનારળા છે, તેમજ જવું આવવું આદિ કાર્ય પ્રયોજનયુક્ત જોવામા આવે છે. પણ સ્વપ્નના ભાવોનું આ પ્રમાણે હોતું નથી. માટે સ્વપ્નના વિષયોની માફક જાગ્રતના વિષયો અસત્ય છે, એમ કહેવું તે કેવળ મનોરથમાત્ર છે. આ પ્રમાણે નથી કારણ કે અન્નપાનાદિની પ્રયોજનતા, જે જાગ્રતાવસ્થામા જોવામાં આવે છે, તે સ્વપ્નમા ફેરફાર થાય છે. જાગ્રતાવસ્થામાં એક મનુષ્ય અન્નનું ભક્ષણ કરી પોતાની ક્ષુધા શાંત કર્યા પછી તથા જળપાન કરી પોતાની તૃષા મટાડ્યા પછી શયન કરે છે, છતાં સ્વપ્નમાં તે પોતાના આત્માને કેટલાક દિવસ તથા રાત સુધી ક્ષુધા તથા પિપાસાથી પીડિત માને છે. આથી ઉલટું પણ કેટલીકવાર બને છે. સ્વપ્નમા અન્નપાનાદિવડે એક મનુષ્ય તૃપ્ત થયા પછી જ્યારે તે જાગૃત થાય છે ત્યારે તે પોતાને ક્ષુધા તથા તૃષાથી પીડિત માને છે આથી ખુલ્લું છે કે, પ્રયોજનતાને લીધે જાગ્રતાવસ્થાના ભાવોનું સત્યપણુ માનવું ખોટું છે. માટે સ્વપ્નાવસ્થાના ભાવોના મિથ્યાપણાની માફક જાગ્રતાવસ્થાના ભાવોનું મિથ્યાપણું સિદ્ધ થાય છે. બન્ને અવસ્થાઓને વિશે આદિ તથા અંત સામાન્યરૂપે રહેવા હોવાથી બેઉ પ્રકારના ભાવોનું મિથ્યાપણું સિદ્ધ થાય છે. (૭)

અનુભવ રહિત ભાવોનું સ્વપ્નમાં જોવું.

अपूर्वं स्थानिधर्मो हि यथा स्वर्गनिवासिनाम् ।
तानयं प्रेक्षते गत्वा यथैवेह सुशिक्षितः ॥८॥

શબ્દાર્થ:-જે સ્વર્ગમાં રહેતા હોય છે તથા તેઓને જે વસ્તુ અનુભવમાં આવે છે, તેની માફક સ્વપ્નનો ભાવ કેટલીકવાર અનુભવમાં આવની સ્થિતિનું પણ ઉલ્લંઘન કરે છે, તે કેવળ સ્વપ્નદ્રષ્ટાનો ધર્મ છે. જાણે આ લોકમાં અનુભવ મેળવેલો હોય, તેમ દ્રષ્ટા સ્વપ્નસ્થાનને પામી, ભિન્ન ભિન્ન વિષયોને જુવે છે. (૮)

ટીકા:-જાગ્રતવસ્થાના ભાવોની, સ્વપ્નાવસ્થાના ભાવ સાથે સાદૃશ્યતા હોવાથી જાગ્રતના ભાવોને અસત્ય કહેવા યોગ્ય નથી. કારણ દૃષ્ટાંત પોતાના દાર્ષ્ટાંતિકની સાથે મળતું આવતું નથી. સ્વપ્નના ભાવો જાગ્રતમા અનુભવાતા ભાવોની સાથે કેટલીક વખત નથી મળતા આવતા સ્વપ્નમાં અનુભવાતા પદાર્થોનું પણ ઉલ્લંઘન કરનારા ભાવોનું મનુષ્ય દર્શન કરે છે. જેમકે તે પોતાને આઠ હાથવાળો માને છે તથા પોતે ચાર સૂંઢવાળા હાથીપર બેઠો હોય છે. જાગ્રતની આ સર્વ વસ્તુઓ કોઇ અસત્ વસ્તુની માફક હોતી નથી અને તેથી તેઓ પોતે સત્રૂપે છે. આથી આપવામાં આવેલું દૃષ્ટાંત યોગ્ય નથી એમ કહ્યું છે. આથી એમ અનુમાન નહિ કરી શકાય કે, સ્વપ્નના ભાવની માફક જાગ્રતના ભાવ અસત્ છે. સ્વપ્નમાં જે જોવામાં આવે છે તે અપૂર્વ છે, એમ જે માનવામાં આવે છે તે સ્વત:સિદ્ધ નથી, પણ સ્વપ્નવડે સ્થિત થયેલા દ્રષ્ટાની માત્ર આ સ્થિતિ છે. અર્થાત્ સ્વપ્નાવસ્થાવડે રહેલી દ્રષ્ટાના આવિર્ભાવની રીતિ છે, પણ તેને નૈસર્ગિક શક્તિ હોતી નથી. જેમ સ્વર્ગમાં રહેતા ઇન્દ્રાદિકોને સહસ્ર ચક્ષુઓ હોય છે, તેજ પ્રમાણે અપૂર્વ ધર્મ પણ સ્વપ્નદ્રષ્ટાની સ્થિતિરૂપ છે તે દ્રષ્ટાના સ્વરૂપની માફક સ્વત: સિદ્ધ નથી. આ પ્રમાણેના અપૂર્વ ચિત્તના વિકલ્પોને સ્વપ્નદ્રષ્ટા સ્વપ્નના સ્થાનને પામી જુવે છે. જેવી રીતે આ લોકમા કોઇ સુશિક્ષિત મનુષ્ય સુપ્રસિદ્ધ માર્ગે કરી એક સ્થાનમાંથી બીજા સ્થાન પ્રતિ જાય, તે સ્થાનવિશે રહેલ પદાર્થોનું નિરીક્ષણ

કરે છે, તે જ રીતે દ્રષ્ટા સ્વપ્નના ભાવોનું નિરીક્ષણ કરે છે. જેમ રજ્જુ, સર્પ તથા મૃગતૃષ્ણિકાદિ દ્રષ્ટાના ધર્મો હોવાથી મિથ્યા છે, તેજ રીતે સ્વપ્નના અપૂર્વ ભાવ પણ દ્રષ્ટાના ધર્મરૂપ અર્થાત્ સ્થિતિના પરિણામરૂપ હોવાથી મિથ્યા છે. આથી જે દૃષ્ટાંત આપવામાં આવ્યું છે, તે યોગ્યજ છે (૮)

**સ્વપ્ન જાગ્રતના સર્વ ભાવોનું મિથ્યાપણું.**

स्वप्नवृत्तावपि त्वन्तश्चेतसा कल्पितं त्वसत् ।
बहिश्चेतोगृहीतं सद्दृष्टं वैतथ्यमेतयोः ॥९॥

શબ્દાર્થ:-પણ મનની અંદર જે કાંઇ કલ્પના થાય છે, તે અસતરૂપ છે. બાહ્ય વિષય જે કાંઇ ચેતનવડે ગ્રહણ કરવામાં આવે છે, તે સતરૂપ છે. તેમ છતા બેઉનું વૈતથ્ય-મિથ્યાપણું જોવામાં આવે છે (૯)

ટીકા:-સ્વપ્ન અપૂર્વ ભાવ સંબંધી શંકાનું નિરાકરણ કરી, સ્વપ્નના ભાવની સાથે જાગ્રતના ભાવની તુલ્યતા ફરી દર્શાવવામાં આવે છે. સ્વપ્નવિશે પણ જે કાંઇ માનસિક સંકલ્પ થાય છે, તે અસતરૂપ છે. કારણ કે સંકલ્પ થયા પછી તુરતજ પાછું તેનું અદર્શન થાય છે. તેજ પ્રમાણે બાહ્ય ઇંદ્રિયોવડે જાણવા યોગ્ય વિષયો જેવા કે, ઘટાદિ ચક્ષુરાદિ દ્વારે કરી ઉપલબ્ધ થાય છે, તેથી તેઓને સતરૂપે માનવામાં આવ્યા છે. આ પ્રમાણે અગર જોકે સ્વપ્નના સઘળા ભાવ અસતરૂપે માનવામાં આવે છે, છતાં મનવડે કલ્પિત સ્વપ્નના તેમજ જાગ્રતના સર્વે ભાવોનુ વૈતથ્ય (મિથ્યાપણું) છે. (૯)

जाग्रद्वृत्तावपि त्वन्तश्चेतसा कल्पितं त्वसत् ।
बहिश्चेतोगृहीतं सद्युक्तं वैतथ्यमेतयोः ॥१०॥

શબ્દાર્થ:-જાગ્રતમાં પણ મનની અંદર જે કાંઇ કલ્પના થાય છે તે અસતરૂપ છે તથા બાહ્ય વસ્તુ જે ચેતનથી ગ્રહણ કરવામાં આવે છે તે સતરૂપ કહેવાય છે, છતાં તે અસત્ અને સત્ એકનું મિથ્યાપણું છે. (૧૦)

ટીકા-અંતર તથા બાહ્ય ઇન્દ્રિયની કલ્પનાવડે સતરૂપ વસ્તુનું તેમજ અસતરૂપ વસ્તુનું વૈતથ્ય છે. (૧૦)

**કલ્પના ઉત્પન્ન કરનાર કોણ ?**

उभयोरपि वैतथ्यं भेदानां स्थानयोर्यदि ।
क एतान्बुध्यते भेदान्को वै तेषां विकल्पकः ॥

શબ્દાર્થ.-જો બન્ને અવસ્થામાં અર્થાત્ જાગ્રત અને સ્વપ્ન અવસ્થામાં ભેદોનું વૈતથ્ય છે, છતાં આ ભેદને કોણ જાણે છે તથા તેને ઉત્પન્ન કરનાર કોણ છે ?

ટીકા:—વાદી પ્રશ્નના આકારે અહીં પૂછે છે. જાગ્રત તથા સ્વપ્ન આ બેઉ અવસ્થાઓને વિશે જો ભેદોનું વૈતથ્ય ખરેખરૂં જ હોય તો આ આંતર તેમજ બાહ્ય ચેતન કલ્પનાઓને કોણ જાણે છે ? તેઓને ઉત્પન્ન કરનાર કોણ છે ? અર્થાત્ સ્મૃતિ અને જ્ઞાનના આલંબનરૂપ કોણ છે ? જો તમે એમ કહો કે, કોઇ પણ વસ્તુ તેના આલંબનરૂપે નથી, તો તેપરથી તમોને એવા અનુમાનપર આવવું પડશે કે, આત્મા છેજ નહિ. (૧૧)

**આત્મામાં કલ્પનાનું કર્તાપણું.**

कल्पयत्यात्मनाऽऽत्मानमात्मा देवः स्वमायया ।
स एव बुध्यते भेदानिति वेदान्तनिश्चयः ॥

શબ્દાર્થ:-પ્રકાશરૂપ આત્મા પોતાની માયા શક્તિદ્વારા આત્માવડે આત્માની કલ્પના કરે છે. સર્વ ભેદોનો જાણનાર તે જ એક છે. આ રીતનો વેદાન્તનિશ્ચય છે. (૧૨)

ટીકા:-સ્વયંજ્યોતિ આત્મા પોતે આત્માને વિશે હવે પછી કહેવામાં આવતા એવા ભેદની કલ્પના કરે છે જેવી રીતે રજ્જુને સ્થાને સર્પ જોવામાં આવે છે, તે જ પ્રમાણે માયાશક્તિવડે આત્માવિશે આ ભેદ જોવામાં આવે છે. આ રીતનો વેદાન્તનિશ્ચય છે જ્ઞાન તથા સ્મૃતિના આશ્રયરૂપ અન્ય કોઇ પણ વસ્તુ હોતી નથી તથા જેમ વૈનાશિકોનું માનવું છે, તેમ જ્ઞાન તથા સ્મૃતિ નિરાલંબને વિશે રહી શકે નહિ.

### ચિત્ત સંકલ્પનો ક્રમ.

विकारोत्यपरान्भावानन्तश्चित्ते व्यवस्थितान्।
नियतांश्च वहिश्चित्त एवं कल्पयते प्रभुः ॥१३॥

શબ્દાર્થઃ-પ્રભુ અર્થાત્ આત્મા લૌકિક પદાર્થોને તથા અંતશ્ચિત્તને વિશે રહેલા અવ્યાકૃત ભાવોને અનેક પ્રકારના કરે છે તથા આત્મા બહિશ્ચિત્તવાળો હોવા છતાં આ પ્રમાણેની કલ્પના કરે છે. ( ૧૩ )

ટીકાઃ-કેવા પ્રકારે આત્મા સંકલ્પ કરે છે. તે આ શ્લોકમાં દર્શાવવામાં આવ્યું છે. મૂળમાં 'વિકરોતિ-અનેક પ્રકારના કરે છે' આ વડે એમ દર્શાવવામાં આવે છે કે, આત્મા પોતાને વિશે અનેક પ્રકારે વિભક્ત થાય છે. આત્મા પોતે લૌકિક પદાર્થરૂપે અર્થાત્ શબ્દાદિરૂપે તથા અંતશ્ચિત્તવાળો થઇ વાસનાઓરૂપે થાય છે જ્યારે આત્મા બાહ્ય એવા વ્યવહાર યોગ્ય પદાર્થોની કલ્પના કરે છે ત્યારે તે વાસનાઓને કરે છે તથા જ્યારે અંતશ્ચિત્તવાળો થાય છે ત્યારે તે અંતશ્ચિત્તવાળા ભિન્ન ભિન્ન મનોરથોની કલ્પના કરે છે. અહીં પ્રભુનો અર્થ આત્મા થાય છે. આનંદગિરિ આના સંબંધમાં એક દૃષ્ટાંત આપે છે જેમ લોકોને વિશે કુંભાર અથવા વણકર ઘટ અથવા પટ કાર્યને કરવાની ઇચ્છાવાળો થાય છે, ત્યારે પ્રથમ વ્યવહારને અયોગ્ય વ્યક્તિનો બુદ્ધિ વિશે આવિર્ભાવ કરી, પછીથીજ તે કાર્યને નામ રૂપાદિવડે સંપાદન કરે છે, તે જ પ્રમાણે આદિકર્તા આત્મા, માયા લક્ષણવાળા પોતાના ચિત્તને વિશે નામ તથા રૂપે કરી અવ્યક્ત રહેલા તથા ઉત્પન્ન કરવા યોગ્ય પદાર્થોને સરજવારૂપે મનમાં નિશ્ચય કરી, પછી બાહ્ય સાધારણ રૂપવડે તેને વ્યક્ત કરે છે. ( ૧૩ )

### જાગ્રતના પદાર્થ પણ અસતરૂપ.

चित्तकाला हि येऽन्तस्तु द्वयकालाश्च ये वहिः॥
कल्पिता एव ते सर्वे विशेषो नान्यहेतुकः ॥१४॥

શબ્દાર્થઃ-જે અંદરને વિશે ( સ્વપ્નને વિશે ) રહેલા ચિત્તકાળવાળા પદાર્થો છે, તેમ જ જેઓ બાહ્ય દ્વયકાળવાળા પદાર્થો છે, તે સર્વે કેવળ કલ્પના માત્ર જ છે. તેઓ વચ્ચે રહેલી વિશેષતા કોઇ પણ પ્રકારના હેતુવાળી નથી. (૧૪)

ટીકાઃ-ચિત્તની કલ્પના સર્વ સ્વપ્નવત્ છે. આના સંબંધમાં આ શ્લોક વિશે શંકા કરવામાં આવે છે. કારણ કે બાહ્યના પદાર્થો, જેઓ એક બીજાથી પરિચ્છેદવાળા છે, તે મનના સંકલ્પોની માફક હોતા નથી તથા તેઓનું ગ્રહણ જનવડે થઇ શકે છે આ રીતની આશંકા યુક્ત નથી. જે સમયે મન અસ્તિત્વમાં છે, તેટલા સમયના કરતાં અન્ય સમય સાથે જે પદાર્થોનો સંબંધ હોતો નથી, તેને ચિત્તકાલ કહેવામાં આવે છે. અર્થાત્ આ પદાર્થ એવા છે કે, જેઓ જાણવામાં આવેલા હોવાથી અસ્તિત્વરૂપે હોય એમ જાણે છે કાલનો ભેદ છે જેને વિશે, એવા જે પદાર્થો મનની બહાર-જાગ્રતાવસ્થામાં ઉપલબ્ધ થાય છે, તે દ્વયકાલવાળા કહેવામાં આવે છે. તે પદાર્થો પૂર્વ તથા અપરકાળે કરી પરિછિન્ન છે અર્થાત્ ભિન્નકાળ વિશે અવિચ્છિન્નપણાવડે તેઓનું જ્ઞાન થાય છે. આના દૃષ્ટાંતમાં ગાયનો દાખલો આપવામાં આવ્યો છે. જો આપણે એમ કહીએ કે, તે ગાયના દોહતા સુધી બેસે છે તો તેનો ભાવ એટલો થાય છે કે, જ્યાં સુધી તે બેસે છે ત્યાં સુધી તે ગાયને દુહે છે અથવા જ્યાં સુધી તે ગાયને દુહે છે ત્યાં સુધી તે બેસે છે. આના બીજાં દૃષ્ટાંતો નીચે પ્રમાણે છેઃ-" આટલું જ છે, " 'તે આ રીતનો જ છે.' આ રીતે જે ભાવોને વિશે પરિછેદ તથા પરિછેદક ભાવ રહેલો હોય છે, તેને દ્વય કાલવાળા કહેવામાં આવે છે. આ રીતે અંતઃચિત્તકાળવાળા પદાર્થો અર્થાત્ જાગ્રતના પદાર્થો કેવળ મિથ્યારૂપ છે. દ્વયકાળવાળા બાહ્ય પદાર્થમાં કલ્પના વિના કોઇ પણ રીતની વિશેષતા નથી આ રીતે હોવાથી સ્વપ્નનું દૃષ્ટાંત અહીં પણ લાગુ પડે છે ( ૧૪ )

अव्यक्ता एव येऽन्तस्तु स्फुटा एव च ये वहिः।
कल्पिता एव ते सर्वे विशेषस्त्विन्द्रियान्तरे ॥

શબ્દાર્થ -જે પદાર્થો અવ્યક્તરૂપ ચિત્તને વિશે રહેલા હોવાથી સૂક્ષ્મરૂપે છે તથા જે પદાર્થો બાહ્ય તથા વ્યક્ત હોવાથી સ્થૂલ સ્થિતિમાં રહેલા છે, તે સર્વ પદાર્થો કેવળ કલ્પના માત્ર છે. જે કોઇ વિશેષતા છે, તે કેવળ જાણવાના સાધનરૂપ ઇન્દ્રિયને વિશે છે. ( ૧૫ )

ટીકાઃ-અગર જો કે વાસનાવડે ઉત્પત્તિને પામેલા પદાર્થો આંતરિક હોવાથી અવ્યક્ત તથા સૂક્ષ્મ છે અને બાહ્યના પદાર્થો જો કે વ્યક્ત તથા સ્થૂલ છે, છતાં બન્ને વચ્ચેની ભિન્નતા બાહ્ય ચક્ષુઆદિ ઇન્દ્રિયના સાધનવડે ઉત્પન્ન થયેલ છે, પણ આ વિશેષતા વસ્તુના ખરા અસ્તિત્વવડે કરવામાં આવેલ નથી. કારણ સ્વપ્નનો ભાવ પણ જેટલા સમય સુધી સ્વપ્ન રહે છે, તેટલા સમય સુધી જાગ્રતની માફક સત્ય જેવો જ ભસે છે. આ વિશેષતા કેવળ ઇન્દ્રિયવડે જ કરવામાં આવી છે. માટે જાગ્રતના ભાવ પણ સ્વપ્નની માફક કેવળ અસત્યરૂપે જ છે.

### જ્ઞાન પ્રમાણે જીવને થતી સ્મૃતિ.

जीवं कल्पयते पूर्वं ततो भावान्पृथग्विधान्।
बाह्यानाध्यात्मिकांश्चैव यथाविद्यस्तथास्मृतिः॥

શબ્દાર્થઃ-બાહ્ય તેમ જ આધ્યાત્મિક અનેક પ્રકારના ભાવોની કલ્પના પ્રથમ જીવને લીધે થાય છે. જેવી રીતનું જીવને જ્ઞાન હોય છે, તે જ પ્રકારે તેને સ્મૃતિ થાય છે. (૧૬)

ટીકાઃ-નિમિત્ત તેમ જ નૈમિત્તિકની સાથે સંબંધ રાખનારા બાહ્ય તથા આધ્યાત્મિક ભાવોની કલ્પનાનું કારણ શું છે? આ સંબંધી આ શ્લોકમાં વિવેચન આપવામાં આવ્યું છે. 'આ હું કરૂં છું, આ સુખ મને થાય છે તથા આ દુઃખ મને થાય છે,' આ પ્રમાણેની પ્રતીતિને લીધે હેતુ તથા ફલના લક્ષણવાળો જીવ કહેવામાં આવે છે. આત્મા તો આ પ્રમાણેના સંકલ્પથી રહિત શુદ્ધરૂપે છે. રજ્જુને વિશે જેમ સર્પની ભ્રાંતિ થાય છે, તેમ આત્મામાં જીવના સંકલ્પ જોવામાં આવે છે. જીવ ક્રિયા, કારક તથા ફળના ભેદવાળો હોવાથી, તે બાહ્ય તથા આધ્યાત્મિક પ્રાણાદિરૂપ ભાવોની કલ્પના કરે છે. આ પ્રમાણે સંકલ્પ થવાનું કારણ શું છે, તે કહેવામાં આવ્યું છે. સર્વ પ્રકારની કલ્પનાવિશે અધિકારવાળો આ સ્વયંકલ્પિત જીવ, જે પ્રકારની વિદ્યા હોય છે, તેવા પ્રકારની તેને સ્મૃતિ થાય છે. હેતુની કલ્પનાનું વિજ્ઞાન થવા પછી તેને ફલનું વિજ્ઞાન થાય છે. ત્યાર પછી સ્મૃતિ, હેતુ તથા ફળ એ બેવડે યુક્ત થાય છે. ત્યાર પછી વિજ્ઞાન, તે પછી ક્રિયા, કારક તથા ફળ યુક્ત અનેક પ્રકારનાં વિજ્ઞાનો થાય છે. વિજ્ઞાનમાંથી સ્મૃતિ થાય છે તથા સ્મૃતિમાંથી વિજ્ઞાન અને આ પ્રમાણે બાહ્ય અને આધ્યાત્મિકોની અનેક પ્રકારની કલ્પનાઓ થયા કરે છે. (૧૬)

### આત્માની અનેક કલ્પનાઓ.

अनिश्चिता यथा रज्जुरन्धकारे विकल्पिता।
सर्पधारादिभिर्भावैस्तद्वदात्मा विकल्पितः॥

શબ્દાર્થઃ-રજ્જુ, કે જેનો નિશ્ચય નથી કરવામાં આવ્યો, તેની અંધકારને વિશે સર્પ તથા જળધારાદિ ભાવોવડે અનેક પ્રકારની કલ્પના કરવામાં આવે છે તે જ પ્રમાણે આત્માની અનેક પ્રકારે કલ્પના થાય છે (૧૭)

ટીકાઃ-પૂર્વે કહેવામાં આવ્યું છે કે, સર્વ પ્રકારની કલ્પનાનું મૂળ જીવકલ્પના છે. આ જીવ-કલ્પના શા નિમિત્તને લીધે છે, તેનું દષ્ટાંતવડે પ્રતિપાદન કરવામાં આવ્યું છે. અલ્પ અંધકારમાં રજ્જુ કે જેનો નિશ્ચય થયો નથી, તેની અનેક પ્રકારે કલ્પના જેમ કે સર્પ, જલધારા અથવા દંડાદિરૂપે કરવામા આવે છે. આ સર્વ થવાનું કારણ બીજું કંઇ નથી, પણ રજ્જુના સત્ય જ્ઞાનનો અભાવ હોય છે. કારણ આ રજ્જુ છે, એમ પૂર્વથી પોતાની આંગળીઓવડે જાણવામાં આવ્યું હોય તો સર્પાદિના વિકલ્પનો અભાવ થાય છે. આ જ દષ્ટાંત આત્માના સંબંધમાં પણ બરોબર લાગુ પડે છે. જેમ આત્માના સ્વરૂપનો વિશુદ્ધરૂપે, વિજ્ઞપ્તિમાત્રરૂપે, સત્તારૂપે તથા અદ્વિતીયરૂપે નિશ્ચય થયો નથી ત્યાં સુધી હેતુ ફલાદિરૂપ સંસારધર્મની અનર્થ વિલક્ષણતાને લીધે, જીવપ્રાણાદિરૂપ અનંત ભાવોવડે આત્માની કલ્પના કરવામાં આવે છે. આ સર્વ ઉપનિષદોનો મુખ્ય સિદ્ધાંત છે. (૧૭)

### આત્મપ્રાપ્તિ પછી અનેક કલ્પનાનો અભાવ.

निश्चितायां यथा रज्ज्वां विकल्पो विनिवर्तते।
रज्जुरेवेति चाद्वैतं तद्वदात्मविनिश्चयः॥१८॥

શબ્દાર્થઃ-જ્યારે રજ્જુને વિશે નિશ્ચય થાય છે ત્યારે સર્વ પ્રકારની ભ્રાંતિની નિવૃત્તિ

છે તથા આ તો રજ્જુ જ છે, પણ અન્ય વસ્તુ નથી, આ રીતનો અવિકારી સંકલ્પ થાય છે તેજ રીતે આત્માનું યથાર્થ થવાવડે સર્વ ભાવોની નિવૃત્તિ થાય છે (૧૮)

ટીકા-રજ્જુ જે અનેકસ્વરૂપે ભાસે છે, એકવાર નિશ્ચય થઇ ગયા પછી સર્વ ભ્રમની તે થઇ જાય છે તથા તે પ્રકારનું જ્ઞાન હમેશાં રહે છે. તેજ રીતે આત્મા અદ્વૈતરૂપે મામ જણાવાથી આત્માનો નિશ્ચય થઇ શકે છે નેતિ, आत्मैवेद सर्वम्, अपूर्वोऽनपरोऽनन्तरो, स वाह्याभ्यन्तरो ह्यज, अजरोऽमृतोऽभय त्वाद्वय

અર્થઃ—આત્મા આવો નથી, તે આવો આ સર્વ કેવળ આત્મારૂપજ છે, આ આત્મા ભાવથીરહિત, અપરપણાથીરહિત, દૂરતાથી , બાલપણાથીરહિત, બાહ્ય તથા અભ્યંતર વ્યાપ્ત, જન્મથી રહિત, જરાથી રહિત, થી રહિત, અમૃતરૂપ, ભયથી રહિત તથા ળ અદ્વયરૂપ છે" આ રીતના સર્વ સંસા ધર્મને શૂન્યપણાએ કરી પ્રતિપાદન કરનારા ના વચનોવડે ઉત્પન્ન થયેલા વિજ્ઞાનરૂપ સૂર્યના ડે આત્માનો નિશ્ચય થઇ શકે છે. (૧૮)

ભાવોની ઉત્પત્તિમાં માયા કારણ.

ादिभिरनन्तैश्च भावैरेतैर्विकल्पितः ।
पा तस्य देवस्य यया संमोहित स्वयम्॥

શબ્દાર્થઃ—આ આત્માની પ્રાણાદિ અનંત ભાવડે કલ્પના કરવમા આવે છે. સ્વયંપ્રકાશ માથી અભિન્ન એવી માયાનો આ પ્રભાવ છે, તેને લીધે તે આત્મા પોતેજ મોહને પ્રાપ્ત છે. ( ૧૯ )

ટીકા—જો આત્મા એક જ હોય તો પછી ર લક્ષણવાળા પ્રાણાદિરૂપ અનંત ભાવોથી કલ્પના કેમ કરવામા આવે છે ? સ્વયંપ્રકાશ માને વિશે રહેલી માયાના પ્રભાવને લીધે આ મે કહેવામા આવે છે. જેમ માયાવી પુરુષથી ત કરાયલી માયાવડે આકાશમા પુષ્પિત એવા તરુઓ તથા રોપાઓ જોવામા આવે છે, તેજ પ્રમાણે સ્વયંપ્રકાશ આત્માની માયા શક્તિવડે આ પ્રમાણે થાય છે આ માયાના પ્રભાવથી આત્મા પોતે જાણે મોહિત થઇ ગયો હોય, તેમ મોહ પામેલો જણાય છે ભગવદ્ગીતામા પણ કહ્યું છે કે, મમ માયા दुरत्यया અર્થઃ-મારી માયા અનુલ્લંઘનીય છે.' (૧૯)

प्राण इति प्राणविदो भूतानीति च तद्विदः।
गुणा इति गुणविदस्तत्त्वानीति च तद्विदः॥

શબ્દાર્થઃ-આ આત્માને, પ્રાણને જાણનારા પુરુષો પ્રાણરૂપે કહે છે, ભૂતોને જાણનારાઓ તેને ભૂતોરૂપે કહે છે, ગુણોને જાણનારાઓ તેને ગુણોરૂપે કહે છે તથા તત્ત્વને જાણનારાઓ તેને તત્ત્વે રૂપે કહે છે. (૨૦)

पादा इति पादविदो विषया इति तद्विदः।
लोका इति लोकविदो देवा इति च तद्विदः॥

શબ્દાર્થઃ-આ આત્માને પાદોના જ્ઞાતાઓ પાદોરૂપે કહે છે, વિષયોના જ્ઞાતાઓ તેને વિષયોરૂપે કહે છે, લોકોને જાણનારાઓ તેને લોકોરૂપ કહે છે અને દેવોને જાણનારાઓ તેને દેવોરૂપે કહે છે. (૨૧)

वेदा इति वेदविदो यज्ञा इति च तद्विदः।
भोक्तेति च भोक्तृविदो भोज्यमिति च तद्विदः॥

શબ્દાર્થઃ-આ આત્માને, વેદના જાણનારાઓ વેદોરૂપ કહે છે, યજ્ઞના જાણનારાઓ યજ્ઞોરૂપ કહે છે, ભોક્તાને જાણનારાઓ તેને ભોક્તારૂપે કહે છે તથા ભોજ્યને જાણનારાઓ તેને ભોજ્યરૂપે કહે છે.

सूक्ष्म इति सूक्ष्मविदः स्थूल इति च तद्विदः।
मूर्त इति मूर्तविदोऽमूर्त इति च तद्विदः॥

શબ્દાર્થઃ—સૂક્ષ્મ વસ્તુના જાણનારાઓ તેને સૂક્ષ્મરૂપે કહે છે, સ્થૂલ વસ્તુને જાણનારાઓ તેને સ્થૂલરૂપે કહે છે, મૂર્તસ્વરૂપને જાણનારાઓ તેને મૂર્તરૂપે કહે છે તથા અમૂર્ત સ્વરૂપને જાણનારાઓ તેને અમૂર્તરૂપે કહે છે (૨૩)

काल इति कालविदो दिश इति च तद्विदः ।
वादा इति वादविदो भुवनानीति तद्विदः ॥

શબ્દાર્થઃ—કાળના જ્ઞાતા તેને કાળરૂપે કહે છે, દિશાના જાણનારાઓ તેને દિશારૂપ કહે છે, વાદને જાણનારાઓ તેને વાદરૂપ કહે છે અને ભુવનોને જાણનારાઓ તેને ભુવનોરૂપે કહે છે (૨૪)

मन इति मनोविदो बुद्धिरिति च तद्विदः ।
चित्तमिति चित्तविदो धर्माधर्मौ च तद्विदः ॥

શબ્દાર્થઃ—મનને જાણનારા તેને મનરૂપે કહે છે, બુદ્ધિને જાણનારા તેને બુદ્ધિરૂપે કહે છે, ચિત્તને જાણનારા તેને ચિત્તરૂપે કહે છે તથા ધર્મ તેમ જ અધર્મના જાણનારાઓ તેને ધર્મ તથા અધર્મરૂપે કહે છે.

पञ्चविंशक इत्येके षड्विंश इति चापरे ।
एकत्रिंशक इत्याहुरनन्त इति चापरे ॥ २६ ॥

શબ્દાર્થઃ—પચ્ચીસ સંખ્યાને જાણનારાઓ આત્માને પંચવિંશકરૂપે કહે છે, છવીસની સંખ્યાને જાણનારાઓ તેને ષડ્વિંશકરૂપે કહે છે, કેટલાક આત્માને એક સંખ્યાવાળો કહે છે તથા કેટલાક આત્માને અનંતરૂપે કહે છે. (૨૬)

लोकांल्लोकविदः प्राहुराश्रमा इति तद्विदः ।
स्त्रीपुंनपुंसकं लैङ्गाः परापरमथापरे ॥ २७ ॥

શબ્દાર્થઃ—સ્વર્ગના આશયવાળા તેને સ્વર્ગોરૂપ કહે છે, આશ્રમોને જાણનારાઓ તેને આશ્રમોરૂપે કહે છે, વૈયાકરણીઓ તેને સ્ત્રી, પુમ.ન્ અથવા નપુંસકરૂપે કહે છે. વળી કેટલાક તેને પર અથવા અપરરૂપે પણ કહે છે. (૨૭)

सृष्टिरिति सृष्टिविदो लय इति च तद्विदः ।
स्थितिरिति स्थितिविदः सर्वे चेह तु सर्वदा ॥

શબ્દાર્થઃ—સૃષ્ટિને જાણનારાઓ તેને સૃષ્ટિરૂપ કહે છે, લયને જાણનારાઓ તેને લયરૂપ કહે છે, સ્થિતિને જાણનારા તેને સ્થિતિરૂપ કહે છે તથા સર્વાત્મભાવને જાણનારા તેને સર્વરૂપ કહે છે. (૨૮)

ટીકાઃ—પ્રાણ, પ્રજ્ઞા, બીજાત્મા તથા બીજી સ્થિતિ સુધીના જે કાર્યભેદો છે તથા બીજા જે સર્વ લૌકિક ભેદો છે, તે સર્વ ભેદો પ્રાણીવડે, જેમ રજ્જુને વિશે સર્પાદિ ભ્રમો થાય છે તેમ કલ્પના કરાયલા છે. વિશુદ્ધ અને અવિકારી આત્માને વિશે સત્ય જ્ઞાનના અભાવને લીધે અવિદ્યાથી ઉત્પન્ન થયલા આ સર્વ ભાવો છે. પ્રાણાદિથી લઇ ૨૮ સુધીના દરેક શ્લોકમાં રહેલા પદાર્થનું વ્યાખ્યાન આપવામાં આવ્યું નથી કારણ તેની પ્રયોજનતા આવશ્યકીય નથી. (૨૦-૨૮)

## આત્મભાવ પ્રાપ્તિનો સમય.

यं भावं दर्शयेद्यस्य तं भावं स तु पश्यति ।
तं चावति स भूत्वाऽसौ तद्ग्रहः समुपैति तम् ॥

શબ્દાર્થ.—જે જે વિચાર દર્શાવવામાં આવે છે તેને તે સારરૂપે જૂએ છે. વિચારના રૂપમાં રહેલો તે ભાવ તેનું રક્ષણ કરે છે. તે સાર ગ્રહણ કરનારની સમીપ જાય છે. આ જ વસ્તુ સારરૂપે છે, એમ તે માને છે. (૨૯)

ટીકાઃ—આ રીતે પ્રાણાદિનું વર્ણન કરવામાં કોઇપણ પ્રકારની સાર્થકતા નથી. જેને પોતાનો ગુરૂ અથવા બીજો કોઇ વિશ્વાસવાળો પુરૂષ કહે કે, પ્રાણાદિ અનેક વસ્તુઓમાં આ જ તત્ત્વરૂપ અર્થાત્ આત્મારૂપ છે તે ભાવને, તે સત્ય આત્મારૂપે જૂવે છે. 'આ હું છું, અથવા આ મારૂં છે,' આ રીતના જોનારાનું, જે ભાવ ગુરૂથી દર્શાવવામાં આવ્યો હોય છે, તે રક્ષણ કરે છે. પોતાના આત્માવડે સર્વત્ર તે ભાવ તેને વ્યાપી રહે છે. 'આ તત્ત્વ છે' આ પ્રમાણે તે ભાવને વિશે થનારો અભિનિવેશ. તે અભિનિવેશવાળાની સમીપ જાય છે અર્થાત્ તેને આત્મભાવ પ્રાપ્ત થાય છે.

## સત્યજ્ઞાનપ્રાપ્તિ પછી શંકાનો અભાવ.

एतैरेषोऽपृथग्भावैः पृथगेवेति लक्षितः ।
एवं यो वेद तत्त्वेन कल्पयेत्सोऽविशङ्कितः ॥

શબ્દાર્થઃ—આ ભાવોથી અવિભક્ત એવા આ આત્માની પૃથક્રૂપે કલ્પના કરવામાં આવે

છે. જેને પૂર્ણતાથી સત્યનું જ્ઞાન પ્રાપ્ત થયું છે, તે શંકાથી રહિત થઇ આત્માની કોઇ પણ પ્રકારે કલ્પના કરે છે. ( ૩૦ )

ટીકાઃ-પ્રાણાદિરૂપે વર્ણન કરેલા અનેક ભાવોથી આત્મા અપૃથક્-અવિભક્ત છે. અગર જો આત્મા આ રીતનો છે, છતાં જેમ રજ્જુને વિશે સર્પાદિ ભ્રમની કલ્પના કરવામા આવે છે, તેમ જોવામાં આવેલ ભવથી ભિન્નરૂપે મૂઢોવડે તેની કલ્પના કરવામાં આવે છે પણ વિવેકીઓને રજ્જુને વિશે જેમ સર્પાદિ કલ્પિત છે, તેમ આત્માના વ્યતિરેક ભાવે કરી પ્રાણાદિ હોતા નથી. શ્રુતિનું પણ વચન છે કે, ' इदं सर्वं यदयमात्मा અર્થઃ-આત્મા આ સર્વરૂપ છે ' જે સત્યને પૂર્ણપણે જાણે છે અર્થાત્ વેદમાં દર્શાવેલ ભાવ પ્રમાણે તેમજ યુક્તિવડે તેનો નિશ્ચય કરી પૂર્ણ સ્વરૂપે આત્માને ઓળખે છે અર્થાત્ દરેક વસ્તુ આત્મારૂપે છે અને રજ્જુથી રહિત સર્પાદિઓ સ કલ્પરૂપ છે, તેમ આત્માથી રહિત જે કાંઇ છે તે પ્રપંચરૂપ છે, તે શંકાથી રહિત થઇને વેદના અર્થની યથેચ્છ કલ્પના કરે છે. આત્માની સત્યતાનો જે જ્ઞાતા છે, તે જ વેદનું ખરૂં રહસ્ય શુ છે, તે જાણવા તથા સમજાવવા શક્તિમાન્ થાય છે. સ્મૃતિમા કહ્યું છે કે, " नं ह्यनध्यात्मविद्वेदाञ्ज्ञातुं शक्नोति तत्वतः । न ह्यनध्यात्मवित्कश्चित्क्रियाफलमुपाश्नुते ॥ અર્થઃ-અધ્યાત્મ શાસ્ત્રને નહિ જાણનાર પૂર્ણ રીતે વેદો જાણવા શક્તિમાન્ નથી, તેમ જ અધ્યાત્મના જ્ઞાનથી રહિત કોઇ પણ ક્રિયાના ફળને પ્રાપ્ત થતો નથી " (૩૦)

## વિશ્વનું સ્વરૂપ.

**स्वप्नमाये यथा दृष्टे गन्धर्वनगरं यथा ।**
**तथा विश्वमिदं दृष्टं वेदान्तेषु विचक्षणैः ॥**

શબ્દાર્થઃ-જેમ સ્વપ્ન તથા માયા છે અથવા જેવી રીતે ગંધર્વ નગર જોવામાં આવે છે તેમ વેદાન્તને વિશે વિચક્ષણ એવા પુરૂષોવડે આ સર્વ વિશ્વ જોવામાં આવે છે (૩૧)

ટીકાઃ-યુક્તિવડે જેમ દ્વૈતનો અભાવ દર્શાવ્યો છે, તે જ પ્રમાણે તે અભાવ વેદાન્ત વચનવડે દર્શાવવામાં આવે છે. સ્વપ્ન તથા માયા કેવળ અસત્ વસ્તુરૂપ છે, છતાં મૂઢો તેને સતરૂપે માને છે. જેમ આકાશને વિશે ગંધર્વ નગર જોવામાં આવે છે તથા તે નગરમાં વેચવાની વસ્તુઓ જેમાં મૂકેલી છે એવી દુકાનો, ગૃહો તથા પ્રાસાદોને વિશે સ્ત્રી તથા જનસમૂહ આમ તેમ ફરતાં તથા કોઇ પ્રકારના વ્યવહારનેવિશે આસક્ત થયેલાં જોવામાં આવે છે, છતાં એકક્ષણમાં દષ્ટિમાંથી તે સર્વનો લય થઇ જાય છે, તથા જેમ સ્વપ્ન અને માયા જો કે તેઓ દષ્ટિપથને પામે છે, છતાં તેઓ અસત્ છે, તેમ જ આ સર્વ વિશ્વ અસત્ એવી માયારૂપ છે. છતાં તેનો સતરૂપે અનુભવ કરવામાં આવે છે. શાસ્ત્રમાં આ પ્રમાણે કહેવામાં આવ્યું છે ? વેદાંતવિશે આ પ્રમાણે કહેવામાં આવ્યું છે જેમકેઃ-'नेह नानाऽस्ति किंचन, इन्द्रो मायाभिः, आत्मैवेदमग्र आसीत्, द्वितीयाद्वै भयं भवति, न तु तद्द्वितीयमस्ति, यत्र त्वस्य सर्वमात्मैवाभूत् અર્થ.-આત્મામાં કોઇ પણ પ્રકારની પૃથકતા નથી ઇન્દ્ર પોતાના માયાએ કરી અનેકરૂપે થાય છે. આ સર્વ પ્રથમ કેવળ આત્મરૂપ જ હતું. પ્રથમ આ સર્વ કેવળ બ્રહ્મરૂપ જ હતું. દ્વિતીયના ભાવથી ભય થાય છે. આ દ્વિતીય અસ્તિત્વરૂપ નથી. જ્યારે સર્વ આત્મસ્વરૂપ છે ત્યારે કોણ કોને કોનાવડે જોઇ શકશે ?' આ રીતની અનેક શ્રુતિઓવડે વિવેકી પુરૂષો અર્થાત્ વસ્તુના સત્ય સ્વરૂપને જાણનારાઓ વિશ્વને અસત્યરૂપે જાણે છે. તે જ રીતે વ્યાસસ્મૃતિમાં કહ્યું છે કે, 'तमः श्वभ्रनिभं दृष्टं वर्षबुद्बुदसन्निभम्। नाशप्रायं सुखाद्धीनं नाशोत्तरमभावगम् અર્થઃ-વિવેકી પુરૂષો દ્વૈત ભાવને, અત્યંત અંધારામાં દીવાલને વિશે છિદ્ર હોય તેમ તેમ જ વરસાદનાં છાંટા પડવાથી જેવા પરપોટા થાય છે તેમ, લયવાળો, આનંદથી રહિત તથા નાશ પછી કોઇ પણ પ્રકારના ભાવને નહિ પ્રાપ્ત થનારો માને છે.' (૩૧)

## આત્માની પરમાર્થતા.

**न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः ।**
**न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥३२॥**

શબ્દાર્થઃ-આત્માને વિશે નિરોધ ભાવ નથી, ઉત્પત્તિ નથી, બદ્ધ ભાવ નથી, સાધક ભાવ

નથી, મુમુક્ષુ ભાવ નથી તથા મુક્ત ભાવ પણ નથી આત્મા કેવળ પરમાર્થરૂપ છે. (૩૨)

ટીકાઃ-આગળ કહેલા અર્થના ઉપસંહારરૂપે આ શ્લોક છે. જ્યારે દ્વૈત સર્વ પ્રપંચરૂપે છેતથા આત્મા કેવળ સત્યરૂપે છે તો પછી નિશ્ચય થાય છે કે, સર્વ લૌકિક વૈદિક વ્યવહાર કેવળ અવિદ્યારૂપ છે. આ પ્રમાણે હોવાથી ખરી રીતે જોતાં નિરોધ અથવા નાશ હોતો નથી. ઉત્પત્તિનો અર્થ ઉત્પન્ન થવું થાય છે. બદ્ધભાવ એ સંસારી જીવની અવસ્થા છે. મોક્ષના સાધનવડે જીવને સાધકભાવ (શિષ્યભાવ) પ્રાપ્ત થાય છે. મોક્ષના હેતુવાળાને મુમુક્ષુ ભાવ પ્રાપ્ત થાય છે. જે બંધનમાંથી મુક્ત થયો છે, તેને મુક્તભાવ છે. ઉત્પત્તિ તથા પ્રલયના અભાવને લીધે બદ્ધાદિ ભાવો આત્માવિશે હોતા નથી, જેથી આત્માનાં પરમાર્થ ભાવ રહેલો છે. ઉત્પત્તિ તથા પ્રલયનો અભાવ આત્મામાં કેવી રીતે છે? શ્રુતિમાં કહ્યું છે કે, 'द्वितीयाद्वै भय भवति, यत्र हि द्वैतमिव भवति, य इह नानेव पश्यति, आत्मैवेदं सर्वम्, ब्रह्मैवेद सर्वम् एकमेवाद्वितीयम्, इदं सर्वं यदयमात्मा અર્થઃ-દ્વિતીયપણાથી ભય રહેલો છે, જે દ્વૈતના સરખું જૂવે છે તે જન્મ મરણાદિને પામ્યા કરે છે, જે નાના પ્રકારે આત્માને જૂવે છે તે અનેક પ્રકારે ઉત્પન્ન થયા કરે છે, આ સર્વ કેવળ આત્મારૂપ છે, આ સર્વ કેવળ બ્રહ્મરૂપ છે, આત્મા એક તથા અદ્વિતીયરૂપ છે, જે આ સર્વ છે તે કેવળ આત્મારૂપ છે.' આ સર્વવડે દ્વૈતનું અસત્પણું સિદ્ધ થાય છે. ઉત્પત્તિ તથા લય જે વસ્તુ અસ્તિત્વરૂપે છે તેને હોય છે, પણ સસલાના શિંગડાની માફક જેનું કાળે કરી અસ્તિત્વ નથી, તેને ઉત્પત્તિ તથા લય ક્યાંથી જ હોય? અદ્વૈતની ઉત્પત્તિ અથવા લય હોતાં નથી. જે વસ્તુ દ્વિતીય ભાવથી રહિત કેવળ એકરૂપે હોય છતાં તેનો પ્રલય અને ઉત્પત્તિ માનવામાં આવે તો તે કેવળ વિરૂદ્ધ છે. જે ભાવ દ્વૈતને આધીન છે તે પ્રાણાદિરૂપ કેવળ સંકલ્પ. માત્ર છે તથા તેનું આશ્રયસ્થાન, જેમ કલ્પિત સર્પનું આશ્રયસ્થાન રજ્જુ હોય છે તેમ, આત્મા છે. આ સર્વનું વર્ણન આગળના 'શ્લોકોમાં કરવામા આવ્યું છે. મનના વિકલ્પરૂપ રજ્જુને સ્થાને જોવામાં આવતા સર્પાદિનો લય રજ્જુને વિશે થતો નથી, તેમ જ તેઓની ઉત્પત્તિ પણ રજ્જુમાંથી થતી નથી, અથવા તો આ ભ્રમની ઉત્પત્તિ અને લય મનમાંથી થતા નથી, તે જ રીતે મન અને રજ્જુ આ બેઉમાંથી પણ સર્પાદિ ભ્રમની ઉત્પત્તિ તથા લય હોતાં નથી. આ પ્રમાણે મનના સંકલ્પવાળા ભાવોની માફક દ્વૈત ભાવ છે. તે જ રીતે સુષુપ્તાવસ્થામાં મનવિશે દ્વૈત ભાવ રહેતો નથી. આથી ખુલ્લું થાય છે કે, દ્વૈત ભાવ કેવળ મનોવિકલ્પના માત્ર છે તથા સ્પષ્ટ રીતે કહેવામાં આવ્યું છે કે, પરમાર્થતાવિશે તો દ્વૈત અસતરૂપે છે તથા તેમાં નિરોધાદિનો અભાવ હોય છે.

જો એમ હોય તો સર્વ શાસ્ત્રનો ઉદ્દેશ દ્વૈતના અભાવને વિશે છે, પણ અદ્વૈતવિશે નથી. કારણ કે અદ્વૈતનું પ્રમાણ નિષેધમુખ વાક્યવડે સિદ્ધ થઇ શકે છે. આ પ્રમાણે થવાથી અદ્વૈતવસ્તુપણા 'પ્રમાણનો અભાવ થવાથી શૂન્યવાદનો પ્રસંગ પ્રાપ્ત થશે. કારણ દ્વૈતનો અભાવ સિદ્ધ કરવામાં આવ્યો છે. આ પ્રમાણ ચાલી શકશે નહિ. 'સર્પાદિ ભ્રમ આશ્રયરૂપ રજ્જુ વિના હોઇ શકે નહિ,' આ રીતનું વિવેચન એકવાર આપી ગયા પછી, તેનું તે જ વિવેચન આપવું યોગ્ય નથી. જો વાદી એમ કહે કે, આ તમારૂં રજ્જુનું દૃષ્ટાંત ચાલી શકશે નહિ; કારણ કે સર્પનો વિકલ્પ જેને વિશે થયો છે એવી રજ્જુ પણ કલ્પના માત્ર છે આ ખરૂં નથી. કારણ કે વિકલ્પનો ક્ષય થયા પછી જે અવિકલ્પિત વસ્તુની પ્રવૃત્તિ થાય છે, તે વસ્તુની પ્રવૃત્તિ સંકલ્પરૂપ હોતી નથી, પણ સતરૂપ હોય છે. સર્પની માફક રજ્જુ પણ સંકલ્પરૂપ છે, એમ કહેવું યોગ્ય નથી. કારણ સર્પના અસત્પણાનું જ્ઞાન થતાં પૂર્વે સર્પ સતરૂપે રહેલો હોય છે. પણ સંકલ્પના વિષયરૂપ કલ્પિત રજ્જુની માફક તે સર્પ હોતો નથી. વળી કલ્પના કરનાર પુરૂષનું અસ્તિત્વ વિકલ્પની ઉત્પત્તિ પૂર્વે હોવું જોઇએ અને તેથી તેને સત્યરૂપે સ્વીકારવી જોઇએ. આશ્રય વસ્તુ પણ આશ્રયીની માફક અસતરૂપે હોય, આ રીતનો વાદ અયોગ્ય હોવો જોઇએ. સત્ય સ્વરૂપ એવા આત્મામાં જ્ઞાનના વ્યાપારનો

અભાવ છે તો પછી શાસ્ત્રને દ્વૈત જ્ઞાનનું નિવર્તપણું દર્શાવવાની શી જરૂર છે? આ વિષયમા દોષ નથી. કારણ રજ્જુને વિશે જેમ સર્પાદિ ભાવની કલ્પના કરવામાં આવે છે તેમ દ્વૈત ભાવની આત્માને વિશે કલ્પના કરવામાં આવી છે. 'હું સુખી છું, હું દુઃખી છું, હું મૂઢ છું, હું ઉત્પન્ન થયલો છું, મૃત્યુને પામ્યો છું, જીર્ણ છું, હું પોતાને દેહવાન્ જોઉં છું, હું વ્યક્તરૂપ છું, હું અવ્યક્તરૂપ છું, હું કર્તારૂપ છું, હું ફલનો ગ્રહણકર્તા છું, સંયોગવાળો છું, હું વિયોગવાળો છું, હું ક્ષીણ છુ વૃદ્ધ છું, આ તો હું છું, આ તો મારૂં છે,' ઇત્યાદિ સર્વ ભાવો આત્માને વિશે અધ્યારોપ થયા છે આ સર્વના આશ્રયરૂપ આત્મા છે. કારણ જેમ સર્પ જલધારાદિવિશે રજ્જુ આદિની વ્યાપકતા હોય છે તેમ આત્માનું સર્વ સ્થળે વ્યાપકપણું છે. વાદી અહીં બીજી શંકા કરે છે કે, જો એમ જ છે તો પછી આત્માનું વિશેષ જ્ઞાન સ્વયંસિદ્ધ છે, તો પછી શાસ્ત્રની શી આવશ્યકતા છે? જે વસ્તુનો નિશ્ચય નથી થયો, તેનો નિશ્ચય કરવા માટે શાસ્ત્ર છે, પણ જે વસ્તુનો નિશ્ચય થઇ ગયો છે, તેનું પુનરાવર્તન કરવું, તે અનાવશ્યક છે. આનું સમાધાન નીચે પ્રમાણે છેઃ—અવિદ્યાવડે અધ્યારોપિત થયેલા સુખાદિરૂપ વિચારોને લીધે ઉત્પન્ન થયલા પ્રતિબંધને લીધે આત્મા પોતાના મૂળસ્વરૂપે કરી પ્રાપ્ત થતો નથી તથા આત્માના સત્ય સ્વરૂપની પ્રાપ્તિ, તે જ કૈવલ્ય મોક્ષ કહેવાય છે. હવે આત્માને વિશે અસુખી સ્વરૂપની પ્રતીતિ ઉત્પન્ન કરવા વડે નેતિ નેતિ ઇત્યાદિ આત્માના મૂળ સ્વરૂપને દર્શાવનારાં શ્રુતિનાં વચનોને અનુસરનારૂં શાસ્ત્ર દ્વૈત ભાવ ઉત્પન્ન કરે છે. સુખીત્વ દિ વિશે રહેલા આત્માનો ધર્મ અસુખીત્વાદિરૂપ હોય નહિ. કારણ જો એમ હોય તો આત્માને વિશે અધ્યારોપિત સુખીતાદિ લક્ષણવાળો વિશેષ ધર્મ રહેવો જોઇએ નહિ જેમ અગ્નિ પોતાના મૂળ સ્વરૂપવડે જ ઉષ્ણ હોય છે, પણ તેને વિશે વિશેષ ધર્મવાળો શીતપણાનો ગુણ રહેતો નથી. આથી આત્મા કોઈ પણ પ્રકારના વિશેષોથી—ગુણો થી રહિત છે. આત્માને વિશે સુખીત્વાદિ વિશેષો અર્થાત્ ગુણો [illegible] કરતા છે. આવી સ્પષ્ટ વાત છે કે, જે શાસ્ત્ર અસુખીત્વાદિને આત્માના ગુણરૂપે દર્શાવે છે, તેનો ભાવ એટલો જ નિકળે છે કે, સુખ દુઃખાદિ સર્વ વિશેષોથી આત્મા રહિત છે. આ બાબતમાં શાસ્ત્રને જાણનારાઓનું આ સૂત્ર છે કે, 'सिद्ध तु निवर्तत्वात् અર્થઃ—સર્વ વિશેષ ભાવોની નિવૃત્તિવડે આત્માનું મૂળ સ્વરૂપ સિદ્ધ થાય છે' (૩૨)

### આત્માની અસત્ કલ્પનાઓ.

भावैरसद्भिरेवायमद्वयेन च कल्पितः।
भावा अप्यद्वयेनैव तस्मादद्वयता शिवा॥३३॥

શબ્દાર્થઃ—અદ્વય આત્મા અસત્ ભાવોની કલ્પના કરે છે. સર્વ ભાવો અદ્વય આત્માની સહાયતાથી થાય છે, માટે અદ્વય આત્માની સ્થિતિ, એ જ કલ્યાણકારક છે. (૩૩)

ટીકાઃ—પૂર્વના શ્લોકનો ભાવ આ શ્લોકવિશે દર્શાવવામાં આવે છે. જેમ રજ્જુને વિશે અસતરૂપ સર્પ ધારાદિને લીધે સતરૂપ રજ્જુ દ્રવ્ય, 'આ ધારા છે, આ દંડ છે,' આ પ્રમાણે પોતાની કલ્પના કરે છે, તેમ પ્રાણાદિ અનેક ભાવો, જે અસતરૂપ છે તેરૂપે થયલો આત્મા જે સારરૂપ છે, તે પોતાની કલ્પના કરે છે. મનના કર્મ સિવાય કોઇ પણ ભાવની ઉત્પત્તિ થતી નથી. આત્મામા કોઈ પણ પ્રકારની પ્રવૃત્તિ હોતી નથી. પ્રચલન-પ્રવૃત્તિને લીધે ઉત્પન્ન થયલા ભાવોની પરમાર્થ સતરૂપે કલ્પના કરવી અશક્ય છે આથી પ્રાણાદિ ભાવો જે અસતરૂપ છે, તેનાવડે પરમાર્થ સતરૂપ તથા રજ્જુની માફક સર્વ વિકલ્પોના સ્થાનરૂપ આત્મા પોતે પોતાની અનેકરૂપે કલ્પના કરે છે આત્મા પોતે તો એક સત્ સ્વભાવવાળો છે, છતાં પ્રાણાદિ ભાવો અદ્વય તથા સતરૂપ આત્માવડે આત્માની અનેકરૂપે કલ્પના કરે છે કારણ કોઇ પણ રીતના આશ્રય વિના કલ્પનાનો સંભવ હોઇ શકે નહિ. આત્મા સર્વ વિકલ્પના સ્થાનરૂપ હોવાથી, તેમ જ સર્વ વિકલ્પને વિશે તે જોડાયલો હોવાથી, કલ્પનાવસ્થામા પણ આત્માની અદ્વિતીયતા સ્વીકારવી, એ જ શુભદાયક છે. સર્વ કલ્પના અકલ્યાણકારી છે. જેમ રજ્જુને વિશે સર્પાદિ સર્વ કલ્પનાઓ ભયને જ ઉત્પન્ન કરે છે, તેમ આત્માને

વિશે સર્વ સંકલ્પો ભય કરનારા છે. અદ્વિતીયપણું તે જ ભયનો નાશ કરે છે, તેથી તે જ કલ્યાણકારક છે. (૩૩)

### ભાવોની સ્વતંત્ર સ્થિતિનો અભાવ.

नाऽऽत्मभावेन नानेदं न स्वेनापि कथंचन।
न पृथङ्नापृथक्किंचिदिति तत्त्वविदो विदुः॥

શબ્દાર્થ:-ભાવોના અનેક પ્રકારો આત્માની સાથે એકરૂપે નથી, તેમ તેઓની પોતાની સ્વતંત્ર સ્થિતિ હોતી નથી. આ અનેક પ્રકારના ભાવો પ્રથક્રૂપે પણ નથી. તેમ અપૃથક્રૂપે પણ નથી. આ પ્રમાણે તત્વને જાણનારાઓ કહે છે. (૩૪)

ટીકા:-અદ્વયતાને કલ્યાણકારક શા માટે કહેવામાં આવી છે? પૃથક્ત્વ અર્થાત્ અન્યને ભિન્ન જોવું તે અશિવરૂપ છે. અદ્વિતીયરૂપ, પરમાર્થરૂપ તથા સત્યરૂપ આત્માને વિશે પ્રાણાદિરૂપ તથા સંસારથી થયેલા આ જગતનું પરમાર્થ સ્વરૂપ એવા આત્માવડે જ્યારે નિરૂપણ કરવામાં આવે છે ત્યારે તેનું અસ્તિત્વ રહેતું નથી. જેમ રજ્જુ સ્વરૂપ પ્રકાશવડે નિરૂપિત અનેક પ્રકારની કલ્પનારૂપ સર્પાદિ ભ્રમનો નાશ થાય છે તથા જેમ રજ્જુને વિશે સર્પ કલ્પિત હોવાથી તેનું પૃથક્ અસ્તિત્વ નથી, તેમ પ્રાણાદિનું પોતાનું અસ્તિત્વ હોતું નથી. જેમ અશ્વથી મહિષ ભિન્નરૂપે છે તેમ પ્રાણાદિ વસ્તુ એક બીજાથી પૃથક્રૂપે પણ નથી. આ રીતે ભાવો અસતરૂપે હોવાથી તેની પૃથક્રૂપે, તેમ જ એક બીજાની સાથે જોડાયલારૂપે સ્થિતિ નથી. તત્ત્વને જાણનારા બ્રાહ્મણો આ પ્રમાણે કહે છે. માટે અશિવના કારણપણાના અભાવવડે, અદ્વયતા, એ જ કલ્યાણકારક છે. (૩૪)

### અદ્વયરૂપ આત્મામાં પ્રપંચનો અભાવ.

वितरागभयक्रोधैर्मुनिभिर्वेदपारगैः।
निर्विकल्पो ह्ययं दृष्टः प्रपञ्चोपशमोऽद्वयः॥

શબ્દાર્થ-રાગ, ભય તથા ક્રોધ જેના નાશ પામ્યા છે તથા જેઓ વેદને વિશે નિષ્ણાત છે એવા મુનિઓવડે આ અદ્વયરૂપ આત્મા કલ્પનાથી રહિત તથા સર્વ પ્રકારના પ્રપંચથી રહિતરૂપે જોવામાં આવે છે. (૩૫)

ટીકા:-સમ્યક્ જ્ઞાનની સ્તુતિ કરવામાં આવે છે. રાગ, ભય, દ્વેષ, ક્રોધાદિ સર્વ દોષોથી જેઓ મુક્ત છે, જેઓ મુનિઓ છે અર્થાત્ મનનશીલ છે તથા જેઓએ વેદાર્થના તત્ત્વને જાણેલું છે એવા જ્ઞાનીઓએ સર્વ પ્રકારની કલ્પનાથી શૂન્યરૂપે આત્માને માન્યો છે. વેદાંતના અર્થને વિશે તત્પર એવા મુનિઓએ પ્રપંચના અર્થાત્ દ્વૈત ભેદના વિસ્તારનો અભાવ આત્માવિશે માન્યો છે. આથી આત્માને અદ્વય કરી કહેવામાં આવે છે. આ સર્વેનો અભિપ્રાય એ છે કે, જેમના દોષો નાશ પામ્યા છે, જેઓ પંડિત છે તથા જેઓ વેદાંતના અર્થને વિશે તત્પર છે એવા સંન્યાસીઓવડે આત્મા જોવાને શકય હોય છે પણ રાગાદિ દોષે કરી જેઓનું ચિત્ત દૂષિત થયું છે તથા જેઓ પક્ષપાતવાળા છે, એવા તાર્કિકાદિઓવડે આત્મા જોવાને શકય થતો નથી. (૩૫)

### અદ્વૈતપ્રાપ્તિ પછી જીવન્મુક્તનું સ્વરૂપ.

तस्मादेवं विदित्वैनमद्वैते योजयेत्स्मृतिम्।
अद्वैतं समनुप्राप्य जडवल्लोकमाचरेत्॥३६॥

શબ્દાર્થ:-તેથી આ રીતે જાણી મનને અદ્વૈતવિશે યોજવું જોઇએ. અદ્વૈતની પ્રાપ્તિ કર્યા પછી જડની માફક લોકવિશે રહેવું જોઇએ. (૩૬)

ટીકા:-જ્યારે અદ્વૈત ભયના અભાવને લીધે સુખદાયક છે, તો પછી અધિકારીઓએ સ્મૃતિને અદ્વૈતને વિશે કેવળ યોજવી જોઇએ અર્થાત્ અદ્વૈતના જ્ઞાનને માટે સ્મૃતિ યોજવી જોઇએ. અદ્વૈતને જાણ્યા પછી, 'હું બ્રહ્મરૂપે છું,' આ રીતના જ્ઞાને કરી અદ્વૈતની પ્રતીતિ દૃઢ થયા પછી તથા આત્માને સાક્ષાતરૂપે, અપરોક્ષરૂપે, અજરૂપે તથા સર્વ લૌકિક વ્યવહારનું અતિક્રમણ કરનારરૂપે માની, જડ વસ્તુની માફક લોકને વિશે ફરવું જોઇએ, અર્થાત્ પોતે કોણ છે અથવા પોતે કેવી સ્થિતિને પામ્યો છે, તે સર્વ રીતે પોતાના આત્માને પ્રકટ નહિ કરીને, જગતને વિશે તેણે ફરવું જોઇએ. (૩૬)

### યતિના આચરણનું નિરૂપણ

निस्तुतिर्निर्नमस्कारो नि स्वधाकार एव च।
चलाचलनिकेतश्च यतिर्यादृच्छिको भवेत् ॥

શબ્દાર્થ.-યતિએ સ્તુતિ, નમસ્કાર તથા સ્વધાકાર આદિ વિધિથી રહિત થઇને રહેવુ જોઇએ શરીરને ચનરૂપે અને આત્મતત્વનો અચલરૂપે આશ્રય કરી યતિએ, જે કાઇ યદચ્છાએ પ્રાપ્ત થાય, તેનાપર જ પોતાના દેહનો નિર્વાહ કરવો જોઇએ. ( ૩૭ )

ટીકા -કેવા પ્રકારના આચરણવડે યતિએ લોકોને વિશે રહેવુ જોઇએ ? સ્તુતિ નમસ્કારાદિ સર્વ કર્મનો યતિએ ત્યાગ કરવો જોઇએ અર્થાત્ સર્વ પ્રકારની બાહ્ય એષણાથી તેણે મુક્ત થવુ જોઇએ તથા પોતે પરમહસ સન્યાસને ધારણ કરવો જોઇએ કારણ શ્રુતિમા કહ્યુ છે કે, 'एत वै तमात्मान विदित्वा અર્થ—આ આત્માને પ્રથમ ઓળખવો જોઇએ.' વળી સ્મૃતિમા વિશેષ એ કહ્યુ છે કે,' तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायण અર્થ.-યતિએ આત્માને વિશે પોતાની બુદ્ધિ યોજવી જોઇએ, આત્માને વિશે પરાયણ થઇ રહેવુ જોઇએ ' શરીરને ચલ કહેવામા આવે છે કારણુ તેને વિશે દરેક ક્ષણે વિકાર થાય છે આત્મતત્ત્વને અચલ કરી કહેવામાં આવે છ જ્યારે ભોજનાદિ વ્યવહારને લીધે આકાશની માફક અચલ એવા આત્માની સ્થિતિની કોઇ પણ સમયે વિસ્મૃતિ થાય છે તથા હુ જ ઇશ્વરરૂપ છુ એમ માને છે ત્યારે પોતાનો દેહ તેને આશ્રયરૂપ હોય છે જે વિદ્વાન દેહને ચલ તથા આત્મતત્ત્વને અચલ આશ્રયરૂપ માને છે, તેને બાહ્ય વિષયનો આશ્રય હોતો નથી. યદચ્છાએ પ્રાપ્ત થયેલ મૃગચર્મ, વસ્ત્ર અથવા અન્નવડે પોતાના દેહનુ તે યતિ રક્ષણ કરે છે. ( ૩૭ )

### તત્ત્વજ્ઞાન પછી યતિની સ્થિતિ.

तत्त्वमाध्यात्मिक दृष्ट्वा तत्त्व दृष्ट्वा तु बाह्यत।
तत्त्वीभूतस्तदारामस्तत्त्वादप्रच्युतो भवेत् ॥

શબ્દાર્થ—આધ્યાત્મિક તત્ત્વને જાણ્યા પછી પુરૂષે તત્ત્વરૂપે થવુ જોઇએ. તત્ત્વનો આશ્રય લેવો જોઇએ, તથા તેને જ વિશે દૃઢ થવુ જોઇએ.

ટીકા —બાહ્ય અર્થાત્ પૃથિવ્યાદિ તત્ત્વ તથા આધ્યાત્મિક અર્થાત્ દેહાદિ લક્ષણવાળું તત્ત્વ, જેમ રજ્જુને વિશે સર્પ તેમ, સ્વપ્ન અથવા માયાની માફક અસત્ છે. કારણ કે શ્રુતિમા કહ્યુ છે કે 'वाचारमण विकारो नामधेयम् અર્થ:- સર્વ વિકારી વસ્તુઓ કેવળ નામરૂપ હોવાથી વાણીરૂપ છે ' આત્મા બાહ્ય તથા અંદર સર્વત્ર છે, તે અજરૂપ, અપૂર્વરૂપ, અપરથી રહિત, અતરથી રહિત, બાહ્યથી રહિત, કૃત્સ્નરૂપ, આકાશની માફક સર્વ સ્થળે રહેલ, સૂક્ષ્મરૂપ, અચલરૂપ, નિર્ગુણરૂપ, કળાથી રહિત તથા ક્રિયાથી રહિત છે આ આત્મા સત્યરૂપ છે. શ્રુતિમા કહેલા तत्त्वमसि આદિ મહા વાક્યવડે તત્ત્વને ઓળખ્યા પછી અર્થાત્ સર્વત્ર આત્મા છે એમ જાણ્યા પછી તત્ત્વરૂપે થવુ જોઇએ તથા તેણે તત્ત્વનો આશ્રય લેવો જોઇએ પણ જેમ આત્માને નહિ ઓળખનાર ઇન્દ્રિયાદિ બાહ્ય વિષયોનો આશ્રય લે છે, તેમ કરવું જોઇએ નહિ. આ કહેવાનું તાત્પર્ય એ છે કે, તેણે તત્ત્વનેવિશે દૃઢ થવુ જોઇએ કેટલાક એવા છે કે, તેઓ મનને આત્મારૂપે માને છે તથા તે પોતાના કર્મવડે વિકૃત ભાવને પામે છે મનના કર્મને દેહ સહિત આત્માની સાથે એકીભાવને કરનારા છેતરાયલા છે જ્યારે મન સમહિત હોય છે ત્યારે કોઇક સમય પોતાના પ્રસન્ન આત્માને તત્ત્વરૂપ માને છે અર્થાત્ હાલ હું તત્ત્વીભૂત છુ એમ માને છે પણ આત્માને ખરી રીતે જાણનારાઓ આ પ્રમાણે સ્વીકારતા નથી કારણ આત્માનુ એક જ સ્વરૂપ છે તથા તેને લીધે તે કદી પોતાના મૂળ સ્વરૂપથી ભ્રષ્ટ થતો નથી. 'હું સદા બ્રહ્મરૂપજ છુ,' એમ માની આત્માથી અધિકારીએ જરાપણ પડવું જોઇએ નહિ તત્ત્વમાથી સર્વદા નહિ ભ્રષ્ટ થનારા તથા આત્મતત્ત્વના દર્શનવાળા વિવેકીએ થવું જોઇએ સ્મૃતિમા કહ્યુ છે કે, 'शुनि चैव श्वपाके च, सम सर्वेषु भूतेषु અર્થ:-સમદર્ષ્ટિ વાળા વિવેકીઓ શ્વાન અથવા તો ચાડાલ સર્વને વિશે એક પણાની બુદ્ધિ રાખે છે અર્થાત્ સર્વ ભૂત માત્રને વિશે સમભાવથી વર્તે છે'

## * (૩) અદ્વૈત પ્રકરણ.

**જીવ ઇશ્વરની ભિન્નતાનું કારણ સ્થૂલ દૃષ્ટિ.**

ॐ ॥ उपासनाश्रितो धर्मो जाते ब्रह्मणि वर्तते।
प्रागुत्पत्तेरजं सर्वं तेनासौ कृपणः स्मृतः॥

શબ્દાર્થ.—ઉપાસનાનો આશ્રય કરનાર જીવ બ્રહ્મથી આ સર્વની ઉત્પત્તિ થઇ છે તથા ઉત્પત્તિની પૂર્વે આ સર્વ અજરૂપ હતું, એમ માને છે, તેને કૃપણ અથવા સ્થૂલ દૃષ્ટિવાળો કહેવામા આવે છે (૧)

ટીકાઃ—આત્મા પ્રપંચ ભાવથી રહિત છે, શિવરૂપ છે તથા અદ્વૈતરૂપ છે ઇત્યાદિ વચનવડે ૐકારનું પૂર્ણપણે વર્ણન કરવામા આવ્યુ છે. 'ज्ञाते द्वैत न विद्यते અર્થ:—આત્મજ્ઞાનની પ્રાપ્તિ થવાથી દ્વૈતભાવ રહેતો નથી.' આ વચન પણ ૐકારના અર્થને પુષ્ટિ આપે છે. સ્વપ્ન, માયા, ગંધર્વ નગર ઇત્યાદિ દૃષ્ટાંતોથી વૈતથ્ય પ્રકરણને વિશે દ્વૈતનો અભાવ દર્શાવવામા આવ્યો છે. તેમ જ દ્વૈતનો અભાવ દૃશ્યત્વાદિ તથા અનંતત્વાદિ હેતુવડે તેમ જ તર્કવડે સિદ્ધ કરવામા આવ્યો છે અહી કહેવામાં આવ્યું છે કે, કેવળ શ્રુતિવડે જ અદ્વૈતની પ્રાપ્તિ થવા યોગ્ય છે કે તર્કવડે પણ તે પ્રાપ્તિ થાય છે? અદ્વૈતનો નિશ્ચય તર્કવડે કેવી રીતે થઇ શકે છે, તે આ પ્રકરણવિશે દર્શાવવામાં આવ્યુ છે. ઉપાસ્ય તથા ઉપાસનાદિના ભેદથી ઉત્પન્ન થયેલ સર્વ કેવળ મિથ્યારૂપ છે. કેવળ આત્મા જ અદ્વિતીયરૂપે તથા પરમાર્થરૂપે છે આ બાબત પાછલા પ્રકરણમા દર્શાવવામા આવી છે. આ પૂર્ણ રીતે સત્ય છે મોક્ષની પ્રાપ્તિ માટે પ્રયાસ કરવાવાળો જીવ છે આ જીવ મોક્ષની પ્રાપ્તિના સાધનપણાવડે આત્માની ઉપાસનાને પ્રાપ્ત થયો છે. આથી જીવ, પોતે તથા બ્રહ્મની વચ્ચે ઉપાસ્ય ઉપાસકનો સંબંધ માને છે. જીવ એમ માને છે કે આ ઉપાસનાની સહાયતાવડે બ્રહ્મમાથી ઉત્પન્ન થયેલો તથા બ્રહ્મને વિશે રહેલો હું, શરીરનુ પતન થયા પછી અજરૂપ બ્રહ્મને પ્રાપ્ત થઇશ કારણ ઉત્પત્તિ પૂર્વે હું તથા આ સર્વ અજરૂપ હતુ તથા ઉપાસનાના બળે કરી, ઉત્પત્તિ પૂર્વે હું તેમ જ સર્વ જે પ્રમાણે હતા, તે પ્રમાણે પાછા થઇશુ. જેઓ બ્રહ્મને નિત્યરૂપ તથા અજરૂપ માનવાવાળા છે તેઓ જે જીવ પોતાને બ્રહ્મથી પરિચ્છિન્નરૂપે અને તેથી નિર્ગુણ બ્રહ્મથી અન્યરૂપે માને છે તેને, ક્ષુદ્ર બુદ્ધિવાળા અર્થાત્ અવિદ્યાવડે પરિચ્છિન્ન બુદ્ધિવાળા કહે છે. તલવકાર ઉપનિષદમા કહ્યુ છે કે, 'यद्वाचाऽनभ्युदितं येन वागभ्युद्यते । तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते અર્થ:—વાણીવડે જેનુ વર્ણન થઇ શકતુ નથી, પણ જેની સહાયતાથી વાણી બોલી શકાય છે તેને તું બ્રહ્મરૂપે જાણ તુ इदं (પ્રત્યક્ષ રૂપે) જેની ઉપાસના કરે છે તે બ્રહ્મરૂપ નથી.'

**આત્મામાં ઉત્પત્તિનો અભાવ.**

अतो वक्ष्याम्यकार्पण्यमजाति समतां गतम्।
यथा न जायते किंचिज्जायमानं समन्ततः ॥

શબ્દાર્થ:—માટે હું કૃપણ ભાવથી રહિતરૂપ, જન્મથી રહિતરૂપ તથા સર્વત્ર વ્યાપ્ત એવા આત્માનુ વર્ણન કરૂ છુ. સર્વ સ્થળે અનેક ભાવોની ઉત્પત્તિનો ભાસ થવા છતા તે અજ તથા ઉત્પત્તિ આદિ ભાવથી રહિત છે. (૨)

ટીકાઃ—બહાર તથા અંદર સર્વત્ર વ્યાપક તથા અજરૂપ આત્માની પ્રાપ્તિ કરવામાં અશક્યતા હોવાથી, તે પોતાને અવિદ્યાને લીધે દીન માને છે તથા પોતાને ઉત્પત્તિ ભાવવાળો માને છે. 'બ્રહ્મે મને પોતાનામાથી ઉત્પન્ન કર્યો છે તેથી હું જીવું છુ. તથા બ્રહ્મની ઉપાસનાવડે હું બ્રહ્મરૂપે થઇશ,' આ પ્રમાણે તે મનની ક્ષુદ્રતાવાળો થઇ રહે છે [illegible] હું કૃપણ ભાવથી રહિત અજરૂપ બ્રહ્મ [illegible] કરૂં 'અન્ય અન્યને જુવે છે, [illegible] શ્રવણ કરે છે તથા અન્ય [illegible] આ રીતે ક્ષુદ્ર બુદ્ધિવાળો [illegible] અસતરૂપ છે આ સર્વ [illegible]

---

* આ ત્રીજા પ્રકરણમાં અદ્વૈત એવા આત્માનું વર્ણન કરવામા આવ્યુ છે. માટે એને અદ્વૈત પ્રકરણ કરી કહેવામા આવ્યુ છે

પ્રાણીના વિકારરૂપ છે. ભૂમા નામવાળો બ્રહ્મ જે અપરિચ્છિન્ન તથા અનંત છે, તે આ રીતના સર્વ પ્રકારના દ્વિતીય ભાવથી રહિત છે. જે જ્ઞાનની પ્રાપ્તિથી અવિદ્યાથી થયેલ સર્વ ક્ષુદ્ર ભાવનો નાશ થાય છે, તે અકૃપણ ભાવનું હું વર્ણન કરીશ. બ્રહ્મ જન્મથી રહિત છતાં અવિદ્યાને લીધે ઉત્પત્તિવાળો કહેવામાં આવે છે. આ બ્રહ્મ સર્વત્ર સમભાવરૂપે રહેલ છે કારણ અવયવને લીધે ઉત્પન્ન થનારા વિષમ ભાવનો તેને વિશે અભાવ હોય છે. જે વસ્તુ અવયવવાળી હોય છે, તે વસ્તુ અવયવવડે વિષમ ભાવને પ્રાપ્ત થાય છે. પણ આ આત્મા તો નિરવયવ હોવાથી સર્વત્ર સમરૂપે રહેલ છે. તે કોઇપણ અવયવોથી સ્ફુટ થતો ન હોવાથી તેને અજ તથા અપરિચ્છિન્ન કહેવામાં આવે છે. આત્મા સમરૂપ હોવાથી તેની ઉત્પત્તિ નથી તથા તેને વિશે અલ્પ વિકાર પણ હોતો નથી. રજ્જુને વિશે સર્પની માફક અવિદ્યાના દોષને લીધે આત્માની ઉત્પત્તિ ભાસે છે. આ આત્મા–બ્રહ્મ કેવી રીતે ઉત્પત્તિ ભાવથી રહિત અર્થાત્ અજરૂપ છે, તેનું હવે વર્ણન કરવામાં આવે છે. (૨)

### ઘટાકાશ માફક આત્મોત્પત્તિ.

आत्मा ह्याकाशवज्जीवैर्घटाकाशैरिवोदितः ।
घटादिवच्च संघातैर्जातावेतन्निदर्शनम् ॥ ३ ॥

શબ્દાર્થઃ–જેમ ઘટને વિશે આકાશ રહેલું છે તેમ જીવવડે આત્મા આકાશના સરખો કહેવામાં આવ્યો છે. જેમ ઘટોની ઉત્પત્તિ થાય છે, તેમ દેહાદિના સંઘાતવડે આત્માની ઉત્પત્તિ માનવામાં આવી છે. આ રીતનું બ્રહ્મની ઉત્પત્તિના સંબંધમાં દૃષ્ટાંત છે. (૩)

ટીકાઃ–બ્રહ્મ અજરૂપ તથા બુદ્ધિવડે અગ્રાહ્ય છે. બ્રહ્મની આ સ્થિતિ હેતુ તથા દૃષ્ટાંતવડે સિદ્ધ કરવામાં આવી છે આત્મા પર તથા અનંત હોવાથી તેને આકાશની ઉપમા આપવામાં આવી છે. કારણ તે સૂક્ષ્મ, નિરવયવ તથા સર્વત્ર વ્યાપક છે. તે દરેક ઘટને વિશે રહેલ આકાશના જેવો છે. દરેક જીવ ઘટાકાશરૂપ છે તથા સર્વ આત્માનો સમૂહ છે. દરેક ઘટાકાશનો જ્યારે મહાકાશને વિશે લય થાય છે ત્યારે તે સર્વાકાશરૂપે થઇ રહે છે. આ જ રીતે જીવ તથા આત્માના સંબંધમાં છે. જેમ આકાશ સર્વ ઘટાકાશના સમૂહરૂપ છે અર્થાત્ સર્વ ઘટાકાશનું જ મહાકાશ બનેલ હોય છે, તે જ રીતે પર આત્મા અનેક જીવોનો બનેલ છે. આ સર્વનો ભાવ એ છે કે, જેમ મહાકાશમાંથી ઘટાકાશની ઉત્પત્તિ કહેવામાં આવે છે, તેમ જ વેદાન્તને વિશે આત્મામાંથી જીવની ઉત્પત્તિ કહેવામાં આવી છે. જેમ એક જ આકાશમાંથી સર્વ ઘટોની ઉત્પત્તિ થઇ છે (આકાશ હોવાથી જ ઘટ નામ તથા રૂપને પામે છે) તેમ દૃષ્ટાંતમાં રહેલ આકાશરૂપ પરમાત્મામાંથી કાર્ય તથા કારણના લક્ષણવાળા પૃથ્વી આદિ સર્વ સ્થૂલ ભૂતોની તથા સૂક્ષ્મ ભૂતોની ઉત્પત્તિ, રજ્જુને વિશે સર્પની જેમ કલ્પના કરવામાં આવે છે, તેમ કલ્પવામાં આવી છે. આથી મૂળમાં કહ્યું છે કે, જેમ ઘટોની ઉત્પત્તિ થાય છે. તેમ દેહાદિના સંઘાતવડે આત્માની ઉત્પત્તિ થાય છે. મંદ બુદ્ધિવાળા પુરુષોવિશે જ્ઞાનપ્રાપ્તિ માટે શ્રુતિએ આત્મામાંથી જીવની ઉત્પત્તિ કહી છે. જેમ આકાશ અર્થાત્ મહાકાશમાંથી ઘટોની તથા ઘટાકાશની ઉત્પત્તિ થાય છે તેમ જ આત્માની ઉત્પત્તિ છે. (૩)

### જીવની ઉત્પત્તિ તથા લય.

घटादिषु प्रलीनेषु घटाकाशादयो यथा ।
आकाशे संप्रलीयन्ते तद्वज्जीवा इहाऽऽत्मनि ॥

શબ્દાર્થઃ–જ્યારે ઘટનો નાશ થાય છે ત્યારે ઘટમાં રહેલા આકાશનો આકાશ વિશે લય થાય છે, તે જ પ્રમાણે આત્માને વિશે જીવનો લય થાય છે. (૪)

ટીકાઃ–જેમ ઘટની ઉત્પત્તિ થવાથી ઘટાકાશની પણ ઉત્પત્તિ થાય છે તેમ તથા જેમ ઘટનો લય થવાથી ઘટાકાશનો લય થાય છે તેમ દેહાદિના સંઘાતની ઉત્પત્તિવડે જીવની ઉત્પત્તિ છે તથા દેહાદિ સંઘાતનો નાશ થવાથી આત્માને વિશે જીવનો લય થાય છે. ટૂંકમાં કહીએ તો જીવનો લય તેમ જ ઉત્પત્તિ સત્ય નથી, પણ ઉપર કહ્યા પ્રમાણે કેવળ કલ્પિત છે. (૪)

**સર્વ જીવોને એકી વખત દુઃખાદિનો અભાવ**

**यथैकस्मिन्घटाकाशे रजोधूमादिभिर्युते ।**
**न सर्वे संप्रयुज्यन्ते तद्वज्जीवाः सुखादिभिः ॥**

શબ્દાર્થઃ—જેમ એક ઘટાકાશ રજ ધૂમાદિથી દૂષિત થાય છે, પણ એક આકાશ તેમ થવાથી સર્વ ઘટાકાશો દૂષિત થતા નથી. તેમ જ એક જીવને સુખ દુઃખાદિ થવાથી સર્વ જીવને સુખદુઃખાદિ હોતાં નથી. (૫)

ટીકાઃ—અદ્વૈતવાદીઓનું કહેવું એવું છે કે, આત્મા સર્વને વિશે એકરૂપે છે. માટે એક જીવને જન્મ, મરણ સુખાદિ જેવા હોય છે, તે જ પ્રમાણે સર્વ જીવોને એકી વખતે સુખ દુઃખાદિ થવા જોઇએ તથા કાર્ય અને કારણનું કદી એકીકરણ હોઇ શકે નહિ. આ રીતના દ્વૈતવાદીના પ્રશ્નનો ઉત્તર આ શ્લોકવડે આપવામાં આવ્યો છે. જેમ એક ઘટાકાશ રજ ધૂમાદિવડે આવૃત હોય છે, તેથી સર્વ ઘટાકાશો રજ ધૂમાદિથી દૂષિત થતા નથી. તે જ પ્રમાણે સર્વ જીવોને, એક જીવને સુખ દુઃખાદિ હોવાથી, સુખદુઃખ હોતું નથી.

વાદીઃ—તમે આત્માનું એકયત્વ માનો છો કે નહિ ?

પ્રતિવાદીઃ—હા, અમે માનીએ છીએ. શું આકાશની માફક સર્વ સંઘાતોને વિશે આત્મા એકરૂપ છે, એમ અત્યાર લગણ વિવેચન કર્યું, તે તમોએ સાંભળ્યું કે નહિ ?

વાદીઃ—આત્માને જ્યારે તમે એકરૂપે માનો છો તો સુખદુઃખ સર્વત્ર એકજરૂપે શું હેવા ન જોઇએ ?

પ્રતિવાદીઃ—સાંખ્યવાદીવડે ઉઠાવામલી આ શંકા ચાલી શકે એમ નથી તેઓ આત્માને સુખ દુઃખાદિવાળો માનતા નથી. પણ એમ માને છે કે, બુદ્ધિસમવાયને લીધે આ સુખ દુઃખાદિ થાય છે તથા મૂળ સ્વરૂપે જ રહેનાર આત્મા સર્વ ભેદકલ્પનાથી રહિત છે. તેને વિશે કોઇ રીતનું પ્રમાણ નથી. આ રીતે ભેદનો અભાવ થવાથી, પ્રધાનનું કર્મ પારાર્થરૂપે (બીજાને અર્થે) થઇ શકશે નહિ. પ્રધાનવડે કરાયેલ અર્થનું આત્માવિશે અસમવાયપણું થાય છે. જો પ્રધાનવડે કરાયલો બંધ અથવા મોક્ષ અર્થ ભેદવાળા પુરૂષોને વિશે સમવાયરૂપે હોય તો પ્રધાનના કર્મનું પારાર્થ્ય, 'આત્મા એકરૂપે છે' તેને વિશે ઉત્પન્ન થશે નહિ આમ થવાથી સાંખ્યવિશે પુરૂષોની ભેદકલ્પના ઉત્પન્ન થશે. પણ સાંખ્યવાદીઓ બંધ અથવા મોક્ષને પુરૂષ અથવા તો આત્મા સાથે સમવાયીરૂપે માનતા નથી. કારણ પુરૂષોને વિશેષ ભાવોથી રહિત ચેતન માત્રરૂપે તેઓ માને છે. આથી પ્રધાનનું પારાર્થ્ય પુરૂષની સત્તાને લીધે છે, પણ પુરૂષભેદવડે નથી આથી પુરૂષભેદની કલ્પનામાં પ્રધાનનો પારાર્થ્ય હેતુ નથી. સાંખ્યવાદમાં પુરૂષભેદની કલ્પનામાં કોઇ પણ પ્રમાણ નથી. પુરૂષની સત્તા માત્રના કારણને લીધે પુરૂષ બંધ અથવા મોક્ષને ગ્રહણ કરે છે. આ પરરૂપ પુરૂષ સત્તા માત્રને લીધે પ્રધાનના કર્મના નિમિત્તરૂપ થાય છે. પણ કોઇ ગુણોને લઇને નિમિત્તરૂપ થતો નથી. (આ પ્રમાણે જે કહ્યું છે, તે "ઇશ્વરને વિશે સર્વ અધિષ્ઠિત છે" આ રીતના ઇશ્વર વાદીના મતની આશંકાના હેતુવડે કહેવામાં આવ્યું છે.) માટે પુરૂષની ભેદકલ્પના કેવળ અજ્ઞાનતાને દર્શાવે છે તથા વેદાન્તના સિદ્ધાંતને ભ્રમમાં નાખે છે

કેટલાક વૈશેષિકાદિઓ ઇચ્છાદિઓને આત્માના સમવાયીરૂપ માને છે. પણ તે અસત્ છે. સંસ્કારો જે સ્મૃતિના કારણરૂપ છે તેનો, સ્થાનથી રહિત એવા આત્માવિશે સમવાયીપણાનો અભાવ હોય છે. વળી સ્મૃતિ આત્માની સાથે મનના સંયોગથી ઉત્પન્ન થતી હોવાથી સ્મૃતિનો નિયમ (સ્મૃતિ અનુમાનનો વિષય ન હોવાથી) હોતો નથી. કારણ સ્મૃતિ અવિચ્છિન્ન તથા સમકાલિન હોય છે મનની સાથે આત્માનો સંયોગ સાંકેતિક છે. મનની જાતિ કરતા આત્માની જાતિ ભિન્ન છે તથા તે સ્પર્શાદિથી રહિત છે. વૈશેષિકા માનતા નથી કે, ગુણ તથા કર્મ, સામાન્ય તથા વિશેષ દ્રવ્યથી ( આત્માથી ) ભિન્નરૂપે હોતા નથી, કારણ જો તેઓ દ્રવ્યથી ભિન્ન હોય તો ઇચ્છાદિઓ પણ આત્માથી ભિન્ન હોવા જોઇએ તથા એકને દ્રવ્ય સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ રહેવે જોઇએ નહિ. વળી જો વાદી એમ કહે કે,

તથા ગુણો જેઓ એકરૂપે છે, તેઓનો સમવાય સંબંધ હોવો જોઇએ તો તેના સંબંધમાં કહેવું કે, ના, તેમ નથી. ઇચ્છાદિઓ જેઓ કેવળ અનિત્ય છે તેઓનો સમવાયી સંબંધ આત્મા કે જે નિત્ય તથા પૂર્વસિદ્ધ છે, તેની સાથે હોઈ શકે નહિ. એમ છતાં ઇચ્છાદિ તથા આત્માનો સમવાયી સંબંધ માનીએ તો મહત્તત્વ જેમ આત્માને વિશે નિત્ય હોય છે, તેમ ઇચ્છાદિને વિશે પણ હોવું જોઇએ તથા આત્મા મોક્ષભાવથી રહિત થશે. જો સમવાય સંબંધ પોતે દ્રવ્યના કરતાં કોઇ અન્ય વસ્તુ હોય તો જેમ દ્રવ્ય તથા ગુણ વિશે સંબંધ રહેલ છે તેમ દ્રવ્ય તથા તેની વચ્ચેનો સંબંધ કોઈ અન્ય પ્રકારનો હોવો જોઇએ. જો તમે એમ કહો કે, જે સમવાય સંબંધ છે તે નિત્ય સંબંધ છે, તો પછી તેને વિશે અન્ય સંબંધ કહેવાવો જોઇએ નહિ તથા સમવાય સંબંધવાળી દરેક વસ્તુનો નિત્ય સંબંધ હોવાથી તેને વિશે પૃથક્પણાનો સંબંધ રહેશે નહિ. જો દ્રવ્ય તથા તેના ગુણની વચ્ચે પૃથક્પણાનો સંબંધ હોય તો ગુણના દ્રવ્યવડે સંબંધ દર્શાવવા વાપરેલ ષષ્ઠિ વિભક્તિનો પ્રયોગ નિરર્થક ઠરશે. આ રીતે જેમ ગુણોની પ્રાપ્તિ તેમ જ નાશ હોવાથી તેઓ અનિત્ય છે, તે જ પ્રમાણે આત્મા પણ અનિત્ય ઠરશે તથા સાવયવપણું તથા અધિકારીપણું જે દેહોના ધર્મો છે, તે ધર્મોની પ્રાપ્તિ નિત્ય એવાં આત્માને વિશે થશે.

જેમ આકાશ અવિદ્યાના આરોપને લીધે રજ ધુમાદિવડે દૂષિત થયેલ માનવામાં આવે છે, તેમ અવિદ્યાથી અધ્યારોપિત બુદ્ધિ આદિ ઉપાધિને લીધે કરાયલા સુખ દુઃખાદિ દોષો હોવા છતાં, આત્માના બંધ તથા મોક્ષાદિ વ્યવહારને વિશે કોઇ પણ પ્રકારનો બાધ નડતો નથી, કારણ કે સર્વ તાર્કિકોનું માનવું છે કે, અવિદ્યાથી ઉત્પન્ન થયેલ વ્યવહારપ્રાપ્તિથી પરમાર્થની પ્રાપ્તિનો અભાવ થાય છે. માટે તાર્કિકોવડે આત્માના ભેદની જે ... માં આવી છે તે વૃથા છે. (૫)

### આકાશમાં અભેદતા.

रूपकार्यसमाख्याश्च भिद्यन्ते तत्र तत्र वै ।
आकाशस्य न भेदोऽस्ति तद्वज्जीवेषु निर्णयः॥

શબ્દાર્થઃ–અહીં તહીં સર્વ સ્થળે રૂપ, કાર્ય તથા નામોને વિશે ભેદ રહેલ છે, પણ તેથી આકાશને વિશે ભેદ હોતો નથી, તે જ રીતનું દૃષ્ટાંત આત્માને વિશે પણ છે. (૬)

ટીકાઃ–આત્મા જો કે એક છે, છતાં અવિદ્યાને લીધે અનેક આત્માઓમાંથી ભાવોની ઉત્પત્તિ થતી હોયની શું, તેમ જોવામાં આવે છે. આના સંબંધમાં અહીં વર્ણન કરવામાં આવ્યું છે. જેમ એક આકાશને વિશે ઘટ, કરાનો વરસાદ તથા કંબલ આદિ અનેક રૂપોને જોઇએ છીએ, તે જ રીતે 'જળનું આણવું', જળ ભરી રાખવું તથા તે જળપર ઢાંકી રાખવું' આદિ અનેક કાર્યો જોઇએ છીએ તથા 'આ તો ઘટ છે, આ તો કરા છે તથા આ તો કંબલ છે,' ઇત્યાદિ અનેક ભિન્ન ભિન્ન જે નામો જોવામાં આવે છે, તે સર્વ વ્યવહારના વિષયરૂપ છે. આ વ્યવહાર રૂપાદિના ભેદવડે કરાયલો હોવાથી તેનો પરમાર્થવિશે જરાપણ સંબંધ હોતો નથી. કારણ ખરું જોતાં આકાશ અવિકારી તથા એક હોવાથી તેને વિશે ભેદનો અભાવ છે. જેમ વ્યાવહારિક રીતે આકાશમાં ભેદકલ્પના હોતી નથી, પણ ઘટાદિ ઉપાધિને લીધે જોવામાં આવે છે, તે જ પ્રમાણે જીવ દેહોપાધિવાળો થવાથી, આત્માને વિશે ઘટની માફક ભેદ નિરૂપણ કરાયલો છે. આ રીતનો બુદ્ધિમાન્ પુરૂષોનો નિશ્ચય છે. (૬)

### જીવનું નિર્વિકારીપણું તથા નિરવયવપણું.

नाऽऽकाशस्य घटाकाशो विकारावयवौ तथा।
नैवाऽऽत्मनः सदा जीवो विकारावयवौ तथा॥

શબ્દાર્થ–જેમ ઘટાકાશ મહાકાશના વિકાર અને અવયવરૂપ નથી, તે જ પ્રમાણે જીવ સર્વદા આત્માના વિકારરૂપ અને અવયવરૂપ નથી. (૭)

ટીકાઃ–ઘટાકાશાદિવિશે રૂપ કાર્યાદિ ભેદનો વ્યવહાર સત્ય નથી. કારણ કે સુવર્ણનાં જેમ

કુંડલાદિ વિકાર છે તથા જેમ જળના ફીણ તથા પરપોટાદિ વિકારો છે, તેમ ઘટાકાશ કાંઇ મહાકાશના વિકારરૂપ નથી. જેમ વૃક્ષને શાખાદિ અવયવો હોય છે તેમ ઘટાકાશ, મહાકાશના અવયવરૂપ પણ નથી. તે જ પ્રમાણે ઘટાકાશરૂપે રહેલો જીવ મહાકાશરૂપે રહેલા આત્માના વિકાર અથવા અવયવરૂપ પણ નથી આથી આત્મભેદને વિશે કરવામાં આવેલો વ્યવહાર વ્યર્થ છે. (૭)

## આત્મામાં મલાદિનો અભાવ.

यथा भवति बालानां गगनं मलिनं मलैः ।
तथा भवत्यबुद्धानामात्माऽपि मलिनो मलैः॥

શબ્દાર્થ:-જેમ બાળકો આકાશને મળવડે મલિન જૂવે છે, તે જ રીતે અવિદ્વાન્ પુરૂષોને આત્મા મલવડે દૂષિત જોવામાં આવે છે. (૮)

ટીકા:-રૂપ કાર્યાદિ ભેદવ્યવહાર ઘટાકાશાદિ ભેદબુદ્ધિથી નિર્માણ થયો છે. તે જ રીતે જન્મ મરણાદિ વ્યવહાર દેહોપાધિ જીવભેદવડે કરાયલો છે. માટે કલેશ, કર્મ, ફળ તથા પાપ કાંઇ પરમાર્થ રીતે જોતાં આત્માવિશે નથી. આ અર્થનું અહીં દૃષ્ટાંતવડે પ્રતિપાદન કરે છે. જેમ આ લોકને વિશે ખરાખોટાના અનુભવથી રહિત પુરૂપ આકાશને મેઘ, રજ અથવા ધૂમાદિવડે વ્યાપ્ત માને છે, પણ જેઓ સત્યાસત્યનો વિચાર કરનારા છે, તેઓ જાણે છે કે, કદી આકાશ આવા દોષવડે વ્યાપ્ત નથી. તે જ પ્રમાણે શ્રેષ્ઠરૂપ આત્માને વિશે સુખદુઃખાદિના વિકારો પરમાર્થ વસ્તુને જાણવામાં અશક્તિમાન્ એવા અજ્ઞાનીઓવડે આત્માવિશે જોવામાં આવે છે, પણ જેઓ વિવેકી છે તેઓનું માનવું આ રીતનું હોતું નથી. જેમ રેતાળ જમીન તથા મૃગતૃષ્ણિકામાં ફેન તથા તરંગાદિ હોતાં નથી, છતાં તૃષાથી પીડિત મનુષ્ય તે પ્રમાણે જૂવે છે, તેમ આત્માને નહિ ઓળખનારા પુરૂષોવડે આરોપિત કરેલ કલેશાદિ મલો આત્માવિશે હોતા નથી. (૮)

## શરીરોને વિશે મરણાદિ ધર્મો.

मरणे संभवे चैव गत्यागमनयोरपि ।
स्थितौ सर्वशरीरेषु आकाशेनाविलक्षणः ॥

શબ્દાર્થ:—મરણ, જન્મ, ગતિ, આગમન તથા સ્થિતિ આ સર્વ સંબંધ શરીરોને વિશે ઘટાકાશના જેવા છે. (૯)

ટીકા:—અહિં પૂર્વે કહેલા અર્થનું ફરી પરિસ્ફોટન કરવામાં આવે છે. આત્માને વિશે ભાસતા જન્મ મૃત્યુ આદિ જે સર્વ જીવોને વિશે જોવામા આવે છે, તે ઘટાકાશના સરખા છે. ટુંકમા કહીએ તો આ સર્વ કેવળ અવિદ્યાથી ભાસે છે.(૯)

## સ્વપ્નની માફક દેહાદિનું અસત્પણું.

संघाताः स्वप्नवत्सर्वे आत्ममायाविसर्जिताः ।
आधिक्ये सर्वसाम्ये वा नोपपत्तिर्हि विद्यते ॥

શબ્દાર્થ:—આ સર્વ દેહાદિ સંઘાતો સ્વપ્નના સરખા છે તથા તેઓ આત્માની માયાને લીધે ઉત્પન્ન થયા છે. આ દેહાદિ સંઘાતો ઉત્તમ હોય કે નિકૃષ્ટ હોય, છતા તેમાં પરમાર્થતા હોતી નથી.

ટીકા:-દેહાદિ ભાવો જેઓ ઘટાકાશના જેવા છે, તે સ્વપ્નમાં જોવામાં આવતા ભાવોના સરખા છે અથવા માયાવીથી રચાયલા દેહ સરખા છે માયાવડે આત્મામા આ દેહાદિ સંઘાતો ઉત્પન્ન થયા છે આત્માની આ રીતની શક્તિને અવિદ્યા કરી કહેવામા આવે છે. આ સંઘાતો અવિદ્યામાંથી ઉત્પન્ન થતા હોવાથી અસત્યરૂપ છે. પક્ષી અથવા દેવાદિવડે દેહોમાં નિકૃષ્ટતા કે ઉત્કૃષ્ટતા હોય અથવા તો સમાનવસ્થા હોય, છતાં તેમા સત્યપણાની પ્રાપ્તિ થઇ શકતી નથી. આથી સર્વ અવિદ્યાથી ઉત્પન્ન થયેલા છે તથા તે સંઘાતો પરમાર્થરૂપ-સત્યરૂપ નથી (૧૦)

## કોશાદિમાં આત્માની ઉત્કૃષ્ટતા.

रसादयो हि ये कोशा व्याख्यातास्तैत्तिरीयके ।
तेषामात्मा परो जीवः खं यथा सम्प्रकाशितः ॥

શબ્દાર્થ:—તૈત્તિરીયકનેવિશે જે ... વર્ણન કરવામા આવ્યુ છે, તે

આકાશ સર્વ કરતાં શ્રેષ્ઠ છે તેમ, જીવ શ્રેષ્ઠ આત્મારૂપ છે. (૧૧)

ટીકા:—ઉત્પત્તિ આદિથી રહિત તથા અદ્વય આત્માના સંબંધમાં શ્રુતિ તથા પ્રમાણુથી યુક્ત વચનોનું વર્ણન કરવામાં આવે છે. રસાદયો પાંચ છે:-જેમ કે અન્નમય, પ્રાણુમય, મનોમય, વિજ્ઞાન મય તથા આનંદમય. તૈત્તિરીય ઉપનિષદમાં વર્ણન કરવામાં આવ્યું છે કે, આ કોશોમાં એક બીજાથી એમ ઉત્તરોત્તર શ્રેષ્ઠતા રહેલી છે. જેનાવડે કોશો આત્મવંત થાય છે તે જીવ છે તથા સર્વના જીવનના નિમિત્તરૂપ હોવાથી તેને જીવ કરી કહેવામાં આવે છે. આ જીવ કેવા પ્રકારનો છે? આ જીવ આત્મારૂપ છે, જેનું વર્ણન પૂર્વે સત્યરૂપ, જ્ઞાનરૂપ, અનંતરૂપ તથા બ્રહ્મરૂપ કરવામાં આવ્યું છે. જેમ સ્વપ્ન અથવા માયાદિમાં ચિત્રો જોવામાં આવે છે, તેમ આકાશાદિના ક્રમે કરી કોશ લક્ષણુવાળા રસાદિ સંઘાતો આત્માની માયાવડે ઉત્પન્ન થયા છે. આત્માનું વર્ણન પૂર્વના શ્લોકમાં આકાશના દૃષ્ટાંતવડે કરવામાં આવ્યું છે. આત્મા મનુષ્યની બુદ્ધિના પ્રમાણુગમ્ય છે, એમ જે તાર્કિકોની કલ્પના છે, તે કેવળ અયુક્ત છે. (૧૧)

### પરબ્રહ્મની જ પરમાર્થતા.

द्वयोर्द्वयोर्मधुज्ञाने परं ब्रह्म प्रकाशितम् ।
पृथिव्यामुदरे चैव यथाऽऽकाशः प्रकाशितः ॥

શબ્દાર્થ:—પૃથ્વી તથા ઉદરને વિશે જેમ આકાશનું વર્ણન કરવામાં આવ્યું છે, તેમ મધુ જ્ઞાનને વિશે દ્વૈતથી પર એવા બ્રહ્મનું વર્ણન કરવામાં આવ્યું છે (૧૨)

ટીકા:—જે અધિદૈવ છે તે જ અધ્યાત્મ છે, જે તેજોમય છે તે જ અમૃતમય પુરુષરૂપ છે. પૃથ્વી આદિને વિશે રહેલ સર્વનો જે જ્ઞાતા છે, તે પર એવા આત્મારૂપે છે. આ સર્વ બ્રહ્મરૂપ છે. અધિદૈવ તથા અધ્યાત્મ આદિ એમ બબ્બે વિશેષણો સાથે લઇ બ્રહ્મનું વર્ણન કરવામાં આવ્યું છે, પણ આ દ્વૈતનો ક્ષય થવાથી પરબ્રહ્મ જ કેવળ પ્રકાશને પામે છે. બ્રહ્મ ક્યારે પ્રકાશને પામે છે? ... બ્રહ્મવિદ્યારૂપ અમૃતનું પાન કરવામાં આવે છે ત્યારે બ્રહ્મ પ્રકાશને પામે છે. આ અમૃત આનંદરૂપ અથવા મધુ જ્ઞાનરૂપ છે, જેનું વર્ણન મધુ બ્રાહ્મણુને વિશે આપવામાં આવ્યું છે. આ વિષયને સ્પષ્ટ કરવા આકાશનું દૃષ્ટાંત આપવામાં આવ્યું છે, જે પૃથ્વી, ઉદર આદિ સવરૂપે રહેલ છે.

### જીવ તથા આત્માની એકયતા.

जीवात्मनो नन्यत्वमभेदेन प्रशस्यते ।
नानात्वं निन्द्यते यच्च तदेवं हि समञ्जसम् ॥

શબ્દાર્થ:-ભેદથી રહિત જીવ તથા આત્માના ઐકયપણાની સ્તુતિ કરવામાં આવી છે તથા જીવ અને આત્માના અનેકપણાની નિંદા કરવામાં આવી છે. કારણુ કે આત્મા સતરૂપ છે. (૧૩)

ટીકા:-યુક્તિથી તેમ જ શ્રુતિથી જીવ તથા આત્માનું ઐકયત્વ નિશ્ચય કરાયેલ છે તથા શાસ્ત્ર અને વ્યાસાદિકોએ તે સંબંધમાં સ્તુતિ પણ કરી છે. શાસ્ત્રથી બહિષ્કાર કરાયલા કુતાર્કિકોવડે, સર્વ પ્રાણી માત્રને વિશે રહેલ સાધારણુ તથા સ્વાભાવિક માનવામાં આવતી, અનેકપણાની બ્રહ્મવેત્તાઓએ નિંદા કરી છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'न तु तद्द्वितीयमस्ति, द्वितीयाद्वै भयं भवति, उदरमन्तरं कुरुते, अथ तस्य भयं भवति, इदं सर्वं यदयमात्मा, मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति. અર્થ:-આત્માને વિશે દ્વૈતભાવ નથી, જેને દ્વિતીયભાવ હોય છે તેને જ ભય હોય છે, જે પોતાના તથા પરમાત્માની વચ્ચે ભિન્નતા માને છે તેને ભય પ્રાપ્ત થાય છે, આ સર્વ કેવળ આત્મારૂપ છે. જે અનેકપણાને જૂવે છે તે એક મૃત્યુ પછી અન્ય મૃત્યુને પ્રાપ્ત થાય છે.' આ સર્વપરથી માલમ પડે છે કે, સર્વ સત્યરૂપ, જ્ઞાનને વિશે સુગમ તથા યુક્તિપુરઃસર છે. કુતાર્કિકોવડે કરવામાં આવેલી ખોટી કલ્પનાઓ જ્ઞાનને સુગમ હોતી નથી અર્થાત્ યુક્તિવડે તપાસતાં તે માન્ય થઇ શકે એમ નથી. (૧૩)

### ઉત્પત્તિ આદિ વર્ણન ગૌણુરૂપે.

जीवात्मनोः पृथक्त्वं यत्प्रागुत्पत्तेः प्रकीर्तितम् ।
भविष्यद्वृत्त्या गौणं तन्मुख्यत्वं हि न युज्यते ॥

શબ્દાર્થ:-ઉત્પત્તિ પહેલાં જીવ તથા આત્મા-

ની માનવામાં આવેલ પૃથકતા ભવિષ્યની વૃત્તિવડે ગૌણરૂપે છે તથા તે મુખ્યરૂપે નથી. (૧૪)

ટીકા:–'ઉત્પત્તિ પહેલાં' આ વાકયથી ઉપનિષદના જે ભાગમાં ઉત્પત્તિને વિષે વર્ણન કરવામાં આવ્યું છે. તે કર્મકાંડ ભાગ જાણવો 'આ કામના. તે કામના' એ રીતે અનેક પ્રકારની કામનાઓ દર્શાવી છે. 'सदाधार पृथिवीं द्या अर्थः–પરમાત્મા જે શ્રેષ્ઠ છે તેણે પૃથ્વી તથા સ્વર્ગને ધારણ કર્યાં છે.' ઇત્યાદિ અનેક મંત્રોવડે આત્માની પૃથકતા દર્શાવી છે. અહી શંકા ઉઠે છે કે, આ પ્રમાણે જ્યારે જ્ઞાનકાંડ તથા કર્મકાંડને વિશે વિરોધ આવે છે ત્યારે જ્ઞાનકાંડને વિશે કહેવામાં આવતું આત્માનું ઐકયત્વ કેવી રીતે માની શકાય? કહ્યું છે કે, 'यतो वा इमानि भूतानि जायन्ते यथाग्ने. क्षुद्रा विस्फुलिङ्गाः, तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः, तदैक्षत, तत्तेजोऽसृजत. અર્થ:–જેનાવડે આ સર્વ પ્રાણીમાત્રની ઉત્પત્તિ થાય છે, જેમ અગ્નિમાંથી ક્ષુદ્ર તણખાની ઉત્પત્તિ થાય છે, આ આત્માથી આકાશની ઉત્પત્તિ થઇ છે, તેણે જોયું, તેણે તેજની ઉત્પત્તિ કરી, આ રીતે ઉત્પત્તિના સંબંધમાં ઉપનિષદના વાકયવડે પૃથકતા જે કર્મકાંડમાં કહેવામાં આવી છે તે પરમાર્થરૂપ નથી, પણ તે ગૌણરૂપે છે તથા આ પૃથકતા જેમ ઘટાકાશ અને મહાકાશની વચ્ચે હોય તેના સરખી છે. અથવા જે વસ્તુ ભવિષ્યમાં થનારી હોય છે, તેને માટે વર્તમાનકાળ વાપરવામાં આવે છે તે સરખી છે; જેમ તે ઓદનને પકાવે છે. ભેદવાકયોથી કાંઇ મુખ્ય ભેદ ઉત્પન્ન થતો નથી. સ્વાભાવિક અવિદ્યાયુક્ત પ્રાણીની ભેદદષ્ટિને દર્શાવનારાં આત્માના ભેદ સંબંધીનાં વાકયો છે. આ સ્થળે તેમ જ અન્ય ઉપનિષદોમાં ઉત્પત્તિ વાકયવડે, જીવ તથા પરમાત્માનું ઐકયત્વ જ પ્રતિપાદન કરેલ છે. કહ્યું છે કે 'तत्त्वमसि, अन्यो सावन्योऽहमस्मीति न स वेद. અર્થ:–જીવાત્મા તથા પરમાત્મા એકરૂપે છે, આ અન્ય છે તથા આ તો હું છું એ રીતનો ભેદ આત્મા વિશે નથી.' આથી ઉપનિષદોમાં પાઠવથી જે ઐકયત્વનો નિશ્ચય કરવામાં આવ્યો છે, તેનો આશ્રય કરી લૈકિક દષ્ટિવડે જોવામાં આવતી પૃથકતાને કેવળ ગૌણરૂપે માનવી જોઇએ. 'तदैक्षत तत्तेजो सृजत. અર્થ–તેણે જોયું, તેમાંથી તેજ ઉત્પ ન થયું' ઇત્યાદિ વચનો દર્શાવે છે કે, ઉત્પત્તિ પૂર્વે સર્વ કેવળ ઐકયરૂપે હતું. 'तत्सत्य स आत्मा तत्त्वमसि. અર્થ.–તે સત્યરૂપ છે, તે આત્મારૂપ છે, આત્મા તથા જીવ એક છે' ઇત્યાદિ વચનવડે સર્વ એકરૂપ થશે, એમ ભવિષ્ય વૃત્તિનો નિશ્ચય કરી, જીવ તથા આત્માનું પૃથક્પણું કોઇ કોઇ સ્થળે જોવામાં આવે છે તે ગૌણરૂપે છે જેમ એમ કહેવામાં આવે છે કે, આ મનુષ્ય ઓદનને રાંધે છે, જો કે રાંધવાના તો ચોખા જ હોય છે. (૧૪)

## જીવમાં નિર્ભેદપણું.

मृलोहविस्फुलिङ्गाद्यैः सृष्टिर्या चोदिताऽन्यथा।
उपायः सोऽवताराय नास्ति भेदः कथंचन ॥

શબ્દાર્થ:—પૃથ્વી, લોહ તથા અગ્નિના તણખારૂપે સૃષ્ટિનું જે વર્ણન કરવામાં આવ્યું છે, તે અન્ય કારણને લીધે છે. આ સર્વ દષ્ટાંતો જે દર્શાવવામાં આવ્યા છે તે કેવળ નિર્ગુણ સ્વરૂપની પ્રાપ્તિના ઉપાયો છે. ખરી રીતે જીવાત્મામાં કોઇ પણ પ્રકારનો ભેદ નથી. (૧૫)

ટીકા.—આ સત્ય છે કે, ઉત્પત્તિની પૂર્વે સર્વ કેવળ અદ્વૈતરૂપે હતું, પણ ઉત્પત્તિ થયા પછી જીવોને લીધે ભેદભાવની ઉત્પત્તિ થઇ છે. આ સત્ય નથી. શ્રુતિમાં જે ઉત્પત્તિ શબ્દ કહેવામાં આવ્યો છે, તે અન્ય કારણને લીધે છે. આ રીતની શંકાનું સમાધાન પૂર્વે જ કરવામાં આવ્યું છે. કહ્યું છે કે, સર્વ સંઘાતો આત્માની માયાવડે ઉત્પન્ન થયેલ હોવાથી સ્વપ્ન સરખા છે. જેમ ઘટાકાશની ઉત્પત્તિનો ભેદ હોય છે, તેની માફક જીવોના ઉત્પત્તિઆદિ ભેદો છે. ઉત્પત્તિ તથા ભેદાદિ જે શ્રુતિમાં કહ્યાં છે તેનો ખરો ભાવ શું છે, તે જાણવા માટે તે વાતનું અહી ફરી પુનરાવર્તન કરવામાં આવ્યું છે. પૃથ્વી, લોહ તથા અગ્નિના તણખાના દષ્ટાંતવડે વર્ણવાયેલી સૃષ્ટિનો અન્યભાવ છે. કારણ આ જે દષ્ટાંતો આપવામાં આવ્યા છે તે કેવળ આત્માની પ્રાપ્તિના સાધનોરૂપ છે. પ્રાણ તથા પ્રકરણ-

માં વાક, અસુર, પાપ્મા તથા વેધારૂપે જે આખ્યાયિકા આપવામાં આવી છે, તે કેવળ મનને પ્રાણની શ્રેષ્ઠતામાં સહાય કરવા અર્થે છે. આ જ રીતે શ્રુતિમાં દર્શાવેલ ઉત્પત્તિ આદિનો ખરો ભાવ જાણી લેવો. જો એમ કહેવામાં આવે કે, આ આખ્યાયિકાનો અર્થ સત્ય નથી તો તેના ઉત્તરમાં કહેવાનું જે ભિન્નભિન્ન શાખાઓમાં ભિન્ન ભિન્નરૂપે આ વાદનું વર્ણન કરવામાં આવ્યું છે, પણ જો વિવાદ પરમાર્થરૂપે હોતે તો તેમ કરવામાં આવત નહિ એક જ સંવાદના સંબંધમાં ભિન્નભિન્ન આખ્યાયિકા આપવાથી જણાય છે કે, આ સંવાદ પરમાર્થરૂપે લેવાનો નથી. જો એમ માનવામા આવે કે, ભિન્નભિન્ન કલ્પોમાં ભિન્નભિન્ન સૃષ્ટિઓ થવાથી, ભિન્ન સ્થાનોમા થયેલ સંવાદની તેમ જ અન્ય શ્રુતિઓમાં ભિન્ન રીતે વર્ણન કરેલ અન્ય સૃષ્ટિના વર્ણનોની વચ્ચે, ભિન્નતા હોવી જોઇએ. તેમ બીલકુલ છે જ નહિ. આ રીતનું માનવું કેવળ પ્રયોજનથી રહિત છે. કહેલ સત્યનું પ્રતિપાદન કરવામાં મનને સહાય કરવાના સાધનરૂપે પ્રયોજન સિવાય અન્ય પ્રયોજન, સૃષ્ટિ અથવા વાદને દર્શાવનારી શ્રુતિમાં નથી. તત્ત્વની પ્રાપ્તિને અર્થે ધ્યાનને સહાય કરતા આ શ્રુતિઓનું પ્રયોજન હોય, તે માનવું કેવળ અયોગ્ય છે કલ્પ, ઉત્પત્તિ તથા પ્રલયના સંબંધનું ધ્યાન કરવાથી તેમાંની એકાદ વસ્તુની પ્રાપ્તિ થશે, પણ પરમાર્થની પ્રાપ્તિ થશે નહિ. આથી ઉત્પત્તિ આદિને દર્શાવનારી શ્રુતિઓ આત્માના એકત્વનું પ્રતિપાદન કરવામાં મનને સહાય કરનારી હોવાથી કેવળ ગૌણરૂપે છે. આ રીતે હોવાથી ઉત્પત્તિ આદિવડે દર્શાવેલ લયાદિ જેવી કાંઇપણ વસ્તુ છે જ નહિ. (૧૫)

### આશ્રમાદિનું કારણ બુદ્ધિની અવસ્થા.

**आश्रमास्त्रिविधा हीनमध्यमोत्कृष्टदृष्टयः ।**
**उपासनोपदिष्टेयं तदर्थमनुकम्पया ॥१६॥**

શબ્દાર્થઃ—આશ્રમો ત્રણ પ્રકારના છેઃ—ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ. આ ત્રણ અવસ્થા બુદ્ધિની અવસ્થાને લીધે છે આ અવસ્થાવાળા પુરૂષોને અર્થે ઉપાસનાયુક્ત શ્રુતિએ અનુગ્રહ કરી કર્યો છે. (૧૬)

ટીકાઃ—'આત્મા એક અદ્વિતીયરૂપે છે' આ શ્રુતિ પ્રતિપાદન કરે છે કે, આત્મા નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવવાળો, એક તથા પરમાર્થરૂપ છે તથા તે સિવાય અન્ય સર્વ કેવળ નિરર્થક છે. 'आत्मा वा अरे द्रष्टव्य', य आत्माऽपहत पाप्मा, स क्रतुं कुर्वीत, आत्मेत्येवोपासीतः અર્થઃ—આત્મા દ્રષ્ટવ્ય છે, જે આત્માએ સર્વ પાપનો નાશ કર્યો છે તેણે પૂજન કરવું જોઇએ, કેવળ આત્માની ઉપાસના કરવી જોઇએ,' ઇત્યાદિ શ્રુતિઓવડે ઉપાસનાનો હેતુ ઉપદિષ્ટ કરાયેલ છે. તો પછી કર્મ અને અગ્નિહોત્રાદિ કરવાનું શું પ્રયોજન છે? આ સર્વનું કારણ નીચે પ્રમાણે દર્શાવેલ છે. મૂળમાં આશ્રમ શબ્દ ગ્રહણ કરવાથી આશ્રમયુક્ત પુરૂષોનું ગ્રહણ કરવું અર્થાત્ જેઓ વર્ણાશ્રમ ધર્મને અંગીકાર કરતા હોય તથા જેઓ શાસ્ત્રમાં કહેલ કર્મ તથા વિધિનું આચરણ કરતા હોય. આશ્રમ શબ્દનો ઉપયોગ દર્શાવવાવડે, પ્રથમના ત્રણ વર્ણને ગ્રહણ કરવામાં આવ્યા છે. તેઓ ઉત્તમ, મધ્યમ તથા અધમ, આ ત્રણ પ્રકારની દૃષ્ટિવાળા હોય છે અર્થાત ઉત્તમ બુદ્ધિવાળો ઉત્તમ કહેવાય છે, મધ્યમ બુદ્ધિવાળા મધ્યમ કહેવાય છે તથા નિકૃષ્ટ બુદ્ધિવાળા અધમ કહેવાય છે. ઉપાસના તથા કર્મનું વર્ણન વેદે આ ત્રણ પ્રકારના પુરૂષોપર અનુગ્રહ કરવા માટે કરેલ છે. પરમાર્થની પ્રાપ્તિ તરફ આ ઉપાસનામાર્ગ દોરવી લઇ જાય છે. પણ આ સર્વ કેવળ ઉત્તમ, મધ્યમ તથા નિકૃષ્ટ બુદ્ધિવાળાઓને અર્થે છે, પણ સર્વોત્કૃષ્ટ બુદ્ધિવાળાને માટે નથી. કારણ તેઓ તો જાણે છે કે, આત્મા અદ્વિતીયરૂપ છે 'यन्मनसा न मनुते येनाहुर्मनो मतम्। तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते॥ तत्त्वमसि, आत्मैवेद सर्वम् અર્થઃ—મનવડે જેના વિશે વિચાર થઇ શકતો નથી, પણ જેનાવડે મન વિચાર કરવા શક્તિમાન્ થાય છે, તે જ બ્રહ્મરૂપ છે, પણ તું જેની इदं રૂપે અર્થાત્ પ્રત્યક્ષરૂપે ઉપાસના કરે છે તે બ્રહ્મરૂપ નથી, તે તું છે, આ સર્વ કેવળ આત્મારૂપ છે.' ઇત્યાદિ શ્રુતિવચનવડે આત્માનું એકત્વ શ્રેષ્ઠ બુદ્ધિવાળાઓએ પ્રતિપાદન કીધું છે. (૧૬)

## દ્વૈતવાદીમાં જ રહેલો વાદ.

**स्वसिद्धान्तव्यवस्थासु द्वैतिनो निश्चिता दृढम्। परस्परं विरुध्यन्ते तैरयं न विरुध्यते ॥ १७ ॥**

શબ્દાર્થ:-દ્વૈતવાદીઓ જેઓ પોતપોતાના સિદ્ધાન્તની વ્યવસ્થાવિષે નિશ્ચયવાળા છે, તેઓ માહોમાહે વાદ વિવાદ કરે છે; પણ જેઓ અદ્વૈતવાદીઓ હોય છે, તેઓને કોઇ સાથે વાદ કરવાનો રહેતો નથી. (૧૭)

ટીકા:-અદ્વૈતવાદ સમ્યક્ દર્શનરૂપ છે તથા તેનો નિશ્ચય બુદ્ધિ તથા શ્રુતિવડે થઇ શકે છે. આથી અન્ય જે કાંઈ છે, તે કેવળ નિરર્થક છે. દ્વૈતવાદ રાગદ્વેષાદિ દોષોના સ્થાનરૂપ હોવાથી નિરર્થક છે.' આ દ્વૈતવાદીઓ પોતપોતાના સિદ્ધાતની રચનાના નિયમને લીધે માહોમાહે લડે છે. કપિલ, કણાદ, બુદ્ધ જૈન આદિ સઘળા દ્વૈતવાદીઓ પોતપોતાના સિદ્ધાંતને વિશે દૃઢ નિશ્ચયવાળા હોય છે. અર્થાત્ 'આ રીતે જ પરમાર્થ છે, પણ આથી અન્ય રીતે નથી,' આ રીતના સિદ્ધાતનો નિશ્ચય કરવાથી તે વિરોધીને પોતાના પ્રતિપક્ષીરૂપે જૂવે છે, તેનાપર દ્વેષ કરે છે તથા આ પ્રમાણે રાગ તથા દ્વેષથી યુક્ત તેઓ પોતાના સિદ્ધાન્તના દર્શનને નિમિત્તે અન્યોન્યનો વિરોધ કરે છે. 'સર્વ કેવળ અદ્વિતીયરૂપ છે' આ રીતના ઉપદેશવાળા આત્માના એકપત્વવાળા આપણા સિદ્ધાન્તની સાથે આ પરસ્પર વિરોધવાદીઓનો વિરોધ હોતો નથી. જેમ એક મનુષ્યને પોતાના જ હાથ અથવા પગની સાથે વિરોધ હોતો નથી. આથી આત્માની એકત્વ બુદ્ધિ, રાગદ્વેષાદિ દોષનુ સ્થાન નહિ હોવાથી, સમ્યક્ દર્શનરૂપે હોય છે. (૧૭)

## અદ્વૈતમાં દ્વૈતવાદીના વિરોધનો અભાવ.

**अद्वैतं परमार्थो हि द्वैत तद्भेद उच्यते । तेषामुभयथा द्वैतं तेनायं न विरुध्यते ॥१८॥**

શબ્દાર્થ.-અદ્વૈત પરમાર્થરૂપે છે. દ્વૈત કેવળ તેના ભેદરૂપે છે. દ્વૈતવાદીઓનો દ્વૈતવાદ ઉભય રીતે પરમાર્થરૂપ જ છે, જેથી અમારા અદ્વૈત પક્ષને વિશે તેઓનો વિરોધ હોતો નથી

ટીકા:-અદ્વૈતને વિશે દ્વૈતનો વિરોધ શા હેતુથી હોતો નથી, તેનેવિશે વર્ણન કરવામાં આવે છે. અદ્વૈત પરમાર્થરૂપે છે તથા દ્વૈત અર્થાત્ અનેકપણાનો ભાવ, તેના એક વિભાગરૂપ છે. 'एकमेवाद्वितीयम्, तत्तेजोऽसृजत અર્થ.-આત્મા એક અદ્વિતીયરૂપ છે, તેણે તેજની ઉત્પત્તિ કરી,' ઇત્યાદિ શ્રુતિથી કહેવાયલા અદ્વૈતના એક કાર્યરૂપે દ્વૈત છે. આ સંબંધમાં યુક્તિનું પ્રમાણ પણ છે. કારણ કે ચિત્તની પ્રવૃત્તિના અભાવવિશે, સમાધિ વિશે તથા મૂર્છામાં દ્વૈતનો અભાવ હોય છે. આથી દ્વૈત કેવળ અદ્વૈતના એક ભેદરૂપે કહેવામાં આવ્યું છે. દ્વૈતવાદીઓનું માનવુ છે કે, ઉભય રીતે અર્થાત્ પરમાર્થ રીતે તેમ જ અપરમાર્થ રીતે પણ કેવળ દ્વૈત જ સત્યરૂપે છે. જ્યારે ભ્રાન્ત અથવા અવિદ્યાવાન્ પુરૂષોને દ્વૈતદૃષ્ટિ હોય છે ત્યારે અભ્રાન્ત અર્થાત્ અધિકારી એવા અમારે વિશે અદ્વૈત દૃષ્ટિ છે. આ કારણથી 'इन्द्रो मायाभिः पुरुरूप ईयते, न तु तद् द्वितीयमस्ति અર્થ.-માયાવડે ઇન્દ્ર અનેકરૂપે થાય છે, તેને દ્વિતીય ભાવ હોતો નથી,' ઇત્યાદિ શ્રુતિમાં કહેલા ભાવનો આ દ્વૈતવાદીઓ વિરોધ કરતા નથી. જેમ એક પ્રમત્ત પુરૂષ જમીનપર ઉભો હોય તે, મદોન્મત્ત ગજનાપર બેઠેલા અન્ય પુરૂષને એમ કહે કે, 'હું પણ ગજપર બેઠોછું, માટે મારી સામા તારો હાથી લાવ,' છતાં તે લઇ જતો નથી. તેની માફક તેઓ વિરોધ કરતા નથી. આથી અદ્વૈત બ્રહ્મનું જ્ઞાન દ્વૈતવાદીઓના, સ્વયં આત્મારૂપે છે અને આ કારણથી આપણા પક્ષનો તેઓ વિરોધ કરતા નથી. (૧૮)

## અદ્વૈતમાં ભેદ હોવામાં માયા કારણ.

**मायया भिद्यते ह्येतन्नान्यथाऽजं कथंचन । तत्त्वतो भिद्यमाने हि मर्त्यतामसृतं व्रजेत् ॥१९॥**

શબ્દાર્થ:-આ શાશ્વત અજ જાણે ભેદયુક્ત હોય, તેમ માયાને લીધે ભાસે છે. પણ બીજા કોઈ કારણને લીધે નહિ કારણ જો ભેદ સત્‌રૂપે હોય તો અમૃત મર્ત્યપણાને પ્રાપ્ત થવું જોઇએ. (૧૯)

ટીકા:-જો દ્વૈતપદ અદ્વૈતના કાર્યરૂપે તો તે દ્વૈત પણ અદ્વૈતની માફક જ સ-

પરમાર્થરૂપે હોવું જોઇએ. આ હેતુને લીધે કહેવામાં આવ્યું છે કે, જેમ નેત્રના દોષવાળો એક જ ચંદ્રને અનેકરૂપે જૂવે છે, રજ્જુને ભ્રાંતિથી જેમ સર્પરૂપે માનવામાં આવે છે અથવા જળધારાને જેમ માળારૂપ માનવામાં આવે છે, તેમ અદ્વૈત જે પરમાર્થરૂપે છે, તે માયા ને લીધે અનેકરૂપે ભાસે છે. આ સર્વ પ્રત્યક્ષરૂપે દેખાતું પરમાર્થરૂપે નથી. કારણ આત્મા નિરવયવ છે. જેને અવયવ છે તેને જ ભેદ હોય છે જેમ મૃત્તિકાદિનો ઘટાદિરૂપે ભેદ થાય છે. આથી અવયવથી રહિત એવા અજને વિશે કોઈ રીતે અથવા કોઇ પણ પ્રકારે ભેદ નથી, છતાં જે ભેદ જોવામાં આવે છે, તે માયાને લીધે છે. કારણકે જો ખરેખર ભેદ હોય તો અમૃતરૂપ, અજરૂપ તથા અદ્વયરૂપ સત્ મર્ત્યપણાને પ્રાપ્ત થાય. તેમ થવાથી અગ્નિને શીતળતાની ઉપમા આપવા સરખું થાય. સ્વભાવથી જ વિપરીત વસ્તુને પ્રાપ્ત થવું, તે કેવળ અશક્ય છે. કારણ તેમ કરવાથી સર્વ પ્રમાણોનો વિરોધ આવશે. આથી અજ તથા અદ્વયરૂપ આત્મતત્ત્વ માયાથી ભેદવાળું જોવામાં આવે છે, પણ પરમાર્થ રીતે નથી. આથી સિદ્ધ થાય છે કે, દ્વૈત પરમાર્થ રીતે સત્ નથી. ( ૧૯ )

### આત્મામાં જન્મનો અભાવ.

अजातस्यैव भावस्य जातिमिच्छन्ति वादिनः ।
अजातो ह्यमृतो भावो मर्त्यतां कथमेष्यति ॥

શબ્દાર્થ:–ઉત્પત્તિથી રહિત એવી વસ્તુની ઉત્પત્તિ કેટલાક માને છે જે ભાવ ઉત્પત્તિથી રહિત તથા અમૃતરૂપે છે, તે મર્ત્યપણાને કેવી રીતે પ્રાપ્ત થઇ શકશે ? (૨૦)

ટીકા:–ઉપનિષદનું વ્યાખ્યાન કરનારા તથા ખરા રહસ્યને નહિ સમજનારા કેટલાક બ્રહ્મવાદીઓ એમ કહે છે કે, આત્મા જો કે સ્વભાવિક રીતે અજરૂપે તથા અમૃતરૂપે છે, છતાં તે જન્મને પ્રાપ્ત થાય છે. આ જો તેમનું કહેવું સત્ય હોય તો આત્માના જન્મથી એમ સિદ્ધ થશે કે, તેના વિશે મર્ત્યપણાનો ભાવ છે. પણ આત્મા જે ...ક રીતે જ અજરૂપ, અમૃતરૂપ તથા પરમાર્થરૂપે છે, તે મર્ત્યરૂપે કેવી રીતે બની શકે ? અર્થાત્ કોઇપણ પ્રકારે તે મર્ત્યરૂપે થશે નહિ. અર્થાત્ સ્વભાવથી જ વિપરીતતાને પ્રાપ્ત થશે નહિ. (૨૦)

### પ્રકૃતિનો મૂળ સ્વભાવ અન્યથા થતો નથી

न भवत्यमृतं मर्त्यं न मर्त्यममृतं तथा ।
प्रकृतेरन्यथाभावो न कथंचिद्भविष्यति ॥२१॥

શબ્દાર્થ:–અમૃત કદી મર્ત્યરૂપે થતું નથી. વસ્તુનો જે સ્વભાવ હોય છે, તેને વિશે વિપરીતભાવ કદી પણ થતો નથી. (૨૧)

ટીકા:–જેમ પૂર્વે અગ્નિનું દૃષ્ટાંત આપવામાં આવ્યું છે તેમ મર્ત્ય અમૃતરૂપ થતું નથી તથા અમૃત મર્ત્યરૂપે થતું નથી. અર્થાત્ પ્રકૃતિના સ્વભાવનો અન્યથા ભાવ અર્થાત્ પોતાના સ્વભાવથી ઉલટો ભાવ કદી પણ થતો નથી. (૨૧)

### ઉત્પત્તિવાળી વસ્તુમાં અમૃતનો અભાવ.

स्वभावेनामृतो यस्य भावो गच्छति मर्त्यताम् ।
कृतकेनामृतस्तस्य कथं स्थास्यति निश्चलः ॥

શબ્દાર્થ:–સ્વભાવથી જે અમર્ત્ય છે તે મર્ત્યરૂપે થાય છે એમ જે માને છે તે મનુષ્ય, વસ્તુ જે અમૃતરૂપ તથા નિશ્ચલરૂપ છે, તેની ઉત્પત્તિ થવા છતાં તે અમૃતરૂપ જ રહે છે, એમ કેવી રીતે માની શકે ? (૨૨)

ટીકા:—જો વાદી એમ માને કે, અમર્ત્ય જન્મને પ્રાપ્ત થવાથી મર્ત્યપણાને પ્રાપ્ત થાય છે તો પછી તે વસ્તુનું ઉત્પત્તિ પહેલાં અમર્ત્યપણું માનવું વ્યર્થ છે. જે વસ્તુ ઉત્પત્તિને પ્રાપ્ત થતી હોય તો તેને અમૃતરૂપે કેવી જ રીતે કહેવાય શકે ? જે વસ્તુ ઉત્પત્તિને પામતી હોય, તે અવિકારી પણ કેમ કહેવાય શકે ? કોઇપણ પ્રકારે આ સિદ્ધ થઇ શકશે નહિ. આથી જે એમ માને છે કે, આત્મા જન્મને પ્રાપ્ત થાય છે તે તેને કદી અમૃતરૂપે કદી શકશે નહિ. તેને તો કોઇપણ વસ્તુ અજરૂપ જોવામાં આવશે નહિ તથા સર્વ મર્ત્યરૂપ થવાથી અનિર્મોક્ષનો (મોક્ષથીરહિતપણાનો) પ્રસંગપ્રાપ્ત થશે.

### પરમાર્થ સ્વરૂપાર્થે શ્રુતિમાં ઉત્પત્તિકથન.

भूततोऽभूततो वाऽपि सृज्यमाने समा श्रुतिः ।
निश्चितं युक्तियुक्तं च यत्तद्भवति नेतरत् ॥

શબ્દાર્થ:-શ્રુતિનું તાત્પર્ય ઉત્પત્તિપણાને વિશે પરમાર્થ રીતે અથવા તો અપરમાર્થ રીતે પણ સરખું જ છે જેનો શ્રુતિવડે નિશ્ચય કરવામાં આવ્યો છે તથા યુક્તિવડે જેની યોજના કરવામાં આવી છે તે જ પરમાર્થરૂપ છે, બીજું નહિ (૨૩)

ટીકા:-જેઓ એમ કહે છે કે, પરમાત્મા ઉત્પત્તિ આદિથી રહિત છે, તે આ સૃષ્ટિને પ્રતિપાદન કરનારી શ્રુતિને પ્રમાણરૂપ ગણતા નથી. ઠીક, અમારું પણ માનવું છે કે, શ્રુતિ સૃષ્ટિને પ્રતિપાદન કરનારી છે. પણ તેનો ભાવ ઉત્પત્તિને પ્રતિપાદન કરવામાં હોતો નથી, પણ બીજો હોય છે. કારણ પૂર્વે કહ્યું છે કે, આ સર્વ શ્રુતિ પરમાત્માનું સ્વરૂપ ગ્રહણ કરવાના કામમાં મનને સહાય કરવા માટે છે. જે શ્રુતિ વિરૂદ્ધતાને પ્રતિપાદન કરનારી છે તથા જે સાનુકૂલતાને પ્રતિપાદન કરનારી છે, તે સર્વ શ્રુતિઓના સંબંધમાં શંકા સમાધાન કરવા અર્થે આ પ્રશ્ન ફરી ઉઠાવવામાં આવે છે. વસ્તુની ઉત્પત્તિ પરમાર્થરૂપે માનીએ, અથવા માયાવીથી ઉત્પન્ન કરાયેલ માયારૂપ માનીએ છતાં ઉત્પત્તિને દર્શાવનારી શ્રુતિઓવિશે કોઇપણ પ્રકારનો બાધ આવતો નથી. જ્યાં ગૌણ અર્થની તેમજ મુખ્ય અર્થની પ્રતિપત્તિ હોય, ત્યાં કેવળ મુખ્ય અર્થની પ્રતિપત્તિ ગ્રહણ કરવી. વાદી કહે છે કે:-અમે એમ માનતા નથી, કારણ માયા સિવાય અન્ય કોઇપણ પ્રકારે સૃષ્ટિની ઉત્પત્તિ અમોને ગ્રાવ નથી તથા તેનો નિશ્ચય થાય છે, છતાં તે પ્રયોજનથી રહિત છે સર્વ સૃષ્ટિ મુખ્ય હોય અથવા ગૌણ હોય, છતાં અવિદ્યાવડે તેનો સંભવ થવાથી તે પરમાર્થરૂપે નથી. શ્રુતિમાં પણ કહ્યું છે કે 'सबाह्याभ्यन्तरो ह्यजः અર્થ:- બહાર તથા અંદર સર્વત્ર બ્રહ્મ વ્યાપક છે; આથી શ્રુતિ અદ્વિતીયરૂપે, અજરૂપે તથા અમૃતરૂપે જેને કહે છે તથા બુદ્ધિવડે પણ જેનો એ જ રીતે નિશ્ચય કરવામાં આવે છે, તેનું જ પૂર્વના ભાગમાં વર્ણન કર્યું છે. શ્રુતિમાં તાત્પર્ય પણ આ જ રીતનું છે, પણ બીજું કાંઇ નથી. (૨૩)

### માયાને લીધે આત્મામાં અનેક ભાસો.

नेह नानेति चाऽऽम्नायादिन्द्रो मायाभिरित्यपि ।
अजायमानो बहुधा मायया जायते तु सः ॥

શબ્દાર્થ:-"આત્માને વિશે અનેક પ્રકારો નથી" તથા "ઇન્દ્ર માયાદિવડે અનેક પ્રકારે થાય છે," ઇત્યાદિ શ્રુતિઓવડે સ્પષ્ટ જણાઈ આવે છે કે, માયાને લીધે અજરૂપ આત્મા અનેકરૂપે થાય છે. (૨૪)

ટીકા:-શ્રુતિમાં આ જ પ્રકારનો ભાવ રહેલો છે, એમ કેવી રીતે કહેવાઈ શકે ? આના ઉત્તરમાં જણાવ્યું છે કે, જો ઉત્પત્તિ સત્ય જ હોય તો વસ્તુની અનેકતા સત્યજ હોવી જોઇએ તથા વિરૂદ્ધ અર્થને દર્શાવનારી શ્રુતિ હોવી જોઇએ નહિ. "नेह नानास्ति किंचन આને વિશે કોઇ પણ પ્રકારની ભિન્નતા નથી" ઇત્યાદિ દ્વૈત ભાવનો પ્રતિષેધ કરનારી અનેક શ્રુતિઓ છે. તેથી પ્રાણનો જે સંવાદ કહેવામાં આવ્યો છે, તે અસત છે, તેમ સૃષ્ટિની કલ્પના તે કેવળ આત્માની એકતાની પ્રતિપત્તિ અર્થેજ છે તથા તેથી તે અસતરૂપે છે. "ઇન્દ્ર માયાવડે અનેકરૂપે થાય છે" આ શ્રુતિમાં ઉત્પત્તિને દર્શાવવાના હેતુથી 'માયા' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે. માયા શબ્દનો અર્થ પ્રજ્ઞા થાય છે તથા તે અર્થ સત્ય છે. પણ ઇન્દ્રિયોવડે મનવિશે ઉત્પન્ન થતી પ્રજ્ઞા અવિદ્યારૂપ હોવાથી માયાને અવિદ્યારૂપે કહેવામાં કાંઇ ખોટું નથી. કારણ માયા શબ્દથી દર્શાવેલ અર્થની શ્રુતિનું તાત્પર્ય એ છે કે, ઇન્દ્રિયોથી ઉત્પન્ન થયેલ પ્રજ્ઞાવડે માયા અનેકરૂપે થાય છે. અર્થાત્ અવિદ્યાવડે અનેકરૂપે થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'अजायमानो बहुधा विजायते જે ઉત્પત્તિથી રહિત છે તે અનેકરૂપે થાય છે.' આ સર્વ દર્શાવે છે કે જન્મ માયાને લીધે છે. અહીં મૂળમ તુ શબ્દ વાપરવામા આવ્યો છે તે, માયાઈ આ સર્વની ઉત્પત્તિ થઈ છે, એનો નિશ્ચય કરવ માટે વાપરવામા આવ્યો છે 'ઉત્પત્તિથી રહિત

પણું' તથા 'અનેક પ્રકારનો જન્મ' આ બેઉ વચનો, જેમ અગ્નિવિશે શીતલતા તથા ઉષ્ણતા કહેવામાં આવે તેના સરખાં છે. 'तत्र को मोह:कः शोक एकत्वमनुपश्यतः જે એકપણાને, અનુભવ કરે છે, તેને કદી મોહ તથા શોક હોતાં નથી; ઇત્યાદિ શ્રુતિમાં દર્શાવેલ ફલવડે આત્માનું એકત્વ પ્રતિપાદન કર્યું છે તથા "मृत्यो:स मृत्युमाप्नोति તે વારંવાર મૃત્યુને પામે છે," ઇત્યાદિ શ્રુતિમાં દ્વૈત ભેદની નિંદા કરવામાં આવીછે. (૨૪)

## સંભૂતિના નિષેધવડે સર્વ કાર્યનો નિષેધ.

**संभूतेरपवादाच्च संभवः प्रतिषिध्यते ।**
**को न्वेनं जनयेदिति कारण प्रतिषिध्यते॥२५॥**

શબ્દાર્થ:-વળી સંભૂતિનો અભાવ કહેવાથી કાર્યનો નિષેધ કરવામાં આવ્યો છે તથા કોણ એને-આત્માને જન્મને પ્રાપ્ત કરાવી શકે' ઇત્યાદિ વચનવડે કારણનો પ્રતિષેધ દર્શાવ્યો છે. (૨૫)

ટીકા:-'अन्धं तमः प्रविशन्ति ये संभूतिमुपासते જે સંભૂતિ (હિરણ્યગર્ભ) ની ઉપાસના કરે છે તે અંધતમને વિશે પ્રવેશ કરે છે. આ શ્રુતિમાં સંભૂતિની ઉપાસનાનો નિષેધ કરવાથી સંભવનો પણ નિષેધ કરવામાં આવે છે. જો સંભૂતિ પરમાર્થરૂપે હોય તો પછી તેની ઉપાસનાના સંબંધમાં કદી નિષેધ કરવો જોઇએ નહિ. (સંભૂતિ તેમજ સંભવ બેઉ અસત્ રૂપે છે) જેમ 'યથાઽન્ધ तमः प्रविशन्ति येऽविद्यामुपासते જે અવિદ્યાની ઉપાસના કરે છે, તે અધતમને વિશે પ્રવેશ કરે છે,' આ શ્રુતિમાં જેમ અવિદ્યાની ઉપાસનાનો નિષેધ કરવામાં આવ્યો છે તેમ વિનાશ જેને કર્મ કરી કહેવામાં આવે છે, તેની સાથે સંભૂતિની ઐક્યતા દર્શાવવા માટે સંભૂતિની ઉપાસનાનો નિષેધ કરવામાં આવ્યો છે. ઠીક છે, આ તો ખરૂં છે કે,-સંભૂતિનો નિષેધ, સંભૂતિવડે દર્શાવેલ હિરણ્યગર્ભની ઉપાસનાનો સમુચ્ચય દર્શાવવા માટે છે. આ બાબત ધ્યાનમાં રાખવી જોઇએ કે, જેમ વિનાશ નામના કર્મનું ફળ સ્વાભાવિક અજ્ઞાનની પ્રવૃત્તિરૂપે મૃત્યુને ઓળંગી જવારૂપ છે તેમ ઇશ્વરની ઉપાસનાનો વિનાશ નામના કર્મની સાથેનો સમુચ્ચય મનુષ્યના સંસ્કારને અર્થે છે તથા કોઇ ફળ અર્થે રાગથી ઉત્પન્ન થયેલ કર્મની પ્રવૃત્તિરૂપ સાધ્ય તથા સાધનના દ્વૈત લક્ષણવાળું મૃત્યુના અભાવરૂપે તેનું ફળ હોવું જોઇએ. એમ અનુમાન થાય છે કે, સાધ્ય તથા સાધનરૂપ એષણાના દ્વયરૂપ તથા અશુદ્ધિરૂપ મૃત્યુથી મુક્ત થયેલો પુરૂષ સંસ્કૃત થવો જોઇએ. આથી કર્મ તથા ઉપાસનાના લક્ષણવાળી અવિદ્યા મૃત્યુથી મુક્ત થવા માટે છે. ( આ સ્થળે તેમ જ શ્રુતિમાં કહેલા આવી રીતના સમુચ્ચયને પ્રમાણરૂપે કરવા). અવિદ્યા તથા વિદ્યાનું સંમિલન આ રીતે કરવામાં આવ્યું છે કે, એષણાયુક્ત અવિદ્યારૂપી મૃત્યુમાંથી મુક્ત થયેલો અર્થાત્ વિરક્ત થયેલ પુરૂષ ઉપનિષદ શાસ્ત્રના અર્થનું સમર્થન કરવાથી આત્માની ઐક્યતાને પ્રાપ્ત થાય છે. એકજ પુરૂષને વિશે આ પ્રમાણે વિદ્યા તથા અવિદ્યાનો સમુચ્ચય સમયપરત્વે થાય છે. આથી અન્ય હેતુને લઇ, અમૃતત્વના સાધનરૂપ બ્રહ્મવિદ્યાની અપેક્ષાને લીધે સંભૂતિનો અપવાદ નિંદાને અર્થે ગણવામાં આવ્યો છે. અગરજો સંભૂતિની ઉપાસના અશુદ્ધિનો નાશ કરવાના સાધનરૂપે હોવાથી સાર્થક છે, છતાં તે બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિના સાધનરૂપ નહિ હોવાથી તે નિકૃષ્ટ તથા અસત્‌રૂપ છે. આ રીતે સંભૂતિનો નિષેધ કરવાથી તેનું સત્‌પણું સાપેક્ષતાને લીધે છે કારણ આત્મા ઐક્યરૂપે હોવાથી અમૃતત્વના સંબંધમા તેના કાર્યોની ઉપાસના કરવી તે નિરર્થક છે તથા તેથી કરી તેને અસત્‌ રૂપે ગણવામાં આવી છે. આજ રીતે માયાની સૃષ્ટિરૂપ તથા અવિદ્યાના પરિણામરૂપ જીવ અવિદ્યાનો નાશ થવાવડે પોતાના મૂળ સ્વરૂપને પ્રાપ્ત થાય છે. આમ હોવાથી તેની ઉત્પત્તિ કેવી રીતે થઇ છે, તે કહેવું અશક્ય છે. અવિદ્યાને લીધે રજ્જુને બદલે જોવામાં આવતા સર્પની, રજ્જુનું એકવાર પૂર્ણપણે જ્ઞાન થયા પછી, ફરી ઉત્પત્તિ થતી નથી. તેજ પ્રમાણે જીવની પણ ઉત્પત્તિ થતી નથી. न कश्चिदेनं जनयेत् આ વચનવડે દૃઢ રીતે કારણનો નિષેધ કરવામાં આવ્યો છે. જે કેવળ અવિદ્યારૂપ છે, તેનો એકવાર નાશ થઇ ગયા પછી, તેને ફરી ઉત્પન્ન કરી શકે તેવું

કોઇ કારણ હોતું નથી. શ્રુતિમાં પણ કહ્યું છે કે, 'नायं कुतश्चिन्न बभूव कश्चित् અર્થઃ–આત્માની ઉત્પત્તિ કશામાંથી થતી નથી, તેમજ તે આત્મા કદી ઉત્પન્ન થતો નથી. (૨૫)

## નેતિનેતિવડે આત્મા બુદ્ધિથી અગ્રાહ્ય.

स एष नेति नेतीति व्याख्यातं निह्नुते यतः ।
सर्वमग्राह्यभावेन हेतुनाऽजं प्रकाशते ॥ २६ ॥

શબ્દાર્થઃ–'નેતિ નેતિ–આત્મા આવો નથી, આત્મા આવો નથી' ઇત્યાદિ વચનવડે આત્માને વિશે સર્વ વસ્તુનો નિષેધ કરવામાં આવે છે. માટે આત્માનું બુદ્ધિવડે ગ્રહણ થઇ શકતું નથી. જેથી એમ માનવામાં આવે છે કે, તે અજરૂપ પરમાત્મા પોતે સ્વયં પ્રકાશરૂપ છે. (૨૬)

ટીકાઃ–'अथात आदेशो नेति नेति–આ આત્માના ઉપદેશના સંબંધમાં કહ્યું છે કે 'તે આવો નથી તે આવો નથી,' ઇત્યાદિ શ્રુતિમાં નિષેધ વચનવડે આત્માનો નિશ્ચય કરવામાં આવે છે, માટે તેને દુર્બોધ્ય માનવામાં આવે છે. આથી આત્માના સર્વ વિશેષ ભાવોનો નિષેધ કરવાથી તેનું વર્ણન કરવામાં આવ્યું છે. અર્થાત્ જે કાંઇ ગ્રાહ્ય છે, એટલે કે બુદ્ધિવડે જેનું ગ્રહણ થઇ શકે છે, તે સર્વ વસ્તુનો આત્માવિશે શ્રુતિએ નિષેધ કર્યો છે નેતિ નેતિ ઇત્યાદિ વચનવડે આત્માને અદશ્યરૂપે દર્શાવ્યો છે આત્મા બુદ્ધિવડે અગ્રાહ્ય છે, એમ કહેવાથી આત્માવિશે સર્વ પ્રકારના વિશેષણોનો નિષેધ કરવામાં આવ્યો છે શ્રુતિનું તાત્પર્ય એ છે કે, સાધનની સાધ્ય વસ્તુને નહિ જાણતો પુરૂષ સાધનરૂપે કહેવાયલા આત્માનું સાધનની માફક ગ્રહણ થઇ શકતું નહિ હોવાથી તેને અગ્રાહ્યરૂપે માનવામાં આવ્યો છે. ઉપાયનું ઉપેયનેવિશે અધિષ્ઠાનપણું તેમજ ઉપેયની નિત્ય એકરૂપતા જે પુરૂષ જાણે છે, તેને વિશે બાહ્ય તથા અભ્યંતરરૂપે રહેલ અજરૂપ આત્મા પોતેજ પ્રકાશને પામે છે. (૨૬)

## આત્મામાં જન્મનો અભાવ.

सतो हि मायया जन्म युज्यते न तु तत्त्वत: ।
तत्त्वतो जायते यस्य जातं तस्य हि जायते ॥

શબ્દાર્થઃ–જે કાંઇ જન્મનો ભાસ થાય છે, તે કેવળ માયાને લીધે છે; પણ પરમાર્થ રીતે નથી. જે મનુષ્ય જન્મને તત્ત્વરૂપે માને છે તેણે માનવું જોઇએ કે, જન્મને જે પામ્યો છે તે ફરી જન્મને પ્રાપ્ત થવો જોઇએ (૨૭).

ટીકાઃ–શ્રુતિમાં અનેક વચનોવડે નિશ્ચય કરવામાં આવ્યો છે કે, આત્મા જે સર્વત્ર વ્યાપક છે તથા અજરૂપે છે, તે અદ્વયરૂપે છે અને તેના સિવાય કોઇ પણ વસ્તુ અસ્તિત્વમાં નથી. આજ વસ્તુનો નિશ્ચય હવે યુક્તિવડે કરવામાં આવ્યો છે. જો આત્મા અગ્રાહ્ય છે તો તે અસતરૂપે હોવો જોઇએ. આમ હોઇ શકે નહિ. કારણ આપણે તેના કાર્યને ગ્રહણ કરી શકીએ છીએ. જેવી રીતે માયાવડે ઉત્પન્ન થયેલ અનેક રૂપાદિને ઉત્પત્તિરૂપ કાર્યને લીધે માયાવીનું અસ્તિત્વ માની લઇએ છીએ, તેમ જગદાદિની ઉત્પત્તિરૂપ કાર્યોને લીધે માયાના સ્થાનરૂપ પરમાર્થરૂપ આત્માનું અસ્તિત્વ માનવામાં આવે છે કારણ માયાવીવડે ગજાદિની ઉત્પત્તિની માફક જગતોની ઉત્પત્તિ કેવળ માયા શક્તિવડે છે, જે માયા સતરૂપ કારણને અધીન છે, પણ અસતરૂપ કારણને અધીન નથી. તેમ છતાં એમ કહેવું યોગ્ય નથી, કે જે કાંઈ જન્મને પ્રાપ્ત થાય છે, તે કેવળ આત્માવડેજ છે. મૂળમાં જે તત્ત્વતઃ શબ્દ વાપરવામાં આવ્યો છે, તેનો ભાવ એ થાય છે કે, માયાવડેજ ઉત્પત્તિ થાય છે. પ્રથમના અડધા ચરણનો અર્થ એ છે કે, જેમ અસતરૂપ માયાવડે રજ્જુને સ્થાને સર્પાદિનો જન્મ હોય છે, તેમ પરમાર્થ સતરૂપ આત્માની ઉત્પત્તિ માનવામાં આવે છે. ટુંકમાં કહીએ તો પરમાત્મા જો કે અગ્રાહ્ય છે, છતાં રજ્જુ જેમ સર્પાદિ અનેકરૂપે ભાસે છે તેમ અનેકરૂપે આત્માની ઉત્પત્તિ જોવામાં આવે છે. જો વાદી એમ માને છે કે, સત્ તથા અજરૂપ આત્મા જગતરૂપે ઉત્પન્ન થાય છે, તે, આત્માનું અજપણું તેમજ જન્મ એક વિરોધવાળાં વચનો કહેવા શક્તિમાન્ થશે નહિ. જો તે એમ માને કે, આત્મા જગતરૂપે ઉત્પન્ન થાય છે તો પછી તેને એમ કબુલ કરવું પડશે કે, આત્માનો જન્મ વારંવાર થવાજ કરવો જોઇએ (તથા તેમ થવાથી મોક્ષનો અવકાશ રહેશે નહિ.) આ સર્વથી સિદ્ધ થાય આત્મા એક તથા અજરૂપે છે. (૨૭)

### અસત્ વસ્તુને જન્મનો અભાવ.

असतो मायया जन्म तत्त्वतो नैव युज्यते ।
वन्ध्यापुत्रो न तत्त्वेन मायया वाऽपि जायते॥

શબ્દાર્થઃ—અસત્ વસ્તુનો જન્મ માયાવડે અથવા તત્ત્વવડે પણ હોતો નથી. માયાથી અથવા તત્ત્વવડે વંધ્યાપુત્રની ઉત્પત્તિ હોતી નથી. (૨૮)

ટીકાઃ—કેટલાક અસતવાદીઓ હોય છે, જેઓ સર્વને અસતરૂપે માને છે. માયાવડે અથવા પરમાર્થ રીતે કોઇપણ વસ્તુની ઉત્પત્તિ તેઓના લેખે હોતી નથી. વંધ્યાપુત્ર માયાવડે કે તત્ત્વવડે ઉત્પન્ન થયેલો હોતો નથી. માટે અસતવાદ તો કેવળ અનુપપન્ન છે. (૨૮)

### માયોપાધિથી દ્વયાભાસ.

यथा स्वप्ने द्वयाभासं स्पन्दते मायया मनः ।
तथा जाग्रद्द्वयाभासं स्पन्दते मायया मनः ॥

શબ્દાર્થઃ—જેમ સ્વપ્નમા માયાવડે મનમાં દ્વયાભાસ ઉત્પન્ન થાય છે, તેમજ જાગ્રતાવસ્થામાં દ્વયાભાસ માયાને લીધે મનમાં ઉત્પન્ન થાય છે.

ટીકા—આમ,જો રજ્જુની સાથે સર્પ હોય છે તેમ મન પરમાર્થ રીતે આત્માની સાથે અદ્વૈતરૂપે છે, છતાં સ્વપ્નવિશે અદ્વૈતરૂપે તેનો ભાસ થાય છે. કારણ સ્વપ્નવિશે વિજ્ઞાનરૂપ મન સિવાય હસ્તીઆદિ ગ્રાહ્યરૂપે તેમ જ ચક્ષુ આદિ ગ્રાહકરૂપે, માયાને લીધે રજ્જુનેવિશે સર્પની માફક, કંઇ પણ હોતું નથી. તેમ જ જાગ્રત અવસ્થામાં સ્વપ્નની માફક દ્રષ્ટાના સ્થાન સિવાય અન્ય કાંઇ પણ હોતું નથી. (૨૯)

### દ્વૈતભાવને ઉત્પન્ન કરનાર મન.

अद्वयं च द्वयाभासं मनः स्वप्ने न संशयः ।
अद्वयं च द्वयाभासं तथा जाग्रन्न संशयः ॥

શબ્દાર્થઃ—જેમ સ્વપ્નાવસ્થામા સર્વ અદ્વયરૂપ છતા મન દ્વયના આભાસવાળું હોય છે, એમા સંશય નથી, તેમ જ જાગ્રતાવસ્થામાં સર્વ અદ્વયરૂપ છતાં મન જ દ્વયના આભાસવાળું હોય છે એમા કોઇ રીતનો સંશય નથી. (૩૦)

ટીકાઃ—રજ્જુરૂપે કરી જેમ સર્પ હોય છે તેની માફક સ્વપ્નમાં ખરેખરી રીતે સર્વ આત્મારૂપે કરી અદ્વય છે, છતાં તેમાં મન દ્વયના આભાસવાળું હોય છે, એમાં કોઇ રીતનો સંશય નથી કારણ સ્વપ્નમાં ગ્રહણ કરવા યોગ્ય હસ્તી આદિનું તેમ જ ગ્રાહકરૂપે ચક્ષુ આદિનું અસ્તિત્વ વિજ્ઞાન સિવાય બીજું કાંઇ હોતું નથી. તે જ રીતે જાગ્રતાવસ્થામાં પણ અદ્વયભાવ રહેલો છે, છતાં મન દ્વયના આભાસવાળું હોય છે. પરમાર્થ સત્ વસ્તુનું વિજ્ઞાન તો બેઉ અવસ્થામાં એક જ સરખું હોય છે. (૩૦)

मनोदृश्यमिदं द्वैतं यत्किंचित्सचराचरम् ।
मनसो ह्यमनीभावे द्वैतं नैवोपलभ्यते ॥३१॥

શબ્દાર્થઃ—સ્થાવર જંગમાત્મક જે કાંઇ આ સર્વ દશ્ય છે તે મનવડે દશ્ય છે કારણ મન જ્યારે અમનરૂપે થઇ ગયું હોય છે ત્યારે આ સઘળા દ્વૈતનો અનુભવ જોવામાં આવતો નથી. (૩૧)

ટીકાઃ—જેમ રજ્જુને સ્થાને સર્પની કલ્પના કરવામાં આવે છે, તેમ સઘળું જે કાંઇ દ્વૈત છે તે મનરૂપ જ કેવી રીતે છે, તે કહેવામા આવશે. પ્રમાણના બળે કરી આ દર્શાવવામાં આવે છે. મનોદશ્યનો અર્થ મનના સંકલ્પનો પરિણામ થાય છે. આ સર્વનું તાત્પર્ય એ છે કે સર્વ દ્વૈત કેવળ મનરૂપ છે. કારણ મનના અસ્તિત્વને લીધે દ્વૈત હોય છે તથા મનના અભાવનેવિશે કાંઇ દ્વૈત હોતું નથી. જ્યારે મન અમનરૂપે થાય છે અર્થાત મન હોતું નથી ત્યારે સર્પનો જેમ રજ્જુવિશે લય થાય છે તેમ વિવેકના અભ્યાસે કરી તથા વૈરાગ્યવડે અથવા તો સુષુપ્તાવસ્થામાં સર્વ સંકલ્પોનો નિષેધ થવાથી દ્વૈતભાવ અનુભવવામા આવતો નથી. આથી દ્વૈતના અભાવને લીધે તેનું અસતપણું સિદ્ધ થાય છે. (૩૧)

### આત્મપ્રાપ્તિ પછી સંકલ્પનો અભાવ.

आत्मसत्यानुबोधेन न संकल्पयते यदा ।
अमनस्तां तदा याति ग्राह्याभावे तदग्रहम् ॥

શબ્દાર્થઃ—જ્યારે આત્માનું સત્ય જ્ઞાન થવાથી મનવિશે સંકલ્પની નિવૃત્તિ થાય છે ત્યારે તે

અમનરૂપ થાય છે તથા ગ્રાહ્ય વસ્તુનો અભાવ હોવાથી તે અગ્રહરૂપે-નહીં ગ્રહણ કરનારૂપે થાય છે. (૩૨)

ટીકા:-મન અમનરૂપે કેવી રીતે થાય છે, તે હવે કહેવામા આવે છે. 'આત્મસત્યને.' અર્થ એ થાય છે કે, આત્મા એ જ સત્યરૂપે છે. જેમ શ્રુતિમા કહ્યું છે કે, 'वाचारम्भण विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् અર્થ:-ઘટાદિ જે અનેકરૂપો મૃત્તિકાનાં થાય છે તે કેવળ વાણીરૂપે છે, પણ તે સર્વમા મૃત્તિકા એ જ સત્ય છે.' આત્મસત્યનો અનુબોધ એટલે શાસ્ત્ર અને આચાર્યના ઉપદેશનું જ્ઞાન થવું તે. આ સત્યની પ્રાપ્તિ થવાથી કોઇ વસ્તુને ગ્રહણ કરવાનું રહેતું નથી તથા મનની કોઇ પણ વસ્તુને વિશે કલ્પના નહિ થવાથી,જેમ દાહ્યાદિનો-કાષ્ઠાદિનો અભાવ થવાથી અગ્નિનું જ્વલન જેમ શાંત પડી જાય છે, તેમ મનનેવિશે સંકલ્પ સ્ફુરતાં નથી. જે સમયે મન અમનોભાવને પ્રાપ્ત થાય છે ત્યારે ગ્રાહ્યનો અભાવ થવાથી મન અગ્રાહ્યરૂપે થાય છે. અર્થાત્ તેણે ગ્રહણરૂપી સર્વ કલ્પનાનો ત્યાગ કર્યો હોય છે. (૩૨)

અર્થ:-જ્ઞાન પ્રાપ્ત થયા પછી જ્ઞાતાના જ્ઞાનનો, જેમ અગ્નિ ઉષ્ણતાનો ત્યાગ કરતો નથી તેમ નાશ થતો નથી. બ્રહ્મ વિજ્ઞાન તથા આનંદરૂપે છે, બ્રહ્મ સત્યરૂપ, જ્ઞાનરૂપ તથા અનંતરૂપ છે.' બ્રહ્મ જ કેવળ જ્ઞેયરૂપ છે તથા જેમ અગ્નિથી ઉષ્ણતા અપરિચ્છિન્નરૂપે હોય છે, તેમ જ્ઞેયથી અપરિચ્છિન્નરૂપે બ્રહ્મ છે. આથી નિત્ય પ્રકાશ સ્વરૂપ સૂર્યની માફક અજરૂપ આત્મા પોતે જ પોતાને ઓળખે છે. અર્થાત્ તેને બાહ્ય પ્રકાશની આવશ્યકતા હોતી નથી. કારણ આત્મા અનેક વિજ્ઞાનરૂપી રસના સમૂહરૂપે છે. (૩૩)

## સુષુપ્તિ તથા સમાધિમાં ભેદ.

निगृहीतस्य मनसो निर्विकल्पस्य धीमत ।
प्रचारः स तु विज्ञेयः सुषुप्तेऽन्यो न तत्समः ॥

શબ્દાર્થ:-સમાધિવાળા, સર્વ કલ્પનાથી રહિત તથા વિવેકવાળા મનનો પ્રચાર સુષુપ્તિથી ભિન્નરૂપે જાણવો જોઇએ. કારણ તે પ્રચાર સુષુપ્તિના સરખો હોતો નથી. (૩૪)

અવિદ્યાદિરૂપ અનર્થ પ્રવૃત્તિના બીજનો નાશ થયેલો હોય છે તથા મન સર્વ ક્લેશરૂપ રજથી નિવૃત્ત થયેલ હોય છે. માટે તે કેવળ સ્વતંત્ર હોય છે. આથી બેઉ અવસ્થા એક સરખી હોતી નથી. માટે બેઉને વિશે રહેલી વિશેષતાને જાણવી જોઇએ. (૩૪)

### બેઉ અવસ્થામાં મનની સ્થિતિ.

लीयते हि सुषुप्ते तन्निगृहीतं न लीयते ।
तदेव निर्भयं ब्रह्म ज्ञानालोकं समन्ततः ॥३५॥

શબ્દાર્થઃ–સુષુપ્તાવસ્થામાં મન કેવળ લયને પ્રાપ્ત થયું હોય છે, પણ સમાધિ અવસ્થાને વિશે મન લયને પ્રાપ્ત થયેલું હોતું નથી. પરંતુ મન નિર્ભય બ્રહ્મરૂપે તથા સર્વ સ્થળે વિજ્ઞાનના સમૂહરૂપે બનેલું હોય છે. (૩૫)

ટીકાઃ–અવસ્થાના ભેદનું કારણ કહેવામાં આવે છે. સુષુપ્તિમાં મન કેવળ લયને પ્રાપ્ત થયેલું હોય છે. અર્થાત્ અવિદ્યારૂપ બીજ તથા વાસનાઓની સાથે મન બીજભાવને પ્રાપ્ત થયેલું હોય છે, જે તમોરૂપ તથા અવિશેષરૂપે હોય છે. જ્યારે મન નિગ્રહને પ્રાપ્ત થયું હોય છે ત્યારે આમાંનું કંઇ હોતું નથી અર્થાત્ તમને વિશે મનનો લય થયેલો હોતો નથી કારણ સમાધિ અવસ્થા વિવેક તથા વિજ્ઞાનયુક્ત હોય છે. આથી સમાધિ તથા સુષુપ્તિ વચ્ચેની વિશેષતા યોગ્ય છે. ગ્રાહ્યગ્રાહકભાવના ભેદવાળી અવિદ્યારૂપ દ્વૈત મલનો નાશ થવાથી મન પોતે પૂર્ણ બ્રહ્મસ્વરૂપે થઇ રહે છે તથા તેથી તે સર્વ ભયથી મુક્ત હોય છે. કારણ તે સમયે ભયના કારણરૂપ દ્વૈતનો અભાવ હોય છે. શ્રુતિમાં કહ્યું છે કે. शान्तं अभय ब्रह्म, यद्विद्वान् न बिभेति कुतश्चन અર્થઃ–બ્રહ્મ શાંત તથા અભયરૂપ છે. જેને જ્ઞાન પ્રાપ્ત થયું હોય છે, તેને કદી ભય હોતો નથી' આથી સ્પષ્ટીકરણ કરવા કહ્યું છે કે, તે જ્ઞાનાલોકરૂપ છે. જ્ઞાનાલોકનો અર્થ વિજ્ઞાનરૂપ રસસમૂહ થાય છે. જ્ઞાન એ આત્માનું સ્વરૂપ છે તથા બ્રહ્મ પણ કેવળ જ્ઞાન પ્રકાશ સ્વરૂપે છે. ટુંકમાં કહીએ તો આત્માનું સ્વરૂપ જ્ઞાનરૂપ, [illegible] તથા એકરૂપ છે. મૂળમાં જે समन्ततः શબ્દ દર્શાવ્યો છે, તેવડે જ્ઞાનને આકાશની માફક સર્વત્રવ્યાપક ગણેલ છે. (૩૫)

### આત્માનું સ્વરૂપ.

अजमनिद्रमस्वप्नमनामकमरूपकम् ।
सकृद्विभातं सर्वज्ञं नोपचारः कथंचन ॥३६॥

શબ્દાર્થઃ–આત્માનું સ્વરૂપ જન્મથી રહિત, નિદ્રાથી રહિત, સ્વપ્નથી રહિત, નામથી રહિત, રૂપથી રહિત, સર્વદા પ્રકાશરૂપ તથા સર્વ જ્ઞાનરૂપ છે. તેને વિશે કોઇપણ રીતનો ઉપચાર હોતો નથી (૩૬)

ટીકાઃ–જન્મરૂપ નિમિત્તનો અભાવ હોવાથી તે બાહ્ય તથા અંદર અજરૂપે છે. કારણ જન્મ એ અવિદ્યાનું કારણ છે. જેમકે રજ્જુને વિશે સર્પની ભ્રાંતિ થાય છે આત્માના સત્ય જ્ઞાનવડે આ અવિદ્યાનો નાશ થાય છે. આત્મા જન્મથી રહિત હોવાથી તેને અજરૂપે કહેવામાં આવે છે. નિદ્રા અવિદ્યારૂપ, અનાદિરૂપ તથા માયારૂપ છે. આત્મા અદ્વય સ્વરૂપ હોવાથી તે હમેશાં પ્રબુદ્ધરૂપે છે તથા તે જ કારણથી તે સ્વપ્નથી રહિતરૂપે છે. આત્માને વિશે જોવામાં આવતા નામ તથા રૂપ અવિદ્યાથી ઉત્પન્ન થયાં છે, પણ જ્ઞાન થયે છતે જેમ રજ્જુમાંથી સર્પની ભ્રાંતિનો નાશ થાય છે. તેમ નામ તથા રૂપનો નાશ થાય છે. તે નામ તથા રૂપથી રહિત છે. કારણ બ્રહ્મનું નામવડે અભિધાન કરવામાં નથી આવતું અથવા કોઇ સ્વરૂપવડે તેનું વર્ણન કરવામાં નથી આવતું. શ્રુતિમાં કહ્યું છે કે, 'यतो वाचो निवर्तन्ते અર્થ.–બ્રહ્મ વાણીનો અવિષય છે.' વળી તે સકૃત વિભાતરૂપે છે અર્થાત્ સર્વદા પ્રકાશ સ્વરૂપ છે. જ્ઞાન, ખોટી રીતે જાણવું અથવા નહિ જાણવાથી થયેલા આવિર્ભાવ અને તિરોભાવથી રહિત હોય છે. આત્માનું ગ્રહણ–ઓળખવું અથવા નહિ ઓળખવું, તે દિવસ તથા રાત્રીરૂપે છે. અવિદ્યારૂપી તમ જ્ઞાનના અભાવના કારણરૂપે હોય છે. આ તમનો અભાવ હોવાને લીધે તથા નિત્ય ચૈતન્યરૂપે પ્રકાશ સ્વરૂપ હોવાથી આત્માને સર્વદા પ્રકાશ સ્વરૂપ બ્રહ્મ કહેવામાં આવ્યો છે આથી તે સર્વ પ્રકારે જ્ઞાનસ્વરૂપે તથા સર્વજ્ઞરૂપે છે. આવી રીતના

હ્મની પ્રાપ્તિ માટે શમાદિ આદિ કોઇપણ ઉપચાર ાાચરવાની આવશ્યકતા રહેતી નથી. છતાં કેટલાકો 'ઓ આત્માના સ્વરૂપને નથી જાણતા, તેઓ ાાચરે છે. ટુંકમાં કહીએ તો અવિદ્યાનો નાશ વાથી નિત્ય, શુદ્ધ; બુદ્ધ તથા મુક્ત સ્વરૂપ બ્રહ્મને યેં કાંઇ પણ કરવાની જરૂર પડતી નથી. (૩૬)

## બ્રહ્મનું સ્વરૂપ.

ર્વાભિલાપવિગતઃ સર્વચિન્તાસમુત્થિતઃ ।
પ્રશાન્તઃ સકૃજ્જ્યોતિઃ સમાધિરચલોઽભયઃ ॥

શબ્દાર્થ:-સર્વ પ્રકારની વાણીના અભાવરૂપ, ર્વ પ્રકારની ચિન્તાના અભાવરૂપ, કેવળ શાંત ારૂપ, સદા પ્રકાશસ્વરૂપ, ઉત્કૃષ્ટ સમાધિરૂપ, અચલ ારૂપ તથા અભયરૂપ બ્રહ્મનું સ્વરૂપ છે. (૩૭)

ટીકાઃ-બ્રહ્મને વિશે નામનો અભાવ છે. તેના 'બંધમાં અહીં ફરી કહેવામાં આવે છે. જેના- ડે બોલવામાં આવે છે, તે અભિલાપ કહેવાય . અર્થાત્ જેવડે મનુષ્ય વિચાર દર્શાવી શકે છે, તે વાક્ કહેવામાં આવે છે. આ બ્રહ્મ વાણીનો ાવિષય છે. વાક્ શબ્દ આ સ્થળે ઉપલક્ષણ અર્થે ાપરવામાં આવ્યો છે. કારણ ખરો ભાવ એ ામ છે-કે, તે સર્વ ઇન્દ્રિયોથી રહિત છે. તેજ તે સર્વ ચિંતાથી તે રહિત છે. જેનાવડે ચિંતન રવામાં આવે છે તે ચિન્તા અર્થાત્ બુદ્ધિ છે. હ્મ આ રીતની બુદ્ધિનો પણ અવિષય છે. કારણ તિમાં કહ્યું છે કે, 'અપ્રાણો હ્યમનાઃ શુભ્રઃ અક્ષ- રાત્પરતઃ પરઃ અર્થ:-તે પ્રાણ તથા મનથી રહિત ાળ પ્રકાશ સ્વરૂપે છે. પર એવા અક્ષરથી પણ પર (શ્રેષ્ઠ) છે.' સર્વ વિશેષ ભાવોથી તે રહિત ાવાને લીધે તેને સુપ્રશાંત કહેવામાં આવે છે. ાાત્મ ચૈતન્ય સ્વરૂપે કરી સદા જ્યોતિરૂપ ાવાથી, તેને સકૃતજ્યોતિ કહેવામાં આવે છે. તે સમાધિરૂપ કહેવામાં આવે છે. કારણ આ હ્મની પ્રાપ્તિથી મન સમાધિ અવસ્થાને પામે છે. ાથવા તો બ્રહ્મને વિશે મન પરમ આનંદને ાવે છે. બ્રહ્મ અચલરૂપ હોવાથી કોઇપણ પ્રકા- ાા વિકારથી રહિત છે. આથી તેને વિશે ભયનો ભાવ હોય છે. (૩૭)

## બ્રહ્મમાં સંકલ્પનો અભાવ.

ग्रहो न तत्र नोत्सर्गश्चिन्ता यत्र न विद्यते ।
आत्मसंस्थं तदा ज्ञानमजाति समतां गतम् ॥

શબ્દાર્થ:-બ્રહ્મને વિશે કાંઇ પણ ગ્રહણ કે ત્યાગ હોતાં નથી, માટે તે સર્વ પ્રકારના વિચારથી રહિત છે. આત્માને વિશે જ્ઞાન રહેલું હોવાથી તે જ્ઞાનરૂપ, રૂપભાવથી રહિત તથા શાંત સ્વરૂપ હોય છે. (૩૮)

ટીકાઃ-પૂર્વે કહ્યું છે કે, બ્રહ્મ સમાધિરૂપ, અચલરૂપ તથા અભયરૂપ છે. આથી તેને વિશે ગ્રહણ કરવાનો તથા ત્યાગ કરવાનો અભાવ છે. કારણ, ગ્રહણ અને ત્યાગનો સંભવ, વિકાર હોય અથવા વિકારનો સંભવ હોય ત્યાં હોય છે. જેથી બ્રહ્મને વિશે આ બન્ને ક્રિયાનો અભાવ છે. કારણ કે વિકારનું કારણ જે અવયવ છે, તે બ્રહ્મને વિશે હોતા નથી. બ્રહ્મને વિશે કોઇપણ પ્રકારનો વિકાર હોતો નથી, તેથી તેને વિશે ગ્રહણ કે ત્યાગનો સંભવ હોતો નથી. જ્યારે આત્માનું સત્ય જ્ઞાન ઉત્પન્ન થાય છે ત્યારે જેમ અગ્નિની ઉષ્ણતા કાષ્ઠના અભાવને લીધે અગ્નિને વિશેજ પાછી સમી જાય છે, તેમ સર્વ વિષયનો અભાવ થવાને લીધે જ્ઞાન આત્માને વિશે ઐક્યરૂપે થઇ રહે છે. આ જ્ઞાન કોઇપણ પ્રકારની જાતિથી રહિત છે તથા શાંતસ્વરૂપે છે. અર્થાત્ તેને વિશે કોઇપણ પ્રકારની ભિન્નતા હોતી નથી. મોહની ઉત્પત્તિથી રહિત એવો આત્મા શાંતિભાવને પામે છે. એમ જે મેં પૂર્વે પ્રતિજ્ઞા કરી હતી, તે ઉક્ત અર્થનું શાસ્ત્ર પ્રમાણે તથા યુક્તિપુરઃસર અહીં પરિસ્ફોટન કરવામાં આવ્યું છે. અજાતિ તથા સમતા આ બન્ને શબ્દો દર્શાવે છે કે, આત્માના સત્યજ્ઞાન સિવાય દરેક વસ્તુ મનના કાર્પણ્યરૂપ છે. શ્રુતિમાં કહ્યું છે કે 'यो वा एतदक्षरं गार्ग्यविदित्वाऽस्मा- ल्लोकात्प्रैति स कृपणः હે ગાર્ગિ! અક્ષર બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કર્યા સિવાય જે કોઈ આ લોકોનો ત્યાગ કરે છે, તે ખરેખર કૃપણ છે.' આ સઘળું દર્શાવે છે કે, જેને બ્રહ્મની પ્રાપ્તિ થાય છે, તે કૃતકૃત્ય થાય છે. (૩૮)

### યોગનુ' સ્વરૂપ.

अस्पर्शयोगो वै नाम दुर्दर्शः सर्वयोगिभिः ।
योगिनो बिभ्यति ह्यस्माद्भये भयदर्शिनः ॥

શબ્દાર્થ –જે યોગને વિશે કોઈ પણ અન્ય વસ્તુનો સ્પર્શ હોતો નથી, તેજ યોગ ખરો છે. આ યોગ, નામધારી સર્વ યોગીઓને દુઃખે કરી પ્રાપ્ત થવા યોગ્ય છે. જેને વિશે ભય હોતો નથી, એવા યોગને વિશે ભય માનનારા આ યોગીઓ આ યોગથી ભયને પ્રાપ્ત થાય છે (૩૯)

ટીકાઃ–પરમાર્થ તત્ત્વ, કે જેનુ' સ્વરૂપ આ પ્રકારનુ' છે, તેનુ' વર્ણન સર્વ ઉપનિષત્વિશે યોગરૂપે કરવામા આવ્યુ' છે, જે યોગ કોઇ પણ રીતના સ્પર્શથી રહિત છે. કારણ આ યોગને વિશે સર્વ સ'બધરૂપ સ્પર્શનો અભાવ હોય છે. આ યોગ, નામધારી યોગીઓને દુર્ગમ્ય છે. કારણ વેદાન્તના સત્ય જ્ઞાનનો તેઓને વિશે અભાવ હોય છે. કોઇ પણ રીતના સ્પર્શથી અભાવવાળો યોગ આત્માના સત્ય જ્ઞાનવડે પ્રાપ્ત થઇ શકે છે. સર્વ પ્રકારના ભયથી રહિત એવા આ યોગથી યોગીઓ નિવૃત્ત થાય છે તથા જે યોગને વિશે ભય નથી, તેને વિશે તેઓ ભયને જોનારા છે. અર્થાત્ તે યોગ આત્માના નાશરૂપે છે, એમ માનવાથી તેને વિશે તેઓ ભયને જૂવે છે આથી ભયના કારણરૂપ આત્મનાશને જોવાવાળા તેઓ અવિવેકી હોય છે. (૩૯)

### યોગીને પ્રાપ્ત થતુ' ફળ.

मनसो निग्रहायत्तमभयं सर्वयोगिना(णा)म् ।
दुःखक्षय प्रबोधश्चाप्यक्षया शान्तिरेव च ॥

શબ્દાર્થ:–ભયથી રહિતપણુ', દુઃખનો અભાવ, જ્ઞાન તથા અક્ષય એવી શાંતિ, આ સવ મનનો નિગ્રહ કરવાથી યોગીને પ્રાપ્ત થાય છે. (૪૦)

ટીકાઃ–જેઓ એમ માને છે કે, મન તથા ઇન્દ્રિયો જેમ રજ્જુને વિશે સર્પ જોવામા આવે છે તેમ કલ્પિત માત્ર છે તથા બ્રહ્મ સ્વરૂપથી વ્યતિરિક્ત કંઇ પણ વસ્તુ પરમાર્થ સ્વરૂપે નથી તથા જેઓ આ પ્રમાણે બ્રહ્મ સ્વરૂપે બન્યા હોય છે, તેઓ સર્વ ભયમાથી મુક્તિ તથા શાશ્વત સુખનો અનુભવ કરે છે. સ'ક્ષેપમાં કહીએ તો તેઓ મોક્ષનો અનુભવ કરે છે. પણ તે અન્યની સહાયતાથી નહિ, તેમજ બીજા કોઇ ઉપચારવડે નહિ. જે યોગીઓ હીન અથવા તો મધ્યમ દષ્ટિવાળા છે તથા જેઓ આત્માના સત્યજ્ઞાનથી અજ્ઞાત હોય છે તથા જેઓ માને છે કે, મનાદિ આત્માથી વ્યતિરિક્ત છે અને આત્માની સાથે સ'બંધ ધરાવનારા છે, તેઓ જો મનનાપર નિગ્રહને મેળવે છે તો તેઓ અભયને પ્રાપ્ત થાય છે આટલુ'જ નહિ, પણ તેઓને પૂર્ણ દુઃખનો નાશ થશે. અજ્ઞાનીને આ રીતનો અનુભવ હોઇ શકતો નથી. કારણ તેઓના સ'બધમા જે મન આત્માની સાથે સ'બ'ધ ધરાવનારૂ' છે, તેની પ્રવૃત્તિ દુઃખના ક્ષયવિશે હોતી નથી. આત્માનુ' જ્ઞાન થવું, તે પણ મનોનિગ્રહનેજ અધીન છે. તેમજ અક્ષય અને મોક્ષ નામની શાંતિ પણ મનોગ્રહને અધીન છે. (૪૦)

### મનોનિગ્રહ એ યોગનુ' પ્રથમ સાધન.

उत्सेक उदधेर्यद्वत्कुशाग्रेणैकबिन्दुना ।
मनसो निग्रहस्तद्वद्भवेदपरिखेदतः ॥ ४१ ॥

શબ્દાર્થ:–જેમ કુશાગ્રવડે ટીપે ટીપે મહા સાગરને ઘટાડવામા આવે, તેની માફક સતત પ્રયાસવડે મનનો નિગ્રહ કરવો જોઇએ. (૪૧)

ટીકા–જેમ એક પુરૂષ સતત પ્રયાસ તથા ધૈર્યવડે તેમજ શ્રમથી રહિત થઇ તથા ઉત્સાહ યુકત થઇ મહાસાગરને ખાલી કરવાનો પ્રયાસ કુશાગ્રવડે એક એક બિ'દુ લઇ કરે છે, તેમ નિશ્ચયની સાથે જોડાયલા સદ્ગુણોવડે યોગી મનોનિગ્રહ કરવા શક્તિમાન્ થાય છે. (૪૧)

उपायेन निगृह्णीयाद्विक्षिप्तं कामभोगयोः ।
सुप्रसन्नं लये चैव यथा कामो लयस्तथा ॥

શબ્દાર્થ:—કામનાના ભોગવિશે આસક્ત થતા અથવા સુખવડે લયને પ્રાપ્ત થનારા મનનો ઉપાયવડે નિગ્રહ કરવો જોઇએ. કારણ કામ અને લય બેઉ સરખા છે. (૪૨)

ટીકા:—શ્રમના અભાવરૂપ વ્યવસાયજ શું મનોનિગ્રહના એક ઉપાયરૂપ છે ? ના, તેમ નથી.

પરિખેદથી રહિત વ્યવસાયવાળો થઇ, હવે પછી કહેવામાં આવનારા ઉપાયવડે કામ ભોગના વિષયવિશે વિક્ષિપ્ત થયલા મનનો નિગ્રહ આત્મા વિશે કરવો જોઇએ. જે અવસ્થામાં સર્વ ઇન્દ્રિયોનો લય ભાવ થાય છે, તેને લય અપવા સુષુપ્તાવસ્થા કહેવામાં આવે છે અને લય અવસ્થામાં મન માયાથી વ્યક્ત હોવાને લીધે સુપ્રસન્ન હોય છે, છતાં તેને પ્રબુદ્ધ કરવું જોઇએ અને આત્માને વિશે યોજવું જોઇએ. જો મન સુપ્રસન્ન હોય, તો પછી તેનો નિગ્રહ કરવાની શી જરૂર છે? આ સંબંધમાં કહ્યું છે કે, જેમ કામ અનર્થનો હેતુ છે, તેમ લય પણ અનર્થનો હેતુ છે. આથી કામાસક્ત મનનો જેમ નિગ્રહ કરવામાં આવે છે, તેમજ લયમાથી મનનો નિરોધ કરવો જોઇએ.

### આસક્તિનો ત્યાગ.

दुःखं सर्वमनुस्मृत्य कामभोगान्निवर्तयेत् ।
अजं सर्वमनुस्मृत्य जातं नैव तु पश्यति ॥

શબ્દાર્થ—સઘળા દુઃખનું સ્મરણ કરી કામ તથા ભોગથી નિવૃત્ત થવું જોઇએ. સર્વ વસ્તુને અજરૂપે માની સર્વ વસ્તુમાથી ઉત્પત્તિ ભાવને કાઢી નાખવો જોઇએ. (૪૩)

ટીકાઃ—આ ઉપાય શું છે? આના સંબંધમાં કહ્યું છે કે, સર્વ દ્વૈત ભાવ અવિદ્યાને લીધે ઉત્પન્ન થયલો છે તથા તે દુઃખને કરે છે એમ માની જે મન કામના ભોગને વિશે આસક્ત થયલું છે, તેનો નિરોધ કરવો જોઇએ અર્થાત્ સર્વ વસ્તુને વિશે આસંગ ભાવનો ત્યાગ કરવો જોઇએ. શાસ્ત્ર તથા ગુરૂના ઉપદેશનું સ્મરણ કરી સર્વને કેવળ અજ અથવા બ્રહ્મરૂપ માનવું તથા સર્વને વિશે દ્વૈત ભાવનો ત્યાગ કરવો, અર્થાત્ તે વસ્તુનું પોતાનું અસ્તિત્વ હોતું નથી, એમ માનવું. (૪૩)

### મનની આત્મા પ્રતિ યોજના.

लये संबोधयेच्चित्तं विक्षिप्तं शमयेत्पुनः ।
सकषायं विजानीयात्समप्राप्तं न चालयेत् ॥

શબ્દાર્થઃ—લયનેવિશે પ્રાપ્ત થયેલા ચિત્તને પ્રબુદ્ધ કરવું જોઇએ તથા જ્યારે તે કામને વિશે વિક્ષિપ્ત થયું હોય ત્યારે તેને આત્માનેવિશે યોજવું જોઇએ મન (જો સામ્યાવસ્થાને પ્રાપ્ત થયલું ન હોય તો) તેને વિશે રાગ બીજરૂપે રહેલ છે, એમ જાણવું. એકવાર જ્યારે મન સમભાવને પ્રાપ્ત થયું હોય ત્યાર પછી તેનેવિશે ક્ષોભ પમાડવો નહિ. (૪૪)

ટીકાઃ—જ્ઞાનનો અભ્યાસ તથા વૈરાગ્યવડે લયનેવિશે-સુષુપ્તાવસ્થાનેવિશે લીન થયલા મનને જાગ્રત કરવું જોઇએ. અર્થાત્ વિવેકદર્શનવડે તેને આત્માનેવિશે યોજવું જોઇએ મૂળમાં ચિત્ત શબ્દ મનના અર્થમાં વપરાયો છે. જો મન કામના ભોગવિશે વિક્ષિપ્ત થયું હોય તો તેને શાંત કરવું જોઇએ તથા આત્માપ્રતિ યોજવું જોઇએ જો વારંવાર આ પ્રમાણે અભ્યાસનેવિશે પુરવવું મન જોડાયું હોય છે તથા લય અને ભોગથી નિવૃત્તિને પ્રાપ્ત થયું હોય છે, છતાં જો તે સામ્યતાને નથી પ્રાપ્ત થયલું હોતું અર્થાત્ અંતરાલ અવસ્થાને પ્રાપ્ત થયેલ નથી હોતું તો તેનેવિશે લય તથા રાગ બીજરૂપે રહેલ હોય છે. આથી મનને સામ્યાવસ્થાને પ્રાપ્ત કરવા પ્રયાસ કરવો જોઇએ. જો એક વાર આ રીતની મનવિશે સમાનાવસ્થા પ્રાપ્ત થઈ હોય તો પછી તેને તેમાંથી ચલિત કરવુ નહિ, અર્થાત્ તેને વિષયાભિમુખ કરવું નહિ. (૪૪)

### મનની એકાગ્રતા.

नाऽऽस्वादयेत्सुखं तत्र निःसङ्गः प्रज्ञया भवेत् ।
निश्चलं निश्चरच्चित्तमेकी कुर्यात्प्रयत्नतः ॥

શબ્દાર્થઃ—આ અવસ્થામાં પણ મનને સુખના આસ્વાદ તરફ દોરી લઇ જવું જોઇએ નહિ, પણ યતિએ વિવેકવડે નિઃસંગ થવું જોઇએ. જો મન આ પ્રમાણે નિશ્ચલભાવને પ્રાપ્ત છતાં બાહ્ય વિષયપ્રતિ ગમન કરે તો તેને પ્રયત્નવડે આત્માની સાથે એકરૂપે કરવું જોઇએ. (૪૫)

ટીકાઃ—સમાધિની સ્થિતિને પ્રાપ્ત થયેલ યોગીને જે સુખ ઉત્પન્ન થયેલું હોય છે, તેનેવિશે પણ તેણે આસક્તિ રાખવી નહિ ત્યારે યતિએ કેવી

રીતે રહેવું જોઇએ? તેણે વિવેકવડે જાણવું જોઇએ કે, જે કાંઈ સુખરૂપે જોવામાં આવે છે, તે અવિદ્યાને લીધે ઉત્પન્ન થયલું હોવાથી મિથ્યા છે. આ રીતે સુખમાંથી મનને પાછું ફેરવી, સર્વ આસંગમાંથી તેણે મુક્ત થવું જોઇએ. અગર જો કે મન નિશ્ચલ થયું હોય છે, છતાં તે બહાર ગમન કરે છે અર્થાત્ સંસારના બાહ્ય વિષયપ્રતિ દોડે છે, માટે તેને પૂર્વે કહેલા ઉપાયોવડે નિયંત્રિત કરવું જોઇએ અને આત્માની સાથે એકરૂપે કરવું જોઇએ અર્થાત્ ચિતસ્વરૂપ સત્તા માત્રને વિશે તેને યોજવું જોઇએ. (૪૫)

### મનની બ્રહ્મરૂપે અવસ્થા.

**यदा न लीयते चित्तं न च विक्षिप्यते पुनः ।**
**अनिङ्गनमनाभासं निष्पन्नं ब्रह्म तत्तदा ॥४६॥**

શબ્દાર્થ:-જ્યારે ચિત્ત લયભાવને નથી પ્રાપ્ત થતું અથવા તો કામનાથી વિક્ષિપ્ત નથી થતું તો તે મન નિશ્ચય અને વિષયોના પ્રકાશથી રહિત બ્રહ્મરૂપે થાય છે. (૪૬)

ટીકા:-ઉપર કહ્યા પ્રમાણે મનને નિયંત્રિત કર્યું હોય છે તો પછી તે લયને પ્રાપ્ત થતું નથી તથા વિષયને વિશે જોડાતું નથી તથા જેમ પવન નથી રહિત સ્થાનને વિશે દીપ નિશ્ચલ હોય છે તેમ તેનું ચિત્ત કર્મથી રહિત અચલરૂપ થાય છે તથા કોઇપણ કલ્પિત વિષયભાવ તેને વિશે ઉત્પન્ન થતો નથી. જ્યારે ચિત્ત આ પ્રમાણેનું થાય છે ત્યારે તે બ્રહ્મસ્વરૂપવડે યુક્ત થય છે. (૪૬)

### સુખનું સ્વરૂપ.

**स्वस्थं शान्तं सनिर्वाणमकथ्यं सुखमुत्तमम् ।**
**अजमजेन ज्ञेयेन सर्वज्ञं परिचक्षते ॥ ४७ ॥**

શબ્દાર્થ:—બ્રહ્મને જાણનારાઓ સુખને સ્વસ્થ અર્થાત્ આત્માને વિશે રહેલ, શાંત, મોક્ષવાળું, અવર્ણનીય, ઉત્તમ, ઉત્પત્તિથી રહિત તેમજ ઉત્પત્તિથી રહિત એવા જ્ઞેયવડે અપરિચ્છિન્ન સર્વજ્ઞરૂપે કહે છે. (૪૭)

ટીકા:—આત્માના સત્ય જ્ઞાનના પરિણામરૂપ સુખ, સ્વસ્થ અર્થાત્ પોતાને વિશે રહેલ હોય છે. આ સુખ શાંત છે. અર્થાત્ સર્વ પ્રકારના અનર્થથી રહિત છે. તે નિર્વાણ અર્થાત્ કૈવલ્યયુક્ત છે. તે અકથ્ય છે. કારણ તે અસાધારણ હોવાથી કહી શકવાને અશક્ય છે. આ સુખ યોગીઓને પ્રાપ્ત થનારૂં હોવાથી તે ઉત્તમ કહેવાય છે. ઇન્દ્રિયોના વિષયમાંથી જેમ સુખ ઉત્પન્ન થાય છે, તેમ તે ઉત્પન્ન ન થતું હોવાથી તેને અજરૂપ કહેવામાં આવે છે. તે સત્સ્વરૂપ હોવાથી અજરૂપ, જ્ઞેયથી અપરિચ્છિન્ન તથા સર્વજ્ઞરૂપ હોવાથી આ સુખને બ્રહ્મરૂપે, બ્રહ્મને જાણનારાઓ કહે છે. (૪૭)

### અનુત્પત્તિ એજ પરમ સત્ય.

**न कश्चिज्जायते जीवः संभवोऽस्य न विद्यते।**
**एतत्तदुत्तमं सत्यं यत्र किंचिन्न जायते ॥४८॥**

શબ્દાર્થ:-કોઇપણ જીવ ઉત્પન્ન થતો નથી. આ જીવના કારણરૂપ કોઇ હોતું નથી. 'કોઇપણ વસ્તુ ઉત્પન્ન થતી નથી,' આ ખરેખર ઉત્તમ સત્ય છે. (૪૮)

ટીકા:-મનોનિગ્રહાદિ વિશે, મૃત્તિકા તથા લોહાદિમાંથી અનેક રૂપોની ઉત્પત્તિવિશે તથા ઉપાસનાના સંબંધમાં જે કંઇ કહેવામાં આવ્યું છે, તે કેવળ પરમાર્થ સ્વરૂપની પ્રાપ્તિના ઉપાયરૂપ છે, પણ તે સર્વે પરમાર્થરૂપ નથી ખરૂં સત્ય તો એ છે કે, કોઇ પણ જીવ ઉત્પન્ન થતો નથી, કોઇ પણ કર્તા નથી તથા કોઇપણ ભોક્તાની ઉત્પત્તિ નથી. આથી સ્વાભાવિક રીતે જ અજ એવા એક આત્માનું કારણ નથી. જ્યારે જીવનું કારણ નથી તો પછી તેની ઉત્પત્તિ કેવી રીતે હોઇ શકે? સત્ય સ્વરૂપ બ્રહ્મને વિશે કોઇપણ વસ્તુની ઉત્પત્તિ નથી, આ ઉત્તમ સત્ય છે તથા પૂર્વે જે ભિન્ન ભિન્ન સત્યો કહેવામાં આવ્યાં છે, તે કેવળ સત્ય સ્વરૂપની પ્રાપ્તિના ઉપાયરૂપે છે.(૪૮)

## અલાત શાંતિ પ્રકરણ *

**ज्ञानेनाऽऽकाशकल्पेन धर्मान्यो गगनोपमान्।**
**ज्ञेयाभिन्नेन संबुद्धस्तं वन्दे द्विपदां वरम्॥१॥**

**શબ્દાર્થ:**–મનુષ્યોને વિશે શ્રેષ્ઠ એવો જે પુરૂષ, આકાશના સરખા ધર્મોને આકાશના સરખા જ્ઞાનવડે જ્ઞેયથી અભિન્નરૂપે જાણે છે, તેને હું નમસ્કાર કરૂં છું. (૧)

**ટીકા:**–'આ ઉત્તમ સત્ય છે' આ વચનવડે અદ્વૈતનો સિદ્ધાંત પૂર્ણપણે સિદ્ધ કરવામાં આવ્યો છે. તેમજ ૐકારનો નિર્ણય કરવા માટે શાસ્ત્રના પ્રમાણોવડે આ અદ્વૈતનો નિશ્ચય કરવામાં આવ્યો છે. આગલા પ્રકરણમાં દ્વૈત અને બાહ્ય વિષયનો ભેદ મિથ્યા છે, તેનું વર્ણન કરવામાં આવ્યું છે તથા શાસ્ત્ર અને યુક્તિના પ્રમાણવડે તેમાં અદ્વૈતનો સાક્ષાત્ રીતે નિશ્ચય કરવામાં આવ્યો છે. આગલા પ્રકરણના છેવટના ભાગમાં એમ સૂચિત કરવામાં આવ્યું છે કે, શાસ્ત્રથી સિદ્ધ કરાયેલ અદ્વૈત સિદ્ધાંતના પ્રતિપક્ષરૂપ દ્વૈતવાદીઓનું તથા વૈનાશિકોનું શાસ્ત્ર મિથ્યા છે. કારણ તેઓમા એક બીજા વચ્ચે વિરોધ હોય છે અને રાગદ્વેષાદિ કલેશોના સ્થાનરૂપે હોય છે. વળી અદ્વૈત કલેશનું સ્થાન નહિ હોવાથી સમ્યક્ દર્શનરૂપ છે, એમ તેની સ્તુતિ કરવામાં આવી છે. અર્ધદગ્ધ કાષ્ઠો પશાન્તિ નામના આ પ્રકરણનો આરંભ, આવીત† ન્યાયવડે અદ્વૈત દર્શનની સિદ્ધિ માટે કરવામાં આવ્યો છે અને અન્ય દર્શનોમાં એક બીજાની વિરૂદ્ધતા હોવાથી તેઓનું મિથ્યાપણું દર્શાવ્યું છે. અદ્વૈતથી કોઈ પણ વસ્તુ ભિન્ન નથી, એમ માનનારા અદ્વૈત વાદીને વંદન કરવા માટે પ્રથમ શ્લોક આપવામાં આવ્યો છે. શાસ્ત્રના આરંભમાં આચાર્યની પૂજા ઇપ્સિત અર્થની સિદ્ધિઅર્થે કહેવામાં આવેલ છે.

આકાશોપમ જ્ઞાનનો અર્થ એ થાય છે કે, આકાશની માફક સર્વત્ર પ્રસરેલું જ્ઞાન. આવા આકાશ સદૃશ જ્ઞાનવડે શું થઇ શકે છે? આત્માના ધર્મો જાણવામાં આવે છે. આ ધર્મો આકાશના સરખા છે, અર્થાત્ આકાશને મળતા છે. જે જ્ઞાનવડે આ ધર્મો જાણવામાં આવે છે તે જ્ઞેય અર્થાત્ ધર્મોથી ભિન્ન નથી એટલે જેમ અગ્નિ તથા તેજ ભિન્ન નથી અથવા પ્રકાશ અને આદિત્ય ભિન્ન નથી, તેમ જ્ઞાન અને જ્ઞેય આ બેઉ ભિન્ન નથી. જ્ઞેયથી અભિન્ન એવા જ્ઞાનવડે જેણે આત્માના સ્વરૂપને જાણ્યું છે, તે ખરેખર ઇશ્વર અથવા નારાયણ છે અને તેને હું નમસ્કાર કરૂં છું તે પુરૂષોને વિશે શ્રેષ્ઠ હોવાથી તેને પુરૂષોત્તમ કહેવામાં આવે છે ગુરૂને નમન કરવાવડે પરમાર્થતત્ત્વ દર્શન, જે જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયની એકયતાને દર્શાવનારૂં છે તેનો નિશ્ચય, સર્વ પ્રતિપક્ષના પ્રતિષેધદ્વારા કરવામાં આવ્યો છે. (૧)

**अस्पर्शयोगो वै नाम सर्वसत्त्वसुखो हितः।**
**अविवादोऽविरुद्धश्च देशितस्तं नमाम्यहम्॥२॥**

**શબ્દાર્થ:**–સર્વ પ્રાણી માત્રને સુખ આપનાવાળો, હિત કરનાર, કોઇ પણ પ્રકારના વિવાદથી રહિત તથા જેમા કોઇ પણ પ્રકારની વિરૂદ્ધતા નથી, એવો અસ્પર્શ નામના યોગને જે ગુરૂએ ઉપદેશ કર્યો છે, તે ગુરૂને હુ નમન કરૂ છું. (૨)

**ટીકા:**–હાલ અદ્વૈત જ્ઞાનવડે જણાયલા યોગનો જે ઉપદેશ કરે છે, તેને નમસ્કાર કહ્યા છે. આ સ્તુતિને અર્થે કહેવામા આવ્યું છે. સ્પર્શનો અર્થ અડકવું અથવા સબંધ કરવો થાય છે અને જે યોગને કોઇ પણ સાથે સ્પર્શ નથી અર્થાત્ જે સંબંધથી રહિત છે, તેને અસ્પર્શ કહેવામાં આવે છે. અર્થાત્

---

*જેમ એક કાષ્ઠ અર્ધદગ્ધ હોય, તેની પૂર્ણ ભસ્મીભૂતાવસ્થા પ્રાપ્ત થયલી હોતી નથી તેમ વિજ્ઞાનનો કાંઇ એક અંશ હોય, પણ પૂર્ણ વિજ્ઞાન અવસ્થાને જે પ્રાપ્ત થયો નથી તેવાને પૂર્ણપણે અદ્વૈત જ્ઞાન પ્રાપ્ત થવા સારૂ આ પ્રકરણ હોવાથી તેને અલાતશાંતિ પ્રકરણ કહેવામા આવ્યું છે

† આવીત ન્યાય:–વ્યતિરેક ન્યાય જે કાંઇ કાર્યરૂપે છે તે અનિત્ય છે. આ રીતના અન્વય પછી જે અનિત્ય નથી તે કાર્યરૂપ હોતું નથી. આ રીતના વ્યતિરેકનો સર્વ પ્રકારના દોષોના નાશવડે જે નિશ્ચય કરવો, તે આવીત ન્યાય કહેવાય છે અર્થાત્ સર્વ કાર્યરૂપ વસ્તુઓના નિષેધદ્વારા જે કારણ વસ્તુ બાકી રહે, તે આવીત ન્યાય કહેવાય છે.

તે બ્રહ્મસ્વભાવે છે. બ્રહ્મવિત્ એટલે બ્રહ્મને ઓળખનારો આત્મસ્પર્શના યોગવાળો હોય છે. અન્ય યોગો અલ્પ અથવા અધિક દુઃખને આપનારા હોવાથી, આ યોગ સર્વ સત્વોને સુખનો આપનાર છે. કેટલાક પ્રકારના યોગો, જેવા કે તપ આદિ અત્યંત સુખસાધન વિશિષ્ટ છે, છતાં તે પ્રથમ દુઃખરૂપ હોય છે. પણ આ યોગ તે પ્રકારનો નથી, પણ સર્વ સત્વોને સુખ આપનાર છે. અહીં શંકા થાય છે કે, શું ઇન્દ્રિયોના ભોગો આ પ્રમાણે સુખ આપનારા નથી? ઇન્દ્રિયોના ભોગો સુખ આપનારા દેખાય છે, પણ તે હિતના કરવાવાળા નથી. પણ આ યોગ સુખ તેમ જ હિતને કરવાવાળો છે. કારણ તેનું સ્વરૂપ વિકારથી રહિત છે. વળી આ યોગ અવિવાદરૂપ છે. વિરૂદ્ધ બોલવું, તેને વિવાદ કહેવામાં આવે છે. જેમાં સ્વપક્ષ તથા પ્રતિપક્ષવડે વિવાદ હોતો નથી, તેને અવિવાદ કહેવામાં આવે છે. શા માટે આ યોગને અવિવાદરૂપ કહેવામાં આવે છે? કારણ તે અવિરૂદ્ધ છે. શાસ્ત્રવડે આ પ્રમાણેનો યોગ સંબંધી ઉપદેશ કરવામાં આવ્યો છે, તેને હું નમન કરૂં છું. (૨)

## દ્વૈતવાદીના વાદવિવાદનું નિરૂપણ.

भूतस्य जातिमिच्छन्ति वादिनः केचिदेव हि।
अभूतस्यापरे धीरा विवदन्तः परस्परम् ॥३॥

શબ્દાર્થઃ—કેટલાક વાદીઓ વિદ્યમાન વસ્તુમાંથી ઉત્પત્તિ માને છે, વળી કેટલાક વિવેકી પુરૂષો અવિદ્યમાન વસ્તુમાંથી ઉત્પત્તિ માને છે, આમ પરસ્પર એક બીજાનેવિશે વાદવિવાદ હોય છે. (૩)

ટીકાઃ—આ શ્લોકમાં દર્શાવ્યું છે કે, દ્વૈતવાદીઓ માંહોમાંહે કેવી રીતે લડે છે? કેટલાક વાદીઓ અર્થાત્ બધા નહિ, પણ સાંખ્યવાદીઓ એમ માને છે કે, વસ્તુનો વસ્તુરૂપે ભાસ થતા પહેલાં પણ તે વિદ્યમાન હોયછે. બીજાં કેટલાકો અર્થાત્ વૈશેષિકો તથા નૈયાયિકો, જેઓ જ્ઞાનનું અભિમાન ધરાવનારા છે, તેઓ એમ માને છે કે, અવિદ્યમાન વસ્તુમાંથી વિદ્યમાનની ઉત્પત્તિ થાય છે આ રીતે એક બીજાથી વિરૂદ્ધ કહેનારા એક બીજાનો પ[illegible] કરવા ઇચ્છે છે. (૩)

## સર્વ વાદવિવાદનો ઉત્તર.

भूतं न जायते किंचिदभूतं नैव जायते।
विवदन्तो द्वया ह्येवमजातिं ख्यापयन्ति ते॥

શબ્દાર્થઃ—જે વસ્તુ વિદ્યમાન હોય છે તેની ઉત્પત્તિ હોતી નથી. તેમ જ જે વસ્તુ અવિદ્યમાન છે તેની પણ ઉત્પત્તિ હોતી નથી. આ રીતે સર્વ દ્વૈતવાદીઓનો વાદ અજાતિનો પ્રકાશ કરે છે. (૪)

ટીકાઃ—એક બીજાના પક્ષનો પ્રતિષેધ કરવાવાળાઓ છેવટે કેવા પરિણામપર આવે છે, તે હવે કહેવામાં આવે છે. ભૂત અર્થાત્ વિદ્યમાન વસ્તુની ઉત્પત્તિ હોતી નથી જેમકે આત્મા નિત્ય વિદ્યમાન હોવાથી તે સતરૂપ છે. આ રીતે અસતમાંથી ઉત્પત્તિને માનનારા સાંખ્યના સિદ્ધાંતનો પ્રતિષેધ કરે છે. વળી સાંખ્યવાદીઓ એમ કહે છે કે, જેમ શશલાને શિંગડાની ઉત્પત્તિ માનવી અસંભવિત છે, તેમ અસતમાંથી સત્ વસ્તુની ઉત્પત્તિ માનવી, તે કેવળ અસંભવિત છે. આ રીતે એક બીજાનો પ્રતિષેધ કરનારા દ્વૈતવાદીઓ પરમાર્થરૂપ ઉત્પત્તિથી રહિત એવા અદ્વૈત સિદ્ધાંતનો પ્રકાશ કરે છે. (૪)

## અદ્વૈતવાદમાં સર્વ વાદનો અભાવ.

ख्याप्यमानामजातिं तैरनुमोदामहे वयम्।
विवदामो न तैः सार्धमविवादं निबोधत ॥५॥

શબ્દાર્થઃ—જે અનુત્પત્તિનો તે પ્રકાશ પાડે છે, તેનું અમે અનુમોદન આપીએ છીએ. તેઓની સાથે અમારે વિવાદ કરવાનો રહેતો નથી. આથી અમારા અદ્વૈત સિદ્ધાંતને કોઇપણ રીતના વિવાદથી રહિતરૂપે જાણો. (૫)

ટીકાઃ—આ રીતે જે અજાતિનો તેઓ પ્રકાશ પાડે છે, તેનું અમે અનુમોદન આપીએ છીએ તથા તે દ્વૈતવાદીઓ જેમ માંહોમાંહે એક બીજાનો પ્રતિષેધ કરે છે, તેમ અમોને તેઓની સાથે વિવાદ હોતો નથી. આથી હે શિષ્યો! અમારાથી અનુજ્ઞાત થયેલ પરમાર્થદર્શન કોઇ પણ પ્રકારના વિવાદથી રહિતરૂપે જાણો. (૫)

### આત્માને જન્માદિનો અભાવ.

**अजातस्यैव धर्मस्य जातिमिच्छन्ति वादिनः।**
**अजातो ह्यमृतो धर्मो मर्त्यतां कथमेष्यति ॥**

શબ્દાર્થઃ-વાદીઓ, જે આત્મા જન્માદિ ધર્મથી રહિત છે, તેની ઉત્પત્તિ માને છે. પણ જે વસ્તુ મૃત્યુના ધર્મથી રહિત છે, તેમ જ ઉત્પત્તિથી રહિત છે, તે વસ્તુ મર્ત્યપણાને કેવી જ રીતે પ્રાપ્ત થશે? (૬)

### અમૃત વસ્તુને મૃત્યુનો અભાવ.

**न भवत्यमृतं मर्त्यं न मर्त्यममृतं तथा ।**
**प्रकृतेरन्यथाभावो न कथंचिद्भविष्यति ॥७॥**

શબ્દાર્થઃ-જે વસ્તુ અમૃતરૂપ હોય, તે કદી મર્ત્યરૂપે થઇ શકે નહિ. તેમ જ જે મર્ત્યરૂપ હોય, તે કદી અમૃતરૂપે થઇ શકનાર નહિ જે વસ્તુનો જે રીતનો સ્વભાવ હોય, તેથી અન્યરૂપે તે કદી પણ થઇ શકનાર નહિ. (૭)

**स्वभावेनामृतो यस्य धर्मो गच्छति मर्त्यताम् ।**
**कृतकेनामृतस्तस्य कथं स्थास्यति निश्चलः॥**

શબ્દાર્થઃ-સ્વભાવિક રીતે જે વસ્તુ અમૃતરૂપ છે, તે મૃતરૂપ થાય છે એમ માનનારાઓ એમ કેવી રીતે કહી શકશે કે, વસ્તુની ઉત્પત્તિ થયા છતાં તે વસ્તુ અમૃતરૂપે તથા નિશ્ચલ છે? (૮)

ટીકાઃ-બીજા પ્રકરણના ૨૦, ૨૧ તથા ૨૨મા શ્લોકમાં સત્ અને અસત્ વસ્તુના વિવેકવિશે સમજાવવામાં આવ્યું છે. તે જ શ્લોકોનું અહીં ફરી આવર્તન કરવાનું કારણ એ છે કે, દ્વૈત વાદીઓના જે પરસ્પર વિરોધો છે, તે અદ્વૈત વાદીઓને અનુમોદનરૂપ જ હોય છે. (૮)

### પ્રકૃતિનું સ્વરૂપ.

**सांसिद्धिकी स्वाभाविकी सहजा अकृता च या।**
**प्रकृतिः सेति विज्ञेया स्वभावं न जहाति या ॥**

શબ્દાર્થઃ-પ્રકૃતિ (વસ્તુ સ્વરૂપ) એવી છે કે, જે પોતાને વિશે પૂર્ણ છે, જે સ્વાભાવિક છે, જે સહજ-આત્માની સાથે જ ઉત્પન્ન થયેલ છે, જે કાર્યરૂપ નથી અથવા તો જેનો સ્વભાવ વિકારને પામતો નથી. (૯)

ટીકાઃ-પ્રકૃતિ જો કે લૌકિક છે, છતાં વિકારરૂપે જાણવામાં નહિ આવતી હોવાથી તે કેવા પ્રકારની છે, તે અહીં કહેવામાં આવ્યું છે. સાંસિદ્ધિકીનો અર્થ એ થાય છે કે, આરંભમાથી સમ્યક્ સ્વરૂપવાળી હોવાથી તે પૂર્ણ છે. આ પ્રકારની પ્રકૃતિના દૃષ્ટાંતરૂપે સિદ્ધ થયેલ યોગીઓને અણિમાદિ ઐશ્વર્યની પ્રાપ્તિ થાય છે. આ પ્રાપ્તિ યોગીઓનેવિશે ભૂત અને ભવિષ્ય કાળમાં પણ વિપર્યયથી રહિત હોય છે. જેમ અગ્નિ વિશે ઉષ્ણતા તથા પ્રકાશ, દેશ તથા કાળથી અપરિચ્છિન્નરૂપે રહેલાં હોય છે, તેમ પ્રકૃતિ પણ સ્વાભાવિક અર્થાત્ દ્રવ્યના સ્વભાવથી જ હોય છે. જેમ પક્ષીઆદિનું આકાશાદિને વિશે ગમન સહજ હોય છે, તેમ પ્રકૃતિ પણ સહજરૂપે છે અર્થાત્ અધિષ્ઠાન વસ્તુની સાથે જ પ્રકૃતિની ઉત્પત્તિ હોય છે. જળનું નીચા પ્રદેશપ્રતિ ગમન જેમ અકૃત-કોઇથી પણ કરવામાં આવતું નથી, તેમ વસ્તુની પ્રકૃતિ-સ્વરૂપ કૃત્રિમરૂપ નથી. જે કોઇપણ વખત સ્વભાવનો ત્યાગ નથી કરતી, તેને લોક વિશે પ્રકૃતિ કરી કહે છે. મિથ્યા કલ્પિત તથા લૌકિક એવી વસ્તુવિશે પણ પ્રકૃતિ અન્યથા નથી થતી તો જેનો અજ સ્વભાવ છે તથા જે અમૃત લક્ષણવાળી છે તેવી પરમાર્થ વસ્તુવિશે તો પ્રકૃતિ કદી અન્યથા ભાવને કેમ જ પ્રાપ્ત થાય? (૯)

**जरामरणनिर्मुक्ताः सर्वे धर्माः स्वभावतः ।**
**जरामरणमिच्छन्तश्च्यवन्ते तन्मनीषया ॥१०॥**

શબ્દાર્થઃ-સ્વભાવથી જ સર્વ જીવો જરા તથા મરણથી નિર્મુક્ત છે. જરા તથા મરણને માનનારા જીવો જરા મરણ સંબંધી વિચારને લીધે પોતાનો મૂળ સ્વભાવ ત્યાગ કરતા હોયની શું, તેમ ભાસે છે. (૧૦)

ટીકાઃ-પ્રકૃતિ એવા વિષયવાળી હોય છે કે, જેથી વાદીઓ તેની સ્વભાવથી અન્યથારૂપે કલ્પના કરે છે. કયા દોષે કરી આવી કલ્પના થાય છે? જરા મરણથી નિર્મુક્ત અર્થાત્ જરા મરણાદિ સર્વ વિક્રિયાથી રહિત છે. કોણ સર્વ વિક્રિયાથી રહિત છે? સર્વ ધર્મો અર્થાત્ સર્વ આત્મા કોઇ પણ પ્રકારની વિક્રિયાથી રહિત છે અગર જો કે

ખામ છે, છતાં આ જીવો પોતાને જરા મરણુના ધર્મવાળા માને છે અર્થાત્ વિક્રિયાવાળા માને છે જેમ રજ્જુનેવિશે સર્પની કલ્પના ગ્રહણ કરવામાં આવે છે, તેમ આત્માના સંબંધમાં જીવો કલ્પન ને કરતા છતાં સ્વભાવથી ચલાયમાન થાય છે. આ થવાનું કારણ જન્મમરણની ચિન્તા અર્થાત્ ભાવ ભાવિત્વના દોષે કરી થાય છે. (૧૦)

### સાંખ્ય પ્રમાણે કારણુની કાર્યરૂપે ઉત્પત્તિ.

**कारण यस्य वै कार्यं कारणं तस्य जायते ।**
**जायमान कथमजं भिन्न नित्य कथं च तत् ॥**

શબ્દાર્થ–જેઓ કારણને કાર્યરૂપે માને છે તેઓ સ્વીકારે છે કે, કારણની કાર્યમાંથી ઉત્પત્તિ થાય છે. જે વસ્તુની કોઇ પણ પ્રકારે ઉત્પત્તિ થાય છે, તે વસ્તુ અજ કવી રીતે કહી શકાય? અથવા જે વસ્તુ કોઇ પણ રીતે ભિન્ન હોય તો તે નિત્ય કેવી રીતે કહેવાઇ શકે? (૧૧)

ટીકા–સત્ જાતિ વાદીઓ અર્થાત્ સાખ્યવાદીમાં શું દૂષણ છે, તે વૈશેષિક દર્શાવે છે. તેઓ કારણ અર્થાત્ ઉપાદાન કારણને મૃત્તિકાદિના સરખુ માને છે તથા કાર્યને ઘટાદિની માફક માને છે. ટુંકમા કહીએ તો તેઓ એમ કહે છે કે, કારણનો દૂધની માફક કાર્યરૂપે વિકાર થાય છે અર્થાત્ તેઓનું માનવુ એવુ છે કે, અજરૂપ તથા સત્ પ્રધાનાદિરૂપ કારણની મહદાદિ કાર્યરૂપે ઉત્પત્તિ થાય છે. જો આ રીતે અજરૂપ પ્રધાનની ઉત્પત્તિ હોય તથા તેને વિશે મહદાદિરૂપ વિકૃતિ હોય તો પછી તેને અજ કેવી રીતે કહેવાઇ શકે? જે વસ્તુ અજરૂપ છે તેની ઉત્પત્તિ માનવી, તે કેવળ વિરૂદ્ધ છે વળી એમ માનવામા આવે કે, પ્રધાન જો કે નિત્ય તો છે, છતા તે ભિન્ન અથવા વિદીર્ણ છે, તો તે નિત્ય કેવી રીતે કહેવાઇ શકે? લૌકિક રીતિએ અવયવયુક્ત ઘટાદિનો એક દેશ પણ ભગ્ન થવાના ધર્મવાળો છે તો તે ઘટને નિત્ય કહેવાઇ શકાતો નથી એકજ વસ્તુમા બે પ્રકારના વિરૂદ્ધ ધર્મો રહેલા છે, જેમકે કારણ અજરૂપ છતા ઉત્પત્તિવાળું છે. તે જોકે નિત્ય છે, છતા તે ભિન્ન છે. (૧૧)

### કાર્યની અજરૂપે પ્રાપ્તિ.

**कारणाद्यद्यनन्यत्वमत कार्यमज यदि ।**
**जायमानाद्धि वै कार्यात्कारणं ते कथं ध्रुवम् ॥**

શબ્દાર્થ:–જો એમ માનવામા આવે કે, કારણથી કાર્ય અભિન્ન છે તો પછી કાર્ય પણ કારણની માફક અજરૂપ થવુ જોઇએ. ઉત્પન્ન થયેલ કાર્યથી કારણની અભિન્નતા હોય, તો પછી કારણને નિત્ય કેવી રીતે કહેવાઈ શકે? (૧૨)

ટીકા:–પૂર્વના શ્લોકનું આ શ્લોકમા સ્પષ્ટીકરણ કરવામા આવ્યુ છે જો સાખ્યવાદીઓ એમ કહે કે, અજરૂપ કારણથી કાર્ય ભિન્ન નથી તો કાર્ય પણ કારણની માફક અજરૂપે થવુ જોઇએ આમ થવાથી વિરૂદ્ધતા એ આવશે કે, જે વસ્તુ કાર્યરૂપ છે, છતા તે અજરૂપ છે જો કાર્ય અને કારણનુ અનન્યત્વ–અભિન્નતા હોય તો ઉત્પત્તિવાળા કાર્યથી અનન્ય એવુ કારણ, ધ્રુવ અર્થાત્ નિત્ય કેવી રીતે થઇ શકે? કુકડીનો એક ભાગ કાપીને રાંધવામા આવ્યા છતા તેનો બીજો ભાગ અંડની ઉત્પત્તિ કરે છે, તેના સરખી ઉપરની વાત અસંભવિત છે.

### સાંખ્ય વાદીના મતનુ ખંડન.

**अजाद्वै जायते यस्य दृष्टान्तस्तस्य नास्ति वै ।**
**जाताच्च जायामानस्य न व्यवस्था प्रसज्यते ॥**

શબ્દાર્થ.–જેઓ એમ કહે છે કે, અજમાંથી કાર્યની ઉત્પત્તિ થાય છે તો તે સિદ્ધ કરવાને માટે કોઈ પણ દૃષ્ટાંત પ્રાપ્ત થશે નહિં તેમજ ઉત્પન્ન થયેલા કારણમાથી કાર્યની ઉત્પત્તિ માનશો તો પછી વ્યવસ્થા રહેશે નહિ અર્થાત્ અનવસ્થા દોષ લાગુ પડશે (૧૩)

ટીકા.–અજ અર્થાત્ ઉત્પત્તિથી રહિત વસ્તુમાથી કાર્યની ઉત્પત્તિ થાય છે, એમ જેઓ માને છે, તેઓના સિદ્ધાંતને સિદ્ધ કરવા કોઇ પણ દૃષ્ટાંત નહિ હોવાથી એ સિદ્ધ થાય છે કે, અજમાથી કોઇ પણ કાર્યની ઉત્પત્તિ થતી નથી જો એમ કહેવામા આવે કે, કોઇ વસ્તુમાથી ઉત્પન્ન થયેલ કારણમાથી કાર્યની ઉત્પત્તિ થાય છે તો પછી કારણને અનવસ્થા દોષની પ્રાપ્તિ થશે.

અર્થાત્ એક કારણની ઉત્પત્તિ બીજામાંથી, બીજામાંથી ત્રીજાની, એ પ્રમાણે અનવસ્થા દોષ લાગુ પડશે. માટે સાંખ્યવાદીનો આ સિદ્ધાંત વ્યવસ્થાથી રહિત છે.

### કારણ કાર્યના અનાદિપણામાં વિરોધ.

हेतोरादिः फलं येषामादिर्हेतुः फलस्य च।
हेतोः फलस्य चानादिः कथं तैरुपवर्ण्यते ॥

શબ્દાર્થઃ–જેઓ એમ કહે કે, કાર્ય હેતુના કારણરૂપ છે તથા કારણ પાછું કાર્યના હેતુરૂપ છે. તો પછી તેઓના સિદ્ધાંત પ્રમાણે હેતુ તેમજ કાર્ય બન્ને અનાદિ કેવી રીતે કહેવાઇ શકાશે? (૧૪)

ટીકાઃ–'यत्र त्वस्य सर्वमात्मैवाभूतः–જ્યારે સર્વ આત્મારૂપે છે,' આ શ્રુતિવડે પરમાર્થને વિશે સર્વ પ્રકારના દ્વૈતનો અભાવ દર્શાવ્યો છે. ધર્મ તથા અધર્માદિરૂપ હેતુનું (સંસારનું) આદિ કારણ ફલરૂપ દેહાદિ સંઘાત છે. તેજ પ્રમાણે દેહાદિ સંઘાતનું કારણ ધર્મ તથા અધર્મ છે. જેઓ આ રીતે કાર્ય અને કારણમાં એક બીજાની અધીનતા રહેલ છે તથા દરેક વસ્તુને તેનું ખાસ આદિપણું છે, એમ માને છે, તેઓ વિરુદ્ધતાના દોષ સિવાય કદી પણ એમ નહિ કહી શકશે કે, કાર્ય તથા કારણ અનાદિ છે. ટુંકમાં કહીએ તો નિત્ય તથા કૂટસ્થ એવા આત્માવિશે હેતુ તથા ફલતા કદી પણ સંભવી શકશે નહિ. (૧૪)

### કાર્યના હેતુ કારણવિશે દૃષ્ટાંત.

हेतोरादिः फलं येषामादिर्हेतुः फलस्य च।
तथा जन्म भवेत्तेषां पुत्राज्जन्म पितुर्यथा ॥

શબ્દાર્થઃ–જેઓ એમ માને છે કે, કાર્ય હેતુના કારણરૂપ છે, તેમજ કારણ કાર્યના હેતુરૂપ છે, તેઓના માનવા પ્રમાણે જેમ પુત્રમાંથી પિતાની ઉત્પત્તિ અસંભવિત છે, તેમ આ પણ અસંભવિત છે. (૧૫)

ટીકાઃ–વિરુદ્ધતા વિશે અહીં ફરી પરિસ્ફોટન કરવામાં આવ્યું છે. કારણથી ઉત્પન્ન થયેલ કાર્યમાંથી કારણની ઉત્પત્તિ જેઓ માને છે, તેઓને વિશે વિરુદ્ધતા જેમ પુત્રમાંથી પિતાની ઉત્પત્તિ માનવામાં આવે છે, તેના સરખી છે. (૧૫)

### કારણ કાર્યની એકીવખતે ઉત્પત્તિનો અભાવ.

संभवे हेतुफलयोरेषितव्यः क्रमस्त्वया।
युगपत्संभवे यस्मादसंबन्धो विषाणवत् ॥१६॥

શબ્દાર્થઃ–કાર્ય તથા કારણનો જેમાં સંભવ હોય ત્યાં ક્રમનો નિશ્ચય કરવો પડશે કારણ કે જો કાર્ય અને કારણ બેઉની ઉત્પત્તિ એકીજ વખતે હોય તો પશુના બે શિંગડાની માફક તેઓ વચ્ચે સંબંધ હોઇ શકે નહિ. (૧૬)

ટીકાઃ–જો તમે એમ કહો કે, જે વિરોધ કહેવામાં આવ્યો તે યોગ્ય નથી, તો પછી કયા ક્રમ પ્રમાણે હેતુ તથા ફલની ઉત્પત્તિ છે, તે તમારે દર્શાવવી પડશે. જો કાર્ય અને કારણ એકીજ વખતે ઉત્પન્ન થતાં હોય તો પછી તેઓની વચ્ચે કોઇપણ પ્રકારનો સંબંધ કહેવો અશક્ય છે. જેમ ગાયનાં બે શિંગડાં એકી વખતે ઉત્પન્ન થવાથી તેઓની વચ્ચે કોઇ રીતનો સંબંધ નથી, તેમ અહીં પણ હોવો જોઇએ નહિ. (૧૬)

### અસત્ કારણમાંથી કાર્યનો અભાવ.

फलादुत्पद्यमानः सन्न ते हेतुः प्रसिध्यति।
अप्रसिद्धः कथं हेतुः फलमुत्पादयिष्यति ॥

શબ્દાર્થઃ–અસત્ એવા કાર્યમાંથી ઉત્પન્ન થયેલ કારણ કદી સતરૂપ થશે નહિ. તેમજ અસત્ કારણમાંથી કદી કાર્યની ઉત્પત્તિ થઇ શકશે નહિ. (૧૭)

ટીકાઃ–કાર્ય તથા કારણની જો ઉત્પત્તિ એકી વખતે હોય તો તેની વચ્ચે સંબંધ રહેવો અશક્ય કેવી રીતે છે, તે દર્શાવવામાં આવે છે. જો કાર્યની સતમાંથી ઉત્પત્તિ નથી, તો કાર્યમાંથી કારણની ઉત્પત્તિ થવાને લીધે તે કારણ અસતરૂપ થશે. અર્થાત્ જેમ સસલામાંથી શિંગડાંની ઉત્પત્તિ કદી હોતી નથી, તેમ તે કારણની ઉત્પત્તિ હોતી નથી તથા સસલાના શિંગડાના સરખું અસત્ કારણ કદી કાર્યની ઉત્પત્તિ કરી શકે નહિ. સસલાનાં શિંગડાંની માફક અન્યની ઉત્પત્તિ માટે એક બીજાને અધીન બે વસ્તુઓનો કાર્ય કારણરૂપે કદી સંબંધ હોઇ શકે નહિ અથવા તો આધાર અને આધેયભાવ પણ હોઇ શકે નહિ. (૧૭)

यदि हेतोः फलात्सिद्धिः फलसिद्धिश्च हेतुतः ।
कतरत्पूर्वनिष्पन्नं यस्य सिद्धिरपेक्षया ॥१८॥

શબ્દાર્થઃ-જો કારણની ઉત્પત્તિ કાર્યમાંથી હોય તથા કાર્યની ઉત્પત્તિ કારણમાંથી હોય તો પછી હેતુ અને ફળ, જે એક બીજાને અધીન છે તે કોની ઉત્પત્તિ પ્રથમ ગ્રહણ કરવી ? (૧૮)

ટીકાઃ-દ્વૈત ભાવવડે માનવામાં આવેલ કારણપણાની અશક્યતા દર્શાવ્યા પછી જો વાદી એમ કહે કે, કારણ તથા કાર્યની એક બીજા માંથી ઉત્પત્તિ થવી શક્ય છે, તો તેઓને પૂછવું કે, તે કારણ તથા કાર્યમાંથી પ્રથમ કોણ, કે જેથી પૂર્વની વસ્તુ પછીથી થનારી વસ્તુના કારણરૂપ થઈ શકે ? (૧૮)

### પરમાર્થ સત્યની ઉત્પત્તિનો અભાવ.

अशक्तिरपरिज्ञानं क्रमकोपोऽथ वा पुनः ।
एवं हि सर्वथा बुद्धैरजातिः परिदीपिता ॥

શબ્દાર્થઃ-આના સંબંધી ઉત્તર આપવામાં તેઓ અશક્તિમાન્ હોય છે. વસ્તુના જ્ઞાનવિશે તેઓ કાં તો મૂઢભાવ દર્શાવે છે અથવા તેઓ ક્રમનો વિપર્યય કરે છે. આ સર્વ રીતે અધિકારી જનો પરમાર્થ તત્ત્વ ઉત્પત્તિથી રહિત છે, એમ સિદ્ધ કરે છે. (૧૯)

ટીકાઃ-જો વાદી એમ કહે કે, આનો ઉત્તર આપી શકાય એમ નથી તો તે અશક્તિ પરમાર્થ વસ્તુની અજ્ઞાનતાને લીધે છે. કારણથી ફળની સિદ્ધિ તથા ફળમાંથી કારણની સિદ્ધિ, આ રીતનો તમારાથી કહેવામાં આવતો ક્રમ યોગ્ય નથી. આ રીતે વિદ્વાન્ અદ્વૈત વાદીઓએ કાર્ય તથા કારણની વચ્ચેનો સંબંધ અશક્ય છે, એમ સિદ્ધ કરી પરમાર્થ સત્ય ઉત્પત્તિથી રહિત છે, એમ સિદ્ધ કરી આપ્યું છે. (૧૯)

### બીજાંકુરનું દૃષ્ટાંત.

बीजाङ्कुराख्यो दृष्टान्तः सदा साध्यसमो हि सः
न हि साध्यसमो हेतुः सिद्धौ साध्यस्य युज्यते।

શબ્દાર્થઃ-બીજ તથા અંકુરનું દૃષ્ટાંત આના સંબંધમાં પ્રમાણરૂપ છે. સાધ્ય વસ્તુની અર્થાત્ પ્રમાણની સિદ્ધિવિશે સાધ્યના સરખુંજ તેનું કારણ કહેવું. એ યોગ્ય નથી. (૨૦)

ટીકાઃ-વાદીઃ-અમે હેતુ અને ફળવિશે કાર્ય કારણનો ભાવ સિદ્ધ કર્યો છે તથા જેમ પુત્રથી પિતાની ઉત્પત્તિ અસંભવિત છે તથા સસલાનાં શિંગડાંની માફક હેતુ તથા ફળમાં સંબંધ નથી, તેમ વાણીના પ્રયોગવડે અમારા સિદ્ધાંતનેવિશે અસંભવતા તમે કહો છો. પણ અમે કાંઈ એમ નથી કહેતા કે, અસત્ એવા કારણમાંથી કાર્યની ઉત્પત્તિ થાય અથવા અસત્ કાર્યમાંથી કારણની ઉત્પત્તિ થાય.

પ્રતિવાદીઃ-ત્યારે તમે સિદ્ધ કરવા શું માગો છો ? તમારૂં કહેવું એમ છે કે, કારણ તથા કાર્યના સંબંધ સરખો બીજ અંકુરનો સંબંધ છે. આના સંબંધમાં હવે આપણે પૃથક્કરણ કરીએ. બીજાંકુરનું દૃષ્ટાંત સાધ્ય સંબંધના સરખું છે, એમ કહેવું અયોગ્ય નથી. શું બીજ તથા અંકુરની વચ્ચે કાર્યકારણનો પ્રત્યક્ષ સંબંધ અનાદિ છે ? આપણે એ રીતે માની શકતા નથી. કારણ દરેક પૂર્વવસ્તુ અપર વસ્તુની માફક આદિવાળી હોય છે. જેમ હાલમાં ઉત્પન્ન થયેલ અંકુર બીજથી પ્રથમ છે, તેમ ભૂત કાળમાં થયેલા અન્ય અંકુરમાંથી ઉત્પન્ન થયેલું બીજ ઉત્પત્તિના ક્રમ પ્રમાણે આદિવાળું છે. આ રીતે સઘળાં પૂર્વ પૂર્વનાં અંકુરો તથા બીજો આદિવાળાં હોવાં જોઇએ. સઘળાં બીજ તથા અંકુરને આ બાબત લાગુ પડવાથી તથા બીજ અથવા તો અંકુરમાંથી ઉત્પન્ન થયેલ દરેક વસ્તુને આદિ હોવાથી એમ માની શકાય કે, કોઇ પણ વસ્તુ અનાદિ નથી. કારણ તથા કાર્યને પણ આ રીતનો સિદ્ધાંત લાગુ પડે છે. જો એમ માનવામાં આવે કે, બીજાંકુરની દરેક સંતતિ અનાદિ છે તો તે માનવું અસંભવિત છે. કારણ કે સંતતિની એકતા સિદ્ધ કરવી અશક્ય છે. જેઓ સંતતિને અનાદિ માનનારા છે, તેઓવડે દરેક સંતતિ, બીજ અથવા અંકુરથી વ્યતિરેકરૂપે માની શકાશે નહિ તેજ પ્રમાણે હેતુ તથા ફળની દરેક સંતતિ હેતુ અને ફળથી વ્યતિરેકરૂપે મનાશે નહિ. આ રીતે હેતુ તથા ફળને આદિપણું સિદ્ધ થશે. તેથી કારણનું, અનાદિપણું છે તે સિદ્ધ કરવા

માટે દર્શાવેલા તેના સિદ્ધાંતો કેવળ નાકછગરૂપ છે, એમ કહેવુ અત્યંત વિરૂદ્ધ છે તર્કવાદીઓ સિદ્ધિને અર્થે સાધ્ય સદૃઢ હેતુને સાધ્યની સિદ્ધિમા યોજતા નથી દૃષ્ટાંતના અર્થમાં અહીં હેતુ શબ્દ વાપરવામા આવ્યો છે. કારણ કે પ્રમાણુવડે હેતુ સિદ્ધ થઇ શકે છે તથા ફળની સિદ્ધિ થાય છે જેથી આ પ્રાકૃત ( ચાલતો વિષય ) હેતુરૂપ નથી, પણ દૃષ્ટાંતરૂપ છે.

## અનાદિવાદ માટે બીજું દૃષ્ટાંત

**પૂર્વાપરાપરિજ્ઞાનમજાતે પરિદીપકમ્ ।**
**જાયમાનાદ્ધિ વૈ ધર્માત્કથં પૂર્વં ન ગૃહ્યતે ॥**

શબ્દાર્થ-પૂર્વ-કારણ તથા અપર-કાર્યના જ્ઞાનનો અભાવ, ઉત્પત્તિથી રહિત એવી પરમાર્થ વસ્તુને પ્રદર્શિત કરે છે કારણ ઉત્પન્ન થયેલો એવો ધર્મ અર્થાત્ કાર્યનું ગ્રહણ થાય તો પછી પૂર્વની વસ્તુ અર્થાત કારણ કેમ ગ્રહણ ન થઇ શકે ? (૨૧)

ટીકા-અધિકારી એવા વિદ્વાન્ પુરૂષોએ પરમાર્થ વસ્તુના સંબંધમા જે અધિક પ્રકાશ પાડયો છે, તેના સંબંધમા અહીં કહેવામા આવ્યુ છે. કારણ તથા કાર્યરૂપ પૂર્વ તથા અપર વસ્તુના જ્ઞાનનો અભાવ, પરમાર્થ વસ્તુ ઉત્પત્તિથી રહિત છે, એમ સિદ્ધ કરે છે અપરરૂપ કાર્યનું જ્ઞાન થતુ હોય તો પછી પૂર્વરૂપ કારણનુ જ્ઞાન શા માટે ન થવુ જોઇએ ? કાર્યના જ્ઞાતાને અવશ્ય કરી કારણનુ જ્ઞાન હોવુંજ જોઇએ કારણ કે કાર્ય તથા કારણનો સંબંધ અપરિચ્છિન્નરૂપ છે આથી (કાર્ય તથા કારણના) જ્ઞાનના અભાવથી જણાય છે કે, પરમાર્થ વસ્તુ ઉત્પત્તિથી રહિત છે ( ૨૧ )

## અનાદિવાદનુ પરિસ્ફોટન

**સ્વતો વા પરતો વાઽપિ ન કિંચિદ્વસ્તુ જાયતે ।**
**સદસત્સદસદ્વાઽપિ ન કિંચિદ્વસ્તુ જાયતે ॥**

શબ્દાર્થ-પોતાની મેળે અથવા પરથી કોઇ પણ વસ્તુની ઉત્પત્તિ નથી કોઇ પણ વસ્તુ કાં તો તે સત્ હોય, અસત્ હોય અથવા તો સદસત્ હોય, છતાં તેની ઉત્પત્તિનો સંભવ હોતો નથી ૨૨

ટીકા-કોઇપણ વસ્તુમાથી કોઇની ઉત્પત્તિ થતી નથી કારણ કે જેની ઉત્પત્તિ માનવામા આવે છે, તેની ઉત્પત્તિ પોતાની મેળે, અન્યથી અથવા તો, ઉભય પ્રકારે પણ હોતી નથી તેમજ તે ઉત્પન્ન થયેલ વસ્તુ સતરૂપે, અસતરૂપે અથવા તો સદ સતરૂપે હોતી નથી દરેક વસ્તુ પોતાનેવિશે અપરિચ્છિન્નરૂપ હોવાથી કોઇ પણ વસ્તુની ઉત્પત્તિ પોતાનામાથી અર્થાત્ પોતાના સ્વરૂપમાથી હોતી નથી, તેમ કોઇ પણ વસ્તુની પોતામાથી ફરી ઉત્પત્તિ હોતી નથી જેમ ઘટમાથી ઘટની ઉત્પત્તિ નો સંભવ હોતો નથી, તેમ કોઇપણ વસ્તુની ઉત્પત્તિ પોતાથી પર એવી વસ્તુમાથી સંભવતી નથી એક પટમાથી અન્ય પટની ઉત્પત્તિ હોતી નથી, તેમજ પોતાથી અને પરથી ઉભય રીતે કોઇની ઉત્પત્તિ હોતી નથી કારણ ઉત્પત્તિ માનવામા વિરોધ આવશે દૃષ્ટાંત તરીકે ઘટ તથા પટ બન્નેમાથી ઘટની કે પટની ઉત્પત્તિનો સંભવ હોઇ શકે નહિ આપણે હમેશા જોઇએ છીએ કે, મૃત્તિકામાથી ઘટની ઉત્પત્તિ થાય છે તથા 'આની ઉત્પત્તિ છે" આ રીતની પ્રતીતિ તથા શબ્દ મૂઢ લોકોના હોય છે પણ વિવેકી પુરૂષો આ રીતના શબ્દ તથા પ્રત્યયની પરીક્ષા કરે છે તથા પરીક્ષા કર્યા પછીજ તેઓ સત્ય તથા અસત્યપણાનું અનુમાન બાંધે છે શબ્દ તથા પ્રત્યયના વિષયવાળી તેમજ ઘટપુત્રાદિ લક્ષણવાળી દરેક વસ્તુ શબ્દમાત્ર જ છે શ્રુતિમા કહ્યુ છે કે વાચારમ્ભણ અર્થ-સર્વ કાર્યો કેવળ નામ તથા શબ્દોરૂપ છે ભાવો મૃત્તિકા અથવા પિતાદિની માફક સતરૂપે હોય તો તે સત્માથી અસતની ઉત્પત્તિ હોવી જોઇએ નહિ જો ભાવો સસલાના શિગડાની માફક અસતરૂપ હોય તો સ્વાભાવિક રીતેજ તેની ઉત્પત્તિ હોવી જોઇએ નહિ જો ભાવો સત્ અને અસત્ એઉરૂપે હોય તો સ્વાભાવિક રીતેજ તેઓ એક બીજાના વિરોધી હોવાથી તેઓનો નાશ થશે તથા ત્રીજા પ્રકારની ઉત્પત્તિ થશે નહિ આથી સિદ્ધ થાય છે કે, કોઇપણ વસ્તુ ઉત્પન્ન થતી નથી ઉત્પત્તિના ફળરૂપ કોઇપણ વસ્તુનુ સ્વરૂપ સ્વીકારવા છતા, જે ક્રિયા કારક તથા ફળની એકયતા માને છે તથા વસ્તુનું ક્ષણિકત્વ સ્વીકારે છે, તે પુરૂષ, વસ્તુને

છે તથા અનુભવથી રહિતરૂપ માને છે. આ
ાણે હોવાથી વસ્તુનો નિશ્ચય પછીના ક્ષણ પછી
કેટલીક વારની સ્થિતિ હોવા પછી ) તે વસ્તુ
હે રહેવાથી તેનો અનુભવ હોતો નથી તથા
નુભવના અભાવથી તેની સ્મૃતિનો પણ અભાવ
ય છે. ( ૨૨ )

## અનાદિમાં ઉત્પત્તિનો અભાવ.

ર્न जायतेऽनादेः फलं चापि स्वभावतः ।
ादिर्न विद्यते यस्य तस्य ह्यादिर्न विद्यते ॥

શબ્દાર્થઃ-જે વસ્તુ અનાદિ છે, તેમાથી કાર
ની ઉત્પત્તિ કદી હોઇ શકે નહિ તથા સ્વાભાવિક
તે ફળની ઉત્પત્તિ પણ હોઇ શકે નહિ. જેને કારણ
તું નથી, તેની ઉત્પત્તિ કદી હોઇ શકતી નથી (૨૩)

ટીકા;-કારણ તથા કાર્યને અનાદિ માનવાથી
મો ઉત્પત્તિથી રહિત છે, એમ તમારે માનવું
શે. આ પ્રમાણે અનાદિ કાર્યની ઉત્પત્તિ કોઇ
ક કારણ કરી શકતું નથી. કારણ કે અનાદિ
ર્ય કોઇપણ વસ્તુની ઉત્પત્તિ કરી શકે, એમ
ે પણ સ્વીકારી શકશો નહિ. તેમ તમે એમ
ુ નહિ કહી શકશો કે, કાર્યની ઉત્પત્તિ પોતા-
થી થાય છે અર્થાત્ કોઇ બાહ્ય કારણથી રહિત
તેમજ અનાદિ અને અજરૂપ કારણમાથી પણ
ર્યની ઉત્પત્તિ તમારાથી કહેવાશે નહિ. માટે
રણ તથા કાર્યનું અનાદિપણું માનવાથી તે
ત્પત્તિથી રહિત છે, એમ તમારે માનવુ પડશે.
રણ આ રીતનો લૌકિક નિયમજ છે કે, જે
રણથી રહિત છે તેને આદિનો અભાવ હોય છે.
રણ જે વસ્તુને આદિ હોય છે, તેનેજ કારણ
ય છે. પણ જેને આદિ નથી, તેનું કારણ કદી
ઇ શકે નહિ ( ૨૩ )

## ચિત્તથી બાહ્ય વિષયનું અસ્તિત્વ.

ाप्तेः सनिमित्तत्वमन्यथा द्वयनाशतः ।
क्लेशस्योपलब्धेश्च परतन्त्रास्तिता मता ॥

શબ્દાર્થઃ-પ્રજ્ઞાન અર્થાત ચિત્તને વિષય હોવો
ઇએ જો ચિત્તને વિષય ન હોય તો બેઉનો
નાશ થવો જોઇએ. આ કારણથી તેમજ દુઃખની
પ્રાપ્તિને લીધે માનવામા આવે છે કે, બાહ્ય વિષ-
યનું અસ્તિત્વ હોય છે. ( ૨૪. )

ટીકાઃ-ફક્ત અર્થનું દૃઢીકરણ કરવાની ઇચ્છાથી
ફરી શંકા ઉઠાવવામાં આવે છે. પ્રજ્ઞપ્તિનો અર્થ
પ્રજ્ઞાન અથવા તો શબ્દાદિ પ્રતીતિ થાય છે.
ચિત્તનો અર્થ કારણ અથવા વિષય થાય છે.
ચિત્ત એ મનની વૃત્તિઓને દર્શાવનારા શબ્દથી
યુકત અનેક પ્રકારની માનસિક વૃત્તિઓ છે. આ
ચિત્તને પોતાથી વ્યતિરિકત વિષયરૂપ કારણ હોવું
જોઇએ. શબ્દાદિ પ્રતીતિને કારણ હોવાથી, તે
વિષયથી રહિત કદી હોઈ શકે નહિ. જો શબ્દો
અને વિચારો નિર્વિષયરૂપ હોય તો શબ્દ, સ્પર્શ,
નીલ પીલ, લોહિતાદિ અનેક વિચિત્રતાના અભા
વની સાથે તે સંબધીના વિચારનો પણ અભાવ
થવો જોઇએ. પ્રત્યયની વિચિત્રતા ઉત્પન્ન કરનારા
દ્વયનો અભાવ પ્રત્યક્ષ જોવામાં આવતો નથી.
આથી આંતર વિષયો તથા તેની વિચિત્રતા જોવામાં
આવતી હોવાથી બાહ્ય વિષયને સત્ય માનનારા અન્ય
શાસ્ત્રના સિદ્ધાંતવડે આ વિચિત્રતાના સબધમા
સમજાવવામાં આવેછે.આકારમાત્ર સ્વરૂપવાળીબુદ્ધિને
વિચિત્રતા, નીલ, પીતાદિ બાહ્ય વિષયોની વિચિત્રતા
વિના સ્વાભાવિક ભેદે કરી કદી પણ હોઇ શકે
નહિ નીલ આદિ અનેક વર્ણની ઉપાધિવિના
સ્ફટિકની વિચિત્રતા હોઇ શકે નહિ આ કારણથી
અન્ય શાસ્ત્રે બાહ્ય વિષયની સત્તા આંતર વિષ
યથી રહિત માનેલ છે. સંક્લેશનો અર્થ દુઃખ થય
છે. આ દુખ કેટલીકવાર અગ્નિ આદિના દાહથી
થાય છે. પણ જો આંતર વિષયથી ભિન્ન દાહા-
દિના કારણરૂપ અગ્નિ આદિ બાહ્ય વિષયની
ઉપલબ્ધિ (પ્રાપ્તિ) ન હોય તો અગ્નિના દાહા-
દિથી ઉત્પન્ન થયેલા દુઃખની પ્રાપ્તિ થવી જોઇએ
નહિ. પણ આ રીતની પ્રાપ્તિ જોવામા આવે છે.
આથી એમ માનવામા આવે છે કે, બાહ્ય વિષયનું
અસ્તિત્વ પણ છે. ચિત્તનેવિશે પ્રથમથીજ દુ.ખ
હોતું નથી. કારણ ચંદનપંક લેપાદિ બાહ્ય વિષ-
યની પ્રાપ્તિથી, આ રીતના દુખનો અભાવ હોય છે.

### વસ્તુની મૂળ પ્રકૃતિનો અભાવ.

प्रज्ञप्तेः सनिमित्तत्वमिष्यते युक्तिदर्शनात् ।
निमित्तस्यानिमित्तत्वमिष्यते भूतदर्शनात् ॥

શબ્દાર્થ:-બુદ્ધિવડે આપણને એમ જાણવામાં આવે છે કે, આંતર વિષયને કોઇ બાહ્ય કારણ હોવું જોઇએ. પણ વસ્તુઓના વિચિત્ર સ્વભાવથી સિદ્ધ કરેલા તર્કોવડે કારણનું અકારણપણું માનવામાં આવે છે. (૨૫)

ટીકા:-ચોવીશમા શ્લોકનો પ્રત્યુત્તર આ શ્લોકમાં આપવામાં આવ્યો છે. આ તો સત્ય છે કે, આંતર વિષયને, પરમાર્થે વસ્તુની યદૃચ્છાને લીધે તેમજ દુઃખની પ્રાપ્તિને લીધે કારણ હોવું જોઇએ બાહ્ય વિષયના અસ્તિત્વનો જે ભાન થાય છે, તે યુક્તિપુરઃસર સત્ય છે. આના સંબંધમાં શી વિરૂદ્ધતા છે, એમ તમે પૂછતા હો તો નીચે પ્રમાણે છે:-ઘટાદિઓ જેને આંતર વિષયના બાહ્ય કારણરૂપ માનવામાં આવે છે, તેઓને પોતાનું કાંઈ કારણ હોતું નથી, તેમજ તેઓને આશ્રયપણું હોતું નથી તેથી તેઓ આંતર વિષયના કારણરૂપ હોતા નથી વસ્તુ સ્વભાવનું આ પરિણામ છે. કારણ ઘટનું મૂલ સ્વરૂપ મૃત્તિકા જાણવા પછી તેથી અર્થાત્ મૃત્તિકાથી વ્યતિરેકરૂપે, જેમ મહિષનું અસ્તિત્વ અશ્વથી વ્યતિરેકરૂપે હોય છે તેમ, તેનું અસ્તિત્વ હોતું નથી. જેમ ઘટ મૃત્તિકાથી વ્યતિરેકરૂપે હોતો નથી, તેમ પટ તંતુથી વ્યતિરેક હોતું નથી. તેમજ તંતુઓ પણ અંશુઓથી વ્યતિરેકરૂપે નથી. જ્યાં સુધી વાણીનો નિરોધ થાય ત્યાં સુધી વસ્તુના સ્વરૂપની બારીકીએ અવલોકન કરતા આપણે એવા અનુમાનપર આવીએ છીએ કે, કોઈ પણ વસ્તુ કોઇ પણ વસ્તુના કારણરૂપ હોતી નથી. જેમ રજ્જવાદિનેવિશે સર્પાદિની ભ્રાંતિ મિથ્યા છે, તેમ સર્વ ભ્રાંતિરૂપ હોવાથી બાહ્ય વિષય પણ ભ્રાંતિરૂપ ઠરશે તથા અવિદ્યાથી ઉત્પન્ન થયેલ નિમિત્તતા પણ અકારણરૂપ ઠરશે. કારણ જ્યારે અવિદ્યાનો નાશ થાય છે ત્યારે કારણનો પણ અભાવ થાય છે. સુષુપ્તિ, સમાધિ તથા મુક્તાવસ્થામાં ભ્રાંતિદર્શનનો અભાવ હોવાથી આત્માથી વ્યતિરિક્ત એવા બાહ્ય વિષયોની ઉપલબ્ધિ હોતી નથી. મોહ અવસ્થામા જણાયેલ જે સત્ય છે, તેનો સ્વીકાર મોહથી રહિત પુરૂષો કરતા નથી. આ રીતે અહીં દુઃખની ઉપલબ્ધિ તથા દ્વયદર્શન, વસ્તુની મૂળ પ્રકૃતિના અભાવને લીધે કહેવામાં આવ્યા છે. (૨૫)

### ચિત્તનો બાહ્ય વિષયની સાથે અભાવ.

चित्तं न संस्पृशत्यर्थं नार्थाभासं तथैव च ।
अभूतो हि यतश्चार्थो नार्थाभासस्ततः पृथक् ॥

શબ્દાર્થ.-ચિત્તનો બાહ્ય વિષયની સાથે સબંધ હોતો નથી, તેમજ ચિત્ત તે વિષયને પોતાને વિશે વિચાર કરવા દેતું પણ નથી. કારણ વિષય અસતરૂપે છે, તેથી તેઓનો વિચાર ચિત્તથી ભિન્નરૂપે હોતો નથી. (૨૬)

ટીકા:-બાહ્ય વિષયનો અભાવ હોવાથી ચિત્ત બાહ્ય વિષયોની સાથે સંબંધ રાખતું નથી. ચિત્ત વિષયોનો વિચારકર્તા પણ નથી. કારણ સ્વપ્નમાં જેવી ચિત્તની પ્રવૃત્તિ હોય છે તેના સરખી ચિત્તની પ્રવૃત્તિ (જાગ્રતમા પણ) હોય છે જેમ સ્વપ્નના વિષયો મિથ્યા છે, તેમ જાગ્રતાવસ્થાના વિષયો પણ મિથ્યા છે, જેના સબંધમા પૂર્વે ઘણીવાર કહેવામા આવ્યુ છે. વિષયોનો વિચાર ચિત્તથી પૃથક્‌રૂપે નથી, અર્થાત્ મન પોતેજ ઘટાદિ વિષયની માફક બાહ્યરૂપે પ્રકાશે છે (૨૬)

### ચિત્તનો અસત્ કારણવિશે સંબંધ.

निमित्तं न सदा चित्तं संस्पृशत्यध्वसु त्रिषु ।
अनिमित्तो विपर्यासः कथं तस्य भविष्यति ॥

શબ્દાર્થ:-ત્રણે કાળવિશે અર્થાત્ ભૂત, ભવિષ્ય તથા વર્તમાન કાળમા ચિત્તને કારણરૂપ વિષયની સાથે સંબધ હોતો નથી, તેમ છતા ચિત્તને વિશે કારણથી રહિત વિપર્યાસ-અસત્ વિકાર કેમ થાય છે, તે જાણવું અશક્ય છે. ( ૨૭ )

ટીકા -ત્યારે ઘટાદિ જે કે અસતરૂપ છે, તેનો ચિત્તને વિશે જે વિચાર, તે પણ અસત જ્ઞાનરૂપે

જાગ્રતાવસ્થામાં જોઇ શકતો નથી. તેમ જ જે કાંઇ વસ્તુ તેણે સ્વપ્નમાં પ્રતિપાદન કરેલી હોય છે, તે જાગ્રતાવસ્થામાં તેની પાસે હોતી નથી. (૩૫)

ટીકાઃ-એક મનુષ્ય ભિન્ન ભિન્ન વિષયપર સ્વપ્નમાં મિત્રોની સાથે વાતચિત કરે છે; પણ જ્યારે તે જાગ્રતાવસ્થામાં આવે છે ત્યારે તે કોઇને પણ જોઇ શકતો નથી. તેમજ સ્વપ્નમાં જે કાંઇ સુવર્ણાદિ તેણે મેળવ્યાં હોય છે, તે તેની પાસે હોતાં નથી. ( ૩૫ )

## સ્વપ્ન તથા જાગ્રતનું એકપણું.

स्वप्ने चावस्तुकः कायः पृथगन्यस्य दर्शनात् ।
यथा कायस्तथा सर्वं चित्तदृश्यमवस्तुकम् ॥

શબ્દાર્થઃ-સ્વપ્નમા અટન કરતું શરીર અસત રૂપ છે. કારણ પોતાની કાયાથી ભિન્ન અન્ય કાયાનું દર્શન થાય છે. આજ રીતે સર્વ વસ્તુ ચિત્તવડે દશ્ય હોવાથી શરીરની માફક અસતરૂપ છે. ૩૬

ટીકાઃ-સ્વપ્નમાં અટન કરતું જે શરીર દેખાય છે, તે અસતરૂપ છે. કારણ સ્વપ્નદ્રષ્ટા જે સ્થાન આગળ ઉંઘતો હોય છે ત્યાં પોતાથી ભિન્ન અન્ય શરીર જોવામાં આવે છે. જેમ સ્વપ્નમાં જોવાયલી કાયા અસતરૂપે હોય છે, તે જ પ્રમાણે જાગ્રતાવસ્થામાં જે કાંઇ જોવામાં આવે છે, તે ચિત્તદશ્ય હોવાથી અસતરૂપ છે. સર્વનો ભાવ એટલોજ છે કે, સ્વપ્નના ભાવની માફક જાગ્રતના ભાવ પણ મિથ્યા છે. ( ૩૬. )

## જાગ્રતભાવનું મિથ્યારૂપે નિરૂપણ.

ग्रहणाज्जागरितवत्तद्धेतुः स्वप्न इष्यते ।
तद्धेतुत्वात्तु तस्यैव सज्जागरितमिष्यते ॥३७॥

શબ્દાર્થઃ-ગ્રાહ્ય ગ્રાહકની સાદશ્યતાને લીધે જાગ્રત ભાવ સ્વપ્નના કારણરૂપ હોવો જોઇએ. આ રીતે કારણરૂપ હોવાથી જાગ્રતભાવ સ્વપ્નદ્રષ્ટાને કેવળ સતરૂપે હોવો જોઇએ. (૩૭)

ટીકાઃ-સ્વપ્ન જાગ્રતના કારણરૂપ છે. તેથી ભાવ પણ અસતરૂપ છે, એમ સિદ્ધ કરવામાં આવે છે જેમ જાગ્રતના અનુભવમાં ગ્રાહ્ય, ગ્રાહક તથા ગ્રહણનો ભાવ હોય છે, તેમ સ્વપ્નના અનુભવમાં પણ હોય છે. આમ હોવાથી જાગ્રતનો અનુભવ સ્વપ્નદ્રષ્ટાને જ સતરૂપે હોય છે, પણ બીજાને (તેનો અનુભવ સતરૂપે) હોતો નથી. જેમ સ્વપ્ન, સ્વપ્નદ્રષ્ટાને સતરૂપ છે અર્થાત સ્વપ્ન ભાવનો ભાસ સાધારણ વિદ્યમાન વસ્તુની માફક હોય છે, તેમ જાગ્રતના ભાવ સ્વપ્નના ભાવના કારણરૂપ હોવાથી સાધારણ વિદ્યમાન વસ્તુના સરખો તેનો ભાસ થાય છે. પણ તે જાગ્રતભાવ સાધારણ વિદ્યમાન વસ્તુરૂપે નથી, પણ સ્વપ્નની માફક અસતરૂપ જ હોય છે. (૩૭)

## સતમાંથી અસત્ ઉત્પત્તિનો અભાવ.

उत्पादस्याप्रसिद्धत्वादजं सर्वमुदाहृतम् ।
न च भूतादभूतस्य संभवोऽस्ति कथंचन ॥

શબ્દાર્થઃ-કોઇપણ વસ્તુનો જન્મ અપ્રસિદ્ધ હોવાથી સર્વ કેવળ અજરૂપ છે તથા સતમાંથી અસતની ઉત્પત્તિનો સંભવ કદી પણ હોઇ શકે નહિ. ( ૩૮. )

ટીકાઃ-વાદી-અગર જો કે જાગ્રતનો અનુભવ સ્વપ્નના કારણરૂપ છે, છતાં તે સ્વપ્નની માફક મિથ્યા હોઇ શકે નહિ કારણ કે સ્વપ્ન અત્યંત ચલ છે તથા જાગ્રત અવસ્થા સ્થિર જોવામાં આવે છે. પ્રતિવાદીઃ-જેઓને અધિકાર પ્રાપ્ત થયો નથી હોતો, તેને આ પ્રમાણે લાગે છે; પણ જેઓને અધિકાર પ્રાપ્ત થયેલો હોય છે, તેઓ નિમિત્તને વિશે સત્યતા જોતા નથી તથા સર્વને અજ અર્થાત્ આત્મારૂપ માને છે કારણ કે વેદાંતમાં કહ્યું છે કે, બાહ્ય તથા અભ્યંતર સર્વ વસ્તુ અજરૂપ છે. જો એમ કહેવામાં આવે કે, જાગ્રતનો ભાવ જે કે સતરૂપ છે, તેમાંથી સત્ જે અસતરૂપ છે, તેની ઉત્પત્તિ થાય છે, તો તેના સંબંધમાં કહેવાનું કે, કદી આમ હોઈ શકે નહિ કારણ સતમાંથી અસતની ઉત્પત્તિ કદી હોતી નથી. કારણ શશશૃંગાદિમાંથી કોઇ પણ વસ્તુની ઉત્પત્તિ હોય શકતી નથી. ( ૩૮. )

જાગ્રત સ્વપ્નમાં કારણકાર્યતા.

असज्जागरिते दृष्ट्वा स्वप्ने पश्यति तन्मय ।
असत्स्वप्नेऽपि दृष्ट्वा च प्रतिबुद्धो न पश्यति ॥

શબ્દાર્થ:-જાગ્રતાવસ્થામા જોવાયલી અસત્ વસ્તુ સ્વપ્નમા તે જ ફરી જોવામા આવે છે તથા સ્વપ્નમા જોવાયલી અસતતા પાછી જોવામા આવતી નથી (૩૯)

ટીકા:-વાદી.-સ્વપ્ન, એ જાગ્રતના કાર્યરૂપ છે, તો પછી ઉત્પત્તિ અસભવિત છે, એમ તમે કેમ કહો છો ?

પ્રતિવાદી -કારણ તથા કાર્યનો સંબધ અમો પણ સ્વીકારીએ છીએ જાગ્રતાવસ્થામા રજ્જુસર્પની માફક અસત્ અવિદ્યમાન વસ્તુને જોઇ તેના ભાવેકરી ભાવિત થયેલો અર્થાત્ તન્મય થયેલો પુરૂષ, સ્વપ્નમા પણ જાગ્રતાવસ્થાની માફક ગ્રહ્ય તથા ગ્રાહકરૂપે કરી કલ્પનાને કરતો છતો જૂવે છે તથા સ્વપ્નને વિશે અસત્ વસ્તુને જોવા પછી તે જ્યારે જાગ્રત થાય છે ત્યારે તે પાછો જોઈ શકતો નથી કારણ સ્વપ્નમા જે વિચાર આવેલા હોય છે, તેનો તે વખતે તેને અભાવ હોય છે મૂળમા જે ચ શબ્દ લીધો છે, તેવડે એમ કહ્યુ છે કે, કેટલીકવાર જાગ્રતાવસ્થામા જોવામા આવેલા ભાવ સ્વપ્નમા જોવામા આવતા નથી આથી જાગ્રત કારણરૂપે સર્વદા હોતુ નથી પણ જાગ્રત અસત્ કાર્યના અસત્ કારણરૂપે અર્થાત્ સ્વપ્નના કારણરૂપે માનવામા આવે છે, પણ પરમાર્થરૂપે અર્થાત્ સત્ કારણરૂપે નથી (૩૯)

સદસતની કારણતાનો અભાવ.

नास्त्यसद्धेतुकमसत्सदसद्धेतुक तथा ।
सच्च सद्धेतुक नास्ति सद्धेतुकमसत्कुत ॥

શબ્દાર્થ -સત્ તેમજ અસતનુ કારણ કદી અસત્ હોઇ શકે નહિ તેજ રીતે સતનુ કારણ સત્ પણ હોઇ શકે નહિ, તો પછી સત્ વસ્તુ અસતના કારણરૂપે કેવી રીતે હોઇ શકે ? (૪૦)

ટીકા.-પરમાર્થ રીતે જોતા કોઇપણ વસ્તુનો કેઇ પણ પ્રકારે કાર્ય કારણભાવ ઉત્પન્ન થતો નથી કેવીરીતે? આકાશપુષ્પની માફક અસતનુ કારણ શશશૃંગની માફક અસત્ વસ્તુ હોઇ શકે નહિ આથી અસત્ અસતના કારણરૂપ થઇ શકે નહિ તેજ પ્રમાણે ઘટાદિ જેનો સતરૂપે ભાસ થાય છે તે, શશશૃંગની માફક અસત્ કારણના કાર્યરૂપે થઇ શકે નહિ તેમજ વિદ્યમાન સતરૂપ ઘટાદિ સતરૂપ અન્ય ઘટાદિના કારણરૂપ નથી તેમજ અસતના કારણરૂપ સત્ છે, એમ કહેવુ તદ્દન અશક્ય છે આ ચાર સિવાય અન્ય કાર્યકારણભાવનો સભવ હોઇ શકતો નથી આથી અધિકારી પુરૂષો કોઇપણ વસ્તુનો કાર્યકારણભાવ અસિદ્ધ માને છે (૪૦)

જાગ્રતના અસતજ્ઞાને કરી સત્ કલ્પના.

विपर्यासाद्यथा जाग्रदचिन्त्यान्भूतवत्स्पृशेत् ।
तथास्वप्ने विपर्यासाद्धर्मास्तत्रैव पश्यति ॥

શબ્દાર્થ -વિપર્યાસ અર્થાત્ અસત જ્ઞાનને લીધે જાગ્રતાવસ્થામા અચિન્ત્ય એવા ભાવોની મનુષ્ય પરમાર્થરૂપે કલ્પના કરે છે તેજ રીતે સ્વપ્નાવસ્થામા અવિવેકને લીધે ભાવોને જોતા હોય (તેમ મનુષ્ય કલ્પના કરે છે ) (૪૧)

ટીકા -વળી અસત એવાં જાગ્રત તથા સ્વપ્નમા કાર્યકારણભાવની આશકાનુ નિવારણ કરતા કહ્યું છે કે અવિવેકને લીધે જેમ જાગ્રતાવસ્થામા મનુષ્ય અચિન્ત્ય તથા રજ્જુસર્પાદિ જેવા ભાવોની પરમાર્થરૂપે કલ્પના કરે છે, તેમજ સ્વપ્નને વિશે અવિવેકથીજ હસ્તી આદિ ધર્મોને જોતા હોય, તેમ મનુષ્ય કલ્પના કરે છે સ્વપ્નમાં જે ભાવોને મનુષ્ય જૂવે છે, તે જાગ્રતાવસ્થાથી ઉત્પન્ન થયેલા હોતા નથી. (૪૧)

ઉત્પત્તિનો ઉપદેશ કરવાનુ કારણ.

उपलम्भात्समाचारादस्तिवस्तुत्ववादिनाम् ।
जातिस्तु देशिता बुद्धैरजातेस्त्रसतां सदा ॥

શબ્દાર્થ અસત્ વસ્તુનેવિશે સતનુ અનુમાન હોવાથી તથા વર્ણાશ્રમને લીધે જેઓ વસ્તુની સત્યતા માનનારા છે તેમજ જેઓ ઉત્પત્તિના અભાવથી ત્રસ્ત થયલા (બીધેલા) છે, તેઓને માટે ઉત્પત્તિ ભાવનો ઉપદેશ અધિકારી પુરૂષોને કીધેલો છે (૪૨)

ટીકાઃ—અદ્વૈતવાદીઓએ, જેઓ અસતને સત્ રૂપ માનનારા છે તેઓને અર્થે, ઉત્પત્તિનો ઉપદેશ કર્યો છે. ઉપલભનો અર્થ સસારની અનિત્યવસ્તુને વિશે સત્ વસ્તુનું અનુમાન થવું તે સમાચાર એટલે વર્ણાશ્રમ ધર્મને અનુસરી જે આચાર વિચાર પાળવામા આવે છે તે આ બે રીતનાં કારણોથી વસ્તુભાવ સત્રૂપે છે, એમ દૃઢ આગ્રહવાળા તથા મન્દ વિવેકીઓના અર્થના ઉપાય માટે ઉત્પત્તિનો ઉપદેશ કરવામા આવ્યો છે. જેઓ અવિવેકી છે, તેઓ ભલે ઉત્પત્તિભાવને ગ્રહણ કરે, પણ જેઓ વેદાતના અભ્યાસીઓ છે, તેઓને તો એની મેળે જ અજરૂપ, અદ્વયરૂપ તથા આત્મ વિષયરૂપ વિવેક ઉત્પન્ન થશે તથા અન્ય વસ્તુને તેઓ મિથ્યારૂપ માનશે શ્રોત્રિયો અર્થાત જેઓ ક્રિયાસક્ત છે, તેઓ સ્થૂલ બુદ્ધિવાળા હોવાથી અદ્વૈત સિદ્ધાતનેવિશે રહેલ અનુત્પત્તિથી ત્રાસ પામેલા છે તથા તેઓ એમ માને છે કે, અનુત્પત્તિભાવથી આત્માનો નાશ થશે. આવા પુરૂષોને અવિવેકી અર્થાત્ અનધિકારી ગણવામા આવે છે આવા પુરૂષને દ્વૈત પરથી અદ્વૈતપર લાવવાના હેતુથી ઉત્પત્તિનું વર્ણન કરવામાં આવ્યુ છે

સન્માર્ગાવલંબીને દોષનો અભાવ

अजातेस्त्रसतां तेषामुपलम्भाद्वियन्ति ये ।
जातिदोषा न सेत्स्यन्ति दोषोऽप्यल्पो भविष्यति

શબ્દાર્થ—જેઓ અદ્વૈતથી ત્રસ્ત થયેલા છે, તેઓ આસક્તિને લીધે વિરૂદ્ધ જાય છે અર્થાત્ દ્વૈત સિદ્ધાંતને ગ્રહણ કરે છે આમ અદ્વૈતની ઉત્પત્તિ માનવાથી તેઓને દોષ લાગુ પડતો નથી, છતાં અલ્પ દોષની તો તેઓને પ્રાપ્તિ થાય છે જ (૪૩)

ટીકા—અનુત્પત્તિના સિદ્ધાતથી ત્રાસ પામવાને લીધે જેઓને સસારમાં પૂર્ણ રીતે આસક્તિ હોય છે તથા જેઓ વર્ણાશ્રમના ધર્મને કેવળ વળગી રહેલા હોય છે, તેઓ અદ્વય આત્માથી વિરૂદ્ધ વર્તે છે અર્થાત્ તેઓ દ્વૈત સિદ્ધાંતને ગ્રહણ કરે છે. અગર જો કે અદ્વૈતથી તેઓ ત્રાસ પામેલા છે, છતાં શ્રદ્ધાવાળા તથા સન્માર્ગને વળગી રહેનારા તેઓને, ઉત્પત્તિ માનવાવડે દોષની પ્રાપ્તિ થતી નથી. જો કે સમ્યક્ દર્શનની અપ્રાપ્તિને લીધે અલ્પ દોષ તો તેઓને પ્રાપ્ત થાય જ છે

વસ્તુના સત્યપણાનું કારણ આચાર

उपलम्भात्समाचारान्मायाहस्ती यथोच्यते ।
उपलम्भात्समाचाराद्स्ति वस्तु तथोच्यते ॥

શબ્દાર્થ—અનુમાનને લીધે તથા આચારને લીધે જેમ માયા હસ્તીનું સતરૂપે જ્ઞાન થાય છે, તેમ અનુમાન તથા આચારથી વસ્તુઓનું સત્ પણ કહેવામા આવે છે (૪૪)

ટીકા—અનુમાન જ્ઞાનને લીધે તથા આચારને લીધે 'વસ્તુ છે' એમ દ્વૈતભાવની પ્રતીતિ થાય છે પણ આ સત્ય નથી કારણ કે અનુમાન તથા આચાર બેઉનો વ્યભિચાર અર્થાત્ ભિન્નતા છે વ્યભિચાર કેમ છે? તેના સબંધમા કહ્યુ છે કે, માયાથી ઉત્પન્ન થયેલા હાથીને આપણે જોઇએ છીએ તથા તે જોવાથી આપણને એમ થાય છે કે, તે સત્ય હોય. હાથીને બાંધવો, આરોહણ કરવું' ઇત્યાદિ હસ્તીસબધી અનેક ધર્મો અસત્ છતાં 'હસ્તી છે' એમ કહેવામા આવે છે. તે જ પ્રમાણે ઉપલભ તથા સમાચારથી સર્વ વસ્તુ દ્વૈત ભેદરૂપે હોય છે માટે ઉપલભ તથા આચાર, દ્વૈત વસ્તુના સદ્ભાવમા હેતુરૂપે નથી.૪૪

વિજ્ઞાનાત્મામાં જાતિ આદિનો આભાસ.

जात्याभासं चलाभासं वस्त्वाभासं तथैव च ।
अजाचलमवस्तुत्व विज्ञानं शान्तमद्वयम ॥

શબ્દાર્થ—શાતરૂપ, અદ્વયરૂપ, અજરૂપ, અચલરૂપ તથા અવસ્તુરૂપ વિજ્ઞાનને વિશે જાતિનો આભાસ, ગતિનો આભાસ તથા વસ્તુનો આભાસ થાય છે

ટીકા—પરમાર્થ વસ્તુ શુ છે, કે જેનો આશ્રય કરી ઉત્પત્તિરૂપ અસત્ બુદ્ધિ રહેલ છે? સત્ વસ્તુ અજરૂપ છે, છતા તેનો જન્મ થતો હોય એમ ભાસ થાય છે. જેમ કે, દેવદત્ત નામના મનુષ્યનો જન્મ થયો છે. જાણે સત્ વસ્તુ ગતિ કરતી હોય તેમ તેમાં ગમનનો આભાસ થાય છે જેમકે દેવદત્ત એક સ્થાનમાથી અન્ય સ્થાનપ્રતિ ગમન

કરે છે. જાણે ગુણયુકત કોઇ દ્રવ્ય હોય તેમ વસ્તુના જેવો તેમા ભાસ થાય છે, જેમકે:–દેવદત્ત કૃષ્ણ છે. શ્વેત છે ઇત્યાદિ અર્થાત્ દેવદત્તનો જન્મ, તેનુ ગમન, તે દીર્ઘ અથવા ગૌર છે, ઇત્યાદિ સર્વ ભાસ થાય છે. પરમાર્થ રીતે જોતા તે અજરૂપ, અચલરૂપ અવસ્તુરૂપ તથા અદ્રવ્યરૂપ છે જો આ રીતે છે, તો પછી તેનુ સ્વરૂપ કેવુ છે? તેનું સ્વરૂપ કેવળ વિજ્ઞાનરૂપ છે તેને જાતિ આદિ નહિ હોવાથી તે કેવળ શાંતરૂપ છે આ કારણથી તેને અદ્વયરૂપ પણ કહેવામા આવે છે

ચિત્ત તેમ જ આત્મામાં ઉત્પતિનો અભાવ

एवं न जायते चित्तमेवंधर्मा अजाः स्मृताः ।
एवमेव विजानन्तो न पतन्ति विपर्यये ॥

શબ્દાર્થ:–આ રીતે ચિત્તની ઉત્પતિ નથી, જેઓ આ રીતે જાણે છે તેઓ વિપર્યય અર્થાત્ અસત જ્ઞાનને વિશે પડતા નથી. (૪૬)

ટીકા:–ઉપર દર્શાવેલ કારણોને લીધે બ્રહ્મવેતાઓ એમ માને છે કે, ચિત્તની તેમ જ જીવોની ઉત્પત્તિ નથી ધર્મ–જીવ શબ્દને અહી બહુવચનમા વાપરવામાં આવ્યો છે કારણ દેહના ભેદને લીધે એક જ આત્મા અનેકરૂપે જોવામા આવે છે જેઓએ બાહ્ય એષણાઓનો (ઇચ્છાનો) ત્યાગ કર્યો છે, તેઓ ફરી અવિદ્યાના મહાસાગરરૂપ અસત્ જ્ઞાનને વિશે પડતા નથી શ્રુતિમા કહ્યુ છે કે, 'तत्र को मोह कः शोक एकत्वमनुपश्यतः અર્થ જેઓ આત્માને એકરૂપ માને છે, તેઓને વિશે મોહ તથા શોક ક્યાથીજ થાય?' (૪૬)

ગ્રહણ તથા ગ્રાહક ભાવનુ મિથ્યાપણું.

ऋजुवक्रादिकाभासमलातस्पन्दितं यथा ।
ग्रहणग्राहकाभासं विज्ञानस्पन्दितं तथा ॥

શબ્દાર્થ.–જેમ બળતા કાષ્ઠને વિશે જો ગતિ હોય તો તેને વિશે વક્રતા તથા સરળતાનો ભાસ થાય છે, તેમ વિજ્ઞાનરૂપ આત્માની ગતિને લીધે ગ્રહણ તથા ગ્રાહકનો આભાસ જોવામા આવે છે. (૪૭)

ટીકા.–સત્ય વસ્તુનુ અહી ફરી વર્ણન કરવામા આવે છે. જેમ ગતિને લીધે ઉબાડીઉ સીધુ વાંકુ આદિ દેખાય છે, તેજ રીતે ગ્રાહકનો ભાસ અર્થાત્ વિષયી વિષયભાસ આત્મામા જોવામા આવે છે. આ વિજ્ઞાનરૂપ આત્માની ગતિ એટલે શું? જો કઇ આત્માની ગતિ જોવામા આવે છે તે અવિદ્યાને લીધે છે કારણ અચલ તથા વિજ્ઞાનરૂપ આત્માની ગતિ હોઇ શકે નહિ. આત્મા અજ તથા અચલરૂપ કહેવામા આવે છે. (૪૭)

આત્મામાં ગતિ તથા જન્મનો અભાવ.

अस्पन्दमानमलातमनाभासमजं यथा ।
अस्पन्दमानं विज्ञानमनाभासमजं तथा ॥४८॥

શબ્દાર્થ.–જેમ અલાત (ઉબાડીઉં) વક્રાદિ આભાસથી રહિત તથા અજરૂપ છે. કારણ તે ચેષ્ટાથી રહિત છ, તેમ વિજ્ઞાનરૂપ આત્મા આભાસથી રહિત તથા અજરૂપ છે કારણ તે પેતે ચેષ્ટાથી રહિત છે (તથા જે ચેષ્ટા જોવામા આવે છે, તે કેવળ માયાને લીધે જ જોવામા આવે છે).

ટીકા:–જેમ ઉબાડીઉ ચેષ્ટાથી રહિત હોવાથી સીધુ કે વક્ર હોતુ નથી અને તેથી તે આભાસથી રહિત તથા અજરૂપ છે. તે જ રીતે વિકારના કારણરૂપ અવિદ્યાના નાશથી આત્મા અજરૂપ તથા ચેષ્ટાથી રહિત થાય છે અને આથી તેને જન્માદિ વિકારો હોતા નથી. (૪૮)

અલાતમાં અચેષ્ટિતપણું.

अलाते स्पन्दमाने वै नाऽऽभासा अन्यतोभुवः ।
न ततोऽन्यत्र निस्पन्दान्नालातं प्रविशन्ति ते ॥

શબ્દાર્થ.–અલાતને (ઉબાડીઆને) વિશે ગતિનો આભાસ જે જોવામા આવે છે, તે કોઇ બાહ્ય વસ્તુમાથી ઉત્પન્ન થતો નથી અમર જો આ જે આભાસો જોવામા આવે છે, તેનો અલાતનેવિશે પ્રવેશ હોતો નથી, છતા ચેષ્ટાથી રહિત અલાતથી બહાર તેઓનુ ગમન હોતુ નથી. (૪૯)

ટીકા.–અલાતનેવિશે ચેષ્ટા થવાથી તેને વિશે થતા આભાસો અલાતથી ભિન્ન કોઇ અન્ય વસ્તુમાથી આવતા નથી જ્યારે અલાત ચેષ્ટાથી રહિત હોય છે ત્યારે તેના આભાસો કોઈ અન્ય સ્થાન વિશે જતા જોવામા નથી આવતા, તેમ જ તેઓનો પ્રવેશ ચેષ્ટાથી રહિત એવા અલાતવિષે પણ હોતો નથી. (૪૯)

**અલાતની માફક આત્માના જાત્યાદિ ભાસો**

न निर्गता अलातात्ते द्रव्यत्वाभावयोगतः ।
विज्ञानेऽपि तथैव स्युराभासस्याविशेषतः ॥

શબ્દાર્થઃ-દ્રવ્યત્વના અભાવને લીધે અલાતથી બાહ્ય ગમન તેઓનું હોતું નથી. વિજ્ઞાનના સંબંધમાં પણ એમ જ છે. કારણ આભાસ તો, વિજ્ઞાન તેમ જ અલાતમાં એક સરખો જ હોય છે.

ટીકાઃ-અલાતમાંથી ઉત્પન્ન થયેલા આભાસો ગૃહાદિની માફક દ્રવ્યત્વના વર્ગમાં હોતા નથી. ટૂંકમાં કહીએ તો તેઓ અસત્‌ હોવાથી તેઓનું બાહ્ય તેમ જ આંતર ગમન હોતું નથી. સત્‌ વસ્તુઓનું જ બહિર્ગમન તથા આંતર પ્રવેશ હોય છે, પણ અસત વસ્તુનો તે રીતે પ્રવેશ હોતો નથી.આભાસની તુલ્યતાની માફક વિજ્ઞાનના જાત્યાદિ ભાસો પણ છે. (૫૦)

**વિજ્ઞાનના આભાસોની અચિંત્યતા.**

विज्ञाने स्पन्दमाने वै नाऽऽभासा अन्यतोभुवः ।
न ततोऽन्यत्र निस्पन्दान्न विज्ञानं विशन्ति ते ॥
न निर्गतास्ते विज्ञानाद्द्रव्यत्वाभावयोगतः ।
कार्यकारणताभावाद्यतोऽचिन्त्याः सदैव ते ॥

શબ્દાર્થઃ-જ્યારે વિજ્ઞાન ચેષ્ટાયુક્ત થાય છે ત્યારે તે આભાસો અન્ય વસ્તુમાંથી હોતા નથી. આ આભાસોનું ચેષ્ટાથી બહાર અન્ય-સ્થાનપ્રતિ ગમન હોતું નથી, તેમ જ તેઓના વિજ્ઞાનનેવિશે પ્રવેશ હોતો નથી. તેઓને દ્રવ્યત્વનો અભાવ હોવાથી તેઓનું બહાર ગમન હોતું નથી. તેઓનેવિષે કાર્ય તથા કારણનો અભાવ હોવાથી તેઓ અચિંત્ય છે. (૫૧-૫૨)

ટીકાઃ-અહીં અલાત તથા વિજ્ઞાનની સાદૃશ્યતા દર્શાવી છે. વિશેષતા એટલી છે કે, વિજ્ઞાન સર્વદા અચલરૂપ છે. જાતિ આદિના આભાસો અચલ એવા વિજ્ઞાનનેવિશે કેવી રીતે થાય છે, તે કહેવામાં આવે છે. કાર્ય તથા કારણતાનો અભાવ હોવાથી તેમ જ જન્મ અને જનકત્વની અનુત્પત્તિને લીધે કોઈપણ રૂપત્વાદિનો અભાવ થવાથી, આ આભાસોને સર્વદા અચિંત્ય કહેવામાં આવે છે. જેમ અલાતોનેવિશે ઋજુઆદિ અસત્‌ આભાસોમાં ઋજુઆદિની બુદ્ધિ થાય છે, તેમ વિજ્ઞાન માત્રનેવિશે અસત્‌ એવા જન્માદિમાં જાતિ આદિ મૃષા બુદ્ધિ થાય છે. (૫૧-૫૨)

**આત્માની અદ્રવ્યતા તથા અનન્યતા.**

द्रव्यं द्रव्यस्य हेतुः स्यादन्यदन्यस्य चैव हि ।
द्रव्यत्वमन्यभावो वा धर्माणां नोपपद्यते ॥

શબ્દાર્થઃ-દ્રવ્ય દ્રવ્યના હેતુરૂપ છે, તેમ જ દ્રવ્યથી અન્ય વસ્તુ અન્ય વસ્તુના હેતુરૂપ હોય છે. પણ જીવોનેવિશે દ્રવ્યભાવ, તેમ જ દ્રવ્યથી અન્યભાવ હોતો નથી. (૫૩)

ટીકાઃ-આત્મા અજરૂપ છે અર્થાત્‌ અવયવથી રહિત હોવાને લીધે દ્રવ્યરૂપે નથી, તેમ જ તે એક છે અર્થાત્‌ દ્રવ્યથી અન્ય વસ્તુરૂપે એટલે કે ગુણરૂપે નથી. જેઓ કોઈ પણ રીતના કારણને માનતા હોય, તેણે સ્વીકારવું જોઈએ કે, દ્રવ્યના કારણરૂપે દ્રવ્ય હોવું જોઈએ અથવા દ્રવ્યથી અન્ય વસ્તુ હોવી જોઈએ, પણ પોતે જ પોતાનું કારણ હોઈ શકે નહિ. કોઈ પણ દ્રવ્યના સ્વતંત્ર કારણરૂપે અદ્રવ્ય કદી જોવામાં આવતું નથી. જીવો દ્રવ્યરૂપ નથી, તેમ જ દ્રવ્યથી અન્યરૂપ પણ નથી અને તેથી તેઓ કોઈ વસ્તુના કાર્ય કે કારણરૂપે થઈ શકે નહિ. આત્માનેવિશે અદ્રવ્યપણું તેમ જ અનન્યત્વ હોવાથી, તે કોઈના પણ કાર્ય કે કારણરૂપ થઈ શકે નહિ. (૫૩)

**હેતુ તથા ફળનો અભાવ.**

एवं न चित्तजा धर्माश्चित्तं वाऽपि न धर्मजम् ।
एवं हेतुफलाजातिं प्रविशन्ति मनीषिणः ॥

શબ્દાર્થઃ-આ પ્રમાણે વિષયો ચિત્તથી ઉત્પન્ન થયા નથી, તેમ જ ચિત્ત વિષયોથી ઉત્પન્ન થયું નથી. વિવેકી પુરુષો હેતુ તથા ફળની અનુત્પત્તિ માને છે. (૫૪)

ટીકાઃ-આ પ્રમાણે ઉપર કહેલા કારણોને લીધે વિજ્ઞાનરૂપ આત્માના કરતાં ચિત્ત જુદું નથી. બાહ્ય ધર્મો ચિત્તથી ઉત્પન્ન થતા નથી, તેમ જ ચિત્તની ઉત્પત્તિ બાહ્ય ધર્મોથી નથી. કારણ

ધર્મો એ વિજ્ઞાન સ્વરૂપ આત્માના આભાસોરૂપે છે. આ રીતે કોઈ ફળની ઉત્પત્તિ કારણમાંથી હોતી નથી, તેમ જ કારણની ઉત્પત્તિ ફળમાંથી હોતી નથી. વિવેકીઓ અર્થાત્ બ્રહ્મવેત્તાઓ આ રીતે હેતુ તથા ફળની ઉત્પત્તિ નથી. એમ માને છે. અર્થાત્ બ્રહ્મવેત્તાઓ આત્માવિશે હેતુ તથા ફળના અભાવનું પ્રતિપાદન કરે છે. (૫૪)

### દ્વૈત પ્રાપ્તિથી થતું ફળ.

यावद्धेतुफलावेशस्तावद्धेतुफलोद्भवः ।
क्षीणे हेतुफलावेशे नास्ति हेतुफलोद्भवः ॥५५॥

શબ્દાર્થ:-જ્યાં સુધી હેતુ તથા ફળનો આવેશ છે, ત્યા સુધી હેતુ તથા ફળની ઉત્પત્તિ રહેશે. પણ જ્યારે હેતુ તથા ફળના આવેશનો ક્ષય થશે કે, હેતુ તથા ફળની ઉત્પત્તિ પણ રહેશે નહીં. (૫૫)

ટીકા:-જેઓનો, હેતુ તથા ફળનેવિશે અભિનિવેશ છે તેઓને શું થાય છે, તે કહેવામાં આવે છે. "ધર્મ તથા અધર્મ નામના હેતુનો હું કર્તારૂપ છું, આ ધર્મ તથા અધર્મ મારા છે તથા તેનું ફળ કોઇએક કાળને વિશે કોઇએક દેહને પ્રાપ્ત થઇ ભોગવીશ." ટુંકમાં કહીએ તો હેતુ તથા ફળનો આવેશ હોય છે અર્થાત્ હેતુ અને ફળનો આગ્રહ આત્માને વિશે અધ્યારોપરૂપે રહેલો હોય છે. એટલે કે તેને વિશે જ ચિન્ત આસક્ત થયેલું હોય છે, ત્યાંસુધી જ હેતુ તથા ફળનો ઉદ્દભવ રહેલ છે અર્થાત્ ધર્મ તથા અધર્મની અને તેના ફળની સતત પ્રવૃત્તિ રહેલી છે. જેમ મંત્ર, ઔષધિ તથા વનસ્પતિના યોગે કરી ગ્રહાદિનો પ્રવેશ થતો નથી, તેમ જે ક્ષણે અદ્વૈતની પ્રાપ્તિવડે અવિદ્યાથી ઉત્પન્ન થયેલ હેતુ તથા ફળના આવેશનો નાશ થાય થાય છે, તે જ ક્ષણે હેતુ તથા ફળની ઉત્પત્તિ પણ રહેતી નથી (૫૫)

### હેત્વાદિના ક્ષય પછી સંસારનો અભાવ.

यावद्धेतुफलावेशः ससारस्तावदायतः ।
क्षीणे हेतुफलावेशे ससार न प्रपद्यते ॥ ५६ ॥

શબ્દાર્થ-જ્યાં સુધી હેતુ તથા ફળનો આવેશ રહેલ હોય છે ત્યાંસુધી સંસાર દીર્ઘરૂપે રહે છે; પણ હેતુ તથા ફળના આવેશનો (એકવાર) ક્ષય થયા પછી સંસારની પ્રાપ્તિ રહેતી નથી.

ટીકા:-જ્યા સુધી હેતુ તથા ફળનો ઉદ્ભવ છે, ત્યા સુધી જ શું દોષ રહે છે તે કહેવામાં આવે છે. જ્યાં સુધી સમ્યક્ દર્શનવડે હેતુ તથા ફળના આવેશનો એકવાર ક્ષય થયા પછી, કારણનો અભાવ થવાથી સંસારની પ્રાપ્તિ થતી નથી.

### ઉત્પત્તિનું કારણ અવિદ્યા.

संवृत्या जायते सर्वं शाश्वतं नास्ति तेन वै ।
सद्भावेन ह्यजं सर्वमुच्छेदस्तेन नास्ति वै ॥

શબ્દાર્થ:-અવિદ્યાને લીધે સર્વની ઉત્પત્તિ થાય છે તથા તેથી કોઇપણ શાશ્વતરૂપે રહેતું નથી. પણ જ્યારે સદ્ભાવ થાય છે, ત્યારે સર્વ અજરૂપે દેખાય છે તથા કોઇનો પણ ક્ષય રહેતો નથી. (૫૭)

ટીકા:-જ્યારે અજરૂપ આત્મા સિવાય કોઇ પણ વસ્તુ (અસતત્વરૂપે) નથી, તો પછી તમે હેતુની તથા ફળની અથવા તો સંસારની ઉત્પત્તિ અને નાશને કેમ કહ્યા ? આનો ઉત્તર નીચે પ્રમાણે છે:-અવિદ્યાનું આવરણ એવા પ્રકારનું છે કે, તેનાવડે આ સર્વ લૌકિક વ્યવહારની ઉત્પત્તિ થાય છે તથા આ રીતે (સર્વ વસ્તુ) અવિદ્યાનો વિષય હોવાથી, શાશ્વતરૂપે અર્થાત્ નિત્યરૂપે કોઇ પણ વસ્તુ રહેતી નથી. આથી ઉત્પત્તિ તથા વિનાશના લક્ષણવાળો સંસાર નિત્યરૂપે કહેવામાં આવે છે, પણ પરમાર્થરૂપ સદ્ભાવવડે સર્વ અજરૂપે અર્થાત્ આત્મારૂપે થઇ રહે છે. આથી જન્માદિનો અભાવ થવાથી મરણાદિનો પણ અભાવ થાય છે અર્થાત્ હેતુ કે ફળ સર્વનો જ અભાવ થાય છે.

### માયાનું લક્ષણ.

धर्मा य इति जायन्ते जायन्ते ते न तत्त्वतः ।
जन्म मायोपमं तेषां सा च माया न विद्यते ॥

શબ્દાર્થ:-સર્વ ધર્મોની જે ઉત્પત્તિ કહેવામાં આવી છે, તે સત્ય હોતી નથી; પણ તેઓનો જન્મ માયાની ઉત્પત્તિ સરખો છે તથા આ માયા વિદ્યમાનરૂપે હોતી નથી. (૫૮)

ટીકાઃ-ધર્મો અર્થાત્ જીવો અને અન્ય વસ્તુઓની ઉત્પત્તિની જે કલ્પના કરવામાં આવેલી છે, તે સત્યરૂપ નથી; પણ કેવળ અવિદ્યાના યોગે કરી તે સત્યરૂપે ભાસે છે. આ રીતે જન્મ અવિદ્યાના પ્રકારૂપ હોવાથી માયારૂપ છે. શું ત્યારે માયા કોઇ વસ્તુરૂપે છે? નહિ, તેની વિદ્યમાનતા હોતી નથી. કારણ કે માયાનો અર્થ જ અવિદ્યમાનતા (નાસ્તિકપણું) થાય છે. (૫૮)

### બીજાંકુરની માફક ઉત્પત્તિ અસતરૂપે.

यथा मायामयाद्बीजाज्जायते तन्मयोऽङ्कुरः ।
नासौ नित्यो न चोच्छेदी तद्वद्धर्मेषु योजना ॥

શબ્દાર્થઃ-જેવી રીતે માયામય બીજથી માયામય અંકુરની જ ઉત્પત્તિ થાય છે અને તે જેમ નિત્યરૂપે તેમ જ અનિત્યરૂપે હોતી નથી, તે જ રીતે સર્વ ભૂતોના સમ્બંધમાં પણ છે. (૫૯)

ટીકાઃ-આ ધર્મોનો જન્મ માયારૂપે કેવી રીતે છે, તે કહેવામાં આવે છે. જેમ માયામય એવા આમ્ર વૃક્ષમાંથી માયામય અંકુરની ઉત્પત્તિ થાય છે તથા તે જેમ નિત્યરૂપે કે અનિત્યરૂપે નથી, તે જ રીતે સર્વ ધર્મોને અર્થાત્ જીવોને અને સર્વ નામરૂપ વસ્તુઓને આદિ નથી, તેમ જ તેઓને અંત પણ નથી; કારણ કે તેઓ અસતરૂપે છે. (૫૯)

### અનિર્વચનીયના વર્ણનનો અભાવ.

नाजेषु सर्वधर्मेषु शाश्वताशाश्वताभिधा ।
यत्र वर्णा न वर्तन्ते विवेकस्तत्र नोच्यते ॥

શબ્દાર્થઃ-સર્વ ધર્મો અજરૂપ હોવાથી તેઓને નિત્ય તેમજ અનિત્ય કહી શકાય નહિ જેના સંબંધમાં શબ્દની પ્રવૃત્તિ જ નથી, તો તેના સંબંધમાં આ વસ્તુ આ રીતનીજ છે, એવો વિવેક કેવી જ રીતે હોઇ શકે ? ( ૬૦ )

ટીકાઃ-સર્વ જીવ પરમાર્થ રીતે અજરૂપ હોવાથી તથા તે સર્વ કેવળ વિજ્ઞાનમાત્રની સત્તાવાળા હોવાથી તેઓ એક, નિત્ય તથા અભિધાનથી રહિત છે અને તેઓને વિશે શાશ્વતપણાની અથવા તો અશાશ્વત પ્રવૃત્તિ હોતી નથી. જેનાવડે કોઇ પણ વસ્તુનું વર્ણન થઇ શકે, તેને વર્ણો અથવા શબ્દો કહેવામાં આવે છે. શબ્દોવડે પ્રકાશ કરવાની પ્રવૃત્તિ આત્મામાં નથી. આ તો આ પ્રમાણે છે, એ રીતનો વિવેક આત્મામાં ન હોવાથી તે નિત્ય કે અનિત્ય છે, તે કહી શકાતું નથી. શ્રુતિમાં પણ આત્માના સંબંધમાં કહ્યું છે કે, 'यतो वाचो निवर्तन्ते अर्थः- આત્મા વાણીનો અવિષય છે.' ( ૬૦ )

### ચિત્તની પ્રવૃત્તિનો અસદ્‌ભાવ.

यथा स्वप्ने द्वयाभासं चित्तं चलति मायया ।
तथा जाग्रद्द्वयाभासं चित्तं चलति मायया ॥
अद्वयं च द्वयाभासं चित्तं स्वप्ने न संशयः ।
अद्वयं च द्वयाभासं तथा जाग्रन्न संशयः ॥

શબ્દાર્થઃ-જેમ સ્વપ્નાવસ્થામાં માયાવડે દ્વૈતના આભાસરૂપ ચિત્તની પ્રવૃત્તિ થાય છે, તે જ પ્રમાણે જાગ્રતાવસ્થામાં માયાવડે દ્વૈતના આભાસરૂપે ચિત્તની પ્રવૃત્તિ હોય છે. ચિત્ત જો કે અદ્વયરૂપ છે, છતાં તેને સ્વપ્નમાં જેમ દ્વૈતનો આભાસ થાય છે, તે જ રીતે જાગ્રતાવસ્થામાં ચિત્ત જો કે એક છે, છતાં માયાના પ્રભાવથી તેને વિશે દ્વૈતનો આભાસ થાય છે. (૬૧-૬૨)

ટીકાઃ-અદ્વય તથા વિજ્ઞાનમાત્રરૂપ મનની, વાણીના વિષયરૂપે જે પ્રવૃત્તિ થાય છે, તે પરમાર્થરૂપે હોતી નથી. ( ૬૧-૬૨)

### સ્વપ્નદ્રષ્ટાને અંડજાદિ જીવોનું દર્શન.

स्वप्नदृक्प्रचरन्स्वप्ने दिक्षु वै दशसु स्थितान् ।
अण्डजान्स्वेदजान्वाऽपि जीवान्पश्यति यान्सदा ॥

શબ્દાર્થઃ-સ્વપ્નદ્રષ્ટા પુરુષ ફરતો છતો સ્વપ્નમા દશે દિશામાં રહેલા અંડજ, સ્વેદજ આદિ અનેક પ્રકારના જીવોને જૂવે છે. (૬૩)

ટીકાઃ-વાણીના વિષયરૂપ દ્વૈતનો અભાવ અહીં દર્શાવવામાં આવ્યો છે. સ્વપ્નના જોનારને સ્વપ્નદૃક્ કહેવામાં આવે છે. સ્વપ્નદ્રષ્ટા પર્યટન ન કરતો છતો સ્વપ્નમાં દશે દિશામાં જાણે રહેતો હોય, તેમ અંડજ તથા સ્વેદજાદિ અનેક પ્રકારના પ્રાણીઓને જૂવે છે. આનો ઉત્તર હવે પછીના શ્લોકમાં કહેવામાં આવશે. (૬૩)

### સ્વપ્નમાં અંડજાદિનું ચિત્તમાંજ દર્શન.

स्वप्नदृक्चित्तदृश्यास्ते न विद्यन्ते तत पृथक्।
तथा तद्दृश्यमेवेदं स्वप्नदृक्चित्तमिष्यते ।

શબ્દાર્થ:–આ જીવોનું અસ્તિત્વ સ્વપ્નદ્રષ્ટા પુરૂષના ચિત્તમાજ હોય છે, પણ તેનું અસ્તિત્વ કોઇ પણ રીતે પૃથક્રૂપે નથી. તે જ રીતે ચિત્તનુ અસ્તિત્વ પણ સ્વપ્નના દ્રષ્ટાને અર્થાત્ આત્માને જ હોય છે. (૬૪)

ટીકા:–સ્વપ્નદ્રષ્ટાના ચિત્તવડે જોવામાં આવતા વિષયો ચિત્તથી બાહ્ય હોતા નથી. અર્થાત્ ચિત્ત જ અનેક જીવાદિ ભેદોની આકારવડે કલ્પના કરે છે. તે જ રીતે સ્વપ્નદ્રષ્ટાનું ચિત્ત પોતાવડે જ દશ્યરૂપ થાય છે. અર્થાત્ ચિત્તનું અસ્તિત્વ સ્વપ્નના દ્રષ્ટાથી–આત્માથી પૃથક્રૂપે નથી. (૬૪)

### જાગ્રતમાં ચિત્તાવડે જ અંડજાદિનુ દર્શન.

चरञ्जागरिते जाग्रद्दिक्षु वै दशसु स्थितान्।
अण्डजान्स्वेदजान्वाऽपि जीवान्पश्यति यान्सदा
जाग्रच्चित्तेक्षणीयास्ते न विद्यन्ते ततः पृथक्।
तथा तद्दृश्यमेवेदं जाग्रतश्चित्तमिष्यते ॥६६॥

શબ્દાર્થ:–જાગ્રતાવસ્થામાં દશે દિશામાં ફરતો એવો જીવ સ્વદેજ અંડજાદિ અનેક પ્રકારના જીવોને જુવે છે. પણ આ જીવો જાગ્રતાવસ્થાના ચિત્તવડે જ જોવા યોગ્ય છે, પણ તેથી પૃથક્રૂપે તેનું અસ્તિત્વ નથી. આ જ રીતે જાગ્રતાવસ્થાના દ્રષ્ટાવડે–આત્માવડે જ ચિત્તનું દશ્યત્વ માનવું.

ટીકા–જાગ્રતાવસ્થાના દશ્ય એવા જીવો જાગ્રતના ચિત્તથી વ્યતિરિક્ત–ભિન્નરૂપે હોતા નથી. આ રીતે સ્વપ્નદ્રષ્ટાના ચિત્તવડે જે જીવો જોવામાં આવે છે, તેની માફક જાગ્રતના જીવો પણ ચિત્તવડે જોવામા આવતા હોવાથી તેના સરખા જ છે. સ્વપ્નના દ્રષ્ટાના ચિત્તની માફક જીવ તથા તેને જોવાવાળું ચિત્ત, જાગ્રતાવસ્થાના દ્રષ્ટાના જોવાનો વિષય થવાથી, જાગ્રતાવસ્થાના દ્રષ્ટાથી અવ્યતિરિક્ત છે. બાકીનો વિષય તો પૂર્વે સમજાવેલો જ છે. (૬૫–૬૬)

### ચિત્ત તથા ચૈતન્યનું એકપણું.

उभे ह्यन्योन्यदृश्ये ते किं तदस्तीति नोच्यते।
लक्षणाशून्यमुभयं तन्मतेनैव गृह्यते ॥ ६७ ॥

શબ્દાર્થ:–ચૈત્ય અર્થાત્ જીવ તથા ચિત્ત બન્ને એક બીજાના દશ્યના વિષયરૂપે છે. તેથી આ બેનામાથી કોણ અસ્તિત્વરૂપે છે, તે કહી શકાતું નથી. બન્ને (ચિત્ત તથા ચૈત્ય) પ્રમાણુથી શૂન્યરૂપે છે. કારણ કે ચિત્તપણાવડે જ ચૈત્યનું ગ્રહણ થઇ શકે છે. (૬૭)

ટીકા:–ચિત્ત તથા જીવ એક બીજાની સહાયતાથી ગમ્ય થાય છે. જીવાદિ વિષયની જે અપેક્ષાવાળું, તેને ચિત્ત કહેવામાં આવે છે તથા જીવાદિ, ચિત્તની અપેક્ષાએ કરી દશ્ય થાય છે. આથી તેઓને એક બીજાની (સહાયતાવડે) દશ્ય કહેવામા આવે છે. આથી ચિત્ત કે ચૈત્ય એમાંથી કોનું અસ્તિત્વ છે, તે વિવેકીથી કહી શકાતું નથી. વિવેકી સ્વપ્નમાં હસ્તીનું તથા હસ્તીને જોતા ચિત્તનું અસ્તિત્વ માનશે નહિ. તે જ રીતે વિવેકી જાગ્રતાવસ્થામાં કોઇનું અસ્તિત્વ માનતો નથી. ચિત્ત તેમ જ ચૈત્ય–ચિત્તનો વિષય, પ્રમાણુશૂન્ય કેવી રીતે કહેવાય છે ? કારણ તેઓ અગ્રહ્ય તથા અનિર્દેશ્ય છે. જ્યારે ચિત્ત તથા ચૈત્યનું અસ્તિત્વ માનવામાં આવે છે ત્યારે જ વિષયોનું ગ્રહણ થઇ શકે છે. આનું કારણ એટલુંજ છે કે, જ્ઞાતા, જ્ઞાન તથા જ્ઞેય આ ત્રણે અસંતપણાથી આવૃત છે. જો તમે ઘટયુક્ત બુદ્ધિને નહિ માનશો તો તમને ઘટનું ગ્રહણ થઇ શકશે નહિ, પણ ઘટ છે, એ રીતની ચિત્તવૃત્તિ થવાથી જ ઘટનું ગ્રહણું થઇ શકે છે. અર્થાત્ ઘટના જ્ઞાનવિશે પ્રમાણરૂપે કોણ છે તથા પ્રમેયરૂપે કોણ છે, તેની કલ્પના થઇ શકવી અશક્ય છે.

### સ્વપ્નની માફક જન્મ તથા મરણ.

यथा स्वप्नमयो जीवो जायते म्रियतेऽपि च।
तथा जीवा अमी सर्वे भवन्ति न भवन्ति च ॥
यथा मायामयो जीवो जायते म्रियतेऽपि च।
तथा जीवा अमी सर्वे भवन्ति न भवन्ति च ॥

यथा निर्मितको जीवो जायते म्रियतेऽपि वा।
तथा जीवा अमी सर्वे भवन्ति न भवन्ति च ॥

શબ્દાર્થ:-સ્વપ્નમા રહેલા જીવની જેમ ઉત્પત્તિ તથા મૃત્યુ છે, તે જ રીતે આ સર્વ જીવો છે અને નથી. જે રીતે માયામય જીવનું જન્મ તથા મરણ છે, તે જ રીતે સર્વ જીવો છે અને નથી. જેવી રીતે માયાવીથી નિર્માણ કરાયલા જીવની ઉત્પત્તિ તથા મરણ છે, તે જ રીતે સર્વ જીવો છે અને નથી (૬૮-૭૦)

ટીકા-માયામય અર્થાત્ માયાવી પુરૂષથી જેની ઉત્પત્તિ કરવામા આવી છે તે. નિર્માણ કરાયલો અર્થાત્ જે જીવની ઉત્પત્તિ મંત્ર ઔષધિ આદિવડે કરવામા આવેલ છે તે. સ્વપ્નમાયાવડે નિર્મિત કરાયલા અંડજાદિ જીવોની જેમ ઉત્પત્તિ તથા મરણ છે, તે જ રીતે મનુષ્યાદિ લક્ષણો જો કે અવિદ્યમાન છે, છતાં તેઓ ચિત્તવડે કલ્પનારૂપે થાય છે. (૬૮-૭૦)

न कश्चिज्जायते जीवः संभवोऽस्य न विद्यते।
एतत्तदुत्तमं सत्यं यत्र किंचिन्न जायते ॥

શબ્દાર્થ:-કોઈ પણ જીવ ઉત્પન્ન થતો નહિ હોવાથી તેની ઉત્પત્તિ માનવી અયોગ્ય છે. કોઈપણ જીવની ઉત્પત્તિ નહિ માનવી, એ જ એક ઉત્તમ સત્ય છે. (૭૧)

ટીકા:-જ્યાં સુધી વ્યવહાર સત્યરૂપે જણાય છે, ત્યા સુધી સ્વપ્નાદિના જીવની માફક જન્મ મરણાદિ સત્યરૂપે જણાય છે. કોઇ પણ જીવની ઉત્પત્તિ નથી, એ પરમાર્થ સત્ય છે. અન્ય ભાવ તો સ્પષ્ટ છે. (૭૨)

### ચિત્ત અવિષય, નિત્ય તથા અસંગરૂપ.

चित्तस्पन्दितमेवेदं ग्राह्यग्राहकवद्द्वयम्।
चित्तं निर्विषयं नित्यमसङ्गं तेन कीर्तितम् ॥

શબ્દાર્થ:-ગ્રાહ્ય તથા ગ્રાહકના સરખો જે દ્વૈતભાસ થાય છે, તે કેવળ ચિત્તનું સ્પંદન માત્ર છે. આથી ચિત્તને કોઇપણ પ્રકારના વિષયથી નિત્ય તથા અસંગ કહેલ છે. (૭૨)

ટીકા:-ગ્રાહ્ય તથા ગ્રાહક ભાવથી ઉત્પન્ન થયેલ દ્વૈતરૂપ સઘળો વ્યવહાર ચિત્તનું સ્પંદન જ છે. ચિત્ત પરમાર્થ રીતે આત્મારૂપ હોવાથી તે વિષયથી રહિત, નિત્ય તથા અસંગ કહેવામા આવે છે. શ્રુતિમાં કહ્યું છે કે, 'असंगो ह्यय पुरुषः અર્થ:-પુરૂષ કોઇ પણ પ્રકારના આસંગથી રહિત છે.' સવિષયને જ વિષયમાં સંગ હોય છે. પણ ચિત્ત વિષયથી રહિત હોવાથી તેને અસંગ કહેવામા આવ્યુ છે (૭૨)

### કલ્પનામાં સત્યતાનો અભાવ.

योऽस्ति कल्पितसंवृत्त्या परमार्थेन नास्त्यसौ।
परतन्त्राभिसंवृत्त्या स्यान्नास्ति परमार्थतः ॥

શબ્દાર્થ:-જે વસ્તુ કલ્પનારૂપ હોય છે, તે સત્યરૂપે હોઇ શકે નહિ. અન્ય શાસ્ત્રના વ્યવહાર વડે પદાર્થ પરમાર્થરૂપે હોય, છતા તે પરમાર્થ સત્યરૂપે નથી. (૭૩)

ટીકા:-ચિત્ત વિષયથી રહિત હોવાથી તેનું અસંગપણું છે, છતા તે નિઃસંગ કહેવાઇ શકાતું નથી. કારણ કે, શાસ્તા, શાસ્ત્ર અને શિષ્ય આદિ વિષયની વિદ્યમાનતા હોય છે. આના સંબધમા દોષ નથી. તેનું કારણ એ કે, જેમ અન્ય વસ્તુ કલ્પિત છે, તેમ આ વિષય પણ કલ્પિતરૂપ છે. આ કલ્પના પરમાર્થપ્રાપ્તિના સાધનરૂપે છે. કારણ કે કલ્પના એ ચિત્તનો ધર્મ છે તથા તેનું જે કાઇ અસ્તિત્વ છે, તે સત્યરૂપે હોતું નથી અને તે સત્યરૂપે પ્રાપ્ત થઇ શકતું નથી. કારણ શ્રુતિમાં કહ્યું કે "ज्ञाते द्वैतं न विद्यते અર્થ:-પરમાર્થ વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત થયા પછી દ્વૈતભાવ રહેતો નથી." અન્ય શાસ્ત્રના વ્યવહારે કરી વિષયોનું અસ્તિત્વ તેઓને લેખે સત્યરૂપ હોય પણ પરમાર્થ રીતે જોતા કોઇ પણ વસ્તુનુ અસ્તિત્વ નથી. આ રીતે મનનું અસંગપણું કહ્યું, તે કોઇપણ પ્રકારે અયુક્ત નથી. (૭૩)

### અજભાવની પણ કલ્પનારૂપે ગણના.

अजः कल्पितसंवृत्त्या परमार्थेन नाप्यजः।
परतन्त्राभिनिष्पत्त्या संवृत्त्या जायते तु सः ॥

શબ્દાર્થ:–અજ* પણ કલ્પિત આવરણને લીધે છે. કારણ પરમાર્થ રીતે જોતાં અજ પણ નથી. અન્ય શાસ્ત્રની અપેક્ષાએ કરી તેની આ રીતની કલ્પના કરવામાં આવી છે. (૭૪)

ટીકા:–જો શાસ્ત્રાદિ કેવળ કલ્પનારૂપ હોય તો શાસ્ત્રથી ઉપદિષ્ટ આત્માનું અજપણું પણ કલ્પિતરૂપે હોવું જોઇએ, આ વાત સત્ય છે. કારણ શાસ્ત્રાદિરૂપ કલ્પનાની વિદ્યમાનતાને લીધે જ અજપણું છે. પણ પરમાર્થ રીતે અર્થાત્ સત્ય રીતે જોતાં તે અજરૂપ પણ નથી. અન્ય શાસ્ત્રો જેઓ આત્માને જન્મવાળાં માને છે, તેનું ખંડન કરવા જ કેવળ આત્માનું અજરૂપે ગ્રહણ કરવામાં આવ્યું છે. આથી આત્માનું અજરૂપે વર્ણન પણ અન્ય વસ્તુની માફક કલ્પનારૂપે છે પરમાર્થ સત્યને વિશે કોઇ પણ રીતનું વર્ણન હોતું નથી. (પણ તેનું વર્ણન તો કેવળ *નિષેધમુખ વચનવડે જ થઇ શકે છે*). (૭૪)

અજાતવાદીને પ્રાપ્ત થતું ફળ.

अभूताभिनिवेशोऽस्ति द्वय तत्र न विद्यते ।
द्वयाभावं स बुद्ध्वैव निर्निमित्तो न जायते ॥

શબ્દાર્થ:–મનુષ્યને અભૂત અર્થાત્ અસત્ પદાર્થને વિશે પૂર્ણ શ્રદ્ધા હોય છે. કારણ દ્વૈતભાવની કદી વિદ્યમાનતા નથી. જે આ રીતે દ્વૈતના અભાવને જાણે છે, તે કારણભાવથી નિવૃત્ત થયલો હોવાથી તેની ઉત્પત્તિ જ હોતી નથી. (૭૫)

ટીકા:–કેવળ ચિત્તની પ્રવૃત્તિને લીધે અથવા બુદ્ધિના આગ્રહને લીધે દ્વૈતભાવમાં પૂર્ણ શ્રદ્ધા હોય છે; પણ ખરૂં જોતાં દ્વૈતભાવની વિદ્યમાનતા નહિ હોવાથી દ્વૈતમાં શ્રદ્ધા કેવળ અસતરૂપ જ છે. અસત્ વસ્તુને વિશે સત્પણાની બુદ્ધિ થવાથી જન્માદિ કારણ રહેલ છે. તેથી જેણે દ્વૈતના અભાવને પ્રાપ્ત કર્યો છે, તેણે અસત્ જ્ઞાનનું અતિક્રમણ કરેલું હોવાથી તેનો કદી જન્મ હોતો નથી. (૭૫)

ચિત્તની ઉત્પત્તિ ક્યારે ન થાય ?

यदा न लभते हेतूनुत्तमाधममध्यमान् ।
तदा न जायते चित्त हेत्वभावे फलं कुतः ॥

શબ્દાર્થ:–ઉત્તમ, મધ્યમ તથા અધમરૂપ હેતુનો અભાવ થતાં ચિત્તની ઉત્પત્તિ હોતી નથી. કારણ કે કારણનો અભાવ થતાં તેના કાર્યની ઉત્પત્તિ ક્યાથી જ હોઇ શકે ? (૭૬)

ટીકા:–ઉત્તમ હેતુ કોને કહે છે ? જે ધર્મો, જાતિ તથા આશ્રમનો અંગીકાર કરી કરવામાં આવે છે, જે ફળતૃષ્ણાથી રહિત છે તથા જે ધર્મો દેવત્વાદિ પ્રાપ્તિના કારણરૂપ હોય છે, તેને ઉત્તમ ધર્મ–હેતુ કહેવામા આવે છે. ધર્મ સાથે અધર્મવડે *મિશ્રિત થયલા જે* ધર્મો છે, તે મનુષ્યતાદિ પ્રાપ્તિના કારણરૂપ હોય છે, તેથી તે મધ્યમરૂપ કહેવામાં આવે છે. તિર્યક્ આદિની પ્રાપ્તિના કારણરૂપ અધર્મલક્ષણવાળા જે પ્રવૃત્તિવશેષો છે, તેને અધમ કહેવામાં આવે છે. આ ઉત્તમ, મધ્યમ તથા અધમ હેતુઓની *અવિદ્યાવડે કલ્પના કરાયલી છે* તથા સર્વ કલ્પનાથી રહિત તો એક અને અદ્વિતીયરૂપ આત્મતત્ત્વ જ છે. એ પ્રમાણે જ્યારે જાણવામાં આવે છે અર્થાત્ એ પ્રમાણે જ્યારે જૂવે છે ત્યારે બાળકની દૃષ્ટિવડે ગગનવિશે મળ હોય છે, પણ પાકટ બુદ્ધિવાળા મનુષ્યને હોતો નથી. તેમ ઉત્તમ, મધ્ય તથા અધમના ફળરૂપ દેવાદિ આકારયુક્ત ચિત્તનો જન્મ હોતો નથી. જેમ બીજનો અભાવ થવાથી અન્નાદિની ઉત્પત્તિ થતી નથી, તેમ કારણ અસતરૂપ થવાથી કાર્યની ઉત્પત્તિ ક્યાંથી જ હોઇ શકે ? (૭૬)

ઉત્પત્તિ આદિના નાશથી મોક્ષની પ્રાપ્તિ.

अनिमित्तस्य चित्तस्य याऽनुत्पत्तिः समाऽद्वया।
अजातस्यैव सर्वस्य चित्तदृश्य हि तद्यतः ॥

શબ્દાર્થ:–કારણ ભાવથી રહિત એવું ચિત્ત ઉત્પત્તિ ભાવથી રહિત હોવાને લીધે સમ

*અજને કલ્પિત કહેવાતું કારણ એ કે, 'જન્મ' એ શબ્દ જ્યારે કલ્પના માત્ર છે, તો પછી આત્માને અજ (જન્મથી રહિત) નામ ક્યાંથી જ આપી શકાય ? કારણ ઘટરૂપ વસ્તુની વિદ્યમાનતા હોય તો તેને ઘટ નામ આપવામાં આવે, પણ ઘટની જ જો વિદ્યમાનતા નથી, તો પછી ઘટ એવા નામનો ક્યાંથી જ ઉદ્ભવ થાય ?

તથા અદ્વયરૂપે હોય છે આ સર્વ કેવળ ચિત્તનો વિષય હોય છે. બાકી ખરી રીતે તો સર્વ કેવળ અજાતરૂપ જ છે. (૭૭)

ટીકા–કારણનો અભાવ થતા ચિત્તની ઉત્પત્તિ હોતી નથી તે કેવી રીતે, તે કહેવામા આવે છે. ચિત્તની અનુત્પત્તિ કેના પ્રકારની છે, તે કહેવામા આવે છે. પરમાર્થના દર્શને કરી ધર્મ તથા અધર્મરૂપ ઉત્પત્તિ તથા નિમિત્તનો નાશ થવાથી, ચિત્ત અનિમિત્તરૂપ થાય છે ત્યારે તેને મોક્ષ કરી કહેવામા આવે છે. આ અવસ્થામા ચિત્ત સમ અર્થાત્ કોઇ પણ પ્રકારના વિશેષ ભાવથી રહિત તથા અદ્વયરૂપ હોય છે કારણ ચિત્ત પ્રથમથી જ અજાતરૂપ હોય છે તથા તે જ રીતે સર્વ વસ્તુ કેવળ અદ્વયરૂપ જે આત્મજ્ઞાનની પ્રાપ્તિપૂર્વે સર્વ ચિત્તદશ્ય હોવાથી તે દ્વયરૂપ તથા જન્મરૂપ છે. આ રીતે મનની સાથે સર્વ ભાવો ઉત્પત્તિથી રહિત હોવાને લીધે કેવળ એક અને અદ્વયરૂપ છે. (૭૭)

## શોકાદિ ભયનો ક્યારે નાશ થાય ?

बुद्ध्वाऽनिमित्ततां सत्यां हेतुं पृथगनाप्नुवन्।
वीतशोकं तथा काममभयं पदमश्नुते ॥ ७८ ॥

શબ્દાર્થ–કારણના અસત્પણાને સત્યરૂપે જાણવાથી તથા કાંઇ પૃથક્ કારણ નથી, એમ માનવાવડે મનુષ્ય શોક, ભય તથા કામનામાથી મુક્ત થાય છે. (૭૮)

ટીકા:–કાર્ય તથા કારણરૂપ દ્વૈતના અભાવરૂપને એટલે કારણના અસત્પણાને, સત્ય અથવા પરમાર્થરૂપે જાણવાથી તથા દેવાદિયોનિની પ્રાપ્તિ માટે ધર્માદિ કારણને હેતુરૂપ ન માનવાથી અર્થાત્ બાહ્ય એષણાઓનો ત્યાગ કરવાથી, મનુષ્ય કામ શોકાદિથી મુક્ત તથા અવિદ્યાથી રહિત અભયપદને પ્રાપ્ત થાય છે અર્થાત્ તેનો પુનર્જન્મ થતો નથી. (૭૮)

## ચિત્તને અસત્પણાનો દોષ ક્યારે થાય? ।

अभूताभिनिवेशाद्धि सदृशे तत्प्रवर्तते ।
वस्त्वभावं स बुद्ध्वैव निःसङ्गं विनिवर्तते ॥

શબ્દાર્થ,–અભૂત અર્થાત્ અસત્ પદાર્થમાં શ્રદ્ધા થવાથી ચિત્ત પણ અસત્પણાના સંગથી યુક્ત થાય છે વસ્તુના અભાવનુ જ્ઞાન થવા પછી ચિત્ત નિ:સંગરૂપે થાય છે તથા તે અસત્પણાની આસક્તિમાથી મુક્ત થાય છે (૭૯)

ટીકા–દ્વૈતભાવ જે અસ્તિત્વરૂપે નથી, તેને વિશે જે શ્રદ્ધા થાય છે, તેને અભૂતાભિનિવેશ કહેવામા આવે છે. ચિત્તની પ્રવૃત્તિ અવિદ્યાથી ઉત્પન્ન થયલા વ્યામોહથી વ્યામોહવાળા વિષયમાં થાય છે પણ જ્યારે દ્વયરૂપ વસ્તુ અભાવરૂપે છે, એમ જાણવામાં આવે છે ત્યારે ચિત્ત નિ:સંગ અર્થાત્ નિરપેક્ષરૂપ થવાથી, અસત્ વસ્તુને વિશે થનારી શ્રદ્ધાના વિષયમાથી તે નિવૃત્તિને પામે છે

## બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ.

निवृत्तस्याप्रवृत्तस्य निश्चला हि तदा स्थितिः।
विषयः स हि बुद्धानां तत्साम्यमजमद्वयम्॥

શબ્દાર્થ:–જ્યારે ચિત્તની દ્વૈત વિષયથી નિવૃત્તિ થાય છે તથા તેની અન્ય વિષયમાં પ્રવૃત્તિ થતી નથી, ત્યારે નિશ્ચલ એવી સ્થિતિ પ્રાપ્ત થાય છે. અધિકારી પુરૂષનો આ જ પ્રમાણે વિષય હોય છે, જે વિષય સામ્ય, અજ તથા અદ્વયરૂપ છે (૮૦)

ટીકા–જ્યારે ચિત્ત દ્વૈત વિષયથી નિવૃત્ત થયલુ હોય છે તથા અન્ય વિષયવિશે તેની પ્રવૃત્તિ હોતી નથી ત્યારે તે નિશ્ચલ એવી સ્થિતિને પ્રાપ્ત થાય છે. આ સ્થિતિને બ્રહ્મસ્વરૂપ કહેવામા આવે છે. કારણ તે વિજ્ઞાનના એક રસઘનરૂપે છે આ વિષય કેવળ પરમાર્થદર્શી એવા વિવેકી એને જ પ્રાપ્ત હોય છે, પણ અન્યને પ્રાપ્ત હોતો નથી આ વિષયને સામ્ય, અજ તથા અદ્વયરૂપ કહેવામા આવે છે (૮૦)

## આત્માની સ્વયંપ્રકાશતા.

अजमनिद्रमस्वप्नं प्रभातं भवति स्वयम् ।
सकृद्विभातो ह्येवैष धर्मो धातुस्वभावतः ॥

શબ્દાર્થ:–અજરૂપ, નિદ્રાના અભાવરૂપ તેમજ સ્વપ્નના અભાવરૂપ આત્મા પોતે સ્વયંપ્રકાશરૂપે છે આત્માનો ધર્મ મૂળ પ્રકૃતિથી જ સર્વદા પ્રકાશરૂપે છે (૮૧)

ટીકા—આત્મા કેવળ વિવેકી પુરૂષોનો જ વિષય છે, પણ અન્યનો કેમ નથી, તે વિશે કહેવામા આવે છે તે પોતે જ પ્રકાશરૂપે છે, પણ આદિત્યાદિની માફક અન્ય પ્રકાશની તેને અપેક્ષા હોતી નથી. અર્થાત્ તે સ્વજ્યોતિ સ્વભાવરૂપે છે સદા પ્રકાશરૂપ આત્માનો ધર્મ, વસ્તુસ્વભાવવડે જ અર્થાત્ તેની મૂળ પ્રકૃતિવડે જ છે. (૮૧)

ભગવાનનુ વર્ણન.

सुखमाव्रियते नित्य दुःख विव्रियते सदा ।
यस्य कस्य च धर्मस्य ग्रहेण भगवानसौ ॥

શબ્દાર્થ.—દ્વયરૂપ કોઇ પણ વસ્તુના ધર્મના ગ્રહણવડે અર્થાત્ દ્વયરૂપ વસ્તુને વિશે શ્રદ્ધા ઉત્પન્ન થવાથી નિત્ય સુખ ઢકાઇ જાય છે અર્થાત્ દૃષ્ટિગોચર થતું નથી અને દુખ પ્રકટરૂપે જોવામા આવે છે આ કારણથી ભગવાનને અદ્વયરૂપ કહેવામા આવે છે. (૮૨)

ટીકા:—આ પ્રમાણે આત્માનુ જો કે વર્ણન કરવામા આવે છે, છતાં પરમાર્થ તત્ત્વનું લોકોવડે શાથી ગ્રહણ થતું નથી, તેવિશે કહેવામા આવે છે. કારણ કે દ્વયરૂપ વસ્તુધર્મના ગ્રહણવડે અર્થાત્ તેને વિશે મિથ્યા અભિનિવેશ થવાથી, વસ્તુની મૂળ પ્રકૃતિવિશે રહેલા આનંદને આવરણ થાય છે અર્થાત્ તે દૃષ્ટિપથવિશે જણાતો નથી તથા કલ્પિત પૃથકત્વના પરિણામરૂપ દુખ પ્રકટ થાય છે દ્વૈતનું ગ્રહણ થવાથી પરમાર્થ જ્ઞાનની પ્રાપ્તિ થવી અશક્ય છે ભગવાન્ આત્મારૂપ, અદ્વયરૂપ તથા દેવરૂપ છે આ જ કારણથી વેદાંત શાસ્ત્રવડે તથા આચાર્યોવડે તેનું વારંવાર કથન થવા છતા તે જાણી શકવો અશક્ય છે શ્રુતિમા કહ્યુ કે, 'आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धा અર્થ—જે આત્માનું વર્ણન કરે છે, તેની તરફ આશ્ચર્યયુક્ત જોવામા અવે છે તથા આત્માના દ્રષ્ટાને કુશળરૂપે માનવામા આવે છે ' (૮૨)

વૈશેષિકોનું, વિજ્ઞાનવાદીનુ, દિગંબરવાદીનુ તથા માધ્યમિકનું ખંડન.

अस्ति नास्त्यस्ति नास्तीति नास्ति नास्तीति वा पुन ।
चलस्थिरोभयाभावैरावृणोत्येव बालिश ॥८३॥

શબ્દાર્થ—સ્વભાવથી મૂઢ લોકો આત્માને ચારમાથી એક પ્રકારનો કહી ભૂલ કરે છે.—કેટલાક તેને અસ્તિરૂપે કહે છે, કેટલાક તેને નાસ્તિરૂપે કહે છે, કેટલાક તેને અસ્તિ તથા નાસ્તિ ઉભયરૂપે કહે છે તથા કેટલાક કેવળ નાસ્તિરૂપે તેને કહે છે ચલના, સ્થિરતા, ઉભયતા અર્થાત્ ચલતા અને સ્થિરતા તથા બન્નેનો અભાવ, આત્મામા માનવાથી આ પ્રમાણે ભૂલ કરે છે. (૮૩)

ટીકા.—અસ્તિ તથા નાસ્તિ ઇત્યાદિ સૂક્ષ્મ વિષયોનું ગ્રહણ પંડિત તથા આત્માની વચ્ચે રહેલ આવરણરૂપ છે જ્યારે પંડિતોને જ આ પ્રમાણેનું આવરણ આત્માના સંબંધમા થાય છે તો પછી મૂઢ જનોને માટે તો શું જ કહેવું? કેટલાક અર્થાત્ વૈશેષિકો આત્માનુ અસ્તિત્વ માને છે તથા બીજા કેટલાકો અર્થાત્ વિજ્ઞાનવાદી બુદ્ધો એમ માને છે કે, આત્મારૂપ કોઇ પણ વસ્તુ છે જ નહિ ત્રીજો પક્ષ દિગંબર વાદીઓનો છે તથા તેઓ 'આત્મા છે ને નથી' એમ માને છે અર્થાત્ તેઓ આત્માને સત્ તથા અસત્ ઉભયરૂપે માને છે તથા ચોથો પક્ષ જે માધ્યમિક બુદ્ધોનો છે, તેઓ આત્માની કેવળ અસત્તા માને છે. જેઓ આત્માનુ અસ્તિત્વ માને છે, તે આત્માના ચલ સ્વભાવને લીધે માને છે કારણ આત્મા સુખ દુખાદિનો વિષય છે તથા ઘટાદિ વસ્તુઓ જેઓ અનિત્ય છે, તેનાથી વિલક્ષણરૂપે આત્માને માને છે ચિત્ત જે સકલ્પ કરે છે, તેનો સ્થિર સ્વભાવ હોવાથી, બીજો પક્ષ આત્માનો નાસ્તિત્વ ભાવ માને છે ત્રીજા પક્ષવાળાના મત પ્રમાણે આત્મા ચલ તેમ જ સ્થિર સ્વભાવવાળો હોવાથી તે અસ્તિ તેમજ નાસ્તિ આ બન્નેરૂપે માને છે. વસ્તુનો કેવળ અભાવ હોવાથી ચોથો પક્ષ આત્માનું શૂન્યત્વ માને છે આ રીતના પ્રકારોવડે જે વિદ્વાનો આત્માને ઓળખવાનો પ્રયાસ કરે છે, તેઓ બાળકના સરખુ કાર્ય કરે છે કારણ આ પ્રમાણે માનવાથી આત્માનું ખરૂ સ્વરૂપ આચ્છાદિત થાય છે અર્થાત્ પરમાર્થ તત્ત્વના નહિ જાણવાથી આ જનો સ્વભાવે કરી મૂઢ હોય છે (૮૩)

## સર્વદકનું વર્ણન.

कोट्यश्चतस्र एतास्तु ग्रहैर्यासां सदाऽऽवृत: ।
भगवानाभिरस्पृष्टो येन दृष्टः स सर्वदृक् ॥

શબ્દાર્થ:–આ રીતની ચાર કોટીઓના ગ્રહણવડે આત્મા આચ્છાદિત થયલો હોય છે. આ રીતની કોટીઓના સ્પર્શથી રહિત એવા ભગવાનનું જેનાથી દર્શન થાય છે, તેને સર્વદૃક્ કરી કહેવામા આવે છે. (૮૪)

ટીકા:–કેવા પ્રકારનું પરમાર્થ તત્ત્વ છે, જેના જ્ઞાનને લીધે પંડિત બાલ્યચેષ્ટાથી રહિતરૂપે થાય છે, તે હવે કહેવામા આવે છે. ભગવાનરૂપ આત્મા આચ્છાદિત હોય છે, તેથી ચાર નાસ્તિઆદિ કોટિઓવડે દર્શાવેલ વિશેષણોથી આત્મા જોવામાં આવતો નથી. સત્ય રીતે જોતા આત્મા આ સર્વ પ્રકારના સંબંધથી રહિત છે. વેદાતમા રહેલ ઔપનિષદરૂપ પુરૂષનુ જેને જ્ઞાન પ્રાપ્ત થયું હોય છે, તે સર્વજ્ઞ અર્થાત્ પરમાર્થનેવિશે પંડિતરૂપે (કુશળરૂપે) છે. (૮૪)

## બ્રહ્મણ્યપદની પ્રાપ્તિ.

प्राप्य सर्वज्ञतां कृत्स्नां ब्राह्मण्य पदमद्वयम् ।
अनापन्नादिमध्यान्तं किमतः परमीहते ॥८५॥

શબ્દાર્થ:–જેણે સમસ્ત સર્વજ્ઞતાને પ્રાપ્ત કરી છે તથા અદ્વયરૂપ, તેમ જ આદિ, મધ્ય અને અંત રહિત બ્રહ્મણ્યપદ જેણે પ્રાપ્ત કર્યું છે, તેને પછી કઇ કામના બાકી રહી જાય છે ? (૮૫)

ટીકા:–બ્રાહ્મણ જ્યારે પૂર્વે કહેલ સમગ્ર સર્વજ્ઞતાને પ્રાપ્ત થાય છે તથા શ્રુતિમાં કહ્યું છે કે, एष नित्यो महिमा ब्राह्मणस्य અર્થ–આ બ્રાહ્મણનો નિત્યરૂપ મહિમા છે' તે રીતે આદિ, મધ્ય અને અંતરહિત અર્થાત્ ઉત્પત્તિ, સ્થિતિ તથા લયથી રહિત બ્રહ્મ સંબંધી પદને પ્રાપ્ત થયા પછી કોઇ પણ વસ્તુ અપ્રાપ્ત રહેતી નથી. આ આત્મલાભથી પર અન્યની ઇચ્છા રાખવી, તે કેવળ નિષ્પ્રયોજન છે. સ્મૃતિમાં કહ્યું છે કે, 'नैव तस्य कृतेनार्थः અર્થ:–તેને કોઇ પણ પ્રકારે ક્રિયા કરવાની રહેતી ...' (૮૫)

## બ્રહ્મપ્રાપ્તિનું સાધન.

विप्राणां विनयो ह्येष शमः प्राकृत उच्यते ।
दमःप्रकृतिदान्तत्वादेवं विद्वाञ्शमं व्रजेत् ॥

શબ્દાર્થ:–આત્મા વિપ્રોના વિનયરૂપ છે. તેને પ્રાકૃત શમરૂપ કહેવામા આવે છે. આત્મા દમરૂપ કહેવામા આવે છે, કારણ ઇન્દ્રિયોને દમન કરનાર છે. જે આત્માને આ પ્રમાણે ઓળખે છે, તે શમતાને પ્રાપ્ત થાય છે. (૮૬)

ટીકા:–આત્મા વિપ્રોને સ્વાભાવિક વિનયરૂપ છે. આત્માની પ્રાપ્તિ, એ ચિત્તની શમતારૂપ છે. આ શમતા સ્વાભાવિક છે તથા અન્ય ઉપાયોની માફક કૃત્રિમ નથી. સ્વાભાવિક રીતે આત્મા ઇન્દ્રિયોનો દમનકર્તા હોવાથી તે દમરૂપ છે. અર્થાત્ આત્મામાં સર્વ ઇન્દ્રિયો એકરૂપે થઇ રહે છે આ રીતે વર્ણન કરાયલા સ્વાભાવિક રીતે શાંત એવા બ્રહ્મને જે કોઇ જાણે છે, તે સ્વાભાવિક બ્રહ્મ સ્વરૂપવાળી ઉપશાંતિને પ્રાપ્ત થાય છે, અર્થાત્ તે બ્રહ્મસ્વરૂપવાળો થઇ સ્થિતિ કરે છે. (૮૬)

## જાગ્રત તથા સ્વપ્નની દ્વૈતતા.

सवस्तु सोपलम्भं च द्वयं लौकिकमिष्यते ।
अवस्तु सोपलम्भं च शुद्धं लौकिकमिष्यते ॥

શબ્દાર્થ:–વસ્તુની પ્રવૃત્તિરૂપ તથા વસ્તુની પ્રાપ્તિરૂપ દ્વૈતતા લૈકિકરૂપે તેમ જ સ્થૂલ ઇન્દ્રિયોના વિષયરૂપે છે તથા વસ્તુનો અભાવ છતા તેની ઉપલબ્ધિરૂપ દ્વૈતતા, તે શુદ્ધ લૈકિકરૂપે, સર્વ પ્રાણીને સામાન્ય તથા સૂક્ષ્મ ઇન્દ્રિયોના વિષયરૂપે કહેવામાં આવે છે. (૮૭)

ટીકા:–ભિન્ન ભિન્ન શાખાઓનાં દર્શનો–શાસ્ત્રો એક બીજાથી વિરૂદ્ધરૂપ હોવાથી સંસારના કારણરૂપ છે તથા તેથી તેઓ રાગ, દ્વેષ તથા દોષના સ્થાનરૂપ ગણવામાં આવે છે. આથી સર્વ દર્શનો મિથ્યારૂપ છે, એમ યુક્તિપુરઃસર સિદ્ધ કરી, ચાર પ્રકારની કોટીઓથી રહિત હોવાથી રાગાદિ દોષના અભાવરૂપ તથા સ્વાભાવિક રીતે જ શાંત એવા અદ્વૈત દર્શનનો ઉપસંહાર કરવામાં આવ્યો છે. આ અદ્વૈત સિદ્ધાંત દર્શાવવામાટે આ પ્ર-

રચુનો આરંભ કરવામાં આવેલ છે. સ્થિતિ તથા પ્રાપ્તિ શાસ્ત્રાદિ સર્વ વ્યવહારના સ્થાનરૂપ હોવાથી ગ્રાહ્ય ગ્રાહકના લક્ષણવાળી છે તેથી તે દ્વૈતભાવને લૌકિક-સર્વ પ્રાણી માત્રને સાધારણ તથા જાગ્રતાવસ્થારૂપ કહેવામાં આવે છે. વેદાંતમાં આ રીતના લક્ષણવાળી જાગ્રતાવસ્થા માનવામાં આવી છે. વસ્તુની સ્થિતિનો અભાવ છતાં તે વસ્તુની ઉપલબ્ધિ થવી, તે દ્વૈતતા જાગ્રત સ્થૂલથી વિભક્ત કેવળ લૌકિકરૂપે જ છે. અર્થાત્ સ્વપ્નાવસ્થારૂપ હોવાથી સર્વ પ્રાણીને તે સામાન્ય છે. (૮૭)

अवस्त्वनुपलम्भं च लोकोत्तरमितिस्मृतम् ।
ज्ञानं ज्ञेयं च विज्ञेयं सदा बुद्धैः प्रकीर्तितम् ॥

શબ્દાર્થઃ-ગ્રાહ્ય તથા ગ્રહણના અભાવરૂપ જે સ્થિતિ છે, તેને લૌકિકથી રહિતરૂપે કહેવામાં આવી છે. આવી રીતે વિવેકી પુરુષોએ ત્રણ સ્થિતિ કહેલી છેઃ-જ્ઞાન, જ્ઞેય તથા વિજ્ઞેય. (૮૮)

ટીકાઃ-જે સ્થિતિ લૌકિકથી બાહ્ય છે અર્થાત્ જે સ્થિતિને સ્થૂલ ઇન્દ્રિયો તેમ જ સૂક્ષ્મ ઇન્દ્રિયો પહોચી શકતી નથી, તેને ગ્રાહ્ય તથા ગ્રહણના અભાવરૂપે કહેવામાં આવે છે. સુષુપ્તાવસ્થામાં ગ્રાહ્ય તથા ગ્રહણના વિષયરૂપ લૌકિક ભાવનો અભાવ હોય છે, માટે આ અવસ્થાને સર્વ પ્રવૃત્તિના કારણરૂપે કહેવામાં આવે છે. છતાં આ અવસ્થામાં પણ પરમાર્થ તત્ત્વ, મનોવૃત્તિરૂપ હોવાથી લૌકિક છે. જેનાવડે ઇન્દ્રિયદશ્ય-જાગ્રતાવસ્થા, ઇન્દ્રિયથી બાહ્ય સૃષ્ટિ-સ્વપ્નાવસ્થા તથા લોકોત્તર સ્થિતિ અર્થાત્ સુષુપ્તાવસ્થા જાણવામા આવે છે, તે સ્થિતિ કેવળ જ્ઞાનરૂપ છે. જ્ઞેયરૂપ (જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ) આ ત્રણ અવસ્થાઓ જ છે. આના સિવાય અન્ય કોઇપણ જ્ઞેયરૂપે નથી તથા ભિન્ન ભિન્ન દર્શનોથી કલ્પિત સર્વ વસ્તુનો આ ત્રણને વિશે જ સમાવેશ થાય છે. વિજ્ઞેય પરમાર્થ તત્ત્વને અદ્વય, અજ તથા આત્મ તત્ત્વરૂપ કહેવામા આવે છે. આ અવસ્થા તુરીયા-ચતુર્થાવસ્થા કહેવાય છે. બુદ્ધ અર્થાત્ પરમાર્થ તત્ત્વના જાણનારાઓએ આ સ્થિતિને લૌકિકાદિ સર્વ વિજ્ઞેયના અંતરૂપે કહી છે (૮૮).

### સર્વજ્ઞતાનો અનુભવ ક્યારે થાય ?

ज्ञाने च त्रिविधे ज्ञेये क्रमेण विदिते स्वयम् ।
सर्वज्ञता हि सर्वत्र भवतीह महाधियः ॥

શબ્દાર્થઃ-ત્રણ પ્રકારના જ્ઞાન તથા જ્ઞેયને ક્રમે કરી જાણ્યા પછી, મહાન્ બુદ્ધિમાન્ પુરુષ સર્વત્ર સર્વજ્ઞપણાની સ્થિતિને પ્રાપ્ત થાય છે. (૮૯).

ટીકા-જે જ્ઞાન ત્રણ અવસ્થાઓવાળું છે, તેને અહીં જ્ઞાન કરી કહેવામાં આવે છે તથા ત્રણ અવસ્થાઓને જ્ઞેય કરી કહેવામાં આવી છે. આ ત્રણ અવસ્થામાંથી પ્રથમ અવસ્થા સ્થૂલ વિષયરૂપ છે, બીજી અવસ્થામાં સ્થૂલનો અભાવ હોવાથી તેને શુદ્ધ લૌકિક કહેવામાં આવી છે તથા આ બન્ને અવસ્થાનો અભાવ જે સ્થિતિમાં રહે છે તથા જેનું વર્ણન લોકાતિક્રમણરૂપ કરવામા આવ્યું છે, તેને તૃતીયાવસ્થા કહેવામાં આવી છે. આ ત્રણ અવસ્થાઓ અસતરૂપ છે, એમ જાણવામાં આવ્યા પછી, તેમ જ અજ અને એકરૂપ પરમાર્થ તત્ત્વની પ્રાપ્તિ થયા પછી તે પુરુષ સર્વજ્ઞપણાની સ્થિતિનો અનુભવ કરે છે આ લોકને વિશે તે પુરુષને મહાન્ બુદ્ધિમાન્ કહેવામાં આવે છે કારણ તેની બુદ્ધિએ સર્વ લૌકિક વસ્તુઓનું અતિક્રમણ કરેલું હોયછે. આવા મનુષ્યને જે પરમાર્થ તત્ત્વની પ્રાપ્તિ છે, તે દેશ તથા કાળના પરિચ્છેદથી રહિત છે. કારણ પરમાર્થ તત્ત્વ એકવાર પ્રાપ્ત થયા પછી સદાને માટે રહે છે તથા જેણે આવું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તેને આદિ કે અંત હોતાં નથી. જેમ અન્ય શાસ્ત્રવાળાઓને ઉદ્ભવ તથા અભિભવ હોય છે, તેમ પરમાર્થ તત્ત્વના જાણનારાને જ્ઞાનનો ઉદ્ભવ તથા અભિભવ હોતા નથી. (૮૯)

### જ્ઞેય સિવાય સર્વ કલ્પનારૂપ.

हेयज्ञेयाप्यपाक्यानि विज्ञेयान्यग्रयाणतः ।
तेषामन्यत्र विज्ञेयादुपलम्भस्त्रिषु स्मृतः ॥९०॥

શબ્દાર્થઃ-હેય-ત્યાગ કરવા યોગ્ય, જ્ઞેય-જાણવા યોગ્ય, આપ્ય-પ્રાપ્ત થવા યોગ્ય તથા પાક્ય-પરિપક્વ થવા યોગ્ય વસ્તુ, આ ચારેને પ્રથમ ઓળખવી જોઇએ. વિજ્ઞેયથી રહિત બાકીની ત્રણ વસ્તુઓ કેવળ અવિદ્યાયુક્ત હોવાથી કલ્પના માત્ર છે. (૯૦)

ટીકા:–અહીં કહ્યું છે કે, લૌકિકાદિ ત્રણ વસ્તુઓનું જ્ઞાન થવા પછી તે વસ્તુઓ અસ્તિત્વરૂપે છે, એ પ્રમાણેની આશંકા થવી જોઇએ નહિ. જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ આ ત્રણ અવસ્થાઓ ત્યાગ કરવા યોગ્ય છે. જેમ રજ્જુને વિશે સર્પની ભ્રાંતિ ત્યાગ કરવા યોગ્ય છે, તેમ જ આ અવસ્થાઓનું આત્મામા અસ્તિત્વ નહિ હોવાથી તે ત્યાગ કરવા યોગ્ય છે. ચાર પ્રકારની કોટીથી રહિત એવું પરમાર્થ તત્ત્વ જાણવા યોગ્ય છે. પાંડિત્ય, બાળકની માફક સરળતા તથા ચિત્તની એકાગ્રતા, આ ત્રણ સાધનો પ્રાપ્ત કરવા યોગ્ય છે. યોગીએ પુત્ર, ધન તથા યશ, આ ત્રણ પ્રકારની કામનાથી રહિત થઇ, આ ત્રણ સાધનો પ્રાપ્ત કરવા જોઇએ રાગ, દ્વેષ તથા મોહાદિ દોષો, જેને કષાય કરી કહેવામાં આવે છે, તેમાથી પરિપકવતાને પામવું જોઇએ. આ ચારે વસ્તુઓને યતિએ પોતાના બનતા પ્રયાસે જાણવી જોઇએ. પરમાર્થરૂપ, સત્યરૂપ, વિજ્ઞેયરૂપ તથા એક એવા બ્રહ્મથી રહિત, હેયાદિ સર્વ ઉપલબ્ધિ કેવળ અવિદ્યાથી ઉત્પન્ન થયેલ કલ્પનારૂપ છે, એમ બ્રહ્મવેત્તાઓ માને છે. (૯૦)

## ધર્મનું અનાદિપણું.

प्रकृत्याऽऽकाशवज्ज्ञेयाः सर्वे धर्मा अनादयः।
विद्यते न हि नानात्वं तेषां क्वचन किंचन ॥

શબ્દાર્થ:–આકાશની માફક સર્વ ધર્મો સ્વાભાવિક રીતે અનાદિ જાણવા. કારણ કે કોઇ પણ સ્થળે કોઇ પણ રીતની અનેકતા તેઓને વિશે જોવામા આવતી નથી. (૯૧)

ટીકા:–મોક્ષની પ્રાપ્તિની ઇચ્છાવાળાઓએ આત્માના સર્વ ધર્મોને અનાદિ માનવા જોઇએ તથા જેમ આકાશ સૂક્ષ્મરૂપ, નિરંજન તથા સર્વત્ર વ્યાપીને રહેલું છે, તેમ આ ધર્મોને નિત્યરૂપે માનવા જોઇએ ધર્મ શબ્દ જે અનેક વચનમા વાપરેલ છે, તેના સબંધમા થતી શંકાની નિવૃત્તિ અર્થે પાછળનો અર્ધો શ્લોક આપવામા આવ્યો છે. અણુ માત્ર પણ તેઓની ભિન્નતા કોઇ પણ રીતે કોઇ પણ સ્થળે છે નહિ. (૯૧)

## ધર્મોની જ્ઞાનરૂપ સ્થિતિ.

आदिबुद्धाः प्रकृत्यैव सर्वे धर्माः सुनिश्चिताः।
यस्यैवं भवति क्षान्तिः सोऽमृतत्वाय कल्पते ॥

શબ્દાર્થ:–પ્રકૃતિવડે સર્વ ધર્મો પ્રથમથી જ કેવળ જ્ઞાનરૂપે છે તથા નિત્ય નિશ્ચિત સ્વરૂપવાળા છે. આ રીતની ક્ષાન્તિ જે પુરૂષને ઉત્પન્ન થાય છે, તેને અમૃતપણાની પ્રાપ્તિ થાય છે (૯૨)

ટીકા:–આ ધર્મોની જ્ઞેયતા કલ્પિતરૂપ છે, પણ પરમાર્થરૂપે નથી, તે હવે કહેવામા આવે છે. જેમ સૂર્યનારાયણ નિત્ય પ્રકાશ સ્વરૂપ છે, તેમ સ્વભાવથી જ આ ધર્મો નિત્ય બોધસ્વરૂપ છે સર્વ ધર્મો સર્વ આત્મારૂપ છે. તેઓનો નિશ્ચય કાંઇ પણ રીતે કરવા યોગ્ય નથી. કારણ પ્રથમથી જ તેઓ નિશ્ચલ સ્વરૂપવાળા છે. તેઓનું સ્વરૂપ કોઇ પણ રીતે સંદિગ્ધ નથી. જેમ સૂર્યનારાયણ પોતાને અર્થે અથવા પરને અર્થે નિત્ય અન્ય પ્રકાશની અપેક્ષાથી રહિત છે, તેમ મોક્ષની ઇચ્છાવાળો પુરૂષ પોતાને અર્થે તેમ જ પરને અર્થે સદા બોધ તથા નિશ્ચયની અપેક્ષાથી રહિત હોય છે જે આ રીતે પોતે ક્ષાંતિરૂપે છે અર્થાત્ સર્વદા બોધ અને કર્તવ્યતાની ઇચ્છાથી રહિત હોય છે, તે અમૃતભાવને પામે છે અર્થાત્ મોક્ષને વિશે સમર્થ થાય છે (૯૨)

## આત્મામાં શાંતિની ઉત્પત્તિનો અભાવ.

आदिशान्ता ह्यनुत्पन्नाः प्रकृत्यैव सुनिर्वृताः।
सर्वे धर्माः समाभिन्ना अजं साम्यं विशारदम्॥

શબ્દાર્થ–સર્વ ધર્મો મૂળથી જ શાંતરૂપ, ઉત્પત્તિથી રહિત તથા પ્રકૃતિથી જ પૂર્ણપણે ઉપશમને પામેલા છે આથી તેઓ સમરૂપે તથા અભિન્નરૂપે છે સર્વ અજ તથા વિશુદ્ધ આત્મતત્ત્વરૂપે છે (૯૩)

ટીકા:–આત્મને વિશે શાંતિનું કરવાપણું હોતું નથી, તે હવે કહેવામા આવે છે. કારણ સર્વ ધર્મો પ્રથમથી જ શાંતરૂપ, અજરૂપ તથા પ્રકૃતિથી મિથ્યારૂપ છે. ધર્મો–જીવો સમ તથા અભિન્ન છે, જેથી સર્વ અજ તથા વિશુદ્ધ

આત્મતત્ત્વરૂપ છે. આ કારણને લીધે અર્થાત્ કોઇ પણ વસ્તુની ઉત્પત્તિ તથા ક્ષય નથી, તેટલા માટે શાંતિ અથવા મોક્ષ કર્તવ્યરૂપ નથી. કારણ જે વસ્તુનો નિત્ય એક જ સ્વભાવ હોય, તો પછી તેનામાં કોઇ પણ પ્રકારનો વ્યાપાર હોતો નથી. (૯૩)

## દ્વૈતવાદીનું કૃપણરૂપે નિરૂપણ.

**वैशारद्यं तु वै नास्ति भेदे विचरतां सदा।**
**भेदनिम्नाः पृथग्वादास्तस्मात्ते कृपणाः स्मृता ॥**

શબ્દાર્થ:—જેઓ પૃથકતાનો આશ્રય કરનારા છે, તેઓને વિશે વિશુદ્ધતા નથી જેઓ ભેદની સત્યતાને માનનારા છે, તેઓ પૃથક્‌રૂપે હોય છે અને તેથી તેઓ કૃપણ કહેવાય છે. (૯૪)

ટીકા:—જેઓને આ પ્રમાણે પરમાર્થ તત્ત્વની પ્રાપ્તિ થઇ છે, તેઓ જ ઉત્કૃષ્ટ બુદ્ધિવાળા છે, બાકી બીજા સર્વે તો કૃપણ છે. તેનું કારણ એટલું જ કે, કૃપણ બુદ્ધિવાળા પૃથકતાને વિશે નિમગ્ન હોય છે. આથી તેઓ દ્વૈત ભાવવાળા તથા સંસારાસક્ત હોય છે. તેઓ પૃથક્‌પણાના સિદ્ધાંતને વળગી રહેનારા છે અર્થાત્ તેઓ દ્વૈતવાદી હોય છે. તેઓને ક્ષુદ્ર કહેવામાં આવે છે. કારણ પરમાર્થ તત્ત્વને વિશે ભેદ જોનારા એવા તેઓ અનંત આત્માની વિશુદ્ધિને જોઈ શકતા નથી. આ કૃપણો અવિદ્યાને લીધે દ્વૈત માર્ગને વિશે જોડાયલા હોય છે. (૯૪)

**अजे साम्ये तु ये केचिद्भविष्यन्ति सुनिश्चिता ।**
**ते हि लोके महाज्ञानास्तच्च लोको न गाहते॥**

શબ્દાર્થ—અજ તથા સામ્યરૂપ પરમાત્માને વિશે જે કોઇ સુનિશ્ચિત થાય છે, તેઓ લોકને વિશે મહા જ્ઞાનીઓ હોય છે. સામાન્ય લોકો આ રીતના સિદ્ધાંતને ગ્રહણ કરી શકતા નથી. (૯૫)

ટીકા—જેઓ મહાત્મા નથી અર્થાત્ વેદાન્તથી બાહ્ય છે, તેવા ક્ષુદ્ર અને અલ્પજ્ઞ પુરૂષવડે પરમાર્થ તત્ત્વ ગ્રહણ થઈ શકતું નથી. અજ તથા સામ્યરૂપ પરમાર્થ તત્ત્વમાં આ પ્રમાણે સ્ત્રી આદિ કોઇપણ સુનિશ્ચિત બની શકે છે અર્થાત્ નિરતિશય તત્ત્વના જ્ઞાનવાળા થઇ શકે છે. જેઓની બુદ્ધિ સામાન્ય છે, તેઓથી પરમાર્થ તત્ત્વ ગ્રહણ થઇ શકતું નથી. સ્મૃતિમાં કહ્યું છે કે "सर्वभूतात्मभूतस्य सर्वभूतहितस्य च। देवा अपि मार्गे मुह्यन्त्यपदस्य पदैषिण । शकुनीनामिवाकाशे गति"

અર્થ:—જે સર્વ પ્રાણી માત્રના આત્મારૂપ છે તથા સર્વ પ્રાણીના હિતવિશે લાગેલા છે, તેવા મનુષ્યના પદની ઇચ્છાવાળા દેવો પણ તે પદને નહિ પામવાથી મોહને પ્રાપ્ત થાય છે. જેમ આકાશને વિશે પક્ષીની ગતિ ઉપલબ્ધ થતી નથી, તેમ તેઓની ગતિ પણ જાણી શકાતી નથી" (૯૫)

## જ્ઞાનની અસંગરૂપતા.

**अजेष्वजमसक्रान्तं धर्मेषु ज्ञानमिष्यते ।**
**यतो न क्रमते ज्ञानमसङ्ग तेन कीर्तितम ॥९६॥**

શબ્દાર્થ—જ્ઞાન જેને અજરૂપ કહેવામાં આવે છે તે, ધર્મો—જીવો જેઓ ઉત્પત્તિથી રહિત છે તેની સાથે સંબંધ ધરાવતું નથી (જ્ઞાન નિર્વિષયક છે તથા ધર્મો વિષયયુક્ત હોય છે) આ જ્ઞાન કોઇપણ પ્રકારના પરિચ્છેદથી રહિત હોવાને લીધે તેને અસંગ કરી કહેવામાં આવે છે. (૯૬)

ટીકા:—જ્ઞાનની મહત્તતા કેમ છે, તે દર્શાવવામાં આવે છે. સર્વ વસ્તુ અચલ હોવાથી જ્ઞાન પણ અચલરૂપ છે. જેમ સૂર્યને વિશે પ્રકાશ તથા ઉષ્ણતા સ્વાભાવિક છે, તેમ જ્ઞાનમાં અજરૂપતા સ્વાભાવિક છે. જેમ સૂર્ય સર્વ વસ્તુપર પ્રકાશ પાડે છે, છતાં તે વસ્તુના ગુણ દોષથી લેપાતો નથી, તેમ જ્ઞાન પણ અસંગ છે. જેમ આકાશ કોઇ પણ રીતના પરિચ્છેદથી રહિત તથા શૂન્યરૂપ છે, તેમ જ્ઞાન પણ કોઇપણ વિષયની સાથે સંબંધ ધરાવતું નથી. (૯૬)

## પરમાર્થના આવરણનો શું નાશ છે?

**अणुमात्रेऽपि वैधर्म्ये जायमानेऽविपश्चितः ।**
**असङ्गता सदा नास्ति किमुताऽऽवरणच्युतिः ।**

શબ્દાર્થ.—અવિદ્વાન મનુષ્યના મનમાં અણુ માત્ર પણ ઉત્પન્ન થયેલ પૃથકતા, અસંગતાના વિચારનો નાશ કરે છે. આમ થવાથી જે વસ્તુ પરમાર્થ તત્ત્વને આવરણ કરે છે, તેનો નાશ, કેવી રીતે થઇ શકે? (૯૭)

ટીકાઃ-પૂર્વના શ્લોકથી જણાય છે કે, બાહ્ય અથવા આંતર વિષયવાળી કોઇપણ પ્રકારની પૃથકતા અર્થાત્ ઉત્પન્ન થયેલ દ્વૈતભાવ અવિવેકી મનુષ્યને પરમાર્થ તત્ત્વનું ગ્રહણ કરતાં અટકાવે છે તથા જ્યારે આ પ્રમાણે માર્ગને વિશે રોધ ઉત્પન્ન થાય છે ત્યારે પરમાર્થ તત્ત્વના આવરણ કરનારી વસ્તુનો નાશ થવો કેવળ અશક્ય હોવો જોઇએ. (૯૭)

## જ્ઞાનરૂપ ધર્મનું જ્ઞેયરૂપે નિરૂપણઃ

**अलब्धावरणाः सर्वे धर्माः प्रकृतिनिर्मलाः ।**
**आदौ बुद्धास्तथा मुक्ता बुध्यन्त इति नायकाः ॥**

સર્વે ધર્મો-જીવો પ્રકૃતિથી નિર્મળ હોવાને લીધે તેઓનો આવરણ સાથે સંબંધ હોતો નથી પ્રથમથી જ તેઓ (ધર્મો) જ્ઞાનરૂપ તથા મુક્તરૂપ છે. તેઓ બોધ શક્તિના સ્વભાવવાળા હોવાથી તેઓનું જ્ઞેયરૂપે વર્ણન કરવામાં આવ્યું છે. (૯૮)

ટીકાઃ-'ધર્મોને આવરણનો નાશ નથી' આ પ્રમાણે કહેનારાઓવડે પોતાના સિદ્ધાંતથી આવરણ રૂપી વસ્તુનું અસ્તિત્વ સ્વીકારવામાં આવે છે. આ આવરણરૂપ વસ્તુનું અસ્તિત્વ છે કે નહિ, તે હવે કહેવામાં આવે છે. ધર્મોનો, અવિદ્યાથી થયેલા બંધનરૂપ આવરણની સાથે, સંબંધ હોતો નથી. પ્રકૃતિથી જ તેઓ સદા શુદ્ધરૂપ, જ્ઞાનના પ્રકાશરૂપ તથા મુક્તરૂપે છે. જો આ પ્રમાણે છે તો પછી આત્માનું જ્ઞેયરૂપે વર્ણન શા માટે કરવામાં આવે છે? તેનું કારણ એ છે કે, તેઓ જ્ઞાત થવાથી પ્રકૃતિવાળા હોય છે. સૂર્ય જે પ્રકાશરૂપ છે તેનું જેમ 'પ્રકાશે છે, ઉદય પામે છે' એ રીતે વર્ણન કરવામાં આવે છે તથા જેમ પર્વતો કદી ગતિમાન્ હોતા નથી, છતાં તેઓનું સ્થાવરરૂપે વર્ણન કરવામાં આવે છે, તે જ રીતે આ સર્વે ધર્મો જ્ઞાન સ્વરૂપે છે, છતાં તેઓનું જ્ઞેયરૂપે વર્ણન કરવામાં આવ્યું છે. (૯૮)

## જ્ઞાનમાં વિકારનો અભાવ

**क्रमते न हि बुद्धस्य ज्ञानं धर्मेषु तापि(यि)नः ।**
**सर्वे धर्मास्तथा ज्ञानं नैतद्बुद्धेन भाषितम् ॥**

શબ્દાર્થઃ-જેનો પ્રકાશ સર્વત્ર છે, એવું પુરુષનું જ્ઞાન ધર્મોની સાથે-જીવોની સાથે સંબંધ ધરાવતું નથી. તે જ પ્રમાણે ધર્મો તથા જ્ઞાન પણ કોઇ વસ્તુ સાથે સંબંધ ધરાવતા નથી બુદ્ધ જે સિદ્ધાંતને અનુસરે છે, તેના કહેવા પ્રમાણે આ રીતે હોતું નથી. (૯૯)

ટીકાઃ-પરમાર્થદર્શીનું જ્ઞાન અન્ય વિષયોના વિવર્ત ભાવને પામતું નથી, પણ જેમ સૂર્યનો પ્રકાશ સૂર્યને વિશે જ હોય છે તેમ તે જ્ઞાન પોતાને વિશેજ રહે છે. આ જ્ઞાનનો પ્રકાશ સર્વત્રરૂપ છે અર્થાત્ જેમ આકાશ સર્વ વ્યાપક છે, તેમ તે સર્વ વ્યાપક છે. પૂજ્ય-પ્રજ્ઞા સ્વરૂપ સર્વ ધર્મો અર્થાત્ આત્મા આકાશની માફક જ્ઞાનરૂપે હોવાથી કોઇપણ અર્થ સાથે તેઓ સંબંધ ધરાવતા નથી જ્ઞાન આકાશના સરખું છે, એમ જે પ્રથમ કહેવામાં આવ્યું છે, તેના ઉપન્યાસરૂપે આ છે. પ્રતિબુદ્ધ સ્વરૂપ તથા આકાશના સરખું જ્ઞાન, કે જેનો પ્રકાશ આકાશની માફક સર્વત્ર હોય છે, તે કોઇ ધર્મની સાથે સંબંધ ધરાવતા નથી. આત્મતત્ત્વ આકાશની માફક સ્થિર, વિક્રિયાથી રહિત, અવયવથી રહિત, નિત્ય, અદ્વિતીયરૂપ, અસંગ, અદૃશ્ય, અગ્રાહ્ય, ક્ષુધા આદિથી રહિત તથા બ્રહ્મરૂપ છે. શ્રુતિમાં કહ્યું છે કે, न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यते અર્થઃ-જેને વિશે દ્રષ્ટાની દૃષ્ટિનો લોપ થતો નથી' પરમાર્થ તત્ત્વ જ્ઞાન, જ્ઞેય તથા જ્ઞાતૃપણાના ભેદથી રહિત છે. અગરજો કે આ રીતે ભેદનો અભાવ છે ખરો, છતાં બુદ્ધના કહેવા પ્રમાણે તેમ નથી. કારણ તેઓના સિદ્ધાંત પ્રમાણે બાહ્ય વિષયો આંતર વિષયોની સાથે પરિવર્તન ભાવને પામે છે તથા તેઓનું અસ્તિત્વ છે જ નહિ. અગર જો કે આ સિદ્ધાંત અદ્વૈતને મળતો છે, છતાં વેદાંતમાં કેવળ અદ્વૈતરૂપે પરમાર્થતત્ત્વ કહ્યું છે, તેમ નથી. (૯૯)

**दुर्दर्शमतिगम्भीरमजं साम्यं विशारदम् ।**
**बुद्ध्वा पदमनानात्वं नमस्कुर्मो यथाबलम् ॥**

શબ્દાર્થઃ-દુઃખે કરી જોવા યોગ્ય, ગંભીર, અજરૂપ, સામ્યરૂપ, સર્વ પ્રકાશરૂપ તથા પૃથક્ ભાવથી રહિત એવા પદને પામ્યા પછી આપણે યથાશક્તિ તેનું વંદન કરવું જોઇએ. (૧૦૦)

## ૧ બ્રહ્મસૂત્ર સહિત શારીરક. શાંકર ભાષ્ય.

ગુરૂ શિષ્યના સંવાદરૂપે બહાર પાડવામાં આવેલ છે શ્રી શંકર ભગવાનની ટીકામાં જ્યાં પૂર્વપક્ષ તથા ઉત્તર પક્ષ લીધો છે ત્યાં આ પુસ્તકમાં ગુરૂ શિષ્યનો વાદ લીધો છે જે વેદાંત દર્શન કહેવાય છે, તે આજ છે આથી અન્ય કાંઇ જાણવા યોગ્ય નથી સર્વ દર્શનોની સમાપ્તિ વેદાંત દર્શનમાં અર્થાત્ ઉત્તર મીમાંસામાં થાય છે. આના ચાર અધ્યાય છે. પ્રથમમાં શ્રવણ સંબંધી, બીજામાં મનન સંબંધી, ત્રીજામાં નિદિધ્યાસન સંબંધી તથા ચોથામાં મોક્ષ સંબંધી નિરૂપણ કરવામાં આવ્યું છે આમાં ઉપનિષદોમાં જ્યાં જ્યાં પૃથકતા જણાય છે, તેનું સારી રીતે સંમેલન કરવામાં આવેલ છે એમાં નીચે પ્રમાણેના વિષયો છે. જેવા કે—

અધ્યાય ૧લો

જિજ્ઞાસા નિરૂપણ
લક્ષણનિરૂપણ
બ્રહ્મના લક્ષણમાં શાસ્ત્રનું પ્રમાણ
પ્રજ્ઞાનમાં કારણપણાનો અભાવ
આત્માનું સચ્ચિદ્રૂપે નિરૂપણ
મોક્ષનો ઉપદેશ કોને ?
પ્રધાનમાં સતનો અભાવ
જીવમાં સતનો લય
ચેતનનું કારણરૂપે નિરૂપણ
બ્રહ્મનું આનંદમય નિરૂપણ
આનંદમય એટલે આનંદપૂર્ણ
બ્રહ્મ આનંદના કારણરૂપે
આનંદમયનો જીવરૂપે અભાવ
નનોભયથી બ્રહ્મોપાસના
સગુણ બ્રહ્મોપાસના
ગુણોમાં બ્રહ્મરૂપતા
કર્મકર્તાદિકે ગુણો બ્રહ્મરૂપે
ગુણની બ્રહ્મરૂપતામાં વેદપ્રમાણ
જીવનો શરીરરૂપે અભાવ
પરમાત્મામાં સંભોગનો અભાવ
પરમાત્મા ભક્ષકરૂપે
પરમાત્માનું ભક્ષકરૂપે નિરૂપણ
ભૂતોના ધર્મો પરમાત્મામાં
અક્ષર બ્રહ્મરૂપે
અક્ષર સર્વના આધારરૂપે
પરાપર બ્રહ્મનિરૂપણ
દહરાકાશ પરમેશ્વરરૂપે
દહરાકાશ ધારણકર્તારૂપે
દહરાકાશ શ્રુતિમાં નિરૂપણ
જીવનો દહરરૂપે અભાવ
જીવનું સ્વરૂપ
જીવભાવ ક્યારે ટળે ?
અંતરાકાશનું અલ્પપણું
દહરાકાશ મહાકાશરૂપે
આત્મા પ્રાજ્ઞરૂપે
પરમાત્મા અંગુષ્ઠરૂપે
મનુષ્યનો અધિકાર
દેવોનો અધિકાર

દ્વિતીય અધ્યાય

બ્રહ્મ ઉત્પત્તિ સ્થાનરૂપે
સાંખ્યના તત્ત્વો પ્રમાણરૂપે
યોગનું નિરાકરણ
જોવા માત્રથી વિલક્ષણતા
અસતનો અર્થ અવ્યક્ત
કાર્યના લયથી કારણમાં અશુદ્ધિ
અદૃષ્ટમાં કારણતા શ્રુતિ પ્રમાણ
બ્રહ્મ જગતના કારણરૂપે
આત્મામાં તર્કનો અભાવ
વૈશેષિકનું ખંડન
ભોક્તા ભોગ્યથી ભિન્ન થશે
કાર્ય તથા કારણ એકરૂપે

## તૃતીય અધ્યાય.

આ પ્રમાણે સર્વ કેવળ બ્રહ્મ સંબંધીનું નિરૂપણ કરેલ છે. આની કીંમત રૂ૦ ૬ રાખી છે. હાલમાં ઘટાડેલી કીમત રૂ૦ ૪ રાખી છે. જૂજ નકલો બાકી છે.

---

પ્રકીર્ણ ઉપનિષદ્ સહિત

## ૨ એકાદશોપનિષદ્.

( શુદ્ધ ગુજરાતી ભાષાંતર )

આપણા આર્ય ધર્મનું રહસ્ય વેદમાં રહેલ છે. કૈવલ્ય મોક્ષને પ્રાપ્ત કરવાવાળું સત્ જ્ઞાન જે ખરૂં તત્વજ્ઞાન શાસ્ત્ર છે, તે કેવળ ઉપનિષદને વિષે જ રહેલ છે. ખરૂં જોતાં દર્શન કેવળ વિજ્ઞાનના વિકાસની વૃદ્ધિ થવા માટે દાદરના પગથીયારૂપે છે.

| | |
|---|---|
| અદ્વૈત પ્રકરણ | આરૂણિક ઉપનિષદ્ |
| અલાત ચાતિ પ્રકરણ | ગર્ભોપનિષદ્ |
| ઇશાવાસ્ય ઉપનિષદ | નારાયણોપનિષદ્ |
| કેનોપનિષદ્ | પરમહંસોપનિષદ્ |
| મુંડકોપનિષદ્ | બ્રહ્મબિંદુ ઉપનિષદ્ |
| તૈત્તરીય ઉપનિષદ | અમૃતનાદ ઉપનિષદ્ |
| ઐતરેય ઉપનિષદ્ | અથર્વશિર ઉપનિષદ |
| છાંદોગ્ય ઉપનિષદ્ | અથર્વશિખોપનિષદ્ |
| શ્વેતાશ્વતર ઉપનિષદ | મૈનાયણી ઉપનિષદ્ |
| બ્રહ્મબિંદુ ઉપનિષદ | કૌષીતકિ ઉપનિષદ્ |
| હંસોપનિષદ્ | કૃષ્ણોપનિષદ્ |

આ દ્વિતીયાવૃત્તિમા દરેક ઉપનિષદોમા અર્થાત્ પ્રથમના દશ ઉપનિષદોમા અન્વયાર્થરૂપે દરેક છુટા શબ્દો પાડી તેના શબ્દે શબ્દના છુટા અર્થ આપ્યા છે, જેથી સમજનારને વધારે સુગમતા પડે. આ આવૃત્તિમાં બેઉ ભાગનો સમાવેશ એકજ ભાગમા સુંદર વધાર સાથે કર્યો છે. આખા ઉપનિષદની કીમત રૂ. ૮ રાખી છે તથા ટપાલ જુદું.

---

## ૩ આત્મપુરાણ.

આ પુરાણનો ગ્રંથ નવી. પણ બ્રહ્મજ્ઞાન સબધીના જે ઉપનિષદો છે તેના વિવેચન સહિત વાર્તાનારૂપે શ્રીમદ્ શંકરાનંદસ્વામીએ શ્લોક રૂપે અઢાર અધ્યાય કર્યા છે. આ પ્રમાણે આ અઢાર અધ્યાયોમા લગભગ મુખ્ય ચાલીસેક ઉપનિષદોનો સમાવેશ થાય છે. ચંદ્રકાન્તની માફક વાર્તારૂપે આ પુસ્તક વાચનારને વધારે સારી સુગમતા પડે એમ છે લગભગ સવાસો ફારમ સુધીનો આ ગ્રંથ છે. કીમત રૂ ૮ રાખી છે તથા ટપાલ ખર્ચ જૂદુ. નીચે પ્રમાણેના ઉપનિષદનો સમાવેશ થાય છે —

| | |
|---|---|
| ઐતરેય ઉપનિષદ્ | હંસોપનિષદ્ |
| કૌષીતકિ " | ક્ષુરિકોપનિષદ્ |
| બૃહદારણ્યક " | અન્ન ઉપનિષદ્ |
| શ્વેતાશ્વતર " | બ્રહ્મબિંદુ ઉપનિષદ્ |
| કઠોપનિષદ્ | નારાયણી ઉપનિષદ્ |
| તૈત્તિરીય ઉપનિષદ્ | મહોપનિષદ્ |
| નારાયણીય ઉપનિષદ્ | આત્મપ્રબોધ ઉપનિષદ્ |
| નારાયણ ઉપનિષદ્ | કૈવલ્યોપનિષદ્ |
| જાબાલોપનિષદ્ | છાંદોગ્યોપનિષદ્ |
| ગર્ભોપનિષદ્ | મુંડકોપનિષદ્ |
| અમૃતનાદ ઉપનિષદ્ | પ્રશ્નોપનિષદ્ |

| નૃસિંહ ઉપનિષદ્ | ઇશવાસ્ય ઉપનિષદ્ |
| --- | --- |

આ પુસ્તક લગભગ ૧૨૫ ફારમનુ છે, જેની કીમત રૂા. ૮ તથા ટપાલ જૂદુ.

---

## ૪ તત્ત્વાનુસંધાન.

જીવ બ્રહ્મની એકતા સબધી જે જ્ઞાન, તેનુ નિરૂપણ કરનારો આ ગ્રથ છે. જેમ બ્રહ્મસૂત્રમા ચાર અધ્યાય છે તેમ આમા ચાર અધ્યાય રહેલા છે પહેલામા આત્માનુ પ્રેમયરૂપે, બીજાગા પ્રમાણરૂપે, ત્રીજામા પ્રમાતારૂપે તથા ચોથામા મુક્તિનુ નિરૂપણ કર્યુ છે. આમા આત્મજ્ઞાન સબધી નીચે પ્રમાણેના વિષયો છે જેવા કે—

**પ્રથમ પરિચ્છેદ.**

તત્પદાર્થનુ નિરૂપણ
તટસ્થ લક્ષણનુ નિરૂપણ
બ્રહ્મનુ સ્વરૂપ લક્ષણ
બ્રહ્મના કારણનુ નિરૂપણ
માયાનુ સ્વરૂપ
અજ્ઞાનનુ સ્વરૂપ
અજ્ઞાનનું લક્ષણ
અજ્ઞાનમા પ્રમાણ
અજ્ઞાનના વિભાગનુ નિરૂપણ
આવરણ શક્તિનુ સ્વરૂપ
આવરણ શક્તિનુ લક્ષણ
વિક્ષેપ શક્તિનુ નિરૂપણ
વિક્ષેપ શક્તિનુ લક્ષણ
માયા તથા અવિદ્યાનુ ફળ
જીવ તથા ઇશ્વરની ઉપધિ
બ્રહ્મા વિષ્ણુ તથા શકરનું સ્વરૂપ
વશેષિકનુ મત
વૈશેષિક દર્શનનુ ખડન
સાખ્ય દર્શન નિરૂપણ
સાખ્ય દર્શનનુ ખડન
મનનુ સ્વરૂપ
મન તથા બુદ્ધિમા ફેર
કર્મેન્દ્રિયોની ઉત્પત્તિનો પ્રકાર
પ્રાણીની ઉત્પત્તિનું વર્ણન
સૂક્ષ્મ શરીરનો વિભાગ
સમષ્ટિ તથા વ્યષ્ટિનુ લક્ષણ
સચિત, આગામી તથા પ્રારબ્ધનુ સ્વરૂપ
પચીકૃત કરણનુ પ્રયોજન
જીવાત્માની પાચ અવસ્થાનુ નિરૂપણ
ત્વં પદાર્થનુ શોધ।
તત્ત્વમસિ વાક્યમા લક્ષ્યાદિભાવ નિરૂપણ

**દ્વિતીય પરિચ્છેદ.**

પ્રમાણ નિરૂપણ
વૃત્તિનુ સામાન્ય લક્ષણ
અભિવ્યંજકનુ લક્ષણ
વૃત્તિના વિભાગનુ નિરૂપણ
જીવાશ્રય પ્રમાનુ નિરૂપણ
પ્રમાણનુ લક્ષણ
ઇશાશ્રિત પ્રમાનો વિભાગ
પ્રત્યક્ષ પ્રમાણનુ નિરૂપણ
પ્રત્યક્ષ પ્રમાણનુ ફળ
સાક્ષીના સ્વરૂપનું વર્ણન
આચાર્યના મતનુ વર્ણન
અનુમતિ પ્રમાનુ નિરૂપણ
ઉપમિતિ પ્રમાનુ નિરૂપણ
ઉપમિતિનું વૈદિક ઉદાહરણ
શાબ્દી પ્રમાનુ નિરૂપણ
વાક્યના પદોનુ લક્ષણ
સગિતના સ્વરૂપનુ વર્ણન
શક્તિવૃત્તિનુ નિરૂપણ
શક્તિના જ્ઞાનનો પ્રકાર

આ ગ્રંથ વેદાંતના જિજ્ઞાસુને ઘણો ઉપયોગી છે. આમાં ગુરૂ શિષ્યના સંવાદરૂપ આત્માનું નિરૂપણ બહુજ સ્પષ્ટ રીતે કર્યું છે. ગ્રંથની કીંમત રૂ૦ ૨ાા છે. ઘટાડેલી કીંમત રૂ. ૨ છે. જુજ નકલ બાકી છે.

---

## ૫ અદૃષ્ટ ફળ દર્પણ.

આ ગ્રંથમાં પ્રારબ્ધ આદિ ફળનું નિરૂપણ કર્યું છે. આમાં ઘણા જુદી જુદી રીતના વિષયો છે. આમાં ૧૪ પ્રકરણો છે. જેવાં કે નીતિની પવિત્ર નશીહતો, પ્રારબ્ધ પુરૂષાર્થનો સાચો ભેદ, છંદી ફંદી લોકના ફટકા, જ્યોતિષને માટે મત ફેર નિશ્ચય, સંસ્કારે સૌ મળે છે તેની દલીલો, સોનેરી ટોળાથી બચવાની કુંચી, મહાન્ નરોની વિચિત્ર કર્મરેખા, પ્રારબ્ધની વિચિત્ર રચના, ધર્માદિવડે મેળવવા જોઇતાં સાધનો, પરદેશ ગમનથી થતી અસર, બાળલગ્નાદિથી નીપજતાં પરિણામ, મક્કરોની જાળ, સાચા ધર્મનું સત્વ, પ્રભુ પ્રાર્થનાનાં ભજનો. આની કીંમત રૂ૦ ૨ા રાખી છે.

---

## ૬ શ્રીમદ્ ભગવદ્ગીતા.

સ્વામી શ્રી મધુસૂદનની ટીકાનું શબ્દશઃ ભાષાંતર, દરેક શ્લોકની અવતરણિકા, હેડીંગ, પદચ્છેદ, શબ્દાર્થ તથા ગુરૂ શિષ્યના સંવાદરૂપે મધુસૂદનની ટીકા. કીંમત રૂા. ૬ ( ટપાલ જુદું. ) છપાય છે.

---

# ૭ સુંદરી સૌભાગ્ય.

સ્ત્રીઓને વાંચવાનો અપૂર્વ ગ્રંથ છે. આમાં લગભગ ૬૫ પતિવ્રતા સ્ત્રીઓનાં ચરિત્રો છે. લગ્નમાં લેવાતી પ્રતિજ્ઞાઃ—

| | | | |
|---|---|---|---|
| વાગ્દાન, | ક્રોધવિચાર, | આત્મમેળાપ, | વિધિવિચાર, |
| અતિથિ પૂજન, | વિધવા ધર્મ, | સ્ત્રીધર્મ | તુલસી પૂજાનો વિધિ, |
| અગ્નિની પ્રાર્થના, | સહનશીલતા, | પુરૂષધર્મ, | પતિપૂજા પ્રયોગ, |
| સપ્તપદી, | શ્રદ્ધાવિચાર, | યુવતીધર્મવિચાર, | પતિની પૂજાનું ફળ, |
| કન્યાનો કાળ, | સંતોષ વિચાર, | સતી શિક્ષા. | રજસ્વલા ધર્મ, |
| કન્યાશિક્ષણ, | નયન મેળાપ, | પતિવ્રતમહિમા, | ગર્ભિણી ધર્મ, |
| સત્સંગ નિરૂપણ, | વિચાર મેળાપ, | સુવાસિની વિચાર, | |
| ગર્વ નિરૂપણ, | હૃદય મેળાપ, | સુવાસિની દેવપૂજા, | |

અગ્નિસમક્ષ વરવડે લેવાતી પ્રતિજ્ઞા, પતિવ્રતાનોધર્મ, યુવતીધર્મ આચાર,
દંપતીપરસ્પર ધર્મવિચાર, સૌભાગ્યવતીને પતિ પ્રતિનું નિત્યકર્મ,
પતિ ભકિતથી વિમુખ થતી સ્ત્રીઓની દુર્ગતિ,

આ રીતના વિષયો સાથે લગભગ પંદરથી વીસ ચિત્રો સહિત સ્ત્રીને વાંચવાનું ઉત્તમ પુસ્તક કીંમત રૂ૦ ૩) ટપાલ જુદું.

---

# ૮ વિવાહ કૌમુદી.

કર્મ કાંડમાં સૌથી શિરોમણિ ગ્રંથ જેમાં કુંડલીથી લગ્ન સુધીનું સઘળું કર્મ તેમજ ઉદ્યાપન વિધિ પૂર્ણ વિવેચન સહિત આપ્યું છે. રૂ. ૧॥ ટપાલ ખર્ચ જુદું.

જે કોઇ આખી વેદાંત સીરીઝ માહેલા ગ્રંથો આ જાહેર ખબરમા જણાવ્યા છે તે લેશે તો તેને પચીસ ટકા કમીશન આપવામા આવશે. આ સિવાયઃ—

| | કિંમત. |
|---|---|
| વિચાર સાગર ( સાધુ નિશ્ચયદાસ કૃત ) | ૫–૮–૦ |
| શંકરાચાર્ય પંચરત્ન | ૧–૪–૦ |
| બ્રહ્મ નિત્યકર્મ | ૧–૪–૦ |

---

ટીકા:-પરમાર્થ તત્ત્વની સ્તુતિ અર્થે આ કારિકાની સમાપ્તિમાં વંદન કરવામાં આવ્યું છે. આ બ્રહ્મ પદને દુર્દર્શન કહેવામાં આવ્યું છે. કારણ કે અસ્તિનાસ્તિ આદિ ચાર પ્રકારની કોટીઓથી રહિત હોવાથી દુર્વિજ્ઞેય છે અવિદ્યાયુક્ત પુરુષોનો તેને વિશે પ્રવેશ નહિ હોવાથી મહા સમુદ્રની માફક આ પદને ગંભીરરૂપે કહેવામાં આવ્યું છે. આ પદ અજરૂપ, સામ્યરૂપ તથા સર્વ પ્રકાશરૂપ છે. પૃથક્ ભાવથી રહિત એવા આ પદને પામ્યા પછી તે પદમય થયેલા આપણે તે પદનું વંદન કરવું જોઇએ. અહી પદમય થવા પછી વંદન કરવું જોકે અશક્ય છે, છતાં સંસાર વ્યવહારને અનુસરી યથાશકિત પરમાર્થ તત્ત્વનું વંદન કરવાનું કહેવામાં આવ્યું છે. (૧૦૦)

अजमपि जनियोगं प्रापदैश्वर्ययोगा-
दगति च गतिमत्तां प्रापदेकं ह्यनेकम् ।
विविधविषयधर्मग्राहिमुग्धेक्षणानां
प्रणतभयविहन्तृ ब्रह्म यत्तन्नतोऽस्मि ॥ १ ॥

નમન કરવાવાળાના ભયને હણનાર, અજરૂપ છતાં પોતાના ઐશ્વર્યના યોગથી અનેક જન્મોને પ્રાપ્ત થનાર, અનેક પ્રકારના વિષયરૂપ ધર્મોના ગ્રહણવડે જેઓની દૃષ્ટિ જડ થયલી છે એવા પુરુષોને એકરૂપે છતાં અનેકરૂપે જણાતા, ગતિથી રહિત હોવા છતાં ગતિવાળા જણાતા બ્રહ્મને હું નમસ્કાર કરૂં છું. (૧)

प्रज्ञावैशाखवेधक्षुभितजलनिधेर्वेदनाम्नोऽन्तरस्थं भूतान्यालोक्यमग्नान्यविरतजननग्राहघोरे समुद्रे । कारुण्यादुद्धारामृतमिदममरैर्दुर्लभं भूतहेतोर्यस्तं पूज्याभिपूज्यं परमगुरुममुं पादपातैर्नतोऽस्मि ॥ २ ॥

જે પૂજ્ય વસ્તુઓ છે તેને વિશે પૂજવા યોગ્ય, અનેક જન્મોરૂપી ગ્રાહોવડે ઘોર સમુદ્રને વિશે પડેલા ભૂતોને જોઇ, તેઓનાપર કરુણા લાવી, પ્રજ્ઞારૂપી મંથનના દંડવડે ક્ષુભિત થયલા સાગરરૂપી વેદના મધ્યમાં રહેલા તેમ જ અમરોને પણ દુર્લભ એવા અમૃતને, ભૂતોના ઉપકાર અર્થે કરુણા લાવી આપણી આપનારા એવા પરમ ગુરુને હું સાષ્ટાંગ નમન કરૂં છું. (૨)

यत्प्रज्ञालोकभासा प्रतिहतिमगमत्स्वान्तमोहान्धकारो । मज्जोन्मज्जच्च घोरे ह्यसकृदुपजनोदन्वति त्रासने मे । यत्पादावाश्रितानां श्रुतिशमविनयप्राप्तिरग्र्या ह्यमोघा तत्पादौ पावनीयौ भवभयविनुदौ सर्वभावैर्नमस्ये ॥३॥

વારંવાર થતા જન્મરૂપ ભયંકર સાગરના જળમાં ડુબતો અથવા પાછો બહાર નિકળતો એવો જે હું, તે મારા અંતઃકરણને વિશે રહેલ મોહરૂપ અંધકાર, જે ગુરૂની પ્રજ્ઞારૂપ દર્શનની કાન્તિવડે નિવૃત્તિને પામ્યું છે તથા જે ગુરૂનાં ચરણકમળનો અન્ય શિષ્યો જો આશ્રય કરે છે તો અમોઘ એવાં શ્રવણ, શાંતિ તથા વિનય પ્રાપ્ત થાય છે, તે ગુરૂ ભગવાનનાં સંસારભયને ટાળવાવાળાં તથા પવિત્ર ચરણ કમળનું હું વંદન કરૂં છું. (૩)

इति श्री चंद्रशंकरात्मज छोटालाल शर्मणा कृतगुर्जरभाषांतरे शांकरभाष्यसमेता सगौडपादीयकारिकायर्ववेदीय माण्डूक्योपनिषत् समाप्ता.

ॐ

# बृहदारण्यकोपनिषत्.

## શાંકરભાષ્ય ભૂમિકા.

ૐ ! બ્રહ્માદિ સર્વ ઋષિઓને, બ્રહ્મવિદ્યાના પ્રવર્તકોને કે જેઓનાં નામો ઋષિ* પરંપરા વંશવિશે ઉતરી આવેલાં છે, તેઓને મારા નમસ્કાર છે. ગુરૂઓને† હું નમન કરૂં છું.

*ઋષિઓને બ્રહ્મર્ષિ કહેવામાં આવે છે, જેઓએ બ્રહ્મા અથવા પરમેષ્ઠી પાસેથી બ્રહ્મવિદ્યાનું જ્ઞાન સંપાદન કર્યું હતું. વંશ બ્રાહ્મણ જે આ ઉપનિષદનો છેવટનો ભાગ છે, તેમાં આ ઋષિઓના નામો ગણાવવામાં આવેલાં છે.

†માનાર્થે ગુરૂ શબ્દને અહીં અનેકવચને યોજ્યો છે. ગુરૂનો અર્થ અહીં શ્રીશંકર ભગવાનના ગુરૂ ગોવિંદાચાર્ય જાણવા.

'ઉષ કાળ, એ યજ્ઞિય અશ્વના મસ્તકરૂપ છે,' રીતના પ્રથમ શબ્દોથી વાજસનેયી બ્રહ્મ ઉપ- દની સંક્ષિપ્ત ટીકા× શરૂ થાય છે. આ ટીકા, ો સંસારમાંથી નિવૃત્ત થવાની ઇચ્છા રાખે છે, ાને અર્થે રચવામાં આવી છે, જેથી જીવ+ ા બ્રહ્મ એક છે, એ રીતનુ જ્ઞાન, જે સંસારના માર્થી‡ મુક્તિનું સાધન છે તે તેઓને પ્રાપ્ત ા છે. બ્રહ્મવિદ્યાને ઉપનિષદ્ કહેવામા આવે છે. ણ કે ઉપનિષદ્વડે જેઓને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત છે, તેઓમાંથી જગત્ તથા તેના કારણભૂત ાનતાનો નાશ થાય છે. "ઉપનિ" એ શબ્દથી આત થયેલ સત્ શબ્દનો એ જ અર્થ થાય જે અ ય વિશે બ્રહ્મવિદ્યા સબધી વાત છે, તેને નિષદ્ કહેવામાં આવે છે. ૭ અધ્યાયવાળા ઉપનિષદને આરણ્યક કહેવામા આવે છે, ણ કે તે અરણ્ય વિશે કહેવામા આવ્યું હતું . આ ઉપનિષત્‡ સર્વ કરતા મોટું હોવાથી ે બૃહત્ કહેવામા આવે છે.

આ ઉપનિષદનો સંબંધ કર્મ કાંડ+ સાથે કેટલો છે તે પ્રથમ કહેવામા આવશે. ઇષ્ટ તથા અનિષ્ટ જે પ્રત્યક્ષ તથા અનુમાનવડે જાણી શકાતા નથી, તે કયા ઉપાયવડે પ્રાપ્ત અથવા નિવૃત્ત થઇ શકે છે, તે જાણવું એ અખિલ વેદનો આશય છે. કારણ કે સર્વ પુરૂષોને કુદરતી જ ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિની ઇચ્છા તથા અનિષ્ટ વસ્તુની નિવૃત્તિની ઇચ્છા થાય છે. વેદ અથવા શાસ્ત્રનો હેતુ એ નથી કે, ઇંદ્રિયોના વિષયોને શોધી કાઢવા. કારણ કે અને ઇષ્ટની પ્રાપ્તિ થાય તો સારૂં અને અનિષ્ટની નિવૃત્તિ થાય તો સારૂં. આ રીતનું જે જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે કેવળ પ્રત્યક્ષ તથા અનુમાનવડે× ઉત્પન્ન થઇ શકે છે.

આત્માને અન્ય જન્મ સાથે સંબંધ છે, એ રીતનું જો જ્ઞાન ન થાય તો જન્માતર વિશે ઇષ્ટની પ્રાપ્તિની ઇચ્છા તથા અનિષ્ટની અપ્રાપ્તિની ઇચ્છા થવી જોઇએ નહિ. પોતાના સ્વભાવવડે જ આકર્ષિત જેઓ ઇષ્ટ વસ્તુ વિના અન્ય કોઇ પણ

---

×સંક્ષિપ્ત કહેવાનું કારણ એ કે, ભર્તૃ પ્રપચ ભ્ય આદિની ઘણા જ મોટા વિસ્તારવાળી ટીકા . ઉપનિષદ્પર છે. પણ તે સર્વ કરતા આ ટીકા ી છે, માટે સંક્ષિપ્ત કહેવામા આવી છે.

+જીવ–જીવાત્મા. વેદાત મત પ્રમાણે આત્મા ીરથી સ્વતત્ર વસ્તુરૂપ છે તે વિશુદ્ધ અસ્તિત્વ- ા, જ્ઞાનરૂપ તથા આનંદરૂપ છે તથા તેને ઇંદ્રિય, , બુદ્ધિ તથા તેના વિષયો સાથે જરા પણ બધ હોતો નથી બ્રહ્મ–પરમાત્મા.

‡સસાર હેતુ–મોહ જે સસારનું કારણ થાય છે.

'સદ્–શબ્દનો અર્થ નાશ કરવું અથવા ગમન નું થાય છે તથા ઉપનિ શબ્દમાં "ઉપ" દનો અર્થ સમીપ થાય છે તથા "નિ" દનો અર્થ નિશ્ચયવાચક થાય છે

‡આ ઉપનિષદ્નુ બૃહદારણ્યક સિવાય બીજુ ૫ વાજસનેયી બ્રહ્મ ઉપનિષદ્ કહેવામા આવે તથા તે કારણ ઉપનિષદના કરતા પણ શ્રેષ્ઠ છે

+કર્મ કાડ–વેદના બે વિભાગો કહેવાય છે. પ્રથમ ભાગને કર્મ કાડ અથવા પૂર્વ કાડ કહેવામાં આવે છે તથા તેમા ક્રિયાઓ કેવી રીતે કરવી, તે દર્શાવવામા આવ્યું છે તથા બીજા ભાગને જ્ઞાન કાડ અથવા ઉત્તર કાડ કહેવામા આવે છે તથા તેવડે બ્રહ્મ અથવા પરમાત્માના જ્ઞાનનો પ્રકાશ થાય છે.

×પ્રત્યક્ષ તથા અનુમાન–મીમાંસકો તથા વેદા તીઓ પાચ પ્રકારના પ્રમાણ કહે છેઃ–જેમ કે પ્રત્યક્ષ પ્રમાણ, અનુમાન પ્રમાણ, શબ્દ પ્રમાણ, ઉપમાન પ્રમાણ તથા તર્ક પ્રમાણ. ચાર્વાકના મત પ્રમાણે કેવળ પ્રત્યક્ષ જ પ્રમાણ છે કણાદ તથા બુદ્ધના મત પ્રમાણે પ્રત્યક્ષ તથા અનુમાન બે પ્રમાણો છે. સાખ્ય મત પ્રમાણે પ્રત્યક્ષ, અનુમાન તથા પ્રતિજ્ઞા એમ ત્રણ પ્રમાણો છે ન્યાય અથવા ગૌતમ મતાનુયાયી પ્રત્યક્ષ, અનુમાન પ્રતિજ્ઞા તથા ઉપમાન પ્રમાણ એમ ચાર માને છે તથા પ્રાભાકરો પ્રથમ કહેલા પાચને માને છે તથા અન્ય મીમાસકો છ ગણે છે. આ ભાગ વિશે પ્રત્યક્ષ તથા અનુમાન, એ બેની જ ગણના કરવામા આવી છે.

રીતની કામના રાખતા નથી, તેઓના વર્તન-પરથી જ સ્પષ્ટ જણાઇ આવે છે. આ જ કારણથી પૂર્વ જન્મના સંબંધયુક્ત આત્માના અસ્તિત્વના જ્ઞાન વિશે તેમ જ અન્ય જન્મ વિશે ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ તથા અનિષ્ટ વસ્તુની નિવૃત્તિના ખાસ ઉપાય વિશે વેદાંત 'શાસ્ત્ર' પ્રવર્તે છે. શરીરથી સ્વતંત્ર આત્માનું અસ્તિત્વ વેદાંત વચનના પ્રમાણથી સિદ્ધ થાય છે. આ જ બાબત નીચેના મંત્રમા સ્પષ્ટ કરવામાં આવી છે. જેમા લખ્યું છે કે:–"મનુષ્યના મરણ પછી આત્મા અસ્તિત્વ ભોગવે છે." આ વાત અનેક શાસ્ત્રવચનોથી સિદ્ધ થઇ શકે છે "કેટલાકો એમ કહે છે કે, આત્મા અસ્તિત્વ ભોગવે છે, કેટલાકો એમ કહે છે કે આત્મા અસ્તિત્વ ભોગવતો નથી," આ પ્રમાણે કઠોપનિષદ્‌નો પ્રારંભ થાય છે તથા સમાપ્તિમા કહ્યુ છે કે, "તે અસ્તિત્વ ભોગવે છે"

વળી એક સ્થળે કહ્યુ છે કે; કેટલાક જીવો મૃત્યુ પછી પ્રાણીની માફક દેહને પ્રાપ્ત થના ફરી જન્મે છે તથા કેટલાકો પોતાના કર્મ પ્રમાણે અને વેદના જ્ઞાનને અનુસરી સ્થાણુની સ્થિતિમા વિકારને પામે છે.

તેમ જ એક સ્થળે કહ્યુ છે કે, આત્મા જ્યોતિરૂપ છે તથા અન્ય જન્મમાં આત્માનું જ્ઞાન તથા કર્મો આત્માને અનુસરે છે. પવિત્ર કર્મથી મનુષ્ય પવિત્ર થાય છે તથા પાપ કર્મવડે પાપયુક્ત થાય છે. તેમ જ એક સ્થળે એમ કહેવામાં આવ્યું છે કે, "હું તને ઉપદેશ કરીશ" તથા ઉપદેશના છેવટમાં કહ્યુ છે કે, "આત્મા જ્ઞાનરૂપ છે."

શરીરથી સ્વતંત્રરૂપે આત્માનું અસ્તિત્વ છે, આ રીતનુ વચન પ્રત્યક્ષ પ્રમાણવડે સિદ્ધ કરવું યોગ્ય નથી. કારણ જેઓ વિરુદ્ધ વાદવિવાદ કરનારા છે, તેઓનું વચન પણ વિરુદ્ધ હોય છે. જો આત્માના અસ્તિત્વનું જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણવડે અન્યદેહવિશે પ્રાપ્ત થઇ શકતું હોય તો લોકાયતિકો+ તથા બુદ્ધો, જેઓ એમ કહે છે કે, આત્મા અસ્તિત્વ ભોગવતો નથી, તેઓ આપણા પ્રતિકૂલ નહી થઇ શકે. કારણ કે ઇંદ્રિયોના વિષયો સબધી કોઈ પણ રીતની પ્રતિકૂલતા હોતી નથી. જેમ ઘટ ઇંદ્રિયોનો વિષય થયો હોય, છતા કોઇ એમ કહે કે, ઘટનું અસ્તિત્વ નથી, તો તેનુ આમ કહેવું કોઇ સ્વીકાર કરતું નથી. એક જ વસ્તુને કેટલાકો સ્થાણુરૂપે તથા કેટલાકો મનુષ્યરૂપે ગ્રહણ કરે છે. આ પ્રમાણેના મનુષ્ય તથા સ્થાણુના દૃષ્ટાંતથી જો તમે એમ સ્વીકારો કે, આ રીતની વિરુદ્ધતા અસ્તિત્વમા પણ હોય છે તો તેના ઉત્તરમા કહેવાનું કે, જ્યારે આત્માનું અસ્તિત્વ પૂર્ણ રીતે જાણવામા આવે છે ત્યારે સર્વ વાદનો અંત આવે છે. કારણ કે તે સમયે ઇંદ્રિયના વિષયનું સ્વરૂપ કેવું હશે, તે સંબધી શંકા રહેતી જ નથી. દૃષ્ટાંત તરીકે જો પ્રત્યક્ષ પ્રમાણથી જ સ્થાણુનું સ્વરૂપ જાણવામાં આવ્યુ હોય છે, તો પછી એમ થતું નથી કે, તેનુ સ્વરૂપ કેવું હશે. વૈનાશિકો અગર

+લોકાયતિકો–દેહથી સ્વતંત્ર આત્માનું અસ્તિત્વ જેઓ માનતા નથી તથા થનારા જન્મને અર્થે કોઈ પણ રીતના કર્મો જેઓ કરતા નથી, તેઓને લોકાયતિકો કહેવામાં આવે છે. આ લોકાયતિકોને જ શૂન્યવાદીઓ અથવા ચાર્વાકો કહેવામા આવે છે. ચાર્વાક નામના મુનિપરથી તેઓને ચાર્વાક કહેવામાં આવે છે. બૃહસ્પતિ ઉપરથી તેઓ બાર્હસ્પત્ય કહેવાય છે શૂન્યવાદીઓ જગતને શૂન્યરૂપે માને છે. સદાનંદ વેદાંત સારમા એમ કહ્યું છે કે, ચાર્વાકોના ચાર વિભાગો છે. કેટલાકો દેહને આત્મા માને છે, કેટલાકો દેહની ઇંદ્રિયોને આત્મારૂપે માને છે, કેટલાક ઇંદ્રિયોના ધર્મને આત્મારૂપ માને છે તથા કેટલાકો કેવળ મનને જ આત્મારૂપ માને છે.

બૌદ્ધોમા પણ ચાર મતો છે. એક મતવાળાને માધ્યમિક કહેવામા આવે છે,. જેઓ એમ કહે છે કે, સઘળુ વૃથા છે. બીજા મતવાળાને યોગાચાર કહેવામા આવે છે, જેઓ એમ કહે છે કે, વિજ્ઞાન સિવાય સર્વ નિષ્ફળ છે. ત્રીજા ભાગને સૌત્રાંતિકો કહેવામાં આવે છે, જેઓ એમ કહે છે કે, આંતરેન્દ્રિયો કરતા બાહ્ય વિષયોનું અસ્તિત્વ વધારે છે. ચોથા મતવાળાને વૈભાષિકો આવે છે, જેઓ મૂર્તિને માનતા નથી.

જો કે 'હું' એ પ્રમાણ ઉત્પન્ન થવા છતાં દેહાન્તરથી સ્વતંત્ર આત્માના અસ્તિત્વને સ્વીકારતા નથી. આ રીતે ઇંદ્રિયોના કોઇ પણ વિષયથી આત્મા બાહ્ય હોવાથી તેનું અસ્તિત્વ પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થઇ શકતું નથી.

અનુમાન પ્રમાણવડે પણ આત્મા સિદ્ધ થઇ શકતો નથી. જો તમે એમ કહો કે, આત્માનું અસ્તિત્વ સિદ્ધ કરવામાં શ્રુતિએ તર્કો આપ્યા છે તથા આ તર્કો પ્રત્યક્ષ પ્રમાણને આધીન છે તો અમે એ વાત સ્વીકારી શકતા નથી. કારણ કે પૂર્વ જન્મ સંબંધે આત્માનું પ્રત્યક્ષ પ્રમાણ હોતું નથી. એમ છતાં પણ જો વેદના અર્થ પ્રમાણે સાધારણ તર્કથી તથા વેદથી આત્માનું અસ્તિત્વ માનવામાં આવે તો વેદ મતાનુયાયીઓએ-મીમાંસકોએ તથા તાર્કિકોએ પોતપોતાની બુદ્ધિને અનુસરી 'હું'ના પ્રત્યક્ષ પ્રમાણને તથા વેદને અનુસરતા તર્કો ઉત્પન્ન કર્યા છે અને આ પ્રમાણે તેઓ કહે છે કે, આત્મા, પ્રત્યક્ષ તથા અનુમાન પ્રમાણવડે જ સિદ્ધ થાય છે.

જે નિશ્ચયપૂર્વક એમ જાણે છે કે, આત્માનું અસ્તિત્વ છે તથા તે અન્ય દેહને પ્રાપ્ત થનારો છે અને આ જ કારણથી જે થનારા અન્ય દેહને અર્થે ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ તથા અનિષ્ટના પ્રતિહાર અર્થે ઉપાયો યોજવામાં જે આતુર છે, તેના વિશેષ જ્ઞાનને અર્થે કર્મકાંડનો વિષય યોજાયલો છે. આત્મા સંબંધનું જે અજ્ઞાન, ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિની ઇચ્છા કરે છે તથા અનિષ્ટ વસ્તુની અપ્રાપ્તિની ઇચ્છા કરે છે તથા જે અજ્ઞાન પોતાના સ્વભાવથી જ 'હું કર્તા છું, હું ભોક્તા છું,' એ રીતનું અભિમાન કરે છે, તે અજ્ઞાન કેવળ કર્મકાંડથી નાશને પામતું નથી. અજ્ઞાનતાના અભિમાનનો નાશ તો કેવળ કર્મકાંડથી વિપરીત 'જીવ તથા શિવ એક જ છે,' એ રીતના જ્ઞાનથી જ થાય છે. કારણ કે જ્યાંસુધી આ પ્રકારની અજ્ઞાનતાનો નાશ થતો નથી, ત્યાં સુધી અજ્ઞાની જીવ કર્મથી તથા શાસ્ત્ર વિશે કર્મોથી વિરુદ્ધ ચલાવી ઉત્પન્ન થતા રાગ દ્વેષ તથા સ્વભાવિક દોષને લીધે મન, વાણી તથા ક્રિયાવડે કરી, અધર્મયુક્ત તથા ઇન્દ્રિયોના વિષયરૂપ થતા તેમ જ ઇન્દ્રિયોના અવિષયરૂપ થતા અનિષ્ટના કારણરૂપ કર્મોને એકઠા કરવાનો પ્રયાસ કરે છે. આથી જન્માંતર વિશે ઉચ્ચતર સ્થિતિમાંથી જડાત્મક અધમ સ્થિતિને પોતાના દોષના પ્રમાણમાં તેઓ પ્રાપ્ત થાય છે.

કેટલીક વખત શાસ્ત્રથી થયેલા સંસ્કારોની શ્રેષ્ઠતા હોય છે. આથી મન, વાણી તથા દેહના કર્મોવડે આત્મા એવી સ્થિતિને પ્રાપ્ત થાય છે કે, જે સ્થિતિ સદ્ગુણરૂપે હોય છે તથા જેને ધર્મ એ સંજ્ઞા આપવામાં આવે છે. આ ધર્મ બે પ્રકારનો છે-એક ધર્મ જ્ઞાનથી ઉત્પન્ન થઇ શકે છે તથા બીજો કેવળ ધર્મવડે જ થઇ શકે છે. પિતૃ તથા અન્ય લોકાદિની પ્રાપ્તિ બીજા પ્રકારથી થાય છે તથા જ્ઞાનથી ઉત્પન્ન થતા ધર્મનું ફળ એ હોય છે કે, બ્રહ્માના લોકની ઉપર રહેલા દેવલોક અને અન્ય લોકોની પ્રાપ્તિ થાય છે. શાસ્ત્રમાં એવું કહેવામાં આવ્યું છે કે, દેવોનું યજન કરનારા પુરૂષો કરતા બ્રહ્મની ઉપાસના કરનાર શ્રેષ્ઠ છે. તેમ જ સ્મૃતિમાં કહેવામાં આવ્યું છે કે, વેદ વિહિત કર્મ બે પ્રકારના છે-પ્રથમ પ્રકારના કર્મનો પ્રાણ સાથે સંબંધ છે તથા બીજાનો ધ્યાન સાથે સંબંધ છે. પ્રથમોપાયથી કામનની તૃપ્તિ થાય છે તથા દ્વિતીયોપાયથી જ્ઞાનના આશ્રયથી કામનાઓનો નાશ થાય છે.

જો છેવટે પુરૂષમાં ધર્મ તથા અધર્મની પ્રાપ્તિ સરખી હોય છે તો તેને મનુષ્યની સ્થિતિ પ્રાપ્ત થાય છે. આ રીતે અવિદ્યાદિ દોષોથી ધર્મ તથા અધર્મના પ્રમાણમાં સંસારની ગતિમાં મનુષ્યની પ્રવૃત્તિ થાય છે, જે ગતિ બ્રહ્મલોકથી માંડી જડપર્યંત નામ, રૂપ તથા કર્મને અધીન છે.

આ રીતે કાર્ય કારણરૂપ આ જગત્ પોતાની ઉત્પત્તિ પૂર્વે અવ્યાકૃતરૂપ હતું. અજ્ઞાનતામાંથી ઉત્પન્ન થનાર આ જગત્ જે બીજના અંકુરરૂપ છે, જે આત્મામાં ક્રિયાકારકથી ઉત્પન્ન થતા કર્મોના ફળરૂપ છે, જે અનાદિ છે તથા જે અનંત છે, તે અનર્થરૂપ છે. આ પ્રકારના વિશ્વાન્થી મુક્ત

તથા જગતથી વિરક્ત થયલા પુરુષની અજ્ઞાનતાનો નાશ કરવા અર્થે આ ઉપનિષદનો આરંભ થયો છે, જેના આશ્રયથી અજ્ઞાનથી વિપરીત એવું બ્રહ્મજ્ઞાન મનુષ્યને પ્રાપ્ત થાય છે.

*અશ્વમેધ યજ્ઞ કરવાનો જેઓને અધિકાર નથી, તેઓને અશ્વમેધ યજ્ઞ સંબંધી ક્રિયાના જ્ઞાનની આવશ્યકતા છે, જેથી તેઓને પણ અશ્વમેધ કરનારના જેટલું જ ફળ પ્રાપ્ત થાય "વિદ્યા તથા પવિત્ર કર્મોવડે દર્શાવેલ ફળની પ્રાપ્તિ થાય છે" તથા "જે આ લોકને પણ જિતી જાય છે તે" આ રીતના શ્રુતિમાં દર્શાવેલા વચનથી એક મનુષ્ય જો એમ અનુમાન કરે કે, જ્ઞાન એ કર્મનો એક વિષય છે, તો તેમાં તેનો પ્રથમ મહાન્ દોષ એ છે, કે "જે અશ્વમેધ યજ્ઞ કરે છે તથા જે તેને આ પ્રમાણે જાણે છે"† આ બેઉ પ્રકારના વચનોવડે-કાં તો જ્ઞાનવડે અથવા તો કર્મવડે એ બેમાંથી ગમે તે પ્રકારે અશ્વમેધ કરવો, ઇચ્છાને આધીન છે. બીજો દોષ એ છે જે, શ્રુતિનો દ્વિતીય ભાગ જે જ્ઞાન ભાગ છે તેને વિશે આ જ્ઞાન સંબંધી વર્ણન કરવામાં આવ્યું છે તથા ત્રીજો દોષ એ છે કે, અન્ય ક્રિયાઓથી પણ તે જ પ્રકારની ફળ-પ્રાપ્તિ થાય છે. આ સર્વપરથી એમ અનુમાન કરવામા આવે છે કે, કેવળ જ્ઞાનવડે જ અશ્વમેધનું ફળ પ્રાપ્ત થાય છે સર્વ કર્મોમા અશ્વમેધ યજ્ઞ મુખ્ય છે. કારણ કે તે વડે ‡સમષ્ટિ તથા વ્યષ્ટિ, એ બેઉની પ્રાપ્તિ થાય છે.

* આ ઉપનિષદના પ્રારંભમા અશ્વમેધ યજ્ઞનું વર્ણન કરવામા આવ્યું છે, તે એવા હેતુથી કે, બ્રાહ્મણો તથા બીજાઓ પણ જ્ઞાનવડે યજ્ઞના ફળને મેળવે, જે યજ્ઞ કેવળ રાજાઓથી જ સિદ્ધ થઇ શકે છે

† જે તેને આ પ્રમાણે જાણે છે-પ્રજાપતિના લક્ષણરૂપ અશ્વમેધ યજ્ઞ છે, એમ જે જાણે છે

‡સમષ્ટિ તથા વ્યષ્ટિ-લોકાત્મા અથવા ઇશ્વર જે સર્વના અધિષ્ઠાતા છે આ પ્રમાણેની હિરણ્યગર્ભની જે સ્થિતિ, તેને સમષ્ટિ કહેવામા આવે છે તથા દરેક જીવ વિશે વ્યાપકરૂપ હિરણ્યગર્ભની જે સ્થિતિ, તેને વ્યષ્ટિ કહેવામા આવે છે

બ્રહ્મજ્ઞાનની શરૂઆત કરવાને સમયે અશ્વમેધ યજ્ઞની ક્રિયાનું વર્ણન એટલા માટે કરવામા આવ્યું છે કે, સર્વ કર્મોવિશે સંસાર રહેલ છે કારણ તેનું ફળ ભક્ષક જે મૃત્યુરૂપ છે, તેની માફક દર્શાવવામા આવ્યું છે.

જો એમ કહેવામા આવે કે, નિત્ય કર્મવડે સંસાર વિષયનું ફળ પ્રાપ્ત થતું નથી તો શ્રુતિ જે સર્વ કર્મના ફળનું નિરૂપણ કરે છે, તેના પ્રમાણથી અમો તે સ્વીકારી શકતા નથી કારણ કે નિત્ય તેમ જ નૈમિત્તિક દરેક કર્મમા ગૃહિણીની આવશ્યકતા હોય છે અને "ગૃહિણી હોય તો સારૂં", આ પ્રકારની કામનાઓ દરેક જણને સ્વાભાવિક જ હોય છે તથા તે કર્મનો સંબંધ કામનાના વિષય સાથે હોય છે. તેમ જ પુત્રવડે કરાયેલા કર્મના ફળરૂપે દેવલોક અથવા તો ઋષિ લોકની પ્રાપ્તિ દર્શાવવામા આવી છે તથા "આ જગત્ નામ, રૂપ અને કર્મવડે ત્રણ પ્રકારનું છે" આ વાક્યથી પ્રથમાધ્યાયની સમાપ્તિમાં અશ્વમેધના ફળરૂપે હિરણ્યગર્ભની સ્થિતિ કહેવામા આવી છે.

આ પ્રમાણે જગત્ સર્વ કર્મોવડે ઉત્પન્ન થતા વ્યક્ત કાર્યરૂપે નામ, રૂપ તથા કર્મો આ ત્રણ જગતની ઉત્પત્તિ પહેલા કેવળ અવ્યક્ત રૂપે હતા. જેમ બીજમાથી વૃક્ષની ઉત્પત્તિ થાય છે તે જ પ્રમાણે સર્વ જીવોની કર્મોના ફળોરૂપે વ્યક્તિ થાય છે આ સંસાર વ્યાકૃતરૂપ છે, તેમ જ અવ્યાકૃતરૂપ પણ છે તે અવિદ્યાના વિષયરૂપ છે તે મૂર્ત તેમ જ અમૂર્તરૂપ છે આત્મારૂપે અધ્યારોપિત થયેલ આ સંસાર અજ્ઞાનતાને લીધે 'હું કર્તા છું, હું ભોક્તા છું' આ પ્રમાણેના કર્મને અધીન છે. જો કે આત્મા સંસારથી ભિન્ન છે, પોતાના સ્વરૂપ વિશે નામ, રૂપ તથા ક્રિયાના ભેદથી રહિત છે, અવ્યયરૂપ છે, તેમજ જો કે તે નિત્ય, શુદ્ધ બુદ્ધ તથા મુક્ત સ્વભાવવાળો છે છતા તે ક્રિયા કારક તથા ફલાદિના ભેદવડે વ્યક્તરૂપે થાય છે આથી રજ્જુનું ખરૂં જ્ઞાન ઉત્પન્ન થવાથી જેમ સર્પની ખોટી ભ્રાંતિનો નાશ થાય છે, તે જ રીતે સાધ્ય સાધનરૂપ, ક્રિયા કારકરૂપ તથા કર્મના

ફળના ભેદરૂપ આ સંસારથી જે મનુષ્ય વિરક્ત થયો હોય છે, તેના કામાદિ દોષો તથા કર્મના હેતુરૂપ અવિદ્યાનો નાશ કેવળ બ્રહ્મજ્ઞાનવડે જ થાય છે.

આ ઉપનિષદ્વિશે અશ્વમેધના જ્ઞાનમાટે "ઉષ કાળ મસ્તકરૂપ છે" ત્યાંથી શરૂઆત કરવામાં આવી છે આ યજ્ઞમાં અશ્વનું પ્રાધાન્ય હોવાથી તેને અશ્વરૂપ ગણેલ છે પ્રજાપતિ પ્રતિનિધિરૂપ હોવાથી તથા અશ્વ નામવી અગ્નિ આ યજ્ઞ હોવાથી, એને ઘણો જ શ્રેષ્ઠ ગણવામાં આવ્યો છે.

# બૃહદારણ્યકોપનિષત્

## પ્રથમ અધ્યાય

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

ॐ शान्ति शान्ति शान्ति.

અર્થ—આ પૂર્ણ છે, એ પૂર્ણ છે, પૂર્ણમાંથી પૂર્ણ નિકળે છે પૂર્ણમાંથી પૂર્ણ લેવાથી પૂર્ણ અવશેષરૂપે રહે છે

ॐ शान्ति। शान्ति।। शांति।।।

### પ્રથમ બ્રાહ્મણ.

#### અશ્વનું પ્રજાપતિરૂપે વર્ણન.

ॐउषा वा अश्वस्य मेध्यस्य शिरः ॥ सूर्यश्चक्षुर्वातः प्राणो व्यात्तमग्निर्वैश्वानरः संवत्सर आत्मा अश्वस्य मेध्यस्य ॥ द्यौः पृष्ठमन्तरिक्षमुदरं पृथिवी पाजस्यम् ॥ दिशः पार्श्वे अवान्तरदिशः पर्शव ऋतवोऽङ्गानि मासाश्चार्धमासाश्च पर्वाण्यहोरात्राणिप्रतिष्ठा नक्षत्राण्यस्थीनि नभो मांसानि ॥ ऊवध्यं सिकताः सिन्धवो गुदा यकृच्च क्लोमानश्च पर्वता ओषधयश्च वनस्पतयश्च लोमानि उद्यन् पूर्वार्धो निम्लोचन् जघनार्धो यद्विजृम्भते तद्विद्योतते यद्विधूनुते तत्स्तनयति यन्मेहति तद्वर्षति वागेवास्य वाक् ॥१॥

અન્વયાર્થ—उषा=બ્રાહ્મ મુહૂર્ત, वा=પ્રસિદ્ધ, अश्वस्य=અશ્વના, मेध्यस्य=યજ્ઞિય, शिरः=મસ્તક, सूर्यः=સૂર્યરૂપ, चक्षुः=ચક્ષુ, वातः=બાહ્યવાયુ प्राणः=પ્રાણ, व्यात्तं=ખુલ્લું કરેલું મુખ अग्निः=અગ્નિ, वैश्वानरः=વૈશ્વાનર, संवत्सरः=સંવત્સરરૂપે, आत्मा=આત્મા अश्वस्य=અશ્વના, मध्यस्य=યજ્ઞિય द्यौः=સ્વર્ગલોક, पृष्ठं=પૃષ્ઠ ભાગ, अंतरिक्षं=આકાશ उदरं=ઉદર, पृथिवी=પૃથ્વી, पाजस्यं=પાદો अस्यन्त यस्मिन्निति पादस्य અથવા पाजस्य અર્થાત્ જેને વિશે પગ મૂકવામાં આવે છે તે અર્થાત્ ખરી दिशः=દિશાઓ, पार्श्वे=બાજુઓરૂપે, अवान्तरदिशः=ખૂણાઓ, पर्शवः=બાજુઓમાં રહેલ હાડકાં, ऋतवः=ઋતુઓ, अंगानि=અવયવો, मासाः=માસો, अर्धमासाः=પખવાડીઆ, पर्वाणि=સંધિએ, अहोरात्राणि=દેવાદિના દિવસ તથા રાત્રી, प्रतिष्ठा=પગો, नक्षत्राणि=નક્ષત્રો, अस्थीनि=હાડકાં, नभः=મેઘ, मांसानि=માંસરૂપે, ऊवध्यं=અર્ધ પચેલું અન્ન, सिकताः=રેતી, सिन्धवः=સમુદ્રો, गुदा=ગુદારૂપે, यकृत्=મળાશય, क्लोमानः=પ્લીહ, पर्वताः=પર્વતોરૂપે, ओषधयः=ઓષધિઓ वनस्पतयः=વનસ્પતિઓ, लोमानि=રૂંવાં, उद्यन्=મધ્યાહ્ન સુધીનો સમય, पूर्वार्द्धः=નાભિની ઉપરના ભાગરૂપે निम्लोचन्=મધ્યાહ્નથી સાંજ સુધીનો સમય, जघनार्धः=નાભિની નીચેનો ભાગ, यत्=જે, विजृम्भते=બગાસાં થાય છે, तत्=તે, विद्योतते=વિદ્યુતરૂપે, यत्=જે, विधूनुते=શરીરનું કાંપવું तत्=તે, स्तनयति=ગર્જનાં રૂપે, यत्=જે, मेहति=મૂત્રની ક્રિયા થાય છે તે, तत्=તે, वर्षति=વૃષ્ટિરૂપે, वाक्=વાણી, एव=જ, अस्य=આ અશ્વની, वाक्=વાણીરૂપે (૧)

શબ્દાર્થ—ઉષઃ કાળ ખરેખર અશ્વમેધ યજ્ઞના મસ્તકરૂપ છે, સૂર્ય ચક્ષુરૂપ છે, પ્રાણ વાયુરૂપ છે, વૈશ્વાનર નામનો અગ્નિ ખુલ્લા મુખરૂપ છે તથા સંવત્સર યજ્ઞીય અશ્વના શરીરરૂપ છે સ્વર્ગ પીઠરૂપ છે, અંતરિક્ષ ઉદરરૂપ છે, પૃથ્વી ખરીરૂપ છે, દિશાઓ પાર્શ્વરૂપે છે ખૂણાઓ પાર્શ્વના અસ્થિરૂપ છે ઋતુઓ અવયવરૂપ છે માસ તથા અર્ધ માસો પર્વોરૂપ છે, દિવસ તથા રાત્રિ પાદરૂપે છે, નક્ષત્રો અસ્થિરૂપ છે, આકાશ માંસરૂપ

છે, અર્ધ પકવ અંન્ન રેતીરૂપ છે, સિંધુઓ ગુદારૂપ છે, પર્વતો અન્નાશય તથા પ્લીહરૂપ છે, ઓષધિ તથા વનસ્પતિ લોમરૂપ છે, સૂર્ય જેટલો સમય ઉદય પામે છે તે શરીરના અગ્ર ભાગરૂપ છે, જેટલો સમય સૂર્ય અસ્ત પામે છે, તે શરીરના પશ્ચિમ ભાગરૂપ છે, વિદ્યુત વિજૃંભણરૂપ છે, મેઘગર્જના એ અવયવની ગતિરૂપ છે, મેઘથી થતી વૃષ્ટિ મૂત્રોત્સર્ગરૂપ છે તથા તેનો ધ્વનિ વાણીરૂપ છે (૧)

ટીકાઃ–ઉષઃકાળઃ–બ્રહ્માના અમુક મુહૂર્તને ઉષઃકાળ કહેવામાં આવે છે. વૈ (ખરેખર):–આ શબ્દ પ્રસિદ્ધ સમયનું સ્મરણ કરાવવાને વાપરવામાં આવ્યો છે. શિરઃ–તેનો (પ્રજાપતિનો) મુખ્ય સમય ઉષા છે તથા અશ્વના સર્વ ભાગો કરતા શિર અવયવ મુખ્ય છે, માટે ઉષાને શિર સાથે સરખાવી છે. પશુને પવિત્ર કરવાના હેતુ માટે કર્મના જૂદા જૂદા ભાગો તેના અંગરૂપ હોવાથી યજ્ઞનો સમય તથા બીજી વિધિઓ શિર તથા તેના બીજા અવયવોવડે દર્શાવવામાં આવી છે. પ્રજાપતિની દૃષ્ટિનું અધ્યારોપણ કરવાથી અશ્વને પ્રજાપતિરૂપ ગણવામાં આવ્યો છે. કારણ કે સમય, લોક તથા દેવોવડે પ્રાણીનું નિરૂપણ કરવાથી પ્રજાપતિનિધિત્વ કહેવામાં આવ્યું છે. તે પ્રજાપતિનું સ્વરૂપ છે, કારણ વિષ્ણુ તથા બીજા દેવો પ્રજાપતિ અથવા વિરાટ્ સ્વરૂપે દર્શાવવામાં આવ્યા છે. *સૂર્ય ચક્ષુરૂપ છેઃ–ચક્ષુ શિરની નજદીક છે તથા ચક્ષુના અધિદેવતા સૂર્ય છે, માટે ચક્ષુ સૂર્યરૂપ કહેલો છે. વાયુ પ્રાણરૂપ છે.–વાયુની પ્રાણ સાથે સાદસ્યતા કહેવામાં આવી છે. મુખ વૈશ્વાનર અગ્નિરૂપ છેઃ–વૈશ્વાનર એ અગ્નિનું મુખ્ય નામ છે, અર્થાત્ જેનું મુખ સર્વદા ખુલ્લું રહે છે. મુખના દેવ અગ્નિ કહેવામાં આવ્યા છે. વર્ષ શરીરરૂપ છેઃ–સંવત્સરરૂપ બાર અથવા તેર માસો લેવા. વર્ષ એ સમયના અવયવોના શરીરરૂપ છે. શ્રુતિમાં પણ કહેવામાં આવ્યું છે કે, શરીર સર્વ અવયવોની મધ્યમાં આવેલું છે. યજ્ઞીય-અશ્વનાઃ–આ શબ્દ કેવળ સંબંધ દર્શાવવા પુનરાવર્તનરૂપ આપવામાં આવ્યો છે. સ્વર્ગ પીઠરૂપ છે.–સ્વર્ગ પણ સર્વ લોકોની ઉપર રહેલ છે. તેમ જ પીઠ પણ શરીરની ઉપર રહેલ છે. અંતરિક્ષ ઉદરરૂપ છેઃ–અંતરિક્ષ તથા ઉદર બન્ને આકાશરૂપ છે. પૃથ્વી પાદના આસનના સ્થાનરૂપ છે. દિશાઓ અગર જો કે ચાર છે, છતાં બે બેની સાદસ્યતાને લીધે બે પાર્શ્વોરૂપ છે. આ પ્રકારની સાદસ્યતા અયુક્ત નથી, કારણું કે બેઉની સંખ્યા ભિન્ન છે તેમ જ અશ્વની બે બાજૂઓ સર્વ દિશાઓમાં વ્યાપ્ત છે, માટે આ સાદસ્યતા અયોગ્ય નથી.

ખૂણાઓઃ–અગ્નિઆદિ ખૂણાઓ પાર્શ્વોના અસ્થિરૂપ છે. ઋતુઓ અંગોરૂપ છેઃ–શરીરના ભાગો સાથે સંવત્સરના ભાગોની સાદસ્યતા છે. માસો તથા પક્ષો પર્વોરૂપ છેઃ–આ પણ સાદસ્યતાને લીધે કહેવામાં આવ્યું છે. દિવસો તથા રાત્રીઓ પાદોરૂપ છેઃ–અહીં પાદ શબ્દને બહુવચનમાં લેવામાં આવ્યો છે. કારણ દિવસોની સંખ્યામાં ભિન્નતા હોય છે. જેવા કે, પ્રજાપતિ, દેવો, પિતૃઓ તથા મનુષ્યોના દિવસો. પાદોઃ–જેમ અશ્વના પાદવડે તે આગળ ગમન કરી શકે છે તેમ દિવસ તથા રાત્રીઓ શરીરરૂપી સમયથી આગળ ગમન કરે છે. નક્ષત્રો અસ્થિઓરૂપ છેઃ–કારણ બન્નેનું રૂપ શ્વેત છે. આકાશઃ–આ શબ્દવડે આકાશનાં અંત્રો લેવાં કારણ કે આગળ કહેવામાં આવ્યું છે કે, અંતરિક્ષ ઉદરરૂપ છે તથા અંત્રો નસોરૂપ છે, કારણ નસોમાંથી લોહી નીકળે છે તથા અંત્રોમાંથી જળ નિકળે છે. અર્ધ પકવાન્ન સિકતારૂપ છેઃ–ભિન્ન અંગોની સાદસ્યતાને લીધે આમ કહેવામાં આવ્યું છે. નદીઓ મુખ્ય ગુદાઓરૂપ કહેવામાં આવી છેઃ–કારણ કે બન્ને ઝરે છે. અન્નાશય તથા પ્લીહ પર્વતો છેઃ–કારણ કે તેઓ બન્ને અંતઃકરણની ડાબી તથા જમણી બાજુએ માંસના બે કટકાઓરૂપે રહેલ છે તેઓનું સખતપણું તથા ઉચ્ચતાને લીધે તેની પર્વતરૂપે ગણના કરવામાં આવી છે ઓષધિ તથા વનસ્પતિઓ શરીરના કેશરૂપ છેઃ–કારણ કે વૃક્ષોની મસ્તકના [illegible] સાથે સાદસ્યતા હોય છે. બપોર સુધીનો સર્વ નાભિના ઉર્ધ્વ ભાગ સુધી

* જેવી રીતે ચક્ષુ શીર્ષની સમીપ છે તે જ પ્રમાણે સૂર્ય ઉષાની સમીપ છે. આથી બંને વિશે સાદસ્યતા રહેલી છે. (આનંદગિરિ.)

રૂપ છે; મધ્યાહ્નથી અસ્ત પામતો સૂર્ય બીજા અર્ધભાગરૂપ છે અર્થાત્ જાનુ તથા જંઘાની સાથે તેની સાદશ્યતા છે. વિદ્યુત્ વિજૃંભણરૂપ છે–અભ્રના ગાજવાની સાથે વિદ્યુતની ઉત્પત્તિ થાય છે, તેમ જ બગાસું આવવાથી એકદમ મુખ ખુલ્લું થાય છે; માટે વિદ્યુતને બગાસા સાથે સરખાવી છે. અંગોની ગતિ મેઘની ગર્જનારૂપ છે:–કારણ કે બન્નેમાં ધ્વનિની સાદશ્યતા છે. મૂત્રોત્સર્ગ વૃષ્ટિસદશ છે–કારણ કે એઉમાંથી જળ નિકળે છે. ધ્વનિ અશ્વના ખોખારવા સરખો છે. કારણ કે એઉમાં એક જ રીતની સાદશ્યતા રહેલી છે. (૧)

**अहर्वा अश्वम्पुरस्तान्महिमान्वजायत तस्य पूर्वे समुद्रे योनी रात्रिरेनम्पश्चान्महिमान्वजायत तस्यापरे समुद्रे योनिरेतौ वा अश्वं महिमानावभित सम्बभूवतुर्हयो भूत्वा देवानवहद्वाजी गन्धर्वानर्वाऽसुरानश्वो मनुष्यान् समुद्र एवास्य बन्धुः समुद्रो योनिः ॥२॥**

અન્વયાર્થઃ–अहः=દિવસ, वा=પ્રસિદ્ધ, अश्व=અશ્વની, पुरस्तात्=આગળ રહેલા, महिमा=મહિમા રૂપ સુવર્ણનું પાત્ર, अन्वजायत=ઉત્પન્ન થયેલું છે, तस्याः=તે સુવર્ણ પાત્રનું, पूर्वे समुद्रे=પૂર્વ સમુદ્ર, योनिः=મૂકવાનું સ્થાન, रात्रिः=રાત્રિ, एनं=આ યજ્ઞિય અશ્વની, पश्चात्=પાછળ રહેલ, महिमा=રૂપાના પાત્ર રૂપે, अन्वजायत=ઉત્પન્ન થયેલ છે, तस्य=આ રૂપાના પાત્રનું, अपरे समुद्रे=પશ્ચિમ સમુદ્રરૂપે. योनिः=મૂકવાનું સ્થાન, एतौ=આ બે પાત્રો, वा=પ્રસિદ્ધ, अश्वं=અશ્વને, अभित=આગળ પાછળ, सम्बभूवतुः=ઉત્પન્ન થયા છે, हयः=હયરૂપે, भूत्वा=થઇ देवान्=દેવોને, अवहत्=વહન કરતો હતો, वाजी=વાજી રૂપે થઇ, गंधर्वान्=ગંધર્વોને, अर्वा=અર્વરૂપે થઇ, असुरान्=અસુરોને, अश्वः=અશ્વરૂપે થઇ, मनुष्यान्=મનુષ્યોને, समुद्रः=समुत्पद्य द्रवन्ति यस्मिन्=જન્મને પામી જેમા લય પામે છે એવા પરમાત્મા, एव=જ, अस्य=આ અશ્વના, बंधुः=બંધનરૂપે, समुद्र.–પરમાત્મા, योनिः ઉત્પત્તિના કારણરૂપ. (૨)

શબ્દાર્થઃ–દિવસ અશ્વની આગળ રહેલા મહિમારૂપ છે, જન્મ પૂર્વ સમુદ્રરૂપ છે, રાત્રિ પાછળના ભાગમાં રહેલ બીજા મહિમારૂપ છે, તેનો જન્મ પશ્ચિમ સમુદ્રરૂપ છે; આ મહિમાઓ અશ્વની આજુબાજુ રહેલા છે. હયરૂપ થઇ આ અશ્વ દેવોને દોરવી લઇ જાય છે, વાજિરૂપે થઇ ગંધર્વોને, અર્વરૂપે થઇ અસુરોને તથા અશ્વરૂપે થઇ મનુષ્યોનું વહન કરે છે. સમુદ્ર તેનો બંધુ છે તથા સમુદ્ર તેની યોનિ છે. (૨)

ટીકાઃ–દિવસ મહિમા રૂપ છે.–અશ્વની આગળ તથા પાછળ સુવર્ણ તથા રૂપાના મહિમા નામનાં ગ્રહો–પાત્રો જે મૂકવામાં આવે છે, તેના દષ્ટાંતરૂપે આમ કહેવામાં આવ્યું છે. દિવસ સુવર્ણનો ગ્રહ છે, કારણ કે કે બંનેમાં એકજ પ્રકારની સૌંદર્યતા રહેલી છે. અશ્વના અગ્ર ભાગ વિશે દિવસને ગ્રહરૂપે શા માટે મૂકવામાં આવ્યો છે? કારણ કે અશ્વ પ્રજાપતિના પ્રતિનિધિરૂપે છે. જે પ્રજાપતિને આદિત્યાદિવડે જણાવવામાં આવે છે, તે દિવસ વડે ઓળખાય છે. જેમ અશ્વનું લક્ષણ કરવાથી પ્રજાપતિની ગણના કરવામાં આવે છે, તેજ પ્રમાણે વૃક્ષનું લક્ષણ કરવાથી વિદ્યુતની ગણના કરવામાં આવી છે. સુવર્ણના પાત્રનો (ગ્રહનો) જન્મ કહેતાં જે સ્થાને તેને રાખવામાં આવે છે તે જાણવું. આ પ્રમાણે વર્ણની સાદશ્યતા હોવાથી અથવા તો અશ્વનો પાછળનો ભાગ હોવાથી રાત્રિ રૌપ્ય પાત્રરૂપ છે. આ અશ્વની પાછળના ભાગમાં મહિમા નામનું પાત્ર મૂકવામાં આવે છે. તેનો જન્મ પશ્ચિમ સમુદ્ર છે મહિમાનો અર્થ મહત્વતા થાય છે. સુવર્ણ તથા રૌપ્યનાં જે પાત્રો અશ્વની આગળ તથા પાછળ મૂકવામાં આવે છે, તે તેની મહત્તા દર્શાવે છે. મહિમાના નામવાળાં આ પાત્રો અશ્વની આસપાસ મૂકવામાં આવે છે. મહિમાઓ જે આ રીતના લક્ષણવાળા છે તથા જે અશ્વમાં ઉપર દર્શાવ્યા પ્રમાણેની મહત્વતા રહેલ છે તેની પુનરૂક્તિ અહીં સ્તુતિને અર્થે મૂકવામાં આવી છે. નીચેનાં વાક્યથી પણ તેજ પ્રમાણેની સ્તુતિ દર્શાવવામાં આવી છેઃ–જેમકે "હય રૂપ થઇ અશ્વ" અહીં હય શબ્દ મૂળ હિનોતિ ઉપરથી થયો છે, જેનો અર્થ સામાન્ય ગતિ અથવા વિશિષ્ટપ્રકારની ગતિ થાય છે અથવા તો જાતિની વિશેષતા દર્શાવે છે તે દેવોને લઇ જાય છેઃ–પ્રજાપતિના પ્રતિનિધિરૂપ હોવાથી તે

હય, દેવતાની સ્થિતિને પ્રાપ્ત થાય છે અથવા તો દેવતાઓના વાહનરૂપે થાય છે. આ પ્રમાણે વાહનરૂપે થવાના અધિકારથી શું તેમા દોષ પ્રાપ્ત નથી થતો? કોઇ પણ પ્રકારે તેમા દોષ નથી. કારણ કે 'વહન કરવું', એ અશ્વનો સ્વભાવ હોય છે અને આ રીતના સ્વભાવવડે દેવતાઓ તથા બીજાં ઉત્તમ પ્રાણીઓની સાથે સંબંધમાં આવવાથી અશ્વ મહત્વતાને પામે છે. વહન કરવું એમ કહેવાથી તેની સ્તુતિ કરવામાં આવી છે. એ જ પ્રમાણે વાજિ તથા અશ્વના બીજાં નામો મૂકવાથી અશ્વની ભિન્નભિન્ન જાતિઓ દર્શાવી છે, 'વાજિ' એવે નામે ગંધર્વોને, અર્વનામવડે અસુરોને તથા અશ્વના નામથી મનુષ્યોને અશ્વ વહન કરે છે. સમુદ્ર જે પરમાત્મારૂપ છે તે તેના બંધુરૂપ છે. કારણ ત્યાં તેનું રહેવાનું સ્થાન છે. સમુદ્ર જે યોનિરૂપ છે, તે તેની ઉત્પત્તિના કારણરૂપ છે. આ પ્રમાણે પવિત્રયોનિની અથવા શુદ્ધકારણની પ્રશંસા કરવામા આવી છે. શ્રુતિમા કહેવામાં આવ્યું છે કે, અશ્વની યોનિ જળવિશે છે. આ રીતે સમુદ્ર તેની પ્રસિદ્ધ યોનિ ( કારણ ) છે.

## દ્વિતીય બ્રાહ્મણ.

### અગ્નિની ઉત્પત્તિ.

नैवेह किञ्चनाग्र आसीन्मृत्युनैवेदमावृत-मासीदशनायायाऽशनाया हि मृत्युस्तन्मनोऽकुरुताऽऽत्मन्वी स्यामिति॥ सोऽर्चन्नचरत्तस्यार्चत आपोऽजायन्तार्चते वै मे कमभूदिति तदेवार्कस्यार्कत्वम् ॥ कꣳ ह वा अस्मै भवति य एवमेतदर्कस्यार्कत्वं वेद ॥१॥

અન્વયાર્થ:–न एव=નહિ જ, इह=આ સંસારમા, किंचन=કાઇ પણ, अग्रे=ઉત્પત્તિ પહેલા, आसीत्=હતું, मृत्युना=માયા શબલ બ્રહ્મરૂપ મૂળ કારણવડે, एव=જ, इदं=નામ તથા રૂપથી રહિત આ જગત્, आवृतं=આવરણને પામેલું, आसीत्=હતું, अशनायया=અશિતુ ઇચ્છા, અશનાયા ભક્ષણ કરવાની જે ઇચ્છા તે રૂપ મૃત્યુવડે, अशनाया=ભક્ષણ કરનારરૂપ કાળ, हि=કારણ કે, मृत्युः=મૃત્યુરૂપે, तत्=તે હિરણ્યગર્ભરૂપ મૃત્યુ, मनः=મનને, अकुरुत=ઉત્પન્ન કર્યું, आत्मन्वी=આ મનવડે હું મનવાળો, स्याम्=થાઉં, सः=તે મૃત્યુ, अर्चन्=પોતાનું જ પૂજન કરતો હતો अचरत्=હું કૃતાર્થ છું એમ માનવા લાગ્યો, तस्य अर्चत = મૃત્યુના આ પૂજનવડે, आपः=જળ, अजायन्त=ઉત્પન્ન થયું, अर्चते=પૂજા કરે છે, वै=પ્રસિદ્ધ રીતે, मे=મારે માટે, कं=જળ, अभूत्=થયું, तत् एव=તેથીજ, अर्कस्य=અર્કને, अर्कत्व=અગ્નિપણું, कं=જળ અથવા સુખ, अस्मै=તે મનુષ્યને, भवति=થાય છે, य=જે, एवं=આ રીતે, एतत्=આ, अर्कस्य=અર્કના, अर्कत्वं=મૂળ સ્વરૂપને, वेद=જાણે છે. (૧)

શબ્દાર્થ:–અગ્રે કોઇ પણ વસ્તુ અહીં હતી નહિ. મૃત્યુ જે અશનાયારૂપ છે તેનાવડે આ સર્વ આવૃત ( ઢંકાયલું ) હતું. કારણ અશનાયા એ મૃત્યુરૂપ છે. તેણે પ્રથમ મનને ઉત્પન્ન કર્યું એમ સ્પૃહા કરીને કે હું આત્માવાળો થાઉં. તેણે ઉપાસના કરવી જારી રાખી. અર્ચન કરવાથી તેમાથી જળ ઉત્પન્ન થયું. ત્યાર પછી તેમણે વિચાર કર્યો કે, જ્યારે અર્ચન કરવામાં આવ્યુ ત્યારે મારે અર્થે 'ક'–જળ ઉત્પન્ન થયું. આ જ કારણથી અગ્નિને અર્ક એવું નામ પ્રાપ્ત થયુ. જે આ પ્રમાણે અર્કની પ્રકૃતિને જાણે છે, તેને ખરેખર સુખ પ્રાપ્ત થાય છે. (૧)

ટીકા:–અશ્વમેધ યજ્ઞની સિદ્ધિ અર્થે હવે અગ્નિની ઉત્પત્તિ કહેવામાં આવે છે અશ્વમેધ યજ્ઞ સબંધી અગ્નિની વિશેષતાનું વર્ણન કરવું આવશ્યકીય હોવાથી અગ્નિની ઉત્પત્તિનું તેની સ્તુતિ અર્થે વર્ણન કરવામાં આવ્યું છે. "અગ્રે કોઇ પણ વસ્તુ અહીં હતી નહિ"–અહીં અર્થાત્ આ જગત વિશે કોઇ પણ વસ્તુ નહતી કે, જે [illegible] અથવા રૂપની ભિન્નતાવડે જાણી શકાય [illegible] કહેતા મન તથા તેના ગુણોની ઉત્પત્તિ [illegible] જાણવું. ત્યારે શું જગત્ [illegible] કહેવામાં આવ્યું છે કે, "[illegible] હતી નહીં." આનો અર્થ [illegible] યથા કારણ [illegible]

અસ્તિત્વરૂપે થાય છે. દૃષ્ટાંત તરીકે ઘટ જે ઉત્પન્ન થયેલો હોય છે તે પોતાની ઉત્પત્તિ પહેલાં અસ્તિત્વવાળો હોતો નથી. (૧)

જેમ કારણરૂપ મૃત્તિકામાંથી ઘટની ઉત્પત્તિ થાય છે તે મૃત્પિંડનું અસ્તિત્વ પ્રથમથી જ હોય છે, તેમ કારણનું અસ્તિત્વ પણ પ્રથમ નહી હતું, એમ કોઇનાથી કહી શકાશે નહિ ધારો કે, આપણે એમ માનીએ કે, જે વસ્તુનું દર્શન થતું નથી તેનું અસ્તિત્વ હોઇ શકે નહિ વળી કાર્ય અસ્તિત્વમાં નથી, પણ કારણ કાર્યની ઉત્પત્તિ કરે છે, તે પહેલાં કાર્યનું દર્શન ન હોવાથી કારણના અસ્તિત્વને કોઇ પણ રીતની અસર થતી નથી. આમ થઇ શકવું જોઇએ નહિ. કારણ કે ઉત્પત્તિ પહેલાં કાર્ય અથવા કારણ એ બેમાંથી એકની ઉપલબ્ધિ હોતી નથી જો અનુપલબ્ધિ જે કે નિષેધરૂપ છે તે સમગ્ર જગતનું કારણ હોય તો કાર્ય અથવા કારણ આ બેમાંના એકની પણ ઉપલબ્ધિ ઉત્પત્તિ પહેલાં હોવી જોઇતી નથી. આથી કાર્ય અને કારણ બેઉનો નિષેધ સ્વીકારવો જોઇએ.

ઉપર દર્શાવેલ હકીકત અમો સ્વીકારીશું નહિ તેનું પ્રથમ કારણ એ કે, શ્રુતિ વિશે કહેવામાં આવ્યું છે કે, "મૃત્યુવડે આ ખરેખર આવૃત હતું." જો આવરણ કરનારી કોઈ વસ્તુ ન હોય તેમ જ આવૃત કરવા અર્થે કોઈ વસ્તુ જો ન હોય તો શ્રુતિ એમ નહિ કહે કે, આ ખરેખર આવૃત હતું. આ રીતનો વિચાર કેવળ ખપુષ્પથી અલંકૃત થયેલા વંધ્યાપુત્ર સરખો છે અને કહેવામાં આવ્યું છે કે મૃત્યુથી ખરેખર આ આવૃત હતું; આથી શ્રુતિના પ્રમાણવડે નીચના બન્ને પ્રકારો સિદ્ધ થાય છે. તે એ કે:–જગતની ઉત્પત્તિ પહેલા આવરણને કરનાર એવું કારણ અસ્તિત્વમાં હતું તથા આવૃત થયેલ કાર્ય પણ અસ્તિત્વમા હતું. બીજું કારણ એ છે કે, આપણે પ્રમાણવડે ઉત્પત્તિ પહેલાં કાર્ય કારણનું અસ્તિત્વ જાણીએ છીએ. કારણ કે જો સત્‌ કાર્ય ઉત્પન્ન થતું હોય તો કારણ પણ સત્‌ હોવું જોઇએ પણ અસત્‌ કારણમાંથી સતની ઉત્પત્તિ થઇ શકતી નથી. જેમ ઘટ તથા તેના બીજા કાર્યોના કારણનું અસ્તિત્વ જે રીતે માનવામા આવે છે, તે જ પ્રમાણે ઉત્પત્તિ પહેલાં જગતના કારણનું અસ્તિત્વ માનવામાં આવે છે. જ્યાંસુધી મૃત્પિંડ તથા તેની બીજી વસ્તુઓનો નાશ થતો નથી ત્યાંસુધી ઘટોત્પત્તિ થતી નથી. આ કારણને લીધે ઘટાદિનું કારણ અસ્તિત્વ વિશે નથી, એમ જો તમે માનો તો મૃત્તિકા તેમ જ બીજી વસ્તુઓ સત્‌ કારણરૂપ હોવાથી અમે તમારી વાતને સ્વીકારી શકીશું નહિ. કારણ કે મૃત્તિકા તથા સુવર્ણાદિ, ઘટ તથા અલંકારાદિની ઉત્પત્તિમાં કારણરૂપે છે, પણ તેઓ પિંડના વિશેષ આકારરૂપે નથી. કારણ કે જો મૃત્તિકા ન હોય તો ઘટ અસ્તિત્વમાં આવી જ શકત નહી. એટલે કે, પિંડનો વિશેષ આકાર ન હોય, છતાં પણ કેવળ દ્રવ્યો જેવાં કે મૃત્તિકા, સુવર્ણ તથા તેવાંજ બીજાં કારણોમાંથી ઘટઆદિ કાર્યોની ઉત્પત્તિ થાય છે. આથી પિંડનો વિશેષાકાર ઘટની ઉત્પત્તિમાં કારણરૂપ નથી. તેમ જ જો મૃત્તિકા, સુવર્ણ તથા તેવા જ બીજાં દ્રવ્યો અસ્તિત્વ ન ભોગવતાં હોય તો ઘટાદિની ઉત્પત્તિ થવાનો અસંભવ થાય છે. આ જ કારણથી મૃત્તિકા તથા સુવર્ણાદિ, કારણરૂપે છે; પણ પિંડનો વિશેષાકાર કારણરૂપ નથી. કારણ કે દરેક કારણ જ્યારે કાર્યની ઉત્પત્તિ કરે છે ત્યારે તે પોતાના પૂર્વના કાર્યનો લય કરી માત્ર અન્ય કાર્યની ઉત્પત્તિ કરે છે. એકને એક જ કારણમાંથી એક જ સમયે ઘણાં કાર્યોની ઉત્પત્તિ થઇ શકે, તે કેવળ અશક્ય છે

કારણનો પોતાના પૂર્વના કાર્યની સાથે જ લય થતો નથી. આથી પિંડનો લય થવાથી ઘટની ઉત્પત્તિ થાય છે. આ દર્શાવી આપે છે કે, પિંડ કારણરૂપ નથી. જો તમે એમ કહો કે, "ઉત્પત્તિ પહેલાં કારણ અસ્તિત્વમાં નહતું. કારણ કે મૃત્પિંડથી સ્વતંત્રરૂપે મૃત્તિકાદિ દ્રવ્યો અસ્તિત્વરૂપે નહતાં." આ વાત અમે સ્વીકારી શકતા નથી કારણ કે મૃત્તિકાદિ દ્રવ્યોનો પોતાના પૂર્વના કાર્યોની સાથે જ લય થતો નથી, પણ ઘટાદિરૂપે ઉત્પત્તિ વિશે તેઓનું દર્શન થાય છે.

જો તમે એમ કહેતા હો કે, પિંડ ઘટાદિ સિવાય મૃત્તિકાદિ કારણનું અન્ય દર્શન થતું નથી, તો તમારી તે વાતને અમો માની શકતા નથી.

કારણ કે જ્યારે ઘટાદિની ઉત્પત્તિ થયલી હોય છે ત્યારે પિંડાદિનો ક્ષય થયલો હોય છે અને મૃત્તિકાદિ કારણો તેમ છતા પણ રહેલ હોય છે. જો તમે કહો કે, કાર્ય તથા કારણ વચ્ચેનો સંબંધ સાદૃશ્યતાપર *આધાર રાખે છે, પણ કાર્યવિશે કારણની સિદ્ધિ થવા પર નહિ. આ વાતને પણ અમે માની શકતા નથી કારણ કે મૃત્તિકા જે પિંડરૂપે બનેલ છે તેના અવયવો ઘટ વિશે કેવળ પ્રત્યક્ષ પ્રમાણવડે જોવામાં આવે છે તથા અનુમાનની તો કેવળ સાદૃશ્યતા જ હોય છે. આથી સાદૃશ્યતાદિ કાર્યો બનવા પામતાં નથી.

વળી પ્રત્યક્ષ તથા અનુમાન પ્રમાણવિશે જૂદા જૂદા પ્રકારનું કર્મ વિરૂદ્ધ નથી. કારણ કે પ્રમાણ જે સર્વદા પ્રત્યક્ષથી પ્રથમ હોય છે તેના આશ્રય અર્થે કોઇ પણ સ્થાન રહેશે નહિ જો એમ અનુમાન કરવામા આવે કે, સર્વ કેવળ ક્ષણિક અસ્તિત્વ ભોગવનારૂં છે અને તેથી "આ" અને 'તે' બન્ને કેવળ ક્ષણિક અસ્તિત્વ સાથે સંબંધ ધરાવે છે, એમ માનવાથી એવું થશે કે, 'તે' કોઇ અન્ય 'તે' પર આધાર રાખે છે અને આથી કોઇ પણ વસ્તુનું સ્થાયિત્વ રહેશે નહિ વળી એમ પણ માનવામા આવે છે કે, 'તે આના સરખુ છે,' આ રીતની બુદ્ધિ પણ અયોગ્ય છે. ('તે' શબ્દ તે જ પ્રકારની બીજી વસ્તુને આશ્રયી હોવાથી) તેનું છેવટ અનંતતામા આવશે, અર્થાત્ કોઇ પણ અવલબનને સ્થાને રહેશે નહિ. 'તે' તથા 'આ' એ બન્ને પ્રકારની બુદ્ધિની વચ્ચે સંબંધ હોવાનું અશક્ય છે. કારણ તેઓને પ્રત્યક્ષ કરનારો કોઇ વિષય રહેતો નથી. જો તમે એમ કહો કે, સાદૃશ્યતાને લીધે જ તેઓ વચ્ચે સબંધ છે તો તે વાતને અમે સ્વીકારતા નથી કારણ કે તેમ થવાથી 'તે' તથા 'આ' એ બન્ને પ્રકારના વિચારનો એક બીજા સાથે સંબંધ સમજી શકાશે નહિ તથા એક વિષયનો બીજા વિષય સાથે સંબંધ ન હોય તો સાદૃશ્યતાનો વિચાર થઇ શકશે જ નહિ.

આપણે એમ જ માનો કે, કોઇ પણ રીતની સાદૃશ્યતા નથી તથા 'તે'નો વિચાર શક્ય છે. પણ તે પ્રમાણે થશે નહિ. કારણ કે સાદૃશ્યતામા જેમ વિચાર થઇ શકે છે, તેમ 'તે' તથા 'આ'ના વિચારોને કોઇ સત્ય વસ્તુની સાથે સબંધ રહેશે નહિ એમ જ માનો કે, સર્વ વિચારોને કોઇ સત્ય વસ્તુ હોતી નથી તો પછી શું કરવું? ત્યારે તમારે એમ માનવું જોઇએ કે, જે વસ્તુઓ શૂન્યરૂપ છે તેની સાથે સત્ તેમ જ અસત્ બન્ને પ્રકારના વિચારો સંબધ ધરાવે છે છેવટે જો તમે એમ કહેતા હો કે, 'આ એમ જ હોશે' તો તેની પણ અમે વિરૂદ્ધ છીએ કારણ કે સર્વ વિચારો તેના વિષયથી રહિત હોય તો તમે અસત્ બુદ્ધિનો વિચાર કરી શકો જ નહિ. આથી તેનો વિચાર સદૃશ્યતાને આધીન છે. આ રીતનો તમારો મત સત્ય નથી અને તેથી અમે એ છેવટપર આવીએ છીએ કે, ઉત્પત્તિ પહેલા કારણનું ખરૂં અસ્તિત્વ હોવું જ જોઇએ. *કાર્યના સંબધમા પણ આજ

*શ્રી શંકર ભગવાને અહીં કાર્ય તથા કારણનો સબંધ સાદૃશ્યતાવડે જણાઇ શકે છે, આ પ્રમાણે વિરૂદ્ધપક્ષની કોટીનું સમાધાન કરવું છોડી દીધુ છે આનંદગિરિ નીચે પ્રમાણે તે સબધીનું સમાધાન આપે છેઃ—જે સત્ છે તે ક્ષણિક છે. વળી આ કાર્ય તથા કારણો સત્ છે, તેથી તેઓ પણ ક્ષણિક છે. જો સઘળા જેઓ સત્ છે તેનુ આ પ્રમાણે ક્ષણિક અસ્તિત્વ દર્શાવ્યુ હોય તથા કાર્ય અને કારણનો સંબધ સાદૃશ્યતાપર જ આધાર રાખતો હોય તો માયાનો ત્યાગ થઇ શકશે નહિ

*આનંદગિરિના મત પ્રમાણે પ્રતિપક્ષીની વિરૂદ્ધતા નીચે પ્રમાણે છે—જો તમે એમ કહો કે, કાર્ય પોતાની વ્યક્તિથી સિદ્ધ થાય છે તો કાર્યનું અસ્તિત્વ કેવી રીતે પોતાની અભિવ્યક્તિમાથી થઇ શકે છે? કારણ કે કાર્યના અસ્તિત્વમાથી જ તેની અભિવ્યક્તિ થાય છે. તેમ જ વળી તમે કહો છો કે, કાર્યનુ અસ્તિત્વ તેની વ્યક્તિને આશ્રયી છે. આ કેવળ ભૂલ ભરેલુ છે કારણ કે વેદાતીઓનો ઉત્તર એટલો જ આના સંબધમા છે કે, કાર્યનું પ્રથમનું અસ્તિત્વ, જે દર્શનરૂપ નથી હોતું, તે પોતાની અભિવ્યક્તિ જે દૃષ્ટિગોચર થાય છે તેથી સિદ્ધ થઇ શકે છે. આથી સર્વ પ્રકારની અનવસ્થા ટળી જશે. કાર્યના પ્રથમના અસ્તિત્વ વિશે આ પ્રમાણે કહેવામા આવ્યું છે કે, જે જે વ્યક્તિ છે તે તે પોતાની અભિવ્યક્તિ પહેલા અ હોય છે, જેમકે ઘટ અધકારથી આવૃત

પ્રમાણે તેની અભિવ્યક્તિને લીધે સંબંધ છે. અભિવ્યક્તિના કારણથી ઉત્પત્તિ પહેલાં કાર્યનું અસ્તિત્વ શું સિદ્ધ થઇ શકે છે ?

અભિવ્યક્તિ એ કાર્યનું કારણ હોય છે. આમ થવાથી જ્ઞાન જે અસ્તિત્વમાં હોય છે તેના આશ્રય રૂપ જે પ્રત્યક્ષ પ્રમાણ છે, તેને અભિવ્યક્તિરૂપે કહેવામાં આવે છે. કારણ કે સાધારણ દૃષ્ટાંત તરીકે ઘટ તથા તેવી બીજી વસ્તુઓ જેઓ અંધકારવડે આવૃત થયેલ હોય છે. તેની જ્યારે આવરણના કારણમાંથી તેજાદિવડે નિવૃત્તિ થાય છે ત્યારે જ્ઞાનનો વિષય બને છે અને તેથી તેઓનું પ્રથમ અસ્તિત્વ નથી, એમ સિદ્ધ થતું નથી. તે જ પ્રમાણે ઉત્પત્તિ પહેલાં જગતનું અસ્તિત્વ અમે જાણીએ છીએ. ઘટ જો અવિદ્યમાન હોય તો સૂર્યના ઉગવા છતાં પણ ઘટની ઉપલબ્ધિ થતી નથી. જ્યાં સુધી એક વસ્તુની અવિદ્યમાનતા છે ત્યાં સુધી તમને તેની ઉપલબ્ધિ થશે નહિ. કારણ કે જો ઘટાદિની માફક કોઇ પણ સમયે જે વસ્તુ અવિદ્યમાન હોય, તે વસ્તુની સૂર્યના ઉદય થવા છતાં પણ ઉપલબ્ધિ તમને થઇ શકશે નહિ. જો મૃત્પિંડ સમીપ ન હોય તથા અંધકારરૂપી આવરણનું કારણ પણ ન હોય, છતાં કાર્ય વિદ્યમાન ન હોવાથી તેની ઉપલબ્ધિ તમને થશે નહિ આ વાતને અમે સ્વીકારી શકતા નથી કારણ કે, આવરણના બે પ્રકાર છે તેમ જ ઘટાદિની માફક કાર્યને આવરણ કરનારી વસ્તુઓ પણ બે પ્રકારની છે. પ્રથમ પ્રકાર એ છે કે, જ્યારે મૃત્તિકાદિ દ્રવ્યો જો કે વ્યક્ત હોય છે ત્યારે તમ આદિ આવરણ કરનારી વસ્તુઓ હોય છે. બીજો પ્રકાર એ છે કે, પિંડાદિની માફક બીજા કાર્યની સ્થિતિવિશે પૃથ્વી તથા અન્ય દ્રવ્યોનો વિકાર, મૃત્તિકાની અભિવ્યક્તિ પહેલાં ઘટાદિના કાર્યવિશે હોય છે. આ જ કારણથી ઘટની માફક કાર્યનું પ્રત્યક્ષ પ્રમાણ, પોતાની ઉત્પત્તિ પહેલાં અસ્તિત્વમા હોવા છતાં, બની શકતું નથી. કારણ કે તે બીજા કાર્ય વિશે આવૃત હોય છે. નાશ તથા જન્મ તેમ જ ભાવ તથા અભાવનો ભેદ, સાધારણ મત પ્રમાણે અભિવ્યક્તિ તથા તિરોભાવ એ પ્રકારનો છે

આ પ્રમાણે માનવું અયોગ્ય છે. કારણ કે જે વસ્તુ આવરણ કરે છે, તેનાથી ઘટાદિનો પિંડ તથા કપાલ ભિન્ન છે. કારણ કે અંધકારરૂપી કોઇ પણ આવરણ જે ઘટાદિની માફક કોઈ પણ કાર્યને આવરણ કરે છે, તે ઘટ અને તેવી બીજી વસ્તુઓથી ભિન્ન જોવામાં આવે છે અને પિંડ તથા કપાલ ઘટથી ભિન્ન જોવામાં આવતા નથી. તેથી ઘટ જે પિંડ અથવા કપાલાદિની સ્થિતિમાં છે તે જોવામાં આવતો નથી. કારણ કે તે આવૃત હોય છે. આ પ્રમાણેની તમારી ઉપલબ્ધિ અયોગ્ય છે. કારણ કે તે આવરણના ધર્મથી વિલક્ષણ છે.*

અમે આ બાબતનો સ્વીકાર કરી શકતા નથી. કારણ કે, જળ તથા તેના સરખી બીજી વસ્તુઓ ક્ષીરાદિથી અગર જો કે આવૃત થયેલ હોય છે

* જે વસ્તુ આવરણ કરનારી હોય છે તે આવરણ કરાયેલ વસ્તુના સરખી હોતી નથી. આ રીતના વિચારપર આ વિરૂદ્ધતાનો આધાર રહેલ છે. દૃષ્ટાંત તરીકે અંધકાર જે વસ્તુને આચ્છાદિત કરે છે તે તેના સરખો નથી. આથી પ્રતિપક્ષી શંકા કરે છે કે, મૃત્પિંડ ઘટ અથવા બીજા કોઇ કાર્યને આવૃત કરી શકતો નથી. કારણ કે પિંડ તથા ઘટ બન્ને સરખા જ છે. સાદૃશ્યતાના લક્ષણ પ્રમાણે આનું સમાધાન બે પ્રકારે થઇ શકે છે. જેમકે, આવરણ કરનારી વસ્તુ આવૃત થયેલી વસ્તુના સરખી નથી. આ પ્રમાણેના અનુમાનનો એ અર્થ થાય છે કે, દેશ અર્થાત્ સ્થાન આદિના દેખાવરૂપે તે સરખો નથી અથવા તો તેના કારણ રૂપે સરખો નથી પહેલા પ્રકારના પ્રતિ ઉત્તરમાં કહેવાનું કે, આથી પણ કેટલીક વખત ઉલટું બને છે. દૃષ્ટાંત તરીકે દૂધ અને જળ મિશ્રિત કરવામાં આવે છે ત્યારે જળ જે દૂધને આવૃત થયેલ હોય છે તે એકરૂપે તથા દૂધના સરખું જ જોવામાં આવે છે. પણ જો આવરણ કરનારી વસ્તુ આવૃત થયલી વસ્તુથી ભિન્ન હોય તો તેમ બનતું નથી. બીજા પ્રકારનું સામાધાન આ રીતે આપવામાં આવે છે કે, એક જ કારણનાં જૂદાં જૂદાં કાર્યો એક બીજાથી જૂદા પડે છે અને તેથી તેઓ એક બીજાનો નાશ કરતાં નથી. (આનંદગિરિ)

છતાં ક્ષીર અને ઉદક જ્યરે એકઠાં કરવામાં આવે છે ત્યારે એક જ સ્થિતિમાં જોવામાં આવે છે બીજી રીતે જો તમે એમ કહો કે, આવરણ કરનારી કોઇ પણ વસ્તુ નથી, કારણ કે કપાલ જે રજરૂપ થયેલ હોય છે, તેના અવયવો ઘટાદિવિષે પણ હોય છે. આ વાતને પણ અમે સ્વીકારતા નથી. કારણ કે જો ભિન્ન અવયવો કોઇ ભિન્ન કાર્ય વિશે હોય છે તો ત્યાં આવરણની ઉપપત્તિ હોય છે. આવરણનો અભાવ થવા માટે યત્ન કરવો જોઇએ. કારણકે ઘટ અને બીજાં કાર્યો જેઓ પિંડ અથવા કપાલની અવસ્થાવિશે હોય છે, તેઓ વિદ્યમાન છતાં આવૃત થવાને લીધે જોવામાં આવતા નથી અને તે જ પ્રમાણે ઘટની માફક કોઇ પણ જાતના કાર્યની ઇચ્છાવાળા પુરૂષે, જે વસ્તુ તેને આવૃત કરે છે તેનો નાશ કરવા યત્ન કરવો જોઇએ, પણ ઘટાદિની ઉત્પત્તિવિશે નહિ. તેમ છતાં આ સત્‌રૂપે નથી અને તેથી એમ કહેવું અયોગ્ય છે કે, જે સત્‌રૂપે છે, તેની ઉપલબ્ધિ થતી નથી. કારણ કે તે આવૃત થયેલ છે. આ વાતને પણ અમે માનતા નથી. કારણ કે તે નિયમથી વિરૂદ્ધ છે. કેવળ વિનાશના જ પ્રયત્નથી ઘટાદિની અભિવ્યક્તિ થતી નથી. જો ઘટ તથા બીજાં કાર્યો અંધકારવિશે આવૃત હોય છે તો તેજને ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરવો પડે છે, એ સ્પષ્ટ છે. જો તમે એમ કહો કે, આ પ્રયત્ન અંધકારના નાશને માટે કરવામાં આવ્યો છે, અર્થાત્ તેજ ઉત્પન્ન કરવા જે પ્રયાસ કરવામાં આવ્યો છે, તે કેવળ તમનો લય કરવા અર્થે જ કરવામાં આવ્યો છે અને જો તમનો નાશ થાય છે તો ઘટ પોતાની મેળે જ વ્યક્ત થાય છે. કારણ કે પછી ઘટનું દર્શન થવામાં અટકાવનારી કોઇ પણ વસ્તુ રહેતી નથી. આ બાબતને પણ અમે સ્વીકારી શકતા નથી કારણ કે જ્યારે ઘટ અભિવ્યક્ત થાય છે ત્યારે તે પ્રત્યક્ષરૂપે હોય છે. તેજ વિશિષ્ટ ઘટ જેમ અભિવ્યક્ત થાય છે, તે રીતે તેજની ઉત્પત્તિ પહેલાં તેની અભિવ્યક્તિ હોતી નથી. આથી તેજ અંધકારનો નાશ કરવાના પ્રતિકારરૂપ નથી, પણ ઘટને અભિવ્યક્ત કરવાના સાધનરૂપ છે કારણ અભિવ્યક્તિથી જ પ્રત્યક્ષતા થઇ શકે છે કેટલીક વખત આવરણના વિનાશવિશે યત્ન કરવામાં આવે છે. જેવી રીતે અંધકારાદિના વિનાશ અર્થે બને છે. પણ તેથી કાંઇ આ રીતનો સર્વત્ર નિયમ હોતો નથી. પુરૂષ જે કોઇ પણ વસ્તુને અભિવ્યક્ત કરવા ઇચ્છે છે, તેને આવરણ કરનારી સર્વ વસ્તુઓનો નાશ કરવા પ્રયાસ કરવો જોઇએ.

નિયમ પ્રમાણે જે કર્મ કરવામાં આવે છે, તે કર્મની સિદ્ધિપરથી આ રીતનું અનુમાન થઇ શકે છે. આપણે આગળ કહ્યું છે કે, કારણ વિશે જે કાર્ય રહેલ છે, તે બીજા કાર્યના આવરણરૂપ છે. અભિવ્યક્ત થયા પહેલાંનું જ કાર્ય, દષ્ટાંત તરીકે કપાલ જે પ્રથમ મૃત્પિંડ વિશે ગૂઢ હતું તે માફક, તેનો નાશ કરવા અર્થે જો પ્રયત્ન કરવામાં આવે છે તો ચૂર્ણાદિનું કાર્ય ઉત્પન્ન થાય છે. જે ઘટ આ પ્રમાણેના કાર્યથી આવૃત થયેલ છે તે પ્રત્યક્ષ જોવામાં આવતો નથી તથા તે ઘટનું પ્રત્યક્ષ જ્ઞાન થવા બીજો પ્રયાસ કરવો પડે છે. આ કારણથી જે મનુષ્ય ઘટની અભિવ્યક્તિની સ્પૃહા રાખે છે, તે જો ઘટની ઉત્પત્તિ કરવામાં આવશ્યકીય કાર્યનો ઉપયોગ કરે છે તો ઘ ને પ્ર મ કરી શકે છે. આથી કાર્ય પોતાની ઉત્પત્તિ પહેલાં અસ્તિત્વ વિશે હોય છે. ભૂત તથા ભવિષ્યના વિચારોના ભેદથી આ રીતે બને છે. આ વાત તો સત્ય છે કે, 'ઘટ હતો,' 'ઘટ થશે' આ બેઉ પ્રકારના વિચારો, 'ઘટ છે જ' આ રીતના વિચારની માફક જે વિષય પ્રથમ નહિ હોય, તેની સાથે સંબંધ નથી ધરાવતો. જે કોઇ ભવિષ્યના કાર્યની ઇચ્છા રાખે છે, તેનાથી પૂર્વે થયલા કાર્યને અનુસરી ભવિષ્યનું કાર્ય થાય છે. કારણ કે કોઇ પણ મનુષ્ય, જે વસ્તુઓનું અસ્તિત્વ નથી, તે વસ્તુ મેળવવા પ્રયાસ કરતું નથી. ભૂત તથા ભવિષ્ય સંબંધી યોગીઓના જ્ઞાનની સત્યતાવડે આવું અનુમાન થાય છે. જો ભવિષ્યમાં ઘટ અસ્તિત્વ વિશે ન હતે તો ભવિષ્યના ઘટ સંબંધી પ્રત્યક્ષ પ્રમાણથી થતું ઈશ્વરી જ્ઞાન મિથ્યા થતે. વર્તમાન કાળમાં જે કાર્ય જોવામાં આવે છે તેપ[illegible] આપણે લક્ષ આપતા નથી. કારણ કે થયેલ છે અથવા જે થવાનું છે,

માટે અનુમાન પ્રમાણ આપણે પ્રથમથી જ સ્વીકારી લઇએ છીએ. સ્થાનના પ્રતિષેધ (અશક્યતા) થી પણ આ પ્રમાણે થાય છે. જ્યારે કુંભાર આદિ ઘટ બનાવવા વિશે ઉધુક્ત થાય છે, ત્યારે 'ઘટ બનવાનો છે' આ રીતનું પ્રમાણ તો ખુલ્લું જ હોય છે. કારણ કે જો ઘટનો ભવિષ્યનો સંબંધ કોઇ સમય સાથે હોય છે તો અવિદ્યમાન ઘટનો સંબંધ તે સમયની સાથે જોડાવો, એ વિરૃદ્ધ છે. કારણ ભવિષ્યમાં થનારો ઘટ વર્તમાન સમયે હોતો નથી, અર્થાત્ તેનું અસ્તિત્વ રહેલું હોતું નથી. હાલ આપણી સમક્ષમા પડેલો આ ઘટ અસત્ છે એમ કહેવું તેના સરખું આ અનુમાન છે

જ્યારે કુભાર આદિ ઘટના વ્યાપાર વિશે પ્રવૃત્ત થાય ત્યારે કોઇ એમ કહે કે ઘટ પોતાના ઉત્પત્તિ પહેલા અસત્‌રૂપે હતો. અહીં જો અસત્ શબ્દનો અર્થ એ કરીએ કે, ઘટ અસ્તિત્વ વિશે ન હતો, જ્યારે કુલાલાદિઓ જેઓ પોતાના કર્મ વિશે ઉધુક્ત છે તેઓ અસ્તિત્વ રૂપે છે તો તેમાં કોઇ પણ રીતની વિરૃદ્ધતા આવશે નહિ શા માટે વિરૃદ્ધતા નહિ આવે? તેનું કારણ એ કે, પોતાનું રૂપ જે થવાનુ છે તેને વિશે ઘટ અસ્તિત્વ ભોગવે છે. કારણકે પિંડ અથવા કપાલનું અસ્તિત્વ તે ઘટનુ અસ્તિત્વ નથી આ વાત ધ્યાનમા લઇ જ્યારે કુલાલો ઘટ કરવા ઉધુક્ત થાય છે ત્યારે ઘટ જે પોતાની ઉત્પત્તિ પહેલા અસત્‌રૂપે હતો તેના વિચાર વિશે કાંઇ પણ વિરોધ આવશે નહિ. એમ છતા જો તમે ભવિષ્યના કાર્યરૂપે ઘટની સ્થિતિના વિચારનો નિષેધ કરશો તો વિરોધ આવશે. પણ તમે આ બાબતનો તો પ્રતિષેધ કરતા જ નથી. કારણ કે દરેક ક્રિયા સાથે કેવળ વર્તમાનપણું અથવા ભવિષ્યતા સબંધ ધરાવતી નથી, પણ ભૂતપણું સંબધ ધરાવે છે. વળી ચાર પ્રકારના અભાવોમાં ઘટનો ઇતરેતરાભાવ ઘટથી અન્ય પ્રકારે જોવામાં આવે છે જેમ કે પટાભાવ પટ દિરૂપે હોય, પણ પટાદિ ઘટનું સ્વરૂપ થઇ શકે નહિ. ઘટાભાવને લીધે પટ જે અસ્તિત્વરૂપે છે તે અભાવાત્મક નથી પણ ભાવાત્મક હોય જ્યારે આ પ્રમાણે છે ત્યારે ઘટના સંબંધમાં થનારા બીજા બધા અભાવો જેવા કે પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ તથા અત્યંતાભાવ ઘટથી અન્યથારૂપે થાય. કારણ કે આ અભાવોને તેની સાથે અન્યો ન્યાભાવના જેટલોજ સંબંધ હોય છે. આ પ્રમાણે સઘળા અભાવો ભાવની (existance) સાથે સંબંધ ધરાવે છે. જો એમ થાય તો ઘટના પ્રાગ ભાવનો અર્થ ઉત્પત્તિ પહેલાં ઘટાભાવરૂપ નથી આથી જો તમે ઘટનો પ્રાગભાવ કહો તો તમારે ઘટનું સ્વરૂપ સ્વીકારવું જોઇએ અથવા તો ઘટને તમે ષષ્ઠિ વિભક્તિ સાથે જોડી શકો નહિ. જો તમે એમ જ કહો કે, અલંકારરૂપે કલ્પનાથી જ લેવામાં આવ્યું છે, જેમ કે શિલ્પ પુત્રકનું શરીર કહેવામાં આવે છે તો પછી 'ઘટાભાવ' એમ જે તમે વાક્ય ઉચ્ચારો, તેમાં કલ્પિત અભાવનો સંબંધ ઘટ સાથે છે પણ ઘટના સ્વરૂપ સાથે નથી (આ રીતે અભાવવડે કૃત્રિમ અભાવ કહેવાશે, પણ સત્ય અભાવ કહેવાશે નહિ.) જો તમે એમ કહો કે, ઘટાભાવ, ઘટથી કોઇ અન્ય વસ્તુ છે તો આગળ અમોએ આને વિશે જે ઉત્તર આપ્યો છે, તે અહિ પણ તમારે જાણી લેવો. વળી ઘટની ઉત્પત્તિ પહેલાં સત્ કારણની સાથે અસત્ ઘટનો સબંધ હોઇ શકે નહિ જેમ તમે એમ કહો કે, શશલાને શિંગડા છે, તેના સરખો અહિં પણ અનુપપત્તિનો દોષ આવશે. જો તમે એમ કહો કે, અનુપપત્તિનો દોષ નથી આવતો કારણ કે, સંબધ માત્ર સમાપત્તિરૂપ છે. તો તે બાબતનો અમે નિષેધ કરીએ છીએ. કારણ કે ભાવોમાં તો એક ભાવ સત્‌રૂપ હોય તથા બીજો અસત્‌રૂપ હોય તેનો, તેમ જ બેમાથી એક પણ ભાવ સત્‌રૂપ હોય તથા બીજો અસત્‌રૂપ હોય તેનો, સંબંધ કદી થઇ શકે નહિ. આથી સિદ્ધ થાય છે કે, પોતાની ઉત્પત્તિ પૂર્વે કાર્ય સત્‌રૂપે હોય છે. જે મૃત્યુવડે આ જગત્ આવૃત હતું, તે મૃત્યુનું સ્વરૂપ હવે સમજાવવામાં આવે છે. જે અશનાયારૂપ છે.-'અશિતુ ઇચ્છા અશનાયા ભક્ષણ કરવાની ઇચ્છાને અશનાયા કરી કહેવામાં આવે છે. અશનાયા મૃત્યુ રૂપ છે. કારણ તે મૃત્યુનું સત્ય લક્ષણ છે. અશનાયા એવા કાળવડે આ જગત્ આવૃત થયેલ હતું અશનાયાને મૃત્યુ કેવી રીતે કહેવામાં આવે

છે ? તેનો ઉત્તર આ પ્રમાણે છે-જે ભક્ષણ કરવાની ઇચ્છા રાખે છે તે પોતાની અશનાયા પ્રમાણે જંતુઓને મારે છે. આથી અશનાયા શબ્દથી મૃત્યુ કહેવામાં આવ્યો છે. અહીં મૂળમા જે हि (કારણ કે) શબ્દ વાપર્યો છે તેનો અર્થ 'પ્રસિદ્ધ કારણ' એવો થાય છે બુદ્ધિરૂપ આત્માનો અશનાયા એ ધર્મ છે. આ જ પ્રમાણે હિરણ્યગર્ભ જે બુદ્ધિની અવસ્થારૂપ છે, તેને મૃત્યુરૂપ કહેવામા આવે છે. આ મૃત્યુવડે કાર્યરૂપ જગત્ આવૃત થયેલ હતું જેમ ઘટ અને બીજાં કાર્યો પિંડાવસ્થારૂપ મૃત્તિકાવડે આવૃત થયેલાં હોય છે. તેણે મનને ઉત્પન્ન કર્યું:-ઉપર દર્શાવેલ મૃત્યુ, વક્ષ્યમાણ કાર્યો ઉત્પન્ન કરવાની ઇચ્છાથી પોતાના કાર્યનો વિચાર કરી શકવા યોગ્ય, શબ્દવાચ્ય એવા મનને ઉત્પન્ન કર્યું અર્થાત્ સંકલ્પાદિ લક્ષણવાળા અંતઃકરણને ઉત્પન્ન કર્યું શા હેતુ અર્થે તેણે મનને ઉત્પન્ન કર્યું ? તેનો પ્રતિઉત્તર નીચે પ્રમાણે છેઃ-હું આત્માયુક્ત થાઉં અર્થાત્ આત્માવડે હું મનસ્વી થઇ શકું. મનની અભિવ્યક્તિવડે મનથી યુક્ત એવા પ્રજાપતિએ પોતાનું જ અર્ચન કરી કહ્યું કે, હવે હું કૃતાર્થ થયલો છું. તેમાથી અર્થાત્ પ્રજાપતિમાથી પૂજન કરવાવડે જળ તત્ત્વ જેનો રસગુણ છે, તે ઉત્પન્ન થયું. પોતાની ભક્તિના અંગરૂપ અર્થાત્ આકાશની ઉત્પત્તિ થયા પછી તેણે જળની ઉત્પત્તિ કરી તથા બીજાં બે ભૂતો અર્થાત્ અગ્નિ અને વાયુ ઉત્પન્ન કર્યાં. આ રીતે શ્રુતિ વિશે અર્થાત્ તૈત્તિરીય ઉપનિષદ વિશે તથા સૃષ્ટિના વિરૂદ્ધ ક્રમની અસંભવતાને લીધે કહેવામાં આવ્યું છે.

તેણે ત્યાર પછી વિચાર કર્યો કે, અર્ચન કરવા વડે 'ક' (જળ) મારે અર્થે ઉત્પન્ન થયું. આ જ કારણથી મૃત્યુને અર્ક કહેવામા આવે છે અને અશ્વમેધ યજ્ઞની સાથના સંબંધને લીધે અગ્નિએ અર્ક એવું નામ પ્રાપ્ત કર્યું. આથી અગ્નિનું બીજું નામ અર્ક છે. અર્ચનનો અર્થ સુખના હેતુ માટે પૂજન કરવું એમ થાય છે. આમ અર્ચન કરવાથી અથવા તો જળની સાથે સંબંધ થવાથી અર્ક અગ્નિનો ગુણ દર્શાવે છે. જે આ પ્રમાણે અર્કના સ્વરૂપને ઉપર કહ્યા પ્રમાણે જાણે છે, તેને જળ અથવા તો સુખ ખરેખર પ્રાપ્ત થાય છે.

## પૃથ્વીની ઉત્પત્તિ.

आपो वा अर्कस्तद्यदपां शर आसीत्तत्समहन्यत। सा पृथिव्यभवत्तस्यामश्राम्यत्तस्य श्रान्तस्य तप्तस्य तेजोरसो निरवर्त्तताग्नि ॥२॥

**અન્વયાર્થ**:-आप=જળ, वा=પ્રસિદ્ધ, अर्कः=અગ્નિરૂપે, तत्=તે જળ ઉત્પન્ન થયા પછી, यत्=જે, अपां=જળનું, शर=મંથન, आसीत्=થયું, तत्=તે, समहन्यत=સમૂહને પ્રાપ્ત થયું, सा=તે, पृथिवी=પૃથ્વીરૂપે, अभवत्=થયું, तस्यां=તે પૃથ્વી ઉત્પન્ન કર્યા પછી, अश्राम्यत्=(મૃત્યુ ભગવાન્ લોકની માફક) શ્રમવાન્ થયા, तस्य=તે, श्रान्तस्य=શ્રમયુક્ત થયેલ, तप्तस्य=ખિન્ન થયેલ મૃત્યુના, तेजोरसः=તેજરૂપી રસવાળો निरवर्तत=પ્રકટ થયો, अग्निः=અગ્નિરૂપ વિરાટ્ અભિમાની પ્રજાપતિ. (૨)

**શબ્દાર્થ**:-જળ અર્કરૂપ છે. જે જળ હતું, તેમાંનું ફીણ ઘટ્ટ થયું તથા તે ઘટ્ટ ફીણ પૃથ્વીરૂપે થયું. આની ઉત્પત્તિ થવા પછી તેઓ શ્રાન્ત થયા જ્યારે તે શ્રાન્ત અથવા તપ્ત થયા ત્યારે તેમનામાંથી તેજરસરૂપ અગ્નિ બહાર પ્રગટ થયો.

ટીકા-જળ અર્કરૂપ છેઃ-વળી બીજા કોને અર્કરૂપ કહેવામા આવે છે ? અર્ચનના અંગીભૂત જળ, અર્કરૂપ છે. કારણ તે અર્ક અથવા અગ્નિમાથી ઉત્પન્ન થાય છે. શ્રુતિવિશે કહેવામા આવ્યું છે કે, જળ વિશે અગ્નિ પ્રતિષ્ઠિત છે. પણ જળને એકાએક અર્ક કહેવામા આવતું નથી કારણ કે આ સ્થળે અગ્નિનું વર્ણન કરવું યોગ્ય છે, પણ જળનું નહિ અને ત્યારપછી એમ કહેવામા આવ્યું છે કે, આ અગ્નિ અર્કરૂપ છે. જે જળ ઉત્પન્ન થયું હતું, તેનું ફીણ, જેવી રીતે દહીંમાંથી મલઇ ઉત્પન્ન થાય છે તેમ ઘટ્ટ થયું. અર્થાત્ બહાર તથા ભીતર તેજથી તપ્ત થયેલ જળ ઘટ્ટ થયું, જેથી પૃથ્વી થઇ, આ સર્વનો ભાવ એ છે કે, જળમાથી એક ઇંડું ઉત્પન્ન થયું પૃથ્વીની ઉત્પત્તિ કર્યા પછી પ્રજાપતિ ઘણા જ શ્રમિત થયા જેમ દરેક પુરૂષ કાર્ય સમાપ્ત કર્યા પછી શ્રાન્ત થાય છે અને પૃથ્વીને ઉત્પન્ન કરવી, એ પ્રજાપતિનું એક મહાન્ કાર્ય હોવાથી તેઓ પણ શ્રાન્ત થવા જ જોઇએ. તેઓ શ્રાન્ત થયા, તે શું કારણથી જણાઈ શકે ?

પ્રજાપતિ જ્યારે શ્રાન્ત, તથા તથા ખિન્ન થવા ત્યારે તેના શરીરમાંથી રસ અર્થાત્ તેજ બહાર નિકળ્યું. આ ઉત્પન્ન થયેલો અગ્નિ અથવા તેજ શું હતું ? સમગ્ર કાર્યના કરવારૂપે રહેલા, પ્રથમ ઉત્પન્ન થયેલા તથા અંડવિશે રહેલા વિરાટ્રૂપ પ્રજાપતિ તેઓ હતા સ્મૃતિવિશે કહેવામાં આવ્યું છે કે, स वै शरीरी प्रथमः આ ખરેખ પ્રજાપતિનું પ્રથમ શરીર છે.

## અશ્વમેધ વિજ્ઞાનનું ફળ.

स त्रेधाऽऽत्मानं व्यकुरुताऽऽदित्यं तृतीयं वायुं तृतीयं वायुं तृतीयं स एष प्राणस्त्रेधा विहितस्तस्य प्राची दिक्शिरोऽसौ चासौ चेर्मावथास्य प्रतीची दिक् पुच्छमसौ चासौ च सक्थ्यौ दक्षिणा चोदीची च पार्श्वे द्यौः पृष्ठमन्तरिक्षमुदरमियमुरः स एषोऽप्सु प्रतिष्ठितो यत्र क चैति तदेव प्रतितिष्ठत्येवं विद्वान् ॥३॥

અન્વયાર્થ:-सः=તે મૃત્યુરૂપ હિરણ્યગર્ભાત્મા, त्रेधा=ત્રણ પ્રકારે, आत्मानं=કાર્યકારણના સંઘાત રૂપ પોતાનો, व्यकुरुत=વિભાગ કરવા લાગ્યા, आदित्यं=આદિત્યને, तृतीयं=અગ્નિ તથા વાયુની અપેક્ષાએ ત્રીજારૂપે, वायुं=વાયુને, तृतीयं=અગ્નિ તથા આદિત્યની અપેક્ષાએ ત્રીજારૂપે, सः=તે મૃત્યુ, एषः=આ, प्राण =(અગ્નિ, વાયુ તથા આદિત્યરૂપે થયેલ) સૂત્રાત્મા, त्रेधा=ત્રણ પ્રકારે, विहितः=વિભાગને પામ્યો, तस्य=તે વિરાટ સ્વરૂપ અગ્નિનું, प्राची=પૂર્વ, दिक्=દિશા, शिरः=શિરરૂપે, असौ च असौ च=પૂર્વનો આ ખૂણો અથવા અગ્નિ ખૂણો અને તે ખુણો એટલે ઇશાન ખુણો, ईर्मौ=બે બાહુઓ अथ=હવે, अस्य=આ વિરાટ્ અગ્નિની, प्रतीची=પશ્ચિમ, दिक्=દિશા, पुच्छ=પુચ્છરૂપે, असौ च असौ च =આ તથા તે પશ્ચિમના ખૂણા અર્થાત્ નૈઋત્ય વાયવ્ય, स कथ्यौ=જાનુરૂપે, दक्षिणा च उदीची च= દક્ષિણ તથા ઉત્તર દિશા, पार्श्वे=બે બાજુઓ. द्यौः= સ્વર્ગ, पृष्ठ=પૃષ્ઠરૂપે, अंतरिक्ष=અંતરિક્ષ, उदरं= ઉદરરૂપે, इयं=આ પૃથ્વી, उर =ઉરરૂપે, सः एषः= તે આ પ્રજાપતિરૂપ અગ્નિ, अप्सु=જળમાં, प्रतिष्ठित = રહેલ છે, यत्रक्वच=કયા સ્થળમાં, एति=જાય છે, तत् एव=તેમાંજ અર્થાત્ જળમાં प्रतितिष्ठति= આશ્રય મેળવે છે, एवं= આ રીતે विद्वान=જાણનાર.

શબ્દાર્થ:-તેઓ પોતે ત્રણ પ્રકારે થયા, આદિત્ય તૃતીયરૂપે અથવા વાયુ તૃતીયરૂપે થયો. આ પ્રજાપતિરૂપ અશ્વનો પ્રાણ ત્રણ પ્રકારે જૂદો પડયો તેની પૂર્વ દિશા શિરરૂપ છે, બે બાજૂઓના ખૂણાઓ હસ્તરૂપ છે, તેની પશ્ચિમ દિશા પુચ્છરૂપ છે, બે બાજૂના ખૂણાઓ જાનુરૂપ છે, દક્ષિણ તથા ઉત્તર દિશાઓ પાર્શ્વરૂપ છે, સ્વર્ગ તથા અંતરીક્ષ પૃષ્ઠરૂપ તથા ઉદરરૂપ છે. આ પૃથ્વી તેના ઉરરૂપ છે. આ અગ્નિ જળવિશે પ્રતિષ્ઠિત છે, કારણ કે જ્યાં જ્યાં એક જણ ગમન કરે છે ત્યાં ત્યાં તે સ્થિતિને મેળવે છે આજ વિદ્વાનના જ્ઞાનનું ફળ છે.

ટીકા:-આ પ્રજાપતિ જ્યારે ઉત્પન્ન થવા ત્યારે તેઓએ પોતાના આત્માને સર્વ કાર્યોના કારણરૂપે ત્રણ પ્રકારે વિભક્ત કર્યો. ત્રણ પ્રકારે કેવી રીતે વિભક્ત કર્યો ? અગ્નિ તથા વાયુ સિવાય ત્રણની સંખ્યા પૂરી થવા અર્થે તૃતીયરૂપે આદિત્યને કર્યો. આ જ પ્રમાણે અગ્નિ અને આદિત્ય સિવાય વાયુને તૃતીયરૂપે કર્યો અને વાયુ તથા આદિત્ય સિવાય ત્રણની સંખ્યા પૂર્ણ થવા પોતાના સરખી શક્તિ પ્રમાણે, અગ્નિને તૃતીયરૂપે કર્યો. જગતને વિશે સર્વભૂતના આત્મારૂપ આ પ્રજાપતિ પોતાનું વિરાટ્ સ્વરૂપ છોડી દીધા સિવાય મૃત્યુરૂપે પોતાના સ્વરૂપ પ્રમાણે અગ્નિ, વાયુ અને આદિત્યના વિશેષરૂપે કરી ત્રણ પ્રકારે થયા. અશ્વમેધની ક્રિયામાં આવતો અર્કરૂપ અગ્નિ વિરાટ્રૂપ છે. તેને વિધિપુરઃસર પવિત્ર કરવામાં આવે છે તથા તે અશ્વના પ્રતિનિધિરૂપ છે. કારણ કે પૂર્વે કહેવામાં આવ્યું છે કે, સઘળી ઉત્પત્તિનું વર્ણન તેની સ્તુતિ અર્થે કરવામા આવ્યું છે આ રીતે તેનો જન્મ શુદ્ધ છે. તેથી પૂર્વ દિશા મસ્તકરૂપ છે, કારણ કે તે શ્રેષ્ઠ કહેવામાં આવી છે. બે બાજૂના ખૂણાઓ અર્થાત્ ઇશાન અને અગ્નિ ખૂણાઓ હસ્તરૂપ છે. અગ્નિની પશ્ચિમ દિશા પુચ્છરૂપ છે અર્થાત્ ઉપરના ભાગની સામે આવેલ જઘનરૂપ છે બે બાજૂના ખૂણાઓ અર્થાત્ વાયુ અને ઋતુઓ જાનુરૂપ છે. કારણ કે તે પીઠના ખૂણાના સંખ્યા

છે આગલી બે દિશાઓ સાથે તેનો સંબંધ હોવાથી દક્ષિણ તથા ઉત્તર પાર્શ્વરૂપ છે. સ્વર્ગ પીઠરૂપ છે, અંતરિક્ષ ઉદરરૂપ છે તથા આ પૃથ્વી છાતીરૂપ છે. કારણ તેઓ અધો ભાગ વિશે રહેલ છે. આ અગ્નિ જે પ્રજાપતિરૂપ છે તથા જે લોકોના આત્મારૂપ છે, તે જળવિશે પ્રતિષ્ઠિત છે. શ્રુતિમાં કહ્યું છે કે एवमिमे लोका अप्स्वन्तः- આ સર્વ લોક જળવિશે પ્રતિષ્ઠિત છે. "કારણ કે જ્યા જ્યા એક જણ ગમન કરે છે ત્યા ત્યા તે પ્રતિષ્ઠિ થાય છે અર્થાત્ સ્થિતિને મેળવે છે" આ વાક્યના સબધમા પ્રશ્ન એ થાય છે કે, કોણ ગમન કરે છે? તેના પ્રતિઉત્તરમા કહેવાનું કે, અગ્નિ, કે જેનું આ પ્રમાણે વર્ણન કરવામા આવ્યું છે તથા જે જળવિશે પ્રતિષ્ઠિત છે, તેના સ્વરૂપને જે જાણે છે, તે સર્વ સ્થિતિને મેળવે છે એ જ તેના જ્ઞાનનું ફળ છે.

## વાણીની ઉત્પત્તિ.

**सोऽकामयत द्वितीयो मे आत्मा जायेयेति स मनसा वाचं मिथुनꣳ समभवदशनाया मृत्युस्तद्यद्रेत आसीत्स संवत्सरोऽभवत्॥ न ह पुरा ततः संवत्सर आस तमेतावन्तं कालमबिभः॥ यावान्संवत्सरस्तमेतावतः कालस्य परस्तादसृजत॥ तं जातमभिव्याददात्स भाणकरोत्सैव वागभवत् ॥ ४ ॥**

**અન્વયાર્થ**:-स=તે મૃત્યુએ, अकामयत=ઇચ્છા કરી, द्वितीय=બીજો, मे=મારો. आत्मा=સ્થૂલ શરીર, जायेय=ઉત્પન્ન થાઓ, स=તે મૃત્યુ, मनसा=મનવડે, वाचं=ત્રણ વેદરૂપ વાણીને, मिथुनं=જોડરૂપે समभवत्=થયા, अशनाया=ભક્ષણની કામના મૃત્યુ=ભક્ષક, तत्=તે મિથુનમા, यद्रेत=પ્રજાપતિની ઉત્પત્તિના કારણરૂપ તથા જ્ઞાન કર્મરૂપ જે બીજ, आसीत्=થયુ, सः=તે, संवत्सर=સંવત્સરરૂપે अभवत्=થયા. नह=ખચીત નહિ, पुरा=મૃત્યુની પહેલા, संवत्सर= સંવત્સર, आस=હતો, तं=તે પ્રજાપતિને, एतावन्तं कालं=આટલા સમય સુધી, अबिभः=ધારણ કર્યા, यावान्=જેટલો સમય, संवत्सरः=સંવત્સર (હોય છે), तं=તે વિરાટને, एतावतः कालस्य परस्तात्=આ સંવત્સર રૂપ સમય વીત્યા પછી, असृजत=(મૃત્યુએ) ઉત્પન્ન કર્યો, तं जातं=તે પ્રથમ થયેલા કુમારને, अभिव्याददात्=(મૃત્યુએ ભક્ષણ કરવા) મુખ પહોળુ કર્યુ सः=તે બાળક भाण्=ભાણરૂપ શબ્દ, अकरोत्= કરવા લાગ્યો, साएव=તેજ वाक्=વાણીરૂપે, अभवत्= થઇ. (૪).

**શબ્દાર્થ**:-તેમણે ઇચ્છા કરી કે, મારો દ્વિતીય આત્મા ઉત્પન્ન થાઓ પોતાના મનવડે તેણે વાણીને તથા મિથુનને અર્થાત્ અશનાયા અને મૃત્યુને ઉત્પન્ન કર્યા. જે રેત ઉત્પન્ન થયુ, તેમાથી સંવત્સર થયો. કારણ કે તેમની પહેલા સંવત્સર હતો નહિ. આટલા સમય સુધી તેઓ ગર્ભમા હતા જેટલા કાળને સંવત્સર કહેવામા આવે છે, તેટલા સમય પછી તેણે પોતાને ઉત્પન્ન કર્યા જ્યારે તે (વિરાટ્) જન્મને પામ્યા ત્યારે તેણે (હિરણ્યગર્ભે) તેના સામે પોતાનું મુખ ઉઘાડયું તેણે ભાણ" એમ બૂમ પાડી અને આ પ્રમાણે (વૈખરી નામની) વાણીની ઉત્પત્તિ થઇ.

**ટીકા**:-તેણે ઇચ્છા કરી અર્થાત્ કોણે ઇચ્છા કરી? મૃત્યુએ ઇચ્છા કરી તેણે પોતે જળ તથા બીજા ભૂતોની સૃષ્ટિના ક્રમ પ્રમાણે વિરાટ્રૂપે અર્થાત્ સર્વ કાર્યોના કારણ અગ્નિરૂપ અંડવિશે પોતાની ઉત્પત્તિ કરી ઉપર કહ્યા પ્રમાણે તેણે પોતાના આત્માને ત્રણ પ્રકારનો કર્યો જ્યારે તેણે ઉત્પત્તિ કરી ત્યારે તેનો વ્યાપાર કેવી રીતનો હતો? પ્રત્યુત્તર એ કે, તેણે (મૃત્યુએ) ઇચ્છા કરી. શી ઇચ્છા કરી? મારો શરીરરૂપી દ્વિતીય આત્મા ઉત્પન્ન થાઓ કે, જેથી હું શરીરયુક્ત થાઉં આ પ્રમાણેની ઇચ્છા થવાથી પ્રથમ ઉત્પન્ન થયેલા પોતાના મનવડે તેણે ત્રણ વેદોરૂપી વાણીને ઉત્પન્ન કરી તેણે મનની સાથે વાણીનું મિથુન ઉત્પન્ન કર્યુ અર્થાત્ પોતાના મનવિશે ત્રણ વેદોના સૃષ્ટિક્રમનો તેઓએ વિચાર કર્યો આ વિચાર કોણે કર્યો? મૃત્યુ જેને અશનાયા કહેવામા આવે છે, તેણે વિચાર કર્યો મૃત્યુને અશનાયાનુ લક્ષણ આપવામાં આવ્યુ છે અહીં પુનરાવર્તન એટલા વાસ્તે કરવામા આવ્યુ છે કે, તેનો સબધ કોઇ

અન્ય સાથે ન થાય જ્ઞાન તથા કર્મોના બીજરૂપ તથા પ્રથમ શરીરવાળા પ્રજા તિનાં સર્વ કર્મોના કારણરૂપ રેત થયું અને વેદોના ચિંતનવડે પ્રજાપતિના જોવામાં આ રેત આવ્યું. પૂર્વ જન્મમાં તેની ( જગતની ) ઉત્પત્તિની સ્મૃતિ હોવાને લીધે જગરૂપ રેત, જે તેઓએ ઉત્પન્ન કર્યું હતું તેને વિશે પોતાનો પ્રવેશ કર્યા પછી, તેઓ અંડાકારમાં ગર્ભવાળા થયા ગર્ભમાંથી સંવત્સર ઉત્પન્ન થયો. આનો ભાવ એ છે કે, સંવત્સરરૂપી કાળના નિર્માણ કર્તા પ્રજાપતિ સંવત્સરરૂપે થયા કારણ તેના પૂર્વે અર્થાત્ સંવત્સરના નિર્માણ કર્તા પ્રજાપતિની પૂર્વે સંવત્સર હતો નહિ. જેટલા સમય સુધી સંવત્સરનું પરિમાણ છે, તેટલા સમય સુધી સંવત્સરના નિર્માણ કર્તા પ્રજાપતિ ગર્ભમાં રહેલા હતા. આ સમયની સમાપ્તિ પછી તેણે શું કર્યું ? તેણે પોતાની ઉત્પત્તિ કરી અર્થાત્ અંડના બે વિભાગ કર્યા. જ્યારે આ પ્રમાણે પ્રથમ શરીરીરૂપ તથા અગ્નિરૂપ બાળક ( વિરાટ્ ) ઉત્પન્ન થયું ત્યારે અશનાયારૂપ મૃત્યુએ (હિરણ્યગર્ભે) તેનું ભક્ષણ કરી જવા તેની સામે પોતાનું મુખ ખુલ્લુ કીધું પણ સ્વાભાવિક અવિદ્યાને લીધે તે બાળક ભય પામ્યું અને 'ભાણ' એમ બૂમ પાડી. આ પ્રમાણે વાણીની ઉત્પત્તિ થઇ અર્થાત્ વાણીનો વર્ણોચ્ચાર ઉત્પન્ન થયો.

### ઋગાદિ વેદોની ઉત્પત્તિ.

**स ऐक्षत यदि वा इममभिमंस्ये कनीयोऽन्नं करिष्य इति स तया वाचा तेनात्मनेदꣳसर्वमसृजत यदिदं किञ्चर्चो यजूꣳषि सामानि छन्दाꣳसि यज्ञान् प्रजाः पशून् । स यद्यदेवासृजत तत्तदत्तुमध्रियत सर्वं वा अत्तीति तददितेरदितित्वꣳ सर्वस्यैतस्यात्ता भवति सर्वमस्यान्नं भवति य एवमेतददितेरदितित्वं वेद ॥ ५ ॥**

**અન્વયાર્થ:**-स=તે મૃત્યુએ, ऐक्षत=વિચાર કર્યો, यदि=જો, वा=પ્રસિદ્ધ, इम=આને, अभिमंस्ये=હણીશ, कनीय=અલ્પ, अन्न=ભક્ષ્ય વસ્તુ करिष्ये=કરીશ, स=તે મૃત્યુ, तया वाचा=તે વાણી વડે, तेन आत્मना=કુમારસ્વરૂપને પામેલા શરીરવડે, इदं सर्वं=વાચ્ય વાચકરૂપ સર્વ જગતને, असृजत=ઉત્પન્ન કર્યું, यत् इदं किं=જે આ કાંઇ, ऋचः यजूंषि सामानि =ઋક્. યજુષ તથા સામ, छंदांसि=છંદોને, यज्ञान्=યજ્ઞોને, प्रजाः=પ્રજાઓને, पशून=પશુએને, स=તે મૃત્યુ, यत् यत् एव=જે જે કાંઇ, असृजत=ઉત્પન્ન કર્યું, तत् तत्=તેને તેને, अत्तु=ભક્ષણ કરવા, अध्रियत=મન કર્યું, सर्वं=સઘળું वा=પ્રસિદ્ધ अत्ति=ભક્ષણ કરે છે, तत्=તેથી, अदितेः=મૃત્યુનું अदितित्वं=ભક્ષકરૂપ નામ, सर्वस्य एतस्य=આ સર્વના, अत्ता=ભક્ષણ કર્તા, भवति=થાય છે, सर्वं=સઘળું, अस्य=તે મનુષ્યનું, अन्न=ભક્ષ્ય વસ્તુરૂપ, भवति=થાય છે, यः=જે મનુષ્ય एवम्=આ રીતે, अदितेः=ભક્ષકરૂપ મૃત્યુનું, अदितित्वं=ભક્ષક સ્વરૂપ, वेद=જાણે છે. (૫)

**શબ્દાર્થ:**-તેણે વિચાર કર્યો કે, જો હું એને મારી નાખીશ તો મને ઘણો જ અલ્પ અહાર મળશે. આ રીતના વિચારને લીધે આત્માયુક્ત વાણીવડે તેણે આ સઘળું અર્થાત્ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ છંદો, યજ્ઞો, મનુષ્ય તથા પશુઓને ઉત્પન્ન કર્યાં. આ પ્રમાણે જે સઘળું તેમણે ઉત્પન્ન કર્યું, તે સઘળાનું ભક્ષણ કરવાનો તેમણે નિશ્ચય કર્યો કારણ કે તે સર્વનું ભક્ષણ કરે છે, તેથી તેનું અદિતિ એવું નામ છે. તે આ અખિલ જગતના ભક્ષણ કરનાર છે. આ અખિલ જગત તેના અન્નરૂપ છે. જે કોઈ આ પ્રમાણે અદિતિના સ્વરૂપને જાણે છે, તેને અદિતિના જ્ઞાનનું ફળ પ્રાપ્ત થાય છે

**ટીકા:**-તેણે વિચાર કર્યો:-જ્યારે મૃત્યુએ બીધેલા બાળકને આ પ્રમાણે બૂમ પાડતું જોયું ત્યારે તેણે વિચાર કર્યો કે, જો કે હું ગમે એટલી અશનાની ઇચ્છાવાળો છું છતાં કોઇ પણ વખત આ બાળકને મારી નાખીશ તો મને ઘણું જ થોડું અન્ન પ્રાપ્ત થશે. આવા વિચારને લીધે તેઓ પોતાના ભક્ષણ માંથી ઉપરામ પામ્યા કારણ કે ભક્ષણ કરવા માટે ઘણું અન્ન હોય છે તો તે લાંબો સમય સુધી પહોંચે છે, પણ થોડું અન્ન લાંબો સમય ચાલતુ નથી જો હું આ બાળકને ખાઇ જઇશ તો થોડું જ અન્ન મળશે, તેમ જ બીજાનું ભક્ષણ કરવાથી અન્નની પણ પુષ્કળ અલ્પતા થશે ભૂરિ અન્નની

આવશ્યકતાને લીધે આ પ્રમાણેના વિચાર કર્યા પછી ઉપર કહેલ ત્રણ પ્રકારની વાણી સાથે આત્મા તથા મનના જોડવાથી સ્થાવર તથા જંગમ તેમ જ આ સર્વ, અર્થાત્ ઋક્, યજુઃ તથા સામવેદ, ગાયત્રી આદિ સાત છંદો, તેમ જ ગાયત્રી તથા બીજા છંદોવાળા સ્તોત્રો, શાસ્ત્રના કર્મને અંગીભૂત ત્રણ પ્રકારના મંત્રો, મંત્રોવડે સાધ્ય થનારા યજ્ઞો, યજ્ઞના કર્તારૂપ પ્રજાઓ, તેમ જ યજ્ઞની સિદ્ધિ અર્થે આવશ્યકીય ગ્રામ્ય તથા આરણ્ય પશુઓને ઉત્પન્ન કર્યા. મન સાથે મિથુનીભૂત ત્રણ પ્રકારની વાણી વડે ઉપર કહેલા ઋગાદિ વેદો તેણે ઉત્પન્ન કર્યા આથી શુ વેદો દોષિત નહી ઠરે ? આ વિશે કોઇ પણ દોષ પ્રાપ્ત થતો નથી ત્રણ વેદો સાથે મનનો જે મિથુનીભાવ હતો, તે વ્યક્તરૂપે અસ્તિત્વમા ન હતો, પણ કર્મમા વિનિયોગ ભાવવડે વિદ્યમાન વેદોનો જે વ્યક્તિભાન, તે જ ઉત્પત્તિ કહેવાય છે. તેણે અર્થાત્ પ્રજાપતિએ, અન્નની વૃદ્ધિને જાણ્યા પછી સર્વ કર્મો, ક્રિયાના સાધનો તથા તેના ફળો, આ સર્વ જે તેણે ઉત્પન્ન કર્યા, તેનુ ભક્ષણ કરવાનો નિશ્ચય કર્યો મૃત્યુને આ કારણથી અદિતિ કહેવામા આવે છે કારણ તે સર્વનુ ભક્ષણ કરે છે અદિતિ એ શબ્દ 'અત્તિ' (તે ખાય છે) પરથી નિકળ્યો છે. આ રીતે એક મંત્રમા કહ્યુ છે – अदितिर्द्यौरदितिरन्तरिक्षमदितिर्माता स पिता અર્થ – અદિતિ આકાશરૂપ, અંતરિક્ષરૂપ, માતારૂપ અને પિતારૂપ છે અન્નભૂત એવા અખિલ જગતના સર્વાત્મારૂપ હોવાથી તેઓ ભક્ષકરૂપ છે એમ જો ન હોય તો વિરોધ આવી જાય કારણ અન્ય કોઇ સર્વનો અત્તા જોવામા આવતો નથી, માટે તે જ સર્વના આત્મારૂપ છે. આ જ હેતુથી એમ કહેવામા આવે છે કે, તેઓ અખિલ જગતના અન્નરૂપ છે આથી સર્વ તેના અન્નરૂપ છે, કારણ તે સર્વાત્મારૂપ હોવાથી અત્તારૂપ છે આ કહેવું કોઈ પણ પ્રકારે અયોગ્ય નથી કે પ્રજાપતિ મૃત્યુ અથવા અદિતિની ઉપર દર્શાવેલ અત્તરૂપ, કે જે અત્તૃત્વવડે તે સર્વનુ ભક્ષણ કરે છે, તેને જે જાણે છે તે અદિતિના પદને પ્રાપ્ત થાય છે (૫)

### યશ તથા વીર્યની ઉત્પત્તિ.

**सोऽकामयत भूयसा यज्ञेन भूयो यजेयेति ॥ सोऽश्राम्यत्स तपोऽतप्यत तस्य श्रान्तस्य तप्तस्य यशो वीर्यमुदक्रामत् ॥ प्राणा वै यशो वीर्यं तत्प्राणेषूत्क्रान्तेषु शरीरं श्वयितुमध्रियत तस्य शरीर एव मन आसीत् ॥६॥**

અન્વયાર્થ – स =તે સૂત્રાત્મારૂપ પ્રજાપતિએ, अकामयत=ઇચ્છા કરી, भूयसा=મોટી દક્ષિણાવાળા, यज्ञेन=યજ્ઞવડે, भूय =ફરી यजेय=હુ યજન કરુ, स.=સૂત્રાત્મા વિરાટ, अश्राम्यत्=શ્રમને પામ્યા, स.=તે, तप =તપને, तप्यत=કર્યુ, तस्य श्रान्तस्य तप्तस्य=તે શ્રમિત તથા તપ્ત થયેલા સૂત્રાત્માને, यश =યશ, वीर्य=વીર્ય, उदक्रामत्=ઉત્પન્ન થયુ, प्राणा=ચક્ષુઆદિ, यश=યશરૂપે વીર્ય-બળરૂપે, तत्=તે, प्राणेषु–ચક્ષુ આદિ ઇન્દ્રિયો, उत्क्रान्तेषु=જ્યારે શરીરમાંથી બહાર નીકળે છે ત્યારે, शरीर=મૃત્યુનુ શરીર, श्वयितु=સૂજવાપણાને अध्रियत=પામ્યુ, तस्य=શરીરમાંથી નીકળેલા મૃત્યુનુ, शरीर =શરીર, एव=જ, मन =મન, आसीत्=હતુ. (૬)

શબ્દાર્થ:–તેણે ઇચ્છા કરી કે, હુ મહાન્ યજ્ઞવડે ફરીને મારૂ યજન કરૂ તેઓ પ્રથમ શ્રાન્ત થયા ત્યારપછી તેમણે તપશ્ચરણ કર્યુ જ્યારે તેઓ શ્રાન્ત થયા તથા જ્યારે તેઓએ તપશ્ચરણ કર્યુ ત્યારે તેમાથી યશ તથા વીર્ય ઉત્પન્ન થયા પ્રાણો યશ તથા શક્તિરૂપ છે આથી જ્યારે તેના શરીરમાથી પ્રાણો નીકળ્યા ત્યારે તેનુ શરીર સ્ફીત (સૂજેલા) દેખાવવાળુ થયુ તેમ છતા મન તો તેમના શરીરવિશે હતુ જ (૬)

ટીકા:–તેણે ઇચ્છા કરી – આ ગ્રંથ અશ્વ તથા અશ્વમેધનુ વર્ણન કરવા અર્થે કહેવામા આવ્યો છે હુ મહાન્ યજ્ઞવડે ફરી યજન કરુ – અહીં 'ફરી' શબ્દ તેના આગળના જન્મની સાથે સંબંધ ધરાવે છે પ્રજાપતિએ પોતાના પૂર્વ જન્મમા અશ્વમેધ યજ્ઞ કર્યો હતો, આ રીતની સ્મૃતિ હોવાથી વર્તમાન કલ્પની શરૂઆતમા તેઓ ફરી પ્રવૃત્ત થયા અશ્વમેધ યજ્ઞની ક્રિયા કારક તથા ફળની આકૃતિ થવા તેમને ઇચ્છા કરી

પોતે સર્વ દેવતારૂપે થાઉં. બીજા દેવો જે મારા અવયવરૂપે છે, તેને અર્થે બીજાં ગ્રામ્ય તથા આરણ્યક પશુઓનો યથાદૈવત વધ કરવો જોઇએ. આ રીતે કહેવાથી યાજ્ઞિકો મેધ્ય પશુનો વધ કરે છે, જે સર્વ દેવતાત્મક પ્રજાપતિરૂપે છે. જે પ્રકારો છે તે અશ્વમેધરૂપ છેઃ-પશુઓવડે સિદ્ધ થઇ શકતા ક્રતુરૂપે તેનું વર્ણન સાક્ષાત્ ફળરૂપે નીચેના શબ્દોથી દર્શાવવામાં આવ્યું છેઃ તે અશ્વમેધરૂપ છે કેણુ અશ્વમેધરૂપ છે? જે પ્રકાશે છે તે અર્થાત્ પોતાના કાંતિવડે જગતને વ્યક્ત કરનાર સૂર્ય. તેનું શરીર અર્થાત્ જે ફળ યજ્ઞાત્મક છે તેનું શરીર સંવત્સરરૂપ છે. કારણ કે તેનું પરિક્રમણ એક વર્ષવિશે પૂર્ણ થાય છે. યજ્ઞ જે તેના પ્રતિનિધિરૂપ છે, તે કેવળ અગ્નિવડે જ સાધ્ય છે તેનું અર્થાત્ ફળનું વર્ણન યજ્ઞરૂપે કરવામાં આવ્યું છે. આ પાર્થિવ અગ્નિ અર્થાત્ અર્ક યજ્ઞના સાધનભૂત છે. આ લોકો-આ ત્રણ લોકો, તેના આત્માના અર્થાત્ આ અર્ક જેને ચિતિ કહેવામાં આવે છે, તેના શરીરના અવયવોરૂપ છે આજ હેતુથી તેનું પ્રાચી આદિ દિશારૂપે વર્ણન કરવામાં આવ્યું છે. તેઓ (અગ્નિ અને આદિત્ય) આ પ્રમાણે (જે પ્રમાણે તેઓનું વર્ણન કરવામાં આવ્યું છે તેમ) અર્ક તથા અશ્વમેધરૂપ છે (યજ્ઞ તથા તેના ફળરૂપ છે). આવા હેતુથી જ ક્રિયાત્મક પાર્થિવ અગ્નિ અર્થાત્ અર્કનું વર્ણન સાક્ષાત્ ક્રતુરૂપે કરવામાં આવ્યું છે કારણ કે યજ્ઞની સિદ્ધિ અગ્નિવડે થઇ શકે છે. ફળ યજ્ઞવડે સાધ્ય હોવાથી યજ્ઞરૂપે તેનું વર્ણન કરવામાં આવ્યું છે. આથીજ કહેવામાં આવ્યું છે કે, આદિત્ય અશ્વમેધરૂપ છે. તેઓ અર્થાત્ કાર્ય અને કારણ, યજ્ઞ અને ફળ, અગ્નિ તથા આદિત્ય ફરી એક જ દેવતારૂપ અર્થાત્ પ્રાણરૂપ છે તે મૃત્યુરૂપ છે પ્રથમ એકરૂપ હોવાથી યજ્ઞ, સાધન તથા ફળના ભેદવડે તેના વિભાગો થાય છે. આજ કારણથી કહ્યું છે કે, તેણે પોતાના આત્માને ત્રણ પ્રકારે વિભક્ત કર્યો. જે સમયે ક્રિયાની નિવૃત્તિ થાય છે તે સમયમાં ફરી તે એક દેવરૂપે થાય છે અર્થાત્ ફળરૂપ મૃત્યુ બને છે. જે કોઇ આ પ્રમાણે એક દેવરૂપે તથા અશ્વમેધરૂપે તેને જાણે છે, અર્થાત્ હું આ મૃત્યુરૂપ છું, અશ્વમેધરૂપ છું, એક દેવરૂપ છું તથા આ રીતની સ્થિતિ મેં અશ્વ તથા અગ્નિરૂપ થવાથી પ્રાપ્ત કરી છે, એમ જે જાણે છે, તે દ્વિતીય મૃત્યુના પગજયને મેળવે છે. એટલે કે એકવાર મૃત્યુને પામ્યા પછી ફરી દ્વિતીય મૃત્યુ માટે તેનો જન્મ થતો નથી. જો કે તેણે મૃત્યુને તો જિત્યું છે, છતાં કોઇને એમ શંકા થાય કે, મારું ફરી મૃત્યુ થશે કે કેમ? તેટલા માટે ફરી પુનરાવર્તનરૂપે કહેવામાં આવ્યું છે કે મૃત્યુ તેને પ્રાપ્ત કરી શકતો નથી. શા માટે? મૃત્યુ તેના આત્મારૂપ થાય છે, તેથી મૃત્યુ તેને પ્રાપ્ત કરી શકતો નથી. અર્થાત્ જે મૃત્યુને આ પ્રમાણે જાણે છે તેનો આત્મા મૃત્યુરૂપ થાય છે. અથવા તો મૃત્યુ ફલરૂપ થવાથી તે દેવોમાંના એકરૂપે થાય છે અથાત્ સાવિત્રી અને અગ્નિરૂપ થાય છે આ પ્રમાણે તેનું ફળ કહેવામાં આવ્યું છે

## તૃતીય બ્રાહ્મણ-ઉદ્ગીથ બ્રાહ્મણ.

### દેવો તથા અસુરો વચ્ચે યુદ્ધ.

**द्वया ह प्राजापत्या देवाश्चासुराश्च ततः कानीयसा एव देवा ज्यायसा असुरा स्त एषु लोकेष्वस्पर्द्धन्त ते ह देवा ऊचुर्हन्तासुरान्यज्ञ उद्गीथेनात्ययमेति ॥ १ ॥**

અન્વયાર્થઃ-द्वया=બે પ્રકારના, ह=પૂર્વના અનુસંધાનને અનુસરી, प्राजापत्या=હિરણ્યગર્ભથી થયેલા देवा:=શાસ્ત્રીય જ્ઞાન તથા કર્મની વાસનાવાળા તથા પ્રકાશ રૂપ, असुरा:=પોતાની ઇન્દ્રિયોમાં આસક્ત ततः=તેમાંથી कानीयसा=અલ્પ સંખ્યાવાળા एव=જ, देवा:-દેવો, ज्यायसा:=વધારેની સંખ્યાવાળા, असुरा:=અસુરો, ते=તે દેવો તથા

અસુર, एषु लोकेषु=આ લોકમાં, अस्पर्धन्त=સ્પર્ધા કરવા લાગ્યા, ते-તે, ह=પ્રસિદ્ધ, देवा:=દેવો,

શબ્દાર્થ:-પ્રજાપતિને દેવો તથા અસુરો એમ બે પ્રકારની પ્રજાઓ છે આમાં દેવોની સંખ્યા ઓછી છે તથા અસુરોની સંખ્યા વધારે છે આ લોકમાં તેઓ અર્થાત્ દેવો અને અસુરો બીજાની સ્પર્ધા કરવા લાગ્યા. દેવો કહેવા લાગ્યા કે, આપણે આ યજ્ઞમાં હવે ઉદ્‌ગીથના* ગાનવડે અસુરોનો પરાજય કરીએ

ટીકા:-પ્રજાપતિની બે પ્રકારની પ્રજાઓ છે-આમ શા માટે કહેવામાં આવ્યું છે તે પ્રથમ દર્શાવવામાં આવે છે. જ્ઞાન સહિત કરાયેલ કર્મવડે ઉત્કૃષ્ટ ગતિને પ્રાપ્ત થવાય છે અર્થાત્ અશ્વમેધનું ફળ, મૃત્યુની અવસ્થારૂપ છે. આટલા જ માટે જ્ઞાન અને કર્મ, જે મૃત્યુના સરખી અવસ્થાને પહોંચાડનારાં છે, ઉત્પત્તિનો પ્રકાશ કરવાના હેતુથી આ ઉદ્‌ગીથ બ્રાહ્મણનો પ્રારંભ કરવામાં આવ્યો છે.

ઉપર દર્શાવેલ જ્ઞાન તથા ક્રિયાનું ફળ જો મૃત્યુની અવસ્થા હોય તો આપણે એમ સ્વીકારી લેવું પડશે કે, ઉદ્‌ગીથનું જ્ઞાન તેમ જ ક્રિયાઓનું ફળ, મૃત્યુની અવસ્થાનો પરાજય કરવારૂપ છે. જો આ પ્રમાણે ફળ ભિન્ન હોય તો ક્રિયા તથા જ્ઞાનના ઉદ્‌ભવનો પ્રકાશ કરવો, તે શું નિરૂપયોગી નહિ ઠરે ?

આ પ્રશ્નના ઉત્તરમાં કહેવાનું કે, તેમ કહેવામાં-નિરૂપયોગી કહેવામાં કોઇ પણ પ્રકારનો દોષ નથી. કારણ જ્યારે અગ્નિ અથવા આદિત્યની સ્થિતિ પ્રાપ્ત થવી, એ જો ઉદ્‌ગીથનું ફળ છે તો "તે દેવોમાંનો એક થાય છે" આ રીતના વચનમાં જ્ઞાન તથા ક્રિયાથી જે ફળ પ્રાપ્ત થવાનું છે, તેજ કહ્યું છે અને જ્યારે એમ જ છે તો 'તે મૃત્યુનું અતિક્રમણ કરે છે' એમ કહેવામાં શું વિરોધ નથી આવતો ? ઉત્તર:-તેમ કહેવામાં કોઇ પણ રીતનો વિરોધ આવતો નથી કારણ મૃત્યુનું અતિક્રમણ કરવું એનો એવો અર્થ એ છે કે, સાધારણ પાપના આસંગમાંથી મુક્ત થવું.

હવે એમ શંકા થશે કે, પાપની સાથે સંસર્ગ રાખનાર મૃત્યુ શી વસ્તુ છે ? તેની ઉત્પત્તિ ક્યાંથી થાય છે ? શાથી તથા કેવી રીતે તેનું અતિક્રમણ કરવામાં આવે છે ? આ સર્વ પ્રકારના પ્રશ્નોનું સમાધાન કરવા માટે આ આખ્યાયિકા કહેવામાં આવી છે. મૂળમાં ह શબ્દ વાપરવામાં આવ્યો છે. તે પૂર્વાવસ્થાની સ્મૃતિ કરાવવા અર્થે વાપરવામાં આવ્યો છે, અર્થાત્ વર્તમાન પ્રજાપતિને પોતાના પૂર્વ જન્મની ह શબ્દ સ્મૃતિ કરાવે છે. પ્રજાપતિની પ્રજાઓ. એનો અર્થ પૂર્વ જન્મમાં પ્રજાપતિનાં અપત્યો અર્થાત્ ઇંદ્રિયો થાય છે, દેવો તથા અસુરો કોણ છે ? પ્રજાપતિના પ્રાણો તથા વાગાદિ ઇંદ્રિયો દેવો તથા અસુરોરૂપ છે આ પ્રજાપતિના અપત્યોનો-ઇન્દ્રિયોનો દેવ તથા અસુર સ્વભાવ કેવી રીતે થયો ? આ પ્રશ્નના સમાધાનમાં જણાવવાનું કે, દેવ શબ્દ દ્યોતન (પ્રકાશવું) પરથી થયો છે તથા તે શબ્દ શાસ્ત્રવિહિત કર્મ અને જ્ઞાનને લાગુ પડે છે સ્વાભાવિક અનુમાન તેમજ પ્રત્યક્ષ પ્રમાણોથી ઉત્પન્ન થયેલાં દૃષ્ટ પ્રયોજનવાળાં કર્મ તથા જ્ઞાનમાં જેઓ આસક્ત છે, તેઓને અસુર કહેવામાં આવે છે. સુર અથવા દેવોથી તેઓ ભિન્ન છે કારણ અસુર પોતાના 'અસુ' કહેતા જે પ્રાણ તેમાં 'ર' કહેતા રંજન થવાથી સંતુષ્ટ થાય છે તેજ પ્રમાણે આ અસુરો દૃષ્ટ પ્રયોજનવાળાં કર્મમાં તથા જ્ઞાનમાં જ આસક્ત હોય છે. આમ દેવોની સંખ્યા થોડી છે તથા અસુરોની સંખ્યા વધારે છે તેનું કારણ એ કે, પ્રાણોની પ્રવૃત્તિ વ્યાવહારિક જ્ઞાન તથા કર્મમાં વિશેષ હોય છે, પણ પ્રાણોની પ્રવૃત્તિ શાસ્ત્રવિહિત જ્ઞાન તથા કર્મમાં ઓછી હોય છે. પ્રાણોની પ્રથમ પ્રવૃત્તિ દૃષ્ટ પ્રયોજનવાળી છે. તેથી પ્રાણોને કર્મ કરવાની

*ૐ એ અક્ષરથી શરૂ થતું ઉદ્‌ગીથ સામવેદમાં એક પ્રકારનું ગાન છે. આ ઉદ્‌ગીથનું [illegible] સોમ યાગવિશે ગાન કરે છે. સાત પ્રકારના યાગને સોમયાગ કહેવામાં આવે છે જેમકે:- અગ્નિષ્ટોમ, અત્યગ્નિષ્ટોમ, ઉક્થ્ય, ષોડશી, વાજપેય, અતિરાત્ર, અપ્તોર્યામ. આ સર્વ પ્રકારના યાગ વિશે સોમવલ્લીના રસનું પાન અવશ્ય કરી કરવામાં આવે છે

પ્રવૃત્તિ ઓછી હોય છે, માટે દેવોની સંખ્યા ઓછી કહેવાય છે. શાસ્ત્ર પ્રમાણે જ કર્મ કરવું, તે કેવળ મહાન્ પ્રયાસવડે જ સિદ્ધ થઇ શકે છે તેઓ અર્થાત્ પ્રજાપતિના શરીરના અવયવરૂપ રહેલા દેવો તેમ જ અસુરો, શાસ્ત્રવડે અથવા સ્વભાવિક-પણાવડે જે જ્ઞાન તથા કર્મ સાધ્ય થઈ શકે છે, તેના ઉપભોગ માટે, એક બીજા માહોમાહે સ્પર્ધા કરવા લાગ્યા. અહીં એટલે દેવસ્વભાવ અથવા તો અસુર સ્વભાવનો જય વા પરાજય થવો તે છે. કેટલીક વખત એમ થાય છે કે, શાસ્ત્ર વિહિત જ્ઞાનની ઉત્પત્તિ, કર્મ પ્રમાણે પ્રાણીની પ્રવૃત્તિથી જ થાય છે. આ પ્રમાણેની જ્યારે ઉત્પત્તિ થાય છે ત્યારે જે પ્રાણીનો સંબંધ દૃષ્ટ પ્રયોજન સાથે છે તથા જેઓની ઉત્પત્તિ પ્રત્યક્ષ અને અનુમાનથી થયેલ જ્ઞાન તથા કર્મમાંથી થાય છે, તે પ્રાણીની આસુરી વૃત્તિનો પરાજય થાય છે. એમ થવાથી દેવોનો જય તથા અસુરોનો પરાજય થયો, એમ કહેવાય છે. જ્યારે દેવોને જય પ્રાપ્ત થાય છે ત્યારે ધર્મનો ઉત્કર્ષ થવાથી જીવની, પ્રજાપતિની સ્થિતિ પ્રાપ્ત થવા સુધીની ઉત્કૃષ્ટતા થાય છે તથા જ્યારે અસુરો જય મેળવે છે ત્યારે અધર્મનો ઉત્કર્ષ થવાથી જીવની જડાત્મક સ્થિતિ પ્રાપ્ત થવા સુધીની નિકૃષ્ટતા—અધમતા થાય છે. જ્યારે બન્ને સમાનાવસ્થામા હોય છે, ત્યારે જીવને મનુ-ષ્યની યોની પ્રાપ્ત થાય છે. દેવો કે જેઓની સંખ્યા ઓછી હતી તેઓ, અસુરો કે જેઓની સંખ્યા વધારે હતી તેનાથી પરાજયને પામ્યા, ત્યારે દેવોએ કહ્યું કે, આપણે આ જ્યોતિષ્ટોમ યજ્ઞમાં ઉદ્ગીથવડે અર્થાત્ ઉદ્ગીથનું ગાન કરના-રાનો આશ્રય લઇ, અસુરોનો પરાજય કરીએ જો આ રીતે અસુરોનો પરાભવ થશે તો શાસ્ત્રવડે પ્રકાશિત કરેલા આપણે દેવભાવને પામશું. આ પ્રમાણે તેઓએ—ઇન્દ્રિયોએ એક બીજાને કહ્યું

ઉદ્ગીથનું ગાન કરનારાનો આશ્રય લેવામાં જ્ઞાન તેમ જ કર્મ આવશ્યનીય છે કર્મ, પાછળથી કહે-વાયેલા મંત્રોના જપવાળું હોય છે તથા યજુર્વેદના મંત્રનો જપ કરવાથી કર્મ પૂર્ણતાને પ્રાપ્ત ' ' હવે અહીં જ્ઞાનનું વર્ણન કરવામાં આવે છે.

વાદીઃ—અભ્યારોહના જપયુક્ત ક્રિયાવાળા જ્ઞાનને નિરૂપણ કરવાનો પ્રયત્ન શું અર્થ વાદરૂપ નથી? પ્રતિવાદીઃ—આ પ્રયાસ અર્થ વાદરૂપ નથી કારણ 'યએવંવેદ જે તેને એ પ્રમાણે જાણે છે તે' એમ શ્રુતિમાં કહેવામાં આવ્યું છે પૂર્વની આખ્યાયિકામાં ઉદ્ગીથના પ્રસ્તાવવિશે કહેવામાં આવ્યું છે કે, પ્રજાપતિનાં અપત્યો બે પ્રકારનાં છે. આ પ્રમાણેનું કહેવું, તે ઉદ્ગીથના વિધિને સ્થાપન કરવા માટે છે; નહિ કે પ્રયાસને લાગુ પડે છે. વળી ઉદ્ગીથનું વિધાન જેમ આ સ્થળે કરવામાં આવ્યું છે તેમ અન્ય સ્થળે પણ કરવામાં આવ્યું છે, અભ્યારોહ જપનો વિધિ બે પ્રકારની ક્રિયામાં લાગુ પડે છે, માટે તે અનિત્ય છે જે મનુષ્ય જ્ઞાનમાં પૂર્ણ હોય છે તે જ જ્ઞાનનો ઉપયોગ કરી શકે છે, માટે જ્ઞાનને નિત્ય કહેવામાં આવ્યું છે. શ્રુતિનું પણ વચન છે કે, "જે આ લોકનો પરાજય કરે છે તે જ્ઞાનવડે પૂર્ણ હોય છે." તે જ રીતે પ્રાણને પવિત્ર અને વાણી તથા બીજી ઇન્દ્રિયોને અપવિત્ર ગણવામાં આવી છે. જો પ્રાણ ઉપાસનાનો વિષય ન હોય તો તેની પવિત્રરૂપે ગણના થઇ શકે નહિ અને વાગાદિ ઇન્દ્રિયોની અપવિત્રરૂપે ગણના થઇ શકે નહિ. માટે વાગાદિની નિંદાથી મુખ્ય પ્રાણની જે સ્તુતિ કરવામાં આવી છે તે યોગ્ય છે. શ્રુતિમાં કહ્યું છે કે, જે મનુષ્ય મૃત્યુનું અતિક્રમણ કરે છે તે તેજને પ્રાપ્ત થાય છે. આ રીતે ફલનું નિરૂ-પણ કરવામાં આવ્યું છે. જેમ વાગાદિ દેવોની સ્થિતિને પ્રાપ્ત થવાથી અગ્નિ આદિ ભાવને પ્રાપ્ત થવારૂપ ફળ મળે છે તેમ પ્રાણસ્વરૂપને પ્રાપ્ત થવાથી મૃત્યુના અતિક્રમણરૂપ ફળ મળે છે

વાદીઃ—જો એમ જ છે, તો અમે પ્રાણની ઉપાસના માની લઇશું, પણ પ્રાણના ગુણોની ઉપા સના અમે માની શકશું નહિ જો કોઇ એમ કહે કે, વિશુદ્ધિ આદિનું પ્રમાણ તો શ્રુતિમાં પણ છે તો તેને કહેવાનું કે, શ્રુતિમાં વિશુદ્ધિ આદિની જે ઉપાસના કહેવામાં આવી છે તે કર્મને અર્થે નહિ પણ સ્તુતિ અર્થે તેમ કહેવામા આવ્યું છે

પ્રતિવાદીઃ—અમારૂં માનવું આ રીતનું નથી કેમકે સામાન્ય રીતે એમ જોવામાં આવે છે કે,

એ મનુષ્ય, જે વિષય પોતાની ઇચ્છાને પ્રતિકૂળ નથી હોતો, તેની પ્રાપ્તિ થવાથી સુખને મેળવે છે. આ લોકમાં જે મનુષ્ય પોતાની ઇચ્છાને અનુકૂળ વિષય મેળવે છે, તે ઇષ્ટને પ્રાપ્ત થાય છે અથવા તેની અનિષ્ટથી નિવૃત્તિ થાય છે પણ એથી વિપરીત અર્થની પ્રાપ્તિથી તેમ થતું નથી. શ્રુતિમાં કહેલાં વચન પ્રમાણે ચાલવાથી દરેક મનુષ્ય શ્રેયને મેળવે છે, પણ તેથી વિપરીત ચાલવાથી શ્રેય પ્રાપ્ત થતું નથી. ઉપાસના માટે કહેવાયલા શબ્દથી થતા જ્ઞાનના વિષયને યથાર્થ કહેવો, તેમાં કોઇ પણ રીતનું પ્રમાણ હોતું નથી. તેમ જ વિજ્ઞાનમાં કોઈ પણ રીતનો અપવાદ કહેવામાં આવ્યો નથી. જ્ઞાનના વિષયની સત્યતાની પ્રાપ્તિ જો આપણાથી મેળવી શકાય છે, તો આપણે શ્રેય પ્રાપ્ત કરી શકીએ છીએ. જો તેમ નથી થતું તો અનર્થની પ્રાપ્તિ થાય છે. જેમ કે લૌકિક વ્યવહારમાં એક મનુષ્ય જો પોતાના વિચારથી વિરુદ્ધ વિષયને મેળવે છે, દૃષ્ટાંત તરીકે મનુષ્યને બદલે સ્થાણુ તથા મિત્રને બદલે શત્રુ મેળવે છે, તો તેણે અનર્થ પ્રાપ્ત કર્યો, એમ કહેવામાં આવે છે. તેમ જ શ્રુતિનાં વચન પ્રમાણે દેવ, ઇશ્વર તથા આત્મા સબંધીના વિચારો જો સત્ય ન હોય તો શાસ્ત્ર અનર્થની પ્રાપ્તિ કરાવનારૂં થઇ પડશે તથા તેમ થવાથી શાસ્ત્ર, લૌકિક વ્યવહારના જેવું કહેવાશે. પણ તેમ છે નહિ. શાસ્ત્ર લૌકિક વ્યવહાર સરખું નથી. નામ રૂપાદિ સર્વ વિશેષતાઓ બ્રહ્મના સ્વરૂપથી બહિષ્કૃત છે.

શિષ્યઃ—શાસ્ત્ર પ્રમાણે બ્રહ્મ પ્રત્યક્ષ તથા અનુમાનવડે ગમ્ય થઈ શકે છે, એમ જો તમે કહો તો જેમ એક મનુષ્યને મે સ્થાણુરૂપે જોયો હતો, એ જેમ વિપરીતાભાસ છે, તેમ શાસ્ત્રમાં પણ વિપરીતાભાસ લાગુ પડશે તથા તેમ થવાથી શાસ્ત્રમાં કહેલી સત્ય વસ્તુની પ્રાપ્તિથી કોઇ પણ રીતનું શ્રેય પ્રાપ્ત થશે નહિ.

ગુરુઃ—હા, થશે. કારણ કે પ્રતિમાના સંબંધમાં જેવી વિશેષતા છે તેની જ વિશેષતા અહીં રહેલ છે તે નામ [illegible] રૂપ [illegible] ના [illegible]રૂપની બહાર છે તે વિશિષ્ટ બ્રહ્મનું પ્રત્યક્ષપણું કહેવું તે એક મનુષ્ય જાણે સ્થાણુરૂપે પ્રત્યક્ષ થયો હોય, તેની માફક વિપરીત છે.

શિષ્યઃ—આ રીતનું તમારૂં કહેવું સત્ય નથી.

ગુરુ—શા માટે સત્ય નથી ?

શિષ્યઃ—જે બ્રહ્મ નામ, રૂપ તથા વસ્તુવડે પ્રત્યક્ષ થઇ શકતો નથી, તેની નામરૂપાદિરૂપે વિશેષતા માનવી, એ સત્ય નથી. જેમ વિષ્ણુનું પ્રત્યક્ષપણું પ્રતિમા તથા તેની અન્ય વસ્તુઓવડે હોય છે, તે જ પ્રમાણે નામરૂપાદિવડે બ્રહ્મનું પ્રત્યક્ષપણું સ્થાપન થયેલું છે. નામરૂપાદિની પ્રત્યક્ષતા પ્રતિમા સરખી છે. કેમ કે બ્રહ્મ કદી નામરૂપાદિરૂપ નથી.

ગુરુઃ—જેમ સ્થાણુનું જ્ઞાન થતું નથી ત્યાં સુધી સ્થાણુ પુરૂષરૂપે પ્રત્યક્ષ હોય છે, તે જ પ્રમાણે નામરૂપાદિની વિશેષતાવડે, બ્રહ્મની પ્રત્યક્ષતા કોઇ પણ રીતે વિરુદ્ધ નથી.

શિષ્ય—આમ જો તમે બ્રહ્મની પ્રત્યક્ષતા કહો તો બ્રહ્મ દૃષ્ટિરૂપ છે, પણ બ્રહ્મ અસ્તિત્વરૂપે નથી. કેમ કે નામ રૂપાદિવડે બ્રહ્મની પ્રત્યક્ષતા વિષ્ણુ તથા બીજા દેવોની ગણના જેમ પ્રતિમાવડે થાય છે તથા પિતૃઓની ગણના શ્રાદ્ધાદિ કાર્યમાં બ્રાહ્મણોથી થઇ શકે છે, તે સરખી છે.

ગુરુઃ—આ વાતને અમે સ્વીકારતા નથી કારણ ઋગાદિ વેદો પૃથિવ્યાદિ દ્રવ્યોના સ્વરૂપરૂપે મનાયા છે અર્થાત્ જે દ્રવ્યો સત્‌રૂપે છે, તેના સ્વરૂપે તેઓને ગણ્યા છે આથી જેમ સત્ય વસ્તુના વિષયપણાની સિદ્ધિ વિષ્ણુ તથા બીજા દેવોની પ્રતિમારૂપે તથા પિતાદિની બ્રાહ્મણરૂપે ગણના થાય છે, તેજ પ્રમાણે બ્રહ્માદિનું પ્રતિનિધિપણું તથા તેની વિદ્યમાનતા, નામરૂપાદિરૂપે છે ઇશ્વરાદિનું આ રીતનું અસ્તિત્વ પ્રયોજનને લીધે છે. દરેક ઉદ્ધાર પામેલી વસ્તુનો આધાર જે વસ્તુમાંથી તેનો ઉદ્ધાર થયો હોય છે તેના પર છે. જેમ પંચાગ્નિમાં અગ્નિ, એ એક ઉદ્ધાર પામેલી વસ્તુ છે તથા તેનું અસ્તિત્વ અનુદ્ધાર પામેલ અગ્નિમાંથી સિદ્ધ થાય છે. તેમ જ નામરૂપાદિરૂપ બ્રહ્મનું સ્વરૂપ ગૌણ છે અને તેવડે મુખ્ય બ્રહ્મનું અસ્તિત્વ સિદ્ધ થાય છે.

આ સઘળાપરથી સિદ્ધ થાય છે કે, કર્મ તથા જ્ઞાન સંબંધી શ્રુતિનાં પ્રમાણોમાં કોઈપણ પ્રકારની ભિન્નતા જોવામાં આવતી નથી. જેમ દર્શપૌર્ણમાસ ક્રિયાનું અમુક ફળ, અમુક વિધિ તથા અમુક ક્રમ હોય છે તથા તે કરવાથી પ્રત્યક્ષ તથા અનુમાનવડે સિદ્ધ થનારી અલૌકિક વસ્તુ પ્રાપ્ત થાય છે, એમ શ્રુતિમાં કહેવામાં આવ્યું છે. તેમ જ પરમાત્મા, ઇશ્વર તથા દેવાદિરૂપ વસ્તુઓ, જેઓનું સ્વરૂપ સ્થૂલ શરીરના વિચારથી બાહ્ય છે, જેઓએ અશનાયાનું પણ અતિક્રમણ કર્યું છે તથા જેઓ આ અને અન્ય સર્વથી વિશિષ્ટ છે, તેને ઓળખવાનું સાધન કેવળ વેદવાક્યો જ છે. અર્થાત્ તેમની પ્રાપ્તિ પ્રત્યક્ષ તથા અનુમાન પ્રમાણથી ભિન્ન રીતે થાય છે તથા તે સત્ય સ્વરૂપે છે એમ કહેવાય છે. આથી સત્ય બુદ્ધિની ઉત્પત્તિમા ક્રિયાના અર્થવાળાં વાક્યોવડે જ્ઞાનવાક્યોની કોઈ રીતે વિશેષતા નથી. બુદ્ધિ પરમાત્માદિ વસ્તુના વિષયવાળી છે. પણ દ્રવ્યાદિ જે અનિત્ય છે તથા જે વિપરીત ભાવવાળા છે, તેના વિષયવાળી તે હોતી નથી. વળી બુદ્ધિને વિશે અનુષ્ઠેયનો અભાવ હોવાથી તે અયુક્ત છે, એમ જો તમે કહો તો તે વાતને અમે પણ માની લઈએ છીએ. કારણ કે કોઈપણ ક્રિયા જેના ત્રણ વિભાગો–અમુક વિધિ, અમુક ફળ તથા અમુક ક્રમ છે તથા લૌકિકનો વિષય હોતી નથી, છતાં તેનું જ્ઞાન, ક્રિયા દર્શાવનારા વાક્યરૂપ વિધિવડે જણાઈ શકે છે પણ પરમાત્મા, ઇશ્વર તથા બીજાં દ્રવ્યોમા વિધિનો કાંઈ વિષય હોતો નથી. માટે પરમાત્માના જ્ઞાનની સાથે ક્રિયા દર્શાવનારી શ્રુતિમાં તથા જ્ઞાન દર્શાવનારી શ્રુતિમાં કોઈ રીતે સમ નતા નથી.

શિષ્ય–આ વાતનો પણ અમે સ્વીકાર કરતા નથી. કારણ કે જ્ઞાનની સત્યતા કર્મવિષયક નથી. જ્ઞાનની સત્યતાનો આધાર, જે ક્રિયાની વિધિના ત્રણ પ્રકારો છે તથા જે પ્રમાણવડે તે સાધ્ય છે તેનાપર નથી. જે બુદ્ધિનો વિષય જ્ઞાન છે પણ જેનો ઉદ્ધાર વેદવાક્યોથી હોતો નથી, તે બુદ્ધિ અનુષ્ઠેય હોતા છતા પણ તેમાં સત્યતા હોતી નથી.

ગુરુ–જો તમે એમ કહો કે, વેદના વાક્યવડે પ્રાપ્ત થયેલી બ્રહ્મની સત્યતા અમે સ્વીકારીએ છીએ તો પછી બ્રહ્મ અનુષ્ઠેયનો વિષય થાય પણ ખરો અથવા ન પણ થઈ શકે જો તે વિષય થઈ શકનો હોય તો બ્રહ્મ અનુષ્ઠિત છે, પણ જો વિષય નહી જ થતો હોય તો પછી તે અનુષ્ઠિત નથી. અનુષ્ઠાનના વિષય તરીકે કેવળ વાક્યના પ્રમાણવડે બ્રહ્મ સિદ્ધ થઈ શકતો નથી. કારણ કે જ્યાંસુધી કર્માનુષ્ઠાન હોતુ નથી ત્યાં સુધી વાક્યની સાથે શબ્દનો સંબંધ રહી શકતો નથી. બીજી બાજુએ જો તે અનુષ્ઠાનનો વિષય હોય તો ક્રિયાને અર્થે શબ્દનો સંબંધ છે. તેથી 'આ કાર્ય આ પ્રમાણે થવું જોઇએ,' આ રીતના અનુષ્ઠાનને આશ્રયવાળું વાક્ય પ્રમાણરૂપે છે. 'આ, આડે, આ પ્રમાણે' આ રીતના ગમે તેટલા શબ્દો તમે બોલો છતાં, 'કરવું જોઇએ, થવું જોઇએ,' આ પ્રમાણેની ક્રિયાઓ જોડે નહિ, ત્યાં સુધી વાક્ય બની શકશે નહિ. તેથી પરમાત્મા ઇશ્વરાદિ, વાક્ય વડે પ્રમાણરૂપ નથી અને જો તમે એમ કહો કે, તે શબ્દોના અર્થોવડે જ પ્રમાણરૂપ છે તો તેના ઉત્તરમા કહેવાનુ કે, પ્રમાણનો અન્ય પ્રકાર આવશ્યકીય છે. તેથી બ્રહ્મ અસતરૂપ છે

શિષ્ય–આ વાત પણ અમે માનતા નથી. કારણ કે કેટલાક વાક્યો એવાં છે કે જેને સમજવા માટે કોઈ કાર્યની જરૂર પડતી નથી. દૃષ્ટાંત તરીકે ચાર વર્ણવાળો મેરુ છે. જો આમ જ છે તો કર્તા અને ક્રિયાપદ વચ્ચેના સતત રહેનાર સંબંધમા "સતરૂપ છે" આ શબ્દની સાથે, પરમાત્માદિનો વિચાર દર્શાવનારા શબ્દોના સંબંધને અટકાવવો, તે કેવી જ રીતે બની શકે ? જો તમે એમ કહો કે, આ અસ્વીકાર્ય છે, કારણ કે પરમાત્માનું જ્ઞાન, મેરુઆદિ પર્વતનું જ્ઞાન જેમ અનંત છે તેમ અનંત છે, તો તે વાત અમે માનતા નથી. કારણ શ્રુતિમા કેટલેક સ્થળે ફળ દર્શાવ્યું છેઃ–જેમકે જે બ્રહ્મને જાણે છે તે મુક્તિને પ્રાપ્ત થાય છે તથા તેનાં અંતઃકરણનાં બંધનો તૂટી જાય છે.

ગુરુ–અજ્ઞાન તથા બીજા દોષો, જે જગતના કારણરૂપ છે તેની નિવૃત્તિ થાય છે, એ તો સ્પષ્ટ કહેલ

છે અને બ્રહ્મજ્ઞાન બીજા કોઇ પણ જ્ઞાનને આશ્રયી નથી, એમ જે કહેવું તે અર્થવાદ અર્થાત્ સ્તુતિરૂપ નથી. દૃષ્ટાંત તરીકે એમ કહ્યું છે કે, 'જુહુ'નો ઉપયોગ કરવાથી અમુક ફળની પ્રાપ્તિ થાય છે; અહીં જુહુનો અર્થ પાંદડાનું પાત્ર લેવામાં આવ્યું છે.

તેમ જ જે વેદ અનુષ્ઠાનનો વિષય નથી તેનાથી જણાય છે કે, પ્રતિષિદ્ધ કર્મ કરવાથી અનિષ્ટ ફળની પ્રાપ્તિ થાય છે. પ્રતિષિદ્ધ વિષયમાં ક્રિયાની પ્રવૃત્તિ ન કરવી, તે સિવાય અન્ય કાંઇ પણ કરવા યોગ્ય નથી. 'અમુક વસ્તુ ન થવી જોઇએ' આ રીતના જ્ઞાનને અધીન, પ્રતિષેધનો વિધિ છે. પ્રતિષેધ જ્ઞાનના સંસ્કારવાળા જે ક્ષુધાતુર મનુષ્યનું મન અભક્ષ્ય તથા અભોજ્યમાં જોડાયલું હોય છે, તેને જો કલંજ (ઝેરી શસ્ત્રવડે ઘાયલ થયલા મૃગનું માંસ) અથવા ચાંડાલાદિથી પ્રાપ્ત થયલું અપવિત્ર અન્ન મળે છે અને તેના મનમાં એમ વિચાર આવે કે, પહેલું ભક્ષ્ય છે તથા બીજું અપવિત્ર નથી તો પહેલા અથવા બીજા અન્નનું ભક્ષણ કરવામાં જે નિષેધ કરવામાં આવ્યો છે, તેના જ્ઞાનની સ્મૃતિવડે તે, ખાવામાથી નિવૃત્તિને પામે છે. જ્યારે મૃગતૃષ્ણાવડે જળનો દેખાવ ઉત્પન્ન થાય છે ત્યારે તૃષાતુર મનુષ્યને પણ તેમ જ થાય છે. વસ્તુના સત્ય સ્વરૂપના જ્ઞાનવડે જ્યારે સ્વાભાવિક જ્ઞાનની નિવૃત્તિ થાય છે ત્યારે સ્વાભાવિક અથવા કોઇ નિમિત્તને લીધે પ્રતિષિદ્ધ વસ્તુનું ભક્ષણ કરવાની અનર્થકારક ઇચ્છા ઉત્પન્ન થતી નથી. જે ઇચ્છા વિપરીત જ્ઞાનવડે ઉત્પન્ન થયેલી હોય છે તે ઇચ્છાની નિવૃત્તિ થાય છે તથા વિપરીત ઇચ્છા જો હોતી જ નથી તો ફરી યત્ન કરવામાં આવતો નથી. આથી ખુલ્લું છે કે, પ્રતિષેધ, કોઇ પણ વસ્તુના સ્વરૂપના જ્ઞાનને આશ્રયી છે તથા અમુક મનુષ્યના અનુષ્ઠાનને આધીન છે. જો આ વાત સત્ય હોય તો પરમાત્માદિના સત્ય જ્ઞાન સંબંધીના વિધિઓનો આધાર પરમાત્માના પોતાના જ કેવળ જ્ઞાનપર રહેલ છે. આ રીતે જ્યારે પોતાની પ્રકૃતિથી ઉત્પન્ન થયેલી સાંસારિક જ્ઞાનની નિવૃત્તિ પરમાત્માના સત્ય જ્ઞાનવડે થાય છે તથા જે પુરુષનું મન બ્રહ્મના જ્ઞાનવડે સંસ્કારયુક્ત થયેલું હોય છે ત્યારે બ્રહ્મથી વિપરીત જ્ઞાનવાળી ઇચ્છા તેને થતી નથી. કારણ કે તે જાણી ગયેલો હોય છે કે, તે કામનાઓનું સ્વરૂપ અનર્થરૂપ છે.

શિષ્ય–કલંજનું ભક્ષણ અનર્થ વસ્તુરૂપ હોવાથી તથા વસ્તુના સત્ય સ્વરૂપના જ્ઞાનની સ્મૃતિ હોવાને લીધે અમે સ્વીકાર કરીએ છીએ કે, જો કે ભક્ષણ સંબંધી સ્વાભાવિક જ્ઞાનની નિવૃત્તિ થાય છે, તેમ છતાં અમે આ તો સ્વીકાર નથી જ કરતા કે, શાસ્ત્રવિહિત કર્મ કરવાની ઇચ્છાનો અભાવ સ્વીકાર કરવા યોગ્ય નથી કારણ કે પૂર્વે વર્ણન કર્યા પ્રમાણે માંસ ભક્ષણ કરવાની ઇચ્છાનો જેવો અભાવ હોય છે, તેવો વિષયના પ્રતિબંધનો હોતો નથી.

ગુરુ–આ બાબતને અમે સંમત નથી. કારણ કે વિપરીત જ્ઞાનનાં કારણ તથા અકાર્ય વસ્તુની ઇચ્છાનાં કારણ વચ્ચે ખરેખરું જોતા કોઇ પણ રીતની ભિન્નતા નથી. કલંજાદિનું ભક્ષણ કરવાની ઇચ્છા અસત્ય જ્ઞાનવડે થાય છે તથા તે ભયનું કારણ હોય છે, તે જ પ્રમાણે શાસ્ત્રવિહિત કર્મ કરવાની ઇચ્છાના સંબંધમા છે. આ પ્રમાણે પરમાત્માનુ સત્યત્વ જેણે પૂર્ણ રીતે જાણ્યુ, તેને શાસ્ત્રવિહિત કોઇ પણ જાતના કર્મો કરવાની આવશ્યકતા રહેતી નથી. કારણ સર્વ પ્રકારની ઇચ્છાઓ અસત્ય વિચારના અને ભયના કારણરૂપ છે અને પરમાત્માના જ્ઞાનવડે તો સર્વ વિપરીત જ્ઞાનની પૂર્ણ રીતે નિવૃત્તિ થાય છે.

શિષ્ય–ઉપર દર્શાવેલા પ્રતિષેધો તથા આજ્ઞાઓને જો કે આપણે સ્વીકારી લઇએ, છતાં તે ક્રિયા વિધિરૂપે ગ્રહણ કરી શકાય નહિ. કારણકે વિધિઓ કેવળ શાસ્ત્રથી જ ઉત્પન્ન થયેલ છે તથા તે કોઇ અસત્ય વસ્તુનો ઉપદેશ કરતી નથી.

ગુરુ–આ વાત પણ અમે માનતા નથી. કારણ કે કર્મની વિધિઓનું વિધાન જે પુરુષો અવિદ્યા, રાગ તથા દ્વેષાદિથી દૂષિત થયેલા છે, તેઓને અર્થે છે. જેમ કે દર્શ પૌર્ણમાસના સરખી અમુક કામનાને જ પૂરી પાડનારી વિધિઓ, સ્વર્ગાદિની ઇચ્છાના દોષવડે જે પુરુષો દૂષિત છે, તેને માટે

તેનું વિધાન કરવામા આવેલું હોય છે જે પુરૂષ સર્વ અસત્યતાના કારણરૂપ અજ્ઞાનના દોષથી દૂષિત્ છે, જે રાગ દ્વેષાદિવાળો છે, જેને અજ્ઞાનતાના પ્રમાણમા અનર્થની નિવૃત્તિ તથા અર્થની પ્રાપ્તિની ઇચ્છા છે, તેમ જ અર્થની પ્રાપ્તિને અર્થે તથા રાગદ્વેષાદિથી ઉત્પન્ન થયેલી અતુલ કામનાઓ હોવા છતા અનર્થની નિવૃત્તિને અર્થે, જે અત્યત આતુર છે, તેને માટે વિધિ નિર્માણ થયેલી છે. આથી તેઓ અર્થાત્ કર્મની વિધિઓ શાસ્ત્રની સાથે સબધ ધનવતી નથી તે જ પ્રમાણે એમ નક્કી નહી થઇ શકે કે, અગ્નિ હોત્ર, દર્શ પૌર્ણમાસ, ચાતુર્માસ્ય, પશુબધ તથા સોમ કર્મ વિધિરૂપ છે અથવા તો જે ક્રિયાનો વિષય અમુક કામના રૂપ છે તે સરખા તેઓ છે. કર્મના કર્તામા સ્વર્ગાદિ પ્રાપ્ત થવાની ઇચ્છારૂપ દોષ હોય છે આથી રાગાદિ દોષથી જે માણુસ દૂષિત છે તેને વિધિ લાગુ પડે છે. તેમ જ જે અર્થની પ્રાપ્તિની ઇચ્છાવાળો છે તથા અનર્થની નિવૃત્તિની ઇચ્છાવાળો છે તેને કર્મવિધિ લાગુ પડે છે. પણ જેને પરમાત્માનું સત્ય જ્ઞાન થયેલ હોય છે તેને, પોતાની ઇચ્છાનું નિયત્રણ કર્યા સિવાય બીજા કોઇ પણ કર્મનું વિધાન લાગુ પડતુ નથી.

કર્મ, નિમિત્ત તથા દેવતાદિરૂપ સર્વ સાધનવાળા જ્ઞાનના નિષેધવડે, આત્મજ્ઞાનનુ વિધાન થાય છે. ક્રિયા કારકાદિના જ્ઞાનનો એક વેળા જો નાશ થાય છે તો કર્મની પ્રવૃત્તિનો ઉદ્ભવ થતો નથી કારણ કે જો અમુક ક્રિયા તથા અમુક સાધનાદિના જ્ઞાનનો પૂર્વે ઉદ્ભવ થયેલો હોય છે તો પછી ક્રિયાની પ્રવૃત્તિ થાય છે દેશ તથા કાલાદિથી અનવચ્છિન્ન તેમ જ અસ્થૂલ તથા અદૃશ્યાદિના સર્વ વિચારોથી યુક્ત બ્રહ્મ જેને દૃઢ થયેલા હોય છે, તેને કર્મમા આસક્ત થવાનો અવકાશ રહેતો જ નથી

જો તમે એમ કહો કે, એક પુરૂષની ભક્ષણ કરવાની પ્રવૃત્તિમા જેવો અવકાશ રહેલ છે તે જ પ્રમાણે કર્મમા પણ રહેલ છે પણ તે અમે માનતા નથી ભેજનાગ્નિની પ્રવૃત્તિ આવશ્યકીય નથી, પણ બીજા સઘળા કર્મો અજ્ઞાન તથા બીજા દોષોને લીધે આવશ્યકીય જ હોય છે.

કારણ કે એક કર્મ જો અનેકવાર કરવામાં આવતું હોય તો તે કર્મ નિયમવડે સ્થાપિત થયેલુ નિત્ય કર્મ કહેવાઇ શકે નહિ ભક્ષણ તેમ જ બીજાં કર્મો માત્ર દોષોના પ્રમાણમાં કરવામા આવે છે. દોષોનો કેટલીકવાર ઉદ્ભવ તથા કેટલીકવાર અભિભવ હોવાને લીધે કર્મો તથા તેના વિષયોને માટે જેમ કોઇ ખાસ નિયમ નથી હોતો, તે જ પ્રમાણે આને માટે પણ કાંઇ વિશેષ નિયમ હોતો નથી. આપરથી એમ અનુમાન નથી થતું કે, નિત્ય કર્મો સર્વદા નિયમથી રહિત હોય છે. કારણ કે નિત્ય કર્મોને માટે સમય તથા બીજી બાબતોનું શાસ્ત્રે વિધાન કરેલુ હોય છે.

જો છેવટે તમે એમ કહો કે, દોષાદિ એ ભક્ષણાદિ કર્મોનુ મધ્યવર્તી કારણ છે. પણ ભક્ષણાદિની માફક આવા કર્મને માટે શાસ્ત્રમા કાળનો નિયમ હોય છે. દષ્ટાત તરીકે જેમ અગ્નિહોત્રાદિ કર્મનો સમય પ્રાતઃકાળે તથા સાયકાળે હોય છે. આ વાતને અમે સ્વીકારતા નથી. કારણ નિયમ તથા ક્રિયા ઉલટ સુલટ થઇ શકે નહિ અર્થાત્ નિયમ કર્મ થતો નથી તથા કર્મ નિયમ થતુ નથી. આથી જ્ઞાનને અપવાદ કરનારી કોઇ પણ વસ્તુ રહેતી નથી. માટે જ્યારે પરમાત્માનુ સત્ય જ્ઞાન ઉત્પન્ન થાય છે તથા જ્યારે દ્વૈતાદિ વિપરીત જ્ઞાનનો નાશ થાય છે ત્યારે સર્વ કર્મનો પ્રતિષેધ થાય છે. કારણ પ્રતિષેધ એ જ કર્મમા પ્રવૃત્તિનો અભાવ છે. આથી શાસ્ત્રવડે પ્રતિષેધવિધિ સિદ્ધ થાય છે, તેમ જ પરમાત્મા તથા તેનુ સત્ય જ્ઞાન શાસ્ત્રવડે સિદ્ધ થઇ શકે છે. (૧)

### વાણીવડે ઉદ્ગીથનું ગાન.

ते ह वाचमूचुस्त्वन्न उद्गायेति तथेति तेभ्यो वागुदगायत् ॥ यो वाचि भोगस्तं देवेभ्य आगायत् यत् कल्याणं वदति तदात्मने ॥ ते विदुरनेन वै न उद्गात्राऽत्येष्यन्तीति तमभिद्रुत्य पाप्मनाऽविध्यन्स यः स पाप्मा यदेवेदमप्रतिरूपं वदति स एव स पाप्मा ॥ २ ॥

અન્વયાર્થ--તે=તે દેવો, ह=નક્કી, वाच=વાણી-અભિમાની દેવ અગ્નિને, ऊचु=કહેવા લાગ્યા,

त्वम्=તું, नः=અમારે માટે, उद्गाय=ઉદ્‌ગાતાનું કર્મ કર, तथा=તેમ (થાઓ), तेभ्यः=તેઓને માટે, वाक्=વાણીએ, उदगायत्=ઉદ્‌ગાતાનું કર્મ કર્યું, यः=જે, वाचि=વાણીમાં, भोगः=સુખ, तं=તે સુખને, देवेभ्यः=દેવોને, आगायत्=ગાનવડે મેળવ્યું, यत्=જે, कल्याण=સારૂં, वदति=બોલે છે, तत्=તે, आत्मने=પોતાને માટે, ते=તે અસુરો, अविदुः=જાણવા લાગ્યા, अनेन=આ, वै=પ્રસિદ્ધ, नः=આપણને, उद्गात्रा=શાસ્ત્રથી ઉત્પન્ન થયેલ કર્મના જ્ઞાનવડે, अत्येष्यन्ति=જિતશે, तं=તે વાણીની, अभिद्रुत्य=સમીપ આવી, पाप्मना=આસંગરૂપી પાપ સાથે, अविध्यन्=જોડવા લાગ્યા, यः=જે, सः=તે, पाप्मा=પાપ (પ્રજાપતિની વાણીમાં મૂકવામાં આવ્યું તેથી), यत्=જે, एव=જ, अप्रतिरूपं શાસ્ત્રથી પ્રતિષેધ કરાયલું, वदति=બોલે છે, सः एव=તે જ, सः=તે, पाप्मा=પાપ (કારણરૂપ પ્રજાપતિની વાણીમાં રહ્યું). (૨)

**શબ્દાર્થ**:-દેવોએ પછી વાક્ દેવતાને કહ્યું, અમારે માટે તમે ઉદ્‌ગીથનું ગાન કરો. 'તથાસ્તુ' એમ કહી વાણીએ તેઓ માટે ઉદ્‌ગીથનું ગાન કરવા માંડયું. વાણીમાં જે કાંઇ ભોગ રહેલા છે તેનું, દેવોને અર્થે વાણીએ ગાન કર્યું. જે કલ્યાણને વાક્ બોલે છે તે તેના પોતાને અર્થે છે. હવે અસુરોએ જાણ્યું કે, આ ઉદ્‌ગીથવડે દેવો આપણો પરાજય કરશે, તેથી તેઓ તેની પાસે દોડી ગયા તથા પોતાના પાપવડે તેઓએ વાગ્દેવતાને મારવા માંડયા અર્થાત્ પાપવડે દૂષિત કર્યા. તે પાપ આ છે કે, એક જણ અયોગ્ય શબ્દોનો ઉચ્ચાર કરે છે, તે અસુરોના પાપને લીધે થાય છે. (૨)

ટીકા:-આ રીતનો વિચાર કર્યા પછી દેવોએ વાણીને અર્થાત્ વાણીના અધિષ્ઠાતા દેવને કહ્યું કે, તમે અમારે માટે ઉદ્‌ગીથ ગાઓ અર્થાત્ ઉદ્‌ગીથની ક્રિયા કરો. તેઓએ એમ જાણ્યું કે, વાણીના અધિષ્ઠાતા દેવથી ઉદ્‌ગીથની ક્રિયાનું કામ બની શકશે. આ ઉદ્‌ગીથ કર્મમાં નીચે પ્રમાણેનો મંત્ર રહેલ છે:-असतो मा सद्गमय-"અમોને અકલ્યાણમાંથી કલ્યાણને રસ્તે દોરવી જાઓ" આ પ્રમાણેના જપમંત્રને વાણીના અધિષ્ઠાતા દેવે કહ્યો. આ ક્રિયામાં વાણી તથા બીજી ઇન્દ્રિયો ઉપાસના તથા કર્મના કર્તારૂપે માનવામાં આવેલી છે. આમાટે તેને આમ કહેવામાં આવ્યું છે।* કારણ જ્ઞાન તથા કર્મનો વિષય તથા વ્યવહાર તેઓનાં કર્તૃત્વપણાંથી જ બની શકે છે. આ ઉપનિષદના છઠ્ઠા અધ્યાયમાં "ध्यायतीव लेलायतीव-જાણે તે ધ્યાન કરતો હોયની શું, જાણે તે ગમન કરતો હોયની શું" આ પ્રમાણે કહેવામાં આવ્યું છે. તે પરથી નક્કી થાય છે કે, આત્માને વિશે કર્તૃત્વનો અભાવ છે. આ અધ્યાયના છેવટના ભાગમાં એમ સિદ્ધ કરવામાં આવશે. જે, ક્રિયા, કારક તથા ફળથી ઉત્પન્ન થતાં નામ, રૂપ તથા કર્મ આ ત્રણ પોતાના અવ્યાકૃત રૂપમાં અજ્ઞાનનો વિષય છે. જે સર્વ અવ્યક્ત વસ્તુઓથી ભિન્ન છે, જે પરમાત્માનું નામ ધારણ કરે છે તથા જે નામ, રૂપ તથા કર્મથી રહિત છે તે 'આવો નથી, આ રીતનો નથી,' આ પ્રકારના નિષેધમુખ વચનવડે સર્વથી ભિન્નરૂપે તેની સિદ્ધિ થઇ શકે છે. પણ સર્વ ઇંદ્રિયોને એકરૂપ માનવાથી ઉદ્ભવને પામેલા સંસારી આત્માનું અસ્તિત્વ કેવળ કલ્પનારૂપ જ છે. આ વાત નીચેના પ્રમાણવડે સિદ્ધ થાય છે, જેમાં કહેવામાં આવ્યું છે કે, વાગાદિ ઇન્દ્રિયોની ઉત્પત્તિ આ પંચભૂતોમાંથી થાય છે તથા તેનો પંચભૂતોની સાથે નાશ પણ થાય છે. આથી જ્ઞાન

*ભક્તિ તથા ક્રિયામાં વાણી તથા બીજી ઇંદ્રિયોનું કર્તાપણું કહેવું, તેમાં વિરોધ આવશે. કારણ કે શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે કે, આત્માનું કર્તૃત્વ સર્વ વિશે રહેલ છે. જો આમ જ હોય તો આત્મામાં કર્તૃત્વ રહેલ છે અથવા તો જીવરૂપે વિકૃત થયલા પ્રાણમાં કર્તૃત્વ રહેલ છે. આત્મામાં તો કર્તૃત્વ સંભવતું જ નથી. કારણ કે વાગાદિ બીજી ઇંદ્રિયોને અધીન રહેલ કર્તૃત્વાદિપણું આત્માને લાગી શકતું નથી. કારણ આત્માને કર્તૃત્વ, ભોક્તૃત્વાદિથી રહિત કહેવામાં આવ્યો છે. માયા જે પરમાત્માથી વિરૂદ્ધ છે, તેનું કાર્ય ઉદ્યમ છે. તેમ પ્રાણને પણ કર્તૃત્વાદિ લાગી શકતાં નથી. આમ આત્માને તથા પ્રાણને કર્તૃત્વાદિ નહિ હોવાથી ઇન્દ્રિયોને કર્તૃત્વાદિ લાગે છે. (આનંદગિરિ).

તથા કર્મના કર્તૃત્વપણાથી પ્રાપ્ત થયેલું ફળ, વાગાદિ ઇન્દ્રિયો કહેવું. તે યુક્ત જ છે.

દેવોએ જ્યારે વાગ્ દેવતાને કહ્યું ત્યારે વાણીએ તેઓને અર્થાત્ દેવોને અર્થે ઉદ્‌ગીથનું ગાન કર્યું. કર્યું કાર્યવિશેષ, વાક્ દેવતાએ દેવોને અર્થે ઉદ્‌ગીથના કર્મવડે કર્યું ? તેનો ઉત્તર આ છેઃ–વાગાદિ સમુદાયનો જે ઉપકાર બોલવાઆદિમાં વ્યાપારવડે ઉત્પન્ન થાય છે તેને ભોગ કહેવામાં આવે છે કારણ વદનાદિથી ઉત્પન્ન થયેલ ભોગ, સર્વેનું ફળ છે. પવમાન નામના ત્રણ સ્તોત્રોમાં આ ભોગરૂપ ફળનું વર્ણન કરવામાં આવ્યું છે તથા બાકીના નવસ્તોત્રોમાં ઉપનિષદવડે દર્શાવાયેલા ઋત્વિકને પ્રાપ્ત થનારૂં ફળ કહેવામાં આવ્યું છે. ઉપનિષદમાં કહેવામાં આવ્યું છે કે, જે સમ્યક્ બોલે છે અર્થાત્ વર્ણોનો સમ્યક્ પ્રકારે જે ઉચ્ચાર કરે છે તે આત્માને અર્થે અર્થાત્ મારે અર્થે છે. કારણ કે વાક્ દેવતાનું અસાધારણ કર્મ એ છે કે, વર્ણનો સમ્યક્ પ્રકારે ઉચ્ચાર કરવો. આ જ હેતુથી કહેવામાં આવ્યું છે કે, "તે જે સમ્યક્ વદે છે" તે સ્વાર્થને માટે છે. પણ સર્વ ઇન્દ્રિયોના ઉપકારરૂપ વદવાનું કાર્ય યજમાનને અર્થે જ હોય છે.

આ વખતે અર્થાત્ જ્યારે ઉદ્‌ગીથનું ગાન કરવામાં આવ્યું ત્યારે વાણી તથા સમ્યક્ બોલવું, આ બેની વચ્ચે થનારા આસંગને લીધે અસુરોને, જેમ રંધ્રમાં પ્રવેશ કરવામાં આવે તેમ, દેવતામાં પ્રવેશ કરવાનો અવકાશ મળ્યો. અસુરોએ જાણ્યું કે, આ ઉદ્‌ગીથવડે દેવો આપણો પરાજય કરશે. આપણો પરાજય થશે અર્થાત્ સ્વાભાવિક ગાન તથા કર્મનો શાસ્ત્રથી ઉત્પન્ન થયેલા કર્મ તથા જ્ઞાનરૂપ ઉદ્‌ગીથના પ્રકાશવડે તેઓ આપણો પરાજય કરશે. આમ જાણી ઉદ્‌ગીથનું ગાન કરનારાની પાસે તેઓ દોડી ગયા તથા પોતાના પાપવડે–આસંગરૂપ પાપવડે તેને તાડન કરવા લાગ્યા તાત્પર્ય એ કે, તેઓએ તેને પોતાના પાપની સાથે જોડયો. "તે આ પાપ છે" અહીં 'તે'નો અર્થ એ થાય છે કે, પૂર્વ જન્મમાં પ્રજાપતિની વાણીમાં અસુરોએ જે પાપ મૂકયું હતું તે પાપ આ છે અર્થાત્ વ્યક્ત થાય છે. આ પાપ શું છે ? અમુક મનુષ્ય અપ્રતિરૂપ અર્થાત્ અનનુરૂપ અને શાસ્ત્રપ્રતિષિદ્ધ જે બોલે છે, તે પાપ છે. આમ થવાથી પુરુષ પોતાની ઇચ્છા ન હોવા છતાં અસભ્ય, બિભત્સ તથા અનૃતાદિ શબ્દો બોલે છે. પાપરૂપ પૂર્વોક્ત કાર્ય અર્થાત્ અયોગ્ય શબ્દોનું બોલવું, પ્રજાપતિના કાર્યરૂપ પ્રજાની વાણીમાં જોવામાં આવે છે. આ રીતે પ્રજાપતિની વાણીમાં પણ અયોગ્ય બોલવાથી પાપ માનવામાં આવ્યું છે. કારણ કે કાર્ય કારણના જેવા જ સ્વરૂપવાળું હોય છે.

ઋત્વિક્ જે ક્રિયા કરે છે તેને પોતાને તેનું ફળ પ્રાપ્ત થતું નથી. કારણ તે પૈસા લઇને ક્રિયા કરે છે તથા ક્રિયામાંથી ઉત્પન્ન થતું સઘળું કલ્યાણ યજમાનને જ પ્રાપ્ત થાય છે. આથી અહીં દર્શાવાયેલ અસાધારણ ફળ યજ્ઞમાંથી નથી થતું, પણ ...ા શબ્દોમાંથી થાય છે. (આનંદગિરિ).

### પ્રાણાદિવડે ઉદ્‌ગીથનું ગાન.

अथ ह प्राणमूचुस्त्वन्न उद्गायेति तथेति तेभ्यः प्राण उदगायद्यः प्राणे भोगस्तन्देवेभ्य आगायत् यत् कल्याणञ्जिघ्रति तदात्मने ॥ ते विदुरनेन वै न उद्गात्राऽत्येष्यन्तीति तमभिद्रुत्य पाप्मनाऽविध्यन्स यः स पाप्मा यदेवेदमप्रतिरूपं जिघ्रति स एव स पाप्मा ॥३॥ अथ ह चक्षुरूचुस्त्वन्न उद्गायेति तथेति तेभ्यश्चक्षुरुदगायत् ॥ यश्चक्षुषि भोगस्तन्देवेभ्य आगायद्यत्कल्याणम्पश्यति तदात्मने ॥ ते विदुरनेन वै न उद्गात्रात्येष्यन्तीति तमभिद्रुत्य पाप्मनाऽविध्यन्स यः स पाप्मा यदेवेदमप्रतिरूपम्पश्यति स एव स पाप्मा ॥४॥ अथ ह श्रोत्रमूचुस्त्वन्न उद्गायेति तथेति तेभ्यः श्रोत्रमुदगायद् यः श्रोत्रे भोगस्तन्देवेभ्य आगायद्यत्कल्याणꣳशृणोति तदात्मने । ते विदुरनेन वै न उद्गात्रात्येष्यन्तीति तमभिद्रुत्य पाप्मनाऽविध्यन्स यः स पाप्मा यदेवेदमप्रतिरूपꣳशृणोति स एव स पाप्मा ॥ ५ ॥ अथ ह मन ऊचुस्त्वन्न उद्गायेति तथेति तेभ्यो मन उदगायद्यो मनसि भोगस्तन्देवेभ्य आगायद्यत् कल्याणꣳसङ्कल्पयति तदात्मने । ते विदुरनेन वै न उद्गात्रात्ये-

स्यन्तीति तमभिद्रुत्य पाप्मनाऽविध्यन्स यः स पाप्मा यदेवेदमप्रतिरूपꣳ सङ्कल्पयति स एव स पाप्मैवमुखल्वेता देवताः पाप्मभिरुपासृजन्नेवमेनाः पाप्मनाऽविध्यन् ॥ ६ ॥

અન્વયાર્થ:-अथ=પછી, ह=પ્રસિદ્ધ, प्राणं= ઘ્રાણ દેવતાને, ऊचु=તેઓએ કહ્યું, त्व=તમે, न = અમારે માટે, उद्गाय=ગાન કરો, तथा=તે પ્રમાણે કરીશ, तेभ्य=તેઓ અર્થે, प्राणः=ઘ્રાણેન્દ્રિયે, उदगायत्=ગાન કર્યું, यः=જે, प्राणे=ઘ્રાણેન્દ્રિયમાં, भोग=કલ્યાણ, तं=તેને, देवेभ्यः=દેવો માટે, आगायतः =ગાન કર્યું, यत्=જે, कल्याणं=શુભ, जिघ्रति=સુંઘે છે, तत्=તે, आत्मने=પોતા માટે, ते=અસુરોએ, अविदु =જાણ્યું, अनेन=આ, वै=પ્રસિદ્ધ, नः=આપણને, उदगात्रा=ઉદ્ગાતાના કર્મવડે, अत्येष्यन्ति=જિતશે (આ પછીનો અન્વયાર્થ રજા મંત્રની માફક જાણી લેવો. તે જ પ્રમાણે ૪થા તથા ૫મા મંત્રનો પણ જાણી લેવો) (૩-૫) अथ=પછી, ह=પ્રસિદ્ધ, मनः =મનને, ऊचु=તેઓએ કહ્યું, त्व=તમે, न =અમારે અર્થે, उदगाय=ગાન કરો, तथा=હા ઠીક, तेभ्यः= તેઓ માટે, मन =મને, उदगायत्=ગાન કર્યું, यत्= જે, कल्याणं=શુભ, संकल्पयति=સંકલ્પ કરે છે, तत्= તે, आत्मने=પોતા માટે, ते अविदुः=તે અસુરોએ જાણ્યું, अनेन वै नःउदगात्रा=પ્રસિદ્ધ આ ઉદ્ગાતાના કર્મવડે અમાને, अत्येष्यन्ति इति त अभिद्रुत्य पाप्मना अविध्यन्=પરાજય કરશે, એમ માની તે મનની પાસે આવી, પાપ યુક્ત કર્યું, सः यः सः पाप्मा=તે જે (અશુભ), सः पाप्मा=તે પાપરૂપે, यत्=જે, एव=જ, इद=આ મન, अप्रतिरूप=શાસ્ત્રથી પ્રતિષિદ્ધ, संकल्पयति=સંકલ્પ કરે છે, सः एव सः पाप्मा=તે જ આ પાપ, एव=આ રીતે, उ=ખચીત, खलु=નક્કી, एताः देवता =આ દેવો, पाप्मभि=પાપ વડે, उपासृजन्=સંસર્ગ કર્યો, एवं=આ રીતે, एना = આ દેવોને, पाप्मना =પાપવડે, अविध्यन्=જોડયા.(૬)

શબ્દાર્થ:-ત્યાર પછી તેઓએ પ્રાણ દેવતાને કહ્યુ કે અમારે વાસ્તે તમે ઉદ્ગીથનું ગાન કરો. 'તથાસ્તુ', એમ કહી પ્રાણે તેઓને અર્થે ઉદ્ગીથનું ગાન કર્યું પ્રાણમા જે કાંઈ ભોગો રહેલા છે તેને દેવો માટે તેમણે ગાયા. જે તે સમ્યક્ રીતે સુંઘે છે તે આત્મા અર્થે છે. અસુરોએ જાણ્યું કે, આ ઉદ્ગીથવડે દેવો આપણો પરાજય કરશે, તેથી તેમની સમીપ દોડી જઇ તેઓ પોતાના પાપવડે તેને મારવા લાગ્યા. તે પાપ આ છે. એક જણ જે અયોગ્ય ગંધને ગ્રહણ કરે છે, તે પાપરૂપ છે.

શબ્દાર્થ:-પછી તેઓ ચક્ષુર્દેવતાની પાસે ગયા અને તેને કહ્યુ કે, અમારે માટે તમે ઉદ્ગીથનું ગાન કરો. 'તથાસ્તુ' એમ કહી ચક્ષુદેવતાએ તેઓને અર્થે ઉદ્ગીથનું ગાન કર્યું. ચક્ષુમા જે કાંઇ ભોગ રહેલા છે તે સઘળા દેવોને માટે તેમણે ગાયા. તે જે સમ્યક્ પ્રકારે જૂવે છે તે પોતાને અર્થે છે. અસુરોએ જાણ્યું કે, આ ઉદ્ગીથવડે દેવો આપણો પરાજય કરશે, તેથી તેમની સમીપ દોડી જઇ, તેઓએ ચક્ષુદેવને પોતાના પાપવડે મારવા માંડયા. તે પાપ આ છે. એક જણ, જે અયોગ્ય વર્ણને પણ જૂવે છે, તે પાપરૂપ છે. (૪)

શબ્દાર્થ:-ત્યાર પછી તેઓએ શ્રોત્રદેવતાને કહ્યું કે, તમે અમારે માટે ઉદ્ગીથનું ગાન કરો. 'તથાસ્તુ' એમ કહી શ્રોત્રદેવતાએ તેઓને માટે ઉદ્ગીથનું ગાન કરવા માંડયું શ્રોત્રમા જે કાંઇ ભોગ રહેલા છે તે સઘળા દેવો માટે તેમણે ગાયા. તે જે સમ્યક્ રીતે શ્રવણ કરે છે, તે પોતાને અર્થે છે. દેવોએ જાણ્યું કે, આ ઉદ્ગીથવડે દેવો આપણો પરાજય કરશે. આથી તેમની સમીપ દોડી જઇ તેઓએ પોતાના પાપવડે શ્રોત્રદેવતાને મારવા માંડયા. તે પાપ આ છે. એક મનુષ્ય, જે અપ્રતિરૂપનું શ્રવણ કરે છે, તે પાપરૂપ છે (૫)

શબ્દાર્થ:-પછી તેઓ મન દેવતાને કહેવા લાગ્યા કે, અમારે માટે તમે ઉદ્ગીથનું ગાન કરો. 'તથાસ્તુ' એમ કહી મન દેવતાએ તેઓને માટે ઉદ્ગીથનું ગાન કરવા માંડયું. જે કાંઇ ભોગ મનમાં રહેલા છે તે સઘળા તેમણે દેવો માટે ગાયા. તે જે સમ્યક્ સંકલ્પ કરે છે તે પોતાને અર્થે છે. અસુરોએ જાણ્યું કે, આ ઉદ્ગીથવડે દેવો આપણો પરાજય કરશે, તેથી તેમની સમીપ દોડી જઇ, તેઓએ પોતાના પાપવડે મનદેવતાને મારવા માંડયા. તે પાપ આ છે. એક જણનો જે અયોગ્ય સંકલ્પ થાય છે, તે પાપરૂપ છે. આ રીતે દેવો પાપના

આસંગયુક્ત થયા તથા પાપવડે તેઓનો પરાભવ થવા માંડયો. (૬)

**ટીકાઃ**-જ્યારે ઘ્રાણાદિ દેવતાઓએ આ પ્રમાણે ક્રમે કરી સર્વની પરીક્ષા કરી કે, ઉદ્ગીથનું ગાન કરવાવડે દેવો જપમંત્રથી પ્રકાશને પામે છે કે નહિ તથા ઉપાસનાને યોગ્ય થાય છે કે નહિ. પણ તેઓને નિશ્ચય થયો કે, વાગાદિ દેવો, જેઓની તેઓએ ક્રમે કરી પરીક્ષા કરી, તેઓ ઉદ્ગીથનું ગાન કરવામાં અશક્ય નીવડયા. કારણ કે જે અસાધારણ કર્મ તેઓએ સારી રીતે કર્યું, તેની સાથે આસંગનો સંબંધ થવાથી અસુરોના પાપની સાથે તેઓ જોડાયા. 'असतो मा सद्गमय' અસત્માંથી મને સત્ તરફ લઈ જાઓ' આ મંત્રની સાથે તેઓને જોડવામાં આવ્યા નહિ તથા તેઓ ઉપાસના કરવાને યોગ્ય થયા નહિ. કારણ કે તેઓ પવિત્રથી તથા પ્રાણથી નિકૃષ્ટ-ઉતરતા છે. આ પ્રમાણે વાગાદિ દેવ તેમ જ ત્વગાદિ દેવો, જેને અહીં ગ્રહણ કરવામાં આવ્યા નથી, તેઓ અકલ્યાણ તથા કલ્યાણ યુક્ત કાર્યોના દર્શનથી પાપયુક્ત થઈ દુઃખને પામવા લાગ્યા. આ રીતે વાગાદિ ઇંદ્રિયોની ક્રમે કરી ઉપાસના કરવામાં આવી, છતાં તેઓ મૃત્યુથી બચવા શક્તિમાન થય નહિ (૩-૬)

### મુખ્ય પ્રાણવડે ઉદ્ગીથનું ગાન.

अथ हेममासन्यम्प्राणमूचुस्त्वन्न उद्गायेति तथेति तेभ्य एष प्राण उद्गायत्ते विदुरनेन वै न उद्गात्रात्येष्यन्तीति तदभिद्रुत्य पाप्मनाऽविव्यत्सन्स यथाऽश्मानमृत्वा लोष्टो विध्वꣳसेतैवꣳहैव विध्वꣳसमाना विष्वञ्चो विनेशुस्ततो देवा अभवन् पराऽसुरा भवत्यात्मना पराऽस्य द्विषन् भ्रातृव्यो भवति य एवं वेद ॥ ७ ॥

**અન્વયાર્થઃ**-अथ=વળી, ह=પ્રસિદ્ધ, इमं=આ, आसन्यं=મુખ વિશે રહેલ, प्राणं=મુખ્ય પ્રાણને, ऊचुः=તેઓ કહેવા લાગ્યા, त्वं=તમે, नः=અમારે માટે, उद्गाय=ગાન કરો, તથા इति=ઠીક, तेभ्यः=દેવો માટે, एषः प्राणः=આ પ્રાણ, उद्गायत्=ગાન તે=તે અસુરોએ, अविदुः=જાણ્યું, अनेन=આ, नः=અમારો, उद्गात्रा=ગાન કર્મવડે, अत्येष्यन्ति=પરાજય કરશે, तत्=તેથી, अभिद्रुत्य=પાસે આવી, पाप्मना=પાપવડે, अविव्यत्सन्=જોડયા સઃ=તે પ્રાણ, यथा=જે રીતે, अश्मानं=પથ્થરને, ऋत्वा=મેળવી, लोष्टः=માટીનો ગોળો विध्वंसेत=નાશને પામે, एवं=આ રીતે, ह=નક્કી, एव=જ, विध्वंसमाना=ચૂર્ણ થતા, विष्वंचः=ભિન્ન ભિન્ન સ્થિતિવાળા થઈ, विनेशुः=નાશ પામ્યા, ततः=તેથી देवाः=દેવો, अभवन्=થયા, परासुराः=જેના અસુરો પરાજય પામ્યા છે એવા, भवति=થાય છે, आत्मना=પ્રજાપતિ સ્વરૂપે, परा=પરાભવને, अस्य=આનો અર્થાત્ મુખ્ય પ્રાણની ઉપાસના કરનારનો, द्विषन्=શત્રુ, भ्रातृव्य=ભ્રાતૃપુત્ર જે નિત્ય દ્વેષ કરનાર હોય છે તે, भवति=થાય છે, य=જે, एवं=આ રીતે, वेद=મુખ્ય પ્રાણની ઉપાસના કરે છે.(૭)

**શબ્દાર્થઃ**-છેવટે દેવો પ્રાણદેવતા, કે જેનું નામ આસન્ય છે, તેને ખરેખર કહેવા લાગ્યા કે, અમારે માટે તમે ઉદ્ગીથનું ગાન કરો. 'તથાસ્તુ' એમ કહી પ્રાણ દેવતાએ તેઓને અર્થે ઉદ્ગીથનું ગાન કરવા માંડયું. અસુરોએ જાણ્યું કે, આ ઉદ્ગીથવડે દેવો આપણો પરાજય કરશે. તેથી તેની સમીપ દોડી જઈ, તેઓએ પોતાના પાપવડે પ્રાણદેવને મારવાની ઇચ્છા કરી. પણ જેમ મૃત્તિકાનું ઢેફું ખડકની સાથે જો અફળાય છે તો તેનો નાશ થઈ જાય છે, તેમ તેઓનો (અસુરોનો) સમૂળો નાશ થઈ ગયો આથી તેઓ (અસુરો) દેવોરૂપ થયા તથા તેઓના અસુરપણાનો નાશ થયો. આ રીતે તે તેના સરખો (પૂર્વના યજમાન સરખો) થાય છે, જે તેને આ પ્રમાણે જાણે છે તેનો ભ્રાતૃવ્ય-ભ્રાતૃપુત્ર, જે કે શત્રુરૂપે હોય છે, તેનો આત્માવડે પરાભવ થાય છે. (૭)

**ટીકાઃ**-ત્યાર પછી દેવોએ પ્રાણ દેવતા, કે જેનું નામ આસન્ય છે તેમને ખરેખર કહ્યું. અહીં મૂળમાં જે 'इमम्'-'આ' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે તે માનાર્થે છે. આસન્ય શબ્દનો અર્થ એ થાય છે કે, જેનો ઉદ્ભવ મુખમાંથી છે અર્થાત્ મુખની અંદર રહેલા આકાશમાં જેની સ્થિતિ છે. આસન્યને દેવોએ શું કહ્યું ? તમે અમારે માટે ઉદ્ગીથનું ગાન કરો. પ્રાણ દેવતાએ

'તથાસ્તુ' એમ કહી, જે દેવોએ પોતાનું રક્ષણ માગ્યું હતું, તેને અર્થે, ઉદ્ગીથનું ગાન કરવા માંડ્યું તે વખતે પૂર્વે બીજી ઇન્દ્રિયોના સંબધમાં જે રીતે કહેવામાં આવ્યું છે, તેમ પ્રાણના સંબંધમાં થયું. પાપવડે પ્રાણ દેવતાને મારવાની ઇચ્છાવાળા અસુરોએ જેમ વાગાદિ ઇન્દ્રિયોમાં પ્રવેશ કરી કર્યું હતું તેમ, આસંગના દોષવડે મુખ્ય પ્રાણને મારવા માંડ્યો. પણ મુખ્ય પ્રાણદેવ પાપથી મુક્ત હતા. તેથી અસુરોનો નાશ થયો. કેવા પ્રકારે તેનો નાશ થયો, તે દર્શાવવા અહીં દૃષ્ટાંત આપવામાં આવ્યું છે. જેમ લૌકિક વ્યવહારમા મટોડાનું ઢેફું જો પથ્થરની સામા ફેંકવામા આવે છે તો તે ઢેફાની ધૂળ થઇ જાય છે અર્થાત્ ઢેફાના મૂળ સ્વરૂપને તે પામે છે, તેમ અસુરોનો ભિન્નભિન્ન રીતે નાશ થયો. અસુરોના આ નાશવડે વાગાદિ ઇન્દ્રિયો, દેવત્વને પ્રતિકૂળ તથા સ્વાભાવિક આસંગથી ઉત્પન્ન થયેલા પાપમાથી મુક્ત થઇ અને મુખ્ય પ્રાણ, જે આસંગથી મુક્ત છે, તેના આશ્રયવડે તેઓ પોતાના સ્વરૂપને પ્રાપ્ત થઈ. તેઓ કેવા સ્વરૂપને પામી? દેવરૂપ અગ્ન્યાદિના સ્વરૂપને તેઓ પામી, જેનું વર્ણન આગળ કરવામા આવશે તથા આજ સ્વરૂપ તેઓને પાપના અસંગ પહેલા પણ હતું જ્યારે તેઓનું જ્ઞાન સ્વાભાવિક પાપવડે તમયુક્ત હતુ ત્યારે ઇન્દ્રિયોને કેવળ પોતાના દેહનું જ અભિમાન હતું. આનું તાત્પર્ય એ છે કે, પાપના વિયોગવડે તેઓ દેહાભિમાનમાથી મુક્ત થઇ અને વાગાદિનું સ્વરૂપ, જેને શાસ્ત્રમા અગ્ન્યાદિરૂપે કહેવામા આવ્યું છે, તેને તેઓ પ્રાપ્ત થઇ. વળી તેઓના પ્રતિપક્ષી અસુરોનો નાશ થયો, એટલે તેઓ પરાભવને પામ્યા. આ રીતે તે (આધુનિક યજમાન) તેના સરખો ( પૂર્વના યજમાન સરખો) થાય છે અર્થાત્ પૂર્વનો યજમાન, જેનું વર્ણન આ આખ્યાયિકામા કરવામાં આવ્યું છે, તેણે આ આખ્યાયિકામા દર્શાવેલા શ્રુતિના અર્થને જાણ્યા પછી તથા શ્રુતિમા કહ્યા પ્રમાણે વાગાદિ ઇન્દ્રિયોની પરીક્ષા કર્યા પછી, તેઓનો (ઇન્દ્રિયોનો) ત્યાગ કર્યો. કારણ કે સર્વ ઇન્દ્રિયો આસંગના પાપથી દોષિત થયલી છે. આ રીતે પૂર્વનો યજમાન શાસ્ત્રપ્રકાશિત વૈરાજ પિંડાભિમાનરૂપ વર્તમાન પ્રજાપતિના સ્વરૂપને પામ્યો. આ રીતે વર્તમાન યજમાન પ્રજાપતિની સ્થિતિને પ્રાપ્ત થાય છે. પ્રજાપતિસ્વરૂપ એવા આત્માવડે પરાભવને પ્રાપ્ત થયલું પ્રજાપતિના પ્રતિપક્ષીરૂપ પાપ, દ્વેષને કરનારા ભ્રાતૃપુત્રરૂપ છે. કારણ કે ભરતાદિની માફક ભ્રાતૃપુત્ર શત્રુરૂપ નથી, પણ ઇન્દ્રિયોનો તેઓના વિષય સાથે થયના અસંગથી ઉત્પન્ન થયલું પાપ, ભ્રાતૃપુત્રરૂપ અર્થાત્ શત્રુરૂપ કહી શકાય. કારણ આ પાપ પરમાત્માના સ્વરૂપને સ્વીકારતુ નથી. જેમ મટોડાના ઢેફાની ધૂળ થઇ જાય છે તેમ આ પાપનો, પ્રાણની સાથના આસંગવડે નાશ થાય છે. આવુ ફળ કોને પ્રાપ્ત થાય છે? તેના ઉત્તરમા કહેવાનુ કે 'य एवं वेद' જે તેને આ પ્રમાણે જાણે છે અર્થાત્ જે પૂર્વના યજમાનની માફક આત્માવડે પ્રાણને જાણે છે, તેને આ ફળ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે ફળનું વર્ણન કર્યા પછી શ્રુતિ હવે આખ્યાયિકારૂપે ફળને દર્શાવે છે. આમ કરવાનું શું કારણ? આમ કરવાનું કારણ એ કે, વાગાદિ ઇન્દ્રિયોનો ત્યાગ કર્યા પછી પ્રાણ જ આત્મત્વરૂપે ઉપાસવા યોગ્ય છે. વાગાદિ પિંડોનો મુખ્ય પ્રાણ, એ સાધારણ આત્મા છે.

### પ્રાણનું આસ્યરૂપે વર્ણન.

ते होचुः क्व नु सोऽभूद्यो न इत्थमसक्तेत्ययमास्येऽन्तरिति सोऽयास्य आङ्गिरसोऽङ्गानां हि रसः ॥८॥

અન્વયાર્થ–ते=તે વાગાદિ, ह=એક બીજાને, ऊचुः=કહેવા લાગી, क्व नु=કોણ એમ શંકા થતા, सः=તે, अभूत्=હતો, यः=જે, नः=અમોને, इत्थम्=આ રીતે, असक्त=જોડ્યા, इति=આ રીતે, अयम्=આ પ્રાણ, आस्ये=મુખમા, अन्तः=મધ્યને વિષે, इति=એમ, सः=તે પ્રાણ, अयास्यः=મુખના મધ્ય આકાશમા રહેનાર, आङ्गिरसः=કારણ કાર્યના આત્મારૂપ, अङ्गानाम्=કારણ તથા કાર્યના, हि=કારણકે, रसः= રસ (૮)

શબ્દાર્થ.–તેઓએ (ઇન્દ્રિયોએ) કહ્યું કે, જેણે આ રીતે અમને સ્થાપન કરી, તે ક્યા ર

રહે છે ? તે મુખમાં રહે છે. આથી તેને આસ્ય કરી કહેવામાં આવે છે. તેને આગિરસ પણ કહેવામાં આવે છે, કારણ તે અંગોના રસરૂપ છે.

ટીકા:-તેઓએ-પ્રજાપતિની ઇન્દ્રિયોએ, પ્રાણની સહાયતાથી જ્યારે પોતાનુ દેવસ્વરૂપ ફળ પ્રાપ્ત કર્યું ત્યારે તેઓએ આ પ્રમાણે કહ્યું કે, જેણે અમોને આ રીતે સ્થાપન કરી, તેનું સ્થાન કયાં છે ? અહીં મૂળમાં 'क' શબ્દ તર્ક દર્શાવવા વાપરવામાં આવ્યો છે. જે દેવભાવ અમારાથી છૂટો પડયો હતો, તે દેવભાવની સાથે અમને આત્મત્વવડે કોણે જોડયાં ? કારણ જે કોઇ બીજાનો આશ્રય લે છે, તે પોતાના હિતકર્તાનું હમેશાં સ્મરણ કરે છે આ પ્રમાણે દેવો જ્યારે પોતાના હિતકર્તાનું સ્મરણ તથા ચિંતન કરવા લાગ્યા ત્યારે કાર્ય કારણના સંઘાતરૂપ આત્મામાં તેઓએ પ્રાણને જોયો. શા માટે તેની સ્થિતિ મુખમા છે ? કારણ તેની સ્થિતિ મુખના આકાશમાં છે, એમ દરેક જણ ચિંતનવડે તેને જાણી શકે છે. તે જ પ્રમાણે દેવો ચિંતનવડે જાણી શકાય છે. પ્રાણને આસ્ય કહેવામાં આવે છે કારણ કે વાગાદિ સ્વરૂપની સર્વ વિશેષ વસ્તુનો ત્યાગ કર્યા પછી, દેવોવડે અંતરાકાશમા સ્થિતિ કરીને રહેલા પ્રાણ દેવતા જોવામા આવ્યા. આ પ્રમાણે પ્રાણ દેવતા જ્યારે વાગાદિ ઇંદ્રિયોને તેઓના દેવસ્વરૂપ સાથે જોડે છે ત્યારે તે સર્વ વિશેષ ભાવોથી વિરૂદ્ધ હોવાને લીધે આસ્યરૂપ છે. કાર્ય તથા કારણના રસરૂપ હોવાથી તેને આગિરસ કહેવામાં આવે છે. આગિરસમાં બે શબ્દ રહેલા છે.-અંગ અને રસ. અંગોનો અર્થ કાર્યો તથા કારણો થાય છે તથા સારને રસરૂપ કહેવામાં આવે છે. આથી આંગીરસનો અર્થ એ થાય છે કે, કાર્ય અને કારણ જેને આશ્રયી છે એવી વસ્તુ, સર્વ વસ્તુના સારરૂપ છે. કારણ જ્યાં સુધી તેની વિધમાનતા નથી હોતી ત્યા સુધી સર્વ કાર્ય રહિત હોય છે. આ બધાનું તાત્પર્ય એ છે કે, કાર્ય અને કારણના સારરૂપ તથા સર્વ પ્રકારની વિશેષતાના નાશ કર સારરૂપ પ્રાણ દેવતા, કાર્ય તથા કારણના સાધારણ આત્મારૂપ તથા વિશુદ્ધરૂપ છે. આથી વાગાદિનો ત્યાગ કરી પ્રાણનો આત્મારૂપે આશ્રય કરવો જેમ અવિપરીત એવા જ્ઞાનવડે શ્રેય પ્રાપ્ત થાય છે તેમ આત્માવડે આત્માને જાણી શકાય છે. જો તેમ નથી થતું તો અનિષ્ટની પ્રાપ્તિ થાય છે. (૮)

### મુખ્ય પ્રાણનું દૂરરૂપે નિરૂપણ.

सा वा एषा देवता दूर्नाम दूरꣳ ह्यस्या मृत्युर्दूरꣳ ह वा अस्मान्मृत्युर्भवति य एवं वेद ॥ ९ ॥

અન્વયાર્થ:-सा=તે પ્રાણ, वा=પ્રસિદ્ધ, एषा=આ, देवता=દેવ, दूर् नाम=શુદ્ધ સ્વરૂપ, दूरं=દૂર, हि=કારણ કે, अस्याः=આ પ્રાણથી, दूरं=દૂર, ह वा=પ્રસિદ્ધ, अस्मात=આ ઉપાસકથી, मृत्यु=મરણ, भवति=થાય છે, य =જે, एवं=આ રીતે, वेद=પ્રાણની ઉપાસના કરે છે. (૯)

શબ્દાર્થ:-આ દેવનું નામ દૂર છે. કારણ કે મૃત્યુ તેનાથી દૂર છે. જે તેને આ પ્રમાણે જાણે છે, તેથી ખરેખર મૃત્યુ દૂરે રહે છે. (૯)

ટીકા -જો એમ માનવામાં આવે કે, પ્રાણની અશુદ્ધિ અસિદ્ધ છે તો પ્રાણની અશુદ્ધિના વિચારનો ત્યાગ એકદમ શું થઇ શકતો નથી ? કારણ કે પ્રાણને આસંગરૂપ પાપના સ્થાનનો અભાવ હોય છે, પણ વાગાદિ ઇન્દ્રિયોને આસંગના સ્થાનનો અભાવ હોતો નથી. પ્રાણ તેવો છે તો ખરો અર્થાત્ શુદ્ધ છે, પણ પ્રાણને વાગાદિ ઇન્દ્રિયોના સારરૂપ કહેવામાં આવ્યો છે, તો પછી શંકા થાય કે, જેમ શબનો સ્પર્શ કરવાથી એક જણને અશુદ્ધિ પ્રાપ્ત થાય છે તેમ વાગાદિના સ્પર્શથી પ્રાણને અશુદ્ધિ કાં ન લાગુ પડે ? આ વિષયમા શ્રુતિ એમ કહે છે કે.-शुद्ध एव प्राणः પ્રાણ શુદ્ધ છે. આ પ્રાણ દેવતાને દૂર કરી કહેવામાં આવે છે. અસુરો, પ્રાણની સાથના સંસર્ગમા આવવાથી જેમ મરેલાનું ઢેફું પથ્થર સાથે અફળાવાથી તેનુ મૂળ સ્વરૂપ પ્રાપ્ત થાય છે તેમ, નાશને પામ્યા માટે પ્રાણ દેવતાને શુદ્ધ કહેવામા આવ્યો છે વર્તમાન યજમાનના શરીરમાં રહેનારા આ દેવતાને દેવોએ મુખમાં જોયા અને દેવ કહેવામાં આવે છે કારણ કે તે ઉપાસનાનો વિષય છે. તેનું

નામ દૂર છે. દૂર એવા નામથી તેની વિશુદ્ધિ સિદ્ધ થાય છે. આ દૂર એવું નામ કેવી રીતે ઉત્પન્ન થાય છે? શ્રુતિમાં કહ્યું છે કે, મૃત્યુ અથવા તો પાપ જેનું આસંગરૂપે વર્ણન કરવામાં આવ્યું છે, તે, તે પ્રાણ દેવતાથી દૂર રહે છે. પ્રાણનું નામ દૂરિતિ કહેવામાં આવે છે. કારણ કે તે સર્વદા વિશુદ્ધ જ છે. પ્રાણ જે સ્વાભાવિક રીતે જ આસંગમાંથી મુક્ત છે, તેની મૃત્યુ જો કે સમીપ રહેલ હોય છે, છતાં તે પાપથી નિર્મુક્ત રહે છે. અધિકારીને શું ફળ પ્રાપ્ત થાય છે, તે વિશે હવે કહેવામાં આવે છે. જે પુરુષ તેને ઉપર પ્રમાણે જાણે છે, તેનાથી મૃત્યુ ખરેખર દૂર છે. વિશુદ્ધ પ્રાણની સર્વદા ઉપાસના કરવી જોઇએ ઉપાસનામાં બે પદો છે, તેમાં ઉપ શબ્દનો અર્થ मनसाउपगम्य અર્થાત્ મનવડે સમીપ જવું, એમ થાય છે. જેમ શ્રુતિમાં સ્તુતિભાગવિશે કહેવામાં આવ્યું છે કે, દેવતાદિનું સ્વરૂપ ઉપાસનાવડે જાણી શકાય છે. બીજો શબ્દ આસન છે, જેનો અર્થ લૌકિક વ્યવહારોના વ્યવધાન સિવાય અર્થાત્ લૌકિક વ્યવહારમાં, જેમ હું મનુષ્ય છું, તેમ હું દેવતારૂપ પણ છું, આ રીતનો વિચાર જ્યાં સુધી સ્ફુટ ન થાય ત્યાં સુધી ચિંતન કર્યા જવું. શ્રુતિમાં આ વિષય સંબંધી કહ્યું છે કે, देवो भूत्वा देवानप्येति, के देवतोऽस्यां प्राच्यां दिश्यसि અર્થ—તે દેવરૂપ થઇ દેવની સમીપ જાય છે અથવા આ પ્રાચી દિશામાં રહેલા કયા દેવતાને તું દર્શાવે છે?

### બાહ્ય લોકનો પરિત્યાગ.

सा वा एषा देवतैतासां देवतानां पाप्मानं मृत्युमपहत्य यत्रासां दिशामन्तस्तद्गमयाञ्चकार तदासां पाप्मनो विन्यदधात्तस्मान्न जनमियान्नान्तमियान्नेत्पाप्मानं मृत्युमन्ववायानीति ॥ १० ॥

અન્વયાર્થ—सा=તે, वा=પ્રસિદ્ધ देवता=દેવ, एषा=આ, एतासां=આ, देवतानां=વાગાદિ દેવોના, पाप्मानं=પાપરૂપ, मृत्युं=મૃત્યુને, अपहत्य=નાશ કરી, यत्र=જે, आसां=આ, दिशां=દિશાનો, अंतः=છેડાને, तत्=તે દિશાના છેડામાં, गमयाञ्चकार=મોકલી દીધું, तत्=તે, आसां=આ વાગાદિના, पाप्मनः=પાપ, विन्यदधात्=વિવિધ પ્રકારે સ્થાપ્યું. तस्मात्=તેથી, न=નહિ, जनं=અંત્ય મનુષ્યને, इयात्=દર્શન તથા બોલવા આદિવડે જવું, न=નહિ, अंतं=આ અંત્ય લોક રહેતા હોય તે સ્થાનમાં, इयात्=જવું, नेत्=(ત્યાં) નહિ, (જો હું જાઉં તો), पाप्मानं=પાપરૂપ, मृत्युं=મૃત્યુને, अन्ववायानि=હું પામું (૧૦)

શબ્દાર્થ:—આ દેવતાએ દેવોના પાપનો નાશ કર્યા પછી અર્થાત્ મૃત્યુનો નાશ કર્યા પછી, મૃત્યુને દિશાના અંતમાં છોડી દીધો. અંત એ દેવોના પાપનું સ્થાન છે. આથી કોઇએ અંત અથવા બાહ્ય લોકને વિશે જવું નહિ. પાપ અથવા મૃત્યુની સમીપ કોઇએ જવું નહિ. (૧૦)

ટીકા:—એમ કહેવામાં આવ્યું છે કે, મૃત્યુ તેનાથી દૂર રહે છે. પણ જે તેને આ પ્રમાણે ઓળખે છે તેનાથી મૃત્યુ દૂર રહે છે તેનું શું કારણ? તેનું કારણ એ કે, મૃત્યુ, સમ્યક્ પ્રકારના જ્ઞાનથી વિરુદ્ધ હોય છે ઇન્દ્રિયોને તેના વિષયો સાથના આસંગવડે ઉત્પન્ન થયેલું પાપ, 'જીવાત્મા તથા પરમાત્મા એક છે' આ પ્રકારનું જેને જ્ઞાન પ્રાપ્ત થયું છે તેનાથી પ્રતિકૂળરૂપે છે. સ્વાભાવિક જ્ઞાન જેને હોય છે તથા વાગાદિ ઇન્દ્રિયોની ભિન્નતાના પ્રમાણમાં આત્મા ભિન્ન છે, આ રીતે માનનારા મનુષ્યની મુખ્ય પ્રાણ વિરુદ્ધ હોય છે. પ્રાણ આત્માના સરખો છે, આ પ્રકારનો વિચાર શાસ્ત્રવડે ઉત્પન્ન થાય છે પ્રાણસંબંધીનો જેનામાં આ પ્રકારનો વિચાર હોય છે તેનાથી પાપ દૂર જ રહે છે, એમ કહેવું યોગ્ય છે. કારણ કે આ બન્ને એક બીજાથી વિરુદ્ધ છે सा वा एषा देवता ઇત્યાદિ શબ્દોમાં કહેલ પાપ શબ્દવડે, વાગાદિ ઇન્દ્રિયોનું મૃત્યુ લેવું. પોતાની અજ્ઞાનતાના પ્રમાણમાં ઇન્દ્રિયોનો તેઓના વિષયોની સાથના આસંગવડે ઉત્પન્ન થયેલા પાપવડે દરેક જણ મૃત્યુને પામે છે. આથી આપને મૃત્યુરૂપ કહેવામાં આવ્યું છે. જે દેવોને પ્રાણ તથા આત્માની સાદૃશ્યતાનો વિચાર છે, તે દેવોના મૃત્યુનો, પ્રાણ તથા આત્માના અભિમાનવડે—સાદૃશ્યતાવડે પ્રાણે નાશ કર્યો. આથી પ્રાણને અપહંતા કહેવામાં આવે છે. જે આ પ્રમાણે જાણે છે તેનાથી પાપ વિરોધી છે. નાશ

પાપ પ્રાણની સમીપ આવી શકતું નથી. પ્રાણે પાપનો નાશ કર્યો, તેમાં દેવતાના મૃત્યુનો તેણે કેવી રીતે નાશ કર્યો? આના ઉત્તરમાં કહ્યું છે કે, પ્રાણે તેઓને દિશાઓના અંતમાં અર્થાત્ પ્રાચ્યાદિ દિશાના અંતમા મોકલી દીધા. પણ દિશાઓનો અંત હોતો નથી, તો પ્રાણે કેવી રીતે તેને ત્યાં મોકલ્યા? અહીં દિશા શબ્દવડે વેદોના જ્ઞાનયુક્ત લોકોનુ સ્થાન લેવુ. જે લોકો વેદને જાણતા નથી તેઓથી વસાયવા પ્રદેશને દેશાન્ત અથવા અરણ્ય કહેવામાં આવે છે. આમ હોવાથી આ વાક્યમાં કોઇ પણ પ્રકારનો દોષ આવતો નથી. પ્રાણ દેવતાએ દેવોનાં પાપોને ત્યાં મોકલી દીધાં તથા જે બાહ્ય લોકો, પ્રાણાત્માની સાદૃશ્યતાના જ્ઞાનથી રહિત છે તેઓમા પાપે પોતાનું વસવું અનેક પ્રકારે કર્યું. કારણ કે પાપનું સ્વરૂપ ઇન્દ્રિયો તથા તેના વિષયના આસંગવાળું છે અને એમ હોવાથી તે પ્રાણીઓને આધીન હોય છે. આથી કોઇએ અંતમા રહેલા જનની સમીપ જવું નહિ અથવા તેની સાથે કર્મ કે ભાષણનો કોઇ પણ રીતે સસર્ગ રાખવો નહિ આવા બાહ્ય જનની સાથના વ્યવહારવાળો સંસર્ગ પણ દોષયુક્ત થાય છે. કારણ સંસર્ગ એ પાપનું આસ્પદ-સ્થાન છે. આ સર્વનો ભાવાર્થ એ છે કે અગર જો કે દિશાનો અંત લોકોની સ્થિતિવાળો ન હોય, છતા ત્યા કોઇએ પણ ગમન કરવુ નહિ

### પ્રાણવડે મૃત્યુનો પરાજય.

**सा वा एषा देवतैतासां देवतानां पाप्मानं मृत्युमपहत्याथैना मृत्युमत्यवहत् ॥११॥**

**અન્વયાર્થ.**-सा=તે, वा=પ્રસિદ્ધ, एषा=આ, देवता=દેવ एतासां=આ, देवतानां=વાગાદિ દેવોના, पाप्मानं=પાપરૂપ, मृत्युं=મૃત્યુને, अपहत्य=નાશ કરી, अथ=પછી, एना=આ વાગાદિ દેવોને, मृत्युं=મૃત્યુને, अति=અતિક્રમણકરી, अवहत्=પોતપોતાના સ્વરૂપને પમાડયા. (૧૧)

**શબ્દાર્થ**-તે દેવતાએ આ દેવતાઓના પાપ અથવા મૃત્યુનો નાશ કર્યો તથા તેમ કરી પ્રાણે મૃત્યુનો પરાજય કરી, દેવોનુ રક્ષણ કર્યું. (૧૧)

*ટીકા*:-પ્રાણ આત્મારૂપ છે, આ પ્રમાણેના જ્ઞાનની ઉત્પત્તિવાળુ ફળ દર્શાવવામાં આવ્યું છે તથા તેમ કરી વાગાદિ ઇન્દ્રિયો અગ્ન્યાદિના સ્વરૂપને પ્રાપ્ત થાય છે, તે દર્શાવવામા આવ્યુ છે પછી પ્રાણે મૃત્યુનો પરાજય કરી દેવોનું રક્ષણ કર્યું. આનો અર્થ એ છે કે, પ્રાણને પાપ અથવા મૃત્યુનો અપહંતા કહેવામાં આવ્યો છે. કારણ કે જે પાપ અથવા મૃત્યુ પ્રાણથી આત્માનો વિયોગ કરાવે છે તેનો નાશ પ્રાણાત્માના વિજ્ઞાનવડેજ થાય છે. આથી નૈસર્ગિક રીતે પાપ અથવા મૃત્યુનો પરાજય કરી પ્રાણે દેવોનું રક્ષણ કર્યું અર્થાત્ વાગાદિ ઇન્દ્રિયોને તેઓનું અગ્ન્યાદિ સ્વરૂપ પ્રાપ્ત કરાવ્યુ, જે સ્વરૂપ તેમનું પોતાનું તથા અપરિછિન્ન હતુ. (૧૧)

### વાગાદિનું રક્ષણ.

**स वै वाचमेव प्रथमामत्यवहत्सा यदा मृत्युमत्यमुच्यत सोऽग्निरभवत्सोऽयमग्निः परेण मृत्युमतिक्रान्तो दीप्यते ॥१२॥**

**અન્વયાર્થ.**-सः=તે પ્રાણ, वै=પ્રસિદ્ધ, वाचं एव=વાણીનેજ, प्रथमां=પ્રથમ, अति=મૃત્યુનો નાશ કરી, अवहत्=પોતાના સ્વરૂપને પમાડી, सा=તે વાણી यदा=જ્યારે, मृत्युं अति=મૃત્યુનો પરાજય કરી, अमुच्यत=મુક્ત થઇ, सः=તે, अग्निः=અગ્નિરૂપે, अभवत्=થઇ, सः अयं अग्निः=તે આ અગ્નિ, परेण=પાછળ કરી, मृत्युं=મૃત્યુને, अतिक्रान्तः=પાપથી મુક્ત થયેલ, दीप्यते=પ્રકાશે છે. (૧૨)

**શબ્દાર્થ**:-મૃત્યુનો પરાજય કર્યા પછી પ્રાણ દેવતાએ પ્રથમ વાગ્દેવતાનું રક્ષણ કર્યું. મૃત્યુનો પરાજય થયા પછી જ્યારે વાણી (પાપના આ સંગમાથી) મુક્ત થઇ ત્યારે તે અગ્નિરૂપ થઇ મૃત્યુના પાશમાથી છૂટયા પછી આ અગ્નિએ પ્રકાશવા માડયુ. (૧૨)

*ટીકા*:-'પ્રાણે પ્રથમ વાણીનું રક્ષણ કર્યું.' અહીં મૂળમાં 'પ્રથમ' શબ્દ આપ્યો છે. કારણ ઉદ્ગીથનું કર્મ કરવામાં બીજી બધી ઇન્દ્રિયો કરતા એનો ઉપયોગ વધારે હોય છે. જે વાણીનું, મૃત્યુનો પરાજય કર્યા પછી, રક્ષણ કરવામા આવ્યુ છે, તેનું વર્ણન આ પ્રમાણે કરવામાં આવ્યું

છે.–પાપ અથવા મૃત્યુના પરાજય પછી જ્યારે વાણી મુક્ત થઇ ત્યારે તે અગ્નિરૂપ થઇ, એટલે કે વાણી, મૃત્યુની સાથે જોડાવાથી દૂષિત થયા પહેલાં અગ્નિરૂપજ હતી; અને મૃત્યુના છૂટા પડવા પછી ફરી વાણી અગ્નિરૂપે થઇ. મૃત્યુના વિયોગ પછી પુષ્કળ વિશેષતા તેનામાં પ્રાપ્ત થઇ. આ અગ્નિ જ્યારે મુક્ત થયો અર્થાત્ મૃત્યુમાથી તેનો વિયોગ થયો ત્યારે તે પ્રકાશને પામ્યો. મુક્ત થવા પહેલા તે અગ્નિ મૃત્યુની સાથે જોડાયલો હોવાથી હમણાં જેવો પ્રકાશે છે તેવો પ્રકાશતો ન હતો. મૃત્યુના વિયોગ પછી ફરી તે પ્રકાશવા લાગ્યો. (૧૨)

अथ ह प्राणमत्यवहत्स यदा मृत्युमत्यमुच्यत स वायुरभवत्सोऽयं वायुः परेण मृत्युमतिक्रान्तः पवते ॥१३॥ अथ चक्षुरत्यवहत् तद्यदा मृत्युमत्यमुच्यत स आदित्योऽभवत्सोऽसावादित्यः परेण मृत्युमतिक्रान्तस्तपति ॥१४॥ अथ श्रोत्रमत्यवहत्तद्यदा मृत्युमत्यमुच्यत ता दिशोऽभवꣳस्ता इमा दिशः परेण मृत्युमतिक्रान्ताः ॥१५॥ अथ मनोऽत्यवहत्तद्यदा मृत्युमत्यमुच्यत स चन्द्रमा अभवत्सोऽसौ चन्द्रः परेण मृत्युमतिक्रान्तो भात्येवꣳ ह वा एनमेषा देवता मृत्युमतिवहति य एवं वेद ॥१६॥

અન્વયાર્થ.–अथ ह=ત્યારપછી પ્રસિદ્ધ રીતે, प्राण अत्यवहत=મૃત્યુનો નાશ કરી પ્રાણને પોતાના સ્વરૂપે પમાડ્યો, स यदा मृत्युं अति=તે જ્યારે મૃત્યુનો પરાજય કરી, अमुच्यत=મુક્ત થયો, सः वायुः अभवत=તે પ્રાણ વાયુરૂપે થયો, सः अयं वायुः परेण मृत्युं=તે આ વાયુ મૃત્યુને પરાંગમુખ કરી, अतिक्रान्त. पवते=પાપથી મુક્ત થઇ વાય છે. (૧૩) अथ चक्षुः अति अवहत्=ત્યાર પછી મૃત્યુનો પરાજય કરી ચક્ષુને પોતાને સ્વરૂપે પમાડી, तत् यदा मृत्यु अति अमुच्यत=તેથી જ્યારે મૃત્યુનો પરાજય કરી ચક્ષુને પાપથી મુક્ત કરી, सः आदित्यः अभवत्=તે ચક્ષુ આદિત્યરૂપે થયું, सः असौ आदित्यः परेण मृत्यु अतिक्रान्तः तपति=તે આ આદિત્ય મૃત્યુને પરાંગમુખ કરી, પાપથી મુક્ત થઇ પ્રકાશે છે (૧૪) अथ श्रोत्रं अति अवहत् तत् यदा मृत्यु अति अमुच्यत=ત્યારપછી મૃત્યુનો પરાજય કરી શ્રોત્રને પોતાના સ્વરૂપે પમાડી, તેથી જ્યારે મૃત્યુનો પરાજય કરી પાપથી શ્રોત્ર મુક્ત થયો ત્યારે, ताः दिशः अभवन् ताः इमाः दिशः परेण मृत्यु अतिक्रान्ता=તે શ્રોત્રેન્દ્રિય તે દિશાઓરૂપે થઇ, તે આ દિશાઓ મૃત્યુને પરાંગમુખ કરી પાપથી મુક્ત થઇ. (૧૫) अथ मन अति अवहत् तत् यदा मृत्यु अति अमुच्यत सः चन्द्रमाः अभवत्=ત્યારપછી મૃત્યુનો પરાજય કરી મનને પોતાના સ્વરૂપને પમાડ્યું, તેથી જ્યારે મૃત્યુનો પરાજય કરી મન પાપથી મુક્ત થયું ત્યારે તે ચંદ્રમારૂપે થયું, सः असौ चन्द्रः परेण मृत्यु अतिक्रान्तः भाति=તે આ ચંદ્ર મૃત્યુને પરાંગમુખ કરી, પાપથી મુક્ત થઇ પ્રકાશે છે एवं ह वा एनं एषा देवता मृत्यु अतिवहति यः एवं वेद=આરીતે પ્રસિદ્ધ આ ઉપાસકને આ પ્રાણ દેવતા મૃત્યુનો પરાજય કરી પોતાના વિરાટ્સ્વરૂપને પમાડે છે, જે આ રીતે અગ્નિ ! અને હિ વિશિષ્ટ પ્રાણને આત્મારૂપે ઉપાસે છે (૧૬)

શબ્દાર્થ:–પછી મૃત્યુનો પરાજય કર્યા કેડે પ્રાણ દેવતાએ ઘ્રાણેન્દ્રિયનું રક્ષણ કર્યું. મૃત્યુનો પરાજય થવાથી ઘ્રાણેન્દ્રિય વાયુરૂપ થઇ. વાયુ, મૃત્યુના પાશમાંથી છૂટ્યા પછી સર્વ વસ્તુને પવિત્ર કરવા લાગ્યો. તેમજ મૃત્યુનો પરાજય થવા પછી પ્રાણે ચક્ષુરિન્દ્રિયનું રક્ષણ કર્યું. મૃત્યુનો પરાજય થવા પછી ચક્ષુરિન્દ્રિય, જ્યારે મૃત્યુથી મુક્ત થઇ, ત્યારે આદિત્યરૂપ થઇ. મૃત્યુના પાશથી મુક્ત થવાને લીધે આ આદિત્ય ( સર્વેનું ) દહન કરે છે. પછી મૃત્યુનો પરાજય થયા કેડે પ્રાણે શ્રવણેન્દ્રિયનું રક્ષણ કર્યું. મૃત્યુનો પરાજય થવા પછી તેના પાશથી મુક્ત શ્રવણેન્દ્રિય દિશાઓરૂપે થઇ. મૃત્યુમાંથી મુક્ત થવાથી દિશાઓ પ્રાચ્યાદિરૂપે વિભક્ત પડી. પછી મૃત્યુનો પરાજય કર્યા કેડે પ્રાણે મનનું રક્ષણ કર્યું મૃત્યુના પરાજય પછી જ્યારે મન પાપમાંથી મુક્ત થયું ત્યારે તે ચંદ્રરૂપે થયું. મૃત્યુના પાશથી મુક્ત થવાને લીધે આ ચંદ્રદેવ પ્રકાશે છે. આ પ્રમાણે મૃત્યુના પરાજય પછી તે (પ્રાણ) દેવતા, વર્તમાન યજમાનનું રક્ષણ કરે છે

જે કોઇ આ પ્રમાણે જાણે છે, તેને પોતાનેયોગ્ય ફળની પ્રાપ્તિ થાય છે. (૧૩-૧૬)

ટીકાઃ-આ રીતે ઘ્રાણેન્દ્રિય વાયુરૂપ થઇ, મૃત્યુમાંથી છૂટી પવનથી, આ વાયુ સર્વને પવિત્ર કરે છે. તે શિવાય સર્વ પૂર્વના પ્રમાણે જાણી લેવું. આ પ્રમાણે ચક્ષુ આદિત્યરૂપ થાય છે તથા સર્વેનું દહન કરે છે. તેમજ શ્રવણેન્દ્રિય પ્રાચ્યાદિ દિશાઓરૂપ થઇ, મન ચંદ્રરૂપે પ્રકાશે છે. મૃત્યુને જિતી વાગાદિની અગ્ન્યાદિરૂપે સાદશ્યતા કરવાથી, જેમ પ્રાણે પૂર્વના યજમાનનું રક્ષણ કર્યું હતું તેજ પ્રમાણે હાલના યજમાનનું તે રક્ષણ કરે છે. વાગાદિ પાંચ ઇન્દ્રિયોથી વિશિષ્ટ પ્રાણને અગ્ન્યાદિ ભાવવડે જે જાણે છે તે જેવા પ્રકારના પ્રાણની ઉપાસના કરે છે તેવી સ્થિતિને તે પ્રાપ્ત થાય છે. અર્થાત્ અગ્નિની ઉપાસનાથી અગ્નિસ્વરૂપને અથવા વાયુની ઉપાસનથી વાયુ સ્વરૂપને તે પામે છે (૧૩-૧૬)

### અન્ન પ્રાણના આશ્રયરૂપ.

अथात्मनेऽन्नाद्यमागायद्यद्धि किंचान्नमद्यतेऽनेनैव तदद्यत इह प्रतितिष्ठति ॥१७॥

અન્વયાર્થઃ-अथ=ત્યારપછી, आत्मने=પોતાને અર્થે, अन्नाद्यं=અન્નરૂપ પ્રધાનની, आगायत्=સ્તુતિ કરી, यत्=જે, हि=કારણ કે, किंच=કાંઇ પણ, अन्नं अद्यते=અન્ન ભક્ષણ કરાય છે, अनेन एव=આ મુખ્ય પ્રાણવડેજ, तत्=તે અન્ન, अद्यते=ખવાય છે, इह=આ દેહાકારરૂપે પરિણામને પામેલા અન્નમાં, प्रतितिष्ठति=વાગાદિ સહિત મુખ્ય પ્રાણ સ્થિતિ કરે છે. (૧૭)

શબ્દાર્થઃ-પછી પ્રાણે પોતાને માટે ઉદ્‌ગીથવડે આદ્યની અર્થાત્ પ્રથમ એવા અન્નની સ્તુતિ કરી. કારણ કે જે કાંઇ અન્નનું ભક્ષણ થાય છે, તે પ્રાણથી જ થાય છે. તે (પ્રાણ) આ વડે (અન્નવડે) પ્રતિષ્ઠાને પ્રાપ્ત થાય છે (૧૭)

ટીકાઃ-મૂળમાં आत्मने (પોતાઅર્થે) શબ્દ વાપરવામાં આવ્યો છે, તે એટલા માટે કે, જેમ વાગાદિ ઇંદ્રિયોએ પોતાને અર્થે સ્તુતિ કરી હતી, તેમ મુખ્ય પ્રાણે પોતાને અર્થે સ્તુતિ કરી. જ્યારે સર્વ પ્રાણોના સાધારણ પ્રજાપતિરૂપ ફળની પ્રાપ્તિ માટે પવમાન નામના ત્રણ સ્તોત્રોવડે પ્રાણે સ્તુતિ કરી ત્યારે તેણે બાકી રહેલાં નવ સ્તોત્રોવડે પોતાને માટે અન્નરૂપ ફળની સ્તુતિ કરી. કર્તાનો કામનાની સાથેનો સંબંધ પૂર્વ પ્રમાણે અહીં ઉપનિષદે ઠરાવ્યો છે. ફરીથી પ્રાણે પોતાને માટે પ્રથમ એવા અન્નની સ્તુતિ શા માટે કરી? આનું કારણ 'किं च જે કાંઇ' આદિ શબ્દોવડે નીચે પ્રમાણે દર્શાવવામાં આવ્યું છે. અહીં અન્ન શબ્દનો અર્થ સાધારણ અન્ન થાય છે. કારણ કે કોઇ પણ પ્રાણી જે કાંઇ અન્નનું આ જગતમાં ભક્ષણ કરે છે તે પ્રાણથી જ ભક્ષણ થાય છે. પ્રાણ એ શબ્દ अन शब्दने प्र ઉપસર્ગ લગાડવાથી થયો છે अन શબ્દને છેડે स જોડવામાં આવે છે તો તેનો અર્થ ગાડું થાય છે તથા સ્વરાન્ત રહે છે તો તે શબ્દ પ્રાણવાચક છે. મુખ્ય અર્થ એટલો જ છે કે, પ્રાણથી સર્વ ભક્ષણ થાય છે તથા આદ્ય એવા અન્નનું ભક્ષણ કેવળ પ્રાણવડે જ થતું નથી, પણ શરીરાકારના પરિણામવાળા અન્નમાં પ્રાણની જ પ્રતિષ્ઠા છે. આ રીતે પ્રાણવડે અન્નની જે સ્તુતિ કરવામાં આવી છે તે પોતાની પ્રતિષ્ઠાર્થે છે. પ્રાણથી જે ભક્ષણ થાય છે, તે પોતાની પ્રતિષ્ઠાર્થે છે. આથી વાગાદિમાં જેમ પાપનો ઉદ્ભવ હોય છે, તેમ આસંગના દોષથી ઉત્પન્ન થયેલા પાપનો દોષ પ્રાણને હોતો નથી.

### વાગાદિનો પ્રાણમાં પ્રવેશ

ते देवा अब्रुवन्नेतावद्वा इद सर्वं यदन्नं तदात्मन आगासीरनु नोऽस्मिन्नन्न आभजस्वेति ते वै माभिसंविशतेति तथेति त समन्तं परिण्यविशन्त तस्माद्यदनेनान्नमत्ति तेनैतास्तृप्यन्त्येव ह वा एन स्वा अभिसंविशन्ति भर्ता स्वाना श्रेष्ठ पुर एता भवत्यन्नादोऽधिपतिर्य एवं वेद य उ हैवं विद्‌ स्वेषु प्रतिप्रतिर्बुभूषति न हैवालं भार्येभ्यो भवत्यथ य एवैतमनुभवति यो वै तमनु भार्यान्‌ बुभूषति स हैवालं भार्येभ्यो भवति ॥१८॥

અન્વયાર્થઃ-ते देवाः=તે વાગાદિ દેવો, अब्रुवन्=પ્રાણને કહેવા લાગ્યા, एतावत्=પ્રાણસ્થિતિ માટે

આટલું, વા=પ્રસિદ્ધ, इदं सर्वं=આ સર્વ यत्=જે, अन्न=પ્રાણની સ્થિતિના કારણરૂપ અન્ન, तत्=તે અન્ન, आत्मनः=શરીર અર્થે, आगासीः=ગાનવડે પોતા સ્વરૂપે કરો, अनु=પછી, न =અમોને, अस्मिन् अन्ने=આ અન્નમા, आभजस्व=ભાગીદાર બનાવો, તે=તેઓ અર્થાત્ પ્રાણે કહ્યુ કે તમે, मा=મને, अभिसंविशत=વિંટળાઇને રહો. तथा इति=દેવોએ કહ્યું કે તથાસ્તુ, त=તે પ્રાણની, समन्त=આસપાસ, परिणि=વિ ટાળાઇ, अविशन्त=(વાગાદિ દેવો) રહ્યા, तस्मात्=તેથી, यत्=જે, अनेन=પ્રાણવડે, अन्नं=અન્નને, अत्ति=(મનુષ્ય) ભક્ષણ કરે છે, तेन=તે વડે, एता=આ વાગાદિ, तृप्यन्ति=તૃપ્તિને પામે છે, एवं=આ રીતે, ह्वा=પ્રસિદ્ધ, एनं=આ ઉપાસકને, स्वाः=જ્ઞાતિ, अभिसंविशन्ति=આશ્રય કરે છે, भर्ता=પોષણ કરનાર, स्वाना=જ્ઞાતિમા, श्रेष्ठ = શ્રેષ્ઠ. पुरः=મોથી આગળ, एता=ગમન કરનાર, भवति=થાય છે, अन्नादः=અન્નનું ભક્ષણ કરનાર, अधिपतिः=સર્વના પાલકરૂપ, य.=જે મનુષ્ય, एवं= આરીતે, वेद=પ્રાણની ઉપાસના કરે છે, यः=જે, ह=આશ્ચર્યવાચક, ह=નિશ્ચય પૂર્વક, एवंविद्=આ રીતે જાણની ઉપાસના કરનારને, स्वेषु=જ્ઞાતિમાં, प्रति=તરફ, प्रति =પ્રતિકૂળ, बुभूर्षति=થવાની ઇચ્છા કરે છે, न=નહિ, ह=નક્કી, एव=જ, अलं=સમર્થ, भार्येभ्यः=ચાકરોને, भवति=પોષણ કરવા સમર્થ થાય છે, अथ=ની, य =જે, एवं=આ રીતે, एत= આ ઉપાસકપર, अनुभवति=આસકત થાય છે, य = જે, वै=પ્રસિદ્ધ, त=તે ઉપાસકને, अनु=અનુસરી, भार्यान्=ભૃત્યોને, बुभूर्षति=પોષણ કરવા ઇચ્છે છે, स =તે, ह=નક્કી, एव=જ, अलं=સમર્થ, भार्येभ्य = ભૃત્યોને, भवति=(પોષણ કરવા) થાય છે). ૧૮

શબ્દાર્થ.–તે વાગાદિ દેવો બોલ્યા કે, આ સર્વ માત્ર એટલું જ હોય છે જે કાઇ અન્નનું તમે ભક્ષણ કરો છો, તેથી તમો પોતાની જ સ્તુતિ કરો છો પણ અમને આ અન્નના ભાગી કરવા જોઇએ ત્યારે પ્રાણે ઉત્તર આપ્યો કે, તમે મારામા પ્રવેશ કરો. 'તથાસ્તુ' એમ કહી તેઓએ સર્વ બાજૂએથી પ્રાણમા પ્રવેશ કર્યો. આથી જે કાઇ અન્નનું પ્રાણ ભક્ષણ કરે છે તે વડે સર્વ દેવતાઓ (ઇન્દ્રિયો) તૃપ્તિને પામે છે. જે તેને (પ્રાણને) આ પ્રમાણે જાણે છે તેને વિશે તેના પોતાના સબધીઓ પ્રવેશ કરે છે (અર્થાત્ સ્વજ્ઞાતિનો તે આશ્રયી થાય છે), તે આશ્રયીના રક્ષણ કર્તા થાય છે, તે શ્રેષ્ઠરૂપ છે, તે આગળ ને આગળ ગમન કરી શકે છે, તે અન્નનુ ભક્ષણ કરનારો થાય છે તથા તે સર્વનો અધિપતિ થાય છે. જે કોઇ તેને (પ્રાણને) આ પ્રમાણે જાણે છે તેનાથી વિરૂદ્ધ રીતે થઇ જે કોઇ પ્રતિસ્પર્ધી થાય છે, તે પોતાના ચાકરોનુ પોષણ કરવા શકિતમાન્ થતો નથી તે જ પ્રમાણે પ્રાણના જ્ઞાતા અધિકારીને જે અનુસરે છે તેમજ તેને અનુસરી જે કોઇ પોતાના ભૃત્ય વર્ગનુ પોષણ કરવા પ્રયાસ કરે છે તો તે તેઓનું પોષણ કરવા શક્તિમાન્ થાય છે. (૧૮)

ટીકા.–તે દેવોના-વાગાદિના પણ રક્ષણનું કારણ જો અન્ન છે, એમ જો ખરુ છે તો પ્રાણથીજ કેવળ અન્નનુ ભક્ષણ થાય છે, એમ કહેવું શુ અયુક્ત નથી? આમા કોઇ પણ રીતનો દોષ લાગુ પડતો નથી કારણ તેઓનું (ઇન્દ્રિયોનું) રક્ષણ પ્રાણદ્વારા થાય છે અન્નવડે કરાયલો વાગાદિનો ઉપકાર–રક્ષણ પ્રાણવડે કેવી રીતે કહેવાય શકે? આ અર્થનુ સ્ફોટન કરવા માટે નીચે પ્રમાણે કહેવામા આવ્યું છે કે, વાગાદિ ઇન્દ્રિયો જેઓ પોતાના સ્વરૂપને વ્યક્ત કરનારી હોવાથી દેવરૂપ કહેવામા આવે છે તેઓએ, મુખ્ય પ્રાણને કહ્યું કે, આ સર્વ માત્ર એટલુંજ હોય છે અર્થાત્ આના કરતા કોઇ બીજી વસ્તુ વિશેષ નથી. પ્રાણના ઉપકારના કારણરૂપ જે કાઇ અન્નનું જગતમા ભક્ષણ કરવામા આવે છે. તેની સ્તુતિ તમે તમારા પોતાના હિતને અર્થે કરો છો અર્થાત્ તમારી સ્તુતિવડે તમારા આત્મારૂપ વિકૃતિને અન્ન પ્રાપ્ત થાય છે, પણ અમે અન્ન વિના રહી શકવા સમર્થ નથી આથી તમે અમેને તમારા અન્નના ભાગી બનાવો પ્રાણ દેવતાએ પ્રત્યુત્તર આપ્યો કે, જો તમે સૌ અન્નની આકાંક્ષાવાળા હો તો સર્વ બાજૂએથી મારાવિશે પ્રવેશ કરો. જ્યારે પ્રાણદેવે આ પ્રમાણે કહ્યુ ત્યારે સર્વ દેવો આસપાસ વિંટળાઇ વળ્યા તથા 'તથાસ્તુ' એમ કહી પ્રાણને

જે કોઇ આ પ્રમાણે જાણે છે, તેને પોતાને યોગ્ય ફળની પ્રાપ્તિ થાય છે. (૧૩-૧૬)

ટીકાઃ-આ રીતે ઘ્રાણેન્દ્રિય વાયુરૂપ થઇ, મૃત્યુમાંથી છૂટો પડ્યાથી, આ વાયુ સર્વને પવિત્ર કરે છે તે શિવાય સર્વ પૂર્વના પ્રમાણે જાણી લેવું. આ પ્રમાણે ચક્ષુ આદિત્યરૂપ થાય છે તથા સર્વનું દહન કરે છે. તેમજ શ્રવણેન્દ્રિય પ્રાગ્વાદિ દિશાઓરૂપ થઇ, મન ચંદ્રરૂપે પ્રકાશે છે. મૃત્યુને જિતી વાગાદિની અગ્ન્યાદિરૂપે સાદૃશ્યતા કરવાથી, જેમ પ્રાણે પૂર્વના યજમાનનું રક્ષણ કર્યું હતું તેજ પ્રમાણે હાલના યજમાનનું તે રક્ષણ કરે છે. વાગાદિ પાંચ ઇન્દ્રિયોથી વિશિષ્ટ પ્રાણને અગ્ન્યાદિ ભાવવડે જે જાણે છે તે જેવા પ્રકારના પ્રાણની ઉપાસના કરે છે તેવી સ્થિતિને તે પ્રાપ્ત થાય છે. અર્થાત્ અગ્નિની ઉપાસનાથી અગ્નિસ્વરૂપને અથવા વાયુની ઉપાસનાથી વાયુ સ્વરૂપને તે પામે છે (૧૩-૧૬)

### અન્ન પ્રાણના આશ્રયરૂપ.

अथात्मनेऽन्नाद्यमागायद्यद्धि किंचान्नमद्यतेऽनेनैव तदद्यत इह प्रतितिष्ठति ॥१७॥

અન્વયાર્થઃ-अथ=ત્યારપછી, आत्मने=પોતાને અર્થે, अन्नाद्यं=અન્નરૂપ પ્રધાનની, आगायत्=સ્તુતિ કરી, यत्=જે, हि=કારણ કે, किंच=કાંઇ પણ, अन्नं अद्यते=અન્ન ભક્ષણ કરાય છે, अनेन एव=આ મુખ્ય પ્રાણવડેજ, तत्=તે અન્ન, अद्यते=ખવાય છે, इह=આ દેહાકારરૂપે પરિણામને પામેલા અન્નમાં, प्रतितिष्ठति=વાગાદિ સહિત મુખ્ય પ્રાણ સ્થિતિ કરે છે. (૧૭)

શબ્દાર્થઃ-પછી પ્રાણે પોતાને માટે ઉદ્ગીથવડે આદ્યની અર્થાત્ પ્રથમ એવા અન્નની સ્તુતિ કરી. કારણ કે જે કાંઇ અન્નનું ભક્ષણ થાય છે, તે પ્રાણથી જ થાય છે. તે ( પ્રાણ ) આ વડે (અન્નવડે) પ્રતિષ્ઠાને પ્રાપ્ત થાય છે (૧૭)

ટીકાઃ-મૂળમાં आत्मने (પોતાઅર્થે) શબ્દ વાપરવામાં આવ્યો છે, તે એટલા માટે કે, જેમ વાગાદિ ઇન્દ્રિયોએ પોતાને અર્થે સ્તુતિ કરી હતી, તેમ મુખ્ય પ્રાણે પોતાને અર્થે સ્તુતિ કરી. જ્યારે સર્વ પ્રાણોના સાધારણ પ્રજાપતિરૂપ ફળની પ્રાપ્તિ માટે પવમાન નામના ત્રણ સ્તોત્રોવડે પ્રાણે સ્તુતિ કરી ત્યારે તેણે બાકી રહેલાં નવ સ્તોત્રોવડે પોતાને માટે અન્નરૂપ ફળની સ્તુતિ કરી. કર્તાનો કામનાની સાથેનો સંબંધ પૂર્વ પ્રમાણે અહીં ઉપનિષદે ઠરાવ્યો છે. ફરીથી પ્રાણે પોતાને માટે પ્રથમ એવા અન્નની સ્તુતિ શા માટે કરી? આનું કારણ 'किं च જે કાંઇ' આદિ શબ્દોવડે નીચે પ્રમાણે દર્શાવવામાં આવ્યું છે. અહીં અન્ન શબ્દનો અર્થ સાધારણ અન્ન થાય છે. કારણ કે કોઇ પણ પ્રાણી જે કાંઇ અન્નનું આ જગતમાં ભક્ષણ કરે છે તે પ્રાણથી જ ભક્ષણ થાય છે. પ્રાણ એ શબ્દ अन શબ્દને प्र ઉપસર્ગ લગાડ્યાથી થયો છે अन શબ્દને છેડે त જોડવામાં આવે છે તો તેનો અર્થ ગાડું થાય છે તથા સ્વરાન્ત રહે છે તો તે શબ્દ પ્રાણવાચક છે મુખ્ય અર્થ એટલો જ છે કે, પ્રાણથી સર્વ ભક્ષણ થાય છે તથા આદ્ય એવા અન્નનું ભક્ષણ કેવળ પ્રાણવડે જ થતું નથી, પણ શરીરાકારના પરિણામવાળા અન્નમાં પ્રાણની જ પ્રતિષ્ઠા છે આ રીતે પ્રાણવડે અન્નની જે સ્તુતિ કરવામાં આવી છે તે પોતાની પ્રતિષ્ઠાર્થે છે. પ્રાણથી જે ભક્ષણ થાય છે, તે પોતાની પ્રતિષ્ઠાર્થે છે. આથી વાગાદિમાં જેમ પાપનો ઉદ્ભવ હોય છે, તેમ આસંગના દોષથી ઉત્પન્ન થયેલા પાપનો દોષ પ્રાણને હોતો નથી.

### વાગાદિનો પ્રાણમાં પ્રવેશ

ते देवा अब्रुवन्नेतावद्वा इदꣳ सर्वं यदन्नं तदात्मन आगासीरनु नोऽस्मिन्नन्न आभजस्वेति ते वै माभिसंविशतेति तथेति तꣳ समन्तं परिण्यविशन्त तस्माद्यदनेनान्नमत्ति तेनैतास्तृप्यन्त्येवꣳ ह वा एनꣳ स्वा अभिसंविशन्ति भर्ता स्वानाꣳ श्रेष्ठ पुर एता भवत्यन्नादोऽधिपतिर्य एवं वेद य उ हैवं विदꣳ स्वेषु प्रतिप्रतिर्बुभूषति न हैवालं भार्येभ्यो भवत्यथ य एवैतमनुभवति यो वै तमनुभार्यान्‌ बुभूषति स हैवालं भार्येभ्यो भवति ॥१८॥

અન્વયાર્થઃ-ते देवाः=તે વાગાદિ દેવો, अब्रुवन्=પ્રાણને કહેવા લાગ્યા, एतावत्=પ્રાણસ્થિતિ માટે

આટલું, વા=પ્રસિદ્ધ, इदं सर्वं=આ સર્વ यत्=જે, अन्नं=પ્રાણની સ્થિતિના કારણરૂપ અન્ન, तत्=તે અન્ન, आत्मनः=શરીર અર્થે, आगासीः=ગાનવડે પોતા સ્વરૂપે કરો, अनु=પછી, नः=અમોને, अस्मिन् अन्ने=આ અન્નમાં, आभजस्व=ભાગીદાર બનાવો, ते=તેઓ અર્થાત્ પ્રાણે કહ્યું કે તમે, मा=મને, अभिसंविशत=વિંટળાઈને રહો, તથા इति=દેવોએ કહ્યું કે તથાસ્તુ, तं=તે પ્રાણની, समन्तं=આસપાસ, परिणि=વિંટળાઈ, अविशन्त=(વાગાદિ દેવો) રહ્યા, तस्मात्=તેથી, यत्=જે, अनेन=પ્રાણવડે, अन्नं=અન્નને, अत्ति=(મનુષ્ય) ભક્ષણ કરે છે, तेन=તે વડે, एता=આ વાગાદિ, तृप्यन्ति=તૃપ્તિને પામે છે, एवं=આ રીતે, ह वा=પ્રસિદ્ધ, एनं=આ ઉપાસકને, स्वाः=જ્ઞાતિ, अभिसंविशन्ति=આશ્રય કરે છે, भर्ता=પોષણ કરનાર, स्वानां=જ્ઞાતિમાં, श्रेष्ठ = શ્રેષ્ઠ. पुरः=સૌથી આગળ, एता=ગમન કરનાર, भवति=થાય છે, अन्नादः=અન્નનું ભક્ષણ કરનાર, अधिपतिः=સર્વના પાલકરૂપ, यः=જે મનુષ્ય, एवं= આરીતે, वेद=પ્રાણની ઉપાસના કરે છે, यः=જે, उ=આશ્ચર્યવાચક, ह=નિશ્ચય પૂર્વક, एवंविद्=આ રીતે પ્રાણની ઉપાસના કરનારને, स्वेषु=જ્ઞાતિમાં, प्रति=તરફ, प्रति =પ્રતિકૂલ, बुभूर्षति=થવાની ઇચ્છા કરે છે, न=નહિ, ह=નક્કી, एव=જ, अलं=સમર્થ, भार्येभ्यः=ચાકરોને, भवति=પોષણ કરવા સમર્થ થાય છે, अथ=પછી, य =જે, एवं=આ રીતે, एतं= આ ઉપાસકપર, अनुभवति=આસક્ત થાય છે, यः= જે, वै=પ્રસિદ્ધ, तं=તે ઉપાસકને, अनु=અનુસરી, भार्यान्=ભૃત્યોને, बुभूर्षति=પોષણ કરવા ઇચ્છે છે, सः=તે, ह=નક્કી, एव=જ, अलं=સમર્થ, भार्येभ्य = ભૃત્યોને, भवति=(પોષણ કરવા) થાય છે). ૧૮

શબ્દાર્થઃ—તે વાગાદિ દેવો બોલ્યા કે; આ સર્વ માત્ર એટલું જ હોય છે. જે કાંઈ અન્નનું તમે ભક્ષણ કરો છો, તેથી તમો પોતાની જ સ્તુતિ કરો છો પણ અમને આ અન્નના ભાગી કરવા જોઈએ ત્યારે પ્રાણે ઉત્તર આપ્યો કે, તમે મારામાં પ્રવેશ કરો. 'તથાસ્તુ' એમ કહી તેઓએ સર્વ બાજૂએથી પ્રાણમાં પ્રવેશ કર્યો. આથી જે કાંઈ અન્નનું પ્રાણ ભક્ષણ કરે છે તે વડે સર્વ દેવતાઓ (ઇન્દ્રિયો) તૃપ્તિને પામે છે. જે તેને (પ્રાણને) આ પ્રમાણે જાણે છે તેને વિશે તેના પોતાના સબંધીઓ પ્રવેશ કરે છે (અર્થાત્ સ્વજ્ઞાતિનો તે આશ્રયી થાય છે), તે આશ્રયીના રક્ષણ કર્તા થાય છે, તે શ્રેષ્ઠરૂપ છે, તે આગળ ને આગળ ગમન કરી શકે છે, તે અન્નનું ભક્ષણ કરનારો થાય છે તથા તે સર્વનો અધિપતિ થાય છે. જે કોઈ તેને (પ્રાણને) આ પ્રમાણે જાણે છે તેનાથી વિરુદ્ધ રીતે થઈ જે કોઈ પ્રતિસ્પર્ધી થાય છે, તે પોતાના ચાકરોનુ પોષણ કરવા શક્તિમાન્ થતો નથી. તે જ પ્રમાણે પ્રાણના જ્ઞાતા અધિકારીને જે અનુસરે છે તેમજ તેને અનુસરી જે કોઈ પોતાના ભૃત્ય વર્ગનું પોષણ કરવા પ્રયાસ કરે છે તો તે તેઓનું પોષણ કરવા શક્તિમાન્ થાય છે. (૧૮)

ટીકા—તે દેવોના-વાગાદિના પણ રક્ષણનું કારણ જો અન્ન છે, એમ જો કહ્યું છે તો પ્રાણથીજ કેવળ અન્નનુ ભક્ષણ થાય છે, એમ કહેવું શુ અયુક્ત નથી ? આમા કોઈ પણ રીતનો દોષ લાગુ પડતો નથી કારણ તેઓનું (ઇન્દ્રિયોનું) રક્ષણ પ્રાણદ્વારા થાય છે. અન્નવડે કરાયલો વાગાદિનો ઉપકાર-રક્ષણ પ્રાણવડે કેવી રીતે કહેવાઈ શકે ? આ અર્થનુ સ્ફોટન કરવા માટે નીચે પ્રમાણે કહેવામા આવ્યું છે કે, વાગાદિ ઇન્દ્રિયો જેઓ પોતાના સ્વરૂપને વ્યક્ત કરનારી હોવાથી દેવરૂપ કહેવામા આવે છે તેઓએ, મુખ્ય પ્રાણને કહ્યુ કે, આ સર્વ માત્ર એટલુ જ હોય છે અર્થાત્ આના કરતા કોઈ બીજી વસ્તુ વિશેષ નથી. પ્રાણના ઉપકારના કારણરૂપ જે કાંઈ અન્નનું જગતમા ભક્ષણ કરવામા આવે છે, તેની સ્તુતિ તમે તમારા પોતાના હિતને અર્થે કરો છો અર્થાત્ તમારી સ્તુતિવડે તમારા આત્મારૂપ વિકૃતિને અન્ન પ્રાપ્ત થાય છે, પણ અમે અન્ન વિના રહી શકવા સમર્થ નથી. આથી તમે અમોને તમારા અન્નના ભાગી બનાવો પ્રાણ દેવતાએ પ્રત્યુત્તર આપ્યો કે, જો તમે સર્વ અન્નની આકાંક્ષાવાળા હો તો સર્વ બાજૂએથી મારવિશે પ્રવેશ કરો. જ્યારે પ્રાણદેવે આ પ્રમાણે કહ્યુ ત્યારે સર્વ દેવો આસન્નસ વિંટળાઈ વળ્યા તથા 'તથાસ્તુ' એમ કહી પ્રાણને

વિશે પ્રવેશ કર્યો, આ રીતે પ્રાણના ઉપકારરૂપ કલ્યાણકારી અન્ન, જેનું પ્રાણ ભક્ષણ કરે છે, તેવડે વાગાદિ ઇન્દ્રિયો, જે પ્રાણની આજ્ઞાવડે તેની આસપાસ વિંટળાઇ વળેલી હોય છે, તેની તૃપ્તિ થાય છે. તેઓને પોતાને સ્વતંત્ર રીતે અન્નની સાથે સંબંધ હોતો નથી. આમ હોવાથી પ્રાણવડે અન્નનું ભક્ષણ થાય છે, એમ કહેવું યોગ્ય છે વાગાદિ દેવોએ પ્રાણનો આશ્રય લીધેલો છે તથા તેને વિશે તેની આજ્ઞાથી તેઓએ પ્રવેશ કરેલો છે, તેથી જે કાંઇ અન્નનું ભક્ષણ પ્રાણ કરે છે તેનાથી સર્વ ઇંદ્રિયોને તૃપ્તિ મળે છે. જે કોઇ એમ જાણે છે કે, પ્રાણ વાણીના ઉપકારરૂપ છે, તેમ જ એમ જાણે છે કે, પાને વાગાદિ ઇન્દ્રિયો પ્રાણને અધીન છે, તેને વિશે, જેમ પ્રાણના સંબંધીરૂપ વાગાદિ ઇન્દ્રિયો પ્રાણને વિશે પ્રવેશ કરે છે તેમ તેના સંબંધીઓ પ્રવેશ કરે છે. આ સર્વનું તાત્પર્ય એ છે કે, તે પોતાના સર્વે સંબંધીઓનું રક્ષણ કરે છે. જેમ પ્રાણ વાગાદિનો અધિપતિ છે, તેમ જેઓ પ્રાણને વિશે પ્રવેશ કરે છે તેનું, પોતાના અન્નવડે પ્રાણ રક્ષણ કરે છે. તેમ જ તેને શ્રેષ્ઠ કહેવામાં આવે છે. તે આગળ ને આગળ ગમન કરે છે અર્થાત્ વાગાદિમાં જેમ પ્રાણ પુરોભાગવિશે રહે છે તેમ વિદ્વાન્ પુરોભાગવિશે રહે છે અન્નનો ભક્ષણકર્તા થાય છે અર્થાત્ તેને કોઇપણ પ્રકારનો વ્યાધિ લાગુ પડતો નથી તે અધિપતિરૂપ થાય છે:-જેમ વાગાદિનો અધિપતિ પ્રાણ છે, તેમ જ્ઞાત સ્વતંત્ર અધિપતિરૂપે પોતાના ભૃત્યોનું રક્ષણ કરે છે. જે પ્રાણને આ પ્રમાણે જાણે છે તે ઉપર દર્શાવેલા ફળને મેળવી શકે છે. પણ જેમ અસુરો પ્રાણની સામા થયા, તેમ જે કોઇ પ્રાણને ઓળખે છે, છતાં તેનાથી વિરૂદ્ધ થઇ પ્રતિસ્પર્ધીરૂપ અધિપતિ થાય છે તો તે પોતાના ભૃત્યોનું રક્ષણ કરવા સમર્થ થતો નથી. જેમ વાગાદિ ઇન્દ્રિયો પ્રાણનું અનુગમન કરે છે, તેમ જે મનુષ્યને ઉપર પ્રકારનું જ્ઞાન ઉત્પન્ન થયલું છે તેને, પોતાના ભૃત્યો તેના વિશે રહી, અનુસરનારા થાય છે. વળી જે કોઇ આ પ્રમાણેના જ્ઞાનવાન્ પુરૂષને અનુસરનારો થઇ પોતાના ભૃત્યોનું રક્ષણ કરવા પ્રયાસ કરે છે, તે તેમનું રક્ષણ કરવા શક્તિમાન્ થાય છે. પણ જે પોતાની ઇચ્છાનુસાર વર્તનાર હોય છે તે રક્ષણ કરવા શક્તિમાન થતો નથી.

### પ્રાણનું આંગિરસરૂપે નિરૂપણ.

**सोऽयास्य आङ्गिरसोऽङ्गानाꣳ हि रसः प्राणो वा अङ्गानाꣳरसः प्राणो हि वा अङ्गानाꣳ रसस्तस्माद्यस्मात्कस्माच्चाङ्गात्प्राण उत्क्रामति तदेव तच्छुष्यत्येष हि वा अङ्गानाꣳ रसः ॥१९॥**

અન્વયાર્થ:-स अयास्यः=તે મુખમાં રહેનાર મુખ્ય પ્રાણ, आंगिरसः=આંગિરસરૂપે, अंगानां=અંગોના, हि=કારણ કે, रसः=સારરૂપે, प्राणः=પ્રાણ, वा=પ્રસિદ્ધ, अंगानां=અવયવોના, रस=રસરૂપ, तस्मात्=તેથી, यस्मात्=કારણ કે, कस्मात् अंगात्=કોઇપણ અવયવમાંથી, प्राण=પ્રાણ, उत्क्रमति=બહાર નીકળે છે, तदेव=તેમાંજ, तत्=તે અંગ, शुष्यति=સુકાઇ જાય છે, एषः=આ પ્રાણ. (૧૯)

શબ્દાર્થ:-જે દેવતા મુખવિશે રહે છે, તે આંગિરસ કહેવાય છે. કારણ કે તે અંગોના રસરૂપ છે. આ કારણથી જ જે અંગમાંથી પ્રાણ દેવતા જતા રહે છે, તે અંગ સુકાઇ જાય છે કારણ પ્રાણ અંગોના રસરૂપ છે. (૧૯)

ટીકા:-પ્રાણના ગુણોના જ્ઞાનવડે ઉદ્ભવ પામેલ આ સર્વેને ફળરૂપે દર્શાવવામાં આવ્યું છે. કાર્ય તથા કારણના રસરૂપ પ્રાણ છે, આમ સિદ્ધ કરવા માટે પ્રાણ દેવતાને આંગિરસ કહેવામાં આવ્યા છે પૂર્વે પણ એકવાર પ્રાણ દેવતાને આંગિરસ કહેવામાં આવેલ છે પણ શા કારણથી તેને આંગિરસ કહેવામાં આવ્યા, તે દર્શાવ્યું નથી. પણ આ સ્થળે તેનું સ્પષ્ટીકરણ કરવા કહેવામાં આવ્યું છે કે, મુખ વિશે જે રહે છે, તે આંગિરસરૂપ છે. આ હેતુથીજ સિદ્ધ થાય છે કે, કાર્ય તથા કારણના રસરૂપ પ્રાણ દેવતા છે ત્યાર પછી વાગાદિ ઇન્દ્રિયોની અધીનતા પ્રાણને વિશે છે, તે દર્શાવવામાં આવ્યું છે. આ અધીનતા કેવી રીતે છે, તે સિદ્ધ કરવામાં આવ્યું છે આનો ઉત્તર આપતાં કહેવામા આવ્યું છે કે, મુખ વિશે જે રહે છે, તે આંગિ-

રસરૂપ છે. આથી પૂર્વ પ્રમાણે અહીં પણ વર્ણન કરવામાં આવ્યું છે. 'प्राणो वा अगानां रसः પ્રાણ અંગોના રસરૂપ છે' આ વાક્ય પૂર્વે કહેલા અર્થનું ફરી સ્મરણ કરાવે છે. પ્રાણ અંગોના રસરૂપ કેવી રીતે છે? તેના ઉત્તરમાં કહેવાનું કે, મૂળમાં 'प्राणो हि' શબ્દ વાપર્યો છે. અહીં हि શબ્દ અંગોનું રસત્વ પ્રસિદ્ધ છે, એમ દર્શાવવા વાપરવામાં આવ્યો છે. પ્રાણ અંગોના રસરૂપ છે, પણ વાગાદિ ઇંદ્રિયો નથી, તે પ્રસિદ્ધ છે. આથી મૂળમાં प्राणो वा આ શબ્દોનું સ્મરણ કરાવવું યોગ્ય છે. આ બાબત પ્રસિદ્ધ કેવી રીતે છે? આનો ઉત્તર આપવા મૂળમાં तस्मात् શબ્દ વાપરવામાં આવ્યો છે. ઉપસંહારરૂપ જે तस्मात् શબ્દ છે, તેનો સંબંધ વાક્યના છેવટના ભાગમાં લેવો. જોઇએ-यस्मात् કારણ, જે કોઇ અવયવમાંથી પ્રાણ જતો રહે છે તે અવયવ રસ રહિત થવાથી સુકાઇ જાય છે, તેથીજ પ્રાણ અંગોના રસરૂપ છે, એમ ઉપસંહાર કર્યો છે. આથી ખુલ્લું થાય છે કે, પ્રાણ કાર્ય તથા કારણના આત્મારૂપ છે. કારણ કે આત્માના અભાવથી સુકાવારૂપી મૃત્યુ ઉત્પન્ન થાય છે. આથી સર્વ પ્રાણીઓ આત્માવડે જીવે છે માટે વાગાદિ ઇન્દ્રિયોને છોડી દઇ પ્રાણનીજ ઉપાસના કરવી જોઇએ, એમ આ સર્વનો તાત્પર્યાર્થ છે.

## પ્રાણનું બૃહસ્પતિરૂપે નિરૂપણ.

**एष उ एव बृहस्पतिर्वाग् वै बृहती तस्या एष पतिस्तस्माद् बृहस्पतिः ॥२०॥**

**અન્વયાર્થ**:- एषः=આ પ્રાણ, उ=પણ, एव=જ, बृहस्पतिः=દેવોના ગુરૂરૂપ, वाक्=વાચા, बृहती=૩૬ અક્ષરવાળા છંદરૂપ, तस्या=તે બૃહતીનો, एष=આ પ્રાણ, पति=પતિરૂપ, तस्मात्=તેથી, उ=ખચીત, बृहस्पतिः=બ્રહસ્પતિરૂપ, (૨૦)

**શબ્દાર્થ**:-પ્રાણ બૃહસ્પતિરૂપ છે. વાણી બૃહતી છે. પ્રાણ બૃહતીના પતિરૂપ છે. આથી પ્રાણ બૃહસ્પતિરૂપ છે. (૨૦)

**ટીકા**:-જે કાર્ય, કારણ તથા કર્મરૂપ છે, તેના આત્મારૂપ જ કેવળ પ્રાણ નથી, પણ ઋક્, યજુષ્ તથા સામ જે નામરૂપ છે, તેના પણ આત્મારૂપ છે. સર્વના આત્મારૂપ પ્રાણની સ્તુતિ કરવાથી આત્માની જ ઉપાસના માટે સ્તુતિ કરવામાં આવેલી છે. આ પ્રસિદ્ધ આંગિરસ, બૃહસ્પતિરૂપ છે. કેવી રીતે? આનો ઉત્તર એ છે કે, વાણી બૃહતીરૂપ છે. આ બૃહતી છંદ છત્રીશ અક્ષરોનો થયલો છે. વળી અનુષ્ટુપ્ વાણીરૂપ છે. કેવી રીતે? કારણ કે શ્રુતિના એક ભાગમાં કહ્યું છે કે, वाग्वा अनुष्टुप्:—વાણી અનુષ્ટુપરૂપ છે. આ અનુષ્ટુપ્, જે વાણીરૂપ છે, તેનો સમાવેશ બૃહતી છંદવિશે થાય છે કારણ કે અનુષ્ટુપના બત્રીશ અક્ષર છે તથા બૃહતીના છત્રીશ અક્ષર હોય છે. તેથી વાણી બૃહતીરૂપ છે, એમ કહેવું યોગ્ય જ છે. વળી ઋગ્વેદના સર્વ મંત્રો બૃહતી છંદવાળા છે. કારણ શ્રુતિમા કહેવામાં આવ્યું છે કે, પ્રાણ બૃહતી છે. આથી બૃહતીરૂપે પ્રાણની સ્તુતિ કરવામાં આવી છે. શ્રુતિના એક બીજા ભાગમાં કહ્યુ છે કે, प्राणो बृहती प्राणऋचइत्येव विद्यात्--પ્રાણ ઋગ્વેદરૂપ છે, વળી ઋગ્વેદનો સમાવેશ પ્રાણમાં થાય છે. કારણ કે તેઓ વાણીના એક સ્વરૂપરૂપે છે આ વિષયને સિદ્ધ કરવા માટે કહ્યું છે કે, પ્રાણ વાણીના, બૃહતીના તથા ઋગ્વેદના પતિરૂપ છે. કારણ ઋકૂનો ઉદ્ભવ પ્રાણમાંથી થાય છે. ઋક્ ઉદરના અગ્નિથી ઉદ્ભવેલા વાયુને અધીન છે. છેવટે વાણીનો પ્રાણ રક્ષણકર્તા હોવાથી તે પતિરૂપ કહેવાય છે. પ્રાણ સિવાય વર્ણોચ્ચાર કરવો અશક્ય હોવાથી, પ્રાણવડે વાણાનું રક્ષણ થાય છે. આથી ઋગ્વેદના આત્મારૂપ પ્રાણ બૃહસ્પતિરૂપ છે, એ મુખ્ય તાત્પર્ય છે.

**एष उ एव ब्रह्मणस्पतिर्वाग् वै ब्रह्म तस्या एष पतिस्तस्माद् ब्रह्मणस्पतिः ॥२१॥**

**અન્વયાર્થ**.-एष=આ પ્રાણ, उ=પણ, एव=જ, ब्रह्मण=યજુર્વેદના, पति=અધિષ્ઠાતારૂપ, वाक्=વાણી, वै=પ્રસિદ્ધ, ब्रह्म=યજુર્વેદરૂપ, तस्याः=વાણીના, एष=પ્રાણ, पति=પતિરૂપ, तस्मात्=તેથી, उ=જ, ब्रह्मणस्पति=યજુર્વેદના પતિરૂપ (૨૧)

**શબ્દાર્થ**:-પ્રાણ વળી બૃહસ્પતિરૂપ છે, વાણી બ્રહ્મરૂપ છે, પ્રાણ વાણીના પતિરૂપ છે, તેથી પ્રાણ બૃહસ્પતિરૂપ છે. (૨૧)

અન્વયાર્થ –एप=આ પ્રાણ, उ एव=નક્કી, साम=સામરૂપે, वाक्=વાણી, वै=પ્રસિદ્ધ, साम=સામ રૂપે, एप=આ પ્રાણ, सा=સ્ત્રીલિંગ શબ્દવાળો વિષય સા રૂપે અર્થાત્ વાણીરૂપ, अमः=પુલ્લિંગ શબ્દવાળો વિષય અમરૂપે અર્થાત્ પ્રાણરૂપે, इति=એમ, तत्=તે, साम्न=સામનું, सामत्वं=સામપણું, यद्=જે, उ=વિકલ્પ, एव=જ, समः=તુલ્ય, प्लुपिणा=મધમાખના, सम=તુલ્ય, मशकेन=મચ્છર, समः नागेन=હાથી તુલ્ય, समः एभि त्रिभिः लोकैः=આ ત્રણ લોક તુલ્ય, सम अनेन सर्वेण=આ જગતની માફક, तस्मात्=તેથી, उएव=જ, साम=સામરૂપે, अश्नुते=પામે છે साम्न सायुज्य सलोकता=પ્રાણની સાયુજ્યતાને તથા સલોકતાને, य=જે, एव=આ રીતે, एतत्=આ, साम=સામને, वेद=ઉપાસે છે. (૨૨)

શબ્દાર્થ:–આ વળી સામરૂપ છે, વાણી સામરૂપ છે. સામ, સા તથા અમરૂપ છે. આથી સામનું સ્વરૂપ સામરૂપ છે. કારણ કે તે મધમાખના સરખું, મચ્છરના સરખુ, ગજના સરખું, ત્રણ લોકના સરખું તથા આ સર્વરૂપ છે, માટે તેને સામ કરી કહેવામાં આવે છે જે આ પ્રમાણે સામને જાણે છે તે સામની સાથે ઐકયતાને પ્રાપ્ત થાય છે અથવા તો સ્થાનની ઐકયતાને પામે છે.

ટીકા –આ વળી સામરૂપ છે:–શા માટે? તેના ઉત્તરમા કહેવાનું કે વાક્ સા' શબ્દથી સ્ત્રી લિંગમા રહેલી सा, વાક્‌રૂપ છે આ સર્વનામરૂપે 'सा' શબ્દથી સ્ત્રીલિંગમા રહેલ સર્વનો સમાવેશ થાય છે એજ પ્રમાણે આ પ્રાણ 'अम' રૂપ છે અર્થાત્ પુલિંગને વિશે રહેલ સર્વનો સમાવેશ अम' શબ્દથી થાય છે. શ્રુતિમા કહ્યું છે કે, केन मे पौंस्नानि नामन्याप्नोपीति प्राणेनेति ब्रूयात् केन मे स्त्रीनामानीति वाचा ॥ અર્થ–अम શબ્દે, પુલિંગ નામ કેવી રીતે પ્રાપ્ત કર્યા? તેના ઉત્તરમા કહ્યું છે કે, પ્રાણવડે. 'सा' એ, સ્ત્રીલિંગ નામોને કેવી રીતે પ્રાપ્ત કર્યા? ઉત્તર–વાણીવડે પ્રાપ્ત કર્યાં છે. સામ એ શબ્દમા વાણી તથા પ્રાણ એઉ નામોનો સમાવેશ થઇ જાય છે. આથી શબ્દો

ટીકા–પ્રાણ યજુર્વેદના મંત્રોના આત્મારૂપ છે. શા માટે આમ કહેવામાં આવ્યું છે, તેના ઉત્તરમા કહેવાનું કે, પ્રાણ વળી બૃહસ્પતિરૂપ છે વાણી બ્રહ્મરૂપ છે, એમ કહેવાનુ કારણ એ કે, યજુર્વેદ, વાણીના વિશેષરૂપ છે. આ વાણીરૂપ યજુબ્રહ્મનો પ્રાણ, પતિરૂપ છે. આથી તેને પૂર્વે પેઠે બૃહસ્પતિ કહેવામા આવેલ છે. તે કેવી રીતે જણાઇ શકે? તેના ઉત્તરમા કહ્યું છે કે, બૃહતી તથા બ્રહ્મનો અર્થ ઋક્ તથા યજુર્વેદ થાય છે. કારણ કે આ વિષયની સમ સ્મિા કહ્યું છે કે, વાણી સામરૂપ છે. આમ સમાનતા કરવાથી સામવેદ વાણીરૂપ થઇ શકે છે. આ જ પ્રમાણે જેમ વાણી બૃહતીરૂપ છે, તેમ તે બ્રહ્મરૂપ પણ છે. આથી બૃહતી તથા બ્રહ્મ એઉ વાણીરૂપ છે. ઋક્ તથા યજુર્ બૃહતી તથા બ્રહ્મરૂપ છે, આમ કહેવુ યોગ્ય છે કારણ કે તેઓ પરિશેષરૂપે છે. સામની છેવટના ભાગમાં ગણના કરવામાં આવી છે તેથી પૂર્વના ભાગમાં રહેલા ઋક્ તથા યજુર્ આ બે વેદો હોવા જોઇએ. વાક્ વિશે રહેલી ભિન્નતાના કારણરૂપ આ વેદો છે. ઋક્ તથા યજુષ્ વાક્‌વિશેષ હોવાથી તેઓ વાક્‌વિશેષરૂપે છે. આ બન્ને વચ્ચે કોઇ પણ રીતની ભિન્નતા જોવામા આવતી નથી. શ્રુતિમાં કહ્યું છે કે सामोद्गीथः–સામ ઉદ્‌ગીથરૂપ છે. અહીં વિશેષ નામનો ઉપયોગ સ્પષ્ટ રીતે દર્શાવ્યો છે, માટે બૃહતી તથા બ્રહ્મનાં વિશેષ નામોનો ઉપયોગ કરવો યુક્તજ છે. જો વિશેષ નામોનો ઉપયોગ ન કરવામા આવ્યો હોત તો તેમા અનર્થપણાનો દોષ લાગુ પડત. તેમજ તેઓના વિશેષ નામો વાક્ માત્રરૂપ હોય તો તેઓ કેવળ પુનરાવૃત્તિરૂપ થશે ઋક્, યજુષ્, સામતથા પછી ઉદ્‌ગીથ, આ રીતનો શબ્દક્રમ શ્રુતિમાં જોવામાં આવે છે.

### સામ શબ્દનું નિરૂપણ.

एप उ एव साम वाग् वै सामैष सा चामश्चेति तत्साम्न. सामत्व यद्वेव सम प्लुपिणा समो मशकेन समो नागेन सम एभिस्त्रिभिर्लोकै समोऽनेन सर्व्वेण तस्माद्वेव सामाश्नुते साम्न सायुज्य सलोकता य ...म वेद ॥२२॥

તથા વાક્યોમાં રહેલા વર્ણોના સમુદાયરૂપ ગાનને સામરૂપ કહેવામાં આવે છે તથા તે પ્રાણને અધીન છે. કારણ દરેક સ્વરનો ઉદ્દભવ પ્રાણથી થઇ શકે છે તથા તે પ્રાણને અધીન છે. જેમ પ્રાણ સામરૂપ છે તેમ વાણી પણ સામરૂપ છે. કારણ કે સામની પુનરાવૃત્તિ દર્શાવે છે કે, સામ વાક્ તથા પ્રાણના સ્વરૂપનો આશ્રય લે છે અર્થાત્ તે सा અને अम શબ્દના સમુદાયરૂપ છે. સ્વરાદિના સમુદાયરૂપ તથા ગાનરૂપ સામનું ગાન સામવડે થઇ શકે છે. કારણ કે તે સમ છે:-આમાં સમ અથવા સાદશ્યના કોના સરખી છે, તે દર્શાવવામાં આવ્યું છે. મૂળમા જે वा શબ્દ વાપરવામાં આવ્યો છે, તે સમ શબ્દવડે બીજી રીતે સામ શબ્દનો અર્થ દર્શાવવા માટે વાપરવામાં આવ્યો છે. હવે પ્રાણની સાદશ્યતા કેવી રીતે છે ? આનો ઉત્તર એ કે, તે મધમાખીના સરખી છે અર્થાત્ મધમાખીના શરીર સરખી છે, મચ્છર સરખી અર્થાત્ તેના શરીર સરખી, ગજના સરખી અર્થાત્ ગજના શરીર સરખી, આ ત્રણ લોક સરખી અર્થાત્ પ્રજાપતિ, જેનું શરીર આ ત્રણ લોકરૂપ છે, તેના સરખી છે. આ સર્વરૂપ છે અર્થાત્ હિરણ્યગર્ભરૂપ છે, જેનું સ્વરૂપ જગત્ છે તથા જે સર્વે જીવોના જોવામાં આવે છે. તે જેમ મધમાખીમાં છે તેમજ બીજા જંતુઓમાં રહેલ જોવામાં આવે છે આ રીતે પ્રાણની સાદશ્યતા દર્શાવવામાં આવી છે. તેઓના કદના પ્રમાણમાં જૂદા જૂદા દેહોમા આ સાદશ્યતા કેવળ જોવામાં આવતી નથી, પણ સ્વરૂપરહિત છે તથા સર્વત્ર વ્યાપ્ત છે. જે પ્રમાણે તેજ ઘટમાં સંકોચાય છે તથા સ્થૂલને વિશે વિસ્તારને પામે છે, તેમ પ્રાણનો કોઇ પણ દેહમાં સંકોચ તથા વિકાસ હોતો નથી. કારણ શ્રુતિમાં કહ્યું છે કે त एते सर्वे एव समाः । सर्वेऽनन्ताः 'આ સર્વે સરખો તથા અનંત છે, તે સર્વે વિશે રહેલ છે તથા શરીરના પરિણામથી બંધાયેલો છે,' આ બન્ને વાક્યોમાં કોઇ પણ પ્રકારનો વિરોધ જોવામાં આવતો નથી. પ્રાણ કે જેનું નામ સમરૂપી સામ છે અર્થાત્ જેની મહત્તા અ[illegible]વામાં આવી છે તેને આ પ્રમાણે જે કોઇ જાણે છે, તે તેના ફળને પ્રાપ્ત થાય છે અર્થાત્ સામની સાથે સાયુજ્યતાને પામે છે. પ્રાણની સાથે *સાયુજ્યતાને એટલે કે દેહ, ઇન્દ્રિયો તથા જ્ઞાનની ઐક્યતાને પામે છે. તેજ પ્રમાણે સ્થાનની ઐક્યતાનો અર્થાત્ ભાવના પ્રમાણે એકજ લોકને વિશે જાય છે. આ સર્વેનું તાત્પર્ય એ છે કે, જે સામરૂપી પ્રાણને જાણે છે તથા જ્યાં સુધી આત્માની સાથે પ્રાણની સાદશ્યતાનું જ્ઞાન વ્યક્ત થાય છે ત્યાં સુધી તેનું જે ચિંતન કરે છે, તે ઉપર દર્શાવેલા ફળને પ્રાપ્ત થાય છે. (૨૨)

### ઉદ્દગીથ શબ્દનું નિરૂપણ.

**एष उ वा उद्गीथः प्राणो वा उत्प्राणेन हीदँ सर्वमुत्तब्धं वागेव गीथोच्च गीथा चेति स उद्गीथः ॥२३॥**

**અન્વયાર્થ**:-एषः उ वा उद्गीथः=આ પ્રાણ પ્રસિદ્ધ રીતે ઉદ્દગીથરૂપે, प्राणः वा उत्=પ્રસિદ્ધ પ્રાણ ઉત્‌રૂપે, प्राणेन हि इदं सर्वं उत्तब्धं=કારણ કે પ્રાણવડે આ સર્વ જગત્ ધારણ કરાયલું, वाक् एव गीथा=વાણીજ ગીથારૂપે, उत् च गीथा= ઉત્ તથા ગીથારૂપે, सः=તે પ્રાણ, उद्गीथः=ઉદ્દગીથરૂપે (૨૩)

**શબ્દાર્થ**:-આ વળી ઉદ્દગીથરૂપ છે. પ્રાણ ઉત્‌રૂપ છે, કારણ કે પ્રાણવડે આ સર્વ ગતિમાન્ છે. વાણી ગીથરૂપ છે. તે ઉત્ તથા ગીથરૂપ છે. આથી તે ઉદ્દગીથરૂપ કહેવાય છે

**ટીકા**:-આ વળી ઉદ્દગીથરૂપ છે:-અહીં ઉદ્દગીથનો અર્થ સામવેદનો એક ભાગ, ભક્તિવિશેષ અથવા ગાન થતો નથી. કારણ અહીં સામના વર્ણનમાં ઉદ્દગીથનો અર્થ सा अम (પ્રાણ) થાય છે. પ્રાણને ઉદ્દગીથ કહેવાનું શુ કારણ ? તેનું કારણ એ છે કે, પ્રાણ ઉત્ છે. કારણ પ્રાણવડે આ સર્વે છે. પ્રાણથીજ જગત્ ઉત્તબ્ધ અર્થાત્ ઉંચે રહેલું અથવા રક્ષિત છે. ઉત્ ઉપસર્ગ, કે જે

---

* સાયુજ્યતા પાંચ પ્રકારની કહેવાય છે:- સાલોક્ય, સાર્ષ્ટિ (સરખી ઉત્પત્તિ), સામીપ્ય સારૂપ્ય અને ઐક્યત્વ.

ઉત્તબ્ધના અર્થને સૂચવનાર છે, તે પ્રાણના ગુણ-વાચક છે. આથી ઉદ્ગીથ, એ શબ્દ પ્રમાણે ઉત્નો અર્થ પ્રાણ તથા ગીથ એટલે વાક્ થાય છે. ગૈ એટલે ગાન કરવું, આ અર્થ પરથી ગીથનો અર્થ વાક્ થાય છે, પણ ગીથ (ગાન) એ શબ્દ સિવાય ઉદ્ગીથના કોઇ પણ ભાગમાં ગાનનો સમાવેશ થતો નથી. આથી પ્રાણ એ ઉદ્ગીથ છે, એમ કહેવું યોગ્ય જ છે અર્થાત્ ઉત્ પ્રાણરૂપ છે તથા ગીથ જે પ્રાણને અધીન છે તે વાક્ રૂપ છે. આ બેઉ શબ્દનો એક શબ્દમાં સમાવેશ થવાથી ઉદ્ગીથ શબ્દ બનેલો છે. (૨૩)

### બ્રહ્મદત્તનું શપથ.

**तद्धापि ब्रह्मदत्तश्चैकितानेयो राजानं भक्षयन्नुवाचायं त्यस्य राजा मूर्द्धानं विपातयतादितोऽयास्य आङ्गिरसोऽन्येनोद्गायदिति वाचा च ह्येव स प्राणेन चोदगायदिति ॥२४॥**

**અન્વયાર્થ**:-तत्=આના સંબંધમા, ह=પ્રસિદ્ધ (આખ્યાયિકા પ્રવૃત્ત છે), ब्रह्मदत्तः चैकीतानेयः=ચેકિતાનનો પૌત્ર બ્રહ્મદત્ત, राजानं=રાજાને, भक्षयन्=સોમરસનું પાન કરતાં, उवाच=કહેવા લાગ્યો, अयं=આ, त्यस्य=તેનું અર્થાત્ જૂઠું બોલનાર એવા મારૂં, राजा=સોમરાજા, मूर्धानं=મસ્તકને, विपातयतात्=ખુલ્લી રીતે નીચે પાડો, अयास्यः आंगिरसः=ઉદ્ગાતા, अन्येन=ભિન્ન રીતે, उदगायत=ઉદ્ગીથનું ગાન કરે, इति=એમ, वाचा=વાણીવડે, हि एव=જ, सः=તે ઉદ્ગાતાએ, प्राणेन=પ્રધાનરૂપ પ્રાણવડે, उदगायत्=ગાન કર્યું. (૨૪)

**શબ્દાર્થ**:-આના સંબંધમાં એક આખ્યાયિકા કહેવામાં આવી છેઃ-ચિકિતાનનો પૌત્ર બ્રહ્મદત્ત પ્રકાશયુક્ત સોમરસનું પાન કરતો કરતો બોલ્યો કે, જો અયાસ્ય આંગિરસ આના સિવાય કોઇ બીજે પ્રકારે ઉદ્ગીથનું ગાન કરે તો તેના મસ્તકને, પ્રકાશમાન સોમરસ નીચે પાડો. આથી તેણે વાણી તથા પ્રાણવડે ઉદ્ગીથનું ગાન કર્યું.

**ટીકાઃ**-આગળ આવી ગયેલા વર્ણનનું વધારે સ્ફોટન કરવા આખ્યાયિકાના રૂપમાં આ શ્રુતિને શરૂ કરવામાં આવી છે. ચિકિતાનનો બ્રહ્મદત્ત નામનો પૌત્ર યજ્ઞ સમયે પ્રકાશમાન સોમરસનું પાન કરતાં બોલ્યો કે, આ યજ્ઞના પાત્રમાં રહેલ તથા પ્રકાશવાળા જે સોમરસનું મેં પાન કર્યું છે તે સોમરસ જો હું અનૃત વાક્ બોલું તો મા અનૃત બોલનારનું મસ્તક નીચે પાડો. અનૃત પ્રાપ્તિ અહીં કેવા સંબંધમાં કહેવામાં આવી છે જેની ઉત્પત્તિ મુખ્ય પ્રાણમાથી થાય છે એટે તથા પૂર્વના ઋષિઓની સભામાં ઉદ્ગીથનું ગા કરનાર અયાસ્ય આંગિરસ, કે જેણે જગતને ઉત્પ કર્યું છે તેણે, આ સિવાય અર્થાત્ પ્રાણ અને વાક્ સિવાય બીજા કોઈ અન્ય દેવતાની સહાયતાવ ઉદ્ગીથનું ગાન કર્યું, એમ જો હું કહું તે મારૂં અનૃત બોલનારાનું મસ્તક સોમરસનું પા નીચે પાડો. આ રીતે સપથ ખાઇ તે એમ કહે છે કે, પ્રાણ ઉદ્ગીથરૂપ છે. આ રીતના જ્ઞાનમાં મારો દૃઢ નિશ્ચય છે. અહીં શ્રુતિ આખ્યાયિકામાંજ દર્શાવેલા અર્થનો પોતાના વચનવડે ઉપસંહાર કરે છે. પ્રાણ છે પ્રધાન જેને વિશે એવી વાણી તથા આત્માભૂત પ્રાણવડે અયાસ્ય આંગિરસે ઉદ્ગીથનું ગાન કર્યું. શપથવડે આ અર્થ દૃઢીભૂત થાય છે. (૨૪)

### સામના જ્ઞાનનું ફળ.

**तस्य हैतस्य साम्नो यः स्वं वेद भवति हास्य स्वं तस्य वै स्वर एव स्वं तस्मादार्त्विज्यं करिष्यन्वाचि स्वरमिच्छेत तया वाचा स्वरसम्पन्नयार्त्विज्यं कुर्य्यात्तस्माद्यज्ञे स्वरवन्त दिदृक्षन्त एवाऽथो यस्य स्वम्भवति भवति हास्य स्वं य एवमेतत्साम्नः स्वं वेद ॥२५॥**

**અન્વયાર્થ**:-तस्य=વિશુદ્ધિ આદિ ગુણવાળા તેની, ह=પ્રસિદ્ધ, एतस्य=બૃહસ્પતિ આદિ ગુણથી નિરૂપિત આ, साम्नः=પ્રાણસ્વરૂપ સામને, यः=જે, स्वं=ધનને, वेद=જાણે છે, भवति=થાય છે, ह=પ્રસિદ્ધ, अस्य=આ વિદ્વાતાને, स्वं=સમૃદ્ધિ, तस्य वै स्वरः एव=પ્રસિદ્ધ તે સામનો સ્વરજ, स्वं=ભૂષણરૂપે, तस्मात् आर्त्विज्यं करिष्यन्=તેથી ઋત્વિકનું કર્મ કરનારા ઉદ્ગાતાએ, वाचि स्वर इच्छेत=વાણીમાં સ્વરની ઇચ્છા રાખવી, तया वाचा=તે વાણીવડે, स्वरसंपन्नया=સ્વરથી સંસ્કાર પામેલ, आर्त्विज्य कुर्यात्=ઋત્વિકનું કર્મ કરવું, तस्मात यज्ञे स्वरवन्तं दिदृक्षन्तः=તેથી યજ્ઞમાં સ્વરયુક્ત

ઉદ્ગાતાને જોવા મનુષ્યો ઇચ્છે છે, अथ:=જેવી રીતે, यस्य स्वं भवति=જેની પાસે ધન હોય છે, (तंदिदृक्षन्ते लोकाः=તેને લોકો જોવાની ઇચ્છા કરે છે), भवति ह अस्य स्वं=તેને ધન મળે છે, यः एवं एतत् साम्नः स्वं वेद=જે આ રીતે સામની આ સમૃદ્ધિને જાણે છે. (૨૫)

શબ્દાર્થ:-જે કોઇ તેની-આ સામની સમૃદ્ધિને જાણે છે, તે પોતે સમૃદ્ધિવાન્ થાય છે. તેના-સામના સ્વરો દ્રવ્યરૂપ છે. તેથી ઋત્વિકપણાનું કાર્ય કરનારે વાણીની સાથે સ્વરોને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરવી જોઇએ સ્વરયુક્ત વાણીવડે ઋત્વિકે પોતાનું કર્મ કરવું જોઇએ. આથી મનુષ્યો, યજ્ઞ થતો હોય છે ત્યારે ધનિકની માફક મધુર સ્વરયુક્ત ઉદ્ગીથનું ગાન કરનારાને જોવાની જિજ્ઞાસા રાખે છે. કારણ કે જેની પાસે દ્રવ્ય હોય છે, તેને જોવાની સર્વ કોઇને જિજ્ઞાસા હોય છે જે આ પ્રમાણે સામના દ્રવ્યને જાણે છે, તે દ્રવ્યને પ્રાપ્ત થાય છે. (૨૫)

ટીકા -મૂળમાં तस्य શબ્દ વાપરવામાં આવ્યો છે, તેનો સબંધ પૂર્વે વર્ણન કરેલા પ્રાણની સાથે છે તથા एतस्य શબ્દ એટલા માટે વાપર્યો છે કે, જાણે નિર્દિષ્ટ વસ્તુ ત્યાં હાજરજ હોય જે કોઇ પ્રાણનું દ્રવ્ય, જે સામ શબ્દવડે કહેવાય છે, તેને જાણે છે, તેને શું પ્રાપ્ત થાય છે? તે પોતાના દ્રવ્યને પ્રાપ્ત થાય છે. શ્રવણ કરનારને આ રીતનું ફળ પ્રાપ્ત થાય છે, એમ શ્રુતિમાં કહ્યું છે. અર્થાત્ સ્વરો ધનરૂપ છે કંઠ પ્રદેશમાં ઉત્પન્ન થતો સ્વર અથવા મધુર અવાજ તેના ધન અથવા અલંકારરૂપ છે. કારણ કે આ સ્વરવડે અલંકૃત થયેલું ગાન ધનને મેળવે છે આમ હોવાથી જે ઋત્વિકનું કર્મ કરનારો છે-ઋત્વિક કર્મનું ગાન કરનારો છે અર્થાત્ જે ઉદ્ગાતા છે, એટલે કે જે, સ્વરવડે સામનું દ્રવ્ય દર્શાવવા આતુર છે, તેણે વાણીને આશ્રયી એવા સ્વરને વાણીમાં પ્રાપ્ત કરવાની ઇચ્છા કરવી જોઇએ આ પ્રસંગને અનુસરીનેજ કહેવામાં આવ્યું છે કે, સામના સ્વરો ગાનયુક્ત સ્વરો છે તથા ગાનયુક્ત સ્વરો ઇચ્છામાત્રથીજ પ્રાપ્ત થતા નથી, પણ દાંતને સારી રીતે સાફ રાખવાથી તથા તૈલાદિનું પાન કરવાથી થાય છે. પવિત્ર થયેલી વાણી, કે જેણે સુસ્વરો પ્રાપ્ત કર્યા છે, તે વડે ઋત્વિકે પોતાનું કાર્ય કરવું જોઇએ. સામનું સ્વભૂત-ધનરૂપે સ્વર છે, માટે સ્વધનરૂપ સ્વરવડે સામ અલંકૃત થયેલો કહેવાય છે આમ હોવાથી યજ્ઞ ચાલતો હોય છે, તે સમયે ધનિકની માફક ઉદ્ગીથનું કર્મ કરનારા મધુર સ્વરયુક્ત ઋત્વિજને લોકો જોવાની ઇચ્છા રાખે છે. કારણ કે આ વાત તો લોકોમાં પ્રસિદ્ધજ છે કે, સ્વ(ધન) જેણે પ્રાપ્ત કર્યું છે, તેની તરફ જોવા લોકો વધારે ઇચ્છા રાખે છે. જે પુરૂષે આ પ્રસિદ્ધ ગુણના વિજ્ઞાનથી ઉદ્ભવેલું ફળ પ્રાપ્ત કર્યું છે, તેનું વર્ણન નીચલા શબ્દોમાં કરવામાં આવ્યું છેઃ-જે આ પ્રમાણે સામના ધનને જાણે છે, તેને ધન પ્રાપ્ત થાય છે. (૨૫)

**तस्य हैतस्य साम्नो यः सुवर्णं वेद भवति हास्य सुवर्णं तस्य वै स्वर एव सुवर्णं भवति हास्य सुवर्णं य एवमेतत्साम्नः सुवर्णं वेद ॥ २६ ॥**

અન્વયાર્થ:-तस्य ह एतस्य साम्नः=પ્રસિદ્ધ તે આ સામને, यः सुवर्णं वेद=જે વર્ણોચ્ચાર જાણે છે, भवति ह अस्य सुवर्णं= પ્રસિદ્ધ તે ઉપાસકને સુવર્ણપ્રાપ્ત થાય છે, तस्य वै स्वरः एव सुवर्णं भवति=પ્રસિદ્ધ તે સામનો સ્વરજ સામ વર્ણવાળો થાય છે, ह अस्य सुवर्णं=પ્રસિદ્ધ રીતે આને સુવર્ણ પ્રાપ્ત થાય છે, य एवं एतत् साम्नः सुवर्णं वेद=જે આ રીતે સામના આ સારા વર્ણોચ્ચારને જાણે છે. (૨૬)

શબ્દાર્થ:-જે કોઇ આ સામના સુવર્ણને જાણે છે, તે ખરેખર સામના સુવર્ણને પ્રાપ્ત થાય છે તેનો સ્વર એ સુવર્ણરૂપ છે. જે પ્રમાણે આ સામના સુવર્ણને જાણે છે, તે ખરેખર સુવર્ણતાને પામે છે. (૨૬)

ટીકાઃ-સુવર્ણયુક્ત સામનો અન્ય ગુણ આમાં દર્શાવવામાં આવ્યો છે. સ્વરની માધુર્યતા વિશે આ સૂત્રનો પણ સંબંધ છે. માત્ર ભિન્નતા એટલીજ છે કે, આગલા સૂત્રમાં કંઠગત સ્વરની

માધુર્યતાનું વર્ણન કરવામાં આવ્યું છે તથા આ સૂત્રમાં લાક્ષણિક રીતે સુવર્ણ શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. જે સામના સુવર્ણને જાણે છે, તે ખરેખર તેના સુવર્ણને જાણે છે. તાત્પર્ય એ છે કે, સુવર્ણ શબ્દમાં સુનો અર્થ સારો તથા વર્ણનો અર્થ અક્ષર થવાથી સુવર્ણનો અર્થ સુસ્વર થાય છે તથા જે આ ગુણને જાણે છે તેને લૌકિક સુવર્ણ પ્રાપ્ત થાય છે. તેનો સ્વર એજ સુવર્ણ છે. જે આ પ્રમાણે સામને જાણે છે, તે ખરેખર સુવર્ણને આગળ કહ્યા પ્રમાણે પ્રાપ્ત થાય છે. (૨૬)

**तस्य हैतस्य साम्नो यः प्रतिष्ठां वेद प्रति ह तिष्ठति। तस्य वै वागेव प्रतिष्ठा वाचि हि खल्वेष एतत्प्राणः प्रतिष्ठितो गीयतेऽन्न इत्युहैक आहुः(२७)**

અન્વયાર્થ:-तस्य ह एतस्य साम्नः=પ્રસિદ્ધ તે આ સામના, यः प्रतिष्ठां वेद=જે સ્થાનને જાણે છે, प्रति ह तिष्ठति=તે પ્રસિધ્ધ રીતે સ્થિતિ કરે છે, तस्य वै वाक् एव प्रतिष्ठा=તેની ખરેખર વાણી એજ સ્થાનરૂપે, वाचि=વાણીમાં, हि=કારણકે, खलु=નક્કી, एषः=આ, एतत्=આ ગાન, प्राणः= પ્રાણ રૂપે, प्रतिष्ठितः=રહેલ છે, गीयते=રહેલો કહેવાય છે, अन्ने=અન્નના પરિણામરૂપ દેહમાં, इति उह एके आहुः=એમ પ્રસિધ્ધ રીતે કેટલાક કહે છે.

શબ્દાર્થ:-જે આ કહેલા સામની પ્રતિષ્ઠા-સ્થાનને જાણે છે, તે પ્રતિષ્ઠારૂપ થાય છે. વાણી તેની પ્રતિષ્ઠારૂપ છે. કારણ આ બાબત સમ્યક્ પ્રકારે જાણવામાં આવી છે કે, પ્રાણ ખરેખર વાણી વિશે રહેલ છે. કેટલાકનું કહેવું એમ છે કે, પ્રાણ અન્નવિશે રહે છે. (૨૭)

ટીકા:-હવે પ્રતિષ્ઠાના ગુણનું વર્ણન કરવામાં આવ્યું છે. જે આ સામની પ્રતિષ્ઠાને જાણે છે, તે પ્રતિષ્ઠારૂપ થાય છે. સામ વાણી વિશે રહે છે. આથી વાણીને પ્રતિષ્ઠારૂપ કહેવામાં આવી છે સામની પ્રતિષ્ઠાના આ ગુણને જે જાણે છે, તે સ્થિતિ કરે છે. શ્રુતિવિશે કહેવામાં આવ્યું છે કે, "तं यथायथोपासते અર્થ:-જે જે રીતે તેની ઉપાસના કરવામાં આવે છે" માટે આ ગુણ તેને પ્રાપ્ત થાય છે, એમ કહેવું યોગ્યજ છે. તેને પ્રાપ્ત થાય છે એટલે કે પૂર્વે વર્ણન કર્યા પ્રમાણે જે ફળની ઇચ્છાવાળો છે તથા સામને રહેવાનું જે સ્થાન છે, તેને જાણવાની જે ઇચ્છા રાખતો હોય છે, તેને પ્રતિષ્ઠારૂપ ફળ પ્રાપ્ત થાય છે. વાણી સામની પ્રતિષ્ઠારૂપ છે. અહીં વાણીનો અર્થ જિહ્વા આદિના મૂળવિશે રહેલ શબ્દેન્દ્રિયોને વાક્ કહેવામાં આવે છે આ વાણી પ્રતિષ્ઠારૂપ છે. તેથી કહેવામાં આવ્યું છે, તથા પ્રસિદ્ધ છે કે, પ્રાણ વાક્ વિશે જિહ્વાનું મૂળ વાગેન્દ્રિયવિશે રહેલ છે. આથી વાણી સામના રહેવાના સ્થાનરૂપ છે. કેટલાકો એમ કહે છે કે, પ્રાણ અન્નવિશે રહે છે. આ બેઉ મતોમાંના કોઇ પણ મતવિશે દોષ જોવામાં આવતો નથી. આથી પ્રાણને રહેવાનું સ્થાન અન્ન કહેવું અથવા વાક્ કહેવી, તે બેઉ યોગ્ય છે. (૨૭)

## અભ્યારોહિની ક્રિયાનું વર્ણન.

**अथातः पवमानानामेवाभ्यारोहः स वै खलु प्रस्तोता साम प्रस्तौति स यत्र प्रस्तुयात्तदेतानि जपेदसतो मा सद्गमय तमसो मा ज्योतिर्गमय मृत्योर्माऽमृतं गमयेति स यदाहासतो मा सद्गमयेति मृत्युर्वा असत्सदमृतं मृत्योर्माऽमृतं गमयाऽमृतं मा कुर्वित्येवैतदाह तमसो मा ज्योतिर्गमयेति मृत्युर्वै तमो ज्योतिरमृतं मृत्योर्माऽमृतं गमयाऽमृतं मा कुर्वित्येवैतदाह मृत्योर्माऽमृतं गमयेति नात्र तिरोहितमिवास्ति। अथ यानीतराणि स्तोत्राणि तेष्वात्मनेऽन्नाद्यमागायेत्तस्मादु तेषु वरं वृणीत यं कामं कामयेत तꣳ स एष एवं विद्वानुद्गाताऽऽत्मने वा यजमानाय वा यं कामं कामयते तमागायति तद्धैतल्लोकजिदेव न हैवालोक्यताया आशास्ति य एवमेतत्साम वेद ॥२८॥ इति तृतीयं ब्राह्मणम्।**

અન્વયાર્થ:-अथ अतः=પ્રાણનું નિરૂપણ થવા પછી, पवमानानां=પવમાન સ્તોત્રોનું, अभ्यारोहः=પ્રાણાત્મા સંબંધી નિરૂપણ, स वै खलु प્રस्तोता साम प्रस्तौति=તે પ્રસિધ્ધ ખરેખર પ્રસ્તોતા સામની સ્તુતિ કરે છે, सः यत्र प्रस्तुयात्=તે પ્રસ્તોતા જે કાળે સ્તુતિનો આરંભ કરે છે, तत् एतानि

જપેત=તે સમયે નીચે પ્રમાણે જપે છે, असत. मासद्गमय=અસત્ અર્થાત્ સ્વાભાવિક કર્મમાંથી મને સત્ અર્થાત્ શાસ્ત્રીય કર્મ તથા તેના જ્ઞાનને પ્રાપ્ત કરો, तमसः मा ज्योतिः गमय=અજ્ઞાન-માંથી મને મુક્ત કરી જ્ઞાન પ્રાપ્ત કરો, मृत्योः मा अमृतं गमय=સ્વાભાવિક કર્મ તથા જ્ઞાનમાંથી મને અમૃતને અર્થાત્ દેવભાવના સાધનને પ્રાપ્ત કરાવો, सः यत्आह=તે જે કહે છે તે નીચે પ્રમાણે, असतः मा सतगमय=અસતમાંથી મને સત પ્રાપ્ત કરાવો એટલે, मृत्युः वा असत=અસત્ મૃત્યુરૂપ છે, सत् अमृत=સત્ અમૃતરૂપે છે, मृत्योः मा अमृतंगमय=મૃત્યુમાંથી અમે અમૃતને પ્રાપ્ત કરાવો, अमृतं माकुरु=મને અમૃતરૂપે કરો, इति एवएतत् आह=આ રીતે નીચે પ્રમાણે કહે છે, तमसः माज्योतिः गमय=તમમાંથી મને જ્યોતિને પમાડો, मृत्युः वैतमः=ખરેખરમૃત્યુ તમરૂપે, ज्योतिः अमृतं=જ્યોતિઅમૃતરૂપે, मृत्योः मा अमृतं गमय= મૃત્યુમાંથી મને અમૃતપણાને પમાડો, अमृतंमाकुरु= મને અમૃતરૂપ કરો, इतिएव एतत् आह=એમ નીચે પ્રમાણે કહે છે, मृत्योः मा अमृतंगमय= મૃત્યુમાંથી મને અમૃતપણાને પમાડો, न अत्र-तिरोहित इव अस्ति=આ ત્રીજા મંત્રમા નહિ પ્રકટ થયેલુ કશું નથી, अथ यानिइतराणिस्तोत्राणि= આ ત્રણ પછીના બીજાં નવસ્તોત્રો, तेषु=તેમા, आत्मने=આત્માર્થે, अन्नाद्य आगायेत=પ્રથમ અન્નની સ્તુતિ કરવી, तस्मात्उ=તેથીજ, तेषु वर वृणीत= તે નવસ્તોત્રોમા કામમાની પ્રાર્થના કરવી, य काम कामयेत=જે કામનાની ઇચ્છા હોય. त आगायति=તે કામનાને સાધે છે, एवंविद् उद्गाता आत्मने वा यजमानाय वा य काम कामयते तं आगा-यति=આ રીતે જાણનાર ઉદ્ગાતા આત્માર્થે અથવા યજમાન અર્થે જે કામનાની પ્રાર્થના કરે છે તેને મેળવે છે, तत ह=તેથીજ, एतत्= આ પ્રાણ નિરૂપણ, लोकजित् एव=લોકના સાધનરૂપેજ, न ह एव अलोक्यताया आशास्ति=લોકની અપ્રાપ્તિ-રૂપ દોષ તેને રહેતો નથી, एव एतत् साम वेद= આ રીતે આ સામરૂપ પ્રાણની ઉપાસના કરે છે.

શબ્દાર્થ:-હવે પછી પવમાન સ્તોત્રના અભ્યારોહિની ક્રિયાનું વર્ણન કરવામા આવ્યું છે. પ્રસ્તોતા ખરેખર સામની સ્તુતિ કરે છે. જ્યાં તે તેની સ્તુતિ કરે છે, ત્યા તેણે નીચલા મંત્રનો જપ કરવો જોઇએ. 'મને અસતમાંથી સત્ તરફ લઈ જાઓ, અંધકારમાંથી મને તેજવિશે લઇ જાઓ, મૃત્યુમાથી મને અમૃતપણામાં લઇ જાઓ." આ સર્વનુ તાત્પર્ય એ છે કે, મને અમૃતપણાને પમાડો. 'વળી અંધકારમાંથી મને તેજવિશે લઇ જાઓ' આ વાક્યમા મૃત્યુ અંધકારરૂપ છે તથા તેજ અમૃતરૂપ છે. મૃત્યુમાંથી મને અમૃતપણાને પમાડો' એટલે કે મને અમૃતરૂપ કરો. 'મૃત્યુમાથી મને અમૃતપણાને પમાડો' એ ઉલા મંત્રમાં કાઇ પણ ગૂઢ રહેતું નથી. આવી ઇતર સ્તોત્રમા કહે-વમાં આવ્યું છે કે, તેણે પોતાને અર્થે આદ્ય-પ્રથમ એવા અન્નની સ્તુતિ કરવી જોઇએ. આથી તેણે સ્તોત્રોવિશે વરને-સુખને માગી લેવું જોઇએ. ઉદ્ગાતા, જે તેને આ પ્રમાણે જાણે છે, તે જે જે કામની ઇચ્છા કરે છે, તે તે કામની તેણે માંગણી કરવી જોઇએ. પોતાના આત્માને અર્થે અથવા તો યજમાનને અર્થે જે જે કામનાની તે ઇચ્છા રાખે છે, તે તે કામનાને તે જપવડે પ્રાપ્ત કરે છે. આ ખરેખર લોકોનો જય કરે છે. આ વિશે ખરેખર કોઇ પણ રીતની શંકા નથી. જે કોઇ આ સામને આ રીતે જાણે છે, તે લોકની પ્રાપ્તિ થવા યોગ્ય થાય છે. (૨૮)

ટીકા:-જે આ પ્રમાણે પ્રાણને જાણે છે, તેના જપકર્મ સંબંધનુ વિધાન કરવામા આવ્યું છે. જે એમ જાણે છે કે, મેં જપમંત્રવિશે પૂર્ણતા પ્રાપ્ત કરી છે, તેણે વિજ્ઞાન પ્રાપ્ત કર્યું છે, એમ કહે-વામા આવે છે. મૂળમાં જે अथातः શબ્દ વાપર-વામા આવ્યો છે, તેનું કારણ એ કે, જે માણસ પોતાના જ્ઞાનવિશે પૂર્ણ છે, તેણે જપમંત્રનું કર્મ કરવું જોઇએ. આ જપમંત્રના ફળવડે દેવસ્થિતિને પ્રાપ્ત થવાય છે ઉદ્ગીથની સાથેના સંબંધવડે જપમંત્ર કોઇ પણ સમયે થઇ શકે છે. પણ શ્રુતિમાં દર્શાવ્યા પ્રમાણે પવમાન માટે સમયનું નિર્માણ કરવામાં આવેલું હોય છે. અમર જો કે ત્રણ પવમાન સ્તોત્રોવિશે કર્તવ્યતા પ્રાપ્ત થાય

છે, છતાં મૂળમાં કહેવામાં આવ્યું છે કે, પ્રસ્તોતા ખરેખર સામની સ્તુતિ કરે છે. આમ કહેવાથી કાળનો સંકોચ કરવામાં આવ્યો છે. જે સમયે પ્રસ્તોતા સ્તુતિ કરે છે–સામનો પ્રારંભ કરે છે, તે સમયે તેણે મંત્રનો જપ કરવો જોઇએ. આ જપમંત્રના કર્મને અભ્યારોહ કહેવામાં આવે છે. કારણ કે જે તેને આ પ્રમાણે જાણે છે તે, अभिमुख्येन आरोहति–દેવની સ્થિતિ પ્રાપ્ત થવા સુધીની ઉચ્ચતર ગતિને પામે છે, મૂળમાં एतानि–આ મંત્રો–એમ બહુવચન વાપરવાનું કારણ એ કે, યજુષ્‌ના ત્રણ મંત્રો કહેવામા આવેલા છે બ્રાહ્મણ ભાગવિશે જે પ્રમાણે એના સ્વર છે, તેજ પ્રમાણે તેનો ઉચ્ચાર થવો જોઇએ. પણ મૂળમાં જેવી રીતના મંત્રો છે. તેજ પ્રમાણે તેનો ઉચ્ચાર થવો જોઇએ નહિ. અહીં મૂળમાં एतानि એમ દ્વિતીયા વિભક્તિ વાપરવાથી આ વાત નક્કી થાય છે. તેજ રીતે શતપથ બ્રાહ્મણમાં પણ કહેવામાં આવ્યું છે કે, યજમાને જપમંત્રનુ કર્મ કરવું જોઇએ.

નીચે પ્રમાણે યજુર્વેદના મંત્રો છે–અસત્‌પણામાંથી મને સત્‌પણા તરફ લઈ જાઓ, તમમાથી મને તેજ તરફ લઈ જાઓ તથા મૃત્યુમાથી મને અમૃતપણાને પમાડો. જેમ મંત્રાનો અર્થ તિરોહિત છે, તેમ બ્રાહ્મણમાં પણ કહેવામાં આવ્યું છે કે, અસત્‌માંથી મને સત્‌ તરફ લઇ જાઓ અહીં મૃત્યુ અસત્‌ રૂપ છે. મનુષ્યના જ્ઞાન તથા કર્મ સ્વાભાવિકપણાથી ઉત્પન્ન થતા હોવાથી અસત્‌ને મૃત્યુ કહેવામાં આવ્યું છે. મૃત્યુને અસત્‌ કહેવાનું કારણ એ કે, તેની તદ્દન અધોગતિ છે. સત્‌ અમૃતરૂપ છે, કારણ શાસ્ત્રવિહિત જ્ઞાન તથા કર્મવડે સત્‌પણું પ્રાપ્ત થાય છે અને તેથી તે અમૃતરૂપ છે. શાસ્ત્રવિહિત જ્ઞાન તથા કર્મ અમૃતના કારણરૂપ છે, તેથી અસત્‌માથી–અસત્‌ કર્મોમાંથી તથા અજ્ઞાનતામાંથી મને સત્‌ તરફ લઇ જાઓ–શાસ્ત્રવિહિત જ્ઞાન તથા કર્મ તરફ મને દોરવી લઇ જાઓ અર્થાત્‌ દેવસ્વરૂપ પ્રાપ્ત થવા યોગ્ય આત્માની સ્થિતિ કરો. આ બધા વાક્યનો સમાવેશ આટલા વિશે થાય છે કે, મને અમૃતરૂપ કરો. આજ પ્રમાણે બીજા મંત્રમાં કહ્યું છે કે, તમમાંથી મને તેજ તરફ દોરવી જાઓ. અહીં મૃત્યુ તમરૂપ છે. કારણ સર્વ પ્રકારની અજ્ઞાનતાનો સ્વાભાવિક ગુણ એ હોય છે કે, ખરી વસ્તુને આવરણ કરવી આથી અજ્ઞાનતાને તમરૂપ કહેવામાં આવ્યું છે. આ અજ્ઞાનતા મૃત્યુનું કારણ હોવાથી મૃત્યુરૂપ છે. તેજ અમૃતરૂપ છે અર્થાત્‌ તેજ દેવસ્વરૂપ છે તથા તે તમથી વિરૂદ્ધ છે. જ્ઞાન પ્રકાશાત્મક હોવાથી તેજરૂપ છે. આ તેજનું અવિનાશાત્મક સ્વરૂપ હોવાથી તેને અમૃતરૂપ કહેવામાં આવે છે. આથી તમમાથી મને તેજમાં લઇ જાઓ એનો અર્થ એ થાય છે કે, મૃત્યુમાંથી મને અમૃતપણાને પમાડો અર્થાત્‌ મને અમૃતરૂપ કરો આ સર્વનું તાત્પર્ય એ છે કે, મને ફળરૂપ અને પ્રજાપતિના દેવસ્વરૂપને પમાડો પ્રથમ મંત્રનો એ અર્થ થાય છે કે, અસાધન–અકારણતામાથી મને સાધન સ્વભાવ વિશે લઇ જાઓ. બીજા મંત્રનો અર્થ એ થાય છે કે, જે અવસ્થા કારણરૂપે છે, છતાં જે અજ્ઞાનથી આવૃત છે, તેમાંથી મને પૂર્ણતાનું ફળ પ્રાપ્ત થાય, એવી અવસ્થાને પમાડો. તૃતીય મંત્રવિશે આગળના બે મંત્રોની માફક અર્થ ગૂઢ નથી, પણ પ્રસિદ્ધ વસ્તુને પ્રતિપાદન કરી છે ત્રણ પવમાન સ્તોત્રોવિશે યજમાનનું ઉદ્દગાન કર્યા પછી બાકી રહેલા સ્તોત્રોવિશે ઉદ્દગાતા, જે કે પ્રાણને જાણે છે તથા જેણે પ્રાણના સ્વરૂપને પ્રાપ્ત કર્યું છે, તેણે, જેમ પ્રાણે પોતાને અર્થે આદ્ય અન્નની સ્તુતિ કરી, તેમ પોતાને અર્થે આદ્ય એવા અન્નની સ્તુતિ કરવી જોઇએ. કારણ જે ઉદ્દગાતા હોય છે, તે ઉપર કહ્યા પ્રમાણે પ્રાણને ઓળખે છે, તેથી પ્રાણની માફક તે પણ પોતાની કામનાને સિદ્ધ કરવા શક્તિમાન્‌ થાય છે યજમાને આ સ્તોત્રોના પ્રયોગવડે સુખની માગણી કરવી જોઇએ. જે જે કામનાની યજમાન ઇચ્છા કરે છે, તે તે કામનાની જે ઉદ્દગાતા, પ્રાણને જાણે છે, તેણે વરરૂપે માંગણી કરવી જોઇએ. ઉદ્દગાતા જે જે કામનાની ઇચ્છા કરે છે, તે કાં તો પોતાને અર્થે હોય છે અથવા તો યજમાનને અર્થે હોય છે તથા તે કામનાની સિદ્ધિ ગાનના પ્રયોગવડે થાય છે. જ્ઞાન તથા કર્મોવડે જીવાત્માની પરમાત્મા

સાથે પ્રાપ્તિ થાય છે, આ વાત નિર્વિવાદિત છે, છતાં કર્મના અભાવથી જીવાત્માને પરમાત્માની પ્રાપ્તિ થાય કે નહિ, તે શંકાયુક્ત હોય છે. આ શંકાના સ્પષ્ટીકરણ અર્થે કહ્યું છે કે, તે ખરેખર જગતનું અતિક્રમણ કરે છે અર્થાત્ કર્મથી ભિન્ન પ્રાણનું જ્ઞાન ખરેખર પરમાત્મ લોકની પ્રાપ્તિના કારણરૂપ છે. આ વિશે ખરેખર કોઇ પણ રીતની શંકા નથી. અર્થાત્ જો એક મનુષ્યને દૃઢ જ્ઞાન થયું હોય છે કે, પ્રાણ આત્મારૂપ છે તો તે પરમાત્મ લોકને પ્રાપ્ત થાય, એમા કોઇ પણ રીતનો શક રહેતો નથી. અરણ્યવિશે રહેતો એક મનુષ્ય ગ્રામને પ્રાપ્ત થાય યા ન પણ થાય, પણ જે મનુષ્ય ગ્રામવિશેજ રહેતો હોય છે તેને, 'હું ગ્રામને પ્રાપ્ત થઇશ કે નહિ,' એવો વિચાર રહેતો નથી. પરમાત્મા જે સમીપવર્તી છે, તેનુ જેને જ્ઞાન થયેલ હોતું નથી, તે સાલોક્યતાના પામવાવિશે શંકાયુક્ત હોય છે, પણ જેને જ્ઞાન થયેલ છે, તેને તો પરમાત્મા પ્રાપ્ત થઇજ ચૂકેલા છે. આથી તેણે પ્રાણાત્મભાવ પ્રાપ્ત થવા સબંધીનો શક હોતો નથી. કોને આ રીતની શંકા થતી નથી ? યથોક્ત મહત્તાવાળા પ્રાણને સામરૂપે જે જાણે છે, તે જાણે છે કે, હું પ્રાણરૂપે છુ, મારેવિષે અસુરોનું પાપ, જે ઇન્દ્રિયો તથા તેના વિષયોવડે ઉત્પન્ન થાય છે, તે નથી. હું વિશુદ્ધરૂપ છુ, હું વાણી તથા બીજી ચાર* ઇન્દ્રિયોરૂપ છુ. આ ઇન્દ્રિયો મને અધીન રહેવાથી અગ્નિઆદિ આત્મરૂપને પ્રાપ્ત થાય છે તથા સ્વાભાવિક જ્ઞાનવડે ઇન્દ્રિયોનો તેઓના વિષયોની સાથના આસંગવડે ઉત્પન્ન થતા અસુરોના પાપ દોષમાથી આ ઇન્દ્રિયો મુક્ત થાય છે તથા તેઓ મારે આધીન હોવાથી સર્વ ભૂતોની સાથે આદ્ય અન્નના સબંધના કારણરૂપ થાય છે. ઇન્દ્રિયોમા સામાન્ય રસની માફક હું સર્વ ભૂતોના આત્મારૂપ છુ, હું ઋક્, યજુષ્, સામ અને ઉદ્ગીથવિશે રહેલ વાણીના આત્મસ્વરૂપ છું. કારણ હું તેઓવિશે વ્યાપી રહેલો છું તથા તેઓના કારણરૂપ છુ. જ્યારે મે સામના ગીતિભાવને પ્રાપ્ત કર્યો છે ત્યારે મારૂં જાણ ધન અથવા અલંકાર સુસ્વર છે. જ્યારે મેં સુસ્વરતાને અથવા ગીતિભાવને પ્રાપ્ત કર્યો છે અર્થાત્ લાક્ષણિક રીતે કહેતાં સુવર્ણભાવને પ્રાપ્ત કર્યો છે, ત્યારે મારી ઇન્દ્રિયો કંઠાદિના ભિન્ન ભિન્ન સ્થાનોરૂપ છે. આ રીતના ગુણવાળો હું સમગ્ર રીતે નાના જંતુથી લઇ, મોટા પ્રાણીવિશે વ્યાપી રહ્યો છું. કારણ હું અમૃતરૂપ તથા સર્વત્ર છું. જેને ઉપાસનાવડે આ રીતનુ જ્ઞાન પુખ્ત થયું છે, તે આવી રીતના ફળને પ્રાપ્ત થાય છે. (૨૮)

---

## ચતુર્થ બ્રાહ્મણ.

### આત્માનું પુરૂષરૂપે વિધાન.

*आत्मैवेदमग्र आसीत् पुरुषविधः सोऽनुवीक्ष्य नान्यदात्मनोपश्यत् सोहमस्मीत्यग्रे व्याहरत्ततोऽहन्नामाभवत् तस्मादप्येतर्ह्यामन्त्रितोऽहमयमित्येवाग्र उक्त्वाथान्यन्नाम प्रब्रूते यदस्य भवति स यत्पूर्वोऽस्मात्सर्वस्मात्सर्वान्पाप्मन औषत्तस्मात्पुरुष औषति ह वै स तं योऽस्मात्पूर्वो बुभूषति य एवं वेद ॥१॥*

અન્વયાર્થ:–आत्मा वा इदं अग्रे आसीत्=અગ્રે કહેતા શરીરોત્પત્તિ પહેલા આ દૃશ્યમાન આત્મારૂપે ખરેખર હતુ, पुरुषविधः सः अनुवीक्ष्य=તે વિરાટ્ સ્વરૂપ પુરૂષાકારે પછીથી જોઇ, सः अहं अस्मीति अग्रे व्याहरत् તે વિરાટ્ આત્મા હું છુ, એમ પ્રથમ કહ્યું, ततः अहं नाम अभवत्=તેથી અહંનામ થયુ, तस्मात् अपि एतर्हि आमन्त्रितः अहमयं=તેથીજ આ કાળે બોલાવાયેલ છે ત્યારે આ હું, इति एव अग्रे उक्त्वा=એમજ પ્રથમ કહી, अथ अन्यत् नाम प्रब्रूते=ત્યાર પછી બીજું નામ કહે, यत् अस्य भवति=જે નામ આનું હોય છે, सः यत् पूर्वः अस्मात् सर्वस्मात् सर्वान् पाप्मनः औषत्=તે પ્રજાપતિએ આ સર્વથી મુખ્યરૂપ થઇ પાપનું દહન કર્યું, तस्मात् पुरुषः=તેથી પુરૂષ, ओषति ह वै सः=તે ખરેખર દહન કરે છે, तं=તેને, यः अस्मात् पूर्वः बुभूषति=જે આ ઉપાસકની પૂર્વે પ્રજાપતિ થવા ઇચ્છે છે તેને, यः एवं वेद=આ રીતે હું પુરૂષરૂપ છુ, એમ ઉપાસના કરે છે (૧)

---

* શ્રોત્ર, ચક્ષુ, પ્રાણ તથા મન.

શબ્દાર્થઃ–પુરુષના રૂપને ધારણ કરતા આત્મા પ્રથમ હતા. તેણે આસપાસ જોયું, પણ પોતા સિવાય બીજું કાંઇ તેણે જોયું નહિ. તેણે પ્રથમ એમ કહ્યું કે, 'આ હું છું,' આથી 'અહં' એવો શબ્દ ઉત્પન્ન થયો. આ રીતે હમણાં પણ જ્યારે કોઇ મનુષ્યને બોલાવવામાં આવે છે ત્યારે તે પ્રથમ એમ કહે છે કે, 'તે હું છું' તથા ત્યાર કેડે જે કાંઇ બીજું નામ પોતાનું હોય છે, તે કહે છે. તેને પુરુષરૂપ કહેવામાં આવે છે. કારણ કે સર્વેથી પ્રથમ એવા તેમણે અગ્નિવડે સર્વ પાપોનો નાશ કર્યો. આ અધિકારીની સ્થિતિ પ્રાપ્ત થવા પહેલાં જે, પ્રજાપતિની સ્થિતિને પ્રાપ્ત થવા પ્રયાસ કરે છે તેનો, તે પુરુષ ખરેખર નાશ કરે છે. તે અર્થાત્ જે તેને આ પ્રમાણે જાણે છે તે, અનધિકારીનો નાશ કરે છે.

ટીકાઃ–"आत्मैवेदमग्रआसीत् આત્મા પ્રથમ હતો." જ્ઞાન તથા કર્મના એકત્ર થવાને લીધે પ્રજાપતિની અવસ્થા કેવી રીતે પ્રાપ્ત થાય છે, તે વિશે અહીં વર્ણન કરવામાં આવ્યું છે. તેમ જ પૂર્વે एतद्धि लोकजिदेव ઇત્યાદિ વાક્ય વિશે પ્રાણના કેવળ જ્ઞાનવડે પ્રજાપતિની સ્થિતિ પ્રાપ્ત થવાનું કહ્યું, તે કેવી રીતે બને, તેનું વર્ણન આપવામાં આવ્યું છે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરવામાં જે પ્રજાપતિ સમર્થ છે તથા ફળરૂપ છે, તેના સ્વાતંત્ર્યાદિ વિભૂતિઓના વર્ણનવડે, વેદવચન પ્રમાણે જ્ઞાન તથા કર્મથી ઉદ્‌ભવેલા ફળની શ્રેષ્ઠતાનું વર્ણન કરવામાં આવ્યું છે. આ રીતના વિષયોવડે ચતુર્થ બ્રાહ્મણ ભરેલો છે. જ્ઞાન તથા કર્મ મહાન્ સત્તાવાળાં છે, તેથી વિધિયુક્ત કરાયેલાં કર્મ તથા જ્ઞાનની સ્તુતિ કરવા માટે તેનું વર્ણન કરવામાં આવ્યું છે. તેમજ તેમાં ખુલ્લેખુલ્લું એમ દર્શિત કરવામાં આવ્યું છે કે, જ્ઞાન તથા કર્મથી ઉદ્‌ભવ પામતું સમગ્ર ફળ સંસારરૂપ છે. કારણ એમ કહ્યું છે કે, સંસાર ભય તથા દુઃખના કારણરૂપ છે. તે કાર્ય તથા કારણના લક્ષણવાળું, સ્થૂલ, વ્યકત તથા અનિત્ય છે. બ્રહ્મના કેવળ જ્ઞાનથીજ કૈવલ્ય મોક્ષાવસ્થા પ્રાપ્ત થાય છે, જે વેદના ઉત્તરાર્ધ ભાગવિશે દર્શાવવામાં આવ્યું છે. આ બ્રહ્મ સંબંધીના જ્ઞાનનું વર્ણન હવે પછીના ભાગવિશે કરવામાં આવશે. જગતના વિષયો, જે કાર્ય કારણાદિના ભેદલક્ષણવાળા છે, તેનાથી જે મનુષ્ય વૈરાગ્યવાન્ થયો નથી તેને, આત્મા એકજ છે, એવું જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા થતી નથી. જેમ એક મનુષ્ય તૃષાથી રહિત હોય છે, તેને જળનું પાન કરવાની ઇચ્છા થતી નથી. તેમ જ્ઞાન તથા કર્મથી ઉત્પન્ન થતા ફળનું વર્ણન એટલા માટે કરવામાં આવ્યું છે કે, મનુષ્યને ઉત્તરાર્ધ ભાગનો–જ્ઞાન ભાગનો અધિકાર પ્રાપ્ત થાય. આના અર્થાત્ કર્મના સંબંધ વિશે તો એટલુંજ કહેવામાં આવ્યું છે કે, આત્માનું જ્ઞાન થતા પહેલાં કર્મ સંબંધી જ્ઞાન અવશ્ય થવું જોઇએ. આ કર્માદિનું જ્ઞાન પુત્ર કરતાં પણ વધુ પ્રિય છે.

"આ આત્મા અગ્રે હતો," અહીં આત્માનું વર્ણન વૈદિક જ્ઞાન કર્મના ફળરૂપ, શરીરયુક્ત તથા પ્રથમ અંડથી ઉત્પન્ન થયેલ પ્રજાપતિરૂપ કરવામાં આવ્યું છે. તે આત્મા કેવો હતો ? તે આત્મા શરીરના ભેદથી ઉત્પન્ન થયેલો હતો, એટલે પ્રજાપતિના શરીરમાંથી અવિભક્ત, 'પ્રથમ' એટલે બીજા શરીરોની ઉત્પત્તિ પહેલાં તે હતો. તે વળી મનુષ્યરૂપને ધારણ કરતો હતો, એટલે મનુષ્યની માફક તેને મસ્તક હસ્તાદિ સર્વ અવયવો હતા. આ પ્રથમ ઉત્પન્ન થયેલા વિરાટ્ ભગવાન્ હતા. જ્યારે તેણે આસપાસ જોયું તથા વિચાર કર્યો કે, હું કેવો છું તથા કેવા લક્ષણવાળો છું ત્યારે પ્રાણ પિંડાત્મક તથા કાર્ય કારણરૂપ આત્મા સિવાય અન્ય તેણે કાંઈ જોયું નહિ તેણે પોતાને કેવળ સર્વાત્મભાવે જોયો પૂર્વ જન્મના વૈદિક જ્ઞાનની સ્મૃતિવડે તેણે પ્રથમ એમ કહ્યું કે, હું આ છું–પ્રજાપતિરૂપ અથવા સર્વાત્મરૂપ છું. પૂર્વજ્ઞાનના સંસ્કારવડે તેણે આત્માને 'अहं' એમ કહ્યો. આથી તેમનું નામ अहं હતું. આ ઉપનિષદમાં અર્થાત્ શ્રુતમાં દર્શાવાયેલ अहं અભિધાનનું હવે વિવેચન કરવામાં આવે છે,

કારણરૂપ પ્રજાપતિને આ પ્રમાણે થવાથી તેના કાર્યરૂપ પ્રાણીઓને પણ આ પ્રમાણે થયું.

કારણ હાય પણ એક મનુષ્યને જ્યારે બોલાવવામાં આવે છે તથા કહેવામાં આવે છે કે તું કોણ છે, ત્યારે તે કારણરૂપ આત્માના નામને દર્શાવનાર "अहं अस्मि" આ પ્રમાણે કહે છે. તેમજ પછી જ્યારે તેનું વિશેષ નામ પૂછવામાં આવે છે ત્યારે તે 'હું દેવદત્ત છું અથવા યજ્ઞદત્ત છું' એમ 'હું' થી પોતાનું વિશેષ નામ શરૂ કરે છે. આ પ્રમાણે માતા અથવા પિતાએ પાડેલા નામની પૂર્વે તે પોતાના આત્માને માટે 'अहं' શબ્દ મૂકે છે. કારણરૂપ એવા પ્રથમ જન્મ વિશે રહેલા પ્રજાપતિની સ્થિતિ પ્રાપ્ત કરવા, સઘળાઓમાં તેઓ પ્રથમ ઉત્સાહી થયા હતા. અહીં પ્રજાપતિને 'પ્રથમ' શબ્દ લગાડવાનું કારણ એ કે, પ્રજાપતિની સ્થિતિ પ્રાપ્ત થવાને જેઓ ઉત્સાહી હોય છે, તેમાં તેઓ પ્રથમ હતા. આ પ્રથમ પ્રજાપતિએ જે આસંગ, પ્રજાપતિની સ્થિતિ પ્રાપ્ત થવામાં વિઘ્નરૂપ છે, તે આસંગનાં સર્વ પાપોને, જ્ઞાન તથા કર્મનું પૂર્ણ રીતે ચિંતન કરવાથી, દહન કર્યાં. આમ થવાથી પ્રજાપતિને પુરુષ કહેવામાં આવે છે. पूर्वं औषद् इति पुरुषः પાપને પ્રથમ દહન કરનારા તેથી પુરુષ. વિરુદ્ધાચરણવાળાં પાપોનું દહન કરી, તે પ્રજાપતિ પુરુષરૂપે થયા. તેજ પ્રમાણે કોઇ પણ મનુષ્ય કર્મ અને જ્ઞાનના ચિંતનરૂપ અગ્નિવડે અથવા તો કેવળ જ્ઞાનના બળવડે પાપોનું દહન કરે છે અર્થાત્ તેને ભસ્મીભૂત કરે છે, તેને પુરુષ કહેવામાં આવે છે स वै तं એમ મૂળમાં જે કહેવામાં આવ્યું છે, તેનો અર્થ એ થાય છે કે, આ અધિકારીની સ્થિતિ પ્રાપ્ત થવા પહેલાં, પ્રજાપતિની સ્થિતિ પ્રાપ્ત કરવા જે ઇચ્છા કરે છે તેને અધિકારી કહેવામાં આવે છે. જે તેને આ પ્રમાણે જાણે છે, તેનાથી અન્ય પ્રયાસ કરનારો જો બળીને ભસ્મીભૂત થાય છે તો પ્રજાપતિની અવસ્થાને પ્રાપ્ત થવાનો પ્રયાસ શું કેવળ નિરર્થક નથી? આ પ્રયાસ નિરર્થક નથી, કારણ તેનું દહન કરે છે, એમાં દહન કરવાનો એ અર્થ થાય છે કે, જેને જ્ઞાનભાવની ઉત્કર્ષતાનો અભાવ છે, તેને પ્રજાપતિની 'ઉત્કર્ષ સ્થિતિ પ્રાપ્ત થતી નથી. આમ હોવાથી 'તે તેનું દહન કરે છે' એમ કહેવાથી ઉત્કૃષ્ટ સાધનવાળાને પ્રજાપતિની ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત થાય છે, પણ પૂર્ણ સાધનતાના અભાવવાળો તે સ્થિતિને પ્રાપ્ત થતો નથી તથા આજ હેતુથી કહેવામાં આવ્યું છે કે, અપૂર્ણ સાધનવાળો પૂર્ણ સાધનવાળાથી ભસ્મીભૂત થાય છે. જેમ લૌકિક વ્યવહારમાં જે યોધ યુદ્ધવિશે પ્રથમ ધસે છે, તેનાવડે બીજા યોધાઓનું દહન થાય છે અર્થાત્ પરાક્રમમાં તે બીજા યોધાઓનું ઉલ્લંઘન કરે છે.

### ભયનું કારણ દ્વૈતતા.

**सोऽबिभेत्तस्मादेकाकी बिभेति स हायमीक्षांचक्रे यन्मदन्यन्नास्ति कस्मान्नु बिभेमीति तत एवास्य भयं वीयाय कस्माद्ध्यभेष्यद्द्वितीयाद्वै भयम्भवति ॥२॥**

અન્વયાર્થ—सः अबिभेत्=તે પ્રજાપતિ બીધા, तस्मात्एकाकी बिभेति=તેથી એકલા હોવાથી ભયને પામે છે, स ह: अयमीक्षांचक्रे=તે આ પ્રસિદ્ધ પ્રજાપતિ વિચાર કરવા લાગ્યા, यत् मत् . अन्यात् न अस्ति=કારણ કે મારાથી ભિન્ન નથી, कस्मात् नु बिभेमि=પ્રશ્નરૂપ હું કોનાથી ખરેખર ભયને પામું, ततः एव अस्य भयंवीयाय=તેથીજ અર્થાત્ દ્વિતીયનું જ્ઞાન થવાથી પ્રજાપતિને ભય પ્રાપ્ત થયો, कस्मात् हि अभेष्यत्=કારણ કે કોનાથી ભયને પામે, द्वितीयात् वै भयंभवति=ખરેખર દ્વિતીયથી ભય થાય છે. (૨)

શબ્દાર્થઃ—તે વિરાટ્ ભગવાન્ ભય પામ્યા. તેમજ મનુષ્ય જ્યારે એકાકી પડે છે ત્યારે બીએ છે. તેમણે આસપાસ જોયું. જ્યારે મારા આત્મા સિવાય બીજું કાંઇ પણ અસ્તિત્વરૂપરૂપે નથી તો મારે શા માટે ભીતિ રાખવી જોઇએ? આથી તેનો ભય નાશ પામ્યો. જ્યારે ભય બીજાથીજ ઉત્પન્ન થાય છે તો મારે શા વાસ્તે બીવું જોઇએ? (૨)

ટીકાઃ—કર્મકાંડવિશે કહેવામાં આવેલાં જ્ઞાન તથા કર્મનું ફળ પ્રજાપતિની સ્થિતિરૂપ છે. તેમજ તે પ્રશંસનીય છે, છતાં 'આ લોકનું અતિક્રમણ તે કરી શકતું નથી. આમ હોવાથી કહ્યું છે કે, તે અર્થાત્ વિરાટ્ ભગવાન્ ભય પામ્યા. એટલે

આ પ્રજાપતિ જેને પ્રથમ જન્મેલ, શરીરી તથા પુરૂષરૂપ કહેવામાં આવ્યા છે, તેઓ ભયને પામ્યા. જેમ આપણે તથા બીજા પ્રાણીઓ એકલાં પડવાથી ભયને પામીએ છીએ તેમ. આ કારણથી કહ્યું છે કે, પુરૂષરૂપને ધારણ કરનાર તથા ઇન્દ્રિયયુક્ત શરીરવાળા તેઓ આત્માનો નાશ ન થાય, એવી પોતાની કામના હોવાથી મનવિશે ભયને પામ્યા. પ્રજાપતિની માફક હાલમાં પણ કોઇ મનુષ્ય જ્યારે એકલો પડે છે ત્યારે ભયને પામે છે. જેમ સઘળાં મનુષ્યની બાબતમા બને છે તેમ પ્રજાપતિને આત્માનું ખરૂં જ્ઞાન જ્યારે પ્રાપ્ત થયું ત્યારે મારો આત્મા નાશ કદી પામવાનો નથી, આ પ્રમાણે તેમના અજ્ઞાનની નિવૃત્તિ થઇ. તેથી એમ કહ્યું છે કે, તેણે આસપાસ જોયું. તેણે કેવી રીતે જોયું ? તેણે જ્યારે આસપાસ જોયું ત્યારે તેને માલમ પડયું કે, મારા સિવાય અન્ય કોઇ પણ ચીજ નથી, એટલે આત્મા સિવાય બીજી કોઇ પણ ચીજ હોતી નથી, કે જેનો મારે ભય રાખવો જોઇએ. કારણ મારા ( આત્માના ) નાશના કારણરૂપ કોઇ પણ નથી. આ પ્રમાણે પ્રજાપતિને સત્ય જ્ઞાન પ્રાપ્ત થવાથી તેઓનો ભય નિવૃત્ત થયો. કારણ કે જે ભય હતો તે અજ્ઞાનતાને લીધે હતો તથા ખરૂં જ્ઞાન પ્રાપ્ત થવાથી મોહનો નાશ થાય છે. વળી કહેવામા આવ્યું છે કે, મારે કોનો ભય પામવો જોઇએ ? જે ભયને પામે છે, તેને સત્ય વસ્તુની પ્રાપ્તિ થવાથી ભય નિવૃત્ત થાય છે. કારણ કે દ્વિતીય અર્થાત્‌ અન્ય વસ્તુથી જ ભય હોય છે તથા કેવળ મોહનો ઉદ્ભવ છે. જેને મારાથી (આત્માથી) દ્વિતીય વસ્તુનું જ્ઞાન હોતું નથી, તેને ભયની ઉત્પત્તિનું કારણ હોતું નથી. આથી શ્રુતિમાં કહેવામાં આવ્યું છે કે, 'तत्र को मोह: क: शोक: एकत्वमनुपश्यत: જે સર્વનેવિશે એકતા જુવે છે તેને મોહ કેવો તથા શોક ક્યાંથી હોય ?' સર્વ એકરૂપ છે, એવું જ્ઞાન થવાથી ભયની નિવૃત્તિ થાય છે. આ કહેવું યોગ્યજ છે. કારણ દ્વિતીયનું જ્ઞાન, જેમાંથી ભય ઉત્પન્ન થાય છે તે ભયની નિવૃત્તિ આત્મા સર્વ એકરૂપ છે, આવા જ્ઞાનથીજ થાય છે. તેથી કોઇ પણ વસ્તુ આત્મા સિવાય હોતી નથી કે જેનાથી ભયનું કારણ ઉત્પન્ન થાય. અહીં શંકા એ ઉત્પન્ન થાય છે કે, પ્રજાપતિને આવું જ્ઞાન ક્યાંથી ઉત્પન્ન થયું કે, સર્વ એકરૂપ જ છે અથવા આવા પ્રકારના જ્ઞાનનો તેને કોણે ઉપદેશ કર્યો ? તેના પ્રતિ ઉત્તરમાં આપણે એમ કહીએ કે, કાં તો તેઓને આ જ્ઞાન કોઇના પણ ઉપદેશ સિવાય એની મેળેજ વ્યક્ત થયું. ત્યારે બીજાં પ્રાણી તથા આપણી બાબતમાં પણ તેમજ થવું જોઇએ, અથવા તો પૂર્વ જન્મના સંસ્કારને લીધે આ જ્ઞાન ઉત્પન્ન થયું છે, એમ કહીએ તો આત્મા સર્વ એક રૂપજ છે, આ રીતનું જ્ઞાન મિથ્યા થશે. કારણ કે પ્રજાપતિ જ્યારે પૂર્વ જન્મની સ્થિતિવિશે હતા ત્યારથીજ જો કે પ્રજાપતિને જ્ઞાન અસ્તિત્વમાં હતું, છતાં તેઓનાં વિપરીત અજ્ઞાનના કારણની નિવૃત્તિ થઇ નહી. કારણ અજ્ઞાનતાને લીધે તેઓ ભયને પામ્યા. તેમ જ કોઇ પણ મનુષ્યનું 'આત્મા સર્વ એક છે' આ રીતનું જ્ઞાન મિથ્યા ઠરશે. કારણ પ્રજાપતિને પૂર્વ જન્મથી એવું જ્ઞાન હતું, છતાં તેઓ ભયને પામ્યા. વળી જો તમે એમ કહો કે, જ્ઞાન મરણ સમયે અજ્ઞાનતાનો નાશ કરે છે તો તે વાત અમે સ્વીકારતા નથી. કારણ કે પૂર્વની પેઠે તેને આગળના જ્ઞાનની સાથે સંબંધ હોવો જોઇએ. આથી અદ્વૈતભાવ કહેવો, તે અનર્થરૂપ છે.

આ વાતને અમે સ્વીકારતા નથી. કારણ કે પ્રજાપતિનું જ્ઞાન ઉત્કૃષ્ટ હેતુમાંથી ઉત્પન્ન થયેલ હોય છે. જેમ લૌકિકવિશે એક મનુષ્ય જેણે, પુણ્યકારી કર્મોવડે ઉત્કૃષ્ટ કારણોને પ્રાપ્ત કર્યાં છે તેને, પૂર્વજન્મની પ્રજ્ઞા, મેધા, સ્મૃતિ તથા કુશળતા હોય છે. તેજ પ્રમાણે પ્રજાપતિનો પ્રસિદ્ધ જન્મ ઉત્કૃષ્ટ કારણોથી યુક્ત હોય છે. આ ઉત્કૃષ્ટ કારણો, સર્વ પાપોના ભસ્મીભૂત થવાથી, પવિત્ર થયેલાં હોય છે. તેમજ આ કારણો ધર્મ, જ્ઞાન તથા વૈરાગ્યને લીધે વિપરીત જ્ઞાનના હેતુરૂપ છે. આથી એમ કહેવું યુક્ત જ છે કે, આત્મૈકત્વ વિશે પ્રજાપતિનું જ્ઞાન, જે તેના જન્મથીજ ઉત્પન્ન થયેલ છે, તે કોઇ પણ પ્રકારના ઉપદેશથી રહિત હતું. આ વિષયવિશે સ્મૃતિમાં કહેવામાં આવ્યું

છે. કે ज्ञानमप्रतिघं यस्य वैराग्यं च जगत्पतेः । ऐश्वर्यं चैव धर्मश्च सहसिद्धं चतुष्टयम् આ ચાર ગુણો જગત્પતિ વિશે કુદરતીજ રહેલા છેઃ-વિસ્તારવાળું જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય તથા ધર્મ.

જો તમે એમ કહો કે, જો આ ગુણો સાહજિક છે તો પછી પ્રજાપતિને ભય થવો અશક્ય છે. કારણ કે સહસિદ્ધ જ્ઞાનનો અર્થ 'કોઇ અન્ય ઉપદેષ્ટા તરફથી ઉપદેશ ન પ્રાપ્ત થવો.' એટલોજ થાય છે જો તમારો વિચાર એમ હોય કે, શ્રદ્ધા, ઉપાસના તથા પ્રણિપાત જ્ઞાનના કારણરૂપ નથી તથા શ્રુતિ અને સ્મૃતિવિશે કહેવામાં આવ્યું છે કે, 'श्रद्धावान् लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः જે શ્રદ્ધાવાન્ પુરૂષનું મન એકજ વસ્તુવિશે આસક્ત હોય છે તથા જે જિતેન્દ્રિય છે તે જ્ઞાનને પ્રાપ્ત કરે છે." तद्विद्धि प्रणिपातेन તું પ્રણિપાતવડે જ્ઞાનને પ્રાપ્ત કરશે," આ રીતે ભક્તિ, ઉપાસના તથા પ્રણિપાતરૂપ જ્ઞાનનાં કારણો નિરર્થક નિવડશે. તેમજ જો તમે એમ કહો કે, જેમ પ્રજાપતિને જ્ઞાન થયું તેમ પૂર્વ જન્મવિશે રહેલો મારો ધર્મ, થનારા જન્મવિશેના જ્ઞાનના કારણરૂપ છે તો આ વાતને અમે સ્વીકારી શકતા નથી. કારણ કે સામાન્ય તથા વિશેષ કારણોના ભેદને આપણે પ્રથમ જોવા જોઇએ, તેમજ ગુણવાળાં તથા અવગુણવાળાં કારણોને જોવાં જોઇએ. કારણ કે લૌકિક વ્યવહારમાં નિમિત્ત કાર્યોનો નિમિત્તક ભેદ અનેક પ્રકારનો હોય છે. તેમજ વિશેષ કારણો ગુણવાન્ તથા અગુણવાન્ કારણોવિશે વહેંચાયલાં હોય છે. દૃષ્ટાંત તરીકે અનેક કાર્યોના કારણરૂપે આપણે રૂપજ્ઞાન લઇએ. અહીં રાત્રીને વિશે ફરનારાં પ્રાણીને તેજરહિત અંધારાવિશે રૂપજ્ઞાન નેત્રનો રૂપની સાથે મેળાપ થવાથી ઉત્પન્ન થાય છે. યોગીઓને, રૂપજ્ઞાનનું કારણ કેવળ મનજ હોય છે. પણ આપણ સરખાઓને તો આ રૂપજ્ઞાન, તેજવડે રૂપની સાથે આંખનો મેળાપ થવાથીજ થાય છે. વળી તડકામાં અથવા ચાંદનીવિશે તેજનો વિભાગ થવાથી કારણના સામાન્ય વિભાગો ઉત્પન્ન થાય છે તેમજ વળી તેજના બીજા બે વિભાગ છેઃ- ગુણવાન્ તેજ તથા ગુણ રહિત તેજ. આજ પ્રમાણે આત્માના એકત્વજ્ઞાન વિશે પણ જેમ પ્રજાપતિની બાબતમાં છે, તેમ જન્માંતર વિશે કરેલું કર્મ કારણરૂપ હોય છે અથવા કેટલીકવાર તપ નિમિત્ત હોય છે. જેમકે શ્રુતિમાં કહ્યું છે. કે, तपसा ब्रह्म विजिज्ञासस्व અર્થઃ-તપવડે તું બ્રહ્મને ઓળખ. કેટલીકવાર બ્રહ્મનિષ્ઠ એવા ગુરૂનો ઉપદેશ નિમિત્ત હોય છે. જેમકે, શ્રુતિ સ્મૃતિમાં કહ્યું છે કે, आचार्यवान् पुरुषो वेद અર્થઃ-ગુરૂવડે મનુષ્ય બ્રહ્મને ઓળખી શકે છે અથવા श्रद्धावान् लभते ज्ञानम् અર્થઃ-શ્રદ્ધાવાન્ જ્ઞાનને પ્રાપ્ત થાય છે तद्विद्धि प्रणिपातेन् અર્થઃ-તેને પ્રણિપાતવડે તું ઓળખ. आचार्याद्धि द्रष्टव्यः श्रोतव्यः અર્થઃ-આચાર્યવડે આત્મા ઓળખી, જોઇ તથા સાંભળી શકાય છે. આ બધામાં ભક્તિ ઉપાસનાદિ બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે સાધનો કહેલાં છે. કારણ કે ભક્તિ આદિથી દુર્ગુણો તથા તેવાજ બીજાં વિપરીત જ્ઞાનનો નાશ થાય છે. આજ રીતનો પ્રકાર વેદાન્તના શ્રવણ, મનન અને નિદિધ્યાસન વિશે છે. કારણ કે તેમ થવાથી- શ્રવણાદિથી જ્ઞાનનો વિષય તેની મેળેજ સમજાઇ શકે છે તથા પાપ અને વિઘ્નોનો નાશ થવાથી સ્વાભાવિક રીતેજ આત્મા તથા મનનું સત્ય જ્ઞાન, બ્રહ્મજ્ઞાનને ઉત્પન્ન કરે છે. આથી શ્રદ્ધા પ્રણિપાતાદિ જ્ઞાનનાં ખરાં કારણો છે.

### પ્રજાપતિનો મનુ તથા શતરૂપારૂપે વિભાગ,

स वै नैव रेमे तस्मादेकाकी न रमते स द्वितीयमैच्छत् । स हैतावानास यथा स्त्रीपुमांसौ सम्परिष्वक्तौ स इममेवात्मानं द्वेधापातयत्ततः पतिश्च पत्नी चाभवतां तस्मादिदमर्द्धबृगलमिव स्व इति ह स्माह याज्ञवल्क्यस्तस्मादयमाकाशः स्त्रिया पूर्य्यत एव तां समभवत्ततो मनुष्या अजायन्त॥३॥,

અન્વયાર્થઃ-સઃ=તે વિરાટ્ આત્મા, વૈ=પ્રસિદ્ધ, ન एव रेमे=રતિ વિશિષ્ટ થયો નહિ, तस्मात् एकाकी न रमते=તેજ રીતે એકલાને ગમતું નથી, सः द्वितीय ऐच्छत=તેણે બીજાની ઇચ્છા કરી, सः ह एतावान् आस=તે પ્રસિદ્ધ રીતે આ રીતના પરિમાણવાળો થયો, यथा स्त्रीपुमांसौ ;

જેવી રીતે સ્ત્રી તથા પુરૂષ (ઉદાસીનતાનો નાશ કરવા) જોડાય છે, सः इम एव आत्मानं द्वेधा अपातयत् તે વિરાટ્ આત્મા આ શરીરનેજ બે પ્રકારનું કર્યું, पतिः पत्नी अभवताम् પતિરૂપે મનુ તથા પત્નીરૂપે શતરૂપા થઇ, तस्मात् इद अर्धबृगल इव स्वः इति તેથી પોતાનું આ શરીર છીપના બે વિભાગની માફક કર્યું, इ स्म आह याज्ञवल्क्य = દેવરાતિ ખરેખર કહેવા લગ્યા, तस्मात् अय आकाशः स्त्रीया पूर्यते एव=પુરૂષનું શરીર અર્ધ હોવાથી સ્ત્રીવડેજ પૂર્ણ થાય છે, ता समभवत्=તે પ્રજાપતિએ પોતાના આત્મમાંથી તે શતરૂપાને ઉત્પન્ન કરી, ततः मनुष्या अजायन्त આમ થવાથી મનુષ્યોની ઉત્પત્તિ થઇ. (૩)

શબ્દાર્થઃ-આ પ્રમાણે તેને કોઇ પણ પ્રકારનો આનંદ પ્રાપ્ત થયો નહિ. જેવી રીતે કોઇ પણ મનુષ્ય જો એકાકી હોય છે તો તેને આનંદ પ્રાપ્ત થતો નથી. તેને કોઇ દ્વિતીયની ઇચ્છા થઇ જેમ પતિ તથા પત્ની એક બીજા સાથે આલિંગનાવસ્થામાં હોય છે તેવીજ અવસ્થાવાળા પ્રજાપતિ હતા. તેણે પોતાના આત્માને બે પ્રકારનો કર્યો આથી પતિ તથા પત્ની ઉત્પન્ન થયા. જેમ દાળનો અર્ધો દાણો એક આખા દાળના ભાગરૂપે છે તેમ તેઓ આ સમયે પોતાના આત્માના અર્ધરૂપે હતા. યાજ્ઞવલ્કય નામના મુનિએ પ્રજાપતિના સબંધમાં આ પ્રમાણે જણાવ્યું છે. આ ન્યૂનતા પત્નીના અસ્તિત્વથી પૂર્ણ થઇ તે મનુ, તે સ્ત્રીની-શતરૂપાની સમીપ ગયા. આથી મનુષ્યોનો જન્મ થયો. (૩)

ટીકાઃ-અહીંથી પ્રજાપતિ સસારના વિષયને પ્રાપ્ત થાય છે. તેને અર્થાત્ પ્રજાપતિને આનંદ પ્રાપ્ત થયો નહિ અર્થાત્ તેઓ ઉદાસીન રહેવા લાગ્યા. જેમ આપણે સર્વ એકાકી હોઇએ છીએ ત્યારે ઉદાસીનતા લાગે છે અહીં આનંદનો અર્થ ઇષ્ટ અર્થના સયોગથી ઉત્પન્ન થયેલ ક્રીડા છે અરતિ-ઉદાસીનતા મનના આકુલી ભાવથી ઉત્પન્ન થાય છે. કામનાનો વિષય, જેને વિશે આપણે આસક્ત હોઇએ છીએ, તે ન પ્રાપ્ત થવાથી મનની વ્યગ્રતા થાય છે. આ ઉદાસીનતાનો નાશ કરવા તેમને દ્વિતીયની ઇચ્છા થઇ. અર્થાત્ ઉદાસીનતા ટાળવાને શક્તિમાન્ એવી સ્ત્રીની ઇચ્છા થઇ. જ્યારે તેઓ આ પ્રમાણે કામના કરતા હતા ત્યારે જેમ સ્ત્રીથી આલિંગિત પુરૂષ એકરૂપ હોય છે, તેમ એકરૂપે તેઓની અવસ્થા હતી. પ્રજાપતિ જેઓ આવી અવસ્થાવિશે હતા, તેણે સત્ય વસ્તુરૂપ સ્ત્રીની કામના કરી. જેમ સાધારણ લોક વિશે સ્ત્રી તથા પુરૂષ ઉદાસીનતાનો નાશ કરવા અર્થે આલિંગનથી એક બીજા સાથે જોડાયલા હોય છે તેમ તેઓ હતા પ્રજાપતિ જેઓ આવી અવસ્થવાળા હતા, તેણે પોતાના આત્માને બે પ્રકારનો કર્યો અહીં મૂળમાં જે इम શબ્દ વાપરવામાં આવ્યો છે, તે આત્માને અર્થે તથા મૂળ કારણરૂપ વિરાટ ભગવાનના વિશેષણ અર્થે વાપરવામાં આવ્યો છે. જેમ દહીં થવાથી તેના મૂળ સ્વભાવ દૂધનો નાશ થાય છે, તેવી રીતની અવસ્થાને પ્રજાપતિ પામ્યા નહતા. ત્યારે તેઓના વિભાગની અવસ્થા કેવા પ્રકારની હતી? વિરાટની માનસિક શક્તિવડે આલિંગનયુકત પતિપત્ની અવસ્થાવાળું પોતા સિવાય અન્ય શરીર હતું, જે કેવળ પોતાનેજ અધીન હતું. સમાનાધિકરણને લીધે આ વિરાટ્ ભગવાન્ આવી જ જાતના અર્થાત્ આવી જ અવસ્થાવાળા હતા આમ વિભાગ થવાથી પતિ અને પત્ની ઉત્પન્ન થયા, અર્થાત્ તેઓ દંપતીરૂપે થયા. સ્ત્રી પોતાના આત્માના અર્ધ ભાગરૂપે કહેવામાં આવે છે, તેથી આ શરીર અર્થાત્ સ્ત્રી, પોતાના આત્માના અર્ધ ભાગરૂપે હતું. જેમ આખી દાળના એક દાણાનો અર્ધો ભાગ દાળના ભાગરૂપજ હોય છે, તેમ પત્નીનો વિભાગ થવા પહેલા તે પ્રજાપતિ કોના અર્ધરૂપ હતા? તો કહેવામાં આવ્યું છે કે, આત્માના અર્ધ ભાગરૂપ તેઓ હતા આ પ્રમાણે ખરેખર યજ્ઞવલ્કય એટલે દેવરાતે તેને જણાવ્યા છે અહીં યાજ્ઞવલ્કયની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે છે-यज्ञस्य वल्कः અર્થ -યજ્ઞનો વકતા તે यज्ञवल्कः તથા યજ્ઞવલ્કનો જે પુત્ર તે યાજ્ઞવલ્કય અર્થાત્ દેવરાત. યાજ્ઞવલ્કયનો અર્થ બ્રહ્મનો પુત્ર પણ થઇ શકે. આ અર્ધ પુરૂષને સ્ત્રીરૂપ અર્ધ

ભાગ ન હોવાથી અપૂર્ણ કહ્યો છે તથા સ્ત્રીરૂપ અર્ધ ભાગ પ્રાપ્ત થવાથી પુનઃ તે ભાગ, જેમ બે દાળના અર્ધા દાણા જોડાવાથી એક આખો દાણો પૂર્ણ થાય છે તેમ પૂર્ણતાને પ્રાપ્ત થયો. અહીં મૂળમાં પુનઃ શબ્દ જે વાપરવામાં આવ્યો છે તે પૂર્વજન્મ વિશે એજ પ્રમાણે થયું હતું, એમ દર્શાવવા માટે વાપરવામાં આવ્યો છે. કારણ જગતને અનાદિ કહેવામાં આવે છે. મનુ નામધારી પ્રજાપતિ પછી પોતાની પુત્રીરૂપ શતરૂપા નામની સ્ત્રી પાસે ગયા, એવા આશયથી કે તે મારી પત્નીરૂપ છે. આ પ્રમાણે સમીપ જવા વડે મનુષ્યોની ઉત્પત્તિ થયેલી છે. (૩)

### મનુ તથા શતરૂપાથી અનેક યોનીની ઉત્પત્તિ

**सो हेयमीक्षांचक्रे कथं नु मात्मन एव जनयित्वा सम्भवति हन्त तिरोऽसानीति सा गौरभवदृषभ इतरस्तां समेवाभवत्ततो गावोऽजायन्त वडवेतराभवदश्ववृष इतरो गर्दभीतरा गर्दभ इतरस्तां समेवाभवत्तत एकशफमजायताजेतराभवद्बस्त इतरोऽविरितरा मेष इतरस्तां समेवाभवत्ततोऽजावयोऽजायन्तैवमेव यदिदं किञ्च मिथुनमापिपीलिकाभ्यस्तत् सर्वमसृजत ॥४॥**

**અન્વયાર્થ:**—सा उ ह इय इक्षा चक्रे=તે શતરૂપા વિચાર કરવા લાગી કે, कथं नु मा आत्मनः एव जनयित्वा संभवति=કેવી રીતે પોતામાંથીજ મને ઉત્પન્ન કરી ભોગવે, हन्त तिरः असानि सा गौः अभवत्=તે શતરૂપા ગાય થઇ, वृषभः इतरः=બીજો અર્થાત્ મનુ વૃષભ રૂપે થયા, तां सम् एव अभवत्= તે શતરૂપા સાથે સંજોગ કર્યો, ततः गावः अजायन्त=આથી ગાયોની ઉત્પત્તિ થઇ, वडवा इतरा अभवत्=શતરૂપા ઘોડી થઇ, अश्ववृषः इतरः= મનુ અશ્વરૂપે થયા, गर्दभी इतरा गर्दभ इतरः= એક ગધેડી ત્યારે બીજા ગધેડ રૂપે થયા, तां सं एव अभवत्=પૂર્વની માફક તેની સમીપ ગયા, ततः एकशफ अजायत=એક ખરીવાળા રૂપે પોતે થયા, अजा इतरा अभवत्=બીજી અજા રૂપે થઇ, बस्त. इतरः अवि इतरा=મનુ મેંઢારૂપે તથા શતરૂપા મેંઢીરૂપે, मेषः इतरः तां सं एव अभवत्=મેંઢારૂપ મનુ મેંઢીરૂપ શતરૂપા પાસે ગયા, ततः अजावयः अजायन्त આથી અજ તથા મેંઢા આદિ થયાં, एवं एव यदिदं किंच मिथुनं आपिपीलिकाभ्य=આ રીતે કીડીપર્યંત મિથુન થયું, तत् सर्वं असृजत=આ સર્વ જગત ઉત્પન્ન થયું.

**શબ્દાર્થ:**—તેણીએ ( શતરૂપાએ ) ખરેખર વિચાર્યું કે, જેણે મને પોતાના આત્મામાંથી ઉત્પન્ન કરી છે, તે મારી સમીપ ગમન કરે, એ શું સારું કહેવાય? અફસોસ! હું સંતાઇ જાઉં. આ રીતે તે ગાયરૂપે થઇ ત્યારે મનુ વૃષભરૂપે થયા. પછી વૃષભરૂપ મનુ તે ગાયરૂપ શતરૂપા પાસે આવ્યા. આ રીતે ગાયોની ઉત્પત્તિ થઇ છે. શતરૂપા ઘોડીરૂપ થઇ ત્યારે મનુ અશ્વરૂપે થયા. એક ગર્દભીરૂપ થઇ ત્યારે બીજા ગર્દભરૂપ થયા. આમ થવાથી એક ખરીવાળાં પ્રાણીઓની ઉત્પત્તિ થઇ. એક અજારૂપ થઇ ત્યારે બીજા અજરૂપ થયા. એક મેંઢી થઇ ત્યારે બીજા મેંઢા થયા. તે તેણીની પાસે આવ્યા. આ પ્રમાણે બકરાં, મેંઢા વગેરે અનેક યોનિની ઉત્પત્તિ થઇ. આ રીતે તેણે કીડીપર્યંત સઘળા દંપતીરૂપે ઉત્પન્ન કર્યાં. (૪)

*ટીકા:*—તેણીએ—શતરૂપાએ વિચાર્યું કે, પોતાની પુત્રીસમીપ ગમન કરવું, એનો સ્મૃતિવિશે નિષેધ છે તથા તેથી તે—મનુ, મારી સમીપ આવે, એ ઘણુંજ અયોગ્ય કર્મ કહેવાય. કારણ હું તેમનામાંથી જ ઉત્પન્ન થયેલી છું. અફસોસ! હું મારા આત્માને આવરણવાળો કરીશ, એટલે બીજી જાતના સ્વરૂપને ધારણ કરીશ. આ પ્રમાણેનો વિચાર કરી તે ગાયરૂપે થઇ તથા પ્રાણીઓ જેમ વારંવાર કર્મોવડે ભિન્ન ભિન્ન પ્રકારના દેહોને ધારણ કરે છે તેમ મનુ તથા શતરૂપાએ જૂદાં જૂદા સ્વરૂપો ધારણ કર્યાં. જ્યારે શતરૂપા ગાયરૂપે થઇ ત્યારે મનુ ભગવાન્ વૃષભરૂપે થયા. તેઓ પૂર્વે જેમ કહેવામાં આવ્યું છે તેમ તેની સમીપ ગયા. આ રીતે ગાયોની ઉત્પત્તિ થઇ. આ રીતે શતરૂપા ઘોડી થઇ ત્યારે મનુ ભગવાન્ અશ્વરૂપે થયા. એક ગર્દભી થઇ ત્યારે બીજા ગર્દભ થયા.

અશ્વ તથા ઘોડીના સંગમથી તથા બીજા પણ જાતેના સંગમવડે અશ્વો, ખચ્ચરો તથા ગર્દભ આદિ એક ખરીવાળાં પ્રાણી ઉત્પન્ન થયાં. પછી શતરૂપા અજારૂપે થઇ ત્યારે મનુ ભગવાન્ અજરૂપે થયા, એક મેઢીરૂપે થઇ ત્યારે બીજા મેઢારૂપે થયા તથા ઉપર પ્રમાણે તેમણે તેની સમીપ જવા માંડ્યું. આ રીતે અજ તથા મેઢાં ઉત્પન્ન થયાં. એમ કીડીથી તે મનુષ્યપર્યંત યુગ્મરૂપે દરેક પ્રાણીઓને તેઓએ ઉત્પન્ન કર્યાં અર્થાત્ તેમણે જગતની ઉત્પત્તિ કરી.

## પ્રજાપતિની સૃષ્ટિરૂપે ઉત્પત્તિ.

सोऽवेदहं वाव सृष्टिरस्म्यहꣳहीदꣳसर्व्वमसृक्षीति ततः सृष्टिरभवत्सृष्ट्याꣳ हास्यैतस्यांभवति य एवं वेद ॥५॥

અન્વયાર્થ:-सः अवेद=તે પ્રજાપતિએ જાણ્યું, अहं वाव सृष्टिः अस्मि=હું ખરેખર સૃષ્ટિરૂપ છું, अहं हि इदं सर्वं असृक्षी=કારણ કે આ સર્વ જગતની મારા રૂપે ઉત્પત્તિ થઇ, ततः सृष्टिः अभवत्=આથી પ્રજાપતિ સૃષ્ટિ રૂપે થયા, सृष्ट्या ह अस्य एतस्य एतस्यां भवति=આ પ્રજાપતિની સૃષ્ટિમા સ્રષ્ટારૂપે થાય છે, यः एव वेद=જે આ રીતે અર્થાત્ હું જગતરૂપે છું, એમ ઉપાસના કરે છે. (૫)

શબ્દાર્થ:-તેણે જાણ્યું કે, હું ખરેખર આ સૃષ્ટિરૂપ છું. કારણ કે મેં આ સર્વની ઉત્પત્તિ કરી. આથી (પ્રજાપતિનું) સૃષ્ટિ એવું નામ ઉત્પન્ન થયું છે. ખરેખર જે તેને આ પ્રમાણે જાણે છે, તે આ સૃષ્ટિવિશે તેના સરખો થાય છે. (૫)

ટીકા:-તેણે અર્થાત્ પ્રજાપતિએ આ જગતની ઉત્પત્તિ કર્યા પછી જાણ્યું કે, હું ખરેખર આ સૃષ્ટિરૂપ છું. જગતને સરજવામા આવેલું હોવાથી સૃષ્ટ થયેલ જગત્ મારાથી ઉત્પન્ન થયેલ છે, તેથી મારાથી વિભક્ત થયેલું નથી, માટે હું જગતરૂપ છું. તે મારાથી કોઇપણ રીતે ભિન્ન નથી. કેવી રીતે આ જગત્ મ રારૂપ છે? કારણ કે મેં (પ્રજાપતિએ) આ જગતની ઉત્પત્તિ કરી, તેથી પ્રજાપતિ પોતે સૃષ્ટિરૂપે થયા. તેથી સૃષ્ટિ એવું નામ (પ્રજાપતિનું) ઉત્પન્ન થયું છે. ખરેખર આ સૃષ્ટિવિશે-પ્રજાપતિથી થયેલા આ જગતવિશે, મનુષ્ય તેના સરખો થાય છે અર્થાત્ જે જગત્ પોતાની આત્માથી ભિન્ન નથી તેના સ્રષ્ટા પ્રજાપતિસદૃશ તે થાય છે. કોણ? જે તેને આ પ્રમાણે જાણે છે અર્થાત્ સાધ્ય આત્મ ને અધીન તથા અધિદૈવ જગતરૂપે પ્રજાપતિ છે, એમ ઉપર કહ્યા પ્રમાણે પ્રજાપતિરૂપે તેને (જગતને) જે જાણે છે, તે પ્રજાપતિરૂપ થાય છે.

## બ્રાહ્મણાદિ વર્ણના નિયંતા દેવોની સૃષ્ટિ.

अथेत्यभ्यमन्थत्स मुखाच्च योनेर्हस्ताभ्यां चाग्निमसृजत तस्मादेतदुभयमलोमकमन्तरतोऽलोमका हि योनिरन्ततः। तद्यदिदमाहुरमुं यजामुं यजेत्येकैकन्देवमेतस्यैव सा विसृष्टिरेष उ ह्येव सर्व्वे देवाः। अथ यत्किञ्चेदमार्द्रं तद्रेतसोऽसृजत तदु सोम एतावद्वा इदꣳ सर्वमन्नञ्चैवान्नादश्च सोम एवान्नमग्निरन्नादः सैषा ब्रह्मणोऽतिसृष्टिः। यच्छ्रेयसो देवानसृजताथ यन्मर्त्यः सन्नमृतानसृजत तस्मादतिसृष्टिरतिसृष्ट्याꣳहास्यैतस्यां भवति य एवं वेद ॥६॥

અન્વયાર્થ:-अथ इति=ત્યાર પછી, अभ्यमन्थत्=તે પ્રજાપતિએ મંથન કર્યું, सः मुखात् योनेः हस्ताभ्यां च अग्निं असृजत=તે પ્રજાપતિએ મુખરૂપ યોનીમાંથી તેમજ બે હાથરૂપ યોનીમાંથી અગ્નિ ઉત્પન્ન કર્યો, तस्मात् एतत् उभयं अलोमकं अन्तरतः=તેથી આ બેઉ અંદરથી લોમરહિત છે, अलोमका हि योनिः अन्तरतः=કારણ કે સ્ત્રીયોની અંદરના ભાગમાં લોમ રહિત છે, तत् यत् इदं आहुः=તેથી ભિન્ન ભિન્ન દેવને માનનારા યાજ્ઞિકો આ પ્રમાણે કહે છે, अमुं यज अमुं यज=આનું યજન કરો વગેરે, एकैकं देवं=એકેક દેવને, एतस्य एव सा विसृष्टिः=આ પ્રજાપતિનીજ તે સૃષ્ટિ, एषः उ हि एव सर्वे देवाः=આ હિરણ્યગર્ભરૂપ પ્રાણજ સર્વે દેવો રૂપે, अथ यत् किंच इदं आर्द्रं=વળી જે કાંઇ દ્રવ્યમાન દ્રવાત્મક (છે), तत् रेतसः असृजत=તેને પ્રજાપતિએ રેતમાથી ઉત્પન્ન ... सोम--

તેજ સોમ, एतावत् वा इदं सर्वं अन्नं=આટલું પ્રસિદ્ધ આ સર્વ અન્નરૂપે, च एव अन्नादः=તથા અન્નાદરૂપે, सोमः एव अन्नं=સોમ અન્નરૂપે, अग्निः अन्नादः=અગ્નિ અન્નાદરૂપે, सा एव ब्रह्मणः अतिसृष्टिः=તે આ પ્રજાપતિની અતિસૃષ્ટિ, यत् श्रेयसः देवान् असृजत=કારણ કે પ્રશસ્યતર દેવોને ઉત્પન્ન કર્યા, यत् मर्त्यः सन् अमृतान् असृजत= કારણ કે પ્રજાપતિ મર્ત્ય રૂપે થવા છતાં મરણ ધર્મ રહિતોને ઉત્પન્ન કર્યા, तस्मात् अतिसृष्टिः= તથી દેવોત્પત્તિ અતિસૃષ્ટિરૂપે, सृष्टयाह अस्य एतस्यां भवति=પ્રજાપતિની આ સૃષ્ટિને વિશે સ્રષ્ટારૂપ થાય છે, एवं वेद=જે આ રીતે અર્થાત્ હુંજ પ્રજાપતિ છું એમ ઉપાસના કરે છે (૬)

શબ્દાર્થઃ-ત્યાર પછી તેમણે મંથન કર્યું. ઉત્પત્તિના સ્થાનરૂપ પોતાના મુખમાથી તથા પોતાના હાથમાથી તેમણે અગ્નિને ઉત્પન્ન કર્યો. તેથી મુખ તથા હાથ બન્ને અંદરના ભાગમા લોમ રહિત છે. વળી કહ્યું છે કે, 'આનું (અમુક દેવનું) યજન કરો, આનું યજન કરો,' આથી એક અથવા અન્ય દેવનું યજન કરવું યુક્ત નથી. તે ખરેખર આ સૃષ્ટિરૂપ છે. કારણ કે તે ખરેખર સઘળા દેવોરૂપ છે. પછી જે કાંઈ આર્દ્ર છે, તે તેણે પોતાના રેતમાથી ઉત્પન્ન કર્યું. આ સોમરૂપ છે. આ રીતનું આ અખિલ જગત્ અન્નરૂપ અથવા અન્નના ભક્ષકરૂપ છે. સોમ અન્નરૂપ છે તથા અગ્નિ અન્નના ભક્ષકરૂપ છે. આ બ્રહ્મની અતિસૃષ્ટિ કહેવાય છે. કારણ કે તેણે વધારે સારા ભાગમાથી દેવોને સર્જ્યા, તેમજ તેએ પોતે મર્ત્ય છતા અમર્ત્યોને સર્જ્યા. આથી દેવોને અતિસૃષ્ટિ કરી કહેવામા આવે છે. જે તેને આ પ્રમાણે જાણે છે, તે આ અતિસૃષ્ટિવિશે પ્રજાપતિના સરખો થાય છે.

ટીકા-પ્રજાપતિ, આ પ્રમાણે મિથુનાત્મક જગતને સરજી બ્રાહ્મણાદિ વર્ણોના નિયામક દેવતાઓને સરજવાની ઇચ્છા કરવા લાગ્યા અને પ્રારંભમા પોતાના હાથ પોતાના 'મુખપર મૂકી, તેણે મંથન કરવા માડયું'. પોતાના હાથવડે મુખરૂપ યોનિનું મંથન કરી, તેમજ યોનરૂપ હાથનું મંથન કરી, બ્રાહ્મણ જાતિના અનુગ્રહ કર્તારૂપ અગ્નિને ઉત્પન્ન કર્યો કારણ કે હાથ તથા મુખ બંને અગ્નિની યોનિરૂપ છે. આ અગ્નિની પ્રકૃતિ દહન કરનારી હોવાથી મુખ તથા હાથ લોમરહિત હોય છે. સમગ્ર ભાગ લોમ રહિત નથી, પણ કેવળ અંદરનોજ ભાગ લોમ રહિત છે. કારણ મુખ તથા હાથ બન્ને અંદરના ભાગવિશે સ્ત્રીની યોનિની સાદૃશ્યતા ધરાવે છે. કારણ સ્ત્રીની યોનિનો અંદરનો ભાગ લોમરહિત છે. આ રીતે બ્રાહ્મણ પણ પ્રજાપતિના મુખમાથી ઉત્પન્ન થયા હતા. જેમ જ્યેષ્ઠ ભ્રાતા કનિષ્ઠ ભ્રાતાનો અનુગ્રહ કર્તા હોય છે તેમ બ્રાહ્મણ તથા અગ્નિ એકજ યોનિમાથી ઉત્પન્ન થયેલા હોવાથી અગ્નિ બ્રાહ્મણનો મુખ્ય અનુગ્રહકર્તા છે. માટે બ્રાહ્મણને, અગ્નિ અધિષ્ઠાતાદેવરૂપે તથા મુખ વીર્યરૂપે છે, જે વાત શ્રુતિ તથા સ્મૃતિવિશે સિદ્ધ છે આ પ્રમાણે તેણે બળના આશ્રયરૂપ બાહુઓમાથી બળને ભેદનાર (ઇંદ્ર) તથા વરુણાદિ અન્ય દેવો, જેઓ ક્ષત્રિય જાતિના નિયંતારૂપ છે તેઓને તથા ક્ષત્રિયને ઉત્પન્ન કર્યા. આથીજ શ્રુતિ તથા સ્મૃતિમા કહ્યુ છે કે, ક્ષત્રિયનો નેતા ઇન્દ્ર છે તથા તેના પરાક્રમ બાહુ છે. આ પ્રમાણે તેણે પોતાના જાનુ, જે વ્યવસાયના આશ્રયરૂપ છે, તેમાથી* વસુઓને, વસુના અધિષ્ઠાતા બીજા દેવોને તથા વૈશ્યને ઉત્પન્ન કર્યા.

આથી વૈશ્ય કૃષિ, વ્યાપાર તથા તેવી બીજી વૃત્તિઓને વિશે આસક્ત છે તથા શ્રુતિ સ્મૃતિના કહ્યા પ્રમાણે વસુઓ તેના અધિષ્ઠાતા દેવો છે. આ રીતે તેણે પોતાના પગમાથી પૃથ્વીના અધિષ્ઠાતા દેવ પુષનને તથા શૂદ્રોને ઉત્પન્ન કર્યા. આ શૂદ્રનો ધર્મ શ્રુતિ તથા સ્મૃતિના કહેવા પ્રમાણે સેવા કરવાનો છે. આ પુષન દક્ષની પુત્રીવડે કશ્યપના પુત્રો જે દ્વાદશ આદિત્યો છે તેમાનો એક છે અખિલ સૃષ્ટિની સ્તુતિ અર્થે અગર જો કે ક્ષત્રિય તથા બીજા વર્ણોના અધિષ્ઠાતા દેવોની

*વસુઓ વસુના પુત્રો કહેવાય છે તેઓના નામો નીચે પ્રમાણે છે.-આપ, ધ્રુવ, સોમ, ધવ, અનિલ, અનલ, પ્રત્યૂષ તથા પ્રભાસ

ઉત્પત્તિનું વર્ણન કરવામા નથી આવ્યું તથા તેનું વર્ણન કરવું હજી બાકી છે, છતાં તેનું વર્ણન કર્યું હોય, તે પ્રમાણે જણાય છે. શ્રુતિના આ ભાગપરથી સ્પષ્ટ જણાય છે કે, પ્રજાપતિ સર્વ દેવોરૂપ છે. કારણ કે સ્રષ્ટા તથા સૃષ્ટ વચ્ચે કોઇ પણ પ્રકારની ભિન્નતા જોવામા આવતી નથી તથા દેવો પ્રજાપતિથી ઉત્પન્ન થયેલા છે. પ્રકરણના અર્થનું આ પ્રમાણે પ્રતિપાદન કરી, તેની સ્તુતિ અર્થે અજ્ઞાની જનોના વિરુદ્ધ વિચારના દોષનું નિરૂપણ કરવામા આવે છે. કારણ એક વસ્તુનો દોષ દર્શાવવાથી અને દરખાતેથી અન્ય વસ્તુની સ્તુતિ થાય છે.

ક્રિયા કરતી વખતે જ્યારે આહુતિઓ આપવામા આવે છે ત્યારે યાજ્ઞિકો આ પ્રમાણે કહે છે કે, આ અગ્નિનુ યજન કરો, આ ઇન્દ્રાદિ દેવોનું યજન કરો. એમ કહેવાનું કારણ એ કે, અગ્નિ આદિ અન્ય દેવોનું મનન કરી, શાસ્ત્ર, સ્તોત્ર, નામ તથા કર્માદિની ભિન્નતા પ્રમાણે યાજ્ઞિકો તેની ઉપાસના સબધી બોલે છે. પણ આમ માની બેસવું યોગ્ય નથી કારણ કે પ્રજાપતિ ખરેખર આ અતિસૃષ્ટિરૂપ છે અર્થાત્ દેવોના અખિલ ભાગરૂપ છે તથા પ્રજાપતિજ પ્રાણરૂપે કરી, સર્વ દેવતારૂપ છે

આ બાબતમા વિરુદ્ધતા જોવામાં આવે છે કેટલાકો એમ કહે છે કે, હિરણ્યગર્ભને પર-શ્રેષ્ઠરૂપે ગણવા તથા કેટલાક કહે છે કે, તેને સસારીરૂપે ગણવા મત્રના વર્ણ પ્રમાણે પરરૂપ વધારે યોગ્ય છે. કારણ શ્રુતિમા કહ્યું છે કે, इद्र मित्रं वरुणमग्निमाहु.-તેઓ તેને ઇન્દ્ર, મિત્ર, વરુણ તથા અગ્નિ કહે છે. વળી બીજી એક શ્રુતિ વિશે પણ કહેવામા આવ્યુ છે કે, एष ब्रह्मैष इन्द्र एष प्रजापतिरेते सर्वे देवा -જે બ્રહ્મ, ઇન્દ્ર તથા પ્રજાપતિ છે, તે સર્વ દેવોરૂપ છે. વળી સ્મૃતિ વિશે પણ કહેવામા આવ્યુ છે કે, एतमेकेवदन्त्यग्निं मनुमन्ये प्रजापतिम् । योऽसावतीन्द्रियोऽग्राह्य सूक्ष्मोऽव्यक्तः सनातन । सर्वभूतमयोऽचिन्त्यः स एव स्वयमुद्बभौ કેટલાકો તેને અગ્નિરૂપ કહે છે, કેટલાકો મનુ તથા કેટલાકો પ્રજાપતિરૂપ કહે છે તેમજ જે ઇન્દ્રિયોનો વિષય નથી, જે અગ્રાહ્ય, સૂક્ષ્મ, અવ્યક્ત, સર્વ ભૂતમય તથા અચિન્ત્ય છે, તે પોતે પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે.

વળી કેટલાક હિરણ્યગર્ભને સંસારી કહે છે, જે બાબત શ્રુતિમા નીચે પ્રમાણે કહેવામા આવ્યું છે.-सर्वान्पाप्मन औषत् અર્થઃ-તેણે સર્વ પાપોનું દહન કર્યું તથા જ્યા સુધી સસારી સ્થિતિમાં ન હોય ત્યાં સુધી તે પાપોનુ દહન કરી શકે નહિ. કારણ એમ સાભળવામા આવ્યુ છે કે, આત્મા દુખ તથા અરતિનો વિષય છે. વળી અહીં મૂળમા કહેવામાં આવ્યું છે કે अथ यन्मर्त्यः सन्नमृतानसृजत-મર્ત્ય છતાં તેણે અમૃતને ઉત્પન્ન કર્યા. વળી એક મત્રવર્ણમા કહ્યું છે કે, हिरण्यगर्भं पश्यत जायमानम्-હિરણ્યગર્ભના જન્મને જુવો. કર્મના ફળને દર્શાવતા સ્મૃતિના એક ભાગમા કહ્યુ છે કે, ब्रह्मा विश्वसृजो धर्मो महानव्यक्तमेव च । उत्तमां सात्विकीमेतां गतिमाहुर्मनीषिण. અર્થઃ-ઋષિઓ બ્રહ્માને જગતના સ્રષ્ટા,* ધર્મરૂપ, મહાન્ તથા અવ્યક્ત કહે છે તથા તેને ઉત્તમ અને સાત્વિક ગતિરૂપ કહે છે.

આ પ્રમાણે વિરુદ્ધ વિચારો હોવાથી તે પ્રમાણરૂપ ગણાશે નહિ. આ વાત અમે સ્વીકારતા નથી. કારણ કે ભિન્ન ભિન્ન કલ્પનાથી આ વિશે વિચાર કરવામાં આવે તો એમા કોઇ પણ પ્રકારની વિરુદ્ધતા નથી. જો તેની ઉપાધિ કોઇ વિશેષની સાથે સબધ રાખતી હોય તો ભિન્ન કલ્પના પ્રાપ્ત થાય આ રીતે શ્રુતિમા કહ્યુ છે કે, आसीनो दूरं व्रजति शयानो याति सर्वत. कस्तं मदामदं देवं मदन्यो ज्ञातुमर्हति અર્થઃ-બેઠેલા છતાં તે ઘણો દૂર જઇ શકે છે, ઉંઘતા છતા તે દરેક સ્થળે જાય

* જગતના સ્રષ્ટાઓ.-સ્રષ્ટાઓ કહેવાથી મનુ તથા બીજાઓ લેવા. ધર્મ-યમ, મહાન્-અર્થાત્ બુદ્ધિ અને વિજ્ઞાન જે પ્રકૃતિની પ્રથમ ઉત્પત્તિ છે તે, અથવા સાખ્ય મત પ્રમાણે સ્વયભૂ લેવા. કુલ્લુકભટ્ટ નામના ટીકાકાર બ્રહ્માવડે ચાર મુખવાળા બ્રહ્માને ગ્રહણ કરે છે તથા સ્રષ્ટાઓવડે મરીચિ અને બીજા દેવો લે છે.

છે, ઇશ્વર જે સુખી અને અસુખી છે, તેને મારા વિના અન્ય કોણ જાણવા સમર્થ થાય છે? ઉપાધિને યોગે તે સંસારી છે, પણ પરમાર્થ રીતે જોતા તેનો સંસાર સાથે સંબંધ નથી તથા આ જ પ્રમાણે હિરણ્યગર્ભનું એકપણું છે. તેમજ સર્વ જીવોનું એકપણું અથવા અનેકપણું છે, તેજ અર્થનું, તત્ત્વમસિ અર્થઃ-તત્ અર્થાત્ જીવ અને ત્વં-ઇશ્વર એક છે, સૂચન કરે છે. પણ હિરણ્યગર્ભ પોતાની ઉપાધિની અતિશય શુદ્ધિને લીધે શ્રેષ્ઠજ છે. જો કે શ્રુતિ અને સ્મૃતિમાં હિરણ્યગર્ભનું સંસારીપણું કેટલેક સ્થળે દર્શાવવામાં આવ્યું છે, પણ જીવોની સંસારી સ્થિતિ ઉપાધિમાં રહેલ અત્યંત અશુદ્ધિને લીધે સર્વત્ર પ્રસિદ્ધજ છે. શ્રુતિ તથા સ્મૃતિના વચન પ્રમાણે ઉપાધિની વિશેષતાનો ત્યાગ કરવાવડે દરેક જીવ બ્રહ્મનો અધિકારી બને છે. વેદની પ્રમાણુતાનો ત્યાગ કરી તર્કવાદીઓ અસ્તિ, નાસ્તિ, કર્તા તથા અકર્તાદિના અનેક તર્કોવડે શાસ્ત્રના અર્થને ગુંચવાડામા નાખે છે. આમ થવાથી અર્થનો નિશ્ચય થઇ શકતો નથી. પણ જેઓ મદ છોડી દઇ શાંત થઇ શાસ્ત્રને કેવળ અનુસરે છે, તેઓને પ્રત્યક્ષ પ્રમાણની માફક દેવતાદિના વિષયવાળા શાસ્ત્રનો અર્થ સ્પષ્ટપણે સમજાઇ શકે છે. આ જ રીતે પ્રજાપતિ એક ઇશ્વરરૂપ છે, છતા તેનામા અનાદિ લક્ષણવાળો ભેદ કહેવાય છે. આ ભેદોમા અગ્નિને પણ ગણેલ છે. અહીં પ્રથમ અન્નરૂપ સોમનું નિરૂપણ કરવામા આવે છે. આ જગતમા જે કાંઇ છે તે આર્દ્ર છે તથા પરમાત્માએ તેને રેતરૂપ પોતાના બીજમાથી ઉત્પન્ન કર્યું છે. તેથી જ શ્રુતિમાં કહ્યું છે કે, રેતમાંથી જળની ઉત્પત્તિ થઇ છે સોમ પણ દ્રવરૂપ છે. તેથી જે સઘળું દ્રવ ભાવવાળું છે, તે પ્રજાપતિએ પોતાના રેતમાથી ઉત્પન્ન કર્યું છે. તેથી સોમ પણ દ્રવાત્મક છે. અખિલ જગત્ દ્રવાત્મક છે અર્થાત્ અદ્રવાત્મક એવી કોઇપણ વસ્તુ રહેતી નથી. અને જે સોમરૂપ છે, તે દ્રવાત્મકતાવડે પોષણ કરે છે તેમ જ જઠરાગ્નિ પોતાની ઉષ્ણતા તથા રૂક્ષતાથી સર્વેનું પોષણ કરે છે. આથી સોમનું અન્નરૂપે વર્ણન કરવામાં આવ્યુ છે. અર્થના બળથી સિદ્ધ થાય છે કે, જે કાંઇ ભક્ષણ કરવામા આવે છે તે સોમરૂપ તથા અગ્નિ ભક્ષક છે. કેટલીકવાર હુયમાન એવો અગ્નિ પણ સોમરૂપે થાય છે. સોમનું પણ કેટલીકવાર યજન કરવામાં આવે છે ત્યારે અગ્નિરૂપ કહેવાય છે. કારણ કે તે ભક્ષકરૂપ છે જે કોઇ આ પ્રમાણે અગ્નિને સોમાત્મકરૂપે તથા જગતને આત્મારૂપે જુવે છે, તે કોઇ પણ પ્રકારના દોષથી દોષિત થતો નથી તથા તે પ્રજાપતિના સરખો થાય છે. બ્રહ્મરૂપ પ્રજાપતિની આ સૃષ્ટિને અતિસૃષ્ટિ કહેવામાં આવે છે કારણ કે તે તેના આત્માનું પણ અતિક્રમણ કરનારી અર્થાત્ શ્રેષ્ઠ છે. આ સૃષ્ટિ કેવી છે? તેના ઉત્તરમાં કહેવાનું કે, તેણે શ્રેય ભાગોવાળા (શુદ્ધ ભાગવાળા) આત્મામાંથી દેવોને ઉત્પન્ન કર્યા. આથી દેવતાની સૃષ્ટિને અતિસૃષ્ટિ કહેવામાં આવે છે સૃષ્ટિ પોતાનું પણ અતિક્રમણ કરે, એ કેવી રીતે બની શકે? આનો ઉત્તર એ છે કે, જ્ઞાન તથા કર્મરૂપી અગ્નિવડે સર્વ પાપોનો નાશ કર્યા પછી અમર્ત્યને એટલે અમર્ત્ય પ્રકૃતિવાળા દેવોને પોતે મર્ત્ય સ્વભાવવાળા છતાં ઉત્પન્ન કર્યા. આ કારણથી તે સૃષ્ટિ પૂર્વ જ્ઞાનના ફળરૂપ હોવાથી તેને અતિસૃષ્ટિ કહેવામાં આવે છે. પોતામાંથી ઉત્પન્ન થયેલી પ્રજાપતિની આ અતિસૃષ્ટિને જે જાણે છે, તે પ્રજાપતિ માફક અતિસૃષ્ટિરૂપ ખરેખર થાય છે અર્થાત્ તે પ્રજાપતિની માફક સ્રષ્ટારૂપ થાય છે.

### અવ્યાકૃતનું નામરૂપે પ્રકટ થવું.

तद्धेद तर्ह्यव्याकृतमासीत्, तन्नामरूपाभ्यामेव व्याक्रियताऽसौ नामायमिदंरूप इति तदिदमप्येतर्हि नामरूपाभ्यामेव व्याक्रियतेऽसौ नामायमिदंरूप इति स एष इह प्रविष्ट । आनखाग्रेभ्यो यथा क्षुरः क्षुरधानेऽवहितः स्याद्विश्वंभरकुलाये तं न पश्यन्ति । अकृत्स्नो हि स प्राणन्नेव प्राणो नाम भवति । वदन् वाक्पश्यंश्चक्षुः शृण्वन् श्रोत्रं मन्वानो मनस्तान्यस्यैतानि कर्मनामान्येव ।स योऽत एकैकमुपास्ते न स वेदाकृत्स्नो ह्येषोऽत एकैकेन भवत्यात्मेत्येवोपासीतात्र ह्येते सर्व एक भवन्ति । तदे·

तत्पदनीयमस्य सर्व्वस्य यदयमात्मानेन ह्येतत्सर्व्वं वेद । यथा ह वै पदेनानुविन्देदेवं कीर्तिं श्लोकं विन्दते य एवं वेद ॥ ७ ॥

અન્વયાર્થ:-तत् ह इदं तर्हि अव्याकृतं आसीत्=तत् કહેતાં આ દૃશ્યમાન જગત્ तर्हि કહેતાં ઉત્પત્તિ પહેલાં અવ્યાકૃતરૂપે હતું, तत् नामरूपाभ्या एव व्याक्रियत=તે નામ તથા રૂપવડે વિસ્તારને પામ્યું, अयं असौ नाम=આ નામરૂપે, अयं=આ પુરુષ, इदं रूपः=આવા રૂપવાળો, सः एषः इह प्रविष्टः=તે આ પરમાત્મા ઇહ કહેતાં સર્વ દેહમાં પ્રવેશને પામેલા છે, आनखाग्रेभ्यः यथा क्षुरः क्षुरधाने अवहितः स्यात्=નખના અગ્ર ભાગની મર્યાદા કરી તેમણે પ્રવેશ કર્યો, જેમ અસ્રો ખોલીના એક ભાગમાં પ્રવેશ પામી રહેલ હોય છે, विश्वंभरः वा विश्वंभरकुलाये=વિશ્વંભર કહેતાં અગ્નિ જેમ અગ્નિના આધારરૂપ કાષ્ઠમાં પ્રવેશ પામેલ છે, तं न पश्यन्ति=ક્રિયાવિશિષ્ટ આત્માને જોતા છતા પૂર્ણ આત્માને જોતા નથી, अकृत्स्नः हि स प्राणन् एव प्राणः नाम भवति=અસંપૂર્ણ એવો તે આત્મા પ્રાણ ક્રિયાને કરતો છતો પ્રાણરૂપેજ થાય છે, वदन् वाक्=બોલવાની ક્રિયા કરતો છતો વાણી રૂપે, पश्यन् चक्षुः=જોવાની ક્રિયા કરતો છતો ચક્ષુરૂપે, शृण्वन् श्रोत्रं=શ્રવણની ક્રિયા કરતો છતો શ્રોત્રરૂપે, मन्वानः मनः=મનની ક્રિયા કરતો છતો મનરૂપે, तानि अस्य एतानि कर्मनामानि एव=આ આત્માના આ કર્મવડે પડેલાં નામોજ છે, सः यः अतः एकैकं उपास्ते=આથી જે કોઇ એકની ઉપાસના કરે છે, न सः वेद=તે કૃત્સ્ન આત્માને ઓળખતો નથી, अकृत्स्नः हि एव=કારણ કે આ અસંપૂર્ણ આત્મા છે, अतः एकैकेन भवति=આથી પ્રાણાદિ એકાદ વિશિષ્ટ તે થાય છે, आत्मा=આત્મા. इति=શબ્દ તથા બુદ્ધિ આદિના અવિષયરૂપ, एव=જ, उपासीत=ઉપાસના કરવી, अत्र हि एते सर्वे एक भवन्ति=અત્ર કહેતાં આ નિરૂપાધિવાળા આત્મામાં સઘળું એકરૂપે થાય છે, तद् एतद्=તે આ આત્માને, पदनीयं=પ્રાપ્ત કરવા યોગ્ય, अस्य सर्वस्य=આ સર્વે અનાત્મ પદાર્થના, यद् अयं आत्मा=જે આ કૃત્સ્ન આત્મા છે, अनेन=આ આત્મજ્ઞાનવડે, एतत् सर्वं वेद=આ સર્વ અનાત્મક જ્ઞાન થાય છે, यथा ह वै पदेन अनुविंदेत=જેમ ગાયથી અંકિત પગલાથી ખોવાયલી વસ્તુને કોઇ મેળવે, एवं=આ રીતે અર્થાત્ આત્માનો નામ તથા રૂપવિશે પ્રવેશ છે એવા, कीर्तिं श्लोकं विन्दते=એકતાના જ્ઞાનને તથા મોક્ષને મેળવે છે, यः एवं वेद=જે આ રીતે સમગ્રરૂપે આત્માની ઉપાસના કરે છે. (૭)

શબ્દાર્થ:-આ જગત્ હાલમાં છે, તે ઉત્પત્તિ પહેલાં અવ્યક્ત હતું. આ જગત્ પોતાની મેળેજ નામ રૂપે વ્યક્ત થયું. આજ કારણથી તે અર્થાત્ જગત્ સંબંધી સાધારણ એમ કહેવામાં આવે છે કે, તે આવા નામ તથા રૂપવાળું છે. આ રીતે જે કાંઇ હાલ અસ્તિત્વરૂપે છે, તે પોતાની મેળે વ્યક્ત થયું, એટલે તેને નામ તથા રૂપ થયાં. તે પરમાત્માએ આ જગતનેવિશે પછી પ્રવેશ કર્યો. જેમ અસ્રો તેની ચામડાંની બનાવેલી ખોલીમાં મૂકવામાં આવે છે અથવા વિશ્વંભર ( અગ્નિ ) પોતાના સ્થાનમાં રહેલો હોય છે, છતાં તે જોવામાં આવતો નથી. કારણ જ્યારે તે અપૂર્ણ અર્થાત્ કેવળ શ્વાસ લેતો હોય છે, ત્યારે તેને પ્રાણરૂપ કહેવામાં આવે છે; જ્યારે તે બોલતો હોય છે, ત્યારે તેને વાક્રૂપે કહેવામાં આવે છે; જ્યારે તે જોતો હોય છે, ત્યારે તેને ચક્ષુરૂપ કહેવામાં આવે છે; જ્યારે સાંભળતો હોય છે ત્યારે તેને શ્રવણરૂપ કહેવામાં આવે છે તથા જ્યારે મનન કરતો હોય છે ત્યારે તેને મનરૂપ કહેવામાં આવે છે. આ તેનાં કર્મોવડે ઉત્પન્ન થયેલ નામો છે. જે કોઇ સમગ્રપણાથી ભિન્ન એક અથવા બીજાની ઉપાસના કરે છે, તે તેને જાણી શકતો નથી. કારણ કે ( એક ભાગની ઉપાસનાવડે ) આત્મા અપૂર્ણ છે. તેનો નિશ્ચય ફક્ત તેના વ્યવસાયવડે થઇ શકે છે. આત્મા સંબંધી આ રીતનો વિચાર કરી મનુષ્યે તેની ઉપાસના કરવી જોઇએ કારણ કે સર્વ વિશેષો તેને વિશે એક થાય છે. આ સર્વરૂપ આત્મામાં આ પ્રકારનો વિચાર કરવો જોઇએ. કારણ કે આનાવડે ( સમગ્રપણાની ઉપાસનાથી ) એક જણ આ સર્વરૂપને જાણે છે. જો એક જણ એકજ

પગથીની નિશાનીવડે અનુગમન કરે છે તો એકજ પ્રાણીનો શોધ કાઢી શકે છે. પણ આ પ્રમાણે જે કોઇ પુરૂષ તેને સમગ્રરૂપે જાણે છે, તે યશને તથા પૂર્ણતાને પ્રાપ્ત થાય છે. (૭)

ટીકાઃ-જે કાંઇ આ છે તે, તે સમયે ખરેખર અવ્યક્ત હતું:-જ્ઞાન તથા કર્મવડે દર્શાવેલાં સર્વ વૈદિક સાધનો કર્ત્રાદિરૂપ અનેક કારકોને અધીન છે તથા પ્રજાપતિની સ્થિતિને પ્રાપ્ત થવું, એ ફળનું અવસાન છે. વ્યક્ત એવા જગતરૂપી સંસારને પ્રાપ્ત થવું, તે તેમાં ફળરૂપ છે. ઉપનિષદમાં દર્શાવ્યું છે કે, કેવી રીતે અવ્યાકૃત જગત્ જે કાર્ય તથા કારણના સંબંધને અધીન છે, તે પોતાની વ્યક્તિ પહેલાં બીજરૂપે અવ્યક્ત હતું. જેવી રીતે બીજ તેના અંકુરાદિ કાર્યવડે અનુમાન થઇ શકે છે કે તે અમુક વૃક્ષ થશે. આ જગતરૂપી જે વૃક્ષ છે, તે વૃક્ષનું બીજ કર્મ છે તથા તે બીજને ઉગવાના સ્થાનરૂપી અજ્ઞાનતા છે. આ સંસારરૂપી વૃક્ષનો મૂળમાંથી ઉચ્છેદ થવો જોઇએ. કારણ તેને મૂળમાંથી ખેંચી કાઢવાવડે અર્થાત્ અજ્ઞાનતાનો નાશ થવાવડે પુરુષાર્થની સમાપ્તિ થાય છે તેજ પ્રમાણે કઠોપનિષદમાં કહ્યું છે કે, ऊर्ध्वमूलमधः शाखम् અર્થ.-તેનું મૂળ ઉર્ધ્વ છે તથા તેની શાખાઓ નીચે ગઈ છે. પુરાણમાં પણ કહ્યું છે કે, ब्रह्ममूलः सनातनः અર્થ:-બ્રહ્મરૂપી વૃક્ષ સનાતન છે. જગત્ પોતાની ઉત્પત્તિ પહેલાં બીજરૂપે હતું. तत् એ સર્વનામે કરી જગત્ તે સમયે અપ્રત્યક્ષ હતું, એવું જ્ઞાન: કરાવે છે. મૂળમાં જે ह શબ્દ વાપરવામાં આવ્યો છે, તેનું કારણ એ કે. ભૂતકાળના સંબંધવાળું જગત્ અવ્યક્ત સ્થિતિમાં હતું. તેને સહેલાઇથી સમજી શકાય, માટે ઇતિહાસરૂપે ह નો પ્રયોગ કરવામાં આવ્યો છે. આ રીતે જગત્ ખરેખરે આ પ્રમાણે હતું, એમ કહેવાથી જગતની બીજાવસ્થા પરોક્ષરૂપે હતી, એમ સમ્યક્ રીતે જ્ઞાન થઇ શકે છે દ્રષ્ટાંત તરીકે એમ કહેવામાં આવે કે પૂર્વે ખરેખર એક યુધિષ્ઠિર નામે રાજા હતો. મૂળમાં तदिदं શબ્દ જે વાપરવામાં આવ્યો છે, તેમાં इदं શબ્દવડે કાર્ય તથા કારણના સંબંધરૂપ નામ, રૂપ તથા કર્મવડે વ્યક્ત થયેલ જગતને લેવું. तत् તથા इदं આ બન્ને શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે, તેથી જગતની પરોક્ષ તથા પ્રત્યક્ષાવસ્થા દર્શાવવામાં આવી છે તથા સમાનાધિકરણપણાથી પ્રત્યક્ષ તથા અનુમાન આ બેઉ અવસ્થામાં જગત્ એકજ સરખું છે, તે દર્શાવવામાં આવ્યું છે. આ સર્વનો ભાવાર્થ એ થાય છે કે, તે કે જે આ છે તથા આ કે જે તે છે તેપૂર્વે અવ્યક્ત હતું આપરથી ખુલ્લું છે કે, જે સતરૂપે નથી, તેમાંથી કોઇ પણ કાર્યની ઉત્પત્તિ થવી અસંભવિત છે તથા જે વસ્તુ સતરૂપ છે, તેનાથી તેનો નાશ પણ થઇ શકતો નથી. તેજ પ્રમાણે ઉપર કહેવાયેલ જગત્ જે વ્યક્ત નહતું, તે નામ તથા રૂપે કરી પોતાની મેળે વ્યક્ત થયું. કર્મ કર્તાના પ્રયોગથી અર્થાત્ જેમાં કર્તાજ કર્મરૂપે હોય છે તેનો ઉપયોગ કરવાથી દર્શાવવામાં આવ્યું છે કે, આત્મા પોતાની મેળેજ વ્યક્તરૂપે થયો. आत्मैव व्याक्रियत આત્મા પોતાની મેળે વ્યક્ત થયો અર્થાત્ નામ તથા રૂપવિશિષ્ટ જ્ઞાનની મર્યાદાવાળા વ્યક્તિભાવને આત્મારૂપ જગત્ પામ્યું. આ જગતે પોતાની શકિતવડે નિયન્તા અથવા કર્તાના સંબંધને ઉત્પન્ન કર્યો તથા તે કારણના કાર્યને અધીન છે. મૂળમાં જે असौ એ સર્વનામ વાપરવામાં આવ્યું છે, તે વિશેષના રહિત કેવળ નામ માત્રનેજ દર્શાવે છે. જેમ એકનું નામ દેવદત્ત કે યજ્ઞદત્ત હોય તેમ આત્મા જગતના નામવાળો થાય છે જેમકે તે આવા રંગવાળો છે. અહિં શ્વેત તથા કૃષ્ણઆદિ રંગ રંગની વિશેષતાવિના રંગનું નિરૂપણ કરવામાં આવ્યું છે. તે અવ્યક્ત વસ્તુ, જે હાલમાં જગત્ રૂપે છે તે તે સમયે નામરૂપે કરી પોતાની મેળે વ્યક્ત થઇ. જેમ એક પુરુષના સંબંધમાં કહેવામાં આવે કે, તે આ નામ તથા રૂપવાળો છે.

નિર્ગુણ બ્રહ્મ કે જેના માટે સઘળું કર્મકાંડ તથા જ્ઞાનકાંડ ભરેલું છે તથા સ્વાભાવિક અજ્ઞાનતાને લીધે કર્તા, ક્રિયા તથા ફળનો અધ્યારોપ જેને વિશે કરવામાં આવે છે, જે સર્વ જગતના કારણરૂપ છે, જેમ સ્વચ્છ જળમાંથી મેલવાળું ફીણ કાઢી નાંખવામાં આવે છે, તેમ પોતાના સદશ જેમાંથી નામ તથા રૂપ જે પૂર્વે અવ્યક્ત હતાં તે વ્યક્ત થયેલાં

, જે નામ તથા રૂપથી વિલક્ષણ સ્વભાવવાળો, વત', નિત્ય, શુદ્ધ, બુદ્ધ-જ્ઞાતા તથા મુક્ત છે, તેણે પોતાના આત્માભૂત નામ તથા રૂપો, જે પ્રથમ અવ્યક્ત હતાં, તેને વ્યક્ત કરી, આ જગતમાં પ્રવેશ કર્યો, બ્રહ્માદિથી માંડી જડાત્મક સુધી આ સર્વ શરીરો કર્મ તથા ફળોને અધીન છે, તેમજ તેઓ મૃત્યુ તથા સુખદુઃખાદિના વિષય હોય છે

અહીં સૂત્રમાં કહેવામાં આવ્યું છે કે, અવ્યક્તે પોતાની મેળે વ્યક્તને કર્યું. નિર્ગુણ બ્રહ્મે અવ્યક્તને વ્યક્ત કરી, આ જગતવિશે પ્રવેશ કર્યો, તે માનવામાં કેવી રીતે આવી શકે ? આ વિશે કોઇ પણ પ્રકારનો દોષ નથી તેમાં પહેલું કારણ એ છે કે, *અવ્યાકૃત જગતરૂપ બ્રહ્મ પ્રથમ હતું.* કારણ હમણાંજ આપણે કહ્યું કે, નિયંતા તથા કર્તાના સંબંધને ઉત્પન્ન કરનારું તથા કર્તૃ ક્રિયાદિને અધીન અવ્યક્ત જગત્ પોતાની મેળે વ્યક્ત થયું. બીજું કારણ એ છે કે, इदं શબ્દ વ્યક્ત શબ્દની સાથે સામાનાધિકરણ્યપણું રાખે છે. इदं શબ્દવડે જગતના નિયંતાદિ તથા નિમિત્તાદિ અનેક વિશેષતાઓ દર્શાવવામાં આવે છે ત્યારે इदंનો અર્થ વ્યક્ત થાય છે. તેમ જ જ્યારે આ વિશેષતામાંથી કોઇનો પણ પરિત્યાગ નહિ કરવામાં આવ્યો હોય છે, ત્યારે तत् શબ્દનો અર્થ અવ્યક્ત થાય છે. માત્ર આ બન્ને વચ્ચે વિશેષતા એટલી જ રહેલી હોય છે કે, એક વ્યક્ત છે તથા બીજુ વ્યક્ત હોતું નથી. જેમ લૌકિક વ્યવહારમાં એક જ શબ્દના વકતાની ઇચ્છા પ્રમાણે ભિન્ન ભિન્ન અર્થો થાય છે. દષ્ટાંત તરીકે જેમ ગામ સમીપ આવ્યું છે તથા ગામ શૂન્ય છે. 'ગામ શૂન્ય છે' એ વાક્યમાં ગામ શબ્દવડે સ્થાનનો નિર્દેશ કરવામાં આવ્યો છે તથા 'ગામ સમીપ આવ્યું છે,' અહિં ગામ-વિશે નિવાસી જનોનો નિર્દેશ કરવામાં આવ્યો છે. કેટલીક વખત આ બેઉ પ્રકારના અર્થનો સમાવેશ એકજ વાક્યમાં થાય છે, જેમ કે એને ગામ વિશે દાખલ કરવો જોઇએ નહિ. તેજ પ્રમાણે આ પ્રસ્તુત વિષયમાં છે. જ્યાં ભેદનો નિર્દેશ કરવામાં આવ્યો નથી ત્યાં વ્યાકૃત તથા અવ્યાકૃત એવા જગતનો અર્થ આત્મા તથા અનાત્મા એવો થાય છે. ઉત્પત્તિ તથા વિનાશાત્મક જગત્ જ્યાં કહ્યું હોય ત્યાં કેવળ જગતજ લેવું તથા મહાન્, અજ, અસ્થૂલ અનણુ તથા જેને નેતિ નેતિ કરી કહેવામાં આવે છે એવા આત્માનો જ્યાં નિર્દેશ કર્યો હોય ત્યાં કેવળ આત્માજ લેવો.

સર્વત્ર તથા સર્વદા જે જગત્ જેનાથી વ્યાપ્ત છે, તે જ વ્યક્ત કરનારા પરમાત્માથી વ્યાકૃત થયેલા જગતમાં તેનો પોતાનોજ પ્રવેશ કેવી રીતે સંભવી શકે ? કારણ કે જે દેશમાં પૂર્વે કોઇપણ વખત પ્રવેશ કર્યો નથી હોતો, તેને વિશે પરિછિન્ન વસ્તુનો પ્રવેશ સંભવી શકે છે. જેમ ગામને વિશે મનુષ્યે પ્રવેશ કર્યો. પણ અપરિચ્છિન્ન વસ્તુનો પ્રવેશ હોતો નથી. જેમકે આકાશનો કોઈ પણ વસ્તુવિશે પ્રવેશ સંભવી શકે નહિ. કારણ તેની પ્રકૃતિજ સર્વત્ર વ્યાપકરૂપ છે જેમ સર્પ પાષાણને વિશે પ્રવેશ કરે છે, તે રીતના ધર્મવડે તેણે આ જગત્ વિષે પ્રવેશ કર્યો તેના ઉત્તરમાં કહેવાનું કે સર્પના સંબધે તેમ માની શકાય, પણ પર એવા આત્માના સંબંધી તેમ માની શકાય નહિ. કારણ આત્માનો પ્રવેશ પોતાના રૂપવડે છે. જો એમ માનવામાં આવે કે, આત્મા કાર્યરૂપ જગતમાં રહેલો છતાં ધર્માન્તર-ગુણોના વિકારે કરી તેની ઉત્પત્તિ હતી તથા જેમ સર્પ જેની ઉત્પતિ થાય છે, તે ઉત્પત્તિના સમયથીજ પથ્થરવિશે હોય છે તથા નાળીએરને વિશે કુદરતી રીતે જળ જેમ જોવામાં આવે છે, તેજ પ્રમાણે આત્માએ પ્રવેશ કર્યો આમ કહેવું ગ્રહણ થઇ શકશે નહિ. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, तत्सृष्ट्वा तदेवानुप्राविशत् અર્થાત્:-તેને ઉત્પન્ન કરી તેને વિશે તેણે પ્રવેશ કર્યો. આપરથી ખુલ્લું માલમ પડે છે કે, સ્રષ્ટાએ પોતે અન્ય ભાવને પામ્યા સિવાય જગતને સરજ્યા પછી તેને વિશે તેણે પોતાનો પ્રવેશ કર્યો. આજ પ્રમાણે કહેવામાં આવ્યું છે કે, भुक्त्वा गच्छति અહીં અગર જો કે કર્તા એકજ છે, છતાં *ભૂત વર્તમાન સમયની સાથે* સંબંધ ધરાવનારી ભોગ તથા ગમનની ક્રિયાઓની વચ્ચે પરસ્પર ભિન્નતા છે. તેજ પ્રમાણે અહીં હોવું જોઇએ તથા જે આ કાર્યરૂપે રહેલ છે, તેની જ અન્ય ભાવે કરી ઉત્પત્તિ થઇ હોય, એ માનવું અસંભવિત છે.

વળી પ્રવેશ થવાનો વિચાર પણ અસંગદ્ધ છે. કારણ કે એક વસ્તુનો એક ઠેકાણેથી બીજે સ્થળે પ્રવેશ થવાથી પ્રથમ સ્થળે તેનો વિયોગ થાય છે તથા અન્ય સ્થળની સાથે તેનો સંબંધ થાય છે, પણ આત્માના સંબંધમાં તે પ્રમાણે થઇ શકતું નથી. કારણ આત્મા નિરવયવ તથા અપરિચ્છિન્ન છે. જો એમ માનવામાં આવે કે, શ્રુતિએ જે પ્રવેશ કહ્યો છે તે કેવળ ભાગોતુંજ દર્શન સૂચવે છે, પણ શ્રુતિના વચન પ્રમાણે તેમ માનવું પ્રમાણરૂપ થઇ શકશે નહિ. કારણ કહ્યું છે કે, दिव्योह्यमूर्तः पुरुषः । निष्कलं निष्क्रियं અર્થઃ-તે અમૂર્ત છતાં પ્રકાશમાન છે તથા તે અવયવ રહિત તથા ક્રિયા રહિત છે. તેમજ આત્માને સર્વ પ્રકારના ધર્મોની વિશેષતાનો નિષેધ શ્રુતિ વિશે દર્શાવ્યો છે, જેથી આત્માનો પ્રવેશ અમને માન્ય નથી. તેમજ તેનો પ્રવેશ જગતવિશે પ્રતિબિંબરૂપે હોવો જોઇએ નહિ. કારણ તેને કોઇ વસ્તુનો વિયોગ હોતો નથી. તેમજ દ્રવ્ય વિશે તેનો પ્રવેશ ગુણરૂપે હોય તો તે પણ અસ્વીકાર્ય છે. કારણ કે તે અન્ય વસ્તુને આશ્રયી નથી. ગુણ જે દરેક પ્રકારે અન્ય દ્રવ્ય વિશે આધાર રાખનારો છે, તેનો દ્રવ્ય વિશે પ્રવેશ માન્ય થઇ શકે છે, પણ શ્રુતિમાં કહ્યું છે કે, બ્રહ્મ જે સ્વતંત્ર છે તેનો આવી રીતે પ્રવેશ થવો અસંભવિત છે. ફળને વિશે જેમ બીજ છે તેમ પણ પ્રવેશ માની શકાશે નહિ. કારણ કે સાવયવ વસ્તુનો વૃદ્ધિ. ક્ષય તેમજ ઉત્પત્તિ તથા વિનાશ આદિ ધર્મો જોવામાં આવે છે, પણ બ્રહ્મના આવી રીતના ધર્મો હોતા નથી, કારણ કે શ્રુતિમાં કહેવામાં આવ્યું છે કે अजोऽजरः બ્રહ્મનો જન્મ નથી તેમજ તેને વિશે જરાદિ (વૃદ્ધાવસ્થાદિ) ધર્મો પણ નથી. તેમજ અન્ય પરિચ્છિન્ન શરીરવાળા થઇ તેણે પ્રવેશ કર્યો, તે પણ માન્ય થઈ શકશે નહિ. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે સેયં દેવતૈક્षત नामरूपे व्याकरवाणि અર્થઃ-આ દેવે ધાર્યું કે, મારે નામ તથા રૂપે કરી વ્યક્ત થવું જોઇએ. આ પરથી ખુલ્લે ખુલ્લું માલમ પડે છે કે, એક જ દેવ જે પ્રવેશ કરે છે તેજ વ્યક્ત કરે છે તથા તે જ કર્તારૂપ હોય છે. વળી કહ્યું છે કે, तत्सृष्ट्वा तदेवानुप्रविशत् । स एवमेव सीमानं विदार्यैतया द्वारा प्रापद्यत અર્થઃ-તેણે જગતને સરજી તે વિશે પ્રવેશ કર્યો તથા કેશના સેંતાનો વિભાગ કરી તે દ્વારા તેણે પ્રવેશ કર્યો. વળી કહ્યું છે કે, सर्वाणि रूपाणि विचित्य धीरो नामानि कृत्वाऽभिवदन्यदास्ते અર્થઃ-સર્વ રૂપોનો વિચાર કર્યા પછી તથા સર્વ નામોને ઉત્પન્ન કરી વ્યાપ્તમાન થઇ તે બેસે છે. વળી કહ્યું છે કે, त्वं कुमार उत वा कुमारी त्वं जीर्णो दण्डेन वञ्चसि । તું-આત્મા કુમારરૂપે થાય છે, તું-આત્મા કુમારીરૂપે થાય છે તથા તું-આત્મા જ દંડ હાથમાં લઇ વૃદ્ધરૂપે થાય છે. એમ આત્મા સર્વને મોહમાં નાંખે છે. આ સર્વપરથી સિદ્ધ થાય છે કે, પરમાત્મા સિવાય અન્ય કોઇ પ્રવેશ કરી શકતું નથી.

હવે જો એમ માનવામાં આવે કે, જે વસ્તુઓમાં તેનો પ્રવેશ થવાનો છે, તેની ભિન્નતાને લીધે પરમાત્મામાં અનેકત્વ પ્રાપ્ત થાય, પણ તેમ થઇ શકતું નથી. કારણ શ્રુતિમાં કહ્યું છે કે, एको देवो बहुधा संनिविष्टः અર્થ-એકજ દેવ સઘળા સ્થાન વિશે સ્થિત છે एकः सन् बहुधा विचचार અર્થઃ-તે એક છતાં ઘણાં સ્થાનોપ્રતિ જાય છે. त्वमेकोऽसि बहूननुप्रविष्टः અર્થઃ-તું એક છે, છતાં ઘણાં વિશે તારો પ્રવેશ છે. एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा અર્થઃ-સર્વભૂતમાત્રવિશે ગૂઢ રહેલ એવા એકજ દેવ છે, તે સર્વ વસ્તુમાં વ્યાપી રહેલ છે તથા સર્વ ભૂતોમાં તે આત્મારૂપે છે. પ્રસ્તુત સમયે પ્રવેશ સંબંધીનો વિચાર સિદ્ધ છે યા નથી, તે સિદ્ધ કરવું હાલ આપણે મૂકી દઇએ છીએ. પણ આ તો ખુલ્લુંજ છે કે, પરમાત્મા સંસારીરૂપ છે. કારણ કે જે વસ્તુમાં તેનો પ્રવેશ હોય છે તે સંસારીરૂપ હોય છે તથા તે વસ્તુ પરમાત્માથી ભિન્ન હોતી નથી. ઉપર કહેલી બાબતને પણ અમે સ્વીકારતા નથી. કારણ શ્રુતિમાં કહ્યું છે કે, તે મૃત્યુનું અતિક્રમણ કરે છે. આપણે એમ માનીએ કે, આત્મા સંસારી અવસ્થાવાળો છે. કારણ તે સુખ દુઃખાદિનો વિષય હોય છે, પણ આ વાત અમને માન્ય

નથી. કારણુ શ્રુતિમાં કહ્યું છે કે, न लिप्यते लोकदुःखेन बाह्यः અર્થઃ-સંસારનાં દુઃખથી આત્મા દોષિત થતો નથી. કારણુ તે દુઃખથી મુકત છે જો તમે એમ કહો કે, તેમ કહેવું ખોટું છે, કારણુ 'હું દુઃખી છું, હું સુખી છું,' આ રીતના પ્રમાણુનો તેમાં વિરોધ આવશે. પણુ તે વાત માન્ય નથી. કારણુ કે, જ્ઞાનના પ્રત્યક્ષાદિ પ્રમાણુમાં જે ભિન્નતા જોવામા આવે છે, તે કેવળ ઉપાધિને લીધે જ ઉત્પન્ન થાય છે. શ્રુતિમાં કહ્યું છે કે, न दृष्टेः द्रष्टारं पश्येर्विज्ञातारमरे केन विजानीयादविज्ञातं विज्ञातृ અર્થઃ-તું દષ્ટિના દ્રષ્ટાને જ્યારે જોઈ શકતો નથી ત્યારે વિજ્ઞાતાને કોનાવડે જાણી શકે? વિજ્ઞાતા પોતે અવિજ્ઞાત હોય છે આ બધાપરથી સિદ્ધ થાય છે કે, સુખી યા દુઃખી સંબંધીનું જ્ઞાન આત્માને હોતું નથી. ત્યારે પ્રશ્ન એ ઉઠે છે કે, આવું સુખ દુઃખાદિનું જ્ઞાન કોને હોય છે? 'હું સુખી છું, હું દુઃખી છું,' આ વાકયોમાં રહેલું પ્રમાણુજ્ઞાન, બુદ્ધિ તથા ઉપાધિને લીધે ઉત્પન્ન થયેલ આત્માના પ્રતિબિંબના વિષયરૂપ છે.

"હું શરીરરૂપે છું," એ રીતનો વિચાર, વિષય એટલે શરીર અને વિષયી એટલે આત્મા, એ બેની સાદશ્યતાની ખોટી કલ્પનાવડે ઉત્પન્ન થયેલો છે. વળી શ્રુતિમાં પણુ કહ્યું છે કે, नान्यदतोऽस्ति द्रष्टृ અર્થઃ-આત્મા સિવાય અન્ય કોઇ દ્રષ્ટારૂપ નથી. આથી ખુલ્લું થાય છે કે, અન્ય આત્માનો નિષેધ કરવામાં આવ્યો છે. જો તમે એમ કહો કે, દુઃખ તથા સુખ દેહના ધર્મો છે, કારણુ સુખ તથા દુઃખ શરીરના અવયવને થયેલું માનવામાં આવે છે તથા શ્રુતિમાં કહ્યું છે કે, आत्मनस्तु कामाय અર્થઃ-આત્માની કામનાને અર્થે પ્રત્યાદિ વાકયથી આત્મા સંસારથી યુકત છે, એમ કહેવું અયોગ્ય છે. આત્માને સંસારથી યુકત અમે માન્ય કરતાં નથી. કારણુ શ્રુતિમાં કહ્યું છે કે, यत्र वा अन्यदिव स्यात् इत्यविद्या विषयात्मार्थत्वाभ्युपगमात् । तत्केन कं पश्येत् । नेह नानास्ति कचन । तत्र को मोहः कः शोकः एकत्वमनुपश्यतः અર્થઃ-કોઇ અન્ય વસ્તુ હોય તેની માફક તે હોય છે, આ દર્શાવે છે કે, અવિદ્યાના વિષયવાળા આત્માને અર્થે આમ કહેવામાં આવ્યું છે તે અર્થાત્ આત્મા કોઇને કેવી રીતે જોઇ શકે? તેને વિશે કોઇ પણુ પ્રકારની વિશેષતા હોતી નથી. જે સર્વને એકપણાથી જુવે છે, તેને વિશે મોહ તથા શોક સંભવતા નથી' આ બધાં શ્રુતિ વચનોથી સિદ્ધ થાય છે કે, દુઃખાદિનું જ્ઞાન આત્માનો ધર્મ થતો નથી.

જો એમ કહેવામાં આવે કે, આત્માની અસંસારી અવસ્થા *તાર્કિકોના વિવાદ પ્રમાણે માન્ય થઇ શકે એમ છે, પણુ તે વાતને અમે સ્વીકારી શકતા નથી કારણુ વિચાર કરી જોતાં માલમ પડે છે કે, આત્માને કોઇપણુ પ્રકારનું દુઃખ હોવું જોઇએ નહિ. કારણુ દુઃખ જે પ્રત્યક્ષ પ્રમાણુના વિષયરૂપ છે, તે આત્માને હોય જ નહિ. આત્મા પ્રત્યક્ષ પ્રમાણુનો વિષય થઇ શકતો નથી. જો તમે એમ કહો કે, જેમ આકાશનો ગુણુ શબ્દ છે, તેમ આત્માનો ગુણુ દુઃખ છે. આ વાત અમે માન્ય કરતા નથી કારણુ આત્મા અને દુઃખ, એકજ પ્રકારના જ્ઞાનના વિષયો નથી. દુઃખનું જ્ઞાન, જે પ્રત્યક્ષ પ્રમાણુનો વિષય છે, તે આત્માનો વિષય થઈ શકે નહિ. આત્મા તો સનાતન છે તથા તે કેવળ અનુમાન પ્રમાણુનો જ વિષય થઇ શકે નહિ, તેનું કારણુ એ કે, આત્મા એકરૂપે છે. તથા તે કોઇ પણુ વસ્તુનો વિષય નથી.

આ પ્રકારનો સૃષ્ટિનો નિયમ છે કે, દ્રવ્ય તથા ગુણુ વચ્ચે જે સંબંધ હોય છે, તે બન્ને એક જ પ્રકારના જ્ઞાનથી દશ્ય થઇ શકે છે. જેમ કે ઘટ જો આપણા જોવામા આવે છે તો તેનો શ્વેતાદિવર્ણ પણુ તેની સાથે જ જોવામા આવે છે જો તમે એમ કહો કે, તેજની માફક આત્મા જો કે એક છે, છતા તે વિષયરૂપ છે તથા તે વિષયોને વ્યકત કરે છે તો તેમ અમારૂં માનવું નથી. કારણુ કે, એક જ વસ્તુ એક જ સમયે વિષય અને વિષયી

*વૈશેષિકના મત પ્રમાણે આત્માને વિશે ચૌદ પ્રકારના ગુણો રહેલા છેઃ- બુદ્ધિ, આનંદ, દુઃખ, કામ, અનિચ્છા, સંખ્યા, પરિણામ પૃથકત્વ, વિયોગ, શકિત ગુણુ તથા નિર્ગુણુ.

બની શકવી અશક્ય છે. તેમ જ આત્મા કોઇ પણ પ્રકારના અવયવોથી રહિત છે. રૂપાદિના જ્ઞાનને પ્રત્યક્ષ પ્રમાણ છે તથા તે પ્રત્યક્ષ પ્રમાણરૂપ જ્ઞાનવડે દશ્ય થાય છે. પણ આ પ્રકારનો આત્મા સંબંધીનો વિચાર માનનીય થઇ શકે એમ નથી જો એમ કહેવામાં આવે કે, દુઃખ પ્રત્યક્ષ પ્રમાણનો વિષય છે તથા આત્મા અનુમાન પ્રમાણનો વિષય છે, તેથી તે બન્ને અનુમાનગમ્ય એવા ગુણ તથા દ્રવ્યનાં સંબંધવાળાં છે. કેમકે દુઃખ હમેશાં પ્રત્યક્ષ પ્રમાણનો વિષય છે તથા રૂપાદિની માફક દ્રવ્યને વિશે તેના સરખી જ અધીનતા છે. આ રીતે મનની સાથે આત્માનો સંયોગ થવાથી દુઃખનું દર્શન થાય છે. તેથી સાવયવત્વ, વિકારત્વ તથા અનિત્યત્વના ગુણો આત્મામાં હોવા જોઇએ. પણ સંયોગવાળા દ્રવ્યમાં વિકાર થયા વિના ગુણની વૃદ્ધિ કે ક્ષય થવો માલમ પડતો નથી. કોઇ પણ વખત એવું જોવામાં નથી આવ્યું કે, વિકારવાળું દ્રવ્ય અવયવ રહિત હોય છે. તેમ જ જે દ્રવ્યના ગુણો અનિત્ય છે તે વસ્તુ નિત્ય હોય, એવું કદી પણ જોવામાં આવ્યું નથી. જેઓ શ્રુતિના વચનને પ્રમાણરૂપ ગણે છે, તેઓ કદી આકાશને નિત્ય માનતા નથી તે સિવાય અન્ય કોઇ અણુ આદિનું દષ્ટાંત પણ અહીં સંભવતું નથી. એક વસ્તુ અસ્તિત્વમાં હોવાથી જો કે તે વિકારને પામે છે, છતાં તે નિત્ય થઇ શકે, એમ જો તમે કહો તો *તે વાત અમને માન્ય નથી. કારણ એક વસ્તુના* અવયવોના વિકાર સિવાય વિકારનો વિચાર મનવિષે કદી આવતો નથી.

વળી જો તમે એમ કહો કે, જે વસ્તુને અવયવો છે, તે વસ્તુ નિત્ય હોઇ શકે, તો તેની અમે ના પાડીએ છીએ.કારણ કે જે વસ્તુને અવયવો છે, તે વસ્તુ પોતાના અવયવોના સંયોગવડે પૂર્વે જોડાયલી હોવી જ જોઇએ. આમ થયાથી તેના અવયવનો વિયોગ સિદ્ધ થઇ શકશે. જો તમે એમ કહો કે, વિદ્યુતની માફક આ પ્રત્યક્ષ પ્રમાણથી વિરૂદ્ધ છે, તો તે વાત અમે માનતા નથી. કારણ અમે અનુમાન બાંધીએ છીએ કે, આના અવયવો પૂર્વે સંયોગવાળા થયેલા હોવા જ જોઇએ. આથી આત્મા, દુઃખ તથા બીજા અનિત્ય ગુણોનો આશ્રયી છે, આમ ધારવું કેવળ અશક્ય જ છે.

'વળી પરમાત્મા દુઃખથી રહિત છે તથા દુઃખથી રહિત એવો અન્ય આત્મા નથી, આવા વિચારથી જો તમે એમ જ માનો કે, દુઃખની નિવૃત્તિ અર્થે જે શાસ્ત્રનો આરંભ કરવામાં આવે છે, તે કેવળ વ્યર્થ છે તો તે વાત અમે સ્વીકારતા નથી. કારણ અજ્ઞાનથી ઉત્પન્ન થયેલ દુઃખનો વિભ્રમ દૂર કરવા શાસ્ત્ર છે. આત્માને દુઃખ થવું, તે કેવળ વિભ્રમરૂપ છે તથા જેમ એક પુરૂષ, બેઠેલા બધાઓને ગણવામાં, પોતે પોતાને ભૂલી જાય છે, તેના સઘળો આ વિભ્રમ છે.

જેવી રીતે સૂર્યાદિનું પ્રતિબિંબ જળને વિશે પ્રવેશ કરે છે, તે જ પ્રમાણે આત્માના પ્રવેશનો *અર્થ, પ્રતિબિંબની માફક વ્યક્ત થયેલા કાર્યરૂપે* આત્માની પ્રત્યક્ષતા છે. જગતની ઉત્પત્તિ પહેલાં આત્મા ઉપલબ્ધ ન હતો, પણ પછીથી જેમ સૂર્યાદિનું પ્રતિબિંબ જળવિશે જોવામાં આવે છે, તેમ ઉત્પન્ન થયેલી તથા વ્યક્ત એવા કાર્યરૂપે બુદ્ધિને વિશે તેની ઉપલબ્ધિ થાય છે. આ રીતે કાર્યરૂપ જગતની ઉત્પત્તિ થયા પછી પ્રવેશરૂપે તેનું વર્ણન કરવામાં આવ્યું છે. નીચેનાં શ્રુતિ વચનોથી આ વાત સિદ્ધ થાય છે:-स एव इह प्रविष्टः । तत्सृष्ट्वा तदेवानुप्राविशत । स एतमेव सीमानं विदार्यैतया द्वारा प्रापद्यत । सेयं देवतैक्षत हन्ताहमिमास्तिस्रो देवता *अनेन जीवेनाऽत्मनाऽनुप्रविश्य ॥* અર્થઃ-તેણે આ જગતને વિશે પ્રવેશ કર્યો. આ જગતને સૃજી તેનેવિશે તેણે પ્રવેશ કર્યો. કેશના સેંથાનો વિભાગ પાડી, તે દ્વારાએ તેણે પ્રવેશ કર્યો. આ દેવે વિચાર કીધો કે, ખરેખર હું આ ત્રણ દેવોરૂપ છું. આ જીવ તથા આત્માવડે તેણે પ્રવેશ કર્યો.'

આ શ્રુતિમાં આત્માના પ્રવેશવિશે કહ્યું છે. પણ આત્મા સર્વવ્યાપી તથા નિરવયવ હોવાથી તેનો પ્રવેશ કોઇ પણ વસ્તુ વિશે થવો અશક્ય છે. કારણ કે પ્રવેશનો અર્થ એક દિશા, એક દેશ તથા એક કાળમાંથી અન્યને પ્રાપ્ત થવું થાય છે. વળી શ્રુતિવચન પ્રમાણે એ સિદ્ધ થાય છે કે,

પરમાત્માનોજ પ્રવેશ દર્શાવ્યો છે. કેમકે પ્રવેશ શબ્દ કહ્યો છે, તેની પહેલાં જ કહ્યું છે કે, न च परमात्मनोन्योऽस्ति द्रष्टा नान्यदतोऽस्ति द्रष्टृ नान्यदतोऽस्ति श्रोतृ અર્થ–પરમાત્મા સિવાય અન્ય કોઇ દ્રષ્ટા તથા શ્રોતા નથી તથા સૃષ્ટિ, પ્રવેશ, સ્થિતિ તથા નાશ આદિના વિચારો પરમાત્માના જ્ઞાનવિષે કર્યા છે. તેમજ પરમાત્માના જ્ઞાનથી કેવળ મોક્ષ પ્રાપ્ત થાય છે, એમ નીચેની શ્રુતિથી કહેવામાં આવ્યું છે –'आत्मानमेवावेत्तस्मात्तत्सर्वमभवत् । ब्रह्मविदाप्नोति परम् । स यो ह वै तत्परमं ब्रह्म वेद ब्रह्मैव भवति । आचार्यवान्पुरुषो वेद तस्य तावदेव चिरम् અર્થઃ–તેણે આત્માને ઓળખ્યો, તેથી તે સર્વરૂપ થયો. બ્રહ્મને ઓળખનારો મોક્ષાવસ્થાને પામે છે જે પરમાત્માને જાણે છે, તે ખરેખર બ્રહ્મરૂપ થાય છે. જેને શ્રોત્રિય ગુરૂ પ્રાપ્ત થયો છે તે બ્રહ્મને ઓળખે છે. જ્યાંસુધી તેણે મુક્તિ પ્રાપ્ત કરી નથી ત્યાંસુધી તેની લોકવિષે સ્થિતિ હોય છે.' તેમ જ સ્મૃતિમા કહેવામાં આવ્યું છે કે, 'ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् । तद्ध्यग्र्यं सर्वविद्यानां प्राप्यते ह्यमृतं ततः અર્થઃ–તત્ત્વવડે મને ઓળખી તે મારેવિષે પ્રવેશ કરે છે. કારણ કે બ્રહ્મજ્ઞાન સૌથી ઉચ્ચ પ્રકારનું જ્ઞાન છે. તેવડે અમૃતત્વ પ્રાપ્ત થાય છે.' તેમ જ સૃષ્ટિઆદિ સબંધીનાં વાક્યો આત્માનું એકત્વ જ્ઞાન ઉત્પન્ન કરવા માટે યોજેલાં છે. સર્વથા જીવાત્માનો ભિન્નપણાનો વિચાર નિષિદ્ધ છે. આથી આત્મા પોતાના કાર્યમાં રહેલો હોવાથી તેના પ્રવેશનો અર્થ, તેની પ્રત્યક્ષતા થાય છે.

મૂળમાં नखाग्रेभ्यो શબ્દ વાપરવામાં આવ્યો છે તેનો અર્થ એ થાય છે કે, નખોના અગ્રભાગસુધી આત્માનું ચૈતન્ય પ્રસરેલું છે. તેણે કેવી રીતે આ જગતને વિષે પ્રવેશ કર્યો? તેના પ્રતિઉત્તરમાં કહેવાનું કે, જેમ લૌકિક વ્યવહારમાં અસ્ત્રો જેમ ચામડાની બનેલી ખોલીમાં મૂકવામાં આવે છે તેમ તથા વિશ્વંભર જેમ દરેક કાષ્ઠવિષે પ્રસરીને રહેલો હોય છે તેમ, આત્માના સબંધમાં છે અહીં વિશ્વંભરનો અર્થ અગ્નિ થાય છે. કારણ કે તે વિશ્વનું રક્ષણ કરે છે. કાષ્ઠાદિકને ઘસવાથી અગ્નિ પ્રત્યક્ષ થાય છે તથા જેમ અગ્નિ કાષ્ઠાદિમાં સર્વત્ર વ્યાપીને રહેલો છે તથા અસ્ત્રો ખોલીના એક ભાગવિષે વ્યાપીને રહેલો છે, તેમ આત્મા સામાન્ય રીતે તેમ જ વિશેષ રીતે, બેઉ પ્રકારે શરીરને વ્યાપીને રહેલો છે આપણે આત્માને એમ પ્રાણાદિની ક્રિયાને કરતો તથા દર્શનાદિ ક્રિયાને કરતો જોઇએ છીએ. આથી પ્રાણનાદિ ક્રિયાને કરતા આત્માનો પ્રવેશ થયેલ છે, એમ અજ્ઞાની જોઇ શકતા નથી અર્થાત્ સમજી શકતા નથી.

'तं न पश्यन्ति અર્થ–તેઓ તેને જોઇ શકતા નથી,' અહીં જે વસ્તુ પૂર્વે પ્રાપ્ત થયલી નથી, તેનો પ્રતિષેધ શું આ વાક્યમાં નથી? કારણ અહીં મૂળમાં દર્શનનો અભાવ દર્શાવ્યો છે. આમાં કોઇ રીતનો દોષ નથી. કારણ સૃષ્ટિ, સ્થિતિ આદિ જે વાક્યો 'આત્મા એકરૂપ છે,' આ રીતની જ્ઞાનની પ્રાપ્તિ કરાવનારાં છે, તેવડે આત્માનું દર્શન સિદ્ધ થાય છે એક મંત્રમાં કહ્યું છે કે, 'रूपं रूपं प्रतिरूपो बभूव तदस्य रूपं प्रतिचक्षणाय અર્થ–દર્શનને માટે 'આ' અને 'તે' રૂપવાળો આત્મા પ્રતિરૂપે થયો' પ્રાણનાદિની ક્રિયા કરનાર આત્મા દર્શનરૂપે નથી દેતું કારણ अकृत्स्नः શબ્દથી કહેવામાં આવ્યું છે. જ્યારે આત્મા શ્વાસ લેતો તથા બીજી ક્રિયાને કરતો હોય છે ત્યારે તેને કૃત્સ્ન કહેવામાં આવે છે પણ તે પહેલાં તેને અકૃત્સ્ન કહેવામાં આવે છે. આ અકૃત્સ્નતા–અપૂર્ણતા શાથી ઉત્પન્ન થાય છે? આના ઉત્તરમાં કહેવાનું કે પ્રાણ–શ્વાસ લેવાનો ધર્મ સિદ્ધ કરવાથી આત્માને પ્રાણરૂપે કહેવામાં આવે છે જેમ લાકડાં કાપનારને કઠિયારો કહેવામાં આવે છે તથા રાંધનારને રસોઇઓ કહેવામાં આવે છે, તેમ પ્રાણનનો ધર્મ બજાવવાથી આત્મા શ્વાસ લે છે, પણ તે સિવાય બીજા કોઇપણ ધર્મને કરતો નથી. આ જ પ્રમાણે બોલતી વખતે જ્યારે આત્મા બોલવાનો ધર્મ બજાવે છે ત્યારે તેને વાક્‌રૂપે કહેવામાં આવે છે. જ્યારે જોવાનો ધર્મ બજાવે છે, ત્યારે તેને ચક્ષુરૂપ કહેવામાં આવે છે. જ્યારે તે શ્રવણ કરે છે ત્યારે તેને શ્રોત્રરૂપ કહેવામાં આવે છે જ્યારે શ્વાસ લે છે ત્યારે તેને પ્રાણરૂપ કહેવામાં આવે છે તથા

બોલતી વખતે વાક્રૂપે કહેવામા આવે છે. આ બધા શબ્દોવડે ક્રિયાશક્તિનો ઉદ્ભવ કહેવામા આવ્યો છે તેમ જ જોવાવડે આત્માને ચક્ષુરૂપે કહેવામાં આવે છે અને શ્રવણ કરવાવડે તેને શ્રોત્રરૂપ કહેવામા આવે છે આ શબ્દોવડે આત્માની વિજ્ઞાન શક્તિનો ઉદ્ભવ દર્શાવવામા આવ્યો છે. કારણ વિજ્ઞાન શક્તિના વિષયો નામ રૂપાત્મક હોય છે. જ્યા સુધી જે વસ્તુને નામ તથા રૂપ હોતા નથી, ત્યા સુધી તે વિજ્ઞાન શક્તિનો વિષય થઈ શકતુ નથી. નામ તથા રૂપને જોવાના હેતુરૂપ ચક્ષુ તથા શ્રોત્ર છે. તેમ જ નામ અને રૂપવડે સાધ્ય એવું કર્મ પૂર્ણરીતે પ્રાણ સાથે જોડાયલું છે. કર્મની વ્યક્તિ-ખુલ્લી કરવાનું કારણ, જે પ્રાણને આધીન છે, તે વાક્રૂપ છે આ રીતે હાથ, પગ પાયુ તથા ઉપસ્થ આદિ સર્વ કર્મેન્દ્રિયોના દૃષ્ટાંતરૂપે વાક્‌ને કહેવામા આવી છે. કારણ કે કહ્યુ છે કે, આ ત્રણને એટલે નામ, રૂપ તથા કર્મને વ્યક્ત કરનાર આત્મા છે. જ્યારે મનન કરવામા આવે છે, ત્યારે તેને મન કહેવામાં આવે છે. અહીં મન એ શબ્દ મન્યતે પરથી થયો છે તથા મન વિજ્ઞાન શક્તિના વિકારના સાધનરૂપ છે.

• હસ્તાદિના આ નામો, આત્માના જે કર્મો છે, તેના નામરૂપે છે એટલે કે આત્માનાં આ નામોની ઉત્પત્તિ કર્મ કરવાવડે થયેલી છે આ જે નામો છે, તે કર્મોના નામો છે, પણ તેઓ વસ્તુ અર્થાત્ આત્માના વિષયરૂપ નથી. આથી તેઓ આત્માની અખિલ વસ્તુને સૂચવતા નથી. આત્મા જો કે, અનેક કર્મોથી ઉદ્ભવેલા નામ તથા રૂપોથી તથા પ્રાણનાદિ ક્રિયાવડે વ્યક્ત છે, છતા તેનું જ્ઞાન સમ્યક્ રીતે થઈ શકતુ નથી જે કોઇ, પ્રાણનાદિ ક્રિયાના સમુદાયથી ભિન્ન ખાસ કર્મોના સમુદાયથી નહી વિકારને પામેલા વિશેષ ભાવરૂપે, જેમ કે ચક્ષુ અથવા પ્રાણરૂપે આત્માની ઉપાસના કરે છે, અર્થાત્ આ જ આત્મા છે, એમ ધારી મનવડે તેનું ચિંતન કરે છે, તે ખરા બ્રહ્મને જાણી શકતો નથી. શા માટે તે જાણી શકતો નથી? તેનું કારણ એ કે, ચક્ષુ તથા પ્રાણને આત્મા માનવો, એ આત્મા અપૂર્ણ છે, પણ પૂર્ણ નથી આવી રીતનો આત્મા પ્રાણનાદિના સમુદાયથી વિભક્ત તથા એક વિશેષરૂપ જ હોય છે, જેથી આત્માના સર્વ ધર્મોનો તેનેવિશે સમાવેશ થયલો હોતો નથી. જ્યા સુધી એક મનુષ્ય સ્વભાવની પ્રવૃત્તિવડે, જેમકે 'હું જોઉ છુ, હું શ્રવણ કરૂં છું, હું સ્પર્શ કરૂં છુ,' ઇત્યાદિવડે આત્માનો નિશ્ચય કરે છે ત્યાં સુધી તે આત્માને પૂર્ણ રીતે જાણી શકતો નથી.

તે દ્રષ્ટા ને કેવા પ્રકારનો જાણે છે? તેના ઉત્તરમા કહેવાનું કે, તે આત્મારૂપે દ્રષ્ટાને જાણે છે ઉપર કહેલા પ્રાણાદિના વિશેષોને આત્મા પ્રાપ્ત થાય છે, માટે તેને આત્મા એમ કહેવામાં આવે છે. आप्नुवन् इति आत्मा. આ રીતે સર્વ વિશેષ ભાવોને (ભિન્નતાને) એકઠા કરનાર એવા આત્માને કૃત્સ્નરૂપ કહેવામાં આવે છે. આત્મા જ, જે પ્રાણાદિ આત્માની ઉપાધિવિશિષ્ટ છે, તેના કર્મોવડે ઉત્પન્ન થયેલી ભિન્નતાઓને, વસ્તુ માત્રરૂપે કરી જોડે છે. જેમકે ध्यायतीव लेलायतीव અર્થઃ-તે જાણે વિચાર કરતો હોયની શું, તે જાણે ગમન કરતો હોયની શુ તેમ. આ પ્રકારે આત્માને કૃત્સ્નરૂપે વિચાર કરી, તેની ઉપાસના કરવી જોઇએ. કારણ તેમ કરવાથી પોતાની વસ્તુરૂપે કરી ગ્રહણ કરાતો આત્મા ઓળખી શકાય છે. શા માટે તેને કૃત્સ્નરૂપ કહેવામા આવે છે? આ શંકાના નિવારણાર્થે કહ્યું છે કે, જેમ જળવિશે સૂર્યનાં ભિન્ન ભિન્ન પ્રતિબિંબો કેવળ અસત્ય છે, તેમ સર્વ ઉપાધિઓ અસત્ છે. આ સર્વ ઉપાધિઓથી રહિત એવા આત્માનું ચિંતન જ્યારે કરવામાં આવે છે ત્યારે આત્મા કૃત્સ્નરૂપે જ્ઞાત થઇ શકે છે. આત્માની જે ખોટી ઉપાધિઓ, તે જ પ્રાણાદિરૂપ ઉપર કહેલ ભિન્નતાઓ છે. માટે જૂદાં જૂદા પ્રાણાદિનાં કર્મો આત્મા કરતો હોવાથી તેના ભિન્ન ભિન્ન નામો હોય છે.

"આત્માને આ પ્રમાણે કૃત્સ્નરૂપે વિચારી, તેની ઉપાસના કરવી જોઇએ" આ રીતનું જે વચન છે તે, પૂર્વે જે વસ્તુ પ્રાપ્ત થઇ નથી, તેના નિયમરૂપ નથી. કારણ કે આત્માના વિષય

સંબંધીનું જ્ઞાન, નિર્ગુણ બ્રહ્મના વિચારને પ્રતિપાદન કરનારી શ્રુતિવચનથી ઉત્પન્ન થયેલ છેઃ- દષ્ટાંત તરીકે જેમ ' यत्साक्षादपरोक्षाद्ब्रह्म । कतम आत्मेति । योऽयं विज्ञानमयः અર્થ-બ્રહ્મ સાક્ષાત્ તથા અપરોક્ષ છે. આત્મા કેવો છે? આત્મા એવો છે કે, જેનો વિષય જ્ઞાનરૂપ છે.'

અનાત્મા આત્મારૂપ છે, એવી રીતે અધ્યારોપ કરનારી તથા કારક આદિ ક્રિયા અને ફળના ખોટા વિચારને ઉત્પન્ન કરનારી અવિદ્યાનો નાશ આત્મસ્વરૂપના ખરા જ્ઞાનવડે જ થાય છે. જો આ અજ્ઞાનની નિવૃત્તિ થાય છે તો પછી અનાત્મા સંબંધીનો વિચાર અશક્ય હોય છે કારણ કે કામાદિ દોષોની પ્રાપ્તિ તે સમયે હોતી નથી. કેવળ આત્મચિન્તન જ પરિશેષરૂપે રહે છે. તેમ થવાથી આત્માની ઉપાસના કરવાયોગ્ય કાંઇ પણ શેષ રહેતું નથી, અર્થાત્ આત્મોપાસના પ્રાપ્ત કરેલી જ કહેવામાં આવે છે.

આત્માની ઉપાસનાની પ્રાપ્તિ ઉક્ત વચનના પ્રમાણવડે નિત્યસિદ્ધ છે યા નથી, આ સંબંધી વાદવિવાદ કરવો હાલમાં છોડી દઇએ છીએ. પણ આ પ્રાપ્તિ કોઇ પણ પ્રકારે અપૂર્વ અર્થાત્ પૂર્વની અપ્રાપ્ત વસ્તુના વિધિરૂપ હોય છે કારણ જ્ઞાન તથા ઉપાસના જો એક જ હોય તો તે પૂર્વે અપ્રાપ્ત જ હોય તથા જ્ઞાન અને ઉપાસના આ બે શબ્દોની એકાર્થતા શ્રુતિ વચનમાં ખુલ્લી કહેવામાં આવી છે. न स वेद અર્થઃ-તે જાણતો નથી. આ શ્રુતિમાં જ્ઞાનની સ્તુતિ કરવામાં આવી છે તથા છેવટમાં કહ્યું છે કે, આ આત્મા છે, એમ ઓળખી મનુષ્યે તેની ઉપાસના કરવી જોઇએ. अनेन ह्येतत्सर्वं वेद । आत्मानमेवावेत् અર્થઃ-આત્માવડે આ સર્વને મનુષ્ય જાણે છે તથા તેણે આત્માને ઓળખ્યો, ઇત્યાદિ શ્રુતિવચનોથી સિદ્ધ થાય છે કે, જ્ઞાન તથા ઉપાસના એક જ છે તથા તે પૂર્વે પ્રાપ્ત નહિ થયેલ વિધિના વિષયરૂપ છે. જો વસ્તુના સ્વરૂપનુંજ કેવળ વર્ણન કરવામાં આવ્યું હોત તો તેમાં કોઇ પણ પ્રકારની પુરૂષપ્રવૃત્તિ દર્શાવત નહિ. આથી ઉક્ત વચન પૂર્વે અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિના નિયમરૂપ છે.

કર્મ સંબંધી વિધિની સાથે આની સામાન્યતા છે, તેથી પણ આ સિદ્ધ થઇ શકે છે. કર્મ સંબંધી વિધિઓનું કેટલેક સ્થળે વિધાન કરવામાં આવ્યું છે, જેમ કે, ' यजेत जुहुयात् आत्मेत्येवोपासीत आत्मा वा अरे द्रष्टव्यः અર્થઃ-તેણે યજન કરવું જોઇએ, તેણે હોમ કરવો જોઇએ, મનુષ્યે આ આત્મા છે, એમ ઓળખી તેની ઉપાસના કરવી જોઇએ, આત્મા જોવાને યોગ્ય થાય છે.' આ સર્વમાં આત્માની ઉપાસના નિરૂપણ કરવામાં આવી છે, જેથી આત્માની ઉપાસના તથા પૂર્વના વિધિવિશે કોઇ પણ પ્રકારની ભિન્નતા જોવામાં આવતી નથી. આમ હોવાના સંબંધમાં બીજું પણ એક કારણ એ છે કે, જ્ઞાન મનનું કર્મ છે. એક મનુષ્ય જ્યારે અમુક અમુક દેવને અર્થે હવિને ગ્રહણ કરે છે ત્યારે તેણે પ્રથમ યજ્ઞ કરતાં પૂર્વે પોતાના મનવિશે અમુક દેવનું ધ્યાન કરવું જોઇએ, જે કર્મ વષટ્ના શબ્દથી શરૂ કરવામાં આવે છે. આ રીતે સર્વ ક્રિયાઓ મનના કર્મરૂપે સિદ્ધ થાય છે. દષ્ટાંત તરીકે आत्मेत्येवोपासीत ઇત્યાદિ સ્થળે કહ્યું છે કે, મનુષ્યે આ આત્મા છે એમ ઓળખી તેની ઉપાસના કરવી જોઇએ, એટલે કે આત્માનું મનન તથા ધ્યાન કરવું જોઇએ. અહીં ક્રિયાનું વિધાન જ્ઞાનના સંબંધવાળું છે. આ બધાપુરથી અમે સિદ્ધ કરીએ છીએ કે, વેદ અર્થાત્ જ્ઞાન તથા ઉપાસના આ બેઉ શબ્દનો એકજ અર્થ છે.

વળી એમ હોવાનું બીજું કારણ એ છે કે, ભાવનાના ત્રણ ભાગો અહીં કહેવામાં આવ્યા છે. यजेत અર્થઃ- તેણે યજન કરવું જોઇએ, આ ભાવનામાં ભવિષ્યની કામનાઓનો નાશ કરનારા ત્રણ ભાગો સ્પષ્ટ રીતે જોવામાં આવે છે. આ ત્રણ ભાગો નીચે પ્રમાણે છે.-જેવા કે કોની, શાવડે તથા કેવી રીતે ઉપાસના કરવી. દષ્ટાંત તરીકે 'માણસે ઉપાસના કરવી જોઇએ.' અહિં જો ભાવનાનું વિધાન કરવામાં આવ્યું હોય, તેમ જ કોની ઉપાસના કરવી, કેવી રીતે કરવી તથા કેવા ઉપાયથી કરવી જોઇએ, આ ત્રણે ભાગોનું નિરૂપણ કરવામાં આવ્યું હોય, તો એમ કહેવાઇ શકે કે, એક મનુષ્ય જે ત્યાગ, બ્રહ્મચર્ય, શમ, દમ, ઉપરતિ તથા

તિતિક્ષાદિ કર્મમાં આસક્ત છે, તેણે આત્માની ઉપાસના મનવડે કરવી જોઇએ.

જેમ દર્શપૂર્ણમાસાદિના વિધિનું નિરૂપણ કરવાવડે દર્શપૂર્ણમાસના સર્વ ભાગોનો ઉપયોગ સિદ્ધ થાય છે, તે જ રીતે આત્માની ઉપાસનાના વિધિનું નિરૂપણ કરવાવડે સર્વ ઉપનિષદમાં દર્શાવાયેલા આત્માની-ઉપાસનાના પ્રકરણનો અર્થાત્ સર્વ ભાગોનો ઉપયોગ સિદ્ધ થાય છે. 'नेति नेति अस्थूलं एकम् एव अद्वितीयं अशनायात् अतीतं अर्थः-આત્મા આવો નથી, તે આવો નથી, તે સ્થૂલરૂપ નથી, તે એકરૂપ છે, તે અદ્વિતીયરૂપ છે તથા તે મૃત્યુનું અતિક્રમણ કરે છે.' આ સર્વ વચનોથી આત્મા જે ઉપાસ્ય છે. તેના સ્વરૂપની વિશેષતા દર્શાવવામાં આવી છે તથા આત્મોપાસનાનું ફળ એ છે કે, અજ્ઞાનની નિવૃત્તિ અથવા મોક્ષ

કેટલાકોનું કહેવું એવું છે કે, ઉપાસનાથી આત્માના વિષયવાળું વિશિષ્ટ જ્ઞાન ઉત્પન્ન થવું જોઇએ. જ્ઞાનવડે માત્ર આત્મા ઓળખી શકાય છે તથા અજ્ઞાનની નિવૃત્તિ થાય છે વેદના શબ્દવડે ઉત્પન્ન થયેલ જ્ઞાનના વિષયરૂપ આત્મા હોતો નથી. આ રીતનો આશય નીચેનાં શ્રુતિ વચનોવડે સિદ્ધ થાય છે.-'विज्ञाय प्रज्ञां कुर्वीत । द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्य : અર્થઃ-આત્માને જોવા યોગ્ય, શ્રવણ કરવા યોગ્ય, મનન કરવા યોગ્ય તથા ધ્યાન કરવા યોગ્ય છે.' 'सोन्वेष्टव्यः । स विजिज्ञासितव्यः અર્થઃ-આત્મા શોધન કરવા યોગ્ય તથા જાણવા યોગ્ય છે.'

આનો અર્થ પૂર્વના ભાવાર્થથી ભિન્ન નથી, માટે આ બીજા આશયને અમે સ્વીકારતા નથી. आत्मेत्येवोपासीत અર્થઃ-આ આત્મા છે એમ ઓળખી, તેની ઉપાસના કરવી જોઇએ. આમાં પૂર્વની અપ્રાપ્ત વસ્તુનો વિધિ કહેવામાં આવ્યો નથી, કારણ કે આત્મસ્વરૂપ સંબંધીનાં વચનોમાં, અનાત્મા સંબંધીનાં વચનોના નિષેધવડે ઉત્પન્ન થયેલા જ્ઞાન સિવાય મન અથવા બીજી કોઇ બાહ્યેન્દ્રિયવડે કરવા યોગ્ય કોઇ પણ બીજો ભાગ રહેલો નથી. વિધિવાક્યના શ્રવણ માત્રવડે ઉત્પન્ન થયેલ જ્ઞાનવિના જ પુરૂષની પ્રવૃત્તિ, જે વિધિવિશે ઉત્પન્ન થાય છે, તે વિધિવિશે કોઇ પણ પ્રકારનું સ્વરૂપનું હોતું નથી. દૃષ્ટાંત તરીકે, જેમ કે दर्शपूर्णमासाभ्यां स्वर्गकामो यजेत અર્થઃ-જે મનુષ્યને સ્વર્ગની કામના હોય, તેણે દર્શપૂર્ણમાસનું યજન કરવું જોઇએ. દર્શપૂર્ણમાસના વિધિવાક્યવડે ઉત્પન્ન થયેલ જ્ઞાન જ કેવળ તે ક્રિયાના અનુષ્ઠાનરૂપ નથી. આ પૂર્ણજ્ઞાન અન્ય સાધનોને અધીન છે. પણ દર્શપૂર્ણમાસાદિના ક્રિયાના સંબંધમાં જેમ હોય છે, તેમ આત્માના સંબંધમાં નેતિ નેતિ આદિ વચનોવડે ઉત્પન્ન થયેલ જ્ઞાન સિવાય બીજી કોઇ પણ પુરૂષપ્રવૃત્તિ હોતી નથી અને આમ હોવાથી નેતિ નેતિ આદિથી ઉત્પન્ન થયેલું જ્ઞાન દરેક પ્રવૃત્તિના નાશને ઉત્પન્ન કરે છે. જે સંસારને વિશે આસક્ત નથી, તેવા મનુષ્યને અનાત્માના વિજ્ઞાનનો નાશ થવાથી પ્રવૃત્તિ ઉત્પન્ન કરનારૂં બ્રહ્મથી રહિતનું જ્ઞાન હોતુ નથી. કારણ કે 'एकमेवाद्वितीयम। तत्त्वमसि આત્મા દ્વૈતભાવથી રહિત એકરૂપ છે તથા જીવ અને ઇશ્વર એક છે' આવી રીતનાં વાક્યો અનાત્મા અથવા બ્રહ્મ સંબંધીનાં જ્ઞાનનો નાશ કરે છે અને આ અનાત્માના જ્ઞાનનો નાશ થવાથી કર્મમાં કોઇ પણ પ્રકારની કામના તેને ઉત્પન્ન થતી નથી. કારણ કે કામનાના નિષેધરૂપે તે હોય છે.

જો એમ કહેવામાં આવે કે, બ્રહ્મના સ્વરૂપને સિદ્ધ કરનારાં વચનોથી ઉત્પન્ન થયેલા જ્ઞાનવડે અનાત્મા અથવા અબ્રહ્મના જ્ઞાનનો નાશ થતો નથી, તો તે અમો માનશું નહિ. કારણ કે 'तत्त्वमसि नेति नेति । आत्मैवेदम् । एकमेवाद्वितीयम्। ब्रह्मैवेदममृतम् । नान्यदतोस्ति द्रष्टृ । तदेव ब्रह्म त्वं विद्धि અર્થઃ-તે તું છે, આત્મા આવો નથી, તે આવો નથી, આ આત્મા છે, આત્મા દ્વૈતભાવથી રહિત કેવળ એકરૂપે છે, કેવળ બ્રહ્મ જ અમૃતરૂપ છે, તેના સિવાય અન્ય કોઇ દ્રષ્ટારૂપ નથી. આને જ કેવળ તમે બ્રહ્મરૂપે જાણો,' ઇત્યાદિ શ્રુતિનાં વાક્યોથી આત્મજ્ઞાન પ્રતિપાદિત થાય છે. પણ આ વચનો દ્રષ્ટવ્ય એવા બ્રહ્મના વિધિનો વિષય નથી. કારણ કે પૂર્વે જે અર્થને પ્રતિપાદન કરેલો છે, તેનાથી કોઇ પણ રીતે વિશેષતા આમા હોતી નથી તથા આપણે પૂર્વે કહેલુંજ છે કે, આત્માનાં

સત્ય સ્વરૂપને દર્શાવનારાં તત્ત્વમસ્યાદિ વાક્યોવડે આત્મજ્ઞાન, શ્રવણ સમયે જ સિદ્ધ થાય છે, જેથી દ્રષ્ટવ્ય વિધિથી ભિન્ન બીજું કોઇ પણ અનુષ્ઠાન આવશ્યકીય હોતું નથી.

(૧) જો તમે એમ કહો કે, વિધિ વિના આત્માના સ્વરૂપના કેવળ વ્યાખ્યાનવડે આત્મજ્ઞાન ઉત્પન્ન થતું નથી, તો તેના સબંધમાં અમે વાંધો લઇએ છીએ. કારણ કે આત્માને ઓળખાવનારાં વચનોનાં શ્રવણમાત્રવડે આત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે તથા જે વસ્તુ પૂર્વે કીધેલી છે, તે આપણે શા માટે ફરીથી કરવી જોઇએ ?

(૨) જો તમે એમ કહો કે, આવી રીતનાં વચનોનું શ્રવણ કરવાથી જ્ઞાન પ્રાપ્ત થતું નથી તો તે વાત અમે સ્વીકારતા નથી. કારણ કે તેમ થવાથી અનવસ્થા દોષ પ્રાપ્ત થશે. તમારા મત પ્રમાણે વિધિ વિના કેવળ આત્માને ઓળખાવનારાં વચનોના અર્થનું શ્રવણ કરવાથી જ્ઞાન ઉત્પન્ન થતું નથી તો એમ માનવામાં આવશે કે, વિધિવાક્યના અર્થના શ્રવણવડે પણ વિધિવિના જ્ઞાનની પ્રાપ્તિ થશે નહિ તથા તે વિધિને અન્ય વિધિની આવશ્યકતા રહેશે. તેમ જ અન્ય વિધિવાક્યને બીજાની જરૂર પડશે. આ રીતે અનવસ્થા દોષની પ્રાપ્તિ થશે

(૩) તેમ જ વળી જો તમે એમ કહો કે, વેદનાં વાક્યથી ઉત્પન્ન થતાં આત્મજ્ઞાનની સ્મૃતિ-પરંપરાવડે, જે કેવળ શ્રવણ કરેલું છે, તે જ્ઞાનથી ભિન્ન અર્થ ઉત્પન્ન થાય છે તથા તેમ હોવાથી વિધિ આવશ્યકીય છે તો તે વાત અમારે માન્ય નથી. કારણ કે અર્થની પ્રાપ્તિ થઇ ગયેલી જ હોય છે. જે સમયે આત્માના વિચારને ઉત્પન્ન કરનારાં વાક્યોના શ્રવણવડે આત્મવિષયક જ્ઞાન ઉત્પન્ન થાય છે, તે જ સમયે અર્થાત્ આત્મજ્ઞાનની ઉત્પત્તિ સમયે જ, આત્મા સંબંધીના મિથ્યા જ્ઞાનનો નાશ થાય છે અને આત્માના વિષયવાળું મિથ્યા જ્ઞાન જો એકવાર નાશ પામે છે તો અનાત્મ વસ્તુના ભેદને ઉત્પન્ન કરનારી તથા મિથ્યા જ્ઞાનના કાર્યરૂપ સ્વાભાવિક સ્મૃતિઓનો પણ નાશ થાય છે.

દરેક વસ્તુની અનર્થતાનું જ્ઞાન થવાથી આ પ્રમાણે થાય છે. કારણ કે, જો આત્માનું જ્ઞાન સત્યરૂપ હોય તો પછી એમ પણ માની શકાય કે, દરેક અન્ય વસ્તુ અસત્યરૂપ છે. કારણ કે તે અનિત્ય, દુઃખ તથા અશુદ્ધિઆદિ ઘણા દોષોવડે દૂષિત છે. આત્મવસ્તુ આ સર્વે દોષોથી વિલક્ષણ હોવાથી જો એકવાર આત્મજ્ઞાન પ્રાપ્ત થયું તો અનાત્મા સંબંધીના જ્ઞાનની સ્મૃતિ જતી જ રહે છે તથા છેવટે આત્માના જ જ્ઞાનની સ્મૃતિપરંપરા અર્થતઃ થાય છે, જેથી કોઇપણ વિધિ સિદ્ધ થઇ શકતો નથી. શોક, મોહ, ભય તથા શ્રમાદિ દુઃખોરૂપ સર્વ દોષોનો નાશ થવાથી આ રીતનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. કારણ કે શોક, મોહ તથા અન્ય દોષોની ઉત્પત્તિ શ્રુતિવચનથી પ્રતિપાદન કરેલી સ્મૃતિના વિપરીત જ્ઞાનમાંથી થાય છે. જેમકેઃ–'तत्र को मोहः । विद्वान् बिभेति कुतश्चन । अभयं वै जनक प्राप्तोऽसि । भिद्यते हृदयग्रंथिः अर्थः–અધિકારીને વિશે કયો મોહ રહેલો છે ? અધિકારીને કોઇ પણ પ્રકારનો ભય હોતો નથી. હે જનક ! તેં હવે અભયને પ્રાપ્ત કર્યો છે. અધિકારીની હૃદયગ્રંથિનો નાશ થાય છે.',

જો તમે એમ કહો કે, નિરોધનો અર્થ જૂદો થાય છે, જેથી વિધિ હોવો જોઇએ. કારણ ચિત્તના નિરોધનો અર્થ વેદવાક્યથી ઉત્પન્ન થયેલા જ્ઞાનથી ભિન્ન છે. અન્ય શાસ્ત્ર, જેવાં કે યોગશાસ્ત્રમાં જે કરવા યોગ્ય છે, તેવડે વિધિના સ્વરૂપનું જ્ઞાન થાય છે. આ વાતને અમે સ્વીકારી શકતા નથી. કારણ કે, ચિત્તવિશે બ્રહ્મરૂપ આત્માના જ્ઞાન સિવાય અન્ય કોઇ પણ વસ્તુ પુરૂષાર્થના સાધનરૂપ કહેવામાં આવતી નથી. આ વાત સેંકડો શ્રુતિવચનોથી સિદ્ધ થાય છે. જેમકેઃ– ' आत्मानमेवावेत्तस्मात्तत्सर्वमभवत् ब्रह्मविदाप्नोति परम । स यो ह वै तत्परमं ब्रह्म वेद ब्रह्मैव भवति । आचार्यवान् पुरुषो वेद तस्य तावदेव चिरम् अभयं हि वै ब्रह्म भवति । य एवं वेद अर्थः–તે કેવળ આત્માને ઓળખે છે, તેથી તે સર્વરૂપ થાય છે. બ્રહ્મજ્ઞાનવાળો બ્રહ્મરૂપ થાય છે. જે કોઇ બ્રહ્મને ઓળખે છે તે બ્રહ્મરૂપ થાય છે.

જેને શ્રોત્રિય ગુરુ પ્રાપ્ત થયો છે, તે બ્રહ્મને ઓળખે છે તે અર્થાત્ આત્માનો જાણનાર સર્વ ભયથી રહિત હોય છે. જે કોઇ આત્માને ઓળખે છે, તે બ્રહ્મરૂપ થાય છે.'

વળી પૂર્વોક્ત નિરોધ કોઇ અન્ય સાધનને આશ્રયી નથી. કારણ કે, આત્મજ્ઞાનની સ્મૃતિપરંપરા સિવાય અન્ય કોઈ પણ સાધન, ચિત્તવૃત્તિના નિરોધમાં-હોતું નથી. આવો જ ભાવ પૂર્વે કહેવામાં આવ્યો છે. અર્થાત્ આત્મજ્ઞાન સિવાય ચિત્તની અવસ્થાને અન્ય બીજું કોઇ પણ સાધન હોતું નથી. બ્રહ્મજ્ઞાન સિવાય મુક્તિના સાધનરૂપ અન્ય કોઇ પણ વસ્તુને કહી શકાય નહિ. તેમ જ બ્રહ્મજ્ઞાનમાં કોઇ પણ રીતની આકાંક્ષા હોતી નથી કારણ તેમાં ભાવનાનો અભાવ હોય છે. પૂર્વે કહ્યું છે કે, ભાવનાના સંબંધવાળી આકાંક્ષા, જેમ કે 'મનુષ્યે યજન કરવું જોઇએ,' અહીં ભાવનાના જે ત્રણ વિભાગો હોય છે અર્થાત્ શું, કેવા સાધનવડે તથા કેવી રીતે, તે જેમ કાર્ય, કારણ તથા આવશ્યકીય કર્મોના જ્ઞાનવડે નાશને પામે છે, તેમજ આત્મજ્ઞાનની ભાવનાના સંબંધમાં પણ જાણી લેવું. અમારૂં કહેવું એવું છે કે, આ વાત સત્ય નથી. કારણ કે 'एकमेवाद्वितीयम् આત્મા એક અદ્વિતીયરૂપ છે,' 'तत्त्वमसि नेति नेति તે તું છે, આત્મા આવો નથી, આત્મા આવો નથી,' 'अनंत रवाह्यमयमात्मा ब्रह्म.–આત્મા જે અનંતરૂપ નથી. તેમ જ બાહ્યરૂપ નથી, તે બ્રહ્મરૂપ છે,' ઇત્યાદિ શ્રુતિઓનાં વચનોવડે જ્યારે આત્માનું જ્ઞાન પૂર્ણ રીતે થાય છે, તે જ સમયે દરેક ભાવનાનો નાશ થાય છે. વચનોના અર્થને સમજવા માટે વિધિ અર્થાત્ ભાવનાનું અનુષ્ઠાન કરવામાં આવ્યું નથી એક વિધિના ગ્રહણથી અન્ય વિધિ, એ રીતે પરંપરાના દોષથી અનવસ્થાદિ જે દોષો પ્રાપ્ત થાય છે, તે પૂર્વે દર્શાવવામાં આવેલા છે

एकमेवाद्वितीयं ઇત્યાદિ બ્રહ્મવાક્યોમાં વિધિનું જ્ઞાન હોતું નથી. કારણ કે આત્મસ્વરૂપના પ્રકટ થવાથી ભાવનાની નિવૃત્તિ થાય છે. આત્મવસ્તુના સ્વરૂપના કેવળ જણાવવાવડે ભાવનાની નિવૃત્તિ થાય છે. તેમાં કોઇપણ રીતની પ્રમાણતા નથી. स अरोदीत –તેણે રૂદન કર્યું, જેથી અગ્નિનું રૂદ્ર એવું નામ પાડવામાં આવ્યું છે, ઇત્યાદિ વચનમાં વસ્તુના સ્વરૂપના કેવળ વ્યાખ્યાનવિના અન્ય કોઇપણ પ્રકારની જેમ પ્રમાણતા નથી, તેમ આત્માના સ્વરૂપને દર્શાવનારાં વચનોમા પણ કેઇ રીતની પ્રમાણતા નથી. આમ હોવ થી ઉપર કહેલી વાતનો અમે સ્વીકાર કરતા નથી એક વસ્તુના સ્વરૂપનું પ્રકટ કરવું અથવા તો વિધિનું પ્રકટ કરવું, તે કાંઇ વેદવચનના પ્રમાણનું કે અપ્રમાણનું કારણ નથી. પણ તે નિશ્ચિત ફળથી યુક્ત એવા જ્ઞાનની ઉત્પત્તિરૂપ છે. જ્યાં જ્યાં આ પ્રમાણેનું વચન છે, ત્યાં ત્યાં તે પ્રમાણરૂપ છે તથા જ્યાં જ્યા નથી ત્યાં ત્યાં તે પ્રમાણરૂપ નથી.

વળી અમારૂં તમને એમ પૂછવું છે કે, બ્રહ્મના સ્વરૂપને દર્શાવનારા વચનોમા ફળથી યુક્ત એવું નિશ્ચિત વિજ્ઞાન ઉત્પન્ન થાય છે કે નથી થતું ? જો વિજ્ઞાન ઉત્પન્ન જ થતું હોય તો તે અપ્રમાણરૂપ કેવી રીતે કહેવાઇ શકે? અજ્ઞાન, શોક, મોહ તથા ભયાદિ જે સંસારબીજના દોષરૂપ છે, તેની નિવૃત્તિ થવી, એ જ વિજ્ઞાનનું ફળ છે, એમ શું તમારૂં માનવું નથી ? એક જ રૂપને જે જોનારો છે તેવા પુરૂષને વિશે મોહ શું છે, શોક શું છે, તે અમે જાણતા નથી. 'मंत्रविदेवास्मि नात्मविदसोऽहं भगवः शोचामि तं मा भगवाच्छोकस्य पारं तारयतु અર્થ:–હું સર્વ મન્ત્રોને જાણું છું, પણ આત્માને ઓળખતો નથી. હે ભગવન્! કૃપા કરી આપ મારા શોકની નિવૃત્તિ અર્થે મને ઉપદેશ કરશો' આ અને આ રીતનાં બીજાં સેંકડો વચનો ઉપનિષદમાં જોવામાં આવે છે.

'स अरोदीत्–તેણે રૂદન કર્યું' ઇત્યાદિ વચનોમાં નિશ્ચિત તથા ફળથી યુક્ત એવું વિજ્ઞાન રહેલું છે કે નથી રહેલું ? જો આપણે એમ માનીએ કે, તેમાં નિશ્ચિત વિજ્ઞાન રહેલું નથી તો તેને વાસ્તે કોઇપણ રીતની પ્રમાણતા નથી અને જો કોઇપણ રીતનું પ્રમાણ નથી તો પછી નિશ્ચિત અને ફળયુક્ત વિજ્ઞાનની ઉત્પત્તિની પ્રમાણતા પણ શું રહી ? આ પ્રમાણે જો કોઈ પણ રીતની પ્રમાણતા ન રહી તો દર્શ પૂર્ણમાસાદિ વાક્યોમાં વિશ્વાસ પણ કેવી રીતે બેસી શકે ?

દર્શ પૂર્ણમાસાદિ વાક્યોનું જ્ઞાન મનુષ્યને પ્રવૃત્તિ કરાવનારૂં હોવાથી શું તે પ્રમાણરૂપ નથી? આત્મજ્ઞાન સંબંધીના વાક્યોમાં આવો પ્રકાર જોવામાં આવતો નથી. આ તો સત્ય છે કે, જે પ્રમાણના કારણરૂપ છે, તેને આપણે પ્રાપ્ત થતા હોવાથી તે દોષયુક્ત નથી. નિશ્ચિત જ્ઞાનને ઉત્પન્ન કરનારા તથા તે જ ક્ષણે ફળની સાથે જોડનારા જ્ઞાનને ઉત્પન્ન કરનારા વચનો, જે પૂર્વે કહેવામાં આવ્યા છે, તે જ પ્રમાણના કારણરૂપ છે. તેથી બીજું કોઇપણ પ્રમાણ હોતું નથી.

આ ખરેખર દોષયુક્ત નથી, પણ અલંકારરૂપ છે. કારણ કે ફળથી જોડાયલું જ્ઞાન, જે દરેક પ્રવૃત્તિના બીજનો નાશ કરે છે, તેને ઉત્પન્ન કરનારી કોઇ વસ્તુ હોય તો પછી એમ નહિ કહી શકાય કે, આત્મજ્ઞાનને ઉત્પન્ન કરનારા વચનોમાં પ્રમાણતા નથી.

'વિજ્ઞાય પ્રજ્ઞાં કુર્વીત' અર્થ—આત્માને ઓળખ્યા પછી જ્ઞાન સંપાદન કરવું જોઇએ' ઇત્યાદિ પૂર્વે જે વચનો કહેલા છે, તે પોતાના અર્થના જ્ઞાન સિવાય કેવળ ઉપાસનાને અર્થે જ કહેવામાં આવ્યા છે. આ વાતને અમે પણ સ્વીકારી લઇએ છીએ. પણ તે વચનો પૂર્વેની કોઈ અપ્રાપ્ત વસ્તુની વિધિ સાથે સંબંધ ધરાવતા નથી, પણ જે પ્રાપ્ત છે તેના નિયમને અર્થે તે વચનો કહેવામાં આવ્યા છે.

ત્યારે આત્મોપાસનાની પ્રાપ્તિ કેવી રીતે થઇ શકે? કહેવામાં આવ્યું છે કે, અનાત્માની નિવૃત્તિ થવાથી આત્મજ્ઞાનસ્મૃતિની સતત પરંપરા ચાલુજ રહે છે ભલે તેમ હોય. જો આ જ પ્રમાણે છે ને જો કે પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થાય છે, છતાં કર્મો જે અન્ય દેહોને ધરવાના કારણરૂપ છે, તેના નિયત ફળવડે પ્રવૃત્તિ તો આવશ્યકીય હોય જ છે. કારણ કે કર્મ તો શબ્દ, મન તથા દેહને વિશે પ્રવેશ કરી, જેમ બાણ ક્ષિપ્રગતિવાળું હોય છે, તેની ઝડપ કરતાં પણ વધારે ગતિવાળું છે. આથી વાક્વિવાદોમાં પ્રાપ્ત થયેલી જ્ઞાનપ્રવૃત્તિ દુર્બળ છે. તેથી જ પૂર્વે કહેવામાં આવ્યું છે કે, આત્મજ્ઞાનની સતત સ્મૃતિ, ત્યાગ વૈરાગ્યાદિ સાધનોના બળને આશ્રયી છે. પણ તે સ્મૃતિ પ્રથમ અપ્રાપ્ત વસ્તુના વિધિરૂપ નથી. કારણ કે 'કર્મ કરવું જોઇએ,' આ રીતની આવશ્યકતાનો વિચાર પ્રાપ્ત થયેલો હોતો નથી. વિજ્ઞાય પ્રજ્ઞાં કુર્વીત આ રીતના વચનો, જે જ્ઞાન પ્રાપ્ત થયેલું છે, તેની સતતસ્મૃતિનો નિયમ પ્રતિપાદન કરવા માટે કહેવામાં આવેલાં છે, પણ તે સિવાય આ વચનોનો બીજો કોઇ પણ ભાવ હોતો નથી.*

મૂળમાં इद શબ્દનો પ્રયોગ કરવાથી અનાત્માની પણ ઉપાસના જાણે કહેવામાં આવી હોય તેમ જણાય છે. કારણ પ્રિય વસ્તુનો વિચાર કર્યા પછી તેની ઉપાસના કરવી, એમ કહેવામાં આવ્યું છે. અહીં પ્રિય શબ્દવડે પ્રિય વસ્તુના ગુણની ઉપાસના કરવી કહી નથી, પણ પ્રાણાદિ, જેને વિશે પ્રિયાદિનો ગુણ રહેલ છે. તેની ઉપાસના કહેવામાં આવી છે. આ પ્રસ્તુત વિષયમાં અધ્યાહાર એ રહે છે કે 'પર અર્થાત્ શ્રેષ્ઠ આત્મા' એ શબ્દનો પ્રયોગ કરવાથી, આત્માના ગુણોથી નિશ્ચિત અનાત્મવસ્તુ ઉપાસના કરવા યોગ્ય છે. અન્ય વચન કે જેમાં આત્મોપાસના કહેવામાં આવી છે તેવડે અને આ વચનમાં રહેલી ભિન્નતા વડે આ બાબતનું સ્પષ્ટીકરણ થાય છે. દૃષ્ટાંત તરીકે એમ કહેવામાં આવે કે, "આશ્રયના સ્થાનરૂપ આત્માને ઉપાસો." આ વાક્યમાં આત્માને દ્વિતીયા વિભક્તિ વાપરી, તેની ઉપાસના કહેવામાં આવી છે. પણ आत्मेत्येवोपासीत અહીં આત્મા શબ્દ પ્રથમા વિભક્તિમાં મૂકવામાં આવ્યો છે, માટે આત્મા શબ્દનો

*જે જ્ઞાનવડે કર્મ ઉત્પન્ન થયેલ છે તે જ્ઞાનને પ્રમાણનું કારણ ઉત્પન્ન કરતું નથી. કારણ કે જો તેમ ન હોય તો જે વચનોવડે કોઇપણ પ્રકારનો પ્રતિષેધ કરવામાં આવ્યો હોય છે તેની પ્રમાણતા હોતી નથી. તેમ જ જે કર્મના પ્રતિષેધરૂપ જ્ઞાનને જે પ્રમાણ ઉત્પન્ન કરે છે, તે પણ કારણરૂપ હોતું નથી. કારણ કે જો તેમ ન હોય તો કર્મસૂચક વચનોની પ્રમાણતા રહેશે નહિ. તે જ રીતે ઉપર કહેલા બેઉ પ્રકારથી ભિન્ન પ્રમાણ પણ કારણરૂપ થઇ શકે નહિ; કારણ કે તેમ હોય તો પૂર્વેના વિચારની સાથે કોઇપણ પ્રકારની પ્રમાણતા રહેશે નહિ.

અર્થ અહીં કાંઈક ભિન્ન થાય છે, આથી ઘુ'નુ માલુમ પડે છે કે, આત્માની ઉપાસના જ કેવળ કહેવામા આવી નથી, પણ આત્માના ગુણોથી યુક્ત બીજી કોઇ વસ્તુની પણ ઉપાસના કહેવામા આવી છે.

આ વાત અમારે માનનીય નથી કરણ કે આ પ્રસ્તુત વાકયના છેવટના ભાગમાં આત્માની ઉપાસનાનો વિચાર અધ્યાહારરૂપે રહેલો છે કેવળ આત્મા જ ઉપાસવા યોગ્ય છે, એમ અહીં અધ્યાહાર છે. અર્થાત્ 'तत् एतत्' આ શબ્દવડે સર્વ રૂપ આત્માને જ ગ્રહણ કરવો જોઇએ. કારણ બધા કરતા આત્મા વધારે અંતર રહેલો છે. માટે આ વાકયનો ભાવ એટલો થાય છે કે, અધિકારી પુરુષે પોતાના આત્માને ઓળખવો જો તમે એમ કહો કે, આત્મામા ઉપસનાનો વિચાર રહેતો નથી કારણ જેનો પ્રવેશ થાય છે, તેના દર્શનનો નિષેધ કરવામા આવ્યો છે તથા જે આત્માના સબધમાં પ્રવેશ કરવાનુ કહેલ છે, તેના જ સબધમા પાછો દર્શનનો અભાવ દર્શાવ્યો છે. 'તેઓ તેને જોઇ શકતા નથી' ઇત્યાદિ વચનમાં આ અભાવ સ્પષ્ટ માલૂમ પડે છે આ પ્રમાણે આત્મા ઉપાસનાનો વિષય નથી. આ વાતને અમે સ્વીકારતા નથી કારણ કે અકૃત્સ્નતાના દોષને લીધે દર્શનનો અભાવ કહેવામા આવ્યો છે આ અભાવ અકૃત્સ્નત્વના દોષમાથી રક્ષણ કરવા માટે કહ્યો છે. નહી કે આત્માની ઉપાસના માટે રક્ષણ કરવાના હેતુથી કહેવામા આવ્યો છે કારણ આત્મા તો પ્રાણનાદિ ક્રિયાથી વિશિષ્ટ હોવાથી, તેનો નિશ્ચય થયેલો જ હોય છે.

વળી જો તમે એમ કહો કે, આત્માની ઉપાસના માનવામા આવી નથી તો તેનુ પરિણામ એ આવશે કે આત્મા જે પ્રાણનાદિની એકેક ક્રિયાથી વિશિષ્ટ છે તેના અકૃત્સ્નત્વસૂચક વચનો અનુપયોગી ઠરશે અર્થાત્ આત્મા અકૃત્સ્ન ઠરશે તથા તેનો નિશ્ચય એક અથવા બીજી ક્રિયાવડે થઇ શકશે. આ પરથી સિદ્ધ થાય છે કે અનેક ક્રિયાવિશિષ્ટ આત્મા પોતાની કૃત્સ્નતાને લીધે ઉપાસનાનો વિષય છે. 'વિજ્ઞાય–જાણીને' એમ કહ્યા પછી આત્મા શબ્દનો પ્રયોગ કરવાનું કારણ એ કે, આત્માનુ પરમાર્થ તત્ત્વ ઉપાસનાનો વિષય નથી જો આત્મા શબ્દને વિભક્તિનુ પદ તથા પ્રત્યય ગમે તે હોય અર્થાત્ પરબ્રહ્મ પરમાત્માનુ વર્ણન કોઇ પણ શબ્દોથી થઇ શકે એમ નથી જો પરબ્રહ્મ પરમાત્મનુ વર્ણન થઇ શકે એમ હોત તો 'આત્માને ઉપાસો' એમ દ્વિતીયા વિભક્તિનો પ્રયોગ વાપરતે. જો આ પ્રમાણેનો અર્થ હોત અર્થાત્ 'વિજ્ઞાય–જાણીને' આ શબ્દનો પ્રયોગ કર્યા વિના જ આત્મા શબ્દ વાપરવામા આવ્યો હોત તો આત્માને જ પ્રત્યય તથા વિભક્તિ લગાડવામા આવતે. પણ તેમ થઇ શકે એમ નથી કારણ 'नेति नेति विज्ञातारमरे केन विजानीयात् । अविज्ञात विज्ञातृ । यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह अर्थः– આત્મા આવો નથી, તે આવો પણ નથી, જે આત્મા વિજ્ઞાતારૂપ છે તેને કેવી રીતે ઓળખી શકાય ' વિજ્ઞાતારૂપ આત્મા અવિજ્ઞાત હોય છે, આત્મા મન તથા વાણીનો અવિષય છે' ઇત્યાદિ ઘણાં શ્રુતિના વકયોથી સિદ્ધ છે, પણ વિધિમુખ વાક્યથી સિદ્ધ નથી પણ "आत्मानमेव लोकमुपासीत अर्थः– મનુષ્યે લોકરૂપ આત્માની ઉપાસના કરવી જોઇએ," આ વચન, ઉપરના વચનથી ભિન્ન અર્થને સૂચવતું નથી, પણ અનાત્માની ઉપાસનાની નિવૃત્તિને માટે જ, તેનુ આ રીતે વર્ણન કરવામા આવ્યું છે.

જો એમ કહીએ કે, આત્મા તેમ જ અનાત્મા અનિર્જ્ઞાતત્વની સામાન્યતાથી (સામાન્ય રીતે નહીં જ્ઞાત હોવાથી) જ્ઞાતવ્ય છે તથા જો આત્મા તથા અનાત્મા બેઉ જ્ઞાતવ્ય છે તો કેવળ આત્માની ઉપાસનાનો પ્રયાસ કેમ કરવામાં આવ્યો છે? જેમકે, 'आत्मेत्येवोपासीत–આ આત્મા છે એમ ઓળખી તેની ઉપાસના કરવી જોઇએ,' એમ આત્માને ઓળખવાને પ્રયાસ કરવામાં આવ્યો છે. પણ અનાત્માનો શા માટે નહિ? આનો પ્રતિઉત્તર એ છે કે, મૂળમાં तदेतत् શબ્દનો પ્રયોગ કરવામા આવ્યો છે. તેથી આત્માનો અર્થાત્ આત્માના સ્વરૂપનો નિશ્ચય કરવો જોઇએ શુ અનાત્મા જ્ઞાતવ્ય નથી? શા માટે આત્માથી જે ભિન્ન છે તેને જાણવો જોઇએ

નહિ ? તેનું કારણ એટલુંજ કે, આત્માનું જ્ઞાન થાયછે, એટલે પછી અનાત્માને જાણવાની અવશ્યકતા રહેતી નથી ? કારણ કે મૂળમા કહેવામાં આવ્યું છે કે, આત્માના જ્ઞાનવડે એક મનુષ્ય સર્વનો જ્ઞાતા થાય છે, એટલે આત્મા તેમજ અનાત્મા એકેને ઓળખી શકે છે. અન્ય જ્ઞાન વડે અન્ય વસ્તુ જ્ઞાત થતી નથી, એ પ્રમાણે જો તમે વાંધો ઉઠાવતા હશો તો *દુંદુભિ આદિના નિયમ પ્રમાણે અન્ય શ્રુતિવચનોથી આગળ જતાં તેનો પરિહાર કરવામાં આવશે.

આ આત્મા કેવી રીતે જ્ઞાતવ્ય છે ? તેના ઉત્તરમાં કહેવાનું કે, ખરેખર જેમ લૌકિક વ્યવહારમાં પગથીવડે (ગાય આદિથી અંકિત થયેલા સ્થાનને પગથી કહેવામા આવે છે) એક મનુષ્ય જો શોધ કરે છે તો જે પશુ અથવા જેની શોધ તેણે કરવા માંડેલી હોય છે, તે વસ્તુ તેને પ્રાપ્ત થઇ શકે છે. તે જ રીતે અકૃત્સ્નરૂપ નહીં, પણ કૃત્સ્નરૂપ આત્માનું શોધન કરવાથી, જેને આત્મપ્રાપ્તિ થાય છે, તેને સર્વ વસ્તુ પ્રાપ્ત થાય છે.

જો આત્મા ઓળખવામા આવે છે તો બીજુ બધું ઓળખાય છે અને અમે પણ સ્વીકારી લઇએ છીએ કે, શ્રુતિમાં કહ્યા પ્રમાણે જ્ઞાન પણ પ્રાપ્ત થાય છે. પણ પ્રાપ્તિ એવો શબ્દ, જે મૂળ શ્રુતિમા વાપરવામાં આવ્યો નથી, તે કેવી રીતે કહેવાઇ શકે ? પ્રાપ્તિ શબ્દ પણ કહેવાઈ શકે કારણ જ્ઞાન તથા પ્રાપ્તિ આ બેઉ શબ્દો વક્તાના ઉદ્દેશ પ્રમાણે એક જ અર્થના સૂચક છે. આત્માની અપ્રાપ્તિ અજ્ઞાનરૂપ જ છે. તેથી જ્ઞાન એ જ પ્રાપ્તિ છે. આત્મપ્રાપ્તિ, એ પૂર્વે અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિના લક્ષણવાળો છે, પણ આત્મપ્રાપ્તિ એ અનાત્મપ્રાપ્તિની માફક હોતી નથી. કારણ કે આ બાબતમાં પ્રેપ્સ કરનાર તથા પ્રાપ્ત થવાની વસ્તુ વચ્ચે કોઇ પણ પ્રકારની ભિન્નતા હોતી નથી. જેનામાં આત્માવડે અનાત્મ પ્રાપ્તવ્ય છે, તેમા આત્મા લબ્ધા-પ્રાપ્તિ કરનાર થાય છે તથા અનાત્મા પ્રાપ્ત થવા યોગ્ય થાય છે. ઉત્પત્તિ આદિ ક્રિયાથી આવૃત હોવાને લીધે અનાત્મા પ્રાપ્ત થતો નથી, પણ ખાસ ઉપાદાન કારણવડે જો કોઇ વિશેષ કર્મની ઉત્પત્તિ થાય છે, તો અનાત્મા પ્રાપ્ત થવા યોગ્ય થાય છે. પણ આ અનાત્મપ્રાપ્તિ પૂર્વે નહિ પ્રાપ્ત થયેલ વસ્તુની પ્રાપ્તિના લક્ષણવાળી છે, તેથી તે અનિત્ય છે કારણ કે સ્વપ્નમાં જેમ પુત્રપ્રાપ્તિ મિથ્યા છે, તેમ અહીં પણ જેવા પ્રકારની કામના હોય છે, તેવા પ્રકારના કર્મનું ફળ, મિથ્યા જ્ઞાનવડે ઉત્પન્ન થયેલ હોવાથી મિથ્યારૂપ જ છે અનાત્માથી પ્રતિકૂળ એવો આત્મા પોતાના સ્વરૂપે આત્મારૂપ જ હોવાથી તેને ઉત્પત્તિ આદિના કર્મવાળું આવરણ હોતું નથી. નિત્ય પ્રાપ્ત વસ્તુનું સ્વરૂપ મૂળથીજ અસ્તિત્વરૂપે હોવાથી અજ્ઞાનમાત્ર વ્યવધાનરૂપે અર્થાત્ આવરણરૂપે રહેલું હોય છે. પોતાના સ્વરૂપવડે ગ્રહણ થયેલું છતાં છીપનું જે અજ્ઞાન, રૂપાની ભ્રાંતિ કરાવે છે, તે કેવળ જેમ વિપરીત જ્ઞાનના આવરણરૂપ છે, તેમ વિપરીત જ્ઞાનના આવરણનો જે જ્ઞાન નાશ કરે છે તે જ જ્ઞાનને જ્ઞાનરૂપ કહેવામાં આવે છે. આ જ પ્રમાણે આ પ્રસ્તુત પ્રસંગને વિશે પણ આત્માની જે અપ્રાપ્તિ, તે કેવળ અવિદ્યાના આવરણરૂપ જ છે. તેથી જ્ઞાનવડે અવિદ્યાનો કેવળ નાશ, એ જ પ્રાપ્તિ છે તથા બીજી કોઇ પણ રીતની પ્રાપ્તિ નથી. આથી આપણે કહી શકીએ કે, આત્મપ્રાપ્તિમાં કોઇ પણ સાધન, જે જ્ઞાનથી ભિન્ન અર્થસૂચક હોય છે, તે મિથ્યા જ છે. આમ કોઇ પણ રીતની શંકા વિના આત્મા તથા પ્રાપ્તિ, આ બે શબ્દોનો એક જ અર્થ છે. તે દર્શાવવા મૂળ શ્રુતિમા કહ્યું છે કે, ज्ञान विन्दति–તે જ્ઞાનને પ્રાપ્તિ થાય છે. અહીં विन्दति શબ્દનો અર્થ પ્રાપ્તિ થાય છે આ પ્રાપ્ત તે આત્માના વિજ્ઞાનમાંથી ઉત્પન્ન થતા ફળરૂપ કહેવામા આવી છે.

જ્યારે આત્માએ નામ તથા રૂપે કરી પ્રવેશ કર્યો ત્યારે તે ખ્યાતિને પામ્યો અર્થાત્ આત્મા નામ તથા રૂપેકરી પૂર્ણતાને પ્રાપ્ત થયો, એટલે કે તે પ્રાણાદિના સંઘાતને તથા યશને પ્રાપ્ત થયો આ જ પ્રમાણે જે મનુષ્ય આત્માને જાણે છે, તે કીર્તિ, ખ્યાતિ તથા મુક્તિરૂપ સંઘાતને મિત્રની સાથે પ્રાપ્ત થાય છે.

* દુંદુભિ ન્યાયઃ—નગારાને પ્રથમ વગાડવામાં આવે છે તથા તેનો પ્રતિઘોષ પાછળથી થાય છે

ઉપરનો ભાવ નીચે પ્રમાણે પણ થઇ શકે. જે મનુષ્ય ઉપર કહ્યા પ્રમાણે આત્મવસ્તુને એ જાણે છે, તે મુમુક્ષુ પુરુષથી ઇચ્છેલા, કીર્તિ શબ્દવડે કહેવામા આવતા એકપણાના જ્ઞાનને પ્રાપ્ત થાય છે તથા શ્લોક શબ્દવડે કહેવાતી મુક્તિને પણ પ્રાપ્ત થાય છે, એ જ મુખ્ય ફળ છે.

## આત્મા સર્વ કરતાં વધુ પ્રિય.

**तदेतत्प्रेय पुत्रात्प्रेयो वित्तात्प्रेयोऽन्यस्मात्सर्वस्मादन्तरतरं यदयमात्मा। स योऽन्यमात्मनः प्रिय ब्रुवाणं ब्रूयात् प्रियꣳ रोत्स्यतीतीश्वरो ह तथैव स्यादात्मानमेव प्रियमुपासीत स य आत्मानमेव प्रियमुपास्ते न हास्य प्रियं प्रमायुकं भवति ॥ ८ ॥**

અન્વયાર્થ:–तत् एतत् प्रेयः पुत्रात्=તે આ પ્રાણપિંડસમુદાય પુત્ર કરતા વધારે પ્રિય, प्रेय वित्तात् प्रेयः अन्यस्मात् सर्वस्मात्=સુવર્ણાદિથી વધારે પ્રિય, અન્ય પુત્ર આદિથી વધારે પ્રિય, સર્વ કરતાં વધારે પ્રિય, अन्तरतर यत् अय आत्मा=જે આ આત્મા વધારે અંદર છે, सः यः अन्य आत्मन. प्रिय ब्रुवाण ब्रूयात्=જે આત્માથી ભિન્નને પ્રિયરૂપે કહેતો હોય તે, प्रिय रोत्स्यति=પ્રેયને અટકાવશે અર્થાત્ પોતે નાશ પામશે, ईश्वरः ह तथा एव स्यात्=તે રીતે તે ઇશ્વરરૂપ થાય, आत्मान एव प्रिय उपासीत=પ્રિયરૂપ આત્માની ઉપાસના કરવી, सः यः आत्मान एव प्रिय उपास्ते न ह अस्य प्रिय प्रमायुक्त भवति=જે આત્માને જ પ્રિયરૂપે ઉપાસે છે તે ઉપાસકનું પ્રિય મરણ ધર્મવાળું થતું નથી. (૮)

શબ્દાર્થ:–આ આત્મા પુત્ર કરતાં વધુ પ્રિય છે, ધન કરતા પણ વધારે પ્રિય છે, બીજી કોઇ પણ વસ્તુ કરતા પણ વધારે પ્રિય છે તથા સર્વ કરતાં પણ વધારે પ્રિય છે કારણ કે આત્મા એ સર્વથી અંદરના ભાગ વિશે રહેલો છે. જો કોઇ અન્યજન એમ કહે છે કે, આત્માથી અન્ય બીજી કોઇ વસ્તુ વધારે પ્રિય છે તો તે પ્રિય આખરે નાશવંત છે. આત્માને પ્રિય માનનાર ઇશ્વરરૂપ છે તથા ખરેખર તે તેવા પ્રકારનો હોવો પણ જોઇએ. મનુષ્યે આત્માની જ પ્રિયરૂપે ઉપાસના કરવી જોઇએ જે કોઇ પ્રિયરૂપ આત્માની ઉપાસના કરે છે, તેને નાશવંત વસ્તુ પ્રિય હોતી નથી. (૮)

ટીકા:–અન્ય વસ્તુની સાથના સંબંધ વિના આત્માનું સ્વરૂપ જ્ઞાતવ્ય-જાણવા યોગ્ય કેવી રીતે થઇ શકે ? ઉત્તરમાં કહેવાનું કે, પુત્ર જે સામાન્ય રીતે પ્રિય ગણાય છે, તેના કરતાં પણ આત્માનું સ્વરૂપ વધારે પ્રિય છે. આ વસ્તુ કરવા પણ આ વસ્તુ મને વધારે પ્રિય છે, એમ કહેવાથી દર્શાવવામા આવે છે કે, એક વસ્તુ વિશે પ્રિયતા કેટલી હદ સુધીની છે. તે જ રીતે આત્મા ધન અર્થાત્ સુવર્ણ રત્નાદિ કરતા વધારે પ્રિય છે. તે બીજી કોઇ પણ વસ્તુ કરતાં વધારે પ્રિય છે અર્થાત્ સામાન્ય રીતે જે વસ્તુને પ્રિય કહેવામાં આવે છે, તે સર્વ કરતાં આત્મા વધારે પ્રિય છે.

શાથી આત્માના સ્વરૂપને વધારે પ્રિય ગણ્યું છે તથા પ્રાણાદિને શામાટે પ્રિય કહેવામાં નથી આવ્યા ? તેનો ઉત્તર એ કે, પુત્ર ધનાદિ, જે બાહ્ય પદાર્થો છે, તે કરતાં આત્મા વધારે અંદરને વિશે રહેલો તથા વધારે સમીપસ્થ છે તથા તે પ્રાણપિંડના સમુદાયરૂપ છે. કારણ કે આત્માનું સ્વરૂપ, જે અંતઃસ્થ વસ્તુ છે, તે કરતાં પણ આત્મા વધારે અંતઃસ્થ છે. કારણ એક પુરુષ જે વધારે પ્રિય હોય છે, તે દરેક પ્રયાસે કરીને પણ પ્રાપ્ત થવો જ જોઇએ. લૌકિક વ્યવહારમાં પણ જે વસ્તુ સર્વ કરતા વધારે પ્રિય હોય છે, તેને પ્રાપ્ત કરવા અવશ્ય મહાન્ પ્રયાસ કરવો જ જોઇએ. અન્ય પ્રિય વસ્તુની પ્રાપ્તિ થવાથી કર્તવ્યતા માનવામા આવનારા યત્નનો ત્યાગ શા માટે કરવામાં આવે છે ? આત્મા તથા અનાત્મારૂપ પ્રિય વસ્તુઓમાંથી એકનો જ ત્યાગ શા માટે કરવાનો કહ્યો છે ? અથવા તો આત્મોપાદાનની પ્રાપ્તિવડે અનાત્મરૂપ વસ્તુનો ત્યાગ તથા આત્મારૂપ વસ્તુની પ્રાપ્તિ શા માટે કહેવામાં આવી છે ?

આના ઉત્તરમાં કહ્યું છે કે, જે પુરુષ આત્માને સૌથી પ્રિય વસ્તુરૂપ માને છે તે, પુત્રાદિ લક્ષણ

વાળી અનાત્મ વસ્તુને આત્મા કરતા વધારે પ્રિય માનનારાને પૂછે કે, તને પ્રિય શું છે? જો તું પુત્રાદિને આત્મા કરતા વધારે પ્રિય માનતો હોય તો તે પુત્રાદિ લક્ષણ (નામરૂપે હોવાથી) નાશવંત છે. ક્યા કારણથી તે આ પ્રમાણે કહે છે? આત્મપ્રિયવાદી આ પ્રમાણે કહેવા અર્થાત્ અનાત્મપદાર્થ નાશવંત છે, એમ કહેવા સમર્થ છે તે સત્યવક્તા હોવથી તે પ્રમાણે કહેવા શક્તિમાન્ છે કેટલાએક ઇશ્વર શબ્દનો ક્ષિપ્ર એવો અર્થ કરે છે. આત્મા સિવાય દરેક અન્ય વસ્તુનો ત્યાગ કરી, આત્માની પ્રિયરૂપે ઉપાસના કરવી જોઇએ જે પુરુષ આત્માને પ્રિયરૂપ ગણી, તેની ઉપાસના કરે છે તેને આત્મા જ કેવળ પ્રિય હોય છે, પણ અન્ય વસ્તુ પ્રિય હોતી નથી. સાંસારિક કોઇ પણ વિષયો, જે પ્રિય ભાસતા હોય, તે ખરૂ જોતા પ્રિય નથી, એવી રીતનો નિશ્ચય થયા પછી જે પુરુષ આત્માની ઉપાસના કરે છે અર્થાત્ તેનું ચિંતન કરે છે તેને અન્ય નાશવંત વસ્તુ, જેનો વિષય મૃત્યુરૂપ છે, તે પ્રિયરૂપ હોતી નથી આત્માની પ્રિયરૂપેઉપાસના કરવી જ જોઇએ, આ વાક્ય કાં તો આત્મજ્ઞાન ઉત્પન્ન થનારા વચનોનું પુનરાવર્તનરૂપ છે. કારણ જે આત્માને જાણે છે તેને કોઇ પ્રિય અથવા અપ્રિય હોતું નથી. અથવા તો એ વચન જ્ઞાનની સ્તુતિ અર્થે વાપરવામા આવ્યું હોય કે આત્મા પ્રિયરૂપ છે અથવા તો પ્રિય ગુણના ફળનો નિશ્ચય કરવા વાપરવામા આવ્યુ હોય કારણ જે પુરુષને થોડુ પણ આત્મજ્ઞાન પ્રાપ્ત થયલુ હોય છે, તેના મનમા નાશવંત વિષયવાળી સર્વ પ્રિય વસ્તુઓને વિશે અશ્રદ્ધા ઉત્પન્ન થયેલી હોય છે (૮)

બ્રહ્મવિદ્યા એટલે શું?

तदाहुर्यद्ब्रह्मविद्यया सर्वं भविष्यन्तो मनुष्या मन्यन्ते । किमु तद्ब्रह्मावेद्यस्मात्तत्सर्वमभवदिति ॥ ९ ॥

અન્વયાર્થ.-તત્ આહુ=તે બ્રહ્મવિદ ને કહે છે, યત્ બ્રહ્મવિદ્યયા સર્વં ભવિષ્યન્તઃ મનુષ્યાઃ મન્યન્તે= જે બ્રહ્મવિદ્યાવડે અમે નિરવશેષરૂપ થઇશુ, એમ મનુષ્યો માને છે, કિં ઉ તત્ બ્રહ્મ અવેત્=તે બ્રહ્મ સ્વરૂપ કેવું જાણવું યસ્માત્ તત્ સર્વં અભવત્=જે વિદ્ય નથી તત્ કહેવાં બ્રહ્મ સર્વરૂપે થાય છે (૯)

શબ્દાર્થ:-જેનાવડે મનુષ્યો એમ ધારે છે કે, અમે સર્વરૂપ થઇશુ, તેને બ્રહ્મવિદ્યા કહેવામાં કહેવામા આવે છે. જે બ્રહ્મવડે તે સર્વરૂપે થાય છે, તે બ્રહ્મને કેવા પ્રકારનો જાણવો જોઇએ? (૯)

ટીકા.-आत्मेत्येवोपासीत અર્થ:-આ આત્મા છે એમ ઓળખી તેની ઉપાસના કરવી જોઇએ.' આ સૂત્રમાં બ્રહ્મજ્ઞાન દર્શાવવામા આવ્યું છે. આ જ સૂત્ર કે જેને માટે આખું ઉપનિષદ્ રચવામા આવ્યુ છે, તેનુ સ્પષ્ટીકરણ કરવાની ઇચ્છાથી તેના પ્રયોજનને દર્શાવવાની ઇચ્છાવડે મૂળમા તેનું અહીં વધારે સારી રીતે વિવેચન કરવામા આવ્યું છે મૂળમા જે તત્ શબ્દ વાપરવામા આવ્યો છે, તેનો અર્થ એ થાય છે કે, હવે પછીના વાક્યમા તે વસ્તુવિશે વિવેચન કરવામા આવશે आहुः અર્થ -તેઓ કહે છે અર્થાત્ જે બ્રાહ્મણો બ્રહ્મને જાણવાની જિજ્ઞાસાવાળા છે તેઓ કહે છે. આવા બ્રાહ્મણોએ પ્રથમ બ્રહ્મનિષ્ઠ એવા ગુરૂની સમીપ જવુ જોઇએ આ ગુરૂ પણ જન્મ, જરા, મૃત્યુરૂપી ચક્રના સતત ફરવાવડે ઉત્પન્ન થયેલા અનેક પ્રકારના દુઃખરૂપ અપાર સમુદ્રને પાર ઉતરવાવિશે નૌકારૂપ હોવા જોઇએ તેમ બ્રાહ્મણો પણ અપાર સમુદ્રના પારને પામવાની ઇચ્છાવાળા હોવા જોઇએ. કાર્ય તથા કારણ જે ધર્મ, અધર્મ તથા ફળના કારણરૂપ છે, તેથી છૂટા પડેલા તેઓ હોવા જોઇએ. તે જ રીતે તેઓ નિત્ય, નિરતિશય તથા તેવા જ બીજાં કારણોથી વિલક્ષણ શ્રેયની પ્રાપ્તિની ઇચ્છાવાળા હોવા જોઇએ

તેઓ શું કહે છે? તેના ઉત્તરમા કહેવાનું કે, તેઓ બ્રહ્મજ્ઞાન સંબંધી કહે છે અહીં બ્રહ્મ શબ્દનો અર્થ આત્મા થાય છે તથા જેનાવડે તેને ઓળખી શકાય એવું જે જ્ઞાન, તેને બ્રહ્મજ્ઞાન કહેવામા આવે છે જેનાવડે મનુષ્યો એમ માને છે કે, આપણે સર્વરૂપે અથવા કૃત્સ્નરૂપે થઇશુ, આ રીતનું જે જ્ઞાન, તે બ્રહ્મજ્ઞાન છે. જ્ઞાનનો અધિકાર દર્શાવવા મૂળમાં 'મનુષ્ય' શબ્દ વાપરવામા આવ્યો છે. કારણ મનુષ્યો જ ખાસ કરી શ્રેય અથવા તો મુક્તિમા અધિકારી છે. આ રીતનો મૂળ અભિપ્રાય છે. કર્મના વિષયમાં તેઓનું

માનવું એવું છે કે, કર્મવડે ફળપ્રાપ્તિ અવશ્ય કરીને થશે જ. આ હેતુથી તેઓ એમ માને છે કે, બ્રહ્મવિદ્યાથી સર્વાત્મભાવની પ્રાપ્તિ અવશ્ય થશે. કારણ વેદથી સિદ્ધ છે કે, કર્મો તથા બ્રહ્મવચ્ચે કોઈ પણ રીતની વિશેષતા નથી.

જ્ઞાનનું ફળ આ સ્થળે વિપરીત પ્રકારનું દર્શાવવામાં આવ્યું છે. અમારૂં પૂછવું એવું છે કે, જે બ્રહ્મના જ્ઞાનવડે મનુષ્યો એમ ધારે છે કે, અમે સર્વરૂપ થઇશું, તે બ્રહ્મને કેવી રીતે ઓળખવા? તે બ્રહ્મને એવી રીતે ઓળખવા, કે જે વડે-જે જ્ઞાનવડે તે સર્વરૂપ થઇ શકે છે તથા શ્રુતિના કહેવાં પ્રમાણે બ્રહ્મ સર્વરૂપ છે. જો કાંઈ પણ ઓળખ્યા વિના બ્રહ્મ પોતે સર્વરૂપ થાય છે તો પછી તે સર્વરૂપતા સઘળાને લાગુ પડશે અને જો તેમ થાય તો પછી બ્રહ્મજ્ઞાનનું પ્રયોજન શું? જો જ્ઞાનવડે બ્રહ્મ સર્વરૂપ થાય છે તો તે જ્ઞાનના ફળરૂપે થશે તથા તેમ થવાથી કર્મથી ઉત્પન્ન થતું ફળ જેમ અનિત્ય છે, તેમ જ્ઞાનથી ઉત્પન્ન થતા ફળરૂપ કૃત્સ્નતાને પણ અનિત્યતા પ્રાપ્ત થશે. વળી બ્રહ્મજ્ઞાનથી ઉત્પન્ન થતું ફળ, જે કૃત્સ્નતાના વિષયવાળું છે, તેને અનવસ્થા દોષ પ્રાપ્ત થશે. જેમ આ કરતા અન્ય કોઇ વસ્તુને જાણવાથી તે સર્વરૂપ થાય છે તથા આથી બીજી કોઇ વસ્તુને જાણવાથી સર્વરૂપ થાય છે. એમ થતાં સર્વને જાણવાથી તે સર્વરૂપ થાય છે, એમ કહેવાથી શાસ્ત્રના અર્થની વિરૂદ્ધતાનો જરા પણ દોષ પ્રાપ્ત થશે નહિ તથા તેમ થવાથી ફળની અનિત્યતાનો દોષ પણ પ્રાપ્ત થશે નહિ. જો જ્ઞાનવડે બ્રહ્મ સર્વરૂપ થાય તો પછી જોવાનું એ રહે કે, જે બ્રહ્મથી તે સર્વરૂપ થાય છે, તે બ્રહ્મને કેમ ઓળખવા?(૯)

### સગુણ બ્રહ્મનું સ્વરૂપ.

ब्रह्म वा इदमग्र आसीत्तदात्मानमेवावेत्। अहं ब्रह्मास्मीति तस्मात्तत् सर्वमभवत् तद्यो यो देवानां प्रत्यबुध्यत स एव तदभवत्तथर्षीणां तथा मनुष्याणां तद्धैतत्पश्यन्नृषिर्वामदेवः प्रतिपेदेऽहं मनुरभवꣳ सूर्यश्चेति। तदिदमप्येतर्हि य एवं वेदाऽहं ब्रह्मास्मीति स इदꣳ सर्वं भवति तस्य ह न देवाश्च नाभूत्या ईशते आत्मा ह्येषाꣳ स भवति अथ योऽन्यां देवतामुपास्तेऽन्योऽसावन्योऽहमस्मीति न स वेद यथा पशुरेवꣳ स देवानां यथा ह वै बहवः पशवो मनुष्यं भुञ्ज्युरेवमेकैकः पुरुषो देवान् भुनक्त्येकस्मिन्नेव पशावादीयमानेऽप्रियं भवति किमु बहुषु तस्मादेषां तन्न प्रियं यदेतन्मनुष्या विद्युः ॥ १० ॥

અન્વયાર્થઃ-ब्रह्म=બ્રહ્મ, वा=ખરેખર, इदं=આ અર્થાત્ શરીરમાં રહેલ તથા ત્વંપદ સ્વરૂપવાળો, अग्रे=વ્યક્ત થવા પહેલાં, आसीत्=હતું, तत्=તે બ્રહ્મ, आत्मानं एव अवेत्=આત્માને જ જાણ્યો, अहं ब्रह्म अस्मि=હું બ્રહ્મરૂપે છું, तस्मात् तत् सर्वं अभवत्=તેથી તે બ્રહ્મ સર્વરૂપે થયું, तत् यः यः देवानां તેમાં જે જે દેવોના મધ્યમાં, प्रत्यबुध्यत=ઓળખ્યા, सः एव तत् अभवत्=તેજ તે બ્રહ્મરૂપે થયો, तथा=તે રીતે, ऋषीणां=ઋષિમાંથી, तथा=તે રીતે, मनुष्याणां=મનુષ્યમાથી, तत्=તેથી, ह=પ્રસિદ્ધ રીતે, एतत्=આ આત્માને, पश्यन्=સાક્ષાત્કાર કરતા, ऋषिः वामदेवः=વામદેવ ઋષિ, प्रतिपेदे=પામ્યા, अहं मनुः अभवं=હું મનુરૂપે થયો, सूर्यः च=તથા સૂર્યરૂપે, इति=એ પ્રમાણે, तत् इदं=તે આ પ્રકૃત બ્રહ્મ, अपि=પણ, एतर्हि=આ સમયે, यः एवं वेद=જે આ પ્રમાણે જાણે છે, अहं ब्रह्म अस्मि=હું બ્રહ્મરૂપે છું, सः इदं सर्वं भवति=તે આ સર્વરૂપે થાય છે, तस्य=તે બ્રહ્મજ્ઞાનીને, ह=પ્રસિદ્ધ રીતે, न देवाः=દેવો નહિ, न अभूत्यै=અટકાવવા માટે, ईशते=સમર્થ થાય છે, आत्मा हि=કારણ કે આત્મા, एषां=આ દેવોના, सः=તે, भवति=થાય છે, अथ=વળી, यः=જે, अन्यां देवतां उपास्ते=ભિન્ન દેવની ઉપાસના કરે છે, अन्यः असौ=આ દેવ ભિન્ન છે, अन्यः अहं अस्मि=હું ભિન્ન છું, न सः वेद=તે (આત્માને) ઓળખતો નથી, यथा पशुः=જેમ પશુ (ઉપભોગ માટે વપરાય છે) તેમ, सः देवानां=તે દેવોના (ઉપભોગ માટે વપરાય છે), यथा=જેમ, ह=પ્રસિદ્ધ રીતે, बहवः पशवः=અનેક પશુઓ, मनुष्यं=સ્વામીરૂપ મનુષ્યને, भुञ्ज्युः=પાળે છે, एवं=આ રીતે, एकैकः पुरुषः देवान् भुनक्ति=દરેક કર્મી પુરૂષ દેવોને પાળે છે, एकस्मिन् एव

પંશી=એક જ પશુ, અદીયમાને=લઇ જવાથી, અપ્રિયં ભવતિ=માઠું થાય છે, કિમુ બહુષુ=તો પછી ઘણાની તો શી વાત, તસ્માત્=તેથી, એષાં=આ દેવોને, તત્=તે, ન પ્રિયં=પ્રિય હોતું નથી, યત્ એતત્ મનુષ્યાઃ વિદુઃ=કારણ કે આ બ્રહ્મને મનુષ્યો ઓળખે. ( ૦)

શબ્દાર્થઃ—આ સર્વ પૂર્વે બ્રહ્મરૂપે ખરેખર હતું. તેણે આત્માને પ્રથમ ઓળખ્યો. હું ખરેખર બ્રહ્મરૂપ છું, તેથી મારો આત્મા સર્વરૂપ થાય છે. દેવોમાંથી જે કોઇ તેને ઓળખે છે, તે જ કેવળ તેનારૂપે થાય છે. તે જ રીતે ઋષિઓમાંથી જે કોઇ અથવા તો મનુષ્યોમાંથી જે કોઇ, તેને આ પ્રમાણે જાણે છે તે તેના રૂપ થઇ શકે છે. 'આ તે છે' એમ જાણવાથી વામદેવ નામના ઋષિ નીચે પ્રમાણે સ્થિતિને પ્રાપ્ત થયાઃ—'હું મનુરૂપે થયો, હું સૂર્યરૂપ થયો, હું બ્રહ્મ છું.' એ જ પ્રમાણે હમણાં પણ જે કોઇ બ્રહ્મને જાણે છે, તેની સર્વરૂપપણાની અવસ્થા અટકાવવા દેવો પણ ખરેખર શક્તિમાન્ થતા નથી. કારણ કે તેઓના આત્મારૂપ હોય છે. 'તે અન્ય છે, હું અન્ય છું,' આ રીતે અન્ય દેવરૂપે જે આત્માની ઉપાસના કરે છે, તે આત્માને ઓળખી શકતો નથી તથા પશુની માફક તે દેવોના ઉપયોગમાં આવે છે. જે રીતે ઘણાં પશુઓ એક મનુષ્યનું રક્ષણ કરે છે, તે જ રીતે દરેક મનુષ્ય દેવોનું રક્ષણ કરે છે જો કેવળ એક પશુનું હરણ થવાથી પશુવાળાને અપ્રિયતા ઉત્પન્ન થાય છે તો ઘણાનું હરણ થાય તો પછી પૂછવું જ શું ? આથી મનુષ્યો બ્રહ્મને ઓળખે, તે દેવોને રૂચતું નથી (૧૦)

ટીકાઃ—ઉપર પ્રમાણેનો પ્રશ્ન કરી તેના પ્રતિ ઉત્તરમાં કોઇ પણ રીતના દોષથી રહિત એવા સગુણ બ્રહ્મને દર્શાવવામાં આવે છે. કારણ સર્વપણાનો (કૃત્સ્નનાનો) ભાવ જ્ઞાનથી જ પ્રાપ્ત થાય છે. પણ પરબ્રહ્મ સંબંધીનો સર્વ ભાવ કેવળ જ્ઞાનવડેજ પ્રાપ્ત થવો અશક્ય હોય છે. આથી મૂળ શ્રુતિમાં કહ્યું છે કે, કોઇ પણ પ્રકારે જ્ઞાનવડે જ સર્વ ભાવની પ્રાપ્તિ થાય છે જેમકે 'તસ્માત્સર્વમભવત્ અર્થઃ—તેથી આ સર્વરૂપે થયું' તેમ જ 'બ્રહ્મ વા इदमग्र आसीत् અર્થઃ—આ સર્વ ખરેખર પૂર્વે બ્રહ્મરૂપ હતું.' અહીં બ્રહ્મ શબ્દવડે અપર બ્રહ્મને ગ્રહણ કરવો અથવા જ્ઞાનનો અધિકારી કેવળ મનુષ્ય જ છે, તેથી જે બ્રાહ્મણ બ્રહ્મરૂપ થવાનો છે તેને ગ્રહણ કરવો. કારણ કે 'सर्वं भविष्यन्तो मनुष्या मन्यन्त અર્થઃ—મનુષ્યો જ ધારે છે કે, અમે સર્વ રૂપ થઇશું.' આ વચનમાં કેવળ મનુષ્યનું જ ગ્રહણ કરેલું છે, તેથી મનુષ્યો જ કેવળ શ્રેય અથવા તો મુક્તિ પ્રાપ્ત કરવાના અધિકારીઓ છે. આ રીતે જે કહેવામાં આવ્યું છે, તે પરબ્રહ્મના સંબંધમાં કહેવામાં આવ્યું નથી અથવા અપર પ્રજાપતિ વિશે કહેવામાં આવ્યું નથી. બ્રહ્મની વિદ્યાવડે બ્રહ્મ અર્થાત્ બ્રાહ્મણને ગ્રહણ કરવો જોઇએ. આ બ્રહ્મ—અર્થાત બ્રાહ્મણ કેવો હોવો જોઇએ કે, જે પરબ્રહ્મને પ્રાપ્ત થવાનો છે, જેણે અપર બ્રહ્મના જ્ઞાનવડે ( જેમાં દ્વૈત એકરૂપ થાય છે તથા જે જ્ઞાન કર્મની સાથે જોડાયલું છે તે વડે ) અપર બ્રહ્મની સ્થિતિ પ્રાપ્ત કરી છે, જેણે સર્વ ભોગોનો ત્યાગ કર્યો છે તથા કૃત્સ્ન ભાવને પ્રાપ્ત થવાથી, કામના તથા કર્મનાં બંધનોથી જે મુક્ત થયો છે, તેને સર્વરૂપે કહેવામાં આવે છે. લૌકિક રીતિએ આ જે કાંઇ કહેવામાં આવ્યું છે, તે ભવિષ્યની સ્થિતિના સંબંધમાં છે. દૃષ્ટાંત તરીકે કોઇ એમ કહે કે, "તે ભાતને રાંધે છે." અહીં ભાત શબ્દનો અર્થ રંધાઇ ગયેલા ચોખા છે. તે જ પ્રમાણે શાસ્ત્રમાં પણ કહ્યું છે કે, પરિવ્રાજકે (ઇશ્વરના ચિંતનમાં આસક્ત થવાથી જે ઇશ્વરભાવ પ્રાપ્ત કરી ચૂકેલો છે તેણે) સર્વ ભૂતોવિશે અભયતારૂપ દાન દેવું જોઇએ. આ જ પ્રમાણે બ્રહ્મને પ્રાપ્ત થનારા પુરૂષવડે બ્રાહ્મણને ગ્રહણ કર્યો છે.

પણ તે સત્ય નથી. કારણ કે સર્વ ભાવને પ્રાપ્ત થવાથી અનિત્યતા દોષ પ્રાપ્ત થાય છે. આ જગતમાં કોઇ પણ પુરૂષની કોઇપણ સાધનવડે પરમાર્થ રીતે અન્ય સ્થિતિ થવી તથા નિત્યતાને પ્રાપ્ત થવું, અશક્ય હોય છે. તે જ પ્રમાણે બ્રહ્મવિદ્યાવડે બ્રહ્મભાવની પ્રાપ્તિ થતી હોય તથા આ અવસ્થા તે જ ક્ષણે નિત્ય હોય, એ અસંભવિત છે. તેમ જ બીજી રીતે જોતાં સર્વ ભાવને અનિત્ય માનીએ તો પૂર્વે કહેલો દોષ અર્થાત્ કર્મનાં ફળની સાથેનો તુલ્યતાનો દોષ પ્રાપ્ત થાય

છે. પણ જો તમે એમ માનો કે, અજ્ઞાનના ફળરૂપ અકૃત્સ્ન ભાવની નિવૃત્તિ તથા સર્વપણાના અભાવની પ્રાપ્તિ બ્રહ્મજ્ઞાનના ફળરૂપે છે, તો બ્રહ્મ થનારા પુરૂષની કલ્પના વ્યર્થ થશે પણ તમે એમ માનો કે, બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિની પૂર્વે દરેક પ્રાણી બ્રહ્મભાવની પ્રાપ્તિવડે નિત્ય સર્વ ભાવને પ્રાપ્ત થાય છે અને અબ્રહ્મત્વ તથા અકૃત્સ્નતાની અવસ્થા પરમાર્થ રીતે અવિદ્યાથી થાય છે તથા જેમ છીપને વિશે રૂપાનો અધ્યારોપ કરવામાં આવે છે અથવા આકાશતલવિશે મલત્વાદિનો દોષ અધ્યારોપ કરવામા આવે છે તેમ જ અબ્રહ્મ અને અસર્વત્વનો દોષ બ્રહ્મમા અવિદ્યાવડે મૂકવામા આવે છે તથા તેની નિવૃત્તિ કેવળ બ્રહ્મજ્ઞાનવડે જ થાય છે જો તમે આ પ્રમાણે ધારો તો તમારૂં કહેવું પડે છે કે, પરબ્રહ્મ પરમાર્થ રીતે મૂળથી જ હતા. કારણ કે 'ब्रह्म वा इदमग्र आसीत् અર્થ–પૂર્વે ખરેખર આ બ્રહ્મ હતું.' આ વચનમા બ્રહ્મ શબ્દનો મુખ્ય અર્થ પરબ્રહ્મ પરમાત્મા થાય છે. કારણ પરમાર્થ વસ્તુને દર્શાવનારા વેદો છે. જે મનુષ્ય બ્રહ્મભાવને પ્રાપ્ત થવાનો હોય છે, તેને બ્રહ્મ શબ્દના અર્થથી વિપરીત બ્રહ્મરૂપે કહેવામા આવે છે આ પ્રમાણેની કલ્પના યુક્ત નથી. કારણ કે મહાન્ પ્રયોજન વિના જેવડે શ્રુતિના અર્થની હાનિ થાય તથા શ્રુતિમા ન કહેવાયલી વસ્તુની કલ્પના કરવામા આવે, તે રીતનો વિચાર અયોગ્ય છે.

જો તમે એમ કહો કે, અવિદ્યાથી ઉત્પન્ન થયા વિના જ અબ્રહ્મત્વ તથા અસર્વત્વ ભાવ અસ્તિત્વરૂપે હોય છે તો તે વાતને અમે માનતા નથી કારણ કે તેમ હોય તો બ્રહ્મજ્ઞાનવડે અબ્રહ્મત્વનો તથા અસર્વત્વનો નાશ થવો અશક્ય ઠરશે વળી કોઈપણ વસ્તુના ગુણોની ઉત્પત્તિ અથવા નાશ જ્ઞાન કરે છે, એમ કોઈ સ્થળે કહેવામા આવ્યુ નથી, પણ સર્વત્ર એમ દર્શાવવામા આવ્યુ છે કે, જ્ઞાન એ અજ્ઞાનનો નાશ કરનારરૂપ છે તે જ પ્રમાણે અહીં પણ બ્રહ્મજ્ઞાન જ અજ્ઞાનના વિકારરૂપ અબ્રહ્મત્વ તથા અસર્વત્વ ભાવની નિવૃત્તિ કરે છે, પણ બ્રહ્મજ્ઞાન કોઈ સત્ય વસ્તુનો નાશ કરવા અથવા ઉત્પન્ન કરવા શક્તિમાન નથી. આથી જે ધારણાથી શ્રુતિના અર્થને હાનિ પહોંચે છે તથા શ્રુતિમા નહિ દર્શાવેલા અર્થની કલ્પના કરવામા આવે છે, તે ધારણા મિથ્યા છે

જો તમે એમ કહો કે, બ્રહ્મને વિશે અજ્ઞાનતા અવિદ્યમાન છે, તો તે વાતને અમે સ્વીકારતા નથી કારણ કે સર્વ વિદ્યા બ્રહ્મના સંબંધમા જોડાયલી જ હોય છે જો કે છીપ ચક્ષુનો વિષય હોય છે, છતા જ્યા સુધી તેને વિશે રૂપાનો અધ્યારોપ નિવૃત્ત થતો નથી ત્યા સુધી આ રૂપુ નથી, પણ છીપ જ છે, આ રીતનું જ્ઞાન ઉત્પન્ન થતુ નથી આ જ પ્રમાણે 'सदेवेद। सर्वं ब्रह्मैवेद सवमात्मैवेद सर्वं नेद द्वैतमसत्य ब्रह्मेति અર્થ–આ સર્વ કેવળ સત્ રૂપ છે, આ સર્વ કેવળ બ્રહ્મરૂપ છે, આ સર્વ કેવળ આત્મારૂપ છે, આ સર્વ દ્વૈતરૂપ તથા અબ્રહ્મરૂપ નથી,' ઇત્યાદિ વચનોથી દર્શાવેલુ બ્રહ્મનુ એકત્વ જ્ઞાન, જ્યા સુધી બ્રહ્મમા અજ્ઞાનનો અધ્યારોપ હોય છે, ત્યા સુધી ઉત્પન્ન થતુ નથી જેમ છીપવિશે રૂપાનો અધ્યારોપ હોય છે, તેમ અબ્રહ્મના સ્વરૂપવિશે અધ્યારોપ હોતો નથી, એમ અમો તમારી માફક કહેતા નથી ત્યારે તમારૂ માનવુ શુ છે, તે કહો બ્રહ્મ કોઇ આત્મામા અબ્રહ્મ ભાવના અધ્યારોપનું કારણ નથી, તેમ જ બ્રહ્મઅવિદ્યાનો ઉત્પન્નકર્તા પણ નથી

અમે પણ કબૂલ કરીએ છીએ કે અવિદ્યાનો ઉત્પન્નકર્તા તેમ જ ભ્રમાત્મક બ્રહ્મ નથી પણ અબ્રહ્મરૂપ અજ્ઞાનને ઉત્પન્ન કરનાર બ્રહ્મ સિવાય બીજુ કોઇ બ્રાન્ત અન્ય ચેતન હોય એમ અમારૂં માનવું નથી 'नान्योऽतोऽस्ति विज्ञाता। नान्यदतोऽस्ति विज्ञात। तत्त्वमसि। आत्मानमेवावेत्। अहं ब्रह्मास्मि। अन्योऽसावन्योऽहमस्मीति न स वेद અર્થ–તેના જેવો બીજો કોઇ પણ જ્ઞાતા નથી, વિજ્ઞાતરૂપે તેના વિના અન્ય કોઇ વસ્તુ નથી, તે તુ છે, તેણે આત્માને ઓળખ્યો, હુ બ્રહ્મરૂપ છુ તે અન્ય છે, હુ અન્ય છુ, આ પ્રમાણે માનનારો બ્રહ્મને ઓળખી શકતો નથી,' ઇત્યાદિ શ્રુતિના વચનોવડે ઉપર દર્શાવેલ વસ્તુનું સ્પષ્ટીકરણ થાય છે આ જ પ્રમાણે સ્મૃતિમા કહ્યુ છે કે, सम सर्वेषु भूतेषु। अहमात्मा गुडाकेश। शुनि चैव श्वपाके

च। यस्तु सर्वाणि भूतानि यस्मिन्सर्वाणि भूतानि अर્થ:-જે કોઇ ઇશ્વર વિશે તેમ જ સર્વ ભૂતમાત્ર વિશે સમભાવવડે જૂવે છે. હે ગુડાકેશ! સર્વ પ્રાણીમાત્રના અંતઃકરણમાં રહેનાર આત્મારૂપ હું છું, અધિકારી પુરૂપ કુતરાને વિશે તેમજ કુતરાના માંસ ભક્ષણ કરનારાને વિશે સમભાવથી જૂવે છે, જે સર્વ ભૂત માત્રને પોતાના આત્મા વિશે જૂવે છે તથા જેને વિશે સર્વ ભૂતો પોતાના આત્મા સદશ છે.'

જો એમ જ હોય તો શાસ્ત્રમાં કહેલો ઉપદેશ શું અનર્થરૂપ નહિ કરે? જો બ્રહ્મજ્ઞાન થાય છે તો કેટલેક અંશે આ વાત અમે પણ સ્વીકારી લઇએ છીએ. પણ જ્ઞાન મિથ્યા છે, એમ જો તમો કહો તો તે અમે પણ માન્ય કરતા નથી કારણ કે અવિદ્યાની નિવૃત્તિ દશ્ય હોય છે. જો એમ કહેવામાં આવે કે, એકત્વ હોવાથી આ નિવૃત્તિ અશક્ય છે કારણ કે દશ્યમાન છતાં પણ અનુપપન્ન (અયોગ્ય) છે. તો તે વાતને અમે માનતા નથી કારણ કે એકત્વના જ્ઞાનવડે અજ્ઞાનનો અભાવ દશ્યરૂપે રહેલો હોય છે. જો કોઇ એમ કહે કે, દષ્ટ થવા છતાં અશક્ય છે, તો પછી તે દૃષ્ટિના વિરોધરૂપે છે તથા દૃષ્ટિનો વિરોધ કોઇપણ પુરૂપ માની શકતો નથી. જે વસ્તુ જોવાયલી જ હોય તેને વિશે એમ કહેવું કે, આ અદષ્ટ છે, તો તે કેવળ અશક્ય છે. જો એમ કહેવામાં આવે કે, દર્શન અશક્ય છે તો ત્યાં પણ આ જ પ્રમાણેનો દોષ પ્રાપ્ત થશે 'पुण्यो वै पुण्येन कर्मणा भवति। तं विद्याकर्मणी समन्वारभेते। मन्ता बोद्धा कर्ता विज्ञानात्मा पुरुषः અર્થ:-તે પવિત્ર કર્મવડે પવિત્ર થાય છે, જ્ઞાને તથા કર્મે તેને વિશે પ્રવેશ કર્યો, પુરૂપ મન્તા, બોદ્ધા, કર્તા તથા આત્માનો જાણનાર છે' આ સર્વ શ્રુતિનાં વચનપરથી એમ ખુલ્લું સિદ્ધ થાય છે કે, પરમાત્માથી વિલક્ષણ કોઇ બીજો સંસારી આત્મા છે તથા આ ભિન્ન આત્મા તે જ પરબ્રહ્મ પરમાત્મા છે,' જે શ્રુતિનાં નીચલાં વચનોથી સિદ્ધ થાય છે. 'स एष नेति नेति। अशनायाद्यत्येति। य आत्माऽपहतपाप्मा विजरो विमृत्यु। एतस्य वा अक्षरस्य प्रशासने॥ અર્થ:-તે આના જેવો નથી, તે તેના જેવો નથી, પાપથી રહિત આત્મા અજર તથા મૃત્યુ રહિત છે, તે આ જગતનો નિયામક છે.'

કણાદ તથા અક્ષપાદાદિના શાસ્ત્રમાં સંસારી આત્માથી વિલક્ષણ અન્ય ઇશ્વર કહેવામાં આવેલો છે. કારણ કે જગતને વિશે ઉત્પન્ન થતા દુઃખની નિવૃત્તિની કામના માટે સંસારી આત્માની પ્રવૃત્તિ જોવામાં આવે છે, પણ ઇશ્વરની તેને વિશે પ્રવૃત્તિ હોતી નથી. આથી ઇશ્વર અને સંસારી આત્મા અર્થાત્ જીવ વચ્ચેની વિલક્ષણતા સિદ્ધ થાય છે. શ્રુતિ તથા સ્મૃતિમાં જણાવવામાં આવ્યું છે કે, 'अवाक्यो नादरः। न मे पार्थास्ति। सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः। तं विदित्वा न लिप्यते। ब्रह्मविदाप्नोति परम्। एकधैवानुद्रष्टव्यमेतत्। यो वा एतदक्षरं गार्ग्यं विदित्वा। तमेव धीरो विज्ञाय। प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते॥ તેને વિશે વાણીનો તથા આદરનો અભાવ છે, હે પાર્થ! ત્રણ લોક વિશે આના સિવાય બીજું કાંઇપણ મારે કર્તવ્ય નથી, તને શોધવો તથા જાણવો જોઇએ, જે પુરૂપ આને જાણે છે તે પાપના દોષથી લેપાતો નથી, જે કોઇ બ્રહ્મને જાણે છે તે પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે, બ્રહ્મનું એક જ પ્રકારે ચિંતન કરવું જોઇએ, હે ગાર્ગિ! જે અક્ષરરૂપ છે તેને ઓળખવો જોઇએ, પ્રણવનો મહાન્ અક્ષર ૐકાર ધનુષરૂપ છે તથા આત્મા શરરૂપે છે તથા જે લક્ષ્ય છે તે બ્રહ્મરૂપ છે.' આ સર્વ વચનોમાં કર્તા તથા કર્મનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

આ વચનોપરથી સ્પષ્ટ માલૂમ પડે છે કે, જે મોક્ષને વાસ્તે પ્રયાસ કરે છે, તેના માર્ગથી વિલક્ષણ ઉચ્ચ સ્થિતિનો માર્ગ છે. જો આમ વિલક્ષણતા ન હોય તો કયા સ્થાનપ્રતિ કોઇપણ મનુષ્ય ગમન કરી શકે? ઉત્તર તથા દક્ષિણ માર્ગોની વિલક્ષણતા તેમ જ ગંતવ્ય સ્થાનની વિલક્ષણતા ન હોય એ કેવળ અશક્ય છે પણ જો સંસારી આત્માથી પરબ્રહ્મ વિલક્ષણ કહીએ તો સર્વ શક્ય થશે. કર્મ તથા જ્ઞાનના સાધનોના ઉપદેશવડે પણ આ સિદ્ધ થાય છે. જો જીવ બ્રહ્મથી ભિન્ન છે, તો કર્મ તથા જ્ઞાન સબંધી જીવને દર્શાવેલો ઉપદેશ, જે ઉચ્ચપદ પ્રાપ્તિના અથવા

તો મુક્તિના સાધનરૂપ છે, તે યોગ્ય છે પણ સર્વ કામનાઓની પ્રાપ્તિ થયેલી હોવાથી તે ઉપદેશ ઈશ્વરસંબંધી હોતો નથી. આવી રીતનાં કારણોથી જ કહેવામાં આવ્યું છે કે, જે પુરુષ બ્રહ્મ થવાનો છે તે બ્રહ્મ શબ્દના અર્થરૂપ છે, એમ કહેવું યોગ્ય છે. અમે આ વાતને સ્વીકારતા નથી. કારણ કે બ્રહ્મોપદેશનો પ્રસંગ નિરર્થક ઠરશે. જીવ જો બ્રહ્મરૂપ નથી, પણ જો विदित्वात्मानमेवाहं ब्रह्मास्मि અર્થઃ–આત્માને ઓળખી હું ખરેખર બ્રહ્મરૂપ થાઉં છું.' ઇત્યાદિ વચનથી જ બ્રહ્મરૂપ થાય તો પછી બ્રહ્મોપદેશ કેવળ નિરર્થક ઠરશે. કારણકે આત્મોપદેશ પ્રાપ્ત થવાનો છે, તેવડે સર્વાત્મભાવનું ફળ પ્રાપ્ત થશે. પણ ઉપદેશથી-કર્મ સંબંધી વિધિના ઉપદેશથી મનુષ્યનો છેવટનો હેતુ જે મોક્ષ, તે કદી પ્રાપ્ત થશે નહિ.

જો તમે એમ કહો કે 'अहं ब्रह्मास्मि અર્થઃ–હું બ્રહ્મરૂપ છું.' આ વચનમાં દર્શાવેલો બ્રહ્મ સંબંધીનો ઉપદેશ, સંસારી આત્માને બ્રહ્મ સ્વરૂપની પ્રાપ્તિ કરાવવાના હેતુથી છે તો તે વાત અમને માન્ય નથી. કારણ કે જો બ્રહ્મસ્વરૂપ પૂર્ણ રીતે જ્ઞાત ન થાય તો अहं ब्रह्मास्मि એ વચન શું કંઈપણ ફેરફાર કરી શકવાનું હતું ? જો બ્રહ્મનું સ્વરૂપ જણાય છે તો તેમાં વિકાર થવો શક્ય છે. "अयमात्मा ब्रह्म । यत्साक्षादपरोक्षाद्ब्रह्म । य आत्मा । तत्सत्य स आत्मा । ब्रह्मविदाप्नोति परम् तस्माद्वा एतस्मादात्मनः આ આત્મા બ્રહ્મરૂપ છે, બ્રહ્મ સાક્ષાત્ તથા અપરોક્ષરૂપ છે, તે આત્મારૂપ છે, આ આત્મા સત્યરૂપ છે, જે બ્રહ્મને જાણે છે તે પરમાત્માને પ્રાપ્ત થાય છે, આજ આત્મામાંથી " ઇત્યાદિ વચનોવિષે આત્મા તથા બ્રહ્મ આ બન્ને શબ્દો હજાર પ્રકારે એક સરખી પ્રકૃતિવાળા હોવાથી બેઉનો એક જ અર્થ થાય છે કારણ અન્ય ફેરફાર અન્યના સ્વરૂપને હોવો જોઈએ, પણ સાદૃશ્ય પદાર્થને હોતો નથી.

વળી 'इदं सर्वं यदयमात्मा અર્થઃ-આ સર્વ આત્મારૂપ છે.' આ વચન આત્માનું એકત્વ દર્શાવે છે, જેને વિષે મૂળમાં કહેવામાં આવ્યું છે તથા જે એકત્વ પાછળથી જોવાયોગ્ય થાય છે. આથી આત્માનો વિકાર બ્રહ્મના સ્વરૂપવિષે થાય છે, એમ કહેવું કેવળ અશક્ય છે.

'ब्रह्म वेद ब्रह्मैव भवति અર્થઃ–બ્રહ્મને જે જાણે છે, તે બ્રહ્મરૂપ થાય છે' ઇત્યાદિ વચનવિષે બ્રહ્મની પ્રાપ્તિ જ કેવળ દર્શાવવામાં આવી છે. તેથી બ્રહ્મ સંબંધી ફળ કોઇ અન્ય માનવું, તે કેવળ અશક્ય જ છે. જો અન્ય ભાવ બ્રહ્મની પ્રાપ્તિ હોય તો તે વાતને અમે સ્વીકારતા નથી. કારણ કે અન્ય વસ્તુનો અન્ય ભાવ પ્રાપ્ત થવો, કેવળ અશક્ય જ છે. એમ કહેવામાં આવે કે, શ્રુતિવચન પ્રમાણે કહેવામાં આવેલી બ્રહ્મભાવની પ્રાપ્તિ કેવળ અન્યભાવ દર્શાવે છે તો તે વાત અમે માન્ય કરતા નથી. કારણ અન્યભાવ કેવળ મિથ્યા જ્ઞાનના તર્કરૂપ હોય છે તથા કહેવામાં આવ્યું છે કે, મિથ્યા જ્ઞાનનો નાશ કરવો, એ જ જ્ઞાનનું કર્મ છે. કોઇપણ વસ્તુ ઉત્પન્ન કરવાની શક્તિ શબ્દને હોતી નથી. કારણ કે શાસ્ત્ર કેવળ ઉપદેશ કરે છે, પણ તેનામાં કાંઇ ઉત્પન્ન કરવાની શક્તિ નથી.

'स एष प्रविष्टः અર્થઃ–તેણે આ જગતને વિષે પ્રવેશ કર્યો.' ઇત્યાદિ વચનથી ખુલ્લું જણાય છે કે, પરબ્રહ્મે જ પ્રવેશ કર્યો. તેથી બ્રહ્મ શબ્દથી જે પુરુષ બ્રહ્મભાવને પ્રાપ્ત થવાનો છે, તે કહેવું, અસત્ય છે. તમે જે અર્થને સિદ્ધ કરવા માગો છો, તે ઇષ્ટ અર્થનો તે વિરોધી હોય છે. મીઠાના ગાંગડાની માફક બ્રહ્મસંબંધી વિજ્ઞાન બાહ્ય તથા અંદરને વિષે એકરસરૂપે તથા વિલક્ષણતાથી રહિત છે. સર્વ ઉપનિષદોવિષે આ જ પ્રકારનો અર્થ દર્શાવવામાં આવ્યો છે તથા તે જ અર્થ મધુકાંડ અને મુનિ કાંડ નામના આ ઉપનિષદના બે કાંડના છેવટના ભાગ વિષે પણ સમજાવેલો છે તથા કહ્યું છે કે, 'एतावदरे खल्वमृतत्वमिति અર્થઃ–અમૃતના કારણનો અહીં સુધી વિસ્તાર કરવામાં આવ્યો છે.' તે જ પ્રમાણે સર્વ શાખાઓના ઉપનિષદોનો ખાસ અર્થ, તે બ્રહ્મના એકપણાનું વિજ્ઞાન જ છે. 'आत्मानमेवावेत् અર્થઃ–તેણે આત્માને ઓળખ્યો,' આ વચનવડે જો બ્રહ્મથી વિલક્ષણ સંસારી આત્મા માનવામાં આવે તો બ્રહ્મજ્ઞાનનો

પ્રકાશ થઇ શકે નહિ. 'કારણ તેમ થવાથી 'आत्मानमेवावेत् તેણે આત્માને ઓળખ્યો,' એ વચન કેવળ સંસારી આત્માને લાગુ પડે.

જો એમ કહેવામા આવે કે, જ્ઞાતાથી વિલક્ષણ આત્માનો અર્થ થાય છે તો તે વાત અમને માન્ય નથી. કારણ, अहं ब्रह्मास्मि આ વચન વિશે અહંનું વિશેષણ બ્રહ્મ છે તથા જો કોઇ અન્ય વસ્તુ જ્ઞાનનો વિષય હોય તો તે આ છે, પણ હું નહિ, એમ અહં શબ્દનો અર્થ થાત. 'अहं ब्रह्मास्मि હું બ્રહ્મ છું,' આ વચનવિશે બ્રહ્મ વિશેષણ છે તથા आत्मानमेवावेत् તેણે આત્માને ઓળખ્યો,' આ વચનવિશે બ્રહ્મનો નિશ્ચય કરવામાં આવ્યો છે. તેથી ખુલ્લેખુલ્લી રીત જણાય છે કે, કેવળ આત્મા જ બ્રહ્મ છે. જો આમ જ છે તો બ્રહ્મજ્ઞાનનો પ્રકાશ શક્ય છે, નહિ તો નહિ. કારણ તેમ હોય તો જ જ્ઞાન એ કોઇ અન્ય વસ્તુ થઇ શકે.

જો બ્રહ્મ અને અબ્રહ્મનું સ્વરૂપ એક જ વિષયને લાગુ પડતું હોય તો બ્રહ્મનું જ્ઞાન શક્ય નથી. કારણ તેમ હોય તો જેમ સૂર્યના પ્રકાશનો વિરોધી અંધકાર છે, તેમ અહીં પણ વિરોધપણાનો ભાવ આવશે. જો બ્રહ્મ તેમ જ આ બન્ને ભેદ તથા અભેદરૂપ હોય તો બ્રહ્મવિદ્યાનો નિશ્ચિત વ્યપદેશ ઉક્ત નથી. તેમ થવાથી વિદ્યા બે પ્રકારની થશે;–એક બ્રહ્મવિદ્યા તથા બીજી સંસારી વિદ્યા. પણ એક વસ્તુને તેના વિરોધી ગુણ સાથે યોજવી યુક્ત નથી. કારણ કે તેમ થવાથી શ્રોતાના મનમા શંકા ઉત્પન્ન થશે અને પુરૂષાર્થનું સાધન અર્થાત્ મોક્ષ તો કેવળ નિશ્ચિત જ્ઞાનવડે જ થઇ શકે છે. કહ્યું છે કે 'यस्य स्यादद्धा न विचिकित्सास्ति બ્રહ્મને વિશે કોઇપણ રીતની શંકા રહેતી નથી,' 'संशयात्मा विनश्यति સંશય આત્માવાળો મનુષ્ય નાશને પામે છે' ઇત્યાદિ શ્રુતિ તથા સ્મૃતિનાં વચનોથી ખુલ્લું થાય છે કે, પરહિતાર્થીએ શંશયયુક્ત વાક્યાર્થ કદી કહેવો નહિ.

જો એમ કહેવામાં આવે કે, તેણે આત્માને ઓળખ્યો, તેથી તે સર્વરૂપે થયો. વચનના વિવરણમાં આપણી તથા બીજા ભૂતોની માફક કર્તાની અર્થાત્ જ્ઞાનના કર્તાપણાની બ્રહ્મમાં અયોગ્ય કલ્પના કરવામાં આવે છે. આ અમે સ્વીકારતા નથી આ કલ્પના અમારી નથી, પણ બ્રહ્મમાં કારકભાવની કલ્પના શાસ્ત્રમાં દર્શાવવામાં આવી છે, માટે શાસ્ત્ર જ દોષિત ઠરે છે. જે મનુષ્ય શ્રેય પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો છે, તેણે શાસ્ત્રના અર્થની ભિન્નતાવાળી કલ્પનાને લીધે બ્રહ્મના મૂળ રહસ્યનો ત્યાગ કરવો જોઇએ નહિ. આના સંબંધમાં જે કાંઇ તમો વાંધો લેશો, તે અયોગ્ય છે. કારણ બ્રહ્મને વિશે કોઇ પણ રીતની વિલક્ષણતા હોતી નથી. તેને વિશે તો કેવળ એકત્વપણું જ હોય છે. 'एकधैवानुद्रष्टव्यम् । नेह नानास्ति किंचन । यत्र हि द्वैतमिव भवति । एकमेवाद्वितीयम् અર્થઃ–બ્રહ્મને એક જ પ્રકારે જોવો જોઇએ, બ્રહ્મ વિશે કોઇ પણ રીતની ભિન્નતા નથી, બ્રહ્મ વિશે માત્ર દ્વૈત સરખો ભાસ થાય છે, બ્રહ્મ એકરૂપે અર્થાત્ અદ્વિતીયરૂપે છે,' ઇત્યાદિ સેંકડો વચનોવડે બ્રહ્મમાં એકપણું રહેલું છે. મનુષ્યનું કોઈ પણ કર્મ બ્રહ્મવિશે કેવળ લોકવ્યવહાર જેવું અર્થાત્ મિથ્યા છે.

તેથી 'ब्रह्म वा इदमग्र आसीत् અર્થ:–આ સર્વ પ્રથમ બ્રહ્મરૂપ હતું,' આ વચનમાં બ્રહ્મનો અર્થ એ થાય છે કે, જે બ્રહ્મ સ્રષ્ટારૂપ છે, તેણે પ્રવેશ કર્યો નિશ્ચયતા દર્શાવવા વૈ શબ્દ વાપરવામાં આવ્યો છે. 'इद–આ' જે શરીરમાં રહેલો છે, તેને ગ્રહણ કરવો. 'अग्रे–પ્રથમ' અર્થાત્ જાગ્રતપણાની પૂર્વે કેવળ બ્રહ્મ જ હતું તથા આ સર્વ બ્રહ્મ જ હતું. પણ જાગ્રતાવસ્થાની પ્રાપ્તિ પછી 'હું અબ્રહ્મરૂપ છું, હું સર્વરૂપ નથી' એ રીતે આત્મામાં અધ્યારોપ કરવામા આવ્યો. આ અધ્યારોપને લીધે જ 'હું કર્તા છું, હું ક્રિયાનો કર્તા છું, હું સંસારી આત્મારૂપ છું, હું ફળોના ભોક્તારૂપ છું, હું સુખી કે દુખી છું.' આ પ્રમાણે સંકલ્પો થાય છે, પણ વાસ્તવિક રીતે તો તેનાથી જે કાંઇ વિલક્ષણ છે તે તથા અવિલક્ષણ સર્વ બ્રહ્મરૂપ જ છે 'તું સંસારી આત્મા નથી, આત્માને જ કેવળ ઓળખવો' ઇત્યાદિ વચનોવડે કૃપાળુ ગુરૂથી જે બોધ કરવામાં આવે છે તે 'तत्' શબ્દનો અર્થ છે

તથા एव શબ્દનો અર્થ અવિદ્યાથી આવૃત એવી કોઈપણ વિલક્ષણતાથી રહિત આત્મા અર્થ થાય છે.

ભલે જેને આત્મારૂપે ઓળખ્યો, તે આત્માનું વાસ્તવિક સ્વરૂપ કેવું છે, તે મને કહો. શું તને આત્માનું સ્મરણ થતું નથી ? કારણ કે આત્માના સંબંધમાં વર્ણન કરવામાં આવ્યું છે કે, તે આ જગતનેવિશે પ્રવેશ કરી પ્રાણરૂપે, વ્યાનરૂપે, અપાનરૂપે, સમાનરૂપે તથા ઉદાનરૂપે વર્તે છે. તમે જેમ આંગળી બતાવીને કહો છો કે, 'આ તો ગાય છે, આ તો અશ્વ છે' તેમ જ્યારે તમે આત્માને જણાવો છો ત્યારે તેને ગાયની માફક પ્રત્યક્ષરૂપે દર્શાવતા કેમ નથી ? તમારૂં એમ કહેવું છે કે, આત્મા દ્રષ્ટા, શ્રોતા, મન્તા તથા વિજ્ઞાતા છે. આમ કહેવાની અંદર પણ તમે દર્શનાદિ ક્રિયાના કર્તાનું સ્વરૂપ પ્રત્યક્ષ દર્શાવતા નથી. કારણ ગમનનું કર્મ તે કાંઈ મંતાનું સ્વરૂપ નથી તથા છેદનનું કર્મ તે કાંઈ છેત્તાનું સ્વરૂપ કહેવાઈ શકે નહિ. ત્યારે આપણે એમ જ માની લઈએ કે, આત્મા દ્રષ્ટાનો દ્રષ્ટા, શ્રોતાનો શ્રોતા, મંતાનો મંતા તથા વિજ્ઞાતાનો વિજ્ઞાતા છે. શંકા:-ત્યારે આ દ્રષ્ટામાં શું વિલક્ષણતા રહેલી છે ? સમાધાન:-જે સ્થળે દૃષ્ટિનો દ્રષ્ટા હોય છે અથવા તો ઘટનો દ્રષ્ટા હોય છે, તે દરેક બાબતમાં કેવળ તે દ્રષ્ટારૂપ જ હોય છે. પણ તે દૃષ્ટિનો દ્રષ્ટા છે કે ઘટનો દ્રષ્ટા છે, આ રીતની કોઈપણ પ્રકારની વિલક્ષણતા જોવામાં આવતી નથી. કારણ સર્વ બાબતમાં તે કેવળ દ્રષ્ટારૂપ જ હોય છે.

આમાં વિશેષતા નીચે પ્રમાણે રહેલી છે. જો દૃષ્ટિ હોય તો તે દૃષ્ટિનો જ દ્રષ્ટા નિત્ય દૃષ્ટિને જૂવે છે, પણ કોઈ વેળા દ્રષ્ટાથી દૃષ્ટિને જોવામાં આવતી નથી. આથી સિદ્ધ થાય છે કે, દ્રષ્ટાની દૃષ્ટિ નિત્ય હોવી જોઈએ. જો દ્રષ્ટાની દૃષ્ટિ અનિત્ય હોય તો જેમ અનિત્ય દૃષ્ટિવડે ઘટાદિ વસ્તુ જોવામાં આવે છે તેમ દૃશ્ય એવી દૃષ્ટિ કોઈ પણ વાર જોવામાં આવશે નહિ, તેમ જ દૃષ્ટિનો દ્રષ્ટા કદાપિ દૃષ્ટિને જોતો નથી.

ત્યારે તો દ્રષ્ટાની દૃષ્ટિઓ બે પ્રકારની છે:- એક નિત્ય છે, જે આદસ્વરૂપ છે તથા બીજી દૃષ્ટિ અનિત્ય છે જે દસ્યરૂપ છે. ધારો કે તેમ છે, પણ એક રીતે દ્રષ્ટાની અનિત્યદૃષ્ટિ, અંધત્વથી રહિતન જોવાથી પ્રત્યક્ષ છે. કારણ કે જો આ દર્શન નિત્ય હોય તો કોઈપણ અંધ થઈ શકે નહિ. બીજી તરફ દ્રષ્ટાની નિત્ય દૃષ્ટિ શ્રુતિનાં વચનથી સિદ્ધ થાય છે. કહ્યું છે કે, नहि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यते અર્થ:-દ્રષ્ટા તથા દૃષ્ટિની વચ્ચે કોઈ પણ રીતની વિશેષતા નથી. આ વાત અનુમાનથી પણ સિદ્ધ થાય છે. કારણ કે જોવામાં આવે છે કે અંધને પણ સ્વપ્નવિશે દૃષ્ટિ હોય છે, જેથી તેને ઘટાદિ આભાસ વિષયરૂપ થાય છે. દ્રષ્ટાની આ દૃષ્ટિ અન્ય દૃષ્ટિના નાશને લીધે નાશને પામતી નથી.' આ નાશરહિત નિત્ય દૃષ્ટિ પોતાના જ સ્વરૂપ વિશે રહેલ હોય છે તથા તે સ્વયંજ્યોતિરૂપ છે દ્રષ્ટા, આ રીતની નિત્ય દૃષ્ટિવડે, સ્વપ્નમાં રહેનારી તથા વાસનાના જ્ઞાનની સદશ અનિત્ય દૃષ્ટિને જોઈ, દૃષ્ટિનો દ્રષ્ટા થાય છે. જો આમ જ બને છે તો અગ્નિના તેજની માફક દૃષ્ટિ જ સ્વરૂપરૂપે છે તથા કણાદ મતાનુયાયીઓની માફક અન્ય કોઈ ચેતનરૂપ દ્રષ્ટા હોતો નથી. તે ભલે નિત્ય દૃષ્ટિરૂપ આત્માને ઓળખ્યો, જે આત્મા અવિદ્યાવડે આવૃત અનિત્ય દૃષ્ટિથી રહિત છે. પણ 'न विज्ञा-तेर्विज्ञातारं विजानीया. અર્થ:-તું વિજ્ઞાનના વિજ્ઞા-તાને ઓળખતો નથી,' આ રીતના શ્રુતિવચનથી સિદ્ધ થાય છે કે, વિજ્ઞાતાના જ્ઞાનનો નિષેધ કરવામાં આવ્યો છે. આ બાબતની અમે ના પાડીએ છીએ. કારણ જ્ઞાનને કોઈ રીતનો નિષેધ હોતો નથી. આ જ રીતે દૃષ્ટિનો દ્રષ્ટા પણ ગૂઢ રહેવો જોઈએ. આ બાબત અન્ય જ્ઞાનની સ્વાતં-ત્ર્યતાને લીધે સિદ્ધ થાય છે. કારણ કે જો એમ જાણવામાં આવે કે, દ્રષ્ટાની દૃષ્ટિ નિત્ય છે તો અન્ય દૃષ્ટિ, જે દ્રષ્ટાના વિષયરૂપ છે, તેની આકાંક્ષા રહેશે નહિ. કારણ કે અસંભવતાને લીધે જે દૃષ્ટિ, દ્રષ્ટાનો વિષય છે, તેની આકાંક્ષાનો તે નાશ કરે છે. કારણ જો કામનાનો વિષય ન હોય તો કોઈને પણ કામના થશે નહિ. કોઈ પણ વિષય કામના કરી શકે, એવી દ્રષ્ટાને પોતનો કરવાની સત્તા પ્રત્યક્ષ દૃષ્ટિને હોવી . પુરૂષને પોતાનો વિષય એ જ

તેને કોઈ પણ રીતની કામના હોતી નથી. આથી 'તેણે આત્માને ઓળખ્યો' આ વચનવડે અજ્ઞાનની નિવૃત્તિ થાય છે, એટલુંજ કહેવામાં આવ્યું છે. પણ આત્મા કોઈ વિષયરૂપ થાય છે, એમ કહેવામાં આવ્યું નથી. તેણે આત્માને કેવી રીતે ઓળખ્યો ? તેના ઉત્તરમાં કહ્યું છે કે, હું-દૃષ્ટિનો દ્રષ્ટા-આત્મા ખરેખર બ્રહ્મરૂપ છું અહીં બ્રહ્મનો અર્થ સાક્ષાત્, અપરોક્ષ તથા સર્વના અંદરને વિશે રહેલ આત્મા છે. આ આત્મારૂપ બ્રહ્મ ક્ષુધાદિથી રહિત છે તથા તેને વિશે એમ કહ્યું છે કે, 'તે આવો નથી, તે આવી રીતનો પણ નથી, તેમ જ તે સ્થૂલ અથવા અણુ આદિ લક્ષણવાળો પણ નથી.'

આ જ પ્રમાણેનો હું છું, પણ પ્રથમના તમારા કહેવા પ્રમાણે સંસારી આત્મારૂપ હું નથી. આ પ્રમાણેના જ્ઞાનને લીધે તે અર્થાત્ બ્રહ્મ સર્વરૂપ થયો. અબ્રહ્મના અધ્યારોપના ફળની નિવૃત્તિને લીધે, અબ્રહ્મના અધ્યારોપનો નાશ થાય છે, જેથી તે આત્મા સર્વરૂપે થયો. આથી બ્રહ્મજ્ઞાનવડે અમે સર્વરૂપે થઈશું, આ રીતનું મનુષ્યોનું જે માનવું, તે યોગ્ય છે. જે બ્રહ્મથી તે સર્વરૂપે થયો, તે બ્રહ્મને કોણે ઓળખ્યો, આ રીતનો જે પ્રશ્ન પૂર્વે પૂછવામાં આવ્યો છે, તેનું અહીં વર્ણન કરવામાં આવ્યું છે, અર્થાત્ ખરેખર અગ્રે આ બ્રહ્મરૂપ હતું. તેણે આત્માને ઓળખ્યો, જેથી તે આ સર્વરૂપ થયો. દેવોમાંથી જે કોઈએ ઉપર કહ્યા પ્રમાણે આત્માને ઓળખ્યો છે, તે જ પ્રતિબુદ્ધ આત્મારૂપ અર્થાત્ બ્રહ્મરૂપ થાય છે. આ જ પ્રમાણે ઋષિઓમાંથી તેમ જ મનુષ્યોમાંથી જેણે આત્માને ઓળખ્યો છે, તેઓ સર્વરૂપ થયા છે. 'દેવોમાં' ઇત્યાદિ શબ્દોવડે અન્યલોક દર્શાવવામાં આવ્યો છે, નહિ કે તેનાથી કોઈ પણ રીતે બ્રહ્મજ્ઞાન સંબંધી વિવેચન કરવામાં આવ્યું છે. પણ 'પુરઃ પુરુષ આવિશત્ અર્થઃ-અગ્રે પુરાણરૂપ બ્રહ્મે પ્રવેશ કર્યો'-ઇત્યાદિ વચનવડે અમે એમ જણાવ્યું છે કે, બ્રહ્મે અંતરના ભાગમાં સર્વત્ર પ્રવેશ કર્યો આથી 'દેવોમાં' ઇત્યાદિ જે શબ્દો વાપરવામાં આવ્યા તેથી, ભિન્ન લોક જે શરીરાદિના અધ્યારોપથી ઉત્પન્ન થયેલા છે, તેના જ્ઞાનની સાથે તેનો સંબંધ છે. ખરેખરું જોતાં તો બ્રહ્મ પૂર્વે અહીં અને સાં સર્વત્ર હતો. અર્થાત્ દેવાદિના શરીરોમાં જાણવામાં આવતાં પહેલાં તે સર્વત્ર હતો. આમ જો ન હોય તો પછી તે શોધવાના વિષયરૂપ થઈ શકે.

'તદાત્માનમેવાવેત્ । સર્વમભવત્ અર્થઃ-તેણે આત્માનો ઓળખ્યો તથા તે સર્વરૂપ થયો' ઇત્યાદિ વચનોનો અર્થ એ થાય છે કે, સર્વ સ્વરૂપની પ્રાપ્તિ, તે બ્રહ્મજ્ઞાનનું ફળ છે. આ અર્થને પૂર્ણપણે દૃઢીભૂત કરવા શ્રુતિમાં કેટલાક મન્ત્રો ઉદાહરણરૂપે આપ્યા છે બ્રહ્મ આત્મારૂપે છે, એમ જાણવાથી વામદેવ નામના ઋષિએ બ્રહ્મજ્ઞાનવડે હું બ્રહ્મરૂપ છું એમ જાણ્યું. વામદેવને બ્રહ્માત્મદર્શનનો લાભ થવાથી તેણે પોતાને નીચેના મન્ત્રોરૂપે જોયો, 'અહં મનુરભવમ્ સૂર્યશ્ચ અર્થઃ-હું મનુરૂપે થયો, હું સૂર્યાદિરૂપે થયો.'

'તદેતદ્બ્રહ્મ પશ્યન્ અર્થઃ-તેણે આને બ્રહ્મરૂપે ઓળખ્યો' ઇત્યાદિ વચનથી બ્રહ્મવિદ્યા દર્શાવવામાં આવી છે. હું મનુરૂપ થયો, હું સૂર્યરૂપ થયો ઇત્યાદિ શબ્દોવડે સર્વભાવની પ્રાપ્તિ, એ બ્રહ્મજ્ઞાનનું ફળ છે. આત્માને ઓળખવાથી તેણે ફળ પ્રાપ્ત કીધું અર્થાત્ તે સર્વભાવને પ્રાપ્ત થયો. જેમ ભોજન કરવાવડે તૃપ્તિ થાય છે તેમ અહીં બ્રહ્મવિદ્યાની સહાયતારૂપી સાધનવડે સાધ્ય એવું મોક્ષ ફળ દર્શાવવામાં આવ્યું છે.

કેટલાકના મનમાં એમ હોય કે, મહાન્ દેવો પોતાની મહાન્ શક્તિવડે બ્રહ્મવિદ્યાનું જ્ઞાન થવાથી સર્વભાવને પ્રાપ્ત થયા હતા, પણ હાલના યુગવાળા માણસોથી તેમ થઈ શકે એમ નથી. અર્થાત્ મનુષ્યોથી તેમ બને એમ નથી. કારણ તેઓને વિશે અલ્પ શક્તિ હોય છે. આ રીતના નિષેધની નિવૃત્તિઅર્થે મૂળમાં કહ્યું છે કે, સર્વ બાહ્ય કામનાનો ત્યાગ કરી સર્વ ભૂત માત્રનેવિશે પ્રવેશ થયેલારૂપે તથા ક્રિયાદિના ચિહ્નવાળા બ્રહ્મને જે કોઈ જાણે છે, તેમ જ વર્તમાન સમયમાં ઉપર વર્ણવ્યા પ્રમાણે જે આત્માને ઓળખે છે તથા ઉપાધિથી ઉત્પન્ન થયેલી ભ્રાન્તિને લીધે ચિત્તમાં અધ્યારોપિત થયેલ સર્વ ભિન્નતાનો ત્યાગ કરી, 'હું

બ્રહ્મરૂપ છું' એમ જે જાણે છે, જે કેવળ પોતાને બ્રહ્મરૂપે જાણે છે, જે સંસારના ધર્મોથી લેપાયમાન થતો નથી તથા જે આંતરરૂપ તેમ જ બાહ્યરૂપ નથી, તે જ મનુષ્ય અવિદ્યાથી ઉત્પન્ન થયેલી અકૃત્સ્નતાની નિવૃત્તિને લીધે, બ્રહ્મવિદ્યાવડે સર્વરૂપ થાય છે. આધુનિક મનુષ્યોની માફક અલ્પ શક્તિવાળા પુરુષો તેમ જ વામદેવની માફક મહાન્ શક્તિવાળા મનુષ્યોની વચ્ચે બ્રહ્મ અથવા બ્રહ્મવિદ્યાના સંબંધમાં કોઈ પણ રીતની વિશેષતા નથી. પણ બ્રહ્મવિદ્યાનું ફળ પ્રાપ્ત કરવાને આધુનિક મનુષ્યો યોગ્ય છે કે નહિ, તે શંકાસ્પદ છે. આ શંકાની નિવૃત્તિ અર્થે કહ્યું છે કે, જે મનુષ્ય બ્રહ્મને ઉપર કહ્યા પ્રમાણે જાણે છે,' તેને મહાન્ વીર્યવાળા દેવો પણ, બ્રહ્મની માફક સર્વભાવની પ્રાપ્તિમાથી રોકી શકવા સમર્થ નથી, તો પછી બીજાઓની તો શી જ વાત ? આ તો નિસંશય છે કે, દેવો તેમ જ બીજાઓ બ્રહ્મવિદ્યાના ફળની પ્રાપ્તિમાં વિઘ્ન ઉત્પન્ન કરે છે. કારણ કે કહ્યું છે કે, મર્ત્યો દેવોના ઋણવાળા છે. શ્રુતિમાં કહ્યુ છે કે, 'ब्रह्मचर्येण ऋषिभ्यो यज्ञेन देवेभ्यः प्रजया पितृभ्य અર્થઃ-ઋષિઓનું બ્રહ્મચર્યવડે, દેવતાઓનું યજ્ઞવડે તથા પિતૃઓનું પ્રજાવડે કોઈપણ જન્મેલો મનુષ્ય ઋણ અદા કરે છે.' વળી કહ્યું છે કે, મનુષ્ય દેવોના પશુ સરખો છે. ,વળી એમ પણ કહ્યુ છે કે, આત્મા સર્વ ભૂતોના સ્થાનરૂપ છે. તેમ છતાં આ રીતની શંકા ઉત્પન્ન થવાનું કારણ એ છે કે, અમૃત ભાવની પ્રાપ્તિ થવામાં આત્મભાવનું રક્ષણ કરવાની ઇચ્છાથી દેવો પરતંત્ર મનુષ્યોને અધમ ઋણદારોની માફક વિઘ્ન નાખે છે. દેવોને પોતાના પશુઓ, પોતાના શરીરની માફક પ્રિય હોય છે. મૂળમાં કહ્યું છે કે, દેવાદિનું વધારે દૃઢ રક્ષણ કર્મથી જ થાય છે, આથી એક મનુષ્ય ઘણા પશુઓની સમાન છે. માટે મનુષ્યો બ્રહ્મવિદ્યાને પ્રાપ્ત થાય, તે દેવોને પ્રિય હોતું નથી. જે રીતે એક મનુષ્ય પોતાના શરીરને ખાતર અન્યનું અનિષ્ટ ઇચ્છે છે, તે જ રીતે દેવો, જે ભૂતો આત્માને આ પ્રમાણે જાણે છે તેના અનિષ્ટને ઇચ્છે છે. જો મનુષ્યને બ્રહ્મજ્ઞાન હોય તો પરતંત્રતાની નિવૃત્તિની સાથે પશુની માફક પરતંત્ર ભાવ તથા પોતાનો શરીર ભાવ રહેતો નથી. 'દેવોને પ્રિય હોતું નથી તથા ભૂતોનું અનિષ્ટ ઇચ્છે છે,' આ રીતના બે વચનોથી પૂર્વે કહેલો અર્થ સિદ્ધ થાય છે. આથી દેવો બ્રહ્મવેત્તાને બ્રહ્મવિદ્યાના ફળની પ્રાપ્તિમા વિઘ્નરૂપ થઈ પડે છે કારણ કે, તેઓ મહા શક્તિમાન્ છે.

પણ જો આમ જ હોય તો દેવો પેય વસ્તુના પાનની માફક કર્મોના બીજા ફળની પ્રાપ્તિમાં વિઘ્ન કરનારા હોવા જોઇએ. અફસોસ! આ રીતે તો અભ્યુદય તથા મોક્ષના કારણરૂપ વિશ્વાસનો અભાવ થઈ જાય પોતાની અચિન્ત્ય શક્તિના પ્રભાવવડે દેવ જેમ વિઘ્ન નાખવા શક્તિમાન્ છે તેમ જ કાલ, કર્મ, મંત્ર, ઓષધિ તથા તપમાં પણ તેઓ સમર્થ છે. *કારણ કે શાસ્ત્ર તથા સામાન્ય મત* પ્રમાણે સિદ્ધ થાય છે કે, તેઓ ફળની પ્રાપ્તિ અથવા અપ્રાપ્તિના કારણરૂપ છે. તેથી શાસ્ત્ર પ્રમાણે કોઈ અનુષ્ઠાનમા શ્રદ્ધા રહેશે નહિ.

આ વાતને અમે માનતા નથી. કારણ સર્વ પદાર્થોની ઉત્પત્તિ પોતાના આવશ્યકીય કારણોને લીધે છે. જગતમાં સુખદુઃખને લીધે વિલક્ષણતા જોવામાં આવે છે. આ વિચિત્રતા પોતાના સ્વભાવથી જ ઉત્પન્ન થાય છે, એમ કહેવું તદ્દન અશક્ય છે પણ સુખ, દુખ તથા બીજાં પરિણામોના ઉપયોગનું કારણ કર્મ જ છે, એમ જો વેદ, સ્મૃતિ, ન્યાય તથા લૌકિક વિચાર પ્રમાણે સિદ્ધ થાય છે તો ખુલ્લે ખુલ્લું માલમ પડે છે કે, દેવો, ઇશ્વર અને કાલ કર્મના ફળની પ્રાપ્તિમા વિઘ્નકર્તા નથી. કારણ કે કર્મો, જે વસ્તુની કામના રાખવામા આવે છે, તેના કારણરૂપ હોય છે. દેવતા, કાળ, ઇશ્વર અને બીજા કારકો, સ્વતંત્ર મનુષ્યને સારાં યા નરસા કર્મના ફળો આપવા સમર્થ નથી. અગર જો કર્મના કામુ અસર હોય, છતાં કારણાદિ અનેક નિમિત્તોવડે ઉત્પન્ન થતું હોવાથી કર્મ, ફળ આપવા અસમર્થ છે. માટે દેવતા તથા ઇશ્વરાદિને કર્મ પ્રિય છે અને તેથી ફળપ્રાપ્તિમાં અશ્રદ્ધા હોઇ શકે નહિ. દેવોની શક્તિ અનાશવાન્ હોવાથી કર્મો તેઓને વશ છે કર્મ, કાલ, દેવ તથા દ્રવ્યાદિ સ્વભાવોનો ગુણપ્રધાન ભાવ અનિશ્ચિત હોય છે તથા તે દુર્વિજ્ઞેય છે. આમ હોવાથી જ લોકોમાં

તાનો નાશ કરતું હોય તો તેનાં બે કારણો છે. કાં તો તે જ્ઞાન છેવટનું છે તેથી અથવા તો તે જ્ઞાનનો વિષય આત્મા હોય છે.) પ્રથમના જ્ઞાનવડે અજ્ઞાનનો નાશ નહિ થવાનું કારણ એ કે, કયું જ્ઞાન પ્રથમ છે તેનો નિશ્ચય થયેલો હોતો નથી. તેમ જ બીજા જ્ઞાનવડે પણ અજ્ઞાનનો નાશ નથી થતો). તેનું કારણ એ કે જો પ્રથમ જ્ઞાન કે જેનો વિષય આત્મા છે તે અવિદ્યાનો નાશ નથી કરતું, તો પછી છેવટનું જ્ઞાન પણ અવિદ્યાનો નાશ નહીં કરી શકે. કારણ કે બેઉમાં વિષયની સાદૃશ્યતા રહેલી છે.

જો એમ કહેવામાં આવે ત્યારે તો પછી જ્ઞાનની પરંપરા જ અજ્ઞાનનો નાશ કરે છે, પણ જ્ઞાનનો એક ભાગ તેમ કરી શકવા સમર્થ નથી. આ વાત અમે માનતા નથી. કારણ જ્યાં સુધી પ્રાણાદિનું અસ્તિત્વ હોય છે ત્યાં સુધી જ્ઞાનની પરંપરા અશક્ય છે. વળી જ્યાં સુધી પ્રાણાદિ જેનું કારણ છે એવું જ્ઞાન હોય છે ત્યાં સુધી જ્ઞાનના પ્રત્યયની પરંપરા અશક્ય છે કારણ કે તે પ્રતિકૂળ હોય છે. જો તમે એમ કહો કે, જે જ્ઞાન જીવનાદિનું કારણ છે, તેના નાશથી મરણ પર્યંત જ્ઞાનની પરંપરા રહે છે તો તે વાત અમે માનતા નથી. કારણ જ્ઞાનની પરંપરા આટલી જ છે, એમ કદી વર્ણન કરવામાં આવ્યું નથી અને તેથી દોષ એ આવે છે કે, શાસ્ત્રના અર્થને માનવામાં આવ્યો નથી. જ્ઞાનની આટલી જ પરંપરા અજ્ઞાનતાનો નાશ કરે છે, એમ જો કોઇ રીતનો નિશ્ચય નથી કરવામાં આવેલો તો પછી શાસ્ત્રનો અર્થ અનિશ્ચિત ઠરશે. પણ શાસ્ત્રનો અર્થ અનિશ્ચિત માનવામાં આવતો નથી.

જો એમ કહેવામાં આવે કે જ્યારે કેવળ પરંપરા હોય છે ત્યારે શાસ્ત્રનો અર્થ નિશ્ચિત હોય છે. આમ અમે માની શકતા નથી કારણ કે પ્રથમ તથા છેવટના જ્ઞાન વચ્ચે કોઇપણ પ્રકારની વિલક્ષણતા હોતી નથી. પ્રથમ જ્ઞાન કાં તો મરણપર્યંત જ્ઞાનની સંતતિરૂપ હોય અથવા તો છેવટનું હોય. પ્રથમનાં તથા છેવટનાં જ્ઞાનો વચ્ચે કોઇપણ વિલક્ષણતા નહીં જોવામાં આવવાથી પૂર્વે કહેલા બેઉ દોષો પ્રાપ્ત થાય છે. આમ છે તો જ્ઞાન અજ્ઞાનતાનો નાશ જ નથી કરતુ, એમ જો કહેવામાં આવે તો તેની અમે ના પાડીએ છીએ. કારણ મૂળમાં કહ્યું છે કે, तस्मात्तत्सर्वम भवत् અર્થ:-તેથી તે સર્વરૂપ થયા. તેમ જ શ્રુતિના બીજા ભાગમાં કહેવામાં આવ્યું છે કે. भिद्यते हृदयग्रन्थिः तत्र को मोहः અર્થ:- હૃદયનું બંધન તૂટી જાય છે. કોઇ પણ મોહાદિ, જ્ઞાન પ્રાપ્ત થયા પછી રહેતું નથી. જો એમ કહીએ કે, આ અર્થવાદરૂપે અર્થાત્ સ્તુતિને ખાતર કહેવામાં આવ્યું છે તો તે વાત અમે માનતા નથી. કારણ તેમ થાય તો સર્વ શાખાવાળાં ઉપનિષદોને આ અર્થવાદપણું લાગુ પડે, કારણ સર્વ શાખાવાળા ઉપનિષદો કોઇપણ રીતની વધઘટ શિવાય આ જ અર્થને દર્શાવે છે.

જો એમ કહેવામાં આવે કે, તેઓ અર્થવાદરૂપે છે તથા આત્માનો વિષય પ્રત્યક્ષ હોવાથી તે સિદ્ધ છે, આમ અમારૂં માનવું નથી. કારણ ઉપર કહેલ વચનથી સિદ્ધ થાય છે કે, જ્ઞાનથી અવિદ્યા, શોક, મોહ તથા ભયાદિ દોષની નિવૃત્તિ થાય છે, પ્રત્યક્ષપણાથી એમ થાય છે, એમ જો કહેવામાં આવે તો પછી આનો પ્રતિઉત્તર મળી ચૂક્યો જ જાણવો આથી એમ સિદ્ધ નહિ થઇ શકે કે, જ્ઞાન પ્રથમરૂપ, અન્તરૂપ, પરંપરારૂપ અથવા અપરંપરારૂપ છે. કારણ કે જ્ઞાનનું છેવટનું ફળ એટલું જ છે કે, અજ્ઞાનાદિ દોષોની નિવૃત્તિ થવી જોઇએ. આદિ અથવા અંત, સતતપણું અથવા અસતતપણારૂપ પ્રત્યય કેવળ એક એવા જ્ઞાનરૂપ જ છે, કે જે અજ્ઞાનાદિ દોષની નિવૃત્તિરૂપ ફળને ઉત્પન્ન કરે છે. આ રીતના છેવટપર આવ્યા પછી કોઇ પણ બાબત સિદ્ધ કરવાની રહેતી નથી. વિપરીત જ્ઞાન તથા તેના ફળો પ્રત્યક્ષ હોવાથી આત્માનું છેવટનું જ્ઞાન અજ્ઞાનતાનો નાશ કરે છે, પણ પ્રથમનું જ્ઞાન નહિ, એમ જે પૂર્વે કહ્યું છે તે ખોટું છે. કારણ કે વિપરીત જ્ઞાનના દોષવાળા કર્મને લીધે શરીરની ઉત્પત્તિ થાય છે. આ રીતના વિપરીત જ્ઞાનના દોષથી સુકૃત કર્મનું સામર્થ્ય ફળપ્રદાનવિશે અર્થાત્ શરીરની પ્રાપ્તિ વિશે જ હોય છે.

વિદ્યાથી થતા અશેષ વિભ્રમોનો નાશ થવાથી જ્યારે સત્ય જ્ઞાનની પ્રાપ્તિ થાય છે ત્યારે કર્મોની અનકયતા જોવામા આવે છે. માટે ઋણીપણાની સ્થિતિ અજ્ઞાનતાને આશ્રયી છે. કારણ કે આ અવસ્થા કર્મના ફળરૂપ છે, પણ તે અવસ્થા જ્ઞાનની સાથે સબધ ધરાવતી નથી. આના સબધમા હવે પછીના સૂત્રમા ખુલ્લુ કહેવામા આવશે કે, જે કોઇ બ્રહ્મને નહિ ઓળખી, સ્તુતિ, નમસ્કાર, યાગ, બલિ, ઉપહાર, પ્રણિધાન તથા ધ્યાના દિવડે અન્ય દેવની–આત્માથી વિલક્ષણ દેવની ઉપાસના કરે છે, એમ માનીને કે, તે અન્ય અર્થાત્ મારા આત્મારૂપ નથી–મારાથી વિલક્ષણ છે તથા હું અન્ય છું તથા ઋણીની માફક મારે તેની સ્તુતિ કરવી જોઇએ, આ પ્રમાણે માની જે કોઇ ઉપાસના કરે છે, તે સત્ય વસ્તુને જાણી શકતો નથી. આવી રીતનો મનુષ્ય કેવળ અજ્ઞાની જ નથી અથવા એકલા અજ્ઞાનાદિના દોષો જ તેનામા નથી, પણ જેમ ગાય આદિ પશુ દૂધ આપવા આદિ કાર્યમા આવે છે તેમ બલિદાનોવડે તે એટલો જ લાભ મેળવે છે કે, દરેક દેવના ઉપયોગમા પશુની માફક તે આવે છે. અર્થાત્ પશુ જેમ સર્વ પ્રકારના ઉપયોગમા આવે છે, તેમ તે દેવોના ઉપયોગમા આવે છે. કારણ શાસ્ત્રવચન પ્રમાણે અજ્ઞાની પુરુષથી કરાયેલું કર્મ, જ્ઞાનથી યુક્ત હોય અથવા તો તે ન હોય, છતા તે વર્ણાશ્રમાદિ વિભાગને પાડનારું છે અને શાસ્ત્રયુક્ત કર્મનું ફળ મનુષ્યાદિથી બ્રહ્મ સુધીની ઉત્કર્ષતાને પમાડનારું છે તથા શાસ્ત્રવચનથી વિલક્ષણ જે કર્મ છે તથા સ્વાભાવિકપણાવડે જેની ઉત્પત્તિ થઇ છે તેનું ફળ મનુષ્યાદિની સ્થિતિથી અધમ સ્થાવરાદિ સ્થિતિને પમાડનારું છે. આ અધ્યાયના છેવટના ભાગમા કહ્યું છે કે, ત્રણ પ્રકારના લોકો છે. આ રીતે સક્ષેપે જ્ઞાનનું ફળ સર્વાત્મભાવની પ્રાપ્તિ દર્શાવ્યું છે. કારણ આ આખા ઉપનિષદમાં વિદ્યા તેમ જ અવિદ્યાના વિભાગ કહેવામા આવ્યા છે.

તેમજ આખા શાસ્ત્રનું તાત્પર્ય પણ આ જ છે. તે વિશે આગળ ઉપર કહેવામા આવશે. આમ હોવાથી દેવો વિરુદ્ધતા ઉત્પન્ન કરવા અથવા અજ્ઞાનીપર કૃપા દર્શાવવા શક્તિમાન્ છે. કહ્યું છે કે, આ લોકમા ઘણા પશુઓ–ગાય અશ્વાદિઓ મનુષ્યનું અર્થાત્ તેના ધણીનું રક્ષણ કરે છે તેમજ અજ્ઞાની મનુષ્ય, જે ઘણા પશુઓની માફક છે તે દેવોનું રક્ષણ કરે છે દેવ શબ્દ અહીં બહુવચનમા વાપરવાનું કારણ એ કે, દેવોવડે પિતૃ આદિ દેવોનો પણ સમાવેશ થાય છે. તે એવા આશયથી ઉપાસના કરે છે કે, ઇન્દ્રાદિ દેવો જેઓ મારાથી ભિન્ન છે, તેઓ મારા પ્રભુરૂપે છે તથા હું તેઓના સેવકરૂપ છું જો હું તેઓની ઉપાસના, સ્તુતિ, નમસ્કાર અથવા યજ્ઞાદિવડે કરું તો તેઓથી અપાયલા ફળને હું પ્રાપ્ત થઇશ અર્થાત્ અભ્યુદય અને નિશ્રેયને હુ પામીશ. આ લોકમા ઘણા પશુઓના ધણીનું એક પણ પ્રાણી જતું રહે છે અર્થાત્ વ્યાઘ્રાદિવડે તેનું ભક્ષણ થાય છે ત્યારે તેને તે અપ્રિય થઇ પડે છે. પુરુષોમાથી જેમ ગૃહસ્થાશ્રમીને ઘણા પશુમાથી એક પશુ જતું રહેવાથી અરુચિકર થાય છે તેમ ઘણા પશુરૂપ મનુષ્યમાથી એક મનુષ્ય ઉચ્ચતર સ્થિતિને પામે, તે દેવોને અરુચિકર થઇ પડે, તેમા નવાઇ નથી ! આથી દેવોને પ્રિય હોતું નથી કે, મનુષ્ય બ્રહ્મના સત્ય સ્વરૂપના જ્ઞાનને પ્રાપ્ત થાય. મહાભારતના અનુગીતા નામના એક ભાગમા ભગવાન્ વ્યાસમુનિએ કહ્યું છે કે—

'क्रियावद्भिर्हि कौन्तेय देवलोकः समावृतः।
न चैतदिष्टं देवानां मर्त्यैरुपरि वर्तनम्॥

અર્થઃ-હે કૌન્તેય ! દેવેનોક ક્રિયા કરનારા પુરૂષોથી આદત છે. કારણ કે દેવો એમ ઇચ્છતા નથી કે, મર્ત્યો અભાગમાવી ઉચ્ચતર સ્થાનને ભોગવે. ' વ્યાઘ્રોમાંથી પશુનુ રક્ષણ કરવામા આવે છે તેમ મનુષ્યોને બ્રહ્મના જ્ઞાનમાંથી બહિષ્કૃત કરવા દેવો પ્રયત્ન કરે છે. કારણ તેઓની ઇચ્છા હોય છે કે, પોતાના ઉપયોગથી વધારે ઉંચા સ્થાનને તેઓ પ્રાપ્ત ન થાય તો સારુ. જેને તેઓ મુક્તિ પમાડવાની ઇચ્છા રાખે છે તેને વિશે તેઓ શ્રદ્ધા મૂકે છે તથા જેને દેવતાઓ મુક્તિ પમાડવાની ઇચ્છા નથી રાખતા, તેને વિશે તેઓ અશ્રદ્ધા મૂકે છે. માટે મુક્તિની ઇચ્છાવાળા પુરુષે દેવોની આરાધના વિશે તત્પરતા, શ્રદ્ધા અને ભક્તિવાળા થવુ જોઇએ તેમ જ પ્રણામવિશે અપ્રમાદિ તથા જ્ઞાન પ્રાપ્તિઅર્થે અથાત્ જ્ઞાન માટે પ્રયાસ કરવો જોઇએ. માટે ' દેવોને અપ્રિય હોય છે ' ઇત્યાદિ વાક્યવડે કેવળ ભય જ પ્રદર્શિત કરવામા આવ્યો છે, પણ બીજુ કાઇ નથી ( ૧૦ )

## ક્ષત્રની ઉત્પત્તિ.

**ब्रह्म वा इदमग्र आसीदेकमेव तदेकं सन्न व्यभवत् तच्छ्रेयो रूपमत्यसृजत क्षत्रं यान्येतानि देवत्रा क्षत्राणीन्द्रो वरुण सोमो रुद्र पर्जन्यो यमो मृत्युरीशान इति तस्मात् क्षत्रात्परं नास्ति तस्माद्ब्राह्मण क्षत्रियमधस्तादुपास्ते राजसूये क्षत्र एव तद्यशो दधाति सैषा क्षत्रस्य योनिर्यद्ब्रह्म तस्माद्यद्यपि राजा परमतां गच्छति ब्रह्मैवान्तत उपनिश्रयति स्वां योनिं य उ एनं हिनस्ति स्वां स योनिमृच्छति स पापीयान् भवति यथा श्रेयांसं हिंसित्वा ॥ ११ ॥**

અન્વયાર્થ -**ब्रह्म वा इद अग्रे आसीत्**= આ દૃશ્ય સર્વ, પૂર્વે બ્રહ્મ રૂપે જ, **एक एव**=અભિન્ન રૂપે જ, **एकं सन्**=અદ્વિતીય રૂપે હોવાથી, **न व्यभवत्**=વિસ્તૃતરૂપે ન હતા, **तत् श्रेय रूप अत्यसृजत**=તે બ્રહ્મે પ્રશસ્ત સ્વરૂપને ઉત્પન્ન કર્યું, **क्षत्रं**=ક્ષત્રિય જાતિ, **यानि एतानि**=જે આ પ્રસિદ્ધ છે, **देवत्रा क्षत्राणि**=દેવોના રક્ષણ કર્તા ક્ષત્રિયો જેવા કે, **इन्द्र सोम -ईशान.**=ઇન્દ્ર, વરુણ, સોમ, રુદ્ર, પર્જન્ય, યમ, મૃત્યુ, ઇશાન, **तस्मात् क्षत्रात्**=આ ક્ષત્રિય કરતા, **परं**=ઉત્કૃષ્ટ, **न अस्ति**=છે નહિ, **तस्मात् ब्राह्मण. क्षत्रियं अधस्तात्**=તેથી બ્રાહ્મણ ક્ષત્રિયના અધોભાગમા, **राजसूये**=રાજસૂય યજ્ઞમા, **उपास्ते**=રહે છે, **क्षत्रे एव**=ક્ષત્રિયમા જ, **तत् यशः** =તે બ્રહ્મ સ્વરૂપવાળો યશ, **दधाति**= સ્થાપન કરે છે, **स एषा**=તે આ ક્ષત્રિય જાતિ, **क्षत्रस्य योनि.** ક્ષત્રિયના કારણરૂપે, **यद् ब्रह्म** જે બ્રાહ્મણ જાતિ, **तस्मात्** તેથી, **यद्यपि राजा परमता गच्छति**=જો કે રાજા મહત્વને પામે છે, **ब्रह्म एव अन्ततः उपनिश्रयति**=અંતે બ્રાહ્મણ જાતિનોજ આશ્રય લે છે, **स्वां योनिं**=પોતાના કારણ રૂપ, **य. उ एनं हिनस्ति**=જે બ્યર્થ આ બ્રાહ્મણનો નાશ કરે છે, **स्वां स. योनिं ऋच्छति**=તે પોતાનીજ યોનિનો નાશ કરે છે, **स पापीयान् भवति**=તે પાપી થાય છે, **यथा**-જે રીતે, **श्रेयांसं हिंसित्वा** શુભ કૃત્યનો નાશ કરી અશુભ કરે છે તે રીતે ( ૧૧ )

તાત્પર્યાર્થ -આ સઘળુ પૂર્વે કેવળ બ્રહ્મરૂપે ખરેખર હતુ તે એકરૂપ હોવાથી વિસ્તારને પામ્યો નહિ. સમગ્ર શક્તિવડે તેણે ઉચ્ચ સ્વરૂપવાળા ક્ષત્રને સરજ્યા અર્થાત્ ઇન્દ્ર, વરુણ, સોમ, રુદ્ર, પર્જન્ય, યમ, મૃત્યુ તથા ઇશાન દેવોના રક્ષણકર્તા સર્વ ક્ષત્રોને ઉત્પન્ન કર્યા આથી ક્ષત્ર કરતા કોઇ પણ મહાન્ નથી. માટે ક્ષત્રિયના હાથ

નીચે બ્રાહ્મણ રાજસૂય ક્રિયાની ઉપાસના કરે છે. ક્ષત્ર જ તેને પોતાનું યશ આપે છે. બ્રાહ્મણ આ પ્રમાણે ક્ષત્રના 'યોનિ' અર્થાત્ કારણરૂપ છે. આમ હોવાથી જો કે રાજા શ્રેષ્ઠ પદવીને પામે છે, (છતા) તે પોતાની યોનિરૂપ બ્રાહ્મણનેવિશે આશ્રય લે છે. જે કોઇ તેને ધિક્કારે છે, તે પોતાની ઉત્પત્તિસ્થાનનો નાશ કરે છે. જેમ મનુષ્ય પોતાના ઉપરીનું નુકસાન કરે છે તેની માફક તે મહાન્ પાપી છે.

ટીકા.—સૂત્રને વિશે શાસ્ત્રાર્થ દર્શાવવામા આવ્યો છે કે, 'આ આત્મા છે,' એમ વિચાર કરી મનુષ્યે તેની ઉપાસના કરવી જોઇએ. જે સૂત્રવિશે વિવેચન કરવાનું છે તેની આવશ્યકતાનો તથા સંબંધનો નિશ્ચય નીચલા વાક્યોથી કરવામા આવ્યો છે. '**તદાહુર્બ્રહ્મવિઘયા** અર્થઃ—તેઓ એમ કહે છે કે, બ્રહ્મવિદ્યાવડે' ઇત્યાદિ વચનવડે, 'દેવોને વિશે જે કોઇ' ઇત્યાદિ અર્થવાદના વચનવડે તથા 'જે કોઇ અન્ય દેવની ઉપાસના કરે છે' ઇત્યાદિ વચનવડે અવિદ્યાથી થતા સંસારપ્રાપ્તિના વચનથી, તે સૂત્રનો નિશ્ચય કરવામા આવે છે.

તેમાં કહ્યું છે કે, અજ્ઞાની વ્યવહાર છે તથા તેઓ પશુની માફક દેવતાદિના કાર્યો કરવાની કર્તવ્યતાને લીધે પરતંત્ર છે. દેવાદિનાં કર્તવ્ય કર્મો કરવા અર્થે નિમિત્ત શું છે? તેના ઉત્તરમાં જણાવવાનું કે, ભિન્ન ભિન્ન વર્ણો તથા આશ્રમો નિમિત્ત છે. ત્યારે વર્ણો શું છે? કેવી રીતે પરતંત્ર તથા નિમિત્તવાળાં કર્મને વિશે આસક્ત અજ્ઞાની મનુષ્ય કેવી રીતે પશુની માફક આ સસારને વિષે જોડાયલો છે, તે દર્શાવવા અર્થે વર્ણાદિનું વર્ણન કરવામા આવ્યું છે.

અગ્નિની ઉત્પત્તિનું વર્ણન કર્યાં પછી, ઇન્દ્રાદિ દેવોનું વર્ણન કરવામાં આવ્યું નથી, પણ પ્રજાપતિની સૃષ્ટિ પૂર્ણ કરવા અર્થે અગ્નિની સૃષ્ટિનું વર્ણન કરવામા આવ્યું છે. તેમ છતા ઇન્દ્રાદિની સૃષ્ટિ દર્શાવવી જોઇએ કારણ કે તે તેના પરિશેષરૂપે છે. પણ અવિદ્વાનને જ કર્મો ચોટેલા છે, તે દર્શાવવા વર્ણન કરવામાં આવ્યું છે.

'પૂર્વે ખરેખર આ સર્વ બ્રહ્મરૂપ હતું' અહીં બ્રહ્મ અર્થાત્ અગ્નિ ઉત્પત્તિવડે અગ્નિસ્વરૂપને પ્રાપ્ત થયા પછી, આ સર્વ ખરેખર હતું અર્થાત્ ક્ષત્રાદિના વર્ણરૂપે ખરેખર હતું. બ્રાહ્મણ જાતિના અભિમાનને લીધે તેને બ્રહ્મ કરી કહેવામા આવે છે. આ બ્રહ્મ એકરૂપ તથા કેવળ અભિન્ન હતું. તેમા ક્ષત્રાદિ વર્ણની વિશેષતા ન હતી. ક્ષત્રાદિ તથા પાલનાદિની વિશેષતાથી રહિત એકરૂપ હોવાથી, તે બ્રહ્મ વિસ્તારને પામ્યો નહિ. અર્થાત્ વિસ્તારવાળા કર્મવિશે તે બ્રહ્મ પૂરતો હતો નહિ.

ત્યાર પછી તેણે—બ્રહ્મે વિચાર કીધો કે, હું બ્રાહ્મણરૂપે છું, વળી હું સ્વરૂપથી બ્રાહ્મણવર્ણવડે કર્તવ્ય કર્મ કરવાની ઇચ્છાવાળો છું, માટે મારે 'આવી આવી રીતના ધર્મો કરવાના છે', એમ વિચારી તેણે શ્રેયરૂપવાળા ક્ષત્રને સમગ્ર શક્તિથી કર્મ તથા કર્તાના વિસ્તારને માટે ઉત્પન્ન કર્યો. તેનાથી ઉત્પન્ન થયેલી ક્ષત્ર અથવા ક્ષત્રિય વર્ણ શું છે? આ દર્શાવવા માટે દેવાદિમા રક્ષણ કર્તાઓરૂપ સર્વ ક્ષત્રો છે, એવી રીતે મૂળમાં વ્યક્તિભેદ દર્શાવવામા આવ્યો છે. રાજાઓરૂપે કોણ કોણ અભિષિક્ત છે, તે કહેવામાં આવ્યુ છે,—દેવતાનો રાજા ઇંદ્ર છે, જલજંતુઓનો રાજા વરુણ છે, બ્રાહ્મણોનો રાજા સોમ છે, પશુઓનો રુદ્ર છે, વિદ્યુતનો રાજા પર્જન્ય છે, પિતૃદેવતાનો રાજા યમ છે, રોગયુક્ત જનોનો રાજા મૃત્યુ છે તથા કાન્તિનો

રાજા ઇશાન છે. આ તથા અન્ય, દેવોમાં ક્ષત્રોરૂપે છે. આ દૈવિક ક્ષત્રોની ઉત્પત્તિ કર્યા પછી ઇંદ્રાદિ ક્ષત્રદેવોના અધિષ્ઠાતા મનુષ્ય ક્ષત્રોની—સોમ, સૂર્ય તથા પુરૂરવ વંશોની ઉત્પત્તિ કરી. આથી જ દેવતાના ક્ષત્રસર્ગનું વર્ણન કરવામાં આવ્યું છે.

બ્રાહ્મણ કરતાં ક્ષત્રની ઉત્પત્તિ મહાન્ શક્તિથી કરવામાં આવી છે. માટે ક્ષત્ર જે બ્રાહ્મણ વર્ણનો નિયંતા છે તેના કરતાં કોઇપણ મહાન્ નથી. માટે ક્ષત્રિયના કારણભૂત તથા ક્ષત્રિયના અધિકારને વિશે રહેલા બ્રાહ્મણો, જે ઉપરને વિશે રહેલ છે, તેની ઉપાસના કરે છે. કેવા ઉપાયથી ઉપાસના કરે છે? રાજસૂય ક્રિયાથી ઉપાસના કરે છે. ક્ષત્ર જ કેવળ તેને પોતાનો યશ આપે છે, એટલે બ્રહ્મરૂપે તેને સ્થાપે છે. જે રાજાને અભિષેક કરવામાં આવ્યો છે તથા જે પોતાના સિંહાસનપર બેઠેલો હોય છે તે રાજાને, રાજસૂય ક્રિયા વિશે ઋત્વિક્ "હે બ્રહ્મ!" આ પ્રમાણેના શબ્દો બોલે છે તથા રાજા તરફ ફરીને કહે છે કે, 'હે નૃપ! તું બ્રહ્મરૂપે છે.' જે યશને ધારણ કરે છે તે જ કેવળ ક્ષત્ર કહેવામાં આવે છે. આ રીતે બ્રહ્મ ક્ષત્રની યોનિરૂપ અર્થાત્ કારણરૂપ કહેવામાં આવ્યો છે. આથી જો કે રાજા રાજસૂય ક્રિયા વિશે અભિષિક્ત થવાથી પરમ પદવીને પામે છે, છતાં તે કર્મની સમાપ્તિ વિશે બ્રહ્મને વિશે અર્થાત્ પોતાની યોનિરૂપ બ્રાહ્મણ વર્ણનેવિશે આશ્રય લે છે, એટલે કે બ્રાહ્મણને પોતાના પુરોહિતરૂપે સ્થાપે છે. પોતાની શક્તિના મદને લીધે પોતાની યોનિને—બ્રાહ્મણ વર્ણને અર્થાત્ બ્રાહ્મણને જે ધિક્કારે છે, તે પોતાની યોનીનો નાશ કરે છે. તે, તેમ કરવાથી મહાન્ પાપી થાય છે. પૂર્વ કાળ વિશે ક્ષત્રિય પણ પોતાના ક્રૂર કર્મવડે અર્થાત્ પોતાના પ્રસવનો નાશ કરવાથી પાપી બનતા હતા. જેમ આ લોકમાં એક મનુષ્ય પોતાના ઉપરીની હિંસા કરવાથી એક મહાન્ પાપી થાય છે તેમ બ્રાહ્મણનું અપમાન કરનારો ક્ષત્રિય મહાન્ પાપી છે. (૧૧)

## વિશની ઉત્પત્તિ.

**स नैव व्यभवत् स विशमसृजत यान्येतानि देवजातानि गणश आख्यायन्ते वसवो रुद्रा आदित्या विश्वेदेवा मरुत इति ॥ १२ ॥**

અન્વયાર્થઃ—**सः न एव व्यभवत्**=તે બ્રાહ્મણ નામક અગ્નિસ્વરૂપ, વિસ્તારને પામ્યો નહિ, **सः** તેણે, **विशं असृजत**=વૈશ્યની ઉત્પત્તિ કરી, **यानि एतानि देवजातानि**=જે આ દેવોની જાતિ રૂપે છે, **गणशः आख्यायन्ते** ક્રમે કરી કહેવાય છે, **वसवः रुद्राः आदित्याः विश्वेदेवा**=વસુ, રુદ્રો, આદિત્ય તથા વિશ્વેદેવો રૂપે છે. ( ૧૨ )

શબ્દાર્થઃ—તે વિસ્તારને પામ્યો નહિ. તેણે વૈશ્યની ઉત્પત્તિ કરી. આ સર્વ દેવોરૂપ છે, જે પોતાના વર્ણ પ્રમાણે વસુ, રુદ્ર, આદિત્ય, વિશ્વેદેવો તથા મરુતના નામથી ઓળખાય છે.

ટીકાઃ—જે રીતે બ્રહ્મ ક્ષત્રની ઉત્પત્તિ પૂર્વે વિસ્તારને પામ્યો નહિ તે જ રીતે ક્ષત્રની ઉત્પત્તિ પછી પણ બ્રહ્મ કર્મને અર્થે વિસ્તારને પામ્યો નહિ. વિત્તનો મેળવવનાર ન હોવાથી તે બ્રહ્મ વિસ્તારને પામ્યો નહિ. કર્મની સિદ્ધિ અર્થે વિત્તના ઉપાર્જનને માટે વૈશ્યને ઉત્પન્ન કર્યા. વૈશ્ય કોણ છે? તે જાતિ ભેદવાળા દેવો છે. ( જ્યારે તેઓ બીજાઓથી યુક્ત હોય છે ત્યારે તેઓ દ્રવ્ય એકઠું કરવા શક્તિમાન છે. ) વસુના વર્ગની સંખ્યા આઠની છે, રુદ્રોની અગીઆર છે, આદિત્યોના બાર છે, વિશ્વેદેવોની અર્થાત્ વિશ્વના પુત્રોની સંખ્યા તેર છે તથા મરુતની સંખ્યા સાત છે.

## શૂદ્રોત્પત્તિ.

**स नैव व्यभवत् स शौद्रं वर्णमसृजत पूषणमियं वै पूषेय॑ हीद॑ सर्वं पुष्यति यदिदं किंच ॥ १३ ॥**

અન્વયાર્થઃ **सः न एव व्यभवत्**=તે વૈશ્યની ઉત્પત્તિ કર્યા પછી વિસ્તારને પામ્યા નહિ; **सः शौद्रं वर्णं असृजत्**=તેણે શૂદ્ર વર્ણને ઉત્પન્ન કરી, **पूषणं**=જેવા કે પૂષા દેવને, **इयं वै पूषा**=આ પૃથ્વી પૂષા રૂપે છે, **इयं**=આ પૃથ્વી, **इदं सर्वं**=આ સર્વ દ્રવ્ય, **पुष्यति**=પોષણ કરે છે, **यत् इदं किंच**=જે કાંઇ ઉત્પન્ન થયેલ છે તે સર્વ. (૧૩)

શબ્દાર્થઃ—વિદ્ગની ઉત્પત્તિ કર્યા પછી પણ તે વિસ્તારને પામ્યો નહિ. તેણે પોષણ કર્તારૂપ શૂદ્ર વર્ણને ઉત્પન્ન કર્યો. આ પૃથિવી પાલનકર્તારૂપ છે. કારણ જે કંઇ છે તે સર્વનું તે અર્થાત્ પૃથ્વી પોષણ કરે છે. (૧૩)

ટીકાઃ—ચાકરોના અભાવથી તે પછી વિસ્તારને પામ્યો નહિ. તેણે શૂદ્રોના વર્ણને ઉત્પન્ન કર્યો. તેનાથી સૃષ્ટ થયેલો શૂદ્રોનો વર્ણ કોણ છે? શૂદ્ર વર્ણ પોષણ કર્તા હોવાથી તેનો દેવ પૂષન્ છે. આ પૂષા દેવ કોણ છે? મૂળમાં આને વિશે વિશેષ નિશ્ચય કરવામાં આવ્યો છે. આ પૃથ્વી પૂષા છે. કારણ કે પૃથ્વીપર જે કાંઇ છે, તે સર્વનું તે પોષણ કરે છે. (૧૩)

## ધર્મોત્પત્તિ.

**स नैव व्यभवत्तच्छ्रेयोरूपमत्यसृजत धर्मं तदेतत् क्षत्रस्य क्षत्रं यद्धर्मस्तस्माद्धर्मात्परं नास्त्यथो अबलीयान् बलीयाँसमाशꣳसते धर्मेण यथा राज्ञैवं यो वै स धर्मः सत्यं वै तत्तस्मात् सत्यं वदन्तमाहुर्धर्मं वदतीति धर्मं वा वदन्तꣳ सत्यं वदतीत्येतद्ध्येवैतदुभयं भवति ॥ १४ ॥**

અન્વયાર્થ—**सः न एव व्यभवत्**=તે અગ્નિસ્વરૂપ શૂદ્રને કર્યાપછી વિસ્તારને પામ્યો નહિ, **तत् श्रेयः रूपं अत्यसृजत**=તેણે શ્રેયરૂપને ઉત્પન્ન કર્યું, **धर्मं**=ધર્મને, **तत् एतत् क्षत्रस्य क्षत्रं**=આ તે ધર્મ ક્ષત્રિયનો રક્ષણકરનાર છે, **यत्**=જે ધર્મ (ક્ષત્રિયના પણ નિયમનરૂપે છે) **तस्मात् धर्मात् परं न अस्ति**=આ ધર્મ કરતાં ઉત્કૃષ્ટ કાંઇ નથી, **अथः अबलीयान् बलीयान् समाशंसते**=વળી નિર્બળ બળવાન પર ધર્મ વડે જય મેળવવા ઇચ્છા કરે છે, **यथा राज्ञा**=જે રીતે બળવાળા રાજા વડે **एवं**=આ રીતે (ધર્મના બળથી સિદ્ધિ થાય છે) **यः वै सः धर्मः सत्यं वै तत्**=જે ખરેખર તે ધર્મ છે તે સત્યરૂપે છે, **तस्मात् सत्यं वदन्तं आहुः धर्मं वदति**=તેથી સત્ય બોલનારને માટે કહેવાય છે કે તે ધર્મને બોલે છે, **धर्मं वदन्तं सत्यं वदति**=ધર્મ બોલનારને વિશે કહેવાય છે કે તે સત્ય બોલે છે, **एतत् ह एव एतत् उभयं भवति**=આ બેઉ રીતે તે થાય છે. (૧૪)

શબ્દાર્થઃ—શૂદ્રની ઉત્પત્તિ થયા પછી પણ બ્રહ્મ વિસ્તારને પામ્યો નહિ. તેણે શ્રેયરૂપ એવા ધર્મને ઉત્પન્ન કર્યો. આ ધર્મ ક્ષત્ર (રક્ષણકર્તા) છે. ધર્મના કરતા કોઇપણ બીજી વિશેષ નથી. જેમ ગૃહસ્થાશ્રમી રાજાનો પરાજય કરે છે તેમ બળરહિત પુરૂષ પણ ધર્મવડે વધારે બળવાનનો પરાજય કરવા નિશ્ચયવાળો થાય છે. ખરેખર ધર્મ સત્યરૂપે છે. માટે જે પુરૂષ સત્યવક્તા હોય છે તેને વિશે એમ કહેવામાં આવે છે કે, તે ધર્મને બોલે છે અથવા જે ધર્મને બોલે છે તે સત્યને બોલે છે, એમ કહેવાય છે. આ

પ્રમાણે તે ખરેખર ઉભય રૂપે-ધર્મના વક્તા-રૂપે તેમ જ સત્યના વક્તારૂપે છે. (૧૪)

ટીકાઃ-ચાર જાતિઓને ઉત્પન્ન કર્યા પછી પણ તે વિસ્તારને પામ્યો નહિ. ક્ષત્રો તામસ પ્રકૃતિના હોવાથી તેઓની અનિયંત્રણતાના ભયને લીધે તેણે શ્રેયરૂપ એવા ધર્મને ઉત્પન્ન કર્યો. શ્રેયરૂપે ઉત્પન્ન થયેલો આ ધર્મ ક્ષત્રનો નિયતા છે. આ ધર્મ ઉગ્ર એવા ક્ષત્રથી પણ ઉગ્ર છે. ધર્મ ક્ષત્રને નિયમમા રાખતો હોવાથી તેના કરતા બીજી કોઇ પણ વસ્તુ વિશેષરૂપે નથી. સર્વ વસ્તુઓ ધર્મના નિયમમા રહે છે. કેવી રીતે નિયમમા રહે છે? તેના વિશે કહ્યુ છે કે, ધર્મરૂપી શક્તિવડે બળ વિનાનો પુરૂષ પોતાના કરતા વધારે બળવાન્ પુરુષનો પરાજય કરવામા વિશ્વાસવાળો હોય છે. જેમ લોકવિશે મહાન્ શક્તિવાળા રાજાનો ગૃહસ્થાશ્રમી પરાજય કરે છે તેમ બળહીન પણ બળવાનનો ધર્મવડે પરાજય કરે છે. ધર્મ સર્વ કરતા વધારે શક્તિમાન્ હોવાથી એમ સ્પષ્ટ જણાય છે કે, ધર્મ સર્વનો નિયતા છે. ખરેખર ધર્મ લોકવડે વ્યવહાર કરવા યોગ્ય હોવાથી સત્ય રૂપે છે. શાસ્ત્રાર્થ પ્રમાણે સત્ય શબ્દનો અર્થ તથા ધર્મ શબ્દનો અર્થ એ થાય છે કે, અમુક કાર્ય અમુક રીતે જ થવુ જોઇએ. શાસ્ત્રના અર્થ પ્રમાણે જોઇએ તો ધર્મ તેજ સત્ય છે. આમ હોવાથી જ તેઓ અર્થાત્ સમીપને વિશે રહેનારા તથા બેઉ પ્રકારના વિવેકને જાણનારા જે મનુષ્યો વ્યવહાર કાળને વિશે સત્ય બોલે છે, તેને વિશે એમ કહેવાય છે કે, તે શાસ્ત્ર પ્રમાણે બોલે છે. તે પ્રસિદ્ધ તથા લૌકિક ન્યાય પ્રમાણે બોલે છે. તે જ રીતે લૌકિક વ્યવહાર પ્રમાણે જે ધર્મને કહે છે, તેને વિશે એમ કહેવામા આવે છે કે, તે સત્ય કહે છે. એટલે કે શાસ્ત્રથી વિરુદ્ધ તે જરા પણ બોલતો નથી. આ રીતે પૂર્વે કહેવામા આવેલો ધર્મ ઉભયરૂપે છે. અર્થાત્ જ્ઞાયમાન-જાણવા યોગ્ય અને અનુષ્ઠીયમાન એટલે કે તે પ્રમાણે વર્તવા યોગ્ય છે. માટે જ્ઞાન તથા અનુષ્ઠાનના વિષયરૂપ ધર્મ, સર્વને અર્થાત્ જે શાસ્ત્રના જ્ઞાતા છે તેને, તેમ જ જેઓ શાસ્ત્રના જ્ઞાતા નથી તેઓને, પણ નિયમમાં રાખે છે. તેથી તે ક્ષત્રનું પણ રક્ષણ કરનાર છે. ધર્મના અભિમાનને ધરાવનારો અજ્ઞાની મનુષ્ય ભિન્ન વિભાગના અનુષ્ઠાનને માટે બ્રાહ્મણ ક્ષત્ર, વિટ્ તથા શૂદ્રના કારણરૂપ ભિન્નતાને કબૂલ કરે. પોતાના સ્વરૂપે કરી આ ભિન્નતાઓ ભિન્ન ભિન્ન કર્તાઓના નિમિત્તરૂપ છે.

### બ્રહ્મનુ સર્વાત્મ ભાવરૂપે વર્ણન.

तदेतद्ब्रह्म क्षत्रं विट् शूद्रस्तदग्निनैव देवेषु ब्रह्माभवद्ब्राह्मणो मनुष्येषु क्षत्रियेण क्षत्रियो वैश्येन वैश्यः शूद्रेण शूद्रस्तस्मादग्नावेव देवेषु लोकमिच्छन्ते ब्राह्मणे मनुष्येष्वेताभ्यां हि रूपाभ्यां ब्रह्माभवदथ यो ह वा अस्माल्लोकात्स्वं लोकमदृष्ट्वा प्रैति स एनमविदितो न भुनक्ति यथा वेदो वाऽननूक्तोऽन्यद्वा कर्माकृतं यदिह वा अप्यनेवंविन्महत्पुण्यं कर्म करोति तद्धास्यांतत. क्षीयत एवात्मानमेव लोकमुपासीत स य आत्मानमेव लोकमुपास्ते न हास्य कर्म क्षीयते अस्माद्ध्येवात्मनो यद्यत्कामयते तत्तत्सृजते ॥ १८ ॥

અન્વયાર્થ.-तत् एतत् તેઆ, ब्रह्म क्षत्रं विट् शूद्रः=બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર રૂપે, तत्=અગ્નિ રૂપને પામેલ, अग्निना=અગ્નિ રૂપે કરી, देवेषु=દેવોમા, ब्रह्म अभवत्=બ્રાહ્મણ રૂપે થયો, ब्राह्मणः मनुष्येषु=તેઅગ્નિરૂપે કરી મનુષ્યોમા બ્રાહ્મણ જાતિ રૂપ થયો, क्षत्रियेण=ઇન્દ્રાદિ દેવ ક્ષત્રિય વડે, क्षत्रियः=

ક્ષત્રિય રૂપે, वैश्येन=વસુઆદિ વૈશ્ય દેવ વડે, वैश्यः=વૈશ્ય રૂપે, शूद्रेण=પૂષા શૂદ્ર દેવ વડે, शूद्रः=શૂદ્ર. तस्मात्=તેથી अग्नौएव देवेषु लोकं इच्छन्ते=દેવોના મધ્યમાં અગ્નિ સંબધી કર્મ કરી લોક અર્થાત્ કર્મના ફળની ઇચ્છા રાખે છે, ब्राह्मणे मनुष्येषु एताभ्यां हि रूपाभ्यां ब्रह्म अभवत् મનુષ્યોમાં બ્રાહ્મણ પણ પ્રાપ્ત, થયે આ અગ્નિ તથા બ્રાહ્મણ રૂપ વડે, ब्रह्म अभवत्= બ્રહ્મ લોકની ઇચ્છા રાખે છે, अथ यः ह वा अस्मात् लोकात् स्वं लोकं अदृष्ट्वा प्रैति=વળી જે પ્રસિદ્ધ રીતે આ લોકમાથી સ્વલોક રૂપ બ્રહ્મને ન ઓળખી મરણ પામે છે, स एनं अविदितः न भुनक्ति=તે નહિ ઓળખાયેલ પરમાત્મા આનું રક્ષણ કરતા નથી, यथा वेदः अननूक्तः=જે રીતે, નહિ ઓળખાવેલ વેદ પાલન કરતો નથી, अन्यत् वा कर्म अकृतं=તેમજ જેમ કૃષિઆદિ કર્મ, ન કરવામા આવ્યું હોય તો ફળ મળતું નથી તેમ, यत् अनेवंविद् महत् पुण्यं कर्म करोति तत् ह अस्य अंततः क्षीयते=જે જ્ઞાનની પ્રાપ્તિ વિનાનું મોટા પુણ્યવાળુ કર્મ કરે છે તે આ પુણ્યના અંતે ક્ષયને પામે છે, आत्मानं एव लोकं उपासीत=આ સર્વ લોકમા આત્મા રૂપે દૃષ્ટિ કરવી, सः यः आत्मानं एव लोकं उपास्ते न ह अस्य कर्म क्षीयते= જે આત્મસ્વરૂપે દૃષ્ટિ રાખી લોકની ઉપાસના કરે છે તેનું કર્મ ક્ષયને પામતું નથી, अस्मात् आत्मनः यत् यत् कामयते तत् तत् सृजते=આત્મોપાસક જે જે કામના કરે છે તે તે આત્મા પાસેથી ઉત્પન્ન કરી શકે છે. ૧૫

શબ્દાર્થ –બ્રહ્મ, ક્ષત્ર, વિશ્ તથા શૂદ્રની આ ઉત્પત્તિ છે. તે બ્રહ્મ દેવતાઓમાં અગ્નિસ્વરૂપે હતો, મનુષ્યોને વિશે તે બ્રાહ્મણરૂપે હતો, ક્ષત્રિયને વિશે ક્ષત્રિયરૂપે, વૈશ્યને વિશે વૈશ્યરૂપે તથા શૂદ્રને વિશે શૂદ્રરૂપે હતો. માટે દેવો વિશે લોકની અર્થાત્ બ્રહ્મ લોકની કામના અગ્નિની સહાયતાથી દેખાય છે તથા મનુષ્યને વિશે બ્રાહ્મણથી બ્રહ્મ લોકની ઇચ્છા રાખવામાં આવે છે. કારણ બ્રાહ્મણોના જ રૂપોવિશે બ્રહ્મ વ્યક્ત થયો છે. જે વેદનું અધ્યયન કરવામા આવ્યું નથી અથવા જે કર્મ કરવામા નથી આવ્યું હોતું, તે કર્મ અથવા વેદ તેનું રક્ષણ કરી શકતું નથી. તેમ આ લોક વિશે પોતાના સદૃશ લોકને નહિ જોનારા જે કોઇ મનુષ્યનું મૃત્યુ થાય છે તે મનુષ્યનું અવિજ્ઞાત લોક રક્ષણ કરતું નથી. બ્રહ્મના મહાન્ તથા પુણ્ય કર્મને ઓળખ્યા વિના જે મનુષ્ય આ સર્વ કર્મ કરે છે તે ખરેખર આખરે મરણ પામે છે. મનુષ્યે આત્માની પોતાના લોકરૂપે ઉપાસના કરવી જોઇએ. જે કોઇ પોતાના લોકરૂપે કેવળ આત્માની જ ઉપાસના કરે છે, તેનું કર્મ ખરેખર નાશને પામતું નથી. કારણ કે આત્મામાથી જેની જેની તે કામના કરે છે, તે તે વસ્તુ તેને પ્રાપ્ત થાય છે.

(૧૫) ટીકા:–"આ ચાર વર્ણો અર્થાત્ બ્રહ્મ, ક્ષત્ર, વિશ્ તથા શૂદ્ર ઉત્પત્તિરૂપે છે." આ વાક્ય ઉત્તરના વાક્યના ઉપસંહારરૂપ છે. બ્રહ્મ દેવો મધ્યે અગ્નિ સ્વરૂપે હતો, આમ કહેવાનો ભાવાર્થ એ છે કે, બ્રહ્મ પોતાના મૂળસ્વરૂપ વિશે હતો. બ્રહ્મરૂપે અર્થાત્ બ્રાહ્મણ વર્ણરૂપે તે બ્રહ્મ હતો અર્થાત્ મનુષ્યોને વિશે બ્રાહ્મણ સ્વરૂપે બ્રહ્મ હતો. અન્ય વર્ણો વિશે અન્ય વિકારોને ધારણ કરી તે ક્ષત્રિયરૂપે ક્ષત્રિય થયો, જેના અધિષ્ઠાતા દેવો ઇન્દ્રાદિ છે. વૈશ્યના સ્વરૂપ વિશે તે વૈશ્ય થયો તથા શૂદ્રના સ્વરૂપવિશે તે શૂદ્ર થયો.

બ્રહ્મરૂપી સ્રષ્ટાએ ક્ષત્રિયાદિ વર્ણોવિશે ભિન્ન ભિન્ન વિકારોને ધારણ કર્યાં, પણ તે અગ્નિના સ્વરૂપવિશે વિકાર રહિત રહ્યો. આથી જ દેવતાઓમા લોકોની–કર્મોના ફળની કામના કેવળ અગ્નિની સહાયતાથી જ કરવામા આવે છે. એટલે કે અગ્નિ સંબધી કર્મો કરવાથી ફળપ્રાપ્તિ થાય છે. આ કારણથીજ કર્મોના સ્થાનરૂપ અગ્નિસ્વરૂપે બ્રહ્મને દર્શાવવામાં આવ્યો છે. આ બધાથી એમ સિદ્ધ થાય છે કે, અગ્નિવડે કર્મો કરવાથી, તેથી ઉદ્દ્ભવ પામતા ફળની કામના રાખવામા આવે છે. " મનુષ્યો વિશે બ્રાહ્મણવડે " એમ કહેવાનો અર્થ એ થાય છે કે, જો મનુષ્યો વિશે કર્મથી ઉત્પન્ન થતા ફળની ઇચ્છા હોય છે તો અગ્નિ આદિ કારણવાળા કર્મની અધીનતા રાખવામા નથી આવતી. ત્યારે કેવા પ્રકારના કર્મોના આશ્રયથી સિદ્ધ થાય છે ? તેના ઉત્તરમા જણાવવામા આવ્યું છે કે, મનુષ્યનો ઉદ્દેશ વર્ણોના સ્વરૂપને અધીન રહેવાથી સિદ્ધ થાય છે જ્યા પુરુષાર્થની સિદ્ધિ દેવતાને આધીન છે ત્યા તે અગ્નિયુક્ત કર્મને આશ્રયી છે સ્મૃતિમા એક ઠેકાણે કહ્યુ છે કે, **जप्येनैव तु संसिध्येद्ब्राह्मणो नात्र संशयः । कुर्यादन्यत्र वा कुर्यान्मैत्रो ब्राह्मण उच्यते ॥** બ્રાહ્મણ બીજાં કર્મ અર્થાત્ અગ્નિને અધીન એવા કર્મો કરતો હોય યા ન કરતો હોય તો પણ જપવડે નિ શંક બ્રાહ્મણ કાર્યસિદ્ધિ મેળવે છે. બ્રાહ્મણને મૈત્ર કરી કહેવામા આવે છે. બ્રાહ્મણને મૈત્ર કહેવાનુ કારણ એ કે, તે અભય થઇ સર્વ જીવોને સુખના આપનારરૂપ છે. બ્રાહ્મણે ખરું જોતા એક પરિવ્રાજકની જીન્દગી ગુજારવાની છે પરિવ્રાજકનો અર્થ સર્વ સાસારી વસ્તુનો ત્યાગ, જે બ્રહ્મલોકપ્રાપ્તિનુ સાધન છે તે થાય છે. આથી મનુષ્યો વિશે લોકની અર્થાત્ કર્મના ફળની કામના કેવળ બ્રાહ્મણપણાથી જ રાખવામા આવે છે. કારણ કે બ્રહ્મ, બ્રાહ્મણ તથા અગ્નિના સ્વરૂપે, કર્મના કર્તાના અધિકરણરૂપે અર્થાત્ આશ્રયરૂપે વ્યક્ત થયો.

આના સંબધમા કેટલાકનુ માનવું એવું છે કે, જે પરમાત્માની પ્રાપ્તિની કામના અગ્નિ તથા બ્રાહ્મણવડે રાખવામા આવે છે, તે પરમાત્મા લોકરૂપ છે. આ વાત સત્ય નથી. કારણ કે અવિદ્યાનો અધિકાર હોવાથી કર્માધિકાર માટે વર્ણના વિભાગો દર્શાવવામા આવ્યા છે. વળી તે નીચેના વચનથી વિલક્ષણ છે. કારણ કે અહીં લોક શબ્દવડે જો પરમાત્મા કહીએ તો " **स्वं लोकं अदृष्ट्वा** અર્થ –પોતાના લોકને નહિ જોઇને " એમ જે પાછળથી કહેવામા આવ્યુ છે તે સ્વલોક નિરર્થક ઠરશે જો સામાન્ય લોક ( સંસાર) જેની કામના અગ્નિની સહાયતાથી રાખવામા આવે છે તે જો સ્વલોકથી ભિન્ન જ હોય તો તે સ્વલોક યુક્ત ઠરશે. આમ ઠરવાથી ભાવાર્થ એટલો જ નીકળશે કે, મરણપછી સંસારની નિવૃત્તિ થાય છે તથા સ્વલોક શબ્દવડે પરમાત્મ લોકને વિશે જવું એમ ઠરશે. પણ અવિદ્યાથી કરાયલા કર્મો સ્વલોકશબ્દથી ભિન્ન ઠરશે તથા ' **क्षीयते एव** નાશને પામે છે ' એ વચનવડે કર્મના સર્વ ફળોની ભિન્નતા પ્રકટ થશે. બ્રહ્મે કર્મને અર્થે વર્ણો ઉત્પન્ન કર્યાં હતા તથા આ કર્મ ધર્મરૂપ છે. કારણ કે તે ધર્મના વિચારવડે સર્વ વર્ણને નિયમમા રાખે છે તથા મનુષ્યના હેતુને સિદ્ધ કરે છે.

જો કર્મવડે જ સ્વાત્મલોક, જેને પરમાત્મા કહેવામા આવે છે તે જો અજ્ઞાત છતા પ્રાપ્ત થતો હોય તો પછી તેની ઉત્પત્તિના સબધમા કંઇ પણ કરવાની આવશ્યકતા રહે નહિ. આ જ કારણથી મૂળમા **अथ** શબ્દ વાપરવામા આવ્યો છે, જેથી પૂર્વ પક્ષના વાદની નિવૃત્તિ

થાય છે. આ સસાર અનેક જન્મોને પ્રાપ્ત કરાવનારો, અનેક શરીરોને ધારણ કરવાના લક્ષણવાળો તથા અવિદ્યાથી ઉત્પન્ન થતી કામના તથા કર્મના હેતુરૂપ છે આ કર્મ અગ્નિના આશ્રયથી સિદ્ધ થાય છે અથવા તો કેવળ બ્રાહ્મણવડેજ સિદ્ધ થાય છે વળી આ સસાર ક્ષણિક છે તથા સ્વાત્મસ્વરૂપના લક્ષણવાળો નથી 'સ્વાત્મલોકં અદૃષ્ટ્વા સ્વાત્મલોકને નહી જોઇને' અહી સ્વાત્મ આત્મા ના સ્વરૂપ લક્ષણવાળો હોવાથી આત્મા જ જો કહીએ તો પછી સ્વાત્મલોક અદૃષ્ટ્વા નો અર્થ એ થાય કે, હુ બ્રહ્મરૂપ છુ, તેને નહિ જોઇને આ સસારમા જે મૃત્યુ પામે છે, તેનુ અવિદ્યાથી આવૃત તથા અજ્ઞાત એવો સ્વાત્મલોક, શોક, મોહ તથા ભયાદિ દોષોના નાશવડે રક્ષણ કરી શકતો નથી જેમ દશ માણસ નદી તરીને સામે પાર જવા પછી માહોમાહે ગણતી વખતે પોતાને ન ગણવાથી એક જણને આપણે ગુમાવ્યો, એમ માનવા લાગ્યા તેની માફક તે પોતે પોતાનુ રક્ષણ કરી શકતો નથી. જેમ આ લોકવિશે જે વેદનુ અધ્યયન કરવામા નથી આવ્યુ તે કર્મ તથા તેથી ઉત્પન્ન થતા ફળનુ જ્ઞાન દર્શાવવામા નથી આવતુ અથવા તો જેમ એક જણને કૃષિકર્મ ન આવડતુ હોય તો તેથી ઉત્પન થતુ ફળ તે મનુષ્યનુ રક્ષણ કરતુ નથી તેમજ પોતાના સ્વરૂપવડે અવ્યક્ત એવો આત્મા, જે નિત્યરૂપ છે તે, અવિદ્યાનો નાશ નહિ થયેલો હોવાથી, મનુષ્યનુ રક્ષણ કરી શકતો નથી

પણ સ્વાત્મલોકના જ્ઞાનના કારણનુ રક્ષણ કરવાવડે કર્મ ફળની પ્રાપ્તિની આવશ્યકતાથી, તેમ જ ઇષ્ટ ફળના નિમિત્તરૂપ કર્મનુ ઘણાપણુ હોવાથી શુ એમ સિદ્ધ નથી થતુ કે, પાલનરૂપ નિમિત્ત અક્ષય છે? ના, તેમ નથી. કારણ કે દરેક ફળ નાશના લક્ષણવાળુ છે આથી મૂળમા કહ્યુ છે કે, ઘણુ મહાન્ કાર્યો, જેવા કે અશ્વમેધાદિ યજ્ઞો તથા પવિત્ર કર્મ જેના ફળની કામના ન રાખવા છતા કામના જાણે રાખી જ હોય તેમ ફળની પ્રાપ્તિ કરાવે છે, તેવા કર્મનુ જે કોઇ અદ્ભુત મહાત્મા પુરુષ, સ્વાત્મલોકને ઉપર જણાવ્યા પ્રમાણે ઓળખ્યા સિવાય એવા વિચારથી કરે છે કે, આ કર્મથી હુ અમૃતત્વને પ્રાપ્ત થઇશ તો તે અજ્ઞાની મનુષ્યના સર્વ કર્મ ફળના ઉપભોગ પછી નાશને પામશે. જેમ સ્વપ્નભ્રમવિશે મહાન્ વિભૂતિ જોવામા આવે છે તથા જાગ્રતાવસ્થામા તેનો નાશ થાય છે તેમ તેના કર્મનો નાશ થવાનુ કારણ અજ્ઞાનના ફળરૂપ કામના હોય છે. કર્મના કારણરૂપ અવિદ્યા તથા કામના અનિત્ય છે, તેથી તેના ફળો અવશ્ય નાશવાન્ છે. પવિત્ર કર્મના ફળના પાલનની હમેશને માટે આશા રહેતી નથી, જેથી સ્વાત્મલોકની માફક મનુષ્યે કેવળ આત્માની જ ઉપાસના કરવી જોઇએ. આત્મા સ્વાત્મલોકરૂપ છે, એવા અર્થમા 'સ્વાત્મલોક' શબ્દ વાપરવામા આવ્યો છે જે કોઇ પોતાના લોકરૂપ આત્માની ઉપાસના કરે છે, તેને કેવુ ફળ પ્રાપ્ત થાય છે? તેને વિશે મૂળમાં કહ્યુ છે કે, તેના કર્મનો ક્ષય થતો નથી કારણ કે તેને કર્મમાજ અભાવ હોય છે આ વાતને દૃઢીભૂત કરવા તેનુ પુનરાવર્તન કરવામા આવ્યુ છે. ભાવાર્થ એ છે કે, અધિકારીને કર્મના ક્ષયના લક્ષણવાળુ સતત સાસારિક દુ ખ હોતુ નથી કોની માફક કે, કોઇ એમ કહે કે, જો આખી મિથિલા નગરી બળી જાય, છતા તેને વિશે રહેનો હુ દહનને પામીશ નહિ ભર્તૃ પ્રપચનો મત એવો છે કે, આત્માની ઉપાસના કરનારા વિદ્વાન્ પુરુષનો ... જો અવિદ્વાનની સાથે હોય છે

કર્મોનો ક્ષય થતો નથી. વળી લોક શબ્દાર્થને કર્મની સાથે સંયોગ કરવાથી તેના બે પ્રકારના અર્થો થાય છે. એક લોક શબ્દનો અર્થ વ્યાકૃત અવસ્થામાં રહેલ તથા કર્મના આશ્રયરૂપ હિરણ્યગર્ભ છે. વ્યક્ત તથા પરિછિન્ન કર્મથી જોડાયલા આ લોકની જે કોઇ ઉપાસના કરે છે તો કર્મ વિશે આસક્ત હોવા છતાં આત્માને પરિચ્છિન્નરૂપ જાણનારા મનુષ્યનું કર્મ નાશને પામે છે. પણ જે કોઇ કારણરૂપ હોવાથી અવ્યાકૃત અવસ્થાને વિશે રહેલ તથા કર્મની સાથે જોડાયલા લોકોની ઉપાસના કરે છે, તેનું કર્મ ક્ષયને પામતું નથી. કારણ આત્મા જો કે કર્મની સાથે જોડાયલો છે, છતાં તેથી અપરિછિન્ન છે, એમ તે જાણતો હોય છે. આ કલ્પના જો કે યોગ્ય છે, પણ તે શ્રુતિ યુક્ત નથી. કારણ સ્વલોક શબ્દવડે મૂળમા પરમાત્મા દર્શાવ્યો છે.

મૂળમા ' સ્વાત્મલોક ' એમ કહી સ્વ શબ્દનો ત્યાગ કરી આત્મ શબ્દનું નિરૂપણ કરી, " જે કોઇ પોતાના લોકરૂપે કેવળ આત્માની ઉપાસના કરે છે,' ઇત્યાદિ શબ્દવડે પૂર્વની સાથે તેની સાદસ્યતા દર્શાવી છે. આ સ્થળે કર્મને સમવાયી-સંયુક્ત એવા લોક કલ્પનાની આવશ્યક્તા નથી. વળી કર્મસમવાયી લોક, પરમાત્મલોક કે જેનો વિષય જ્ઞાન છે, તેથી ભિન્ન છે. આત્મા લોકરૂપ નથી, ઇત્યાદિ વચનવડે અપર વિદ્યાથી તથા પુત્રના કર્મથી પ્રાપ્ત થનારા લોકોથી ભિન્ન લોકને જાણવો. માટે આત્મા લોકરૂપ નથી તથા **न ह्यास्य केनचन कर्मणा लोको मीयत । यपोऽस्य परमो लोकः** અર્થઃ-આત્માનું માપ કોઇ પણ કર્મથી થઇ શકતું નથી, આત્મા પરમ લોકરૂપ છે ઇત્યાદિ વચનો પણ તે જ અર્થનું પ્રતિપાદન કરે છે. આ રીતે સ્વલોક કહેવાથી તેના વિશેષણનો નિશ્ચય કરવામાં આવ્યો છે.

**अस्मात्कामयत** ઇત્યાદિ જે મૂળમાં કહેવામાં આવ્યું છે, તે પ્રમાણે સ્વાત્મલોક પરમાત્મારૂપ છે, એ અયોગ્ય છે તથા એમ જે નિશ્ચય છે કે, સ્વાત્મલોકની ઉપાસનાવડે પરમાત્મારૂપ થવાય છે તો પછી ફળ સંબંધીનું વચન ત્યાંસુધી આત્માની પ્રાપ્તિ નથી થતી ત્યાં સુધી અયોગ્ય છે. આ વાત અમને માન્ય નથી. કારણ કે જે કહેવામાં આવ્યું છે તે સ્વલોકની ઉપાસનાની સ્તુતિઅર્થે કહેવામાં આવ્યું છે તથા તેમાંથી ભાવ એટલોજ નીકળે છે કે, પોતાના લોકથી સર્વ ઇષ્ટ પ્રાપ્ત થાય છે, પણ જે વસ્તુની પ્રાર્થના કરવામાં આવી હોય છે તે વસ્તુની પ્રાપ્તિ વિના અન્ય વસ્તુની પ્રાપ્તિથી ઇષ્ટપ્રાપ્તિ કહેવાઇ શકે નહિ. શ્રુતિમાં પણ કહ્યું છે કે, **आत्मतः प्राणः आत्मतः आशा**-અર્થ આત્માથી પ્રાણ તથા તેથી જ આશા પણ થાય છે. અથવા પૂર્વની માફક અહીં પણ સર્વાત્મભાવનો અર્થ દર્શાવ્યો હશે. કારણ જો પરમાત્માને કહ્યો હોત તો **आत्मनः** ઇત્યાદિ વચનવિશે આત્મા શબ્દનો પ્રયોગ કરવો યોગ્ય છે તથા તેમ થવાથી સ્વલોકથી આત્મલોક થઇ શકે. નહિ તો એમ કહેવામાં આવ્યું હોય કે, અવ્યાકૃત કર્મ લોકમાંથી પરમાત્મલોકને વિશે જવું તથા વ્યાકૃતાવસ્થાનો ત્યાગ કરવો. અહીં મૂળમાં ભાવ દર્શાવ્યો છે તથા જે રીતનો નિશ્ચય થાય છે તેથી અન્ય ભાવ, જે શ્રુતિથી અપ્રમાણરૂપે હોય, તે કહેવો યોગ્ય નથી.

**આત્માનું સર્વાત્મભાવરૂપે નિરૂપણ.**

**अथो अयं वा आत्मा सर्वेषां भूतानां लोकः स यज्जुहोति यद्यजते तेन देवानां लोकोऽथ यदनुब्रूते तेन ऋषीणामथ यत्पितृभ्यो निपृणाति यत्प्रजामिच्छते तेन पितृणामथ यन्मनुष्यान्वासयते यदेभ्योऽशनं ददाति तेन मनुष्याणामथ यत्पशुभ्यस्तृणोदकं वि-**

न्दति तेन पशूनां यदस्य गृहेषु श्वापदा वयाःस्या पिपीलिकाभ्य उपजीवन्ति तेन तेषां लोका यथाह वै स्वाय लोकायारिष्टिमिच्छेदेवꣳ हैवंविदे सर्वाणि भूतान्यरिष्टिमिच्छन्ति तद्वा एतद्विदितं मीमाꣳसितम् ॥ १६ ॥

અન્વયાર્થ=अथ=વળી, अयं=આ, वा=પ્રસિદ્ધ, आत्मा=આત્મા, सर्वेषां भूतानां लोकः=સર્વ પ્રાણીઓના ભોગ્ય રૂપે, सः यत् जुहोति=તે યજમાન જે હોમે છે, यत् यजते=દેવને ઉદ્દેશી જે કાંઇ દ્રવ્યનો ત્યાગ કરે છે, तेन देवानां लोकः=તે ત્યાગવડે ઇન્દ્રાદિ દેવોના ભોગ્ય રૂપે, अथ यद् अनुब्रूते=વળી જે કાંઇ અધ્યયન કરે છે, तेन ऋषीणां=તે અધ્યયન વડે ઋષિઓને ( ભોગ્ય ), अथ यत् पितृभ्यः= निपृणाति વળી જે કાંઇ પિતૃઓને આપે છે, यत् प्रजां इच्छते=જે કર્મ વડે પ્રજાની ઇચ્છા રાખે છે, तेन पितृणां=તે વડે પિતૃઓને ( ભોગ્ય ), अथ यत् मनुष्यान् वासयते=વળી જે ઉદકાદિ દાન વડે મનુષ્યોને વસાવે છે, यत् एभ्यः अशनं ददाति= જે કોઇ આ વસનારાઓને ભોજનનું દાન કરે છે, तेन मनुष्याणां=તે કર્મ વડે મનુષ્યોને ભોગ્ય, यत् पशुभ्यः तृणोदकं विन्दति=જે કાંઇ તૃણ તથા જળ પશુઓને આપે છે, तेन पशुनां=તે વડે પશુઓને ભોગ્ય, यत् अस्य गृहेषु श्वापदा वयांस्याः पिपीलिकाभ्यः उपजीवन्ति=આ કર્મ કરનારા મનુષ્યના ગૃહોમા જે કાંઇ ઉપજીવિકા કીડી પતંગીઆદિ સાથે શ્વાપદ તથા પક્ષીઓ કરે છે, तेन तेषां लोकः= તે વડે તેઓને ભોગ્ય, यथा=જે રીતે, ह वै=પ્રસિદ્ધ, स्वाय लोकाय=પોતાના દેહ અર્થે, अरिष्टिं इच्छेत्=કુશળતાની ઇચ્છા રાખે, एवं=આ રીતે, ह=પ્રસિદ્ધ, एवंविदे सर्वाणि भूतानि अरिष्टिं इच्छन्ति =( હું સર્વ પ્રાણી માત્રને ભોગ્ય છું ) એમ જાણનાર સર્વ પ્રાણીઓ, કુશળપણું ઇચ્છે છે, तत् તે, वा=પ્રસિદ્ધ, एतत् विदितं मीमांसितम्=આ જણાયલું તથા વિચારાયલું છે. ( ૧૬ )

શબ્દાર્થઃ—વળી આત્મા ખરેખર સર્વ ભૂતોના લોકરૂપ છે. જે વડે તે હોમે છે તથા યજ્ઞ કરે છે તે દેવોના લોકરૂપ થાય છે, જેના વડે તે અધ્યયન કરે છે તે ઋષિઓના લોકરૂપ થાય છે, જેનાવડે તે પિતૃઓને આપે છે તથા જેવડે તે પ્રજાની ઇચ્છા કરે છે તે વડે તે પિતૃ લોકરૂપ થાય છે, મનુષ્યોને વાસ કરાવી તથા તેઓને અન્ન આપવાવડે તે મનુષ્ય લોકરૂપે થાય છે, પશુઓને જળ તથા તૃણ શોધી આપવાથી તે પશુ લોકરૂપ થાય છે. વળી ગૃહવિષે જેના વડે પોતાની ઉપજીવિકા છે તેવડે તે શ્વાપદ લોકરૂપ તથા કીટાદિથી લઇ પક્ષી અદિ લોકરૂપ તે થાય છે. જેમ દરેક પોતાના લોકની સ્થિતિ કાયમ રહે એમ ઇચ્છે છે, તેમ જે તેને આ પ્રમાણે જાણે છે તેના કલ્યાણની સર્વ ભૂત માત્ર કામના રાખે છે. આ ખરેખર જાણવામા તથા વિચારવામા આવેલું છે. ( ૧૬ )

ટીકા—अयोयं ઇત્યાદિવડે પૂર્વે કહેવામા આવ્યું છે કે, વર્ણાશ્રમના અભિમાનવાળો તથા ધર્મથી નિયમવાળો અવિદ્વાન્ દેવાદિના કર્મો કરવાની આવશ્યકતાને લીધે પશુની માફક પરતંત્ર છે. આ કર્મો કયા છે કે, જે કરવાની કર્તવ્યતાને લીધે તે પશુની માફક પરતંત્ર છે ? દેવાદિઓ કોણ છે કે, જેને તે પશુની માફક પોતાના કર્મોવડે સહાયતા કરે છે. આ બન્નેનું વિવેચન અહીંઆ કરવામા આવ્યું છે. મૂળમા अथ શબ્દ જે વાપરવામા આવ્યો છે, તે આગળના વાક્યના ઉપન્યાસરૂપે છે. કર્મના અધિકારવાળો જે ગૃહસ્થા-

શ્રી, અવિદ્વાન્ તથા શરીરેન્દ્રિય સંઘાતાદિથી જોડાયલો છે તેને આત્મારૂપ કહ્યો છે. આ બધાનો ભાવ એ છે કે, તે આત્મા કીટાદિથી લઇ દેવાદિ સુધીના સર્વ ભૂત માત્રોના ભોગના વિષયરૂપ છે. કારણ કે તે વર્ણાશ્રમાદિથી વિહિત કર્મોવડે સર્વને સહાયતા કરે છે. કેવા પ્રકારનાં કર્મ વિશેષ કરી તથા કેવી રીતના ભૂત વિશેષોનાપર ઉપકાર કરી, તે લોકરૂપ કહેવાય છે ? આનો પ્રતિઉત્તર એ છે કે, જેવડે તે ગૃહસ્થાશ્રમી હોય છે તથા યજ્ઞ કરે છે તે હોમાદિ ક્રિયાવડે, યજ્ઞરૂપ દેવોના-પર તે ઉપકાર કરે છે. દેવતાને ઉદ્દેશીને કરવામાં આવતો જે યજ્ઞ, તેને ધનપરિત્યાગ કહેવામાં આવે છે. જલના સિંચન સુધી જે કર્મ કરવામાં આવે છે તેને હોમ કહેવામાં આવે છે. હોમ તથા યાગ લક્ષણવાળા અવશ્ય કર્તવ્ય કર્મવડે ગૃહસ્થાશ્રમી, દેવોના પશુની માફક પરતંત્રતાથી બંધાયલા છે. જેવડે તે બોલે છે અર્થાત્ વેદોનું દરરોજ અધ્યયન કરે છે તેવડે તે ઋષિ લોકરૂપે છે. જેવડે તે પિતૃ દેવતાઓને પિંડોદકાદિ આપે છે. તથા પ્રજાની ઇચ્છા કરે છે, તે અવશ્ય કર્તવ્ય એવા કર્મવડે બંધાયલો છતો પિતૃ લોકરૂપ તે છે. વળી મનુષ્યોને વસાવવાથી અર્થાત્ તેઓને રહેવાનું સ્થાન જળ આદિ પોતાના ગૃહવિશે આપવાથી તથા તેઓને અન્ન આપ-વાથી અર્થાત્ તેઓ તેના ઘરમાં રહેતાં હોય કે ન પણ રહેતાં હોય, છતાં તેઓની પ્રાર્થના હોય તે પૂરી પાડવાથી તે મનુષ્ય લોકરૂપ કહેવાય છે. તૃણ તથા જળાદિ આપવાથી તે પશુ લોકરૂપ કહેવાય છે. યજ્ઞપાત્રોને સ્વચ્છ કરવામાંથી નિકળતા અન્નવડે કીટા-દિનું પોષણ કરવાથી તથા પોતાના ગૃહવિશે મક્ષીથી લઇ શ્વાપદાદિ જનાવરોનું પોષણ કરવાથી તે તે પ્રકારના લોકરૂપે તે કહેવાય છે. આ કર્મોથી તે દેવાદિને સહાયતા આપે છે. તેથી જેમ દરેક જણ પોતાના લોકની અર્થાત્ પોતાનું શરીર લાંબા વખત સુધી રહે, એવી આકાંક્ષા રાખે છે અર્થાત્ પોતાના સ્વરૂપના નાશના ભયને લીધે તેનું રક્ષણ કરવાની ઇચ્છાથી પોષણ રક્ષણાદિવડે રક્ષણ કરે છે, તે જ પ્રમાણે સર્વ ભૂતમાત્રો અર્થા-ત્ દેવાદિઓ ઉપર કહ્યા પ્રમાણે પોતાનું જીવિત લાંબો સમય સુધી રહે, એમ ઇચ્છતા હોવાથી ' સર્વ ભૂતમાત્રોવડે હું ભોગ્ય છું તથા ઋણીની માફક હું પ્રતિકાર અર્થાત્ સામો બદલો આપવાને બંધાયલો છું,' એમ પોતાના આત્માને જાણી બીજાઓનું રક્ષણ કરે છે. આ રીતે જેમ ગૃહસ્થાશ્રમીઓ પોતાના પાલનને અર્થે પશુ આદિનું રક્ષણ કરે છે, તેમ દેવાદિઓ મનુષ્યાદિનું પોતાના સુખને અર્થે રક્ષણ કરે છે. આથી કહ્યું છે કે, મનુષ્યને જ્ઞાન થાય તે દેવોને પ્રિય નથી. ઋણ જેમ અદા કરવું એ ધર્મ છે, તેમ પૂર્વોક્ત કર્મો અવશ્ય કરવાં જોઇએ. આ સર્વ પંચમહાયજ્ઞ પ્રકરણ વિશે દર્શાવ્યું છે તથા અવદાન પ્રકરણ વિશે અવશ્ય કર્તવ્ય છે, એમ સિદ્ધ કરવામાં આવ્યું છે. ( ૧૬ )

आत्मैवेदमग्र आसीदेक एव सोऽकामयत जाया मे स्यादथ प्रजायेयाथ वित्तं मे स्यादथ कर्म कुर्वीयेत्येतावान् वै कामो नेच्छꣳश्च नातो भूयो विन्देत्तस्मा-दप्येतर्ह्येकाकी कामयते जाया मे स्यादथ प्रजायेयाथ वित्तं मे स्यादथ कर्म कुर्वी-येति स यावदप्येतेषामेकैकं न प्राप्नो-त्यकृत्स्न एव तावन्मन्यते तस्यो कृत्स्नता मन एवास्यात्मा वाग्जाया प्राणः प्रजा चक्षुर्मानुषं वित्तं चक्षुषा हि तद्विन्दते, श्रोत्रं दैवꣳ श्रोत्रेण हि तच्छृणोत्यात्मै-वास्य कर्मात्मना हि कर्म करोति स एष पाङ्क्तो यज्ञः पाङ्क्तः पशुः पाङ्क्तः पुरुषः पाङ्क्तमिदꣳ सर्वं यदिदं किञ्च तदिदꣳ

सर्वमाप्नोति य एव वेद ॥ १७ ॥ चतुर्थं ब्राह्मणम् ॥ ४ ॥

અન્વયાર્થ.—आत्मा वा इद अग्रे आसीत्=પ્રસિદ્ધ આ આત્મા પૂર્વે હતો, एक एव=એકજ રૂપે, स. अकामयत=તેણે કામના કરી, जाया मे स्यात्=મને જાયા હોવી જોઇએ, अथ प्रजायेय=વળી પ્રજારૂપે હુ ઉત્પન્ન થાઉં, अथ वित्त मे स्यात्=વળી મને પૈસો હોવો જોઇએ, अथ कर्म कुर्वीय=વળી કર્મ મારે કરવુ જોઇએ, एतावान् वै काम =આટલો પ્રસિદ્ધ કામનો વિષય, न इच्छन् च इच्छन्=નહિ ઇચ્છતો તથા ઇચ્છતો, न अत भूय विन्देत्=આથી વધારે મેળવતો નથી, तस्मात्=તેથી, अपि=જ, एतर्हि=આમાના વિષયને, एका की कामयते=(પોતે અવિદ્યાવાળો) એકલો કામના કરે છે, जाया मे स्यात् अथ प्रजायेय, अथ वित्त मे स्यात् अथ कर्म कुर्वीय=મને જાયા હોય, વળી હુ પ્રજાવાળો થાઉ, વળી મને પૈસો હોય, વળી હુ કર્મ કરૂ, स. यावत् अपि एतेषा एकैक न प्राप्नोति=તે જ્યા સુધી આમાની એકને પણ નથી મેળવતો, अकृत्स्न एव तावत् मन्यते=ત્યા સુધી અપૂર્ણ તે માને છે, तस्य=તે ઉ=જ, कृत्स्नता=પૂર્ણપણુ, मन. एव अस्य आत्मा=મનજ આનો આત્મારૂપે, वाक् जाया प्राण प्रजा चक्षु मानुष वित्त–વાણી જાયારૂપે, પ્રાણ પ્રજારૂપે તથા ચક્ષુ મનુષ્ય સબધી વિત્તરૂપે, चक्षुषा हि तत् विन्दते=કારણ કે ચક્ષુવડે તે મેળવે છે, श्रोत्र दैव= શ્રવણ ક્રિયારૂપ દેવસબધી દ્રવ્ય, श्रोत्रेण हि तत् शृणोति=શ્રોત્રવડે કારણ કે તે સાભળે છે, इति आत्मा एव अस्य कर्म=આ પ્રમાણે આત્મા એજ એના કર્મ રૂપે, आत्मना हि करोति=કારણ કે આત્મા અર્થાત્ શરીરવડે કર્મ કરે છે, स. एष पाक्त यज्ञ.=તે આ યજ્ઞ પાક્ત અર્થાત્ પાચવડે સિદ્ધ થાય એમ છે, पाक्त. पशु=પશુવડે સાધ્ય યજ્ઞ પાચવડે સિદ્ધ થનાર, पाक्त पुरुष=પુરૂષ વડે થનાર યજ્ઞ પાચથી થાય છે, पाक्त इद सर्व=આ સર્વ હિરણ્યગર્ભરૂપ જગત્ પણ પચભૂતાત્મક, यत् इद किंच=જે કાઇ આ સર્વ દૃશ્ય છે તે પાક્તરૂપે, तत् इद सर्व आप्नोति य. एव वेद=જે આ પ્રમાણે જાણે છે, તે આ સર્વને મેળવે છે. ( ૧૭ )

શબ્દાર્થ—આ પૂર્વે આત્મા જ હતો. તે એકરૂપ હતો. તેણે કામના કરી—મને પત્ની જોઇએ, વળી મારે જન્મવુ જોઇએ અર્થાત્ મને પ્રજોત્પત્તિ થવી જોઇએ, મારે મારે દ્રવ્ય જોઇએ તથા મારે કર્મ કરવુ જોઇએ આ રીતની કામના આત્માને ખરેખર થાય છે. કારણ કે કામના રહિત એવો આત્મા આ કરતા કાઇ વધારે મેળવતો નથી. માટે દરેક મનુષ્ય આકાક્ષા રાખે છે કે, મારે સ્ત્રી જોઇએ, મને પ્રજા થવી જોઇએ, મારે ધન જોઇએ તથા મારે કર્મ કરવુ જોઇએ. આ વસ્તુ માહેથી એકને પણ તે જ્યા સુધી પ્રાપ્ત થતો નથી ત્યા સુધી તે પોતાને અપૂર્ણ માને છે તેની કૃત્સ્નતા આ રીતે છે કે, મન આત્મારૂપ છે, વાણી જાયારૂપ છે, પ્રાણ પ્રજારૂપ છે તથા ચક્ષુ તેના ધનરૂપ છે કારણ કે ચક્ષુઓવડે તે ધનને પ્રાપ્ત થાય છે. શ્રોત્ર દેવોના ધનરૂપ છે. કારણ શ્રોત્રથી ધનનુ શ્રવણ કરે છે આત્મા તેના કર્મરૂપ છે, કારણ આત્માવડે તે કર્મને કરે છે યજ્ઞ પાચ પ્રકારનો છે પશુ પાચ પ્રકારના છે, મનુષ્ય પાચ પ્રકારનાં છે, એમ સર્વ વસ્તુ પાચ પ્રકારની છે. જે કોઇ આ પ્રમાણે જાણે છે તે આ સર્વને મેળવે છે ( ૧૭ )

ટીકા—આ પૂર્વે આત્મા જ હતો—અર્થાત્

જાણનારો કર્તવ્યતાના બંધનરૂપ પશુની અવસ્થામાંથી મુક્ત થાય છે ત્યારે કોણ તેને કર્મના બંધનવિશે નાંખે છે તથા કોણ મુક્તિના ઉપાયરૂપ જ્ઞાનથી વિમુખ રાખે છે? શું એમ કહેવામાં નથી આવ્યું કે, દેવતાઓ પાલન કરે છે? ખચીત એમ કહ્યું છે કે, દેવો મનુષ્યનું પાલન કરે છે, પણ જેઓ કર્મોવડે પોતાની-દેવોની અવસ્થાને જેઓ પ્રાપ્ત થાય છે તેઓનું જ તેઓ રક્ષણ કરે છે. એમ ન હોત તો અકૃત કર્મનાં ફળો આપવાની તથા કૃત કર્મનાં ફળોનો નાશ કરવાની તેઓવિશે શક્તિ હોત અર્થાત્ તેઓ ન્યાયથી વિરૂદ્ધ વર્તતે, પણ સામાન્ય મનુષ્ય જે સ્વાભાવિક પૂર્ણતાને પામ્યો નથી, તેનું તેઓ રક્ષણ કરતા નથી. આથી એમ હોવું જોઇએ કે, દેવતાની શક્તિવડે મનુષ્ય કર્મના બંધનમાં જોડાવાથી પોતાના લોકથી બહિર્મુખ થાય છે. શું આને અવિદ્યા નહિ કહી શકાય? શું ત્યારે અવિદ્યાવાત્ જ કર્મમાં જોડાવાથી બહિર્મુખ બને છે? નહિ, તેમ નથી. કર્મમાં જોડાવાનું કારણ અવિદ્યા નથી. કારણ અજ્ઞાનતાનું લક્ષણ સત્ય વસ્તુને આવરણ કરવાનું છે. પણ જેમ કોતરાદિવિશે એક અંધ મનુષ્ય જઇ પડે છે તેનું કારણ અંધતા છે, તેમ કર્મને વિશે પ્રવૃત્ત કરવાનું કારણ અજ્ઞાનતા થઇ શકે. જો આમ છે તો કર્મ વિશે પ્રવૃત્તિ થવાનાં કારણો શું હોવાં જોઇએ? એષણા અથવા કામો, એ કર્મને વિશે પ્રવૃત્તિનાં કારણો છે. આ પ્રમાણે કઠોપનિષદમાં કહ્યું છે કે, **स्वाभाविक्यामविद्यायां वर्तमाना बालाः पराचः कामाननुयन्ति** અર્થ:-સ્વાભાવિક અજ્ઞાનતાને વિશે રહેલા યુવાન્ પુરૂષો કર્મોમાં જોડાય છે તથા તેઓ બાહ્ય કામનાઓનું અનુગમન કરે છે. વળી ભગવદ્ગીતાના ૩ જા અધ્યાયના ૩૭ મા શ્લોકવિશે કહ્યું છે કે, **काम एषः क्रोध एषः** અર્થ:-આ કામરૂપ છે તથા આ ક્રોધરૂપ છે. તેમ જ મનુસ્મૃતિમાં પણ કહ્યું છે કે, **मानवे च सर्वा प्रवृत्तिः कामहेतुक्या** અર્થ:-મનુષ્યને વિશે સર્વ પ્રવૃત્તિ કામનાના કારણરૂપ છે. આ આખા અધ્યાયમાં પણ આ જ બાબત નિરૂપણ કરવામાં આવી છે. **आत्मैवेदमग्र आसीत्**-પૂર્વે આત્મા જ હતો:-અહીં આત્માજ કહેવાનું કારણ એ કે, તે સ્વાભાવિક અવિદ્યાવાન્, કાર્ય કારણના સંઘાતવાળા લક્ષણવાળો તથા બ્રહ્મચારીરૂપે હતો. પૂર્વે અર્થાત્ પત્નીની સાથે સંબંધ થયા પૂર્વે તેને આત્મારૂપે કહેવામાં આવ્યો છે.

પત્નીરૂપ કામનાનો વિષય આત્માથી ભિન્ન ન હતો. **एक एव आसीतः**-જાયાદિ એષણાના કારણરૂપ અવિદ્યાથી યુક્ત હોવાથી તે એક રૂપ હતો. તે અવિદ્યાથી આવૃત હતો. અવિદ્યાના સ્વરૂપને લીધે કર્તા, કર્મ તથા ફળનો અધ્યારોપ આત્મા વિશે કરવામાં આવે છે. તેણે ઇચ્છા કરી. શાની ઇચ્છા કરી? મને પત્ની મળવી જોઇએ. તેના સિવાય હું કર્મના અધિકારને યોગ્ય નથી. કર્મના અધિકારની સિદ્ધિ અર્થે જાયા મળવી જોઇએ. વળી મારે ઉત્પન્ન થવું જોઇએ અર્થાત્ પ્રજારૂપે કરી મારે ઉત્પન્ન થવું જોઇએ. તેમ જ મારે વિત્ત જોઇએ અર્થાત્ ગાયઆદિ પશુઓ મને મળવાં જોઇએ, જે કર્મ કરવામાં સહાયતા આપે છે. વળી અભ્યુદય તથા નિઃશ્રેયના સાધનરૂપ કર્મ કરવું જોઇએ, અર્થાત્ મારે એવું કર્મ કરવું જોઇએ કે, જેથી ઋણમાંથી મુક્ત થયેલો હું દેવાદિના લોકોને પ્રાપ્ત થાઉં તથા કામનાના વિષયો, જેના સાધનોવડે પુત્ર તથા સ્વર્ગાદિ પ્રાપ્ત થાય છે તેને અર્થે મારે ક્રિયાઓ કરવી જોઇએ. આટલી હદ સુધી કામના વિસ્તારને પામે છે અર્થાત્ કામનાઓ આ વિષયોવડે પરિમિત છે. કામ્ય વિષયો આ રીતના હોય

છે અર્થાત્ પુત્ર, પત્ની, દ્રવ્ય તથા કર્મો કામનારૂપ છે.

ત્રણ લોક અર્થાત્ મનુષ્ય લોક, પિતૃ લોક તથા દેવલોક સાધનરૂપ એષણાના ફળ રૂપે છે. પત્ની, પુત્ર, દ્રવ્ય તથા કર્મના લક્ષણવાળી સાધનરૂપ એષણા છે. માટે તે એક પ્રકારની એષણા કહેવાય છે. બીજી લોકૈષણા છે, જે સાધનને આશ્રયી છે. આ રીતે એષણા બે પ્રકારની છે. એ બે પ્રકારની એષણાઓના સંબંધમાં હવે પછીના ભાગવિશે કહેવામાં આવશે. દરેક કર્મનો આરંભ ફળને લીધે છે, માટે એમ સમજી લેવું જોઇએ કે, 'આટલી જ કામના હોય છે,' એ વચનવડે લોકોનો પણ સમાવેશ થઇ શકે છે. જેમ ભક્ષણને વિશે કહેવામાં આવવાથી તેના ફળરૂપ તૃપ્તિનો પણ તેમાં સમાવેશ થઇ જ જાય છે, તૃપ્તિને જૂદી કહેવાની આવશ્યક્તા રહેતી નથી. તેમ સાધન તથા ફળરૂપ લક્ષણવાળી આ બેઉ એષણાઓ કામનારૂપ છે. જેવડે પ્રેરાયલો અવિદ્યાવાન્ કામાસક્ત પુરુષ રેશમના કીડાની માફક કરે છે, અર્થાત્ આત્માને લગતા કર્મ તરફ દોરવાતો નથી તથા પોતાની મેળે બહિષ્કૃત થઇ તે પોતાના સ્થાનને (ગંતવ્ય સ્થાનને) જાણતો નથી. આ રીતે તૈત્તિરીય ઉપનિષદમાં કહ્યું છે કે, **अग्निमुग्धो हैव धूमतान्तः स्वं लोकं न प्रतिजानाति** અર્થઃ—અગ્નિવડે મુગ્ધ થયેલો તથા ધૂમથી દુ:ખિત થયેલો તે પોતાના ગંતવ્ય સ્થાનને જાણતો નથી.

વળી એમ કેવી રીતે કહી શકાય કે, કામના આટલા હદ સુધીનીજ છે. કારણ કામનાઓનો અંત ન હોવાથી તેઓ અનંત છે. આના સમાધાનમા કહ્યું છે કે, ફળના સાધનયુક્ત કામના વિના એક મનુષ્ય બીજું કાઇ વધારે મેળવતો નથી. ફળ તથા સાધનથી વ્યતિરિક્ત આ લોકમાં કોઇપણ ચીજ દષ્ટ વા અદષ્ટ પ્રાપ્ત થવા યોગ્ય નથી. વળી મેળવવા યોગ્ય વિષયો કામરૂપ છે. આ કામ, ફળ તથા સાધનથી રહિત હોતો નથી. માટે આટલી હદ સુધી કામના પહોંચે છે, એમ કહેવું યોગ્ય છે. અવિદ્યાવાળા પુરુષના કર્મના વિષયરૂપ કામના દષ્ટ હોય વા અદષ્ટ હોય, પણ સાધનરૂપ એષણા અથવા સાધ્યરૂપ એષણાવડે તે બે પ્રકારની છે. આ રીતની એષણાઓને ઉલ્લંઘી અધિકારીએ આગળ વધવું જોઇએ. જે રીતે અવિદ્વાન્ પૂર્વનો આત્મા કામના કરવા લાગ્યો, તે જ રીતે પછીનો આત્મા પણ કામના કરવા લાગ્યો. (આ પ્રમાણેની લોકસ્થિતિ છે તથા પ્રજાપતિનો સર્ગ પણ આ રીતનો હતો.) કહ્યું છે કે, તે અવિદ્યાથી બીતો હતો. કામનાથી પ્રયુક્ત એકાકી જીવ સુખી હોતો નથી. આ દુ:ખની નિવૃત્તિ માટે તેણે પત્નીની કામના કરી. તે તેની સમીપ ગયો, જેથી આ સૃષ્ટિની ઉત્પત્તિ થઇ. આ સૃષ્ટિની ઉત્પત્તિ થયા પછી હમણાં પણ જ્યાં સુધી એક પરણેલો નથી હોતો, ત્યાં સુધી એકાકી હોય છે તો એવી ઇચ્છા કરે છે કે, મને સ્ત્રી મળે તો સારું, હું ફરી જન્મને પ્રાપ્ત થાઉં અર્થાત્ પુત્ર થાય તો સારું,-મારી પાસે પૈસો હોય તો સારું તથા હું કર્મ કરું તો સારું.

-જ્યા સુધી આ રીતની ઇચ્છાવાળો તથા પત્ની આદિ મેળવવાનાં પ્રયાસવાળો મનુષ્ય પત્ની આદિ વસ્તુઓમાંથી એકપણ મેળવવાની ન્યૂનતાવાળો હોય છે, ત્યાં સુધી તે પોતાને અપૂર્ણ માને છે. આખરે જ્યારે તે આ સર્વ વસ્તુને પ્રાપ્ત થાય છે ત્યારે તેની પૂર્ણતા પૂરી થાય છે. જ્યારે તે અપૂર્ણાવસ્થામાં હોય છે ત્યારે તે અપૂર્ણતાને પૂરી પાડવાના સબંધમાં કહ્યું છે કે, તેની (જે

ઉપર કહ્યા પ્રમાણે હું અપૂર્ણ છે એમ જાણે છે તેની ) પૂર્ણતા કેવા પ્રકારની હોય છે, આ રીતનો પ્રશ્ન ઉઠતા તેના સબધે કહેવામા આવ્યુ છે કે, ફળ તથા સાધનના સંઘાતનો વિભાગ પાડવામા આવેલો હોવાથી ફળ સાધનના સઘાતથી ઉત્પન્ન થતી દરેક વસ્તુમા મનનુ પ્રાધાન્યહોય છે, માટે અહી મન તેના આત્મારૂપ છે. અર્થાત્ મન તેના આત્માના સદશ છે જેમ કુટુંબના ધણીને તેના પુત્ર સ્ત્રીઆદિ પરિવારો છે. માટે તે જેમ સ્ત્રી પુત્રાદિના આત્માના સરખો કહેવાય છે તેમ મન તેના આત્મા સરખુ છે. આ રીતે પૂર્ણતાને લીધે મનની કલ્પના આત્મા રૂપે કહેવામા આવી છે. તે જ રીતે વાણીને તેની પત્નીરૂપ કહી છે. કારણ કે વાણીને વિશે પણ મનનું પ્રાધાન્ય છે. વાણી જે આદેશરૂપ છે, તે મનવડે શ્રોત્રદ્વારમા ગ્રહણ થાય છે, વિચાર કરવામા આવે છે તથા તેનો પ્રયોગ કરવામા આવે છે.

આ રીતે વાક્ મનની પત્નીરૂપ છે. પતિ પત્નીરૂપ મન તથા વાણીમાથી કર્મ કરવાને અર્થે પ્રાણની ઉત્પત્તિ થઇ, માટે પ્રાણ તેની પ્રજારૂપ છે, એમ કહેવાય છે. જો આત્મા, તેની પત્ની તથા પ્રજા અસ્તિત્વમા હોય છે તો ચક્ષુથી જોવાયલા દ્રવ્યથી પ્રાણની ચેષ્ટાના લક્ષણવાળુ કર્મ સાધ્ય થાય છે. માટે ચક્ષુ એ મનુષ્યનુ દ્રવ્ય છે. આ દ્રવ્ય બે પ્રકારનુ છે –એક માનુષવિત્ત તથા બીજું ચાક્ષુષવિત્ત માટે બીજા વિત્તથી પ્રથમ વિત્તને ઓળખવા માટે માનુષ એમ કહેવામા આવ્યુ છે. મનુષ્યની સાથે સબધ ધરાવતું તથા ચક્ષુવડે દશ્ય એવું ગોરૂપી વિત્ત કર્મના સાધનરૂપ છે. માટે તેને પ્રથમ વિત્તરૂપે કહ્યુ છે. સંબધને લીધે ચક્ષુ મનુષ્યનું વિત્ત છે. કારણ મનુષ્ય ચક્ષુવડે ગાય આદિ મનુષ્યના વિત્તને જુવે છે, માટે મનુષ્યનું વિત્ત ચક્ષુ છે. બીજું વિત્ત કયું છે ? દેવોને શ્રોત્રરૂપી વિત્ત છે. કારણ જ્ઞાન એ દેવતાનો વિષય છે. જ્ઞાન એ દેવતાનું વિત્ત છે, તેથી આપણી બાબતમા પણ દ્રવ્યનો વિષય શ્રોત્ર છે. જ્ઞાન શ્રોત્રને આશ્રયી હોવાથી શ્રોત્ર વિત્તરૂપ છે. જે સાધનોમા પ્રથમ સાધન આત્મા છે તથા છેવટનું સાધન વિત્ત છે, તે સાધનોવડે કર્મ કેવી રીતે થઇ શકે છે ? તેના ઉત્તરમા કહ્યુ છે કે, આત્મા શરીરરૂપ છે. અહીં આત્માનો અર્થ શરીર થાય છે. આ શરીર કર્મના પ્રતિનિધિરૂપ કેવી રીતે છે ? કારણ કે શરીર યજમાનને અર્થે કર્મના સાધનરૂપ છે. કેવી રીતે તે કર્મના સાધનરૂપ છે ? કારણ આત્મારૂપ શરીરવડે મનુષ્ય કર્મને કરે છે. આ રીતે જે પોતાને અપૂર્ણ માને છે, તેની પુત્રાદિરૂપ બાહ્ય વિષયના લક્ષણવાળી કૃત્સ્નતા સિદ્ધ થાય છે. યજ્ઞ પાચ પ્રકારના છે. અર્થાત્ જે મનુષ્ય કર્મમાથી નિવૃત્તિને પામ્યો છે, તેવા પુરૂષની બાબતમા પણ પાચ મનાદિરૂપ યજ્ઞવડે સિદ્ધિ પ્રાપ્ત થાય છે. કર્મ કેવળ વર્ણોથી જ સાધ્ય થાય છે. પાચના કેવળ ગ્રહણથી વર્ણને યજ્ઞરૂપ કેવી રીતે કહેવાય ? બાહ્ય યજ્ઞ, પશુઓ તથા પુરૂષોવડે સાધ્ય છે તથા મન વાણી આદિ જે પાચ કહેવામા આવ્યા છે, તેના પ્રયોગવડે પાચ મનુષ્યો તથા પાચ પશુઓ છે. આ રીતે પશુને પાચ પ્રકારના તથા મનુષ્યને પણ પાચ પ્રકરના કહ્યા છે. અગર જો કે મનુષ્યને વિશે પશુનો સમાવેશ થઇ જાય એમ છે, છતા મનુષ્ય તથા પશુ વચ્ચે ભિન્નતા હોવાથી મનુષ્યને જૂદા લીધા છે. વળી વધારામા કર્મના ફળ તથા સાધનરૂપ આ સર્વને પાચ પ્રકારે જે કોઇ જાણે છે અર્થાત્ જે કોઇ આત્માને પાચ પ્રકારના યજ્ઞરૂપ માને છે, તે આત્માઋપે આ સર્વ જગતને પ્રાપ્ત થાય છે.

## પંચમ બ્રાહ્મણ.

### સાત પ્રકારના અન્નોની વહેંચણી.

**यत्सप्तान्नानि मेधया तपसाऽजनयत्पिता एकमस्य साधारणं द्वे देवानभाजयत्त्रीण्यात्मनेऽकुरुत पशुभ्य एकं प्रायच्छत्तस्मिन्सर्वं प्रतिष्ठितं यच्च प्राणिति यच्च न कस्मात्तानि न क्षीयन्तेऽद्यमानानि सर्वदा यो वै तामक्षितिं वेद सोऽन्नमत्ति प्रतीकेन स देवानपि गच्छति स ऊर्जमुपजीवतीति श्लोकाः ॥ १ ॥**

અન્વયાર્થ.- **यत्**=જે, **सप्त अन्नानि**= સાત અન્ન, **मेधया तपसा अजनयत्**= બુદ્ધિવડે અર્થાત્ પાકત ઉપાસનાવડે તથા પાંકત કર્મવડે ઉત્પન્ન કરી, **पिता**=જ્ઞાન તથા કર્મના અધિકારીને, **एकं अस्य साधारणं**= એક આ અર્થાત્ સર્વ ભક્ષક વર્ગને સામાન્ય રૂપે, **द्वे देवान् अभाजयत्**=બે અર્થાત્ હોમ દ્રવ્ય તથા બલિ દ્રવ્ય દેવોને આપ્યાં, **त्रीणि आत्मने अकुरुत**=ત્રણ પોતાને માટે કરી, **पशुभ्यः एकं प्रायच्छत्**=પશુઓને એક આપ્યું, **तस्मिन् सर्वं प्रतिष्ठितं**=તે પયરૂપ અન્નમા સર્વ રહેલ છે, **यत् च प्राणिति**=જે કોઇ પ્રાણ ચેષ્ટા કરે છે, **यत् च न**=જે કોઇ પ્રાણ ચેષ્ટા નથી કરતા, **कस्मात् तानि न क्षीयन्ते**=કેમ તે અન્નો ક્ષયને નથી પામતા, **अद्यमानानि सर्वदा**=હમેશ ખાવામાં આવવા છતાં, **यः वा एतां अक्षितिं वेद**=જે પ્રસિદ્ધ રીતે આ અક્ષયને જાણે છે, **सः अन्नं अत्ति प्रतीकेन**=તે મુખ્ય રીતે અન્ન ખાય છે, **सः देवान् अपि गच्छति**= તે દેવને પણ પામે છે, **सः ऊर्जं उपजीवति**= તે અમૃતનો ભોક્તા થાય છે. ( ૧ )

ભાષ્યાર્થ:-સાત અન્નો-વિભાગો જે પિતાએ મેધા તથા તપવડે સર્જ્યાં, તેમાંનું એક અન્ન સર્વને સામાન્યરૂપે આપ્યું, બે દેવતાને આપ્યાં, ત્રણ તેણે પોતાને અર્થે રાખ્યાં તથા એક પશુને આપ્યું. જે કોઇ શ્વાસ લે છે તથા જે શ્વાસ લેતા નથી, તે સર્વ આ અન્ન વિશે રહેલ છે. સર્વદા જો કે અન્નનું ભક્ષણ કરવામાં આવે છે, છતા તેઓનો ક્ષય કેમ થતો નથી ? જે કોઇ અક્ષયના કારણને જાણે છે તે મુખ્ય અન્નનું ભક્ષણ કરે છે, તે દેવતાની સમીપ જાય છે તથા તે હમેશાં જીવે છે. આ રીતના મંત્રો છે. ( ૧ )

ટીકા:-પૂર્વના બ્રાહ્મણમાં અવિદ્વાનું વર્ણન નીચે પ્રમાણે કરવામાં આવ્યું છે કે, જે કોઇ મનુષ્ય, ' હું અન્ય છું તથા દેવ અન્ય છે ' આ પ્રમાણે અન્ય દેવતારૂપ ઉપાસના કરે છે, તે પરમાત્માને ઓળખી શકતો નથી. વળી એમ પણ દર્શાવવામા આવ્યું છે કે, જેને વર્ણ તથા આશ્રમ અર્થાત્ બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સંન્યાસનું અભિમાન છે, કર્તવ્યતાવડે જે નિયંત્રિત છે તથા કામનાથી પ્રયુક્ત થયેલો જે યજ્ઞ યાગાદિવડે દેવ-પિત્રાદિપર ઉપકાર કરે છે, તે મનુષ્ય સર્વ ભૂતોના લોકરૂપ છે તથા પોતાના એકેક કર્મ-વડે સર્વ ભૂત માત્રોથી ભોગ્ય-લોકરૂપે તેને સરજવામાં આવેલો હોવાથી તેણે પોતાના ઉપભોગને માટે સર્વ ભૂત માત્ર તથા આખું જગત સરજ્યું છે. અર્થાત્ પોતાના જ્ઞાન અને કર્મના પ્રમાણમાં દરેક જણ ભોક્તા, ભોજ્ય તથા આખા જગતના કર્તા અને કાર્યરૂપ છે. આત્માના એકત્વતા જ્ઞાનઅર્થે મધુકાંડમાં કહેવામા આવશે કે, સર્વ સર્વના કાર્યરૂપે છે.

તેણે પાંચ પ્રકારનાં કામ્ય કર્મવડે ઉત્પત્તિ કરી, એટલે કે પાંચ પ્રકારના યજ્ઞવડે

તથા વિજ્ઞાનવડે તેણે જગતને પોતાના ઉપભોગ માટે ઉત્પન્ન કર્યું. કાર્ય કારણના ભેદે કરી આખું જગત્ સાત પ્રકારે વિભક્ત છે. આ ભોગોને અન્ન કરી કહેવામાં આવે છે. કારણ કે તેઓ ઉપભોગના વિષયો છે. કર્મ અને જ્ઞાનવડે તેઓની ઉત્પત્તિ કરવાથી તેઓ અન્નોના પિતારૂપ છે. सप्तान्नानि આદિ મંત્રોની સૂત્રોરૂપે કલ્પના કરવામાં આવી છે. કારણ આ સૂત્રો સાત અન્નોનો તેઓના ઉપયોગ સહિત અર્થ દર્શાવે છે. મેધા શબ્દવડે જ્ઞાન લેવું તથા તપ શબ્દવડે કર્મ લેવું. કારણ મેધા તથા તપ આ બે શબ્દોના અર્થો જ્ઞાન તથા કર્મ છે. * ૧

## પ્રથમના સામાન્ય અન્નનું નિરૂપણ.

यत्सप्तान्नानि मेधया तपसाऽजनयत्पितेति मेधया हि तपसाऽजनयत्पितैकमस्य साधारणमितीदमेवास्य तत्साधारणमन्नं यदिदमद्यते स य एतदुपास्ते न स पाप्मनो व्यावर्त्तते मिश्रꣳ ह्येतद्वै देवानभाजयदिति हुतञ्च प्रहुतञ्च तद्देवेभ्यो जुह्वति च प्रजुह्वत्यथो आहुर्दर्शपूर्णमासाविति तस्मान्नेष्टियाजुकः स्यात्पशुभ्य एकं प्रायच्छदिति तत् पयः पयो ह्येवाग्रे मनुष्याश्च पशवश्चोपजीवन्ति तस्मात् कुमारं जातं घृतं वैवाग्रे प्रतिलेहयन्ति स्तनं वानुधापयन्त्यथ वत्सं जातमाहुरतृणाद इति तस्मिन् सर्व्वं प्रतिष्ठितं यच्च प्राणिति यच्च नेति पयसि हीदꣳसर्व्वं प्रतिष्ठितं यच्च प्राणिति यच्च न तद्यदिदमाहुः संवत्सरं पयसा जुह्वदप पुनर्मृत्युं जयतीति न तथा विद्याद्यदहरेव जुहोति तदहः पुनर्मृत्युमपजयत्येवं विद्वान्सर्व्वꣳ हि देवेभ्योऽन्नाद्यं प्रयच्छति कस्मात्तानि न क्षीयन्तेऽद्यमानानि सर्व्वदेति पुरुषो वा अक्षितिः स हीदमन्नं पुनः पुनर्जनयते यो वै तामक्षितिं वेदेति पुरुषो वा अक्षितिः स हीदमन्नं धिया धिया जनयते कर्म्मभिर्य्यद्धैतन्न कुर्य्यात्क्षीयेत ह सोऽन्नमत्ति प्रतीकेनेति मुखं प्रतीकं मुखेनेत्येतत्स देवानपि गच्छति स ऊर्ज्जमुपजीवतीति प्रशꣳसा ॥ २ ॥

અન્વયાર્થઃ-यत् सप्त अन्नानि मेधया तपसा अजनयत् पिता=જે સાત અન્નો મેધા તથા તપવડે પિતાએ ઉત્પન્ન કર્યાં, मेधया=જ્ઞાનવડે, हि=પ્રસિદ્ધ, तपसा=કર્મવડે, अजनयत्=ઉત્પન્ન કર્યાં, पिता=પિતાએ, एकं अस्य साधारणं=એક આ ભોક્તા સમૂહને સાધારણરૂપે, यत् इदं अद्यते=જે આ ભક્ષણ કરાય છે, सः एतत् उपास्ते न सः पाप्मनः व्यावर्त्तते=તે જે આ સાધારણ અન્નમાં તત્પર રહે તે પાપમાંથી મુક્ત થતો નથી, मिश्रं हि एतत्=કારણ કે આ અન્ન સાધારણરૂપે છે, द्वे देवान् अभाजयत्=બે અન્ન દેવોને આપ્યાં, हुतं च प्रहुतं च=હુતરૂપ તથા બલિરૂપ, तत् देवेभ्यः जुह्वति च प्रजुह्वति=તે બે અન્નને દેવો માટે હોમે છે તથા બલિહરણ કરે છે, अथः आहुः दर्शपूर्णमासौ=વળી કેટલાક કહે છે કે દર્શ તથા પૂર્ણમાસરૂપે, तस्मात् न इष्टियाजुकः स्यात्=તેથી કામ્યેષ્ટિયજન-

* કારણ કે જ્ઞાન તથા કર્મ પ્રસ્તુત વિષયરૂપે છે, પણ મેધા તથા તપનો શબ્દાર્થ અહીં પ્રસ્તુત વિષયરૂપે નથી. કારણ મેધા અને તપનું અહીં કોઇપણ પ્રકારે પ્રયોજન નથી. પત્નીઆદિકે સાધ્ય પાંચ પ્રકારનું કર્મ તથા य एवं वेद -જે આ પ્રમાણે જાણે છે,' ઇત્યાદિ વચનવડે જ્ઞાન મૂળમાં પ્રદર્શિત કરવામાં આવ્યું છે. માટે આ શંકા કરવી નહિ કે, મેધા તથા તપ પ્રસિદ્ધ છે. વળી કાર્ય તથા કર્મ વડે જે સાત પ્રકારનાં અન્નોની પિતાએ ઉત્પત્તિ કરી તેનું અત્ર સ્પષ્ટીકરણ કરવામાં આવશે.

શીલ થવું જોઇએ નહિ, पशुभ्यः एकं प्रायच्छत्=પશુઓને એક આપ્યું, तत पयः= તે અન્ન પયરૂપે, पयः हि एव अग्रे मनुष्याः च पशवः च उपजीवन्ति= કારણ કે પયવડે પ્રથમ મનુષ્યો તથા પશુઓ છવે છે, तस्मात् कुमारं जातं=તેથી ઉત્પન્ન થયેલા બાળકને, घृतं वा एव अग्रे प्रतिलेहयन्ति=ઘીને જ પ્રથમ ચટાડે છે, स्तनं= સ્તનનું દૂધ, वा=પ્રસિદ્ધ, अनु=પછી, धापयन्ति=ધવડાવે છે, अथ वत्सं जातं आहुः=વળી ઉત્પન્ન થયેલા વછેરાના સંબંધમાં કહે છે, अतृणादः=તૃણ ખાતું નથી, तस्मिन् सर्वं प्रतिष्ठितं=તે અન્નમાં સર્વ રહેલ છે, यत् च प्राणिति यत् च न=જે કોઇ પ્રાણ ચેષ્ટા કરે તથા નથી કરતા, पयसि हि इदं सर्वं प्रतिष्ठितं=પ્રસિદ્ધ રીતે આ સર્વ જળમાં રહેલ છે, यत् प्राणिति यत् च न જે કોઇ પ્રાણ ચેષ્ટા કરે છે તથા નથી કરતા, तत् यद् इदं सर्व आहुः=તેથી જે આ સર્વ કહેવાય છે, संवत्सरं पयसा जुह्वत्=એક વર્ષ પર્યંત દૂધ વડે હોમ કરનાર, अप पुनः मृत्युं जयति= ફરી મૃત્યુનું ઉલ્લંઘન કરે છે, न तथा विद्यात्=તે પ્રકારે જાણવું નહિ, यत्अहः एव जुहोति=જે દિવસે હોમ કરે છે, तत् अहः पुनः मृत्युं अपजयति=તેજ દિવસથી મૃત્યુનું ઉલ્લંઘન કરે છે, एवं विद्वान् सर्वं हि देवेभ्यः अन्नाद्यं प्रयच्छति=આ રીતે જ્ઞાનવાન્ સર્વ અન્નરૂપ આદ્ય અર્થાત્ પય દેવોને અર્પણ કરે છે, कस्मात् तानि न क्षीयन्ते अद्यमानानि सर्वदा=સર્વદા ભક્ષણ કરતા છતાં તે અન્ન ક્ષયને કેમ નથી પામતાં, पुरुषः=ભોક્તા, वा=પ્રસિદ્ધ, अक्षितिः= અન્નના અક્ષયના હેતુરૂપ, सः हि इदं अन्नं धिया धिया जनयते कर्मभिः=કારણ કે તે ભોક્તા આ અન્નને બુદ્ધિવડે તથા કર્મવડે ઉત્પન્ન કરે છે, यत् ह एतत् न कुर्यात् =જે પ્રસિદ્ધ આ નહિ કરવામાં આવે, क्षीयेत=ક્ષયને પામે, ह=પ્રસિદ્ધ, सः अन्नं अत्ति प्रतीकेन=તે અન્ન મુખ્યપણાથી ખાય છે, मुखं प्रतीकं=મુખ મુખ્યરૂપે કહેવાય છે, मुखेन इति एतत् =મુખ્યપણાથી આ અન્નનું ભક્ષણ કરે છે તેથી, सः देवान् अपि गच्छति=તે દેવપણાને પામે છે, सः ऊर्जं उपजीवति=તે બળને મેળવે છે. ( ૨ )

શબ્દાર્થ:—જે સાત પ્રકારનાં અન્નોની પિતાએ મેધા તથા તપવડે ઉત્પત્તિ કરી, તેમાંનું એક સામાન્યરૂપે સર્વને સોંપ્યું. જેનું ભક્ષણ થાય છે, તે સર્વને આપવામાં આવતું સામાન્ય અન્ન છે. જે કોઇ તેની ઉપાસના કરે છે, તે પાપમાંથી નિવૃત્ત થતો નથી. કારણ કે તે મિશ્રરૂપ છે. બે પ્રકારનાં અન્નો દેવોને આપ્યાં અર્થાત્ યજ્ઞ અને બલિ દેવોને આપ્યાં. વળી કેટલાકનું કહેવું એવું છે કે, આ યજ્ઞ તથા બલિ તે દર્શ અને પૂર્ણમાસ—પૂર્ણિમા તથા અમાસને દિવસે કરવામાં આવતી ક્રિયાઓ છે. માટે ઇષ્ટથી યુક્ત થવું, એ તેનું સ્વરૂપ હોતું નથી. એક અન્ન તેણે પ્રાણીઓને આપ્યું. આ દૂધ છે. કારણ પ્રથમ મનુષ્યો તેમ જ પશુઓ કેવળ દૂધપર જ છવતાં હતાં. આથી જન્મેલા બાળકને ઘી ચટાડવામાં આવે છે અથવા તો સ્તનપાન કરાવવામાં આવે છે. બાળકનો જન્મ થવાથી એમ કહેવાય છે કે, વત્સનો જન્મ થયો. કારણ કે તે બાળક તૃણાદિનું ભક્ષણ કરતો નથી. જે કાંઇ શ્વાસ લે છે તથા જે કાંઇ શ્વાસ નથી લેતું, તે સર્વ આ અન્નવિશે પ્રતિષ્ઠિત છે. કારણ જે કોઇ શ્વાસ લે છે તથા જે શ્વાસ નથી લેતું, તે સર્વ દૂધને આશ્રયી છે. એમ કહેવાય છે કે મનુષ્ય એક વર્ષ પર્યંત દૂધની આહુતિ આપે છે તો ફરી થનારાં મૃત્યુનું

ઉલ્લંઘન કરે છે, એમ જે કહ્યું છે તે યોગ્ય નથી. પણ જે દિવસે તે હોમ કરે છે તેજ દિવસે તે ફરીથી થનારા મૃત્યુનું ઉલ્લંઘન કરે છે. જે મનુષ્ય આ પ્રમાણે જાણે છે તે જે દિવસે આ રીતે હોમ કરે છે તે દિવસથીજ પુન. મૃત્યુનું અતિક્રમણ કરી શકશે. કારણ કે તે સર્વ ખાદ્ય અન્ન દેવોને અર્પણ કરે છે. આ ખાદ્ય અન્નનું જો કે સતત ભક્ષણ થયા કરે છે, છતાં તે નાશ કેમ નથી પામતું ? તેઓનો ક્ષય નહિ થવાના કારણરૂપ આત્મા છે. કારણ કે આત્મા આ અન્નની ઉત્પત્તિ, બુદ્ધિવડે તથા કર્મોવડે કરે છે. જો તે અન્નની ઉત્પત્તિ નહિ કરતો હોય તો ખરેખર આ અન્નનો નાશ થાત. તે અન્નનું ભક્ષણ સત્ય પ્રકારે કરે છે સત્યનો અર્થ અહીં મુખ્ય થાય છે. તેથી તે મુખ્ય પ્રકારે અન્નનું ભક્ષણ કરે છે. તે દેવતાની સમીપ જાય છે તથા બળવડે જીવે છે આ પ્રશંસાને અર્થે કહેવામાં આવ્યું છે. ( ૨ ).

ટીકા—અહીં અર્થો ઘણાજ ગૂઢ હોવાથી, તે સમજવા ઘણા અઘરા પડે, માટે તે અર્થ સ્પષ્ટ કરવાના પ્રયોજનથી આ બ્રાહ્મણ કહેવામાં આવ્યું છે. ' સાત પ્રકારના અન્નો જેની પિતાએ ઉત્પત્તિ કરી ' ઇત્યાદિ મંત્રમાં શું અર્થ કહેવામાં આવ્યો છે, તે પ્રસિદ્ધ અર્થના દર્શાવનારા **हि** શબ્દવડે કહ્યો છે. આ મંત્રનો અર્થ **हि** અર્થાત્ પ્રસિદ્ધ જ છે. 'સાત પ્રકારના લોકોની ઉત્પત્તિ કરી' ઇત્યાદિ વચનનું પુનરાવર્તન કરવાથી મંત્રની પ્રસિદ્ધતા દર્શાવી છે. આથી આ બ્રાહ્મણમાં મેધા તથા તપવડે પિતાએ ઉત્પત્તિ કરી ઇત્યાદિ નિશ્ચયપણે કહ્યું છે આ અર્થની પ્રસિદ્ધતા કેવી રીતે છે ? જાયા છે આદિ વિષે જેના તથા કર્મ છે અંત વિષે જેના એવા લોકોને ઉત્પન્ન કરનારા સાધનોનું પિતાપણું પ્રત્યક્ષ છે તથા **जाया मे स्यात्**-મારે પત્ની જોઇએ ઇત્યાદિ વચનમાં તે જણાવવામાં આવ્યું છે. કહ્યું છે કે દેવતાનું વિત્ત વિદ્યા છે, કર્મ અને પુત્ર કૃતભૂત ( સારા અથવા નરસા કર્મના પરિણામરૂપ ) લોકોની સૃષ્ટિનું સાધન છે તથા જે વક્ષ્યમાણ છે તે પ્રસિદ્ધ છે. માટે 'મેધાવડે' ઇત્યાદિ જે કાંઇ કહેવામાં આવ્યું છે તે યુક્ત છે. ફળના વિષયવાળી એષણા લોકવિષે પ્રસિદ્ધ છે. 'આટલી હદ સુધી કામના હોય છે,' એમ કહેવાથી જાયાદિના વિષયવાળી એષણા ખુલી રીતે દર્શાવી છે. પણ બ્રહ્મવિદ્યાના વિષયના સંબંધમાં એષણાનો અભાવ હોય છે. કારણ કે તે સમયે તો સર્વ એક ભાવને પામેલ હોય છે. અવિદ્યાથી ઉત્પન્ન થયેલી આ એષણાઓ લોકના કારણરૂપ છે, એમ દર્શાવવાવડે કહ્યું છે કે, લોકની ઉત્પત્તિ સ્વાભાવિક અશાસ્ત્રીય એવા તપ તથા મેધાવડે હોય છે. આમ અનુમાન કરવાનું કારણ એ છે કે, કર્મ તથા જ્ઞાન, જડપર્યંત સર્વ વસ્તુને, અનિષ્ટ ફળના કારણરૂપે છે. શાસ્ત્ર પ્રમાણે કાર્ય તથા કારણનો સંબંધ દર્શાવવા લોકોત્પત્તિને ગ્રહણ કરવામાં આવી છે. કારણ કે જગતના વૈરાગ્ય ભાવનું વર્ણન કરવાની બાબતનો સમાવેશ બ્રહ્મવિદ્યાના સ્થાપન કરવાની ઇચ્છામાં થઇ શકે છે. આ આખું જગત્ વ્યક્ત, અશુદ્ધ, અનિત્ય, કાર્ય કારણના સંઘાતરૂપ તથા અવિદ્યા અને દુઃખના વિષયરૂપ છે. માટે જે મનુષ્યને જગતવિષે વૈરાગ્ય થાય છે, તેને જ બ્રહ્મવિદ્યાનો આરંભ કરાવવામાં આવે છે.

ત્યાં અન્નોનો વિભાગ પાડવાથી તેની યોજના દર્શાવવામાં આવી છે. ' તેને એક અન્ન સામાન્યરૂપે સર્વને આપ્યું ' એમ મૂળમાં જે પદ છે, તેનું વિવેચન નીચે પ્રમાણે છે. સર્વને અર્થાત્ સર્વ ભોક્તાઓને સામાન્ય અન્ન એક છે. આ અન્ન તે કયું હશે ? તેને વિષે કહેવામાં આવ્યું છે કે, જે અન્ન

ખાવામા આવે છે, એટને કે, દરરોજ જેનો ઉપયોગ કરવામા આવે છે. સમગ્ર અન્નની ઉત્પત્તિ કર્યા પછી સર્વના ઉપયોગના વિષયરૂપે આ સામાન્ય અન્નની કલ્પના પિતાએ કરી.

જે કોઇ ઉપાસના કરે છે—જે કોઇ આને વિશે આસક્ત હોય છે ( કારણ ઉપાસનાનો અર્થ આસગ પણ થાય છે. જેમ સામાન્ય રીતે એમ કહેવામા આવે કે, તે ગુરુની ઉપાસના કરે છે, તે રાજાની ઉપાસના કરે છે ) તેની અર્થાત્ ઉપભુજ્યમાન સામાન્ય અન્નની જે ભૂતો ઉપાસના કરે છે, તે સર્વ ભૂતોનો મુખ્ય હેતુ શરીરના રક્ષણ માટે અન્નનો ઉપયોગ કરવો એ જ છે, પણ અદષ્ટ અર્થના કર્મરૂપ નથી. ભૂતમાત્રના રક્ષણના કારણરૂપ આ સામાન્ય અન્ન છે. તે મનુષ્ય પાપથી ફરતો નથી અર્થાત્ જે મનુષ્ય આવા પ્રકારના સ્વભાવવાળો છે, તે પાપમાથી નિવૃત્ત થતો નથી આ પ્રમાણે કૃષ્ણ યજુર્વેદના બ્રાહ્મણ મત્ર વિશે કહ્યુ છે કે, **मोघमन्नं विन्दते** અર્થાત્—તે મિથ્યારૂપ અન્નનો ઉપભોગ કરે છે.' સ્મૃતિમા પણ કહેવામા આવ્યુ છે કે '**नात्मार्थं पाचयेदन्नं** અર્થાત્—તેણે કેવળ પોતાના આત્માના પોષણ અર્થે અન્નને રાધવુ જોઇએ નહિ' **अप्रदाय वैभ्यो यो भुङ्क्ते स्तेन एव स** અર્થ—અતિથિને આપ્યા વિના જે અન્નનુ ભક્ષણ કરે છે તે ચોર છે.' '**अन्नादे भ्रूणहा मार्ष्टि**' અર્થ—ભ્રૂણહા અર્થાત્ જે મનુષ્યે બ્રાહ્મણનો વધ કર્યો હોય છે તે મનુષ્ય જો અન્નનુ દાન કરે છે તો પાપમાથી મુક્ત થાય છે.'

શાથી તે પાપમાથી નિવૃત્ત થતો નથી? કારણ કે આ અન્ન મિશ્રિત છે એટલે જે અન્નનો સર્વ પ્રાણી માત્ર ઉપભોગ કરે છે, તેને વિશે વિભાગનો અભાવ હોય છે. માટે જેમ એક પિતાએ પોતાના પુત્રોને માટે મૂકી રાખેલો ધનનો, એક પુત્ર જ્યા સુધી તે વહેચાયુ નથી ત્યા સુધી હકદાર નથી, તેમ આ અન્ન પણ વિભાગો પડયા વિનાનુ હોય છે. સર્વ ભૂત માત્રનો ઉપભોગ, એ આ અન્નનો વિષય છે. એક કોળીઓ પણ જે મુખવિશે મૂકવામા આવે છે, તે બીજાના મનને દુખ ઉત્પન્ન કરનારો હોય છે. ' મને આ અન્ન મળે તો સારૂ, ' આવી રીતની બીજાની આશા હોય છે, જે આશાનો નાશ એકના ભક્ષણ કરવાથી થાય છે. માટે એક કોળીઓ પણ બીજાને દુખ ઉત્પન્ન કર્યા વિના લેવો અર્થાત્ ભક્ષણ કરવો અશક્ય છે. સ્મૃતિમા કહ્યુ છે કે, '**दुष्कृतं हि मनुष्याणाम्** અર્થાત્—મનુષ્યે અન્નને આશ્રયી થઇ રહેવુ, એ એક મોટુ પાપ છે.

કેટલાક અર્થાત્ ભર્તુ પ્રપચવાળાઓ એમ કહે છે કે, વૈશ્વદેવાન્ન જે ગૃહસ્થાશ્રમી દરરોજ આપે છે, તે અન્નને વિશે આ કહેવામા આવ્યુ છે. પણ આ કહેવુ યોગ્ય નથી. કારણ કે વૈશ્વદેવાખ્ય અન્નનો ઉપભોગ સામાન્ય રીતે સર્વ ભૂત માત્રોને વાસ્તે હોતો નથી. તેમ જ **यदिदमद्यते** અર્થ—જે કાઇ ભક્ષણ કરવામાં આવે છે' આ વચનસાથે ઉપરવાળાઓનો મત બધ બેસતો આવતો નથી કારણ જે અન્નને વૈશ્વદેવરૂપ કહેવામા આવે છે, તે અન્નનો સમાવેશ સર્વ ભૂત માત્રોના ઉપભોગના વિષયરૂપ અન્નવિશે થઇ શકે છે. માટે કુતરાં તથા ચાડાલ આદિથી ખાવામા આવતા અન્નને પણ ગ્રહણ કરવુ યોગ્ય છે. કારણ વશ્વદેવો સિવાય કુતરા ચાડાળ આદિને પણ અન્નનુ ભક્ષણ કરવું પડે છે ' જેનુ ભક્ષણ કરવામા આવે છે ' આ વચનવડે સામાન્ય અન્ન લઇએ ત્યારે જ યોગ્ય કહેવાશે. કારણ અન્ન શબ્દવડે સામાન્ય અન્નનુ ગ્રહણ કરીએ તો પિતાએ અન્નની ઉત્પત્તિ તથા વિનિયોગ કર્યો

અન્નો હતાં, છતાં પ્રારંભમાં તો આનો ઉપયોગ જ લેવામાં આવે છે. ) માટે તેઓ અર્થાત્ ત્રણ વર્ણો કાંતો બાળક જન્મે છે ત્યારે તેના જાત કર્મ સંસ્કારમાં સુવર્ણ સાથે ઘી લગાડી તે ઘીનું પ્રાશન કરાવે છે.અથવા તો તેઓને સ્તનપાન કરાવે છે. મનુષ્યથી ભિન્ન પશુઓને માટે આ સ્વાભાવિક હોવાથી નાનાં પશુને મનુષ્ય તેની માતાની છાતીએ પ્રથમ લગાડે છે. તેઓ એમ કહે છે કે, વત્સનો જન્મ થયો છે. તે વત્સની ઉમર કેટલા વર્ષની છે ? ત્યારે તેના સંબંધમાં એમ કહેવાય છે કે, તે હજુ તૃણને ભક્ષણ કરી શકતું નથી. હજુ પણ તે પશુ તૃણ ખાતું નથી, એમ જો કોઇ કહે તો તેનો ભાવ એ નિકળે કે, તે હજુ દૂધ પીને જીવે છે. એમ કહેવાય છે કે, મનુષ્ય જન્મે છે ત્યારે તેના જાતકર્માદિ સંસ્કારપૂર્વે ઘીપર તેનો નિર્વાહ થયાને છે તથા મનુષ્યથી ભિન્ન અર્થાત્ બીજાઓ કેવળ દૂધપર જ પોતાનો નિર્વાહ ચલાવે છે. ધૃત કેવળ દૂધનો જ વિકાર હોવાથી ઘી તથા દૂધ વચ્ચે કોઇ પણ પ્રકારની વિશેષતા હોતી નથી. શા માટે પશુનું અન્ન જેને મંત્રમા ક્રમ પ્રમાણે સાતમું ગણવામાં આવ્યું છે તેને અહિં ક્રમે કરી ચોથા અન્ન તરીકે ગણવામાં આવ્યું હશે ? આમ કરવાનું કારણ એ કે, ધૃત આદિવડે કર્મની સિદ્ધિ થાય છે. કારણ અગ્નિહોત્રાદિ જે કોઇ કર્મ છે, તે સર્વ સાધનરૂપ દૂધને આશ્રયી છે. જે રીતે દર્શ અને પૂર્ણમાસની ક્રિયાનાં પૂર્વે કહેલાં બે અન્નો ત્રણ અન્નોના સાધનરૂપ છે. તેજ પ્રમાણે ચિત્તવડે સાધ્ય આ અન્ન ( દૂધ ) હવે પછી કહેવામાં આવતાં ત્રણ અન્નોના સાધન રૂપ છે. દૂધ કર્મનો એક ભાગ હોવાથી તે કર્મની સાથે સાદશ્યતા ભોગવે છે, એમ જણાવવામાં આવ્યું છે. જે પ્રમાણે આ દૂધ પણ સાધનરૂપ હોવાથી તેઓ વચ્ચે કોઇપણ રીતની વિશેષતા હોતી નથી. તેથી પૂર્વનાં એ અન્નોનો અર્થ દૂધની સાથે એકજ પ્રકારનો છે, માટે મંત્રમાં જે ક્રમ છે તે કરતાં તેના વિવેચન વિશે ક્રમમાં ફેરફાર હોય તો કોઇ-પણ પ્રકારે તેમાં અયોગ્યતા આવી શકશે નહિ. વિવેચન વિશે ક્રમમાં ફેરફાર કરવાનું કારણ એ કે, તેને જેમ બને તેમ સહેલું કરવા માટે છે. કારણ અન્નોને એક પછી એક લઇએ તો તેનું સારી રીતે વિવેચન થઇ શકે તથા સારી રીતે વિવેચન કરવાથી તે સમ્યક્ પ્રકારે સમજાઇ શકે.

"જે કોઇ પ્રાણ ચેષ્ટા કરે છે–શ્વાસ લે છે તથા જે શ્વાસ નથી લેતાં, તે સર્વ તેને વિશે આશ્રયી છે."-આમ કહેવાનો ભાવ શું હશે ? પ્રતિ ઉત્તરમાં કહ્યું છે કે, તેને વિશે અર્થાત્ પશુના અન્ન વિશે, સર્વ—અધ્યાત્મ, અધિભૂત તથા અધિદૈવ લક્ષણવાળું અખિલ જગત્ આશ્રયી છે. "જે કોઇશ્વાસ લે છે:" જે કોઇ પ્રાણ ચેષ્ટા કરે છે તથા જે કોઇ શ્વાસ નથી લેતું અર્થાત્ શૈલાદિ જે જડ વસ્તુઓ છે તે, આ અન્નાશ્રયી છે. મૂળમાં જે **હિ** શબ્દ વાપરવામાં આવ્યો છે તે પ્રસિદ્ધ અર્થનું સ્પષ્ટીકરણ કરવા માટે છે. દૂધ દ્રવ્ય સર્વની પ્રતિષ્ઠારૂપે કેવી રીતે છે ? તેને સર્વના કારણરૂપ માનવામાં આવ્યું છે, તેથી તે પ્રતિષ્ઠારૂપ છે. વળી અગ્નિહોત્રાદિ કર્મનું સમવાયી કારણ તથા આહુતિના વિપરિણાત્મકરૂપે દૂધ છે. આ દૂધપર અખિલ જગતનો આશ્રય છે, એ સંબંધમાં શ્રુતિ તથા સ્મૃતિ-વિશે સેંકડો વચનો મળી આવશે. પ્રસિદ્ધ હોવાથી **હિ** શબ્દવડે તેનું વિવેચન જે કરવામાં આવ્યું છે તે યોગ્ય છે. અન્ય બ્રાહ્મણ મંત્રોમાં કહ્યું છે કે, જે મનુષ્ય એક વર્ષપર્યંત દૂધવડે આહુતિ આપે છે, તે પુનઃમૃત્યુનું અતિક્રમણ કરી શકે છે. અહીં એક સંવત્સર કહે-

વાથી ત્રણસે ને સાઠ દિવસ લેવા તથા તેટલા દિવસોમાં આહુતિઓની સંખ્યાનું પરિમાણ સાતસે ને વીશનું લેવું. યજુર્વેદમાં કહ્યા પ્રમાણે યજમાનવડે સંગ્રહ કરવામાં આવતી ઇષ્ટિકાઓ તેમજ સંવત્સરના દિવસ અને રાત્રીઓ, સંવત્સર અગ્નિરૂપ પ્રજાપતિને પામે છે. આ રીતે એક સંવત્સરપર્યંત આહુતિને આપનારો મનુષ્ય ફરીથી થનારા મૃત્યુપર જય મેળવી શકે છે, મરણ પછી તે દેવતાઓરૂપે થાય છે તથા તે ફરી મૃત્યુને પામી શકતો નથી. બ્રાહ્મણ ભાગમાં આ જે કાંઇ કહેવામાં આવ્યું છે, તે તે પ્રમાણે જાણવું નહિ, પણ નીચે પ્રમાણે જાણવું. જે દિવસે મનુષ્ય આહુતિ આપે છે તેજ દિવસે તે પુનર્મૃત્યુનું અતિક્રમણ કરે છે, પણ તેને એક વર્ષપર્યંત આહુતિ આપવાની આવશ્યક્તા રહેતી નથી. જે મનુષ્ય આ પ્રમાણે જાણે છે કે, દુધના વિપરિણાત્મક સર્વ હોવાથી સર્વ તેને વિશે અધિષ્ઠિત છે, તે મનુષ્ય એક દિવસમાં લોકના પ્રજાપતિના સ્વરૂપને પ્રાપ્ત થાય છે. આ રીતે કહેવામાં આવ્યું છે કે, તે "પુનર્મૃત્યુનાપર જય મેળવે છે" અર્થાત્ મરણને લીધે શરીરથી છૂટો પડેલો તે ન્રુપિ સર્વાત્મભાવરૂપે થાય છે" એટલે પુનર્મરણને માટે પરિચ્છિન્ન શરીરને ફરી ગ્રહણ કરતો નથી. સર્વાત્મભાવને પ્રાપ્ત થનારો મૃત્યુનું અતિક્રમણ કરે છે, તેને વિશે કારણ શું છે ? આનાં ઉત્તરમાં કહ્યું છે કે, સવારની તથા સાંજની આહુતિઓના નાખવાવડે તે સર્વ ભક્ષણ કરવા યોગ્ય અન્ન દેવોને અર્પે છે માટે શ્રુતિ કહે છે કે, પોતાના આત્માને આહુતિમય કર્યા પછી, સર્વ દેવોના અન્નરૂપે થઇ, સર્વ દેવોની સાથે એક ભાવને પ્રાપ્ત થયા પછી, તેમ જ સર્વ દેવમય થયા પછી, તે મનુષ્યને પુનર્મૃત્યુ હોવું કો નહિ.

આ પ્રમાણે એક બ્રાહ્મણ

'ब्रह्मा वै स्वयंभूस्तपोऽतप्यत स वै तपस्यानन्त्यमस्ति हन्ताहं भूतेष्वात्मानं जुहवानि भूतानि चात्मनीति तत्सर्वेषु भूतेष्वात्मानं हुत्वा भूतानि चात्मनि सर्वेषां भूतानां श्रैष्ठ्यं स्वाराज्यमाधिपत्यं पर्यैदिति અર્થ -હિરણ્યગર્ભરૂપ સ્વયંભૂ બ્રહ્માએ તપશ્ચર્યા કર્યું. પછી તેમણે વિચાર કર્યો કે, ખરેખર તપની હદ હોય છે. અફસોસ ! સર્વ ભૂત માત્રોને વિશે મારે રહેવું જોઇએ તથા સર્વ ભૂત માત્રો મારે વિશે રહેવા જોઇએ. તેથી સર્વ ભૂતો વિશે પોતાના આત્માને મૂકી તથા પોતાના આત્મા વિશે સર્વ ભૂતને મૂકી, સર્વ ભૂત માત્રોવિશે પોતાની શ્રેષ્ઠતા હોવાથી તેણે સ્વારાજ્યરૂપ આધિપત્યને મેળવ્યું ' અગાઉ જે કે આ અન્નોનું સતત ભક્ષણ થયા કરે છે, છતાં તેનો ક્ષય કેમ થતો નથી ? સાત અન્નોની ઉત્પત્તિ કર્યા પછી તે અન્નને સાત જુદા જુદા ભોક્તાઓને જ્યારથી પિતાએ વહેંચી આપ્યું ત્યારથી તે ભોક્તાઓ તેનું ભક્ષણ કરે છે. આ અન્નો ભોક્તાના રક્ષણના કારણરૂપ હોવાથી તથા જે અન્ન કરવામાં આવ્યું છે તેનો સદા ક્ષય થતો હોવાથી તેઓનો નાશ થવોજ જોઇએ, પણ તે અન્નોનો નાશ થતો નથી. કારણ ખુલ્લું દેખાય છે કે, જગત્ સર્વદા ક્ષયરહિત જોવામાં આવે છે માટે આ ક્ષય થતો નથી. તે વિશે કાંઇ કારણ હોવું જોઇએ માટે ફરી પ્રશ્ન કરવામાં આવ્યો છે કે, શા કારણથી આ અન્નોનો ક્ષય થતો નથી ? આનાં ઉત્તરમાં કહ્યું છે કે તેઓનો ક્ષય થતો [illegible] આત્મા [illegible] જે રીતે [illegible] અન્ને [illegible] છતાં તથ [illegible] જય [illegible] પામ્ય [illegible] રૂપ [illegible] જે [illegible] પે [illegible] છે, [illegible] છતાં

મેધા તથા તપવડે ઉત્પત્તિ કરે છે. ત્યારબાદ એમ દર્શાવવામા આવ્યું છે કે, આત્મા જે અન્નોના ભોક્તારૂપ છે, તે કારણરૂપે પણ હોવાથી અન્નોનો ક્ષય થતો નથી. તેઓનો ક્ષય થતો નથી, તેમા બીજું કારણ શું છે? કહ્યુ છે કે, તે વારંવાર આ અન્નની ઉત્પત્તિ કરે છે અર્થાત્ આ સાત પ્રકારનું અન્ન જે *ભુજ્યમાન, કાર્ય કારણના લક્ષણવાળું તથા* ક્રિયાના ફળવાળું છે, તેને મેધાવડે, તે તે કાળ વિશે થનારા જ્ઞાનવડે તથા વાણી, મન અને શરીરના ચેષ્ટિતરૂપ કર્મવડે ઉત્પન્ન કરવામા આવ્યુ. જો તેણે સાત પ્રકારના અન્નોની ઉત્પત્તિ એક ક્ષણ સુધી પણ કર્મો તથા જ્ઞાનવડે ન કીધી હોત તો હમેશના ઉપભોગમાથી તેનો વિચ્છેદ થતે તથા તેનો ખરેખર ક્ષય પણ થતે. અન્નોના ભોક્તારૂપ આ આત્મા જ્ઞાન તથા કર્મ પ્રમાણે તે અન્નોની નિરંતર ઉત્પત્તિ કરે છે. માટે આત્માવિશે સતત કર્તૃત્વ હોવાથી આ અન્નોનો ક્ષય થતો નથી. માટે જો કે અન્નને ભક્ષણ કરવામા આવે છે, છતા તેનો ક્ષય થતો નથી. અખિલ લોક, સાધ્ય સાધનના લક્ષણવાળો, સમૂહરૂપ, અનેક પ્રાણીના કર્મ તથા વાસનાના વિસ્તારવાળો, ક્ષણિક, અશુદ્ધ, અસાર, નદીના શ્રોત વિશે વિદ્યુતના ચળકાટ સરખો, કેળના સ્તંભની માફક અસારરૂપ, ફીણના સરખો, માયાના સરખો, મૃગજળના સરખો તથા સ્વપ્નાદિના સરખો છે. અગર જો કે તે વિકારને પામનારો તથા અનિત્ય છે, છતા જાણે તે સારવાન્ હોયની શુ, તેમ જોવામા આવે છે. અખિલ લોકની વૈરાગ્યતાને અર્થે કહેવામા આવ્યું છે કે, તેણે આ અન્નની ઉત્પત્તિ મેધા તથા કર્મોવડે કરી છે. જો તેણે ઉત્પત્તિ નહિ કરી હોત તો ખરેખર તેનો ક્ષય થાત. કારણ કે જેને સસાર તરફ વિરાગ ઉત્પન્ન થયો છે, તેની વૈરાગ્યતા જ્યને પ્રાપ્ત કરાવે છે, તેથી જ ચતુર્થ અધ્યાયથી બ્રહ્મવિદ્યાનો આરંભ કરવામાં આવશે. "અન્નનો ક્ષય નથી થતો, તેના કારણને જે કોઇ જાણે છે", ઇત્યાદિ વચનવડે હવે પછી કહેવામા આવતા ત્રણ અન્નોનુ વર્ણન કરવામા આવ્યું છે. આ રીતે બ્રહ્મજ્ઞાનનો પ્રયાસ પ્રદર્શિત કરવામાં આવ્યો છે. અન્નોનો ક્ષય નથી થતો, તેમાં આત્મા જ કારણ છે. કારણ કે તે આ અન્નને મેધા, જ્ઞાન તથા કર્મોવડે ઉત્પન્ન કરે છે. જો આત્મા ઉત્પન્ન ન કરતો હોય તો તે ક્ષયને જ પામત. "તે અન્નનું સત્ય રીતે ભક્ષણ કરે છે" આનો અર્થ મૂળમા સમજાવવામા આવ્યો છે. સત્ય શબ્દનો અર્થ મુખ્ય એમ કરવામા આવ્યો છે. જે કોઇ મુખ્ય રીતે જાણે છે કે, અન્નના અક્ષયનું કારણ પિતા અર્થાત્ આત્મા છે, તે જો કે અન્નનું ભક્ષણ કરે છે, પણ તે અજ્ઞાનીની માફક અન્નપ્રતિ ગુણરૂપ થઇ, તેનું ભક્ષણ નથી કરતો. અન્નોના આત્મારૂપ થઇ તે વિદ્વાન્ તેનો ભોક્તા થાય છે. પણ તે બીજાના ભોગનો વિષય થતો નથી. તે દેવોની સમીપ જાય છે અર્થાત્ દેવતાવસ્થાને પામે છે. તે ઊર્જને—અમૃતને પામી જીવે છે. આ જે કાંઇ કહ્યું છે, તે સ્તુતિના સબંધમા છે, પણ બીજો કોઇ અર્થ નથી.

### મનાદિરૂપે અન્નનું નિરૂપણ.

**त्रीण्यात्मनेऽकुरुतेति मनो वाचं प्राणं तान्यात्मने कुरुतान्यत्रमना अभूवं नादर्शमन्यत्रमना अभूवं नाश्रौषमिति मनसा ह्येव पश्यति मनसा शृणोति काम सङ्कल्पो विचिकित्सा श्रद्धाऽश्रद्धा धृतिरधृतिर्ह्रीर्धीर्भीरित्येतत्सर्वं मन एव तस्मादपि पृष्ठत उपस्पृष्टो मनसा विजानाति यः कश्च शब्दो वागेव सैषा ह्यन्तमायत्तैषा हि न प्राणोऽपानो**

व्यान उदानः समानोऽन इत्येतत्सर्वं प्राण एवैतन्मयो वा अयमात्मा वाङ्मयो मनोमयः प्राणमयः ॥ ३ ॥

અન્વયાર્થ:-**त्रीणि आत्मने अकुरुत**=ત્રણ અન્ન પિતાએ પોતા માટે કર્યાં, **मनः वाचं प्राणं**=મન, વાણી તથા પ્રાણ, **तानि आत्मने अकुरुत**=તે ત્રણ અન્ન પોતા માટે કર્યાં, **अन्यत्र मना: अभूवम्**=હું અન્યત્ર મનવાળો હતો, **न अदर्शं**=જોયું નહિ, **अन्यत्र मना: अभूवं**=હું અન્યત્ર મનવાળો હતો તેથી, **न अश्रौषं**=તેથી સાંભળ્યું નહિ, **मनसा हि एव पश्यति मनसा शृणोति**=કારણ કે મનવડે જ જૂવે છે, મનવડે શ્રવણ કરે છે, **कामः संकल्पः विचिकित्सा श्रद्धा अश्रद्धा धृतिः अधृतिः ह्रीः धीः भीः**=અભિલાષા, વિષયનો નિશ્ચય, સંશયાત્મકજ્ઞાન, આસ્તિક્યબુદ્ધિ, આસ્તિક્યથી રહિતબુદ્ધિ, દૃઢતા, અદૃઢતા, લજ્જા, પ્રજ્ઞા, ભય, **एतत् सर्वं मनः एव**=આ સર્વ મનરૂપે જ, **तस्माद् अपि पृष्ठतः उपस्पृष्ट**=તેથી જ પાછળથી સ્પર્શ કરાય છે, **मनसा विजानाति**=મનવડે મેળવે છે, **यः कः शब्दः वाक् एव**=જે કાંઈ વર્ણવેલ વસ્તુનો પ્રકાશ થાય છે તે વાણીરૂપ, **सा एषा अंतं आयत्ता**=તે આ વાણી અંતને પહોંચેલી છે, **एषा हि न**=નિશ્ચયપૂર્વક આ વાણી પ્રકાશ્ય નથી, **प्राणः अपानः व्यानः उदानः समानः अनः**=પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન તથા સામાન્ય વાયુ, **एतत् सर्वं प्राण एव**=આ સર્વ પ્રાણરૂપે જ, **एतत् मयः**=આ રીતના વિકારવાળું, **अय आत्मा**=આ શરીર, **वाङ्मयः मनोमयः प्राणमय**=વાણીના વિકારરૂપે, મનના વિકારરૂપે તથા પ્રાણના વિકારરૂપે. ( ૩ )

શબ્દાર્થ.-ત્રણ અન્નો તેણે પોતાને અર્થે કર્યાં, એટલે મન, વાણી તથા પ્રાણ, આ ત્રણ તેણે પોતાને અર્થે કર્યાં. " મારૂં મન બીજે ઠેકાણે હતું, તેથી મેં જોયું નહિ, મારૂં મન અન્યત્ર હતું, તેથી મેં સાંભળ્યું નહિ." આ રીતે ખુલ્લું, છે કે, મનુષ્ય મનવડે જૂવે છે તથા મનવડે શ્રવણ કરે છે. કામ, સંકલ્પ, વિચિકિત્સા (અનિશ્ચિતપણું), શ્રદ્ધા, અશ્રદ્ધા, ધૃતિ, અધૃતિ, લજ્જા, બુદ્ધિ તથા ભય, આ સર્વ કેવળ મનરૂપ છે તેથી જે પાછળથી કોઇ તે મનુષ્યનો સ્પર્શ કરે છે તો તે મનવડે જાણે છે. જે કાંઇ શબ્દ છે તે સર્વ વાણીરૂપ છે. કારણ વાણી અંત સુધી પહોંચેલી છે. વળી વાણી પ્રત્યક્ષતાનો વિષય નથી. પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન તથા સામાન્ય રીતે શરીરમાં રહેનારો વાયુ જેને અન કહેવામાં આવે છે, તે સર્વ પ્રાણરૂપ છે. આ રીતે વિકારને પામેલો આત્મા, મનના વિકારરૂપ, વાણીના વિકારરૂપ તથા પ્રાણના વિકારરૂપ છે. ( ૩ )

ટીકા -ત્રણ પ્રકારના અન્નો, જેને વિશે પૂર્વે એમ કહેવામાં આવ્યું છે કે, તે પાંચ પ્રકારના કર્મના ફળરૂપ છે, તે કાર્યપણાને લીધે તથા વિસ્તીર્ણપણાના સ્વભાવથી બીજાં અન્નો કરતાં ઉત્કૃષ્ટ છે. આ અન્નોનું વ્યાખ્યાન " તેણે ત્રણ અન્નો પોતાને વાસ્તે કર્યાં " ઇત્યાદિથી લઇ બ્રાહ્મણ મંત્રની પરિસમાપ્તિ સુધી કરવામાં આવ્યું છે. તેમાં શું ભાવ રહેલો છે ? ઉત્તર એ છે કે, મન, વાણી તથા પ્રાણ આ ત્રણ પ્રકારના અન્નોની સૃષ્ટિના પ્રારંભમાં પિતાએ ઉત્પત્તિ કરી. આ ત્રણ અન્નોમાંથી મનના અસ્તિત્વ સ્વરૂપ સંબંધી શંકા રહે છે. આ શંકાના કારણને લીધે જ કહ્યું છે કે, શ્રોત્રાદિ બાહ્ય ઇન્દ્રિયોથી ભિન્ન રીતે મન રહે છે. આ તો સુપ્રસિદ્ધ છે કે, આત્માનો બાહ્ય ઇન્દ્રિયોના વિષયોની સાથે સંબંધ છે, છતાં મનુષ્ય હમેશાં સમીપ રહેનારા

વિષયને જાણી શકતો નથી એક મનુષ્યને પ્રશ્ન કરવામા આવે કે, તુ શુ આ રૂપને જૂવે છે? દષ્ટાંત તરીકે તે તેનો ઉત્તર આપે છે કે, મારૂં મન બીજે ઠેકાણે ભટકતુ હતુ. તેથી હું તે જોઇ શકતો નહિ તે જ પ્રમાણે કોઇને પૂછવામા આવે કે, તુ મારા શબ્દને સાંભળે છે કે? તે ઉત્તર આપે છે કે, મારૂં મન અન્યત્ર હતું, તેથી હુ શ્રવણ કરી શક્યો નહિ. આથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે, જેની અસમીપતાથી રૂપાદિના ગ્રહણમા સમર્થ ચક્ષુરાદિવડે, અગર જો ચક્ષુ શ્રોત્રાદિઓ પોતપોતાના વિષયસાથે સબંધયુક્ત હોય છે, છતા રૂપ શબ્દાદિનુ જ્ઞાન થતુ નથી તથા જેની સમીપતાથી આવા પ્રકારનુ જ્ઞાન થાય છે, તે વસ્તુ ભિન્ન છે તથા તે મન શબ્દથી ઓળખાય છે. આ ઇન્દ્રિય અંદરના ભાગ વિશે રહેનારી છે તથા તે બીજી ઇન્દ્રિયોના વિષયોની સાથે જોડાયલી છે. આમ હોવાથી પ્રતીત થાય છે કે, દરેક મનુષ્ય મનની સહાયતાથી જૂવે છે તથા મનની સહાયતાથી શ્રવણ કરે છે. જો જરા પણ મન વ્યગ્ર ભાવને પામે છે તો દર્શન શ્રવણાદિનો અભાવ થાય છે. મનનુ અસ્તિત્વ સિદ્ધ કર્યાં પછી તેના સ્વરૂપ વિશે નીચે પ્રમાણે કહેવામા આવે છે — કામ–સ્ત્રીઆદિ પદાર્થો સાથે જોડાવાની ઇચ્છા, સંકલ્પ અર્થાત્ શુક્લ નીલ આદિ ભેદવડે સમીપસ્થ વિષયનો નિશ્ચય કરવો તે, વિચિકિત્સા–સંશયવાળુ જ્ઞાન, શ્રદ્ધા–દેવતા વિશે તથા જેના ફળો દષ્ટ નથી એના કર્મો વિશે આસ્તિક્યપણાની બુદ્ધિ, અશ્રદ્ધા–શ્રદ્ધાથી વિપરીત જ્ઞાન, ધૃતિ–શરીરાદિના દુઃખ વિશે દઢતા, અધૃતિ–ધૃતિથી વિપરીત જ્ઞાન, હ્રી–લજ્જા, ધી–પ્રજ્ઞા, ભીતિ–ભય, ઇત્યાદિ સર્વ મનરૂપે છે અર્થાત્ અંતઃકરણમા રહેલા મનના સ્વરૂપો છે. મનના અસ્તિત્વના સંબંધમા અન્ય પણ એક કારણ પ્રદર્શિત કરવામા આવ્યુ છે. ચક્ષુથી અદષ્ટ કોઇ શરીરવડે પાછળથી સ્પર્શ થાય છે તો વિવેકવડે તેને માલમ પડે છે કે, હસ્તનો અથવા જાનુનો મને કોઇનો સ્પર્શ થયો છે તે પરથી માલમ પડે છે કે, મન એ નામનુ અંતઃકરણ અસ્તિત્વમા છે. જો વિવેકને કરનારૂ મન અસ્તિત્વમા ન હોય તો કેવળ ત્વચાથી જ વિવેકની પ્રાપ્તિ કેવી રીતે થાય? માટે વિવેકની પ્રતિપત્તિના કારણરૂપ મન રહેલુ છે. આ રીતે મનનું સ્વરૂપ દર્શાવવામા આવ્યુ.

હવે કર્મોના ફળરૂપે રહેનારા ત્રણ અન્નો અર્થાત્ મન, વાણી અને પ્રાણ, જેઓ અધ્યાત્મ, અધિભૂત તથા અધિદૈવરૂપે છે, તેનુ વર્ણન કરવામા આવશે મન, વાણી તથા પ્રાણ આ ત્રણમાથી અધ્યાત્મરૂપ એવા મનનુ વર્ણન થઇ રહ્યુ. હવે વાણીનુ વર્ણન કરવામા આવશે. પ્રાણીમાત્રવડે તાલુઆદિ ઇન્દ્રિયોની સહાયતાથી ઉચ્ચારિત કરાતો વર્ણાદિ લક્ષણવાળો કોઇ શબ્દ અથવા વાદિત્ર મેઘાદિવડે ઉત્પન્ન થતો દરેક શબ્દ, વાણીરૂપ છે આ રીતનુ વાણીનુ સ્વરૂપ છે. હવે તે તેના કાર્યને વિશે કહેવામા આવતા અવસાનરૂપ વા નિર્ણયરૂપ છે. આ વાણી પ્રકાશિકારૂપ છે માટે પ્રકાશ્ય થતી નથી. વાણીનુ કાર્ય તેજઆદિની માફક પ્રકાશ કરવાનુ છે કારણ કે દીપાદિની માફક જે વસ્તુ પ્રકાશે છે, તે બીજા કોઇ પ્રકાશવડે પ્રકાશ્ય થતી નથી. તે જ રીતે વાણી જે પ્રકાશે છે, તે પોતાની મેળે પ્રકાશ્ય થતી નથી આ રીતે શ્રુતિ અનવસ્થા દોષથી તેની નિવૃત્તિ કરે છે. વાણી પ્રકાશનો વિષય નથી તથા પ્રકાશ એ વાણીનુ કાર્ય છે, એવો અર્થ થાય છે. હવે પ્રાણને વિશે કહેવામા આવે છે—પ્રાણ મુખ તથા નાસિકાવડે થતુ અંતઃકરણનુ કાર્ય છે. આ પ્રાણશબ્દ, પ્રણયનપરથી થયો છે. અપાનવાયુ મૂત્ર મળને લઇ જતો હોવાથી તેનુ સ્થાન નીચેનું છે,

વ્યાયમાન એટલે સર્વને નિયમમાં રાખવાનું જે વાયુનું કર્મ હોય છે, તેને વ્યાન કહેવામા આવે છે તથા તેનું સ્થાન નાભિમાથી છે. આ વ્યાન પ્રાણ તથા અપાનની સંધિરૂપ છે તથા તે વીર્યવાળા કર્મના કારણરૂપ છે. ઉદાનવાયુ શરીરને મજબૂત કરે છે તથા તે ઉર્ધ્વ ગમનના કારણરૂપ છે. પગના તળિયાંથી મસ્તકપર્યંત વાયુને લઇ જવાનું કાર્ય ઉદાનનું છે. જે કાંઇ ભક્ષણ તથા પાન કરવામા આવે છે તેને બરોબર પહોંચતું પાડવુ, તે સમાનનું કાર્ય છે. તેનું સ્થાન ઉદર છે તથા તેનું કાર્ય અન્ન પચાવવાનુ છે. અન નામનો વાયુ સર્વ વિશેષ વૃત્તિઓની સામાન્ય વૃત્તિરૂપ છે તથા દેહની સામાન્ય ચેષ્ટા સાથે તે જોડાયલો છે. પ્રાણાદિનાં કહેવામા આવતાં આ સર્વ કાર્યો પ્રાણરૂપ છે. પ્રાણ વૃત્તિવાળો તથા અધ્યાત્મ હોવાથી તેને વિશે કહેવામા આવ્યું નથી. પણ તેની વૃત્તિઓના વિભાગો દર્શાવવાવડે તેનાં કર્મનું વિવેચન કરવામા આવ્યું છે. મન, વાણી તથા પ્રાણરૂપે કહેવામાં આવતો અન્નોનું અહીં અધ્યયનરૂપે વર્ણન કરવામાં આવ્યું છે. પ્રજાપતિના સંબંધરૂપ મન, વાણી તથા પ્રાણવડે આરંભાયલા આ વિકારો છે. કાર્ય તથા કારણનો સંઘાતરૂપ, જેને પિંડરૂપ કહેવામા આવે છે તથા અવિવેકીઓ જેને આત્મસ્વરૂપે કરી ઓળખે છે તે આત્મા કેવા સ્વરૂપવાળો છે ? આ કહેવામાં આવેલો પિંડ, મનોમય, વાઙ્મય તથા પ્રાણમય છે. પ્રાણનો નિશ્ચય કરવાને અર્થે આ કહેવામા આવ્યું છે.

**મન, વાણી તથા પ્રાણ ત્રણ લોકરૂપે.**

**त्रयो लोका एत एव वागेवायं लोको मनोऽन्तरिक्षलोकः प्राणोऽसौ लोकः ॥४॥ त्रयो वेदा एत एव वागेवर्ग्वेदो मनो यजुर्वेदः प्राणः सामवेदः ॥ ५ ॥ देवाः पितरो मनुष्या एत एव वागेव देवा** *मनः पितरः प्राणो मनुष्या* **॥ ६ ॥ पिता माता प्रजैत एव मन एव पिता वाङ्माता प्राणः प्रजा ॥ ७ ॥ विज्ञातं विजिज्ञास्यमविज्ञातमेत एव यत् किञ्च विज्ञातं वाचस्तद्रूपं वाग्घि विज्ञाता वागेनं तद्भूत्वाऽवति ॥ ८ ॥ यत्किञ्च** *विजिज्ञास्यं मनसस्तद्रूपं मनो हि वि-* **जिज्ञास्यं मन एनं तद्भूत्वाऽवति ॥९॥ यत्किञ्चाविज्ञातं प्राणस्य तद्रूपं प्राणो ह्यविज्ञातः प्राण एनं तद्भूत्वाऽवति ॥ १० ॥ तस्यै वाचः पृथिवी शरीरं ज्योतीरूपमयमग्निस्तद्यावत्येव वाक्तावती पृथिवी तावानयमग्निः ॥ ११ ॥**

અન્વયાર્થઃ—**त्रयः लोकाः एते एव**=આ વાણી, મન તથા પ્રાણ ત્રણ લોકરૂપે, **वाग् एव अयं लोकः**=વાણીજ આ લોક રૂપે, **मनः अंतरिक्षलोकः**=મન અંતરિક્ષ લોક રૂપે, **प्राणः असौ लोकः**=પ્રાણ આ અર્થાત્ સ્વર્ગલોકરૂપે. ( ૪ ) **त्रयः वेदाः एते एव**=આ જ ત્રણ વેદોરૂપે, **वाग् एव ऋग्वेदः मनः यजुर्वेदः प्राणः सामवेदः** વાણી જ ઋગ્વેદ રૂપે, મન યજુર્વેદરૂપે તથા પ્રાણ સામવેદ રૂપે. ( ૫ ) **देवाः पितरः मनुष्याः एते एव**=આ જ દેવો, પિતરો તથા મનુષ્યોરૂપે, **वाक् एव देवाः मनः पितरः प्राणः मनुष्याः**=વાણી જ દેવો રૂપે, મન પિતરોરૂપે તથા પ્રાણ મનુષ્યો રૂપે. ( ૬ ) **पिता माता प्रजा एते एव**= પિતા, માતા તથા પ્રજા આ ત્રણરૂપે જ, **मनः एव पिता वाक् माता प्राणः प्रजा**=મન જ પિતારૂપ, વાણી માતારૂપ તથા પ્રાણ પ્રજારૂપ. ( ૭ ) **विज्ञातं विजिज्ञास्यं अविज्ञातं एते एव**=વિજ્ઞાતરૂપે, વિજિજ્ઞાસ્યરૂપે તથા અવિજ્ઞાતરૂપે આ ત્રણજ, **यत् किंच विज्ञातं वाचः तत्**

रूपं=જે કાંઇ વિજ્ઞાત તે વાણી રૂપે, वाक् हि विज्ञाता=કારણ કે વાણી પ્રકાશરૂપે, वाक् एनं तत् भूत्वा अवति=વાણી આને તે રૂપે અર્થાત્ વાણી રૂપે થઇ રક્ષણ કરે છે. ( ૮ ) यत् किंच विजिज्ञास्यं=જે કાંઇ જાણવાની ઇચ્છા, मनस. तत् रूपं= મનના સ્વરૂપરૂપે, मनः हि विजिज्ञास्यं= મન જ વિજિજ્ઞાસ્યરૂપ, मनः एनं तत् भूत्वा अवति=મન આને પોતા સ્વરૂપે થઇ રક્ષણ કરે છે. ( ૯ ) यत् किंच अविज्ञातं=જે કાંઇ અવિજ્ઞાત, प्राणस्य तत् रूपं=પ્રાણના સ્વરૂપે, प्राणः हि अविज्ञात.= પ્રાણ જાણવામા આવતો નથી, प्राणः एनं तत् भूत्वा अवति=પ્રાણ એને પોતા રૂપે થઇ રક્ષણ કરે છે ( ૧૦ ) तस्य एव वाच. पृथिवी शरीरं=તે વાણીનું પૃથિવી શરીરરૂપે, ज्योतिरूप अयं अग्नि. આ પાર્થિવ અગ્નિ જ્યોતિરૂપે, तत्=તેમા, यावती=જેટલી, एव=જ, वाक्=વાણી, तावती=તેટલી, पृथिवी=પૃથ્વી, तावान्= તેટલો, अय=આ, अग्नि =અગ્નિ ( ૧૧ )

શબ્દાર્થ —તેઓ ત્રણ લોકરૂપ છે વાણી આ લોકરૂપ ( પૃથ્વીલોકરૂપ ) છે, મન અંતરિક્ષ લોકરૂપ છે તથા પ્રાણ ( સ્વર્ગ ) લોકરૂપ છે. ( ૪ )આ અન્નો પણ વેદોરૂપ છે, વાણી ઋગ્વેદરૂપ છે, મન યજુર્વેદરૂપ છે તથા પ્રાણ સામવેદરૂપ છે. (૫) આ અન્નો દેવો, પિતૃઓ તથા મનુષ્યોરૂપે છે —વાણી દેવતારૂપ છે, મન પિતરોરૂપ છે તથા પ્રાણ મનુષ્યોરૂપ છે. ( ૬ ) તેઓ પિતા, માતા તથા પ્રજારૂપ છે—મન પિતારૂપ છે, વાણી માતારૂપ છે તથા પ્રાણ પ્રજારૂપ છે. ( ૭ ) તેઓ વિજ્ઞાત, વિજિજ્ઞાસ્ય તથા અવિજ્ઞાતરૂપે છે —વિજ્ઞાત—જે કંઇ જાણવામા આવેલુ છે તે વાણીના સ્વરૂપરૂપે છે. કારણ વાકનુ સ્વરૂપ પ્રકાશ કરવાનુ છે. વાણીનું આ રીતનું સ્વરૂપ હોવાથી તે મનુષ્યનુ રક્ષણ કરે છે. ( ૮ ) જે કાંઇ જાણવાની ઇચ્છા થાય છે તે મનના સ્વરૂપરૂપે છે. કારણ મન જાણવાની ઇચ્છાવાળુ હોય છે, મન આવા સ્વરૂપવાળુ હોવાથી મનુષ્યનુ રક્ષણ કરે છે. ( ૯ ) જે કાંઇ જાણવામાં નથી આવતુ, તે પ્રાણના સ્વરૂપરૂપે છે. કારણ પ્રાણ જાણવામા આવતો નથી, પ્રાણ આવી રીતના સ્વરૂપવાળો હોવાથી મનુષ્યનુ રક્ષણ કરે છે. ( ૧૦ ) આ વાણીની પૃથ્વી શરીરરૂપે છે, તેનુ જ્યોતિર્મય સ્વરૂપ અગ્નિ છે. તેથી જેટલા વિસ્તારવાળી વાણી છે, તેટલા જ વિસ્તારવાળી પૃથિવી તથા અગ્નિ છે. (૧૧)

ટીકાઃ—પ્રજાપતિના આ અન્નોનો આધિભૌતિક વિસ્તાર હવે કહેવામા આવ્યો છે. તેઓ અર્થાત્ વાણી, મન અને પ્રાણ ત્રણ લોકરૂપ અર્થાત્ પૃથ્વી, અંતરિક્ષ તથા સ્વર્ગ લોકરૂપ છે. તે અન્નોની વિશેષતા આ છે કે, વાણી આ પૃથ્વીરૂપ છે, મન અંતરિક્ષ લોકરૂપ છે તથા પ્રાણ સ્વર્ગ લોકરૂપે છે. ( ૪ )

ટીકા —આ બધાનો ભાવ સ્પષ્ટ છે, માટે વિવેચન કરવામા આવ્યું નથી. ( ૭ )

ટીકા —આ અન્નો, જે જાણવામા આવે છે તે રૂપે, જે જાણવાની ઇચ્છા થાય છે તે રૂપે તેમ જ જે જાણવામા નથી આવેલુ તે રૂપે છે. તેની વિશેષતા આ છે કે, જે અન્ન જાણવામા આવેલુ છે તે વાણીના સ્વરૂપરૂપે છે તથા મૂળમા તેનુ કારણ દર્શાવવામા આવ્યું છે. વાગ્ જ્ઞાનરૂપ છે, કારણ તેનું સ્વરૂપ પ્રકાશ કરવાનો છે. જે બીજી વસ્તુને જ્ઞાત કરે છે, તે અજ્ઞાત કેવી રીતે થઇ શકે ? વાણીવડે પૃથ્વીપતિ મિત્રરૂપે જાણવામા આવે છે. આ બાબત આગળ ઉપર કહેવામા આવશે. વાણીના સ્વરૂપને જાણવાથી ફળ એ થાય છે કે, વાણી તેનુ રક્ષણ કરે છે, જે વાણીની કહેવામડી પૂર્ણતાને જાણે છે, તેને વિજ્ઞાતરૂપે કરી અન્ન ઉપભોગરૂપે બને છે. ( ૮ )

ટીકા:—જે કાંઇ અસ્પષ્ટ હોય તેને સ્પષ્ટ રીતે જાણવાની ઇચ્છા કરવી, તે મનના સ્વરૂપરૂપે છે. મનનો સંદેહવાળો સ્વભાવ હોવાથી તે જાણવાની ઇચ્છારૂપે છે. પૂર્વની માફક મનની વિભૂતિના જાણનારાને મનરૂપી ફળ મળે છે. વિજિજ્ઞાસ્યરૂપ મન તેનું રક્ષણ કરે છે અર્થાત્ વિજિજ્ઞાસ્ય (જાણવાની ઇચ્છાવાળા) સ્વરૂપવડે અન્નત્વને પામે છે. તે જ રીતે જે કાંઇ નહીં જણાયલું છે અર્થાત્ જે જ્ઞાનનો વિષય થયું નથી, તેમ જ સંદિગ્ધરૂપે પણ નથી, તે પ્રાણના સ્વરૂપરૂપે છે. પ્રાણનો નિશ્ચય નહિ સાભળવામા આવેલો હોવાથી પ્રાણ અવિજ્ઞાતરૂપે છે, એટલે તેના મૂળસ્વરૂપે જણાયલો હોતો નથી. વાણી, મન તથા પ્રાણની વિશેષતા, વિજ્ઞાત, વિજિજ્ઞાસ્ય તથા અવિજ્ઞાતના વિભાગવડે સિદ્ધ છે. માટે ત્રણ લોકાદિ જે કાંઈ કહેવામાં આવ્યું છે તે દૃષ્ટાંતરૂપે છે. 'જે જણાયલું છે તેનું સ્વરૂપ સર્વત્ર છે' ઇત્યાદિ દર્શાવનારા વચનવડે કેવળ નિયમનું સ્મરણ કરવામા આવ્યું છે. પ્રાણ આવા સ્વરૂપવાળો હોવાથી મનુષ્યનું રક્ષણ કરે છે, એટલે કે તેના અન્નરૂપે બને છે. આચાર્ય પિત્રાદિઓ જે પ્રમાણે સંદેહયુક્ત જોવામાં આવે છે તથા તેઓનો ઉપકાર શિષ્ય પુત્રાદિવડે વિજ્ઞાત નથી હોતો, તે જ પ્રમાણે મન અને પ્રાણ જે સંદેહયુક્ત છે તથા જે જ્ઞાત હોતાં નથી, તેને અન્નત્વના સ્વરૂપની પ્રાપ્તિ થાય છે. ( ૧૦ ).

ટીકા —મન, વાણી તથા પ્રાણનો આધિભૌતિક વિસ્તાર દર્શાવવામા આવ્યો છે. હવે અહિંથી તેઓનો આધિદૈવિક વિસ્તાર દર્શાવવામા આવે છે. આ વાણી જેને મૂળમા પ્રજાપતિના અન્નરૂપે વર્ણવવામા આવી છે, તે વાણીનું પૃથ્વી શરીર છે. અર્થાત્ વાણીનો બાહ્ય આધાર પૃથ્વી છે. વાણીનું જ્યોતિરૂપ અર્થાત્ પ્રકાશક-સ્પષ્ટ કરનારૂં સાધન પાર્થિવ અગ્નિ છે, જે પૃથ્વીના આધેયભૂતરૂપે છે અર્થાત્ જે પૃથ્વી ઉપર રહેલો છે. પ્રજાપતિની વાણી બે પ્રકારની છે. એક આધારરૂપે તથા બીજી આધેયરૂપે છે. આધાર-પૃથ્વી અપ્રકાશરૂપે છે તથા આધેય-અગ્નિ પ્રકાશરૂપે છે. આ પૃથ્વી તથા અગ્નિ પ્રજાપતિની વાણીરૂપ છે. તેથી વાક્ પોતાના વિભાગોમા અર્થાત્ અધ્યાત્મ અને અધિભૂતમા જેટલા વિસ્તારવાળી છે, તેટલા જ વિસ્તારવાળી પૃથ્વી છે. આ પૃથ્વી આધારરૂપે તથા કાર્યરૂપે છે. તેમ જ અગ્નિ પણ પૃથ્વીના જેટલા જ વિસ્તારને પહોચેલો છે તથા તે આધેયરૂપે તથા કારણરૂપે કરી રહ્યો છે. અગ્નિએ પોતાના જ્યોતિર્મય સ્વરૂપે કરી પૃથ્વી વિશે પ્રવેશ કરેલો છે. આ રીતનો સંબંધ પ્રાણાદિની સાથે પણ જાણી લેવો. ( ૧૧ )

### મનાદિનો આધ્યાત્મિક વિસ્તાર.

अथैतस्य मनसो द्यौः शरीरं ज्योतीरूपमसावादित्यस्तद्यावदेव मनस्तावती द्यौस्तावानसावादित्यस्तौ मिथुन ँ समैतां ततः प्राणोऽजायत स इन्द्रः स एषोऽसपत्नो द्वितीयो वै सपत्नो नास्य सपत्नो भवति य एवं वेद॥१२॥

अथैतस्य प्राणस्यापः शरीरं ज्योतिरूपमसौ चन्द्रस्तद्यावानेव प्राणस्तावत्य आपस्तावानसौ चन्द्रस्त एते सर्व एव समाः सर्वेऽनन्ताः स यो हैतानन्तवत उपास्तेऽन्तवन्त ँ स लोकं जयत्यथ यो हैताननन्तानुपास्तेऽनन्त ँ स लोकं जयति ॥ १३ ॥

स एष संवत्सरः प्रजापतिः षोडशकलस्तस्य रात्रय एव पञ्चदश कला ध्रुवैवास्य षोडशी कला स रात्रिभिरेवाऽऽच पूर्यतेऽप च क्षीयते सोऽमावास्या ँ रात्रिमेतया षोडश्या कलया

सर्व्वमिदं प्राणभृदनुप्रविश्य ततः प्रातर्जायते तस्मादेतां रात्रिं प्राणभृतः प्राणं न विच्छिन्द्यादपि कृकलासस्यैतस्या एव देवताया अपचित्यै ॥१४॥

यो वै स संवत्सरः प्रजापतिः षोडशकलोऽयमेव स योऽयमेवंवित्पुरुषस्तस्य वित्तमेव पञ्चदश कला आत्मैवास्य षोडशी कला स वित्तेनैवा च पूर्यतेऽप च क्षीयते तदेतन्नभ्यं यदयमात्मा प्रधिर्वित्तं तस्माद्यद्यपि सर्व्वज्यानिं जीयत आत्मना चेज्जीवति प्रधिनागादित्येवाहुः ॥ १५ ॥ अथ त्रयो वाव लोका मनुष्यलोकः पितृलोको देवलोक इति सोऽयं मनुष्यलोकः पुत्रेणैव जय्यो नान्येन कर्म्मणा कर्मणा पितृलोको विद्यया देवलोको देवलोको वै लोकानां श्रेष्ठस्तस्माद्विद्यां प्रशंसन्ति ॥ १६ ॥

અન્વયાર્થ –**अथ**=વળી, **एतस्य मनस** = આ મનનું, **द्यौ शरीर**=સ્વર્ગ શરીરરૂપે, **ज्योतीरूपं असौ आदित्य** =આ આદિત્ય જ્યોતિરૂપે, **तत् यावत् एव मनः**=તેમા જેટલા પરિમાણવાળું મન, **तावती द्यौ** = તેટલા પરિમાણવાળુ સ્વર્ગ, **तावान् असौ आदित्यः**=આ આદિત્ય તેટલા પરિમાણવાળો, **तौ**=તે બે અર્થાત્ વાણી અને મન, **मिथुनं समैतां**=એકપણાને પામ્યા, **ततः प्राणः अजायत**=તેમાથી પ્રાણ થયો, **सः इन्द्रः**=તે ઇન્દ્રરૂપે, **सः एषः असपत्नः**=તે આ પ્રાણ શત્રુથી રહિત, **द्वितीयः वै सपत्नः**=પોતાથી ભિન્ન શત્રુરૂપે, **न अस्य सपत्नः भवति यः एवं वेद**=જે આ રીતે જાણે છે તેને શત્રુ નથી (૧૨) **अथ**=વળી, **एतस्य प्राणस्य**=આ પ્રાણનું, **आप. शरीरं**=જળ શરીરરૂપે, **ज्योतिरूपं असौ चन्द्रः** આ ચંદ્ર જ્યોતિના વિકારરૂપ, **तत् यावान् एव प्राणः**=તેમા જેટલો પરિમાણવાળો પ્રાણ, **तावत्य. आपः** તેટલા પરિમાણવાળું જળ, **तावान् असौ चन्द्रः**=આ ચંદ્ર તેટલા પરિમાણવાળો, **ते एते**–તે આ વાક્ આદિ, **सर्वे एव समाः**=સઘળા તુલ્ય, **सर्वे अनंताः**=સઘળા અનંત રૂપે, **स. य.**= જે કોઇ, **ह**=પ્રસિદ્ધ, **एतान् अंतवन्तः उपास्ते**–આ અંતવતોને અર્થાત્ પ્રજાપતિના આત્મારૂપ, અધ્યાત્મ તથા અધિભૂતરૂપે ઉપાસે છે, **अंतवंतं सः लोकं जयति**=તે અંતવાળા ફળને મેળવે છે, **यः ह एतान् अनंतान् उपास्ते**=જે કોઇ આ વાગાદિને અનંતરૂપે ઉપાસે છે, **अनंतं सः लोकं जयति**=તે અનંતફળને મેળવે છે. (૧૩) **सः एषः संवत्सरः प्रजापति**=તે આ પ્રજાપતિ સંવત્સરરૂપે, **षोडशकलः**=સોળ કળાવાળો, **तस्य रात्रयः एव पंच दशकलाः**=તે પ્રજાપતિની રાત્રીઓ પંદર કળારૂપે, **ध्रुवा एव अस्य षोडशी कला**=આની સોળમી કળા અચલરૂપે, **स.**=તે ચન્દ્રાત્મા, **रात्रिभिः आपूर्यते अपक्षीयते**=રાત્રીઓવડે પૂરાય છે તથા ક્ષય પામે છે, **सः अमावास्यां रात्रीं**=તે પ્રજાપતિ અમાવાસ્યાની રાત્રીમા, **एतया षोडश्या कलया**=આ સોળ કળાવડે, **सर्वं इदं प्राणभृत्**=આ સર્વ પ્રાણ ધારણ કરનારને, **अनुप्रविश्य**=પ્રવેશ કરી, **ततः प्रात. जायते**=પછી અર્થાત્ બીજે દિવસે સવારમા બીજી કળાથી જોડાય છે, **तस्मात् एतां रात्रिं**=માટે આ અમાવાસ્યાની રાત્રીમા, **प्राणभृतः प्राणं**=પ્રાણ ધારણ કરનારના પ્રાણને, **न विच्छिन्द्यात्**=વિચ્છેદ કરવો નહિ, **अपि कृकलासस्य**=કાકીડાના (પ્રાણ છેદવા નહિ), **एतस्याः एव देवतायाः अपचित्यै**=આ ચન્દ્રાત્મા દેવની પૂજા અર્થે (કહ્યુ છે) (૧૪). **यः वै सः संवत्सरः प्रजापतिः षोडशकल**=જે તે પ્રસિદ્ધ સં-

વત્સરરૂપ સોળકળાવાળો પ્રજાપતિ, अयं यथः= આજ અર્થાત્ પ્રત્યક્ષ, सः यः=તે જે, अयं=આ પ્રત્યક્ષ, पर्यचित्=આમ જાણનાર, तस्य वित्तं एव पंचदशकलाः=તે પુરૂષનું વિત્ત જ પંદર કળારૂપે, आत्मा एव अस्य षोडशी कला=આનો દેહજ સોળમી કળારૂપ, सः वित्तेन आपूर्यते अपक्षीयते=તે વિત્તવડે વૃદ્ધિ પામે છે તથા ક્ષય પામે છે, तत् एतत्=તે આ, नभ्यं=નાભિરૂપે, अयं आत्मा=આ શરીર, प्रधिः वित्तं= નેમિ વિત્તરૂપે, तस्मात्=તેથી, यद्यपि सर्वज्यानिं=જો કે સર્વસ્વ જવાથી, जीयते=ક્ષયને પામે છે, आत्मना= નાભિસ્થાનરૂપ દેહવડે, जीवति=જીવે છે, प्रधिना=નેમીરૂપ જાયાદિ બાહ્ય પરિવારવડે, अगात्=ક્ષય પામેલ હોય, इति एव आहुः= આ રીતે જ કહેવાય છે. (૧૫) अथ त्रयः= વળી ત્રણ, वा વ=નિશ્ચય પૂર્વક, लोकाः= લોકો, मनुष्यलोकः पितृलोकः देवलोकः=મનુષ્યલોક, પિતૃલોક તથા દેવલોક, सः अयं मनुष्यलोकः पुत्रेण एव जय्यः તે આ મનુષ્યલોક પુત્રવડે જિતવા યોગ્ય, न अन्येन कर्मणा=બીજા કોઈ કર્મ વડે નહિ, कर्मणा पितृलोकः विद्यया देवलोकः=કર્મવડે પિતૃલોક તથા વિદ્યાવડે દેવલોક, देवलोकः वै देवानां श्रेष्ठः=દેવલોક દેવોમાં શ્રેષ્ઠરૂપે, तस्मात् विद्यां प्रशंसन्ति=તેથી આત્મજ્ઞાનની સ્તુતિ સર્વ કરે છે. (૧૬).

વાક્યાર્થ:—આ મનને સ્વર્ગ શરીરરૂપે છે તથા મનના જ્યોતિરૂપ આદિત્ય છે. તેથી જેટલા વિસ્તારને મન પહોંચે છે તેટલા જ વિસ્તારને સ્વર્ગ પહોંચે છે તથા આદિત્ય પણ તેટલા જ વિસ્તારને પહોંચે છે. તેઓ (વાણી અને મન) મિત્રરૂપે જોડાયાં, જેથી પ્રાણની ઉત્પત્તિ થઇ છે. તે ઇન્દ્રરૂપ છે તથા તે શત્રુથી રહિત છે. દ્વિતીય ભાવવાળો જ શત્રુરૂપે હોય છે. જે કોઇ આ પ્રમાણે અર્થાત્ એકરૂપે જાણે છે તેને કોઈ શત્રુરૂપે રહેતું નથી. (૧૨) વળી આ પ્રાણને જળ શરીરરૂપે છે તથા ચંદ્ર જ્યોતિરૂપે છે. તેથી પ્રાણ જેટલા વિસ્તારને પહોંચે છે તેટલા વિસ્તારને જળ પહોંચેલું હોય છે તથા તેટલા જ વિસ્તારને ચંદ્ર પહોંચેલો છે. તેઓ સર્વે સમરૂપે તેમ જ અનંતરૂપે છે. જે કોઇ અન્તરૂપે આ પ્રાણાદિની ઉપાસના કરે છે, તે અન્તવાન્ લોકને વિશે જયને મેળવે છે તથા જે કોઇ અનંત ભૂતોરૂપે આની ઉપાસના કરે છે, તે અનંત લોકનાપર જયને મેળવે છે. (૧૩) સંવત્સરરૂપ આ પ્રજાપતિ સોળ કળાઓવાળો છે. તેની રાત્રીઓ પંદર કળાઓરૂપ છે. તેની સોળમી કળા સતતરથાયી છે. તે રાત્રીવડે પૂર્ણતાને તથા ક્ષયને પામે છે. અમાવાસ્યાની રાત્રીમાં આ સોળમી કળાવડે સર્વ પ્રાણી માત્રોમાં અન્તરૂપે પ્રવેશ કરી, બીજી સવારના તે પુનર્જન્મને પામે છે. માટે આ રાત્રીમાં કોઇએ કોઇ પણ પ્રાણીનો વિચ્છેદ કરવો જોઇએ નહિ. કાકડાનો પણ વિચ્છેદ કરવો જોઇએ નહિ. આમ નિષેધ કરવામાં આવવાનું કારણ ચંદ્રની ઉપાસનાને અર્થે છે. (૧૪) સંવત્સરરૂપ પ્રજાપતિ, જે સોળ કળાથી યુક્ત છે, તે 'આ જ' છે. જે મનુષ્ય, તે 'આ જ' છે, આ રીતે જાણે છે તેનું વિત્ત પંદર કળાઓરૂપ છે તથા તેનો આત્મા સોળમી કળારૂપ છે. તે વિત્તવડે પૂર્ણ થાય છે, તેમ જ ક્ષયને પામે છે. આ પ્રસિદ્ધ છે કે, આત્મા ચક્રના નાભિરૂપ છે તથા વિત્ત નેમીરૂપ છે. તેથી અગર જો કે તે સર્વ પ્રકારના ક્ષયને સહન કરે છે, છતાં તે જીવે છે ત્યારે નાભિથી શલ્યરૂપે છે, એમ કહેવામાં આવે છે. (૧૫) વળી લોક ત્રણ પ્રકારના છેઃ— મનુષ્યલોક, પિતૃલોક તથા દેવલોક. પુત્રવડે મનુષ્ય લોકનો જય મેળવાય છે, પણ બીજા

કોઇ કર્મવડે નહિ તથા કર્મ કરવાથી પિતૃલોકને જિતાય છે અને આત્મજ્ઞાનવડે દેવલોકને જિતાય છે. સર્વ લોકમા દેવલોક શ્રેષ્ઠ છે, આમ હોવાથી આત્મવિદ્યાની સર્વ સ્તુતિ કરે છે. (૧૬)

ટીકા—મન જેને પ્રજાપતિના અન્નરૂપે કહેવામા આવ્યું છે, તેનું શરીર સ્વર્ગ—દિવ્ય સ્થાનરૂપ છે જે સ્વર્ગ આધાર તથા કાર્યરૂપ છે, તેનું જ્યોતિર્મય સ્વરૂપ આદિત્ય છે, જે આધેયરૂપ તથા કારણરૂપે છે. જેટલા પ્રમાણમા અધ્યાત્મ તથા અધિભૂત એવું મન છે, તેટલાજ વિસ્તાર તથા પરિમાણમાં સ્વર્ગ, મનરૂપ ઇન્દ્રિયના પ્રકાશને અર્થે આધારરૂપે રહેલુ છે તથા તેટલા જ વિસ્તારમા જ્યોતિરૂપ આદિત્ય, જે આધેયરૂપ છે તથા કારણરૂપે છે તે રહેલ છે તેઓ—અર્થાત્ અગ્નિ અને આદિત્ય—વાણી અને મન, આધિદૈવિકરૂપે માતાપિતાની માફક સ્નેહનેવિશે જોડાયલા છે. પિતારૂપી મન અર્થાત્ આદિત્યવડે ઉત્પન્ન થયેલું તથા માતારૂપ વાણી અર્થાત્ અગ્નિવડે પ્રકાશ પામેલા કર્મને હું કરીશ, એ રીતનો નિશ્ચય કરી પૃથ્વી તથા આકાશ બેઉના મધ્ય ભાગ વિશે મન તથા વાણી રહ્યા. આ મન તથા વાણીના જોડાવાથી ગતિને વરતે (કર્મને વાસ્તે) પ્રાણ ઉત્પન્ન થયો. જે પ્રાણ જન્મને પામ્યો, તે ઇન્દ્રરૂપે (પરમેશ્વરરૂપે) છે. તે પ્રાણ કેવળ પરમેશ્વરરૂપ છે, એટલું જ નહિ પણ તે શત્રુથી રહિત છે. અંહિં મૂળમા અસપત્નીકનો અર્થ એ થાય છે કે, શત્રુથી રહિત એવો પુરૂષ કોનો શત્રુ હોય છે ? વિરોધ કરવાના વિચારથી જે દ્વિતીયરૂપે આપણી પાસે આવે છે, તેને શત્રુ કહેવામા આવે છે. અગર જો વાણી તથા મન બેઉ સ્વરૂપે કરી જૂદા જૂદા છે, છતા તેઓ વિશે સપત્નીક ભાવ હોતો નથી. કારણ તેઓ બનેને પ્રાણની સાથે મિત્રતા હોય છે જેઓ મિથુનરૂપે જોડાયલા છે, તેઓ વચ્ચે શત્રુભાવ હોતો નથી. આ પ્રમાણેના જ્ઞાનથી ઉદ્ભવતું ફળ અધ્યાત્મજ્ઞાનથી થતા ફળના સરખું હોય છે. જે કોઇ આ જાણે છે—પ્રાણને ઉપર કહ્યા પ્રમાણે શત્રુથી રહિત જાણે છે અર્થાત્ જેને સત્ય જ્ઞાન પ્રાપ્ત થયું હોય છે, તેને કોઇ શત્રુ હોતો નથી અર્થાત્ તેને કોઇ પણ વિરોધી હોતો નથી. (૧૨)

ટીકા:—પ્રજાપતિના અન્નરૂપે જે પ્રાણ છે તેનું જળ એ શરીર છે. પણ પ્રજારૂપે જે પ્રાણ છે તેનું શરીર જળ નથી. અર્થાત્ આ શરીર કાર્યરૂપે એટલે કારણના આધારરૂપે છે તથા આ પ્રાણના જ્યોતિરૂપે ચંદ્રમા છે. અધ્યાત્મ તથા અધિભૂતરૂપે જેટલા ભાગોમા પ્રાણનો વિસ્તાર હોય છે, તેટલા જ વિસ્તારમા જળ હોય છે. ચદ્ર પણ તેટલા જ વિસ્તારવાળો છે. તે આધેયરૂપે તથા કારણરૂપે છે. તે જળને વિશે પ્રવેશ કરી અધ્યાત્મ તથા અધિભૂતની માફક વિસ્તારને પામે છે. પાચ પ્રકારના કર્મવડે પિતાએ ઉત્પન્ન કરેલા આ ત્રણ અન્નો, વાણી, મન તથા પ્રાણના નામોને ધારણ કરે છે. વિસ્તારની અંદર અધ્યાત્મ તથા અધિભૂતરૂપ આ સર્વ લોક આ ત્રણ પ્રકારના અન્નોથી વ્યાપ્ત છે. તે અન્નોથી રહિત કાર્ય તથા કારણરૂપે કોઇ પણ વસ્તુ હોતી નથી પણ આ સર્વે પ્રજાપતિરૂપે છે. તેઓ—વાણી, મન તથા પ્રાણ સમરૂપે છે, એટલે સઘળાનો વિસ્તાર એક સરખો છે તથા અધ્યાત્મ અને અધિભૂત સાથે સર્વ પ્રાણી માત્રના વિષયોની માફક સર્વ સ્થળે વ્યાપ્ત છે. આમ હોવાથી આ અન્નો અનંત છે. કારણકે તેઓ સર્વ શરીરવિશે વિદ્યમાન છે. કાર્ય તથા કારણથી રહિત શરીર જોવામા આવતું નથી. કારણ કે કહ્યું છે કે, શરીરો કાર્ય કારણાત્મક છે. જે કોઇ પ્રજાપતિરૂપે આ જૂતો જે અંતવાળા અર્થાત્

પરિચ્છિન્નરૂપે છે તેની, અધ્યાત્મ કે અધિભૂતરૂપે ઉપાસના કરે છે, તો તે પોતાની ઉપાસનાના પ્રમાણમાં અંતવાળા–પરિચ્છિન્ન લોકને પ્રાપ્ત થાય છે. અર્થાત્ તે આત્માભૂત થતો નથી. પણ જે કોઇ તેઓની અનંતરૂપે–અપરિચ્છિન્નરૂપે અર્થાત્ સર્વાત્મભાવરૂપે' ઉપાસના કરે છે, તે અનંત લોકનાપર જયને મેળવે છે. ( ૧૩ )

ટીકા–એમ કહેવામા આવ્યું છે કે, પાચ પ્રકારના કર્મવડે સાત પ્રકારના અન્નની પિતાએ ઉત્પત્તિ કર્યા પછી ત્રણ અન્નો તેણે પોતાને અર્થે ઉત્પન્ન કર્યાં. તેઓને પાચ પ્રકારનાં કર્મના ફળરૂપે કહેવામા આવે છે. પાચ પ્રકારના કર્મના ફળરૂપે કહેવાનું કારણ શું છે? વિત્ત તથા કર્મની આવશ્યકતા હોવાથી આ ત્રણ અન્નવિશે, પાંચ પ્રકારના કર્મ જોવામા આવે છે. આ ત્રણ પ્રકારના અન્નોમા પૃથ્વી તથા અગ્નિ માતારૂપ છે, સ્વર્ગ તથા આદિત્ય પિતારૂપ છે અને પ્રાણ જે તેઓની મધ્યમાં રહેલ છે તે પ્રજારૂપ છે. આથી વિત્ત તથા કર્મની ઉત્પત્તિ થવી જોઇએ. સંવત્સરરૂપ આ પ્રજાપતિ જેને મૂળમા ત્રણ અન્નરૂપે વર્ણવ્યો છે, તે સંવત્સરના સ્વરૂપવડે સોળ કળાવાળો છે. સોળ કળાવાળો પ્રજાપતિ સંવત્સરરૂપ અથવા કાળરૂપ છે. આ કાળરૂપ પ્રજાપતિની દિવસ તથા રાત્રીઓ–અર્થાત્ તિથિઓ પદર કળારૂપ છે. તેની એક સોળમી કળા સતત સ્થાયીરૂપે હોય છે; જે કળા પંદરને વિશે એક ઉમેરવાથી સોળ થાય છે. તે રાત્રીવડે અર્થાત્ તિથિઓ કે જેને કળા કહેવામાં આવે છે, તેથી પૂર્ણ થાય છે, તેમજ વૃદ્ધિને પામે છે. કારણકે શુક્લપક્ષમા પ્રતિપદાથી પ્રજાપતિરૂપ ચદ્રમા વૃદ્ધિને પામે છે તથા આ પ્રમાણે વધતો વધતો પૂર્ણિમાની રાત્રીએ તે સપૂર્ણ મડળવાળો થાય છે. તેમજ ...પક્ષ વિશે એક એક કળા ઓછી થતી હોય છે, જેથી અમાવાસ્યાને દિવસે શાશ્વત કળાને નામે ઓળખાતી આ સોળમી કળાને વિશે પ્રવેશ કરે છે. તે પ્રજાપતિ પોતાની સોળમી કળાવડે પ્રાણને ધારણ કરનાર સર્વ પ્રાણીમાત્ર, જેઓ જળનું પાન કરે છે તથા જેઓ વનસ્પતિઆદિનું ભક્ષણ કરે છે તેને વિશે પ્રવેશ ત કરે છે. તેમજ પોતાની સાદરયતા સર્વ વિશે વ્યાપીને રહે છે. તે અમાવાસ્યાની રાત્રિને વિશે રહી સવારમા પુનર્જન્મને ધારણ કરે છે અર્થાત્ તે દ્વિતીય કળાવડે યુક્ત થાય છે. આ રીતે પ્રજાપતિ પાચ પ્રકારના સ્વરૂપવાળો છે. સ્વર્ગ તથા સૂર્ય મન તથા પિતારૂપ છે, પૃથ્વી અને અગ્નિરૂપ વાણી, પત્ની તથા માતારૂપ છે તથા તેઓની પ્રજા પ્રાણરૂપે છે. ચંદ્રના દિવસો અર્થાત્ કળાઓ વિત્તરૂપે છે તથા તે કળાનું કર્મ તે જગતના વિકારરૂપ છે. આ રીતે સમગ્ર પ્રજાપતિ વાસનાને યોગ્ય પાંચ પ્રકારના કર્મના ફળરૂપે થાય છે. આ વાસનાઓ નીચે પ્રમાણે છે–મને પત્ની મળવી જોઇએ, મારે જન્મને પ્રાપ્ત થવું જોઇએ, મારે વિત્ત જોઇએ તથા મારે કર્મ કરવું જોઇએ. કારણકે સામાન્ય રીતે કહેવાય છે કે, જેવું કારણ હોય છે, તેને અનુસરતું કાર્ય હોય છે આ રાત્રિમા ચંદ્ર સર્વ પ્રાણીમાત્રને વિશે પ્રવેશ કરી પોતાની શાશ્વત કળાથી યુક્ત થઇને રહેલો હોય છે. માટે પ્રાણને ધારણ કરનારા કોઇપણ જીવનો તે રાત્રી વિશે નાશ કરવો નહિ જોઇએ. કાકીડાનો પણ નાશ કરવો નહિ જોઇએ. સ્વાભાવિક રીતે કાકીડો દુષ્ટ સ્વભાવનો હોવાથી તેનો નાશ કરવામા આવે છે. કારણ કે જો તેનુ દર્શન કરવામા આવે છે તો અપશુકન માનવામા આવે છે. સ્મૃતિમા પણ સર્વ પ્રાણીમાત્રપર નબુદ્ધિથી જોવાનો નિષેધ કરવામાં આવ્યો છે. જેમકે '**न हिंस्यात् सर्वा**

भूतान्यन्यत्र तीर्थेभ्यः અર્થ.—જેમ તીર્થને વિશે કોઇ પણ પ્રાણીની હિંસા કરવી નહિ, તેમ બીજે કોઇ પણ સ્થળે પ્રાણીની હિંસા કરવી નહિ.' આ રીતે હિંસાનો નિષેધ કરવામાં આવ્યો છે પણ અમાવાસ્યા કરતા બીજા કોઇ સમયને માટે નિષેધ કરવામા આવ્યો છે, એમ અર્થ થઇ શકતો નથી. તેમજ કાકીડાની હિંસા કરવા અર્થે આ વચન નથી. ત્યારે આ નિષેધનો શુ અર્થ થાય છે? આ રીતનો અર્થ સોમ અર્થાત્ ચંદ્ર ભગવાનની ઉપાસના અર્થેજ, કેવળ દર્શાવવામા આવ્યો છે. (૧૪)

ટીકા.—સંવત્સરરૂપ પ્રજાપતિ જે સોળ કળાવડે યુક્ત છે, તે પરોક્ષના નામને ધારણ કરવા છતા તેને કેવળ પરોક્ષરૂપે માનવો જોઇએ નહિ. કારણકે તે 'આ જ' છે, એમ પ્રત્યક્ષરૂપે જોવામા આવે છે. 'આ' તે કોણ છે? જે મનુષ્ય આ પ્રમાણે જાણે છે અર્થાત્ જે એમ જાણે છે કે, ત્રણ અન્નાત્મક પ્રજાપતિ આત્મારૂપે છે, તેનો આત્મા સોળમી કળારૂપે છે. કોની સાથની સામાન્યતાને લીધે તે પ્રજાપતિ કહેવાય છે? આના ઉત્તરમા કહ્યુ છે કે, તેનુ વિત્ત અર્થાત્ જે આ રીતે જાણે છે તેનુ ગાય આદિરૂપે રહેલુ વિત્ત પદર કળારૂપ છે. આની કૃત્સ્નતાને અર્થે વિદ્વાનનો પિંડરૂપ આત્મા સોળમી કળારૂપ છે, જે હમેશની સ્થિતિરૂપ છે તે ચદ્રની માફક વિત્તવડે સપૂર્ણ તથા ક્ષયને પામે છે આ લોકને વિશે પ્રસિદ્ધ છે કે, પિંડરૂપ આત્મા ચક્રની નાભિરૂપ છે તથા વિત્ત ચક્રના નેમીરૂપ છે, અર્થાત્ ચક્રના બહારના ભાગ વિશે રહેના અરા તથા નેમીરૂપ તેનો પરિવાર છે.

માટે જો કે તે સર્વ પ્રકારના ક્ષયને સહન કરે છે–વિત્ત નાશના દુ ખને સહે છે, છતા રથના નાભિરૂપ રહેલ આત્માથી જો તે યુક્ત હોય છે, એટલે બાહ્ય વિત્તરૂપ પરિવારથી રહિત, જેમ ચક્ર નેમિ તથા અરાથી રહિત હોય છે તેમ હોય છે, છતા તે નેમી તથા અર રૂપ વિત્તથી પાછો પૂર્ણ બને છે. આ પ્રમાણેનો આમા ભાવ રહેલો છે (૧૫)

ટીકા.—દેવતાના વિત્તરૂપી વિદ્યા યુક્ત પાચ પ્રકારના કર્મથી પ્રજાપતિ જ ત્રણ પ્રકારના અન્નરૂપ કહેવાય છે. તે વિશે વ્યાખ્યાન કરવામા આવ્યુ હવે જાયાદિ વિત્ત પરિવારરૂપે કેવી રીતે છે, તે દર્શાવવામા આવે છે. ચતુર્થ બ્રાહ્મણમા સામાન્ય રીતે જણાવવામા આવ્યુ છે કે, પુત્ર, કર્મ તથા તે સબધી વિદ્યા, પ્રાપ્તિના સાધનરૂપ છે, પણ પુત્રાદિનો લોક પ્રાપ્તિના ફળપતિ વિશે સબધનો નિયમ દર્શાવવામા આવ્યો નથી ફળોની સાથે તેઓના સાધનરૂપ પુત્રાદિનો વિશે સબધ સમજાવવા માટે આ પાચમા બ્રાહ્મણનો પ્રારભ કરવામા આવ્યો છે મૂળમા જે अथ શબ્દ વાપરવામા આવ્યો છે તે त्रयो ઇત્યાદિ વાક્યને દાખલ કરવા માટે છે તથા 'वाव– ખરેખર' આ શબ્દ નિશ્ચયના અર્થમા મૂક્યો છે. ત્રણ જ લોક કેવળ શાસ્ત્રથી સાધનને યોગ્ય કહેવામા આવ્યા છે, પણ તેથી કોઇ વધારે નહિ, તેમજ ઓછા પણ નહિ. આ ત્રણ લોક તે કયા છે? મનુષ્યલોક, દેવલોક તથા પિતૃલોક. આ ત્રણ લોકમાંથી મનુષ્ય લોક પુત્રરૂપી સાધનવડે જિતવા યોગ્ય છે અર્થાત્ પુત્રના ફળરૂપ કેવી રીતે છે, તે આગળ ઉપર દર્શાવવામા આવશે. આ મનુષ્ય લોક કોઇ અન્ય કર્મ અથવા વિદ્યાવડે જિતવા યોગ્ય નથી. તેમ પિતૃલોક અગ્નિહોત્રાદિવાળા કર્મવડે જિતવા યોગ્ય છે, પણ પુત્ર કે વિદ્યાવડે નહિ દેવલોક કેવળ વિદ્યાથીજ જિતવા યોગ્ય છે, પણ પુત્ર કે કર્મવડે નહિ. આ ત્રણ લોકમાથી દેવલોક શ્રેષ્ઠ કહેવામા આવે છે. વિદ્યા દેવલોકના સાધનરૂપ હોવાથી તેની પ્રશંસા કરવામા આવી છે. (૧૬)

પિતાનો પુત્ર પ્રત્યે ધર્મ.

अथातः सम्प्रत्तिर्यदा प्रैष्यन्मन्यतेऽथ पुत्रमाह त्वं ब्रह्म त्वं यज्ञस्त्वं लोक इति स पुत्रः प्रत्याहाऽहं ब्रह्माऽहं यज्ञोऽहं लोक इति यद्वै किञ्चानूक्तं तस्य सर्वस्य ब्रह्मेत्येकता ये वै के च यज्ञास्तेषाᳬ सर्वेषां यज्ञ इत्येकता ये वै के च लोकास्तेषाᳬ सर्वेषां लोक इत्येकतैतावद्वा इदᳬ सर्वमेतन्मा सर्वᳬ सन्नयमितोऽभुनजदिति तस्मात् पुत्रमनुशिष्टं लोक्यमाहुस्तस्मादेनमनुशासति स यदैवंविदस्माल्लोकात्प्रैत्यथैभिरेव प्राणैः सह पुत्रमाविशति स यद्यनेन किञ्चिदक्ष्णयाऽकृतं भवति तस्मादेनᳬ सर्वस्मात्पुत्रो मुञ्चति तस्मात्पुत्रो नाम स पुत्रेणैवास्मिँल्लोके प्रतितिष्ठत्यथैनमेते दैवाः प्राणा अमृता आविशन्ति ॥१७॥ पृथिव्यै चैनमग्नेश्च दैवी वागाविशति सा वै दैवी वाग्यया यद्यदेव वदति तत्तद्भवति ॥ १८ ॥ दिवश्चैनमादित्याच्च दैवं मन आविशति तद्वै दैवं मनो येनानन्द्येव भवत्यथो न शोचति ॥ १९ ॥ अद्भ्यश्चैनं चन्द्रमसश्च दैवः प्राण आविशति स वै दैवः प्राणो यः सञ्चरᳬश्चासंचरᳬश्च न व्य-

કહે છે, त्वं ब्रह्म=તું બ્રહ્મરૂપે, त्वं यज्ञः=તું યજ્ઞરૂપે, त्वं लोकः=તું લોકરૂપે, सः पुत्रः प्रतिआह=તે પુત્ર પ્રત્યુત્તર આપે છે, अहं ब्रह्म अहं यज्ञः अहं लोकः=હું બ્રહ્મરૂપે, હું યજ્ઞરૂપે તથા હું લોકરૂપે, यत् किंच उक्तं च अनूक्तं=જે પ્રસિદ્ધ કાંઇ પણ અધ્યયન કરાવ્યું તથા નહિ કરાવેલ, तस्य सर्वस्य ब्रह्म इति एकता=તે સર્વની બ્રહ્મ એવા પદમાં એકતા, ये वै के च यज्ञाः=જે કાંઇ યજ્ઞો થયા હોય તથા ન થયા હોય, तेषां सर्वेषां यज्ञः इति एकता=તે સર્વની યજ્ઞપદમાં એકતા, ये वै के च लोकाः जेतव्याः=જે કાંઇ લોક મેં જિત્યા હોય તથા ન જિત્યા હોય, तेषां सर्वेषां लोकानां लोकः इति एकता=તે સર્વની લોક એવા પદમાં એકતા, एतावत् वा इदं सर्वं=આટલા પરિમાણવાળું આ સર્વ કર્તવ્ય છે, एतत्= આ, मां=મને, सर्वं सत्=સર્વ અધીન હોવાથી, अयं=આ પુત્ર, इतः=આ બંધરૂપ લોકથી, अभुनजत्=રક્ષણ કરશે, तस्मात् पुत्रं अनुशिष्ट તેથી અનુશાસન પામેલ પુત્રને, लोक्य=પિતૃલોકનું હિત કરનારરૂપે, आहु=કહે છે, तस्मात् एनं अनुशासति તેથી આ પુત્રને ઉપદેશ કરે છે, सः यदा एवं वित् अस्मात् लोकात् प्रैति=તે આ પ્રમાણે

રહે છે, अथ=ત્યાર પછી અર્થાત્ પુત્ર ન હોય ત્યારે, एनं=આ પિતાને વિશે, एते दैवाः प्राणाः=આ વાક્ આદિ પ્રાણો, अमृताः=મરણ ધર્મથી રહિત, आविशन्ति= પ્રવેશ કરે છે. (૧૭) पृथिव्यै=પૃથ્વીમાંથી च=તથા, एनं=આ પિતાને વિશે, अग्नेः= અગ્નિમાંથી નીકળેલી, दैवी वाक्=પવિત્રવાણી, आविशति=પ્રવેશ કરે છે, सा वै दैवी वाक्=તે દૈવી વાણી, यया=જે વાણીવડે થાય છે, यत् यत् एव वदति=જે જે બોલે છે, तत् तत् भवति=તે તે થાય છે. (૧૮) दिवः=સ્વર્ગમાથી, एनं=આ પિતાને, आदित्यात्=આદિત્યમાથી નીકળતું, दैवं मनः आविशति=દિવ્ય મન પ્રવેશ કરે છે, तत् वै दैवं मनः=તે દિવ્ય મન, येन= જે મન વડે, आनंदी एव भवति=આનંદી થાય છે, अथः न शोचति=ત્યાર પછી શોક પામતું નથી. (૧૯) अद्भ्यः=જળમાથી, एनं=આ પિતાને, चंद्रमसः=ચંદ્રમાથી નીકળતો, दैवः प्राणः आविशति=દિવ્ય પ્રાણ પ્રવેશ કરે છે, सः वै दैवः प्राणः=તે દિવ્ય પ્રાણ, यः संचरन्असंचरन् न व्यथते= જે જગલમા પ્રવેશતો છતો તેમજ સ્થાવરમાં નહિ પ્રવેશ કરતો છતો ભય પામતો નથી, अथः न रिष्यति=તેમજ નાશ પામતો નથી, सः एवंवित् सर्वेषां भूतानां आत्मा भवति=આ પ્રમાણે જાણનાર તે સવ પ્રાણીઓના આત્મારૂપ થાય છે, यथा एषा देवता=જે રીતે આ હિરણ્યગર્ભ દેવ, एवं सः=તે રીતે તે (થાય છે), यथा एतां देवतां सर्वाणि भूतानि अवन्ति=જે રીતે આ હિરણ્યગર્ભ દેવની સર્વ પ્રાણીઓ રક્ષણ કરે છે, एवं ह=તેજ પ્રમાણે, एवं विदं सर्वाणि भूतानि अवन्ति=આ રીતે જાણનારને સર્વ ભૂતો રક્ષણ કરે છે, यद् उ किंच=જે કાંઇ, इमाः प्रजाः शोचन्ति=આ પ્રજા શોક કરે છે, अथैव आसां तत् भवति=તે દુઃખ આ પ્રજાની સાથે રહે છે, पुण्यं एव अमुं गच्छति=પુણ્ય તેની સમીપ જાય છે, न ह वै देवान् पापं गच्छति= દેવો પાસે પાપ જતું નથી. (૨૦)

શબ્દાર્થઃ–આથી નીચે પ્રમાણે સોંપણ કરવામાં આવે છેઃ–જ્યારે પિતા માને છે કે, હું મરી જવાનો છું ત્યારે તે પોતાના પુત્રને કહે છે કે, તું બ્રહ્મરૂપ છે, તું યજ્ઞરૂપ છે તથા તું લોકરૂપ છે. તે સમયે પુત્ર સામો પ્રતિઉત્તર આપે છે કે, હું બ્રહ્મરૂપ છું, હું યજ્ઞરૂપ છું તથા હું લોકરૂપ છું. જેનું અધ્યયન કરવમા આવે છે તે સર્વ બ્રહ્મૈક્યતારૂપ છે, જે કાંઇ યજ્ઞો કરવામાં આવે છે તે સર્વ એક યજ્ઞરૂપ છે, જિતવામાં આવનારા જે કાંઇ લોકો છે તે સર્વ એક લોકરૂપ છે. આ સર્વરૂપ બ્રહ્મનો વિસ્તાર સર્વ વસ્તુને વિશે રહેલો છે. આ સર્વરૂપ સમૂહ આ લોકમાથી મારું રક્ષણ કરે છે. માટે ઉપદેશને પામેલા પુત્રને લોક કરી કહેવામાં આવે છે. તેથી જ તેઓ તેને ઉપદેશ કરે છે. આ રીતના જ્ઞાનવાળો જ્યારે આ લોકનો ત્યાગ કરે છે ત્યારે તે આ પ્રાણોની સાથે પુત્રને વિશે પ્રવેશ કરે છે. જો તેનાથી કોઇ પણ કાર્ય મોહને લીધે કર્યા વિનાનું રહી જાય છે, તો પુત્ર તેનો આ સર્વમાથી છૂટકો કરે છે. આથી તેનું પુત્ર એવું નામ આપવામાં આવ્યું છે. તે પુત્રને લીધે આ લોકને વિશે રહે છે. ત્યાર પછી આ પવિત્ર અને અમૃતરૂપ પ્રાણો તેને વિશે પ્રવેશ કરે છે. (૧૭)

શબ્દાર્થઃ–પૃથિવી તથા અગ્નિમાંથી નિકળેલી પવિત્ર વાણી તેને વિશે પ્રવેશ કરે છે. આ વાક્ દૈવી છે, જેથી કરી જે જે તે કહે છે તે તે પ્રમાણે બને છે. (૧૮)

શબ્દાર્થઃ–આકાશ તથા સૂર્યમાંથી નિકળતું દૈવી મન તેને વિશે પ્રવેશ કરે છે.

ખરેખર દૈવી મન હોય છે, જેથી તે આનંદી રહે છે. આથી તે શોકને પ્રાપ્ત થતો નથી. (૧૯).

શબ્દાર્થ:–જળ અને ચંદ્રમાંથી નિકળતો પવિત્ર પ્રાણ તેને વિશે પ્રવેશ કરે છે. તે પ્રાણ ખરેખર દૈવરૂપ છે. તે ગમન કરતો હોય, વા નહિ ગમન કરતો હોય, પણ ભયને પ્રાપ્ત થતો નથી, તેમજ તે નાશને પામતો નથી. જે મનુષ્ય આ પ્રમાણે જાણે છે તે સર્વ ભૂતોના આત્મારૂપ થાય છે. તે દેવના સરખો થાય છે. જે રીતે સર્વ ભૂતમાત્રો દેવતાનું રક્ષણ કરે છે, તે જ પ્રમાણે સર્વ ભૂતો, જે મનુષ્ય આ પ્રમાણે જાણે છે તેનું રક્ષણ કરે છે. પોતાની પ્રજાઓ જે કાંઇ શોક સહન કરે છે તે કેવળ તેમની સાથે જોડાયલો જ રહે છે. પણ જે કાંઇ પવિત્ર હોય છે તે જ તેની સમીપ જાય છે. કારણ પાપ દેવતાની સમીપ જઇ શકતું નથી. (૨૦)

ટીકા:–આ રીતે પણ સાધનો અર્થાત્ પુત્ર, કર્મ અને જ્ઞાનનો ઉપયોગ સાધ્ય એવા ત્રણ લોકરૂપ ફળના ભેદવડે કરવામાં આવે છે. પુત્ર અને કર્મને અર્થે જાયા આવશ્યકીય હોવાથી તે પૃથક્ સાધનરૂપ નથી. તેથી પૃથક્-રૂપે તેને ગણવામાં આવી નથી. તે જ પ્રમાણે કર્મના સાધનરૂપ વિત્ત પૃથક્ કારણરૂપ નથી. આ તો ખુલ્લું છે કે, જ્ઞાન તથા કર્મ, સ્વાત્મની પ્રાપ્તિવડે લોકના જયના હેતુરૂપ છે. પણ પુત્ર ક્રિયાત્મરૂપ નહિ હોવાથી તે લોકના જયનાં સાધનરૂપ કેવી રીતે છે, તે સ્પષ્ટ કહ્યું નથી. માટે अथातः ઇત્યાદિ શબ્દવડે તેનો આરંભ કરવામાં આવે છે. 'संप्रत्ति' અર્થાત્ સોંપણું શબ્દ જે વાપરવામાં આવ્યો છે, તે કહેવામાં આવનારો કર્મના નામરૂપે છે. કારણ પિતા, કહેવામાં આવનારી રીત પ્રમાણે, જે જે ધર્મો બન્ધનવાળા છે તેની સપૂરત પોતાના પુત્રને કરે છે. આથી આ કર્મનું संप्रत्ति-અર્પણ, એવું નામ આપવામાં આવ્યું છે. ક્યે સમયે આ કરવા યોગ્ય છે? જ્યારે પિતા અરિષ્ટનાં દર્શનવડે એમ ધારે છે કે, હું મરવાનો છું ત્યારે તે પોતાના પુત્રને કહે છે કે, તું બ્રહ્મરૂપ છે, તું યજ્ઞરૂપ છે તથા તું જગત્‌રૂપ છે. જ્યારે પુત્રને આ પ્રમાણે કહેવામાં આવે છે ત્યારે પુત્ર ઉત્તર આપી સ્વીકાર કરી લે છે. અર્થાત્ પૂર્વથી અનુશિષ્ટ થયેલો પુત્ર એમ જાણે છે કે, મારે આ વસ્તુ કર્તવ્ય છે. આ પ્રમાણે તે નીચલાં વાક્યોનો ઉચ્ચાર કરે છે:–હું બ્રહ્મરૂપ છું, હું યજ્ઞરૂપ છું, હું જગત્‌રૂપ છું. આ પણ અર્થ ગૂઢ છે, એમ માની શ્રુતિ તેનું વિવરણ કરે છે:–જે કાંઇ અધીત છે તે સર્વ, તેમ જ જે કાંઇ વાંચેલું છે તેથી અવશેષ રહેલું અર્થાત્ વાંચેલું તેમ જ નહીં વાંચેલું સર્વ બ્રહ્મ એકત્વ-બ્રહ્મપદમાં એકતારૂપે થઇ જાય છે. વેદ સંબંધી અધ્યયનનો અત્યાર સુધીનો જે અભ્યાસ બ્રહ્મરૂપ હતો, તે હવે પછી તું બ્રહ્મરૂપ છે, એટલે તે ધર્મ તારે કર્તૃત્વપણા-વડે કર્તવ્ય છે. જે કાંઇ યજ્ઞો મારાથી કરવામાં આવતા હોય, તે સર્વ માંહેલા–જે મેં કર્યાં હોય યા ન કર્યાં હોય તે, યજ્ઞ શબ્દવડે એકતાને પામે છે. મારા કર્તૃત્વવડે જે કાંઇ યજ્ઞો કર્તવ્ય હોય તે યજ્ઞોરૂપ હવે તું છે, એટલે તે કર્મો તારા કર્તૃત્વપણાથી કર્તવ્ય છે. જે કાંઇ લોકો મારાથી જિતવા યોગ્ય છે, કાં તો જિતાયા હોય કે ન જિતાયા હોય, તે લોકરૂપ છે અર્થાત્ લોક શબ્દવિશે તેની એકતા છે. હવે પછી તું લોકરૂપ હોવાથી તે લોકો તારાથી જિતવા યોગ્ય છે. અધ્યયન, યજ્ઞ તથા લોકના જયવડે જે કાંઇ કર્તવ્ય હું કરતો હતો, તે હવે મેં તારે વિશે અર્પણ કર્યું છે તથા હું પોતે તો હવે કર્તવ્યતાના બંધનમાંથી મુક્ત થયો છું. આ પ્રમાણે તે જાણતો જ હોય છે. કારણ તેને પ્રથમથી

ઉપદેશ મળેલો હોય છે. પિતાના અભિપ્રાયનો વિચાર કર્યા પછી શ્રુતિ બીજું નીચે પ્રમાણે કહે છેઃ—આટલા પરિમાણવાળું આ સર્વ હોય છે અર્થાત્ આ રીતનું કર્તવ્ય ગૃહસ્થાશ્રમીનું છે. જેમકે વેદોનું અધ્યયન કરવું, યજ્ઞ ગાથાદિકો કરવા તથા લોકનાપર જય મેળવવો, આ સર્વ પ્રકારનો ભાર જે મારા પર પડેલો છે તે મારી પાસેથી લઇ લેવામાં આવવાથી તથા તારા પર મૂકવામાં આવવાથી મારું રક્ષણ થાય છે અર્થાત્ આ લોકમાંથી મારું રક્ષણ થાય છે. ભૂતકાળમાં જે अभुंजत् શબ્દ વાપરવામાં આવ્યો છે તેનો અર્થ 'રક્ષણ કરશે' એમ ભવિષ્ય કાળવાચક થાય છે. આ પ્રમાણે જાણનારો પુત્ર પોતાના પિતાનો આ લોકમાંથી છૂટકો કરે છે અર્થાત્ કર્તવ્યમાંથી તેને મુક્ત કરે છે. આમ હોવાથી ઉપદેશને પામેલા પુત્રને બ્રાહ્મણો લોક્ય કરી કહે છે. જેનો અર્થ એ થાય છે કે, લોકની પ્રાપ્તિમાં પિતાના હિતરૂપ તે છે. પિતા પોતાના પુત્રને ઉપદેશ આપે છે, તે એવા ઉદ્દેશથી કે, તે લોક્યરૂપ અર્થાત્ લોકના રક્ષણ કર્તારૂપ થાય. જ્યારે પિતા આ રીતે ધર્મરૂપ યજ્ઞનું જ્ઞાન આપ્યા પછી આ લોકમાથી જતો રહે છે અર્થાત્ મૃત્યુને પામે છે ત્યારે તે પુત્રનેવિશે પ્રાણે વડે પ્રવેશ કરે છે અર્થાત્ મૂળમાં કહ્યા પ્રમાણે વાણી, મન તથા પ્રાણવડે કરી પુત્રને વિશે તે વ્યાપી રહે છે. જ્યારે અધ્યાત્મના પરિચ્છેદનું કારણ અજ્ઞાનતાનો નાશ થાય છે ત્યારે પિતાનાં મન, વાણી તથા પ્રાણ પોતાના અધિદૈવિકરૂપે કરી, સર્વવિશે પ્રવેશ કરે છે, અર્થાત્ પૃથ્વી, અગ્નિ તથા સૂર્યરૂપે થાય છે. પિતા મન, વાણી તથા પ્રાણરૂપ થવાથી પ્રાણોવડે પ્રવેશ કરે છે. ' અધ્યાત્માદિ ભેદે કરી વિસ્તારવાળાં અનંત વાણી, મન તથા પ્રાણરૂપે હું છું, ' આ રીતના ભાવવાળો પિતા થયેલો હોય છે. માટે તેનો પ્રાણ પિતાના પ્રાણની અનુવૃત્તિરૂપ—પરંપરારૂપ છે અને તેથી જ કહેવામાં આવે છે કે, તે પ્રાણોવડે પુત્રને વિશે પ્રવેશ કરે છે. કારણ કે એમ કહ્યું છે કે, તે સર્વના આત્મારૂપ હોય છે, તેથી પુત્રના પણ આત્મારૂપ તે છે. આ બધાનો ભાવ એટલો જ છે કે, જે પિતાને આવો ઉપદેશને પામેલો પુત્ર પ્રાપ્ત છે, તે આ લોકવિશે પુત્રરૂપે કરી રહેલો હોય છે તથા પોતે મૃત્યુને પામેલો છે, એમ તે માનતો નથી. આ રીતે શ્રુતિના એક ભાગમા કહ્યું છે કે, **सोस्यायमितर आत्मा पुण्येभ्यः कर्मभ्यः प्रतिधीयते** અર્થઃ—પુણ્ય એવા કર્મોવડે તેણે પોતાના આત્માને અન્ય આત્મારૂપ કરેલો હોય છે. ' અહિં મૂળમાં પુત્ર શબ્દની વ્યુત્પત્તિ આપવામાં આવી છે. પિતાવડે ભ્રમના કારણથી જે કર્તવ્ય છે તે નહિં કરવામા આવેલું હોય તથા જે નહિ કરવામાં આવવાથી પિતાને લોકપ્રાપ્તિમાં વિઘ્નરૂપ હોય, તેને પૂર્ણ કરી તે પિતાનો છૂટકો કરે છે, માટે **पूरणेन त्रायते-पितरम्**—પિતાના ન કરાયેલાં કર્મને પૂર્ણ કરી પિતાનું રક્ષણ જે કરે છે તેને, પુત્ર કહેવામાં આવે છે. પિતાના છિદ્રને પૂર્ણ કરવું, તે પુત્રનું પુત્રત્વ છે. અગર - જો કે પિતા મૃત્યુને પામેલો હોય છે, છતાં આ લોકમાં આ રીતના પુત્રવડે તે અમૃતરૂપ થાય છે, આ પ્રમાણે પિતા પુત્રવડે મનુષ્ય , લોકને જિતે છે. તે જ પ્રમાણે દેવલોક તથા પિતૃલોક, વિદ્યા તથા કર્મવડે જિતાતો નથી, પણ તે તે લોકોનાં સ્વરૂપનાં ધારણ કરવાવડે જ જિતાય છે. કારણ તેઓનાં સ્વરૂપને ધારણ કર્યા સિવાય જ્ઞાન તથા કર્મ, જેમ. પુત્રની બાબતમા હોય છે તેમ બીજાના પર આશ્રયી રહેવાથી લોકને જીતવાનાં સાધનરૂપ થઇ શકતા નથી. પિતાએ પોતાના કર્તવ્યોને સોંપી દીધા પછી તે દૈવી—હિરણ્યગર્ભને ક-

ગતા તથા અમત્ય-મરણના ધર્મથી રહિત વાગાદિ પ્રાણો તેને વિશે પ્રવેશ કરે છે. કેવી રીતે? આનો ઉત્તર હવે પછીના મંત્રમાં **પૃથિવ્યૈ** આદિ શબ્દોવડે આપવામા આવ્યો છે.

આ રીતે શ્રુતિ દર્શાવે છે કે, પુત્ર, કર્મ તથા અપર વિદ્યાવડે મનુષ્ય, પિતૃ તથા દેવ લોક સિદ્ધ થઇ શકે છે. મીમાંસકાદિ સરખા કેટલાક વાદવિવાદ કરવાવાળાઓ શ્રુતિના શબ્દનું ખરૂં રહસ્ય ન જાણવાથી એમ કહે છે કે, પુત્રાદિ સાધનવડે મોક્ષ પ્રાપ્ત થઇ શકે છે. તેઓના મુખ બંધ કરવા અર્થે શ્રુતિમાં કહ્યું છે કે, **जाया मे स्यात्** *અર્થ—મને સ્ત્રી મળવી જોઇએ.* તેમ જ પુત્રાદિની કામના આટલા વિસ્તારવાળી હોય છે એમ કહી તથા સાધ્ય ફળના વિશેષ ફળનો ઉપસંહાર કરી, શ્રુતિ પાંચ પ્રકારનાં કામ્ય કર્મોનું વિસ્તારથી વિવેચન કરે છે. આથી સ્પષ્ટ થાય છે કે, ઋણ સંબંધી શ્રુતિનું વચન અજ્ઞાત પુરૂષને લાગુ પડે છે, પણ પરમાત્માના વિષયવિશે સિદ્ધ થતું નથી. '**किं प्रजया करिष्यामो येषां नोऽयमात्माऽयं लोकः**' इति અર્થઃ-જેને આત્મા લોકરૂપ છે એવા અમોને પુત્ર શા અર્થનો છે?' આથી ઉલટું બીજાઓ-ભર્તૃ પ્રપંચિકાવાળાઓ એમ કહે છે કે, પિતૃ તથા દેવલોક જિતવો, એટલે દેવલોક તથા પિતૃલોકમાથી નિકળી જવું, માટે પુત્ર, કર્મ તથા અપરવિદ્યાવડે જે મનુષ્ય ત્રણ લોકમાથી છૂટો પડે છે, તે પરમાત્માના જ્ઞાનવડે મોક્ષને પ્રાપ્ત થાય છે. આ રીતે પુત્રાદિ સાધનો મુક્તિની સિદ્ધિ અર્થે કારણરૂપ બને છે. તેઓનુ મુખ બંધ કરવા માટે શ્રુતિના ઉત્તર ભાગ વિશે જેનો ધર્મ, કર્મ કરવાનો છે, જેને ત્રણ પ્રકારના અન્નના સ્વરૂપનું જ્ઞાન છે તથા પોતાનાથી નહી બનેલું કર્મ જે પોતાના પુત્રને પૂર્ણ કરવા સોંપે છે, તે પિતાને અર્થે ઉત્પન્ન થતું ફળ આ સ્થળે દર્શાવવામાં આવ્યું છે. પણ તેથી એમ નહિ કહેવાય કે, ફળવડે મોક્ષફળ દર્શાવવામા આવ્યું છે. કારણકે, ત્રણ અન્નોના સંબંધવાળા મેધા તથા તપથી ઉત્પન્ન થતા ફળવડે અન્નોનો પુનર્જન્મ થાય છે. આ અનુમાન થવાનું કારણ એ છે કે, અન્નનો ક્ષય થવો કહ્યો છે. વળી જો અન્નની ઉત્પત્તિ ન થતી હોય તો તે ક્ષયને પામવું જોઇએ; ઇત્યાદિ વચનવડે કાર્યના સાધનની પ્રાપ્તિપરથી અન્નનો પુનર્જન્મ સિદ્ધ થાય છે. વળી શરીર જ્યોતિરૂપ છે ઇત્યાદિ વચનને લીધે નામરૂપ તથા કર્મના સ્વરૂપના ઉપસંહાર પરથી અન્નનો પુનર્જન્મ સિદ્ધ થાય છે. વળી શરીર જ્યોતિરૂપ છે ઇત્યાદિ વચનને લીધે નામરૂપ તથા કર્મના સ્વરૂપના ઉપસંહારપરથી અન્નનો પુનર્જન્મ સિદ્ધ થાય છે, 'ત્રણગણું આ છે' ઇત્યાદિ વચનપરથી એમ સિદ્ધ નથી થતુ કે, ત્રણ સાધનો જ્યારે જોડાય છે ત્યારે તે એકના મોક્ષની સિદ્ધિ પ્રાપ્ત કરે છે તથા બીજાને અનાત્મક ભાવને પમાડે છે. કારણકે મૂળમા તો કેવળ એટલુંજ દર્શાવવામા આવ્યું છે કે, પુત્રાદિ સાધનનું ફળ, ત્રણ અન્નાત્મભાવને પામવા જેટલુંજ છે, ( ૧૭ )

ટીકા—પૃથ્વી તથા અગ્નિમાથી દૈવીવાક્ તેને વિશે પ્રવેશ કરે છે અર્થાત્ પૃથ્વી અને અગ્નિના ઉપાદાનભૂત દૈવીવાક્ સર્વ વાણીના કારણરૂપ છે. કારણકે વાણી આધ્યાત્મિક આસંગાદિના દોષથી નિરોધવાળી છે તથા જે મનુષ્યને જ્ઞાન થાય છે તેના દોષો નિવૃત્ત થાય છે. જેમ જળ અથવા દીવાનો પ્રકાશ એક વાસણમા સતાડી રાખ્યા પછી તે વાસણ કાઢી લેવામા આવે છે તો જળ તથા પ્રકાશ સર્વ સ્થળે વ્યાપી જાય છે, તેમ વાણી તેને વિશે વ્યાપીને રહે છે. આવી કહ્યું છે કે, પૃથ્વી તથા અગ્નિમાથી નિકળતી દૈવી વાક્

તેને વિશે પ્રવેશ કરે છે." આ વાણી ખરેખર દૈવી છે અર્થાત્ તે અનૃતાદિ દોષથી રહિત સત્યરૂપે છે. આથી કરી તે દૈવી વાણીવડે જે કાંઇ તે પોતાને અર્થે અથવા બીજાને અર્થે બોલે છે, તેમ થાય છે, અર્થાત્ તેનો શબ્દ મિથ્યા જતો નથી. તેથી તેની વાણી અપ્રતિબદ્ધ કહેવાય છે. ( ૧૮ )

ટીકા—દૈવી વાણીની માફક આકાશ તથા સૂર્યમાંથી ઉત્પન્ન થતું દૈવી મન, તેને વિશે પ્રવેશ કરે છે. આ મન અત્યંત શુદ્ધ હોવાથી તેને દૈવી કહેવામાં આવે છે મન શુદ્ધ હોવાથી પિતા આનંદી–સુખી હોય છે, એટલે કે તેને વિશે શોકનો અવકાશ રહેતો નથી. કારણ, શોકની સાથે તેને સંબંધ હોતો નથી (૧૯)

ટીકા—તે જ રીતે જળ તથા ચંદ્રમાંથી દૈવરૂપ પ્રાણ તેને વિશે પ્રવેશ કરે છે આ દૈવીપ્રાણ કેવા લક્ષણવાળો છે ? તે વિશે કહેવામાં આવ્યું છે કે, તે પ્રાણ, પ્રાણીભેદ વિગેરે સમષ્ટિ અથવા વ્યષ્ટિના ભેદવડે ગમન કરતો હોય, યા નહિ ગમન કરતો હોય, તેમ જ સર્વ જંગમ વસ્તુઓને વિશે ગમન કરતો હોય તથા સ્થાવર વિશે નહિ ગમન કરતો હોય, છતાં તેને ભય હોતો નથી અર્થાત્ ભયની સાથે તેને સંબંધ હોતો નથી. આ ભયનું નિમિત્ત દુઃખ છે. વળી તે પ્રાણ નાશને પામતો નથી અર્થાત્ તે હિંસાને પ્રાપ્ત થતો નથી. જે મનુષ્ય આ રીતે જાણે છે અર્થાત્ ત્રણ પ્રકારના અન્નના સ્વરૂપને નીચે પ્રમાણે જાણે છે, તે સર્વ ભૂતોના આત્મારૂપ થાય છે, સર્વ ભૂતોના પ્રાણરૂપ થાય છે, સર્વ ભૂતોના મનરૂપ થાય છે તથા સર્વ ભૂતોની વાણીરૂપ થાય છે અર્થાત્ સર્વ ભૂતના આત્મારૂપ થવાથી તે સર્વજ્ઞ થાય છે તથા સર્વકૃત–સર્વ શક્તિમાન્ થાય છે. જે પ્રમાણે હિરણ્યગર્ભવિશે સર્વવ્યાપકપણું તથા સર્વ શક્તિમાનતા રહેલી છે, તે જ પ્રમાણે તેને વિશે રહેલી હોય છે. જેવી રીતે સર્વ ભૂતો દેવતાનું–હિરણ્યગર્ભનું રક્ષણ કરે છે અર્થાત્ પૂજા કરે છે તે જ પ્રમાણે સર્વ ભૂતો, જે પુરુષ આ પ્રમાણે જાણે છે તેનું રક્ષણ કરે છે અર્થાત્ તે મહાત્મા પુરુષનું ઉપચારવડે પૂજન કરે છે.

વળી કહ્યું છે કે, તે સર્વ ભૂતોના આત્મારૂપ થાય છે. હવે અહીં શંકા ઉઠશે કે, સર્વ ભૂતોના કાર્ય કારણના સ્વરૂપરૂપે હોવા છતાં તેઓના સુખ દુઃખાદિની સાથે તે શાથી જોડાતો નથી ? આમ નહિ થવાનું કારણ એ છે કે, તેની બુદ્ધિ અપરિચ્છિન્ન હોય છે જે મનુષ્યોની બુદ્ધિ પરિચ્છિન્ન હોય છે, તેઓને નિંદા આદિ વિશે દુઃખ ઉત્પન્ન થાય છે, જેમકે કોઇ એમ કહે કે, અમુક માણસે મારી નિંદા કરી. આમ સાંભળવાથી તેનું મન વ્યથિત થાય છે. પણ તે સર્વના આત્મારૂપ હોવાથી, જે માણસની નિંદા કરવામાં આવે છે તથા જે માણસ નિંદા કરે છે, આ બેઉ મનુષ્યોની વચ્ચે આત્મત્વ બુદ્ધિની વિશેષતાનો અભાવ હોવાથી તેના નિમિત્તરૂપ દુઃખ તેને હોતું નથી. તેમ જ મરણના દુઃખ સરખા નિમિત્તનો પણ તેને અભાવ હોય છે. દૃષ્ટાંત તરીકે, જો કોઇ મનુષ્ય મૃત્યુને પામે છે, તો બીજાને તેને લીધે દુઃખ ઉત્પન્ન થાય છે, એમ માનવાવડે કે આ તો મારો પુત્ર છે તથા આ તો મારો ભાઇ છે—અનધિકારીનેવિશે દુઃખના કારણરૂપ પુત્ર કે ભ્રાતા છે. જો આવી જાતનું કોઇ પણ કારણ રહેતું ન હોય તો પછી તે પુરૂષાદિનું મરણ જુએ, છતાં તેને દુઃખ ઉત્પન્ન થતું નથી આ જ પ્રમાણે અપરિચ્છિન્ન આત્માવાળા દેવને દુઃખ ઉત્પન્ન થતું નથી. કારણ કે આ તો મારો છે અને આ તો તારો છે, આ રીતનો મિથ્યા જ્ઞાનનો દોષ તેને વિશે હોતો નથી. જે જે શોક તેની પ્રજાઓ સહન

કરે છે, તે તે શોકના કારણરૂપ તે દુઃખ તેની પ્રજાઓની સાથે જ જોડાયલું રહે છે. કારણ કે તે દુઃખ પરિચ્છિન્ન બુદ્ધિથી ઉત્પન્ન થયેલું છે. પણ જેને સર્વાત્મ ભાવ ઉત્પન્ન થયો છે, તેને સંયોગ કે વિયોગનું દુઃખ થાનું જ હોય ? પુણ્ય શબ્દનો અર્થ અહિં શુભ થાય છે તથા ઇપ્સિત ફળ કહેવાવડે અહિં પુણ્યને ગ્રહણ કરવું. ઘણા ઘણા પુણ્ય કર્મો તેનાવડે થતાં હોવાથી તેના ફળરૂપ પ્રજાપતિના સ્થાનને તે ભોગવે છે. પાપ દેવોની સમીપ જતુ નથીઃ-આનો અર્થ એ થાય છે કે, પાપ તથા તેનું ફળ દુઃખ, દેવોની સમીપ જઇ શકતું નથી. કારણ તેને વિશે પાપના ફળરૂપ દુઃખનો અવકાશ હોતો નથી. ( ૨૦ )

## ઇન્દ્રિયોનું અધ્યાત્માદિરૂપે નિરૂપણ.

अथातो व्रतमीमाꣳसा प्रजापतिर्ह कर्माणि ससृजे तानि सृष्टान्यन्योन्येनास्पर्धन्त वदिष्याम्येवाहमिति वाग्दध्रे द्रक्ष्याम्यहमिति चक्षुः श्रोष्याम्यहमिति श्रोत्रमेवमन्यानि कर्माणि यथाकर्म तानि मृत्युः श्रमो भूत्वोपयेमे तान्याप्नोत्तान्याप्त्वा मृत्युरवारुन्धत्तस्माच्छ्राम्यत्येव वाक् श्राम्यति चक्षुः श्राम्यति श्रोत्रमथेममेव नाप्नोद्योऽयं मध्यमः प्राणस्तानि ज्ञातुं दध्रिरे अयं वै नः श्रेष्ठो यः संचरꣳश्चासंचरꣳश्च न व्यथतेऽथो न रिष्यति हन्तास्यैव सर्वे रूपमसामेति त एतस्यैव सर्वे रूपमभवꣳस्तस्मादेत एतेनाख्यायन्ते प्राणा इति तेन ह वाव तत्कुलमाचक्षते यस्मिन्कुले भवति य एवं वेद य उ हैवंविदा स्पर्धतेऽनुशुष्यत्यनुशुष्य हैवान्ततो म्रियत इत्यध्यात्मम् ॥ २१ ॥

अथाधिदैवतं ज्वलिष्याम्येवाहमित्यग्निर्दध्रे तप्स्याम्यहमित्यादित्यो भास्याम्यहमिति चन्द्रमा एवमन्या देवता यथादैवतꣳ स यथैषां प्राणानां मध्यमः प्राण एवमेतासां देवतानां वायुर्निम्लोचन्ति ह्यन्या देवता न वायुः सैषाऽनस्तमिता देवता यद्वायुः ॥ २२ ॥

अथैष श्लोको भवति यतश्चोदेति सूर्योऽस्तं यत्र च गच्छतीति प्राणाद्वा एष उदेति प्राणेऽस्तमेति तं देवाश्चक्रिरे धर्मꣳ स एवाद्य स उ श्व इति यद्वा एतेऽमुर्ह्यध्रियन्त तदेवाप्यद्य कुर्वन्ति तस्मादेकमेव व्रतं चरेत्प्राण्याच्चैवापान्याच्च नेन्मा पाप्मा मृत्युराप्नुवदिति यद्युचरेत्समापिपयिषेत्तेनो एतस्यै देवतायै सायुज्यꣳ सलोकतां जयति ॥२३॥ पञ्चमं ब्राह्मणम् ॥ ५ ॥

અન્વયાર્થ.-अथ अतः=ઉપાસના થઇ રહ્યા પછી, व्रतमीमांसा=કયું કર્મ વ્રતપણાથી કરવું તે વિચાર પ્રવર્તે છે, प्रजापतिः कर्माणि ससृजे=પ્રજાપતિએ કર્મો ઉત્પન્ન કર્યાં, तानि सृष्टानि=તે સર્જેલ કર્મો, अन्योन्येन=એક બીજા સાથે, अस्पर्धन्त=સ્પર્ધા કરવા માંડી, वदिष्यामि एव अहं=હું બોલીશ, वाक् दध्रे=વાણીએ આ વ્રત ધારણ કર્યું, द्रक्ष्यामि अहं इति चक्षुः=હું જોઇશ એમ ચક્ષુએ, श्रोष्यामि अहं इति श्रोत्रं=હું સાંભળીશ એમ કર્ણે, एवं अन्यानि कर्माणि=આ રીતે અન્ય કર્મો, यथा कर्म=જેને જે હતું તે ધારણ કર્યું, तानि=તે કર્મને, मृत्युः श्रमः भूत्वा=મૃત્યુ શ્રમરૂપે થઇ, उपयेमे=ગ્રહણ કર્યાં, तानि आप्नोत्=તે કર્મોને પ્રાપ્ત થયો, तानि आप्त्वा=તે કર્મને પામી, मृत्युः अवारुन्धत्=મૃત્યુએ અટકાવ્યાં, तस्मात्=તેથી, श्राम्यति=શ્રાન્ત થાય છે, वाक्=વાણી, श्राम्यति चक्षुः श्राम्यति श्रोत्रं=ચક્ષુ શ્રાન્ત થાય છે, શ્રોત્ર શ્રાન્ત થાય છે,

अथ इमं एव न आप्नोत्=વળી આ પ્રાણને મૃત્યુ પ્રાપ્ત થયો નહિ, यः अयं मध्यमः प्राणः જે આ મધ્યમ પ્રાણરૂપે, तानि ज्ञातुं दध्रिरे=તે વાક્ આદિએ પ્રાણને જાણવાની ઇચ્છા કરી, अयं वै नः श्रेष्ठः=આ પ્રાણ અમારા શ્રેષ્ઠરૂપે, यः संचरन् असंचरन् न व्यथते=જે જંગમમાં પ્રવેશ કરતો તથા સ્થાવરમાં ન પ્રવેશ કરતો છતો વ્યથાને પામતો નથી, न रिष्यति=નાશ પામતો નથી, हन्त=હર્ષમાં, अस्य एव सर्वे रूपं=અમો સઘળા આ પ્રાણના જ સ્વરૂપે, असाम=પામીએ, ते एतस्य एव सर्वे रूपं अभवन्=તે સઘળી ઇન્દ્રિયો આ પ્રાણના સ્વરૂપે થઇ, तस्तात् एते एतेन=તેથી આ ઇન્દ્રિયો આ પ્રાણવડે, आख्यायन्ते=કહેવાય છે, प्राणाः=પ્રાણોરૂપે, तेन तत् कुलं आचक्षते=તે વિદ્વાનના નામવડે તે કુળ ઓળખાય છે, यस्मिन् कुले भवति=જે વિદ્વાના કુળમાં તે થાય છે, यः एवं वेद =જે આ પ્રમાણે ઇન્દ્રિયોને પ્રાણરૂપે જાણે છે, यः एवंविदा स्पर्धते=આ રીતે જાણનાર સાથે સ્પર્ધા કરે છે, अनुष्यति=તે સુકાઇ જાય છે,इह एव अंततः म्रियते= આખરે મરણ પામે છે. ( ૨૧ ) अथ=વળી, अधिदैवतं=દેવતા સંબંધી કહેવાય છે, ज्वलिष्यामि एव अहं इति अग्निः दध्रे=અગ્નિએ વ્રત ધારણ કર્યું કે હું દહન કરીશ, तप्स्यामि अहं इति आदित्यः= આદિત્યે વ્રત ધારણ કર્યું કે હું તપીશ, भास्यामि अहं इतिचंद्रमाः=ચંદ્રમાએ વ્રત ધારણ કર્યું કે હું પ્રકાશીશ, एवं अन्याः देवताः=આ રીતે વિદ્યુત્ આદિ અન્યદેવો, यथादैवतं=પોતાને અનુસરી વ્રત ગ્રહણ કર્યું, सः=તે, यथा एषां प्राणानां मध्यमः प्राणः=જેમ વાગ્ આદિ પ્રાણોનો મધ્યમાં પ્રાણ, एवं एतासां देवतानां वायु=એમ આ દેવોના મધ્યમા વાયુ, निम्लोचन्ति=નાશ પામે છે, हि अन्याः देवता =કારણ કે અન્યદેવો, न वायु =વાયુ નહિ, सा एषा= તે આ, अनस्तमिता देवता=અસ્ત નહિ પામનાર દેવ, यत् वायुः=જે વાયુરૂપે છે. ( ૨૨ ) अथ=આ સંબંધી, एषः श्लोकः भवति=આ મંત્ર છે, यतः च उदेति सूर्यः=જે અધિદૈવતરૂપ વાયુમાથી તથા અધ્યાત્મરૂપ પ્રાણમાથી સૂર્ય ઉદય પામે છે ( તથા ચક્ષુ ઉદય પામે છે ), अस्तं यत्र च गच्छति=જે વાયુ તથા પ્રાણમાં અસ્તને પામે છે, देवाः=વાગાદિઓ, तं धर्मं=તે વ્રતને, चक्रिरे=ધારણ કર્યું, सः एव अद्य=તે જ વ્રત આજે, सः उ श्वः=તે વ્રત આવતી કાલે, यत्=જે વ્રત, एते=આ વાગાદિ, अमुर्हि=ભૂતકાળમા, अध्रियन्त= ધારણ કર્યું, तत् एव अद्य कुर्वन्ति=તે જ આજે કરે છે, तस्मात् एकं एव व्रतं चरेत्=તેથી એક જ વ્રત ઉપાસકે ધારણ કરવું, प्राण्यात्=પ્રાણ વ્યાપાર કરવો, अपान्यात्=અપાન વ્યાપાર કરવો, न इत् मा पाप्मा मृत्युः आप्नुयत्=આ એક વ્રત કરનારને પાપી મૃત્યુ મા ગ્રહણ કરો, यदि उ चरेत्=ઇન્દ્રિયદમનરૂપ વ્રતને કરે, समापिपयिषेत्=પૂર્ણ કરવાની ઇચ્છા રાખે, तेन=તે વ્રત ધારણ કરવાથી, एतस्यै देवतायै सायुज्यतां सालोकतां जयति=આ દેવ સાથે સાયુજ્યપણાને તથા સાલોકતાને પામે છે. (૨૩)

શબ્દાર્થ:-હવે પછી વિધાન ( કર્મ ) નિરૂપણ કરવામાં આવે છે. પ્રજાપતિએ ખરેખર કર્મોને ઉત્પન્ન કર્યાં. જયારે તેઓ ઉત્પન્ન થયાં ત્યારે તેઓએ એક બીજા સાથે સ્પર્ધા કરવા માંડી. 'હું બોલીશ' આ શબ્દોવડે વાક્ દેવતાએ પોતાનું કર્મ ગ્રહણ કર્યું. 'હું દર્શન કરીશ' આ શબ્દવડે ચક્ષુ

દેવતાએ પોતાનું કર્મ ગ્રહણ કર્યું. "હું શ્રવણ કરીશ." આ શબ્દવડે શ્રોત્ર દેવતાએ પોતાનું કર્મ ગ્રહણ કર્યું. આ રીતે પોત-પોતાનાં કર્મ પ્રમાણે સર્વેએ અન્ય કર્મોને ધારણ કર્યાં. શ્રમરૂપ મૃત્યુએ આ કર્મોને પકડી લીધાં. આ કર્મોને પોતાનાં કરી મૃત્યુએ તેઓને અટકાવી દીધાં. આમ હોવાથી વાગ્ દેવતા શ્રાન્ત થઇ જાય છે, ચક્ષુ દેવતા શ્રાંત થાય છે તથા શ્રોત્ર દેવતા પણ શ્રાન્ત થાય છે, પણ મૃત્યુ પ્રાણ દેવતાને, ચક્ષુઆદિ બીજા દેવોની માફક પોતાના સરખું કરી શક્યું નથી. આ ચક્ષુઆદિ કર્મોએ પોતાની મધ્યમાં રહેલા પ્રાણને જાણવાની ઇચ્છા કરી. ચક્ષુઆદિ દેવોએ માન્યું કે, આપણી અંદર પ્રાણ સૌથી શ્રેષ્ઠ છે. આ પ્રાણ ગમન કરે છે અથવા નથી ગમન કરતો, છતાં તે કોઇ પણ પ્રકારે વ્યથિત થતો નથી; તેમ જ તે નાશને પામતો નથી. પછી સર્વ ઇન્દ્રિયોએ વિચાર કર્યો કે, ચાલો આપણે સર્વે તેનારૂપે થઇ જઇએ. આ પ્રમાણે સર્વ ઇન્દ્રિયો પ્રાણના સ્વરૂપે થઇ ગઇ; જેથી તે સર્વનું પ્રાણો એવું નામ પાડવામાં આવ્યું છે. જે કોઇ આ પ્રમાણે જાણે છે, તે જે કુળને વિશે જન્મેલો હોય છે તે કુળરૂપ તેને કહેવામાં આવે છે. જે આ પ્રમાણે પ્રાણને ઓળખે છે તેની સાથે જે સ્પર્ધા કરે છે, તે સૂકાઇ જઇ આખરે મૃત્યુને વશ થાય છે. આ સર્વ અધ્યાત્મરૂપે છે. (૨૧)

શબ્દાર્થ:–હવે પછી અધિદૈવવિશે કહેવામાં આવે છે. 'હું દહન કરીશ' આ શબ્દો કહી અગ્નિએ પોતાનું વ્રત ધારણ કર્યું. હું તાપ ઉત્પન્ન કરીશ; ' આ શબ્દો કહી સૂર્યે, ' હું પ્રકાશને પામીશ ' આ શબ્દો કહી ચંદ્રે પોતાનું વ્રત ધારણ કર્યું. તે જ પ્રમાણે પોતાના દૈવત સ્વરૂપ પ્રમાણે બીજા દેવોએ પોતાનાં વ્રતોને ધારણ કર્યાં. ઇન્દ્રિયોને વિશે પ્રાણ જેમ મધ્યમરૂપ છે તે જ પ્રમાણે દેવતાઓવિશે વાયુ મધ્યમરૂપે છે. કારણ અન્ય દેવો નાશને પામે છે, પણ વાયુ નાશને પામતો નથી. આ વાયુ ખરેખર અનિયંત્રિત દેવતારૂપ છે. (૨૨)

આ સ્થળે એક શ્લોક કહેવામાં આવ્યો છે:–સૂર્ય ક્યાંથી ઉદયને પામે છે તથા ક્યાં અસ્તને પામે છે ? તે ખરેખર પ્રાણમાંથી જ ઉદય પામે છે તથા પ્રાણને વિશે જ અસ્ત પામે છે. દેવતાઓ આનો પોતાના ધર્મરૂપ નિયમ માનવા લાગ્યા. તે આજે આધિપત્ય ભોગવે છે, કાલે પણ ભોગવશે. તેઓએ અગાઉ જેમ વ્રતને ધારણ કર્યું હતું તેમ તેઓ આજે પણ વ્રતને ધારણ કરશે. આથી મનુષ્યે કેવળ એક જ વ્રતને અર્થાત્ તેણે પ્રાણન વ્યાપાર તથા અપાન વ્યાપારને કરવો જોઇએ. મૃત્યુ તેનું ગ્રહણ મા કરો. જો એક મનુષ્ય એ પ્રમાણે કરતો હોય તો તેને તે પ્રયાસ સમાપ્તિ પર્યંત કરવા દ્યો. આમ કરવાથી તે મનુષ્ય દેવની સાથે સાલોકયતા તથા સાયુજ્યતાને મેળવે છે. (૨૩)

ટીકા:–તેઓ સર્વે સમાન છે, તેઓ સર્વે અનંત છે, ઇત્યાદિ શબ્દોવડે વાણી, મન તથા પ્રાણની ઉપાસના સામાન્ય પ્રકારે દર્શાવવામાં આવી છે. એટલે કે એક બીજાવિશે રહેલી વિશેષતાના સંબંધમાં કહેવામાં આવ્યું નથી. સામાન્ય પ્રકારે જેમ વિવેચન કરવામાં આવ્યું છે તેમ જ શું તેને જાણવું અથવા તો કર્મના પ્રમાણે તેમાં કાંઇ વિશેષતા રહેલી છે ? આના પ્રતિ ઉત્તરમાં કહ્યું છે કે, હવે પછી ઉપાસનાના કર્મનો વિચાર કરવામાં આવે છે. જે ઇન્દ્રિયોના કર્મનો વિધાનરૂપ કહેવામાં આવ્યું છે તે ઇન્દ્રિયો કઇ કઇ છે, તો વિશે હવે ઉહાપોહ કરવામાં આવે છે. પ્રજાપતિએ ખરેખર પોતાની પ્રજાને સરજ્યા

પછી કર્મોની ઉત્પત્તિ કરી અર્થાત્ વાગાદિ ઇન્દ્રિયોની ઉત્પત્તિ કરી જ્યારે આ ઇન્દ્રિયોની ઉત્પત્તિ કરી ત્યારે તેઓ માહોમાહે સ્પર્ધા કરવા લાગી. કેવી રીતે સ્પર્ધા કરવા લાગી? 'હુ બોલીશ'–મારા બોલવાના વ્યાપારમાંથી મને રોકવી નહિ, આ પ્રમાણેના શબ્દો કહી વાગ્ દેવતાએ પોતાના કર્મને ધારણ કર્યું, પોતાના વ્યાપારમાંથી વિરામને નહીં ઇચ્છા કરતી હોય, તેની મારો સરખી જો બીજી ઇન્દ્રિય હોય તો તેણે પોતાનુ પરાક્રમ દર્શાવવુ. તે જ પ્રમાણે "હુ દર્શન કરીશ" આ શબ્દવડે ચક્ષુએ, 'હુ શ્રવણ કરીશ' આ શબ્દવડે શ્રોત્રે, તેમ જ બીજા કર્મોએ–ઇન્દ્રિયોએ પોતપોતાના કર્મ પ્રમાણે કામને વહેચી લીધુ. મૃત્યુએ–વિનાશકે, જેને શ્રમરૂપ કહેવામા આવે છે (જે શ્રમના રૂપમા છે) તેણે આ ઇન્દ્રિયોને પકડી લીધી કેવી રીતે પકડી લીધી? તેણે ઇન્દ્રિયોની પોતપોતાના વ્યાપારને વિશે યોજના કરી. તે મૃત્યુએ શ્રમના રૂપમા પ્રત્યક્ષ થઇ ઇન્દ્રિયોને પોતાના વ્યાપારમાથી અટકાવી તેથી હાલમા પણ વાણી જો કે પોતાના વ્યાપારવિશે દાખલ થયેલી હોય છે, છતા શ્રમરૂપ મૃત્યુવડે તેને ગ્રહણ કરવામા આવે છે ત્યારે તે પોતે શ્રાન્ત થઈ જાય છે. અર્થાત્ પોતાનો વ્યાપાર કરતી બંધ પડી જાય છે. તે જ પ્રમાણે ચક્ષુ પણ શ્રાન્ત થઇ જાય છે તથા શ્રોત્ર પણ શ્રાન્ત થઇ જાય છે, પણ શ્રમના આકારે રહેલું મૃત્યુ મુખ્ય એવા પ્રાણની સમીપ જઇ શક્તુ નથી. જે પ્રાણ મૃત્યુથી શ્રાન્તપણાને પામતો નથી તથા જે પોતાના કર્મનેવિશે પ્રવેશ કરે છે, તે મધ્યમા રહેલા પ્રાણને ઓળખવાનો બીજી ઇન્દ્રિયોએ નિશ્ચય કર્યો

તે ખરેખર આપણાવિશે શ્રેષ્ઠ છે–ઘણો જ પ્રશસ્ય તથા અધિક છે આ પ્રાણ ગમન કરતો હોય તેમ જ નહિ ગમન કરતો હોય, તો પણ દુઃખને પ્રાપ્ત થતો નથી તથા નાશને પામતો નથી. ઠીક ત્યારે, બીજી બધી ઇન્દ્રિયોએ વિચાર કર્યો કે, આપણે સર્વે પ્રાણના સ્વરૂપે થઇ જઇએ, અર્થાત્ આપણે સર્વે પ્રાણરૂપે ઓળખાઇએ. આપણા વ્રતો–વિધાનો મૃત્યુમાથી આપણુ રક્ષણ કરવા પૂરતા છે. આ રીતનો નિશ્ચય કરી, સર્વ ઇન્દ્રિયો તેના રૂપે થઇ ગઇ અર્થાત્ પ્રાણરૂપને પ્રાપ્ત થયેલી તેઓ પ્રાણવ્રતને ધારણ કરવા લાગી. કારણ પ્રાણનારૂપેકરી–ચલન તથા પ્રકાશનનારૂપે કરી બીજી ઇન્દ્રિયો પોતાના સ્વરૂપને પ્રાપ્ત થાય છે અર્થાત્ પ્રાણ સિવાય કોઇ પણ વસ્તુ હાલી ચાલી શકતી નથી કારણ ચલનના વ્યાપાર પછી તેઓ પોતપોતાના વ્યાપારને વિશે જોવામા આવે છે. આથી જ વાગાદિ સર્વ ઇન્દ્રિયોના સમૂહને 'પ્રાણો' એવુ નામ આપવામા આવ્યુ છે. જે વિદ્વાન્ અધિકારી પુરૂષ આ રીતે જાણે કે, સર્વ ઇન્દ્રિયોને પ્રાણનુ સ્વરૂપ છે તે અધિકારી પુરૂષના નામપરથી તેના કુળનુ નામ પાડવામા આવે છે. આ પ્રકારનો વિદ્વાન્ જે કુળમા જન્મેલો હોય છે, તે કુટુબ આ વિદ્વાનના નામવડે પ્રસિદ્ધિને પામે છે જેમ તપતી ઋષિના નામપરથી તેના કુટુબને તાપત્ય કહેવામા આવે છે, તેમ તે વિદ્વાનના નામપરથી તેના કુળને ઓળખવામા આવે છે. જે કોઇ ઉપર કહ્યા પ્રમાણે જાણે છે કે, વાગાદિ ઇન્દ્રિયોને પ્રાણનુ રૂપ તથા નામ છે, તેને આવી જાતનુ ફળ મળે છે. વળી જે કોઇ આવા વિદ્વાનની સ્પર્ધા કરે છે તે સુકાઇ સુકાઇને મરણ પામે છે, પણ એકદમ મરી જતો નથી. પ્રાણ સબધી–અધ્યાત્મ સબધી વિષય દર્શાવવા માટે આ રીતે અધ્યાત્મ વિષય સબધી કહેવામા આવ્યુ છે. (૨૧).

ટીકાઃ–હવે અધિદૈવતવિશે કહેવામા આવે છે. અર્થાત્ દેવોને વિશે વર્ણન કરવામા આવે

છે. અહીં શંકા એ રહે છે કે, કયા ખાસ દેવતાનું વ્રતધારણ શ્રયરૂપ છે ? અધ્યાત્મની માફક અહીં પણ સર્વ વર્ણન કરવામાં આવ્યું છે. ' હું દહન કરીશ, ' આ શબ્દો કહી અગ્નિએ પોતાના વ્રતને ધારણ કર્યું. ' હું તપીશ ' આ શબ્દો કહી સૂર્યે તથા ' હું પ્રકાશીશ ' આ શબ્દોવડે ચંદ્રમાએ પોતાના વ્રતોને ગ્રહણ કર્યાં. જે રીતે અધ્યાત્મ વિષયરૂપ વાગાદિ સર્વ ઇન્દ્રિયોમા પ્રાણ એ મધ્યમરૂપ છે તથા તેને જે રીતે મૃત્યુએ ગ્રહણ કર્યો નહતો, અર્થાત્ તે પોતાના વ્યાપારથી નિવૃત્ત થતો નથી, તે જ પ્રમાણે અગ્નિ આદિ દેવોને વિશે વાયુ રહેલો છે. કારણ અગ્નિ આદિ દેવો, અધ્યાત્મ વિષયમાં વાગાદિ ઇન્દ્રિયોની માફક અસ્તપણાને પામે છે–પોતાના વ્યાપારથી નિવૃત્ત થાય છે, પણ પ્રાણની પેઠે અહીં વાયુ પોતાના વ્યાપારથી નિવૃત્તિને પામતો નથી. આથી વાયુને અનિયંત્રિત દેવતા કહેવામાં આવે છે. અધ્યાત્મ તથા અધિદૈવત સંબંધી વિચાર કર્યાં પછી એમ સિદ્ધ થાય છે કે, પ્રાણ વાયુનું વ્રત અભગ્ન અર્થાત્ અવિનાશી છે. (૨૨)

ટીકાઃ–ઉપરના અર્થનો પ્રકાશ કરવા માટે આ મંત્ર કહેવામાં આવ્યો છે. ક્યાંથી–કયા વાયુમાંથી સૂર્ય ઉદયને પામે છે તથા અધ્યાત્મરૂપે કયા પ્રાણમાંથી તે ચક્ષુરૂપ આત્માવડે ઉદયને પામે છે ? વળી કયા વાયુમાં અને પ્રાણમાં સંધ્યા સમયે તથા મનુષ્યના ઉંઘવા સમયે તે અસ્તને પામે છે ? દેવોએ આને પોતાના ધર્મરૂપ કર્યો અર્થાત્ દેવોએ આ પ્રમાણેનો નિશ્ચય કર્યો કે, વાગાદિ ઇન્દ્રિયો પ્રાણના વ્રતને ધારણ કરે છે તથા અગ્નિ આદિ દેવો વાયુના વ્રતને ધારણ કરે છે. આ આજે પણ રહેશે, તેમ જ આવતી કાલે પણ રહેશે, અર્થાત્ વર્તમાન તથા ભવિષ્યમાં આ ધર્મમાં ફેરફાર થશે નહિ. આ સ્થળે બ્રાહ્મણ, મંત્રનું સંક્ષેપે કરી વર્ણન કરે છે. સૂર્ય પ્રાણમાંથી ઉગે છે તથા પ્રાણમાં જ અસ્ત પામે છે. આ નિયમને દેવોએ ધર્મરૂપ ગણ્યો. આ ધર્મ આજે છે તથા કાલે પણ હોશે. આનો ભાવ શું હશે ? આનો અર્થ દર્શાવવામાં આવ્યો છે. તેઓએ–વાગાદિએ તથા અગ્નિ આદિએ પ્રાણના તથા વાયુના જે જે વ્રતને તે સમયમા ધારણ કરેલાં, તે જ પ્રમાણે તે જ વ્રતોને ધારણ કરેલાં તમે આજે પણ જોશો. અર્થાત્ તેઓ આ વ્રતનો કદી નાશ કરશે નહિ. પણ વાગાદિનું વ્રત તેમ જ અગ્નિઆદિનું વ્રત નાશ પામે છે. તે સમયે વાયુ તથા પ્રાણને વિશે તેઓનો અસ્ત થાય છે. અન્ય સ્થળે પણ કહેવામાં આવ્યું છે કે, જ્યારે મનુષ્ય સૂવે છે ત્યારે વાણી, મન, ચક્ષુ, શ્રોત્ર, આ સર્વ પ્રાણમાંથી જન્મને પામે છે. આ પ્રમાણે અધ્યાત્મના સંબંધમાં કહ્યું છે. ત્યાર પછી અધિદૈવતવિશે કહેવામાં આવ્યું છે. જ્યારે અગ્નિ ઓલવાઇ જાય છે ત્યારે તેનો વાયુમાં લય થાય છે. આથી એમ કહેવાય છે કે, તેનો તેને વિશે નાશ થયો છે. કારણ તે વાયુમાં ખૂન્જાઇ ગયેલો હોય છે. જ્યારે સૂર્ય અસ્ત પામે છે ત્યારે તે વાયુ વિશે પ્રવેશ કરે છે, ચંદ્રમા વાયુવિશે પ્રવેશ કરે છે તથા વાયુ દિશાનો આશ્રય કરી રહેલો છે. વાયુમાંથી તેઓ પુનર્જન્મને પામે છે. જે પ્રકારનું વાગાદિવિશે વ્રત જોવામાં આવે છે તે જ પ્રકારનું વ્રત અગ્નિ આદિવિશે જોવામાં આવે છે. આ પરિસ્પન્દાત્મક વ્રત દેવોને અનુવર્તન કરવા યોગ્ય છે. માટે મનુષ્યે પણ આ એક વ્રતને અનુસરવું જોઇએ. આ વ્રત કયું છે ? તેણે પ્રાણના વ્યાપારને તેમ જ અપાનના વ્યાપારને કરવો જોઇએ. પ્રાણન તથા અપાનના લક્ષણવાળા પ્રાણના તથા અપાનના વ્યાપારની નિવૃત્તિ હોતી નથી, માટે મનુષ્યે

ખીચી સર્વ ઇન્દ્રિયોના વ્યાપારનો ત્યાગ કરી, એક જ વ્રતને અનુસરવું જોઇએ. શ્રમરૂપ મૃત્યુ મને ગ્રહણ કરો નહિ અર્થાત્ મનુષ્યવ્રતના ત્યાગવડે મૃત્યુ મને ગ્રહણ કરશે. માટે મનુષ્યે કેવળ પ્રાણના જ વ્રતને ગ્રહણ કરવું જોઇએ. જો એક મનુષ્યે પ્રાણના વ્રતનો જ કેવળ એકવાર આરંભ કર્યો છે તો તેણે સમાપ્તિ સુધી પ્રયાસ જારીજ રાખવો. કારણ કે જો તે વ્રતમાંથી ઉપરામને પામે છે તો પ્રાણનો પરાભવ થાય છે. તેની સાથે દેવોનો પણ પરાભવ થાય છે. માટે સમાપ્તિસુધી તેણે તે પ્રયાસ જારૂ રાખવો. આથી આ પ્રમાણેના વ્રતવડે–પ્રાણના સ્વરૂપને પ્રાપ્ત થવા વડે મનુષ્ય સાયુજ્યતાને તેમ જ સાલોક્યતાને પામે છે. કારણ કે વાગાદિના તેમ જ અગ્નિ આદિના સર્વ વ્યાપારો સર્વ ભૂતોને વિશે રહેલા હોય છે. (૨૩)

## ૫૦૬ બ્રાહ્મણ.

### જગતનું નામાદિરૂપે વર્ણન.

त्रयं वा इदं नाम रूपं कर्म तेषां नाम्नां वागित्येतदेषामुक्थमतो हि सर्व्वाणि नामान्युत्तिष्ठन्त्येतदेषा॰ सामैतद्धि सर्व्वैर्नामभिः सममेतदेषां ब्रह्मैतद्धि सर्व्वाणि नामानि बिभर्ति ॥ १ ॥ अथ रूपाणां चक्षुरित्येतदेषामुक्थमतो हि सर्व्वाणि रूपाण्युत्तिष्ठन्त्येतदेषा॰ सामैतद्धि सर्व्वै रूपैः सममेतदेषां ब्रह्मैतद्धि सर्व्वाणि रूपाणि बिभर्ति ॥२॥ अथ कर्म्मणामात्मेत्येतदेषामुक्थमतो हि सर्व्वाणि कर्म्माण्युत्तिष्ठन्त्येतदेषा॰ सामैतद्धि सर्व्वैः कर्म्मभिः सममेतदेषां ब्रह्मैतद्धि सर्व्वाणि कर्माणि बिभर्ति तदेतत्त्रय॰ सदेकमयमात्मात्मा एकः सन्नेतत्त्रयं तदेतदमृत॰ सत्येन छन्नं प्राणो वा अमृतं नामरूपे सत्यं ताभ्यामयं प्राणश्छन्नः ॥ ३ ॥ इति षष्ठं ब्राह्मणम् ॥ ६ ॥ इति बृहदारण्यकउपनिषदि प्रथमोऽध्यायः ॥ १ ॥

અન્વયાર્થઃ–**त्रयं**=ત્રણરૂપે, **वा**=પ્રસિદ્ધ, **इदं**=આ જગત્, **नाम रूपं कर्म**=નામરૂપ તથા કર્મરૂપે, **तेषां**=તે નામરૂપ તથા કર્મના મધ્યમાં, **नाम्नां**=નામ વિશેષોની, **वाक्**=વાણી, **इति**=એમ, **एतत्**=આ, **उक्थ**=ઉપાદાન કારણરૂપે, **अत.**=આથી, **सर्वाणि नामानि**=સર્વ નામો, **उत्तिष्ठन्ति**=ઉત્પન્ન થાય છે, **एतत्**=આ વાણી, **एषां**=આ નામ વિશેષોના, **साम**=સામાન્યરૂપે **एतत्**=આ વાણી, **हि**=પ્રસિદ્ધ, **सर्वैः नामभिः**=સર્વ નામો સાથે, **समं**=સામાન્ય, **एतत्**=આ વાણી, **एषां**=નામ વિશેષોના, **ब्रह्म**=આત્મારૂપે, **एतत् हि सर्वाणि नामानि बिभर्ति**=કારણ કે આ વાણી સર્વનામ વિશેષોને ધારણ કરે છે. (૧) **अथ**=વળી, **रूपाणां**=રૂપોને, **चक्षुः**=ચક્ષુ વિષયરૂપે, **एतत् एषां उक्थं**=આ ચક્ષુ રૂપોના ઉપાદાન કારણરૂપે, **अतः हि सर्वाणि रूपाणि उत्तिष्ठन्ति**=આમાથી અર્થાત્ ચક્ષુમાંથી સર્વરૂપો નીકળે છે, **एतत् एषां साम**=આ ચક્ષુ આ રૂપોનો સામાન્ય રૂપે છે, **एतत् हि सर्वैः रूपैः समं**=આ ચક્ષુ સર્વ રૂપોને સામાન્યરૂપે, **एतत् एषां ब्रह्म**=આ ચક્ષુ આ રૂપોના આત્મારૂપ, **एतत् हि सर्वाणि रूपाणि बिभर्ति**=આ ચક્ષુ સર્વ રૂપોને ધારણ કરે છે. (૨) **अथ**=વળી, **कर्मणां आत्मा**=કર્મોને શરીરવિશેષરૂપે, **एतत् एषां उक्थं**=આ શરીર આ કર્મોના ઉપાદાન કારણરૂપે, **अतः हि सर्वाणि कर्माणि उत्तिष्ठन्ति**=આ શરીરમાથી સર્વ કર્મ ઉપન્ન થાય છે, **एतत् एषां साम**=આ શરીર આ કર્મોને સામાન્ય રૂપે, **एतत् सर्वैः कर्मभिः समं**=આ શરીર સર્વ કર્મો સાથે સામાન્યરૂપે.

एतत् एषां ब्रह्म=આ શરીર્ આ કર્મોના આત્મારૂપે, एतत् हि सर्वाणि कर्माणि बिभर्ति=આ શરીર સર્વ કર્મોને ધારણ કરે છે, 'तत्' 'एतत्' त्रयं=તે આ ત્રણ, सत् एकं જોડાવાથી એકરૂપે,' अयं आत्मा=આ પ્રત્યક્ષ કાર્ય કારણના સમૂહરૂપ પિંડ, आत्मा एकः सन् एतत् त्रयं=આત્મા એક છતાં આ ત્રણરૂપે, तत् एतत् अमृतं सत्येन छन्नं આ અમૃતરૂપ પિંડ સત્યથી જોડાયેલ છે, प्राणः अमृतं=લિંગ શરીર અમૃતરૂપે, नामरूपे=નામ તથા રૂપ, सत्यं=સત્યરૂપે, ताभ्यां अयं प्राणः छन्नः=તે નામ તથા રૂપવડે આ લિંગ શરીર વ્યાપ્ત છે. ( ૩ )

શબ્દાર્થ--આ જગત્ ત્રણરૂપે અર્થાત્ નામ, રૂપ તથા કર્મરૂપે છે. નામો વાણીરૂપ છે. સર્વ નામો વાણીમાંથી ઉત્પન્ન થતા હોવાથી વાણી અધિષ્ઠાનરૂપ છે. તે તેઓના સમાનરૂપ છે. કારણ તે સર્વ નામોની સાથે સમાનરૂપે છે. તે તેઓના બ્રહ્મરૂપ છે, કારણ તે સર્વ નામોને ધારણ કરે છે. ( ૧ ) વળી રૂપો ચક્ષુના વિષયરૂપ છે. ચક્ષુ રૂપના અધિષ્ઠાનરૂપ છે. કારણ કે ચક્ષુમાંથી સર્વ રૂપ ઉત્પન્ન થાય છે. આ ચક્ષુ તેઓના સમરૂપ છે. કારણ ચક્ષુ સર્વ રૂપોના સામાન્યરૂપે છે. તે રૂપોના બ્રહ્મરૂપે છે. કારણ તે સર્વ રૂપોને ધારણ કરે છે. ( ૨ ) વળી કર્મો આત્મારૂપ છે. આત્મા તેઓના અધિષ્ઠાનરૂપ છે. કારણ તેમાથી સર્વ કર્મોની ઉત્પત્તિ થાય છે. આ તેઓના સમરૂપ છે. કારણ આત્મા સર્વ કર્મના સામાન્યરૂપે છે તે તેઓના—કર્મોના બ્રહ્મરૂપ છે. કારણ આત્મા એકરૂપ છે. આ આત્મા એક છે, છતા તે ત્રણરૂપ છે. આ અમૃતરૂપ આત્મા સત્યથી નિવૃત છે. પ્રાણ અમૃતરૂપ છે. નામ તથા રૂપ બન્ને સત્યરૂપ છે. નામ તથા રૂપવડે આત્મા આવરણવાળો થાય છે. (૩)

ટીકા—સાધ્ય તથા સાધનરૂપ આ વ્યાકૃત જગત્ તેમ જ હિરણ્યગર્ભને પ્રાપ્ત થવારૂપ ફળ, આ બેઉનો અવિદ્યામાં સમાવેશ થાય છે. જગત્‌ની પૂર્વાવસ્થા જે અવ્યાકૃતરૂપ કહેવામા આવે છે, તે વૃક્ષના બીજની પેઠે ત્રણરૂપે છે. આ ત્રણ શું છે? આના ઉત્તરમા કહ્યું છે કે, નામ, રૂપ તથા કર્મ અર્થાત્ અનાત્મ વસ્તુઓ એટલે અપરોક્ષ બ્રહ્મ. આ બ્રાહ્મણ જેનો પ્રથમ નામ્દ ત્રયથી શરૂ થાય છે તેનો ઉદ્દેશ મનુષ્યે આ જગતમાથી નિવૃત્ત થવું તે છે. 'હું બ્રહ્મરૂપ છું', આ મહાન્ વાક્યમાથી ઉત્પન્ન થતું જ્ઞાન તે મુખ્ય સ્થાન રૂપ કેવળ આત્માની જ ઉપાસનારૂપે છે. વળી અનાત્મરૂપ, મનને બાહ્ય વિષય તરફ દોરવનાર તથા નિર્ગુણ બ્રહ્મથી ભિન્ન એવા જગતમાંથી જ્યા સુધી મનુષ્યના વિચારો નિવૃત્તિને પામ્યા નથી ત્યા સુધી બ્રહ્મનું જ્ઞાન ઉત્પન્ન થવા પામતું નથી. આના સંબંધમા કઠોપનિષદમા કહ્યુ છે કે, 'पराञ्चि खानि व्यतृणत्स्वयंभूस्तस्मात्पराङ् पश्यति नान्तरात्मन्। कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन्॥ અર્થ - સ્વયંભૂ બ્રહ્માએ ઇન્દ્રિયો જેઓ બાહ્ય વિષય તરફ જનારી છે તેઓનો પરાજય કર્યો. માટે મનુષ્ય બાહ્યના વિષયોને જૂવે છે પણ અંતરાત્માને જોઇ શકતો નથી. પણ બાહ્ય વિષયો તરફથી નિવૃત્ત થયેલાં ચક્ષુઓવડે અમૃતત્વની ઇચ્છાવાળો અધિકારી પુરુષ કેવળ આત્માને જૂવે છે.' આ જગત્ વ્યક્તરૂપ, અવ્યક્તરૂપ તથા કાર્ય, કારક અને ફળવાળુ છે તથા તે નામરૂપ અને કર્માત્મક છે. આવા જગતની આત્માપણાવડે કેમ સંભાવના થઇ શકે?

આના પ્રતિ ઉત્તરમા કહ્યુ છે કે, નામો વાક્‌રૂપ છે અર્થાત્ શબ્દ સામાન્યરૂપે કહેવામા આવે છે દરેક શબ્દ વાક્‌રૂપ છે. વાણી

કેવળ બોલવાના વ્યાપારમાં આવે છે. શબ્દનો અર્થ તે જ કેવળ શબ્દ સામાન્ય માત્ર છે. જેમ સૈધવાચળ સર્વ સૈંધવનું ઉપાદાન કારણ છે, તેમ નામવિશેષોનું ઉપાદાન કારણ વાણી છે. આ કારણથી કહેવામા આવ્યું છે કે, જેમ લવણાચળમાથી લવણના કણો છૂટા પડે છે, તે જ પ્રમાણે યજ્ઞદત્ત, દેવદત્ત આદિ નામો વાણીમાથી ઉદ્‌ભવ પામે છે તથા કાર્ય કારણથી તેઓ ભિન્ન હોતાં નથી. આ જ પ્રમાણે સામાન્યનો વિશેષવિશે અંતર્ભાવ થાય છે તો સામાન્ય તથા વિશેષભાવ કેવી રીતે હોઇ શકે? આ વિષય સ્ફુટ કરવા કહ્યું છે કે, શબ્દ સામાન્ય નામવિશેષોના સામરૂપ અર્થાત્ સામાન્યરૂપ છે. કારણ કે વાણી એ સર્વ નામો જે વાણીથી ભિન્નરૂપ છે તેના સામાન્યરૂપે છે. કારણ વિશેષ નામો સામાન્ય વાણીથી ભિન્ન હોતાં નથી. જેમ ઘટ, મૃત્તિકાથી ભિન્ન હોતો નથી, તેમ કોઇ પણ વસ્તુ જેના સ્વરૂપવડે બનેલ હોય છે તેના સ્વરૂપથી તે ભિન્ન હોતી નથી. કેવી રીતે વિશેષ નામો વાણીને પ્રાપ્ત થયેલા કહેવાય છે? કારણ કે વાણીના નામવડે કહેવાયલી વસ્તુ તેના બ્રહ્મરૂપ અર્થાત્ આત્મારૂપ છે. આથી નામો સામાન્યતાને પામે છે. શબ્દના સ્વરૂપથી નામાદિ કોઇ પણ વસ્તુ ભિન્ન હોતી નથી. આ કારણથી મૂળમાં કહ્યું છે કે, શબ્દ સામાન્ય સર્વ નામોને ધારણ કરે છે. સામાન્ય તથા વિશેષની વચ્ચે કાર્ય કારણતાનો સંબંધ હોય છે તથા એક વસ્તુનો અન્ય વસ્તુઓના સ્વરૂપની સાથે સંબંધ સિદ્ધ કર્યા પછી ખુલ્લું માલમ પડે છે કે, વિશેષ નામો કેવળ શબ્દરૂપ છે. તે જ પ્રમાણે પાછળની બે વસ્તુઓવિશે પણ જાણી લેવું. ( ૧ )

ટીકા—વળી રૂપો અર્થાત્ નીલશ્વેતાદિરૂપો ચક્ષુના વિષયોરૂપે હોય છે અર્થાત્ સામાન્ય રૂપો જે વ્યક્તરૂપે થાય છે તે ચક્ષુના વિષયો હોય છે. કારણ ચક્ષુમાંથી સર્વ રૂપો ઉત્પન્ન થાય છે. ચક્ષુ રૂપના સમરૂપ છે. કારણ તે સર્વ રૂપોના સામાન્યરૂપે છે. તે રૂપોના બ્રહ્મરૂપે છે. કારણ કે ચક્ષુ રૂપોને ધારણ કરે છે. ( ૨ )

ટીકા:—સર્વ વિશેષ કર્મો જેવાં કે મનન, દર્શન તથા ચલનાદિનો સામાન્ય ક્રિયાને વિશે સમાવેશ થાય છે. કેવી રીતે? સર્વ વિશેષ કર્મો આત્મારૂપ છે તથા શરીર સામાન્ય આત્મારૂપ છે. આત્માનું જે કર્મ, તેને આત્મા કહેવામા આવે છે. કારણ કહ્યું છે કે, આત્માવડે—શરીરવડે કર્મ કરવામાં આવે છે. વળી શરીરને વિશે દરેક કર્મ વ્યક્ત થાય છે. શરીરને વિશે તેનું સ્થાન હોવાથી તે પૂર્વની માફક તેના આશ્રયરૂપ છે. પૂર્વે કહેવામાં આવેલી ત્રણ વસ્તુઓ—નામ, રૂપ તથા કર્મ એક બીજાને આધીન હોવાથી, એક બીજાની અભિવ્યક્તિના કારણરૂપ થવાથી તથા એક બીજાના નાશને અર્થે જોડાયલાં હોવાથી ભક્તના ત્રણ વ્રતના ( મન, વાણી તથા ઇન્દ્રિયોને નિયમમા રાખવાના ) આશ્રયરૂપ હોય તેવાં તેઓ છે. એક સતરૂપ છે. પિંડમાં એકપણાનો વિચાર કેવી રીતે રહેલો છે? આના ઉત્તરમાં કહ્યું છે કે, આ આત્મા પિંડરૂપ કાર્ય તથા કારણના સંઘાતરૂપે છે. તે જ પ્રમાણે કહ્યુ છે કે, આ રીતનો આત્મા મન, વાણી તથા પ્રાણના વિકારરૂપે છે. આ રીતનો વિકૃત થયેલો આત્મા નામ, રૂપ તથા કર્મ જેવા વ્યક્ત તથા અવ્યક્ત સર્વને વિશે રહે છે. ( ૩ )

કાર્ય કારણના સંઘાતરૂપ આત્મા અધ્યાત્મ, અધિભૂત તથા અધિદૈવતના ભાવવડે નામ, રૂપ તથા કર્મ આ ત્રણે પ્રકારનો થાય છે. આ કહેવામાં આવતો અમૃતરૂપ આત્મા સત્યના આવરણવાળો છે. પ્રાણ અમૃતરૂપ છે, એટલે તે કારણરૂપ, કર્મના અં..

આત્મા સરખો, અમૃતરૂપ તથા અવિનાશી છે. નામ તથા રૂપ અસ્તિત્વરૂપે છે–તેઓને કાર્યનું સ્વરૂપ છે તથા શરીરમાં રહે છે. પણ પ્રાણ કારણના સ્વરૂપરૂપ હોવાથી તથા કાર્યોના આશ્રયરૂપ હોવાથી, કાર્યો જેઓ બાહ્ય છે, શારીરીક છે, જે વૃદ્ધિ તથા ક્ષયને પામનારા છે તથા જે મર્ત્ય છે તેઓથી તે વ્યક્ત થઈ શકતો નથી. હવે ઉપનિષદ પ્રમાણે દ્વિતીય અધ્યાયમાં બ્રહ્મવિદ્યા સંબંધીનું જ્ઞાન નિરૂપણ કરવામાં આવશે.

## દ્વિતીય અધ્યાય–પ્રથમ બ્રાહ્મણ.

ગાર્ગ્ય તથા રાજા અજાતશત્રુનો સંવાદ.

ॐ ॥ दृप्तबालाकिर्हानूचानो गार्ग्य आस स होवाचाजातशत्रुं काश्यं ब्रह्म ते ब्रवाणीति स होवाचाजातशत्रुः सहस्रमेतस्यां वाचि दद्मो जनको जनक इति वै जना धावन्तीति ॥ १ ॥ स होवाच गार्ग्यो य एवासावादित्ये पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठा अतिष्ठाः सर्व्वेषां भूतानां मूर्द्धा राजेति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्तेऽतिष्ठाः सर्व्वेषां भूतानां मूर्द्धा राजा भवति ॥ २ ॥ स होवाच गार्ग्यो य एवासौ चन्द्रे पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठा बृहत्पाण्डरवासाः सोमो राजेति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्तेऽहरहर्ह सुतः प्रसुतो भवति नास्यान्नं क्षीयते ॥३॥ स होवाच गार्ग्यो य एवासौ विद्युति पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठास्तेजस्वीति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्ते तेजस्वी ह भवति तेजस्विनी हास्य प्रजा भवति ॥ ४ ॥ स होवाच गार्ग्यो य एवायमाकाशे पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठाः पूर्णमप्रवर्तीति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्ते पूर्यते प्रजया पशुभिर्नास्यास्माल्लोकात्प्रजोद्वर्तते ॥ ५ ॥ स होवाच गार्ग्यो य एवायं वायौ पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठा इन्द्रो वैकुण्ठोऽपराजितासेनेति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्ते जिष्णुर्हापराजिष्णुर्भवत्यन्यतस्त्यजायी ॥ ६ ॥ स होवाच गार्ग्यो य एवायमग्नौ पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठा विषासहिरिति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्ते विषासहिर्ह भवति विषासहिर्हास्य प्रजा भवति ॥७॥ स होवाच गार्ग्यो य एवायमप्सु पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठाः प्रतिरूप इति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्ते प्रतिरूपꣳ हैवैनमुपगच्छति नाप्रतिरूपमथो प्रतिरूपोऽस्माज्जायते ॥ ८ ॥ स होवाच गार्ग्यो य एवायमादर्शे पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठा रोचिष्णुरिति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्ते रोचिष्णुर्ह भवति रोचिष्णुर्हास्य प्रजा भवत्यथो यैः सन्निगच्छति सर्व्वांस्तानतिरोचते ॥ ९ ॥ स होवाच गार्ग्यो य एवायं यन्तं

पश्चाच्छब्दोऽनूदेत्येतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठा असुरिति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्ते सर्वꣳ हैवास्मिँल्लोक आयुरेति नैनं पुरा कालात् प्राणो जहाति ॥१०॥ स होवाच गार्ग्यो य एवायं दिक्षु पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठा द्वितीयोऽनपग इति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्ते द्वितीयवान् ह भवति नास्माद्गणश्छिद्यते ॥ ११ ॥ स होवाच गार्ग्यो य एवायं छायामयः पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठा मृत्युरिति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्ते सर्वꣳ हैवास्मिँल्लोक आयुरेति नैनं पुरा कालान्मृत्युरागच्छति ॥ १२ ॥ स होवाच गार्ग्यो य एवायमात्मनि पुरुष एतमेवाहं ब्रह्मोपास इति स होवाचाजातशत्रुर्मा मैतस्मिन्संवदिष्ठा आत्मन्वीति वा अहमेतमुपास इति स य एतमेवमुपास्त आत्मन्वी ह भवत्यात्मन्विनी हास्य प्रजा भवति स ह तूष्णीमास गार्ग्यः ॥ १३ ॥ स होवाचाजातशत्रुरेतावन्नू इत्येतावद्धीति नैतावता विदितं भवतीति स होवाच गार्ग्य उप त्वा यानीति ॥ १४ ॥ स होवाचाजातशत्रुः प्रतिलोमं चैतद्यद्ब्राह्मणः क्षत्रियमुपेयाद्ब्रह्म मे वक्ष्यतीति व्येव त्वा ज्ञपयिष्यामीति तं पाणावादायोत्तस्थौ तौ ह पुरुषꣳ सुप्तमाजग्मतुस्तमेतैर्नामभिरामन्त्रयाञ्चक्रे बृहन् पाण्डरवासः सोम राजन्निति स नोत्तस्थौ तं पाणिनाऽऽपेषं बोधयाञ्चकार स होत्तस्थौ ॥ १५ ॥ स होवाचाजातशत्रुर्यत्रैष एतत्सुप्तोऽभूद्य एष विज्ञानमयः पुरुषः क्वैष तदाभूत्कुत एतदागादिति तदु ह न मेने गार्ग्यः ॥ १६ ॥ स होवाचाजातशत्रुर्यत्रैष एतत्सुप्तोऽभूद्य एष विज्ञानमयः पुरुषस्तदेषां प्राणानां विज्ञानेन विज्ञानमादाय य एषोऽन्तर्हृदय आकाशस्तस्मिञ्छेते तानि यदा गृह्णात्यथ हैतत्पुरुषः स्वपिति नाम तद्गृहीत एव प्राणो भवति गृहीता वाग् गृहीतं चक्षुर्गृहीतꣳ श्रोत्रं गृहीतं मनः ॥ १७ ॥ स यत्रैतत्स्वप्न्यया चरति ते हास्य लोकास्तदुतेव महाराजो भवत्युतेव महाब्राह्मण उतेवोच्चावचं निगच्छति स यथा महाराजो जानपदान् गृहीत्वा स्वे जनपदे यथाकामं परिवर्त्तेतैवमेवैष एतत्प्राणान् गृहीत्वा स्वे शरीरे यथाकामं परिवर्त्तते ॥ १८ ॥ अथ यदा सुषुप्तो भवति यदा न कस्यचन वेद हिता नाम नाड्यो द्वासप्ततिः सहस्राणि हृदयात्पुरीततमभिप्रतिष्ठन्ते ताभिः प्रत्यवसृप्य पुरीतति शेते स यथा कुमारो वा महाराजो वा महाब्राह्मणो वातिघ्नीमानन्दस्य गत्वा शयीतैवमेवैष एतच्छेते ॥ १९ ॥ स यथोर्णनाभिस्तन्तुनोच्चरेद्यथाग्नेः क्षुद्रा विस्फुलिङ्गा व्युच्चरन्त्येवमेवास्मादात्मनः सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे देवाः सर्वाणि भूतानि व्युच्चरन्ति तस्योपनिषत्सत्यस्य सत्यमिति प्राणा वै सत्यं तेषामेष सत्यम् ॥ २० ॥ इति द्वितीयाध्याये प्रथमं ब्राह्मणम् ॥ १ ॥

*અન્વયાર્થ:—દૃપ્તબાલાકિઃ=અસંપૂર્ણ અ-

---

* અન્વયાર્થમાં અહીંથી દરેક મંત્રનો શબ્દશઃ નથી લીધો, પણ પુનરાવૃત્તિવાળા શબ્દો મૂકી દીધા છે. જેટલા અઘરા શબ્દો છે તેનો અન્વય લીધો છે.

જ્ઞાતા એવો બાલાકિ, ह=ખચીત, अनूचानः=વાદમાં કુશળ, गार्ग्यः आस=ગર્ગ ગોત્રમાં થયલો બ્રાહ્મણ હતો, सः ह उवाच= તેણે ખચીત કહ્યું, अजातशत्रुं=બ્રહ્મજ્ઞાની હોવાથી શત્રુથી રહિત, काश्यं=કાશીરાજને, ब्रह्म ते ब्रवाणि=હું તને બ્રહ્મજ્ઞાન કહું, स ह उवाच अजातशत्रुः=તે અજાત શત્રુએ કહ્યું, सहस्रं एतस्यां वाचि दद्मः= આ વાણીમાંજ હજાર ગાય અમે આપીએ છીએ, जनकः जनकः=જનકરૂપે, જનકરૂપે, जनाः धावन्ति=મનુષ્યો મારી પાસે આવે છે. (૧) सः ह उवाच गार्ग्यः=તે ગાર્ગ્યે ખચીત કહ્યું, यः एष आदित्ये पुरुषः=જે આદિત્યમાં પુરૂષ અર્થાત્ ચક્ષુમાં અભિમાની પુરૂષ અર્થાત્ ચક્ષુ આદિ દ્વારા હૃદયમાં રહેલ હું કર્તા તથા ભોક્તા એવો પુરૂષ, एतं एव ब्रह्म उपासे=આનેજ બ્રહ્મરૂપે હું ઉપાસું છું, सः ह उवाच अजातशत्रुः=તે અજાત શત્રુએ ખચીત કહ્યું, मा मा एतस्मिन् संवदिष्ठाः=આવા બ્રહ્મમાં તું વિવાદ કર નહિ, अतिष्ठाः=તે સર્વનું અતિ ક્રમણ કરે છે, सर्वेषां भूतानां मूर्द्धा राजा=સર્વ પ્રાણી માત્રોના મસ્તકરૂપે રાજા, इति अहं एतं उपासे=એમ આ પુરૂષની હું ઉપાસના કરૂં છું, सः यः एतं एव उपास्ते=જે આને ઉપાસે છે, अतिष्ठाः=તે સર્વ ભૂતોનું અતિક્રમણ કરે છે, सर्वेषां भूतानां मूर्द्धा राजा भवति=તે સર્વ પ્રાણીના મસ્તકરૂપ રાજા થાય છે. (૨) स ह उवाच गार्ग्यः= તે ગાર્ગ્યે ખચીત કહ્યું, यः एष असौ चन्द्रे पुरुषः=જે આ પુરૂષ ચંદ્રમાં અર્થાત્ મનમાં જે પુરૂષ, एतं एव अहं ब्रह्म उपासे=આની હું બ્રહ્મરૂપે ઉપાસના કરૂં છું, सः ह उवाच अजातशत्रुः=તે અજાત શત્રુએ ખચીત કહ્યું, मा मा एतस्मिन् संवदिष्ठाः=આને વિશે તું વાદ મા કર, બૃहन् पांडरवासाः=મહાન્ શુકલ વસ્ત્રવાળો, सोमः राजा=સોમ રાજારૂપે, इति अहं एतं उपासे=એમ હું આની ઉપાસના કરૂં છું, यः एतं एवं उपास्ते=જે આની આ રીતે ઉપાસના કરે છે, अहर् अहर् सुतः प्रसुतः भवति=તે દરરોજ યજ્ઞમાં સોમરૂપે ઉત્પન્ન કરાયેલ તથા અત્યંત ઉત્પન્ન કરાયેલ થાય છે, न अस्य अन्नं क्षीयते=આનું અન્ન ક્ષય પામતું નથી. ( ૩ ) विद्युति= વિદ્યુતમાં, तेजस्वी इति अहं उपासे=તે- જસ્વીરૂપે હું ઉપાસું છું, यः एतं एव उपास्ते तेजस्वी भवति तेजस्विनी ह अस्य प्रजा भवति=તે તેજસ્વી થાય છે તથા આની પ્રજા તેજસ્વી બને છે. ( ૪ ) आकाशे=હૃદયાકાશમાં, पूर्ण अप्रवर्ति=પૂર્ણ- ત્વરૂપે તથા પ્રવર્તકપણાથી રહિત, यः एतं एव उपास्ते पूर्यते प्रजया पशुभिः=જે આ રીતે ઉપાસે છે તે પ્રજા તથા પશુઓવડે પૂર્ણ થાય છે, न अस्य अस्मात् लोकात् प्रजा उद्वर्तते=આની પ્રજા આ લોકમાંથી નાશ પામતી નથી. ( ૫ ) वायौ=પ્રાણમાં, इन्द्रः=પરમેશ્વરરૂપ, वैकुंठः=અપ્રસહ્ય, अपराजिता सेना=જેની શત્રુથી સેના જિતાયલી નથી, जिष्णुः=જયનશીલ, अपराजिष्णुः= શત્રુથી અજય, भवति=થાય છે, अन्यतस्त्यजायी=અન્યતસ્ત્યાન્ અર્થાત્ આ પક્ષના શત્રુનો જાયી કહેતાં જિતનાર. ( ૬ ) अग्नौ=વાણીરૂપ હૃદયમાં विपासहिः=વિશેષે કરી સર્વને ભસ્મ કરી • સહન કરનાર, विपासहिः भवतिः શત્રુનો વિશેષ કરી નાશ કરનાર થાય છે. ( ૭ ) अप्सु=રેતસ રૂપ હૃદયમાં, प्रतिरूपः=શ્રુતિ તથા સ્મૃતિમાં અનુકૂળ, प्रतिरूपं एनं उपगच्छति=શ્રુતિ આદિને અનુકૂલ તેની સમીપ થાય છે, अस्मात् प्रतिरूपः जायते न अप्रतिरूपः= આમાંથી તેને અનુકૂળ પુત્ર થાય છે, પણ

વિપરીત નહિ. ( ૮ ) **आदर्शे**=દર્પણમાં અર્થાત્ ખડ્ગ આદિમા, **रोचिष्णुः**=પ્રકાશમાન સ્વભાવવાળો, **यैः सन्निगच्छति सर्वान् तान् अतिरोचते**=જેઓ વડે જોડાય છે તે સર્વનું ઉલ્લંઘન કરે છે. ( ૯ ) **यन्तं**=ગમન કરતો, **पश्चात्**=પાછળથી, **शब्दः अनूदेति**=શબ્દ ઉત્પન્ન થાય છે, **असुः**=જીવનના હેતુ રૂપ, **अस्मिन् लोके आयुः एति**=આ લોકમા આયુષને મેળવે છે, **न**=નહિ, **एनं**=રોગથી પીડાયના આને, **पुरा**=પહેલા, **कालात्**=કર્મના પરિપાકના સમય, **प्राणः जहाति**=પ્રાણ ત્યાગ કરે છે. ( ૧૦ ) **दिक्षु**=કર્ણમા, **द्वितीयः अनपगः**=જોડકાંની માફક છૂટા નહિ પડેલ રૂપે, **द्वितीयवान्**=સારા ચાકરવાળો, **अस्मात्**=આ ઉપાસકમાથી, **गणः न छिद्यते**=સમૂહ નાશ પામતો નથી. ( ૧૧ ) **छायामयः**=બાહ્યરૂપે અંધકાર તથા અધ્યાત્મરૂપે હૃદયમા રહેલ અજ્ઞાન, **सर्वं ह एव अस्मिन् लोके आयुः**=તે આ લોકમા સર્વ આયુષ ભોગવે છે, **न एनं**=એને નહિ, **पुरा कालात्**=મૃત્યુ આવવા પહેલા, **मृत्युः आगच्छति**=રોગાદિ પીડા આવે છે. (૧૨) **आत्मनि**=પ્રજાપતિમા, **आत्मन्वी**=સ્વતંત્ર, **तूष्णीं आस गार्ग्यः**= ગાર્ગ્ય મૂગો રહ્યો. (૧૩) **सः ह उवाच अजातशत्रुः**=તે અજાતશત્રુએ ખચીત કહ્યુ, **एतावत् नु**=શું બ્રહ્મ આટલા પરિમાણવાળો, **एतावत्**=એટલા વિસ્તારવાળો, **न एतावता विदितं भवति** આટલા પરિમાણથી બ્રહ્મ જણાતો નથી, **सः गार्ग्यः उवाच ह**=તે ગાર્ગ્યે ખચીત કહ્યું, **उपत्वायानि**=હું આપની પાસે આવું. (૧૪) **सः ह उवाच अजातशत्रुः**=તે અજાતશત્રુએ ખચીત કહ્યુ, **प्रतिलोमं एतत्**=આ વિપરીત, **ब्राह्मणः क्षत्रियं उपेयात्**=બ્રાહ્મણે ક્ષત્રિયની પાસે જવું, **ब्रह्म मे वक्ष्यति** =મને બ્રહ્મ સબંધી ઉપદેશ કરશે, **वि एव त्वा ज्ञपयिष्यामि**=તને હું વિશેષે કરી ઉપદેશ આપીશ, **तं**=તે ગાર્ગ્યને, **पाणौ आदाय**=હાથ પકડી, **उत्तस्थौ**=ઉભા થયા, **तौ पुरुषं सुप्तं आजग्मतुः**=તે બેઉ સૂતેલા પુરૂષ પાસે ગયા, **तं**=તેને, **एतैः नामभिः** આ નામો વડે અર્થાત્ હે સોમરાજ, હે વાયુ ઇત્યાદિ **आमंत्रयांचक्रिरे**=બોલાવવા લાગ્યા, **बृहत् पांडरवासः सोमराजन्**=મહાન્ શુક્લ વર્ણવાળા સોમરાજા, **सः न उत्तस्थौ**= તે ઉઠ્યો નહિ, **तं**=તેને, **पाणिना**=હાથવડે, **आपेषं**=દબાવી, **बोधयांचकार**=જગાડવા લાગ્યા, **सः ह उत्तस्थौ**=તે ખચીત ઉભો થયો. (૧૫) **सः ह उवाच अजातशत्रुः** તે અજાતશત્રુએ ખચીત કહ્યું, **यत्र**=હાથ દબાવવા પહેલા સમયમા, **एषः**=આ, **एतत्**= આ **सुप्तः अभूत्**=સૂતેલ હતો, **यः एषः विज्ञानमयः**=જે આ બુદ્ધિના વિકારરૂપ, **पुरुषः**=દેહમાં શયન કરનાર અર્થાત્ પુરૂષ, **क्व**=ક્યાં, **एषः** આ, **तदा**=ત્યારે, **अभूत्**= હતો, **कुतः**=ક્યાથી, **एतत्**=આના સબંધી, **आगात्**=આગમન થયું, **तत् उ न मेने गार्ग्यः**=તે ખચીત ગાર્ગ્ય સમજ્યો નહિ. (૧૬) **यत्र**=જે સમયે, **एषः**=આ, **एतत्**= આ જાણે ઉંઘતો હોય તેમ, **सुप्तः अभूत्**= સૂતેલો હતો, **यः एषः विज्ञानमयः पुरुषः**=જે આ વિજ્ઞાનમય પુરૂષ, **तत्**=તે સમયે, **एषां प्राणानां विज्ञानेन विज्ञानं आदाय**=આ પ્રાણોના વિજ્ઞાનવડે વિજ્ઞાનને ગ્રહણ કરી, **यः एषः अंतर् हृदयः आकाशः**=જે આ અંદર રહેલ બુદ્ધિમાં આકાશ અર્થાત્ પરમાત્મા, **तस्मिन्** તત્=વિશેષ સ્વભાવને છોડી દઇ શયન કરે છે, **तानि यदा गृणाति**=તે વાક્ આદિને જ્યારે ગ્રહણ કરે છે, **अथ**=ત્યારે, **ह**=ખચીત, **एतत् पुरुषः स्वपिति नाम**=આ પુરૂષ ઉંઘે છે એ રીતે કહેવાય છે, **तत्**=તે સમયે,

गृहीत. प्राण. गृहीता वाक् गृहीतं चक्षु. गृहीत श्रोत्र गृहीत मन.=ઘ્રાણેન્દ્રિય, વાણી, ચક્ષુ, શ્રોત્ર તથા મન ગ્રહણ કરાયેલ છે. ( ૧૭ ) सः=તે પ્રકૃત આત્મા, यत्र=જે સમયે, एतत् स्वप्नया चरति=આ સ્વપ્ન વૃત્તિવડે રહે છે તે, ह=ખચીત, अस्य लोका=પોતાના કર્મફળો, तत्=તે સમયે, उत=અથવા, इव=માફક, महाराजः भवति=મહારાજા હોય છે, उत इव महाब्राह्मण.=અથવા મહા બ્રાહ્મણ હોય તે માફક, उतइव उच्चावच निगच्छति=અથવા દેવાદિઉચ્ચ સ્થાનને અથવા તિર્યગાદિ નીચ સ્થાનને પામે છે, सः यथा महाराज जानपदान् गृहीत्वा=તે જેમ સાર્વભૌમરાજા દેશોને જિતી, स्वे जनपदे यथाकामं=પોતાના દેશમા મરજી માફક, परिवर्तेत=ફરે, एव=આ રીતે, एव=જ, एषः=વિજ્ઞાનમય આત્મા, एतत्=આ રીતે, प्राणान्=વાક્ આદિને, गृहीत्वा=એકઠા કરી, स्वे शरीरे =પોતાના શરીરમા, यथाकाम=યથેચ્છ, परिवर्तते=રહે છે. ( ૧૮ ) अथ=વળી, यदा=જ્યારે, सुषुप्त. भवति=વિશેષ જ્ઞાનથી રહિત હોય છે, यदा न कस्यचन वेद=જ્યારે કોઇ વિષયને જાણતો નથી, हिता. नाम नाड्य.=હિતા નામની નાડીઓ, द्वासप्तति. सहस्राणि=બોતેરહજાર, हृदयात् पुरीततं अभिप्रतिष्ठन्ते=હૃદયમાથી નીકળી પુરીતત અર્થાત્ કમળાકાર હૃદય તથા છાતીના મધ્યમા રહેલ માસ પિંડની આગળ પાછળ વ્યાપીને રહે છે, ताभि =તે નાડીવડે, प्रत्यवसृप्य=ઇન્દ્રિયોને ગ્રહણ કરી, पुरीतति शेते=શરીરમા શયન કરે છે, स यथा कुमार. वा महाराज वा महाब्राह्मण =જેવી રીતે કુમાર, મહારાજા અથવા મહાબ્રાહ્મણ, अतिघ्नीं आनंदस्य गत्वा= આનંદના અતિશયપણાને પામી, शयीत= શયન કરે, एष एव एष =આ રીતે આ, एतत् शेते=જે રીતે શયન કર્યું હોય તે રીતે સૂવે છે. ( ૧૯ ) स =તે, यथा=જેમ, उर्णनाभि.=કરોળિયો, तन्तुना उच्चरेत्= તંતુવડે ગમન કરે, यथा अग्ने क्षुद्रा: विस्फुलिंगाः व्युच्चरेत्=જેમ અગ્નિના ક્ષુદ્ર તણખા છૂટા પડે છે, एवं एव अस्मात् आत्मनः सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे देवा सर्वाणि भूतानि व्युच्चरन्ति=આ રીતે આ આત્મામાથી સઘળી વાગ્ આદિ, સર્વ પ્રાણી માત્ર, व्युच्चरन्ति=સ્થિતિ તથા લયને પામે છે, तस्य=તે આત્મસ્વરૂપ બ્રહ્મનુ, उपनिषत्=વિજ્ઞાન આત્મા સમીપ નિરંતર ગમન કરાવનાર, सत्यस्य सत्य=સત્યના સત્યરૂપ, प्राणा. वै सत्यं=પ્રાણો ખરેખર સત્યરૂપે, तेषा एष =તે પ્રાણોના મધ્યમા આ આત્મા, सत्यं=અબાધ્ય તત્વરૂપે (૨૦)

શબ્દાર્થ —બાલાકિને મગરૂર તથા મહાન્ વક્તા ગાર્ગ્ય નામે એક પુત્ર હતો તેણે એક વેળા કાશીના રાજા અજાત શત્રુને કહ્યુ, 'હુ તને બ્રહ્મનુ સ્વરૂપ કેવુ છે તે કહુ છું.' ત્યારે અજાત શત્રુએ કહ્યુ; 'જો કોઇ મને બ્રહ્મ એવો શબ્દ પણ શ્રવણ કરાવશે, તેને હુ એક સહસ્ર ગાય દાનમા આપીશ. 'આ તો જનક રાજા છે, આ તો જનક રાજા છે' એમ લોકો બ્રહ્મવિદ્યા કહેનારની પાછળ ખરેખર દોડયા જ આવે છે.' (૧)

શબ્દાર્થ —ગાર્ગ્યે કહ્યુ —આદિત્યને વિશે જે રહેલો પુરુષ છે તેને હુ બ્રહ્મરૂપે ઉપાસુ છુ ત્યારે અજાતશત્રુએ કહ્યુ —તું જે પુરૂષ કહે છે તેને જાણુવાનડે હુ બ્રહ્મવિદ્યા જાણુ છુ, એમ મિથ્યા આગ્રહ મા કર તે પુરૂષ સર્વ ભૂતોના મસ્તકરૂપ તથા રાજારૂપ છે એમ ઓળખી, હુ તેની ઉપાસના કરૂ છુ. જે કોઇ તેને સર્વ ભૂતોથી શ્રેષ્ઠ માની તેની

ઉપાસના કરે છે તે સર્વ ભૂતોથી શ્રેષ્ઠ થાય છે, તેઓના મસ્તકરૂપ થાય છે તથા સર્વ ભૂતોના રાજારૂપ બને છે. (૨)

શબ્દાર્થ—ગાર્ગ્યે કહ્યું-ચંદ્રમાં જે પુરૂષ રહે છે તેની હું બ્રહ્મરૂપે ઉપાસના કરૂં છું. ત્યારે અજાતશત્રુએ કહ્યુ-તું તેને જાણવાથી મગરૂર મા થા. તે પુરુષ મહાન્ શ્વેત વસ્ત્રવાળો, સોમરૂપ તથા રાજારૂપ છે, એમ ઓળખી, હું તેની ઉપાસના કરૂં છું. જે કોઇ આ પુરૂષની ઉપાસના કરે છે, તે દરરોજ ઉત્પન્ન થાય છે તથા ફરી ઉત્પન્ન થાયે છે. તેનું અન્ન ક્ષયને પામતું નથી (૩)

શબ્દાર્થ.—ગાર્ગ્યે કહ્યું-વિદ્યુતને વિશે જે પુરૂષ રહે છે તેની હુ બ્રહ્મરૂપે ઉપાસના કરૂં છું. રાજા અજાતશત્રુએ કહ્યુ -તેને જાણવાથી તું મગરૂર થા નહિ. તે પુરૂષ તેજસ્વીરૂપ છે, એમ માની હુ તેની ઉપાસના કરૂં છુ. જે કોઇ તે પુરૂષની ઉપાસના કરે છે તે તેજસ્વી બને છે તથા તેની પ્રજાઓ તેજસ્વી થાય છે. (૪)

શબ્દાર્થ—ગાર્ગ્યે કહ્યુ, આકાશને વિશે જે પુરુષ ર' છે તેની હુ બ્રહ્મરૂપે ઉપાસના કરૂં છું. રાજા અજાત શત્રુએ કહ્યું,-તું ગર્વ મા કર. તું તે વિશે ગર્વ મા કર. તે પુરુષ પૂર્ણ તથા સ્થાવરરૂપ છે, એમ માની હુ તેની ઉપાસના કરૂ છુ. જે કોઇ તેની ઉપાસના કરે છે તે પ્રજા તથા પશુથી પૂર્ણ થાય છે તથા તેની પ્રજા આ લોકમાથી નાશને પામતી નથી. (૫)

શબ્દાર્થ—ગાર્ગ્યે કહ્યુ;-વાયુમા જે પુરુષ રહે છે તેની હું બ્રહ્મરૂપે ઉપાસના કરું છુ. અજાત શત્રુએ કહ્યું-તું ગર્વ મા કર, તું તેને વિશે ગર્વ મા કર. અમોઘ વીર્યવાળા તથા અજિત સૈન્યવાળા ઇંદ્રરૂપે માની, હું તે પુરુષની ઉપાસના કરૂં છું. જે કોઇ તેની ઉપાસના કરે છે તે વિજેતા, શત્રુઓ વડે નહિ જિતાય એવો તથા પોતાના ઓરમાન ભાઇનો વિજેતા બને છે. (૬)

શબ્દાર્થ—ગાર્ગ્યે કહ્યુ,-અગ્નિમા જે પુરુષ રહે છે તેની હુ બ્રહ્મરૂપે ઉપાસના કરુ છું. રાજા અજાત શત્રુએ કહ્યું,-તું ગર્વ મા કર, તું તેને વિષે ગર્વ મા કર. તે એક નાશકર્તા છે, એમ ઓળખી, હું તે પુરુષની ઉપાસના કરૂં છુ. જે કોઇ તેની ઉપાસના કરે છે તે શત્રુનો નાશકર્ત્તા તથા તેની પ્રજા પણ નાશકર્ત્તા થાય છે. (૭)

શબ્દાર્થ—ગાર્ગ્યે કહ્યુ,-જળમાં જે પુરુષ રહે છે, તેની હુ બ્રહ્મરૂપે ઉપાસના કરું છું. રાજા અજાત શત્રુએ કહ્યુ,-તુ ગર્વ મા કર, તું તેવિષે ગર્વ મા કર. તે તેના જ રૂપવાળો છે, એમ જાણી હું તેની ઉપાસના કરું છું. જે કોઇ તેની આ પ્રમાણે ઉપાસના કરે છે, તે તેવા જ રૂપને પ્રાપ્ત થાય છે, પણ તેથી પ્રતિરૂપને પ્રાપ્ત થતો નથી. તેમજ તેનાથી જે પુત્ર ઉત્પન્ન થાય છે તે પણ તેના જ સરખો ઉત્પન્ન થાય છે. (૮)

શબ્દાર્થ.—ગાર્ગ્યે કહ્યુ,-દર્પણમાં જે પુરુષ જોવામાં આવે છે, તેની હું બ્રહ્મરૂપે ઉપાસના કરું છું. રાજા અજાત શત્રુએ કહ્યું;-તું ગર્વ મા કર, તું તે વિષે ગર્વ મા કર. આ પુરુષ પ્રકાશમાન છે, એમ માની હું તેની ઉપાસના કરું છું. જે કોઇ તેની આ પ્રમાણે ઉપાસના કરે છે તે દીપ્તિમાન્-તેજસ્વી થાય છે તથા તેની પ્રજા પણ તેજસ્વી થાય છે. જે કોઇ તેના સમાગમમા આવે છે, તે સર્વનો તેજસ્વીપણાવડે તે પરાજય કરે છે. (૯)

શબ્દાર્થ – ગાર્ગ્યે કહ્યુ;-જ્યારે ગમન કરવામા આવે છે ત્યારે જે પુરુષ શબ્દયુક્ત હોય છે, તેની હું બ્રહ્મરૂપે ઉપાસના કરૂં છુ. રાજા અજાત શત્રુએ કહ્યું,-તુ ગર્વ મા કર, તું તેને વિશે ગર્વ મા કર. તે પ્રાણરૂપ છે, એમ માની હું તેની ઉપાસના કરૂં છું.

જે કોઇ તેની ઉપસના કરે છે, તે પૂર્ણ આયુષ્ય ભોગવે છે. સમય થયા પહેલાં પ્રાણ તેનાથી છૂટો પડતો નથી. (૧૦)

શબ્દાર્થ:-ગાર્ગ્યે કહ્યું;-દિશાઓમાં જે પુરુષ રહે છે, તેની હું બ્રહ્મરૂપે ઉપાસના કરું છું. રાજા અજાત શત્રુએ કહ્યું:-તું ગર્વ મા કર, તું તેનો ગર્વ મા કર. તે દ્વિતીય-એ રૂપે તથા અવિભક્તરૂપે માની, હું તેની ઉપાસના કરું છું. જે કોઇ તેની ઉપાસના કરે છે તે દ્વિતીયરૂપે થાય છે અર્થાત્ તેના ચાકરોને તેનાથી વિયોગ થતો નથી. (૧૧)

શબ્દાર્થ:-ગાર્ગ્યે કહ્યું-છાયામાં જે પુરુષ જોવામાં આવે છે, તેની હું બ્રહ્મરૂપે ઉપાસના કરું છું. અજાતશત્રુએ કહ્યું:-તું ગર્વ મા કર. તું તવિશે ગર્વ મા કર. તે મૃત્યુરૂપ છે, એમ જાણી હું તેની ઉપાસના કરું છું. જે કોઇ તેની ઉપાસના કરે છે, તે આ લોકવિશે પૂર્ણ આયુષ્ય ભોગવે છે. સમય થતાં પૂર્વે મૃત્યુ તેની સમીપ જઇ શકતું નથી. (૧૨)

શબ્દાર્થ:-ગાર્ગ્યે કહ્યું-આત્મામાં જે પુરુષ-જોવામાં આવે છે, તેની હું બ્રહ્મરૂપે ઉપાસના કરું છું. અજાતશત્રુએ કહ્યું:-તું ગર્વ મા કર. તું તેવિશે ગર્વ મા કર. તે પુરુષ આત્માથી યુક્ત છે, એમ જાણી હું તેની ઉપાસના કરું છું. જે કોઇ તેની ઉપાસના કરે છે તે આલોક વિશે આત્માથી તથા પ્રજાથી યુક્ત થાય છે. ત્યાર પછી ગાર્ગ્યે મૌન ધારણ કર્યું. (૧૩)

શબ્દાર્થ:-અજાતશત્રુએ કહ્યું:-શું બ્રહ્મ આટલા જ વિસ્તારવાળો છે? તેણે ઉત્તર આપ્યો:-હા, બ્રહ્મ આટલા જ વિસ્તારવાળો છે. રાજા અજાતશત્રુએ કહ્યું,-જે જ્ઞાન આટલા જ વિસ્તારવાળું છે, તે બ્રહ્મને જાણી શકતું નથી. ત્યારે ગાર્ગ્યે કહ્યું:-હું શિષ્યરૂપે આપની સમીપ આવું છું. આપ મને આપનો શિષ્ય કરો. (૧૪)

શબ્દાર્થ:-અજાતશત્રુએ કહ્યું:-બ્રાહ્મણે ક્ષત્રિયની પાસે બ્રહ્મનું સ્વરૂપ જાણવા અર્થે આવવું, તે જો કે ક્રમથી વિરુદ્ધ છે, છતાં હું તને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરીશ, એમ કહી તેણે હાથ પકડી ગાર્ગ્યને બેઠો કર્યો. ત્યાર પછી તેઓ, એક માણસ જે સૂતો હતો, તેની સમીપ ગયા. તે સૂતેલા મનુષ્ય પાસે જઇ તેઓએ કહ્યું; હે શ્વેત વસ્ત્રવાળા મહાન્ સોમરાજ! આપ ઊઠો. આમ કહેવા છતાં પણ સૂતેલો મનુષ્ય ઉઠ્યો નહિ. ત્યાર પછી તેનો હાથ પકડી જરા દબાવ્યો, એટલે તે એકદમ ઉઠ્યો. (૧૫)

શબ્દાર્થ:-અજાતશત્રુએ કહ્યું:-આ વિજ્ઞાનમય પુરુષનું વિજ્ઞાન જ્યારે તે પૂર્ણ સુષુપ્તિ અવસ્થામાં હતો ત્યારે ક્યાં હતું? તથા તે વિજ્ઞાન પાછું ક્યાંથી આવ્યું? ગાર્ગ્ય આ સમજી શક્યો નહિ. (૧૬)

શબ્દાર્થ:-અજાતશત્રુએ કહ્યું:-જ્યારે વિજ્ઞાનમય પુરુષ આ પ્રમાણે પૂર્ણ સુષુપ્તિ અવસ્થામાં હોય છે ત્યારે આંતર હૃદયવાળું આકાશ વિજ્ઞાનને અંદર ખેંચી લઇ, પ્રાણના વિજ્ઞાનને લઇ આકાશની અંદર સૂવે છે. જ્યારે પુરુષ ઇંદ્રિયોના જ્ઞાનને અંદર ખેંચી લે છે ત્યારે તે ખરેખર ઉંઘે છે. આ સમયે પ્રાણ વાયુ અંદર જતો રહેલો હોય છે, વાણી અંદર જતી રહેલી હોય છે, ચક્ષુ અંદર જતાં રહેલાં હોય છે, શ્રોત્ર અંદર જતા રહેલા હોય છે તથા મન પણ અંદર જતું રહેલું હોય છે. (૧૭)

શબ્દાર્થ:-જ્યારે તે સ્વપ્નાવસ્થામાં હોય છે ત્યારે પોતાના લોકને અનુસરતી સ્થિતિ થાય છે. તે એક મહાન્ રાજાના સરખો તથા મહાન્ બ્રાહ્મણના સરખો થાય છે. તે કાં તો ઉચ્ચ સ્થાનને અથવા તો નીચ સ્થાનને પ્રાપ્ત થાય છે. જેમ એક મહાન્ રાજા

પોતાના ભક્ષ્ય વર્ગને એકઠા કરી, પોતાની ઇચ્છા મુજબ પોતાના રાજ્યમા મોકલે છે, તે જ પ્રમાણે વિજ્ઞાનમય આત્મા ઇન્દ્રિયોને અદર ખેચી લઇ પોતાની ઇચ્છા પ્રમાણે પોતાના શરીરમા તેઓને મોકલે છે (૧૮)

શબ્દાર્થ –વળી જ્યારે તે પૂર્ણ રીતે ઉઘે છે ત્યારે તે કોઇ પણ વસ્તુને જાણી શકતો નથી હિતા એ નામની બોતેર હજાર નાડીઓ છે, જે અત કરણમાથી નિકળી શરીરના દરેક ભાગમા જાય છે. તેઓની સાથે પાછો ફરી તે વિજ્ઞાનમય આત્મા શરીરનેવિશે ઉઘે છે જેવી રીતે યુવાન્ મહાન્ રાજા અથવા તો કોઇ મોટો બ્રાહ્મણ પૂર્ણ આનદને પામી ઉંઘે છે, તે જ પ્રમાણે વિજ્ઞાનમય પુરુષ ઉંઘે છે. (૧૯)

શબ્દાર્થ –જેવી રીતે કરોળિયો પોતાના જાળને સાથે લઇ આગળ વધે છે તથા જેમ સૂક્ષ્મ તણખાઓ અગ્નિમાથી ઉત્પન્ન થાય છે, તે જ પ્રમાણે આત્મામાથી સર્વ પ્રાણો, સર્વ લોકો, સર્વ દેવો તથા સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે આ આત્માના સબધમા સૌથી સમીપવર્તી વિચાર એ છે કે, તે સત્યના સત્યરૂપ છે પ્રાણો સત્યરૂપે છે તથા આત્મા પ્રાણોના પણ સત્યરૂપે છે. (૨૦)

ટીકા –પ્રથમના અધ્યાયમા વિદ્યા તથા અવિદ્યાની વચ્ચે રહેલુ સ્વરૂપ દર્શાવવામા આવ્યુ છે તથા સામાન્ય રીતે અવિદ્યાનુ વર્ણન કરવામા આવ્યુ છે. હવે આ બીજા અધ્યાયમા બ્રહ્મવિદ્યા દર્શાવવામા આવી છે આ બ્રહ્મવિદ્યા જેવો ગહન વિષય આખ્યાયિકાના રૂપમા દર્શાવવામા આવ્યો છે. આ આખ્યાયિકામા ગાર્ગ્ય નામનો બ્રાહ્મણ જે બ્રહ્મજ્ઞાનનો વિષય પૂર્ણ રીતે જાણતો નથી તેને તથા રાજા અજાત શત્રુ જે પૂર્ણ બ્રહ્મવેત્તા છે તેને ગ્રહણ કરવામા આવ્યો છે. આમા દર્શાવવામા આવ્યુ છે કે, બ્રહ્મજ્ઞાન કેવળ તર્કવડે પ્રાપ્ત થઇ શકતુ નથી. કારણ બ્રહ્મજ્ઞાનનુ સ્વરૂપ અત્યત ગૂઢ છે. આ બ્રહ્મવિદ્યા જાણવાના સબધમા બ્રહ્મને સત્યરૂપે માનનારો શિષ્ય હોવો જોઇએ તથા બ્રહ્મવિદ્યાને પૂર્ણ પ્રકારે જાણનારો તથા શિષ્યને સારી રીતે સમજણ પાડનારો ગુરુ હોવો જોઇએ અજાતશત્રુએ કહ્યુ કે, તુ મને બ્રહ્મવિદ્યા સમજાવવા શક્તિમાન્ હો વા ન હો, પણ કેવળ 'બ્રહ્મ' એવા શબ્દના શ્રવણમાત્રથી જ હુ એક સહસ્ર ગાય તને દાનમા આપુ છુ. જેમ જનક મહાન્ દાતા કહેવામા આવે છે, તેમ જ જનક મહાન્ શ્રાતા કહેવામા આવે છે, તેથી તેની સમીપ જેમ લોકો જાય છે તેમ બ્રહ્મ સાભળવાની ઇચ્છાવાળા તથા દાન ગ્રહણ કરવાની ઇચ્છાવાળા લોકો મારી અર્થાત્ અજાતશત્રુની સમીપ આવે છે (૧)

ટીકા –ગાર્ગ્યે જે પુરુષ કહ્યો, તે સૂર્યવિષે જેમ રહે છે તેમ ચક્ષુવિષે પણ રહે છે તથા તે ચક્ષુવડે અત કરણને વિશે પ્રવેશ કરનારો છે (૨)

ટીકા –આ પુરુષ તે મનવિશે રહેલો જાણવો. આ પુરુષ શ્વેત વસ્ત્રવાળો છે, એમ કહેવાનુ કારણ એ કે, જળ એ ચદ્રમાના રૂપમા પ્રાણના શરીરરૂપે છે તે સોમરૂપ છે, એમ કહેવાનુ કારણ એ કે, યજ્ઞમા જે સોમવલ્લી વાપરવામા આવે છે તેરૂપે તે છે (૩)

ટીકા –જે પુરુષ વિદ્યુતમા રહેલો છે, તે ત્વચામા તથા અત કરણમા રહેલો છે. (૪)

ટીકા –જે પુરુષ આકાશમા રહેલો છે તે જ પુરુષ હૃદયાકાશમા પણ રહેલો છે (૫)

ટીકા –જે પુરુષ વાયુમાં રહેલો છે તે જ પ્રાણમા તથા હૃદયમા રહેલો છે (૬)

ટીકા –જે પુરુષ અગ્નિમા રહેલો છે તે જ અત કરણની બુદ્ધિમા રહેલો છે. (૭)

ટીકાઃ—જળમાં જે પુરુષ છે તે જ પુરુષ રેતમાં તથા હૃદયમાં રહેલો છે. તે તેવા જ રૂપવાળો થાય છે અર્થાત્ શ્રુતિસ્મૃતિમા દર્શાવ્યા પ્રમાણેના રૂપવાળો થાય છે. (૮)

ટીકાઃ—જે પુરુષ દર્પણમા જોવામાં આવે છે, તે જ ખડ્ગાદિમાં તથા અંતઃકરણમા પણ જોવામાં આવે છે. (૯)

ટીકાઃ—આ પુરુષ તે અધ્યાત્મ તથા જીવનના હેતુરૂપ પ્રાણ છે. (૧૦)

ટીકાઃ—જે પુરુષ દિશાઓમા છે તે જ કર્ણ તથા હૃદયમાં છે. દિશાના અધિષ્ઠાતા દેવ અશ્વિનોની માફક તે અવિભક્ત હોય છે. તેની ઉપાસના કરનારો દ્વિતીયરૂપે થાય છે અર્થાત્ ભૃત્યાદિ પરિવારવાળો થાય છે. (૧૧)

ટીકાઃ—બાહ્ય અધકારરૂપે જે પુરુષ છાયામાં છે, તે જ પુરુષ અંતરમાં અવિદ્યારૂપે અંતઃકરણમાં રહેલો હોય છે. (૧૨)

ટીકાઃ—જે પુરુષ આત્મામા જોવામાં આવે છે તે પ્રજાપતિમા તથા બુદ્ધિમાં જોવામા છે. તે પુરુષ આત્માથી યુક્ત છે, એમ માની અર્થાત્ તે પુરુષ બુદ્ધિમાન્ છે, એમ માની હું તેની ઉપાસના કરું છું. (૧૩)

ટીકાઃ—જે જ્ઞાન આટલા જ વિસ્તારવાળું છે, તે જ્ઞાનવડે બ્રહ્મ પ્રાપ્ત કરી શકાતું નથી, એમ કહી અજાતશત્રુએ ગાર્ગ્યને ઠપકો આપ્યો કે, હું તને બ્રહ્મનું સ્વરૂપ દર્શાવીશ, એવું અભિમાન તું શા માટે ધરાવે છે? (૧૪)

ટીકાઃ—મૂળમા જે હૃદયવાળું આકાશ કહેવામા આવ્યું છે, તેવડે પર એવા આત્માને ગ્રહણ કરવો. આ પ્રમાણેનો પરમાત્મા પ્રાણોના વિજ્ઞાનને લઇ અર્થાત્ અંતઃકરણની બુદ્ધિ, જેને વિશે બ્રહ્મનુ ચિંતન કરવામા આવે છે, તેને સાથે લઇ, આકાશની અંદર અર્થાત્ સ્વાભાવિક અસાસારિક આકાશને વિશે સુવે છે તથા વિજ્ઞાનને અંદર ખેંચી લે છે અર્થાત્ વાગાદિના પોતપોતાના વિષયને વિશે રહેલા સામર્થ્યને અંદર ખેંચી લે છે. આ સમયે પ્રાણવાયુ અંદર જતો રહેલો હોય છે અર્થાત્ ઘ્રાણેન્દ્રિય અંદર જતી રહેલી હોય છે. (૧૭)

ટીકાઃ—આ નાડીના સંબંધમાં વધુ વિસ્તાર પ્રશ્નોપનિષદમાં દર્શાવવામાં આવ્યો છે. (૧૯)

ટીકાઃ—અહીં સત્ય શબ્દનો અર્થ શું થાય છે, તે હવે પછીના બે બ્રાહ્મણોવડે કહેવામા આવશે. (૨૦)

## દ્વિતીય બ્રાહ્મણ. *

### કાર્ય તથા કારણાત્મભૂત સ્વરૂપોનો નિશ્ચય.

यो ह वै शिशुं साधानं सप्रत्याधानं

* પૂર્વના બ્રાહ્મણ તથા આ બ્રાહ્મણની વચ્ચે કેવા કેવા પ્રકારની ભિન્નતા છે, તે શંકર સમજાવે આ સ્થળે દર્શાવી છે. બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીશ, એમ કહી બ્રહ્મનો વિષય દાખલ કરવામાં આવ્યો છે તથા જણાવવામા આવ્યું છે કે, જેમાથી જગતની ઉત્પત્તિ થાય છે, જેનાવડે જગત્ વ્યાપ્ત છે તથા જેને વિશે જગતનો લય થાય છે તે જ કેવળ એક બ્રહ્મરૂપ છે. જે જગતની ઉત્પત્તિ તથા લય થાય છે તેનું સ્વરૂપ કેવા પ્રકારનું છે? તેના સંબંધમા કહ્યું છે કે, નામ રૂપાત્મક પચભૂતરૂપે તેનું સ્વરૂપ છે. વળી એમ પણ કહેવામાં આવ્યું છે કે, નામ તથા રૂપ અસત્યરૂપ અને પંચભૂતાત્મક તથા સત્યનું સત્ય બ્રહ્મરૂપે છે. વળી ભૂતો સત્યરૂપે કેવી રીતે છે? રૂપવાન્ તથા અરૂપવાન્ સ્વરૂપ જે બ્રાહ્મણમા દર્શાવવામાં આવ્યું છે, તેમા આ પ્રશ્નના ઉત્તરનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. રૂપ તથા અરૂપના કારણને લીધે કાર્ય કારણાત્મક ભૂતો સત્યરૂપે છે તથા તે જ પ્રમાણે પ્રાણો પણ સત્યરૂપે છે. કાર્ય કારણાત્મક ભૂતોના સત્યનું વિવેચન કરવા આ પછીના બે બ્રાહ્મણનો પ્રારંભ કરવામા આવ્યો છે. આ ઉપનિષદમાં કાર્યકારણના સત્યનો નિશ્ચય કરવાવડે સત્યના પણ સત્યરૂપ બ્રહ્મનો નિશ્ચય કરવામા આવે-

धानꣳ सस्थूणꣳ सदाम वेद सप्त ह द्विषतो भ्रातृव्यानवरुणद्धि अयं वाव शिशुर्योऽयं मध्यमः प्राणस्तस्येदमेवाधानमिदं प्रत्याधानं प्राण स्थूणान्नं दाम ॥ १ ॥

तमेताः सप्ताक्षितय उपतिष्ठन्ते तद्या इमा अक्षन् लोहिन्यो राजयस्ताभिरेनꣳ रुद्रोऽन्वायत्तोऽथ या अक्षन्नापस्ताभि पर्जन्यो या कनीनका तयादित्यो यत्कृष्णं तेनाग्निर्यच्छुक्लं तेनेन्द्रोऽधरयैनं वर्त्तन्या पृथिव्यन्वायत्ता द्यौरुत्तरया नास्यान्नं क्षीयते य एवं वेद ॥ २ ॥

तदेष श्लोको भवति अर्वाग्बिलश्चमस ऊर्ध्वबुध्नस्तस्मिन्यशो निहितं विश्वरूपम् । तस्यासत ऋषयः सप्त तीरे वागष्टमी ब्रह्मणा संविदानेति अर्वाग्बिलश्चमस ऊर्ध्वबुध्न इतीदं तच्छिर एष ह्यर्वाग्बिलश्चमस ऊर्ध्वबुध्न स्तस्मिन्यशो निहितं विश्वरूपमिति प्राणा वै यशो विश्वरूप प्राणानेतदाह तस्यासत ऋषयः सप्त तीर इति प्राणा वा ऋषय. प्राणानेतदाह वागष्टमी ब्रह्मणा संविदानेति वाग्घ्यष्टमी ब्रह्मणा संवित्ते ॥३॥

इमावेव गोतमभरद्वाजावयमेव गोतमोऽयं भरद्वाज इमावेव विश्वामित्रजमदग्नी अयमेव विश्वामित्रोऽयं जमदग्निरिमावेव वसिष्ठकश्यपावयमेव वसिष्ठोऽयं कश्यपो वागेवात्रिर्वाचा ह्यन्नमद्यतेऽत्तिर्ह वै नामैतद्यदत्रिरिति सर्वस्यात्ता भवति सर्वमस्यान्नं भवति य एवं वेद ॥ ४ ॥ इति द्वितीयं ब्राह्मणम् ॥ २ ॥

---

લો છે. કારણ કે પાછલા બ્રાહ્મણમા કહેવામા આવ્યું હતું કે, પ્રાણ સત્યરૂપ છે તથા આત્મા પ્રાણોના પણ સત્યરૂપ છે.

---

અન્વયાર્થ –य ह वै शिशुं=જે ખચીત સૂક્ષ્મ શરીરને, साधानं=આશ્રયસહિત અર્થાત્ કાર્યાત્મક શરીરસહિત, सप्रत्याधानं=મસ્તક રૂપ ઉપરના ભાગસહિત, सस्थूणं=પ્રાણરૂપ સ્તંભનસહિત, सदामं=અન્નરૂપ દોરીસહીત, वेद=ઉપાસે છે, सप्त हि द्विषतः भ्रातृव्यान् अवरुणद्धि=સાતદ્વેષ કરનારા ભત્રીજાને અર્થાત્ સાત ઇન્દ્રિયોને જિતે છે, अयं वाव शिशुः=આ શરીર શિશુરૂપે, अयं मध्यमः प्राण.=આ મધ્યમ લિંગ શરીરાત્મા પ્રાણરૂપે, तस्य इदं एवं आधानं=તે શરીરના આ પ્રાણ આશ્રયસ્થાનરૂપે, इदं प्रत्याधानं=આ મસ્તક ઉપરના આશ્રયરૂપ, प्राणः=પ્રાણ, स्थूणा=સ્તંભનરૂપે, अन्नं दाम=અન્ન દોરીરૂપે. (૧) तं=તે પ્રાણને, एताः सप्त=આ સાત, अक्षितयः=નાશરહિત દેવો, उपतिष्ठन्ते=પાસે રહે છે, तत्=તેમા, याः इमा.=જે આ, अक्षन्=આંખમા, लोहिन्यः राजयः=રાતી પંક્તિઓ, ताभिः=તે રેખાવડે, एनं=આ મધ્યમ પ્રાણને, रुद्र=રુદ્ર, अन्वायत्त=રહેલ હોય છે, अथ=વળી, याः=જે, अक्षन्=આંખમા, आप.=જળ, ताभि=તે જળવડે, पर्जन्य=મેઘ (વિંટાઈ રહે છે). या=જે, कनीनका=દર્શન શક્તિ, तया=તે દર્શન શક્તિથી, आदित्यः=આદિત્ય, यत् कृष्णं=જે કૃષ્ણરૂપ, तेन अग्नि=તે કૃષ્ણરૂપે કરી અગ્નિ, यत् शुक्लं=જે શુકલ વર્ણ, तेन इन्द्रः=તે શુકલ વર્ણથી ઇન્દ્ર, अधरया=નીચલી, एनं=આ મધ્યમ પ્રાણને वर्तन्या=પાંપણવડે, पृथिवी=પૃથ્વી, अन्वायत्ता=વિંટાઈને રહે છે, द्यौ. उत्तरया=સ્વર્ગ ઉપરની પાંપણવડે, न अस्य अन्नं क्षीयते य एवं वेद=જે આ રીતે ઉપાસના કરે છે તેનું અન્ન ક્ષય પામતું નથી (૨) तत् एष. श्लोक भवति=તેથી આ મંત્ર કહેવાય છે, अर्वाक् बिलः=અધોમુખવાળું

છે, चमसः ऊर्ध्व बुध्नः=ઉર્ધ્વ આસનવાળું ચમસ પાત્ર છે. तस्मिन् यशः निहितं विश्व रूपं= તે પાત્રમાં અનેક રૂપ-વાળું યશ રહેલ છે, तस्य=તે ચમસના, आसते=રહે છે, ऋषयः सप्त=સાત ઋષિઓ, तीरे=પ્રાંત દેશમા, वाक् अष्टमी= આઠમી વાણી, संविदाना=સંસર્ગને પામી, अर्वाक् बिलः चमसः ऊर्ध्वबुध्नः=ચમસને અધોમુખ તથા ઉર્ધ્વમુખ છે, इदं=આ, तत् शिरः=તે મસ્તક, एषः अर्वाक् बिल. चमसः ऊर्ध्वबुध्नः=અધોમુખવાળા તથા ઉર્ધ્વમુખવાળા ચમસરૂપે, तस्मिन्=તે મુખ્ય પ્રાણમાં, विश्वरूपं यशः निहितं=અનેક રૂપવાળું યશ રહેલ છે, प्राणाः यशः विश्वरूपं=વિશ્વરૂપ યશ પ્રાણોરૂપે, प्राणान् एतत् आह=પ્રાણોને આરૂપે કહે છે, तस्य तीरे सप्त ऋषयः आसते=તેના તીરપર સાત ઋષિઓ રહે છે, प्राणाः ऋषयः=પ્રાણવાયુરૂપે સાત ઋષિઓ, प्राणान् एतत् आह=પ્રાણોરૂપે આને કહે છે, वाक् अष्टमी ब्रह्मणा संविदाना= આઠમી વાણી વેદવડે જોડાયેલ છે, अष्टमी वाक् ब्रह्मणा संवित्ते=આઠમી વાણી વેદ-વડે જોડાય છે. ( ૩ ), इमौ=આ બે કર્ણો, एव=જ, गोतमभरद्वाजौ=ગોતમ તથા ભરદ્વાજરૂપે, अयं एव गोतमः=આ અર્થાત્ એક શ્રોત્ર ગોતમરૂપે, अयं भरद्वाजः=આ અર્થાત્ બીજું શ્રોત્ર ભરદ્વાજરૂપે, इमौ एव विश्वामित्रजमदग्नी=આ બે આંખો વિશ્વામિત્ર તથા જમદગ્નિરૂપ, अयं एव विश्वामित्रः=આ અર્થાત્ પ્રથમ આંખ વિશ્વામિત્રરૂપે, अयं जमदग्निः=આ અર્થાત્ બીજી આંખ જમદગ્નિરૂપ,=इमौ एव वसिष्ठ कश्यपौ=આ બે નાસાપુટ વસિષ્ઠ તથા કશ્યપરૂપ, अयं वसिष्ठः=આ અર્થાત્ એક નાસાપુટ વસિષ્ઠરૂપે, अयं कश्यपः=બીજી નાસાપુટ કશ્યપરૂપે, वाक् एव अत्रिः=વાણી અત્રિરૂપે, सर्वस्य अत्ता भवति=સર્વના ભોક્તારૂપ થાય છે, सर्वं अस्य अन्नं भवति=સઘળું આને ભોગ્યરૂપે થાય છે. (૪)

શબ્દાર્થ.—જે કોઇ નાના પ્રાણીને, તેના સ્થાન, સ્થાનની ઉપરનો ભાગ, તેના સ્તંભ તથા દોરડા સાથે જાણે છે, તે દ્વેષને કરનારા પોતાના સાતે ભત્રીજાઓનો નાશ કરી શકે છે. શિશુ—બાળક મધ્યમ પ્રાણરૂપે છે. આ તેના સ્થાનરૂપ છે. આ જ તેના સ્થાનના ઉપરના ભાગરૂપ છે. પ્રાણ સ્તંભરૂપ છે તથા અન્ન દોરીરૂપ છે., ( ૧ )

શબ્દાર્થ:—તે પ્રાણને ક્ષયથી રહિત આ સાત દેવો વીંટાઇને રહે છે, તેમા જે આ રાતી પંક્તિઓ ચક્ષુમાં છે, તે વડે આ મધ્યમ પ્રાણને રૂદ્ર વીંટાઇ રહે છે. વળી આંખમાં જે જળ છે તેવડે પર્જન્ય રહે છે, જે દર્શન શક્તિ છે તેવડે આદિત્ય રહે છે, જે કૃષ્ણવર્ણ છે તેવડે અગ્નિ રહે છે, જે શુકલ વર્ણ છે તેવડે ઇન્દ્ર રહે છે, નીચલી પાંપણ-વડે આ મધ્યમ પ્રાણને પૃથ્વી વિંટાઇ રહે છે, ઉપરની પાંપણવડે સ્વર્ગ વિંટાઇ રહે છે. જે આ રીતે ઉપાસના કરે છે, તેનું અન્ન ક્ષયને પામતું નથી. (૨)

શબ્દાર્થ:—આ બાબત નીચલા શ્લોકમા કહેવામા આવી છે. એક સોમનું પાત્ર છે, જેનું મુખ નીચે છે તથા જેનું મૂળ ઉર્ધ્વ છે. આને વિષે ભિન્ન ભિન્ન પ્રકારનો યશ રહેલો છે. તેના પ્રાન્ત ભાગપર સપ્ત ઋષિઓ આવેલા છે તથા વાગ્દેવતા બ્રહ્મની સાથે સબંધ રાખનારા આઠમા ઋષિ છે. આ સોમ-ભાજન, જેનું મુખ નીચે છે તથા જેનું તળિયુ ઉર્ધ્વ છે તે મસ્તકરૂપ છે. કારણ જેનું મુખ નીચે તથા તળિયું ઉપર એવું પાત્ર જ હોયની શું, તે સરખું મસ્તક

છે આ મસ્તમ્ને વિશે જૂદા જૂદા રૂપવાળો યશ રહેનો છે યશરૂપ પ્રાણો ભિન્ન ભિન્ન રૂપેકરી તેને વિશે રહેલા હોય છે આ મસ્તકના પ્રાન્ત ભાગમા સાત ઋષિઓ રહેલા છે અહીં સાત ઋષિઓ કહેવાથી પ્રાણાત્મક વાયુઓને લેવા બ્રહ્મની સાથે સમેલન કરવારૂપ વાગ્દેવતા આઠમા ઋષિ છે કારણ આઠમા ઋષિરૂપ દેવતા બ્રહ્મની સાથે સબધ ધરાવે છે (૩)

શબ્દાર્થ —આ બે શ્રોત્ર ગૌતમ તથા ભરદ્વાજરૂપ છે. તેમા એક શ્રોત્ર ગૌતમરૂપ છે તથા બીજુ ભરદ્વારજરૂપ છે આ બે આખો વિશ્વામિત્ર તથા જમદગ્નિરૂપ છે તેમા જમણી આખ વિશ્વામિત્રરૂપ તથા ડાબી આખ જમદગ્નિરૂપ છે. આ બે નાકના છિદ્રો વસિષ્ઠ તથા કશ્યપરૂપ છે તેમા દક્ષિણ નાસિકા વસિષ્ઠરૂપ છે તથા વામ નાસિકા કશ્યપરૂપ છે વાગ્ દેવતા અત્રિરૂપ છે કારણ વાગ્ દેવતાવડે અન્નનુ ભક્ષણ થાય છે વળી અત્રિ આ આ શબ્દ (અદ્—ભક્ષણ કરવુ) પરથી નિકળ્યો છે તે સર્વનો ભક્ષણકર્તા છે જે આ પ્રમાણે જાણે છે, તેના અન્નરૂપ સર્વ થાય છે. (૪)

ટીકા મૂળમા પોતાનો દ્વેષ કરનારા સાત ભત્રીજાઓનો નાશ કરનાર થાય છે, એમ કહેવામા આવ્યુ છે કારણ કે ભત્રીજા તેની સાથે મિત્રરૂપે વર્તતા હોય વા શત્રુરૂપે વર્તતા હોય આ સ્થળે 'ભત્રીજા' શબ્દવડે ઇન્દ્રિયોના વિષયોનો આસગ લેવો ઇન્દ્રિયો સાત છિદ્રરૂપ છે, જેવડે વિષયોનુ દર્શન કરવામા આવે છે તથા તેઓથી ઉત્પન્ન થતો જે આસગ, તે ભત્રીજારૂપ છે. બાળક મધ્યમ પ્રાણરૂપે છે અર્થાત્ શરીરના મધ્ય ભાગ વિશે રહેલા સૂક્ષ્મ શરીરરૂપે છે. પ્રાણો આ સૂક્ષ્મ શરીરને આધીન છે. સૂક્ષ્મ શરીરને શિશુરૂપ, કહેવામા આવ્યુ છે, કારણ કે તેની વિષયોવિશે અપ રુતા રહેલી છે, પણ ઇન્દ્રિયોની તો પોતાના વિષયોવિશે પૂર્ણરીતે પટુતા રહેલી છે. આ તેના સ્થાનરૂપ છે, અર્થાત્ શરીર તેના સ્થાનરૂપ છે આ તેના સ્થાનના ઉર્ધ્વ ભાગરૂપ છે, અર્થાત્ સાત છીદ્રવાળુ મસ્તક ઉર્ધ્વ ભાગરૂપ છે. પ્રાણ સ્તભરૂપ છે અહીં પ્રાણ શબ્દ વડે અન્નથી ઉત્પન્ન થતુ બળ લેવુ. અન્ન દોરીરૂપ છે અર્થાત્ જેનાવડે શિશુને સ્તભની સાથે બાધવામા આવે છે. (૧)

ટીકા —આ શિશુ સ્થાનના ઉપરના ભાગમા રહે છે ત્યારે તે ચક્ષુમા રહેલો હોય છે. (૨)

ટીકા —જેમ સોમરસને પાત્રમા રાખવામા આવે છે તેમ પ્રાણરૂપ વાયુઓ મસ્તકરૂપ પાત્રમા રહે છે. આ પ્રાણરૂપ વાયુઓને લીધે જ ઇન્દ્રિયો પોતપોતાના ધર્મો બજાવવા તરફ પ્રવૃત્ત થાય છે બ્રહ્મ શબ્દસમૂહરૂપે છે. બ્રહ્મનો ઉચ્ચાર કરવાવડે વાગ્ દેવતાને બ્રહ્મની સાથે સબધ રહેનો છે. (૩)

## તૃતીય બ્રાહ્મણ.

### બ્રહ્મનુ મૂર્તામૂર્તરૂપે વર્ણન.

द्वे वाव ब्रह्मणो रूपे मूर्तञ्चैवामूर्तञ्च मर्त्यञ्चामृतञ्च स्थितञ्च यच्च सच्च त्यच ॥ १ ॥

तदेतन्मूर्तं यदन्यद्वायोश्चान्तरिक्षाच्चैतन्मर्त्यमेतत्स्थितमेतत्सत्तस्यैतस्य मूर्तस्यैतस्य मर्त्यस्यैतस्य स्थितस्यैतस्य सत एष रसो य एष तपति सतो ह्येष रस. ॥ २ ॥

अथामूर्तं वायुश्चान्तरिक्षं चैतदमृतमेतद्यदेतत्त्यन्तस्यैतस्यामूर्तस्यैतस्यामृतस्यैतस्य यत एतस्य त्यस्यैष रसो य एष एतस्मिन्मण्डले पुरुषस्त्यस्य ह्येष रस इत्यधिदैवतम् ॥ ३ ॥

अथाध्यात्ममिदमेव मूर्तं यदन्यत्प्राणाच्च यश्चाऽयमन्तरस्मिन्नाकाश एतन्मर्त्यमेतत्स्थितमेतत्सत्तस्यैतस्य मूर्तस्यैतस्य मर्त्यस्यैतस्य स्थितस्यैतस्य सत एष रसो यच्चक्षुः सतो ह्येष रसः ॥४॥

अथामूर्तं प्राणश्च यश्चायमन्तरात्मन्नाकाश एतदमृतमेतद्यदेतत्त्यं तस्यैतस्यामूर्तस्यैतस्यामृतस्यैतस्य यत एतस्य त्यस्यैष रसो योऽयं दक्षिणेऽक्षन्पुरुषस्त्यस्य ह्येष रसः ॥ ५ ॥

तस्य हैतस्य पुरुषस्य रूपं । यथा माहारजनं वासो यथा पाण्ड्वाविकं यथेन्द्रगोपो यथाऽग्न्यर्चिर्यथा पुण्डरीकं यथा सकृद्विद्युत्तं सकृद्विद्युत्तेव ह वा अस्य श्रीर्भवति य एवं वेदाथात आदेशो नेति नेति न ह्येतस्मादिति नेत्यन्यत्परमस्त्यथ नामधेयं सत्यस्य सत्यमिति प्राणा वै सत्यं तेषामेष सत्यम् ॥ ६ ॥ इति तृतीयं ब्राह्मणम् ॥ ३ ॥

અન્વયાર્થ:-द्वे=બે, ब्रह्मणः रूपे=બ્રહ્મના રૂપો, मूर्तं अमूर्तं च=મૂર્તરૂપ તથા અમૂર્તરૂપ, मर्त्यं अमृतं=મરણરૂપે તથા મરણ ધર્મથી રહિતરૂપે, स्थितं यत्=પરિછિન્ન તથા અપરિછિન્ન, सत्त्यं=સામાન્ય તથા વિશેષ. (૧) तत् एतत् मूर्तं=તે આ મૂર્તરૂપે, यत्=જે, अन्यत्=ભિન્ન, वायोः अंतरिक्षात्=વાયુ તથા અંતરિક્ષથી, एतत् मर्त्यं एतत् स्थितं एतत् सत्=આ મર્ત્યરૂપે, આ સ્થિતરૂપે, આ દશ્યરૂપે, तस्य एतस्य मूर्तस्य, एतस्य मर्त्यस्य, एतस्य स्थितस्य एतस्य सतः=આ મૂર્ત, મર્ત્ય, સ્થિત તથા દશ્યરૂપનો, एषः रसः=આ સારરૂપે, यः एषः तपति=જે મંડલરૂપે થઇ પ્રકાશે છે, सतः हि एषः रसः= દશ્યરૂપ ત્રણ મહા ભૂતના આ સારરૂપે. (૨) अथ अमूर्तं=વળી અમૂર્તરૂપે, वायुः अंतरिक्षं=વાયુ તથા અંતરિક્ષરૂપે, एतत् अमृतं एतत् यत् एतत् त्यं=આ અમૃતરૂપે, અનંતરૂપે તથા અપરિછિન્નરૂપે, तस्य एतस्य अमूर्तस्य एतस्य अमृतस्य, एतस्य यतः एतस्य त्यस्य=આ અમૂર્ત, અમૃતરૂપ, અનંત તથા અપરિછિન્નનો, एषः रसः આ સાર, एतस्मिन् मंडले=આ મંડળમા, पुरुषः=વિરાટ્ આત્મારૂપે, त्यस्य एषः रसः=અપરિછિન્નના આ સારરૂપે. (૩) अथ=વળી, अध्यात्मं=આત્મા સંબંધી, इदं=આ દશ્ય, मूर्तं=મૂર્તરૂપે, यत्=જે, अन्यत् प्राणात्=પ્રાણથી ભિન્ન, यः च अयं अंतरस्मिन्=જે આ અંતરાત્મારૂપ શરીરમાં, आकाशः=આકાશ (તેથી ભિન્ન), एतत् मर्त्यं= આ દશ્ય મરણધર્મવાળું, एतत् स्थितं=સ્થિતિ કરનાર, एतत् सत्=આ મૂર્ત પરિછિન્નરૂપે, एतस्य स्थितस्य, एतस्य मूर्तस्य, एतस्य मर्त्यस्य एतस्य सतः=આ સ્થિતિરૂપ, મૂર્તરૂપ, મરણરૂપ, તથા પરિછિન્નરૂપનો, एषः रसः=આ સાર, यत् चक्षु=જે ચક્ષરૂપે, सतः हि एष रसः=કારણકે પરિછિન્નના આ સારરૂપે છે. (૪) अथ=વળી, अमूर्तं=અમૂર્તરૂપ, प्राणः=પ્રાણ, यः अयं अंतरात्मन् आकाशः=જે આ શરીરના મધ્યમાં આકાશરૂપે, एतत् अमृतं एतत् त्यत् एतत् त्यं=આ અમૃતરૂપ, ત્યત્ રૂપે અર્થાત્ અનંતરૂપે, ત્યં અર્થાત્ અપરિછિન્નરૂપે, तस्य एतस्य अमूर्तस्य एतस्य अमृतस्य एतस्य यतः एतस्य त्यस्य=આ મૂર્ત, અમૃતરૂપ, અનંતરૂપ તથા અપરિછિન્નનો, एषः रसः=આ સાર, यः अयं=જે આ, दक्षिणे अक्षन् पुरुषः=આ દક્ષિણ ચક્ષુમાં પુરૂષરૂપે, त्यस्य हि एषः रसः=કારણ કે અનંતના આ સારરૂપે છે. ( ૫ ) तस्य=તે આધિદૈવિકર્તા,

ह=ખચીત, एतस्य=આધ્યાત્મિક, पुरुषस्य=લિંગ પુરૂષનું, रूपं=રૂપ, यथा=જેમ, माहारजनं=હરિદ્રાથી રંગાયલા રાતા, वासः=વસ્ત્રરૂપે, यथा=જેમ, पांडु=ધૂમ્રવર્ણ, आविकं=ઘેટાના વાળરૂપ, यथा इन्द्रगोपः=જેમ ઇન્દ્રગોપ, यथा अग्न्यर्चिः=જેમ અગ્નિનો પ્રકાશ, यथा पुंडरीकं=જેમ પુંડરીક કમળ, यथा सकृत् विद्युत्तं=જેમ ક્ષણિક વિદ્યુતનો પ્રકાશ, सकृत् विद्युत्ता इव ह अस्य श्रीः भवति=ક્ષણિક વિદ્યુતની માફક આની લક્ષ્મી પ્રકાશે છે, यः एवं वेद=જે આ રીતે ઉપાસે છે, अथ अतः आदेशः=આ ( તે બ્રહ્મનું ) નિરૂપણ, न इति न इति=તે આવો નહિ, न हि एतस्मात्=આથી ભિન્ન નિર્દેશન નથી, न इति अन्यत् पर अस्ति=આથી ભિન્ન નિર્દેશ નથી, अथ नामधेय=આથી (ઉપનિષદ્ રૂપ) નામ જ, सत्यस्य सत्यं=તે સત્યના સત્યરૂપે, प्राणाः वै सत्यं=પ્રાણો સત્યરૂપે, तेषां एषः सत्यं=તે પ્રાણોમાં આ સત્યરૂપે છે. ( ૬ )

શબ્દાર્થ—બ્રહ્મનાં મૂર્ત તથા અમૂત એમ બે પ્રકારનાં રૂપો છે. એકરૂપ મર્ત્યરૂપ તથા બીજું અમુતરૂપ છે. એક રૂપ અંતરવાળું તથા બીજું અનંત છે. એકરૂપ સ્થિતિરૂપ (પરિચ્છિન્નરૂપ) તથા બીજું અસ્થિતિરૂપ (અપરિચ્છિન્નરૂપ) છે. (૧)

શબ્દાર્થઃ—જે રૂપવાન્ છે તે વાયુ તથા અંતરિક્ષથી ભિન્ન છે. આ મર્ત્ય, અંતવાન તથા દશ્યા છે. જે તપે છે તે (સૂર્ય) રૂપવાન્, મર્ત્ય, અંતવાંન્ તથા દશ્યના સારરૂપે છે. કારણ જે પરિચ્છિન્ન છે તેના રસરૂપ છે. (૨)

શબ્દાર્થઃ—જે રૂપવાન્ બ્રહ્મ નથી અર્થાત્ અરૂપ છે તે વાયુ તથા આકાશરૂપે છે. તે અમૂતરૂપ, અનંતરૂપ તથા અપરિચ્છિન્નરૂપ છે. જે આ મંડળને વિશે રહે છે તે (હિરણ્યગર્ભ), અરૂપ, અમૃત, અનંત તથા અપરિચ્છિન્નના સારરૂપે છે. આ રસ અધિદૈવતરૂપ છે. (૩)

શબ્દાર્થઃ—હવે અધ્યાત્મના સંબંધમાં કહેવામાં આવે છે. જે રૂપવાન્ છે તે શરીરના મધ્યને વિશે રહેલા આકાશ તથા વાયુથી ભિન્ન છે. આ મર્ત્યરૂપ, અંતવાન્ તથા પરિચ્છિન્ન છે. જેને રૂપ છે, જે મર્ત્ય છે, અંતવાન્ છે તથા પરિચ્છિન્ન છે તેના રસરૂપ ચક્ષુ છે. કારણ જે પરિચ્છિન્ન છે તેના રસરૂપ ચક્ષુ છે. કારણ જે પરિચ્છિન્ન છે તેના સારરૂપે તે છે. (૪)

શબ્દાર્થઃ—જેને રૂપ નથી તે શરીરના મધ્ય ભાગને વિશે રહેલા આકાશ તથા વાયુરૂપ છે. આ અમૃતરૂપ, અનંત તથા અપરિચ્છિન્ન છે. જેને રૂપ નથી, જે અમૃતરૂપ, અનંત તથા અપરિચ્છિન્ન છે તેના રસરૂપે દક્ષિણ ચક્ષુને વિશે રહેલો પુરૂષ છે. *કારણ કે જે અપરિચ્છિન્ન છે તેના સારરૂપે* તે છે. (૫)

શબ્દાર્થઃ—આ પુરુષનુ રૂપ હરિદ્રાથી રંગાયલા વસ્ત્ર સરખું, ઘેટાના ઉનના ધૂમ્ર વર્ણ સરખું, ઇન્દ્રગોપ કીડાના રક્ત વર્ણ સરખું, અગ્નિની જ્વાળાના ચકચકિત રંગ સરખું તથા કમળના શ્વેત વર્ણ સરખું છે. જેવી રીતે વિદ્યુત્ એક ક્ષણ સુધી પ્રકાશે છે તેજ રીતે આ પુરુષની કામનાના વિકારો (ક્ષણિક) હોય છે. જે તેને આ પ્રમાણે જાણે છે તેનો યશ એકવાર પ્રકાશે છે. આમ હોવાથી બ્રહ્મના સંબંધમાં નીચે પ્રમાણે વર્ણન કરવામાં આવે છેઃ—તે આવો નથી, તે આવો નથી, આ વર્ણનથી પણ ભિન્નરૂપે તેનું નામ છે. તે આ નથી, તે આ નથી અર્થાત્ તે સત્યના સત્યરૂપ છે. ઇન્દ્રિયો સત્યરૂપ છે તથા તે ઇન્દ્રિયોના પણ સત્યરૂપે છે. (૬)

ટીકા અહીં રૂપ શબ્દવડે વસ્તુને વિશે થતા જૂદા જૂદા વિકારો લેવા. બ્રહ્મ

શબ્દવડે અહીં પરમાત્માને લેવો. આ પરમાત્મા પોતાના નિર્ગુણ સ્વરૂપને વિશે પોતાના બન્ને પ્રકારના રૂપોથી રહિત છે. આ મંત્રમાં રૂપોનું પૂર્ણ રીતે સ્પષ્ટીકરણ કરવામાં નથી આવ્યું, પણ હવે પછીના મંત્રમા તેનું પૂર્ણ સ્પષ્ટીકરણ કરવામા આવશે. **स्थितं च यच्च** આ વિશે શ્રી શંકર ભગવાને ભાષ્યમા કહ્યું છે કે, **स्थितं च परिच्छिन्नं गतिपूर्वकं यत्स्थास्नु यत्र यातीति यद् व्याप्य परिच्छिन्नं** અર્થઃ-જે સ્થિતિરૂપ અર્થાત્ પરિચ્છિન્નરૂપે છે તથા જેની ગતિ થયા પછી પાછું જે સ્થિતિરૂપે એક સ્થળે રહે છે તે તેમજ જે સતત ગતિરૂપે અર્થાત્ જે વ્યાપ્તરૂપ એટલે અપરિચ્છિન્નરૂપે છે તે. (૧)

ટીકા.-જે રૂપવાન્ છે-જે અવયવોનો બનેલો છે અર્થાત્ જે સમૂહરૂપ છે, આકાશ તથા વાયુથી ભિન્ન છે અર્થાત્ પૃથ્વી, અપ તથા તેજરૂપ છે. (૨)

ટીકાઃ-જે રૂપવાન્ છે તે શરીરના મધ્યભાગમા રહેલા આકાશ તથા વાયુથી ભિન્ન છે અર્થાત્ તે પૃથ્વી, અપ તથા તેજરૂપ છે. કારણ આ ત્રણ ભૂતો શરીરના વિભાગોરૂપ છે તથા તેઓ વાયુ તથા આકાશથી સ્વતંત્રરીતે રહે છે. ચક્ષુને સારરૂપ કહેવાનું કારણ એ કે, તેનાવડે આખું શરીર રૂપને ધારણ કરે છે. વળી ચક્ષુની ઉત્પત્તિ પ્રથમ કરવામાં આવી છે. જેમ કે **आदित्यः चक्षुर्भूत्वाऽक्षिणि प्राविशत्** અર્થઃ-સૂર્યે ચક્ષુરૂપ થઇ આંખોને વિશે પ્રવેશ કર્યો. (૪)

ટીકાઃ-જો કોઇ એમ પ્રશ્ન કરે કે, સત્યથી પણ સત્યરૂપ બ્રહ્મનું વર્ણન નેતિ-નેતિ ઇત્યાદિ વચનોથી કેવી રીતે થઇ શકે તો તેના ઉત્તરમા કહેવાનું કે, બ્રહ્મના સ્વરૂપના સંબંધમા કોઇ પણ પ્રકારના સંબંધનો નિષેધ કરવાવડે નામ, રૂપ, કર્મ તથા ગુણાદિનો બ્રહ્મના સંબંધમા નિષેધ કરવામા આવે છે. જે બ્રહ્મનું વર્ણન કરવામાં આવે છે તો તેનું વર્ણન કેવળ ગુણોના મિથ્યા દોષારોપ સરખું છે. પણ તેના પોતાના જ સ્વરૂપનો કોઇપણ પ્રકારે નિશ્ચય થઇ શકતો નથી. કેવળ સર્વ પ્રકારના નિષેધમુખ વાક્યથી જ બ્રહ્મનો નિશ્ચય થઇ શકે છે. (૬)

## ચતુર્થ બ્રાહ્મણ.*

### યાજ્ઞવલ્ક્ય તથા મૈત્રેયીનો સંવાદ.

मैत्रेयीति होवाच याज्ञवल्क्य उद्यास्यन्वा अरेऽहमस्मात्स्थानादस्मि हन्त तेऽनया कात्यायन्याऽन्तं करवाणीति ॥ १ ॥

सा होवाच मैत्रेयी यन्नु म इयम्भगोः सर्वा पृथिवी वित्तेन पूर्णा स्यात्कथं तेनामृता स्यामिति नेति होवाच याज्ञवल्क्यो यथैवोपकरणवतां जीवितं तथैव ते जीवितꣳ स्यादमृतत्वस्य तु नाशास्ति वित्तेनेति ॥ २ ॥

सा होवाच मैत्रेयी येनाहं नामृता स्यां किमहं तेन कुर्यां यदेव भगवान्वेद तदेव मे ब्रूहीति ॥ ३ ॥

स होवाच याज्ञवल्क्यः प्रिया बतारे नः सती प्रियं भाषस एह्यास्स्व व्याख्यास्यामि ते व्याचक्षाणस्य तु मे निदिध्यासस्वेति ॥ ४ ॥

અન્વયાર્થ-मैत्रेयि इति ह उवाच

* આ બ્રાહ્મણમા રહેલો વિષય એ છે કે, બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરવા અર્થે, સર્વ કર્મોનો ત્યાગ કરવો જોઇએ તથા સંસાર તરફ કેવળ વૈરાગ્યની પ્રાપ્તિ થવી જોઇએ આમ જો વૈરાગ્ય થાય તોજ સન્યસ્તાશ્રમ લેવાઇ શકાય છે મૈત્રેયી તથા યાજ્ઞવલ્ક્યનો સંવાદ ૪ થા અધ્યાયના ૫ મા બ્રાહ્મણમા આપવામા આવ્યો છે, છતા આ સ્થળે પુનરાવર્તન કરવાનું કારણ એટલુંજ લાગે છે કે, સંન્યસ્તાશ્રમથી મોક્ષાવસ્થાના સાધનરૂપ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

याज्ञवल्क्यः=યાજ્ઞવલ્ક્યે કહ્યું, હે મૈત્રેયિ ! उत्=ઉર્ધ્વ, यास्यन्=આશ્રમને ગમન કરતો, वा अरे=હે, अहं=હુ, अस्मात् स्थानात्=આ ગૃહસ્થાશ્રમ સ્થાનથી, अस्मि=છું, हन्त=તારી રજા લઉ છું, ते=તારી, अनया कात्यायन्या=આ કાત્યાયની સાથે, अन्तं करवाणि=હુ અન્તને કરું છું. (१) सा मैत्रेयी उवाच=તે મૈત્રેયીએ કહ્યુ, यत्=જો, नु=શકાવાચક, मे=મને, इयं આ, भगोः=હે ભગવન્! सर्वा पृथिवी वित्तेन पूर्णा=સર્વ પૃથ્વી વિત્તવડે પૂર્ણ, स्यात्=હોય, कथं तेन अमृता स्याम्=શું તેવડે અમૃતરૂપે હું થાઉ ? न=નહિ, उवाच याज्ञवल्क्यः=યાજ્ઞવલ્ક્યે કહ્યુ, यथा एव=જેમ, उपकरणवतां जीवितं=સાધન સંપત્તિવાળાનું જીવન થાય, तथा एव ते जीवितं स्यात्=તેમ તારું જીવન થાય, अमृतत्वस्य=મોક્ષની, न आशा अस्ति=આશા હોતી નથી, वित्तेन=વિત્તવડે. (२) येन अहं न अमृता स्यां=જે વડે હું મોક્ષને ન પામું, किं अहं तेन कुर्याम्=તે કર્મ શું કામનું, यद् एव=જે મોક્ષ સાધનનુ કર્મ, भगवान् वेद=તમે ભગવાન્ જાણો છો, तत् मे ब्रूहि=તે મને કહો. (૩) प्रिया=વહાલી, बत=દયાવાચક, अरे=હે મૈત્રેયી ! न.=અમને, सती=હતી, प्रियं भाषसे=( હાલમા પણ ) પ્રિય બોલે છે, एहि=આવ, आस्व=બેસ, व्याख्यास्यामि=ઉપદેશ કરીશ, ते=તને, व्याचक्षाणस्य=વ્યાખ્યાન કરતા, मे=મારા, निदिध्यासस्व=( વચનને ) નિશ્ચયપૂર્વક ધ્યાન કર. (૪)

શબ્દાર્થ –યાજ્ઞવલ્ક્ય મુનિએ કહ્યુ – હે મૈત્રેયિ ! હવે હું ગૃહસ્થાશ્રમના ધર્મથી વધારે ઉચા આશ્રમને પ્રાપ્ત થવા માગું છુ; માટે તારી તથા કાત્યાયની વચ્ચે મારે સઘળી દોલત વહેચી આપવી જોઇએ. (૧)

શબ્દાર્થ.–મૈત્રેયીએ કહ્યું:–હે ભગવન્ ! સઘળા દ્રવ્ય સહિત આખી પૃથ્વી મને જો મળે તો હું શું પૃથ્વીના આધિપત્યથી અમૃતપણાને પ્રાપ્ત થઇ શકું ? યાજ્ઞવલ્ક્યે કહ્યુ:–ધનની સાથે પૃથ્વી પ્રાપ્ત થવાથી ધનિકના સરખી તારી જીંદગી થાય. ધનવડે કદી અમૃતત્વ પ્રાપ્ત થવાની આશા રાખી શકાતી નથી. (૨)

શબ્દાર્થ –મૈત્રેયીએ કહ્યું:–જો ધન પ્રાપ્ત થવાથી હું અમૃતરૂપ ન થાઉં તો પછી તે ધન મારે શા અર્થનું છે ? હે ભગવન્ ! અમૃતત્વ પ્રાપ્ત થવા માટે જે સાધન આપ જાણો છો, તે કૃપા કરી મને કહેશો. (૩)

શબ્દાર્થ:–યાજ્ઞવલ્ક્યે કહ્યુ –અરે ! પૂર્વે તુ મને અત્યંત પ્રિય હતી તથા હાલમા તું, જે પ્રિય છે તે જ બોલે છે. તું મારી પાસે આવ તથા બેસ. અમૃતત્વ પ્રાપ્ત થવાના સાધનને હું તને સમજાવીશ. હું કાંઇ તને જે વ્યાખ્યાન કરું, તેનું મનન કરવા તું સારી રીતે પ્રયાસ કરજે. (૪)

(૧) ટીકા.–યાજ્ઞવલ્ક્ય નામે એક ઋષિ હતા. તેમને ગૃહસ્થાશ્રમપર વૈરાગ્ય વૃત્તિ આવી ત્યારે તેમણે પોતાની સ્ત્રીને કહ્યુ કે, આથી ઉચો આશ્રમ–સંન્યસ્તાશ્રમ ગ્રહણ કરવાની મને ઇચ્છા થાય છે.

### આત્મા પ્રિયતમરૂપે.

**स होवाच न वा अरे पत्युः कामाय पतिः प्रियो भवत्यात्मनस्तु कामाय पतिः प्रियो भवति । न वा अरे जायायै कामाय जाया प्रिया भवत्यात्मनस्तु कामाय जाया प्रिया भवति न वा अरे पुत्राणां कामाय पुत्राः प्रिया भवन्त्यात्मनस्तु कामाय पुत्राः प्रिया भवन्ति न वा अरे वित्तस्य कामाय वित्तं प्रियं भवत्यात्मनस्तु कामाय वित्तं प्रियं भवति न वा अरे ब्रह्मणः**

ब्रह्म प्रियं भवत्यात्मनस्तु कामाय ब्रह्म प्रियं भवति न वा अरे क्षत्रस्य कामाय क्षत्रं प्रियं भवत्यात्मनस्तु कामाय क्षत्रं प्रियं भवति न वा अरे लोकानां कामाय लोकाः प्रिया भवन्त्यात्मनस्तु कामाय लोकाः प्रिया भवन्ति न वा अरे देवानां कामाय देवाः प्रिया भवन्त्यात्मनस्तु कामाय देवाः प्रिया भवन्ति न वा अरे भूतानां कामाय भूतानि प्रियाणि भवन्त्यात्मनस्तु कामाय भूतानि प्रियाणि भवन्ति न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवत्यात्मनस्तु कामाय सर्वं प्रियं भवति। आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यो मैत्रेय्यात्मनो वा अरे दर्शनेन श्रवणेन मत्या विज्ञानेनेदꣳ सर्वं विदितम् ॥ ५ ॥

અન્વયાર્થ:-पत्युः=પતિની, कामाय= પ્રયોજન માટે, न पतिः प्रियः भवति= પતિ પ્રિય નથી, आत्मनः तु कामाय पतिः प्रियः भवतिः=પોતાના પ્રયોજનને લીધે પતિ પ્રિય હોય છે, जायायै=જાયા માટે, ब्राह्मणः= બ્રાહ્મણના, ब्रह्म-બ્રાહ્મણ, क्षत्रस्य=ક્ષત્રિયની, क्षत्रं=ક્ષત્રિય, लोकानां=લોકોના, आत्मा वा=આત્મા ખચીત, द्रष्टव्यः=દર્શનવિષયરૂપે કરવા યોગ્ય, श्रोतव्यः=શ્રવણવિષય યોગ્ય, मंतव्य=મનન વિષય કરવા યોગ્ય, निदिध्यासितव्य=નિશ્ચય પૂર્વક ધ્યાનના વિષયરૂપ, आत्मनः दर्शनेन=આત્માના જ્ઞાનવડે, श्रवणेन मत्या विज्ञानेन इदं सर्वं विदितं શ્રવણવડે, મનનવડે, નિદિધ્યાસનવડે આ દૃશ્ય સર્વ વસ્તુનું જ્ઞાન થાય છે. (૫)

ભાવાર્થ-યાજ્ઞવલ્ક્ય મુનિએ કહ્યું -ભર્તાના સુખને અર્થે ભર્તા પત્નીને પ્રિય હોતા નથી, પણ પત્નીના પોતાના આત્માઅર્થે ભર્તા પ્રિય હોય છે. અરે! આ જાયા જાયાને અર્થે પ્રિય હોતી નથી, પણ તે પોતાના આત્માને અર્થે પ્રિય હોય છે. પુત્રોના સુખને અર્થે પુત્રો પ્રિય હોતા નથી, પણ પોતાના આત્માને અર્થે પુત્રો પ્રિય હોય છે. તેમ જ વિત્તને અર્થે વિત્ત પ્રિય હોતું નથી, પણ પોતાના આત્માને અર્થે વિત્ત પ્રિય હોય છે. બ્રાહ્મણને અર્થે બ્રાહ્મણ પ્રિય નથી, પણ આત્માને અર્થે બ્રાહ્મણ પ્રિય છે. વળી ક્ષત્રને અર્થે ક્ષત્ર પ્રિય નથી, પણ પોતાના આત્માને અર્થે ક્ષત્ર પ્રિય છે. લોકના પ્રિયને અર્થે લોક પ્રિય હોતા નથી, પણ આત્માને અર્થે લોક પ્રિય છે. દેવોના પ્રિયને અર્થે દેવો પ્રિય હોતા નથી, પણ પોતાના આત્માને અર્થે દેવો પ્રિય હોય છે. વેદોને અર્થે વેદો પ્રિય હોતા નથી, પણ આત્માને અર્થે વેદો પ્રિય હોય છે. ભૂતોને અર્થે ભૂતો પ્રિય હોતા નથી, પણ આત્માને અર્થે ભૂતો પ્રિય હોય છે. સર્વના પ્રિયને અર્થે સર્વ પ્રિય નથી, પણ આત્માને અર્થે સર્વ પ્રિય છે આત્મા ખરેખર દર્શન કરવા યોગ્ય, શ્રવણ કરવા યોગ્ય, મનન કરવા યોગ્ય તથા ચિંતન કરવા યોગ્ય છે. હે મૈત્રેયિ! આત્માના દર્શન, શ્રવણ, મનન તથા નિદિધ્યાસનવડે સર્વ વસ્તુ ઓળખાઇ શકે છે. (૫)

## સર્વ આત્માથી અભિન્નરૂપે.

ब्रह्म तं परादाद्योऽन्यत्रात्मनो ब्रह्म वेद क्षत्रं तं परादाद्योऽन्यत्रात्मनः क्षत्रं वेद लोकास्तं परादुर्योऽन्यत्रात्मनो लोकान्वेद देवास्तं परादुर्योऽन्यत्रात्मनो देवान्वेद भूतानि तं परादुर्योऽन्यत्रात्मनो भूतानि वेद सर्वं तं परादाद्योऽन्यत्रात्मनः सर्वं वेदेदं ब्रह्मेदं क्षत्रमिमे लोका इमे देवा इमानि भूतानीदꣳ सर्वं यदयमात्मा ॥ ६ ॥

અન્વયાર્થ –ब्रह्म तं તે બ્રાહ્મણજાતિને, परादात्=સબંધ કરવો નહિ, यः=જે, अन्यत्र=પૃથકપણાવડે, आत्मन =પોતાથી, ब्रह्म वेद=બ્રાહ્મણ જાતિને જાણે છે. लोका.= तं परादु=લોકોએ તેની સાથે સબંધ કરવો નહિ, सर्वं तं परादात्=સર્વેએ તેની સાથે સાથે સંબંધ કરવો નહિ, यः अन्यत्र आत्मनं. सर्वं वेदः=જે આત્માથી પૃથક સર્વને જાણે છે, यत् अयं आत्मा=જે આ આત્મા ( દ્રષ્ટવ્યરૂપ છે તેથી પૃથક્ કંઈ નથી ). (૬)

શબ્દાર્થ –જે પોતાના આત્માથી ભિન્ન રૂપે બ્રહ્મને-બ્રાહ્મણ વર્ણને માને છે તેનો બ્રહ્મે –બ્રાહ્મણ વર્ણે ત્યાગ કરવો જોઇએ. જે ક્ષત્રને પોતાના આત્માથી ભિન્નરૂપે માને છે, તેનો ક્ષત્રે-ક્ષત્રિય વર્ણે ત્યાગ કરવો જોઇએ જે પુરુષ આત્માને દેવોથી ભિન્નરૂપે જાણે છે તેનો દેવોએ ત્યાગ કરવો જોઇએ. જે પુરુષ ભૂતોને પોતાના આત્માથી ભિન્નરૂપે માને છે તેનો ભૂતોએ ત્યાગ કરવો જોઇએ. જે પુરુષ સર્વને પોતાના આત્માથી ભિન્નરૂપે જાણે છે તેનો સર્વેએ ત્યાગ કરવો જોઇએ. આ આત્મા, બ્રહ્મરૂપ, ક્ષત્રરૂપ, લોકરૂપ, દેવોરૂપ, ભૂતોરૂપ તથા સર્વરૂપ છે. (૬)

**स यथा दुन्दुभेर्हन्यमानस्य न बाह्याञ्छब्दाञ्छक्नुयात्ग्रहणाय दुन्दुभेस्तु ग्रहणेन दुन्दुभ्याघातस्य वा शब्दो गृहीतः ॥ ७ ॥**

**स यथा शङ्खस्य ध्मायमानस्य न बाह्याञ्छब्दाञ्छक्नुयाद्ग्रहणाय शङ्खस्य तु ग्रहणेन शङ्खध्मस्य वा शब्दो गृहीतः ॥ ८ ॥**

**स यथा वीणायै वाद्यमानायै न बाह्याञ्छब्दाञ्छक्नुयाद्ग्रहणाय वीणायै तु ग्रहणेन वीणावादस्य वा शब्दो गृहीतः ॥ ९ ॥**

**स यथार्द्रैधाग्नेरभ्याहितात्पृथग्धूमा विनिश्चरन्त्येवं वा अरेऽस्य महतो भूतस्य निःश्वसितमेतद्यदृग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरस इतिहासः पुराणं विद्या उपनिषदः श्लोकाः सूत्राण्यनुव्याख्यानानि व्याख्यानान्यस्यैवैतानि सर्वाणि निःश्वसितानि ॥ १० ॥**

અન્વયાર્થ –स.=તે દૃષ્ટાંત, हन्यमानस्य दुन्दुभे.=દંડવડે મારવામાં આવેન દુંદુભિના ( વિશેષ શબ્દો ), न बाह्यान् शब्दान् शक्नुयात् ग्रहणाय=બાહ્ય અર્થાત્ સામાન્ય શબ્દોને ગ્રહણ કરવા શક્તિમાન નથી, दुदुभेः ग्रहणेन दुन्दुभ्याघातस्य शब्दः गृहीतः=દુંદુભિના શબ્દના ગ્રહણવડે દુંદુભિ વગાડેલાના વિશેષ શબ્દનું ગ્રહણ થાય છે. (૭) शङ्खस्य ध्मायमानस्य=વગાડવામાં આવતા શંખના, ( બાકી ઉપર પ્રમાણે ). (૮) विणायै वाद्यमानायै=વગાડવામાં આવતી વીણાના, ( ચોથી છઠ્ઠી વિભક્તિના અર્થમાં છે ), (૯) स=તે દૃષ્ટાંત, आर्द्रेन्धाग्नेः=આર્દ્ર કહેતાં ભીના તથા એંધ કહેતાં લાકડાના અગ્નિના, अभ्याहितात्=આસપાસ સળગાવવાથી, पृथक् धूमाः=અનેક પ્રકારના ધૂમાડાઓ, विनिश्चरन्ति=નીકળે છે, महत. भूतस्य=મહાન્ પરમાર્થ વસ્તુના, नि श्वसित=પ્રયત્ન રહિત શબ્દોરૂપે, अनुव्याख्यानानि=વિવરણ વાક્યો, व्याख्यानानि=વેદના મંત્રો (૧૦)

શબ્દાર્થ –જ્યારે દુંદુભિ કોઇથી પણ ન જોવાય તેવી રીતે વગાડવામાં આવે છે ત્યારે આ દુંદુભિનોજ વિશેષ શબ્દ છે, એમ જાણવાને કોઇ પણ શક્તિવાન્ થતું નથી. પણ જો દુંદુભિ જોવામાં આવે છે તો વગાડવામાં આવેલ દુંદુભિનો શબ્દ, આ દુંદુભિનો વિશેષ શબ્દ જ છે એમ પ્રત્યક્ષ થાય છે.

શબ્દાર્થ.-કોઇથી પણ ન જોવાય એ રીતે શંખ ફુંકવામાં આવે છે તો શંખમાંથી આ વિશેષ ધ્વનિ નિકળેલો છે, એમ માનવાને કોઇ પણ શક્તિવાન્ થતું નથી. પણ જો શંખ જોવામાં આવે છે તો વગાડવામાં આવેલા શંખનો શબ્દ, આ શંખનો વિશેષે શબ્દ જ છે, એમ પ્રત્યક્ષ થાય છે. (૮)

શબ્દાર્થઃ-વીણાને જોયા વિના વગાડવામાં આવેલી હોય છે તો આ વિશેષ ધ્વનિ વીણાનો જ છે, એમ કોઇ જાણી શકતું નથી. પણ જો વીણાને જોવામાં આવે છે તો તેમાંથી નિકળેલો વિશેષ ધ્વનિ વીણામાંથી જ છે, એમ પ્રત્યક્ષ થાય છે. (૯)

શબ્દાર્થ -જેવી રીતે લીલા કાષ્ઠથી ઉત્પન્ન થયેલા અગ્નિમાંથી ભિન્ન ભિન્ન જાતના ધૂમ વિસ્ફુલિંગાદિઓ ઉત્પન્ન થાય છે તેજ પ્રમાણે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વાંગિરસ, ઇતિહાસ, પુરાણ, વિદ્યા, ઉપનિષદો, શ્લોકો, સૂત્રો, અનુવ્યાખ્યાનો તથા વ્યાખ્યાનો આ મહાન્ ભૂતના નિઃશ્વાસરૂપ છે. આ સર્વે તેના નિઃશ્વાસરૂપ છે. (૧૦)

ટીકાઃ-દુંદુભિ આદિના દૃષ્ટાંતની માફક સામાન્ય અને વિશેષ જ્ઞાનવડે જીવ તથા બ્રહ્મની સાથે ઐક્યતા જણાઇ શકે છે. (૯)

ટીકા -ઇતિહાસ-ઉર્વશી, પુરૂરવા આદિનું સંવાદરૂપે આખ્યાન પુરાણ-સૃષ્ટિના-સંબંધના વચનો; જેમકે **असद्वा इदमग्र आसीत्** અર્થ-આ પૂર્વે હતું. વિદ્યા-દેવજનની વિદ્યા. ઉપનિષદ્-ઉપાસનાના સંબંધીના વચનો. જેમ કે આત્માની ઉપાસના કરવી જોઇએ. શ્લોકો - બ્રાહ્મણ ભાગને વિશે આવતા મંત્રોને શ્લોકો કહેવામાં આવે છે. સૂત્રો-જે વાક્યો વસ્તુસંગ્રહ દર્શાવે છે, જેમકે **आत्मेत्येवोपासीत** અર્થ -આ આત્મા છે એમ માની તેની ઉપાસના કરવી. અનુવ્યાખ્યાન એટલે મંત્રોના વિવેચનને અનુવ્યાખ્યાન કહેવામાં આવે છે. વ્યાખ્યાન એટલે દેવાદિને અર્થે કરવામાં આવેલ સ્તુતિ. (૧૦)

### ઇન્દ્રિયોનું પોતાના વિષયોમાં અધિષ્ઠાનપણું.

**स यथा सर्व्वासामपां समुद्र एकायनमेवं सर्वेषां स्पर्शानां त्वगेकायनमेवं सर्व्वेषां रसानां जिह्वैकायनमेवं सर्व्वेषां गन्धानां नासिके एकायनमेवं सर्व्वेषां रूपाणां चक्षुरेकायनमेवं सर्व्वेषां शब्दानां श्रोत्रमेकायनमेवं सर्वेषां सङ्कल्पानां मन एकायनमेवं सर्व्वासां विद्यानां हृदयमेकायनमेवं सर्व्वेषां कर्म्मणां हस्तावेकायनमेवं सर्व्वेषामानन्दानामुपस्थ एकायनमेवं सर्व्वेषां विसर्गाणां पायुरेकायनमेवं सर्वेषामध्वनां पादावेकायनमेवं सर्व्वेषां वेदानां वागेकायनम् ॥ ११ ॥**

અન્વયાર્થ:-**सर्वासां अपां समुद्रः एकायनं**=સર્વ જળનું સમુદ્ર એક સ્થાનરૂપે, **एवं**=આ રીતે, **स्पर्शानां त्वक्, रसानां जिह्वा, गंधानां नासिके, रूपाणां चक्षु, शब्दानां श्रोत्र, सकल्पानां मनः, विद्यानां हृदयं, कर्मणां हस्तौ, आनंदानां उपस्थः विसर्गाणां पायुः, अध्वनां पादौ वेदानां वाक्**=( આ સર્વના અર્થ ખુલ્લા છે ) (૧૧)

શબ્દાર્થ -જેવી રીતે સમુદ્ર સર્વ જળના એક આશ્રયરૂપ છે, તેમ ત્વક્ સર્વ સ્પર્શના એક આશ્રયરૂપ છે. નાસિકા સર્વ ગંધના આશ્રયરૂપ છે, જિહ્વા એ સર્વ રસોના એક આશ્રયરૂપ છે, ચક્ષુ સર્વ રૂપોના એક આશ્રયરૂપ છે, શ્રોત્ર સર્વ શબ્દોના એક આશ્રયરૂપ છે, મન સર્વ સંકલ્પોના એક આશ્રયરૂપ છે, હૃદય સર્વ વિદ્યાના એક આશ્રયરૂપ છે, હાથો સર્વ કર્મના એક આશ્રયરૂપ છે, ઉપસ્થેન્દ્રિય સર્વ આનંદના એક આશ્રયરૂપ

છે, પાણુ ઇન્દ્રિય સર્વ ત્યાગ, કરવાના એક આશ્રયરૂપ છે, પાદ સર્વ માર્ગના એક આશ્રયરૂપ છે તથા વાગ્ સર્વ વેદોના એક આશ્રયરૂપ છે.

### બ્રહ્મની અખંડૈકરસતા.

**स यथा सैन्धवखिल्य उदके प्रास्त उदकमेवानुविलीयेत नाहास्योग्द्रहणायेव स्याद्यतो यतस्त्वाददीत लवणमेवैवं वा अर इदं महद्भूतमनन्तमपारं विज्ञानघन एवैतेभ्यो भूतेभ्यः समुत्थाय तान्येवाऽनुविनश्यति न प्रेत्य संज्ञास्तीत्यरे ब्रवीमीति होवाच याज्ञवल्क्यः ॥ १२ ॥**

**सा होवाच मैत्रेय्यत्रैव मा भगवानमभूहन्न प्रेत्य संज्ञास्तीति स होवाच याज्ञवल्क्यो न वा अरेऽहं मोहं ब्रवीम्यलं वा अर इदं विज्ञानाय ॥ १३ ॥**

અન્વયાર્થ.-**सैन्धवखिल्य**=મીઠાનો ગાગડો, **उदके प्रास्तः**=જળમા નાખેલ, **उदकं अनुविलीयेत**=ઉદકમા લય પામે, **न अस्य ग्रहणाय स्यात्**=ગાગડાને ગ્રહણ થતો નથી, **यतः यतः**=જે જે સ્થાનમાથી, **आददीत**=ગ્રહણ કરી ચાખે, **लवणं एव**=ખારૂં જ, **महत्**=અનવચ્છિન્ન, **भूतं**=કૂટસ્થરૂપ, **एतेभ्यः भूतेभ्यः समुत्थाय**=આ ભૂતરૂપ નિમિત્તોવડે ઉત્પન્ન થઇ, **अनु**=પછી, **विनश्यति**=નાશ પામે છે, **प्रेत्य**=( બ્રહ્મજ્ઞાનીના ) મરણ પછી, **संज्ञा**=વિશેષજ્ઞાન, **न अस्ति**=નથી હોતું. (૧૨) **मा भगवान् अममूहन्**=ભગવાન્ મને મોહ પમાડો નહિ, **न प्रेत्य संज्ञा अस्ति**=મરણ પછી વિશેષ જ્ઞાન નથી, **मोहं**=મોહનું વચન, **ब्रवीमि**=કહું છું, **अलं**=પૂરતું, **इदं**=આ જે કહ્યુ છે તે, **विज्ञानाय**=જ્ઞાનમાટે (૧૩),

શબ્દાર્થ:-જો મીઠાનો ગાગડો પાણીમા નાંખ્યો હોય તો તે ગાંગડો ઓગળીને જળરૂપે થઇ જાય છે. પણ પછી તે ગાગડાને ગાંગડો પાણીમાથી કાઢી લેવા કોઇ સમર્થ થતો નથી. આ જળમાના ગમે તે ભાગમાંનું જળ લઇ ચાખવામાં આવે તો તે ખારૂં જ લાગશે. આ જ રીતે આ મહાન્ ભૂત અનંતરૂપે, અપારરૂપે તથા વિજ્ઞાનના સમૂહરૂપે છે. આ ભૂતોની સાથે ભૂતોની ઉત્પત્તિ થાય છે તથા જ્યારે સર્વ ભૂતોનો લય થાય છે ત્યારે તેનો પણ લય થાય છે. મૃત્યુ પછી કોઇ પણ રીતની સંજ્ઞા રહેતી નથી. યાજ્ઞવલ્ક્ય મુનિએ કહ્યું; "હે મૈત્રેયિ! આ પ્રમાણે, મારૂં માનવું છે." (૧૨)

શબ્દાર્થ:-મૈત્રેયીએ કહ્યું:-હે ભગવન્! "મૃત્યુ પછી કઇ સંજ્ઞા રહેતી નથી," આવું કહીને બ્રહ્મના સંબંધમા આપે મને મોહમાં નાખી દીધી છે. યાજ્ઞવલ્કયે કહ્યુ.-અરે હું ખરેખર મોહ ઉત્પન્ન કરતો નથી. પણ આ મહદ્ભૂતરૂપ તથા અનંતરૂપ બ્રહ્મ જ વિજ્ઞાનને માટે પૂરતું છે. (૧૩)

ટીકા:-શંકર ભગવાન્ આ સૂત્રના વિવેચનમા કહે છે કે, જેવી રીતે સૂર્ય અથવા ચંદ્રનો જળમા દેખાવ કેવળ પ્રતિબિંબ માત્ર છે, પણ તે પ્રતિબિંબ સત્યરૂપે હોતું નથી તથા જેમ સ્ફાટિક મણિનો શ્વેત રંગ સત્ય હોય છે, પણ જો અલતા આદિ પદાર્થવડે તેને રાતો કરવામા આવે તો તેથી સ્ફાટિકનો રક્ત વર્ણ સત્યરૂપે હોતો નથી, પણ જેમ જળના નાશવડે ચંદ્ર તથા સૂર્યના પ્રતિબિંબનો નાશ થાય છે તથા રક્ત પદાર્થ સ્ફાટિકપરથી કાઢી નાખવાથી સ્ફાટિકના રક્ત વર્ણનો જેમ નાશ થાય છે તે જ રીતે ભૂતપણું અને જીવપણું અવિદ્યાથી થયેલા એક પરમાત્માના પ્રતિબિંબરૂપ છે, પણ તે સત્યરૂપે હોતા નથી. પણ જ્યારે બ્રહ્મવિદ્યાવડે અવિદ્યાનો નાશ થાય છે ત્યારે શ્વેત સ્ફાટિકની

માફક કેવળ આત્મા રહે છે તથા પ્રતિબિંબના અસ્તિત્વનો નાશ થઇ જાય છે. જ્યારે સર્વ ભૂતોનો લય થાય છે ત્યારે તેનો લય થાય છે. અહીં તેનાવડે જીવાત્મા લેવો. મૃત્યુ પછી કોઇ રીતની સંજ્ઞા રહેતી નથી, અર્થાત્ વિશેષ સંજ્ઞા હોતી નથી. કારણ કે જેને વિશે બ્રહ્મવિદ્યાવડે અવિદ્યાનો લય થયેલો હોય છે, તે કાર્ય કારણાદિ સર્વ પ્રતિબંધોમાંથી મુક્ત જ હોય છે. ( ૧૨ )

ટીકાઃ-મૈત્રેયીએ કહ્યું કે તમોએ મને મોહમાં નાંખી દીધી છે, એમ કહેવાનું કારણ એ કે, પૂર્વે કહ્યું છે કે, બ્રહ્મજ્ઞાન પૂર્ણ છે તથા આ સ્થળે કહેવામાં આવે છે કે, મૃત્યુ પછી કોઇ પણ રીતની સંજ્ઞા રહેતી નથી, એ પ્રમાણે પૂર્વાપર વિરોધ આવે છે. ( ૧૩ )

### અદ્વૈતથી સર્વાત્મભાવ.

**यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति तदितर इतरं जिघ्रति तदितर इतरꣳशृणोति तदितर इतरमभिवदति तदितर इतरं मनुते तदितर इतरं विजानाति यत्र वा अस्य सर्वमात्मैवाभूत्तत्केन कं जिघ्रेत्तत्केन कं पश्येत्तत्केन कꣳशृणुयात्तत्केन कमभिवदेत्तत्केन कं मन्वीत तत् केन कं विजानीयायेनेदꣳसर्वं विजानाति तं केन विजानीयाद्विज्ञातारमरे केन विजानीयादिति ॥१४॥ चतुर्थं ब्राह्मणम् ॥**

અન્વયાર્થઃ-यत्र=જે અવિદ્યાકાળે, इतरः इतरं जिघ्रति=ઘ્રાતાથી ભિન્ન સુંઘે છે, यत्र=જે વિદ્યાજ્ઞાન કાળે, अस्य=આ બ્રહ્મજ્ઞાનીને, सर्वं आत्मा अभूत्=સર્વ આત્મારૂપ થાય, केन कं जिघ्रेत्=શાવડે કોને સુંઘે, विज्ञातारं केन विजानीयात्=જે જ્ઞાતારૂપે છે તેનાથી ભિન્ન શું છે કે તે વડે તે જાણી શકાય. (૧૪)

શબ્દાર્થઃ-કારણ કે જ્યાં સુધી જેને વિશે દ્વૈતભાવ રહેલો હોય છે ત્યાં સુધી અન્ય જીવ અન્ય વસ્તુનું દર્શન કરે છે, અન્ય પુરુષ અન્ય વસ્તુને સુંઘે છે, અન્ય પુરુષ અન્ય વસ્તુનું શ્રવણ કરે છે, અન્ય પુરુષ અન્ય વસ્તુવિશે બોલે છે, અન્ય પુરુષ અન્ય વસ્તુને વિશે વિચાર કરે છે તથા અન્ય પુરુષ અન્ય વસ્તુને જાણે છે. પણ સર્વાત્મભાવ જેને પ્રાપ્ત થયો છે, તેવો પુરુષ અન્ય વસ્તુ કેવી રીતે સુંઘી શકે? અન્ય વસ્તુ કેવી રીતે જોઇ શકે? તે અન્ય વસ્તુનું શ્રવણ કેવી રીતે કરી શકે? તે અન્ય વસ્તુવિશે કેવી રીતે કહી શકે? તે અન્ય વસ્તુનો કેવી રીતે વિચાર કરી શકે? તથા તે અન્ય વસ્તુને કેવી રીતે જાણી શકે? જેનાવડે તે આ સર્વ વસ્તુને જાણે છે તેને તેણે કેવી રીતે જાણવો જોઇએ અર્થાત્ વિજ્ઞાતાને તેણે કેવી રીતે ઓળખવો જોઇએ? ( ૧૪ )

ટીકાઃ-જેને વિશે દ્વૈતભાવ રહેલો છે અર્થાત્ કાર્ય કારણના સંઘાતરૂપ અવિદ્યાથી કલ્પેમેલો જે જીવ હોય છે, તેને વિશે સર્વદા દ્વૈતભાવજ રહેલો હોય છે અર્થાત્ તે એમ જાણે છે કે, આત્માથી અન્ય વસ્તુ ભિન્ન છે. આ સર્વ વસ્તુને જે જાણે છે તેને તેણે કેવી રીતે જાણવો જોઇયે. આના સંબંધમાં શ્રી શંકર ભગવાન્ નીચે પ્રમાણે વિવેચન આપે છે.- દરેક જાતના કાર્યને પોતાનું કારણ હોવું જોઇએ. અથવા કારણ વિના કદી કાર્ય હોતું નથી. તેથી જો અવિદ્યા રહેલી હોય છે તો અવિદ્યાના ફળરૂપ કાર્ય, કારણ અને ફળની કલ્પના રહેલી હોય છે. કારણ કે જો સર્વ આત્મા અથવા બ્રહ્મરૂપે હોય છે તો આત્મા શિવાય કાર્ય, કારણ અને ફળરૂપ બીજું કશું રહેતું નથી. જો જ્ઞાતા અને જ્ઞેય વચ્ચે ભિન્નતા હોય તો જ્ઞાન કારણરૂપે થાય તથા જ્ઞાતા અને જ્ઞેય વચ્ચે શોધવાનું રહેવું જોઇએ. પણ આત્માને વિશે તેની શોધ હોવી

જોઇએ નહિ. હવે આત્માને વિષે શોધ ન થતી હોય તો આત્માનું જ્ઞાન કાં તો આત્માથી પંડથી જ થાય અથવા તો કોઇ અન્ય વસ્તુને લીધે થાય. આત્માનું જ્ઞાન પંડથીજ થાય, એમ હોઇ શકે નહિ. કારણ આત્મા આત્માનો વિષય નથી અથવા કોઇ અન્ય વસ્તુનો વિષય હોતો નથી કારણ આત્મા સિવાય અન્ય વસ્તુ છે જ નહિ. માટે આત્માના જ્ઞાનનો વિષય કદી હોતોજ નથી. (૧૪)

## પંચમ બ્રાહ્મણ.*

### સર્વ અભિન્નરૂપે.

इयं पृथिवी सर्वेषां भूतानां मध्वस्यै पृथिव्यै सर्वाणि भूतानि मधु यश्चायमस्यां पृथिव्यां तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मꣳ शारीरस्तेजोमयोऽमृतमय पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्वम् ॥ १ ॥

इमा आपः सर्वेषां भूताना मध्वासामपाꣳ सर्वाणि भूतानि मधु यश्चायमास्वप्सु तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मꣳ रैतसस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्वम् ॥ २ ॥

अयमग्निः सर्वेषां भूतानां मध्वस्याग्नेः सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्नग्नौ तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं वाङ्मयस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्वम् ॥ ३ ॥

अयं वायुः सर्वेषां भूतानां मध्वस्य वायोः सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्वायौ तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं प्राणस्तेजोमयोऽमृतमय पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्वम् ॥ ४ ॥

अयमादित्य सर्वेषा भूताना मध्वस्यादित्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्नादित्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं चाक्षुषस्तेजोमः

* આ પંચમ તથા ચતુર્થ બ્રાહ્મણ વચ્ચે કેવી રીતનો સંબંધ રહેલો છે તે આ સ્થળે શ્રી શંકર ભગવાને દર્શાવ્યો છે.–કર્મપરની અપેક્ષાનો ત્યાગ તથા અમૃતત્વનું સાધન આ બેઉ વિવેચન કરવા યોગ્ય છે, એમ જાણી મૈત્રેયી બ્રાહ્મણની રચના કરવામા છે આ બ્રહ્મ–આત્મ જ્ઞાન સંન્યાસીના સર્વ ધર્મને લગતું છે આત્મજ્ઞાન થવાથી અન્ય સર્વ વસ્તુનું જ્ઞાન થાય છે વળી સર્વ વસ્તુ કરતા આત્મા વધારે પ્રિય છે આમ છે, માટે આત્મા દ્રષ્ટવ્ય–દર્શન કરવા યોગ્ય, શ્રોતવ્ય–શ્રવણ કરવા યોગ્ય, મન્તવ્ય–મનન કરવા યોગ્ય તથા નિદિધ્યાસિતવ્ય–ચિંતન કરવા યોગ્ય છે આ પ્રમાણે આત્માના દર્શનના પ્રકારો પૂર્વે કહેવામા આવ્યા છે ગુરૂની સમીપ જવાથી આત્મા શ્રોતવ્ય થઇ શકે છે. તર્ક કરવાવડે આત્મા મંતવ્ય થાય છે તથા આ તર્કના સંબંધમા વિવેચન કરવામા આવ્યું છે.

" आत्मैवेदꣳ सर्वमिति અર્થ:–આત્મા આ સર્વરૂપ છે' આ વચન, એક જ આત્મા સામાન્યપણાના કારણરૂપ, ઉદ્ભવપણાના કારણરૂપ તથા જગતના પ્રલયના કારણરૂપ છે, એમ આ પ્રતિજ્ઞાવડે સિદ્ધ થાય છે આ બાબત શંકાસ્પદ હોવાથી આ સંબંધમા થતી શંકાની નિવૃત્તિ કરવા આ બ્રાહ્મણને રચવામા આવ્યું છે. કારણ, કે પૃથ્વી આદિ અખિલ લોક એકબીજાના ઉપકાર્ય તથા ઉપકારકરૂપ છે તે સામાન્યત ઉદ્ભવ તથા લયના એક કારણને આશ્રયી છે, અથવા બીજા શબ્દમા કહીએ તો આત્મા જ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના કારણરૂપ છે આ રીતના તર્કવડે આત્મા આ સ્વરૂપ છે, એ રીતની પ્રતિજ્ઞા સિદ્ધ થયા પછી પ્રતિજ્ઞાત અર્થનું નિગમન (છેવટ) મધુ બ્રાહ્મણમા કરવામા આવ્યું છે તથા નૈયાયિક મત પ્રમાણે એકવાર હેતુ દર્શાવ્યા પછી નિગમન, તે પ્રતિજ્ઞાના પુનર્વચનરૂપે હોય છે.

योऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्व्वम् ॥ ५ ॥

इमा दिशः सर्वेषां भूतानां मध्वासां दिशाꣳ सर्व्वाणि भूतानि मधु यश्चायमासु दिक्षु तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मꣳ श्रौत्रः प्रातिश्रुत्कस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्व्वम् ॥६॥

अयं चन्द्रः सर्व्वेषां भूतानां मध्वस्य चन्द्रस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिꣳश्चन्द्रे तेजोमयोऽमृतमय पुरुषो यश्चायमध्यात्म मानसस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्व्वम ॥ ७ ॥

इयं विद्युत्सर्वेषां भूतानां मध्वस्ये विद्युतः सर्व्वाणि भूतानि मधु यश्चायमस्यां विद्युति तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं तैजसस्तेजोमयोऽमृतमय. पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्व्वम् ॥ ८ ॥

अयꣳ स्तनयित्नु सर्व्वेषां भूतानां मध्वस्य स्तनयित्नो. सर्व्वाणि भूतानि मधु यश्चायमस्मिन् स्तनयित्नौ तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मꣳ शाब्दः सौवरस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्व्वम् ॥ ९ ॥

अयमाकाशः सर्वेषां भूतानां मध्वस्याकाशस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्नाकाशे तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मꣳ हृद्याकाशस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्वम् ॥१०॥

अयं धर्म्मः सर्वेषां भूतानां मध्वस्य धर्म्मस्य सर्व्वाणि भूतानि मधु यश्चायमस्मिन्धर्म्मे तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमध्यात्मं धार्म्मस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्वम् ॥ ११ ॥

इदꣳ सत्यꣳ सर्वेषां भूतानां मध्वस्य सत्यस्य सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्सत्ये तेजोमयोऽमृतमयः पुरुषो यश्चाऽयमध्यात्मꣳ सात्यस्तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्वम् ॥ १२ ॥

इदं मानुषꣳ सर्वेषां भूतानां मध्वस्य मानुषस्य सर्व्वाणि भूतानि मधु यश्चाऽयमस्मिन्मानुषे तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्वम् ॥ १३ ॥

अयमात्मा सर्वेषां भूतानां मध्वस्यात्मनः सर्वाणि भूतानि मधु यश्चायमस्मिन्नात्मनि तेजोमयोऽमृतमयः पुरुषो यश्चायमात्मा तेजोमयोऽमृतमयः पुरुषोऽयमेव स योऽयमात्मेदममृतमिदं ब्रह्मेदꣳ सर्वम् ॥ १४ ॥

स वा अयमात्मा सर्वेषां भूतानामधिपतिः सर्वेषां भूतानाꣳ राजा तद्यथा रथनाभौ च रथनेमौ चाराः सर्वे समर्पिता एवमेवास्मिन्नात्मनि सर्वाणि भूतानि सर्वे देवाः सर्वे लोकाः सर्वे प्राणा. सर्व एत आत्मान समर्पिता ॥ १५ ॥

અન્વયાર્થ –મધુ=પ્રિય કરનાર, अस्यै पृथिव्यै=આ પૃથ્વીને, तेजोमय अमृतमयः पुरुषः=ચિન્મયરૂપે પ્રકાશમય, મરણ ધર્મથી રહિત પુરુષ, यः अयं=જે આ, अध्यात्मं=શરીરને ગ્રહણ કરનાર, शारीरः=લિંગાભિમાની, तेजोमयः अमृतमयः पुरुष.=ચેતનસ્વરૂપ તથા મરણ ધર્મથી રહિત પુરુષ, यः अय=જે આ અર્થાત્ પૂર્વે મૈત્રેયીને ઉપદેશ કરાયેલ आत्मा=આત્મારૂપ,

**इदं**=આ વિજ્ઞાન, **अमृतं**=મરણ ધર્મથી રહિત, **इदं**=આ આત્મતત્ત્વ, **ब्रह्म**=બ્રહ્મરૂપે, **इदं सर्वं**=આ સર્વ બ્રહ્મરૂપે. (૧) **इमाः आपः**=આ જળ, **मधु**=પ્રિય કરનાર, **आसां अपां**=આ જળને, **यः अयं आसु अप्सु**=જે આ જળમાં રહેલ આ પુરુષ, **रैतसः**=વીર્યથી ઉત્પન્ન થયેલ, (૨) **वाङ्मयः**=વાણીનો અભિમાની. (૩) **प्राणः**=ઘ્રાણેન્દ્રિયરૂપ, **अध्यात्मं**=વાયુના આત્મસ્વરૂપ. (૪) **चाक्षुषः**=ચક્ષુથી ઉત્પન્ન થયેલ, **अध्यात्मं**=આદિત્યના અધ્યાત્મરૂપ. (૫) **श्रौत्रः**=શ્રોત્રથી ઉત્પન્ન થયેલ, **प्रातिश्रुत्कः**=પ્રતિશ્રવણ સમયે વિશેષ સમીપ રહેનાર. (૬) **मानसः**=મનથી થયેલ. (૭) **तैजसः**=તેજથી થયેલ. (૮) **शाब्दः**=સ્વરમાં થયેલ. **सौवरः**=વિશેષ સ્વરવાળો. (૯) **हृदि आकाशः**=અંતઃકરણમાં આકાશરૂપે રહેલ. (૧૦) **धर्मः**=ધર્મમાં રહેલો, (૧૧) **सात्यं अध्यात्मं**=સત્યમાં રહેલ અધ્યાત્મ. (૧૨) **मानुषं**=મનુષ્ય જાતિ. (૧૩) **आत्मा**=આત્માભિમાની દેહ, **तेजोमयः**=સંઘાતથી રહિત ચેતનસ્વરૂપે, (૧૪) **आत्मा**=વિજ્ઞાનાત્મા, **अधिपतिः**=સ્વતંત્ર પતિરૂપ, **राजा**=અનુલ્લંઘનીય શાસનવાળો, **रथनाभौ**=રથના ચક્રના ગોળ છિદ્રમાં, **रथनेमौ**=રથના વલયમાં, **अराः**=આરાઓ, **समर्पिताः**=અર્પણ કરાયલા. (૧૫)

શબ્દાર્થઃ–આ (પૃથ્વી) સર્વ ભૂતોના મધરૂપ છે. સર્વ ભૂતો પૃથ્વીને અર્થે મધરૂપ છે. પૃથ્વીને વિશે રહેતો અમૃતમય તથા તેજોમય પુરુષ, તેમ જ શરીરને વિશે રહેતો અમૃતમય અને તેજોમય પુરુષ આ બન્ને આત્માના સંબંધ પ્રમાણે સર્વ ભૂતોને માટે મધરૂપ છે અને સર્વ ભૂતો તેઓને અર્થે મધરૂપ છે. આ જ આત્મા અમૃતરૂપ, બ્રહ્મરૂપ તથા સર્વરૂપ છે. (૧)

શબ્દાર્થઃ–જળ સર્વ ભૂતોના મધરૂપ છે. સર્વ ભૂતો આ જળના મધરૂપ છે. જળને વિશે રહેતો અમૃતમય તેજોમય પુરુષ તથા રેતને વિશે રહેતો અમૃતમય તથા તેજોમય પુરુષ આ બન્ને અધ્યાત્મના યોગે કરી સર્વ ભૂતોના મધરૂપે છે તથા સર્વ ભૂતો તે બે પુરુષના મધરૂપ છે, આ જ આત્મારૂપ છે, આ અમૃતરૂપ છે, આ બ્રહ્મરૂપ છે તથા આ સર્વરૂપ છે. (૨)

શબ્દાર્થઃ–અગ્નિ સર્વ ભૂતોના મધરૂપ છે તથા સર્વ ભૂતો અગ્નિના મધરૂપ છે. અગ્નિને વિશે રહેતો અમૃતમય તેજોમય પુરુષ તથા વાણીવિશે રહેતો અમૃતમય તેજોમય પુરુષ, આ બન્ને પુરુષો સર્વ ભૂતોના મધરૂપ છે. આ જ આત્મારૂપ છે, આ અમૃતરૂપ છે. આ બ્રહ્મરૂપ છે તથા આ સર્વરૂપ છે. (૩)

શબ્દાર્થઃ–વાયુ સર્વ ભૂતોના મધરૂપ છે તથા સર્વ ભૂતો વાયુના મધરૂપ છે. વાયુ વિશે રહેતો અમૃતમય તથા તેજોમય પુરુષ તથા પ્રાણરૂપ અમૃતમય તેમજ તેજોમય પુરુષ આ બન્ને પુરુષો અધ્યાત્મના યોગે કરી સર્વ ભૂતોના મધરૂપ છે તથા સર્વ ભૂતો તેઓનાં મધરૂપ છે. આ તે આત્મા છે, આ અમૃતરૂપ છે, આ બ્રહ્મરૂપ છે તથા આ સર્વરૂપ છે. (૪)

શબ્દાર્થઃ–આદિત્ય સર્વ ભૂતોના મધરૂપ છે તથા સર્વ ભૂતો આદિત્યના મધરૂપ છે. આદિત્યને વિશે રહેતો તેજોમય અમૃતમય પુરુષ તથા વાણીને વિશે રહેતો અમૃતમય તેજોમય પુરુષ, આ બેઉ પુરુષો અધ્યાત્મના યોગે કરી સર્વ ભૂતોનાં મધરૂપ છે તથા સર્વ ભૂતો તેઓના મધરૂપ છે. આ તે આત્મારૂપ છે, આ અમૃતરૂપ છે, આ બ્રહ્મરૂપ છે તથા આ સર્વરૂપ છે. (૫)

શબ્દાર્થ:-દિશાઓ સર્વ ભૂતોના મધરૂપ છે તથા સર્વ ભૂતો દિશાઓના મધરૂપ છે. દિશાઓને વિશે રહેતો અમૃતમય તેજોમય પુરુષ તથા શ્રોત્રને વિશે રહેતો અમૃતમય તેજોમય પુરુષ, આ બેઉ પુરુષો અધ્યાત્મના યોગે કરી સર્વ ભૂતોના મધરૂપ છે તથા સર્વ ભૂતો તેઓના મધરૂપ છે. આ તે આત્મારૂપ છે, આ અમૃતરૂપ છે, આ બ્રહ્મરૂપ છે તથા આ સર્વરૂપ છે. (૬)

શબ્દાર્થ:-ચંદ્ર સર્વ ભૂતોના મધરૂપ છે તથા સર્વ ભૂતો ચંદ્રના મધરૂપ છે. ચંદ્રને વિશે રહેતો અમૃતમય તેજોમય પુરુષ તથા મનવિશે રહેતો અમૃતમય તેજોમય પુરુષ, આ બન્ને પુરુષો અધ્યાત્મના યોગે કરી સર્વ ભૂતોના મધરૂપ છે તથા સર્વ ભૂતો તેઓના મધરૂપ છે. આ તે આત્મારૂપ છે, આ બ્રહ્મ-રૂપ છે તથા આ સર્વરૂપ છે. (૭)

શબ્દાર્થ:-વિદ્યુત્ સર્વ ભૂતોના મધરૂપ છે તથા સર્વ ભૂતો વિદ્યુતના મધરૂપ છે. વિ-દ્યુતને વિશે રહેતો અમૃતમય તેજોમય પુરુષ તથા તેજ (ત્વક્) વિશે રહેતો અમૃતમય તેજોમય પુરુષ, આ બેઉ પુરુષો અધ્યાત્મના યોગે કરી સર્વ ભૂતોના મધરૂપ છે તથા સર્વ ભૂતો તે-ઓના મધરૂપ છે. તે આ આત્મારૂપ છે, આ અમૃતરૂપ છે, આ બ્રહ્મરૂપ છે તથા આ સર્વ-રૂપ છે. (૮)

શબ્દાર્થ:-ગર્જના સર્વ ભૂતોના મધરૂપ છે તથા સર્વ ભૂતો ગર્જનાના મધરૂપ છે. ગર્જનાને વિશે રહેતો અમૃતમય તેજોમય પુરુ ષ તથા શબ્દવિશે અને વાદિત્રના સ્વરવિશે રહેતો અમૃતમય તેજોમય પુરુષ આ બેઉ પુરુષો અધ્યાત્મના યોગે કરી સર્વ ભૂતોના મધરૂપ છે તથા સર્વ ભૂતો તેઓના મધરૂપ છે. આ તે આત્મારૂપ છે, આ અમૃતરૂપ છે, આ બ્રહ્મરૂપ છે તથા આ સર્વરૂપ છે. (૯)

શબ્દાર્થ:-આકાશ સર્વ ભૂતોના મ છે તથા સર્વ ભૂતો આકાશના મધરૂપ આકાશ વિશે રહેતો અમૃતમય તેજોમય તથા અંતઃકરણમાં આકાશરૂપે રહેતો તમય તેજોમય પુરુષ આ બેઉ પુરુષો અ ત્મના યોગે કરી સર્વ ભૂતોના મધરૂપ તથા સર્વ ભૂતો તેઓના મધરૂપ છે. આ આત્મારૂપ છે, આ અમૃતરૂપ છે, આ રૂપ છે તથા આ સર્વરૂપ છે. (૧૦)

શબ્દાર્થ:-આ ધર્મ સર્વ ભૂતોના મ છે તથા સર્વ ભૂતો ધર્મના મધરૂપ છે. વિશે રહેતો અમૃતમય તેજોમય પુરુષ ધર્મ વિશે ઉત્પન્ન થયલો અમૃતમય તેજો પુરુષ, આ બેઉ પુરુષો અધ્યાત્મના યોગે સર્વ ભૂતોના મધરૂપ છે તથા સર્વ ભૂતો ઓના મધરૂપ છે. આ તે આત્મારૂપ આ અમૃતરૂપ છે, આ બ્રહ્મરૂપ છે તથા સર્વરૂપ છે. (૧૧)

શબ્દાર્થ:-આ સત્ય સર્વ ભૂતોના મ રૂપ છે તથા સર્વ ભૂતો સત્યના મધરૂપ સત્ય વિશે રહેતો અમૃતમય તેજોયમ પુ તથા સત્યવિશે ઉત્પન્ન થયલો અમૃતમય જોમય પુરુષ, આ બેઉ પુરુષો અધ્યાત્મ યોગે કરી સર્વ ભૂતોના મધરૂપ છે તથા સ ભૂતો તેઓના મધરૂપ છે. આ તે આત્મા છે, આ અમૃતરૂપ છે, આ બ્રહ્મરૂપ છે, ત આ સર્વરૂપ છે. (૧૨)

શબ્દાર્થ-મનુષ્ય માત્ર સર્વ ભૂતોના મ રૂપ છે તથા સર્વ ભૂતો મનુષ્યના મધરૂપ મનુષ્યને વિશે રહેતો અમૃતમય તેજોમય પુ ષ તથા મનુષ્યવિષે ઉત્પન્ન થયેલો અમૃત તેજોમય પુરુષ, આ બેઉ પુરુષો અધ્યાત્મ યોગે કરી મધરૂપ છે તથા સર્વ ભૂતો તેઓ મધરૂપ છે. આ તે આત્મરૂપ છે, આ અમૃ રૂપ છે, આ બ્રહ્મરૂપ છે તથા આ સર્વ છે. (૧૩)

શબ્દાર્થ:—આત્મા સર્વ ભૂતોના મધરૂપ છે તથા સર્વ ભૂતો આત્માના મધરૂપ છે. આત્મામાં રહેતા અમૃતમય તેજોમય પુરુષ તથા આત્મારૂપ અમૃતમય તેજોમય પુરુષ, આ બેઉ પુરુષો અધ્યાત્મના યોગે કરી સર્વ ભૂતોના મધરૂપ છે તથા સર્વ તેઓના મધરૂપ છે. આ તે આત્મારૂપ છે, અમૃતરૂપ છે, આ બ્રહ્મરૂપ છે તથા આ સર્વરૂપ છે. (૧૪)

શબ્દાર્થ:—આ આત્મા સર્વ ભૂતોના અધિપતિરૂપ છે તથા સર્વ ભૂતોના રાજારૂપ છે. જેવી રીતે સર્વ રથના પૈડાના સર્વ આરાઓ નાભિવિષે તેમ જ નેમિવિષે જડેલાં હોય છે તે જ પ્રમાણે સર્વ ભૂતો, સર્વ દેવો, સર્વ લોકો, સર્વ પ્રાણો તથા સર્વ આત્માઓ પરમાત્માને વિષે રહેલા હોય છે. (૧૫)

ટીકા:—આ જ પ્રમાણેની સાદૃશ્યતા છાંદોગ્ય ઉપનિષદના ૩ જા પ્રપાઠકના ૧ લા ખંડના ૫ મા સૂત્રમાં દર્શાવવામાં આવી છે. જેવી રીતે મધમાખો દરેક જાતના પુષ્પમાંથી મધ એકઠું કરે છે તથા તે મધ મધમાખોનું પોષણ કરે છે તે જ રીતે સર્વ ભૂતો પૃથ્વીનું પોષણ કરે છે. તેમજ દરેક ભૂતો દરેક વસ્તુરૂપે વિકારને પામે છે. વળી પૃથ્વી સર્વ ભૂતોનું રક્ષણ કરે છે તથા પૃથ્વી સર્વ ભૂતોવિશે વિકારને પામે છે. અર્થાત્ ભૂતો તથા પૃથ્વી એક બીજાને આશ્રયી છે. તેઓ વચ્ચે કોઇ પણ પ્રકારની ભિન્નતા હોતી નથી. તેઓ એક જ રૂપે અર્થાત્ બ્રહ્મરૂપે છે. **अयं** (આ) અર્થાત્ ચાર પ્રકારના વિભાગો જેવા કે પૃથ્વી, સર્વ ભૂતો, પૃથ્વીવિશે રહેતો પુરુષ તથા શરીરવિશે રહેતો પુરુષ, આત્મારૂપ છે. **इदं** (આ) અર્થાત્ જ્ઞાન કે જેનો વિષય ચાર પ્રકારના વિભાગોરૂપ છે તે, અમૃતરૂપ છે (૧)

દધ્યઙને ઇંદ્રે આપેલી ધમકી.

**इदं वै तन्मधु दध्यङ्ङाथर्वणोऽश्विभ्यामुवाच तदेतदृषिः पश्यन्नवोचत्। तद्वां नरा सनये दंस उग्रमाविष्कृणोमि तन्यतुर्न वृष्टिम्। दध्यङ् ह यन्मध्वाथर्वणो वामश्वस्य शीर्ष्णा प्र यदीमुवाचेति ॥ १६ ॥**

અન્વયાર્થ:—दध्यङ् आथर्वण; अश्विभ्यां उवाच=દધ્યઙ્ આથર્વણે અશ્વિનીઓને કહ્યું, तत् एतत्=તે આ, ऋषिः=મંત્ર, पश्यन् अवोचत्=પ્રકટ કરવા લાગ્યો, तत्=તે, वां=તમારૂં, नरा=હે નરો, सनये=માટે, उग्रं दंसः=ઉગ્ર કર્મ, आविष्कृणोमि=પ્રકટ કરું છું, तन्यतुः=પર્જન્ય, न=માફક, वृष्टिं=વૃષ્ટિને, दध्यङ् अथर्वणः=દધ્યઙ્ અથર્વણ, यत् मधु=જે આત્મજ્ઞાન, वां=અમોને, अश्वस्य शीर्ष्णा=અશ્વના મસ્તકવડે, यत्=જે, प्र उवाच=કહ્યું. (૧૬)

શબ્દાર્થ:—અથર્વણના પુત્ર દધ્યઙે આ મધવિષે બે અશ્વિની કુમારોને સમજાવ્યું હતું. તેઓનું કર્મ જોઇ ઋષિ કહેવા લાગ્યા કે, હે મનુષ્યો! જેવી રીતે પર્જન્ય મેઘમાંથી વૃષ્ટિને પ્રકટ કરે છે, તે જ પ્રમાણે તમારા હિતને અર્થે ગ્રહણ કરાયેલું તમારું કૂર કર્મ હું પ્રકટ કરીશ. અથર્વણના પુત્ર દધ્યઙ્ ઋષિએ અશ્વના મસ્તકવડે તમોને જે મધવિષે ઉપદેશ કર્યો હતો, તે મધ આ છે.(૧૬)

ટીકા:—તૈત્તિરીય બ્રાહ્મણ ભાગ કે જેનેવિષે પ્રવર્ગ્ય યજ્ઞ સંબંધી કહેવામા આવ્યું છે, તેમાં આ આખ્યાયિકા આપવામાં આવી છે, જે નીચે પ્રમાણે છે—અથર્વણના પુત્ર દધ્યઙે દેવતાના વૈદ્યો અશ્વિની કુમારને મધુ બ્રાહ્મણવિષે ઉપદેશ કર્યો. જ્યારે આ અશ્વિનીઓ ઉપદેશને અર્થે દધ્યઙ્ ઋષિ પાસે આવ્યા ત્યારે મુનિએ તેઓને કહ્યું કે

મધુ બ્રાહ્મણવિશે- કોઇને પણ ઉપદેશ આપું તો ઇન્દ્રે મને ધમકી આપી છે કે, હું તારું મસ્તક છેદી નાંખીશ." પછી અશ્વિનીઓએ ઇન્દ્રના ક્રોધમાંથી બચાવવાનું તેને વચન આપ્યું. અશ્વિનીઓએ કહ્યું:-અમે તમારું મસ્તક કાઢી નાંખી તેને બદલે અશ્વનું મસ્તક ગોઠવશું તથા જ્યારે ઇન્દ્ર તમારું મસ્તક કાપી નાંખશે ત્યારે અમે તમારું મૂળ મસ્તક લાવી તમારાપર મૂકશું. તેણે આ બાબતની હા કહી તથા દધ્યડે. અશ્વના મુખવડે મધુ-વિદ્યા સમજાવી. જ્યારે ઇન્દ્રે આવી તેનું મસ્તક છેદી નાખ્યું ત્યારે અશ્વિનીઓએ તેનું મૂળ મસ્તક મૂક્યું. શ્રી શંકર ભગવાનનું કહેવું એમ છે કે, બ્રહ્મજ્ઞાનની શ્રેષ્ઠતા દર્શાવવા આમ કહેવામાં આવ્યું છે. કારણ ઇન્દ્રને પ્રાપ્ત થયેલી બ્રહ્મવિદ્યા દેવોને પણ મળવી દુર્લભ છે તથા તે બ્રહ્મવિદ્યા અશ્વિનીઓને બહુ-ઘણીજ મહેનતે પ્રાપ્ત થઇ હતી. અહીં ઋષિ શબ્દનો મંત્ર એવો અર્થ થાય છે. તમે કીધેલું ઘાતકી કર્મ કહી દઇશ અર્થાત્ તમે દધ્યડનું મસ્તક કાપી નાખ્યું હતું, તે કર્મ પ્રકટ કરીશ. (૧૬)

### દધ્યડે આપેલો ઉપદેશ.

**इदं वै तन्मधु दध्यङ्ङाथर्वणोऽश्विभ्यामुवाच तदेतदृषिः पश्यन्नवोचदाथर्वणायाश्विनादधीचेऽश्व्यं शिरः प्रत्यैरयतं । स वां मधु प्रवोचदृतायन्त्वाष्ट्रं यद्दस्रावपि कक्ष्यं वामिति ॥१७॥**

અન્વયાર્થઃ-**इदं तत् मधु**=આ તે બ્રહ્મજ્ઞાન, **तत् एतत् ऋषिः**=આ તે મંત્ર, **पश्यन् अवोचत्**=જે પ્રકટ કર્યો, **आथर्वणाय अश्विना दधीचे अश्व्यं शिरः प्रत्यैरयतं**=હે અશ્વિનો ! તમોએ અથર્વણપુત્ર દધીચિને ઘોડાનું શિર મૂક્યું, **सः वां मधु प्रवोचत्**=તેણે આત્મજ્ઞાન અમોને કહ્યું, **ऋतायन्**=પ્રતિજ્ઞાને સત્ય કરતા ઋષિએ, **त्वाष्ट्रं कक्ष्यं**=આદિત્યથી ઉતરી આવેલ ગોપ્ય જ્ઞાન, **वां**=અમને. (૧૭)

શબ્દાર્થઃ-અથર્વણના પુત્ર દધ્યડ્ મુનિએ અશ્વિનીઓને આ મધવિશે ઉપદેશ કીધો હતો. આ કર્મને જોઇ ઋષિએ કહ્યું-હે અશ્વિનો ! તમોએ અથર્વણના પુત્ર દધ્યડ્ના શરીરપર ઘોડાનું મસ્તક મૂક્યું. હે શત્રુહંતાઓ ! પોતાનું વચન પાળવા દધ્યડ્ મુનિએ ત્વાષ્ટ્ર (આદિત્ય)ના મધ તથા બીજા અત્યંત ગૂઢ મધ વિશે તમોને ઉપદેશ કીધો. (૧૭)

ટીકા-કર્મ સંબંધી જે જ્ઞાન તેને ત્વાષ્ટ્ર (આદિત્ય)ના મધરૂપ કહેવામાં આવે છે. બીજા અત્યંત ગૂઢમાં ગૂઢ, જે કોઇને પણ સંભળાવી ન શકાય તેવી બ્રહ્મવિદ્યા દર્શાવી. (૧૭)

### પરમાત્માનું પક્ષીરૂપે નિરૂપણ.

**इदं वै तन्मधु दध्यङ्ङाथर्वणोऽश्विभ्यामुवाच । तदेतदृषिः । पश्यन्नवोचत्पुरश्चक्रे द्विपदः पुरश्चक्रे चतुष्पदः पुरः स पक्षी भूत्वा पुरः पुरुष आविशदिति स वा अयं पुरुषः सर्व्वासु पूर्षु पुरिशयो नैनेन किञ्चनानावृतं नैनेन किञ्चनासंवृतम् ॥ १८ ॥**

અન્વયાર્થ-**पुरः चक्रे**=ઇશ્વરે શરીરોને કર્યાં, **द्विपदः पुरःचक्रे**=બે પગવાળું શરીર કર્યું, **चतुष्पदः**=ચાર પગવાળું, **पुरः**=પ્રવેશ પહેલાં, **सः**=તે ઇશ્વર, **पक्षी**=લિંગ શરીરરૂપે, **भूत्वा**=થઇ, **पुरः**=શરીરને, **पुरुषः**=પુરૂષાકારે, **प्रवेशत**=પ્રવેશ કર્યો, **सर्वासु पूर्षु**=સર્વ શરીરોમાં, **पुरिशयः**=શરીરમાં સુનારરૂપે ( છે ), **न अनेन किंचन अनावृतं**=આ પરમાત્માથી વગર આચ્છાદન કરાયેલ કાંઇ નથી, **असंवृतं**=અપ્રવેશિત. (૧૮)

શબ્દાર્થઃ-અથર્વણના પુત્ર દધ્યડ્ મુનિએ આ મધ અર્થાત્ બ્રહ્મવિદ્યાવિશે બે અશ્વિ-

નીઓને ઉપદેશ કર્યો હતો. તેઓનું આ કર્મ જોઇ ઋષિએ કહ્યું:–તેણે અર્થાત્ પરમેશ્વરે બે પગવાળાં શરીરોને ઉત્પન્ન કર્યાં. પ્રથમ પક્ષીના શરીરને ધારણ કરી તેણે પુરુષરૂપે પુર અર્થાત્ શરીરને વિશે પ્રવેશ કર્યો. તે સર્વ શરીરોવિશે શયન કરે છે, તેથી તેને પુરિશય કરી કહેવામાં આવે છે. તેનાથી કાંઇપણ અંદરના ભાગ વિશે ગૂઢ રહેતું નથી, તેમજ તેનાથી કાંઇપણ વસ્તુ બહારના ભાગ વિશે ગૂઢ રહેતી નથી. (૧૮)

ટીકા:–પરમાત્માએ પક્ષીનું શરીર ધારણ કર્યું, અર્થાત્ તેમણે સૂક્ષ્મ શરીરને ધારણ કર્યું. (૧૮)

### આત્માનું બ્રહ્મરૂપે વર્ણન.

**इदं वै तन्मधु दध्यङ्ङाथर्वणोऽश्विभ्यामुवाच । तदेतदृषिः पश्यन्नवोचद्रूपꣳ रूपं प्रतिरूपो बभूव तदस्य रूपं प्रतिचक्षणाय । इन्द्रो मायाभिः पुरुरूप ईयते युक्ता ह्यस्य हरयः शता दशेत्ययं वै हरयोऽयं वै दश च सहस्राणि बहूनि चानन्तानि च तदेतद्ब्रह्मापूर्वमनपरमनन्तरमबाह्यमयमात्मा ब्रह्म सर्वानुभूरित्यनुशासनम् ॥ १९ ॥**

इति पञ्चमं ब्राह्मणम् ॥ ५ ॥

અન્વયાર્થ–**रूपं रूपं**=દરેક દેહમા, **प्रतिरूपः**=પ્રતિબિંબરૂપે, **बभूव**=થયો, **तत्**=તે પ્રતિબિંબપણું, *अस्य*=નિરૂપાધિક આ આત્માના, **रूपं**=સ્વરૂપને, **प्रतिचक्षणाय**=યથા યોગ્ય દર્શાવવાને માટે, **इन्द्रः**=પરમેશ્વર, **मायाभिः**=માયાવડે, **पुरुरूपः** બહુરૂપે, **ईयते**=થાય છે, **युक्ताः**=જોડાયેલ, **अस्य**=આ રથરૂપ શરીરને, **हरयः**=ઇન્દ્રિયો, **शताः दश**=એકસો દશ, **अयं**=આ આત્મા, **हरयः**= ઇન્દ્રિયોરૂપે, **दश सहस्राणि बहूनि अनंतानि**=દશ, હજાર, બહુ તથા અનંતરૂપે, **अपूर्वं**=પૂર્વ કારણથી રહિત, **अनपरं**=અપર કાર્યથી રહિત, **अनंतरं**=અંતરપણાથી રહિત, **अबाह्यं**=બાહ્ય વસ્તુથી રહિત, **सर्वानुभूः**= સર્વનો અનુભવ કરનાર. (૧૯)

શબ્દાર્થ:–અથર્વણના પુત્ર દધ્યઙ્ મુનિએ આ મધુબ્રહ્મવિદ્યાવિશે બે અશ્વનીઓને ઉપદેશ કર્યો. આ કર્મને જોઇ ઋષિએ કહ્યું; તે દરેક રૂપને વિશે પ્રતિરૂપે કરી થયો. આથી તેના રૂપને પ્રકટ કરવા ઇન્દ્ર પોતાની માયાવડે ઘણારૂપે દેખાય છે. જેવી રીતે અશ્વો રથને જોડવામાં આવેલા હોય છે તેમ તેની એકસો ને દશ ઇન્દ્રિયો શરીરને વિશે જોડાયલી હોય છે. તે ( આત્મા ) ઇન્દ્રિયોરૂપે છે, તે દશરૂપે છે, તે સહસ્ત્રરૂપે છે, તે અનંતરૂપે છે, તે બ્રહ્મરૂપે છે, તેના આદિમા તથા અંતમાં કાંઇ છે જ નહિ. તે અનંતરૂપે તથા અબાહ્યરૂપે છે. આ આત્મા બ્રહ્મરૂપ તથા સર્વના દ્રષ્ટારૂપ છે. આ રીતનો સર્વ વેદાંતનો ઉપદેશ છે. (૧૯)

ટીકા:–હરિશબ્દનો અર્થ ઇંદ્રિય તેમજ અશ્વ થાય છે તથા અહીં બન્ને અર્થો લાગુ પડે છે. બ્રહ્મ અનાદિ, અનંત, બાહ્યથી રહિત, અનંતર અર્થાત્ જેના મધ્યને વિશે બીજું કોઇ નહિ એવો, જીવરૂપે તથા સર્વના ભોક્તારૂપે છે. (૧૯)

## ષષ્ઠ બ્રાહ્મણ.

### બ્રહ્મવેત્તા પુરુષોનું વંશવર્ણન.

*अथ वꣳशः पौतिमाष्यो गौपवनाद्* **गौपवनः पौतिमाष्यात्पौतिमाष्यो गौपवनाद्गौपवनः कौशिकात्कौशिकः कौण्डिन्यात्कौण्डिन्यः शाण्डिल्याच्छाण्डिल्यः कौशिकाच्च गौतमाच्च गौतमः ॥१॥**

**आग्निवेश्यादाग्निवेश्यः शाण्डिल्याचानभिम्लाताचानभिम्लात आनभिम्लातादानभिम्लात आनभिम्लातादानभिम्लातो गौतमाद्गौतमः सैतवप्रा-**

चीनयोग्याभ्यां सैतवप्राचीनयोग्यौ पाराशर्यात्पाराशर्यो भारद्वाजाद्भारद्वाजो भारद्वाजाच्च गौतमाच्च गौतमो भारद्वाजाद्भारद्वाजः पाराशर्यात् पाराशर्यो वैजवापायनाद्वैजवापायनः कौशिकायनेः कौशिकायनिः ॥ २ ॥

घृतकौशिकाद्घृतकौशिकः पाराशर्यायणात् पाराशर्यायणः पाराशर्यात् पाराशर्यो जातूकर्ण्याज्जातूकर्ण्य आसुरायणाच्च यास्काच्चासुरायणस्त्रैवणेस्त्रैवणिरौपजन्धने रौपजन्धनिरासुरेरासुरिर्भारद्वाजाद् भारद्वाज आत्रेयादात्रेयो माण्टेर्माण्टिर्गौतमाद्गौतमो गौतमाद्गौतमो वात्स्याद्वात्स्यः शाण्डिल्याच्छाण्डिल्यः कैशोर्यात्काप्यात्कैशोर्यः काप्यः कुमारहारितात्कुमारहितो गालवाद्गालवो विदर्भीकौण्डिन्याद्विदर्भीकौण्डिन्यो वत्सनपातो बाभ्रवाद्वत्सनपाद् बाभ्रवः पथः-सौभरात्पन्थाः सौभरोऽयास्यादाङ्गिरसादयास्य आङ्गिरस आभूतेस्त्वाष्ट्रादाभूतिस्त्वाष्ट्रो विश्वरूपात्त्वाष्ट्राद्विश्वरूपस्त्वाष्ट्रोऽश्विभ्यामश्विनौ दधीच आथर्वणाद्दध्यङ्ङाथर्वणोऽथर्वणो दैवादथर्वा दैवो मृत्योः प्राध्वंसनान्मृत्युःप्राध्वंसनः प्रध्वंसनात्प्रध्वंसन एकर्षेरेकर्षिर्विप्रचित्तेर्विप्रचित्तिर्व्यष्टेर्व्यष्टिः सनारोः सनारुः सनातनात्सनातनः सनगात्सनगः परमेष्ठिन. परमेष्ठी ब्रह्मणो ब्रह्म स्वयंभु ब्रह्मणे नमः ॥ ३ ॥

• અન્વયાર્થઃ-આમા ઋષિની વંશાવળી હોવાથી અન્વયાર્થ આપ્યા નથી.

શબ્દાર્થ –હવે પૌતિમાષ્ય વંશવિશે કહેવામા આવે છે-ગૌપવન ઋષિનો શિષ્ય ગૌપવન હતો. પૌતિમાષ્યનો શિષ્ય પૌતિમાષ્ય હતો. ગૌપવનનો શિષ્ય ગૌપવન હતો, કૌશિકનો શિષ્ય કૌશિક હતો, કૌણ્ડિન્યનો શિષ્ય કૌણ્ડિન્ય હતો, શાણ્ડિલ્યનો શિષ્ય શાણ્ડિલ્ય હતો, કૌશિક તથા ગૌતમનો શિષ્ય ગૌતમ હતો. (૧)

શબ્દાર્થ –અગ્નિવેશ્યનો શિષ્ય આગ્નિવેશ્ય હતો, શાણ્ડિલ્ય તથા આનભિમ્લાતનો શિષ્ય આનભિમ્લાત હતો, આનભિમ્લાતનો શિષ્ય આનભિમ્લાત, આનભિમ્લાતનો શિષ્ય આનભિમ્લાત. ગૌતમનો શિષ્ય ગૌતમ હતો, સૈતવ તથા પ્રાચીન યોગના શિષ્યો સૈતવ તથા પ્રાચીનયોગ્ય હતા. પારાશર્યનો પારાશર્ય શિષ્ય હતો, ભારદ્વાજનો શિષ્ય ભારદ્વાજ, ભારદ્વાજ તથા ગૌતમનો શિષ્ય ગૌતમ, ભારદ્વાજનો શિષ્ય ભારદ્વાજ, પારાશર્યનો શિષ્ય પારાશર્ય, બૈજવાપાયનનો શિષ્ય બૈજવાપાયન હતો તથા કૌશિકાયનિનો શિષ્ય કૌશિકાયનિ હતો. ( ૨ )

શબ્દાર્થ –ઘૃતકૌશિકનો શિષ્ય ઘૃતકૌશિક હતો, પારાશર્યાયણનો શિષ્ય પારાશર્યાયણ, પારાશર્યનો શિષ્ય પારાશર્ય, જાતૂકર્ણ્યનો શિષ્ય જાતૂકર્ણ્ય, આસુરાયણ તથા યાસ્કનો શિષ્ય આસુરાયણ હતો, ત્રૈવણિનો શિષ્ય ત્રૈવણિ હતો, ઔપજન્ધનિનો શિષ્ય ઔપજન્ધનિ હતો, આસુરિનો શિષ્ય આસુરિ, ભારદ્વાજનો શિષ્ય ભારદ્વાજ, આત્રેયનો શિષ્ય આત્રેય હતો. માણ્ટિનો શિષ્ય માણ્ટિ હતો, ગૌતમનો શિષ્ય ગૌતમ હતો, વાત્સ્યનો શિષ્ય વાત્સ્ય હતો, શાણ્ડિલ્યનો શિષ્ય શાણ્ડિલ્ય હતો, કૈશોર્ય તથા કાપ્યના શિષ્યો કૈશોર્ય તથા કાપ્ય હતા, કુમાર હારિતનો શિષ્ય કુમારહારિત હતો, ગાલવનો શિષ્ય ગાલવ હતો, વિદર્ભી કૌણ્ડિન્યનો શિષ્ય વિદર્ભી કૌણ્ડિન્ય તથા વત્સનપાત હતો, બાભ્રવ તથા વત્સનપાતના શિષ્યો બાભ્રવ તથા પથ હતા, સૌભરના શિષ્યો પથ તથા સૌભર હતા, અયાસ્ય તથા આંગિરસના શિષ્યો અયાસ્ય તથા આંગિરસ હતા, આભૂતિ તથા ત્વાષ્ટ્રના શિષ્યો આભૂતિ તથા ત્વાષ્ટ્ર

હતા, વિશ્વરૂપ તથા ત્વાષ્ટ્રના શિષ્યો વિશ્વરૂપ તથા ત્વાષ્ટ્ર હતા, અશ્વિનીઓના શિષ્યો અશ્વિનીઓ હતા, દ઼ીચ આથર્વણનો દધ્યઙ્ આથર્વણ, અથર્વણ દેવનો શિષ્ય અથર્વાદૈવ, મૃત્યુ તથા પ્રાધ્વસનથી મૃત્યુ તથા પ્રાધ્વસન, પ્રધ્વસનની પ્રધ્વસન, એકર્ષિનો શિષ્ય એકર્ષિ, વિપ્રચિત્તિનો શિષ્ય વિપ્રચિત્તિ, વ્યષ્ટિનો શિષ્ય વ્યષ્ટિ, સનારુનો શિષ્ય સનારુ, સનાતનનો શિષ્ય સનાતન, સનગનો શિષ્ય સનગ, પરમેષ્ઠીનો પરમેષ્ઠી તથા બ્રહ્મનો બ્રહ્મ. આ બ્રહ્મ સ્વયંભૂ છે બ્રહ્મને નમસ્કાર છે. (૩)

ટીકા'-પરમેષ્ઠી, વિરાટ્ તથા બ્રહ્મવડે હિરણ્યગર્ભ જાણવા. (૩)

## તૃતીય અધ્યાય–પ્રથમ બ્રાહ્મણ *

### જનકનો બહુદક્ષિણ નામનો યજ્ઞ.

**ॐ ॥ जनको वैदेहो बहुदक्षिणेन यज्ञेनेजे तत्र ह कुरुपञ्चालानां ब्राह्मणा अभिसमेता बभूवुस्तस्य ह जनकस्य वैदेहस्य विजिज्ञासा बभूव कः स्विदेषां ब्राह्मणानामनूचानतम इति स ह गवां सहस्रमवरुरोध दश दश पादा एकैकस्या शृङ्गयोराबद्धा बभूवुः ॥ १ ॥**

અન્વયાર્થ –**वैदेह**=વિદેહના વંશમા થયેલ, **इजे**=પૂજન કરવા લાગ્યો, **अभिसमेताः**=આવ્યા, **विजिज्ञासा**=જાણવાની ઇચ્છા, **कः स्वित्**=કોણ, **अनूचानतम**=બ્રહ્મિષ્ઠ, **अवरुरोध**=બાંધી, **पादा**=પલનો ચોથો ભાગ, **एकैकस्याः**=એકેક ગાયના, **शृंगयोः**=શિંગડાંપર, **आबद्धाः**=(પાંચ પાંચ) બાંધી. (૧)

શબ્દાર્થ'–વિદેહા નગરીના રાજા જનકે એક સમય બહુદક્ષિણ નામનો યજ્ઞ કર્યો. આ યજ્ઞમા કુરુ તથા પાંચાલ દેશના ઘણા બ્રાહ્મણો એકઠા થયા હતા. વિદેહાના રાજા જનકને આ સર્વ બ્રાહ્મણોમાથી કયો બ્રાહ્મણ વેદોને ઘણીજ સારી રીતે જાણે છે, તે જાણવાની મોટી જિજ્ઞાસા થઇ. આ કારણને લીધે તેણે ( એક તબેલા વિશે ) એક સહસ્ર ગાયો બંધાવી, તેમ જ દરેક ગાયના શિંગડા સાથે સુવર્ણના દસ દસ પાદો બાંધ્યા હતા (૧)

ટીકા –બહુદક્ષિણ નામનો અન્ય શાખા-વિશે જણાવામા આવેલો કાં તો યજ્ઞ હોવો જોઇએ અથવા તો અશ્વમેધ યજ્ઞને બહુદક્ષિણ નામનો યજ્ઞ કહેવામા આવેલો હોવો જોઇએ. કારણ આ અશ્વમેધ યજ્ઞમા પુષ્કળ દક્ષિણા આપવામા આવે છે. પાદ શબ્દવડે પલ માપનો ચતુર્થ ભાગ હોવો જોઇએ અથવા તો ડા. વિલસનના મત પ્રમાણે એ ગ્રેઇન ૧૭૬ ગ્રેન ટ્રોયનુ માપ હોવુ જોઇએ. એક ગાયના શિંગડાને દસ પાદો બાંધવામા આવ્યા અર્થાત્ એક એક શિંગડાને પાંચ પાંચ પાદો બાંધવામા આવ્યા હતા. (૧)

### યાજ્ઞવલ્ક્યનું બ્રહ્મિષ્ઠરૂપે પ્રગટ થવુ.

**तान्होवाच ब्राह्मणा भगवन्तो यो वो ब्रह्मिष्ठः स एता गा उदजतामिति ते ह ब्राह्मणा न दधृषुरथ ह याज्ञवल्क्य. स्वमेव ब्रह्मचारिणमुवाचैताः सोम्योदज सामश्रवा ३ इति ता होदाचकार ते ह ब्राह्मणाश्चुक्रुधुः कथं नो ब्र-**

* આ કાંડને યાજ્ઞવલ્ક્યકાંડ કહેવામા આવે છે તથા મધુકાંડવિશે જે વિષયવિશે વિવેચન છે તે જ આ કાંડ વિશે છે તેમ છતાં આ કાંડ મધુકાંડની પુનરાવૃત્તિરૂપ કહી શકાય નહિ કારણ મધુકાંડમા બ્રહ્મવિદ્યાને તર્કવડે સિદ્ધ કરી છે તથા આ કાંડમા બ્રહ્મવિદ્યા આખ્યાયિકાના રૂપમા સિદ્ધ કરી છે બ્રહ્મવિદ્યાની સ્તુતિરૂપે આ આખ્યાયિકા આપવામા આવી છે તેમ જ આ કાંડથી દર્શાવવામા આવે છે કે ઉદારતા દર્શાવવી, એ બ્રહ્મવિદ્યાને વિશે પ્રવેશ થવાના એક સાધનરૂપ છે.

ब्रह्मिष्ठो ब्रवीतेत्यथ ह जनकस्य वैदेहस्य होताश्वलो बभूव स हैनं पप्रच्छ त्वं नु खलु नो याज्ञवल्क्य ब्रह्मिष्ठोऽसी३ इति स होवाच नमो वयं ब्रह्मिष्ठाय कुर्मो गोकामा एव वयꣳस्म इति तꣳ ह तत एव प्रष्टुं दध्रे होताश्वलः ॥ २ ॥

અન્વયાર્થ:-उदजतां=સ્વગૃહ પ્રતિ લઇ જાઓ, दधृषुः=હિંમત કરી શક્યા, एताः= આ, उदज=ગૃહપ્રતિ પહોંચાડ, सामश्रवाः= સામવિધિને સાંભળનાર, चुक्रुधुः=ક્રોધ કરવા લાગ્યા, नः=અમારામાં, ब्रवीत=કહો, होता= ઋત્વિક્, नमः वयं ब्रह्मिष्ठाय कुर्मः=અમે બ્રહ્મિષ્ટને નમસ્કાર કરીએ છીએ, गोकामाः= ગાયની કામનાવાળા, प्रष्टुं दध्रे=પૂછવાની હિંમત કરવા લાગ્યો. (૨)

શબ્દાર્થ:-જનકે બ્રાહ્મણોને કહ્યું:-હે પૂજ્ય બ્રાહ્મણો! તમારામાંથી જે કોઇ બ્રહ્મવિદ્યામાં સારો વેત્તા હોય, તેણે આ સહસ્ર ગાયોને પોતાને ઘેર લઇ જવી. આગળ આવી તે ગાયો લેવાની કોઇપણ બ્રાહ્મણની હિંમત ચાલી નહિ. પછી યાજ્ઞવલ્ક્યે પોતાના એક બ્રહ્મચારી શિષ્યને કહ્યું:-હે સૌમ્ય! તું આ ગાયોને આપણે ઘેર લઇ જા.' "હે સામવેદને જાણનારા! જેવી આપની ઇચ્છા," એમ કહી, તે શિષ્ય ગાયોને ઘેર લઇ ગયો. આથી જનકની (સભામાં રહેલા) બ્રાહ્મણો અત્યંત ગુસ્સે થયા, એમ માનીને કે અમારા બધામાંથી એ બ્રહ્મનો ખરો જ્ઞાતા છે, એવું કહેવાની કેમ હિંમત કરે છે? પછી વિદેહના રાજા જનકના હોતા અશ્વલે આગળ આવી યાજ્ઞવલ્ક્યને કહ્યું:-હે યાજ્ઞવલ્ક્ય! તું શું અમારા બધામાં ખરો બ્રહ્મવેત્તા છે? યાજ્ઞવલ્ક્યે કહ્યું:-જે ખરો બ્રહ્મિષ્ઠ હોય છે તેને અમે નમન કરીએ છીએ. અમો ગાયને લેવાની ઇચ્છાવાળા હતા. ત્યાર પછી અશ્વલ હોતાએ તેને પ્રશ્નો પૂછવા માંડયા. (૨)

ટીકા:-યાજ્ઞવલ્ક્યને સામવેદના જાણનારા, એમ કહેવાનું કારણ એટલું જ છે, યાજ્ઞવલ્ક્ય ચારે વેદના જ્ઞાતા હતા. પૂર્વે બીજા ત્રણ વેદો પ્રથમ શીખવવામાં આવતા હતા તથા છેવટે સામવેદ શીખવામાં આવતો હતો. જે ઋત્વિક્ યજ્ઞનો નિયામક હોય છે અથવા તો જે ઋગ્વેદનો જ્ઞાતા હોય છે, તેને હોતા કહેવામાં આવે છે. (૨)

### અશ્વલ તથા યાજ્ઞવલ્ક્યનો સંવાદ.

याज्ञवल्क्येति होवाच यदिदꣳ सर्वं मृत्युनाप्तꣳ सर्वं मृत्युनाभिपन्नं केन यजमानो मृत्योराप्तिमतिमुच्यत इति होत्रर्त्विजाग्निना वाचा वाग्वै यज्ञस्य होता तद्येयं वाक् सोऽयमग्निः स होता स मुक्तिः सातिमुक्तिः ॥ ३ ॥

याज्ञवल्क्येति होवाच यदिदꣳ सर्वमहोरात्राभ्यामाप्तꣳ सर्वमहोरात्राभ्यामभिपन्नं केन यजमानोऽहोरात्रयोराप्तिमतिमुच्यत इत्यध्वर्युणर्त्विजा चक्षुषाऽऽदित्येन चक्षुर्वै यज्ञस्याध्वर्युस्तद्यदिदं चक्षुः सोऽसावादित्यः सोऽध्वर्युः स मुक्तिः सातिमुक्तिः ॥ ४ ॥

याज्ञवल्क्येति होवाच यदिदꣳ सर्वं पूर्वपक्षापरपक्षाभ्यामाप्तꣳ सर्वं पूर्वपक्षापरपक्षाभ्यामभिपन्नं केन यजमानः पूर्वपक्षापरपक्षयोराप्तिमतिमुच्यत इत्युद्गात्रर्त्विजा वायुना प्राणेन प्राणो वै यज्ञस्योद्गाता तद्योऽयं प्राणः स वायुः स उद्गाता स मुक्तिः सातिमुक्तिः ॥ ५ ॥

याज्ञवल्क्येति होवाच यदिदमन्तरिक्षमनारम्बणमिव केनाक्रमेण यजमानः स्वर्गं लोकमाक्रमत इति ब्रह्मणर्त्विजा मनसा चन्द्रेण मनो वै यज्ञस्य ब्रह्मा तद्यदिदं मनः सोऽसौ चन्द्रः स

ब्रह्मा स मुक्तिः साऽतिमुक्तिरित्यतिमोक्षा अथ सम्पदः ॥ ६ ॥

याज्ञवल्क्येति होवाच कतिभिरयमद्यर्ग्भिर्होतास्मिन्यज्ञे करिष्यतीति तिसृभिरिति कतमास्तास्तिस्र इति पुरोऽनुवाक्या च याज्या च शस्यैव तृतीया किं ताभिर्जयतीति यत्किञ्चेदं प्राणभृदिति ॥ ७ ॥

याज्ञवल्क्येति होवाच कत्ययमद्याध्वर्युरस्मिन्यज्ञ आहुतीर्होष्यतीति तिस्र इति कतमास्तास्तिस्र इति या हुता उज्ज्वलन्ति या हुता अतिनेदन्ते या हुता अधिशेरते किं ताभिर्जयतीति या हुता उज्ज्वलन्ति देवलोकमेव ताभिर्जयति दीप्यत इव हि देवलोको या हुता अतिनेदन्ते पितृलोकमेव ताभिर्जयत्यतीव हि पितृलोको या हुता अधिशेरते मनुष्यलोकमेव ताभिर्जयन्त्यध इव हि मनुष्यलोकः ॥८॥

याज्ञवल्क्येति होवाच कतिभिरयमद्य ब्रह्मा यज्ञं दक्षिणतो देवताभिर्गोपायतीत्येकयेति कतमा सैकेति मन एवेत्यनन्तं वै मनोऽनन्ता विश्वेदेवा अनन्तमेव स तेन लोकं जयति ॥९॥

याज्ञवल्क्येति होवाच कत्ययमद्योद्गाताऽस्मिन्यज्ञे स्तोत्रियाः स्तोष्यतीति तिस्र इति कतमास्तास्तिस्र इति पुरोऽनुवाक्या च याज्या च शस्यैव तृतीया कतमास्ता या अध्यात्ममिति प्राण एव पुरोऽनुवाक्याऽपानो याज्या व्यानः शस्या किं ताभिर्जयतीति पृथिवीलोकमेव पुरोऽनुवाक्यया जयत्यन्तरिक्षलोकं याज्यया द्युलोकं शस्यया ततो ह होताश्वल उपरराम ॥१०॥

અન્વયાર્થ -मृत्युना=સ્વાભાવિક આસંગવડે, 'आप्तं=વ્યાપેલું;' अभिपन्नं=ગ્રસ્ત, केन=શાવડે, मृत्यो: आप्तिं=આસંગની પ્રાપ્તિને, अति=અતિક્રમણ કરી, मुच्यते=મુક્ત થાય છે, होत्रा ऋत्विजा હોતારૂપી ઋત્વિકવડે, अग्निना वाचा=અર્થાત્ અગ્નિરૂપી વાણીવડે (યજ્ઞરૂપી યજમાન મુક્ત થાય છે), वाक् यज्ञस्य होता=વાણી યજ્ઞના હોતારૂપ, या वाक् स अग्निः=જે વાણી તે અગ્નિરૂપ, सः होता=તે અગ્નિ હોતારૂપે, सः मुक्ति=તે અગ્નિરૂપ હોતા મુક્તિરૂપે, सा=તે મુક્તિનું સાધન, अतिमुक्ति=કાળરૂપ અગ્નિ આદિરૂપે જે પ્રાપ્તિ તે અતિમુક્તિ. (૩) अहःरात्राभ्यां=દિવસ તથા રાત્રીવડે, अध्वर्युणा ऋत्विजा=અધ્વર્યુરૂપી ઋત્વિકવડે, चक्षुषा आदित्येन=અર્થાત્ ચક્ષુરૂપી આદિત્યવડે, चक्षुः यज्ञस्य अध्वर्युः=ચક્ષુ યજ્ઞના અધ્વર્યુરૂપ, तत् यत् इदं=તે જે આ, चक्षुः=ચક્ષુ, सः असौ=તે આ આદિત્યરૂપે, सः=તે આદિત્ય, अध्वर्युः=અધ્વર્યુરૂપે, स=તે અધ્વર્યુ, मुक्तिः=મુક્તિના સાધનરૂપે, सा=તે મુક્તિનું સાધન, अतिमुक्ति=અગ્નિભાવની પ્રાપ્તિરૂપ અતિમુક્તિ. (૪) उद्गात्रा ऋत्विजा=ઉદ્‌ગાતારૂપ ઋત્વિજવડે, वायुना प्राणेन=અર્થાત્ વાયુરૂપી પ્રાણવડે, प्राणः उद्गाता=પ્રાણ ઉદ્‌ગાતારૂપ, अयं प्राणः=આ ઉદ્‌ગાતા પ્રાણરૂપે, सः वायु=આ પ્રાણ વાયુરૂપ, सः उद्गाता=તે વાયુ ઉદ્‌ગાતારૂપ, सः मुक्तिः=તે ઉદ્‌ગાતા મુક્તિરૂપે, सा अतिमुक्तिः=તે મુક્તિ અતિમુક્તિરૂપે (૫) अंतरिक्षं=આકાશ, अनारंबणं=આશ્રયથી રહિત હોય, इव=માફક, केन आक्रमेण=શા આશ્રયવડે, आक्रमते=જાય છે, ब्रह्मणा ऋत्विजा मनसा चंद्रेण=બ્રહ્મારૂપ ઋત્વિજ અર્થાત્ મન અર્થાત્ ચંદ્રવડે, मन यज्ञस्य ब्रह्मा=મન યજ્ઞના બ્રહ્મારૂપે, तत् यत्=તે જે મન, स चंद्र=તે ચંદ્રરૂપે, सः=તે ચંદ્ર, ब्रह्मा=બ્રહ્મારૂપે, सः=તે બ્રહ્મા,

मुक्तिः=મુક્તિના સાધનરૂપ, सा=તે મુક્તિનું સાધન, अतिमुक्तिः=અગ્નિ સ્વરૂપની પ્રાપ્તિ તે અતિમુક્તિ, अतिमोक्षाः=જેઓ આ અતિમોક્ષને પામ્યા હોય તે અતિમોક્ષો, संपदः=અધિકારીવડે કરાયલું સંપાદનરૂપી કર્મ. (૬) कतिभि.=કેટલા, अयं=આ, अद्य=આજે, ऋग्भि.=ઋચાવડે, होता=હોતા, अस्मिन् यज्ञे करिष्यति=આ યજ્ઞમા કરશે, तिसृभिः=ત્રણ ઋચાવડે, कतमाः तिस्राः=કઇ ત્રણ ઋચા, पुरोनुवाक्या=પ્રયોગ સમય પહેલા યોજવામા આવતી ઋચા, याज्या=યાગ માટે યોજવામા આવતી ઋચા, शस्या=શસ્ત્ર માટે યોજવામાં આવતી ઋચા, किं जयति=શું ફળ મેળવે છે, यत् किंच प्राणभृत्=પ્રાણ ધારણ કરવારૂપ સર્વ વસ્તુને. (૭) कती अयं अद्य अध्वर्युः अस्मिन् यज्ञे आहुतीः होष्यति=આ યજ્ઞમા અધ્વર્યુ કેટલી આહુતિઓ હોમશે, तिस्रः=ત્રણ, ,कतमाः तिस्रः=કઇ ત્રણ, याः=જે આહુતિઓ, हुताः=હોમવાથી, उज्ज्वलन्ति=પ્રકાશે છે, अतिनेन्दते=શબ્દ કરે છે, अधिशेरते=અધો ભાગમા જઇને રહે છે, दीप्यते इव=ઉજ્વળ હોય તેમ, अधः इव मनुष्यलोकः=નીચે હોય તેમ મનુષ્ય લોક છે. (૮) ब्रह्मा कतिभिः देवताभिः गोपायति=બ્રહ્મા કેટલા દેવવડે રક્ષણ કરે છે, एकया=એક દેવવડે, कतमा सा=કયો તે એક દેવ, मनः एव=મનજ, मनः=મન, अनंताः विश्वेदेवाः=મનની વૃત્તિના ભેદથી મનના અધિષ્ઠાતા વિશ્વેદેવો અનંતરૂપે. (૯) कती स्तोत्रियाः=કેટલી ગીતિરૂપ ઋચાઓ, स्तोष्यति=ગાન કરશે, तिस्रः=ત્રણ, याः अध्यात्मं=જે આત્મા સંબંધી કેવી રીતે છે. (૧૦)

શબ્દાર્થ—અશ્વલે કહ્યું, હે યાજ્ઞવલ્ક્ય! આ સર્વ મૃત્યુવડે વ્યાપ્ત છે તેમ જ આ સર્વ મૃત્યુવશ છે. એવો કયો ઉપાય છે કે, જે ઉપાય કરવાવડે યજમાન મૃત્યુના પાશમાંથી મુક્ત થાય છે? યાજ્ઞવલ્ક્યે કહ્યું:–હોતા નામના ઋત્વિકના રૂપમાં અગ્નિરૂપી વાણીવડે યજમાન મૃત્યુથી મુક્ત થાય છે. યજમાનની વાણી તે ખરેખર હોતારૂપ છે. હોતાનો આ અગ્નિ મુક્તિરૂપ છે તથા મુક્તિ અતિમુક્તિરૂપ છે. (૩)

શબ્દાર્થ:–અશ્વલે કહ્યું:–હે યાજ્ઞવલ્ક્ય! આ સર્વ દિવસ તથા રાત્રીવડે વ્યાપ્ત છે તેમ જ આ સર્વ દિવસ રાત્રીને વશ છે. એવો કયો ઉપાય છે કે, જે કરવાથી યજમાન દિવસ તથા રાત્રીના પાશમાથી મુક્ત થાય છે? યાજ્ઞવલ્ક્યે કહ્યું:–અધ્વર્યુને રૂપે આદિત્યરૂપ ચક્ષુવડે યજમાન દિવસ રાત્રીમાથી મુકત થાય છે. યજમાનના ચક્ષુ તે અધ્વર્યુરૂપ છે. ચક્ષુ આદિત્યરૂપ છે. આદિત્ય અધ્વર્યુરૂપ છે. અધ્વર્યુ મુક્તિરૂપ છે તથા મુક્તિ અતિમુક્તિરૂપ છે. (૪)

શબ્દાર્થ:–અશ્વલે કહ્યું:–હે યાજ્ઞવલ્ક્ય! સર્વ રાત્રી શુકલ અને કૃષ્ણ પક્ષવડે વ્યાપ્ત છે તેમ જ સર્વ શુકલ તથા કૃષ્ણ પક્ષને વશ છે. ત્યારે એવાં કયાં સાધનો છે કે, જેવડે શુકલ તથા કૃષ્ણ પક્ષમાથી યજમાન મુક્ત થાય છે? યાજ્ઞવલ્ક્યે કહ્યું:–ઉદ્ગાતાના રૂપમા રહેલો વાયુ જે પ્રાણરૂપ છે, તેવડે યજમાન મુક્ત થાય છે. યજ્ઞનો ઉદ્ગાતા પ્રાણરૂપ છે, વાયુ ઉદ્ગાતારૂપ છે, ઉદ્ગાતા મુક્તિરૂપ છે તથા મુક્તિ અતિમુક્તિરૂપ છે. (૫)

શબ્દાર્થ—અશ્વલે કહ્યું—હે યાજ્ઞવલ્ક્ય! આ અંતરિક્ષ નિરાલંબરૂપ (કોઇપણ પ્રકારના આશ્રયથી રહિત) હોયની શું તેમ છે. કેવા આશ્રયવડે ત્યારે યજમાન સ્વર્ગના સ્થાનવિશે ગમન કરી શકે છે? યાજ્ઞવલ્ક્યે કહ્યુ.બ્રહ્મારૂપે [illegible]

રૂપી મને કરી મનુષ્ય સ્વર્ગને વિશે ચઢી શકે છે. યજ્ઞ અર્થાત્ યજમાનનું મન ખરેખર બ્રહ્મારૂપ છે. મન બ્રહ્મારૂપ છે, ચંદ્ર બ્રહ્મારૂપ છે, બ્રહ્મા અતિમુક્તિરૂપ છે. આ અતિમોક્ષ વિશે અર્થાત્ મૃત્યુથી છૂટવાના સંબંધમાં કહેવામાં આવ્યું છે. ત્યાર પછી મુક્તિના સંબંધમાં સાધનો શું છે, તે વિશે કહેવામાં આવે છે. (૬)

શબ્દાર્થઃ—અશ્વલે કહ્યું;—હે યાજ્ઞવલ્ક્ય! ઋગ્વેદની કેટલી ઋચાવડે આજના યજ્ઞમાં હોતા પ્રસ્તોતાનું કાર્ય કરે છે?

યાજ્ઞવલ્ક્યે ઉત્તર આપ્યોઃ—ત્રણ ઋચાવડે પ્રસ્તોતાનું કાર્ય થાય છે. પ્રશ્નઃ—તે ત્રણ ઋચાઓ કઇ છે? ઉત્તરઃ—યજ્ઞની પૂર્વે બોલવામાં આવતી ઋચાવડે, યજ્ઞને અર્થે બોલવામાં આવતી ઋચાવડે તથા સ્તુતિના સંબંધમાં આવતી ઋચાવડે, આમ ત્રણ પ્રકારની ઋચાવડે હોતા સ્તુતિ કરે છે. અશ્વલે પૂછ્યું:—આમ કરવાથી તે શાનાપર વિજય મેળવે છે? યાજ્ઞવલ્કયે કહ્યું:—પ્રાણને ધારણ કરવાવાળી સર્વ વસ્તુનાપર તે વિજય મેળવે છે. (૭)

શબ્દાર્થઃ—અશ્વલે કહ્યું:—હે યાજ્ઞવલ્ક્ય! આ યજ્ઞનેવિશે અધ્વર્યુએ કેટલી આહુતિ આપવી જોઇએ? યાજ્ઞવલ્ક્યે કહ્યું:—ત્રણ આહુતિ આપવી જોઇએ. પ્રશ્ન—આ ત્રણ આહુતિઓ કઇ છે? યાજ્ઞવલ્ક્યે કહ્યું:—જે આહુતિનો પ્રકાશ ઉર્ધ્વ પ્રકાશે છે, જે મહાન્ શબ્દને કરે છે તથા જે આહુતિ અધોભાગ વિશે ગમન કરે છે. પ્રશ્નઃ—આ ત્રણ પ્રકારની આહુતિઓવડે તે શું જિતે છે? ઉત્તરઃ—જે આહુતિ ઉર્ધ્વ ગમન કરે છે તેનાથી તે દેવલોકનાપર જયને મેળવે છે. કારણ દેવલોક (દીપ્યતઇવ) પ્રકાશતો હોય તેવો છે. જે આહુતિ મહાન શબ્દને કરનારી છે તેવડે તે પિતૃલોકને જિતે છે. કારણ પિતૃલોક શબ્દાયમાન હોયની શું તેવો છે, જે આહુતિનું અધોભાગને વિશે ગમન થાય છે તેવડે તે મનુષ્ય લોકનાપર જયને મેળવે છે. કારણ મનુષ્ય લોક જાણે અધો ભાગવિશે હોય એમ દેખાય છે. (૮)

શબ્દાર્થઃ—પ્રશ્નઃ—હે યાજ્ઞવલ્કય! દક્ષિણ ભાગનેવિશે રહેલા બ્રહ્માના આસનને વિશે બેઠેલા બ્રહ્મા ક્યા ક્યા દેવતાઓવડે આ યજ્ઞનું રક્ષણ કરે છે? યાજ્ઞવલ્ક્યે કહ્યું:—એક દેવવડે તે રક્ષણ કરે છે. પ્રશ્નઃ—તે એક દેવ કયો છે? ઉત્તરઃ—તે દેવ મન છે. આ મન અનંતરૂપ છે. વિશ્વેદેવો અનંતરૂપ છે. આમ થવાથી તે અનંત લોકનાપર જયને મેળવે છે. (૯)

અશ્વલે કહ્યું:—હે યાજ્ઞવલ્ક્ય! આ યજ્ઞને વિશે ઉદ્ગાતા કઇ કઇ ઋચાના મંત્રોનું ગાન કરશે? તેણે કહ્યું:—ઉદ્ગાતા ત્રણ સ્તુતિના મંત્રોનું ગાન કરશે. પ્રશ્નઃ—આ ત્રણ સ્તુતિમંત્રો કયા છે? ઉત્તરઃ—યજ્ઞની પૂર્વે જે મંત્રો બોલવામાંઆવે છે તે તથા સ્તુતિને અર્થે જે મંત્રો બોલવામાં આવે છે તે. પ્રશ્નઃ—અધ્યાત્મ સંબંધી આ ત્રણ પ્રકારના મંત્રો કેવી રીતના છે? ઉત્તરઃ—પ્રથમ જેને કહેવામાં આવે છે તે પ્રાણરૂપ છે, યજ્ઞને અર્થે જે કાંઇ કહેવામાં આવે છે તે અપાનરૂપ છે તથા સ્તુતિને અર્થે જે કાંઇ કહેવામાં આવે છે તે વ્યાનરૂપ છે. પ્રશ્નઃઆ ત્રણ પ્રકારના મંત્રોથી શું જિતી શકાય છે? ઉત્તરઃ—પ્રથમ કહેવામાં આવતા મંત્રથી મનુષ્ય લોક જિતી શકાય છે, યજ્ઞને અર્થે કહેવામાં આવતા મંત્રવડે અંતરિક્ષ લોક જિતી શકાય છે. તથા સ્તુતિ અર્થે કહેવામાં આવતા મંત્રથી સ્વર્ગ લોક જિતી શકાય છે. આટલું બોલી રહ્યા પછી અશ્વલ હોતા શાંત રહ્યો. (૧૦)

ટીકાઃ—યજમાન ખરેખર યજ્ઞરૂપ છે. કારણ શ્રુતિમાં કહ્યું છે કે **यज्ञो वै यजमानः**

-અગ્નિ અધિદૈવતરૂપછે અને અગ્નિ યજ્ઞના વાક્રૂપ છે. હોતાનો અગ્નિ મુક્તિરૂપ છે અર્થાત્ મુક્તિના સાધનરૂપ છે. મૃત્યુનું અતિક્રમણ કરી અધિદૈવતારૂપ અગ્નિભાવના પ્રાપ્તિ થવારૂપ ફળને અતિમુક્તિ કહેવામા આવે છે. (૩)

ટીકા –કર્મો જેવાં કે દર્શ તથા પૌર્ણમાસમાં હમેશા ફેરફાર થવાનું કારણ કાળ છે. અગર જો કે કાળનો કર્મની અંદર સમાવેશ થાય છે, છતા ક્રિયાના અનુષ્ઠાનના વ્યતિરેકે કરી ક્રિયાની તથા ૫છી કાલને અનુસરી ક્રિયાના સાધનોમા વિપરિણામ થતો –ફેરફાર થતો જોવામા આવે છે. આ કારણને લીધે કાળથી અતિમુક્તિ ભિન્નરૂપે છે, એમ સમજાવવામા આવશે. (૪)

ટીકા.–રાત તથા દિવસવડે સૂચવાતા કાળની અંદર શુકલ પક્ષ તથા કૃષ્ણ પક્ષવડે સૂચવાતા કાળનો સમાવેશ થઇ શકે છે અને અગર જો સૂર્ય દિવસ તથા રાત્રીના કર્તારૂપ છે, છતા તે કેવળ સામાન્યરૂપે છે, પણ વૃદ્ધિ તથા ક્ષયની પ્રાપ્તિવડે પ્રતિપદાદિનો કર્તા ચંદ્રમા છે, પણ સૂર્ય નથી. તેથી પૂર્વાપર પક્ષવડે સૂચવાતા સમયવડે અહોરાત્રની માફક મુક્તિ આવશ્યણીય છે. (૫)

ટીકા:–૩ થી ૫ મા મંત્રસુધી યજમાનની મૃત્યુથી કેવી રીતે મુક્તિ થાય, તે સબંધી કહેવામાં આવ્યું છે, પણ મુક્તિનું સાધન શું છે તે કહેવામાં આવ્યું નથી. આ સાધન માટે આ મંત્રમાં અર્થાત્ ૬ ઠ્ઠા મંત્રમા કહેવામા આવ્યું છે. સંપત્ અથવા સાધનવડે અગ્નિહોત્રાદિ કર્મવડે થતી ફળસિદ્ધિ સમજવી અથવા તો તે સાત્રનોનું જ્ઞાન જાણવું (૬)

ટીકા:–પ્રાણને ધારણ કરનારી સર્વ વસ્તુવડે ત્રણ લોક લેવા. કારણ ત્રણ લોકો પ્રાણના આશ્રયરૂપ છે. ત્રણ પ્રકારની ઋચારૂપે ત્રણ લોક છે. (૭)

ટીકા:–આ ત્રણ પ્રકારની આહુતિવડે પ્રથમની આહુતિ ઘીની જાણવી. ઘીની આહુતિની જ્વાળા ઉર્ધ્વ ગમન કરે છે. બીજા પ્રકારની આહુતિ તે માંસાદિની જાણવી, જે શબ્દને કરે છે તથા ત્રીજા પ્રકારની આહુતિ તે પત્ર અથવા મોમરસની જાણવી, જેની અર્ચિ અધોભાગવિષે ગમન કરે છે. પિતૃલોકને શબ્દાયમાન કહેવાનું કારણ એ કે, પિતૃઓને તેમના અપરાધોને માટે જ્યારે શિક્ષા કરવામા આવે છે ત્યારે તેઓ ચિચિયારીઓ પાડે છે, માટે તે લોકને શબ્દાયમાન કહ્યો છે. (૮)

ટીકા–દેવતા શબ્દ બહુવચનાંત આપવામા આવ્યો છે તે આગળના પ્રશ્નોની સાથે આ પ્રશ્નનો સબંધ રાખવા અથવા યાજ્ઞવલ્કયને છેતરવા માટે. મનને મુખ્ય ગણવાનું કારણ એ કે મનવડે પરબ્રહ્મનું ચિંતન થઇ શકે છે. મનને અનંતરૂપે કહેવાનુ કારણ એ કે, મનના વિકારો અનંત છે. (૯)

ટીકા:–આ ઋચાઓ કાં તો ઋગ્વેદની હોય અથવા તો સામવેદની હોય. પ્રાણનું જેમ આગળ ગમન છે તેમ પ્રથમ બોલવામા આવતા મંત્રનુ પણ આગળ ગમન છે. જેમ વ્યાન વાયુ શબ્દાયમાન છે તેમ યજ્ઞને અર્થે કહેવામા આવતો મંત્ર પણ શબ્દાયમાન છે. (૧૦)

## દ્વિતીય બ્રાહ્મણ

### આર્તભાગ તથા યાજ્ઞવલ્કયનો સંવાદ.

अथ हैनं जारत्कारव आर्तभाग पप्रच्छ याज्ञवल्क्येति होवाच कति ग्रहाः कत्यतिग्रहा इति । अष्टौ ग्रहा अष्टावतिग्रहा इति ये तेऽष्टौ ग्रहा अष्टावतिग्रहाः कतमे त इति ॥ १ ॥

प्राणो वै ग्रहः सोऽपानेनातिग्राहेण गृहीतोऽपानेन हि गन्धान् जिघ्रति ॥२॥ वाग्वै ग्रहः स नाम्नातिग्राहेण गृहीतो

वाचा हि नामान्यभिवदति ॥ ३ ॥ जिह्वा व ग्रह स रसेनातिग्राहेण गृहीतो जिह्वया हि रसान्विजानाति ॥ ४ ॥ चक्षुर्वै ग्रह स रूपेणातिग्राहेण गृहीतश्चक्षुषा हि रूपाणि पश्यति ॥ ५ ॥

श्रोत्र वै ग्रह स शब्देनातिग्राहेण गृहीत श्रोत्रेण हि शब्दाञ्छृणोति ॥६॥ मनो वै ग्रह स कामेनातिग्राहेण गृहीतो मनसा हि कामान्कामयते ॥७॥ हस्तौ वै ग्रह स कर्मणातिग्राहेण गृहीतो हस्ताभ्या हि कर्म करोति ॥८॥ त्वग्वै ग्रह स स्पर्शेनातिग्राहेण गृहीतस्त्वचा हि स्पर्शान्वेदयत इत्येतेऽष्टौ ग्रहा अष्टावतिग्रहा ॥९॥

याज्ञवल्क्येति होवाच यदिद सर्व मृत्योरन्न का स्वित्सा देवता यस्या मृत्युरन्नमित्यग्निर्वै मृत्यु सोऽपामन्नमप पुनर्मृत्यु जयति ॥१०॥

याज्ञवल्क्येति होवाच यत्राऽय पुरुषो म्रियत उदस्मात्प्राणा क्राम न्त्याहो३ नेति नेति होवाच याज्ञवल्क्योऽत्रैव समवनीयन्ते स उच्छ्वयत्याध्मायत्याध्मातो मृत शेते ॥११॥

याज्ञवल्क्येति होवाच यत्राय पुरुषो म्रियते किमेन न जहातीति नामेत्यनन्त व नामानन्ता विश्वेदेवा अनन्तमेव स तेन लोक जयति ॥१२॥

याज्ञवल्क्येति होवाच यत्रास्य पुरुषस्य मृतस्याग्नि वागप्येति वात प्राणश्चक्षुरादित्य मनश्चन्द्र दिश श्रोत्र पृथिवी शरीरमाकाशमात्मौषधीर्लोमानि वनस्पतीन्केशा अप्सु लोहितश्च रेतश्च निधीयते क्वाय तदा पुरुषो भवतीत्याहर सौम्य हस्तमार्त्तभागावामेवैतस्य वेदिष्यावो न नावेतत् सजन इति । तौ होत्क्रम्य मन्त्रयाञ्चक्राते तौ ह यदूचतु कर्म हैव तदूचतुरथ यत्प्रशशसतु कर्म हैव तत्प्रशशसतुः पुण्यो वै पुण्येन कर्मणा भवति पाप पापेनेति ततो ह जारत्कारव आर्त्तभाग उपरराम ॥१३॥

અન્વયાર્થ –जारत्कारव =જારત્કારુ ગોત્રમા થયેલ, कति=કેટલા, ग्रहा =ગ્રહરૂપ ઇન્દ્રિયો, अतिग्रहा =અતિગ્રહરૂપ વિષયો (૧) प्राण ग्रह अपानेन अतिग्राहेण गृहीत =પ્રાણરૂપ ગ્રહ અપાન અર્થાત્ શ્વાસરૂપી અતિગ્રહવડે ગ્રહણ કરાયલો છે. (૨) वाक् ग्रह. नाम अतिग्रह =વાણી ગ્રહરૂપ તથા બોલવા યોગ્ય અતિગ્રહરૂપ, (૩) जिह्वा ग्रह रस अतिग्रह =જિહ્વા ગ્રહ તથા રસ અતિગ્રહ, (૪) चक्षु ग्रह रूप. अतिग्रह =ચક્ષુ ગ્રહરૂપ તથા રૂપ અતિગ્રહ, (૫) श्रोत्रं ग्रह. शब्द. अतिग्रह.=શ્રોત્ર ગ્રહરૂપ તથા શબ્દ અતિગ્રહરૂપ, (૬) मन ग्रह. काम अतિग्रह =મન ગ્રહ તથા ઇચ્છા અતિગ્રહ (૭) हस्तौ ग्रह कर्म अतिग्रह =હાથ ગ્રહ તથા કર્મ અતિગ્રહ. (૮) त्वक् ग्रह स्पर्श अतिग्रह =ત્વક્ગ્રહરૂપે તથા સ્પર્શ અતિગ્રહરૂપે (૯) इद सर्वं= આ સર્વ વ્યાકૃત, मृत्यो अन्न=મૃત્યુવડે ગ્રસ્ત, कास्वित् सा देवता यस्या मृत्युः अन्न=જે દેવને અન્ન મૃત્યુરૂપ તે દેવ કોણ છે, अग्नि मृत्यु =ભક્ષકરૂપ અગ્નિ અથવા હિરણ્યગર્ભ મૃત્યુરૂપે, स =તે અગ્નિ, अपा अन्न=જળના અથવા અવ્યાકૃતના ભોગ્યરૂપે, अप =અવ્યાકૃત અર્થાત્ આત્મસાક્ષાત્કાર, मृत्यु=અવિદ્યાને, जयति-જિતે છે. (૧૦) यत्र=જે સમયે, अस्मात्-આ બ્રહ્મજ્ઞાનીમાંથી, प्राणा उत्क्रामन्ति आहो=શુ વાગાદિ ગ્રહો ઉર્ધ્વ ઉત્ક્રમણ કરે છે, अत्र एव=પર બ્રહ્મમા, समवनीयन्ते=લય પામે છે, स.-તે

મુક્ત દેહવાળો, **उच्छ्वयति**=સૂજવાને પામે છે, **आध्मायति**=બાહ્ય વાયુથી પૂરાય છે, **आध्मातः**=બાહ્ય વાયુથી પૂરાઇ, **मृतः**=નિશ્ચેષ્ટ થઇ, **शेते**=શયન કરે છે. (૧૧) **जहाति**=છોડે છે, **नाम**=નામ, **अनंतं**=નિત્ય, **अनंताः विश्वेदेवाः**=વિશ્વેદેવો અનંતરૂપે, **तेन**=આત્મસાક્ષાત્કારથી, **अनंतं लोकं**=શાશ્વત સુખને, **जयति**=પામે છે. (૧૨) **यत्र**=જે સમયે, **अस्य मृतस्य पुरुषस्य**=અવિદ્વાન્ આ મરેલા પુરૂષની, **वाक् अग्निं एति**=વાણી અગ્નિમાં લય પામે છે, **आकाशं आत्मा**=આત્મા અર્થાત્ હૃદયાકાશ મહાન્ આકાશમાં, **क्व अयं तदा पुरुषः भवति**=તે સમયે પુરૂષ શાનો આશ્રય લે છે, **हर हस्तं**=મને હાથ આપ, **आवां एतस्य वेदिष्यावः**=આપણે આ પ્રશ્નના તત્વને જણાવીશું, **न अवेत् सजने**=જનયુક્ત પ્રદેશમાં આ જણાશે નહિ, **मंत्रयांचक्राते**=વિચાર કરવા લાગ્યા, **तौ यत् ऊचतुः**=તેઓ જે બોલ્યા, **कर्म तत् ऊचतुः**=તે કર્મરૂપે બોલ્યા, **पुण्यः**=પુણ્યાત્મા, **पापः**=પાપાત્મા. (૧૩)

શબ્દાર્થ;—જરત્કારુના વંશમાં થયલા આર્તભાગે ત્યાર પછી યાજ્ઞવલ્ક્યને પ્રશ્નો પૂછવા માંડયા. તેણે કહ્યું:—હે યાજ્ઞવલ્ક્ય ! ગ્રહો કેટલા છે તથા ઉપગ્રહો કેટલા હોય છે ? ઉત્તર:—જેમ ગ્રહો આઠ છે તેમ ઉપગ્રહો પણ આઠ છે. પ્રશ્ન:—આ આઠ ગ્રહો તથા ઉપગ્રહો કયા છે ? (૧)

શબ્દાર્થ:પ્રાણ* ગ્રહરૂપ છે. આ પ્રાણવાયુ, અપાનવાયુ જે અતિગ્રહરૂપ છે તેનાથી વૃદ્ધિને પામે છે. કારણ અપાનવાયુની મદદથી ગંધને ગ્રહણ કરવામાં આવે છે. વાગ્ ગ્રહરૂપ છે. આ વાક્ જે નામ અતિગ્રહરૂપ છે તેનાથી વૃદ્ધિને પામે છે, કારણ કે વાણીવડે નામો બોલવામાં આવે છે. જિહ્વા ગ્રહરૂપ છે. રસ જે અતિગ્રહરૂપ છે તેનાથી તે વૃદ્ધિને પામે છે. કારણ કે જિહ્વાવડે અનેક પ્રકારના રસો જાણવામાં આવે છે. ચક્ષુ ગ્રહરૂપ છે. જે રૂપ અતિગ્રહરૂપે છે, તેનાથી તે વૃદ્ધિને પામે છે. કારણ ચક્ષુવડે અનેક પ્રકારના રૂપો જોવામાં આવે છે. ( ૨–૫ )

શબ્દાર્થ:—શ્રોત્ર ગ્રહરૂપ છે તથા શબ્દ જે અતિગ્રહરૂપ છે તેનાથી તે વૃદ્ધિ પામે છે. કારણ શ્રોત્રવડે શબ્દો શ્રવણ કરવામા આવે છે. મન ગ્રહરૂપ છે તથા કામ જે અતિગ્રહરૂપ છે તેનાવડે તે વૃદ્ધિને પામે છે. કારણ મનવડે જ કામના થાય છે. હાથો ગ્રહરૂપ છે તથા કર્મ જે તેના અતિગ્રહરૂપ છે તેનાવડે તે વૃદ્ધિને પામે છે. કારણ હાથથી કર્મો કરવામાં આવે છે. ચામડી ગ્રહરૂપ છે તથા સ્પર્શ જે અતિગ્રહરૂપ છે તેનાવડે તે વૃદ્ધિને પામે છે. કારણ અનેક જાતના સ્પર્શ જાણવામાં આવે છે. આ રીતે આઠ ગ્રહો છે તથા આઠ અતિગ્રહો છે. ( ૬–૯ )

શબ્દાર્થ:—આર્તભાગે કહ્યું—હે યાજ્ઞવલ્કય! આ સર્વ મૃત્યુના અન્નરૂપ છે. જે દેવનું અન્ન મૃત્યુ છે તે દેવ કોણ છે? ઉત્તર:—અગ્નિ દેવતા ખરેખર મૃત્યુરૂપ છે. જળનું પણ અન્ન તેજ છે. આ જળવડે મૃત્યુનાપર ફરી જય મેળવી શકાય છે. (૧૦)

શબ્દાર્થ:—આર્તભાગે કહ્યું:—હે યાજ્ઞવલ્કય ! જ્યારે આ પુરૂષ મૃત્યુને પામે છે ત્યારે શું આ પ્રાણો તેનામાંથી નીકળી જાય છે? યાજ્ઞવલ્કયે કહ્યું.નહિ, તેમ થતું નથી. તેને વિશે અર્થાત્ પુરુષ વિશે એકઠા થયલા પ્રાણોનો પરમાત્માને વિશે લય થાય છે. તે, ઉચ્છૂનતાને–સૂજેલાપણાને પામે છે. જ્યારે તે

* પ્રાણવાયુ પ્રાણેન્દ્રિયરૂપ છે તથા અપાનવાયુ પ્રાણના ગંધરૂપ છે.

શ્વાસ લે છે ત્યારે બહારના વાયુવડે પૂર્ણ થાય છે તથા મૃતવત્ થઇ સૂવે છે. (૧૧)

શબ્દાર્થ:-આર્તભાગે કહ્યું:-હે યાજ્ઞવલ્કય ! જ્યારે આ પુરુષ મૃત્યુ પામે છે ત્યારે કઇ વસ્તુ તેનો ત્યાગ નથી કરતી ? ઉત્તર:-નામ તેનો ત્યાગ કરતું નથી. નામ ખરેખર અનંતરૂપે છે. વિશ્વેદેવો અનંત છે તથા તેનાવડે તે અનંત લોકને જિતે છે. (૧૨)

શબ્દાર્થ:-આર્તભાગે કહ્યું:-હે યાજ્ઞવલ્કય ! જ્યારે પુરુષની છૂટી પડેલી વાગ્ ઇન્દ્રિયનો અગ્નિનેવિશે લય થાય છે, પ્રાણનો વાયુવિશે લય થાય છે, ચક્ષુનો સૂર્યવિશે લય થાય છે, મનનો ચંદ્રવિશે લય થાય છે, શ્રોત્રનો દિશાઓનેવિશે લય થાય છે, શરીરનો પૃથ્વીનેવિશે લય થાય છે, આત્માનો આકાશનેવિશે, શરીરનાં રવાંઓનો વનસ્પતિવિશે, મસ્તકના કેશનો વૃક્ષોનેવિશે તથા લોહી અને શુક્રનો જળનેવિશે લય થાય છે ત્યારે આ પુરુષ કયા સ્થાનવિશે રહે છે? ઉત્તર:-હે સૌમ્ય આર્તભાગ ! મારો હાથ ઝાલ તથા ચાલો આપણે કોઇ એકાંત સ્થળને વિશે જઇએ. ત્યાં આપણે આ પ્રશ્નના ઉત્તરને જાણી શકીશું. આ એકઠા થયેલા સમૂહને વિશે આ બાબતનો નિર્ણય થઇ શકશે નહિ. ત્યાં જઇ તેઓએ વિચાર કીધો. ત્યાં તેઓએ જે કહ્યું, તે કર્મ હતું. ત્યાં તેઓએ જે સ્તુતિ કરી, તે પણ કર્મ જ હતું. પવિત્ર કર્મથી ખરેખર મનુષ્ય પવિત્ર થાય છે તથા અપવિત્ર કર્મવડે અપવિત્ર થાય છે. આ પછી જરત્કાર વંશનો આર્તભાગ શાંત થઇ ગયો (૧૩)

ટીકા:-કાળ લક્ષણવાળા તથા કર્મના લક્ષણવાળા મૃત્યુની અતિમુક્તિ વિષે આગલા બ્રાહ્મણમાં કહેવામાં આવ્યું છે. મૃત્યુમાંથી અતિમુક્તિ થાય છે. તે મૃત્યુનું સ્વરૂપ કેવા પ્રકારનું છે તે વિશે હવે પછી કહેવામાં આવશે. મૃત્યુનું લક્ષણ અધ્યાત્મ તથા અધિભૂતના વિષયવાળા મનુષ્યના સ્વાભાવિક અજ્ઞાનથી ઉત્પન્ન થતા આસંગરૂપ છે. મૃત્યુ એક બંધનરૂપ છે. મૃત્યુના લક્ષણવાળી ઇંદ્રિયો તથા ઇંદ્રિયોના વિષયો શૃંખલારૂપ છે. ઇંદ્રિયોના વિષયરૂપ ગ્રહોના તથા ઉપગ્રહોના લક્ષણમાંથી મૃત્યુમાંથી મુક્તિ કેવી રીતે પ્રાપ્ત કરવી, તે આ બ્રાહ્મણમાં દર્શાવવામાં આવી છે. આર્તભાગ એ ઋતુભાગનો પુત્ર હતો. જેવડે કોઇ વસ્તુને ગ્રહણ કરવામાં આવે છે તથા આ ગ્રહણ કરવાની અંદર જે વસ્તુ મદદ કરે છે તેને ઉપગ્રહ કહેવામાં આવે છે. આ ઉપગ્રહની સહાયતાથી ગ્રહ વધારે મજબૂત થાય છે. (૧)

ટીકા:-વાગાદિરૂપ ઉપર જણાવવામાં આવેલા ગ્રહો તથા તેના અતિગ્રહો નામાદિના ચિહ્નોરૂપે છે. (૯)

ટીકા:-જે પુરુષ બ્રહ્મજ્ઞાની છે તેના પ્રાણો શું બહાર નીકળી જાય છે ? બ્રહ્મજ્ઞાનીને વિશે એકઠા થયલા પ્રાણોનો લય પરબ્રહ્મવિશે થાય છે અર્થાત્ પ્રાણો તેની સાથે એક જ સ્વરૂપવાળા થાય છે. આ બ્રહ્મજ્ઞાનીને મૃત્યુ હોતું નથી, પણ જ્યારે ગ્રહોનો ( બંધનનો ) નાશ થાય છે ત્યારે તે મુક્ત નિશ્ચેષ્ટ થઇ સૂવે છે તથા તે મુક્તનું કોઇ પણ સ્થળે ગમન હોતું નથી. (૧૧)

ટીકા:-દસમા તથા અગીઆરમા સૂત્રમાં જે પુરુષ મૃત્યુથી મુક્ત થયલો હોય છે તેની શી અવસ્થા થાય છે, તે કહેવામાં આવી છે. જે મનુષ્ય મૃત્યુથી મુક્ત થયો નથી, તેની મૃત્યુ પછી શી અવસ્થા થાય છે ? આ બાબત આ તેરમા મંત્રમાં આપવામાં આવી છે. શ્રીશંકર ભગવાનના સિદ્ધાંત પ્રમાણે વાગ્ પ્રાણાદિના ગ્રહણ કરવાવડે તે તે સ્થાનોના અધિષ્ઠાતા દેવો અધ્યાહાર જાણવા,

પણ ઇન્દ્રિયો જાણવી નહિ કારણકે ઇન્દ્રિયો જતી રહેતી નથી. આત્માવડે આત્માનું સ્થાન જે હૃદયાકાશ છે તે લેવું. કર્મ એ શરીરાદિને ધારણ કરતા મનુષ્યના મુખ્ય કારણરૂપે છે. (૧૩)

## તૃતીય બ્રાહ્મણ*

### ભુજ્યુ તથા યાજ્ઞવલ્ક્યનો સંવાદ કર્મવડે સંસારે પ્રાપ્તિ.

अथ हैनं भुज्युर्लाह्यायनिः पप्रच्छ याज्ञवल्क्येति होवाच मद्रेषु चरकाः पर्यव्रजाम ते पतञ्चलस्य काप्यस्य गृहानैम तस्यासीद्दुहिता गन्धर्वगृहीता तमपृच्छाम कोऽसीति सोऽब्रवीत्सुधन्वाऽऽङ्गिरस इति तं यदा लोकानामन्तानपृच्छामाथैनमब्रूम क्व पारिक्षिता अभवन्निति क्व पारिक्षिता अभवन् स त्वा पृच्छामि याज्ञवल्क्य क्व पारिक्षिता अभवन्निति ॥१॥

स होवाचोवाच वै सोऽगच्छन्वै ते तद्यत्राश्वमेधयाजिनो गच्छन्तीति क्व न्वश्वमेधयाजिनो गच्छन्तीति द्वात्रिंशतं वै देवरथाह्न्यान्ययं लोकस्तं समन्तं पृथिवी द्विस्तावत्पर्येति तां समन्तं पृथिवीं द्विस्तावत्समुद्रः पर्येति तद्यावती क्षुरस्य धारा यावद्वा मक्षिकायाः पत्रं तावानन्तरेणाकाशस्तानिन्द्रः सुपर्णो भूत्वा वायवे प्रायच्छत्तान्वायुरात्मनि धित्वा तत्रागमयद्यत्राश्वमेधयाजिनोऽभवन्नित्येवमिव वै स वायुमेव प्रशशंस तस्माद्वायुरेव व्यष्टिर्वायुः समष्टिरप पुनर्मृत्युं जयति य एवं वेद ततो ह भुज्युर्लाह्यायनिरुपरराम ॥२॥

અન્વયાર્થ —लाह्यायनि = લહ્યનો પૌત્ર, चरकाः=વિદ્યાર્થીઓ, पर्यव्रजाम=ભટકતા હતા, ते पतंचलस्य काप्यस्य गृहान् ऐम=તેઓ કપિ ગોત્રમા થયેલ પતંચલને ઘેર ગયા, गंधर्वेण=કોઇ અમાનુષવડે, गृहीता= પ્રવેશ પામેલી, तं अपृच्छाम=તેને પુછયુ, सुधन्वा अंगिरस =સુધન્વા નામ તથા અંગિરસ ગોત્રવાળો, लोकानां अंतान् अपृच्छाम=લોકોના અંતને પૂછ્યું, अथ एनं अब्रूम=વળી આ ગંધર્વને અમે પૂછ્યુ, क्व=ક્યા, पारिक्षिता =परित्त दुरित क्षीयते येन तत् परिक्षित=જેવડે પાપનો નાશ થાય તે કર્મ અર્થાત્ અશ્વમેધ પરિક્ષિત રૂપે છે તથા પરિક્ષિતનું યજન તે પારિક્ષિત. (૧) सः उवाच=તે યાજ્ઞવલ્ક્યે કહ્યુ, सः उवाच=તે ગંધર્વે કહેલા વચનને કહ્યું, ते=તે પારિક્ષિતો, अगच्छन्=ગયા, यत्र अश्वमेधयाजिनः गच्छन्ति જ્યા અશ્વમેધ યજન કરનારા જાય છે, द्वात्रिंशत=૩૨ દિવસ, देवरथाह्न्यानि સૂર્યનો રથ એક રાત તથા દિવસમા જેટલો માર્ગ કાપે ( તેટલા પરિમાણને બત્રીશ ગણા કરવાથી જેટલો માર્ગ આવે તેટલો ). अयं लोकः= આલોક, तं समन्तं=તે લોકની આગળ પાછળ.

* કર્મ કરવાથી સાંસારિક ફળ પ્રાપ્ત થાય છે, પણ કર્મો કરવાથી મોક્ષ પ્રાપ્ત થતો નથી, તે આ બ્રાહ્મણવિષે દર્શાવવામાં આવ્યું છે સર્વ કર્મમાં અશ્વમેધ યજ્ઞ મુખ્ય ગણાય છે. આ યજ્ઞ બે પ્રકારનો છે. એક તો જ્ઞાનપૂર્વક જે યજ્ઞ કરવામા આવે છે તે તથા માનસિક પ્રતિકૃતિરૂપ જે કરવામા આવે છે તે. આ બેઉ પ્રકારના અશ્વમેધનું ફળ અગ્નિઆદિ દેવરૂપ પ્રાપ્ત થવું તે. અથવા તો સર્વત્વને પ્રાપ્ત થવું તે. અર્થાત્ હિરણ્યગર્ભપણાને પ્રાપ્ત થવું. તે પણ બેઉમાંથી કોઇપણ પ્રકારના ફળવડે, સંસારમાંથી કૈવલ્ય મોક્ષ પ્રાપ્ત થતો નથી અથવા બ્રહ્મની સાથે ઐક્યભાવ પ્રાપ્ત થતો નથી, ગાંધર્વ અર્થાત્ દૈવી શક્તિવાળા પુરૂષ પાસેથી મેં જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, માટે મારૂં જ્ઞાન યાજ્ઞવલ્ક્ય કરતા શ્રેષ્ઠ એમ ભુજ્યુનું માનવું હતું.

पृथिवीं द्विः तावत् पर्येति=પૃથ્વી બે ગણી વિંટાયેલ છે, ता समतं पृथ्वीं द्विः समुद्रः पर्येति=આ પૃથ્વીની આસપાસ બે ગણો સમુદ્ર વીંટાયલો છે, यावत् क्षुरस्य धारा=જેટની સૂક્ષ્મ અસ્ત્રાની ધાર છે, यावत् मक्षिकायाः पत्र=જેટલી માખીની પાખ સૂક્ષ્મ છે, तावान्=તેટલા પરિમાણવાળું, अन्तरेण आकाश=મધ્યમા આકાશ, तान्=તે પારિક્ષિતોને, सुवर्णः=શાત આકારવાળા પક્ષીરૂપે, भूत्वा=થઇ, आत्मनि धित्वा=પોતામા સ્થાપન કરી, तत्र अगमत्=ત્યા પહોચાડયા, यत्र अश्वमेधयाजिन अभवन्=જ્યા અશ્વમેધયાજી હતા, एव इव=આરીતે, स.=તે ગધર્વે, प्रशशंस=પ્રશસા કરી, व्यष्टि=વિવિધ પ્રકારની અષ્ટિ અર્થાત્ વ્યાપ્તિરૂપ, समष्टि.=સમાનરૂપે રહેલ વ્યાપ્તિ, यः एवं वेद=જે સમષ્ટિ તથા વ્યષ્ટિ આત્મા એક એકજ છે એમ માની ઉપાસે છે. (૨)

શબ્દાર્થ —ત્યાર પછી લહ્યના પુત્ર ભુજ્યુએ પ્રશ્ન કર્યો —હે યાજ્ઞવલ્ક્ય ! વેદાધ્યયનને માટે મદ્ર દેશને વિશે ફરતા અમો કપિશને વિશે ઉત્પન્ન થયેલા પતચલને ત્યા ગયા. તેની પુત્રી ગાધર્વવડે ગ્રહણ કરાયલી હતી અમે તેને પૂછ્યુ,–તુ કોણ છે ? તેણે કહ્યુ –" હુ અગિરસના વશને વિશે થયેલો સુધન્વા છું." જ્યારે અમે તેને લોકના અતવિશે પૂછતા હતા ત્યારે અમે તેને કહ્યુ –પારિક્ષિત ક્યા હોય છે ? હે યાજ્ઞવલ્ક્ય ! હુ આપને જ પૂછુ છુ છુ કે, પારિક્ષિતો ક્યા હોય છે ?।(૧)

શબ્દાર્થ.—યાજ્ઞવલ્ક્યે કહ્યુ —ગાધર્વે એક વખત મને કહ્યુ કે, પારિક્ષિતો, -અશ્વમેધનુ યજન કરનારાઓ જ્યા જાય છે ત્યા ગયા. પ્રશ્ન —અશ્વમેધનુ યજન કરનારાઓ ક્યા જાય છે ? ઉત્તર – સૂર્યનો રથ બત્રીસ દિવસમા જેટનો માર્ગ કાપે તેટના વિસ્તારવાળો આ લોક છે. સમુદ્ર પૃથ્વીથી બેવડા વિસ્તારવાળો છે. માખીના પાખ અથવા અસ્ત્રાની ધાર જેટલી સૂક્ષ્મ છે, તેટલી સૂક્ષ્મતાવાળું આકાશ મધ્ય ભાગમા છે. ભગવાન્ ઇન્દ્રે શ્યેન પક્ષીનુ રૂપ લઇ પારિક્ષિતોને વાયુને સોપ્યા અશ્વમેધ કરનારા જ્યા રહે છે, તે સ્થળે વાયુ તે પારિક્ષિતોને વાયુરૂપે કરી લઇ ગયો આ રીતે ગધર્વે વાયુની સ્તુતિ કરી. આથી વાયુ ખરેખર વ્યષ્ટિ તેમ જ સમષ્ટિરૂપે છે. જે કોઇ આ પ્રમાણે જાણે છે તે પુન મૃત્યુને જિતે છે. પછી લહ્યનો પુત્ર ભુજ્યુ વિરામ પામ્યો. (૨)

ટીકા —શ્રી શકર ભગવાનના મત પ્રમાણે ઉદયાચળ તથા અસ્તાચળ આ બેની વચમાનો આવેલો જે ભાગ, તેને આ લોક કહેવામા આવે છે અડ તથા કપાલ, આ બેની વચમા જેટનુ આકાશ અથવા છિદ્ર છે, તેટલામાથી અશ્વમેધ કરનારાઓ, જે વાયુ તેની સાથે વિંટાયલો હોય છે તેની સાથે જોડાઇ જવા માટે જાય છે. ઇન્દ્ર ભગવાનવડે અહીં પરમેશ્વર ગ્રહણ કરવા. (૨)

## ચતુર્થ બ્રાહ્મણ.

### ઉશસ્ત તથા યાજ્ઞવલ્ક્યનો સંવાદ.

अथ हैनमुषस्तश्चाक्रायण पप्रच्छ याज्ञवल्क्येति होवाच यत्साक्षादपरोक्षाद्ब्रह्म य आत्मा सर्वान्तरस्तं मे व्याचक्ष्व इत्येष त आत्मा सर्वान्तरः कतमो याज्ञवल्क्य सर्वान्तरो य प्राणेन प्राणिति स त आत्मा सर्वान्तरो योऽपानेनापानीति स त आत्मा सर्वान्तरो यो व्यानेन व्यानीति स त आत्मा सर्वान्तरो य उदानेनोदानिति स त आत्मा सर्वान्तर एष त आत्मा सर्वान्तर. ॥१॥

स होवाचोपस्तश्चाक्रायणो यथा विब्रूयादसौ गौरसावश्व इत्येवमेवैतद्ब्रह्म व्यपदिष्टं भवति यदेव साक्षादपरोक्षाद्ब्रह्म य आत्मा सर्वान्तरस्तं मे व्याचक्ष्वेत्येष त आत्मा सर्वान्तरः कतमो याज्ञवल्क्य सर्वान्तरः । न दृष्टेर्द्रष्टारं पश्येर्न श्रुतेः श्रोतारꣳ शृणुया न मतेर्मन्तारं मन्वीथा न विज्ञातेर्विज्ञातारं विजानीयाः । एष त आत्मा सर्वान्तरोऽतोऽन्यदार्त्तं ततो होपस्तश्चाक्रायण उपरराम ॥२॥

અન્વયાર્થ –चाक्रायणः=ચક્રનો પુત્ર, यत्=જે પરમાત્મ તત્ત્વ, साक्षात्=સાક્ષાત્‌રૂપે, अपरोक्षात्=તેજ અપરોક્ષરૂપે, यः જે આત્મા જીવાત્મારૂપ, सर्वांतरः=તે સર્વમાં રહેલ, एषः तव आत्मा सर्वान्तर=જે તારો આત્મા તે સર્વાંતરરૂપે, कतम.=કયો આત્મા, प्राणिति=પ્રાણચેષ્ટા કરે છે, अपानिति= નીચે ગમન કરે છે, व्यानिति=સર્વત્ર સંચરે છે, उदानिति=ઉર્ધ્વ ગમન કરે છે. (૧) असौ गौः=આ ગાય, व्यपदिष्टं=ઉપદેશ કરાયેલ, अतःअन्यत्=આથી ભિન્ન, आर्तं= મર્ત્યરૂપે. (૨)

શબ્દાર્થ –પછી ચક્રના પુત્ર ઉશસ્તે પૂછ્યુ –હે યાજ્ઞવલ્ક્ય ! બ્રહ્મ જે સાક્ષાત્ તથા અપરોક્ષ છે તથા આત્મા જે સર્વ પ્રાણી માત્રને વિશે રહેલો છે, તે વિશે મને સમજાવો યાજ્ઞવલ્ક્યે કહ્યું –જે આત્મા દરેક પ્રાણી માત્રને વિશે છે, તે જ તારો આત્મા છે.

પ્રશ્ન –હે યાજ્ઞવલ્ક્ય ! દરેક પ્રાણી માત્રને વિશે કયો આત્મા રહેલો છે ? ઉત્તર –જે આત્મા પ્રાણ વાયુરૂપ થઇ પ્રાણ વાયુને ગ્રહણ કરે છે અર્થાત્ શ્વાસ લે છે તે જ તારો આત્મા છે તથા તે જ આત્મા દરેક પ્રાણીવિશે રહેલો છે. જે અપાન વાયુરૂપે થઇ અપાન વાયુનું ગ્રહણ કરે છે અર્થાત્ શ્વાસ નીચો ઉતારે છે તે આત્મા તારો છે તથા તે જ આત્મા દરેક પ્રાણી માત્રનો છે. જે આત્મા વ્યાન વાયુરૂપે કરી સર્વત્ર જાય છે તે તારો આત્મા છે તથા તે જ આત્મા દરેક પ્રાણી માત્રને વિશે છે. જે આત્મા ઉદાન વાયુરૂપે થઇ ઉર્ધ્વ ગમન કરે છે તે જ તારો આત્મા છે તથા દરેક પ્રાણીનો પણ તેજ આત્મા છે તથા તેજ આત્મા સર્વ પ્રાણીમાત્રને વિશે છે. (૧)

શબ્દાર્થ –ચક્રના પુત્ર ઉશસ્તે કહ્યુ:–જેવી રીતે એક માણસ (શિંગડું પકડી) એમ કહે કે આ તો ગાય છે અને આ તો અશ્વ છે. તે જ રીતે તમે શું આ બ્રહ્મને બતાવી શકશો ? બ્રહ્મ જે સાક્ષાત્ તથા અપરોક્ષ છે તથા જે આત્મારૂપ સર્વને વિશે રહેલો છે, તે બ્રહ્મનું સ્વરૂપ કેવા પ્રકારનું છે, તે મને સમજાવશો ? તમે કહો છો કે, દરેક સત્વવિશે જે આત્મા છે, તે જ તારો આત્મા છે, તો હે યાજ્ઞવલ્ક્ય ! દરેક સત્વને વિશે કયો આત્મા છે ? ઉત્તર –તું દૃષ્ટિના દ્રષ્ટાને જોઇ શકતો નથી, તું શ્રવણના શ્રોતાને સાંભળી શકતો નથી, મતિના ( મનોવૃત્તિના ) મંતાને અર્થાત્ વિચારનારનેવિશે તું વિચાર કરી શકતો નથી તથા બુદ્ધિવૃત્તિના વિજ્ઞાતાનેવિશે તું કાંઇ પણ જાણી શકતો નથી. આ પ્રકારે તારો આત્મા દરેક સત્વને વિશે છે. આ આત્માથી ભિન્ન દરેક વસ્તુ વિનાશી છે. આ રીતે કહ્યા પછી ચક્રનો પુત્ર ઉશસ્ત શાંત થયો. (૨)

ટીકા –શ્રી શંકર ભગવાન્ આ બ્રાહ્મણવિશે પૂછાયલા તથા હવે પછીના બે બ્રાહ્મણમાં પૂછવામાં આવતા પ્રશ્ન વચ્ચે શું સંબંધ રહેલો છે, તે વિશે નીચે પ્રમાણે

કહે છેઃ–સદ્ગુણ તથા દુર્ગુણવડે ઉત્પન્ન થયેલી ઇન્દ્રિયો તથા તેના વિષયો અર્થાત્ ગ્રહ અને ઉપગ્રહવડે ગ્રહણ કરાયલો પુરૂષ આ લોકમાં ભટક્યા કરે છે. વારંવાર આ ગ્રહોનો ત્યાગ કરે છે તથા વારંવાર પાછો ગ્રહણ કરે છે. સદ્ગુણવડે પ્રાપ્ત થવા યોગ્ય શ્રેષ્ઠ સ્થિતિને વિશે કહેવામાં આવ્યું છે અર્થાત્ સમષ્ટિ વ્યષ્ટિરૂપ હિરણ્યગર્ભનાં બે પ્રકારના સ્વરૂપવડે આત્મૈકત્વની પ્રાપ્તિ થાય છે. ઇન્દ્રિયો તથા તેના વિષયોથી મુક્ત જે મનુષ્ય એક પછી એક શરીરને ધારણ કરે છે, તે મનુષ્ય સત્ રૂપ છે કે નહિ અને જો તે સતરૂપે હોય તો તેનું સ્વરૂપ કેવા પ્રકારનું છે, આ બાબત આ બ્રાહ્મણવડે ખુલ્લી કરવામાં આવી છે. મુક્તિના અગત્યના સાધનરૂપ દરેક વસ્તુમાંથી આત્માને કેવી રીતે જાણવો, તે આમાં કહેવામાં આવ્યું છે. કારણ આત્માનું સ્વરૂપ ખુલ્લી રીતે જાણ્યા પછી ઉપર દર્શાવવામાં આવેલ બંધનમાંથી મુક્તિ પ્રાપ્ત થાય છે. સાક્ષાત્ બ્રહ્મનો અર્થ કોઇ પ્રકારના વ્યવધાનથી રહિત તથા અપરોક્ષ બ્રહ્મનો અર્થ કોઇ પણ પ્રકારના ગુણથી રહિત એવો થાય છે. જે આત્મા પ્રાણરૂપે થઇ શ્વાસ લે છે તેજ તારા આત્મારૂપે છે અર્થાત્ તે આત્મા જ્ઞાન સ્વરૂપે છે. (૧)

ટીકાઃ–જેમ ઘટાદિનું વર્ણન કરવામાં આવે છે, તે રીતે બ્રહ્મનું વર્ણન આપી શકાતું નથી, આમ યાજ્ઞવલ્કયનું કહેવું છે. બ્રહ્મના વર્ણનને વિશે નિષેધ કરવાનું કારણ એ કે, બ્રહ્મનું સ્વરૂપ કોઇ પણ રીતના વિધિમુખ વર્ણનથી વિરૂદ્ધ છે. કારણ બ્રહ્મનું સ્વરૂપ દૃષ્ટિ આદિરૂપે કહેવાયલા કર્તૃત્વને વિશે રહેલું છે. આત્મા દૃષ્ટિનો દ્રષ્ટા છે. દૃષ્ટિ, શ્રુતિ તથા વિજ્ઞાતિ અર્થાત્ બુદ્ધિવૃત્તિ આદિ બે પ્રકારના હોય છે, એક લૌકિકી દૃષ્ટિ, તથા એક પારમાર્થિકી. લૌકિકી દૃષ્ટિ ચક્ષુના સબંધવડે અંતઃકરણની વૃત્તિરૂપ છે. આ કાર્યરૂપ હોવાથી તેને આદિ તથા અંત છે. પણ અગ્નિની ઉષ્ણતા તથા પ્રકાશ સ્વાભાવિક જ છે. તેમ જ આત્માની દૃષ્ટિ દ્રષ્ટાના સ્વરૂપરૂપ જ હોવાથી તેનો જન્મ અથવા તો નાશ હોતો નથી. (૨)

## પંચમ બ્રાહ્મણ.

### કહોલ તથા યાજ્ઞવલ્કયનો સંવાદ.

अथ हैनं कहोलः कौषीतकेयः पप्रच्छ याज्ञवल्क्येति होवाच यदेव साक्षादपरोक्षाद्ब्रह्म य आत्मा सर्वान्तरस्तं मे व्याचक्ष्वेत्येष त आत्मा सर्वान्तरः । कतमो याज्ञवल्क्य सर्वान्तरो योऽशनायापिपासे शोकं मोहं जरां मृत्युमत्येति । एतं वै तमात्मानं विदित्वा ब्राह्मणाः पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च व्युत्थायाऽथ भिक्षाचर्यं चरन्ति या ह्येव पुत्रैषणा सा वित्तैषणा या वित्तैषणा सा लोकैषणोभे ह्येते एषणे एव भवतः । तस्माद् ब्राह्मणः पाण्डित्यं निर्विद्य बाल्येन तिष्ठासेद्बाल्यञ्च पाण्डित्यञ्च निर्विद्याथ मुनिरमौनञ्च मौनञ्च निर्विद्याऽथ ब्राह्मणः स ब्राह्मणः केन स्याद्येन स्यात्तेनेदृश एवातोऽन्यदार्त्तं ततो ह कहोलः कौषीतकेय उपरराम ॥१॥

અન્વયાર્થઃ–अशनायापिपासे=ભૂખ તથા તરસ, अत्येति=ઉલ્લંઘન કરે છે, विदित्वा=સાક્ષાત્કાર કરી, ब्राह्मणाः=બ્રહ્મનિષ્ઠો, व्युत्थाय=ત્યાગ કરી, भिक्षाचर्यं=ભિક્ષા માટે ફરવારૂપ કર્મ, चरन्ति=કરે છે, एते एषणे=આ બે ઇચ્છાઓ, पांडित्यं=વેદાંત વાક્યના વિચારને, निर्विद्य=પૂર્ણ સમજી,

**बाल्येन तिष्ठासेत्**=બળવડે વિષયોનો તિરસ્કાર કરી રહે છે, **मौनं अमौनं**=નિદિધ્યાસન તથા શ્રવણ મનનને, **निर्विद्य**=પૂર્ણ રીતે સમજી. (૧)

શબ્દાર્થઃ–ત્યાર પછી કુષીતકના પુત્ર કહોલે યાજ્ઞવલ્કયને પૂછ્યું. તેણે કહ્યું:–હે યાજ્ઞવલ્કય ! બ્રહ્મ જે સાક્ષાત્ તથા અપરોક્ષ છે તથા આત્મારૂપે કરી જે દરેક સત્વને વિશે રહેલો છે, તેનું સ્વરૂપ કેવું છે તે મને કહો. ઉત્તરઃ–દરેક વસ્તુવિશે જે આત્મા છે તે તારો આત્મા છે. પ્રશ્નઃ–દરેક સત્વને વિશે, હે યાજ્ઞવલ્કય ! કયો આત્મા છે ? ઉત્તરઃ–ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરા તથા મૃત્યુને જેણે જિતી લીધું છે એવો આ આત્મા છે. જ્યારે બ્રાહ્મણો આ આત્માને ઓળખે છે ત્યારે પુત્રૈષણા, ધનૈષણા તથા લોકૈષણા આ ત્રણ પ્રકારની એષણા–કામનાઓનું ઉલ્લંઘન કરી જવા સારુ તેઓ પોતાનું જીવન પરિવ્રાજકના ધર્મવાળી ભિક્ષાવૃત્તિને વિશે ગાળે છે. કારણ પુત્રૈષણા, વિત્તૈષણારૂપ છે તથા વિત્તૈષણા લોકૈષણારૂપ છે. કારણ આ બન્ને, એષણાઓરૂપે–કામનાઓરૂપે છે. માટે બ્રાહ્મણે વિવેકવડે બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત થઇ બળવાન્ થવું જોઇએ. વિવેક તથા બળને ઓળખનાર, તેમ જ અમૌન અને મૌનને ઓળખનાર મુનિ ખરો બ્રાહ્મણ થઇ શકે છે, અર્થાત્ કૃતકૃત્ય બની શકે છે. પ્રશ્નઃ–બ્રાહ્મણે કઇ વૃત્તિને અંગીકાર કરી પોતાનું જીવન ચલાવવું ? ઉત્તરઃ–ગમે તે વૃત્તિવડે તે પોતાનું જીવન ચલાવી શકે. બ્રાહ્મણાવસ્થાથી ભિન્ન અન્યાવસ્થા નાશવાન્ છે, એમ કહ્યા પછી કુષીતકનો પુત્ર કહોલ શાંત થયો. (૧)

ટીકાઃ–પ્રથમના ત્રણ બ્રાહ્મણોમાં કારણ સહિત આત્માના બંધનને વિશે કહેવામાં આવ્યું છે. ચોથા બ્રાહ્મણમા આ પ્રમાણેના બંધનને પામેલ આત્માનું સત્પણું તથા દરેક વસ્તુથી આત્માની વ્યતિરેકતા દર્શાવવામાં આવી છે. આ પાંચમા બ્રાહ્મણમાં લોકત્યાગની સાથે બ્રહ્મજ્ઞાન, આત્માના બંધનને છોડવવાના એક સાધનરૂપ છે, તે દર્શાવવામાં આવ્યું છે. આ બ્રાહ્મણમાં તેમ જ હવે પછીના બ્રાહ્મણમાં 'બ્રહ્મને વિશે મને ઉપદેશ કરો' એમ એક જ પ્રકારનો પ્રશ્ન છે. આ સ્થળે શંકા ઉઠશે કે, આ બેઉ બ્રાહ્મણને વિશે પૂછવામાં આવતા પ્રશ્નો એક જ આત્માના સંબંધમાં છે અથવા તો જીવાત્મા અને પરમાત્મા આ બેના સંબંધવિશે પૂછવામાં આવ્યું છે. બાહ્ય રીતિએ જોતાં માલમ પડે છે કે, બીજી રીતની ધારણા યોગ્ય હોવી જોઇએ. કારણ બન્ને બ્રાહ્મણમાં એક જ પ્રકારનો પ્રશ્ન હોય તો બેમાંનું એક બ્રાહ્મણ નિરર્થક હોવું જોઇએ. સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરતાં તેમ નથી. જીવાત્માવડે આત્મા ગ્રહણ થઇ શકે છે. આ બ્રાહ્મણ તથા આવતા બ્રાહ્મણમાં જે ભિન્નતા છે, તે એટલી જ છે કે, આવતા બ્રાહ્મણમા કેવળ આત્માનું વર્ણન કરવામાં આવ્યું છે કે, જે આત્મા સત્રૂપ તથા શરીરથી વ્યતિરેકરૂપે છે તથા પ્રથમના બ્રાહ્મણમાં સંસારપર વિરાગ ઉત્પન્ન કરાવવાવાળા કેવળ જ્ઞાનવિષે વર્ણન કરવામા આવ્યું છે તથા આ જ્ઞાનના સાધનવડે બંધનમાથી મુક્તિ થાય છે.

જ્યારે બ્રાહ્મણો આ આત્માને ઓળખે છે, આનો અર્થ એ છે કે, જ્યારે પોતાના આત્માને પરમ આત્મારૂપ જાણે છે. પુત્રની પ્રાપ્તિથી આ લોક જિતવા શક્તિમાન થવાય છે તથા પુત્રપ્રાપ્તિના હેતુથી મનુષ્યોની સ્ત્રીની સાથે જોડાવાની કામના થાય છે. ધન બે પ્રકારનાં છે, માનુષિક તથા દૈવી. માનુષિક દ્રવ્યવડે કર્મો કરવાની સાધના પાર પડે છે. આ કર્મો જો જ્ઞાનથી યુક્ત કરવામાં

આવે છે તો પિતૃલોક પ્રાપ્ત થાય છે દૈવી ધન જ્ઞાનરૂપ છે. આ જ્ઞાનની સાથે જો કર્મો જોડાયા હોય છે તો દેવલોક પ્રાપ્ત થાય છે. તેમ કેવળ દૈવી જ્ઞાનવડે પણ દેવલોક પ્રાપ્ત થાય છે લોકમાથી છૂટકો થવા સારૂ આ રીતના જ્ઞાનનું પણ ઉલ્લંઘન કરવાની આવશ્યકતા છે. કારણ ખરૂં જોતાં આ જ્ઞાન પણ અવિદ્યારૂપ છે. બ્રાહ્મણે બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત થઇ બળવાન્ થવું જોઇએ અર્થાત્ વિવેક, પાંડિત્ય તથા વીર્ય આ સર્વ બ્રહ્મદમનના ફળરૂપે છે. અનાત્મજ્ઞાનની નિવૃત્તિ થવી તથા આત્મજ્ઞાનને અર્થાત્ બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત થવું, તેને મૌન કહેવામાં આવે છે. અનાત્માના જ્ઞાનની નિવૃત્તિ થવાથી જે અંતિમ હેતુ પ્રાપ્ત થાય છે તેને મૌન કહેવામા આવે છે. ગમે તે વૃત્તિવડે તે પોતાનું જીવન ચલાવી શકે અર્થાત્ જેણે કેવળ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કીધેલું છે, તેને દરેક પ્રકારના કર્મવિશે અનાસક્તિ હોય છે. કારણ કે, તે સર્વ કર્મનું અતિક્રમણ કરે છે. (૧)

## ૫૪ બ્રાહ્મણ.

### ગાર્ગી તથા યાજ્ઞવલ્કયનો સંવાદ.

अथ हैनं गार्गी वाचक्नवी पप्रच्छ याज्ञवल्क्येति होवाच यदिदꣳ सर्वमप्स्वोतं च प्रोतञ्च कस्मिन्नु खल्वाप ओताश्च प्रोताश्चेति वायौ गार्गीति कस्मिन्नु खलु वायुरोतश्च प्रोतश्चेत्यन्तरिक्षलोकेषु गार्गीति कस्मिन्नु खल्वन्तरिक्षलोका ओताश्च प्रोताश्चेति गन्धर्वलोकेषु गार्गीति कस्मिन्नु खलु गन्धर्वलोका ओताश्च प्रोताश्चेत्यादित्यलोकेषु गार्गीति कस्मिन्नु खल्वादित्यलोका ओताश्च प्रोताश्चेति चन्द्रलोकेषु गार्गीति कस्मिन्नु खलु चन्द्रलोका ओताश्च प्रोताश्चेति नक्षत्रलोकेषु गार्गीति कस्मिन्नु खलु नक्षत्रलोका ओताश्च प्रोताश्चेति देवलोकेषु गार्गीति कस्मिन्नु खलु देवलोका ओताश्च प्रोताश्चेतीन्द्रलोकेषु गार्गीति कस्मिन्नु खल्विन्द्रलोका ओताश्च प्रोताश्चेति प्रजापतिलोकेषु गार्गीति कस्मिन्नु खलु प्रजापतिलोका ओताश्च प्रोताश्चेति ब्रह्मलोकेषु गार्गीति कस्मिन्नु खलु ब्रह्मलोका ओताश्च प्रोताश्चेति स होवाच गार्गि मातिप्राक्षीर्मा ते मूर्धा व्यपप्तदनतिप्रश्न्यां वै देवतामतिपृच्छसि गार्गि मातिप्राक्षीरिति ततो ह गार्गी वाचक्नव्युपरराम ॥१॥

અન્વયાર્થ -**इदं सर्वं**=આ સર્વ અર્થાત્ પંચીકૃત પૃથ્વી, **अप्सु**=જળમા, **ओतं**=રહેલું, **प्रोतं**=પરોવાયેલ, **वायौ**=પંચીકૃત વાયુમા, **अंतरिक्षलोकेषु**=પંચીકૃત આકાશમાં, **ब्रह्मलोकेषु**=પંચીકૃત પંચભૂતાત્મામા, **अतिप्राक्षी**=તુ માનુષિક પ્રશ્નનુ ઉલ્લઘન કરી મા પૂછ, **व्यपप्तत्**=મા પડો, **अनतिप्रश्न्यां**=અમાનુષિક અર્થાત્ દેવાદિ પ્રશ્નથી પણ રહિત શાસ્ત્રના વિષયરૂપ પ્રશ્નવાળા, **देवतां**=દેવને અર્થાત્ બ્રહ્મને (૧)

શબ્દાર્થ -ત્યાર પછી વચક્નુ મુનિની પુત્રી ગાર્ગીએ તેને પૂછ્યુ. તેણે કહ્યુ-હે યાજ્ઞવલ્કય ! આ સઘળુ (પૃથ્વી) જળવિશે ઓતપ્રોત છે ત્યારે જળ શાને વિશે ઓતપ્રોત છે ? તેણે ઉત્તર આપ્યો -હે ગાર્ગિ ! જળ વાયુવિશે ઓતપ્રોત છે. પ્રશ્ન -વાયુ શાને વિશે ઓતપ્રોત છે ? ઉત્તર -હે ગાર્ગિ ! વાયુ અંતરિક્ષ લોકનેવિષેવિશે ઓતપ્રોત છે. પ્રશ્ન -અંતરિક્ષ લોક શાનેવિશે ઓતપ્રોત છે ? ઉત્તર -હે ગાર્ગિ ! અંતરિક્ષ લોક ગંધર્વ લોકને વિશે ઓતપ્રોત છે પ્રશ્ન -ગંધર્વ લોક શાને વિશે ઓતપ્રોત છે ? ઉત્તર -હે ગાર્ગિ !

ગંધર્વલોક આદિત્ય લોકને વિશે ઓતપ્રોત છે. પ્રશ્નઃ—આદિત્યલોક શાને વિશે ઓતપ્રોત છે ? ઉત્તરઃ—હે ગાર્ગિ ! આદિત્યલોક ચંદ્રલોક વિશે ઓતપ્રોત છે. પ્રશ્ન.—ચંદ્રલોક શાને વિશે ઓતપ્રોત છે ? ઉત્તર—હે ગાર્ગિ ! ચંદ્રલોક નક્ષત્રલોકને વિશે ઓતપ્રોત છે. પ્રશ્નઃનક્ષત્રલોક શાને વિશે ઓતપ્રોત છે ? ઉત્તરઃ—હેગાર્ગિ ! નક્ષત્રલોક દેવલોકને વિશે ઓતપ્રોત છે. પ્રશ્નઃ—દેવલોક શાને વિશે ઓતપ્રોત છે ? ઉત્તરઃ—હે ગાર્ગિ ! દેવલોક ઇંદ્રલોકને વિશે ઓતપ્રોત છે. પ્રશ્નઃ ઇન્દ્રલોક શાને વિશે ઓતપ્રોત છે ? ઉત્તર.—હે ગાર્ગિ ! ઇંદ્રલોક પ્રજાપતિ લોકને વિશે ઓતપ્રોત છે. પ્રશ્ન.—પ્રજાપતિલોક શાને વિશે ઓતપ્રોત છે ? ઉત્તરઃ—હે ગાર્ગિ ! પ્રજાપતિલોક બ્રહ્મલોક વિશે ઓતપ્રોત છે. પ્રશ્નઃબ્રહ્મલોક શાને વિશે ઓતપ્રોત છે ? તેણે કહ્યુંઃ—હે ગાર્ગિ આવા અયોગ્ય પ્રશ્ન પૂછ મા. નહિ તો તારૂં મસ્તક નીચે પડશે. જે દેવતાને વિશે પ્રશ્ન નહિ પૂછવો જોઇએ અર્થાત્ જે દેવ-અતર્ક્ય છે, તેને વિશે તું પ્રશ્ન પૂછે છે. હે ગાર્ગિ ! તું બ્રહ્મના સંબંધમાં પ્રશ્ન મા પૂછ. ત્યારે વચક્નું મુનિની પુત્રી ગાર્ગી શાંત થઇ ગઇ. (૧)

ટીકાઃ—આગળના બે બ્રાહ્મણમાં સર્વને વિશે આત્મા છે, એમ દર્શાવવામાં આવ્યું છે. હવેના ત્રણ બ્રાહ્મણમાં આત્માનું સ્વરૂપ કેવા પ્રકારનું છે, તે દર્શાવવમાં આવ્યું છે. જળને વિશે ઓતપ્રોત છે, તેનું કારણ એ કે, પૃથ્વીની અંદર તથા બહાર સર્વત્ર જળ આવી રહેલું છે. જો પૃથ્વી જળથી વ્યાપ્ત ન હોય તો દળેલા ચોખાની એક મુઠી નાખી હોય તો તે સર્વત્ર વેરાઇ જાય છે તેમ પૃથ્વી તેના બદ્ધ સ્વરૂપ વિશે રહેત નહિ. આ સ્થળે આ પ્રકારનો નિયમ લાગુ પડે છે કે, સ્થૂલ તથા અંતવાન જે કાંઇ કાર્ય છે, તે અનંત તથા સૂક્ષ્મરૂપ કારણથી વ્યાપ્ત છે અને આ રીતે પંચમહાભૂતથી તે આત્મા સુધીનો આરંભ થાય છે. જળ ખરૂં જોતાં અગ્નિવિશે ઓતપ્રોત છે, છતાં મૂળમાં એમ કહ્યું છે કે વાયુ વિશે ઓતપ્રોત છે. આમ કહેવાનું કારણ એ કે જળ તથા પૃથ્વીથી વ્યતિરેકરૂપે અગ્નિનું પોતાનું સ્વરૂપ હોતું નથી. માટે અગ્નિને પૃથક્રૂપે અહીં દર્શાવવામાં આવ્યો નથી. અંતરિક્ષલોક પંચ મહાભૂતનો બનેલો છે. ગાર્ગીને કહેવામાં આવ્યું કે, તું બ્રહ્મના સંબંધમાં અયોગ્ય પ્રશ્ન મા પૂછ. એમ કહેવાનું કારણ એ કે, બ્રહ્મનો નિર્ણય તર્કથી થતો નથી, પણ કેવળ શાસ્ત્રવચનથી જ થઇ શકે છે. (૧)

## સપ્તમ બ્રાહ્મણ.

### ઉદ્દાલક તથા યાજ્ઞવલ્ક્યનો સંવાદ.

अथ हैनमुद्दालक आरुणिः पप्रच्छ याज्ञवल्क्येति होवाच मद्रेष्ववसाम पतञ्चलस्य काप्यस्य गृहेषु यज्ञमधीयानास्तस्यासीद्भार्या गन्धर्वगृहीता तमपृच्छाम कोऽसीति सोऽब्रवीत् कवन्ध आथर्वण इति सोऽब्रवीत्पतञ्चलं काप्यं याज्ञिकाꣳश्च वेत्थ नु त्वं काप्य तत्सूत्रं येनायञ्च लोकः परश्च लोकः सर्वाणि च भूतानि सन्दृब्धानि भवन्तीति सोऽब्रवीत्पतञ्चलः काप्यो नाहं तद्भगवन्वेदेति सोऽब्रवीत्पतञ्चलं काप्यं याज्ञिकाꣳश्च वेत्थ नु त्वं काप्य तमन्तर्यामिणं य इमञ्च लोकं परञ्च लोकꣳ सर्वाणि च भूतानि योऽन्तरो यमयतीति सोऽब्रवीत्पतञ्चलः काप्यो नाहं तं भगवन्वेदेति सोऽब्रवीत्पतञ्चलं काप्यं याज्ञिकाꣳश्च यो वै तत्काप्य सूत्रं विद्यात्तञ्चान्तर्यामिणमिति स ब्रह्म

वित्स लोकवित्स देववित्स वेदवित्स भूतवित्स आत्मवित्स सर्वविदिति तेभ्योऽब्रवीत्तदहं वेद तच्चेत्त्वं याज्ञवल्क्य सूत्रमविद्वाꣳस्तंचान्तर्यामिणं ब्रह्मगवीरुदजसे मूर्द्धा ते विपतिष्यतीति वेद वा अहं गौतम तत्सूत्रं तञ्चान्तर्यामिणमिति यो वा इदं कश्चिद्ब्रूयाद्वेद वेदेति यथा वेत्थ तथा ब्रूहीति ॥१॥

स होवाच वायुर्वै गौतम तत्सूत्रं वायुना वै गौतम सूत्रेणायञ्च लोकः परश्च लोकः सर्वाणि च भूतानि सन्दृब्धानि भवन्ति तस्माद्वै गौतम पुरुषं प्रेतमाहुर्व्यस्रꣳसिषतास्याङ्गानीति वायुना हि गौतम सूत्रेण संदृब्धानि भवन्तीत्येवमेवैतद्याज्ञवल्क्यान्तर्यामिणं ब्रूहीति ॥२॥

અન્વયાર્થ:-मद्रषु अवसाम=મદ્રમાં અમે રહેતા હતા, यज्ञं=યજ્ઞ શાસ્ત્ર, तस्य आसीत् भार्या=તેની સ્ત્રી હતી, सः अब्रवीत् पतंचलं काप्यं याज्ञिकान्=તે ગંધર્વે પતંચલ કાપ્યને તથા અમો યાજ્ઞિકોને પૂછ્યું, संदृब्धानि=જોડાયલા, यः अंतरः=અભ્યંતરરૂપને, यमयति=નિયમમાં રાખે છે, अविद्वान्=નહિ જાણવાથી, ब्रह्मगवी:=બ્રહ્મિષ્ઠને લેવાયોગ્ય ગાયોને, उदजसे=લઇ જશો. (૧) प्रेतं=મરણ પામેલા, अस्यअंगानि व्यस्रंसिषत=આ મરેલાના કરચરણ આદિ અંગો છૂટાં પડી ગયાં. (૨)

શબ્દાર્થ:-ત્યાર પછી અરૂણિના પુત્ર ઉદ્દાલકે પૂછ્યું, તેણે કહ્યું -હે યાજ્ઞવલ્ક્ય! મદ્રામ દેશને વિશે યજ્ઞ સંબંધી વિદ્યાના અધ્યયનના હેતુથી અમે કપિ વંશને વિશે થયેલા પતંચલ નામના મુનિને ઘેર રહેતા હતા. તેની સ્ત્રી ગંધર્વવડે ગ્રહણ કરાયલી હતી. અમે તે ગંધર્વને પૂછ્યું; " તું કોણ છે?" તેણે કહ્યું, "હું અથર્વણનો પુત્ર કબંધ છું." તેણે અમો યાજ્ઞિકોને તથા કપિવંશને વિશે થયેલા પતંચલ મુનિને કહ્યું:હે કાપ્ય! જે સૂત્રવડે આ લોક, અન્ય લોક તથા સર્વ ભૂત માત્ર બંધાયલું છે, તે સૂત્રને તું જાણે છે? ત્યારે કપિવંશના પતંચલ મુનિએ કહ્યું; હે ભગવન્! હું તે જાણતો નથી. તેણે (ગંધર્વે) કપિવંશના પતંચલ મુનિને તથા અમો યાજ્ઞિકોને કહ્યું;-હે કાપ્ય! અંતર્યામી-આત્મા, જે આ લોકને, અન્ય લોકને તથા સર્વ ભૂતને નિયમમાં રાખે છે, તે અંતર્યામીને તું ઓળખે છે? કપિવંશના પતંચલે કહ્યું;-હે ભગવન્! હું આને જાણી શકતો નથી. કપિવંશના પતંચલને તથા અમો યાજ્ઞિકોને તેણે કહ્યું;-હે કાપ્ય! જે કોઇ આ સૂત્રને તથા અંતર્યામી આત્માને જાણે છે, તે બ્રહ્મને ઓળખે છે, લોકોને ઓળખે છે, વેદોને ઓળખે છે, ભૂતોને ઓળખે છે, આત્માને ઓળખે છે તથા સર્વને ઓળખે છે. પછી ગંધર્વે સૂત્રવિશે તથા અંતર્યામીવિશે તેને સમજાવ્યું. આ કારણથી હું તે વિશે જાણું છું. હે યાજ્ઞવલ્ક્ય! તમે આ સૂત્ર તથા અંતર્યામી વિશે અજ્ઞાત હો, છતાં જો બ્રહ્મગાયોને (બ્રહ્મવેત્તાને આપવામાં આવતી ગાયોને) તમે લઇ લીધી હશે તો ખચીત તમારું મસ્તક ઉડી પડશે. યાજ્ઞવલ્કયે કહ્યું;-હે ગૌતમ! હું ખરેખર સૂત્રને તેમ જ અંતર્યામીને ઓળખું છું. ઉદ્દાલકે કહ્યું;-ઘણા જણા એમ કહે છે કે, હું જાણું છું. પણ તમે કેવી રીતે જાણો છો, તે મને કહો. (૧)

શબ્દાર્થ:-તેણે કહ્યું;-હે ગૌતમ! વાયુ સૂત્રરૂપ છે. હે ગૌતમ! જેવી રીતે સૂત્રવડે હોય તેમ જ વાયુવડે આ લોક, અન્ય લોક તથા સર્વ ભૂતમાત્રો બંધાયલા હોય છે તેથી. હે ગૌતમ! મૃત્યુ પામેલા જનવિશે કહેવામાં

આવે છે કે, તેના અગો ગૂંથા પડી ગયા છે. હે ગૌતમ ! જેમ સૂત્રવડે બંધાયલાં હોય તેમ વાયુવડે સર્વ અગો બંધાયલા છે. ગૌતમે કહ્યુ,–હે યાજ્ઞવલ્ક્ય ! આ તો તમે કહ્યુ તેમ જ છે. પણ હવે અંતર્યામીવિશે સમજાવો. (૨)

આત્માનું અધિદૈવતરૂપે વર્ણન.

यः पृथिव्यां तिष्ठन् पृथिव्या अन्तरो यं पृथिवी न वेद यस्य पृथिवी शरीरं यः पृथिवीमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥३॥

योऽप्सु तिष्ठन्नद्भ्योऽन्तरो यमापो न विदुर्यस्यापः शरीरं योऽपोऽन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥४॥

योऽग्नौ तिष्ठन्नग्नेरन्तरो यमग्निर्न वेद यस्याग्निः शरीरं योऽग्निमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥५॥

योऽन्तरिक्षे तिष्ठन्नन्तरिक्षादन्तरो यमन्तरिक्षं न वेद यस्यान्तरिक्षं शरीरं योऽन्तरिक्षमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥६॥

यो वायौ तिष्ठन्वायोरन्तरो यं वायुर्न वेद यस्य वायुः शरीरं यो वायुमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥७॥

यो दिवि तिष्ठन्दिवोऽन्तरो यं द्यौर्न वेद यस्य द्यौः शरीरं यो दिवमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥८॥

य आदित्ये तिष्ठन्नादित्यादन्तरो यमादित्यो न वेद यस्यादित्यः शरीरं य आदित्यमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥९॥

यो दिक्षु तिष्ठन्दिग्भ्योऽन्तरो यं दिशो न विदुर्यस्य दिशः शरीरं यो दिशोऽन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥१०॥

यश्चन्द्रतारके तिष्ठंश्चन्द्रतारकादन्तरो यं चन्द्रतारकं न वेद यस्य चन्द्रतारकं शरीरं यश्चन्द्रतारकमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥११॥

य आकाशे तिष्ठन्नाकाशमन्तरो यमाकाशो न वेद यस्याकाशः शरीरं य आकाशमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृत. ॥१२॥

यस्तमसि तिष्ठंस्तमसोऽन्तरो यं तमो न वेद यस्य तमः शरीरं यस्तमोऽन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥१३॥

यस्तेजसि तिष्ठंस्तेजसोऽन्तरो यं तेजो न वेद यस्य तेजः शरीरं यस्तेजोऽन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृत इत्यधिदैवतमथाधिभूतम् ॥१४॥

અન્વયાર્થઃ–य पृथिव्यां तिष्ठन्–જે પૃથ્વીમા રહે છે, पृथिव्याः अंतरः=પૃથ્વીના મધ્ય ભાગમા છે, यं पृथिवी न वेद=જેને પૃથ્વી જાણતી નથી, यः જે ઇશ્વર, अतर=અભ્યંતરરૂપે થઇ (૩) यं आप न विदु = જે ઇશ્વરને જળ જાણતું નથી, यस्य=જે ઇશ્વરને, आपः शरीरं=જળ શરીરરૂપે (૪)

શબ્દાર્થ–જે પૃથ્વીને વિશે રહે છે, જે પૃથ્વીના કરતા અંદરના ભાગ વિશે છે, જેને પૃથ્વી જાણી શકતી નથી, જેનુ શરીર પૃથ્વી રૂપ છે તથા જે અદરના ભાગવિશે રહેતો છતો પૃથ્વીને નિયમમા રાખે છે, તે તારા આત્મા રૂપ, અંતર્યામીરૂપ તથા અમૃતરૂપ છે. (૩)

શબ્દાર્થ–જે જળને વિશે રહે છે, જે જળના કરતા અદરના ભાગને વિશે છે, જેને

જન દેવતા ઓળખી શકતા નથી, જેનું શરીર જળરૂપ છે, જે અંદરના ભાગને વિશે રહી જળને નિયમમાં રાખે છે, તે તારા આત્મારૂપ છે, અંતર્યામીરૂપ છે તથા અમૃતરૂપ છે (૪).

શબ્દાર્થ –જે અગ્નિને વિશે રહે છે, જે અગ્નિના કરતા અંદરના ભાગ વિશે છે, જેને અગ્નિ દેવ જાણતા નથી, જેનું શરીર અગ્નિરૂપ છે, જે અંદરને વિશે રહી અગ્નિને નિયમમા રાખે છે, તે તારા આત્મારૂપ, અંતર્યામીરૂપ તથા અમૃતરૂપ છે. (૫)

શબ્દાર્થ –જે અંતરિક્ષને વિશે રહે છે, જે અંતરિક્ષના કરતા અંદરના ભાગ વિશે છે, જેને અંતરિક્ષ દેવતા જાણતા નથી, જેનું શરીર અંતરિક્ષરૂપ છે, જે અંદરને વિશે રહી અંતરિક્ષને નિયમમાં રાખે છે, તે તારા આત્મારૂપ, અંતર્યામીરૂપ તથા અમૃતરૂપ છે. (૬)

શબ્દાર્થ –જે વાયુને વિશે રહે છે, જે વાયુના કરતાં અંદરના ભાગ વિશે છે, જેને વાયુ દેવતા જાણતા નથી, જેનું શરીર વાયુરૂપ છે, જે અંદરને વિશે રહી વાયુને નિયમમા રાખે છે, તે તારા આત્મારૂપ, અંતર્યામીરૂપ તથા અમૃતરૂપ છે. (૭)

શબ્દાર્થઃ–જે સ્વર્ગને વિશે રહે છે, જે સ્વર્ગના કરતાં અંદરના ભાગ વિશે છે, જેને સ્વર્ગ દેવતા જાણતા નથી, જેનું શરીર સ્વર્ગરૂપ છે, જે અંદરને વિશે રહી સ્વર્ગને નિયમમા રાખે છે, તે તારા આત્મારૂપ, અંતર્યામીરૂપ તથા અમૃતરૂપ છે. (૮)

શબ્દાર્થ.–જે આદિત્યને વિશે રહે છે, જે આદિત્યના કરતા અંદરના ભાગ વિશે છે, જેને આદિત્ય દેવતા જાણતા નથી, જેનું શરીર આદિત્યરૂપ છે, જે અંદરને વિશે રહી આદિત્યને નિયમમા રાખે છે, તે તારા આત્મારૂપ, અંતર્યામીરૂપ તથા અમૃતરૂપ છે. (૯)

શબ્દાર્થઃ–જે દિશાઓને વિશે રહે છે, જે દિશાઓના કરતાં અંદરના ભાગ વિશે છે, જેને દિશાના દેવતા જાણતા નથી, જેનું શરીર દિશારૂપ છે, જે અંદરને વિશે રહી દિશાઓને નિયમમાં રાખે છે, તે તારા આત્મારૂપ, અંતર્યામીરૂપ તથા અમૃતરૂપ છે (૧૦)

શબ્દાર્થઃ–જે ચંદ્ર તથા તારાને વિશે રહે છે, જે ચંદ્ર તથા તારાના કરતાં પણ અંદરના ભાગ વિશે છે, જેને ચંદ્ર તથા તારા ઓળખતા નથી, જેનું શરીર ચંદ્ર તથા તારારૂપ છે, જે ચંદ્ર તથા તારાને અંદર રહી નિયમમાં રાખે છે, તે તારા આત્મારૂપ, અંતર્યામીરૂપ તથા અમૃતરૂપ છે. (૧૧)

શબ્દાર્થઃ જે આકાશને વિશે રહે છે, જે આકાશના કરતાં પણ અંદરના ભાગ વિશે છે, જેને આકાશ જાણી શકતું નથી, જેનું શરીર આકાશરૂપ છે, જે આકાશને, અંદર રહી નિયમમાં રાખે છે, તે તારા આત્મારૂપ, અંતર્યામીરૂપ તથા અમૃતરૂપ છે. (૧૨)

શબ્દાર્થઃ–જે અંધકારને વિશે રહે છે, જે અંધકારના કરતા પણ અંદરના ભાગ વિશે છે, જેને તમ જાણી શકતું નથી, જેનું શરીર તમરૂપ છે, જે અંદર રહી તમને નિયમમાં રાખે છે, તે તારા આત્મારૂપ, અંતર્યામીરૂપ તથા અમૃતરૂપ છે. (૧૩)

શબ્દાર્થઃ–જે તેજને વિશે રહે છે, જે તેજના કરતાં પણ અંદરના ભાગ વિશે છે, જેને તેજ જાણી શકતું નથી, જેનું શરીર તેજરૂપ છે, જે તેજને, અંદર રહી નિયમમાં રાખે છે, તે તારા આત્મારૂપ, અંતર્યામીરૂપ તથા અમૃતરૂપ છે. આ રીતે, આત્માનું અધિદૈવતરૂપે વર્ણન થયું. હવે તેનું અધિભૂતરૂપે વર્ણન કરવામા આવશે (૧૪)

### આત્માનું અધિભૂતાદિરૂપે વર્ણન

યઃ સર્વેષુ ભૂતેષુ તિષ્ઠન્ સર્વેભ્યો

भूतेभ्योऽन्तरो यꣳ सर्व्वाणि भूतानि न विदुर्यस्य सर्व्वाणि भूतानि शरीरं यः सर्व्वाणि भूतान्यन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृत इत्यधिभूतमथाध्यात्मम् ॥१५॥

यः प्राणे तिष्ठन् प्राणादन्तरो यं प्राणो न वेद यस्य प्राण. शरीरं यः प्राणमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥१६॥

यो वाचि तिष्ठन्वाचोऽन्तरो यं वाङ् न वेद यस्य वाक् शरीरं यो वाचमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥१७॥

यश्चक्षुषि तिष्ठꣳश्चक्षुषोऽन्तरो यं चक्षुर्न वेद यस्य चक्षुः शरीरं यश्चक्षुरन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥१८॥

यः श्रोत्रे तिष्ठञ्छ्रोत्रादन्तरो यꣳ श्रोत्रं न वेद यस्य श्रोत्रꣳ शरीरं यः श्रोत्रमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥१९॥

यो मनसि तिष्ठन्मनसोऽन्तरो यं मनो न वेद यस्य मनः शरीरं यो मनोऽन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥२०॥

यस्त्वचि तिष्ठꣳस्त्वचोऽन्तरो यं त्वङ् न वेद यस्य त्वक् शरीरं यस्त्वचमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥२१॥

यो विज्ञाने तिष्ठन्विज्ञानादन्तरो यं विज्ञानं न वेद यस्य विज्ञानꣳ शरीरं यो विज्ञानमन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतः ॥२२॥

यो रेतसि तिष्ठन् रेतसोऽन्तरो यꣳ रेतो न वेद यस्य रेतः शरीरं यो रेतोऽन्तरो यमयत्येष त आत्मान्तर्याम्यमृतोऽदृष्टो द्रष्टाऽश्रुतः श्रोताऽमतो मन्ताऽविज्ञातो विज्ञाता नान्योऽतोऽस्ति द्रष्टा नान्योऽतोऽस्ति श्रोता नान्योऽतोऽस्ति मन्ता नान्योऽतोऽस्ति विज्ञातैष त आत्मान्तर्याम्यमृतोऽतोऽन्यदार्तं ततो होद्दालक आरुणिरुपरराम ॥२३॥

અન્વયાર્થ.-ત્રેવીશમાનો નીચે પ્રમાણે-अदृष्टः द्रष्टा=જોવામા નહિ આવતો છતા જોનારરૂપે, अश्रुतः श्रोता=નહિ સાભળવામા આવેલ છતા સાભળનારરૂપે, अमतः मंता=નહિ સકલ્પમા આવેલ છતા સકલ્પ કરનાર, अविज्ञातः विज्ञाता=નહિ જણાયેલો છતા જ્ઞાતારૂપ, न अन्यः अत.=આ અતર્યામીથી ભિન્ન નથી,अत अन्यत्=આ અંતર્યામીથી ભિન્ન, आर्तं=મર્ત્યરૂપે. (૨૩)

શબ્દાર્થ -જે સર્વ ભૂતોને વિશે રહે છે, જે સર્વ ભૂતો જાણતા નથી, જેનું શરીર સર્વભૂતોરૂપ છે, જે સર્વભૂતોને, અંદર રહી નિયમમા રાખે છે તે તારા આત્મારૂપ, અતર્યામીરૂપ તથા અમૃતરૂપ છે. આ રીતે આત્માનું અધિભૂતરૂપે વર્ણન થયું. હવે તેનું અધ્યાત્મરૂપે વર્ણન કરવામા આવશે (૧૫)

શબ્દાર્થ.-જે પ્રાણને વિશે રહે છે, જે પ્રાણના કરતા અંદરના ભાગ વિશે છે, જેને પ્રાણ જાણી શકતા નથી, જેનું શરીર પ્રાણરૂપ છે, જે અદરને વિશે રહી પ્રાણને નિયમમા રાખે છે, તે તારા આત્મારૂપ, અંતર્યામીરૂપ તથા અમૃતરૂપ છે. (૧૬)

શબ્દાર્થ:-જે વાણીને વિશે રહે છે, જે વાણીના કરતા અદરના ભાગ વિશે છે, જેને વાણી જાણી શકતી નથી, જેનું શરીર વાણીરૂપ છે, જે અંદરને વિશે રહી વાણીને નિયમમા રાખે છે, તે તારા આત્મારૂપ, અતર્યામીરૂપ તથા અમૃતરૂપ છે. (૧૭)

શબ્દાર્થ:-જે ચક્ષુને વિશે રહે છે, જે

ચક્ષુના કરતાં અંદરના ભાગ વિશે છે, જેને ચક્ષુ જાણી શકતાં નથી, જેનું શરીર ચક્ષુરૂપ છે, જે અંદરને વિશે રહી ચક્ષુને નિયમમાં રાખે છે, તે તારા આત્મારૂપ, અંતર્યામીરૂપ તથા અમૃતરૂપ છે. (૧૮)

શબ્દાર્થઃ—જે શ્રોત્રને વિશે રહે છે, જે શ્રોત્રના કરતાં અંદરના ભાગ વિશે છે, જેને શ્રોત્ર જાણી શકતા નથી, જેનું શરીર શ્રોત્રરૂપ છે, જે અંદરને વિશે રહી શ્રોત્રને નિયમમાં રાખે છે, તે તારા આત્મારૂપ, અંતર્યામીરૂપ તથા અમૃતરૂપ છે. (૧૯)

શબ્દાર્થઃ—જે મન વિશે રહે છે, જે મનના કરતાં અંદરના ભાગ વિશે છે, જેને મન જાણી શકતું નથી, જેનું શરીર મનરૂપ છે, જે અંદરને વિશે રહી મનને નિયમમાં રાખે છે, તે તારા આત્મારૂપ, અંતર્યામીરૂપ તથા અમૃતરૂપ, છે. (૨૦)

શબ્દાર્થઃ—જે ત્વચાને વિશે રહે છે, જે ત્વચાના કરતા અંદરના ભાગ વિશે છે, જેને ત્વચા જાણી શકતી નથી, જેનું શરીર ત્વચારૂપ છે, જે અંદરને વિશે રહી ત્વચાને નિયમમાં રાખે છે, તે તારા આત્મારૂપ, અંતર્યામીરૂપ તથા અમૃતરૂપ છે. (૨૧)

શબ્દાર્થઃ—જે વિજ્ઞાનવિશે રહે છે, જે વિજ્ઞાનના કરતા અંદરના ભાગ વિશે છે, જેને વિજ્ઞાન જાણી શકતું નથી, જેનું શરીર વિજ્ઞાનરૂપ છે, જે અંદરને વિશે રહી વિજ્ઞાનને નિયમમા રાખે છે, તે તારા આત્મારૂપ, અંતર્યામીરૂપ તથા અમૃતરૂપ છે. (૨૨)

શબ્દાર્થઃ—જે રેતને વિશે રહે છે, જે રેતના કરતાં અંદરના ભાગ વિશે છે, જેને રેત જાણી શકતું નથી, જેનું શરીર રેતરૂપ છે, જે અંદરને વિશે રહી રેતને નિયમમાં રાખે છે, તે તારા આત્મારૂપ, અંતર્યામીરૂપ તથા અમૃતરૂપ છે. જે અદૃષ્ટ છતાં સર્વને જૂએ છે, જે અશ્રુત છતા સર્વને શ્રવણ કરે છે, જે અમત છતાં સર્વના મંતા-મનન કરનારરૂપ છે, જે અવિજ્ઞાત છતાં સર્વનો વિજ્ઞાતા છે; તેના સિવાય અન્ય કોઇ નથી કે જે જોઇ શકે છે, તેના સિવાય અન્ય કોઇ નથી કે જે શ્રવણ કરી શકે છે, તેના સિવાય અન્ય કોઇ નથી કે જે મનન કરી શકે છે તથા તેના સિવાય અન્ય કોઇ નથી કે જે સર્વ વસ્તુને જાણે છે. તે તારા આત્મારૂપ, અંતર્યામીરૂપ તથા અમૃતરૂપ છે. જે જે કોઇ તેનાથી ભિન્ન છે તે નાશવાન્ છે. આટલું કહ્યા પછી અરુણનો પુત્ર ઉદ્દાલક શાંત પડયો. (૨૩)

## અષ્ટમ બ્રાહ્મણ.*

### ગાર્ગી તથા યાજ્ઞવલ્ક્યનો ફરી સંવાદ,

अथ ह वाचक्नव्युवाच ब्राह्मणा भगवन्तो हन्ताहमिमं द्वौ प्रश्नौ प्रक्ष्यामि तौ चेन्मे वक्ष्यति न वै जातु युष्माकमिमं कश्चिद्ब्रह्मोद्यं जेतेति पृच्छ गार्गीति॥१॥

सा होवाचाहं वै त्वा याज्ञवल्क्य यथा काश्यो वा वैदेहो वोग्रपुत्र उज्ज्यं धनुरधिज्यं कृत्वा द्वौ बाणवन्तौ सपत्नातिव्याधिनौ हस्ते कृत्वोपोत्तिष्ठेदेवमेवाहं त्वा द्वाभ्यां प्रश्नाभ्यामुपोदस्थां तौ मे ब्रूहीति पृच्छ गार्गीति ॥२॥

सा होवाच यदूर्ध्वं याज्ञवल्क्य दिवो यदवाक् पृथिव्या यदन्तरा द्यावापृथिवी इमे यद्भूतञ्च भवच्च भविष्यच्चेत्याचक्षते कस्मिꣳस्तदोतञ्च प्रोतञ्चेति ॥३॥

स होवाच यदूर्ध्वं गार्गि दिवो

* સાક્ષાત્, અપરોક્ષ તથા ઉપાધિથી રહિત એવા બ્રહ્મ આ બ્રાહ્મણમાં વર્ણન કરવામાં આવ્યું છે.

यदवाक् पृथिव्या यदन्तरा द्यावापृथिवी इमे यद्भूतश्च भवच्च भविष्यच्चेत्याचक्षत आकाशे तदोतश्च प्रोतश्चेति ॥४॥

सा होवाच नमस्तेऽस्तु याज्ञवल्क्य यो म एतं व्यवोचोऽपरस्मै धारयस्वेति पृच्छ गार्गीति ॥५॥

सा होवाच यदूर्ध्वं याज्ञवल्क्य दिवो यदवाक् पृथिव्या यदन्तरा द्यावापृथिवी इमे यद्भूतं च भवच्च भविष्यच्चेत्याचक्षते कस्मिꣳस्तदोतञ्च प्रोतञ्चेति ॥६॥

અન્વયાર્થ:- प्रक्ष्यामि=પૂછવાની ઇચ્છા રાખું છું, हन्त=જો આજ્ઞા હોય તો, इमं=આ યાજ્ઞવલ્ક્યને, ब्रह्मोद्यं=બ્રહ્મવાદીને, जेता=જીતનાર. (૧) यथा=જેમ, काश्यः=કાશીમા થયેલ, वैदेहः उग्रपुत्रः=શૂરતાવાળો વિદેહમાં થયેલ, उज्ज्यं=જેમાંથી દોરી કાઢી લીધી છે, धनुः=ધનુષને, अधिज्यं=દોરી બાંધી, बाणवंतौ=બે શર, सपत्नातिव्याधिनौ સપત્ન કહેતાં શત્રુ તેને અતિશય રીતે વીંધવાવાળાં, उपोत्तिष्ठेत्=ઉભો થાય, उपोदस्थां=સમીપ ઉભેલી છું, दिवः यत् उर्ध्वं=જે સ્વર્ગની ઉપર છે, यत् पृथिव्याः अर्वाक्=જે પૃથ્વીની નીચે છે, यत् द्यावा पृथिवी अंतरा=જે સ્વર્ગ તથા પૃથ્વીની મધ્યમાં છે, यत् भूतं=જે ગયેલ છે, कस्मिन् तत् प्रोतं=તે શામાં રહેલ છે. (૩) तत् आकाशे ओतं=તે સર્વ આકાશમાં રહેલ છે. (૪) व्यवोचः=વિશેષે કરી ઉત્તર આપ્યો, अपरस्मै=બીજા પ્રશ્નને, धारयस्व=આત્મામાં દૃઢ કર. (૫)

શબ્દાર્થ:-ત્યારપછી વચક્નુ મુનિની પુત્રી ગાર્ગીએ કહ્યું;-હે પૂજ્ય બ્રાહ્મણો! હું યાજ્ઞવલ્ક્ય મુનિને બીજા બે વધારે પ્રશ્નો પૂછવા માગું છું. જો તે પ્રશ્નોનો તે ઉત્તર આપશે તો હું એમ માનીશ કે, બ્રહ્મ સંબંધીના વાદવિવાદવિશે કોઇ તેનો પરાજય કરી શકશે નહિ. યાજ્ઞવલ્ક્યે ઉત્તર આપ્યો:-હે ગાર્ગિ! તારે જે પૂછવું હોય તે, મને પૂછ. (૧)

શબ્દાર્થ:-ગાર્ગીએ કહ્યું;-જેમ વીર પુત્ર વિદેહ અથવા કાશીનો રાજા દોરી વિનાના ધનુષનેવિશે દોરી બાંધી, શત્રુને પીડા કરવાવાળા બે તીરોને બાથમાં લઇ ઉભો થાય છે, તેમ હું તમારી આગળ તમને બે પ્રશ્નો પૂછવા માટે ઉભી છું. તમે મને તે બે પ્રશ્નોનો ઉત્તર આપશો? ત્યારે યાજ્ઞવલ્ક્યે કહ્યું;-હે ગાર્ગિ! તારે મને જે પ્રશ્નો પૂછવા હોય તે પૂછ. ૨

શબ્દાર્થ:-તેણીએ કહ્યું;-હે યાજ્ઞવલ્ક્ય! સ્વર્ગના ઉર્ધ્વ ભાગ વિશે શું આવેલું છે? પૃથ્વીના અધોભાગવિશે શું આવેલું છે? પૃથ્વી તથા સ્વર્ગ આ બેના મધ્ય ભાગવિશે શું આવેલું છે? પૃથ્વી તથા સ્વર્ગ આ બન્નેનું સ્વરૂપ કેવું છે? ભૂત, ભવિષ્ય તથા વર્તમાન આ ત્રણે કાળનું સ્વરૂપ કેવું છે? તેમજ તેઓ શાનેવિશે ઓતપ્રોત છે? (૩)

શબ્દાર્થ:-યાજ્ઞવલ્ક્યે કહ્યું;-જે સ્વર્ગના ઉર્ધ્વ ભાગમાં રહ્યું છે, જે પૃથ્વીના અધોભાગમાં રહ્યું છે, જે બેઉના મધ્ય ભાગમાં રહ્યું છે, જે સ્વર્ગ તથા પૃથ્વીરૂપ છે તથા જેને ભૂત, ભવિષ્ય અને વર્તમાન આ ત્રણ કાળરૂપે કહેવામાં આવે છે, તે સર્વ, હે ગાર્ગી! આકાશને વિશે ઓતપ્રોત છે. (૪)

શબ્દાર્થ:-તેણીએ કહ્યું-જેણે મારા પ્રથમ પ્રશ્નનું નિરાકરણ કરી આપ્યું છે એવા, હે યાજ્ઞવલ્ક્ય! હું આપને પ્રણામ કરું છું. આજ રીતે મારા હવે બીજા પ્રશ્નનું પણ આપ સમાધાન કરી દેશો. યાજ્ઞવલ્ક્યે કહ્યું,- બીજો પ્રશ્ન જે તારે પૂછવો હોય તે પૂછ. (૫)

શબ્દાર્થઃ-તેણીએ કહ્યું, સ્વર્ગના ઉર્ધ્વ ભાગવિશે શું આવ્યું છે ? પૃથ્વીના અધોભાગ વિશે શું આવ્યું છે? પૃથ્વી તથા સ્વર્ગ આ બેના મધ્ય ભાગમાં શું આવ્યું છે ? પૃથ્વી તથા સ્વર્ગ આ બન્ને શું છે ? ભૂત, ભવિષ્ય તથા વર્તમાન આ ત્રણેકાળ કોનેઈ કહેવામાં આવે છે તથા તેઓ શાને વિશે ઓતપ્રોત છે ? (૬)

ટીકા-આ પ્રશ્ન જો કે ત્રીજા મંત્રમાં પૂછ્યાના આવ્યો છે, છતાં આ છઠ્ઠા મંત્રમાં તેનું પુનરાવર્તન કરવામાં આવ્યું છે. તેનું કારણ એ કે, જે વસ્તુ પૂર્વે દર્શાવવામાં આવી છે, તેની સૂચનાને દૃઢીભૂત કરવા અહીં પુનરાવર્તન કરવામાં આવ્યું છે. (૬)

स होवाच यदूर्ध्वं गार्गि दिवो यदवाक् पृथिव्या यदन्तरा द्यावापृथिवी इमे यद्भूतञ्च भवच्च भविष्यच्चेत्याचक्षत आकाश एव तदोतं च प्रोतं चेति कस्मिन्नु खल्वाकाश ओतश्च प्रोतश्चेति ॥ ७ ॥

स होवाचैतद्वै तदक्षरं गार्गि ब्राह्मणा अभिवदन्त्यस्थूलमनण्वह्रस्वमदीर्घमलोहितमस्नेहमच्छायमतमोऽवाय्वनाकाशमसङ्गमरसमगन्धमचक्षुष्कमश्रोत्रमवागमनोऽतेजस्कमप्राणममुखममात्रमनन्तरमबाह्यं न तदश्नाति किञ्चन न तदश्नाति कश्चन ॥८॥

एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठत एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि द्यावापृथिव्यौ विधृते तिष्ठत एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि निमेषा मुहूर्ता अहोरात्राण्यर्धमासा मासा ऋतवः संवत्सरा इति विधृतास्तिष्ठन्त्येतस्य वा अक्षरस्य प्रशासने गार्गि प्राच्योऽन्या नद्यः स्यन्दन्ते श्वेतेभ्यः पर्वतेभ्यः प्रतीच्योऽन्या यां यांश्च दिशमन्वेतस्य वा अक्षरस्य प्रशासने गार्गि ददतो मनुष्याः प्रशंसन्ति यजमानं देवा दर्वीं पितरोऽन्वायत्ताः ॥९॥

यो वा एतदक्षरं गार्ग्यविदित्वाऽस्मिँल्लोके जुहोति यजते तपस्तप्यते बहूनि वर्षसहस्राण्यन्तवदेवास्य तद्भवति यो वा एतदक्षरं गार्ग्यविदित्वाऽस्माल्लोकात्प्रैति स कृपणोऽथ य एतदक्षरं गार्गि विदित्वाऽस्माल्लोकात्प्रैति स ब्राह्मणः ॥ १० ॥

तद्वा एतदक्षरं गार्ग्यदृष्टं द्रष्टृश्रुतं श्रोत्रमतं मन्त्रविज्ञातं विज्ञातृ नान्यदतोऽस्ति द्रष्टृ नान्यदतोऽस्ति श्रोतृ नान्यदतोऽस्ति मन्तृ नान्यदतोऽस्ति विज्ञात्रेतस्मिन्नु खल्वक्षरे गार्ग्याकाश ओतश्च प्रोतश्चेति ॥ ११ ॥

सा होवाच ब्राह्मणा भगवन्तस्तदेव बहु मन्येध्वं यदस्मान्नमस्कारेण मुच्येध्वं न वै जातु युष्माकमिमं कश्चिद्ब्रह्मोद्यं जेतेति ततो ह वाचक्नव्युपरराम ॥ १२ ॥

અન્વયાર્થ -कस्मिन् आकाश ओतः= આકાશ શેમાં રહેલ છે. (૭) ब्राह्मणाः =અક્ષરવાદીઓ, अस्थूलं अनणु, अह्रस्व, अदीर्घ अलोहितं अस्नेहं अछायं अतमः अवायु, अनाकाशं असंगं, अरस अगंध अचक्षुष्क अश्रोत्र अवाक् अमनः अतेजस्कं=સ્થૂલ આદિ ગુણોથી રહિત, अक्षर=શુદ્ધ બ્રહ્મ. (૮) प्रशासने=આજ્ઞામાં, विधृता=નિયમિત કરાયલા, निमेषा =કાળના વિભાગો, प्राच्यः= પૂર્વમાંથી નીકળતી, स्यन्दन्ते=વહે છે, श्वेतेभ्य पर्वतेभ्यः=હિમાલય પર્વતોમાંથી, यां या दिशं अनु=જે જે દિશામાં પ્રવર્તતી

હોય, **एतस्य**=આ, **ददतः**=દાન કરનારા મનુષ્યોને. **यजमानं देवाः**=ઇન્દ્રાદિ દેવો યજમાનને અનુસરે છે, **दर्वी पितरः**= દર્વીહોમ સાથે જોડાયલા પિતરો. (૯) **अंतवत् एव अस्य भवति**= અંતવાળા ફળને મેળવે છે, **कृपण**=દીન, **ब्राह्मणः** બ્રહ્મભૂત. (૧૦) **अदृष्टं द्रष्टृ अश्रुतं श्रोतृ अमतं मन्तृ अविज्ञातं विज्ञातृ**=નહિ જોવાયેલને પણ જોનાર, નહિ સાંભળેલ છતાં સાંભળનાર સંકલ્પમાં નહિ આવનાર છતાં સંકલ્પ કરનાર, (૧૧) **ब्राह्मणाः भगवन्तः**=હે પૂજ્ય બ્રાહ્મણો, **तत् एव बहु मन्येध्वं**= તે વચનને ઘણું કરી માનો, **यत्**=જે વચન ( મારૂં છે ), **नमस्कारेण**=નમસ્કાર કરી, **मुच्येध्वं**=છૂટા પડો, **इमं ब्रह्मोद्यं**=આ બ્રહ્મજ્ઞાની યાજ્ઞવલ્ક્યને, **जेता**=જીતનાર (૧૨)

શબ્દાર્થઃ-યાજ્ઞવલ્ક્યે કહ્યું,-હે ગાર્ગિ ! જે સ્વર્ગના ઉર્ધ્વ ભાગવિશે છે, જે પૃથ્વીના અધોભાગવિશે છે, જે પૃથ્વી તથા સ્વર્ગના મધ્યવિશે છે, જે સ્વર્ગ તથા પૃથ્વીરૂપ છે તથા જેને ભૂત, ભવિષ્ય તથા વર્તમાનરૂપે કહેવામા આવે છે, તે આકાશને વિશે ઓતપ્રોત છે. ત્યારે ગાર્ગીએ પાછું પૂછ્યુ કે, આકાશ શાને વિશે ઓતપ્રોત છે ? ( ૭ )

શબ્દાર્થઃ-યાજ્ઞવલ્ક્યે કહ્યું,-હે ગાર્ગિ ! બ્રાહ્મણો તેને-આકાશને અક્ષર અર્થાત્ નાશથી રહિત કહે છે. તે સ્થૂલ સ્વરૂપવાળું નથી, તે સૂક્ષ્મ સ્વરૂપવાળું નથી, તે હ્રસ્વ નથી, તે દીર્ઘ નથી, તે અરક્ત છે અર્થાત્ રક્ત નથી, તે દ્રવરૂપ નથી, તે છાયારૂપ નથી, તે તમરૂપ નથી, તે વાયુરૂપ નથી, તે અનાકાશરૂપ છે અર્થાત્ આકાશરૂપ નથી, તે અસંગરૂપ છે, તે અરસરૂપ છે, તે અગંધરૂપ છે, તે અચક્ષુરૂપ છે, તે અશ્રોત્રરૂપ છે, તે અવાક્રૂપ છે, તે અમનરૂપ છે, તે અતેજરૂપ છે, તે અપ્રાણરૂપ છે, તે અમુખરૂપ છે, તે અમાત્રરૂપ અર્થાત્ માપમા ન આવે તેવો છે, અનંતર છે અર્થાત્ તેના અંદર કંઇ નથી, તે અબાહ્યરૂપ છે અર્થાત્ તેનાથી કોઇ બાહ્ય નથી. તે કોઇ પણ વસ્તુનું ભક્ષણ કરી શકતો નથી તથા કોઇ તેનું ભક્ષણ કરી શકતું નથી. (૮)

શબ્દાર્થઃ-હે ગાર્ગિ ! આ અક્ષર બ્રહ્મની આજ્ઞાવડે સૂર્ય તથા ચંદ્ર પોતપોતાના સ્થાનપ્રતિ રહેલા છે. હે ગાર્ગિ ! આ અક્ષર બ્રહ્મની આજ્ઞાવડે સ્વર્ગ તેમ જ પૃથ્વી પોતપોતાના સ્થાનને વિશે રહેલા છે. હે ગાર્ગિ ! આ અક્ષર બ્રહ્મની સત્તાથી પળ, કલાક, દિવસ, રાત્રી, શુક્લ તથા કૃષ્ણ પક્ષ, માસો તથા ઋતુઓ પોતપોતાના સ્થાનો પ્રતિ રહેલા છે. હે ગાર્ગિ ! આ અક્ષર બ્રહ્મના શાસનવડે શ્વેત ( બરફથી આવૃત થયેલા ) પર્વતોમાથી નિકળીને પૂર્વ તરફની નદીઓ પૂર્વ દિશા તરફ વહે છે, પશ્ચિમ તરફની નદીઓ પશ્ચિમ દિશાપ્રતિ વહે છે, તેમ જ અન્ય નદીઓ અન્યદિશાઓ તરફ વહે છે.* હે ગાર્ગિ ! આ અક્ષર બ્રહ્મની આજ્ઞાવડે મનુષ્યો પોતાના યજમાનને અનુસરે છે તથા પિતરો સ્વધા શબ્દવડે આપવામા આવતા હવિને ગ્રહણ કરે છે. (૯)

શબ્દાર્થઃ- હે ગાર્ગિ ! આ અક્ષર બ્રહ્મને નહિ ઓળખનારો એવો કોઇ પણ આ લોકને વિશે અગર જો કે હજારો વર્ષપર્યંત યજ્ઞ કરે છે, દેવોની ઉપાસના કરે છે તથા તપશ્ચરણ કરે છે, છતા તે કર્મનું ફળ અંતવાન્ થાય છે અર્થાત્ કર્મના ફળનો

* શ્વેત પર્વતપરથી અર્થાત્ હિમાલય આદિ પર્વતમાથી ગંગા આદિ નદીઓ પૂર્વ તરફ વહે છે તેમ જ તે પર્વતમાથી નિકળી સિંધુઆદિ નદી પશ્ચિમ તરફ વહે છે.

ઉપભોગ મેળવ્યા પછી તે કર્મો ક્ષયને પામે છે. હે ગાર્ગિ ! આ અક્ષર બ્રહ્મને ન ઓળખનાર એવો જે કોઇ મનુષ્ય આ લોકમાંથી જતો રહે છે તે ફરી કૃપણ થાય છે. તેમજ હે ગાર્ગિ ! આ અક્ષર બ્રહ્મને ઓળખનાર જે કોઇ મનુષ્ય હોય છે, તે આ લોકમાંથી ગમન કર્યાં પછી ખરેખર બ્રાહ્મણરૂપે થાય છે. (૧૦)

શબ્દાર્થઃ–હે ગાર્ગી ! આ અક્ષર–અવિનાશી બ્રહ્મ જો કે પેતે જોવામાં નથી આવતો, છતા તે સર્વને જુવે છે. જો કે તે પોતે નહીં શ્રવણ કરાયેલો હોય છે, છતા તે સર્વ શ્રવણ કરે છે જો કે તે સર્વના ધારવામા નથી આવતો, છતાં તે સર્વને ઓળખે છે. તેના સિવાય અન્ય કેઇ શ્રોતા નથી, તેના સિવાય અન્ય કેઇ મંતા નથી, તેમજ તેના સિવાય અન્ય કોઇ વિજ્ઞાતા નથી. ખરેખર આ અક્ષર બ્રહ્મનેવિશે આકાશ ઓતપ્રોત છે (૧૧)

શબ્દાર્થ–સેઠીએ કહ્યુંઃ–હે પૂજ્ય બ્રાહ્મણો ! હું જે કહુ તે તમે સર્વે માન્ય કરો તથા યાજ્ઞવલ્કયને નમસ્કાર કરો. બ્રહ્મસબધી વાદવિવાદની અંદર કોઇ પણ એને જિતી શકશે નહિ. આટલું કહી વચકનુ મુનિની પુત્રી ગર્ગી શાત થઇ ગઇ. (૧૨)

ટીકા–બ્રાહ્મણ એ શબ્દનો પ્રયોગ કરવાથી બ્રહ્મવેત્તા બ્રાહ્મણોને ગ્રહણ કરવા. તે અરકત છે અર્થાત્ અગ્નિસદશ રક્ત નથી. તે અદ્રવરૂપ છે અર્થાત્ તે જળસદશ નથી. તે આકાશરૂપ નથી અર્થાત્ પંચ મહાભૂતની અંદર ગણવામા આવતા આકાશરૂપ તે નથી. કારણ આકાશ બે પ્રકારના છે. એક આનંદરૂપ આકાશ તથા બીજું આકાશ પૃથ્વી આદિ પચભૂતવાળુ. તે અસગરૂપ છે અર્થાત્ લાખની સદશ સગરૂપ તે નથી. તે અમુખરૂપ છે અર્થાત્ તેને કોઇ રીતનું દ્વાર નથી, એટલે કે તે અગમ્ય છે. બ્રહ્મને કોઇપણ પ્રકારની ઉપાધિ હોતી નથી. આ રીતનું પ્રમાણ સિદ્ધ કરવા સર્વ નિષેધવચનો આપવામાં આવ્યાં છે. (૮)

ટીકાઃ–અક્ષર બ્રહ્મને ન ઓળખનાર આ લોકમાથી ગયા પછી પાછો કૃપણ થાય છે, એટલે કે જેમ કૃપણ મનુષ્ય ધનનો સંચય કરે છે, તેમ તે અવિદ્વાન્ કર્મના ફળનો સંચય કરે છે. (૧૦)

## નવમ બ્રાહ્મણ.

### શાકલ્ય તથા યાજ્ઞવલ્કયનો સંવાદ.

अथ हैनं विदग्धः शाकल्यः पप्रच्छ कति देवा याज्ञवल्क्येति स हैतयैव निविदा प्रतिपेदे यावन्तो वैश्वदेवस्य निविद्युच्यन्ते त्रयश्च त्री च शता त्रयश्च त्री च सहस्रेत्योमिति होवाच कत्येव देवा याज्ञवल्क्येति त्रयस्त्रिꣳशदित्योमिति होवाच कत्येव देवा याज्ञवल्क्येति षडित्योमिति होवाच कत्येव देवा याज्ञवल्क्येति त्रय इत्योमिति होवाच कत्येव देवा याज्ञवल्क्येति द्वावित्योमिति होवाच कत्येव देवा याज्ञवल्क्येत्यध्यर्द्ध इत्योमिति होवाच कत्येव देवा याज्ञवल्क्येत्येक इत्योमिति होवाच कतमे ते त्रयश्च त्री च शता त्रयश्च त्री च सहस्रेति ॥१॥

स होवाच महिमान एवैषामेते त्रयस्त्रिꣳशत्त्वेव देवा इति कतमे ते त्रयस्त्रिꣳशदित्यष्टौ वसव एकादश रुद्रा द्वादशादित्यास्त एकत्रिꣳशदिन्द्रश्चैव प्रजापतिश्च त्रयस्त्रिꣳशाविति ॥ २ ॥

कतमे वसव इत्यग्निश्च पृथिवी च

वायुश्चान्तरिक्षञ्चादित्यश्च द्यौश्च चन्द्रमाश्च नक्षत्राणि चैते वसव एतेषु हीदꣳ सर्वꣳहितमिति तस्माद्वसव इति ॥३॥

कतमे रुद्रा इति दशेमे पुरुषे प्राणा आत्मैकादशस्ते यदास्माच्छरीरान्मर्त्यादुत्क्रामन्त्यथ रोदयन्ति तद्यद्रोदयन्ति तस्माद्रुद्रा इति ॥४॥

कतम आदित्या इति द्वादश वै मासाः संवत्सरस्यैत आदित्या एते हीदꣳ सर्वमाददाना यन्ति ते यदिदꣳ सर्वमाददाना यन्ति तस्मादादित्या इति ॥५॥

कतम इन्द्रः कतमः प्रजापतिरिति स्तनयित्नुरेवेन्द्रो यज्ञः प्रजापतिरिति कतमः स्तनयित्नुरित्यशनिरिति कतमो यज्ञ इति पशव इति ॥६॥

कतमे षडित्यग्निश्च पृथिवी च वायुश्चान्तरिक्षञ्चादित्यश्च द्यौश्चैते षडेते हीदꣳ सर्वꣳ षडिति ॥७॥

અન્વયાર્થ -एतया=આટલી, निविदा=જેનાવડે સંખ્યા જણાય તે ,પરિમાણવડે,) प्रतिपेदे=જણાય છે, यावन्तः=જેટલા દેવો, वैश्वदेवस्य=વૈશ્વદેવ શસ્ત્રના, निविद्युच्यु.ते=જણાય છે, त्रयः श्च शता. त्रयः श्च सहस्रा=ત્રણ હજાર ત્રણસે ૭, त्रयः त्रिंशत्=તેત્રીશ, अध्यर्धः=અધિ ऋद्धि प्राप्नोति=અર્થાત્ સર્વ વસ્તુ ઋદ્ધિ પામતા છતા જેનો ક્ષય નથી.તે, (૧) महिमान.=વિભૂતિઓ, त्रयः त्रिंशत्=૩૩, अष्टौ वसवः ,एकादश रुद्राः द्वादश आदित्या=૮ ,વસુ, ૧૧ રુદ્ર, ૧૨ આદિત્ય એમ એકત્રીશ, इन्द्र- प्रजापति=ઇન્દ્ર તથા પ્રજાપતિ એમ તેત્રીશ. (૨) कतमे=કયા, કયા, वसवः=વસુરૂપે, हित=રહેલ. (૩) दश=દશ, इमे=આ, पुरुषे=શરીરમાં રહેલ, प्राणा=પાંચ કર્મેન્દ્રિયો તથા પાંચ જ્ઞાનેન્દ્રિયો, आत्मा=મન, एकादश=અગીયારમું यदा=જ્યારે, अस्मात् शरीरात्=આ શરીરમાંથી, उत्क्रा-मन्ति ( संबंधिनः )=સંબંધીઓ રડે છે, (૪) एता=આ માસાભિમાની દેવો, सर्वं=પ્રાણીના આયુષ્ય આદિને,आददाना=ગ્રહણ કરતા છતા, यन्ति=ગમન કરે છે. (૫) स्तनयित्नु.=ગર્જન અભિમાનીરૂપ, अशनि=વજ્રરૂપી બળવાળો, पशव=પશુઓ ( યજ્ઞના સાધનરૂપે ) (૬) इमे આ, इद सर्वं षट्=આ સર્વનો છમાં સમાવેશ છે ( )

શબ્દાર્થ -ત્યાર પછી શાકલ મુનિના પુત્ર વિદગ્ધે પૂછ્યું; હે યાજ્ઞવલ્ક્ય ! દેવતાઓ કેટલા છે ? યાજ્ઞવલ્ક્યે કહ્યું,-આ નિવિદમાંથી જાણી શકાય છે. જેટલા દેવો વૈશ્વદેવના નિવિદવિષે કહેવામાં આવ્યા છે (તેટલા દેવો છે) આ દેવોની સંખ્યા ત્રણ અને ત્રણસે તથા ત્રણ અને ત્રણ હજાર એટલે કુલે ત્રણ હજાર ત્રણસેને છની છે. વિદગ્ધે કહ્યું;-એ તો ઠીક. પણ હે યાજ્ઞવલ્ક્ય! દેવો કેટલા છે ? યાજ્ઞવલ્ક્યે કહ્યું,-દેવો તેત્રીશ છે. વિદગ્ધે કહ્યું, ઠીક દેવો કેટલા છે ? હે યાજ્ઞવલ્ક્ય ! યાજ્ઞવલ્ક્યે કહ્યું,-દેવો છ છે. વિદગ્ધે કહ્યું, ઠીક, હે યાજ્ઞવલ્ક્ય ! દેવો કેટલા છે ? યાજ્ઞવલ્ક્યે કહ્યું,-દેવો ત્રણ છે. વિદગ્ધે કહ્યું,-ઠીક, હે યાજ્ઞવલ્ક્ય ! દેવો કેટલા છે ? યાજ્ઞવલ્ક્યે કહ્યું,-દેવો બે છે. વિદગ્ધે કહ્યું,-ઠીક, હે યાજ્ઞવલ્ક્ય ! દેવો કેટલા છે ? યાજ્ઞવલ્ક્યે કહ્યું,-દેવો અધ્યર્ધ છે. વિદગ્ધે કહ્યું,-ઠીક, હે યાજ્ઞવલ્ક્ય ! દેવો કેટલા છે ? યાજ્ઞવલ્ક્યે કહ્યું,-દેવ એક છે વિદગ્ધે કહ્યું,-ઠીક ત્યારે પ્રથમ કહેલ ત્રણસોને ત્રણ તથા ત્રણ હજાર ને ત્રણ એટલે ત્રણ હજાર ત્રણસોને છ દેવ કયા ? (૧)

શબ્દાર્થ.-યાજ્ઞવલ્ક્યે કહ્યું,-આ તેઓના

મહિમાને અર્થે કહેવામાં આવ્યું છે. બાકી ખરેખરું જોતાં તો તેત્રીશ જ દેવો છે. વિદગ્ધે કહ્યું;–આ તેત્રીશ દેવો કયા છે? યાજ્ઞવલ્ક્યે કહ્યું;–આઠ વસુઓ, અગીયાર રુદ્રો તથા બાર આદિત્યો છે. આ રીતે બધું મળી એકત્રીશ દેવો થયા. તે સિવાય ઇન્દ્ર અને પ્રજાપતિ નામના દેવો છે. આમ બધું મળી કુલ્લે તેત્રીશ દેવતાઓ છે. (૨)

શબ્દાર્થઃ–વિદગ્ધે પૂછ્યું;–આ આઠ વસુઓનાં નામો શું છે? યાજ્ઞવલ્ક્યે કહ્યું;–અગ્નિ, પૃથ્વી, વાયુ, અંતરિક્ષ, આદિત્ય, સ્વર્ગ, ચંદ્ર તથા નક્ષત્રો. આને વસુઓ કહેવામાં આવે છે. સર્વના વાસ આ દેવોને વિશે રહેલો હોવાથી તેઓને વસુ કરી કહેવામાં આવે છે. (૩)

શબ્દાર્થઃ–વિદગ્ધ અર્થાત્ શાકલ્યે પૂછ્યું; હે યાજ્ઞવલ્કય! અગીઆર રુદ્રો જે કહ્યા, તે ક્યા છે? યાજ્ઞવલ્ક્યે કહ્યું;–પુરુષને વિશે રહેલા દશ પ્રાણો તથા અગિયારમા તરીકે આત્મા છે. મૃત્યુ પછી જ્યારે તેઓ આ શરીરનો ત્યાગ કરે છે ત્યારે તેઓ **રોદયન્તિ** અર્થાત્ રુદન કરે છે. આમ રુદન કરતા હોવાથી આ દેવોનું રુદ્રો એવું નામ આપવામા આવ્યું છે. (૪)

શબ્દાર્થઃ–શાકલ્યે પૂછ્યું;–દ્વાદશ આદિત્યો કયા છે? યાજ્ઞવલ્કયે કહ્યું:–સંવત્સરના બાર માસો તે આદિત્યોરૂપે છે. તેઓ આ સર્વને અર્થાત્ કર્મથી ઉત્પન્ન થતા ફળને તથા મનુષ્યના આયુષ્યને હરણ કરી વ્યતીત થાય છે. આ રીતે **આદદાના યન્તિ** આ સર્વને લઇને તેઓ ગમન કરતા હોવાથી તેઓને આદિત્યો કહેવામાં આવે છે. (૫)

શબ્દાર્થઃ–શાકલ્યઃ–ઇન્દ્ર કોણ છે? તથા પ્રજાપતિ કોણ છે? યાજ્ઞવલ્કયઃ–મેઘ ઇન્દ્રરૂપ [illegible] પ્રજાપતિરૂપ [illegible]લ્કયઃ– મેઘ શું છે? યાજ્ઞવલ્કયઃ–મેઘ વિદ્યુતરૂપ છે. શાકલ્યઃ–યજ્ઞ એ શું છે? યાજ્ઞવલ્કયઃ–યજ્ઞ પશુઓરૂપ છે. (૬)

શબ્દાર્થઃ–શાકલ્યઃ–તમે ૭ દેવો કહ્યા તે કયા? યાજ્ઞવલ્કયઃ–અગ્નિ, પૃથ્વી, વાયુ, અંતરિક્ષ, આદિત્ય તથા સ્વર્ગ. આ રીતે દેવો ૭ છે. કારણ કે આ સર્વ વસ્તુ આદિ વિસ્તારનો ૭ દેવોને વિશે અંતર્ભાવ થઇ જાય છે. (૭)

ટીકાઃ–પૃથ્વી આદિ પંચ મહાભૂતો વધારે ને વધારે સૂક્ષ્માવસ્થાના ક્રમે કરી પૂર્વ પૂર્વની વસ્તુ ઉત્તર ઉત્તર વસ્તુને વિશે ઓતપ્રોત થવાથી એકરૂપે થાય છે તથા સર્વના અંદરને વિશે બ્રહ્મ રહેલ છે, એમ કહેવામાં આવ્યું છે. વળી એમ પણ કહેવામાં આવ્યું છે કે, જે સૂત્ર અખિલ વ્યક્ત જગતને વેષ્ટિત કરે છે, તેના વિભાગોવિશે નિયામકપણાનો ગુણ બ્રહ્મવિશે રહેલો છે. કારણ કે જે જે વસ્તુ વ્યક્ત સ્વરૂપે હોય છે, તે તે વસ્તુના કારણરૂપે કોઇ નિયામક હોવો જોઇએ. આ નવમ બ્રાહ્મણમાં દર્શાવવામાં આવ્યું છે કે, સાક્ષાત્ તથા અપરોક્ષરૂપ બ્રહ્મનું સ્વરૂપ દેવોની વધુ અથવા ઓછી સંખ્યાવડે ઓળખી શકાય છે. વૈશ્વદેવ શાસ્ત્રમા કેટલાક સંખ્યાબંધ મંત્રો આપવામાં આવ્યા છે, જેમાં દેવોની સંખ્યા કેટલી છે તે દર્શાવી છે. આને સંવિત્ કરી કહેવામાં આવે છે. મૂળ પ્રમાણે ગણતાં દેવોની સંખ્યા જો કે ૩૩૦૬ ની થાય છે; છતાં ટીકાને વિશે લેખનની અશુદ્ધિના દોષને લીધે દેવોની સંખ્યા ૩૩૩૬ ની ગણવામાં આવી છે અર્થાત્ ત્રીશની સંખ્યા વધારે છે. અધ્યર્ધનો મૂળ અર્થ કરતાં જરા વધારે થાય છે, અથવા એનું અર્ધ ભાગ એક થાય છે. આ બાબતવિશે ૯ મા મંત્રમાં સમજાવવામાં આવ્યું છે. (૧)

ટીકા –પ્રાણીઓના કર્મના ફળના આશ્રયપણાવડે કાર્ય કારણના સઘાતરૂપ રહેવાવડે જેઓ વિપરિણામને પામે છે, તેને વસુઓ કહેવામા આવે છે અર્થાત્ આ સર્વ જગતને જે દેવતાઓ વસાવે છે તથા પોતે જેને વિશે રહે છે, તેને વસુ કરી કહેવામા આવે છે. इदं सर्वं जगत् वासयन्ति वसन्ति च ते वसवः ॥ (૩)

ટીકા –જે આઠ વસુઓ કહેવામા આવ્યા છે, તેમાથી ચદ્ર તથા નક્ષત્ર આ બેનો ત્યાગ કરવામા આવ્યો છે. (૭)

कतमे ते त्रयो देवा इतीम एव त्रयो लोका एषु हीमे सर्व्वे देवा इति कतमौ तौ द्वौ देवावित्यन्नञ्चैव प्राणश्चेति कतमोऽध्यर्द्ध इति योऽयं पवत इति ॥८॥

तदाहुर्यदयमेक इवैव पवतेऽथ कथमध्यर्द्ध इति यदस्मिन्निदꣳ सर्व्वमध्यार्ध्नोत्तेनाध्यर्द्ध इति कतम एको देव इति प्राण इति स ब्रह्म त्यदित्याचक्षते ॥९॥

पृथिव्येव यस्यायतनमग्निर्लोको मनोज्योतिर्यो वै तं पुरुषं विद्यात्सर्व्वस्यात्मनः परायणꣳ स वै वेदिता स्याद्याज्ञवल्क्य वेद वा अहं तं पुरुषꣳ सर्व्वस्यात्मनः परायणं यमात्थ य एवायꣳ शारीरः पुरुषः स एष वदैव शाकल्य तस्य का देवतेत्यमृतमिति होवाच ॥१०॥

काम एव यस्यायतनꣳ हृदयं लोको मनोज्योतिर्यो वै तं पुरुषं विद्यात्सर्व्वस्यात्मनः परायणꣳ स वै वेदिता स्याद्याज्ञवल्क्य वेद वा अहं तं पुरुषꣳ सर्व्वस्यात्मनः परायणं यमात्थ य एवाय काममयः पुरुषः स एष वदैव शाकल्य तस्य का देवतेति स्त्रिय इति होवाच ॥ ११ ॥

रूपाण्येव यस्यायतनं चक्षुर्लोको मनोज्योतिर्यो वै तं पुरुषं विद्यात्सर्वस्यात्मनः परायणꣳ स वै वेदिता स्याद्याज्ञवल्क्य वेद वा अहं तं पुरुषꣳ सर्व्वस्यात्मनः परायणं यमात्थ य एवासावादित्ये पुरुषः स एष वदैव शाकल्य तस्य का देवतेति सत्यमिति होवाच ॥१२॥

आकाश एव यस्यायतनꣳश्रोत्रं लोको मनो ज्योतिर्यो वै तं पुरुषं विद्यात्सर्व्वस्यात्मनः परायणꣳ स वै वेदिता स्याद्याज्ञवल्क्य वेद वा अहं तं पुरुषꣳ सर्व्वस्यात्मनः परायणं यमात्थ य एवायꣳ श्रोत्रः प्रातिश्रुत्कः पुरुषः स एष वदैव शाकल्य तस्य का देवतेति दिश इति होवाच ॥ १३ ॥

तम एव यस्यायतनꣳ हृदयं लोको मनोज्योतिर्यो वै तं पुरुषं विद्यात्सर्वस्यात्मनः परायणꣳ स वै वेदिता स्याद्याज्ञवल्क्य वेद वा अहं तं पुरुषꣳ सर्व्वस्यात्मनः परायणं यमात्थ य एवायं छायामयः पुरुषः स एष वदैव शाकल्य तस्य का देवतेति मृत्युरिति होवाच ॥ १४ ॥

અન્વયાર્થ –य. अयं पवते=જે આ વાય છે. (૮) यत् अस्मिन् इदं सर्वं अध्यार्ध्नोत्=આ સર્વ ચરાચરમા રહેવા છતા વૃદ્ધિને પામનાર, अध्यर्ध=વાયુ, त्यत्=પરોક્ષાભિમાની (૯) यस्य=જે દેવનુ, आयतन=શરીર, लोकः ચક્ષુરૂપે, ज्योतिः=વિજ્ઞાનરૂપે, सर्वस्य आत्मनः=સર્વ શરીરના, परायण=પરમ આશ્રયરૂપ, वेदिता=ઓળખનાર, आत्थ=કહો છો. शारीरः=પાર્થિવ

ઇચ્છા, हृदयं=બુદ્ધિ, लोकः=દર્શનસ્થાન, काममयः=કામના આશ્રયરૂપ, तस्य=તે દેવની ઉત્પત્તિનું કારણ. (૧૧) सर्वस्य आत्मनः परायणं=સર્વ શરીરના આશ્રયરૂપ, आत्थ=પૂછો છો, तस्य=તેની ઉત્પત્તિનું કારણ. (૧૨) तस्य=તેની ઉત્પત્તિનું સ્થાન. (૧૩) छायामयः=અજ્ઞાનમય, मृत्युः=ઇશ્વર. (૧૪)

શબ્દાર્થ:-શાકલ્ય:-ત્રણ દેવો જે તમોએ કહ્યા, તેનાં નામ શું છે? યાજ્ઞવલ્ક્ય-આ ત્રણ લોકો તે ત્રણ દેવોરૂપ છે. કારણ આ ત્રણ દેવોને વિશે સર્વ દેવોનો અંતર્ભાવ થઇ શકે છે. શાકલ્ય:-તમોએ બે દેવો કહ્યા તે કયા? યાજ્ઞવલ્ક્ય-આ બે દેવો અન્ન તથા પ્રાણ છે. શાકલ્ય-અધ્યર્ધ દેવ કોણ છે? યાજ્ઞવલ્ક્ય.-જે દેવ સર્વને પવિત્ર કરે છે તે દેવનું નામ અધ્યર્ધ છે. (૮)

શબ્દાર્થ:-શાકલ્યે કહ્યું;-હું આના સંબંધમાં વિરુદ્ધતા દર્શાવું છું. કારણ જે સર્વ વસ્તુને પવિત્ર કરે છે તે કેવળ એકરૂપ છે, ત્યારે તેને અધ્યર્ધ કેવી રીતે કહી શકાય? યાજ્ઞવલ્ક્યે કહ્યું;-કારણ કે સર્વ તેને વિશે રહી ઋદ્ધિને પામે છે, જેથી તેને અધ્યર્ધ કરી કહેવામા આવે છે. શાકલ્યે કહ્યું-આ એક દેવ કોણ છે? યાજ્ઞવલ્ક્ય-આ એક દેવ પ્રાણ છે. આ એક દેવને બ્રહ્મ કરી કહેવામા આવે છે તથા તે પરોક્ષરૂપ છે. (૯)

શબ્દાર્થ:-યાજ્ઞવલ્ક્યે કહ્યું;-જે પુરુષનું અધિષ્ઠાન પૃથ્વી છે, જેનું લોક (દર્શન) અગ્નિ છે, જેનું જ્યોતિ મન છે તથા જે દરેક આત્માના શ્રેષ્ઠ આયતન (સ્થાન)રૂપ છે, એવા પુરુષને જે કોઇ જાણે છે તે જ ખરેખર સત્ય વસ્તુને ઓળખનાર કહેવાય છે. ત્યારે શાકલ્યે કહ્યું,-હે યાજ્ઞવલ્ક્ય! જેને વિશે તમે કહો છો, તે આત્માના પરમ સ્થાનરૂપ આત્માને હું ઓળખું છું. જે પુરુષ શરીરને વિશે રહે છે તે જ તે પુરુષરૂપે છે. ત્યારે યાજ્ઞવલ્ક્યે પૂછ્યું;-શાકલ્ય! તું મને કહીશ કે, તે પુરુષનો દેવ કોણ છે? શાકલ્યે કહ્યું કે, તે પુરુષનો દેવ અમૃત છે. (૧૦)

શબ્દાર્થ:-યાજ્ઞવલ્કયે કહ્યું,-જેનું સ્થાન કામ છે, જેનો લોક (દર્શનસ્થાન) હૃદય છે. અર્થાત્ બુદ્ધિ છે, જેનું જ્યોતિ મન છે તથા જે દરેક આત્માના પરમ સ્થાનરૂપ છે તેવા પુરુષને જે કોઇ જાણે છે, તે ખરેખર સત્યનો જ્ઞાતા કહેવાય છે. ત્યારે શાકલ્યે કહ્યું.-હે યાજ્ઞવલ્ક્ય! જે પુરુષનું તમે વર્ણન કરો છો તથા જે દરેક આત્માના પરમ સ્થાનરૂપ છે, તેને હું ઓળખું છું. આ પુરુષને કામમય પુરુષ કહેવામા આવે છે. યાજ્ઞવલ્કયે કહ્યું,-હે શાકલ્ય! આ પુરુષનો દેવ કોણ છે? ત્યારે શાકલ્યે કહ્યું કે, આ પુરુષનો દેવ સ્ત્રીઓ છે. (૧૧)

શબ્દાર્થ યાજ્ઞવલ્કયે કહ્યું,-જે પુરુષનુ સ્થાન રૂપ છે, જેનો લોક ચક્ષુ છે, જેનું જ્યોતિ મન છે તથા જે દરેક આત્માના પરમ સ્થાનરૂપ છે તેને જે કોઇ જાણે છે તે ખરેખર સત્યનો વેત્તા છે. શાકલ્યે કહ્યું,-હે યાજ્ઞવલ્ક્ય! અખિલ આત્માના પરમ સ્થાનરૂપ તે પુરુષ, કે જેને વિશે તમે કહો છો, તેને હું ઓળખું છું. આ પુરુષ આદિત્યને વિશે રહે છે. ત્યારે યાજ્ઞવલ્કયે કહ્યું;-હે શાકલ્ય! તું મને કહીશ કે, આ પુરુષનો દેવ કોણ છે? શાકલ્ય:-સત્ય આ પુરુષનો દેવ છે. (૧૨)

શબ્દાર્થ:-યાજ્ઞવલ્કયે કહ્યું;-જે પુરુષનું સ્થાન આકાશ છે, જેનો લોક શ્રોત્ર છે, જેનું જ્યોતિ મન છે તથા જે અખિલ આત્માના એક આશ્રયરૂપ છે તેને જે કોઇ જાણે છે તે ખરેખર સત્ય વસ્તુને જાણે છે. શાકલ્યે કહ્યું;

–હે યાજ્ઞવલ્ક્ય ! અખિલ આત્માના આશ્રયરૂપ જે પુરૂષનું તમે વર્ણન કરો છો, તેને હું જાણું છું. જેનો વિષય સર્વ શ્રવણ છે એવો તે પુરૂષ ઓત્રને વિશે રહે છે. યાજ્ઞવલ્કયે કહ્યું;–હે શાકલ્ય ! તું મને કહીશ કે, તે પુરૂષનો દેવ કોણ છે ? ત્યારે તેણે કહ્યું કે; તેનો દેવ દિશાઓ છે. (૧૩)

શબ્દાર્થ:–યાજ્ઞવલ્કયે કહ્યું;–જે પુરૂષનું સ્થાન તમ છે, જેનું લોક હૃદય છે, જેનું જ્યોતિ મન છે તથા જે અખિલ આત્માના પરમ સ્થાનરૂપ છે, તેને જે કોઇ જાણે છે તે ખરેખર સત્યનો વેત્તા છે. શાકલ્યે કહ્યું;–હે યાજ્ઞવલ્કય ! અખિલ આત્માના પરમ સ્થાનરૂપ જે પુરુષનું તમે વર્ણન કરો છો, તેને હું ઓળખું છું. આ પુરુષ છાયામય છે. ત્યારે મુનિએ કહ્યું; –હે શાકલ્ય ! તું મને કહીશ કે, આ પુરુષનો દેવ કોણ છે ? શાકલ્યે કહ્યું કે, તેનો દેવ મૃત્યુ છે. (૧૪)

ટીકા–પૃથ્વી તથા અગ્નિ આ બે મળીને એક દેવરૂપ માનવામાં આવે છે, અંતરિક્ષ તથા વાયુ દ્વિતીય દેવરૂપે માનવામા આવે છે અને સ્વર્ગ તથા આદિત્યને તૃતીય દેવરૂપે માનવામાં આવે છે. જે દેવ સર્વને પવિત્ર કરે છે તેને અર્થાત્ વાયુને અધ્યર્ધ કરી કહેવામાં આવે છે. (૮)

ટીકા:–શાકલ્યે અધ્યર્ધ શબ્દના સંબંધમાં વાધો લેવાનું કારણ એ છે કે, અધ્યર્ધ આ શબ્દની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે છે:– **अध्यार्त्नोत् अधि ऋद्धि प्राप्नोति इति अध्यर्धः** અર્થાત્ જેમાંથી સર્વ વસ્તુ ઋદ્ધિ પામવા છતાં જેનો ક્ષય થતો નથી. બ્રહ્મનું પરોક્ષરૂપે વર્ણન બીજા અધ્યાયના ૩ જા બ્રાહ્મણના ૧ લા મંત્રમાં કરવામાં આવ્યું છે. (૯)

ટીકા:–लोकयति अनेनेति लोकः અર્થ:–જેનાવડે અન્ય વસ્તુનું દર્શન થઇ શકે તે અર્થાત્ દર્શનના અધિષ્ઠાનરૂપ. (૧૦)

रूपाण्येव यस्यायतनं चक्षुर्लोको मनोज्योतिर्यो वै तं पुरुषं विद्यात्सर्व-स्यात्मनः परायणꣳस वै वेदिता स्याद्याज्ञवल्क्य वेद वा अहं तं पुरुषꣳ सर्वस्यात्मनः परायणं यमात्थ य एवा-यमादर्शे पुरुषः स एष वदैव शाकल्य तस्य का देवतेत्यसुरिति होवाच ॥१५॥

आप एव यस्यायतनꣳ हृदयं लोको मनो ज्योतिर्यो वै तं पुरुषं विद्यात्स-र्वस्यात्मनः परायणꣳ स वै वेदिता स्याद्याज्ञवल्क्य वेद वा अहं तं पुरुषꣳ सर्वस्यात्मनः परायणं यमात्थ य एवायमप्सु पुरुषः स एष वदैव शाकल्य तस्य का देवतेति वरुण इति होवाच ॥१६॥

रेत एव यस्यायतनꣳ हृदयं लोको मनोज्योतिर्यो वै तं पुरुषं विद्यात्सर्व-स्यात्मनः परायणꣳ स वै वेदिता स्याद्याज्ञवल्क्य वेद वा अहं तं पुरुषꣳ सर्वस्यात्मनः परायणं यमात्थ य एवायं पुत्रमयः पुरुषः स एष वदैव शाकल्य तस्य का देवतेति प्रजापति-रिति होवाच ॥१७॥

शाकल्येति होवाच ॥ याज्ञवल्क्य-स्त्वाꣳ स्विदिमे ब्राह्मणा अङ्गारावक्षय-णमक्रता३ इति ॥१८॥

याज्ञवल्क्येति होवाच । शाकल्यो यदिदं कुरुपञ्चालानां ब्राह्मणानत्य-वादीः किं ब्रह्म विद्वानिति दिशो वेद सदेवाः सप्रतिष्ठा इति यद्दिशो वेत्थ सदेवाः सप्रतिष्ठाः ॥१९॥

किंदेवतोऽस्यां प्राच्यां दिश्यसी-त्यादित्यदेवत इति स आदित्यः

कस्मिन् प्रतिष्ठित इति चक्षुषीति कस्मिन्नु चक्षुः प्रतिष्ठितमिति रूपेष्विति चक्षुषा हि रूपाणि पश्यति कस्मिन्नु रूपाणि प्रतिष्ठितानीति हृदय इति होवाच हृदयेन हि रूपाणि जानाति हृदये ह्येव रूपाणि प्रतिष्ठितानि भवन्तीत्येवमेवैतद्याज्ञवल्क्य॥२०॥

किंदेवतोऽस्यां दक्षिणायां दिश्यसीति यमदेवत इति स यमः कस्मिन् प्रतिष्ठित इति यज्ञ इति कस्मिन्नु यज्ञः प्रतिष्ठित इति दक्षिणायामिति कस्मिन्नु दक्षिणा प्रतिष्ठितेति श्रद्धायामिति यदा ह्येव श्रद्धत्तेऽथ दक्षिणां ददाति श्रद्धायां ह्येव दक्षिणा प्रतिष्ठितेति कस्मिन्नु श्रद्धा प्रतिष्ठितेति हृदय इति होवाच हृदयेन हि श्रद्धा जानाति हृदये ह्येव श्रद्धा प्रतिष्ठिता भवतीत्येवमेवैतद्याज्ञवल्क्य ॥२१॥

किंदेवतोऽस्यां प्रतीच्यां दिश्यसीति वरुणदेवत इति स वरुणः कस्मिन् प्रतिष्ठित इत्यप्स्विति कस्मिन्न्वापः प्रतिष्ठिता इति रेतसीति कस्मिन्नु रेतः प्रतिष्ठितमिति हृदय इति तस्मादपि प्रतिरूपं जातमाहुर्हृदयादिव सृप्तो हृदयादिव निर्मित इति हृदये ह्येव रेतः प्रतिष्ठितं भवतीत्येवमेवैतद्याज्ञवल्क्य ॥२२॥

અન્વયાર્થ:–रूपाणि=પ્રકાશ, आदर्शे=પ્રતિબિંબાશ્રયમાં, असुः=પ્રાણ. (૧૫) प्रजापतिः=પિતા. (૧૭) त्वां=તને, स्वित्=શંકા થાય છે, अंगारावक्षयणं=અંગારાનો જેમાં ક્ષય થાય તેરૂપ અર્થાત્ ભસ્મરૂપે, अक्रता=કરેલ છે. (૧૮) ब्राह्मणान् अत्यवादी બ્રાહ્મણોને છેત્યા છે, किं ब्रह्म विद्वान् =બ્રહ્મને શું જાણો છો, वेद=જાણું છું. सदेवाः=સમતિષ્ઠાઃ=દેવોરૂપ અધિષ્ઠાનયુક્ત તથા પ્રતિષ્ઠાયુક્ત, वेत्य=શું તું જાણે છે. (૧૯) प्राच्यां दिशि असि=પૂર્વ દિશામાં છો. (૨૦) यमदेवतः=ધર્મરાજારૂપ, प्रतिरूपं અનુરૂપ, सृप्तः=નીકળેલો, निर्मितः=નિર્માણ કરાયેલ. (૨૧–૨૨)

શબ્દાર્થ:–યાજ્ઞવલ્ક્યે કહ્યું:–જે પુરુષનું સ્થાન રૂપ છે, જેનું લોક ચક્ષુ છે, જેનું જ્યોતિ મન છે તથા જે અખિલ આત્માના પરમ સ્થાનરૂપ છે, તેને જે કોઇ જાણે છે તે ખરેખર સત્યને જાણે છે. શાકલ્યે કહ્યું;–હે યાજ્ઞવલ્ક્ય! અખિલ આત્માના પરમ સ્થાનરૂપ જે પુરુષનું તમોએ વર્ણન કર્યું, તેને હું ઓળખું છું. આ પુરુષ આદર્શમાં અર્થાત્–દર્પણમા રહે છે. મુનિએ કહ્યું; હે શાકલ્ય! તું કહીશ કે, આ પુરુષનો અધિષ્ઠાતા દેવ કોણ છે? ત્યારે તેણે કહ્યું કે, તેનો દેવ અસુ છે. (૧૫)

શબ્દાર્થ:–યાજ્ઞવલ્ક્યે કહ્યું:–જે પુરુષનું સ્થાન જળ છે, જેનું લોક હૃદય છે, જેનું જ્યોતિ મન છે તથા જે અખિલ આત્માના પરમ સ્થાનરૂપ છે, તેને જે ઓળખે છે તે ખરેખર સત્યને ઓળખે છે. શાકલ્યે કહ્યું;–હે યાજ્ઞવલ્ક્ય! અખિલ આત્માના પરમસ્થાનરૂપ જે પુરુષનું તમોએ વર્ણન કર્યું તેને હું ઓળખું છું. તે પુરુષ જળને વિશે રહે છે. ત્યારે મુનિએ કહ્યું,–હે શાકલ્ય! તું કહીશ કે, તેનો અધિષ્ઠાતા દેવ કોણ છે? તેણે કહ્યું કે, તેનો અધિષ્ઠાતા દેવ વરુણ છે. (૧૬)

શબ્દાર્થ:–યાજ્ઞવલ્ક્યે કહ્યું;–જે પુરુષનું સ્થાન રેત છે, જેનું લોક હૃદય છે, જેનું જ્યોતિ મન છે તથા જે અખિલ આત્માના પરમ સ્થાનરૂપ છે તેને જે કોઇ જાણે છે તે ખરેખર સત્યને જાણે છે. શાકલ્યે કહ્યું:–હે

યાજ્ઞવલ્કય! અખિલ આત્માના પરમસ્થાનરૂપ તે પુરૂષ, કે જેને વિશે તમે વર્ણન કર્યું, તેને હું ઓળખું છું. આ પુરૂષ આદિત્યને વિશે રહે છે. મુનિએ કહ્યું;-હે શાકલ્ય! તું મને કહીશ કે, આ પુરુષનો અધિષ્ઠાતા દેવ કોણ છે? ત્યારે શાકલ્યે કહ્યું કે, આ પુરૂષના અધિષ્ઠાતા દેવ પ્રજાપતિ છે. (૧૭)

શબ્દાર્થઃ-યાજ્ઞવલ્કયે કહ્યું.-હે શાકલ્ય! આ બ્રાહ્મણોએ તને અંગારાનો જેને વિશે ક્ષય થાય છે તેરૂપ અર્થાત્ ભસ્મરૂપ કર્યો છે, એમ ત્રણવાર તેને કહ્યું. (૧૮)

શબ્દાર્થઃ-શાકલ્યે કહ્યું, હે યાજ્ઞવલ્કય! શું તમે આ રીતનું અભિમાન ધરાવો છો કે, તમે વાદ વિવાદની અંદર કુરુ તથા પંચાલના બ્રાહ્મણોને હરાવ્યા છે? શું તમે બ્રહ્મને ઓળખો છો? (આવા અભિમાનમાથી તમારે વિરામ પામવું.) હું દિશાના દેવો તથા તેના અધિષ્ઠાતા દેવોને ઓળખું છું. જો તમે દિશાઓ, તેના દેવો તથા તેના અધિષ્ઠાતા દેવને જાણતા હો તો તમારૂં જ્ઞાન સફળ કહેવાય. (૧૯)

શબ્દાર્થઃ-શાકલ્યે પૂછ્યું,-પૂર્વ દિશાને વિશે તમે કયા દેવરૂપે છો? મુનિએ કહ્યું;- પૂર્વ દિશાને વિશે હું આદિત્યરૂપે છું. શાકલ્ય-આદિત્ય કયા સ્થાનને વિશે રહેલો છે? યાજ્ઞવલ્કય-આદિત્ય ચક્ષુને વિશે રહેલો છે. શાકલ્ય.-ચક્ષુનું સ્થાન કયું છે? યાજ્ઞવલ્કયઃ-ચક્ષુનું સ્થાન રૂપ છે. કારણ કે ચક્ષુવડે રૂપ જોવામા આવે છે. શાકલ્ય-રૂપનું સ્થાન શું છે? યાજ્ઞવલ્કયઃ-રૂપનું સ્થાન અંતઃકરણ છે. કારણ કે રૂપો અંતઃકરણથી ઉત્પન્ન થાય છે, માટે રૂપનું સ્થાન અંતઃકરણ કહેવામાં આવે છે. શાકલ્યઃ-હે યાજ્ઞવલ્કય! તમે કહો તેમ છે તો ખરૂં પણ, (૨૦)

શબ્દાર્થઃ-દક્ષિણ દિશાને વિશે તમે કયા દેવરૂપે છો? યાજ્ઞવલ્કયઃ-હું દક્ષિણ દિશાને વિશે યમરૂપ છું. શાકલ્યઃ-યમનું સ્થાન શું છે? યાજ્ઞવલ્કયઃ-યમનું સ્થાન યજ્ઞ છે. શાકલ્યઃ-યજ્ઞનું સ્થાન ક્યાં છે? યાજ્ઞવલ્કય- યજ્ઞનું સ્થાન દક્ષિણા છે. શાકલ્યઃ-દક્ષિણા શાને વિશે પ્રતિષ્ઠિત છે? યાજ્ઞવલ્કય-દક્ષિણા શ્રદ્ધાને વિશે રહેલી છે. શાકલ્યઃ-શ્રદ્ધા શાને વિશે રહેલી છે? યાજ્ઞવલ્કયઃ-શ્રદ્ધા અંતઃકરણને વિશે રહેલી છે. કારણ કે અંતઃકરણની સહાયતાથી (એક મનુષ્ય) શ્રદ્ધાને જાણે છે, માટે અંતઃકરણ જ શ્રદ્ધાનો સ્થાનરૂપ છે. શાકલ્ય-હે યાજ્ઞવલ્કય! આ તો તમે કહો છો તેમ, હે યાજ્ઞવલ્કય! છે પણ, (૨૧)

શબ્દાર્થ.-પશ્ચિમ દિશાને વિશે તમે કયા દેવરૂપે છો? યાજ્ઞવલ્કય.-પશ્ચિમ દિશાને વિશે હું વરૂણરૂપ છું. શાકલ્ય-વરુણનું સ્થાન ક્યાં છે? યાજ્ઞવલ્કય.-વરૂણનું સ્થાન જળ વિશે છે. શાકલ્ય -જળનું સ્થાન કયા છે? યાજ્ઞવલ્કય-જળ રેતવિશે રહે છે. શાકલ્ય- રેતનું સ્થાન કયા છે? યાજ્ઞવલ્કયઃ-રેતનું સ્થાન અંતઃકરણને વિશે છે. કારણ પુત્ર જો કે પોતાના પિતાને મળતો આવે છે, તે જાણે પિતાના અંતઃકરણમાથી નિકળી પડેલો હોયની શું અથવા જાણે કે તેના અંતઃકરણમાથી જ નિર્માણ થયો હોયની શું આથી અંતઃકરણ રેતનું સ્થાન કહેવાય છે. શાકલ્ય -આ તો, હે યાજ્ઞવલ્કય! આ પ્રમાણે છે, પણ, (૨૨)

**किंदेवतोऽस्यामुदीच्यां दिश्यसीति सोमदेवत इति स सोमः कस्मिन् प्रतिष्ठित इति दीक्षायामिति कस्मिन्नु दीक्षा प्रतिष्ठितेति सत्य इति तस्मादपि दीक्षितमाहुः सत्यं वदेति सत्ये ह्येव दीक्षा प्रतिष्ठितेति कस्मिन्नु सत्यं प्रतिष्ठितमिति हृदय इति होवाच हृदयेन हि सत्यं जानाति हृदये ह्येव**

सत्यं प्रतिष्ठितं भवतीत्येवमेवैतद्याज्ञवल्क्य ॥२३॥

किंदेवतोऽस्यां ध्रुवायां दिश्यसीत्यग्निदेवत इति सोऽग्निः कस्मिन्प्रतिष्ठित इति वाचीति कस्मिन्नु वाक् प्रतिष्ठितेति हृदय इति कस्मिन्नु हृदयं प्रतिष्ठितमिति ॥२४॥

अहल्लिकेति होवाच याज्ञवल्क्यो यत्रैतदन्यत्रास्मन्मन्यासै यद्ध्येतदन्यत्रास्मत्स्याच्छ्वानो वैतदद्युर्वयाꣳसि वैतद्विमथ्नीरन्निति ॥२५॥

कस्मिन्नु त्वञ्चात्मा च प्रतिष्ठितौ स्थ इति प्राण इति कस्मिन्नु प्राणः प्रतिष्ठित इत्यपान इति कस्मिन्नपानः प्रतिष्ठित इति व्यान इति कस्मिन्नु व्यानः प्रतिष्ठित इत्युदान इति कस्मिन्नूदानः प्रतिष्ठित इति समान इति स एष नेति नेत्यात्माऽगृह्यो न हि गृह्यतेऽशीर्यो न हि शीर्यतेऽसङ्गो न हि सज्यतेऽसितो न व्यथते न रिष्यति। एतान्यष्टावायतनान्यष्टौ लोका अष्टौ देवा अष्टौ पुरुषाः स यस्तान् पुरुषान्निरुह्य प्रत्युह्यात्यक्रामत्तं त्वौपनिषदं पुरुषं पृच्छामि तं चेन्मे न विवक्ष्यसि मूर्धा ते विपतिष्यतीति तꣳ ह न मेने शाकल्यस्तस्य ह मूर्धा विपपातापि हास्य परिमोषिणोऽस्थीन्यपजह्रुरन्यन्मन्यमानाः ॥२६॥

अथ होवाच ब्राह्मणा भगवन्तो यो वः कामयते स मा पृच्छतु सर्वे वा मा पृच्छत यो वः कामयते तं वः पृच्छामि सर्वान्वा वः पृच्छामीति ते ह ब्राह्मणा न दधृषुः ॥२७॥

तान् हैतैः श्लोकैः पप्रच्छ ॥ यथा वृक्षो वनस्पतिस्तथैव पुरुषोऽमृषा ॥ तस्य लोमानि पर्णानि त्वगस्योत्पाटिका बहिः ॥१॥ त्वच एवास्य रुधिरं प्रस्यन्दि त्वच उत्पटः ॥ तस्मात्तदा तृण्णात्प्रैति रसो वृक्षादिवाहतात् ॥२॥ माꣳसान्यस्य शकराणि किनाटꣳ स्नाव तत्स्थिरम् ॥ अस्थीन्यन्तरतो दारूणि मज्जा मज्जोपमा कृता ॥ ३ ॥ यद्वृक्षो वृक्णो रोहति मूलान्नवतरः पुनः ॥ मर्त्यः स्विन्मृत्युना वृक्णः कस्मान्मूलात्प्ररोहति ॥४॥ रेतस इति मा वोचत जीवतस्तत्प्रजायते ॥ धानारुह इव वै वृक्षोऽञ्जसा प्रेत्य सम्भवः ॥५॥ यत्समूलमावृहेयुर्वृक्षं न पुनराभवेत् ॥ मर्त्यः स्विन्मृत्युना वृक्णः कस्मान्मूलात्प्ररोहति ॥ ६ ॥ जात एव न जायते कोऽन्वेनं जनयेत्पुनः ॥ विज्ञानमानन्दं ब्रह्म रातिर्दातुः परायणं तिष्ठमानस्य तद्विद इति ॥७॥२८॥

અન્વયાર્થ:—यत्र=જ્યારે, एतत् अन्यत्र अस्मत्=આ શરીરથી અન્ય સ્થળ આ હૃદય છે, मन्यासै=તું માનતો હોય, यदि एतत् अन्यत्र अस्मत् स्यात्=આ શરીરથી અન્યત્ર હૃદય હોય, श्वानः वा एतत् अद्युः =શ્વાન આ શરીરનું ભક્ષણ કરવું જોઇએ, वयांसि विमथ्नीरन्=પક્ષીઓએ ફોલી ખાવું જોઇએ. (૨૫) प्रतिष्ठितौ=રહેલા, स्थ=છે, अगृह्यः=ગ્રહણ ન કરાય, अशीर्यः=અપક્ષયથી રહિત, असंगः=સંગથી રહિત, असितः=બંધન રહિત, रिष्यति=નાશ પામે છે, निरुह्य=નિશ્ચયપૂર્વક પ્રાપ્ત થઇ, प्रत्युह्य=ઉપસંહાર કરી, अत्यक्रामत्=અતિક્રમણ કરે, तं औपनिषदं=તે ઉપનિષદ્‌રૂપ જ્ઞાનવડે જાણવા યોગ્ય, विवक्ष्यसि=કહેશે, विपपात=પડયું, परिमोषिणः=ચોરો, अस्थीनि=હાડકાં, अपजह्रुः=લઇ ગયા, अन्यत् मन्यमानाः=ધનરૂપે માન-

નારા. (૨૬) યઃ=તમારામાં. ન દધૃષુઃ-હિમત કરી શકયા નહિ. (૨૭)

અન્વયાર્થઃ-અમૃષા=મિથ્યા નહિ, **વહ્નિઃ उत्पाटिका**=બાહ્ય છાલ, (૧) **प्रस्यन्दि**=નીકળે છે, **उत्पटः**=રસ, **अतृण्णात्**=હિંસા પેમાડેલ પુરુષમાંથી, (૨) **शकराणि**=કટકાઓ, **कीनाटः**=અંદરની છાલ, **तत् स्थिरं**=તે બેઉને દૃઢ, **मज्जा**=કાષ્ઠમાં રહેલ તેલ અથવા હાડકામાં રહેલ રસ, (૩) **वृक्णः**=છેદેલ, **नवतरः**=પૂર્વકરતાં પણ નવારૂપે, **मूलात्**=કારણમાંથી, (૪) **माबोचथ**=કહેશો નહિ, **जीवतः**=જીવતા મનુષ્યમાંથી, **धानारुहः**=બીજમાંથી ઉત્પન્ન થનાર, **इव**=દષ્ટાંતરૂપે, **अंजसा**=સમ્યક્ પ્રકારે જોવાય છે, **प्रेत्य संभवः**=મરણ પછી ઉત્પત્તિ. (૫) **आवहेयुः**=નાશ થાય, **मूलात्**=કારણમાંથી. (૬) **एनं**=આ મરેલાને, **रातिः**=બંધુરૂપ, **दातुः परायणं**=કર્મ કરનાર યજમાનના પરમ આશ્રયરૂપ. (૭) (૨૮)

શબ્દાર્થઃ-ઉત્તર દિશાને વિશે તમે કયા દેવરૂપે છો ? યાજ્ઞવલ્કયઃ-ઉત્તર દિશાને વિશે હું સોમરૂપ છું. શાકલ્યઃ-સોમનું સ્થાન કયાં છે ? યાજ્ઞવલ્કયઃ-સોમનું સ્થાન દીક્ષાને વિશે છે. શાકલ્યઃ-દીક્ષાનું સ્થાન કયાં છે ? યાજ્ઞવલ્કયઃ-દીક્ષાનું સ્થાન સત્યને વિશે છે. કારણ જે પુરુષે દીક્ષા લીધેલી હોય છે તેને કહેવામાં આવે છે કે, તું સત્ય બોલ. આથી દિક્ષાનું સ્થાન અંતઃકરણ છે. શાકલ્યઃ-સત્યનું સ્થાન કયાં છે ? યાજ્ઞવલ્કયઃ-સત્યનું સ્થાન અંતઃકરણને વિશે છે. કારણ અંતઃકરણની સહાયતાથી મનુષ્ય સત્યને જાણી શકે છે. આથી સત્ય અંતઃકરણને વિશે રહે છે, એમ કહી શકાય છે. શાકલ્ય-આ બાબત તો, હે યાજ્ઞવલ્કય ! સત્ય છે, પણ (૨૩)

શબ્દાર્થઃ-ધ્રુવ દિશાને વિશે તમે કયા ..રૂપ છો ? યાજ્ઞવલ્કય-ધ્રુવને વિશે હું અગ્નિદેવરૂપ છું. શાકલ્યઃ-અગ્નિનું સ્થાન કયાં છે ? યાજ્ઞવલ્કયઃ-વાણીને વિશે અગ્નિ રહે છે. શાકલ્યઃ-વાણીનું સ્થાન કયાં છે ? યાજ્ઞવલ્કયઃ-વાણી અંતઃકરણને વિશે રહે છે. શાકલ્યઃ-અંતઃકરણનું સ્થાન કયાં છે ? (૨૪)

( ૨૫ ) શબ્દાર્થઃ-યાજ્ઞવલ્કયે કહ્યું-હે અહલ્લિક !* આપણા શરીર કરતાં કોઇ અન્ય સ્થળે અંતઃકરણ છે, એમ જો કોઇ પણ વખત માનતો હોય, તેમ જ જો અંતઃકરણ આપણા શરીર કરતાં કોઇ અન્ય સ્થળને વિશે રહેતું હોય તો શા માટે કુતરાં તેનું ભક્ષણ કરી જતાં નથી અથવા તો પક્ષીઓ તેને ફાડી ખાતાં નથી ?

( ૨૬ ) શબ્દાર્થઃ-શાકલ્યઃ-તમે કયાં છો તથા તમારો આત્મા ( શરીર ) કયાં રહેલ છે ? યાજ્ઞવલ્કયઃ-મારો આત્મા પ્રાણને વિશે રહેલો છે. શાકલ્યઃ-પ્રાણ શાને વિશે રહેલો છે ? યાજ્ઞવલ્કયઃ-પ્રાણ અપાનને વિશે રહેલો છે. શાકલ્યઃ-અપાનનું સ્થાન શાને વિશે છે ? યાજ્ઞવલ્કયઃ-અપાન વ્યાનને વિશે રહેલ છે. શાકલ્યઃ-વ્યાન શાને વિશે રહેલ છે ? યાજ્ઞવલ્કયઃ-વ્યાનવાયુ, ઉદાનને વિશે રહેલો છે. શાકલ્યઃ-ઉદાનવાયુ શાને વિશે રહેલો છે ? યાજ્ઞવલ્કય-ઉદાનવાયુ સમાનવાયુને વિશે રહેલો છે. આ આત્મા જેને નેતિ નેતિ કરી કહેવામાં આવે છે તે અગાહ્ય છે. કારણ કે કોઇથી પણ ગ્રહણ કરી શકાતો નથી. તે અશીર્ય છે, કારણ તેનું શોષણ થઇ શકતું નથી. અસંગરૂપ છે, કારણ કે તે કોઇ પણ વસ્તુથી લેપાતો નથી. તે અમાપ છે, તે દુઃખનો વિષય નથી, તેમ જ તેનો કદી નાશ થતો નથી. બધું મળીને આઠ આયતનો-સ્થાનો છે, આઠ લોકો ( દર્શન-

* अहनि लीयत्ते इति अहल्लिक.- જે દિવસના વખતમાં અદૃશ્ય રહેછે તે અર્થાત્ પ્રેત.

સ્થાન ) છે, આઠ દેવો છે તથા આઠ પુરૂષો છે. જે કોઇ આ પુરુષોને વિશે, તેઓના વિભાગોને વિશે, તેમ જ તેઓના એકત્ર થવાને વિશે સમજે છે, તેણે આ લોકોનાપર જય મેળવ્યો છે. હું જ હવે તને ઉપનિષદોને વિશે જે પુરૂષો કહેલા છે, તેને વિશે પૂછું છું અને જો તું તે મને સમજાવવા શક્તિમાન્ નહિ થશે તો તારૂં મસ્તક તારા ધડથી છૂટું પડી જશે. શાકલ્યને આ વાતની ખબર ન હતી, જેથી તેનું મસ્તક છૂટું પડી ગયું તથા તેના અસ્થિને ધન માની ચોર લોકો ચોરી ગયા. (૨૬)

શબ્દાર્થઃ-પછી યાજ્ઞવલ્કય મુનિએ કહ્યું;-હે પૂજ્ય બ્રાહ્મણો ! જો તમારા માંહીથી કોઇને કોઇ પણ રીતની શંકા હોય તો તેણે મને પૂછવી અથવા તો તમે સઘળા એકઠા મળીને મને જે પૂછવું હોય તે પૂછો. અથવા તમારામાંથી જે કોઇને ઇચ્છા હશે તેને હું પૂછીશ અથવા તમોને બધાને હું પૂછીશ. પણ આ શાકલ્યના પરિણામને જોઇ, કોઇ પણ બ્રાહ્મણની કાંઇ પણ રીતની પૂછવાની હિંમત થઇ શકી નહિ. (૨૭)

શબ્દાર્થ -ત્યાર પછી નીચેના શ્લોકોવડે તે મુનિએ બ્રાહ્મણોને પ્રશ્ન પૂછવાનો આરંભ કર્યોઃ-જેવી રીતે વૃક્ષ અરણ્યના પતિરૂપ છે, તેમ પુરુષ સત્યરૂપે છે. મનુષ્યને કેશ છે તેમ વૃક્ષને પર્ણ છે તથા જેમ મનુષ્યને ત્વક્ છે તેમ વૃક્ષને બાહ્ય છાલ છે. ૧ જેમ છાલમાથી રસ વહે છે તેમ તેની ત્વક્નાથી લોહી વહે છે. આથી જો વૃક્ષને કાપવામા આવ્યું હોય છે તો તેમાંથી જેમ રસ વહે છે તેમ જો તેને ઇજા કરવામાં આવી હોય છે તો તેના શરીરમાથી લોહી વહે છે ૨ માંસના વિભાગો કાષ્ઠના પડદારૂપ છે. અંદરની છાલ મનુષ્યના સ્નાવની માફક દૃઢ હોય છે. અસ્થિઓ કાષ્ઠનાં અંદરનાં પડરૂપે છે. પુરુષની મજ્જાની માફક વૃક્ષવિશે પણ મજ્જા કરવામાં, આવેલી હોય છે. ૩ જો વૃક્ષને કાપી નાંખવામાં આવે છે તો મૂળમાંથી નવો ફણગો ફૂટી નિકળે છે. જો મનુષ્યને મૃત્યુવડે કાપી નાંખવામાં આવે છે તો તેની ઉત્પત્તિ કયા મૂળવડે થઇ શકે છે ? ૪ વીર્યમાંથી તેની ઉત્પત્તિ થાય છે, એમ તમારૂં કહેવું ચાલશે નહિ. કારણ મનુષ્ય જીવતો હોય છે;ત્યારે તેમાંથી રેત ઉત્પન્ન થાય છે. બીજમાંથી વૃક્ષની ઉત્પત્તિ થાય છે. પણ વૃક્ષનો નાશ થઇ ગયા પછી બીજમાંથી ફરી વૃક્ષની દશ્યરૂપે ઉત્પત્તિ થાય છે. મૂળમાંથી અથવા તો બીજમાંથીજ નાશ થયો હોય છે તો તે વૃક્ષ ફરી ઉત્પન્ન થતું નથી. જો તે જ પ્રમાણે મર્ત્ય મનુષ્યનું મૃત્યુવડે છેદન કરવામાં આવ્યું હોય તો કયા મૂળવડે કરી તેની ફરી ઉત્પત્તિ થશે ? ૬ જે મનુષ્ય એકવાર જન્મને પામ્યો છે તે કદી ઉત્પન્ન થતો નથી. ત્યારે તે પુરુષનો ફરી ઉત્પન્ન કરનાર કોણ છે ? આ ઉત્પન્ન કરનાર જે બ્રહ્મ છે, તે જ્ઞાનરૂપે તથા આનંદરૂપે છે. કર્મ કરનાર યજમાનના પરમ આશ્રયરૂપ આ બ્રહ્મ છે. તેમજ બ્રહ્મને વિશે રહેતો છતો જે કર્મને કરતો નથી તથા બ્રહ્મને જે ઓળખનાર છે, તેના પણ પરમ આશ્રયરૂપ આ બ્રહ્મ છે. (૨૮)

ટીકાઃ-દીક્ષા અર્થાત્ યજ્ઞ થતા પહેલાં જે ક્રિયા કરવામાં આવે છે, તેને દીક્ષા કહેવામાં આવે છે. યજ્ઞ થતા પૂર્વે યજમાન જે મંત્રને ગ્રહણ કરે છે તે મંત્રને દીક્ષામંત્ર કહેવામાં આવે છે. (૨૩)

ટીકાઃ-મેરુ પર્વતપર જેઓ રહે છે તેના ઉર્ધ્વ ભાગમાં રહેલી જે દિશા, તેને ધ્રુવ કહેવામાં આવે છે. (૨૪)

ટીકાઃ-જે કોઇ પુરુષોના વિભાગોને જાણે છે અર્થાત્ તેઓના આઠ

વિભાગોને તેમજ અંતઃકરણને વિશે એકપણાથી તેઓ જોડાયલા છે એમ જેઓ જાણે છે, તે આ લોકને જિતે છે. આ શાકલ્ય મુનિના અસ્થિ અગ્નિસંસ્કારને અર્થે લઈ જવામા આવતા હતા ત્યારે આ ધન હશે, એમ માની ચોર લોકોએ તેને લઇ લીધા અર્થાત્ બ્રહ્મનો દ્વેષ કરનારને કદી મોક્ષ પ્રાપ્ત થતો નથી તથા તેનુ શરીર પણ રઝળે છે (૨૬)

ટીકા –વનસ્પતિ–વનનો પતિ. આ વૃક્ષનું બીજું નામ છે. અહીંથી આખ્યાયિકાનો અંત આવે છે. જગતના કારણ સંબંધીનો યાજ્ઞવલ્કયના પ્રશ્નનો કોઇ પણ બ્રાહ્મણ ઉત્તર આપી શક્યુ નહિ અને તેમ થવાથી યાજ્ઞવલ્કયની બ્રહ્મને ઓળખવાની શ્રેષ્ઠતા સિદ્ધ થઇ જ્યારે કોઇ ઉત્તર આપી શક્યુ નહિ ત્યારે યાજ્ઞવલ્કયે જ શ્રુતિવચનવડે તેનો પ્રત્યુત્તર આપ્યો. (૨૮)

## ચતુર્થ અધ્યાય–પ્રથમ બ્રાહ્મણ

### બ્રહ્મના સ્વરૂપનો નિશ્ચય.

जनको ह वैदेह आसाञ्चक्रेऽथ ह याज्ञवल्क्य आवव्राज तं होवाच याज्ञवल्क्य किमर्थमचारीः पशूनिच्छन्नण्वन्तानित्युभयमेव सम्राडिति होवाच ॥१॥

यत्ते कश्चिदब्रवीत्तच्छृणवामेत्यब्रवीन्मे जित्वा शैलिनिर्वाग्वै ब्रह्मेति यथा मातृमान् पितृमानाचार्यवान् ब्रूयात्तथा तच्छैलिनिरब्रवीद्वाग्वै ब्रह्मेत्यवदतो हि किं स्यादित्यब्रवीत्तु ते तस्यायतनं प्रतिष्ठा न मेऽब्रवीदित्येकपाद्वा एतत्सम्राडिति स वै नो ब्रूहि याज्ञवल्क्य वागेवायतनमाकाशः प्रतिष्ठा प्रज्ञेत्येतदुपासीत का प्रज्ञता याज्ञवल्क्य वागेव सम्राडिति होवाच वाचा वै सम्राड्बन्धुः प्रज्ञायत ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरस इतिहासः पुराणं विद्या उपनिषदः श्लोकाः सूत्राण्यनुव्याख्यानानि व्याख्यानानीष्टं हुतमाशितं पायितमयञ्च लोकः परश्च लोकः सर्वाणि च भूतानि वाचैव सम्राड् प्रज्ञायन्ते वाग्वै सम्राट् परमं ब्रह्म नैनं वाग्जहाति सर्वाण्येनं भूतान्यभिक्षरन्ति देवो भूत्वा देवानप्येति य एवं विद्वानेतदुपास्ते हस्त्यृषभं सहस्रं ददामीति होवाच जनको वैदेहः स होवाच याज्ञवल्क्यः पिता मेऽमन्यत नाननुशिष्य हरेतेति ॥२॥

यदेव ते कश्चिदब्रवीत्तच्छृणवामेत्यब्रवीन्म उदङ्कः शौल्बायनः प्राणो वै ब्रह्मेति यथा मातृमान्पितृमानाचार्यवान्ब्रूयात्तथा तच्छौल्बायनोऽब्रवीत्प्राणो वै ब्रह्मेत्यप्राणतो हि किं स्यादित्यब्रवीत्तु ते तस्यायतनं प्रतिष्ठां न मेऽब्रवीदित्येकपाद्वा एतत्सम्राडिति स वै नो ब्रूहि याज्ञवल्क्य प्राण एवायतनमाकाशः प्रतिष्ठा प्रियमित्येनदुपासीत का प्रियता याज्ञवल्क्य प्राण एव सम्राडिति होवाच प्राणस्य वै सम्राट् कामायायाज्यं याजयत्यप्रतिगृह्यस्य प्रतिगृह्णात्यपि तत्र वधाशङ्कं भवति यां दिशमेति प्राणस्यैव सम्राट् कामाय प्राणो वै सम्राट् परमं ब्रह्म नैनं प्राणो जहाति सर्वाण्येनं भूतान्यभिक्षरन्ति देवो भूत्वा देवानप्येति य एवं विद्वानेतदुपास्ते हस्त्यृषभं सहस्रं ददामीति होवाच जनको वैदेहः स होवाच याज्ञवल्क्यः पिता मेऽमन्यत नाननुशिष्य हरेतेति ॥ ३ ॥

यदेव ते कश्चिदब्रवीत्तच्छृणवामे-

स्यब्रवीन्मे वर्कुर्वार्ष्णश्चक्षुर्वै ब्रह्मेति यथा मातृमान् पितृमानाचार्यवान्ब्रूयात्तथा तद्वार्ष्णोऽब्रवीच्चक्षुर्वै ब्रह्मेत्यपश्यतो हि किꣳ स्यादित्यब्रवीत्तु ते तस्यायतनं प्रतिष्ठां न मेऽब्रवीदित्येकपाद्वा एतत्सम्राडिति स वै नो ब्रूहि याज्ञवल्क्य चक्षुरेवायतनमाकाशः प्रतिष्ठा सत्यमित्येनदुपासीत का सत्यता याज्ञवल्क्य चक्षुरेव सम्राडिति होवाच चक्षुषा वै सम्राट् पश्यन्तमाहुरद्राक्षीरिति स आहाद्राक्षमिति तत्सत्यं भवति चक्षुर्वै सम्राट् परमं ब्रह्म नैनं चक्षुर्जहाति सर्वाण्येनं भूतान्यभिक्षरन्ति देवो भूत्वा देवानप्येति य एवं विद्वानेतदुपास्ते हस्त्यृषभꣳ सहस्रं ददामीति होवाच जनको वैदेहः स होवाच याज्ञवल्क्यः पिता मेऽमन्यत नाननुशिष्य हरेतेति ॥ ४ ॥

અન્વયાર્થ:—आसांचक्रे=આસનપર બેઠા, अचारीः=આવેલા છો, पशून् इच्छन् अण्वंतान्=પશુઓને અથવા સૂક્ષ્મ વસ્તુના નિર્ણયને ઇચ્છતા.(૧) जित्वा शैलिनिः=જિત્વા-શૈલિનએ, अवदतः=મૂગાને, एकपात्=એક અંશરૂપે, हुतं=હોમ નિમિત્ત, आशितं=અન્નદાન નિમિત્ત, इष्टं=યાગ નિમિત્ત, पायितं=પેયદાન નિમિત્ત, अप्येति=અતિક્રમણ કરે છે, हस्त्यृषभं=હાથીના જેવી બેઠ, अननुशिष्य=શિષ્યને કૃતાર્થ કર્યાં વિના, न हरेत=ધન લેવું જોઇએ નહિ. (૨) एनत्=આ પ્રાણને, कामाय=પ્રાણના રક્ષણ માટે, अयाज्यं याजयति=પતિતનું પણ યજન કરે છે, अप्रतिगृह्यस्य=નહિ પ્રતિગ્રહ કરવા યોગ્યને, वधाशंकं=મરણની શંકાવાળો, एति=જાય છે, (૩) अपश्यतः=આંધળાને, चक्षुषा पश्यन्तं आहुः=ચક્ષુવડે જોનારને કહે છે, अद्राक्षीः=જોયું, अद्राक्षं=મેં જોયું. (૪)

શબ્દાર્થ:—વિદેહ દેશના રાજા જનક બીજે દિવસે પોતાના સિંહાસનપર બેઠા હતા. તેવામાં યાજ્ઞવલ્ક્ય મુનિ ત્યાં આવી પહોંચ્યા. જનકે પૂછ્યું;—હે યાજ્ઞવલ્ક્ય મુનિ! આપનું પધારવું શા કારણને લીધે ફરી થયું છે, તે કૃપા કરી મને કહો. જો આપની પશુ મેળવવાની કામના હોય તો તે કહેશો અથવા સૂક્ષ્મ વસ્તુના નિર્ણય સંબંધીના પ્રશ્નો મારા તરફથી શ્રવણ કરવાની ઇચ્છા રાખતા હોય તો તે કહો. ત્યારે યાજ્ઞવલ્ક્ય મુનિ બોલ્યા;—હે ચક્રવર્તી રાજા! આ બેઉ પ્રકારની કામનાઓને અર્થે હું તારી પાસે આવ્યો છું. (૧)

શબ્દાર્થ:—યાજ્ઞવલ્ક્ય મુનિ બોલ્યા:—તને પૂર્વે કોઇ ઋષિઓએ બ્રહ્મસંબંધીનો જે બોધ કર્યો હોય, તે મને કહી સંભળાવ. ત્યારે જનક રાજા બોલ્યા:—શિલિનિના પુત્ર જિત્વાએ બ્રહ્મ વાક્રૂપ છે, એમ મને ઉપદેશ દીધો છે. યાજ્ઞવલ્ક્ય:—શ્રેષ્ઠ માતા, પિતા તથા ગુરુ જે રીતે ઉપદેશ કરે, તે રીતે શૈલિનિએ "બ્રહ્મ વાણીરૂપ છે" આ પ્રમાણેનો તને ઉપદેશ દીધો છે. કારણ, જે પુરુષ બોલી નહિ શકતો હોય, તે પુરુષ શા અર્થનો છે? હે રાજન્! આ વાક્દેવરૂપ બ્રહ્મનું આયતન, શરીર તથા પ્રતિષ્ઠા સંબંધી તને શું તેણે ઉપદેશ કર્યો? જનક:— તે સંબંધી ઉપદેશ કર્યો નથી. યાજ્ઞવલ્ક્ય:—હે સમ્રાટ્! આ ઉપાસના એક અંશવાળી છે. જનક:—હે યાજ્ઞવલ્ક્ય! આપ તે જાણો છો તેથી તે સંબંધી ઉપદેશ કરશો. યાજ્ઞવલ્ક્ય:—ખરેખર વાણી બ્રહ્મના શરીરરૂપ, આકાશરૂપ, આશ્રયરૂપ તથા પ્રજ્ઞારૂપ છે. આ પ્રજ્ઞારૂપે કરી બ્રહ્મની ઉપાસના કરવી જોઇએ. જનક:—હે યાજ્ઞવલ્ક્ય! પ્રજ્ઞા એ શું છે? યાજ્ઞવલ્ક્ય:—હે રાજાઓના રાજા! પ્રજ્ઞા એ ખરેખર વાણીરૂપ છે. હે રાજા!

વાણીની સહાયતાથીજ આ મારો મિત્ર છે, એમ જાણવામાં આવે છે. તે જ રીતે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, અંગિરસ, ઇતિહાસ, પુરાણ, વિદ્યા, ઉપનિષદો, શ્લોકો, સૂત્રો, વ્યાખ્યાનો, અનુવ્યાખ્યાનો, યજ્ઞના ફળો, હોમનું ફળ, અન્નદાનનું ફળ, જળ પીવાડવાના દાનનું ફળ, આ લોક, અન્ય લોક તથા સર્વ ભૂતમાત્રોને જાણવામા આવે છે. હે રાજશ્રેષ્ઠ ! વાણીવડે બ્રહ્મને ઓળખવામાં આવે છે. હે શ્રેષ્ઠ રાજા ! વાણી પરમ બ્રહ્મરૂપ છે. આ રીતના જ્ઞાનની સહાયતાવડે જે બ્રહ્મનું ચિંતન કરે છે, તેનો વાણી ત્યાગ કરતી નથી તથા બલિદાનાદિની સહાયતાવડે સર્વ ભૂત માત્રો તેના સમીપવર્તી થઇને રહે છે. તે ખરેખર દેવરૂપ થઇ દેવોની સમીપ જાય છે. આ પ્રકારનો મુનિનો ઉપદેશ સાભળી, વિદેહ દેશના રાજા જનકે કહ્યુ—આપે મને બ્રહ્મ સબધીનો જે ઉપદેશ આપ્યો, તેના બદલામા હુ આપને એક સહસ્ત્ર ગાય દાનમાં આપુ છું. યાજ્ઞવલ્ક્યઃ—મારા પિતાએ મને ઉપદેશ દીધો છે કે, જ્યા સુધી શિષ્ય કૃતાર્થ ન થયો હોય, ત્યા સુધી તારે તેની પાસેથી કદી દાન ગ્રહણ કરવુ નહિ. (૨).

શબ્દાર્થઃ—યાજ્ઞવલ્ક્યઃ—બીજા ગુરુએ તને શી રીતનો ઉપદેશ દીધો છે તે કહે. જનકઃ—શુલ્બાયનના પુત્ર ઉદંકે મને કહ્યુ છે કે, પ્રાણ બ્રહ્મરૂપ છે. યાજ્ઞવલ્ક્ય—ઉત્તમ માતા, પિતા, અથવા ગુરુનો ઉપદેશ હોય, તેની માફક શૌલ્બાયનનો ઉપદેશ છે. જેને પ્રાણ નથી, તેવો મનુષ્ય શા ઉપયોગનો છે ? હે રાજન્ ! આ પ્રાણ દેવરૂપ બ્રહ્મનુ આયતન, શરીર તથા પ્રતિષ્ઠા સબધી તને શુ તેણે ઉપદેશ કર્યો ? જનકઃ—તે સબધી ઉપદેશ કર્યો નથી. યાજ્ઞવલ્ક્ય—હે સમ્રાટ્ ! આ ઉપાસના એક અંશવાળી છે. જનક—હે યાજ્ઞવલ્ક્ય ! આપ તે જાણો છો, ત્યારે મને તે સબધી ઉપદેશ કરશો. યાજ્ઞવલ્ક્ય—પ્રાણ ખરેખર બ્રહ્મના શરીર, આકાશ, અધિષ્ઠાન તથા પ્રિયરૂપ છે. આ બ્રહ્મનું પ્રિયરૂપે ચિંતન કરવુ જોઇએ જનક—હે યાજ્ઞવલ્ક્ય ! આ પ્રિયરૂપ બ્રહ્મનું સ્વરૂપ કેવુ છે ? યાજ્ઞવલ્ક્ય—ખરેખર હે નૃપશ્રેષ્ઠ ! પ્રાણ એ પ્રિય વસ્તુરૂપ છે હે નૃપશ્રેષ્ઠ ! પ્રાણના પ્રિયપણાને લીધે એક પુરુષ નહિ કામના રાખવા યોગ્ય વસ્તુની કામના રાખે છે તથા જે ગ્રહણ કરવા યોગ્ય ન હોય તેવી વસ્તુનું ગ્રહણ કરે છે. પ્રાણ પ્રિય હોવાને લીધે એક મનુષ્ય અમુક સ્થળે જો જાય છે તો તેને ચોરઆદિથી નાશ થવાનો ભય રહે છે. હે નૃપશ્રેષ્ઠ ! પ્રાણ એ પરમ બ્રહ્મરૂપ છે. જે આ રીતે પ્રાણને પ્રિયરૂપે જાણી પ્રાણરૂપ પરમ બ્રહ્મનુ ચિંતન કરે છે, તો પ્રાણ તેનો ત્યાગ કરતા નથી સર્વ ભૂતો તેના સમીપ થઇ રહે છે. તે ખરેખર દેવરૂપે થઇ દેવતાની સમીપ જાય છે. વિદેહ દેશના રાજા જનકે કહ્યુ,—હું આપને એક સહસ ગાય બ્રહ્મોપદેશના બદલામા આપુ છું. યાજ્ઞવલ્ક્ય—મારા પિતાએ મને ઉપદેશ કીધો છે કે, પૂરેપૂરો જ્યા સુધી શિષ્ય ઉપદેશ ગ્રહણ કરી કૃતાર્થ ન થયો હોય ત્યા સુધી તેની પાસેથી કોઇપણ પ્રકારનુ દાન ગ્રહણ કરવુ નહિ (૩)

શબ્દાર્થ - યાજ્ઞવલ્ક્ય—બીજા કોઇ ગુરુએ તને જે ઉપદેશ આપ્યો હોય, તે મને કહેશે. જનક—વૃષ્ણના પુત્ર બર્કુએ મને એમ ઉપદેશ આપ્યો છે કે, ચક્ષુ બ્રહ્મરૂપ છે યાજ્ઞવલ્ક્ય—જેમ ઉત્તમ માતા, પિતા અથવા ગુરુ પોતાના પુત્રને ઉપદેશ આપે, તે પ્રમાણે બ્રહ્મ ચક્ષુરૂપ છે, આ રીતનો વાર્ષ્ણનો ઉપદેશ છે. કારણ જે પુરુષ જોઇ શકતો નથી, તે પુરુષ શા અર્થનો છે ? હે રાજન્ ! આ ચક્ષુ દેવરૂપ બ્રહ્મનું આયતન, શરીર તથા પ્રતિષ્ઠા

સંબંધી તને શું તેણે ઉપદેશ કર્યો ? જનકઃ–તે સંબંધી ઉપદેશ કર્યો નથી. યાજ્ઞવલ્કય–હે સમ્રાટ્ ! આ ઉપાસના એક અંશવાળી છે. જનક–હે યાજ્ઞવલ્કય ! આપ તે જાણો છો, માટે મને તે સબંધી ઉપદેશ કરશો. યાજ્ઞવલ્કય–ખરેખર ચક્ષુ, બ્રહ્મના શરીરરૂપ, આકાશરૂપ, અધિષ્ઠાનરૂપ તથા સત્યરૂપે છે. તેમાથી સત્યરૂપે કરી બ્રહ્મનું ચિંતન કરવું જોઇએ. જનકઃ–હે યાજ્ઞવલ્કય ! સત્યરૂપ બ્રહ્મનું સ્વરૂપ કેવું છે ? યાજ્ઞવલ્કય.–હે નૃપશ્રેષ્ઠ ! બ્રહ્મ ચક્ષુરૂપ છે. જ્યારે એક મનુષ્ય ચક્ષુવડે જૂવે છે ત્યારે, હે નૃપ ! તેં જોયું કે નહિ, એમ તેને પૂછવામા આવે છે. જો તે એમ પ્રત્યુત્તર આપે કે મે જોયલું છે ત્યારે જે તેણે જોયુ હોય છે, તે સત્યરૂપે કહેવાય છે. હે નૃપશ્રેષ્ઠ ! ચક્ષુ પરમ બ્રહ્મરૂપ છે. આ રીતના જ્ઞાનવડે જે મનુષ્ય બ્રહ્મનું ચિંતન કરે છે તેના ચક્ષુ તેનો ત્યાગ કરતાં નથી. સર્વ સત્વો તેની સમીપમા રહે છે. તે દેવરૂપે થઇ દેવોની સમીપ જાય છે. ત્યારે વિદેહ દેશના રાજા જનકે કહ્યું–હું તમારા આ ઉપદેશને અર્થે હાથીના સરખી એક સહસ્ર ગાય દાનમા આપું છું. યાજ્ઞવલ્કય–મારા પિતાએ મને ઉપદેશ દીધો છે કે, જ્યા સુધી શિષ્ય પૂરેપૂરો ઉપદેશ ગ્રહણ કરી કૃતાર્થ થયો નથી, ત્યાસુધી તારે ઉપદેશને બદલે કોઇ પણ પ્રકારનુ દાન ગ્રહણ કરવું નહિ. (૪)

ટીકા –આ પ્રથમ તથા દ્વિતીય બ્રાહ્મણનો પૂર્વના અધ્યાય સાથે કેવા પ્રકારનો સંબંધ છે, તેને વિશે શ્રી શંકર ભગવાન્ નીચે પ્રમાણે કહે છે.–પૂર્વે કહેવામા આવ્યું છે કે, આઠ પુરષો એકબીજાથી વિભક્ત થયેલા હોય છે તથા અંત કરણને વિશે ફરીથી જોડાયલા હોય છે. વળી દિશાના વિભાગ પ્રમાણે આના પાચ વિભાગો પડે છે. તેમજ અત કરણ તથા શરીર એક બીજાના આશ્રયથી હોવાથી, તેઓ પંચ પ્રાણાત્મકરૂપ જીવાત્મા અથવા સૂત્રને વિશે એકરૂપે છે. છેવટે એમ કહેવામા આવ્યું છે કે, ઉપનિષદને વિશે વર્ણવવામા આવેલો પુરુષ સૂત્રરૂપ જીવાત્માનું અતિક્રમણ કરે છે તથા તે પુરૂષનું ' નેતિ નેતિ ' એવા વચનોવડે વર્ણન કરવામા આવે છે. આ બ્રહ્મને સાક્ષાત્‌રૂપે, ઉપાદાન કારણરૂપે, તેમજ વિજ્ઞાન અને આનંદરૂપે વર્ણવવામા આવ્યો છે. હવે પછીના બે બ્રાહ્મણમાં વાગાદિ દેવતાદ્વારો આ બ્રહ્મની કેવી રીતે પ્રાપ્તિ થઇ શકે છે, તે વિશે સમજાવવામાં આવ્યું છે. આનંદગિરિ સંક્ષેપે કરી નીચે પ્રમાણેનો પૂર્વના અધ્યાયસાથે આ બ્રાહ્મણનો સંબંધ દર્શાવે છેઃ–પૂર્વના અધ્યાયમાં જલ્પ ન્યાયે કરી ( જાણે કે ચોક્કસ ધારણા સિવાય બબડી ગયા હોય તેમ ) બ્રહ્મનું સ્વરૂપ સંતરૂપે, વિજ્ઞાનરૂપે તથા આનંદરૂપે કહેવામાં આવ્યુ છે. હવે આ અધ્યાયમા વાદવિવાદપૂર્વક બ્રહ્મનું સ્વરૂપ વર્ણવવામાં આવશે. ( ૧ )

ટીકા – **न मे ब्रवीदित्येकपात्**–આ ભાગ જેવો જોઇએ તેવો સરળ નથી. આના સંબંધમા કેટલાએક વિવેચનની જરૂર છે. શબ્દશ તરજુમો કરીએ તો બે પ્રકારનો થાય છે. એક તો એ કે તેણે મને એમ કહ્યું નહિ કે, હે સમ્રાટ્ ! બ્રહ્મ એક પાદવાળો છે. ખુલો અર્થ એ થાય છે કે, બ્રહ્મ શરીરરૂપ તથા આશ્રયરૂપ છે., આ બે પ્રકારના ગુણવડે તમે બ્રહ્મનો નિશ્ચય કર્યો છે, પણ આ બરાબર નથી. કારણ બ્રહ્મ સર્વમા એકરૂપ હોવાથી તે કેવળ એક જ ગુણવાળો છે પણ આ રીતનું વર્ણન નીચે કહેવા પ્રમાણે અયુક્ત ઠરશે. કારણ તુરત જ નીચે કહ્યુ છે કે, બ્રહ્મરૂપ વાણીને વિશે ચાર ગુણો (પાદો) રહેલા છે. જેવા કે, શરીર, આકાશ, આશ્રય તથા વિજ્ઞાન. આ ચાર ગુણોમાથી એકનું વિજ્ઞાન જ સત્યરૂપે હોય તથા બ્રહ્મના સ્વરૂ-

પને દર્શાવતું હોય એમ જો કહેવામાં આવે તો જ ઉપરના વાક્યનો સંબંધ નીચલાની સાથે બંધ બેસતો થઇ શકે. બીજી રીતે આનું વિવેચન નીચે પ્રમાણે થઇ શકે. જેમકે તેણે મને કહ્યું નહિ કે જેમ તેમ કહો છે તેમ બ્રહ્મ એક પદવાળો છે, પણ બ્રહ્મને ચાર પાદવાળા કહેવામા આવ્યા છે. શ્રી શંકર ભગવાન્ આ બેઉ પ્રકારમાંથી કોઇ પણ પ્રકારનું વિવેચન નહિ સ્વીકારતાં તેનું વિવેચન નીચે પ્રમાણે કરે છે. યાજ્ઞવલ્ક્યે કહ્યુ,–શું તું એમ કહે છે કે તેણે મને એક પાદવાળો બ્રહ્મ કહ્યો નહિ? રાજા –શુ ત્યારે બ્રહ્મ એક પાદવાળા છે? યાજ્ઞવલ્ક્ય –હે રાજશ્રેષ્ઠ! જો પ્રથમના ત્રણ પાદ યુક્ત બ્રહ્મનું ચિંતન કરવામા આવે તો તે બ્રહ્મનુ સ્વરૂપ ફળથી રહિત કહેવાય. જનક–જો એમજ છે તો, હે યાજ્ઞવલ્ક્ય! આપના જાણવા પ્રમાણે તમે મને છેવટના એક પાદવિશે-સમજાવશો. આ રીતે જો કે શ્રી શંકર ભગવાનનું વિવેચન ભાવાર્થમા મળતું આવે છે, પણ મૂળના શબ્દે શબ્દના અર્થના ભાવની સાથે મળતું આવતુ નથી. વાણી ખરેખર સ્થાનાદિરૂપ છે અર્થાત્ વાક્ દેવતારૂપ બ્રહ્મની વાણી જ ચાર પાદરૂપે છે. આ પ્રજ્ઞારૂપે કરી અર્થાત્ બ્રહ્મના ચોથા પદની સહાયતાવડે તેનું ચિંતન કરવું જોઇએ. જનકે પૂછ્યુ,–હે યાજ્ઞવલ્ક્ય! આ પ્રજ્ઞા કેવી છે? આ પ્રશ્નમા પ્રજ્ઞાવડે કેવળ પ્રજ્ઞા જ લેવી અથવા તો પ્રજ્ઞાના કારણરૂપ બ્રહ્મને ગ્રહણ કરવો. આ પ્રજ્ઞા આશ્રય તથા શરીરરૂપ બ્રહ્મથી શું વિલક્ષણ છે અથવા તો એકજરૂપ છે? આના પ્રતિ ઉત્તરમા કહેવામા આવ્યુ છે કે તે વિલક્ષણ નથી, પણ કેવળ એકજરૂપ છે. ( ૨ )

यदेव ते कश्चिदब्रवीत्तच्छृणवामेत्यब्रवीन्मे गर्दभीविपीतो भारद्वाजः श्रोत्रं वै ब्रह्मेति यथा मातृमान् पितृमानाचार्यवान् ब्रूयात्तथा तद्भारद्वाजोऽब्रवीच्छ्रोत्रं वै ब्रह्मेत्यशृण्वतो हि किꣳस्यादित्यब्रवीत्तु ते तस्यायतनं प्रतिष्ठां न मेऽब्रवीदित्येकपाद्वा एतत्सम्राडिति स वै नो ब्रूहि याज्ञवल्क्य श्रोत्रमेवायतनमाकाशः प्रतिष्ठाऽनन्त इत्येनदुपासीत काऽनन्तता याज्ञवल्क्य दिश एव सम्राडिति होवाच तस्माद्वै सम्राडपि यां काञ्च दिशं गच्छति नैवास्या अन्तं गच्छत्यनन्ता हि दिशो दिशो वै सम्राट् श्रोत्रꣳ श्रोत्रं वै सम्राट् परमं ब्रह्म नैनꣳ श्रोत्रं जहाति सर्वाण्येनं भूतान्यभिक्षरन्ति देवो भूत्वा देवानप्येति य एवं विद्वानेतदुपास्ते हस्त्यृषभꣳ सहस्रं ददामीति होवाच जनको वैदेहः स होवाच याज्ञवल्क्यः पिता मेऽमन्यत नाननुशिष्य हरेतेति ॥५॥

यदेव ते कश्चिदब्रवीत्तच्छृणवामेत्यब्रवीन्मे सत्यकामो जाबालो मनो वै ब्रह्मेति यथा मातृमान् पितृमानाचार्यवान् ब्रूयात्तथा तज्जाबालोऽब्रवीन्मनो वै ब्रह्मेत्यमनसो हि किꣳस्यादित्यब्रवीत्तु ते तस्यायतन प्रतिष्ठा न मेऽब्रवीदित्येकपाद्वा एतत्सम्राडिति स वै नो ब्रूहि याज्ञवल्क्य मन एवायतनमाकाशः प्रतिष्ठाऽऽनन्द इत्येनदुपासीत काऽऽनन्दता याज्ञवल्क्य मन एव सम्राडिति होवाच मनसा वै सम्राट् स्त्रियमभिहार्य्यते तस्यां प्रतिरूपः पुत्रो जायते स आनन्दो मनो वै सम्राट् परमं ब्रह्म नैनं मनो जहाति सर्वाण्येनं भूतान्यभिक्षरन्ति देवो भूत्वा देवानप्येति य एवं विद्वानेतदुपास्ते हस्त्यृषभꣳ सहस्रं ददामीति होवाच जनको वैदेहः स हो वाच याज्ञवल्क्यः पिता

मेऽमन्यत नाननुशिष्य हरेतेति ॥६॥

यदेव ते कश्चिदब्रवीत्तच्छृणवामेत्यब्रवीन्मे विदग्धः शाकल्यो हृदयं वै ब्रह्मेति यथा मातृमान्पितृमानाचार्य्यवान्ब्रूयात्तथा तच्छाकल्योऽब्रवीद्धृदयं वै ब्रह्मेत्यहृदयस्य हि किꣳ स्यादित्यब्रवीत्तु ते तस्यायतनं प्रतिष्ठां न मेऽब्रवीदित्येकपाद्वा एतत्सम्राडिति स वै नो ब्रूहि याज्ञवल्क्य हृदयमेवायतनमाकाशः प्रतिष्ठा स्थितिरित्येनदुपासीत का स्थितता याज्ञवल्क्य हृदयमेव सम्राडिति होवाच हृदयं वै सम्राट् सर्व्वेषां भूतानामायतनꣳ हृदयं वै सम्राट् सर्व्वेषां भूतानां प्रतिष्ठा हृदये ह्येव सम्राट् सर्व्वाणि भूतानि प्रतिष्ठितानि भवन्ति, हृदयं वै सम्राट् परमं ब्रह्म नैनꣳ हृदयं जहाति सर्व्वाण्येनं भूतान्यभिक्षरन्ति, देवो भूत्वा देवानप्येति य एवं विद्वानेतदुपास्ते हस्त्यृषभꣳ सहस्रं ददामीति होवाच जनको वैदेहः स होवाच याज्ञवल्क्य पिता मेऽमन्यत नाननुशिष्य हरेतेति ॥७॥

અન્વયાર્થ —गच्छति=પામે છે, जाबाल=જબાલાનો પુત્ર, अमनसः=મનથી રહિતને, अभिहार्यते=આણવામાં આવે છે, प्रतिरूप=પ્રતિબિંબરૂપે, (૬) अहृदयस्य=હૃદયથી રહિતને, प्रतिष्ठितानि=રહેલ. (૭)

શબ્દાર્થ —યાજ્ઞવલ્ક્ય —અન્ય ગુરુએ તને શું ઉપદેશ આપ્યો તે કહે જનક—ભરદ્વાજના પુત્ર ગર્દભીવિપીતે મને એવો ઉપદેશ દીધો કે, શ્રોત્ર બ્રહ્મરૂપ છે. યાજ્ઞવલ્ક્ય —જેમ શ્રેષ્ઠ માતા, પિતા તથા ગુરુ ઉપદેશ કરે તેમ બ્રહ્મ શ્રોત્રરૂપ છે, આ રીતનો ભારદ્વાજનો ઉપદેશ છે. કારણ કે જે શ્રવણ કરી શકતો નથી, તે શા અર્થનો છે? હે રાજન્! આ શ્રોત્ર દેવરૂપ બ્રહ્મનું આયતન, શરીર તથા પ્રતિષ્ઠા સંબંધી શું તેણે ઉપદેશ કર્યો? જનક — તે સંબંધી ઉપદેશ કર્યો નથી. યાજ્ઞવલ્ક્ય —હે સમ્રાટ્! આ ઉપાસના (છેવટમાં) એક અંશવાળી છે. જનક—હે યાજ્ઞવલ્ક્ય! આપ તે જાણો છો, માટે મને તે સંબંધી ઉપદેશ કરશો. યાજ્ઞવલ્ક્ય —ખરેખર શ્રોત્ર બ્રહ્મના શરીર, આકાશ, આશ્રય તથા અનંતરૂપ છે. આ રીતે અનંતરૂપે કરી કોઈએ પણ બ્રહ્મનું ચિંતન કરવું જોઈએ. જનક —હે યાજ્ઞવલ્ક્ય! અનંત શું છે? યાજ્ઞવલ્ક્ય—હે નૃપ! ખરેખર દિશાઓ અનંતરૂપ છે. માટે હે નૃપ! કોઈ પણ પુરુષ કોઈપણ દિશાના પારને પામી શકતો નથી. કારણ દિશાઓ અનંત છે. હે નૃપ! દિશાઓ શ્રોત્રરૂપ છે. હે નૃપ! શ્રોત્ર પરમ બ્રહ્મરૂપ છે. જે પુરુષ આ પ્રમાણેના જ્ઞાનવડે બ્રહ્મનું ચિંતન કરે છે તેનો શ્રોત્ર ત્યાગ કરતા નથી તથા સર્વ સત્ત્વો તેના સમીપવર્તી થઈ રહે છે, તેમજ તે દેવરૂપ થઈ દેવોની સમીપ જાય છે. વિદેહ દેશના રાજા જનકે કહ્યું—આ ઉપદેશને ખાતર હું આપને હાથીના જેવી એક સહસ્ર ગાય દાનમાં આપું છું. યાજ્ઞવલ્ક્ય—મારા પિતાએ મને ઉપદેશ કર્યો છે કે, જ્યાં સુધી શિષ્ય કૃતાર્થ થયો નથી, ત્યાં સુધી તારે તેની પાસેથી દાન તરીકે કાંઈ પણ ગ્રહણ કરવું નહિ. (૫)

શબ્દાર્થ.—યાજ્ઞવલ્ક્ય —બીજા ગુરુએ તને શો ઉપદેશ આપ્યો છે તે કહે. જનક—જબાલાના પુત્ર સત્યકામે મને ઉપદેશ કર્યો છે, કે મન એ બ્રહ્મરૂપ છે. યાજ્ઞવલ્ક્યઃ—જેવી રીતે શ્રેષ્ઠ માતા, પિતા તથા ગુરુવાળા પુરુષને ઉપદેશ મળે, તેમ મન બ્રહ્મરૂપ છે. આ પ્રમાણેનો જાબાલનો ઉપદેશ છે. કારણ જે મનથી રહિત છે તે શા અર્થનો છે? હે રાજન્! આ મનદેવરૂપ બ્રહ્મનું આયતન, શરીર તથા પ્રતિષ્ઠા

સંબંધી તને તેણે શું ઉપદેશ કર્યો ? જનકઃ–તે સંબંધી ઉપદેશ કર્યો નથી. યાજ્ઞવલ્કયઃ–હે સમ્રાટ્! આ ઉપાસના એક જ અંશવાળી છે. જનકઃ–હે યાજ્ઞવલ્કય! આપ તે જાણો છો, માટે મને તે સંબંધી ઉપદેશ કરશો. યાજ્ઞવલ્કયઃ–મન શરીરરૂપ. આકાશરૂપ, આશ્રયરૂપ તથા આનંદરૂપ છે. આ આનંદરૂપવડે કોઇ પણ પુરુષે બ્રહ્મનું ચિંતન કરવું જોઇએ. જનક.–હે યાજ્ઞવલ્કય ! આ આનંદ કેવા પ્રકારનો છે ? યાજ્ઞવલ્કયઃ–હે નૃપ ! ખરેખર મન આનંદરૂપ છે. મનવડે હે નૃપ ! એક પુરૂષ પત્નીની ઇચ્છા રાખે છે તથા પત્નીવડે પુત્ર ઉત્પન્ન થાય એવી કામના રાખે છે. આ પુત્ર આનંદરૂપ છે. હે નૃપ ! મન પરમ બ્રહ્મરૂપે છે. જે આવી રીતના આનંદરૂપ જ્ઞાનવડે પરબ્રહ્મનું ચિંતન કરે છે તેનો મન ત્યાગ કરતું નથી તથા સર્વ સત્વો તેના સમીપવર્તી થઇ રહે છે. તે દેવરૂપ થઇ દેવની સમીપ પહોચે છે. વિદેહ દેશના રાજા જનકે કહ્યું;–હું તમને હાથીના સરખી એક સહસ્ર ગાય આ ઉપદેશના બદલામા દાન તરીકે આપુ છું. યાજ્ઞવલ્કય–મારા પિતાએ મને કહ્યું છે કે, જ્યા સુધી ઉપદેશવડે શિષ્ય કૃતાર્થ થયો નથી ત્યાં સુધી તારે કોઇ પણ પ્રકારનું દાન ગ્રહણ કરવું નહિ. (૬)

શબ્દાર્થઃ–યાજ્ઞવલ્કય.–બીજા કોઇ ગુરૂએ તને હે રાજા ! જે ઉપદેશ કર્યો હોય તે કહે. જનકઃ–શાકલ્યવંશને વિશે થયેલા વિદગ્ધે મને ઉપદેશ કર્યો છે કે, હૃદય બ્રહ્મરૂપ છે.યાજ્ઞવલ્કયઃ–જેમ એક શ્રેષ્ઠ માતા, પિતા અને ગુરૂવાળા પુરૂષને ઉપદેશ મળે, તે રીતે હૃદય બ્રહ્મરૂપ છે. આ રીતનો શાકલ્યે તમને ઉપદેશ કર્યો છે. કારણ જેને હૃદય હોતું નથી તે શા અર્થનો છે ? હે રાજન્ ! હૃદય દેવરૂપ બ્રહ્મનું આયતન, શરીર તથા પ્રતિષ્ઠા સબંધી તને શું તેણે ઉપદેશ કર્યો ? જનક.–તે સબંધી ઉપદેશ કર્યો નથી. યાજ્ઞવલ્કયઃ–હે સમ્રાટ્ ! આ ઉપાસના એક જ અંશવાળી છે. જનકઃ–હે યાજ્ઞવલ્કય ! આપ તે જાણો છો, માટે મને તે સંબંધી ઉપદેશ કરશો. યાજ્ઞવલ્કયઃ–ખરેખર અંતઃકરણ બ્રહ્મના શરીરરૂપ, આકાશરૂપ આશ્રયરૂપ તથા સ્થિતિરૂપ છે. જનકઃ–હે યાજ્ઞવલ્કય ! હૃદય કઇ સ્થિતિરૂપે છે ? યાજ્ઞવલ્કય.–હે નૃપ ! હૃદય સર્વ સત્વોના શરીરરૂપ છે. હે નૃપ ! હૃદય સર્વ સત્વોના આશ્રયરૂપ છે. હે નૃપ ! હૃદયને વિશે સર્વ સત્વો રહેલા છે. હે નૃપ ! હૃદય પરમ બ્રહ્મરૂપ છે. બ્રહ્મના સંબંધમાં આ રીતના જ્ઞાનવડે જે ચિંતન કરે છે, તેનો હૃદય ત્યાગ કરતું નથી તથા સર્વ સત્વો તેની સમીપ જાય છે. તે દેવરૂપ થઇ દેવોની સમીપ જાય છે. વિદેહ દેશના રાજા જનકે કહ્યું;–તમારા ઉપદેશને અર્થે હું તમને હાથીના જેવી હૃષ્ટપુષ્ટ એક સહસ્ર ગાય દાનમા આપું છું. યાજ્ઞવલ્કયઃ–મારા પિતાએ કહ્યું છે કે, જ્યાં સુધી શિષ્ય ઉપદેશવડે કૃતાર્થ થયો નથી ત્યાં સુધી કોઇ પણ પ્રકારનો પ્રતિગ્રહ કરવો નહિ.

## દ્વિતીય બ્રાહ્મણ.

### જાગ્રતાદિ અવસ્થાઓનું નિરૂપણ.

जनको ह वैदेहः कूर्चादुपावसर्पन्नुवाच नमस्तेऽस्तु याज्ञवल्क्यानु मा शाधीति स होवाच यथा वै सम्राण्महान्तमध्वानमेष्यन् रथं वा नावं वा समाददीतैवमेवैताभिरुपनिषद्भिः समाहितात्माऽस्येव वृन्दारक आढ्यः सन्नधीतवेद उक्तोपनिषत्क इतो विमुच्यमानः क गमिष्यसीति नाहं तद्भगवन्वेद यत्र गमिष्यामीत्यथ वै तेऽहं तद्वक्ष्यामि यत्र गमिष्यसीति ब्रवीतु भगवानिति ॥१॥

इन्धो ह वै नामैष योऽयं दक्षिणेऽक्षन्पुरुषस्तं वा एतमिन्धꣳ सन्तमिन्द्र इत्याचक्षते परोक्षेणैव परोक्षप्रिया इव हि देवाः प्रत्यक्षद्विषः ॥२॥

અન્વયાર્થ:=**कूर्चात्**=આસનપરથી, **उपासर्पन्**=સમીપ આવી, **मा**=મને, **अनुशाधि**=ઉપદેશ કરો, **महान्तं अध्वानं एष्य**=લાંબા માર્ગને ગયા પછી, **समाददीत**=સમ્યક્ પ્રકારે ગ્રહણ કરાય, **समाहितात्मा**=સમાહિત ચિત્તવાળો, **असि**=તું છે, **एवं**=આરીતે, **वृन्दारकः**=પૂજ્યરૂપ, **आढ्यः**=ધનથી ભરપૂર, **अधीतवेदः**=વેદના અધ્યયનવાળો, **उक्तोपनिषत्कः**=આચાર્યે જેને ઉપનિષદનો ઉપદેશ કર્યો છે એવો, **इतः**=આ લોકમાંથી, **विमुच्यमानः**=છૂટેલ, **अहं न वेद**=હું જાણતો નથી. (૧) **इन्धः**=પ્રકાશમાન, **नाम**=પ્રસિદ્ધ, **एषः**=આ આદિત્યની મધ્યમાં રહેલ ચક્ષુ, **दक्षिणे अक्षन्**=જમણી આંખમાં, **पुरुषः**=અધ્યાત્મરૂપને પામેલ પુરૂષ **इन्धं सन्तं**=પ્રકાશરૂપ ગુણ હોવાથી, **परोक्षेणइव**=પરોક્ષવડે જ, **प्रत्यक्षद्विषः**=પ્રત્યક્ષનો દ્વેષ કરવાવાળા. (૨).

શબ્દાર્થ:-પછી વિદેહ દેશના રાજા જનક પોતાના સિંહાસનપરથી ઉઠીને ઉભા થયા તથા યાજ્ઞવલ્ક્ય મુનિના સમીપમાં આવી તેમના ચરણકમળમાં તેમણે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા તથા કહ્યું:-હું આપને નમસ્કાર કરૂં છું. હે યાજ્ઞવલ્ક્ય! આપ મને ઉપદેશ આપશો. યાજ્ઞવલ્ક્ય:-જેવી રીતે કોઈ એક પંથીને જળ યા જમીન માર્ગે ઘણે દૂર સુધી જવું હોય તો તેને નાવ અથવા રથની જરૂર પડે છે, તેમ ઉપનિષદની સહાયતાથી બ્રહ્મજ્ઞાનને અર્થે મનવડે શું તું તૈયાર થયો છે? તું પૂજ્ય તથા મહાન્ સમૃદ્ધિમાન્ છે. તેં વેદનું સારી પેઠે અધ્યયન કરેલું છે તથા ઉપનિષદવિશે સારી પેઠે ઉપદિષ્ટ છે. હવે મારું તને એ પૂછવું છે કે, જ્યારે તું તારા આ દેહથી મુક્ત થશે ત્યાર પછી ક્યાં જશે? જનક:-હે ભગવન્! હું આ દેહથી મુક્ત થયા પછી ક્યાં જવાનો છું, તે મને પોતાને ખબર નથી. યાજ્ઞવલ્ક્ય:-તું દેહથી મુક્ત થયા પછી ક્યાં જશે, તે હું તને કહું છું. જનક:-હે ભગવન્! આપ મને તે સંબંધી કહેશો. (૧)

શબ્દાર્થ:-જનક:-દક્ષિણ ચક્ષુવિશે જે પુરુષ રહે છે, તેનું નામ ખરેખર ઇન્ધ કરી કહેવામાં આવે છે. જો કે ખરું નામ આ પ્રમાણે ઇન્ધ છે, છતાં અપરોક્ષ નામે કરી દેવો તેને ઇન્દ્ર કરી કહે છે. કારણ દેવોને પરોક્ષ નામ પ્રિય હોય છે, પણ તેઓ પ્રત્યક્ષ નામને ગ્રહણ કરવું ચાહતા નથી. (૨)

ટીકા:આગળના બ્રાહ્મણને વિશે બ્રહ્મજ્ઞાન સંબંધી કેટલાક પ્રકારની ઉપાસનાઓ વિશે કહેવામાં આવ્યું છે. હવે આ તથા એના પછીના બ્રાહ્મણોમાં બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિના સાધનરૂપે જાગ્રતાદિ અવસ્થાઓ સૂચવી છે. મૂળમાં કહ્યું છે કે, ઉપનિષદની સહાયતાથી શું તું તૈયાર થયો છે;-આ શબ્દમાં ઉપનિષદવડે બ્રહ્મજ્ઞાનને લેવું નહિ, પણ કેટલીક ઉપાસનાઓ લેવી, જે પૂર્વના બ્રાહ્મણમાં દર્શાવવામાં આવી છે. તેમજ તું ઉપનિષદવિશે ઉપદિષ્ટ છે, એમ જે કહ્યું છે તેના સંબંધમાં શ્રી શંકર ભગવાનનું કહેવું એવું છે કે, ઉપાસનારૂપ સાધનોવડે તું સર્વ પ્રકારની સમૃદ્ધિથી યુક્ત થયો છે, છતાં જ્યાં સુધી તેં બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યું નથી ત્યાં સુધી તું કૃતાર્થ થયેલો કહેવાઇશ નહિ. (૧)

ટીકા:-વિશ્વ અર્થાત્ સ્થૂલ દેહવાળો જીવ, તૈજસ અર્થાત્ સૂક્ષ્મ દેહવાળો જીવ તથા પ્રાજ્ઞ અર્થાત્ કારણ દેહવાળો જીવ. આ ત્રણ પ્રકારના જીવોના જ્ઞાન થવાવડે પરમ

થતનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. માટે પ્રથમ વિશ્વ સંબંધી અહીં કહેવામાં આવ્યું છે. (૨)

**વૈશ્વાનરનું ઇન્દ્ર તથા ઇન્દ્રાણીરૂપે વર્ણન.**

**अथैतद्वामेऽक्षणि पुरुषरूपमेषास्य पत्नी विराट् तयोरेष सꣳस्तावो य एषोऽन्तर्हृदय आकाशोऽथैनयोरेतदन्नं य एषोऽन्तर्हृदये लोहितपिंडोऽथैनयोरेत त्प्रावरणं यदेतदन्तर्हृदये जालकमिवाथैनयोरेषा सृतिः सञ्चरणी यैषा हृदयादूर्ध्वानाड्युच्चरति यथा केशः सहस्रधा भिन्न एवमस्यैता हिता नाम नाड्योऽन्तर्हृदये प्रतिष्ठिता भवन्त्येताभिर्वा एतदास्रवदास्रवति तस्मादेष प्रविविक्ताहारतर इवैव भवत्यस्माच्छारीरादात्मनः ॥३॥**

અન્વયાર્થઃ-**पुरुषरूपं**=પુરૂષનું સ્વરૂપ, **पत्नी**=ભોગ્યરૂપે હોવાથી પત્નીરૂપ, **संस्तावः**=સંગમ, **एनयोः**=આ ઇન્દ્ર તથા ઇન્દ્રાણીના, **अन्नं**=ભોગ્યરૂપે, **लोहितपिंडः**=સૂક્ષ્મરસ, **प्रावरणं**=શયન સ્થાન, **जालकमिव**=જાળની માફક રહેલ, **सृतिः**=માર્ગ, **संचरणी**=સ્વપ્નમાંથી નીકળવાનો, **हृदयात् उर्ध्वा नाडी उच्चरति**=હૃદયમાંથી ઉર્ધ્વ નાડી ગમન કરે છે, **एतत्**=આ સૂક્ષ્મતમ અન્નને, **आस्रवत्**=પામતી છતી, **आस्रवति**=વિજ્ઞાનમયને પામે છે, **तस्मात्**=તેથી, **एषः**=તૈજસ, **प्रविविक्ता हारतरः**=અત્યંત સૂક્ષ્મ, આહારવાળો **अस्मात् शारीरात् आत्मनः**=આ સ્થૂલ શરીરરૂપ વૈશ્વાનરરૂપ આત્મા વડે. (૩)

શબ્દાર્થ.-પુરૂષના રૂપે કરી જે વામ ચક્ષુવિશે રહે છે, તે તેની પત્નીરૂપે-વિરાટ્રૂપે છે. તે બેઉનો જે સંગમ, તે હૃદયમાં રહેલા આકાશરૂપ છે. તેઓનું અન્ન હૃદયમાં રહેલ રાતા પિંડરૂપ છે. તેઓનું શયનસ્થાન હૃદયવિશે રહેલ જાળરૂપ છે. આગમનમાર્ગ અંતઃકરણના ઉર્ધ્વ ભાગને વિશે રહેલ નાડીરૂપ છે. જેવી રીતે એક વાળના એક હજાર ભાગ કરવામાં આવ્યા હોય, તેના સરખી શરીરની હીતા નામની નાડીઓ સૂક્ષ્મ છે તથા તે સર્વ નાડીઓનો આશ્રય અંતઃકરણવિશે છે. આ સૂક્ષ્મ નાડીઓદ્વારા અન્ન રસરૂપ થઇ આગળ વધે છે. સૂક્ષ્મ કરતાં પણ વધારે સૂક્ષ્મ લિંગાત્મા હોય છે. આ શારીરીક આત્માવડે તૈજસ આત્માનું પોષણ થાય છે. (૩)

ટીકાઃ-વૈશ્વાનર ખરું જોતાં જો કે એક છે, છતાં આ મંત્ર તથા આની પછીના મંત્રવિશે તેને ઉપાસનાને અર્થે ઇન્દ્ર તથા ઇન્દ્રાણી એમ મિથુનરૂપે ગણ્યો છે. આનંદગિરિનું, વૈશ્વાનર એક છે એમ કહેવું સત્ય છે. કારણ વૈશ્વાનર જેને ઇન્દ્ર તથા ઇન્દ્રાણી કહેવામાં આવે છે, તેનું બીજું નામ વિરાટ્ છે, જેથી તેઓને એકરૂપે કરી કહેવામાં આવ્યા છે. ઇન્દ્ર અને ઇન્દ્રાણીનો સંગમ, જેને જાગ્રતાવસ્થામાં વિશ્વ, વૈશ્વાનર અથવા વિરાટ્ કહેવામાં આવે છે, તેનું સ્વપ્નાવસ્થામાં તૈજસ એવું નામ હોય છે. તૈજસરૂપે આ ઇન્દ્ર તથા ઇન્દ્રાણીનો સંગમ હૃદયના આકાશને વિશે થાય છે તથા માંસપિંડ કે જેવડે તેઓનું પોષણ થાય છે તે હૃદયરૂપ છે. આ સમજવા શરીરના ભિન્ન ભિન્ન અવયવોને માટે અન્નની ભિન્ન ભિન્ન જાતોને જાણવી આવશ્યકીય છે. જઠરાગ્નિને લીધે અન્નના સ્થૂલ અને સૂક્ષ્મ એવા બે પ્રકારના પરિણામ થાય છે. સ્થૂલ ભાગ અધોગમન કરે છે તથા જે સૂક્ષ્મ અન્ન હોય છે, તે જઠરાગ્નિની ગરમીને લીધે બે પ્રકારના પરિણામને પામે છે. તેમાં પાંચભૌતિકવાળો મધ્યમ સૂક્ષ્મ રસ લોહિતાદિના વિકારે કરી સ્થૂલ શરીરનું રક્ષણ કરે છે. બીજો રસ ઘણો જ સૂક્ષ્મ તથા લોહિત પિંડરૂપે હોય છે. તે હૃદયની સૂક્ષ્મ નાડીઓને વિશે પ્રવેશ કરે છે

તથા હૃદયને વિશે રહેલ ઇન્દ્રાણીની સાથે તૈજસરૂપ ઇન્દ્રની સાથે જોડાવાથી સૂક્ષ્મ શરીરનુ રક્ષણ કરે છે. તેઓનુ શયનસ્થાન હૃદયને વિશે રહેવી જાળરૂપ છે. એમ કહેવાનુ કારણ એ કે, અનેક નાડીઓના છિદ્રો ઘણા થવાથી જાળરૂપે તેને કહેવામા આવ્યુ છે ગમન માર્ગ અર્થાત્ સ્વપ્નમાથી જાગ્રત સ્થાનમા જવાનો માર્ગ નાડીરૂપે છે. શારીરીક આત્માના અન્ન કરતા ઉત્કૃષ્ટ–તૈજસ આત્માનુ અન્ન વધારે સૂક્ષ્મ હોય છે. શારીરીક આત્માને વૈશ્વાનર કહેવામા આવે છે અને ઉત્કૃષ્ટ આત્માને તૈજસ કરી કહેવામા આવે છે. (૩)

### બ્રહ્મનું અભયરૂપે વર્ણન.

**तस्य प्राची दिक् प्राञ्चः प्राणा दक्षिणा दिग्दक्षिणे प्राणा. प्रतीची दिक् प्रत्यञ्चः प्राणा उदीची दिगुदञ्च. प्राणा ऊर्द्ध्वा दिगूर्द्ध्वा. प्राणा अवाची दिगवाञ्च प्राणा सर्व्वा दिश सर्व्वे प्राणा स एष नेति नेत्यात्माऽगृह्यो नहि गृह्यतेऽशीर्य्यो नहि शीर्य्यतेऽसङ्गो न हि सज्ज्यतेऽसितो न व्यथते न रिष्यत्यभयं वै जनक प्राप्तोऽसीति होवाच याज्ञवल्क्य. । स होवाच जनको वैदेहोऽभय त्वा गच्छताद्याज्ञवल्क्य यो नो भगवन्नभय वेदयसे नमस्तेऽस्त्विमे विदेहा अयमहमस्मि ॥४॥**

અન્વયાર્થ –**तस्य**= તે તૈજસને પામેલાની, **प्राञ्च.**=પૂર્વ તરફ જનાગ, આમ કહેવાનુ કારણ એ કે નાસિકાદ્વારા આગળ ગમન કરે છે, **असित** =અબદ્ધ, **न व्यथते**=દુઃખને પામતો નથી, **न रिष्यते**= ક્ષયને પામતો નથી, **गच्छतात्**=પામો, **वेदयसे**-ઉપદેશ કરો છો, **इमे विदेहा.** **ते भोगाय सन्तु**=આ વિદેહ આપના ભોગ માટે થાઓ. (૪)

શબ્દાર્થ – તેની પૂર્વ દિશા પૂર્વને વિશે રહેલા પ્રાણોરૂપે છે, તેની દક્ષિણ દિશા દક્ષિણમા રહેનારા પ્રાણોરૂપે છે, તેની પશ્ચિમ દશા પશ્ચિમમા રહેનારા પ્રાણોરૂપે છે, તેની ઉત્તર દિશા ઉત્તરમા રહેનારા પ્રાણોરૂપે છે, તેની ઊર્ધ્વ દિશા ઊર્ધ્વમા રહેલા પ્રાણોરૂપે છે, તેની અધો દિશા અધો ભાગમા રહેલા પ્રાણોરૂપે છે તથા સર્વ દિશાઓ સર્વ પ્રાણોરૂપે છે. આ આત્માને 'નેતિ નેતિ' કરી કહેવામા આવે છે. તે ગ્રહણ કરવામા ન આવી શકતો હોવાથી અગ્રાહ્ય કહેવાય છે તે શોષણ નહિ થઇ શકતો હોવાથી અશીર્ય કહેવાય છે. કોઇ સાથે આસગમા નહિ આવતો હોવાથી અસગ કહેવાય છે. આ આત્મા અનત તથા દુઃખથી રહિત તથા વિનાશથી રહિત છે. આ રીતના અભયરૂપ આત્માને, હે જનક ! તુ પ્રાપ્ત થયેલો છે. પછી વિદેહ દેશના રાજા જનકે કહ્યુ,–હે યાજ્ઞવલ્ક્ય ! હે ભગવન્ ! જે અભય બ્રહ્મનો આપે ઉપદેશ કર્યો, તે અભય બ્રહ્મરૂપે આપ થાઓ હુ આપને સાષ્ટાગ દડવત્ પ્રણામ કરૂ છુ. આ વિદેહ દેશનુ રાજ્ય તથા હુ જાતે આપનો જ છુ

ટીકા –જન્મ મરણાદિરૂપ ભયના કોઇ પણ કારણથી રહિત હોવાથી બ્રહ્મને અભયરૂપ કહેવામા આવ્યો છે (૪)

## તૃતીય બ્રાહ્મણ.

### શુદ્ધ સ્વયજ્યોતિ આત્માનુ નિરૂપણ.

**जनक ह वैदेह याज्ञवल्क्यो जगाम स मेने न वदिष्य इत्यथ ह यज्जनकश्च वैदेहो याज्ञवल्क्यश्चाग्निहोत्रे समूदाते तस्मै ह याज्ञवल्क्यो वर ददौ स ह कामप्रश्नमेव वव्रे त ह्यस्मै ह सम्राडेव पूर्व. पप्रच्छ ॥१॥**

**याज्ञवल्क्य किंज्योतिरयं पुरुष इति आदित्यज्योतिः सम्राडिति होवाचाऽऽदित्येनैवायं ज्योतिषाऽऽस्ते पल्ययते कर्म कुरुते विपल्येतीत्येवमेवैतद्याज्ञवल्क्य ॥२॥**

અન્વયાર્થઃ-**यत्**=જે કર્મ કાડમાં, **समूदाते**=સંવાદ કરવા લાગ્યા, **काममप्रश्नं**=ઇચ્છા પ્રશ્ન, **तं**=મૂંગા રહેલા યાજ્ઞવલ્કયને. (૧) **अयं पुरुषः**=કાર્ય કારણના સંઘાતરૂપ, **आदित्यज्योतिः**=આદિત્યરૂપી તેજવાળો, **आस्ते**=આસનાદિ વ્યવહાર કરેછે, **पल्ययते**= ગમન કરે છે. (૨)

શબ્દાર્થઃ-( આ પ્રમાણે ઉપદેશ દીધા પછી યાજ્ઞવલ્કય મુનિ ચાલી નીકળ્યા ત્યાર પછી કેટલેક સમયે રાજાને મારો આપેલો ઉપદેશ હાલમા યાદ છે કે નહિ, તેનું પારખું જોવા ) યાજ્ઞવલ્કય મુનિ વિદેહ દેશના રાજા જનકની પાસે ગયા. તેમણે પ્રથમથી જ એવો સંકેત કરી રાખ્યો હતો કે, હું ત્યા જઇ કંઇ પણ બોલીશ નહિ. હવે એવું બન્યું કે, પૂર્વે એક વેળા વૈદેહ જનક રાજાએ તથા યાજ્ઞવલ્કય મુનિએ અગ્નિહોત્રના સંબંધમાં કેટલીક વાતચિત કરી હતી અને તે વખતે મુનિએ જનકને એક વર માગી લેવાની આજ્ઞા કરી હતી. ( પૂર્વની તે વાત યાદ લાવી ) જનક રાજાએ આ સમયે એવો વર માંગ્યો કે, મુનિને મારી મરજી પ્રમાણે ગમે તે પ્રશ્ન પૂછી શકું. મુનિએ તેને આ રીતે કામપ્રશ્ન નામનું વર આપવાની હા પાડી. એટલે પ્રથમ રાજાઓને વિશે શ્રેષ્ઠ એવા જનક રાજાએ મુનિને પ્રશ્ન પૂછયો કે, હે યાજ્ઞવલ્કય ! આ પુરુષ કયા જ્યોતિરૂપ છે. ( મુનિએ મનમાં જો કે પ્રથમ નિશ્ચય કર્યો હતો કે, મારે કાંઇ પણ બોલવું નહિ, છતાં વરવડે આ પ્રમાણે મુંઘાઇ જવાથી તેઓને આનો પ્રત્યુત્તર આપવાની જરૂર પડી). મુનિ બોલ્યા;-હે રાજાઓમાં શ્રેષ્ઠ! આ પુરુષ આદિત્યના તેજરૂપે છે. આદિત્યોના તેજને લીધે મનુષ્ય નીચે બેસે છે, આમ તેમ ફરે હરે છે, પોતાનું કાર્ય કરે છે તથા પોતાના ગૃહપ્રતિ પાછો ફરે છે. જનકઃ-હે યાજ્ઞવલ્કય ! આપ કહો છો તેમ જ છે. ( ૧-૨ )

ટીકાઃ-પૂર્વની સાથે આ તૃતીય બ્રાહ્મણનો કેવી રીતનો સબંધ છે, તે વિશે શ્રી શંકર ભગવાન્ નીચે પ્રમાણે કહે છેઃ-વિજ્ઞાનમય આત્મા સાક્ષાત્, અપરોક્ષ, સર્વાંતર તથા પરરૂપ છે. આ બાબત નીચેની શ્રુતિવડે સિદ્ધ થાય છેઃ-**नान्योऽतोऽस्ति द्रष्टा**-તેના સિવાય અન્ય કોઇ દ્રષ્ટારૂપ નથી. આ બ્રહ્મના શરીરને વિશે પ્રવેશ થયા પછી વાગાદિના ધર્મો પ્રમાણે વિભાગો પડે છે. ગર્ગ અજાત શત્રુના વિવાદ ભાગવાળા મધુકાડમા કહ્યું છે કે, પ્રાણાદિના કર્તૃત્વ ભોક્તૃત્વાદિના ધર્મોવડે બ્રહ્મ જ્ઞાત થઇ શકે છે પ્રાણાદિના ધર્મો સબધી ઉશસ્તના પૂછવામા આવેલા પ્રશ્ન વિશે પણ બ્રહ્મનું સામાન્ય રીતે નીચે પ્રમાણે વર્ણન કરવામા આવ્યું છે, જેમકે **प्राणेन प्राणीति**-આત્મા પ્રાણવડે કરી શ્વાસ લે છે, તથા તેનો પૂર્ણ શક્તિસ્વભાવ નીચેના શબ્દવડે વર્ણવવામા આવ્યો છે. **दृष्टेःद्रष्टा** આત્મા દષ્ટિનો દ્રષ્ટા છે. હવે કોઇને આત્માના સંબધમા શંકા થાય કે, સાંસારિક અવસ્થા, જે આત્માનો મૂળ સ્વભાવ નથી, તેને વિશે તેનો પ્રવેશ કેમ થતો હશે ? આ શંકાના સમાધાન વિશ કહેવામાં આવ્યું છે કે, અજ્ઞાનપણાના ધર્મને લીધે આત્માની સંસારાવસ્થા થયેલી હોય છે. જેમ રજ્જુને સર્પ માનવામા આવે, અરણ્યને જળ માનવામા આવે, છીપને રૂપું માનવામા આવે તથા આકાશને મલિનરૂપે માનવામા આવે તથા તે જેમ અજ્ઞાનનું કાર્ય છે, પણ

તેનું મૂળ સ્વરૂપ નથી. તેમ જ આત્માની સંસારાવસ્થા એ માયા અથવા અવિદ્યાનું કાર્ય છે. બ્રહ્મ જે કોઇ પણ પ્રકારની ઉપાધિથી રહિત છે તથા જે શબ્દ કે મનનો વિષય નથી, તેનું વર્ણન નિષેધમુખ વાક્યવડે જ થઇ શકે છે. જેમકે 'નેતિ નેતિ' તે આવો નથી, તે આવો પણ નથી તથા વિધિમુખ વાક્યવડે બ્રહ્મનું વર્ણન નીચે પ્રમાણે થઇ શકે છે. જેમકે બ્રહ્મ સાક્ષાત્, અપરોક્ષ, સર્વના અંદરને વિશે રહેનાર, અક્ષર, નાશથી રહિત, સર્વના ઇશ્વરરૂપ, ઉપનિષદમા જણાવવામા આવેલા પુરૂષરૂપ, વિજ્ઞાનરૂપ તથા આનંદરૂપ છે. સૂક્ષ્માન્ન અથવા વૈશ્વાનરવડે જ્યારે આત્માનું પોષણ કરવામા આવે છે ત્યારે તે આત્મા અથવા બ્રહ્મનું ઇન્ધરૂપે કરી વર્ણન કરવામા આવે છે. વૈશ્વાનરના કરતાં વધારે સૂક્ષ્મ અન્નવડે તેનું રક્ષણ કરવામા આવે છે, ત્યારે સૂક્ષ્મ શરીરના આત્મારૂપ અથવા લિંગાત્મા તૈજસરૂપ તેને કહેવામાં આવે છે, પ્રાણોપાધિ જગદાત્મા, વૈશ્વાનર તથા તૈજસ આ બેઉ કરતા વધારે શ્રેષ્ઠ છે. જેવી રીતે રજ્જુ આદિનું જ્ઞાન થવાથી સર્પાદિનું જ્ઞાન નાશને પામે છે, તેમ જ **નેતિ નેતિ** આદિ વચનની સહાયતાવડે પ્રાણોપાધિ જગદાત્માનું જ્ઞાન થાય છે તથા તે જગદાત્માના જ્ઞાનને લીધે અથવા બ્રહ્મજ્ઞાનવડે સ્થૂલ સૂક્ષ્માદિ જ્ઞાનનો નાશ થાય છે. અર્થાત્ કારણ જ્ઞાન જ રહે છે અને આ પ્રમાણે સાક્ષાત્ તથા અપરોક્ષ બ્રહ્મ, જે કે સર્વને વિશે છે, તેનું જ્ઞાન થાય છે. તે જ રીતે શ્રુતિવચન પ્રમાણે સંક્ષેપે કરી યાજ્ઞવલ્કય પાસેથી જનક રાજાએ અભયરૂપ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યું. જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ તથા તુરીયાવસ્થા આ પ્રમાણે આત્માને ચાર અવસ્થાઓ છે. અનેક પ્રકારની ઉપાસનાના ફળરૂપ સંસારના આસંગમાંથી આત્માના મુક્ત થવાના હેતુરૂપ આ ચતુર્થાવસ્થા છે. આત્મા અર્થાત્ ઇન્ધ સૂક્ષ્મ કરતા પણ સૂક્ષ્મ, સર્વ પ્રાણરૂપ તથા નેતિ નેતિરૂપ છે. આ તૃતીય બ્રાહ્મણમા જાગ્રત સ્વપ્નાદિ અવસ્થાદ્વારા મહાન્ તર્કોવડે અભયરૂપ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે, એમ દર્શાવવામા આવ્યું છે. તર્કવડે ઉત્પન્ન થતી કોઇ પણ આશંકાના ત્યાગે કરી આત્માનો સદ્ભાવ જ્ઞાત થઇ શકે છે. વ્યતિરિક્ત-સ્વતંત્ર, શુદ્ધ, સ્વયંજ્યોતિરૂપ આત્મા વ્યક્તિરૂપે, સર્વ શક્તિરૂપે, નિરતિશયાનંદરૂપે તથા અદ્વૈતરૂપે ગ્રાહ્ય થવા યોગ્ય થાય છે. આ હેતુને અનુસરી આ તૃતીય બ્રાહ્મણનો પ્રારંભ કરવામા આવ્યો છે. મુનિ યાજ્ઞવલ્કય જનકનાપર, તેના જ્ઞાનને જોઇ, અત્યંત સંતુષ્ટ થયા હતા. તેથી તેણે વર માગવા કહેલું હતું. મૂળમા, જે, 'પુરુષ' શબ્દ વાપરેલો છે, તેનું વર્ણન નીચે પ્રમાણે છે. આ પુરુષ કાર્ય કારણના સંઘાતરૂપે છે તથા શિરહસ્તાદિઅવયવોવાળો છે. આ પુરુષ કયા જ્યોતિરૂપ છે? અર્થાત્ કયા કારપૂરૂપ જ્યોતિવડે મનુષ્ય પોતાનું કાર્ય કરે છે? શ્રી શંકર ભગવાન્ શરીરની અંદર અથવા બહાર રહેલું તથા શરીરથી છૂટું પડેલું અથવા નહિ છૂટા પડેલા જ્યોતિ સંબંધી કેટલાક તર્ક વિતર્કો પ્રદર્શિત કરે છે પણ તે વિચારો ઉપનિષદના હોવા કરતા શ્રી શંકર ભગવાનના પોતાના જ લાગે છે. માટે તેનું નિરૂપણ અત્રે કરવામા આવ્યું નથી. બાહ્ય સ્વરૂપમા જે કાંઇ જ્યોતિ જોવામાં આવે છે તે મનુષ્યના બુદ્ધિવ્યાપારના કારણરૂપ હોવું અશક્ય છે. કારણ તે અમુક સમયે પોતાનું કાર્ય કરતું બંધ પડે છે, માટે જે જ્યોતિવડે જે મનુષ્ય પોતાનું કાર્ય કરે છે તે જ્યોતિ અંદર તથા બાહ્ય એ બેઉ પ્રકારના જ્યોતિથી ભિન્નરૂપે હોવું જોઇએ. ( ૧-૨ )

**સૂર્યના અસ્ત પછી ચંદ્રની જ્યોતિરૂપતા.**

**अस्तमित आदित्ये याज्ञवल्क्य**

किंज्योतिरेवायं पुरुष इति चन्द्रमा एवास्य ज्योतिर्भवतीति चन्द्रमसैवायं ज्योतिषाऽऽस्ते पल्ययते कर्म्म कुरुते विपल्येतीत्येवमेवैतद्याज्ञवल्क्य ॥३॥

શબ્દાર્થ –જનક –હે યાજ્ઞવલ્કય ! જ્યારે સૂર્યનો અસ્ત થાય છે ત્યારે આ પુરુષ કયા જ્યોતિરૂપ છે ? યાજ્ઞવલ્કય –સૂર્યના અસ્ત પછી ચંદ્રમા જ્યોતિરૂપે હોય છે. ચંદ્રની જ્યોત્સ્નાવડે મનુષ્ય નીચે બેસે છે, આમ તેમ હરે ફરે છે, પોતાનુ કાર્ય કરે છે તથા પોતાના ગૃહ તરફ પાછો ફરે છે. જનક –હે યાજ્ઞવલ્કય ! આપનુ કહેવુ યથાર્થ છે. (૩)

### ચન્દ્ર પછી અગ્નિની જ્યોતિરૂપતા.

अस्तमित आदित्ये याज्ञवल्क्य चन्द्रमस्यस्तमिते किंज्योतिरेवायं पुरुष इत्यग्निरेवास्य ज्योतिर्भवतीत्यग्निनैवाऽयं ज्योतिषाऽऽस्ते पल्ययते कर्म्म कुरुते विपल्येतीत्येवमेवैतद्याज्ञवल्क्य ॥ ४ ॥

શબ્દાર્થ –જનક –હે યાજ્ઞવલ્કય ! જ્યારે સૂર્ય તથા ચંદ્ર બેઉનો અસ્ત થાય છે ત્યારે આ પુરુષ કયા જ્યોતિરૂપે છે ? યાજ્ઞવલ્કય –સૂર્ય ચંદ્રના અસ્ત પછી અગ્નિ મનુષ્યના જ્યોતિરૂપ હોય છે. અગ્નિના તેજવડે મનુષ્ય નીચે બેસે છે, આમતેમ ફરે હરે છે, પોતાનુ કાર્ય કરે છે તથા પોતાના ગૃહપ્રતિ પાછો જાય છે જનક –હે યાજ્ઞવલ્કય ! આપ જે કહો છે તે બરાબર છે.

### અગ્નિના અસ્ત પછી વાક્‌ની જ્યોતિરૂપતા.

अस्तमित आदित्ये याज्ञवल्क्य चन्द्रमस्यस्तमिते शान्तेऽग्नौ किंज्योतिरेवायं पुरुष इति वागेवास्य ज्योतिर्भवतीति वाचैवायं ज्योतिषाऽऽस्ते पल्ययते कर्म्म कुरुते विपल्येतीति तस्माद्वै सम्राडपि यत्र स्वः पाणिर्न विनिर्ज्ञायतेऽथ यत्र वागुच्चरत्युपैव तत्र न्येतीत्येवमेवैतद्याज्ञवल्क्य ॥५॥

અન્વયાર્થ –अस्तमिते=અસ્ત પામ્યા પછી, स्व पाणि=પોતાના હાથ, विनिर्ज्ञायते=સ્પષ્ટ રીતે જોવામા આવે છે, वाग् उच्चरति=વાણીનો ઉદ્‌ભવ થાય છે, उप=સમીપ, न्येति=જાય છે (૫)

શબ્દાર્થ.–જનક –હે યાજ્ઞવલ્કય ! જ્યારે સૂર્યનો અસ્ત થયો હોય છે, ચંદ્રનો અસ્ત થયો હોય છે તથા અગ્નિ પણ શાંત થઇ ગયો હોય છે ત્યારે પુરુષ કયા જ્યોતિરૂપ હોય છે ? યાજ્ઞવલ્કય –આ સર્વનો અસ્ત હોય છે ત્યારે વાક્ જ્યોતિરૂપ હોય છે વાક્‌ના જ્યોતિવડે મનુષ્ય નીચે બેસે છે, આમ તેમ ફરે હરે છે, પોતાનુ કાર્ય કરે છે તથા પોતાના ગૃહપ્રતિ પાછો ફરે છે માટે હે રાજાઓનેવિશે શ્રેષ્ઠ ! જે વખતે એક મનુષ્ય પોતાના હાથને પણ જોઇ શકતો નથી, છતા જે સ્થળમાથી વાણી આવતી હોય છે તે પ્રતિ તેનુ ગમન થાય છે. જનક –હે યાજ્ઞવલ્કય ! આપ જેમ કહો છો તેમ જ છે. (૫)

ટીકા –વાક્‌નો અર્થ અહીં શબ્દ થાય છે, જે શ્રોત્રેન્દ્રિયના વિષયરૂપ છે. જ્યારે શ્રોત્રેન્દ્રિય પ્રદીપ્ત થાય છે ત્યારે મનને વિશે વિચાર ઉત્પન્ન થાય છે કારણ મનની સહાયતાવી જ એક મનુષ્ય જોઇ શકે છે તથા શ્રવણ કરી શકે છે. જ્યારે વાદળા ચઢી આવવાથી અંધકાર પ્રાપ્ત થયુ હોય છે અથવા જે સમયે કોઇ પણ જાતના જ્યોતિનો નાશ હોય છે તેવામા મનુષ્ય પોતાના હાથને પણ જોઇ શકતો નથી, એટલે તે સમયે ચક્ષુ ઈન્દ્રિયનો ઉપયોગ બંધ પડે છે. તેવામા જો કુતરુ ભસે છે અથવા ગધેડુ ભુંકે છે તો તે

ઉત્પન્ન થતા શબ્દરૂપી જ્યોતિવડે શ્રોત્ર તથા મન વચ્ચે કોઇ પણ પ્રકારનો અંતરાય રહેતો નથી, જેથી અંધકારમાં જ્યોતિનું કાર્ય વાણી હોય છે તથા બીજી ઇન્દ્રિયોનો વાણીવિશે જ સમાવેશ થાય છે. (૫)

વાકૂના પછી આત્મા જ્યોતિરૂપે.

अस्तमित आदित्ये याज्ञवल्क्य चन्द्रमस्यस्तमिते शान्तेऽग्नौ शान्तायां वाचि किंज्योतिरेवायं पुरुष इत्यात्मैवास्य ज्योतिर्भवतीत्यात्मनैवायं ज्योतिषाऽऽस्ते पल्ययते कर्म्म कुरुते विपल्येतीति ॥६॥

અન્વયાર્થ:-आत्मना ज्योतिषा=આત્મારૂપ જ્યોતિવડે. (૬)

શબ્દાર્થ:-જનક:-હે યાનવલ્કય ! જ્યારે સૂર્ય તથા ચંદ્રનો અસ્ત થયો હોય છે, અગ્નિ શાંત પડયો હોય છે તથા વાણી પણ શાંત પડી હોય છે તેવામાં પુરુષને જ્યોતિરૂપ કોણ હોય છે ? યાજ્ઞવલ્કય:-જ્યારે આ પ્રમાણે વાણી પણ હોતી નથી ત્યારે આત્મા સ્વયંજ્યોતિરૂપે હોય છે. આત્મારૂપી જ્યોતિવડે પુરુષ નીચે બેસે છે, આમ તેમ ફરે છે, પોતાનું કાર્ય કરે છે તથા પોતાના ગૃહપ્રતિ જાય છે. (૬)

ટીકા:-આ આત્મારૂપ જ્યોતિ, શરીરને વિશે રહેલા કાર્ય, કારણ તથા અવયવોના સમૂહથી ભિન્ન હોય છે, છતાં આદિત્યાદિ બાહ્ય જ્યોતિની માફક કાર્ય કારણરૂપ તેનો ભાસ થાય છે તથા અન્ય કોઇપણ વસ્તુવડે તેનો ભાસ થતો નથી. આ જ્યોતિ અંદરને વિશે રહેલું હોય છે તથા કાર્ય કારણથી વ્યતિરિક્ત છે. બાહ્ય ચક્ષુ આદિ ઇન્દ્રિયોવડે આ જ્યોતિ આદિત્યની માફક દશ્ય હોતું નથી, પણ કાર્યવડે તેનું અનુમાન કરવામાં આવે છે. (૬)

આત્માનું અધિષ્ઠાન.

कतम आत्मेति योऽयं विज्ञानमयः प्राणेषु हृद्यन्तर्ज्योतिः पुरुषः स समानः सन्नुभौ लोकावनुसञ्चरति ध्यायतीव लेलायतीव स हि स्वप्नो भूत्वेमं लोकमतिक्रामति मृत्यो रूपाणि ॥७॥

स वाऽयं पुरुषो जायमानः शरीरमभिसम्पद्यमानः पाप्मभिः संसृज्यते स उत्क्रामन् म्रियमाणः पाप्मनो विजहाति ॥८॥

અન્વયાર્થ:-हृदि अंतर्ज्योतिः=બુદ્ધિની અંદર રહેલ જ્યોતિ, समानः બુદ્ધિના સદશ હોવાથી, ध्यायतीव=ધ્યાન કરતો હોય તેમ જણાય છે, लेलायतीव=ગમન કરતો હોય, अतिक्रामन्ति=ત્યાગ કરે છે, मृत्योरूपाणि अतिक्रामन्ति=મરણ પછી કર્મ તથા અવિદ્યાનો ત્યાગ કરે છે. (૭) उत्क्रामन्=ગમન કરતો છતો, पाप्मनः=કાર્ય કારણ લક્ષણોને. (૮)

શબ્દાર્થ:-જનક:-આ આત્મા કયો ? યાજ્ઞવલ્કય:-પ્રાણોને વિશે આત્મા વિજ્ઞાનમય અર્થાત્ જ્ઞાનસ્વરૂપ હોય છે. તે હૃદયને વિશે રહે છે તથા જ્યોતિરૂપ પુરુષરૂપે તે છે. સમાનરૂપે હોવાથી બેઉ લોકને વિશે તેનું ગમન થાય છે. જાણે ધ્યાન કરતો હોય તેમ તે ભાસે છે. જાણે ગમન કરતો હોય તેમ તે ભાસે છે. તે સ્વપ્નરૂપે થઇ આ લોકનું અતિક્રમણ કરે છે. તે મૃત્યુના રૂપોનો ત્યાગ કરે છે. (૭)

શબ્દાર્થ:-આ પુરુષ જ્યારે જન્મને પામે છે તથા જ્યારે શરીરને ધારણ કરે છે ત્યારે તે પાપથી યુક્ત થાય છે. તે ઉર્ધ્વ ગમન કરે છે અર્થાત્ મૃત્યુને વશ થાય છે ત્યારે તે સર્વ પાપોનો ત્યાગ કરે છે. (૮)

ટીકા:-અગર જો કે સિદ્ધ કરવામાં આવ્યું

છે કે, સ્થૂલ શરીરથી ભિન્ન સતરૂપે આત્મા છે તથા તે શરીરને વિશે રહે છે, છતાં સૂર્યાદિ જ્યોતિઓ ઇન્દ્રિયોના વ્યાપારને વિશે દેહને મદદ કરતી હોવાથી, શરીરની સાથે તેની સમાનતા છે, તે જોઇ એમ ભ્રાંતિ થાય કે, આત્મા, જે કે સૂર્યાદિની માફક જ્યોતિરૂપે છે તેની શરીરાદિ સાથે સમાન રૂપતા થાય કારણ સહાયવાળી વસ્તુને વિશે કોઇ પણ જાતની ભિન્નતા હોતી નથી તથા ભિન્નતાની ખામીને લીધે એમ શંકા થાય કે, આત્મા સર્વ ઇન્દ્રિયોમાંની એક ઇન્દ્રિયરૂપે છે અથવા તે સર્વ ઇન્દ્રિયોમાંથી ભિન્નરૂપે છે? બીજા શબ્દમાં કહીએ તો અગર જો કે એમ સિદ્ધ થયું છે કે, આત્મા શરીરથી ભિન્ન છે, છતાં સર્વ ઇન્દ્રિયો વિજ્ઞાનમય હોવાથી આત્મા તથા ઇન્દ્રિયોની વચ્ચે કોઇ પણ પ્રકારની ભિન્નતા સિદ્ધ થતી નથી, જેથી આત્મા કયો છે, આ રીતની શંકા આવશ્યકીય છે. શ્રી શંકર ભગવાને આ આખા સાતમા મંત્રનું ત્રણ પ્રકારે વ્યાખ્યાન કર્યું છે. જેમ કે, (૧) વાક્યના પ્રથમ ભાગમાં શંકા કરવામાં આવી છે કે, આત્મા કેવો છે? તથા બીજા ભાગમાં તેનો ઉત્તર આપવામા આવ્યો છે કે, પ્રાણોને વિશે જે પુરુષ વિજ્ઞાનમય છે તથા જે હૃદયના જ્યોતિરૂપ છે,-તેને આત્મા કહેવામાં આવે છે. (૨) પ્રાણોમાં વિજ્ઞાનમય આત્મા કયો છે? આના પ્રત્યુત્તરમાં કહ્યું છે કે, પુરુષ જે કેવળ જ્યોતિરૂપ છે તથા હૃદયને વિશે રહે છે તે આત્મા છે. (૩) પ્રાણોનેવિશે જે આત્મા વિજ્ઞાનમય છે તે કેવા પ્રકારનો છે તથા જે પુરુષ કેવળ જ્યોતિરૂપ છે, તે શું હૃદયને વિશે જ રહે છે? આ ત્રણ પ્રકારના વિવેચનોમાથી શ્રી શંકર ભગવાન્ પ્રથમનું વિવેચન વધારે સારું ગણે છે. આત્મા વિજ્ઞાનમય છે, એટલે જ્ઞાન અથવા તો બુદ્ધિરૂપ છે. પુરુષ જે કેવળ જ્યોતિરૂપ છે, જે સર્વને વ્યક્ત કરે છે તથા જે કોઇનાવડે પણ વ્યક્ત થતો નથી, તે જાગ્રતાવસ્થામાં જણાઇ શકતો નથી. કારણ કોઇ પણ પ્રાણ પ્રત્યક્ષ જ્ઞાનનો વિષય હોતો નથી તથા ઇન્દ્રિયોના ઘણા કાર્યકારણોના જોડાયલા વ્યવહારમાંથા ઉત્પન્ન થતી ભ્રાન્તિને લીધે જ્યોતિરૂપ આત્માનું સ્વરૂપ દર્શાવી શકાતું નથી, માટે ઉપનિષદમાં આત્માનું વર્ણન સ્વપ્નાવસ્થાના સાધનવડે કરવામાં આવ્યું છે. તે અંતઃકરણની સાથે સમાનરૂપ થઇ દેવલોકને વિશે ગમન કરે છે, અર્થાત્ આત્માનો અંતઃકરણની સાથે અથવા બુદ્ધિ સાથે જે સંબંધ છે, તે પરથી તે સ્પષ્ટ પ્રતીત થાય છે. પુરુષની અંતઃકરણની સાથે સમાનતા થાય છે. જેવી રીતે રક્ત લીલું આદિ રૂપોને દર્શાવતી જ્યોતિ રક્ત અથવા લીલી થાય છે, તેમ બુદ્ધિને ભાસમાન કરનારા પુરુષનો ભાસ આખા શરીરરૂપે થાય છે તથા બુદ્ધિદ્વારા તે સર્વના સમાન થાય છે. આ પુરુષનું લોકને વિશે ગમન થવું, એ તેની બુદ્ધિનાપર આધાર રાખે છે. પોતાની મરજી પ્રમાણે આ સંસાર થતો નથી. પોતાના વર્તમાન શરીરનો ત્યાગ કરી તે ગમન કરે છે તથા તેનો પણ ત્યાગ કરે છે. વળી અન્યને વિશે પ્રવેશ કરે છે, એમ અનંત પરિક્રમણ કર્યા કરે છે. અહી બે લોક કહેવાવડે વર્તમાન તથા ભવિષ્ય એમ બે પ્રકારના લોક ગ્રહણ કરવા. તે જાણે મનન કરતો હોય તેમ ભાસે છે. અર્થાત્ વાસ્તવિક રીતે તે વિચારતો અથવા મનન કરતો નથી. કારણ કે મનન કરવું, એ તેની પ્રકૃતિ ( સ્વભાવ ) હોતી નથી. બુદ્ધિ જે રૂપે થાય છે તે રૂપે તે પુરુષ થાય છે. જો બુદ્ધિ સ્વપ્નાવસ્થાને ધારણ કરે છે તો પુરુષ પણ સ્વપ્નાવસ્થાને ધારણ કરે છે. સ્વપ્નને ધારણ કરી તે આ લોકનો અર્થાત્ જાગ્રતાવસ્થાના વ્યવહાર લક્ષણવાળા તથા

કાર્ય કારણના સઘાતરૂપ આ લોકનો ત્યાગ કરે છે. તે મૃત્યુના રૂપોનો ત્યાગ કરે છે અર્થાત્ કર્મ અને અવિદ્યાનો ત્યાગ કરે છે. (૭)

ટીકા –આ જ દેહને વિશે રહેનારો પુરુષ જ્યારે સ્વપ્નાવસ્થાને ધારણ કરે છે ત્યારે તે મૃત્યુના રૂપોનો–કર્મ તથા અવિદ્યાનો ત્યાગ કરે છે તથા પોતાના જ્યોતિને વિશે રહેલો હોય છે. પણ જ્યારે તે જન્મને પામે છે ત્યારે પાપવડે યુક્ત થાય છે જ્યારે તે પુરુષ જન્મને પામે છે, એટલે શરીરને વિશે આત્મભાવને પ્રાપ્ત થાય છે ત્યારે તે પુરુષ પાપથી જોડાય છે પાપનો અર્થ અહીં ધર્મ તથા અધર્મને આશ્રયે રહેનાર એવા કાર્ય તથા કારણને જાણવા ને પુરુષ પાપોનો ત્યાગ કરે છે અર્થાત્ તે તેમાથી મુક્ત થાય છે. જેવી રીતે એક જ શરીરને વિશે રહેનારો પુરુષ બુદ્ધિસાથેની સમાનતાને લીધે પાપરૂપ કાર્ય તથા કારણને એકવાર ધારણ કરે છે તથા એકવાર તેનો ત્યાગ કરે છે અને આ રીતે જાગ્રતાવસ્થાને તથા પછી સ્વપ્નાવસ્થાને પામે છે, તે જ પ્રમાણે એકવાર કાર્ય કારણને ધારણ કરી તથા એકવાર તેનો ત્યાગ કરી, વર્તમાન લોકને વિષે તથા ભવિષ્ય લોકને વિશે જન્મ મરણદ્વારા ગમન કર્યા કરે છે તથા જ્યા સુધી કૈવલ્ય મોક્ષ પ્રાપ્ત નથી થયો ત્યા સુધી એમનો એમ જ કર્યા કરે છે. આથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે, આત્મા, જેનું સ્વરૂપ જ્યોતિરૂપે છે તે, પાપથી અર્થાત્ કાર્ય અને કારણોથી ભિન્નરૂપે છે. કારણ કે તે કાર્ય કારણો સાથે જોડાયેલો હોય છે, તેમ જ તેથી વિભિન્ન પણ હોય છે (૮)

**સ્વપ્ન જાગ્રત તથા સુષુપ્તિના સધિરૂપે**

**तस्य वा एतस्य पुरुषस्य द्वे एव स्थाने भवत इदं च परलोकस्थान च सन्ध्य तृतीयꣳ स्वप्नस्थानं तस्मिन्सन्ध्ये स्थाने तिष्ठन्नेते उभे स्थाने पश्यतीदञ्च परलोकस्थान च अथ यथाक्रमोऽयं परलोकस्थाने भवति तमाक्रममाक्रम्योभयान् पाप्मन आनन्दांश्च पश्यति स यत्र प्रस्वपित्यस्य लोकस्य सर्वावतो मात्रामपादाय स्वयं विहत्य स्वयं निर्माय स्वेन भासा स्वेन ज्योतिषा प्रस्वपित्यत्रायं पुरुषः स्वयं ज्योतिर्भवति ॥९॥**

અન્વયાર્થ –**संध्ये स्थाने**= સ્વપ્ન સ્થાનમા, **उभे स्थाने**=જાગ્રત તથા સુષુપ્તિ, **यथाक्रम**=જેવા આશ્રયવાળો, **आक्रम**= આશ્રયને, **आक्रम्य**=મેળવી, **उभयान्**=બેઉ, **पाप्मन आनंदान्**=પાપ તથા આનદને, **प्रस्वपिति** સ્વપ્નનો અનુભવ કરે છે, **यत्र**= જે સમયે, **सर्वावतः**=આત્માદિ સસર્ગરૂપ કારણવાળી, **मात्रा**=એક દેશરૂપ અવયવને, **अपादाय**=ગ્રહણ કરી, **स्वयं**=જાગ્રત્ દેહનો, **विहत्य**=વધ કરી **स्वयं**=પોતાના સ્વપ્ન દેહને **निर्माय**=નિર્માણ કરી. (૯)

શબ્દાર્થ –આ પુરુષના બે જ સ્થાનો છે'–આ સ્થાન તથા પરલોકનુ સ્થાન. આ બે સ્થાનોની સધિરૂપે જે સ્વપ્નનુ સ્થાન છે, તે તૃતીય સ્થાનરૂપે છે. આ સધિરૂપ સ્થાન નેવિશે રહી, મનુષ્ય આ સ્થાન તેમ જ પરલોકનુ સ્થાન, એમ બન્ને સ્થાનોને જોઈ શકે છે. જેટના પ્રયાસે કરી મનુષ્ય પરલોક સ્થાન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે છે તેટના પ્રમાણમા તે પાપ અથવા તો આનદ જૂવે છે. જ્યારે તે નિદ્રાવશ હોય છે તથા સર્વાવાન્ એવા કેવળ આ લોકની જ માત્રાને ધારણ કરે છે ત્યારે અગર જો કે તેનુ પોતાનુ શરીર સૂતેલુ હોય છે, છતા પોતે પોતાની કાંતિના પ્રભાવના જોરે ગૃહને અર્થાત્ સ્વપ્ન સદન

દેહને ઉભું કરે છે. તે સમયે આ પુરૂષ સ્વયંજ્યોતિરૂપ કહેવાય છે. (૯)

ટીકા—જેમ બે ગામની વચમાના સ્થાનને કદી ગામ કહેવાતું નથી, તેમ સ્વપ્ન કાંઇ બીજો લોક નથી, પણ કેવળ બે લોકની સંધિ જ છે. આ સ્વપ્ન અથવા સંધિરૂપ લોકથી ભિન્ન અન્ય લોક છે, એમ શાથી સિદ્ધ થાય છે? આનો ઉત્તર એ છે કે, પુરૂષ સ્વપ્નમા આ લોક તથા અન્ય લોકને જોઇ શકે છે. જેવી રીતે બીજના પ્રમાણમા વૃક્ષ ઉગે છે, તે જ પ્રમાણે વાસનાના પ્રમાણમા દેહ ધારણ કરવાનું હોય છે તથા દેહ ધારણ કરી પાપને જૂવે છે, અર્થાત્ પાપના કાર્ય દુઃખને જૂવે છે. તે આ દુઃખોને પૂર્વ જન્મને વિશે પ્રાપ્ત થયેલી વાસનાઓરૂપે જૂવે છે. આની સાબીતિ શું? સાબીતિ એ કે, મનુષ્ય આ જન્મને વિશે નહિ જોવામા આવેલી એવી ઘણી વસ્તુઓ સ્વપ્નમા જૂવે છે. કારણ સ્વપ્નનો અર્થ કાંઇ પૂર્વે જોયેલી વસ્તુનું પ્રત્યક્ષ પ્રમાણ, જેને સ્મૃતિ કરી કહેવામા આવે છે, તે નથી અથી પ્રતીત થાય છે કે, જાગ્રત તથા સ્વપ્ન આ બે લોક સિવાય અન્ય બે લોકો છે. સર્વાવત્ આ શબ્દનો બે રીતે અર્થ થાય છે. **सर्वं अवतीति सर्वावत्** એટલે તે સર્વનું રક્ષણ કરે છે અથવા **सर्वाः भूतभौतिकमात्रा विद्यन्ते इति सर्ववान्, सर्ववान् एव सर्वावान्** ભૂત ભૌતિક માત્રાઓ જેને છે તે સર્વાવાન્ કહેવાય છે. (૯)

## સ્વપ્નમાં આત્માનું કર્તાપણું.

न तत्र रथा न रथयोगा न पन्थानो भवन्त्यथ रथान् रथयोगान् पथः सृजते न तत्रानन्दा मुदः प्रमुदो भवन्त्यथानन्दान् मुदः प्रमुदः सृजते न तत्र वेशान्ताः पुष्करिण्यः स्रवन्त्यो भवन्त्यथ वेशान्तान्पुष्करिण्यः स्रवन्त्यः सृजते स हि कर्ता ॥१०॥

तदेते श्लोका भवन्ति ॥ स्वप्नेन शारीरमभिप्रहत्यासुप्तः सुप्तानभिचाकशीति ॥ शुक्रमादाय पुनरेति स्थानं हिरण्मयः पुरुष एकहंसः ॥११॥

प्राणेन रक्षन्नवरं कुलायं बहिष्कुलायादमृतश्चरित्वा । स ईयतेऽमृतो यत्र कामं हिरण्मयः पुरुष एकहंसः ॥१२॥

स्वप्नान्त उच्चावचमीयमानो रूपाणि देवः कुरुते बहूनि ॥ उतेव स्त्रीभिः सह मोदमानो जक्षदुतेवापि भयानि पश्यन् ॥१३॥

आराममस्य पश्यन्ति न तं पश्यति कश्चनेति । तं नायतं बोधयेदित्याहुः ॥ दुर्भिषज्यं हास्मै भवति यमेष न प्रतिपद्यते । अथो खल्वाहुर्जागरितदेश एवास्यैष इति यानि ह्येव जाग्रत्पश्यति तानि सुप्त इत्यत्रायं पुरुषः स्वयंज्योतिर्भवति सोऽहं भगवते सहस्रं ददाम्यत ऊर्ध्वं विमोक्षाय ब्रूहीति ॥१४॥

स वा एष एतस्मिन् सम्प्रसादे रत्वा चरित्वा दृष्ट्वैव पुण्यं च पापं च पुनः प्रतिन्यायं प्रतियोन्याद्रवति स्वप्नायैव स यत्तत्र किंचित्पश्यत्यनन्वागतस्तेन भवत्यसङ्गो ह्ययं पुरुष इत्येवमेवैतद्याज्ञवल्क्य सोऽहं भगवते सहस्रं ददाम्यत ऊर्ध्वं विमोक्षायैव ब्रूहीति ॥१५॥

स वा एष एतस्मिन् स्वप्ने रत्वा चरित्वा दृष्ट्वैव पुण्यं च पापं च पुनः प्रतिन्यायं प्रतियोन्याद्रवति बुद्धान्तायैव स यत्तत्र किञ्चित्पश्यत्यनन्वागतस्तेन भवत्यसङ्गो ह्ययं पुरुष इत्येवमे-

वैतद्याज्ञवल्क्य सोऽहं भगवते सहस्रं ददाम्यत ऊर्ध्वं विमोक्षायैव ब्रूहीति ॥ १६ ॥

અન્વયાર્થ:-रथयोगाः= અશ્વો, तत्र= સ્વપ્નમા, मुदः હર્ષ, प्रमुदः= પ્રહર્ષ, वेशान्ताः=વાપી, पुष्करिण्यः=તળાવો, स्रवन्त्यः=નદીઓ, सः=તે આરોપિત જીવાત્મા. ( ૧૦ ) शारीरं अभिप्रहत्य असुप्तः નિશ્ચેષ્ટ થઇ સ્વપ્નમા ન હોય सुप्तान् अभिचाकशी=અંતઃકરણવૃત્તિવાળા પદાર્થોને આત્મદષ્ટિથી અનુભવ કરે છે, शुक्रं=શુદ્ધ જ્યોતિ, पति स्थानं જાગૃતને પામે છે, एकहंसः એક છતાં સર્વ ભાવોમાં ગમન કરનાર. (૧૧) अवरं कुलायं=નિકૃષ્ટ શરીરને, कुलायात् बहिः चरित्वा=શરીરથી બહાર બુદ્ધિરૂપે ભ્રમણ કરી, अमृतः આસંગથી રહિત, सः इयते अमृतःयत्र कामं= જે જે કામના થાય છે તેને અસંગરૂપ તે મેળવે છે. (૧૨) स्वप्नान्ते=સ્વપ્નસ્થાનમાં, उच्चावचीयमानः=દેવભાવ તથા તિર્યગાદિ ભાવને પામતો, देवा=જ્ઞાનસ્વરૂપ, रूपाणि=વાસનામય શરીરોને, जक्षत्= હસતો હોય. (૧૩) आरामं=સ્વપ્નના આશ્રમને, तं=તે આત્માને, आयतं= ગાઢ સુષુપ્તિને પામેલા પુરૂષને, न बोधयेत्= જગાડવો નહિ, दुर्भिषज्यं દુઃખે કરી ધરવા યોગ્ય, अस्मै=આ દેહ ( જે સ્થાનમાથી શુદ્ધ જ્યોતિ નીકળી જે ઇન્દ્રિય સ્થાનને આત્મા પામે છે તે એકદમ જગાડવાથી ઇન્દ્રિય ભિન્ન પ્રદેશપ્રતિ ગમન કરે છે ). जागरितदेशः=જાગરિત વિષયવાળો, अस्यपषः=સ્વપ્નનો વિષય, यानि=જે વિષયોને, तानि=તે વિષયોને, (૧૪) संप्रसादे= સુષુપ્તિ સ્થાનમાં, रत्वा=રમણ કરી, चरित्वा=વિહાર કરી, दृष्ट्वा पुण्यं पापं= સુખ દુઃખનો અનુભવ કરી, प्रतिन्यायं= ઉલટા ક્રમે કરી, प्रतियोनि आद्रवति= સ્વપ્નસ્થાનને મેળવે છે, तत्र किंचित् पश्यति अनन्वागतः तेन भवति असंगः=તે સ્વપ્નમાં જે કોઇ અનુભવે છે, છતાં બંધનથી રહિત હોય છે, કારણ તે અસંગરૂપે છે. (૧૫) प्रतियोनि=પ્રતિલોમપણાથી નિશ્ચય પૂર્વક જેનું ગમન છે તે અર્થાત્ અહીં જાગ્રતાવસ્થા. (૧૬)

શબ્દાર્થ:-સ્વપ્નવિશે કોઇ રથો હોતા નથી, અશ્વો તથા માર્ગો હોતા નથી, છતાં સ્વપ્નદ્રષ્ટા પુરૂષ રથો, અશ્વો તથા માર્ગોને ઉત્પન્ન કરે છે. સ્વપ્નમા ખરેખરો આનંદ, મોદ તથા પ્રમોદ હોતો નથી, છતાં તે આનંદ, મોદ અને પ્રમોદને ઉત્પન્ન કરે છે. સ્વપ્નમાં વાપી, તળાવો તેમ જ નદીઓ હોતી નથી, છતા તે સ્વપ્નદ્રષ્ટા વાપી, તળાવ તથા નદીઓને ઉત્પન્ન કરે છે. કારણ તે સ્વપ્નભૂમિનો કર્તા હોય છે. (૧૦)

શબ્દાર્થ.-આ બાબતમાં નીચેના શ્લોકો કહેવામાં આવ્યા છેઃ-સ્વપ્નમા શરીરને કોઇપણ પ્રકારની ચેષ્ટાથી રહિત કરી, પોતે સ્વપ્નથી રહિત હોવા છતાં સ્વપ્નના સર્વ ભાવોને આત્મદષ્ટિવડે જોતો હોય, તેમ આત્મા ભાસે છે. જ્યારે તે આત્મા શુદ્ધ જ્યોતિવાળા અર્થાત્ ઇન્દ્રિય માત્રાવાળા રૂપને ગ્રહણ કરે છે ત્યારે હિરણ્મય પુરૂષ, જે એકહંસરૂપેછે, તે ફરી જાગ્રતાવસ્થાને પ્રાપ્ત થાય છે. (૧૧)

શબ્દાર્થ:-પ્રાણે કરી, ક્ષુદ્ર એવા માળારૂપી શરીરનું મૃત્યુમાથી રક્ષણ કરી, તેમ જ શરીરના બાગમાં રહેનારો તે અમૃતરૂપ, હિરણ્મયરૂપ, પુરૂષરૂપ તથા એક હંસરૂપ આત્મા જ્યા જ્યા પોતાની કામના જાય છે ત્યાં ત્યાં ગમન કરે છે. (૧૨)

શબ્દાર્થ:-પોતાના સ્વપ્ન વિશે તે સ્વ-

પ્નદષ્ટા ઉત્કૃષ્ટ સ્થાનમાંથી નિકૃષ્ટ સ્થાન પ્રતિ જાય છે તથા તે હિરમણ્ય પુરુષ અનેક વાસનાના રૂપોને ધારણ કરે છે; જેવાં કે પોતે સ્ત્રીની સાથે રમતો હોય, હસતો હોય અથવા તોઃભયને જોતો હોય એવો ભાસ થાય છે. (૧૩)

શબ્દાર્થઃ–સર્વ જનો આત્માના વાસનામય આરામ સ્થાનોને જૂવે છે, પણ આત્માને કોઇ જોઇ શકતું નથી. બધા મનુષ્યો એમ કહે છે કે, કોઇ પણ ગાઢ સુષુપ્તિને પામેલાને જગાડવો નહિ. જ્યારે આ પુરુષરૂપ આત્મા ઇન્દ્રિયોના દ્વારોને પ્રાપ્ત થતો નથી, ત્યારે જે શરીરમાં તે રહેલો હોય છે, તે શરીર સુધરવાને અયોગ્ય બને છે. કેટલાક જનો ખરેખર એમ કહે છે કે, તેનું સ્વપ્નસ્થાન જાગ્રત સ્થાનના સરખું હોય છે. પણ વાસ્તવિક રીતે જોતા તેમ નથી. કારણ સ્વપ્નાવસ્થામાં પુરુષ સ્વયંજ્યોતિરૂપ થાય છે. જનકઃ–હે ભગવન્! હું આપને એક સહસ્ર ગાય આપીશ. મોક્ષના સંબધમાં આ કરતા બીજું જે કાઇ વધુ હોય, તે મને શ્રવણ કરાવશો. (૧૪)

શબ્દાર્થઃ–જે અવસ્થામાં પૂર્ણ આનંદ હોય છે અર્થાત્ સુષુપ્તિ અવસ્થાનો આનંદ ભોગવ્યા પછી, આમ તેમ ફર્યાં પછી તેમ જ પુણ્ય અને પાપના ફળને જોતો છતો તે આત્મા પોતાના જન્મ સ્થાનને–સ્વપ્નને વિશે ફરી ઉલટા ક્રમે કરી પ્રવેશ કરે છે. આ સ્વપ્નમાં તે આત્મા જે કાંઇ જૂવે છે, તેના આસંગથી તે લેપાતો નથી. કારણ તે પુરુષ કોઇ પણ પ્રકારના સંગથી રહિત છે. જનકઃ–હે યાજ્ઞવલ્ક્ય! આપ જે કહો છો તે યથાર્થ છે. હે ભગવન્! હું આપને એક સહસ્ર ગાય આપું છું. મુક્તિના સંબંધમાં બીજું કાઇ જે હોય, તે આપ શ્રવણ કરાવશો. (૧૫)

શબ્દાર્થઃ–સ્વપ્નમાં આનંદ ભોગવી, આમ તેમ ફરી, તેમ જ પુણ્ય અને પાપ જોયા પછી તે પુરુષ ઉલટા ક્રમે કરી પોતાના જન્મ સ્થાન પ્રતિ–જાગ્રતાવસ્થા પ્રતિ ગમન કરે છે. સ્વપ્નમાં જે કાંઇ તેણે જોયું હોય છે તેનાથી તે બંધનને પામતો નથી. કારણ તે દ્રષ્ટા પુરુષ આસંગના દોષથી રહિત હોય છે. જનકઃ–હે યાજ્ઞવલ્ક્ય! આ તમે કહો છો તેમ જ છે. બીજું કાંઇ મોક્ષના સંબંધમાં મને કહેશો. (૧૬)

ટીકાઃ–પૂર્વે કહેવામાં આવ્યું છે કે, સ્વપ્નવિશે પુરુષ સ્વયંજ્યોતિરૂપ છે. આ બાબતમાં અન્ય રીતે આ દશમા મંત્રમા વર્ણન કરવામાં આવ્યું છે. જાગ્રતાવસ્થામા જે ઇન્દ્રિયોના વિષયો હોય છે, તે વિષયો સ્વપ્નમાં હોતા નથી. છતાં તે વિષયોને આત્મા પોતાની મેળે ઉત્પન્ન કરે છે, જેથી કરી સ્વપ્ન ભૂમિનો કર્તા આત્માને કહ્યો છે. (૧૦)

ટીકાઃ–અહીં શ્લોકનો અર્થ મંત્ર થાય છે. પુરુષ સ્વયંજ્યોતિરૂપ છે, એમ દર્શાવવાને માટે આ મંત્રો આપવામાં આવ્યા છે. આ પુરુષને હિરણ્મય કહેવાનું કારણ એ કે, તે ચૈતન્ય જ્યોતિ સ્વભાવવાળો છે. તે પુરુષ એકહંસરૂપ છે અર્થાત् **एक एव हन्तीति एकहंसः** અર્થાત્ એક છતા તેનું જાગ્રત, સ્વપ્ન, આલોક તથા પરલોકાદિને વિશે ગમન થાય છે. (૧૧)

ટીકાઃ–પંચ પ્રાણાત્મક પ્રાણે કરી માળારૂપ દેહનું રક્ષણ કરી, જો કે પુરુષ શરીરમા જ રહીને સ્વપ્નોને જુવે છે, છતાં તેને બાહ્યરૂપે ગણવામાં આવે છે. કારણ આત્માનો દેહની સાથે કોઇ પણ પ્રકારે સંબંધ હોતો નથી. (૧૨)

ટીકાઃ–આ રીતે વાસના તેને જેવી જેવી રીતે દોરવી લઇ જાય છે, તે તે પ્રમાણે દેવ

અથવા તો પશુપણાનો તેને ભાસ થાય છે. (૧૩)

ટીકાઃ-આમા ભાવ એટલો જ છે કે, સ્વપ્નાવસ્થામા જે ઇન્દ્રિયોના દ્વારે કરી આત્માએ પ્રવેશ કર્યો હોય છે, તે જ ઇન્દ્રિયોદ્વારા જ્યારે પુરુષ પાછો ફરતો નથી પણ તે અન્ય કોઇ દ્વારા પાછો ફરે છે ત્યારે અંધ બધિરાદિ રોગો ઉત્પન્ન થાય છે, જે રોગો સુધરવા અશક્ય થઇ પડે છે. આજ કારણથી કોઇપણ માણસ સૂતો હોય તો તેને એકદમ ઓચિંતો જગાડવો નહિ. (૧૪)

ટીકા-આ બ્રાહ્મણના પ્રારંભમાં આત્મા સ્વયંજ્યોતિરૂપે છે, એમ 'સ્વપ્નમાં આત્મા સ્વયંજ્યોતિરૂપ છે' એ પ્રમાણેના વચનવડે સિદ્ધ કરવામાં આવ્યું છે. પણ સ્વપ્નરૂપ થઇ તે આ લોકનો ત્યાગ કરે છે, આ વચનનો અર્થ શંકાયુક્ત છે. કારણ એમ કહી શકાય કે, સ્વપ્નમાં આત્મા મૃત્યુના રૂપોનો ત્યાગ કરી શકે, પણ આથી કાંઇ એમ નહિ કહી શકાય કે, મૃત્યુનો પણ ત્યાગ કરી શકે. કારણ આ તો પ્રસિદ્ધ જ છે કે, અગર જો આત્મા કાર્ય અને કારણમાથી છૂટો પડ્યો હોય છે, છતાં તે ભય, આનંદાદિનો અનુભવ કરે છે. આથી તે સત્ય રીતે મૃત્યુનો ત્યાગ કરતો નથી. કારણ મૃત્યુરૂપ કર્મનું કાર્ય હર્ષ ભય આદિ જોવામાં આવે છે અને જો એક મનુષ્ય સ્વરૂપે કરીનેજ મૃત્યુવડે બંધાયલો હોય, તો આત્મા પોતાના સ્વરૂપમાથી છૂટો નહિ પડતો હોવાથી તેને કદી મોક્ષ થતો નથી. આ પરથી આપણે માની લેવું જોઇએ કે, મૃત્યુ એ સ્વભાવરૂપે હોઇ શકે નહિ અને તેથી મૃત્યુમાંથી મોક્ષની ઉપપત્તિ શક્ય છે. આ સર્વ દર્શાવવા માટે રાજાના પ્રશ્નના પ્રતિ ઉત્તરરૂપે યાજ્ઞવલ્કયનો વિષય છે. સ્વપ્નમા આત્મા ખરેખરી રીતે પુણ્ય તથા પાપ કરતો નથી, તેથી તે પુણ્ય અથવા પાપ કોઇવડે બંધાતો નથી. કારણ કેવળ દર્શનવડે જ આત્મા બંધનને પામતો નથી. આથી સ્વપ્નરૂપે થઇ, તે કેવળ મૃત્યુના રૂપોનું જ અતિક્રમણ કરતો નથી, પણ મૃત્યુનું સુદ્ધા અતિક્રમણ કરે છે. સ્વપ્નમાં કશું કરતો નહિ હોવાથી, મૃત્યુ જે કર્મરૂપ છે તેના સ્વરૂપથી તે ભિન્ન હોય છે અને આથી તે કોઇપણ રીતના આસંગથી મુક્ત હોય છે. આપણને સાધારણ અનુભવથી જ માલમ પડે છે કે, સ્વપ્નમાં પુરુષ જે કાંઇ કરે છે, તેને લીધે કોઇ તેને દોષિત કરતું નથી અથવા તેની પ્રશંસા કરતું નથી. (૧૫)

### આત્મામાં કર્તાપણાનો અભાવ.

**स वा एष एतस्मिन्बुद्धान्ते रत्वा चरित्वा दृष्ट्वैव पुण्यञ्च पापञ्च पुनः प्रतिन्यायं प्रतियोन्याद्रवति स्वप्नान्तायैव ॥१७॥**

**तद्यथा महामत्स्य उभे कूले अनुसञ्चरति पूर्वञ्चापरञ्चैवमेवायं पुरुष एतावुभावन्तावनुसञ्चरति स्वप्नान्तञ्च बुद्धान्तञ्च ॥१८॥**

**तद्यथास्मिन्नाकाशे श्येनो वा सुपर्णो वा विपरिपत्य श्रान्तः संहत्य पक्षौ संलयायैव ध्रियत एवमेवायं पुरुष एतस्मा अन्ताय धावति यत्र सुप्तो न कञ्चन कामं कामयते न कञ्चन स्वप्नं पश्यति ॥१९॥**

અન્વયાર્થઃ-સ્વપ્નાન્તાય=સ્વપ્નનો જેમાં લય તે અર્થાત્ સુષુપ્તિ. (૧૭) સ્વપ્નાન્તંબુદ્ધાન્તં=સ્વપ્ન સ્થાનને તથા જાગ્રત સ્થાનને. (૧૮) શ્યેનઃ=સીંચાણો અર્થાત્ મોટા શરીરવાળુ પક્ષી, વિપરિપત્ય=વિવિધ ઉડ્ડું કર્યા પછી, પક્ષૌ સંહત્ય=બે પાંખો પ્રસાર કરી, સંલયાય=સંતાવાના સ્થાનપ્રતિ, ધ્રિયતે=જાય છે,

**पतस्मै अंताय**=આ અંત પ્રતિ અર્થાત્ જાગ્રત તથા સ્વપ્નના છેવટમાં. (૧૯)

શબ્દાર્થઃ-પોતાની જાગ્રતાવસ્થામાં આનંદ ભોગવી આમ તેમ ફરી હરી તથા પાપ પુણ્યને જોઇ તે પુરુષ ઉલટા ક્રમે કરી પાછો પોતાના ઉત્પત્તિસ્થાન પ્રતિ-સ્વપ્નાવસ્થાપ્રતિ ગમન કરે છે. (૧૭)

શબ્દાર્થઃ-જે પ્રમાણે એક મોટી માછલી બે કિનારાઓની વચ્ચોવચ્ચ જા આવ કરે છે, ઘડીમાં એક કિનારાપર જાય છે તથા ઘડીમા બીજા કિનારાપર જાય છે, તેજ રીતે આ પુરુષ સ્વપ્નવસ્થાના તેમ જ જાગ્રતાવસ્થાના અંતને, એમ બન્ને અંતોની વચ્ચોવચ્ચ ફર્યાં કરે છે. (૧૮)

શબ્દાર્થઃ-જેવી રીતે શ્યેન પક્ષી અથવા ઘણું જ ઝડપવાળું એવું ગરુડ-પક્ષી આકાશને વિષે ભટકતું ભટકતું જ્યારે વિશ્રાંતિને પામે છે ત્યારે પોતાની પાંખોને પસારી પોતાના માળાપ્રતિ ગમન કરે છે, તેમ આ પુરુષ પોતાના છેવટના સ્થાનપ્રતિ ગમન કરે છે. આ સુષુપ્તાવસ્થામા તો તે કોઇ પણ પ્રકારની કામનાની ઇચ્છા રાખતો નથી તથા કોઇપણ સ્વપ્નને જોતો નથી. (૧૯)

ટીકાઃ-જાગ્રતાવસ્થામાં પુરુષ સારા નરસા કર્મોને કરે છે તથા તે કર્મોનાં પરિણામોને જૂવે છે, જેથી તે સંગવડે લીપ્ત થાય છે, એનું શું કારણ? શ્રી શંકર ભગવાનનું કહેવું એવું છે કે, આ પ્રમાણે હોતું નથી. કારણ જો કર્તા હોય તો કર્તૃત્વની ઉપપત્તિ હોવી જ જોઇએ. વળી એમ દર્શાવવામા આવ્યું છે કે આત્મા સ્વયં જ્યોતિરૂપ છે અને કાર્ય-કારણરૂપ પોતાના જ્યોતિવડે વ્યક્ત થયેલો તે કર્તારૂપ હોય છે. આથી જો કર્તૃત્વના વિચારવડે તે જાણી શકાતો હોય તો જે ગુણો આત્માના સ્વરૂપરૂપે નથી, તે ગુણો આત્માને લાગુ પડી શકતા હોય તો કેવળ મનને લીધેજ તેમ કહેવામા આવે છે, પણ ખરું જોતાં આત્મા પોતાના મૂળ સ્વરૂપમાં રહે છે તથા બીજાના સબંધવડે ઉત્પન્ન થયેલા ગુણોથી અલીપ્ત છે, એમ દર્શાવવામાં આવ્યું છે. (૧૭)

ટીકાઃ-પૂર્વના ત્રણ મંત્રોમાં કહેવામા આવ્યું છે કે, પાપવડે પુરુષ લેપાતો નથી. આજ બાબતને અહિં દ્દષ્ટાંત આપી સરખાવવામાં આવી છે. જેમ માછલું બેઉ બાજુના કિનારાની વચ્ચોવચ્ચ ફરવા છતાં તે પાણીના પ્રવાહવડે જરાપણ લેપાતો નથી, તેમ આત્મા પણ લેપનપણાને પામતો નથી. (૧૮)

ટીકાઃ-પૂર્વે સિદ્ધ કરવામા આવ્યું છે કે, આત્મા સ્વરૂપે કરી સાંસારિક ગુણોના કારણરૂપ નથી તથા અવિદ્યાને લીધે તેને સાંસારિક અવસ્થા ગણવામાં આવી છે. જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ આ ત્રણ અવસ્થાઓના ભિન્ન ભિન્નરૂપે આત્માનું નિરૂપણ કરવામાં આવ્યું છે, પણ એકરૂપે આત્માને નિરૂપણ કર્યો નથા. આત્માને એકરૂપે નિરૂપણ કરવા આ સ્થળે પક્ષીનું દ્દષ્ટાંત આપવામા આવ્યું છે. જેમ પક્ષી શ્રમિત થવાથી પોતાની રાજીખુશીથી માળાપ્રતિ જાય છે, તેમ આત્મા પોતાના મૂળ સ્વરૂપ પ્રતિ ગમન કરે છે, કે જે અવસ્થામાં આત્માને સર્વ સંસારના ધર્મો હોતા નથી તથા ક્રિયા, કારક અને ફળનો પણ સંબંધ હોતો નથી. (૧૯)

**અવિદ્યાનું સ્વરૂપ તથા તેનાં પરિણામો.**

**ता वा अस्यैता हिता नाम नाड्यो यथा केशः सहस्रधा भिन्नस्तावताऽणिम्ना तिष्ठन्ति शुक्लस्य नीलस्य पिङ्गलस्य हरितस्य लोहितस्य पूर्णा अथ यत्रैनं घ्नन्तीव जिनन्तीव हस्तीव विच्छाययति गर्त्तमिव पतति ॥ यदेव जाग्रद्भयं पश्यति तदत्राविद्यया मन्य-**

तेऽथ यत्र देव इव राजेवाहमेवेदं सर्वोऽस्मीति मन्यते सोऽस्य परमो लोकः ॥२०॥

અન્વયાર્થ –अणिम्ना=અણુપણાથી, लोहितस्य=લોહિતાદિના રસવડે, पूर्णा=પૂર્ણ, यत्र=જે સ્વપ્ન કાળે, घ्नन्ति=મારતું હોય, जिनंति=વશ કરતું હોય, विच्छाययति=નસાડતો હોય, पश्यति=જાણે છે, तत्=તે ભય, अविद्यया=અજ્ઞાનવડે; यत्र=જે સ્વપ્નમાં, परम=પૂર્ણ (૨૦)

શબ્દાર્થઃ– તેની નાડીઓ, જેને હિતા કરી કહેવામા આવે છે તે એક કેશના હજાર વિભાગો કરીએ તેના સરખી સૂક્ષ્મ છે તથા તે શ્વેત, નીલ, પીત, લીલા તથા રાતા રસોથી ભરપૂર હોય છે. આથી ભયના સર્વ વિષયો જેને મનુષ્ય જાગ્રતાવસ્થામા જૂવે છે, તેનો વિચાર સ્વપ્નાવસ્થામા તેને અવિદ્યાના કારણથી થાય છે. જ્યારે કોઇ શરીર તેને મારી નાખતું હોય એમ ભાસે છે, કોઇ તેને વશ કરતુ હોય એમ ભાસે છે, કોઇ હસ્તી તેને નસાડી મૂકતો હોય તેમ ભાસે છે તથા તેથી જાણે તે મોટી ખાઇમા પડી ગયો હોય તેમ ભાસે છે. વળી જ્યારે "હુ દેવરૂપ છુ, હું નૃપરૂપે છુ, હું આ સર્વરૂપે છું, એ પ્રમાણેનું તેનું માનવું થાય છે ત્યારે તેણે પરમ લોક પ્રાપ્ત કર્યો છે, એમ કહેવાય છે. (૨૦)

ટીકા –અવિદ્યાના કાર્યરૂપ સંસારના ધર્મથી મુકત થવું, આ પુરુષનો સ્વભાવ હોય છે. આના સંબંધમા એક શંકા ઉત્પન્ન થાય છે કે, આ અવિદ્યા ઉત્પન્ન થવાનું કારણ તેની સ્વાભાવિકતા છે કે, કામ કર્મની માફક આગંતુકતા છે ? જો આ અવિદ્યા આગંતુકતાને લીધે જ હોય તો તેમાથી મોક્ષ થવો શક્ય છે. વળી અવિદ્યા આગતુક છે, એને માટે કોઈ પણ પ્રકારની શુ સાબીતી છે તથા કેવા રીતે અવિદ્યા અનાત્મારૂપ છે ? આ પ્રમાણે અવિદ્યાનું સ્વરૂપ દર્શાવવા આ ૨૦ મા મંત્રનો આરંભ કરવામા આવ્યો છે.

અન્નનો જ્યારે રસ થાય છે ત્યારે તેનો રંગ નીલ હોય છે; જ્યારે વાત પ્રાધાન્ય હોય છે ત્યારે જો પિત્તનું પ્રાધાન્ય હોય છે તો પીળો રસ થાય છે, જો શ્લેષ્મનું પ્રાધાન્ય હોય છે તો શુકલવર્ણ થાય છે; જો પિત્તની અલ્પતા હોય છે તો લીલો વર્ણ થાય છે અને સર્વ ધાતુઓની સમાનતા હોય છે તો રાતો વર્ણ થાય છે. આ ઘણી જ સૂક્ષ્મ નાડીઓને વિશે સત્તર વિભાગવાળું સૂક્ષ્મ શરીર રહેલું હોય છે. આ સત્તર વિભાગો નીચે પ્રમાણે છે,–પાચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાચ પ્રાણો, બુદ્ધિ તથા મન. ઉચ્ચ અથવા નીચ સંસારના ધર્મોને માનવાથી સૂક્ષ્મ શરીરને આશ્રયી આ વાસનાઓ ઉત્પન્ન થયેલી હોય છે. અવિદ્યાનો જો નાશ થયો હોય છે તથા જ્ઞાનની ઉત્પત્તિ થઇ હોય છે તો તે જ્ઞાનનો વિષય શું છે તથા તેનું લક્ષણ શું છે ? જો આત્માને સર્વાત્મભાવ પ્રાપ્ત થયો હોય છે તો તેને પરમલોક પ્રાપ્ત થયો કહેવાય છે. આથી ઉલટું જો આત્માને સર્વના આત્માથી ભિન્નરૂપે માનવામા આવે અને ભિન્નતા ગમે એટલી અલ્પ હોય તો આનુ પરિણામ અવિદ્યાવસ્થારૂપ આવે છે. આ અવિદ્યાના કારણને લીધે સ્થાવરપર્યંત નીચ યોનીને જીવ પ્રાપ્ત થાય છે, જેથી તેને પોતાના સ્વરૂપનું જ્ઞાન હોતુ નથી. સાસારિક કર્મના વિષયવાળા લોક કરતા શ્રેષ્ઠ પરમ લોક છે, જે સર્વાત્મ ભાવરૂપ, સમસ્તરૂપ તથા અંતર અને બાહ્યથી રહિત છે. આથી અવિદ્યાનો નાશ થયા પછી અર્થાત્ જ્ઞાનની પરકાષ્ઠાને પામ્યા પછી સર્વાત્મભાવ –મોક્ષભાવ પ્રાપ્ત થાય છે. આ જ રીતે

અવિદ્યાને જે ઉત્કર્ષ થાય છે તથા જ્ઞાનનો વિનાશ થાય છે તો તેનું પરિણામ મૂળમાં કહ્યા પ્રમાણે આવે છે કે, અમુક શરીર મારો નાશ કરતો ભસે છે. આ રીતે જ્ઞાન તથા અવિદ્યાનાં પરિણામો સર્વાત્મ ભાવ તથા પરિછિન્નાત્મ ભાવ છે. આ અસર્વાત્મ ભાવ સર્વાત્માને વિશે અધિષ્ઠિત છે તથા આત્માથી કોઇ અન્ય વસ્તુ, જે અવિદ્યામાન હોય છે તે આત્માને બદલે સ્થાપિત કરવામાં આવે છે. આ સર્વ અવિદ્યાનું પરિણામ છે. આ પ્રમાણે અવિદ્યાનું સ્વરૂપ તથા તેથી થતા પરિણામવિશે દર્શાવવામાં આવ્યું છે તથા જ્ઞાનનું કાર્ય જે સર્વાત્મ ભાવ છે, તે અવિદ્યાથી વિપરીત છે. આથી આપણે માનવું જોઇએ કે, અવિદ્યા એ આત્માનો ધર્મ નથી તથા આત્મજ્ઞાનવડે જ મોક્ષ પ્રાપ્ત થાય છે.(૨૦)

**આત્માનું કામનાથી રહિતરૂપે વર્ણન.**

**तद्वा अस्यैतदतिच्छन्दा अपहतपाप्माऽभय५ँ रूपं । तद्यथा प्रियया स्त्रिया सम्परिष्वक्तो न बाह्यं किञ्चन वेद नान्तरमेवमेवायं पुरुषः प्राज्ञेनात्मना सम्परिष्वक्तो न बाह्यं किञ्चन वेद नान्तरं तद्वा अस्यैतदाप्तकाममात्मकाममकाम५ँ रूप५ँ शोकान्तरम् ॥२१॥**

**अत्र पिताऽपिता भवति माताऽमाता लोका अलोका देवा अदेवा वेदा अवेदाः । अत्र स्तेनोऽस्तेनो भवति भ्रूणहाऽभ्रूणहा चाण्डालोऽचाण्डालः पौल्कसोऽपौल्कसः श्रमणोऽश्रमणस्तापसोऽतापसोऽनन्वागतं पुण्येनानन्वागतं पापेन तीर्णो हि तदा सर्वाञ्छोकान् हृदयस्य भवति ॥२२॥**

અન્વયાર્થ –अस्य=આ સર્વાત્મભાવને પામેલાની, अतिछंदा=કામથી રહિત, अपहतपाप्मा=ધર્માધર્મથી રહિત, रूपं=સ્વરૂપ, संपरिष्वक्तः=અત્યંત એક રૂપ થયેલ, बाह्य=બહાર થનારી વસ્તુને आप्तकामं=સુખાદિ સિદ્ધ કરનાર, अन्य=સુષુપ્તિમાં પામેલાને आत्मकामं=બ્રહ્મમાં સુખકારી, रूपं=સ્વરૂપ, शोकान्तरं=શોકથી રહિત (૨૧) अत्र=સુષુપ્તિમાં भ्रूणहा=બ્રહ્મઘાતી, पौल्कसः=નિષાદ, श्रमणः=પરિવ્રાટ્, तापसः=વાનપ્રસ્થ. (૨૨)

શબ્દાર્થ.–આ તેનું ખરૂં સ્વરૂપ છે. આ સ્વરૂપ કામનાથી રહિત હોય છે. જેમ એક મનુષ્ય પોતાની સ્ત્રીના આલિંગન વિશે ઉત્સુક હોય છે, તે અંદર તથા બહાર કંઇ પણ જોતો નથી. તે જ રીતે પ્રાજ્ઞ સ્વરૂપ એવા આત્માવડે જે આશ્લિષ્ટ થયે છે તે પુરુષ અંદર તથા બહાર કોઇ પણ વસ્તુને જોતો નથી. આ સ્વરૂપને સત્ય સ્વરૂપ કહેવામાં આવે છે. જેને વિશે સર્વ પ્રકારની કામનાઓ સંતુષ્ટ થયેલી હોય છે, તે કેવળ આત્માની જ કામના હોય છે. આ જ્ઞાનાવસ્થામાં તે કોઇપણ કામનાથી રહિત તથા ભયથી રહિત હોય છે. (૨૧)

શબ્દાર્થઃ–આ પ્રમાણે બ્રહ્મભાવને પામેલા પુરુષને પિતા અપિતારૂપ, માતા અમાતારૂપ, લોક અલોકરૂપ, વેદ અવેદરૂપ, સ્તેન અસ્તેનરૂપ, બ્રહ્મહત્યા કરનારો અબ્રહ્મહત્યા કરનારરૂપ, ચાંડાલ અચાંડાલરૂપ, પૌલ્કસ અપૌલ્કસરૂપ, પરિવ્રાટ્ અપરિવ્રાટ્રૂપ તથા તાપસ અતાપસરૂપ હોય છે. જે કાંઇ પુણ્ય છે અર્થાત્ શાસ્ત્રવિહિત જે કર્મ છે તેનાથી તે બંધાયેલો હોતો નથી, તેમ જ પ્રતિષિદ્ધ કર્મ કરવાથી થતા પાપવડે પણ તે બંધાયેલોહોતો નથી. કારણ આ જ્ઞાનાવસ્થાની અંદર તેણે હૃદયના અર્થાત્ બુદ્ધિના સર્વ પ્રકારના શોકોનું અતિક્રમણ કરેલું હોય છે. (૨૨)

ટીકા.–જો કે પૂર્વે કહેવામાં આવ્યું છે

ક, અભયજ્ઞાન પ્રાપ્ત થયેલાને કોઇ પણ પ્રકારનો ભય રહેતો નથી, છતાં વાદવિવાદરૂપે અહીં ફરી કહેવામાં આવ્યું છે. જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય આ ત્રણેનો જ્યાં અભાવ હોય છે તો પછી કામનારૂપ વિશેષ જ્ઞાનની વ્યક્તિ કયાંથી જ હોઇ શકે ? માટે અહીં સર્વ કામનાઓથી રહિત એવા આત્માને કહેવામાં આવ્યો છે. (૨૧)

ટીકાઃ—ત્યારે અર્થાત્ જ્યારે પુરુષ અવિદ્યા, કામના તથા કર્મથી રહિત રૂપને પામેલો હોય છે ત્યારે તે અવસ્થાને સુષુપ્તિ અવસ્થા કહેવામાં આવે છે. માતા પિતા આદિનો સંબંધ જે વિકારને ઉત્પન્ન કરે છે, તે આ સુષુપ્તિ અવસ્થામાં હોતો નથી. આ માતા પિતા આદિનો સંબંધ કર્મને લીધે છે અને કર્મનો નાશ થાય છે એટલે અલબત સંબંધનો પણ નાશ થવો જ જોઇએ. સ્તેન શબ્દવડે અહીં શ્રી શંકર ભગવાનના કહેવા પ્રમાણે બ્રાહ્મણનું સુવર્ણ હરી લેનારને જાણવો. ચાંડાલ શબ્દવડે શૂદ્રવડે બ્રાહ્મણની સ્ત્રી વિશે જે ઉત્પન્ન થયલો પુત્ર તે તથા શૂદ્રવડે ક્ષાત્રયની સ્ત્રી વિશે ઉત્પન્ન થયલા પુત્રને પૌલ્કસ કહેવામા આવે છે. (૨૨)

## સુષુપ્તિમાં અદ્વૈત ભાવની પ્રાપ્તિ.

यद्वै तन्न पश्यति पश्यन्वै तन्न पश्यति न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वान्न तु तद्द्वितीयमस्ति ततोऽन्यद्विभक्तं यत्पश्येत् ॥२३॥

यद्वै तन्न जिघ्रति जिघ्रन्वै तन्न जिघ्रति न हि घ्रातुर्घ्रातेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वान्न तु तद्द्वितीयमस्ति ततोऽन्यद्विभक्तं यज्जिघ्रेत् ॥२४॥

यद्वै तन्न रसयते रसयन्वै तन्न रसयते न हि रसयितू रसयतेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वान्न तु तद्द्वितीयमस्ति ततोऽन्यद्विभक्तं यद्रसयेत् ॥२५॥

यद्वै तन्न वदति वदन् वै तन्न वदति न हि वक्तुर्वक्तेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वान्न तु तद्द्वितीयमस्ति ततोऽन्यद्विभक्तं यद्वदेत् ॥२६॥

यद्वै तन्न शृणोति शृण्वन्वै तन्न शृणोति न हि श्रोतुः श्रुतेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वान्न तु तद्द्वितीयमस्ति ततोऽन्यद्विभक्तं यच्छृणुयात् ॥२७॥

यद्वै तन्न मनुते मन्वानो वै तन्न मनुते न हि मन्तुर्मतेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वान्न तु तद्द्वितीयमस्ति ततोऽन्यद्विभक्तं यन्मन्वीत ॥२८।

यद्वै तन्न स्पृशति स्पृशन् वै तन्न स्पृशति न हि स्प्रष्टुः स्पृष्टेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वान्न तु तद्द्वितीयमस्ति ततोऽन्यद्विभक्तं यत् स्पृशेत ॥ २९ ॥

यद्वै तन्न विजानाति विजानन्वै तन्न विजानाति न हि विज्ञातुर्विज्ञातेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वान्न तु तद्द्वितीयमस्ति ततोऽन्यद्विभक्तं यद्विजानीयात् ॥ ३० ॥

यत्र वाऽन्यदिव स्यात्तत्रान्योऽन्यत्पश्येदन्योऽन्यज्जिघ्रेदन्योऽन्यद्रसयेदन्योऽन्यद्वदेदन्योऽन्यच्छृणुयादन्योऽन्यन्मन्वीतान्योऽन्यत्स्पृशेदन्य।ऽन्यद्विजानीयात् ॥ ३१ ॥

सलिल एको द्रष्टाऽद्वैतो भवत्येष ब्रह्मलोकः सम्राडिति हैनमनुशशास याज्ञवल्क्य एषास्य परमा गतिरेषास्य परमा संपदेषोऽस्य परमो लोक एषोऽस्य परम आनन्द एतस्यैवानन्दस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति॥३२॥

અન્વયાર્થ:-तत्=તે સુષુપ્તાવસ્થામાં, द्रष्टुः સર્વના સાક્ષીરૂપ આત્માની, विपरिलोपः=નાશ, (૨૩-૩૦) मन्वीयात्=મનન કરી શકે, (૩૧) सलिलः=સલિલની માફક શુદ્ધ, एकः=સજાતીયભેદ રહિત, द्रष्टा=કૂટસ્થ જ્યોતિ, अद्वैतः=એકરસરૂપે અર્થાત્ સ્વગત ભેદ રહિત, एषः=આ પ્રત્યક્ જીવ, मात्रां=ખળા અર્થાત્ અંશરૂપ, उपजीवन्ति=ભોગવે છે. (૩૨)

શબ્દાર્થ.-આ પ્રમાણે સુષુપ્તિ અવસ્થામા જોતો આત્મા જોતો નથી એમ કહેવું તે સત્ય નથી. તે જુવે છે જ. કારણ કે આત્મા અવિનાશી હોવાથી દ્રષ્ટાની દૃષ્ટિનો લોપ હોતો નથી. વળી આ અવસ્થામા તેને દ્વિતીય ભાવ હોતો નથી. જે કાંઇ તે જોઇ શકે છે, તેનાથી વિભક્ત હોતું નથી. (૨૩)

શબ્દાર્થ:-સુષુપ્તિમા સુંઘતો એવો આત્મા, નથી સુંઘતો એ ખરું નથી. તે સુંઘે છે જ. કારણ આત્મા અવિનાશી હોવાથી ઘ્રાતાના સુંઘવાનો લોપ હોતો નથી. સુષુપ્તિમાં દ્વૈતભાવ હોતો નથી. જે કાંઇ તે સુંઘે છે, તે આત્માથી વિભક્ત હોતું નથી. (૨૪)

શબ્દાર્થ-સુષુપ્તિમાં સ્વાદને ગ્રહણ કરતો આત્મા રસને ગ્રહણ કરતો નથી, એ સત્ય નથી. તે રસને ગ્રહણ કરે છે જ. કારણ આત્મા અવિનાશી હોવાથી સ્વાદ ગ્રહણ કરનારાના સ્વાદનો વિલોપ હોતો નથી. સુષુપ્તિમાં દ્વૈતભાવ હોતો નથી. જે કાંઇ તે સુંઘે છે, તે આત્માથી વિભક્ત હોતું નથી. (૨૫)

શબ્દાર્થ:- સુષુપ્તિમાં બોલતો એવો આત્મા નથી બોલતો, એ સત્ય નથી. તે બોલે છે જ. કારણ આત્મા અવિનાશી હોવાથી વક્તાની વાણીનો લય હોતો નથી. વળી સુષુપ્તિમા દ્વૈતભાવ હોતો નથી તથા જે કાંઇ તે બોલે છે તેનાથી ભિન્ન કોઇ પણ વસ્તુ હોતી નથી. (૨૬)

શબ્દાર્થ:-આ પ્રમાણે શ્રવણ કરતો આત્મા, નથી શ્રવણ કરતો, એ સત્ય નથી. તે શ્રવણ કરે છે જ. કારણ આત્મા અવિનાશી હોવાથી શ્રોતાના શ્રવણનો વિલોપ-નાશ હોતો નથી. તેમ જ સુષુપ્તિમાં દ્વૈતભાવ હોતો નથી. કારણ જે કાંઇ તે શ્રવણ કરે છે, તેનાથી અન્ય કાંઇ વિભક્ત હોતું નથી. (૨૭)

શબ્દાર્થ:-આ પ્રમાણે મનન કરતો આત્મા, નથી મનન કરતો, એ સત્ય નથી. તે મનન કરે છે જ. કારણ આત્મા, અવિનાશી હોવાથી મનન કર્તાના મનનો નાશ હોતો નથી. તેમજ સુષુપ્તિમાં દ્વૈતભાવ હોતો નથી. કારણ જે કાંઇ તે મનન કરે છે, તેનાથી વિભક્ત કાંઇ પણ હોતું નથી. (૨૮)

શબ્દાર્થ:-આ પ્રમાણે સ્પર્શને કરતો આત્મા, સ્પર્શ નથી કરતો એ સત્ય નથી. તે સ્પર્શને કરે છે જ. કારણ આત્મા અવિનાશી હોવાથી સ્પર્શનો નાશ હોતો નથી. તેમજ સુષુપ્તિમાં દ્વૈત ભાવ હોતો નથી. કારણ જે કાંઇ તે સ્પર્શ કરે છે, તે આત્માથી વિભક્ત કાંઇ હોતું નથી. (૨૯)

શબ્દાર્થ:-આ પ્રમાણે જાણતો એવો આત્મા, જાણતો નથી એ સત્ય નથી. તે જાણે છે જ. કારણ આત્મા અવિનાશી હોવાથી જ્ઞાતાના જ્ઞાનનો લય હોતો નથી. આ અવસ્થામાં દ્વૈતભાવ હોતો નથી. કારણ જે કાંઇ તે જાણે છે તે, આત્માથી વિભક્ત કાંઇ હોઇ શકતું નથી. (૩૦)

શબ્દાર્થ:-જો આત્માથી અન્ય વસ્તુ અસ્તિત્વરૂપે હોય એમ જો લાગતું હોય તો તે બાબતમાં અન્ય અન્ય વસ્તુનું દર્શન કરે છે, અન્ય અન્ય વસ્તુને સુંઘી શકે છે, અન્ય અન્ય વસ્તુનો સ્વાદ લે છે, અન્ય અન્ય વસ્તુ બોલી શકે છે, અન્ય અન્ય વસ્તુનું શ્રવણ કરે છે, અન્ય અન્ય વસ્તુનું

મનન કરી શકે છે, અન્ય અન્ય વસ્તુનો સ્પર્શ કરી શકે છે તથા અન્યને અન્ય વસ્તુનું જ્ઞાન થાય છે. (૩૧)

શબ્દાર્થ—હે રાજાઓના રાજા ! જળની માફક સ્વચ્છ થયેલો અદ્વૈત એવો એક દ્રષ્ટા બ્રહ્મ લોકરૂપ છે. આ પ્રમાણે યાજ્ઞવલ્ક્યે રાજા જનકને ઉપદેશ કર્યો તથા કહ્યું કે, આ તેની શ્રેષ્ઠ ગતિરૂપ, તેની પરમ સંપત્‌રૂપ, તેના પરમ લોકરૂપ તથા તેના પરમ આનંદરૂપ છે. આ પરમ બ્રહ્મના આનંદના એક અલ્પ આનંદનો વિષયેન્દ્રિયદ્વારા ભૂત માત્રો ઉપભોગ કરે છે. (૩૨)

ટીકા.—સુષુપ્તિમા આત્મા કે જેનો સ્વભાવ વિજ્ઞાનરૂપ છે તે કાંઇ જોઇ શકતો નથી, આમ જે કહેવું તે શું વિરુદ્ધતાવાળું નથી ? આ વિરોધરૂપ નથી, જેનું કારણ મૂળનાં દર્શાવવામાં આવ્યું છે. જોવું એ એક કર્મ છે. કારણ કે દ્રષ્ટાવડે તે કરવામા આવે છે અને દરેક કર્મ અનિત્ય છે; આ રીતનું પ્રમાણ અહીં જો કે લાગુ પડવું જોઇએ, છતા તેમ થતું નથી. કારણ કે દર્શન તે કેવળ દર્શન જ છે, પણ તેમા કર્તાનો સમાવેશ થઇ શકતો નથી. વ્યક્ત કરવું તે આત્માનો મૂળ સ્વભાવ છે તથા લૌકિક વ્યવહારમાં જેમ આંખ જોઇ શકે છે, પણ તેમા સૂર્યાદિની સહાયતા જોઇએ છીએ, તેમ આત્માના સંબંધમાં બીજાની અપેક્ષા રહેતી નથી. પણ તે પોતેજ દ્રષ્ટારૂપ છે. વળી એમ કહેવામા આવ્યુ છે કે, જાગ્રત કે સ્વપ્નાવસ્થામા જે કાંઇ જોવામા આવે છે તે દ્વિતીયરૂપ છે તથા તે સત્ રૂપ હોતું નથી અને સુષુપ્તિ અવસ્થામાં કોઇ પણ પ્રકારની ભિન્નતા જોવામાં આવતી નથી. હવે જો આ સુષુપ્તિ અવસ્થા આત્માનો સ્વભાવ જ હોય કે જેમાથી જાગ્રત તથા સ્વપ્ન આ બે રીતની ભિન્નતાઓ ઉત્પન થાય છે અને જો આત્માનો સ્વભાવ આ બે પ્રકારની ભિન્નતાઓને જાણવાનો જ હોય તો તે ભિન્નતાને આત્મા સુષુપ્તિ અવસ્થામા પણ કેમ જાણી શકતો નથી ? આ રીતની શંકા ઉત્પન્ન થાય છે, જેનું સમાધાન આગળ કરવામા આવ્યું છે. (૨૩)

ટીકા.—બ્રહ્મ લોક સૌથી પરમ લોક કહેવામાં આવે છે તથા સુષુપ્તિ અવસ્થામાં આત્મા બ્રહ્મલોકની અવસ્થાને પ્રાપ્ત થયેલો હોય છે. (૩૨)

### બ્રહ્મલોકના આનંદની ઉત્કૃષ્ટતા.

स यो मनुष्याणा ँ राद्धः समृद्धो भवत्यन्येषामधिपतिः सर्वैर्मानुष्यकै-र्भोगैः संपन्नतमः स मनुष्याणां परम आनन्दोऽथ ये शतं मनुष्याणामानन्दाः स एकः पितॄणां जितलोकानामानन्दोऽथ ये शतं पितॄणां जितलोकानामानन्दाः स एको गन्धर्वलोक आनन्दोऽथ ये शतं गन्धर्वलोक आनन्दाः स एकः कर्मदेवानामानन्दो ये कर्मणा देवत्वमभिसम्पद्यन्तेऽथ ये शतं कर्मदेवानामानन्दाः स एक आजानदेवानामानन्दो यश्च श्रोत्रियोऽवृजिनोऽकामहतोऽथ ये शतमाजानदेवानामानन्दाः स एकः प्रजापतिलोक आनन्दो यश्च श्रोत्रियोऽवृजिनोऽकामहतोऽथ ये शतं प्रजापतिलोक आनन्दाः स एको ब्रह्मलोक आनन्दो यश्च श्रोत्रियोऽवृजिनोऽकामहतोऽथैष एव परम आनन्द एष ब्रह्मलोकः सम्राडिति होवाच याज्ञवल्क्यः सोऽहं भगवते सहस्रं ददाम्यत ऊर्ध्वं विमोक्षायैव ब्रूहीत्यत्र ह याज्ञवल्क्यो बिभयाञ्चकार मेधावी राजा सर्वेभ्यो माऽन्तेभ्य उदरौत्सी-दिति ॥ ३३ ॥

**स वा एष एतस्मिन् स्वप्नान्ते रत्वा चरित्वा दृष्ट्वैव पुण्यं च पापं च पुनः प्रतिन्यायं प्रतियोन्याद्रवति बुद्धान्तायैव ॥ ३४ ॥**

**तद्यथाऽनः सुसमाहितमुत्सर्ज्जद्यायादेवमेवायः शारीर आत्मा प्राज्ञेनात्मनान्वारूढ उत्सर्ज्जन्याति यत्रैतदूर्ध्वोच्छ्वासी भवति ॥ ३५ ॥**

અન્વયાર્થઃ-**राद्धः**=ભોગક્ષમા આદિ આધ્યાત્મિકવડે સંસિદ્ધ,**समृद्धः**=સ્રક્ચંદનાદિવડે સમૃદ્ધિવાળો, **मानुष्यकः**=મનુષ્યમા થયેલ, **जितलोकानां**=શ્રાદ્ધાદિકર્મવડે જેણે મનુષ્ય લોક જિત્યો છે, **आजानदेवानां**=નિસર્ગ સિદ્ધોનો, **श्रोत्रियः**=અર્થસહિત એક શાખાના અધ્યયનવાળો, **अवृजिनः**=પાપથી રહિત, **अकामहतः**=તૃષ્ણાથી રહિત, **विभयांचकार**=ભય પામ્યો, **मा**=મને, **अन्तेभ्यः**=પ્રશ્નના પરિણામવડે, **उदरौत्सीत्**=અવરોધ કર્યો. (૩૩) **बुद्धान्ताय**=જાગ્રત અવસ્થા માટે, (૩૪) **तत्**=દષ્ટાંત તરીકે, **अनः**=ગાડુ, **सुसमाहितं**=સારી રીતે ભરેલું, **उत्सर्जत्**=નાનાવિધ શબ્દ કરતું, **शारीरः**=સ્થૂલ શરીરમા રહેલ, **आत्मना**=લિંગ શરીર, **प्राज्ञेन**=સ્વયં જ્યોતિરૂપ, **आत्मना**=ચિદાભાસવડે, **अन्वारूढः**=વ્યાપ્ત થયેલ, **उत्सर्जन्**=હેડકી આદિ શબ્દને કરતો, **ऊर्ध्वोच्छ्वासी**=ઉંચે શ્વાસ લેનાર. (૩૫)

શબ્દાર્થ.-મનુષ્યોને વિશે જે સર્વ અંગે સંપૂર્ણ છે, જે સંપત્તિવાન્ બીજાના અધિપતિરૂપ છે તથા જે સર્વ માનુષિક ભોગે કરી સંપૂર્ણ છે, તેનો આનંદ મનુષ્યોના આનંદ કરતા પરમ છે. મનુષ્યોના આનંદ કરતાં સો ગણો વધારે પિતૃ લોકને જેણે જીત્યા છે, તેઓનો અર્થાત્ પિતૃ લોકનો એક આનંદ વધારે છે. પિતૃ લોકના આનંદ કરતા સો ગણો વધારે ગંધર્વ લોકનો એક આનંદ વધારે છે. ગંધર્વ લોકના આનંદો કરતાં સો ગણો વધારે કર્મ દેવતા કે જેઓ કર્મવડે દેવત્વને પ્રાપ્ત થયેલા હોય છે તેનો એક આનંદ વધારે છે. આ કર્મ દેવતાઓના જે આનંદો છે તેના કરતાં સો ગણો વધારે આજાન દેવોનો એક આનંદ વધારે છે. આ એક આનંદ શ્રોત્રિયરૂપ, પાપથી તથા કામનાથી રહિત છે. આ આજાન દેવોના આનંદ કરતાં સો ગણો વધારે પ્રજાપતિ લોકનો એક આનંદ વધારે છે, જે આનંદ શ્રોત્રિયરૂપ, પાપ તથા કામનાથી રહિત છે. પ્રજાપતિ લોકના આનંદો કરતા સો ગણો વધારે બ્રહ્મ લોકનો એક આનંદ વધારે છે. જે એક આનંદ શ્રોત્રિયરૂપ તેમ જ પાપ તથા કામનાથી રહિત છે. હે રાજાઓના રાજા ! આ પરમ આનંદ જ બ્રહ્મ લોકરૂપ છે. આ પ્રમાણે યાજ્ઞવલ્ક્ય મુનિ બોલી રહ્યા પછી જનક મહારાજાએ કહ્યું; હે ભગવન્ ! હું આપને એક સહસ્ર ગાયો આપું છું. આપ આ મોક્ષના સંબંધમાં જે કાંઇ હોય તે મને શ્રવણ કરાવશો. હવે યાજ્ઞવલ્ક્યને ભય ઉત્પન્ન થયો કે, આ બુદ્ધિમાન્ જનક રાજાએ મને પ્રશ્નના નિર્ણયના છેક છેવટના હેતુપર લાવી મૂક્યો (૩૩)

શબ્દાર્થ.-પોતાના સ્વપ્નમાં આ પુરુષ આનંદને ભોગવી, આમ તેમ ફરી તથા ધર્મ અધર્મને જોઇ, ઉલટા ક્રમે કરી પોતાના જન્મની યોનિને અર્થાત્ જાગ્રતાવસ્થાને પ્રાપ્ત થાય છે. (૩૪)

શબ્દાર્થઃ-જેવી રીતે અનેક પ્રકારના સામાનથી સારી રીતે લાધેલું તથા સારથિવડે હંકારાયલું ગાડું અવાજ કરતું માર્ગમા જાય છે, તે જ પ્રમાણે પુણ્ય પાપાદિવડે ભરાયલો તથા પ્રાજ્ઞ આત્મા (સ્વયંજ્યોતિ)વડે દોરવાયલો શારીરિક આત્મા શરીરમાથી નિકળતી વખતે ઉર્ધ્વ શ્વાસ લેતો અર્થાત્ અવાજને કરતો પ્રયાણ કરે છે. (૩૫)

ટીકાઃ–મૂળમાં જે जितलोक પદ છે, તેનો અર્થ એ થાય છે કે, જે પિતૃઓએ શ્રાદ્ધરૂપ ક્રિયાઓવડે પિતૃ લોકને પ્રાપ્ત કર્યું છે એવા પિતૃઓ. હોમ હવનાદિ વૈદિક ક્રિયાના કરવાથી જેઓએ દેવત્વ પ્રાપ્ત કર્યું છે તેઓને કર્મદેવો કહેવામાં આવે છે. પ્રજાપતિ જે આત્માને ઓળખે છે અર્થાત્ વિરાટ્ સ્વરૂપે જેણે આત્માનું ચિંતન કર્યું છે તે બ્રહ્મ લોક–હિરણ્યગર્ભ. બ્રહ્મ લોકનો એક આનંદ એવો છે કે, જે પાપથી તથા કામનાથી રહિત છે તથા જેણે હિરણ્યગર્ભના સ્વરૂપનું ચિંતન કર્યું છે. બ્રહ્મલોકના આનંદની હેઠળના જેટલા આનંદો છે, તે સઘળા બ્રહ્મલોકના આનંદની સાથે સરખાવતાં સમુદ્રના જળની સાથે એક પાણીનું ટીપું સરખાવીએ તેના સરખા છે. સર્વાત્મભાવે કરી જેણે પોતાના આત્માને ઓળખ્યો છે, તેણે આ અવસ્થા પ્રાપ્ત કરી છે. રાજા જનકે જે પ્રશ્નો મને પૂછવા માંડ્યા છે તેના નિર્ણયપરથી મને છેક છેવટમાં લાવી મૂક્યો છે, આવો મુનિને ભય થયો. આ ભય થવાનું કારણ એમ નહતું કે, મુનિ બ્રહ્મવિદ્યામાં અપૂર્ણ હતા. પણ તેઓને એ ભય હતો કે, જે જે મુદ્દાઓ સંપૂર્ણ રીતે વિવેચન નથી કરવામાં આવતા, તે તે બાબતોને વિશે રાજા પોતાની બુદ્ધિની તીક્ષ્ણતાવડે પ્રશ્ન કરે છે તથા એમણે કામપ્રશ્ન નામનો વર પ્રાપ્ત કર્યો છે, તેથી અત્યંત ગૂઢમાં ગૂઢ બ્રહ્મજ્ઞાનનું રહસ્ય, જે હજી સુધી કોઈને કહેવામાં નથી આવ્યું, તે મારે એને કહેવું પડે છે. (૩૩)

ટીકાઃ–આત્માના બંધન તથા મોક્ષના દૃષ્ટાંતરૂપે તેનું જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ આ ત્રણ અવસ્થાઓનું વિવેચન કરવામાં આવ્યું છે. સ્વપ્ન તથા જાગ્રતાવસ્થામાં આત્માને બંધન હોય છે તથા સુષુપ્તિ અવસ્થામાં આત્માને મોક્ષ હોય છે. તેનું વર્ણન કરવા ઉપરના મંત્રો આપ્યા છે. હવે આ ૩૪ મા મંત્રમાં સ્વપ્નાવસ્થામાં જે વર્ણન આગળ કરવામાં આવ્યું છે, તેને પાછું દૃઢીભૂત કરવા ફરી આપ્યું છે. (૩૪)

ટીકાઃ–આ બ્રાહ્મણના છેવટના ભાગમાં તથા પંચમ બ્રાહ્મણની શરુઆતમાં આત્માની સાંસારીક અવસ્થાનું વર્ણન કરવામાં આવ્યું છે. જેમ આત્મા જે શરીરમાં તેણે પ્રવેશ કર્યો હોય છે તેમાંથી નીકળી અન્ય શરીરને વિશે પ્રવેશ કરે છે, તે જ રીતે સ્વપ્નાવસ્થામાંથી જાગ્રતાવસ્થાને વિશે આત્મા પ્રવેશ કરે છે, જેથી આ ૩૫ મા મંત્રનું દૃષ્ટાંત આપવામાં આવ્યું છે. (૩૫)

## આત્માનું આમ્રાદિ ફળરૂપે નિરૂપણ.

**स यत्रायमणिमानं न्येति जरया वोपतपता वाऽणिमानं निगच्छति तद्यथाम्रं वोदुम्बरं वा पिप्पलं वा बन्धनात् प्रमुच्यत एवमेवायं पुरुष एभ्योऽङ्गेभ्यः संप्रमुच्य पुनः प्रतिन्यायं प्रतियोन्याद्रवति प्राणायैव॥३६॥**

અન્વયાર્થઃ–**सः**=તે દેહ, **यत्र**=જે સમયે, **अणिमानं**=કૃશપણાને, **न्येति**=પૂર્ણ રીતે પામે છે, **जरया वा उपतपता**=જરાવડે અથવા રોગવડે, **संप्रमुच्य**=એકીભાવે કરી છૂટા પડી, **प्रतिन्यायं**=ઉલટું ગમન કરતો હોય તેમ, **प्रतियोनि**=ભિન્ન જન્મને, **आद्रवति**= મેળવે છે. (૩૬)

શબ્દાર્થઃ–જ્યારે તે સૂક્ષ્માવસ્થાને પ્રાપ્ત થાય છે અર્થાત્ જરા અથવા રોગવડે સૂક્ષ્માવસ્થાને પામે છે ત્યારે જેમ આમ્રફળ આંબાનું, ઉમેરાનું ફળ અથવા પીપળાનું ફળ પોતાના બંધનમાંથી મુક્ત થાય છે, તેમ આ પુરુષ સર્વ અંગોમાંથી છૂટો થાય છે તથા શરીરની પ્રાપ્તિને અર્થે પોતાની યોનિપ્રવિ

ઉલટા ક્રમે કરી અર્થાત્ શરીરમાં પ્રવેશ કરવામાં જે ક્રમ હોય છે તેના ઉલટા ક્રમે કરી ફરી ચાલતો થાય છે. (૩૬)

ટીકાઃ–કયે વખતે, શા કારણસર તથા શી રીતે છેવટનો શ્વાસ લેવાને આત્મા પ્રાપ્ત થાય છે? આ સંબંધનું વર્ણન નીચે પ્રમાણે આપવામાં આવ્યું છે. કયે વખતે એટલે જ્યારે મનુષ્ય સૂક્ષ્મ શરીરને ધારણ કરે છે, શા કારણસર અર્થાત્ વૃદ્ધાવસ્થા કે રોગે કરી તથા શી રીતે એટલે કે જાગ્રત તથા સ્વપ્નાવસ્થા જેમ એક પછી એક આત્માને પ્રાપ્ત થાય છે તેમ, શરીરમાંથી છૂટી આત્મા બીજા શરીરને વિશે પ્રવેશ કરે છે. જેમ સુષુપ્તિ અવસ્થામા ચક્ષુરાદિ સર્વ અવયવોમાંથી આત્મા છૂટો પડેલો હોય છે, તેમ એક શરીરમાંથી નીકળતી વખતે ચક્ષુરાદિ સર્વ અવયવોમાંથી આત્મા છૂટો પડે છે. (૩૬)

**આત્માના પ્રવેશમાં મહારાજાનું દૃષ્ટાંત.**

**तद्यथा राजानमायान्तमुग्राः प्रत्येनसः सूतग्रामण्योऽन्नैः पानैरावसथैः प्रतिकल्प्यन्तेऽयमायात्ययमागच्छतीत्येवꣳ हैवंविदꣳ सर्वाणि भूतानि प्रतिकल्पन्त इदं ब्रह्मायातीदमागच्छतीती ॥ ३७ ॥**

**तद्यथा राजानं प्रयियासन्तमुग्राः प्रत्येनसः सूतग्रामण्योऽभिसमायन्त्येवमेवेममात्मानमन्तकाले सर्वे प्राणा अभिसमायन्ति यत्रैतदूर्ध्वोच्छ्वासी भवति ॥३८॥**

અન્વયાર્થઃ–**उग्राः**=ક્રૂર કર્મ કરનારા, **प्रत्येनसः**=પાપીને શાસન કરવા નીમાયલા, **सूतग्रामण्यः**=બ્રાહ્મણીમાં ક્ષત્રિયથી થયેલ તે સૂત તથા ગ્રામના નેતા, **आवसथैः**=ઉતારા આદિ વડે, **अयं आति अयं आगच्छति**=આ આવે છે, આ આવે છે, **भूतानि**=ભોગસાધન શરીરવડે, **परिकल्पयन्ते**=તૈયાર રાખે છે, **ब्रह्म**=ભોક્તા, (૩૭) **प्रयियासन्तं**=ગમન કરતા, **अभिसमायन्ति**=એકઠા મળી આવે છે, **प्राणाः**=વાક્ આદિ. (૩૮)

શબ્દાર્થઃ–જેવી રીતે મહારાજાના આગમન વખતે ઉગ્ર લોકો, ક્રૂર કર્મ કરનારા, સારથિઓ અને ગામના મુખીઓ અન્નની, જળની તથા રહેવાને અર્થે પ્રાસાદની તૈયારી કરી રાખે છે તથા એમ કહેતા જાય છે, 'જુવો પેલા મહારાજા પધારે છે, જુવો રાજા પધારે છે.' તે જ પ્રમાણે સંસારી આત્માના આગમન વખતે સર્વ ભૂતો તૈયાર રહે છે તથા કહેતા જાય છે કે, એ બ્રહ્મ પધારે છે? એ પેલા બ્રહ્મ અહીં પધારે છે! (૩૭)

શબ્દાર્થઃ–જેવી રીતે મહારાજા જાવાની ઇચ્છાવાળો થાય છે ત્યારે ઉગ્રો, ક્રૂર કર્મ કરનારાઓ, સારથિઓ તથા ગામના મુખીઓ તેને મળવા માટે જાય છે, તે જ રીતે મરણ સમયે અર્થાત્ જ્યારે છેવટનો શ્વાસ ચાલતો હોય છે ત્યારે વાગાદિ સર્વ ઇન્દ્રિયો આત્માને મળવા માટે જાય છે. ( ૩૮ )

ટીકાઃ–પુરુષ જે દેહ તથા ઇન્દ્રિયોના વિભાગને લીધે કોઇપણ પ્રકારનું કાર્ય કરવા શક્તિમાન્ નથી, તે પોતાના અન્ય શરીરનું નિર્માણ કેવી રીતે કરે છે? આનું કારણ આ ૩૭ મા મન્ત્રમા દર્શાવવામા આવ્યું છે. ઉગ્ર–ઉગ્ર નામની જાતિ થાય છે અથવા ઉગ્ર કર્મ કરનારા. પ્રત્યેનસ–પાપ કર્મમાં આસક્ત. એવંવિત્=કર્મથી થતા ફળને જાણનારો અર્થાત્ સંસારી જીવ. આ સંસારી આત્માને માટે સર્વ ભૂતો તૈયાર રહે છે અર્થાત્ આદિત્યાદિઓ કે જેનાપર શરીરના અસ્તિત્વનો આધાર રહેલો છે તથા જેઓ કર્મ કરવાને ઇન્દ્રિયોને મદદ કરે છે, તેઓ તૈયાર થઇ જાય છે. (૩૭)

## चतुर्थ ब्राह्मण.

### भानी साथे प्राणेन्द्रियोनुं निर्गमन.

स यत्रायमात्माऽबल्यं न्येत्य सम्मो-
च न्येत्यथैनमेते प्राणा अभिसमा-
न स एतास्तेजोमात्राः समभ्याद-
ो हृदयमेवान्ववक्रामति स यत्रैष
ुषः पुरुषः पराङ् पर्य्यावर्ततेऽथारू-
भवति ॥ १ ॥

एकीभवति न पश्यतीत्याहुरेकीभव-
न जिघ्रतीत्याहुरेकीभवति न रसयत
ाहुरेकीभवति न वदतीत्याहुरेकी-
ति न शृणोतीत्याहुरेकीभवति न
न इत्याहुरेकीभवति न स्पृशती-
हुरेकीभवति न विजानातीत्याहु-
य हैतस्य हृदयस्याग्रं प्रद्योतते तेन
तेनैष आत्मा निष्क्रामति चक्षुषो
मूर्ध्नो वाऽन्येभ्यो वा शरीरदेशेभ्य-
ुत्क्रामन्तं प्राणोऽनूत्क्रामति प्राण-
क्रामन्तं सर्वे प्राणा अनूत्क्रामन्ति,
ज्ञानो भवति सविज्ञानमेवान्वव-
मति । त विद्याकर्म्मणी समन्वार-
पूर्व्वप्रज्ञा च ॥ २ ॥

અન્વયાર્થ –यत्र=જ્યારે, अबल्यं= દુ-
પણાને, नेत्य=પૂર્ણ રીતે પામી, नेति=
છે, अभिसमायन्ति=આગળ પાછળ
. છે, प्राणा.=વાગાદિ ઇન્દ્રિયો, एताः=
तेजोमात्राः =તેજના અવયવો અર્થાત્
આદિ કરણોને, समभ्याददानः=એકત્ર
ı, हृदयं एव=બુદ્ધિને જ અનુઅવકા-
ı=પાછળ ગમન કરે છે, यत्र જ્યારે,
ુષઃ=આદિત્યાશુરૂપ, पराङ्=ભોકતાના
ાથી રહિત,पर्यावर्तते=થાય છે, अरू
ः=રૂપજ્ઞાનથી રહિત. (૧) एकीभवति=
લિંગાત્માની સાથે એકરૂપે થાય છે,
ાજ પ્રમાણે દરેક ઇન્દ્રિયોના સબંધમાં
એકી શબ્દ લેવો ), अग्रं=નાડીનું મુખ,
प्रद्योतते=તે બુદ્ધિવૃત્તિવડે પ્રકાશે છે, तेन
प्रद्योतेन=તે પ્રકાશ પામેલ લિંગોપાધિક વડે,
निष्क्रामति=નિષ્ક્રમણ કરે છે, तं उत्क्रा-
मन्तं=તે વિજ્ઞાનમય આત્માના ઉત્ક્રમણ પછી,
सर्वे प्राणाः=સઘળી વાગાદિ ઇન્દ્રિયો, सवि
ज्ञानः=વિશેષ વિજ્ઞાનવાળો, सविज्ञानं=
વિશેષ વિજ્ઞાનવડે પ્રકાશિત ગતવ્યસ્થાન પ્રતિ,
विद्याकर्मणी=વિદ્યા તથા સસ્કારને. सम-
न्वारभेते=અનુસરે છે. (૨)

શબ્દાર્થ –જ્યાર આત્મા શક્તિથી રહિત
અવસ્થાને પ્રાપ્ત થયા પછી મોહપણાને જાણે
પામતો હોય એવો થાય છે ત્યારે પ્રાણો
તેને મળવા માટે જાય છે. તેજવડે પૂર્ણ
રીતે પ્રકાશતા પ્રાણોને સમ્યક્ પ્રકારે ગ્રહણ
કરી લઇ, આ આત્મા હૃદયને વિશે પ્રવેશ
કરે છે. જ્યારે ચક્ષુમા રહેતો પુરૂષ તદન
તેમાથી જતો રહે છે ત્યારે તે આત્મા રૂપને
જાણી શકતો નથી. ( ૧ )

શબ્દાર્થ –તે એકરૂપ છે અર્થાત્ સૂક્ષ્મ
આત્માની સાથે સર્વ ઇન્દ્રિયો એકરૂપ થાય
છે ત્યારે સમીપ રહેનારા કહે છે કે તે જોતો
નથી. તે એકરૂપ થયેલો હોવાથી પાસે બેસ-
નારા કહે છે કે, તે સુંઘી શકતો નથી, તે
એકરૂપ થવાથી, એમ કહેવામા આવે છે કે,
તે સ્વાદને ગ્રહણ કરતો નથી તે એકરૂપ
થવાથી, એમ કહેવામા આવે છે કે, તે બોલી
શકતો નથી. તે એકરૂપ થવાથી એમ કહે
વામા આવે છે કે, તે શ્રવણ કરી શકતો
નથી. તે એકરૂપ થવાથી, એમ કહેવામા આવે
છે કે, તે મનન કરી શકતો નથી. તે એકરૂપ
થવાથી, એમ કહેવાય છે કે, તે સ્પર્શ
કરી શકતો નથી. તે એકરૂપ થવાથી, એમ
કહેવાય છે કે, તે જાણી શકતો નથી. હૃદયાકા
શના પ્રવેશદ્વાર વિશે અર્થાત્ નિર્ગમનદ્વારને વિશે

પ્રકાશ થાય છે. આ રીતે આત્મજ્યોતિ પ્રકાશદ્વારા વિજ્ઞાનમય આત્મા કાં તો ચક્ષુના માર્ગે કરી બહાર નિકળે છે, મસ્તકના માર્ગે કરી અથવા તો શરીરના બીજા અવયવોએ કરી બહાર ગમન કરે છે. જ્યારે આ વિજ્ઞાનમય આત્મા જતો રહે છે ત્યારે મુખ્ય પ્રાણ પણ તેની સાથે બહાર નિકળી જાય છે તથા મુખ્ય પ્રાણ જેવો બહાર નિકળે છે કે, તેની સાથે સર્વે પ્રાણો પણ બહાર નિકળી જાય છે. આ વખતે આત્મા સ્વપ્નની માફક જ્ઞાનવાન્ હોય છે. જ્ઞાનથી યુક્ત એવો તે લિંગાત્મા બહિર્ગમન કરે છે, જ્ઞાન, કર્મ તથા પૂર્વના જન્મના અનુભવની વાસના આ આત્માને પૂર્ણ રીતે અનુસરે છે. (૨)

ટીકાઃ—પૂર્વે દર્શાવવામાં આવ્યું છે કે, પુરૂષ પોતાના શારીરિક અવયવોમાંથી છૂટો પડે છે. કયે સમયે તથા કેવી રીતે આત્મા છૂટો પડે છે, તેનું પૂર્ણ વર્ણન કરવામાં આવ્યું છે. આત્માને અહીં શક્તિથી રહિત કહેવામાં આવ્યો છે, પણ ખરું જોતાં શરીર શક્તિથી રહિત થાય છે. આત્માને સંમોહ હોતો નથી, પણ તેનો સ્વભાવ નિત્ય ચૈતન્ય જ્યોતિરૂપ છે, છતાં આત્માને સંમોહ શબ્દ લાગુ પાડવામાં આવ્યો છે. પણ સંમોહ સત્યરૂપ નહિ હોવાથી इव શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે. પ્રાણો અભિવ્યક્તિની શક્તિવડે પ્રકાશે છે. હૃદય શબ્દવડે હૃદયાકાશને ગ્રહણ કરવો. ચક્ષુવિશે રહેતો પુરૂષ આદિત્યના ભાગરૂપ છે. જ્યાં સુધી પ્રાણ રહે છે ત્યાં સુધી આ આદિત્ય સાંસારિક ધર્મરૂપે આત્માના હિતને અર્થે ચક્ષુ વિશે રહે છે. મૃત્યુ પછી તે આદિત્ય પોતાના સ્થાનનો ત્યાગ કરે છે અને તે તેજનો પાછો આદિત્યને વિશે લય થાય છે. ( ૧ )

ટીકાઃ—હૃદયાકાશને વિશે પ્રકાશ થાય છે અર્થાત્ જેમ સ્વપ્ન વિશે હૃદયાકાશ વિશે પ્રકાશ હોય છે, તેમ આત્માના પ્રકાશે ફરી તેમાં પ્રકાશ થાય છે. પછી સૂક્ષ્મ શરીરને વિશે રહેલો તથા વિજ્ઞાનમય એવો આત્મા ચક્ષુદ્વારા જો બહાર નિકળે છે તો આદિત્યલોકને વિશે જાય છે; જો મસ્તકવડે બહાર ગમન કરે છે તો આત્મા બ્રહ્મલોકને વિશે જાય છે તથા આ રીતે મનુષ્યનાં સારાં અથવા નરસાં કર્મ પ્રમાણે શરીરના બીજા ભાગોમાંથી આત્મા ચાલી જાય છે. આ વિજ્ઞાનમય આત્મા કર્મવશાત્ સ્વપ્નની માફક વિશેષ વિજ્ઞાનવાન્ થાય છે. કારણ આત્માનું સ્વાતંત્ર્ય હોતું નથી. વિદ્યાના બે પ્રકાર છે.- વિહિત તથા અવિહિત. તેમ જ બીજા બે વિભાગો પ્રતિષિદ્ધ તથા અપ્રતિષિદ્ધ છે. આજ પ્રમાણે કર્મના પણ બે વિભાગો છેઃ-વિહિતા વિદ્યા ધ્યાનરૂપ હોય છે તથા અવિહિતા વિદ્યા ઘટાદિ વિષયરૂપ છે. પ્રતિષિદ્ધા વિદ્યા નગ્ન સ્ત્રી દર્શનની માફક છે તથા અપ્રતિષિદ્ધા વિદ્યા રસ્તામાં પડેલા તૃણાદિના વિષયરૂપ છે. યાગાદિ કર્મને વિહિત કર્મ કહેવામાં આવે છે, તથા ગમનાદિ કર્મને અવિહિત કહેવામાં આવે છે. બ્રાહ્મણ હનનાદિ કર્મ પ્રતિષિદ્ધ કહેવામાં આવે છે તથા નેત્રના પક્ષ્મના વિક્ષેપને અપ્રતિષિદ્ધ કર્મ કહેવામાં આવે છે. (૨)

## વાસનાપ્રમાણે આત્માનો શરીરપ્રવેશ.

**तद्यथा तृणजलायुका तृणस्यान्तं गत्वाऽन्यमाक्रममाक्रम्यात्मानमुपसꣳहरत्येवमेवायमात्मेदꣳ शरीरं निहत्याऽविद्यां गमयित्वाऽन्यमाक्रममाक्रम्यात्मानमुपसꣳहरति ॥ ३ ॥**

**तद्यथा पेशस्कारी पेशसो मात्रामपादायान्यन्नवतरं कल्याणतरꣳ रूपं तनुत एवमेवायमात्मेदꣳ शरीरं निह-**

त्वाऽविद्यां गमयित्वान्यन्नवतरं कल्याणतरꣳ रूपं कुरुते पित्र्यं वा गान्धर्वं वा दैवं वा प्राजापत्यं वा ब्राह्मं वाऽन्येषां वा भूतानाम् ॥ ४ ॥

અન્વયાર્થ –तृणजलायुका=ધાસનું છેવડું, आक्रमं=આશ્રયને, आक्रम्य=મેળવી, आत्मानं=પૂર્વના અવયવને, उपसंहरति=ત્યાગ કરે છે, निहत्य=છોડી દઇ, अविद्यां गमयित्वा=અચેતનરૂપે પમાડી, आत्मानं उपसंहरति=તેમા હું છું, એવી આત્મભાવના કરે છે (૩) पेशस्कारी=સોની, मात्रां=વિભાગને, अपादाय=લઇ, तनुते=નિર્માણ કરે છે, अविद्यां गमयित्वा=જડ પમાડી, रूपं=દેહને, पित्र्यं=પિતૃ લોકના ભોગને યોગ્ય, प्राजापत्यं=વિરાટ્ લોકને ભોગવવા યોગ્ય, ब्राह्मं=હિરણ્યગર્ભલોકને ભોગવવા યોગ્ય, भूतानां=પ્રેત અથવા પક્ષી આદિના શરીરને (૪)

શબ્દાર્થ:-જેવી રીતે 'તૃણજલાયુકા અન્ય તૃણનો આશ્રય લેવા પ્રથમ તૃણના છેવટના ભાગને વિશે જાય છે તથા તે સમયે પોતાના આત્માનો સકોચ કરે છે, તેમ આત્મા અન્ય સ્થાનનો આશ્રય લેવા માટે પોતાનો સકોચ કરે છે તથા પ્રથમના શરીરનો ત્યાગ કરે છે તથા પોતે આત્મભાવને પ્રાપ્ત થયેલો હોય છે. (૩)

શબ્દાર્થ –જેમ સોની એક સુવર્ણનો કટકો લઇ તેનું નવું તથા મન પસદ અન્ય રૂપ બનાવે છે, તેજ પ્રમાણે આ શરીરનો ત્યાગ કરી તથા વિદ્યાવસ્થાને પામી, આત્મા વધારે નવુ તથા પસદ પડતું અન્યરૂપ ધારણ કરે છે. આ પસદ પડતુ રૂપ પિતૃલોક સંબધી, ગધર્વ લોક સબધી, દેવલોક સંબધી અથવા અન્ય ભૂતમાત્રોના રૂપ સરખું હોય છે. (૪)

ટીકા –અહીં આત્મભાવને પ્રાપ્ત થયેલો કહેવાનું કારણ એ કે, સ્વપ્નની માફક પૂર્વની જે વાસના હોય છે, તે વાસનારૂપ વિદ્યાનો આશ્રય કરી આત્મા અન્ય શરીરને ધારણ કરે છે. (૩)

## શારીરીક અવસ્થામાં આત્માનું સ્વરૂપ.

स वा अयमात्मा ब्रह्म विज्ञानमयो मनोमयः प्राणमयश्चक्षुर्मयः श्रोत्रमयः पृथिवीमय आपोमयो वायुमय आकाशमयस्तेजोमयोऽतेजोमयः काममयोऽकाममय क्रोधमयोऽक्रोधमयो धर्ममयो ऽधर्ममयः सर्वमयस्तद्यदेतदिदम्मयोऽदोमय इति यथाकारी यथाचारी तथा भवति साधुकारी साधुर्भवति पापकारी पापो भवति पुण्यः पुण्येन कर्म्मणा भवति पापः पापेन ॥ अथो खल्वाहुः काममय एवायं पुरुष इति स यथाकामो भवति तत्क्रतुर्भवति यत्क्रतुर्भवति तत्कर्म कुरुते यत्कर्म कुरुते तदभिसम्पद्यते ॥ ५ ॥

तदेष श्लोको भवति ॥ तदेव सक्तः सह कर्म्मणैति लिङ्गं मनो यत्र निषक्तमस्य ॥ प्राप्यान्तं कर्म्मणस्तस्य यत्किञ्चेह करोत्ययं ॥ तस्माल्लोकात्पुनरैत्यस्मै लोकाय कर्म्मण इति नु कामयमानोऽथाकामयमानो योऽकामो निष्काम आप्तकाम आत्मकामो न तस्य प्राणा उत्क्रामन्ति ब्रह्मैव सन् ब्रह्माप्येति ॥६॥

तदेष श्लोको भवति ॥ यदा सर्व्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः ॥ अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुत इति ॥ तद्यथाऽहिनिर्ल्वयनी वल्मीके मृता प्रत्यस्ता शयीतैवमेवेदꣳ शरीरꣳ शेते ऽथायमशरीरोऽमृतः प्राणो ब्रह्मैव तेज एव सोऽहं भगवते

सहस्रं ददामीति होवाच जनको वैदेहः ॥ ७ ॥

तदेते श्लोका भवन्ति ॥ अणुः पन्था विततः पुराणो माऽस्पृष्टोऽनुवित्तो मयैव ॥ तेन धीरा अपियन्ति ब्रह्मविदः स्वर्ग लोकमित ऊर्ध्वो विमुक्ताः ॥८॥

અન્વયાર્થ:-विज्ञानमयः બુદ્ધિના વિકારવાળો, सः आत्मा=તે સંસારી આત્મા, इदंमय=ચેષ્ટાદિ લક્ષણવડે પ્રત્યક્ષ સ્વરૂપે, अदोमयः=ગ્રહણ કરવામા આવતા વિષયાદિને લઇ પરોક્ષસ્વરૂપે, यथाकारी=યથાયોગ કરવાના શીલવાળો, साधुः=પુણ્યરૂપે, पुण्यः= પુણ્યવાન્, काममयः=વિષયાદિની જેવી ઇચ્છાવાળો, तत्क्रतुः=તેવા અધ્યવસાયવાળો, यत्क्रतुः=જેવા અધ્યવસાયવાળો, तत्कर्म=તેવું કર્મ, यत्कर्म=જેવું કર્મ, तत् अभिसंपद्यते=તેવા ફળને પામે છે. (૫) तत्=તે ફળવિશે, सक्तः=આસક્ત થાય છે, कर्मणा सह=કર્મ સાથે, एति=ફળ મેળવે છે, लिंगं=વાસના, मनः=મનરૂપ, यत्र=જે ફળવિશે, निषक्तं=આસક્ત થાય છે, अस्य=આ શરીર આત્માની, कर्मणः अंतं प्राप्य=કર્મના છેવટને મેળવી, यत्किंच= જે કાંઇ, इह-આ લોકમાં, अयं=આ કામી, तस्मात् लोकात् पुनः एति अस्मै लोकाय कर्मणे=તે લોકમાથી આ મનુષ્ય લોકમા કર્મને માટે જાય છે, कामयमानः= જેને કામના હોય છે તે, उत्क्रामन्ति=ઉત્ક્રમણ કરે છે, अप्येति=પામે છે. (૬) अहिनिर्ल्वयनी=સર્પની કાંચળી, वल्मीके=રાફડામા, मृता=સર્પના શરીરપરથી કાઢવામા આવેલ, प्रत्यस्ता=નાંખી દેવામા આવેલ, शयीत=રહે છે, शेते=રહે છે, प्राणः=સાક્ષીરૂપ, तेजः एव=વિજ્ઞાન જ્યોતિરૂપે જ. (૭) विततः=વિસ્તીર્ણ, पुराणः= ચિરંતન, मां स्पृष्टः=મને પ્રાપ્ત થયો છે, अनुवित्तः=ગમન કરાયો છે, धीराः=અદ્વૈતવાદીઓ, यन्ति=જાય છે, इतः=આ શરીરનું પતન થવા પછી, विमुक्ताः=મુક્ત થયેલા, ऊर्ध्वः लोकः=સ્વપ્રકાશને. (૮)

શબ્દાર્થ:- આ બ્રહ્મરૂપ આત્મા વિજ્ઞાનમય, મનોમય, પ્રાણમય, ચક્ષુમય, શ્રોત્રમય, પૃથ્વીમય, આપોમય, વાયુમય, આકાશમય, તેજોમય, અતેજોમય, કામમય, અકામમય, ક્રોધમય, અક્રોધમય, ધર્મમય, અધર્મમય સર્વમય, ઇદંરૂપે તથા ઇદંરૂપથી રહિતરૂપે અર્થાત્ જે જે પ્રકારનાં પોતાના કર્મ તથા આચાર હોય છે, તેને અનુસરી તે થાય છે. જેના કર્મ સારાં હોય છે, તે સાધુરૂપ થાય છે તથા જેના કર્મ પાપયુક્ત હોય છે તે પાપી થાય છે. પુણ્ય કર્મના યોગે કરી એક પુણ્યવાન્ પ્રાણી થાય છે તથા અન્ય પાપ કર્મના યોગે કરી પાપી થાય છે. આ પ્રમાણે કહેવામા આવે છે કે, આ પુરુષ કામમય છે. જે જે આ પુરુષ કામના કરે છે, તે તે પ્રકારનો નિશ્ચય કરવામાં આવે છે. જે જે પ્રકારનો એકવાર નિશ્ચય થાય છે, તે તે પ્રમાણે કર્મ કરવામાં આવે છે તથા જેવાં જેવાં કર્મ કરવામાં આવે છે, તે તે પ્રમાણે તે ફળને પ્રાપ્ત થાય છે. (૫)

શબ્દાર્થ:-આ સ્થળે આ પ્રસિદ્ધ મંત્ર કહેવામાં આવ્યો છે:-જે મનુષ્ય સંસારના વિષયોને વિશે આસક્ત છે, તેને કારણરૂપ મન, જે વસ્તુને વિશે આસક્ત છે, તે વસ્તુ કર્મદ્વારા પ્રાપ્ત થાય છે. જે જે કર્મ તે કરે છે, તેના પરિણામને પામી આ લોકમાંથી જઇ ફરી પોતાના કર્મને લીધે આ લોકને વિશે આવે છે. આ પ્રમાણે જેને કામના છે, તે આ લોકમાથી અન્ય લોકમાં, એમ ભટક્યા કરે છે. જે કામના કરતો નથી, જે અકામ છે, જે નિષ્કામ છે અર્થાત્ કામનાનું ઉલ્લંઘન કરે છે, જે આપ્તકામ છે અર્થાત્

જેની કામનાઓ તૃપ્ત થઇ છે, જેની કામના આત્મારૂપ છે, તેના પ્રાણો શરીરમાંથી ઉત્ક્રમણ કરી શકતા નથી અને તે બ્રહ્મરૂપે થઇ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. (૬)

શબ્દાર્થ:—અહીં એક મંત્ર કહેવામાં આવે છે:—હૃદયને વિશે રહેતી સર્વે કામનાઓનો જ્યારે ત્યાગ થયેલો હોય છે ત્યારે મર્ત્ય અમર્ત્યરૂપ થઇ શકે છે. આ સમયે તે અહીં (આ શરીરને વિશે રહેવા છતા) બ્રહ્મને પામે છે. જેમ સાપની કાંચળીનો, નર્જીવ માનો, રાફડા સમીપ ત્યાગ કરી દેવામાં આવે છે, તેમ આત્મા શરીરનો ત્યાગ કરે છે. (જ્યારે આ રીતનો ત્યાગ થયેલો હોય છે ) ત્યારે અશરીરી અમૃતરૂપ પ્રાણ જ બ્રહ્મરૂપે તથા જ્યોતિરૂપે હોય છે. આ પછી વિદેહ દેશના રાજા જનકે કહ્યું; હે ભગવન્! હું આપને એક સહસ્ર ગાય આપીશ. (૭)

શબ્દાર્થ:—વળી આ બીજો મંત્ર કહ્યો છે:—અણુ, વિસ્તીર્ણ તથા જૂનો માર્ગ મારાથી સ્પર્શ કરાયો છે તથા પૂર્ણ રીતે મારાથી પ્રાપ્ત થયો છે. આ માર્ગમાં જે અન્ય ઋષિઓ બ્રહ્મને જાણે છે, તેઓ શરીરથી છૂટા પડયા પછી સ્વર્ગ લોકપ્રતિ આવે છે. (૮)

ટીકા:—જે આત્મા એક શારીરીક અવસ્થામાંથી નિકળી બીજી શારીરીક અવસ્થાને પ્રાપ્ત થાય છે, તેનું સત્ય સ્વરૂપ બ્રહ્મરૂપ છે, બુદ્ધિરૂપ છે, મનરૂપ છે, પાચ પ્રાણોરૂપ છે, રૂપના સ્પર્શે કરી ચક્ષુરૂપ છે, શ્રોત્રરૂપ છે, પૃથ્વીવાળા શરીરને ધારણ કરવાથી પૃથ્વીરૂપ છે, જળરૂપ, વાયુરૂપ, આકાશરૂપ, દેવનું શરીર ધારણ કરવાવડે જ્યોતિરૂપ, પશુઆદિનું શરીર ધારણ કરવાથી અજ્યોતિરૂપ, કામરૂપ, કામને વિશે દોષ જોવાથી અકામમય, ક્રોધરૂપ તથા અક્રોધરૂપ છે. ધર્માધર્મરૂપ મનુષ્ય કામ તથા ક્રોધાદિને લીધે સદ્ગુણી યા દુર્ગુણી થાય છે. પૂર્વના સંકલ્પ વિના કાંઇપણ થતું નથી સારાં અથવા નરસા કર્મો કરવાવડે તે સર્વમય થાય છે. કારણ જગત્ પોતાની વ્યકતાવસ્થામા સદ્ગુણ તથા દુર્ગુણના ફળરૂપે છે. આ તો સત્ય છે કે, કામાદિપૂર્વક શરીરના ગ્રહણનું કારણ પુણ્ય તથા અપુણ્ય છે. આથી એમ ઠરે છે કે, કામ એ જ અખિલ જગતનું કારણ છે. (૫)

ટીકા:—જે પુરુષ ઇચ્છા નથી કરતો, તે કદી કર્મને કરતો નહીં હોવાથી તેના પ્રાણો શરીરમાંથી નિકળતા નથી, કારણ ઉત્ક્રમણ થવાનું કારણ હોતું નથી. અગર જો કે તે આ લોકમાં શરીરને ધારણ કરી રહેલો હોય છે, છતા તે મૃત્યુ પછી બ્રહ્મને પામે છે. (૬)

ટીકા.—અવિદ્યાથી ઉત્પન્ન થયેલી અનાત્મારૂપ કામનાઓ મૃત્યુરૂપ છે. આથી વિદ્વાન્ જીવતો છતા મૃત્યુના વિયોગે કરી અમૃતરૂપ હોય છે. અશરીરી, અમૃતરૂપ પ્રાણ અર્થાત્ પરમાત્મા, બ્રહ્મરૂપ તથા જ્યોતિરૂપ અર્થાત્ સ્વયંજ્યોતિરૂપ છે, કે જેવડે જગત્ વ્યક્ત થાય છે. (૭)

ટીકા:—હવે પછીના મંત્રોમાં દર્શાવવામાં આવ્યું છે કે, જેની મુખ્ય કામનાનો વિષય કેવળ આત્મા જ છે તથા જેને બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત થયું છે, તેને જ કેવળ મોક્ષ પ્રાપ્ત થાય છે. આ બ્રહ્મમાર્ગને સાંકડો કહેવામાં આવ્યો છે. કારણ તેને પ્રાપ્ત કરવામાં ઘણી જ મહેનત પડે છે. શ્રી શંકર ભગવાન્ મૂળમાં જે વિતત શબ્દ છે, તેને બદલે વિતર શબ્દ દાખલ કરે છે એટલે કે સામાન્ય માર્ગનું અતિક્રમણ કરી બ્રહ્મલોક પ્રતિ લઇ જનારો માર્ગ. આ માર્ગને જૂનો કહેવાનું કારણ એ કે, શાશ્વત એવી શ્રુતિએ આ માર્ગનું પ્રતિપાદન કર્યું છે. વિવેકી પુરુષો બ્રહ્મજ્ઞાનના ફળરૂપ મુક્તિ પ્રાપ્ત કરવા આ માર્ગે કરી સ્વર્ગ લોકથી પરમ બ્રહ્મપ્રતિ ગમન કરે છે. (૮)

### મોક્ષની પ્રાપ્તિમાં એષણાઓનો લય.

**तस्मिञ्छुक्लमुत नीलमाहुः पिङ्गलं हरितं लोहितञ्च ॥ एष पन्था ब्रह्मणा हानुवित्तस्तेनैति ब्रह्मवित्पुण्यकृत्तैजसश्च ॥ ९ ॥**

અન્વયાર્થઃ—तस्मिन्=આ બ્રહ્મજ્ઞાનના લક્ષણવાળા મોક્ષમાર્ગમાં, शुक्लं=શુદ્ધ, नीलं=કાળું, ब्रह्मणा=પરમાત્મસ્વરૂપ બ્રાહ્મણવડે, अनुवित्तः=પ્રવેશ કરાયેલ, तैजसः=શુદ્ધ સત્વવાળા. (૯)

શબ્દાર્થઃ—આ મોક્ષ સાધનમાર્ગવિશે મુમુક્ષુઓના ભિન્ન ભિન્ન મતો છે. કેટલાક આ માર્ગને શુકલ, કેટલાક નીલ, કેટલાક પિંગલ, કેટલાક લીલો તથા કેટલાક રક્ત કહે છે. આ માર્ગ જેણે સર્વ પ્રકારની એષણાઓનો ત્યાગ કર્યો છે, એવા બ્રાહ્મણવડે જ પ્રવેશ કરી શકાય છે. જે બ્રહ્મને જાણે છે, જે પુણ્ય કર્મનો કરનાર હોય છે તથા જેનો સ્વભાવ જ્યોતિરૂપ છે અર્થાત્ જેણે પરમાત્મ જ્યોતિ વિશે પોતાના આત્માને યોજ્યો હોય છે, તે જ આ માર્ગ તરફ આવી શકે છે. (૯)

ટીકાઃ—સુષુમ્નાદિ નાડીઓ જેઓ અનેક પ્રકારના રસોને ધારણ કરતી હોવાથી શુકલાદિરૂપ કહેવાય છે, તે માર્ગને કેટલાક મુમુક્ષુઓ મોક્ષમાર્ગ ગણે છે અથવા કેટલાક આદિત્યના માર્ગને મોક્ષ માર્ગ ગણે છે. પણ ખરૂં જોતા આ સર્વ માર્ગોથી બ્રહ્મમાર્ગ ભિન્ન છે. બ્રહ્મને પહોંચવાનો જે માર્ગ છે, તેને આ જગતની સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ હોતો નથી. આથી જેઓ ચક્ષુ મસ્તકાદિ શરીરના વિભાગરૂપ કોઇ વિશેષ માર્ગે કરી ગમન કરે છે તો તેને બ્રહ્માદિલોકની પ્રાપ્તિ થાય છે. પણ મોક્ષ પ્રાપ્ત થતો નથી. મોક્ષ તો કેવળ બ્રહ્મજ્ઞાનવડે જ પ્રાપ્ત થાય છે. જે પુણ્ય કર્મનો કરનાર હોય છે અર્થાત્ જે પૂર્વ સમયમાં પુણ્યકર્મનો કરનાર હોય છે, તેને પૂર્ણ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે તથા જેને પુણ્ય જ્ઞાનની પ્રાપ્તિ થાય છે તેની સર્વ પ્રકારની એષણાઓનો નાશ થાય છે. (૯)

### અવિદ્યામાં આસક્તિથી થતું દુઃખ

**अन्धं तमः प्रविशन्ति येऽविद्यामुपासते ॥ ततो भूय इव ते तमो य उ विद्यायाᳪ रताः ॥१०॥**

**अनन्दा नाम ते लोका अन्धेन तमसाऽऽवृताः ॥ ताᳪस्ते प्रेत्याभिगच्छन्त्यविद्वाᳪसोऽबुधो जनाः ॥११॥**

અન્વયાર્થઃ—तमः—મોહાદિરૂપ, अविद्यां=કર્મને, विद्यायां=ઉપનિષદને નહિ મીની કર્મમાં જ, रताः=આસક્ત. (૧૦) अनंदाः=તીન દુઃખવાળા, आवृताः=ઢાંક્યા, प्रेत्य=મરણ પછી, अभिगच्छन्ति=મેળવે છે. (૧૧)

શબ્દાર્થઃ—જે લોકો અવિદ્યાની ઉપાસના કરે છે, તેઓ અંધતમને વિશે પ્રવેશ કરે છે. જેઓ આ વિદ્યાને (અવિદ્યાને) વિશે આસક્ત છે, તેઓ તો કરતા પણ વધારે અંધતમને વિશે પ્રવેશ કરે છે. (૧૦)

શબ્દાર્થઃ—જે લોકો અવિદ્વાન્ તથા બુદ્ધિરહિત છે, તેઓ આ લોકમાંથી છૂટા પડ્યા પછી, અંધતમને વિશે ઢંકાયલા આનંદથી રહિત એવા લોકને વિશે જાય છે. (૧૧)

ટીકાઃ—જે લોક અવિદ્યાની ઉપાસના કરે છે અર્થાત્ જે વિદ્યાના વિષયથી ભિન્ન અન્ય વિષયોની ઉપાસના કરે છે અર્થાત્ જેઓ કર્મને વિશે આસક્ત હોય છે, તે અંધતમને વિશે પ્રવેશ કરે છે. અંધ અર્થાત્ જ્યાં કોઈ પણ વસ્તુ જોવાઇ ન શકે તથા તમ એટલે એવું સ્થાન કે જ્યા આત્માનું સ્વરૂપ જાણવામાં ન આવે. અવિદ્યાના વિષય સંબંધી

જે જ્ઞાન, તેને અહીં વિદ્યા કહેવામાં આવી છે કર્મને સૂચવનારા ત્રણ વેદોનું જે જ્ઞાન, તે પણ અવિદ્યાના વિષયરૂપ છે. (૧૦)

ટીકા—ઈશાવાસ્ય ઉપનિષદમાં પણ આ જ રીતનો શ્લોક આવેલો છે. અહીં જે બુદ્ધિ વગરના કહ્યા છે, તેપરથી આત્માના સ્વરૂપ જાણવાને જેઓ અશક્ય છે, તેવાનું ગ્રહણ કરવું. (૧૧)

આત્મજ્ઞાનનું ફળ.

आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुष ॥ किमिच्छन् कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥१२॥

यस्यानुवित्तः प्रतिबुद्ध आत्माऽस्मिन्सन्देहे गहने प्रविष्टः ॥ स विश्वकृत्स हि सर्वस्य कर्त्ता तस्य लोकः स उ लोक एव ॥१३॥

इहैव सन्तोऽथ विद्मस्तद्वयं न चेदवेदिर्महती विनष्टिः ॥ ये तद्विदुरमृतास्ते भवन्त्यथेतरे दुःखमेवापि यन्ति ॥ १४ ॥

यदैतमनुपश्यत्यात्मानं देवमञ्जसा॥ ईशानं भूतभव्यस्य न ततो विजुगुप्सते ॥१५॥

यस्मादर्वाक्संवत्सरोऽहोभिः परिवर्त्तते ॥ तद्देवा ज्योतिषां ज्योतिरायुर्होपासतेऽमृतम् ॥१६॥

यस्मिन् पञ्च पञ्चजना आकाशश्च प्रतिष्ठितः ॥ तमेव मन्य आत्मानं विद्वान्ब्रह्मामृतोऽमृतम् ॥१७॥

प्राणस्य प्राणमुत चक्षुषश्चक्षुरुत श्रोत्रस्य श्रोत्रं मनसो ये मनो विदुः ॥ ते निचिक्युर्ब्रह्म पुराणमग्र्यम् ॥१८॥

मनसैवानुद्रष्टव्यं नेह नानास्ति किञ्चन ॥ मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥१९॥

एकधैवानुद्रष्टव्यमेतदप्रमयं ध्रुवम् ॥ विरजः पर आकाशादज आत्मा महान्ध्रुवः ॥२०॥

तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः ॥ नानुध्यायाद्बहूञ्छब्दान्वाचो विग्लापनं हि तदिति ॥२१॥

અન્વયાર્થઃ—अयं=પરમાત્મારૂપ, पूरुषः= પુરુષરૂપ, अनुसंज्वरेत्=દુઃખને સહન કરવા. (૧૨) यस्य=જે બ્રાહ્મણને, अनुवित्तः= પ્રાપ્ત થયેલ, प्रतिबुद्धः=હું બ્રહ્મરૂપ છું, એમ જ્ઞાનવાળો, संदेहे=દેહમાં, गहने= દુર્વિજ્ઞેય, तस्य लोकः=તે બ્રાહ્મણને સર્વ પ્રપંચ આત્મારૂપ, सः उ=તે બ્રાહ્મણ પણ, सर्वस्य प्रपंचस्य लोकः=સર્વ પ્રપંચના આત્મારૂપ જ. (૧૩) इह=આ દેહમાં, सन्तः=અજ્ઞાનરૂપી નિદ્રાથી રહિત થયેલા છતા, विद्मः=જાણીએ છીએ, तत् वयं न चेत् अवेदिः=જો અમે આત્મતત્ત્વને નથી જાણતા, महती विनष्टिः=મોટો નાશ, अपियन्ति=પામે છે. (૧૪) एतं=આ હૃદયસ્થ આત્માને, देवं=જ્ઞાનસ્વરૂપ, अंजसा=આત્માપણાથી, ईशानं=ત્રણ કાળના નિયામકરૂપ, ततः=આત્મસાક્ષાત્કાર થયા પછી, न विजुगुप्सते=છૂપાવવા ઇચ્છા રાખતો નથી. (૧૫) यस्मात् अर्वाक्=જે ઇશ્વરની પાછળ, ज्योतिषां=આદિત્યોના, अमृतं आयुः=મરણ ધર્મથી રહિત આયુષ રૂપે, देवाः उपासते=દેવો ઉપાસે છે (૧૬) यस्मिन्=જે બ્રહ્મમાં, पंच=પાંચ, पंचजनाः=પાંચ લોકો, विद्वान्=સાક્ષાત્કારવાળો હું, तं आत्मानं मन्ये=તે આત્માને જાણું છું, अमृतं=મરણરહિત. (૧૭) निचिक्युः=નિશ્ચયપૂર્વક જાણ્યો છે, पुराणं= ચિરંતનરૂપે, अग्र्यं=સર્વ કરતા પ્રથમ. (૧૮) मनसा=સંસ્કારવાળા મનવડે, नाना=અનેક પ્રકારના ભેદ, इह=જ. (૧૯) एकधा=

એકરૂપવડે, अप्रमयं=પ્રમાણથી રહિત, ध्रुवं=કૂટસ્થ, विरजः=ધર્મ તથા અધર્મઆદિથી રહિત, आकाशात्=અવ્યાકૃત આકાશથી, ध्रुवः=અવિનાશી. (૨૦) तं=તે આત્માને, विज्ञाय=ઓળખી, प्रज्ञां=મોક્ષ સંપાદનવાળી બુદ્ધિને, बहून् शब्दान् अनुध्यायात्=બહુ શબ્દનું ચિંતન કરવું, वाचः विग्लापनं=વાક્ ઇન્દ્રિયની ગ્લાનિને કરવાવાળું છે. (૨૧)

શબ્દાર્થ:–પરમ આત્મા મારા પોતાના આત્મારૂપ છે, એમ જો પુરૂપ જાણે છે તો પછી કયી કામનાને અર્થે અથવા કોની ઇચ્છાને અર્થે શરીરનાં દુઃખો તેણે સહન કરવાં જોઇએ ? (૧૨)

શબ્દાર્થ:–સંદેહ તથા વિષમતાવાળા આ દેહને વિશે, પરમ બ્રહ્મથી પ્રકાશિત તથા વ્યાપ્ત એવા જેના આત્માએ પ્રવેશ કર્યો છે, તે અખિલ વિશ્વનો કર્તા છે. કારણ કે તે સર્વના ઇશ્વરરૂપ છે, તે સર્વના લોકરૂપ છે, તે ખરેખર લોકરૂપ છે અર્થાત્ સર્વના એક આત્મારૂપ છે. (૧૩)

શબ્દાર્થ:–અહીં અર્થાત્ આ લોકને વિશે રહેવા છતાં આપણે બ્રહ્મને જાણી શકીએ છીએ. જો આપણે તેને જાણતા નથી, એટલે બ્રહ્મસંબંધી જો આપણને અજ્ઞાનતા હોય છે ત્યારે મહાન્ દુઃખ પ્રાપ્ત થાય છે. જેઓ તેને જાણે છે તે અમૃતરૂપ થાય છે. પણ જેઓ તેને નથી જાણતા, તેઓને મહાન્ દુઃખ પ્રાપ્ત થાય છે. (૧૪)

શબ્દાર્થ:–જ્યારે એક પુરૂપ પોતાના આત્માને ઇશ્વરરૂપે અર્થાત્ ભૂત તથા ભવ્યના ઇશ્વરરૂપે જૂવે છે ત્યારે તે પોતાના આત્માને તેનાથી અર્થાત્ ઇશ્વરથી છૂપાવવા ઇચ્છા રાખતો નથી. (૧૫)

શબ્દાર્થ:–હે દેવો ! આ અમૃતરૂપ બ્રહ્મની ઉપાસના કરો. તે સર્વ તેજોના તેજરૂપે છે તથા દિવસોના વ્યતીત થવાવડે જે સંવત્સર થાય છે તેના કર્તારૂપ પણ બ્રહ્મ જ છે. (૧૬)

શબ્દાર્થ:–વિદ્વાન્ તથા અમૃતરૂપ હું, અમૃતરૂપ પરમ બ્રહ્મને મારા પોતાના આત્મારૂપે જાણું છું, કે જે આત્માને આધારે પાંચ પ્રકારનાં જનો તથા આકાશ રહેલું છે. (૧૭)

શબ્દાર્થ:–જેઓ તેને પ્રાણના પ્રાણરૂપ, ચક્ષુના ચક્ષુરૂપ, શ્રોત્રના શ્રોત્રરૂપ તથા મનના મનરૂપે જાણે છે, તેણે જ પુરાણરૂપ તથા સર્વના અગ્રરૂપ પરબ્રહ્મ પરમાત્માને ઓળખ્યા છે. (૧૮)

શબ્દાર્થ:–મનની સહાયતાવડે આત્મા દશ્ય થાય છે. દર્શનના વિષયરૂપ આ બ્રહ્મવિશે ભિન્નતા હોતી નથી. જે કોઇ તેને વિશે ભિન્નતાને જૂવે છે, તે વારંવાર મૃત્યુને પામ્યા કરેછે. (૧૯)

શબ્દાર્થ:–અપ્રમેયરૂપ, ધ્રુવરૂપ (અચલરૂપ), વિરજરૂપ (ધર્મ અધર્મરૂપ મલથી રહિત), આકાશ કરતાં શ્રેષ્ઠ, અજરૂપ તથા મહાન્ અવિનાશી આત્મારૂપ એવા પરબ્રહ્મ પરમાત્મા કેવળ એક પ્રકારવડે જ દ્રષ્ટવ્ય થાય છે. (૨૦)

શબ્દાર્થ:–વિવેકી બ્રાહ્મણે તે પરમ બ્રહ્મને જાણ્યા પછી કેવળ પોતાની પ્રજ્ઞા તેની તરફ જ દોડાવવી જોઇએ. ઘણા શબ્દોવડે તેનું ધ્યાન કરવું જોઇએ નહિ. કારણ અનેક શબ્દો ગ્લાનિ અર્થાત્ શ્રમકર છે. (૨૧)

ટીકા:–આત્મજ્ઞાનની સ્તુતિના અર્થે મૂળમાં કહેવામાં આવ્યું છે કે, જેને આ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું હોય છે, તે શારીરીક દુઃખથી મુક્ત હોય છે, (૧૨)

ટીકા:–જે બ્રહ્મને જાણતો હોય છે, તે બ્રહ્મવિદ્યાને લીધે કૃતકૃત્ય કહેવાય છે. આ

બાબત કેવળ શ્રુતિથીજ પ્રતિપાદન થયેલી નથી, પણ અનુભવે કરી પણ પ્રતિપાદન થયેલી છે. બ્રહ્મને નહિ જાણનાર મહાન્ દુઃખને પામે છે અર્થાત્ એક શરીરમાંથી અન્ય શરીરનિશે પ્રાપ્ત થવાથી જન્મ મરણ થયા જ કરે છે. આજ પ્રમાણે કેન ઉપનિષદના રજા ખંડના પાચમા મંત્રમા પણ કહેવામાં આવ્યું છે. (૧૪)

ટીકા.–કારણ સર્વ મનુષ્યો જેઓ પોતાને ઇશ્વરથી ભિન્નરૂપ જૂવે છે, તેઓ ઇશ્વથી પોતાને છૂપાવવાની ઇચ્છા રાખે છે. (૧૫)

ટીકા:–પાચ પ્રકારના જનોઃ–ગાંધર્વો, પિતરો, દેવો, અસુરો તથા રાક્ષસો અથવા તો પાચ જાતના નિષાદોને ગ્રહણ કરવા. પૂર્વે ગાર્ગીના પ્રશ્નવિશે પણ આ જ પ્રમાણે કહેવામાં આવ્યું છે કે, અક્ષર બ્રહ્મને વિશે જ આકાશ ઓતપ્રોત છે. ( ૧૭ )

ટીકા.–પ્રાણ, શ્રોત્ર તથા ચક્ષુ જો ચૈતન્યાત્મ જ્યોતિથી શૂન્ય હોય તો તેઓ કાષ્ઠ લોષ્ઠ સમાન જણાય છે. આ પ્રમાણે જ કેન ઉપનિષદના ૧ લા ખંડના ૨ જા મંત્રમા, તેમ જ કઠોપનિષદની ૬ ઠ્ઠી વલ્લીના ૨ જા મંત્રમા તથા તૈત્તિરીય ઉપનિષદની બ્રહ્માનંદ વલ્લીના ૮ મા અનુવાકમાં કહેવામાં આવ્યું છે. ( ૧૮ )

ટીકા:–અપ્રમેયરૂપ –તેનું પ્રમાણ થઇ શકતું નથી, કારણ તે સર્વકલ્પ છે. પ્રમાણ કોઇ અન્ય વસ્તુની સહાયતાવડે આપી શકાય છે, પણ બ્રહ્મ કેવળ એકરૂપ છે તથા તેનાથી રહિત અન્ય કાંઇ પણ વસ્તુ હોતી નથી. આ સ્થળે એક વિરોધાભાસ આવે છે. તે એ કે, જો કે આત્મા પ્રમાણનો વિષય નથી, છતા તે જ્ઞાનનો વિષય છે, અર્થાત્ પ્રમાણવડે કરી તે જ્ઞાત થઇ શકતો નથી. આ વિરોધાભાસ, ટકી શકે એમ નથી. કારણ આ નિષેધ જે કહેવામાં આવ્યો છે, તે સામાન્ય વસ્તુના સંબંધમાં પ્રમાણ અને પ્રમેય વચ્ચેના સંબંધને અર્થે છે, પણ શ્રુતિના પ્રમાણને કોઇ રીતનો નિષેધ હોતો નથી. આકાશથી *શ્રેષ્ઠ આત્મા સૂક્ષ્મ તથા સર્વ વ્યાપી હોવાથી* જગતના અવ્યાકૃતાવસ્થારૂપ આકાશ કરતા શ્રેષ્ઠ છે. *અજઃ–આ વિશેષણ આત્માને લાગુ પડવાથી સર્વ પ્રકારના વિકારોથી તે બાતલ* થાય છે. કારણ પ્રત્યેક વસ્તુને કોઇ પ્રકારના સંબંધ થવા પહેલા તેને મૂળ હોવું જ જોઇએ. ( ૨૦ )

ટીકા:–ગુરુ તથા શાસ્ત્રના ઉપદેશ પ્રમાણે આત્માને ઓળખ્યા પછી, વિવેકી બ્રહ્મવેત્તાએ, કેવળ પરબ્રહ્મનું જ ચિંતન કરવું જોઇએ. કારણ બહુ શબ્દોનો નિષેધ કરવામા આવ્યો છે તથા કહ્યું છે કે, કેવળ ૐકારની સહાયતાથી જ પરમાત્માનું ચિંતન કરવું જોઇએ. ( ૨૧ )

## મુક્તિનું સ્વરૂપ.

**स वा एष महानज आत्मा योऽयं विज्ञानमयः प्राणेषु य एषोऽन्तर्हृदय आकाशस्तस्मिञ्छेते सर्व्वस्य वशी सर्व्वस्येशानः सर्व्वस्याधिपतिः स न साधुना कर्म्मणा भूयान्नो एवासाधुना कनीयान् एष सर्वेश्वर एष भूताधिपतिरेष भूतपाल एष सेतुर्विधरण एषां लोकानामसम्भेदाय तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेनैतमेव विदित्वा मुनिर्भवति । एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति । एतद्ध स्म वै** *तत्पूर्वे विद्वांसः प्रजां न कामयन्ते* **किं प्रजया करिष्यामो येषां नोऽयमात्माऽयं लोक इति ते ह स्म पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्च**

व्युत्थायाथ भिक्षाचर्यं चरन्ति या ह्येव पुत्रैषणा सा वित्तैषणा या वित्तैषणा सा लोकैषणोभे ह्येते एषणे एव भवतः। स एष नेति नेत्यात्माऽगृह्यो न हि गृह्यतेऽशीर्यो न हि शीर्यतेऽसङ्गो न हि सज्यतेऽसितो न व्यथते न रिष्यत्येतमु हैवैते न तरत इति अतः पापमकरवमित्यतः कल्याणमकरवमित्युभे उ हैवैष एते तरति नैनं कृताकृते तपत ॥२२॥

तदेतदृचाभ्युक्तमेष नित्यो महिमा ब्राह्मणस्य न वर्द्धते कर्म्मणा नो कनीयान्। तस्यैव स्यात्पदवित्तं विदित्वा न लिप्यते कर्म्मणा पापकेनेति। तस्मादेवंविच्छान्तो दान्त उपरतस्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्यति सर्वमात्मानं पश्यति नैनं पाप्मा तरति सर्वं पाप्मानं तरति नैनं पाप्मा तपति सर्वं पाप्मानं तपति विपापो विरजोऽविचिकित्सो ब्राह्मणो भवत्येष ब्रह्मलोकः सम्राडेनं प्रापितोऽसीति होवाच याज्ञवल्क्यः सोऽहं भगवते विदेहान् ददामि माञ्चापि सह दास्यायेति ॥२३॥

स वा एष महानज आत्माऽन्नादो वसुदानो विन्दते वसु य एवं वेद ॥२४॥

स वा एष महानज आत्माऽजरोऽमरोऽमृतोऽभयो ब्रह्माभयं वै ब्रह्माभयं हि वै ब्रह्म भवति य एवं वेद ॥२५॥

અન્વયાર્થ –विधरण =વર્ણાશ્રમાદિ વ્યવસ્થા કરનાર, एषां लोकानां असंभेदाय=સર્વ લોકની સંકરતા ન થવા માટે, अनाशकेन= કામનાના અભાવવડે, प्रव्राजिनः=મુમુક્ષુઓ, लोकं इच्छन्तः=આત્મલોકની ઇચ્છાવાળા, प्रव्रजन्ति=પ્રકર્ષ રીતે સર્વ કર્મનો ત્યાગ કરે છે, एतत् हस्म તત્=તે આ મુમુક્ષુ સંબંધે કહેવાય છે, पूर्वे=પહેલા, ; विद्वांसः=આત્મજ્ઞાની, येषां नः=અમો પરમાર્થદર્શીને, अयं आत्मा अयं लोकः=અશનાદિ ગુણથી રહિત આ આત્માજ પુરૂષાર્થરૂપે, एतं एते न तरतः= આ આત્માને આ બે અર્થાત્ પરિતાપ તથા હર્ષ હોતા નથી, पापं अकरवं=પાપ કર્યું ( તેથી મને નરક મળશે માટે પરિતાપ), कल्याणं अकरवम्=મેં પુણ્ય કર્યું ( તેથી મને સ્વર્ગ પ્રાપ્ત થશે માટે હર્ષ ), एते= આ બેઉને, तरति=તરી જાય છે, कृताकृते= કર્મ તથા અકર્મ,न तपतः=ઉદ્વેગ કરતા નથી. (૨૨) एषः नित्य महिमा=આ નિત્યરૂપ મહિમારૂપ ઐશ્વર્ય, कर्मणा=શુભકર્મવડે, तस्य एव स्यात् पदवित्=તે બ્રહ્મપદનો જ્ઞાતા મુમુક્ષુ થાય છે, तं=તે પદને, समाहितः સમહિત ચિત્તવાળો, तपति= દુઃખ કરે છે, न तरति=પ્રાપ્ત થતું નથી, तपति=ભસ્મીભૂત કરે છે, विरजः=કામરૂપી રજથી રહિત, अविचिकित्स છિન્ન સંશયવાળો, त्वं एनं प्रापित असि= તેં આ બ્રહ્મલોકને મેળવ્યું છે, दास्याय= દાસકર્મમાટે. (૨૩) वसुदानः=ધર્મ આપનાર, वसु=કર્મથી થતા ફળને, यः एवं वेद= જે સર્વાત્મરૂપે તેની ઉપાસના કરે છે. (૨૪) अभयं ब्रह्म य. वेद=જે અભયરૂપ બ્રહ્મને ઉપાસેછે, ब्रह्म भवति=મુક્તરૂપે થાય છે. (૨૫)

શબ્દાર્થ –આ મહાન્ અજરૂપ આત્મા સર્વ પ્રાણીઓને વિશે વિજ્ઞાનમયરૂપે થઇને રહેલો છે. તે જ આત્મા હૃદયને વિશે આકાશરૂપે રહેલ છે. આ આકાશને વિશે તે શયન કરે છે તે સર્વને વશ કરનાર છે, તે સર્વના ઇશ્વરરૂપ છે તથા સર્વના અધિપતિરૂપ છે. તે સાધુકર્મે કરી મહાન્ થતો નથી તથા ખરાબ કર્મવડે અલ્પ થતો નથી. તે

સર્વેશ્વરરૂપ, સર્વ ભૂતોના અધિપતિરૂપ, સર્વ ભૂતોના પાલકરૂપ, સેતુરૂપ તથા આ લોકના ઉદ્ધાર કર્તારૂપ છે, જેથી લોકોનું પતન થઇ તેઓનો નાશ થઇ શકતો નથી. વેદવચન પ્રમાણે બ્રાહ્મણો, યજ્ઞવડે, દાનવડે, તપવડે, સર્વ કામનાઓના પર જય મેળવવાવડે, તેને જાણવાની ઇચ્છા રાખે છે. જે બ્રાહ્મણ આ પ્રમાણે બ્રહ્મને જાણે છે તે મુનિરૂપ થાય છે. આત્માને પોતાના અધિષ્ઠાનરૂપે માની પરિવ્રાજકો સર્વ સ્થળે ભટકે છે. પરિવ્રાજક અવસ્થા ભોગવવાનું કારણ એ છે કે, પૂર્વના વિદ્વાનો પ્રજાની કામના નહોતા રાખતા, કારણ તેઓનું વિચારવું એમ હતું કે, પ્રજાવડે અમે શુ કરવાના હતા ? જેઓને અમારી માફક આત્મા એ જ પરમ આશ્રયરૂપ છે તેઓ, પુત્રૈષણા, વિત્તૈષણા તથા લોકૈષણાનો ત્યાગ કર્યા પછી ભિક્ષાવૃત્તિને ગ્રહણ કરે છે કારણ જે પુત્રૈષણા છે તેજ વિત્તૈષણા છે તથા જે વિત્તૈષણા છે, તે જ લોકૈષણા છે. કારણ કે બન્ને ( વિત્ત તથા લોક) એષણાઓરૂપ છે. આત્મા, જે નેતિ નેતિરૂપે છે, તે અગ્રાહ્ય છે. કારણ તે કોઇથી ગ્રહણ થઇ શકતો નથી. વળી તે અશીર્યરૂપ છે, કારણ તેનુ શોષણ થતુ નથી તે અસંગરૂપ છે, કારણ તેને કોઇનો સગ હોતો નથી. તે અન્તથી રહિત છે. તે દુ:ખનો તથા નાશનો વિષય નથી. આ બન્ને અર્થાત્ પાપ અને પુણ્ય આત્માને વશ કરી શકતા નથી. તેથી જ મેં પાપકર્મ કર્યુ અથવા તો કલ્યાણ કર્યુ છે, એમ આત્મા કહેતો નથી. તે પુણ્ય તથા પાપ બન્નેને વશ રાખે છે. સારા અથવા નરસા કૃત્યોવડે તેને ક્ષોભ થતો નથી. (૨૨)

શબ્દાર્થ—તે જ પ્રમાણે નીચલા ઋક્‌મંત્રોવિશે પણ કહેવામા આવ્યુ છે,—નિત્ય બ્રાહ્મણની મહિમાની વૃદ્ધિ સત્ કર્મવડે થતી નથી, તેમ ક્ષય પણ ( નઠારા કર્મવડે ) થતો નથી. તેણે આ મહિમાના સ્વરૂપને જાણવું જોઇએ. આ મહિમાનું જ્ઞાન પ્રાપ્ત થવાથી તે પાપકર્મવડે લીપ્ત થતો નથી. તેથી જે આ પ્રમાણે આત્માને ઓળખે છે, જેણે પોતાની સર્વ ઇન્દ્રિયોપર જય પ્રાપ્ત કર્યો છે, જે શાંત છે, સર્વ પ્રકારની એષણાઓથી મુક્ત છે, જે સહનશીલ છે તથા એક જ વસ્તુને વિશે જે પોતાના મનને લગાડનારો છે, તે આત્માને વિશે કેવળ આત્માને જ જુવે છે. તે સર્વરૂપ આત્માને જુવે છે પાપ તેને જિતી શકતુ નથી, પણ તે પાપને જિતે છે. પાપ તેનુ દહન કરી શકતુ નથી, પણ તે પાપનુ દહન કરી શકે છે. તે પાપથી મુક્ત હોય છે. તે શંકાથી મુક્ત હોય છે તે શુદ્ધરૂપ હોય છે તથા તે સત્ય બ્રહ્મરૂપ છે. યાજ્ઞવલ્ક્યે કહ્યુ—હે રાજાઓના રાજા ! આ બ્રહ્મલોક છે, જેને તું પ્રાપ્ત થયો છે. જનક—હે ભગવન્ ! હું આ આપનો દાસજન થવા વાસ્તે મને પોતાને તથા આ વિદેહ દેશના રાજ્યને, આપને આપી દઇશ. (૨૩)

શબ્દાર્થ—આ આત્મા મહાન્, અજ, અન્નનુ ભક્ષણ કરનાર તથા દ્રવ્યનો આપનાર છે. જે કોઇ આ રીતે આત્માને જાણે છે, તે દ્રવ્યને પામે છે. (૨૪)

શબ્દાર્થ—આ આત્મા મહાન્, જન્માદિથી રહિત, જરાદિથી રહિત, મૃત્યુઆદિથી રહિત, અમૃતરૂપ, ભયથી રહિત તથા બ્રહ્મ રૂપે છે. બ્રહ્મ ખરેખર અભયરૂપે છે જે આ પ્રમાણે જાણે છે, તે ખરેખર અભય બ્રહ્મરૂપ થાય છે. (૨૫)

ટીકા.—મંત્ર, બ્રાહ્મણ તથા શ્લોકોને વિશે કારણો સહિત બંધ તથા મોક્ષનુ વર્ણન કરવામા આવ્યું છે. છતા આ સ્થળે મુક્તિનું સ્વરૂપ પૂર્ણપણે ફરી વર્ણવવામા આવ્યું છે. પરમ બ્રહ્મના દમનની સાથે અભિન્ન ન-

કેવા પ્રકારે સંબધ રહેલ છે, તે દર્શાવવા માટે આ બાવીસમો મંત્ર આપવામા આવ્યો છે. વિદ્યા તથા બુદ્ધિના સ્થાનને આકાશ કહેવામાં આવે છે અથવા શ્રી શંકર ભગવાનના મત પ્રમાણે સુષુપ્તિ અવસ્થાના સમયે આતરિન્દ્રિય જેને વિશે રહે છે, તેને આકાશ કહેવામા આવે છે. આને નિરુપાધિક પરમાત્મા પણ કહેવામા આવે છે તથા તેનુ સ્વરૂપ વિજ્ઞાનમય છે. આ આત્મા પોતાના સ્વરૂપવિશે અર્થાત્ આકાશ નામના પરમાત્માને વિશે શયન કરે છે તે સર્વના ઇશ્વર છે અર્થાત્ બ્રહ્મા ઇન્દ્રાદિ સર્વ દેવોના ઇશ્વરરૂપ તે છે. તે સર્વ ભૂતોના અધિપતિ છે અર્થાત્ બ્રહ્માથી લઇ જડપર્યંત સર્વ વસ્તુના તે અધિપતિ છે. તે ભૂતોના પાલકરૂપ છે અર્થાત્ વર્ણાશ્રમાદિ નિયમોના પાલકરૂપ છે. પૃથ્વીથી લઇ બ્રહ્મલોક સુધીના સર્વના ઉદ્ધારકર્તારૂપ છે. વેદોના શબ્દ પ્રમાણે અર્થાત્ મંત્ર તથા બ્રાહ્મણમા કહ્યા પ્રમાણે, બ્રાહ્મણો એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય, આ ત્રણે વર્ણો, યજ્ઞવડે તેને ઓળખવાની ઇચ્છા કરે છે અર્થાત્ સામાન્ય ક્રિયાની સહાયતાવડે ઓળખવાની ઇચ્છા કરે છે. અગર જો કે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવા માટે આ સુલભ માર્ગ નથી, છતા તેના વડે મન પવિત્ર થાય છે. જ્યારે મન પવિત્ર થયું હોય છે તો પછી કોઇપણ પ્રકારનો વિરોધ નહિ રહેવાથી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. તપે કરી બ્રહ્મ ઓળખાય છે અર્થાત્ ચાંદ્રાયણાદિ વ્રતો કરવાથી પાપમાંથી મુક્ત થવાય છે અનશનનો અર્થ ભોજનનો અભાવ થાય છે, પણ ભોજનના અભાવથી કેવલ શરીરનો નાશ થાય છે, પણ આત્માની શુદ્ધિ થતી નથી. માટે અહીં અનશનવડે કેવળ રાગદ્વેષાદિ દોષોથી રહિત એવી ઇન્દ્રિયોવડે વિષયનું સેવન કરવું તે (?) એટલે કે જે મળે તેનાવડે જ સતોષ માનવો. તે મનનાત્ મુનિઃ યોગી મુનિ કેવળ પરબ્રહ્મના મનનવડે જીવન્મુક્તાવસ્થાને પ્રાપ્ત થાય છે. પરિવ્રાજકોએ સર્વ કર્મનો ત્યાગ કર્યો હોય છે. પ્રજાવડે ત્રણ બાહ્ય જગતની પ્રપ્તિના કારણરૂપ નિકૃષ્ટ બ્રહ્મનું જ્ઞાન તથા કર્મને જાણવા. જેઓને અમારી માફક આત્મા જ પરમ આશ્રયરૂપ છે ઇત્યાદિવડે આત્માનું જેને સત્યજ્ઞાન પ્રાપ્ત થયું છે તેવાને ગ્રહણ કરવા. જો એ પ્રમાણે સ્વીકારવામાં આવે કે આત્મા આશ્રયરૂપ છે તો પછી તેને પ્રાપ્ત ઉપાયોની શી આવશ્યક્તા ? તેમ જ કર્મનો ત્યાગ કહેવામા આવેલો હોવાથી પરિવ્રાજકની અવસ્થા આવશ્યકીય શા કારણને લીધે છે ? આના સમાધાનમા કહ્યુ છે કે, જે આત્માની એષણાને માટે એક મનુષ્ય પરિવ્રાજક અવસ્થાને ગ્રહણ કરે છે, તે આત્માને કર્મ સાથે જરાપણ સંબંધ નથી આ સંબંધ ન હોવાનું કારણ શું ? આ બાબત આત્મા ગ્રાહ્ય નથી ઇત્યાદિ નિષેધ વચનોવડે સિદ્ધ થાય છે. આ રીતના લક્ષણવાળો આત્મા કર્મ, ફળ તથા સાધનના સંબંધથી રહિત, સર્વ પ્રકારના સંસારના ધર્મથી વિલક્ષણ, દરેક પ્રકારની એષણાના ત્યાગરૂપ, સ્થૂલાદિ ધર્મથી રહિત, અજરૂપ, અજરરૂપ, અભયરૂપ, મીઠાના ગાંગડા જેવો, એક સ્વરૂપે અર્થાત્ વિજ્ઞાનરૂપ, સ્વયંજ્યોતિરૂપ, એકરૂપ, અદ્વિતીયરૂપ, આદિથી રહિત, અંતરહિત, અનંતરૂપ તથા બાહ્યથી રહિત ઇત્યાદિ આત્માનું વર્ણન શાસ્ત્ર તથા તર્કવડે કરવામાં આવ્યું છે તથા વિશેષે કરી જનક તથા યાજ્ઞવલ્ક્યના સંવાદવડે આ રીતના આત્માનું પૂર્ણપણે જ્ઞાન પ્રાપ્ત થાય છે. આત્મા જો ઉપર પ્રમાણે જ્ઞાત થાય છે તો પછી કોઇપણ પ્રકારના કર્મનો આરંભ રહેતો નથી. (૨૨)

ટીકાઃ—બ્રાહ્મણ ભાગમા આત્માવિશે જે કહેવામા આવ્યું છે, તે જ મંત્રભાગમા દર્શા-

વવામાં આવ્યું છે. તે અર્થાત્ આત્મા જેમ નઠારાં કર્મવડે દૂષિત થતો નથી, તેમ સત્કર્મવડે તે મહાન્ થતો નથી. જેણે પોતાની ઇન્દ્રિયોને જિતી છે અર્થાત્ બાહ્ય ઇન્દ્રિયોનાપર જય મેળવ્યો છે તથા જે શાંત છે અર્થાત્ અંતઃકરણની ઇચ્છાઓને જેણે નિયમમાં રાખી છે, જે સહનશીલ છે અર્થાત્ ક્ષુધા, તૃષા, જરાદિ સહન કરવાને જે યોગ્ય છે, તે આત્માને જુવે છે, તે પોતાનું દહન કરે છે અર્થાત્ આત્માના જ્ઞાનાગ્નિવડે તે પાપનું દહન કરે છે. (૨૩)

ટીકાઃ—જનક તથા યાજ્ઞવલ્કયના વાદવિવાદવિશે જે આત્માનું વર્ણન કરવામા આવ્યું છે, તે આત્માનું સ્વરૂપ સર્વ ભૂત માત્રને વિશે રહેનારું તથા સર્વ અન્નને ભક્ષણ કરનારું છે. (૨૪)

ટીકાઃ—આ સમસ્ત બૃહદારણ્યકનો સાર આ પચીસમા મંત્રમા દર્શાવવામાં આવ્યો છે. (૨૫)

## પંચમ બ્રાહ્મણ.

### યાજ્ઞવલ્કય તથા મૈત્રેયીનો સંવાદ.

अथ ह याज्ञवल्क्यस्य द्वे भार्ये बभूवतुर्मैत्रेयी च कात्यायनी च तयोर्ह मैत्रेयी ब्रह्मवादिनी बभूव स्त्रीप्रज्ञैव तर्हि कात्यायन्यथ ह याज्ञवल्क्योऽन्यद्वृत्तमुपाकरिष्यन् ॥१॥

मैत्रेयीति होवाच याज्ञवल्क्यः प्रव्रजिष्यन्वा अरेऽहमस्मात्स्थानादस्मि हन्त तेऽनया कात्यायन्यान्तं करवाणीति ॥ २ ॥

सा होवाच मैत्रेयी यन्नु म इयं भगोः सर्वा पृथिवी वित्तेन पूर्णा स्यात्स्यां न्वहं तेनामृताऽऽहो ३ नेति नेति होवाच याज्ञवल्क्यो यथैवोपकरणवतां जीवितं तथैव ते जीवितः स्यादमृतत्वस्य तु नाशास्ति वित्तेनेति ॥३॥ सा होवाच मैत्रेयी येनाहं नामृता स्यां किमहं तेन कुर्यां यदेव भगवान्वेद तदेव मे ब्रूहीति ॥ ४ ॥

स होवाच याज्ञवल्क्यः प्रिया वै खलु नो भवती सती प्रियमवृधद्धन्त तर्हि भवत्येतद्व्याख्यास्यामि ते व्याचक्षाणस्य तु मे निदिध्यासस्वेति ॥ ५ ॥

અન્વયાર્થઃ—ब्रह्मवादिनी=બ્રહ્મજ્ઞાની, स्त्रीप्रज्ञा ગૃહવ્યવહાર ચલાવવામા કુશળ બુદ્ધિવાળી, वृत्तं=આશ્રમને. (૧)

શબ્દાર્થઃ—યાજ્ઞવલ્કયને કાત્યાયની તથા મૈત્રેયી નામની બે સ્ત્રીઓ હતી. આ બેમાથી મૈત્રેયી બ્રહ્મસ્વરૂપના વાદવિવાદવિશે ઉત્સુક હતી તથા કાત્યાયની ગૃહકાર્યમા કુશળ હતી. યાજ્ઞવલ્કયને એક વખતે ગૃહસ્થાશ્રમ ધર્મનો ત્યાગ કરી, તે કરતા શ્રેષ્ઠ એવા અન્ય આશ્રમને પ્રાપ્ત કરવાની ઇચ્છા થઇ. (૧)

શબ્દાર્થ.—યાજ્ઞવલ્કયે કહ્યું —હે મૈત્રેયી ! હું પરિવ્રાજક અર્થાત્ સંન્યાસ્તાશ્રમ ગ્રહણ કરવાને માટે હાલના આશ્રમનો ત્યાગ કરવા ઇચ્છું છું. માટે મારો જે કાઇ પૈસોટકો છે, તે હું તને તથા કાત્યાયનીને સરખે હિસ્સે વહેંચી આપી જાઉં છું. (૨)

શબ્દાર્થ.—મૈત્રેયીએ કહ્યું—હે ભગવન્ ! પૈસાટકાથી પૂર્ણ આ આખી પૃથ્વી મારા કબજામા આવે તો હું શું તેથી અમૃતરૂપ થઇ શકું ? યાજ્ઞવલ્કયે કહ્યું —તું કદી પણ તેથી અમૃતરૂપ થઇ શકશે નહિ. પણ જેવી રીતે ધનિકનું જીવન હોય છે, તે પ્રમાણે તું તારૂં જીવન ગાળી શકીશ. ધનની, સહાયતાથી કેવળ અમૃતત્વની પ્રાપ્તિની આશા તો કદી રાખી શકાતી જ નથી. (૨)

શબ્દાર્થઃ—મૈત્રેયીએ કહ્યું:—જે પૈસાવડે અમૃતત્વ પ્રાપ્ત ન થતું હોય તો તે પૈસો મારે શા અર્થનો છે ? હે ભગવન્! અમૃતત્વની પ્રાપ્તિના સાધનરૂપ જે કાંઇ આપ જાણતા હો, તેનો મને ઉપદેશ કરશો. (૪)

શબ્દાર્થઃ—યાજ્ઞવલ્ક્યે કહ્યું:—અરે પૂર્વે તું મને અત્યંત પ્રિય હતી તથા હમણાં પણ જે પ્રિય છે તે તું કહે છે. તું અહીં આવ તથા અહીંઆં બેસીને અમૃતત્વની પ્રાપ્તિના સાધન સંબંધી હું તને જે ઉપદેશ કરૂં, તે તું ધ્યાનપૂર્વક સાભળ તથા સાભળ્યા પછી તે ઉપદેશનું તું સમ્યક્ પ્રકારે નિદિધ્યાસન કર. (૫)

ટીકાઃ—આ પાચમા બ્રાહ્મણનો પ્રથમ મંત્ર તથા ચૌદમા અને પંદરમા મંત્રના કેટલાક ભાગ સિવાય બીજા અધ્યાયમા આવેલા ચોથા બ્રાહ્મણનું પુનરાવર્તન કરેલું હોય એમ અહીં લાગે છે. શ્રી શંકર ભગવાન્ આ બાબતમાં ઘણું જ યુક્તિપુરઃસર વિવેચન આપે છેઃ—મધુકાંડ જે આગમનો મુખ્યભાગ છે તેને વિશે તથા બ્રહ્મકાંડવિશે બ્રહ્મના સ્વરૂપનો નિશ્ચય કરવામાં આવ્યો છે. અતિશય તર્કોથી ભરપૂર યાજ્ઞવલ્ક્યકાંડ છે. આ કાંડ જ્ઞાનપ્રાપ્ત થવાને વિશે મુખ્ય ગણાય છે. ચોથા અધ્યાયમા બ્રહ્મજ્ઞાન સંબંધી ગુરુશિષ્યના સંવાદરૂપે પૂર્ણપણે સમજાવવામા આવ્યું છે. મૈત્રેયીબ્રાહ્મણમાં તર્કવાદીઓની રીત પ્રમાણે છેક છેવટનો હેતુ દર્શાવવામા આવ્યો છે. માટે તે પ્રતિજ્ઞા પૂર્વવચનરૂપે છે. આ સ્થળે પ્રતિજ્ઞા એ દર્શાવવામાં આવી છે કે, સંન્યાસવડે જ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે અર્થાત્ સંન્યાસ એ અમૃતત્વની પ્રાપ્તિનું મુખ્ય સાધન છે. (૧)

## આત્માની પ્રિયતમતા.

स होवाच न वा अरे, पत्युः कामाय पतिः प्रियो भवत्यात्मनस्तु कामाय पतिः प्रियो भवति । न वा अरे जायायै कामाय जाया प्रिया भवत्यात्मनस्तु कामाय जाया प्रिया भवति। न वा अरे पुत्राणां कामाय पुत्राः प्रिया भवन्त्यात्मनस्तु कामाय पुत्राः प्रिया भवन्ति । न वा अरे वित्तस्य कामाय वित्तं प्रियं भवत्यात्मनस्तु कामाय वित्तं प्रियं भवति । न वा अरे पशूनां कामाय पशवः प्रिया भवन्त्यात्मनस्तुकामाय पशवः प्रिया भवन्ति। न वा अरे ब्रह्मणः कामाय ब्रह्म प्रियं भवत्यात्मनस्तु कामाय ब्रह्म प्रियं भवति । न वा अरे क्षत्रस्य कामाय क्षत्रं प्रियं भवत्यात्मनस्तु कामाय क्षत्रं प्रियं भवति । न वा अरे लोकानां कामाय लोकाः प्रिया भवन्त्यात्मनस्तु कामाय लोकाः प्रिया भवन्ति । न वा अरे देवानां कामाय देवाः प्रिया भवन्त्यात्मनस्तु कामाय देवाः प्रिया भवन्ति । न वा अरे वेदानां कामाय वेदाः प्रिया भवन्त्यात्मनस्तु कामाय वेदाः प्रिया भवन्ति । न वा अरे भूतानां कामाय भूतानि प्रियाणि भवन्त्यात्मनस्तु कामाय भूतानि प्रियाणि भवन्ति । न वा अरे सर्व्वस्य कामाय सर्व्वं प्रियं भवत्यात्मनस्तु कामाय सर्व्वं प्रियं भवति । आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यो मैत्रेय्यात्मनि खल्वरे दृष्टे श्रुते मते विज्ञात इदं सर्व्वं विदितम् ॥६॥

શબ્દાર્થઃ—યાજ્ઞવલ્ક્યે કહ્યું:— અરે ! પતિને ખાતર જ પતિ પોતાની પત્નીને પ્રિય હોતો નથી, પણ પોતાના આત્માને અર્થે પતિ પ્રિય હોય છે. અરે !

પત્નીને ખાતર જ સ્ત્રી પોતાના પતિને પ્રિય હોતી નથી, પણ પોતાના આત્માને અર્થે સ્ત્રી પ્રિય હોય છે. અરે ! પુત્રને ખાતર પુત્રો પોતાના માત પિતાને પ્રિય હોતા નથી, પણ પોતાના આત્માને માટે જ પુત્રો પ્રિય હોય છે. અરે ! વિત્તને અર્થે એક મનુષ્યને વિત્ત પ્રિય હોતું નથી, પણ પોતાના આત્માના હિતને અર્થે વિત્ત પ્રિય હોય છે. અરે ! બ્રાહ્મણને માટે બ્રાહ્મણ પ્રિય નથી, પણ આત્માના હિતને અર્થે બ્રાહ્મણ પ્રિય છે. અરે ! ક્ષત્રને અર્થે ક્ષત્ર પ્રિય નથી, પણ પોતાના આત્માના હિતને અર્થે ક્ષત્ર પ્રિય છે. અરે ! લોકના હિતને અર્થે લોક પ્રિય હોતું નથી, પણ આત્માના હિતને અર્થે લોક પ્રિય છે ! અરે ! દેવોના હિતને અર્થે દેવો પ્રિય હોતા નથી, પણ પોતાના આત્માના હિતને અર્થે દેવો પ્રિય હોય છે. વેદોના હિતને અર્થે વેદો પ્રિય હોતા નથી, પણ પોતાના આત્માના હિતને અર્થે વેદો પ્રિય હોય છે. અરે ! ભૂતોના હિતને અર્થે ભૂતો પ્રિય હોતા નથી પણ પોતાના આત્માને અર્થે ભૂતો પ્રિય હોય છે. અરે ! સર્વના હિતને અર્થે સર્વ પ્રિય હોતું નથી, પણ પોતાના આત્માના હિતને અર્થે સર્વ પ્રિય હોય છે. અરે ! આ આત્મા દ્રષ્ટવ્ય–જોવા યોગ્ય, શ્રોતવ્ય–શ્રવણ કરવા યોગ્ય, મંતવ્ય–મનન કરવા યોગ્ય તથા નિદિધ્યાસિતવ્ય–ધ્યાન કરવા યોગ્ય છે. અરે ! હે મૈત્રેયી ! આત્માના દર્શન, શ્રવણ, મનન તથા નિદિધ્યસનવડે આ સર્વ વસ્તુનું જ્ઞાન થાય છે. (૬)

### આત્મામાં દ્વૈત ભાવનો અભાવ.

ब्रह्म तं परादाद्योऽन्यत्रात्मनो ब्रह्म वेद क्षत्रं तं परादाद्योऽन्यत्रात्मनः क्षत्रं वेद लोकास्तं परादुर्योऽन्यत्रात्मनो लोकान्वेद देवास्तं परादुर्योऽन्यत्रात्मनो देवान्वेद वेदास्तं परादुर्योऽन्यत्रात्मनो वेदान्वेद भूतानि तं परादुर्योऽन्यत्रात्मनो भूतानि वेद सर्वं तं परादाद्योऽन्यत्रात्मनः सर्वं वेदेदं ब्रह्मेदं क्षत्रमिमे लोका इमे देवा इमे वेदा इमानि भूतानीदꣳ सर्वं यदयमात्मा ॥ ७ ॥

स यथा दुन्दुभेर्हन्यमानस्य न बाह्याञ्छब्दाञ्छक्नुयाद्ग्रहणाय दुन्दुभेस्तु ग्रहणेन दुन्दुभ्याघातस्य वा शब्दो गृहीतः ॥८॥ स यथा शङ्खस्य ध्मायमानस्य न बाह्याञ्छब्दाञ्छक्नुयाद्ग्रहणाय शङ्खस्य तु ग्रहणेन शङ्खध्मस्य वा शब्दो गृहीतः ॥९॥ स यथा वीणायै वाद्यमानायै न बाह्याञ्छब्दाञ्छक्नुयाद्ग्रहणाय वीणायै तु ग्रहणेन वीणावादस्य वा शब्दो गृहीतः ॥१०॥

स यथार्द्रैधाग्नेरभ्याहितस्य पृथग्धूमा विनिश्चरन्त्येवं वा अरेऽस्य महतो भूतस्य निश्वसितमेतद्यदृग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरस इतिहासः पुराणं विद्या उपनिषदः श्लोकाः सूत्राण्यनुव्याख्यानानि व्याख्यानानीष्टꣳ हुतमाशितं पायितमयञ्च लोकः परश्च लोकः सर्वाणि च भूतान्यस्यैवैतानि सर्वाणि निश्वसितानि ॥११॥

स यथा सर्वासामपाꣳ समुद्र एकायनमेवꣳ सर्वेषाꣳ स्पर्शानां त्वगेकायनमेवꣳ सर्वेषाꣳ गन्धानां नासिके एकायनमेवꣳ सर्वेषाꣳ रसानां जिह्वैकायनमेवꣳ सर्वेषाꣳ रूपाणां चक्षुरेकायनमेवꣳ सर्वेषाꣳ शब्दानाꣳ श्रोत्रमेकायनमेवꣳ सर्वेषाꣳ सङ्कल्पानां मन एकायनमेवꣳ सर्वासां विद्यानाꣳ हृदयमेकायनमेवꣳ सर्वेषाꣳ कर्मणाꣳ हस्तावेकायनमेवꣳ सर्वेषामानन्दानामुपस्थ एकायनमेवꣳ सर्वेषां विसर्गाणां पायुरेकायनमेवꣳ सर्वेषामध्वनां पादा-

वेकायनमेवᳲ सर्वेषां वेदानां वागेकायनम् ॥१२॥

स यथा सैन्धवघनोऽनन्तरोऽबाह्यः कृत्स्नो रसघन एवैवं वा अरेऽयमात्माऽनन्तरोऽबाह्यः कृत्स्नः प्रज्ञानघन एवैतेभ्यो भूतेभ्यः समुत्थाय तान्येवानुविनश्यति न प्रेत्य संज्ञाऽस्तीत्यरे ब्रवीमीति होवाच याज्ञवल्क्यः ॥१३॥

सा होवाच मैत्रेय्यत्रैव मा भगवान्मोहान्तमापीपिपन्न वा अहमिमं विजानामीति स होवाच न वा अरेऽहं मोहं ब्रवीम्यविनाशी वा अरेऽयमात्माऽनुच्छित्तिधर्मा ॥१४॥

यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति तदितर इतरं जिघ्रति तदितर इतरᳲ रसयते तदितर इतरमभिवदति तदितर इतरᳲ शृणोति तदितर इतरं मनुते तदितर इतरᳲ स्पृशति तदितर इतरं विजानाति यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत्तत्केन कं जिघ्रेत्तत्केन कᳲ रसयेत्तत्केन कमभिवदेत्तत्केन कᳲ शृणुयात्तत्केन कं मन्वीत तत्केन कᳲ स्पृशेत्तत्केन कं विजानीयाद्येनेदᳲ सर्वं विजानाति तं केन विजानीयात्स एष नेति नेत्यात्माऽगृह्यो न हि गृह्यतेऽशीर्यो न हि शीर्यतेऽसङ्गो न हि सज्यतेऽसितो न व्यथते न रिष्यति विज्ञातारमरे केन विजानीयादित्युक्तानुशासनासि मैत्रेय्येतावदरे खल्वमृतत्वमिति होक्त्वा याज्ञवल्क्यो विजहार ॥१५॥

અન્વયાર્થ.—अनुशासना=ઉપદેશ પામેલી, एतावत् खलु अमृतत्वं=મોક્ષનુ સાધન આટલુ છે, इति ह उक्त्वा=એમ કહી, विजहार=સંન્યસ ગ્રહણ કર્યો. (૧૫)

શબ્દાર્થ.- પોતાના આત્માથી ભિ જે મનુષ્ય પરબ્રહ્મનો વિચાર કરે છે, બ્રાહ્મણે ત્યાગ કરવો જોઇએ. જે મનુષ્ય પોતાના આત્માથી ભિન્નરૂપે માને છે, ક્ષત્રે ત્યાગ કરવો જોઇએ. જે મનુષ્ય ( પોતાના આત્માથી ભિન્નરૂપે રહેવો માને તેનો તેણે ત્યાગ કરવો જોઇએ જે મનુષ્ય દેવ પોતાના આત્માથી ભિન્નરૂપે માને છે, દેવતાઓએ ત્યાગ કરવો જોઇએ. જે મ ભૂતોને પોતાના આત્માથી ભિન્નરૂપે માને છે, તેનો ભૂતોએ ત્યાગ કરવો જોઇ જે મનુષ્ય સર્વને પોતાના આત્માથી ભિન્ન રહેલ માને છે, તેનો સર્વએ ત્યાગ કર જોઇએ આ જે આત્મા છે તે જ બ્રાહ્મણ છે, તે જ ક્ષત્રરૂપ છે, તે આ લોકરૂપ છે તે દેવતાઓરૂપ છે, તે પંચભૂતોરૂપ છે તથ તે આત્માજ સર્વરૂપ છે. (૭)

શબ્દાર્થ —અદષ્ટ—નહિ જોવામા આવે એવુ દુદુભિ જ્યારે વગાડવામા આવ્યુ હો છે તો તે દુંદુભિમાથી નિકળતો અવાજ દુદુ ભિનો જ અવાજ છે, એમ માનવુ અશક્ય થઇ પડે છે, પણ દુદુભિના જોવા પછ દુદુભિને વગાડવામા આવવાથી તો અ શબ્દ દુદુભિનો જ ઉત્પન્ન થયો છે, એમ ગ્રહણ થઇ શકે છે. (૮)

શબ્દાર્થ —નહિ જોવામા આવેલો એવે એક શખ જે ફુકવામા આવ્યો હોય છે તે મનુષ્ય આ અવાજ શખમાથી જ ઉત્પન્ન થયે છે, એમ અનુમાન કરવા શક્તિમાન થતો નથી, છતા શખના જોવા પછી તેમાથી અવાજ થયો હોય છે તો તે અવાજ શખ ફુકવાથી જ થયો છે, એમ ગ્રહણ થાય છે. (૯)

શબ્દાર્થ.—નહિ જોવામા અવેલી વીણા જે વગાડવામા આવે છે તો મનુષ્ય, આ

અવાજ વીણામાંથી જ ઉત્પન્ન થયો છે, એમ અનુમાન કરવા શક્તિમાન્ થતો નથી. છતાં વીણાને જોવા પછી તેમાથી નિકળતો અવાજ વીણા વગાડવાથી જ થયો છે, એમ અનુમાન થાય છે. (૧૦)

શબ્દાર્થ:–જેમ લીલા લાકડામાથી ઉત્પન્ન થયેલા અગ્નિમાથી જૂદી જૂદી જાતનો ધૂમાડો, તણખા આદિ નિકળે છે, તે જ રીતે આ મહાન્ ભૂતનો શ્વાસ ઋગ્વેદરૂપ, યજુર્વેદરૂપ, સામવેદરૂપ, અથર્વવેદરૂપ, અંગિરસરૂપ, ઇતિહાસરૂપ, પુરાણરૂપ, વિદ્યારૂપ, ઉપનિષદરૂપ, શ્લોકરૂપ, સૂત્રોરૂપ, અનુવ્યાખ્યાનોરૂપ, વ્યાખ્યાનોરૂપ, ઇષ્ટરૂપ, હુતરૂપ, આશિતરૂપ, પાયિતરૂપ, આ લોકરૂપ, પરલોકરૂપ તથા સર્વ ભૂતોરૂપ છે. આ સર્વ તે મહાન્ પુરુષના શ્વાસરૂપ છે. (૧૧)

શબ્દાર્થ:–જેમ સમુદ્ર એ સર્વ જળના આશ્રયરૂપ છે, તેમ દરેક સ્પર્શના કેવળ આશ્રયરૂપ ત્વક્ છે, સર્વ ગંધોના આશ્રયરૂપ નાસિકા છે, સર્વ રસોના એકસ્થાનરૂપ જિહ્વા છે, દરેક રૂપના આશ્રયરૂપ ચક્ષુ છે, દરેક શબ્દના આશ્રયરૂપ શ્રોત્ર છે, તેમ સર્વ સંકલ્પોના આશ્રયરૂપ મન છે, સર્વ વિદ્યાના આશ્રયરૂપ હૃદય છે, સર્વ કર્મોના આશ્રયરૂપ હસ્ત છે, તેમ સર્વ આનંદોના આશ્રયરૂપ ઉપસ્થ ઇન્દ્રિય છે, સર્વ ત્યાગના આશ્રયરૂપ પાયુઇન્દ્રિય છે, તેમ સર્વ માર્ગના આશ્રયરૂપ પાદ છે, તેમ જ સર્વ વેદોના એક આશ્રયરૂપ વાણી છે. (૧૨)

શબ્દાર્થ:–જેમ મીઠાનો ગાગડો જ્યારે જળમા નાખવામા આવે છે ત્યારે પાણીને વિશે તેનો લય થઇ જાય છે તથા કોઇ તેને જોવા શક્તિમાન્ થતુ નથી. કારણ કે જે જે સ્થળેથી મનુષ્ય જળને ગ્રહણ કરે છે, તે તે જળમા તેને ક્ષારપણાનો સ્વાદ લાગે છે, (પણ જે મીઠાનો ગાગડો પ્રથમ નાખેલો હતો, તે જોવામાં આવતો નથી), તે જ રીતે અરે! આ મહાન્ આત્મા અંતરપણાથી રહિત, બાહ્યથી રહિત, કૃત્સ્નરૂપ તથા પ્રજ્ઞાનઘનરૂપ છે. આ ભૂતોની સાથે તેનો સંસર્ગ થાય છે તથા જ્યારે તે ભૂતોનો લય થાય છે ત્યારે તે જીવાત્માનો મીઠાના ગાગડાની માફક લય થાય છે. મૃત્યુ થયા પછી કોઇ પણ રીતની સંજ્ઞા રહેતી નથી. આ પ્રમાણે, હે મૈત્રેયી! હું આત્માને જાણું છું. આ રીતે યાજ્ઞવલ્કયે કહ્યુ. (૧૩)

શબ્દાર્થ–મૈત્રેયીએ કહ્યું:–મૃત્યુ પછી કંઇ સંજ્ઞા રહેતી નથી, એમ કહેવાથી આપે મને, હે ભગવન્! મોહમા નાખી દીધી છે. હું આ આત્માને સમજી શકતી નથી. યાજ્ઞવલ્કયે કહ્યું:–અરે! હું ખરેખર મોહ ઉત્પન્ન કરતો નથી. આત્મા અવિનાશી છે, એમ તું માન. તેનું સ્વરૂપ સર્વ પ્રકારના પરિચ્છેદથી રહિત ધર્મવાળું છે. (૧૪)

શબ્દાર્થ:–કારણ જ્યાં જ્યાં અદ્વૈતતા ભાસતી હોય, ત્યા ત્યાં અન્ય પુરુષ અન્યનું દર્શન કરે છે, અન્ય અન્ય વસ્તુને સુંઘે છે, અન્ય અન્ય વસ્તુનો સ્વાદ લે છે, અન્ય અન્ય વસ્તુનું કથન કરે છે, અન્ય અન્ય વસ્તુનું શ્રવણ કરે છે, અન્ય અન્ય વસ્તુનું મનન કરે છે, અન્ય અન્ય વસ્તુનો સ્પર્શ કરે છે, અન્યને અન્ય વસ્તુનું જ્ઞાન થાય છે, પણ જેને સર્વ આત્મારૂપ છે, તે એકરૂપ થવાથી કોનાવડે કઇ વસ્તુને જોઇ શકે? કોનાવડે કઇ વસ્તુને સુંઘી શકે? કઇ વસ્તુનો સ્વાદ લઇ શકે? કઇ વસ્તુનું કથન કરી શકે? કઇ વસ્તુનું શ્રવણ કરી શકે? કઇ વસ્તુનું મનન કરી શકે? કઇ વસ્તુને સ્પર્શ કરી શકે? તથા કઇ કઇ વસ્તુનું જ્ઞાન થઇ શકે? જેવડે તે આ સર્વને જાણે છે, તેને તેણે કેવી રીતે જાણવો જોઇએ? આ

ભા, જેને નેતિ નેતિ કરી કહેવામાં આવે છે તે અગ્રાહ્ય છે. કારણ કે તે કશાથી ગ્રહણ થઇ શકતો નથી. તે અશીર્ય છે, કારણ કે તેનો પરિચ્છેદ થઇ શકતો નથી. તે અસંગ છે, કારણ કે તે કોઇની સાથે સંગમાં આવતો નથી. તે રૂપથી રહિત છે, તેને દુ:ખ અથવા વિનાશ હોતા નથી. જે જ્ઞાતારૂપ છે, તેને તે કેવી રીતે જાણી શકે ? આ રીતે ભાગવડે તુંને ઉપદેશ કરવામા આવ્યો છે. હે મૈત્રેયી ! આ પ્રમાણેનું અમૃતત્વ છે. આ પ્રમાણે ઉપદેશ કર્યા પછી યાજ્ઞવલ્ક્ય મુનિ અરણ્યને દિશે ચાલી નિકળ્યા. (૧૫)

## ૫૪ બ્રાહ્મણ.

### પૌતિભાષ્ય વંશનું વર્ણન.

अथ वंश पौतिमाष्यो गौपवनाद्गौपवनः पौतिमाष्यात्पौतिमाष्यो गौपवनाद्गौपवनः कौशिकात्कौशिकः कौण्डिन्यात्कौण्डिन्यः शाण्डिल्याच्छाण्डिल्यः कौशिकाच्च गौतमाच्च गौतमः ॥१॥

आग्निवेश्यादाग्निवेश्यो गार्ग्याद्गार्ग्यो गार्ग्याद्गार्ग्यो गौतमाद्गौतमः सैतवात्सैतव. पाराशर्यायणात्पाराशर्यायणो गार्ग्यायणाद्गार्ग्यायण उद्दालकायनादुद्दालकायनो जाबालायनाज्जाबालायनो माध्यन्दिनायनान्माध्यन्दिनायनः सौकरायणात्सौकरायणः काषायणात्काषायणः सायकायनात्सायकायनः कौशिकायनेः कौशिकायनिः ॥२॥

घृतकौशिकाद् घृतकौशिकः पाराशर्यायणात्पाराशर्यायण. पाराशर्यात्पाराशर्यो जातूकर्ण्याज्जातूकर्ण्य आसुरायणाच्च यास्काच्चासुरायणस्त्रैवणेस्त्रैवणिरौपजन्धनेरौपजन्धनिरासुरेरासुरिर्भारद्वाजाद्भारद्वाज आत्रेयादात्रेयो माण्टेर्माण्टिर्गौतमाद्गौतमो गौतमाद्गौतमो वात्स्याद्वात्स्यः शाण्डिल्याच्छाण्डिल्यः कैशोर्यात्काप्यात्कैशोर्यः काप्यः कुमारहारितात्कुमारहारितो गालवाद्गालवो विदर्भीकौण्डिन्याद्विदर्भीकौण्डिन्यो वत्सनपातो बाभ्रवाद्वत्सनपाद्बाभ्रवः पथः सौभरात्पन्था सौभरोऽयास्यादाङ्गिरसादयास्य आङ्गिरस आभूतेस्त्वाष्ट्रादाभूतिस्त्वाष्ट्रो विश्वरूपात्त्वाष्ट्राद्विश्वरूपस्त्वाष्ट्रोऽश्विभ्यामश्विनौ दधीच आथर्वणाद्दध्यङ्ङाथर्वणोऽथर्वणो दैवादथर्वा दैवो मृत्योः प्राध्वंसनान्मृत्यु प्राध्वंसनः प्रध्वंसनात्प्रध्वंसन एकर्षेरेकर्षिर्विप्रचित्तेर्विप्रचित्तिर्व्यष्टेर्व्यष्टिः सनारोः सनारु सनातनात्सनातन. सनगात्सनग परमेष्ठिनः परमेष्ठी ब्रह्मणो ब्रह्म स्वयंभु ब्रह्मणे नमः ॥३॥

અન્વયાર્થઃ-આમા વંશવર્ણન હોવાથી અન્વયાર્થ લીધો નથી.

શબ્દાર્થ.-હવે પૌતિમાષ્યનો વંશ કહેવામા આવે છે,-પૌતિમાષ્યના ગુરુ ગૌપવન હતા. ગૌપવનના ગુરુ બીજા પૌતિમાષ્ય હતા, પૌતિમાષ્યના ગુરુ ગૌપવન હતા, ગૌપવનના ગુરુ કૌશિક હતા, કૌશિકના ગુરુ કૌડિન્ય હતા, કૌડિન્યના ગુરુ શાડિલ્ય હતા, શાડિલ્યના ગુરુ કૌશિક તથા ગૌતમ હતા, ગૌતમના ગુરુ, (૧)

શબ્દાર્થ -અગ્નિવેશ્ય હતા, અગ્નિવેશ્યના ગુરુ ગાર્ગ્ય હતા, ગાર્ગ્યના ગુરુ બીજા ગાર્ગ્ય હતા, ગાર્ગ્યના ગુરુ ગૌતમ હતા, ગૌતમના ગુરુ સૈતવ હતા, સૈતવના ગુરુ પારાશર્યાયણ હતા, પારાશર્યાયણના ગુરુ ગાર્ગ્યાયણ હતા, ગાર્ગ્યાયણના ગુરુ ઉદ્દાલકાયન હતા, ઉદ્દાલકાયનના ગુરુ જાબાલાયન હતા, જાબાલા-

યનના ગુરુ માધ્યંદિનાયન હતા, માધ્યંદિનાયનના ગુરુ સૌકરાયણ હતા, સૌકરાયણના ગુરુ કાષાયણ હતા, કાષાયણના ગુરુ સાયકાયન હતા, સાયકાયનના ગુરુ કૌશિકાયનિ હતા તથા કૌશિકાયનિ, (૨)

શબ્દાર્થ—ઘૃતકૌશિક પાસેથી બ્રહ્મવિદ્યા ભણ્યા હતા. ઘૃતકૌશિકના ગુરુ પારાશર્યાયણ હતા, પારાશર્યાયણના ગુરુ પારાશર્ય હતા, પરાશર્યના ગુરુ જાતૂકર્ણ્ય હતા, જાતૂકર્ણ્યના ગુરુ આસુરાયણ તથા યાસ્ક હતા, આસુરાયણના ગુરુ ત્રૈવણિ હતા, ત્રૈવણિના ગુરુ ઔપજન્ધનિ હતા, ઔપજન્ધનિના ગુરુ આસુરિ હતા, આસુરિના ગુરુ ભારદ્વાજ હતા, ભારદ્વાજના ગુરુ આત્રેય હતા, આત્રેયના ગુરુ માણ્ટિ હતા, માણ્ટિના ગુરુ ગૌતમ હતા, ગૌતમના ગુરુ બીજા ગૌતમ હતા, બીજા ગૌતમના ગુરુ વાત્સ્ય હતા, વાત્સ્યના ગુરુ શાણ્ડિલ્ય હતા, શાણ્ડિલ્યના ગુરુ કૈશોર્ય તથા કાપ્ય હતા, કૈશોર્ય તથા કાપ્યના ગુરુ કુમારહારિત હતા, કુમારહારિતના ગુરુ ગાલવ હતા, ગાલવના ગુરુ વિદર્ભિકૌણ્ડિન્ય હતા, વિદર્ભિકૌણ્ડિન્યના ગુરુ વત્સનપાત્ બાભ્રવ હતા, વત્સનપાત્ બાભ્રવના ગુરુ પંથ સૌભર હતા, પંથ સૌભરના ગુરુ અયાસ્યઆંગિરસ હતા, અયાસ્યઆંગિરસના ગુરુ આભૂતિત્વાષ્ટ્ર હતા, આભૂતિત્વાષ્ટ્રના ગુરુ વિશ્વરૂપ ત્વાષ્ટ્ર હતા, વિશ્વરૂપ ત્વાષ્ટ્રના ગુરુ બે અશ્વિનીઓ હતા, બે અશ્વિનીઓના ગુરુ દધ્યઙ્ આથર્વણ હતા, દધ્યઙ્ આથર્વણના ગુરુ અથર્વણદૈવ હતા, અથર્વણદૈવના ગુરુ મૃત્યુપ્રાધ્વંસન હતા, મૃત્યુપ્રાધ્વંસનના ગુરુ પ્રધ્વંસન હતા, પ્રધ્વંસનના ગુરુ એકર્ષિ હતા, એકર્ષિના ગુરુ વિપ્રચિત્તિ હતા, વિપ્રચિત્તિના ગુરુ વ્યષ્ટિ હતા, વ્યષ્ટિના ગુરુ સનારુ હતા, સનારુના ગુરુ સનાતન હતા, સનાતનના ગુરુ સનગ હતા, સનગના ગુરુ પરમેષ્ઠી હતા, પરમેષ્ઠીના* ગુરુ બ્રહ્મ હતા બ્રહ્મ પોતે સ્વયંભૂ છે. આવા બ્રહ્મને નમસ્કાર છે.

## પંચમ અધ્યાય.

### પ્રથમ બ્રાહ્મણ.

**નિરુપાધિક બ્રહ્મનું પ્રથમ સાધન ૐકાર**

॥ ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ॥ पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॐ खं ब्रह्म खं पुराणं वायुरं खमिति ह स्माह कौरव्यायणीपुत्रो वेदोऽयं ब्राह्मणा विदुर्वेदैनेन यद्वेदितव्यम् ॥ १ ॥

અન્વયાર્થ—खं ब्रह्म=ૐકારનું આકાશ બ્રહ્મરૂપે છે એમ ચિંતન કરવું, पुराणं=ચિરંતન, वायुरं=લૌકિક આકાશ, अयं वेदः=આ ૐકાર વેદરૂપે, ब्राह्मणाः विदुः=બ્રહ્મજ્ઞાની જાણે છે, वेद एनेन यत् वेदितव्यं=જે જ્ઞાતવ્ય છે તે આ ૐકારવડે જણાય છે. (૧)

શબ્દાર્થ—તે અનંતરૂપ છે, આ અનંતરૂપ છે, પૂર્ણ—અનંતમાંથી પૂર્ણ ઉત્પન્ન થાય છે, પૂર્ણની પૂર્ણતાને લેવાથી છેવટે પૂર્ણ બાકી રહે છે. ૐકાર એ આકાશરૂપ છે તથા બ્રહ્મરૂપ છે. આકાશ પુરાણરૂપ છે. તેમજ આકાશ એ વાયુના કારણરૂપ છે. આ પ્રમાણે કૌરવ્યાયણિના પુત્રે કહ્યું છે. આ ૐકાર વેદરૂપ છે. બ્રાહ્મણો એમ જાણે છે કે, આ નામવડે જે સઘળું જાણવા યોગ્ય છે, તેને મનુષ્ય જાણે છે. (૧)

ટીકાઃ—પૂર્વના ચાર અધ્યાયોમાં બ્રહ્મનું જ્ઞાન સાક્ષાત્ તથા અપરોક્ષરૂપ છે, એમ

* પરમેષ્ઠીનો અર્થ વિરાટ થાય છે તથા બ્રહ્મનો અર્થ હિરણ્યગર્ભ થાય છે

દર્શાવવામાં આવ્યું છે. આ પાંચમા બ્રાહ્મણમાં ભિન્ન ભિન્ન પ્રકારે આત્માના ધ્યાનની રીતિઓ દર્શાવવામાં આવી છે. આ રીતિઓ જે કર્મ કરવાની સાથે પ્રતિકૂલતા ધરાવતી નથી તે જીવને વધારે ઉંચી અવસ્થાને પહોંચાડાવે છે. તે એટલે સુધી કે, તે આ લોકમાંથી આત્માની આરતે આરતે મુક્તિ કરાવે છે. આ સર્વ પ્રકારોમાં પ્રથમ પ્રકાર ૐકાર છે, જે સર્વ ઉપાસનાઓમાં પ્રથમ છે. ત્યારપછી દમ, દાન તથા દયા આ ત્રણનું વિધાન કરવામાં આવ્યું છે. તે પૂર્ણ છે. અહીં अदः-' આ શબ્દ પરોક્ષ બ્રહ્મને લાગે પડે છે, જે સંપૂર્ણ તથા આકાશની માફક સર્વત્ર વ્યાપ્ત છે તથા કોઇપણ પ્રકારની ઉપાધિથી રહિત છે. **इदं**-આ શબ્દ વિશેષયુક્ત કાર્યાત્મક બ્રહ્મને લાગુ પડે છે. પૂર્ણનો ખરો અર્થ ભરપૂર થાય છે અર્થાત્ જે અંતથી રહિત-સર્વવ્યાપી છે. પૂર્ણમાંથી-કારણાત્મ બ્રહ્મમાંથી પૂર્ણ-કાર્યાત્મક બ્રહ્મ ઉદ્ભવે છે. જો કે કાર્યાત્માની ઉત્પત્તિ થાય છે, છતાં તેનું સ્વરૂપ પરમાત્મભાવનો ત્યાગ કરતું નથી. શ્રીશંકર ભગવાનના વિવેચન પ્રમાણે બ્રહ્મ વિશેષ્યરૂપ છે તથા આકાશ વિશેષણરૂપે છે. પણ તેઓ એક બીજા સાથે નીલોત્પલની માફક જોડાયલા છે. આકાશના બે અર્થો થાય છે. પુરાણરૂપે આકાશનો અર્થ પરમાત્મા થાય છે. આ નિરૂપાધિક બ્રહ્મરૂપ છે. તેમ જ વાયુ છે જેને વિશે. એવું જે આકાશ, તે સોપાધિક બ્રહ્મ છે. ૐકારના સંબંધમાં પણ આ જ પ્રમાણે છે. ( ૧ )

## દ્વિતીય બ્રાહ્મણ.

### કામનાનું દમન દ્વિતીય સાધન.

**त्रयाः प्राजापत्याः प्रजापतौ पितरि ब्रह्मचर्यमूषुर्देवा मनुष्या असुरा उषित्वा ब्रह्मचर्यं देवा ऊचुर्ब्रवीतु नो भवानिति तेभ्यो हैतदक्षरमुवाच द इति व्यज्ञासिष्टा ३ इति व्यज्ञासिष्मेति होचुर्दाम्यतेति न आत्थेत्योमिति होवाच व्यज्ञासिष्टेति ॥ १ ॥**

અન્વયાર્થ:– **प्राजापत्याः**=પ્રજાપતિના પુત્રો, **प्रजापतौ**=વિરાટ્ આત્મામાં,**ब्रह्मचर्यं**=શિષ્ય થઇ બ્રહ્મચર્ય, **ऊषुः**=પાળવા લાગ્યા, **उषित्वा ब्रह्मचर्यं**=બ્રહ્મચર્ય પાળી, **ब्रवीतु**=ઉપદેશ કરો, **व्यज्ञासिष्टा**=ઉપદેશ સમજ્યા, **व्यज्ञासिष्म**=અમોએ જાણ્યું, **ऊचुः**=તેઓએ કહ્યું, **दाम्यत**=કામનાનું દમન કરો, **नः आत्थ**=તમે અમને આમ કહો છો, **ॐ इतिउवाच ह**=પ્રજાપતિએ હા એમ કહ્યું, **व्यज्ञासिष्ट**=તમોએ સમ્યક્ પ્રકારે જાણ્યું.(૧)

શબ્દાર્થ:-પ્રજાપતિની ત્રણ પ્રકારની પ્રજાઓ-દેવતા, મનુષ્ય તથા અસુરો બ્રહ્મચારીરૂપે પોતાના પિતા પ્રજાપતિને અનુસર્યા. આ પ્રમાણેનું બ્રહ્મચર્યવ્રત પાળ્યા પછી દેવતાઓ પ્રજાપતિ પાસે આવી કહેવા લાગ્યાઃ-હે ભગવન્! અમને ધર્મોપદેશ કરો. તેણે તેમને 'द' એટલો અક્ષર કહ્યો તથા પછી પૂછ્યું કે, મારા કહેવાનો ભાવ તમે સમજ્યા કે નહિ ? તેઓએ ઉત્તર આપ્યો કે, અમે સમજ્યા. આપે અમને એ રીતનો ઉપદેશ આપ્યો કે, તમે તમારી કામનાઓનું દમન કરો. પછી પ્રજાપતિએ કહ્યું;-ૐ ! હવે તમે પૂર્ણ રીતે સમજ્યા છો. (૧)

### તૃતીય સાધન દાન.

**अथ हैनं मनुष्या ऊचुर्ब्रवीतु नो भवानिति तेभ्यो हैतदेवाक्षरमुवाच द इति व्यज्ञासिष्टा ३ इति व्यज्ञासिष्मेति होचुर्दत्तेति न आत्थेत्योमिति होवाच व्यज्ञासिष्टेति ॥ २ ॥**

અન્વયાર્થ:-**भवान् नः ब्रवीतु**=તમો

અમને ઉપદેશ કરો, दत्त=તમે દાન કરો. (૨)

શબ્દાર્થઃ–ત્યાર પછી મનુષ્યોએ કહ્યું.–હે ભગવન્! અમોને ધર્મોપદેશ કરો. તેઓએ તેમને 'द' એ અક્ષર કહ્યો. શું તમે મારા કહેવાનો ભાવ સમજ્યા? એમ પ્રજાપતિએ પૂછ્યું? ત્યારે તેઓએ કહ્યું કે, અમે આપનું કહેવું સમજ્યા છીએ. આપનું કહેવું એમ છે કે, તમે દાનવાન્ થાઓ. ત્યારે પ્રજાપતિએ કહ્યું:–ૐ! તમે પૂર્ણરીતે ધર્મોપદેશ સમજ્યા છો. (૨)

## ચતુર્થ સાધન દયા.

**अथ हैनमसुरा ऊचुर्ब्रवीतु नो भवानिति तेभ्यो हैतदेवाक्षरमुवाच द इति व्यज्ञासिष्टा ३ इति व्यज्ञासिष्मेति होचुर्दयध्वमिति न आत्थेत्योमिति होवाच व्यज्ञासिष्टेति तदेतदेवैषा दैवी वागनुवदति स्तनयित्नुर्ददद इति दाम्यत दत्त दयध्वमिति तदेतत्त्रयꣳ शिक्षेद्दमन्दानं दयामिति ॥ ३ ॥**

અન્વયાર્થઃ–**दयध्वं**=દયા રાખો, **तत् एतत् एष**=પ્રજાપતિના ઉપદેશરૂપ તે આ છે, **एषा दैवी वाक् अनुवदति** આ દૈવી વાણી કહે છે, **स्तनयित्नुः दददइति अनुवदति**=મેઘ દેવ ત્રણ વાર દદ એમ કહે છે, અર્થાત્ ત્રણ દરૂપ સૂચવે છે, **तत् एतत् त्रयं शिक्षेत् दमं दानं दयाइति**=દમ, દાન તથા દયા આ ત્રણ શિખવાં જોઇએ. (૩)

શબ્દાર્થ.–ત્યાર પછી અસુરોએ આવી તેમને કહ્યું;–હે ભગવન્! આપ અમને ધર્મોપદેશ કરશો. તેઓએ તેમને 'द' અક્ષર કહ્યો. પછી પ્રજાપતિએ પૂછ્યું. કે, તમે મારો કહેવાનો ભાવ સમજ્યા? તેઓએ કહ્યું;–અમે સમજ્યા છીએ–આપે અમને કહ્યું છે કે, તમો દયાથી યુક્ત થાઓ. પ્રજાપતિએ કહ્યું કે, ૐ તમે મારો ભાવ પૂર્ણપણે સમજ્યા છો. દૈવી વાણીવડે મહાન્ મેઘ સમાન આ 'द' અક્ષરો ત્રણવાર ફરી બોલવામાં આવ્યા. અર્થાત્ તમે દમ, દાન તથા દયા યુક્ત થાઓ. આથી દરેક જણે દમ, દયા તથા દાન આ ત્રણ અવશ્ય કરી શિખવા જોઇએ. (૩)

## તૃતીય બ્રાહ્મણ.

### સોપાધિક બ્રહ્મનું પ્રથમ સાધન હૃદય.

**एष प्रजापतिर्यद्धृदयमेतद्ब्रह्मैतत्सर्वं तदेतत्त्र्यक्षरꣳ हृदयमिति हृ इत्येकमक्षरमभिहरन्त्यस्मै स्वाश्चान्ये च य एवं वेद द इत्येकमक्षरं ददत्यस्मै स्वाश्चान्ये च य एवं वेद यमित्येकमक्षरमेति स्वर्गं लोकं य एवं वेद ॥१॥**

અન્વયાર્થઃ–**हृदयं**=બુદ્ધિ, **त्र्यक्षरं**=ત્રણ અક્ષરવાળું, **अभिहरन्ति**=બજાવે છે, **अस्मै** હૃદયની બ્રહ્મરૂપે ઉપાસના કરનારને, **स्वाः**=ઇન્દ્રિયો, **अन्ये**=વિષયો, **दःइति एकं अक्षरं**=द એમ એક અક્ષરની ઉપાસના કરે છે, **अस्मै स्वाः ददति**=તેને ઇન્દ્રિયો તથા વિષયો પોતાની શક્તિ આપે છે, **यं इति एकं अक्षरं**=य ઇતિ એક અક્ષરને ઉપાસે છે, **स्वर्गलोकं एति**=તે સ્વર્ગલોકને પામે છે. (૧)

શબ્દાર્થ.–આ પ્રજાપતિ હૃદયરૂપ છે. આ બ્રહ્મ આ સર્વરૂપે છે. હૃદય આ શબ્દ ત્રણ અક્ષરનો બનેલો છે. પ્રથમ અક્ષર हृ છે, તેને જે જાણે છે તેના ઇન્દ્રિયો તથા તેના શબ્દાદિક વિષયો, પોતપોતાના કાર્યો, **अभिहरन्ति**–બજાવે છે. બીજો અક્ષર **द** છે, તેને જે જાણે છે તેની ઇન્દ્રિયો તથા તેના વિષયો, પોતાની શક્તિ **ददति** આપે છે. ત્રીજો અક્ષર **य** છે, તેને જે જાણે છે તે પોતાના સ્થાનપ્રતિ અર્થાત્ સ્વર્ગનેવિશે ગમન કરી શકે છે. (૧)

ટીકા –દમ, દાન તથા દયા આ ત્રણ ઉપાસનાના સૌથી ઉંચા પ્રકારો છે. કારણ જેના મનોવિકારો નષ્ટ થયા છે, જે કોઇ પણ પ્રકારના લાભની ઇચ્છારહિત છે તથા જે દયાવાન્ છે, તેણે સર્વ ઉપાસનાના પ્રકારો પ્રાપ્ત કર્યા છે. પૂર્વના બે બ્રાહ્મણોમા નિરુપાધિક બ્રહ્મના ધ્યાનવિશે કહેવામા આવ્યુ છે હવે આ બ્રાહ્મણમા સોપાધિક બ્રહ્મના ધ્યાનવડે, જે ઉચ્ચતમસ્થિતિ પ્રાપ્ત થાય છે, તે દર્શાવવામા આવી છે. પ્રજાપતિનો અર્થ સર્વ ભૂત માત્રના કર્તા થાય છે તથા હૃદયનો અર્થ અંતઃકરણને વિશે રહેતી બુદ્ધિ થાય છે. બૃહત્વ અથવા સર્વાત્મભાવ જેને હોય, તેને બ્રહ્મ કહેવામા આવે છે. (૧)

## ચતુર્થ બ્રાહ્મણ.

### સત્ય બ્રહ્મની ઉપાસના.

**तद्वै तदेतदेव तदास सत्यमेव स यो हैतं महद्यक्षं प्रथमजं वेद सत्यं ब्रह्मेति जयतीमाल्लोकान् जित इन्वसावसद्य एवमेतन्महद्यक्षं प्रथमजं वेद सत्यं ब्रह्मेति सत्यꣳ ह्येव ब्रह्म ॥१॥**

અન્વયાર્થ –**तत्**=તે હૃદય, **तत् सत्यं आस**=તે બ્રહ્મરૂપે હતુ, **महत्**=અપરિચ્છિન્ન, **यक्षं**=પૂજ્યરૂપે, **प्रथमजं**=વિરાટથી પ્રથમ થયેલ, **वेद**=ઉપાસે છે, **जित**=જિતાયેલ, **इन्नु**=આ પ્રમાણે, **असौ असत्**=આ શત્રુ તથા અસત્, **य. वेद**=જે ઉપાસે છે. (૧)

શબ્દાર્થ – આ બ્રહ્મ ખરેખર સત્યરૂપે હતું. જે કોઇ જાણે છે કે, સત્યબ્રહ્મ મહાન્, પૂજનીય તથા પ્રથમજ ( સર્વ સંસારથી પ્રથમ થયેલ ) છે, તે, જેની રીતે સત્યબ્રહ્મ લોકપર જય મેળવે છે તેમ, પોતાના શત્રુપર જય મેળવે છે તથા અસતનો પણ નાશ કરે છે કારણ બ્રહ્મ સત્યરૂપે છે. (૧)

ટીકા –મૂળ તત્ એ અક્ષરનુ ત્રણવાર પુનરાવર્તન કરવામા આવ્યુ છે. શ્રી શંકર ભગવાનના કહેવા પ્રમાણે પ્રથમ તત્ પૂર્વના બ્રાહ્મણમા હૃદયાકાશ નામે કરી વર્ણવવામા આવેલા બ્રહ્મને દર્શાવે છે. બીજા તત્ શબ્દનો સંબંધ एतद् સાથે છે. બ્રહ્મનું કોઇ અન્ય વિશેષણ દર્શાવવા માટે પૂર્વે દર્શાવેલ બ્રહ્મ તે આજ છે, એટલા માટે વાપરવામા આવ્યો છે તથા ત્રીજો તત્ શબ્દ નવુ વિશેષણ દર્શાવવા માટે છે. બ્રહ્મ સર્વ સંસારથી પ્રથમ ઉત્પન્ન થયેલ હોવાથી તેને પ્રથમજ કહેવામા આવે છે. (૧)

## પંચમ બ્રાહ્મણ.

### સત્ય બ્રહ્મની સ્તુતિ.

**आप एवेदमग्र आसुस्ता आपः सत्यमसृजन्त सत्यं ब्रह्म ब्रह्म प्रजापतिं प्रजापतिर्देवाꣳस्ते देवाः सत्यमेवोपासते तदेतत्त्र्यक्षरꣳ सत्यमिति स इत्येकमक्षरं तीत्येकमक्षरं यमित्येकमक्षरं प्रथमोत्तमे अक्षरे सत्यं मध्यतोऽनृतं तदेतदनृतमुभयतः सत्येन परिगृहीतꣳ सत्यभूयमेव भवति नैवं विद्वाꣳसमनृतꣳ हिनस्ति ॥१॥**

અન્વયાર્થ.–**आप**=જળ, **अग्रे**=સૃષ્ટિ પૂર્વે, **सत्यं**=સૂત્રાત્મક હિરણ્યગર્ભને, **सत्य प्रजापतिं**=હિરણ્યગર્ભે વિરાટને ઉત્પન્ન કર્યો, **प्रथमउत्तमे**=પહેલો તથા છેલ્લો, **सत्य**=સત્યરૂપે, ( કારણ કે સ્વરવાળા છે ), **मध्यत.**=વચલો, **परिगृहितं**=વ્યાપ્ત, **अमूयं**=બ્રહ્મ પણું, **एनं विद्वांसं**=આ ઉપાસના કરનારની, **हिनस्ति**=નાશ કરે છે. (૧)

શબ્દાર્થ –જળ પ્રથમ આ લોકરૂપ હતું. જળે સત્યને ઉત્પન્ન કર્યું. સત્ય બ્રહ્મરૂપ છે. બ્રહ્મે પ્રજાપતિને સર્જ્યો તથા પ્રજાપતિએ

દેવતાઓને સરજ્યા દેવતાઓ સત્યની જ ઉ-પાસના કરે છે. સત્ય શબ્દને વિશે ત્રણ અ-ક્ષરો રહેલા છે. પ્રથમ અક્ષર **स** છે, બીજો અક્ષર **ति** છે તથા ત્રીજો અક્ષર **य** છે. પ્રથમ તથા તૃતીય અક્ષરો-**स** ને **य** સત્ય-રૂપ છે તથા વચનો અક્ષર '**ति**' અનૃતરૂપ છે. આ અનૃતને બેઉ બાજુએ કરી સત્ય શબ્દથી ગ્રહણ કરાયલો છે. તેથી સત્યનું માહાત્મ્ય છે. જે આ પ્રમાણે જાણે છે, તેનો અનૃત નાશ કરી શકતું નથી. (૧)

ટીકા-ઉત્પત્તિ પૂર્વે કર્તારહિત સર્વ ભૂત-માત્રો અવ્યાકૃતાવસ્થાવિશે હતા, જેથી તે-ઓને જળરૂપે કહેવામા આવ્યાં છે. માટે જળ બીજરૂપ છે. સત્ય બ્રહ્મની સ્તુતિ અર્થે આ બ્રાહ્મણ આપવામાં આવ્યું છે. પ્રથમજનો અર્થ હિરણ્યગર્ભ અથવા સૂત્રાત્મા થાય છે. બ્રહ્મે પ્રજાપતિને ઉત્પન્ન કર્યા અર્થાત્ વિરાટને ઉત્પન્ન કર્યાં. **स** અને **य** અક્ષરો સત્યરૂપ હોવાનું કારણ એ કે, તેઓ મૃત્યુ એ શબ્દમાં આવતા નથી, તેમ જ અનૃતમા પણ આવ-તા નથી, પણ 'ત' અક્ષર મૃત્યુ તેમ જ અનૃત બન્નેમા આવે છે. (૧)

### આદિત્યના ધર્મો.

**तद्यत्तत्सत्यमसौ स आदित्यो य एष एतस्मिन्मण्डले पुरुषो यश्चायं दक्षिणेऽक्षन्पुरुषस्तावेतावन्योऽन्यस्मिन्प्रतिष्ठितौ रश्मिभिरेषोऽस्मिन्प्रतिष्ठितः प्राणैरयममुष्मिन् स यदोत्क्रमिष्यन्भवति शुद्धमेवैतन्मण्डलं पश्यति नैनमेते रश्मयः प्रत्यायन्ति ॥२॥**

અન્વયાર્થ -**सत्यं**=બ્રહ્મ, **तौ एतौ अन्योन्यस्मिन् प्रतिष्ठितौ**=તે બેઉ એક બીજાને આશ્રયે રહેલા છે, **एषः**= આદિત્ય, **अस्मिन्**=આ ચક્ષુમા, **प्रतिष्ठितः**=ઉપકાર કરતો થતો રહે છે, **प्राणैः**= ચક્ષુઆદિ ઇન્દ્રિયોવડે, **अयं**=આ ચાક્ષુષ પુરૂષ, **अस्मिन्**=આદિત્યમાં (આશ્રય કરી રહે છે,) **सः**=તે ભોક્તા, **यदा**=જ્યારે, **उत्क्रमिष्यन्**=પ્રાણોના ત્યાગની ઇચ્છાવાળો, **तदा**=ત્યારે, **शुद्धं मंडलं पश्यति**=વિજ્ઞાનમય તથા રશ્મિથી રહિત મંડળને જૂવે છે, **एनं**= આ ચાક્ષુષ પુરુષને, **न प्रत्यायन्ति**=ફરી આ-વર્તન કરતા નથી (૨)

શબ્દાર્થઃ-સત્ય આદિત્યરૂપ છે. આ સત્ય રૂપ પુરુષ આ આદિત્ય મંડળને વિશે રહે છે, તેમજ તે પુરૂષ દક્ષિણ ચક્ષુને વિશે (રહે છે. આ બે પુરુષો એકબીજાને વિશે રહેલા છે. પ્રથમે પુરુષ પોતાના રશ્મિવડે બીજાવિશે રહે છે તથા બીજો પહેલાવિશે પ્રાણેકરી રહે છે. જ્યારે તે આ શરીરનો ત્યાગ કરે છે ત્યારે તે શુદ્ધ મંડળને જૂવે છે, અર્થાત્ આ રશ્મિ-ઓ તેને વિશે પાછા ફરે છે. (૨)

ટીકા.-આ સૂત્રમા કેટલાએક સ્થાનોમાં રહેલ સત્ય બ્રહ્મની ઉપાસના માટે કહેવામા આવ્યું છે. સૂર્ય, વસ્તુનાપર પ્રકાશ પાડી મનુષ્યનાપર ઉપકાર કરે છે તથા મનુષ્ય સૂ-ર્યનાપર જોવાવડે ઉપકાર કરે છે. શુદ્ધ મંડ-ળનો અર્થ ચંદ્રમા થાય છે. (૨)

### ભૂર્, ભુવર્ તથા સ્વરનું વર્ણન.

**य एष एतस्मिन्मण्डले पुरुषस्तस्य भूरिति शिर एकः शिर एकमेतदक्षरं भुव इति बाहू द्वौ बाहू द्वे एते अक्षरे स्वरिति प्रतिष्ठा द्वे प्रतिष्ठे द्वे एते अक्षरे तस्योपनिषदहरिति हन्ति पाप्मानं जहाति च य एवं वेद ॥३॥**

અન્વયાર્થ.-**पुरुषः**=સત્ય નામનો પુરૂષ, **भूःशिरः**=ભૂ નામની પ્રથમ વ્યાહૃતિ શિરરૂપે, **शिरः एकं अक्षरं एकं**=શિર એક તથા અક્ષર એક, **प्रतिष्ठा**=પાદરૂપે, **तस्य उपनिषत् अहर्**=તે સત્ય બ્રહ્મનું અહર્,

ઉપનિષદ્‌રૂપે અર્થાત્ ગૂઢ નામાભિધાનરૂપે, (૩)

શબ્દાર્થ:–ભૂ ( પૃથ્વી ) એ આ મંડળને વિશે રહેતા પુરુષનું શીર્ષ છે. કારણ મનુષ્યને શીર્ષ એક હોય છે તથા ભૂનેવિશે એક અક્ષર રહેલો છે. ભુવ ( અંતરિક્ષ ) બાહુરૂપે છે. કારણ પુરુષને બાહુ બે હોય છે તથા ભુવમાં બે અક્ષરો રહેલા છે. સ્વર્ (સ્વર્ગ) પ્રતિષ્ઠારૂપ છે. કારણ પ્રતિષ્ઠા અથવા પાદો પુરુષને બે હોય છે તથા સ્વર્ એ શબ્દવિશે બે અક્ષરો રહેલા છે. તેનું અત્યંત ગૂઢ નામ અહર્ (દિવસ) છે. કારણ જે કોઇ આ રીતે જાણે છે તે પાપનો ( हंति ) નાશ કરે છે તથા પાપનો ( जहाति ) ત્યાગ કરે છે. (૩)

ટીકાઃ–ભૂને મસ્તકરૂપ કહેવાનું કારણ એ કે, તે પ્રથમ છે. અહર્ એ શબ્દ હાના પરથી નિકળ્યો છે. આ હાના બે અર્થો થાય છે –નાશ કરવો તથા ત્યાગ કરવો (૩)

**योऽयं दक्षिणेऽक्षन्पुरुषस्तस्य भूरिति शिर एकꣳ शिर एकमेतदक्षरं भुव इति बाहू द्वौ बाहू द्वे एते अक्षरे स्वरिति प्रतिष्ठा द्वे प्रतिष्ठे द्वे एते अक्षरे तस्योपनिषदहमिति हन्ति पाप्मानं जहाति च य एवं वेद ।४॥**

અન્વયાર્થ =तस्य उपनिषत् अह=તેનું ગૂઢ નામાભિમાનરૂપે અહં શબ્દ છે. (૪)

શબ્દાર્થ -દક્ષિણ ચક્ષુવિશે રહેતા જે પુરુષ છે, તેનું મસ્તક ભૂરૂપ છે. કારણ મસ્તક એક છે તથા ભૂવિશે એક અક્ષર છે. ભુવ બાહુઓરૂપ છે, કારણ બાહુઓ બે છે તથા ભુવનિશે અક્ષરો પણ બે છે. સ્વર્ પ્રતિષ્ઠા અર્થાત્ પાદરૂપ છે. કારણ પાદો બે હોય છે તથા સ્વર્‌વિશે અક્ષરો બે છે. તેનું ગૂઢ અભિધાન ~अहम् છે. કારણ જે કોઇ આ પ્રમાણે જાણે છે, તે પોતાના પાપનો નાશ કરે છે તથા તેનો ત્યાગ કરે છે. (૪)

ટીકાઃ–अहं શબ્દ જે ધાતુ-થી નિકળ્યો છે, તે જ ધાતુપથી अहर् શબ્દ નિકળ્યો છે. (૪)

## ષષ્ઠ બ્રાહ્મણ.

### મનોપાધિવિશિષ્ટ બ્રહ્મની ઉપાસના.

**मनोमयोऽयं पुरुषो भाः सत्यस्तस्मिन्नन्तर्हृदये यथा व्रीहिर्वा यवो वा स एष सर्वस्येशानः सर्वस्याधिपतिः सर्वमिदं प्रशास्ति यदिदं किंच ।१॥**

અન્વયાર્થ·–भा. सत्य =સત્ય પ્રકાશરૂપે, पुरुषः=વિજ્ઞાનમય, एतस्मिन् अंत हृदये= આ આંતર બુદ્ધિમાં ( યોગીવડે જોવાય છે ). (૧)

શબ્દાર્થ – મનોમય પુરુષ સત્ય પ્રકાશરૂપ છે. તે વ્રિહિ અથવા યવના સમાન હૃદયનેવિશે રહે છે તે સર્વના ઇશરૂપ છે તથા સર્વના અધિપતિરૂપ છે. આ જગતવિશે જે કાઇ અસ્તિત્વરૂપે છે, તેનો તે નિયામક છે. (૧)

ટીકા –મનને જ્યોતિરૂપ કહેવાનું કારણ એ કે, તે સર્વને વ્યક્ત કરે છે તથા દરેક વસ્તુ મનનો વિષય છે. (૧)

## સપ્તમ બ્રાહ્મણ.

### વિદ્યુદુપાધિવિશિષ્ટ બ્રહ્મની ઉપાસના.

**विद्युद्‌ब्रह्मेत्याहुर्विदानाद्विद्युद्विद्यत्येनं पाप्मनो य एवं वेद विद्युद्ब्रह्मेति विद्युद्ध्येव ब्रह्म ॥१॥**

અન્વયાર્થ.-विदानात्=અંધકારને ટાળવાથી, विद्यति=વિનાશ કરે છે. (૧)

શબ્દાર્થ –એમ કહેવામાં આવે છે કે, વિદ્યુત્ બ્રહ્મરૂપ છે. કારણ વિ ત્ એ શબ્દ विदान કાઢી નાખવું, તે પરથી થયો છે. જે કોઇ એમ જાણે છે કે, બ્રહ્મ વિદ્યુતરૂપ

છે. તે આત્મા પાપોને નાશ કરે છે. કારણ વિદ્યુત્ સ્વરૂપ જ છે (૧)

ટીકાઃ-અંધકારનો નાશ કરવવડે અથવા મેઘથી ઉત્પન્ન થતા અંધકારનો નાશ કરવાવડે વિદ્યુત્ વ્યક્ત થાય છે. (૧)

## અષ્ટમ બ્રાહ્મણ.

### વાગ્રૂપ ધેનુની બ્રહ્મરૂપે ઉપાસના.

**वाचं धेनुमुपासीत तस्याश्चत्वारः स्तनाः स्वाहाकारो वषट्कारो हन्तकारः स्वधाकारस्तस्यै द्वौ स्तनौ देवा उपजीवन्ति स्वाहाकारं च वषट्कारञ्च हन्तकारं मनुष्याः स्वधाकारं पितरस्तस्याः प्राण ऋषभो मनो वत्सः ॥१॥**

અન્વયાર્થઃ-वाचं=ત્રણવેદ સ્વરૂપ વાણીને, हंतकारं मनुष्याः=હંતકાર આહુતિ મનુષ્યનું પોષણ કરે છે. (૧)

શબ્દાર્થ-મનુષ્યે વાણીની ધેનુરૂપે ઉપાસના કરવી જોઇએ. વાણીના સ્વાહા, વષટ્, હન્ત તથા સ્વધા આ ચાર સ્તનો છે. બે સ્તનો અર્થાત્ સ્વાહા અને વષટ્ આ બે શબ્દો દેવોનું પોષણ કરે છે, હંત શબ્દ મનુષ્યોનું પોષણ કરે છે તથા સ્વધા શબ્દ પિતૃઓનું પોષણ કરે છે. આ વાણીરૂપ ગાયને પ્રાણ ઋષભરૂપે છે તથા તેણીનો વત્સ મનરૂપ છે (૧)

ટીકા-દેવોને સ્વાહા તથા વષટ્ શબ્દો બોલી હવિ આપવામાં આવે છે તથા હંત શબ્દ કહી મનુષ્યોને આપવામા આવે છે તથા સ્વધા શબ્દ કહી પિતરોને હવિ આપવામા આવે છે. (૧)

## નવમ બ્રાહ્મણ.

### વૈશ્વાનરાગ્નિવાળા બ્રહ્મની ઉપાસના.

**अयमग्निर्वैश्वानरो योऽयमन्तः पुरुषे येनेदमन्नं पच्यते यदिदमद्यते तस्यैष घोषो भवति यमेतत्कर्णावपिधाय शृणोति स यदोत्क्रमिष्यन् भवति नैनं घोषꣳ शृणोति ॥१॥**

અન્વયાર્થઃ-पुरुषे=શરીરમા, येन=જે જઠરાગ્નિવડે, अद्यते=ભોગવવામા આવે છે, घोषः=શબ્દરૂપે, अपिधाय=ઢાંકવાવડે, भोक्ता एनं घोषं न शृणोति=ભોક્તા આ ઘોષને શ્રવણ કરતો નથી. (૧)

શબ્દાર્થ-શરીરના મધ્યભાગવિષે જે અગ્નિ રહેલો છે, તેને વૈશ્વાનર કરી કહેવામાં આવે છે. આ અગ્નિ, જે અન્નનું ભક્ષણ કરવામા આવે છે, તેનું પાચન કરે છે. આ અગ્નિમાથી થતો અવાજ, જ્યારે મનુષ્ય પોતાના કાનો બંધ કરે છે ત્યારે સાભળે છે. જ્યારે આ અગ્નિ સુખ દુ:ખના ભોક્તા શરીરનો ત્યાગ કરે છે ત્યારે તે ધ્વનિ સાભળવામા આવતો નથી. (૧)

## દશમ બ્રાહ્મણ.

### પૂર્વોક્ત ઉપાસનાનું ફળ

**यदा वै पुरुषोऽस्माल्लोकात्प्रैति स वायुमागच्छति तस्मै स तत्र विजिहीते यथा रथचक्रस्य खं तेन स ऊर्ध्व आक्रमते स आदित्यमागच्छति तस्मै स तत्र विजिहीते यथा लम्बरस्य खं तेन स ऊर्ध्व आक्रमते स चन्द्रमसमागच्छति तस्मै स तत्र विजिहीते यथा दुन्दुभेः खं तेन स ऊर्ध्व आक्रमते स लोकमागच्छत्यशोकमहिमं तस्मिन्वसति शाश्वतीः समाः ॥१॥**

અન્વયાર્થઃ-पुरुषः=વિજ્ઞાનઆત્મા, अस्मात् लोकात् प्रैति=આ શરીરનો ત્યાગ કરે છે, वायुं आगच्छति=વાયુ સમીપ જાય છે, तस्मै=તે ઉપાસકને, सः=અં

ક્ષમાં રહેલ તે વાયુ, तत्र=સ્થાત્માત્માં, विजिहिते=જાય છે, लंबरस्य=નગારાનું, खं=છિદ્ર, तेन सः ऊर्ध्व आक्रमते= તેવડે તે ઉર્ધ્વ જાય છે, लोकं=પ્રજાપતિ લોકને, अशोकं अहिमं=શોકથી તથા હિમથી રહિત, शाश्वतीः समाः=અનંત વર્ષો. (૧)

શબ્દાર્થઃ–જ્યારે પુરૂષ આ લોકમાંથી બીજા લોકવિશે જાય છે ત્યારે તે વાયુની સમીપ જાય છે. વાયુ રથ ચક્રના નાભિની માફક તેના ગમન માટે માર્ગ આપે છે. આ માર્ગે કરી તે ઉર્ધ્વગમન કરે છે અને આદિત્ય સમીપ જઇ પહોચે છે. લંબર નામના નગારાના છિદ્રની માફક આદિત્ય તેને જવા માટે માર્ગ આપે છે. આ માર્ગે કરી તે ઉર્ધ્વગમન કરે છે અને પ્રજાપતિ લોક સમીપ જઇ પહોચે છે, જે લોક શોકથી રહિત તથા હિમથી રહિત હોય છે તથા ત્યા તે અનંત વર્ષો સુધી રહે છે. (૧)

ટીકાઃ–આ બ્રાહ્મણમા પૂર્વે દર્શાવેલા ઉપાસનાના પ્રકારોનું ફળ દર્શાવવામાં આવ્યું છે. પુરૂષ અર્થાત્ જેણે પૂર્વે કહેલ જ્ઞાન પ્રાપ્ત કરેલું છે તે. શોકવડે માનસિક દુઃખ લેવું તથા હિમ શબ્દવડે શારીરીક દુઃખ લેવું. અનંત વર્ષો અર્થાત્ બ્રહ્માના ઘણા કલ્પો સુધી. (૧)

## એકાદશ બ્રાહ્મણ.

### તપની ઉપાસના.

एतद्वै परमं तपो यद्व्याहितस्तप्यते परमः हैव लोकं जयति य एवं वेदेतद्वै परमं तपो यं प्रेतमरण्यः हरन्ति परमः हैव लोकं जयति य एवं वेदैतद्वै परमं तपो यं प्रेतमग्नावभ्यादधति परमः हैव लोकं जयति य एवं वेद ॥१॥

અન્વયાર્થઃ–व्याहितः=જ્વર દિથી ગ્રસ્ત કરાયેલ, संतप्यते=દુઃખને મેળવે છે, यं प्रेत अरण्यं हरन्ति=જે પ્રેતને અરણ્યપ્રતિ લઇ જાય છે, अग्नौ अभ्यादधति=અગ્નિમા નાંખે છે. (૧)

શબ્દાર્થઃ–જ્વરાદિ વ્યાધિથી ઉત્પન્ન થતું તપ ખરેખર મહાન્ છે. જે કોઇ આ પ્રમાણે જાણે છે, તે પરમલોકને પ્રાપ્ત થાય છે. મનુષ્યો પ્રેતને ગામમાંથી અરણ્ય પ્રતિ લઇ જાય છે, એ એક ખરેખર પરમ તપરૂપ છે. જે કોઇ આ જાણે છે, તે પરલોકને મેળવે છે મૃત શરીરને અગ્નિ વિશે મૂકવામા આવે છે એમ જે જાણવું તે ખરેખર પરમ તપ છે. જે કોઇ આ પ્રમાણે જાણે છે, તે પરમ લોકને પામે છે. (૧)

ટીકાઃ–જ્વરાદિ રોગો કર્મના ક્ષયરૂપ છે તથા કર્મ શબ્દે કરી અહીં પાપ લેવું–પરમતપ–મહાન્ સંતાપ, જે પાપના યોગથી ઉત્પન્ન થાય છે. પરમલોકવડે–પાપના યોગે કરી પ્રાપ્ત થતું ફળ લેવું. (૧)

## દ્વાદશ બ્રાહ્મણ

### અન્ન તથા પ્રાણની બ્રહ્મરૂપે ઉપાસના

अन्नं ब्रह्मेत्येक आहुस्तन्न तथा पूयति वा अन्नमृते प्राणात्प्राणो ब्रह्मेत्येक आहुस्तन्न तथा शुष्यति वै प्राण ऋतेऽन्नादेते ह त्वेव देवते एकधाभूयं भूत्वा परमतां गच्छतस्तद्ध स्माह प्रातृदः पितरं किःस्विदेवैवं विदुषे साधु कुर्यां किमेवास्मा असाधु कुर्यामिति स ह स्माह पाणिना मा प्रातृद कस्त्वेनयोरेकधाभूयं भूत्वा परमतां गच्छतीति तस्मा उ हैतदुवाच वीत्यन्नं वै वि अन्ने हीमानि सर्वाणि भूतानि विष्टानि रमिति प्राणो वै रं प्राणे हीमा-

नि सर्वाणि भूतानि रमन्ते सर्वाणि ह वा अस्मिन् भूतानि विशन्ति सर्वाणि भूतानि रमन्ते य एवं वेद ॥१॥

( અન્વયાર્થ –एके=કેટલાક આચાર્યો, पूयति=બગડી જાય છે, एकधा भूयं भूत्वा=એકપણારૂપે થઇ, परमतां गच्छतः=બ્રહ્મ પણાને પામે છે, एवद्विदुषे=એ જે પ્રમાણે બ્રહ્મની કલ્પના કરી તે પ્રમાણે જાણનારને, पाणिना=હાથવડે વારણ કરી, परमतां= એક પણાને, अन्नं वि=અન્ન વિરૂપે विशन्ति= આશ્રયને પામી, रमन्ते=યથેચ્છ વિહાર કરે છે, अस्मिन् विशन्ति=આ અન્નમા આશ્રય મેળવે છે, अस्मिन् रमन्ते=આ પ્રાણમા વિહાર કરે છે. (૧)

શબ્દાર્થ –કેટલાક એમ કહે છે કે, અન્ન બ્રહ્મરૂપ છે. પણ આ ખરું નથી. કારણ કે પ્રાણના આશ્રય રહિત અન્નનો નાશ થાય છે કેટલાકનું કહેવું એવું છે કે, પ્રાણ બ્રહ્મરૂપ છે, પણ એ સત્ય નથી. કારણ અન્નના આશ્રયવિના પ્રાણનું શોષણ થઇ જાય છે. આ બેઉ દેવો—અન્ન અને પ્રાણ જ્યારે એકરૂપ થાય છે ત્યારે તે પરમ અવસ્થાને પામે છે. આ રીતનો વિચાર કરી પ્રાતૃદે પોતાના પિતાને કહ્યું,–જે કોઇ આ પ્રમાણે જાણે છે, તેનું હું સાધુ અથવા નઠારુ શું કરી શકું ! તેણે પોતાના પુત્રને હાથવડે દબાવી કહ્યું, હે પ્રાતૃદ ! તું આમ મા બોલ ! અન્ન, તથા પ્રાણના એકરૂપે થનારો કોણ પરમ અવસ્થાને પ્રાપ્ત કરી શકે છે? તેના પિતાએ પોતાના પુત્રને 'वि' અક્ષર કહ્યો. અન્ન ખરેખર વિરૂપે છે. કારણ આ સર્વ અન્નને વિશે પ્રવેશ કરે છે. વળી બીજો रम् શબ્દ કહ્યો પ્રાણ ખરેખર रम् રૂપ છે. કારણ આ સર્વ ભૂતો પ્રાણને વિશે રમણ કરે છે. જે કોઇ આ પ્રમાણે જાણે છે, તેને વિશે સર્વ ભૂતો પ્રવેશ કરે છે તથા તેને વિશે સર્વ ભૂતો રમણ કરે છે. (૧)

ટીકાઃ–અન્ન નાશવાન્ છે તથા બ્રહ્મ નાશથી રહિત છે. પરમ અવસ્થા–બ્રહ્માવસ્થા. સર્વ ભૂતો અન્નવિશે પ્રવેશ કરે છે તથા તેઓ અન્નને આધીન છે. (૧)

## ત્રયોદશ બ્રાહ્મણ.

### ઉકથ દૃષ્ટિવડે પ્રાણની ઉપાસના.

उक्थ प्राणो वा उक्थं प्राणो हीदं सर्वमुत्थापयत्युद्धास्मादुक्थविद्वीरस्तिष्ठत्युक्थस्य सायुज्यं सलोकतां जयति य एवं वेद ॥१॥

અન્વયાર્થ –प्राणः इदं सर्वं उत्थापयति=પ્રાણ આ સર્વને ઉભા કરાવે છે, उत् ह अस्मात्=આ ઉપાસકને, उक्थस्य सायुज्यतां=પ્રાણની સાયુજ્યતાને (૧)

શબ્દાર્થ –ઉક્થ એ ખરેખર પ્રાણરૂપે છે. માટે દરેકે ઉકથની ઉપાસના કરવી જોઇએ. કારણ પ્રાણ આ સર્વને उत्थापयति–ઉભા કરાવે છે જે આ પ્રમાણે જાણે છે, તેને ઉકથનો જ્ઞાતા તથા ધીર એવો પુત્ર ઉત્પન્ન થાય છે. જે કોઇ આ પ્રમાણે જાણે છે, તે ઉકથની સાથે સાયુજ્યતાને ( એક સ્વરૂપતાને ) તથા સાલોક્યતાને (એક સ્થાનને) પ્રાપ્ત થાય છે (૧)

ટીકા –મહાવ્રત નામના યજ્ઞને વિશે ઉકથ એ પ્રથમ મંત્ર છે. જેમ ઉકથ એ પ્રધાન મંત્ર છે તેમ ઇન્દ્રિયોને વિશે તે પ્રધાનરૂપ છે. શ્રી શંકર ભગવાનનું કહેવું છે કે, શરીર, પ્રાણો તથા અંતઃકરણની એકયતાવડે સાયુજ્યતાને પ્રાપ્ત થવાય છે (૧)

### યજુ દૃષ્ટિવડે પ્રાણની ઉપાસના.

यजुः प्राणो वै यजुः प्राणे हीमानि

सर्वाणि भूतानि युज्यन्ते युज्यन्ते हास्मै सर्वाणि भूतानि श्रैष्ठ्याय यजुषः सायुज्यꣳ सलोकतां जयति य एवं वेद ॥२॥

અન્વયાર્થઃ– युज्यन्ते= જોડાય છે, श्रैष्ठ्याय=શ્રેષ્ઠભાવ માટે. (૨)

શબ્દાર્થઃ–યજુઃ એ ખરેખર પ્રાણરૂપ છે. માટે દરેકે યજુર્ની ઉપાસના કરવી જોઇએ. કારણ પ્રાણને વિશે જ આ સર્વ ભૂતો જોડાયલાં છે આ રીતે જાણનારાની સાથે સર્વ ભૂતો તેની શ્રેષ્ઠતાને લીધે જોડાયલા છે જે કોઇ આ પ્રમાણે જાણે છે, તે યજુર્વેદની સાથે સાયુજ્યતાને તથા સાલોક્યતાને પામે છે.

## સામ દૃષ્ટિવડે પ્રાણોપાસના.

साम प्राणो वै साम प्राणे हीमानि सर्वाणि भूतानि सम्यञ्चि सम्यञ्चि हास्मै सर्वाणि भूतानि श्रैष्ठ्याय कल्पन्ते साम्नः सायुज्यꣳ सलोकतां जयति य एवं वेद ॥३॥

અન્વયાર્થઃ–सम्यंचि=સમ્યક પ્રકારે એક થય છે, कल्पन्ते=પામે છે. (૩)

શબ્દાર્થઃ–સામ ખરેખર પ્રાણરૂપ છે. માટે દરેકે સામની ઉપાસના કરવી જોઇએ. કારણ પ્રાણમા સર્વ ભૂતો सम्यञ्चि એકઠા મળે છે. સર્વ ભૂતો આ જાણનારાની સાથે, શ્રેષ્ઠતાને અર્થે જોડવામા આવે છે. જે કોઇ આ પ્રમાણે જાણે છે, તે સામની સાથે સાયુજ્યતાને તથા સાલોક્યતાને પામે છે. (૩)

## ક્ષત્ર દૃષ્ટિવડે પ્રાણોપાસના.

क्षत्रं प्राणो वै क्षत्रं प्राणो हि वै क्षत्रं त्रायते हैनं प्राणः क्षणितोः प्र क्षत्रमत्रमाप्नोति क्षत्रस्य सायुज्यꣳ सलोकतां जयति य एवं वेद ॥४॥

અન્વયાર્થઃ–प्राणः एनं क्षणितोः त्रायते= પ્રાણ ખરેખર ક્ષત્રરૂપી દેહનું જો ઘા લાગેલ છે તો માસ તથા લોહી લાવી રક્ષણ કરે છે, प्रक्षत्रं=પ્રકર્ષવડે ક્ષત્રરૂપી, अत्रं आप्नोति=કોઇ બીજાથી રક્ષણ ન થાય તે અત્ર અર્થાત્ પોતેજ રક્ષણ કર્તારૂપ થાય છે. (૪)

શબ્દાર્થઃ–પ્રાણ ખરેખર ક્ષત્રરૂપે છે. માટે દરેકે ક્ષત્રની ઉપાસના કરવી જોઇએ કારણ જ્યારે શરીરનાપર ઘા પડે છે ત્યારે પ્રાણ આ શરીરનું રક્ષણ કરે છે. જે કોઇ આ પ્રમાણે જાણે છે, તે અત્રરૂપ ક્ષત્રને પ્રાપ્ત થાય છે અને ક્ષત્રની સાથે પોતે સાયુજ્યતાને તથા સાલોક્યતાને પામે છે. (૪)

ટીકાઃ–अत्रं–न त्रायते अन्येन केनचित् इति अत्रं જેનું બીજી કોઇ વસ્તુવડે રક્ષણ થઇ શકતું નથી તેને અત્ર કહેવામા આવે છે. અત્રરૂપ ક્ષત્રનો એ અર્થ થાય છે કે, જેનું કોઇ અન્ય શરીરવડે રક્ષણ થઇ શકતું નથી અર્થાત્ જે પોતાની મેળે પોતાનું રક્ષણ કરે છે. (૪)

## ચતુર્દશ બ્રાહ્મણ.

### ગાયત્રીની બ્રહ્મરૂપે ઉપાસના.

भूमिरन्तरिक्षं द्यौरित्यष्टावक्षराण्यष्टाक्षरꣳ ह वा एकं गायत्र्यै पदमेतदु हैवास्या एतत्स यावदेषु त्रिषु लोकेषु तावद्ध जयति योऽस्या एतदेवं पदं वेद ॥१॥

ऋचो यजूꣳषि सामानीत्यष्टावक्षराण्यष्टाक्षरꣳ ह वा एकं गायत्र्यै पदमेतदु हैवास्या एतत्स यावतीयं त्रयी विद्या तावद्ध जयति योऽस्या एतदेवं पदं वेद ॥२॥

प्राणोऽपानो व्यान इत्यष्टावक्षराण्यष्टाक्षरꣳ ह वा एकं गायत्र्यै पदमेतदु हैवास्या एतत्स यावदिदं प्राणि तावद्ध जयति योऽस्या एतदेवं पदं वेद-

थास्या एतदेव तुरीयं दर्शतं पदं परोरजा य एष तपति यद्वै चतुर्थं तत्तुरीयं दर्शतं पदमिति ददृश इव ह्येष परोरजा इति सर्वमु ह्येवैष रज उपर्युपरि तपत्येवꣳ हैव श्रिया यशसा तपति योऽस्या एतदेवं पदं वेद ॥३॥

અન્વયાર્થ:-भूमिः अंतरिक्षं द्यौः इति अष्टौ अक्षराणि=ભૂમિ, અંતરિક્ષ, દ્યૌ આ આઠ વર્ણો છે, अष्टाक्षरं एकं गायत्र्याः पदं=ગાયત્રીનું એક પાદ, આઠ અક્ષરરૂપે, अस्याः एतत्=ગાયત્રીનું આ સ્વરૂપ છે, सः यावत् एषु त्रिषु लोकेषु तावत् जयति=તે જેટલું ત્રણ લોકામાં છે તેટલું મેળવે છે, यः एतत् पदं वेद=જે આ પદની ઉપાસના કરે છે. (૧) गायत्र्याः एकं पदं अष्टाक्षरं=ગાયત્રીનું બીજું એક પાદ અષ્ટાક્ષરરૂપે છે, एतत् अस्याः=આ ગાયત્રીનું સ્વરૂપ, यावती त्रयी विद्या= જેટલી ત્રણ વેદરૂપ વિદ્યા છે, तावत् जयति=તેને મેળવે છે. (૨) सः यावत् इदं प्राणि=જેટલો આ પ્રાણીસમૂહ છે, तावत् जयति=તેને જિતે છે, अथ=વળી, अस्याः=ગાયત્રીનું, एतत् तुरीयं दर्शतं= આ ચોથું દર્શત, परोरजाः=પરોરજરૂપે છે, यः एषः तपति=જે આ દર્શત પાદ પ્રકાશે છે, यत् चतुर्थं तत् तुरीयं=જે ચતુર્થરૂપે છે તે તુરીયરૂપે છે, दर्शतं पदं=તે દર્શત પદરૂપે છે, ददृशः इव=ગણે જોવાતો હોય અર્થાત્ સાક્ષાત્ નહિ, एषः परोरजाः= આ પાદ રજ કહેતા કામસમૂહ તેથી શ્રેષ્ઠ છે જેથી પરોરજ કહેવાય છે, रजः=કામ-સમૂહ, तपति=પ્રકાશે છે, श्रिया तपति यः एतत् पदं वेद=જે આ પદની ઉપાસના કરે છે તે લક્ષ્મીવડે પ્રકાશે છે. (૩)

શબ્દાર્થ:-ભૂમિ (પૃથ્વી), અંતરિક્ષ તથા દ્યૌ (સ્વર્ગ) આ આઠ અક્ષરરૂપ છે. ગાયત્રીનો પ્રથમ પાદ આઠ અક્ષરનો બનેલો છે. ગાયત્રીનો આ પાદ ભૂમિ, અંતરિક્ષ તથા સ્વર્ગરૂપ છે. જે કોઇ ગાયત્રીના પ્રથમ પાદને જાણે છે, તે ત્રણ લોકને વિશે જે કાંઇ છે, તેનાપર જય મેળવે છે. (૧)

શબ્દાર્થ:-ઋચ, યજુંષિ તથા સામાનિ આ આઠ અક્ષરો છે. ગાયત્રીનો દ્વિતીય પાદ આઠ અક્ષરવાળો છે. ત્રણ વેદોના સ્વરૂપરૂપે ગાયત્રીનો દ્વિતીયપાદ છે. આ પદના અર્થાત્ ત્રણ વેદના જ્ઞાનવડે, જે કંઇ જિતવા યોગ્ય છે તે સર્વનાપર જયને મેળવે છે. (૨)

શબ્દાર્થ:-પ્રાણ, અપાન તથા વ્યાન આ આઠ અક્ષરો છે. ગાયત્રીનો તૃતીયપાદ આઠ અક્ષરોવાળો છે. આ ત્રણ પ્રાણના સ્વરૂપરૂપે ગાયત્રીનો આ તૃતીય પાદ છે. ગાયત્રીના આ તૃતીય પાદને જે કોઇ જાણે છે તે, પ્રાણયુકત સર્વનાપર જયને મેળવે છે. તેમ જ ગાયત્રીનો ચોથો દર્શતપાદ રશ્મિને ફેલાવતા પરોર-જરૂપ છે. જેને સામાન્ય રીતે ચતુર્થ કહેવામાં આવે છે, તે જ તુરીય છે. આ તુરીય પાદ ( ददृश इव ) જોવામાં આવતો હોય તેમ લાગે છે. માટે આ પાદને દર્શત કરી કહેવામા આવે છે. રજથી ઉત્પન્ન થયેલા સર્વ ભૂતો ઉપર અર્થાત્ સમસ્ત લોકમંડળના પર આદિત્ય પોતાનાં રશ્મિ ફેલાવે છે. તેથી તેને પરોરજ કરી કહેવામાં આવે છે. ગાયત્રીના પાદને જે કોઇ આ રીતે જાણે છે, તે લક્ષ્મી તથા કીર્તિવડે પ્રકાશે છે. (૩)

ટીકા:-આ ચતુર્દશ બ્રાહ્મણના સંબંધમાં શ્રી શંકર ભગવાન્ કહે છે કે, હૃદયાદિ અનેક ઉપાધિવિશિષ્ટ બ્રહ્મની ઉપાસનાવિશે તેરમા અધ્યાયમા વર્ણન કરવામાં આવ્યું અને હવે અહીં ગાયત્રી ઉપાધિવિશિષ્ટ બ્રહ્મની ઉપાસનાનો વિધિ દર્શાવવામાં આવ્યો છે. (૧)

ટીકા:-દર્શતપાદ=મંડળના અંદ

વિશે રહેનો પુરૂષ જોવામાં આવતો હોયની શું, તેને દર્શત કહેવામાં આવે છે. પરોરજા– આ સૂર્યમંડળને વિષે રહેલો પુરૂષ, જે રજથી ઉત્પન્ન થયેલા સમસ્ત લોકરૂપ છે અર્થાત્ ઉપર રહી અધિપતિપણું ભોગવનાર આદિત્ય, જે સર્વ લોકને તપાવે છે (૩)

### ગાયત્રીની ઉપાસનાનું ફળ

**सैषा गायत्र्येतस्मिꣳस्तुरीये दर्शते पदे परोरजसि प्रतिष्ठिता तद्वै तत्सत्ये प्रतिष्ठितं चक्षुर्वै सत्यं चक्षुर्हि वै सत्यं तस्माद्यदिदानीं द्वौ विवदमानावेयातामहमदर्शमहमश्रौषमिति य एव ब्रूयादहमदर्शमिति तस्मा एव श्रद्दध्याम तद्वै तत्सत्यं बले प्रतिष्ठितं प्राणो वै बलं तत्प्राणे प्रतिष्ठितं तस्मादाहुर्बलꣳसत्यादोगीय इत्येवम्वेषा गायत्र्यध्यात्मं प्रतिष्ठिता सा हैषा गयाꣳस्तत्रे प्राणा वै गयास्तत्प्राणाꣳस्तत्रे तद्यद्गयाꣳस्तत्रे तस्माद्गायत्री नाम स यामेवामूꣳसावित्रीमन्वाहैषैव सा स यस्मा अन्वाह तस्य प्राणाꣳस्त्रायते ॥ ४ ॥**

**ताꣳ हैतामेके सावित्रीमनुष्टुभमन्वाहुर्वागनुष्टुबेतद्वाचमनुब्रूम इति न तथा कुर्याद्गायत्रीमेव सावित्रीमनुब्रूयाद्यदि ह वा अप्येवंविद्बह्विव प्रतिगृह्णाति न हैव तद्गायत्र्या एकंचन पदं प्रति ॥५॥**

**स य इमाꣳस्त्रीꣳल्लोकान् पूर्णान् प्रतिगृह्णीयात्सोऽस्या एतत्प्रथमं पदमाप्नुयादथ यावतीयं त्रयी विद्या यस्तावत्प्रतिगृह्णीयात्सोऽस्या एतद्द्वितीयं पदमाप्नुयादथ यावदिदं प्राणि यस्तावत्प्रतिगृह्णीयात्सोऽस्या एतत्तृतीयं पदमाप्नुयादथास्या एतदेव तुरीयं दर्शतं पदं परोरजा य एष तपति नैव केनचनाप्यं कुत उ एतावत्प्रतिगृह्णीयात् ॥६॥**

અન્વયાર્થ –**एषा गायत्री दर्शते पदे प्रतिष्ठिता**=આ ગાયત્રી આદિત્યમાં રહેલ છે, **तत् सत्ये**=તે તુરીય પદ સત્યમાં, **चक्षु सत्यं**=ચક્ષુ સત્યરૂપે, **तस्मात् यत् इदानीं द्वौ विवदमानौ एयाता**=તેથી જે હાલ પણ બે નીચે પ્રમાણે બોલનારા કહેવાય છે, **अहं अदर्शं अहं अश्रौषम्**=મેં જોયું, મેં સાભળ્યું, **अहं अदर्शं तस्मै श्रद्दध्याम** = મે જોયુ કહેનારપર વિશ્વાસ રાખીએ છીએ, **तत् सत्यं बले प्रतिष्ठितं**=તુરીય પાદવાળુ સત્ય બળનો આશ્રય કરે છે, **बलं प्राणे** = બળ પ્રાણરૂપે, **तत् प्राणे प्रतिष्ठितं**=સ્વ પ્રાણમાં રહે છે, **तस्मात् बलं सत्यात् ओगीयः**=બળ સત્યથી વધારે બળવાન છે, **एवं उ एषा गायत्री अध्यात्मे प्रतिष्ठिता**=આ રીતે આ ગાયત્રી અધ્યાત્મરૂપ પ્રાણનો આશ્રય કરે છે, **गयान्–गायन्तीति गया** =જે ગાન કરે તે ગય અર્થાત્ પ્રાણો, **तत्रे**=રક્ષણ કરે છે, **प्राणान् गयान् तत्रे**= પ્રાણરૂપ ગયો અર્થાત્ ઇન્દ્રિયોનું રક્ષણ કરે તે ગાયત્રી, **अन्वाह**=ઉપદેશ કરે છે, **प्राणान्**= પ્રાણોને ( નરકમાંથી બચાવે છે ) (૪)

**तत्सवितुर्वृणीमहे वयं देवस्य भोजनम्। श्रेष्ठं सर्वधातमं तुरं भगस्य धीमहि**= આ અનુષ્ટુપ્, **अन्वाहुः**=કહે છે, **एतत् अनुब्रूम**=અમે અનુષ્ટુભાત્મક વાણી બોલીએ છીએ, **न तथा कुर्यात्**=તે રીતે ઉપદેશ કરવો નહિ, **गायत्रीं सावित्रीं**=ગાયત્રીને સાવિત્રીરૂપે, **बह्विव**=ઘણે અત્યંત હોય, તેમ (આમ કહેવાનું કારણ એ કે આત્મજ્ઞાનીને બહુનો અભાવ છે માટે બહુવિવ.) (૫) **पूर्णान्**=ગાય તથા ધનથી પૂર્ણ, **सः अस्या प्रथमं पदं आप्नुयात्** તે ગાયત્રીના પ્રથમપાદ કરતાં વધારે મેળવતો નથી,

यावत् इदं प्राणि=જેટલા ભાગમાં પ્રાણુ સંગ્રહ રહે છે, यः तावत् प्रतिगृह्णीयात्=તેટલી જે ગ્રહણ કરે છે તે, केनचन आप्यं=કોઇપણવડે પ્રાપ્ય. (૬)

શબ્દાર્થ:–ગાયત્રી એ તુરીય દર્શતપાદ–પરોરજાને વિશે રહેલી છે. આ તુરીયપાદ સત્યને વિશે રહેલો છે. ચક્ષુ ખરેખર શ્રોત્રરૂપ છે. આ પ્રસિદ્ધ છે કે, સત્યને વિશે ચક્ષુ છે. કારણ આપણી પાસે હમણાં જ બે પુરુષો વાદવિવાદ કરતા આવે, તેમાનો એક કહે કે; મેં એક વસ્તુને જોઇ છે તથા બીજો કહે કે, મેં એક વસ્તુને સાંભળી છે. ત્યારે જેણે તે વસ્તુને જોઇ છે એમ જે કહે છે, તેનું કહેવું સાંભળનારના કરતાં વધારે સત્ય માનીએ છીએ. સત્ય બળને વિશે રહેલું છે. પ્રાણુ ખરેખર બળરૂપ છે. સત્ય પ્રાણનેવિશે રહેલું છે. આથી એમ કહેવામાં આવે છે કે, બળ સત્યથી વધારે તેજવાળું છે. આ જ પ્રમાણે આ ગાયત્રી અધ્યાત્મને વિશે પ્રતિષ્ઠિત–રહેલી છે. કારણ આ ગાયત્રી ગયોનું રક્ષણ કરે છે. આ ગય શબ્દવડે વાગાદિ પ્રાણોને સમજવા. આથી गयानां त्राणनात् ગાયત્રી. ગયોનું રક્ષણ કરતી હોવાથી તેને ગાયત્રી એવું નામ આપવામાં આવ્યું છે. જે સાવિત્રીનો, ગુરુ પોતાના શિષ્યને ઉપદેશ આપે છે, તે આ ગાયત્રીરૂપ છે. જે શિષ્યને ગુરુએ આ ગાયત્રીનો ઉપદેશ કરેલો હોય છે, તેના પ્રાણનું ગાયત્રી રક્ષણ કરે છે. (૪)

શબ્દાર્થ:– કેટલાક મનુષ્યો આ સાવિત્રીને અનુષ્ટુપ્ ફરી કહે છે. તેઓનું માનવું એવું છે કે, વાણી અનુષ્ટુપરૂપે છે. વાણી અનુષ્ટુપરૂપે છે. પણ કોઇએ તેમ કહેવું જોઇએ નહિ. તેણે ગાયત્રીને સાવિત્રીરૂપ માનવી જોઇએ. જે કોઇ આ પ્રમાણે જાણે છે, તે ઘણા પ્રતિગ્રહો ( પારિતોષિક )ને મેળવે છે. છતાં તે જે દ્રવ્ય ગ્રહણ કરે છે, તે ગાયત્રીના એક પાદ જેટલું હોતું નથી. (૫)

શબ્દાર્થ:–જો કોઇ મનુષ્ય સર્વ પૈસાટકોથી પૂર્ણ એવા ત્રણ લોકને મેળવે, છતા તે ગાયત્રીના પ્રથમ પાદથી વધારે મેળવી શકતો નથી. તેમજ એક મનુષ્ય જેટલામા ત્રણ વેદો વિસ્તૃત છે, તેટલું જો ધન મેળવે, છતા તે ગાયત્રીના દ્વિતીયપાદથી વધારે મેળવી શકતો નથી. તે જ રીતે જેટલાને વિશે પ્રાણુ રહેલા છે તેટલી વસ્તુને જો એક મેળવે છે તો તે ગાયત્રીના તૃતીય પાદ કરતાં વધુ મેળવી શકતો નથી. પણ ગાયત્રીના તુરીય દર્શત પરોરજરૂપ પાદ કોઇ પણ દ્રવ્યવડે પ્રાપ્ત થઇ શકતો નથી, આથી ગમે તેવો ધનવાન છતાં ચતુર્થ પાદના જેટલું તો ક્યાંથી જ મેળવી શકે? (૬)

ટીકા.–ગાયત્રીનો પ્રથમ પાદ ત્રણ લોકરૂપ છે, ગાયત્રીનો દ્વિતીયપાદ ત્રણ વેદોના જ્ઞાનરૂપ છે, ગાત્રીનો તૃતીયપાદ સર્વ પ્રાણીઓરૂપ છે, પણ ગાયત્રીના ચોથા પાદની કોઇ સાથે ઉપમા આપી શકાય એમ નથી. (૬)

### ગાયત્રીની સ્તુતિ.

**तस्या उपस्थानं गायत्र्यस्येकपदी द्विपदी त्रिपदी चतुष्पद्यपदसि न हि पद्यसे । नमस्ते तुरीयाय दर्शताय पदाय परोरजसेऽसावदो मा प्रापदिति यं द्विष्यादसावस्मै कामो मा समृद्धीति वा न हैवास्मै स कामः समृध्यते यस्मा एवमुपतिष्ठतेऽहमदः प्रापमिति वा ॥७॥**

અન્વયાર્થ:–उपस्थानं=સમીપમાં રહી નમસ્કાર નીચલા મંત્રવડે, गायत्रि असि=હે ગાયત્રી ! તમે છો, अपद्=નિરૂપાધિકપણાથી પદથી રહિતરૂપે, न पद्यसे=જાણવામાં

ન આવે એવી, असौ अदः मा प्रापत्= આ અર્થાત્ શત્રુરૂપ પાપ આને અર્થાત્ આપની પ્રાપ્તિમા વિઘ્નકર્તારૂપ મા થાઓ, यं द्विष्यात्=જેનાપર દ્વેશ કરે, असौ=આ શત્રુ, अस्मै=આ શત્રુને, मा समृद्धि=સમૃદ્ધિ પ્રાપ્ત ન થાઓ. (૭)

શબ્દાર્થ—નીચલા મંત્ર વિશે ગાયત્રીની સ્તુતિ કરવામાં આવી છે—હે ગાયત્રી ! તમે એકપદી, દ્વિપદી, ત્રિપદી અને ચતુષ્પદી છો. ( આ ચાર પાદોની સહાયતાથી ઉપાસકો આપને જાણે છે, પણ નિરુપાધિક એવા પોતાના આત્માવડે ) આપ કોઇપણ પ્રકારના પદોથી રહિત છો. આપના તુરીય, દર્શત તથા પરોરજરૂપ પાદને મારા નમસ્કાર છે. આપના શત્રુ અર્થાત્ પાપ ( આપની પ્રાપ્તિમા ) વિઘ્નકર્તારૂપ મા થાઓ. જે કોઇ પણ વિદ્વાન્ અન્ય પુરૂષને ધિક્કારે છે ( તથા અમુક નામના પુરુષને પોતાના શત્રુરૂપ માની લે છે તથા કહે છે કે ) આ મનુષ્ય મારા શત્રુરૂપ, છે તેથી તેની કામના સિદ્ધ ન થાઓ તો તેની કામના સિદ્ધ થઇ શકતી નથી. કારણ તે માની લે છે કે, મે તે અન્ય પુરુષની કામના પ્રાપ્ત કરી-લીધી છે (૭)

### ગાયત્રીના મુખની સ્તુતિ.

एतद्ध वै तज्जनको वैदेहो बुडिलमाश्वतराश्विमुवाच यन्नु हो तद्गायत्रीविदब्रूथा अथ कथꣳहस्तीभूतो वहसीति मुखꣳ ह्यस्याः सम्राण्न विदाञ्चकारेति होवाच तस्या अग्निरेव मुख यदि ह वा अपि बह्विवाग्नावभ्यादधति सर्वमेव तत् सन्दहत्येवꣳ हैवैवंविद्यद्यपि बह्विव पापं कुरुते सर्वमेव तत्संप्साय शुद्धः पूतोऽजरोऽमृतः सम्भवति ॥८॥

અન્વયાર્થ:-आश्वतराश्वि=અશ્વતરાશ્વિના પુત્ર, यत् तत् गायत्रीवित् अब्रूथा:=આ રીતે ગાયત્રી જાણનાર હું છું એમ કહેતે હોય તો, अस्याः मुखं न विदाञ्चकार= મે ગાયત્રીનુ મુખ જાણ્યું નહિ, यदा बहुइव अग्नौ अभ्यादधाति=જ્યારે ઘણાજ કાષ્ઠને અગ્નિમા નાખે છે, सर्वं संदहति= સર્વને બાળે છે, बहुइव=ઘણાજ, संप्साय= સારી રીતે ભક્ષણ કરી. (૮)

શબ્દાર્થ — વિદેહ દેશના રાજા જનકે અશ્વતરના પુત્ર બુડિલને આ રીતે કહ્યુ કે,-જે તારા કહેવા પ્રમાણે તુ ગાયત્રીને સમજે છે એ વાત સત્ય હોય તો તુ હસ્તીરૂપ થઇ મને વહન શા માટે કરે છે ? ત્યારે બુડિને કહ્યુ—હે રાજાઓના રાજા ! મે ગાયત્રીના મુખને જાણ્યુ નહિ. જનક રાજાએ કહ્યુ,-ગાયત્રીનું મુખ અગ્નિરૂપ છે. જેમ અગ્નિવિશે ઘણા કાષ્ઠ નાખવામા આવે છે તો તે બળીને ભસ્મીભૂત થઇ જાય છે તેમજ જે ગાયત્રીને આ પ્રમાણે જાણે છે, તેના જો કે અત્યંત પાપો હોય છે, છતા તે સર્વ બળીને ભસ્મ થઇ જાય છે. તે શુદ્ધ તથા પવિત્ર બને છે. તેમજ તે જરા તથા મૃત્યુઆદિથી રહિત થાય છે. (૮)

## પંચમ બ્રાહ્મણ.

### આદિત્ય તથા અગ્નિની પ્રાર્થના

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुख । तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये । पूषन्नेकर्षे यम सूर्य्य प्राजापत्य व्यूह रश्मीन् । समूह तेजो यत्ते रूपं कल्याणतमं तत्ते पश्यामि । योऽसावसौ पुरुषः सोऽहमस्मि । वायुरनिलममृतमथेदं भस्मान्तꣳ शरीर । ॐ क्रतो स्मर कृतꣳ स्मर क्रतो स्मर कृतꣳ स्मर । अग्ने नय सुपथा राये अस्मा-

न्विम्र्वानि देव वयुनानि विद्वान् । युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठां ते नमऽउक्तिं विधेम ॥ १ ॥

અન્વયાર્થ:—આના અન્વયાર્થ વાજસનેયી સહિતાના પંદરથી અઢારમા મંત્રમા આવી જાય છે.

શબ્દાર્થ—હે પુષન્ ! હિરણ્મય પાત્રવડે સત્યનું મુખ ઢંકાયલું છે, તેને સત્ય ધર્મ વાળા મારા દર્શન માટે ખુલ્લું કરો અર્થાત્ સત્ય દર્શનરૂપ બંધનના કારણને કાપી નાખો. હે પુષન્ ! આપ એક ઋષિરૂપ છો આપ યમરૂપ, સૂર્યરૂપ તથા પ્રજાપતિના પુત્રરૂપ છો. આપ આપના રશ્મિઓનો નિગ્રહ કરો, તેમ જ આપના તેજને ઓછુ કરો કે, જેથી હું આપના માંગલ્ય સ્વરૂપને જોવા શક્તિમાન્ થાઉં. ભૂર્, ભૂવર્ તથા સ્વર્ વ્યાહૃતિના અવયવવાળો જે પુરૂષ છે, તે હુ પોતે જ છુ. મારા પ્રાણવાયુ બ્રહ્મ વાયુની સાથે એકરૂપ થઇ જાઓ. મારૂ શરીર જ્યારે ભસ્મીભૂત થાય ત્યારે પૃથ્વીની સાથે જોડાઇ જાઓ. ૐ ! હે ક્રતો ! મારા કૃત્યોનું સ્મરણ કરો. હે ક્રતો ! મારા કૃત્યો વિશે સ્મરણ કરો, સ્મરણ કરો. હે અગ્નિ ! આપ મને સારા માર્ગે કરી દોરવી લઇ જઇ ધનની–કર્મફળની પ્રાપ્તિ કરાવો. હે દેવ ! આપ કે જે સર્વ પ્રકારના જ્ઞાનના જ્ઞાતા છો, તે મને અઘોર પાપમાથી મુક્ત કરો. ( પણ અમે આપની સેવા કરવા શક્તિમાન્ ન હોવાથી ) આપને અમે નમસ્કારયુક્ત વચન કહીએ છીએ (૧)

ટીકા—જ્ઞાન તથા કર્મના સમૂહને કરનારો મનુષ્ય અંત સમયે આદિત્યની પ્રાર્થના કરે છે તથા પોતાના હાથવિશે સુવર્ણ પાત્ર રાખે છે. જેમ કીમતી વસ્તુ સર્વદા પાત્રમા ઢાંકેલી રાખવામા આવે છે તેમ સત્યરૂપ બ્રહ્મ, જે સૂર્યમંડળને વિશે રહે છે તે અસ્વસ્થ મનવાળા મનુષ્યથી ગૂઢ રહેલ હોય છે. 'પૂષન' આ શબ્દ पुष्णाति પરથી નિકળ્યો છે. કારણ સૂર્ય, લોકના જીવનરૂપ છે. એક ર્ષિ—એક ઋષિ અર્થાત્ એક દ્રષ્ટા સૂર્ય નારાયણ છે. તે સર્વ જગતના આત્મા તથા ચક્ષુરૂપ થઇ સર્વ વસ્તુને જુવે છે અથવા ઋ—ગમન કરવું—તે જ એકલા ગમન કરનાર છે. સૂર્યવડે જગતનુ સંયમન કરવામા આવે છે, તેથી તેને યમરૂપ કહેવામા આવ્યા છે. આ આખા મંત્રનો ભાવ વાજસનેયી સહિતાના ૧૫–૧૮ મંત્રના જેવો છે. (૧)

## ષષ્ઠ અધ્યાય—પ્રથમ બ્રાહ્મણ.

### જયેષ્ઠ તથા શ્રેષ્ઠરૂપ પ્રાણની ઉપાસના.

ૐ ॥ यो ह वै ज्येष्ठञ्च श्रेष्ठञ्च वेद ज्येष्ठश्च श्रेष्ठश्च स्वानां भवति प्राणो वै ज्येष्ठश्च श्रेष्ठश्च ज्येष्ठश्च श्रेष्ठश्च स्वानां भवत्यपि च येषां बुभूषति य एवं वेद ॥१॥

અન્વયાર્થ.—स्वानां=પોતાની જ્ઞાતિમા, येषां अपि=પોતાની જ્ઞાતિથી રહિત અન્યોમા, પણ, बुभूषति=થવાની ઇચ્છા રાખે છે. (૧)

શબ્દાર્થ—જે કોઇ જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠ આ બે વસ્તુને જાણે છે, તે પોતાની જ્ઞાતિને વિશે જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠ થાય છે. પ્રાણ એ ખરેખર જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠરૂપ છે. જે કોઇ આ પ્રમાણે જાણે છે અર્થાત્ તેની ઉપાસના કરે છે, તે પોતાની જ્ઞાતિને વિશે જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠ થાય છે. તેમ જ પોતાની જ્ઞાતિથી અન્યને વિશે પણ હુ જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠ થાઉં, એ પ્રમાણે થવાની ઇચ્છા રાખે છે. (૧)

ટીકા—પૂર્વે જણાવવામા આવ્યું છે કે, ગાયત્રી પ્રાણરૂપ છે. આનુ શું કારણ હશે કે, ગાયત્રીને પ્રાણ ભાવવાની કહેવામાં આવી

છે, પણ વાગાદિને પ્રાણરૂપે કહેવામાં નથી આવી ? આનો ઉત્તર એ છે કે, પ્રાણ જ શ્રેષ્ઠરૂપ હોય છે. પણ વાગાદિઓ જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠરૂપ હોતા નથી. પ્રાણને વિશે જ જ્યેષ્ઠપણું તથા શ્રેષ્ઠપણું કેવી રીતે રહેલું છે, તેનો નિર્ણય આ અધ્યાયનેવિશે કરવામાં આવ્યો છે અથવા આ અધ્યાયની સાથેનો સબંધ નીચે પ્રમાણે છે કે, પ્રાણ ઉકથરૂપ, યજુરૂપ તથા સામ આદિરૂપ હોવાથી ચક્ષુરાદિ બીજી ઇન્દ્રિયોના કરતાં પ્રાણની ઉપાસના શ્રેષ્ઠ ગણવામાં આવી છે.

પ્રાણની ઉપાસનાનું વર્ણન જેમ પૂર્વના અધ્યાયમાં કરવામાં આવ્યું છે, તે જ પ્રમાણે આ અધ્યાયમાં પણ જારી છે. આ અધ્યાયમાં પ્રાણની ઉપાસનાવડે પ્રાપ્ત થતા વિશિષ્ટ ફળવિશે કહેવામાં આવ્યું છે. શ્રી શંકર ભગવાનની ટીકાના સંબંધમાં શ્રી આનંદગિરિ ટીકાકારનું કહેવું એવું છે કે, ઉદ્ગીથવિશે દમ, દયા તથા દાન આ ત્રણને વિશે, બ્રહ્મોપાસનાવિશે, અબ્રહ્મોપાસનાવિશે, તેથી ઉત્પન્ન થતા ફળવિશે, તેની લોકવિશે તથા આદિત્યાદિ દેવોની ઉપાસનાવિશે આમ સાત પ્રાપ્તતોને વિશે કહેવામાં આવ્યું છે. હવે આ છઠ્ઠા અધ્યાયમાં અબ્રહ્મની ઉપાસના, તેથી ઉત્પન્ન થતું ફળ તથા મન્થાદિ કર્મને વિશે વર્ણન કરવામાં આવ્યું છે (૧)

વસિષ્ઠરૂપ ચક્ષુરાત્મક પ્રાણોપાસના.

**यो ह वै वसिष्ठां वेद वसिष्ठः स्वानां भवति वाग्वै वसिष्ठा वसिष्ठः स्वानां भवत्यपि च येषां बुभूषति य एवं वेद ॥ २ ॥**

અન્વયાર્થ –वसिष्ठां=અધિષ્ઠાનને. (૨)

શબ્દાર્થ –જે ઉત્તમ અધિષ્ઠાન જાણે છે, તે પોતાની જ્ઞાતિને વિશે આશ્રયરૂપ થઇ પડે છે. વાક્ એ આશ્રયરૂપ છે. જે કોઇ આ પ્રમાણે જાણે છે, તે પોતાની જ્ઞાતિને વિશે જ પરમ આશ્રયરૂપ થઇ પડે છે એમ નહિ, પણ જે ઇચ્છા રાખે છે તો બીજાને વિશે પણ પરમ આશ્રયરૂપ થઇ પડે છે. (૨)

ટીકા –वसिष्ठ-वासयतीति वसिष्ठ અથવા वस्ते इति वसिष्ठ. જે બીજાને આશ્રય આપે તે અથવા બીજાને આવૃત કરી રહે, તેને વસિષ્ઠ કહેવામાં આવે છે આ કાર્ય વાક્ ઇન્દ્રિયનું હોય છે. (૨)

પ્રતિષ્ઠારૂપ ચક્ષુરાત્મક પ્રાણોપાસના

**यो ह वै प्रतिष्ठां वेद प्रतितिष्ठति सं समे प्रतितिष्ठति दुर्गे चक्षुर्वै प्रतिष्ठा चक्षुषा हि समे च दुर्गे च प्रतितिष्ठति प्रतितिष्ठति समे प्रतितिष्ठति दुर्गे य एवं वेद ॥ ३ ॥**

અન્વયાર્થ –प्रतिष्ठां=प्रतितिष्ठति अनेन=જેનાવડે રહે છે તે પ્રતિષ્ઠા (૩)

શબ્દાર્થ –જે કોઇને આ પરમ પ્રતિષ્ઠાનું જ્ઞાન હોય છે, તે સારી રીતે સ્થિતિ કરી શકે છે. તે સારા સ્થાન વિશે, સુભિક્ષાદિ કાળને વિશે, નઠારા સ્થાન વિશે તેમ જ દુર્ભિક્ષાદિ કાળને વિશે સારી રીતે સ્થિતિ કરી શકે છે. ચક્ષુ એ ખરેખર પરમ આશ્રયરૂપ છે. કારણ ચક્ષુની સહાયતાથી જ સમ અથવા વિષમ સ્થાનને વિશે સારી રીતે રહી શકે છે. જે કોઇ આ રીતે જાણે છે, તે સમ તથા દુર્ગ બન્ને સ્થાનોમાં સારી રીતે રહી શકે છે. (૩)

સંપત્ ગુણવાળી શ્રોત્રાત્મક પ્રાણોપાસના

**यो ह वै सम्पदं वेद सं हास्मै पद्यते यं कामं कामयते श्रोत्रं वै सम्पच्छ्रोत्रे हीमे सर्वे वेदा अभिसम्पन्नाः सं हास्मै पद्यते यं कामं कामयते य एवं वेद ॥ ४ ॥**

અન્વયાર્થ-संपर्द=संपद्यते अनेन इति=પ્રાપ્ત જેવડે થાય તે સપત્, पद्यते પ્રાપ્ત થાય છે, श्रोत्रे सति=શ્રોત્ર હોય તો, अभिमपन्नाः-પ્રાપ્ત થયેલા (૪)

શબ્દાર્થ-સપત્ શું છે, તે જે કોઇ જાણે છે તે જાણનાર જે જે ઇચ્છા કરે છે તે તે મેળવે છે. શ્રોત્ર સપતરૂપ છે. કારણ શ્રોત્રની સહાયતાથી જ સર્વ વેદોનું જ્ઞાન થાય છે જે કોઇ આ પ્રમાણે જાણે છે, તે જે જે વસ્તુની કામના કરે છે, તે તે વસ્તુને મેળવે છે. (૪)

મનાત્મક પ્રાણોપાસના.

या ह वा आयतनं वेदायतनꣳ स्वानां भवत्यायतनं जनानां मनो वा आयतनमायतनꣳस्वानां भवत्यायतनं जनानां य एवं वेद ॥ ५ ॥

અન્વયાર્થ-आयतन=આશ્રય, मन आयतन=મન ઇન્દ્રિયોના આશ્રયરૂપે, य एव वेद=જે આ રીતે મનની ઉપાસના કરે છે. (૫)

શબ્દાર્થ-જે કોઇ આશ્રય સ્થાનને જાણે છે, તે પોતાની જ્ઞાતિને વિશે (સર્વના) આશ્રયના સ્થાનરૂપ થઇ પડે છે. મન ખરેખર આશ્રયના સ્થાનરૂપ છે. જે કોઇ આ પ્રમાણે જાણે છે, તે પોતાના જનોમા આશ્રયના સ્થાનરૂપ થઇ શકે છે. (૫)

ટીકા-મનને આશ્રયસ્થાન કહેવાનુ કારણ એ કે, ઇન્દ્રિયો તથા તેના વિષયો મનને આધીન હોય છે. કેમકે આત્માથી ઇન્દ્રિયોના વિષયોનો ઉપભોગ કેવળ મનની સહાયતાથી જ થઇ શકે છે. (૫)

પ્રજાપતિ ગુણયુક્ત રેતાત્મક પ્રાણોપાસના.

यो ह वै प्रजातिं वेद प्रजायते ह प्रजया पशुभी रेतो वै प्रजातिः प्रजायते ह प्रजया पशुभिर्य एवं वेद ॥६॥



અન્વયાર્થ-प्रजाति=રેતને, वेद=ઉપાસે છે. (૬)

શબ્દાર્થ-જે કોઇ પ્રજાપતિને જાણે છે, તે પ્રજા તથા પશુયુક્ત થાય છે વીર્ય એ ઉત્પત્તિના કારણરૂપ છે. જે કોઇ આ પ્રમાણે જાણે છે, તે પ્રજાને ઉત્પન્ન કરે છે તથા પશુયુક્ત થાય છે.

ઇન્દ્રિયોએ પ્રજાપતિને પૂછેલો પ્રશ્ન.

ते हेमे प्राणा अहꣳ श्रेयसे विवदमाना ब्रह्म जग्मुस्तद्धोचुः को नो वसिष्ठ इति तद्धोवाच यस्मिन्व उत्क्रान्त इदꣳ शरीरं पापीयो मन्यते स वो वसिष्ठ इति ॥ ७ ॥

અન્વયાર્થ-अहं श्रेयसे=હું શ્રેષ્ઠ એવા હેતુને લઇ, विवदमाना=વાદ કરતા, ब्रह्म=પ્રજાપતિ પાસે, तत्=ત્યા જઇ, पापीय=પાપરૂપે (૭)

શબ્દાર્થ-પ્રાણો પોતાની શ્રેષ્ઠતા માટે માહેમાહે વાદવિવાદ કરતા એક સમયે પ્રજાપતિ પાસે ગયા તથા તેમને કહ્યુ,-અમારામાથી કોણ વધારે આશ્રયરૂપ છે? પ્રજાપતિએ કહ્યુ,-જેના વિયોગે કરી શરીર પાપીય થાય છે અર્થાત્ ઘણુ જ ખમવુ પડે છે, તે તમારામા સૌથી વધારે શ્રેષ્ઠ છે. (૭)

વાક્ના નિકળ્યા પછી શરીરસ્થિતિ.

वाग्घोच्चक्राम सा संवत्सरं प्रोष्यागत्योवाच कथमशकत मदृते जीवितुमिति ते होचुर्यथाऽकला अवदन्तो वाचा प्राणन्तः प्राणेन पश्यन्तश्चक्षुषा शृण्वन्तः श्रोत्रेण विद्वाꣳसो मनसा प्रजायमाना रेतसैवमजीविष्मेति प्रविवेश ह वाक् ॥ ८ ॥

અન્વયાર્થ-उच्चक्राम=શરીરથી બહાર નીકળી, संवत्सरं प्रोष्य=એક વર્ષ રહી, आगत्य=આવી, कथं अशक्त मदृते

જીવિતું મારા વિના જીવવાને કેમ શક્તિમાન થયાં,**अकला**=મૂગા,**मनसा विद्वांसः**=મનવડે કર્તવ્ય તથા અકર્તવ્યને જાણનારા, **रेतसा प्रजायमानाः**=રેતવડે પ્રજાને ઉત્પન્ન કરતા, **अजीविष्म**=અમે જીવ્યા. (૮)

શબ્દાર્થઃ–પછી વાણીએ શરીરનો ત્યાગ કર્યો. એક વર્ષ પર્યંત નિકળી ગયા પછી, પાછા ફરી તેણે કહ્યું;–તમે સર્વે મારા સિવાય કેવી રીતે રહી શકયા ?' તેઓએ કહ્યું,–'જેવી રીતે મૂગા પ્રાણીઓ, જેઓ વાણીવડે બોલી શકતાં નથી, છતા તે પ્રાણે કરી શ્વાસ લઇ શકે છે, ચક્ષુવડે જોઇ શકે છે, શ્રોત્રે કરી સાંભળી શકે છે, મનવડે ચિંતન કરી શકે છે તેમ જ રેતવડે પ્રજોત્પત્તિ કરી શકે છે, તે જ પ્રમાણે અમે જીવી શકયા છીએ.' ત્યાર પછી વાણે પાછો શરીરને વિશે પ્રવેશ કીધો. (૮)

## ચક્ષુના નિકળવા પછી શરીરસ્થિતિ.

**चक्षुर्होच्चक्राम तत्संवत्सरं प्रोष्यागत्योवाच कथमशकत मदृते जीवितुमिति ते होचुर्यथा अन्धा अपश्यन्तश्चक्षुषा प्राणन्तः प्राणेन वदन्तो वाचा शृण्वन्तः श्रोत्रेण विद्वाꣳसो मनसा प्रजायमाना रेतसैवमजीविष्मेति प्रविवेश ह चक्षुः ॥ ९ ॥**

શબ્દાર્થઃ–તે જ રીતે ચક્ષુએ શરીરનો ત્યાગ કર્યો. એક વર્ષપર્યંત નિકળી ગયા પછી, પાછા આવી તેણે કહ્યું;–'તમે સર્વ પ્રાણો મારા વિના કેવી રીતે જીવી શકયા ?' ત્યારે તેઓએ કહ્યું;–'જેમ અંધ મનુષ્યો જોઇ શકતા નથી, છતા તે પ્રાણે કરી શ્વાસ લઇ શકે છે, વાણીવડે બોલી શકે છે, શ્રોત્રે કરી શ્રવણ કરીશકે છે, મનવડે ચિંતન કરી શકે છે તથા રેતવડે પ્રજોત્પત્તિ પણ કરી શકે છે, તે જ રીતે અમે જીવ્યા છીએ.' પછી ચક્ષુએ પાછો શરીરને વિશે પ્રવેશ કર્યો. (૯)

## શ્રોત્ર નિકળવા પછી શરીરસ્થિતિ.

**श्रोत्रꣳहोच्चक्राम तत्संवत्सरं प्रोष्यागत्योवाच कथमशकत मदृते जीवितुमिति ते होचुर्यथा बधिरा अशृण्वन्तः श्रोत्रेण प्राणन्तः प्राणेन वदन्तो वाचा पश्यन्तश्चक्षुषा विद्वाꣳसो मनसा प्रजायमाना रेतसैवमजीविष्मेति प्रविवेश ह श्रोत्रम् ॥ १० ॥**

શબ્દાર્થઃ–તે જ રીતે શ્રોત્રે શરીરનો ત્યાગ કર્યો. એક વર્ષ પર્યંત નિકળી ગયા પછી, પાછા આવી તેણે બીજા પ્રાણોને પૂછ્યું;'મારા વિના તમે કેવી રીતે જીવી શકયા ? ત્યારે તેઓએ કહ્યું:–' જેમ બહેરા પુરુષો શ્રવણ નથી કરી શકતાં, છતાં તેઓ પ્રાણે કરી શ્વાસ લઇ શકે છે, વાણીવડે બોલી શકે છે, ચક્ષુવડે જોઇ શકે છે, મનવડે ચિંતન કરી શકે છે તથા રેતવડે પ્રજોત્પત્તિ કરી શકે છે, તે જ પ્રમાણે અમે જીવીએ છીએ.' શ્રોત્રે પાછો શરીરને વિશે પ્રવેશ કર્યો. (૧૦)

## મનના નિકળવાથી શરીરસ્થિતિ.

**मनो होच्चक्राम तत्संवत्सरं प्रोष्यागत्योवाच कथमशकत मदृते जीवितुमिति तेहोचुर्यथा मुग्धा अविद्वाꣳसो मनसा प्राणन्तः प्राणेन वदन्तो वाचा पश्यन्तश्चक्षुषा शृण्वन्तः श्रोत्रेण प्रजायमाना रेतसैवमजीविष्मेति प्रविवेश ह मनः ॥ ११ ॥**

શબ્દાર્થઃ–તે જ પ્રમાણે મને શરીરનો ત્યાગ કર્યો. એક સંવત્સરપર્યંત નિકળી ગયા પછી, પાછા આવી તેણે કહ્યું;–'તમે મારા વિના કેવી રીતે જીવી શક્યા ?' તેઓએ કહ્યું–'જેમ મુગ્ધ લોકો મનવડે વિચાર કરી શકતા નથી, છતા તેઓ પ્રાણે કરી શ્વાસ લે છે,

વાણીવડે બોલી શકે છે, શ્રોત્રવડે શ્રવણ કરી શકે છે તથા રેતવડે પ્રજોત્પત્તિ કરી શકે છે, તે જ પ્રમાણે અમે સર્વે જીવ્યા છીએ.' પછી મને પાછો શરીરને વિશે પ્રવેશ કર્યો. (૧૧)

### રેતના નિકળવાથી શરીરસ્થિતિ.

**रेतो होच्चक्राम तत्संवत्सरं प्रोष्यागत्योवाच कथमशकत मदृते जीवितुमिति ते होचुर्यथा क्लीवा अप्रजायमाना रेतसा प्राणन्तः प्राणेन वदन्तो वाचा पश्यन्तश्चक्षुषा शृण्वन्तः श्रोत्रेण विद्वांसो मनसैवमजीविष्मेति प्रविवेश ह रेतः ॥ १२ ॥ अथ ह प्राण उत्क्रमिष्यन्यथा महासुहयः सैन्धवः पड्वीशशङ्कून्संवृहेदेव ह्वैवेमान्प्राणान्संववर्ह ते होचुर्मा भगव उत्क्रमीर्न वै शक्ष्यामस्त्वदृते जीवितुमिति तस्यो मे बलिं कुरुतेति तथेति ॥ १३ ॥**

અન્વયાર્થ:-प्राण:મુખ્ય પ્રાણ, उत्क्रमिष्यन्=શરીરની બહાર નિકળવાની ઇચ્છા કરી, महासुहयः=મહાન્ સુશોભિત ઘોડો, सैन्धवः=સિન્ધુ દેશમાં ઉછરેલ, पड्वीशशंकून्=પગોને નિયમમાં રાખવાના પટાને, संवृहेत्=છેદી નાખે, इमान् प्राणान्=આ વાગાદિ ઇન્દ્રિયોને, संववर्ह=છેદીનાખ્યા, भगवन् मा उत्क्रमीः=હે ભગવન્ તમે ઉત્ક્રમણ કરો નહિ, त्वत्ऋते=તમારા વિના, तस्य=શ્રેષ્ઠ એવા તેને અર્થાત્ મને, बलिं कुरुत=બળિ આપો. (૧૩)

શબ્દાર્થ:-તે જ રીતે રેતે શરીરનો ત્યાગ કર્યો. એક વર્ષ પર્યંત શરીરમાથી નિકળી ગયા પછી, પાછા આવી તેણે પ્રાણોને પૂછ્યું,-'તમે મારા વિના કેવી રીતે જીવી શક્યા ? 'તેઓએ કહ્યું;- 'જેમ નપુંસક લોકો, જેઓ પ્રજોત્પત્તિ કરી શકતા નથી, છતા તે પ્રાણે કરી શ્વાસ લે છે, વાણીવડે બોલી શકે છે, ચક્ષુવડે જોઇ શકે છે, શ્રોત્રવડે શ્રવણ કરી શકે છે તથા મનવડે મનન કરી શકે છે, તે જ રીતે અમે જીવ્યા છીએ. પછી રેતે પાછો શરીરને વિશે પ્રવેશ કર્યો. (૧૨)

શબ્દાર્થ.-પછી પ્રાણ શરીરમાથી નિકળવા તૈયાર થયો. જેમ એક મહાન્ પાણીદાર તથા સિંધુ દેશને વિશે ઉત્પન્ન થયેલો ઘોડો પોતાની ખરીઓને ઉપાડે છે, તેમ પ્રાણના નિકળવાની સાથે બીજા પ્રાણોએ (ઇન્દ્રિયોએ) પણ પોતપોતાના સ્થાનનો ત્યાગ કર્યો. તેઓએ કહ્યું,- હે ભગવન્ ! તમે ત્યાગ કરો મા. અમો આપના વિના જરાપણ રહી શકીએ એમ નથી. (મુખ્ય પ્રાણે બીજા પ્રાણોને કહ્યું;) જો હું આ રીતે સર્વ કરતા (બલિષ્ઠ) હોઉં તો તમે સર્વે મને બલિ અર્પણ કરો. બીજા પ્રાણોએ તે પ્રમાણે કરવાની હા પાડી (૧૩)

### પ્રાણને અન્ન તથા વસ્ત્રની પ્રાપ્તિ.

**सा ह वागुवाच यद्वा अहं वसिष्ठास्मि त्वं तद्वसिष्ठोऽसीति यद्वा अहं प्रतिष्ठास्मि त्वं तत्प्रतिष्ठोऽसीति चक्षुर्यद्वा अहꣳ संपदस्मि त्वं तत्सम्पदसीति श्रोत्रं यद्वा अहमायतनमस्मि त्वं तदायतनमसीति मनो यद्वा अहं प्रजापतिरस्मि त्वं तत्प्रजापतिरसीति रेतस्तस्यो मे किमन्नं किं वास इति यदिदं किञ्चाश्वभ्य आ कृमिभ्य आ कीटपतङ्गेभ्यस्तत्तेऽन्नमापो वास इति न ह वा अस्यानन्नं जग्धं भवति नानन्नं प्रतिगृहीतं य एवमेतदनस्यान्नं वेद तद्विद्वाꣳसः श्रोत्रिया अशिष्यन्त आचामन्त्यशित्वाचामन्त्येतमेव तदनमनग्नं कुर्वन्तो मन्यन्ते ॥ १४ ॥**

અન્વયાર્થ:-अहं वसिष्ठास्मि=હું જે વસિષ્ઠ અર્થાત્ આશ્રયરૂપે છું, तद्वसिष्ठः असि=

તે વસિષ્ઠપણાનો ગુણ તમારો છે, **तस्य मे किं अन्नं किं वासः**=સર્વમાં શ્રેષ્ઠ એવા મારું અન્ન શું તથા વસ્ત્ર શું, **आपः वासः**=જળ વસ્ત્રરૂપે, **अनन्नं**=નહિ ભક્ષણ કરવા યોગ્ય, **जग्धं**=ભક્ષણ કરેલ અન્ન, **न भवति**=થતું નથી, **प्रतिगृहीतं अनन्नं न भवति**=જે કાંઇ પ્રતિગ્રહ કરાય છે તે અપ્રતિગ્રરૂપે થતું નથી અર્થાત્ તેને પાપ લેપન કરતું નથી, **अनस्य अन्नं**=સર્વ પ્રાણના અન્નરૂપે, **वेद**=ઉપાસે છે, **अशिष्यन्त**=ભોજન કરતી વખતે, **आचामन्ति**=આચમન કરે છે, **अशित्वा आचामन्ति**=ખાધા પછી આચમન કરે છે, **अनं अनग्नं कुर्वन्तः मन्यन्ते**=પ્રાણને નગ્નપણાથી રહિત કરનાર માને છે. (૧૪)

શબ્દાર્થ –વાક્ દેવતાએ મુખ્ય પ્રાણને કહ્યું, તમો વસિષ્ઠરૂપે રહેલ હોવાથી જ મારાવડે વસિષ્ઠરૂપ રહેવાયુ છે. ચક્ષુ દેવતાએ કહ્યું,– તમે પ્રતિષ્ઠારૂપે રહેલ હોવાથી મારાથી પ્રતિષ્ઠારૂપે રહી શકાયુ છે શ્રોત્ર દેવતાએ કહ્યું,– તમે સંપતરૂપે રહેલ હોવાથી હું સંપતરૂપે રહેલ છું. મન દેવતાએ કહ્યું, તમે આયતન રૂપે રહેલ હોવાથી મારાથી આયતનરૂપે રહે વાયુ છે. જનનેન્દ્રિયે કહ્યું, તમે પ્રજોત્પત્તિરૂપે રહેલ હોવાથી અમે પ્રજોત્પત્તિરૂપે રહેલ છીએ. પ્રાણે કહ્યું,–જો હું આજ પ્રકારનો છુ તો મારુ અન્ન શુ છે તથા મારો વાસ શું છે? તેઓએ કહ્યું,–આ સર્વ અશ્વ, કીટ, કૃમિ તથા પતંગાદિઓ તમારા અન્નરૂપે છે તથા જળ તમારો વાસ અથવા વસ્ત્ર છે. જે કોઈ આ પ્રમાણે જાણે છે તેને કોઇપણ પ્રકારનું અન્ન જે ખાય તે અભક્ષ્ય હોય, છતા ભક્ષ્ય થાય છે. તેમજ તે નહિ પ્રતિગ્રહ કરવા યોગ્ય કોઇ પણ વસ્તુનો પ્રતિગ્રહ કરતો નથી. વિદ્વાનો તથા શ્રોત્રિયો, જેઓ આ પ્રમાણે જાણતા હોય છે, તેઓ ખાવાનો આરંભ કરતી વખતે જળનું આચમન લે છે તેમજ સમાપ્તિ વખતે તેઓ આચમન લે છે, એમ માનીને કે તેમ કરતા વડે તેઓએ નગ્ન એવા પ્રાણને વસ્ત્રવડે વેષ્ટિત કરેલો છે (૧૪)

## દ્વિતીય બ્રાહ્મણ.

### શ્વેતકેતુનું પ્રવાહણની સભામાં જવું.

**श्वेतकेतुर्ह वा आरुणेयः पञ्चालानां परिषदमाजगाम स आजगाम जैवलिं प्रवाहणं परिचारयमाणं तमुदीक्ष्याऽभ्युवाद कुमारा३ इति स भो३ इति प्रतिशुश्रावानुशिष्टोऽन्वसि, पित्रे-त्योमिति होवाच ॥ १ ॥**

અન્વયાર્થ–**परिषद्**=સભામાં, **जैवलिं**=જિવલનો પુત્ર, **परिचारयमाणं**=સેવકોવડે સેવા કરાયેલ, **उदीक्ष्य**=જોઇ, **अभ्युवाद**=બોલ્યો, **प्रतिशुश्राव**=સામો બોલ્યો, **पित्रा अनुशिष्टः असि वा**=તારા પિતાએ તને ઉપદેશ કર્યો છે કે નહિ, **ॐ**=હા. (૧)

શબ્દાર્થ –અરુણિ ઋષિના પુત્ર શ્વેતકેતુ એક વેળા પંચાલ લોકની સભાવિષે ગયો જિવલનો પુત્ર પ્રવહણ નામનો રાજા પોતાના માણસોવડે વિંટલાઇને ત્યા બેઠેલો હતો. તેની પાસે જેવો શ્વેતકેતુ ગયો કે, તેને જોઇ રાજાએ અભિનંદનના શબ્દમા કહ્યું કે, હે કુમાર! શું તું છે કે? શ્વેતકેતુએ કહ્યું, હા, મિત્ર! એ તો હું છું. રાજાએ કહ્યું,– શું તને તારા પિતા તરફથી ઉપદેશ મળ્યો છે કે? શ્વેતકેતુએ કહ્યું;–ૐ (મને મારા પિતા તરફથી ઉપદેશ મળેલો છે). (૧)

ટીકા –આ ઉપનિષદના પૂર્વના અધ્યાયોમા જે જે કાંઇ છોડી દેવામાં આવ્યું છે, તે સર્વ આ ભાગને વિષે–ખિલકાંડને વિષે દર્શાવવામાં આવ્યુ છે આ ખિલકાંડના સાતમા અધ્યાયના છેવટના ભાગમા જે મનુષ્ય જ્ઞાન તથા કર્મને વિષે અત્યંત આસક્ત હોય છે,

તે, મૃત્યુ સમીપ આવ્યુ હોય છે ત્યારે અગ્નિ માગની યાચના કરે છે તથા એમ કહે છે કે, હે અગ્નિદેવ ! મને સાધુ માર્ગવડે તમે દોરવી લઇ જાઓ અહી સતવિશેષણવડે ઘણા પથોનુ નિદર્શન થઇ શકે છે તથા પથો કેવળ કર્મથી ઉદ્દભવ પામતા ફળોની પ્રાપ્તિરૂપ હોય છે આ કર્મોની કેવળ સ્વાભાવિક જ્ઞાનથી ઉત્પત્તિ થયેલી હોય અથવા શાસ્ત્રીય જ્ઞાનમાથી આ કર્મોનો ઉદ્દભવ થયેલો હોય, છતા તે સર્વ કર્મો સસારના પરિણામરૂપ છે. 'પ્રજાપતિની પ્રજા ત્રણ પ્રકારની છે,' ઇત્યાદિને વિશે સ્વાભાવિક પાપને સૂચિત કરવામા આવ્યુ છે 'તેણે આ કર્મને કરવુ જોઇએ નહિ' ઇત્યાદિ શબ્દમા સ્વાભાવિક પાપનો વિપાક સૂચવવામા આવ્યો છે. અગર જે ત્રણ પ્રકારના અનાત્મકની પ્રાપ્તિવડે શાસ્ત્રીય જ્ઞાનના પરિણામો પ્રકટ કરવામા આવ્યા છે તથા બ્રહ્મજ્ઞાનના આરભમા સર્વ પ્રકારના પરિણામોથી વિરામ પામવાનુ સૂચવવામા આવ્યુ છે, છતા એમ સૂચવવામા આવ્યુ છે કે, પિતૃ લોકની પ્રાપ્તિ કેવળ કર્મવડે જ થાય છે તથા જ્ઞાનવડે અને જ્ઞાનયુક્ત કર્મવડે દેવલોકની પ્રાપ્તિ થાય છે પણ કયા માર્ગે કરી દેવલોકપ્રતિ ગમન કરી શકાય છે, તે કહેવામા આવ્યુ નથી શાસ્ત્રનો સર્વ ઉપસહાર તથા પૂર્ણ રીતે આ માર્ગોનુ વર્ણન ખિલકાડવિશે કરવામા આવ્યુ છે. (૧)

## પ્રવાહણે પૂછેલા પાંચ પ્રશ્નો.

वेत्थ यथेमा प्रजा प्रयत्यो विप्रतिपद्यन्ता ३ इति नेति होवाच वेत्थो यथेम लोक पुनरापद्यन्ता ३ इति नेति हैवोवाच वेत्थो यथासौ लोक एव बहुभि पुन पुन प्रयद्भिर्न सम्पूर्यता ३ इति नेति हैवोवाच वेत्थो यतिथ्यामाहुत्याहुतायामाप. पुरुषवाचो भूत्वा समुत्थाय वदन्ती ३ इति नेति हैवोवाच वेत्थो देवयानस्य वा पथ प्रतिपद पितृयाणस्य वा यत्कृत्वा देवयानं वा पन्थान प्रतिपद्यन्ते पितृयाण वापि हि न ऋषेर्वच श्रुत द्वे सृती अशृणवं पितृणामह देवानामुत मर्त्यानां ताभ्यामिदं विश्वमेजत्समेति यदन्तरा पितर मातरञ्चेति नाहमत एकञ्चन वेदेति होवाच ॥ २ ॥

अथैन वसत्योपमन्त्रयाञ्चक्रेऽनादृत्य वसतिं कुमार प्रदुद्राव स आजगाम पितर त होवाचेति वाव किल नो भवान् पुरानुशिष्टानवोच इति कथ सुमेध इति पञ्च मा प्रश्नान् राजन्यबन्धुरप्राक्षीत्ततो नैकञ्चन वेदेति कतमे त इतीम इति ह प्रतीकान्युदाजहार ॥ ३ ॥

स होवाच तथा नस्त्व तात जानीथा यथा यदह किंच वेद सर्वमह तत्तुभ्यमवोच प्रेहि तु तत्र प्रतीत्य ब्रह्मचर्यं वत्स्याव इति भवानेव गच्छत्विति स आजगाम गौतमो यत्र प्रवाहणस्य जैवलेरास तस्मा आसनमाहृत्योदकमाहारयाञ्चकाराथ हास्मा अर्घ्यं चकार त ह होवाच वर भगवते गौतमाय दद्म इति ॥ ४ ॥ स होवाच प्रतिज्ञातो म एष वरो या तु कुमारस्यान्ते वाचमभाषथास्तां मे ब्रूहीति ॥ ५ ॥

स होवाच दैवेषु वै गौतम तद्वरेषु मानुषाणां ब्रूहीति ॥ ६ ॥

स होवाच विज्ञायते हास्ति हिरण्यस्यापात्त गो अश्वाना दासीना प्रवाराणा परिधानस्य मा नो भवान् बहोरनन्तस्यापर्यन्तस्याभ्यवदान्योऽभूदिति स वै गौतम तीर्थेनेच्छासा इ-

त्युपैम्यहं भवन्तमिति वाचा ह स्मैव पूर्व उपयन्ति स होपायनकीर्त्या उवास ॥ ७ ॥

'स होवाच तथा नस्त्वं गौतम मापराधास्तव च पितामहा यथेयं विद्येतः पूर्वम्न कस्मिंश्चन ब्राह्मण उवास तां त्वहं तुभ्यं वक्ष्यामि को हि त्वैवं ब्रुवन्तमर्हति प्रत्याख्यातुमिति ॥ ८ ॥

અન્વયાર્થ:-**वेत्थ**=જાણે છે, **प्रजाः**= પ્રજાઓ, **प्रयत्य**=મરણ પામે છે ત્યારે, **विप्रतिपद्यन्ते**=ગમન કરે છે, **प्रयन्त्िः**= મરતા છતા, **संपूर्यते**=પૂરાય છે, **यतिथ्यां आहुत्यां**=જેટલી સંખ્યાવાળી આહુતિ, **हुतायां**=હોમાવા પછી, **पुरुषवाचः** પુરુષ વાણીરૂપે જેને, **भूत्वा**=ઉત્પન્ન થઇ, **वदन्ति**= બોલે છે તે શું તું જાણે છે, **प्रतिपदं**= પ્રાપ્તિનું સાધન, **यत् कृत्वा**=જે કર્મ કરી, **ऋषेः**=મંત્રના, **वचः**=વાક્યને, **नः श्रुत**= અમે સાભળ્યું છે કે, **सृती**=માર્ગો, **मर्त्यानां**=મનુષ્યોને માટે, **पितॄणां देवानां अशृणवं**=પિતૃ તથા દેવ માર્ગ સાભળ્યા છે, **एजत्**=પ્રાપ્ત થયું, **समेति**=સમ્યક્ પ્રકારે જાય છે, **यत् अंतरा पितरं मातरं**=પિતા તથા માતા અર્થાત્ સ્વર્ગ તથા પૃથ્વીના મધ્મા જે અંતર છે તેટલું અંતર છે, (૨) **एनं**=શ્વેતકેતુને, **वसत्या**=પોતાને ઘેર, **उपमंत्रयांचकार**=આમંત્રણ કર્યું, **वसतिं अनादृत्य**=ગૃહને નહિ અંગીકાર કરી, **प्रदुद्राव**=ગયો, **पुरा**=સમાવર્તનસમયે, **नः**=અમને, **अनुशिष्टान्**=ઉપદેશ આપેલા, **सुमेध** =હે સારી બુદ્ધિવાળા, **राजन्यबंधु** = રાજાઓ બંધુ છે જેને, **अप्राक्षीत्**=પૂછ્યા, **न वेद**=હું જાણતો નથી, **प्रतीकानि उदाजहार**=દરેક પ્રશ્ન કહી સંભળાવ્યા. (૩) **प्रवाहणस्य जैवलेः वसतिः आस**=જ્યા જૈવલ પ્રવાહણનું સ્થાન હતું, **दद्मः**=આપીએ છીએ. (૪) **प्रतिज्ञातः**=પ્રતિજ્ઞા કરી છે, **यां वाचं**=જે વાણીને (૫) **देवेषु वरेषु तत् वर्तते**=આ વર દેવ સંબંધી છે. (૬) **विज्ञायते**=જણાય છે, **आपात्तं**=મેળવાયેલ, **प्रवाराणां**=પરિવારને, **परिधानस्य**= પહેરવાના વસ્ત્રને. **नः भवान्**=અમોને તમે, **बहोः अनंतस्य अपर्यन्तस्य**=બહુરૂપ, અનંતરૂપ તથા પરિસમાપ્તથી રહિત વસ્તુને માટે, **अभ्यवदान्यः**=કૃપણ, **माभूत्**=મા થાઓ, **सः त्वं**=તે તમે, **तीर्थेन इच्छासे**= જ્ઞાનની ઇચ્છા રાખો છો, **उपैमि अहं**=હું તમારી પાસે આવું છું, **वाचा**=વાણીવડે, **ह**=ખચીત, **पूर्वे उपयन्ति**=પૂર્વકાળથી સમીપ આવે છે, **उपायनकीर्त्या**=સમીપ ગમનરૂપ કીર્તિવડે, **उवास**=શિષ્યરૂપે રહ્યો. (૭) **त्वं नः मा अपराधाः**=તમે અમારા પ્રતિ અપરાધ નહિ કરશો, **तव पितामहाः**= તમારા ઘરડાઓ, **यथा अपराधं क्षमन्ते**= જેમ અપરાધ ક્ષમા કરે છે, **यथा इयं विद्येतः**=જેમ આ વિદ્યાને જાણશે, **पूर्वं कश्चित् ब्राह्मणः न उवास**=પૂર્વે કોઇ બ્રાહ્મણ જિજ્ઞાસાવાળો ન હતો. (૮)

શબ્દાર્થ.-પ્રવાહણ રાજાએ પૂછ્યું;-આ પ્રજાઓ જે પ્રાણનો ત્યાગ કરે છે, તેઓ ક્યા ક્યા ભિન્ન માર્ગોવડે ગમન કરે છે, તે તું જાણે છે? શ્વેતકેતુએ કહ્યું; આ વાતની મને ખબર નથી. તેઓ આ લોકપ્રતિ પાછા કેમ ગમન કરે છે, તે તું જાણે છે? તેણે કહ્યું,-હું તે જાણતો નથી. રાજાએ કહ્યું, ઘણાઓએ વારવાર આ લોકનો ત્યાગ કર્યો હોય છે તથા તેઓ ફરી આ લોકને વિશે આવતા જ નથી, તે તું શું જાણે છે કે? તેણે કહ્યું;-હું તે જાણતો નથી. રાજાએ કહ્યું; ક્યા યજ્ઞમાં જળ મનુષ્યના શબ્દરૂપ થાય છે તથા ઉઠીને બોલવા માંડે છે, તે તું જાણે છે? તેણે કહ્યું; હું તે જાણતો નથી.

તું જાણે છે કે, ક્યો માર્ગ તે દેવયાન કરી કહેવામાં આવે છે અને કયા માર્ગને પિતૃયાન માર્ગ કરી કહેવામાં આવે છે તથા ક્યાં ક્યાં કર્મવડે દેવલોકની તેમજ પિતૃલોકની પ્રાપ્તિ થાય છે ? ઋષિ અર્થાત્ મંત્રનું વચન જે સાંભળવામાં આવ્યું છે તે પરથી બે-માર્ગો છે, એમ મારા સાભળવામા આવ્યું છે. એક પિતૃયાન માર્ગ છે કે જેવડે પિતૃલોકને વિશે જવાય છે તથા બીજો દેવયાન માર્ગ છે કે, જેનાવડે મનુષ્યો દેવલોકને વિશે જઇ શકે છે. જેમ માતાથી પિતા દૂર છે અર્થાત્ સ્વર્ગથી પૃથ્વી દૂર છે, તેજ રીતે આ બેઉ માર્ગો દૂર છે. શ્વેતકેતુએ કહ્યું;–હું આમાંનું કાંઇ પણ જાણતો નથી. (૨)

શબ્દાર્થ.– ત્યાર પછી શ્વેતકેતુને આસનપર બેસવા માટે કહ્યું. આપવામા આવેલા આસનપર ન બેસતા તે કુમાર ત્યાંથી દોડી ગયો તથા પોતાના પિતાની પાસે જઇ તેણે કહ્યું;–પૂર્વે તમે મને શું સર્વ વિદ્યાનો ઉપદેશ દીધો નથી ? તેના પિતાએ કહ્યું; હે બુદ્ધિમાન્ પુત્ર ! તું આમ કેમ કહે છે ? તે બાળકે કહ્યું; રાજાઓ છે મિત્રો જેના એવા પુરુષે મને પાંચ પ્રશ્નો પૂછ્યા, જેમાના એકનો ઉત્તર મારાથી આપી શકાયો નહિ. પિતાએ પૂછ્યુ કે, તે પ્રશ્નો શુ છે ? તે પ્રશ્નો આ રીતના છે એમ કહી, તેણે એક પછી એક સર્વ પ્રશ્નો સભળાવી બતાવ્યા. (૩)

શબ્દાર્થ.તેના પિતાએ કહ્યું.–હે પુત્ર ! તારે માનવું કે, જે કાંઇ હું જાણતો હતો, તે સર્વનો મેં તને ઉપદેશ દીધો છે. ચાલ, આપણે તે રાજાની પાસે જઇ બ્રહ્મચર્ય વ્રત પાળીએ. પુત્રે કહ્યું; હે ભગવન્ ! તમે જ એકલા જાઓ. પછી જ્યાં જિવલનો પુત્ર પ્રવાહણ રહેતો હતો ત્યા ગૌતમ ગયો. રાજા તેને માટે આસન તથા જળ લાવ્યો. પછી વિધિપ્રમાણે મધુપર્કવડે રાજાએ ગૌતમની પૂજા કરી તથા કહ્યું; હે ભગવન્ ગૌતમ ! હું આપને વર ( ગાય અથવા અશ્વઆદિની ભેટ ) આપું છું. (૪)

શબ્દાર્થઃ–જે વરની આપે પ્રતિજ્ઞા કરી, તે વર હું ગ્રહણ કરી, ચૂક્યો છું. પણ તમે મારા કુમાર આગળ જે પ્રશ્નો પૂછ્યા, તેનો નિર્ણય મને કહી સંભળાવશો. (૫)

શબ્દાર્થઃ–રાજાએ કહ્યું;–આ વર દેવ સંબંધીનો છે. તમે મનુષ્ય સંબંધીનો કોઇ પણ વર માગો, ( હું તે આપને આપવા કબૂલ છું ). (૬)

શબ્દાર્થઃ–તેણે કહ્યું; તમે સારી રીતે જાણો છો કે, મારી પાસે સુવર્ણ, ગાયો, અશ્વો, દાસીઓ, ચાકરો તથા વસ્ત્રો પુષ્કળ છે. મહાન્ શાશ્વત તથા પુત્ર પૌત્રાદિક સુધી પહોંચનારા વરથી તમે મને બહિષ્કૃત મા રાખો, એવી મારી પ્રાર્થના છે. રાજાએ કહ્યું,–ન્યાયયુક્ત, હે ગૌતમ ! તમે મારી પાસેથી જ્ઞાનની પ્રાપ્તિ કરવા શું ઇચ્છો છો ? તેણે કહ્યું.–વિધિ પ્રમાણે હું આપનો શિષ્ય થવા ઇચ્છું છું. પૂર્વ કાળથી જ કેવળ વાચા માત્રવડે પોતાના ગુરુની સમીપ શિષ્ય આવી શકે છે. પછી ગૌતમ ત્યા કેવળ નામ માત્ર કરી શિષ્યરૂપે થઇ રહ્યો, અર્થાત્ ગૌતમ બ્રાહ્મણ હોવાથી તેની પાસે પગ ચાપવા આદિ ક્રિયા રાજા ( તેની પાસે ) કરાવતો ન હતો. (૭)

શબ્દાર્થ.–તેણે કહ્યું;–"જેમ તમારા પિતા મહાદિકે એ મારા પિતામહનો કોઇ પણ અપરાધ ગ્રહણ કર્યો ન હતો, તેમ તમે અમારો કોઇ પણ અપરાધ ગ્રહણ કરશો નહિ. જેમ તમે આ વિદ્યા માટે પ્રાર્થના કરો છો તથા તે મેળવશો, તેમ પૂર્વે કોઇ પણ બ્રાહ્મણને વિશે આ વિદ્યા હતી નહિ. પણ હું તમને આ બ્રહ્મવિદ્યાનું જ્ઞાન આપીશ. કારણ જે કોઇ

આ પ્રમાણે અભ્યાનની યાચના કરે છે, તેને એવો કોણ હોય કે ના પાડે ?" (૮)

### પંચાગ્નિ વિદ્યાનું વર્ણન

असौ वै लोकोऽग्निर्गौतम तस्यादित्य एव समिद्रश्मयो धूमोऽहरर्चिर्दिशोऽङ्गारा अवान्तरदिशो विस्फुलिङ्गास्तस्मिन्नेतस्मिन्नग्नौ देवा श्रद्धां जुह्वति तस्या आहुत्यै सोमो राजा सम्भवति ॥ ९ ॥

पर्जन्यो वाऽग्निर्गौतम तस्य संवत्सर एव समिदभ्राणि धूमो विद्युदर्चिरशनिरङ्गारा ह्लादुनयो विस्फुलिङ्गास्तस्मिन्नेतस्मिन्नग्नौ देवा. सोमं राजानं जुह्वति तस्या आहुत्यै वृष्टि सम्भवति ॥ १० ॥

अय वै लोकोऽग्निर्गौतम तस्य पृथिव्येव समिदग्निर्धूमो रात्रिरर्चिश्चन्द्रमाऽङ्गारा नक्षत्राणि विस्फुलिङ्गास्तस्मिन्नेतस्मिन्नग्नौ देवा वृष्टिं जुह्वति तस्या आहुत्या अन्नं सम्भवति ॥११॥

पुरुषो वाऽग्निर्गौतम तस्य व्यात्तमेव समित्प्राणो धूमो वागर्चिश्चक्षुरङ्गारा. श्रोत्रं विस्फुलिङ्गास्तस्मिन्नेतस्मिन्नग्नौ देवा अन्नं जुह्वति तस्या आहुत्यै रेत सम्भवति ॥ १२ ॥

योषा वा अग्निर्गौतम तस्या उपस्थ एव समिल्लोमानि धूमो योनिरर्चिर्यदन्तः करोति तेऽङ्गारा अभिनन्दा विस्फुलिङ्गास्तस्मिन्नेतस्मिन्नग्नौ देवा रेतो जुह्वति तस्या आहुत्यै पुरुषः सम्भवति स जीवति यावज्जीवत्यथ यदा म्रियते ॥ १३ ॥

अथैनमग्नये हरन्ति तस्याग्निरेवाग्निर्भवति समित्समिद्धूमो धूमोऽर्चिरर्चिरङ्गारा अङ्गारा विस्फुलिङ्गा-विस्फुलिङ्गास्तस्मिन्नेतस्मिन्नग्नौ देवाः पुरुषं जुह्वति तस्या आहुत्यै पुरुषो भास्वरवर्णः सम्भवति ॥ १४ ॥

અન્વયાર્થ.-असौ=આ સ્વર્ગલોક, अग्नि.=આહવનીય અગ્નિરૂપે, समित्=ઇન્ધનરૂપે, अह. अर्चिः=જ્યોતિ પ્રકાશરૂપે, अवान्तर दिशः ખૂણાઓ, श्रद्धा=જળરૂપ વગેરેને (૯) ह्लादुनय=ગર્જના, (૧૦) अयं लोकः=પૃથ્વીના અભિમાનીદેવ (૧૧) पुरुष.=શિરહસ્તઆદિવાળો પુરુષ, अग्नि.=ચોથા અગ્નિરૂપે व्यात्त=ખુલ્લું મુખ (૧૨) योषा=સ્ત્રી, उपस्थ=ઉપસ્થેન્દ્રિય, अन्त· करोति=મૈથુન કર્મ કરાય છે, अभिनन्दा=વિષયાનંદ. (૧૩) एनं=આ મરેલાને, अग्नये हरन्ति=અગ્નિ પાસે લઈ જાય છે, भास्वरवर्ण=અતિશય પ્રકાશમાન. (૧૪)

શબ્દાર્થ—આ લોક અગ્નિરૂપ છે. હે ગૌતમ ! તેને આદિત્ય-સૂર્ય સમિતરૂપ છે, તેનાં રશ્મિઓ ધૂમરૂપ છે, દિવસ અર્ચિરૂપ છે, દિશાઓ અંગારારૂપ છે, ખૂણાઓ તણખારૂપ છે. દેવો આ અગ્નિને વિશે શ્રદ્ધારૂ આહુતિ આપે છે. આહુતિથી સોમ નામે રાજા ઉત્પન્ન થાય છે. (૯)

શબ્દાર્થ—અથવા પર્જન્ય અગ્નિરૂપ છે. હે ગૌતમ ! સંવત્સર સમિતરૂપ છે, મેઘો ધૂમરૂપ છે, વિદ્યુત્ અર્ચિરૂપ છે, પવિ અંગારારૂપ છે, ગર્જના તણખારૂપ છે. દેવો આ પર્જન્યાગ્નિમાં સોમ રાજાને હોમે છે. આ હોમવાથી વૃષ્ટિની ઉત્પત્તિ થાય છે (૧૦)

શબ્દાર્થ.-હે ગૌતમ ! આ લોક અગ્નિરૂપ છે, પૃથ્વી તેના સમિતરૂપ છે, અગ્નિ ધૂમરૂપ છે, રાત્રી અર્ચિરૂપ છે, ચંદ્ર અંગારારૂપ છે તથા તારાઓ તણખારૂપ છે. દેવો આ અગ્નિવિશે વૃષ્ટિની આહુતિ આપે છે. આ આહુતિને લીધે અન્ન ઉત્પન્ન થાય છે. (૧૧)

શબ્દાર્થ—હે ગૌતમ ! મનુષ્ય અગ્નિરૂપ છે, તેનું ખુલ્લું મુખ સમિતરૂપ છે, પ્રાણ ધૂમરૂપ છે, વાગ્ અર્ચિરૂપ છે, ચક્ષુ અંગારારૂપ છે તથા શ્રોત્ર તણખારૂપ છે. દેવો આ અગ્નિ વિશે અન્નની આહુતિ આપે છે આ આહુતિમાંથી બીજની ઉત્પત્તિ થાય છે. (૧૨)

શબ્દાર્થ:—સ્ત્રી અગ્નિરૂપ છે. હે ગૌતમ ! તેણીની ઉપસ્થેન્દ્રિય સમિત્‌રૂપ છે, શરીર પર રહેલા રુવા ધૂમરૂપે છે, યોનિ અર્ચિરૂપે છે, જે મૈથુનવ્યાપાર કરવામાં આવે છે તે અંગારારૂપ છે તથા જે વિષયાનંદ થાય છે તે તણખારૂપ છે. દેવો આ અગ્નિને વિશે બીજની આહુતિ આપે છે આ આહુતિમાંથી મનુષ્ય ઉત્પન્ન થાય છે. જ્યા સુધી (તેના કર્મ) પહોચે છે ત્યા સુધી તે જીવે છે, અર્થાત્ પૃથ્વીપર રહે છે. (પણ કર્મનો ક્ષય થયા પછી) તેનુ મૃત્યુ થાય છે. (૧૩)

શબ્દાર્થ—ત્યાર પછી તેઓ—કર્મને કરનાર ઋત્વિજો, તેને (મરેલ હોવાથી જે આહુતિરૂપ હોય છે તેને) અગ્નિ સમીપ લઇ જાય છે. તેનો અગ્નિ અગ્નિરૂપે થઇ જાય છે, તેનો સમિત્ સમિત્‌રૂપે થાય છે, તેનો ધૂમ ધૂમરૂપે થાય છે, અર્ચિ અર્ચિરૂપે થાય છે, અંગારા અંગારારૂપે થાય છે તથા તણખા તણખારૂપે થાય છે. આ અગ્નિને વિશે દેવો મનુષ્યને આહુતિરૂપે આપે છે, આ આહુતિમાંથી દીપ્તિમાન પુરુષ ઉત્પન્ન થાય છે. (૧૪)

ટીકા:—રાજા પ્રથમના ત્રણ પ્રશ્ન મૂકી દઇ એકદમ ચોથા પ્રશ્નનો ઉત્તર આપે છે. કારણ આ ચોથા પ્રશ્નનો ઉત્તર આપવાથી બાકીના પ્રશ્નો એની મેળે સમજાઇ જાય એવા છે. અહી લોક શબ્દે કરી સ્વર્ગ લેવું. જેમ સમિતને અગ્નિમાં નાખવાથી પ્રથમ ધૂમ થાય છે, જે રશ્મિઓરૂપ છે, દિવસ અર્ચિરૂપ છે, કારણ દિવસને વિશે પ્રકાશ હોય છે. દિશાઓને વિશે અર્ચિનું શમન થતું હોવાથી તે અંગારારૂપ છે. જેમ અગ્નિમાથી તણખા થાય છે તેમ બીજી દિશાઓની સાથે ખૂણાઓને વિશે પણ સર્વ પ્રકાશે છે. દેવ શબ્દથી ઇન્દ્રાદિ દેવોને લેવા. સોમ પિતૃઓનો તથા બ્રાહ્મણોનો રાજા છે. (૯)

ટીકા—અગ્નિહોત્રની એ આહુતિઓ અર્થાત્ પ્રાત તથા સાયંકાળે આપવામા આવતી આહુતિઓ વ્યક્ત સ્વરૂપમાં આ જગત્ વિશે રહેલી છે. તે જ રીતે આહવનીયાગ્નિમાં ઉપયોગી ચીજો, જેવી કે સમિત્, ધૂમ, અંગારા, વિસ્ફુલિંગ તથા આહુતિ દ્રવ્યો, જેવાં કે પય ઘૃતાદિ સર્વ વ્યક્તરૂપમા હોય છે. જ્યારે આ ચીજોનું અન્ય લોકને વિશે અર્થાત્ સ્વર્ગને વિશે ઉત્ક્રમણ થાય છે, એટલે તેઓ અવ્યક્તાવસ્થામા હોય છે અર્થાત્ જે વસ્તુઓને આપણે અહી જોઇએ છીએ, તેઓ પોતાના સૂક્ષ્મ સ્વરૂપે હોય છે. વળી જગતની ઉત્પત્તિસમયે અગ્નિહોત્રાદિ કર્મ, જે પૂર્વે કરવામા આવેલું હોય છે તેનો અંતરિક્ષાદિરૂપે અગ્નિભાવને વિશે ફેરફાર થાય છે. અગ્નિહોત્રાદિ કર્મમા પણ પ્રમાણેનો ફેરફાર થાય છે. આ પ્રમાણે જગત્, અગ્નિહોત્રમા આપવામા આવતાં બે આહુતિના અપ્રત્યક્ષ પરિણામના કાર્યરૂપ છે. આ બે આહુતિની સ્તુતિ અર્થે છ પદાર્થોનું વર્ણન કરવામા આવ્યું. પણ આ સ્થળે જ્યા અગ્નિહોત્રના કર્મથી ઉદ્‌ભવતા ફળોવિશે કહેવામા આવ્યું છે ત્યા પંચાગ્નિ, વિશિષ્ટ કર્મના ફળના ઉપભોગને અર્થે ઉત્તર માર્ગની પ્રાપ્તિના સાધનરૂપ છે. અધ્યાત્મ પ્રાણો અગ્નિહોત્રના હોતાઓરૂપ છે તથા તે જ જ્યારે આદિદૈવરૂપ પરિણામને પામે છે ત્યારે તેઓ ઇન્દ્રાદિદેવોરૂપે થાય છે, જે ઇન્દ્રાદિદેવો સ્વર્ગાગ્નિના અગ્નિવિશે હોમ કરે છે. ફળનો ઉપભોગ પામ્યા પછી ફરી તેઓ હોતાપણાને પામે છે અર્થાત્ ફરી અગ્નિહોત્રનું કર્મ કરે

છે. આ પ્રમાણે પ્રાણો દેવોરૂપ છે. અગ્નિહોત્ર કર્મને વિશે રહેલ પયઆદિ જે દ્રવ્ય, આહવનીય અગ્નિને વિશે નાંખવામાં આવે છે, તેનું અગ્નિવડે ભક્ષણ કરવામાં આવે છે તથા અદૃષ્ટ સૂક્ષ્મરૂપે તે પરિણામને પામે છે તથા કર્તા-યજમાન સહિત તે નક્ષ્મરૂપે આ લોકમાંથી અંતરિક્ષ લોકમા જાયછે તથા અંતરિક્ષ લોકમાંથી સ્વર્ગપ્રતિ જાય છે. આ સૂક્ષ્મ રૂપો સૂક્ષ્મ જળરૂપ હોય છે, આહુતિઓના પરિણામરૂપ છે, અગ્નિહોત્રના એક ભાગરૂપ છે, તે શ્રદ્ધાને નામે ઓળખાય છે, તે યજમાનને અર્થે ચંદ્રલોકને વિશે અન્ય શરીર ધારણ કરે છે તથા સ્વર્ગને વિશે પ્રવેશ થતી વખતે આહુતિરૂપ થાય છે. આથી જળ, જે અગ્નિહોત્રના વિભાગરૂપ છે તથા મન ચંદ્રલોકને વિશે અન્ય શરીરને ધારણ કરવાના કારણરૂપે હોય છે, તેને શ્રદ્ધા કરી કહેવામાં આવે છે. તેઓને જળનું નામ આપવાનું કારણ એ કે, તેઓમાનો ઘણો ભાગ જળરૂપે હોય છે. અગ્નિહોત્રને વિશે જે કાંઇ કર્મો છે, તે સર્વ મેઘ છે તથા અગ્નિહોત્રના સંબંધમાં જે [illegible] કહેવામા આવે છે, તે સર્વ વૈદિક કર્મોને લાગુ પડે છે. મેઘને ધુમરૂપ કહેવાનું કારણ એ કે, તેનું સ્વરૂપ ધમરૂપ છે અથવા ધુમમાંથી મેઘોની ઉત્પત્તિ થાય છે. (૧૦)

ટીકાઃ-આ લોક વિશે અર્થાત્ જે સ્થાન વિશે, પ્રાણીનો જન્મ થાય છે તથા પોતાના સુખને મેળવે છે તે સ્થાન. અનેક પ્રાણીના ઉપભોગનું સાધન હોવાથી પૃથ્વીને સમિતરૂપે કહેવામાં આવી છે. જેમ સામાન્ય અગ્નિમાંથી ધુમ ઉત્પન્ન થાય છે તેમ પૃથ્વીમાથી ઉત્પન્ન થતા અગ્નિને ધુમરૂપ કહેવામા આવે છે. રાત્રિ અર્ચિરૂપ છે. કારણ કે જેવી રીતે અગ્નિ સાથે સમિતના સંબંધવડે અર્ચિની ઉત્પત્તિ થાય છે, તેમ પૃથ્વીરૂપી સમિતના સંબંધવડે રાત્રિની ઉત્પત્તિ થાય છે. રાત્રિમાં રહેલો અંધકાર તે પૃથ્વીની છાયારૂપ છે. આના સંબંધી આનંદગિરિનું વધારામાં એ કહેવું છે કે, તમ એ રાહુનું સ્થાન છે તથા તે સ્થાન પૃથ્વીની છાયારૂપ છે. ઉત્પત્તિની સામાન્યતાને લીધે રાત્રિ અંગારારૂપ છે. જેવી રીતે અર્ચિમાથી અંગારા ઉત્પન્ન થાય છે, તેમ ચંદ્રમા રાત્રિને વિશે ઉત્પન્ન થાય છે. એઉવિશે શમનપણું સમાનરૂપે રહેલું છે. (૧૧)

ટીકાઃ-મુખ સમિતરૂપ છે. કારણ મુખે કરી મનુષ્ય પ્રકાશે છે અર્થાત્ વાગ દેવતાની સહાયતાવડે વેદાધ્યયન વગેરે થઇ શકે છે. શ્વાસ ધુમરૂપ છે. કારણ શ્વાસ તથા ધુમ એઉની ગતિ ઉર્ધ્વ છે. વાણી અર્ચિરૂપ છે. કારણ બન્નેમાં વસ્તુને પ્રકટ કરવાનો ગુણ છે. (૧૨)

ટીકાઃ-લોમ ધુમરૂપે છે, કારણ કે એઉની ગતિ ઉર્ધ્વ છે. યોની અર્ચિરૂપ છે, કારણ એઉના વર્ણનવિશે રક્તતા રહેલી છે. મૈથુન અંગારારૂપ છે, કારણ એઉમાં શાંત પાડવાનો ગુણ છે. જેમ આ આહુતિમાંથી મનુષ્યની ઉત્પત્તિ થાય છે, તેમ શ્રદ્ધારૂપ નામને ધારણ કરતા જળની ક્રમે કરી સ્વર્ગના અગ્નિવિશે, પર્જન્યાગ્નિવિશે, તેમ જ લોક, મનુષ્ય તથા સ્ત્રીના અગ્નિવિશે આહુતિ આપવામા આવે છે અને ક્રમે કરી સ્થૂલતર તથા સ્થૂલતમ રૂપને ધારણ કરી, તે જળ, મનુષ્યની ઉત્પત્તિના કારણરૂપ થાય છે. તેથી કયા યજ્ઞની આહુતિમા જળ, મનુષ્ય લોકરૂપ થઇ બોલવા માટે ઉભું થાય છે? આ પ્રમાણે ચોથા પ્રશ્નનો નિર્ણય થઇ જાય છે અર્થાત્ સ્ત્રીરૂપ અગ્નિમા પાચમી આહુતિ આપવાથી જળ બીજરૂપ થાય છે, જેથી મનુષ્યની ઉત્પત્તિ થાય છે. (૧૩)

### પંચાગ્નિના જ્ઞાનવાળાની સ્થિતિ.

**તે ય એવમેતદ્વિદુઃ યે ચામી અરણ્યે શ્રદ્ધાꣳસત્યમુપાસતે તેઽર્ચિરભિસંભવન્તિ અર્ચિષોઽહરહ્ન આપૂર્યમાણપક્ષમાપૂર્યમાણપક્ષાદ્યાન્ ષણ્માસાનુદઙ્ઙાદિત્ય એતિ માસેભ્યો દેવલોકં દેવલોકાદાદિત્યમાદિત્યાદ્વૈદ્યુતં તાન્ વૈદ્યુતાન્ પુરુષો માનસ એત્ય બ્રહ્મલોકાન્ ગમયતિ તે તેષુ બ્રહ્મલોકેષુ પરાઃ પરાવતો વસન્તિ તેષાં ન પુનરાવૃત્તિઃ ॥૧૫॥**

અન્વયાર્થ:-**શ્રદ્ધાં સત્યં**=શ્રદ્ધાપૂર્વક હિરણ્યગર્ભરૂપ બ્રહ્મને, **અભિસંભવન્તિ**=પામે છે, **અર્ચિષઃ અહઃ**=અગ્નિમાથી દિવસને પામે છે, **આપૂર્યમાણપક્ષં**=શુકલ પક્ષના દેવને, **ઉદક્આદિત્યઃ એતિ**=ઉત્તર દિશાને સૂર્ય પામે છે, **પુરુષઃ માનસઃ**=મનનથી ઉત્પન્ન થયેલ બ્રહ્મલોકવાસી પુરૂષ, **ગમયતિ**=પહોંચાડે છે, **પરાવતઃ**=બ્રહ્માના વર્ષસૂધી. (૧૫)

શબ્દાર્થ:-જેઓને આ જ્ઞાન હોય છે તથા જેઓ અરણ્યને વિશે શ્રદ્ધાવડે સત્યની ઉપાસના કરે છે, તેઓ, અર્ચિરૂપ થાય છે, અર્ચિમાથી દિવસરૂપે થાય છે, દિવસમાંથી શુકલ પક્ષરૂપ થાય છે, શુકલપક્ષમાથી ૭ માસ કે જ્યારે સૂર્ય ઉત્તરાયણને વિશે રહે છે તે રૂપ થાય છે. આ ૭ માસમાથી દેવલોકરૂપ થાય છે, દેવલોકમાથી આદિત્યરૂપ થાય છે, આદિત્યમાથી વિદ્યુત્ લોકરૂપ થાય છે. જેઓએ વિદ્યુત્ લોકને પ્રાપ્ત કર્યો હોય છે, તેમને મનથી ઉત્પન્ન થયેલો પુરૂષ બ્રહ્મલોકને વિશે લઇ જાય છે. આ શ્રેષ્ઠ બ્રહ્મલોક વિશે તેઓ અનંત વર્ષો સૂધી રહે છે. તેઓનુ આ લોકપ્રતિ પાછું ફરવું થતું નથી. (૧૫)

ટીકાઃ—આ પંદરમા મંત્રમા પ્રથમ પ્રશ્નનું તથા પાંચમા પ્રશ્નના યોગ્ય ભાગનું નિરાકરણ થઇ જાય છે. જેમાં પ્રથમ પ્રશ્ન એ હતો કે, કેવી રીતે પ્રાણીઓ આ શરીરને છોડી દીધા પછી ભિન્ન ભિન્ન માર્ગો પ્રતિ ગમન કરે છે તથા દેવયાન માર્ગની પ્રાપ્તિનું સાધન શું છે? જેઓને આ જ્ઞાન છે, અહીં 'આ જ્ઞાનના' કહેવાથી કેવળ પંચાગ્નિમાંના એકાદ અગ્નિને લેવો નહિ, પણ પાંચે અગ્નિને ગ્રહણ કરવા. જ્ઞાન શબ્દવડે પંચાગ્નિના રૂપને લેવું, પણ અગ્નિહોત્રની સ્તુતિ અર્થે જે ઉપમાઓ આપવામાં આવી છે તે લેવી નહિ. આ જ્ઞાન કોને હોય છે? સામાન્ય રીતે ગૃહસ્થાશ્રમીઓને આ જ્ઞાન હોતું નથી જેઓને પંચાગ્નિનું જ્ઞાન નથી હોતું, તેઓને યજ્ઞ, દાન અને તપથી ઉત્પન્ન થતા ફળરૂપ ધૂમાદિ લોક પ્રાપ્ત થાય છે. જેઓ અરણ્યને વિશે ગયેલા હોય છે અથવા જેઓ પરિવ્રાજકો છે, તેઓને ધૂમાદિ માર્ગ તરફ જવાની જરૂર પડતી નથી. પંચાગ્નિના જ્ઞાનવાળો ગૃહસ્થાશ્રમીના કર્મ સાથે સંબંધ ધરાવે છે, માટે મૂળમાં બેઉને' અર્થાત્ પરિવ્રાજકોને તથા પંચાગ્નિના જ્ઞાનવાળાને જૂદા જૂદા ગ્રહણ કર્યા છે. બ્રહ્મચારીને પણ ધૂમાદિ માર્ગ પ્રાપ્ત થતો નથી. કારણ કે સ્મૃતિમાં કહ્યું છે કે, તેઓને ઉત્તર માર્ગ પ્રાપ્ત થાય છે. માટે જ્ઞાન શબ્દે કરી પંચાગ્નિના જ્ઞાનને લેવું. ' જેઓ અરણ્યનું સેવન કરનારા છે, ' આ વાકયવડે વાનપ્રસ્થાશ્રમીઓને તેમ જ પરિવ્રાજકોને લેવા. જેઓ સત્યની ઉપાસના કરે છે અર્થાત્ હિરણ્યગર્ભરૂપ બ્રહ્મની ઉપાસના કરે છે, તેને લેવા નહિ. જ્યાં સૂધી ગૃહસ્થાશ્રમીઓને પંચાગ્નિનું અથવા બ્રહ્મનું જ્ઞાન હોતું નથી, ત્યાં સૂધી આહુતિના ક્રમે કરી પાંચમી આહુતિ થયા પછી તેઓ યોષિતાગ્નિમાથી ઉત્પન્ન થાય છે તથા ફરી અગ્નિહોત્રાદિ કર્મ કરનારાઓ થાય છે. આ અગ્નિહોત્રના કર્મવડે ધૂમાદિ લોકને વિશે જઇને, ત્યાંથી પિતૃલોક, ત્યાંથી પર્જન્યાગ્નિ ક્રમે

કરી મનુષ્ય લોકને વિશે પાછા ફરે છે. યોષિતાગ્નિમાંથી ઉત્પન્ન થયેલા તેઓ ફરી ફરી કર્મ કરી ધટીયંત્રની ગતિની આવત્ત કર્યા કરે છે. અર્ચિવડે અગ્નિના અધિષ્ઠાતા દેવ લેવા તથા દિવસ તથા શુક્લપક્ષવડે તેના અધિષ્ઠાતા દેવ લેવા. મનથી ઉત્પન્ન થયેલો પુરુષ તેને બ્રહ્મલોકમાં લઇ જાય છે. બ્રહ્મલોક અહીં બહુવચનાંત આપવાવડે બ્રહ્મ લોકના જૂદા જૂદા દેશો લેવા, જે એકરૂપ છે, અથવા તો ઉપાસનાની ભિન્ન ભિન્ન રીતિઓવડે ઉત્પન્ન થતાં બ્રહ્મલોકનાં જૂદાં જૂદાં સ્થાનો લેવાં. બ્રહ્મ લોકવિશે જનારાને જગતની સ્થિતિ સુધી તેમાંથી પુનરાગમન બીલકુલ થતું નથી, છતાં નવી સૃષ્ટિના આરંભકાળે તેનું પુનરાગમન થાય છે. પણ કેવળ મોક્ષાવસ્થા જે પ્રાપ્ત કરવી હોય તો તેને માટે બ્રહ્મજ્ઞાન જ છે. અહીં જે જ્ઞાન કહ્યું, તે પંચાગ્નિનું જ્ઞાન અથવા હિરણ્યગર્ભરૂપ બ્રહ્મનું જ્ઞાન કહ્યું છે. આ રીતનો આખા ઉપનિષદનો સિદ્ધાંત છે તથા તેને વિશે કોઇ પણ પ્રકારની પ્રમાણની આવશ્યકતા રહેતી નથી.

### કર્મવડે દક્ષિણાયન માર્ગની પ્રાપ્તિ.

अथ यज्ञेन दानेन तपसा लोकाञ्जयन्ति ते धूममभिसम्भवन्ति धूमाद्रात्रिं रात्रेरपक्षीयमाणपक्षमपक्षीयमाणपक्षाद्यान् षण्मासान् दक्षिणादित्य एति मासेभ्यः पितृलोकं पितृलोकाच्चन्द्रं ते चन्द्रं प्राप्यान्नं भवन्ति तांस्तत्र देवा यथा सोमं राजानमाप्यायस्वापक्षीयस्वेत्येवमेनांस्तत्र भक्षयन्ति तेषां यदा तत्पर्यवैत्यथेममेवाकाशमभिनिष्पद्यन्त आकाशाद्वायुं वायोर्वृष्टिं वृष्टेः पृथिवीं ते पृथिवीं प्राप्यान्नं भवन्ति ते पुनः पुरुषाग्नौ हूयन्ते ततो योषाग्नौ जायन्ते लोकान् प्रत्युत्थायिनस्त एवमेवानुपरिवर्तन्तेऽथ य एतौ पन्थानौ न विदुस्ते कीटाः पतङ्गा यदिदं दन्दशूकम् ॥१६॥

અન્વયાર્થ:-तपसा=કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ વ્રતવડે, अभिसंभवन्ति=પામે છે, अपक्षीयमाणपक्षं=કૃષ્ણ પક્ષને, दक्षिणादित्यः= દક્ષિણ દિશાપ્રતિ આદિત્ય જાય છે, आप्यायस्व अपक्षीयस्व=તું વૃદ્ધિને પામ, ક્ષયને પામ, भक्षयन्ति=ભક્ષણ કરે છે અર્થાત્ ચાકરરૂપે થાય છે, तेषां=તે કર્મીઓને, तत्= તે યજ્ઞાદિ કર્મ, पर्यवैति=ક્ષયને પામે છે, इमं आकाशं=આ પ્રસિદ્ધ આકાશરૂપે, प्रत्युत्थायिनः लोकान् परिवर्तन्ते= પુનરાવર્તનવાળા લોકને પામે છે, दन्दशूकं= મચ્છર આદિને. (૧૬)

શબ્દાર્થ:-જેઓ યજ્ઞ, દાન તથા તપવડે લોકોપર જયને મેળવે છે તેઓ ધૂમને પ્રાપ્ત થાય છે, ધૂમમાંથી રાત્રિને પ્રાપ્ત થાય છે, રાત્રિમાંથી કૃષ્ણપક્ષને પ્રાપ્ત થાય છે, કૃષ્ણપક્ષમાંથી દક્ષિણાયનને (છ માસ સુધી સૂર્ય દક્ષિણ માર્ગને વિશે હોય છે) પામે છે, દક્ષિણાયનમાંથી પિતૃ લોક પ્રતિ જાય છે તથા પિતૃલોકમાંથી ચંદ્ર લોકને વિશે જાય છે. ચંદ્રલોકને પ્રાપ્ત થયા પછી તે અન્નરૂપ થાય છે. જેવી રીતે ઋત્વિજો તું વૃદ્ધિને પામ, તું ક્ષયને પામ, એમ કહેતા જતા સોમરાજાનું ભક્ષણ કરે છે, તેજ પ્રમાણે દેવો તેઓનું ત્યાં ભક્ષણ કરે છે. જ્યારે કર્મના ફળની સમાપ્તિ થાય છે ત્યારે તેઓ, આકાશને પ્રાપ્ત થાય છે, આકાશમાંથી વાયુને પામે છે, વાયુમાંથી વૃષ્ટિને પામે છે, વૃષ્ટિમાંથી પૃથ્વીને પામીને અન્નરૂપ થાય છે. વળી મનુષ્યાગ્નિવિશે તેઓને આહુતિરૂપે આપવામાં આવે છે. અર્થાત્ તેઓનો યોષિતાગ્નિવિશે જન્મ થાય છે. આ પ્રમાણે એક લોકમાંથી બીજા લોકમાં, એમ તેઓ પુનરાવર્તન કર્યા કરે છે. તેમજ જેઓ આ માર્ગને જાણતા નથી, તેઓ

કીટ, પતંગ તથા મચ્છર આદિ અનેક યોનિને પ્રાપ્ત થાય છે (૧૬)

ટીકા —જેઓએ યજ્ઞાદિવડે આ લોકને જિત્યા છે અર્થાત્ જે ગૃહસ્થાશ્રમીઓને પચાગ્નિનું જ્ઞાન નથી, તેઓને ઉપર કહ્યા પ્રમાણેની પ્રાપ્તિ થાય છે. દાન તથા તપવડે વેદમાં દર્શાવેલા દાન તથા તપ લેવા નહિ, પણ તેઓનો યજ્ઞને વિશે સમાવેશ થાય છે. જેમ ઋત્વિજો વારંવાર સોમરસનું પાન કરે છે તેમ યજ્ઞાદિવડે દેવોને આશ્રય આપનાર કર્મીઓ સોમ લોકને વિશે નવા શરીરને પામ્યા પછી, દેવોને અર્થે કર્મ કરવા પાછા આ લોકને વિશે આવે છે તથા કર્મને અનુસાર તેઓ ફળને પ્રાપ્ત થાય છે. આ પાચમા પ્રશ્નના બીજા અર્ધભાગનો ઉત્તર છે. તેઓ અન્નરૂપ થાય છે, આ બીજા પ્રશ્નનો ઉત્તર છે તથા તેઓ કીટ પતંગાદિ થાય છે તે ત્રીજા પ્રશ્નનો ઉત્તર છે. (૧૬)

## તૃતીય બ્રાહ્મણ.

### મહાન્ ફળની પ્રાપ્તિવાળું મન્થાખ્ય કર્મ.

स यः कामयेत महत्प्राप्नुयामित्युदगयन आपूर्यमाणपक्षस्य पुण्याहे द्वादशाहमुपसद्व्रती भूत्वौदुम्बरे कꣳसे चमसे वा सर्वौषधं फलानीति सम्भृत्य परिसमुह्य परिलिप्याग्निमुपसमाधाय परिस्तीर्यावृताज्यꣳ सꣳस्कृत्य पुꣳसा नक्षत्रेण मन्थꣳ सन्नीय जुहोति । यावन्तो देवास्त्वयि जातवेदस्तिर्यञ्चो घ्नन्ति पुरुषस्य कामान् । तेभ्योऽहं भागधेयं जुहोमि ते मा तृप्ताः सर्वैः कामैस्तर्पयन्तु स्वाहा । या तिरश्ची निपद्यतेऽहं विधरणी इति तां त्वा घृतस्य धारया यजे सꣳराधनीमहꣳ स्वाहा ॥१॥

ज्येष्ठाय स्वाहा श्रेष्ठाय स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति प्राणाय स्वाहा वसिष्ठायै स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति वाचे स्वाहा प्रतिष्ठायै स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति चक्षुषे स्वाहा सम्पदे स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति श्रोत्राय स्वाहायतनाय स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति मनसे स्वाहा प्रजात्यै स्वाहेत्यग्नौ हुत्वा, मन्थे सꣳस्रवमवनयति रेतसे स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति ॥ २ ॥

अग्नये स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति सोमाय स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति भूः स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति भुवः स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति स्वः स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति भूर्भुवःस्वः स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति ब्रह्मणे स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति क्षत्राय स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति भूताय स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति भविष्यते स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति विश्वाय स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति सर्वाय स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति प्रजापतये स्वाहेत्यग्नौ हुत्वा मन्थे सꣳस्रवमवनयति ॥ ३ ॥

अथैनमभिमृशति भ्रमदसि ज्वलदसि पूर्णमसि प्रस्तब्धमस्येकसभमसि हिङ्कृतमसि हिङ्क्रियमाणमस्युद्गीथमस्युद्गीयमानमसि श्रावितमसि प्रत्याश्रावितमस्यार्द्रे सन्दीप्तमसि विभूरसि प्रभुरस्यन्नमसि ज्योतिरसि निधनमसि संवर्गोऽसीति ॥ ४ ॥

अथैनमुपच्छत्यामंस्यामं हि तं महि स हि राजेशानोऽधिपतिः स माᳲ राजेशानोऽधिपतिं करोत्विति ॥ ५ ॥ अथैनमाचामति तत्सवितुर्वरेण्यं । मधु वाता ऋतायते मधु क्षरन्ति सिन्धवः । माध्वीर्नः सन्त्वोषधीः।भूः स्वाहा। भर्गो देवस्य धीमहि । मधु नक्तमुतोषसो मधुमत्पार्थिवᳲरजः । मधु द्यौरस्तु नः पिता । भुवः स्वाहा । धियो यो नः प्रचोदयात् । मधुमान्नो वनस्पतिर्मधुमाᳲ अस्तु सूर्यः । माध्वीर्गावो भवन्तु नः स्वः स्वाहेति । सर्वाञ्च सावित्रीमन्वाह सर्वाश्च मधुमतीरहमेवेदᳲ सर्वं भूयासं भूर्भुवः स्वः । स्वाहेत्यन्तत आचम्य पाणी प्रक्षाल्य । जघनेनाग्निं प्राक्शिराः संविशति प्रातरादित्यमुपतिष्ठते दिशामेकपुण्डरीकमस्यहं मनुष्याणामेकपुण्डरीकं भूयासमिति यथेतमेत्य जघनेनाग्निमासीनो वᳲशं जपति ॥ ६ ॥

અન્વયાર્થ:-यः=કર્માદિકરવાવાળો, महत्=મહત્વને, प्राप्नुयां=હું પામું, उदगयने=ઉત્તરમાં આદિત્યના ગમનસમયે, आपूर्यमाणपक्षस्य=શુક્લપક્ષનો, पुण्याहे=પવિત્ર દિવસમાં, उपसद्व्रती=ઉપસદ્ વ્રતવાળા, भूत्वा=થઇ, संभृत्य=એકઠાં કરી, परिस्तीर्य=દર્ભ પાથરી, आवृताज्यं=પાત્રમાં રહેલા ઘીને, पुंसा=હસ્ત આદિ, मंथं=મંથને, संनीय=અગ્નિના દક્ષિણ ભાગમાં મૂકી, जातवेदः=દરેક પ્રાણીમાં જઠરાગ્નિરૂપે રહેનાર, तिर्यंचः=દુષ્ટબુદ્ધિવાળા, मा=મને, तिरश्ची=દુષ્ટ બુદ્ધિવાળો, निपद्यते=તમારો આશ્રય કરી રહે છે, विधरणी=સર્વના આશ્રયરૂપ. (૧) अवनयति=સિંચન કરવું, संस्रवं=સુવને લાગેલું ઘી, मंथे=મંથમા, (૨-૩) एतं=આ મંથને अभिमृशति=હસ્તવડે સ્પર્શ કરે, છે, भ्रमत्=પ્રાણરૂપે હોવાથી ચલનસ્વરૂપે, ज्वलत्=અગ્નિરૂપે પ્રકાશમાન, पूर्णं=બ્રહ્મરૂપે કરી પૂર્ણ, प्रस्तब्धं=આકાશરૂપ નિષ્ક્રિય, एकसमं=જે જગત્સ્વરૂપે છે તેજ તમારારૂપે છે, हिङ्कृतं=પ્રસ્તોતાવડે કરાયેલ હિંકારરૂપે, उद्गीथं=ઉદ્ગાતાવડે કરાયેલ ઉદ્ગીથરૂપ, श्रावितं=અધ્વર્યુવડે શ્રાવિતરૂપે, प्रत्याश्रायितं=આગ્નિધ્રવડે પ્રત્યાશ્રાવિતરૂપ, आर्द्रं=મેઘના મધ્યમા, संदीप्तं=પ્રકાશ કરનાર, विभुः=વ્યાપકરૂપ, प्रभुः=સમર્થ, अन्नं=ભોજ્યરૂપે, निधनं=લયના સ્થાનરૂપે, संवर्गः=વાગાદિને નિયમમા રાખનાર. (૪) उपच्छति=હાથમા ગ્રહણ કરે છે, आमंसि=સર્વ તમે જાણો છો, आमंहि=જાણીયે છીએ, तं महि=તમારું મહાનરૂપ, सः=તે પ્રાણ, राजेशानः=રાજારૂપી નિયામક, मां अधिपतिं करोतु=મને અધિપતિરૂપે કરો. (૫) आचामति=ભક્ષણ કરે છે, तत् वरेण्यं=તે પ્રાર્થના યોગ્ય, सवितुः=સર્વ ઉત્પત્તિના કારણરૂપનું, वाता=વાયુ, मधु=સુખરૂપે, ऋतायते=વાય છે, मधु=મધુરરસને, क्षरन्ति=સ્રવે છે, सिन्धवः=નદીઓ, माध्वीः=મધુરસવાળી, *ओषधीः*=વનસ્પતિઓ, *भूःस्वाहा*=એમ કહી પ્રથમ ગ્રાસ લેવો, भर्गः=તેજને, देवस्य=પ્રકાશસ્વરૂપ સવિતાના, धीमहि=અમે ચિંતન કરીએ છીએ, मधुनक्तं=રાત્રી આનંદકારી, उत=વળી, उषसः=દિવસો ( આનંદકારી ), मधुमत् पार्थिवं रजः=પૃથ્વી સંબંધી ( માના સંબંધી ) રજ ઉદ્વેગથી રહિત, द्यौ.=સ્વર્ગ, नः पिता=અમારા પિતારૂપ, धियः=બુદ્ધિ, यः=જે સવિતા, नः અમને, प्रचोदयात्=શુભ વિષય તરફ દોરાવો, वनस्पतिः=સોમ, मधुमान्=ઉદ્વેગવિનાની, माध्वीः गाः=ગાયો

સુખ કરવાવાળી,**सावित्रीं अन्वाह**=સાવિત્રીને બોલવી, **जघनेन अग्निं**=અગ્નિની પશ્ચિમતરફ, **संविशति**=બેસવું, **उपतिष्ठते**=ઉપસ્થાન કરવું,**एकं पुण्डरीकं**=અખંડ શ્રેષ્ઠરૂપે, **भूयासं**= થઇ શકું, **यथा इतं तथा पत्य**=જેમ ગયા હોય તેમ પાછા આવી, **आसीनः**=બેસી, **वंशं**=બ્રહ્મનાની થયેલાની વંશાવળીનો, **जपति**=જપ કરવો. (૬)

શબ્દાર્થ:-જે કોઇ મહાનપણાની પ્રાપ્તિ કરવાની કામના કરે છે, તેણે અવશ્ય નીચે કહેલ કર્મ કરવું જોઇએ. શુકલ પક્ષના પુણ્યકારી દિવસને વિશે જે સમયે સૂર્ય ઉત્તર દિશાતરફ આક્રમણ કરે છે ત્યારે ઉપસત્ નામનું વ્રત કરવાને બારમે દિવસે તેણે ઓષધિ અને ફળોને તોડી એકઠા કરી, કંસ અથવા ઉદુંબર વૃક્ષના બનાવેલા ચમસ પાત્ર વિશે તેઓને મૂકવા. યજ્ઞના સ્થાનને જળ સિંચી શુદ્ધ કરવું. તે સ્થાનને ગાયના છાણથી લીપવું. પછી અગ્નિ સળગાવી, આગળ પાછળ દર્ભ પાથરવો. પાત્રમાં રહેલા ઘીને શુદ્ધ કરવું તથા પું નામના નક્ષત્રને વિશે આ ઓષધિ આદિમા ધૃતાદિ નાંખી હોમ કરવો. આ હોમ કરતી વખતે કહેવું કે, હે જાતવેદ ! દુષ્ટ મનવાળા જે દેવો તમારી આજ્ઞામા રહી મનુષ્યની કામનાઓનો નાશ કરે છે, તેને યજ્ઞના એક વિભાગ તરીકે હું આ આહુતિ આપું છું. તૃપ્ત થવાથી તેઓ મારી સર્વ કામનાઓ પૂર્ણ કરો. કુટીલ બુદ્ધિવાળી દેવી જે સર્વના આશ્રયરૂપ હોવાથી તમારો આ શ્રય કરી રહી છે, તેને સ્વાહા અર્થાત્ આ હવિ હું અર્પણ કરું છું. સર્વ પ્રકારના સાધનને પૂરા પાડનારા દેવને ઘૃતની ધારાવડે હું યજન કરું છું. (૧)

શબ્દાર્થ:-જ્યેષ્ઠને સ્વાહા તથા શ્રેષ્ઠને સ્વાહા, આ શબ્દો કહી અગ્નિને વિશે ઘી હોમવુ. પ્રાણને સ્વાહા, વસિષ્ઠને સ્વાહા, એમ કહી અગ્નિવિશે ઘીની આહુતિ આપવી તથા બાકી રહેલું ઘી મંથપાત્રવિશે નાખવું. વાણીને સ્વાહા તથા પ્રતિષ્ઠાને સ્વાહા, એમ કહી અગ્નિવિશે ઘીની આહુતિ આપવી તથા બાકી રહેલું મંથપાત્રમાં નાખવું. ચક્ષુને સ્વાહા, સંપતને સ્વાહા, એમ કહી ઘીની આહુતિ અગ્નિવિશે આપવી તથા બાકી રહેલું ઘી મંથ પાત્રમાં નાખવું. શ્રોત્રને સ્વાહા, આયતનને સ્વાહા, એમ કહી અગ્નિમાં આહુતિ આપવી તથા બાકી રહેલ મંથપાત્રમાં નાખવું. મનને સ્વાહા, પ્રજાને સ્વાહા, એમ કહી અગ્નિમાં આહુતિ આપવી તથા બાકી રહેલ મંથપાત્રમા નાખવું. રેતને સ્વાહા, એમ કહી અગ્નિમાં આહુતિ આપવી તથા બાકી મંથપાત્રમા નાખવું. (૨)

શબ્દાર્થ:-અગ્નિને સ્વાહા, એમ કહી અગ્નિમા આહુતિ આપવી તથા બાકી રહેલ ઘી મંથપાત્રમા નાખવું. સોમને સ્વાહા, એમ કહી અગ્નિમાં આહુતિ આપવી તથા બાકી રહેલ ઘી મંથપાત્રમા નાખવું. પૃથ્વીને સ્વાહા, એમ કહી અગ્નિમાં આહુતિ આપવી તથા બાકી રહેલ મંથપાત્રમા નાખવું. અંતરિક્ષને સ્વાહા, એમ કહી આહુતિ અગ્નિમા આપવી તથા બાકી રહેલ મંથપાત્રમા નાખવું. સ્વર્ગને સ્વાહા, એમ કહી ઘીની આહુતિ અગ્નિમા આપવી તથા બાકી રહેલ મંથપાત્રમા નાખવું. પૃથ્વી, અંતરિક્ષ તથા સ્વર્ગને સ્વાહા, એમ કહી ઘીની આહુતિ અગ્નિમાં આપવી તથા બાકી રહેલ મંથપાત્રમાં નાખવું. બ્રાહ્મણને સ્વાહા, એમ કહી આહુતિ અગ્નિમા આપવી તથા બાકી રહેલું મંથપાત્રમા નાખવું, ક્ષત્રને સ્વાહા, એમ કહી ઘીની અગ્નિમા આહુતિ આપવી તથા બાકી રહેલ મંથપાત્રમાં નાંખવું. ભૂતને સ્વાહા, એમ કહી અગ્નિમાં આ-

હુતિ આપવી તથા બાકી રહેલ મંથપાત્રમાં નાખવું. બવિષ્યને સ્વાહા એમ કહી અગ્નિમાં આહુતિ આપવી તથા બાકી રહેલ મંથપાત્રમાં નાખવું, વિશ્વને સ્વાહા, એમ કહી અગ્નિમાં આહુતિ આપવી તથા બાકી રહેલ મંથપાત્રમાં નાખવું. સર્વને સ્વાહા, એમ કહી અગ્નિમાં આહુતિ આપવી તથા બાકી રહેલ મંથપાત્રમાં નાંખવું. પ્રજાપતિને સ્વાહા, એમ કહી અગ્નિમાં આહુતિ આપવી તથા બાકી રહેલ મંથપાત્રમા નાંખવું. (૩)

શબ્દાર્થઃ–તું ચલાયમાન છે, તું પ્રકાશમાન છે, તું પૂર્ણ છે, તું સ્થાવરરૂપ છે, તું આ સર્વ વિશ્વમાં વ્યાપકરૂપ છે, તું હિંકારરૂપ છે, બીજીવાર તું હિંકારરૂપ છે, તું ઉદ્ગીથરૂપ છે, તું શ્રાવિતરૂપ છે, તું પ્રતિશ્રાવિતરૂપ છે, તું મેઘમા પ્રકાશરૂપ છે, તું વિભૂરૂપ છે, તું પ્રભુરૂપ છે, તું અન્નરૂપ છે, તું જ્યોતિરૂપ છે, તું નિદાનરૂપ છે તથા તું ઐક્યતારૂપ છે, આમ કહી એકઠા કરેલા મંથપાત્રના દ્રવ્યનો સ્પર્શ કરવો. (૪)

શબ્દાર્થઃ–' તું સર્વ વસ્તુને જાણે છે, અમો તારી મહત્તાનું ધ્યાન ધરીએ છીએ. તે (તું) રાજા ઇશ તથા અધિપતિરૂપ છે. (છો). રાજા તથા ઇશરૂપ એવા તેણે (તારે) મને અધિપતિરૂપ કરવો જોઇએ.' આ પ્રમાણે કહી મંથપાત્રને દ્રવ્યસહિત ઉંચું કરવું. (૫)

શબ્દાર્થઃ–ત્યાર પછી તેણે પેલા મંથ પાત્રમાં રહેલા દ્રવ્યનું ભક્ષણ કરવું તથા કહેવું કે, ભગવાન્ સવિતાના મહાન્ જ્યોતિનું અમે ધ્યાન કરીએ છીએ. અર્થાત્ વાયુ સુખકારી થાઓ, નદીઓ સુખાવહ થાઓ તથા ઓષધિઓ માધુર્યતાવાળા રસને આપો. ભૂઃ (પૃથ્વીને) સ્વાહા, એટલું કહી પ્રથમ આચમન મંથપાત્રમાંથી કરવું. ભગવાન્ જ્યોતિનું અમે ધ્યાન કરીએ અર્થાત્ રાત્રી તેમ જ પ્રાતઃકાળનો સમય અમને સુખકારી થાઓ, પૃથ્વીની રજ સુખાવહ થાઓ, અમારા પિતારૂપ સ્વર્ગ સુખકારી થાઓ. અંતરિક્ષને સ્વાહા એમ કહી બીજું આચમન મંથપાત્રમાંથી કરવું. આપણી બુદ્ધિની વૃદ્ધિ કરનારા ભગવાન્ સવિતાનું મહાન્ જ્યોતિનું અમે ધ્યાન કરીએ છીએ અર્થાત્ વનસ્પતિઓ અમને સુખકારી થાઓ, સૂર્ય સુખ આપો, તેના રશ્મિઓ અમને સુખ આપો, સ્વર્ગને સ્વાહા એમ કહી ત્રીજું આચમન કરવું. ત્યારપછી આખા સાવિત્રીમંત્ર તથા આશીર્વાદમંત્રને બોલવા તથા આ કર્મની સમાપ્તિમા કહેવું કે, પૃથ્વી, અંતરિક્ષ તથા સ્વર્ગને સ્વાહા. હું આ સર્વરૂપે થાઉં. પછી આચમન કરી હાથ ધોઇ અગ્નિની પશ્ચિમ તરફ પોતાનું મસ્તક પૂર્વ દિશા તરફ રાખી બેસવું. પછી પ્રાતઃકાળે તેણે નીચલા આદિત્યની ઉપાસના કરવી:–" જેમ તું દિશાના એક કમળરૂપ છે, તેમ હું મનુષ્યોને વિશે એક કમળરૂપ થાઉં." જેમ પ્રથમ અગ્નિ સમીપ ગયો હોય તેમ ફરી તેણે અગ્નિની પશ્ચિમ તરફ બેસવું તથા બેસી જઇ વંશનો જપ કરવો. (૬)

ટીકાઃ–જ્ઞાન તથા કર્મથી ઉત્પન્ન થતા ફળવિશે વર્ણન કરવામા આવ્યું છે. આમાં જ્ઞાન સ્વતંત્રરૂપ છે. પણ કર્મ તો દેવ તથા મનુષ્યના વિત્તને આશ્રયી છે. આથી કર્મને અર્થે વિત્ત સંપાદન કરવું જોઇએ. તેમં જ તે વિત્ત પાપયુક્ત સાધને કરી મેળવવું નહિ. વિત્તની પ્રાપ્તિને અર્થે મંથ એ નામના કર્મને આરંભ કરવામાં આવે છે, જેથી મહત્વનાને પમાય છે. કારણ વિત્ત એ મહત્વનાના ફળરૂપ છે. ઉપસત્ નામનું વ્રત જ્યોતિષ્ટોમ કર્મના એક વિભાગરૂપ છે. આ વ્રત બાર દિવસ કરવાનું હોય છે. પ્રથમ દિવસે એક ગાયના એક આંચળમાંથી જેટલું દૂધ નિકળે

તેટલું લેવું, બીજે દિવસે ગાયના બે આંચળમાંથી જેટલું દૂધ નિકળે તેટલું લેવું, ત્રીજે દિવસે ત્રણ આંચળમાંથી જેટલું નિકળે તેટલું તથા ચોથે દિવસે ચાર આંચળમાંથી નિકળે તેટલું લેવું, પાંચમે દિવસે પાછું ત્રણ આંચળ જેટલું લેવું, એમ એક સૂધી લેવું, ત્યાર પછી એકેક આંચળનું દૂધ વધારતા જવું. જાતવેદ એ અગ્નિનું નામ છે. (૧)

ટીકાઃ–પ્રાણમા રહેલા જે જ્યેષ્ઠરૂપે તથા શ્રેષ્ઠરૂપે છે, તેને ગ્રહણ કરવા. (૨)

ટીકાઃ–જેમ પ્રાણ ચલાયમાન છે, તેમ તું પ્રાણની માફક ચલાયમાન છે. અગ્નિનું સ્વરૂપ પ્રકાશયુક્ત છે, તેમ તારું સ્વરૂપ છે. બ્રહ્મનું સ્વરૂપ પૂર્ણ છે, તેમ તારૂં સ્વરૂપ પૂર્ણ છે. આકાશ જેમ સ્થાવરરૂપ છે, તેમ તું પણ સ્થાવરરૂપ છે. યજ્ઞના આરંભમા પ્રસ્તોતાવડે જેમ હિંકાર કરવામાં આવે છે, તેમ તું હિંકારરૂપે છે. જેમ યજ્ઞની મધ્યમાં પ્રસ્તોતા જેમ હિંકાર કરે છે તેમ તું કરે છે. યજ્ઞના આરંભમા ઉદ્ગાતા જેમ ઉદ્ગીથરૂપ છે, તેમ તું છે. યજ્ઞની મધ્યમા જેમ ઉદ્ગાતા ઉદ્ગીથરૂપ છે, તેમ તું પણ છે. જેમ અધ્વર્યુ શ્રાવિતરૂપ હોય છે તેમ તું છે. જેમ આગ્નિધ્ર પ્રતિશ્રાવિતરૂપ હોય છે તેમ તું છે. મેઘના ઉદરવિષે જેમ આર્દ્રતા છે, તેમ તું પ્રકાશરૂપ છે. જેમ સર્વ વસ્તુનો ઉપભોગ સોમવડે થાય છે, તેમ તું અન્નનો ભોક્તા છે. જેમ અગ્નિ જ્યોતિરૂપ થઇ સર્વનું ભક્ષણ કરે છે, તેમ તું છે. અધ્યાત્મ તથા અધિદૈવરૂપે સર્વ વસ્તુના નાશના કારણરૂપ હોવાથી તું નાશકર્તારૂપ છે. (૪)

ટીકાઃ–તેણે ક્રમે કરી ત્રણ આચમનો મંથપાત્રમાંથી લેવાં. પ્રથમ આચમન પહેલાં ગાયત્રીનો પ્રથમ ભાગ તથા વ્યાહૃતિ (પ્રથમ પવિત્ર શબ્દ) ભૂનો ઉચ્ચાર તેણે કરવો. બીજું આચમન લેતા પહેલાં ગાયત્રીના બીજા ભાગનો તથા વ્યાહૃતિ (દ્વીતીય પવિત્ર શબ્દ) ભુવનો તેણે ઉચ્ચાર કરવો. તથા ત્રીજું આચમન લેતા પહેલાં ગાયત્રીના ત્રીજા ભાગનો તથા વ્યાહૃતિ શબ્દ-સ્વર્‌નો તેણે ઉચ્ચાર કરવો. આ ત્રણ વ્યાહૃતિઓ બોલી રહ્યા પછી તે મંથ પાત્રને સાફ કરી તે આખું સંસ્રવ, ગાયત્રીનો આખો મંત્ર તથા ભૂર્ભુવઃસ્વઃ કહી, પ્રાશન કરી જવું. (૬)

तं हैतमुद्दालक आरुणिर्वाजसनेयाय याज्ञवल्क्यायान्तेवासिन उक्त्वोवाचापि य एनं शुष्के स्थाणौ निषिञ्चेज्जायेरञ्छाखाः प्ररोहेयुः पलाशानीति ॥७॥ एतमु हैव वाजसनेयो याज्ञवल्क्यो मधुकाय पैङ्ग्यायान्तेवासिन उक्त्वोवाचापि य एनं शुष्के स्थाणौ निषिञ्चेज्जायेरञ्छाखाः प्ररोहेयुः पलाशानीति ॥८॥ एतमु हैव मधुकः पैङ्ग्यश्चूलाय भागवित्तयेऽन्तेवासिन उक्त्वोवाचापि य एनं शुष्के स्थाणौ निषिञ्चेज्जायेरञ्छाखाः प्ररोहेयुः पलाशानीति ॥९॥

एतमु हैव चूलो भागवित्तिर्जानकय आयस्थूणायान्तेवासिन उक्त्वोवाचापि य एनं शुष्के स्थाणौ निषिञ्चेज्जायेरञ्छाखाः प्ररोहेयुः पलाशानीति ॥१०॥ एतमु हैव जानकिरायस्थूणः सत्यकामाय जाबालायान्तेवासिन उक्त्वोवाचापि य एनं शुष्के स्थाणौ निषिञ्चेज्जायेरञ्छाखाः प्ररोहेयुः पलाशानीति ॥११॥ एतमु हैव सत्यकामो जाबालोऽन्तेवासिभ्य उक्त्वोवाचापि य एनं शुष्के स्थाणौ निषिञ्चेज्जायेरञ्छाखाः प्ररोहेयुः पलाशानीति तमेतं नापुत्राय वानन्तेवासिने वा ब्रूयात् ॥१२॥ चतुरौदुम्बरो भवत्यौदुम्बरः स्रुव औदुम्ब-

रश्चमस औदुम्बर इध्म औदुम्बर्यौ उपमन्थन्यौ दश ग्राम्याणि धान्यानि भवन्ति व्रीहियवास्तिलमाषा अणु प्रियङ्गवो गोधूमाश्च मसूराश्च खल्वाश्च खलकुलाश्च तान् पिष्टान् दधनि मधुनि घृत उपसिञ्चत्याज्यस्य जुहोति ॥१३॥

અન્વયાર્થ:–**यः**=જે પ્રાણનો ઉપાસક, **स्थाणौ**=વૃક્ષમાં, **जायेरन्**=ઉત્પન્ન થાય, **प्ररोहेयुः पलाशान्**=પાદડાં ઉગી નીકળે. (૭–૧૨). **चतुर्**=ચાર, **औदुम्बरः**=ઉદુંબરના વિકારરૂપે, **पिष्टान्**=લોટને, **दधनि मधुनि घृते**=દહી, મધ તથા ઘીમાં. (૧૩)

શબ્દાર્થ:–ઉદ્દાલક આરૂણિએ આ સર્વ પોતાના શિષ્ય વાજસનેયી શાખાના યાજ્ઞવલ્કયને સમજાવ્યા પછી કહ્યું, કે જે કોઇ આને સૂકા વૃક્ષના મૂળમાં રેડે છે તો તે વૃક્ષને શાખાઓ નિકળેલી જોવામાં આવશે તથા પત્રો પણ ફૂટી નિકળશે. (૭)

શબ્દાર્થ:–વાજસનેયી શાખાના યાજ્ઞવલ્કયે પોતાના શિષ્ય મધુક પૈંગ્યને આ સર્વ સમજાવ્યા પછી કહ્યું કે, જે કોઇ આને સૂકા વૃક્ષના મૂળમાં રેડે છે તો તે વૃક્ષને શાખાઓ નિકળેલી જોવામાં આવશે તથા પત્રો પણ ફૂટી નિકળશે. (૮)

શબ્દાર્થ:–મધુક પૈંગ્યે પોતાના શિષ્ય ચૂલ ભાગવિત્તિને આ સમજાવી કહ્યું કે; જે કોઇ આને સૂકા વૃક્ષના મૂળમા રેડે છે તો તે વૃક્ષને શાખાઓ નિકળેલી જોવામાં આવશે તથા પત્રો પણ ફૂટી નિકળશે. (૯)

શબ્દાર્થ:–ચૂલભાગવિત્તિએ પોતાના શિષ્ય જાનકિ આયસ્થૂણને આ સમજાવી કહ્યું કે; જે કોઇ આને સુકા વ્રક્ષના મૂળમાં રેડે છે તો તે વ્રક્ષને શાખાઓ નિકળેલી જોવામાં આવશે તથા પત્રો પણ ફૂટી નિકળશે. (૧૦)

શબ્દાર્થ.–જાનકિ આયસ્થૂણે પોતાના શિષ્ય સત્યકામ જાબાલને આ સમજાવી કહ્યું કે; જે કોઇ સુકા વૃક્ષના મૂળમાં રેડે છે તો તે વૃક્ષને શાખાઓ નિક[ળેલી] જોવામાં આવશે તથા પત્રો પણ ફૂટી [નિક]ળશે. )૧૧)

શબ્દાર્થ:–સત્યકામ જાબાલે પો[તાના] શિષ્યોને આ સમજાવી કહ્યું કે; જે આને સૂકા વૃક્ષના મૂળમાં રેડે છે તો વૃક્ષને શાખાઓ નિકળેલી જોવામાં આ[વશે] તથા પત્રો પણ ફૂટી નિકળશે. પોતાના શિ[ષ્ય] અથવા પુત્ર સિવાય બીજા કોઇને આ [ઉપ]દેશ કરવો નહિ. (૧૨)

શબ્દાર્થ:–ઉંબરાના વૃક્ષની બનાવેલ [ચાર] વસ્તુઓ હોવી જોઇએ:–સ્રુવ, ચમસ, ઇ[ધ્મ] તથા બે મંથ પાત્રો. ખેડેલાં દશ પ્રકાર[નાં] ધાન્યો જોઇએ અર્થાત્ વ્રીહિ, યવ, તિ[લ,] માષ, કાંગ, ઘઉંલા, ઘઉં, મસૂર, ખલ્વ ત[થા] કળથી. આ દશ પ્રકારનાં અન્નોનો દળી ભૂકો કરવો તથા તે લોટને દહિ, મધ ત[થા] ઘીને વિષે નાંખવો તથા ઘીની આહુ[તિ] આપવી. (૧૩)

## ચતુર્થ બ્રાહ્મણ.

### પુત્રમંથ વિધિ.

एषां वै भूतानां पृथिवी रस[ः] पृथिव्या आपोऽपामोषधय ओषधीन[ां] पुष्पाणि पुष्पाणां फलानि फला[नां] पुरुषः पुरुषस्य रेतः ॥१॥ स ह प्रज[ा]पतिरीक्षांचक्रे हन्तास्मै प्रतिष्ठां कल्[प]यानीति स स्त्रियꣳ ससृजे ताꣳ सृष्ट्वा[ऽ]उपास्त तस्मात्स्त्रियमध उपासीत [स] एतं प्राञ्चं ग्रावाणमात्मन एव समुद[पा]रयत्तेनैनामभ्यसृजत् ॥२॥

तस्या वेदिरुपस्थो लोमानि बर्हि[श्]चर्माधिषवणे समिद्धो मध्यतस्[तौ] मुष्कौ स यावान् ह वै वाजपेये[न] यजमानस्य लोको भवति तावानस्[य]

लोको भवति य एवं विद्वानधोपहासञ्चरत्यासाꣳ स्त्रीणाꣳ सुकृतं वृङ्क्तेऽथ य इदमविद्वानधोपहासञ्चरत्यस्य स्त्रिय सुकृत वृञ्जते ॥३॥

एतद्ध स्म वै तद्विद्वानुद्दालक आरुणिराहैतद्ध स्म वै तद्विद्वान्नाको मौद्गल्य आहैतद्ध स्म वै तद्विद्वान् कुमारहारित आह बहवो मर्या ब्राह्मणायना निरिन्द्रिया विसुकृतोऽस्माल्लोकात्प्रयन्ति य इदमविद्वाꣳसोऽधोपहासञ्चरन्तीति बहु वा इदꣳ सुप्तस्य वा जाग्रतो वा रेतः स्कन्दति ॥४॥ तदभिमृशेदनु वा मन्त्रयेत यन्मेऽद्य रेतः पृथिवीमस्कान्त्सीद्यदोषधीरप्यसरद्यदप । इदमहं तद्रेत आददे पुनर्मामैत्विन्द्रियं पुनस्तेजः पुनर्भगः । पुनरग्निर्धिष्ण्या यथास्थानं कल्पन्तामित्यनामिकाङ्गुष्ठाभ्यामादायान्तरेण स्तनौ वा भ्रुवौ वा निमृज्यात् ॥५॥ अथ यद्युदक आत्मानं परिपश्येत्तदभिमन्त्रयेत मयि तेज इन्द्रियं यशो द्रविणꣳ सुकृतमिति श्रीर्ह वा एषा स्त्रीणां यन्मलोद्वासास्तस्मान्मलोद्वाससं यशस्विनीमभिक्रम्योपमन्त्रयेत ॥६॥

અન્વયાર્થ –ચતુર્થ બ્રાહ્મણમા પુત્રમ થ વિધિ તથા પચમમા વશાવળી હોવાથી અન્વયાર્થ આપ્યો નથી.

શબ્દાર્થ –આ ભૂત માત્રને પૃથિવી રસ રૂપે છે, પૃથિવીને જળ રસરૂપે છે, જળને ઓષધિઓ રસરૂપે છે, ઓષધિઓને પુષ્પો રસરૂપે છે, પુષ્પને ફળ રસરૂપે છે, ફળને પુરુષ રસરૂપે છે તથા પુરુષને રેત રસરૂપે છે (૧)

શબ્દાર્થ –આ વિરાટરૂપ ભગવાન્ એમ વિચાર કરવા લાગ્યા કે, સર્વના સારરૂપ આ રેતનુ અધિષ્ઠાન થવુ જોઇએ. આમ વિચારી પ્રજાપતિએ શતરૂપા નામની સ્ત્રીને ઉત્પન્ન કરી. તે સ્ત્રીને ઉત્પન્ન કર્યાં પછી પ્રજાપતિએ તેના અધો ભાગને વિશે રેતની સ્થાપના કરી તે જ પ્રમાણે સઘળાઓ સ્ત્રીના અધોભાગને વિશે રેતને મૂકે છે પ્રજાપતિએ સોમરસ વાટવાના પથ્થર જેવી કઠણ જનનેન્દ્રિયને સ્ત્રીપ્રતિ યોજી અર્થાત્ તેનો સસર્ગ કીધો. (૨)

શબ્દાર્થ –આ સ્ત્રીની ઉપસ્થેન્દ્રિય વેદિરૂપ છે, લોમ બર્હિરૂપ છે, યોનિસ્થ ચર્મ અનડુહ ચર્મરૂપ છે, પુરૂષના દક્ષિણોત્તર ભાગને વિશે રહેલ બે વૃષણો અધિષવણરૂપ છે, સ્ત્રી અજનનુ મધ્યસ્થાન અગ્નિરૂપ છે. વાજપેય નામના યજ્ઞવડે યજમાનને જે લોકની પ્રાપ્તિ થાય છે, તે જ પ્રાપ્તિ આ મૈથુન કર્મવડે ઉપાસના કરનારને પ્રાપ્ત થાય છે. વાજપેય યજ્ઞના સરખા આ કર્મનુ જ્ઞાન થયા પછી આ મૈથુન કર્મ જે કરે છે, તે સ્ત્રીના શુભ કૃત્યને પોતે ભોગવે છે પણ આ મૈથુના ખ્ય કર્મના જ્ઞાન વિના અધોભાગની ઉપાસના જે કરે છે, તેના સુકૃતનો સ્ત્રી ઉપભોગ કરે છે. (૩)

શબ્દાર્થ –વિદ્વાન્ ઉદ્દાલક આરુણિએ, નાક મૌદ્ગલ્યે તેમ જ કુમાર હારિતે વાજપેયના સરખુ કહ્યુ છે પણ કર્મ કરનારાઓ એવા જેઓ વાજપેય સરખા આ કર્મને નહિ જાણી અધોપાસના કરે છે, તેવા ઘણા મરણ ધર્મવાળા મનુષ્યો કેવળ બ્રાહ્મણોનુ નામ ધારણ કરવાવાળા થઇ, ઇન્દ્રિયોથી રહિત થઇ, તેમ જ પુણ્યથી રહિત થઇ આ લોકમાથી ભ્રષ્ટ થઇ, તેઓનુ નરકને વિશે પતન થાય છે જ્યારે પત્નીના ઋતુ કાળને વિશે મનુષ્ય બ્રહ્મચર્યમા હોય ત્યારે અતિશય રાગોત્પત્તિને લીધે યોગ અથવા વિશેષ વીર્યનો સ્રાવ થઇ જાય તો, (૪)

શબ્દાર્થ –તે સ્રવિત રેતનો હાથવડે સ્પર્શ કરવો તથા નીચે પ્રમાણેનો મંત્ર બોલવો.

" મને આ અપ્રાપ્ત સમયે જે રેતનો પૃથ્વી-પર સ્રાવ થયો, કે જેનો ઓષધિપ્રતિ સ્રાવ થાય છે તેમ જ જે જળરૂપ રેતનો સ્વયોનિ-પ્રતિ સ્રાવ થાય છે, તે રેતને હાલ હું મારા હાથવડે ગ્રહણ કરું છું." આ પ્રમાણેના મંત્રે કરી અનામિકા તથા અંગુઠવડે લઇ ભ્રૂકુટી અથવા સ્તનના મધ્ય પ્રદેશને વિશે તેનો સ્પર્શ કરવો તે વખતે નીચે પ્રમાણેનો મંત્ર બોલવો –" રેતરૂપે કરી જે તેજનો બહાર સ્રાવ થયો, તેનું મારી ઇન્દ્રિયપ્રતિ પુનરાગમન થાઓ. તેજ અર્થાત્ ત્વચામાં રહેલ સાર્દ્રતાનો રેતસ્રાવથી જે વિનાશ થયો, તે ફરી મારેવિશે પ્રવેશ કરો. તેમ જ સુંદર જ્ઞાનનો મારે વિશે ફરી પ્રવેશ થાઓ. અગ્નિધિષ્ણ્ય નામના દેવો આ રેતની યથાસ્થાને યોજના કરો. " (૫)

શબ્દાર્થ–વળી જો કોઇ વખત પ્રમાદવડે જળમાં રેતનું સિંચન કર્યા પછી પોતાના આત્માની છાયાનું દર્શન થાય તો તે જળને નીચલા મંત્રવડે શુદ્ધ કરવું. "વિજ્ઞાનરૂપ, કીર્તિરૂપ, વિત્તરૂપ તેમજ સત્કર્મરૂપ રેતની પ્રાપ્તિ મારે વિશે થાઓ," ( કારણ તેમ થવાથી તેવા ગુણવાળો મને પુત્ર થાય). ( હવે પત્નીની સ્તુતિ ) " સ્ત્રીઓના મધ્યે આ પત્ની શ્રીરૂપ છે. હાલ તે મલીન વસ્ત્રવાળી છે, તેથી મલીન વસ્ત્રવાળી, યશસ્વિની તથા કીર્તિમતી એવી આ પત્નીની ત્રણ રાત્રી ગયા પછી ચોથા દિવસે તેની સમીપ જઇ કહેવું કે, આજે આપણે વરિષ્ઠ પુત્ર ઉત્પન્ન થાય, એવું કર્મ કરીએ." (૬)

**सा चेदस्मै न दद्यात्काममेनामवक्रीणीयात् सा चेदस्मै नैव दद्यात्काममेनां यष्ट्या वा पाणिना वोपहत्यातिक्रामेदिन्द्रियेण ते यशसा यश आदद इत्ययशा एव भवति ॥७॥ सा चेदस्मै दद्यादिन्द्रियेण ते यशसा यश आद-**धामीति यशस्विनावेव भवतः ॥८॥ स यामिच्छेत्कामयेत मेति तस्यामर्थं निष्ठाय मुखेन मुखꣳ सन्धायोपस्थमस्या अभिमृश्य जपेदङ्गादङ्गात्संभवसि हृदयादधिजायसे । स त्वमङ्गकषायोऽसि दिग्धविद्धामिव मादयेमाममूं मयीति ॥९॥ अथ यामिच्छेन्न गर्भं दधीतेति तस्यामर्थं निष्ठाय मुखेन मुखꣳ सन्धायाभिप्राण्यापान्यादिन्द्रियेण ते रेतसा रेत आदद इत्यरेता एव भवति ॥१०॥ अथ यामिच्छेद्दधीतेति तस्यामर्थं निष्ठाय मुखेन मुखꣳ सन्धायापान्याभिप्राण्यादिन्द्रियेण ते रेतसा रेत आदधामीति गर्भिण्येव भवति ॥ ११ ॥ अथ यस्य जायायै जारः स्यात्तं चेद्द्विष्यादामपात्रेऽग्निमुपसमाधाय प्रतिलोमꣳ शरबर्हिस्तीर्त्वा तस्मिन्नेताः शरभृष्टीः प्रतिलोमाः सर्पिषाक्ता जुहुयान्मम समिद्धेऽहौषीः प्राणापानौ त आददेऽसाविति मम समिद्धेऽहौषीः पुत्रपशूꣳस्त आददेऽसाविति मम समिद्धेऽहौषीरिष्टासुकृते त आददेऽसाविति मम समिद्धेऽहौषीराशापराकाशौ त आददेऽसाविति स वा एष निरिन्द्रियो विसुकृतोऽस्माल्लोकात्प्रैति यमेवंविद् ब्राह्मणः शपति तस्मादेवंविच्छ्रोत्रियस्य दारेण नोपहासमिच्छेदुत ह्येवंवित्परो भवति ॥१२॥

अथ यस्य जायामार्तवं विन्देत् त्र्यहं कꣳसेन पिबेदहतवासा नैनां वृषलो न वृषल्युपहन्यात्त्रिरात्रान्त आप्लुत्य व्रीहीनवघातयेत् ॥ १३ ॥

स य इच्छेत्पुत्रो मे शुक्लो जायेत वेदमनुब्रुवीत सर्वमायुरियादिति क्षीरौदनं पाचयित्वा सर्पिष्मन्तमश्नीयाताꣳ मीश्वरौ जनयितवै ॥ १४ ॥

अथ य इच्छेत्पुत्रो मे कपिलः पिङ्गलो जायेत द्वौ वेदावनुब्रुवीत सर्वमायुरियादिति दध्योदनं पाचयित्वा सर्पिष्मन्तमश्नीयातामीश्वरौ जनयितवै॥१५॥ अथ य इच्छेत्पुत्रो मे श्यामो लोहिताक्षो जायेत त्रीन् वेदाननुब्रुवीत सर्वमायुरियादित्युदोदनं पाचयित्वा सर्पिष्मन्तमश्नीयातामीश्वरौ जनयितवै॥१६॥

શબ્દાર્થઃ-કામાતુર પતિને પત્ની ના પાડે તેને સામના વચનો કહી વશ કરવી, તેમ છતાં જો ના પાડે તો લાકડી અથવા હાથવડે તેને તાડન કરીને બળાત્કારે પણ તેની સાથે ગમન કરવુ. આમ બળાત્કારનો અભાવ હોય તો બીજો ઉપાય એ કરવો કે, પંચમેન્દ્રિયવડે યશને હેતુરૂપ કરી, તારા યશને હું ગ્રહણ કરૂં છું. આ રીતના મંત્રવડે શાપ આપવો. આ રીતનો શાપ આપવાથી તે અયશા અર્થાત્ પુત્રરહિત થાય છે. (૭)

શબ્દાર્થ.-જો પત્ની તેને અનુરક્ત થાય તો નીચલો મંત્ર કહી તેની સમીપ જવું; "તારા યશવડે હું યશને ધારણ કરૂં છું." આપણે બેઉ યશસ્વીઓ છીએ. (૮)

શબ્દાર્થ -તે કામી પુરૂષ, એમ ઇચ્છે કે, જો ભાર્યાને હું ઇચ્છું છું તે મારી કામના રાખે છે તો ........સ્થાપી, તે સ્ત્રીના મુખ સાથે પોતાના મુખનું અનુસંધાન કરી, તેણીની ઉપસ્થેન્દ્રિયને પાણીવડે પ્રક્ષાલન કરી નીચનો મંત્ર ભણવો, "હે રેત ' તુ મારા સર્વ અંગવડે ઉત્પન્ન થયું છે. વળી તુ નાડીદ્વારેકરી પ્રકટ થયું છે. આ રીતનું રેત મારા સર્વ અંગના રસરૂપ છે. આથી વિષમુકતતાવડે વિદ્ધ હરિણી હોય, તેની માફક આ મારી ભાર્યાને મારાવિશે વિમ્હાતુર કર." (૯)

શબ્દાર્થ -તેમ જ જો ભાર્યાની સાથે કામનાની ઇચ્છા રાખે છે, તે જો ગર્ભને ધારણ ન કરતી હોય તો તેની........સ્થાપી, મુખની સાથે મુખ લગાડી અભિપ્રાણન તથા અપાનન કર્યા પછી નીચે પ્રમાણે મંત્ર બોલવો; "રેતવડે તારા રેતને હું ગ્રહણ કરૂં છું." આ મંત્રના પ્રભાવે કરી તે અરેત અર્થાત્ અપુત્રવાન્ થાય છે. (૧૦)

શબ્દાર્થઃ-જો ભાર્યાની સાથે તે કામના રાખે છે, તે ગર્ભને ધારણ કરતી હોય તો "તેને વિશે,.............સ્થાપી તથા મુખની સાથે મુખને સમેલન કરી અપાનન તથા અભિપ્રાણન કર્યા પછી ઇન્દ્રિયની સહાયતાથી તારા રેતવડે રેતને હું ધારણ કરુંછુ," એમ કહેવાથી તે ગર્ભવાળી થાય છે. (૧૧)

શબ્દાર્થઃ-જો પત્નીને બીજો ઉપપતિ હોય તો સ્વાભાવિક રીતે જ પતિ ઉપપતિપર દ્વેશ કરે છે. પતિએ ઉપપતિને શિક્ષા દેવા માટે કાચા ઠીકરાના વાસણમા અગ્નિની સ્થાપના કરી, દક્ષિણાગ્ર અથવા તો ઉત્તરાગ્ર દર્ભ પાથરી, ધીમા તે દર્ભના કટકા બોળી અગ્નિમા આહુતિ આપવી. હોમતી વખતે નીચે પ્રમાણેનો મંત્ર બોલવો.-"તું મારા યોષાઅગ્નિમાં રેતની આહુતિ આપે છે, તેથી અપરાધી એવા તારા પ્રાણને અને અપાનને હું લઇ લઉ છું." આ રીતનો મંત્ર ભણી ફટ્ એમ કહી હોમ કરવો તથા છેવટમા તેનું નામ દેવુ. "મારી યોષાગ્નિમા તું રેતની આહુતિ આપે છે, માટે તારા પુત્ર અને પશુઓનું હું ગ્રહણ કરું છુ," એમ બીજી આહુતિ આપી, છેવટે તેનુ નામ દેવું. "મારા યોષાગ્નિમા આહુતિ આપવાથી શ્રૌત તથા સ્માર્ત નામના તારા કર્મોને હું લઉ છુ," આ રીતે ત્રીજી આહુતિ આપી તેનું નામ દેવું. "મારા યોષાગ્નિમા આપવાથી તારી પ્રાર્થના તના

કર્મને હું ગ્રહણ કરું છું," એમ કહી ચોથી આહુતિ આપવી તથા તેનું નામ દેવું. આ પ્રમાણેનો અભિચાર પ્રયોગ કરવાથી તેનું શું ફળ થાય છે, તે કહેવામાં આવે છેઃ—આ રીતના મંત્ર કર્મને જાણનારો બ્રાહ્મણ જે બ્રાહ્મણને શાપ આપે છે, તે બ્રાહ્મણ નિરિન્દ્રિય તથા પુણ્યકર્મથી રહિત થઇ આ લોકમાથી ભ્રષ્ટ થાય છે. આવી રીતના કર્મને જાણનારાની પત્નીનો ઉપહાસ ન કરવો જોઇએ તો પછી બીજી તો શું જ વાત. કારણ આ પ્રમાણેનો જાણનાર તેના શત્રુરૂપે થાય છે. (૧૨)

શબ્દાર્થઃ—વળી જેની જાયાને ઋતુભાવની પ્રાપ્તિ થઇ હોય, તે વખતે તેની ભાર્યાએ ત્રણ દિવસ સુધી કાંસાના વાસણમાં ભોજન કરવું નહિ. પણ ત્રણ દિવસ પછી સ્નાન કર્યાં પછી તેમા ભોજન કરવું. શૂદ્રે પણ આ રીતની ઋતુ પ્રાપ્તવાળીનો સ્પર્શ કરવો નહિ. તેમ જ શૂદ્રીએ પણ તેનો સ્પર્શ કરવો નહિ. ચોથે દિવસે પ્રાતઃકાળમાં સ્નાન કર્યા પછી શુદ્ધ વસ્ત્રાદિયુક્ત થયા પછી ચરુમાં રાધવા માટે ડાંગર ખાંડવી. (૧૩)

શબ્દાર્થઃ—" મારો પુત્ર બળદેવના સરખો શુક્લ વર્ણવાળો થાય, એક વેદને જાણવાવાળો થાય, " એમ ઇચ્છા થાય તો દૂધમા ચોખા પોતાની ભાર્યા પાસે રંધાવી તેમાં ઘી નાખી, પતિ તથા પત્નીએ તેનું ભક્ષણ કરવું જોઇએ. આ પ્રમાણે કરવાથી પૂર્વોક્ત પ્રમાણેના પુત્રનો જન્મ આપવા તેઓ સમર્થ થાય છે. (૧૪)

શબ્દાર્થ.—" તેમ જ મારો પુત્ર કપિલ વર્ણવાળો થાય, પીળી આંખવાળો થાય, બે વેદનું અધ્યયન કરવાવાળો થાય તથા સો વર્ષના આયુષ્યવાળો થાય, " એમ જેની ઇચ્છા હોય તો તેણે દહીમાં ચોખા રંધાવી તેમાં ઘી નખાવી બન્નેએ તેનું ભક્ષણ કરવું. આમ કરવાથી ઉપર પ્રમાણેનો પુત્ર ઉત્પન્ન કરવા તેઓ શક્તિમાન્ થાય છે. (૧૫)

શબ્દાર્થઃ—તેમ જે કોઇ એમ ઇચ્છે કે, " મારો પુત્ર શ્યામ વર્ણવાળો, લોહિત આંખોવાળો, ત્રણ વેદનું અધ્યયન કરવાવાળો તથા સો વર્ષના આયુષ્યવાળો થાય," તો તેણે પાણીમાં ચોખા રંધાવી તેમા ઘી નાખી બેઉએ તે ભક્ષણ કરવા. આથી ઉપર પ્રમાણેનો પુત્ર ઉત્પન્ન કરવા તેઓ સમર્થ થાય છે. (૧૬)

अथ य इच्छेद्दुहिता मे पण्डिता जायेत सर्व्वमायुरियादिति तिलौदनं पाचयित्वा सर्पिष्मन्तमश्नीयातामीश्वरौ जनयितवै ॥ १७ ॥ अथ य इच्छेत्पुत्रो मे पण्डितो विजिगीथःसमितिंगमः शुश्रूषितां वाचं भाषिता जायेत सर्व्वान्वेदाननुब्रुवीत सर्व्वमायुरियादिति मांसौदनं पाचयित्वा सर्पिष्मन्तमश्नीयातामीश्वरौ जनयितवा औक्षेण वा ऋषभेण वा ॥१८॥ अथाभिप्रातरेव स्थालीपाकावृताज्यं चेष्टित्वा स्थालीपाकस्योपघातं जुहोत्यग्नये स्वाहाऽनुमतये स्वाहा देवाय सवित्रे सत्यप्रसवाय स्वाहेति हुत्वोद्धृत्य प्राश्नाति प्राश्येतरस्या. प्रयच्छति प्रक्षाल्य पाणी उदपात्रं पूरयित्वा तेनैनां त्रिरभ्युक्षत्युत्तिष्ठातो विश्वावसोऽन्यामिच्छ प्रपूर्व्यां मजायां पत्या सहेति ॥१९॥

अथैनामभिपद्यतेऽमोहमस्मि सा त्वꣳ सा त्वमस्यमोऽहं सामाहमस्मि ऋक्त्वं द्यौरहं पृथिवी त्वं तावेहि सꣳरभावहै सह रेतो दधावहै पुꣳसे पुत्राय वित्तय इति ॥२०॥ अथास्या ऊरू विहापयति विजिहीथां द्यावापृथि-

वो इति तस्यामर्थं निष्ठाय मुखेन मुखꣳ संधाय त्रिरेनामनुलोमामनुमार्ष्टि विष्णुर्योनिं कल्पयतु त्वष्टा रूपाणि पिꣳशतु आसिञ्चतु प्रजापतिर्धाता गर्भं दधातु ते । गर्भं धेहि सिनीवालि गर्भं धेहि पृथुष्टुके । गर्भं ते अश्विनौ देवावाधत्तां पुष्करस्रजौ ॥२१॥ हिरण्मयी अरणी याभ्यां निर्मन्थतामश्विनौ । तं ते गर्भं हवामहे दशमे मासि सूतये । यथाऽग्निगर्भा पृथिवी यथा द्यौरिन्द्रेण गर्भिणी । वायुर्दिशां यथा गर्भ एवं गर्भं दधामि तेऽसाविति ॥२२॥

सोष्यन्तीमद्भिरभ्युक्षति । यथा वायुः पुष्करिणीꣳ समिङ्गयति सर्वतः । एवा ते गर्भ एजतु सहावैतु जरायुणा । इन्द्रस्यायं व्रजः कृतः सार्गलः सपरिश्रयः । तमिन्द्र निर्जहि गर्भेण सावराꣳ सहेति ॥२३॥ जातेऽग्निमुपसमाधायाङ्क आधाय कꣳसे पृषदाज्यꣳ संनीय पृषदाज्यस्योपघातं जुहोत्यस्मिन् सहस्रं पुष्यासमेधमानः स्वे गृहे । अस्योपसन्द्यां मा छैत्सीत् प्रजया च पशुभिश्च स्वाहा । मयि प्राणाꣳस्त्वयि मनसा जुहोमि स्वाहा । यत्कर्मणात्यरीरिचं यद्वा न्यूनमिहाकरम् । अग्निष्टत्स्विष्टकृद्विद्वान्स्विष्टꣳ सुहुतं करोतु नः स्वाहेति ॥२४॥

अथास्य दक्षिणं कर्णमभिनिधाय वाग्वागिति त्रिरथ दधि मधु घृतꣳ संनीयानन्तर्हितेन जातरूपेण प्राशयति । भूस्ते दधामि भुवस्ते दधामि स्वस्ते दधामि भूर्भुवः स्वः सर्वं त्वयि दधामीति ॥२५॥ अथास्य नाम करोति वेदोऽसीति तदस्य तद्गुह्यमेव नाम भवति ॥२६॥ अथैनं मात्रे प्रदाय स्तनं प्रयच्छति यस्ते स्तनः शशयो यो मयोभूर्यो रत्नधा वसुविद्यः सुदत्रः । येन विश्वा पुष्यसि वार्याणि सरस्वति तमिह धातवेऽकरिति ॥२७॥ अथास्य मातरमभिमन्त्रयते । इलाऽसि मैत्रावरुणी वीरे वीरमजीजनत् । सा त्वं वीरवती भव याऽस्मान् वीरवतोऽकरदिति । तं वा एतमाहुरतिपिता बताभूरतिपितामहो बताभूः परमां बत काष्ठां प्रापच्छ्रिया यशसा ब्रह्मवर्चसेन य एवंविदो ब्राह्मणस्य पुत्रो जायत इति ॥२८॥

શબ્દાર્થ:—જો કોઇ એમ ઇચ્છે કે, "મને ગૃહકાર્યમાં પંડિત તથા સો વર્ષના આયુષ્યવાળી કન્યા થાય," તો તલ ને ચોખા એકઠા કરી રંધાવી તેમાં ઘી નાખી બેઉએ ભક્ષણ કરવું. આથી ઉપર કહ્યા પ્રમાણેની પુત્રી ઉત્પન્ન કરવા તેઓ શક્તિમાન્ થાય છે. (૧૭)

શબ્દાર્થ:—વળી જો કોઇ એમ ઇચ્છે કે "મારો પુત્ર પંડિત, પ્રખ્યાત, વિદ્વાનની સભામાં જવાવાળો, સાંભળવાની ઇચ્છા થાય એવી વાણી બોલવાવાળો થાય, સર્વ વેદોનું અધ્યયન કરવાવાળો તથા સો વર્ષના આયુષ્યવાળો થાય," તો તેણે માંસમિશ્રિત ચોખા રંધાવી, તેમાં ઘી નંખાવી બન્નેએ ભક્ષણ કરવું. આ માંસમાં જે વીર્યવાન્ પ્રાણી હોય તેનું માંસ અથવા બળદનું માંસ લેવું. પણ આ સર્વનો નિષેધ હોવાથી ઘણું કરી મૃગાદિનું માંસ લેવું. આ રીતે કરવાથી પૂર્વે કહ્યા પ્રમાણે પુત્રોત્પત્તિ કરવા તેઓ શક્તિમાન્ થાય છે. (૧૮)

શબ્દાર્થ:—પ્રથમ ચોથે દિવસે પ્રાતઃકાળમાં સ્ત્રીએ ખાંડેલા ચોખા લઈને સ્થાલીપાક વિધિએ કરી રાંધી તેમાં ઘી નાખી સ્થાલીપાકમાંથી સ્વલ્પ સ્વલ્પ આહુતિ અગ્નિને વિશે

પતિએ પ્રથમ આપવી તથા તેમાં નીચેના મંત્રો બોલવા. **અગ્નયે સ્વાહા, અનુમતયે સ્વાહા સવિત્રે પ્રસવાય સ્વાહા** ", આ પ્રમાણે ત્રણ આહુતિ આપ્યા પછી સ્વિષ્ટકૃતની આહુતિ આપવી. પછી સ્થાલીમાં રહેલ ભાતને ઘી-યુક્ત કરી પતિએ પ્રથમ ભક્ષણ કરવો તથા બાકી રહેલ પત્નીએ ખાવો. પછી હાથ ધોઇ નાંખી આચમન કરી, પાત્રમાં જળ રેડી તે જળવડે પત્નીને ત્રણ વાર પ્રોક્ષણ કરવું. તેમાં નીચે પ્રમાણે મંત્ર ભણવો:-હે ગંધર્વ! તું મારી પત્ની પાસેથી હવે જા. તું હવે પોતાના પતિસહ ગમન કરતી અન્ય તરુણ સ્ત્રીની ઇચ્છા કર. હું પુનઃ મારી પત્ની સમીપ જાઉં છું. (૧૯)

શબ્દાર્થ આ પ્રમાણે ગંધર્વને મોકલી દઇ, ઉપર પ્રમાણેનું ભોજન થઇ રહ્યા પછી તે પત્નીને આલિંગન દેવું જોઇએ. તે વખતે નિચલો મંત્ર ભણવો; "હું પતિ પ્રાણરૂપે છું તથા તું વાણીરૂપ છે. પ્રાણ વાણીને આધીન હોવાથી ફરી કહેવું કે, હું પ્રાણરૂપ છું તથા તું વાણીરૂપ છે. હું સામરૂપ છું તથા તું ઋકરૂપે છે. સ્વર્ગરૂપે હું છું, પૃથ્વી-રૂપ તું છે. આપણા બેઉ ઉદ્યોગને આરંભીએ છીએ. તું મારી સમીપ આવ. આપણા બેઉ રેતધારણ નામનું કાર્ય કરીએ કે જેથી વી-ર્યવાન્ પુત્રની પ્રાપ્તિ થાય." (૨૦)

શબ્દાર્થ:-આ રીતના આલિંગન પછી ઉરુને સ્પર્શ કરવો. તે વખતે નીચે પ્રમાણેનો મંત્ર ભણવો; "હે સ્વર્ગ તથા પૃથ્વી! ઉરુ-રૂપ એવાં આપણાં બેઉએ એકરૂપ થવું. આમ કહી તેના...સ્થાપી, સુખ સાથે સુખ મેળવી, આ સ્ત્રીને માથાથી તે પગ સૂધી ત્રણવાર પ્રોક્ષણ કરવું. વિષ્ણુ ભગવાન્ તને પુત્રોત્પત્તિ સમર્થ કરો, ત્વષ્ટા તારા રૂપમાં વૃદ્ધિ કરો, પ્રજાપતિરૂપ મારો આત્મા થઇ તારે વિશે રેતને મૂકો, સૂત્રાત્મારૂપ ધાતા તને ગર્ભ ધારણ કરો. હે પૃથુષ્ટુકે અર્થાત્ વિશાળ જાનુવાળી! હે સિનીવાલિ અર્થાત્ જેની કળા નષ્ટ થયલી એવી હે સ્ત્રી! તું ગર્ભ ધારણ કર. રશ્મિને ધારણ કરવાવાળા સૂર્ય, તથા ચંદ્રમા મારા આત્મારૂપ થઇ તારે વિશે ગર્ભાધાન કરો.(૨૧)

શબ્દાર્થ:-જ્યોતિવાળી અરણી પ્રથમ હતી. અશ્વિનીકુમારોએ બે અરણીવડે અમૃતરૂપ ગર્ભનું મંથન કીધું, તે જ પ્રમાણે દશમે મહિને પુત્રોત્પત્તિ થવા માટે તારા ઉદરમાં તેઓ ગર્ભ મૂકશે. જેમ પૃથિવી અગ્નિ-ગર્ભા છે, દ્યો ઇન્દ્રે કરી ગર્ભવાળી છે, જેમ દિશાઓને વાયુ ગર્ભરૂપે છે, એ પ્રમાણે હું તને ગર્ભયુક્ત કરું છું. (૨૨)

શબ્દાર્થ:-પ્રસવ સમયે પ્રસવ પામતી ભાર્યાનું ભર્તાએ નીચલા મંત્રવડે જળે કરી પ્રોક્ષણ કરવું;-" જેમ વાયુ તડાગને સર્વ બાજુએ તેના શરીરને નુકશાન કર્યા વિના હલાવે છે, તે પ્રમાણે તારો ગર્ભ ગમનને પામો. જરાયુ સહિત તારો ગર્ભ બહાર નિકળો. ગર્ભનો જે માર્ગ નિરોધવાળો તથા જરાયુથી વિંટાયલો ઢાંપેલો છે તે માર્ગને, હે પ્રાણ! તું પ્રાપ્ત થા. હે આત્મન્! તું ગર્ભ સહિત બહાર નિર્ગમન કર. બહાર ગમન કરતી વખતે સાવરા અર્થાત્ માંસખંડ જે માર્ગમાં હોય, તેને બહાર કાઢ. " (૨૩)

શબ્દાર્થ:-જ્યારે પુત્રની ઉત્પત્તિ થાય છે, ત્યાર તેણે અગ્નિને સળગાવવો જોઇએ. પછી પુત્રને પોતાના ખોળામાં લઇ, કાંસાના વાસણમાં દહિ તથા ઘી એકઠું કરી તેમાંથી થોડું થોડું લઇ અગ્નિમાં આહુતિ આપવી તથા નીચેનો મંત્ર ભણવો;-" હું મારે ઘેર પુત્રરૂપે વૃદ્ધિને પામ્યો છું. મારે અનેક મનુષ્યોનું પોષણ કરવું જોઇએ. જ્યારે મારો પુત્ર પ્રજાવાળો થાય ત્યારે તેને પ્રજા તથા પશુથી રહિત ના કરો. " આ રીતે કહી બલિદાન આપવું. ' હું મારા

અને કરી તારે વિશે મારા પ્રાણોની આહુતિ આપુ છુ,' એમ કહી બલિ આપવુ. જે કાઇ ભૂલમા મારાથી ખોટુ થયુ હોય અથવા તો ન્યૂનતાથી રહી ગયુ હોય, તે સર્વને આ વિદ્વાન અગ્નિ, જે સર્વ કામનાને પૂરા પાડનારા છે તે અધિકતાથી રહિત તેમજ ન્યૂનતાથી રહિત કરો,' એમ કહી બલિ આપવો. (૨૪)

શબ્દાર્થ –પછી પુત્રના દક્ષિણ કર્ણ આગળ પોતાનુ મુખ મૂકી, તેણે ત્રણવાર વાક્ વાક્ બોલવુ. પછી સ્વચ્છ સુવર્ણવડે દહી, મધ તથા ઘીને એકઠુ કરીને લેવુ તથા પુત્રને ખવડાવવુ અને કહેવુ કે, 'હુ તને પૃથ્વી આપુ છુ, હુ તને અતરિક્ષ આપુ છુ તથા હુ તને સ્વર્ગ આપુ છુ. હુ તને સર્વ અર્થાત્ ભૂ ભુવર્ તથા સ્વર્ આપુ છુ ' (૨૫)

શબ્દાર્થ –પછી પુત્રનુ નામ પાડવામા આવે છે તથા કહે છે કે, તુ વેદરૂપે છે, જે નામ તે બાળકને ગુહ્ય હોય છે. (૨૬)

શબ્દાર્થ –પછી પિતા પુત્રને માતાના ખોળામા મૂકે છે તથા તેનો સ્તન તે બાળકના પુત્રના મુખમા મૂકે છે તથા કહે છે કે, 'હે સરસ્વતિ ! આ તારુ (માતાનુ) સ્તન, જે કર્મફળવાળુ છે અથવા કલ્યાણ કરવાવાળુ છે, ધનને આપવાવાળુ છે અથવા યશને આપવાવાળુ છે, કર્મફળને આપવાવાળુ છે, કલ્યાણ આપવાવાળુ છે તથા જે સ્તનવડે કામ્ય એવુ સઘળુ ઉત્પન્ન કરે છે, તે સ્તનમા મારા પુત્રના દૂધના પીવાઆટે પ્રવેશ કર'(૨૭)

શબ્દાર્થ –પછી પુત્રની માતાને અભિમત્રણ કરે છે–"તુ ભોગ્ય છે, અરુન્ધતી સરખી છે, વીર પુરૂષ એવા મારાવડે તે વીર પુત્રનો જેમ જન્મ આપ્યો છે, તે જ રીતે તુ બહુ વીર પુત્રવાળી થા" આ પ્રમાણેનો વિધિ કરવાથી થયેલા પુત્રના સબધમા લોકો કહેશે કે, તુ તારા પિતાથી શ્રેષ્ઠ છે, તુ તારા પિતામહથી શ્રેષ્ઠ છે. જે બ્રાહ્મણને આ રીતનુ જ્ઞાન હોય છે, તેને ઉત્પન્ન થયેલો પુત્ર શ્રી, યશ તથા બ્રહ્મતેજે કરી યુક્ત થાય છે (૨૮)

## પંચમ બ્રાહ્મણ.

### સ્રીવંશ વર્ણન.

१ अथ वंशः पौतिमाषीपुत्रः कात्यायनीपुत्रात् कात्यायनीपुत्रो गोतमीपुत्राद्गौतमीपुत्रो भारद्वाजीपुत्राद्भारद्वाजीपुत्रः पाराशरीपुत्रात् पाराशरीपुत्र औपस्वस्तीपुत्रादौपस्वस्तीपुत्रः पाराशरीपुत्रात् पाराशरीपुत्रः कात्यायनीपुत्रात् कात्यायनीपुत्रः कौशिकीपुत्रात् कौशिकीपुत्र आलम्बीपुत्राच्च वैयाघ्रपदीपुत्राच्च वैयाघ्रपदीपुत्रः काण्वीपुत्राच्च कापीपुत्राच्च कापीपुत्रः ॥१॥ आत्रेयीपुत्रादात्रेयीपुत्रो गौतमीपुत्राद्गौतमीपुत्रो भारद्वाजीपुत्राद्भारद्वाजीपुत्रः पाराशरीपुत्रात् पाराशरीपुत्रो वात्सीपुत्राद्वात्सीपुत्रः पाराशरीपुत्रात् पाराशरीपुत्रो वार्कारुणीपुत्राद्वार्कारुणीपुत्रो वार्कारुणीपुत्राद्वार्कारुणीपुत्र आर्तभागीपुत्रादार्तभागीपुत्रः शौङ्गीपुत्राच्छौङ्गीपुत्रः साङ्कृतीपुत्रात् साङ्कृतीपुत्र आलम्बायनीपुत्रादालम्बायनीपुत्र आलम्बीपुत्रादालम्बीपुत्रो जायन्तीपुत्राज्जायन्तीपुत्रो माण्डूकायनीपुत्रान्माण्डूकायनीपुत्रो माण्डूकीपुत्रान्माण्डूकीपुत्रः शाण्डिलीपुत्राच्छाण्डिलीपुत्रो राथीतरीपुत्राद्राथीतरीपुत्रो भालुकीपुत्राद्भालुकीपुत्रः क्रौञ्चिकीपुत्राभ्यां क्रौञ्चिकीपुत्रौ वैदभृतीपुत्राद्वैदभृतीपुत्रः कार्शकेयीपुत्रात् कार्शकेयीपुत्रः प्राचीनयोगीपुत्रात् प्राचीनयोगीपुत्रः

साञ्जीवीपुत्रात् साञ्जीवीपुत्रः प्राश्नीपुत्रादासुरियासिनः प्राश्नीपुत्र आसुरायणादासुरायण आसुरेरासुरिः ॥२॥ याज्ञवल्क्याद्याज्ञवल्क्य उद्दालकादुद्दालकोऽरुणादरुण उपवेशेरुपवेशिः कुश्रेः कुश्रिर्वाजश्रवसो वाजश्रवा जिह्वावतो बाध्योगाज्जिह्वावान् बाध्योगोऽसितावार्षगणादसितो वार्षगणो हरितात् कश्यपाद्धरितः कश्यपः शिल्पात् कश्यपाच्छिल्पः कश्यपः कश्यपान्नैध्रुवेः कश्यपो नैध्रुविर्वाचो वागम्भिण्या अम्भिण्यादित्यादादित्यानीमानि शुक्लानि यजूंषि वाजसनेयेन याज्ञवल्क्येनाख्यायन्ते ॥ ३ ॥

શબ્દાર્થ:-પૌતિમાષી પુત્રના ગુરૂ કાત્યાયની પુત્ર હતા, કાત્યાયનીપુત્રના ગુરૂ ગૌતમીપુત્ર હતા, ગૌતમીપુત્રના ગુરૂ ભારદ્વાજીપુત્ર, ભારદ્વાજીના ગુરૂ પારાશરીપુત્ર, પારાશરીપુત્રના ગુરૂ ઔપસ્વતીપુત્ર, ઔપસ્વતીપુત્રના ગુરૂ પારાશરીપુત્ર, પારાશરી પુત્રના ગુરૂ કાત્યાયનીપુત્ર, કાત્યાયનીપુત્રના ગુરૂ કૌશિકીપુત્ર, કૌશિકીપુત્રના ગુરૂ આલંબીપુત્ર, આલંબીપુત્રના ગુરૂ વૈયાઘ્રપદીપુત્ર, વૈયાઘ્રપદીપુત્રના ગુરૂ કાણ્વીપુત્ર તથા કાપીપુત્ર, કાપીપુત્રના ગુરૂ, (૧)

શબ્દાર્થ:-આત્રેયીપુત્ર હતા, આત્રેયીપુત્રના ગુરૂ ગૌતમીપુત્ર, ગૌતમીપુત્રના ગુરૂ ભારદ્વાજીપુત્ર, ભારદ્વાજીપુત્રના ગુરૂ પારાશરી પુત્ર, પારાશરીપુત્રના ગુરૂ વાર્કારૂણીપુત્ર, વાર્કારૂણીપુત્રના ગુરૂ વાર્કારૂણીપુત્ર, વાર્કારૂણીપુત્રના ગુરૂ આર્તભાગીપુત્ર, આર્તભાગીપુત્રના ગુરૂ શૌંગી પુત્ર, શૌંગી પુત્રના ગુરૂ સાઙ્કૃતીપુત્ર, સાઙ્કૃતીપુત્રના ગુરૂ આલંબાયનીપુત્ર, આલંબાયનીપુત્રના ગુરૂ આલંબીપુત્ર, આલંબીપુત્રના ગુરૂ જાયંતી પુત્ર, જાયંતીપુત્રના ગુરૂ માણ્ડૂકાયનીપુત્ર, માણ્ડૂકાયનીપુત્રના ગુરૂ માણ્ડૂકીપુત્ર, માણ્ડૂકીપુત્રના ગુરૂ શાણ્ડિલીપુત્ર, શાણ્ડિલીપુત્રના ગુરૂ રાથીતરીપુત્ર, રાથીતરીપુત્રના ગુરૂ ભાલુકીપુત્ર, ભાલુકી પુત્રના ગુરૂ ક્રૌંચિકીના બે પુત્રો, ક્રૌંચિકીના બે પુત્રોના વૈદભૃતીપુત્ર, વૈદભૃતીના પુત્રના ગુરૂ કાર્શકેયીપુત્ર, કાર્શકેયીપુત્રના ગુરૂ પ્રાચીનયોગી પુત્ર, પ્રાચીનયોગીપુત્રના ગુરૂ સાંજીવીપુત્ર, સાંજીવીપુત્રના ગુરૂ પ્રાશ્નીપુત્ર તથા આસુરિવાસી, પ્રાશ્નીપુત્રના ગુરૂ આસુરાયણ, આસુરાયણના ગુરૂ આસુરિ, આસુરિના (૨)

શબ્દાર્થ:-ગુરૂ યાજ્ઞવલ્ક્ય, યાજ્ઞવલ્ક્યના ગુરૂ ઉદ્દાલક, ઉદ્દાલકના ગુરૂ અરૂણ, અરૂણના ગુરૂ ઉપવેશિ, ઉપવેશિના ગુરૂ કુશ્રિ, કુશ્રિના ગુરૂ વાજશ્રવસ્, વાજશ્રવસ્‌ના ગુરૂ જિહ્વાવત્ બાધ્યોગ, જિહ્વાવત બાધ્યોગના ગુરૂ અસિત વાર્ષગણ, અસિત વાર્ષગણના ગુરૂ હરિત કશ્યપ, હરિત કશ્યપના ગુરૂ શિલ્પ કશ્યપ, શિલ્પ કશ્યપના ગુરૂ કશ્યપ નૈધ્રુવિ, કશ્યપ નૈધ્રુવિના ગુરૂ વાક્, વાક્‌ના ગુરૂ અંભિણી, અંભિણીના ગુરૂ આદિત્ય, વાજસનેયી શાખાના યાજ્ઞવલ્ક્યવડે શુક્લ યજુર્વેદના આ મંત્રથી આદિત્યથી ઉતરી આવેલાની શિષ્ય પરંપરા જણાવી છે.

समानमा साञ्जीवीपुत्रात्साञ्जीवीपुत्रो माण्डूकायनेर्माण्डूकायनिर्माण्डव्यान्माण्डव्यः कौत्सात्कौत्सो माहित्थेर्माहित्थिर्वामकक्षायणाद्वामकक्षायणः शाण्डिल्याच्छाण्डिल्यो वात्स्याद्वात्स्यः कुश्रेः कुश्रिर्यज्ञवचसो राजस्तम्बायनाद्यज्ञवचा राजस्तम्बायनस्तुरात्कावषेयात्तुरः कावषेयः प्रजापतेः प्रजापतिर्ब्रह्मणो ब्रह्म स्वयम्भु ब्रह्मणे नमः ॥ ४ ॥

શબ્દાર્થ:-પ્રજાપતિથી તે સંજીવીપુત્ર

સુધી પણ આ જ પ્રમાણેની ગુરુપરંપરા છે. સંજીવીપુત્રના ગુરુ માણ્ડૂકાયનિ, માણ્ડકાયનિના ગુરુ માણ્ડવ્ય, માણ્ડવ્યના ગુરુ કૌત્સ, કૌત્સના ગુરુ માહિત્થિ, માહિત્થિના ગુરુ વામકક્ષાયણ, વામકક્ષાયણના ગુરુ શાણ્ડિલ્ય, શાણ્ડિલ્યના ગુરુ વાત્સ્ય, વાત્સ્યના ગુરુ કુશ્રિ, કુશ્રિના ગુરુ યજ્ઞવચસ રાજસ્તમ્બાયન, યજ્ઞવચસ રાજસ્તમ્બાયનના ગુરુ તુરકાવષેય, તુરકાવષેયના ગુરુ પ્રજાપતિ, પ્રજાપતિના ગુરુ બ્રહ્મ, બ્રહ્મ સ્વયંભુ છે. તે બ્રહ્મને નમસ્કાર. (૪)

# તૈત્તિરીય ઉપનિષદ્.

## ભૂમિકા.

આ તૈત્તિરીય ઉપનિષદ્ કૃષ્ણ યજુર્વેદ શાખાના તૈત્તિરીય આરણ્યકમાંથી નીકળ્યું છે. તેમ અથર્વ ઉપનિષદોના સમૂહમાં આ ઉપનિષદનો ઘણો ખરો ભાગ જોવામાં આવે છે. આરણ્યકમાં એનું જૂદું નામ આપવામાં આવ્યું નથી, પણ અથર્વવેદ ઉપનિષદમાં આ ઉપનિષદના બે અધ્યાયોનું નામ આનંદ વલ્લી પાડવામાં આવ્યું છે તથા ત્રીજા અધ્યાયનું નામ ભૃગુવલ્લી આપવામાં આવ્યું છે. શ્રી શંકર ભગવાને પ્રથમાધ્યાયનું નામ શિક્ષાવલ્લી પાડ્યું છે તથા દ્વિતીયાધ્યાયનું નામ બ્રહ્માનંદ વલ્લી પાડ્યું છે, પણ ત્રીજા અધ્યાયનું જૂદું નામ આપ્યું નથી.

આ તૈત્તિરીય ઉપનિષદના બે ભાગો છે – નિર્ગુણ બ્રહ્મનું સ્વરૂપ અથવા બ્રહ્મજ્ઞાન, જેને ઉપનિષદ્ કરી કહેવામાં આવે છે તે તથા તે બ્રહ્મજ્ઞાનમાં પ્રવેશ થવાનું સાધન, આમ બે વિભાગો પડે છે. બ્રહ્મજ્ઞાનમાં શિષ્યને દાખલ કરવા પૂર્વે ઉપદેશપરંપરારૂપ ધાર્મિક તથા માનસિક કેળવણી આપવી જોઈએ, જે વેદાંત શાસ્ત્રના નિયમ પ્રમાણે આ પ્રથમાધ્યાયમાં અર્થાત્ શિક્ષાવલ્લીમાં દર્શાવવામાં આવી છે. વૈદિક શબ્દોની માત્રા તથા સામ આદિ કેવા પ્રકારના છે, તે સંબંધી અમુક શબ્દો જે વેદાંત સિદ્ધાંતના તત્ત્વોને પ્રકટ કરનારા છે તથા જેના વડે મન જ્ઞાનની પ્રાપ્તિને માટે યોગ્ય બને છે, તેની ઉપાસના સંબંધી, સર્વ વેદોમાં રહેલા ખરા ભાવને દર્શાવનારા સર્વ લાક્ષણિક શબ્દોમાં પરમ પવિત્ર મનાતા ૐકાર શબ્દની ઉપાસના સંબંધી, જીવ, જડસૃષ્ટિ તથા અન્ય દેવોને લગતા બ્રહ્મના ચિંતનસંબંધી, તેમ જ કર્મની, વેદના અધ્યયનની તથા શાસ્ત્રના વચનપ્રમાણે ધાર્મિક જીવનની આવશ્યકતા સંબંધીનું વર્ણન આ પ્રથમાધ્યાયની શિક્ષા વલ્લીમાં કરવામાં આવ્યું છે. ટુંકમાં કહીએ તો વેદોનું અધ્યયન કરવાથી, વેદવિહિત કર્મો કરવાથી તથા ધાર્મિક જીવન ગુજારવાથી આ ત્રણ પ્રકારના સાધનોવડે જ, મન બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિને માટે યોગ્ય થાય છે.

તૈત્તિરીય ઉપનિષદમાં કેવા પ્રકારના સિદ્ધાંતનો સમાવેશ થયેલો છે, તે આ બીજા અધ્યાયમાં અર્થાત્ બ્રહ્માનંદ વલ્લીમાં દર્શાવવામાં આવેલો છે. આ બ્રહ્માનંદ વલ્લીમાં કેવા પ્રકારનો આશય રહેલો છે, કઈ કઈ બાબતોમાં તે વેદાંત શાસ્ત્રથી જૂદું પડે છે તથા કઈ કઈ બાબતોમાં ભેગું મળતું આવે

છે, તે ખોળી કહાડવા માટે સૃષ્ટિના નિયમ પ્રમાણે વેદાંતનો કેવા પ્રકારનો સિદ્ધાંત છે, તે જાણવો આવશ્યક છે. આ હેતુથી વેદાંત-સારમાંથી કેટલોક સાર આ સ્થળે આપવો આવશ્યક છે.

વેદાંત પ્રમાણે જગતના કારણરૂપ, સર્વ તત્ત્વરૂપ, બ્રહ્મ અથવા પરમાત્મા છે. આ પરમાત્મા નિર્ગુણ સ્વરૂપે છે. તે કેવળ આત્મારૂપ છે અથવા વેદાંત પ્રમાણે દર્શાવતા તે કેવળ સત્, ચિત્—કર્તા ભોક્તાદિથી રહિત તથા આનંદરૂપ છે. આ પરમાત્માના સિવાય અન્ય દરેક વસ્તુ અસતરૂપ તથા અવિદ્યારૂપ છે. મૂળ સ્વરૂપની અંદર જો જગતને જોઇએ તો તે અવિદ્યારૂપ છે. આ જગતનું સ્વતંત્રરૂપે અસ્તિત્વ હોતું નથી. પણ ઇશ્વરરૂપી કારણ કે જેને આશ્રયીને તે રહેલું છે, તેનાવડે તે અસ્તિત્વ ભોગવે છે. આ જગત્ સત્વ, રજ તથા તમ આ ત્રણ પ્રકારના ગુણોવાળું છે. આ ત્રણ ગુણો જગતના અસ્તિત્વની ત્રણ ઉપાધિરૂપ છે. અવિદ્યા બે પ્રકારની છે:—સમષ્ટિરૂપ અવિદ્યા, જેમા સર્વ અવિદ્યાને એકરૂપ માનવામાં આવે છે તથા વ્યષ્ટિરૂપ અવિદ્યા, જેમા દરેક જીવને વિશે રહેલી અવિદ્યા પૃથક્‌રૂપ માનવામાં આવે છે. સમષ્ટિ અવિદ્યારૂપે પરમાત્મા સર્વદા તથા સર્વ શક્તિમાન્ છે. આ રીતે જોતાં તેમાં સૃષ્ટિના સર્વ ગુણોનો સમાવેશ થાય છે તથા જગતના નિયામક કહેવાય છે, અર્થાત્ ઇશ્વરને નામે ઓળખાય છે. વ્યષ્ટિ અવિદ્યારૂપે પરમાત્મા જીવરૂપે તથા અસંપૂર્ણ ચેતનારૂપ અથવા પ્રજ્ઞારૂપ કહેવાય છે. સમષ્ટિ અવિદ્યા ઇશ્વરના કારણ શરીરરૂપે છે અર્થાત્ સર્વ સષ્ટ ભૂતોના કારણરૂપ છે. વ્યષ્ટિ અવિદ્યા ભિન્ન ભિન્ન દેહોરૂપ છે. કારણ કે શરીરમાં સર્વ આનંદનો સમાવેશ થતો હોવાથી તેને આનંદઘનરૂપ કહેવામાં આવે છે તથા તે અવિદ્યા—માયા સર્વને વેષ્ટિત થઇને રહેલી છે. આ માયામાંથી પૃથ્વી, અપ, તેજ, વાયુ તથા આકાશ એ પાંચ ભૌતિકવાળાં શરીરો ઉત્પન્ન થયાં. આ સ્થૂલ ભૂતોમાથી દરેક મહાભૂત, અવિદ્યાવાળા ત્રણ ગુણોવડે યુક્ત છે તથા તે ક્રમે કરી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધવાળા વિશેષ ગુણોએ કરી યુક્ત છે. આ વિશેષ ગુણોને તન્માત્રાઓ તથા સૂક્ષ્મ ભૂતો કહેવામાં આવે છે. આ સૂક્ષ્મ ભૂતો, સ્થૂલ ભૂતો કે જેનાવડે દશ્ય શરીરો બને છે તેનાથી ભિન્ન સ્વભાવવાળા છે. પાંચ સૂક્ષ્મ ભૂતોમા સત્વ ગુણના સંયુક્ત અંશોમાંથી મન ઉત્પન્ન થાય છે. સત્વ ગુણના પૃથક્ પૃથક્ અંશમાંથી પાંચ જ્ઞાનેન્દ્રિયો—શ્રોત્ર, ચક્ષુ, જિહ્વા, ઘ્રાણ તથા ત્વક્ આ પાંચ ઉત્પન્ન થઇ છે અર્થાત્ સત્વગુણના એક અંશમાંથી શ્રોત્ર થયા છે તથા તેનો સ્વામી આકાશ છે. સત્વગુણના એક અંશમાંથી ચક્ષુ થયાં છે તથા તેનો સ્વામી અગ્નિ છે. રજોગુણના પૃથક્ પૃથક્ અંશોમાથી કર્મેન્દ્રિયો થઇ છે, જેમકે પાદ, પાણિ, પાયુ, ઉપસ્થ તથા વાક્. રજોગુણના સંયુક્ત અંશોમાથી પાંચ પ્રાણો—જેવા કે પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન તથા સમાન થયા છે. જ્ઞાનેન્દ્રિયોની સાથે બુદ્ધિને બુદ્ધિકોશ અથવા આત્મકોશ કરી કહેવામાં આવે છે.

કર્મેન્દ્રિયોની સાથે મન મળવાથી તેને મનોકોશ કરી કહેવામા આવે છે. કર્મેન્દ્રિયોની સાથે પાચ પ્રાણો મળવાથી તેને પ્રાણકોશ કરી કહેવામાં આવે છે. આ ત્રણ કોશો જ્યારે સંયુક્ત થાય છે ત્યારે આત્માનું સૂક્ષ્મ શરીર બને છે, જે શરીર દેહાંતરપ્રાપ્તિને સમયે પણ કાયમ રહે છે. વળી આ સૂક્ષ્મ શરીર સમષ્ટિ અથવા વ્યષ્ટિરૂપ હોય છે. જેમ મોતીની માળામા એક જ દોરો સર્વ મોતીમા આસ થઇને રહેલો હોય છે, તેની જ રીતે

એક આત્મા સર્વમાં વ્યાપ્ત થઇ રહેલો હોય છે, ત્યારે તે આત્મા અથવા ઇશ્વરને સૂત્રાત્મા કરી કહેવામાં આવે છે અથવા વ્યષ્ટિરૂપે વ્યાપ્ત હિરણ્યગર્ભને તૈજસ કરી કહેવામાં આવે છે. આ તૈજસ તથા સૂત્રાત્મારૂપ શરીરો ખરૂં જોતાં કેવળ એકરૂપ છે. સ્વપ્નને વિશે જાગ્રતાવસ્થાના વિચારોની પરંપરારૂપે આ ત્રણ કોશો રહેલા હોય છે તથા સ્વપ્નમાં સૂત્રાત્મા તેમજ તૈજસ આત્મા સૂક્ષ્મ વસ્તુઓનું નિરીક્ષણ કરી શકે છે.

પાંચ સૂક્ષ્મ ભૂતોમાથી પૃથ્વી, અપ, તેજ વાયુ તથા આકાશ આ સ્થૂલ ભૂતો ઉત્પન્ન થાય છે તથા સ્થૂલ ભૂતોમાંથી અનેક લોકો જેવા કે સ્વર્ગ પૃથ્વી વગેરે તથા ભિન્ન શરીરો જેવાં કે મનુષ્યો તથા પ્રાણીઓ વગેરે ઉત્પન્ન થાય છે.

સ્થૂલ શરીરોને વિશે સમિષ્ટિરૂપે રહેતા આત્માને વૈશ્વાનર અથવા વિરાટ્ કરી કહેવામાં આવે છે તથા વ્યક્તિ શરીરને વિશે રહેતા આત્માને વિશ્વ કહેવામા આવે છે. સ્થૂલ શરીરને અન્નમય કોશ કહેવામાં આવે છે. આ સ્થૂલ શરીરને વિશે સ્થૂલ વિષયોનો ઉપભોગ કરવામા આવે છે, માટે તેને જાગ્રત્‌રૂપ કહેવામા આવે છે. બુદ્ધિની પાચ ઇન્દ્રિયોની સહાયતાથી શબ્દ સ્પર્શાદિનો જાગ્રતાવસ્થામાં વૈશ્વાનર તથા વિશ્વ ઉપભોગ કરે છે. સ્થૂલ, સૂક્ષ્મ તથા કારણ શરીરોના સમષ્ટિરૂપને એક મહાન્ જગતરૂપ કહેવામાં આવે છે તથા વિશ્વથી લઇ ઇશ્વર સુધીના આત્માને કેવળ એક આત્મારૂપ જાણવો.

આ પ્રમાણેના વેદાન્ત સારના સંક્ષિપ્ત ઇતિહાસની સાથે તૈત્તિરીય ઉપનિષદ્ કેટલી હદસુધી મળતું આવે છે, તે ઉપનિષદમા રહેલો સાર આપ્યા પછી દર્શાવીશું.

. દ્વિતીય વલ્લી ઋગ્વેદના મુખ્ય મંત્રથી શરૂ થાય છે, જે મંત્ર આખા ઉપનિષદના સારરૂપ છે, એમ શ્રી શંકર ભગવાને દર્શાવ્યું છે;—જે બ્રહ્મ સતરૂપ, જ્ઞાનરૂપ, અનંતરૂપ તથા જે અનંત આકાશને વિશે બુદ્ધિરૂપ ગુહાનેવિશે રહેલો છે, તેને જે કોઇ જાણે છે, તે એકદમ સર્વ કામનાઓનો ભોક્તા થાય છે તથા સર્વદા બ્રહ્મસ્વરૂપ બને છે.

આ અનંત આત્મામાંથી આકાશની ઉત્પત્તિ થઇ છે, આકાશમાંથી વાયુની, વાયુમાંથી અગ્નિની, અગ્નિમાંથી જળની, જળમાંથી પૃથ્વીની,પૃથ્વીમાંથી ઓષધિઓની, ઓષધિમાંથી અન્નની, અન્નમાંથી બીજની તથા બીજમાંથી મનુષ્યની ઉત્પત્તિ થઇ છે. સર્વ પ્રાણીમાત્રાની અન્નથી ઉત્પત્તિ થાય છે તથા અન્નનેવિશે પાછા તેઓ લયભાવને પામે છે. આ જાણવાને માટે અન્ન એ જ બ્રહ્મરૂપ છે. આ જ્ઞાનનું પ્રથમ પગથિયું છે. પ્રાણ જે અન્નના કરતાં વધારે અંતરાત્મારૂપ છે, તેને બ્રહ્મરૂપે જાણવા, એ જ્ઞાનનું દ્વિતીય પગથિયું છે. મન જે પ્રાણના કરતાં વધારે અંતરાત્મારૂપ છે તેને બ્રહ્મરૂપે જાણવા એ જ્ઞાનનું તૃતીય પગથિયું છે, બ્રહ્મને વિજ્ઞાનરૂપ માનવા એ જ્ઞાનનું ચતુર્થ પગથિયું છે. વિશ્વાત્માથી માંડી જીવાત્મા સુધીની સર્વ ભિન્નતાનો જેને વિશે નાશ થાય છે, એવા આનંદને બ્રહ્મરૂપ માનવો, એ જ્ઞાનનું પાંચમું પગથિયું છે.

હવે આ પ્રમાણેના પ્રશ્નો ઉદ્ભવે છેઃ—શું અવિદ્વાવાન્ મનુષ્ય મૃત્યુ પછી પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે? તથા જો એમ ન થતું હોય તો જે મનુષ્ય પરમાત્માને ઓળખે છે, તે જ શું પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે!

બ્રહ્મે સર્વ જગતની ઉત્પત્તિ કર્યા પછી તેનેવિશે પ્રવેશ કર્યો. આથી તે સૃષ્ટિરૂપ તેમ જ સ્રષ્ટારૂપ છે. સર્વ પ્રકારની વિશેષતાઓ જે જોવામાં આવે છે, તે સૃષ્ટિની પૂર્વે

વ્યક્તરૂપ અસ્તિત્વમા ન હતી અવ્યક્તરૂપે આ વિશેષતાઓ એક જ હતી. આથી જગતને બ્રહ્મના જગતરૂપ માનવુ જોઇએ. અવિકારી તથા નિત્ય એ જ બ્રહ્મ, જગતની પ્રતિષ્ઠારૂપ છે. બ્રહ્મ વિના કાઇ પણ અસ્તિત્વરૂપ હોતું નથી. કોઇપણ વસ્તુ ચૈતન્યરૂપે હોતી નથી તથા તેમના વિના સર્વ પ્રાણી માત્રનો નાશ થઇ જાય છે. બ્રહ્મ તથા જીવ એક છે, આ રીતનું જ્ઞાન સર્વ ભયમાથી મુક્ત કરે છે. કારણ તેમ થવાથી પોતાનો આત્મા બીજા જીવોથી ભિન્ન છે, આ રીતનો વિચાર નાશ પામે છે તથા દ્વિતીયપણાથી–ભિન્નતાથી ભયની ઉત્પત્તિ થાય છે. બીજુ જે પરમાત્માને ઓળખતુ નથી, તે ભયને પાત્ર હોય છે. કારણ તેનેવિશે ભિન્નતા, સ્થિતિ કરીને રહેલી હોય છે.

જ્ઞાન તથા જીવિતના પ્રમાણમાં આનદ અનેક પ્રકારનો છે મનુષ્યોને, મનુષ્યગધર્વોને, દેવગધર્વોને, પિતરોને, આજાનદેવોને, કર્મદેવોને, ઇન્દ્રને, બૃહસ્પતિને, પ્રજાપતિને તથા બ્રહ્મને, તેઓના જ્ઞાનના પ્રમાણમા આનદ હોય છે. જે મનુષ્યને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું હોય છે તે બ્રહ્મભાવને પામે છે. તેનો સર્વ ભય નિવૃત્તિને પામે છે

દ્વિતીય અધ્યાયમા બ્રહ્મવિદ્યા સબધી જે કાઇ જ્ઞાન આપવામા આવ્યું છે, તેની કેવળ પુનરાવૃત્તિ આ તૃતીયવલ્લીને વિશે છે. આ પરથી ખુલ્લુ માલમ પડે છે કે, બ્રહ્મજ્ઞાન કાઇ સહજ પ્રાપ્ત થતુ નથી, પણ કેટલીક અવસ્થાઓ હોય છે, જેને પહોચવાથી મનુષ્ય બ્રહ્મસબધી ઉચ્ચતર વિચારોને પ્રાપ્ત થાય છે આ અવસ્થાને પહોચવાને માટે સાધનોમા તપશ્ચરણ છે. યોગની સાધના અથવા એના પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરેલુ, તેને તપશ્ચરણ કહેવામા આવે છે. તૃતીયવલ્લીમાં કાઇ નવીન બાબત આવતી નથી, પણ પૂર્વે જે જ્ઞાન દર્શાવવામાં આવ્યું છે, તેની કેવળ પુનરાવૃત્તિ કરવામા આવી છે

તૈત્તિરીય ઉપનિષદ્‌ને વિશે વેદાંતસંબધી ખાસ ઉચ્ચતર વિચારો દર્શાવવામા આવ્યા છે. જેમ બીજને વિશે વૃક્ષ રહેલું હોય છે, તેમ આ ઉપનિષદ્‌મા વેદાતશાસ્ત્રના મૂળ તત્ત્વો દર્શાવવામા આવ્યા છે. પરમાત્મારૂપ તથા જડ જગતથી કેવળ ભિન્નરૂપે બ્રહ્મનો વિચાર સ્પષ્ટપણે આમા દર્શાવવામા આવ્યો છે બ્રહ્મને સર્વ તત્ત્વના કારણરૂપ તથા જગતમા તેને ઉત્પન્નકર્તા તથા પાલનકર્તા વર્ણવવામા આવેલ છે. પરમાત્માની પ્રથમ સૃષ્ટિરૂપે પાચ મહાભૂતો, જેમાથી સર્વ પ્રત્યક્ષ વસ્તુઓની ઉત્પત્તિ થઇ છે, તેનું વર્ણન કરવામા આવ્યુ છે. તે જ રીતે પચ કોશો જેમા એકને બીજાનો આશ્રય છે તથા જેનાવડે આત્મા વેષ્ટિત થયેલ છે, તેનુ આમા વર્ણન કરવામા આવ્યું છે. આમા કેટલીક ભિન્નતા બાકી રહેલ છે. જેમકે સ્થૂલ સૂક્ષ્મ ભૂતોની વચ્ચે રહેલી ભિન્નતાઓ દર્શાવવામા આવી નથી તેમ જ સ્થૂલ તથા સૂક્ષ્મ ભૂતોમાથી મન, બુદ્ધિ, જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો તથા પ્રાણોની ઉત્પત્તિ કેવી રીતે થઇ છે, તેનુ સ્પષ્ટપણે આમા વર્ણન કરવામા આવ્યુ નથી. પચકોશો, પચ મહાભૂતોની સાથે તથા આત્માની સાથે કેવા પ્રકારનો સબધ ધરાવે છે, તે વિષે આમા સમજાવવામા આવ્યું નથી તૈત્તિરીય ઉપનિષદ્‌મા આપવામા આવેલા ઉદ્‌ભવોની પરપરાવિષે વિચાર કરીએ છીએ તો એમ લાગે છે કે, આ ઉદ્‌ભવો કેટલાક ભૂતોના વિકારોરૂપ નથી, પણ કેવળ પૃથ્વીના વિકારોરૂપ છે. વળી કોઇ પણ સ્થળે દર્શાવવામા નથી આવ્યું કે, કોશોની ઉત્પત્તિ અન્ય ઉદ્‌ભવોથી સ્વતત્રરૂપે છે. આથી ન્યાયપૂર્વક એમ અનુમાન બાધી શકાય છે કે, તે કોશો પચ મહાભૂતોના વિકારરૂપે છે.

ડા. વેબર નામના અગ્રેજ વિદ્વાનનું માનવું એવું છે કે, તૈત્તિરીય ઉપનિષદનો પ્રથમ ભાગ એક બીજા ભાગોની સાથે સંબંધ ધરાવતો નથી. આખા ઉપનિષદની રચના નિયમયુક્ત છે, પણ આ માહેલા ઘણા વિચારો કાલ્પનિક છે તથા બ્રહ્મ સબંધીતું સ્વરૂપ બહુ જ પૂર્ણપણે દર્શાવવામાં આવ્યું નથી.

આ તો સત્ય છે કે, વેદાંત સિદ્ધાંતના જ્ઞાનને માટે આ ઉપનિષદ્દનો પ્રથમ ભાગ જેવો જોઇએ તેટલો ઉપયોગી નથી, છતાં સર્વ ઉપનિષદોના અને વેદાતના સિદ્ધાત પ્રમાણે જ્ઞાનની પ્રાપ્તિ પૂર્વે પ્રથમ જ્ઞાનના અધિકારી બનવાની જરૂર છે તથા તેટલા માટે પ્રાથમિક જ્ઞાન પ્રથમ સંપાદન કરવું જોઇએ, જે આ ઉપનિષદના પ્રથમ ભાગમા દર્શાવવામાં આવ્યું છે. આથી બીજા ઉપનિષદોના કરતાં આનેવિશે રચના ઘણી જ નિયમપુર.સર છે. જેવી રીતે બૃહદારણ્યક ઉપનિષદમા જ બ્રહ્મજ્ઞાનનો પ્રકાશ કરવાની રચમા જ પ્રથમનું જ્ઞાન નહિ સંપાદન કરેલું એવા જિજ્ઞાસુઓએ વારંવાર અટકાવ નાખ્યા કર્યો છે. આ તો સત્ય છે કે, આ ઉપનિષદ્દની રચના જેવી જોઇએ તેવી છે. જેવી રીતે વાક્યોની રચનાપૂર્વે વિચારની જરૂર છે, તેવી રીતના નિયમ પ્રમાણે કેટલાક ઉપનિષદો ઘણા જ સારા પ્રાસોની અંદર રચવામાં આવ્યા છે, છતાં તેમાં જેવો જોઇએ તેવો નિયમ રાખ્યો નથી.

ભિન્ન ભિન્ન દેવોના સબંધમાં ઘણા કાલ્પનિક વિચારો દર્શાવવામાં આવ્યા છે, છતા આ સર્વ દેવો વેદોમા કહેવામાં આવેલા છે તથા આ તો કુદરતી નિયમે છે કે, તે જ દેવોને વેદાંતના ઉપદેશને વિશે દાખલ કરવામાં આવ્યા છે. ઉપનિષદો વેદમાં રહેલા દેવોને કબુલ કરે છે, પણ તે કેવળ નામ માત્રે જ કરી, પણ સત્ય રીતે નહિ. ઉપનિષદ્દમાં વસ્તુસ્વરૂપ વિશે ફેરફાર છે. દેવોને વિશે અનંતપણું નહિ હોવાથી તેઓને બ્રહ્મની નિકૃષ્ટ સ્થિતિએ ગણેલા છે. તૈત્તિરીય ઉપ-પદમા દર્શાવેલા વિચારો બીજા ઉપનિષદોના જેવા જ છે. માત્ર ફેર એટલો જ છે કે, આ ઉપનિષદમાં વિચારો ઘણા જ નિયમપૂર્વક ગોઠવવામા આવ્યા છે. જેમ બીજા ઉપનિ-દોમા વિચારોની પરાકાષ્ટા દર્શાવવામા આવી છે, તેવી જો કે આ ઉપનિષદ્દમાં નહિ હોય, છતા વેદાતતત્વ દર્શાવનારા ઉપનિષદોની અંદર આ ઉપનિષદ પ્રથમ પંક્તિએ મૂકવા યોગ્ય છે.

---

# तैत्तिरीय उपनिषद्.

## શિક્ષા વલ્લી–પ્રથમ અનુવાક.

દેવતાઓની સ્તુતિ.

ॐ शं नो मित्रः शं वरुणः । शं नो भवत्वर्यमा । शं न इन्द्रो बृहस्पतिः । शं नो विष्णुरुरुक्रमः । नमो ब्रह्मणे । नमस्ते वायो । त्वमेव प्रत्यक्षं ब्रह्मासि । त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि । ऋतं वदिष्यामि । सत्यं वदिष्यामि । तन्मामवतु । तद्वक्तारमवतु । अवतु माम् । अवतु वक्तारम् ॥ ॐ शांतिः शांतिः शांतिः ॥

અન્વયાર્થઃ—શં=સુખ કરનાર, નઃ=અમને, મિત્રઃ=પ્રાણવૃત્તિના અભિમાની દેવ, શં= સુખ કરનાર, વરુણઃ=અપાન વૃત્તિના અભિમાની દેવ, શં=સુખ કરનાર, ન=અમને, ભવતુ=થાઓ, અર્યમા=સૂર્ય મંડળના અભિમાની દેવ, શં=સુખકારક, નઃ=અમને, ઇન્દ્રઃ=બાહુ બળના અભિમાની દેવ, બૃહસ્પતિઃ=બુદ્ધિના અભિમાની દેવ, શં=સુખકર્તા, નઃ=અમને, વિષ્ણુઃ=પગના અભિમાની દેવ, ઉરુક્રમઃ=વિસ્તીર્ણ પગવાળા, નમઃ=નમસ્કાર, બ્રહ્મણે=સૂત્રાત્મક વાયુને, નમઃ=નમસ્કાર, તે= તને, વાયો=હે વાયુ, ત્વં=તું, એવ=જ, પ્રત્યક્ષં=પ્રત્યક્ષરૂપે, બ્રહ્મ=બ્રહ્મ, અસિ=છે, ત્વા=તને, એવ=જ, પ્રત્યક્ષં=પ્રત્યક્ષરૂપ, બ્રહ્મ=બ્રહ્મસ્વરૂપે, વદિષ્યામિ=કહું છું, ઋતં=નિશ્ચિતાર્થરૂપ પ્રાણવાયુરૂપે આપને, વદિષ્યામિ=કહું છું, સત્યં=નિશ્ચય કરેલાને વાણીવડે ઉચ્ચારવારૂપે આપને, વદિષ્યામિ=કહું છું, તત્=સૂત્રાત્મક સમષ્ટિરૂપે તે, મા=પ્રાણાત્મક વ્યષ્ટિરૂપ બ્રહ્મરૂપે કહેવાયેલ મને, અવતુ=રક્ષણ કરો, તત્= સમષ્ટિરૂપ તે, વક્તારં=ગુરુને, અવતુ=રક્ષણ કરો, અવતુ=રક્ષણ કરો, માં=વ્યષ્ટિરૂપ મને, અવતુ=રક્ષણ કરો, વક્તારં=ગુરુને. (૧)

શબ્દાર્થઃ—મિત્ર અમારું સુખ કરનાર થાઓ, વરુણ અમારું સારું કરો, અર્યમા અમારું સારું કરો, ઇન્દ્ર તથા બૃહસ્પતિ અમારું સારું કરો, સર્વ વ્યાપક શ્રીવિષ્ણુ ભગવાન્ અમારું સારું કરો. બ્રહ્મને નમસ્કાર છે. હે વાયુ દેવ ! આપને નમસ્કાર છે. આપ પ્રત્યક્ષ બ્રહ્મદેવરૂપે છો. આપને પ્રત્યક્ષ બ્રહ્મદેવરૂપ કહીશ. હુ આપને પ્રાણવાયુરૂપ કહીશ. હું આપને સત્યરૂપ કહીશ. સમષ્ટિરૂપ બ્રહ્મદેવ, વ્યષ્ટિરૂપ મારું પાલન કરો. વક્તાનું (આચાર્યનું) પાલન કરો. બ્રહ્મદેવ મારું રક્ષણ કરો, વક્તાનું બ્રહ્મદેવ રક્ષણ કરો, ૐ શાંતિ, શાંતિ, શાંતિ.

ટીકાઃ—શ્રી શંકર ભગવાનના મત પ્રમાણે મિત્ર એ પ્રાણના અધિષ્ઠાતા તથા દિવસના અધિષ્ઠાતા દેવ છે. વરુણ એ અપાનના તથા રાત્રિના અધિષ્ઠાતા દેવ છે. અર્યમા ચક્ષુના તથા સૂર્યના અધિષ્ઠાતા દેવ છે. ઇન્દ્ર બળના અધિષ્ઠાતા દેવ છે. બૃહસ્પતિ વાણી તથા બુદ્ધિના અધિષ્ઠાતા દેવ છે તથા શ્રી વિષ્ણુ ભગવાન્ પાદના અધિષ્ઠાતાદેવ છે. અહીં વાયુને બ્રહ્મરૂપે કહેવામા આવ્યા છે, તે કેવળ સ્તુતિને અર્થે છે. જ્ઞાનની અંદર થતા વિઘ્નો ટાળવા માટે શાંતિ શબ્દનો પ્રયોગ કરવામા આવ્યો છે. ત્રણવાર શાંતિ કહેવાનું કારણ એ છે કે, વિઘ્નો ત્રણ પ્રકારના છે—આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક ૧.

## દ્વિતીય અનુવાક.

### શિક્ષાનું વ્યાખ્યાન.

**ૐ શીક્ષાં व्याख्यास्याम. । वर्णः स्वरः मात्रा बलम् । साम सन्तानः । इत्युक्त. शीक्षाध्यायः ॥ १ ॥**

અન્વયાર્થઃ—શીક્ષા=દીર્ઘ તથા છંદસરૂપ, શિક્ષા કે જેવડે શીખવવામા આવે અથવા વર્ણાદિના ઉચ્ચારણરૂપે જેનો ઉપદેશ થાય તે શિક્ષા, વ્યાખ્યાસ્યામ=સ્પષ્ટ રીતે અમે કહીશું, વર્ણ=અકારાદિ, સ્વરઃ=ઉદાત્તાદિરૂપે, માત્રા=હ્રસ્વાદિ, બલં=સ્પૃષ્ટ, અલ્પ સ્પૃષ્ટ, અલ્પ વિવૃત, વિવૃત તથા સંવૃતાદિરૂપ પ્રયત્ન, સામ=સરખારૂપે કરનાર તે અથવા જલદી અથવા વિલંબનો ત્યાગ કરી જેનું જ્યારે ઉચ્ચારણ કરવાનુ હોય તે વખતે તેનું ઉચ્ચારણ કરવું તે અથવા સામ નામની ગીતિ, સંતાનઃ=એ વર્ણનુ વ્યવધાનથી રહિતપણું, ઇતિ=આમ, ઉક્ત=કહેવાયેલ છે, શીક્ષાધ્યાય=જે અધ્યાયમા શીક્ષાનું નિરૂપણ હોય તે. (૧)

શબ્દાર્થ:—હવે આપણે શિક્ષાનું વ્યાખ્યાન કરીશું. વર્ણ, સ્વર, માત્રા, બળ, સામ તથા સંતાન આટલું શિક્ષાધ્યાયમાં કહેવામાં આવેલું છે. ૧

ટીકા:—વર્ણાદિના ઉચ્ચારવિશે જેમાં કહેવામાં આવ્યું હોય, તેને શિક્ષા કરી કહેવામાં આવે છે. કકાર આદિને વર્ણ કહેવામાં આવે છે, અકારાદિને સ્વર કહેવામાં આવે છે, હ્રસ્વાદિને માત્રા કહેવામાં આવે છે, મધ્યમ રીતે વર્ણનો ઉચ્ચાર કરવો તે સામ કહેવાય છે, સ્પષ્ટપણે સમજી પડવા સારુ પ્રયત્નપૂર્વ જે ઉચ્ચાર થાય તેને બળ કરી કહેવામા આવે છે, જ્યાં સંધિ થતી હોય ત્યા સધિ કરી ક્રમ પ્રમાણે ઉચ્ચાર કરવો, તેને સંતાન કરી કહેવામા આવે છે. ૧

## તૃતીય અનુવાક.

### સંહિતાની ઉપાસના.

सह नौ यशः । सह नौ ब्रह्मवर्चसम् । अथातः संहिताया उपनिषदं व्याख्यास्यामः ॥ पञ्चस्वधिकरणेषु । अधिलोकमधिज्यौतिषमधिविद्यमधिप्रजमध्यात्मम् । ता महासंहिता इत्याचक्षते । अथाधिलोकम् । पृथिवी पूर्वरूपम् । द्यौरुत्तररूपम् । आकाशः सन्धिः ॥१॥

અન્વયાર્થ:—સહ=સાથે, નૌ=આપણે ગુરુ તથા શિષ્યનો, યશઃ=ઉપાસનાના સાધનરૂપ કીર્તિ ( થાઓ ), સહ=સાથે, નૌ=અમે બેઉનો, બ્રહ્મવર્ચસં=ઉપનિષદના જ્ઞાનવડે મુખાદિમાં કાંતિરૂપ તેજ ( થાઓ ), અથ=વર્ણાદિના ઉચ્ચાર પછી, અતઃ=ચિત્તની એકાગ્રતા થયા પછી, સંહિતાયાઃ=વર્ણોની અત્યંત સમીપપણાની, ઉપનિષદં=ઉપાસનાને, વ્યાખ્યાસ્યામઃ=અમે નિરૂપણ કરીશું, પંચસુ=પાંચ, અધિકરણેષુ=પદાર્થવડે ( વિશેષવાન્ સંહિતા વર્ણોમાં કરવું ), ( આ પાંચ પદાર્થ નીચે પ્રમાણેના ), અધિલોકં=પૃથ્વી આદિનું ધ્યેયપણાવડે જ્ઞાન, અધિજ્યોતિષં=અગ્નિઆદિનું ધ્યેયરૂપે જ્ઞાન, અધિવિદ્યં=આચાર્યાદિનું ધ્યેયરૂપેજ્ઞાન, અધિપ્રજં=પ્રજા તથા માતાનું ધ્યેયરૂપે જ્ઞાન, અધ્યાત્મં=દેહ સંબંધી ઉપાસના, તાઃ=તે અધિલોકાદિ પાંચ પદાર્થને, મહાસંહિતાઃ=મોટી ઉપાસનારૂપે, ઇતિ=એમ, આચક્ષતે=કહે છે, અથ=હવે, અધિલોકં=પૃથ્વી આદિની ઉપાસનાવિશે ( નીચે પ્રમાણે છે ), પૃથિવી=પૃથ્વી, પૂર્વરૂપં=પ્રથમવર્ણરૂપે અર્થાત્સંરૂપે, દ્યૌઃ=સ્વર્ગ, ઉત્તરરૂપં=ઉત્તરવર્ણરૂપે અર્થતતારૂપે, આકાશઃ=આકાશ, સંધિઃ=પૂર્વ તથા ઉત્તરવર્ણને જોડનારરૂપે અર્થાત્ હિરૂપે (૧)

શબ્દાર્થ:—અમારા બન્નેનો અર્થાત્ ગુરુ અને શિષ્યનો યશ વૃદ્ધિને પામો. અમને બન્નેને વેદાંતના જ્ઞાનવાળું તેજ સરખું પ્રાપ્ત થાઓ. હવે આપણે સંહિતાની ઉપાસનાવિશે આરંભ કરીશું. આ સંહિતાના પાંચ વિષયો છે:—અધિલોકનો વિષય, અધિજ્યોતિનો વિષય, અધિવિદ્યાનો વિષય, અધિપ્રજાનો વિષય તથા અધ્યાત્મનો વિષય. આ સર્વ વિષયોને મહાન્ સંહિતા કરી કહેવામા આવે છે. હવે પ્રથમ અધિલોકના વિષય સંબંધી કહેવામાં આવે છે. તેમા પૃથ્વી એ પ્રથમ વર્ણરૂપ અર્થાત્ સંરૂપ છે, સ્વર્ગ એ ઉત્તરના વર્ણરૂપ અર્થાત્ ' તા ' રૂપ છે તથા આકાશ બેઉ વર્ણોના સંધિરૂપ અર્થત્ હિરૂપ છે. (૧)

ટીકા:—સંહિતા શબ્દનો અર્થ અનેક વર્ણનો સંયોગ કે જેથી શબ્દ બને છે, અનેક શબ્દોનો સંયોગ કે જેથી વાક્ય બને છે, અનેક વાક્યોનો સંયોગ કે જેથી એક નિબંધ બને છે, તે છે. નિબંધવડે એક બીજાના વિચારોની પરંપરા દર્શાવવામા આવે છે. આ જ પ્રમાણે સંહિતાના સંબંધમા છે. સંહિ-

તાનો અર્થ અહીં ઋગ્વેદાદિ સૂક્તોનો સમૂહ છે. દરેક ભિન્ન ભિન્ન શાખાઓને વિશે રહેલાં સૂક્તોના સમૂહને સહિતા કરી કહેવામાં આવે છે. દૃષ્ટાંત તરીકે સંહિતા વાક્યરૂપ હોય છેઃ–જેમકે इखेत्वा–હું તારો વિભાગ કરું છું. આમાં इ વર્ણવડે પૃથ્વી લેવી, त्वा વડે સ્વર્ગ લેવું તથા સ્વર્ગ અને પૃથ્વીના સધિરૂપ खे વર્ણવડે વાયુ લેવો. જેમાં સહિતા હોય છે તથા જ્યારે સયોગવાળી વસ્તુઓ મોટા વિસ્તારવાળી હોય છે જેમકે પૃથ્વી, ત્યારે તેને મહા સંહિતા કરી કહેવામા આવે છે. ૧

**वायुः सन्धानम् । इत्यधिलोकम् । अथाधिज्योतिषम् । अग्निः पूर्वरूपम् । आदित्य उत्तररूपम् । आपः सन्धिः । वैद्युतः सन्धानम् । इत्यधिज्योतिषम् । अथाधिविद्यम् । आचार्य्यः पूर्वरूपम् ॥ २ ॥**

અન્વયાર્થઃ–વાયુઃ=વાયુ, સંધાનં=પૂર્વ તથા ઉત્તર વર્ણને જોડનાર અર્થાત્ સંહિતારૂપે, ઇતિ=આ રીતે, અધિલોકં–પૃથ્વી સંબંધી ઉપાસના, અથ=હવે પછી, અધિજ્યોતિષં= અગ્નિ આદિ સંબંધીની ઉપાસના, અગ્નિઃ= અગ્નિ, પૂર્વરૂપં=પૂર્વવર્ણ સંરૂપે, આદિત્ય = સૂર્ય, ઉત્તરરૂપં=ઉત્તર વર્ણરૂપે અર્થાત્ તારૂપે, આપઃ=જળ, સંધિ:=એત્રે વર્ણની સંધિરૂપે અર્થાત્ હિરૂપે, વૈદ્યુતઃ=વિદ્યુત, સંધાનં=સંધાનરૂપે અર્થાત્ સંહિતારૂપે, ઇતિ=આ, અધિજ્યોતિષં=અગ્નિ આદિની ઉપાસના, અથ= હવે, અધિવિદ્યં=વિદ્યાસંબંધી ઉપાસના, આચાર્યઃ=આચાર્ય, પૂર્વરૂપં=પ્રથમ વર્ણ અર્થાત્ સંરૂપે. (૨)

શબ્દાર્થઃ–વાયુ આ સંગમના સાધનરૂપ છે. આ રીતે અધિલોક સંબંધી વિષય થયો. હવે અધિજ્યોતિ વિષય સંબંધી કહેવામાં આવે છે. અગ્નિ પ્રથમ વર્ણ અર્થાત્ તારૂપ છે, જળ સંગમરૂપ અર્થાત્ હિરૂપ તથા વિદ્યુત સંયોગના સાધનરૂપ છે. આ રીતે અધિજ્યોતિ સંબંધીનો વિષય છે. હવે અધિવિદ્યાનો વિષય સાંભળો. ગુરુ પ્રથમ વર્ણ સંરૂપ છે. ૨

**अन्तेवास्युत्तररूपम् । विद्या सन्धिः । प्रवचनꣳसन्धानम् । इत्यधिविद्यम् । अथाधिप्रजम् । मातापूर्वरूपम् । पितोत्तररूपम् । प्रजा सन्धिः । प्रजननꣳसन्धानम् । इत्यधिप्रजम् ॥ ३ ॥**

અન્વયાર્થઃ–અંતેવાસી=શિષ્ય, ઉત્તરરૂપં =ઉત્તર વર્ણરૂપે અર્થાત્ તારૂપે, વિદ્યા=વિદ્યાનો ઉત્પન્ન કરનાર ગ્રંથ, સધિઃ=બે વર્ણના સંધિરૂપે અર્થાત્ હિરૂપે, પ્રવચનં=અધ્યયન, સંધાનં=ત્રણે વર્ણને જોડનાર અર્થાત્ સંહિતારૂપે, ઇતિ=એમ, અધિવિદ્યં=વિદ્યા સંબંધી ઉપાસના, અથ=હવે, અધિપ્રજં=પ્રજા સંબંધી ઉપાસના, માતા=માતા, પૂર્વરૂપં=પૂર્વવર્ણરૂપે અર્થાત્ સંરૂપે, પિતા=પિતા, ઉત્તરરૂપં=ઉત્તર વર્ણરૂપે અર્થાત્ તારૂપે, પ્રજા=પ્રજા, સંધિઃ= બે વર્ણને જોડનારરૂપે અર્થાત્ હિરૂપે, પ્રજનનં=ઉત્પત્તિ, સંધાનં=ત્રણ વર્ણને જોડનાર અર્થાત્ સંહિતારૂપે, ઇતિ=એમ, અધિપ્રજં= પ્રજા સંબંધી ઉપાસના. (૩)

શબ્દાર્થઃ–શિષ્ય છેલ્લાવર્ણ (તા)રૂપ છે, વિદ્યા સંધિરૂપ છે તથા વેદ સંધિના સાધનરૂપ છે. આ રીતે અધિવિદ્યા સંબંધી વિષય છે. હવે અધિપ્રજા સંબંધી વિષય સાંભળોઃ–માતા પ્રથમવર્ણ (સં)રૂપ છે, પિતા છેલ્લા વર્ણ (તા)રૂપ છે, પ્રજા સંધિ (હિ)રૂપ છે તથા ઉપસ્થ ઇન્દ્રિય સંધિના સાધનરૂપ છે. આ રીતે અધિપ્રજાનો વિષય છે. ૩.

**अथाध्यात्मम् । अधरा हनुः पूर्वरूपम् । उत्तरा हनुरुत्तररूपम् । वाक्**

सन्धिः । जिह्वा सन्धानम् ! इत्यध्यात्मम् । इतीमा महासꣳहिताः । य एवमेता महासꣳहिता व्याख्याता वेद । सन्धीयते प्रजया पशुभिः । ब्रह्मवर्चसेनान्नाद्येन सुवर्गेण लोकेन ॥ ४ ॥

અન્વયાર્થ:—અથ=હવે પછી, અધ્યાત્મં=દેહ સંબંધી ઉપાસના, અધરા=નીચલો, હનુ:=ઓઠની નીચેનો ભાગ, પૂર્વરૂપં=પૂર્વવર્ણરૂપે અર્થાત્ સંરૂપે, ઉત્તરા=ઉપરનો, હનુ:=ઓઠની ઉપરનો ભાગ, ઉત્તરરૂપં=ઉત્તર વર્ણરૂપે અર્થાત્ તારૂપે, વાક્=વાણી, સંધિ:=બે વર્ણને જોડનારરૂપે અર્થાત્ હિરૂપે, જિહ્વા=જીભ, સંધાનં=ત્રણે વર્ણને જોડનારરૂપે અર્થાત્ સંહિતારૂપે, ઇતિ=એમ, અધ્યાત્મં=દેહ સંબંધી ઉપાસના, ઇતિ=આ રીતે, ઇમા:=આ, મહાસંહિતા:=મહાન્ ઉપાસનાઓ, ય:=જે, એવં=આ રીતે, એતા:=આ, મહાસંહિતા:=મોટી ઉપાસનાઓને, વ્યાખ્યાતા:=નિરૂપણ કરાયેલ, વેદ=જાણે છે, સંધીયતે=(તે) જોડાય છે, પ્રજયા=પ્રજાવડે, પશુભિ:=પશુઓવડે, બ્રહ્મવર્ચસેન=બ્રહ્મ તેજવડે, અન્નાદ્યેન=ખાવા યોગ્ય અન્નવડે, સુવર્ગેન=સ્વર્ગ નામના, લોકેન=ભોગના સ્થાન સાથે, ( સંબધ્યતે=જોડાય છે ). (૪)

શબ્દાર્થ:—હવે અધ્યાત્મ વિષય વિશે સાંભળો. નીચલા ઓઠની નીચેનો ભાગ પ્રથમ વર્ણ (સં)રૂપ છે, ઉપલા ઓઠની ઉપરનો ભાગ છેવટના વર્ણ (તા)રૂપ છે તથા વાણી સંધિ ( હિ )રૂપ છે તથા જિહ્વા સંધિના સાધનરૂપ છે. આ પ્રમાણેનો અધ્યાત્મ વિષય છે. આને મહાન્ સંહિતા કરી કહેવામાં આવે છે. જે કોઇ આ મહાન્ સંહિતાના વ્યાખ્યાનોને જાણે છે, તેને પ્રજા, પશુ, વેદનું તેજ, ખાદ્ય અન્ન તથા સ્વર્ગ પ્રાપ્ત થાય છે. ૪.

## ચતુર્થ અનુવાક.

### પ્રણવની ઉપાસના.

यश्छन्दसामृषभो विश्वरूपः । छन्दोभ्योऽध्यमृतात्सम्बभूव । स मेन्द्रो मेधया स्पृणोतु । अमृतस्य देव धारणो भूयासम् । शरीरं मे विचर्षणम् । जिह्वा मे मधुमत्तमा । कर्णाभ्यां भूरि विश्रुवम् । ब्रह्मणः कोशोऽसि मेधया पिहितः । श्रुतं मे गोपाय । १

અન્વયાર્થ:—ય:=જે પ્રણવ, છંદસાં=ગાયત્રીયુક્ત વેદોમાં, ઋષભ:=શ્રેષ્ઠ, વિશ્વરૂપ:=સર્વ જગતરૂપે, છંદોભ્ય:=વેદો કરતાં, અધિ=અધિક, અમૃતાત્ અર્થાત્ અમૃતેભ્ય:=અમૃતરૂપ, સંબભૂવ=થયો, સ:=તે ૐકારરૂપી પ્રણવ, મા=મને, ઇન્દ્ર:=પરમેશ્વરરૂપ, મેધયા=બુદ્ધિવડે, સ્પૃણોતુ=વધારો કરો, અમૃતસ્ય=મોક્ષના સાધનરૂપ જ્ઞાનના, દેવ=હે પ્રકાશમાન પ્રણવ, ધારણ:=ધારણકર્તારૂપે, ભૂયાસમ્=(હું) થાઉં, શરીરં=શરીર, મે=મારું, વિચર્ષણં=રોગરહિત (કરો), જિહ્વા=જીભ, મે=મારી, મધુમત્તમા=મધુર બોલવાવાળી (કરો), કર્ણાભ્યાં=કર્ણોવડે, ભૂરિ=ઘણું, વિશ્રુવં=શ્રવણ કરું (એમ કરો), બ્રહ્મણ:=હે ( હે પ્રણવ, તું ) પરમાત્માના, કોશ:=કોશની માફક પ્રાપ્તિના સાધનરૂપે, અસિ=તું છે, મેધયા=લૌકિકબુદ્ધિવડે, પિહિત:=ઢંકાયેલ અર્થાત્ નહિ ઓળખાયેલ (છે), શ્રુતં=શ્રવણપૂર્વક અધ્યયન, મે=મારું, ગોપાય=તું પાલન કર. (૧)

શબ્દાર્થ:—પ્રણવ ( વેદોને વિશે કહેવામાં આવેલા પવિત્ર શબ્દ ૐકાર સ્વરૂપ પરમાત્મા) જેને વેદોને વિશે શ્રેષ્ઠરૂપે ગણવામા આવ્યા છે, જેને વિશ્વરૂપ કહેવામાં આવે છે, જે અમૃતરૂપ વેદોના કરતાં પણ વધારે અમૃતરૂપે ઉત્પન્ન થયા છે તથા જે સર્વ કામનાના ઇશ્વરરૂપ છે, તે મારી બુદ્ધિનેવિશે વધારો

કરો. હે પ્રકાશમાન પ્રણવ ! અમૃતત્વના કારણરૂપ બ્રહ્મવિદ્યાના જ્ઞાનને ધારણ કરનારો હું થાઉં, મારું શરીર રોગરહિત થાઓ. મારી જિહ્વાને વિશે અત્યંત મધુરતા આવો. મારાં શ્રોત્રો ઘણું શ્રવણ કરનારાં થાઓ. હે ૐકાર ! પરમાત્માના કોશરૂપે તું છે, તું સાધારણ બુદ્ધિથી વેષ્ટિત થયેલા અર્થાત્ સામાન્ય બુદ્ધિવડે અજ્ઞાન છે. જે કાંઇ બ્રહ્મજ્ઞાન મેં શ્રવણ કર્યું છે, તેનું તું પાલન કર. ૧

ટીકાઃ–બુદ્ધિ તથા અભ્યુદયની ઇચ્છાવાળો જે મનુષ્ય હોય છે, તેને આવશ્યકીય આહુતિઓ તથા મંત્રોના જપ આ ચતુર્થ અનુવાકનેવિશે દર્શાવવામાં આવ્યા છે. ૧

**आवहन्ती वितन्वाना कुर्वाणा चीरमात्मनः । वासांसि मम गावश्च । अन्नपाने च सर्वदा । ततो मे श्रियमावह । लोमशां पशुभिः सह स्वाहा । आ मायन्तु ब्रह्मचारिणः स्वाहा । वि मायन्तु ब्रह्मचारिणः स्वाहा । प्र मायन्तु ब्रह्मचारिणः स्वाहा । द मायन्तु ब्रह्मचारिणः स्वाहा। श मायन्तु ब्रह्मचारिणः स्वाहा ॥ २ ॥**

અન્વયાર્થઃ–આવહન્તી=પમાડનારી, વિતન્વાના=વિસ્તાર કરવાવાળી, કુર્વાણા=ઉત્પન્ન કરવાવાળી, ચિરં=લાંબો સમય સુધી, આત્મનઃ=હું ઉપાસકની, વાસાંસિ=વસ્ત્રો, મમ=મારી, ગાવઃ=ગાયો, અન્નપાને=અન્ન તથા જળ, ચ=તથા, સર્વદા=હમેશ, તતઃ=જ્ઞાનની ઉત્પત્તિ થયા પછી, મે=હું ઉપાસકના, શ્રિયં=અભ્યુદયને, આવહ=વધારો કરો, લોમશાં=લોમવાળાં, પશુભિઃ=પશુઓવડે, સહ=યુક્ત, સ્વાહા=( આ રીતની વિભૂતિને આપનાર તમને ) આહુત દ્રવ્ય પ્રાપ્ત થાઓ, આ=સર્વસ્થળેથી, મા=મારીપાસે, આયન્તુ=આવો, બ્રહ્મચારિણઃ=શિષ્યો, સ્વાહા=આ આહુતિ આપને પહોંચો, વિ=વિવિધ કામનાવાળા, મા=મારી પાસે, આયન્તુ=આવો, બ્રહ્મચારિણઃ=શિષ્યો, સ્વાહા=આ આહુતિ તમને મળો, પ્ર=પ્રજ્ઞાવાળા, મા=મારી પાસે, આયન્તુ=આવો, બ્રહ્મચારિણઃ=શિષ્યો, સ્વાહા=આહુતિ તમને મળો, દ=દમવાળા, મા=મારીપાસે, આયન્તુ=આવો, બ્રહ્મચારિણઃ=શિષ્યો, સ્વાહા=આ આહુતિ આપને મળો, શ=શમવાળા, મા=મારીપાસે, આયન્તુ=આવો, બ્રહ્મચારિણઃ=શિષ્યો, સ્વાહા=આ આહુતિ તમને મળો. (૨)

શબ્દાર્થઃ–હે પ્રણવ નામના ઇશ્વર ! આપની ઉપાસના કરનારા એવા મારાં વસ્ત્રો, ગાયો, અન્ન, જળ આ સર્વ વસ્તુ સર્વદા પ્રાપ્ત કરાવવાવાળી, વિસ્તાર કરાવનારી તથા લાંબો સમય પહોંચે એવી જે વિભૂતિ છે તે વિભૂતિની ઉપાસના કરી રહેવા પછી, વૃદ્ધિ કરો. ઉનવાળાં પશુઓથી યુક્ત હું થાઉં, એમ આપને આ આહુતિ આપવાથી કરો, સર્વ સ્થળેથી મારી પાસે શિષ્યો આવો, વિવિધ કામનાવાળા શિષ્યો મારી પાસે આવો, પ્રખર બુદ્ધિવાળા શિષ્યો મારી પાસે આવો, દમવાળા શિષ્યો મારી પાસે આવો, શમ ગુણવાળા શિષ્યો મારી પાસે આવો. ( આ આહુતિઓ આપવાથી મને આ સઘળું મળો. ) (૨)

**यशो जनेऽसानि स्वाहा । श्रेयान् वस्यसोऽसानि स्वाहा । तं त्वा भग प्रविशानि स्वाहा । स मा भग प्रविश स्वाहा । तस्मिन् सहस्रशाखे । नि भगाऽहं त्वयि मृजे स्वाहा । यथाऽऽपः प्रवता यन्ति । यथा मासा अहर्जरम् । एवं मां ब्रह्मचारिणः । धातरायन्तु सर्वतः स्वाहा । प्रतिवेशोऽसि प्र मा भाहि प्र मा पद्यस्व ॥ ३ ॥**

અન્વયાર્થઃ–યશઃ=યશસ્વી, જને=સર્વજનોમાં, અસાનિ=હું થાઉં, શ્રેયાન્=વધારે

શ્રેષ્ઠ વસ્યસ =ધનવાન્ પુરુષ કરતા, અસાનિ= હુ થાઉ, તં=તે, ત્વા=કોશરૂપ તથા પ્રણુવરૂપ તારે વિશે, ભગ=હે ભગવન્!, પ્રવેશાનિ=હુ પ્રવેશ કરુ, સ =પ્રણુવરૂપ તે, મા=મુ ઉપાસકને વિશે, ભગ=હે પરમેશ્વર ! પ્રવિશ= પ્રવેશ કરો, તસ્મિન્=તે, સહસ્રશાખે=અનેક મૂર્તિભેદવાળામા, નિ=સર્વદા, ભગ=પરમેશ્વર, અહ =હુ , ત્વયિ=પ્રણુવરૂપ તારામા, મૃજે=પાપને ધોઇનાખુ, યથા–જેવી રીતે, આપ =જળ, પ્રવતા=નીચા પ્રદેશવડે, યન્તિ=જાય છે, યથા=જે રીતે, માસા =મહિનાઓ, અહર્જર=સવત્સરરૂપે, એવ=આ રીતે, મા=આચાર્યરૂપ મારી પાસે, બ્રહ્મચારિણ =શિષ્યો, ધ તર્–હે વિધાતા ! આયતુ=આવી પહોચો, સર્વત =સર્વ સ્થળે, પ્રતિવેશ =શ્રમના ટાળવાના આશ્રયરૂપ, અસિ=તુ છે, પ્ર=પ્રખ્યાત, મા=મને, ભાહિ=કર, પ્ર=પ્રસિદ્ધરીતે, મા= મારાપર, પદ્યસ્વ=અનુગ્રહ કર. (૩)

શબ્દાર્થ —મનુષ્યને વિશે મારો યશ વિસ્તારને પામો, સ્વાહા સમૃદ્ધિવાનના કરતા પણ વધારે શ્રેષ્ઠ થાઉ, સ્વાહા. હે ભગવન્ ! કોશરૂપ તમારેવિશે હુ પ્રવેશ કરું, સ્વાહા. હે ભગવન્ ! આપ મારાવિશે પ્રવેશ કરો, સ્વાહા હે ભગવન્ ! સહસ્ર શાખાઓને વિશે વિસ્તારને પામનારા આપને વિશે પાપોને ધોઇ નાખી પવિત્ર થાઉં સ્વાહા જેમ જળ નીચાણ પ્રદેશ તરફ વહે છે તથા જેમ માસોના વહેવાથી વર્ષ બને છે તે જ રીતે, હે વિધાતા ! શિષ્યો દરેક સ્થળમાથી મારા સમીપ આવી પહોચો, સ્વાહા આપ સર્વના આશ્રયરૂપે છો. આપ મને આચાર્યરૂપે પ્રખ્યાત કરો તથા આપ મારાપર અનુગ્રહ કરો ૩

## પચમ અનુવાક

### વ્યાહૃતિરૂપ બ્રહ્મોપાસના

भूर्भुव. सुवरिति वा एतास्तिस्रो व्याहृतयः । तासामु ह स्मैता चतुर्थीम् । माहाचमस्य. प्रवेदयते । 'मह इति । तद्ब्रह्म । स आत्मा । अङ्गान्यन्या देवताः । भूरिति वा अयं लोकः । भुव इत्यन्तरिक्षम् । सुवरित्यसौ लोकः ॥१॥

અન્વયાર્થ =ભૂ =પૃથ્વી, ભુવ =અતરિક્ષ, સુવ =સ્વર્ગ, ઇતિ=આરીતે, વા=પ્રસિદ્ધ, એતા =આ, તિસ્ર =ત્રણ, વ્યાહૃતય =મંત્રાના ઉચ્ચારણ, તાસા=તેઓમાંની ઉહ્=સમૂહવાચક છે, એતા=આ, ચતુર્થી=ચોથી સખ્યાને પૂરનાર, માહાચમસ્ય =માહાચમસ્ય નામના આચાર્ય, પ્રવેદયતે=જણાવે છે, મહ =મહર્, તત્ =તે, બ્રહ્મ=બ્રહ્મરૂપે, સ =તે, આત્મા=શરીરમા રહેલ આત્મા, અન્યા =મહર્ વ્યાહૃતિથી ભિન્ન અગાનિ=હિરણ્યગર્ભના અંગોરૂપે, દેવતા =દેવો, ભૂ =ભૂ વ્યાહૃતિ, ઇતિ=આ રીતે, વા= પ્રસિદ્ધ, અય=આ, લોક =પૃથ્વી લોકરૂપે, ભુવર્=ભુવર્ વ્યાહૃતિ, ઇતિ=એમ, અતરિક્ષ= અતરિક્ષરૂપે, સુવ =સુવર્ વ્યાહૃતિ, ઇતિ= એમ, અસૌ=આ, લોક =સ્વર્ગલોક (૧)

શબ્દાર્થ— ભૂ, ભુવ તથા સ્વ આ ત્રણને વ્યાહૃતિઓ કરી કહેવાના આવે છે. મહા ચમસના પુત્રે આ ત્રણ વ્યાહૃતિઓની અદર એક ચોથી વ્યાહૃતિ જાણી અર્થાત્ જોઇ આ ચોથી વ્યાહૃતિને મહર્ અથવા મહત્ કરી કહેવામા આવે છે તે બ્રહ્મરૂપ છે, તે આત્મારૂપ છે, એમ ચિતન કરવુ. આ વ્યાહૃતિથી ભિન અન્ય દેવો આ ચોથી વ્યાહૃતિના (હિરણ્યગર્ભના) અગોરૂપ છે. ભૂ એ વ્યાહૃતિ ખરખર આ લોકરૂપ છે, ભુવ અતરિક્ષરૂપે છે તથા સ્વ એ સ્વર્ગ લોકરૂપે છે. ૧.

ટીકા —સહિતાની ઉપાસના સબધી વર્ણન કરવામા આવ્યુ, તેમ બુદ્ધિ તથા સમૃદ્ધિની પ્રાપ્તિ માટે આવશ્યકીય મત્રોનું વર્ણન કરવામા આવ્યુ. હવે આ પચમ

અનુવાકમાં ત્રણ વ્યાહતિરૂપ બ્રહ્મની ઉપાસના સંબંધી વર્ણન કરવામાં આવશે. ૧.

**मह इत्यादित्यः । आदित्येन वाव सर्वे लोका महीयन्ते । भूरिति वा अग्निः । भुव इति वायुः । सुवरित्यादित्यः । मह इति चन्द्रमाः । चन्द्रमसा वाव सर्वाणि ज्योतींऽषि महीयन्ते । भूरिति वा ऋचः । भुव इति सामानि । सुवरिति यजूंऽषि ॥ २ ॥**

અન્વયાર્થઃ–મહઃ=મહર્ વ્યાહતિ, ઇતિ=એમ, આદિત્યઃ=સૂર્ય લોકરૂપે, આદિત્યેન=આદિત્યવડે, વાવ=પ્રસિદ્ધ, સર્વે=સઘળા, લોકાઃ લોકો, મહીયંતે=વૃદ્ધિને પામે છે, ભૂઃ=ભૂર્ વ્યાહતિ, ઇતિ=એમ, વા=પ્રસિદ્ધ, અગ્નિઃ=અગ્નિરૂપે, ભુવર્=ભુવર્ વ્યાહતિ, ઇતિ=એમ, વાયુઃ=વાયુરૂપે, સુવઃ=સુવર્ વ્યાહતિ, ઇતિ=એમ, આદિત્યઃ=આદિત્યરૂપે, મહર્=મહર્ વ્યાહતિ, ઇતિ=એમ, ચંદ્રમાઃ=ચંદ્રદેવ, ચંદ્રમસા=ચંદ્રવડે, વાવ=પ્રસિદ્ધ, સર્વાણિ=સઘળાં, જ્યોતિંષિ=અગ્નિ વાયુ આદિરૂપો, મહીયન્તે=વૃદ્ધિ પામે છે, ભૂઃ=ભૂર્ વ્યાહતિ, ઇતિ=એમ, વા=પ્રસિદ્ધ, ઋચઃ=ઋગવેદના મંત્રોરૂપે, ભુવઃ=ભુવર્ વ્યાહતિ, સામાનિ=સામના મંત્રરૂપે, સુવર્=સુવર્ વ્યાહતિ, યજુંષિ=યજુર્વેદરૂપે. (૨)

શબ્દાર્થઃ—મહર્ એ આદિત્યરૂપ–સૂર્યરૂપ છે. કારણ આદિત્યવડે સર્વ લોકોની વૃદ્ધિ થાય છે. ભૂઃ એ વ્યાહતિ ખરેખર અગ્નિરૂપ છે, ભુવર્ એ વાયુરૂપ છે, સ્વર્ એ આદિત્યરૂપ છે. મહર્ એ ચંદ્રરૂપ છે, કારણ ચંદ્રની સહાયતાથી સર્વ જ્યોતિની વૃદ્ધિ થાય છે. ભૂઃ ઋગ્વેદના મંત્રોરૂપ છે, ભુવર્ સામવેદના મંત્રોરૂપ છે તથા સ્વર્ યજુર્વેદના મંત્રોરૂપ છે. ૨.

**मह इति ब्रह्म । ब्रह्मणा वाव सर्वे वेदा महीयन्ते । भूरिति वै प्राणः । भुव इत्यपानः । सुवरिति व्यानः । मह इत्यन्नं । अन्नेन वाव सर्वे प्राणा महीयन्ते । ता वा एताश्चतुर्धा । चतस्रश्चतस्रो व्याहृतयः । ता यो वेद । स वेद ब्रह्म । सर्वेऽस्मै देवा बलिमावहन्ति ॥ ३ ॥**

અન્વયાર્થઃ=મહર્=મહર્ વ્યાહતિ, બ્રહ્મ=બ્રહ્મરૂપે, બ્રહ્મણા=બ્રહ્મવડે, વાવ=પ્રસિદ્ધ, સર્વે=સઘળા, વેદાઃ=વેદો, મહીયન્તે=વૃદ્ધિને પામે છે, ભૂઃ=ભૂર્ વ્યાહતિ, વૈ=પ્રસિદ્ધ, પ્રાણઃ=મુખ તથા નાકમાંથી આગળ નીકળનારો વાયુ, ભુવઃ=ભુવર્ વ્યાહતિ, અપાનઃ=પાછળથી નીકળતો વાયુ, સુવઃ=સુવર્ વ્યાહતિ, વ્યાનઃ=અનેક પ્રકારની ગતિવાળો વાયુ, મહર્=મહર્ વ્યાહતિ, અન્નઃ=અન્નરૂપે, અન્નેન=અન્નવડે, વાવ=પ્રસિદ્ધ, સર્વે=સઘળા, પ્રાણાઃ=પ્રાણાદિ વાયુઓ, મહીયન્તે=વૃદ્ધિ પામે છે, તાઃ=તે, વા=પ્રસિદ્ધ, એતાઃ=આભૂરાદિ, ચતસ્રઃ=ચાર, ચતુર્ધા=એકેક ચાર ચાર પ્રકારે, ચતસ્રઃ=ચાર, વ્યાહૃતયઃ=વ્યાહતિઓ, ( એમ એકેક વ્યાહતિ ચાર ચાર રૂપે થવાથી સોળ કળાવાળો પુરુષ, થાય છે, ) તાઃ=તે વ્યાહતિઓને, યઃ=જે, વેદ=જાણે છે, બ્રહ્મ=બ્રહ્મને, સર્વે=સઘળા, અસ્મૈ=આ વ્યાહતિના ઉપાસકને, દેવાઃ=લોકાદિ અભિમાનવાળા દેવો, બલિં=ઉપહાર, આવહન્તિ=આપે છે. (૩)

શબ્દાર્થઃ—મહર્ એ બ્રહ્મરૂપ છે, કારણ બ્રહ્મની સહાયતાથી જ સર્વ વેદોની વૃદ્ધિ થાય છે. ભૂઃ પ્રાણરૂપ છે, ભુવર્ અપાનરૂપ છે તથા સ્વર્ સમાનરૂપ છે. મહર્ અન્નરૂપ છે. કારણ અન્નની સહાયતાથી જ સર્વ પ્રાણો તૃપ્તિને પામે છે. આ ચાર વ્યાહતિઓમાંની એકેક ચાર કળાવાળી છે. આ ચાર વ્યાહતિઓ દરેક ચાર કળાવાળા છે, ( આ રીતે સોળ કળાવાળા પુરુષની ઉપાસના કરવામાં આવે છે ). જે કોઇ આ વ્યાહતિઓને

જાણે છે તે બ્રહ્મને જાણે છે. સર્વ દેવો તેને બલિ આણી આપે છે. ૩.

## ષષ્ઠ અનુવાક.

### હૃદયાકાશનું વર્ણન.

**स य एषोऽन्तर्हृदय आकाशः । तस्मिन्नयं पुरुषो मनोमयः । अमृतो हिरण्मयः । अन्तरेण तालुके । य एष स्तन इवावलम्बते । सेन्द्रयोनिः । यत्रासौ केशान्तो विवर्तते । व्यपोह्य शीर्षकपाले । भूरित्यग्नौ प्रतितिष्ठति । भुव इति वायौ ॥ १ ॥**

અન્વયાર્થ:-સઃ=તે, ય.=જે, એષઃ=આ, અંતર્=અંદર રહેલ, હૃદયે=હૃદયમા, આકાશઃ= અંગુષ્ટ પરિમાણવાળું આકાશ, તસ્મિન્=તેમાં, અયં=આ, પુરુષ=શરીરમાં શયન કરનાર પરમાત્મા, મનોમય=જ્ઞાન સ્વરૂપે, અમૃત.= નાશરહિત, હિરણ્મયઃ=જ્યોતિમયરૂપ, અંતરેણ=મધ્યમા, તાલુકે=તાળવાના, યઃ=જે, એષ= આ, સ્તન=સ્તન સદશ માંસખંડ, ઇવ= માફક, અવલબતે=સ્થિતિ કરે છે, સા=તે સુષુમ્ણાનાડીં, ઇન્દ્રયોનિઃ=બ્રહ્મની પ્રાપ્તિના માર્ગરૂપ, યત્ર=જે મૂર્દ્ધ પ્રદેશમા, અસૌ=આ, કેશાત =કેશના મૂળ પ્રદેશરૂપે, વિવર્તતે=વિભાગવડે રહે છે, વ્યપોહ્ય=વિભાગ પાડી, શીર્ષકપાલે=મસ્તકના ડાબા જમણા કપાળને, ભૂ =ભૂવ્યાહૃતિરૂપે, અગ્નૌ=વ્યષ્ટિરૂપ અગ્નિમાં, પ્રતિતિષ્ઠતિ=સ્થિતિ કરે છે, ભુવઃ=ભુવર્ વ્યાહૃતિ, વાયૌ=વ્યષ્ટિરૂપ વાયુમાં. (૧)

શબ્દાર્થ—જે હૃદયકમળના મધ્ય ભાગમાં આકાશ છે, તે આકાશમા આ આત્મા શરીરમાં શયન કરનારરૂપે, જ્ઞાનરૂપે, નાશથી રહિતરૂપે તથા જ્યોતિર્મયરૂપે છે. વામ તથા દક્ષિણ તાળવાના મધ્ય ભાગમા જે સ્તનની માફક લટકે છે, જે શિરોભાગમાં કેશોનું મૂળ વિભક્ત થાય છે, તે શિરોભાગને પ્રાપ્ત થયલી તથા જમણા અને ડાબા કપાળનો વિભાગ પાડી જે સુષુમ્ણા નામની નાડી રહેલી છે, તે ઇન્દ્ર અર્થાત્ બ્રહ્મલોકની પ્રાપ્તિના માર્ગરૂપે છે: ભૂર્ નામની વ્યાહૃતિરૂપ જે અગ્નિ છે તેને તે પ્રાપ્ત થાય છે. અર્થાત્ ભૂર્લોકને વ્યાપી રહે છે. ભુવર્ નામની સહાયતાથી વાયુરૂપ થાય છે. ૧.

ટીકા:—પંચમ અનુવાકને વિશે દેવોને બ્રહ્મના અંગોરૂપ વર્ણવવામા આવ્યા છે તથા તેઓને વ્યાહૃતિઓરૂપ કહેવામા આવ્યા છે. આ ષષ્ઠ અનુવાકને વિશે બ્રહ્મની ઉપાસના તથા જ્ઞાનના સ્થાનરૂપ હૃદયાકાશનું વર્ણન કરવામા આવ્યું છે તથા વિશ્વાત્માની પ્રાપ્તિ કેના પ્રકારે થાય, તે કહેવામા આવ્યું છે. ૧

**सुवरित्यादित्ये । मह इति ब्रह्मणि । आप्नोति स्वाराज्यम् आप्नोति मनसस्पतिम् । वाक्पतिश्चक्षुष्पतिः । श्रोत्रपतिर्विज्ञानपतिः । एतत्ततो भवति । आकाशशरीरं ब्रह्म । सत्यात्मप्राणारामं मन आनन्दम् । शान्तिसमृद्धममृतं । इति प्राचीनयोग्योपास्व ॥ २ ॥**

અન્વયાર્થ:-સુવઃ=સુવર્ વ્યાહૃતિ, આદિત્યે=વ્યષ્ટિરૂપ આદિત્યમાં, મહ =મહર્ વ્યાહુતિની ઉપાસનાથી, બ્રહ્મણિ=બ્રહ્મસ્વરૂપમાં, આપ્નોતિ=પામે છે, સ્વારાજ્યં= સ્વરાજપણાને, આપ્નોતિ=મેળવે છે, મનસસ્પતિં= સર્વ પ્રાણીના મનના સ્વામીત્વને, વાક્પતિ=સર્વ પ્રાણીની વાચાના સ્વામીત્વરૂપે, ચક્ષુષ્પતિઃ=સર્વ પ્રાણીના ચક્ષુના સ્વામીરૂપે, શ્રોત્રપતિઃ=સર્વના શ્રોત્રેન્દ્રિયના સ્વામીરૂપે, વિજ્ઞાનપતિઃ=સર્વની બુદ્ધિના સ્વામીરૂપે, એતત્= આ સ્વોપાસ્ય બ્રહ્મસ્વરૂપે, તત =સમષ્ટિરૂપ વિરાટ્ ભાવ પ્રાપ્ત થવા પછી, ભવતિ=થાય છે, આકાશશરીરં=આકાશની માફક મૂર્તિ રહિત, બ્રહ્મ=બ્રહ્મ, સત્યાત્મ=ત્રિકાળાબાધ્ય તથા સર્વ જગતની કલ્પનાના અધિષ્ઠાનરૂપ

આત્મસ્વરૂપે, પ્રાણારામં=વાગાદિની ઉત્પત્તિ સ્થાનરૂપે, મનઃ આનંદં=મનના આનંદવાળા બ્રહ્મસ્વરૂપે, શાન્તિસમૃદ્ધં=શાન્તિસ્વરૂપે અર્થાત્ સર્વ દ્વૈતથી રહિતરૂપે, અમૃતં=મરણ ધર્મથી રહિતરૂપે, ઇતિ=એમ, પ્રાચીન યોગ્યઃ= પ્રાચીન કહેતાં પૂર્વોક્ત કર્મવડે યોગ્ય કહેતા ક્ષીણપાપવાળા અર્થાત્ હે જીવ! ઉપાસ્વ= તું બ્રહ્મની ઉપાસના કર. (૨)

શબ્દાર્થ:—સ્વર્ નામની વ્યાહૃતિવડે આદિત્યરૂપે થવાય છે તથા મહર્ નામની વ્યાહૃતિની ઉપાસનાવડે બ્રહ્મરૂપ થવાય છે. તે બ્રહ્મના રાજ્યને પ્રાપ્ત થાય છે, તે મનનો નિયામક થાય છે, તે વાણીનો નિયામક થાય છે, તે વસ્તુનો નિયામક થાય છે, તે શ્રોત્રનો નિયામક થાય છે તથા તે બુદ્ધિનો નિયામક બને છે. ત્યાર પછી તે બ્રહ્મરૂપે બને છે. જ્યારે તે બ્રહ્મરૂપે બને છે ત્યારે તેનું શરીર આકાશરૂપ થાય છે, સત્ય સ્વરૂપવાળો થાય છે, તે વાગાદિની ઉત્પત્તિ સ્થાનરૂપ થાય છે, તેનું મન આનંદરૂપ થાય છે, તે શાંતિથી પૂર્ણરૂપે થાય છે તથા તે અમૃતરૂપ બને છે. (કારણ આ સર્વ બ્રહ્મના ગુણો છે, જે રૂપે તે પોતે બને છે). આ પ્રમાણે હે પ્રાચીન, યોગ્ય! તું બ્રહ્મની ઉપાસના કર. (આ પ્રમાણે મહાચમસ્ય નામના ઋષિએ પોતાના શિષ્યને ઉપદેશ કર્યો છે.) ૨.

## સપ્તમ અનુવાક.

### બ્રહ્મની ઉપાસના.

**પૃથિવ્યન્તરિક્ષં દ્યૌર્દિશોઽવાન્તરદિશઃ । અગ્નિર્વાયુરાદિત્યશ્ચન્દ્રમા નક્ષત્રાણિ । આપ ઓષધયો વનસ્પતય આકાશ આત્મા । ઇત્યધિભૂતમ્ । અથાધ્યાત્મમ્ । પ્રાણોવ્યાનોઽપાન ઉદાનઃ સમાનઃ । ચક્ષુઃ શ્રોત્રં મનો વાક્ ત્વક્ । ચર્મ માંસ સ્નાવાસ્થિમજ્જા । એતદધિવિધાય ઋષિરવોચત્ । પાઙ્ક્તં વા ઇદꣳ સર્વમ્ । પાઙ્ક્તેનૈવ પાંક્તꣳ સ્પૃણોતીતિ ॥૧॥**

અન્વયાર્થ:-પૃથિવી=ભૂલોક, અંતરિક્ષં= અંતરિક્ષલોક, દ્યૌઃ=સ્વર્ગલોક, દિશઃ=દિશાઓ, અવાતરદિશઃ=ખૂણાઓ, અગ્નિઃ=અગ્નિ, વાયુઃ=વાયુ, આદિત્યઃ=સૂર્ય, ચંદ્રમાઃ=ચદ્રમા, નક્ષત્રાણિ=નક્ષત્રો, આપઃ=જળ, ઓષધય= ઓષધિઓ, વનસ્પતયઃ=વનસ્પતિઓ, આકાશઃ =આકાશ, આત્મા=વિરાટ, ઇતિ=આટલી, અધિભૂતં=પચ મહાભૂત સંબંધી ઉપાસના છે, અથ=હવે પછી, અધ્યાત્મં=દેહસબંધ સંબંધી ઉપાસના. (સાંભળો), પ્રાણ.=હૃદયમાં રહેલ પ્રાણ, અપાન.=ગુદામા રહેલ અપાન વાયુ, ઉદાન.=કંઠ પ્રદેશમા રહેલ વાયુ, વ્યાનઃ=સર્વ શરીરમાં રહેનાર વાયુ, સમાન= નાભિમાં રહેનાર સમાન વાયુ, ચક્ષુ.=ચક્ષુ ઇન્દ્રિય, શ્રોત્રં=શ્રોત્રેન્દ્રિય, મનઃ=મન ઇન્દ્રિય, વાક્=વાગિન્દ્રિય, ત્વક્=સ્પર્શેન્દ્રિય, ચર્મ= ચામડી, માંસં=માંસ, સ્નાવાસ્થિમજ્જા= સ્નાયુ, અસ્થિ તથા મજ્જા, એતત્=આટલી, અધિવિધાય=કલ્પના કરી, ઋષિ=વેદાર્થના દ્રષ્ટા મુનિ, અવોચત્=કહેવા લાગ્યા, પાંક્તં= પૃથ્વીઆદિ પચકરૂપે, વા=પ્રસિદ્ધ, ઇદં=આ દશ્યમાન, સર્વં=સર્વ વિરાટ સ્વરૂપે, પાક્તેન= પૃથ્વીઆદિ પંચકની ઉપાસનાવડે, એવ=જ, પાંક્તં=વિરાટના અભિમાની પ્રજાપતિને, સ્પૃણોતિ=પામે છે. (૧)

શબ્દાર્થ—પૃથ્વી, અંતરિક્ષ, સ્વર્ગ, દિશાઓ, ઉપદિશાઓ, આ પાચ પ્રકારના લોકો, અગ્નિ, વાયુ, આદિત્ય, ચંદ્રમા તથા નક્ષત્રો આ પાંચ પ્રકારના અધિષ્ઠાતા દેવો, જળ, ઔષધિ, વનસ્પતિ, આકાશ તથા આત્મા (વિરાટ), આ પાંચ પ્રકરનું મંડળ; આ સર્વને અધિભૂતરૂપ કહેવામાં આવે છે. હવે અધ્યાત્મને વિશે સાંભળો. પ્રાણ, અપાન,

વ્યાન, ઉદાન તથા સમાન આ પાંચ પ્રકારના વાયુઓ છે. ચક્ષુ, શ્રોત્ર, મન, વાક્ તથા ત્વક્ આ પાંચ પ્રકારની ઇન્દ્રિયો છે. ચર્મ, માંસ, સ્નાયુ, અસ્થિ તથા મજ્જા આ પાંચ પ્રકારની ધાતુઓ છે. આ રીતનો નિશ્ચય કરી ઋષિ પોતાના શિષ્યને કહેવા લાગ્યા કે, આ સર્વ પાંચ પ્રકારનું છે. મનુષ્ય પાંચ પ્રકારના અધ્યાત્મની સહાયતાથી પાંચ પ્રકારના બાહ્ય લોકને ( વિરાટને ) પૂર્ણ કરે છે. ૧

ટીકા—આ સપ્તમ અનુવાકને વિશે પાંચ પ્રકારના લોકરૂપ, અધિષ્ઠાતા દેવોરૂપ તથા અધ્યાત્મ સંબંધી પાંચ પ્રકારના મંડળરૂપ બ્રહ્મની ઉપાસનાનું વર્ણન કરવામાં આવ્યું છે. ૧.

## અષ્ટમ અનુવાક.

### ૐકારની ઉપાસના.

ओमिति ब्रह्म। ओमितीदꣳ सर्वम्। ओमित्येतदनुकृतिर्ह स्म वा अप्योश्रावयेत्याश्रावयन्ति। ओमिति सामानि गायन्ति। ओꣳशोमिति शस्त्राणि शꣳसन्ति। ओमित्यध्वर्युः प्रतिगरं प्रतिगृणाति। ओमिति ब्रह्मा प्रसौति। ओमित्यग्निहोत्रमनुजानाति। ओमिति ब्राह्मणः प्रवक्ष्यन्नाह ब्रह्मोपाप्नवानीति। ब्रह्मैवोपाप्नोति १

અન્વયાર્થ—ૐ=ૐકાર, ઇતિ=આ રીતનો અક્ષર, બ્રહ્મ=પરાપર બ્રહ્મ સ્વરૂપે, ૐ=ૐકાર, ઇતિ=એમ, ઇદં=આ, સર્વં=ચરાચર જગત્, ૐ=ૐકાર, ઇતિ=એમ, એતત્=આ, અનુકૃતિ=અનુજ્ઞારૂપ, હસ્મવા=પ્રસિદ્ધરૂપે, અપિ=ઉદાહરણ જણાવવા માટે, ઓ=હે આગ્નિધ્ર, શ્રાવય=શ્રવણ કરાવો, ઇતિ=એમ કહેવાથી, આશ્રાવયન્તિ=સામું શ્રવણ કરાવે છે, ૐ=ૐકાર, ઇતિ=એમ કહી, સામાનિ=સામવેદની ઋચાઓ, ગાયન્તિ=ઉદ્ગાતા ગાય છે, ૐ શો=ૐ શોં શાવ, ઇતિ=એમ, શસ્ત્રાણિ=મંત્રરૂપી શસ્ત્રો અર્થાત્ ગીતિરહિત ઋચાઓ, શંસન્તિ=પઠન કરે છે, ૐ=ૐકાર, ઇતિ=એમ, અધ્વર્યુઃ=યજુર્વેદ કર્મનો કર્તા, ૐ=પ્રણવનો, ઇતિ=ઉચ્ચાર કરી, પ્રતિગરં=ઓથામોદઇવ આદિમંત્ર, પ્રતિગૃણાતિ=પ્રણવની સાથે હોતા જોડે છે, ૐ=પ્રણવ, ઇતિ=એમ, બ્રહ્મા=ઋત્વિક્રૂપ બ્રહ્મા, પ્રસૌતિ=પ્રોક્ષણ કરવા માટે આજ્ઞા કરે છે, ૐ=પ્રણવ, ઇતિ=એમ, અગ્નિહોત્રં=અગ્નિહોત્રમાં (હું હોમું છું), અનુજાનાતિ=હોમવાની આજ્ઞા આપે છે, ૐ=પ્રણવ, ઇતિ=એમ, બ્રાહ્મણઃ=બ્રાહ્મણ, પ્રવક્ષ્યન્=અધ્યયન કરતી વખતે, આહ=કહે છે, બ્રહ્મ=બ્રહ્મને, ઉપાપ્નવાનિ=હું પામું, ઇતિ=એમ, બ્રહ્મ=બ્રહ્મને, એવ=જ, ઉપાપ્નોતિ=પામે છે. (૧)

*શબ્દાર્થ*:—ૐકાર એ બ્રહ્મરૂપ છે ૐકાર આ સર્વરૂપ છે. ૐકાર એ ખરેખર અનુજ્ઞારૂપ છે. હે આગ્નિધ્ર ! બલિદાન આપતી વખતે દેવોને ૐકાર સંભળાવો. ત્યારે યજ્ઞમાં રહેલા બીજા ઋત્વિજો ૐકાર દેવોને શ્રવણ કરાવે છે. ૐકાર એમ કહી સામવેદના સૂક્તોનું ગાન કરવામાં આવે છે. ૐકાર, શોમ્ ( સુખ ) એમ કહી સ્તુતિવાળા મંત્રરૂપી શસ્ત્રો અર્થાત્ ગીતિ રહિત ઋચાઓ કહેવામાં આવે છે. ૐકારની સહાયતાથી અધ્વર્યુ હોતાપ્રતિ પ્રતિગરને ભણે છે. ૐકારથી બ્રહ્મા આજ્ઞા કરે છે. ૐકારવડે યજમાન દેવોને હવિ હોમવા માટે ઋત્વિજોને પ્રોક્ષણાદિ આજ્ઞા આપે છે. બ્રાહ્મણ જ્યારે વેદનું અધ્યયન કરે છે ત્યારે પ્રથમ ૐકારથી શરુ કરે છે. બ્રહ્મને-પરમાત્માને હું પ્રાપ્ત થાઉં, એમ ઇચ્છાવાળો બ્રહ્મને પ્રાપ્ત થાય છે. (૧)

*ટીકા*—પ્રતિગરઃ—आथामोद इव—અર્થાત્ " હે હોતા ! અર્ધ ઋચા બોલી ગયા પછી અમોને હર્ષ થશે હોમની શું " આ રીતના મંત્રને ભણે છે. ( ૧. )

## નવમ અનુવાક.

### ઋતાદિનું અનુષ્ઠાન.

**ऋतञ्च स्वाध्यायप्रवचने च । सत्यञ्च स्वाध्यायप्रवचने च । तपश्च स्वाध्यायप्रवचने च । दमश्च स्वाध्यायप्रवचने च । शमश्च स्वाध्यायप्रवचने च । अग्नयश्च स्वाध्यायप्रवचने च । अग्निहोत्रञ्च स्वाध्यायप्रवचने च । अतिथयश्च स्वाध्यायप्रवचने च । मानुषञ्च स्वाध्यायप्रवचने च । प्रजा च स्वाध्यायप्रवचने च । प्रजनश्च स्वाध्यायप्रवचने च । प्रजातिश्च स्वाध्यायप्रवचने च । सत्यमिति सत्यवचा राथीतरः । तप इति तपोनित्यः पौरुशिष्टिः । स्वाध्यायप्रवचने एवेति नाको मौद्गल्यः । तद्धि तपस्तद्धि तपः ॥ १ ॥**

અન્વયાર્થઃ-ઋતં=શાસ્ત્રાનુસાર કર્તવ્યતાનો નિશ્ચય, સ્વાધ્યાયપ્રવચને=સ્વાધ્યાય કહેતાં ભણેલાવેદનું પઠન તથા પ્રવચન કહેતાં અધ્યાપન, સત્યં=નિશ્ચિત અર્થનો વાણીવડે ઉચ્ચાર, તપઃ=કૃચ્છ્રચાદ્રાયણાદિવ્રત, દમઃ= બાહ્ય ઇંદ્રિયોનું નિષિદ્ધ વિષયથી પાછું ખસેડવું, શમઃ=મનને નિષદ્ધ ચિંતનમાંથી વારવું, અગ્નયઃ=ગાર્હપત્યાદિ અગ્નિઓ, અગ્નિહોત્રં= અગ્નિમાં સાયં પ્રાતર્હોમ, અતિથયઃ=અતિથિઓ, માનુષં=શિષ્ટાચારપ્રમાણે શ્રૌત સ્માર્ત વિધિયુક્ત કર્મ, પ્રજા=પ્રજાની ઉત્પત્તિ માટે ગર્ભાદાનાદિ સંસ્કારો, પ્રજનઃ=ઋતુ કાળે ભાર્યાગમન, પ્રજાતિઃ=પુત્રોત્પત્તિ, સત્યં=સત્ય બોલવું, સત્યવચાઃ=સત્ય બોલવાવાળો, રાથીતરઃ= રથીતરનો પુત્ર, તપઃ=તપ કર્મ, તપોનિત્યઃ= તપવિશે સર્વદા રહેનાર, પૌરશિષ્ટિઃ=આ નામના આચાર્ય ( એમ માને છે ) સ્વાધ્યાયપ્રવચને= સ્વાધ્યાય પ્રવચનને, નાકઃ=નાક નામના, મૌદ્ગલ્યઃ=મુદ્ગલનો પુત્ર, તત્=તે, હિ=કારણ કે, તપઃ=તપ, તત્=તે, હિ=કારણ કે, તપઃ=તપ.(૧)

શબ્દાર્થઃ-શાસ્ત્રને અનુસરી કરેલો અર્થ, અધ્યયન તથા અધ્યાપન આચરવા યોગ્યછે. સત્ય, અધ્યયન તથા અધ્યાપન આચરવા યોગ્ય છે. તપ, અધ્યયન તથા અધ્યાપન આચરવા યોગ્ય છે. દમ-બાહ્ય ઇન્દ્રિયોનું દમન, અધ્યયન તથા અધ્યાપન આચરવા યોગ્ય છે. શમ, અધ્યયન તથા અધ્યાપન આચરવા યોગ્ય છે. પવિત્ર અગ્નિ, સ્વાધ્યાય તથા અધ્યાપન સેવનીય છે. અગ્નિહોત્ર, અધ્યયન તથા અધ્યાપન સેવનીય છે. માનુષિક ધર્મો, અધ્યયન તથા ઉપદેશ સેવનીય છે. પ્રજા, સ્વાધ્યાય તથા ઉપદેશ સેવનીય છે. પ્રજન (ઋતુકાળે ભાર્યાગમન), સ્વાધ્યાય તથા ઉપદેશ સેવનીય છે. પ્રજાતિ-પુત્ર પૌત્રાદિની ઉત્પત્તિ, સ્વાધ્યાય તથા ઉપદેશ સેવનીય છે. રથિતર વંશને વિશે થયલા સત્યવચસ કહે છે કે-સત્ય વચન એ ઉત્તમ કર્મ છે. પુરશિષ્ટિ વંશને વિશે થયલા તપોનિત્ય કહે છે કે, તપ એ ઉત્તમ કર્મ છે. મુદ્ગલ્ય વંશને વિશે થયલા નાક કહે છે કે, સ્વાધ્યાય તથા પ્રવચન-ઉપદેશ, ઉત્તમ કર્મ છે. કારણ સ્વાધ્યાય તથા પ્રવચન તપરૂપ છે- કારણ કે તેઓ તપરૂપ છે, તેથી તે આચરવા જોઇએ. (૧)

ટીકાઃ—અહીં મૂળમાં દરેક કર્મની સાથે સ્વાધ્યાય તથા પ્રવચન આ બે શબ્દો વાપરવામાં આવ્યા છે. તેમાં સ્વાધ્યાયનો અર્થ એ થાય છે કે, જે જે કર્મનું અધ્યયન કર્યું છે, તે તે કર્મનું સમ્યક્પ્રકારે જ્ઞાન થવું જોઇએ, જેથી પરમ શ્રેયની પ્રાપ્તિ થાય. આ પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત થયા પછી તેની ઘણે સમયે વિસ્મૃતિ થાય, માટે તે જ્ઞાનનો પારકાને ઉપદેશ કરવો, જેથી તે જ્ઞાન દૃઢ થાય છે. આ ઉપદેશને પ્રવચન કરી કહેવામાં આવે છે. (૧)

## દશમ અનુવાક.

### જ્ઞાન પ્રાપ્તિ માટે મંત્રોનો જપ.

**अह वृक्षस्य रेरिवा । कीर्तिः पृष्ठ गिरेरिव उर्ध्वपवित्रो वाजिनीव स्वमृतमस्मि । द्रविण ्सुवर्चस सुमेधा अमृतोऽक्षितः । इति त्रिशङ्कोर्वेदानुवचनम् ॥ १ ॥**

અન્વયાર્થ –અહં=હું, વૃક્ષસ્ય=સંસારરૂપ વૃક્ષનો, રેરિવા=વૈરાગ્યરૂપી શસ્ત્રવડે વિષયને છેદનાર અથવા અંતર્યામીરૂપે પ્રેરણા કરનાર, કીર્તિ =ખ્યાતિ, પૃષ્ઠ=ઉપરનો ભાગ, ગિરે= પર્વતનો, ઇવ=માફક, ઉર્ધ્વપવિત્ર =અત્યંત શુદ્ધિવાળા, વાજિનિ=સૂર્યમાં, ઇવ=માફક, સ્વમૃત=સર્વોત્તમ અમૃત, અસ્મિ=હું છું, દ્રવિણ=બ્રહ્માત્મ તત્ત્વ, સુવર્ચસમ્=સારી રીતે પ્રકાશવાળું, સુમેધા =સારી બુદ્ધિવાળો, અમૃત = મરણ ધર્મથી રહિત, અક્ષિત =ક્ષિતિરહિત, ઇતિ=એમ કહેલું, ત્રિશંકો =ત્રિશંકુનું, વેદાનુવચન=આત્મજ્ઞાન (૧)

શબ્દાર્થ—(જગતરૂપી વૃક્ષ જેનો નાશ કરી લય કરવામાં આવે છે), તે વૃક્ષનો હું છેદન કરનાર અથવા ગતિમાં લાવનાર છું. પર્વતના શિખર (પરથી જેમ દૃષ્ટિ ઘણા વિસ્તારમાં આગળ પહોંચી પડે છે તેમ) મારું યશ વિસ્તારવાળું છે. પાલકરૂપ આદિત્યને વિશે અમૃત પ્રકાશે છે, તેમ અત્યંત પવિત્ર તથા સર્વોત્તમ અમૃતરૂપ હું છું. હું પ્રકાશવાન્ ધનરૂપ છું (કારણ મને ધનરૂપી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું છે). હું મેધારૂપ છું, અર્થાત્ આત્મજ્ઞાનને યોગ્ય બુદ્ધિવાળો છું (અમૃતરૂપ તથા ક્ષયથી રહિત (અવ્યય) છું. આ રીતની જ્ઞાનશિક્ષા ત્રિશંકુ નામના મુનિએ દર્શાવેલી છે. (૧)

ટીકા—બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થવાના હેતુ માટે સર્વદા વેદનું અધ્યયન કરવું જોઇએ તથા તે અધ્યયન કરતા પહેલા આ દશમ અનુવાકમાં રહેલા મંત્રનો જપ કરવો. **वृश्च्यते छिद्यते इति वृक्षः**—તત્ત્વજ્ઞાનવડે જેનું છેદન થાય તે વૃક્ષ (૧)

## એકાદશ અનુવાક.

### ગુરુનો શિષ્યપ્રતિ બોધ.

**वेदमनूच्याचार्य्योऽन्तेवासिनमनुशास्ति । सत्य वद धर्मंश्चर । स्वाध्यायान्मा प्रमद. आचार्य्याय प्रिय धनमाहृत्य प्रजातन्तुं मा व्यवच्छेत्सीः । सत्यान्न प्रमदितव्यम् धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्या न प्रमदितव्यम् ॥ १ ॥**

અન્વયાર્થ =વેદ=ઉપનયનપૂર્વક વેદને, અનુચ્ય=અધ્યયન કર્યાવિના, આચાર્ય =ગુરુ, અંતેવાસિન=શિષ્યને, અનુશાસ્તિ=વેદાર્થ ગ્રહણ કરાવે છે, સત્ય=સત્યને, વદ=તું બોલ, ધર્મ= ધર્મને, ચર=પાળ, સ્વાધ્યાયાત્=વેદાધ્યયનમાંથી, મા=નહિ, પ્રમદ =પ્રમાદ કર, આચાર્યાય=ગુરુ માટે, પ્રિય=ઇષ્ટ, ધન=ધન, આહૃત્ય=આણી, પ્રજાતંતુ=પુત્રાદિ સંતતિના વિસ્તારને, મા=નહિ, વ્યવછેત્સી =છેદનકર, સત્યાત્=સત્યથી, મા=નહિ, પ્રમદિતવ્ય= પ્રમાદકર, કુશલાત્=ક્ષેમ કરવાવાળાકર્મથી, ન= નહિ, પ્રમદિતવ્ય=પ્રમાદકર, ભૂત્યૈ=વિભૂતિ માટે, ન=નહિ, પ્રમદિતવ્ય=પ્રમાદકર, સ્વાધ્યાય પ્રવચનાભ્યા=અધ્યયન તથા અધ્યાપનમાંથી, ન=નહિ, પ્રમદિતવ્ય=પ્રમાદકર (૧)

શબ્દાર્થ—ગુરુ, શિષ્યને વેદનું અધ્યયન કરાવ્યા પછી તેને નીચે પ્રમાણે વેદધર્મોનો ઉપદેશ કરે છે –સત્યને બોલો, ધર્મનું આચરણ કરો, વેદાધ્યયનનો કદી ત્યાગ કરો મા,

( ભણી રહ્યા પછી ) ગુરુને ગુરુદક્ષિણા આપી પ્રજાના સૂત્રને કાપી નાંખો મા અર્થાત્ બ્રહ્મચર્યાશ્રમ થઇ રહ્યા પછી ગૃહસ્થાશ્રમ પાળવાને માટે પ્રવૃત્ત થાઓ. સત્યનો કદી ત્યાગ કરો મા. ધર્મનો કદી ત્યાગ મા કરો. વિવેકથી કદી ભ્રષ્ટ મા થાઓ. ( જે સમૃદ્ધિ આવી મળી છે, તેની વૃદ્ધિ થવાનાં કર્મોરૂપ ) સમૃદ્ધિનો ત્યાગ મા કરો. પોતાને અધ્યયન તથા પારકાને ઉપદેશ કરવામાં કદી પ્રમાદ કરો નહિ. (૧)

ટીકા—બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિપૂર્વે વેદ તથા સ્મૃતિનાં વચનને અનુસાર કેવી રીતના ધર્મોનું અનુષ્ઠાન કરવું જોઇએ, તે આ એકાદશ અનુવાકને વિશે દર્શાવવામાં આવે છે. (૧)

**देवपितृकार्य्याभ्यां न प्रमदितव्यम्। मातृदेवो भव । पितृदेवो भव । आचार्य्यदेवो भव । अतिथिदेवो भव । यान्यनवद्यानि कर्म्माणि । तानि सेवितव्यानि । नो इतराणि । यान्यस्माक ँ सुचरितानि । तानि त्वयोपास्यानि नो इतराणि ॥ २ ॥**

અન્વયાર્થ:-દેવપિતૃકાર્યાભ્યાં=દેવ તથા પિતૃકાર્યમાંથી, ન=નહિ, પ્રમદિતવ્યં=પ્રમાદ કરો, માતૃદેવઃ=માતા પૂજ્યરૂપે જેને હોય તેવો, ભવ=થા, પિતૃદેવઃ=પિતા પૂજ્ય હોય તેવો, ભવ=થા, આચાર્યદેવઃ=આચાર્ય પૂજ્ય હોય તેવો, ભવ=થા, અતિથિદેવઃ=અતિથિ પૂજ્ય હોય તેવો, ભવ=થા, યાનિ=જે, અનવદ્યાનિ=નિંદારહિત, કર્માણિ=કર્મો, તાનિ=તે, સેવિતવ્યાની=સેવો, નો=નહિ, ઇતરાણિ=બીજાં, યાનિ=જે, અસ્માકં=અમને, સુચરિતાનિ=સારી રીતે આચરવાનાં હોય, તાનિ=તે કર્મો, ત્વયા=તારે, ઉપાસ્યાનિ=નિયમવડે કરવા, નો=નહિ, ઇતરાણિ=બીજાં. ( ૨ )

શબ્દાર્થ—દેવો તથા પિતરો તરફ કર્તવ્ય કર્મોનો કદી ત્યાગ કરો નહિ. માતાની તું દેવરૂપે ઉપાસના કર. પિતાની તું દેવરૂપે ઉપાસના કર. આચાર્યની તું દેવરૂપે ઉપાસના કર. અતિથિની તું દેવરૂપે ઉપાસના કર. જે જે કાર્યો નિંદાથી રહિત છે તે તે તું કર, પણ બીજાં કર્મોનું અનુષ્ઠાન મા કર. અમારાં અર્થાત્ ગુરુનાં શ્રેષ્ઠ આચરણોને તારે અનુસરવા જોઇએ, પણ બીજાં નહિ. ૨

**ये के चास्मच्छ्रेयांसो ब्राह्मणाः । तेषां त्वयाऽऽसनेन प्रश्वसितव्यम् । श्रद्धया देयम् अश्रद्धयाऽदेयम् । श्रिया देयम् । ह्रिया देयम् भिया देयम् संविदा देयम् । अथ यदि ते कर्म्मविचिकित्सा वा वृत्तविचिकित्सा वा स्यात् ॥ ३ ॥**

અન્વયાર્થ:-યે=જે, કે=કોઇ, ચ=તથા, અસ્મચ્છ્રેયાંસઃ=અમારા કરતાં શ્રેષ્ઠ, બ્રાહ્મણાઃ=બ્રાહ્મણો, તેષાં=તેઓને, ત્વયા=તારે, આસનેન=આસન વગેરે આપી, પ્રશ્વસિતવ્યં=શ્રમનો નાશ કરાવો, શ્રદ્ધયા=આસ્તિક્ય બુદ્ધિથી, દેયં=દાનકરવું, અશ્રદ્ધયા=શ્રદ્ધાવિના, અદેયં=નહિ દાન કરવું, શ્રિયા=જે ધન ઘણું છે તે દાસોની માફક યાચકો ગ્રહણ કરો, મને તેમાં કંઇ ક્ષતિ નથી, આ રીતની બુદ્ધિ રાખી, દેયં=દાન કરવું, ભિયા=શાસ્ત્રની બીતિ રાખીને પણ, દેયં=દાન કરવું, સંવિદા=વિવેકજ્ઞાનથી પણ, દેયં=દાન કરવું, અથ=વળી, યદિ=જો, તે=તને, કર્મવિચિકિત્સા=કર્મમાં શંકા, વા=અથવા, વૃત્તવિચિકિત્સા=લૌકિકઆચારમાં આશંકા, સ્યાત્=થાય. (૩)

શબ્દાર્થ—જે બ્રાહ્મણો આપણા કરતાં વધારે શ્રેષ્ઠ હોય, તેઓને તારે બેસવા માટે આસન આપવામાં વિલંબ કરવો નહિ. જે કાંઇ દાનતરીકે તું આપે, તે તારે શ્રદ્ધાયુક્ત થઇ આપવું. અશ્રદ્ધાયુક્ત કોઇપણ પ્રકારનું દાન કરવું યોગ્ય નથી. યથાશક્તિ તારે દાન

કરવું. લોકલજ્જાવડે પણ તારે અવશ્ય દાન કરવું. શાસ્ત્રના ભયને લીધે પણ તારે દાન આપવું. વિવેકપુરઃસર દાન કરવું. જો તારાં પોતાના કોઈપણ જાતનાં કર્મ અથવા તો લૌકિક આચારના સંબંધમાં તને શંકા ઉઠે તો, ૩

ये तत्र ब्राह्मणाः सम्मर्शिनः युक्ता अयुक्ताः । अलूक्षा धर्मकामाः स्युः । यथा ते तत्र वर्त्तेरन् । तथा तत्र वर्त्तेथाः । अथाभ्याख्यातेषु । ये तत्र ब्राह्मणाः सम्मर्शिनः । युक्ता अयुक्ताः । अलूक्षा धर्मकामाः स्युः । यथा ते तेषु वर्त्तेरन् । तथा तेषु वर्त्तेथाः । एष आदेशः । एष उपदेशः । एषा वेदोपनिषत् । एतदनुशासनम् । एवमुपासितव्यम् । एवमु चैतदुपास्यम् ॥ ४ ॥

અન્વયાર્થ:-યે=જે, તત્ર=તે કર્મમાં, બ્રાહ્મણા:=વેદવેત્તાઓ, સમર્દર્શિનઃ=વિચાર કરવાવાળા, યુકતા:=કુશળ, આયુકતાઃ=સર્વ રીતે સ્વતંત્ર, અલૂક્ષા:=ક્રોધરહિત, ધર્મકામાઃ=ધર્મની કામનાવાળા, સ્યુ:=હોય, યથા=જે રીતે, તે=તે જ્ઞાનીઓ, તેષુ=તે કર્મોમાં, વર્તેરન્=પ્રવૃત્ત થાય, તથા=તે રીતે, તેષુ=તે કર્મોમા, વર્તેથાઃ=તારે વર્તવું, એષ:=આ અર્થાત્ સત્ય બોલ ઇત્યાદિ, આદેશ:=શ્રૌત વિધિ, એષ=આ, ઉપદેશઃ=સ્માર્ત વિધિ, એષા=આ, વેદોપનિષત્=વિધિ મંત્રાર્થ વાદના નિધિરૂપ રહસ્ય ભાગ, એતત્=આ, અનુશાસનં=ઈશ્વરની આજ્ઞા, એવં=આ રીતે, ઉપાસિતવ્ય=ઉપાસના કરવી, એવં=આ રીતે, ઉ ચ=નિશ્ચય વાચક, એતત્=આ, ઉપાસ્યં=કરવું જોઇએ. (૪)

શબ્દાર્થ.-તારા સમીપને વિશે રહેનારા બ્રાહ્મણો જેઓ વેદવિહિત કર્મમાં વિચારશીલ, કુશળ, સર્વ પ્રકારે સ્વતંત્ર, ક્રોધરહિત અર્થાત્ શાંત સ્વભાવવાળા તથા ધર્મની કામનાવાળા હોય, તેઓ જે પ્રમાણે વર્તે, તેમ તારે તારું વર્તન રાખવું. હવે નિંદિત પુરુષો તરફ કેમ વર્તવું તે સાંભળ. જે બ્રાહ્મણો પૂર્ણ વિચારશીલ હોય, જેઓ વેદવિહિત કર્મમાં કુશળ હોય, સર્વ પ્રકારે સ્વતંત્ર, ક્રોધરહિત અર્થાત્ શાંત સ્વભાવવાળા તથા ધર્મની કામનાવાળા હોય, તેઓ જેવી રીતે નિંદિતોની તરફ વર્તે, તે જ પ્રમાણે તારે તે નિંદિતોની તરફ વર્તવું જોઇએ. આ એક વિધિ છે. આ એક ઉપદેશરૂપ છે. આ સર્વ વેદોના ભાવરૂપ છે. આ એક આજ્ઞારૂપ છે. આ સર્વ ઉપર કહેલી રીત પ્રમાણે કરવું જોઇએ. ખરેખર આ સર્વ ઉપર કહેલ રીત પ્રમાણે અનુસરવું જોઇએ. ૪

## દ્વાદશ અનુવાક.

### દેવસ્તુતિ.

शन्नो मित्रः शं वरुणः शन्नो भवत्वर्य्यमा । शन्न इन्द्रो बृहस्पतिः । शन्नो विष्णुरुरुक्रमः । नमो ब्रह्मणे नमस्ते वायो । त्वमेव प्रत्यक्षं ब्रह्मासि । त्वामेव प्रत्यक्षं ब्रह्मावादिषम् । ऋतमवादिषम् । सत्यमवादिषम् । तन्मामावीत् । तद्वक्तारमावीत् । आवीन्माम् । आवीद्वक्तारम् ॥ १ ॥ ॐ शांतिः शांतिः शांतिः ॥

અન્વયાર્થ.-( તૈત્તિરીયના પ્રથમના શાન્તિપાઠની માફક આનો અન્વયાર્થ જાણી લેવો.

શબ્દાર્થ:—મિત્ર અમારું સુખ કરનાર થાઓ, વરુણ અમારું સુખ કરનાર થાઓ. અર્યમા અમારું સારું કરો, ઇન્દ્ર તથા બૃહસ્પતિ અમારું સારું કરો, સર્વ વ્યાપક શ્રી વિષ્ણુ ભગવાન્ અમારું સારું કરો. બ્રહ્મને અમારા નમસ્કાર છે. હે વાયુદેવ ! આપને અમે નમસ્કાર કરીએ છીએ. આપ પ્રત્યક્ષ

દેવરૂપ છે. આપને પ્રત્યક્ષ બ્રહ્મદેવરૂપ કહ્યા છે. હું આપને પ્રાણ વાયુરૂપ કહીશ. હું આપને સત્યરૂપ કહીશ. સમષ્ટિરૂપ બ્રહ્મદેવ વ્યષ્ટિરૂપ મારૂં પાલન કરો. વક્તાનું પાલન કરો. બ્રહ્મદેવ મારૂં રક્ષણ કરો. વક્તાનું બ્રહ્મદેવ રક્ષણ કરો. ૐ શાંતિ, શાંતિ, શાંતિ.

## બ્રહ્માનંદવલ્લી. *

### શાંતિ પાઠ.

**ૐ सह नाववतु । स ह नौ भुनक्तु । स ह वीर्य्यं करवावहै । तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥ ૐ शांतिः शांतिः शांतिः**

અન્વયાર્થ.=સ.=તે પરમેશ્વર, હ=નક્કી, નૌ=ગુરુ તથા શિષ્યને, અવતુ=રક્ષણ કરો, સ. =તે, હ=નક્કી, નૌ=અમને બેઉને,ભુનક્તુ=વિદ્યારૂપી ફળ આપો, સઃ=તે પરમેશ્વર, હ=નક્કી, વીર્યં=વિદ્યાથી થતુ સામર્થ્ય, કરવાવહૈ=પ્રતિપાદન કરો, તેજસ્વિ=અતિશય વીર્યવાળું, નૌ=અમારું, અધીતં=અધ્યયન કરાયલું, અસ્તુ=થાઓ, મા=નહિ, વિદ્વિષાવહૈ=પ[...] દ્વેષ કરીએ.

શબ્દાર્થ:—બ્રહ્મદેવ અમો ગુરૂ તથા [...] બન્નેનું એકી વખતે રક્ષણ કરો. પરમેશ્વર તથા શિષ્ય અમે બેઉને વિદ્યારૂપ ફળ ભોગ[...] આપો. જ્ઞાનપ્રાપ્તિ માટે અમે બેઉને [...] બળને ઉત્પન્ન કરો. અમારા બન્નેનું અ[...] મહા યશસ્કર થાઓ. અમારાપર કોઇ [...] દ્વેશ મા કરો. ૐ, શાંતિ, શાંતિ, શાંતિ

### પ્રથમ અનુવાક.

**માયાનો વિસ્તાર—અન્નમય કોશનું વ[...]**

**ૐ ब्रह्मविदाप्नोति परम् । त[...] पाऽभ्युक्ता । सत्यं ज्ञानमनन्तं ब्रह[...] यो वेद निहितं गुहायाम् परमे व्[...] मन् । सोऽश्नुते सर्वान् कामान् सह[...] ब्रह्मणा विपश्चितेति । तस्माद्वा ए[...] स्मादात्मन आकाशः संभूतः । आक[...] शाद्वायुः वायोरग्निः । अग्नेरापः अद्भ्यः[...] पृथिवी । पृथिव्या ओषधयः ओ[...] षधीभ्योऽन्नम । अन्नाद्रेतः रेत[...] पुरुषः । स वा एष पुरुषोऽन्नरसमय[...] तस्येदमेव शिरः अयं दक्षिणः पक्ष[...] अयमुत्तरः पक्षः अयमात्मा । इद पु[...] प्रतिष्ठा । तदप्येष श्लोको भवति ॥**

અન્વયાર્થ =બ્રહ્મવિત્=બ્રહ્મવેત્તા, આપ[...] તિ= પામે છે, પર=બ્રહ્મના સ્વરૂપને, ત[...] તેના સંબધમા, એષા=આ ઋચા, [...]ભ્યુક્તા=કહેવાયલી છે, સત્યં=વિકારથી રહિ[...] રૂપે, ય =જે અધિકારી. વેદ=હું બ્રહ્મસ્વ[...] છું, એમ જાણે છે, નિહિતં=રહેલ, ગુ[...]યા=બુધ્ધિરૂપી ગુહામા, પરમે=ઉત્કૃષ્ટ, વ્યો[...]મન્=હૃદયાકાશમા, સ.=તે, અશ્નુતે=ભોગવે [...] સર્વાન્=અખિલ, કામાન્=ભોગોને, સહ=એ[...] વખતે, બ્રહ્મણા=સત્યજ્ઞાનાદિરૂપવડે, વિપ[...]

---

* બ્રહ્માનંદ વલ્લીના ચાર વિભાગ પાડ઼ જોતા પડે એમ છે. પ્રથમ વિભાગને વિશે ૧ થી ૫ અનુવાક આવી શકે એમ છે તથા તેમા માયાના વિકાસવિશે વર્ણન કરવામા આવ્યું છે દ્વિતીય વિભાગમા ૬ તથા ૭ અનુવાક આવી શકે છે તથા તેમા સૃષ્ટિના કારણને વિશે વર્ણન કરવામા આવ્યું છે. તૃતીય વિભાગમા ૮ મો અનુવાક આવી શકે છે તથા તેમા જીવાત્મા પરમાત્માની એકયતાવડે આનંદની પ્રાપ્તિ થાય છે, તે વિશે વર્ણન કરવામાં આવ્યુ છે. ચોથા વિભાગમા આઠમો તથા નવમો અનુવાક આવી શકે છે તથા તેમા અનેક પ્રકારના આનંદોની વિશેષતાનુ વર્ણન કરવામા આવ્યુ છે.

તા=સર્વજ્ઞરૂપે કરી ( તે વિદ્વાન્ ) અભિન્ન ( થાય છે ), તસ્માત્=તેથી, એતસ્માત્=આમ કહેવાવડે, આત્મનઃ=પ્રત્યક્ રૂપ બ્રહ્મમાંથી, આકાશઃ=ભૂતાકાશ, સંભૂતઃ=ઉત્પન્ન થયું, આકાશાત્=આકાશરૂપ પરમાત્મામાંથી, વાયુઃ=વાયુ, વાયોઃ=વાયુરૂપ પરમાત્મામાંથી, અગ્નિઃ=અગ્નિ, અગ્નેઃ=અગ્નિમાંથી, આપઃ=જળ, અદ્ભ્યઃ=જળમાંથી, પૃથિવી=ભૂમિઃ પૃથિવ્યાઃ=ભૂમિમાંથી, ઓષધયઃ=ઓષધિઓ, ઓષધિભ્યઃ=ઓષધિમાંથી, અન્નં=અન્ન, અન્નાત્=અન્નમાંથી, રેતઃ=વીર્ય, રેતસઃ=વીર્યમાંથી, પુરુષઃ=સ્થૂલ દેહ, સઃ=તે, વા=પ્રસિદ્ધ, એષઃ=આ પ્રત્યક્ષ, પુરુષઃ=સ્થૂલ દેહ, અન્નરસમયઃ=અન્ન રસના વિકારરૂપ. તસ્ય=તેનું, ઇદં=આ પ્રત્યક્ષ, એવ=જ, શિરઃ=મસ્તક, અયં=આ પ્રત્યક્ષ, દક્ષિણઃ=જમણો, પક્ષઃ=હાથ, અયં=આ પ્રત્યક્ષ, ઉત્તરઃ=ડાબો, પક્ષઃ=હાથ, અયં=આ પ્રત્યક્ષ બે હાથની વચમાંનો ભાગ, આત્મા=સર્વ અંગના આત્મારૂપ, ઇદં=આ પ્રસિદ્ધ નાભિનો અધોભાગ, પુચ્છં=પુચ્છરૂપે, પ્રતિષ્ઠા=સર્વ સ્થિતિના કારણરૂપે, તત્=તે સંબંધી, એષઃ=આ, શ્લોકઃ=મંત્ર, ભવતિ=છે.

શબ્દાર્થઃ—બ્રહ્મવેત્તા પુરુષ પરમરૂપ અર્થાત્ બ્રહ્મરૂપને પામે છે. આ બ્રહ્મજ્ઞાનના સંબંધમાં નીચે પ્રમાણેની ઋચા કહેવામાં આવી છેઃ— સત્યરૂપ, જ્ઞાનરૂપ તથા અનંતરૂપ બ્રહ્મ, જે ઉત્કૃષ્ટ આકાશને વિશે બુદ્ધિરૂપી ગુહામાં રહેલ છે, તેને જે ઓળખે છે તે સર્વજ્ઞ બ્રહ્મની સાથે એકરૂપે થઇ, સર્વ પ્રકારની કામનાઓનો ભોક્તા બને છે. આ સ્થળે નીચે પ્રમાણેનો શ્લોક કહેવામાં આવ્યો છેઃ-બ્રહ્મરૂપ પરમાત્માથી આકાશની ઉત્પત્તિ થઇ છે, આકાશમાંથી વાયુની ઉત્પત્તિ થઇ છે, વાયુમાંથી અગ્નિની ઉત્પત્તિ થઇ છે, અગ્નિમાંથી જળની ઉત્પત્તિ થઇ છે, જળમાંથી પૃથ્વીની ઉત્પત્તિ થઇ છે, પૃથ્વીમાંથી ઓષધિની ઉત્પત્તિ થઇ છે, ઓષધિમાંથી અન્નની ઉત્પત્તિ થઇ છે, અન્નમાંથી બીજની ઉત્પત્તિ થઇ તથા બીજમાંથી મનુષ્યની ઉત્પત્તિ થઇ. આ કારણથી આ મનુષ્ય ખરેખર અન્ન રસના વિકારરૂપ કહેવામાં આવે છે. ( મનુષ્ય અન્નના રસરૂપ છે. આ સંબંધમાં નીચે પ્રમાણેનો શ્લોક કહેવામાં આવ્યો છે ):—

આ મસ્તક તે પુરુષરૂપ પક્ષીના મસ્તકરૂપ છે, જમણો હાથ આ પુરુષરૂપ પક્ષીની જમણી પાંખરૂપ છે, વામ હસ્ત પુરુષરૂપ પક્ષીની ડાબી પાંખરૂપ છે, ગળાથી નાભિ સુધીનો ભાગ આ પક્ષીના શરીરરૂપ છે, નાભિથી પગ સુધીનો ભાગ આ પક્ષીના પુચ્છરૂપે છે તથા તે શરીરના આધારરૂપે છે. ૧

ટીકાઃ-परम શબ્દનો અર્થ निरतिशय થાય છે, અર્થાત્ જેનાથી રહિત અન્ય કોઇ વસ્તુ નથી તથા જે સ્વતંત્રરૂપ છે તથા આ વિશેષણ બ્રહ્મને લાગુ પડે છે, માટે પરમ શબ્દે કરી બ્રહ્મને લેવા. ૧

## દ્વિતીય અનુવાક.

### પ્રાણમય કોશનું વર્ણન.

अन्नाद्वै प्रजाः प्रजायन्ते । याः काश्च पृथिवीँश्रिताः । अथो अन्नेनैव जीवन्ति । अथैनदपि यन्त्यन्ततः । अन्नँहि भूतानां ज्येष्ठम् । तस्मात्सर्वौषधमुच्यते । सर्वं वै तेऽन्नमाप्नुवन्ति । येऽन्नं ब्रह्मोपासते । अन्नँहि भूतानां ज्येष्ठम् । तस्मात्सर्वौषधमुच्यते । अन्नाद्भूतानि जायन्ते । जातान्यन्नेन वर्द्धन्ते । अद्यतेऽत्ति च भूतानि । तस्मादन्नं तदुच्यत इति । तस्माद्वा एतस्मादन्नरसमयात् अन्योऽन्तर आत्मा प्राणमयः । तेनैष पूर्णः । स वा एष पुरुषविध एव । तस्य

**पुरुषविधताम् । अन्वयं पुरुषविधः । तस्य प्राण एव शिरः । व्यानो दक्षिणः पक्षः । अपान उत्तरः पक्षः । आकाश आत्मा । पृथिवी पुच्छं प्रतिष्ठा । तदप्येष श्लोको भवति ॥**

અન્વયાર્થ:–અન્નાત્=સમષ્ટિવિરાટ્ આત્માથી, વૈ=પ્રસિદ્ધ, પ્રજાઃ=સ્થાવર જંગમ પ્રાણીઓ, પ્રજાયન્તે=ઉત્પન્ન થાય છે, યાઃ કાઃ=જે કોઇ અર્થાત્ પ્રસિદ્ધ તેમજ અપ્રસિદ્ધ, પૃથ્વીં=પૃથ્વીને, આશ્રિતાઃ=આશ્રય કરેલ છે, અથ=વળી, અન્નેન=અન્નવડે, જીવન્તિ=પ્રાણ ધારણ કરે છે, અથ=વળી, એનત્=આ અન્નને, અપિયન્તિ=લયને પામે છે, અંતતઃ=કર્મની સમાપ્તિ વખતે, અન્નં= અન્ન, હિ=કારણ કે, ભૂતાનાં=પ્રાણીઓના, જ્યેષ્ઠં=જીવનના હેતુરૂપ, તસ્માત્=તેથી, સર્વૌષધં=રોગ તથા ક્ષુધાના ઔષધરૂપે, ઉચ્યતે=કહેવાય છે, સર્વં=સઘળા અન્નને, વૈ=પ્રસિદ્ધ, તે=તે ઉપાસકો, અન્નં=અન્નને, આપ્નુવન્તિ=મેળવે છે, યે=જે ઉપાસકો, અન્નં=સમષ્ટિરૂપ અન્નને, બ્રહ્મ=બ્રહ્મરૂપે અર્થાત્ અન્નમાં બ્રહ્મબુદ્ધિ, ઉપાસતે=ધ્યાન કરે છે, અન્નં=અન્ન, હિ=કારણ કે, ભૂતાના= ભૂતોના, જ્યેષ્ઠં=જીવનના કારણરૂપે, તસ્માત્= તેથી, સર્વૌષધં=રોગ તથા ક્ષુધાના ઔષધરૂપ, ઉચ્યતે=કહેવાય છે, અન્નાત્=અન્નમાથી, ભૂતાનિ=પ્રાણીઓ, જાયન્તે=થાય છે, જાતાનિ=ઉત્પન્ન થયેલ, અન્નેન=અન્નવડે, વર્દ્ધન્તે= વૃદ્ધિ પામે છે, અદ્યતે=વ્યષ્ટિરૂપે પ્રાણીથી જે ભોગવાય છે, અત્તિ=સમષ્ટિરૂપે જે ભોગવે છે, ભૂતાનિ=સર્વ પ્રાણીઓ, તસ્માત્=તેથી, અન્નં=અન્નરૂપે, તત્=( ખાવા યોગ્ય તથા ખાનારને ધારણ કરનારરૂપ ) તે વસ્તુ, ઉચ્યતે=કહેવાય છે, તસ્માત્=તેથી, વા= પ્રસિધ્ધ, એતસ્માત્=આ મંત્રમા કહેલ, અન્નરસમયાત્=અન્ન રસનાધિકારરૂપ સ્થૂલ દેહમાંથી, અન્યઃ=ભિન્ન, અંતરઃ=અભ્યંતર, આત્મા= આત્મારૂપે કલ્પના કરાયેલ, પ્રાણમયઃ=વાયુવિકાર, તેન=તે પ્રાણમયથી, એષઃ=આ સ્થૂલ દેહ, પૂર્ણઃ=વ્યાપ્ત (છે), સઃ=તે, વૈ=પ્રસિધ્ધ, એષ=સ્થૂલ દેહમાં રહેલ પ્રાણમય, પુરુષવિધઃ=શિર આદિ અવયવવડે પુરુષાકારરૂપે, એવ=જ, તસ્ય=તે અન્નમયની, પુરુષવિધતા= પુરુષાકારપણાની, અનુ=પાછળ, અયં=આ પ્રાણમય, પુરુષવિધ=પુરુષાકારરૂપ, તસ્ય=તે પ્રાણમયનો, પ્રાણ=મુખ તથા નાસિકામા રહેલ વાયુ, એવ=જ, શિર=મસ્તકરૂપે ધ્યાન કરવું, વ્યાન= સર્વ નાડીમા રહેલ વાયુ, દક્ષિણ=જમણો, પક્ષ=હાથરૂપે ઉપાસના કરવી, અપાન=અધોસંચારી વાયુ, ઉત્તર=ડાબી, પક્ષઃ=હાથરૂપે ઉપાસના કરવી, આકાશઃ=સર્વ શરીરમાં રહેલ વાયુ, આત્મા=શરીરના મધ્યમાં રહેલ વાયુરૂપે ઉપાસના કરવી, પૃથિવી=પૃથ્વી દેવતાત્મક ઉદાનવૃત્તિ વિશેષ, પુચ્છં=પુચ્છરૂપે, પ્રતિષ્ઠા= સ્થિતિરૂપે ( ધ્યાન કરવું ), તત્=તે પ્રાણમય આત્મા સંબંધી, એષઃ=આ કહેવાએલ, શ્લોકઃ=મંત્ર, ભવતિ=છે. (૧)

શબ્દાર્થ:–અહીં નીચે પ્રમાણે મંત્ર કહેવામા આવ્યો છે.–પૃથ્વીને વિશે રહેનારા સર્વ પ્રાણીઓ ખરેખર અન્નમાથી ઉત્પન્ન થાય છે. વળી આ સર્વ પ્રાણીઓ અન્નને લીધે જીવે છે. તેમ જ અંતે–મરણ પછી પ્રાણીનો પૃથિવ્યાત્મક અન્નને વિશે લય થાય છે. કારણ સર્વ ભૂતોને વિશે અન્ન એ જ્યેષ્ઠ છે. આથી અન્નને સર્વ પ્રાણીઓના ક્ષુધાગ્નિને શમાવનાર વનસ્પતિરૂપ કહેવામા આવે છે. જેઓ અન્નની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તેને સર્વ પ્રકારના અન્નની પ્રાપ્તિ થાય છે કારણ સર્વ ભૂત માત્રોને વિશે અન્ન જ્યેષ્ઠ ગણાય છે. આથી અન્નને સર્વ પ્રાણી માત્રના ઔષધરૂપ કહેવામાં આવે છે અન્નને લીધે ભૂતોની ઉત્પત્તિ થાય છે. જ્યારે પ્રાણોનો

જન્મ થાય છે ત્યારે તેની વૃદ્ધિ અન્ને કરી થાય છે. સર્વ પ્રાણી માત્રોવડે-વ્યષ્ટિરૂપે કરી તેનું ભક્ષણ થાય છે ( અદ્યતે ) તથા સમષ્ટિરૂપે કરી તે સર્વ ભૂતોનું ભક્ષણ કરે છે ( અત્તિ ). આમ હોવાથી તેનું અન્ન એવું નામ આપ્યું છે. આ અન્નમયથી ભિન્ન બીજો અંતરાત્મા છે, જેને પ્રાણમય કરી કહેવામાં આવે છે. આ પ્રાણમય આત્માવડે પૂર્વનો અન્નમય આત્મા તૃપ્તિને પામે છે. આ પ્રાણમય કોશ પુરુષના આકારરૂપ જ છે. અન્નમય કોશ પુરુષના આકારને ધારણ કરે છે. તે પછી આ પ્રાણમય પુરુષનો આકાર ધારણ કરે છે. પ્રાણમયનું મસ્તક પ્રાણરૂપે છે. ( અન્નમય વિના પ્રાણમય પુરુષાકાર થતો નથી. ) વ્યાન તેની દક્ષિણ પાંખરૂપ છે, અપાન તેની ડાબી પાખરૂપ છે, આકાશ ( સમાન વાયુ ) આત્મારૂપ છે, પૃથ્વી ( ઉદાનવાયુ ) પુચ્છરૂપે છે તથા આ પુચ્છવડે તે પ્રતિષ્ઠારૂપ છે.

ટીકા.-આકાશનો અર્થ સમાન વાયુ થાય છે તથા તેને આત્મા કરી કહેવામા આવે છે. કારણ તે દેહના મધ્ય ભાગને વિશે રહે છે તથા તેને વિશે પ્રાણના મોટા ભાગનો સમાવેશ હોય છે. પૃથ્વીનો અર્થ ઉદાન કરી થાય છે. જેમ દેહોનો આશ્રય પૃથ્વી છે, તેમ પ્રાણ વાયુઓનો આશ્રય વ્યાન હોવાથી તેને પૃથ્વીરૂપ કહેવામા આવ્યો છે. અન્નને ઔષધ કહેવાનું કારણ એ કે, તેની ઉત્પત્તિ પ્રથમ છે. ओषधः-ओषां-उष्णतां हन्तीति ओषधः

## તૃતીય અનુવાક.

### મનોમય કોશનું વર્ણન

प्राणं देवा अनु प्राणन्ति । मनुष्याः पशवश्च ये । प्राणो हि भूतानामायुः । तस्मात्सर्वायुषमुच्यते । सर्वमेव त आयुर्यन्ति । ये प्राणं ब्रह्मोपासते । प्राणो हि भूतानामायुः । तस्मात्सर्वायुषमुच्यत इति । तस्यैष एव शारीर आत्मा । यः पूर्वस्य । तस्माद्वा एतस्मात्प्राणमयात् । अन्योऽन्तर आत्मा मनोमयः तेनैष पूर्णः । स वा एष पुरुषविध एव तस्य पुरुषविधताम् । अन्वयं पुरुषविधः । तस्य यजुरेव शिरः ऋग् दक्षिणः पक्षः । समोत्तरः पक्षः । आदेश आत्मा । अथर्वाङ्गिरसः पुच्छं प्रतिष्ठा । तदप्येष श्लोको भवति ॥

અન્વયાર્થ:-પ્રાણું=મુખ્ય પ્રાણને, દેવાઃ= દેવો, અનુ=અનુસરી, પ્રાણંતિ=ચેષ્ટા કરે છે, મનુષ્યાઃ=મનુષ્યો, પશવ:=પશુઓ, ચ=તથા, યે=જેઓ, પ્રાણઃ=પ્રાણ, હિ=કારણ કે, ભૂતાનાં= પ્રાણી માત્રના, આયુઃ=જીવનરૂપે, તસ્માત્= તેથી, સર્વાયુષં=સર્વના જીવનરૂપે, ઉચ્યતે= કહેવાય છે, સર્વં=પૂર્ણ અર્થાત્ સો વર્ષ સુધી, એવ=જ, તે=તે ઉપાસકો, આયુઃ=જીવનને, યંતિ=પામે છે, યે=જે અધિકારી, પ્રાણં=પ્રાણમય આત્માની, બ્રહ્મ=બ્રહ્મરૂપે, ઉપાસતે=ચિંતન કરે છે અર્થાત્ હું પ્રાણરૂપે છું, એમ બ્રહ્મપણાવડે ચિંતન કરે છે, પ્રાણ=પ્રાણ, ભૂતાના=પ્રાણી માત્રના, આયુઃ= જીવનરૂપે, તસ્માત્=તેથી, સર્વાયુષં=સર્વના જીવનરૂપે, ઉચ્યતે=કહેવાય છે, તસ્ય=તે અન્નમયનો, એષઃ=આ સાક્ષી પ્રસલ, શારીરઃ= શરીર રૂપ અન્નમયમા થયેલ, આત્મા=આત્મા, યઃ=જે પ્રાણમય, પૂર્વસ્ય=પૂર્વોક્ત અન્નમયના ( આત્મારૂપ છે ). આ એમ સૂચવે છે કે, અન્નમયમાથી આત્મત્વદૃષ્ટિને રોકી પ્રાણમયનું આત્મત્વરૂપ ધ્યાન કરવું ). તસ્માત્=તેથી, વૈ=પ્રસિદ્ધ, એતસ્માત્=આ, પ્રાણમયાત= પ્રાણમયથી, અન્ય =ભિન્ન, અંતર =અભ્યંતરરૂપે, આત્મા=આત્મારૂપે કલ્પાયનો, મનોમયઃ= અંતઃકરણના વિકારરૂપ, તેન=તે મનોમયવડે,

એષઃ=આ પ્રાણમય, પૂર્ણઃ=વ્યાપ્ત, સઃ=તે, વા=પ્રસિદ્ધ, એષઃ-આ મનોમય, પુરુષવિધઃ-શિર આદિ અવયવવડે પુરુષાકાર, એવ-જ, તસ્ય-તે પ્રાણમયના, પુરુષવિધતાં-પુરૂષાકારપણાને, અનુ-અનુસરી, અયં-આ મનોમય, પુરુષવિધઃ-પુરુષાકારરૂપે, તસ્ય-તે મનોમય આત્માનો, યજુઃ-યજુર્વેદ, એવ-જ, શિરઃ-મસ્તકરૂપે ( ધ્યાન કરવું ), ઋક્-ઋગ્વેદ, દક્ષિણઃ-જમણો, પક્ષ -હાથરૂપે (ધ્યાન કરવું), સામઃ-સામવેદ, ઉત્તરઃ-ડાબા, પક્ષઃ-હાથરૂપે ( ઉપાસના કરવી ), આદેશઃ-વિશેષતાને દર્શાવનાર બ્રાહ્મણ ભાગ, આત્મા-દક્ષિણ તથા ઉત્તર હાથના મધ્ય ભાગવડે ( ઉપાસના કરવી ), અથર્વાંગિરસઃ-અથર્વવેદ, પુચ્છં-પુચ્છરૂપે, પ્રતિષ્ઠા-સ્થિતિરૂપે (ધ્યાન કરવું), તત્-તે બ્રાહ્મણ ભાગમાં, અપિ-પણ, એષઃ-આ, શ્લોકઃ-મનોમયને પ્રકાશ કરનારો મંત્ર, ભવતિ-છે. ( ૧ )

શબ્દાર્થ-પ્રાણને અનુસરી દેવનાના દેહ ચેષ્ટાવાળા હોય છે. મનુષ્યો, પશુઓ તથા સર્વે પ્રાણી પ્રાણને લીધે જ ચેષ્ટાવાળાં હોય છે. કારણ પ્રાણ એ સર્વ ભૂત માત્રોનું આયુષ્ય-જીવન કહેવામાં આવે છે. આથી પ્રાણને સર્વના આયુષ્યરૂપ કહેવામાં આવે છે. જેઓ પ્રાણની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તેઓ પોતાના આયુષ્યની છેવટની હદને પહોંચે છે ( તેઓ સો વર્ષના આયુષ્યવાળા થાય છે. ) કારણ પ્રાણ એ સર્વ ભૂતોના આયુષ્યરૂપ કહેવાય છે. આથી પ્રાણને સર્વ ભૂતોના આયુષ્યરૂપ કહેવામાં આવે છે. પૂર્વના અન્નમય કોશરૂપી શરીરને વિશે થયેલા જે આ પ્રાણરૂપ આત્મા છે, પ્રાણમય કોશ જેને આત્મારૂપ કહેવામાં આવે છે, તેનાથી અન્ય બીજો અંતરાત્મા છે, જેને મનોમય કોશ કરી કહેવામાં આવે છે. મનોમય કોશવડે પ્રાણમય કોશ પૂર્ણ થાય છે ( વ્યાપી રહેલ છે. ) પ્રાણમય કોશનો પુરૂષાકાર થવા પછી આ મનોમય કોશ પુરૂષાકારવાળો થાય છે. આ મનોમય કોશનું શિર યજુરૂરૂપ છે, ઋગ્વેદ તેના જમણા હાથરૂપ છે, સામવેદ તેના ડાબા હાથરૂપ છે, આદેશ ( બ્રાહ્મણ ભાગ કે જેને વિશે ઉપદેશ સંબંધી કહેવામાં આવ્યું છે તે ) આત્મા અર્થાત્ મધ્યભાગ રૂપ છે. અથર્વ તથા આંગિરસ તેના પુચ્છરૂપ છે તથા તે પોતે પુચ્છવડે પ્રતિષ્ઠારૂપે છે. તે બ્રાહ્મણ ભાગમાં ઉપર પ્રમાણે મંત્ર છે.

ટીકાઃ-આ મનોમયકોશનું પુરૂષરૂપે ધ્યાન કરવામાં આવે તો તે પુરૂષનું શિર યજુરૂ રૂપે છે.

## ચતુર્થ અનુવાક.

### વિજ્ઞાનમય કોશનું વર્ણન.

**યતો વાચો નિવર્ત્તન્તે । અપ્રાપ્ય મનસા સહ । આનન્દં બ્રહ્મણો વિદ્વાન્ । ન બિભેતિ । કદાચનેતિ । તસ્યૈષ એવ શરીરઆત્મા । યઃ પૂર્વસ્ય । તસ્માદ્વા એતસ્માન્મનોમયાત્ । અન્યોઽન્તર આત્મા વિજ્ઞાનમયઃ । તેનૈષ પૂર્ણઃ । સ વા એષ પુરુષવિધ એવ । તસ્ય પુરુષવિધતામ્ । અન્વયં પુરુષવિધઃ । તસ્ય શ્રદ્ધૈવ શિરઃ । ઋતં દક્ષિણઃ પક્ષઃ સત્યમુત્તરઃ પક્ષઃ યોગ આત્મા । મહઃ પુચ્છં પ્રતિષ્ઠા । તદપ્યેષ શ્લોકો ભવતિ ॥**

અન્વયાર્થઃ-યતઃ-જે મનોમય કોશમાંથી, વાચઃ-યજુર્વેદરૂપી વાણી, નિવર્ત્તન્તે-નિવૃત્ત થાય છે, અપ્રાપ્ય-પહોંચ્યા વગર, મનસા-સંકલ્પાદિરૂપ મન, સહ-સાથે, આનંદં-સુખવિશેષ, બ્રહ્મણઃ-મનોમયરૂપ બ્રહ્મના, વિદ્વાન્-ઉપાસક, ન-નહિ, બિભેતિ-ભય પામે છે, કદાચન-કોઇપણ કાળે, તસ્ય-તે પ્રાણમયનો, એષઃ-આ પ્રત્યક્ષ, એવ-જ, શારીરઃ-શરીરરૂપ પ્રાણમયમાં થયેલ, આત્મા-આત્મારૂપ, યઃ-જે મનોમય રૂપે છે, ( આથી એમ સૂચવવામ

આવે છે કે, પ્રાણમયમાથી આત્મત્વદૃષ્ટિને રોકી પરમઆનંદના કારણરૂપ મનોમયમાં આત્મપણાની દૃષ્ટિ કરવી ), પૂર્વસ્ય-પૂર્વોક્ત પ્રાણમયની ( આત્મારૂપ છે ), તસ્માત્-તે, વા-પ્રસિદ્ધ, એતસ્માત્-આ, મનોમયાત્-મનોમયથી, અન્યઃ-ભિન્ન, અંતરઃ-અભ્યંતરરૂપે, આત્મા-આત્મારૂપે કલ્પાયેલ, વિજ્ઞાનમયઃ-નિશ્ચયવૃત્તિરૂપ, તેન-તે વિજ્ઞાનમયવડે, એષઃ-આ મનોમય, પૂર્ણઃ-વ્યાપ્ત (છે). સઃ-તે, વા-પ્રસિદ્ધ, એષઃ-આ વિજ્ઞાનમય, પુરુષવિધઃ-પુરુષાકારરૂપે, એવ-જ, તસ્ય-તે વિજ્ઞાનમયના, પુરુષવિધતા-પુરૂષાકારપણાને, અનુ-અનુસરી, અયં-આ વિજ્ઞાનમય, પુરુષવિધઃ-પુરૂષાકારરૂપે, એવ-જ, તસ્ય-તે વિજ્ઞાનમયના, શ્રદ્ધા-આસ્તિક્યબુદ્ધિ, શિરઃ-મસ્તકરૂપે (ધ્યાન કરવું), ઋતં-કર્તવ્યનો નિશ્ચય, દક્ષિણઃ-જમણો, પક્ષ.-હાથ ( રૂપે ધ્યાન કરવું ), સત્યં-નિશ્ચયનું અનુસંધાન, ઉત્તરઃ-ડાબો, પક્ષ.-હાથ ( રૂપે ધ્યાન કરવું ), યોગઃ-ચિત્તવૃત્તિનું અનુસંધાન, આત્મા-મધ્ય ભાગરૂપે ( ધ્યાન કરવું ) મહઃ-મહત્તત્ત્વ, પુચ્છં-પુચ્છરૂપે, પ્રતિષ્ઠા-સ્થિતિરૂપે, તત્-તે બ્રાહ્મણભાગમા અપિ-જ, એષ-આ, શ્લોકઃ-મંત્ર, ભવતિ-છે. ( ૪ )

શબ્દાર્થ-(યજુ આદિ વાણીરૂપ અવયવવાળા) મનોમય કોશમાથી ઉત્પન્ન થયેલ સંકલ્પાદિ સાથે વાણી પણ ત્યા નહિ પહોંચતા પાછી ફરે છે. આ મનોમયના સ્વરૂપની ઉપાસના કરનારો શ્રેષ્ઠ પદને પામી તથા ત્યા આનંદનો અનુભવ કરતો છતો કોઈ પણ સમયે તેને ( ગર્ભવાસાદિ દુઃખનો ) ભય હોતો નથી. આ મનોમય પ્રાણમયના દેહને વિશે થયેલા આત્મારૂપ છે મનોમય આત્માથી ભિન્ન બીજો અંતરાત્મા છે, જેને વિજ્ઞાનમય કરી કહેવામા આવે છે. આ મનોમય કોશના પુરૂષાકારને થવા પછી વિજ્ઞાનમય પુરૂષાકાર થાય છે. આ વિજ્ઞાનમય પુરૂષને મસ્તક શ્રદ્ધા છે, ઋત તેના જમણા હાથરૂપે છે, સત્ય તેના ડાબા હાથરૂપે છે, યોગ તેનો મધ્યભાગ છે, હિરણ્યગર્ભ પુચ્છ છે તથા તે પોતે પ્રતિષ્ઠારૂપ છે. તે બ્રાહ્મણ ભાગમા ઉપર પ્રમાણેનો મંત્ર છે.

## પંચમ અનુવાક.

### આનંદમય કોશનું વર્ણન.

विज्ञानं यज्ञं तनुते । कर्माणि तनुतेऽपि च । विज्ञानं देवाः सर्वे । ब्रह्म ज्येष्ठमुपासते । विज्ञानं ब्रह्म चेद्वेद । तस्माच्चेन्न प्रमाद्यति । शरीरे पाप्मनो हित्वा । सर्वान् कामान् समश्नुत इति । तस्यैष एव शारीर आत्मा । यः पूर्वस्य । तस्माद्वा एतस्माद्विज्ञानमयात् । अन्योऽन्तर आत्माऽऽनन्दमयः । तेनैष पूर्णः । स वा एष पुरुषविध एव । तस्य पुरुषविधताम् अन्वयं पुरुषविधः । तस्य प्रियमेव शिरः । मोदो दक्षिणः पक्षः । प्रमोद उत्तरः पक्षः । आनन्दं आत्मा । ब्रह्म पुच्छं प्रतिष्ठा । तदप्येष श्लोको भवति ॥

અન્વયાર્થઃ=વિજ્ઞાનં=વિજ્ઞાનરૂપ બુદ્ધિ, યજ્ઞં=વૈદિક કર્મ, તનુતે=વિસ્તાર કરે છે, કર્માણિ=લૌકિક કર્મો, તનુતે=વિસ્તાર કરે છે, અપિ=પણ, વિજ્ઞાનં=વિજ્ઞાનમય આત્માને, દેવા=ઇન્દ્રાદિદેવો, સર્વે=સઘળા, ( આ વિજ્ઞાનમય આત્માનુ ) બ્રહ્મ=બ્રહ્મરૂપે, જ્યેષ્ઠં=પ્રથમ ઉત્પન્ન થયેલ, ઉપાસતે=સેવે છે ધ્યાન કરે છે, વિજ્ઞાનં=વિજ્ઞાનમય આત્માને, બ્રહ્મ=બ્રહ્મસ્વરૂપે, ચેત્=જો, વેદ=જાણે છે, તસ્માત્=તે બ્રહ્મજ્ઞાનથી, ન=નહિ, પ્રમાદ્યતિ=પ્રમાદ કરે છે અર્થાત્ વિજ્ઞાનમયથી ભિન્ન અન્નમયાદિ કોશમા બ્રહ્મબુદ્ધિ કરતો નથી, ( તદાનુ-

તે સમયે ), શરીરે=જીવિત અવસ્થામાં, પાપ્મનઃ=પાપનો, હિત્વા=ત્યાગ કરી ( કેવળ વિજ્ઞાનમય બ્રહ્મમાં આત્માપણાની કલ્પના કરે છે ), સર્વાન્=સઘળા, કામાન્=ભોગને, સમશ્નુતે= ભોગવે છે અર્થાત્ વિજ્ઞાનમય ભાવમાં રહી તે લોકમાં રહેલ અખિલ ભોગોને મેળવે છે, તસ્ય=તે મનોમયનો, એષઃ પ્રત્યક્ષ, એવ=જ, શારીરઃ=શરીરરૂપ મનોમયમા થયેલ, આત્મા=આત્મારૂપે ( ઉપાસના કરવી ), યઃ=જે વિજ્ઞાનમય, પૂર્વસ્ય=પૂર્વોક્ત ( મનોમયના આત્મારૂપે છે ) અર્થાત્ મનોમયમાંથી આત્મત્વ બુદ્ધિને દૂર કરી વિજ્ઞાનમયમાં આત્મત્વ બુદ્ધિ કરવી, તસ્માત્=તે, વા=પ્રસિદ્ધ, એતસ્માત્=આ, વિજ્ઞાનમયાત્= વિજ્ઞાનમયમાંથી, અન્યઃ=ભિન્ન, અંતરઃ=અભ્યંતરરૂપે, આત્મા=આત્મા, આનંદમયઃ=( જ્યારે શુભકર્મના ફળનો અનુભવ આવે છે ત્યારે બુદ્ધિની વૃત્તિ અંતર્મુખે થાય છે તથા આત્માનંદનું પ્રતિબિંબ પડે છે. આ સ્થિતિમાં કર્મના ફળનો ઉપભોગ વિરામ પામે છે તથા તે નિદ્રારૂપે લીન થાય છે, આ રીતની જે વૃત્તિ તે ) આનંદમય, તેન=તે આનંદમયવડે, એષઃ=આ વિજ્ઞાનમય, પુરુષવિધઃ=શિરઆદિ અવયવવડે પુરુષાકારરૂપે, એવ=જ, તસ્ય=તે આનંદમયની, પુરુષવિધતાં=પુરુષાકારણુ પણાને, તસ્ય=તે આનંદમયનું, પ્રિયં=ઇષ્ટ અર્થના દર્શનથી થતા સુખનું, એવ=જ, શિરઃ=મસ્તકરૂપે ( ધ્યાન કરવું ), મોદઃ=ઇષ્ટ અર્થના લાભથી થતા સુખનું, દક્ષિણઃ=જમણા, પક્ષઃ=હાથરૂપે ( ધ્યાન કરવું ), પ્રમોદઃ=ઇષ્ટ અર્થના ભોગજન્યસુખનું, ઉત્તર.= ડાબા, પક્ષઃ=હાથરૂપે ( ધ્યાન કરવું ), આનંદઃ=સુખનું, આત્મા=શિરઆદિ અવયવના મધ્યભાગરૂપે ( ધ્યાન કરવું ), બ્રહ્મ-સર્વમાં રહેલ પરબ્રહ્મનું, પુચ્છં-પુચ્છરૂપે, પ્રતિષ્ઠા-સ્થિતિરૂપે ( ધ્યાન કરવું ), તત્-તે બ્રાહ્મણભાગમાં, અપિ-જ, એષઃ-આ, શ્લોકઃ-મંત્ર, ભવતિ-છે. (૧)

*શબ્દાર્થ*:-બ્રાહ્મણભાગમાં નીચે પ્રમાણેનો મંત્ર કહેવામાં આવ્યો છેઃ-વિજ્ઞાનરૂપ બુદ્ધિ યજ્ઞના કર્મનો વિસ્તાર કરે છે તથા લૌકિક કર્મોનો પણ વિસ્તાર કરે છે. સર્વે દેવો વિજ્ઞાનરૂપ બ્રહ્મની જ્યેષ્ઠરૂપે ઉપાસના કરે છે. જે મનુષ્ય વિજ્ઞાનમય આત્માને બ્રહ્મરૂપે જાણે છે તથા તેનો ત્યાગ નથી કરતો, તે શરીરને વિશે રહેલાં સર્વ પાપોનો ત્યાગ કર્યા પછી અર્થાત્ પોતાના શરીરને વિશે પોતાના આખા આયુષ્યમાં જે કાંઇ પાપો થયાં હોય તેનો ત્યાગ કર્યા પછી સર્વ કામનાઓનો ભોક્તા બને છે. આ વિજ્ઞાનમય આત્માથી ભિન્ન બીજો અંતરાત્મા છે, જેને આનંદમય આત્મા કરી કહેવામાં આવે છે. તે આનંદમય આત્માવડે વિજ્ઞાનમય આત્મા પૂર્ણ થાય છે. આ વિજ્ઞાનમય કોશના પુરુષાકાર થયા પછી આનંદમય પુરુષાકાર થાય છે. આ વિજ્ઞાનમય પુરુષનું ઇષ્ટ વસ્તુના દર્શનથી થતું સુખ મસ્તકરૂપ છે. તેનો પ્રમોદ-ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિથી થતું સુખ તેના જમણા હાથરૂપ છે, પ્રમોદ-ઇષ્ટ વસ્તુનો ઉપભોગ કરવાથી થતું સુખ તેના ડાબા હાથરૂપ છે, આનંદ તેના મધ્ય ભાગ રૂપ છે, બ્રહ્મ તેના પુચ્છરૂપ છે તથા તે પોતે અદ્વૈત બ્રહ્મ પ્રતિષ્ઠારૂપ છે. (૧)

## ષષ્ઠ અનુવાક.

## જગતની રચના

असन्नेव स भवति । असद्ब्रह्मेति वेद चेत् । अस्ति ब्रह्मेति चेद्वेद । सन्तमेनं ततो विदुरिति । तस्यैष एव शारीर आत्मा । यः पूर्वस्य । अथातोऽनुप्रश्नाः । उताविद्वानमुं लोकं प्रेत्य । कश्चन गच्छति ३ । आहो विद्वानमुं लोकं प्रेत्य । कश्चित्समश्नुता ३ उ ।

सोऽकामयत । बहु स्यां प्रजायेयेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा । इद्‌सर्वमसृजत । यदिदं किञ्च । तत्सृष्ट्वा । तदेवानुप्राविशत् । तदनुप्रविश्य । सच्च त्यच्चाभवत् । निरुक्तञ्चानिरुक्तञ्च । निलयनञ्चानिलयनञ्च विज्ञानञ्चाविज्ञानञ्च । सत्यं चानृतञ्च । सत्यमभवत् । यदिदं किञ्च तत्सत्यमित्याचक्षते । तदप्येष श्लोको भवति ॥

અન્વયાર્થ:–અસત્–પુરુષાર્થથી રહિત હોવાથી અસત્ સ્વરૂપે, એવ–જ, સઃ–તે, ભવતિ–છે, અસત્–સર્વ વ્યવહારથી રહિત હોવાથી અવિદ્યમાનરૂપે, બ્રહ્મ–બ્રહ્મ, ઇતિ–આ રીતે, વેદ–જાણે છે, ચેત્–જો, અસ્તિ–છે, બ્રહ્મ–બ્રહ્મ, ઇતિ–એમ, ચેત્–જો, વેદ–જાણે છે, સન્તં–પરમાર્થ સત્સ્વરૂપને પામેલ, એનં–આ બ્રહ્મજ્ઞાનીને, વિદુઃ–બ્રહ્મજ્ઞાનીઓ જાણે છે, તતઃ–બ્રહ્મ અસ્તિરૂપે છે એવું જ્ઞાન થવાથી, તસ્ય–તે વિજ્ઞાનમયના, એષઃ–આ આનંદમય, એવ–જ, શારીરઃ–વિજ્ઞાનમય-રૂપ શરીરમા થયેલ, આત્મા–આત્મારૂપે (કલ્પાયેલ), યઃ–જે આનંદમય, પૂર્વસ્ય–પૂર્વોક્ત વિજ્ઞાનમયના (આત્મારૂપે છે), અથ–વળી, અતઃ–આથી અર્થાત્ બ્રહ્મ કારણરૂપે હોવાથી, અનુ–(આચાર્યનો ઉપદેશ થયા) પછી, પ્રશ્નાઃ–પ્રશ્નો, ઉત–પણ, અવિદ્વાન્–બ્રહ્મજ્ઞાનથી રહિત, અમું–આ પ્રત્યક્ષ, લોકં–પ્રકાશાત્મક બ્રહ્મસ્વરૂપને, પ્રેત્ય–મરણ પછી, કશ્ચન–કોઇ પણ, ગચ્છતિ–પામે છે (અથવા નથી પામતો), (તેના ઉત્તરમાં નથી પામતો એમ કહેતાં શિષ્ય કહે છે કે), આહો–ત્યારે તો, વિદ્વાન્–બ્રહ્મજ્ઞાની, અમું–આ પ્રત્યક્ષ, લોકં–બ્રહ્મલોકને, પ્રેત્ય–મરણ પછી, કશ્ચિત્–કોઇ, સમશ્નુતે–પામે છે, ઉ–ઉત–અરે. સઃ–તે પરમાત્મા, અકામયત–ઇચ્છા કરી, બહુ–અનેકરૂપે, સ્યામ્–હું થાઉં, પ્રજાયેય–ઉત્પત્તિ ભાવને પામું, સઃ–તે આત્મારૂપે, તપઃ–જગતને રચવા સંબંધી વિચાર, અતપ્યત–કરવા લાગ્યો, સઃ–તે પરમેશ્વર, તપઃ–વિચાર, તપ્ત્વા–કર્યાં પછી, ઇદં–આ, સર્વં–સર્વ જગતને, અસૃજત–ઉત્પન્ન કર્યું, યત્–જે, ઇદં–આ પ્રસક્ષ, કિંચ–સામાન્ય આ સર્વને, તત્–તે જગતને, સૃષ્ટ્વા–ઉત્પન્ન કરી, તત્–તે જગતમાં, એવ–જ, પ્રાવિશત્–પ્રવેશ કર્યો અર્થાત્ વ્યાપીને રહ્યા, તત્–તે કાર્યમાં, પ્રવિશ્ય–પ્રવેશ કરી, સત્–પૃથ્વી અપ તથા તેજ, ચ–તથા, સત્–વાયુ તથા આકાશ, ચ–તથા, અભવત્–થયાં, નિરૂક્તં–વ્યક્ત, અનિરૂક્તં–અવ્યક્ત, નિલયનં–આધારવડે રહેનાર, અનિલયનં–આધારથી રહિત રહેનાર, વિજ્ઞાનં–ચેતન, અવિજ્ઞાનં–જડ, સત્યં–નદી તથા જળ આદિ પ્રત્યક્ષ, અનૃતં–પ્રાતિભાસિકરૂપ મૃગજળ વગેરે, સત્યં–પરમાર્થ સત્યરૂપ બ્રહ્મ, અભવત્–થયા, યદિદં–જેકોઇ, કિંચ–સામાન્યરૂપે વસ્તુ સમૂહ. તત્–તે સર્વ, સત્યં–પરમાર્થ સત્યરૂપે, ઇતિ–એમ, આચક્ષતે–બ્રહ્મજ્ઞાની કહે છે, તત્ અપિ–તે બ્રાહ્મણ ભાગમાંજ, એષઃ–આ, શ્લોકઃ–મંત્ર, ભવતિ–છે. (૬)

શબ્દાર્થ:–આ બ્રાહ્મણ ભાગમાં નીચે પ્રમાણે મંત્ર છે:–જે મનુષ્ય બ્રહ્મને અસતરૂપ માને છે, તે મનુષ્ય અસતરૂપ (પુરુષાર્થથી રહિત) બને છે. જે મનુષ્ય બ્રહ્મને સતરૂપ માને છે, તે મનુષ્ય સતરૂપ બ્રહ્મને જાણે છે અર્થાત્ તેઓ બ્રહ્મજ્ઞાની બને છે. તે આનંદમય પૂર્વોક્ત વિજ્ઞાનમયના શરીરમા થયેલા આત્મારૂપ કલ્પાયેલો છે. આ પ્રમાણે છે, તેવાં ગુરુએ જે કાંઇ ઉપદેશ આપ્યો, તેના સંબંધમાં શિષ્યને શંકા થવાથી તેણે ગુરુને નીચે પ્રમાણેના પ્રશ્નો* પૂછ્યા છે:–પ્રથમ પ્રશ્ન:–અવિ-

* મૂળમાં પ્રશ્નો છે કે બે છે, છતાં દ્વિવચ

હા ! આ લોકનો ત્યાગ કર્યા પછી શું બ્રહ્મલોકને પામે છે અથવા (૨) શું નથી પામતો ? દ્વિતીય પ્રશ્ન–વિદ્વાન–બ્રહ્મવેત્તા પુરુષ આ લોકનો ત્યાગ કર્યા પછી તે લોકને–બ્રહ્મલોકને પામે છે અથવા (૨) શું નથી પામતો ? ( આ બે પ્રશ્નોનો ઉત્તર આપતા પહેલા ગુરૂ, શિષ્યની શંકાનુ સમાધાન કરતા પહેલા તેને સૃષ્ટિની રચનાવિશે કહે છે, જેથી પ્રશ્નોનું સ્પષ્ટીકરણ વધારે સારી રીતે થાય. ) પરમાત્માએ ઇચ્છા કરી કે, મારે ઘણારૂપે કેવી રીતે થવુ જોઇએ–મારે અનેક જન્મોને ધારણ કરવા આ પ્રમાણેની ઇચ્છાથી તેમણે તપ (સૃષ્ટિની ઉત્પત્તિ કરવારૂપ વિચાર) કરવા માંડ્યુ. આ પ્રમાણેનો સૃષ્ટિની ઉત્પત્તિ કરવા સંબંધી વિચાર અર્થાત્ તપશ્ચરણ કરી, તેણે આ સર્વની ઉત્પત્તિ કરી આને અર્થાત્ જગતને ઉત્પન્ન કર્યા પછી તેણે તેનેવિશે પ્રવેશ કીધો. તેને વિશે પ્રવેશ કર્યા પછી તેઓ મૂર્તસ્વરૂપે તેમ જ અમૂર્તસ્વરૂપે થયા. મૂર્તસ્વરૂપ નામ રૂપાદિવડે વ્યક્તરૂપે થયુ તથા અમૂર્ત સ્વરૂપ નામ રૂપાદિથી રહિત અવ્યક્ત રૂપે થયુ. ( જેમ પૃથ્વી, અપ તથા તેજ મૂર્ત–પ્રત્યક્ષ સ્વરૂપ છે તથા વાયુ અને આકાશ અમૂર્ત–પરોક્ષ સ્વરૂપ છે. ) પ્રત્યક્ષ સ્વરૂપ આશ્રયરૂપે થયુ તથા પરોક્ષ સ્વરૂપ આશ્રયથી રહિતરૂપે થયુ. એક સ્વરૂપ ચેતનરૂપ થયુ તથા બીજુ સ્વરૂપ અચેતનરૂપ થયુ. અર્થાત્ એક ગાય આદિરૂપે અને એક રજ્જુ આદિરૂપે થયુ ચેતન સ્વરૂપ સત્રૂપે થયું. ( આ અસત્ રૂપ સત્ની સાથે સરખાવતા અસત્ કહેવાઇ શકાય. પણ ) વાસ્તવિક રીતિએ ગણીએ તો સઘળુ સત્રૂપ અર્થાત્ બ્રહ્મરૂપ હતુ. આથી સર્વ વસ્તુ જાતે સત્ રૂપ કહેવામા આવે છે.

ટીકા–તેણે તેનેવિશે ( બુદ્ધિવિશે ) પ્રવેશ કર્યો. મૂર્તરૂપે અર્થાત્ તેઓ પૃથ્વી, અપ તથા તેજરૂપે થયા તથા અમૂર્તરૂપે અર્થાત્ વાયુ અને આકાશરૂપે થયા.

## સપ્તમ અનુવાક.

### અભેદ દર્શીને ભયનો અભાવ

असद्वा इदमग्र आसीत् । ततो वै सदजायत । तदात्मानꣳ स्वयमकुरुत । तस्मात्तत्सुकृतमुच्यत इति । यद्वै तत्सुकृतम् । रसो वै सः । रसꣳह्येवायं लब्ध्वाऽऽनन्दी भवति । को ह्येवान्यात्कः प्राण्यात् । यदेष आकाश आनन्दो न स्यात् । एष ह्येवानन्दयाति । यदा ह्येवैष एतस्मिन्नदृश्येऽनात्म्येऽनिरुक्तेऽनिलयनेऽभयं प्रतिष्ठां विन्दते । अथ सोऽभयंगतो भवति । यदा ह्येवैष एतस्मिन्नुदरमन्तरं कुरुते । अथ तस्य भयं भवति । तत्त्वेव भयं विदुषो मन्वानस्य । तदप्येष श्लोको भवति ॥

અન્વયાર્થ –અસત્=અવ્યક્તરૂપે, વા=પ્રસિદ્ધ, ઇદ=આ દૃષ્ટિગોચર, અગ્રે=ઉત્પત્તિ પહેલાં, આસીત્=હતુ, તત =તે અવ્યક્તમાથી, વૈ=પ્રસિદ્ધ, સત્=નામ તથા રૂપવાળુ જગત, અજાયત=ઉત્પન્ન થયુ, તત્=તે અસત્ શબ્દરૂપ બ્રહ્મ, આત્માન =આત્માને જગતરૂપે, સ્વયં=પોતે, અકુરુત=કરવા લાગ્યા, તસ્માત્=આમ હોવાથી અર્થાત્ આત્મા જગદાકારરૂપ થવાથી, તત્=તે બ્રહ્મ, સુકૃત=સુષ્ઠુ કર્તારૂપે, ઉચ્યતે=

નાત પ્રયોગ ન વાપરતા બહુવચનાત પ્રયોગ વાપરવામા આવ્યો છે તેનું કારણ હતો કેટલોક મૂળ ભાગ ભાગ અંદરથી જતો રહેલો હોવો જોઇયે શ્રી શંકર ભગવાનનુ માનવુ એમ છે કે, અગર જો પ્રશ્નો બે છે, છતા તે ચાર થઇ શકે એમ છે. કારણ બ્રહ્મ લોકમા જાય છે તે એક પ્રશ્ન, તથા બીજો પ્રશ્ન શુ ન નથી જઇ શકતો, આ એક પ્રશ્ન.

કહેવાય છે, યત્=જે, વૈ=પ્રસિદ્ધ, તત્=તે પ્રકૃત બ્રહ્મ, સુકૃતં=સુષ્ઠુ કર્તારૂપે, રસઃ=બ્રહ્મરસ અથવા બ્રહ્માનંદ, વૈ=પ્રસિદ્ધ, સઃ=તે બ્રહ્મ, રસં=બ્રહ્માનંદને, હિ=કારણ કે, એવ=જ, અયં=આ લોક, લબ્ધ્વા=મેળવી, આનંદી ભવતિ=સુખી થાય છે, કઃ=કોણ, હિ=કારણ કે, એવ=જ, અન્યાત્=અપાનના વ્યાપારરૂપ નિઃશ્વાસને કરે, કઃ=કોણ, પ્રાણ્યાત્=પ્રાણના વ્યાપારરૂપ ઉચ્છ્વાસને કરે, યત્=જે, એષ.= આ સર્વના સાક્ષીરૂપ, આકાશઃ=હૃદયાકાશમાં રહેલ આકાશ, આનંદઃ=આનંદરૂપ આત્મા, ન=નહિ, સ્યાત્=થાય, એષઃ=આ પ્રકૃત આત્મા, હિ=કારણ કે, એવ=જ, આનંદયાતિ=આનંદ પમાડે છે, યદા=જ્યારે, હિ=કારણ કે, એવ= જ, એષઃ=આ સાધકરૂપ આત્મા, એતસ્મિન્=આ, અનાત્મ્યે=શરીર ભાવથી રહિત, અનિલયને=આશ્રય ભાવથી રહિત] બ્રહ્મમાં, અભયં=ભયથી રહિત, પ્રતિષ્ઠા=આત્મભાવને, વિન્દતે=મેળવે છે, અથ=ત્યારે, સઃ=તે, અભયંગતઃ=ભયથી રહિતપણાને પામેલ અર્થાત્ બ્રહ્માનંદને મેળવનાર, ભવતિ-થાય છે, યદા-જ્યારે, હિ-કારણ કે, એવ-જ, એષઃ-આ અનાત્મદર્શન, એતસ્મિન્-આ બ્રહ્મમાં, ઉત્-પણ, અરં-અલ્પ, અંતરં-ભેદને, કુરતે- કરે છે, અથ-ત્યારે, તસ્ય-તે ભેદદર્શીને, ભયં-ભય, ભવતિ-થાય છે, તત્-તે બ્રહ્મને, તુ-પણ, એવ-જ, ભયં-ભય, વિદુષઃ-જાણનાર, મન્વાનસ્ય-જ્ઞાનના અપરિપાકને લીધે ઉપાસ્ય તથા ઉપાસક ભાવ ગણનારાને, ( ભવતિ-થાય છે, ) તત્ અપિ-તે બ્રાહ્મણ ભાગમા પણ, એષઃ-આ, શ્લોકઃ-મંત્ર, ભવતિ છે. ( ૭ )

શબ્દાર્થઃ-જગતની ઉત્પત્તિ પૂર્વે આ સર્વ અસતરૂપ (અવ્યક્તરૂપ) હતું અર્થાત્ નામ તથા રૂપો, જે અવિકારી બ્રહ્મથી થયલા માનવામા આવે છે, તેની વિશેષતાઓ તે સમયે દશ્યરૂપે ન હતી. આ અસત્માંથી ( અવ્યક્ત બ્રહ્મમાંથી ) ખરેખર સત ઉત્પન્ન થયું છે. ( જગત્ નામ રૂપાત્મક ઉત્પત્તિપૂર્વે ન હતું, તેથી તેને અસતરૂપ કહેવામાં આવ્યું છે. પછી જ્યારે નામ તથા રૂપે કરી જગત્ વ્યક્ત થયું ત્યારે એમ કહેવામાં આવ્યું છે કે, તે અસત્માથી જગત્ સતરૂપે થયું. ) ત્યાર પછી અવિકારી બ્રહ્મે પોતાના આત્માને જગતરૂપે કર્યો. આથી અવિકારી બ્રહ્મને સુકૃતરૂપે અર્થાત્ સારા કર્તારૂપે કહેવામાં આવે છે. બ્રહ્મ સુકૃતરૂપ અર્થાત્ સુષ્ઠુ કર્તારૂપ છે. તે જ ખરેખર રસરૂપ છે. કારણ કે કોઇને પણ રસની પ્રાપ્તિ અર્થાત્ આનંદની પ્રાપ્તિ થાય છે ત્યારે તે આનંદયુક્ત થાય છે ( સુખી થાય છે. ) જો બ્રહ્મના સરખો તે આનંદ હૃદયાકાશને વિશે નહિ રહેતો હોય તો નિઃશ્વાસ તથા ઉચ્છ્વાસરૂપ ક્રિયાને કોણ કરે ? ( હૃદયને વિશે જે આનંદ રહેલ છે ) તે પરમાત્મા જ છે, કે જે લોકને આનંદ ઉત્પન્ન કરે છે, અર્થાત્ સુખી કરે છે. જ્યારે વિવેકી પુરૂષ અદૃશ્ય, અનાત્મ્ય ( શરીરપણાથી રહિત ), વાણીને અગોચર તથા કોઇ પણ પ્રકારના આશ્રયથી રહિત એવા પરમાત્માનેવિશે આશ્રયને ( આત્મભાવને ) મેળવે છે, ત્યારે તે ખરેખર સર્વ ભયમાથી મુક્તિને પ્રાપ્ત થાય છે, અર્થાત્ બ્રહ્માનંદને પ્રાપ્ત થાય છે. જો અવિવેકી અર્થાત્ અવિદ્યાવાન્ પુરૂષ આ પરમાત્માને વિશે ભેદદૃષ્ટિથી જૂવે છે, તો તેને ભય ઉત્પન્ન થાય છે. આ બ્રહ્મને જાણતો હોવા છતા જ્ઞાનની અપરિપક્વાવસ્થાને લીધે ઉપાસ્ય ઉપાસક ભાવને જેનારા મનુષ્યને ભય થાય છે. આને માટે બ્રાહ્મણ ભાગમા ઉપર પ્રમાણેનો મંત્ર છે. ( ૭ )

ટીકાઃ-રસરૂપ છેઃ-સુખના કારણરૂપ હોવાથી બ્રહ્માનંદરૂપ છે તથા ગૌણી વૃત્તિવડે રસરૂપ કહ્યું છે. ( ૭ )

## અષ્ટમ અનુવાક.

### બ્રહ્માનંદની ઉત્કૃષ્ટતા.

भीषाऽस्माद्वातः पवते । भीषोदेति सूर्यः । भीषाऽस्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पञ्चम इति । सैषाऽऽनन्दस्य मीमाꣳसा भवति । युवा स्यात्साधुयुवाध्यापकः । आशिष्ठो द्रढिष्ठो बलिष्ठः । तस्येयं पृथिवी सर्वा वित्तस्य पूर्णा स्यात् । स एको मानुष आनन्दः । ते ये शतं मानुषा आनन्दाः । स एको मनुष्यगन्धर्वाणामानन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतं मनुष्यगन्धर्वाणामानन्दा । स एको देवगन्धर्वाणामानन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतं देवगन्धर्वाणामानन्दाः । स एकः पितृणां चिरलोकलोकानामानन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतं पितृणां चिरलोकलोकानामानन्दाः । स एक आजानजानां देवानामानन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतमाजानजानां देवानामानन्दाः । स एकः कर्मदेवानामानन्दः । ये कर्मणा देवानपियन्ति श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतं कर्मदेवानामानन्दाः । स एको देवानामानन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतं देवानामानन्दाः । स एक इन्द्रस्यानन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतमिन्द्रस्यानन्दाः । स एको बृहस्पतेरानन्दः श्रोत्रियस्य चाकामहतस्य । ते ये शतं बृहस्पतेरानन्दाः स एकः प्रजापतेरानन्दः श्रोत्रियस्य चाकामहतस्त ते ये शतं प्रजापतेरानन्दाः स एको ब्रह्मण आनन्दः । श्रोत्रियस्य चाकामहतस्य । स यश्चायं पुरुषे । यश्चासावादित्ये । स एकः । स य एवंवित् । अस्माँल्लोकात्प्रेत्य । एतमन्नमयमात्मानमुपसंक्रामति । एतं प्राणमयमात्मानमुपसंक्रामति । एतं मनोमयमात्मानमुपसंक्रामति । एतं विज्ञानमयमात्मानमुपसंक्रामति । एतमानन्दमयमात्मानमुपसंक्रामति । तदप्येष श्लोको भवति ॥

અન્વયાર્થ –ભીષા–ભયવડે, અસ્માત્–આ પ્રકૃત બ્રહ્મમાથી, વાતઃ–વાયુ, પવતે–ગમન કરે છે, ભીષા–ભયવડે, ઉદેતિ–ઉદયપામે છે, સૂર્ય.–સૂર્ય, ભીષા–ભયવડે, અસ્માત્–આપ્રકૃત બ્રહ્મમાથી, અગ્નિ–અગ્નિ, ચ–તથા, ઇન્દ્રઃ–ઇન્દ્ર, મૃત્યુ–યમ, ધાવતિ–શીઘ્રગમન કરે છે, પંચમઃ–પાચમો, સા–તે, એષા–આ, આનન્દસ્ય–બ્રહ્માનંદનો, મીમાસા–( આ આનંદ લૌકિક છે કે પારમાર્થિક છે આ રીતનો ) વિચાર, ભવતિ–છે, યુવા–યૌવન યુક્ત, સ્યાત્–થાય, સાધુયુવા–યુવાન્ છતા બોલવા પ્રમાણે કરનાર, અધ્યાપકઃ–વેદ વેદાગનું અધ્યાપન કરનાર, આશિષ્ઠ–આશા કરનારમા શ્રેષ્ઠ, દ્રઢિષ્ઠ–અતિશય દૃઢ, બલિષ્ઠઃ–અતિશય બળવાન્, તસ્ય–તે પુરુષને, ઇયં–આ, પૃથ્વી–ભૂમિ, સર્વા–તમામ, વિત્તસ્ય–ધનવડે, પૂર્ણા–ભરપૂર સ્યાત્–વશ થાય, સ –ચિત્તના પ્રસાદ રૂપ તે, એકઃ–સર્વમાનુષિક આનંદના સમષ્ટિરૂપ, માનુષ.–મનુષ્ય સબધી, આનંદ.–આનંદ, ( ભવતિ–છે, ) તે–તે, યે–જે, શતં–સોગણો, માનુષાઃ–મનુષ્ય સંબંધી, આનંદા –આનંદ,સઃ–તે, એક –સોગણો મનુષ્ય નો આનંદ મળીને થયનો એક, મનુષ્ય ગંધર્વાણા –મનુષ્ય છતા ઉપાસનાથી ગંધર્વપણાને પામેલાનો, આનંદ–આનંદ, શ્રોત્રિયસ્ય–આચારવાળાનો અથવા શુદ્ધ ચિત્તવાળાનો, ચ–તથા, અકામહતસ્ય–મનુષ્યના આનંદની કામનાથી રહિતનો, તે–તેઓ યે–જેઓ,શત –સો સખ્યાવાળો, મનુષ્ય ગંધર્વાણા–મનુષ્ય ગંધર્વોનો, આનંદા.–આ-

નંદો, સ –તે,એક'–ગંધર્વોના સો આનંદ મળીને એક થયનો, દેવગંધર્વાણુ–દેવ લોકમા થયેલ ગંધર્વનો, આનંદ'–આનંદ, શ્રોત્રિયસ્ય–શુદ્ધ ચિત્ત વાળાનો, અકામહતસ્ય–મનુષ્ય ગંધર્વના આનંદની કામનાથી રહિતનો, તે યે–જે તે, શતં–સોની સંખ્યાવાળો, દેવગંધર્વાણુ–દેવગંધર્વોનો આનંદાઃ–આનંદો, સઃ–તે, એકઃ–દેવગંધર્વનો આનંદ એકઠો થઇને થયનો એક, પિતૃણુા–પિતૃઓનો, ચિરલોકલોકાના–ચિર સ્થાયી લોકરૂપ આનંદ –આનંદ, શ્રોત્રિયસ્ય–શુદ્ધ ચિત્તવાળાનો, અકામહતસ્ય–દેવગંધર્વના આનંદની કામનાથી રહિતનો, તે યે–તે જે, શત–મો, પિતૃણુા–પિતૃઓનો, ચિરલોકલોકાના–ચિરસ્થાયી લોકરૂપ આનંદાઃ–આનંદો સઃ–તે, એકઃ–પિતૃઓના સો આનંદ મળીને થયેલો એક, આજાનજાના–સ્માર્ત કર્મથી થયના, દેવાના–દેવોનો, આનંદ–આનંદ, શ્રોત્રિયસ્ય–શુદ્ધ ચિત્તવાળો, ચ–તથા, અકામહતસ્ય–પિતૃઓની કામનાથી રહિતનો, તે યે–તે જે, શતં–સોની સંખ્યાવાળા આજાનજાના–સ્માર્ત કર્મથી થયેલ, દેવાના–દેવોનો, આનંદાઃ–આનંદો, સઃ–તે, એકઃ–એક થયનો; કર્મ દેવાના–શ્રૌતકર્મથી દેવ ભાવને પામેલ, દેવાના–દેવોનો, આનંદ–આનંદ, યે–જેઓ, કર્મણા–શ્રૌતકર્મવડે, દેવાન્–દેવોને, અપિયન્તિ–પામે છે, (તેઓનો જે આનંદ તેનો આનંદ), શ્રોત્રિયસ્ય–શુદ્ધ ચિત્તવાળા, ચ–તથા, અકામહતસ્ય–આજાનજ દેવોની કામનાથી રહિતનો (આનંદ છે), તે યે–તે જે, શત–સોની સંખ્યાવાળા, કર્મદેવાના–શ્રૌત કર્મથી થયના, દેવાના–દેવોના, આનંદાઃ–આનંદો, સં–તે, એક–એક થયલો, દેવાના–દેવોનો, આનંદ–આનંદ (છે), શ્રોત્રિયસ્ય–શુદ્ધ ચિત્તવાળા, ચ–તથા અકામહતસ્ય–કર્મદેવની કામનાથી રહિતનો (હોય છે) તે યે–તે જે, શત–સોની સંખ્યાવાળા, દેવાના–દેવોનો, આનંદા–આનંદો સઃ–તે, એકઃ–એક થયેલો, ઇન્દ્રસ્ય–ઇન્દ્રનો, આનંદઃ–આનંદ, શ્રોત્રિયસ્ય–શુદ્ધ ચિત્તવાળો, ચ–તથા, અકામહતસ્ય–દેવની કામનાથી રહિતનો (આનંદ છે), તે યે–તે જે, શતં–સો, ઇન્દ્રસ્ય–ઇન્દ્રના, આનંદાઃ–આનંદો, સઃ–તે, એકઃ–એક, બૃહસ્પતેઃ–બૃહસ્પતિનો, આનંદ–આનંદ, શ્રોત્રિયસ્ય–શુદ્ધ ચિત્તવાળો, ચ–તથા, અકામહતસ્ય–દેવની કામનાથી રહિતનો (આનંદ છે), તે યે–તે જે, શત–મો, બૃહસ્પતેઃ–બૃહસ્પતિના, આનંદા–આનંદો, સં–તે, એકઃ–એક, પ્રજાપતે–ત્રણ લોકના શરીરવાળા વિરાટનો, આનંદ–આનંદ, શ્રોત્રિયસ્ય–શુદ્ધ ચિત્તવાળો, ચ–તથા, અકામહતસ્ય–બૃહસ્પતિની કામનાથી રહિતનો, તે યે–તે જે, સત–સો, પ્રજાપતેઃ–પ્રજાપતિના, આનંદાઃ–આનંદો, સઃ–તે, એક–એક, બ્રહ્મણ–સમષ્ટિવ્યષ્ટિરૂપ હિરણ્યગર્ભનો, આનંદ–આનંદ, શ્રોત્રિયસ્ય–શુદ્ધ ચિત્તવાળો, ચ–તથા, અકામહતસ્ય–પ્રજાપતિની કામનાથી રહિતનો (આનંદ છે), સં–તે અર્થાત્ ગુહામા રહેલ, યં–જે અર્થાત્ આકાશ આદિથી લઇ અન્નમય સુધી કાર્યને ઉત્પન્ન કરી તેમા પ્રવેશને પામેલ, ચ–તથા, અયં–આ અપરોક્ષ પ્રત્યક્ આત્મા, પુરુષે–વ્યષ્ટિઉપાધિરૂપ શરીરમા (રહે છે), ય–જે, ચ–તથા, અસૌ–આ અર્થાત્ સકલ કામનાથી રહિત તથા માયાથી અવચ્છિન્ન પરમાનંદાત્મા, આદિત્યે–સૂત્રાત્મક સમષ્ટિ લિંગોપાધિમા (રહે છે), સઃ–તે આનંદાત્મા, એક–વ્યષ્ટિ શરીરમા તથા સૂત્રાત્મામા એમ બે પ્રકારનો હોવા છતા ઘટાકાશ તથા મહાકાશની માફક વસ્તુતઃ ભેદથી રહિત એકરૂપે, સ ય.–જે કોઇ અધિકારી, એવવિત્–અદ્વિતીય આનંદસ્વરૂપે બ્રહ્મરૂપે હું છુ એમ જાણનાર, અસ્માત્–આ, લોકાત્–લોકમાથી, પ્રેત્ય–જવા પછી અર્થાત્ દૃષ્ટ, અદૃષ્ટ તથા ઇષ્ટ વિષયસમૂહની અપેક્ષાથી રહિત થઇ, એતં

–આ, અન્નમયં–સ્થૂલ દેહનો,આત્માનં–બ્રાંતિવડે આત્મારૂપ ગ્રહણકરાયેલ, ઉપસંક્રામતિ–ત્યાગ કરે છે, એતં–આ, પ્રાણમયં–વાયુવિકારરૂપ, આત્માનં–આત્માનો, ઉપસંક્રામતિ–ત્યાગ કરે છે, એતં–આ, મનોમયં–સંશયાત્મક અંતઃકરણરૂપે, આત્માનં–આત્માનો, ઉપસંક્રામતિ–ત્યાગ કરે છે, એતં–આ, વિજ્ઞાનમયં–નિશ્ચયાત્મક અંતઃકરણરૂપ, આત્માનં–આત્માનો, ઉપસંક્રામતિ–ત્યાગ કરે છે, એતં–આ, આનંદમયં–આનંદમરૂપ, આત્માનં–આત્માનો, ઉપસંક્રામતિ–ત્યાગ કરે છે, તત્ અપિ–તે બ્રાહ્મણ બાગમા, એષઃ–નીચે પ્રમાણે, શ્લોકઃ–મંત્ર, ભવતિ–છે. (૮)

શબ્દાર્થઃ–વાયુ આ બ્રહ્મના ભયને લીધે વાય છે. બ્રહ્મના ભયથી સૂર્ય ઉદયને પામે છે. આના ભયથી અગ્નિ બળે છે તથા ઇંદ્ર વૃષ્ટિ આદિ કરે છે તથા પાંચમો કાળ પણ (ક્ષીણ આયુષ્યવાળા તરફ) ત્વરાથી ગમન કરે છે. બ્રહ્મરૂપ આનંદનેવિષે નીચે પ્રમાણે વિચાર કહેવામાં આવે છે. જે યુવાન્ છે, જે યુવાન્ છતાં સત્કર્મ કરનાર છે, જેણે વેદ તથા અંગોનું અધ્યયન કર્યું છે, જે રાજાઓમાં શ્રેષ્ઠ હોય અથવા તો માતાપિતાવડે જે સારી રીતે કેળવાયલો છે, જે ઘણા દૃઢ મનનો છે તથા જે શરીરે ઘણો મજબૂત છે એવા પુરુષને ધનથી પૂર્ણ એવી અખંડ પૃથ્વી મળેલી હોય તથા તેથી તે જે આનંદનો અનુભવ કરે, તે મનુષ્યના એક આનંદરૂપ છે, આ માનુષી આનંદને સો ગણો કરીએ તો તે એકઠો થયેલો આનંદ મનુષ્યગંધર્વ જે વેદોને વિશે નિપુણ છે, તથા જે સર્વ કામનાથી રહિત છે તથા જે શુદ્ધ ચિત્તવાળો છે, તેના એક આનંદની બરાબર છે. મનુષ્ય ગંધર્વના આ એક આનંદને સો ગણો કરીએ તો તે એકઠો થયેલો એક આનંદ દેવગંધર્વ જે શ્રોત્રિય છે, જે કામનાથી રહિત છે તેના એક આનંદની બરાબર છે. દેવ ગંધર્વના આ આનંદને સો ગણો કરીએ તો તે એકઠો કરેલ આનંદ પિતૃઓ, જેઓ લાંબા કાળ સૂધી રહેનારા લોકનો અનુભવ કરનારા છે, તેઓમાંથી જે શ્રોત્રિય છે, જે અકામ છે તથા જે શુદ્ધ છે, તેના એક આનંદની બરાબર છે. લાંબો સમય જેઓનો લોક રહે છે એવા સર્વ પિતૃના આનંદને સો ગણો કરીએ, છતાં તે આનંદ *આજાન દેવોમા જે શ્રોત્રિય તથા જે અકામ છે તથા જે શુદ્ધ છે, તેના એક આનંદ બરાબર છે. આ આજાન દેવોના સઘળા આનંદને એકઠો કરીએ તથા તેને સો ગણો કરીએ તો તે આનંદ, કર્મદેવો જેઓ કર્મવડે દેવભાવને પામેલા છે, તેઓમાંથી જે શ્રોત્રિય તથા અકામ છે તથા જે શુદ્ધ છે, તેના એક આનંદની બરાબર છે. આ સર્વ કર્મદેવોના આનંદને સો ગણો કરીએ તો તે આનંદ, દેવોને વિશે જે શ્રોત્રિય છે, જે અકામ છે તથા જે શુદ્ધ છે, તેના એક આનંદની બરાબર છે. આ સર્વ દેવોના આનંદને લઇને તેને સો ગણો કરીએ તો તે આનંદ, જે ઇંદ્ર શ્રોત્રિય તથા અકામ છે તથા શુદ્ધ છે, તેના આનંદની બરાબર છે. ઇંદ્રના આ આનંદને સો ગણો કરીએ તો તે આનંદ બૃહસ્પતિ જે શ્રોત્રિય તથા અકામ છે તેમજ શુદ્ધ છે, તેના એક આનંદની બરાબર છે. આ બૃહસ્પતિના આનંદને સો ગણો કરીએ તો તે આનંદ શ્રોત્રિય, અકામ તથા શુદ્ધ પ્રજાપતિના એક આનંદની બરાબર છે. પ્રજાપતિના આ આનંદને સો ગણો કરીએ તો તે આનંદ શ્રોત્રિય, અકામ તથા શુદ્ધ બ્રહ્મના

* આજાનદેવ–સ્માર્ત કર્મવડે દેવ ભાવને જે પામેલા હોય તે. કર્મદેવ–અગ્નિહોત્રાદિવડે દેવ ભાવને જે પામેલા હોય તે.

એક આનંદની બરાબર છે. તેરૂપ અર્થાત્ બુદ્ધિરૂપી ગુહામા રહેલ, જેરૂપ અર્થાત્ આકાશાદિથી અન્નમય સુધીના સર્વ કાર્યને ઉત્પન્ન કરી તે વિશે પ્રવેશ કરાયલારૂપ તથા આરૂપ અર્થાત્ અપરોક્ષરૂપ પ્રત્યક્ આત્મા, પુરૂષમા અર્થાત્ વ્યષ્ટિ ઉપાધિ શરીરમા રહે છે. જે આ પરમાનદ આત્મા આદિત્યમા અર્થાત્ સૂત્રાત્મક સમષ્ટિ લિંગ ઉપાધિમા રહે છે ( ઘટ મઠાકાશરૂપે જો કે તેમાં ભેદ દેખાય છે, છતા ) તે એક અર્થાત્ કોઇ પણ પ્રકારના ભેદથી રહિત છે. જે કોઇ આ પ્રમાણે જાણે છે, તે આ લોકની કામનાઓનો ત્યાગ કર્યા પછી સ્થૂલ દેહરૂપ આત્માનો બાધ કરે છે-ભ્રાંતિનો નાશ થાય છે, પ્રાણમય આત્માને પહોચે છે, મનોમય આત્માને પહોચે છે, વિજ્ઞાનમય આત્માને પહોચે છે તેમજ આનદમય આત્માને પહોચે છે અર્થાત્ તેનો ભ્રમ નિવૃત્ત થાય છે.

ટીકા:—ગધર્વ મનુષ્યઃ-જે મનુષ્યો કર્મ તથા ઉપાસનાના બળથી ગધર્વપણાને પામ્યા હોય તે. દેવગધર્વ-કલ્પના આદિમા દેવલોકમા ઉત્પન્ન થયેલા જે ગાનારાઓ તે. પિતૃઓ -અગ્નિષ્વાત્તાદિઓ.

## નવમ અનુવાક.

### બ્રહ્મજ્ઞાનનું ફળ

**यतो वाचो निवर्त्तंते । अप्राप्य मनसा सह । आनन्दं ब्रह्मणो विद्वान्। न बिभेति कुतश्चनेति । एतꣳह वाव न तपति । किमहꣳसाधु नाकरवम् । किमहं पापमकरवमिति । स य एवं विद्वानेते आत्मानꣳस्पृणुते । उभे ह्येवैष एते आत्मानꣳस्पृणुते । य एवं वेद । इत्युपनिषत् ॥**

અન્વયાર્થ:-યતઃ-જે અદ્વયાનંદ આત્મામાથી, વાચઃ-શબ્દો, નિવર્ત્તંતે-વશક્તિથી રહિત થાય છે, અપ્રાપ્ય-પ્રકાશ કર્યાવિના, મનસા-શબ્દ શક્તિથી થયેલ વિજ્ઞાના, સહ-સાથે, આનદં-આનંદને, બ્રહ્મણઃ-બ્રહ્માત્મક, વિદ્વાન્-આનદનો આત્મારૂપે સાક્ષાત્કાર કરવાનવો, ન-નહિ, બિભેતિ-ભય પામે છે, કુતશ્ચન-કોઇથી પણ, એતં-આ સાક્ષત્કારવાળાને, હ-પ્રસિદ્ધ, વાવ-નિશ્ચયપૂર્વક, ન-નહિ, તપતિ-સતાપ કરે છે, કિ-શામાટે, અહં-હુ, સાધુ-સારૂં કર્મ, ન-નહિ, અકરવમ્-કર્યું, કિં-શામાટે, અહં-હુ એ, પાપ-પાપકર્મ, અકરવં-કર્યું, સ.-તે, ય-જે, એવં-આ રીતે, વિદ્વાન્-સાક્ષાત્કારવાળો, આત્માનં-આત્મત્વપણાથી, સ્પૃણુતે-જૂવે છે, ઉભે-બેઉ-અર્થાત્ પુણ્ય તથા પાપ, હિ-કારણ કે, એવ-જ, એષ-આ વિદ્વાન્, એતે-આ, આત્માનં-આત્મારૂપે, સ્પૃણુતે-જૂવે છે યઃ-જે, એવં-આ રીતે અર્થાત્ સર્વાત્મક આનંદરૂપને બ્રહ્મરૂપે કરી, વેદ-જાણે છે ઇતિ-આ રીતે, ઉપનિષદ્-પરમ રહસ્ય. (૯)

શબ્દાર્થ:—જે અદ્વયાનદ બ્રહ્મથી મન સહિત વાણી પ્રાપ્ત થયા વિના પાછી ફરે છે, તે બ્રહ્મના આનદને જે અધિકારી પુરૂષ જાણે છે અર્થાત્ જેને આત્મસાક્ષાત્કાર થાય છે, તેને કોઇ પણ વસ્તુથી ભય રહેતો નથી. જે સારૂ કર્મ છે, તેનો મેં શા માટે ત્યાગ કીધો તથા મેં શા વાસ્તે પાપ કર્મ કર્યું, આ પ્રમાણેના વિચારનુ બ્રહ્મવેત્તાને ખરેખર દુ ખ લાગતું નથી. જે મનુષ્ય બ્રહ્મને ઓળખે છે, તે આ બન્ને પ્રકારના કર્મને-પુણ્યને તથા પાપને આત્મારૂપે માને છે. જે પુરૂષ આનદરૂપ બ્રહ્મને જાણે છે, તે બેઉ પ્રકારના કર્મને બ્રહ્મભાવે કરી જૂવે છે. આ ગીતના ઉપદેશને પરમ રહસ્ય કરી કહેવામાં આવે છે.

## ભૃગુ વલ્લી.

### પ્રથમ અનુવાક.

### શાંતિ પાઠ.

**हरि ॐ ॥ सह नाववतु । सह नौ भुनक्तु सह वीर्यं करवावहै । तेजस्वि नावधीतमस्तु मा विद्विषावहै ॥ ॐ शांतिः शांतिः शांतिः ॥**

શાંતિપાઠ.–અન્વયાર્થ તૈત્તિરીય ઉપનિષદના શરૂઆતની પેઠે જાણી લેવો.

શબ્દાર્થ.–હરિ ! ૐ ! અમારા બેઉનું ( ગુરૂ તથા શિષ્યનું ) સાથે રક્ષણ થાઓ, અમને બન્નેને સાથે આશ્રય મળો, અમારા બેઉમાં એકી વખતે બળની વૃદ્ધિ થાઓ. અમારા બેઉનું અધ્યયન તેજસ્વી થાઓ અમારા બેમાં કોઇ પણ પ્રકારનો દ્વેશ મા રહો. ૐ ! શાંતિ ! શાંતિ ! શાંતિ !

### વરૂણ તથા ભૃગુનો સંવાદ.

**भृगुर्वै वारुणिः वरुणं पितरमुपससार । अधीहि भगवो ब्रह्मेति । तस्मा एतत्प्रोवाच । अन्नं प्राणं चक्षुः श्रोत्रं मनो वाचमिति । तꣳ होवाच । यतो वा इमानि भूतानि जायन्ते । येन जातानि जीवन्ति । यत्प्रयन्त्यभिसंविशन्ति । तद्विजिज्ञासस्व । तत् ब्रह्मेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा ॥**

અન્વયાર્થ.–ભૃગુ–ભૃગુ, વૈ–પ્રસિદ્ધ, વારૂણિઃ–વરૂણનો પુત્ર, વરૂણં–વરૂણ નામના, પિતરં–પિતાની, ઉપસસાર–સમીપ આવ્યો, અધીહિ–અધ્યયન કરાવો, ભગવો–હે ભગવન્! બ્રહ્મ–સત્યના આશ્રયરૂપ બ્રહ્મનું, તસ્મા–તે પુત્રને, એતત્–આ વચન, ઉવાચ–કહેવા લાગ્યા, અન્ન–શરીર, પ્રાણ–પાંચ વાયુ, ચક્ષુ–આંખ, શ્રોત્ર–કાન, મન.–મન, વાચ–વાણી, ઇતિ–એમ ( બ્રહ્મોપાસનાના દ્વાર છે ), તં–તેને, હ–નક્કી, ઉવાચ–કહેવા લાગ્યા, યત–જે ઉપાદાન કારણમાંથી, વા–પ્રસિદ્ધ રીતે, ઇમાનિ–આ અર્થાત્ બ્રહ્મથી લઇ સ્તંબ પર્યંત, ભૂતાનિ–પ્રાણીમાત્રો, જાયન્તે–ઉત્પન્ન થાય છે, યેન–જે કારણરૂપ આત્માવડે, જાતાનિ–ઉત્પન્ન થયેલ, જીવન્તિ–પ્રાણ ધારણ કરે છે, યત્–જે બ્રહ્મમાં, પ્રયન્તિ–મરણ પછી, અભિસંવિશન્તિ–તાદાત્મ્યપણાને પામે છે, તત્–તે બ્રહ્મને ( સચ્ચિદાનંદરૂપે ), વિજિજ્ઞાસસ્વ–જાણવાની ઇચ્છા રાખ, તત્–તે, બ્રહ્મ–બ્રહ્મને (અન્નાદિ દ્વારવડે તું મેળવ), સ–તેણે, તપ.–વિચારને, તપ્ત્વા–કર્યાં પછી (૧)

શબ્દાર્થ —વરૂણનો પુત્ર ભૃગુ એક વેળા પોતાના પિતા વરૂણ દેવની પાસે આવ્યો તથા આવીને કહ્યું કે હે ભગવન્ ! બ્રહ્મ એ શું છે, તે વિશે આપ મને ઉપદેશ કરશો. તેણે તેને આ પ્રમાણે જણાવ્યુ:–અન્ન, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, મન અને વાણી આટલાં બ્રહ્મને જાણવાના સાધનરૂપ છે. વધારામાં તેમણે તેને એ કહ્યું કે:–જેનામાંથી આ સર્વ પ્રાણી માત્રોની ઉત્પત્તિ થાય છે, જેનાવડે ઉત્પત્તિને પામેલા પ્રાણીઓ જીવે છે, મરણ પ્રાપ્ત થયા પછી જેને વિશે પ્રાણીઓ પ્રવેશ કરે છે, તે જ બ્રહ્મ છે, માટે તું તેને જાણવાની ઇચ્છા કર પછી ભૃગુએ પોતાના કહેવા પ્રમાણે આ સઘળું ઓળખવામાટે તપરૂપી વિચાર કરવા માંડયો આ પ્રમાણે તપના પ્રભાવવડે,

### દ્વિતીય અનુવાક.

### અન્નરૂપ બ્રહ્મનું નિરૂપણ

**अन्नं ब्रह्मेति व्यजानात् । अन्नाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते । अन्नेन जातानि जीवन्ति । अन्नं प्रयन्त्यभिसंविशन्तीति । तद्विज्ञाय पुनरेव वरुणं पितरमुपससार । अधीहि भगवो**

**ब्रह्मेति । तद्धोवाच । तपसा ब्रह्म विजिज्ञासस्व । तपो ब्रह्मेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा ।**

અન્વયાર્થ –અન્ન–સમષ્ટિ તથા વ્યષ્ટિ વિશિષ્ટ વિરાટ્ સ્વરૂપ અન્નને, બ્રહ્મરૂપે, ઇતિ–એમ, વ્યજાનાત્–જાણ્યુ, અન્નાત્–વિરાટ્ સ્વરૂપ અન્નમાથી, હિ–કારણ કે, એવ–જ, ખલુ–ખચીત, ઇમાનિ–આ, ભૂતાનિ–ચરાચર શરીરો, જાયન્તે–ઉત્પન્ન થાય છે, અન્નેન–વિરાટ્ સ્વરૂપ અન્નવડે, જાતાનિ– થયેલ, જીવન્તિ–પ્રાણ ધારણ કરે છે, અન્ન–વિરાટ્ સ્વરૂપ અન્નમા, પ્રયન્તિ–મરણ પછી, અભિસંવિશન્તિ પ્રવેશ કરે છે, તત્–તે અન્નને, વિજ્ઞાય–બ્રહ્મરૂપે જાણી, પુન –ફરી, એવ–જ, વરૂણ, પિતર–પિતાની, ઉપસસાર–સમીપ આવ્યો, અધીહિ–ઉપદેશ કરો, ભગવ –હે ભગવન્, બ્રહ્મ–બ્રહ્મનો, ત–તેને, હ–પ્રસિદ્ધ રીતે, ઉવાચ–કહેવા લાગ્યા, તપસા–વિચારવડે, બ્રહ્મ–બ્રહ્મને, વિજિજ્ઞાસસ્વ–જાણવાની ઇચ્છા કર, તપ–વિચારને, અતપ્યત–કર્યો, સ –તે, તપ –વિચારને, તપ્ત્વા–કર્યા પછી (૨)

ભાવાર્થ –તેણે જાણ્યુ કે, અન્ન એ બ્રહ્મરૂપ છે કારણ કે સર્વ પ્રાણી માત્રોની ખરેખર અન્નમાથી જ ઉત્પત્તિ થાય છે ઉત્પન્ન થયા પછી અન્નવડે પ્રાણીઓ જીવે છે. જ્યારે મૃત્યુ પામે છે ત્યારે ભૂતો અન્નને વિશે પ્રવેશ કરે છે અર્થાત્ મરણ સમયે સર્વ ભૂતો અન્નના કારણરૂપ પૃથ્વી ભળી જાય છે તથા પૃથ્વીરૂપ થઇ જાય છે આ રીતે અન્નને બ્રહ્મરૂપે ઓળખ્યા પછી ભૃગુને શકા થઇ કે, અન્નમા જડતા તથા નાશરૂપતા છે તથા બ્રહ્મ ચૈતન્યરૂપ તથા નાશથી રહિત છે, માટે તે ફરી પોતાના પિતાની સમીપ આવી કહેવા લાગ્યો કે, હે ભગવન્ ' બ્રહ્મ શુ છે, તે વિશેનો આપ મને ઉપદેશ કરશો. તેના પિતા વરૂણદેવે તેને કહ્યુ–બ્રહ્મને પધારે સારી રીતે ઓળખવા માટે તુ તપને અર્થાત્ વિચારને આદર કારણ તપ એ જ બ્રહ્મરૂપ છે. તેણે પોતાના પિતાના કહેવા પ્રમાણે તપ કરવા માડ્યુ, તપ કર્યા પછી તેના પ્રભાવથી ( ૧ )

ટીકા –અન્ન , શબ્દવડે અહી સમષ્ટિ તથા વ્યષ્ટિ વિરાડાત્મક બ્રહ્મને જાણવો

## તૃતીય અનુવાક

### પ્રાણરૂપ બ્રહ્મનુ નિરૂપણ.

**प्राणो ब्रह्मेति व्यजानात् । प्राणाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते । प्राणेन जातानि जीवन्ति । प्राणं प्रयन्त्यभिसंविशन्तीति । तद्विज्ञाय । पुनरेव वरुणं पितरमुपससार । अधीहि भगवो ब्रह्मेति । तद्धोवाच । तपसा ब्रह्म विजिज्ञासस्व । तपो ब्रह्मेति । स तपोऽतप्यत ॥ स तपस्तप्त्वा ॥**

અન્વયાર્થ –પ્રાણ –હિરણ્યગર્ભ, બ્રહ્મ–બ્રહ્મરૂપે, ઇતિ–એમ, વ્યજાનાત્–જાણ્યુ, પ્રાણાત્ હિરણ્યગર્ભમાથી, હિ–કારણ કે, એવ–જ, ખલુ–નક્કી, ઇમાનિ–આ, ભૂતાનિ–પ્રાણી માત્રો, જાયન્તે–ઉત્પન્ન થાય છે, પ્રાણેન–હિરણ્યગર્ભ વડે, જાતાનિ–ઉત્પન્ન થયેલ, જીવન્તિ–પ્રાણ ધારણ કરે છે, પ્રાણ–હિરણ્યગર્ભમા, પ્રયન્તિ–મરણ પછી, અભિસંવિશન્તિ–પ્રવેશ કરે છે, તત્–પ્રાણને બ્રહ્મરૂપે, વિજ્ઞાય–જાણી, પુન –ફરી, એવ–જ, વરુણ–વરુણ, પિતર –પિતાપાસે, ઉપસસાર–આવ્યો, અધીહિ–અધ્યયન કરાવો, ભગવ –હે ભગવન્, બ્રહ્મ–બ્રહ્મ, ત–તેને, હ–નક્કી, ઉવાચ–કહ્યું, તપસા–વિચારવડે, બ્રહ્મ–બ્રહ્મને, વિજિજ્ઞાસસ્વ–જાણવાની ઇચ્છા કર, તપ –વિચાર, બ્રહ્મ–બ્રહ્મરૂપે ઇતિ–એમ, સ –તેણે, તપ –વિચાર, અતપ્યત–કર્યો, સ –તે, તપ –તપને, તપ્ત્વા–કર્યા પછી, (૩)

ભાવાર્થ–તેણે જાણ્યુ કે, બ્રહ્મ પ્રાણરૂપ

છે. કારણ કે પ્રાણમાંથી જ ખરેખર આ સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે. ઉત્પત્તિને પામ્યા પછી પ્રાણવડે તેઓ જીવે છે. મૃત્યુ પામ્યા પછી ભૂતો અભેદરૂપ પ્રાણને વિષે પ્રવેશ કરે છે. આ પ્રમાણે જાણ્યા પછી તેણે જોયું કે, પ્રાણ તો જડ છે અને બ્રહ્મ તો ચૈતન્યરૂપ છે, માટે ફરી તે પોતાના પિતા વરૂણની પાસે ગયો અને કહ્યું કે, હે ભગવન્ ! બ્રહ્મ એ શું છે, તે વિષે આપ મને ઉપદેશ કરશો. તેણે તેને કહ્યું કે, તું તપરૂપી વિચારવડે બ્રહ્મને ઓળખવાની ઇચ્છા કર. તપરૂપ વિચાર એ જ બ્રહ્મ છે. પછી તેણે તપ કરવા માંડયું તથા તપ કર્યા પછી તેના પ્રભાવવડે,

ટીકા:–પ્રાણ શબ્દવડે ક્રિયા શક્તિના આશ્રયપણાવડે પ્રાણ શબ્દના લક્ષ્યભૂત હિરણ્યગર્ભને લેવો.

## ચતુર્થ અનુવાક.

### મનરૂપ બ્રહ્મનું નિરૂપણ.

**मनो ब्रह्मेति व्यजानात् । मनसो ह्येव खल्विमानि भूतानि जायन्ते । मनसा जातानि जीवन्ति । मन. प्रयन्त्यभिसंविशन्तीति । तद्विज्ञाय । पुनरेव वरुणं पितरमुपससार । अधीहि भगवो ब्रह्मेति । तꣳहोवाच । तपसा ब्रह्म विजिज्ञासस्व तपो ब्रह्मेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा ॥**

અન્વયાર્થ:–મન –અધિદૈવિક સમષ્ટિ અંતઃકરણ, બ્રહ્મ–બ્રહ્મરૂપે, ઇતિ–એમ, વ્યજાનાત્–નિશ્ચય કર્યો, મનસ –અધિદૈવિક સમષ્ટિ અંતઃકરણમાંથી, હિ–કારણ કે, એવ–જ, ખલુ–નક્કી, ઇમાનિ–આ, ભૂતાનિ–ચરાચર પ્રાણીઓ, જાયન્તે–ઉત્પન્ન થાય છે, મનસા–સમષ્ટિ અંત કરણવડે, જાતાનિ–ઉત્પન્ન થયેલ, જીવન્તિ–પ્રાણને ધારણ કરે છે, મન:–સમષ્ટિરૂપ અંતઃકરણને, પ્રયન્તિ–મરણ પછી અભિસંવિશન્તિ–પ્રવેશ કરે છે, ઇતિ–એમ તત્–તે સમષ્ટિ અંત કરણને બ્રહ્મરૂપે, વિજ્ઞાય–જાણી, પુન –ફરીથી, એવ–જ, વરુણં–વરૂણ પિતર–પિતાને, ઉપસસાર–સમીપ આવ્યો, અધીહિ–અધ્યયન કરાવો, ભગવ:–હે ભગવન્ ! બ્રહ્મ–બ્રહ્મને, ઇતિ–એમ, તં–તેને, હ–નક્કી, ઉવાચ–કહ્યું, તપસા–વિચારવડે, બ્રહ્મ–બ્રહ્મને, વિજિજ્ઞાસસ્વ–જાણવાની ઇચ્છા કર, તપ–વિચાર, બ્રહ્મ–બ્રહ્મરૂપે ( છે ), ઇતિ–એમ, સ –તે, તપ –વિચારને અતપ્યત–કર્યો, સ –તે, તપ:–વિચારને, તપ્ત્વા–કર્યા પછી. (૪)

શબ્દાર્થ –તેણે જાણ્યું કે, મન એ જ બ્રહ્મ છે. કારણ મનમાંથી જ ખરેખર આ ભૂતોની ઉત્પત્તિ થયા પછી મને કરીને તેઓ જીવે છે. મૃત્યુ થયા પછી ભૂતો અભેદરૂપે મનમાં પ્રવેશ કરે છે. આ રીતે જાણ્યા પછી તેને મનમાં જડતા જોવાથી શંકા થઇ તથા ફરી તે પોતાના પિતા વરૂણની પાસે ગયો અને કહ્યું, હે ભગવન્ ! બ્રહ્મ એ શું છે, તેનો આપ મને ઉપદેશ કરશો. તેના પિતાએ તેને કહ્યું, તું તપરૂપી વિચારવડે બ્રહ્મને ઓળખવાની ઇચ્છા કર તપ એ જ બ્રહ્મ છે. તેણે તપરૂપ વિચાર કરવા માંડ્યો તથા તપ કર્યા પછી તેના પ્રભાવવડે,

ટીકા:–મનવડે આધિદૈવિક સમષ્ટિ અંતઃકરણરૂપ બ્રહ્મને લેવું.

## પંચમ અનુવાક.

### વિજ્ઞાનરૂપ બ્રહ્મનું નિરૂપણ

**विज्ञानं ब्रह्मेति व्यजानात् । विज्ञानाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते । विज्ञानेन जातानि जीवन्ति । विज्ञानं प्रयन्त्यभिसंविशन्तीति । तद्विज्ञाय । पुनरेव वरुणं पितरमुपस-**

**सार । अधीहि भगवो ब्रह्मेति । तꣳहोवाच । तपसा ब्रह्म विजिज्ञासस्व । तपो ब्रह्मेति । स तपोऽतप्यत । स तपस्तप्त्वा ॥**

અન્વયાર્થઃ–વિજ્ઞાનં–આધિદૈવિક મહત્તત્ત્વ, બ્રહ્મ–બ્રહ્મરૂપે, ઇતિ–એમ, વ્યજાનાત્–નિશ્ચય કર્યો, વિજ્ઞાનાત્–આધિદૈવિક મહત્તત્ત્વમાંથી, હિ–કારણ કે, એવ–જ, ખલુ–નક્કી, ઇમાનિ–આ, ભૂતાનિ–ચરાચર પ્રાણીઓ, જાયન્તે–થાય છે, વિજ્ઞાનેન–આધિ દૈવિક મહત્તત્ત્વવડે, જાતાનિ–ઉત્પન્ન થયેલા, જીવન્તિ–પ્રાણને ધારણ કરે છે. વિજ્ઞાનં–મહત્તત્ત્વમાં, પ્રયન્તિ–મરણ પામી, અભિસંવિશન્તિ–પ્રવેશને પામે છે, ઇતિ–એમ, તત્–તે મહતત્ત્વને, વિજ્ઞાય–જાણ્યા પછી, પુનઃ–ફરી, એવ–જ, વરુણં–વરુણ, પિતરં–પિતાને, ઉપસસાર–સમીપ આવ્યો, અધીહિ–અધ્યયન કરાવો, ભગવઃ–હે ભગવન્ ! બ્રહ્મ–બ્રહ્મને,તં–તેને, હ–નક્કી, ઉવાચ–કહ્યું, તપસા–મહત્તપવડે, બ્રહ્મ–બ્રહ્મને, વિજિજ્ઞાસસ્વ–નિશ્ચયકર, તપઃ–વિચાર, બ્રહ્મ–બ્રહ્મરૂપે, ઇતિ–એમ, સઃ–તેણે, તપ –વિચારને, અતપ્યત–કર્યો, સઃ–તે, તપઃ–વિચારને, તપ્ત્વા–કર્યા પછી. (૫)

શબ્દાર્થ–તેણે જાણ્યું કે, વિજ્ઞાન એ જ બ્રહ્મરૂપ છે. કારણ કે વિજ્ઞાનમાંથી જ ખરેખર આ સર્વ ભૂત માત્રોની ઉત્પત્તિ થાય છે. વિજ્ઞાનને લીધે જ ઉત્પત્તિ થયા પછી તેઓ જીવે છે. ભૂતોનું મૃત્યુ પ્રાપ્ત થયા પછી, તે ભૂતો વિજ્ઞાનવિશે અભેદરૂપે પ્રવેશ કરે છે. આ રીતે જાણ્યા પછી તેને ફરી શંકા થઇ કે, વિજ્ઞાનરૂપ બ્રહ્મને જાણવા છતા પણ કર્તાને ક્લેશ થાય છે, માટે ફરી તે પોતાના પિતા વરુણની પાસે ગયો તથા કહ્યું કે, હે ભગવન્ ! બ્રહ્મ એ શું છે, તે વિશે આપ મને ઉપદેશ કરો. તેણે તેને કહ્યું; તું તપરૂપી વિચારવડે બ્રહ્મને જાણવાની ઇચ્છા કર. તપ એજ બ્રહ્મ છે. તેણે તપરૂપી વિચાર કરવા માંડયો તથા તપ કરવાથી તેના પ્રભાવવડે,

ટીકાઃ=વિજ્ઞાનવડે આધિદૈવિક મહત્તત્ત્વને લેવું.

## ૫૦૮ અનુવાક.

### આનંદરૂપ બ્રહ્મનું નિરૂપણ.

**आनन्दो ब्रह्मेति व्यजानात् । आनन्दाध्येव खल्विमानि भूतानि जायन्ते । आनन्देन जातानि जीवन्ति । आनन्दं प्रयन्त्यभिसंविशन्तीति । सैषा भार्गवी वारुणी विद्या । परमे व्योमन्प्रतिष्ठिता । य एवं वेद प्रतितिष्ठति । अन्नवानन्नादो भवति । महान् भवति प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन । महान् कीर्त्या ॥**

અન્વયાર્થ.–આનંદઃ–માયાવિશિષ્ટ ઇશ્વર, બ્રહ્મ–વિશુદ્ધાનંદરૂપ બ્રહ્મ, ઇતિ–એમ, વ્યજાનાત્–જાણ્યું, આનંદાત્–માયાવિશિષ્ટ ઇશ્વરમાંથી, હિ–કારણકે, એવ–જ, ખલુ–નક્કી, ઇમાનિ–આ, ભૂતાનિ–ચરાચર શરીરો, જાયન્તે–ઉત્પન્ન થાય છે, આનંદેન–માયાવિશિષ્ટ ઇશ્વરવડે, જાતાનિ–ઉત્પન્ન થયેલ, જીવન્તિ–પ્રાણને ધારણ કરે છે, આનંદં–માયાવિશિષ્ટ ઇશ્વરમા, પ્રયન્તિ–મરણ પછી, અભિસંવિશન્તિ–પ્રવેશ કરે છે, સા–તે, એષા–આ, ભાર્ગવી–ભૃગુએ જાણેલ, વારુણી–વરુણવડે કહેવાયેલ, વિદ્યા–બ્રહ્મવિદ્યા, પરમે–શ્રેષ્ઠ, વ્યોમન્–હૃદયાકાશરૂપ ગુહામા પરમાનંદ તથા અદ્વૈત સ્વરૂપ બ્રહ્મરૂપે, પ્રતિષ્ઠિતા–પરિણામને પામેલ છે, યઃ–જે, એવં–આ રીતે, વેદ–જાણે છે, પ્રતિતિષ્ઠતિ–( તેની બ્રહ્મમા ) સ્થિતિ થાય છે, અન્નવાન્–પ્રભૂત અન્નવાળો, અન્નાદઃ–પ્રદીપ્ત અગ્નિવાળો, ભવતિ–થાય છે, મહાન્–

મહત્વને, ભવતિ–પામે છે, પ્રજ્યા–પુત્રાદિવડે, પશુભિઃ–પશુવડે, બ્રહ્મવર્ચસેન–શમદમાદિરૂપ બ્રહ્મતેજવડે, મહાન્–મોટો, કીર્ત્યા–શિષ્ટાચારના કારણરૂપ યશવડે (૬)

શબ્દાર્થ–તેણે જાણ્યું કે, આનંદ એ જ બ્રહ્મ છે. કારણ કે આનંદમાંથી જ ખરેખર આ સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે, ઉત્પત્તિ થયા પછી આનંદવડે જ તેઓ જીવે છે. મરણસમયે તેઓ આનંદની સમીપ જાય છે તથા આનંદને વિશે પ્રવેશ કરે છે. પરમાકાશ અથવા હૃદયાકાશને વિશે રહેલ આ આનંદ જ ભૃગુએ જાણેલી તથા વરૂણે કહેલી બ્રહ્મવિદ્યા છે જે કોઇ બ્રહ્મવિદ્યારૂપ આ આનંદને જાણે છે, તેની પરમ બ્રહ્મને વિશે સ્થિતિ થાય છે તે અન્નવાન્ તથા અન્નનું ભક્ષણ કરનારો અર્થાત્ પ્રદીપ્ત જઠરાગ્નિવાળો થાય થાય છે. પ્રજાવાન, પશુવાન્ તથા બ્રહ્મજ્ઞાનવડે તેજસ્વી બને છે તથા કીર્તિવડે તે મહાન્ થાય છે.

## સપ્તમ અનુવાક.

### અન્ન નિકૃષ્ટ છતાં તેની પ્રશંસા.

**अन्नं न निन्द्यात् । तद्व्रतम् । प्राणो वा अन्नम् । शरीरमन्नादम् । प्राणे शरीरं प्रतिष्ठितं । शरीरे प्राणः प्रतिष्ठितः । तदेतदन्नमन्ने प्रतिष्ठितं स य एतदन्नमन्ने प्रतिष्ठितं वेद प्रतितिष्ठति । अन्नवानन्नादो भवति । महान् भवति प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन महान् कीर्त्या ॥**

અન્વયાર્થઃ–અન્નં– યદચ્છાથી પ્રાપ્ત થયેલ અથવા પ્રયાસવડે મળેલ અન્નને, ન–નહિ, નિંદ્યાત્–નિંદા કરવી, તત્–તે ઉપાસકનો, વ્રતં–નિયમ, પ્રાણઃ–પંચ પ્રાણરૂપ વાયુ, વા–પ્રસિદ્ધ, અન્નં–ભોજ્યરૂપે, શરીરં–શરીર,અન્નાદં–ભોક્તારૂપે, પ્રાણે–પંચ પ્રાણમાં, શરીરં–શરીર, પ્રતિષ્ઠિતં–રહેલું છે, શરીરે–શરીરમાં, પ્રાણઃ–પ્રાણ, પ્રતિષ્ઠિતઃ–રહેલ છે, તત્–તેથી અર્થાત્ શરીરમાં પ્રાણની તથા પ્રાણમાં શરીરની સ્થિતિ હોવાથી, એતત્–આ અર્થાત્ શરીર તથા પ્રાણ, અન્નં–અન્ન, અન્ને–અન્નમાં, પ્રતિષ્ઠિતં–સ્થિતિ કરેલ છે, ( તથા ભોક્તા ભોક્તાને વિશે રહેલ છે, ) સઃ–તે, યઃ–જે, એતત્–આ, અન્નં–અન્ન, અન્ને–અન્નમાં, પ્રતિષ્ઠિતં–રહેલ છે, વેદ–( એમ ) જાણે છે, પ્રતિતિષ્ઠતિ–( તે ઉપાસક શરીર તથા પ્રાણાત્માવડે ) સ્થિતિને પામેલ થાય છે અર્થાત્ લાંબો વખત જીવે છે, અન્નવાન્–અન્નવાળો, અન્નાદ–ભોક્તારૂપ, ભવતિ–થાય છે, મહાન્–મોટો, કીર્ત્યા–યશવડે. (૭)

શબ્દાર્થ–અગર જો કે અન્ન પ્રાણાદિ સાથે સરખાવતા નિકૃષ્ટ છે, છતા બ્રહ્મવેત્તા ગુરૂની માફક અન્નની કદી નિંદા કરવી નહિ. કારણ અન્ન એ વ્રતરૂપ અર્થાત્ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિના કારણરૂપ છે પ્રાણ એ જ ખરેખર અન્નરૂપે અર્થાત્ ભક્ષ્યરૂપે છે તથા શરીર અન્નના ભક્ષણ કર્તારૂપ–ભોક્તારૂપ છે. કારણ કે શરીર પ્રાણ વિશે સ્થિતિ કરી રહેલ છે ( તે જ પ્રમાણે શરીર અન્નરૂપ છે તથા પ્રાણ અન્નાદ છે ). કારણ કે પ્રાણ શરીરમા સ્થિતિ કરી રહેલ છે. ( આ રીતે શરીર તથા પ્રાણ બેઉ અન્ન તેમજ અન્નાદરૂપે થવાથી ) અન્ન અન્નને વિશે તથા અન્નાદ અન્નાદને વિશે રહેલ છે. આ પ્રમાણે જે જાણે છે, તે ચિરંજીવી થાય છે એટલુજ નહિ, પણ અન્નવાન્ તથા અન્નનો ભક્ષણ કર્તા થાય છે. પ્રજા, પશુ તથા બ્રહ્મજ્ઞાનના તેજે કરી તે મહાન્ પુરૂષ થાય છે. તે કીર્તિવડે મહાન્ થાય છે

ટીકાઃ–પ્રાણમા શરીર રહેલું છે, આનો ભાવ એ છે કે, શરીરની સ્થિતિમા પ્રાણ

નિમિત્ત હોવાથી શરીરમા અન્ન બુદ્ધિ તથાં પ્રાણમાં અન્નાદ બુદ્ધિ ગ્રહણ કરવી. શરીરમા પ્રાણ રહેલ છે, આનો ભાવ એ થાય છે કે, શરીરના આંતર ભાગમાં તેની સ્થિતિ હોવાથી પ્રાણને વિશે અન્નબુદ્ધિ ગ્રહણ કરવી તથા શરીરમાં અન્નાદબુદ્ધિ ગ્રહણ કરવી.

## અષ્ટમ અનુવાક.

જળ તથા તેજ અન્ન અને અન્નાદરૂપ.

**अन्नं न परिचक्षीत । तद्व्रतं । आपो वा अन्नं । ज्योतिरन्नादं । अप्सु ज्योतिः प्रतिष्ठितम् । ज्योतिष्यापः प्रतिष्ठिताः । तदेतदन्नमन्ने प्रतिष्ठितम् । स य एतदन्नमन्ने प्रतिष्ठितं वेद प्रतितिष्ठति अन्नवानन्नादो भवति । महान् भवति प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन । महान् कीर्त्या ॥ १ ॥**

અન્વયાર્થઃ—અન્નં-અન્નને, ન—નહિ, પરિચક્ષીત—ત્યાગ કરવો, તત્—તે, વ્રતં—(ઉપાસકનો) નિયમ, આપઃ—જળ, વા—પ્રસિદ્ધ, અન્નં—ભોગ્યરૂપે, જ્યોતિઃ—તેજ, અન્નાદં—ભોક્તારૂપે, અપ્સુ—જળમાં, જ્યોતિઃ—જ્યોતિ, પ્રતિષ્ઠિતં—રહેલ છે, જ્યોતિષુ—તેજમા, આપઃ—જળ, પ્રતિષ્ઠિતાઃ—રહેલ, તત્—તેથી અર્થાત્ જળ અને તેજ બેઉ અન્ન તથા અન્નાદરૂપે હોવાથી, એતત્—આ અર્થાત્ જળ તથા તેજ, અન્નં—ભોગ્યરૂપી અન્ન, અન્ને—ભોગ્યરૂપ અન્નમાં, પ્રતિષ્ઠિતં—રહેલ છે, સઃ—તે, યઃ—જે, એતત્—આ, અન્નં—ભોગ્ય, અન્ને—ભોગ્યમાં અર્થાત્ ભોગ્ય ભોગ્યમાં અને ભોક્તા ભોક્તામા, પ્રતિષ્ઠિતં—રહેલ છે, વેદ—જાણે છે, પ્રતિતિષ્ઠતિ—લાંબો સમય ટકે છે, અન્નવાન્—ભોગ્યને મેળવનાર, અન્નાદઃ—ભોક્તારૂપ, ભવતિ—થાય છે, મહાન્—મોટો, ભવતિ—થાય છે, પ્રજયા—પુત્રાદિવડે, પશુભિઃ—પશુવડે, બ્રહ્મવર્ચસેન—બ્રહ્મ તેજવડે, મહાન્—મોટો, કીર્ત્યા—યશવડે. (૮)

શબ્દાર્થ—શુભાશુભ અન્નને જોઇ તેમાં ગુણ દોષની કલ્પના કરી કદી ત્યાગ કરવો જોઇએ નહિ. કારણ કે અન્ન એ વ્રતરૂપ અર્થાત્ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિના કારણરૂપ છે. જળ ખરેખર અન્નરૂપે છે. તેજ એ અન્નના ભક્ષણકર્તારૂપ છે. તેજ જળનેવિશે સ્થિતિ કરી રહેલ છે તથા જળ તેજને વિશે સ્થિતિ કરી રહેલું છે. આ અન્ન અન્નને વિશે તથા અન્નાદ અન્નાદને વિશે સ્થિતિ કરી રહેલ છે, એમ જે કોઇ જાણે છે, તે સ્થિતિવાન્ થાય છે તથા અન્નનો ભક્ષણ કર્તા થાય છે. તે પ્રજા, પશુ તથા જ્ઞાનના તેજે કરી મહાનરૂપે થાય છે. તે કીર્તિવડે મહાન્ થાય છે. (૮)

## નવમ અનુવાક.

પૃથ્વી તથા આકાશ અન્ન ને અન્નાદરૂપ

**अन्नं बहु कुर्वीत । तद्व्रतम् । पृथिवी वा अन्नं । आकाशोऽन्नादः । पृथिव्यामाकाशः प्रतिष्ठितः । आकाशे पृथिवी प्रतिष्ठिता । तदेतदन्नमन्ने प्रतिष्ठितम् । स य एतदन्नमन्ने प्रतिष्ठितं वेद प्रतितिष्ठति । अन्नवानन्नादो भवति । महान् भवति प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन । महान् कीर्त्या ॥**

અન્વયાર્થઃ—અન્નં-અન્ન, બહુ—પુષ્કળ, કુર્વીત—કરવું, તત્—તે ઉપાસકનું, વ્રતં—નિયમ, પૃથિવી—પૃથ્વી, વા—પ્રસિદ્ધ, અન્નં—ભોગ્યરૂપે, અન્નાદઃ—ભોક્તારૂપે, પૃથિવ્યાં—પૃથ્વીમાં, આકાશઃ—આકાશ, પ્રતિષ્ઠિતઃ—રહેલ, આકાશે—આકાશમા, પૃથિવી—પૃથ્વી, પ્રતિષ્ઠિતા—રહેલી છે, તત્—તેથી અર્થાત્ પૃથ્વી તથા આકાશ ભોગ્ય તથા ભોક્તારૂપ હોવાથી, એતત્—આ અર્થાત્ પૃથ્વી તથા આકાશ, અન્નં—ભોગ્યરૂપે,

અન્ને-ભોગ્યમાં, પ્રતિષ્ઠિતં-રહેલું છે, 'સ:-તે, ય:-જે, એનત્-આ અર્થાત્ પૃથ્વી તથા આકાશ, અન્નં-ભોગ્ય, અન્ને-ભોગ્યમાં, પ્રતિષ્ઠિતં-રહેલ છે એમ, વેદ-જાણે છે, પ્રતિતિષ્ઠતિ-ચિરકાળ સ્થિતિને પામે છે, અન્નવાન્-ભોગ્ય પદાર્થવાળો, અન્નાદઃ-ભોક્તારૂપ, ભવતિ-થાય છે, મહાન્-મોટો, ભવતિ-થાય છે, પ્રજયા-સંતતિવડે, પશુભિઃ-પશુવડે, બ્રહ્મવર્ચસેન-બ્રહ્મતેજવડે, મહાન્-મોટો, કીર્ત્યા-યશવડે. (૯)

શબ્દાર્થ—શ્રુતિએ ઉક્ત નિયમે કરી અન્ન મનુષ્યે ઘણું સંપાદન કરવું જોઇએ. આ એક નિયમરૂપ છે. પૃથ્વી ખરેખર અન્નરૂપ છે તથા આકાશ અન્નના ભક્ષણ કર્તારૂપ અર્થાત્ ભોક્તારૂપ છે. આકાશ પૃથ્વી વિશે સ્થિતિ કરીને રહેલું છે તથા પૃથ્વી આકાશને વિશે સ્થિતિ કરી રહેલી છે. આ અન્ન અન્નને વિશે સ્થિતિ કરી રહેલું છે. આ અન્ન અન્નને વિશે સ્થિતિ કરીને રહેલું છે, એમ જે કોઇ જાણે છે, તે સ્થિતિવાન્ તથા અન્નનો ભક્ષણકર્તા થાય છે. પ્રજા, પશુ તથા બ્રહ્મજ્ઞાનના તેજે કરી તે મહાન્ થાય છે. તે કીર્તિવડે મહાન્ થાય છે ૯

## દશમ અનુવાક.

### અન્નદાનનું માહાત્મ્ય.

न कञ्चन वसतौ प्रत्याचक्षीत तद्व्रतम् । तस्माद्यया कया च विधया बह्वन्नं प्राप्नुयात् । अराध्यस्मा अन्नमित्याचक्षते । एतद्वै मुखतोऽन्नꣳराद्धम् । मुखतोऽस्मा अन्नꣳराध्यते । एतद्वै मध्यतोऽन्नꣳराद्धम् । मध्यतोऽस्मा अन्नꣳराध्यते ॥ एतद्वा अन्ततोऽन्नꣳराद्धम् । अन्ततोऽस्मा अन्नꣳराध्यते ॥१॥

અન્વયાર્થઃ-ન-નહિ, કંચન-કોઇને પણ, વસતૌ-પોતાને ઘેર ( નિવાસને માટે આવેલાને ), પ્રત્યાચક્ષીત-અટકાવવો જોઇએ, તત્-તેનો અર્થાત્ ઉપાસકનો, વ્રતં-નિયમ (છે), તસ્માત્-તેથી અર્થાત્ રહેઠાણ આપ્યા પછી અન્ન પણ આપવાનું હોવાથી, યયા કયા-કોઇ પણ, ચ-તથા, વિધયા-પ્રકારવડે, બહુ-ઘણું, અન્નં-અન્ન, પ્રાપ્નુયાત્-સંપાદન કરવું, અરાદ્ધિ-તૈયાર છે, અસ્મા-આવેલ અતિથિ માટે, અન્નં-અન્ન, ઇતિ-એમ, આચક્ષતે-( વિદ્વાનો ) કહે છે, એતત્-આ, વૈ-પ્રસિદ્ધ, મુખતઃ-શ્રેષ્ઠ વૃત્તિવડે, અન્નં-અન્ન, રાદ્ધં-અપાય ( આ રીતે પૂજાપુરઃસર આવેલ અતિથિને જે આપે છે ), મુખતઃ-સારી વૃત્તિવડે અથવા શ્રદ્ધા ભક્તિરૂપે કરી, અસ્મૈ-અન્નના દાન કરનાર માટે, અન્નં-અન્ન, રાધ્યતે-તૈયાર થાય છે અર્થાત્ જેવું દાન કરેલ હોય છે તે પ્રમાણે મળે છે. એતત્-આ, વૈ-પ્રસિદ્ધ, મધ્યતઃ-મધ્યમ ઉપચારવડે, અન્નં-અન્ન, રાદ્ધં-અપાય છે (તો), મધ્યતઃ-મધ્યમ ઉપચારથી, અસ્મા-આને અર્થાત્ તે દાતાને, અન્નં-અન્ન, રાધ્યતે-મળે છે, એતત્-આ, વૈ-પ્રસિદ્ધ, અંતતઃ-તિરસ્કારપૂર્વક, અન્નં-અન્ન, રાદ્ધં-અપાયલું હોય છે, અંતતઃ-તિરસ્કારપૂર્વક, અન્નં-અન્ન, રાધ્યતે-મળે છે. (૧)

શબ્દાર્થ—કોઇ પણ અતિથિ આપણે ત્યા રહેવા માટે આવે, તેને કદી ના પાડવી નહિ. આ પણ એક વ્રત અર્થાત્ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિના સાધનરૂપ છે. માટે મનુષ્યે કોઇ પણ પ્રકારે ઘણું જ અન્ન સંપાદન કરવું જોઇએ. ગૃહસ્થાશ્રમીઓએ જે અતિથિ પોતાને ઘેર આવે, તેને નીચે પ્રમાણે કહેવું જોઇએ:-આપને વાસ્તે અન્ન તૈયાર છે. જો આ અન્નનું દાન અતિથિને ઘણા જ સત્કારપૂર્વક કરવામાં આવે છે તો દાતાને અન્ય જન્મને વિશે ઘણા જ સત્કારપૂર્વક અન્નની પ્રાપ્તિ થાય છે. જો આ અન્નનું દાન

મધ્યમ સત્કારપૂર્વક કરવામાં આવે છે તો દાતાને અન્ય જન્મમાં મધ્યમ સત્કારપૂર્વક અન્નની પ્રાપ્તિ થાય છે. તિરસ્કારપૂર્વક જો અતિથિને અન્નદાન કરવામાં આવે છે તો દાતાને તિરસ્કારપૂર્વક અન્નની પ્રાપ્તિ અન્ય જન્મને વિશે થાય છે.

ટીકા:—**મુખતઃ**—ઘણા જ સત્કારપૂર્વક અથવા તો પ્રથમ વયમાં જે અન્નદાન કરે છે, તેને પ્રથમ વયમાં અન્નદાન મળે છે. **મધ્યતઃ** મધ્યમ ઉપચારવડે અથવા તો મધ્યમ વયમાં. **અન્તતઃ**-તિરસ્કારપૂર્વક અથવા વૃદ્ધાવસ્થામાં.

**બ્રહ્મની ઉપાસનાનો પ્રકાર.**

**य एवं वेद । क्षेम इति वाचि । योगक्षेम इति प्राणापानयोः । कर्मेति हस्तयोः । गतिरिति पादयोः । विमुक्तिरिति पायौ । इति मानुषीः समाज्ञाः ॥ अथ दैवीः । तृप्तिरिति वृष्टौ । बलमिति विद्युति ॥२॥**

અન્વયાર્થ:-યઃ-જે, એવં-આરીતે, વેદ-જાણે છે, ક્ષેમઃ-પ્રાપ્ત વસ્તુના રક્ષણ કરવારૂપે, ઇતિ-એમ, વાચિ-વાક્ ઇન્દ્રિયમાં, (ક્ષેમરૂપે બ્રહ્મ રહે છે), યોગક્ષેમઃ-અપ્રાપ્તની પ્રાપ્તિ તથા પ્રાપ્તનું રક્ષણ, ઇતિ-એમ, પ્રાણાપાનયોઃ-પ્રાણ તથા અપાનમાં (બ્રહ્મ રહે છે), કર્મ-કર્મરૂપે, ઇતિ-એમ, હસ્તયોઃ-હાથમાં (બ્રહ્મ રહે છે), ગતિઃ-ગતિ, ઇતિ-એરૂપે, પાદયોઃ-બે પગમાં (બ્રહ્મ રહે છે), વિમુક્તિઃ-વિસર્ગ રૂપે, ઇતિ-એમ, પાયૌ-ગુદામાં, ઇતિ-એમ, માનુષીઃ-આધ્યાત્મિકવાળી, સમાજ્ઞાઃ-ઉપાસના, અથ-હવે પછી, દૈવીઃ-દૈવી સંબંધી ઉપાસના, તૃપ્તિઃ-તૃપ્તિરૂપે, ઇતિ-એમ, વૃષ્ટૌ-વૃષ્ટિમાં (બ્રહ્મ રહે છે), બલં-બળરૂપે, ઇતિ-એમ, વિદ્યુતિ-વિજળીમાં (બ્રહ્મ રહે છે). (૨)

શબ્દાર્થ—જે આ પ્રમાણે અન્નદાનના માહાત્મ્યને જાણે છે, તેને કહેવામાં આવેલ ફળની પ્રાપ્તિ થાય છે. જે કાંઇ પ્રાપ્ત થયું છે, તેના રક્ષકતરીકે બ્રહ્મ વાણીનેવિશે રહે છે. જે કાંઇ પ્રાપ્ત થયું નથી, તેના પ્રાપ્ત કરનારરૂપે તથા રક્ષણકર્તારૂપે બ્રહ્મ પ્રાણ તથા અપાનને વિશે રહે છે. કર્મરૂપે બ્રહ્મ હસ્તને વિશે રહે છે. ગતિરૂપે બ્રહ્મ બે પાદોને વિશે રહે છે. મલત્યાગરૂપે બ્રહ્મ વાયુને વિશે રહે છે. આ પ્રમાણેની આધ્યાત્મિકરૂપ માનુષિક ઉપાસના છે. હવે દૈવી ઉપાસનાને વિશે કહેવામાં આવે છે. તૃપ્તિરૂપે બ્રહ્મ વૃષ્ટિનેવિશે રહે છે, બળરૂપે બ્રહ્મ વિદ્યુતને વિશે રહે છે, ૨

**यश इति पशुषु । ज्योतिरिति नक्षत्रेषु । प्रजातिरमृतमानन्द इत्युपस्थे सर्वमित्याकाशे । तत्प्रतिष्ठेत्युपासीत प्रतिष्ठावान् भवति । तन्मह इत्युपासीत महान् भवति । तन्मन इत्युपासीत । मानवान् भवति ॥३॥**

અન્વયાર્થ:-યશઃ-યશરૂપે, ઇતિ-એમ, પશુષુ-પશુઓમાં, જ્યોતિઃ-જ્યોતિરૂપે, ઇતિ-એમ, નક્ષત્રેષુ-નક્ષત્રોમાં છે, પ્રજાતિઃ-પુત્રાદિ સંતતિરૂપે, અમૃતં-(પુત્ર જન્મવડે પિતા ઋણમાંથી મુક્ત થાય તેવા) અમૃતરૂપે, આનંદઃ-સ્ત્રી સંસર્ગથી થતા સુખરૂપે, ઉપસ્થે-શિશ્ન ઇન્દ્રિયમાં, સર્વં-સર્વરૂપે, ઇતિ-એમ, આકાશે-આકાશમાં (બ્રહ્મની ઉપાસના કરવી), તત્-તે અર્થાત્ બ્રહ્મથી અભિન્ન આકાશ, પ્રતિષ્ઠા-આશ્રયરૂપે, ઇતિ-એમ, ઉપાસીત-ઉપાસના કરવી, પ્રતિષ્ઠાવાન્ પ્રતિષ્ઠારૂપ ગુણની ઉપાસનાથી પ્રતિષ્ઠાવાળો, ભવતિ-થાય છે, તત્-તે બ્રહ્મને, મહઃ-મહત્વ ગુણરૂપે, ઇતિ-એમ, ઉપાસીત-ધ્યાન કરવું, મહાન્-પ્રજાદિથી મોટો, ભવતિ-થાય છે, તત્-તે બ્રહ્મને, મનઃ-મનનગુણરૂપે,

ઇતિ–એમ, ઉપાસીત–ધ્યાન કરવું, માનવાન્ –મનનમા સમર્થ, ભવતિ–થાય છે. (૩)

શબ્દાર્થ —યશરૂપે બ્રહ્મ પશુને વિશે રહે છે, જ્યોતિરૂપે બ્રહ્મ નક્ષત્રોને વિશે રહે છે, તેમ જ પ્રજારૂપે તથા અમૃતત્વના કારણરૂપે તેમજ વિષયેન્દ્રિયના આનંદરૂપ બ્રહ્મ ઉપસ્થેન્દ્રિયમા રહે છે તથા સર્વરૂપે બ્રહ્મ આકાશને વિશે રહે છે. ' બ્રહ્મ સર્વના પ્રતિષ્ઠા–આશ્રયરૂપ છે, ' એમ માની જે કોઇ મનુષ્ય તેની ઉપાસના કરે છે, તે પોતે સર્વના આશ્રયરૂપ થઇને રહે છે ' બ્રહ્મ મહાન્‌રૂપે છે, ' એમ માની જે મનુષ્ય તેની ઉપાસના કરે છે, તે પોતે મહાનરૂપે થાય છે ' બ્રહ્મ મનરૂપે છે, ' એમ માની જે મનુષ્ય તેની ઉપાસના કરે છે, તે પોતે માનવાન્ અર્થાત્ મનન કરવામા સમર્થ થાય છે ૩

**तन्नम इत्युपासीत । नमस्यन्तेऽस्मै कामा । तद्ब्रह्मेत्युपासीत । ब्रह्मवान् भवति । तद्ब्रह्मण परिमर इत्युपासीत । पर्य्येणं म्रियन्ते द्विषन्त सपत्ना । परि येऽप्रिया भ्रातृव्या । स यश्चायं पुरुषे । यश्चासावादित्ये । स एक ॥४॥**

અન્વયાર્થ –તત્–તે બ્રહ્મને, નમ –નમ ગુણરૂપે, ઇતિ–એમ, ઉપાસીત–ધ્યાન કરવુ, નમસ્યન્તે–પુષ્કળ મળે છે, અસ્મૈ–આ ઉપાસકને, કામા –ભોગ્ય વિષયો, તત્–તે, બ્રહ્મ–બ્રહ્મ, ઇતિ–એમ વિરાડાત્મક, ઉપાસીત–ધ્યાન કરવુ, બ્રહ્મવાન્–સ્થૂલ ભોગના સાધનવાળો અથવા વિરાટ્ બ્રહ્મના ગુણવાળો, ભવતિ–થાય છે, તત્–તે આકાશને, બ્રહ્મણ –માયોપાધિક બ્રહ્મના, પરિમર –લયના સ્થાનરૂપે (છે), ઇતિ–એમ, ઉપાસીત–ધ્યાન કરે (તો), પરિ–સર્વસ્થળે, એન– આ ઉપાસકને, મ્રિયન્તે–મરણ પામે છે, દ્વિષન્ત – દ્વેષ કરનારા, સપત્ના –શત્રુઓ, પરિ–સર્વસ્થળે, યે–જેઓ, અપ્રિયા –દ્વેષ–કરનારા, ભ્રાતૃવ્યા –ભત્રીજાઓ (જેઓ શત્રુરૂપે હોય તેઓ), સ –તે, ય –જે, ચ–તથા, અયં–આ અર્થાત્ પ્રત્યક્ આત્મા, પુરુષે–વ્યષ્ટિ ઉપાધિરૂપ શરીરમા, ય –જે, ચ–તથા, અસૌ –આ અર્થાત્ અધિકારીને પ્રત્યક્ષ એવો પરમાનંદાત્મા, આદિત્યે–આદિત્ય મંડળમા, સ –તે અર્થાત્ બે પ્રકારે કહેવાયેલા ચેતન, એક –એક અર્થાત્ વસ્તુત ભેદથી રહિત. (૪)

શબ્દાર્થ —' બ્રહ્મ નમનરૂપ છે ' એમ માની જે તેની ઉપાસના કરે છે, તેને ભોગવવા યોગ્ય સર્વ વિષયકામો નમે છે, ' આ બ્રહ્મ વિરાડાત્મક છે ' એમ માની જે તેની ઉપાસના કરે છે તે બ્રહ્મવાન્ અર્થાત્ વિરાટ્ બ્રહ્મના ગુણવાળો થાય છે માયોપાધિ બ્રહ્મને લયના સ્થાનરૂપ અર્થાત્ આકાશરૂપે જે કોઇ બ્રહ્મની ઉપાસના કરે છે તો તેના દ્વેષને કરનારા સર્વ શત્રુઓ નાશને પામે છે. તેમજ તેના અપ્રિય ભત્રીજાઓ પણ નાશને પામે છે. તે–બુદ્ધિરૂપી ગુહામા રહેલ, જે અર્થાત્ આકાશાદિક કાર્યને ઉત્પન્ન કરી તેને વિશે પ્રવેશને પામેલ, આ અર્થાત્ અપરોક્ષ પ્રત્યક્ આત્મા, શરીરમા અર્થાત્ વ્યષ્ટિ ઉપાધિમા રહે છે તથા જે પરમાનંદ સ્વરૂપ પરમાત્મા આદિત્યમા રહે છે, તે એક અર્થાત્ કોઇ પણ રીતના ભેદથી રહિત છે

ટીકા —અહો લયના સ્થાનવડે આકાશ લેવુ કારણ તેને વિશે વિદ્યુત, વૃષ્ટિ, ચંદ્ર, સૂર્ય તથા અગ્નિ આ પાંચ દેવોનો લય થાય છે.

**स य एवंवित् । अस्माल्लोकात्प्रेत्य । एतमन्नमयमात्मानमुपसंक्रम्य । एतं प्राणमयमात्मानमुपसंक्रम्य । एतं मनो-**

मयमात्मानमुपसंक्रम्य । एतं विज्ञानमयमात्मानमुपसंक्रम्य । एतमानन्दमयमात्मानमुपसंक्रम्य । इमांल्लोकान् कामान्नी कामरूप्यनुसञ्चरन् । एतत्साम गायन्नास्ते । हा ३ वु हा ३ वु हा ३ वु

અન્વયાર્થ –સ –તે વિદ્વાન્, ય –જે પુરૂષ, એવંવિત્–જીવાત્મા તથા પરમાત્માને અભેદરૂપે જાણનાર, અસ્માત્–આ, લોકાત્–દષ્ટ અદૃષ્ટ તથા વિષયસમૂહમાંથી, પ્રેસ–ઉપરામ પામી, એતં–આ, અન્નમય–સ્થૂલ દેહરૂપ, આત્માનં–ભ્રાંતિથી કલ્પાયેલ આત્માને, ઉપસંક્રમ્ય–ત્યાગ કરી, એતં–આ, મનોમય–સંશયાત્મક અંતઃકરણરૂપ, આત્માનં–ભ્રાંતિથી કલ્પાયલા આત્માને, ઉપસંક્રમ્ય–ત્યાગ કરી, એતં–આ, વિજ્ઞાનમય–નિશ્ચયાત્મક અંતઃકરણરૂપ, આત્માનં–આત્માને, ઉપસંક્રમ્ય=ત્યાગ કરી, એતં=આ, આનંદમય=સુખાનુભવરૂપ, આત્માનં=આત્માને, ઉપસંક્રમ્ય=ત્યાગ કરી, ઇમાન્=આ, લોકાન્=ભૂરાદિ લોકને, કામાન્ની=ઇચ્છા પ્રમાણે અન્ન મેળવનાર, કામરૂપી=ઇચ્છા પ્રમાણે રૂપ ધારણ કરનાર, અનુસંચરન્=આત્મારૂપે અનુભવ કરતો છતો, એતત્=આ અર્થાત્ બ્રહ્મરૂપ, સામ=સર્વથી અભિન્ન એવું સામ, ગાયન્=ગાન કરતો છતો, આસ્તે=રહે છે, હાવુ–વિસ્મયાત્મક શબ્દ. (૫)

શબ્દાર્થ—જે આ પ્રમાણે જાણે છે અર્થાત્ જીવાત્મા પરમાત્માનો અભેદ માને છે, તે દષ્ટ, અદૃષ્ટ, તથા ઇષ્ટ વસ્તુનો ત્યાગ કર્યા પછી અન્નમય–સ્થૂલ દેહરૂપ આત્માનું ઉપસંક્રમણ કરી અર્થાત્ સ્થૂલ દેહને આત્મા માનવાપણાનો નાશ કરી, પ્રાણમયનો અર્થાત્ પ્રાણમય આત્માનું ઉલ્લંઘન કરે છે, વાયુવિકારરૂપ પ્રાણમય આત્માનું ઉપસંક્રમણ કરી મનોમય અર્થાત્ સંશયાત્મક અંતઃકરણરૂપ આત્માનું ઉપસંક્રમણ કરી, વિજ્ઞાનમય અર્થાત્ નિશ્ચયાત્મક અંતઃકરણરૂપ આત્માનું ઉપસંક્રમણ કરી તથા આનંદમય આત્માનું અર્થાત્ નિદ્રામાં પ્રાપ્ત થયેલ સુખાત્મક આત્માનું ઉપસંક્રમણ કરવા પછી તે ઇચ્છા પ્રમાણે અન્નને સંપાદન કરનારો તથા ઇચ્છા પ્રમાણે રૂપને ધારણ કરનારો થાય છે. તે આ લોકોને પોતાના આત્મારૂપે માને છે તથા હાવુ, હાવુ, ( આશ્ચર્ય, આશ્ચર્ય, આશ્ચર્ય, ) આ પ્રમાણે સામવેદનું ગાન કર્યા કરે છે ૫

अहमन्नमहमन्नमहमन्नम् । अहमन्नादोऽहमन्नादो ऽहमन्नादः । अहं श्लोककृदहं श्लोककृदहं श्लोककृत् । अहमस्मि प्रथमजा ऋता३स्य । पूर्वं देवेभ्योऽमृतस्य ना ३ भायि । यो मा ददाति स इदेवमा ३ वाः । अहमन्नमन्नमदन्तमा ३ द्मि । अहं विश्वं भुवनमभ्यभवां ३ सुवर्णज्योतिः । य एवं वेद । इत्युपनिषत् ॥ ६ ॥

અન્વયાર્થ –અહં=હું, અન્નં=ભોગ્યરૂપે, અહં=હું, અન્નાદ=ભોક્તારૂપે, અહં=હું, શ્લોકકૃત્=જડ અનેક દેહ તથા ઇન્દ્રિયાદિના સમૂહનો કર્તારૂપ, અહં=હુ, અસ્મિ=છુ, પ્રથમજા=પ્રથમ ઉત્પન્ન થયેલ હિરણ્યગર્ભરૂપ, ઋતસ્ય=સત્યરૂપ મૂર્તામૂર્તરૂપ જગતની, પૂર્વં=પ્રથમ, દેવેભ્ય=ઇન્દ્રાદિ દેવો કરતા, અમૃતસ્ય=અમૃતપણાના, નાભાયિ=નાભિ અર્થાત મધ્યરૂપે ( હુ છુ ) અર્થાત્ મુમુક્ષુને પ્રાપ્ત થવા યોગ્ય જે અમૃત સ્વરૂપ છે તે મારું જ સ્વરૂપ છે, ય –જે પુરુષ, મા=મને, દદાતિ=અનાર્થીને આપે છે, સઃ=તે અન્નદાતા, ઇત્=આ રીતે અર્થાત્ વિનાશને પામે તે રીતે, મા=મને, આવા=રક્ષણ કરે છે, અહં=હુ, અન્નં=ભોગ્યરૂપે, અન્નં=ભોગ્યને, અદન્તં=ભક્ષણ કર્તાને, અદ્મિ=હુ ભક્ષણ કરુ છુ, અહં=હુ, વિશ્વં=સમસ્ત, ભુવનં=ભૂરાદિ લોક, અભ્યભવાં=અભિભવ

કરૂ છું, સુવ=આદિત્ય, ન=માફક, જ્યોતિ= ચૈતન્ય પ્રકાશ, ય=જે, એવ=આ રીતે, વેદ= જ્ઞાન સપાદન કરે છે, (તેને બ્રહ્મભાવની પ્રાપ્તિરૂપ ફળ થાય છે), ઇતિ=આ રીતનુ, ઉપનિષદ્=બ્રહ્મજ્ઞાન છે. (૬)

શબ્દાર્થ.—હું અન્નરૂપ ( ભક્ષ્ય રૂપ ) છુ, હુ અન્નરૂપ છુ, હુ અન્નરૂપ છુ, હુ અન્નના ભક્ષણકર્તારૂપ ( ભોક્તારૂપ ) છું. હુ અન્નના ભક્ષણકર્તારૂપ છુ, હુ અન્નના ભક્ષણકર્તારૂપ છુ હુ દેહેન્દ્રિયોનો એકત્ર કર્તારૂપ છુ, હુ તેઓને એકત્રકર્તા છુ. હુ તેઓને એકત્રકર્તા છુ સત્રૂપનો-મૂર્તામૂર્ત જગતના પ્રથમ ઉત્પન્ન થયેલારૂપે-હિરણ્યગર્ભ-રૂપે છુ. હુ દેવતાઓની પૂર્વે અર્થાત્ હિરણ્યગર્ભની પછી વિરાટ્ સ્વરૂપે ઉત્પન્ન થયો છું. અમૃતત્વના નાભિરૂપ અર્થાત્ મધ્યરૂપ હું છું. જે પુરુષ અન્નરૂપ મને અર્થીઓને આપે છે, તે આ પ્રમાણે-જે રીતે વિનાશ ન પામે, તે રીતે મારૂ રક્ષણ કરે છે અર્થાત્ અન્નદાતાને અન્નની વૃદ્ધિ થાય છે. જો કોઇ અન્નરૂપ મને અન્નાર્થીને દાનમા આપતો નથી તો અન્નરૂપ હુ, તે અન્નનુ ભક્ષણ કર્તારૂપ તેનુ ભક્ષણ કરી જાઉં છુ હું જ સર્વ ભુવનનો સહારકર્તા છુ. આદિત્યની માફક હુ જ્યોતિરૂપ છું. જે કોઇ આ પ્રમાણે જાણે છે, તે પરમ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. આ ઉપદેશરૂપ અર્થાત્ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિના સાધનરૂપ છે.

ટીકાઃ—સુવ ન અહીં સુવ એટલે આદિત્ય તથા ન નો અર્થ જેવો થાય છે. અર્થાત્ આદિત્યની માફક હું જ્યોતિરૂપ છુ.

**सह नाववतु सह नौ भुनक्तु । सह वीर्य्यं करवावहै । तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

# ऐतरेय उपनिषद्.

## ભૂમિકા.

ઋગ્વેદના ઐતરેય બ્રાહ્મણના બીજા આરણ્યકમાથી આ ઉપનિષદ્ લેવામા આવ્યુ છે. ઐતરેય બ્રાહ્મણના ૪ થી ૬ અધ્યાય સુધીમા આ સબધે વ્યાખ્યાન છે. ઉપનિષદ્ તરીકે આના ત્રણ અધ્યાય છે. પહેલા અધ્યાયના ત્રણ ખડ છે તથા બીજાના અને અને ત્રીજાના એક એક ખડ છે.

પ્રથમ અધ્યાયમા પરમાત્મા અથવા સર્વના સાક્ષીરૂપ એવા પરબ્રહ્મથી આ સર્વ જગતની ઉત્પત્તિ થઇ છે, તે સબધી વર્ણન કરવામા આવ્યું છે, અર્થાત્ સર્વ લોકની, વિરાટ્ ભગવાનની, અવયવોરૂપ દેવોની ( ઇન્દ્રિયોની ), સૂક્ષ્મ જગતરૂપ મનુષ્યની તથા જગતના રક્ષણ અર્થે અન્નની ઉત્પત્તિ કેવળ પરમાત્માથી જ થાય છે, તે કહ્યું છે. જીવ મનુષ્યના સ્થૂલ દેહમા પ્રવેશ કરે છે તથા જાગ્રત, સ્વપ્ન અથવા સુષુપ્તિ આ ત્રણ અવસ્થામાની એક અવસ્થારૂપે રહે છે. જગત તથા તેના સબધનો વિચાર કરતા, જે પરબ્રહ્મ જીવની સાથે તાદાત્મ્ય ભાવને પામેલ છે, તે સિવાય અન્ય કોઇ પણ પદાર્થને ઓળખવાની આવશ્યકતા રહેતી નથી.

દ્વિતીય અધ્યાયમા મનુષ્યના ત્રણ જન્મોનું વર્ણન કરવામા આવ્યુ છે તથા સત્ય જ્ઞાનની પ્રાપ્તિ અર્થે સર્વ કામનાઓમાથી મુક્ત થવાની આવશ્યકતા છે, તે કહ્યુ છે. રેતના આકારે મનુષ્યની સ્થિતિ એ પ્રથમ જન્મ છે. મનુષ્ય જ્યારે જન્મને પામે છે ત્યારની તેની જે સ્થિતિ છે, તે દ્વિતીય જન્મ છે. આ લોકમાથી મુક્ત થવા પછી ફરી નવા દેહમા તેની ઉત્પત્તિ થવાની જે સ્થિતિ, તે તૃતીય જન્મ છે. જીવની અવિદ્યાયુક્ત સ્થિતિનુ પરિણામ

એ આવે છે કે, તેને એક જન્મમાંથી બીજા જન્મમાં ભ્રમણ કર્યા કરવું પડે છે. તેમ જ જો આત્માનું સત્યજ્ઞાન પ્રાપ્ત થાય છે તે જીવને અનેક પ્રકારની યોનીઓમા ભટકવાની જરૂર પડતી નથી આના દૃષ્ટાંતરૂપે વામદેવનું દૃષ્ટાંત આપ્યું છે

તૃતીય અથવા છેલ્લા અધ્યાયમાં બ્રહ્મ-વિદ્યાનું તથા આત્માનું સ્વરૂપ વર્ણવવામા આવ્યું છે. આત્મા ચક્ષુ શ્રવણાદિ માફક વિષયના સાધનરૂપે નથી. તે મનરૂપ પણ નથી. તે કેવળ જ્ઞાનરૂપે છે. જ્ઞાનના કેટલાક સાધનો છે, કે જેનવડે જ્ઞાનરૂપ આત્માનું જ્ઞાન થાય છે. આ જ્ઞાનરૂપ આત્મા સર્વ જગતના અધિષ્ઠાનરૂપ છે. આત્મા જ બ્રહ્મારૂપ અથવા સ્રષ્ટારૂપ છે. તે જ સૃષ્ટિરૂપે, દેવોરૂપે, પંચ મહાભૂતોરૂપે તેમજ પચ ભૂતોથી થયેલ સર્વ વિકારોરૂપ છે. આ જ કેવળ સત્ય છે, કે, જીવ તથા ઇશ્વર એક છે. **तत्त्वमसि** આ મહા વાકયવડે તે જાણી શકાય છે. **तत्त्वमसि** નું જ્ઞાન થવાથી જીવની જગતમાથી મુક્તિ તથા તેનો બ્રહ્મમા લય થાય છે. તૈત્તિરીય ઉપનિષદના જેટલો જ તત્ત્વજ્ઞાન સબધી વિકાસ ઐતરેય ઉપનિષદમા છે આ બેઉ ઉપનિષદોમા વિચારોની પરપરા તથા સ્પષ્ટીકરણ એક સરખા છે. બેઉ ઉપનિષદો, પરમાત્મા સિવાય અન્ય કાંઇ નથી, એવા વિચારથી શરૂ થાય છે. બેઉમા જડાત્મક શરૂઆતથી તે, તેમા આત્માનો પ્રવેશ થાય છે ત્યા સુધીની ઉત્પત્તિનુ વર્ણન કર્યું છે. બેઉ ઉપનિષદોમા કહ્યું છે કે, સંસારનું જ્ઞાન છોડી દઇ, કેવળ પરબ્રહ્મ પરમાત્માના જ્ઞાનથી જ મુક્તિ થાય છે ઐતરેયમા આ બાબત ઘણી જ ટુકમા લીધી છે તથા વિદ્યાનું સ્ફોટન ઘણી જ સારી રીતે કર્યું છે. ત્રીજા અધ્યાયમા જડ સૃષ્ટિનો ઇતિહાસ વેદાંત રીતિને અનુસરી આપ્યો છે. કર્મને વિશે પ્રવેશ થવા માટે વર્ણન કર્યું છે.

## ऐतरेय उपनिषद्.

**वाङ्मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितमाविराविर्म एधि । वेदस्य म आणीस्थः श्रुतं मे माप्रहासीरनेनाधीतेनाऽहो रात्रान्संदधाम्यृतं वदिष्यामि । सत्यं वदिष्यामि । तन्मामवतु तद्वक्तारमवतु मामवतु वक्तारमवतु वक्तारम ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

અન્વયાર્થ -વાક્-વાણી,મે-મારી, મનસિ-અંતઃકરણમા, પ્રતિષ્ઠિતા-રહો, મન-મન, મે-મારી, વાચિ-વાણીમા, પ્રતિષ્ઠિત-રહેલ છે, આવિ -હે સ્વપ્રકાશ ચૈતન્યાત્મન્, આવિ -પ્રકટરૂપે, મે-મારે માટે. એધિ-થાઓ, વેદસ્ય-વિદ્યાના પ્રતિપાદકરૂપ ગ્રથને, મે-મારે માટે, આણીસ્થ -લાવવા સમર્થ થાઓ, શ્રુતં-ગુરુ મુખથી ભણેલ ગ્રથ, મે-મારે માટે, મા-નહિ, પ્રહાસી -ત્યાગ કરો, અનેન-આ, અધીતેન-ગુરુ મુખથી અધ્યયનકરવાવડે, અહોરાત્રાન્-દિવસ તથા રાત, સદધામિ-હું જોડુ છું, અર્થાત્ આળસનો ત્યાગ કરી અધ્યયન કરેલ ગ્રંથનુ નિરંતર પઠન કરું છું, ઋતં-પરમાર્થરૂપ વસ્તુ, વદિષ્યામિ=કહીશ, સત્ય-વ્યાવહારીક યથાર્થ ભૂત, વદિષ્યામિ-કહીશ, તત્-તે બ્રહ્મતત્ત્વ, મા-મારુ, અવતુ-રક્ષણ કરો, તત્-તે બ્રહ્મતત્ત્વ, વક્તારં-ગુરનું, અવતુ-રક્ષણ કરો, શાંતિ, શાંતિ, શાંતિ.

શબ્દાર્થ -વાણી મારા મનમા સ્થિત થાઓ, મારું મન વાણીમા સ્થિતિ પામો. હે આત્મન્ ! મારે માટે પ્રકટ થાઓ. હે વાણી તથા મન ! મારે માટે વેદ લાવવા સમર્થ થાઓ. મારું શ્રવણ કરેલ મારો પરિત્યાગ મા કરો. હું દિવસ તથા રાતને આ અધ્યયનવડે જોડું છું. હુ શાસ્ત્રથી નિશ્ચય કરાયેલ બુદ્ધિવડે કહીશ. હું સત્ય અર્થાત્

શાસ્ત્રના નિશ્ચય પહેલાંની બુદ્ધિવડે કહીશ. તે મારું રક્ષણ કરો, વક્તાનું રક્ષણ કરો, મારું રક્ષણ કરો, વક્તાનું રક્ષણ કરો, વક્તાનું રક્ષણ કરો.

શાંતિ ! શાંતિ ! શાંતિ.

## પ્રથમ અધ્યાય–પ્રથમ ખંડ.

### વિજાતીય ભેદનો અભાવ

**ॐ आत्मा वा इदमेक एवाग्र आसीन्नान्यत्किंचन मिषत् स ईक्षत लोकान्नु सृजा इति ॥ १ ॥**

અન્વયાર્થ:–આત્મા–આત્મા, વા–નિશ્ચયપૂર્વક, ઇદં–પ્રત્યક્ષ પ્રમાણવડે પ્રતીતિવાળો, એક:–સ્વગત ભેદથી રહિત, એવ–જ અર્થાત્ આત્માથી અભિન્નરૂપે, અગ્રે–સૃષ્ટિપૂર્વે, આસીત્–હતો, ન–હિ, અન્યત્–આત્માથી વિલક્ષણ, કિંચન–કોઇપણ વસ્તુ, મિષત્–હતી, સ:–તે આત્મા, ઇક્ષત–ઇચ્છા કરી, લોકાન્–કર્મ તથા ફળવાળા પ્રાણીઓ, નુ–શંકાવાચક, સૃજા:–ઉત્પન્ન કરૂં. (૧)

શબ્દાર્થ:—જગતની ઉત્પત્તિ પૂર્વે કેવળ આત્મા જ આ જગતરૂપે ખરેખર હતો. આ પ્રકૃત આત્માથી વિલક્ષણ કાઇ પણ હતું નહિ. તેણે–પરમાત્માએ ઇચ્છા કરી કે, હું લોકને ઉત્પન્ન કરૂં. ૧

ટીકા:–લોકને.–પ્રાણીના કર્મ ફળના ભોગ સ્થાનરૂપ ભૂતોને અર્થાત્ પૃથ્વી આદિને. ૧

### સ્વર્ગાદિની ઉત્પત્તિ.

**स इमाँल्लोकानसृजताम्भो मरीचीर्मरमापोऽदोऽम्भः परेण दिवं द्यौः प्रतिष्ठाऽन्तरिक्षं मरीचयः । पृथिवी मरो या अधस्तात्ता आपः ॥ २ ॥**

અન્વયાર્થ:–સ:–તે પરમેશ્વરે, ઇમાન્–આ, લોકાન્–અંભાદિ લોકને, સૃજત–ઉત્પન્ન કર્યા, અંભ:–અંભલોક, મરીચિ–મરીચિલોક, મરં–મનુષ્યલોક, આપ:–આપલોક, અદોંભ:–મહર્લોક, જનલોક, તપોલોક તથા સત્યલો (આલોક જોકે પંચભૌતિક છે છતાં જળ આશ્રય હોવાથી તેમજ અપ્ પ્રધાનરૂપે હોવાથ અદોંભ કહેવાય છે), પરેણ–ઉપર, દિવં–સ્વર્ગ, દ્યૌ:–સ્વર્ગલોક, પ્રતિષ્ઠા–આશ્રયરૂપ અંતરિક્ષં–અંતરિક્ષલોક, મરીચય:–મરીચિલો પૃથિવી–ભૂમિલોક, મર:–જન્મ મરણરૂપે યા–જે, અધસ્તાત્–પૃથ્વીની નીચે, આપ:–નાગાદિલોક. (૨)

શબ્દાર્થ:–તે પરમાત્માએ લોકને સરજ્યા અર્થાત્ અંભલોક તથા આપ લોકને ઉત્પન્ન કર્યાં. સ્વર્ગ લોકની ઉપર અર્થાત્ મહર્, જન, તપ તથા સત્ય નામના જે લોક છે તથા જે સ્વર્ગદેવોના આશ્રયરૂપે છે તે સર્વેને અંભ લોક કહે છે. મરિચિલોક અંતરિક્ષ રૂપે છે, ભૂલોક મરરૂપ છે, આ ભૂ લોકની નીચે રહેલા પાતાલાદિ લોકો આપ લોકરૂપે છે. ૨

ટીકા:—પરલોક–જે સ્થાનમાં રહેનારા મૃત્યુને શરણ થનારા છે. આત્માએ કયા કયા લોકને ઉત્પન્ન કર્યાં, તે વિશે કહ્યુ છે કે, અંભ, મરીચિ, મર તથા આપને ઉત્પન્ન કર્યાં અર્થાત્ આકાશાદિના ક્રમે કરી બ્રહ્માડને ઉત્પન્ન કરી જળાદિ લોકને ઉત્પન્ન કર્યાં. જળ શબ્દનો જે વચ્ય લોક છે, તે સ્વર્ગથી પર મહર્ આદિ લોક છે. આ મહર્ આદિ લોક અંભ શબ્દનો વાચ્ય છે. સ્વર્ગલોકથી નીચે જે અંતરીક્ષ અર્થાત્ આકાશ છે, તે મરીચિરૂપ છે. સૂર્યના રશ્મિનો વાચ્ય મરીચિ શબ્દથી જણાયેલી અંતરિક્ષ એક છતાં અનેક સ્થાનોના ભેદવાળું હોવાથી બહુવચનમા મૂકવામા આવ્યું છે. જે સ્થાનમા ભૂત પ્રાણી માત્ર મરે છે, એવી રીતની પૃથ્વી મર કરી કહેવામા આવે છે જોકે આ લોકનો સંબધ પંચ મહાભૂતસાથે છે, છતા જળા-

દિની વિશેષતાને લીધે અભ, મરીચિ, મર તથા આપ એમ કહ્યું છે. ૨.

### વિરાટની ઉત્પત્તિ

**स ईक्षतेमे नु लोका लोकपालान्नु सृजा इति । सोऽद्भ्य एव पुरुषं समुद्धृत्यामूर्च्छयत् ॥ ३ ॥**

અન્વયાર્થ —સ —તે પરમેશ્વરે, ઇક્ષત—ઇચ્છા કરી, ઇમે—આ અંભાદિ, નુ—વિતર્કવાચક, લોકા —લોકો, લોકપાલાન્—લોકનારક્ષણ કરનાર દેવોને, નુ—શંકાવાચક, સૃજે—હું ઉત્પન્ન કરું, ઇતિ—આ રીતે, સ —તે ઇશ્વરે, અદ્‌ભ્ય —જળમાથી, એવ—જ, પુરુષ—પુરુષરૂપ વિરાટને, સમુધ્ધૃત્ય ગ્રહણ કર્યો પછી, અમૂર્છયત્—મૂર્ત સ્વરૂપને ગ્રહણ કરવા લાગ્યા. (૩)

શબ્દાર્થ —તેણે—આત્માએ વિચાર કર્યો - ખરેખર આ લોકને સરજવામા આવ્યા છે. હવે મારે આ લોકના રક્ષકોને સરજવા જોઇએ તેણે જળમાથી અર્થાત્ પંચ ભૂતોમાથી પુરુષાકાર વિરાટને ગ્રહણ કરી તેને કઠણ કર્યો. ૩

ટીકા —સર્વ પ્રાણીઓના કર્મના ફળ તથા તેના ઉપાદાન તથા સાધનરૂપ પૂર્વે કહેલ ચાર પ્રકારના લોકને સર્જી, ઇશ્વર ફરી વિચાર કરવા લાગ્યા કે, જળાદિ ઉત્પન્ન કરાયલા લોકના પાળકો નહિ હશે તો તેઓ નાશ પામશે, માટે આ લોકોના રક્ષણ અર્થે લોકપાળો સર્જું. આ રીતનો વિચાર કરી તે જળમાથી અર્થાત્ જગ પ્રધાન પંચ મહાભૂતોમાથી ચાર લોકને રચવા લાગ્યા. આ લોકમાથી પુરુષના આકારયુક્ત શિર તથા હસ્તાદિ અંગવાળા વિરાટ પુરુષને ગ્રહણ કરી જેમ પૃથ્વીમાથી ગ્રહણ કરેલા મૃત્તિકાપિંડને કુલાલ અનેક આકાર આપે છે, તેમ પંચ મહાભૂતોના અવયવવડે પોતાના અવયવોની યોજના કરવા લાગ્યા. ૩.

### વિરાટમાંથી લોકપાળની ઉત્પત્તિ.

**तमभ्यतपत्तस्याभितप्तस्य मुखं निरभिद्यत यथाण्डं मुखाद्वाग्वाचोऽग्निर्नासिके निरभिद्येतां नासिकाभ्यां प्राणः प्राणाद्वायुरक्षिणी निरभिद्येतामक्षिभ्यां चक्षुश्चक्षुष आदित्यः कर्णौ निरभिद्येतां कर्णाभ्यां श्रोत्रं श्रोत्राद्दिशस्त्वङ् निरभिद्यत त्वचो लोमानि लोमभ्य ओषधिवनस्पतयो हृदयं निरभिद्यत हृदयान्मनो मनसश्चन्द्रमा नाभिर्निरभिद्यत नाभ्या अपानोऽपानान्मृत्युः शिश्नं निरभिद्यत शिश्नाद्रेतो रेतस आपः ॥ ४ ॥**

અન્વયાર્થ —તં—તે વિરાટ્ પુરુષ સબંધી, અભ્યતપત્—( પરમેશ્વરે ) વિચાર કર્યો, તસ્ય—તે, અભિતપ્તસ્ય—સર્વ પ્રકારે વિચાર કરાયેલ વિરાટ પિંડનુ, મુખ —મુખાકાર છિદ્ર, નિરભિદ્યત—ભેદને પામ્યું, યથા—જે રીતે, અંડ—પક્ષી આદિનુ ઇંડુ, મુખાત્—મુખમાથી, વાક્—વાણી, વાચ —વાણીમાથી, અગ્નિ —અગ્નિ, નાસિકે—નાસિકાના છિદ્રો, નિરભિદ્યેતા—ભેદને પામ્યા, નાસિકાભ્યા—નાસિકામાથી, પ્રાણ —ઘ્રાણેન્દ્રિય, પ્રાણાત્—ઘ્રાણેન્દ્રિયમાથી, વાયુ —વાયુરૂપદેવતા, અક્ષિણી—ચક્ષુના છિદ્રો, નિરભિદ્યેતા- ભેદને પામ્યા, અક્ષિભ્યા—અક્ષિના છિદ્રમાથી, ચક્ષુ —ચક્ષુ ઇન્દ્રિય, ચક્ષુષ —ચક્ષુ ઇન્દ્રિયમાથી, આદિત્ય —સૂર્ય, કર્ણૌ—બે કાન, નિરભિદ્યેતા—ભિન્ન થયા, કર્ણાભ્યા—કર્ણના છિદ્રમાથી, શ્રોત્ર—શ્રોત્ર ઇન્દ્રિય, શ્રોત્રાત્—શ્રોત્રમાથી, દિશ —દિગ્ દેવતા, ત્વક્—ચર્મ, નિરભિદ્યત—ભેદને પામ્યુ, ત્વચ—ચર્મમાથી, લોમાનિ—સ્પર્શેન્દ્રિય, લોમભ્ય —લોમમાથી, ઓષધિવનસ્પતય—ઓષધિઆદિના અધિષ્ઠાતા દેવ વાયુ દેવતાઓ, હૃદય—હૃદય કમળ, નિરભિદ્યત—ભેદને પામ્યુ, હૃદયાત્—હૃદયમાથી, મન—મન, મનસ —અંત કરણમાથી, — ચદ્રમા —ચંદ્ર

નાભિં-નાભિ, નિરભિદ્યત-ભેદને પામી, નાભ્યા-નાભિમાંથી, અપાનં-પાયુ ઇન્દ્રિય, અપાનાત્-પાયુ ઇન્દ્રિયમાંથી, મૃત્યુઃ-યમ, શિશ્નં-ઉપસ્થ ઇન્દ્રિયનું છિદ્ર, નિરભિદ્યત-ભેદને પામ્યું, શિશ્નાત્-ઉપસ્થના છિદ્રમાંથી, રેત-ઉપસ્થ ઇન્દ્રિય, રેતસઃ-ઉપસ્થમાંથી, આપઃ-પ્રજાપતિ.

શબ્દાર્થ—જ્યારે તે વિરાટને આ પ્રમાણે તપાવવામાં આવ્યા અર્થાત્ ઇન્દ્રિયોના અભિમાની દેવોવિશે પરમેશ્વરે વિચાર કર્યો ત્યારે ઇંડામાથી જેમ પક્ષી ઉત્પન્ન થાય, તેમ પ્રથમ વિચાર કરાયલા વિરાટનું મુખ ઉત્પન્ન થયુ, મુખમાથી વાણી ઉત્પન્ન થઇ, વાણીમાથી તેના અધિષ્ઠાતા દેવ અગ્નિ ઉત્પન્ન થયા. પછી નાસિકાના છિદ્રો ઉત્પન્ન થયા. નાસિકામાંથી પ્રાણવૃત્તિવાળી ઘ્રાણેન્દ્રિય ઉત્પન્ન થઇ. ઘ્રાણેન્દ્રિયમાથી તેના અધિષ્ઠાતા દેવ વાયુ ઉત્પન્ન થયા. પછી ચક્ષુઓ ઉત્પન્ન થયા તથા ચક્ષુમાંથી તેના અધિષ્ઠાતા દેવ આદિત્ય ઉત્પન્ન થયા. શ્રોત્ર પ્રકટ થયાં તથા શ્રોત્રમાંથી તેના અધિષ્ઠાતા દેવ દિશાઓ ઉત્પન્ન થઇ. ત્યાર પછી ત્વચા ઉત્પન્ન થઇ. ત્વચામાથી લોમ ઉત્પન્ન થયાં. લોમમાથી તેના અધિષ્ઠાતા દેવો ઓષધિઓ તથા વનસ્પતિઓ ઉત્પન્ન થઇ. પછી અંતઃકરણ ઉત્પન્ન થયું. અંતઃકરણમાથી મન થયુ તથા મનમાથી તેના અધિષ્ઠાતા દેવ ચંદ્ર થયા. પછી નાભિ ઉત્પન્ન થઇ નાભિમાથી અપાન વાયુ ઉત્પન્ન થયો તથા અપાન વાયુમાથી તેના અધિષ્ઠાતા દેવ મૃત્યુ ઉત્પન્ન થયા. પછી જનનેન્દ્રિય ઉત્પન્ન થઇ તથા જનનેન્દ્રિયમાંથી રેત ઉત્પન્ન થયુ તથા રેતમાથી તેના અધિષ્ઠાતા દેવ જળ ઉત્પન્ન થયું અર્થાત્ પ્રજાપતિ ઉત્પન્ન થયા. ૪

## દ્વિતીય ખંડ.

### ક્ષુધા તથા તૃષાની સૃષ્ટિનું નિરૂપણ.

**ता एता देवताः सृष्टा अस्मिन् महत्यर्णवे प्रापतंस्तमशनायापिपासाभ्यामन्ववार्जत्ता एनमब्रुवन्नायतनं नः प्रजानीहि यस्मिन् प्रतिष्ठिता अन्नमदामेति**

અન્વયાર્થઃ—તાઃ-તે, એતાઃ-આ, દેવતાઃ-અગ્નિઆદિ દેવો, સૃષ્ટાઃ-ઇશ્વરવડે ઉત્પન્ન થયેલ, અસ્મિન્-આ, મહતિ-મોટા, અર્ણવે-સમુદ્રરૂપ વિરાટ્ દેહમા, પ્રાપતન્-પતનને પામ્યા, તં-તે વિરાટ્ શરીરને, અશનાપિપાસાભ્યાં-ક્ષુધા તથા તૃષાવડે, અન્વવાર્જત્-જોડવા લાગ્યા, તાઃ-અશનાપિપાસાથી પીડાયેલ ઇન્દ્રિયના અભિમાની દેવો, એનં-આ પિતામહ પરમેશ્વરને, અબ્રુવન્-કહેવા લાગી, આયતનં-શરીર, નઃ-અમોને, પ્રજાનીહિ-સંપાદન કરો, યસ્મિન્-જેમા, પ્રતિષ્ઠિતાઃ-રહેલ, અન્નં-ભોગ્ય વસ્તુને, અદામ-ભક્ષણ કરીએ.

શબ્દાર્થ—તે ઇન્દ્રિયોના અભિમાની અગ્નિ આદિ દેવો ઉત્પન્ન થયા પછી તેઓનો આ મહાન્ અર્ણવમા અર્થાત્ વિરાટ દેહમાં નિપાત થયો. તેણે-પરમેશ્વરે તેને-વિરાટ શરીરને ક્ષુધા તથા તૃષાથી યુક્ત કર્યું. ( ક્ષુધા તથા તૃષાથી પીડાયેલ ) તે ઇન્દ્રિયોના અભિમાની દેવો પોતાના ઉત્પન્ન કર્તા પિતામહ પરમેશ્વરને કહેવા લાગ્યા કે; હે પરમેશ્વર ! અમારે માટે શરીર સંપાદન કરો, કે જે શરીરમાં સ્થિતિ કરી અમે અન્નનું ભક્ષણ કરીએ. ( કારણ કે અત્યંત વિસ્તારવાળો વિરાટ દેહ અમારા ભોગને યોગ્ય નથી. કારણ કે અત્યંત પ્રૌઢ એવા વિરાટ સ્વરૂપને ભરપૂર કરી તેમાં સ્થિતિ કરવા અમે અસમર્થ છીએ. માટે અલ્પ શરીરમાં રહી અમે દેહના જેટલું

અન્ન મેળવી ભક્ષણ કરવા શક્તિમાન્ થઇએ, એવું વ્યષ્ટિ-શરીર ઉત્પન્ન કરો. ) ૧

ટીકાઃ—અર્ણવઃ—બ્રહ્માંડરૂપ વિરાટ્-દેહ કે જેનું મુખ્ય કારણ માયા છે. આ કારણથી દેવલોક કેવળ મુક્તિ આપી શકતો નથી. ૧

## ગાયની ઉત્પત્તિ.

**તાભ્યો ગામાનયત્તા અબ્રુવન્ન વૈ નોઽયમલમિતિ । તાભ્યોઽશ્વમાનયત્તા અબ્રુવન્ન વૈ નોઽયમલમિતિ ॥ ૨ ॥**

અન્વયાર્થઃ—તાભ્યઃ—તે દેવો માટે, ગાં—ગાયના દેહને, આનયત્—પંચભૂતમાંથી એકત્ર કરી દર્શાવ્યો, તાઃ—તે દેવો, અબ્રુવન્—બોલ્યા, ન—નહિ, વૈ—પ્રસિદ્ધ, નઃ—અમને, અયં— આ ગાયનો દેહ, અલં—ભોગને યોગ્ય, તાભ્યઃ—તે દેવો માટે, અશ્વં—અશ્વનું શરીર, આનયત્—દર્શાવ્યું, તાઃ—તે દેવો, અબ્રુવન્—બોલ્યા, ન—નહિ, વૈ—પ્રસિદ્ધ, નઃ—અમને, અયં—આ અશ્વનું શરીર, અલં—ભોગને યોગ્ય. (૨)

શબ્દાર્થ—તે ઇશ્વરે તે અભિમાની દેવોને માટે ગાયની આકૃતિવાળો પિંડ આપ્યો અર્થાત્ પંચ મહાભૂતોમાથી ગાયના શરીરનો આકાર ખેંચી કાઢી બતાવ્યો. તે દેવો ગાયની આકૃતિ જોઇ બોલ્યા; આ ગાયનો દેહ ભોગને યોગ્ય નથી. ( કારણ કે ગાયને ઉપરના ભાગમાં દાંત હોતા નથી. માટે ઉપરના ભાગમાં દાંત હોય એવો દેહ ઉત્પન્ન કરો. આમ કહેવાથી ) તેઓને માટે અશ્વ આપ્યો અર્થાત્ પંચભૂતમાથી અશ્વ સ્વરૂપ બનાવી તે બતાવ્યું. તે અશ્વને જોઇ દેવોએ કહ્યું કે, અશ્વ શરીર ભોગને યોગ્ય નથી. ( કારણ કે તેને ઉપરના ભાગમા દાંતો તો છે, પણ તેઓ પશુઓ હોવાથી તેઓમા વિવેક હોતો નથી. ) ૨

ટીકા—જ્યારે કર્મોપાસનાથી પ્રાપ્ત થયેલ દેવોના શરીરમા પણ દુઃખ પ્રાપ્ત થાય છે ત્યારે અન્ય માનુષિક શરીરમાં દુઃખ કેમ ન પ્રાપ્ત થાય ? ત્યારે આના સ્ફોટન અર્થે શ્રુતિ વિરાટના શરીરનું સમુદ્રરૂપે વર્ણન કરે છે. વિરાટના સમુદ્રરૂપ શરીરમાં અવિદ્યા, કામ તથા કર્મવડે ઉત્પન્ન થતાં જન્મ, જરા તથા મરણરૂપ જળ છે. જ્ઞાન વિના સંસારરૂપ આ વિરાટ શરીરનો નાશ થતો નથી, માટે તે અનંત છે. આ વિરાટ શરીરરૂપ સમુદ્ર પ્રવાહરૂપે અનાદિ છે. આમાં સંચિતાદિ કર્મો ચક્રરૂપ છે, કામ ક્રોધાદિ મહાન્ ગ્રાહરૂપ છે. અજ્ઞાની પુરૂષો આના પારને પામી શકતા નથી, માટે તે અપાર છે. અજ્ઞાનીઓ વિષય તથા ઇન્દ્રિયોના સંબંધથી ઉત્પન્ન થયેલ આનંદનો જ સર્વદા અનુભવ કરે છે. આ સમુદ્રમા તૃષ્ણારૂપી વાયુવડે ક્લેશરૂપી લહરીઓ ચાલ્યા કરે છે. આ સંસારસમુદ્રમાં કુમારાદિ અવસ્થાવાળા જનો " હા મુંઞં " ઇત્યાદિ શબ્દો વારંવાર દુઃખને લીધે કર્યાં કરે છે. આ સમુદ્રને તરવા માટે જ્ઞાનરૂપી નૌકા છે. માર્ગમાં ખાવા માટે અન્ન જોઇએ, તે માટે સત્ય સંભાષણ, કોમળ સ્વભાવ, દાન દેવું, ઉદારતા, અહિંસા, શમ, દમ, ધૈર્ય તથા ક્ષમા ઇત્યાદિ અન્ન છે. નૌકાને ચાલવાનો માર્ગ, સ્ત્રી આદિ વિષયનો ત્યાગ કરવો તે છે. આ સમુદ્રનો પાર તે મોક્ષ છે. આવા સમુદ્રરૂપી વિરાટ શરીરમાં પડેલા દેવો ક્ષુધા તથા તૃષાથી વ્યાકુળ થયા. વિરાટ શરીરને તૃપ્તિ યોગ્ય અન્ન જળ ન હોવાથી તેઓ પોતાના પિતા પરમેશ્વરને કહેવા લાગ્યા કે, હે ભગવન્ ! અમારે અર્થે સ્થાન અર્થાત્ શરીરને નિર્માણ કરો, કે જે સ્થાનમા અમે અન્ન ભક્ષણ કરી શકીએ.

આ પ્રમાણે જ્યારે અગ્નિ આદિ દેવોએ પ્રાર્થના કરી ત્યારે દેવોને અર્થે ગાયનો આકાર કરી ઇશ્વર દર્શાવવા લાગ્યા. પછી ગાયના શરીરને જોઇ તેઓ કહેવા —

અન્નના ભક્ષણું અર્થે નિર્માય કરેલ આ પિંડ અમારે પૂરતો નથી. આ રીતનું દેવોનું વચન સાંભળી સર્વના પિતા પરમેશ્વર ફરી અશ્વને રચી દેખાડવા લાગ્યા. આ પિંડ પણ અમોને પૂરતો નથી, એમ દેવોએ પરમેશ્વરને કહ્યું. ૨.

મનુષ્ય દેહોત્પત્તિ.

**ताभ्यः पुरुषमानयत्ता अब्रुवन् सुकृतं वतेति पुरुषो वाव सुकृतं । ता अब्रवीद्यथाऽऽयतनम् प्रविशतेति ॥ ३ ॥**

અન્વયાર્થઃ—તાભ્યઃ-તે દેવો માટે, પુરુષં-પુરૂષ શરીરને, આનયત્-દર્શાવ્યું, તાઃ-તે દેવો, અબ્રુવન્-બોલ્યા, સુકૃતં-પરમેશ્વરે સારૂં કર્યું, બત-હર્ષવાચક, પુરુષઃ-પુરૂષશરીર, વાવ-પ્રસિદ્ધ, સુકૃતં-પુણ્ય કર્મના હેતુરૂપ હોવાથી સારૂં કર્યું, તાઃ-તે દેવો, અબ્રવીત્-બોલ્યા. યથાયતનં-જેવું જે સ્થાન હોય તેમાં, પ્રવિશત-પ્રવેશને કરો. (૩)

શબ્દાર્થઃ—પરમેશ્વરે તે દેવોને માટે પુરૂષ શરીર આપ્યું. તેઓએ ઘણા હર્ષથી કહ્યું, ઇશ્વરે ઘણુ સારૂં કર્યું. આથી લોકમા પણ મનુષ્ય જ કેવળ પુણ્ય કર્મના કારણરૂપ હોવાથી પુણ્યકારી છે. ઇશ્વરે તેઓને કહ્યું કે, તમે સર્વ દેવો તમારા પોતપોતાના સ્થાન પ્રમાણે આનેવિશે પ્રવેશ કરો. ૩

ટીકાઃ—તે દેવોને અર્થે પોતાની યોનિ અર્થાત્ વિરાટ પુરૂષના દેહ સરખા સ્વજાતીય પુરૂષને રચી દેવોને દેખાડવા લાગ્યા. ત્યારે દેવો પોતાની જાતિરૂપ પુરુષને જોઇ ખેદથી રહિત થઇ, આ શરીર જ શોભાવાળું છે, એમ કહેવા લાગ્યા. આથી મનુષ્યનું શરીર જ સર્વ પુણ્ય કર્મના હેતુરૂપ હોવાથી સુકૃત છે. અથવા તો પરમેશ્વરે પોતાના સ્વરૂપમાંથી પોતાની માયાવડે મનુષ્ય શરીર કર્યેલું હોવાથી તે સુકૃત કહેવાય છે. પછી પરમેશ્વરે જોયું કે, દેવોને આ શરીર રૂચિકર છે, તેથી તે દેવોને કહેવા લાગ્યા; હે દેવો ! તમે સર્વે તમારા વ્યાપારનાં જે યોગ્ય સ્થાનો હોય, તેને વિશે પ્રવેશ કરો. ૩.

અગ્નિ આદિનો સ્વસ્વસ્થાન પ્રતિ પ્રવેશ

**अग्निर्वाग्भूत्वा मुखं प्राविशद्वायुः प्राणो भूत्वा नासिके प्राविशदादित्यश्चक्षुर्भूत्वाऽक्षिणी प्राविशद्दिशः श्रोत्रं भूत्वा कर्णौ प्राविशन्नोषधिवनस्पतयो लोमानि भूत्वा त्वचं प्राविशंश्चन्द्रमा मनो भूत्वा हृदयं प्राविशन् मृत्युरपानो भूत्वा नाभिं प्राविशदापो रेतो भूत्वा शिश्नं प्राविशत ॥ ४ ॥**

અન્વયાર્થઃ—અગ્નિઃ-અગ્નિએ, વાક્-વાક્ ઇન્દ્રિયરૂપે, ભૂત્વા-થઇ, મુખં-મુખવિશે, પ્રાવિશત્-પ્રવેશ કર્યો, વાયુઃ-વાયુદેવ, પ્રાણઃ-ઘ્રાણેન્દ્રિયરૂપે, ભૂત્વા-થઇ, નાસિકે-નાસિકાના છિદ્રોને, પ્રાવિશત્-પ્રવેશ કર્યો, આદિત્યઃ-સૂર્ય, ચક્ષુઃ-ચક્ષુ ઇન્દ્રિય, ભૂત્વા-થઇ, અક્ષિણી-આંખના ગોલકને, પ્રાવિશત્-પ્રવેશ કર્યો, દિશઃ-દિક્ દેવતા, શ્રોત્રં-શ્રોત્રેન્દ્રિયરૂપે, ભૂત્વા-થઇ, કર્ણૌ-કર્ણને, પ્રાવિશત્-પ્રવેશ કર્યો, ઓષધિવનસ્પતયઃ-ઓષધિ આદિના અધિષ્ઠાતા વાયુદેવ, લોમાનિ-સ્પર્શેન્દ્રિય, ભૂત્વા-થઇ, ત્વચં-સ્પર્શેન્દ્રિયના સ્થાનને, પ્રાવિશત્-પ્રવેશ કર્યો, ચંદ્રમાઃ-ચંદ્રમા, મનઃ-મનરૂપે, ભૂત્વા-થઇ, હૃદયં-અંતઃકરણને, પ્રાવિશત્-પ્રવેશ કર્યો, મૃત્યુ-યમ, અપાનઃ-વાયુ ઇન્દ્રિયરૂપે, ભૂત્વા-થઇ, નાભિં-નાભિને, પ્રાવિશત્-પ્રવેશ કર્યો, આપઃ-પ્રજાપતિ, રેતઃ-ઉપસ્થ ઇન્દ્રિયરૂપે, ભૂત્વા-થઇ, શિશ્નં-ઉપસ્થના ગોલકને, પ્રાવિશત્-પ્રવેશ કર્યો. (૪)

શબ્દાર્થઃ—અગ્નિદેવે વાણીરૂપ થઇ મુખમા પ્રવેશ કર્યો, વાયુદેવે પ્રાણરૂપ થઇ નાસિકામા પ્રવેશ કર્યો, આદિત્ય દેવે ચક્ષુરૂપ થઇ આંખના છિદ્રમા પ્રવેશ કર્યો, દિશાઓએ શ્રોત્રરૂપ થઇ કર્ણના છિદ્રમા પ્રવેશ કર્યો. ઓષધિ તથા વનસ્પતિઓએ

અર્થાત્ ઔષધિ આદિના અધિષ્ઠાતા દેવે લોમરૂપે થઇ અર્થાત્ સ્પર્શેન્દ્રિયરૂપ થઇ ત્વચામા પ્રવેશ કર્યો. ચંદ્રમાએ મનરૂપ થઇ હૃદયમા પ્રવેશ કર્યો. મૃત્યુએ અપાનરૂપ થઇ નાભિમા પ્રવેશ કર્યો. જળે રેતરૂપ થઇ શિશ્નમા પ્રવેશ કર્યો. ૪

### ક્ષુધા તથા તૃષાનો પ્રવેશ.

**तमशनायापिपासे अब्रूतामावाभ्यामभिप्रजानीहीति । ते अब्रवीदेतास्वेव वां देवतास्वाभजाम्येतासु भागिन्यौ करोमीति । तस्माद्यस्यै कस्यै च देवतायै हविर्गृह्यते भागिन्यावेवास्यामशनायापिपासे भवतः ॥ ५ ॥**

અન્વયાર્થ.-તં-તે પરમેશ્વરને, અશનાયાપિપાસે-ક્ષુધા તથા તૃષા, અબ્રૂતાં-કહેવા લાગ્યા, આવાભ્યા-અમારે માટે, અભિપ્રજાનીહિ-સ્થાનવિશેષ માટે ચિંતન કરો, તે-તે બન્નેને, અબ્રવીત-(પરમેશ્વરે) કહ્યુ, એતાસુ-આ દેવોમા, એવ-જ, વાં-તમોને, દેવતાસુ-અગ્નિઆદિ દેવોમા, આભજામિ-ભાગ આપી અનુગ્રહ કરૂ છુ, એતાસુ-આ, ભાગિન્યો-ભાગયુક્ત, કરોમિ-હું કરૂ છું, તસ્માત્-તે કારણથી, યસ્યૈ કસ્યૈ-જે કોઇ, દેવતાયૈ-અગ્નિ આદિ દેવો માટે, હવિ-ભોગ્ય વસ્તુ, ગૃહ્યતે-ગ્રહણ કરવામા આવે છે, ભાગિન્યૌ-ભાગયુક્ત, એવ-જ, અસ્યા-અગ્નિ આદિ દેવોમા, અશનાયાપિપાસે-ક્ષુધા તથા તૃષાને, ભવતઃ-થાય છે. (૫)

શબ્દાર્થ.-ક્ષુધા તથા પિપાસાએ તેને-પરમેશ્વરને કહ્યુ, "અમારે માટે સ્થાનની યોજના કરો." તેણે (પરમાત્માએ) તે અશના પિપાસાને કહ્યું, "હું તમોને તે દેવોમા (અગ્નિઆદિ દેવોમાં) એકભાગ આપીશ. જેમ અગ્નિ આદિ દેવોમા હવિ-આદિ ભાગ છે, તેમ તમોને હું ભાગયુક્ત કરું છુ." આથી જે કોઇ દેવને હવિ આપવામાં આવે છે, તે અગ્નિઆદિ દેવોમાં ક્ષુધા તથા પિપાસા ભાગીદારો થાય છે. ૫

ટીકાઃ-આ દેવોના સ્થાનને પ્રાપ્ત થવા છતા અશના તથા પિપાસા આ બન્નેએ ઇશ્વરપ્રતિ પ્રાર્થના કરી કે, હે ભગવન્! અમારે માટે સ્થાન નિર્માણ કરો. આમ જ્યારે કહ્યુ ત્યારે પરમાત્મા અશના તથા પિપાસાને કહેવા લાગ્યા; ચેતનાવાળી વસ્તુરૂપ આશ્રયથી રહિત હોવાથી તમારામા ભોક્તાપણું સભવતું નથી. આથી અધ્યાત્મ અર્થાત્ વ્યષ્ટિ દેહગત તથા અધિદૈવત અર્થાત્ સમષ્ટિ વિરાટ દેહગતરૂપ અગ્નિ આદિ દેવોમા તમો બેને વૃત્તિવિભાગવડે અનુગ્રહ કરું છું. આ દેવતાઓ વિશે તમને બન્નેને ભાગવાળા કરુ છું અર્થાત્ તે દેવોના હવિ આદિ જે ભાગો છે, તેવડે તમોને ભાગવાળા કરૂં છું. આ જ કારણથી જે કોઇ દેવને માટે પુરોડાશાદિ ગ્રહણ કરવામાં આવે છે, તે દેવના અશના તથા પિપાસા બન્ને ભાગીદાર થાય છે. ૫.

## તૃતીય ખંડ.

### ભોગ્ય સૃષ્ટિની ઉત્પત્તિ.

**स ईक्षतेमे नु लोकाश्च लोकपालाश्चान्नमेभ्यः सृजा इति ॥ १ ॥**

અન્વયાર્થઃ-સઃ-તે પરમેશ્વરે, ઇક્ષત-વિચાર કર્યો, ઇમે-આ, નુ-શંકાવાચક, લોકા-પૃથ્વી આદિ લોકો, લોકપાલાઃ-લોકપાળો, ચ-તથા, અન્નં-અન્નને, એભ્યઃ-આ લોક તથા લોકપાળ માટે, સૃજાઃ-હું ઉત્પન્ન કરૂં. (૧)

શબ્દાર્થઃ- તેમણે વિચાર કર્યો કે, આ લોકો તેમ જ લોકપાળો તો મે સરજ્યા છે, પણ હવે તેઓને માટે અન્ન ઉત્પન્ન કરવું જોઇએ. ૧.

**सोऽपोऽभ्यतपत् ताभ्योऽभितप्ता॰**

भ्यो मूर्तिरजायत । या वै सा मूर्तिरजायताऽन्नं वै तत् ॥ २ ॥

અન્વયાર્થઃ-સઃ-તે પરમેશ્વરે, અપઃ-પંચભૂતો, અભ્યતપત્-વિચારરૂપ સંકલ્પ કર્યો, તાભ્ય-તે, અભિતપ્તાભ્યઃ-સંકલ્પ કરેલા અન ઉપાદાનમાંથી, મૂર્તિ-ચરાચરાત્મક ઘનીભૂત દ્રવ્ય, અજાયત-ઉત્પન્ન થયું, યા-જે, વૈ-પ્રસિદ્ધ, સા-તે, મૂર્તિ-મૂર્તિરૂપ અન્ન, અજાયત-ઉત્પન્ન થયું, અન્ન-પ્રાણીના ભક્ષણ કરવારૂપે, વૈ-પ્રસિદ્ધ, તત્-તે મૂર્તિરૂપ અન્ન (૨)

શબ્દાર્થ-તેણે (પોતાના ચિંતનરૂપી તાપવડે) જળને અર્થાત્ પંચ ભૂતને તપાવ્યું. આ તપેલા જળમાથી એક મૂર્તિ ઉત્પન્ન થઇ. આ મૂર્તિ જે ઉત્પન્ન થઇ, તે ખરેખર અન્નદેવરૂપ છે અર્થાત્ પ્રાણીને ભક્ષણ કરવા યોગ્ય છે. ૨

तदेनदभिसृष्टं पराङत्यजिघांसत् तद्वाचा जिघृक्षत्तन्नाशक्नोद्वाचा ग्रहीतुम् । स यद्धैनद्वाचाऽग्रहैष्यदभिव्याहृत्य हैवान्नमत्रप्स्यत् ॥ ३ ॥

અન્વયાર્થ-તત્-તે, એનત્-આ વ્રીહિઆદિ અન્ન, અભિસૃષ્ટં-ઉત્પન્ન થયલું, પરાઙ્-બહિર્મુખ રહેલ, અત્યજિઘાંસત્-ભક્ષકને જોઇ પલાયન કરવા લાગ્યું, તત્-તે અન્ન, વાચા-વાણી ઇન્દ્રિયવડે, અજિઘૃક્ષત્-ગ્રહણ કરવા ઇચ્છા કરવા લાગ્યા, તત્-તે અન્ન, ન-નહિ, અશક્નોત્-સમર્થ થયો, વાચા-વાણીવડે, ગ્રહીતું-ગ્રહણ કરવા, સ-તે પ્રથમ થયેલ ભોક્તા, યત્-જો, હ-પ્રસિદ્ધ, એનત્-આ અન્ન, વાચા-વાણીવડે, અગ્રહૈષ્યત્-ગ્ર તથા કારણના લક્ષણવાળા પિંડે તે અન્નને વાક્ ઇન્દ્રિયવડે ગ્રહણ કરવાની ઇચ્છા કરી. પણ વાણીવડે તે ગ્રહણ કરવા શક્તિમાન્ થયો નહિ. વાણીવડે જો તેણે અન્નને ગ્રહણ કર્યું હોત તો અન્નોચ્ચારવડે સર્વ જન તૃપ્તિને પામત ૩

ટીકાઃ-જ્યારે લોકપાળોની સન્મુખ અન્ન ઉત્પન્ન થયું ત્યારે મુષક બીલાડીને જોઇ એમ ધારે કે, મને મારી નાખી એ અન્નરૂપે ગ્રહણ કરશે, એમ જાણી નાસી જાય છે તેમ અન્ન પરાઙ્મુખ થઇ પોતાના ભોક્તાની ઇચ્છા કરવા લાગ્યુ. અર્થાત્ પોતાનું રક્ષણ શોધવા લાગ્યુ. અન્નનો આ રીતનો અભિપ્રાય જાણી લઇ લોક તથા લોકપાળોના સઘાતવડે કાર્ય તથા કારણરૂપ પિંડ અર્થાત્ વિરાટ જે પ્રથમ ઉત્પન્ન થયેલ હતો, તે અન્નને વચન તથા ક્રિયારૂપ વાણીવડે ભક્ષણ કરવાની ઇચ્છા કરવા લાગ્યો. પણ વાણીવડે ગ્રહણ કરવા શક્તિમાન્ થયો નહિ. વિરાટ જો આ અન્નને વાણીવડે ગ્રહણ કરત તો સર્વ લોક પણ કેવળ અન્ન, એ રીતનો શબ્દ બોલવાથી તૃપ્તિને પામત. ૩

तत्प्राणेनाजिघृक्षत् तन्नाशक्नोत्प्राणेन ग्रहीतुम् स यद्धैनत्प्राणेनाग्रहैष्यदभिप्राण्य हैवान्नमत्रप्स्यत् ॥ ४ ॥

અન્વયાર્થ-તત્-તે અન્ન, પ્રાણેન-ઘ્રાણેન્દ્રિયવડે, અજિઘૃક્ષત્-ગ્રહણ કરવાની ઇચ્છા કરી, તત્-તે અન્ન, ન-નહિ, અશક્નોત્-સમર્થ થયું, પ્રાણેન-ઘ્રાણેન્દ્રિયવડે, ગ્રહીતું-ગ્રહણ કરવા, સ-તે ભક્ષ [illegible] હ-પ્રસિદ્ધ, .. અન્નને [illegible] ઘ્રાણેન્દ્રિયવડે,

વડે ગ્રહણ કર્યો હોત તો સઘળા અન્નના સુધવાથી તૃપ્તિને પામત. ૪

**तच्चक्षुषाऽजिघृक्षत् तन्नाशक्नोच्चक्षुषा ग्रहीतुम् । स यद्धैनच्चक्षुषाऽग्रहैष्यद्दृष्ट्वा हैवान्नमत्रप्स्यत् ॥ ५ ॥**

અન્વયાર્થ-તત્-તે અન્ન, ચક્ષુષા-ચક્ષુ ઇન્દ્રિયવડે, અજિઘૃક્ષત્-ગ્રહણ કરવા ઇચ્છા કરી, તત્-તે અન્નને, ન-નહિ, અશકનોત્-સમર્થ થયો, ચક્ષુષા-ચક્ષુવડે, ગ્રહીતુ-ગ્રહણ કરવા, સ-તે ભક્ષક, યત્-જો, હ-પ્રસિદ્ધ, એનત્-આ અન્નને, ચક્ષુષા-ચક્ષુવડે, અગ્રહૈષ્યત્-ગ્રહણ કરત, દૃષ્ટ્વા-દર્શન કરવા પછી, હ-પ્રસિદ્ધ, એવ-જ, અન્ન-અન્નની, અત્રપ્સ્યત્-તૃપ્તિ થાત (૫)

શબ્દાર્થ-તેણે અન્નને ચક્ષુવડે ગ્રહણ કરવાની ઇચ્છા કરી. તે તેને ચક્ષુવડે ગ્રહણ કરી શક્યો નહિ જો તેણે તેને ચક્ષુવડે ગ્રહણ કર્યું હોત તો સર્વ, અન્નના કેવળ દર્શનવડે, તૃપ્તિને પામત ૫

**तच्छ्रोत्रेणाजिघृक्षत् तन्नाशक्नोच्छ्रोत्रेण ग्रहीतुम् । स यद्धैनच्छ्रोत्रेणाग्रहैष्यच्छ्रुत्वा हैवान्नमत्रप्स्यत् ॥ ६ ॥**

અન્વયાર્થ-તત્-તે અન્ન, શ્રોત્રેણ-શ્રોત્ર ઇન્દ્રિયવડે, અજિઘૃક્ષત્-ગ્રહણ કરવા ઇચ્છા કરી, તત્-તે અન્ન, ન-નહિ, અશકનોત્-સમર્થ થયો, શ્રોત્રેણ-શ્રોત્રવડે, ગ્રહીતુ-ગ્રહણ કરવા, સ તે ભક્ષક, યત્-જો, હ-પ્રસિદ્ધ, એનત્-આ અન્નને, શ્રોત્રેણ-શ્રોત્રવડે, અગ્રહૈષ્યત્-ગ્રહણ કરત, શ્રુત્વા-શ્રવણ કરવા પછી, હ-પ્રસિદ્ધ, એવ-જ, અન્ન-અન્નની, અત્રપ્સ્યત્-તૃપ્તિ થાત. (૬)

શબ્દાર્થ-તેણે તેને શ્રોત્રવડે ગ્રહણ કરવાની ઇચ્છા કરી. તે તેને શ્રોત્રવડે ગ્રહણ કરી શક્યો નહિ. જો તેને શ્રોત્રવડે ગ્રહણ કર્યું હોત તો અન્નના કેવળ શ્રવણવડે જ સર્વ તૃપ્તિને પામત. ૬

**तत्त्वचाऽजिघृक्षत् तन्नाशक्नोत्त्वचा ग्रहीतुम् । यद्धैनत्त्वचाऽग्रहैष्यत्स्पृष्ट्वा हैवान्नमत्रप्स्यत् ॥ ७ ॥**

અન્વયાર્થ-તત્-તે અન્ન, ત્વચા-સ્પર્શ ઇન્દ્રિયવડે, અજિઘૃક્ષત્-ગ્રહણ કરવા ઇચ્છા કરી, તત્-તે અન્નને, ન-નહિ, અશકનોત્-સમર્થ થયો, ત્વચા-સ્પર્શ ઇન્દ્રિયવડે, ગ્રહીતુ-ગ્રહણ કરવા, સ-તે ભક્ષક, યત્-જો, હ-પ્રસિદ્ધ, એનત્-આ અન્નને, ત્વચા-સ્પર્શ ઇન્દ્રિયવડે, અગ્રહૈષ્યત્-ગ્રહણ કરી હોત, સ્પૃષ્ટ્વા-સ્પર્શ કરવા પછી, હ-પ્રસિદ્ધ, એવ-જ, અન્ન-અન્નને, અત્રપ્સ્યત્-તૃપ્તિ થાત (૭)

શબ્દાર્થ-તેણે તેને સ્પર્શેન્દ્રિયવડે ગ્રહણ કરી શકવાની ઇચ્છા કરી પણ તે તેને સ્પર્શેન્દ્રિયવડે ગ્રહણ કરી શક્યો નહિ જો તે તેને સ્પર્શેન્દ્રિયવડે ગ્રહણ કરી શક્યો હોત તો સર્વ કેવળ અન્નના સ્પર્શવડે તૃપ્તિને પામત. ૭

**तन्मनसाऽजिघृक्षत् तन्नाशक्नोन्मनसा ग्रहीतुम् । स यद्धैनन्मनसाऽग्रहैष्यद्ध्यात्वा हैवान्नमत्रप्स्यत् ॥ ८ ॥**

અન્વયાર્થ-તત્-તે અન્નને, મનસા-અંતઃકરણવડે, અજિઘૃક્ષત્-ગ્રહણ કરવાની ઇચ્છા કરી, તત્-તેને, ન-નહિ, અશકનોત્-સમર્થ થયો, મનસા-મનવડે, ગ્રહીતુ-ગ્રહણ કરવા, સ-તે ભક્ષક, યત્-જો, હ-પ્રસિદ્ધ, એનત્-આ અન્નને, મનસા-અંતઃકરણવડે, અગ્રહૈષ્યત્-ગ્રહણ કર્યું હોત, ધ્યાત્વા-ચિંતન કરવા પછી, હ-પ્રસિદ્ધ, એવ-જ, અન્ન-અન્નની, અત્રપ્સ્યત્-તૃપ્તિ થાત (૮)

શબ્દાર્થ-તેણે તેને મનવડે ગ્રહણ કરવાની ઇચ્છા કરી, પણ તે તેને મનવડે ગ્રહણ કરી

શક્યો નહિ. તેને મનવડે ગ્રહણ કર્યું હોત તો સર્વ અન્નના ધ્યાનવડે જ તૃપ્તિને પામત.

**तच्छिश्नेनाजिघृक्षत्तन्नाशक्नोच्छिश्नेन ग्रहीतुम् । स यद्धैनच्छिश्नेनाग्रहैष्यद्विसृज्य हैवान्नमत्रप्स्यत् ॥ ९ ॥**

અન્વયાર્થઃ-તત્-તે અન્નને, શિશ્નેન-ઉપસ્થ ઇન્દ્રિયવડે, અજિઘૃક્ષત્-ગ્રહણ કરવા ઇચ્છા કરી, તત્-તેને, ન-નહિ, અશક્નોત્-સમર્થ થયો, શિશ્નેન-ઉપસ્થ ઇન્દ્રિયવડે, ગ્રહીતું-ગ્રહણ કરવા, સઃ-તે ભક્ષક, યત્-આ અન્નને, શિશ્નેન-ઉપસ્થવડે, અગ્રહૈષ્યત-ગ્રહણ કરત, વિસૃજ્ય-ત્યાગ કરવા પછી, હ-પ્રસિદ્ધ, એવ-જ, અન્નં-અન્નની, અત્રપ્સ્યત્-તૃપ્તિ થાત.

શબ્દાર્થઃ-તેણે તેને શિશ્નેન્દ્રિયવડે ગ્રહણ કરવાની ઇચ્છા કરી. પણ તેને તે શિશ્નેન્દ્રિયવડે ગ્રહણ કરી શક્યો નહિ. જો તે તેને શિશ્નેન્દ્રિયવડે ગ્રહણ કરી શક્યો હોત તો સર્વે વીર્યની માફક અન્નના ત્યાગવડે સતોષ પામત.

**तदपानेनाजिघृक्षत् तदावयत् सैषोऽन्नस्य ग्रहो यद्वायुरन्नायुर्वा एष यद्वायुः**

અન્વયાર્થઃ-તત્-તે અન્નને, અપાનેન-મુખવડે અંદર જતા વાયુવડે, અજિઘૃક્ષત્-ગ્રહણકરવાની ઇચ્છા કરી, તત્-તે, અન્નને, આવયત્-ભક્ષણ કરી શક્યો, યત્-જે, વાયુઃ-અપાન વાયુ, અન્નાયુઃ-અન્નદ્વારા આયુષ્યના કારણરૂપ અથવા અન્નરૂપ જીવનવાળો, વા-પ્રસિદ્ધ, એષઃ-આ, યત્-જે, વાયુઃ-અપાન-વાયુ. (૧૦)

શબ્દાર્થઃ-તેણે તેને અપાનવડે ગ્રહણ કરવાની ઇચ્છા કરી. તેણે તે અન્નને ગ્રહણ કર્યું. માટે અપાન અન્નના ગ્રહણકર્તારૂપ છે. આ અપાન સંજ્ઞાવાળો વાયુ અન્નદ્વારા આયુષ્યના કારણરૂપ છે. ૧૦

ટીકાઃ-अन्नायुः-અન્નદ્વારા આયુષ્યના હેતુરૂપ અથવા અન્ન એ જ આયુ અર્થાત્ જીવન છે જેનું એવો. ૧૦

**स ईक्षत कथं न्विदं मदृते स्यादिति स ईक्षत कतरेण प्रपद्या इति । स ईक्षत यदि वाचाऽभिव्याहृतं यदि प्राणेनाभिप्राणितं यदि चक्षुषा दृष्टं यदि श्रोत्रेण श्रुतं यदि त्वचा स्पृष्टं यदि मनसा ध्यातं । यद्यपानेनाभ्यपानितं । यदि शिश्नेन विसृष्टमथ कोऽहमिति ॥११॥**

અન્વયાર્થઃ-સઃ-તે પરમેશ્વરે, ઇક્ષત-વિચાર કર્યો, કથં-કેવી રીતે, નુ-ખચીત, ઇદં-આ કાર્યજાત, મદૃતે-મારા વિના, સ્યાત્-રહે, ઇતિ-એમ, સઃ-તેણે, ઇક્ષત-વિચાર કર્યો, કતરેણ-કયા માર્ગવડે, પ્રપદ્યે-( હું કાર્ય જાતમા ) પ્રવેશ કરૂં, સ-તેણે, ઇક્ષત્-વિચાર્યું, યદિ-જો, વાચા=વાક્ ઇન્દ્રિયવડે, અભિવ્યાહૃતં=બોલવાનો વ્યાપાર થાય, યદિ=જો, પ્રાણેન=ઘ્રાણેન્દ્રિયવડે, અભિપ્રાણિતં-સુંઘેલ થાય, યદિ=જો, ચક્ષુષા=ચક્ષુઇન્દ્રિયવડે, દૃષ્ટં=જોવામાં આવે, યદિ=જો, શ્રોત્રેણ=શ્રોત્રવડે, શ્રુતં=સાંભળવામાં આવે, યદિ=જો, ત્વચા=સ્પર્શ ઇન્દ્રિયવડે, સ્પૃષ્ટં=સ્પર્શ કરવામાં આવે, યદિ-જો, મનસા-મનવડે, ધ્યાતં-ધ્યાન કરવામાં આવે, યદિ-જો, અપાનેન-મુખના વાયુવડે, અભ્યપાનિતં-ભક્ષણ કરેલ થાય, યદિ-જો, શિશ્નેન-ઉપસ્થવડે, વિસૃષ્ટં-ત્યાગ કરવામાં આવે, અથ-ત્યારે, કઃ-કેવાસ્વરૂપ-વાળો અથવા કોના સ્વામીરૂપે ( હું થાઉં )

શબ્દાર્થઃ-તેણે વિચાર કર્યો, "મારા સિવાય આ શરીર કેવી રીતે અસ્તિત્વ ભોગવી શકે ?" તેણે વિચાર્યું કે, શાવડે ( કયા માર્ગવડે ) હું શરીરને વિશે પ્રવેશ કરી શકું ? તેણે વિચાર્યું કે, જો મારા વિના વાણીવડે બોલવાનો વ્યાપાર થઇ શકે, ચક્ષુવડે જોઇ શકે, શ્રોત્રવડે શ્રવણ કરી શકે, ચર્મવડે સ્પર્શ કરી શકે, મનવડે ધ્યાન કરી શકે, અપાનવડે નીચે લઇ જઇ શકે તથા

શિશ્નવડે ત્યાગ કરી શકે તો હું પછી કેના સ્વામીરૂપ થાઉં ? ૧૧

**स एतमेव सीमानं विदार्यैतया द्वारा प्रापद्यत । सैषा विदृतिर्नाम द्वास्तदेतन्नान्दनं तस्य त्रय आवसथास्त्रयः स्वप्ना अयमावसथोऽयमावसथोऽयमावसथ इति ॥ १२ ॥**

અન્વયાર્થ:-સઃ-તે પરમેશ્વરે, એતં-આ, એવ-જ, સીમાનં-મેંથાને, વિદાર્ય-છિદ્રકરી, એતયા-આ, દ્વારા-છિદ્રદ્વારા, પ્રાપદ્યત-પ્રવેશ કર્યો, સા-તે, એષા-આ, વિદૃતિઃ-વિદારણ થવાથી વિદૃતિરૂપ, નામ-નામ, દ્વાઃ-દ્વાર, તત્-તે, એતત્-આ દ્વાર, નાન્દનં-આનંદના હેતુરૂપ હોવાથી નાંદનરૂપે, તસ્ય-તે અર્થાત્ પ્રવેશ કરેલ આત્માના, ત્રયઃ-ત્રણ, આવસથાઃ-સ્થાનો, ત્રય.-ત્રણ, સ્વપ્નાઃ-સ્વપ્નતુલ્ય અવસ્થા, અયં-આ નેત્ર પ્રદેશ, આવસથઃ-જાગ્રત અવસ્થાના સ્થાનરૂપે, અયં-આ કંઠ પ્રદેશ, આવસથ.-સ્વપ્નાવસ્થાના સ્થાનરૂપે, અયં-આ હૃદય પ્રદેશ, આવસથ-સુષુપ્તિના સ્થાનરૂપે. (૧૨)

શબ્દાર્થ:-તેણે-પરમેશ્વરે ( પગનો ભાગ નિકૃષ્ટ હોવાથી ઉત્તમદ્વારરૂપ ) મસ્તકનો મધ્યભાગ, કે જ્યાં કેશના વિભાગનો છેડો છે ત્યાં છિદ્ર કરી તે દ્વારા પ્રવેશ કર્યો. આ દ્વારને વિદૃતિ કરી કહે છે. વળી આ દ્વારને નાંદન કહે છે. શરીરમાં રહેલા આત્માના ત્રણ સ્થાનો ( રાજાને જેમ ક્રીડાસ્થાનો હોય તેમ ) નિર્માણ કર્યાં. આ ત્રણ સ્થાનો ત્રણ સ્વપ્ન તુલ્ય છે. આ સ્થાન નેત્ર પ્રદેશરૂપ છે. આ સ્થાન કંઠપ્રદેશરૂપ છે. આ સ્થાન હૃદય પ્રદેશરૂપ છે. ૧૨.

ટીકા.-આના સંબંધમાં બ્રહ્મ ઉપનિષદ્માં કહ્યું છે કે, नेत्रस्थं जागरितं विद्यात्कंठे स्वप्नं समादिशेत् सुषुप्तं हृदयस्थानम् ॥ આ ત્રણ અવસ્થાઓ સત્યરૂપે નહિ હોવાથી સ્વપ્નતુલ્ય છે. અથવા તો ત્રણ અવસ્થાવડે પિતૃશરીર, માતૃશરીર તથા પોતાનું શરીર લેવું. ૧૨

**स जातो भूतान्यभिव्यैख्यत् किमिहान्यं वावदिषदिति स एतमेव पुरुषं ब्रह्म ततममपश्यदिदमदर्शमितीऽ ॥१३॥**

અન્વયાર્થ:-સ -તે દેહમાં રહેલ પરમાત્મા, જાતઃ-પ્રવેશવડે સંસારીરૂપે થયેલ, ભૂતાનિ-આકાશાદિ પ્રાણીઓને, અભિવ્યૈખ્યત્-વિવેકવડે જાણવા લાગ્યો, કિં-શું, ઇહ-આ જગતમાં, અન્યં-બ્રહ્મથી ભિન્ન વસ્તુતત્ત્વને, વાવદિષત્-બોલી શકીશ, સઃ તે- જીવ, એતં-આ અર્થાત્ દેહમાં પ્રવેશને પામેલ. પુરુષં-પુરીરૂપ શરીરમાં પ્રવેશ કરેલ આત્માને, બ્રહ્મ-સત્યજ્ઞાનાદિરૂપ બ્રહ્મને, તતમં-અતિશયપણાથી વ્યાપ્ત, અપશ્યત્-જાણવા લાગ્યો, ઇદં-આને અર્થાત્ અપરોક્ષ બ્રહ્મના સ્વરૂપને, અદર્શં=મેં જોયું અર્થાત્ હું કૃત કૃત્ય થયો છું. (૧૩)

શબ્દાર્થ.-ઉત્પન્ન થયેલ ( શરીરમાં પ્રવેશ કરવાથી જન્મમરણાદિ અવસ્થાને પ્રાપ્ત થયેલ ) તે જીવ આકાશાદિ ભૂતોને વિવેકવડે જાણવા લાગ્યો. હું બ્રહ્મથી વ્યતિરિક્ત વસ્તુતત્વને શું કહીશ ? ( બ્રહ્મથી વ્યતિરિક્તપણાથી હું કાંઇ બોલવા શક્તિમાન્ નથી. ) તે જીવે દેહને વિશે પ્રવેશ પામેલ આ પુરુષને અત્યંત વ્યાપ્ત બ્રહ્મરૂપે જાણ્યો તથા આ ઉક્ત બ્રહ્મસ્વરૂપને મેં જોયું છે. ( આ રીતે હું કૃતકૃત્ય થયો છું. ) ૧૩ .

ટીકા:-આ આત્મા સ્થાનોવિશે ક્રમે કરી આત્મભાવવડે રહી સ્વાભાવિક અવિદ્યાવડે દીર્ઘકાલપર્યંત ગાઢ નિદ્રાને પામે છે તથા પ્રબોધને પામતો નથી. આ પરમાત્મા પ્રકટ થઇ ભૂતોને, હું મનુષ્ય છું, હું અંધ છું, હું સુખી છું, આ રીતે તાદાત્મ્યવડે સ્પષ્ટ જાણે છે તથા કહે છે. ૧૩

तस्मादिदंद्रो नाम। इदंद्रो ह वै नाम तमिदन्द्रं सन्तमिन्द्र इत्याचक्षते परोक्षेण। परोक्षप्रिया इव हि देवाः परोक्षप्रिया इव हि देवाः ॥ १४ ॥

અન્વયાર્થ:-તસ્માત્=તેથી અર્થાત્ અપરોક્ષ દર્શન થવાથી, ઇદંદ્ર:-ઇદંદ્રરૂપ પરમેશ્વર, હ=પ્રસિદ્ધ, નામ=નામને ( પામ્યા ), તં=તે, ઇદંદ્રં=ઇદંદ્રરૂપેજ, સન્તં=છતા, ઇન્દ્ર = ઇન્દ્રરૂપે, આચક્ષતે=બ્રહ્મજ્ઞાનીઓ કહે છે, પરોક્ષેણ=પરોક્ષનામ વડે, પરોક્ષપ્રિયા:=પરોક્ષનામ કહેવામા પ્રીતિવાળા, ઇવ=જ, હિ=કારણ કે, દેવા =પૂજ્યરૂપ દેવો. (૧૪)

શબ્દાર્થ-અપરોક્ષ પરમાત્માનું નામ ઇદંદ્ર છે. ( કારણ કે તે इदं કહેતા આને તથા द्र કહેતાં જુવે છે ) ખરેખર ઇદંદ્ર તેનું નામ છે-અગરજો તેનું ઇદંદ્ર નામ છે, છતાં બ્રહ્મવેત્તાઓ પરોક્ષ નામવડે તેને ઇન્દ્રના નામથી ઓળખે છે. પૂજ્યો પરોક્ષપ્રિય હોયની તેવા છે. પૂજ્યો ખરેખર પરોક્ષપ્રિય સરખા છે ૧૪

ટીકા -પરોક્ષપ્રિય:-અર્થાત્ પ્રાકૃત પૂજ્ય જનો પણ દેવદત્તાદિ પોતાનું નામ ગૂઢ રાખી આચાર્ય, ઉપાધ્યાય ઇત્યાદિ પરોક્ષ નામે કહેવામા-પ્રીતિ કરે છે. ૧૪

## દ્વિતીય અધ્યાય.

### જીવાવસ્થાનું નિરૂપણ.

पुरुषे ह वा अयमादितो गर्भो भवति यदेतद्रेतस्तदेतत् सर्वेभ्योऽङ्गेभ्यस्तेजः सम्भूतमात्मन्येवात्मानं बिभर्ति तद्यदा स्त्रियां सिञ्चत्यथैनज्जनयति तदस्य प्रथमं जन्म ॥ १ ॥

અન્વયાર્થ -પુરષે=પિતૃ શરીરમા, હવા=પ્રસિદ્ધ, અયં=આ અર્થાત્ મસ્તકને ભેદી શરીરમાં રહેલ, આદિત:=પ્રથમથી રેતરૂપે, ગર્ભ:=ગર્ભ, ભવતિ=થાય છે, યત્=જે, એતત્-આ, રેત.=વીર્ય, તત્=તે, એતત્=આ રેત, સર્વેભ્ય:=સર્વ, અંગેભ્ય.=અંગમાથી, તેજ -તેજ, સંભૂતં=નીકળેલું થાય છે, આત્મનિ=સ્વશરીરમાં, એવ=જ, આત્માનં=રૂપાંતરને પામેલ રેત, બિભર્તિ=( પુરૂષ ) ધારણ કરે છે, તત્=તે રેત, યદા=જ્યારે, સ્ત્રિયા=સ્ત્રીના ગર્ભાશયમાં, સિંચતિ=( પુરૂષ ) સ્થાપન કરે છે, અથ=ત્યારે, એનત્=આ અર્થાત્ રેતરૂપ શરીરને, જનયતિ=ઉત્પન્ન કરે છે, તત્=તે, અસ્ય=આ અર્થાત્ રેતમા રહેલ જીવનો, પ્રથમં=પ્રથમ, જન્મ=અવસ્થા. (૧)

શબ્દાર્થ:—પ્રથમ મસ્તકમાં છિદ્ર પાડી તેને વિશે પ્રવેશ કરી રહેલો આ જીવ પિતાના શરીરમાં ગર્ભરૂપે હોય છે. જે આ રેત છે, તે સર્વ અંગોમાથી તેજ અર્થાત્ સારરૂપે થઇ, નિકળેલું હોય છે. આત્માને અર્થાત્ રૂપાતરને પામેલ પોતાના રેતને પુરૂષ આત્મામાં અર્થાત્ પોતાના શરીરમા ધારણ કરે છે. આ રેતને જ્યારે સ્ત્રી વિશે પુરૂષ સિંચન કરે છે ત્યારે આ રેતરૂપ શરીરને ઉત્પન્ન કરે છે. આ રીતે બહાર નિકળવારૂપ રેતરૂપે રહેલા જીવનો પ્રથમ જન્મ છે. ૧. પ્રાણની માફક પુરરેત શરીરને દુઃખપ્રદ.

तत् स्त्रिया आत्मभूयं गच्छति यथा स्वमङ्गं तथा तस्मादेनां न हिनस्ति साऽस्यैतमात्मानमत्र गतं भावयति ॥२॥

અન્વયાર્થ:-તત્-તે પુરૂષરેત, સ્ત્રિયા-સ્ત્રીના, આત્મભૂયં-સ્વશરીરભાવને, ગચ્છતિ-પામે છે, યથા-જેવી રીતે, સ્વં-પોતાનું, અંગં-કરચરણાદિ અંગ ( હોય છે ), તથા-તે રીતે, તસ્માત્-તેથી, એનાં-આત્માનો, ન-નહિ, હિનસ્તિ-નાશ કરે છે, સા=તે માતા, અસ્ય-આ અર્થાત્ સિંચન કરનાર પુરૂષના, આત્માનં-પુત્રરૂપ શરીરને, અત્ર-આમા અર્થાત્ પોતાના શરીરમાં, ગતં-પ્રવેશને પામેલ, ભાવયતિ-રક્ષણ કરે છે. (૨)

શબ્દાર્થઃ—આ સ્ત્રીયોનિમાં પ્રવેશને પામેલ રેત સ્ત્રીના શરીરભાવને પામે છે. જેમ પોતાનું અંગ પોતાથી ભિન્ન નથી, તે રીતે આ રેત રહે છે. તે ગર્ભ આ પ્રમાણે એકરૂપ થવાથી માતાનો નાશ કરતું નથી તથા માતા પણ આ પુત્રરૂપ આત્મા, જેનો પોતાના શરીરમાં પ્રવેશ થયેલો છે, તેનું રક્ષણ કરે છે.

## સંસ્કારથી પતિની આવશ્યકતા.

**सा भावयित्री भावयितव्या भवति तं स्त्री गर्भं बिभर्ति सोऽग्र एव कुमारं जन्मनोऽग्रेऽधिभावयति ॥ स यत्कुमारं जन्मनोऽग्रेऽधि भावयत्यात्मानमेव तद्भावयत्येषां लोकानां सन्तत्या एवं सन्तता हीमे लोकास्तदस्य द्वितीयं जन्म ॥ ३ ॥**

અન્વયાર્થઃ—સા–તે અર્થાત્ ગર્ભને ધારણ કરવાવાળી સ્ત્રી, ભાવયિત્રી–ગર્ભના પાલનવડે પોતાના ધણીનું રક્ષણ કરનાર, ભાવયિતવ્યા–પતિવડે પાલન કરવા યોગ્ય, ભવતિ–થાય છે, તં–તે, ગર્ભં–ગર્ભને, સ્ત્રી–પત્ની, બિભર્તિ–( નવ દશ માસ ) પોષણ કરે છે, સઃ–તે પિતા, અગ્રે–જન્મ પહેલાં, એવ–જ, કુમારં–કુમારને ( સીમંતના સંસ્કારવડે ), જન્મનઃ–જન્મના, અગ્રે–પ્રસવ પહેલા (સુખથી જન્મ થવા માટે મંત્રવડે), અધિ–પ્રસવની પછીના કાળમાં ( જાત કર્માદિ સંસ્કારવડે ), ભાવયતિ–પાલન કરે છે, સઃ–તે પિતા, યત્–જે શાસ્ત્રોક્ત સંસ્કારવડે, કુમારં–કુમારને, જન્મનઃ–જન્મના, અગ્રે–પૂર્વે, અધિ–જન્મના ઉત્તરકાળે, ભાવયતિ–રક્ષણ કરે છે, આત્માનં–પોતાના શરીરને, એવ–જ, તત્–તે સંસ્કારવડે, ભાવયતિ–પાલન કરે છે, એષાં–આ, લોકાનાં–પુત્ર પૌત્રાદિના, સંતત્યૈ–વિચ્છેદ ન થવા માટે, એવં–આ રીતે પિતાથી સંસ્કાર થયેછતે, સંતતાઃ–વિચ્છેદથી રહિત, હિ–કારણકે, ઇમે–આ પુત્ર પૌત્રાદિ, લોકાઃ–લોકો, તત્–તે અર્થાત્ પુત્રરૂપે આત્મામાં રહેલ ગર્ભ, અસ્ય–આ સંસારી જીવનો, દ્વિતીયં–બીજો, જન્મ–જન્મ. (૩)

શબ્દાર્થઃ—સ્ત્રી ગર્ભના પાલનવડે પતિનું રક્ષણ કરનારી હોવાથી પતિએ તેનું રક્ષણ કરવું જોઇએ. સ્ત્રી પોતાના ઉદરમાં રહેલા ગર્ભને ધારણ કરે છે. વળી પિતા જન્મ પૂર્વે અર્થાત્ સીમંતાદિ સંસ્કારે કરી, પ્રસવ કાળને સમયે તથા પ્રસવ થયા પછીના વખતમાં જળ પ્રોક્ષણાદિવડે જન્મને પામેલ બાળકનું રક્ષણ કરે છે. પિતા પુત્રના જન્મકાળ પૂર્વે તથા જન્મકાળ પછી જેવા સંસ્કારવડે કુમારનું રક્ષણ કરે છે, તેવા સંસ્કારથી તે પોતાના શરીરનું રક્ષણ કરે છે. આ લોકનો ( લોકના સાધનભૂત પુત્ર પૌત્રાદિનો ) વિચ્છેદ ન થવા માટે ( આ પુત્રોત્પત્તિ છે, પણ મોક્ષ માટે નથી ). કારણ કે આવા ઉત્તરોત્તર સંસ્કારવડે આ લોકો અર્થાત્ પુત્ર પૌત્રાદિકો વિચ્છેદથી રહિત થાય છે. ( પ્રથમ રેતરૂપે જન્મ તથા ) આ બીજો જન્મ છે. (૩)

## પુત્રનું કર્તવ્ય.

**सोऽस्यायमात्मा पुण्येभ्यः कर्मभ्यः प्रतिधीयतेऽथास्यायमितर आत्मा कृतकृत्यो वयो गतः प्रैति स इतः प्रयन्नेव पुनर्जायते तदस्य तृतीयं जन्म ॥ ४ ॥**

અન્વયાર્થઃ—સઃ–તે, અસ્ય–આનું અર્થાત્ પિતાનું, અયં=આ, આત્મા–પુત્રરૂપ શરીર, પુણ્યેભ્યઃ=શાસ્ત્રોક્ત, કર્મભ્ય=અગ્નિહોત્રાદિ કર્મવડે, પ્રતિધીયતે=પિતાના પ્રતિનિધિરૂપે સ્થપાય છે, અથ=આ પછી અર્થાત્ પ્રતિનિધિ સ્થપાયા પછી, અસ્ય=આ પિતાનો, અયં=આ, ઇતર=પુત્ર દેહથી ભિન્ન પિતા શરીરરૂપ, આત્મા=પોતાનો સ્થૂલ દેહ, કૃત-

કૃત્યઃ=કરેલ કર્તવ્ય કર્મવાળો, વયોગતઃ= આયુષ્યથી રહિત થવે, પ્રૈતિ=મરણ પામે છે, સઃ=તે વૃદ્ધ પિતા, ઇતઃ=આ જીર્ણ દેહમાંથી, પ્રયન્=નિકળવા પછી, એવ=જ, પુનર્જાયતે-ફરી જન્મે છે, તત્-તે અર્થાત્ અન્ય શરીર ગ્રહણ કરવારૂપ, અસ્ય-આનો અર્થાત્ મરેલ પિતાનો, તૃતીયં-ત્રીજો, જન્મ-જન્મ. (૪)

શબ્દાર્થઃ— પિતાનો આ પ્રત્યક્ષ આત્મા અર્થાત્ પુત્રદેહ, પુણ્ય કર્મ અર્થાત્ અગ્નિ હોત્રાદિવડે પિતાનું પ્રતિનિધિપણું કરે છે. આ થવા પછી પિતાનો અન્ય દેહ અર્થાત્ પોતાનો દેહ જે કૃતકૃત્ય થયો છે તથા આયુષ્યનો ક્ષય થવાથી મરણ પામે છે, તે વૃદ્ધ પિતા આ દેહમાંથી નિકળ્યા પછી પોતાના કર્મને અનુસારે ફરી જન્મ પામે છે. આ અન્ય શરીર ગ્રહણ કરવારૂપ મૃત પિતાનો તૃતીય જન્મ છે. ૪

**તત્વ જ્ઞાનવડે પુનર્જન્મનો અભાવ.**

**તदुक्तमृषिणा गर्भे नु सन्नन्वेषामवेदमहं देवानां जनिमानि विश्वा । शतं मा पुर आयसीररक्षन्नधः श्येनो जवसा निरदीयमिति गर्भ एवैतच्छयानो वामदेव एवमुवाच ॥ ५ ॥**

અન્વયાર્થઃ-તત્-તે ( ત્રણ જન્મ તથા તત્વજ્ઞાન ), ઉક્તં-કહેવાયેલ છે, ઋષિણા-મંત્રવડે, ગર્ભે-માતાના ગર્ભાશયમાં, નુ-તર્કવાચક, સન્-રહેતો છતો, નનુ-ખચીત, એષાં-આ અગ્નિ આદિ દેવોના, અવેદં-જાણું છું, અહં-હું, દેવાનાં-વાક્ આદિ અધિષ્ઠાતા દેવોના, જનિમાનિ-જન્મો, વિશ્વા-સર્વ, શતં-સો, મા-મને વામદેવને, પુરઃ-શરીરો, આયસીઃ-લોહની બેડી સરખાં, અરક્ષન્-રક્ષણ કરતા હતા, અધઃ-નીચે અર્થાત્ આત્મજ્ઞાનનો ઉદય થવા પહેલાં, શ્યેનઃ-સીંચાણારૂપ, જવસા-આત્મજ્ઞાનના સામર્થ્યથી, નિરદીયં-હું બહાર નીકળ્યો છું, ઇતિ-એમ, ગર્ભે-ગર્ભમાં, એવ-જ, એતત્-આ મંત્રને, શયાનઃ-સૂતેલ, વામદેવઃ-વામદેવ, એવં-આ રીતે, ઉવાચ-કહેવા લાગ્યા. (૫)

શબ્દાર્થઃ—તે ( આ ત્રણ જન્મનું નિરૂપણ તેમ જ સંસારના નાશને કરનાર તત્વજ્ઞાન આ સર્વ ) મંત્રોવડે નિરૂપણ કરવામાં આવ્યું છે. હું વામદેવ ગર્ભને વિશે રહો છતો અગ્નિષ્વાત્તાદિ દેવોના સર્વ જન્મને અનુક્રમે કરી જાણું છું. આત્મજ્ઞાન થયા પૂર્વે લોહનિર્મિત શૃંખલા સમાન સેંકડો દેહો મારું રક્ષણ કરતા હતા. ( ચોરની માફક મને કારાગૃહમાં રાખ્યો હતો. ) હવે આત્મજ્ઞાનના સામર્થ્યવડે સિંચાણા પક્ષીની માફક જાળને છેદી હું બહાર નિકળ્યો છું. માતાના ગર્ભમાં રહેલ છતાં વામદેવ આ પ્રમાણે કહેતા હતા. ૫

**વામદેવને આત્મજ્ઞાનથી મળેલ ફળ.**

**स एवं विद्वानस्माच्छरीरभेदादूर्ध्व उत्क्रम्यामुष्मिन् स्वर्गे लोके सर्वान् कामानाप्त्वाऽमृतः समभवत् समभवत् ॥६॥**

અન્વયાર્થઃ-સઃ-તે વામદેવ, એવં-આ રીતના મંત્રથી, વિદ્વાન્-આત્મતત્વને જાણતો છતો, અસ્માત્-આ, શરીરભેદાત્-શરીરના નાશ પછી, ઉર્ધ્વઃ-સર્વના ઉપરરૂપે અર્થાત્ પરબ્રહ્મરૂપે, ઉત્ક્રમ્ય-સંસારથી નિવૃત્તિને પામી, અમુષ્મિન્-આ, સ્વર્ગે=બ્રહ્માનંદરૂપ, લોકે-સ્વપ્રકાશ સ્વરૂપ, સર્વાન્-સઘળી, કામાન્-આનંદને, આપ્ત્વા મેળવ્યા પછી, અમૃતઃ-મરણ રહિત, સમભવત્-થયો. (૬)

શબ્દાર્થઃ-આ રીતના આત્મતત્વના જ્ઞાતા એવા વામદેવ ( પ્રારબ્ધ કર્મનો ક્ષય થવા પછી ) વર્તમાન દેહનો નાશ થવા પછી ઉર્ધ્વ ભાવને અર્થાત્ ઉત્કૃષ્ટ ભાવને પામી

તથા પરોક્ષ સ્વર્ગ લોકમાં સર્વ પ્રકારના નિકૃષ્ટ આનંદને ભોગવી અંતે જન્મમરણાદિ ભાવથી તે રહિત થયો. ૬

## તૃતીય અધ્યાય.

### આત્માનું સ્વરૂપ કેવું ?

**कोऽयमात्मेति वयमुपास्महे । कतरः स आत्मा येन वा रूपं पश्यति । येन वा शब्दं शृणोति येन वा गन्धानभिजिघ्रति । येन वा वाचं व्याकरोति । येन वा स्वादु चास्वादु च विजानाति ॥ १ ॥**

અન્વયાર્થઃ–કઃ–કેવા સ્વરૂપવાળો, અયં–અહં પ્રત્યયના વિષયવાળો, આત્મા–આત્મા, ઇતિ–આ રીતે, વયં–આત્મતત્ત્વના જિજ્ઞાસુ અમે, ઉપાસ્મહે–વ્યવહાર કરીએ છીએ, કતરઃ–કોણ, [સઃ–તે, આત્મા–નિરૂપાધિક કે સોપાધિક આત્મા, યેન–જે ચક્ષુ ઇન્દ્રિયથી અભિવ્યક્ત ચૈતન્યવડે, રૂપં–રૂપને, પશ્યતિ–(લૌકિક પુરુષ) જૂવે છે, યેન–શ્રોત્ર ઇન્દ્રિય અભિવ્યક્ત જે ચૈતન્યવડે, શબ્દં–શબ્દને, શૃણોતિ–અનુભવ કરે છે, યેન–જે ઘ્રાણેન્દ્રિયથી અભિવ્યક્ત ચૈતન્યવડે, ગંધાન્–ગંધોને, અભિજિઘ્રતિ–ગંધને ગ્રહણ કરે છે, યેન–જે વાદ્ ઇન્દ્રિયથી અભિવ્યક્ત ચૈતન્યવડે, વાચં–વાણીને, વ્યાકરોતિ–પ્રકટ કરે છે, યેન–જે રસનેન્દ્રિય અભિવ્યક્ત ચૈતન્યવડે, સ્વાદુ–સ્વાદવાળા રસનો, ચ–તથા, અસ્વાદુ–સ્વાદ વિનાના રસનો, વિજનાતિ–સાક્ષાત્કાર કરે છે. (૧)

શબ્દાર્થઃ–જે આત્માની આપણે વાણીવડે ઉપાસના કરીએ છીએ, તે આત્માનું સ્વરૂપ કેવું છે? એમાથી અર્થાત્ પરમાત્મા તથા જીવાત્મામાથી આત્મા કયો છે? (જે વિષયો જોવામાં આવે છે, તે સાધન આ મારૂપ છે કે દ્રષ્ટારૂપ છે?) જેવડે આત્મા રૂપને જૂવે છે, જે વડે તે શબ્દનું શ્રવણ કરે છે, જેવડે તે ગંધને જાણે છે, જેવડે તે વાણી પ્રકટ કરે છે તથા જેવડે સ્વાદવાળું તથા અસ્વાદવાળું તે જાણે છે, તે શું આત્મા છે ? ૧

ટીકાઃ–જીવાત્મા તથા પરમાત્મા બે શરીરમાં પ્રવેશ કરે છે. હવે પ્રશ્ન એ થાય છે કે, આ બેમાંથી કોણ ઉપાસના કરવા યોગ્ય છે. ? ૧

### આત્માની ઉપાધિનું નિરૂપણ.

**यदेतद्धृदयं मनश्चैतत् संज्ञानमाज्ञानं विज्ञानं प्रज्ञानं मेधा दृष्टिर्धृतिर्मतिर्मनीषा जूतिः स्मृतिः संकल्पः क्रतुरसुः कामो वश इति सर्वाण्येवैतानि प्रज्ञानस्य नामधेयानि भवन्ति**

અન્વયાર્થઃ–યત્–જે, એતત્–આ, હૃદયં–નિશ્ચયાત્મિકા બુદ્ધિ, મનઃ–સંકલ્પના સાધનરૂપ બુદ્ધિ, ચ–તથા, એતત્–આ, સંજ્ઞાનં–સારાપણાનું જ્ઞાન, અથવા જે વૃત્તિથી જંતુ ચેતનરૂપે કહેવાય છે તે વૃત્તિ, આજ્ઞાનં–ઇશ્વરભાવ, વિજ્ઞાનં–શિલ્પાદિ કળાનું જ્ઞાન, પ્રજ્ઞાનં–તત્કાળ થનારૂં જ્ઞાન, મેધા–અવધારણરૂપ શક્તિ, દૃષ્ટિઃ–વિષયની ઉપલબ્ધિ, ધૃતિઃ–ઇન્દ્રિયોને નિયમમાં રાખવી, મતિઃ–મનન, મનીષા–સ્વતંત્ર મનની ઇચ્છા, જૂતિ–રોગાદિ જન્મ દુઃખાકાર વૃત્તિ, સ્મૃતિઃ–અનુભવેલ વસ્તુનું સ્મરણ, સંકલ્પઃ–જણાવેલ રૂપાદિની સમ્યક્ કલ્પના, ક્રતુઃ–કરવા સંબંધી નિશ્ચય, અસુઃ–પ્રાણનાદિ જીવનક્રિયાના કારણરૂપ વૃત્તિ, કામઃ–વિષયની આકાંક્ષા, વશઃ–સ્ત્રી સંપર્કની ઇચ્છા, ઇતિ–આ રીતે, સર્વાણિ– સઘળાં, એતાનિ–આ, પ્રજ્ઞાનસ્ય–શુદ્ધ ચૈતન્યનાં, નામધેયાનિ–નામો, ભવન્તિ–છે. (૨)

શબ્દાર્થઃ–હૃદય (નિશ્ચયાત્મિકા બુદ્ધિ), મન (સંકલ્પાદિ સાધનભૂત બુદ્ધિ), આ વસ્તુ સારી છે એવું જ્ઞાન, ઐશ્વર્ય સંબંધી જ્ઞાન, વિજ્ઞાન અર્થાત્ ૬૪ કળાઓ, પ્રજ્ઞાન

અર્થાત્ કયું કાર્ય કઇ વખતે કરવા યોગ્ય છે તે જાણવું, મેધા અર્થાત્ ઉપદેશજ્ઞાન, દષ્ટિ, ધૃતિ અર્થાત્ સહનશીલતા, મનનું સ્વાતંત્ર્ય, દુ:ખાનુભવ, સ્મૃતિ, નિશ્ચય અર્થાત્ સાધારણ વિચારવડે કોઇ પણ વસ્તુનો નિશ્ચય કરવાની શક્તિ, ઋત; પ્રાણનાદિ જીવતવૃત્તિ, કામ, સ્ત્રીઓને અધીનતા, આ તેમ જ બીજા સઘળા વિકારો પ્રજ્ઞાનના અર્થાત્ શુદ્ધ ચૈતન્યના નામો છે અર્થાત્ નિકૃષ્ટ બ્રહ્મમા પોતાના વિકારોરૂપે આ સર્વ ગુણો રહેલા છે. પણ પરમ બ્રહ્મને તો કોઇ ગુણ હોતો નથી. તે તો કેવળ રૂપરહિત છે. ૨

## આત્મનિર્ણય નિરૂપણ.

**एष ब्रह्मैष इन्द्र । एष प्रजापतिरेते सर्वे देवा इमानि च पञ्चमहाभूतानि पृथिवीवायुराकाश आपोज्योतींषीत्येतानीमानि च क्षुद्रमिश्राणीव बीजानीतराणि चेतराणि चाण्डजानि च जारुजानि च स्वेदजानि चोद्भिज्जानि चाश्वा गावः पुरुषा हस्तिनो यत्किञ्चेद प्राणि जंगमं च पतत्रि च यच्च स्थावरं सर्वं तत्प्रज्ञानेत्रं प्रज्ञाने प्रतिष्ठितं प्रज्ञानेत्रो लोकः प्रज्ञा प्रतिष्ठा प्रज्ञानं ब्रह्म ॥ ३ ॥**

અન્વયાર્થ.-એષ-આ હિરણ્યગર્ભ, બ્રહ્મા-સમષ્ટિ લિંગ શરીરાભિમાની, એષ-આ, ઇન્દ્ર-દેવરાજ, એષ-આ, પ્રજાપતિ-વિરાટ્ આત્મા, એતે-આ, સર્વે-સઘળા, દેવા-દેવો, ઇમાનિ-આ, ચ-તથા, પંચમહાભૂતાનિ-પંચ મહાભૂતો, પૃથિવી-પૃથ્વી, વાયુ-વાયુ, આકાશ-આકાશ, આપ-જળ, જ્યોતીંષિ-તેજ, ઇતિ-આ રીતે, એતાનિ-આ, ઇમાનિ-પ્રસિદ્ધ, ચ-તથા, ક્ષુદ્રમિશ્રાણિ-અલ્પ મશક આદિ યુક્ત મનુષ્યાદિ શરીરો, ઇવ-આ શબ્દ નિરર્થક છે, બીજાનિ-દેહના કારણરૂપ, ઇતરાણિ ચ ઇતરાણિ-બીજાં પરસ્પર વિલક્ષણ, ચ-તથા, અંડજાનિ-પક્ષી સર્પાદિ, ચ-તથા, જારુજાનિ-જરાયુથી થનાર મનુષ્યાદિ, સ્વેદજાનિ-સ્વેદથી થનારા, ચ-તથા, ઉદ્ભિજ્જાનિ-વૃક્ષ આદિ, ચ-તથા, અશ્વા:-અશ્વો, ગાવ-ગાયો પુરુષા:-પુરુષો, હસ્તિન-હાથીઓ, યત્-જે, કિંચ-કાઇ, ઇદ-આ, પ્રાણિ-પ્રાણી, જંગમ-ગમન શીલ, પતત્રિ-આકાશથી નીચે આવનારા, ચ-તથા, યત્-જે, ચ-તથા, સ્થાવર-ચલન રહિત, સર્વં-સઘળું, તત્-તે, પ્રજ્ઞાનેત્રં-સજાતિ આદિ ત્રણ પ્રકારના ભેદથી રહિત સ્વપ્રકાશ સ્વરૂપ બ્રહ્મ, પ્રજ્ઞાને-બ્રહ્મમા, પ્રતિષ્ઠિત-રહેલ છે, પ્રજ્ઞાનેત્ર:-ચૈતન્યજ નેત્ર કહેતા વ્યવહારકારણ છે જેનુ અર્થાત્ સ્થિતિનુ નિમિત્ત, લોક-ચરાચરાત્મક પ્રપંચ, પ્રજ્ઞાપ્રતિષ્ઠા-ચૈતન્યમા સ્થિતિવાળો, પ્રજ્ઞાન-ત્વં પદાર્થ લક્ષ્ય સ્વરૂપ ચૈતન્ય, બ્રહ્મ-બ્રહ્મ સ્વરૂપ. (૩)

શબ્દાર્થ.-જે આ હિરણ્યગર્ભ અર્થાત્ બ્રહ્મા છે, જે દેવરાજ ઇન્દ્રરૂપે છે, જે પ્રજાપતિરૂપ અર્થાત્ વિરાટ્ આત્મા છે, જે અગ્નિવાયુ આદિ સર્વે દેવો અર્થાત્ વાગાદિના અધિષ્ઠાનરૂપ દેવો છે, જે આ પંચમહાભૂતોરૂપે અર્થાત્ પૃથિવી, વાયુ, આકાશ, જળ તથા જ્યોતિરૂપે છે, જે ક્ષુદ્ર અર્થાત્ કીડી મચ્છર આદિથી યુક્ત મનુષ્યાદિ શરીરરૂપે છે, જે બીજરૂપે અર્થાત્ પોતપોતાની જાતિના દેહોના કારણરૂપ છે, જે પરસ્પર ભિન્નરૂપે છે, આ ભિન્નત્વ નીચે પ્રમાણે છે-અંડજરૂપે, જરાયુજરૂપે, સ્વેદજરૂપે, ઉદ્ભિજ્જરૂપે, અશ્વોરૂપે, ગાયોરૂપે, પુરુષોરૂપે, હસ્તીરૂપે, જે કાઇ દષ્ટિના વિષયરૂપ છે, જે કાઇ પગવડે ગમન કરવા યોગ્ય પ્રાણી સમૂહ છે, જે કાઇ આકાશમાથી નીચે ઉતરી શકે છે તથા જે કાઇ બુદ્ધિથી રહિત છે, તે સર્વે, ત્રણ પ્રકારના ભેદથી રહિત તથા સ્વપ્રકાશ સ્વરૂપ

બ્રહ્મવડે સત્તાને પામનારું છે. તે સર્વની ચૈતન્યમાં જ સ્થિતિ છે. આ ચરાચરાત્મક સર્વ પ્રપંચ ચૈતન્યમાં સ્થિતિ કરે છે અર્થાત્ પ્રલય કાળે સર્વ જગતનો લય ચૈતન્યમાં થાય છે. આ રીતે ચૈતન્ય તેજ બ્રહ્મરૂપ છે અર્થાત્ જીવ તથા બ્રહ્મ સર્વ એકરૂપ છે. ૩

ટીકાઃ-પ્રજ્ઞાનેત્રઃ-પ્રજ્ઞા અર્થાત્ સજાતીય આદિ ત્રણ પ્રકારના ભેદથી રહિત સ્વપ્રકાશ સ્વરૂપ બ્રહ્મ. નેત્ર અર્થાત્ જેનાવડે સત્તાને પામે તે, એટલે કે જે બ્રહ્મવડે આ સર્વ સત્તાને પામેલ છે તે અથવા તો **प्रज्ञा नेत्रं यस्य तत् इदं** એમ પણ અર્થ થાય છે. ૩

### એકરૂપતાનું ફળ.

**स एतेन प्रज्ञेनास्माल्लोकादुत्क्रम्यामुष्मिन् स्वर्गे लोके सर्वान्कामानाप्त्वाऽमृतः समभवत् समभवत् ॥ इत्योम् ॥**

અન્વયાર્થઃ-સઃ-તે, એતેન-આ, પ્રજ્ઞેન-આત્માના પ્રત્યક્ ચૈતન્ય સ્વરૂપવડે, અસ્માત્ લોકાત્-વર્તમાન દેહથી, ઉત્ક્રમ્ય-ઉત્ક્રમણ કરી, અમુષ્મિન્-ઇંદ્રિયના વિષયરૂપ, સ્વર્ગે-સ્વસ્વરૂપ સુખવાળા, લોકે-સ્વપ્રકાશાત્મક બ્રહ્મમાં, સર્વાન્-સઘળા, કામાન્-આનંદને, આપ્ત્વા-મેળવી, અમૃતઃ-મરણ ધર્મથી રહિત, સમભવત્-થયા. (૪)

શબ્દાર્થઃ-વામદેવની માફક અન્ય પુરુષો જે ચૈતન્ય સ્વરૂપવડે અમૃતભાવને પામ્યા હતા, તે પ્રત્યક્ ચૈતન્ય સ્વરૂપે કરી વામદેવે, લોકનું અર્થાત્ વર્તમાન દેહનું ઉત્ક્રમણ કર્યા પછી ઇન્દ્રિયથી અગોચર એવા સ્વર્ગમાં અર્થાત્ સ્વપ્રકાશાત્મક બ્રહ્મમાં પૂર્ણાનંદને પ્રાપ્ત કરી અમૃતભાવ અર્થાત્ જન્મ મરણાદિથી રહિત ભાવ પ્રાપ્ત કર્યો હતો. ૪

ટીકાઃ-મૂળમાં જે **स** શબ્દ છે તેવડે કાં તો વામદેવને લેવો અથવા જેણે ઐક્ય ભાવ પ્રાપ્ત કર્યો છે એવા કોઇ અન્ય ઋષિને લેવો. ૪

### શાંતિપાઠ.

**ॐ वाङ्मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितमाविरावीर्म एधि । वेदस्य म आणीस्थः श्रुतं मे मा प्रहासीरनेनाधीतेनाहोरात्रान्संदधाम्यृतं वदिष्यामि । सत्यं वदिष्यामि । तन्मामवतु । तद्वक्तारमवत्ववतु मामवतु वक्तारमवतु वक्तारम् ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

# છાંદોગ્ય ઉપનિષત્.

## શાંકર ભાષ્ય ભૂમિકા.

**ॐ इत्येतदक्षरं** અહીંથી આરંભ કરી આઠ અધ્યાયવાળું સામવેદનું છાંદોગ્ય ઉપનિષદ્ છે, તેનો સંક્ષેપે કરી સરળ વિવરણરૂપે અર્થના જિજ્ઞાસુમાટે આરંભ કર્યો છે. સર્વ કર્મમાં જોડાયેલાઓ, પ્રાણાદિ દેવતાઓના વિજ્ઞાનયુક્ત થવાથી અર્ચિરાદિ માર્ગવડે કાર્ય બ્રહ્મની પ્રાપ્તિનું કારણ થાય છે. કેવળ કર્મ રૂપ ધૂમાદિમાર્ગવડે તેઓ ચંદ્રલોકની પ્રાપ્તિના કારણરૂપ થાય છે. સ્વભાવથી જ પ્રવૃત્ત થયેલા આ બેઉ માર્ગથી ભ્રષ્ટ થયેલા પુરુષને કષ્ટરૂપી અધોગતિ પ્રાપ્ત થાય છે. પણ આ બન્ને માર્ગમાંથી એક પણ માર્ગવડે કૈવલ્ય પુરુષાર્થની સિદ્ધિ થતી નથી. માટે કર્મની અપેક્ષા રહિત અદ્વૈત આત્માનું વિજ્ઞાન, સંસારની ત્રણે ગતિના કારણનો નાશ કરે છે. માટે તે જાણવા યોગ્ય છે. આજ કારણને લીધે ઉપનિષદનો આરંભ કરવામાં આવે છે. અદ્વૈત આત્માના અન્ય સાધનવડે આત્યંતિક મોક્ષની પ્રાપ્તિ થતી નથી, આ બાબત આગળ ઉપનિષદમાં કહેવાશે. જે દ્વૈતને પામે છે, તે પરાધીનતાવાળા ક્ષયશીલને પામે છે.

એથી જે વિપરીત અદ્વૈતને માને છે, તે જ્ઞાની પરમાત્મારૂપ થાય છે. જેમ જૂઠું બોલનારા ચોરને જો તપેલી કુહાડી પકડાવવામાં આવી હોય તો તેને બંધ તથા દાહ થાય છે, તેમ દ્વૈત માનનારા પુરુષને બંધન તથા સંસાર-દુઃખની પ્રાપ્તિ થાય છે. જેમ ચોરી નહિ કરનાર પુરુષના હાથમાં તપ્ત કુહાડી આપી હોય તો તેને બંધ તથા દાહનો અભાવ હોય છે, તેમ અદ્વૈત આત્મામાં સત્ય પ્રતિજ્ઞાવાળા પુરુષને સંસારરૂપી દુઃખની નિવૃત્તિ તથા મોક્ષ થાય છે. માટે અદ્વૈત આત્માનું જ્ઞાન કર્મ-સહભાવી ( કર્મની સહાયતાવાળું ) નથી. કારણ કે ક્રિયા, કારક તથા ફળના નાશથી "એક, સત્ તથા અદ્વિતીય આત્મારૂપ આ સર્વ છે" આદિ વાક્યથી ઉત્પન્ન થયેલા જ્ઞાનવડે બાધક પ્રત્યયનો અર્થાત્ દ્વૈત જ્ઞાનનો અસંભવ થાય છે. શું ત્યારે કર્મવિધિનું જ્ઞાન અદ્વૈત જ્ઞાનનું બાધકર્તા છે ? ના, તે બાધકર્તા નથી. કારણ કે કર્તા ભોક્તા સ્વભાવના જ્ઞાનવાળાને તથા તેથી ઉત્પન્ન થયેલા કર્મ ફળમાં રાગદ્વેષાદિક દોષવાળા પુરુષને જ કર્મનું વિધાન છે. શું ત્યારે જેણે સકળ વેદનો અર્થ જાણ્યો છે એવા પુરુષને પણ કર્મનું વિધાન છે તથા અદ્વૈત જ્ઞાનવાનને પણ કર્મ કર્તવ્ય છે ? ના, તેમ નથી. કારણ કે કર્મના અધિકારીને, વિષય કરવાવાળા સ્વાભાવિક કર્તા ભોક્તા આદિ જ્ઞાનનો, ' આત્મા એક તથા અદ્વિતીયરૂપ છે ' એવા જ્ઞાનવડે નાશ થાય છે. માટે અવિદ્યાઆદિ દોષવાળાને જ કર્મવિધાન કહેલું છે. પણ અદ્વૈત જ્ઞાનવાળાને માટે નથી. આના જ સંબંધમાં શ્રુતિમાં આગળ કહેલું છે કે, અદ્વૈત જ્ઞાનવાળાઓ સર્વ, પુણ્ય લોકને પામે છે. બ્રહ્મમાં સમ્યક્ પ્રકારે સ્થિતિ કરેલો પુરુષ અમૃતભાવને પામે છે. આ ઉપનિષદમા અદ્વૈત વિદ્યાના પ્રકરણમાં અભ્યુદય અર્થાત્ સાંસારિક ફળના સાધનરૂપી ઉપાસના, મોક્ષની સમીપ લઇ જનારા ફળવાળી અદ્વૈતથી કંઇ એક વિકૃત બ્રહ્મનો વિષય કરવાવાળી ઉપાસના-જેવી કેઃ—મનોમય, પ્રાણરૂપ શરીરવાળું જે કર્મ તથા કર્મના ફળવાળી કર્મસંબંધી ઉપાસના, એમ ત્રણ પ્રકારની ઉપાસના કહેલી છે. જેમ રહસ્યના સામાન્યથી તથા મનોવૃત્તિના સામાન્યથી અદ્વૈતજ્ઞાન મનોવૃત્તિ માત્ર થાય છે, તેમ અન્ય ઉપાસના પણ મનોવૃત્તિરૂપ છે. માટે વૃત્તિરૂપતાએ કરી જ્ઞાન તથા ઉપાસના સામાન્ય છે. ત્યારે અદ્વૈત જ્ઞાનમાં તથા ઉપાસનામાં વિશેષતા શું છે ? આના સંબંધમાં કહ્યું છે કે, સ્વાભાવિક તથા અક્રિય આત્મામાં અધ્યારોપિત થયેલું કર્તા આદિ કારક, ક્રિયા તથા ફળના ભેદના વિજ્ઞાનનો નાશકરવાવાળું અદ્વૈતનું જ્ઞાન છે. જેમ પ્રકાશરૂપ નિમિત્તવાળા રજ્જુ આદિના સ્વરૂપનો નિશ્ચય રજ્જુ આદિમાં સર્પ આદિ અધ્યારોપરૂપ જ્ઞાનનો નાશ કરે છે. વિલક્ષણ વૃત્તિના અંતરાયથી રહિત શાસ્ત્રાનુસાર પ્રાપ્ત થયેલા કોઇક આશ્રયને માટે જે ચિત્તવૃત્તિઓના વિસ્તારનું સાધન, તે ઉપાસના છે. આટલી જ્ઞાન તથા ઉપાસનામાં વિશેષતા છે. આ ઉપાસના ચિત્તની શુદ્ધિ કરવાવાળી હોવાથી વસ્તુતત્વનો પ્રકાશ કરવાવાળી છે. આથી તે અદ્વૈત જ્ઞાનની ઉપકારક છે. આ ઉપાસના આલંબનરૂપ વિષયવાળી હોવાથી સુખે કરી સાધવા યોગ્ય છે. માટે તેનો પ્રથમ ઉપન્યાસ (આરંભ) કર્યો છે. છાંદોગ્યના જ પહેલા બે પાઠક છે, જે કર્મકાંડના વિષયવાળા છે. મેં તે શ્વેતાશ્વતર ઉપનિષદ પછી દિગ્દર્શન કરવા માટે લીધા છે તથા અહીંથી ઉપાસના કાંડ શરૂ થાય છે. પ્રથમના પાંચ પ્રપાઠક ઉપાસના સંબંધી છે તથા છથી આઠ જ્ઞાનકાંડવાળા છે. કર્મના અભ્યાસને દૃઢ કરવા પછી કર્મનો પરિત્યાગ કરવો જોઇએ. કેવળ ઉપાસનામાં

જ ચિત્તને રોકી રાખવું, તે દુઃખદાયક છે. આ કારણથી કર્મના અંગનો વિષય કરવાવાળી ઉપાસનાનો પ્રથમ આરંભ થાય છે.

## छांदोग्य उपनिषत्.

## પ્રથમ પ્રપાઠક–પ્રથમ ખંડ

### શાંતિપાઠ.

**ॐ आप्यायन्तु ममाङ्गानि वाक्प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिन्द्रियाणि च ॥ सर्वाणि सर्वं ब्रह्मोपनिषदं माहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्म निराकरोदनिराकरणमस्त्वनिराकरणं मेऽस्तु तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

શબ્દાર્થ.–મારાં અંગો તૃપ્તિને પામો. વાણી, પ્રાણાદિ વાયુઓ, નેત્ર, શ્રોત્ર, બળ તથા સર્વે ઇન્દ્રિયો બ્રહ્મધ્યાનવડે વૃદ્ધિ પામો. અખિલ વેદ બ્રહ્મરૂપ છે. હું બ્રહ્મનો તિરસ્કાર મા કરો અર્થાત્ મને સંસારમાં મા નાખો. મારા તથા બ્રહ્મ બેઉમાં પરસ્પર પ્રીતિ થાઓ. અમારા બેમાં પ્રીતિ થાઓ બ્રહ્મમાં પ્રેમ કરનારા એવા મારામાં શમાદિ જે ધર્મો વેદાંતમાં પ્રકટ કર્યાં છે, તે મારામાં થાઓ

ॐ શાંતિ, શાંતિ, શાંતિ.

**પરમાત્મ બુદ્ધિવડે ॐકારની ઉપાસના.**

**ओमित्येतदक्षरमुद्गीथमुपासीतोमिति ह्युद्गायति तस्योपव्याख्यानम् ॥१॥**

અન્વયાર્થ –ॐ–ॐકાર, ઇતિ–આ રીતે, એતત્–આ, અક્ષર–અક્ષરને, ઉદ્‍ગીથ–ઉદ્‍ગીથરૂપે, ઉપાસીત–ઉપાસના કરવી, ॐ–ॐ, ઇતિ–એમ, હિ–પ્રસિદ્ધ, ઉદ્‍ગાયતિ–ગાન કરે છે, તસ્ય–તેનું, ઉપવ્યાખ્યાન–વર્ણન ( પ્રવૃત્ત થાય છે ) (૧)

શબ્દાર્થ –ॐ એવા ઉદ્‍ગીથરૂપ અક્ષરની ઉપાસના કરવી. ॐ એ રીતે ઉદ્‍ગાન કરવામાં આવે છે. તેનું ઉપવ્યાખ્યાન પ્રવૃત્ત થાય છે. ૧

ટીકાઃ–"ॐ એવા અક્ષરરૂપ ઉદ્‍ગીથની ઉપાસના કરવી." અહીં ॐ એ અક્ષર પરમાત્માના સમીપનું નામ છે માટે તેનો ઉચ્ચાર કરવાથી, લોક જેમ પ્રિય નામ સાંભળવાથી પ્રસન્ન થાય છે, તેમ પરમાત્મા પ્રસન્ન થાય છે. ॐ અક્ષરની પાછળ ઇતિ શબ્દનો પ્રયોગ કર્યો છે, તે એટલા માટે કે તે શબ્દ પરમાત્માનો વાચક હોવાથી વાચ્યથી ભિન્ન કરી શબ્દ સ્વરૂપે પ્રતીત થાય છે આથી મૂર્તિ આદિની માફક ॐકાર પરમાત્માનો પ્રતીક (પ્રતિનિધિ) છે. આ પ્રમાણે ॐકાર નામરૂપે હોવાથી તથા પ્રતિનિધિરૂપ હોવાથી તે પરમાત્માની ઉપાસનાનું શ્રેષ્ઠ સાધન છે. એ સર્વ ઉપનિષદનો નિશ્ચય છે. જપ, તપ, કર્મ તથા સ્વાધ્યાયના આદિ અંતમાં અનેકવાર ॐકારનો પ્રયોગ કરવામાં આવે છે. આથી તેનું શ્રેષ્ઠપણું પ્રસિદ્ધ છે આ વર્ણાત્મક તથા ઉદ્‍ગીથરૂપ ભક્તિનો વિભાગ હોવાથી ઉદ્‍ગીથ શબ્દના વાચ્ય ॐકાર અક્ષરથી ઉપાસના કરવી અર્થાત્ કર્મના અંગરૂપ ઉદ્‍ગીથના અવયવભૂત ॐકારરૂપ પરમાત્માના પ્રતિનિધિમાં દૃઢ એકાગ્રરૂપ મતિને પ્રવાહરૂપે કરવી શ્રુતિ ॐકારને ઉદ્‍ગીથ શબ્દરૂપે કહેવામાં હેતુ કહે છે કે, ॐ એમ ઉદ્‍ગાયન કરે છે, અર્થાત્ ॐકારનો આરંભ કરી ઉદ્‍ગાતા ઉંચા સ્વરવડે ગાન કરે છે, આથી ઉદ્‍ગીથ ॐકારરૂપ છે. તે અક્ષરનું ઉપવ્યાખ્યાન અર્થાત્ તેની આવી વિભૂતિ તથા આવું ફળ છે, તે કહેવારૂપે વ્યાખ્યાન પ્રવૃત્ત થાય છે (૧)

**एषां भूतानां पृथिवी रसः पृथिव्या आपो रसोऽपामोषधयो रस ओषधीनां पुरुषो रसः पुरुषस्य वाग्रसो वाच ऋग्रस ऋचः साम रसः साम्न उद्गीथो रसः ॥ २ ॥**

અન્વયાર્થ:-એષાં-આ, ભૂતાનાં-ચરાચર ભૂતોનો, પૃથિવી-પૃથ્વી, રસઃ-રસરૂપે, પૃથિવ્યાઃ-પૃથિવીનું, આપઃ-જળ, રસઃ-રસરૂપે, અપાં-જળના, ઓષધયઃ-અન્ન, રસઃ-રસરૂપે, ઓષધીનાં-અન્નોનો, પુરુષઃ-પુરુષ, રસઃ-રસ, પુરુષસ્ય-પુરુષની, વાક્-વાણી, રસઃ-રસ, વાચઃ-વાણીના, ઋક્-ઋગ્વેદ, રસઃ-રસરૂપે, ઋચઃ-ઋકના, સામ-સામ, રસઃ-રસ, સામ્નઃ-સામના, ઉદ્‌ગીથઃ-ઉદ્‌ગીથ, રસઃ-રસ. (૨)

શબ્દાર્થ:—આ ભૂતોને પૃથ્વી રસરૂપ છે, પૃથ્વીને જળ રસરૂપ છે, જળને ઓષધિ રસરૂપે છે. ઓષધિને પુરુષ રસરૂપે છે, પુરુષને વાક્ રસરૂપે છે, વાક્‌ને ઋક્ રસરૂપે છે, ઋક્‌ને સામ રસરૂપે છે તથા સામને ઉદ્‌ગીથ રસરૂપે છે.

ટીકાઃ—આ ચરાચર ભૂતોને પૃથ્વી રસરૂપ છે અર્થાત્ તેની ગતિનું પરિણામ તેને વિશે સ્થિત છે. પૃથ્વીનું જળ રસ છે, કારણ કે પૃથ્વી જળમાં ઓતપ્રોત છે. જળનું ઓષધિ અર્થાત્ અન્ન રસ છે, કારણ ઓષધિઓ જળમાં પરિણામને પામે છે. પુરુષને અન્નનું પરિણામ હોવાથી ઓષધિનો પુરુષ રસ છે. પુરુષના અવયવમાંથી વાક્ અતિશય સારરૂપ છે, માટે વાક્ પુરુષના રસરૂપ છે. વાક્‌ની ઋગ્વેદની ઋચા અત્યંત સારરૂપે છે. ઋગ્વેદને સામ અત્યંત સારરૂપ છે તથા સામને ઉદ્‌ગીથ કહેતા પ્રસંગે કરી પ્રાપ્ત થનારો ૐકાર અત્યંત સારરૂપ છે.

**स एष रसानां रसतमः परमः परार्ध्योऽष्टमो यदुद्गीथः ॥ ३ ॥**

અન્વયાર્થ:-સઃ-તે, એષઃ-આ, રસાનાં-રસોના, રસતમઃ-શ્રેષ્ઠ રસ, પરમઃ-પરમ, પરાર્ધ્યઃ-પરમાત્માના સ્થાનને યોગ્ય, અષ્ટમઃ-આઠમા, યત્-જે, ઉદ્‌ગીથઃ-ઉદ્‌ગીથરૂપે. (૩)

શબ્દાર્થ:-જે ઉદ્‌ગીથ છે, તે આ રસોના રસમયરૂપ, પદાર્થરૂપ તથા અષ્ટમરૂપ છે.

ટીકાઃ—આ ઉદ્‌ગીથ નામવાળો ૐકાર ભૂતાદિના ઉત્તર ઉત્તર રસોના અતિશય રસરૂપે હોવાથી રસતમરૂપે છે. તે પરમાત્માનો પ્રતિનિધિ હોવાથી પરમ છે. પર કહેતાં પરમાત્મા તેનું અર્ધ કહેતાં સ્થાન, તે પરાર્ધ તથા પરાર્ધને યોગ્ય અર્થાત્ પરમાત્મારૂપ સ્થાનને યોગ્ય હોવાથી ૐકાર પરાર્ધ્ય કહેવાય છે. અર્થાત્ તે પરમાત્માની માફક ઉપાસ્ય છે. પૃથ્વી આદિ રસની સંખ્યામા તેનું સ્થાન આઠમું છે.

**कतमा कतमर्क्कतमत्कतमत्साम कतमः कतम उद्गीथ इति विमृष्टं भवति**

અન્વયાર્થ:-કતમા કતમા-કેટલી કેટલી, ઋક્-ઋચા, કતમત્ કતમત્-કેટલી, સામ-સામ, કતમઃ કતમઃ-કેટલી, ઉદ્‌ગીથઃ-ઉદ્‌ગીથરૂપે, ઇતિ-એમ, વિમૃષ્ટં ભવતિ-વિચાર કરાય છે.

શબ્દાર્થ:— કઇ કઇ ઋચા છે, કોણ કોણ સામ છે, કોણ કોણ ઉદ્‌ગીથ છે? આ રીતનો વિચાર થાય છે. ૪

ટીકાઃ—વાક્‌નો ઋચા રસ છે, એમ પૂર્વે કહ્યું, પણ તે કઇ કઇ ઋચા, કયું કયું ઉદ્‌ગીથ છે? એમ મૂળમાં ' કઇ, કઇ ' એમ બે વાર આવૃત્તિ આદરને અર્થે કહી છે. ૪

**वागेवर्क्प्राणः सामोमित्येतदक्षरमुद्गीथस्तद्वा एतन्मिथुनं यद्वाक्च प्राणश्चर्क्च साम च ॥ ५ ॥**

અન્વયાર્થ:-વાક્-વાણી, એવ-જ, ઋક્-ઋચારૂપે, પ્રાણઃ-પ્રાણ, સામ-સામરૂપે, ૐ-ૐકાર, ઇતિ-એમ, એતત્-આ, અક્ષરં-અક્ષર, ઉદ્‌ગીથઃ-ઉદ્‌ગીથરૂપે, તત્-તે, વા-પ્રસિદ્ધ, એતત્-આ, મિથુનં-મિથુનરૂપે, યત્-જે, વાક્-વાચારૂપે, પ્રાણઃ-પ્રાણરૂપે, ઋક્-ઋચારૂપે, સામ-સામરૂપે. (૫)

શબ્દાર્થઃ—વાક્ એ જ ઋચા છે, પ્રાણ સામ છે, ૐ એ અક્ષર ઉદ્ગીથરૂપ છે. જે વાક્ છે, પ્રાણ છે, ઋક્ છે તથા સામરૂપે છે, તે જ આ મિથુનરૂપ છે. ૫

ટીકા—વિચાર કર્યા પછી પ્રત્યુત્તરની ઉપપત્તિ થાય છે. વાક્ જ ઋક્ છે તથા પ્રાણ સામ છે. આ રીતે વાક્ તથા ઋચાની એકતા હોવા છતા તેના આઠમાપણાનો વ્યાઘાત થતો નથી. કારણ કે આપ્તિરૂપ ગુણની સિદ્ધિ માટે પૂર્વે વાક્યવડે આ અન્ય વાક્ય થાય છે. ૐ આ અક્ષર ઉદ્ગીથ છે. આ રીતે વાક્ તથા પ્રાણ ઋક્ તથા સામના કારણરૂપછે. અહીં વાક્ ઋક્ છે તથા પ્રાણ સામ છે. આ વાક્યથી એમ કહ્યું કે, યથાક્રમ ઋક્ તથા સામના કારણરૂપ વાક્ તથા પ્રાણનો નિરોધ કરવાથી સર્વ ઋચા તથા પ્રાણનો અવરોધ થાય છે. સર્વ ઋક્ તથા સર્વ સામનો અવરોધ થવાથી ઋક્ તથા સામવડે સાધ્ય સર્વ કર્મનો અવરોધ થાય છે. સર્વ કર્મનો અવરોધ થવાથી સર્વ કામનાનો અવરોધ થાય છે. ૐ અક્ષર ઉદ્ગીથ છે, એવી રીતે તેની ભક્તિ વિશે આશંકા થાય, તેનુ નિવારણ કર્યું છે મિથુનરૂપ શા માટે કહ્યુ ? ઉત્તર—જે વાક્ તથા પ્રાણ સર્વ ઋક્ તથા પ્રાણના કારણભૂત છે, તે મિથુનરૂપ છે. ઋક્ તથા સામવડે ઋક્ તથા સામના કારણરૂપ વાક્ તથા પ્રાણ મિથુનરૂપ છે અર્થાત્ સ્વતંત્ર નથી. નહિ તો વાક્ અને પ્રાણ એ એક મિથુન તથા ઋક્ અને સામ બીજુ મિથુન, એમ બે મિથુન થશે, તો પછી એક વચનનો પ્રયોગ મિથ્યા થશે. માટે ઋક્ તથા પ્રાણના કારણરૂપ વાક્ તથા પ્રાણને મિથુનપણુ છે. ૫

**तदेतन्मिथुनमोमित्येतस्मिन्नक्षरे सꣳसृज्यते । यदा वै मिथुनौ समागच्छत आपयतो वै तावन्योन्यस्य कामम् ॥ ६ ॥**

અન્વયાર્થ.—તત્—તે, એતત્—આ, મિથુનં—જોડકું, ૐ—ૐકાર, ઇતિ—એમ, એતસ્મિન્—આ, અક્ષરે—અક્ષરમા, સંસૃજ્યતે—સંબંધને પામે છે, યદા—જ્યારે, વૈ—ખરેખર, મિથુનૌ—બે જોડકા, સમાગચ્છત—એકઠા મળે છે, આપયત—પામે છે, વૈ—ખરેખર, તૌ—તે સ્ત્રી તથા પુરુષ, અન્યોન્યસ્ય—એક બીજાના, કામં—કામનાને. (૬)

શબ્દાર્થ—આ મિથુન ૐ એવા અક્ષરને વિશે સંબંધને પામે છે. જેવી રીતે બે મિથુન (સ્ત્રી પુરુષ) સંયોગને પામે છે. આ થવાથી એક બીજાની કામનાને પ્રાપ્ત કરે છે. (૬)

ટીકા.—આવા લક્ષણવાળું મિથુન ૐ અક્ષરમા સંબંધને પામે છે. સર્વ કામનાની પ્રાપ્તિરૂપ ગુણને લીધે મિથુન, ૐકારમા સંબંધવાળું છે, માટે તેમા કામનાની પ્રાપ્તિરૂપ સર્વ ગુણ છે. ૐકારની વાણીમયતા તથા પ્રાણવડે તેની ઉત્પત્તિ છે. આથી ૐકારનો મિથુનરૂપ વાણી તથા પ્રાણસાથે સંબંધ છે. જેમ લોકમા મિથુન સ્ત્રી પુરુષ સંયોગને પામે છે ત્યારે એક બીજાના કામને પ્રાપ્ત કરે છે. આ રીતે સ્વસ્વરૂપમા પામેલ મિથુનવડે સર્વ કામની પ્રાપ્તિરૂપ ગુણવાનપણું ૐકારમા સિદ્ધ થયુ. (૬)

**आपयिता ह वै कामानां भवति । य एतदेवं विद्वानक्षरमुद्गीथमुपास्ते ॥७॥**

અન્વયાર્થ.—આપયિતા—પ્રાપ્તિ કરાવનાર, હવૈ—પ્રસિદ્ધ, કામાના—કામાનો, ભવતિ—થાય છે, ય.—જે, એતત્—આ, એવ—આ રીતે, વિદ્વાન્—જાણતો છતો, અક્ષરં—અક્ષરરૂપ ઉદ્ગીથ—ઉદ્ગીથને, ઉપાસ્તે—ઉપાસે છે. (૭)

શબ્દાર્થઃ—જે આને આ પ્રમાણે જાણુ ઉદ્ગીથની ઉપાસના કરે છે, તે ખચીત કામોની પ્રાપ્તિ કરવાવાળો થાય છે. ૭

**तद्वा एतदनुज्ञाक्षरं यद्धि किञ्चा**

जानात्योमित्येव । तदाहैषा एव समृद्धिर्यदनुज्ञा । समर्द्धयिता ह वै कामानां भवति । य एतदेवं विद्वानक्षरमुद्गीथमुपास्ते ॥ ८ ॥

અન્વયાર્થ:-તત્-તે, વા-પ્રસિદ્ધ, એતત્-આ, અનુજ્ઞાક્ષરં-આજ્ઞારૂપ અક્ષર, યત્-જે, હિ-પ્રસિદ્ધ, કિંચ-કાંઇપણ, અનુજાનાતિ-જાણે છે, ૐ-ૐકારને, ઇતિએવ-કહ્યા પ્રમાણે, તદા-ત્યારે, હ-નક્કી, એષા-આ, એવ-જ, સમૃદ્ધિ-સમૃદ્ધિરૂપે, યત્-જે, અનુજ્ઞા-અનુમતિરૂપે, સમર્ધયિતા-મેળવનાર, હવૈ-ખરેખર, કામાનાં-કામનાનો, ભવતિ-થાય છે, યઃ-જે, એતત્-આ, એવં-આ રીતે, વિદ્વાન્-જાણતો છતો, અક્ષરં-અક્ષરરૂપે, ઉદ્ગીથં-ઉદ્ગીથની, ઉપાસ્તે-ઉપાસના કરે છે. (૮)

શબ્દાર્થ—આ પ્રસિદ્ધ અક્ષર અનુજ્ઞારૂપ છે. જે કાંઇ અનુજ્ઞા ( આજ્ઞા ) સ્વીકારાય છે, તેને ૐ એમ કહે છે. જે આ અનુજ્ઞા છે, તે જ સમૃદ્ધિ પણ છે. જે આ પ્રમાણે જાણી ઉદ્ગીથરૂપ ૐકારની ઉપાસના કરે છે, તે ખચીત સર્વ કામોનો સમર્ધયિતા-વૃદ્ધિ કરનારો થાય છે. (૮)

ટીકા:—સમૃદ્ધિરૂપ ગુણવાળો ૐકાર છે. કારણ કે આ પ્રસિદ્ધ અક્ષર અનુજ્ઞારૂપ છે તથા આ અનુજ્ઞા તે ૐ અક્ષર છે. અહીં અનુજ્ઞા કહેતા અનુમતિ. ૐકાર અનુજ્ઞારૂપ કેવી રીતે ? જે કાંઇ અર્થાત્ જે કંઇ જ્ઞાનનો અથવા ધનનો વિદ્વાન્ અથવા ધનવાન્ અંગીકાર કરે છે ત્યા ૐ એવો અક્ષર કહી, અનુમતિ કરેછે. બૃહદારણ્યકમા યાજ્ઞવલ્ક્યે કહ્યુ કે, વેદમા ૩૩ દેવ છે ત્યારે શાકલ્યે ૐ એમ કહી તેનો સ્વીકાર કર્યો. 'હું તારા ધનને ગ્રહણ કરું' એમ પૂછવામા આવતા ૐ કહીને અનુમતિ કરે છે. માટે સમૃદ્ધિરૂપ ગુણવાળો ૐકાર છે. જે આ પ્રમાણે સમૃદ્ધિરૂપે જાણી ઉદ્ગીથની ઉપાસના કરે છે, તે યજમાનને ૐકાર સમૃદ્ધિના કર્તારૂપ થાય છે. ૮

तेनेयं त्रयी विद्या वर्त्तते । ओमित्याश्रावयत्योमिति शंसत्योमित्युद्गायत्येतस्यैवाक्षरस्यापचित्यै महिम्ना रसेन॥९॥

અન્વયાર્થ:-તેન-તેથી, ઇયં-આ, ત્રયી-ત્રણ, વિદ્યા-ઉપાસના, વર્તતે-છે, ૐ-ૐકાર, ઇતિ-એમ, શ્રાવયતિ-શ્રવણ કરાવે છે, ૐ-ૐ, ઇતિ-એમ, શંસતિ-પ્રશંસન કરે છે, ૐ-ૐકાર, ઇતિ-એમ, ઉદ્ગાયતિ-ગાન કરે છે, એતસ્ય-આ, એવ-જ, અક્ષરસ્ય-અક્ષરની, અપચિત્યૈ-પૂજા માટે, મહિમ્ના-મહિમાવડે, રસેન-રસવડે. (૯)

શબ્દાર્થ:—તેવડે ( ૐકારવડે ) ત્રણ વિદ્યા ( કર્મ ) રહે છે. ૐ એ રીતે અધ્વર્યુ સભળાવે છે, હોતા ૐ એ રીતે પ્રશસા કરે છે તથા ઉદ્ગાતા ૐ એ પ્રમાણે ગાન કરે છે. આ કર્મ ઉદ્ગીથની મહત્તાને લીધે છે. આ ૐકારના મહિમાવડે તથા રસવડે ( ત્રણ પ્રકારના કર્મ રહે છે. ) ૯

ટીકા:—ઉપાસના માટે ૐકાર અક્ષરનુ પૂજન તથા પ્રશંસા કરવી જોઇએ. એટલે આ અક્ષરવડે ઋગ્વેદમા તથા બીજામા રહેલી વિદ્યા ત્રણ પ્રકારની કહેવાય છે. વેદના માત્ર ઉચ્ચારવડે ત્રણ પ્રકારનું જ્ઞાન થતું નથી, પણ ક્રિયાવડે થાય છે. " ૐકારનું આવર્તન, પ્રશસા તથા ઉપાસના કરવામા આવે છે. " આમ કહેવાથી સોમયજ્ઞાદિમા રહેલ ક્રિયાઓવડે ૐકારનુ પૂજન થાય છે. માટે ૐકાર પરમાત્માનુ સ્વરૂપ અથવા પરમાત્મા પોતે જ છે. ભગવદ્ગીતામા કહ્યુ છે કે, મનુષ્ય માત્ર ક્રિયાયુક્ત તેનુ પૂજન કરવાથી ઉત્તમતાને મેળવે છે. તેમા રસ તથા મહત્તા શી છે ? ૐકારની મહત્તાવડે આચાર્ય, યજમાન તથા યજમાનપત્નીનું અસ્તિત્વ

દર્શાવાય છે તથા રસવડે ઔદનાદિનું બલિદાન દર્શાવાય છે. યજ્ઞો તથા હવનાદિઓ આ અક્ષરવડે થાય છે. તેથી સૂર્ય તુષ્ટમાન થાય છે સૂર્યના તાપથી વૃષ્ટિ ઉત્પન્ન થાય છે. તાપ તથા વૃષ્ટિથી પ્રાણી માત્ર જીવે છે. પ્રાણી માત્રના જીવનથી યજ્ઞાદિ કાર્યો થાય છે. આ કારણથી ૐકાર મહાન્ તથા રસરૂપ છે ૐકારની વિદ્યામા કુશળ હોય તે, તેમજ અકુશળ હોય તે પણ ક્રિયાઓ કરી શકે છે તે હવે દર્શાવવામા આવે છે. ૯

**तेनोभौ कुरुतो यश्चैतदेव वेद । यश्च न वेद । नाना तु विद्या चाविद्या च । यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा । तदेव वीर्य्यवत्तरं भवतीति खल्वेतस्यैवाक्षरस्योपव्याख्यानं भवति**

અન્વયાર્થ.–તેન–તેવડે, ઉભૌ–બેઉ જણા, કુરુત–કર્મ કરે છે, ય–જે, ચ–તથા, એતત્–આ અક્ષરને, એવ–આ રીતે, વેદ–જાણે છે, ય–જે, ચ–તથા, ન–નહિ, વેદ–જાણે છે, નાના–અનેક પ્રકારે, તુ–અર્થાત, વિદ્યા–જ્ઞાન, અવિદ્યા–અજ્ઞાન, યત્–જે, એવ–જ, વિદ્યયા–વિદ્યાવડે, કરોતિ–કરે છે, શ્રદ્ધયા–શ્રદ્ધાવડે, ઉપનિષદા–એકાગ્ર ચિત્તવડે, તત્–તે, એવ–જ, વીર્યવત્તર–અધિક બળવાન્, ભવતિ–થાય છે, ખલુ–નક્કી એતસ્ય–આ, એવ–જ, અક્ષરસ્ય–અક્ષરસબંધનુ, ઉપવ્યાખ્યાન–વર્ણન, ભવતિ–છે (૧૦)

શબ્દાર્થ—આ ૐકારવડે તેમા કુશળ તેમ જ અકુશળ બન્ને જણાઓ ક્રિયાઓ કરે છે. વિદ્યા ( જ્ઞાન ) તથા અવિદ્યા બન્ને ભિન્નભિન્ન ફળ આપે છે જે ક્રિયા વિદ્યા, શ્રદ્ધા તથા ઉપનિષદવડે કરાયની હોય છે, તે વધારે બળવાન્ કહેવાય છે. આ જ ૐકાર અક્ષરનુ વર્ણન છે. ૧૦

ટીકા —ઉપર વર્ણવેલા અક્ષરનો જાણનાર તેમજ કેવળ કર્મવિદ્યામાજ કુશળ અર્થાત્ તેનુ મૂળ સ્વરૂપ ન જાણનાર બન્ને ક્રિયાઓ કરે છે તથા બેઉ સસ્કારયુક્ત ક્રિયા કરવાથી તેના ફળને મેળવે છે તો પછી આ અક્ષરનુ મૂળ સ્વરૂપ જાણવાની શી જરૂર છે? વિદ્યા તથા અવિદ્યા સરખા નથી અર્થાત્ તેમની પ્રકૃતિમા ભિન્નતા હોવાથી ફળમા પણ ભિન્નતા રહે છે. ક્રિયાના વિભાગ તરીકે, રસરૂપે તેમ જ કામના અને સમૃદ્ધિવડે ૐકાર અક્ષરનું જ્ઞાન શુ એક સરખુ જ છે ? નહિ, ક્રિયાના વિભાગ તરીકે આ અક્ષર સબધી બીજા જ્ઞાનો તેમા વધારો કરે છે અને તેથી તેના ફળમા પણ વધારો કરે છે. જેમ વ્યાવહારિક કાર્યમા મણિ પારખવામા કુશળ ઝવેરી જગની પુરૂષ ઉપર પોતાની શ્રેષ્ટતા ભોગવે છે. જ્ઞાન વડે–તેના મૂળ સ્વરૂપને જાણી, શ્રદ્ધાવડે તેના ફળમા વિશ્વાસ રાખી અને ઉપનિષદ્વડે–ચિત્તની એકાગ્રતાથી થયેલુ કર્મ બીજી રીતે થયા કરતા વધારે ફળદાયી નીવડે છે. અવિદ્યાથી થયેલુ કર્મ વધારે ફળ આપતુ નથી જ્ઞાનથી થયના કર્મો વધારે ફળ આપે છે આ પરથી સ્પષ્ટ જણાય છે કે, અવિદ્યાથી થયેલ કર્મ પણ ફળને તો આપે છે જ, પણ થોડુ આપે છે. અવિદ્યાવાન્ વધુ ફળ મેળવતા નથી આ વાત ઋગ્વેદની અનુપદી ભાગમા યથાર્થ રીતે દર્શાવી છે. સારરૂપે, કામના પૂર્ણ કરનાર તરીકે તથા સમૃદ્ધિ તરિકે આ અક્ષરની ઉપાસના સરખી જ છે. અનેક ગુણો દર્શાવવાથી ઉપાસનાના ભિન્ન ભિન્ન ઉપાયો દર્શાવાયા છે. ૧૦

## દ્વિતીય ખંડ.

### પ્રાણદૃષ્ટિથી ૐકારોપાસના

**देवासुरा ह वै यत्र संयेतिरे । उभये प्राजापत्यास्तद्ध देवा उद्गीथमाजह्रुरनेनैनानभिभविष्याम इति ॥ १॥**

અન્વયાર્થ-દેવાસુરાઃ-દેવ તથા અસુરો, હવૈ-પ્રસિદ્ધ, યત્ર-જે વિષયમાં, સંયેતિરે-યુદ્ધ કરવા લાગ્યા, ઉભયે-બેઉ, પ્રાજાપત્યાઃ-પ્રજાપતિથી થયેલ, તત્-તે, હ-ખચીત, દેવા-દેવોએ, ઉદ્‌ગીથ-ઉદ્‌ગીથને, આજહ્રુઃ-ગ્રહણ કરવા લાગ્યા, અનેન-આની સહાયતાથી, એતાન્-આ અસુરોને, અભિભવિષ્યામઃ-અમે પરાજય કરીશું. (૧)

શબ્દાર્થઃ—જ્યારે પ્રજાપતિથી ઉત્પન્ન થયેલા દેવો તથા અસુરો બન્ને લઢ્યા ત્યારે દેવોએ ઉદ્‌ગીથને એકત્ર કીધું અર્થાત્ સોમયાગ કર્યો, એમ કહીને કે, આવડે આપણે આપણા શત્રુ અસુરોને જિતીશું. ૧

ટીકા—દેવો-શાસ્ત્રવડે સંસ્કારયુક્ત થયેલી બુદ્ધિ. આ શબ્દ દિવ્ પ્રકાશવું પરથી થયો છે. આથી વિરુદ્ધ તે અસુરો કહેવાય છે. અસુર-સાંસારિક વિષયનું સુખ ભોગવવાને આસક્ત બુદ્ધિ અર્થાત્ તમથી આવૃત બુદ્ધિ. એક બીજાની કામનાઓને ઝુંટવી લેવાના હેતુથી શાસ્ત્રથી સંસ્કારિત તેમ જ તમથી આવૃત બુદ્ધિને માહેમાહે વિરોધ ઉત્પન્ન થયો. મૂળમાંથી જ દરેક પ્રાણીના હૃદયવિશે એક બીજાના પર મોહોમાહે શ્રેષ્ઠતા મેળવવા કલહ થાય છે. શ્રુતિ આ કલહનું પ્રાણના પવિત્રતાના તેમ જ સદ્‌ગુણ અને દુર્ગુણના હેતુભૂત જ્ઞાનને સંસ્કારિત કરવા વાર્તારૂપે વર્ણન આપે છે. દેવો તથા અસુરો પ્રજાપતિથી ઉત્પન્ન થયેલા છે. પ્રજાપતિ એ જ્ઞાન અને ક્રિયાકુશળ પ્રાણનું નામ છે આ રીતે શ્રુતિમાં પ્રાણને ઉકથ કહેવામાં આવ્યો છે. તે મહાન્ પ્રજાપતિ છે. જ્ઞાન અને તેથી વિરુદ્ધ વૃત્તિ જો કે બેઉ એકજ પ્રાણમાંથી ઉત્પન્ન થયેલ છતાં એક બીજાથી વિરુદ્ધ હોવાને લીધે તેમને એક જ માબાપના કલહવાન્ પુત્રોની ઉપમા આપી છે. દેવોએ શ્રેષ્ઠતા મેળવવા ઉદ્‌ગીથને એકઠો કીધો, એટલે તેઓએ ઉદ્‌ગીથયુક્ત જ્યોતિષ્ટોમાદિ ક્રિયાઓ કરવી શરુ કરી, એમ ધારીને કે, આથી અવિરદ્ધ એવું તમ નાશ પામશે અર્થાત્ અસુરો છુતાશે. ૧

**ते ह नासिक्यं प्राणमुद्गीथमुपासाञ्चक्रिरे तꣳहासुरा पाप्मना विविधुस्तस्मात्तेनोभयं जिघ्रति सुरभि च दुर्गन्धि च । पाप्मना ह्येष विद्धः ॥ २ ॥**

અન્વયાર્થ-તે-તેઓ, હ-પ્રસિદ્ધ, નાસિક્યં-નાસિકામાં રહેલ, પ્રાણં-પ્રાણને, ઉદ્‌ગીથં-ઉદ્‌ગીથરૂપે, ઉપાસાંચક્રિરે-ઉપાસના કરવા લાગ્યા, તં-તે પ્રાણને, હ-પ્રસિદ્ધ, અસુરાઃ-અસુરોએ, પાપ્મના-પાપવાળું, વિવિધુ-કર્યું, તસ્માત્-તેથી, તેન-તેવડે, ઉભય-બેઉને, જિઘ્રતિ-સુંઘે છે, સુરભિ-સુગંધવાળું, દુર્ગંધી-નઠારા ગંધવાળું, પાપ્મના-પાપયુક્ત, હિ-પ્રસિધ્ધ, એષ-આ પ્રાણ, વિધ્ધ-થયો (૨)

શબ્દાર્થઃ-તેઓએ પ્રથમ નાસિકાથી ઉત્પન્ન થયેલ પ્રાણને ઉદ્‌ગીથ તરિકે ઉપાસના કરી. અસુરોએ તે પ્રાણને પાપયુક્ત કીધો. આ રીતે ઘ્રાણ નામનો પ્રાણ પાપયુકત થવાથી તે સુગંધી તથા દુર્ગંધી એમ બેઉ પ્રકારના ગંધને ગ્રહણ કરે છે. ૨

ટીકા-ઉદ્‌ગીથયુકત ક્રિયા કરવાની ઇચ્છાથી દેવોએ શ્વાસનાસિકામાંથી ઉત્પન્ન થતા પ્રાણની ઉપાસના કરી. ઉદ્‌ગીથ અક્ષર ઉચ્ચાર થવાનુ નાસિકા મુખ્ય કારણ છે. નાસિકા શ્વાસ લેવાનું મુખ્ય સ્થાન તથા ઉદ્‌ગીથનો ઉચ્ચાર થવાનુ મુખ્ય સ્થાન હોવાથી તેઓએ નાસિકામાંથી ઉત્પન્ન થતા શ્વાસને-પ્રાણને ૐ અર્થાત્ ઉદ્‌ગીથ અક્ષર તરિકે ઉપાસના કરી. આ મત ખોટો નથી. પણ સત્ય છે. કારણ કે ખરું જોતા આથી ૐકાર અક્ષરની જ ઉપાસના થાય છે. અહિં શંકા થાય છે કે, જ્યારે તેઓએ ઉદ્‌ગીથયુક્ત કર્મો શરુ કર્યાં ત્યારે એમ કેવી રીતે કહી શકાય કે, તેઓએ ૐ-

રની પ્રાણતરીકે ઉપાસના કરી ? આ વિષયમા વિરુદ્ધતા નથી. કારણ ઉદ્દગીથયુક્ત ક્રિયામા કર્ત્તા પ્રાણ ઉદ્દગીથરૂપ જ માનવામા આવે છે પણ કોઇ ભિન્ન વસ્તુનો નિર્દેશ કરવામા આવતો નથી અને તેઓનુ કર્મ એ જ ક્રિયા હોવાથી તેઓએ-દેવોએ ક્રિયા શરુ કીધી, એમ જે કહ્યુ તે અયુક્ત નથી. અસુરો તમ પ્રકૃતિવાળા હોવાથી દેવોના ઉદ્ગાતાને અર્થાત્ પોતાનામાથી જ ઉત્પન્ન થયેલ નાસિકાના શ્વાસને દોષવાળો, વિભિન્ન તથા વિકારયુક્ત કર્યો. સુગધી શ્વાસ લેવાની ઇચ્છા હોવા છતા પાપને લીધે તેમાથી સોગધ્ય ઓછુ થઇ ગયુ. પાપ જો ન હોત તો કુદરતી સૌગધયુક્ત જ શ્વાસ નિકળતે અસુરે અર્થાત્ તમે શ્વાસને પાપ મિશ્રિત કરવાથી પાપયુક્ત શ્વાસમાથી દુર્ગધ ઉત્પન્ન થયો કહેવાય છે. આ કારણથી પ્રાણીઓ પાપયુક્ત હોવાથી સુગધ તથા દુર્ગધનો શ્વાસ લે છે. શ્રુતિમા પણ કેટલેક ઠેકાણે કહેવામા આવ્યુ છે કે, પ્રાણ જ્યારે દુર્ગધયુક્ત શ્વાસ લે છે ત્યારે તે દુર્ગુણયુક્ત કહેવાય છે. ૨

अथ ह वाचमुद्गीथमुपासाञ्चक्रिरे। तांहासुरा. पाप्मना विविधुस्तस्मात्तयोभयं वदति सत्यञ्चानृतं च। पाप्मना ह्येषा विद्धा ॥ ३ ॥

શબ્દાર્થ -તેઓએ વાણીની ઉદ્દગીથતરીકે ઉપાસના કરી. અસુરોએ તેને પાપમિશ્રિત કરી આમ પાપયુક્ત થવાથી વાણી સત્ય તેમ જ અસત્ય, એમ બે પ્રકારનુ બોલે છે. ૩

अथ ह चक्षुरुद्गीथमुपासाञ्चक्रिरे तद्धासुराः पाप्मना विविधुस्तस्मात्तेनोभय पश्यति दर्शनीय चादर्शनीय च। पाप्मना ह्येतद्विद्धम् ॥ ४ ॥

શબ્દાર્થ.-તેઓએ ચક્ષુને ઉદ્દગીથ તરીકે ઉપાસના કરી અસુરોએ તેને પાપ મિશ્રિત કરી. આમ પાપયુક્ત થવાથી ચક્ષુ દર્શનીય તેમ જ અદર્શનીય બન્ને પ્રકારની વસ્તુઓને જૂવે છે. ૪

अथ ह श्रोत्रमुद्गीथमुपासाञ्चक्रिरे। तद्धासुराः पाप्मना विविधुस्तस्मात्तेनोभयꣳशृणोति श्रवणीयञ्चाश्रवणीयञ्च पाप्मना ह्येतद्विद्धम् ॥ ५ ॥

શબ્દાર્થ -પછી તેઓએ શ્રોત્રની ઉદ્ગીથ તરીકે ઉપાસના કરી. આ રીતે શ્રોત્ર પાપયુક્ત થવાથી શ્રવણીય (સાભળવા યોગ્ય) તેમ જ અશ્રવણીય (નહી સાભળવા યોગ્ય) બન્ને પ્રકારની વાણીને શ્રોત્ર સાભળે છે ૫

अथ ह मन उद्गीथमुपासाञ्चक्रिरे। तद्धासुरा पाप्मना विविधुस्तस्मात्तेनोभयꣳसङ्कल्पयते सङ्कल्पनीयञ्चासङ्कल्पनीयञ्च पाप्मनो ह्येतद्विद्धम् ॥ ६ ॥

શબ્દાર્થ —પછી તેઓએ મનની ઉદ્દગીથ તરીકે ઉપાસના કરી. અસુરોએ તેને પાપમિશ્રિત કરી. આમ પાપ મિશ્રિત થવાથી મન સકલ્પનીય (વિચાર કરવા યોગ્ય) તેમ જ અસકલ્પનીય (વિચાર નહિ કરવા યોગ્ય) એમ બન્ને બાબતનો વિચાર કરે છે.

ટીકા —પ્રાણની પૂજનીયતા દર્શાવવા પ્રાણની પવિત્રતા પ્રથમ શ્રુતિ દર્શાવે છે અને તેટલા માટે ઘ્રાણાદિ સર્વ ઇન્દ્રિયોરૂપ દેવોનુ વર્ણન કરે છે આ સર્વ ઇન્દ્રિયો પાપયુક્ત થવાથી તેઓ સર્વ પોતાના મૂળ સ્વભાવને છોડી દે છે. આ રીતે શ્રુતિમા કહ્યુ છે કે, સ્પર્શાદિ ઇન્દ્રિયો (દેવો) પાપયુક્ત થઇ. (૩–૬)

अथ ह य एवायं मुख्य प्राणस्तमुद्गीथमुपासाञ्चक्रिरे। तꣳहासुरा ऋत्वा विदध्वसुर्यथाश्मानमाखणमृत्वा विध्वꣳसेत् ॥ ७ ॥

અન્વયાર્થ,—અથ હ ય: એવ અયં

મુખ્યઃ પ્રાણઃ તં ઉદ્દગીથં ઉપાસાચક્રિરે-વળી પ્રસિધ્ધ જે જ આ મુખમાં ઉત્પન્ન થયેલ પ્રાણ તે ઉદ્દગીથની ઉપાસના કરવા લાગ્યો, તં હ, અસુરાઃ ઋત્વા વિદ્ધ્વંસુઃ યથા અશ્માનં આખણં ઋત્વા વિધ્વંસેત્-તેને પ્રસિધ્ધ અસુરો પોતે મેળવીને નાશને પામ્યા, જે રીતે પથ્થરને ન ભેદી શકાય એવાને પામી ( મટોડીનું ઢેફું ) નાશને પામે. (૭)

શબ્દાર્થ—પછી તેઓએ મુખ્ય પ્રાણની ઉદ્દગીથ તરીકે ઉપાસના કરી. અસુરો તેની સમીપ ગયા. પણ જેમ મૃણ્મય પિંડ અભેદ્ય ખડક સાથે અફળાવાથી નાશને પામે છે, તેમ તેઓ નાશને પામ્યા. ૭

ટીકાઃ—પ્રાણ આદિ સર્વ ઇન્દ્રિયો પાપયુક્ત થવાથી અને તેમ થવાથી . તેઓ ઉપાસનાને અયોગ્ય થવાથી તેઓએ મહા પ્રાણ, જે મુખવિષે રહે છે તેની ઉદ્દગીથ તરીકે ઉપાસના કરી. અસુરો—પાપ સમીપ આવ્યા, એવું ધારીને કે તેને પણ પાપયુક્ત કરીએ પણ તેમ ન થતા તેઓ અસુરો ( પાપો ) પોતે જ નાશને પામ્યા. જેમ સાસારિક વ્યવહારમાં મહાન્ શિલાપર મટોડીનું ઢેફું અફાળીએ છીએ તો તે મટોડીનો પિંડ જ નાશને પામે છે, પણ શિલાને જરા પણ અસર થતી નથી, તેમ અસુરો નાશ પામ્યા. આખણ -જે કોદાળી અથવા એવા બીજા ઓજારોથી વીંધી નહી શકાય કે ભાગી નહિ શકાય તેવી અર્થાત્ અભેદ્ય. આ રીતે મહાપ્રાણ, વિષયાદિ કામોમા, બીજી ઇન્દ્રિયોની માફક અપવિત્ર ન થતા પવિત્ર જ રહી. ૭

**एवं यथाश्मानमाखणमृत्वा विध्वंसत एवꣳहैव स विध्वꣳसते । य एवं विदि पापं कामयते यश्चैनमभिदासति स एषोऽश्माखणः ॥ ८ ॥**

અન્વયાર્થ—એવં યથા અશ્માનં આખણં ઋત્વા વિધ્વંસતે એવં હ એવ સઃ વિધ્વંસતે-આ રીતે જેમ પથ્થરને ન ભેદાય એવાને પામી નાશ પામે છે આ રીતે પ્રસિધ્ધ જ તે નાશ પામે છે, એવં વિદિ પાપં કામયતે યઃ ચ એનં અભિદાસતિ સઃ એષઃ અશ્માખણઃ-જે આ પ્રમાણે ઉપાસના કરનારમા અઘટિત કરવાની ઇચ્છા કરે છે જે તથા આને તાડનાદિ કરે છે તે આ પથ્થર અભેદ્યની ( માફક ). (૮)

શબ્દાર્થઃ—આ રીતે ખરેખર જેમ મૃત્પિંડ અભેદ્ય શિલા સાથે અફળાતા નાશને પામે છે, તેમ આ પ્રમાણે મહા પ્રાણના જાણનારને-ઓળખનારને જે અયોગ્ય કરવાની ઇચ્છા કરે છે, તેમ જ તેને તાડનાદિ કાઇ પ્રતિકૂળ કરે છે, તે નાશને પામે છે. કારણ કે મહાપ્રાણને સમ્યક્ રીતે ઓળખનારો એક અભેદ્ય શિલારૂપ છે. ૮

ટીકાઃ—આમા મહાપ્રાણને ઓળખવાથી થતા ફળને શ્રુતિ દર્શાવે છે. પ્રાણ તથા મહાપ્રાણ બન્ને શ્વાસના વિકારો છે, તો તેમાથી એક દોષયુક્ત થાય છે તથા બીજો નથી થતો, તે કેવી રીતે ? તે દર્શાવવામા આવે છે. પ્રાણની ઉત્પત્તિ અપવિત્ર સ્થાનમાથી થતી હોવાથી તે દોષયુકત થાય છે તથા મહા પ્રાણની ઉત્પત્તિ પવિત્ર સ્થાનમાથી થતી હોવાથી તેમા દોષ પ્રવેશ કરી શકતા નથી. જેમ કોદાળી અથવા બીજું કાંઇ ઓજાર બુદ્ધિમાન્ પુરૂષના હાથમા આપ્યું હોય તો તે તેનો સારો ઉપયોગ કરી શકે છે તેમ અપવિત્ર દુર્ગંધયુકત પ્રાણ દોષવાળો થાય છે, પણ બીજો થતો નથી. ૮

**नैवैतेन सुरभि न दुर्गन्धि विजानात्यपहतपाप्मा ह्येष तेन यदश्नाति यत्पिबति तेनेतरान् प्राणानवत्येतमु एवान्ततोऽवित्त्वोत्क्रामति व्याददात्येवान्तत इति ॥ ९ ॥**

અન્વયાર્થ:–ન એવ એતેન સુરભિ ન દુર્ગન્ધિ વિજાનાતિ અપહતપાપ્મા હિ એષ: તેન યત્ અશ્નાતિ–નહિ જ આ મુખ્ય પ્રાણવડે સુગંધને નહિ દુર્ગંધને જાણે છે પાપથી રહિત કારણ કે આ પ્રાણ તે વડે જે ભક્ષણ કરે છે, યત્ પિબતિ તેન ઇતરાન્ પ્રાણાન્ અવતિ એતં ઉ એવ અન્તત: અવિવિત્વા ઉત્ક્રામતિ વ્યાદદાતિ એવ અન્તત:–જે પાન કરે છે તે વડે બીજા પ્રાણોને રક્ષણ કરે છે. આ પ્રસિધ્ધ જ અંતકાળે નહિ ઓળખી જતા રહે છે (મુખ) વિદારણને કરે છે અંતકાળે. (૯)

શબ્દાર્થ:—આવડે અર્થાત્ મહા પ્રાણવડે મનુષ્ય સુગંધ તેમ જ દુર્ગંધયુકત શ્વાસને લેતો નથી. આથી તે નષ્ટ થયેલ પાપવાળો છે. તેનાવડે લોક જે કાંઇ ભક્ષણ કરે છે તથા જે કાંઇ પાન કરે છે તેવડે બીજા પ્રાણોનું રક્ષણ થાય છે. અન્ત સમયે મહાપ્રાણને અન્નપાનાદિ નહિ મળવાથી બીજા પ્રાણો જતા રહે છે તથા માણસોનું મુખ મરણસમયે ખુલ્લું કરે છે. ૯

ટીકા:—મહા પ્રાણ પાપયુકત ન હોવાથી તે સુગંધવાળો તથા દુર્ગંધવાળો શ્વાસ લેતો નથી, પણ તેવો શ્વાસ તો માત્ર ઘ્રાણેન્દ્રિય જ લે છે. પાપની અસર મહાપ્રાણમાં નહિ જણાવાથી તેને અપહતપાપ્મા એટલે પાપને નાશ કરનાર તથા પવિત્ર કહેવામા આવ્યો છે. ઘ્રાણ આદિ બીજી સર્વ ઇન્દ્રિયો પોતપોતાની કામનાઓ પૂર્ણ કરવાની આસકિતવાળી હોય છે, પણ મહા પ્રાણ તેમ હોતો નથી, માટે તેને પવિત્ર કહ્યો છે. મહા પ્રાણવડે મનુષ્યો જે કાંઇ ખાય છે તથા પાન કરે છે, તેનાથી અન્ય સર્વ ઇન્દ્રિયો સંતુષ્ટ થાય છે. એટલે સર્વ ઇન્દ્રિયોનું તે રક્ષણ કરે છે. આ કારણથી તે સર્વ ઇન્દ્રિયોનો રક્ષણ કર્તા તથા પવિત્ર કહેવાય છે. અહીં કોઇને શંકા થાય કે, ખાન પાનાદિથી કેવી રીતે મહાપ્રાણ બીજી ઇન્દ્રિયોનું પોષણ કરે છે? તેના ઉત્તરમાં કહેવાનું કે, અંતકાળ વખતે એટલે મરણ સમયે અન્ન તથા પાણીનો આધાર જતો રહેતો હોવાથી સર્વ ઇન્દ્રિયો નાશને પામે છે. મરણ સમયે મહા પ્રાણની અન્ન માટે અરુચિ પ્રત્યક્ષ હોય છે, જેથી અન્ન વગર મરણના ચિહ્ન તરીકે પુરુષને ગાઢ નિદ્રા પ્રાપ્ત થાય છે.

**तं ह्याङ्गिरा उद्गीथमुपासाञ्चक्र एतमु एवाङ्गिरसं मन्यन्तेऽङ्गानां यद्रसः ॥१०॥**

અન્વયાર્થ:–તં હ અંગિરા: ઉદ્ગીથં ઉપાસાંચક્રે એતં ઉ એવ અંગિરસં મન્યન્તે અંગાનાં યત્ રસ:–તે પ્રાણને પ્રસિધ્ધ રીતે અંગિરાએ ઉદ્ગીથરૂપે ઉપાસના કરી આને પ્રસિધ્ધ જ અંગિરસરૂપે ઉપાસના કરે છે અંગોના જે રસરૂપે. (૧૦)

શબ્દાર્થ.—બક દાલ્ભ્યે અંગિરા અર્થાત્ મહાપ્રાણરૂપ થઇ મહાપ્રાણની ઉદ્ગીથ તરીકે ઉપાસના કરી, તેથી બીજાઓ પણ મહા પ્રાણરૂપ ઉદ્ગીથની આગિરસરૂપે–રસોના સમૂહરૂપે ઉપાસના કરે છે. કારણ કે અંગોના ( ઉદ્ગીથ અર્થાત્ પ્રાણરૂપ છતાં ) રસરૂપે છે, તેથી તેને આગિરસ કહે છે. ૧૦

ટીકા:—આ શ્લોકવિષે શ્રીશંકરનો મત આ પ્રકારનો છે:–તેમના કહેવા પ્રમાણે આગળ કહેલા દાલભ્યના પુત્ર બકે અંગિરા જે કે ઉદ્ગીથ જ છે, તેની પ્રકૃતિને ધારણ કરતા મહા પ્રાણની ઉપાસના કરી. આ અર્થ ઘણો કિલષ્ટ લાગે છે. શ્રી શંકરનું કહેવું એમ છે કે, અંગિરા શબ્દ જો કે પહેલી વિભકિતમાં છે પણ તેનો અર્થ ચતુર્થીમાં કરવો. આને માટે વેદમાં ચતુર્થીને માટે પ્રથમા વપરાયાનાં ઘણાં દૃષ્ટાંતો તે મહાત્માએ દર્શાવ્યાં છે.૧૦

**तेन तं ह बृहस्पतिरुद्गीथमुपासां-**

**चक्रे एतमु एव बृहस्पतिं मन्यन्ते । वाग्घि बृहती तस्या एष पतिः ॥११॥**

અન્વયાર્થ:–બૃહસ્પતિ:–દેવોના પુરોહિત.

શબ્દાર્થ:—ત્યાર પછી બૃહસ્પતિએ તેની ઉદ્ગીથરૂપે ઉપાસના કરે કરી. આથી બીજાઓ તેને બૃહસ્પતિરૂપે ઉપાસના કરે છે. કારણ કે બૃહતી ( મહાન્ ) વાણીના પતિરૂપે પ્રાણ છે.

**तेन त ऽ ह्यायास्य उद्गीथमुपासां-चक्र एतमु एवायास्यं मन्यन्त आस्या-द्यदयते ॥ १२ ॥**

અન્વયાર્થ:–અયાસ્ય:–મુખમાંથી નીકળનાર.

શબ્દાર્થ:—અયાસ્યે પ્રાણની ઉદ્ગીથરૂપે ઉપાસના કરી. આથી બીજાઓ પણ પ્રાણની અયાસ્યરૂપે ઉપાસના કરે છે. કારણ કે પ્રાણ આસ્ય ( મુખમાંથી ) બહાર નિકળતો હોવાથી તેને અયાસ્ય કહે છે. ૧૨

ટીકા:—જેમ વાણીના પતિ બૃહસ્પતિ છે તેમ આસ્ય ( મુખમાંથી ) પ્રાણ નિર્ગમન કરે છે, માટે આસ્ય ઋષિ પ્રાણને સમજવા. સારમાં કોઈ પણ ઉપાસકે પોતે આંગિરસ આદિ ગુણવાળા પ્રાણરૂપ ઉદ્ગીથની ઉપાસના કરવી જોઈએ. (૧૨)

**तेन त ऽह बको दाल्भ्यो विदांचकार। स ह नैमिषीयानामुद्गाता बभूव। स ह स्मैभ्यः कामानागायति ॥१३॥**

અન્વયાર્થ:–તેન તં હ બક: દાલ્ભ્ય: વિદાંચકાર સ: હ નૈમિષીયાનાં ઉદ્ગાતા બભૂવ સ: હસ્મ એભ્ય: કામાન્ આગાયતિ–તે વડે તે ( પ્રાણને ) પ્રસિધ્ધ બક દલ્ભનો પુત્ર જાણતો હતો તે પ્રસિધ્ધ નિમિષ ક્ષેત્રમાં થયેલાનો ઉદ્ગાતા થયો, તે પ્રસિધ્ધ આ માટે ઇચ્છેલાનું ગાન કરતો હતો. (૧૩)

શબ્દાર્થ:—આ રીતે દલ્ભનો પુત્ર બક પ્રાણને જાણતો હતો. તે યજ્ઞ કરનારા નૈમિષિય ( નિમિષ ક્ષેત્રમાં ઉત્પન્ન થયેલા ) ઋષિઓનો ઉદ્ગાતા થયો તથા તેણે તેઓને અર્થે કામનાઓ પ્રાપ્ત થવા સામવેદનું ગાન કર્યું. ૧૩

**आगाता ह वै कामानां भवति। य एतदेवं विद्वानक्षरमुद्गीथमुपास्त इत्यध्यात्मम् ॥ १४ ॥**

અન્વયાર્થ:–આગાતા હ વૈ કામાનાં ભવતિ ય: એતત્ એવં વિદ્વાન્ અક્ષરં ઉદ્ગીથં ઉપાસ્તે ઇતિ અધ્યાત્મમ્–મેળવનાર પ્રસિધ્ધ કામનાઓનો થાય છે જે આને આ રીતે જાણે છે અક્ષરરૂપ ઉદ્ગીથની ઉપાસના કરે છે, આ આત્મા સંબંધી વર્ણન છે. (૧૪)

શબ્દાર્થ:—આ રીતે તેને ઓળખી જે કોઈ આ અક્ષર ( નાશ રહિત ) ઉદ્ગીથની ઉપાસના કરે છે, તે સર્વ કામનાઓની સિદ્ધિ કરનારો થાય છે. આ આધ્યાત્મિક પૂજન છે, એટલે આત્મવિષયક ઉદ્ગીથની ઉપાસના છે.૧૪

## તૃતીય ખંડ.

### અધિદૈવત પ્રાણરૂપે ઉદ્ગીથોપાસના.

**अथाधिदैवतं । य एवासौ तपति तमुद्गीथमुपासीतोद्यन्वा एष प्रजाभ्य उद्गायति। उद्यंस्तमोभयमपहन्त्यपह-न्ता ह वै भयस्य तमसो भवति । य एवं वेद ॥ १ ॥**

અન્વયાર્થ:–અથ અધિદૈવતં ય: એવ અસૌ તપતિ તં ઉદ્ગીથં ઉપાસીત ઉદ્યન્ વા એષ: પ્રજાભ્ય: ઉદ્ગાયતિ ઉદ્યન્ તમ: ભયં અપહતિ અપહંતા હ વૈ ભયસ્ય તમસઃ ભવતિ ય: એવં વેદ–વળી દેવતા સંબંધી જે જ આ પ્રકારો છે તે ઉદ્ગીથને ઉપાસના કરવી ઉંચે જતો પ્રસિધ્ધ આ પ્રજામાટે ગાન કરે છે ઉંચે ચઢતો અંધકારને તથા ભયને નસાડે છે, નાશ કરનાર પ્રસિધ્ધ ભયરૂપ અંધકારનો થાય છે જે આ રીતે ઉપાસે છે. (૧)

શબ્દાર્થ.–જે તપે છે, તે અધિદેવની ઉદ્‌ગીથતરીકે ઉપાસના કરવી જોઇએ. કારણ જે સૂર્ય ઉગે છે, તે પ્રાણીમાત્રના કલ્યાણને અર્થે ગાન કરે છે તથા તેના ઉગવાવડે તમનો ભય નાશ પામે છે. જે તેને આ પ્રમાણે જાણે છે તે તમ અર્થાત્ અંધકારના ભયનો નાશકર્તા થાય છે ૧

ટીકાઃ–ઉદ્‌ગીથ જૂદા જૂદા પ્રકારે ઉપાસના કરવા યોગ્ય હોવાથી વાર્તારૂપે માનસિક ઉપાસના થઇ રહેવા પછી શ્રુતિ ઉદ્‌ગીથની ઉપાસના આધિદૈવિક છે, તે દર્શાવે છે. સૂર્ય, જે ઉષ્ણતાનો ઉત્પન્ન કર્તા છે, તેની ઉદ્‌ગીથ તરીકે ઉપાસના કરવી જોઇએ, અર્થાત્ ઉદ્‌ગીથરૂપે સૂર્યનું પૂજન કરવું જોઇએ. ઉદ્‌ગીથમા જે અક્ષરો છે તેઓ સૂર્યને લાગુ પડે છે, તે આમાં દર્શાવ્યુ છે. એટલે **उदन् सन् गायति**–ઉગીને પ્રાણીને માટે ગાય છે અર્થાત્ જેના ઉગવાથી પ્રાણી માત્રના પોષણના હેતુ અન્નાદિ ઉત્પન્ન થાય છે. જો સૂર્ય ન ઉદય થતો હોય તો ઘઉ વિગેરે અન્ન ઉત્પન્ન થઇ શકે નહિ આથી કહેવામા આવ્યું છે કે, જેમ યજ્ઞવખતે ઉદ્‌ગાતા ગાન કરે છે તેમ સૂર્ય ગાન કરે છે, અર્થાત્ ઉદ્‌ગાતાઓ યજ્ઞ વખતે અન્નની વૃદ્ધિમાટે ઉદ્‌ગીથનું ગાન કરે છે. તેમજ સૂર્ય પણ કરે છે. વળી સૂર્યનારાયણના ઉગવાથી પ્રાણી માત્રને ઉત્પન્ન થતો ભય તથા રાત્રીનો અંધકાર દૂર થાય છે. જે કોઇ સૂર્યને ઉપર વર્ણવ્યા પ્રમાણે ઓળખે છે, તે જન્મ મરણાદિનો ભય તથા હેતુ ભૂત અજ્ઞાનતાનો નાશકર્તા થાય છે. ૧

### પ્રાણ તથા સૂર્યમાં ઐક્યતા.

**समान उ एवायश्चासौ चोष्णोऽयमुष्णोऽसौ स्वर इतीममाचक्षते स्वर इति प्रत्यास्वर इत्यमुं तस्माद्वा एतमिममगुंचोद्गीथमुपासीत ॥ २ ॥**

અન્વયાર્થ.–સમાનઃ ઉ એવ અયં ચ અસૌ ચ ઉષ્ણ અયં ઉષ્ણ. અસૌ સ્વરઃ ઇતિ ઇમં આચક્ષતે સ્વરઃ ઇતિ પ્રત્યાસ્વરઃ ઇતિ અમું તસ્માત્ વા એતં ઇમં અમું ચ ઉદ્‌ગીથં ઉપાસીત–સરખો પ્રસિદ્ધ જ આ પ્રાણ તથા આ આદિત્ય ઉષ્ણ આ તથા ઉષ્ણ આ સ્વરરૂપે ( ગમન કરનાર હોવાથી ) એમ આ પ્રાણને કહે છે સ્વરરૂપે ફરી ગમન કરનાર રૂપ એમ આને તેથી આને અર્થાત્ પ્રાણને આને અર્થાત્ આદિત્યને ઉદ્‌ગીથરૂપે ઉપાસના કરવી. (૨)

શબ્દાર્થ –( જો કે સ્થાને કરી ) આ પ્રાણ ભિન્ન છતા નામ તથા ગુણે કરી તે સૂર્યની સમાન છે. જેમ પ્રાણ. ઉષ્ણ છે, તેમ સવિતા પણ ઉષ્ણ છે. જેમ પ્રાણને સ્વર અર્થાત્ ગમનકર્તા કહે છે તેમ સવિતાને પ્રત્યાસ્વર ( ગમન કર્યા પછી પાછો આવનારરૂપે અર્થાત્ અસ્ત પામ્યા પછી પાછો ઉદય પામનારરૂપે ) કહે છે. આ રીતે નામ તથા ગુણે કરી સામ્યતા હોવાથી એઉની ઉદ્‌ગીથરૂપે ઉપાસના કરવી. ૨

### વ્યાનની ઉદ્‌ગીથરૂપે ઉપાસના.

**अथ खलु व्यानमेवोद्गीथमुपासीत । यद्वै प्राणिति स प्राणो यदपानिति सोऽपानोऽथ यः प्राणापानयोः सन्धिः स व्यानो यो व्यानः सा वाक् । तस्मादप्राणन्ननपानन्वाचमभिव्याहरति ॥३॥**

અન્વયાર્થ.– અથ ખલુ વ્યાનં એવ ઉદ્‌ગીથં ઉપાસીત યત્ વૈ પ્રાણિતિ સઃ પ્રાણઃ યત્ અપાનિતિ સઃ અપાન. અથ ય પ્રાણાપાનયો સંધિ સ વ્યાન ય વ્યાનઃ-સા વાક્ તસ્માત્ અપ્રાણન્ અપાનન્ વાચં અભિવ્યાહરતિ=વળી ખચીત વ્યાનને જ ઉદ્‌ગીથરૂપે ઉપાસના કરવી જેને ( મુખ નાસિકાવડે ) બહાર કાઢે છે તે પ્રાણ જેને અંદર

લે છે તે અપાન વળી જે પ્રાણ તથા અપાનની સંધિ તે વ્યાન જે વ્યાન તે વાણીરૂપ તેથી પ્રાણ તથા અપાનને વ્યાપાર ન કરતો છતો વાણીને બોલે છે. ૩

શબ્દાર્થઃ–ત્યાર પછી વ્યાનની ઉદ્‌ગીથરૂપે ઉપાસના કરવી જોઇએ. કારણકે પુરુષ જે મુખનાસિકાવડે વાયુને બહાર કાઢે છે, તે પ્રાણ છે. જેવડે વાયુને પુરુપ અંદર લે છે તે અપાન છે. આ પ્રાણ તથા અપાનની સંધિ તે વ્યાન છે. જે વ્યાન છે તે વાણીરૂપ છે. આથી મનુષ્ય પ્રાણ તથા અપાનના વ્યાપાર વિના વાણીનો ઉચ્ચાર કરે છે. ૩

ટીકાઃ–ઉદ્‌ગીથની ઉપાસનાનું જૂદી રીતે આમાં વર્ણન કરવામાં આવ્યું છે. વ્યાનની ઉદ્‌ગીથરૂપે ઉપાસના કરવી જોઇએ. મનુષ્ય પોતાની નાસિકા અથવા મુખવડે જે શ્વાસ બહાર કાઢે છે, તેને પ્રાણ કહેવામાં આવે છે. જે ધર્મવડે અંદર લે છે તેને અપાન કહેવામાં આવે છે. હવે પ્રાણ તથા અપાન એ બેની વચલી સ્થિતિ વિશે કહેવામાં આવે છે. આનું વ્યાન એવું નામ આપવામાં આવ્યું છે. આ પ્રાણ તથા અપાનને મૂકી એકદમ વ્યાન વિશે વર્ણન કરવાનું કારણ એ કે, તે પ્રાણ તથા અપાન કરતાં શ્રેષ્ઠ છે. આ વ્યાનની શ્રેષ્ઠતાવિશે કહેવામાં આવે છે કે, વ્યાન વાણીરૂપ છે, એટલે વ્યાનનો ધર્મ વાણી છે. આ પ્રમાણે વાણીનો ધર્મ વ્યાનને આધીન હોવાથી મનુષ્યો પ્રાણ તથા અપાનના આશ્રયવિના બોલી શકે છે. ૩

### વ્યાનની આવશ્યક્તા.

**या वाक्सर्क्तस्मादप्राणन्ननपानन्नृचमभिव्याहरति यर्क्तत्साम तस्मादप्राणन्ननपानन्साम गायति यत्साम स उद्गीथस्तस्मादप्राणन्ननपानन्नुद्गायति ॥४॥**

અન્વયાર્થઃ–યા વાક્ સા ઋક્=જે વાણી તે ઋચારૂપે. ૪

શબ્દાર્થઃ—વાણી તે ઋક્ છે. આથી મનુષ્યો શ્વાસ લેવા તથા મૂકવા સિવાય ઋક્‌ને બોલે છે. જે ઋક્ તે જ સામ છે. આથી શ્વાસ લેવા તથા મૂકવા સિવાય ગાન થઇ શકે છે. જે સામ છે તે જ ઉદ્‌ગીથ છે. આથી પ્રાણ તથા અપાનવિના મનુષ્ય ગાન કરે છે. ૪

ટીકાઃ—વાણી ઋકરૂપે છે, ઋક્ સામરૂપે છે તથા સામ ઉદ્‌ગીથરૂપે છે. આ કારણથી ઋક્, સામ તથા ઉદ્‌ગીથ, વ્યાનની મદદથી જ ઉચ્ચારિત થઇ શકે છે. પણ પ્રાણ તથા અપાનની જરૂર પડતી નથી. ૪

**अतो यान्यन्यानि वीर्यवन्ति कर्माणि यथाग्नेर्मन्थनमाजेः सरणं दृढस्य धनुष आयमनमप्राणन्ननपानꣳस्तानि करोत्येतस्य हेतोर्व्यानमेवोद्गीथमुपासीत ॥ ५ ॥**

અન્વયાર્થઃ–અતઃ યાનિ અન્યાનિ વીર્યવન્તિ કર્માણિ યથા અગ્નેઃ મંથનં આજેઃ સરણં દૃઢસ્ય ધનુષઃ આયમનં અપ્રાણન્ અપાનન્ તાનિ કરોતિ એતસ્ય હેતોઃ વ્યાનં એવ ઉદ્‌ગીથં ઉપાસીત=આથી જે અન્ય વીર્યવાળાં કર્મો જેમ અગ્નિમાથી મંથન, માર્ગનું ગમન, દૃઢ ધનુષનું આકર્પણ, પ્રાણ અપાનનો વ્યવહાર કર્યા વિના કરે છે, આ હેતુથી વ્યાનને જ ઉદ્‌ગીથરૂપે ઉપાસના કરવી ૫

શબ્દાર્થઃ—આથી જ સઘળાં મહાન્ કાર્યો જેવાં કે મંથનથી અગ્નિ ઉત્પન્ન કરવો, માર્ગનું ગમન અથવા ધનુષમાં દોરી ચઢાવવી વિગેરે પ્રાણ તથા અપાનની મદદ સિવાય કરવામાં આવે છે. આથી વ્યાનની ઉદ્‌ગીથ તરીકે ઉપાસના કરવી. ૫

ટીકાઃ—વ્યાનનો ધર્મ એકલો વાણી જ નથી, પણ ઘણાં શ્રમ આપનારાં બીજાં મહાન્ કર્મો જેવાં મંથનથી અગ્નિ ઉત્પન્ન કરવો,

માર્ગમાં દોડવું, ધનુષ્યમાં દોરી ચઢાવવી વિગેરે પ્રાણ તથા અપાનની મદદ લીધા વિના વ્યાનવડે મનુષ્યો કરી શકે છે. આ જ કારણથી પ્રાણ તથા અપાનના ધર્મથી વ્યાનને શ્રેષ્ઠ ગણવામા આવ્યો છે. જેમ રાજાની ઉપાસના કરવી સારી ગણાય છે, તેમ મહાનનું પૂજન યોગ્ય તથા વધારે લાભકર્તા થઇ પડે છે તથા તેથી વ્યાનને પૂજનીય વસ્તુ ગણી છે.

### ઉદ્‌ગીથના અક્ષરોની ઉપાસના.

**अथ खलूद्गीथाक्षराण्युपासीतोद्गीथ इति प्राण एवोत्प्राणेन ह्युत्तिष्ठति वाग्गीर्वाचो ह गिर इत्याचक्षतेऽन्नं थमन्ने हीदꣳसर्वं-स्थितम् ॥ ६ ॥**

અન્વયાર્થ:–અથ ખલુ ઉદ્‌ગીથાક્ષરાણિ ઉપાસીત ઉદ્‌ગીથઃ ઇતિ પ્રાણઃ એવ ઉત્ પ્રાણેન હિ ઉત્તિષ્ઠતિ વાક્‌ગીઃ વાચઃ હ ગિરઃ ઇતિ આચક્ષતે અન્નં થં અન્ને હિ ઇદં સર્વં સ્થિતમ્—વળી નક્કી ઉદ્‌ગીથના અક્ષરોની ઉપાસના કરવી ઉદ્‌ગીથ અહી પ્રાણ જ ઉત્‌રૂપે, પ્રાણવડે કારણ કે ઉઠે છે વાણી ગીરૂપે વાણી પ્રસિદ્ધ ગિરરૂપે એમ કહે છે અન્ન થરૂપે અન્નમાં આ સર્વ રહેલ છે.

શબ્દાર્થ:—હવે ખરેખર ઉદ્‌ગીથ શબ્દના અક્ષરોની ઉદ્‌ગીથ તરીકે ઉપાસના કરવી જોઇએ. પ્રાણ તે ઉત્ કહેવામા આવે છે. કારણ કે પ્રાણવડે મનુષ્ય ઉઠી શકે છે, વાણી ગી છે, કારણ વાક્ અને ગિર્ એક જ અર્થના વાચક છે; અને થ અન્નરૂપે છે. કારણ દરેકનું અન્નથી પોષણ થાય છે. ૬

ટીકા:—આમાં દર્શાવવામા આવ્યું છે કે, ઉદ્‌ગીથના અક્ષરોનું પૂજન કરવું જોઇએ. એટલે નહી કે ઉદ્‌ગીથમા રહેલા અક્ષરોનું, પણ તેના વર્ણોનું જાણવું. નામના વર્ણોનું પૂજન કરવાથી તે નામનું પૂજન થઇ શકે છે. પ્રાણ ઉત્ છે એટલે ઉત્ વર્ણને પ્રાણ માનવો. હવે પ્રાણને ઉત્ કેમ કહેવામા આવે છે તે દર્શાવે છે. સર્વ પ્રાણીઓ ઉત્તિષ્ઠતિ–ઉઠી શકે છે, પણ પ્રાણ રહિત વસ્તુઓ ઉઠી શકતી નથી. આથી ઉત્ અને પ્રાણની સાદશ્યતા છે. વાણીને ગી કહેવામાં આવે છે. કારણ સર્વ પ્રમાણિક મનુષ્ય ગી શબ્દથી વાણીને ઓળખે છે. અન્ન તે થ છે. કારણ સર્વ વસ્તુ સ્થિત અર્થાત્ રહેલી અન્નવડે જ છે. આથી અન્ન તથા થની સાદશ્યતા આગળના ભાગમાં શ્રુતિમાં ફરીથી દર્શાવી છે. ૬

**द्यौरेवोदन्तरिक्षं गीः पृथिवी थमादित्य एवोद्वायुर्गीरग्निस्थꣳ सामवेद एवोद्यजुर्वेदो गी. ऋग्वेदस्थं दुग्धेऽस्मै वाग्दोहं यो वाचोदोहोऽन्नवानन्नादो भवति य एतान्येवं विद्वानुद्गीथाक्षराण्युपास्त उद्गीथ इति ॥ ७ ॥**

અન્વયાર્થ:–દ્યૌઃ એવ ઉત્ અંતરિક્ષં ગીઃ પૃથિવી થં આદિત્યઃ એવ ઉત્ વાયુઃ યજુર્વેદઃ ગીઃ ઋગ્વેદઃ થં દુગ્ધે અસ્મૈ વાક્ દોહં યઃ વાચઃ દોહઃ અન્નવાન્ અન્નાદઃ ભવતિ યઃ એતાનિ એવં વિદ્વાન્ ઉદ્‌ગીથાક્ષરાણિ ઉપાસ્તે ઉદ્‌ગીથ:–સ્વર્ગ ઉતરૂપે અંતરિક્ષ ગીરૂપે, પૃથ્વી થરૂપે આદિત્યજ ઉતરૂપે, વાયુગીરૂપે, અગ્નિ થ રૂપે સામવેદ જ ઉત્ રૂપે, યજુર્વેદ ગીરૂપે ઋગ્વેદ થરૂપે દોહન કરે છે. આને માટે વાણી દોહનને જે વાણીના દોહન કરનારરૂપ ભોગ્યરૂપ ભોક્તારૂપ થાય છે જે (ઉદ્‌ગીથના) આ અક્ષરોને આ રીતે જાણે છે, ઉદ્‌ગીથના અક્ષરોની ઉપાસના કરે છે. (૭)

શબ્દાર્થ:—સ્વર્ગ ઉત્ છે, અન્તરિક્ષ ગી છે અને પૃથિવી થ છે. સૂર્ય ઉત્ છે, વાયુ ગી છે અને અગ્નિ સ્થ છે. સામવેદ ઉત્ છે, યજુર્વેદ ગી છે અને ઋગ્વેદ થ છે. આ પ્રમાણે ઓળખાતે ઉદ્‌ગીથ તરિકે ઉદ્‌ગીથના અક્ષરોની જે ઉપાસના કરે છે, તેને

માટે વાણી દોહન કરે છે, અર્થાત્ જે વાણીના દોગ્ધારૂપ છે. ( વાણી તેને સ્વાધીન રહે છે. ) તે અન્નવાન્ થાય છે તથા પ્રદીપ્ત જઠરાગ્નિવાળો થાય છે. ૭

**अथ खल्वाशीः समृद्धिरुपसरणानीत्युपासीत येन साम्ना स्तोष्यन् स्यात्तत्सामोपधावेत् ॥ ८ ॥**

અન્વયાર્થ:-અથ ખલુ આશીઃ સમૃદ્ધિઃ ઉપસરણાનિ ઇતિ ઉપાસીત યેન સામ્ના સ્તોષ્યન્ સ્યાત્ તત્ સામ ઉપધાવેત્-વળી નક્કી કામના ફળની પ્રાપ્તિ ધ્યેય વસ્તુ છે એમ ઉપાસના કરવી, જે સામવડે સ્તુતિ કરતો છતો થાય તે સામનું સ્મરણ કરવું. (૮)

શબ્દાર્થ.—(ઉપાસના થઇ રહ્યા પછી ) કામ ફળની જે રીતે સિદ્ધિ થાય, તેમ કરવું જોઇએ. આ ધ્યેય વસ્તુઓ છે, એમ જાણી તેની ઉપાસના કરવી. ઉદ્ગાતા જે સામના મંત્રવડે સ્તુતિ કરનારો થાય, તે સામ મંત્રનું ચિંતન કરવું. ૮

**यस्यामृचि तामृचं यदार्षेयं तमृषिं यां देवतामभिष्टोष्यन् स्यात्तां देवतामुपधावेत् ॥ ९ ॥**

**येन छन्दसा स्तोष्यन् स्यात्तच्छन्द उपधावेद्येन स्तोमेन स्तोष्यमाणः स्यात्त-स्तोममुपधावेत् ॥ १० ॥**

**यां दिशमभिष्टोष्यन् स्यात्तां दिशमुपधावेत् ॥११॥ आत्मानमन्तत उपसृत्य स्तुवीत कामं ध्यायन्नप्रमत्तोऽभ्याशो ह यदस्मै स कामः समृद्ध्येत यत्कामः स्तुवीतेति यत्कामः स्तुवीतेति ॥ १२ ॥**

શબ્દાર્થ.—જે ઋક્‌ના મંત્રોમાં સામના મંત્રો આવે છે તે ઋક્‌નું, જે ઋષિ સંબંધી સામ છે તે ઋષિનું તથા જેવડે દેવની સ્તુતિ થતી હોય, તે દેવનું ચિંતન કરવું જોઇએ. ૯

શબ્દાર્થ:—જે ગાયત્રી આદિ છંદોવડે સ્તુતિ કરવામાં આવે છે તેનું તથા જે સ્તુતિવડે તેની પ્રશંસા કરવામાં આવે છે, તે સ્તોમનું ચિંતન કરવું જોઇએ. ૧૦

શબ્દાર્થ:—વળી જે દિશા સામા ઉભા રહી સ્તુતિ કરવામાં આવે છે તે દિશાનું ચિંતન કરવું જોઇએ. ૧૧

શબ્દાર્થ:—આ ધ્યાન પૂરૂં થયા પછી ઉદ્ગાતાએ આત્માનું ( ગોત્રાદિવડે ) ચિંતન કરી, કામનાનું ધ્યાન કરતો છતો સ્વરાદિમાં પ્રમાદથી રહિત થઇ સ્તુતિ કરવી. ઉદ્ગાતા આ ઉપર કહેલ રીતિ પ્રમાણે જે કાઇ કર્મમાં જે કામનાની સ્તુતિ કરતો હોય, તે કર્મમાં જલદી તે ઉદ્ગાતાની તે કામના સિદ્ધ થવી જોઇએ. ૧૨

ટીકા:—સામાદિ મંત્રોની સ્તુતિ કર્યાં પછી તેણે પોતાના આત્માનું ચિંતન કરવું. કર્મને અનુસરનારી કામનાઓની સ્તુતિ કરવી જોઇએ. અપ્રમત્ત શબ્દનો અર્થ દુર્ગુણ કે ખોટી રીતે થતા વર્ણોચ્ચારથી દૂર રહેવું તે. આ રીતે જે બ્રહ્મને ઓળખે છે, તે સત્વર ફળને પ્રાપ્ત થાય છે. શું ફળ ? જેની કામના રાખે છે તે. પુનરાવૃત્તિ અત્યંત આતુરતા દર્શાવે છે. ૯-૧૨.

## ચતુર્થ ખંડ.

### ॐકારોપાસના.

**ॐ मित्येतदक्षरमुद्गीथमुपासीतोमिति ह्युद्गायति तस्योपव्याख्यानम् ॥१॥**

અન્વયાર્થ:-ૐ ઇતિ એતત્ અક્ષરં ઉદ્ગીથં ઉપાસીત ઓ ઇતિ હિ ઉદ્ગાયતિ તસ્ય ઉપવ્યાખ્યાનમ્-ૐ આ અક્ષરને ઉદ્ગીથરૂપે ઉપાસના કરી ૐ એમ ગાન કરે છે તેનું નિરૂપણ છે. (૧)

શબ્દાર્થ:-ૐ-ઉદ્ગીથ અક્ષરની ઉપાસના

કરવી જોઇએ તથા તેનું ગાન કરવું જોઇએ. તેનું હવે વર્ણન કરવામાં આવે છે. ૧

देवा वै मृत्योर्बिभ्यतस्त्रयीं विद्यां प्राविश-स्ते छन्दोभिराच्छादयन्यदेभि राच्छादयꣳस्तच्छन्दसां छन्दस्त्वम्॥२॥

અન્વયાર્થ:-આચ્છાદયન્-રક્ષણ કર્યું.

શબ્દાર્થ:—મૃત્યુથી ભય પામતા દેવો તથા ( અસુરોએ ) વેદોના ત્રણ પ્રકારનાં કર્મમા પ્રવેશ કર્યો. તેઓ છંદોવડે જપાદિ કરતા છતાં આત્માનું આચ્છાદન કરવા લાગ્યા અર્થાત્ રક્ષણ કરવા લાગ્યા. કારણ કે દેવોએ છંદવડે પોતાનું ( आच्छादयन् ) રક્ષણ કર્યું, તેથી છંદનું છંદપણું છે. ૨

तानु तत्र मृत्युर्यथा मत्स्यमुदके परिपश्येदेवं पर्यपश्यदृचि साम्नि यजुषि । ते नु विदित्वोर्ध्वा ऋचः साम्नो यजुषः स्वरमेव प्राविशन् ॥ ३ ॥

અન્વયાર્થ:-વિત્વા-જાણી, ઊર્ધ્વા-ઉત્ક્રમણ કરી. ( ૩ )

શબ્દાર્થ:—( ગર આદિ ઉપાયોને સાધનરૂપે માનનારા માછીઓ ) જળમાં મત્સ્યને જૂવે, તે પ્રમાણે કર્મમા આસક્ત દેવોને ઋક્, સામ તથા યજુષમાં અર્થાત્ તે સંબંધી કર્મમાં જોયા. કર્મથી શુદ્ધ થયલા દેવો મૃત્યુનું આ કર્મ જાણી ઋક્, સામ તથા યજુષના કર્મોનું ઉત્ક્રમણ કરી ૐ એવા સ્વરની ઉપાસના કરવા લાગ્યા. ૩

ટીકા—જેમ માછીઓ છાછરા જળ વિશે જૂવે છે કે, મત્સ્યો કેવી રીતે મળી શકશે, તેના ઉપાયો યોજવામાં તેઓ આસક્ત હોય છે, તેમ જ મૃત્યુએ દેવોને ક્રિયાવિશે આસક્ત જોયા અર્થાત્ તેણે જાણ્યું કે જો તેઓની ફળ સહિત ક્રિયાઓનો નાશ થશે તો તેઓ મત્સ્યની માફક પ્રાપ્ત થઇ શકશે. મૃત્યુએ દેવોને કયાં જોયા ? ઋક્, યજુષ અને સામ વિશે, એટલે કે વેદોવડે થતી ક્રિયાઓમાં આસક્ત. ત્યાર પછી દેવો વેદોના કર્મવિશે આસક્ત થવાથી બુદ્ધિ સંસ્કાર યુક્ત થવાને લીધે મૃત્યુનો હેતુ જાણી ગયા. આમ જાણવાથી તેઓએ ત્રણ વેદોથી લભ્ય કર્માદિનો ત્યાગ કરી અમર તથા રક્ષક એવા સ્વર અક્ષરનો આશ્રય લીધો. एव શબ્દવડે કર્મ એકલા નહિ, પણ ૐકારની ઉપાસના સિવાય સર્વ ક્રિયાનો પણ ત્યાગ દર્શાવે છે. ( ૩ )

यदा वा ऋचमाप्नोत्योमित्येवातिस्वरत्येवꣳसामैवं यजुरेष उ स्वरो यदेतदक्षरमेतदमृतमभयं तत्प्रविश्य देवा अमृता अभया अभवन् ॥४॥

અન્વયાર્થ:—અતિસ્વરતિ–અતિશય આદરવડે ઉચ્ચારે છે. ( ૪ )

શબ્દાર્થ:—જ્યારે ઋકના મંત્રને અધ્યયનવડે સ્વાધીન કરવામાં આવે છે ત્યારે ૐ એમ આદરયુક્ત બુદ્ધિવડે ઉચ્ચાર કરવામાં આવે છે. તેમ જ સામ તથા યજુષના અધ્યયન સમયે પણ ૐનો ઉચ્ચાર કરવામાં આવે છે. આ સ્વર અક્ષર-નાશ રહિત, અમૃતરૂપ તથા અભયરૂપ છે. આનું બ્રહ્મબુદ્ધિવડે ધ્યાન કરવાથી દેવો અમૃતરૂપ તથા ભયથી રહિત થયા. ૪

ટીકા:—આ મંત્રમાં સ્વર શબ્દમાંથી ૐકાર અક્ષર કેવી રીતે નિકળ્યો છે, તે દર્શાવ્યો છે. ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદના મંત્રોનું ગાન કરતી વખતે ૐકારનો સ્વરયુક્ત ઉચ્ચાર થાય છે, તેથી એને સ્વર કહેવામાં આવે છે. આ અક્ષર અમૃત તથા અભય દર્શાવનારો કહેવામાં આવે છે. આ અક્ષરના આશ્રયથી દેવોએ આત્મના ધર્મો-અભય અને રક્ષણને મેળવ્યાં ૪

स य एतदेवं विद्वानक्षरं प्रणौत्येतदेवाक्षरꣳस्वरममृतमभयं प्रविशति त-

त्प्रविश्य यदमृता देवास्तदमृतो भवति ॥ ५ ॥

અન્વયાર્થ:-પ્રણૌતિ-અતિશય સ્તુતિ કરે છે. ( ૫ )

શબ્દાર્થ:-જે વિદ્વાન્ આ અક્ષરની સ્તુતિ કરે છે ( ઉપાસે છે ) તે અમૃત તથા અભયરૂપ બ્રહ્મને વિશે પ્રવેશ કરે છે અને તેમાં પ્રવેશ કર્યા પછી દેવોની માફક તે પણ અમર થાય છે.

ટીકાઃ-દેવોની માફક જે કોઇ અમૃત અને અભયયુક્ત આ અક્ષરને ઓળખે છે તથા તેની સ્તુતિ કરે છે, તે તેને પ્રાપ્ત થાય છે તથા દેવાની માફક તેઓ અમરપણાંને પ્રાપ્ત થાય છે. જેમ મનુષ્ય રાજા પોતાના અતિથિની સાથે ઘણો ગાઢો વ્યવહાર છતાં ન્યાયપુરઃસર તેની સાથે વર્તે છે, તેમ દેવોને ૐકારની ઉપાસનાથી જેટલું ફળ પ્રાપ્ત થાય છે, તેટલું જ મનુષ્યને પ્રાપ્ત થાય છે, પણ તેમાં કોઇ રીતની ન્યુનાધિકતા હોતી નથી. ૫

## પંચમ ખંડ.

### આદિત્યની ઉદ્ગીથોપાસના.

अथ खलु य उद्गीथः स प्रणवः यः प्रणवः स उद्गीथ इत्यसौ वा आदित्य उद्गीथ एष प्रणव ओमिति ह्येष स्वरन्नेति ॥ १ ॥

શબ્દાર્થ:-ખરેખર જે ઉદ્ગીથ છે તે જ પ્રણવ છે અને પ્રણવ છે તે જ ઉદ્ગીથ છે. ખરેખરું જોતાં આ આદિત્ય એ જ ઉદ્ગીથ છે તથા એ જ પ્રણવ છે. કારણ કે આ સવિતા ૐ એમ સ્વરનો ઉચ્ચાર કરતો છતો ગમન કરે છે અથવા તો પ્રાણીઓની પ્રવૃત્તિ અર્થે ૐ એ પ્રમાણે અનુજ્ઞા કરતો છતો ગમન કરે છે. ૧

एतमु एवाहमभ्यगासिषं तस्मान्मम त्वमेकोऽसीति ह कौषीतकिः पुत्रमुवाच रश्मींस्त्वं पर्यावर्तयाद्बहवो वै ते भविष्यन्तीत्यधिदैवतम् ॥ २ ॥

અન્વયાર્થ:-અભ્યગાસિષં-સ્તુતિ કરી, પર્યાવર્તયાત્=ભેદયુક્ત જાણ્યું (૨)

શબ્દાર્થ:-કૌષીતકિએ પોતાના પુત્રને કહ્યું કે, મેં ( રશ્મિનો ભેદ ગણ્યા વિના ) સૂર્યની એક જ સ્તુતિ કરી, જેથી મેં તને એકને જ મેળવ્યો. પણ તું રશ્મિ (કિરણો) તથા સૂર્યને ભિન્ન જાણે છે, તેથી તું વધારે સંતતિયુક્ત થશે. આ અધિદૈવ સંબંધી ૐકારની ઉપાસના છે. ૨

ટીકાઃ-કુષીતકના પુત્ર કૌષીતકિએ પોતાના પુત્રને કહ્યું કે, ખરેખર મેં સૂર્યની સ્તુતિ કરી અર્થાત્ મેં સૂર્યને તથા તેના કિરણોને એક જાણી સ્તુતિ કરી અને તેથી મને તુ એકલો જ પુત્રરૂપે પ્રાપ્ત થયો છે પણ તું સૂર્યને તથા તેના કિરણોને ભિન્ન ભિન્નરૂપે જાણે છે, માટે તને ઘણી સંતતિ થશે ૨.

अथाध्यात्मं य एवायं मुख्यः प्राणस्तमुद्गीथमुपासीतोमिति ह्येष स्वरन्नेति

શબ્દાર્થ—હવે અધ્યાત્મ સંબંધી કહેવામાં આવે છે. આ મુખ્ય પ્રાણની ઉદ્ગીથરૂપે ઉપાસના કરવી જોઇએ. કારણ કે પ્રાણ એ, ૐ એમ વાગાદિ પ્રવૃત્તિને માટે અનુજ્ઞા કરતો છતો ગમન કરે છે. ૩

ટીકાઃ—ૐકારની ઉપાસના અધ્યાત્મરૂપે છે, તે વિશે આ મંત્રમાં વર્ણન કરવામાં આવ્યું છે. મહાપ્રાણની ઉપાસના કરવી જોઇએ. કારણ સૂર્યની માફક મહા પ્રાણ આદેશયુક્ત ૐ વાણીનો ઉચ્ચાર કરે છે અને પછી બીજી ઇન્દ્રિયો પોતપોતાના ધર્મો બજાવે છે. કોઇ પણ એમ નથી સાંભળતું કે આ પ્રાણ જ ૐકારનો ઉચ્ચાર કરે છે. તેથી એમ કહેવામાં આવ્યું કે, મહાપ્રાણ ઇન્દ્રિયોને પોતપોતાના ધર્મો બજાવવાની આજ્ઞા કરે છે. ૩.

पतंमु पवाहमभ्यगासिपं तस्मान्मम त्वमेकोऽसीति ह कौषीतकिःपुत्रमुवाच प्राणांस्त्वं भूमानमभिगायताद्बहवो वै मे भविष्यन्तीति ॥ ४ ॥

અન્વયાર્થ —અભિગયતાત્=સ્તુતિ કરી ૪

શબ્દાર્થ.—કૌષીતકિએ પોતાના પુત્રને કહ્યું કે, મે આ મુખ્ય પ્રાણની સ્તુતિ કરી હતી, જેથી મને તું એક પુત્ર છે. પણ તેં ભૂમા આત્માની અનેક પ્રાણો-વાગાદિએ સ્તુતિ કરી, 'આવી મને ઘણા પુત્રો થય' ( એ રીતનો તારો અભિપ્રાય જણાય છે. )

अथ खलु य उद्गीथः स प्रणवो यः प्रणव स उद्गीथ इति होतृषदनाद्धैवापि दुरुद्गीतमनुसमाहरतीत्यनुसमाहरतीति ॥ ५ ॥

અન્વયાર્થ—હોતૃસદનાત્=હોતારૂપે રહી જે કહેવું તે, દુરુદ્ગીત=પ્રમાદવડે નઠારૂં જે ગાન થાય તે ( ૫ )

શબ્દાર્થ:—જે કોઇ ઉદ્ગીથને પ્રણવ જાણે છે તથા પ્રણવને ઉદ્ગીથ જાણે છે, તે હોતાના સદન-સ્થાનને-કર્મોવડે ઉદ્ગાતાના પ્રમાદને ( ભૂલોને ) સુધારે છે ખરેખર તે જ સુધારી શકે છે ૫

ટીકા — ઉદ્ગીથ તે જ પ્રણવ છે, તે સાબીત કર્યા પછી તેના ગુણો દર્શાવે છે. હોતૃસદન-હોતાનુ સ્થાન સ્થાન કાંઇ અસર કરી શકતી ન હોવાથી સ્થાનવડે કર્મો લેવા ઉદ્ગાતાની ભૂલો એટલે ઉદ્ગીથ મંત્રોનો ઉચ્ચાર કરતી વખતે ઉદ્ગાતાથી થતી ભૂલો લેવી. આ ભૂલોને જેમ આયુર્વેદ અસુખાકારી સ્વભાવને સુધારે છે તેમ ૐકાર તથા પ્રણવને જાણનાર સુધારી શકે છે. ૫

---

## ૫૭૩ ખંડ.

### અધિદૈવતરૂપે ઉદ્ગીથોપાસના

इयमेवर्गग्नि साम तदेतद्तस्यामृच्यध्यूढ ँसाम तस्मादृच्यध्यूढ ँसाम गीयत इयमेव साऽग्निरमस्तत्साम ॥१॥

અન્વયાર્થ:—અધ્યૂઢ=ઉપરિ ભાવવડે રહેલ. ( ૧ )

શબ્દાર્થ —આ પૃથ્વી ઋક્રૂપે છે અર્થાત્ ઋકના મંત્રમાં પૃથ્વીરૂપ દૃષ્ટિ કરવી તથા અગ્નિ સામરૂપે છે અર્થાત્ સામમાં અગ્નિ દૃષ્ટિ કરવી કારણ કે સામ ઋગને વિશે આવેલ છે. આથી ઋક્ મંત્રમાં આશ્રય કરાયેલ સામનુ ગાન કરવામાં આવે છે. તે રીતે આ પૃથ્વી સાંરૂપ છે તથા અગ્નિ 'અમ' રૂપ છે. આ બેના એક થવાથી સામ શબ્દ થયો છે. ૧

ટીકા —અમુક કામનાઓની લબ્ધિ અર્થે ૐકારની ઉપાસનાનુ વર્ણન કર્યા પછી શ્રુતિ હવે સર્વ કામનાની સિદ્ધિને આપનારી ઉપાસનાનુ સ્વરૂપ દર્શાવે છે. પૃથ્વી ઋક્ છે એટલે પૃથ્વી અને અગ્નિ ઋક્ અને સામના સરખા સાદૃશ્યવાળા છે અર્થાત્ જેમ સામનો ઋક્ને વિશે સમાવેશ થાય છે તેમ અગ્નિનો પૃથ્વીવિશે સમાવેશ થાય છે એટલે સામના અક્ષરો પૃથ્વી તથા અગ્નિ દર્શાવનારા હોવાથી તેઓવિશે જરા પણ ભિન્નતા નથી. તાત્પર્ય કે જેમ ઋક્ અને સામ એક બીજા સાથે જોડાયલા છે, તેમ અગ્નિ અને પૃથ્વી એક બીજા સાથે જોડાયલા છે. ૧

अन्तरिक्षमेवर्ग्वायुः साम तदेतदेतस्यामृच्यध्यूढ ँसाम तस्मादृच्यध्यूढ ँसाम गीयतेऽन्तरिक्षमेव सा वायुरमस्तत्साम

શબ્દાર્થ — ખરેખર અન્તરિક્ષ ઋક્ છે તથા વાયુ સામ છે આમ ઋગ્વિશે આશ્રય કરી રહેલ છે. આથી સામવેદનો

ઉદ્દગાતા ઋચાના આશ્રિત એવા સામનું ગાન કરે છે. અંતરિક્ષ સા છે અને વાયુ અમ છે, જેથી બે શબ્દવડે સામ થયો છે. ૨

ટીકાઃ—સામ શબ્દનો પ્રથમ અક્ષર સા અંતરિક્ષ છે તથા બીજો અર્ધો શબ્દ અમ અગ્નિ છે. આ બે મળીને સામ શબ્દ થાય છે. તેઓ ભિન્ન નથી પણ ઋક્ તથા સામની માફક એકત્ર છે તથા તેથી તેઓ ઋક્ અને સામયુક્ત કહેવામા આવે છે. કેટલાક એમ કહે છે કે, આ મંત્રના બે ભાગો પૃથ્વી તથા ઋકના વાચક હોવાથી સામ શબ્દ પૂજનીય છે.૨

**द्यौरेवर्गादित्यः साम तदेतदेतस्यामृच्यध्यूढ़ꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते द्यौरेव साऽऽदित्योऽमस्तत्साम ३**

**नक्षत्राण्येवर्क् चन्द्रमाः साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते नक्षत्राण्येव सा चन्द्रमा अमस्तत्साम ४**

શબ્દાર્થ.—દ્યો ઋગ્ છે અને આદિત્ય સામ છે. સામ ઋક્‌ને આશ્રયી છે. આથી સામવેદનો ઉદ્દગાતા ઋક્‌ના મંત્રોને આશ્રયી એવા સામનું ગાન કરે છે. દ્યો સારૂપ છે તથા આદિત્ય અમ છે ૩

શબ્દાર્થ.—નક્ષત્ર ઋક્ છે અને ચદ્રમા સામ છે. સામ ઋક્‌ને આશ્રયી હોવાથી સામવેદનો ઉદ્દગાતા ઋક્‌ના મંત્રને આશ્રયી સામનું ગાન કરે છે નક્ષત્રો સારૂપ છે તથા ચંદ્રમા અમરૂપ છે, જેથી સામ શબ્દ થયો છે.

ટીકા —ચદ્ર નક્ષત્રોનો અધિપતિ હોવાથી તેની સામ સાથે સાદશ્યતા છે. ૪

**अथ यदेतदादित्यस्य शुक्लं भाः सैवर्गथ यन्नीलं परः कृष्णं तत्साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते ॥ ५ ॥**

શબ્દાર્થ —આદિત્યનો શુક્લ પ્રકાશ ઋક્ છે તથા કૃષ્ણ-અત્યંત કાળો ભાગ ( જે યોગીથી જોઇ શકાય પણ અન્યથી નહિ એવો ) સામ છે. સામ ઋક્‌ને આશ્રયી છે તેથી સામવેદનો ઉદ્દગાતા ઋક્‌ને આશ્રયી સામનું ગાન કરે છે. ૫

ટીકાઃ—સૂર્યનો શુક્લ ભાગ અર્થાત્ સૂર્યના પ્રકાશવાળાં કિરણો ઋક્ કહેવામાં આવે છે તથા તદન કૃષ્ણ ભાગ, જે શાસ્ત્રના જાણનારાઓને જ દશ્ય છે તે સામ છે. ૫

**अथ यदेवैतदादित्यस्य शुक्लं भाः सैव साऽथ यन्नीलं परः कृष्णं तदमस्तत्सामाथ य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषो दृश्यते हिरण्यश्मश्रुर्हिरण्यकेश आप्रणखात्सर्व एव सुवर्णः ६**

અન્વયાર્થ–હિરણ્મય –જ્યોતિમય, હિરણ્યશ્મશ્રુઃ–પ્રકાશનમાન દાઢીવાળો, હિરણ્યકેશ – પ્રકાશમાન કેશવાળો, આપ્રણખાત્–નખના અગ્રભાગથી તે સર્વ શરીર, સુવર્ણઃ–પ્રકાશમાન રૂપવાળો. ( ૬ )

શબ્દાર્થ-સૂર્યનો પ્રકાશ એટલે તેની જે શુક્લ કાન્તિ તે સા છે, તેની નીલ એટલે તેનો જે તદન કૃષ્ણવર્ણ તે અમ છે, જેનાવડે સામ શબ્દ થયો છે. સૂર્યના મધ્ય ભાગ વિશે સુવર્ણના કેશ તથા શ્મશ્રુ–દાઢીવાળો જે હિરણ્મય પુરુષ જોવામાં આવે છે, તેનું નખ પર્યંતનું સઘળું શરીર સુવર્ણની માફક પ્રકાશરૂપ છે.

ટીકાઃ—આમા સુવર્ણમય પુરુષવિશે જે કહેવામા આવ્યું છે તે ઘણી જ અસંભવિત વાત લાગે છે. કારણ કે જે દેવની સંધિઓ ઋક્ અને સામની બનેલી છે, તે દેવ હિરણ્મય કેવી રીતે હોઇ શકે ? આનુ તાત્પર્ય એ છે કે, હિરણ્મયવડે સુવર્ણ ધાતુ નહી જાણવી, પણ સુવર્ણ સરખો પ્રકાશ જાણવો અર્થાત્ જે પોતાના સ્થાનમા રહે છે અથવા જે જગતને પોતાના આત્માથી પૂર્ણ કરે છે, તે એક પુરુષ છે, આ પુરુષ સાંસારિક

વિષયનો જેણે ત્યાગ કર્યો છે, જેનું અંતઃકરણ સંતોષિત છે તથા જેણે પૂર્ણ રીતે બ્રહ્મચર્યાવસ્થા પાળી છે, તેને દશ્ય છે. સુવર્ણનાં શ્મશ્રુ તથા કેશવડે પ્રકાશવાન્ કેશ તથા શ્મશ્રુ લેવાં.

**तस्य यथा कप्यासं पुंडरीकमेवमक्षिणी तस्योदिति नाम स एष सर्वेभ्यः पाप्मभ्य उदित उदेति ह वै सर्वेभ्यः पाप्मभ्यो य एवं वेद ॥ ७ ॥**

અન્વયાર્થઃ—કપ્યાસં—વાનર જેવડે બેસે છે તે ભાગ સરખું તેજસ્વી. (૭)

શબ્દાર્થ—તેની આંખો વાનરાના પૃષ્ઠ ભાગ સરખા પ્રકાશમાન રાતા કમળના સરખી છે. આંને ઉત્ કહેવામાં આવે છે. તે ખરેખર સર્વ પાપોની ઉપર (ઉદ્ગત) ગમન કરે છે. જે તેને આ રીતે જાણે છે, તે સર્વ પોતાનું ઉત્ક્રમણ કરી જાય છે. ૭

ટીકાઃ—આ પરમ પુરુષ કે જેનું સર્વ શરીર સુવર્ણમય છે, તેનાં ચક્ષુમાં કેટલી ભિન્નતા છે? તેઓની આંખો વાંદરાના બેસવાના સ્થાનની આસપાસના ભાગોની માફક પ્રકાશતા રક્ત કમળના સરખી છે. કપ્યાસ—કપિ એટલે વાંદરો તથા તેનું આસ એટલે બેસવાનું સ્થાન. આ સ્થળે કમળ તથા કમળકોશની આસપાસના ભાગો વચ્ચે સાદૃશ્યતા છે, જે યોગ્ય છે. તેનું ઉત્ એવું ગુણવાચક નામ છે. તે સર્વ પાપ તથા તેનાં ફળને ઉદ્ગમન કરે છે, તેથી તેનું ઉત્ નામ આપવામાં આવ્યું છે. તેને ઉત્ એવા નામવાચક જે જાણે છે, તે સર્વ પાપોને ઓળંગી જાય છે.

**तस्यर्क्च साम च गेष्णौ तस्मादुद्गीथस्तस्मात्त्वेवोद्गातैतस्य हि गाता स एष ये चामुष्मात्पराञ्चो लोकास्तेषां चेष्टे देवकामानां चेत्यधिदैवतम् ॥ ८ ॥**

અન્વયાર્થ—ગેષ્ણૌ—એ પર્વો, મરાંચાઃ ઉર્ધ્વ, ઇષ્ટે—શાસન કરનાર. (૮)

શબ્દાર્થ—ઋક્ અને સામ અર્થાત્ સ્વર્ગ અને પૃથ્વી તેની સંધિઓ છે. આથી પરમાત્મા ઉદ્ગીથરૂપ છે. કારણ કે ઉતના ગાન કરનારરૂપ છે. તેથી તેનું નામ ઉદ્ગાતા છે. જે સૂર્યની ઉપરના સર્વ લોકો છે તે લોકનાપર, તેમ જ દેવોના સ્થાનની જે કામના રાખે છે તેઓની પર આ દેવ સત્તા ભોગવે છે. આ રીતે તેની ઉપાસનાને અધિદૈવત કહેવામાં આવે છે. ૮

ટીકાઃ—ઋક્ અને સામ જેને પૃથ્વી તથા સ્વર્ગની સાદૃશ્યતા આપી છે, તે તેની સંધિઓ છે. કારણ કે ફળની કામનાવાળા સર્વના તે સ્વામી હોવાથી તે સર્વના આત્મારૂપ છે. તે સર્વના કારણ હોવાથી તેઓ તેની સાંધઓ છે. તે ઉદ્ગીથરૂપ હોવાથી તે ઉતનો ગાન કરનાર ઉદ્ગાતા કહેવાય છે. ઉત્ નામના દેવ સૂર્યની ઉપરના ભાગમાં રહેનારા સર્વ દેવોના સ્વામી છે અને તે સર્વના રક્ષક છે. કારણ કે મંત્રમાં કહ્યું છે કે તે સ્વર્ગ તથા પૃથ્વીને ધારણ કરે છે. તે દેવોની સર્વ કામનાના સ્વામી છે. આ રીતે અધિદૈવરૂપ પૂજ્ય ઉદ્ગીથનું વર્ણન કરવામાં આવ્યું છે. ૮.

## સપ્તમ ખંડ.

### અધ્યાત્મરૂપ ઉદ્ગીથની ઉપાસના.

**अथाध्यात्मं वागेवर्क्प्राणः साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते वागेव सा प्राणोऽमस्तत्साम ॥ १ ॥ चक्षुरेवर्गात्मा साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते चक्षुरेव साऽऽत्माऽमस्तत्साम ॥ २ ॥ श्रोत्रमेवर्ङ्मनः साम तदेतदेतस्यामृच्यध्यूढꣳ साम तस्मादृच्यध्यूढꣳ साम गीयते श्रोत्रमेव सा मनोऽमस्तत्साम ॥ ३ ॥**

अन्वयार्थः—ऊथ–शस्त्रविशेष.

શબ્દાર્થ—હવે અધ્યાત્મ સંબંધીઃ–વાણી ઋક્ છે તથા પ્રાણ સામ છે. આ વાણીરૂપ ઋક્‌વિશે પ્રાણરૂપ સામ આશ્રય રાખે છે. આથી ઋક્‌વિશે આશ્રય કરાયલા સામનું ગાન થાય છે. વાણી તે સા છે તથા પ્રાણ અમ છે, જેમાથી સામ શબ્દ થયો છે. (૧) આંખ ઋક્ છે અને આત્મા સામ છે. આંખ-રૂપ ઋક્‌મા આત્મારૂપ સામ આશ્રિત છે. આથી ઋક્‌વિશે આશ્રિત સામનું ગાન કરવામાં આવે છે. ચક્ષુ સા છે તથા *આત્મા અમ છે, જેથી સામ થયો છે. (૨) શ્રોત્ર ઋક્ છે અને મન સામ છે. આ શ્રોતારૂપ ઋક્‌માં મનરૂપ સામ આશ્રય કરાયલું છે. આથી ઋક્‌માં આશ્રિત એવા સામનું ગાન કરવામાં આવે છે. આમાં શ્રોત્ર એ સા છે તથા મન એ અમ છે, જેથી સામ થયો છે. ૩

**अथ यदेतदक्ष्णः शुक्लं भाः सैवर्गथ यन्नीलं परः कृष्णं तत्साम तदेतदेतस्यामृच्यध्यूढ२ साम तस्मादृच्यध्यूढ२ साम गीयते । अथ यदेवैतदक्ष्णः शुक्लं भाः सैव साऽथ यन्नीलं परः कृष्णं तदमस्तत्साम ॥ ४ ॥**

શબ્દાર્થ—ચક્ષુનો શુકલ ભાગ ઋક્ છે, તેનો કાળો અર્થાત્ અત્યંત કૃષ્ણ ભાગ સામ છે. શુકલ વર્ણરૂપ ઋક્‌મા શ્યામ વર્ણરૂપ સામ આશ્રય કરાયલું છે. આથી ઋક્‌મા આશ્રિત રહેલા સામનુ ગાન કરવામા આવે છે આમા ચક્ષુનો વર્ણ સા છે તથા કૃષ્ણ વર્ણ અમ છે, જેથી સામ થયો છે. ૪

**अथ य एषोऽन्तरक्षिणि पुरुषो दृश्यते सैवर्क्तत्साम तदुक्थं तद्यजुस्तद्ब्रह्म तस्यैतस्य तदेव रूपं यदमुष्य रूपं यावदमुष्य गेष्णौ तौ गेष्णौ यन्नाम तन्नाम ॥ ५ ॥**

શબ્દાર્થ:—ચક્ષુના મધ્ય ભાગમાં જે પુરુષ દેખાય છે, તે ઋક્ (ઉક્થથી અન્ય શસ્ત્ર) તથા સામ (સ્તોત્ર) છે. તે જ ઉક્થ (શસ્ત્ર) છે, તે જ યજુસ્ (સ્વાહાદિ મંત્રરૂપ) છે તથા તે જ બ્રહ્મ છે, અર્થાત્ વેદરૂપ છે. આદિત્ય પુરુષનું જે રૂપ છે, તે જ ચાક્ષુષ પુરુષનું રૂપ છે. તેની જે સંધિઓ, તે ચાક્ષુષ પુરુષની સંધિઓ છે તથા તેનું જે નામ, તે જ ચાક્ષુષ પુરુષનું નામ છે. ૫

**स एष ये चैतस्मादर्वाञ्चो लोकास्तेषां चेष्टे मनुष्यकामानाञ्चेति तद्य इमे वीणायां गायन्त्येतं ते गायन्ति तस्मात्ते धनसनयः ॥ ६ ॥**

અન્વયાર્થ:—અર્વાગ્ચઃ–ક્ષેત્રથી ઉર્ધ્વ લોક અર્થાત્ મનુષ્ય લોક, ધનસનયઃ–ધનના લાભવાળા.

શબ્દાર્થ—ચક્ષુના સ્થાનમાં રહેલ સર્વને, તેમ જ મનુષ્યની કામનાઓને જે ઇચ્છે છે, તે સર્વને તે ચાક્ષુષ પુરુષ સ્વામી છે. વીણા વડે ગાયકો રાજાનું જે જે ગાન કરે છે, તે ઉપાધિવિશિષ્ટ ઇશ્વરનું ગાન છે. આથી તે ગાનારાઓ ધનના સ્વામીરૂપ થાય છે. ૬

**अथ य एवं विद्वान् साम गायत्युभौ स गायति सोऽमुनैव स एष ये चामुष्मात्पराञ्चो लोकास्ताꣳश्चाप्नोति देवकामाꣳश्च ॥ ७ ॥ अथानेनैव ये चैतस्मादर्वाञ्चो लोकास्ताꣳश्चाप्नोति मनुष्यकामाꣳश्च तस्मादुहैवंविदुद्गाता ब्रूयात् ॥ ८ ॥ कं ते काममागायानीत्येष ह्येव कामगानस्येष्टे य एवं विद्वान् साम गायति साम गायति ॥ ९ ॥**

શબ્દાર્થ—આ રીતે ઓળખીને જે સામનું ગાન કરે છે, તે બન્નેની અર્થાત્ ચાક્ષુષ

* અહીં આત્મા શબ્દવડે ચક્ષુમા રહેલ છાયા ગ્રહણ કરવી.

તથા આદિત્યની સ્તુતિનું ગાન કરે છે. એનાવડે જ આથી ઉર્ધ્વ લોકને તેમ જ દેવતાની કામનાને મેળવી શકાય છે. (૭) પોતાની દૃષ્ટિ નીચેના સર્વ પ્રદેશો અર્થાત્ મનુષ્ય લોકો તથા મનુષ્ય લોકની કામનાઓને મેળવી શકાય છે. આ પ્રમાણે ઉદ્‌ગીથનો ઉદ્‌ગાતા, જે આ સર્વ જાણે છે તે નહિ જાણનારાને કહે કે, (૮) શી શી કામનાઓ છે, તે મને કહે. હું તે કામનામાટે પ્રાર્થના કરીશ. જે આને ઓળખી સામની સ્તુતિમાં ગાન કરે છે, તે સર્વ કામનાઓની સિદ્ધિ કરનાર થાય છે. ૯

## અષ્ટમ ખંડ.

### પરમાત્મદૃષ્ટિવડે ઉદ્‌ગીથોપાસના.

**त्रयो होद्गीथे कुशला बभूवुः शिलकः शालावत्यश्चैकितायनो दाल्भ्यः प्रवाहणो जैवलिरिति । ते होचुरुद्गीथे वै कुशलाः स्मो हन्तोद्गीथे कथां वदाम इति ॥ १ ॥**

શબ્દાર્થ—ખરેખર ત્રણ પુરુષો ઉદ્‌ગીથ વિશે કુશળ હતા. એક શાલાવતનો પુત્ર શિલક, બીજો દલ્ભના વંશનો ચૈકિતાયન તથા ત્રીજો જીવલનો પુત્ર પ્રવાહણ. આ લોકોએ પોતાની માહોમાહે કહ્યું કે, આપણે ઉદ્‌ગીથમાં કુશળ છીએ અને જો રુચે તો આપણે એ સંબંધી વાદાત્મક કથા કરીએ. ૧

ટીકા:—ઉદ્‌ગીથનું ભિન્ન ભિન્ન પ્રકારે પૂજન થતું હોવાથી ઉપાસનાનો સૌથી શ્રેષ્ઠ માર્ગ અહીં દર્શાવવામાં આવ્યો છે તથા આ બાબતને સરળ કરવા તેનું અહીં વાર્તારૂપે વર્ણન કરવામાં આવ્યું છે. અહીં ત્રણ શબ્દવડે ત્રણના સમૂહને દર્શાવતો નથી, પણ એક ખાસ સભાના ત્રણ પુરુષો વિશે કહેવામાં આવ્યું છે. કારણ ઉશસ્તિ, જનશ્રુતિ તથા કૈકય આદિ બીજાઓ તો અગાઉથી કુશળ હતા, એમ કહેવામાં આવ્યું છે. (૧)

**तथेति ह समुपविविशुः स ह प्रवाहणो जैवलिरुवाच भगवन्तावग्रे वदतां ब्राह्मणयोर्वदतोर्वाचꣳ श्रोष्यामीति**

શબ્દાર્થ:—આમ કહી તેઓ એક સ્થળવિશે બેઠા. પ્રથમ જિવલના પુત્ર પ્રવાહણ રાજાએ કહ્યું કે, કૃપા કરી તમો બન્ને પ્રથમ વાદવિવાદ શરુ કરો, જેથી તમો બ્રાહ્મણવક્તાના વાદવિવાદને હું એક ચિત્તથી શ્રવણ કરીશ. (૨)

ટીકા:—અહીં ' તમો બ્રાહ્મણવક્તા ' કહેવાથી એમ જણાય છે કે, પ્રવાહણ જાતે ક્ષત્રિય હતો. ૨

**स ह शिलकः शालावत्यश्चैकितायनं दाल्भ्यमुवाच हन्त त्वा पृच्छानीति पृच्छेति होवाच ॥ ३ ॥ का साम्नो गतिरिति स्वर इति होवाच स्वरस्य का गतिरिति प्राण इति होवाच प्राणस्य का गतिरित्यन्नमिति होवाचान्नस्य का गतिरित्याप इति होवाच ॥ ४ ॥ अपां का गतिरित्यसौ लोक इति होवाच अमुष्य लोकस्य का गतिरिति न स्वर्गं लोकमतिनयेदिति होवाच स्वर्गं वयं लोकꣳ सामाभिसꣳस्थापयामः स्वर्गसꣳस्तावꣳहि सामेति ॥५॥**

અન્વયાર્થ:—ન સ્વર્ગં લોકં અતિનયેત્—સ્વર્ગ લોકનું ઉત્ક્રમણ કરી અન્ય સ્થળે પહોચાડતું નથી. (૫)

શબ્દાર્થ:—આમાથી શાલાવતના પુત્ર શિલકે દલ્ભના પુત્ર ચૈકિતાયનને આ પ્રમાણે કહ્યું કે, જો આપની ઇચ્છા હોય તો આપને હું કેટલાક પ્રશ્નો પૂછવાની ઇચ્છા રાખું છું. ત્યારે બીજાએ કહ્યું કે, જે આપને પૂછવું હોય તે મને પૂછો. (૩) પછી શિલકે પૂછ્યું કે, સામની ગતિ અર્થાત્ આશ્રય શું છે ?

ત્યારે ચૈકિતાયને પ્રત્યુત્તર દીધો કે, સ્વર એ સામની ગતિ* છે. પ્રશ્ન—સ્વરની શી ગતિ છે ? ઉત્તર:-પ્રાણ(બળ)એ સ્વરની ગતિ છે. પ્રશ્ન:-પ્રાણની શી ગતિ ? ઉત્તર:--અન્ન. પ્રશ્ન:-અન્નની શી ગતિ ? ઉત્તર:-જળ. (૪) પ્રશ્ન:--જળની શી ગતિ ? ઉત્તર:—આ અર્થાત્ સ્વર લોક. પ્રશ્ન:-આ સ્વર લોકની શી ગતિ ? ઉત્તર:-સામ સ્વર્ગની પ્રાપ્તિ કરાવ્યા પછી અન્ય કોઇ સ્થળે પહોંચાડતું નથી. કારણ આપણે સામની સ્થાપના સ્વર્ગવિશે કરીએ છીએ. સ્વર્ગની સ્તુતિવાળું આ સામ છે.

**तस्ह शिलकः शालावत्यश्चैकितायनं दाल्भ्यमुवाचाप्रतिष्ठितं वै किल ते दाल्भ्य साम यस्त्वेतर्हि ब्रूयान्मूर्द्धा ते विपतिष्यतीति मूर्द्धा ते विपतेदिति**

શબ્દાર્થ:- તે સમયે શાલાવતના પુત્ર શિલકે દલ્ભના પુત્ર ચૈકિતાયનને કહ્યું કે, હે દાલ્ભ્ય ! ન્યાય તથા આગમવડે અપ્રતિષ્ઠિત તારું સામ છે. આ રીતે વિપરીત સામ કહેનારને જો કોઇ ન્યાયયુક્ત સામને જાણનારો એમ કહે કે, તારા મસ્તકનો પાત થશે, તો તે જ સમયે તેના મસ્તકનો પાત થાય. ૬

ટીકા:-અપ્રતિષ્ઠિત કહેવાનું કારણ એ કે, વર્ણનમાં તમે ઘણું દર્શાવો છો તથા શોધ વિશે તેની ગતિ સ્વર્ગ સુધી જ લઇ જાઓછો, પણ એથી આગળ નહિ. ૬

**हन्ताहमेतद्भगवतो वेदानीति विद्धीति होवाचामुष्य लोकस्य का गतिरित्ययं लोक इति होवाच अस्य लोकस्य का गतिरिति न प्रतिष्ठां लोकमतिनयेदिति होवाच प्रतिष्ठां वयं लोक स्सामाभिसंस्थापयामः प्रतिष्ठासंस्तावस्हि सामेति ॥ ७ ॥**

* આ ખધે સ્થળે ગતિ શબ્દવડે કારણ સમજવું.

શબ્દાર્થ:-ત્યારે શિલકે ચૈકિતાયનને કહ્યું કે, એમ છે ત્યારે તો હે ભગવન્ ! હું આ બાબતને આપની પાસેથી સારી રીતે જાણવા માગું છું. ચૈકિતાયને કહ્યું કે, ઠીક ત્યારે હું તને એ વિષય સમજાવીશ. પ્રથમ હું પૂછું છું કે, સ્વર્ગ લોકની શું ગતિ છે તે મને કહે. ત્યારે શિલકે મનુષ્ય લોક સંબોધી કહ્યું કે, મનુષ્ય લોક તેની ગતિ છે. ત્યારે આ મનુષ્ય લોકની ગતિ શું છે ? તેના ઉત્તરમાં તેણે જવાબ દીધો કે, આ પ્રતિષ્ઠારૂપ લોકનું આપણે ઉલ્લંઘન કરી શકવા સમર્થ નથી. કારણ તે પ્રતિષ્ઠારૂપ લોકનાપર સામ આધાર રાખે છે, જેથી સામની સ્તુતિવિશે તેનું પ્રતિષ્ઠારૂપે વર્ણન કરવામાં આવ્યું છે. ૭

ટીકા:-ભૂમિ યજ્ઞ, દાન તથા હવિવડે ઉર્ધ્વ લોકનો આશ્રય કરાવે છે. આ કારણથી જ શ્રુતિમાં કહેવામાં આવ્યું છે કે, મનુષ્યોનાં બલિદાનોથી દેવોનું જીવન ચાલે છે. વળી એ તો ખુલ્લું છે કે, ભૂમિ સર્વ પ્રાણી માત્રનો આશ્રય છે. આથી ભૂમિ સામના પણ આશ્રયરૂપ છે, એમ કહેવામાં અનુચિત નથી.

**तस्ह प्रवाहणो जैवलिरुवाचान्तवद्वै किल ते शालावत्य साम यस्त्वेतर्हि ब्रूयान्मूर्धा ते विपतिष्यतीति मूर्धा ते विपतेदिति हन्ताहमेतद्भगवत्तो वेदानीति विद्धीति होवाच ८**

શબ્દાર્થ:-ત્યાર પછી જિવલના પુત્ર પ્રવાહણે કહ્યું કે; હે શાલાવતપુત્ર ! તેં જે સામ કહ્યું, તે અંતવાન્ છે અને તેનું વર્ણન તો તું જૂઠી રીતે કરે છે. ત્યારે એક જણ ક્યારે એમ કહી શકે કે, 'તારું મસ્તક તારા ગરદનપરથી છૂટું પડો ' કે તુરત જ તે નીચે પડે. હે ભગવન્ ! આપ તે મને શીખવો. ત્યારે શિલકે કહ્યું કે, હું તને તે પ્રમાણે શીખવીશ. ૮

## નવમ ખંડ.

### આકાશ એ જ ઉદ્‌ગીથ.

**अस्य लोकस्य का गतिरित्याकाश इति होवाच सर्व्वाणि ह वा इमानि भूतान्याकाशादेव समुत्पद्यन्त आकाशं प्रत्यस्तं यन्त्याकाशो ह्येवैभ्यो ज्यायानाकाशः परायणम् ॥ १ ॥**

અન્વયાર્થ:-પ્રત્યસ્તં યન્તિ--લય થઇને જાય છે

શબ્દાર્થ:-શિલકે પૂછ્યું; આ લોકની શી ગતિ છે ? ત્યારે પ્રવાહણે ઉત્તર આપ્યો કે, આકાશ એ આ લોકની ગતિ છે. કારણ સર્વ પ્રાણી માત્રની આકાશ વિશે ઉત્પત્તિ તથા લય થાય છે. માટે આકાશ એ સર્વ કરતાં શ્રેષ્ઠ છે તથા તે સર્વનું પરમ અયન અર્થાત્ આશ્રયસ્થાન છે. ૧

ટીકા:-શિલકે આ પ્રમાણે આજ્ઞા મેળવ્યા પછી પ્રવાહણને પૂછ્યું કે, આ લોકની શી ગતિ છે, તે મને કહો. ત્યારે પ્રવાહણે જવાબ આપ્યો કે, આકાશ તેની ગતિ છે. આકાશનો અર્થ મહાન્ આત્મા થાય છે. કારણ કે આ જ પ્રપાઠકના સાતમા ખંડમાં કહ્યું છે કે, આકાશ-બ્રહ્મ જ નામ રૂપાત્મક સર્વ ભૂત માત્રના કારણરૂપ છે. સૃષ્ટિ એ તેનું કાર્ય છે અને તે સૃષ્ટિ કારણ બ્રહ્મમાં લયભાવને પામે છે. હવે પછીનામાં એમ કહેવામાં આવશે કે, તેજ પણ બ્રહ્મથી ઉત્પન્ન થયું છે તથા તે તેમાંજ લય ભાવને પામે છે. ૧

**स एष परोवरीयानुद्गीथः स एषोऽनन्तः परोवरीयो हास्य भवति परोवरीयसो ह लोकाञ् जयति य एतदेवं विद्वान् परोवरीयांसमुद्गीथमुपास्ते**

અન્વયાર્થ:-પરોવરીયાન્-ઉત્તરોત્તર શ્રેષ્ઠ.

શબ્દાર્થ:-આકાશ એ સર્વોત્તમ, ઉદ્‌ગીથરૂપ તથા અનંત છે. જે આ પ્રમાણે જાણીને સાથી શ્રેષ્ઠ એવા ઉદ્‌ગીથની ઉપાસના કરે છે, તે શ્રેષ્ઠ લોકને પ્રાપ્ત થાય છે તથા તે વિદ્વાનને શ્રેષ્ઠતાની પ્રાપ્તિ થાય છે. ૨

ટીકા:--શ્રેષ્ઠ ઉદ્‌ગીથ એટલે પરમાત્માવાચક ઉદ્‌ગીથ.

**तꣳहैतमतिधन्वा शौनक उदरशाण्डिल्यायोक्त्वोवाच यावत्त एनं प्रजायामुद्गीथं वेदिष्यन्ते परोवरीयो हैभ्यस्तावदस्मिंल्लोके जीवनं भविष्यति ॥ ३ ॥ तथामुष्मिंल्लोके लोक इति । स य एतमेवं विद्वानुपास्ते परोवरीय एव हास्यास्मिंल्लोके जीवनं भवति तथामुष्मिंल्लोके लोक इति लोके लोक इति**

શબ્દાર્થ—શૌનકના પુત્ર અતિધન્વાએ ઉદ્‌ગીથનો તાત્પર્યાર્થ આ પ્રમાણે સમજાવીને ઉદરશાંડિલ્યને કહ્યું કે, તારી પ્રજાઓ જ્યાં સૂધી ઉદ્‌ગીથને આ પ્રમાણે ઓળખશે, ત્યાં સૂધી તેઓનું જીવન આ લોકવિશે ઘણુંજ શ્રેષ્ઠ રહેશે. (૪) આ લોક વિશે આ પ્રમાણે ઉદ્‌ગીથને ઓળખી તેની જેઓ ઉપાસના કરે છે, તેઓનું જીવન આ લોક વિશે ઘણી શ્રેષ્ઠતાને પામશે, તેમ જ બીજા લોકવિશે આ રીતે ઉપાસના કરશે, તે ખરેખર બીજા લોકમાં પણ ઘણું શ્રેષ્ઠ જીવન મેળવશે. ૪

## દશમ ખંડ

### ઉષસ્તિ અને ઇભ્યનો સંવાદ.

**मटचीहतेषु कुरुष्वाटिक्या सह जाययोषस्तिर्ह चाक्रायण इभ्यग्रामे प्रद्राणक उवास ॥ १ ॥**

અન્વયાર્થ:-મટચીહતેષુ-કરા પડવાથી હણાયલા, પ્રદ્રાણકઃ-પામી દરિદ્રાવસ્થાને પામેલ

શબ્દાર્થ:—ચક્રનો પુત્ર ઉષસ્તિ કુરુદેશમાં કરાની વૃષ્ટિ થવાથી અન્ન નહિ મળવાને લીધે પોતાની આટિકી (નવોઢા ) સ્ત્રી સહિત ઇભ્યના ગ્રામવિશે મહાન્ સંકટમાં રહેતે

ટીકાઃ—આટિકી અર્થાત્ જેને પયોધર-ચિન્હ નથી તે. ઇભ્યગ્રામઃ-રાજા અથવા હસ્તીનાપર આરોહણ કરવાવાળો જે માવત, તેનું ગામ. ૧

स हेभ्यं कुल्माषान् खादन्तं बिभिक्षे तं होवाच । नेतोऽन्ये विद्यन्ते यच्च ये म इम उपनिहिता इति ॥२॥ एतेषां मे देहीति होवाच तानस्मै प्रददौ हन्तानुपानमित्युच्छिष्टं वै मे पीतं स्यादिति होवाच ॥ ३ ॥

અન્વયાર્થ-કુલ્માષાન્-હલકા અડદના દાણા.

શબ્દાર્થ—ઇભ્ય જે કેટલાક અડદના દાણાઓ ખાતો હતો, તેની પાસે ઉષસ્તિએ અન્નને માટે યાચના કરી. ઇભ્યે તેને કહ્યું કે તમે મારી આગળ જે પાત્રમા પડેલ અન્ન જૂવો છો, તે સિવાય બીજું કાંઇ અન્ન મારી પાસે નથી. (૨) ત્યારે ઉષસ્તિએ કહ્યું કે, 'મને તેમાથી જ થોડું આપો. પછી ઇભ્યે તેને પોતાનામાથી થોડું અન્ન આપ્યું તથા પીવા માટે થોડું જળ આપ્યું. ઉષસ્તિએ કહ્યું, જો હું પીવા માટે જળ લઉં તો બીજાનું ઉચ્છિષ્ટ પાન કરતો ગણાઉં. ૩

न स्विदेतेऽप्युच्छिष्टा इति न वा अजीविष्यमिमानखादन्निति होवाच कामो म उदपानमिति ॥ ४ ॥ स ह खादित्वाऽतिशेषान् जायाया आजहार साग्र एव सुभिक्षा बभूव तान् प्रतिगृह्य निदधौ ॥ ५ ॥

શબ્દાર્થ.—ત્યારે ઇભ્યે કહ્યું કે, વટાણા જે તમે માગો છો, તે શું ઉચ્છિષ્ટ નહિ ગણાય ? ઉષસ્તિએ કહ્યું કે, ખાધા સિવાય હું જરાપણ જીવી શકું એમ નથી. પણ જળપાન તો કુપઆદિદ્વારા યથેચ્છ મળી શકે છે (૪) આમાથી થોડું ખાધા પછી બાકીનું અન્ન ઉષસ્તિએ પોતાની સ્ત્રીને આપ્યું. પણ તેની સ્ત્રીએ પહેલાથી જ થોડું અન્ન ખાઇ લીધેલું હતું અને તેથી ઉષસ્તિએ તેને ? આપ્યું, તે તેણે રહેવા દીધું. ૫

स ह प्रातः सञ्जिहान उवाच यद्बताऽन्नस्य लभेमहि धनमात्रा राजाऽसौ यक्ष्यते स मा सर्वैरार्त्विज्यैर्वृणीतेति ॥ ६ ॥ तं जायोवाच हन्त पत इम एव कुल्माषा इति तान् खादित्वाऽमुं यज्ञं विततमेयाय ॥ ७ ॥

શબ્દાર્થઃ—બીજે સવારના પોતાના બીછાનાપરથી ઉઠતાંની વારમા ઉષસ્તિએ પોતની સ્ત્રીને કહ્યું કે, હું ઘણો દીલગીર છું જો મને હમણા જરા પણ અન્ન મળે તો હું કેટલુંક દ્રવ્ય પ્રાપ્ત કરી શકું. અહીં નજદીકમાં એક રાજા યજ્ઞ કરે છે, તે સર્વ ઋત્વિકકર્મ માટે મારું વરણ કરશે. (૬) તેને તેની સ્ત્રીએ કહ્યું કે, મારી પાસે કેટલાએક અડદ છે, તે તમે લ્યો તથા તે ખાઇને ઋત્વિકવડે વિસ્તાર પામેલા યજ્ઞમા જલદી જાઓ ૭

तत्रोद्गातॄनास्तावे स्तोष्यमाणानुपोपविवेश स ह प्रस्तोतारमुवाच ॥ ८ ॥ प्रस्तोतर्या देवता प्रस्तावमन्वायत्ता तां चेदविद्वान् प्रस्तोष्यसि मूर्धा ते विपतिष्यतीति ॥ ९ ॥

શબ્દાર્થ—ત્યાં પ્રસ્તાવમા-સ્તુતિ કરવાવાળા સ્થાનમા સ્તુતિ કરનારા ઉદ્દગાતાની સમીપ જઇ તે બેઠો તથા તેણે પ્રસ્તોતાને નીચે પ્રમાણે પૂછ્યું. (૮) ઉષસ્તિએ કહ્યું; 'હે પ્રસ્તોતાઓ ! જે દેવની તમે સ્તુતિ કરોછો, તે દેવ કોણ છે ? તેનો અધિષ્ઠાતા જાણ્યા વિના તેની સ્તુતિ કરોછો, માટે તમારા મસ્તકોનો ખચીત પાત થશે.' ૯

एवमेवोद्गातारमुवाचोद्गातर्या देवतोद्गीथमन्वायत्ता तां चेदविद्वानुद्गास्यसि मूर्धा ते विपतिष्यतीति ॥१०॥ एवमेव प्रतिहर्तारमुवाच प्रतिहर्तर्या देवता प्रतिहारमन्वायत्ता तां चे-

दविद्वान् प्रतिहरिष्यसि मूर्धा 'ते विपतिष्यतीति ते ह समारतास्तूष्णीमासाञ्चक्रिरे ॥ ११ ॥

શબ્દાર્થ—પછી ઉદ્ગાતાના તરફ ફરી તેણે કહ્યું કે, હે ઉદ્ગીથની સ્તુતિ કરનારા! તમે ઉદ્ગીથ દેવની સ્તુતિના અધિષ્ઠાતા દેવને જાણ્યા વિના તેની સ્તુતિ કરો છો. માટે તમારા મસ્તકનો અવશ્ય પાત થશે (૧૦) પ્રતિહારનું ગાન કરનારા તરફ ફરી કહ્યું કે, હે પ્રતિહારનું ગાન કરનારાઓ! સર્વ પ્રતિહાર દેવોના અધિષ્ઠાતા દેવને ઓળખ્યા વિના તેની સ્તુતિ કરો છો, માટે અવશ્ય તમારું મસ્તક પડી જશે. આથી તેઓ કર્મથી વિરામ પામી ભયથી મૂગા રહ્યા. ૧૧

## એકાદશ ખંડ.

### પ્રાણ આદિત્ય અને અન્નરૂપે દેવતાનું પરિજ્ઞાન.

अथ हैनं यजमान उवाच भगवन्तं वा अहं विविदिषाणीत्युपस्तिरस्मि चाक्रायण इति होवाच ॥ १ ॥ स होवाच भगवन्तं वा अहमेभिः सर्वैरार्त्विज्यैः पर्य्यैषिषं वा अहमवित्त्यान्यानवृषि ॥ २ ॥

અન્વયાર્થ—અવિત્ત્યા=ન મળવાથી, અન્યાન્ અવૃષિ=બીજાઓને વરાવ્યા. (૨)

શબ્દાર્થ—પછી યજમાને ઉષસ્તિને કહ્યું કે, 'હે ભગવન્! તમે કોણ છો, તે હું જાણવા માગું છું' ત્યારે તેણે જવાબ આપ્યો કે, હું ચક્રનો પુત્ર ઉષસ્તિ છું (૧) યજમાને કહ્યું કે, મેં આપને ઘણા ગુણવાન સાંભળ્યા છે, તેથી મેં તમને યજ્ઞમાં ઋત્વિજ તરીકે વરાવવાને ઘણા શોધ્યા, પણ આપ નહિ મળવાથી મારે બીજા ઋત્વિજોને રોકવા પડ્યા. ૨

भगवांस्त्वेव मे सर्वैरार्त्विज्यैरिति तथेत्यथ तर्ह्येत एव समतिसृष्टाः स्तुवतां यावत्त्वेभ्यो धनं दद्यास्तावन्मम दद्या इति तथेति ह यजमान उवाच ॥ ३ ॥ अथ हैनं प्रस्तोतोपससाद प्रस्तोतर्या देवता प्रस्तावमन्वायत्ता तां चेदविद्वान्प्रस्तोष्यसि मूर्धा ते विपतिष्यतीति मा भगवानवोचत्कतमा सा देवतेति ॥ ४ ॥

શબ્દાર્થ—હે ભગવન્! ઋત્વિજ સંબંધીનાં સર્વ કાર્ય આપ ચલાવો. ઉષસ્તિએ કહ્યું કે, હું તે પ્રમાણે કરીશ. મારી આજ્ઞા પ્રમાણે આ સર્વ પ્રસ્તોતાઓ પ્રસ્તોતાનું કાર્ય ચલાવે તથા તેઓને જે ધન તમે આપવાના છો, તે મને આપજો. ત્યારે યજમાને કહ્યું કે, તમે કહો છો તે પ્રમાણે બને થાઓ. (૩) પછી પ્રસ્તોતા ઉષસ્તિપાસે વિનયયુક્ત થઈ આવ્યો અને કહ્યું કે, હે ભગવન્! તમે અમોને કહ્યું કે, "હે પ્રસ્તોતા! પ્રસ્તોતાના અધિષ્ઠાતા દેવને જાણ્યા વિના મારી સમીપ તેની સ્તુતિ કરો છો, માટે તમારા મસ્તકનો અવશ્ય પાત થશે." ત્યારે આપ જણાવશો કે, તેનો અધિષ્ઠાતા દેવ કોણ છે? ૪

प्राण इति होवाच सर्वाणि ह वा इमानि भूतानि प्राणमेवाभिसंविशन्ति प्राणमभ्युज्जिहते सैषा देवता प्रस्तावमन्वायत्ता तां चेदविद्वान्प्रास्तोष्यो मूर्धा ते व्यपतिष्यत्तथोक्तस्य मयेति ॥ ५ ॥ अथ हैनमुद्गातोपससादोद्गातर्या देवतोद्गीथमन्वायत्ता तां चेदविद्वानुद्गास्यसि मूर्धा ते विपतिष्यतीति मा भगवानवोचत्कतमा सा देवतेति ॥ ६ ॥

શબ્દાર્થ—ઉષસ્તિએ ઉત્તર આપ્યો કે, પ્રાણ-પરમાત્મા તેનો અધિષ્ઠાતા છે. ખરેખર આ સર્વ ભૂતમાત્રો પ્રાણવિષે સમસ્તપણે પ્રવેશ કરે છે અને પ્રાણમાંથી ઉત્પન્ન થાય છે. પ્રસ્તો-

તાના અધિષ્ઠાતા દેવ આ છે. તેને જાણ્યા વિના વિદ્વાનની સમક્ષમા તું જો તેની સ્તુતિ કરીશ તો મેં તને જેમ કહ્યું, તેમ તારૂં મસ્તક ખચીત પડી જશે. (૫) પછી ઉદ્‌ગાતા ઉષસ્તિ પાસે આવ્યા અને આ પ્રમાણે કહ્યું કે, હે ભગવન્ ! તમે મને કહ્યું કે, હે ઉદ્‌ગાતાઓ ! ઉદ્‌ગીથના અધિષ્ઠાતા દેવને ઓળખ્યા વિના તું તેની સ્તુતિ કરે છે, માટે તારૂં મસ્તક ખચીત પડી જશે આપ કૃપા કરી જણાવશો કે, તેના અધિષ્ઠાતા દેવ કાણુ છે ? ૬

**आदित्य इति होवाच सर्व्वाणि ह वा इमानि भूतान्यादित्यमुच्चैः सन्तं गायन्ति सैषा देवतोद्गीथमन्वायत्ता ताञ्चेदविद्वानुदगास्यो मूर्द्धा ते व्यपतिष्यत्तथोक्तस्य मयेति ॥ ७ ॥ अथ हैनं प्रतिहर्तोपससाद प्रतिहर्त्तर्या देवता प्रतिहारमन्वायत्ता ताञ्चेदविद्वान् प्रतिहरिष्यसि मूर्द्धा ते विपतिष्यतीति मा भगवानवोचत्कतमा सा देवतेति ॥ ८ ॥**

શબ્દાર્થ --ત્યારે ઉષસ્તિએ કહ્યું કે, તેના આદિત્ય અધિષ્ઠાતા દેવ છે ખરેખર આ સર્વ ભૂતમાત્રો સૌથી શ્રેષ્ઠ વસ્તુ તરીકે આદિત્યની સ્તુતિ વિશે ગાન કરે છે. તે ઉદ્‌ગીથના અધિષ્ઠાતા દેવ છે. તું તે અધિષ્ઠાતા દેવને જાણ્યા વિના ઉદ્‌ગીથનું ગાન કરીશ તો મારા કહેવા પ્રમાણે તારૂં મસ્તક ખચીત પડી જશે. (૭) પછી પ્રતિહારી ઉષસ્તિ પાસે આવ્યા અને આ પ્રમાણે કહ્યું કે, હે ભગવન્ ! તમે મને કહ્યું કે, " હે પ્રતિહારો ! તું જો પ્રતિહારના અધિષ્ઠાતા દેવને ઓળખ્યા સિવાય પ્રતિહાર દેવાની સ્તુતિમા ગાન કરીશ તો તારૂં મસ્તક પડી જશે. " આપ કૃપા કરી કહેશો કે, તેના અધિષ્ઠાતા દેવ કાણુ છે ? ૮

**अन्नमिति होवाच सर्व्वाणि ह वा इमानि भूतान्यन्नमेव प्रतिहरमाणानि जीवन्ति सैषा देवता प्रतिहारमन्वायत्ता ताञ्चेदविद्वान् प्रत्यहरिष्यो मूर्द्धा ते व्यपतिष्यत्तथोक्तस्य मयेति तथोक्तस्य मयेति ॥ ९ ॥**

શબ્દાર્થ--ત્યારે ઉષસ્તિએ કહ્યું કે, અન્ન તેના અધિષ્ઠાતા દેવ છે. કારણ કે સર્વ ભૂતમાત્રો અન્ન ખાધાવી જીવે છે. તે પ્રતિહારેના અધિષ્ઠાતા દેવ છે. આ અધિષ્ઠાતા દેવને ઓળખ્યા વિના પ્રતિહાર દેવનું તું ગાન કરીશ તો મારા કહેવા પ્રમાણે તારું મસ્તક ખચીત પડી જશે. ૯

## દ્વાદશ ખંડ.

### શ્વાનવડે ઉદ્‌ગીથોપાસનાનો ઉપદેશ

**अथातः शौव उद्‌गीथस्तद्ध बको दाल्भ्यो ग्लावो वा मैत्रेयः स्वाध्यायमुद्वव्राज ॥ १ ॥**

શબ્દાર્થ.--હવે શૌવ ઉદ્‌ગીથ વિશે કહેવામા આવે છે દલ્ભનો પુત્ર બક અથવા મિત્રાનો પુત્ર ગાલવ વેદોનું અધ્યયન કરવા માટે પોતાના ગામમાથી બહાર ગયો. ૧

ટીકા.--બક દલ્ભનો પુત્ર હતો. પણ પિતાએ તેને દત્તક લીધેલો હોવાથી તેના મૈત્રેય અને ગાલવ નામ પાડયા હતા તે એક તળાવની પાસે એકાંત સ્થળ વિષે અધ્યયન કરવાના હેતુથી ગયો હતો. શૌવ.-કુતરે ઉપાસેલું ઉદ્‌ગીથ.

**तस्मै श्वा श्वेतः प्रादुर्बभूव तमन्ये श्वान उपसमेत्योचुरन्नं नो भगवानागायत्वशनायाम वा इति ॥ २ ॥**

અન્વયાર્થઃ-શ્વા=મુખ્ય પ્રાણુ કુતરાનેરૂપે, અન્યે શ્વાનઃ=વાગાદિ ઇન્દ્રિયો, અશનાયામ=ભૂખ્યા છીએ. (૨)

શબ્દાર્થઃ-તેને એક શ્વેત શ્વાન દેખાયો. આ શ્વેત શ્વાનની પાસે બીજા ક્ષુદ્ર શ્વાનો આ-

વ્યા અને કહ્યું કે, હે ભગવન્ ! અમારે માટે પુષ્કળ અન્નને અર્થે પ્રાર્થના કરો. કારણ કે અમે ભૂખ્યા છીએ. ૨

ટીકા—વેદોના અધ્યયનથી સંતુષ્ટ થયેલ તેમ જ તેનો હેતુ જાણવાથી શ્વાનના રૂપમાં તેને એક મુખ્ય પરમાત્મા દેખાયા અર્થાત્ બકના ઉપર સંતુષ્ટ થઇ આ શ્વેત શ્વાનના રૂપમાં એક દેવ તેને જણાયા. વાણી તથા પ્રાણ આદિ સર્વ ઇન્દ્રિયો અન્નવડે સંતુષ્ટ થાય છે. અન્નના અધિષ્ઠાતા દેવ, બક ઋષિના વેદાધ્યયનથી સંતુષ્ટ થઇ તેને શ્વાનના રૂપમા જણાયા. ૨

तान्ँ होवाचेहैव मा प्रातरुपसमीयातेति तद्ध बको दाल्भ्यो ग्लावो वा मैत्रेयः प्रतिपालयाञ्चकार ॥३॥ ते ह यथैवेदं बहिष्पवमानेन स्तोष्यमाणाः संरब्धाः सर्पन्तीत्येवमाससृपुस्ते ह समुपविश्य हिङ्चक्रुः ॥४॥ ओ३मदा३मों३ पिबा३मों३ देवो वरुणः प्रजापतिः सविताऽन्नमिहाऽऽहरदन्नपतेऽन्नमिहाऽऽहरा३हरो३मिति ॥ ५ ॥

અન્વયાર્થ.—અદામ=ભક્ષણ કરીએ, પિબામ=જળ પીએ, દેવ=પ્રકાશાત્મક, વરુણ=જળ આપનાર હોવાથી વરુણરૂપ, પ્રજાપતિ = પ્રજાનું પાલન કર્તારૂપ, સવિતા=જગતના ઉત્પન્ન કર્તારૂપ, અન્ન ઇહ અહરત્—અન્ન આ દેશમાં આપો.

શબ્દાર્થ —આ સર્વને શ્વેત શ્વાને કહ્યું કે, કાલે સવારના તમે અહીં મારી પાસે આવજો આ રીતે શ્વાનનું કહેવું સાંભળી દલ્ભના પુત્ર બકે અથવા મિત્રાના પુત્ર ગ્લાવે વાટ જોવા માંડી. ( અન્નને માટે તેનું સ્વાધ્યાય પઠન હતુ. ) ૩ જેવી રીતે જ્યોતિષ્ટોમાદિ યજ્ઞમા બહિષ્પવમાન સ્તોત્રવડે સ્તુતિ કરતા યજમાન સહિત ચાર ઋત્વિજો એક બીજાના વસ્ત્રને પકડી પરિભ્રમણ કરે છે, તેમ તે શ્વાનોએ માહોમાહે પુચ્છને ગ્રહણ કરી ભ્રમણ કરવા માંડ્યું તથા પછી બેસી જઇ તેઓ ગાન કરવા લાગ્યા. (૪) ૐ ! આપણે અન્ન ભક્ષણ કરીએ છીએ. ૐ આપણે પાન કરીએ છીએ. ૐ સૂર્ય જે વરુણ તથા પ્રજાપતિરૂપ છે અર્થાત્ જે આપણને વરસાદ પૂરો પાડે છે તથા પ્રાણી માત્રને જીવાડે છે, તે અમને અન્ન આપો. હે અન્નપતિ ! અમને અન્ન આપો. અન્ન આપવા કૃપા કરો. ( આ રીતની સ્તુતિ કરવાનો ઉપદેશ શ્વાનોએ ગાલ્વને આપ્યો. ) ૫

## ત્રયોદશ ખંડ.

### સ્તોભાક્ષર* સંબંધી ઉપાસના.

अयं वाव लोको हाउकारो वायुर्हाइकारश्चन्द्रमा अथकार आत्मेहकारोऽग्निरीकारः ॥ १ ॥ आदित्य ऊकारो निहव एकारो विश्वेदेवा औहोयिकारः प्रजापतिर्हिङ्कारः प्राणः स्वरोऽन्नं या वाग्विराट् ॥ २ ॥अनिरुक्तस्त्रयोदशस्तोभः सञ्चरो हुंकारः ॥ ३ ॥

અન્વયાર્થ.—અયં લોકઃ=આ પૃથ્વી લોક, વાવ=જ, હાઉકાર =હાઉકાર સ્તોભરૂપે, આત્મા ઇહકારઃ=આત્મા ઇહકાર સ્તોભરૂપે, અગ્નિ ઇકાર.=અગ્નિ ઇકાર સ્તોભરૂપે, ( બીજા તથા ત્રીજા મંત્રનો અન્વય સરળ છે. )

શબ્દાર્થ.—ખરેખર આ લોક હાઉકારરૂપ છે, વાયુ હાઇકારરૂપ છે, ચંદ્રમા અથકારરૂપ છે, આત્મા ઇહકારરૂપ છે તથા અગ્નિ ઇકારરૂપ છે. ( અર્થાત્ તેનેરૂપે તેનુ ચિંતન કરવું ) (૧) આદિત્ય ઊકારરૂપ છે, નિહવ ( બોલાવાના મંત્ર ) એકારરૂપ છે, વિશ્વેદેવો

* સ્તોભાક્ષરઃ—અર્થ રહિત અને ગાયનની સિદ્ધિરૂપ અર્થવાળા અક્ષર, તે સ્તોભાક્ષર કહેવામાં આવે છે.

ઓહોયિકારરૂપ છે, પ્રજાપતિ હિંકારરૂપ છે, પ્રાણ સ્વરરૂપ છે, અન્ન યાકારરૂપ છે તથા વાક્ વિરાટ્રૂપ છે. (૨) તથા તેરમો જે અવ્યક્ત કારણાત્મારૂપ સ્તોભ છે, તે હુંકારરૂપ છે તથા તે સંચરરૂપ છે. ૩

ટીકા --સંચર ---विकल्प्यमानस्वरूपः-જેના સ્વરૂપનો નિર્ણય ન થઇ શકે અથવા अनेकधा कार्यरूपेण संचरतीति संचरः' જે કાર્યરૂપે કરી અનેક પ્રકારે સંચાર કરે છે. સઘળી પ્રજાના ગાયનને બંધ બેસતા અસ્પષ્ટ સ્વરો હોય છે દરેક વેદના એવા જૂદા જૂદા સ્વરો છે. સામ વેદના ઉપર દર્શાવેલા સ્વરો સામવેદનું ગાન કરતી વખતે છૂટથી વાપરવામાં આવે છે. ફેર માત્ર એટલોજ કે, અસલ અંગ્રેજીની ટેટડી લીપીમાં સ્વરની નિશાની દરેક મંત્રોને છેડે મૂકવામાં આવે છે ત્યારે આમાં દરેક મંત્રના વચમાં મૂકવામાં આવે છે. જ્યાં જ્યાં સ્વર ખેંચવો કે ત્રેવડવો પડે છે ત્યાં ત્યાં ઊંકે ઘનાપર એક, બે અથવા ઓળખાય એવા બીજા અક્ષરો મૂકાય છે. (૩)

**दुग्धेऽस्मै वाग्दोहं यो वाचो दोहो ऽन्नवानन्नादो भवति य एतामेवं साम्नामुपनिषदं वेदोपनिषदं वेद इति ॥ ४ ॥**

શબ્દાર્થઃ—જે ઉપર વર્ણવેલા સ્તોભાક્ષરરૂપ સામવેદના ઉપનિષદને જાણે છે, તેને માટે વાણી દોહન કરે છે, તે વાણીના દોહન કર્તારૂપ થાય છે. તે દોહન કરનાર, અન્નવાન્ તથા અન્નના ભોક્તારૂપ થાય છે. ૪

## द्वितीय प्रपाठक.

### પ્રથમ ખંડ.

### સાધુરૂપે સમસ્ત સામોપાસના.

**ॐसमस्तस्य खलु साम्न उपासनं साधु यत्खलु साधु तत्सामेत्याचक्षते यदसाधु तदसामेति ॥१॥ तदुताप्याहुः साम्नैनमुपागादिति साधुनैनमुपागादित्येव तदाहुरसाम्नैनमुपागादित्यसाधुनैनमुपागादित्येव तदाहुः ॥ २ ॥**

અન્વયાર્થ –સમસ્તસ્ય=સર્વ અવયવ યુક્ત, સામ્નઃ ઉપાસનં સાધુ=સામની ઉપાસના સાધુરૂપે, યત્ સાધુ=જે સારૂ, તત્ સામ=તે સામરૂપે, આચક્ષતે-કહેવાય છે, યત્ અસાધુ તત્ અસામ=જે અશોભન તે અસામરૂપે. (૧) તત્ ઉત અપિ આહુઃ—આથી જ કહેવાય છે કે, સામ્ના એનં ઉપાગાત્=તે મોટા પાસે શોભન રીતિથી ગયો, અસાધુ એનં ઉપાગાત્=અશોભન રીતિથી તેની પાસે ગયો. (૨)

શબ્દાર્થઃ—ૐ ખરેખર સમગ્ર સામની જ ઉપાસના સાધુરૂપ (સારી) છે. જે સાધુ હોય, તેને સામ કહેવામાં આવે છે તથા અસાધુને અસામ કહેવામાં આવે છે. (૧) આ કારણથી એમ કહેવામાં આવે છે કે, તે તેની સમીપ સામનીતિવડે ગયો, એટલે તે તેના સમક્ષ યથોચિત રીતે ગયો અને તે તેની સમક્ષ અસામનીતિવડે ગયો, એટલે તે અનુચિત રીતે ગયો. ૨

ટીકા—તેની સમીપ – એટલે કોઇ રાજા સમીપ અથવા કોઇ એવા મહાન્ પુરૂષ સમીપ કે જેની સમીપમાં સારી રીતભાત પ્રમાણે ચાલવું પડે. ૨

**अथोताप्याहुः साम नो बतेति यत्साधु भवति साधु बतेत्येव तदाहुरसाम नो बतेति यदसाधु भवत्यसाधु बतेत्येव तदाहुः ॥ ३ ॥ स य एतदेवं विद्वान् साधु सामेत्युपास्तेऽभ्याशो ह यदेनं साधवो धर्मा आ च गच्छेयुरुप च नमेयुः ॥ ४ ॥**

અન્વયાર્થ.—અથ ઉત અપિ આહુઃ=વળી તે જ પ્રમાણે કહેવાય છે, નઃ સામ બત=

દર્પમા અમારું સારું થયું, યત્ સાધુ ભવતિ =જ્યારે સારું થાય છે, યત્ અસાધુ ભવતિ તત્ ન. અસામ=જ્યારે સારું નથી થતુ ત્યારે અમારૂ માઠુ થાય છે. (૩)-અભ્યાશ એવ= જલદીથી જ. (૪)

શબ્દાર્થ.—જ્યારે કાઇ સારું થાય છે ત્યારે એમ કહેવામા આવે છે કે, અમારૂં સર્વ 'સામ' થયુ છે. એટલે અમારૂ સર્વે સારું થયુ છે અને જ્યારે કંઇ વિપરીત થયુ હોય ત્યારે એમ કહેવામા આવે છે કે, અમારૂ 'અસામ' થયુ છે, એટલે અમારૂં ખરાબ થયુ છે. (૩) જે કોઇ વિદ્વાન્ અધિકારી પુરુષ આ પ્રમાણે જાણીને સાધુ ગુણવાળા સામની ઉપાસના કરે છે, તેની સમીપ શ્રુતિ આદિથી યુક્ત એવા સાધુ ધર્મો જલદી આવે છે, એટલુજ નહિ પણ ભોગ્યપણાવડે તેની સમીપ સ્થિતિ કરે છે. ૪

## દ્વિતીય ખંડ.

### લૌકિક દૃષ્ટિવડે પાંચ પ્રકારની સામ ઉપાસના.

लोकेषु पञ्चविधꣳसामोपासीत पृथिवी हिङ्कारोऽग्निः प्रस्तावोऽन्तरिक्षमुद्गीथ आदित्य. प्रतिहारो द्यौर्निधनमित्यूर्ध्वेषु ॥ १ ॥ अथावृत्तेषु द्यौर्हिङ्कार आदित्यः प्रस्तावोऽन्तरिक्षमुद्गीथोऽग्नि प्रतिहार. पृथिवी निधनं ॥२॥ कल्पन्ते हास्मै लोका ऊर्ध्वाश्चावृत्ताश्च य एतदेवं विद्वाँल्लोकेषु पञ्चविधꣳ सामोपास्ते ॥ ३ ॥

અન્વયાર્થ=લોકેષુ=પૃથ્વી આદિ લોકમા, પંચવિધ-પાંચ પ્રકારની ભક્તિના ભેદવડે, ઉર્ધ્વેષુ=ઉર્ધ્વ મુખ વિશે રહેલ લોક દૃષ્ટિથી (૧) આવૃત્તેષુ=સ્વર્ગ લોકાદિમા, અસ્મૈ લોકા કલ્પન્તે=આ ઉપાસકને લોકો ભોગ્ય પણે સમર્થ થાય છે, ઉર્ધ્વા. આવૃત્તા =પૃથ્વી તથા સ્વર્ગાદિ લોકો (૩)

શબ્દાર્થ.—પૃથ્વી આદિમા પાંચ પ્રકારવાળા સામની અવશ્ય ઉપાસના કરવી જોઇએ. તે આ પ્રમાણે-પૃથ્વી હિંકારરૂપ છે, અગ્નિ પ્રસ્તાવરૂપ છે, અન્તરિક્ષ ઉદ્ગીથરૂપ છે, આદિત્ય પ્રતિહારરૂપ છે તથા સ્વર્ગ નિધનરૂપ છે. આ રીતે ઉર્ધ્વ મુખવાળા લોકોની દૃષ્ટિએ સામની ઉપાસના કહી છે. (૧) તેમ જ અધો મુખવાળા સ્વર્ગ લોકાદિમા નીચે પ્રમાણે સામની ઉપાસના કરવી:-સ્વર્ગ હિંકારરૂપ છે, સૂર્ય પ્રસ્તાવરૂપ છે, અંતરિક્ષ ઉદ્ગીથરૂપ છે, અગ્નિ પ્રતિહારરૂપ છે અને પૃથ્વી નિધનરૂપ છે. (૨) જે કોઇ વિદ્વાન્ પાંચ પ્રકારવાળા સામની પાંચ પ્રકારના લોકની સાથે તુલના કરી, પછી તેની જો ઉપાસના કરે છે તો તે પુરુષને, અધો લોકથી માંડી ઉર્ધ્વ લોક સુધીનો તેમજ ઉર્ધ્વ લોકથી લઇ અધોલોક સુધીનો સર્વ લોક તેને ભોગ્યરૂપ થઇ પડે છે. ૩

## તૃતીય ખંડ.

### વૃષ્ટિરૂપે સામોપાસના.

वृष्टौ पञ्चविधꣳसामोपासीत पुरोवातो हिङ्कारो मेघो जायते स प्रस्तावो वर्षति स उद्गीथो विद्योतते स्तनयति स प्रतिहारः ॥१॥ उद्गृह्णाति तन्निधनं वर्षति हास्मै वर्षयति ह य एतदेवं विद्वान् वृष्टौ पंचविधꣳसामोपास्ते ॥ २ ॥

અન્વયાર્થ. પુર =પ્રથમ. (૧) ઉદ્ગૃહ્ણાતિ=વિરામ પામવું (૨)

શબ્દાર્થ.—વૃષ્ટિ વિશે નીચે દર્શાવેલ પાંચ પ્રકારવાળા સામની ઉપાસના કરવી. પ્રથમનો વાયુ હિંકારરૂપ છે, જે મેઘને ઉત્પન્ન કરે છે તે પ્રસ્તાવરૂપ છે, જે વૃષ્ટિ કરે છે તે ઉદ્ગીથરૂપ છે તથા વિદ્યુત અને મેઘગર્જના પ્રતિહારરૂપે છે. ૧ નગી વૃષ્ટિનુ વિરામ

પામવું, તે નિધનરૂપ છે. આ પ્રમાણે સામની વૃષ્ટિ સાથે સાદશ્યતા કરી પાંચ પ્રકારવાળા સામની જે ઉપાસના કરે છે, તે પોતાની ઇચ્છા પ્રમાણે વૃષ્ટિ પડવા હુકમ કરી શકે છે અને વૃષ્ટિ તેને માટે વરસે છે. ૨

## ચતુર્થ ખંડ.

### જળરૂપે સામોપાસના.

**सर्व्वास्वप्सु पंचविधःसामोपासीत मेघो यत् सम्प्लवते स हिङ्कारो यद्वर्षति स प्रस्तावो याः प्राच्यः स्यन्दन्ते स उद्गीथो याः प्रतीच्यः स प्रतिहारः समुद्रो निधनम्॥ १ ॥ न हाप्सु प्रैत्यप्सुमान् भवति य एतदेवं विद्वान् सर्व्वास्वप्सु पंचविधः सामोपास्ते॥२॥**

અન્વયાર્થ:–સમ્પ્લવતે=ધનીરૂપ થાય છે, પ્રાચ્યઃ સ્યંદતે=પૂર્વ તરફ વહન કરે છે, (૧) પ્રૈતિ=મરણ પામે છે, અપ્સુમાન્=જળ- વિનાની જમીનમા પણ જળવાળો, (૨)

શબ્દાર્થ:—આ સર્વ જળવિશે નીચે પ્રમાણે પાચ પ્રકારે સામોપાસના કરવી:– મેઘો જેઓ ઘટ્ટ રીતે એકઠા થાય છે તે હિંકારરૂપ છે, જે મેઘ ટીપાંના આકારે નીચે પડે છે તે પ્રસ્તાવરૂપ છે, જે જળ પૂર્વ તરફ વહન- કરે છે તે ઉદ્દગીથરૂપ છે તથા સમુદ્ર નિધનરૂપ છે. (૧) જે વિદ્વાન્ સર્વ જળમાં સામની પાંચ પ્રકારે ઉપાસના કરે છે; તે જળવિશે ઇચ્છા વિના મૃત્યુ પામતો નથી તથા મરુ ભૂમિમાં પણ જળવી યુક્ત હોય છે. ૨

## પંચમ ખંડ.

### ઋતુરૂપે સામોપાસના.

**ऋतुषु पंचविधःसामोपासीत वसन्तो हिङ्कारो ग्रीष्मः प्रस्तावो वर्षा उद्गीथः शरत्प्रतिहारो हेमन्तो निधनम् ॥ १ ॥ कल्पन्ते हास्मा ऋतव ऋतुमान्भवति य एतदेवं विद्वानृतुषु पंचविधःसामोपास्ते ॥ २ ॥**

અન્વયાર્થ:– ઋતુમાન્=ઋતુમા મળતા ભોગો. (૨)

શબ્દાર્થ:–ઋતુઓ વિશે નીચે પ્રમાણે પાંચ પ્રકારે સામોપાસના કરવી:–વસંત હિંકારરૂપ છે, ગ્રીષ્મ પ્રસ્તાવરૂપ છે, વર્ષા ઉદ્ગીથરૂપ છે, શરત્ પ્રતિહારરૂપ છે અને હેમંત નિધનરૂપ છે. (૧) ઋતુવિશે પાંચ પ્રકારવાળા સામની જે વિદ્વાન્ ઉપાસના કરે છે, તેને માટે આ ઋતુઓ ભોગ્યપણાવી રહે છે તથા તે વિદ્વાન્ સર્વ ઋતુમાં રહેલા ભોગોથી યુક્ત થાય છે. ૨

## ષષ્ઠ ખંડ.

### પશુરૂપે સામોપાસના.

**पशुषु पंचविधःसामोपासीताजा हिङ्कारोऽवयः प्रस्तावो गाव उद्गीथोऽश्वाः प्रतिहारः पुरुषो निधनम् ॥ १ ॥ भवन्ति हास्य पशवः पशुमान् भवति य एतदेवं विद्वान् पशुषु पंचविधःसामोपास्ते ॥ २ ॥**

અન્વયાર્થ:–અજા=બકરી, અવય:=મેંઢું, ગાવઃ=ગાય, અશ્વાઃ=ઘોડા, પશુમાન્=પશુરૂપ ફળવાળા ભોગયુક્ત. (૧–૨)

શબ્દાર્થ:—પશુઓ વિશે સામની પાચ પ્રકારે નીચે પ્રમાણે ઉપાસના કરવી:–અજા હિંકારરૂપ છે, મેંઢુ પ્રસ્તાવરૂપ છે, ગાય ઉદ્ગીથરૂપ છે, અશ્વ પ્રતિહારરૂપ છે તથા મનુષ્ય નિધનરૂપ છે. (૧) જે વિદ્વાન્ પશુમાં પાચ પ્રકારે સામની આ રીતે ઉપાસના કરે છે, તેને પશુઓ ભોગ્યરૂપે હોય છે તથા પશુ ફળવાળા ભોગાદિથી તે યુક્ત થાય છે. ૨

## સપ્તમ ખંડ.

### પ્રાણરૂપે સામોપાસના.

**प्राणेषु पंचविधं परोवरीयः सामोपासीत प्राणो हिङ्कारो वाक्प्रस्तावश्चक्षुरुद्‌गीथः श्रोत्रं प्रतिहारो मनो निधनं परोवरीयांसि वैतानि ॥ १ ॥ परोवरीयो हास्य भवति परोवरीयसो ह लोकाञ्जयति । य एतदेवं विद्वान् प्राणेषु पंचविधं परोवरीयः सामोपास्त इति तु पञ्चविधस्य ॥ २ ॥**

અન્વયાર્થ=પરોવરીય=ઉત્તરોત્તર શ્રેષ્ઠ, પરોવરીયાંસિ=ઉત્તરોત્તર શ્રેષ્ઠ ગુણવાળા. (૧)

શબ્દાર્થ:—પ્રાણવિશે પાંચ પ્રકારવાળા તથા ઉત્તરોત્તર શ્રેષ્ઠ સામની નીચે પ્રમાણે ઉપાસના કરવી:-પ્રાણ હિંકારરૂપ છે, વાણી પ્રસ્તાવરૂપ છે, ચક્ષુ ઉદ્‌ગીથરૂપ છે, શ્રોત્ર પ્રતિહારરૂપ છે અને મન નિધનરૂપ છે. આ સર્વ પ્રાણેન્દ્રિયો ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે. (૧) જે વિદ્વાન્ પ્રાણોવિશે ઉત્તરોત્તર શ્રેષ્ઠ તથા પાંચ પ્રકારવાળા સામની ઉપાસના કરે છે, તેનો પ્રાણ ઘણો શ્રેષ્ઠ થાય છે તથા તે શ્રેષ્ઠ લોકને જિતી અર્થાત્ મેળવી શકે છે. પાંચ પ્રકારવાળા સામનું આ રીતે વર્ણન છે. ૨

## અષ્ટમ ખંડ.

### વાક્‌રૂપે સામોપાસના.

**अथ सप्तविधस्य । वाचि सप्तविधꣳ सामोपासीत यत्किञ्च वाचो हुं३ इति स हिङ्कारो यत्प्रेति स प्रस्तावो यदेति स आदि ॥ १ ॥ यदुदिति स उद्गीथो यत्प्रतीति स प्रतिहारो यदुपेति स उपद्रवो यन्नीति तन्निधनम् ॥ २ ॥ दुग्धेऽस्मै वाग्दोहं । यो वाचो दोहोऽन्नवानन्नादो भवति । य एतदेवं विद्वान्वाचि सप्तविधꣳ सामोपास्ते ॥ ३ ॥**

અન્વયાર્થ:-પ્ર ઇતિ=પ્ર એ શબ્દ, યત્ આ ઇતિ=જે આ-છે તે, (૧) ઉત્ ઇતિ= ઉત્ એ શબ્દ, પ્રતિ ઇતિ=પ્રતિ એ શબ્દ, ઉપ ઇતિ=ઉપ શબ્દ, નિ ઇતિ=નિ શબ્દ, (૨) દુગ્ધે=દોહન કરે છે, દોહં=-દોહન કરનાર,-અન્નાદઃ=પ્રદીપ્ત જઠરાગ્નિવાળો.

શબ્દાર્થ:—હવે સાત પ્રકારની સામની ઉપાસના વર્ણવવામાં આવે છે. આ સાત પ્રકારવાળા સામની વાણીમાં નીચે પ્રમાણે ઉપાસના કરવી -વાણીનો જે 'હું' છે, તે હિંકારરૂપ છે, 'પ્ર' એ પ્રસ્તાવરૂપ છે અને "આ" એ આદિરૂપ છે. (૧) જે 'ઉત્' છે તે ઉદ્‌ગીથરૂપ છે, 'પ્રતિ' તે પ્રતિહારરૂપે છે, 'ઉપ' ઉપદ્રવરૂપ છે અને 'નિ' તે નિધનરૂપે છે (૨) જે વિદ્વાન્ વાણીવિશે સાત પ્રકારવાળા સામની આ રીતે ઉપાસના કરે છે, તે ઉપાસકને માટે વાણી દોહન કરે છે. તે વાણીનો દોહન કરનાર, અન્નવાન્ તથા અન્નનું ભક્ષણ કરનાર થાય છે.

## નવમ ખંડ.

### આદિત્યરૂપે સામોપાસના.

**अथ खल्वमुमादित्यꣳ सप्तविधꣳ सामोपासीत सर्वदा समस्तेन साम । मां प्रति मां प्रतीति सर्वेण समस्तेन साम ॥ १ ॥ तस्मिन्निमानि सर्वाणि भूतान्यन्वायत्तानीति विद्यात्तस्य यत्पुरोदयात्स हिङ्कारस्तदस्य पशवोऽन्वायत्तास्तस्मात्ते हिङ्कुर्वन्ति हिङ्कारभाजिनो ह्येतस्य साम्नः ॥ २ ॥**

**अथ यत्प्रथमोदिते स प्रस्तावस्तदस्य मनुष्या अन्वायत्तास्तस्मात्ते प्रस्तुतिकामाः प्रशंसाकामाः प्रस्तावभाजिनो ह्येतस्य साम्नः ॥ ३ ॥ अथ यत्सङ्गववेलायाꣳ स आदिस्तदस्य वयाꣳस्यन्वायत्तानि तस्मात्तान्यन्तरिक्षेऽना-**

रम्भणान्याददायात्मानं परिपतन्त्यादिभाजीनि ह्येतस्य साम्नः ॥ ४ ॥

अथ यत्सम्प्रति मध्यन्दिने स उद्गीथस्तदस्य देवा अन्वायत्तास्तस्मात्ते सत्तमाः प्राजापत्यानामुद्गीथभाजिनो ह्येतस्य साम्नः ॥ ५ ॥ अथ यदूर्ध्वं मध्यन्दिनात्प्रागपराह्णात्स प्रतिहारस्तदस्य गर्भा अन्वायत्तास्तस्मात्ते प्रतिहृता नावपद्यन्ते प्रतिहारभाजिनो ह्येतस्य साम्नः ॥ ६ ॥

अथ यदूर्ध्वमपराह्णात्प्रागस्तमयात्स उपद्रवस्तदस्यारण्या अन्वायत्तास्तस्मात्ते पुरुषं दृष्ट्वा कक्षꣳ श्वभ्रमित्युपद्रवन्त्युपद्रवभाजिनो ह्येतस्य साम्नः ॥ ७ ॥ अथ यत्प्रथमास्तमिते तन्निधनं। तदस्य पितरोऽन्वायत्तास्तस्मात्तान्निदधति निधनभाजिनो ह्येतस्य साम्न एवं खल्वमुमादित्यꣳ सप्तविधꣳ सामोपास्ते ॥ ८ ॥

અન્વયાર્થ:-સમ=વૃદ્ધિ ક્ષયથી રહિત, (૧) અન્વયત્તાનિ=આધીન, વિદ્યાત્=જાણવા જોઇએ, (૨) ઉદિતે=આરોહણ થવું, અનારંભણાદિ-આશ્રયથી રહિત, આત્માનં=શરીરને, પરિપતંતિ=ઉડે છે. (૪) સંપ્રતિ=જરા આગળ, (૫) ઉર્ધ્વં=પછી, પ્રતિહતાઃ ન અવપદ્યંતે= ગર્ભની ઉપર જઠરપ્રતિ લઇ જવામાં આવતા હોવાથી પડતા નથી. (૬) કક્ષંશ્વભ્રં-ગુલ્મલતાદિના માળાને વિશે, ઉપદ્રવન્તિ=જાય છે. (૭)

શબ્દાર્થ:—પછી ખરેખર આ સૂર્યની સાત પ્રકારવાળા સામવડે ઉપાસના કરવી. તે સૂર્ય સર્વદા સમ ( વૃદ્ધિ ક્ષયથી રહિત ) છે. તેથી તેને સામ કહેવામાં આવે છે. દરેક જણ એમ કહે છે કે, તે મારા તરફ જુવે છે; તે મારા તરફ જૂવે છે. આ રીતે સર્વ તરફ સામ-સરખી રીતે અવલોકન કરવાથી તેનું સામ એ નામ આપ્યું છે. (૧) એમ જાણવું કે, સર્વ ભૂત માત્ર તેને જ આધીન છે. તેનો પ્રથમ ઉદય અર્થાત્ તેનું પૂર્વરૂપ હિંકારરૂપ છે. સર્વ પશુઓ તેને આધીન છે અર્થાત્ તેની ભક્તિવડે જીવે છે અને આ જ કારણથી તેઓ ઉદયસમયે હુંકારો કરે છે. આવી તેઓ-પશુઓ સામના હિંકારના ભજવાવાળા છે. ૨

શબ્દાર્થ:-પછી સૂર્યનું પ્રથમ ઉંચે આરોહણ થવું, તે પ્રસ્તાવરૂપ છે. મનુષ્યો તેને આધીન છે. કારણ કે આદિત્યરૂપ સામને પ્રસ્તાવરૂપે ભજવાવાળા મનુષ્યો છે. તેથી તેઓ પ્રસ્તુતિની કામનાવાળા તથા પ્રશંસાની કામનાવાળા છે. જે વેળાએ કિરણોને જગન્મંડળ સાથે અથવા ગાયોનો વાછરડા સાથે સંબંધ થાય છે, તે સંગવ સમયે જે આદિત્યનું રૂપ છે, તે ' આદિ ' રૂપ છે. ૐકાર નામની ભક્તિરૂપ છે. આવા આદિત્યરૂપ સામના રૂપને પક્ષીઓ અધીન છે. પક્ષીઓ આકાશમાં આધારરહિત શરીરને લઇ ઉડતા હોવાથી આદિત્યરૂપ સામના આદિને ભજવાવાળા છે. ૪

શબ્દાર્થ:—જ્યારે સૂર્ય મધ્ય દિવસને પહોંચે છે, તે સમયનું રૂપ ઉદ્ગીથરૂપે છે દેવો તેને આધીન છે. આ આદિત્યરૂપ સામના ઉદ્ગીથનું ભજન કરવાવાળા તેઓ હોવાથી પ્રજામાં શ્રેષ્ઠરૂપે છે. (૫) અપરાહ્ણની પહેલાંનું જે રૂપ છે, તે પ્રતિહારરૂપ છે. ગર્ભો તેને આધીન છે. આ ગર્ભરૂપે રહેલા પ્રાણીઓ આદિત્યરૂપ સામની પ્રતિહારવાળી ભક્તિ કરનારા હોવાને લીધે જઠરપ્રતિ તેઓને લઇ જવામાં આવતા હોવાથી તેમનો અધઃપાત થતો નથી. ૬

શબ્દાર્થ —અપરાહ્ણની પછી તથી અસ્ત સમયના પહેલા આદિત્યનું જે રૂપ, તે ઉપદ્રવરૂપે કહેવામાં આવે છે. આ જંગલી

જનારો ઉપદ્રવાત્મક આદિત્યના રૂપને આધીન છે. આ પશુઓ ઉપદ્રવરૂપ ભક્તિનો આશ્રય લેનાર હોવાથી પુરૂષને જોઇ, ડરીને અરણ્યની ગુહાપ્રતિ નાશી જાય છે. (૭) પછી સૂર્ય અદષ્ટ થતી વખતે તેનું જે રૂપ, તે નિધનરૂપ છે. આ રૂપને પિતૃઓ અનુગત છે. આ પિતૃઓ આદિત્યરૂપ સામના નિધનને ભજવાવાળા હોવાથી તેઓને તે સામ સ્થાપન કરે છે. આવા પ્રસિદ્ધ આ આદિત્યરૂપ સાત પ્રકારના સામને જે ઉપાસે છે, તેને પ્રાપ્તિરૂપ ફળ થાય છે. ૮

ટીકા.--તેઓને અર્થાત્ પિતા, પિતામહ તથા પ્રપિતામહરૂપે કરી અથવા તેઓને અર્થે પિંડને દર્ભમા સ્થાપન કરે છે. ૮

## દશમ ખંડ.

### આદિત્યરૂપે સામોપાસના.

अथ खल्वात्मसम्मितमतिमृत्यु सप्तविधꣳ सामोपासीत हिङ्कार इति त्र्यक्षरं प्रस्ताव इति त्र्यक्षरं तत्समम् १

आदिरिति द्व्यक्षरं प्रतिहार इति चतुरक्षरं तत इहैकं तत्समम् ॥ २ ॥

उद्गीथ इति त्र्यक्षरमुपद्रव इति चतुरक्षरं त्रिभिस्त्रिभिः समं भवत्यक्षरमतिशिष्यते त्र्यक्षरं तत्समम् ॥ ३ ॥

निधनमिति त्र्यक्षरं तत्सममेव भवति तानि ह वा एतानि द्वाविꣳशतिरक्षराणि ॥ ४ ॥

एकविꣳशत्यादित्यमाप्नोत्येकविꣳशो वा इतोऽसावादित्यो द्वाविꣳशेन परमादित्याज्जयति तन्नाकं तद्विशोकम्

आप्नोतिहादित्यस्य जयं परो हास्यादित्यजयाज्जयो भवति य एतदेवं विद्वानात्मसंमितमतिमृत्यु सप्तविधꣳ सामोपास्ते सप्तविधꣳ सामोपास्ते ॥ ६ ॥

અન્વયાર્થ:--આત્મસમિતં=મોક્ષરૂપી હેતુવાળા, અતિમૃત્યુ=મૃત્યુના અતિક્રમણરૂપ સાધનને. (૧)

શબ્દાર્થ:--આદિત્યાદિ સામની ઉપાસના કર્યા પછી મોક્ષરૂપ હેતુવાળા હોવાથી પરમાત્મા સદશ તથા મૃત્યુનું અતિક્રમણ કરવાના સાધનરૂપ સાત પ્રકારના સામની ઉપાસના કરવી. જેમ હિંકાર ત્રણ અક્ષરોનો થયો છે, તેમ પ્રસ્તાવ ત્રણ અક્ષરોનો છે. આથી હિંકાર તથા પ્રસ્તાવ સરખા છે. ૧

શબ્દાર્થ--આદિ શબ્દમા બે અક્ષરો છે તથા પ્રતિહાર શબ્દમા ચાર અક્ષરો છે. જેમાનો એક એક અક્ષર આગલા સાથે ઉમેરવાથી તેઓ સરખા થાય છે. ૨

શબ્દાર્થ--ઉદ્ગીથ શબ્દ ત્રણ અક્ષરોનો છે અને ઉપદ્રવ ચાર અક્ષરોનો છે. આગળના ત્રણ અક્ષરો પાછળના ત્રણ અક્ષરોના સરખા છે. એક અક્ષર અધિક છે આ ત્રણ અક્ષરવાળું નામ પૂર્વના સદશ છે. ૩

શબ્દાર્થ:--નિધન શબ્દ ત્રણ અક્ષરોનો છે અને તેથી તે બાકીના સરખો છે. આમ બધું મળી બાવીશ વર્ણ થાય છે. ૪

શબ્દાર્થ--એકવીશ અક્ષરની સંખ્યાવડે આદિત્યને-મૃત્યુને પામે છે. કારણ કે આ લોકથી આદિત્ય એકવીશમો છે તથા બાવીશ અક્ષરવડે આદિત્યથી અર્થાત્ મૃત્યુથી શ્રેષ્ઠ એવા સ્થાનને મેળવે છે. આ સ્થાન સુખથી રહિત તેમજ દુઃખથી રહિત છે. (૫)

શબ્દાર્થ--જે વિદ્વાન્ પરમાત્માસદશ, અતિ મૃત્યુ તથા સાત પ્રકારવાળા સામની ઉપાસના કરે છે, તે સૂર્યના પર વિજય મેળવે છે તેમ જ આદિત્યના વિજયથી પણ શ્રેષ્ઠ વસ્તુની તેને પ્રાપ્તિ થાય છે. ૬

ટીકા:--સૂર્ય મૃત્યુરૂપ છે, કારણકે તે પૃથ્વીને સરખા સરખા વિભાગોમા વહેંચી દિવસ તથા રાત્રી કરે છે. તેને (અર્થાત્ સૂર્યને

પ્રસન્ન કરના સામની ઉપાસના કરવાને કહેવામા આવ્યું છે. મૃત્યુરૂપ સૂર્ય સબંધી સામની ઉપાસના કરી રહ્યા પછી સાત ભાગવાળા સામની બીજી ઉપાસનાવિશે વર્ણન કરવામા આવે છે. (૧)

ટીકા:—ૐકાર અક્ષર આદિરૂપ છે. ૨

ટીકા —હિંકાર, પ્રસ્તાવ, આદિ, પ્રતિહાર, ઉદ્‌ગીથ, ઉપદ્રવ, નિધન, આ બાવીસ અક્ષર છે. ૪

ટીકા —આ લોકથી આદિત્યને એકવીસમો કહેવામા આવ્યો છે કારણકે શ્રુતિમા કહ્યુ છે કે, બાર માસો, પાચ ઋતુઓ, ત્રણ લોક અને એકવીસમો સૂર્ય. સૂર્યથી ઉપરનો પ્રદેશ એટલે નાક—સ્વર્ગ. ન એટલે નહિ, અ દુ ખ તથા ક=સુખ. અર્થાત્ નાક એટલે સુખ દુ ખ રહિત. ૫

## એકાદશ ખંડ.

### પ્રાણમાં ગાયત્રી સામોપાસના.

मनो हिङ्कारो वाक्प्रस्तावश्चक्षुरुद्गीथः श्रोत्रं प्रतिहारः प्राणो निधनमेतद्गायत्रं प्राणेषु प्रोतम् ॥ १ ॥

स य एवमेतद्गायत्रं प्राणेषु प्रोतं वेद प्राणी भवति सर्वमायुरेति ज्योग् जीवति महान् प्रजया पशुभिर्भवति महान् कीर्त्या महामनाः स्यात्तद्व्रतम् ॥२॥

અન્વયાર્થ—ગાયત્રં=સામ, વેદ-ઉપાસના કરે છે, એતિ=મેળવે છે, જ્યોગ્=પોતાને તથા પારકાને ઉપકાર કરનારો થઇ, (૨)

શબ્દાર્થ.—મન હિંકારરૂપ છે, વાણી પ્રસ્તાવરૂપ છે, ચક્ષુ ઉદ્‌ગીથરૂપ છે, શ્રોત્ર પ્રતિહારરૂપ છે અને પ્રાણ નિધનરૂપ છે. આ પ્રમાણે ગાયત્રી સામ પ્રાણવિશે પ્રોત છે. ( કારણ કે પ્રાણ જ ગાયત્રીરૂપ છે. ) (૧)

શબ્દાર્થ—જે અધિકારી ગાયત્રીને પ્રાણ વિશે પ્રોત છે, એમ જાણે છે, તે પ્રાણી પ્રાણવાળો થાય છે. તે પૂર્ણ આયુષ્ય ભોગવે છે. તેનું જીવન તેની જ્ઞાતિવાળાને લાભકારક થાય છે. તે પ્રજા તથા પશુવડે મહાન્ થાય છે. તેમજ મહાન્ મનવાળા થવું, એ આ ગાયત્રીના ઉપાસકનું વ્રત છે. ૨

ટીકા:—પ્રાણવાળો થાય છે, એટલે તેની સર્વ ઇન્દ્રિયો પોતપોતાના વિષયોને મેળવે છે. પૂર્ણ આયુષ્ય ભોગવે છે, એટલે મનુષ્યનુ આયુષ્ય સો વર્ષનું કહેવાય ત્યા સુધી તે જીવે છે ૨.

## દ્વાદશ ખંડ.

### પ્રાણમાં ગાયત્રી સામોપાસના.

अभिमन्थति स हिङ्कारो धूमो जायते स प्रस्तावो ज्वलति स उद्गीथोऽङ्गारा भवन्ति स प्रतिहार उपशाम्यति तन्निधनꣳ संशाम्यति तन्निधनमेतद्रथन्तरमग्नौ प्रोतम् ॥ १ ॥

स य एवमेतद्रथन्तरमग्नौ प्रोतं वेद ब्रह्मवर्चस्यन्नादो भवति सर्वमायुरेति ज्योग् जीवति महान् प्रजया पशुभिर्भवति महान् कीर्त्या न प्रत्यङ्ङग्निमाचामेन्न निष्ठीवेत्तद्व्रतम् ॥ २ ॥

અન્વયાર્થ—બ્રહ્મવર્ચસી= સ્વાધ્યાનના તેજવાળો, પ્રત્યક્ અગ્નિં ન આચામેત્=અગ્નિ સન્મુખ બેસી ભક્ષણ કરવુ નહિ, ન નિષ્ઠીવેત્=થૂંક નાખવુ નહિ. (૨)

શબ્દાર્થ:-ઘર્ષણવડે અગ્નિમથન હિંકારરૂપ છે, જે ધૂમ ઉત્પન્ન થાય છે, તે પ્રસ્તાવરૂપ છે, જ્વાળા ઉદ્‌ગીથરૂપ છે, અંગીરા પ્રતિહારરૂપ છે, અગ્નિનું ઉપશમન નિધનરૂપ છે, અને તદન ઉપશમન પણ નિધનરૂપ છે. આ રીતે રથતર સામ અગ્નિવિશે ઓતપ્રોત છે. ૧

શબ્દાર્થ—જે આ રીતે આ રથંતરને અગ્નિવિશે પ્રોત ( પરોવાયનો ) જાણે છે, તે

વ્રત તથા સ્વાધ્યાયના તેજવાળો, પ્રદીપ્ત જઠરાગ્નિવાળો તથા મહાન્ આયુષ્યમાન્ થાય છે. તે સ્વ તથા પરના ઉપકારને કરતો છતો જીવે છે. તે પ્રજાવડે તથા પશુવડે મહાન્ થાય છે તથા કીર્તિવડે તે મહાન્ થાય છે, વળી તેનો ધર્મ એ છે કે, તેણે અગ્નિ સન્મુખ ભક્ષણ કરવું જોઇએ નહિ તથા તે પર થૂંક કે લાળ નાખવી નહિ. ૨

## ત્રયોદશ ખંડ.

### પ્રાણમાં ગાયત્રી સામોપાસના.

उपमंत्रयते स हिङ्कारो ज्ञपयते स प्रस्तावः स्त्रिया सह शेते स उद्गीथः प्रतिस्त्रीया सह शेते स प्रतिहारः कालं गच्छति तन्निधनं पारं गच्छति तन्निधनमेतद्वामदेव्यं मिथुने प्रोतम् ॥१॥

स य एवमेतद्वामदेव्यं मिथुने प्रोतं वेद मिथुनीभवति मिथुनान्मिथुनात्प्रजायते सर्वमायुरेति ज्योग् जीवति महान् प्रजया पशुभिर्भवति महान् कीर्त्या न काञ्चन परिहरेत्तद्व्रतम् ॥ २॥

અન્વયાર્થઃ-ઉપમંત્રયતે=સંકેત કરવો, જ્ઞપયતે=સંતુષ્ટ કરવી, પ્રતિ સ્ત્રીયા=પ્રતિ સ્ત્રી સાથે, પરિહરેત્=ત્યાગ કરવો જોઇએ. (૧-૨)

શબ્દાર્થ—સ્ત્રીની સાથે સંકેત કરવો, તે હિંકારરૂપ છે, વસ્ત્રાદિવડે સંતુષ્ટ કરવી તે પ્રસ્તાવરૂપ છે, સ્ત્રી સહ શયન કરવું તે ઉદ્ગીથરૂપ છે, પ્રતિ સ્ત્રી સાથે શયન પ્રતિહારરૂપ છે, સુરત સમાગમમાં કાળનું ગમન નિધનરૂપ છે. સુરત સમાગમને પાર જવું તે નિધનરૂપ છે. આ રીતે આ વામદેવ્ય સામ મિથુનવિશે પ્રોત છે. ૧.

શબ્દાર્થઃ—આ વામદેવ્ય સામ મિથુનવિશે પ્રોત છે એમ જે જાણે છે તે સ્ત્રીથી અવિયોગી, તેની મિથુનથી મિથુનવડે પ્રજા ઉત્પન્ન થાય છે તથા તે સર્વ આયુષ્યને પામે છે. તે સ્વ તથા પરના ઉપકારને કરતો છતો જીવે છે. તે પ્રજાવડે તથા પશુવડે મહાન્ થાય છે. તેમ જ કીર્તિવડે મહાન્ થાય છે. તેનો ધર્મ એ છે કે, તેણે સમાગમની આકાંક્ષાવાળી સ્ત્રીનો કદી ત્યાગ કરવો નહિ. ૨

## ચતુર્દશ ખંડ.

### આદિત્યવિશે બૃહત્સામોપાસના.

उद्यन्हिङ्कार उदितः प्रस्तावो मध्यन्दिन उद्गीथोऽपराह्णः प्रतिहारोऽस्तयन्निधनमेतद्बृहदादित्ये प्रोतम् ॥१॥

स य एवमेतद्बृहदादित्ये प्रोतं वेद तेजस्व्यन्नादो भवति सर्वमायुरेति ज्योग् जीवति महान् प्रजया पशुभिर्भवति महान् कीर्त्या तपन्तं न निन्देत्तद्व्रतम् २

અન્વયાર્થ -તપન્ત -પ્રકાશતા, (૨)

શબ્દાર્થઃ—સૂર્યનો ઉદય હિંકારરૂપ, સૂર્યનું ઉપર ચઢવું પ્રસ્તાવરૂપ, મધ્ય દિવસ ઉદ્ગીથરૂપ, અપરાહ્ણ પ્રતિહારરૂપ અને સૂર્યનો અસ્ત નિધનરૂપ છે. આ પ્રમાણે બૃહત્ સામ સૂર્યવિશે પ્રોત છે. ૧

શબ્દાર્થ —જે પુરુષ બૃહત્ સામને આ પ્રમાણે આદિત્ય સાથે પ્રોત છે એમ જાણે છે, તે તેજસ્વી તથા દીપ્ત જઠરાગ્નિવાળો થાય છે, મહાન્ આયુષ્યમાન્, સર્વથી ઉપયોગી તથા પ્રજા, પશુ અને કીર્તિવડે મહાન્ થાય છે. તેનો ધર્મ એ હોય છે કે, પ્રકાશતા આદિત્યની નિન્દા ન કરવી. ૨

## પંચદશ ખંડ.

### પર્જન્યવિશે વૈરૂપ સામોપાસના.

अभ्राणि सम्प्लवन्ते स हिङ्कारो मेघो जायते स प्रस्तावो वर्षति स उद्गीथो विद्योतते स्तनयति स प्र-

उद्गृह्णाति तन्निधनमेतद्वैरूपं पर्जन्ये प्रोतम् ॥ १ ॥

स य एवमेतद्वैरूपं पर्जन्ये प्रोतं वेद विरूपाꣳश्च सुरूपाꣳश्च पशूनवरुन्धे सर्वमायुरेति ज्योग् जीवति महान् प्रजया पशुभिर्भवति महान् कीर्त्या वर्षन्तं न निन्देत्तद्व्रतम् ॥२॥

અન્વયાર્થ: અભ્રાણિ સંપ્લવન્તે=મેઘો ગમન કરે છે, વિરૂપાન્ સુરૂપાન્ પશૂન્–સમાનરૂપવાળા તથા અસમાન રૂપવાળા પશુને, (૧–૨)

શબ્દાર્થ:–વાદળનું ગમન હિંકારરૂપ, મેઘની ઉત્પત્તિ પ્રસ્તાવરૂપ, વરસવું તે ઉદ્‌ગીથરૂપ, વિદ્યુતના ચમકારા તથા ગર્જના પ્રતિહારરૂપ, અભ્રનું ઉંચે જવું ( વરસાદની સમાપ્તિ ) નિધનરૂપ છે. આ પ્રમાણે વૈરૂપ સામ પર્જન્યવિશે પ્રોત છે. ૧

શબ્દાર્થ––જે આ વૈરૂપ સામને મેઘને વિશે પ્રોત છે એમ જાણે છે તે વિરૂપ તેમજ સુરૂપ પશુને મેળવે છે, તે આયુષ્યમાન્ થાય છે, તે સંબંધીને લાભકારક, પ્રજા પશુવડે તથા કીર્તિવડે મહાન્ થાય છે તથા તેનો ધર્મ એવો છે કે, વરસના મેઘની નિંદા કરવી નહિ. ૨

## ષોડશ ખંડ.

### ઋતુવિશે વૈરાજ સામોપાસના.

वसन्तो हिङ्कारो ग्रीष्मः प्रस्तावो वर्षा उद्गीथः शरत्प्रतिहारो हेमन्तो निधनमेतद्वैराजमृतुषु प्रोतम् ॥ १ ॥

स य एवमेतद्वैराजमृतुषु प्रोतं वेद विराजति प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन सर्वमायुरेति ज्योग् जीवति महान्प्रजया पशुभिर्भवति महान् कीर्त्यर्तूंन निन्देत्तद्व्रतम् ॥ २ ॥

અન્વયાર્થ.––વૈરાજં–વૈરાજરૂપ સામ, વેદ–ઉપાસે છે, વિરાજતિ–શોભે છે, (૧–૨)

શબ્દાર્થ:—વસન્ત ઋતુ હિંકારરૂપ છે, ગ્રીષ્મ ઋતુ પ્રસ્તાવરૂપ છે, વર્ષાઋતુ ઉદ્‌ગીથરૂપ છે, શરત્ ઋતુ પ્રતિહારરૂપ છે, હેમન્ત ઋતુ નિધનરૂપ છે. આ પ્રમાણે વૈરાજ સામ ઋતુઓ વિશે પ્રોત છે. ૧

શબ્દાર્થ:––આ પ્રમાણે વૈરાજ સામ ઋતુઓ વિશે ઓતપ્રોત છે, એમ જે જાણે છે તે પ્રજા, પશુ તથા બ્રહ્મતેજવડે અત્યંત શોભે છે, તે પૂર્ણ આયુષ્ય ભોગવે છે, તેનું ચરિત મહાન્ થાય છે, તે પ્રજા, પશુ તથા કીર્તિવડે મહાન્ થાય છે. તેનો ધર્મ એ છે કે, તેણે ઋતુઓની નિંદા કરવી નહિ. ૨

## સપ્તમ ખંડ.

### પૃથ્વ્યાદિ દ્રષ્ટિવડે શક્વરી સામોપાસના.

पृथिवी हिङ्कारोऽन्तरीक्षं प्रस्तावो द्यौरुद्गीथो दिशः प्रतिहारः समुद्रो निधनमेताः शक्वर्यो लोकेषु प्रोताः ॥ १ ॥

स य एतमेताः शक्वर्यो लोकेषु प्रोता वेद लोकीभवति सर्वमायुरेति ज्योग् जीवति महान्प्रजया पशुभिर्भवति महान् कीर्त्या लोकान्न निन्देत्तद्व्रतम् ॥ २ ॥

અન્વયાર્થ:–શક્વર્ય:–શક્વરી સામ.(૧–૨

શબ્દાર્થ:—પૃથિવી હિંકારરૂપ છે, અંતરિક્ષ પ્રસ્તાવરૂપ છે, દ્યો ઉદ્‌ગીથરૂપ છે, દિશાઓ પ્રતિહારરૂપ છે, સમુદ્ર નિધનરૂપ છે. આ પ્રમાણે શક્વરી સામ લોક વિશે સંબંધ ધરાવે છે. ૧

શબ્દાર્થ—આ પ્રમાણે શક્વરી સામને લોકો (ભુવનો) વિશે ઓતપ્રોત છે એમ જે જાણે છે, તે લોકી અર્થાત્ લોકના હૃદયને મેળવનારો થાય છે, તે મહાન્ આયુષ્ય.

ભોગવે છે, તે પ્રજાવડે પોતાનો તથા પરનો ઉપકાર કરતો છતો જીવે છે તથા પશુવડે મહાન્ થાય છે તથા કીર્તિવડે મહાન્ થાય છે. તેનો ધર્મ એ છે કે, તેણે કદી ભુવનોની નિંદા કરવી નહિ. ૨

## અષ્ટાદશ ખંડ.

### પશુ દૃષ્ટિવડે રેવતી સામોપાસના.

अजा हिङ्कारोऽवयः प्रस्तावो गाव उद्गीथोऽश्वाः प्रतिहारः पुरुषो निधनमेता रेवत्यः पशुषु प्रोताः ॥ १ ॥

स य एवमेता रेवत्यः पशुषु प्रोता वेद पशुमान् भवति सर्वमायुरेति ज्योग् जीवति महान् प्रजया पशुभिर्भवति महान् कीर्त्या पशून्न निन्देत्तद्व्रतम् ॥ २ ॥

અન્વયાર્થઃ-રેવત્ય-રેવતી સામ, (૧-૨)

શબ્દાર્થઃ—બકરી હિંકારરૂપ છે, મેંઢાં પ્રસ્તાવરૂપ છે, ગાયો ઉદ્ગીથરૂપ છે, અશ્વો પ્રતિહારરૂપ છે અને માણસ નિધનરૂપ છે. આ પ્રમાણે રેવતી સામ પશુઓવિશે પ્રોત છે. ૧

શબ્દાર્થ.—આ પ્રમાણે રેવતી સામને પશુવિષે પ્રોત (સબંધ ધરાવતું) છે, એમ જે જાણે છે તે પશુમાન્ થાય છે, મોટા આયુષ્યવાળો થાય છે, તે સ્વ તથા પરનો ઉપકાર કરતો છતો જીવે છે તે પ્રજા તથા પશુવડે મહાન્ થાય છે તથા કીર્તિવડે મહાન્ થાય છે અને તેનો ધર્મ એ છે કે, તેણે કદી પશુનિંદા કરવી નહિ. ૨

## એકોનવિંશ ખંડ.

### અંગ દૃષ્ટિવડે યજ્ઞાયજ્ઞીય સામોપાસના.

लोम हिङ्कारस्त्वक् प्रस्तावो मा-समुद्गीथोऽस्थि प्रतिहारो मज्जा निधनमेतद्यज्ञायज्ञीयमङ्गेषु प्रोतं ॥ १ ॥

स य एवमेतद्यज्ञायज्ञीयमङ्गेषु प्रोतं वेदाङ्गी भवति नाङ्गेन विहूर्छति सर्वमायुरेति ज्योग् जीवति महान् प्रजया पशुभिर्भवति महान् कीर्त्या संवत्सरं मज्ज्ञो नाश्नीयात्तद्व्रतं मज्ज्ञो नाश्नीयादिति वा ॥२॥

અન્વયાર્થઃ—ન અંગેન વિહૂર્છતિ-અંગવડે હીન થતો નથી. મજ્જ્ઞઃ-માંસને, અશ્નિયાત્-ખાવું. (૧-૨)

શબ્દાર્થઃ—શરીરનાં લોમ (રૂવાં) હિંકારરૂપ છે, ત્વક્ (ચામડી) પ્રસ્તાવરૂપ છે, માંસ ઉદ્ગીથરૂપ છે, અસ્થિ પ્રતિહારરૂપ છે, મજ્જા નિધનરૂપ છે. આ પ્રમાણે યજ્ઞાયજ્ઞીય સામ અંગોવિશે પ્રોત છે. ૧

શબ્દાર્થઃ—આ પ્રમાણે યજ્ઞાયજ્ઞીય સામ અંગવિશે પ્રોત છે એમ જાણે છે તેના શરીરનાં સર્વ અંગો પૂર્ણ થાય છે, તેનું અંગ કદી ખોડ ખાપણવાળું થતું નથી. તે મહાન્ આયુષ્યવાન્ તથા સ્વ અને પરનો ઉપકાર કરતો છતો જીવે છે. તે પ્રજા તથા પશુવડે મહાન્ થાય છે, તે કીર્તિવડે મહાન્ થાય છે અને તેનો ધર્મ એ છે કે, તેણે એક વર્ષ પર્યંત માંસ ભક્ષણ કરવું નહિ અથવા તો બીલકુલ જ ખાવું નહિ. ૨

## વિંશ ખંડ.

### દેવતા દૃષ્ટિવડે રાજન સામોપાસના.

अग्निर्हिङ्कारो वायुः प्रस्ताव आदित्य उद्गीथो नक्षत्राणि प्रतिहारश्चन्द्रमा निधनमेतद्राजनं देवतासु प्रोतम् ॥१॥

स य एवमेतद्राजनं देवतासु प्रोतं वेदैतासामेव देवतानां सलोकतां सार्ष्टितां सायुज्यं गच्छति सर्वमायुरेति ज्योग् जीवति महान् प्रजया

भवति महान् कीर्त्या ब्राह्मणान्न निन्देत्तद्व्रतम् ॥२॥

અન્વયાર્થ:–રાજનં–રાજનસામ,૧–૨–૩)

શબ્દાર્થ:—અગ્નિ હિંકારરૂપ છે, વાયુ પ્રસ્તાવરૂપ છે, આદિત્ય ઉદ્‌ગીથરૂપ છે, નક્ષત્રો પ્રતિહારરૂપ છે અને ચંદ્રમા નિધનરૂપ છે. આ પ્રમાણે રાજન સામ દેવતાઓ વિશે પ્રોત છે. ૧

શબ્દાર્થ:—જે રાજન સામને દેવતાઓવિશે પ્રોત છે એમ જાણે છે, તે દેવતાના સમાન લોકને, સમાન ઋદ્ધિને તથા તેના સમાન દેહને મેળવી શકે છે. તે પૂર્ણ આયુષ્ય ભોગવે છે, તે સ્વ તથા પરનો ઉપકાર કરતો છતો જીવે છે, તે પશુવડે તથા પ્રજાવડે મહાન્ થાય છે તથા કીર્તિવડે મહાન્ થાય છે, અને તેનો ધર્મ એ છે કે તેણે બ્રાહ્મણોની કદી નિંદા કરવી નહિ. ૨

## એકવિંશ ખંડ.

### ત્રણ વિદ્યાદિ દૃષ્ટિવડે સામોપાસના.

त्रयी विद्या हिङ्कारस्त्रय इमे लोकाः स प्रस्तावोऽग्निर्वायुरादित्यः स उद्गीथो नक्षत्राणि वयाꣳसि मरीचयः स प्रतिहारः सर्पा गन्धर्वाः पितरस्तन्निधनमेतत्साम सर्वस्मिन्प्रोतम् ॥१॥

स य एवमेतत्साम सर्वस्मिन् प्रोतं वेद सर्वꣳ ह भवति ॥२॥

तदेष श्लोकः । यानि पञ्चधा त्रीणि त्रीणि तेभ्यो न ज्यायः परमन्यदस्ति ॥३॥

यस्तद्वेद स वेद सर्वꣳ सर्वा दिशो बलिमस्मै हरन्ति सर्वमस्मीत्युपासीत तद्व्रतं तद्व्रतम् ॥४॥

અન્વયાર્થ:–શ્લોક: =શ્લોક, ઉપસંહરતિ–પમાડે છે.

શબ્દાર્થ:—ત્રણ વિદ્યા હિંકારરૂપ છે, ત્રણ લોક પ્રસ્તાવરૂપ છે, અગ્નિ, વાયુ અને આદિત્ય ઉદ્‌ગીથરૂપ છે, નક્ષત્ર પક્ષીઓ અને રશ્મિઓ પ્રતિહારરૂપ છે, સર્પ, ગંધર્વ અને પિતરો નિધનરૂપ છે. આ પ્રમાણે સામ સર્વ વિશે પ્રોત છે. ૧

શબ્દાર્થ:—આ પ્રમાણે સામ સર્વવિશે પ્રોત છે એમ જે જાણે છે, તે સર્વરૂપ થાય છે. ૨

શબ્દાર્થ:—તેથી આ મંત્ર વિશે એમ કહેવામાં આવે છે કે, ત્રણ ત્રણ વિદ્યા જે પાચ પ્રકારે કહેવાઇ, તે કરતાં બીજું કાંઇ શ્રેષ્ઠ નથી. ૩

શબ્દાર્થ:—જે આ જાણે છે તે સર્વજ્ઞ થાય છે, તેને સર્વ દિશાઓ પોતાનો બલિ આપે છે. તેનો ધર્મ એ છે કે, તેણે એમ માનવું જોઇએ કે, હું સર્વરૂપ છું. ૪

ટીકા:—પાંચ પ્રકારના કહેવાનું કારણ એ કે, હિંકાર, પ્રસ્તાવ વગેરે મળીને પાચ પ્રકારો થાય છે તથા ત્રણવડે ત્રણ વિદ્યા, ત્રણ લોક તથા ત્રણ દેવતા અગ્નિ, વાયુ તથા આદિત્ય લેવા. (૩)

## દ્વાવિંશ ખંડ.

विनर्दि साम्नो वृणे पशव्यमित्यग्नेरुद्गीथोऽनिरुक्तः प्रजापतेर्निरुक्तः सोमस्य मृदु श्लक्ष्णं वायोः श्लक्ष्णं बलवदिन्द्रस्य क्रौञ्चं बृहस्पतेरपध्वान्तं वरुणस्य तान्सर्वानेवोपसेवेत वारुणन्त्वेवैकं वर्जयेत् ॥१॥

अमृतत्वं देवेभ्य आगायानीत्यागायेत्स्वधां पितृभ्य आशां मनुष्येभ्यस्तृणोदकं पशुभ्यः स्वर्गं लोकं यजमानायान्नमात्मन आगायानीत्येतानि मनसा ध्यायन्नप्रमत्तः स्तुवीत ॥२॥

सर्वे स्वरा इन्द्रस्यात्मानः सर्व ऊष्माणः प्रजापतेरात्मानः सर्वे स्पर्शा

मृत्योरात्मानस्तं यदि स्परेपूपालभेतेन्द्रं शरणं प्रपन्नोऽभूवं स त्वा प्रतिवक्ष्यतीत्येनं ब्रूयात् ॥३॥

अथ यचेनमूष्मसूपालभेत प्रजापतिं शरणं प्रपन्नोऽभूवं स त्वा प्रतिपेक्ष्यतीत्येनं ब्रूयादथ यचेनं स्पर्शेपूपालभेत मृत्युं शरणं प्रपन्नोऽभूवं स त्वा प्रतिधक्ष्यतीत्येनं ब्रूयात् ॥४॥

सर्वे स्वरा घोषवन्तो बलवन्तो वक्तव्या इन्द्रे बलं ददानीति सर्वे ऊष्माणो अग्रस्ता अनिरस्ता विवृत्ता वक्तव्याः प्रजापतेरात्मानं परिददानीति सर्वे स्पर्शा लेशेनानभिनिहिता वक्तव्या मृत्योरात्मानं परिहराणीति ॥५॥

અન્વયાર્થ:-વિનર્દિ-નર્દસ્વર જેને વિશે એવું ગાન, પશવ્યં-પશુના હિત સંબંધી, અગ્નેઃ ઉદ્‌ગીથ.-અગ્નિના દેવતરૂપ ઉદ્‌ગીથ, અનિરૂક્તઃ-અસ્પષ્ટ સ્વરૂપે, નિરૂક્તઃ-સ્પષ્ટ સ્વરૂપે, શ્લક્ષ્ણં-અવછેદથી રહિત, ક્રૈંચ.-ક્રૈંચ પક્ષી સરખો નાદ, અપધ્વાન્તં-ભાગેલા કાસામાથી નીકળતા સ્વર જેવો, (૧) આગાયાની -ગાન કરૂં છું, અપ્રમત્ત.-પ્રમાદથી રહિત થઇ. ( ૨ ) ઇન્દ્રસ્ય-પ્રાણના, આત્માનઃ-દેહના અવયવોરૂપે, પ્રજાપતેઃ-વિરાટના, મૃત્યો -યમના, પ્રતિવક્ષ્યતિ-ઉત્તર આપશે. (૩) પ્રજાપતિં-વિરાટને, પ્રતિધક્ષ્યતિ-બાળી મૂકશે, (૪) અગ્રસ્તા.-નહિ પ્રવેશ પામેલ, વિવૃતાઃ-ખુલ્લા પ્રયત્નવાળા, લેશેન અનભિહતાઃ-આસ્તે તથા સ્પષ્ટ રીતે. (૫)

શબ્દાર્થ:—ઉદ્‌ગાતાએ કહ્યુ કે, વિનર્દિ અર્થાત્‌ સ્વર વિશેષવાળા સામની હું ઇચ્છા કરૂં છું, જે પશુને માટે હિતકારી, અગ્નિના દેવતરૂપ, પ્રજાપતિના અનિરૂક્તરૂપે (અસ્પષ્ટરૂપે), સોમના નિરૂક્તરૂપ ( સ્પષ્ટરૂપે ), જે સામગાન વાયુના નરમ તથા અવચ્છેદથી રહિતરૂપે, જે ઇન્દ્રના મધુર તથા ઉચ્ચ સ્વરવાળારૂપે તથા જે બૃહસ્પતિને ક્રૈંચ પક્ષીના નાદ સરખું તથા વરુણને અપધ્વાન્ત ( સ્વરવાળું ( ફૂટેલા કાંસામાંથી નિકળતા સ્વરવાળું ) છે, તે સર્વસામોનું સેવન કરવું; પણ હમેશ ખોખરા સ્વરવાળા સામનો ત્યાગ કરવો. (૧)

શબ્દાર્થ:—હું દેવોના અમૃતપણાને માટે, પિતૃઓને સ્વધારૂપ બળિદાન આપવા માટે, મનુષ્યકામનાની સિદ્ધિ અર્થે, પશુઓને તૃણ તથા જળની પ્રાપ્તિ અર્થે તથા મારે પોતાને માટે અન્નની પ્રાપ્તિ અર્થે ગાન કરૂં છું. આ પ્રમાણેનું ધ્યાન કરી ગાન કરવું જોઇએ તથા અપ્રમત્ત થઇ સ્તુતિ કરવી જોઇએ. ૨

શબ્દાર્થ:—સર્વ સ્વરો ઇન્દ્રના ( બળ કર્મરૂપ પ્રાણના ) દેહાવયવરૂપે છે. સર્વ ઉષ્મ અક્ષરો ( શ, ષ, સ, અને હ ) પ્રજાપતિના ( વિરાટરૂપ કશ્યપના ) શરીર ગણાય છે અને સ્પર્શો ( વ્યંજનો ) મૃત્યુના સ્વરૂપરૂપે છે. આ સ્વરોના ગાન કરનારાની કોઇ નિંદા કરે તો તેણે કહેવું જોઇએ કે, હું પ્રાણનું શરણ લઉં છું અને તે તને એનો યોગ્ય પ્રત્યુત્તર આપશે, એમ તેને કહેવું. ૩

શબ્દાર્થ:—જો કોઇ ઉષ્માક્ષરોની નિંદા કરે તો તેને કહેવું જોઇએ કે, હું પ્રજાપતિને શરણે જાઉં છું, તે તને કચરી નાંખશે. જો કોઇ સ્પર્શાક્ષરોની નિંદા કરે તો તેને કહેવું કે, હું મૃત્યુને શરણે જાઉં છું, તે તને અગ્નિમા બાળી નાખશે. ૪

શબ્દાર્થ:—સર્વે સ્વરો ખુલ્લી રીતે તથા જોરથી બોલવા યોગ્ય છે. આ સ્વરો બોલવામાં હું ઇંદ્રના બળનો આશ્રય કરૂં છું, એમ ચિંતન કરવું. ઉષ્માક્ષરોના અંદરના ભાગમાં પ્રવેશ નહિ પામેલ, બહાર છૂટો નહિ પડેલ, તેમ ખુલ્લી રીતે ઉચ્ચાર કરવો જોઇએ તથા પ્રજા-

પતિના આત્માને મારું જીવન આપું છું, એમ ચિંતન કરવું. સ્પર્શાક્ષરો આસ્તેથી તથા ખુલ્લી રીતે ઉચ્ચારવા જોઇએ તથા હું મૃત્યુના આત્માને અર્થાત્ શરીરના અવયવને મારા શરીરમાંથી બહાર કાઢું છું, એમ ચિંતન કરવું. ૫

## ત્રયોવિંશ ખંડ.

### ધર્મના ત્રણ સ્કંધો તથા ૐકારની બ્રહ્મરૂપતા.

**त्रयो धर्मस्कन्धा यज्ञोऽध्ययनं दानमिति प्रथमस्तप एव द्वितीयो ब्रह्मचार्याचार्यकुलवासी तृतीयोऽत्यन्तमात्मानमाचार्यकुलेऽवसादयन्सर्व एते पुण्यलोका भवन्ति ब्रह्मसꣳस्थोऽमृतत्वमेति ॥१॥**

**प्रजापतिर्लोकानभ्यतपत् तेभ्योऽभितप्तेभ्यस्त्रयी विद्या सम्प्रास्रवत्तामभ्यतपत्तस्या अभितप्ताया एतान्यक्षराणि सम्प्रास्रवन्त भूर्भुवः स्वरिति ॥२॥**

**तान्यभ्यतपत्तेभ्योऽभितप्तेभ्य ॐकारः सम्प्रास्रवत्तद्यथा शङ्कुना सर्वाणि पर्णानि सन्तृणान्येवमोङ्कारेण सर्वा वाक् सन्तृण्ण ॐकार एवेदꣳ सर्वमोङ्कार एवेदꣳ सर्वम् ॥३॥**

અન્વયાર્થ:-ધર્મસ્કંધાઃ-ધર્મના વિભાગો, આચાર્યકુલવાસી-આચાર્યના કુલને વિશે રહેનાર, આત્માનં આચાર્યકુલે અવસાદયન્-આચાર્યના કુળમાં જીવન પૂરો કરતો, બ્રહ્મસંસ્થઃ-પરિવ્રાટરૂપે, અમૃતત્વં-એતિ-મોક્ષને પામે છે. (૧) અભ્યતપત્-ધ્યાન કર્યું, સંપ્રાસ્રવત્-ઉત્પન્ન થઇ, અભિતપ્તાયાઃ-ધ્યાન કરાયેલ વિદ્યામાંથી, સંપ્રાસ્રવન્તઃ-ઉત્પન્ન થઇ. (૨) તાનિ અભ્યતપત્-તે અક્ષરોનું ચિંતન કર્યું, અભિતપ્તેભ્યઃ-ચિંતન કરેલા અક્ષરમાંથી, શંકુના-નાળ સાથે, સંતૃણાનિ-લાગેલ હોય છે, સંતૃણ્ણા-લગ્ન થયેલ, (૩)

શબ્દાર્થ:--ધર્મના ત્રણ વિભાગો છે, જેમકેઃયજ્ઞ, અધ્યયન તથા દાન. (યજ્ઞ, અધ્યયન તથા દાન) મળી પ્રથમ વિભાગ, તપ દ્વિતીય અને બ્રહ્મચારીએ આચાર્યના ગૃહમાં રહેવું, તે તૃતીય છે. જેઓ આ ધર્મોને પાળે છે, તેઓ બ્રહ્મલોકને પામે છે અને બ્રહ્મસંસ્થ અર્થાત્ બ્રહ્મનાપરજ આસ્થાવાળે થઇ કેવળ અમૃતભાવને પ્રાપ્ત થાય છે. ૧

શબ્દાર્થ:—પ્રજાપતિ લોકોવિષે ચિંતન કરવા લાગ્યા. આ ચિંતનમાંથી ત્રણ વિદ્યા ઉત્પન્ન થઇ. ત્રણ વિદ્યાએ ધ્યાન કર્યું ત્યારે ધ્યાન કરવાથી ત્રણ અક્ષરો, જેમકે ભૂઃ, ભુવઃ તથા સ્વર્ ઉત્પન્ન થયા. ૨

શબ્દાર્થ:—તેઓ આ ત્રણ અક્ષરોવિષે ચિંતન કરવા લાગ્યા ત્યારે ચિંતન કરેલ અક્ષરમાં ૐ એ પ્રકટ થયો. જેમ પર્ણો તેની ડાંખળીઓ સાથે સંલગ્ન હોય છે, તેમ વાણી ૐકાર સાથે સંલગ્ન છે. ખરેખર આ સર્વ ૐકારરૂપ જ છે. આ સર્વ ૐકારરૂપ જ છે. ૩

ટીકા:—ૐકારોપાસનાની પુષ્ટિ અર્થે શ્રુતિમાં કહ્યું છે કે, ધર્મના ત્રણ વિભાગો થઇ શકે છે. તેમ છતાં એમ નહિ ધારવું કે, ૐકાર અથવા ઉદ્ગીથની ઉપાસના સામવેદના એક ભાગ તરીકે સિદ્ધિદાતા છે. કારણકે આખા સામવેદની ઉપાસનાવડે જે કાર્ય ન થઇ શકે અર્થાત્ અમૃતતા પ્રાપ્ત ન થઇ શકે, તે કેવળ એક ૐકારોપાસનાથીજ થઇ શકે, છે. આજ કારણથી માત્ર તેની ઉપાસના અર્થે શ્રુતિવિષે પ્રથમ કહેવામા આવ્યું છે.

ધમના ત્રણ વિભાગો થઇ શકે છે; અર્થાત ધર્મ ત્રણ ભાગમાં વહેંચાઇ શકે છે. જેમ યજ્ઞ-અગ્નિને આપવામાં આવતું હવિ, બીજું નિયમ પ્રમાણે ઋક્ અને બીજા વેદોનું અધ્યયન તથા ત્રીજું દાન-ભિક્ષા ન માંગ-

નારા એવા પુરુષોને યજ્ઞભૂમિની બહાર પોતાની સ્થિતિ પ્રમાણે ભિક્ષાદાન કરવું તે. આ પ્રકારનો ધર્મ ગૃહસ્થાશ્રમીઓને લાગુ પડે છે તથા કેવળ તેઓએ પાળવા યોગ્ય હોવાથી એનું નામ ગૃહસ્થાશ્રમધર્મ રાખ્યું છે. પ્રથમ શબ્દવડે ધર્મની શરૂઆત એમ અર્થ લેવો નહિ, પણ તેના વર્ગનો પ્રથમ એમ લેવું. તેમજ આગળ ચાલતા દ્વિતીય તથા તૃતીય શબ્દો લીધા છે. દ્વિતીય તપ છે. આ તપ શબ્દવડે કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ વ્રતો, યતિપણું અથવા બ્રહ્મના આશ્રય રહિત યતિનો ધર્મ પાળવો તે. બ્રહ્મચારીનો ધર્મ પાળી આખું જીવિત 'કેવળ' ગુરુના ઘરમા જ ગાળવું, તે ધર્મનો તૃતીય ભાગ છે. અહીં 'કેવળ' શબ્દ વાપરવાથી એમ જણાવવામાં આવે છે કે, પૂર્ણ આયુષ્ય ગુરુને ત્યાં ગાળવું. પણ વેદોના અધ્યયનની જિજ્ઞાસાથી થોડો સમય ગુરુને ઘેર ગાળવાથી ભવિષ્યમાં પુણ્ય લોકની પ્રાપ્તિ થતી નથી આ પુણ્ય કર્મોવડે ત્રણે આશ્રમના મનુષ્યો પુણ્ય લોકને પામે છે. આખરે આ વિષયવિશે નહિ દર્શાવાયલો યતિ, જે કે પૂર્ણ રીતે બ્રહ્મનો જ આશ્રય કરનારો છે, તેજ કેવળ અમૃતત્વને પ્રાપ્ત થાય છે. આ પદ સત્ય લોકથી કેવળ ભિન્ન છે તથા તે અનંત કહેવાય છે. આ સ્થાનવડે દેવોનું અમૃતસ્થાન ન લેવું કારણ કે તે ક્ષર કહેવાય છે, જેથી તેને બીજા વર્ગમા ગણવામા આવ્યું છે. જો દેવસ્થાન બ્રહ્મના સ્થાન સરખું જ હોત તો તેની ગણના બ્રહ્મસ્થાનની સાથે જ કરવામા આવત. પણ તેની ગણના જૂદી કરવાથી એમ સ્પષ્ટ થઇ શકે છે કે, આ સ્થાનવડે અનંત અમૃતત્વવાળું સ્થાન લેવું. મનુષ્યના જૂદા આશ્રમોવિશે પ્રાપ્ત થતા ફળો કરતા ૐકારોપાસના અત્યંત શ્રેષ્ઠ છે, તે દર્શાવવા ધર્મો વિશે અહીં કહેવામા આવ્યું છે. ધર્મના વિષયપર કોઇ અમુક નિયમ નક્કી કરવા માટે અહીં ધર્મપર વિવેચન કરવામાં આવ્યું નથી. ફળ સબંધી સ્તુતિ તથા નિયમના હેતુઓ બે પ્રકારના છે, એમ કહેવાથી ભાવમાં પણ ભિન્નતા પ્રાપ્ત થશે. પણ તેમ હોવું ન જોઇએ: કારણ કે એક જ શબ્દનો ભિન્ન ભિન્ન અર્થ એકી જ વખતે હોઇ શકે નહિ. સ્મૃતિમા દર્શાવેલ ફળો કહ્યા પછી ૐકારના પૂજનનું ફળ અમૃતત્વ છે, આમ કહેવું, એ જ તેની સ્તુતિ છે. જેમ દૃષ્ટાંત તરીકે પૂર્ણવર્માની સેવા કરવાવડે અન્ન તથા ખોરાક મળે છે તથા ગજવર્માની સેવાથી રાજ્ય મળી શકે છે. અહીં પ્રથમની સાથે સરખાવતા બીજાની શ્રેષ્ઠતા દર્શાવી છે, પણ પહેલાના ગુણો દર્શાવ્યા નથી. તે જ પ્રમાણે ઉપરની બાબતમા લેવું. ૐકારના લક્ષણવાળું સત્ય તથા પરબ્રહ્મ, તે જ પ્રણવ છે. વેદોના કહેવા પ્રમાણે આ અક્ષર જ પરબ્રહ્મ પરમાત્મા છે તથા કઠોપનિષદમા ખુલ્લી રીતે દર્શાવવામા આવ્યુ છે કે, કેવળ ૐકારની ઉપાસનાથી જ અમૃતત્વ પ્રાપ્ત થાય છે,

કેટલાક ટીકાકારો એમ કહે છે કે, ચારે આશ્રમોના મનુષ્યો જેઓ જ્ઞાન (બ્રહ્મજ્ઞાન) થી બહિર્મુખ છે, તેઓ પોતાના કાર્યના ફળ તરીકે સત્ય લોકને કોઇ પણ પ્રકારની ભિન્નતા સિવાય પ્રાપ્ત થાય છે. કારણ મૂળમા દર્શાવવામા આવ્યું છે કે, આ સર્વ સત્ય લોકને પ્રાપ્ત થાય છે તથા એમા બ્રહ્મજ્ઞાનરહિત યતિનો પણ સમાવેશ થાય છે. જ્ઞાન, ધાર્મિક કાર્યો અને યતિના ધર્મો, આ સર્વને તપ કહેવામા આવે છે. આથી શ્રુતિમા કહેવામા આવ્યું છે કે, તપ એ દ્વિતીય છે તથા ચાર વર્ણમાંનો કોઇ પણ મનુષ્ય જે ૐકારની ઉપાસના કરે છે અર્થાત્ બ્રહ્મવિશે આસક્ત થાય છે, તે અમૃતત્વને પ્રાપ્ત થાય છે. કોઇ પણ પ્રકારની ભિન્નતા સિવાય દરેક વર્ણનો મનુષ્ય ૐકારોપાસનાને યોગ્ય હોય છે તથા

કોઇનો પણ નિષેધ કરવામાં આવ્યો નથી. બ્રહ્મસંસ્થા અર્થાત્ બ્રહ્માસક્તિ શબ્દ કાંઇ તિલપવાદિ શબ્દ સરખો નથી. પણ એક ચોક્કસ વસ્તુનો નિર્દેશકર્તા છે, એટલે કે યતિનો નિર્દેશકર્તા છે.

બ્રહ્માસક્તિ આ શબ્દ બે શબ્દનો બનેલો છેઃ—બ્રહ્મ અને આસક્તિ અને જે શબ્દનો વ્યુત્પત્તિ વિષયક અર્થ હોય તેનો અર્થ તેજ વખતે ગમે તેમ થઇ શકે નહિ. સર્વ વર્ણના મનુષ્યોથી બ્રહ્મવિશે આસક્તિ રાખી શકાય. જ્યાં જ્યાં બ્રહ્માસક્તિ દર્શાવવામાં આવી છે, ત્યાં ત્યાં જેઓ બ્રહ્મવિશે આસક્ત હોય છે તેવા એકલા યતિઓને જ ન ગ્રહણ કરવા. યતિને દર્શાવેલ કેવલ ધર્મ પાળવાથીજ અમૃતત્વ પ્રાપ્ત થતું નથી. કારણ તેમ જો હોય તો બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિનો પ્રયાસ નિરર્થક થઇ પડે. તેમ એમ પણ નહિ કહી શકાય કે, યતિના આશ્રમમાં થતું જ્ઞાન જ અમૃતત્વને પમાડે છે. આ સર્વપરથી સિદ્ધ થાય છે કે, જ્ઞાન યુક્ત ચારે વર્ણના મનુષ્યોથી કરાયલાં સત્કાર્યો અમૃતત્વને પ્રાપ્ત કરાવે છે. કોઇ ચોક્કસ માણસ જ અમૃતત્વને પામી શકે છે એમ નથી. કોઇ પણ અધિકારીને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે ત્યારે તે અમૃતત્વભાવને પામે છે. સર્વ ઉપનિષદોમાં પણ દર્શાવવામાં આવ્યું છે કે, કેવળ જ્ઞાન જ મુક્તિનું સાધન છે. આથી ચાર વર્ણમાંનો કોઇ પણ બ્રહ્મવિશે આસક્ત થાય છે, તે અમૃતત્વભાવને પામે છે.

ઉપર કહેવા પ્રમાણે કહેવું, તે અયોગ્ય છે. ક્રિયાવાચક જ્ઞાન તથા પરમાત્માવાચક જ્ઞાન બન્ને ભિન્ન છે. માટે એકજ પુરૂષમાં એકી વખતે બન્ને પ્રકારનું જ્ઞાન હોઇ શકે નહિ.

કર્તા, કર્મ અને કાર્ય વચ્ચે ભિન્નતા દર્શાવનારૂં જ્ઞાન કર્મકાંડના વિષયને જોડે છે. આ રીતની કર્તા કર્માદિની ભિન્નતા શાસ્ત્રવિશે દર્શાવી નથી. પણ પ્રાણીમાં કુદરતી રીતે ઉત્પન્ન થાય છે. વળી "સત્ય અદ્વિતીય છે." સર્વ વસ્તુ પરબ્રહ્મ પરમાત્માથી વ્યાપ્ત છે તથા 'સર્વ બ્રહ્મમય છે' આ રીતનું જ્ઞાન શાસ્ત્રવિશે દર્શાવેલ છે. પણ જ્યાં સુધી કર્તા કર્મ તથા કાર્ય, આ ત્રણની ભિન્નતાવાળું જ્ઞાન અંતઃકરણમાંથી નાશને પ્રાપ્ત થયું નથી, ત્યાં સુધી બ્રહ્મજ્ઞાન તેના અંતઃકરણ વિશે પ્રવેશ કરી શકતું નથી. આ બન્ને જ્ઞાનો ભિન્ન છે, એક કર્માદિનું પ્રયોજક છે તથા બીજું જ્ઞાન કર્માદિકનો ત્યાગ કરાવનાર છે. એકજ ચંદ્રમા છે, એ પ્રકારનું જ્ઞાન થયા પછી ચંદ્રો બે છે, આ પ્રકારનો વિચાર નાશને પામે છે. આજ પ્રકારે જ્ઞાન અને અજ્ઞાન બન્ને ભિન્ન પ્રકૃતિવાળાં હોવાથી એકી વખતે એકતામાં રહી શકે નહિ. દેવોના જ્ઞાન વિશે પણ આજ પ્રકાર રહેલ છે. 'બ્રહ્મ એક અદ્વિતીય છે, બ્રહ્મ સત્ય સ્વરૂપ છે, સર્વ સ્રષ્ટ પદાર્થોમાં રહેલ ભિન્નતા ખોટી છે," આ રીતના અદ્વિતીય બ્રહ્મના જ્ઞાનવડે ક્રિયા દર્શાવનાર જ્ઞાન જે ક્રિયા તરફ દોરી લઇ જાય છે તે, બ્રહ્મ જ્ઞાનની પ્રાપ્તિથી નાશને પામે છે. જે બ્રહ્મવિશે પરોવાયલો છે, તે કર્માદિ વિઘ્નોથી રહિત હોય છે. આ રીતની અવસ્થા પરિવ્રાટ્ સિવાય બીજા કોઇને લભ્ય નથી.

જેનું કર્મવિષયક જ્ઞાન નાશ નથી પામ્યું, જે ભિન્ન ભિન્ન જૂવે છે, સાંભળે છે, વિચારે છે, તથા સમજે છે અને જે એમ માને છે કે, ફલાણાં ફલાણાં કર્મો કરવાથી ફલાણી રીતના ફળ મને પ્રાપ્ત થશે તથા તેમ ધારી તે પ્રમાણેનાં કર્મો કરે છે, તે પોતે કદી બ્રહ્મમય બની શકતો નથી. કારણ તે મનુષ્ય જે ભિન્નતા કેવળ કહેવા માત્રની જ છે તથા જે ખોટું જ્ઞાન છે, તેનાપર તે આધાર રાખે છે. કર્મ સંબંધી જ્ઞાન ખોટું જાણી, જેણે તેનો ત્યાગ કર્યો

છે, એવા માણસમાં કેટલાક ખાસ કર્મના વિષયો ધર્મ તરીકે પૂજવા યોગ્ય છે, એવો વિચાર રહેતો નથી. જેમ આકાશનું મૂળ સ્વરૂપ જાણ્યા પછી તેને વિશે કેટલાક ખાસ શ્યામ વિભાગો છે, એવો તેનો વિચાર નાશને પામે છે. જો તમે એમ કહો કે, કર્મવિષયક જ્ઞાન નાશને પામ્યું છે, છતાં કેટલાક સંસ્કારો બાકી રહ્યા છે, તો તેનું અદ્વિતીય બ્રહ્મતાનું જ્ઞાન નિરર્થક ઠરે છે. આ વિષયમાં એવી શંકા ઉઠશે કે, કર્મ પંથનો સમૂળો નાશ થવો જોઇએ. પણ તેમ થતું નથી. જેમ માણસને સ્વપ્ન હોય છે ત્યાં સુધી તે ઉંઘવાની સ્થિતિમાં રહેલો હોય છે, તેમ કર્મ સંબંધી જ્ઞાન જ્યાં સુધી નાશને નથી પામ્યું ત્યાં સુધી કર્મમાર્ગની પૂર્ણ સત્તા તેનાપર હોય છે. સકામ કર્મો યોગ્ય નથી, એવું જાણનારા સકામ કર્મ ન કરે, તેથી કાંઇ સકામ કર્મનો નાશ થતો નથી. કારણ જેમની કામવાસના હોય છે, તે સર્વ કામ્ય કર્મો કરે છે. આથી ખુલ્લું છે કે, બ્રહ્મવેત્તા જે કેવળ બ્રહ્મવિષે જ આસક્ત છે, તેનાં સર્વ કર્મોના ત્યાગવડે કર્મનો સમૂળો નાશ થતો નથી. કેમકે બ્રહ્મજ્ઞાન રહિત પુરુષો જ આ કર્મવિશે આસક્ત હોય છે. ગૃહસ્થાશ્રમ ધર્મનો ત્યાગ કરનારા એવા જેઓ યતિધર્મને પાળે છે, તેઓ પણ અન્નપાનાદિ સર્વ કરે છે. તેમ બ્રહ્મવેત્તાઓને અગ્નિને હવિ આપવા વિગેરે સર્વ કર્મનો ત્યાગ કરવો કહ્યો નથી. ધર્મના વિષયમાં એક ચોક્કસ મનુષ્યના નિયમો સર્વને લાગુ પડી શકતા નથી. ખરાબ આકાંક્ષા મનમાં રાખી કોઈના પર જાદુનો પ્રયોગ કરવો તે નિષિદ્ધ છે, તેમ છતાં જો કોઇ જાદુનો પ્રયોગ કરે છે તથા તેમાં પોતાના શત્રુ વિગેરેનું કોઇ પણ રીતનું નુકશાન કરતો નથી તો તે નિષિદ્ધકારક નથી. નૈષ્કર્મ્ય જ્ઞાન, જે કર્મનાં હેતુનો નાશકર્તા છે, તે પ્રાપ્ત થયા પછી અગ્નિ આદિને હવિ આપવી વિગેરે કર્મો તેને રહેતાં નથી, તેમ છતાં યતિ સરખાને પણ જઠરાગ્નિની તૃપ્તિ અર્થે અન્નાદિનો આહાર તો કરવો પડે છે જ. જો તમે એમ કહો કે કર્મનો ત્યાગ કરવાવડે તેને દુઃખની પ્રાપ્તિ થાય તથા તે ભયને લીધે તેણે કર્મ કરવાં જોઇએ; પણ તેમ છે નહિ. કારણ બ્રહ્મજ્ઞાનની જેને પૂર્ણ આસક્તિ નથી, તેઓ જ નૈષ્કર્મ્ય ન હોવાથી દુઃખી થાય છે. પૂર્ણ રીતે બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિથી જેઓ નૈષ્કર્મ્ય થયા નથી, તેવાઓને તો કર્મ આવશ્યક છે. જે કર્મ કરવાને બંધાએલો છે, તેજ કર્મનો ત્યાગ કરે તો દુઃખી થાય છે. પણ જે કર્મબદ્ધ નથી તે ન કરે તો તેથી તેને દુઃખ પ્રાપ્ત થતું નથી. જેમ ગૃહસ્થાશ્રમીએ પ્રથમ બ્રહ્મચારી ધર્મનો ત્યાગ કરવો જોઇએ નહિ. તેમ કોઇ એમ કહે કે, ગમે તે આશ્રમમાં રહી તે બ્રહ્મજ્ઞાનપ્રાપ્તિ પછી પરિવ્રાજના ધર્મો પાળી શકે તો તેમાં શી હાનિ છે ? પણ તેમ ચાલી શકે નહિ. કારણ જે જે આશ્રમમાં રહેલો હોય, તે તે આશ્રમમાં કરવા યોગ્ય જે જે ક્રિયાઓ હોય તે જો ન કરે તો તેને દુઃખની પ્રાપ્તિ થાય છે. શ્રુતિ ઉપરથી ખુલ્લું જણાઇ આવે છે કે, સ્વાશ્રમક્રિયાઓનો ત્યાગ કર્યા પછી જે યતિપણાને ધારણ કરે છે, તે ખરો યતિ છે. પણ ગૃહસ્થ શ્રની વિગેરે યતિ ધર્મ પાળનારો કહેવાઇ શકે નહિ. આસક્તિ જે કર્મ કરાવવામાં મૂળ કારણરૂપ છે, તેનો બ્રહ્મજ્ઞાનપ્રાપ્તિવડે નાશ થવા પછી યતિએ સંયમ તથા તપ આદિ પાળવાની કાંઇ જરૂર નથી, એવી કોઇને શંકા થાય તો તેના પ્રતિ ઉત્તરમાં કહેવાનું કે, ક્ષુધા આદિની અસરથી જેઓ અદ્વૈત જ્ઞાનનો ત્યાગ કરી દે છે, તેવાઓને સંયમાદિ નિયમો પાળવા આવશ્યક છે. કારણ તેમ જો તેઓ ન કરે

ક્રોધનો પણ નિષેધ કરવામા આવ્યો નથી. બ્રહ્મસંસ્થા અર્થાત્ બ્રહ્માસક્તિ શબ્દ કાંઇ તિલયવાદિ શબ્દ સરખો નથી. પણ એક ચોક્કસ વસ્તુનો નિર્દેશકર્તા છે, એટલે કે યતિનો નિર્દેશકર્તા છે.

બ્રહ્માસક્તિ આ શબ્દ બે શબ્દનો બનેલો છે–બ્રહ્મ અને આસક્તિ અને જે શબ્દનો વ્યુત્પત્તિ વિષયક અર્થ હોય તેનો અર્થ તેજ વખતે ગમે તેમ થઇ શકે નહિ. સર્વ વર્ણના મનુષ્યોથી બ્રહ્મવિશે આસક્તિ રાખી શકાય. જ્યા જ્યા બ્રહ્માસક્તિ દર્શાવવામા આવી છે, ત્યા ત્યા જેઓ બ્રહ્મવિશે આસક્ત હોય છે તેવા એકલા યતિઓને જ ન ગ્રહણ કરવા. યતિને દર્શાવેલ કેવલ ધર્મ પાળવાથીજ અમૃતત્વ પ્રાપ્ત થતું નથી. કારણ તેમ જો હોય તો બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિનો પ્રયાસ નિરર્થક થઇ પડે. તેમ એમ પણ નહિ કહી શકાય કે, યતિના આશ્રમમા થતું જ્ઞાન જ અમૃતત્વને પમાડે છે. આ સર્વપરથી સિદ્ધ થાય છે કે, જ્ઞાન યુક્ત ચારે વર્ણના મનુષ્યોથી કરાયલા સત્કાર્યો અમૃતત્વને પ્રાપ્ત કરાવે છે. કોઇ ચોક્કસ માણસ જ અમૃતત્વને પામી શકે છે એમ નથી. કોઇ પણ અધિકારીને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે ત્યારે તે અમૃતત્વભાવને પામે છે સર્વ ઉપનિષદોમા પણ દર્શાવવામા આવ્યું છે કે, કેવળ જ્ઞાન જ મુક્તિનું સાધન છે. આથી ચાર વર્ણમાનો કોઇ પણ બ્રહ્મવિશે આસક્ત થાય છે, તે અમૃતત્વભાવને પામે છે.

ઉપર કહેવા પ્રમાણે કહેવું, તે અયોગ્ય છે. ક્રિયાવાચક જ્ઞાન તથા પરમાત્માવાચક જ્ઞાન બન્ને ભિન્ન છે. માટે એકજ પુરૂષમા એકી વખતે બન્ને પ્રકારનું જ્ઞાન હોઇ શકે નહિ

કર્તા, કર્મ અને કાર્ય વચ્ચે ભિન્નતા દર્શાવનારૂં જ્ઞાન કર્મકાડના વિષયને જોડે છે.

આ રીતની કર્તા
દર્શાવી નથી. પ
ત્પન્ન થાય છે.
સર્વ વસ્તુ પરબ્ર
તથા ' સર્વ બ્ર
શાસ્ત્રવિશે દર્શાવે
કર્મ તથા કાર્ય,
અંતઃકરણમાથી
સુધી બ્રહ્મજ્ઞાન
કરી શકતું નથ
એક કર્માદિનું
કર્માદિકનો
ચંદ્રમા છે, 
બે છે, આ
આજ પ્રકારે
પ્રકૃતિવાળા
રહી શકે
પ્રકાર રહેલ
બ્રહ્મ સત્ય
રહેલ ?
અદ્વિતીય
જ્ઞાન જે
બ્રહ્મ જ્ઞાન
બ્રહ્મવિશે
રહિત હો
સિવાય બ
જેનું
જે ભિન્ન ભિ
છે, તથા સમ
ફલાણા ફલાણા
ફળ મને પ્રાપ્ત થ
કર્મો કરે છે, તે
નથી. કારણ તે
કહેવા માત્રની
તેનાપર તે અ
જ્ઞાન ખોટું જ

કર્તૃત્વાદિનો વિચાર નાશ પામ્યો નથી. આ સર્વ વિવાનમાથી સિદ્ધ થાય છે કે, જે યતિનુ અદ્વૈત જ્ઞાન વેદાંતના પ્રમાણોથી સિદ્ધ થયુ છે, તેનાજ યતિને કર્મત્યાગ તથા બ્રહ્મ વિશે પૂર્ણ આસક્તિ સત્ય છે અહીં કોઈને શંકા થશે કે, આ પ્રકારનો યતિ જો ગૃહસ્થાશ્રમીને રાખવાના અગ્નિનો ત્યાગ કરે તો તે દોષિત થાય કે નહિ ? આ વિશે શ્રુતિમા કહ્યુ છે કે, આ પ્રકારનો પરિવ્રાટ ગૃહસ્થાશ્રમીના અગ્નિના અધિષ્ઠાતા દેવોનો, પણ નાશકર્તા છે. અદ્વૈત બ્રહ્મની પ્રાપ્તિ પછી ગાર્હપત્ય અગ્નિનો ત્યાગ, જેમ એક ગૃહસ્થાશ્રમીના ઘરનો પ્રલયવડે નાશ થવાથી તેના અગ્નિનો પણ નાશ થાય છે તેના સરખો છે. શ્રુતિમા કહ્યુ છે કે બ્રહ્મવેત્તાપર, અગ્નિનો ક્રોધ હોતો નથી (૧)

ટીકા,—યજ્ઞપતિ એટલે બ્રહ્માનો પુત્ર કાશ્યપ લેવો (૨)

## ચતુર્વિંશ ખંડ.

### જ્ઞાન અર્થે સામહોમ મંત્ર.

ब्रह्मवादिनो वदन्ति यद्वसूना प्रात. सवनं रुद्राणा माध्यन्दिनं सवनमादित्यानाञ्च विश्वेषाञ्च देवाना तृतीयसवनम् ॥१॥

क तर्हि यजमानस्य लोक इति स यस्त न विद्यात्कथ कुर्यादथ विद्वान् कुर्यात् ॥२॥

पुरा प्रातरनुवाकस्योपाकरणाज्जघनेन गार्हपत्यस्योदङ्मुख उपविश्य स वासवं सामाभिगायति ॥३॥

लो ३ कद्वारमपावा ३ र्णू ३३ पश्येम त्वा वयं रा ३३३३३ हुं ३ आ ३३ ज्या ३ यो ३ आ ३२१११ इति ॥४॥

अथ जुहोति नमोऽग्नये पृथिवीक्षिते लोकक्षिते, लोकं मे यजमानाय विन्दैष वै यजमानस्य लोक एतास्मि ॥५॥

अत्र, यजमान परस्तादायुषः स्वाहाऽपजहि परिघमित्युक्त्वोत्तिष्ठति तस्मै वसवः प्रात.सवनं संप्रयच्छन्ति ॥६॥

पुरा माध्यन्दिनस्य सवनस्योपाकरणाज्जघनेनाग्नीध्रीयस्योदङ्मुख उपविश्य स रौद्रं सामाभिगायति ॥७॥

लो ३ कद्वारमपावा ३ र्णू ३३ पश्येम त्वा वयं वैरा ३३३३३ हु ३ आ ३३ ज्या ३ यो ३ आ ३२१११ इति ॥८॥

अथ जुहोति नमो वायवेऽन्तरिक्षक्षिते लोकक्षिते लोक मे यजमानाय विन्दैष वै यजमानस्य लोक एतास्मि ॥९॥

अत्र यजमानः परस्तादायुषः स्वाहाऽपजहि परिघमित्युक्त्वोत्तिष्ठति तस्मै रुद्रा माध्यन्दिनं सवनं सम्प्रयच्छन्ति ॥१०॥

पुरा तृतीयसवनस्योपाकरणाज्जघनेनाहवनीयस्योदङ्मुख उपविश्य स आदित्यं स वैश्वदेवं सामाभिगायति ॥११॥

लो ३ कद्वारमपावा ३ र्णू ३३ पश्येम त्वा वयं स्वारा ३३३३३ हु ३ आ ३३ ज्या ३ यो ३ आ ३२१११ इति ॥१२॥

आदित्यमथ वैश्वदेवं लो ३ कद्वारमपावा ३ र्णू ३३ पश्येम त्वा वयं साम्रा ३३३३३ हु ३ आ ३३ ज्या ३ यो ३ आ ३२१११ इति ॥१३॥

अथ जुहोति नम आदित्येभ्यश्च विश्वेभ्यश्च देवेभ्यो दिविक्षिभ्यो

તો તેઓને ભ્રષ્ટ થવાનો સંભવ રહે છે. અદ્વૈત બ્રહ્મના જ્ઞાન પહેલાં પણ નિષિદ્ધ કર્મનો તો ત્યાગ કરવામાં આવેલો હોય છે. પણ જેમ અંધારી રાત્રીમાં કાંટા આદિ પર ભૂલમાં પગ મૂકાઇ જવાય છે પણ સૂર્યની સમક્ષમાં તેમ થતું નથી તેમ અદ્વૈત જ્ઞાન પ્રાપ્તિ પછી ભૂલમાં જે નિષિદ્ધ કર્મો કરાઇ જવાય છે, તેનો ત્યાગ થાય છે.

આ બધી બાબત પરથી એમ પૂર્ણ રીતે સિદ્ધ થાય છે કે, માત્ર યતિ જેણે સર્વ કર્માદિનો ત્યાગ કર્યો છે તે જ બ્રહ્મમાં આસક્ત થાય છે. ચારે આશ્રમના મનુષ્યો જેઓએ સત્ય બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કર્યું નથી, તેઓ કદાચે ઉચ્ચતર લોકને પ્રાપ્ત થાય છે તે વાત ખરી છે. પણ એમ કહેવું કે તપવડે કરી અંદરખાને યતિપણું દર્શાવ્યું છે તે વાત કેવળ ભૂલ ભરેલી છે. અદ્વૈત જ્ઞાનપ્રાપ્તિ પછી યજ્ઞાદિ ક્રિયાઓ સાથે તપનો પણ નાશ થાય છે. કારણ તપ તો જેનું સકામ કર્મવાળું જ્ઞાન નાશ નથી પામ્યું, તેને માટે છે. બ્રહ્મને આશ્રયી રહી તે કેટલાંક કામ્ય કર્મો કરે છે તો તે અયોગ્ય નથી. પણ જે યતિએ કામ્ય કર્મનો સમૂળો નાશ કર્યો છે, તે જ ખરેખરો સત્યજ્ઞાનને પ્રાપ્ત થયો છે. નહિ તો તે સત્ય જ્ઞાન નકામું છે.

બ્રહ્મસંસ્થા શબ્દ યવ અથવા વરાહ જેવો પ્રાતિપદિક શબ્દ નથી, પણ તે પરિવ્રાટને લાગુ પડે છે અને આ બ્રહ્મસંસ્થાવાળો (પરિવ્રાટ) બ્રહ્મવિશે પૂર્ણાસક્ત છે પણ બીજો નહિ. પ્રાતિપદિક કહેવાનું કારણ એ કે ગૃહસ્થ, તક્ષ તથા પરિવ્રાજક આ શબ્દનો મૂળ વ્યુત્પત્તિ પ્રમાણે અર્થ કરવા જઇએ તો ગૃહસ્થનો અર્થ એ થાય કે ઘરમાં રહેનાર, તક્ષ એટલે લાકડાં ફાડનાર અને પરિવ્રાટ એટલે ઘર વિનાનો પુરુષ જે એક ઠેકાણેથી બીજે ઠેકાણે ભટક્યા કરે તે. આ ત્રણ શબ્દનો મૂળ વ્યુત્પત્તિનો અર્થ કાયમ રહ્યો છે, પણ ગૃહસ્થ તથા પરિવ્રાટ શબ્દો મૂળ અર્થમાં નથી વપરાતા, પણ પ્રાતિપદિક અર્થમાં એટલે એક વિશેષ વર્ગને જ લાગુ પડે છે, આજ પ્રમાણે બ્રહ્મસંસ્થા શબ્દ તે જ યતિને લાગુ પડે છે કે, જેણે સર્વ કામ્ય કર્મોનો ત્યાગ કર્યો છે, જેણે ચારે આશ્રમોને છોડી દીધા છે તથા જે પરમ હંસ કહેવાય છે, તેવાજ પુરુષને શ્રેષ્ઠ તથા અલભ્ય અમૃતત્વ પ્રાપ્ત થાય છે એમ કહેવાય છે. તેજ ખરેખરો વેદોમાં કહેલ પરિવ્રાટ્ છે અને નહિ કે જેણે ઉપવીત ધારણ કરી છે, હાથમાં દંડ ધારણ કર્યો છે અથવા ભિક્ષુકની કાપાલિકા લીધી છે. શ્રુતિમાં કહ્યું છે કે, આવા યતિને શિખા આદિ પણ હોતાં નથી, તેમ તેને કોઇ પણ પ્રકારનું ચિહ્ન પણ હોતું નથી. શ્વેતાશ્વતર ઉપનિષદ્‌માં કહ્યું છે કે, તેણે સર્વ આશ્રમોનો ત્યાગ કરેલો હોય છે તથા તે હમેશા નિષ્કલંક એવું સત્ય જ વદે છે. સ્મૃતિમાં કહ્યું છે કે તેવો યતિ કોઇની સ્તુતિ કરતો નથી. તેમ કોઇને નમન પણ કરતો નથી. તે કોઇ પણ પ્રકારની ક્રિયા કરતો નથી. તે ખરો સત્ય જ્ઞાનનો વેત્તા છે. તેને કોઇ રીતનું લિંગ–ચિન્હ હોતું નથી.

સાંખ્યવાદીઓ કહે છે કે, સર્વદા ક્રિયામાંથી મુક્ત થવું, તે પણ અયુક્ત છે. કારણ જે અનુભવ ક્રિયા, કર્ત્તા અને તેઓનાં ફળની વચ્ચે ભિન્નતા દર્શાવે છે, તે મૃષા (ફોગટ) માને છે. ક્રિયાયુક્ત કર્મોમાં કર્તૃત્વાદિનો અભાવ જે શૂન્યત્વને માનનારા બૌદ્ધવાદીઓ કહે છે તે પણ ભૂલ ભરેલું છે. કારણ કે તે મતને માનનાર તેનું (કર્તૃત્વાદિનું) અસ્તિત્વ કબુલ કરે છે. ક્રિયાનું સ્વાતંત્ર્ય જે જાડ્યતાથી અજ્ઞાની મનુષ્યો માને છે, તે પણ ખોટું છે. કારણ તેઓનામાંથી પ્રમાણવડે

કર્તૃત્વાદિનો વિચાર નાશ પામ્યો નથી. આ સર્વ વિવાદોમાંથી સિદ્ધ થાય છે કે, જે યતિનું, અદ્વૈત જ્ઞાન વેદાંતના પ્રમાણોથી સિદ્ધ થયું છે, તેવાજ યતિને કર્મત્યાગ તથા બ્રહ્મ વિશે પૂર્ણ આસક્તિ સત્ય છે અહીં કોઈને શંકા થશે કે, આ પ્રકારનો યતિ જો ગૃહસ્થાશ્રમીને રાખવાના, અગ્નિનો ત્યાગ કરે તો તે દોષિત થાય કે નહિ? આ વિશે શ્રુતિમાં કહ્યું છે કે, આ પ્રકારનો પરિવ્રાટ ગૃહસ્થાશ્રમીના અગ્નિના અધિષ્ઠાતા દેવોનો પણ નાશકર્તા છે. અદ્વૈત બ્રહ્મની પ્રાપ્તિ પછી ગાર્હપત્ય અગ્નિનો ત્યાગ, જેમ એક ગૃહસ્થાશ્રમીના ઘરનો પ્રલયવડે નાશ થવાથી તેના અગ્નિનો પણ નાશ થાય છે તેના સરખો છે. શ્રુતિમાં કહ્યું છે કે બ્રહ્મવેત્તાપર, અગ્નિનો કોપ હોતો નથી. (૧)

ટીકાઃ—પ્રજાપતિ એટલે બ્રહ્મનો પુત્ર કાશ્યપ લેવો (૨)

## ચતુર્વિંશ ખંડ.

### જ્ઞાન અર્થે સામહોમ મંત્ર.

ब्रह्मवादिनो वदन्ति यद्वसूनां प्रातः सवनं रुद्राणां माध्यन्दिनꣳ सवनमादित्यानाञ्च विश्वेषाञ्च देवानां तृतीयसवनम् ॥१॥

क्व तर्हि यजमानस्य लोक इति स यस्तं न विद्यात्कथं कुर्यादथ विद्वान् कुर्यात् ॥२॥

पुरा प्रातरनुवाकस्योपाकरणाज्जघनेन गार्हपत्यस्योदङ्मुख उपविश्य स वासवꣳ सामाभिगायति ॥३॥

लो ३ कद्वारमपावा ३ र्णू ३३ पश्येम त्वा वय꣡ꣳ रा ३३३३३ हुं ३ आ ३३ ज्या ३ यो ३ आ ३११११ इति ॥४॥

अथ जुहोति नमोऽग्नये पृथिवीक्षिते लोकक्षिते, लोकं मे यजमानाय विन्दैष वै यजमानस्य लोक एतास्मि ॥५॥

अत्र यजमानः परस्तादायुषः स्वाहाऽपजहि परिघमित्युक्त्वोत्तिष्ठति तस्मै वसवः प्रातःसवनꣳ संप्रयच्छन्ति ॥६॥

पुरा माध्यन्दिनस्य सवनस्योपाकरणाज्जघनेनाग्नीध्रीयस्योदङ्मुख उपविश्य स रौद्रꣳ सामाभिगायति ॥७॥

लो ३ कद्वारमपावा ३ र्णू ३३ पश्येम त्वा, वयं वैरा ३३३३३ हु ३ आ ३३ ज्या ३ यो ३ आ ३२१११ इति ॥८॥

अथ जुहोति नमो वायवेऽन्तरिक्षक्षिते लोकक्षिते लोकं मे यजमानाय विन्दैष वै यजमानस्य लोक एतास्मि ॥९॥

अत्र यजमानः परस्तादायुषः स्वाहाऽपजहि परिघमित्युक्त्वोत्तिष्ठति तस्मै रुद्रा माध्यन्दिनꣳ सवनꣳ सम्प्रयच्छन्ति ॥१०॥

पुरा तृतीयसवनस्योपाकरणाज्जघनेनाहवनीयस्योदङ्मुख उपविश्य स आदित्यꣳ स वैश्वदेवꣳ सामाभिगायति ॥११॥

लो ३ कद्वारमपावा ३ र्णू ३३ पश्येम त्वा वयꣳस्वारा ३३३३३ हुं ३ आ ३३ ज्या ३ यो ३ आ ३२१११ इति ॥१२॥

आदित्यमथ वैश्वदेवं लो ३ कद्वारमपावा ३ र्णू ३३ पश्येम त्वा वयꣳ साम्रा ३३३३३ हुं ३ आ ३३ ज्या ३ यो ३ आ ३२१११ इति ॥१३॥

अथ जुहोति नम आदित्येभ्यश्च विश्वेभ्यश्च देवेभ्यो दिविक्षिभ्यो

लोकक्षिभ्यो लोकं मे यजमानाय विन्दत ॥१४॥

एष वै यजमानस्य लोक एतास्म्यत्र यजमानः परस्तादायुषः स्वाहाऽपहत परिघमित्युक्त्वोत्तिष्ठति ॥१५॥

तस्मा आदित्याश्च विश्वे च देवास्तृतीयं सवनꣳ सम्प्रयच्छन्त्येष ह यज्ञस्य मात्रां वेद य एवं वेद य एवं वेद ॥१६॥

અન્વયાર્થ:-બ્રહ્મવાદિન:-વેદાર્થને જાણનારા, પ્રાત:સવનં-સવારનો હોમ, (૧) પુરા-પ્રથમ, અનુવાક્યસ્ય ઉપાકરણાત્-અનુવાકરૂપ શસ્ત્રના આરંભની પહેલા, ગાર્હપત્યસ્ય જઘનેન -ગાર્હપત્યના પાછલા ભાગે, ઉપવિશ્ય-બેસી, વાસવંસામ અભિગાયતિ-વસુ સંબંધી સામ ગાય છે. (૩) લોકદ્વારં અપાવૃણુ પ્રશ્યેમ ત્વા વયં રાજ્યાય-પૃથ્વી લોકની પ્રાપ્તિ માટે આવરણનો નાશ કરો, અમે તમને જોઇને તથા તમારા દર્શનથી રાજ્યની પ્રાપ્તિ થાય. (૪) પૃથિવીક્ષિતે-પૃથ્વીપર રહેનારા, લોકક્ષિતે-પૃથ્વીલોકનો આશ્રય કરનારા, મે યજમાનાય લોકં વિન્દ-મને યજમાનને પૃથ્વી લોક આપો, યજમાનસ્ય લોક:-યજમાનના લોકરૂપે, એતા અસ્મિ-ત્યાં જનારરૂપે હું છું. (૫) પરસ્તાત્ આયુષ.-આવરદા પૂરો થયે, પરિઘં અપજહિ-લોકના દ્વારરૂપ અર્ગલને કાઢી નાખો, વસવ: પ્રાત: સવનં સંપ્રયચ્છતિ-વસુઓ પ્રાત. સવનરૂપ પૃથ્વી લોક આપે છે. (૬) ઉપાકરણાત્-આરંભ પહેલાં, જઘનેન આગ્નીધ્રીયસ્ય-દક્ષિણાગ્નિના પાછલા ભાગવડે, (૭) લોકદ્વારં અપાવૃણુ પશ્યેમ ત્વાં વયં વૈરાજ્યાય-અંતરિક્ષ લોકનાં દ્વાર ઉઘાડો, કે જેથી તમને જોઇએ તથા દર્શનથી અંતરિક્ષના રાજ્યને હું મેળવું. (૮) વાયવે અંતરિક્ષક્ષિતે લોકક્ષિતે-અંતરિક્ષમા રહેતા તથા અંતરિક્ષ સ્થાનમાં વાસ કરતા વાયુને, માધ્યદિનં સવનં સંપ્રયચ્છતિ-માધ્યંદિન હોમ સંબંધી અંતરિક્ષ લોકને આપે છે. (૧૦) આહવનીયસ્ય જઘનેન-આહવનીયના પાછલા ભાગવડે, (૧૧) લોકદ્વારં અપાવૃણુ પશ્યેમ ત્વાં સ્વારાજ્યાય-સ્વર્ગ લોકના દ્વારને ઉઘાડો, કે જેથી હું તમારાં દર્શન કરૂં, જે દર્શનવડે સ્વર્ગના રાજ્યને પામું. (૧૨) આદિત્યં વૈશ્વદેવં લોકદ્વારં અપાવૃણુ પશ્યેન ત્વા વયં સામ્રાજ્યાય:-આદિત્યદેવરૂપ તથા વૈશ્વદેવ સંબંધી સ્વર્ગદ્વાર ખુલ્લું કરો કે જેથી હું આપના દર્શન કરૂં તથા તેથી શ્રેષ્ઠ લોકને પામુ. (૧૩) દિવિક્ષિભ્ય: લોકક્ષિભ્ય: આદિત્યેભ્ય.-વિશ્વેભ્ય: દેવેભ્ય:-સ્વર્ગમાં રહેતા, સ્વર્ગલોકમાં રહેતા આદિત્યને તથા વિશ્વેદેવને નમસ્કાર, વિન્દત-આપો, (૧૪) અપહત-દૂર કરો (૧૫) તૃતીયં સવનં સંપ્રયચ્છન્તિ-તૃતીય હોમરૂપ સ્વર્ગલોકને આપે છે, માત્રાં-યથાર્થ સ્વરૂપને. (૧૬)

શબ્દાર્થ:—બ્રહ્મવાદીઓ કહે છે કે, સવારની ક્રિયા વસુઓને, મધ્ય દિવસની રુદ્રને અને અપરાહ્ણ દિવસની ક્રિયા વૈશ્વદેવો તથા સૂર્યોને લાગુ પડે છે.(૧)

શબ્દાર્થ:—યજમાનનું સ્થાન કયાં છે? આનો ઉત્તર જે જાણતા નથી, તે કેવી રીતે યજ્ઞાદિ ક્રિયા કરી શકે? આથી વિદ્વાને જ યજ્ઞાદિ ક્રિયા કરવી જોઇએ.(૨)

શબ્દાર્થ.-પ્રાતર્ અનુવાકરૂપ શસ્ત્રના (નહિ ગાન થયેલ ઋચાઓના સમૂહના ) આરંભ પહેલા ગાર્હપત્યના પાછલા ભાગમા ઉત્તરાભિમુખે બેસી યજમાન, વાસવ નામનું સામગાન કરે છે. (૩)

શબ્દાર્થ—આ લોકનાં દ્વાર ઉઘાડો, જેથી અમે રાજ્યપ્રાપ્તિ મેળવવા આપનાં દર્શન કરી શકીએ. ૪

શબ્દાર્થ—ત્યાર પછી પૃથ્વીના તથા સર્વ

લોકના આધારરૂપ અગ્નિને કહી તેને તે બલિદાન આપે છે તથા કહે છે કે, હું કે જે યજમાન છું, તેને માટે તમે મને લોક આપો અને આ પૃથ્વી લોક યજમાનનો જ છે, કે જેનેવિષે હું જવાવાળો છું. ૫

શબ્દાર્થ—હું યજમાન આયુષથી પર ( મૃત્યુ થયા પછી ) તે લોકને પામીશ. ' સ્વાહા ' શબ્દથી ઉચ્ચારાતો આ હવિ ગ્રહણ કરો. ' પરિઘને દૂર કરો ' એમ કહી યજમાન ઉઠે છે. વસુઓ તે યજમાનને પ્રાતઃ સવન સંબંધી પૃથ્વી લોકને આપે છે. (૬)

શબ્દાર્થ:—મધ્યાહ્ન દિવસના સવનના આરંભની પહેલાં આગ્નિધ્રીય ( દક્ષિણાગ્નિ ) અગ્નિની પાછળ ઉત્તરાભિમુખે બેસી રુદ્રોની સ્તુતિવાળું સામ તે ગાય છે. ૭

શબ્દાર્થ:—અંતરિક્ષ લોકનાં દ્વારા ઉઘાડો કે જેથી આપનાં દર્શનથી અંતરીક્ષના રાજ્યને હું મેળવું. ૮

શબ્દાર્થ:—પછી પવન જે અંતરિક્ષમાં રહે છે તથા જે તે લોકના આશ્રયરૂપ છે, તેને નમઃ કહી યજમાન હવિ આપે છે તથા કહે છે કે, મને યજમાનને (અધિષ્ઠાન માટે) આપનો અંતરિક્ષ લોક આપો; જેથી તે લોકને હું મારા મૃત્યુ પછી મેળવું. સ્વાહાથી મારું આપેલું આ હવિ આપને પ્રાપ્ત થાઓ. દ્વારનાં પ્રતિબંધો ઉઘાડી નાંખો, આમ કહી તે ઉભો થાય છે અને તેની મધ્યાહ્ન કાળની ક્રિયાને રુદ્રો પૂર્ણતા પમાડે છે. (૯-૧૦)

શબ્દાર્થ:—અપરાહ્ણના સવનના પ્રારંભ પહેલાં આહવનીય અગ્નિની પાછળ ઉત્તરાભિમુખે બેસી તે સૂર્ય તથા વૈશ્વદેવોની સ્તુતિવાળું સામ ગાન કરે છે. ૧૧

શબ્દાર્થ—છેક ઉપરના લોકનાં દ્વાર ઉઘાડો, કે જેથી હું સ્વરાજ્ય તથા સામ્રાજ્ય મેળવવા આપનાં દર્શન કરું. આટલું સૂર્યને કહેવામાં આવે છે તથા પછી વૈશ્વદેવને કહેવામાં આવે છે કે, ઉપરનાં દ્વાર ખોલો, કે જેથી સ્વરાજ્ય તથા સામ્રાજ્ય મેળવવા હું આપનાં દર્શન કરું. ૧૨-૧૩.

શબ્દાર્થ:—પછી સ્વર્ગને વિશે રહેનારા તથા સ્વર્ગલોકના આશ્રયરૂપ સૂર્યો તથા વૈશ્વદેવોને નમન કરી હવિ અર્પણ કરે છે. હું કે જે યજમાન છું, તે મને તમે રહો છો, તે લોક આપો. ૧૪

શબ્દાર્થ:—આ યજમાનનો લોક છે. હું યજમાન મૃત્યુ પછી ત્યાં આવીશ. સ્વાહા કહી આ હવિ આપને પ્રાપ્ત થાઓ. અર્ગલાને ( તે લોક પ્રાપ્ત થવામાં રહેલ પ્રતિબંધોને ) આપ નિવારણ કરો. આમ કહી તે ઉભો થાય છે. ૧૫.

શબ્દાર્થ:—સૂર્યો અને વિશ્વેદેવો તેની અપરાહ્ણિક ક્રિયા પૂર્ણ કરે છે. જે આ જાણે છે, તે ક્રિયાનો ખરેખરો ભાવાર્થ સમજે છે. ૧૬.

ટીકાઃ—પ્રાતઃ ક્રિયા જે કરવામાં આવે છે, તેના અધિષ્ઠાતા દેવ વસુ છે તથા તેઓનું અધિષ્ઠાન આ લોક ( પૃથ્વી ), જેની સાથે તે ક્રિયા સંલગ્ન છે તે છે. મધ્યાહ્ન ક્રિયાના અધિષ્ઠાતા દેવ રૂદ્રો છે તથા તેઓનું અધિષ્ઠાન પ્રદેશ અંતરીક્ષ છે. અપરાહ્ન કાળની ક્રિયાના અધિષ્ઠાતા દેવ સૂર્યો તથા વૈશ્વદેવો છે તથા તેઓનું અધિષ્ઠાન તૃતીય લોક અથવા સ્વર્ગ છે. આ રીતે યજમાનને કોઇ પણ લોક અવશિષ્ટ રહેતો નથી. (૧)

ટીકા—લોકના દ્વાર કહેવાથી પૃથ્વી લોકની પ્રાપ્તિ અર્થે દ્વારને ખોલો, કે જે દ્વારવડે અમે રાજ્યપ્રાપ્તિ માટે આપનાં દર્શન કરીએ. (૪)

ટીકાઃ-પરિઘ શબ્દ વડે લોક દ્વારનું પ્રતિબંધ જાણવું. (૬)

ટીકાઃ—યજ્ઞમાત્રાઃ—મયોકત યજ્ઞનું મૂળ સ્વરૂપ. (૧૬)

लोकक्षिद्भ्यो लोकं मे यजमानाय विन्दत ॥१४॥

एष वै यजमानस्य लोक एतास्म्यत्र यजमानः परस्तादायुषः स्वाहाऽपहत परिघमित्युक्त्वोत्तिष्ठति ॥१५॥

तस्मा आदित्याश्च विश्वे च देवास्तृतीयं सवनꣳ सम्प्रयच्छन्त्येष ह यज्ञस्य मात्रां वेद य एवं वेद य एवं वेद ॥१६॥

અન્વયાર્થઃ–બ્રહ્મવાદિનઃ–વેદાર્થને જાણનારા, પ્રાતઃસવનં–સવારનો હોમ, (૧) પુરા–પ્રથમ, અનુવાક્યસ્ય ઉપાકરણાત્–અનુવાકરૂપ શસ્ત્રના આરંભની પહેલા, ગાર્હપત્યસ્ય જઘનેન –ગાર્હપત્યના પાછલા ભાગે, ઉપવિશ્ય–બેસી, વાસવંસામ અભિગાયતિ–વસુ સંબંધી સામ ગાય છે. (૩) લોકદ્વારં અપાવૃણુ પ્રશ્યેમ ત્વા વયં રાજ્યાય–પૃથ્વી લોકની પ્રાપ્તિ માટે આવરણનો નાશ કરો, અમે તમને જોઇને તથા તમારા દર્શનથી રાજ્યની પ્રાપ્તિ થાય. (૪) પૃથિવીક્ષિતે–પૃથ્વીપર રહેનારા, લોકક્ષિતે–પૃથ્વીલોકનો આશ્રય કરનારા, મે યજમાનાય લોકં વિન્દ–મને યજમાનને પૃથ્વી લોક આપો, યજમાનસ્ય લોકઃ–યજમાનના લોકરૂપે, એતા અસ્મિ–સા જનારરૂપે હું છું. (૫) પરસ્તાત્ આયુષ.–આવરદા પૂરો થવે, પરિઘં અપજહિ–લોકના દ્વારરૂપ અર્ગલને કાઢી નાખો, વસવઃ પ્રાતઃ સવનં સંપ્રયચ્છતિ–વસુઓ પ્રાત. સવનરૂપ પૃથ્વી લોક આપે છે. (૬) ઉપાકરણાત્–આરંભ પહેલાં, જઘનેન આગ્નીધ્રીયસ્ય–દક્ષિણાગ્નિના પાછલા ભાગવડે, (૭) લોકદ્વારં અપાવૃણુ પશ્યેમ ત્વાં વયં વૈરાજ્યાય–અંતરિક્ષ લોકના દ્વાર ઉઘાડો, કે જેથી તમને જોઇએ તથા દર્શનથી અંતરિક્ષના રાજ્યને હું મેળવું. (૮) વામવે અંતરિક્ષક્ષિતે લોકક્ષિતે–અંતરિક્ષમા રહેતા તથા અંતરિક્ષ સ્થાનમાં વાસ કરતા વાયુને, માધ્યંદિનં સવનં સંપ્રયચ્છતિ–માધ્યંદિન હોમ સંબંધી અંતરિક્ષ લોકને આપે છે. (૧૦) આહવનીયસ્ય જઘનેન–આહવનીયના પાછલા ભાગવડે, (૧૧) લોકદ્વારં અપાવૃણુ પશ્યેમ ત્વાં સ્વારાજ્યાય–સ્વર્ગ લોકના દ્વારને ઉઘાડો, કે જેથી હું તમારાં દર્શન કરૂં, જે દર્શનવડે સ્વર્ગના રાજ્યને પામુ. (૧૨) આદિત્યં વૈશ્વદેવં લોકદ્વારં અપાવૃણુ પશ્યેમ ત્વા વયં સામ્ના જ્યાયઃ–આદિત્યદેવરૂપ તથા વૈશ્વદેવ સંબંધી સ્વર્ગદ્વાર ખુલ્લું કરો કે જેથી હું આપના દર્શન કરું તથા તેથી શ્રેઠ લોકને પામુ. (૧૩) દિવિક્ષિભ્યઃ લોકક્ષિભ્યઃ આદિત્યેભ્ય –વિશ્વેભ્ય. દેવેભ્યઃ–સ્વર્ગમાં રહેતા, સ્વર્ગલોકમા રહેતા આદિત્યને તથા વિશ્વેદેવને નમસ્કાર, વિન્દત–આપો, (૧૪) અપહત–દૂર કરો (૧૫) તૃતીયં સવનં સંપ્રયચ્છન્તિ–તૃતીય હોમરૂપ સ્વર્ગલોકને આપે છે, માત્રા–યથાર્થ સ્વરૂપને. (૧૬)

શબ્દાર્થઃ—બ્રહ્મવાદીઓ કહે છે કે, સવારની ક્રિયા વસુઓને, મધ્ય દિવસની રુદ્રને અને અપરાહ્ણ દિવસની ક્રિયા વૈશ્વદેવો તથા સૂર્યોને લાગુ પડે છે.(૧)

શબ્દાર્થઃ—યજમાનનું સ્થાન કયા છે ? આનો ઉત્તર જે જાણતો નથી, તે કેવી રીતે યજ્ઞાદિ ક્રિયા કરી શકે ? આથી વિદ્વાને જ યજ્ઞાદિ ક્રિયા કરવી જોઇએ.(૨)

શબ્દાર્થઃ–પ્રાતર્ અનુવાકરૂપ શસ્ત્રના (નહિ ગાન થયેલ ઋચાઓના સમૂહના ) આરંભ પહેલા ગાર્હપત્યના પાછલા ભાગમાં ઉત્તરાભિમુખે બેસી યજમાન, વાસવ નામનું સામગાન કરે છે. (૩)

શબ્દાર્થ—આ લોકનાં દ્વાર ઉઘાડો, જેથી અમે રાજ્યપ્રાપ્તિ મેળવવા આપના દર્શન કરી શકીએ. ૪

શબ્દાર્થ—ત્યાર પછી પૃથ્વીના તથા સર્વ

લોકના આધારરૂપ અગ્નિને કહી તેને તે બલિદાન આપે છે તથા કહે છે કે, હું કે જે યજમાન છું, તેને માટે તમે મને લોક આપો અને આ પૃથ્વી લોક યજમાનનો જ છે, કે જેનેવિષે હું જવાવાળો છું. ૫

શબ્દાર્થ—હું યજમાન આયુષથી પર ( મૃત્યુ થયા પછી ) તે લોકને પામીશ. ' સ્વાહા ' શબ્દથી ઉચ્ચારાતો આ હવિ ગ્રહણ કરો. ' પરિઘને દૂર કરો ' એમ કહી યજમાન ઉઠે છે. વસુઓ તે યજમાનને પ્રાતઃ સવન સંબંધી પૃથ્વી લોકને આપે છે. (૬)

શબ્દાર્થ:—મધ્યાહ્ન દિવસના સવનના આરંભની પહેલા આગ્નિધ્રીય ( દક્ષિણાગ્નિ ) અગ્નિની પાછળ ઉત્તરાભિમુખે બેસી રુદ્રોની સ્તુતિવાળું સામ તે ગાય છે. ૭

શબ્દાર્થ:—અંતરિક્ષ લોકનાં દ્વારા ઉઘાડો કે જેથી આપનાં દર્શનથી અંતરીક્ષના રાજ્યને હું મેળવું. ૮

શબ્દાર્થ:—પછી પવન જે અંતરિક્ષમાં રહે છે તથા જે તે લોકના આશ્રયરૂપ છે, તેને નમઃ કહી યજમાન હવિ આપે છે તથા કહે છે કે, મને યજમાનને (અધિષ્ઠાન માટે) આપનો અંતરિક્ષ લોક આપો; જેથી તે લોકને હું મારા મૃત્યુ પછી મેળવું. સ્વાહાથી મારું આપેલું આ હવિ આપને ગ્રાહ્ય થાઓ. દ્વારનાં પ્રતિબંધો ઉઘાડી નાંખો, આમ કહી તે ઉભો થાય છે અને તેની મધ્યાહ્ન કાળની ક્રિયાને રુદ્રો પૂર્ણતા પમાડે છે. (૯–૧૦)

શબ્દાર્થ:—અપરાહ્‌ણના સવનના પ્રારંભ પહેલાં આહવનીય અગ્નિની પાછળ ઉત્તરાભિમુખે બેસી તે સૂર્ય તથા વૈશ્વદેવોની સ્તુતિવાળું સામ ગાન કરે છે. ૧૧

શબ્દાર્થ—છેક ઉપરના લોકનાં દ્વાર ઉઘાડો, કે જેથી હું સ્વરાજ્ય તથા સામ્રાજ્ય મેળવવા આપનાં દર્શન કરું. આટલું સૂર્યને કહેવામાં આવે છે તથા પછી વૈશ્વદેવને કહેવામાં આવે છે કે, ઉપરના દ્વાર ખોલો, કે જેથી સ્વરાજ્ય તથા સામ્રાજ્ય મેળવવા હું આપનાં દર્શન કરું. ૧૨–૧૩.

શબ્દાર્થ:—પછી સ્વર્ગને વિષે રહેનારા તથા સ્વર્ગલોકના આશ્રયરૂપ સૂર્યો તથા વૈશ્વેદેવોને નમન કરી હવિ અર્પણ કરે છે. હું કે જે યજમાન છું, તે મને તમે રહો છો, તે લોક આપો. ૧૪

શબ્દાર્થ:—આ યજમાનનો લોક છે. હું યજમાન મૃત્યુ પછી ત્યાં આવીશ. સ્વાહા કહી આ હવિ આપને ગ્રાહ્ય થાઓ. અર્ગલાને ( તે લોક પ્રાપ્ત થવામાં રહેલ પ્રતિબંધોને ) આપ નિવારણ કરો. આમ કહી તે ઉભો થાય છે. ૧૫.

શબ્દાર્થ:—સૂર્યો અને વિશ્વેદેવો તેની અપરાહ્‌ણિક ક્રિયા પૂર્ણ કરે છે. જે આ જાણે છે, તે ક્રિયાનો ખરેખરો ભાવાર્થ સમજે છે. ૧૬.

ટીકા:—પ્રાતઃ ક્રિયા જે કરવામાં આવે છે, તેના અધિષ્ઠાતા દેવ વસુ છે તથા તેઓનું અધિષ્ઠાન આ લોક ( પૃથ્વી ), જેની સાથે તે ક્રિયા સંલગ્ન છે તે છે. મધ્યાહ્ન ક્રિયાના અધિષ્ઠાતા દેવ રૂદ્રો છે તથા તેઓનું અધિષ્ઠાન પ્રદેશ અંતરીક્ષ છે. અપરાહ્ન કાળની ક્રિયાના અધિષ્ઠાતા દેવ સૂર્યો તથા વૈશ્વદેવો છે તથા તેઓનું અધિષ્ઠાન તૃતીય લોક અથવા સ્વર્ગ છે. આ રીતે યજમાનને કોઇ પણ લોક અવશિષ્ટ રહેતો નથી. (૧)

ટીકા—લોકના દ્વાર કહેવાથી પૃથ્વી લોકની પ્રાપ્તિ અર્થે દ્વારને ખોલો, કે જે દ્વારવડે અમે રાજ્યપ્રાપ્તિ માટે આપનાં દર્શન કરીએ. (૪)

ટીકા:—પરિઘ શબ્દ વડે લોક દ્વારનું પ્રતિબંધ જાણવું. (૬)

ટીકા:—યજ્ઞમાત્રા:—યથોક્ત યજ્ઞનું મૂળ સ્વરૂપ. (૧૬)

## तृतीय प्रपाठक.*

### પ્રથમ ખંડ.

**આદિત્યાદિ બ્રહ્મની ઉપાસના.**

॥ ॐ ॥ असौ वा आदित्यो देवमधु तस्य द्यौरेव तिरश्चीनवꣳशोऽन्तरिक्षमपूपो मरीचयः पुत्राः ॥१॥

तस्य ये प्राञ्चो रश्मयस्ता एवास्य प्राच्यो मधुनाड्यः ऋच एव मधुकृत ऋग्वेद एव पुष्पं ता अमृता आपस्ता वा एता ऋचः ॥ २ ॥

एतमृग्वेदमभ्यतपꣳस्तस्याभितप्तस्य यशस्तेज इन्द्रियं वीर्यमन्नाद्यꣳरसोऽजायत ॥ ३ ॥

तद्व्यक्षरत्तदादित्यमभितोऽश्रयत्तद्वा एतद्यदेतदादित्यस्य रोहितꣳरूपं ॥४॥

અન્વયાર્થ.-દેવમધુ-વસુઆદિ દેવોને હર્ષ આપનારરૂપે હોવાથી મધરૂપે, તિરશ્ચીનવંશ - વાંકા વળેલ વાસરૂપે, અપૂપ -મધપૂડો, પુત્રાઃ- મધપૂડાના બીજેરૂપે. (૧) મધુનાડ્ય -મધપુડાના છિદ્રો, મધુકૃત-ભ્રમરોરૂપે, (૨) અભ્યતપન્-રસ નીચોવવાનો પ્રયત્ન કર્યો, રસ,-મધરૂપે, (૩) તત્-તે યશઆદિ, વ્યક્ષરત્-વિશેષે કરી ગમન કર્યું, તત્ આદિત્યં અભિતઃ અશ્રયત્-તે રસે આદિત્યની આગળ પાછળ આશ્રય લીધો, રોહિતં-રાતું. (૪)

શબ્દાર્થ —ૐ ! ખરેખર સૂર્ય દેવોના મધરૂપ છે સ્વર્ગ વાંકા વાળેલા વાસરૂપ છે, આ કમાનવાળા વાસને લટકતું અંતરીક્ષ મધપુડારૂપ છે અને મરિચિઓ પુત્રો અર્થાત્ અંડરૂપે છે. ૧

શબ્દાર્થ—સૂર્યના પૂર્વ મરિચિઓ પૂર્વ તરફના મધપુડાના છિદ્રો છે ઋચાઓ મધના કર્તા ભ્રમરરૂપ છે. ઋગ્વેદ ( મા દર્શાવાયલી ક્રિયાઓ ) પુષ્પરૂપ છે તથા તેમા જેવું પ્રવાહી પદાર્થ અમૃતરૂપ છે ખરેખર આ ઋચાના મંત્રો આ પ્રમાણેના છે ૨

શબ્દાર્થ—મંત્રોએ ઋગ્વેદના દર્શાવેલી ક્રિયાઓપર પ્રકાશ પાડ્યો. આ પ્રકાશિત કરેલી ક્રિયાઓમાથી કીર્તિ, તેજ, ઇન્દ્રિય, વીર્ય તથા ભક્ષણ કરવા યોગ્ય અન્નરૂપ રસ ઉત્પન્ન થયો ૩

શબ્દાર્થ—ત્યાર પછી કીર્તિ આદિએ ત્વરિત ગમન કરી સૂર્યની ચારે દિશાએ આશ્રય લીધો, જેવી ઉદય થતા સૂર્યનું રાતુ સ્વરૂપ જોવામા આવે છે ૪

### દ્વિતીય ખંડ.

**દક્ષિણગત રશ્મિ મધપુડાના છિદ્રરૂપે.**

अथ येऽस्य दक्षिणा रश्मयस्ता एवास्य दक्षिणा मधुनाड्यो यजूꣳष्येव मधुकृतो यजुर्वेद एव पुष्प ता अमृता आपः ॥ १ ॥

तानि वा एतानि यजूꣳष्येतं यजुर्वेदमभ्यतपꣳस्तस्याभितप्तस्य यशस्तेज इन्द्रियं वीर्यमन्नाद्यꣳरसोऽजायत॥२॥

तद्व्यक्षरत्तदादित्यमभितोऽश्रयत्तद्वा एतद्यदेतदादित्यस्य शुक्लꣳरूप ॥३॥

અન્વયાર્થઃ-એતત્ શુક્લ રૂપ-આ રસ શુક્લરૂપે થયો. (૩)

શબ્દાર્થ—હવે સૂર્યના દક્ષિણગત રશ્મિઓ ખરેખર દક્ષિણ મધપુડાના છિદ્રરૂપ છે. તેમા યજુર્વેદના મંત્રો મધ કરનારા ભ્રમરરૂપ છે, યજુર્વેદમા દર્શાવેલી ક્રિયાઓ પુષ્પરૂપ છે અને રસ અમૃતરૂપ છે. ૧

---

* બીજા પ્રપાઠકમા કર્મના અંગ સંબંધી જ્ઞાનનું વર્ણન કર્યા પછી ત્રીજા પ્રપાઠકમા કર્મના ફળરૂપ આદિત્યની સ્વતંત્ર ઉપાસનાનો વિધિ વર્ણવવામા આવ્યો છે. યજ્ઞના ઉપદેશ પછી તેના કાર્યભૂત સૂર્ય સંબંધી ઉપાસનાથી શ્રેષ્ઠતમ ફળ પ્રાપ્ત થાય છે, તે દર્શાવવામાં આવ્યું છે

શબ્દાર્થ—ખરેખર યજુર્વેદમાં દર્શાવેલી ક્રિયાઓપર આ યજુર્વેદના મંત્રોએ આલોચન કર્યું. આ આલોચન કરેલી ક્રિયામાંથી કીર્તિ, તેજ, ઇન્દ્રિય, વીર્ય તથા ભક્ષણ કરવા યોગ્ય અન્નરૂપ રસ ઉત્પન્ન થયા ૨

શબ્દાર્થ—આ રસોએ સૂર્યની ચારે બાજુએ ફરી વળી આશ્રય લીધો, જેથી સૂર્યનું શુક્લરૂપ થયું ૩

## તૃતીય ખંડ.

### પશ્ચિમગત રશ્મિ મધપુડાના છિદ્રરૂપે.

अथ येऽस्य प्रत्यञ्चो रश्मयस्ता एवास्य प्रतीच्यो मधुनाड्यः सामान्येव मधुकृतः सामवेद एव पुष्पं ता अमृता आपः ॥ १ ॥

तानि वा एतानि सामान्येतं सामवेदमभ्यतपंस्तस्याभितप्तस्य यशस्तेज इन्द्रियं वीर्यमन्नाद्यं रसोऽजायत ॥ २ ॥

तद्व्यक्षरत्तदादित्यमभितोऽश्रयत्तद्वा एतद्यदेतदादित्यस्य परं कृष्णं रूपं ॥ ३ ॥

અન્વયાર્થ—બીજા ખંડના જેવો છે

શબ્દાર્થ—ત્યાર પછી તેના પશ્ચિમ ભાગના રશ્મિઓ ખરેખર પશ્ચિમ તરફના મધપુડાના છિદ્રો છે. તેમાં સામ મંત્રો મધપુડો કરનારા ભ્રમરરૂપ છે સામવેદમાં દર્શાવેલી ક્રિયાઓ પુષ્પરૂપ છે અને રસ અમૃતરૂપ છે ૧

શબ્દાર્થ—ખરેખર આ સામ મંત્રોએ સામવેદની દર્શાવાયલી ક્રિયાઓપર આલોચન કર્યું. આ આલોચન કરેલી ક્રિયાઓમાંથી કીર્તિ, તેજ, ઇન્દ્રિયો, વીર્ય તથા ભક્ષણ કરવા યોગ્ય અન્નરૂપ રસ ઉત્પન્ન થયો. ૨

શબ્દાર્થ—તેઓએ ગમન કરી સૂર્યની ચારે બાજુએ આશ્રય લીધો, જેથી સૂર્યનું કૃષ્ણ રૂપ થયું. ૩

## ચતુર્થ ખંડ.

### ઉત્તરગત રશ્મિ મધપુડાના છિદ્રરૂપે.

अथ येऽस्योदञ्चो रश्मयस्ता एवास्योदीच्यो मधुनाड्योऽथर्वाङ्गिरस एव मधुकृत इतिहासपुराणं पुष्पं ता अमृता आपः ॥१॥

ते वा एतेऽथर्वाङ्गिरस एतदितिहासपुराणमभ्यतपंस्तस्याभितप्तस्य यशस्तेज इन्द्रियं वीर्यमन्नाद्यं रसोऽजायत ॥२॥

तद्व्यक्षरत्तदादित्यमभितोऽश्रयत्तद्वा एतद्यदेतदादित्यस्य परं कृष्णं रूपम् ॥३॥

અન્વયાર્થ — ઇતિહાસપુરાણ-ઇતિહાસ તથા પુરાણ. (૧)

શબ્દાર્થ—હવે ઉત્તર તરફના રશ્મિઓ ખરેખર ઉત્તર તરફના મધપુડાના છિદ્રો છે. અથર્વાંગિરસ મંત્રો મધ ઉત્પન્ન કરનારા ભ્રમરરૂપ છે, ઇતિહાસ તથા પુરાણાદિથી દર્શાવાયતી ક્રિયાઓ પુષ્પરૂપ છે અને રસ અમૃતરૂપ છે ૧

શબ્દાર્થ—તેઓએ (અથર્વાંગિરસે) ઇતિહાસ તથા પુરાણોનું ચિંતન કર્યું આ ચિંતનમાંથી કીર્તિ, તેજ, ઇન્દ્રિયો, વીર્ય તથા ભક્ષણ કરવા યોગ્ય અન્નરૂપ રસ થયો. ૨

શબ્દાર્થ—આ રસોએ ત્વરિત ગમન કરી સૂર્યની આસપાસ આશ્રય લીધો, જેથી સૂર્યનું અત્યંત કૃષ્ણરૂપ થયું. ૩

## પંચમ ખંડ.

### ઉર્ધ્વગત રશ્મિ મધપુડાના છિદ્રરૂપે.

अथ येऽस्योर्ध्वा रश्मयस्ता एवास्योर्ध्वा मधुनाड्यो गुह्या एवादेशा मधुकृतो ब्रह्मैव पुष्पं ता अमृता आपः ॥१॥

ते वा एते गुह्या आदेशा एतद्ब्रह्माभ्यतपꣳस्तस्याभितप्तस्य यशस्तेज इन्द्रियं वीर्यमन्नाद्यꣳ रसोऽजायत ॥२॥

तद्व्यक्षरत्तदादित्यमभितोऽश्रयत्तद्वा एतद्यदेतदादित्यस्य मध्ये क्षोभत इव ॥३॥

ते वा एते रसानाꣳ रसा वेदा हि रसास्तेषामेते रसास्तानि वा एतान्यमृतानाममृतानि वेदा ह्यमृतास्तेषामेतान्यमृतानि ॥४॥

અન્વયાર્થ:—ગુહ્યા આદેશા.—ગૂઢ સ્થાનો, (૧) ક્ષોભતે ઇવ—સમાહિત ચિત્તવાળાને સૂર્યના મધ્યમા ક્ષોભ હોય એમ જણાય છે. (૩) વેદાઃ રસાઃ—વેદો રસરૂપે, તેષાં એતે રસાઃ—કર્મભાવને પામેલાને આ રોહિતાદિ રસોરૂપે. (૪)

શબ્દાર્થ—સૂર્યના ઊર્ધ્વ રશ્મિઓ મધપુડાના ઊર્ધ્વ તરફનાં છિદ્રો છે. ગુહ્ય આદેશો મધ કરનાર ભ્રમરરૂપ છે; બ્રહ્મ પુષ્પરૂપ છે અને તેનો રસ અમૃતરૂપ છે. ૧

શબ્દાર્થ—આ ગુહ્ય આદેશોએ બ્રહ્મનું ચિંતન કરવા માંડ્યું. આ ચિંતનમાથી યશ, તેજ, ઇન્દ્રિયો, વીર્ય તથા ભક્ષણ કરવા યોગ્ય અન્નરૂપ રસ ઉત્પન્ન થયો. ૨

શબ્દાર્થ—આ રસે વહેવા માંડ્યું. પછી તેણે સૂર્યની આસપાસ આશ્રય લીધો, જેથી સૂર્યના મધ્ય પ્રદેશમા સંક્ષોભ સરખું થાય છે.૩

શબ્દાર્થ—આ સૂર્યના ભિન્ન ભિન્ન પ્રકારના રૂપો—રશ્મિઓ રસોના પણ રસરૂપ છે કારણ કે વેદો રસરૂપે છે અને તેથી વેદોના પણ રોહિતાદિ રૂપો રસરૂપે છે. તેઓ અમૃતના પણ અમૃતરૂપ છેઃ— કારણ કે વેદો અમૃતરૂપ છે. તેથી વેદોના પણ રોહિતાદિ અમૃતરૂપ છે. ૪

ટીકાઃ—બ્રહ્મ શબ્દવડે પ્રણવ અથવ ૐકાર લેવો તથા ગુહ્ય આદેશ શબ્દવડે લોકદ્વાર જવા સંબંધી રહસ્ય વિધિએ જાણવી. ૧

## ૫૦ઠ ખંડ.

### વસૂપભોગ અમૃતોપાસના.

तद्यत्प्रथमममृतं तद्वसव उपजीवन्त्यग्निना मुखेन न वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥१॥

त एतदेव रूपमभिसंविशन्त्येतस्माद्रूपादुद्यन्ति ॥ २ ॥

स य एतदेवममृतं वेद वसूनामेवैको भूत्वाऽग्निनैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति स य एतदेव रूपमभिसंविशत्येतस्माद्रूपादुदेति ॥ ३ ॥

स यावदादित्यः पुरस्तादुदेता पश्चादस्तमेता वसूनामेव तावदाधिपत्यꣳ स्वाराज्यं पर्येता ॥ ४ ॥

અન્વયાર્થ:—ઉપજીવન્તિ—ભોગવે છે, તત્—તે રોહિત રૂપને, દૃષ્ટ્વા તૃપ્યન્તિ—જોઇને તૃપ્તિ પામે છે, (૧) અભિસંવિશન્તિ—ભોગનો અવસર ન હોય ત્યારે ઉદાસ થાય છે, તસ્માત્ રૂપાત્ ઉદ્યન્તિ—ભોગાવસરમા ભોગને માટે પ્રયાસ કરે છે. (૨) વેદ—ઉપાસના કરે છે, વસૂના મધ્યે એક ભૂત્વા—વસુઓની સાથે એકતાને પામી, (૩) સ્વારાજ્ય—સ્વાતંત્ર્ય, પર્યેતા—મેળવનાર થાય છે. (૪)

શબ્દાર્થ—તેમાં પ્રથમ કહેવાયેલા રોહિતરૂપને અમૃતનો અગ્નિપ્રમુખ વસુઓ ઉપભોગ લે છે. ખરેખર દેવો આ અમૃતનું પાન કરતા નથી, તેમ ભક્ષણ પણ કરતા નથી. તેઓ કેવળ તેના દર્શન માત્રવડે જ અર્થાત ઇન્દ્રિયોવડે અનુભવ લઇ તૃપ્તિને પામે છે. ૧

શબ્દાર્થ— આ રોહિત રૂપના દર્શન-

વડે તેઓ (વસુઓ) ભોગનો સમય ન હોય ત્યારે શાંત થાય છે, પણ ભોગનો સમય હોય ત્યારે અમૃત ગ્રહણ કરવા તેઓ ઉદ્યુક્ત થાય છે. ૨

શબ્દાર્થ—જે આ પ્રમાણે અમૃતને જાણે છે, તે વસુઓમાંનો એક થાય છે તથા પોતાની સમક્ષ અગ્નિ પ્રમુખ અમૃતને જોઇ અર્થાત્ અનુભવ કરી તૃપ્ત થાય છે. તે આ રૂપના ભોગનો સમય ન હોય ત્યારે શાંત થાય છે તેમજ જ્યારે ભોગનો સમય હોય ત્યારે તેઓ ઉદ્યુક્ત થાય છે. ૩

શબ્દાર્થ—સૂર્ય જ્યાં સુધી પૂર્વમાંથી ઉગે છે તથા પશ્ચિમમાં આથમે છે ત્યાં સુધી વસુઓને જાણનાર વસુઓના અધિપતિપણાને તથા વસુઓના સ્વારાજ્યપણાને પ્રાપ્ત થાય છે.

ટીકા—ઉપભોગનો સમય વ્યતીત થયા પછી શાંત થાય છે તથા ઉપભોગનો સમય પાછો આવે છે ત્યારે ઉદ્યુક્ત થાય છે. ૨

## સપ્તમ ખંડ.

### રૂદ્રોપભોગ અમૃતોપાસના

अथ यद्द्वितीयममृतं तद्रुद्रा उपजीवन्तीन्द्रेण मुखेन न वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥ १ ॥

त एतदेव रूपमभिसंविशन्त्येतस्माद्रूपादुद्यन्ति ॥ २ ॥

स य एतदेवममृतं वेद रुद्राणामेवैको भूत्वेन्द्रेणैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति स एतदेव रूपमभिसंविशत्येतस्माद्रूपादुदेति ॥ ३ ॥

स यावदादित्यः पुरस्तादुदेता पश्चादस्तमेता द्विस्तावद्दक्षिणत उदेतोत्तरतोऽस्तमेता रुद्राणामेतावदाधिपत्यꣳ स्वाराज्यं पर्येता ॥ ४ ॥

અન્વયાર્થ:—ઇન્દ્રેણ મુખેન દેવા—ઇન્દ્ર પ્રધાનરૂપે છે એવા દેવો. (૧)

શબ્દાર્થ:—હવે બીજા અમૃતને ઇન્દ્રપ્રમુખ રૂદ્રો ભોગવે છે. ખરેખર દેવો આનું ભક્ષણ અથવા પાન કરતા નથી. તેઓ ખરેખર આના દર્શનમાત્રવડે જ અર્થાત્ ઇન્દ્રિયોના અનુભવવડે તૃપ્તિને પામે છે. ૧

શબ્દાર્થ—તેઓ આ રૂપ જોઇ ભોગનો સમય ન હોય ત્યારે શાંત થાય છે, તથા ભોગનો સમય હોય ત્યારે ઉદ્યુક્ત થાય છે. ૨

શબ્દાર્થ—જે આ પ્રમાણે અમૃતને જાણે છે, તે રૂદ્રોમાંનો એક થાય છે તથા પ્રધાનભૂત ઇન્દ્રવડે અમૃતને પોતાની સમક્ષ જોઇ તૃપ્તિને પામે છે. તે આ રૂપથી ઉપભોગનો સમય ન હોય ત્યારે શાંત થાય છે તથા ભોગસમયે તે રૂપપ્રતિ ઉદ્યોગવાળો થાય છે. ૩

શબ્દાર્થ—રુદ્રોનો પ્રદેશ, જે દક્ષિણમાંથી સૂર્ય ઉગે છે તથા ઉત્તરમાં અસ્ત પામે છે ત્યાં સુધીનો તે અધિપતિ બને છે—આ સમય સૂર્ય પૂર્વમાં ઉગે છે તથા પશ્ચિમમાં અસ્ત પામે છે, તેથી બમણો છે. ૪

## અષ્ટમ ખંડ.

### આદિત્યોપજીવન અમૃતોપાસના.

अथ यत्तृतीयममृतं तदादित्या उपजीवन्ति वरुणेन मुखेन न वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥ १ ॥

त एतदेव रूपमभिसंविशन्त्येतस्माद्रूपादुद्यन्ति ॥ २ ॥

स य एतदेवममृतं वेदादित्यानामेवैको भूत्वा वरुणेनैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति स एतदेव रूपमभिसंविशत्येतस्माद्रूपादुदेति ॥ ३ ॥

स यावदादित्यो दक्षिणत उदेतोत्तरतोऽस्तमेता द्विस्तावत्पश्चादुदेता पु-

रस्तादस्तमेताऽदित्यानामेव तावदाधिपत्यस्स्वाराज्यं पर्य्येता ॥ ४ ॥

શબ્દાર્થ—હવે ત્રીજું અમૃત પ્રધાનભૂત વરુણવડે આદિત્યો ભોગવે છે. ખરેખર દેવો એનું પ્રાશન અથવા પાન કરતા નથી. તેઓ કેવળ તેના દર્શન માત્રવડે જ તૃપ્તિને પામે છે. ૧

શબ્દાર્થ—સૂર્યના આ રૂપવડે તેઓ ભોગના અભાવે શાંતિને પામે છે તથા ભોગસમયે ઉદ્યોગવાન્ થાય છે. ૨

શબ્દાર્થ—જે અમૃતને આ રીતનું જાણે છે, તે આદિત્યોમા એક થાય છે તથા પ્રધાનભૂત વરુણ સહિત અમૃતને પોતાની સમક્ષ જોઇ તૃપ્તિને પામે છે. સૂર્યનુ આ રૂપ તેને શાંતિ આપે છે તથા તેથી તે ઉદ્યોગવાન્ થાય છે. ૩

શબ્દાર્થ—તે ઉપાસક જ્યા સુધી આદિત્ય દક્ષિણમા ઉદય પામે છે તથા ઉત્તરમા અસ્ત પામે છે તેથી બમણો કાળ અર્થાત્ પશ્ચિમમાંથી ઉદય પામે છે તથા પૂર્વમા અસ્ત પામે છે, ત્યા સુધી આદિત્યોના અધિપતિપણુ ને તથા સ્વારાજ્યને પામે છે. ૪

## નવમ ખંડ.

### મરુત્ ઉપભોગ અમૃતોપાસના.

अथ यच्चतुर्थममृतं तन्मरुत उपजीवन्ति सोमेन मुखेन न वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥ १ ॥

त एतदेव रूपमभिसंविशन्त्येतस्माद्रूपादुद्यन्ति ॥ २ ॥

स य एतदेवममृतं वेद मरुतामेवैको भूत्वा सोमेनैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति स एतदेव रूपमभिसंविशत्येतस्माद्रूपादुदेति ॥ ३ ॥

स यावदादित्यः पश्चादुदेता पुरस्तादस्तमेता द्विस्तावदुत्तरत उदेता दक्षिणतोऽस्तमेता मरुतामेव तावदाधिपत्यस्स्वाराज्यं पर्य्येता ॥ ४ ॥

શબ્દાર્થ—હવે ચોથુ અમૃત પ્રધાનભૂત સોમવડે મરુતો ભોગવે છે ખરેખર દેવો આનું પ્રાશન કે પાન કરતા નથી. તેઓ તેના દર્શનવડે જ તૃપ્તિને પામે છે. ૧

શબ્દાર્થ—તેઓ સૂર્યના રૂપપ્રતિ ભોગના અભાવે શાંતિને પામે છે તથા ભોગકાળે આ રૂપપ્રતિ ઉદ્યોગવાન્ થાય છે. ૨

શબ્દાર્થ—જે આ પ્રમાણે અમૃતને જાણે છે, તે મરુતોમાનો એક થાય છે અને પોતાની સમક્ષ પ્રધાનભૂત સોમવડે અમૃતને જોઇ તૃપ્તિને પામે છે. તે સૂર્યના રૂપપ્રતિ ભોગના અભાવે શાંતિ પામે છે તથા તે રૂપપ્રતિ ભોગ સમયે ઉદ્યોગવાન્ થાય છે. ૩

શબ્દાર્થ—તે રૂપપ્રતિ ભોગસમયે મરુતોનું સ્વારાજ્ય મેળવે છે તથા મરુતોના અધિપતિપણાને પામે છે. જેટલો સમય ઉત્તરમા સૂર્યનો ઉદય થાય છે તથા દક્ષિણમા અસ્ત થાય છે, તેટલો સમય સૂર્યનો પશ્ચિમથી ઉદય તથા પૂર્વના અસ્ત સમયથી બમણો છે ૪

## દશમ ખંડ.

### સાધ્યોપભોગ અમૃતોપાસના

अथ यत्पञ्चमममृतं तत्साध्या उपजीवन्ति ब्रह्मणा मुखेन न वै देवा अश्नन्ति न पिबन्त्येतदेवामृतं दृष्ट्वा तृप्यन्ति ॥ १ ॥

त एतदेव रूपमभिसंविशन्त्येतस्माद्रूपादुद्यन्ति ॥ २ ॥

स य एतदेवममृतं वेद साध्यानामेवैको भूत्वा ब्रह्मणैव मुखेनैतदेवामृतं दृष्ट्वा तृप्यति स एतदेव रूपमभिसंविशत्येतस्माद्रूपादुदेति ॥ ३ ॥

स यावदादित्य उत्तरत उदेता द-

क्षिणतोऽस्तमेता द्विस्तावदूर्ध्वमुदेताऽर्वागस्तमेता साध्यानामेव तावदाधिपत्यस्वाराज्यं पर्य्येता ॥ ४ ॥

શબ્દાર્થ —હવે પાચમુ અમૃત પ્રધાનભૂત બ્રહ્માવડે સાધ્યદેવો ભોગવે છે. ખરેખર દેવો એનુ પ્રાશન કે પાન કરતા નથી તેઓ આને તેના દર્શનવડે તૃપ્તિને પામે છે ૧

શબ્દાર્થ —સૂર્યના આ રૂપવડે તેઓ ખરેખર ભોગના અભાવ સમયે શાંત થાય છે અને ભોગ સમયે તેઓ ઉદ્યોગવાન્ થાય છે. ૨

શબ્દાર્થ —જે આ પ્રમાણે અમૃતને જાણે છે, તે સાધ્યોમાનો એક થાય છે અને પોતાની સમક્ષ પ્રધાનભૂત બ્રહ્માવડે અમૃતને જોઇ તૃપ્તિને મેળવે છે. ખરેખર તે સૂર્યના રૂપપ્રતિ ભોગના અભાવકાળે ઉદાસીન થાય છે અને ભોગસમયે તે પ્રતિ ઉદ્યોગવાન્ થાય છે ૩

શબ્દાર્થ —જેટલો સમય ઊર્ધ્વમા સૂર્યનો ઉદય થાય છે તથા અધો ભાગે સૂર્યનો અસ્ત થાય છે ત્યા સુધી તે સાધ્યના સ્વારાજ્યને તથા અધિપતિપણાને પ્રાપ્ત થાય છે. આ સમય ઉત્તરમા ઉદય થાય છે તથા દક્ષિણમા અસ્ત પામે છે ત્યા સુધીના સમયથી બમણો છે ૪

ટીકા —જૂદા જૂદા વિભાગોમા સૂર્યનો સમય પારાણિક મત પ્રમાણે વિરુદ્ધ છે. પારાણિક મતવાળાઓ એમ કહે છે કે, ઇન્દ્ર, યમ, વરુણ અને સોમના ચાર જૂદા વિભાગોમા સૂર્યના ઉગવા અને અસ્ત પામવાનો સમય સરખો છે કારણ કે માનસોત્તર પર્વતની ઉપરનો તેમ જ મેરુ પર્વતની આસપાસનો સૂર્યના ફરવાનો માર્ગ સરખો છે. આ બાબતની વિરુદ્ધતા વિષે ઋષિઓએ એમ દર્શાવ્યુ છે કે, દરેક જૂદો વિભાગ તેની આગળના બમણે સમયે નાશને પામે છે. સૂર્યનુ ઉગનુ, એટલે તે વિભાગોમાના કોઇ પણ વિભાગના રહેવાસીને જેટલો સમય સૂર્ય દશ્ય હોય તે તથા અસ્ત એટલે તે વિભાગના રહેવાસીને અદશ્ય રહે તે. જે વિભાગમા રહેવાસી ન હોય ત્યા સૂર્યનુ ઉગવુ અથવા અસ્ત પામવુ હોતુ નથી. અગર જો કે ત્યાં રહેવાસી જો હોય તો તેને સૂર્ય દશ્ય વા અદશ્ય હોય છે. ૪

## એકાદશ ખંડ.

### ભોગના ક્ષયથી સર્વપ્રાપ્તિ

अथ तत ऊर्ध्व उदेत्य नैवोदेता नास्तमेतैकल एव मध्ये स्थाता तदेष श्लोकः ॥ १ ॥

न वै तत्र न निम्लोच नोदियाय कदाचन । देवास्तेनाहꣳसत्येन मा विराधिषि ब्रह्मणेति ॥ २ ॥

न ह वा अस्मा उदेति न निम्लोचति सकृद्दिवा हैवास्मै भवति य एतामेवं ब्रह्मोपनिषदं वेद ॥ ३ ॥

तद्धैतद्ब्रह्मा प्रजापतय उवाच प्रजापतिर्मनवे मनुः प्रजाभ्यस्तद्धैतदुद्दालकायारुणये ज्येष्ठाय पुत्राय पिता ब्रह्म प्रोवाच ॥ ४ ॥

इदं वाव तज्ज्येष्ठाय पुत्राय पिता ब्रह्म प्रब्रूयात् प्रणाय्याय वान्तेवासिने ५

नान्यस्मै कस्मैचन यद्यप्यस्मा इमामद्भिः परिगृहीतां धनस्य पूर्णां दद्यादेतदेव ततो भूय इत्येतदेव ततो भूय इति ६

અન્વયાર્થ —અથ તત ઉર્ધ્વ ઉદેત્ય—વળી ત્યારપછી બ્રહ્મીભૂત થઇ ઉદેત્ય અર્થાત્ સ્વમહિમામા પ્રકાશને મેળવી, ન અસ્ત એતા—અસ્તને પામતો નથી, એકલ એવ—અદ્વિતીયરૂપેજ, મધ્યે—સ્વાત્મામા, સ્થાતા—રહે છે (૧) તત્ર—તે બ્રહ્મલોકમા, નિમ્લોચ—અસ્તભાવ, ઉદિયાય—ઉદયભાવ, દેવા —હે દેવો, તેન—તે, સત્યેન—સત્યવડે, અહમ્—હુ, મા વિરાધ

ધિપિ-અપ્રાપ્તિરૂપે મા થાઓ, બ્રહ્મણા-બ્રહ્મ સાથે. (૨) અસ્મા-આદિત્ય સ્વરૂપને પામેલા વિદ્વાનને, બ્રહ્મોપનિષદં=વેદની ગુહ્ય ઉપાસનાને, (૩) એતત્-આ મધુ વિજ્ઞાન, બ્રહ્મા-હિરણ્યગર્ભે, બ્રહ્મ-મધુ બ્રહ્મવિજ્ઞાન (૪) પ્રબ્રૂયાત્ પ્રાણાય્યાય અ તેવાસિને=યોગ્ય શિષ્યને કહેતા,(૫) અમ્મા-આચાર્યને, ઇમાં અદ્ભિ પરિગૃહીતા ધનસ્ય પૂર્ણા-જળવી વીંટાયેલ તથા ધનથી પૂર્ણ આ પૃથ્વીને, દદ્યાત્-આપે, તતઃ ભૂય.-તે દાન કરતા પણ મધુ વિદ્યાદાન વધારે. ૬

શબ્દાર્થ.—ત્યાર પછી અર્થાત્ ઉદયાસ્તવડે પ્રાણીઓના સ્વકર્માંભોગરૂપને પામેલો છતો ઉદય પામી અર્થાત્ પોતાના મહિમામા પ્રકાશ મેળવી ઉદય કે અસ્ત પામતો નથી, પણ કેવળ અદ્વિતીયરૂપ સ્વાત્મસ્વરૂપમા રહે છે. ૧

શબ્દાર્થઃ—બ્રહ્મ લોકમા તમે જે પૂછ્યુ તે હોતુ નથી. ત્યા સવિતા ઉદય કે અસ્ત પામતો નથી. હે દેવો ! તમે જાણો કે હુ સત્ય કહુ છુ. બ્રહ્મથી કાઇ પણ વિરૂદ્ધ કહેતો નથી. ૨

શબ્દાર્થ.—જે આ ગુહ્યોપાસનાને જાણે છે, તે આદિત્ય સ્વરૂપ વિદ્વાનને અર્થે કાઇ ઉદય અસ્ત હોતુ નથી. પણ એને માટે સર્વદા દિવસ હોય છે અર્થાત્ તે જ્યોતિ સ્વરૂપ થાય છે. ૩

શબ્દાર્થ.—ખરેખર આ જ્ઞાન બ્રહ્માએ પ્રજાપતિને કહ્યુ હતુ. પ્રજાપતિએ મનુને કહ્યુ તથા મનુએ પોતાના વંશજોને કહ્યુ. આ મહાજ્ઞાન વંશજોમાના એક આરુણિ પિતાએ ઉદ્દાલકરૂપ જ્યેષ્ઠ પુત્રને સમજાવ્યુ હતુ. ૪

શબ્દાર્થ—આ બ્રહ્મજ્ઞાન કાતો પિતાએ પોતાના જ્યેષ્ઠ પુત્રને અથવા તો અધિકારી શિષ્યને ઉપદેશવુ જોઇએ. ૫

શબ્દાર્થ—પણ બીજા કોઇને નહિ. ધનવડે પૂર્ણ તથા સમુદ્રથી વિંટાયેલ આ પૃથ્વી જો આ આર્યને આપે, તેથી પણ આ બ્રહ્મજ્ઞાન અધિક છે. તેના કરતા પણ અધિક છે. ૬

## દ્વાદશ ખંડ

### ગાયત્રીવડે બ્રહ્મોપાસના.

गायत्री वा इद-सर्वं भूतं यदिदं किंच वाग्वै गायत्री वाग्वा इदᳪ सर्वं भूतं गायति च त्रायते च ॥ १ ॥

या वै सा गायत्रीयं वाव सा येयं पृथिव्यस्याᳪ हीदᳪ सर्वं भूतं प्रतिष्ठितमेतामेव नातिशीयते ॥ २ ॥

या वै सा पृथिवीयं वाव सा यदिदमस्मिन्पुरुषे शरीरमस्मिन्हीमे प्राणा प्रतिष्ठिता एतदेव नातिशीयन्ते ॥३॥

यद्वै तत्पुरुषे शरीरमिदं वाव तद्यदिदमस्मिन्नन्त. पुरुषे हृदयमस्मिन्हीमे प्राणाः प्रतिष्ठिता एतदेव नातिशीयन्ते ॥ ४ ॥

सैषा चतुष्पदा षड्विधा गायत्री तदेतदृचाभ्यनूक्तम् ॥ ५ ॥

तावानस्य महिमा ततो ज्यायाᳪश्च पूरुषः पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्यामृतं दिवीति ॥ ६ ॥

यद्वै तद्ब्रह्मेतीदं वाव तद्योऽयं बहिर्धा पुरुषादाकाशो यो वै स बहिर्धा पुरुषादाकाश. ॥ ७ ॥

अयं वाव स योऽयमन्तः पुरुष आकाशो यो वै सोऽन्त. पुरुष आकाशः ॥ ८ ॥

अयं वाव स योऽयमन्तर्हृदय आकाशस्तदेतत्पूर्णमप्रवर्ति पूर्णमप्रवर्तिनीᳪ श्रियं लभते य एव वेद ॥ ९ ॥

અન્વયાર્થ —ભૂત-પ્રાણીમાત્રરૂપે, ઇદં કિંચ-સ્થાવર તથા જગમ, વાક્ વા ઇદં સર્વં-વાણી આ સર્વ પ્રાણીસમૂહરૂપે, ગાયતિ-એ એવા શબ્દને કહે છે, ત્રાયતે-રક્ષણ કરે છે. (૧) યા-જે સર્વભૂત રૂપવાળી છે, સા ગાયત્રી-તે ગાયત્રીરૂપે, મા ઇયં પૃથ્વી સા-જે

આ સર્વ સ્થાવર જંગમ છે તે ગાયત્રીરૂપે, પૃથિવ્યાં સર્વં પ્રતિષ્ઠિતં–પૃથ્વીમા સર્વ રહેલ છે, એતાં ન અતિશીયતે–આ પૃથ્વીનું જરાપણ સર્વ ભૂત અતિક્રમણ કરતું નથી. (૨) અસ્મિન્ પુરુષે જીવતિ ઇદં શરીરં–આ પુરુષ જીવે છે ત્યારે આ શરીર છે, અસ્મિન્ ઇમે પ્રાણાઃ–આ શરીરમાં આ પ્રાણો, પ્રતિષ્ઠિતાઃ–રહેલા છે, એતત્ ન અતિશીયન્તે–પ્રાણો આ શરીરનું અતિવર્તન કરતા નથી. (૩) પુરુષે શરીરં–પુરુષ વિશે ગાયત્રી સ્વરૂપ પુરુષ છે, ઇદં તત્–એ તે રૂપે છે અર્થાત્, અસ્મિન્ પુરુષે અંતઃ હૃદયં–જીવતા આ પુરુષના મધ્યમા હૃદય છે, અસ્મિન્ પ્રાણાઃ–હૃદયમાં પ્રાણો, ન અતિશીયન્તે–અતિવર્તન કરતા નથી. (૪) ચતુષ્પદા–છંદરૂપે ચારપાદવાળી, ષડ્વિધા–છ પ્રકારની જેમકે પાણી આદિ, ઋચા અભ્યનૂક્તં–મંત્રવડે ઉપદિષ્ટ છે, (૫) તાવાન્–ચારપાદવાળો તથા છ પ્રકારવાળો, અસ્ય મહિમાઃ–ગાયત્રી બ્રહ્મનો વિસ્તાર, તતઃ–આ વિકાર લક્ષણથી, જ્યાયાન્ પુરુષઃ–નિર્વિકાર પુરુષ શ્રેષ્ઠ, અસ્ય પાદઃ–ગાયત્રીના એક પાદરૂપે, સર્વાભૂતાનિ–સર્વભૂતો, અસ્ય ત્રિપાદ્ અમૃતં દિવિ–આ ગાયત્રી બ્રહ્મના ત્રણપાદરૂપી પુરુષ નામનું અમૃત આત્મસ્વરૂપ વિશે છે. (૬) તત્ બ્રહ્મ–જઠરાગ્નિસ્થાનરૂપ તે બ્રહ્મ, પુરુષાત્ બહિર્ધા આકાશ – પુરુષથી આકાશ અર્થાત્ ભૌતિકરૂપે, (૭) અયં યઃ સઃ–તે આ જે બહિરાકાશ છે તે, અંતઃપુરુષે આકાશઃ–શરીરના મધ્યમા રહેલ આકાશ અર્થાત્ અધ્યાત્મિકરૂપે. (૮) સઃ અંતર્હૃદયે આકાશઃ તે હૃદયકમળમાં આકાશરૂપે છે, તત્ એતત્ પૂર્ણં–તેજ સર્વ વ્યાપી, અપ્રવર્તિ–કોઇ સ્થળે પ્રવૃત્ત નહિ થનાર, અપ્રવર્તિનીં–વિચ્છેદ ધર્મથી રહિત, શ્રિય–વિભૂતિને, વેદ–ઉપાસે છે. (૯)

શબ્દાર્થ—ગાયત્રી જ આ સર્વ ભૂત રૂપ છે. જે કાંઇ સ્થાવર જંગમ છે, તે સર્વ ગાયત્રીરૂપ છે. વાણી ગાયત્રીરૂપ છે. વાણી જ આ સર્વ ભૂતરૂપ છે. ગાયત્રી જ ગાન કરે છે તથા રક્ષણ કરે છે. ૧

શબ્દાર્થઃ—આ ગાયત્રી તે જ પૃથ્વી રૂપે છે. આ પૃથ્વી વિશે સર્વ ભૂત સ્થિત થયેલાં છે. પૃથ્વીનું આ સર્વ ભૂતમાત્રો જરા પણ અતિક્રમણ કરી શકતા નથી. ૨

શબ્દાર્થ—જે આ પૃથ્વીરૂપ ગાયત્રી છે, તે જ આ છે. જે આ પુરુષમાં શરીર છે, તે શરીરમાં પ્રાણ રહેલા છે તથા તે પ્રાણ આ શરીરનું અતિક્રમણ કરતા નથી. ૩

શબ્દાર્થ–જે આ પુરુષવિશે શરીર છે તે જ ગાયત્રી છે. આ પુરુષના અંદરના ભાગમાં હૃદય છે, તે ગાયત્રીરૂપ છે. કારણ કે અંતઃકરણમા પ્રાણો રહેલા છે તથા તે પ્રાણો અંતઃકરણનું અતિક્રમણ કરતા નથી. ૪

શબ્દાર્થ.—આ ગાયત્રીને ચાર પાદો છે તથા તે છ પ્રકારની છે. આ ગાયત્રીમાં ઋચાવડે એમ કહેવામાં આવ્યું છે. ૫

શબ્દાર્થઃ—તેઓ ( ભૂતમાત્રો ) ગાયત્રીના મહિમારૂપ છે, વિકારવાન્ પુરુષ કરતા અવિકારવાન્ પુરુષ શ્રેષ્ઠ છે. તેમનો પ્રથમ પાદ સર્વ ભૂત માત્ર છે તથા ત્રણપાદવાળું અમૃતસ્વરૂપ સ્વાત્મપ્રકાશમાં સ્થિતિ કરી રહેલ છે. ૬

શબ્દાર્થ.—ગાયત્રીમાં દર્શાવેલ પુરુષ જે બ્રહ્મરૂપે છે, તે જ પુરુષથી બહાર આકાશરૂપ છે. તે પુરુષથી બહાર આકાશરૂપ છે. ૭

શબ્દાર્થઃ—તે જ આ પુરુષના શરીરની અંદર રહેલ આકાશરૂપ છે, જે પુરુષથી અંદર રહેલ આકાશરૂપ છે.

શબ્દાર્થઃ—તે આ બ્રહ્મ છે કે, જે આ હૃદયકમલની અંદર આકાશરૂપે છે. તે હૃદયાકાશ નામનું બ્રહ્મ સર્વવ્યાપક છે તથા અવિનાશી છે. જે આ પ્રમાણે બ્રહ્મને જાણે છે તથા ઉપાસે છે, તે પૂર્ણ તથા ક્ષય રહિત લક્ષ્મીને પ્રાપ્ત થાય છે. ૯

ટીકા.—પાણી, પૃથ્વી ભૂત, શરીર, હૃદય તથા પ્રાણ, એમ ૭ પ્રકાર થાય છે. ૬

## ત્રયોદશ ખંડ.

### હૃદયમાં મુખ્ય બ્રહ્મોપાસના.

**तस्य ह वा एतस्य हृदयस्य पञ्च देवसुषयः स योऽस्य प्राङ् सुषि स प्राणस्तच्चक्षुः स आदित्यस्तदेतत्तेजोऽन्नाद्यमित्युपासीत तेजस्व्यन्नादो भवति य एवं वेद ॥ १ ॥**

**अथ योऽस्य दक्षिणः सुषि स व्यानस्तच्छ्रोत्रꣳस चन्द्रमास्तदेतच्छ्रीश्च यशश्चेत्युपासीत श्रीमान्यशस्वी भवति य एवं वेद ॥ २ ॥**

**अथ योऽस्य प्रत्यङ् सुषिः सोऽपानः सा वाक् सोऽग्निस्तदेतद् ब्रह्मवर्चसमन्नाद्यमित्युपासीत ब्रह्मवर्चस्यन्नादो भवति य एवं वेद ॥ ३ ॥**

**अथ योऽस्योदङ् सुषिः स समानस्तन्मनः स पर्जन्यः तदेतत्कीर्तिश्च व्युष्टिश्चेत्युपासीत कीर्तिमान् व्युष्टिमान् भवति य एवं वेद ॥ ४ ॥**

**अथ योऽस्योर्ध्वः सुषिः स उदानः स वायुः स आकाशस्तदेतदोजश्च महश्चेत्युपासीतौजस्वी महस्वान्भवति य एवं वेद ॥ ५ ॥**

અન્વયાર્થ—પંચ-પાંચ, દેવસુષય -દેવ અર્થાત્ પ્રાણથી રક્ષાયેલ છિદ્રો, પ્રાઙ્સુષિ - પૂર્વનું છિદ્ર, સ પ્રાણ-તે દ્વારવડે શ્વાસ લેવાય છે તેથી પ્રાણરૂપ, તત્ ચક્ષુ સ આદિત્ય -તે ચક્ષુરૂપ તથા આદિત્યરૂપે, અન્નાદ ભવતિ-આમય આદિ રોગથી રહિત થાય છે. (૧) યશ -ખ્યાતિ. (૨) બ્રહ્મવર્ચસ - વૃત્ત સ્વાધ્યાયવાળા તેજરૂપે (૩) પર્જન્ય - વૃષ્ટિરૂપે, કીર્તિ -પરોક્ષ ખ્યાતિ, વ્યુષ્ટિ.- અપરોક્ષ ખ્યાતિ. (૪) ઓજ -બળ, મહ - મોટાઇ (૫)

શબ્દાર્થ:—આકાશ જે અંત:રણમાં રહેલ છે, તેને પ્રાણથી રક્ષિત પાંચ દ્વાર છે તેમાંનુ પૂર્વ તરફનું દ્વાર પ્રાણરૂપ છે તે ચક્ષુરૂપ તથા આદિત્યરૂપ છે. આ પ્રાણની અન્નના ગ્રહણ કરનાર તરિકે, તથા તેજરૂપે ઉપાસના કરવી જોઇએ. જે આ પ્રમાણે જાણે છે, તે અન્નનો ગ્રહણ કરનાર તથા તેજરૂપ થાય છે. ૧

શબ્દાર્થ —એનું દક્ષિણ દ્વાર વ્યાનરૂપ છે, જે શ્રોત્રરૂપ તથા ચંદ્રરૂપ છે. આ દ્વારને સમૃદ્ધિ તથા કીર્તિરૂપે જાણી તેની ઉપાસના કરવી જોઇએ. જે આ પ્રમાણે જાણે છે, તે સમૃદ્ધિ તથા કીર્તિને પ્રાપ્ત કરે છે. ૨

શબ્દાર્થ -પશ્ચિમદ્વાર અપાનરૂપ છે, જે વાણી તથા અગ્નિરૂપ છે. તેને બ્રહ્મવર્ચસ તથા અન્નરૂપ માની ઉપાસના કરવી જોઇએ જે આ પ્રમાણે જાણી તેની ઉપાસના કરે છે, તે અન્નાદ (પ્રદીપ્ત જઠરાગ્નિવાળો) થાય છે તથા બ્રહ્મતેજને મેળવે છે. ૩

શબ્દાર્થ -ઉત્તર તરફનું દ્વાર સમાનરૂપ છે, જે મન તથા પર્જન્યરૂપ છે તેની ઉપાસના કીર્તિરૂપ તથા કાંતિરૂપે માની કરવી જે તેને આ પ્રમાણે જાણે છે, તે કીર્તિમાન તથા સૌંદર્યવાન્ થાય છે. ૪

શબ્દાર્થ -ઉર્ધ્વદ્વાર ઉદાન છે, જે વાયુ તથા આકાશરૂપ છે. તેની ઉપાસના, બળ તથા તેજરૂપે માની કરવી. જે આ પ્રમાણે જાણી તેની ઉપાસના કરે છે, તે તેજવાન તથા જોરાવર થાય છે. ૫

**ते वा एते पञ्च ब्रह्मपुरुषाः स्वर्गस्य लोकस्य द्वारपाः स य एतानेवं पञ्च ब्रह्मपुरुषान् स्वर्गस्य लोकस्य द्वारपान्वेदास्य कुले वीरो जायते प्रतिप-**

यन्ते स्वर्गं लोकं य एतानेवं पञ्च ब्रह्मपुरुषान्स्वर्गस्य लोकस्य द्वारपान्वेद ॥६॥

अथ यदतः परो दिवो ज्योतिर्दीप्यते विश्वतः पृष्ठेषु सर्वतः पृष्ठेष्वनुत्तमेषूत्तमेषु लोकेष्विदं वाव तद्यदिदमस्मिन्नन्तः पुरुषे ज्योतिस्तस्यैषा दृष्टिः॥७॥

यत्रैतदस्मिञ्छरीरे संस्पर्शेनोष्णिमानं विजानाति तस्यैषा श्रुतिर्यत्रैतत्कर्णावपिगृह्य निनदमिव नदथुरिवाग्नेरिव ज्वलत उपशृणोति तदेतद् दृष्टं श्रुतं चेत्युपासीत चक्षुष्यः श्रुतो भवति य एवं वेद य एवं वेद ॥ ८ ॥

અન્વયાર્થઃ—બ્રહ્મપુરષાઃ–હૃદયમાં રહેલા પુરષો, દ્વારપાઃ–દ્વારપાળોરૂપે, અસ્ય કુલે વીરઃ જાયતે–આ ઉપાસકને વીર પુરૂષ ઉત્પન્ન થાય છે. (૬) અતઃ પરઃ–દ્યુલોકથી પર જે જ્યોતિ, દીપ્યતે–પ્રકાશે છે, વિશ્વતઃ પૃષ્ઠેષુ–વિશ્વની આસપાસ, સર્વતઃ પૃષ્ઠેષુ–સર્વથી ઉપરના ભાગમા, ઉત્તમેષુ લોકેષુ–હિરણ્યગર્ભાદિ લોકમાં. (૭) યત્ર–જે સમયે, સંસ્પર્શેન ઉષ્ણિમાનં વિજાનાતિ–હસ્તના સ્પર્શથી ઉષ્ણતાનું જ્ઞાન થાય છે, તસ્ય એષા શ્રુતિ–તે જ્યોતિ બ્રહ્મનો નીચે પ્રમાણે શ્રવણોપાય છે, કર્ણાવપિગૃહ્ય–કર્ણને ઢાંકી, નિનદં ઇવ–રથના ઘોષની માફક, નદથુઃ ઇવ–બળદના ઘોષ માફક, અગ્નેઃ ઇવ–અગ્નિના જેવો, તત્ એતત્ દૃષ્ટં શ્રુતં ઇતિ ઉપાસીત–દૃષ્ટ તથા શ્રુતરૂપ બ્રહ્મની ઉપાસના કરવી, ચક્ષુષ્ય–દર્શનીય, શ્રુતઃ–વિખ્યાત. (૮)

શબ્દાર્થઃ—આ પાંચ બ્રહ્મપુરષો સ્વર્ગલોકના દ્વારપાળો છે. જે આ પાચ બ્રહ્મપુરષોને સ્વર્ગના દ્વારપાળોરૂપે જાણે છે, તેના કુળમાં વીર્યવાન્ પુરષ ઉત્પન્ન થાય છે. જે આ પાચ બ્રહ્મપુરષોને સ્વર્ગના દ્વારપાળોરૂપે જાણે છે, તે પોતાના ફળ તરીકે સ્વર્ગને પ્રાપ્ત કરે છે. ૬

શબ્દાર્થઃ—સ્વર્ગથી પણ વધારે શ્રેષ્ઠ જ્યોતિ પ્રકાશે છે, જે વિશ્વથી ઉપરના ભાગમાં, સર્વથી ઉપરના ભાગમાં, જે અનુત્તમોમાં એટલે સત્ય લોકાદિ ઉત્તમ લોકમાં પ્રકાશે છે, જે પરમ જ્યોતિરૂપ છે, જે પુરષની અંત જ્યોતિરૂપે છે, તે જ્યોતિનું આ જ્ઞાન છે. ૭

શબ્દાર્થઃ—જ્યારે તે આ શરીરમાં હસ્તના સ્પર્શથી ઉષ્ણતાને જાણે છે ત્યારે જીવનો અસ્તિત્વ ભાવ જણે છે, જ્યોતિનો આ શ્રવણોપાય છે. જ્યારે જ્યોતિના લક્ષણને સાભળવા ઇચ્છે છે ત્યારે બેઉ આંગળીવડે કાન બંધ કરીને રથના ઘોષ જેવો, બળદના બોલવાના જેવો તથા બળતા અગ્નિના જેવો શબ્દ શરીરની અંદર થાય છે. આ રીતે દૃષ્ટ તથા શ્રુત જ્યોતિની ઉપાસના કરવી. જે આ પ્રમાણે ખરેખર ઉપાસે છે, તે કીર્તિમાન્ તથા દર્શનીય થાય છે. (૮)

## ચતુર્દશ ખંડ.

### શાંડિલ્યવિદ્યા.

सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीताथ खलु क्रतुमयः पुरुषो यथाक्रतुरस्मिँल्लोके पुरुषो भवति तथेतः प्रेत्य भवति स क्रतुं कुर्वीत ॥१॥

मनोमयः प्राणशरीरो भारूपः सत्यसङ्कल्प आकाशात्मा सर्वकर्मा सर्वकामः सर्वगन्धः सर्वरसः सर्वमिदमभ्यात्तोऽवाक्यनादरः ॥ २ ॥

एष म आत्माऽन्तर्हृदयेऽणीयान् व्रीहेर्वा यवाद्वा सर्षपाद्वा श्यामाकाद्वा श्यामाकतण्डुलाद्वा एष म आत्मान्तर्हृदये ज्यायान् पृथिव्या ज्यायानन्तरिक्षाज्ज्यायान्दिवो ज्यायानेभ्यो लोकेभ्यः ॥ ३ ॥

सर्वकर्मा सर्वकामः सर्वगन्धः सर्वरसः सर्वमिदमभ्यात्तोऽवाक्यनाद्

एष म आत्मान्तर्हृदय एतद्ब्रह्मैतमितः प्रेत्याभिसम्भवितास्मीति यस्य स्यादद्धा न विचिकित्साऽस्तीति ह स्माह शाण्डिल्यः शाण्डिल्यः ॥ ४ ॥

અન્વયાર્થઃ—સર્વં ખલુ-સર્વ નક્કી, ઇદં બ્રહ્મ-આ જગત્ બ્રહ્મરૂપે, તત્-તે બ્રહ્મમાંથી, જલાન્-જ કહેતા ઉત્પત્તિ, લ કહેતાં લય તથા અન્ કહેતાં સ્થિતિરૂપે, શાતઃ-રાગદ્વેષાદિથી રહિત થઇ, ક્રતુમયઃ પુરુષઃ-વ્યવસાયાત્મક પુરુષ, ક્રતુઃ અસ્મિન્ લોકે પુરષઃ ભવતિ-આ વર્તમાન દેહમા જેવા ફળરૂપે થાય છે, ઇતઃ પ્રેત્ય તથા ભવતિ-મરણપછી તેવા ફળરૂપે થાય છે, ક્રતું કુર્વીત-અવિચલ પ્રતીતિનું ધ્યાન કરવું. (૧) મનોમયઃ-અંતઃકરણવાળા, પ્રાણશરીરઃ-જ્ઞાન શક્તિવાળા શરીરવાળો, ભારૂપઃ-ચૈતન્ય સ્વરૂપવાળો, સત્યસંકલ્પઃ-સત્ય સંકલ્પવાળો, આકાશાત્મા-આકાશ સ્વરૂપવાળો, સર્વકર્મા-સર્વ જગતના વ્યવહારવાળો, સર્વકામાઃ-દોષ રહિત સઘળી કામનાવાળો, સર્વગંધઃ-સર્વ પુણ્યકારક ગંધવાળો, સર્વરસઃ-સર્વ સુખકર રસવાળો, ઇદં-આ જગત્, અભ્યાત્તઃ-વ્યાપ્ત, અવાકી-શબ્દોચ્ચારથી રહિત, અનાદરઃ-આદરથી રહિત. (૨) એષઃ-આ ગુણવાળો પરમાત્મા, મે આત્મા-મારા આત્મારૂપ, અંત હૃદયે-હૃદય કમળમાં, અણીયાન્-સૂક્ષ્મ, એભ્યઃ લોકેભ્યઃ જ્યાયાન્-આ લોક કરતાં મોટો. (૩) ઇતઃ પ્રેત્ય-આ શરીરમાંથી ગયા પછી અભિસંભવિતા-પ્રાપ્ત કરનાર, યસ્ય અદ્ધા સ્યાત્-જે વિદ્વાનને આ નિશ્ચય હોય, ન વિચિકિત્સા અસ્તિ-તેને સંશય હોતો નથી. (૪)

આ સર્વ બ્રહ્મરૂપ છે. આ સર્વની ઉત્પત્તિ સ્થિતિ તથા લય બ્રહ્મમાથી જ થાય છે. આ બ્રહ્મની શાત. તથા એકાગ્ર ચિત્તથી ઉપાસના કરવી ... આ છંદગીમાં તે જે જે સંકલ્પો કરે છે, તે તેને બીજા જન્મમાં પ્રાપ્ત થાય છે. આ કારણથી પુરુષે બ્રહ્મમાં જ ચિંતન કરવું જોઇએ.(૧)

શબ્દાર્થઃ—આ બ્રહ્મ મનોમય, પ્રાણશરીરરૂપ, ભારૂપ, સત્ય સંકલ્પ રૂપ, આકાશની માફક આત્મસ્વરૂપવાળો, સર્વ કર્મરૂપ, સર્વ કામરૂપ, સર્વ ગન્ધરૂપ તથા સર્વ રસરૂપ છે. આ સર્વ જગત્ બ્રહ્મમય જ, અર્થાત્ બ્રહ્મથી વ્યાપ્ત છે. આ બ્રહ્મ વાણીરહિત છે તથા તે આદરરહિત છે. (૨)

શબ્દાર્થઃ—આ બ્રહ્મ-આત્મા મારા હૃદયમાં છે. તે વ્રીહિ કરતાં, યવ કરતાં, સર્ષપ કરતાં, સામા કરતાં તેમ જ સામાના ચોખા કરતાં પણ અણુ-અલ્પ છે. આ આત્મા જે મારા હૃદયમાં છે, તે પૃથ્વી કરતાં મહાન્ આકાશ, સ્વર્ગ કે સર્વ લોકને એકત્ર કરીએ, તેના કરતાં પણ તે મહાન્ છે. (૩)

શબ્દાર્થઃ—તે સર્વ કર્મના કરનાર રૂપ, સર્વ કામનાવાળા, સર્વ ગંધવાળા, સર્વ રસોના રસરૂપ તથા સર્વ વિશ્વને આવૃત કરનાર છે. તે કોઇ સાથે બોલતા કે કોઇને આદર આપતા નથી. તે મારા હૃદયમાં રહે છે. તે બ્રહ્મરૂપ છે. આ વિશ્વમાંથી મારું ગમન થયા પછી હું તેને મેળવીશ. જે માણસ નિઃશંકપણાથી આ રીતે માને છે, તે પોતાના ધ્યાનના ફળને જરૂર મેળવશે, એમાં કોઇ રીતે સંશય નથી. આ પ્રમાણે શાડિલ્ય-શાડિલ્ય નામના ઋષિએ કહ્યું છે. (૪)

ટીકાઃ—અપ્રાપ્ત કામવાળા પુરુષને અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિમા આદર હોય છે, પણ નિત્યતૃપ્ત ઇશ્વર આપ્તકામ હોવાથી તેને કોઇ રીતનો સંભ્રમ હોતો નથી. આ કારણથી તે આદરરહિત કહેવાય છે. (૨)

## પંચદશ ખંડ.

### વિરાટ કોશોપાસના.

अन्तरिक्षोदरः कोशो भूमिबुध्नो न जीर्यति दिशो ह्यस्य स्रक्तयो द्यौरस्योत्तर बिलꣳ स एष कोशो वसुधानस्तस्मिन् विश्वमिदꣳ श्रितम् ॥१॥

तस्य प्राची दिग्जुहूर्नाम सहमाना नाम दक्षिणा राज्ञी नाम प्रतीची सुभूता नामोदीची तासां वायुर्वत्सः स य एतमेवं वायुं दिशां वत्सं वेद न पुत्ररोदꣳ रोदिति सोऽहमेतमेवं वायुं दिशां वत्सं वेद मा पुत्ररोदꣳरुदम् ॥ २ ॥

अरिष्टं कोशं प्रपद्येऽमुनाऽमुनाऽमुना प्राणं प्रपद्येऽमुनाऽमुनाऽमुना भूः प्रपद्येऽमुनाऽमुनाऽमुना भुवः प्रपद्येऽमुनाऽमुनाऽमुना स्वः प्रपद्येऽमुनाऽमुनाऽमुना ।३

स यदवोचं प्राणं प्रपद्य इति प्राणो वा इदꣳ सर्वं भूतं यदिदं किञ्च तमेव तत्प्रापत्सि ॥ ४ ॥

अथ यदवोचं भूः प्रपद्य इति पृथिवीं प्रपद्येऽन्तरिक्षं प्रपद्ये दिवं प्रपद्य इत्येव तदवोचम् ॥ ५ ॥

अथ यदवोचं भुवः प्रपद्य इत्यग्निं प्रपद्ये वायुं प्रपद्य आदित्यं प्रपद्य इत्येव तदवोचम् ॥ ६ ॥

अथ यदवोचꣳ स्वः प्रपद्य इत्यृग्वेदं प्रपद्ये यजुर्वेदं प्रपद्ये सामवेदं प्रपद्य इत्येव तदवोचं तदवोचम् ॥ ७ ॥

અન્વયાર્થ—અંતરિક્ષોદરઃ—અંતરિક્ષરૂપ ઉદરવાળા, કોશઃ–હિરણ્યાદિનો આશ્રય, ભૂમિબુધ્ન.–ભૂમિરૂપ મૂળવાળો, સ્રક્તયઃ–ખૂણાઓરૂપે, દ્યૌઃ ઉત્તર બિલં–સ્વર્ગઉર્ધ્વ છિદ્રરૂપે, વસુધાનઃ–પ્રાણીના કર્મના ફળના આશ્રયરૂપ, શ્રિતં–રહેલ છે. (૧) પ્રાચી જુહૂ–પૂર્વ દિશા જુહૂરૂપે, કારણ કર્મકાંડવાળા તે દિશામાં આહુતિ આપે છે, સહમાના–યમપુરીમાં કર્મફળને ભોગવવા દક્ષિણ દિશા હોવાથી તે સહમાના, રાજ્ઞી–વરુણથી આશ્રય કરાયેલ હોવાથી રાજ્ઞીરૂપે, સુભૂતા–કુબેરાદિની સમૃદ્ધિ હોવાથી સુભૂતા, વાયુઃ વત્સ.–વાયુ અમૃતરૂપ વત્સરૂપે, ન પુત્રરોદં રોદતિ–પુત્ર નિમિત્ત તે રુદન કરતો નથી, મા પુત્રરોદં રુદં–હું પુત્ર સંબંધી રુદન નહિ કરું. (૨) અરિષ્ટં–અવિનાશી, પ્રપદ્યે–આશ્રય કરું છું, (૩) પ્રાપત્સિ–હું પ્રાપ્ત થયેલ છું. (૪)

શબ્દાર્થ:—આ આત્માને અંતરિક્ષ ઉદરરૂપે છે તથા ભૂમિ મૂળ કોશરૂપે છે. તે જીર્ણ અવસ્થાને પ્રાપ્ત થતો નથી. વિશ્વની દિશાઓ તેના ખૂણાઓ છે તથા સ્વર્ગ તેનું ઉર્ધ્વ દ્વાર છે તે આ કોશ પ્રાણીઓના કર્મના સ્થાનરૂપ છે, અને સર્વ વિશ્વ તેના આશ્રયરૂપ છે. ૧

શબ્દાર્થ:—તેની પૂર્વ તરફની દિશાને જુહુ કહેવામાં આવે છે, દક્ષિણ દિશાને સહમાન કહેવામાં આવે છે, પશ્ચિમ દિશાને રાજ્ઞી કહેવામાં આવે છે અને ઉત્તર દિશાને સંભૂતા કહેવામાં આવે છે. આ દિશાઓનો પવન તેના વત્સરૂપ છે. પોતાની સંતતિને દીર્ઘાયુષ્ય ઇચ્છનાર જે પુરૂષ પવનને દિશાના વત્સરૂપે જાણે છે, તેને પોતાની સંતતિ માટે રૂદન કરવું પડતું નથી હું પવનને દિશાના વત્સરૂપ જાણું છું, તેથી મને મારી સંતતિ માટે રૂદન કરવું પડતું નથી. ૨

શબ્દાર્થ–આનાથી જ હું અરિષ્ટ ( અવિનાશી ) કોશનો આશ્રય–શરણ લઇ શકું છું, આનાવડે જ હું પ્રાણનો આશ્રય મેળવી શકું છું, આનાવડે જ હું ભૂનો આશ્રય લઇ શકું છું; એનાથી જ હું ભુવનો આશ્રય મેળવી શકું છું તથા એનાથી જ હું સ્વનો આશ્રય મેળવી શકું છું. ૩

શબ્દાર્થ.–" હું પ્રાણનો આશ્રય મેળવી શકું છું " આ શબ્દવડે એમ કહેવામાં

આવ્યુ છે કે, પ્રાણ સર્વ ભૂતરૂપ છે, તેથી હુ સર્વ ભૂતનો આશ્રય લઉં છુ. ૪

શબ્દાર્થ –" હું ભૂનો આશ્રય લઇ શકું છુ " આ શબ્દોથી એમ કહેવામા આવ્યુ છે કે, હુ પૃથ્વીનો આશ્રય લઉં છુ, હુ અંતરિક્ષનો આશ્રય લઉં છું તથા સ્વર્ગનો આશ્રય લઉં છું ૫

શબ્દાર્થઃ-" હુ ભુવનો આશ્રય મેળવી શકું છું " એ શબ્દથી એમ કહેવામા આવ્યુ છે કે, હું અગ્નિનો આશ્રય લઉં છુ, હું વાયુનો આશ્રય લઉં છુ તથા સૂર્યનો આશ્રય લઉં છુ. ૬

શબ્દાર્થ.-" હુ સ્વનો આશ્રય મેળવી શકુ છુ " આ શબ્દથી એમ કહેવામા આવ્યુ છે કે, હું ઋગ્ વેદનો આશ્રય લઉં છુ, યજુર્વેદનો આશ્રય લઉં છુ તથા સામવેદનો આશ્રય લઉં છુ. ૭

ટીકા -યજ્ઞકર્તા પૂર્વ દિશા તરફ મુખ કરી "જુહોતિ" શબ્દવડે બલિદાન આપે છે અને તેથી તે દિશાને જુહુ કહેવામા આવે છે દુરાચારી દક્ષિણમા યમના દંડમા પોતાના કૃત્યના ફળને "સહતિ" શબ્દથી ભોગવે છે. આથી તે દિશાને સહમાન કહેવામા આવે છે. પશ્ચિમ દિશાને રાજ્ઞી કહેવામાં આવે છે, કારણ તે રાજાનુ અથવા વરુણનુ ગમ્ય છે અથવા તો સધ્યા સમયે સૂર્ય ગાઢ-રક્ત થાય છે. દ્રવ્યવાન ભૂતો-સભૂતિમાન જેવા કે ઇન્દ્ર, કુબેર આદિ ઉત્તર દિશા તરફ રહે છે. આથી તે દિશાને સભૂતા કહેવામા આવે છે. ૨

## ષોડશ ખંડ.

### આત્મયજ્ઞોપાસના.

पुरुषो वाव यज्ञस्तस्य यानि चतुर्विंशतिवर्षाणि तत्प्रात.सवनं चतुर्विंशत्यक्षरा गायत्री गायत्रं प्रात.सवनं तदस्य वसवोऽन्वायत्ता. प्राणा वाव वसव एते हीदꣳ सर्वं वासयन्ति ॥१॥

तञ्चेदेतस्मिन्वयसि किंचिदुपतपेत्स ब्रूयात्प्राणा वसव इदं मे प्रातःसवनं माध्यन्दिनꣳ सवनमनुसन्तनुतेति माहं प्राणानां वसूनां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो ह भवति॥२॥

अथ यानि चतुश्चत्वारिꣳशद्वर्षाणि तन्माध्यन्दिनꣳ सवनं चतुश्चत्वारिꣳशदक्षरा त्रिष्टुप् त्रैष्टुभं माध्यन्दिनꣳ सवनं तदस्य रुद्रा अन्वायत्ताः प्राणा वाव रुद्रा एते हीदꣳ सर्वꣳ रोदयन्ति॥३

तञ्चेदेतस्मिन्वयसि किञ्चिदुपतपेत् स ब्रूयात्प्राणा रुद्रा इदं मे माध्यन्दिनꣳ सवनं तृतीयसवनमनुसन्तनुतेति माऽहं प्राणानाꣳ रुद्राणां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो ह भवति

अथ यान्यष्टाचत्वारिꣳशद्वर्षाणि तृतीयसवनमष्टाचत्वारिꣳशदक्षरा जगती जागतं तृतीयसवनं तदस्यादित्या अन्वायत्ताः प्राणा वा वादित्या एते हीदꣳ सर्वमाददते ॥ ५ ॥

तञ्चेदेतस्मिन्वयसि किञ्चिदुपतपेत्स ब्रूयात् प्राणा आदित्या इदं मे तृतीयसवनमायुरनुसन्तनुतेति माऽहं प्राणानामादित्यानां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो हैव भवति।

एतद्ध स्म वै तद्विद्वानाह महीदास ऐतरेय. स किं म एतदुपतपसि योऽहमनेन न प्रेष्यामीति स ह षोडश वर्षशतमजीवत्प्र ह षोडश वर्षशतं जीवति य एवं वेद ॥७॥

અન્વયાર્થ –-પુરુષ –કાર્ય કારણના સધાતરૂપ પુરુ, ચતુર્વિંશતિ વર્ષાણિ–ચોવીશ વર્ષો, પ્રાત. સવન–પ્રાત. સવનરૂપે, અસ્ય વસવ

અન્નાયત્તા–પ્રાણો આશ્રય કરાયેલ છે. (૧) અસ્મિન્ વયસિ કિંચિત્ ઉપતપેત્–આ વર્ષમા કાઇ ઉપદ્રવ થાય તો, અનુસંતનુત–જોડો, અહં યજ્ઞઃ મા વિલોપ્સીય–હું યજ્ઞરૂપનો વિલોપ મા કરો, અગદઃ ભવતિ–રોગથી રહિત થાય છે, (૨) એતે સર્વં રોદયન્તિ–આ પ્રાણો સર્વને રુદન કરાવે છે. (૩) અષ્ટાચત્વારિંશત્ વર્ષાણિ–અડતાળીશ વર્ષ,જાગતં તૃતીય સવન–તૃતીયસવન જગતી છંદવડે જોડાયેલ છે, આદદતે–ગ્રહણ કરે છે (૫) ન પ્રેષ્યામિ–નાશને પામીશ નહિ. (૭)

શબ્દાર્થ—ખરેખર પુરુષ યજ્ઞરૂપ છે. તેના જીવનના પહેલા ચોવીશ વર્ષો*પ્રાત સવનરૂપ છે ગાયત્રીમા ચોવીશ અક્ષરો છે અને ગાયત્રી જ પ્રાત સવનરૂપ છે. પ્રાત. સવનના અધિષ્ઠાતા દેવો વસુઓ છે પુરુષમા રહેલા પ્રાણો ખરેખર વસુઓરૂપ છે. કારણ તેઓ સર્વનું વાસયન્તિ,અર્થાત્ રક્ષણ કરે છે. (૧)

શબ્દાર્થ—આ ચોવીશ વર્ષોમા જો તેને કોઇ રીતેનો ઉપદ્રવ થાય તો તેણે કહેવું જોઇએ કે, " હે પ્રાણરૂપ વસુઓ ! આ મારો પ્રાત સવનનો સમય છે. તે સમયને આપ મારા માધ્યદિનસવન સાથે જોડો, કે જેથી હુ કે જે યજ્ઞરૂપ છુ, તેનો પ્રાણરૂપ વસુના સમયમા જ લય મા થાઓ. " આ રીતે તે ઉપદ્રવમાથી બચી જાય છે અને તે ખરેખર ઉપદ્રવમાથી મુક્ત પણ થાય છે. ૨

શબ્દાર્થ—બીજા ચોવીશ વર્ષનો સમય માધ્યદિન સવનરૂપ છે. ત્રિષ્ટુપના ચોવાળીસ અક્ષરો છે અને ત્રિષ્ટુપવડે જ માધ્યદિન સવનની ક્રિયા થઇ શકે છે. રુદ્રો તેના અધિષ્ઠાતા દેવરૂપે છે પુરુષમા પ્રાણો રુદ્રરૂપ છે. કારણ તેઓ રોદયન્તિ—રુદન કરાવે છે. ૩

* પ્રાત સવન–સવારના પહોરમા કરવા યોગ્ય ક્રિયા.

શબ્દાર્થ—આ ઉમરે જો તેને કાઇ ઉપદ્રવ થાય તો તેણે કહેવું જોઇએ કે, " હે પ્રાણરૂપ રુદ્રો ! આ મારો જે માધ્યદિન સવનનો સમય છે, તેને તૃતીય સવનની સાથે જોડો, કે જેથી હુ કે જે યજ્ઞરૂપ છુ તેનો પ્રાણરૂપ રુદ્રમા જ લય થાય નહિ, " આ રીતે તે ઉપદ્રવમાથી બચી જાય છે, તથા તેમાથી મુક્ત પણ ખરેખર થાય છે. ૪

શબ્દાર્થ—પુરુષના ત્યાર પછીનાં અડતાળીસ વર્ષનો સમય તૃતીય સવનરૂપ છે. જગતી છંદમા બોતાળીશ અક્ષરો રહેલા છે, અને જગતી છંદવડે જ તૃતીય સવનની ક્રિયા કરવામા આવે છે. એના અધિષ્ઠાતા દેવો આદિત્ય છે. પુરુષમા પ્રાણો આદિત્યોરૂપ છે, કારણ કે તેઓ સર્વ વસ્તુને આદદતે અર્થાત્ ગ્રહણ કરે છે. ૫

શબ્દાર્થ—આ જીવનમા કોઇ પણ રીતનો તેને ઉપદ્રવ થાય તો તેણે કહેવું જોઇએ કે, " હે પ્રાણરૂપ આદિત્યો ! આ મારો તૃતીય સવનનો સમય છે. આપ તેને મારા પૂર્ણ આયુષ્ય સાથે જોડો, કે જેથી હુ કે જે યજ્ઞરૂપ છુ તેનો પ્રાણરૂપ આદિત્યોમા લય થાય નહિ." આ રીતે તે ઉપદ્રવમાથી બચી જાય છે અને તેમાથી તે ખરેખર મુક્ત થાય છે.

શબ્દાર્થ—આ પ્રમાણે સમજી ઇતરના પુત્ર મહીદાસે કહ્યુ છે કે, " અરે ! તુ મને શા વાસ્તે ઉપદ્રવ કરે છે ? કારણ કે હું તારાથી નાશ પામીશ નહિ " તે આ રીતે એકસોને સોળ વર્ષ સુધી જીવ્યો ખરેખર જે કોઇ આ પ્રમાણે જાણે છે, તે એકસોને સોળ વર્ષ પર્યંત જીવશે. ૭

## સપ્તદશ ખંડ.

### આંગિરસોક્ત આત્મયજ્ઞોપાસના.

स यदशिशिषति यत्पिपासति यन्न रमते ता अस्य दीक्षा. ॥ १ ॥

अथ यदश्नाति यत्पिवति यद्रमते तदुपसदैरेति ॥ २ ॥

अथ यद्धसति यज्जक्षति यन्मैथुनं चरति स्तुतशस्त्रैरेव तदेति ॥ ३ ॥

अथ यत्तपो दानमार्जवमहिंसा सत्यवचनमिति ता अस्य दक्षिणाः ।४।

तस्मादाहुः सोष्यत्यसोष्टेति पुनरुत्पादनमेव चास्य तन्मरणमेवास्यावभृथः।५।

तद्धैतद् घोर आङ्गिरसः कृष्णाय देवकीपुत्रायोक्त्वोवाचाऽपिपास एव स बभूव सोऽन्तवेलायामेतत्त्रयं प्रतिपद्येताक्षितमस्यच्युतमसि प्राणसꣳशितमसीति तत्रैते द्वे ऋचौ भवत. ॥ ६ ॥

आदित् प्रत्नस्य रेतसः उद्वयन्तमसस्परिज्योतिः पश्यन्त उत्तरꣳस्वः पश्यन्त उत्तरं देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तममिति ज्योतिरुत्तममिति ।७

અન્વયાર્થ–અશિશિષતિ–ભક્ષણની ઇચ્છા કરે છે, પિપાસતિ–પીવાની ઇચ્છા કરે છે, યત્ ન રમતે–અપ્રાપ્તિથી ઉદાસીનતા થતી નથી, દીક્ષા–દુ:ખાનુભવમા દીક્ષારૂપે જાણવું. (૧) રમતે–રતિનો અનુભવ કરે છે, તત્ ઉપસદૈઃ એતિ–દૂધનું ભક્ષણ કરવાવાળાની માફક તે પ્રાપ્ત થાય છે. (૨) આર્જવં–નમ્રતા, (૪) તસ્માત્–પુરુષ યજ્ઞરૂપ હોવાથી, આહુ–કહે છે, સોષ્યતિ–જન્મને પામશે, અસોષ્ટા–તેણે જન્મ આપ્યો, મરણં–પુરુષનું મરણ, અસ્ય અવભૃથઃ–પુરુષરૂપ યજ્ઞની સમાપ્તિરૂપ. (૫) અપિપાસઃ એવ બભૂવ–અન્ય વિદ્યાઓથી તૃષ્ણાથી રહિત થયો,એતત્ ત્રયંપ્રતિપદ્યેત–આ ત્રણનો જપ કરવો, અક્ષિતં અસિ, અચ્યુતં અસિ, પ્રાણસંશિતં અસિ–તું તત્ત્વમસિરૂપે, અવિકારીરૂપે તથા પ્રાણરૂપ સૂક્ષ્મ તત્વરૂપે છે, તત્ર એતે દ્વે ઋચૌ ભવતઃ–આ મંત્રના સંબંધમા આ બે મંત્રો સ્તુતિને માટે છે. (૬) આદિત્યત્નસ્ય રેતસઃ આ મંત્રનો શેષભાગ "નીચે પ્રમાણે છે:–જ્યોતિઃ પશ્યંતિ વાસરં પરો યદિધ્યતે દિવિ–પુરાણરૂપ તથા જગતના કારણની જે ઉત્કૃષ્ટ જ્યોતિ પર બ્રહ્મમાં સૂર્યના પ્રકાશની માફક પ્રકાશે છે તેનો અનુભવ કરનારા વયં–અમે, તમસઃ–અજ્ઞાતના, ન જ્યોતિઃ–આદિત્યની જ્યોતિ, ઉત્તરં–વધારે ઉત્કૃષ્ટ, પરિ પશ્યન્તઃ–જોનારા, સ્વઃ–આત્મીય, ઉત્તરં જ્યોતિઃ–ઉત્કૃષ્ટ જ્યોતિને પશ્યન્તઃ–એઉને એક જોનારા, દેવત્રા દેવં–દેવોમા પ્રકાશરૂપ, સૂર્યં–પ્રાણીઓને સારી રીતે જોવડાવનાર રૂપ, ઉત્તમં જ્યોતિઃ–ઉત્કૃષ્ટ જ્યોતિ, અગન્મ–પામીએ. (૭)

શબ્દાર્થ:—યજ્ઞરૂપ પુરુષની ક્ષુધા, પિપાસા તથા ઇષ્ટાર્થની અપ્રાપ્તિરૂપ ઉદાસીનતા. આ ત્રણ ઉપદ્રવ છે, જે યજ્ઞરૂપ પુરુષની દીક્ષારૂપે છે. ૧

શબ્દાર્થ–જે જે તે પ્રાશન કરે છે, પાન કરે છે તથા ભોગવે છે, તે તે તેને *ઉપસદના દિવસે મેળવવા યોગ્ય ફળના સરખો થાય છે.૨

શબ્દાર્થ–જે જે તે હસે છે, પ્રાશન કરે છે તથા મૈથુનને ભોગવે છે, તે તે તેને ઋગ્વેદ અને યજુર્વેદની સ્તુતિના સરખું થાય છે. ૩

શબ્દાર્થ–તેનું તપ, દાન, સરળતા, અહિંસા તથા સત્યતા તેની દક્ષિણારૂપે થાય છે. ૪

શબ્દાર્થ:–પુરુષ યજ્ઞરૂપ હોવાથી કહેવાય છે કે, માતા તે બાળકરૂપ યજ્ઞને જન્મ આપશે. જ્યારે માતા પ્રસૂતા થાય છે ત્યારે કહે છે કે, તેણે યજ્ઞરૂપ બાળને જન્મ આપ્યો. આ પુરુષરૂપ યજ્ઞનું ફરી ઉત્પન્ન થવું, તે મરણરૂપે છે તથા તેજ અવભૃથરૂપે અર્થાત્ યજ્ઞની સમાપ્તિરૂપ છે. (૫)

શબ્દાર્થ:–આ યજ્ઞરૂપી જ્ઞાન અંગિરસના પુત્ર ઘોરે દેવકીના પુત્ર કૃષ્ણને કહ્યું; તથા તેનું ફળ કહ્યું. તે કૃષ્ણ આ જ્ઞાનને સાંભળી

* ઉપસદ=યજ્ઞના કર્તાઓ જ્યારે પય:પાનને યોગ્ય થાય છે. તે દિવસ.

બીજી ઉપાસનાની તૃષ્ણાથી રહિત થતા. તેણે અર્થાત્ મનુષ્યે અંત સમયે આ ત્રણ મંત્રનો જપ કરવો જોઇએ તુ તત્ત્વમસિ રૂપે, વિ। રથી રહિતરૂપે તથા પ્રાણરૂપ સૂક્ષ્મ તત્ત્વ રૂપે છો. આ ઉક્ત મંત્રના સબંધમા બે મંત્રો છે, જે નીચે પ્રમાણે છે-(૬)

શબ્દાર્થ -પુરાણરૂપ તથા જગતના કારણ રૂપની જે ઉત્કૃષ્ટ જ્યોતિ પરબ્રહ્મમા સૂર્યના દિવસની માફક પ્રકાશે છે, તેના અનુભવ કરનારા અર્થાત્ તમને ટાળનારી ઉત્કૃષ્ટ જ્યોતિ જે હૃદયમા છે તેનો, તેમજ દેવોમા પ્રકાશરૂપ આદિત્યમા રહેલ ઉત્તમ જ્યોતિ, આ બેઉ જ્યોતિનો અનુભવ કરી એકરૂપે દેખનારા અમો સૂર્ય અર્થાત્ પ્રકાશ સ્વરૂપને પામીએ (૭).

ટીકા —આ ખંડના પંચમા મંત્રનુ સ્પષ્ટીકરણ નીચે પ્રમાણે છે —જે રીતે પુરુષરૂપ યજ્ઞ છે તેજ પ્રમાણે માતા બાળકના પ્રસવ વાળી હોય છે ત્યારે લોકો તે માતાને પ્રસુતિ વાળી કહે છે તથા જ્યારે બાળકનો પ્રસવ થાય છે ત્યારે તે માતાએ પ્રસવ કર્યો એમ કહેવાય છે તેજ પ્રમાણે પુરુષરૂપ યજ્ઞનો આરંભ તે જન્મ છે તથા યજ્ઞનુ અવભૃથ સ્નાન મરણરૂપે છે ભાવ એ છે કે, યજ્ઞની સાદૃશ્યતા પુરુષ સાથે દર્શાવી છે જેમ પુરુષનો માતાથી જન્મ છે તેમ યજ્ઞનો આરંભ તે તેનો જન્મ છે તથા પુરુષનુ જેમ મરણરૂપ અંત છે તેમ યજ્ઞનુ અવભૃથ સ્નાન અંત છે આદિત્-આ પદમા આકારનો સબંધી જે તકાર તથા ઇત્ શબ્દ છે તે અર્થ રહિત છે. પ્રત્ન કહેતા પુરાતન આમા રહસ્ય એ છે કે, પુરાણ, કારણરૂપ, બીજભૂત તથા સત્ નામવાળા જગત્‌રૂપ રેતના જ્યોતિને બ્રહ્મચારી જૂવે છે આ જ્યોતિ કેવુ છે? તે જ્યોતિ દિવસરૂપ છે. દિવસની માફક તે બ્રહ્મનુ જ્યોતિ સર્વ વ્યાપક છે. અર્થાત્ નિવૃત્ત ચક્ષુવાળા તથા બ્રહ્મચર્યાદિ નિવૃત્તિના સાધનોવડે શુદ્ધ અંતઃકરણવાળા બ્રહ્મવેત્તા આ કહેતા ચારે બાજૂથી તે જ્યોતિને જૂવે છે. આ જ્યોતિ પર કહેતા ઉત્કૃષ્ટ છે તે પ્રકાશરૂપ પરબ્રહ્મમા રહી પ્રકાશે છે આ જ્યોતિના પ્રકાશવડે સૂર્ય તપે છે, ચંદ્ર પ્રકાશે છે તથા વિદ્યુત પ્રકાશ કરે છે. વળી અન્ય મંત્રના દ્રષ્ટા ઉપર કહેલ જ્યોતિને જોતા છતા કહે છે કે, અમે પ્રાપ્ત થયા કહેતા અજ્ઞાનરૂપ તમથી પર અથવા તમને દૂર કરવાવાળા જે આદિત્યમા રહેલ જ્યોતિ, તેને અમે પ્રાપ્ત થયા તે જ્યોતિ અમારા હૃદયમા રહેલ છે અર્થાત્ આદિત્યમા રહેલ છે તથા તે એક જ્યોતિ છે. ઉત્તર કહેતા અતિશય ઉત્કૃષ્ટ, અથવા એથીપર જ્યોતિની અપેક્ષાથી અતિશય ઉર્ધ્વ જ્યોતિને દેખતા છતા અમે પ્રાપ્ત થયા, અમે શુ પામ્યા? સર્વ દેવમા પ્રકાશવાળા દેવ તથા રશ્મિના અને જગતના પ્રાણના પ્રેરણ કરવાવાળા જે સૂર્ય છે, તેના ઉત્તમ જ્યોતિને અમે પામ્યા અર્થાત્ અહત હર્ષની વાત થઇ કે, અમે તે જ્યોતિને પામ્યા, એમ અન્ય માને છે. ૭,

## અષ્ટાદશ ખંડ.

### મનરૂપે અધ્યાત્મોપાસના

मनो ब्रह्मेत्युपासीतेत्यध्यात्ममथाधिदैवतमाकाशो ब्रह्मेत्युभयमादिष्ट भवत्यध्यात्म चाधिदैवत च ॥ १ ॥

तदेतच्चतुष्पाद् ब्रह्म वाक् पाद प्राण पादश्चक्षु पाद श्रोत्र पाद इत्यध्यात्ममथाधिदैवतमग्नि. पादो वायु पाद आदित्य. पादो दिश पाद इत्युभयमेवादिष्ट भवत्यध्यात्म चैवाधिदैवत च ॥ २ ॥

वागव ब्रह्मणश्चतुर्थ पादः सोऽग्निना ज्योतिषा भाति च तपति च भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एव वेद ॥३॥

प्राण एव ब्रह्मणश्चतुर्थः पादः स वायुना ज्योतिषा भाति च तपति च भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद ॥ ४ ॥

चक्षुरेव ब्रह्मणश्चतुर्थः पादः स आदित्येन ज्योतिषा भाति च तपति च भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद ॥ ५ ॥

श्रोत्रमेव ब्रह्मणश्चतुर्थः पादः स दिग्भिर्ज्योतिषा भाति च तपति च भाति च तपति च कीर्त्या यशसा ब्रह्मवर्चसेन य एवं वेद ॥ ६ ॥

અન્વયાર્થ—મન બ્રહ્મ ઇતિ ઉપાસીત—તેની બ્રહ્મરૂપે ઉપાસના કરવી જોઇએ, ઇતિ અધ્યાત્મ—આ આત્માસંબંધી ઉપાસના, આકાશઃ બ્રહ્મ—આકાશ બ્રહ્મ, અધિદૈવતં—દેવ સંબંધી ઉપાસના, ઉભય અધ્યાત્મં અધિદૈવત આદિષ્ટં ભવતિ—આ અધ્યાત્મ તથા અધિદૈવત ઉપાસના ઉપદેશ કરેલ છે, (૧) તત્ એતત્ બ્રહ્મ—આ બેઉ પ્રકારના બ્રહ્મ, ચતુષ્પાદ્—ચાર પાદવાળા, વાક્પાદઃ પ્રાણઃ પાદઃ ચક્ષુઃ પાદઃ શ્રોત્ર પાદ ઇતિ અધ્યાત્મ—વાણી, પ્રાણ, ચક્ષુ તથા શ્રોત્ર પાદરૂપે આ અધ્યાત્મ ઉપાસના, અગ્નિઃ પાદ વાયુઃ પાદ આદિત્ય પાદ. દિશઃ પાદઃ ઇતિ અધિદૈવત—અગ્નિ, વાયુ, આદિત્ય તથા દિશા પાદરૂપે આ અધિદૈવ ઉપાસના, (૨) વાક્ બ્રહ્મણઃ ચતુર્થ પાદઃ સઃ અગ્નિના જ્યોતિષા ભાતિ તપતિ—વાણી રૂપ બ્રહ્મનો ચોથો પાદ અગ્નિ દેવરૂપ તેજવડે પ્રકાશે છે તથા તપે છે, (૩) (બાકીના અન્વયાર્થ એક સરખા છે.)

શબ્દાર્થ—મનની બ્રહ્મરૂપે ઉપાસના કરવી જોઇએ આ અધ્યાત્મ ઉપાસના છે. હવે અધિદૈવત ઉપાસના વિશે કહેવામાં આવે છે. તેમાં અંતરિક્ષની બ્રહ્મ તરીકે ઉપાસના [illegible] અધ્યાત્મ તથા અધિદૈવત. આ બે પ્રકારની ઉપાસનાઓ ઋષિઓવડે દર્શાવા[illegible] છે ૧

શબ્દાર્થ—આ મનવાળા બ્રહ્મને ચા[illegible] પા[illegible] છે. વાણી એક પાદ છે, પ્રાણ બીજો પાદ છે, ચક્ષુ ત્રીજો પાદ છે તથા શ્રોત્ર ચતુર્થ પાદ છે. આટલું અધ્યાત્મ ઉપાસના વિશે કહેવામા આવ્યું છે. હવે અધિદૈવત ઉપાસના માટે કહેવામા આવે છે. અગ્નિ તેનો પ્રથમ પાદ છે, વાયુ તેનો દ્વિતીય પાદ છે, આદિત્ય તૃતીય પાદ છે તથા દિશા ચતુર્થ પાદ છે આ પ્રમાણે અધ્યાત્મ તથા અધિદૈવત ઉપાસનાના પ્રકારો કહેવામા આવ્યા છે. ૨

શબ્દાર્થ—મનરૂપી બ્રહ્મના ઇતર પાદની અપેક્ષાએ વાણી ખરેખર બ્રહ્મનો ચોથા પાદરૂપ છે. તે અગ્નિ અધિદૈવરૂપ તેજવડે પ્રકાશે છે તથા તપે છે. જે તેને આ પ્રમાણે જાણે છે તેની કીર્તિ, યશ તથા બ્રહ્મવર્ચસથી તાપ તથા પ્રકાશ ઉત્પન્ન થાય છે ૩

શબ્દાર્થ—પ્રાણ બ્રહ્મના ચોથા પાદરૂપ છે તે વાયુના આશ્રયરૂપ તેજવડે પ્રકાશે છે તથા તપે છે.. જે આ પ્રમાણે જાણે છે તે કીર્તિ, યશ તથા બ્રહ્મતેજવડે શોભે છે તથા તપે છે ૪

શબ્દાર્થ—ચક્ષુ બ્રહ્મના ચોથા પાદરૂપે છે. તે આદિત્યરૂપ તેજવડે પ્રકાશે છે તથા તપે છે. જે આ પ્રમાણે જાણે છે તે કીર્તિ, યશ તથા બ્રહ્મતેજવડે પ્રકાશે છે તથા તપે છે ૫

શબ્દાર્થ—શ્રોત્ર એ બ્રહ્મના ચોથા પાદરૂપે છે તે દિશારૂપ જ્યોતિવડે પ્રકાશે છે તથા તપે છે. જે આ પ્રમાણે જાણે છે તે યશ, કીર્તિ તથા બ્રહ્મતેજવડે પ્રકાશે છે તથા તપે છે. ૫

ટીકા—પ્રવાહી પદાર્થો જેવા કે તેલ તથા ઘી આદિના ભક્ષણથી વાગિન્દ્રિયને શક્તિ તથા જીવન મળે છે આ કારણથી એમ કહેવામાં આવે છે કે, અગ્નિવડે વાણી પ્રકાશ તથા ગરમી [illegible]

પ્રાણી પોતાના ચાર પગવડે જ્યાં જ્યાં જવાની ઇચ્છા કરે છે ત્યાં ત્યાં ગમન કરી શકે છે; તેજ પ્રમાણે બ્રહ્મરૂપ મન પણ વાક્, પ્રાણ, ચક્ષુ તથા શ્રોત્રની સહાયતાથી પોતપોતાના હેતુઓને પ્રાપ્ત થાય છે જેમ ચોપગા પ્રાણીના પગો તેના શરીરના ભાગની અંદર રહેલ હોય છે, તેમ જ અગ્નિ, વાયુ, સૂર્ય, તથા દિશાઓ અંતરિક્ષની અંદર રહેલી છે ૮

## એકોનવિંશ ખંડ.

### આદિત્યરૂપ અધ્યાત્મોપાસના

आदित्यो ब्रह्मेत्यादेशस्तस्योपव्याख्यानमसदेवेदमग्र आसीत् तत्सदासीत्तत्समभवत्तदाण्ड निरवर्तत तत्संवत्सरस्य मात्रामशयत तन्निरभिद्यत ते आण्डकपाले रजतं च सुवर्णं चाभवताम् ॥ १ ॥

तद्यद्रजतं सेयं पृथिवी यत्सुवर्णं सा द्यौर्यज्जरायु ते पर्वता यदुल्बं स मेघो नीहारो या धमनयस्ता नद्यो यद्वास्तेयमुदकं स समुद्रः ॥ २ ॥

अथ यत्तदजायत सोऽसावादित्यस्तं जायमानं घोषा उलूलवोऽनूदतिष्ठन् सर्वाणि च भूतानि सर्वे च कामास्तस्मात्तस्योदयं प्रति प्रत्यायनं प्रति घोषा उलूलवोऽनूत्तिष्ठन्ति सर्वाणि च भूतानि सर्वे चैव कामाः ॥ ३ ॥

स य एतमेवं विद्वानादित्यं ब्रह्मेत्युपास्तेऽभ्याशो ह यदेनं साधवो घोषा आ च गच्छेयुरुप च निम्रेडेरन् निम्रेडेरन् ॥ ४ ॥

અન્વયાર્થ—આદેશ—ઉપદેશ, અસત્ એવ ઇદં અગ્રે આસીત્—અવ્યાકૃત પહેલાં આ જગત્ અવ્યાકૃતરૂપે હતું, તત્ સત્ આસીત્—તે કાર્યરૂપે થયું, તત્ સમભવત્—આ અવ્યાકૃતમાંથી વ્યાકૃત થયું, તદા અંડ નિરવર્તત—આ વખતે અંડ ઉત્પન્ન થયું, સંવત્સરસ્ય માત્રા—સંવત્સરના પરિમાણ સુધી, અશયત—એમને એમ રહ્યું, નિરભિદ્યત—ભાગ થયા, (૧) રજત સા પૃથિવી—રૌપ્ય ભાગ તે પૃથ્વી, યત્ સુવર્ણં સા દ્યૌ—જે સુવર્ણમય ભાગ તે સ્વર્ગ, જરાયુ પર્વતા—ઓરનો ભાગ પર્વતોરૂપે, ઉલ્બ મેઘ—સૂક્ષ્મ ઓરનો ભાગ મેઘરૂપે, નીહાર—હિમરૂપે, ધમનય નદ્ય—શિરા નદીઓરૂપે, વાસ્તેય ઉદક—બસ્તિનો ભાગ ઉદકરૂપે, (૨) અજાયત—ઉત્પન્ન થયા, અસૌ આદિત્ય—તે આદિત્યરૂપ, ઘોષા ઉલૂલવ અનૂદતિષ્ઠન—વિસ્તીર્ણ સ્વવાળા શબ્દો ઉત્પન્ન થયા, તસ્ય ઉદયં પ્રતિ—સૂર્યના ઉદય થતાં, પ્રત્યાયન પ્રતિ—અસ્ત થતાં, ઘોષા અનૂત્તિષ્ઠન્તિ—ઘોષો થાય છે (૩) અભ્યાશ—જલદીજ, સાધવ ઘોષા આગચ્છેયુ—સારા શબ્દો પાસે આવે છે, નિમ્રેડેરન—સુખકર થાય છે (૪)

શબ્દાર્થ—આદિત્ય બ્રહ્મરૂપ છે તેનું વર્ણન—ખરેખર પ્રથમ આ સર્વ જગત્ અસત્ હતું આ અસતમાંથી સત્ ઉત્પન્ન થયું. તે ઉત્પન્ન થયા પછી અંડરૂપે ઉત્પન્ન થયું આ અંડ એક વર્ષ પર્યંત શાંત રીતે રહ્યું ત્યાર બાદ તેના બે ભાગ થયા આથી રજતમય તથા સુવર્ણમય એવા બે વિભાગો થયા ૧

શબ્દાર્થ—તેમાંનો રજતમય અર્ધભાગ પૃથ્વીરૂપ છે તથા સુવર્ણમય અર્ધભાગ સ્વર્ગરૂપ છે. જરાયુવાળો ભાગ પર્વતરૂપ થયો, સૂક્ષ્મ ઓરવાળો ભાગ મેઘયુક્ત હિમ થયું, રક્તની શિરાઓ નદીરૂપ થઇ તથા બસ્તિમાં રહેલ ઉદક સમુદ્રરૂપે થયું. (૨)

શબ્દાર્થ—તેમાંથી આદિત્ય સૂર્ય ભગવાન્ પ્રગટ થયા આ આદિત્યની ઉત્પત્તિ પછી મહાન્ સ્થાવર જંગમ ઉંચું ઉંચું નામનો મહાન ઘોષ, તેમ જ સર્વ સ્થાવરજંગ

ભૂતમાત્ર તથા સર્વ કામનાઓ ઉત્પન્ન થઇ. આ કારણથી દરરોજ સૂર્યના ઉગવા ટાણે ઉલુ ઉલુના ઘોષો તેમજ સર્વ પ્રાણી માત્ર તથા સર્વ કામનાઓ ઉત્પન્ન થાય છે. ૩

શબ્દાર્થઃ—જે આ પ્રમાણે જાણી સૂર્યની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તે વિદ્વાન્ સૂર્યની કીર્તિને મેળવે છે. તેને મધુર સ્વર પ્રાપ્ત થાય છે તથા તેની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે ખરેખર તેની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે. ૪

ટીકા —આદિત્યને બ્રહ્મના પાદરૂપ દર્શાવ્યા પછી શ્રુતિ તેને બ્રહ્મરૂપે દર્શાવે છે તેની સ્તુતિ અર્થે તેનું વર્ણન કરવામા આવ્યું છે. અસત્ અર્થાત્ આ પૃથ્વી તેની ઉત્પત્તિ પૂર્વે નામ તથા રૂપથી રહિત હતી. પણ કેવળ અસત્ નહી. કારણ્ શ્રુતિમા કહ્યું છે કે, અસતમાંથી સત્ કેની રીતે ઉત્પન્ન થાય ? આ રીતનુ માનવુ અપ્રમાણરૂપ થાય. પણ અહીં ખુલ્લી રીતે દર્શાવ્યુ છે કે, "તે અસતરૂપે હતુ." આ શબ્દથી એમ માનવું પડશે કે, ઉત્પત્તિ પૂર્વે અસત્ અર્થાત્ નામ તથા રૂપથી રહિત હતું. અહીં 'पच' શબ્દ વાપરવામા આવ્યો છે, તેનો ભાવાર્થ એવો છે કે તે સત્રૂપ હતું, પણ અત્યંત અસત્ ન હતું આપણે જોઇએ છીએ કે, કોઇપણ વસ્તુના નામ તથા રૂપને દર્શાવવા ખુલ્લી રીતે સત્ શબ્દ મૂકવામા આવે છે અને આદિત્યની ગેરહાજરીમા સત્ વસ્તુ પણ નામ તથા રૂપ નહિ જણાવાથી અસતરૂપે ભાસે છે. ૧

## चतुर्थ प्रपाठक.

### પ્રથમ ખંડ

### જાનશ્રુતિનુ રૈક્વ સમીપ ગમન.

ॐ ॥ जानश्रुतिर्ह पौत्रायण. श्रद्धादेयो बहुदायी बहुपाक्य आस स ह सर्वत आवसथान् मापयाञ्चक्रे सर्वत पव मेऽत्स्यन्तीति ॥ १ ॥

अथ ह हꣳसा निशायामतिपेतुस्तद्धैवꣳहꣳसो हꣳसमभ्युवाद हो होऽयि भल्लाक्ष भल्लाक्ष जानश्रुते.पौत्रायणस्य समं दिवा ज्योतिराततं तन्मा प्रसाङ्क्षीस्तत्त्वा मा प्रधाक्षीरिति ॥ २ ॥

तमु ह परः प्रत्युवाच कम्वर पनमेतत्सन्तꣳसयुग्वानमिव रैक्कमात्थेति यो नु कथꣳसयुग्वा रैक्क इति ॥ ३ ॥

यथा कृताय विजितायाधरेयाः संयन्त्येवमेनꣳसर्वं तदभिसमेति यत्किञ्च प्रजा साधु कुर्वन्ति यस्तद्वेद यत स वेद स मयैतदुक्त इति ॥ ४ ॥

तदु ह जानश्रुतिः पौत्रायण उपशुश्राव स ह सञ्जिहान पव क्षत्तारमुवाचाङ्गारे ह सयुग्वानमिव रैक्कमात्थेति यो नु कथꣳसयुग्वा रैक्क इति ॥५॥

यथा कृताय विजितायाधरेया. सयन्त्येवमेनꣳसर्वं तदभिसमेति यत्किञ्च प्रजाः साधु कुर्वन्ति यस्तद्वेद यत्स वेद स मयैतदुक्त इति ॥ ६ ॥

स ह क्षत्ताऽन्विष्य नाविदमिति प्रत्येयाय तꣳहोवाच यत्रारे ब्राह्मणस्यान्वेषणा तदेनमर्च्छेति ॥ ७ ॥

सोऽधस्ताच्छकटस्य पामानं कषमाणमुपोपविवेश तꣳहाभ्युवाद त्वं नु भगव. सयुग्वा रैक्क इत्यहꣳह्यरा ३ इति ह प्रतिजज्ञे स ह क्षत्ताऽविदमिति प्रत्येयाय ॥ ८ ॥

અન્વયાર્થ.—જાનશ્રુતિ –જનશ્રુતિનો પુત્ર, પૌત્રાયણ –પુત્રનો પૌત્ર,શ્રદ્ધાદેય -શ્રદ્ધાપુર સર આપવાવાળો, બહુદાયી—બહુ દાન કરવાવાળો, બહુપાક્ય –અર્થીઓને પુષ્કળ જમાડવાવાળો, આસ—હતો, સર્વત —સઘળી દિશામા,

ાવસથાન્—રહેવાનાં સ્થાનો, માપયાચક્રે -કરાવ્યાં, મે અત્સ્યન્તિ-મારા અન્નનું ભક્ષણ કરે. (૧) નિશાયાં-રાત્રીમાં, હંસાઃ-હંસરૂપી ઋષિઓ, અતિપેતુઃ-(રાજાની દૃષ્ટિએ) પડ્યા, હંસઃ હંસં અભ્યુવાદ-પાછળના હંસે આગળના હંસને કહ્યું, ભો ભલ્લાક્ષ-ભદ્રાક્ષ-જુવો,સમં-સરખી,દિવા-દિવસ અથવા, સ્વર્ગ, આતતં-વિસ્તાર પામેલ છે, મા પ્રસાંક્ષીઃ-સંબંધ મા રાખો, ત્વા મા પ્રધાક્ષીઃ-તને તથા મને જ્યોતિવડે બાળી મૂકશે.(૨) તં પુરઃ પ્રત્યુવાચ-પાછળનાને અગ્રગામીએ કહ્યું, કંવરે-કંઉ અરે-અરે કોણ, એનં સંતં સયુગ્વાનં-આ સજ્જનને, બળદની ગાડીવાળા, રૈક્વં ઇવ આત્થ-રૈક્વની માફક કહો છો, (૩) કૃતાય-સત્ય નામવાળા પાસાના સરખો, વિજિતાય-વિજય માટે, અધરેયાઃ સંયન્તિ-ત્રેતા, દ્વાપર તથા કલિ અંદર સમાઇ જાય છે, એનં અભિસમેતિ-આ રૈક્વમા સમાય છે, (૪) ઉપશુશ્રાવ-સાંભળ્યું, સંજિહાનઃ-શયનનો ત્યાગ કરી, ક્ષત્તારં-ભાટને, અંગ અરે-હે વત્સ, આત્થ-મારી સ્તુતિ કરો છો, (૫) છટ્ઠાનો પાચ જેવો. (૬) ક્ષત્તા-ભાટ, અન્વિષ્ય-ખોળ કરી, ન અવિદમ્-નહિ મળ્યો, પ્રત્યેયાય-આવ્યો, યત્ર-આ એકાંતમાં, બ્રાહ્મણસ્ય અન્વેષણા-બ્રહ્મજ્ઞાનની શોધ હોય, એનં ઋચ્છ-એની પાસે જાઓ, (૭) શકટસ્ય અધઃ પામાનં કષમાણં-ગાડીની નીચે દરાજને ખજવાળતા, ઉપવિવેશ-સમીપ બેઠા, અભ્યુવાદ-કહ્યું, ભગવઃ ત્વં રૈક્વઃ-હે ભગવન્ ! તમે રૈક્વ છો, અહં અરા-હું છું, પ્રતિજજ્ઞે-પ્રતિજ્ઞા કરી, અવિદં ઇતિ પ્રુવન્ પ્રત્યેયાય-મને મળ્યો એમ કહી પાછો આવ્યો. (૮)

શબ્દાર્થ:—ૐ ! પહેલા ખરેખર એક જનશ્રુતિના પુત્રનો પૌત્ર જાનશ્રુતિ નામે રહેતો હતો. આ ઉદાર સ્વભાવવાળો, મહાન્ દક્ષિણા આપનારો તથા ઘણું અન્ન તૈયાર કરનારો હતો. આણે દરેક સ્થળે ધર્મસ્થાનો બંધાવ્યાં હતા, કે જેથી લોકો દરેક સ્થળેથી ત્યા આવે તથા ત્યાં ભોજન કરે. ૧

શબ્દાર્થ:—તેના ઘરપરથી એક વેળા કેટલાક હંસો જતા હતા, તેમાંથી છેક પાછળનાએ પ્રથમનાને કહ્યુ કે, અરે ! અરે ! જુવો, જનશ્રુતિના પુત્રના પૌત્ર જાનશ્રુતિની જ્યોતિ સ્વર્ગની માફક સર્વત્ર પ્રસરેલી છે. આપણે તેની સાથે સંબંધ રાખવો ન જોઇએ. કારણ તેમ કરવાથી તેની જ્યોતિ તને તથા મને બાળી મૂકશે ૨

શબ્દાર્થ:—ત્યારે બીજાએ કહ્યું કે, તે કોણ છે કે જેને તમે બળદગાડી સહિત રૈક્વના સરખી ઉપમા આપો છો ? ત્યારે પહેલાએ કહ્યું કે, બળદના રથ સહિત રૈક્વ કેવા પ્રકારનો છે, તે કહો. ૩

શબ્દાર્થ:—અગ્રગામી હંસે કહ્યુ; જેમ કૃતરૂપ અય (ચાર અંકવાળો પાસો) જયને પ્રાપ્ત થાય છે તથા નીચેના (એક બે ત્રણ) અંકવાળા પાસા અંતર્ગત હોય છે. પ્રજા જે કાંઇ શુભ કાર્ય કરે છે, તે આ રીતે રૈક્વપ્રતિ સર્વ અંતર્ગત છે. તે (વેદ્ય)ને જે જાણે છે તે તેના સરખા જ ફળને પ્રાપ્ત થાય છે. તેણે મને આ પ્રમાણે કહ્યું છે. ૪

શબ્દાર્થ—જનશ્રુતિના પ્રપૌત્ર જાનશ્રુતિએ આ વાત સાંભળી સાભળેલાં વચનનું સ્મરણ કરતો છતો તેણે રાત્રી વ્યતીત કરી. પછી પ્રાતઃકાળે શય્યામાંથી પોતાના ભાટની સ્તુતિવડે જાગ્યો ત્યારે તેણે ભાટને કહ્યું કે, 'હે વત્સ ! તું, હું જાણે કે રથવાળો રૈક્વ હોઉં તેમ, મારી સ્તુતિ કરે છે. આવી સ્તુતિને હું યોગ્ય નથી. હે બાલ ! તુ ખરેખર રથવાળા રૈક્વ પાસે જઇ તેમને કહીશ કે, 'હું તમને જોવાની ઇચ્છા રાખું છું.' ત્યારે તે ભાટે પૂછ્યું કે, રથવાળો રૈક્વ તે કોણ છે ? ૫

શબ્દાર્થ—જાનશ્રુતિએ પ્રત્યુત્તર આપ્યો

કે, જેમ ચાર અંકવાળા અક્ષની બાજુની અંતર્ગત બીજી સર્વ બાજુઓ હોય છે, તેમ હું એક એવા પુરૂષ વિશે કહું છું કે પ્રજાઓ જે સુકૃતો કરે છે તે જેને વિશે અંતર્ગત થાય છે. તેને જે જાણે છે, તે તેના સરખા ફળને પ્રાપ્ત થાય છે. આ રીતે મને તેને વિશે કહેવામાં આવ્યું છે. ૬

શબ્દાર્થ—ભાટે ત્યાર પછી તેવા પુરુષની શોધ કરી તથા પાછા ફરી કહ્યું કે, મને તેવી રીતનો પુરૂષ પ્રાપ્ત થયો નથી. ત્યારે જાનશ્રુતિએ તેને કહ્યું કે, તું જા અને જ્યાં * બ્રહ્મવેત્તા પુરૂષો રહે છે ત્યાં તેની શોધ કર. ૭

શબ્દાર્થ—તે ત્યાં ગયો તથા રથની પાસે બેઠેલા તથા દરાજને ખંજવાળતા એક પુરૂષ પાસે જઇ કહ્યું કે, હે પ્રભુ ! શું તમે રથવાળા રૈક્વ છો ? ત્યારે તેણે કહ્યું કે હા, હું છું. ભાટે ધાર્યું કે, હવે મને ઉક્ત પુરૂષની શોધ મળી તથા પાછો ફર્યો. ૮

ટીકા:—પાસાના જે ભાગમાં ત્રણ અંક છે તે ત્રેતા નામવાળો ભાગ છે. જે ભાગમાં બે અંક છે તે દ્વાપર નામનો ભાગ છે તથા જે ભાગમાં એક અંક છે તે કલિ નામનો ભાગ છે. આ ત્રણે ભાગો ચાર અંકવાળા કૃત ( સત્ય ) નામવાળા ભાગથી ઉતરતા કહેવાય છે. આ અક્ષનું દ્દષ્ટાંત એટલા સારુ આપ્યું છે કે, જેમ ત્રેતા આદિક ત્રણે અયોનો કૃતમાં લય થાય છે તેમ પ્રજા જે શુભ-કાર્યો કરે છે તે સર્વ કાર્યો રૈક્વના ધર્મમાં અંતર્ભૂત છે. જે વેદ્ય ( જાણવા યોગ્ય ) વસ્તુને રૈક્વ જાણે છે, તે વેદ્યને અન્ય પણ જો કોઇ જાણે તો તેને પણ રૈક્વના સરખું ફળ પ્રાપ્ત થાય. ૪

* નદી તથા તળાવ સમીપ એકાંત સ્થાનોમાં અથવા પર્વત કે ગુફાઓમાં.

## દ્વિતીય ખંડ.

### જાનશ્રુતિએ રૈક્વને આપેલું ધન.

तदुह जानश्रुतिः पौत्रायणः षट् शतानि गवां निष्कमश्वतरीरथं तदादाय प्रतिचक्रमे तꣳहाभ्युवाद ॥१॥ रैक्वेमानि षट् शतानि गवामयं निष्कोऽयमश्वतरीरथोऽनु म एतां भगवो देवताꣳशाधि यां देवतामुपास्स इति ॥२॥

तमु ह परः प्रत्युवाचाह हारेत्वा शूद्र तवैव सह गोभिरस्त्विति तदु ह पुनरेव जानश्रुतिः पौत्रायणः सहस्रं गवां निष्कमश्वतरीरथं दुहितरं तदादाय प्रतिचक्रमे ॥ ३ ॥

तꣳहाभ्युवाद रैक्वेदꣳ सहस्रं गवामयं निष्कोऽयमश्वतरीरथ इयं जायाऽयं ग्रामो यस्मिन्नास्सेऽन्वेव मा भगवः शाधीति ॥ ४ ॥

तस्या ह मुखमुपोद्गृह्णन्नुवाचाजहारेमाः शूद्रानेनैव मुखेनालापयिष्यथा इति ते हैते रैक्वपर्णा नाम महावृषेषु यत्रास्मा उवास तस्मै होवाच ॥५॥

અન્વયાર્થ:—નિષ્ક-કંઠનો હાર, અશ્વતરી રથ-ઘોડાથી જોડેલ રથ, પ્રતિચક્રમે-રૈક્વ પાસે ગયા, (૧) યાં દેવતા ઉપાસે એતાં મે શાધિ-જે દેવની તમે ઉપાસના કરો છો તે મને બતાવો. (૨) હારેત્વા-હારેણ યુક્તઃ ઇત્વા-હાર સાથે પાછો જા, (૩) જાયા-જાયા માટે આણેલ મારી દુહિતા, યસ્મિન્ આસ્સે-જેમાં તમે રહો છો, (૪) મુખં ઉપોદ્ગૃહ્ણન્-વિદ્યાના પ્રદાનના દ્વારરૂપ ભેટને જાણતો, આજહાર ઇમાઃ-આ ભેટને તું લાવ્યો છે, મુખેન આલાપયિષ્યથાઃ-ગવાદિ ધનના ભેટદ્વારા મને વિદ્યા આપો, એમ તું કહે છે, રૈક્વપર્ણા નામ-રાજાએ આપેલ સ્થાનો રૈક્વપર્ણા નામથી ઓળખાયાં, મહાવૃષેષુ-મહાન્ પુણ્ય પ્રદેશમાં,

યત્ર–જે સ્થળે, ઉવાસ–રહ્યો, અસ્મૈ દદૌ–રૈક્વને તે સ્થળ આપ્યુ, તસ્મ ઉવાચ–રાજાને રૈક્વ ઉપદેશ કરવા લાગ્યો (૫)

શબ્દાર્થ –આ પરથી જનશ્રુતિના પ્રપૌત્ર જાનશ્રુતિ, પોતાની સાથે છસો ગાય, એક નિષ્ક અને બે ઘોડીઓથી જોડાયલા એક રથને લઇ રૈક્વ પાસે ગયો અને તેને આ પ્રમાણે કહ્યુ કે, (૧)

શબ્દાર્થ–'હે રૈક્વ' આપને વાસ્તે હુ છઓ ગાયો, એક કંઠનો હાર તથા બે ખચ્ચરોથી જોડાયનો રથ લાવ્યો છુ, તે આપ પારિતોષિક તરીકે ગ્રહણ કરો તથા આપ જે દેવની ઉપાસના કરો છો, તે દેવવિશે, હે પ્રભુ ! તમે મને ઉપદેશ કરો. (૨)

શબ્દાર્થ—ત્યારે રૈક્વે તેને કહ્યુ કે, એ છ ગાયો, હાર તથા રથને તારી પાસે, હે શૂદ્ર ! રહેવા દે આ પરથી જનશ્રુતિનો પ્રપૌત્ર જાનશ્રુતિ એક સહસ્ત્ર ગાય, એક હાર, ઘોડીઓથી જોડાયનો રથ તથા પોતાની પુત્રી લઇ તેની પાસે ગયો, ૩

શબ્દાર્થ —અને કહ્યુ કે, હે રૈક્વ ! આ એક સહસ્ત્ર ગાયો, આ હાર, અશ્વતરીવાળો આ રથ, આ જાયા (દુહિતાને) તેમ જ તમે જે ગામમા રહોછો તે ગ્રામ હુ આપને આપુ છુ, તે આપ ગ્રહણ કરો અને મને ઉપદેશ આપો ૪

શબ્દાર્થ –પોતાના ઉપદેશના બદલામા આ લલનાના મુખને જોઇ રૈક્વે કહ્યુ કે, હે શૂદ્ર ! શું તુ ગાય તથા અન્ય ધન મારે માટે લાવ્યો છે ? આને લાવવાથી હુ તને આ ઉપદેશ કરીશ પુણ્ય પ્રદેશમા રહેલ તે ગ્રામ રૈક્વપર્ણને નામે ઓળખાયુ છે આ રૈક્વ ત્યાર પછી જાનશ્રુતિને જે દેવની તે ઉપાસના કરતો હતો, તે દેવની પ્રકૃતિવિશે તેને ઉપદેશ કરવા લાગ્યો । ૫

ટીકા.—આ વાત પરથી એમ માલૂમ પડે છે કે, જાનશ્રુતિ નામે એક રાજા હતો, જેને એક ભાટ હતો. તેણે ભાટને કહ્યુ કે, તુ બ્રાહ્મણ પાસે ઉપદેશઅર્થે જા' આ રીતનો શૂદ્રને બ્રાહ્મણ પાસેથી ઉપદેશ ગ્રહણ કરવાનો અધિકાર નથી. છતા શૂદ્ર રાજાએ બ્રાહ્મણ પાસે ઉપદેશ ગ્રહણ કરવા પોતાના ભાટને મોકલ્યો, તે અયોગ્ય લાગે છે. જો તે રાજા શૂદ્ર ન હોય તો રૈક્વે તેને શૂદ્ર કહી બોલાવ્યો તે ખોટુ ઠરે આ બાબત કેટલાક એમ ખુલાસો કરે છે કે, હંસની વાતચિતથી તે શોકગ્રસ્ત હતો બીજા કેટલાક એમ કહે છે કે, રૈક્વની સ્તુતિ, શ્રુત્વા ( સાભળીને ) તે દ્રવતિ ( દોડી જાય છે તેથી તેને શૂદ્ર કહેવામા આવ્યો અને તે ઋષિએ પોતાનુ સર્વજ્ઞત્વપણુ દર્શાવવા તે રાજાને શૂદ્ર કહી બોલાવ્યો. અથવા તો એમ હોઇ શકે કે, અગર જો કે તે શૂદ્ર જાતિનો નહોતો, છતા પોતાના ગુરુ પાસે તેની સેવા કરી જ્ઞાન મેળવવાને બદલે તેને પૈસા આપી શૂદ્રની માફક તે જ્ઞાન મેળવવા ગયો, જેથી તેને ગુરુએ શૂદ્ર કહ્યો કેટલાકો એમ કહે છે કે, ગુરુ દક્ષિણા ઓછી હોવાથી ગુરુએ તેને શૂદ્ર કહી ઠપકો આપ્યો. ૨

## તૃતીય ખંડ.

### આખ્યાયિકાવાળી સંવર્ગ વિદ્યા.

वायुर्वाव संवर्गो यदा वा अग्निरुद्वायति वायुमेवाप्येति यदा सूर्योऽस्तमेति वायुमेवाप्येति यदा चन्द्रोऽस्तमेति वायुमेवाप्येति ॥ १ ॥

यदाप उच्छुष्यन्ति वायुमेवापियन्ति वायुर्ह्येवैतान् सर्वान् संवृङ्क्त इत्यधिदैवतम् ॥ २ ॥

अथाध्यात्मं प्राणो वाव संवर्गः स यदा स्वपिति प्राणमेव वागप्येति प्राणं चक्षुः प्राणं श्रोत्रं प्राणं मनः प्राणो

घेवैतान् सर्वान् संवृङ्क्त इति ॥ ३ ॥

तौ वा एतौ द्वौ संवर्गौ वायुरेव देवेषु प्राणः प्राणेषु ॥ ४ ॥

अथ ह शौनकञ्च कापेयमभिमतारिणं च काक्षसेनिं परिविष्यमाणौ ब्रह्मचारि बिभिक्षे तस्मा उ ह न ददतुः ॥ ५ ॥

स होवाच महात्मनश्चतुरो देव एकः कः स जगार भुवनस्य गोपास्तं कापेय नाभिपश्यन्ति मर्त्या अभिप्रतारिन्बहुधा वसन्तं यस्मै वा एतदन्नं तस्मा एतन्न दत्तमिति ॥ ६ ॥

तदु ह शौनकः कापेयः प्रतिमन्वानः प्रत्येयायात्मा देवानां जनिता प्रजानाꣳहिरण्यदꣳष्ट्रो बभसोऽनसूरिर्महान्तमस्य महिमानमाहुरनद्यमानो यदनन्नमत्तीति वै वयं ब्रह्मचारिन्नेदमुपास्महे दत्तास्मै भिक्षामिति ॥ ७ ॥

तस्मा उ ह ददुस्ते वा एते पंचान्ये पंचान्ये दश सन्तस्तत्कृतं तस्मात् सर्वासु दिक्ष्वन्नमेव दश कृतꣳसैषा विराडन्नादी तयेदꣳसर्वं दृष्टꣳ सर्वमस्येदं दृष्टं भवत्यन्नादो भवति य एवं वेद य एवं वेद ॥ ८ ॥

અન્વયાર્થઃ—ઉદ્વાયતિ–લય થાય છે, વાયું અપ્યેતિ–વાયુમાં લય પામે છે. (૧) સંવૃંક્તેઃ–ગ્રહણ કરે છે. સંવર્ગઃ–સર્વના લયરૂપે ( ઉપાસવા ), (૨) સ્વપિતિ–સુષુપ્તિને પામે છે. (૩) વાયુઃ દેવેષુ–વાયુ અગ્નિઆદિમાં સંવર્ગરૂપે, પ્રાણઃ–પ્રાણેષુ–પ્રાણુ વાકાદિમાં સંવર્ગરૂપે. (૪) શૌનકં–શુનકના પુત્રને, કાપેયં–કપિ ગોત્રમાં થયેલ, અભિપ્રતારિણું–અભિપ્રતારી એ નામનાને, પરિવિષ્યમાણૌ–રસોઇઆવડે પીરસાતી વખતે, બિભિક્ષે–ભિક્ષા માગી; (૫) મહાત્મનઃ–મહાવીર્યવાળા, ચતુરઃ–વાગાદિ ચાર અથવા અગ્નિ આદિ ચાર, એકઃ દેવઃ–એકદેવે, જગાર–ગ્રાસ કર્યો છે, ભુવનસ્ય ગોપાઃ–ભુવનના પાલકરૂપે છે, તં મર્ત્યાઃ ન અભિપશ્યન્તિ–અવિવેકીઓ તે દેવને જાણતા નથી, યસ્મૈ એતત્ અન્નં તસ્મૈ ન દત્તં–જે પ્રજાપતિને માટે ઉત્પન્ન થયું છે તેને તમે આપ્યું નહિ. (૬) પ્રતિમન્વાનઃ–મનવડે વિચાર કરી, પ્રત્યેયાય–આવ્યો ( તથા કહ્યું, ) દેવાનાં આત્મા–દેવોના આત્મારૂપ, હિરણ્યદંષ્ટ્રઃ–અભગ્ન દંષ્ટ્રાવાળો, બભસ–ભક્ષણરૂપ શીલવાળો, અનસૂરિઃ–સુરિ કહેતાં બુદ્ધિમાન્ તથા નહિ બુદ્ધિમાન તે અસુરિ તથા અસુરિના નિષેધરૂપ, અનદ્યમાનઃ–પોતે અભક્ષ્યમાણ, યત્ અનન્નં અત્તિ–જે અનન્ન કહેતાં વાગાદિ દેવતાને ભક્ષણ કરે છે, ઇદં–આ પ્રજાપતિને, અસ્મૈ ભિક્ષાં દત્ત–હે રસોઇઆ, આને ભિક્ષા આપ. (૭) સર્વાસુ દિક્ષુ અન્નં દશકૃતં–સર્વ દિશામાં અન્ન દશ સંખ્યાવાળું, અન્નાદી–અન્નના ભક્ષકરૂપ, તયા–આ વિરાટવડે, ઇદં–આ સર્વ જગત્, દૃષ્ટં–જણાયેલ, અસ્ય–ઉપાસકને, અન્નાદઃ–જઠરાગ્નિવાળો. (૮)

શબ્દાર્થઃ—વાયુ ખરેખર સર્વના સંવર્ગ ( નિદાન વસ્તુ ) રૂપ છે. જ્યારે અગ્નિ શાંત થાય છે ત્યારે તેનો વાયુવિશે લય થાય છે. જ્યારે આદિત્યનો અસ્ત થાય છે ત્યારે તેનો પણ વાયુવિશે લય થાય છે તેમજ ચંદ્રનો અસ્ત પણ વાયુવિશે જ થાય છે. ૧

શબ્દાર્થ—જ્યારે જળ સુકાય છે ત્યારે તેનો વાયુમાં લય થાય છે. વાયુ સર્વનો ભક્ષક છે. આ રીતે વાયુની અધિદૈવરૂપે ઉપાસના કહેલ છે. ૨

શબ્દાર્થઃ—હવે અધ્યાત્મ વિશે કહેવામાં આવે છે. પ્રાણ સર્વના સંવર્ગ ( નિદાનરૂપ ) છે. જ્યારે મનુષ્ય નિદ્રામાં પડે છે ત્યારે તેની વાણીનો પ્રાણમાં લય થાય છે. આ રીતે ચક્ષુનો પણ પ્રાણમાં લય થાય છે.

તેમજ શ્રોત્રનો પણ પ્રાણમાં લય થાય છે તથા મનનો પણ પ્રાણમાં લય થાય છે. પ્રાણ સર્વનો ભક્ષક છે. ૩

શબ્દાર્થ—આ રીતે ખરેખર જોતાં એ સવર્ગો છે, જેમાં વાયુનો દેવોવિષે તથા પ્રાણનો પ્રાણવિષે લય થાય છે. ૪

શબ્દાર્થ—એક વેળા કપિ વંશમાં થયેલ શૌનક તથા કક્ષસેનનો પુત્ર અભિપ્રતારી રસોઇઆવડે પીરસાયનું ભોજન લેવા બેઠા હતા. તેવામાં એક બ્રહ્મચારી તેમની પાસે ભિક્ષા માગવા આવ્યો. તેઓએ તેને કંઇ પણ આપ્યું નહિ.[1] ૫

શબ્દાર્થ—તેણે કહ્યું કે, હે કપિવંશભૂષણ ! પ્રજાપતિ જે *ચાર પૂજ્ય વસ્તુઓનો ભક્ષક છે તથા પૃથ્વીનો પાલક છે, તે મર્ત્ય લોકથી દશ્યમાન નથી. હે અભિપ્રતારી ! આ જૂદા જૂદા સ્વરૂપોમાં તે રહે છે તેને માટે જ અન્ન તૈયાર કરવામાં આવ્યું છે તથા તેને જ તમો ભિક્ષા તરીકે આપવાની ના પાડો છો.+ ૬

શબ્દાર્થ—તું કહે છે કે, મર્ત્યો જેને જોતા નથી, તે અમો જોઇએ છીએ. કપિવંશના શૌનકે ત્યાર પછી વિચાર કરી ઉત્તર આપ્યો કે, પ્રાણ દેવોના તથા પ્રજાઓના કર્તારૂપ છે. તેની દાઢ ભાંગેલી નથી. તે એક મહાન્ ભક્ષણશીલ છે. તે બુદ્ધિમાન્ છે. તેની મહત્તા અપાર કહેવાય છે. હે બ્રહ્મચારી ! અમે સર્વ તે બ્રહ્મના ઉપાસક છીએ. પછી પોતાના ભૃત્યની તરફ ફરી તેણે કહ્યું કે, આ માણસને કાંઇક ભિક્ષા આપ. ૭

શબ્દાર્થ—તેના ચાકરે કેટલીક ભિક્ષા આપી. આ બે સંવર્ગની પાંચ પાંચ સંખ્યા મળી દશ થાય છે અને તેઓ કૃતરૂપ ( પૂર્ણ સંખ્યારૂપ ) છે. તેથી સર્વ દિશાઓમાંનું અન્ન દશની સંખ્યાવાળું હોવાથી કૃતરૂપ છે. આ દશની પૂર્ણ સંખ્યા વિરાટ્રૂપ તથા અન્નના ભક્ષકરૂપ છે. તેનાવડે સર્વ દશ્ય થાય છે. જે આ જાણે છે—જે આ ખરેખરી રીતે જાણે છે, તેને સર્વ દશ્ય થાય છે તથા તે અન્નનો મહાન્ ભક્ષણકર્તા થાયછે ૮

## ચતુર્થ ખંડ.

### સત્યકામનું ગૌતમ ગુરુપ્રતિ ગમન.

सत्यकामो ह जाबालो जबालां मातरमामन्त्रयांचक्रे ब्रह्मचर्यं भवति विवत्स्यामि किंगोत्रोऽहमस्मीति ॥१॥

सा हैनमुवाच नाहमेतद्वेद तात यद्गोत्रस्त्वमसि बह्वहं चरन्ती परिचारिणी यौवने त्वामलभे साहमेतन्न वेद यद्गोत्रस्त्वमसि जबाला तु नामाहमस्मि सत्यकामो नाम त्वमसि स सत्यकाम एव जाबालो ब्रुवीथा इति ॥ २ ॥

स ह हारिद्रुमतं गौतममेत्योवाच ब्रह्मचर्यं भगवति वत्स्याम्युपेयां भगवन्तमिति ॥ ३ ॥

तꣳहोवाच किंगोत्रो नु सोम्यासीति स होवाच नाहमेतद्वेद भो यद्गोत्रोऽहमस्म्यपृच्छं मातरꣳसा मा प्रत्यब्रवीद्बह्वहं चरन्ती परिचारिणी यौवने त्वामलभे साहमेतन्न वेद यद्गोत्रस्त्वमसि जबाला तु नामाऽहमस्मि सत्यकामो नाम त्वमसीति सोऽहꣳसत्यकामो जाबालोऽस्मि भो इति ॥ ४ ॥

तꣳहोवाच नैतदब्राह्मणो विवक्तुमर्हति समिधꣳसोम्याहरोप त्वा नेष्ये न सत्यादगा इति तमुपनीय कृशानामबलानां चतुःशता गा निराकृत्योवा-

---

1 એમ જોવાને કે જોઇએ ના કહેવાથી શું થાય છે ?

* અગ્નિ, સૂર્ય, ચંદ્ર અને જળ શાંકર

+ આ વાક્યને પ્રશ્નરૂપે પણ મૂકી શકાય એમ છે. જેમકે તે ક્યો પુરુષ છે ઇત્યાદિ

चेमाः सोम्यानुसंव्रजेत्ति ता अभिमस्थापयन्नुवाच नासहस्रेणावर्तयेति स ह वर्षगणं प्रोवास ता यदा सहस्रꣳसम्पेदुः ५

અન્વયાર્થ:–આમંત્ર્યાંચક્રે–કહેવા લાગ્યો, ભવતિ–હે માતા! વિવત્સ્યામિ–પાળવાની ઇચ્છા રાખું છું, કિંગોત્રઃ–મારૂં ગોત્ર શું છે. (૧) બહુચરન્તી–ઘણી સેવા કરતી, પરિચારિણી–સેવામા ચિત્તવાળી, અલભે–તને પ્રાપ્ત કર્યો છે, (૨) ઉપેસ–જઇ, બ્રહ્મચર્ય ભગવતિ વત્સ્યામિ–આપને વિશે બ્રહ્મચર્યવાળો રહેવા ઇચ્છું છું, ભગવંતં ઉપેયામ્–આ કાર્ય માટે આપની પાસે આવ્યો છું. (૩) યત્ ગોત્રઃ અહં અસ્મિ અપૃચ્છં માતરં–માતાને પૂછ્યું કે હું કયા ગોત્રવાળો છું. (૪) અ-બ્રાહ્મણઃ એતત્ વક્તું ન અર્હતિ–બ્રાહ્મણથી રહિત આમ કહે નહિ, સૌમ્ય સમિધં આહર–હે સૌમ્ય! તું સમિધ લાવ, ત્વાં ઉપનેષ્યે–હું તારા સંસ્કાર કરીશ, ન સત્યાત્ અગાઃ–તું સત્યથી ડગ્યો નહિ. કૃશાનાં અબલાનાં–કૃશ થયેલ તથા નિર્બળ, નિરાકૃત્ય–છૂટી પાડી, ઇમાઃ અનુસંવ્રજ–આ ગાયની પાછળ જા, અભિપ્રસ્થાપયન્–અરણ્ય પ્રતિ લઇ જતા, ઉવાચ–શિષ્યે કહ્યું, અસહસ્રેણ ન આવર્તયે–હજારની અંદરની સંખ્યા હશે ત્યા સુધી હું આવીશ નહિ, વર્ષગણં–ઘણાં વર્ષસુધી. (૫)

શબ્દાર્થ–સત્યકામ જાબાલ પોતાની માતા જબાલાને પૂછવા લાગ્યો કે, હે માતા! હું બ્રહ્મચારીતરીકે ગુરુ સમીપ રહેવા ઇચ્છું છું. માટે હું કયા ગોત્રનો છું, તે મને કહે. ૧

શબ્દાર્થ:–તેની માતાએ કહ્યું કે, હે પુત્ર! તું કયા ગોત્રનો છે, તે હું જાણુતી નથી. મારી યુવાવસ્થામાં જ્યારે તું મને આવ્યો ત્યારે મારા પતિના ગૃહવિશે જે અતિથિઓ આવતા હતા, તેની સેવામા મારો સઘળો સમય રોકાવો હોવાથી મને ગોત્ર પૂછવા સંબંધી સમય મળ્યો નહોતો. તું કયા ગોત્રનો છે, તે હું જાણુતી નથી. મારું નામ જબાલા છે તથા તારું નામ સત્યકામ છે. માટે તને કોઇ પણ પૂછે ત્યારે તારે એમ કહેવું કે, મારું નામ જબાલાનો પુત્ર સત્યકામ છે. ૨

શબ્દાર્થ–તે હરિદ્રુમતના પુત્ર ગૌતમ પાસે જઇ કહેવા લાગ્યો કે, હું આપની સમીપ સેવા કરવા બ્રહ્મચારી તરીકે આવ્યો છું. ૩

શબ્દાર્થ:–તેના ગુરુએ તેને પૂછ્યું કે, હે સૌમ્ય! તારું ગોત્ર શું છે? તેણે ઉત્તર દીધો કે, મારું ગોત્ર શું છે, તે મને ખબર નથી. મેં મારી માતાને તે વાત પૂછી ત્યારે તેણે કહ્યું કે, "મારી યુવાવસ્થામા હું ઘણા અતિથિઓની સેવામાં રોકાવાથી તું કયા ગોત્રનો છે, તે મને ખબર નથી. જબાલા મારું નામ છે તથા સત્યકામ તારું નામ છે." આથી હું જબાલાનો પુત્ર સત્યકામ કહેવાઉં છું. ૪

શબ્દાર્થ.–ત્યારે ગુરુએ તેને કહ્યું કે, બ્રાહ્મણ સિવાય બીજું કોઇ આ પ્રમાણે કહી શકે નહિ. તું સત્યને વળગી રહ્યો છે, માટે હું તને ઉપવીતાદિ સંસ્કાર કરીશ. માટે તું પ્રથમ કેટલીક સમિધો લઇ આવ. આ પ્રમાણે ઉપનયનાદિ સંસ્કાર કર્યા પછી તેને ચારસો શુષ્ક તથા નબળી પડી ગયલી ગાયો સોપી અને કહ્યું કે, હે સૌમ્ય! તું આ ગાયોની સેવા કરજે. ગાયો દોરી લઇ જતી વખતે શિષ્યે ગુરુને કહ્યું કે, જ્યા સુધી આ ગાયોની સંખ્યા સહસ્રની થશે ત્યા સુધી હું આવીશ નહિ. આ રીતે તેણે ઘણો સમય નિર્ગમન કર્યો. આખરે તે ગાયોની સંખ્યા એક સહસ્રની થઇ. ૫

## પંચમ ખંડ.

### બ્રહ્મના પ્રથમ પાદની ઉક્તિ.

अथ हैनमृषभोऽभ्युवाद सत्यकाम ३ इति भगव इति ह प्रतिशुश्राव मा-

साः सोम्य सहस्र्ँस्मः प्रापय न आचार्यकुलम् ॥ १ ॥

ब्रह्मणश्च ते पादं ब्रवाणीति ब्रवीतु मे भगवानिति तस्मै होवाच प्राची दिक्कला प्रतीची दिक्कला दक्षिणा दिक्कलोदीची दिक्कलैष वै सोम्य चतुष्कलः पादो ब्रह्मणः प्रकाशवान्नाम ॥ २ ॥

स य एतमेवं विद्वाँश्चतुष्कलं पादं ब्रह्मणः प्रकाशवानित्युपास्ते प्रकाशवानस्मिँल्लोके भवति प्रकाशवतो ह लोकाञ्जयति य एतमेवं विद्वाँश्चतुष्कलं पादं ब्रह्मणः प्रकाशवानित्युपास्ते ॥ ३ ॥

અન્વયાર્થઃ—ઋષભઃ-દિશાના વાયુએ ઋષભમા પ્રવેશ કરી તેણે, નઃ આચાર્યકુલં પ્રાપય-અમોને આચાર્યને ઘેર લઇ જાઓ. (૧) પ્રકાશવાન્-પ્રખ્યાત, ઉપાસ્તે-ઉપાસે છે. ૩

શબ્દાર્થઃ—તેને એક સમયે બળદે આવી કહ્યું કે, હે સત્યકામ ! ત્યારે તેણે કહ્યુ કે, હે ભગવન્ ! વૃષભે કહ્યું કે, હે સોમ્ય ! અમે હવે સહસ્રની સંખ્યાને પામ્યા છીએ. તમે અમને અમારા ગુરુની પાસે હવે લઇ જાઓ. ૧

શબ્દાર્થ—વૃષભે કહ્યુ કે, હુ આપને બ્રહ્મના પાદવિષે વર્ણન કરી બતાવું છું. ત્યારે સત્યકામે કહ્યું કે, હે ભગવન્ ! મને વર્ણન કરી બતાવો તો ઘણું સારું ! પછી વૃષભે કહ્યું કે, પૂર્વ દિશાઓ એક કલારૂપ છે, પશ્ચિમ દશા બીજી કળારૂપ છે, દક્ષિણ દિશા ત્રીજી કળારૂપ છે તથા ઉત્તર દિશા ચોથી કળારૂપ છે. આ રીતે બ્રહ્મના પાદની ચાર કળાઓ છે. આને પ્રકાશવાન્ કહેવામા આવે છે. ૨

શબ્દાર્થઃ—પ્રકાશવાન્ તરીકે બ્રહ્મના ચાર કળાવાળા પાદની જે વિદ્વાન્ ઉપાસના કરે છે, તે આ લોક વિશે પ્રકાશવાન્ થાય છે. પ્રકાશવાન્ બ્રહ્મના ચાર કળારૂપ પાદની જે વિદ્વાન્ ઉપાસના કરે છે, તે દેવતા સંબંધી લોકોને વિશે જયને પ્રાપ્ત થાય છે. ૩

## ષષ્ઠ ખંડ.

### બ્રહ્મના દ્વિતીયપાદનું નિરૂપણ.

अग्निष्टे पादं वक्तेति स ह श्वोभूते गा अभिप्रस्थापयांचकार ता यत्राभि सायं बभूवुस्तत्राग्निमुपसमाधाय गा उपरुध्य समिधमाधाय पश्चादग्नेः प्राङ् उपोपविवेश ॥ १ ॥

तमग्निरभ्युवाद सत्यकाम ३ इति भगव इति ह प्रतिशुश्राव ॥ २ ॥

ब्रह्मणः सोम्य ते पादं ब्रवाणीति ब्रवीतु मे भगवानिति तस्मै होवाच पृथिवी कलाऽन्तरिक्षं कला द्यौः कला समुद्रः कलैष वै सोम्य चतुष्कलः पादो ब्रह्मणोऽनन्तवान्नाम ॥ ३ ॥

स य एतमेवं विद्वाँश्चतुष्कलं पादं ब्रह्मणोऽनन्तवानित्युपास्तेऽनन्तवानस्मिँल्लोके भवत्यनन्तवतो ह लोकाञ्जयति य एतमेवं विद्वाँश्चतुष्कलं पादं ब्रह्मणोऽनन्तवानित्युपास्ते ॥ ४ ॥

અન્વયાર્થઃ—અગ્નિષ્ટે પાદં વક્તા-અગ્નિ દ્વિતીય પાદ કહેશે, ઉપરુધ્ય-અવરોધ કરી, અગ્નેઃ પશ્ચાત્ પ્રાઙ્ ઉપોપવિવેશ-અગ્નિની પાછળ પૂર્વાભિમુખે બેઠો. (૧)

શબ્દાર્થઃ—ત્યાર પછી ઋષભે કહ્યું કે, બ્રહ્મના દ્વિતીય પાદનું વર્ણન તમને અગ્નિદેવ સમજાવશે. પછી બીજી સવારના ગાયોને લઇ તે (સત્યકામ) પોતાના ગુરુ પાસે જવા નીકળ્યો. સાયંસમયે તેણે અગ્નિ સળગાવ્યો. ગાયોને બરાબર રીતે ગોઠવી તથા અગ્નિની પાછળ પૂર્વાભિમુખે તે બેઠો ૧

શબ્દાર્થ—અગ્નિદેવે તેને ત્રણ વાર કહ્યું, હે સત્યકામ ! ત્યારે સત્યકામે કહ્યું કે આપની શી આજ્ઞા છે તે, હે ભગવન્ ! મને કહો. ૨

શબ્દાર્થ—હે સોમ્ય ! હું તને બ્રહ્મના દ્વિતીય પાદનું વર્ણન કહી સંભળાવીશ. ત્યારે

તેણે કહ્યું કે, હે ભગવન્ ! મને કૃપા કરી સંભળાવો. પછી અગ્નિદેવે તેને કહ્યું કે, પૃથ્વી એક કળારૂપ છે, અંતરીક્ષ બીજી કળારૂપ છે, સ્વર્ગ ત્રીજી કળારૂપ છે તથા સમુદ્ર ચોથી કળારૂપ છે. આ ચાર કળાઓરૂપ, હે સોમ્ય ! બ્રહ્મનો દ્વિતીય પાદ છે, જે અનંતવાન્ કહેવામા આવે છે. ૩

શબ્દાર્થ— અનંતવાન્ તરીકે બ્રહ્મના ચાર કળારૂપ દ્વિતીય પાદની જે વિદ્વાન્ ઉપાસના કરે છે, તે આ જગતમાં અનંતવાન્ થાય છે, અનંતવાન્ તરીકે બ્રહ્મના આ પાદનું જે વિદ્વાન પૂજન કરે છે, તે સર્વ અનંતવાન્ લોકના પર જયને મેળવે છે. ૪

## સપ્તમ ખંડ.

### બ્રહ્મના તૃતીયપાદનું નિરૂપણ

हꣳसस्ते पादं वक्तेति स ह श्वोभूते गा अभिप्रस्थापयाञ्चकार ता यत्राभिसायं बभूवुस्तत्राग्निमुपसमाधाय गा उपरुध्य समिधमाधाय पश्चादग्नेः प्राङुपोपविवेश ॥ १ ॥

तꣳहꣳस उप निपत्याभ्युवाद स-त्यकाम ३ इति भगव इति ह प्रतिशुश्राव ॥ २ ॥

ब्रह्मणः सोम्य ते पादं ब्रवाणीति, ब्रवीतु मे भगवानिति तस्मै होवाचाग्निः कला सूर्यः कला चन्द्रः कला विद्युत्कलैष वै सोम्य चतुष्कलः पादो ब्रह्मणो ज्योतिष्मान्नाम ॥ ३ ॥

स य एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मणो ज्योतिष्मानित्युपास्ते, ज्योतिष्मानस्मिँल्लोके भवति ज्योतिष्मतो ह लोकाञ्जयति य एतमेवं विद्वाꣳश्चतुष्कलं पादं ब्रह्मणो ज्योतिष्मानित्युपास्ते ४

અન્વયાર્થઃ—હંસ—હંસરૂપે આદિત્ય, પાદં—તૃતીય પાદને, ૧ ઉપનિપત્ય—સમીપ આવી. ૨

શબ્દાર્થ—પછી વૃષભે કહ્યું કે, બ્રહ્મના તૃતીય પાદવિશે તમને સૂર્યનારાયણ સમજાવશે બીજે સવારે પાછો તે પોતાના ગુરૂગૃહ તરફ જવા નિકળ્યો. પછી સાયં સંધ્યાનો સમય થયો ત્યારે તેણે અગ્નિ સળગાવ્યો તથા ગાયોની સારી રીતે વ્યવસ્થા કર્યા પછી સમિધ લઇ પૂર્વાભિમુખે અગ્નિની પાછળ બેઠો.૧

શબ્દાર્થ—સૂર્ય નારાયણ તેની સમીપ આવ્યા તથા તેને કહેવા લાગ્યા કે, હે સત્યકામ ! ત્યારે સત્યકામે કહ્યું કે, હે ભગવન્! આપ કૃપા કરી મને બ્રહ્મના તૃતીય પાદવિશે ઉપદેશ કરો. ૨

શબ્દાર્થ—સૂર્યનારાયણે કહ્યું કે, હુ તને બ્રહ્મના તૃતીય પાદનું વર્ણન કહી સંભળાવીશ સત્યકામે કહ્યુ કે, હે ભગવન્ ! આપ કૃપા કરી ઉપદેશ કરો તો સારું. સૂર્ય ભગવાને કહ્યુ કે, અગ્નિ એક કલારૂપ છે, સૂર્ય દ્વિતીય કલારૂપ છે, ચંદ્ર તૃતીય કલારૂપ છે અને વિદ્યુત ચતુર્થ કલારૂપ છે. આ રીતે બ્રહ્મની જ્યોતિષ્માન્ નામની તૃતીય પાદની ચાર કલાઓ છે. ૩

શબ્દાર્થઃ—જ્યોતિષ્માન્ તરીકે બ્રહ્મની ચાર કલારૂપ તૃતીય પાદની જે વિદ્વાન ઉપાસના કરે છે, તે આ જગતમા જ્યોતિષ્માન્ થાય છે. બ્રહ્મના તૃતીય પાદની જ્યોતિષ્માન્ તરીકે જે વિદ્વાન્ ઉપાસના કરે છે, તે જ્યોતિષ્માન્ લોકોપર જયને મેળવે છે. અર્થાત્ તેનો વંશ કદી નાશ પામતો નથી ૪

## અષ્ટમ ખંડ.

### બ્રહ્મના ચતુર્થ પાદનું નિરૂપણ.

मद्गुष्टे पादं वक्तेति स ह श्वोभूते गा अभिप्रस्थापयांचकार ता यत्राभिसायं बभूवुस्तत्राग्निमुपसमाधाय गा

उपरुध्य समिधमाधाय पश्चादग्नेः प्राङ् उपोपविवेश ॥ १ ॥

तं मद्गुरुपनिपत्याभ्युवाद सत्यकाम ३ इति भगव इति तं प्रतिशुश्राव ॥२॥

ब्रह्मणः सोम्य ते पादं ब्रवाणीति ब्रवीतु मे भगवानिति तस्मै होवाच प्राणः कला चक्षुः कला श्रोत्रं कला मनः कलैष वै सोम्य चतुष्कलः पादो ब्रह्मण आयतनवान्नाम ॥ ३ ॥

स य एतमेवं विद्वांश्चतुष्कलं पादं ब्रह्मण आयतनवानित्युपास्त आयतनवानस्मिंल्लोके भवत्यायतनवतो ह लोकाञ्जयति य एतमेवं विद्वांश्चतुष्कलं पादं ब्रह्मण आयतनवानित्युपास्ते ४

અન્વયાર્થ.—મદ્‌ગુ –જલકાક અર્થાત્ પ્રાણ દેવતા. (૨) આયતનવાન્–મન આદિ ઇન્દ્રિયોના વિષયોનો આશ્રય કરનાર, આયતનવત – આશ્રયવાળા. (૪)

શબ્દાર્થ—ત્યાર પછી વૃષભે કહ્યું કે, બ્રહ્મના ચોથા પાદનું વર્ણન તમને મદ્‌ગુ (પ્રાણદેવતા) કરશે. બીજે દિવસે પ્રાતઃકાળે તે પોતાના ગુરુગૃહ તરફ જવા નીકળ્યો અને જ્યારે સાયં સંધ્યાનો સમય થયો ત્યારે તેણે અગ્નિને પ્રકટ કર્યો તથા ગાયોની સારી વ્યવસ્થા કર્યા પછી અગ્નિવિશે સમિધાદિ મૂકી અગ્નિની પાછળ પૂર્વાભિમુખે તે બેઠો. ૧

શબ્દાર્થઃ–જળકૂકડીરૂપ પ્રાણ તેની સમીપ આવ્યો અને કહ્યું કે, હે સત્યકામ ! ત્યારે તેણે ઉત્તર દીધો કે, હે ભગવન્ ! મને કૃપા કરી બ્રહ્મના ચતુર્થપાદનું વર્ણન કરો. ૨

શબ્દાર્થ—પ્રાણ વાયુએ કહ્યું કે, હે સૌમ્ય ! હું તને બ્રહ્મના ચતુર્થ પાદનું શ્રવણ કરાવીશ. સત્યકામે કહ્યું કે, કૃપા કરી, હે પ્રભુ ! શ્રવણ કરાવો તો સારૂ. સત્યકામે કહ્યું કે, પ્રાણ પ્રથમ કલા છે, ચક્ષુ દ્વિતીય કલા છે, શ્રોત્ર તૃતીય કલા છે તથા મન ચતુર્થ કલા છે. આ રીતે બ્રહ્મની ચાર કલાઓ આયતનવાન્ ( સ્થાન ) રૂપે કહેવાય છે. ૩

શબ્દાર્થ –જે વિદ્વાન્ આયતનવાનરૂપે બ્રહ્મના ચાર કલાવાળા આ પાદનું પૂજન કરે છે, તે આ લોકવિશે ઘણાના આશ્રયરૂપ થાય છે. જે વિદ્વાન્ આયતનવાનરૂપે બ્રહ્મના ચાર કલાવાળા આ પાદની ઉપાસના કરે છે, તે આયતનવાન્ ( વિશાળ ) લોકનાપર જયને મેળવે છે. ૪

## નવમ ખંડ.

### સત્યકામનું ગુરૂકુલવિશે પુનર્ગમન.

प्राप हाचार्यकुलं तमाचार्योऽभ्युवाद सत्यकाम ३ इति भगव इति ह प्रतिशुश्राव ॥ १ ॥

ब्रह्मविदिव वै सोम्य भासि को नु त्वानुशशासेत्यन्ये मनुष्येभ्य इति ह प्रतिजज्ञे भगवांस्त्वेव मे कामे ब्रूयात्॥२॥

श्रुतं ह्येव मे भगवद्दृशेभ्य आचार्याद्धैव विद्या विदिता साधिष्ठं प्रापदिति तस्मै हैतदेवोवाचात्र ह न किंचन वीयायेति वीयायेति ॥ ३ ॥

અન્વયાર્થઃ–આચાર્યકુલ પ્રાપ–આચાર્યકુળને મેળવ્યુ, (૧) બ્રહ્મવિદ્ ઇવ ભાસિન્તુ' બ્રહ્મજ્ઞાની હોય એમ ભાસે છે, અનુશશાસ–ઉપદેશ આપ્યો, મનુષ્યેભ્ય અન્યે–મનુષ્યોથી બીજાઓએ, કામે બ્રૂયાત્–કામનાને નિમિત્ત કરી મને કહો. ( ૨ ) ભગવત્ દૃશેભ્ય – આપ સરખા ઋષિઓથી, આચાર્યાત્ વિદિતા વિદ્યા સાધિષ્ઠ–આચાર્ય પાસેથી મેળવેલ વિદ્યા સારી, ન કંચન વીયાય–કંઇ પણ છોડયું નહિ. ( ૩ )

શબ્દાર્થ.–પછી સત્યકામ પોતાના ગુરુગૃહ તરફ ગયો ગુરુએ તેને કહ્યુ કે, હે સત્યકામ ! ત્યારે તેણે કહ્યું કે, હે ભગવન્ ! ૧

શબ્દાર્થ:-તેના ગુરૂએ કહ્યું કે, હે સોમ્ય ! જાણે તું બ્રહ્મને ઓળખતો હોય તે પ્રમાણે તું બોલે છે. આ ઉપદેશ તને કોણે આપ્યો ? તેણે કહ્યું, કે મનુષ્યથી ઇતરે મને આ ઉપદેશ આપ્યો છે. ત્યારે ગુરૂએ કહ્યું કે, હું તારી પાસેથી સાંભળવા ઇચ્છું છું, માટે તે ઉપદેશ તું મને કહી બતાવ. ૨

શબ્દાર્થ:--આપના જેવા આચાર્યો પાસેથી મેં એમ સાંભળ્યું છે કે, ગુરૂથી પ્રાપ્ત થયેલું જ્ઞાન ઉત્તમ હોય છે. આ રીતે સત્યકામે કાંઇપણ બાબત છોડી દીધા સિવાય અર્થાત્ ખરેખર જરા પણ બાબત મૂકી દીધા વિના ઉપર દર્શાવેલ સર્વ બાબત પોતાના ગુરને કહી સંભળાવી. ૩

## દશમ ખંડ.

### અગ્નિએ ઉપદેશેલી બ્રહ્મવિદ્યા.

उपकोसलो ह वै कामलायनः सत्यकामे जाबाले ब्रह्मचर्यमुवास तस्य ह द्वादशवर्षाण्यग्नीन् परिचचार स ह स्मान्यानन्तेवासिनः समावर्तयंस्तꣳह स्मैव न समावर्तयति ॥ १ ॥

तं जायोवाच तप्तो ब्रह्मचारी कुशलमग्नीन् परिचचारीन्मा त्वाग्नयः परिप्रवोचन् प्रब्रूह्यस्मा इति तस्मै हाप्रोच्यैव प्रवासांचक्रे ॥ २

स ह व्याधिनाऽनशितुं दध्रे तमाचार्यजायोवाच ब्रह्मचारिन्नशान किन्नु नाश्नासीति स होवाच बहव इमेऽस्मिन्पुरुषे कामा नानात्यया व्याधिभिः प्रतिपूर्णोऽस्मि नाशिष्यामीति ॥ ३ ॥

अथ हाग्नयः समूदिरे तप्तो ब्रह्मचारी कुशलं नः पर्यचारीद्धन्तास्मै प्रब्रवामेति तस्मै होचुः ॥ ४ ॥

प्राणो ब्रह्म कं ब्रह्म खं ब्रह्मेति स होवाच विजानाम्यहं यत्प्राणो ब्रह्म कं च तु खं च न विजानामीति ते होचुर्यद्वाव कं तदेव खं यदेव खं तदेव कमिति प्राणं च हास्मै तदाकाशं चोचुः ॥५॥

અન્વયાર્થ:-પરિચચાર-સેવા કરી, અન્યાન્ અંતવાસિન: સમાવર્તયન્-બીજા શિષ્યોને જવાની આજ્ઞા આપી, તં ન સમાવર્તયતિ-પણ તે કામલાયનને આજ્ઞા આપી નહિ. (૧) તપ્ત:-કાયાના કલેશને પામેલ, કુશલં-સારી રીતે, અગ્નીન્ પરિચારીત્-અગ્નિની સેવા કરી, ત્વા અગ્નય: મા પરિપ્રવોચન્-અગ્નિભક્ત એવા તમને અગ્નિદેવો ઠપકો ન આપે, અસ્મા પ્રબ્રૂહિ-આને ઉપદેશ આપો, અપ્રોચ્ય પ્રવાસાંચક્રે-કહ્યા વિના પ્રવાસે ચાલ્યા ગયા. ( ૨ ) વ્યાધિના-માનસિક દુ:ખવડે, અનશિતું દધ્રે-નહિ ભક્ષણ કરવાનું વ્રત ધારણ કર્યું, અશાન-ભક્ષણ કરે, અસ્મિન્ પુરુષે નાનાત્યયા: કામા:-આ પુરુષમાં અર્થાત્ મારામાં અનેક પ્રકારની કામના છે, વ્યાધિભિ: પરિપૂર્ણ: અસ્મિ-હું વ્યાધિથી પૂર્ણ છું, નાશયિષ્યામિ-હું નાશને પામીશ. (૩) સમૂદિરે-એકઠા થઇ કહેવા લાગ્યા, કુશલં ન: પર્યચારીત્-સંપૂર્ણ રીતે આપણી સેવા કરી, પ્રબ્રવામ-કહીએ, ( ૪ ) પ્રાણં ચ આકાશં ઊચુ:-કાર્યાત્મક બ્રહ્મ તથા કારણાત્મક બ્રહ્મને કહેવા લાગ્યા. (૫)

શબ્દાર્થ.--કમલનો પુત્ર ઉપકોસલ ખરેખર જબાલાના પુત્ર સત્યકામ પાસે બ્રહ્મચારી તરીકે રહેવા આવ્યો. તેણે બાર વર્ષ પર્યંત તેના અગ્નિની સેવા કરી. ગુરએ પોતાના સર્વ શિષ્યોને ઘેર જવાની આજ્ઞા આપી, પણ ઉપકોસલને ઘેર જવાની આજ્ઞા આપી નહિ. ૧

શબ્દાર્થ:--ગુરુને તેની સ્ત્રી કહેવા લાગ્યા કે, આ પૂર્ણ બ્રહ્મચારીએ ઘણી સારી રીતે અગ્નિની સેવા કરી છે. અગ્નિદેવ આપને ઠપકો ન આપે, તે પ્રમાણે કરો. તેની જે કામના હોય તે વિશે તેને ઉપદેશ આપો.

છતા ગુરૂ કાઈપણ ઉપદેશ આપ્યા વિના પોતે યાત્રાએ નિકળી ગયા. ૨

શબ્દાર્થ:—આથી શિષ્ય માનસિક રોગવાળો થયો અને તેણે અનશન વ્રત પાળવા માડ્યું. ગુરૂપત્નીએ તેને કહ્યું કે, હે બ્રહ્મચારી ! તું અન્ન લે. તું અન્ન શા સારૂ લેતો નથી ? તેણે ઉત્તર દીધો કે, ઘણી ઘણી મારી કામનાઓ છે. હું અનેક પ્રકારના વ્યાધિથી ગ્રસ્ત છું અને હું જરા પણ અન્નને લઇ શકીશ નહિ. ૩

શબ્દાર્થ:—પછી ખરેખર અગ્નિઓએ કહ્યું કે, આ તપ્ત બ્રહ્મચારીએ ઘણી જ સારી રીતે આપણી સેવા કરી છે. આપણે તેની જે કામના છે, તે પૂર્ણ કરીશુ અને કહ્યુ કે, ૪

શબ્દાર્થ:—પ્રાણ બ્રહ્મ છે, 'ક' બ્રહ્મ છે અને 'ખ' બ્રહ્મ છે. તેણે જવાબ દીધો કે, હું પ્રાણને તો બ્રહ્મરૂપ જાણું છું, પણ 'ક' કે 'ખ' ને બ્રહ્મરૂપ જાણતો નથી. તેઓએ કહ્યુ કે, ખરેખર જે 'ક' છે તે જ 'ખ' રૂપ છે. અને જે 'ખ' છે તે જ 'ક' રૂપ છે. ખરેખરું જોતા તેઓ તેને પ્રાણ તથા અંતરિક્ષ વિશે સમજાવવા લાગ્યા. ૫

ટીકા.—અક્ષરવડે કહેવાયલો આનંદ તેજ 'ખ' રૂપ કહેતા અંતરીક્ષરૂપ છે. જેમ રક્ત વર્ણવાળી વસ્તુને આસમાની વર્ણ સાથે મિશ્રિત કરવાથી તેની રક્ત વર્ણતાનો નાશ થાય છે, તેજ પ્રમાણે 'ખ' ગુણવાચક આનંદ કહેવાથી ઇન્દ્રિયવડે વિષયજન્ય સુખનો આનંદ લેવો નહિ. 'ખ' અક્ષરવડે કહેવાયલું અંતરીક્ષ તેજ 'ક' અક્ષર વડે દર્શાવાયેલ આનંદ છે. આ રીતે આનદ વાચક અંતરીક્ષ કહેવાથી ખ અક્ષરવડે કેવળ પચ મહાભૂતના એક ભૂતરૂપ જડાત્મક અંતરીક્ષનો ત્યાગ કરવો.

આ સર્વનું તાત્પર્ય એ થાય છે કે, અંતરીક્ષને વિશે રહેલો આનંદ લેવો, પણ સાસારીક આનંદ લેવો નહિ અને આનંદના આશ્રયરૂપ અંતરીક્ષ લેવું, પણ પંચ મહાભૂતમાં કહેવાયલું આકાશ લેવું નહિ. જો તમે અંતરીક્ષને આનંદના ગુણવાચક કહો અને અંતરીક્ષને વિશેષણ ગણો તો એમ કહેવાય કે, આનંદ અંતરીક્ષરૂપ છે અને પાછળ રહેલ બાબત વ્યર્થ ઠરે. તેમજ જો તમે એમ કહો કે, કેવળ આકાશ જ આનંદરૂપ છે તો ઉપર દર્શાવેલ બાબત ખોટી ઠરે. હવે વિષયજન્ય સુખ તેમ જ જડાત્મક અંતરીક્ષનો કેવી રીતે ત્યાગ થઇ શકે ? અંતરીક્ષને આનંદનો વિશેષ્ય માનવાથી ઉપર કહેલ બે હેતુઓ શું ત્યાગ નહી કરી શકાય ? નહી જ. અંતરીક્ષને આનંદનો વિશેષ્ય માનવાથી અંતરીક્ષ ધ્યેય થઇ શકે. કારણ વિશેષ્યની સાથે સંબંધ ધરાવતા વિશેષણની સત્તા વિશેષ્યથી ઓછી હોય છે. આ કારણથી આનંદને અંતરીક્ષનો વિશેષ્ય માનવાથી આનંદ પણ ધ્યેય થઇ શકશે. (૫)

## એકાદશ ખંડ.

### ઉપકોસલપ્રતિ ગાર્હપત્યાગ્નિવિદ્યા.

अथ हैनं गार्हपत्योऽनुशशास पृथिव्यग्निरन्नमादित्य इति य एष आदित्ये पुरुषो दृश्यते सोऽहमस्मि स एवाहमस्मीति ॥ १ ॥

स य एतमेवं विद्वानुपास्तेऽपहते पापकृत्यां लोकीभवति सर्वमायुरेति ज्योग्जीवति नास्यावरपुरुषाः क्षीयन्त उप वयं तं भुञ्जामोऽस्मिꣳश्च लोकेऽमुष्मिꣳश्च य एतमेवं विद्वानुपास्ते ॥२॥

અન્વયાર્થ:—ગાર્હપત્ય અનુશશાસ-ગાર્હપત્યે પોતાની વિદ્યા આપી, પૃથિવી, અગ્નિ: અન્નં આદિત્ય:-પૃથ્વી, અગ્નિ, અન તથા આદિત્ય

( આ ચાર મારાં દેહો છે ), (૧). પ્રાપકૃત્યાં અપહતે–પાપકર્મનો નાશ કરી, લોકીભવતિ –અગ્નિલોકરૂપે થાય છે, આયુ એતિ–સો સો વર્ષ જીવે છે, જ્યોગ્ જીવતિ–પ્રખ્યાત થઇ જીવે છે, અસ્ય અવરપુરુષાઃ ન ક્ષીયન્તે–સંતતિથી ઉત્પન્ન થયેલ તેનો ક્ષય કરી શકતા નથી, તં વયં ઉપભુંજામઃ–તેનું અમે પાલન કરીએ છીએ. (૨)

શબ્દાર્થઃ–ત્યાર પછી ગાર્હપત્યાગ્નિએ તેને ઉપદેશ દેવા માંડ્યો. તેમણે કહ્યું કે, પૃથ્વી, અગ્નિ, અન્ન અને આદિત્ય મારા દેહો થાય છે. તેમાં આદિત્યવિશે દશ્યમાન પુરૂષ તે હું છું. ખરેખર હું પોતે જ છું. ૧

શબ્દાર્થઃ–જે વિદ્વાન્ આ પ્રમાણે જાણી તેની ઉપાસના કરે છે, તેનું પાપ નાશ પામ્યા પછી તે અગ્નિ લોકને પામે છે, પૂર્ણ આયુષ્ય ભોગવે છે, તે સ્વ તથા પરના ઉપકાર અર્થે તેનું જીવન હોય છે તથા તેનો વંશ નાશને પામતો નથી. જે આ પ્રમાણે જાણી વિદ્વાન્ ગાર્હપત્યાગ્નિની ઉપાસના કરે છે, તેનું અમે આ લોક તથા પરલોકવિશે રક્ષણ કરીએ છીએ. ૨

## દ્વાદશ ખંડ.

### ઉપકોસલ પ્રતિ અન્વાહાર્યપ્રચનવિદ્યા.

**अथ हैनमन्वाहार्यपचनोऽनुशशासापो दिशो नक्षत्राणि चन्द्रमा इति य एष चन्द्रमसि पुरुषो दृश्यते सोऽहमस्मि स एवाहमस्मीति ॥ १ ॥**

**स य एतमेवं विद्वानुपास्तेऽपहते पापकृत्यां लोकीभवति सर्वमायुरेति ज्योग्जीवति नास्यावरपुरुषाः क्षीयन्त उप वयं तं भुञ्जामोऽस्मिंश्च लोकेऽमुष्मिंश्च य एतमेवं विद्वानुपास्ते ॥२॥**

અન્વયાર્થઃ–અન્વાહાર્યપચનઃ દક્ષિણાગ્નિ.૧

શબ્દાર્થઃ–ત્યાર પછી અન્વાહાર્યપચ નામના અગ્નિએ તેને ઉપદેશ આપ્યો તથા કહ્યું કે, જળ, દિશાઓ, નક્ષત્રો અને ચંદ્રમા મારા શરીરો છે. તેમા ચંદ્રમાવિશે જે જે પુરૂષ દેખાય છે, તે હું પોતે છું–ખરેખર તે હું પોતે જ છું. ૧

શબ્દાર્થ—જે વિદ્વાન્ આ પ્રમાણે જાણી મારી ઉપાસના કરે છે, તે પાપનો નાશ થયા પછી અગ્નિલોકને પ્રાપ્ત થાય છે. તથા પૂર્ણાયુષ્ય ભોગવે છે, સ્વ તથા પરનો ઉપકારી થાય છે તથા તેનો વંશ નાશને પ્રાપ્ત થતો નથી. જે વિદ્વાન્ આ પ્રમાણે જાણી અન્વાહાર્ય પચન નામના અગ્નિની ઉપાસના કરે છે, તેનું અમે આ લોક તથા પરલોક વિશે રક્ષણ કરીએ છીએ. ૨

## ત્રયોદશ ખંડ.

### ઉપકોસલ પ્રતિ આહવનીય વિદ્યા.

**अथ हैनमाहवनीयोऽनुशशास प्राण आकाशो द्यौर्विद्युदिति य एष विद्युति पुरुषो दृश्यते सोऽहमस्मि स एवाहमस्मीति ॥ १ ॥**

**स य एतमेवं विद्वानुपास्तेऽपहते पापकृत्यां लोकीभवति सर्वमायुरेति ज्योग्जीवति नास्यावरपुरुषाः क्षीयन्त उप वयं तं भुञ्जामोऽस्मिंश्च लोकेऽमुष्मिंश्च य एतमेवं विद्वानुपास्ते ॥२॥**

અન્વયાર્થઃ–આહવનીયઃ–આહવનીય અગ્નિએ. ( ૨ )

શબ્દાર્થ—ત્યાર પછી આહવનીય નામના અગ્નિએ તેને ઉપદેશ આપ્યો તથા કહ્યું કે, પ્રાણ, આકાશ, સ્વર્ગ તથા વિદ્યુત્ મારા શરીરો છે. તેમાં વિદ્યુતવિશે જે પુરૂષ જણાય છે, તે હું પોતે છું–ખરેખર તે હું પોતે જ છું. ૧

શબ્દાર્થ—જે વિદ્વાન્ આ પ્રમાણે જાણી તેની ઉપાસના કરે છે, તે પાપનો નાશ કરે

. તે અગ્નિ લોકને પ્રાપ્ત થાય છે, ત્યાં દીર્ઘાયુષ્ય ભોગવે છે, સ્વ તથા પરોપકાર કરતો જીવે છે તથા તેનો વંશ નાશને પ્રાપ્ત થતો નથી. જે વિદ્વાન્-આ પ્રમાણે જાણી તેની ઉપાસના કરે છે, તેનું અમે આ લોક તથા પરલોક વિશે રક્ષણ કરીએ છીએ. ૨

## ચતુર્દશ ખંડ.

### ઉપકોસલનો ગુરુની સાથે સમાગમ.

ते होचुरुपकोसलैषा सोम्य तेऽस्मद्विद्यात्मविद्या चाचार्यस्तु ते गतिं वक्तेत्याजगाम हास्याचार्यस्तमाचार्योऽभ्युवादोपकोसला३ इति ॥ १ ॥

भगव इति ह प्रतिशुश्राव ब्रह्मविद इव सोम्य ते मुखं भाति को नु त्वानुशशासेति को नु मानुशिष्याद्भो इतीहापेव निह्नुत इमे नूनमीदृशा अन्यादृशा इतीहाग्नीनभ्यूदे किं नु सोम्य किल तेऽवोचन्निति ॥ २ ॥

इदमिति ह प्रतिजज्ञे लोकान्वाव किल सोम्य तेऽवोचन्नहं तु ते तद्वक्ष्यामि यथा पुष्करपलाश आपो न श्लिष्यन्त एवमेवंविदि पापं कर्म न श्लिष्यत इति ब्रवीतु मे भगवानिति तस्मै होवाच ॥ ३ ॥

અન્વયાર્થ:-અસ્મત્ વિદ્યા—અમારી વિદ્યા, આત્મવિદ્યા—આત્મા સંબંધી વિદ્યા, આચાર્ય: ગતિં વક્તા—આચાર્ય આત્માના સ્થાન આદિનો ઉપદેશ કરશે. (૧) ક: મા અનુશિષ્યાત્—મને કોણ ઉપદેશ આપે, ઇતિ-એમ, ઇહ—આ સ્થળે, અપનિહ્નુત: ઇવ-ઢાંકી રાખતો હોય તેમ, ઇદ્દશા: અન્યદ.—આવા અગ્નિઓ, અન્યાદશા:—જાણે અન્ય હોય તેમ અર્થાત્ આપને જોઇ બીતા હોય તેમ, અભ્યૂદે—કહેવા લાગ્યો, કિં તે અવોચન્—અગ્નિએ તને શું કહ્યું.

(૨) ઇદં-આ પ્રમાણે એમ: અગ્નિએ કહેલ ઉપદેશને, પ્રતિજજ્ઞે-નિવેદન કર્યો, પુષ્કરપલાશઃ આપ: ન શ્લિષ્યન્તે-કમળના પત્રપર રહેલ પાણી સંબધ ધરાવતું નથી. (૩)

શબ્દાર્થ—આ સર્વ અગ્નિઓએ એકઠા મળી તેને કહ્યું કે, હે સોમ્ય ઉપકોસલ! અમે તને અમારા પોતાના સંબંધીનું તથા આત્મા સંબંધીનુ જ્ઞાન દર્શાવ્યું છે. હવે તારા આચાર્ય તને આ વિદ્યાના ફળનો ઉપદેશ આપશે. ત્યાર પછી થોડે સમયે તેના ગુરુ પોતાની યાત્રામાંથી પાછા ફર્યાં તથા પોતાના શિષ્યને કહ્યું કે, હે સોમ્ય! ઉપકોસલ! ૧

શબ્દાર્થ:—તેણે કહ્યું, હે ભગવન્! આચાર્યે કહ્યું, હે બાલ! તારું મુખ જાણે બ્રહ્મવિદો—બ્રહ્મને ઓળખનારાઓની માફક પ્રકાશે છે. તને આ બ્રહ્મનો કોણે ઉપદેશ કર્યો? આ સમયે જાણે પ્રથમ ગુપ્ત રાખવું હોય, તે પ્રમાણે તેણે કહ્યું કે, હે ભગવન્! મને કોણ (આપના વિના) ઉપદેશ કરવાનું હતું? આ અગ્નિઓ પ્રથમ અન્યના સરખા હતા, પણ હાલમા આપને જોઇને ભય પામતા હોય તેમ જોવામાં આવે છે. આ રીતે ઉપકોસલ ભય પામેલા અગ્નિને ઉપદેષ્ટારૂપે બતાવવા લાગ્યો. ત્યારે આચાર્યે કહ્યું કે, હે સોમ્ય! શું આ અગ્નિઓએ તને ઉપદેશ આપ્યો? ૨

શબ્દાર્થ—શિષ્યે અગ્નિએ આપેલ ઉપદેશ નિવેદન કર્યો. આચાર્યે કહ્યું કે, હે બાલ! તેઓએ તને લોક સંબંધીનો ઉપદેશ કર્યો છે, પણ હું તને બ્રહ્મની બાબતનો ઉપદેશ કરીશ. જે વિદ્વાન્ આ સમજે છે તેને કમળના પત્રપર જળનો સ્પર્શ જેમ જરાપણ થતો નથી, તેમ પાપ સ્પર્શ કરી શકતું નથી. શિષ્યે કહ્યું કે, હે ભગવન્! આ બાબતનો આપ મને ઉપદેશ કરશો. ૩

## પંચદશ ખંડ.

### ગુરૂએ અર્ચિરાદિનો આપેલ ઉપદેશ.

**य एषोऽक्षिणि पुरुषो दृश्यत एष आत्मेति होवाचैतदमृतमभयमेतत् ब्रह्मेति तद्यद्यप्यस्मिन् सर्पिर्वोदकं वा सिंचन्ति वर्त्मनी एव गच्छति ॥ १ ॥**

**एतꣳसंयद्वाम इत्याचक्षत एतꣳ हि सर्वाणि वामान्यभिसंयन्ति सर्वाण्येनं वामान्यभिसंयन्ति य एवं वेद ॥ २ ॥**

**एष उ एव वामनीरेष हि सर्वाणि वामानि नयति सर्वाणि वामानि नयति य एवं वेद ॥ ३ ॥**

**एष उ एव भामनीरेष हि सर्वेषु लोकेषु भाति सर्वेषु लोकेषु भाति य एवं वेद ॥ ४ ॥**

**अथ यदु चैवास्मिञ्छव्यं कुर्वन्ति यदि च नार्चिषमेवाभिसंभवन्त्यर्चिषोऽहरह्न आपूर्यमाणपक्षमापूर्यमाणपक्षाद्यान् षडुदङ्ङेति मासाꣳस्तान्मासेभ्यः संवत्सरꣳसंवत्सरादादित्यमादित्याच्चन्द्रमसं चन्द्रमसो विद्युतं तत्पुरुषोऽमानवः ॥ ५ ॥**

**स एनान् ब्रह्म गमयत्येष देवपथो ब्रह्मपथ एतेन प्रतिपद्यमाना इमं मानवमावर्तं नावर्तन्ते ॥६॥**

અન્વયાર્થ -અસ્મિન્ સર્પિઃ વા ઉદકં સિંચતિ-ઘી અથવા જળ આમા નાખવામા આવે છે, વર્ત્મની એવ ગચ્છતિ-પાંપણને મળે છે, ( પણ આંખને નહિ ) (૧) સંયદ્વામ-સંયદ્વામરૂપે કહે છે, વામાનિ અભિસંયન્તિ-કર્મના ફળની ઉત્પત્તિ થાય છે (૨) વામની-વામનીરૂપે, વામાનિ નયતિ-પુણ્ય કર્મના ફળને પ્રાણીઓને પહોચાડે છે. (૩) ભામની-પ્રકાશમાન લોકને લઇ જનાર, ભાતિ-પ્રકાશે છે. (૪) અસ્મિન્ શવ્ય કુર્વન્તિ-હું બ્રહ્મરૂપે છું એવાની મરણ સંબંધી ક્રિયા થાય, અર્ચિર અભિસંભવન્તિ-જ્યોતિને પામે છે, અર્ચિષ અહર્ અહ્ન આપૂર્યમાણપક્ષ આપૂર્યમાણપક્ષાત્ ષટ્ ઉદઙ્ એતિ-અર્ચિથી દિવસ, દિવસથી શુક્લપક્ષ, શુક્લપક્ષથી ષટ્ માસ તરફ કે જ્યા સવિતા ઉત્તર તરફ આવે છે, માસાન્ સંવત્સરં, આદિત્યં, ચદ્રમસ, વિદ્યુત-તે માસોને, સંવત્સરને, આદિત્યને, ચદ્રમાને તથા વિદ્યુતને, ગમયતિ-પહોચાડે છે. ( ૫ )

શબ્દાર્થ —આચાર્યે કહ્યું; આંખો વિશે જે પુરુષ દેખાય છે તે ખરેખર આત્મારૂપ છે. તે અમૃતરૂપ, અભયરૂપ તથા બ્રહ્મરૂપ છે. જે કાઇ ઘી અથવા જળ તેની પર સિંચન કરવામા આવે છે તે આંખની પાંપણ વિશે ચાલ્યું જાય છે. પણ તેનો આંખ સાથે સંબંધ રહેતો નથી. ૧

શબ્દાર્થ.—આ પુરુષને બ્રહ્મજ્ઞાનીઓ સંયદ્વામ કરી કહે છે. કારણ સર્વ શુભ કર્મના ફળોની તેનાથી ઉત્પત્તિ થાય છે. જે વિદ્વાન્ આ પ્રમાણે જાણે છે, તેને સર્વ શુભ વસ્તુઓની ઉત્પતિ થાય છે ૨

શબ્દાર્થ—અરે ખરેખર તે એક મહાન્ વામનીરૂપ છે. કારણ તે સર્વ પુણ્યકારી કર્મફળોને પહોચાડે છે, જે વિદ્વાન્ આ પ્રમાણે સમજે છે, તે સર્વ પૂજનીય કર્મોને પહોચાડનાર થાય છે. ૩

શબ્દાર્થ—તે ખરેખર એક પ્રકાશમાન લોકને પહોચાડનાર છે કારણ તે સર્વ લોક વિશે પ્રકાશ કરે છે. જે આ પ્રમાણે જાણે છે, તે સર્વ લોકમા પ્રકાશે છે. ૪

શબ્દાર્થ—હુ બ્રહ્મ સ્વરૂપ છું, એમ ઓળખનારની કાઇ મરણુ ક્રિયા થઇ હોય અથવા ન થઇ હોય તેમ છતા તે મરણ પછી અર્ચિના સ્થાનને પ્રાપ્ત થાય છે. ત્યાંથી તે પછી અહરના સ્થાનને પ્રાપ્ત થાય છે. દિવસના લોકથી તે પક્ષમાણના સ્થાનને મેળવે છે. ત્યાંથી તે ષણ્માસ

કે જ્યાં સૂર્ય ભગવાન્ ઉત્તર તરફ જાય છે તે સ્થાનને પામે છે. આ રીતે માસોને, માસોમાંથી સંવત્સરના સ્થાનને પામે છે અને ત્યાંથી તે સૂર્ય ભગવાનના સ્થાનને પ્રાપ્ત થાય છે. ત્યાંથી તે ચંદ્ર લોક વિશે જાય છે તથા ત્યાંથી વિદ્યુલ્લોકને પ્રાપ્ત થાય છે. ત્યાર પછી ત્યાં રહી તે અમાનવ પુરુષને આ દેવો બ્રહ્મને પહોંચાડે છે. (૫)

શબ્દાર્થ—આને દેવપથ કહેવામાં આવે છે. આ માર્ગનું નામ બ્રહ્મપથ છે. જે આ માર્ગને વિશે જાય છે, તેઓ ફરી પાછા ફરતા નથી. ખરેખર પાછા ફરતા નથી. અર્થાત્ આ માનવ ભૂમિપર ફરી આવતા નથી. ૬

ટીકા:—સંયદ્વામ-જેને વિશે સર્વ ઉપાસવા યોગ્ય કર્મના ફળો ઉત્પન્ન થાય છે. ૨

ટીકા:—"તે આ અમાનવ બ્રહ્મને પ્રાપ્ત થાય છે, અર્થાત્ તે સત્ય લોકને પ્રાપ્ત થાય છે; અર્થાત્ ગંતા, ગંતવ્ય તથા ગમન આ ત્રણેના એકપણાને પામે છે, એમ ખુલ્લું દર્શાવી આપે છે. સત્ય બ્રહ્મની પ્રાપ્તિ વિશે સત્ય લોક આદિ શબ્દો વાપરવા, તે અયુક્ત હોવાથી એમ કહેવામા આવ્યું છે કે, તે બ્રહ્મ થઇ બ્રહ્મને પ્રાપ્ત થાય છે. (૬)

## ષોડશ ખંડ.

### યજ્ઞની ઉપાસના.

एष ह वै यज्ञो योऽयं पवत एष ह यन्निद-सर्व पुनाति यदेष यन्निदꣳ सर्व पुनाति तस्मादेष एव यज्ञस्तस्य मनश्च वाक् वर्तनी ॥ १ ॥

तयोरन्यतरां मनसा सꣳस्करोति ब्रह्मा वाचा होताऽध्वर्युरुद्गाताऽन्यतराꣳ स यत्रोपाकृते प्रातरनुवाके पुरा परिधानीयाया ब्रह्म व्यववदति ॥ २ ॥

अन्यतरामेव वर्तनिꣳ सꣳस्करोति हीयतेऽन्यतरा स यथैकपाद्व्रजन्रथो वैकेन चक्रेण वर्तमानो रिष्यत्येवमस्य यज्ञो रिष्यति यज्ञꣳ रिष्यन्तं यजमानोऽनुरिष्यति स इष्ट्वा पापीयान् भवति ।३॥

अथ यत्रोपाकृते प्रातरनुवाके न पुरा परिधानीयाया ब्रह्मा व्यववदत्युभे एव वर्तनी सꣳस्कुर्वन्ति न हीयतेऽन्यतरा ॥४॥

स यथोभयपाद्व्रजन्रथो वोभाभ्यां चक्राभ्यां वर्तमानः प्रतितिष्ठत्येवमस्य यज्ञः प्रतितिष्ठति यज्ञं प्रतितिष्ठन्तं यजमानोऽनु प्रतितिष्ठति स इष्ट्वा श्रेयान् भवति ॥ ५ ॥

અન્વયાર્થ:-વર્તની-બે માર્ગો, વાક્ ચ મનઃ-વાણી તથા મન. ( ૧ ) બ્રહ્મા-ઋત્વિક, મનસા-વિવેકરૂપી જ્ઞાનવડે, તયોઃ અન્યતરાં-આ બે માર્ગમાંથી મનરૂપ માર્ગને, યત્ર-જે યજ્ઞમા, ઉપાકૃતે-પ્રારંભ કરવે, પ્રાતઃ અનુવાકે-સવારમાં અનુવાક શસ્ત્રનો,પરિધાનીયાયાઃ પુરા-શસ્ત્રના અંતિમની પહેલા, વ્યવદતિ-મૌનનો ત્યાગ કરે છે.(૨) અન્યતરાં સંસ્કરોતિ-હોત્રાદિ અન્ય માર્ગને પવિત્ર કરે છે, હીયતે-નાશ પામે છે, રિષ્યતિ-નાશ પામે છે, ઇષ્ટ્વા પાપીયાન્ ભવતિ-યજ્ઞનું પૂજન કરવા છતાં પાપી થાય છે. ( ૩ ) પ્રતિતિષ્ઠતિ-સ્થિતિને પામે છે, શ્રેયાન્-પુણ્યશાળી. ( ૫ )

શબ્દાર્થ—ખરેખર જે વાય છે તે યજ્ઞરૂપ છે. કારણ વાયું તે સર્વને પવિત્ર કરે છે. આ રીતે પવનનું વાવું પવિત્ર કરતું હોવાથી તે યજ્ઞરૂપ છે. આ યજ્ઞના બે માર્ગો છે; એક-મન તથા બીજી વાક્. ૧

શબ્દાર્થ—આ બે માર્ગોમાથી પ્રથમ માર્ગને બ્રહ્મા* પોતાના મનવડે પવિત્ર કરે છે,

* સોમયજ્ઞ વિશે ચાર મુખ્ય ઋત્વિજો હોય હોય છે. આમાના પ્રથમને બ્રહ્મા કહેવામાં આવે

દ્વિતીય માર્ગને હોતા, અધ્વર્યુ તથા ઉદ્ગાતા પોતાની વાણીવડે પવિત્ર કરે છે. આ બ્રહ્મા જ્યારે પ્રાતઃકાળના શસ્ત્રનો પ્રારંભ કર્યા પછી શસ્ત્રની અંતિમ ઋચાથી મૌનપણાનો ત્યાગ કરે છે ત્યારે, ૨

શબ્દાર્થઃ—હોત્રાદિ બીજા માર્ગને અર્થાત્ વાણીરૂપ માર્ગને પવિત્ર કરે છે. પણ મનરૂપ માર્ગ નાશ પામે છે. આથી થાય છે એમ કે, જેમ એક પગે અપંગ માણસ અથવા એક પૈડાવાળો રથ ખોટે રસ્તે જાય છે, તેમ આ યજ્ઞ ખોટો થાય છે. આ યજ્ઞનો પાત થવાથી યજમાનનું પતન થાય છે અને યજમાન આવો યજ્ઞ કરી વધારે પાપવાળો થાય છે. ૩

શબ્દાર્થઃ—પણ પ્રાતઃકાળના અનુવાક શસ્ત્રની શરૂઆત થયા પછી ઋગ્વેદના છેવટના મંત્રોનો ઉચ્ચાર થયા પહેલાં જો બ્રહ્મા મૌનપણાનો ત્યાગ કરતા નથી તો યજ્ઞકર્તા બેઉ માર્ગને પવિત્ર કરે છે તથા તેમ થવાથી બીજો માર્ગ પણ નાશને પ્રાપ્ત થતો નથી. ૪

શબ્દાર્થઃ—જેમ બે પગે ચાલનારો એક મનુષ્ય અથવા ચક્રવાળો રથ દૃઢ રીતે ઉભો રહે છે, તે પ્રમાણે આ રીતે સારી રીતે કરાયલો યજ્ઞ દૃઢ રહે છે. આ રીતની યજ્ઞની સિદ્ધિ થવાથી યજ્ઞપૂજન કરવાવડે યજમાન દૃઢ રહે છે તથા, યજ્ઞના કર્તા મહાન્ શ્રેયને પ્રાપ્ત થાય છે. (૫)

## સપ્તદશ ખંડ.

### ભૂરાદિ વ્યાહૃતિનું વિધાન.

प्रजापतिर्लोकानभ्यतपत्तेषां तप्यमानानां रसान् प्रावृहदग्निं पृथिव्या वायुमन्तरिक्षादादित्यं दिवः ॥ १ ॥

स एतास्तिस्रो देवता अभ्यतपत्तासां तप्यमानानां रसान् प्रावृहदग्नेर्ऋचो वायोर्यजूंषि सामान्यादित्यात् ॥ २ ॥

स एतां त्रयीं विद्यामभ्यतपत्तस्यास्तप्यमानाया रसान्प्रावृहद्भूरित्यृग्भ्यो भुवरिति यजुर्भ्यः स्वरिति सामभ्यः३

तद्यदृक्तो रिष्येद्भूः स्वाहेति गार्हपत्ये जुहुयादृचामेव तद्रसेनर्चां वीर्येणर्चां यज्ञस्य विरिष्टꣳसन्दधाति ॥४॥

अथ यदि यजुष्टो रिष्येद्भुवः स्वाहेति दक्षिणाग्नौ जुहुयाद्यजुषामेव तद्रसेन यजुषां वीर्येण यजुषां यज्ञस्य विरिष्टꣳसन्दधाति ॥ ५ ॥

अथ यदि सामतो रिष्येत्स्वः स्वाहेत्याहवनीये जुहुयात्साम्नामेव तद्रसेन साम्नां वीर्येण साम्नां यज्ञस्य विरिष्टꣳसन्दधाति ॥ ६ ॥

तद्यथा लवणेन सुवर्णꣳसन्दध्यात्सुवर्णेन रजतꣳरजतेन त्रपु त्रपुणा सीसꣳ सीसेन लोहं लोहेन दारु दारु चर्मणा ७

एवमेषां लोकानामासां देवतानामस्यास्त्रय्या विद्याया वीर्येण यज्ञस्य विरिष्टꣳसंदधाति भेषजकृतो ह वा एष यज्ञो यत्रैवंविद्ब्रह्मा भवति ॥ ८ ॥

एष ह वा उदक्प्रवणो यज्ञो यत्रैवंविद्ब्रह्मा भवत्येवंविदꣳह वा एषा ब्रह्माणमनु गाथा यतो यत आवर्तते तत्तद्गच्छति ॥ ९ ॥

मानवो ब्रह्मैवैक ऋत्विक्कुरूनश्वाऽभिरक्षत्येवंविद्ध वै ब्रह्मा यज्ञं यजमानꣳसर्वाꣳश्चर्त्विजोऽभिरक्षति तस्मादेवंविदमेव ब्रह्माणं कुर्वीत नानेवंविदम्१०

અન્વયાર્થઃ—પ્રજાપતિઃ—વિરાટ્ આત્મા,

છે તથા તેનો ધર્મ એ છે કે, યજ્ઞ પર નજર રાખવી તથા બીજા ઋત્વિજોને પોતપોતાના ધર્મ વિશે ઉપદેશ કરવો. બીજો ઋત્વિજ હોતા યજ્ઞ વિશે હવિ હોમે છે તથા ત્રીજો અધ્વર્યુ ઋગ્વેદના મંત્રોનો પાઠ કરે છે અને ચોથો ઋત્વિજ ઉદ્ગાતા સામવેદના મંત્રોનું ગાન કરે છે.

લોકાન્-પૃથિવીઆદિ સ્થાનને, અભ્યતપત્-ધ્યાનરૂપી તપ કર્યું, પ્રાવૃહત્-ખેંચી કાઢયા, ( ૧ ) ભૂ: ઇતિ ઋગ્ભ્ય:-ઋગ્વેદમાથી ભૂ, ( ૩ ) તત્-તે યજ્ઞમા, યદિ-જો, ઋક્ત: રિષ્યેત્-ઋક્ સંબંધી યજ્ઞ નાશ થાય, ગાર્હ-પત્યે જુહુયાત્-ગાર્હપત્યમા હોમવું, ઋચાં રસેન વીર્યેણ સંદધાતિ-ઋક્ના રસ તથા ઓજસવડે જોડે છે, વિરિષ્ટં-ક્ષતને. ( ૪ ) યજુષ્ટ: રિષ્યેત્-યજુર્વેદ મંત્ર સંબંધી યજ્ઞ નાશ પામતો હોય, ( ૫ ) લવણેન-ટંકણ ખારવડે, ત્રપુ-કલાઇ, સીસં-સીસુ, દારુ-લાકડું, ( ૭ ) ભેષજકૃત.-ઔષધવડે સંસ્કાર પામેલ, ( ૮ ) ઉદક્પ્રવણ:-ઉત્તર તરફ વળેલ, બ્રહ્માણ અનુ-બ્રહ્માની સ્તુતિ સબંધી, ગાથા-ગાયત્રી તથા છંદથી રહિત મંત્ર, યત: આવર્તતે-જ્યા જ્યા યજ્ઞમા ખામી થાય છે, તત્ તત્ ગચ્છતિ-તે તે સ્થળે ખામીને પૂર્ણ કરે છે. ( ૯ ) માનવ:-મનન શીલ, કુરૂન્-કર્તારૂપ અધ્વર્યુ આદિને, અશ્વા-ઘોડી, (અશ્વા) કુરૂન્-ઘોડીપર ચઢનારાને, ( ૧૦ )

શબ્દાર્થ:—પ્રજાપતિએ (વિરાટ આત્માએ) લોક સંબંધી ધ્યાનપૂર્વક તપશ્ચરણ કર્યું. આમ તપશ્ચરણ કરવાથી તેમાથી તત્ત્વો ઉત્પન્ન થયા-અર્થાત્ પૃથ્વીમાથી અગ્નિ, આકાશમાથી વાયુ અને સ્વર્ગમાથી આદિત્યને કાઢયા. ૧

શબ્દાર્થ:—તેણે પછી ત્રણ દેવો અગ્નિ, વાયુ તથા સૂર્ય સંબધી ધ્યાનપૂર્વક તપશ્ચરણ કર્યું અને ધ્યાનપૂર્વક તપશ્ચરણ કરવાથી તત્ત્વને ખેંચી કાઢ્યું. અગ્નિમાથી ઋગ્વેદને, વાયુમાથી યજુર્વેદને અને આદિત્યમાથી સામવેદને ખેંચી કાઢયો. ૨

શબ્દાર્થ—ત્યારપછી તેણે આ ત્રણ વિદ્યા સંબંધી ધ્યાનપૂર્વક તપશ્ચરણ કર્યું તથા તેમ કરવાથી ત્રણ તત્ત્વને બહાર કાઢ્યા. ઋગ્વેદમાથી ભૂ, યજુર્વેદમાથી ભુવ અને સામવેદમાંથી સ્વ. ખેંચી કાઢયો. ૩

શબ્દાર્થ:—આ પ્રમાણે યજ્ઞની ક્રિયામાં ઋગ્વેદના મંત્રનો ખોટો પ્રયોગ થઇ જાય તો યજ્ઞકર્તાએ ગાર્હપત્યાગ્નિને હવિ આપવું તથા કહેવું કે, આ ભૂને સ્વાહા અર્થાત્ ગ્રાહ્ય થાઓ. જે બ્રહ્મા ઋચાઓ સંબંધી યજ્ઞના ક્ષતનું સાધન કરે છે, તે ઋચાઓના રસવડે તથા તેજવડે સંધાન કરે છે. ૪

શબ્દાર્થ:—જો કોઇ યજુર્વેદ મંત્રનો ખોટો પ્રયોગ થઇ જાય તો તેણે દક્ષિણાગ્નિને બલિ આપવું તથા કહેવું, કે આ "ભુવ: સ્વાહા-ભુવને ગ્રાહ્ય થાઓ." જે બ્રહ્મા યજુષ્ સબંધી યજ્ઞના ક્ષતનું સંધાન કરે છે, તે યજુષ્ના રસવડે તથા તેજવડે સંધાન કરે છે. ૫

શબ્દાર્થ—જો કોઇ સામવેદના મંત્રનો પ્રયોગ ખોટો થાય તો તેણે આહવનીયાગ્નિને બલિ આપવો અને કહેવું કે આ "સ્વ: ને સ્વાહા-સ્વરને ગ્રાહ્ય થાઓ." જે બ્રહ્મા સામ સંબધી યજ્ઞના ક્ષતનું અનુસંધાન કરે છે તે સામના રસવડે તથા તેજવડે સંધાન કરે છે. ૬

શબ્દાર્થ—જેમ લવણ (ટંકણ ખારવડે) સુવર્ણ જોડાય છે, સુવર્ણથી રૂપું જોડાય છે, રૂપાથી કલઇ, કલાઇથી સીસું, સીસાથી લોહ તથા કાષ્ઠ તેમજ ચર્મવડે કાષ્ઠ એકબીજા સાથે જોડાઇ શકે છે; ૭

શબ્દાર્થ—તે જ પ્રમાણે આ લોકના, આ દેવતાઓના તથા આ ત્રણ વિદ્યાના રસરૂપી તેજવડે યજ્ઞની ન્યૂનતાને બ્રહ્મા ધારણ કરે છે. આથી રોગથી દુ:ખિતને ઔષધ સારું કરે છે. તેમ પવિત્ર થયેલ તે યજ્ઞ છે કે જે યજ્ઞમા હોમના પ્રાયશ્ચિત્તના વિધિના જાણનારો બ્રહ્મા છે. ૮

શબ્દાર્થ—જે યજ્ઞવિદ્ બ્રહ્મા આ સર્વ જાણે છે, તે ઉત્તર માર્ગ તરફ વળેલો હોય છે. બ્રહ્મા જે આ સર્વ વસ્તુને જાણે છે તેના

સંબંધમાં નીચે દર્શાવેલ ગાથા કહેવામાં આવી છે:—જ્યારે જ્યારે યજ્ઞમાં કાંઇ ન્યૂનાધિકતા થાય છે ત્યારે ત્યારે બ્રહ્માના જ્ઞાનવડે દરેક વસ્તુની ન્યૂનાધિકતાનો નાશ થાય છે. (૯)

શબ્દાર્થ:—આ રીતનો માનવ બ્રહ્મા ખરેખર ઋત્વિક અધ્વર્યુ આદિનું રક્ષણ કરે છે. જેમ વીર પુરુષોનું રક્ષણ પોતાની ઘોડીથી થાય છે તેમ આ રીતે સર્વ વસ્તુને સમ્યક્ રીતે જાણનાર બ્રહ્મા યજ્ઞનું, યજમાનનું તથા તેમા રહેલા સર્વ ઋત્વિજોનું રક્ષણ કરે છે. તેથી ખરેખરી રીતે આ પ્રમાણે સર્વ વસ્તુને સમ્યક્ રીતે જાણનારાને બ્રહ્મા કરવો. પણ નહિ જાણનારને બ્રહ્મા કરવો નહિ—અવેત્તાએ બ્રહ્મા તરીકેનું સ્થાન ગ્રહણ કરવું નહિ. ૧૦

ટીકા:—આનું તાત્પર્ય એ થાય છે કે, જ્ઞાનપ્રાપ્તિને માર્ગે પુરુષ દોરવાય છે. જ્ઞાનીના માર્ગને ઉત્તર માર્ગ કહેવામાં આવે છે તથા જેનું તે તરફ વલણ થાય છે તેને ઉતરાદિ માર્ગ ઘણો જ સુલભ થઇ પડે છે. ૯

ટીકા:—અહીં ઘોડી લેવાનો આશય એવો છે કે. ચપળતા તથા હીમ્મતમાં ઘોડા કરતાં ઘોડીઓ શ્રેષ્ઠ હોય છે. યુદ્ધ પ્રસંગે પણ પોતાના સ્વારના રક્ષણને અર્થે તે પોતાના જીવને પણ જોખમમા નાખતા અચકાતી નથી. આ જ કારણથી મરાઠા ઘોડેસ્વાર સૈન્ય ઘણુંખરું ઘોડીઓનું બનેલું હતું. ૧૦

## पंचम प्रपाठक.

### પ્રથમ ખંડ.

### પ્રાણની શ્રેષ્ઠતા.

ॐ ॥ यो ह वै ज्येष्ठञ्च श्रेष्ठञ्च वेद ज्येष्ठश्च ह वै श्रेष्ठश्च भवति प्राणो वाव ज्येष्ठश्च श्रेष्ठश्च ॥ १ ॥

यो ह वै वसिष्ठं वेद वसिष्ठो ह स्वानां भवति वाग्वाव वसिष्ठः ॥ २ ॥

यो ह वै प्रतिष्ठां वेद प्रति ह तिष्ठत्यस्मिꣳश्च लोकेऽमुष्मिꣳश्च चक्षुर्वाव प्रतिष्ठा ॥ ३ ॥

यो ह वै सम्पदं वेद सꣳहास्मै कामाः पद्यन्ते दैवाश्च मानुषाश्च श्रोत्रं वाव सम्पत् ॥ ४ ॥

यो ह वा आयतनं वेदायतनꣳह स्वानां भवति मनो ह वा आयतनं ॥५॥

अथ ह प्राणा अहꣳश्रेयसि व्यूदिरेऽहꣳश्रेयानस्म्यहꣳश्रेयानस्मीति ॥ ६ ॥

ते ह प्राणाः प्रजापतिं पितरमेत्योचुर्भगवन् को नः श्रेष्ठ इति तान् होवाच यस्मिन् व उत्क्रान्ते शरीरं पापिष्ठतरमिव दृश्येत स वः श्रेष्ठ इति ॥७॥

सा ह वागुच्चक्राम सा संवत्सरं प्रोष्य पर्येत्योवाच कथमशकतर्ते मज्जीवितुमिति यथाकला अवदन्तः प्राणन्तः प्राणेन पश्यन्तश्चक्षुषा शृण्वन्तः श्रोत्रेण ध्यायन्तो मनसैवमिति प्रविवेश ह वाक ॥ ८ ॥

चक्षुर्होच्चक्राम तत्संवत्सरं प्रोष्य पर्येत्योवाच कथमशकतर्ते मज्जीवितुमिति यथाऽन्धा अपश्यन्तः प्राणन्त. प्राणेन वदन्तो वाचा शृण्वन्तः श्रोत्रेण ध्यायन्तो मनसैवमिति प्रविवेश ह चक्षुः॥९॥

श्रोत्रꣳहोच्चक्राम तत्संवत्सरं प्रोष्य पर्येत्योवाच कथमशकतर्ते मज्जीवितुमिति यथा बधिरा अशृण्वन्तः प्राणन्त. प्राणेन वदन्तो वाचा पश्यन्तश्चक्षुषा ध्यायन्तो मनसैवमिति प्रविवेश ह श्रोत्रम् ॥ १० ॥

मनो होच्चक्राम तत्संवत्सरं प्रोष्य पर्येत्योवाच कथमशकतर्ते मज्जीवितुमिति यथा बाला अमनस. प्राणन्तः प्राणेन वदन्तो वाचा पश्यन्तश्चक्षुषा शृण्वन्तः श्रोत्रेणैवमिति प्रविवेश ह मनः ॥११॥

अथ ह प्राण उच्चिक्रमिष्यन्त्स यथा सुहयः पड्वीशशंकून् संखिदेदेवमितरान् प्राणान् समखिदत्तꣳहाभिसमेत्योचुर्भगवन्नेधि त्वन्नः श्रेष्ठोऽसि मोत्क्रमीरिति ॥ १२ ॥

अथ हैनं वागुवाच यदहं वसिष्ठोऽस्मि त्वं तद्वसिष्ठोऽसीत्यथ हैनं चक्षुरुवाच यदहं प्रतिष्ठाऽस्मि त्वं तत्प्रतिष्ठाऽसीति. ॥१३॥

अथ हैनꣳश्रोत्रमुवाच यदहꣳसम्पदस्मि त्वं तत्सम्पदसीत्यथ हैनं मन उवाच यदहमायतनमस्मि त्वं तदायतनमसीति ॥ १४ ॥

न वै वाचो न चक्षुꣳषि न श्रोत्राणि न मनाꣳसीत्याचक्षते प्राणा इत्येवाचक्षते प्राणो ह्येवैतानि सर्वाणि भवति ॥१५॥

અન્વયાર્થઃ—જ્યેષ્ઠં—મોટી ઉમરવાળાને, શ્રેષ્ઠં—ગુણથી અધિક હોય તેને, વેદ—ઉપાસે છે, (૧) વસિષ્ઠં—જગતના આવરણને, (૨) પ્રતિષ્ઠા—સ્થિતિને, (૩) સંપદં—સંપતરૂપ સાધનને, (૪) આયતનં—આશ્રયને, (૫) પ્રાણાઃ—વાગાદિ ઇન્દ્રિયો, અહંશ્રેયસિ—પોતાની શ્રેષ્ઠતાને માટે, વ્યૂદિરે—પરસ્પર વાદ વિવાદ કરવા લાગી, (૬) પાપિષ્ઠતરં—અતિશય પાપવાળું, (૭) કથં અશકત ઋતે મત્ જીવિતું—મારા વિના જીવવા કેમ શક્તિમાન્ થયા, અકલાઃ—મૂગાઓ. (૮) સુહયઃ—સારો અશ્વ, પડ્વીશશંકૂન્—પદનશીલાઃ પદવઃ તેષાં સંહતિઃ પડ્વી તસ્યાઃ ઇશાઃ પડ્વીશાઃ અર્થાત્ પગોને નિયમમા રાખનાવાળા ખીંટાને, સંખિદેત્—કાઢી નાંખે, સમખિદત્—બહાર નીકળવા લાગ્યા, અભિસમેત્ય—સમીપ આવી, એધિ—અમારા સ્વામીરૂપથાઓ, મા ઉત્ક્રમીઃ=બહાર નીકળો નહિ. (૧૨) વસિષ્ઠઃ અસ્મિ—હું આશ્રરૂપ ગુણવાળો છું, (૧૩) સંપત=સાધનપણાના ગુણવાળો, આયતનં=આશ્રયગુણવાળો, (૧૪) પ્રાણઃ એતાનિ સર્વાણિ ભવતિ=મુખ્ય પ્રાણ આ સર્વરૂપે છે. (૧૫)

શબ્દાર્થઃ—ૐ! ખરેખર જે જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠને સમજે છે, તે જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠ બને છે. પ્રાણ ખરેખર જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠરૂપ છે. ૧

શબ્દાર્થ—વસિષ્ઠ અર્થાત્ જગતનું આવરણ શું છે, તે જે જાણે છે તે આ લોકનો રક્ષક થાય છે. વાણી ખરેખર વસિષ્ઠરૂપ છે. ૨

શબ્દાર્થ—જે પ્રતિષ્ઠા અર્થાત્ દઢતાને જાણે છે તે આ લોક તેમજ પરલોક વિશે પ્રતિષ્ઠિત થાય છે. ખરેખર દષ્ટિ જ પ્રતિષ્ઠારૂપ છે. ૩

શબ્દાર્થઃ—જે સંપતને પ્રાપ્ત થાય છે તે આ લોક તથા પરલોક વિશે સર્વ કામ્ય વસ્તુને પ્રાપ્ત થાય છે. ખરેખર શ્રોત્ર સંપતરૂપ છે. ૪

શબ્દાર્થઃ—જે આયતનને અર્થાત્ આશ્રયને ઓળખે છે, તે ખરેખર પોતાના લોકના આયતનરૂપ થાય છે. મન ખરેખર આયતનરૂપ છે. ૫

શબ્દાર્થ—એક વખત આ સર્વ ઇન્દ્રિયો માંહોમાંહે પોતપોતાની શ્રેષ્ઠતા માટે લડવા લાગી. આ દરેક જણે કહ્યું કે, હું મોટી છું—હું મુખ્ય છું. ૬

શબ્દાર્થઃ—ત્યાર પછી આ સર્વ ઇન્દ્રિયો પોતાના પિતારૂપ પ્રજાપતિ પાસે ગઇ અને કહ્યું, હે ભગવન્! અમારામાં કોણ મુખ્ય છે. પ્રજાપતિ બોલ્યા કે, તમારામાંથી જે ઇન્દ્રિયના નિર્ગમનથી શરીર શબરૂપ અસ્પૃશ્ય જેવું થઇ રહે, તે ઇન્દ્રિય મુખ્ય છે. ૭

શબ્દાર્થઃ—ત્યારે પ્રથમ વાણી શરીરમાથી બહાર નિકળી. તે એક વર્ષની મુદત પછી પાછી ફરી અને બીજી ઇન્દ્રિયોને કહ્યુ કે, તમે મારો વિયોગ કેવી રીતે સહન કરી શક્યાં, ત્યારે બીજી ઇન્દ્રિયોએ ઉત્તર આપ્યો કે, જેમ નહિ બોલી શકતો એક મૂગો માણુસ પોતાના પ્રાણને લીધે શ્વાસ લે છે, પોતાના ચક્ષુવડે જોઇ શકે છે, પોતાના શ્રોત્રવડે સાંભળી શકે છે. (આ પ્રમાણે બીજી ઇન્દ્રિયોના કહેવાથી નિરભિ-

માની એવી ) વાણીએ પાછું પોતાનું સ્થાન શરીરવિશે લીધું. ૮

શબ્દાર્થઃ—( વાણીએ આ રીતનું અભિમાન છોડયા પછી ) ખરેખર દૃષ્ટિએ શરીરનો ત્યાગ કર્યો. તે એક વર્ષ પછી પાછી ફરી, અને બીજી ઇન્દ્રિયોને પૂછ્યું કે, તમે મારો વિયોગ કેવી રીતે સહન કરી શકયા ? ત્યારે બીજી ઇન્દ્રિયોએ ઉત્તર આપ્યો કે, જેમ નહિ દેખાતો એવો એક અંધ પુરુષ પોતાના પ્રાણવડે શ્વાસ લે છે, પોતાની વાગિન્દ્રિયની સહાયતાથી બોલી શકે છે, પોતાના શ્રોત્રવડે સાંભળી શકે છે અને પોતાના મનવડે વિચાર કરી શકે છે. ( આ રીતે બીજી બધી ઇન્દ્રિયોના કહેવાથી નિરભિમાની એવી ચક્ષુ ઇન્દ્રિયે પોતાનું સ્થાન પાછું ગ્રહણ કર્યું ). ૯

શબ્દાર્થ—( આ રીતે ચક્ષુ ઇન્દ્રિયનું અભિમાન ઉતર્યા પછી શ્રવણેન્દ્રિયે શરીરમાંથી પ્રયાણ કર્યું. તે વર્ષની મુદત પછી પાછી ફરી તથા બીજી ઇન્દ્રિયોને પૂછ્યું કે, તમે સર્વે ઇન્દ્રિયો મારો વિયોગ કેવી રીતે સહન કરી શકયા ! તેઓએ પ્રત્યુત્તર આપ્યો કે, નહિ સાંભળી શકતો એવો એક બધિર પુરુષ પોતાની પ્રાણેન્દ્રિયવડે શ્વાસ લઇ શકે છે, વાગિન્દ્રિયવડે બોલી શકે છે, ચક્ષુઇન્દ્રિયવડે જોઇ શકે છે તથા મન ઇન્દ્રિયવડે વિચાર કરી શકે છે. ( આ રીતે બીજી ઇન્દ્રિયોના કહેવાથી નિરભિમાની થઇ ) શ્રવણેન્દ્રિયે પાછું પોતાનું સ્થાન ગ્રહણ કર્યું. ૧૦

શબ્દાર્થઃ—( આ રીતે શ્રવણેન્દ્રિયનું અભિમાન ઉતર્યા પછી ) ખરેખર મન ઇન્દ્રિયે પ્રયાણ કર્યું. તે વર્ષની મુદત પછી પાછી ફરી તથા બીજી ઇન્દ્રિયોને પૂછ્યું કે તમે સર્વે ઇન્દ્રિયો મારો વિયોગ કેવી રીતે સહન કરી શકયાં ? મન શક્તિ રહિત એવું એક નાનું બાળક પોતાની પ્રાણ ઇન્દ્રિયવડે શ્વાસ લે છે, વાગિન્દ્રિયવડે બોલી શકે છે, ચક્ષુ ઇન્દ્રિયથી જોઇ શકે છે તથા શ્રવણેન્દ્રિયવડે સાંભળી શકે છે. ( આ પ્રમાણે બીજી ઇન્દ્રિયોના કહેવાથી નિરભિમાની થઇ) મન ઇન્દ્રિયે પણ પોતાનું સ્થાન પાછું ગ્રહણ કર્યું. ૧૧

શબ્દાર્થ—( આ રીતે બીજી સર્વ ઇન્દ્રિયોનું વારા ફરતી પ્રયાણ થઇ રહ્યા પછી ) પ્રાણ ઇન્દ્રિયે ખરેખર બહાર નિકળવાનો પ્રયત્ન કરવા માંડયો અને તેના બહાર નિકળવાના પ્રયત્નની અંદર જ જેમ એક મોટા અશ્વને ચાબુકવડે મારવાથી, તે, ખુંટીઓ કે જેને તેના પગો બાંધવામાં આવેલા હોય છે તેને તેની જગાએથી ઉખેડી કાઢે છે, તેમ બીજી બધી સર્વ ઇન્દ્રિયોને બહાર કહાડી નાખી. બીજી ઇન્દ્રિયો ત્યાર પછી પ્રાણ ઇન્દ્રિય પાસે આવી કહેવા લાગી કે, હે ભગવન્ ! આપ આપના સ્થાન વિષે જ રહો. તમે અમારા સર્વ કરતા મહાન્ બળવાન્ છો. અમે પ્રાર્થનાપૂર્વક કહીએ છીએ કે, આપ નિર્ગમન મા કરો. ૧૨

ત્યાર પછી વાગિન્દ્રિય ખરેખર પ્રાણ પાસે આવી કહેવા લાગી કે, સર્વ વસ્તુને વસિષ્ઠ અર્થાત્ આવરણ કરવાનો ગુણ જે હું ગ્રહણ કરું છું, તે આપની સત્તાને લીધેજ છે. પછી ચક્ષુ ઇન્દ્રિયે આવી કહેવા માંડયું કે, પ્રતિષ્ઠાપણાનો ગુણ જે મારવિશે છે, તે આપની સત્તાથી જ છે ૧૩

શબ્દાર્થ—પછી શ્રવણેન્દ્રિયે આવી કહેવા માંડયું કે, સંપત્પણાનો ગુણ જે મારે વિશે છે, તે પણ આપની સત્તાથી જ છે. છેવટે મને આવી કહ્યું કે, આ મનનપણાનો ગુણ જે મારેવિશે છે, તે આપની સત્તાથી જ છે ૧૪

શબ્દાર્થ—ખરેખર વાણી, ચક્ષુ, શ્રોત્ર અથવા તો મન કાંઇપણ કરવા શક્તિમાન્ નથી. તેઓ કેવળ નામનાજ છે. એ બધાના ધર્મો પ્રાણને અધીન છે તથા તે સર્વ ધર્મો પ્રાણવડેજ ઉત્પન્ન થાય છે. ૧૫

ટીકાઃ—વસિષ્ઠનો અર્થ આ જગતનું આવરણ થાય છે. વસુ એટલે દ્રવ્યવાન્ થય છે. વાણીને વસિષ્ઠરૂપ કહેવામાં આવી છે, કારણ કે તે સર્વ વસ્તુને સમજે છે. અથવા તો વાણીને દ્રવ્યવાન્ કહેવામાં આવે છે, કારણ વાણીવડે દ્રવ્ય મેળવી શકાય છે. ૨

ટીકાઃ—દૃષ્ટિ એ એક મુખ્ય ઇન્દ્રિય છે કે, જેનાવડે સમ તથા વિષમ ભૂમિ ઓળખી શકાય છે. આ કારણથી દૃષ્ટિને પ્રતિષ્ઠારૂપ કહી છે. ૩

ટીકાઃ—શ્રોત્રવડે વેદોનું શ્રવણ થાય છે. વેદના જ્ઞાનથી માણસ સંપતને પ્રાપ્ત થાય છે. આથી શ્રોત્રને સંપતરૂપ કહ્યા છે. ૪

ટીકાઃ—મનને આયતન કહેવાનું કારણ એ કે, મન સર્વ જ્ઞાનનું આશ્રયસ્થાન કહેવાય છે. ૫

## દ્વિતીય ખંડ.

### પ્રાણના અન્ન વસ્ત્રની ઉપાસના.

स होवाच किं मेऽन्नं भविष्यतीति यत्किञ्चिदिदमाश्वभ्य आ शकुनिभ्य इति होचुस्तद्वा एतदनस्यान्नमनो ह वै नाम प्रत्यक्षं न ह वा एवंविदि किञ्चनानन्नं भवतीति ॥ १ ॥

स होवाच किं मे वासो भविष्यतीत्याप इति होचुस्तस्माद्वा एतदशिष्यन्तः पुरस्ताच्चोपरिष्टाच्चाद्भिः परिदधति लम्भुको ह वासो भवत्यनग्नो ह भवति ॥ २ ॥

तद्धैतत्सत्यकामो जाबालो गोश्रुतये वैयाघ्रपद्यायोक्त्वोवाच यद्यप्येनच्छुष्काय स्थाणवे ब्रूयाज्जायेरन्नेवास्मिञ्छाखाः प्ररोहेयुः पलाशानीति ॥ ३ ॥

अथ यदि महज्जिगमिषेदमावास्यायां दीक्षित्वा पौर्णमास्यां रात्रौ सर्वौषधस्य मन्थं दधिमधुनोरुपमथ्य ज्येष्ठाय श्रेष्ठाय स्वाहेत्यग्नावाज्यस्य हुत्वा मन्थे सम्पातमवनयेत् ॥ ४ ॥

वसिष्ठाय स्वाहेत्यग्नावाज्यस्य हुत्वा मन्थे सम्पातमवनयेत्प्रतिष्ठायै स्वाहेत्यग्नावाज्यस्य हुत्वा मन्थे सम्पातमवनयेत्सम्पदे स्वाहेत्यग्नावाज्यस्य हुत्वा मन्थे सम्पातमवनयेदायतनाय स्वाहेत्यग्नावाज्यस्य हुत्वा मन्थे सम्पातमवनयेत् ॥ ५ ॥

अथ प्रतिसृप्याञ्जलौ मन्थमाधाय जपत्यमो नामास्यमा हि ते सर्वमिदꣳ स हि ज्येष्ठः श्रेष्ठो राजाधिपतिः स मा ज्यैष्ठ्यꣳ श्रैष्ठ्यꣳ राज्यमाधिपत्यं गमयत्वहमेवेदꣳ सर्वमसानीति ॥ ६ ॥

अथ खल्वेतयर्चा पच्छ आचामति तत्सवितुर्वृणीमह इत्याचामति वयं देवस्य भोजनमित्याचामति श्रेष्ठꣳ सर्वधातममित्याचामति तुरं भगस्य धीमहीति सर्वं पिबति ॥ ७ ॥

निर्णिज्य कꣳसं चमसं वा पश्चादग्नेः संविशति चर्मणि वा स्थण्डिले वा वाचंयमोऽप्रसाहः स यदि स्त्रियं पश्येत् समृद्धं कर्मेति विद्यात् ॥ ८ ॥

तदेष श्लोकः यदा कर्मसु काम्येषु स्त्रियꣳ स्वप्नेषु पश्यति समृद्धिं तत्र जानीयात्तस्मिन्स्वप्ननिदर्शने तस्मिन्स्वप्ननिदर्शने ॥ ९ ॥

અન્વયાર્થઃ—આશ્વભ્યઃ આશકુનિભ્યઃ=કુતરા તથા પક્ષીવડે (જે અન્ન ખવાય છે તે), ઉચુઃ=કહેવા લાગ્યા, એતત્ અનસ્ય અન્નં=આ પ્રાણના અન્નરૂપે, અનઃ=પ્રાણ, (૧) વાસઃ—વસ્ત્ર, અશિષ્યન્તઃ=ભોજન કરનારા, પુરસ્તાત્ ઉપરિષ્ટાત્=પ્રથમ તથા છેવટે, અદ્ભિઃ=જળવડે પરિદધતિ=પ્રાણને પરિધાન કરે છે, વાસઃ લંભુકઃ ભવતિ=વસ્ત્ર મેળવનાર ઉપાસક થાય છે, અનગ્નઃ=ઉત્તરીયવાળો, (૨) એતત્

શુષ્કાય સ્થાણવે બ્રૂયાત્=શુષ્ક વૃક્ષને પણ આ કહેશો, જાયેરન્ એવ અસ્મિન્ શાખાઃ=તેને વિશે શાખા ઉત્પન્ન થશે, પલાશાનિ પ્રરોહેયુઃ=પત્રો ઉગે છે. (૩) મહત્ જિગમિષત્-મહાન્ થવાની ઇચ્છા રાખે, દીક્ષિત્વા-દીક્ષા લઇ, સર્વૌષધસ્ય મંથં-વ્રીહિઆદિ અરણ્યના દશ ધાન્યના એકત્ર કરેલ મંથને, દધિમધુનોઃ ઉપમથ્ય-દહી તથા મધવડે આલોડન કરી, અગ્નૌ આજ્યસ્ય હુત્વા-ઘીની અગ્નિમાં આહુતિ આપી, મથે સંપાતં અવનયેત્-મથમા સ્રુવને ચોટેલુ ઘી નાંખવું. (૪) પ્રતિસૃપ્ય-અગ્નિની પાસે આવી, અંજલૌ મંથં આધાય-અંજલિમાં મંથને લઇ, જપતિ-જપે છે, અમઃ નામાસિ-હે મંથ ! તું અમ એવા નામવાળો છે, અમાહિતે સર્વં ઇદ-આ સર્વ જગત્ અમયુક્ત અર્થાત્ પ્રાણને આધીન છે, સઃ જ્યેષ્ઠઃ શ્રેષ્ઠઃ રાજા, અધિપતિઃ-પ્રાણાવયવવડે જ્યેષ્ઠ, કર્મવડે શ્રેષ્ઠ, રાજા અર્થાત્ દીપ્તિમાન તથા સર્વના પાલન કર્તારૂપ છે, ગમયતુ-પમાડો, અહં સર્વં અસાનિ-હું આ સર્વરૂપે અર્થાત્ પ્રાણની માફક જગતરૂપે થાઉં. (૬) એતયા ઋચા પચ્છ આચામતિ-આ ઋચાવડે એક પાદ મથમાથી ખાવું, તત્સવિતુર્વૃણીમહે, વયં દેવસ્ય ભોજનં, શ્રેષ્ઠં સર્વધાતમં, તુરં ભગસ્ય ધીમહિ આ ચાર પાદવડે ચારવાર ભક્ષણ કરવું. અર્થ નીચે પ્રમાણેઃ-ઉત્પન્ન કર્તા તથા પ્રકાશમાન તે મંથરૂપ ભોજન, જે શ્રેષ્ઠ તથા સર્વ જગતના ધારણ કર્તારૂપ છે તેની અમે પ્રાર્થના કરીએ છીએ. કર્મવાળા અમો ભાગ્યના કારણરૂપ આદિત્યના સ્વરૂપનું જલદી ચિંતન કરીએ છીએ, નિર્ણિજ્ય-પાત્ર ધોઇ નાખી, વાચંયમઃ-મૌન રહી, અપ્રસાહઃ-ચિત્તનું નિયમન કરી, સંવિશેત્-સુવું, સમૃદ્ધં કર્મ-કર્મસિદ્ધ છે, વિદ્યાત્- જાણવું, ૮ સ્વપ્ન નિદર્શને-સ્વપ્ન જોવામા. ૯

શબ્દાર્થઃ—ત્યાર પછી ખરેખર પ્રાણે પૂછ્યું કે અન્નરૂપે શું થશે ? ત્યારે બીજી ઇન્દ્રિયોએ ઉત્તર આપ્યો કે, કુતરા પક્ષીઆદિનું જે અન્ન છે તે આપને માટે યોગ્ય અન્ન છે. આ કારણથી જ ખરેખર સર્વ ખાદ્ય વસ્તુઓ અનને ( પ્રાણને ) અર્પે છે. પ્રાણનું અન્ન એનું પ્રત્યક્ષ નામ છે. જે આ પ્રમાણે જાણે છે તેવાને અનન્ન-અભક્ષ્ય ખોરાક કાંઇ પણ રહેતો નથી. ૧

શબ્દાર્થ—પછી પ્રાણે પૂછ્યું કે, મારૂ વાસ-વસ્ત્ર શું થશે ? ત્યારે તેઓએ ઉત્તર આપ્યો કે, જળ આપનું વસ્ત્ર થશે. આથી લોકો પોતાના ભોજનના આદિ તથા અંત સમયે જળને પ્રથમ ગ્રહણ કરે છે, તે પોતાનુ વસ્ત્રરૂપ જળ હમેશ મેળવે છે. તે કદી નગ્ન રહેતો નથી. ૨

શબ્દાર્થઃ—જબાલાના પુત્ર સત્યકામે વૈયાઘ્રપાદના પુત્ર ગોશ્રુતિને ઉપર પ્રમાણે ઉપદેશ આપ્યા પછી કહ્યું કે જો તું વૃક્ષના શુષ્ક સ્કંધને પણ આ વાર્તા સમજાવીશ તો તેને પણ નવી શાખાઓ તથા પર્ણો ઉત્પન્ન થશે ૩

શબ્દાર્થઃ—જો કોઇ મહાન્ થવાની ઇચ્છા રાખતો હોય તો તેણે અમાવાસ્યાને દિવસે દીક્ષા ગ્રહણ કરી, પૂર્ણિમાની રાત્રી વિશે (નગરમાં અથવા નગરની આસપાસ મળી શકે એવી ) ડાંગર આદિ અન્નના છાલા કાઢી નાખી, દહીં તથા મધ સાથે તે અન્નને કાંસાના બનાવેલ પાત્રમાં છુંદવું. પછી એક શુચિના પ્રમાણમાં લઇ ઘીને અગ્નિ વિશે આહુતિ આપવી તથા તે વખતે કહેવું કે, આ આહુતિ જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠને સ્વાહા-અર્પણ થાઓ. પછી શુચિમા જે કાંઇ આગળ પાછળ બાકી રહ્યું હોય, તેને જે પાત્રમા મંથ એકઠું કર્યું હોય તેમા નાખવુ. ૪

શબ્દાર્થઃ—પછી અગ્નિને વિશે ઘીનો

હોમ ફરીથી કરવો તથા તે આપતી વખતે કહેવુ કે આ આહુતિ વૃશિષ્ઠને સ્વાહા-પ્રાપ્ત થાઓ. પછી શુચિ વિશે આગળ પાછળ રહેલ હોય, તેને હવિના પાત્ર વિશે પાછુ નાખી દેવુ. ત્યાર પછી ફરી ધૃતની શુચિવડે અગ્નિ વિશે આહુતિ આપવી તથા આપતી વખતે કહેવુ કે, આ પ્રતિષ્ઠાને સ્વાહા-પ્રાપ્ત થાઓ. આપ્યા પછી શુચિને વળગી રહેલ ધૃત હવિના પાત્રમા પાછુ નાખી દેવુ અને ફરી ધૃતની અગ્નિ વિશે શુચિવડે આહુતિ આપવી તથા કહેવુ કે આ સંપતને સ્વાહા-પ્રાપ્ત થાઓ, ફરી ચોટી રહેલ હવિના પાત્રમા એકઠુ કરવુ તથા ફરી ધૃતની અગ્નિ વિશે આહુતિ આપવી તથા આપતા કહેવુ કે, આ આહુતિ આયતનને સ્વાહા-પ્રાપ્ત થાઓ. પછી શુચિમા વિટાએલ મૂળ મંથપાત્રમા એકઠુ કરવુ. ૫

શબ્દાર્થ—પછી અગ્નિ સમક્ષ આવી રહેલ સર્વ હવિ પોતાના બે હસ્ત વિશે લઇ તેણે આસ્તેથી નીચે પ્રમાણે કહેવુ કે, આપનુ નામ અમ કહેવાય છે. આ સર્વ આપને આધીન છે. આપ જ્યેષ્ઠ, શ્રેષ્ઠ, સર્વના રાજા પ્રભુરૂપ છો આ રીતે અમરૂપ એવા તમે મને જ્યેષ્ઠ તથા શ્રેષ્ઠ બનાવો મને રાજ્ય તથા આધિપત્ય પ્રાપ્ત કરાવો. હુ સર્વરૂપ થઇશ. ૬

શબ્દાર્થ—પછી ખરેખર મંત્રના એક પાદવડે મંથના એક એક અંશનુ ગ્રહણ કરવુ. तत्सवितुर्वृणीमहे સર્વના ઉત્પન્ન કર્તારૂપ દેવના મંથનરૂપ ભોજનને અમે પ્રાર્થના કરીએ છીએ, એ પદવડે પ્રથમ ભક્ષણ કરવુ. 'वयं देवस्य भोजनम् અમે દેવના ભોજનને માગીએ છીએ, આ પાદવડે બીજીવાર ભક્ષણ કરવુ'. श्रेष्ठं सर्वधातमम શ્રેષ્ઠ તથા સર્વ જગતના પ્રાણને ધારણ કરનારરૂપ ભોજનને અમે ધ્યાન કરીએ છીએ, એમ કહી ત્રીજીવાર ભક્ષણ કરવું. तुरं भगस्य धीमहि સૂર્યના સ્વરૂપનુ અમે જલદી ધ્યાન કરીએ છીએ, આ ચોથું ચરણ કહી કાસ્ય પાત્રમા જે કાઇ રહેલુ હોય તે સર્વ ધોઇને પી જવું. પછી આચમન કરી અગ્નિના પશ્ચિમ ભાગમા મૃગચર્મપર અથવા જમીનપર બોલ્યા ચાલ્યા વિના સુઇ જવું તથા ચિત્તને નિયમમા રાખી સૂવુ, જેથી કાઇ સ્વપ્ન આવે નહિ. આ અવસ્થામા તેને જો સ્ત્રીનું સ્વપ્ન આવે તો તેનો યજ્ઞ સિદ્ધ થયો છે, એમ જાણવુ. (૭-૮)

શબ્દાર્થ—આ જ કારણથી નીચેનો મંત્ર કહેવામા આવ્યો છે કે, જ્યારે યજ્ઞ કરવાના પ્રસંગની અંદર કર્તા સ્વપ્ન વિશે કેટલાંક કામ્ય કર્મોવિશે સ્ત્રીઓને જુવે તો તેણે ખરે ખર આ સ્વપ્ન પરથી ખાત્રી રાખવી કે તેની ક્રિયા ફળદાયી નીવડી છે (૯)

ટીકા—ભગવાન્ શંકરના મત પ્રમાણે એનો ભાવાર્થ એ થાય છે કે, મનુષ્ય ભોજન લેતા પહેલા તેમજ લઇ રહ્યા પછી જળનુ આચમન લે છે. પણ જળનુ પાન કરવુ, તેને આ બાબત લાગુ પડતી નથી. (૨)

## તૃતીય ખંડ:

### પંચાગ્નિવિશે શ્વેતકેતુ આદિનો સંવાદ.

श्वेतकेतुर्हारुणेयः पञ्चालानाᳪ समितिमेयाय तᳪह प्रवाहणो जैवलिरुवाच कुमारानु त्वाशिषत्पितेत्यनु हि भगव इति १

वेत्थ यदितोऽधि प्रजाः प्रयन्तीति न भगव इति वेत्थ यथा पुनरावर्त्तन्ता ३ इति न भगव इति वेत्थ पथोर्देवयानस्य पितृयाणस्य च व्यावर्त्तना ३ इति न भगव इति ॥ २ ॥

वेत्थ यथासौ लोको न सम्पूर्यता ३ इति न भगव इति वेत्थ यथा पञ्चम्यामाहुतावापः पुरुषवचसो भवन्तीति नैव भगव इति ॥ ३ ॥

अथानु किमनुशिष्टोऽवोचथा यो हीमानि न विद्यात् कथंसोऽनुशिष्टो ब्रुवीतेति स हायस्तः पितुरर्धमेयाय तꣳहोवाचाऽननुशिष्य वाव किल मा भगवानब्रवीदनु त्वाशिषमिति ॥ ४ ॥

पञ्च मा राजन्यबन्धुः प्रश्नानप्राक्षी-त्तेषां नैकञ्चनाशकं विवक्तुमिति स हो-वाच यथा मा त्वं तदैतानवदो यथाह-मेषां नैकञ्चन वेद यद्यहमिमानवेदिष्यं कथं ते नावक्ष्यमिति ॥ ५ ॥

स ह गौतमो राज्ञोऽर्धमेयाय तस्मै ह प्राप्तायार्हाञ्चकार स ह प्रातः स-भाग उदेयाय तꣳहोवाच मानुषस्य भ-गवन् गौतम वित्तस्य वरं वृणीथा इति स होवाच तवैव राजन् मानुषं वित्तं यामेव कुमारस्यान्ते वाचमभाष-थास्तामेव मे ब्रूहीति ॥ ६ ॥

स ह कृच्छ्रीबभूव तꣳह चिरं वसे-त्याज्ञापयाञ्चकार तꣳहोवाच यथा मा त्वं गौतमाऽवदो यथेयं न प्राक् त्वत्तः पुरा विद्या ब्राह्मणान् गच्छति तस्मादु सर्वेषु लोकेषु क्षत्रस्यैव प्रशासनमभू-दिति तस्मै होवाच ॥ ७ ॥

અન્વયાર્થ:-પંચાલાના સમિતિં-પંચાલ દેશની સભામાં, એયાય-ગયો, ત્વા પિતા અન્વશિષત્-તારા પિતાએ તને ઉપદેશ આપ્યો. ( ૧ ) વેત્થ-તું જાણે છે, યત્ ઇતઃ અધિ પ્રજાઃ પ્રયન્તિ-અહીંથી પ્રાણી ઉપરિસ્થાન પ્રતિ જાય છે, વેત્થ પુનરાવર્તન્તે-પાછા ફરે છે તે જાણે છે, દેવયાનસ્ય પિતૃ-યાનસ્ય પથોઃ વ્યાવર્તન વેત્થ-દેવયાન તથા પિતૃયાન માર્ગનો વિભાગ ક્યાં તે જાણે છે. ( ૨ ) લોકઃ ન સંપૂર્યતે-પિતૃલોક પૂરાતો નથી, પંચમ્યા આહુતૌ પુરુષવચસઃ આપઃ ભવન્તિ-પાંચમી આહુતિમાં જળ પુરુષ નામે થાય છે. (૩) અવોચથાઃ-કહે છે, યઃ ઇમાનિ ન વિદ્યાત્ કથં અનુશિષ્ટઃ-જે આ જાણતો નથી, તેને માટે કેમ હું ઉપદેશાયેલ છું એમ કહે છે, સઃ આયસ્તઃ પિતુઃ અર્ધં એયાય-તે રાજાથી પ્રયાસને પમાયેલ પિતાના સ્થાન પ્રતિ ગયો, અનનુશિષ્ય-ઉપદેશ કર્યાં વિના, અબ્રવીત્-કહ્યું, ત્વા અશિષં-તને સત્રળો ઉપદેશ કર્યો. ( ૪ ) રાજન્યબંધુઃ-રાજન્ય મિત્રો છે જેના એવા રાજાએ, અવેદિષ્યં-જાણતો હોઉં, કથં ન અવક્ષ્યં-કેમ નહિ કહેત ( ૫ ) તસ્મૈ પ્રાપ્તાય અર્હાંચકાર-તે આવેલા ગૌતમની પૂજા કરી, સભાગે ઉદેયાય-રાજ સભામાં ગયે છતે ગૌતમ ગયો અથવા ભાગ કહેતા પૂજા તે જેને થયેલ છે એવો તે સભાગઃ, વિત્તસ્ય વરં વૃણીથાઃ-પૈસા સંબંધી યાચના કર, માનુષં વિત્તં તવ એવ-મનુષ્ય સંબંધી વિત્ત તમારી પાસે રહેવા દો, કુમારસ્ય અન્તે-કુમાર આગળ. (૬) કૃચ્છ્રીબભૂવ-દુઃખી થયો, ચિરંવસ-ઘણો સમય રહે, યથા ત્વં મા અવદઃ-તમે જે મારી આગળ કહ્યું, ત્વત્તઃ પુરા ઇયં વિદ્યા બ્રાહ્મણાન્ ન ગચ્છતિ-તમારા પહેલા આ વિદ્યા બ્રાહ્મણો જાણતા ન હતા, ક્ષત્રસ્ય પ્રશાસન અભૂત્-આ સબંધી ક્ષત્રનેજ ઉપદેશાધિકાર હતો. ( ૭ )

શબ્દાર્થ—એક સમયને વિશે ખરેખર અરણિ ઋષિનો પૌત્ર શ્વેતકેતુ નામે પંચાલ દેશના રાજાની સભા વિશે ગયો. ત્યાં જીવલના પુત્ર પ્રવાહણ નામના રાજાએ તેને પૂછ્યું કે, હે કુમાર ! તારા પિતાએ તને કાંઇ ઉપદેશ દીધો છે કે ? તેણે ઉત્તર આપ્યો કે, હે ભગવન્ ! મારા પિતાએ મને ઉપદેશ આપ્યો છે. ૧

શબ્દાર્થ—ત્યારે જૈવલિ રાજાએ પૂછ્યું કે, મનુષ્યો આ પૃથ્વીમાંથી નિકળ્યા પછી ક્યા સ્થળને વિશે જાય છે, તે શું તું જાણે

છે ? શ્વેતકેતુએ જવાબ દીધો કે, હે ભગવન્! હું તે કાંઇ જાણતો નથી. ત્યારે રાજાએ બીજો પ્રશ્ન પૂછ્યો કે, તેઓ ( મનુષ્યો ) કેવી રીતે પાછા ફરે છે, તે તું જાણે છે ? ત્યારે તે બાળકે ઉત્તર દીધો કે, હે ભગવન્! તે હું કાંઇ જાણતો નથી. રાજાએ તેને વળી બીજો પ્રશ્ન એ પૂછ્યો કે, ક્યાં આગળથી દેવયાન તથા પિતૃયાન માર્ગો વિભક્ત થાય છે, તે શું તું જાણે છે ? તેણે કહ્યું કે, એ વાતની પણ મને જરા ખબર નથી. ૨

શબ્દાર્થ:—ચોથો પ્રશ્ન રાજાએ તેને એ પૂછ્યો કે, મરણ પછી મનુષ્યો બીજા લોક વિશે જાય છે તો તે બીજો લોક ભરાઇ કેમ નથી જતો, તે શું તું જાણે છે ? તે બાળકે કહ્યું કે, હે ભગવન્! હું તે નથી જાણતો. પાંચમો પ્રશ્ન એ પૂછ્યો કે, જળ અર્થાત્ અગ્નિહોત્રના પયોઘૃતાદિ પાચમી આહુતિ પુરુષરૂપ કહેવામાં આવે છે, તેનું શું કારણ છે તે શું તું જાણે છે ? તેણે ઉત્તર દીધો કે, હે ભગવન્! તે હું કાંઇ જાણતો નથી. ૩

શબ્દાર્થ—ત્યારે રાજાએ કહ્યું કે, એમ કેમ કહેવાઇ શકે, કે તું તારા પિતા તરફથી ઉપદેશને પ્રાપ્ત થયો છે ? જે પ્રશ્નો મેં તને પૂછ્યા, તે જ્યારે તું જાણતો નથી ત્યારે તારાથી એમ કેમ કહેવાઇ શકે કે, તેણે મને ઉપદેશ દીધો છે ? ખિન્ન વદને તે બાળક પોતાના પિતાની પાસે ગયો અને કહ્યું કે, હે ભગવન્! આપે મને ઉપદેશ આપ્યા વિના એમ કેમ કહ્યું કે, મેં તને સર્વ ઉપદેશ આપ્યો છે ? ૪

શબ્દાર્થ:—રાજન્ય બંધુવાળા રાજાએ મને પાચ પ્રશ્નો પૂછ્યા અને હું તેમાંના એક પ્રશ્નનો પણ ઉત્તર આપી શક્યો નહિ. ત્યારે તેના પિતાએ કહ્યું કે, તેં મને જે પ્રશ્નો કહ્યા, તેમાના એકનો પણ ઉત્તર હું જાણતો નથી, જો તે પ્રશ્નોની મને ખબર હોત તો હું તને શા માટે નહિ શીખવત ? (૫)

શબ્દાર્થ—ત્યાર પછી ગૌતમ ગોત્રનો શ્વેતકેતુનો પિતા જૈબલિ રાજાના સ્થાન પ્રતિ ગયો. તેના આગમનથી રાજાએ તેનો અતિથિસત્કાર કર્યો. પ્રાતઃકાળે ગૌતમ તે નૃપની સભાવિશે ગયો. રાજાએ ત્યાં તેને પૂછ્યું કે, હે ગૌતમ ! સંસારિક વસ્તુમાં જેને તું સૌથી ઉત્તમ ધારતો હોય, તે તું મારી પાસે માગ. ત્યારે ગૌતમે ઉત્તર દીધો કે, સર્વ સંસારિક વિષયો આપની પાસેજ રહેવા દો, (તે વિશે હું આપને કાંઇ પૂછવા માંગતો નથી. ) હે રાજન્ ! આપે મારા પુત્રને જે પ્રશ્નો પૂછ્યા, તે વિશે આપ મને સમજાવો. (૬)

શબ્દાર્થ:—પ્રથમ તો રાજા જરા ખિન્ન થયો તથા કહ્યું કે, એ બાબતનો નિર્ણય કરવા લાંબા સમય સુધી તું અહીં રહે. પણ પાછું (મનમા કાંઇ વિચાર આવી જવાથી) કહ્યું કે જ્યારે તમે આ પ્રમાણે મને પ્રશ્ન પૂછો છો તથા પૂર્વેના કોઇ પણ બ્રાહ્મણ આ વિદ્યા જાણતા નથી. આથી જગત્ વિશે સર્વ જાતિના લોકોમાથી ક્ષત્રિયનેજ પોતાની પ્રજાને ઉપદેશ આપવાનો અધિકાર છે. પછી તેણે નીચે પ્રમાણે કહેવા માંડ્યું. (૭)

*ટીકા:—રાજા પ્રથમ તો ખિન્ન થયો,* તેનું કારણ એ હતું કે, પ્રથમ તેને એવો વિચાર આવ્યો કે, આવું પવિત્ર જ્ઞાન બ્રાહ્મણને કેવી રીતે જણાવી શકું ? પણ પાછો તેના મનમાં એવો વિચાર આવ્યો કે, કોઇએ અનુગ્રહની આકાંક્ષા રાખી હોય તો તેને તે બાબતની ના કહેવી, એ યોગ્ય નહિ ગણાય. આજ કારણથી પ્રથમ આ બાબત સમજાવવામા તેણે ચોખ્ખી ના પાડી તથા પાછળથી જરા આનાકાની કીધી. આ રીતે પોતાના ગુન્હાની માફી માંગવા માટે તેણે તેને કહ્યું કે, જો કે સઘળી વિદ્યાઓ બ્રાહ્મણોતે આધી-

ન છે, છતાં 'તમે મને આ વિષયને સમજાવો' એમ પ્રશ્ન પૂછી તમે તમારા જ્ઞાન વિશે ન્યૂનતા દર્શાવી છે, તો હું તમને જે કહું, તે તમે ધ્યાનપૂર્વક સાંભળો. આ બધા પરથી સ્પષ્ટ રીતે જણાઇ આવે છે કે, બ્રાહ્મણો પ્રથમ આ બાબત વિશે જરાપણ જાણતા નહતા, તેમજ તેઓને બ્રહ્મજ્ઞાન સંબંધી કાંઇ પણ ઉપદેશ કોઇ તરફથી મળ્યો નહતો. માત્ર આ બ્રહ્મજ્ઞાનના જ્ઞાતા કેવળ પહેલાં ક્ષત્રિયો જ હતા. પછી વંશ પરંપરા બ્રાહ્મણોએ અત્યાર સુધી આ બ્રહ્મજ્ઞાનનું રક્ષણ કરી રાખ્યું છે. તેથીજ કહ્યું છે કે, હું તમને તેનો હાલ ઉપદેશ કરું છું તથા હવે પછી આ જ્ઞાન બ્રાહ્મણોની સાથેજ રહેશે. ધારો કે ત્રણ હજાર વર્ષ કરતાં પણ વધારે વર્ષ સુધી હિંદુના પવિત્ર પુસ્તકોના રક્ષણ કર્તા બ્રાહ્મણોજ કહેવાય છે, છતાં છાંદોગ્ય ઉપનિષદમાં દર્શાવાયેલ આ મંત્રથી બ્રાહ્મણની સત્તાને જરા લાંછન લગાડે એવું છે. આ શ્લોકપરથી સ્પષ્ટ રીતે જણાઇ આવે છે કે, બ્રાહ્મણો પ્રથમ વેદમા દર્શાવાયેલ કર્મ તથા યજ્ઞને વિશે આસક્ત હતા, પણ તેઓ બ્રહ્મજ્ઞાનથી વિમુખ હતા. કારણ મંત્ર વર્ણમાં કહેવામા આવ્યું છે કે, બ્રાહ્મણો કેવળ એક સતને અગ્નિ, યમ આદિ બહુરૂપે ગણતા હતા.(૭)

## ચતુર્થ ખંડ.

### સ્વર્ગલોક રૂપ અગ્નિવિદ્યા.

असौ वाव लोको गौतमाग्निस्तस्यादित्य एव समिद्रश्मयो धूमोऽहरर्चिश्चन्द्रमा अङ्गारा नक्षत्राणि विस्फुलिङ्गाः ॥ १ ॥

तस्मिन्नेतस्मिन्नग्नौ देवाः श्रद्धां जुह्वति तस्या आहुतेः सोमो राजा सम्भवति ॥ २ ॥

અન્વયાર્થ:-લોકઃ-સ્વર્ગલોક, અગ્નિ.-આહવનીયાગ્નિ. ( ૧ ) દેવાઃ-યજમાનના પ્રાણો, તસ્મિન્ અગ્નૌ-તે સ્વર્ગરૂપ અગ્નિમા, શ્રદ્ધાં-સૂક્ષ્મરૂપ આહુતિને, સોમઃ રાજા ભવતિ-ચંદ્ર મંડલમાં રહેતા પ્રકાશરૂપે તે થાય છે અર્થાત્ યજમાન શરીરવાળો થાય છે. ( ૨ )

શબ્દાર્થ:—હે ગૌતમ ! ખરેખર સ્વર્ગ લોક આહવનીય અગ્નિરૂપ છે. આ અગ્નિના આદિત્ય દેવ સમિધરૂપ છે, રશ્મિઓ ધુમરૂપ છે, દિવસ અર્ચિરૂપ છે, ચંદ્રમા અંગારારૂપ છે અને નક્ષત્રો તણખારૂપ છે, એમ ચિંતન કરવું. ૧

શબ્દાર્થ:-આ અગ્નિદેવ વિશે દેવો શ્રદ્ધા યુક્ત થઇ આહુતિ આપે છે, જે આહુતિમાથી સોમરાજા ઉત્પન્ન થાય છે. ૨

ટીકા:—શંકર ભગવાનના મત પ્રમાણે દેવ કહેવાથી મનુષ્યની ચક્ષુ, શ્રોત્ર આદિ ઇન્દ્રિયો લેવી તથા સોમરાજ કહેવાથી યજમાન તથા યજ્ઞના કર્તા મૃત્યુ થયાપછી જે સ્વરૂપને ગ્રહણ કરે છે, તે સ્વરૂપ લેવું. ૨

## પંચમ ખંડ.

### પર્જન્યરૂપ અગ્નિવિદ્યા.

पर्जन्यो वाव गौतमाग्निस्तस्य वायुरेव समिदभ्रं धूमो विद्युदर्चिरशनिरङ्गारा ह्रादुनयो विस्फुलिङ्गाः ॥ १ ॥

तस्मिन्नेतस्मिन्नग्नौ देवाः सोमं राजानं जुह्वति तस्या आहुतेर्वर्षं सम्भवति ॥ २ ॥

અન્વયાર્થ:-પર્જન્ય.-વૃષ્ટિ અભિમાની દેવ, હ્રાદુનય.-ગર્જના, વર્ષ-વૃષ્ટિ. (૧-૨)

શબ્દાર્થ—હે ગૌતમ ! પર્જન્ય ખરેખર

* ચોથો, પાંચમો, છઠ્ઠો, સાતમો, આઠમો, અને નવમો ખંડ સૃષ્ટિનો ક્રમ દર્શાવે છે.

અગ્નિરૂપ છે, પવન તેના સમિતરૂપ છે, અભ્ર ધૂમરૂપ છે, વિદ્યુત્ અર્ચિરૂપ છે, મેઘધનુષ અંગારારૂપ છે તથા અભ્રનું ગમન કરવું તે તેના તણખાઓરૂપ છે. ૧

શબ્દાર્થ—આ અગ્નિદેવ વિશે દેવો સોમ રાજાને હવિ તરીકે આપે છે, જેથી પર્જન્ય ઉત્પન્ન થાય છે. ૨

ટીકા—શંકર ભગવાનના મત પ્રમાણે પર્જન્ય શબ્દવડે વરસાદના અધિષ્ઠાતા દેવ લેવો, જેને પુરાણમાં ઇન્દ્રદેવ કહે છે. (૨)

## ષષ્ઠ ખંડ.

### પૃથ્વીરૂપ અગ્નિવિદ્યા.

पृथिवी वाव गौतमाऽग्निस्तस्याः संवत्सर एव समिदाकाशो धूमो रात्रिरर्चिर्दिशोऽङ्गारा अवान्तरदिशो विस्फुलिङ्गाः ॥ १ ॥

तस्मिन्नेतस्मिन्नग्नौ देवा वर्षं जुह्वति तस्या आहुतेरन्नं सम्भवति ॥ २ ॥

અન્વયાર્થઃ—વર્ષં—વૃષ્ટિને, અન્નં સંભવતિ—અન્ન થાય છે. ( ૨ )

શબ્દાર્થ—હે ગૌતમ! પૃથ્વી ખરેખર અગ્નિરૂપ છે, સંવત્સર તેના સમિતરૂપ છે, અંતરીક્ષ ધૂમરૂપ છે, રાત્રિ અર્ચિરૂપ છે, દિશાઓ અંગારારૂપ છે તથા ખૂણાઓ તણખારૂપ છે. ૧

શબ્દાર્થ—આ અગ્નિ દેવવિશે દેવો વરસાદને હવિ તરીકે આપે છે, જેથી અન્ન ઉત્પન્ન થાય છે. ૨

## સપ્તમ ખંડ.

### પુરૂષરૂપ અગ્નિવિદ્યા.

पुरुषो वाव गौतमाग्निस्तस्य वागेव समित्प्राणो धूमो जिह्वाऽर्चिश्चक्षुरङ्गाराः श्रोत्रं विस्फुलिङ्गाः ॥ १ ॥

तस्मिन्नेतस्मिन्नग्नौ देवा अन्नं जुह्वति तस्या आहुते रेतः सम्भवति ॥२॥

અન્વયાર્થ—રેતઃ—વીર્ય. ( ૨ )

શબ્દાર્થ:—હે ગૌતમ! પુરૂષ ખરેખર અગ્નિરૂપ છે, આ અગ્નિને વાણી સમિતરૂપ છે, શ્વાસ ધૂમરૂપ છે, જિહ્વા અર્ચિરૂપ છે, ચક્ષુ અંગારારૂપ છે અને શ્રોત્ર તણખારૂપ છે. ૧

શબ્દાર્થ—આ અગ્નિદેવવિશે દેવો અન્નને હવિ તરીકે આપે છે, જેથી રેત અર્થાત્ વીર્ય ઉત્પન્ન થાય છે. ૨

## અષ્ટમ ખંડ.

### યોષિતરૂપ અગ્નિવિદ્યા.

योषा वाव गौतमाग्निस्तस्या उपस्थ एव समिद्यदुपमन्त्रयते स धूमो योनिरर्चिर्यदन्तः करोति तेऽङ्गारा अभिनन्दा विस्फुलिङ्गाः ॥ १ ॥

तस्मिन्नेतस्मिन्नग्नौ देवा रेतो जुह्वति तस्या आहुतेर्गर्भः संभवति ॥ २ ॥

અન્વયાર્થ.—યોષા—સ્ત્રી, ઉપસ્થઃ—ઉપસ્થ, ઇન્દ્રિય, ઉપમન્ત્રયતે—સંકેત કરવો, યત્ અન્તઃ કરોતિ—જે અવાચ્ય કર્મ કરે છે તે, અંગારાઃ—અંગારારૂપે, અભિનન્દાઃ—વિષયસુખો. (૧)

શબ્દાર્થ—હે ગૌતમ! સ્ત્રી ખરેખર અગ્નિરૂપ છે, તેનો ઉપસ્થ ભાગ સમિતરૂપ છે, તેનો સંભોગ અર્થે સંકેત ધૂમરૂપ છે, યોનિ અર્ચિરૂપ છે, અવાચ્ય કર્મ અંગારારૂપ છે તથા આનંદ તણખારૂપ છે. ૧

શબ્દાર્થ—આ અગ્નિદેવવિશે દેવો જે રેતને હોમે છે, તેથી ગર્ભ ઉત્પન્ન થાય છે. ૨

## નવમ ખંડ.

### ગમનાદિરૂપ જીવનો જન્મનાશ.

इति तु पञ्चम्यामाहुतावापः पुरुषवचसो भवन्तीति स उल्बावृतो गर्भो

दश वा नव वा मासानन्तः शयित्वा यावद्वाथ जायते ॥ १ ॥

स जातो यावदायुषं जीवति तं प्रेतं दिष्टमितोऽग्नय एव हरन्ति यत एवेतो यतः सम्भूतो भवति ॥ २ ॥

અન્વયાર્થ:-પંચમ્યાં આહુતૌ આપઃ પુરુષવચસઃ ભવન્તિ-પાંચમી આહુતિમાં પુરુષ નામવાળું જે જળ હોય છે તે, ઉલ્બાવૃતઃ-ઓરથી વીંટાયેલ, માસાનંતઃ-માસપર્યંત, શયિત્વા-શયન કરી. ( ૧ ) દિષ્ટં પ્રેતં-પરલોક પ્રતિ નિર્દિષ્ટ થયેલ પ્રેતને, હરન્તિ-પુત્રો લઇ જાય છે, યતઃ સંભૂતઃ ભવતિ-પંચાગ્નિમાંથી ઉત્પન્ન થયેલ થાય છે અર્થાત્ સ્વયોનિરૂપ અગ્નિની પ્રાપ્તિ થાય છે. ( ૨ )

શબ્દાર્થ:-આ રીતનો પ્રશ્નનો પ્રત્યુત્તર છે. પાંચમા હવિનું જળ પુરુષરૂપ કહેવાય છે. તેનું કારણ એ કે, દશ માસ પર્યંત તે હવિ ગર્ભવિશે રહી પુરુષરૂપે તેનો જન્મ થાય છે. ૧

શબ્દાર્થ:—જન્મ થયા પછી તેના જીવનના નિર્માણ થયેલા સમય સુધી તે જીવે છે. તેના મરણ પછી અને તેનું આ લોકમાંથી ગમન થયા પછી તેના શબને તેના પુત્રો અગ્નિસમીપ દાહ અર્થે લઇ જાય છે, કે જેમાંથી તે આવ્યો હતો તથા પોતાનો જન્મ લીધો હતો. (૨)

ટીકા:—જીવત—यावदायुषम्—પોતાના આગલા જન્મમા કરાયેલ કર્મને લીધે તેનું આ જન્મવિશે નિર્માણ થયેલ આયુષ્ય. આલોક અર્થાત્ તેનાં સારા યા નરસાં કર્મોના ફળવડે સુખદુઃખાદિ આગળથી નિર્માણ થાય છે તે સ્થાન. સાર એ છે કે ઉપર દર્શાવેલ અગ્નિઓને વિશે ઉપર કહેલ હવિ આપવાથી તેના જન્મની ઉત્પત્તિ થાય છે. (૧)

## દશમ ખંડ.

### અધિકારીને ત્રણ માર્ગની પ્રાપ્તિ

तद्य इत्थं विदुर्ये चेमेऽरण्ये श्रद्धा तप इत्युपासते तेऽर्चिषमभिसम्भवन्त्यर्चिषोऽहरह्न आपूर्यमाणपक्षमापूर्यमाणपक्षाद्यान् षडुदङ्ङेति मासाꣳस्तान् ॥१॥

मासेभ्यः संवत्सरꣳसंवत्सरादादित्यमादित्याच्चन्द्रमसं चन्द्रमसो विद्युतं तत्पुरुषोऽमानवः स एतान् ब्रह्म गमयत्येष देवयानः पन्था इति ॥ २ ॥

अथ य इमे ग्राम इष्टापूर्ते दत्तमित्युपासते ते धूममभिसम्भवन्ति धूमाद्रात्रिꣳ रात्रेरपरपक्षमपरपक्षाद्यान्षड्दक्षिणैति मासाꣳस्तान्नैते संवत्सरमभिप्राप्नुवन्ति ॥ ३ ॥

मासेभ्यः पितृलोकं पितृलोकादाकाशमाकाशाच्चन्द्रमसमेष सोमो राजा तद्देवानामन्नं तं देवा भक्षयन्ति ॥४॥

तस्मिन्यावत्सम्पातमुषित्वाऽथैतमेवाध्वानं पुनर्निवर्तन्ते यथेतमाकाशमाकाशाद्वायुं वायुर्भूत्वा धूमो भवति धूमो भूत्वाऽभ्रं भवति ॥ ५ ॥

અન્વયાર્થ:-ઇત્થં-આ પંચાગ્નિનું જ્ઞાન, યે-જે ગૃહસ્થો, ઇમે-અગૃહસ્થો, અરણ્યે-જંગલમાં, શ્રદ્ધા તપઃ-શ્રદ્ધા પુરઃસરતપ, અર્ચિષં-તેજના અભિમાની દેવને, આપૂર્યમાણપક્ષં-શુક્લ પક્ષને, ( ૧ ) યે ઇમે-જે પ્રસિદ્ધ ગૃહસ્થો, ઇષ્ટાપૂર્તે-અગ્નિહોત્રાદિ ઇષ્ટકર્મ તથા વાપી કૂપ ખોદવવારૂપી પૂર્તકર્મ, દત્તં-દાન આપવું, ધૂમં અભિસંભવન્તિ-ધૂમના અભિમાની દેવને પામે છે, અપર પક્ષં-કૃષ્ણ પક્ષને, ષટ્ દક્ષિણા એતિ-સૂર્ય ૭ માસ દક્ષિણાયનને પામે છે. ( ૩ ) તં દેવાઃ ભક્ષયન્તિ-તે દેવોના સહાયકરૂપે થાય છે. (૪) યાવત્ સંપાતં ઉષિત્વા-જ્યાં સુધી કર્મ પહોંચે ત્યાં સુધી રહી. ( ૫ )

શબ્દાર્થ—આ ઉત્પન્ન થયેલ માણસોમાંથી જે મૂળ સ્વરૂપને જાણે છે તથા જેઓ અરણ્ય વિશે શ્રદ્ધા પુરઃસર તપની ઉપાસના કરે છે, તેઓ મરણ પછી અર્ચિરાદિ લોકને પ્રાપ્ત થાય છે. પછી તે અહર્-દિવસના લોકવિશે જાય છે. ત્યાંથી તે ૭ માસના લોક વિશે જાય છે કે જે સમયે સૂર્ય ઉત્તરાયણની અંદર હોય છે. ૧

શબ્દાર્થ.—પછી તે માસમાંથી વર્ષ લોકને વિશે જાય છે, ત્યાંથી તે સૂર્ય લોકને પામે છે, ત્યાંથી ચંદ્ર લોકોને પ્રાપ્ત થાય છે, ત્યાંથી વિદ્યુલ્લોકને વિશે જાય છે, ત્યાંથી તેને કોઇ અમાનવ પુરુષ બ્રહ્મલોકને વિશે લઇ જાય છે. આ માર્ગને દેવયાન માર્ગ કહેવામા આવે છે. ૨

શબ્દાર્થ—હવે જે ગ્રામવાસી જનો ઇષ્ટ અર્થાત્ યજ્ઞ કરવાવડે, પૂર્ત અર્થાત્ વાપી, કૂપ, તડાગ આશ્રમાદિ બંધાવવાવડે તથા દત્ત અર્થાત્ યજ્ઞવેદીની બહારના ભાગમા દાનાદિ ધાર્મિક કાર્યો કરે છે તે વડે, તેઓ મરણ પછી ધૂમલોકને પ્રાપ્ત થાય છે, ધૂમલોકમાથી તેઓ રાત્રિલોક વિશે જાય છે, રાત્રિ લોકમાથી તેઓ કૃષ્ણ પક્ષ લોક વિશે જાય છે. આ કૃષ્ણ પક્ષ લોકમાથી તેઓ પાણ્માસિક દક્ષિણાયન સૂર્ય લોકને મેળવે છે. આ દક્ષિણાયન લોકમાથી તેઓ વર્ષ લોકને પામતા નથી. ૩

શબ્દાર્થ—પાણ માસમાથી તેઓ પિતૃ લોકને પ્રાપ્ત થાય છે. આ પિતૃલોકમાથી તેઓ અંતરીક્ષ લોકને મેળવે છે અને અંતરીક્ષ લોકમાથી તેઓ ચંદ્રલોકને પ્રાપ્ત થાય છે. આ ચંદ્રનો રાજા સોમ છે. ત્યા તેઓ દેવોના અન્નરૂપે બને છે તથા દેવો તેઓને ભક્ષણ કરે છે. ૪

શબ્દાર્થઃ—ત્યાર પછી તેઓના કર્મોની અસર પહોચે છે, તેટલો સમય ત્યા ચંદ્રમંડળમા રહ્યા પછી, તેઓ નીચે કહેવાયેલ માર્ગે રહીને પાછા આવે છે—ત્યાંથી તેઓ આકાશને પામે છે, વાયુને પામ્યા પછી તેઓ ધૂમરૂપ થાય છે અને ધૂમરૂપ થયા પછી તેઓ અભ્રરૂપને પ્રાપ્ત થાય છે. ૫

ટીકા—પ્રથમ પ્રશ્ન એ પૂછવામાં આવ્યો હતો કે, આ પૃથ્વીપરથી મનુષ્ય કયા સ્થળ વિશે જાય છે ? આ પ્રશ્નનો પ્રતિઉત્તર આમાં આપવામા આવ્યો છે. " આ ઉત્પન્ન થયેલા માણસોમાંથી " આ વચનથી આ લોક વિશે રહેનારા પુરુષો લેવા અથવા આ બાબતનો અભ્યાસ કરવાનો જેઓનો ધર્મ છે એવા ગૃહસ્થાશ્રમીઓ લેવા. જેઓ આને જાણે છે અર્થાત્ જેઓને પંચાગ્નિવિશે ખબર છે. આકાશ આદિ કેટલાએક અગ્નિઓમાથી તેઓનો જન્મ થાય છે. તેઓ અગ્નિરૂપ છે તથા પંચાગ્નિરૂપ તેઓનો આત્મા છે. 'જેઓ આને જાણે છે' આ વચન પરથી એમ કેવી રીતે કહેવાઇ શકે કે ' જેઓ ' શબ્દવડે ગૃહસ્થાશ્રમીઓજ લેવા તથા બીજા કોઇ નહિ ? આનું કારણ એટલું જ કે આના પછી તુરત જ એમ કહેવામાં આવ્યું છે કે, ગૃહસ્થાશ્રમીઓ કે જેઓ આ વાત જાણતા નથી પણ જેઓ યજ્ઞ કરવા વિશે, તડાગાદિ આરામો બંધાવવા વિષે તથા દાન વિશે જ આસક્ત હોય છે, તેઓ ધૂમાદિ માર્ગવડે ચંદ્ર લોકને પ્રાપ્ત થાય છે. તેમજ જેઓ ઋષિ તથા સાધુઓની માફક અરણ્યવિશેજ રહે છે, તથા જેઓ શ્રદ્ધા અને તપવડે પોતાનાં ધાર્મિક કાર્યો કરે છે, તેઓ અર્ચિરાદિ માર્ગવડે જાય છે. આ મંત્ર વિશે જેઓ પંચાગ્નિના જ્ઞાતા છે, એવા ગૃહસ્થાશ્રમીઓ વિશે કહ્યું છે. પંચાગ્નિના જ્ઞાતા ગૃહસ્થાશ્રમીઓ તેમજ અરણ્યવિશે રહેનારા ઋષિઓને અમૃતત્ત્વ તથા ઉર્ધ્વ લોક વિશે ગમન એક સરખા જ છે જો આ પ્રમાણે માનીએ તો ઋષિઓને અરણ્ય વિશે સંપાદન કરવાનું જ્ઞાન વ્યર્થ ઠરે. વળી શ્રુતિમાં

કહ્યું છે કે, યજમાનજે ઇષ્ટાપૂર્તાદિ કરે છે તે તેમજ અજ્ઞાની ઋષિઓ તે પ્રકારના અમૃતત્ત્વને પ્રાપ્ત થતા નથી. તેમજ જેઓ તેને (બ્રહ્મને) ઓળખતા નથી, તેઓને અમૃતત્ત્વની અંદર દેવ આશ્રય આપતા નથી. આ બન્ને વાકયોમાં ઉપર કહેલી બાબતના કરતાં વિરૂદ્ધતા લાગે છે, પણ તેમ નથી. કારણ આગળ જે અમૃતત્વ મળવા સંબંધીની વાત કહી, તે વચનવડે પૃથ્વીના લય સુધીજ રહેનાર અમૃતત્વ લેવું. પુરાણોમાં પણ કહ્યું છે કે, અમૃતત્વ શબ્દવડે પૃથ્વી પ્રલય સુધીનો સમય લેવો. દાનાદિ કરનાર તેમજ અજ્ઞાન ઋષિઓ તે પ્રકારના અમૃતત્વને પામતા નથી તથા જેઓ તેને ઓળખતા નથી તેઓને અમૃતત્વની બાબતમા દેવ આશ્રય આપતા નથી. આ બે વાકયોમાં કહેવાયેલ ' અમૃતત્વ લેવું. આમ કહેવાથી ઉપરની સાથે વિરૂદ્ધતા આવશે નહિ આ સ્થળે એમ કહેવામાં આવ્યું છે કે તેઓ આ ક્ષણ ભંગુર જગત વિશે પાછા ન ફરે, આ વાકય પરથી એમ જણાય છે કે તેમાં તદન અનાવૃત્તિ દર્શાવી નથી. કારણ તદન અનાવૃત્તિ દર્શાવી હોય તો એમજ કહેવામાં આવે કે તેઓ કદી પાછા ફરતા જ નથી.

ઇશ્વર સતરૂપ છે, તે અદ્વિતીયરૂપ છે આ રીતે જેઓ જાણે છે, તેઓને કદી પણ અર્ચિરાદિ માર્ગવિશે જવું પડતું નથી. ઘણે ઠેકાણે એમ કહેવામા આવ્યું છે કે, આવા મનુષ્યો બ્રહ્મરૂપ બની બ્રહ્મને પ્રાપ્ત થાય છે. તેઓ સર્વમય થઇને રહે છે, તેઓના પ્રાણો છૂટા પડતા નથી તથા તેઓનો આ જગતવિશેજ દેવભાવમાં લય પ્રાપ્ત થાય છે. આવા જીવન્મુકતના પ્રાણો આત્માને અનુસરે છે. આ પરથી ખુલ્લું જણાઇ આવે છે કે, આત્માનું નિર્ગમન થાય છે, પણ તેમાં એવી શંકા ન કરવી કે, પ્રાણો આત્માથી વિભકત થાય છે. કોઇ એમ ધારે કે, મોક્ષાર્થીનો માર્ગ બીજા લોકના માર્ગ કરતાં ભિન્ન હોવાથી તેઓના પ્રાણો આત્મા સાથે સાથે સંલગ્ન હોય વા નહિ હોય. જો પ્રાણો આત્માથી વિભકત કહીએ તો તેમાં એક દોષ એ આવે છે કે કેવળ આત્માને ગતિ અથવા જીવત્વ હોતુ નથી. કારણ આત્મા નિરાકાર તથા સર્વવ્યાપક છે. પ્રાણોની આત્મા સાથે સલગ્નતા હોય તો જ અગ્નિના તણખાની માફક તેનુ ચૈતન્ય સંભવે છે. આ કારણથી આત્માની વિભકત દશામાં તેને ગતિ અથવા જીવત્ત્વ આદિ સંભવી શકતાં નથી.

કોઇએ એમ ન ધારવું કે, સતનો એક ભાગ તેમાંથી છૂટો પડી જીવાત્માને પ્રાપ્ત થાય છે અને તે ફરી સતમાં પ્રવેશ કરે છે. કારણ શ્રુતિમાં કહ્યું છે કે, સત્ વિભાગ રહિત, નિષ્કર્મી તથા શાંતરૂપ છે. આ સગુણ બ્રહ્મની ઉપાસના કરનાર સુષુમ્ના નાડીવડે અર્ચિરાદિ કે ધૂમાદિ માર્ગવડે અમૃતત્વને પ્રાપ્ત થાય છે. આ અમૃતત્વ આત્યંતિક તથા અનાવૃત્તિવાળું નથી. ત્યાં બ્રહ્મ લોક વિશે તેઓને રહેવા માટે એક નગર છે તથા સતત આનંદવર્ધક એક સરોવર છે. આ બધા પરથી એમ સ્પષ્ટ જણાઇ આવે છે કે, જે ગૃહસ્થાશ્રમીઓ પચાગ્નિને જાણનાર હોય છે તેઓ, વાનપ્રસ્થ ધર્મને પાળતારા અરણ્યવાસી જનો તેમજ પરિવ્રાજકો કે જેઓ પોતાના નિત્ય નિયમ પ્રમાણે ચાલનારા હોય છે તથા જેઓ તપવડે તથા શાસ્ત્રની આજ્ઞાને અનુસાર બલિદાન વિગેરે અર્પણ કરે છે, વળી જેઓ સત્ય એવા હિરણ્યગર્ભ બ્રહ્મની ઉપાસના કરે છે તેઓ અર્ચિરાદિ માર્ગને પ્રાપ્ત થાય છે, એટલે કે અર્ચિના અધિષ્ઠાતા દેવલોકને પામે છે. તેમજ તેઓ ઉપર કહેલ બીજા લોકને પામે છે. પણ જેઓ નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરનારા હોય છે, તેઓને ફળ તરીકે એકદમ મોક્ષ પ્રાપ્ત થાય છે. (૬)

ટીકાઃ–ચંદ્ર દેવોનું અન્ન કહેવાય છે. જેઓ ચંદ્ર લોકને પ્રાપ્ત થાય છે તેઓ ચંદ્રનો એક ભાગ થવાથી દેવોના અન્ન તરીકે વપરાય છે. આ રીતે ક્રિયા કરવાથી મનુષ્યો દેવોનું અન્ન થઇ પડતા હોય તો તો ક્રિયાઓ કેવળ દુ ખરૂપ કહેવાય, પણ તેમ નથી. અહીં અન્ન શબ્દવડે તેઓ દેવોના આશ્રયી કહેવાય છે. અર્થાત્ તેઓ દેવતાની સ્ત્રીઓ, ચાકરો અથવા પશુઓ બને છે. અન્ન એટલે ચાકર છે. તે નીચેના વચનથી પ્રમાણભૂત થાય છે. કારણ **स्त्रीयः अन्नम्**–સ્ત્રીઓ ચાકરરૂપ છે, **पशवः अन्नम्**–પશુઓ ચાકરરૂપ છે. **विश अन्नम् राज्ञाम्**–વૈશ્ય રાજાના ચાકરરૂપ છે. આ રીતે સ્ત્રીઓ ચાકરો તથા પશુઓ બીજાઓના સુખને અર્થે નિર્માણ થયેલ કહેવાવા છતાં, તેઓ પોતપોતાના સુખથી રહિત હોતા નથી. આ પ્રમાણે યજમાનો પણ દેવોના સુખને અર્થે નિર્માણ થયેલ છતા તેઓ પોતે સુખથી રહિત હોતા નથી. (૪)

अभ्रं भूत्वा मेघो भवति मेघो भूत्वा प्रवर्षति त इह व्रीहियवा ओषधिवनस्पतयस्तिलमाषा इति जायन्तेऽतो वै खलु दुर्निष्प्रपतरं यो यो ह्यन्नमत्ति यो रेतः सिञ्चति तद्भूय एव भवति ॥६॥

तद्य इह रमणीयचरणा अभ्याशो ह यत्ते रमणीयां योनिमापद्येरन् ब्राह्मणयोनिं वा क्षत्रिययोनिं वा वैश्ययोनिं वाथ य इह कपूयचरणा अभ्याशो ह यत्ते कपूयां योनिमापद्येरन् श्वयोनिं वा सूकरयोनिं वा चाण्डालयोनिं वा ॥७॥

अथैतयोः पथोर्न कतरेण च न तानीमानि क्षुद्राण्यसकृदावर्तीनि भूतानि भवन्ति जायस्व म्रियस्वेत्येतत्तृतीयꣳ स्थानं तेनासौ लोको न सम्पूर्यते तस्माज्जुगुप्सेत तदेष श्लोकः ॥ ८ ॥

स्तेनो हिरण्यस्य सुरां पिबꣳश्च गुरोस्तल्पमावसन् ब्रह्महा चैते पतन्ति चत्वारः पञ्चमश्चाचरꣳस्तैरिति ॥९॥

अथ ह य एतानेवं पञ्चाग्नीन् वेद न सह तैरप्याचरन् पाप्मना लिप्यते शुद्धः पूतः पुण्यलोको भवति य एवं वेद य एवं वेद ॥ १० ॥

અન્વયાર્થઃ–દુર્નિષ્પ્રપતરં–દુઃખે કરી પ્રાપ્ત થનારૂં. ભૂયઃ–ઘણારૂપે, (૬) ઇહ–આલોકમાં, રમણીયચરણાઃ–પુણ્ય કર્મવાળા, અભ્યાશઃ–જલદીથીજ, કપૂયચરણાઃ–પાપ કર્મ કરવાવાળા, કપૂયા–અધમયોનિને. સૂકરયોનિ–ભુંડની યોનિને. (૭) એતયોઃ પથોઃ કતરેણ–આ બે માર્ગમાંથી કોઇ પણ માર્ગવડે, ન યતિ–નથી જતા, ક્ષુદ્રાણિ–ડાસ કે મચ્છર આદિ, અસકૃત–વારંવાર, આવર્તીનિ–આવર્તન શીલવાળા, જાયસ્વ–મ્રિયસ્વ–હે પાપી જીવ, તું ઉત્પન્ન થા તથા મર, જુગુપ્સેત–નિંદા કરવી જોઇએ. ( ૮ ) સ્તેન.–ચોરનાર, હિરણ્યસ્ય–બ્રાહ્મણના ધનને, સુરા–મદિરાને, ગુરોઃ તલ્પં આવસન્–ગુરુના બિછાનાને વિષે જનાર, બ્રહ્મહા–બ્રાહ્મણનો ઘાત કરનાર, તૈઃ આચરન્ પંચમઃ પતતિ–તેની સાથે આચરણ કરનારા પાપમાનું પતન થાય છે. (૯)પંચાગ્નીન્ વેદ–પંચાગ્નિની ઉપાસના કરે છે, તૈઃ આચરન્–તેવા સાથે આચરણ કરવા છતા. (૧૦)

શબ્દાર્થઃ—અભ્રને પ્રાપ્ત થયા પછી તેઓ મેઘરૂપને પામે છે તથા મેઘને પામ્યા પછી તેઓ વરસે છે. વરસાદને પામ્યા પછી તેઓ વ્રીહિ, યવ, ઓષધિ, વનસ્પતિ, તિલ તથા માષ આદિરૂપે ઉત્પન્ન થાય છે. આમાંથી–આ યોનિમાંથી તેઓનું અવતરણ અર્થાત્ નીચે ઉતરવું થતું નથી. જે આ વ્રીહિ આદિ ઓષધિ ખાય છે તથા રેત અર્થાત્ વીર્યનું સિંચન કરે છે, તે બહુરૂપે ઉત્પન્ન થાય છે. ૬

શબ્દાર્થ—આમાંથી જેનું વર્તન સારું હોય છે, તે જલદી કોઇ રમણીય યોનિને પ્રાપ્ત થાય છે;–જેમકે બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય. તેમ જેનું વર્તન દુરાચારી હોય છે તે કોઇ અધમ યોનિને પ્રાપ્ત થાય છે;–જેમકે શ્વાન, શુકર કે ચાંડાલ યોનિને પામે છે. (૭)

શબ્દાર્થઃ—જેઓ આ બે માર્ગમાંના કોઇ પણ માર્ગને પ્રાપ્ત થતા નથી, તેઓ અનેક જન્મ લેવાવાળા ક્ષુદ્રજંતુરૂપે ઉત્પન્ન થાય છે. તેઓ ઉત્પન્ન થાય છે તથા જલદી મૃત્યુને પામે છે. આ તૃતીય સ્થાન કહેવાય છે. આ કારણથી મનુષ્ય જે સ્થાનને મરણ પછી પ્રાપ્ત થાય છે, તે સ્થાન ભરાઇ જતું નથી અને આ કારણને લીધેજ સંસારી જીવનની નિંદા કરવામા આવી છે. આ સ્થળે એક મંત્ર કહેવામા આવ્યો છે કે, (૮)

શબ્દાર્થઃ—બ્રાહ્મણના સુવર્ણનો ચોર, સુરા પીનાર, દારુડીઓ, ગુરુના બીછાનાપર ગમન કરનાર તથા બ્રાહ્મણની હત્યા કરનાર મહાન્ નિંદ્ય કહેવાય છે તથા તેમનું પતન થાય છે તથા પાચમો તેવાઓ સાથે સંસર્ગ રાખે છે, તેમની પણ તેવીજ દશા પ્રાપ્ત થાય છે. (૯)

શબ્દાર્થ —જે આ રીતે પંચાગ્નિને જાણે છે, તે જો કે આવા નિંદ્યપુરુષોની સંગતિ કરે છે, છતા તેઓ પાપવિષે લિપ્ત થતા નથી. જે આ પંચાગ્નિને જાણે છે, તે ખરેખર શુદ્ધ તથા પૂત બને છે તથા પુણ્ય લોકરૂપ થાય છે.(૧૦)

## એકાદશ ખંડ.

### ઉદ્દાલકાદિ તથા અશ્વપતિનો સંવાદ.

**प्राचीनशाल औपमन्यवः सत्ययज्ञः पौलुषिरिन्द्रद्युम्नो भाल्लवेयो जनः शार्कराक्ष्यो बुडिल आश्वतराश्विस्ते हैते महाशाला महाश्रोत्रियाः समेत्य मीमांसाञ्चक्रुः को न आत्मा किं ब्रह्मेति ॥ १ ॥**

**ते ह सम्पादयाञ्चक्रुरुद्दालको वै भगवन्तोऽयमारुणिः सम्प्रतीममात्मानं वैश्वानरमध्येति तꣳ हन्ताभ्यागच्छामेति तꣳ हाभ्याजग्मुः ॥ २ ॥**

**स ह सम्पादयाञ्चकार प्रक्ष्यन्ति मामिमे महाशाला महाश्रोत्रियास्तेभ्यो न सर्वमिव प्रतिपत्स्ये हन्ताहमन्यमभ्यनुशासानीति ॥ ३ ॥**

અન્વયાર્થઃ–મહાશાલાઃ મહાશ્રોત્રિયાઃ સમેત્ય મીમાંસાંચક્રુ:–ગૃહસ્થાશ્રમીઓ, મહાન્ બ્રહ્મનિષ્ઠો એકઠા થઇ વિચારવા લાગ્યા, (૧) સંપાદયાંચક્રુઃ–નિશ્ચય કર્યો, ભગવન્તઃ–હે ભગવન્તો, અયં આરુણિઃ સંપ્રતિ ઇમં આત્માનં વૈશ્વાનરં અધ્યેતિ–આ આરુણિએ હાલ વૈશ્વાનરરૂપ આ આત્મા સંબંધી અધ્યયન કર્યું છે, તં જગ્મુઃ–તેની પાસે ગયા. (૨) પ્રક્ષ્યન્તિ–પૂછશે, તેભ્યઃ સર્વં ઇવ–તેઓને સઘળુંજ, ન પ્રતિપત્સ્યે–કહેવાને હું ઉત્સુક નથી, અન્યં–બીજા ઉપદેષ્ટાને, અનુશાસાનિ–બતાવું. ( ૩ )

શબ્દાર્થઃ—ઉપમન્યુનો પુત્ર પ્રાચીનશાલ પુલુષનો પુત્ર સત્યયજ્ઞ, ભાલવનો પુત્ર ઇન્દ્રદ્યુમ્ન શાર્કરાક્ષનો પુત્ર જન તથા અશ્વતરાશ્વિનો પુત્ર બુડિલ, મહાન્ ગૃહસ્થાશ્રમીઓ તથા શ્રોત્રિયો અર્થાત્ વેદવેત્તાઓ હતા. તેઓ એક વેળા એકઠા મળ્યા તથા વિચાર કરવા લાગ્યા કે, આત્મા શું છે તથા બ્રહ્મ એ શું છે ? (૧)

શબ્દાર્થઃ—( આ બાબતનું કાંઇ પણ નિરાકરણ નહિ કરી શકવાથી ) તેઓએ અરુણીના પુત્ર ઉદ્દાલક, જેણે હમણા થોડાક સમયપર જ વૈશ્વાનર આત્માવિશે જ્ઞાન મેળવ્યું હતું, તેના પાસે જવા નિશ્ચય કર્યો. ત્યાર પછી તેઓ તેની પાસે ગયા. (૨)

શબ્દાર્થઃ—ખરેખર ઉદ્દાલકે પોતાના મન સાથે નિશ્ચય કર્યો કે, આ મહાન્ ગૃહસ્થાશ્ર-

મીઓ તથા શ્રેત્રિયો મને (આત્માવિશે) પૂછશે, પણ હું તેમના સર્વ પ્રશ્નોનું સમાધાન કરવા શક્તિમાન નથી, માટે તેમને હું એક બીજા ગુરુ પાસે મોકલું. ૩.

तान् होवाचाश्वपतिर्वै भगवन्तोऽयं कैकेयः सम्प्रतीममात्मानं वैश्वानरमध्येति तं हन्ताभ्यागच्छामेति तं हाभ्याजग्मुः ॥ ४ ॥

तेभ्यो ह प्राप्तेभ्यः पृथगर्हाणि कारयाञ्चकार स ह प्रातः सञ्जिहान उवाच न मे स्तेनो जनपदे न कदर्यो न मद्यपो नानाहिताग्निर्नाविद्वान् न स्वैरी स्वैरिणी कुतो यक्ष्यमाणो वै भगवन्तोऽहमस्मि यावदेकैकस्मा ऋत्विजे धनं दास्यामि तावद्भगवद्भ्यो दास्यामि वसन्तु मे भगवन्त इति ॥ ५ ॥

ते होचुर्येन हैवार्थेन पुरुषश्चरेत्तं हैव वदेदात्मानमेवेमं वैश्वानरं सम्प्रत्यध्येषि तमेव नो ब्रूहीति ॥ ६ ॥

तान् होवाच प्रातर्वः प्रतिवक्तास्मीति ते ह समित्पाणयः पूर्वाह्णे प्रतिचक्रमिरे तान् हानुपनीयैवैतदुवाच ॥७॥

અન્વયાર્થ:—તં અભ્યાગચ્છામ્—તેઓ પાસે તમે જાઓ, તં અભ્યાજગ્મુઃ—તેની પાસે ગયા. ( ૪ ) પ્રાપ્તેભ્યઃ—ભૃત્ય વર્ગવડે, પૃથક્ અર્હાણિચકાર—જૂદી જૂદી પૂજા કરી, જિહાનઃ સન્ ઉવાચ—શયનનો ત્યાગ કરી કહ્યું, મમ જનપદે સ્તેનઃ ન—મારા દેશમાં ચોર નથી, અનાહિતાગ્નિઃ—ગૃહસ્થાશ્રમ રહિત, અવિદ્વાન્—મૂર્ખ, સ્વૈરી—સ્વ-છંદ આચરનાર, સ્વૈરિણી કુતઃ—સ્વચ્છંદે આચરનારી સ્ત્રી ક્યાંથીજ, અહં યક્ષ્યમાણઃ અસ્મિ—હું યજ્ઞ કરવાની ઇચ્છા રાખું છું, ભગવંતઃ—હે મહાન્ ઋષિઓ ! એકૈકસ્મૈ દાસ્યામિ તાવત્ ભગવદ્ભ્યઃ દાસ્યામિ—એકને દાન આપવાનું છે તે તમો સઘળાને આપીશ, વસન્તુ મે—તમો મારે ત્યાં રહો. (૫) યેન અર્થેન પુરુષઃ ચરેત્ તં વદેત્—જે અર્થવડે પુરુષ ચલાયમાન થાય છે તેને કહો, ત્વં આત્માનં અધ્યેષિ—તમે આત્મા સંબંધી કહેશો. ( ૬ ) વઃ પ્રતિવક્તા—તમોને ઉપદેશકર્તા થઇશ, પૂર્વાહ્ણે પ્રતિચક્રમિરે સમિત્પાણયઃ—હાથમાં સમિધ લઇ બીજે દીવસે તેઓ ગયા, તાન્ હ અનુપનીય વૈ એતત્ ઉવાચ—પગે પડવા આદિ ક્રિયા કર્યા વગર કહ્યું. ( ૭ )

શબ્દાર્થ—તેણે તેઓને કહ્યું કે, હે ભગવન્તો ! તમે સર્વે કેકયના પુત્ર અશ્વપતિ કે જેણે વૈશ્વાનર આત્માવિશે અધ્યયન કર્યું છે તેની પાસે જાઓ. પછી ખરેખર તેમની પાસે તેઓ ગયા. ૪

શબ્દાર્થ—તેણે પોતાના ભૃત્યવર્ગવડે તેઓનું સારી રીતે આદરાતિથ્ય કર્યું. બીજી સવારના અશ્વપતિ શયનનો ત્યાગ કરી તેઓની પાસે આવ્યો તથા ( અતિથિતરીકે ) તેમને કેટલુંક દ્રવ્ય આપવા માંડ્યું તથા તે લેવા માટે ઘણો આગ્રહ કર્યો. પણ તેઓએ તે લેવા માટે ના પાડી. ( પછી અશ્વપતિના મનમાં એમ આવ્યું કે, મેં એમનો અપરાધ કર્યો છે એમ જાણી ) તેણે કહ્યું કે, મારા રાજ્યમાં કોઇ સ્તેન નથી, કોઇ કદરી—દરિદ્ર નથી, દારુ પીનાર નથી, આહિતાગ્નિ—ગૃહસ્થાશ્રમીએ રાખવા યોગ્ય અગ્નિ વિનાના નથી, કોઇ અવિદ્વાન્—અનધિકારી નથી, કોઇ વ્યભિચારી નથી, તેમજ કોઇ વ્યભિચારિણી નથી. ( છતાં દ્રવ્ય આપવા માંડ્યું તે લેવાની તમોએ ના પાડી, તે પરથી એમ લાગે છે કે, મારી અતિથિ તરીકે આપવામાં આવતી ભેટ આપને ઓછી પડી છે તેથી ) હું તમને કહું છું કે, હે ભગવન્તો ! હું એક મહાન્ યજ્ઞનો આરંભ કરવા ઇચ્છું છું.

તથા તે યજ્ઞમાં હું તમારું દરેકનું ઋત્વિજ તરીકે વરણ કરીશ તથા તમને દાન આપીશ. માટે તમે સર્વે ( થોડા સમય સુધી ) મારી પાસે રહો. ૫

શબ્દાર્થ:—તેઓએ ઉત્તર આપ્યો કે, અતિથિ, કે જે તેની ઇચ્છા રાખતા હોય, તેને તે આપો. ( અમને દ્રવ્ય બાબતની જરા પણ લાલસા નથી ) પણ તમે વૈશ્વાનર આત્મા વિશે જાણો છો, તેનો અમને ઉપદેશ કરશો. ૬

શબ્દાર્થ:—તેણે તેમને ઉત્તર દીધો કે, હું તે બાબત તમને આવતી કાલે સવારના કહીશ. બીજી સવારના સામધ હાથમાં લઇ તેઓ તેની પાસે આવ્યા. તેઓને પગે પડવાની ના કહી તથા તેણે તેઓને આ પ્રમાણે કહ્યું. ૭

## દ્વાદશ ખંડ.

### પ્રાચીનશાલ તથા અશ્વપતિનો સંવાદ.

औपमन्यव कं त्वमात्मानमुपास्स इति दिवमेव भगवो राजन्निति होवाचैष वै सुतेजा आत्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्तव सुत प्रसुतमासुतं कुले दृश्यते ॥ १ ॥

अत्स्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते मूर्द्धा त्वेष आत्मन इति होवाच मूर्द्धा ते व्यपतिष्यद्यन्मां नागमिष्य इति ॥२॥

અન્વયાર્થ:-ત્વં કં આત્માનં ઉપાસ્સ—તમે કયા આત્માની ઉપાસના કરો છો, દિવં-સ્વર્ગની, સુતેજા-મારા તેજવાળો, સુતં પ્રસુત આસુત-સોમરસને, પૂર્ણ સોમરસ તથા સત્રમાં પૂર્ણ સોમરસવાળા પુરૂષોને. ( ૧ ) મૂર્દ્ધા તે વ્યપતિષ્યત્ યત્ મા ન આગમિષ્ય.-જો તમે મારી પાસે ન આવ્યા હોત તો તમારું મસ્તક પડી જાત. (૨)

શબ્દાર્થ.-હે ઔપમન્યવ! કયા આત્માની તમે ઉપાસના કરો છો ? ઔપમન્યવે ઉત્તર દીધો કે, હે ભગવન્! હે રાજન્! હું દિવ અર્થાત્ સ્વર્ગની ઉપાસના કરું છું. ત્યારે રાજાએ કહ્યું કે, જે આત્માની તમે ઉપાસના કરો છો, તે વૈશ્વાનર આત્મા સુતેજા અર્થાત્ કીર્તિરૂપ છે. તેથી તમારા કુળ વિશે,સુત,પ્રસુત તથા આસુત દેખાય છે અર્થાત્ તમારા કુળ વિશે ઉત્પન્ન થયેલા પુરૂષો અત્યંત કર્મકાંડી છે.૧

શબ્દાર્થ—તમે અન્નને ખાઓછો-સારી ક્ષુધા તમને લાગે છે, તમે પ્રિય વસ્તુઓને જુવો છો-તમારા પહેલા તમારા પુત્ર પૌત્રાદિ મરણ પામતા નથી. કારણ કે જે આ પ્રમાણે વૈશ્વાનર આત્માની ઉપાસના કરે છે તે સારી રીતે ખોરાક ભક્ષણ કરે છે, પ્રિય વસ્તુનું દર્શન કરે છે તથા તેનો વંશ બ્રહ્મવર્ચસ-વૈદિક જ્ઞાન યુક્ત હોય છે. આ આત્માનું શીર્ષ ખરેખર સ્વર્ગ છે. જો તમે મારી પાસે આવ્યા ન હોત તો તમારા મસ્તકનો પાત થાત. ૨

ટીકા:—એક દિવસના યજ્ઞમાં સોમવતાનો રસ કાઢવો તે સુત, એથી બાર દિવસના યજ્ઞમા સોમનો રસ કાઢવો તે પ્રસુત તથા તેરથી સો દિવસ સુધીના યજ્ઞમાં સોમલતાનો રસ કાઢવો તે આસુત કહેવાય છે. ૧

## ત્રયોદશ ખંડ.

### સત્યયજ્ઞ તથા અશ્વપતિનો સંવાદ.

अथ होवाच सत्ययज्ञं पौलुषिं प्राचीनयोग्य कं त्वमात्मानमुपास्स इत्यादित्यमेव भगवो राजन्निति होवाचैष वै विश्वरूप आत्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्तव बहु विश्वरूप कुले दृश्यते ॥ १ ॥

**प्रवृत्तोऽश्वतरीरथो दासीनिष्कोऽत्स्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते चक्षुष्ट्वेतदात्मन इति होवाचान्धोऽभविष्यद्यन्मां नागमिष्य इति ॥ २ ॥**

અન્વયાર્થ—વિશ્વરૂપ આત્મા–વિશ્વસ્વરૂપવાળા આત્મા અર્થાત્ આદિત્યને હુ ઉપાસુ છુ. ( ૧ ) પ્રવૃત્ત–જોડાયેલ, અશ્વતરીરથ–અશ્વતરીથી જોડાયલ રથવાળો, દાસીનિષ્ક–માળાયુક્ત દાસીવાળો, ચક્ષુ તુ, એતત્ આત્મન–આત્મરૂપ આદિત્યના તે ચક્ષુરૂપે છે, અંધ. અભવિષ્યત–સમસ્ત ઉપાસના, નહિ હોવાથી અંધ થાત ( ૨ )

શબ્દાર્થ—પછી તેણે પુલુષના પુત્ર સત્યયજ્ઞને પૂછ્યુ કે, હે પ્રાચીનયોગ્ય–હે મુખ્ય પુરુષ ! તમે કયા આત્માની ઉપાસના કરો છો ? સત્યયજ્ઞે ઉત્તર આપ્યો કે, હે ભગવન્ ! હુ સૂર્ય ભગવાનની ઉપાસના કરુ છુ. ત્યારે અશ્વપતિએ કહ્યુ કે, જે આત્માની તમે ઉપાસના કરો છો, તે બ્રહ્મના વિશ્વરૂપ–સર્વત્ર વ્યાપકરૂપે છે. આથી તમારા કુળ વિશે ઘણા રૂપો જોવામા આવે છે. ૧

શબ્દાર્થ—ખચ્ચરથી જોડાયેલ રથવાળા તમે છો, તમારી દાસીઓ માળાઓવડે ભૂષિત છે, તમે અન્ન સારી રીતે ભક્ષણ કરી શકો છો તથા તમે પ્રિય વસ્તુઓને જોઇ શકો છો જે પરબ્રહ્મ પરમાત્માની આ રીતે અનેકરૂપે ઉપાસના કરે છે, તે સારી રીતે અન્ન લઇ શકે છે, પ્રિય વસ્તુનુ દર્શન કરી શકે છે તથા તેનો વંશ બ્રહ્મવર્ચસરૂપ–વેદવિદ્યાથી કુશળ રહે છે સૂર્ય ભગવાન્–તે પરબ્રહ્મ પરમાત્માના ચક્ષુરૂપ છે જો તમે મારી પાસે આવ્યા નહોત તો તમે અંધ થાત. ૨

ટીકા—એક વિભાગરૂપ હોવાથી તેની બ્રહ્મરૂપે ઉપાસના કરવી યોગ્ય નથી. જેઓ તે પ્રમાણે તેની ઉપાસના કરે છે, તે શિક્ષાને પાત્ર થાય છે.

## ચતુર્દશ ખંડ.

### ઇન્દ્રદ્યુમ્ન તથા અશ્વપતિનો સંવાદ.

**अथ होवाचेन्द्रद्युम्नं भाल्लवेयं वैयाघ्रपद्य कं त्वमात्मानमुपास्स इति वायुमेव भगवो राजन्निति होवाचैष वै पृथग्वर्त्मात्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्त्वां पृथग्बलय आयन्ति पृथग्रथश्रेणयोऽनुयन्ति ॥ १ ॥**

**अत्स्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते प्राणस्त्वेष आत्मन इति होवाच प्राणस्त उदक्रमिष्यद्यन्मां नागमिष्य इति ॥२॥**

અન્વયાર્થ—પૃથક્ વર્ત્માત્મા વૈશ્વાનર–આ ભિન્ન ભિન્ન દિશાવાળો વૈશ્વાનર આત્મા છે, પૃથક્ વલય આયન્તિ–પુષ્કળ વસ્ત્રાદિ આવે છે, પૃથક્ રથશ્રેણય અનુયન્તિ–પૃથક્ રથની શ્રેણિઓ પાછળ આવે છે. ( ૧ )

શબ્દાર્થ—પછી તેણે ભાલ્લવેય ઇન્દ્રદ્યુમ્ન તરફ ફરી કહ્યુ, હે વ્યાઘ્રપાદના વંશજ ! તમે કયા આત્માની ઉપાસના કરો છો ? ઇન્દ્રદ્યુમ્ને ઉત્તર આપ્યો કે, હે ભગવન્ ! હે રાજન્ ! હુ પવનની આત્મારૂપે ઉપાસના કરુ છુ. ત્યારે અશ્વપતિએ કહ્યુ કે, જે આત્માની તમે ઉપાસના કરો છો, તે પરબ્રહ્મ પરમાત્મા પૃથક્ વર્ત્મરૂપે અર્થાત્ ભિન્ન ભિન્ન માર્ગરૂપે છે. આથી ઘણા લશ્કરો તમને તાબે થાય છે તથા ઘણી રથની શ્રેણિઓ તમને અનુસરે છે. ૧

શબ્દાર્થ—તમે સારી રીતે ખોરાક લઇ શકો છો તથા પ્રિય વસ્તુઓને જોઇ શકો છો જે પરબ્રહ્મ પરમાત્માની આ પ્રમાણે પૃથક્રૂપે ઉપાસના કરે છે, તે સારી રીતે અ-

અન્નુ ભક્ષણુ કરે છે, પ્રિય વસ્તુને, જુએ છે તથા તેનો વશ વર્ચસરૂપ હોય છે. વાયુ પરબ્રહ્મના પ્રાણરૂપ છે. જો તમે મારી પાસે ન આવ્યા હોત તો તમારો પ્રાણ તમારામાથી નિકળી ગયો હોત. ૨

## પંચદશ ખંડ.

### જન તથા અશ્વપતિનો સવાદ.

**अथ होवाच जन-शार्कराक्ष्य क त्वमात्मानमुपास्स इत्याकाशमेव भगवो राजन्निति होवाचैष वै बहुल आत्मा वैश्वानरो य त्वमात्मानमुपास्से तस्माघ बहुलोऽसि प्रजया च धनेन च ॥ १ ॥**

**अत्स्यन्न पश्यसि प्रियमत्यन्नं पश्यति प्रिय भवत्यस्य ब्रह्मवर्चस कुले य एतमेवमात्मान वैश्वानरमुपास्ते सन्देहस्त्वेष आत्मन इति होवाच सन्देहस्ते व्यशीर्य्यद्यन्मा नागमिष्य इति ॥२॥**

અન્વયાર્થ -બહુલ -સર્વ વ્યાપીરૂપે, (૧) સદેહ -વૈશ્વાનરના શરીરના મધ્ય ભાગરૂપે, વ્યશીર્યત્-સૂકાઇ જાત (૨)

શબ્દાર્થ—ત્યાર પછી તેણે જન તરફ ફરી કહ્યુ, હે શાર્કરાક્ષ્ય ! તમે કયા આત્માની ઉપાસના કરો છો ? તેણે ઉત્તર દીધો કે, હે ભગવન્ ! હે રાજન્ ! હુ આકાશની ઉપાસના કરુ છુ અશ્વપતિએ કહ્યુ કે, જે આત્માની તમે ઉપાસના કરો છો, તે આત્મા પરબ્રહ્મના બહુલરૂપે-ઘણા સ્વરૂપે છે આથી તમે ઘણી પ્રજાવાળા તથા ઘણા દ્રવ્યવાળા છો ૧

શબ્દાર્થ— આ કારણથી તમે સારી રીતે અન્ન લઇ શકો છો તથા પ્રિય વસ્તુઓને જુવો છો. જે પરબ્રહ્મ પરમાત્માની આ રીતે પૃથકરૂપે ઉપાસના કરે છે, તે અન્ન સારી રીતે ખાઇ શકે છે, પ્રિય વસ્તુઓને જુવે છે અને તેનો વશ બ્રહ્મવર્ચરૂપ અર્થાત્ વેદવિદ્યાથી તેજવાન્ થાય છે. આકાશ તે વૈશ્વાનરના મધ્ય ભાગરૂપ છે. જો તમે મારી પાસે આવ્યા ન હોત તો તમારુ શરીર સુકાઇ જાત. ૨

ટીકા —સદેહનો અર્થ અહીં શરીર થાય છે. કારણ કે શરીર सदिह्यते-उपचियते इति सदेहः—જે વૃદ્ધિને પામે તે સદેહ ૨

## ષોડશ ખંડ

### બુડિલ તથા અશ્વપતિનો સવાદ

**अथ होवाच बुडिलमाश्वतराश्वि वैयाघ्रपद्य क त्वमात्मानमुपास्स इत्यप एव भगवो राजन्निति होवाचैष वै रयिरात्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्त्व-रयिमान् पुष्टिमानसि १**

**अत्स्यन्न पश्यसि प्रियमत्यन्न पश्यति प्रिय भवत्यस्य ब्रह्मवर्चस कुले य एतमेवमात्मान वैश्वानरमुपास्ते बस्तिस्त्वेष आत्मन इति होवाच बस्तिस्ते व्यभेत्स्यद्यन्मा नागमिष्य इति ॥२॥**

અન્વયાર્થ.-રયિ -ધન અથવા જળ, (૧) આત્માનં રયિ બસ્તિ -આત્માને જળ બસ્તિરૂપે છે, બસ્તિ વ્યભેત્સ્યત્-મૂત્રાશયનો નાશ થાત (૨)

શબ્દાર્થ-ત્યારપછી તેણે અશ્વતરાશ્વના પુત્ર બુડિલને કહ્યુ કે, હે વૈયાઘ્રપદ્ય ! કેવી રીતના આત્માની તમે ઉપાસના કરો છો ? તેણે કહ્યુ કે, હે ભગવન્ ! હે રાજન્ ! હુ જળની ઉપાસના કરુ છુ. અશ્વપતિએ કહ્યુ કે, જે આત્માની તમે ઉપાસના કરો છો, તે વૈશ્વાનર આત્મા ધનરૂપે છે આ કારણથી તમે દ્રવ્યવાન્ તથા પુષ્ટિમાન્ છો ૧

શબ્દાર્થ—તમે અન્નનુ ભક્ષણ આ કારણથી સારી રીતે કરો છો તથા પ્રિય વસ્તુઓને જુઓ છો આ રીતે પરબ્રહ્મની ઉપાસના કરે છે, તે ખોરાક સારી રીતે

ભક્ષણ કરી શકે છે, પ્રિય વસ્તુને જુવે છે તથા તેનો વંશ બ્રહ્મવર્ચસરૂપ-વેદના જ્ઞાનવડે તેજવાન્ થાય છે. જળ પરબ્રહ્મના મૂત્રાશયરૂપ છે જો તમે મારીપાસે આવ્યા ન હોત તો તમારાં શરીરમાંથી મૂત્રાશયનો નાશ થાત. ૨

## સપ્તદશ ખંડ.

### ઉદ્દાલક તથા અશ્વપતિનો સંવાદ.

अथ होवाचोद्दालकमारुणिं गौतम कं त्वमात्मानमुपास्स इति पृथिवीमेव भगवो राजन्निति होवाचैष वै प्रतिष्ठात्मा वैश्वानरो यं त्वमात्मानमुपास्से तस्मात्त्वं प्रतिष्ठितोऽसि प्रजया च पशुभिश्च ॥ १ ॥

अत्स्यन्नं पश्यसि प्रियमत्त्यन्नं पश्यति प्रियं भवत्यस्य ब्रह्मवर्चसं कुले य एतमेवमात्मानं वैश्वानरमुपास्ते, पादौ त्वेतावात्मन इति होवाच पादौ ते व्यम्लास्येतां यन्मां नागमिष्य इति ॥

અન્વયાર્થ-પ્રતિષ્ઠા-આશ્રયરૂપ, ત્વંપ્રજયા પ્રતિષ્ઠિત-તું પ્રજાવડે સ્થાપન થયેલ છે, (૧) પાદૌ વ્યગ્લાસ્યેતાં-પાદોનો નાશ થાત. (૨)

શબ્દાર્થ-પછી તેણે અરુણના પુત્ર ઉદ્દાલકને કહ્યું કે, હે ગૌતમ ! ક્યા આત્માની તમે ઉપાસના કરો છો ? ત્યારે ગૌતમે કહ્યું, હે ભગવન્ ! હે રાજન્ ! હું પૃથ્વીની આત્મારૂપે ઉપાસના કરું છું. ત્યારે અશ્વપતિએ કહ્યું કે, તમે જેની ઉપાસના કરો છો, તે વિશ્વાત્માના પ્રતિષ્ઠારૂપ અર્થાત્ પાદરૂપ છે તથા તેજ કારણથી તમે પ્રજા તથા પશુવડે સારી રીતે પ્રતિષ્ઠિત-સ્થાપન થયેલા છો. ૧

શબ્દાર્થ-તમે સારી રીતે અન્ન ભક્ષણ કરી શકો છો તથા પ્રિય વસ્તુઓને જુઓ છો. જે કોઇ વિશ્વાત્માની આ પ્રમાણે ઉપાસના કરે છે, તે સારી રીતે ખોરાક લઇ શકે છે, પ્રિય વસ્તુઓને જોઇ શકે છે, તથા તેનો વંશ બ્રહ્મવર્ચસરૂપ અર્થાત્ વેદના જ્ઞાનવડે તેજવાન્ થાય છે. પૃથિવી તે વૈશ્વાનર આત્માના પાદરૂપે છે. જો તમે મારી પાસે આવ્યા ન હોત તો તમારા પાદો શક્તિહીન થઇ જતે. ૨

## અષ્ટાદશ ખંડ.

### સર્વ સાથે અશ્વપતિનો સંવાદ.

तान् होवाचैते वै खलु यूयं पृथगिवेममात्मानं वैश्वानरं विद्वांसोऽन्नमत्थ यस्त्वेतमेवं प्रादेशमात्रमभिविमानमात्मानं वैश्वानरमुपास्ते स सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु सर्वेष्वात्मस्वन्नमत्ति. १

तस्य ह वा एतस्यात्मनो वैश्वानरस्य मूर्धैव सुतेजाश्चक्षुर्विश्वरूपः प्राणः पृथग्वर्त्मात्मा सन्देहो बहुलो बस्तिरेव रयिः पृथिव्येव पादावुर एव वेदिर्लोमानि बर्हिर्हृदयं गार्हपत्यो मनोऽन्वाहार्यपचन आस्यमाहवनीयः ॥ २ ॥

અન્વયાર્થ-પૃથક્ ઇવ-ભિન્ન ભિન્ન જ, પ્રાદેશમાત્ર-પ્રાદેશ અર્થાત્ પ્રત્યક્ આત્માવડે અનુમાન કરવું તે, અભિવિમાન-પ્રત્યક્ આત્માવડે અર્થાત્ પ્રાણીવડે અનુમાન કરાયેલ, વૈશ્વાનર-વિશ્વશ્ચાસૌ નરશ્ચ વિશ્વાનર અથવા વિશ્વેષાં નરઃ વિશ્વાનર-વિશ્વને નિયમમાં રાખનાર, (૧) સુતેજાઃ મૂર્ધા-સ્વર્ગ મસ્તકરૂપે, ચક્ષુ વિશ્વરૂપ. પ્રાણઃ પૃથક્ વર્ત્માત્મા-ચક્ષુ વિશ્વરૂપે તથા પ્રાણ પૃથક્ વર્ત્માત્મારૂપે,-સન્દેહઃ બહુલ-આકાશ મધ્ય દેહરૂપ, બસ્તિઃ રયિઃ-બસ્તિ જળરૂપે, આસ્ય=મુખ. (૨)

શબ્દાર્થ-પછી સઘળાઓને ઉદ્દેશી અશ્વપતિએ કહ્યું કે, વિશ્વાત્માને પૃથક્રૂપે જાણતા હોવાથી તમે ખોરાક સારી રીતે ખાઇ શકો છો. કારણ વિશ્વાત્મા જે પ્રાદેશ માત્રરૂપ

અર્થાત્ જે પૃથ્વી તથા સ્વર્ગને વિશે વ્યાસરૂપે તથા જે અહં શબ્દથી નિર્દિષ્ટ મુખ્ય વસ્તુરૂપ છે, તે વૈશ્વાનર આત્માને પ્રત્યક્ બ્રહ્મરૂપે જે ઉપાસે છે, તે ઉપાસક સર્વ લોકવિશે, ચરાચર વિશે તથા સર્વ દેહેન્દ્રિયાદિવિશે સ્થિતિ કરી સર્વત્ર અન્નનું સારી રીતે ભક્ષણ કરી શકે છે. ૧

શબ્દાર્થ—ખરેખર આ સર્વત્ર વ્યાપક પરમાત્માનું સ્વર્ગ મસ્તકરૂપ છે, આદિત્ય ચક્ષુરૂપ છે, વાયુ પ્રાણરૂપ છે, આકાશ ઉદરરૂપે છે, જળ બસ્તિરૂપ છે તથા પૃથિવી પાદરૂપ છે, વેદી વક્ષસ્રૂપ છે, બર્હિ કેશરૂપ છે, ગાર્હપત્યાગ્નિ તેના અંતઃકરણરૂપ છે, અન્વાહાર્યપચન અગ્નિ તેના મનરૂપ છે તથા આહવનીયાગ્નિ તેના મુખરૂપ છે. ( આ રીતે તમે તેની ઉપાસના કરો. )

ટીકા—વૈશ્વાનરનો અર્થ શાંકર મત પ્રમાણે એ થાય છે કે, વિશ્વમાં રહેલ મનુષ્યના દુર્ગુણ તથા સદ્ગુણના પ્રમાણમા સુખ કે દુઃખ નિયમ પ્રમાણે જે આપે છે અથવા જે વિશ્વ–સૃષ્ટિ તથા નરના આત્મરૂપ છે અથવા મનુષ્ય જેને આત્મારૂપ માને છે. સાધારણ રીતે વૈશ્વાનરનો અર્થ અગ્નિ થાય છે, પણ આ સ્થળે તે અર્થમાં વપરાયો નથી. જે પ્રાદેશ માત્રરૂપ અર્થાત્ જેનો પ્રદેશ અર્થાત્ વિસ્તાર પૃથ્વી તથા વર્ગની વચ્ચેનો ભાગ છે અથવા જેને શાસ્ત્ર સ્વર્ગથી તે પૃથિવી સુધી વિસ્તાર પામેલ એવું **પ્રદેશયન્તિ** અર્થાત્ વર્ણન કરે છે. ૧

ટીકાઃ—આત્મા પંચ પ્રાણો જે શરીરનું રક્ષણ કરે છે તેના સમુદાયરૂપ છે. એટલે કે પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન તથા સમાન. ૨

## એકોનવિંશ ખંડ.

### પ્રાણાયસ્વાહા પ્રથમાહુતિ.

तद्यद्भक्तं प्रथममागच्छेत्तद्धोमीयꣳ स यां प्रथमामाहुतिं जुहुयात्तां जुहुयात्प्राणाय स्वाहेति प्राणस्तृप्यति ॥ १ ॥

प्राणे तृप्यति चक्षुस्तृप्यति चक्षुषि तृप्यत्यादित्यस्तृप्यत्यादित्ये तृप्यति द्यौस्तृप्यति दिवि तृप्यन्त्यां यत्किञ्च द्यौश्चादित्यश्चाधितिष्ठतस्तत्तृप्यति तस्यानुतृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥२॥

અન્વયાર્થઃ—ભક્તં–જે કાંઇ ભોજન, આગચ્છેત્–આવે, તત્ હોમીય–તે હોતવ્ય દ્રવ્યરૂપે, (૧) પ્રાણે તૃપ્યતિ–પ્રાણ તૃપ્ત થવે, અનુતૃપ્તિં–આ સર્વ તૃપ્ત થવા પછી. (૨)

શબ્દાર્થ—તેમાં પણ જે અન્ન પ્રથમ ગ્રાસરૂપે હોમવામા આવે છે, તે પ્રથમ હવિઃરૂપ છે. જે વિદ્વાન્ આ પ્રથમ ગ્રાસને પ્રથમની હવિરૂપે હોમે, તેણે " પ્રાણાય સ્વાહા હુ આ પ્રાણને અર્પું છું " એમ કહી હોમવું. આ પ્રમાણે કરવાથી પ્રાણને તૃપ્તિ થાય છે. ૧

શબ્દાર્થ—પ્રાણની તૃપ્તિ થવાથી ચક્ષુની તૃપ્તિ થાય છે, ચક્ષુના તૃપ્ત થવાથી આદિત્ય તૃપ્ત થાય છે. આદિત્યની તૃપ્તિ થવાથી સ્વર્ગ તૃપ્ત થાય છે, સ્વર્ગની તૃપ્તિ થવાથી આદિત્ય અને સ્વર્ગને આધીન સર્વ વસ્તુઓ તૃપ્ત થાય છે તથા વંશ, પશુ, અન્નાદિ, તેજ તથા બ્રહ્મતેજ મળવાથી યજમાન તૃપ્તિને પામે છે ૨

## વિંશ ખંડ.

### વ્યાનાય સ્વાહા દ્વિતીય આહુતિ.

अथ यां द्वितीयां जुहुयात्तां जुहुयाद्व्यानाय स्वाहेति व्यानस्तृप्यति ॥१॥

व्याने तृप्यति श्रोत्रं तृप्यति श्रोत्रे तृप्यति चन्द्रमास्तृप्यति चन्द्रमसि तृप्यति दिशस्तृप्यन्ति दिक्षु तृप्यन्तीषु यत्किञ्च दिशश्च चन्द्रमाश्चाधितिष्ठन्ति तत्तृप्यति तस्यानुतृप्तिं तृप्यति प्रजया

पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥

શબ્દાર્થ—હવે બીજી આહુતિ આપતી વખતે "व्यानाय स्वाहा–હું આ વ્યાનને અર્પું છું " એમ કહી હોમવી. તેમ કરવાથી વ્યાનની તૃપ્તિ થાય છે. ૧

શબ્દાર્થ —વ્યાન તૃપ્તિને પામે છે, એટલે શ્રોત્રની તૃપ્તિ થાય છે, શ્રોત્રની તૃપ્તિવડે ચંદ્ર તૃપ્ત થાય છે, ચંદ્રની તૃપ્તિવડે દિશાઓ તૃપ્ત થાય છે, તથા તેમ થવાથી ચંદ્ર અને દિશામાં રહેલી સર્વ વસ્તુઓ તૃપ્તિ મેળવે છે. સર્વ વસ્તુની આ પ્રમાણે તૃપ્તિ થવાથી યજમાન, પ્રજા, પશુ, અન્ન આદિ, તેજ અને બ્રહ્મતેજ મેળવવાથી તૃપ્તિને પામે છે. ૨

## એકવિંશ ખંડ.

### અપાનાય સ્વાહા તૃતીયાહુતિ.

अथ या तृतीयां जुहुयादपानाय स्वाहेत्यपानस्तृप्यति ॥१॥

अपाने तृप्यति वाक्तृप्यति वाचि तृप्यन्त्यामग्निस्तृप्यत्यग्नौ तृप्यति पृथिवी तृप्यति पृथिव्यां तृप्यन्त्यां यत्किंच पृथिवी चाग्निश्चाधितिष्ठतस्तत्तृप्यति तस्यानुतृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥

શબ્દાર્થ —પછી તૃતીય આહુતિ આપતી વખતે " अपानाय स्वाहा–હું અપાનને આપું છું " એમ કહી હોમવી તેમ કરવાથી અપાન તૃપ્તિને પામે છે. ૧

શબ્દાર્થ— અપાનની તૃપ્તિ થવાથી વાણી તૃપ્ત થાય છે, વાણીની તૃપ્તિ થવાથી અગ્નિ તૃપ્ત થાય છે, અગ્નિ તૃપ્ત થવાથી પૃથિવી તૃપ્ત થાય છે અને પૃથિવી તૃપ્ત થવાથી પૃથિવી તથા અગ્નિને આધીન સર્વ વસ્તુ તૃપ્તિને પામે છે તથા તે તૃપ્તિ પામવાથી યજમાન, પ્રજા, પશુ, અન્નઆદિ, તેજ અને બ્રહ્મવર્ચસ મેળવવાથી તૃપ્તિને પામે છે. ૨

## દ્વાવિંશ ખંડ.

### સમાનાય સ્વાહા ચતુર્થાહુતિ.

अथ यां चतुर्थीं जुहुयात्तां जुहुयात् समानाय स्वाहेति समानस्तृप्यति ॥१॥

समाने तृप्यति मनस्तृप्यति मनसि तृप्यति पर्जन्यस्तृप्यति पर्जन्ये तृप्यति विद्युत्तृप्यति विद्युति तृप्यन्त्यां यत्किञ्च विद्युच्च पर्जन्यश्चाधितिष्ठतस्तत्तृप्यति तस्यानुतृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥

શબ્દાર્થ —હવે ચોથું હવિ " समानाय स्वाहा–હું આ સમાનને અર્પું છું " એમ કહી સમાનને અર્પણ કરવી. તેમ કરવાથી સમાન તૃપ્તિને પામે છે. ૧

શબ્દાર્થ—સમાન તૃપ્ત થવાથી મન તૃપ્ત થાય છે, મન તૃપ્ત થવાથી પર્જન્ય–મેઘ તૃપ્ત થાય છે, મેઘ તૃપ્ત થવાથી વિદ્યુત્ તૃપ્ત થાય છે તથા વિદ્યુત્ તૃપ્ત થવાથી મેઘ તથા વિદ્યુત્ વિશે રહેલી સર્વ વસ્તુઓ તૃપ્તિને પામે છે અને તે તૃપ્તિ પામવાથી યજમાન પ્રજા, પશુ, અન્નાદિ, તેજ તથા બ્રહ્મવર્ચસ મેળવી તૃપ્તિને પામે છે ૨

## ત્રયોવિંશ ખંડ.

### ઉદાનાય સ્વાહા પંચમાહુતિ.

अथ यां पञ्चमीं जुहुयात्तां जुहुयादुदानाय स्वाहेत्युदानस्तृप्यति ॥ १ ॥

उदाने तृप्यति त्वक् तृप्यति त्वचि तृप्यन्त्यां वायुस्तृप्यति वायौ तृप्यत्याकाशस्तृप्यत्याकाशे तृप्यति यत्किंच वायुश्चाकाशश्चाधितिष्ठतस्तत्तृप्यति तस्यानु तृप्तिं तृप्यति प्रजया पशुभिरन्नाद्येन तेजसा ब्रह्मवर्चसेनेति ॥ २ ॥

શબ્દાર્થ—હવે પાંચમું હવિ " उदानाय स्वाहा-હું ઉદાનને અર્પું છું " કહી ઉદાનને અર્પણ કરવી. તેમ થવાથી ઉદાન તૃપ્ત થાય છે. ૧

શબ્દાર્થ—ઉદાન તૃપ્ત થવાથી ત્વચા તૃપ્ત થાય છે, ત્વચા તૃપ્ત થવાથી વાયુ તૃપ્ત થાય છે, વાયુ તૃપ્ત થવાથી આકાશ તૃપ્ત થાય છે, આકાશ તૃપ્ત થવાથી વાયુ તથા આકાશ વિશે રહેલી વસ્તુઓ તૃપ્તિ મેળવે છે તથા તેમ થવાથી યજમાન પ્રજા, પશુ, અન્નાદિ, તેજ તથા બ્રહ્મવર્ચસ મેળવી તૃપ્તિને પામે છે. ૨

## ચતુર્વિંશ ખંડ.

### જ્ઞાતાને અગ્નિહોત્રનું ફળ.

स य इदमविद्वानग्निहोत्रं जुहोति यथाऽङ्गारानपोह्य भस्मनि जुहुयात्तादृक् तत्स्यात् ॥ १ ॥

अथ य एतदेवं विद्वानग्निहोत्रं जुहोति तस्य सर्वेषु लोकेषु सर्वेषु भूतेषु सर्वेष्वात्मसु हुतं भवति ॥ २ ॥

तद्यथेषीकातूलमग्नौ प्रोतं प्रदूयेतैवꣳ हास्य सर्वे पाप्मानः प्रदूयन्ते य एतदेवं विद्वानग्निहोत्रं जुहोति ॥ ३ ॥

तस्मादु हैवं विद्यद्यपि चण्डालायोच्छिष्टं प्रयच्छेदात्मनि हैवास्य तद्वैश्वानरे हुतꣳ स्यादिति तदेष श्लोकः ॥ ४ ॥

यथेह क्षुधिता बाला मातरं पर्युपासते। एवꣳ सर्वाणि भूतान्यग्निहोत्रमुपासत इत्यग्निहोत्रमुपासत इति ॥५॥

અન્વયાર્થ:—અવિદ્વાન્—જ્ઞાનવિના, અંગારાન્ અપોહ્ય—અંગારાનો ત્યાગ કરી, (૧) હુતં—યજ્ઞ પૂર્ણરૂપે. (૨) ઇષિકાતૂલં—મુંજના મધ્યભાગના અગ્રભાગને, પ્રદૂયન્તે—નાશ પામે છે. (૩) એવવિત્—આ રીતે જાણનાર, ચાંડાલ ઉચ્છિષ્ટ પ્રયચ્છેત્ આત્મનિ હુતં સ્યાત્—ચાંડાલને ઉચ્છિષ્ટ આપે તે વૈશ્વાનર આત્મામાં હોમેલ સરખું થાય. (૪) સર્વાણિ ભૂતાનિ—અન્નઆદિ સર્વ ભૂતો, એવવિદઃ અગ્નિહોત્રં ઉપાસતે—આ રીતે ઉપાસના કરનારના અગ્નિહોત્રરૂપ ભોજનની ઉપાસના કરે છે અર્થાત્ જ્ઞાતા ક્યારે અમારું ભોજન કરશે, એમ સર્વ ભૂતો અર્થાત્ અન્નાદિઓ જાણે છે. (૫)

શબ્દાર્થ:—જે આ જાણ્યા વિના અગ્નિહોત્ર કરે છે, તે બળતા અંગારાનો ત્યાગ કરી રાખવિશે હવિ હોમનારાના જેવા ફળને પ્રાપ્ત થાય છે. ૧

શબ્દાર્થ—જે વિદ્વાન્ આ પ્રમાણે જાણી અગ્નિહોત્ર કરે છે તો તેનો યજ્ઞ, સર્વ લોકમાં, સર્વ ભૂત વિશે તથા શરીરના ગમે તે સ્વરૂપવિશે પણ પૂર્ણતાને પ્રાપ્ત થાય છે. (૨)

શબ્દાર્થ—જો ઇષિકાના તુલને અગ્નિવિશે નાંખ્યું હોય તો તે જલદી બળી ભસ્મ થાય છે, તેમજ જે માણસ આ જાણી અગ્નિહોત્ર કરે છે તો તેનાં સર્વ પાપો જલદી બળી ભસ્મ થાય છે. ૩

શબ્દાર્થ—જે મનુષ્ય આ જાણ્યા પછી ઉચ્છિષ્ટ રહેલું અન્ન જો ચાડાલને આપે છે, તે છતાં ચાડાલ દેહમાં રહેલ વૈશ્વાનરમાં તે અન્ન હોમેલું હોય, તે સરખા રસને તે પ્રાપ્ત છે. આથી નીચેનો મંત્ર કહેવામાં આવ્યો છે.૪

શબ્દાર્થ—જેમ સાધારણ જીવનમાં ક્ષુધાર્ત બાળકો પોતાની માતાના મુખ સામું જુવે છે અર્થાત્ તેની ઉપાસના કરે છે, તેમ જ સર્વ ભૂત માત્રો અર્થાત્ અનાદિ પણ આ રીતે જાણનારના અગ્નિહોત્રરૂપ ભોજનની ઉપાસના કરે છે, ખરેખર અગ્નિહોત્રની ઉપાસના કરે છે. ૫

## षष्ठ प्रपाठक.

### પ્રથમ ખંડ.

#### બ્રહ્મજ્ઞાનથી સર્વ જ્ઞાનનો ઉપદેશ.

**ॐ श्वेतकेतुर्हारुणेय आस तꣳह पितोवाच श्वेतकेतो वस ब्रह्मचर्यं न वै सोम्याऽस्मत्कुलीनोऽननूच्य ब्रह्मबन्धुरिव भवतीति ॥ १ ॥**

**स ह द्वादशवर्ष उपेत्य चतुर्विꣳशति वर्षः सर्वान् वेदानधीत्य महामना अनूचानमानी स्तब्ध एयाय तꣳह पितोवाच श्वेतकेतो यन्नु सोम्येदं महामना अनूचानमानी स्तब्धोऽस्युत तमादेशम-प्राक्ष्यः ॥ २ ॥**

**येनाश्रुतꣳ श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातमिति कथं नु भगवः स आदेशो भवतीति ॥ ३ ॥**

અન્વયાર્થ—આરુણેય—અરુણનો પુત્ર, આસ—હતો, તં પિતા ઉવાચ—તેને પિતાએ કહ્યું, બ્રહ્મચર્યં વસ—વેદાધ્યયનને તું કર, અસ્મત્કુલીન—આપણા કુળવાળાઓ, અનનૂચ્ય—અધ્યયન કર્યાવિના, બ્રહ્મબન્ધુ—બ્રાહ્મણાન્ બન્ધૂન્ વ્યપદિશતિ ઇતિ બ્રહ્મબન્ધુ અથાત્ બ્રાહ્મણ બન્ધુને નિંદનાર, ઇવ—જા, (૧) ઉપેત્ય—ગુમાવ્યા પછી, (યાવત્) ચતુર્વિંશતિ વર્ષ (બભૂવ)—ચોવીશ વર્ષની વયવાળો થયો, મહામના,—ગંભીર મનવાળો, અનૂચાનમાનિ—અનૂચાન કહેતા પ્રતિઉત્તરને કહેવા સમર્થ માનનારો, સ્તબ્ધ—નમ્ર સ્વભાવથી રહિત, એયાય—ગૃહપતિ આવ્યો, તં પિતા ઉવાચ—તેને પિતાએ કહ્યુ, સ્તબ્ધ અસિ—તુ સ્તબ્ધ છે, ઉત—પણ, તં આદેશ—તે ઉપદેશને, અપ્રાક્ષ્ય—તારા ગુરુને તે પૂછ્યો (૨) યેન—જે ઉપદેશથી, કથં સ આદેશ ભવતિ—આ ઉપદેશ કેવી રીતે થાય છે. (૩)

શબ્દાર્થ—હરિ ! ૐ ! ખરેખર અરુણીને શ્વેતકેતુ નામે એક પુત્ર હતો એક વેળા તેના પિતાએ તેને કહ્યુ, "હે શ્વેતકેતુ ! તું જા અને ગુરુને ઘેર બ્રહ્મચારી તરીકે રહે કારણ હે સોમ્ય ! આપણા વંશમાના કોઇએ વેદનો ત્યાગ કર્યો નથી તથા બ્રહ્મબંધુવત્ થાય, તે યોગ્ય નહિ. અર્થાત્ બ્રાહ્મણનો સબંધી કહેવાય, પણ પોતે બ્રાહ્મણરૂપે નહિ. ૧

શબ્દાર્થ—પિતાનો આ રીતનો ઠપકો સાભળવાથી શ્વેતકેતુ બાર વર્ષની વયે ગુરુને ઘેર ગયો તથા પોતે ચોવીશ વર્ષનો થયો ત્યા સુધી અર્થાત્ બાર વર્ષ ગુરુને ઘેર રહી સર્વ વેદને ભણ્યો. જ્યારે તે ઘેર પાછો ફર્યો ત્યારે તે પોતાને વેદોનો પૂર્ણજ્ઞાતા અર્થાત્ વેદના જ્ઞાનવડે મોટો માનવા લાગ્યો તથા અધ્યયનના અભિમાનને લીધે ગૃહપ્રતિ અનમ્ર થઇ પાછો ફર્યો. તેને આ રીતનો જોઇ તેના પિતાએ જોયુ કે, મારા પુત્રને વેદના અધ્યયનવડે ઘણુજ અભિમાન આવ્યુ છે તથા અનમ્ર થયો છે, એમ જાણી તેને કહ્યુ કે, હે શ્વેતકેતુ ! હે સોમ્ય ! ૨

શબ્દાર્થ—તુ તારા ગુરુ પાસેથી શિખ્યો હોય તો કહે કે એવી કઈ વસ્તુ છે કે, જે જાણવાથી નહિ સાભળેલુ સાભળેલુ થાય છે, નહિ મનમા વિચાર કરેલ વિચાર કરેલ થાય છે, તથા નહિ નિશ્ચય થયેલ વસ્તુ નિશ્ચય વાળી થાય છે ત્યારે શ્વેતકેતુએ કહ્યુ કે "હે ભગવન્ ! આ વસ્તુ શી છે, તે મને ખબર નથી." ૩.

**यथा सोम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातꣳ स्याद्वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ॥ ४ ॥**

* આ પ્રપાઠકમા મૂળ ઉદ્દેશ એ સમાયલો છે કે, ઇશ્વર સબધી—બ્રહ્મ સબધી જ્ઞાન પ્રાપ્ત કર્યા વિનાનુ અખિલ વેદોનુ પ્રાપ્ત કરેલુ જ્ઞાન નિરૂપયોગી છે.

यथा सोम्यैकेन लोहमणिना सर्वं लोहमयं विज्ञातःस्याद्वाचारंभणं विकारो नामधेयं लोहमित्येव सत्यम् ॥५॥

यथा सोम्यैकेन नखनिकृन्तनेन सर्वं कार्ष्णायसं विज्ञातःस्याद्वाचारंभणं विकारो नामधेयं कृष्णायसमित्येव सत्यमेवःसोम्य स आदेशो भवतीति ॥६॥

न वै नूनं भगवन्तस्त एतदवेदिषुर्यद्ध्येतदवेदिष्यन् कथं मे नावक्ष्यन्निति भगवांस्त्वेवमेतद्ब्रवीत्विति तथा सोम्येति होवाच ॥ ७ ॥

અન્વયાર્થ.–સર્વં મૃન્મયં–વિકારનીજાત, વિજ્ઞાતં–ઓળખાયેલ, વાચારંભણં–વાચા આરભ્યતે ઇતિ વાચારંભણં અર્થાત્ વાણીના આલંબનરૂપે, નામધેયં–નામમાત્ર, (૪) લોહમણિના–સુવર્ણ પિંડવડે, લોહમયં–સુવર્ણમય, (૫) નિંકૃતનેન–નરેણીવડે પણ અહીં કૃષ્ણ લોહ પિંડવડે, કાર્ષ્ણાયસં–કૃષ્ણ લોહના વિકારરૂપે, કૃષ્ણાયસં–કૃષ્ણ લોહ. (૬) ભગવંતઃ–મારા ગુરુઓ, એતત્ ન અવેદિષુઃ–આ જાણતા ન હોવા જોઇએ, અવેદિષ્યન્ કથં મે ન અવક્ષ્યન્–જાણતા હોય તો મને કેમ ન કહે, ભગવાન્ એતત્ બ્રવીતુ–આપ ભગવાન્ કહો. (૭)

શદાર્થ.—ત્યારે તેના પિતા ઉદ્દાલકે કહ્યું કે; હે સોમ્ય ! કારણરૂપ મૃત્તિકાના એક પિંડનું જ્ઞાન થવા પછી સર્વ મૃત્તિકામય કાર્યરૂપ વસ્તુઓ જેવાં કે ઘટ શરાવાદિનું જ્ઞાન થાય છે અને માલમ પડે છે કે, તે માત્ર વાણીનો વિકાર છે. પરમાર્થે વસ્તુરૂપે નથી. પણ પરમાર્થ વસ્તુ તો કેવળ મૃત્તિકાજ છે કે જે સર્વમાં વ્યાપી રહેલ છે. ૮

શબ્દાર્થ—હે સોમ્ય ! સુવર્ણનાં એક પિંડનું જ્ઞાન થવા પછી જણાઇ આવે છે કે, જુદા જુદા શબ્દો તથા નામોવડે દર્શાવાયેલ સુવર્ણમય સર્વ વસ્તુઓ માત્ર નામરૂપાત્મકજ છે, પણ ખરી રીતે જોતાં કેવળ એક સુવર્ણ જ તેમાં સત્ય છે. ૫

શબ્દાર્થ—હે સોમ્ય ! જેમ એક નરેણીનું જ્ઞાન થયા પછી જણાઇ આવે છે કે, ભિન્ન ભિન્ન શબ્દો તથા નામોવડે દર્શાવાયેલ કૃષ્ણ લોહમય સર્વ વસ્તુઓ માત્ર નામરૂપાત્મકજ છે, પણ ખરી રીતે જોતાં કેવળ કૃષ્ણ લોહ જ સત્યરૂપે રહેલ છે. હે સોમ ! આ રીતે તે ઉપદેશ છે. ૬

શબ્દાર્થ—આ સઘળું શ્રવણ કરી રહ્યા પછી શ્વેતકેતુ બોલ્યો કે, ખરેખર મારા વિદ્વાન ગુરુઓ આ વસ્તુના જ્ઞાતા ન હોવા જોઇએ. કારણ કે જો તેઓ આ વસ્તુના જ્ઞાતા હોત તો મને આ સંબંધીનું જ્ઞાન આપવા તેઓ ચૂકતે નહિ. હે ભગવન્ ! તમે મને આ ઉપદેશ આપશો ? ત્યારે તેના પિતાએ કહ્યું; હે સોમ્ય ! હું તને તે સંબંધીનું જ્ઞાન આપવા તૈયાર છું. તું એક ચિત્તથી સાભળ. ૭.

ટીકા:—કહ્યું છે કે-अस्ति भाति प्रियं रूपं नाम चेत्यंशपंचकम् आद्यं त्रयं ब्रह्मरूपं जगद्रूपं ततो द्वयम्

અર્થ—અસ્તિ, ભાતિ તથા પ્રિય આટલી ત્રણ વસ્તુ બ્રહ્મરૂપ છે, અર્થાત્ સત્ય છે અને નામ તથા રૂપ આ બે વસ્તુઓ જગદ્રૂપ છે અર્થાત્ વાણીવડે બોલવા માત્રની છે, પણ ખરૂં જોતાં ખોટી છે. ૪

ટીકા:—પોતાના ગુરુ વિશે ખરાબ કહેવું, એ અયોગ્ય છે. પણ શ્વેતકેતુને બીતિ ઉપજી થઇકે રખેતે મારા પિતા ફરી ગુરુ પાસે ભણવા મોકલે. આ કારણથી શ્વેતકેતુએ એમ કહ્યું કે, આ વિષયના તેઓ જ્ઞાતા નથી. ૭

## દ્વિતીય ખંડ.

### તેજાદિની ત્રણ ભૂતસૃષ્ટિ.

सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयं तद्धैक आहुरसदेवेदमग्र आसीदेकमेवाद्वितीयं तस्मादसतः सज्जायेत ॥ १ ॥

कुतस्तु खलु सोम्यैवं स्यादिति होवाच कथमसतः सज्जायेतेति सत्त्वेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् ॥२॥

तदैक्षत बहु स्यां प्रजायेयेति तत्तेजोऽसृजत तत्तेज ऐक्षत बहु स्यां प्रजायेयेति तदपोऽसृजत तस्माद्यत्र क्व च शोचति स्वेदते वा पुरुषस्तेजस एव तदध्यापो जायन्ते ॥ ३ ॥

ता आप ऐक्षन्त बह्व्यः स्याम प्रजायेमहीति ता अन्नमसृजन्त तस्माद्यत्र क च वर्षति तदेव भूयिष्ठमन्नं भवत्यद्भ्य एव तदध्यन्नाद्यं जायते ॥ ४ ॥

અન્વયાર્થઃ—અગ્રે સત્‌—પ્રથમ અવ્યાકૃતરૂપ ઇશ્વર સ્વરૂપે, આસીત્‌—હતું, એકં—એકરૂપે, અદ્વિતીયં—સ્વગતાદિ ભેદરહિત, એકે આહુઃ—વૈનાશિકો કહેવા લાગ્યા, અસત્‌ એવ અગ્રેઆસીત્‌—ઉત્પત્તિ પહેલાં શૂન્યરૂપ હતું, તસ્માત્‌ અસતઃ—આ શૂન્યમાંથી, સત્‌ જાયેત—સત્કાર્ય ઉત્પન્ન થયું. (૧) કુતઃ એવ સ્યાત્‌—કેવી રીતે આ થયું, સત્‌ તુ એવ ઇદં અગ્રે આસીત્‌—ઉત્પત્તિ પહેલાં કેવળ સત્‌ હતું, (૨) તત્‌ ઐક્ષત—તે સત્યે સંકલ્પ કર્યો, બહુ સ્યાં પ્રજાયેય—હું અનેક થાઉં, ઉત્પત્તિ ભાવને પામું, તત્‌ તેજઃ અસૃજત—તે બ્રહ્મ અપંચીકૃત તેજને પામ્યા, તત્‌ અપઃ અસૃજત—તે તેજરૂપ બ્રહ્મ જળ સ્વરૂપને પામ્યા, તસ્માત્‌ યત્ર—આથી જે સમયે, શોચતિ—ખેદને પામે છે, સ્વેદતે—પરસેવો થાય છે, તેજસઃ આપઃ અધિજાયન્તે—તેજમાંથી જળ ઉત્પન્ન થાય છે. (૩) તાઃ આપઃ ઐક્ષન્ત—તે જલરૂપ બ્રહ્મે સંકલ્પ કર્યો, બહ્વ્યઃ સ્યામ—અમે અનેકરૂપે થઇએ, પ્રજાયેમહિ—ઉત્પત્તિ ભાવને પામીએ, તાઃ અન્નં અસૃજન્ત—તેઓ અન્ન ભાવને પામ્યા, ક્વ—કોઇ દેશમાં, વર્ષતિ—વૃષ્ટિ થાય છે, અદ્ભ્યઃ—જળવડે, તત્‌ અન્નાદ્યં અધિજાયતે—તે અન્નરૂપ ભક્ષ્ય ઉત્પન્ન થાય છે. (૪)

શબ્દાર્થ—હે સોમ્ય ! સૃષ્ટિ પહેલાં આ જગત્‌ સત્‌રૂપ અર્થાત્‌ ઇશ્વરરૂપ હતું. આથી તે એક તથા દ્વૈત ભાવથી રહિત હતું. આ પરથી શૂન્યવાદીઓ એમ કહે છે કે, જગત્‌ ઉત્પત્તિ પૂર્વે અસત્‌ રૂપ અર્થાત્‌ શૂન્યરૂપ હતું તથા આ અસત્‌માંથી સત્‌ કાર્ય કેવી રીતે ઉત્પન્ન થયું ? ૧

શબ્દાર્થઃ—તેના પિતા ઉદ્દાલકે પાછું કહેવું જારી રાખ્યું; "પણ હે સોમ્ય ! અસત્‌માંથી સત્‌ કેવી રીતે ઉત્પન્ન થઇ શકે ? આના પ્રત્યુત્તરમાં એમ છે કે; હે પુત્ર ! પ્રથમ આ સત્‌ એકજરૂપ તથા અદ્વિતીયરૂપ હતું. ૨

શબ્દાર્થઃ—ત્યાર પછી તે સત્‌ બ્રહ્મ સંકલ્પ કરવા લાગ્યું કે, હું બહુરૂપે થાઉં તથા ઉત્પત્તિ ભાવને પામું. આ રીતનો વિચાર કરી તેણે તેજ ઉત્પન્ન કર્યું. પછી તેજ સ્વરૂપ બ્રહ્મે સંકલ્પ કર્યો કે હું બહુરૂપે થાઉં, તથા ઉત્પત્તિ ભાવને પામું. આથી તેજે જળ ઉત્પન્ન કર્યું. આથી કોઇ પણ સ્થળે અથવા કોઇ પણ સમયે કોઈ પુરુષ શોચ કરે છે અથવા તેને પરસેવો વળે છે, ત્યારે તે જળ કેવળ તેજમાંથી જ ઉત્પન્ન થાય છે. ૩

શબ્દાર્થઃ—જળે ઇચ્છા કરી કે, હું બહુરૂપે ઉત્પન્ન થાઉં. તેણે—જળે અન્ન ઉત્પન્ન કર્યું. આથી જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં વરસાદ વરસે છે ત્યાં ત્યાં તે સમયે બહુ

અન્નાદિની ઉત્પત્તિ થાય છે. ખરેખર અન્નનું કારણ–ઉત્પત્તિસ્થાન જળ છે. ૪

ટીકાઃ—સત્ એ એક એવી વસ્તુ છે કે, જે સ્થિતિરૂપે, સૂક્ષ્મરૂપે, અવ્યક્તરૂપે, સર્વત્રવ્યાપ્તરૂપે, કેવળ એકરૂપે, અન્યૂનરૂપે, અભિન્નરૂપે તથા કેવળ જ્ઞાનરૂપે છે. સર્વ વેદાન્તોથી આ રીતે સત્‌નું વર્ણન કરવામાં આવેલુ છે. **एव** શબ્દ નિર્દિષ્ટ વસ્તુને દૃઢીભૂત કરવામાટે વાપરવામાં આવ્યો છે. આ સ્થળે **एव** શબ્દ શી વસ્તુને દૃઢીભૂત કરે છે ? આના ઉત્તરમાં જણાવવાનું જે, આ જગત, જેને આપણે હાલ નામ રૂપાત્મક, કર્માધીન તથા બહુરૂપે જોઇએ છીએ, તે એક સમયે સત્‌રૂપેજ હતું, અને “ **आसीत्**–હતું ” આ શબ્દ સાથે ‘ **एव**–માત્ર ’ શબ્દનો સંબંધ થવાથી ઉપર કહેલી વાત દૃઢીભૂત થાય છે.

હવે આ બાબતમાં પ્રથમ શંકા એ ઉઠે છે કે, જગત્, સત્‌રૂપે પહેલાં ક્યારે હતું ? આના પ્રતિઉત્તરમાં મૂળમાં એમ દર્શાવવામા આવ્યું છે કે, તે **अग्रे**–પહેલા–આ જગતની ઉત્પત્તિના સમય પહેલા આ પ્રમાણે હતું. વળી આ વિષયમાં એવી શંકા ઉઠશે કે, જેને તમે પ્રથમ સત્‌રૂપે હતું એમ કહોછો, તે જગત્ શું હાલમાં સત્‌રૂપે નથી ? તેના ઉત્તરમાં કહેવાનું કે, જગત્ હાલ સ્થિતિરૂપે છે. વળી હાલમાં જ્યારે તે સ્થિતિરૂપે–સત્‌રૂપે છે ત્યારે મૂળમાં **अग्रे**–પ્રથમ એ શબ્દ શા માટે વાપર્યો છે ?

હાલ આ જગત્ સત્‌રૂપ છે તથા આપણી ઇન્દ્રિયોના વિષયોવડે નામ, રૂપ તથા ગુણવાળું દેખાય છે અને તેને **इदं**–‘આ’ શબ્દથી દર્શાવેલ છે. વળી અગ્રે એટલે જગતની ઉત્પત્તિના સમય પહેલાં જગત્ સત્‌રૂપે હતું, પણ વ્યક્તરૂપમા હતું નહિ. આજ કારણથી એમ કહેવામાં આવ્યું છે કે, પ્રથમ તે સત્‌રૂપે હતું.

કોઇપણ વસ્તુ પોતાની ઉત્પત્તિ પહેલા એમ નહિ કહી શકાય કે તે આવી, આવા નામ તથા રૂપવાળી છે, છતા એમ તો દરેક વસ્તુ વિશે કહી શકાય કે, તેનું અસ્તિત્વ પ્રથમ હતું. જેમ એક માણસ ભર નિદ્રામાથી જાગૃત થયા પછી તેને એમ લાગે છે કે, હું સ્વપ્નાવસ્થામાં પણ અસ્તિત્વરૂપે તો હતો જ, પણ સર્વ કર્મથી રહિત હતો. આજ પ્રમાણે તે તેની ઉત્પત્તિ પૂર્વે અસ્તિત્વરૂપે તો હતુંજ. જેમ જગત્ વિશે એક માણસ કુંભારને ઘટ શરાવાદિ બનાવવા વિશે લાગેલો જુએ છે, પણ સવારમા જ ધારો કે, તે માણસને બીજે ગામ જવું પડયું. પછી દિવસનો સમય તે ગામ વિશે ગાળી, સાંજના તે પોતાના ગામ વિશે જ્યારે પાછો ફર્યો ત્યારે જુએ છે તો મૃત્તિકાના પિંડનાં અનેક પ્રકારનાં ઘટ શરાવાદિ બનેલાં છે. આમાં મૃત્તિકા તો પ્રથમથી જ હતી, પણ તે નામ રૂપની અંદર વિકાર પામેલી નહતી. આજ રીતે જગત્ ઉત્પત્તિ પૂર્વે પણ હતું, પણ તે મૃત્તિકાની માફક સત્‌રૂપે હતું, પણ ઉત્પત્તિ પછી તે જગત્ ઘટ શરાવાદિ કાર્યોની માફક નામ તથા રૂપે કરી વ્યક્ત થયું. **एकः** **एव** એક જ, આમ કહેવાનું કારણ એ કે, તેની સાથે સંબંધ ધરાવતી દરેક વસ્તુથી વિભક્ત.

અદ્વિતીય–કોઇ પણ બીજાથી રહિત. ઘટ શરાવાદિ કાર્યો બનાવવામાં મૃત્તિકા જે કારણરૂપે રહેલ છે, તે સિવાય કુંભાર આદિ પણ કારણરૂપે રહેલા છે જે તેને આકાર વિગેરે આપે છે. પણ અદ્વિતીય શબ્દ કહેવાથી એકના સિવાય બીજા સર્વને કારણરૂપમાંથી બાતલ કરે છે. અદ્વિતીય કહેવાથી તે–સત્ સિવાય બીજી કોઇ પણ વસ્તુ અસ્તિત્વરૂપે નહતી.

પણ વૈશેષિક મતવાળાઓ સત્ વસ્તુની અંદર જ કઇ સર્વ વસ્તુનો સમાવેશ કરે છે ?

તેઓ દ્રવ્ય તેમજ ગુણ બન્નેનું સત્ શબ્દથી વર્ણન કરે છે. આ જ કારણથી **सत् द्रव्यम्**-દ્રવ્ય સતરૂપ છે **सत् गुणम्**-ગુણ સતરૂપ છે તથા **कर्म सत्**-કર્મ સતરૂપ છે, આ રીતનાં વચનોથી સર્વને સતરૂપે માને છે.

હાલમાં એટલે ઉત્પત્તિની પછી તે પ્રમાણે માનવું તે ઠીક છે. પણ વૈશેષિક મતવાળાઓ વસ્તુની ઉત્પત્તિ પહેલાં તેને સતરૂપે માનતા નથી. આથી ઉલટું તેઓ એમ માને છે કે, વસ્તુ તેની ઉત્પત્તિ પૂર્વે અસતરૂપે હોય છે અને " પહેલા અદ્વિતીય કેવળ એકજ હતું, " આ મતને તેઓ અંગીકાર કરતા નથી. આ પરથી ખુલ્લું જણાઇ આવે છે કે, અહીં દર્શાવેલ સત્, વૈશેષિક મતવાળાઓથી દર્શાવેલ સત્ કરતાં કેવળ ભિન્ન છે, તેમજ પહેલાં આપેલા ઘટાદિ કાર્ય તથા મૃત્તિકાદિ કારણના દૃષ્ટાંતથી તે કેવળ જાદું છે.

" આ પરથીઃ "-ઉત્પત્તિ પહેલાં સત્ વિશેના આવી રીતના વાદ વિવાદમાંથી કેટલાક વૈશેષિકો દ્રવ્ય એટલે શું, તેનો અર્થ આપ્યા પછી એમ કહે છે કે, આ જગતની ઉત્પત્તિ પૂર્વે અદ્વિતીયરૂપ કેવળ અસત્ માત્રજ હતું. બૌદ્ધમતવાળાઓ ઉત્પત્તિ પહેલાં દ્રવ્યનું અસત્પણું માને છે, છતાં નૈયાયિકો જેમ એક વસ્તુને સતરૂપે તેમજ અસતરૂપે એમ બેઉરૂપે માને છે, તેમ વિશુદ્ધ મતોને તેઓ અંગીકાર કરતા નથી.

પણ જો ઉત્પત્તિ પહેલાં અસતરૂપેજ કેવળ માનતા હો તો તેઓ એમ કેવી રીતે કહી શકે કે, ઉત્પત્તિ પહેલાં અદ્વિતીયરૂપે કેવળ અસત્જ હતું. જેમ કહેવાથી સમય, સંખ્યા તથા અકથત્વ ત્રણ વસ્તુનો સમાવેશ થાય છે. ઉત્પત્તિ પહેલા વસ્તુને અસતરૂપ માનવી, તે કેવળ અયોગ્ય છે. અસતરૂપને માનવું, તેજ કેવળ અયોગ્ય જેવું ભાસે છે; કારણ જેઓ અસતરૂપતાને માને છે; તેઓ અસતરૂપતાની અસંબંધતાને દર્શાવે છે.

આપણે હાલ એટલે ઉત્પત્તિ પછી તેનું અસ્તિત્વ કબુલ કરીએ તથા ઉત્પત્તિ પહેલાં અસ્તિત્વનો સ્વીકાર ન કરીએ. આ વાત ગ્રાહ્ય થઇ શકે એમ નથી. કારણ ઉત્પત્તિ પહેલાં એક વસ્તુના અસ્તિત્વનું પ્રમાણ ન હોય તો તેજ સમયે એમ કહી શકાશે કે, તે અસતરૂપ જ છે. અહીં પ્રશ્ન એ થાય કે, એક શબ્દનો અર્થ પ્રતિમારૂપે મનવિષે એક વેળા દાખલ થયા પછી આપણે તેજ શબ્દના તાત્પર્ય વિશે એમ કેમ કહી શકીએ કે " અદ્વિતીય અસતરૂપે અસ્તિત્વમાં હતું. " અને જો આ રીતના તાત્પર્યમાં કોઇ પણ અર્થ સમાયલો હોય તો તેમ કહેવું તે તદ્દન અપ્રમાણરૂપ છે, પણ તેમ નથી. આ પ્રમાણેનું વચન કહેવામાં અપ્રમાણતા દોષ પ્રાપ્ત થતો નથી. કારણકે આ સ્થળે મૂળ હેતુ એ છે કે, અસ્તિત્વનું રહિતપણું અને અસ્તિત્વ શબ્દવડે તે વસ્તુની પ્રતિમાનું રહિતત્વ દર્શાવે છે. અદ્વિતીયત્વ તથા આસીત્-હતું, આ બે શબ્દો ગુણવાચક છે અને સત્ શબ્દને નિષેધવાચક શબ્દ લગાડવાથી એમ જણાવાય છે કે, બીજી સર્વ વસ્તુનો નિષેધ કરવામાં આવ્યો છે. (૧)

## તૃતીય ખંડ.

### ત્રણ ભૂતોથી નામરૂપ સૃષ્ટિ.

तेषां खल्वेषां भूतानां त्रीण्येव बीजानि भवन्त्यण्डजं जीवजमुद्भिज्जमिति ॥ १ ॥

सेयं देवतैक्षत हन्ताहमिमास्तिस्रो देवता अनेन जीवेनात्मनाऽनुप्रविश्य नामरूपे व्याकरवाणीति ॥ २ ॥

तासां त्रिवृतं त्रिवृतमेकैकां करवाणीति सेयं देवतेमास्तिस्रो देवता अ-

तेनैव जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरोत् ॥ ३ ॥

तासां त्रिवृतं त्रिवृतमेकैकामकरोद्यथा नु खलु सोम्येमास्तिस्रो देवतास्त्रिवृत्त्रिवृदेकैका भवति तन्मे विज्ञानीहीति ॥ ४ ॥

અન્વયાર્થ:-તેષાં ભૂતાનાં-તે મનુષ્યાદિ ભૂતોના, ત્રીણિ બીજાનિ ભવન્તિ-ત્રણ કારણો હોય છે, અંડજં જીવજં ઉદ્ભિજ્જં-ઈંડાથી થયેલ, જરાયુથી થયેલ, ઉગી નીકલનાર, (૧) સા ઐક્ષત-તે અવ્યાકૃત દેવતાએ સંકલ્પ કર્યો, અહં-ચિન્માત્ર સ્વરૂપ હું, ઇમાઃ તિસ્રઃ દેવતાઃ-આ તેજાદિ ત્રણ ભૂતો, અનેન જીવેન-આ પ્રાણને ધારણ કરનારા આત્માવડે, અનુપ્રવિશ્ય-સૂર્યના પ્રતિબિંબની માફક પ્રવેશ કરી, નામરૂપે વ્યાકરવાણિ-નામ તથા રૂપોરૂપે વ્યક્ત થઈએ (૨) તાસાં એકૈકં-તેમાંના અકેકને, ત્રિવૃતં કરવાણિ-ત્રણ ત્રણ પ્રકારના ગુણરૂપે અમે કરીએ, સા દેવતા ઇમાઃતિસ્રઃ દેવતાઃ અનેન જીવેન અનુપ્રવિશ્ય-તે દેવ આ ત્રણ દેવોમાં અર્થાત્ વિરાટ્ શરીરમાં આ જીવવડે પ્રવેશ કરી. (૩) તાસાં- તે ત્રણ દેવોમાના, એકૈકા ત્રિવૃતં અકરોત્-અકેકને ત્રણ ત્રણરૂપે કર્યા, ઇમાઃ તિસ્રઃ દેવતાઃ એકૈકા ત્રિવૃત્ ભવતિ-આ ત્રણ દેવો પ્રત્યેક ત્રણ ત્રણરૂપે થાય છે, તત્ મે વિજાનીહિ-તે મારા વચનથી સ્પષ્ટ દૃષ્ટાંતવડે તું નિશ્ચય કર. (૪)

શબ્દાર્થ:—ખરેખર સર્વ ભૂત માત્રોનાં ત્રણ ઉત્પત્તિ સ્થાન છે:-અંડજ-ઈંડામાંથી નિકળનારાં પ્રાણીઓ જેવાં કે પક્ષી, જીવજ-એકજ જીવમાથી થનારા, જેવાં કે મનુષ્યાદિ, અને ઉદ્ભિજ્જ-જમીનમાથી ઉગી નીકળનારાં ભૂતો, જેવાં કે વૃક્ષાદિ. ૧

શબ્દાર્થ:—તે દેવે-અન્ને ઇચ્છા કરી કે, જીવાત્મારૂપે ઉપર કહેલ ત્રણ પ્રકારના ભૂતોવિશે પ્રવેશ કરી જૂદા જૂદા નામો અને રૂપો વડે, હું બહુરૂપે થાઉં. ૨

શબ્દાર્થ:—ત્યાર પછી તેમણે ધાર્યું કે, આ ત્રણમાંના દરેકને હું ત્રણ ત્રણરૂપે કરું, એમ ધારી તેમણે જીવરૂપે આ ત્રણ દેવવિશે પ્રવેશ કર્યો, જેથી તે દેવ નામ તથા રૂપવાળા થયા. ૩

શબ્દાર્થ:—દેવે તે ત્રણે દેવોને ત્રિવૃત-ત્રણ ત્રણરૂપે કર્યા. હે પુત્ર ! આ ત્રણે દેવો કેવી રીતે તેખડારૂપે થયા, તે વિશે હું કહું તે તું સાભળ. ૪

ટીકા:—સર્વ દુઃખોના સ્થાનરૂપ તથા કર્મ પ્રમાણે ફલાદિને ભોગવવાળા ઉત્પન્ન કરેલા શરીરવિશે પવિત્ર તથા વ્યાપક ઇશ્વરનું જાણી જોઇને પ્રવેશ થવું તે કર્મ અયોગ્ય દેખાય છે. તેમજ આશ્રયી વસ્તુવિશે પ્રવેશ કરી પોતાની સ્વતંત્રતાનો નાશ કરવો, એ પણ અસંભવિત લાગે છે.

આના પ્રતિઉત્તરમાં હું પણ એમ માનું છું કે, જો ઇશ્વર શરીરવિશે પ્રવેશ કરતા હોય અને કંઇપણ વિકાર વિના શરીર સાથે દુઃખને સહન કરતા હોય તો તે અપ્રમાણ કહેવાય. પણ આ વિષયમાં તેમ થતું નથી. ત્યારે કોઇને પણ શંકા ઉઠશે કે, તેમનો પ્રવેશ કેવા પ્રકારનો છે ? આના ઉત્તરમા જણાવવાનું છે, કે ઉપર કહેવામા આવ્યું છે કે જીવાત્મારૂપે તે પ્રવેશ કરે છે. હવે જીવ કેવળ પરમ પરમાત્માના અંશરૂપ છે. જળવિશે સૂર્યનું પ્રતિબિંબ પડે છે અથવા દર્પણવિશે મનુષ્યનું જેમ પ્રતિબિંબ પડે છે, તેની માફક બુદ્ધિ અને બીજી ઇન્દ્રિયોના સંબંધવડે જીવની ઉત્પત્તિ માનવામા આવે છે. અનિર્વચનીય તથા અનંત શક્તિવાળા પરમ પરમાત્માની બુદ્ધિ સાથે સબંધનું તેમજ તેની બુદ્ધિના અંશનું ઉત્પન્ન થવાનુ મુખ્ય કારણ તેના સત્ય સ્વરૂપની અજ્ઞાનતા અર્થાત્ મોહ

છે. અજ્ઞાનતાને લીધે જ મનુષ્યને લાગે છે કે, હું સુખી છું, હું દુઃખી છું તથા હું અજ્ઞાત છું. પરમાત્માની અંશરૂપે જડાત્મક શરીરવિશે પ્રવેશ થવાથી તેને પોતાને શરીર સંબંધી કોઇપણ રીતનાં સુખ દુઃખાદિ હોતાં નથી. જેમ એક મનુષ્ય પાસે રહેલા દર્પણ વિશે તથા સૂર્યના પ્રતિબિંબની અપૂર્ણતા મૂળ વસ્તુને આધારે હોય છે,તેમજ ઇશ્વરના સંબંધમાં બને છે. આ રીતે કઠોપનિષદ્ વિશે કહેવામા આવ્યું છે કે, અગર જોકે સૂર્યનારાયણને સર્વ જગતના ચક્ષુરૂપ કહેવામાં આવ્યા છે, તોપણ જોનાર દ્રષ્ટાની ચક્ષુસંબંધી તથા બીજાં બાહ્ય કારણોથી ઉત્પન્ન થયેલ સ્ખલન, તે ( સૂર્ય ) વિશે હોતું નથી. તેમજ સર્વ ભૂતોના અંતરાત્મારૂપ આત્માવિશે જડાત્મક કારણોની જરાપણ અસર થતી નથી, કારણ જડ વસ્તુની અસર બાહ્ય છે. આ, આત્માવિશે પાંચમા પ્રપાઠકના બીજા ખંડવિશે એમ પણ કહેવામાં આવ્યું છે કે, આત્મા દેશાદિ પરિચ્છેદથી રહિત અર્થાત્ સર્વત્ર વ્યાપક અને અનંત છે. વાજસનેય નામના ઉપનિષદ વિશે આત્માવિશે કહેવામાં આવ્યું છે કે, તે અંશરૂપ તથા ગતિરૂપ છે.

આ પ્રસંગે કોઇને એવી શંકા થશે કે, ત્યારે જીવ તો માત્ર એક શબ્દરૂપજ છે તથા તેમ હોવાથી તે અસત્ય ઠરશે તથા અસત્ય ઠરવાથી તેને આ જગતની સાથે તેમજ થનાર જગતની સાથે કોઇ પણ રીતનો સંબંધ રહ્યો નહિ. આ રીતના અનુમાનથી પણ કોઇ રીતની હાનિ થવાની નથી. કારણ જીવતું સત્ય એજ તત્ત્વ હોવાથી તે પોતે સત્યરૂપે છે. ભિન્ન ભિન્ન નામ તથા રૂપવાળા સર્વ વિષયો જ્યારે તેઓ વિરક્ત થાય છે ત્યારે તેઓ સત્યરૂપ છે. સર્વ વિકારોનું મૂળ શબ્દાત્મક છે તથા તેઓ નામરૂપ છે. જીવ સંબંધે આ હકીકત ખરી ઠરે છે કે, ' જેના દેવ તેવી પૂજા. જીવ કેવળ અંશરૂપ હોવાથી કર્મનાં ફળ સાથે તો તેનો સંબંધ ઘણો મહત્ત્વાળો નથી. આ સર્વ કર્મ અને તેનાં ફળો જ્યારે આત્મા સાથે સંબંધ ધરાવે છે ત્યારે સત્યરૂપે છે તથા તેની સાથે સંબંધ ધરાવતા નથી ત્યારે અસત્યરૂપે છે, એમ કહેવાથી વાદીઓના મતને કોઇ રીતની હાનિ પહોચે એમ નથી. ૨

ટીકાઃ—ત્રણમાંના દરેકના બબ્બે વિભાગ કરવામાં આવ્યા તથા તે બબ્બે વિભાગવાળામાંના એક એક ભાગના બબ્બે ભાગો કર્યા, જેથી તે પણ ત્રણરૂપ અર્થાત્ ત્રિરૂપવિશે એક અર્ધ ભાગ તથા બે પા પા ભાગો મળી ત્રણરૂપે થયા. ૩

## ચતુર્થ ખંડ.

### વિકારનું મિથ્યાપણું.

यदग्ने रोहितः रूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्यापागादग्नेरग्नित्वं वाचारम्भणं विकारो नामधेयं त्रीणि रूपाणीत्येव सत्यम् ॥ १ ॥

यदादित्यस्य रोहितः रूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्यापागादादित्यादादित्यत्वं वाचारम्भणं विकारो नामधेयं त्रीणि रूपाणित्येव सत्यम् ॥ २ ॥

यच्चन्द्रमसो रोहितः रूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्यापागाच्चन्द्राच्चन्द्रत्वं वाचारम्भणं विकारो नामधेयं त्रीणि रूपाणीत्येव सत्यम् ॥ ३ ॥

यद्विद्युतो रोहितः रूपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्यापागाद्विद्युतो विद्युत्त्वं वाचारम्भणं विकारो नामधेयं त्रीणि रूपाणीत्येव सत्यम् ॥ ४ ॥

અન્વયાર્થઃ—અગ્નેઃ યત્ રોહિતં રૂપં-ત્રણ ત્રણ કરેલા અગ્નિનું જે રક્ત સ્વરૂપ, તત્ તેજસઃ રૂપં-તે તેજનું સ્વરૂપ, યત્ શુક્લં તત્ અપાં-જે શ્વેત તે જળનું, યત્ કૃષ્ણં તત્ અન્નસ્ય રૂપં-જે કૃષ્ણ તે અન્નનું રૂપ, અગ્નિત્વં અગ્નેઃ અપાગાત્-અગ્નિમાંથી અગ્નિપણાનો નાશ થયો (કેવળ બુદ્ધિની કલ્પના માત્રરૂપે છે), વાચારંભણં વિકારઃ નામધેયં-વિકારરૂપ, અગ્નિઆદિના વાણીમાત્ર રૂપે હોવાથી નામ માત્રરૂપે છે, ત્રીણિ રૂપાણિ સત્યં-ત્રણ રૂપો સત્યરૂપે. (૧) એ, ત્રણ તથા ચારના અન્વયાર્થ એક સરખા છે.

શબ્દાર્થઃ—અગ્નિની રક્તતા તેજથી ઉત્પન્ન થાય છે, શુક્લતા-શ્વેતતા જળથી તથા કૃષ્ણરૂપતા પૃથ્વીથી મેળવાય છે. આથી ત્રણ વસ્તુના ગમનથી અગ્નિના અગ્નિપણાનો નાશ થાય છે. તે કેવળ શબ્દાત્મક જ છે. તેમજ તે વિકાર તથા નામરૂપે છે. કેવળ તેનાં ત્રણ સ્વરૂપો જ સત્યરૂપે છે. ૧

શબ્દાર્થઃ—આ જ રીતે આદિત્યને વિશે રહેલી રક્તતા પણ તેજને લીધે છે, શ્વેતતા જળને લીધે છે તથા કૃષ્ણતા પૃથ્વીને લીધે છે. આ ત્રણ વસ્તુઓ આદિત્યમાંથી કાઢી નાખીએ તો આદિત્યવિશે આદિત્યપણું રહેશે નહિ. આદિત્ય કેવળ વાચારંભણ-શબ્દાત્મકજ છે. તે કેવળ વિકાર તથા નામરૂપજ છે. તેના કેવળ ત્રણ સ્વરૂપો જ સત્યરૂપે છે. ૨

શબ્દાર્થ—તેમજ ચંદ્રમામાં રહેલી રક્તતા તેજથી છે, તેમાં રહેલી શ્વેતતા જળને લીધે છે તથા કૃષ્ણતા પૃથ્વીને લીધે છે. આ ત્રણ વસ્તુના નાશથી ચંદ્રમાવિશે ચંદ્રપણું રહેતું નથી. આ પરથી ચંદ્ર વાચારંભણ-અર્થાત્ શબ્દાત્મકરૂપ જ છે તથા તે વિકાર અને નામરૂપ છે. કેવળ તેના ત્રણ રૂપો જ સત્યરૂપ છે. ૩

શબ્દાર્થઃ—તેજ રીતે વિદ્યુતમાં રહેલી રક્તતા તેજથી છે, તેમાં રહેલી શુક્લતા જળને લીધે છે, કૃષ્ણતા પૃથ્વીને લીધે છે. આ ત્રણે વસ્તુઓના નાશથી વિદ્યુતમાં વિદ્યુતપણું રહેતું નથી. આ પરથી વિદ્યુત્ શબ્દાત્મક રૂપજ છે તથા તે વિકાર તથા નામરૂપે છે. કેવળ તેનાં ત્રણ રૂપો જ સત્યરૂપ છે. ૪

ટીકાઃ—આ સ્થળે એક દાખલો આપી સમજાવ્યું છે કે, જેમ પટ વસ્ત્ર તંતુના સમૂહનું બનેલું છે. આ પટમાંથી તંતુને કાઢી લઇએ તો પટનો નાશ થયો કહેવાય છે. ૧

**एतद्ध स्म वै तद्विद्वा्ँस आहुः पूर्वे महाशाला महाश्रोत्रिया न नोऽद्य कश्चनाश्रुतममतमविज्ञातमुदाहरिष्यतीति ह्येभ्यो विदाञ्चक्रुः ॥ ५ ॥**

**यदु रोहितमिवाभूदिति तेजसस्तद्रूपमिति तद्विदाञ्चक्रुर्यदु शुक्लमिवाभूदित्यपा्ँ रूपमिति तद्विदाञ्चक्रुर्यदु कृष्णमिवाभूदित्यन्नस्य रूपमिति तद्विदाञ्चक्रुः ॥ ६ ॥**

**यद्विज्ञातमिवाभूदित्येतासामेव देवताना्ँ समास इति तद्विदांचक्रुर्यथा नु खलु सोम्येमास्तिस्रो देवताः पुरुषं प्राप्य त्रिवृत् त्रिवृदेकैका भवति तन्मे विजानीहीति ॥ ७ ॥**

અન્વયાર્થઃ—એતત્-આ ત્રણ ત્રણ પ્રકાર થયા તે, વિદ્વાંસઃ-જાણનારાઓ, આહુઃ સ્મ-કહેતા હતા, પૂર્વે-પ્રથમથીજ, મહાશાલાઃ-ગૃહસ્થાશ્રમીઓ, મહાશ્રોત્રિયાઃ-મહાબ્રહ્મનિષ્ઠો, નઃ કશ્ચન-અમારમાંથી કોઇ, અશ્રુતં, અમતં અવિજ્ઞાતં-નહિ સાંભળેલ, નહિ મનન કરેલ, નહિ જણાયેલ, ન ઉદાહરિષ્યતિ-કહેશે નહિ. એભ્યઃ વિદાચક્રુઃ-આ ત્રણને જાણનારાવડે સર્વ જણાયેલ છે. (૫) યત્ રોહિતં ઇવ અભૂત્-રક્તરૂપે ગ્રહણ કરા-

થેલ જે હોય, તત્ તેજસઃ રૂપં-તે તેજનું રૂપ છે, ઇતિ તત્ વિદાંચક્રુ-એમ તેણે જાણ્યું. (૬) યત્ ઉ-જે, અવિજ્ઞાતં-નામ તથા રૂપથી ન જણાયેલ, અભૂત્-થઇ, તત્ એતાસા દેવતાનાં સમાસઃ-તે આ ત્રણ દેવોના સમુદાયરૂપે છે, યથા-જે રીતે, ઇમાઃ તિસ્રઃ દેવતાઃ-આ ત્રણ દેવો, દેવો અર્થાત્ પૃથ્વી, અપ તથા તેજ, પુરુષં પ્રાપ્ય-શિરહાથ આદિ લક્ષણવાળા પુરુષને મેળવી, ત્રિવૃત્ એકૈકા-એકેક ત્રણ ત્રણ પ્રકારે થાય છે, તત્ મે વિજાનીહિ-તે અધ્યાત્મિક ત્રિવૃત્કરણ મારા વચનવડે તું સાભળ. (૭)

શબ્દાર્થઃ—ખરેખર આ બાબત જાણ્યા પછી મહાન્ ગૃહસ્થાશ્રમીઓ તથા મહાન્ શ્રોત્રિયો-વેદવેત્તાઓ કહેવા લાગ્યા કે, આજ પછી આપણામાંના કોઇએ કોઇ પણ ચીજ વિશે અશ્રુત અર્થાત્ નહિ સાભળેલ, અવિજ્ઞાત અર્થાત્ નહિ જાણેલ તથા અમત અર્થાત્ નહિ વિચારેલ, એમ કહેવુ નહિ. કારણ જેણે આ બાબત જાણી છે, તેણે સર્વ જાણ્યું છે. (૫)

શબ્દાર્થ—ત્યાર પછી તેઓએ એ રીતનું અનુમાન કીધું કે, જે જે વસ્તુમા રક્તતા રહેલી છે, તે તેજને લીધે છે, શુક્લતા જળને લીધે છે તથા જે કૃષ્ણતા દેખાય છે તે પૃથ્વીને લીધે છે. ૬

શબ્દાર્થ—તેઓને જે જે વસ્તુઓ ન ઓળખાઇ, તેને તેને તેઓએ ત્રણ દેવતાના સમુદાયરૂપે માની લીધી. હે વત્સ ! આ ઉપરથી તારે જાણી લેવું કે, દરેક ત્રણ દેવતા અર્થાત્ વસ્તુ જીવતા પ્રાણીવિશે ત્રણ ત્રણના સમૂહરૂપે થાય છે. ૭

## પંચમ ખંડ.

### ભુક્ત અન્નાદિની ત્રિવિધતા.

**अन्नमशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठो धातुस्तत्पुरीषं भवति यो मध्यमस्तन्मासं योऽणिष्ठस्तन्मनः ॥१॥**

**आपः पीतास्त्रेधा विधीयन्ते तासां यः स्थविष्ठो धातुस्तन्मूत्रं भवति यो मध्यमस्तल्लोहितं योऽणिष्ठः स प्राणः ॥२॥**

**तेजोऽशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठो धातुस्तदस्थि भवति यो मध्यमः स मज्जा योऽणिष्ठः सा वाक् ३**

**अन्नमयꣳ हि सोम्य मन आपोमयः प्राणस्तेजोमयी वागिति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ४ ॥**

અન્વયાર્થઃ-અશિતં અન્નં ત્રેધા વિધીયતે-ખાધેલ અન્ન ત્રણ પ્રકારે થાય છે, તસ્ય યઃ સ્થવિષ્ઠઃ ધાતુઃ-તેનો જે સ્થૂલ ભાગ, તત્ પુરીષં ભવતિ-તે પુરીષરૂપે થાય છે, યઃ મધ્યમઃ તત્ માસં-જે મધ્યમ તે માંસરૂપે, યઃ અણિષ્ઠઃ તત્ મન.-જે સૂક્ષ્મ ભાગ તે મનરૂપ, (૧) પીતાઃ આપઃ-પીધેલ પાણી, લોહિતં-લોહી. અણિષ્ઠઃ પ્રાણઃ-સૂક્ષ્મ પ્રાણરૂપે. (૨) તેજઃ અશિતં- તેજને ભક્ષણ કરાય છે, અસ્થિ-હાડકા, મજ્જા-હાડકામા રહેલ સ્નિગ્ધ પદાર્થ, વાક્-વાણીરૂપે. (૩) અન્નમયં મનઃ-અન્નના વિકારરૂપે મન, આપોમયઃ પ્રાણઃ-જળના વિકારરૂપે પ્રાણ, તેજોમયી વાક્-તેજના વિકારરૂપે વાણી. (૪)

શબ્દાર્થઃ-જે અન્નનું ભક્ષણ કરવામાં આવે છે, તે પણ ત્રણરૂપે થાય છેઃ-સ્થૂલ ભાગ પુરીષ-નરકરૂપે થાય છે, મધ્યમ ભાગ માસરૂપે બને છે તથા સૂક્ષ્મ ભાગ મનરૂપે થાય છે. ૧

શબ્દાર્થઃ-જે જળ પીવામા આવે છે, તે પણ ત્રણરૂપે થાય છે.—સ્થૂલ ભાગ મૂત્રરૂપે થાય છે, મધ્યમ ભાગ લોહિત-લોહીરૂપે થાય છે તથા સૂક્ષ્મ ભાગ પ્રાણરૂપે બને છે.

શબ્દાર્થઃ-તેજનું જ્યારે *ભક્ષણ કરવામા આવે છે, ત્યારે તે ત્રણરૂપે થાય છે. તેનો સ્થૂલ ભાગ અસ્થિ-હાડકારૂપે થાય છે, મધ્યમ ભાગ મજ્જારૂપે થાય છે તથા સૂક્ષ્મ ભાગ વાણીરૂપે થાય છે. ૩

શબ્દાર્થઃ-હે પુત્ર! મન અન્નમય-અન્નથી થયેલું છે, પ્રાણ જળમય અર્થાત્ જળથી થયેલ છે તથા વાણી તેજોમય અર્થાત્ તેજથી થયેલ છે. પછી શ્વેતકેતુએ પોતાના પિતા ઉદ્દાલકને કહ્યું કે, હે પિતાજી! આ ગહન વિષય તમે મને ફરી ખુલ્લી રીતે સમજાવો તો સારૂ. ત્યારે તેના પિતાએ તે બાબતની હા પાડી તથા ફરીથી કહેવા લાગ્યા કે, હે પુત્ર! ૪

## ષષ્ઠ ખંડ.

### મનાદિની અન્નાદિરૂપતા.

दध्नः सोम्य मथ्यमानस्य योऽणिमा स उर्ध्वः समुदीपति तत्सर्पिर्भवति १

एवमेव खलु सोम्यान्नस्याश्यमानस्य योऽणिमा स ऊर्ध्वः समुदीषति तन्मनो भवति ॥ २ ॥

अपां सोम्य पीयमानानां योऽणिमा स उर्ध्वः समुदीषति स प्राणो भवति ॥ ३ ॥

तेजसः सोम्याश्यमानस्य योऽणिमा स उर्ध्वः समुदीषति सा वाग् भवति ४

अन्नमयं हि सोम्य मन आपोमयः प्राणस्तेजोमयी वागिति भूय एव मा भगवान्विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ५ ॥

અન્વયાર્થ -દધ્નઃ મથ્યમાનસ્ય-વલોવવામા આવેલ દહીનો, યઃ અણિમા-જે સૂક્ષ્મ ભાગ, સઃ ઉર્ધ્વઃ સમુદીષતિ-તે ઉંચે ચઢે છે, તત્ સર્પિઃ ભવતિ-તે ઘીરૂપે થાય છે. (૧) અશ્યમાનસ્ય અન્નસ્ય-ભક્ષણ કરેલ અન્નના, મનઃ ભવતિ-મનરૂપે થાય છે. (૨) પીયમાનાના-પીધેલા (૩) અશ્યમાનસ્ય તેજસઃ-ભક્ષણ કરેલ તેજના. (૪)

શબ્દાર્થઃ-જ્યારે દહીંનું મંથન અર્થાત્ વલોવવામા આવે છે ત્યારે તેના સૂક્ષ્મ તત્વો જે ઉપર તરી આવે છે તે સર્પિ અર્થાત્ ઘૃતરૂપે થાય છે. ૧

શબ્દાર્થઃ-આ જ પ્રમાણે, હે પુત્ર! જ્યારે અન્નનું પ્રાશન કરવામા આવે છે ત્યારે તેના સૂક્ષ્મ રજો જે ઉર્ધ્વ ગમન કરે છે, તે મનરૂપે થાય છે. ૨

શબ્દાર્થઃ-આ જ રીતે, હે પુત્ર! જ્યારે જળનું પાન કરવામાં આવે છે ત્યારે તેના સૂક્ષ્મ રજો જે ઉપર ચઢે છે, તે પ્રાણરૂપે બને છે. ૩

શબ્દાર્થ -તેમ જ હે પુત્ર! જ્યારે તેજનું અર્થાત્ ઘૃતાદિનું ભક્ષણ કરવામા આવે છે ત્યારે તેનાં સૂક્ષ્મ રજો જે ઉર્ધ્વ ગતિને પામે છે, તે વાણીરૂપે થાય છે. ૪

શબ્દાર્થઃ-આ કારણથી મન અન્નમય અર્થાત્ અન્નનું બનેલું, પ્રાણ જળમય અર્થાત્ જળનું બનેલું અને વાણી તેજોમય અર્થાત્ તેજની બનેલી છે. આ સાભળી રહ્યા પછી શ્વેતકેતુને આ વિષય જેવો જોઇએ તેવો ન સમજ પડવાથી તે પોતાના પિતા ઉદ્દાલકને કહેવા લાગ્યો કે, હે પિતાજી! આ ગહન વિષય હજુ મને પૂર્ણરીતે સમજ પડયો નથી, માટે તે મને આપ ફરી સમજાવો તો સારું. ત્યારે તેના પિતાએ કહ્યું કે, હે પુત્ર! હું તને આ વિષય ફરી સમજાવું છું, તે તું ચિત્ત દઇ સાંભળ. ૫

* અહીં ટીકાકાર તેજના ભક્ષણવડે કહેવાથી તેજ અર્થાત્ વીર્યને ઉત્પન્ન કરનારા તેલ, ઘૃત આદિ પદાર્થો લેવા.

## સપ્તમ ખંડ.

### મનની ષોડશકળા અન્નમયરૂપ.

षोडशकलः सोम्य पुरुषः पञ्चदशाहानि माऽशीः काममपः पिबापोमयः प्राणो न पिबतो विच्छेत्स्यत इति ॥१॥

स ह पञ्चदशाहानि नाशाथ हैनमुपससाद किं ब्रवीमि भो इत्यृचः सोम्य यजूंषि सामानीति स होवाच न वै मा प्रतिभान्ति भो इति ॥ २ ॥

तꣳहोवाच यथा सोम्य महतोऽभ्याहितस्यैकोऽङ्गारः खद्योतमात्रः परिशिष्टः स्यात्तेन ततोऽपि न बहु दहेदेवꣳ सोम्य ते षोडशानां कलानामेका कलातिशिष्टा स्यात्तयैतर्हि वेदान्नानुभवस्यशानाथ मे विज्ञास्यसीति ॥ ३ ॥

અન્વયાર્થ:—ષોડશકલ:—મનની શક્તિરૂપ સોળ કળાવાળો, પંચદશ અહાનિ મા અશી:—પંદર દિવસ ખા નહિ, કામં અપ: પિબ—યથેચ્છ જળ પી, આપોમય: પ્રાણ:—જળના વિકારરૂપ પ્રાણ, પિબત: ન વિચ્છેત્સ્યતે—જળ પીવાથી વિચ્છેદ પામશે નહિ. (૧) ન અશાથ—ભક્ષણ કર્યું નહિ, એનં ઉપસસાદ—આ અર્થાત્ પોતાના પિતા પાસે ગયો, કિં બ્રવીમિ—હું શું બોલું એમ કહ્યું, ઋચ: યજુંષિ સામાનિ—ઋગ્, યજુષ તથા સામ, ન વૈ મા પ્રતિભાન્તિ—મને તેનું સ્ફુરણ થતું નથી. (૨) તં ઉવાચ—તે શ્વેતકેતુને કહ્યું, મહત: અભ્યાહિતસ્ય—મોટા પરિમાણમાં એકઠા કરેલ અગ્નિનો, એક અંગાર: ખદ્યોતમાત્ર: પરિશિષ્ટ: સ્યાત્—આગીઆ કીડાની માફક સૂક્ષ્મ શેષરૂપે રહેલ હોય છે, તેન તત: ન બહુ દહેત્—તે અંગારાવડે બહુ બાળી શકાય નહિ, અતિશિષ્ટા—વિશેષરૂપે, સ્યાત્—હોય છે, તર્હિ વેદાન્ ન અનુભવસિ—તેથી વેદોનો અનુભવ તને થતો નથી, અશાન—ભક્ષણ કર, મે વિજ્ઞાસ્યસિ—મારા ઋગાદિરૂપ વચનને તું જાણીશ. (૩)

શબ્દાર્થ:—હે પુત્ર ! મનુષ્ય ખરેખર સોળ કળારૂપ છે. તું પંદર દિવસ સુધી અન્નનું પ્રાશન મા કર, પણ કેવળ યથારૂચિ જળપાન કરજે. કારણ કે જીવ જળનો બનેલો છે, માટે જો જળ નહિ પીશે, તો તારો પ્રાણ દેહનો ત્યાગ કરશે. ૧

શબ્દાર્થ:—ત્યારે પછી શ્વેતકેતુએ કંઇપણ અન્ન પંદર દિવસ સુધી ગ્રહણ કર્યું, નહિ. ત્યારપછી સોળમે દિવસે તે પોતાના પિતા ગુરૂ પાસે ગયો અને કહ્યું, હે ભગવન્! તમે મને શું બોલી જવા કહો છો ? ત્યારે તેના પિતાએ કહ્યું કે, હે પુત્ર! તું ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદના જે મંત્રો શીખી ગયો છે તે બોલી જા. પુત્રે ઉત્તર આપ્યો કે, હે ભગવન્! ખરેખર જે હું શીખી ગયો છું, તેમાનું કાંઇપણ આ વખતે મારી સ્મરણશક્તિમાં આવતું નથી. ૨

શબ્દાર્થ:—પછી તેના ગુરુએ તેને કહ્યું, હે મારા પુત્ર ! આગીઆ કીડાની માફક સૂક્ષ્મ તણખારૂપે મહાન્ અગ્નિ રહેલો હોય છે ત્યારે તેનાપર ઘણાં કાષ્ઠાદિ નાખવામાં આવે તો તેને બાળી શકવાની તેનામાં શક્તિ રહેતી નથી. આજ રીતે તારી સોળ કળામાંની એક જ કળા બાકી રહેલી છે, જેથી તને વેદોનું સ્મરણ થતું નથી. હવે તું જા તથા અન્ન ભક્ષણ કરી ફરી મારી પાસે આવ, એટલે મારા કહેવા પ્રમાણે ઋગાદિ વેદને તું જાણીશ. ૩

स हाशाथ हैनमुपससाद तꣳह यत्किञ्च पप्रच्छ सर्वꣳह प्रतिपेदे ॥४॥

तꣳहोवाच यथा सोम्य महतोऽभ्याहितस्यैकमङ्गारं खद्योतमात्रं परिशिष्टं तं तृणैरुपसमाधाय प्राज्वालयेत्तेन ततोऽपि बहु दहेत् ॥ ५ ॥

एवꣳसोम्य ते षोडशानां कलानामेका कलातिशिष्टाभूत्साऽन्नेनोपसमाहिता प्राज्वालीत्तयैतर्हि वेदाननुभवस्यन्नमयꣳहि सोम्य मन आपोमयः प्राणस्तेजोमयी वागिति तद्धास्य विजज्ञाविति विजज्ञाविति ॥ ६ ॥

અન્વયાર્થ:-સ: હ અશાથ-તેણે ખચીત ખાધું, અથ એનં ઉપસસાદ-પછી આ અર્થાત્ પિતા પાસે આવ્યો, યત્ કિંચ પપ્રચ્છ-જે કાંઇ પૂછ્યું, તં સર્વં પ્રતિપેદે-તે સર્વને પુત્ર જાણતો હતો. ( ૪ ) મહતઃ અભ્યાહિતસ્ય-મોટા એકઠા કરેલ અગ્નિના, એકં ખદ્યોતમાત્રં અંગારં પરિશિષ્ટં-એક આગીઆ માફક સૂક્ષ્મ અંગારો શેષ રહેલ હોય, તં તૃણૈઃ ઉપસમાધાય-તેને તૃણવડે પ્રદીપ્ત કરી, પ્રાજ્વાલયેત્-વૃદ્ધિને પમાડે, તેન બહુ દહેત્-તેથી બહુ બાળી શકે ( ૫ ) એવં-તે રીતે, અતિશિષ્ટા-શેષરૂપે રહી, સા અન્નેન ઉપસમાહિતા-તે અન્નવડે સળગાવવામા આવી, પ્રાજ્વાલીત્-વૃદ્ધિ કરવામા આવી, તર્હિ વેદાન્ અનુભવસિ-ત્યારે વેદનો તું અનુભવ કરે છે, અન્નમયં મનઃ-અન્નના વિકારરૂપ મન, વિજજ્ઞૌ-જાણ્યું. ( ૬ )

શબ્દાર્થ:-પછી તેણે અન્ન ખાધું તથા પાછો પોતાના ગુરૂ પાસે ગયો. આ વખતે તેના પિતાએ તેને જે કાંઇ પૂછ્યું, તે સર્વ તે જાણતો હતો. ૪

શબ્દાર્થ:-પછી પિતાએ પુત્રને કહ્યું, હે પુત્ર ! મોટા અગ્નિમાના આગીઆ કીડાની માફક સૂક્ષ્મરૂપે રહેલ અંગારાપર સુકું ઘાસ નાખ્યું હોય તો તે સૂક્ષ્મ અગ્નિ વધારે પ્રજ્વલિત થાય છે તથા મોટી વસ્તુનો દાહ કરવાને પણ શક્તિમાન્ થાય છે. ૫

શબ્દાર્થ,-તે જ રીતે, હે સોમ્ય ! તારી સોળમાંની જે એક કળા બાકી રહી હતી, તે જ્યારે અન્નવડે પ્રજ્વલિત થઇ ત્યારે તને વેદનો અનુભવ કરવાને શક્તિ આવી. હે સોમ્ય ! ખરેખર મન અન્નનું બનેલું છે, પ્રાણ જળનો બનેલો છે તથા વાણી તેજની બનેલી છે શ્વેતકેતુએ કહ્યું; ખરેખર હવે મને આની સમજણ પડી. હવે હું તમારું કહેવું બરાબર સમજ્યો. ૬

## અષ્ટમ ખંડ.

### સુષુપ્તિમાં સત્પ્રાપ્તિ.

उद्दालको हारुणिः श्वेतकेतुं पुत्रमुवाच स्वप्नान्तं मे सोम्य विजानीहीति यत्रैतत्पुरुषः स्वपिति नाम सता सोम्य तदा सम्पन्नो भवति स्वमपीतो भवति तस्मादेनꣳस्वपितीत्याचक्षते स्वꣳह्यपीतो भवति ॥ १ ॥

स यथा शकुनिः सूत्रेण प्रबद्धो दिशं दिशं पतित्वाऽन्यत्रायतनमलब्ध्वा बन्धनमेवोपश्रयत एवमेव खलु सोम्य तन्मनो दिशं दिशं पतित्वाऽन्यत्रायतनमलब्ध्वा प्राणमेवोपश्रयते प्राणबन्धनꣳहि सोम्य मन इति ॥ २ ॥

अशनापिपासे मे सोम्य विजानीहीति यत्रैतत्पुरुषोऽशिशिषति नामाप एव तदशितं नयन्ते तद्यथा गोनायोऽश्वनायः पुरुषनाय इत्येवं तदप आचक्षतेऽशनायेति तत्रैतच्छुङ्गमुत्पतितꣳ सोम्य विजानीहि नेदममूलं भविष्यतीति ॥ ३ ॥

तस्य क्व मूलꣳ स्यादन्यत्रान्नादेवमेव खलु सोम्यान्नेन शुङ्गेनापो मूलमन्विच्छद्भिः सोम्य शुङ्गेन तेजोमूलमन्विच्छ तेजसा सोम्य शुङ्गेन सन्मूलमन्विच्छ सन्मूलाः सोम्येमाः सर्वाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठाः ॥ ४ ॥

અન્વયાર્થ:—સ્વપ્નાન્તં-સ્વપ્નનું પરિણામ જેમાં થાય તે અર્થાત્ સુષુપ્તિ, મે

વિજાનીહિ–મારા ઉપદેશવડે તું, સમજ, યત્ર–જે સમયે, એતત્ સ્વપિતિ નામ–આ શરીર સ્વપિતિરૂપે થાય છે, તદા–ત્યારે, સતા સંપન્નઃ પુરૂષઃ ભવતિ–સત્વડે જોડાયેલ તે પુરૂષ થાય છે, સ્વંઅપીતઃ ભવતિ–સ્વકીય સત્સ્વરૂપને પામેલ થાય છે, તસ્માત્ એનં સ્વપિતિ ઇતિ આચક્ષતે–તેથી આ સુષુપ્તને સ્વપિતિ એમ કહે છે, સ્વં–સ્વકીય સત્ સ્વરૂપને, અપીતઃ–પામેલ, ભવતિ–થાય છે. ( ૧ ) શકુનિઃ–પક્ષી, દિશં દિશં પતિત્વા–દરેક દિશામાં પડીને, અન્યત્ર આયતનં અલબ્ધ્વા–બંધનથી ભિન્ન સ્થાનને નહિ મેળવી, બંધનં ઉપાશ્રયતે–બંધનનોજ આશ્રય કરે છે, પ્રાણું ઉપશ્રયતે–પ્રાણનો આશ્રય કરે છે, પ્રાણબંધનં–પ્રાણ સ્વરૂપ પરમાત્માના આશ્રયવાળો, મનઃ–મન સ્વરૂપ જીવ છે. (૨) અશનાપિપાસે–ભુખ તથા તરશ, પુરૂષઃ અશિશિષતિ–પુરૂષ ભક્ષણ કરવાની ઇચ્છા કરે છે, તદા આપઃ અશિતં નયન્તે–ત્યારે જળ ભક્ષણ કરેલ અન્નને રસાદિ ભાવવડે પરિણામને પમાડે છે, ગોનાયઃ–ગાયોનો દોરવનાર ગોનાય કહેવાય છે, અશનાય અપઃ આચક્ષતે–જળને અશનાયં કહે છે, એતત્–આ શરીર, શુંગં–કાર્યરૂપે, ઉત્પતિતં–ઉત્પન્ન થયેલ, ન ઇદં અમૂલં ભવિષ્યતિ–આ શરીરરૂપ કાર્ય, કારણથી રહિત થશે નહિ. ( ૩ ) ક્વ મૂલં સ્યાત્–શરીરનું મૂળ ક્યાં છે, અન્નાત્ અન્યત્ર ક્વ મૂલં–અન્નથી ભિન્ન મૂળ શું, શુંગેન અપઃ મૂલં અન્વિચ્છ–અન્નરૂપ કાર્યવડે જળને મૂળરૂપે જાણ, અદ્‌ભિઃ શુંગેન તેજઃ મૂલં અન્વિચ્છ–જળરૂપ કાર્યવડે તેજરૂપ મૂળને જાણ, તેજસા શુંગેન સત્ મૂલં અન્વિછ–તેજરૂપ કાર્યવડે સત્ સ્વરૂપ કારણને તું જાણ, ઇમાઃ સર્વાઃ સન્મૂલાઃ–આ સર્વ સત્‌ના કારણવાળું છે, સદાયતનાઃ–સત્‌ના આશ્રયવાળા, સત્પ્રતિષ્ઠાઃ–સતમા લયવાળા. ૪

શબ્દાર્થઃ–અરુણના પુત્ર ઉદ્દાલકે પોતાના પુત્ર શ્વેતકેતુને કહ્યું, હવે હું સુષુપ્તિ અવસ્થા વિશે તને સમજાવું છું. જ્યારે એક પુરુષ "સ્વપિતિ" અર્થાત્ સૂતો છે એ શબ્દથી જોડાયલો થાય છે ત્યારે તે સત્‌ની સાથે જોડાયલો કહેવાય છે. તે પોતાના "સ્વ" ને ( આત્માને પ્રાપ્ત થયલો ) કહેવાય છે. જેથી તેને સ્વપિતિ-ઉંઘે છે, એમ કહેવામાં આવે છે. કારણ તે સમયે તે 'સ્વ' પોતાના આત્માને "અપીત" મેળવેલ છે. ૧

શબ્દાર્થઃ–એક પક્ષીને દોરી સાથે બાંધ્યું હોય છે ત્યારે તે જેમ આમતેમ બધી દિશા તરફ ઉડે છે, પણ તેને કહીં પણ વિશ્રામસ્થાન ન મળવાથી જેની સાથે તેને બાધવામાં આવ્યું હોય ત્યાં આવીને આરામ લે છે. આજ રીતે મન પણ સર્વ દિશાએ ભટકી ભટકીને કોઇ વિશ્રામસ્થાન ન મળવાથી પ્રાણનો આશ્રય લેછે. ખરેખર પ્રાણનો અર્થાત્ પરમાત્માનો આશ્રયી મન અર્થાત્ મનલક્ષણવાળો જીવ છે. ૨

શબ્દાર્થઃ—હે પુત્ર ! હવે હું તને ક્ષુધા તૃષાની પ્રકૃતિ વિશે કહું છું, તે તું સાંભળ. જે સમયે મનુષ્ય અશિશિષતિ અર્થાત્ ભક્ષણ કરવાની ઇચ્છા કરે છે ત્યારે જળ ખાધેલા અન્નને લઇ જાય છે. જેમ ગાયને દોરવી લઇ જનારાને ગોનાય, અશ્વના દોરવનારાને અશ્વનાય તથા પુરુષના દોરવનારને પુરુષનાય કહેવામાં આવે છે, તેમ જળ ખાધેલા અન્નને દોરવી લઇ જનાર હોવાથી તેને અશનાય કહેવામા આવે છે. આથી આ શરીર શુંગ–અર્થાત્ કાર્યરૂપે ઉત્પન્ન થયેલ છે, એમ તું જાણ. હે પુત્ર ! તારે એમ ન જાણવું કે, તે કારણ રહિત હશે. ૩

શબ્દાર્થ—ત્યારે શ્વેતકેતુએ શંકા કરી કે, શરીરનું કારણ શું હશે ? તેના જવાબમાં તેના પિતાએ કહ્યું કે, અન્નવિના બીજું તે

શું તેનું કારણ હોઇ શકે ? આ રીતે, હે સોમ્ય ! તારે જાણવું કે, અન્ન કાર્યનું કારણ જળ છે, તેમજ તેજ જળકાર્યનું કારણ છે અને તેજકાર્યનું કારણ સદ્રૂપ છે. આ કારણથી સ્થાવર જંગમરૂપ સર્વ પ્રજા સત્‌કારણવાળી, સતને આશ્રયી તથા સતને વિષે લયવાળી છે. ૪

**अथ यत्रैतत्पुरुषः पिपासति नाम तेज एव तत्पीतं नयते तद्यथा गोनायोऽश्वनायः पुरुषनाय इत्येवं तत्तेज आचष्ट उदन्येति तत्रैतदेव शुङ्गमुत्पतितꣳ सोम्य विजानीहि नेदममूलं भविष्यतीति ॥ ५ ॥**

**तस्य क्व मूलꣳ स्यादन्यत्राद्भ्योऽद्भिः सोम्य शुङ्गेन तेजोमूलमन्विच्छ तेजसा सोम्य शुङ्गेन सन्मूलमन्विच्छ सन्मूलाः सोम्येमाः सर्वाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठा यथा नु खलु सोम्येमास्तिस्रो देवताः पुरुषं प्राप्य त्रिवृत्त्रिवृदेकैका भवति तदुक्तं पुरस्तादेव भवत्यस्य सोम्य पुरुषस्य प्रयतो वाङ्मनसि संपद्यते मनः प्राणे प्राणस्तेजसि तेजः परस्यां देवतायाम् ॥ ६ ॥**

**स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं तत्सत्यꣳस आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥७॥**

અન્વયાર્થઃ—પિપાસતિ-પીવાની ઇચ્છા, કરે છે, તેજઃ એવ તત્ પીતં નયતે-તેજ તે પીધેલા જળને લોહીરૂપે પરિણામને લાવે છે, તેજઃ ઉદન્યેતિ આચષ્ટે-તેજ જળને પરિણામ પમાડનારરૂપે કહે છે. ( ૫ ) અદ્‌ભ્યઃ અન્યત્ર ક્વ મૂલં સ્યાત્-જળથી અન્ય ક્યાં કારણ હોઇ શકે, અદ્‌ભિઃ શુંગેન તેજઃ મૂલં અન્વિચ્છ-જળરૂપ કાર્યવડે તેજને કારણરૂપે જાણ, તત્ પુરસ્તાત્ ઉક્તં-પ્રથમથીજ કહ્યું છે, પ્રયતઃ પુરુષસ્ય વાક્ મનસિ સંપદ્યતે-મરનારા પુરુષની વાણી મન વિષે લય પામે છે, તેજઃ પરસ્યાં દેવતાયાં-તેજ સત્ સ્વરૂપ દેવને વિષે. ( ૬ ) સઃ-તે સત્, અણિમા-સૂક્ષ્મ, તત્ આત્મ્યં-તે સત્ આત્મસ્વરૂપે, ઇદં સર્વં તત્ સત્યં-આ સર્વ જગત સત્ સ્વરૂપે અર્થાત્ આત્મારૂપે, સઃ આત્મા-તે આત્મા (સર્વ જગતના કારણરૂપે છે.) (૭)

શબ્દાર્થ—આજ રીતે જ્યારે મનુષ્ય ' પિપાસતિ ' અર્થાત્ જળ પીએ છે ત્યારે તે પાન કરેલાને તેજ ઘસડી જાય છે. જેમ ગાયના હાંકનારને ગોનાય, અશ્વના હાંકનારને અશ્વનાય તથા પુરુષના દોરવનારને પુરુષનાય કહેવામાં આવે છે, તેમ તેજને ઉદન્ય-જળને લઇ જનારરૂપે કહેવામાં આવે છે. આ રીતે તેજવડે જળનો લોહિતાદિભાવ થવાથી શરીર કાર્યરૂપે છે. હે પુત્ર ! તે કારણ રહિત હશે, એમ તારે કદી જાણવું નહિ. ૫

શબ્દાર્થ—ત્યારે શ્વેતકેતુએ પૂછ્યું કે, તેનું કારણ શું હશે ? ત્યારે તેના પિતાએ જવાબ દીધો કે, જળ શિવાય બીજું તે શું તેનું કારણ હોઇ શકે ?આ રીતે હે પુત્ર ! તારે એમ જાણવું કે, જળકાર્યનું તેજ એ કારણ છે અને તેજકાર્યનું સત્ય કારણરૂપ છે. આથી ખરેખર હે સોમ્ય ! આ સર્વ પ્રજાઓની ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશ સત્યરૂપજ છે. આ ત્રણ વસ્તુઓમાંથી દરેક મનુષ્યવિષે ત્રણરૂપે અર્થાત્ તેખડારૂપે કેવી રીતે થાય છે, તેનું મેં તારી આગળ વર્ણન કરી બતાવ્યું. જ્યારે મનુષ્ય જીવિત રહિત થાય છે, ત્યારે તેની વાણી મન વિષે લય પામે છે, મન પ્રાણ વિષે લય પામે છે, પ્રાણ તેજમાં લય પામે છે તથા તેજનો લય પરબ્રહ્મવિષે થાય છે. ૬

શબ્દાર્થ—આ સત્ અણુની માફક સૂક્ષ્મ છે. તે સર્વ જગતના આત્મારૂપ, પરબ્રહ્મ

જેમ સર્પમા રજ્જુ કલ્પાયેલ છે, તેમ જગતના આત્મારૂપ છે હે શ્વેતકેતુ ! તુ પણ તેજ છે ( તારામા તથા બ્રહ્મમા ભેદ નથી ) શ્વેતકેતુએ કહ્યું, હે ભગવન્ ! દરરોજ સર્વ પ્રજા સુષુપ્તિમા સત્સ્વરૂપને પામે છે, છતા તેઓ સત્ સ્વરૂપને પામ્યા છે, એમ તેઓ જાણતા નથી માટે આપ આ બાબત મને સપૂર્ણ રીતે સમજાવશો તેના ગુરુએ કહ્યું, હે સોમ્ય ! હુ તને આ વિષય પૂર્ણરીતે સમજાવુ છુ, તે તુ ધ્યાનપૂર્વક સાભળજે ૭

## નવમ ખંડ

### મધના દૃષ્ટાંતવડે સત્પ્રાપ્તિનો જ્ઞાનોપદેશ

यथा सोम्य मधु मधुकृतो निस्तिष्ठन्ति नानात्ययाना वृक्षाणा-रसान् समवहारमेकता-रसं गमयन्ति ॥ १ ॥

ते यथा तत्र न विवेकं लभन्तेऽमुष्याहं वृक्षस्य रसोस्म्यमुष्याहं वृक्षस्य रसोऽस्मीत्येवमेव खलु सोम्येमा सर्वा प्रजा सति सपद्य न विदु सति स म्पद्यामह इति ॥ २ ॥

त इह व्याघ्रो वा सिंहो वा वृको वा वराहो वा कीटो वा पतङ्गो वा दंशो वा मशको वा यद्यद्भवन्ति तदा भवन्ति ॥ ३ ॥

स य एषोऽणिमैतदात्म्यमिद- सर्वं तत्सत्य-स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ४

અન્વયાર્થ-યથા મધુકૃત મધુ નિસ્તિષ્ઠન્તિ-જેમ મધવાળો મધને ઉત્પન્ન કરે છે, નાનાત્યયાના-નાના પ્રકારના, સમવહાર-ગ્રહણ કરી, એકતા રસ ગમયન્તિ-એક પણાના સારને કરે છે, (૧) તે-તે ઓ, તત્ર-તે મધમા, વિવેક ન લભન્તે-વિવેકને પામતા નથી, અહ અમુષ્ય વૃક્ષસ્ય રસ અસ્મિ-હુ અમુક વૃક્ષના રસસ્વરૂપે છુ, સતિ સપદ્ય-સતને વિશે લય પામી, ન વિદુ-જાણતા નથી, સતિ સપદ્યામહે-અમે સતમા લય પામીએ છીએ (૨) તે-તે જીવો, ઇહ-આ લોકમા સુષુપ્તિ અવસ્થામા, યદ્ યદ્ ભવન્તિ-પૂર્વ સ્વરૂપે જે જે હોય છે, તદા ભવન્તિ-ઉત્થાન સમયે તે તે કર્મરૂપ જ્ઞાનની વાસનાવડે તે તે રૂપને પામે છે. (૩) ચોથો આઠમાના સરખો છે.

શબ્દાર્થ-હે સોમ્ય ! જેમ મધ એકઠુ કરવામા આસક્ત મધમાખો જૂદા જૂદા સ્થાનોમાથી અનેક વૃક્ષોના સારને ગ્રહણ કરી મધ મેળવે છે અને તે સર્વને એક રસરૂપ બનાવે છે, ૧

શબ્દાર્થ-આ રીતે એકત્રપણાને પામ્યા પછી આ રસ ફલાણા વૃક્ષમાથી આવ્યો છે, તે વિચાર રહેતો નથી તેજ રીતે હે સોમ્ય ! સર્વ પ્રજાઓ જ્યારે લયને પ્રાપ્ત થાય છે ત્યારે તેઓ જાણતી નથી કે, અમો સત્વિશે લયને પામ્યા છીએ ૨

શબ્દાર્થ-જે જે રૂપમા તેઓ સુષુપ્તિ પહેલા હોય છે, તે તે રૂપમા તેઓ ફરી જન્મને પામે છે. કા તો વ્યાઘ્રરૂપે, સિંહરૂપે, વરૂરૂપે, વરાહરૂપે, કીટરૂપે, પતંગરૂપે, દંશરૂપે અથવા મશકરૂપે જે જે હોય, તે ફરી સત્યમાથી આવી મળે છે. અર્થાત્ તેમની પૂર્વ વાસના નાશ પામતી નથી ૩

શબ્દાર્થ-આ અણિમા, જે આ સર્વના આત્મારૂપ છે તે સત્યરૂપે છે. તે સર્વના પરમાર્થ સતરૂપ છે. હે શ્વેતકેતુ ! તત્ત્વમસિ તુ તે છે-તુ બ્રહ્મ-આત્મારૂપે છે. શ્વેતકેતુએ કહ્યુ હે ભગવન્ ! આ વિષય મને ફરી સમજાવશો ત્યારે ઉદ્દાલકે કહ્યું, હે સોમ્ય ! હુ તને સમજાવુ છુ, તે તુ ધ્યાનપૂર્વક સાભળજે. ૪

ટીકાઃ-મનુષ્ય પોતાના ગૃહવિશે લાંબો સમય ઉધ્યા પછી દૂર પ્રદેશમાં જાય છે ત્યારે તેને જ્ઞાન રહે છે કે, હું મારા ગૃહમાથી અહીં આવ્યો છું. પણ આ સ્રષ્ટ પ્રજાને જ્ઞાન હોતું નથી કે, તેઓની સતમાંથી ઉત્પત્તિ થઇ છે. આનું શું કારણ હશે ? તે માટે તેનો પિતા તેને જુદાં જુદા દ્દષ્ટાતો આપી આ વિષમ સમજાવે છે. (૪)

## દશમ ખંડ.

### નદીના દૃષ્ટાંતવડે સતનો ઉપદેશ.

**इमाः सोम्य. नद्यः पुरस्तात्प्राच्यः स्यन्दन्ते पश्चात्प्रतीच्यस्ताः समुद्रात्समुद्रमेवापियन्ति समुद्र एव भवति ता यथा तत्र न विदुरियमहमस्मीयमहमस्मीति ॥ १ ॥**

**एवमेव खलु सोम्येमाः .सर्वाः प्रजाः सत आगम्य न विदुः सत आगच्छामह इति त इह व्याघ्रो वा सिꣳहो वा वृको वा वराहो वा कीटो वा पतङ्गो वा दꣳशो वा मशको वा यद्यद्भवन्ति तदा भवन्ति ॥ २ ॥**

**स य एषोऽणिमैतदात्म्यमिदꣳसर्वं तत्सत्यꣳस आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ३ ॥**

અન્વયાર્થઃ-ઇમાઃ નદ્યઃ પુરસ્તાત્ પ્રાચ્યઃ સ્યન્દતે-આ નદીઓ પૂર્વ તરફથી નિકળેલ પૂર્વતરફ વહે છે, પશ્ચાત્ પ્રતીચ્યઃ-પશ્ચિમની પશ્ચિમ તરફ, સમુદ્રાત્ સમુદ્રં અપિયન્તિ-સમુદ્રમાંથી વૃષ્ટિરૂપે નદી ભાવને પામેલ સમુદ્રમા લય પામે છે, સમુદ્રઃ ભવતિ-સમુદ્રરૂપે થાય છે, ન વિદુઃ અયં અહં અસ્મિ-જાણતા નથી હું અમુક છુ, (૧) બીજાનો તથા ત્રીજાનો અન્વય નવમાના બીજા તથા ત્રીજા તથા ચોથા જેવો છે.

શબ્દાર્થ—હે સોમ્ય ! જેમ ગંગાદિ પૂર્વ દિશામાંથી નિકળનારી નદીઓ પૂર્વ તરફ વહે છે તથા સિંધુ આદિ પશ્ચિમમાંથી નીકળનારી નદીઓ પશ્ચિમ તરફ વહે છે, તથા પાછી સમુદ્રમાંથી વાંદળાંરૂપે થઇ પાછી. ગંગા આદિરૂપે થાય છે; તથા પાછી સમુદ્રમાં ગમન કરે છે. આ રીતે સમુદ્રમા જ્યારે એકતા પામે છે ત્યારે હું ગંગા છું કે સિંધુ છું, એમ તેઓ જાણતી નથી. ૧

શબ્દાર્થ—આજ પ્રમાણે આ સર્વ પ્રજાઓ સતમાથી ઉત્પન્ન થવા છતાં તેઓને જ્ઞાન હોતું નથી કે, અમે સતમાંથી ઉત્પન્ન થયા છીએ. તેઓ પછી આગળની માફક અહીં વ્યાઘ્ર, સિંહ, વૃક, કીટ, પતંગ, દંશ કે મશકાદિ જેમે તે જાતિમા પ્રવેશ કરે છે. ૨

શબ્દાર્થ—આ સૂક્ષ્મ ભાગ, જે સર્વ પ્રજાના આત્મારૂપ છે, તે સતરૂપ છે, તે આત્મારૂપ છે. હે શ્વેતકેતુ ! त्वमसि તે આત્મા (બ્રહ્મરૂપે) તું (જીવ) પોતે પણ છે. ત્યારે શ્વેતકેતુએ કહ્યું; હે ભગવન્ ! કૃપા કરી આ બાબત મને સમજાવશો. કેવી રીતે સ્વપ્નાવસ્થામા તેમજ મરણાવસ્થામાં સતબ્રહ્મને પામ્યા છતા જીવો પોતાની ઐક્યતાને છોડી દેતા નથી. તેના પિતાએ કહ્યું કે, આ ગહન વિષયવિશે હું તને ફરી, હે સોમ્ય ! ઉપદેશ કરું, તે તું ધ્યાનપૂર્વક શ્રવણ કર. ૩

## એકાદશ ખંડ.

### વૃક્ષના દૃષ્ટાંતરૂપે સતનો ઉપદેશ.

**अस्य सोम्य महतो वृक्षस्य यो मूलेऽभ्याहन्याज्जीवन् स्रवेद्यो मध्येऽभ्याहन्याज्जीवन् स्रवेद्योऽग्रेऽभ्याहन्याज्जीवन् स्रवेत्स एष जीवेनात्मनानुप्रभूतः पेपीयमानो मोदमानस्तिष्ठति ॥१॥**

**अस्य यदेकाꣳशाखां जीवो जहात्यथ सा शुष्यति द्वितीयां जहात्यथ सा शुष्यति तृतीयां जहात्यथ सा शुष्यति**

सर्वं जहाति सर्वः शुष्यत्येवमेव खलु सोम्य विद्धीति होवाच ॥ २ ॥

जीवापेतं वाव किलेदं म्रियते न जीवो म्रियत इति स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ३ ॥

અન્વયાર્થ –અસ્ય વૃક્ષસ્ય મૂલે અભ્યાહન્યાત્–કોઈ મોટા વૃક્ષના મૂળમાં ઘા કરે, જીવન્ સન્ સ્રવેત્–જીવતુ છતા ઝરપશે, સ જીવેન આત્મના–તે વૃક્ષ જીવાત્માથી વ્યાપ્ત હોય ત્યા સુધી, પેપીયમાન મોદમાન તિષ્ઠતિ–મૂળવડે ઉદકાદિને ગ્રહણ કરતો છતો હર્ષને પામતો છતો જીવે છે. (૧) એકા શાખા જીવઃ જહાતિ–એકશાખાનો જીવ ત્યાગ કરે છે, સા શુષ્યતિ–તે સૂકાઇ જશે, વિદ્ધિ–જીવાત્મા વિશે જાણુ (૨) જીવાપેત–જીવથી રહિત, જીવ ન મ્રિયતે–જીવ મરતો નથી (૩)

શબ્દાર્થ.–હે સોમ્ય ! મોટા વૃક્ષના મૂળમાં જો છેદ પાડવામા આવે તો તે જીવતુ છતા છેદમાથી જળ ઝરપશે. જો વૃક્ષના મધ્યમા છેદ પાડવામા આવશે, તોપણ જીવતુ છતા તેના છેદમાથી જળનો સ્રાવ થશે તેમજ અગ્રભાગપર છેદ પાડવામા આવશે તોપણ જીવતું છતા જળનો સ્રાવ થશે જ્યા સુધી તે જીવનવડે વ્યાપ્ત હશે ત્યા સુધી તે મૂળવડે જળને ગ્રહણ કરતુ છતુ તે પૃથ્વીના ગુણને ગ્રહણ કરતું રહેશે તથા હર્ષને પામતુ છતુ વૃદ્ધિ પામશે. ૧

શબ્દાર્થ–આ વૃક્ષની શાખાઓમાની એક શાખા જીવથી વિભક્ત પડશે તો તે શાખા સૂકાઇ જશે જો બીજી શાખા જીવનથી વિભક્ત થશે તો તે પણ સૂકાઈ જશે તેમજ ત્રીજી શાખા જીવથી મુક્ત થવાથી તે પણ સુકાઇ જશે તથા જો આખા વૃક્ષમાથી જીવન જતુ રહે છે તો આખુ વૃક્ષ સુકાઇ જાય છે ખરેખર હે સોમ્ય ! આ રીતે તુ જીવ વિશે જાણુ, એમ તેના પિતાએ કહ્યુ. ૨

શબ્દાર્થ –તે જ પ્રમાણે જ્યારે આ શરીર જીવથી મુક્ત થાય છે ત્યારે તે મૃત્યુને પામે છે. પણ જીવ કદી મૃત્યુને પ્રાપ્ત થતો નથી આ સૂક્ષ્મ ભાગ જે શરીરમા જીવરૂપે છે, તે આત્મારૂપે, આ સર્વરૂપે તથા સત્રૂપે છે તેજ બ્રહ્મરૂપ છે. હે શ્વેતકેતુ ! તત્ત્વમસિ–તે–તુ છે. હે ભગવન્ ! એ કેવી રીતે બને, તે કૃપા કરી મને સમજાવશો. ( અદૃશ્ય બ્રહ્મ, જેને નામ રૂપાદિ કાંઇ નથી, પણ જે કેવળ સત્રૂપે છે, તેમાથી આ જીવો કેવી રીતે ઉત્પન્ન થયા હશે, તે મને સમજ પડતી નથી. માટે કૃપા કરી તેનો મને ઉપદેશ કરો.) આ સાભળી તેના પિતાએ કહ્યુ, હે સોમ્ય ! હુ તને તે બાબતનો ઉપદેશ કરું છુ, તે તુ ધ્યાનપૂર્વક શ્રવણ કર ૩

## દ્વાદશ ખંડ.

### વડના બીજરૂપે સતનો ઉપદેશ

न्यग्रोधफलमत आहरेतीदं भगव इति भिन्धीति भिन्नं भगव इति किमत्र पश्यसीत्यण्व्य इवेमा धाना भगव इत्यासामङ्गैकां भिन्धीति भिन्ना भगव इति किमत्र पश्यसीति न किञ्चन भगव इति ॥ १ ॥

तꣳहोवाच यं वै सोम्यैतमणिमानं न निभालयस एतस्य वै सोम्यैषोऽणिम्न एवं महान्यग्रोधस्तिष्ठति ॥ २ ॥

श्रद्धत्स्व सोम्येति स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥ ३ ॥

અન્વયાર્થઃ–ન્યગ્રોધસ્ય ફલં આહર–વડના ફળને તું લાવ, ઇતિ–એમ કહ્યું ત્યારે, ઇદં ભગવઃ–હે ભગવન્ ! આ ફળ, ભિન્ધિ–છેદો, ભિન્નં ભગવ'–હે ભગવન્ ભાંગ્યું, કિં અત્ર પશ્યસિ–આમાં તું શું જૂવે છે, અણ્વ્યઃ ઇવ–અત્યંત સૂક્ષ્મ સરખાં, ઇમાઃ ધાનાઃ–આ બીજો, આસાં અંગ એકાં ભિંધિ–હે અંગ ! આમાંથી એક ભાંગ, ભિન્નઃ કિં પશ્યસિ–ભાંગ્યા પછી શું જૂવે છે, ન કિંચન–કાઇ પણ નહિ. (૧) એતં અણિમાનં ન નિભાલયસે–આ સૂક્ષ્મને તું જોતો નથી, અણિમ્નઃ મહાન્ ન્યગ્રોધઃ–સૂક્ષ્મમાથી મોટું વટવૃક્ષ, (૨) શ્રદ્ધત્સ્વ–શ્રદ્ધા રાખ. (૩)

શબ્દાર્થ–તેના પિતાએ એક વડનું ફળ તોડી લાવવા કહ્યું. પછી શિષ્યે ઉઠીને એક ફળ લાવી ગુરૂ સમીપ મૂક્યું. પછી ગુરૂએ કહ્યું કે, એ ફળને ભાંગ. શ્વેતકેતુએ કહ્યું; હે ભગવન્ ! મેં તે ફળ ભાંગ્યું છે. પછી ગુરુએ પૂછ્યું; તું એમાં શું જોઇ શકે છે ? તેણે કહ્યું; હે ભગવન્! આમાં તો ઝીણાં ઝીણા બી જણાય છે. આ ઝીણાં બીમાંના એક બીને ભાગ, એમ ગુરૂએ કહ્યું. તેણે તે પ્રમાણે કર્યું તથા કહ્યું કે, હે ભગવન્ ! આપના કહેવા પ્રમાણે મેં એક બીને ભાંગ્યું છે. પછી ગુરુએ પૂછ્યું કે તું આમા શું જોઇ શકે છે? ત્યારે તેણે કહ્યું કે, હે ભગવન્! આમાં તો કાઇ જણાતું નથી. ૧

શબ્દાર્થ:–પછી તેના પિતાએ કહ્યું; હે સૌમ્ય ! તું વડના બીજરૂપે જે સૂક્ષ્મ વસ્તુને જોઇ શકતો નથી, તેને વિશે એક મહાન્ વડનું વૃક્ષ અદશ્યરૂપે રહેલું છે, તેમ સૂક્ષ્મરૂપ સતને વિશે આ જગત્ રહેલું છે. ૨

શબ્દાર્થઃ–હે સૌમ્ય ! તું શ્રદ્ધા રાખ કે, તે સર્વના આત્મારૂપ, સૂક્ષ્મરૂપ તથા સતરૂપે છે. તે બ્રહ્મરૂપે છે. હે શ્વેતકેતુ ! तत्त्वमसि તું અર્થાત્ જીવ તથા ઇશ્વર એક છે. શ્વેતકેતુએ કહ્યું; હે ભગવન્! આપ કૃપા કરી મને ફરી સમજાવશો કે, (સૃષ્ટિ જ્યારે સત્ માથી ઉત્પન્ન થાય છે ત્યારે તેની અર્થાત્ સૃષ્ટિની હમેશની સ્થિતિ એટલે સત્યતા કેમ રહેતી નથી ? ) ત્યારે તેના પિતાએ કહ્યું, આ બાબતપર હું તને એક બીજું દૃષ્ટાંત આપી સમજાવું, તે તું ધ્યાનપૂર્વક શ્રવણ કર. ૩

## ત્રયોદશ ખંડ.

### લવણના દૃષ્ટાંતરૂપે સતનો ઉપદેશ.

लवणमेतदुदकेऽवधायाथ मा प्रातरुपसीदथा इति स ह तथा चकार त होवाच यद्दोषा लवणमुदकेऽवाधा अङ्ग तदाहरेति तद्धावमृश्य न विवेद ॥१॥

यथा विलीनमेवाङ्ग अस्यान्तादाचामेति कथमिति लवणमिति मध्यादाचामेति कथमिति लवणमित्यन्तादाचामेति कथमिति लवणमित्यभिप्रास्यैतदथ मोपसीदथा इति तद्ध तथा चकार तच्छश्वत्संवर्त्तते तन्होवाचात्र वाव किल सत्सोम्य न निभालयसेऽत्रैव किलेति ॥२॥

स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥३॥

અન્વયાર્થઃ–લવણં ઉદકે અવધાય–મીઠાને જળમા નાખી, મા પ્રાતઃ ઉપસીદથા–સવારે મારી પાસે આવ, દોષા–રાત્રીમા, યત્લવણં ઉદકે અવાધા–જે મીઠું જળમાં નાખ્યું, તત્ આહર–તે લાવ, તત્ અવમૃષ્ય ન વિવેદ–ખોળ્યું છતા મળ્યું નહિ, વિલીનં એવ અંગ–હે અગ ! તે લય પામ્યું. (૧) અસ્ય અંતાત્ આચામ–આ જળને ઉપરના ભાગથી ચાખ, કથં–કેવું છે,

લવણું-ખારું, એનત્ અભિપ્રાસ્ય-એનો ત્યાગ કરી, માં ઉપસીદથાઃ-મારી પાસે આવ, તત્-તે લવણને, તથા ચકાર-તે રીતે ત્યાગ કરી પિતા પાસે ગયો, તત્ શશ્વત્ સંવર્તતે -તે લવણ જળમાં હમેશ રહેલ છે, ન નિભાલયસે-જોતો નથી. (૨)

શબ્દાર્થ.-આ જળવિશે એક મીઠાનો ગાગડો નાંખ તથા તે કાલે સવારે મારી પાસે લાવ; તેના પિતાએ કહ્યું. શ્વેતકેતુએ તે પ્રમાણે કર્યું. પછી તેના પિતાએ કહ્યું; હે સૌમ્ય! ગઇ રાત્રીના જળ વિશે તેં જે મીઠાનો ગાગડો નાખ્યો હતો, તે ખોળીને મને આપ, પણ મીઠાનો ગાગડો જળ વિશે ઓગળી ગયેલો હોવાથી તેને મળી શકયો નહિ. પિતા ઉદ્દાલકે શ્વેતકેતુને કહ્યું; હે સૌમ્ય! ૧

શબ્દાર્થઃ-આ જળના અગ્રભાગમાંથી જરા ચાખ. તેણે તે પ્રમાણે કર્યું. પછી તેના ગુરુએ પૂછયું; તે જે જળ ચાખ્યું તેનો સ્વાદ કેવો લાગે છે? તેણે કહ્યું કે, તે ક્ષારવાળું લાગે છે. પછી જરા વચમાંથી ચાખી જોવા કહ્યું. તેણે તે પ્રમાણે કર્યું તો તે પણ તેને ક્ષારવાળું લાગ્યું. પછી તેને છેક તળિયેથી ચાખી જોવા કહ્યું પુત્રે તે પ્રમાણે કર્યું. તેના પિતાએ પૂછયું કે, તળિયાનું જળ કેવું લાગે છે? તેણે કહ્યું કે તે પણ ક્ષારવાળું લાગે છે. તેના પિતાએ કહ્યું; તે બધું નાખી દઇ તારા હાથ ધોઇ નાખ તથા પછી મારી પાસે આવ. પુત્ર તે પ્રમાણે લવણનો ત્યાગ કરી પિતા પાસે આવ્યો અને પોતાના પિતાને કહ્યું, જે ક્ષાર મેં જળવિશે નાખ્યું, તેની સ્થિતિ હમેશને માટે છે. અગર જો કે મારી ચક્ષુ ઇન્દ્રિયવડે જળવિશે લય પામ્યા પછી હું જોઇ શકતો નથી, છતા હું તે રસનેન્દ્રિયવડે જાણી શકયો છું. તેના પિતાએ કહ્યું; હે સૌમ્ય! સતના વિષયમાં પણ તેમ જ છે. જો કે તમે તેને અહિયાં જાણી જોઇ શકતા નથી; છતાં તે સત્ સૂક્ષ્મરૂપે આખા શરીરવિશે વ્યાપીને રહેલું છે. ૨

શબ્દાર્થઃ-તે સૂક્ષ્મરૂપ જે સર્વ પ્રજાના આત્મારૂપ છે તે સત્ છે, તે પરબ્રહ્મરૂપ છે. હે શ્વેતકેતુ! તત્ત્વમસિ તેમજ તું પણ અર્થાત્ તારો જીવ પણ બ્રહ્મરૂપે છે.

શ્વેતકેતુએ કહ્યું; હે ભગવન્! આ બાબત હજી પૂર્ણ રીતે કૃપા કરી મને સમજાવશો. (જેમ લવણ જે જળ વિશે લયને પ્રાપ્ત થયેલું અદશ્યરૂપે છે, તે જો કે રસનેન્દ્રિયવડે જાણી શકાય છે, તેમ સર્વ જગતના કારણરૂપ આત્મા, પાંચ પ્રકારની કર્મેન્દ્રિયોથી અગ્રાહ્ય છતાં મનવડે કેવી રીતે ગ્રાહ્ય થઇ શકે છે? તેમજ જે પરબ્રહ્મને ન પ્રાપ્ત થવાથી જીવાત્મા દુઃખી તથા જેને પ્રાપ્ત થવાથી જીવાત્મા સુખી કહેવાય છે, તે પરબ્રહ્મને મેળવવા માટે શું શું ઉપાયો છે, તે કૃપા કરી આપ મને ઉપદેશ કરશો.) તેના પિતાએ કહ્યું કે, હે સૌમ્ય! હું તને તે બાબતનો ઉપદેશ કરું છું, તે તું ધ્યાનપૂર્વક સાંભળ. ૩

## ચતુર્દશ ખંડ.

### ગંધારથી આવેલ પુરૂષનું દૃષ્ટાંત.

यथा सोम्य पुरुषं गन्धारेभ्योऽभिनद्धाक्षमानीय तं ततोऽतिजने विसृजेत्स यथा तत्र प्राङ्वा उदङ्वाऽधराङ्वाऽप्रत्यङ्वा प्रध्मायिताभिनद्धाक्ष आनीतोऽभिनद्धाक्षो विसृष्टः ॥ १ ॥

तस्य यथाभिनहनं प्रमुच्य प्रब्रूयादेतां दिशं गन्धारा एतां दिशं व्रजेति स ग्रामाद्ग्रामं पृच्छन् पण्डितो मेधावी गन्धारानेवोपसंपद्येतैवमेवेहाचार्यवान् पुरुषो वेद तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्य इति २

स य एषोऽणिमैतदात्म्यमिदꣳ स-

र्व्वं तत्सत्यꣳस आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ३

અન્વયાર્થ:-અભિનદ્ધાક્ષં-જેની આંખે પાટો બાંધ્યો છે, ગાંધારેભ્યઃ સમાનીય-ગાંધારમાંથી લાવી, તં અભિજને વિસૃજેત્-તેને ચન્ય પ્રદેશમાં છોડી દે, પ્રાક્-પૂર્વ દિશા તરફ મુખવાળો થઇ, પ્રધ્માયીત-શબ્દ કરી મૂકે, અભિનદ્ધાક્ષઃ આનીતઃ-આંખે પાટો બાંધી લાવ્યા છે, વિસૃષ્ટઃ-છોડી દીધો છે. (૧) અભિનહનં-પાટો, પ્રમુચ્ય-છોડીદઇ, વ્રજ-જા, ઉપસંપદ્યેત-પામે, આચાર્યવાન્-ગુરુવાળો, વેદ-સૂક્ષ્મ તત્વને જાણે છે, યાવત્ ન વિમોક્ષ્યતે-જેટલા સમય સૂધી પ્રારબ્ધ કર્મના ભોગથી દેહપાત ન થાય, અથ-પણ, તદા-દેહપાતના સમયેજ,સંપત્સ્યે-વિમુક્ત થાય છે. ૨

શબ્દાર્થ:—હે સોમ્ય ! જગતવિશે જ્યારે એક, માણસની આંખોએ પાટા બાંધી તેને ગાંધાર દેશમાંથી લઇ જવામાં આવે છે અને એક એકાંત પ્રદેશ વિશે મૂકી દેવામાં આવે છે ત્યારે "મને અહીં આંખોએ પાટા બાંધી લાવવામાં આવ્યો છે તથા મને અહીં છોડી મૂક્યો છે" એ રીતે બૂમો પાડી પૂર્વ, પશ્ચિમ, ઉત્તર તથા દક્ષિણ દિશાઓને તે ગજાવી મૂકે છે.૧

શબ્દાર્થ:—આ રીતની તેની બૂમ સાભળી કોઇ દયાળુ પુરુષ તેનાપર દયા લાવી તેની આંખના પાટા છોડી નાખે છે અને કહે છે કે, ગાંધાર દેશ જવાનો રસ્તો આણી તરફથી છે. તું તે રસ્તેથી જશે તો ગાંધાર પહોંચશે. પ્રજ્ઞાવાન્-અધિકારી પુરૂષ માર્ગને પૂછતો પૂછતો એક ગામથી બીજે ગામ, એમ આખરે ગાંધાર નગરને પ્રાપ્ત થાય છે. આ રીતે બ્રહ્મનિષ્ઠ ગુરુપાસેથી પોતાના માર્ગવિશે શીખે છે. અવિદ્યાના બંધનમાંથી મુક્ત આચાર્યવાન્ બ્રહ્મનિષ્ઠની સ્થિતિ, જ્યાં સૂધી દેહનો નાશ થતો નથી, ત્યાં સૂધી હોય છે. પણ દેહપાત થાય કે, તરત વિદેહમુક્ત થાય છે. ૨

શબ્દાર્થ:—આ સૂક્ષ્મભાવ જે સર્વ પ્રજાના આત્મારૂપ છે તે સતરૂપ છે. તે બ્રહ્મરૂપ છે તથા હે શ્વેતકેતુ ! तत्त्वमसि તું ( તારો જીવ ) પણ તે ( બ્રહ્મરૂપ છે. હે ભગવન્ ! કૃપા કરી મને હજુ વધારે દૃષ્ટાંતો આપી સમજાવશો કે, બ્રહ્મને કેવી રીતે પ્રાપ્ત થવાય છે. તેના પિતાએ કહ્યું કે, હું તને ઉપદેશ કરું, તે તું સાંભળ. ૩

## પંચદશ ખંડ.

### મનાદિનો બ્રહ્મવિશે થતો લય

पुरुषꣳ सोम्योपतापिनं ज्ञातयः पर्युपासते जानासि मां जानासि मामिति तस्य यावन्न वाङ्मनसि सम्पद्यते मनः प्राणे प्राणस्तेजसि तेजः परस्यां देवतायां तावज्जानाति ॥ १ ॥

अथ यदास्य वाङ्मनसि संपद्यते मनः प्राणे प्राणस्तेजसि तेजः परस्यां देवतायामथ न जानाति ॥ २ ॥

स य एषोऽणिमैतदात्म्यमिदꣳसर्व्वं तत्सत्यꣳस आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ३

અન્વયાર્થ:-ઉપતાપિનં પુરૂષ-જ્વરાદિ રોગવાળા પુરુષને, જ્ઞાતયઃ-બંધુઓ, ઉપાસતે-આગળ પાછળ વીંટળાઇ સેવા કરે છે, માં જાનાસિ-મને ઓળખે છે, યાવત્ વાક્ મનસિ ન સંપદ્યતે-જ્યા સૂધી વાણી મનમાં લય નથી થઇ, તાવત્ જાનાતિ-ત્યા સૂધી ઓળખે છે. (૧) બીજો તથા ત્રીજો એક સરખા છે.

શબ્દાર્થ:—હે સોમ્ય ! જ્યારે એક જણ મરણશય્યાને પ્રાપ્ત થયલો હોય છે ત્યારે તેના સંબધીઓ તેની સેવા કરવા તેની આગળ પાછળ ભરાઇ બેસે છે અને તેને પૂછે છે કે, તમે મને ઓળખો છો ? તમે મને ઓળખો

છો ? જ્યાં સુધી તેની વાણીને. મન વિશે, મનનો પ્રાણ વિશે તથા પ્રાણનો તેજવિશે તથા તેજનો બ્રહ્મવિશે લય નથી થયલો હોતો ત્યાં સુધી તે તેઓને ઓળખી શકે છે. ૧

શબ્દાર્થ—જ્યારે તેની વાણી તેના મનવિશે લય પામે છે, તેનું મન તેના પ્રાણવિશે લય પામે છે, પ્રાણ તેજવિશે લયને પામે છે અને તેજનો લય બ્રહ્મવિશે થાય છે ત્યાર પછી તે તેઓને ઓળખી શકતો નથી. ૨

શબ્દાર્થ —આ સૂક્ષ્મભાવ સર્વ પ્રજાના આત્મારૂપ છે. તે સતરૂપ છે. તે બ્રહ્મરૂપ છે. હે શ્વેતકેતુ तत्त्वमसि તું (તારો જીવ) તે (બ્રહ્મરૂપ) છે. (શ્વેતકેતુએ કહ્યું; હે ભગવન્ ! આપ કૃપા કરી મને દૃષ્ટાંત આપી સમજાવશો કે, અજ્ઞાનીઓ પોતાની અજ્ઞાનતા અર્થાત્ મોહપણાને લીધે મરણ પછી આ સંસાર વિશે પાછા ફરે છે તથા જીવન્મુક્ત પુરુષ બ્રહ્મજ્ઞાનના જ્ઞાતા હોવાથી પાછા આ જગતવિશે અવતરતા નથી, તેનું શું કારણ ? જો કે મરણાવસ્થા તો જીવનમુક્તની તેમજ અજ્ઞાનીની સરખીજ હોય છે, અર્થાત્ બેઉ પ્રકારના જીવો મરણ પછી સતને પ્રાપ્ત થાય છે.) ઉદ્દાલકે કહ્યું, હે સોમ્ય ! હું તને આ વિષયનો ઉપદેશ કરીશ. તું ધ્યાનપૂર્વક શ્રવણ કર.

## ષોડશ ખંડ.

### તપ્તપરશુના દૃષ્ટાંતવડે જીવની બ્રહ્મરૂપતા.

पुरुषꣳसोम्योत हस्तगृहीतमानयन्त्यपहार्षीत्स्तेयमकार्षीत्परशुमस्मै तपतेति स यदि तस्य कर्ता भवति तत एवाऽनृतमात्मानं कुरुते सोऽनृताभिसन्धोऽनृतेनात्मानमन्तर्धाय परशुं तप्तं प्रतिगृह्णाति स दह्यतेऽथ हन्यते ॥१॥

'अथ यदि तस्याकर्ता भवति तत एव सत्यमात्मानं कुरुते स सत्याभिसन्धः सत्येनात्मानमन्तर्धाय परशुं तप्तं प्रतिगृह्णाति स न दह्यतेऽथ मुच्यते २

स यथा तत्र नादाह्येतैतदात्म्यमिदꣳसर्वं तत्सत्यꣳस आत्मा तत्त्वमसि श्वेतकेतो इति तद्धास्य विजज्ञाविति विजज्ञाविति ॥ ३ ॥

અન્વયાર્થ.-હસ્તગૃહીતં આનયતિ–માંધેલ હાથવાળાને લાવે છે, અપહાર્ષીત્– (જો બીજા પૂછે કે એણે શું કર્યું ત્યારે તેઓ કહે છે કે ) ધન હરણ કર્યું, સ્તેયં અકાર્ષીત્–ચોરી કરી, અસ્મૈ પરશું તપત–એને માટે કુવાડી તપાવો, સઃયદિ કર્તા ભવતિ–તે જો, ચોરીનો કરનાર હશે તો, તતઃ–અનૃતં આત્માનં કુરુતે–અનૃત યુક્ત પોતાના દેહને કરે છે, અનૃતાભિસંધ.–અનૃતવડે જોડાવા છતાં, અનૃતેન આત્માનં અંતર્ધાય–અનૃતવડે શરીરને વ્યવહિત કરવાથી, તપ્તં પરશું પ્રતિગૃહ્ણાતિ–તપેલ કોહાળીને ગ્રહણ કરે છે તો, તદા દહ્યતે–દાઝે છે, અથ હન્યતે–આથી તેને શિક્ષા કરવામાં આવે છે. (૧) સત્યાભિસંધ.–સત્યથી જોડાયેલ. (૨) તપ્ત–તપાવેલ કુવાડી પકડવા છતાં, ન અદાહ્યેત–દાઝતો નથી. (૩)

શબ્દાર્થ.—હે સોમ્ય ! ચોરીના શકપરથી એક માણસના હાથો બાંધીને જ્યારે તેને આણવામાં આવે છે તથા તે ધનનું હરણ કર્યું છે કે નહિ, એમ તેને પૂછવામાં આવે છે ત્યારે તે ચોર નાકબુલ જાય છે. રાજપુરુષ આ પરથી હુકમ કરે છે કે, એને માટે એક તપાવેલી કુવાડી લાવો. આ સમયે તે જો ચોરીનો કર્તાજ હોય છે અને અસત્ય બોલી પોતાનું રક્ષણ કરવા ચહાતો હોય છે તો તે અસત્ય બોલનારને પોતાના આત્માને અસત્યતાવિશે યોજવાથી તપ્ત પરશુ-કુવાડીવડે દાહ થાય છે, તેમજ તેને રાજપુરુષ તરફથી શિક્ષા મળે છે. ૧

શબ્દાર્થ:—પણ તેણે ચોરી કીધેલી નથી હોતી તથા સત્ય વાતને જો તે પ્રકાશ કરતો હોય છે તો તેણે પોતાના આત્માને સત્યતા વિશે યોજેલો ગણાય છે અને તે તપ્ત કુહાડી હાથમાં ગ્રહણ કરે છે, છતા તેને દાહ થતો નથી તથા પોતે બધનમાથી છૂટો થાય છે. ૨

શબ્દાર્થ:—આ પ્રમાણે સત્યતાના મિષથી તપ્ત કુહાડીની શિક્ષામાંથી સત્યવક્તા મુક્ત થાય છે. આથી જણાય છે કે, જીવ સતરૂપ છે. તે સતરૂપ છે. તે બ્રહ્મરૂપ છે. હે શ્વેતકેતુ! તું પણ તે (બ્રહ્મરૂપ) છે. પિતાના ઉપદેશથી શ્વેતકેતુએ બ્રહ્મને આ રીતે ઓળખ્યું. ૩

આ રીતે તેને ઉપદેશ કરવામા આવ્યો.

## सप्तम प्रपाठक.

## સનત્કુમાર તથા નારદનો સંવાદ.

### પ્રથમ ખંડ.

### નામની બ્રહ્મરૂપે ઉપાસના.

ॐ ॥ अधीहि भगव इति होपससाद सनत्कुमारं नारदस्तꣳहोवाच यद्वेत्थ तेन मोपसीद ततस्त ऊर्ध्वं वक्ष्यामीति ॥ १ ॥

स होवाचर्ग्वेदं भगवोऽध्येमि यजुर्वेदꣳसामवेदमाथर्वणं चतुर्थमितिहासपुराणं पञ्चमं वेदानां वेदं पित्र्यꣳ राशिं दैवं निधिं वाकोवाक्यमेकायनं देवविद्यां ब्रह्मविद्यां भूतविद्यां क्षत्रविद्यां नक्षत्रविद्याꣳसर्पदेवजनविद्यामेतद्भगवोऽध्येमि ॥ २ ॥

सोऽहं भगवो मन्त्रविदेवास्मि नाऽऽत्मविच्छ्रुतꣳह्येव मे भगवद्दृशेभ्यस्तरति शोकमात्मविदिति सोऽहं भगव शोचामि तं मा भगवाञ्छोकस्य पारं तारयत्विति तꣳहोवाच यद्वै किञ्चैतदध्यगीष्ठा नामैवैतत् ॥ ३ ॥ नाम वा ऋग्वेदो यजुर्वेदः सामवेद आथर्वणश्चतुर्थ इतिहासपुराणः पञ्चमो वेदानां वेदः पित्र्यो राशिर्दैवो निधिर्वाकोवाक्यमेकायनं देवविद्या ब्रह्मविद्या भूतविद्या क्षत्रविद्या नक्षत्रविद्या सर्पदेवजनविद्या नामैवैतन्नामोपास्स्वेति ॥४॥ स यो नाम ब्रह्मेत्युपास्ते यावन्नाम्नो गतं तत्रास्य यथाकामचारो भवति यो नाम ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो नाम्नो भूय इति नाम्नो वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥५॥

અન્વયાર્થ.—અધીહિ–ઉપદેશ કરો, સનત્કુમાર ઉપસસાદ–સનત્કુમાર પાસે આવ્યા, વેત્થ–જાણો છો, તેન–તે પ્રકટ કરવા પછી, મા ઉપસીદ–મારી પાસે આવો, અતઃ ઊર્ધ્વં વક્ષ્યામિ–તે પછીતું હું કહીશ (૧) અધ્યેમિ–હું સ્મરણ કરું છુ, વેદાના વેદં–વ્યાકરણ, પિત્ર્યં–શ્રાદ્ધકલ્પ, રાશિં–ગણિત શાસ્ત્ર, દૈવં–ઉત્પાતનું જ્ઞાન, નિધિં–મહા કાળ આદિ નિધિ શાસ્ત્ર, વાકોવાક્યં–તર્કશાસ્ત્ર, એકાયનં–નીતિ શાસ્ત્ર, દેવવિદ્યા–નિરુક્ત, બ્રહ્મવિદ્યા–શિક્ષાદિરૂપ વિદ્યા, ભૂતવિદ્યા–ભૂતતંત્ર, ક્ષત્રવિદ્યા–ધનુર્વેદ, નક્ષત્રવિદ્યા–જ્યોતિષ શાસ્ત્ર, સર્પવિદ્યા–ગારુડી વિદ્યા, દેવજનવિદ્યા–ગંધર્વ વિદ્યા, (૨) મંત્રવિદ્–કર્મને જાણનાર, આત્મવિછ્રુતં–આત્મજ્ઞાન, આત્મવિદ્ શોકં તરતિ–આત્મજ્ઞાની મમતા સંતાપને ટાળે છે, શ્રુતં મે ભગવદ્દૃશેભ્ય:–મને આપ સરખા પાસેથી આત્મજ્ઞાન થશે, અહં શોચામિ–આત્મજ્ઞાની નહિ હોવાથી હું શોક કરું છું, તારયતુ–પમાડો, અધ્યગીષ્ઠા–જે કાંઇ તમે અધ્યયન કરેલ છે, નામ એવ એતત્–તે નામરૂપજ, (૩) નામ ઉપાસ્સ્વ–નામરૂપ બ્રહ્મની ઉપાસના કરો. (૪) નામ્નઃ ગતં–નામનો વિષય, તત્ર–તે વિષયમાં, યથાકામચારઃ–યથેચ્છાચરણરૂપે, ભૂય.–ઉત્કૃષ્ટ, (૫)

શબ્દાર્થ:–ૐ ! એક વખત નારદમુનિ ખરેખર સનત્કુમારની પાસે ગયા. ત્યાં જઈ તેમણે સનત્કુમારને કહ્યું; હે ભગવન્ ! મને ઉપદેશ કરશોજી. ત્યારે સનત્કુમારે કહ્યું; તમે જે જાણો છો, તે મને કહી જાઓ. તે ઉપરાંત રહેલ બાબતવિશે હું તમને ઉપદેશ કરીશ. ૧

શબ્દાર્થ:–તેણે જવાબ દીધો; હે ભગવન્ ! મને ઋગ્વેદનુ સ્મરણ છે, તેમજ યજુર્વેદ, સામવેદ, ચોથો અથર્વવેદ તથા પાંચમો ઇતિહાસ તથા પુરાણનું, વેદના વેદનું, પિત્ર્યનું, દૈવનું, નિધિનું, ન્યાયશાસ્ત્રનું, દેવવિદ્યાનું, બ્રહ્મવિદ્યાનું, ભૂતવિદ્યાનું, ક્ષત્રવિદ્યાનું, નક્ષત્ર વિદ્યાનું, સર્પ વિદ્યાનું તથા દેવજન વિદ્યાનું, હે ભગવન્ ! હું અધ્યયન કરું છું. ૨.

શબ્દાર્થ:—હે ભગવન્ ! આ રીતે હું મંત્રો અથવા કર્મને માત્ર જાણું છું, પણ મને આત્મજ્ઞાન નથી. આત્મજ્ઞાનીના ઉપદેશથી સંસારના દુઃખની નિવૃત્તિ થાય છે, એમ આપ સરખાની પાસેથી મેં સાભળ્યું છે. હું, હે ભગવન્ ! શોક કરું છું, આપ કૃપાકરી મને મારા શોકમાંથી મુક્ત કરશો. આ સાંભળી સનત્કુમારે નારદ મુનિને કહ્યું; જે જે સઘળું તમો જાણો છો, તે સર્વ નામરૂપ છે. (૩) ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, ચોથો અથર્વ વેદ, પાચમો ઇતિહાસ તથા પુરાણ, વ્યાકરણ શાસ્ત્ર પિતૃવિદ્યા, રાશિવિદ્યા, દૈવવિદ્યા, નિધિવિદ્યા, તર્કશાસ્ત્ર, દેવવિદ્યા બ્રહ્મવિદ્યા, ભૂતવિદ્યા, ક્ષત્રવિદ્યા, નક્ષત્રવિદ્યા તથા દેવજન વિદ્યાઓ કેવળ નામરૂપજ છે તથા તમો કેવળ નામરૂપ બ્રહ્મની જ ઉપાસના કરો છો. (૪)

શબ્દાર્થ:—નામની બ્રહ્મરૂપે જે ઉપાસના કરે છે તેને નામનો જેટલો વિષય છે તેટલા ફળની પ્રાપ્તિ થાય છે. જે નામને બ્રહ્મરૂપ માને છે તેની પોતાની ઇચ્છાને અનુસાર પ્રવૃત્તિ થાય છે. ત્યારે નારદ મુનિએ પૂછ્યું કે, નામ કરતા કોઈ બીજું શ્રેષ્ઠ છે ? જો હોય તો હે ભગવન્ ! કૃપા કરી મને તે બાબતનો ઉપદેશ કરશો. (૫)

ટીકા:–ઇતિહાસ તથા પુરાણ આ બે શબ્દો આ ઉપનિષદવિષે બે વાર વાપરવામાં આવ્યા છે. પ્રથમ એ શબ્દો અથર્વાંગીરસ મંત્રોના સંબધમાં ૩ જા પ્રપાઠકના ચોથા ખંડવિશે વાપરવામા આવ્યા છે. ત્યા આગળ ઇતિહાસ તથા પુરાણની ચોથા વેદ તરીકે ગણત્રી કરી છે, એટલે કે સામવેદ પછી લાગલા ઇતિહાસ પુરાણની ચોથા વેદ તરીકે ગણના કરી છે. અહીં એટલે સાતમા પ્રપાઠકમા ઇતિહાસ વિગેરેની પાચમા વેદ તરીકે ગણના કરી છે, એટલે અથર્વવેદની પછી એને ગણ્યો છે. ભગવાન્ આ સ્થળે એને પાંચમા વેદ તરીકે ઓળખાવે છે, પણ તે સિવાય બીજું કાંઇ કહેતા નથી. 'વેદાના વેદઃ' એ શબ્દની શરૂઆતમા એમ કહેવામા આવ્યું છે કે वेदानां भारतपंचमानां જેથી સાબીત થાય છે કે, ભારતમા ઇતિહાસનો સમાવેશ થાય છે. તેથી તેને પાચમો વેદ ગણ્યો છે. ભાગવત પુરાણમાં આજ રીતનો વિચાર દર્શાવ્યો છે. ભાગવતના પ્રથમ સ્કંધના ચોથા અધ્યાયવિશે કહેવામા આવ્યું છે કે, વ્યાસ ભગવાને ચાર વેદોનું અર્થાત્ ઋક્,યજુસ, સામ તથા અથર્વવેદનું રક્ષણ કર્યો પછી તેઓ હવે ઇતિહાસ તથા પુરાણ જે પાચમો વેદ છે, તેને વિશે વર્ણન કરે છે; જેમકે ऋग्यजुःसामाथर्वाख्या वेदाश्चत्वार उद्धृताः इतिहासपुराणं च पंचमो वेद उच्यते ॥ શંકર ભગવાને બૃહદારણ્યકના ચોથા અધ્યાયવિશે જે કહ્યું છે તે આનાથી વિરુદ્ધ છે. ત્યાં તેઓએ દર્શાવ્યું છે કે, ઇતિહાસ વિષે વેદવિરુદ્ધ કથાઓ જેવી કે પુરૂરવા તથા ઉર્વશી આદિ વાર્તાઓ આવેલી છે. તેમજ પુરાણમા પણ કેટલેક સ્થળે એમ કહેલામા આવ્યું છે કે, જગત્ પહેલા સ્થિતિરૂપે નહતું. માધવાચાર્યે આવી

જૂદો જ મત દર્શાવ્યો છે અને કહ્યું છે કે, જે જે પુસ્તકોમા ઇતિહાસ સબધી વાર્તાઓ આવેલી છે, તે સર્વને ઇતિહાસ તથા પુરાણ શબ્દ લાગુ પડે છે. તેઓ એટલે સુધી કહે છે કે, વેદોના ૭ અગોની માફક ઇતિહાસ તથા પુરાણ પણ વેદ સબધી જ્ઞાનને પ્રદર્શિત કરે છે. તેથી તેઓનુ અધ્યયન આવશ્યક છે આ રીતે યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમા પુરાણ, ન્યાય, મીમાસા, ધર્મશાસ્ત્ર તથા વેદાગાદિ ચૌદ વસ્તુઓને વેદ માની છે તથા તેઓ અધ્યયન તેમજ સદ્ગુણોના સ્થાનરૂપે છે. વળી ઇતિહાસ તથા પુરાણવડે વેદનુ જ્ઞાન ખુલ્લી રીતે પ્રદર્શિત થાય છે બ્રહ્મજ્ઞાનને દર્શાવવાનાગાં ઐતરેય, તૈત્તિરીય તથા કઠોપનિષદોમા વર્ણવાયેલ હરિશ્ચદ્ર, નચિકેતા આદિની વાતો ઇતિહાસ વિશે જોવામા આવે છે. ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય આદિ શબ્દવડે જગતનુ જેમ વર્ણન કરવામા આવ્યુ છે, તેવી જ રીતે બ્રહ્મ વૈવસ્વત આદિ પુરાણમા પણ જગતનુ વર્ણન કરવામા આવ્યુ છે અને તેથી ઇતિહાસ તથા પુરાણને વેદ કહેવામા કોઇ પણ રીતે હાનિકર્તા નથી. બૌદ્ધ મતને લેખે સર્વ ઇતિહાસ સબધી પુસ્તકોની ગણના પુરાણ તરીકે કરવામા આવી છે તથા સાખ્ય શાસ્ત્રની પણ પુરાણ તરીકે તેઓ ગણના કરે છે

વેદનો વેદ—વ્યાકરણ શાસ્ત્રને વેદોનુ વેદ, એમ મૂળમા કહેવામા આવ્યુ છે કારણ એ શાસ્ત્રના અધ્યયનથી વેદ ગમ્ય થઇ શકે છે. પિત્ર્ય—મરણને સમયે કરવામા આવતી ક્રિયા સબધીનુ જ્ઞાન. રાશિવિદ્યા—ગણિત શાસ્ત્રની વિદ્યા, દૈવવિદ્યા,—ભવિષ્યમા શુ થશે તે જાણવાની વિદ્યા નિધિવિદ્યા—મહાકાલ તથા ...ન આદિ સમયના જે વિભાગો પાડવામા આવ્યા છે તે સબધી વિદ્યા, વાકો વાક્યમેકાયન—ન્યાયશાસ્ત્ર આ શબ્દ વાપરવાથી જણાઇ આવે છે કે, ઉપનિષદો રચાતા, તે સમયમા તર્કશાસ્ત્ર, નીતિશાસ્ત્ર આદિ વિદ્યાઓ જે હાલમા પ્રચલિત છે તે હોવી જોઇએ નહિ. દેવવિદ્યા—નિરુક્ત એટલે અપ્રચલિતપણે વેદમા વપરાયલા શબ્દોનો કોશ, બ્રહ્મવિદ્યા—પિગળ શાસ્ત્ર, ભૂતવિદ્યા—ભૂત પિશાચાદિને વશ રાખવાની વિદ્યા, ક્ષત્રવિદ્યા—ધનુષ આદિ હથિઆરો પકડવાની વિદ્યા, દેવજન વિદ્યા—શિલ્પશાસ્ત્ર અથવા નાચ, ગાન અને સગીત આદિ વિદ્યા. (૨)

## દ્વિતીય ખડ

### નામથી વાકની અધિકતા

वाग्वाव नाम्नो भूयसी वाग्वा ऋग्वेदं विज्ञापयति यजुर्वेदः सामवेदमाथर्वणं चतुर्थमितिहासपुराणं पञ्चमं वेदानां वेदं पित्र्यः राशिं दैवं निधिं वाकोवाक्यमेकायनं देवविद्यां ब्रह्मविद्यां भूतविद्यां क्षत्रविद्यां नक्षत्रविद्याः सर्पदेवजनविद्यां दिवञ्च पृथिवीञ्च वायुञ्चाकाशञ्चापश्च तेजश्च देवाश्च मनुष्याश्च पशूश्च वयाश्सि च तृणवनस्पतीञ्छ्वापदान्याकीटपतङ्गपिपीलकं धर्मञ्चाऽधर्मञ्च सत्यञ्चाऽनृतञ्च साधु चासाधु च हृदयज्ञञ्चाहृदयज्ञञ्च यद्वै वाङ् नाभविष्यन्न धर्मो नाऽधर्मो व्यज्ञापयिष्यन्न सत्यम् नाऽनृतं न साधु नासाधु न हृदयज्ञो नाहृदयज्ञो वागेवैतत्सर्वं विज्ञापयति वाचमुपास्स्वेति ॥ १ ॥

स यो वाचं ब्रह्मेत्युपास्ते यावद्वाचो गतं तत्रास्य यथाकामचारो भवति यो वाचं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो वाचो भूय इति वाचो वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥२॥

અન્વયાર્થ—વાક્ નામ્ન ભૂયસી—વાણી ઇન્દ્રિય નામ કરતા ઉત્કૃષ્ટ, વિજ્ઞાપયતિ—પ્રકટ

કરે છે, વાઙ્ ન અભવિષ્યન્ ન ધર્મઃ વિજ્ઞાપયિષ્યન્–વાણી ન હોય તો ધર્મ પ્રકટ થઇ શકશે નહિ. (૧)

શબ્દાર્થ—ત્યારે સનત્કુમારે કહ્યું; નામ કરતા વાક્ શ્રેષ્ઠ છે, વાણી ઋગ્વેદને પ્રકટ કરે છે અર્થાત્ વાણીવડે ઋગ્વેદ જાણી શકાય છે, તેમજ યજુર્વેદ,સામવેદ,ચોથો અથર્વણ,પાંચમા ઇતિહાસ તથા પુરાણ, વ્યાકરણ, પિતૃવિદ્યા, રાશિવિદ્યા દૈવવિદ્યા, નિધિવિદ્યા, તર્કશાસ્ત્ર, દેવવિદ્યા, બ્રહ્મવિદ્યા, ભૂતવિદ્યા, ક્ષત્રવિદ્યા, નક્ષત્રવિદ્યા, સર્પવિદ્યા, દેવજનવિદ્યા, સ્વર્ગ પૃથ્વી, વાયુ, આકાશ, જળ, તેજ, દેવ, મનુષ્ય, પશુ, પક્ષી, તૃણ, વનસ્પતિ, શ્વાપદ અર્થાત્ ફાડી ખાનાર જનાવર, કીટ, પતંગ, કીડી, ધર્મ, અધર્મ, સત્ય, અનૃત, સાધુ, અસાધુ, હૃદયજ્ઞ તથા અહૃદયજ્ઞ, આ સર્વ વાણીવડે જણાય છે. જો વાણી ન હોત તો ધર્મ અધર્મ જણાત નહિ, સત્ય વા અનૃત જણાત નહિ, સાધુ કે અસાધુ જણાત નહિ, હૃદયજ્ઞ કે અહૃદયજ્ઞ જણાત નહિ. વાણીથી આ સર્વ વસ્તુનું જ્ઞાન થાય છે. આથી જ તમોએ વાણીરૂપ બ્રહ્મની ઉપાસના કરવી જોઇએ. ૧

શબ્દાર્થ—જે વાણીરૂપ બ્રહ્મની ઉપાસના કરે છે, તેને વાણીનો જેટલો વિષય છે તેટલા ફળની પ્રાપ્તિ થાય છે. જે વાણીને બ્રહ્મરૂપે ઉપાસે છે, તેની પોતાની ઇચ્છાને અનુસાર પ્રવૃત્ત થાય છે. હે ભગવન્! વાણી કરતા બીજું શું અધિક છે, તે મને કહો. ૨

## તૃતીય ખંડ.

### વાક્થી મનની અધિકતા.

मनो वाव वाचो भूयो यथा वै द्वे वामलके द्वे वा कोले द्वौ वाक्षौ मुष्टिरनुभवत्येवं वाचञ्च नाम च मनोऽनुभवति स यदा मनसा मनस्यति मन्त्रानधीयीयेत्यथाधीते कर्माणि कुर्वीतेत्यथ कुरुते पुत्रांश्च पशूंश्चेच्छेयेत्यथेच्छत इमञ्च लोकममुञ्चेच्छेयेत्यथेच्छते मनो ह्यात्मा मनो हि लोको मनो हि ब्रह्म मन उपास्स्वेति ॥ १ ॥

स यो मनो ब्रह्मेत्युपास्ते यावन्मनसो गतं तत्रास्य यथाकामचारो भवति यो मनो ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो मनसो भूय इति मनसो वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति २

અન્વયાર્થઃ–મનઃ વાચઃ ભૂયઃ–વાણીથી મન ઉત્કૃષ્ટ,આમલકે–આમળાનાં બે ફળ, કોલે–બોરનાં રળો, અક્ષૌ–બહેડાના બે ફળો, મુષ્ટિઃ અનુભવતિ–મુઠ્ઠીને વ્યાપી રહે છે, વાચં નામ મનઃ અનુભવતિ–વાણીને તથા નામને મન અનુભવે છે, મનસા મનસ્યતિ–અંતઃકરણથી વિવક્ષા બુદ્ધિ કરે છે, મંત્રાન્ અધીયીય અથ અધીતે–મંત્રોને હું ભણું, એમ વિચાર કરી ભણે છે, કર્માણિ કુર્વીય કુરુતે–કર્મો કરીશ એમ વિચારી કરે છે, ઇચ્છેય–ઇચ્છા કર્યા પછી, ઇચ્છતે–મેળવે છે. (૧)

શબ્દાર્થ—સનત્કુમારે કહ્યુ, મન વાણી કરતા અધિક છે. જેમ બે આમળાના, બોરના કે બહેડાના ફળો મુઠ્ઠીમાં ગ્રહણ કર્યા હોય ત્યારે તેઓ જેમ મુઠ્ઠીને વ્યાપીને રહે છે તેમ વાણી તથા નામનો મન અનુભવ કરે છે, અર્થાત્ મનવડે વાણી તથા નામ વ્યક્ત થાય છે. જ્યારે એક જણ મનવડે અર્થાત્ અંતઃકરણવડે વિચારે છે કે, હુ મંત્રનું અધ્યયન કરું, એમ વિચાર્યાં પછી અધ્યયન કરે છે. કર્મને કરું એમ વિચાર્યાં પછી કર્મને કરે છે, પુત્ર તથા પશુને મેળવુ, એમ થયા પછી ઇચ્છે છે. આ અથવા અન્યલોકને ઇચ્છું, એમ વિચાર્યાં પછી મેળવે છે. માટે મન એ જ બ્રહ્મ છે, માટે તું મનની બ્રહ્મ રૂપે ઉપાસના કર. ૧

શબ્દાર્થ —જે મનની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે તે જે ફળને પ્રાપ્ત થાય છે તે હુ કહું તે સાભળો. જે મનની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે તેજ ક્ષણે તે મન લોકને પ્રાપ્ત થાય છે તથા જે કાઇ કરવાની ઇચ્છા કરે છે, તે તે કરી શકે છે. ત્યારે નારદ મુનિએ કહ્યુ, મન કરતા કયી વસ્તુ શ્રેષ્ઠ છે ? સનત્કુમારે કહ્યુ, હા, મન કરતા પણ એક વસ્તુ શ્રેષ્ઠ છે. ત્યારે નારદ મુનિએ કહ્યુ હે ભગવન્ ! આપ મને તે વસ્તુનો ઉપદેશ કરશો ૨

## ચતુર્થ ખંડ.

### મનથી સકલ્પની અધિકતા.

**सङ्कल्पो वाव मनसो भूयान्यदा वै सङ्कल्पयतेऽथ मनस्यत्यथ वाचमीरयति तामु नाम्नीरयति नाम्नि मन्त्रा एकं भवन्ति मन्त्रेषु कर्माणि ॥ १ ॥**

**तानि ह वा एतानि सङ्कल्पैकायनानि सङ्कल्पात्मकानि सङ्कल्पे प्रतिष्ठितानि समकॢपतां द्यावापृथिवी समकल्पेतां वायुश्चाकाशञ्च समकल्पन्तामापश्च तेजश्च तेषां संकॢप्त्यै वर्षंसङ्कल्पते वर्षस्य सकॢप्त्या अन्नं सङ्कल्पतेऽन्नस्य संकॢप्त्यै प्राणाः सङ्कल्पन्ते प्राणानां संकॢप्त्यै मन्त्राः सङ्कल्पन्ते मन्त्राणां संकॢप्त्यै कर्माणि सङ्कल्पन्ते कर्मणां संकॢप्त्यै लोकः सङ्कल्पते लोकस्य संकॢप्त्यै सर्वं सङ्कल्पते स एष सङ्कल्पः सङ्कल्पमुपास्स्वेति ॥ २ ॥**

**स यः सङ्कल्पं ब्रह्मेत्युपास्ते कॢप्तान् वै स लोकान् ध्रुवान् ध्रुवः प्रतिष्ठितान् प्रतिष्ठितोऽव्यथमानानव्यथमानोऽभिसिद्ध्यति यावत्सङ्कल्पस्य गतं तत्रास्य यथाकामचारो भवति यः सङ्कल्पं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवः संकल्पाद्भूय इति संकल्पाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥ ३ ॥**

અન્વયાર્થ —સકલ્પ મનસ: ભૂયાન્-મન કરતા સકલ્પ ઉત્કૃષ્ટ, મનસિ સકલ્પયતે-મનમા સકલ્પ કરે છે, વાચ મનસિ ઇરતિ-વાણીને મનમા પ્રેરણા કરે છે, નામ્નિ-નામમા, નામ્નિ મન્ત્રા એકીભવન્તિ-નામમા મત્રો એકરૂપે થાય છે, મન્ત્રેષુ કર્માણિ-મત્રોમા કર્મ એકરૂપે થાય છે. (૧) તાનિ-તે મન આદિઓ, સકલ્પૈકાયનાનિ-સકલ્પરૂપી આશ્રયવાળા, સકલ્પાત્મકાનિ-સકલ્પરૂપ સ્વરૂપવાળા, સકલ્પે પ્રતિષ્ઠિતાનિ-સકલ્પમા સ્થિતિવાળા, સમકૢપતા-સકલ્પ કરતા હોય તેમ નિશ્ચલ જણાય છે, દ્યાવા પૃથિવી-સ્વર્ગ તથા પૃથ્વી, સકલ્પેતા-સકલ્પ કરતા હોય તેમ સ્વરૂપવડે જણાય છે, તેષા સકૢપ્ત્યૈ વર્ષ સકલ્પતે-સ્વર્ગ પૃથ્વી આદિના સકલ્પમાટે વૃષ્ટિ સમર્થ થાય છે, વર્ષસ્ય સકૢપ્ત્યૈ અન્ન સકલ્પતે-વૃષ્ટિના સકલ્પ માટે અન્ન સમર્થ થાય છે, સર્વ -જળના પરિણામરૂપ સર્વ જગત. (૨) સ. કૢપ્તાન્ લોકાન્-તે સકલ્પવાળા લોકોને મેળવે છે, ધ્રુવ સન્ ધ્રુવાન્-અચળ થઇ અચળ લોકને, અવ્યથમાન -દુ ખથી રહિત થઇ, અવ્યથમાનાન્-મિત્રાદિરૂપ લોકને, અભિસિધ્યતિ-પામે છે, (૩)

શબ્દાર્થ —સનત્કુમારે કહ્યુ સકલ્પ મન કરતા વધારે છે. જ્યારે સકલ્પ કરવામા આવે છે ત્યારે પ્રથમ વિવક્ષા બુદ્ધિ ઉત્પન્ન થાય છે પછી તે વાણીને ઉચ્ચારણમા પ્રેરણા કરે છે નામનો મત્રમા સમાવેશ થાય છે તથા મત્રમા કર્મનો સમાવેશ થાય છે ૧

શબ્દાર્થ.—ખરેખર આ મન આદિનો સકલ્પમા લય થાય છે તેઓ સકલ્પ સ્વરૂપે છે તથા તેની સકલ્પમા સ્થિતિ છે. સકલ્પની માફક પૃથ્વી નિશ્ચલ જણાય છે. સકલ્પની

માફક વાયુ તથા આકાશ નિશ્ચળ છે, તેમજ જળ તથા તેજ નિશ્ચળ જણાય છે. આ સ્વર્ગ પૃથ્વી આદિના સામર્થ્યથી વૃષ્ટિ સમર્થ થાય છે, વૃષ્ટિના સામર્થ્યથી અન્ન સમર્થ થાય છે, અન્નના સામર્થ્યથી પ્રાણો સમર્થ થાય છે, પ્રાણના સામર્થ્યથી મંત્ર સમર્થ થાય છે, મંત્રોના સામર્થ્યથી અર્થાત્ અગ્નિહોત્રાદિથી કર્મરૂપી ફળ સમર્થ થાય છે. ૨

શબ્દાર્થ:—જે સંકલ્પની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તે ધ્રુવરૂપે થઇ તથા સ્થિતિયુક્ત થઇ ઇશ્વરથી નિર્માણ કરાયેલ, લાંબા સમય રહેનાર, પ્રતિષ્ઠિત અને દુઃખ વિનાના લોકોમા દુઃખ રહિત થઇને રહે છે. જે સંકલ્પની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તે તે જ ક્ષણે સંકલ્પના લોકમાં જાય છે તથા ત્યાં તેની સર્વ ઇચ્છાઓ પૂરી પડે છે. નારદ મુનિએ કહ્યું:-હે ભગવન્! સંકલ્પ કરતાં કાંઇ શ્રેષ્ઠ છે? સનત્કુમારે કહ્યું, હા; સંકલ્પ કરતાં પણ એક વસ્તુ શ્રેષ્ઠ છે. ત્યારે નારદ મુનિએ કહ્યું; હે ભગવન્! તેનો મને ઉપદેશ કરશો. ૩ ૫૮૭ ૭૨૭

ટીકા:—શંકર ભગવાન્ કહે છે કે, યોગ્ય કે અયોગ્યના નિશ્ચય પછી કરવા યોગ્ય વસ્તુ તરફ જે શકિત મનને પ્રેરે છે, તેને સંકલ્પ કહેવામાં આવે છે. લીબનીઝે આનું નામ નિશ્ચય કરાવનારી વિચારશકિત પાડયું છે તથા ફ્રેંચ તત્વવેત્તાઓ એને ચાલાકી કહે છે. દરેક મનુષ્યને વસ્તુનો નિશ્ચય કરાવનારી વિચારશકિત હોય છે. આ શકિત નિશ્ચયને આધીન છે તથા આ શકિતને સંકલ્પ કહેવામાં આવે છે. બુદ્ધિવડે આપણે સમજી શકીએ છીએ, ચિત્તને લીધે આપણને લાગી શકે છે તથા સંકલ્પથી આ કાર્ય કરવું કે આ ન કરવું, તેનો નિશ્ચય કરી શકાય છે. (૧)

## પંચમ ખંડ.

### સંકલ્પ કરતાં ચિત્તની અધિકતા.

चित्तं वाव सङ्कल्पाद्भूयो यदा वै चेतयतेऽथ संकल्पयतेऽथ मनस्यत्यथ वाचमीरयति तामु नाम्नीरयति नाम्नि मन्त्रा एकं भवन्ति मन्त्रेषु कर्म्माणि १

तानि ह वा एतानि चित्तैकायनानि चित्तात्मानि चित्ते प्रतिष्ठितानि तस्माद्यद्यपि बहुविदचित्तो भवति नायमस्तीत्येवैनमाहुर्यदयं वेद यद्वाऽयं विद्वान्वेत्यमचित्तः स्यादित्यथ यद्यल्पविच्चित्तवान् भवति तस्मा एवोत शुश्रूषन्ते चित्तᳪ ह्येवैषामेकायनं चित्तमात्मा चित्तं प्रतिष्ठा चित्तमुपास्स्वेति २

स यश्चित्तं ब्रह्मेत्युपास्ते चित्तान्वै स लोकान् ध्रुवान् ध्रुवः प्रतिष्ठितान् प्रतिष्ठितोऽव्यथमानानव्यथमानोऽभिसिद्धयति यावच्चित्तस्य गतं तत्राऽस्य यथाकामचारो भवति यश्चित्तं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवश्चित्ताद्भूय इति चित्ताद्वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥ ३ ॥

અન્વયાર્થ:-ચિત્તં સંકલ્પાત્ ભૂયઃ-ચિત્ત સંકલ્પ કરતાં ઉત્કૃષ્ટ, ચેતયતે-જણાવે છે, અચિત્તઃ-ચેતનપણાના સામર્થ્ય રહિત, અલ્પવિત્ અલ્પજ્ઞ હોય. (૧-૨)

શબ્દાર્થ:-સનત્કુમારે કહ્યું: ખરેખર ચિત્ત સંકલ્પ કરતાં વધારે છે. જ્યારે એક વસ્તુને પ્રાપ્ત થયેલી જાણે છે ત્યારે તેનો ત્યાગ કરવા અથવા મેળવવા સંકલ્પ કરે છે. પછી કામ અર્થાત્ ઇચ્છા થાય છે. ત્યારપછી તે ઇચ્છાને વાણીરૂપે પ્રદર્શિત કરે છે, જે વાણીનો નામમાં લય થાય છે. આ નામમાં સર્વ મંત્રોનો સમાવેશ થાય છે તથા મંત્રોનો કર્મમાં સમાવેશ થાય છે. ૧

શબ્દાર્થ:-ખરેખર સર્વ વસ્તુઓ ચિત્તમા લય થનારી, ચિત્તથી ઉત્પત્તિવાળી તથા ચિત્તમાં સ્થિતિવાળી છે. આથી એક જણ જો કે શાસ્ત્રમા ઘણો જ જ્ઞાતા હોય, પણ જો તે ચિત્તરહિત હોય તો તેના સબધમા લોકો એમ કહેશે કે, જે તે જાણે છે તે કાઇ કામનું નથી. કારણ ચિત્ત શુ છે, તેનું એને જ્ઞાન નથી. તેમ જ શાસ્ત્ર વિશે અલ્પ જ્ઞાનવાળો હોય, પણ જો તે ચિત્તવાન્ હોય તો સર્વ તેનું શ્રવણ કરવાની ઇચ્છા કરે છે. ખરેખર ચિત્ત જ સર્વનું લયસ્થાન તથા સ્થિતિનું સ્થાન છે. તમારે ચિત્તની ઉપાસના કરવી જોઇએ ૨

શબ્દાર્થ:-જે ચિત્તની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તે ચિરકાળ પ્રતિષ્ઠા સહિત તથા દુ:ખરહિત થઇને પ્રતિષ્ઠિત, અમુક તથા દુ:ખ વિનાના લોકમા લાબો સમય રહે છે. જે બ્રહ્મની ચિત્તરૂપે ઉપાસના કરે છે, તે જ્યારથી ચિત્તના લોકને મેળવે છે ત્યારથી જેની જેની ઇચ્છા કરે છે તે કરવા શક્તિવાન્ થાય છે. આ સાભળી નારદ મુનિએ કહ્યું; ત્યારે હે ભગવન્! ચિત્ત કરતા બીજી કોઇ શ્રેષ્ઠ વસ્તુ છે? ત્યારે સનત્કુમારે કહ્યુ, હા, ચિત્ત કરતા શ્રેષ્ઠ વસ્તુ છે. ત્યારે નારદ મુનિએ કહ્યું, હે ભગવન્! મને તે વસ્તુનો ઉપદેશ કરવા કૃપા કરશો. ૩

ટીકા-આ ચિત્ત શબ્દ, ચિત્ એટલે જાણવું અથવા સમજવું પરથી નીકળ્યો છે. શ્રી શકર ભગવાન વિચારપણાની પ્રકૃતિ એવો ચિત્ત શબ્દનો અર્થ કરે છે, જેને વર્તમાન સમયનુ જ્ઞાન છે તથા જેને ભૂત તથા ભવિષ્યના પ્રયોજનને જાણવાની શક્તિ છે. જેમકે चित्तं चेतयितृत्वं प्राप्तकालानुरूपबोधफत्वं अतीतानागतविषयप्रजननिरूपणसामर्थ्यं च ॥ આનદગિરિ આ વિષયપર વિશેષ વધારે વિવેચન કરે છે તથા કહે છે કે ચિત્ત એ એવી શક્તિ છે કે, જે સમય પરત્વે વસ્તુ સબધી જ્ઞાન ઉત્પન્ન કરેછે અને તે અનુમાન કરાવે છે કે, ભૂત સમયમા લીધેલા ભોજનવડે જેમ તૃપ્તિ પ્રાપ્ત થઇ છે તેમ જ ભવિષ્યમા ભોજન લેવાથી તેવી જ અસર થશે. ૩

## ષષ્ઠ ખંડ.

## ચિત્તથી ધ્યાનની અધિકતા.

ध्यानं वाव चित्ताद्भूयो ध्यायतीव पृथिवी ध्यायतीवान्तरिक्षं ध्यायतीव द्यौर्ध्यायन्तीवापो ध्यायन्तीव पर्वता ध्यायन्तीव देवमनुष्यास्तस्माद्य इह मनुष्याणां महत्तां प्राप्नुवन्ति ध्यानापादाꣳशा इवैव ते भवन्त्यथ येऽल्पाः कलहिनः पिशुना उपवादिनस्तेऽथ ये प्रभवो ध्यानापादाꣳशा इवैव ते भवन्ति ध्यानमुपास्स्वेति ॥ १ ॥

स यो ध्यानं ब्रह्मेत्युपास्ते यावद्ध्यानस्य गतं तत्रास्य यथाकामचारो भवति यो ध्यानं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो ध्यानाद्भूय इति ध्यानाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान्ब्रवीत्विति ॥ २ ॥

અન્વયાર્થ:-ધ્યાન ચિત્તાત્ ભૂય-ધ્યાન ચિત્ત કરતા વધારે, ધ્યાયન્તિ ઇવ-ધ્યાન કરતા હોય તેમ નિશ્ચળ જણાય છે, ધ્યાનાપાદાશા:-ધ્યાનરૂપ અનુષ્ઠાનનો અંશ જેનામા તે, અલ્પા: કલહિન. પિશુના ઉપવાદિન-ક્ષુદ્ર, કલહવાળા, પરદોષ પ્રકટ કરવાવાળા, પરદોષને સમીપમા રહેનારાને કહેવાવાળા. (૧)

શબ્દાર્થ.-સનત્કુમારે કહ્યું, ખરેખર ચિત્ત કરતા ધ્યાન વધારે બળવાન્ છે પૃથિવી જાણે ધ્યાયતિ અર્થાત્ નિશ્ચળરૂપે હોય તેમ રહે છે. અતરિક્ષ જાણે નિશ્ચળરૂપે હોય તેમ રહે છે. સ્વર્ગ જાણે નિશ્ચળરૂપ હોય તેમ રહે

છે. જળ જાણે નિશ્ચળરૂપ હોય તેમ રહે છે! પર્વતો જાણે નિશ્ચળરૂપ હોય તેમ રહે છે. દેવો અને માણસો પણ નિશ્ચળરૂપે હોય તેમ રહે છે. આથી કરી જેઓ ધ્યાનના અનુષ્ઠાન લક્ષણવાળા હોય અર્થાત્ નિશ્ચળ સરખા હોય છે, તેઓ મનુષ્યમાં મહાન્‌પણાને પ્રાપ્ત થાય છે. તેમજ જેઓ અલ્પ (ક્ષુદ્ર) કલહ કરનારા, પારકાના દોષને ઉઘાડા કરવાવાળા તથા નિંદાખોર હોય છે, તેઓ પણ ધ્યાનના અનુષ્ઠાન લક્ષણવાળા હોય તેવા થાય છે. તેથી તમારે આ ધ્યાનની ઉપાસના કરવી. ૧

શબ્દાર્થ:-જે ધ્યાનને બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તેને જે ફળ પ્રાપ્ત થાય છે તે સાંભળો. જે ધ્યાનની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તે જે ક્ષણે ધ્યાનના લોકને પ્રાપ્ત થાય છે તેજ ક્ષણે તે જે જે ઇચ્છા કરે છે, તે સર્વ પૂર્ણ કરવા તે સમર્થ થાય છે. ત્યારે નારદમુનિએ કહ્યું; હે ભગવન્! આ ધ્યાન કરતાં કોઇ વસ્તુ વધારે બળવાન્ છે? સનત્કુમારે કહ્યું; હા, તેના કરતા પણ એક વસ્તુ વધારે બળવાન્ છે. નારદ મુનિએ કહ્યું; હે ભગવન્! કૃપા કરી તેનો મને ઉપદેશ કરશો. ૨

ટીકાઃ-આ ધ્યાન શબ્દ 'ધ્યૈ-વિચાર કરવો' પરથી થયો છે. જેથી એનો અર્થ એમ થાય છે કે, આરામની સ્થિતિમાં હોવું. ધ્યાયતિ-સ્થિતિરૂપે (આરામરૂપે) રહેવું. इव માફક અને પૃથ્વી इव એટલે પૃથ્વી જાણે સ્થિતિ અર્થાત્ નિશ્ચળરૂપ હોય તેમ રહે છે. ૧

## સપ્તમ ખંડ.

### ધ્યાનથી વિજ્ઞાનની અધિકતા.

विज्ञानं वाव ध्यानाद् भूयो विज्ञानेन वा ऋग्वेदं विजानाति यजुर्वेदꣳसामवेदमाथर्वणं चतुर्थमितिहासपुराणं पञ्चमं वेदानां वेदं पित्र्यꣳराशिं दैवं निधिं वाकोवाक्यमेकायनं देवविद्यां ब्रह्मविद्यां भूतविद्यां क्षत्रविद्यां नक्षत्रविद्याꣳसर्पदेवजनविद्यां दिवञ्च पृथिवीञ्च वायुञ्चाकाशञ्चापश्च तेजश्च देवाꣳश्च मनुष्याꣳश्च पशूꣳश्च वयाꣳसि च तृणवनस्पतीञ्छ्वापदान्याकीटपतङ्गपिपीलकं धर्मञ्चाधर्मञ्च सत्यञ्चानृतञ्च साधु चासाधु च हृदयज्ञञ्चाहृदयज्ञञ्चान्नं च रसञ्चेमञ्च लोकममुञ्च विज्ञानेनैव विजानाति विज्ञानमुपास्वेति॥१॥

स यो विज्ञानं ब्रह्मेत्युपास्ते विज्ञानवतो वै स लोकाञ् ज्ञानवतोऽभिसिद्ध्यति यावद्विज्ञानस्य गतं तत्रास्य यथाकामचारो भवति यो विज्ञानं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो विज्ञानाद्भूय इति विज्ञानाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥ २ ॥

અન્વયાર્થ.-વિજ્ઞાનં-શાસ્ત્રાર્થના વિષયરૂપ જ્ઞાન. (૧)

શબ્દાર્થ:-સનત્કુમારે કહ્યું; વિજ્ઞાન ખરેખર ધ્યાન કરતાં વધારે બળવાન્ છે. વિજ્ઞાનવડે માણસ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, ચોથો અથર્વવેદ, પાંચમો ઇતિહાસ તથા પુરાણ, પિતૃકર્મ, રાશિવિદ્યા, દૈવવિદ્યા, નિધિવિદ્યા, ન્યાય શાસ્ત્ર, દેવવિદ્યા, બ્રહ્મવિદ્યા, ભૂતવિદ્યા, ક્ષત્રવિદ્યા, નક્ષત્રવિદ્યા, સર્પવિદ્યા, દેવજનવિદ્યા, સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ, તેજ, દેવો, મનુષ્યો, પશુ, પક્ષી, તૃણ, વનસ્પતિ, શ્વાપદ, કીટ, પતંગ, કીડી. ધર્મ અધર્મ, સત્ય, અનૃત, સાધુ, અસાધુ, હૃદયજ્ઞ, અહૃદયજ્ઞ, અન્ન, રસ, આ લોક અને તે લોક સર્વને જાણે છે. આ સર્વ વસ્તુ વિજ્ઞાનવડે જાણી શકાય છે. માટે તમારે *વિજ્ઞાનની ઉપાસના કરવી જોઇએ. (૧)

શબ્દાર્થ:-જે વિજ્ઞાનની બ્રહ્મરૂપે ઉપાસના

* વિજ્ઞાન-શાસ્ત્રના અર્થનું જ્ઞાન. (સંક.)

કરે છે, તે વિજ્ઞાનના લોકમાં જ્ઞાનવાન્ થઇ રહે છે. જે વિજ્ઞાનની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તે જ્યારથી વિજ્ઞાનના લોકને મેળવે છે ત્યારથી પોતાની ઇચ્છા પૂર્ણ કરવા શક્તિમાન્ થાય છે. નારદ મુનિએ કહ્યું; હે ભગવન્! વિજ્ઞાન કરતાં કોઇ વસ્તુ વધારે બળવાન્ છે ? સનત્કુમારે કહ્યું; હા; વિજ્ઞાન કરતા એક વસ્તુ વધારે બળવાન્ છે. નારદમુનિએ કહ્યું. હે ભગવન્! આપ કૃપા કરી મને ઉપદેશ કરશો. ૨

## અષ્ટમ ખંડ.

### વિજ્ઞાનથી બળની અધિકતા.

**बलं वाव विज्ञानाद्भूयोऽपि ह शतं विज्ञानवतामेको बलवानाकम्पयते स यदा बली भवत्यथोत्थाता भवत्युत्तिष्ठन् परिचरिता भवति परिचरन्नुपसत्ता भवत्युपसीदन्द्रष्टा भवति श्रोता भवति मन्ता भवति बोद्धा भवति कर्त्ता भवति विज्ञाता भवति बलेन वै पृथिवी तिष्ठति बलेनान्तरिक्षं बलेन द्यौर्बलेन पर्वता बलेन देवमनुष्या बलेन पशवश्च वयांसि च तृणवनस्पतयः श्वापदान्याकीटपतङ्गपिपीलकं बलेन लोकस्तिष्ठति बलमुपास्स्वेति**

**स यो बलं ब्रह्मेत्युपास्ते यावद्बलस्य गतं तत्रास्य यथाकामचारो भवति यो बलं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवो बलाद्भूय इति बलाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥ २ ॥**

અન્વયાર્થ–બલં–અન્નથી થયેલ તથા વિજ્ઞેયસૂચક સામર્થ્ય, આકંપયતે–ધ્રુજાવે છે, ઉત્થાતા–ઉઠનાર, પરિચરિતા–શુશ્રૂષા કરનાર, ઉપસત્તા–સમીપવર્તીને પ્રિયરૂપે, દ્રષ્ટા–જોનાર. (૧–૨)

શબ્દાર્થ:–ખરેખર વિજ્ઞાન કરતાં બળ વધારે બળવાન્ છે. એક બળવાન્ પુરુષ સો વિજ્ઞાનવાન્ પુરુષોને ધ્રુજાવે છે. જ્યારે એ જણ બળવાન્ થાય છે ત્યારે તે ઉઠી શકે છે. આ રીતે ઉઠી શકવાથી તે પોતાના ગુરુની સેવા કરવા શક્તિમાન્ થાય છે. ગુરુની ઉપાસના કરવાથી તે તેને પ્રિય થઇ પડે છે. ગુરુને પ્રિય થઇ પડવાથી તે મહાન્ દ્રષ્ટા, શ્રોતા, મન્તા ( મનન કરનાર ), બોદ્ધા અર્થાત્ નિશ્ચયવાન્, કાર્યકુશળ તથા કરેલ કર્મના ફળનો ભોગનનાર બને છે. ખરેખર પૃથ્વી બળને આધારે રહેલ છે અંતરિક્ષ, આકાશ, પર્વત, દેવ, મનુષ્ય, પશુ, પક્ષી, તૃણ, વનસ્પતિ, શ્વાપદ–માંસાહારી પ્રાણી, કીટ, પતંગ, કીડી, અને જગત્ પણ બળને જ આધીન છે. તમારે બળની બ્રહ્મરૂપે ઉપાસના કરવી જોઇએ. ૧

શબ્દાર્થ:—જે બળની બ્રહ્મરૂપે ઉપાસના કરેછે, તે કેવી રીતના ફળને પ્રાપ્ત થાય છે, તે સાંભળો. જે બળની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તે જેવો બળના લોકને પ્રાપ્ત થાય છે કે તરત જે જે તે ઇચ્છા કરે છે તે કરવા શક્તિમાન થાય છે. નારદ મુનિએ પૂછ્યું, હે ભગવન્! બળ કરતા કઇ વસ્તુ શ્રેષ્ઠ છે? બળ કરતા પણ એક વસ્તુ શ્રેષ્ઠ છે, સનત્કુમારે કહ્યું. ત્યારે નારદ મુનિએ કહ્યું, હે ભગવન્! આપ કૃપા કરી મને તેનો ઉપદેશ કરશો. (૨)

ટીકા:—उपसत्ता–મિત્ર, પ્રિય, માન્ય, **समीपगोऽन्तरङ्गः प्रियो भवति । द्रष्टा- आचार्यस्यात्मभ्यश्चोपदेष्टुं गुरोर्दृष्टिः भवति ॥**

## નવમ ખંડ.

### બળથી અન્નની અધિકતા.

**अन्नं वाव बलाद्भूयस्तस्माद्यद्यपि दशरात्रीर्नाश्नीयाद्यद्यु ह जीवेदथवाऽद्रष्टाऽश्रोताऽमन्ताऽबोद्धाऽकर्त्ताऽविज्ञाता भवत्यथाऽन्नस्यायै द्रष्टा भवति श्रोता भ-**

वति मन्ता भवति बोद्धा भवति कर्त्ता भवति विज्ञाता भवत्यन्नमुपास्स्वेति ॥१॥

स योऽन्नं ब्रह्मेत्युपास्तेऽन्नवतो वै स लोकान् पानवतोऽभिसिद्ध्यति यावदन्नस्य गतं तत्रास्य यथाकामचारो भवति योऽन्नं ब्रह्मेत्युपास्तेऽस्ति भगवोऽन्नाद्भूय इत्यन्नाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्वीति ॥ २ ॥

અન્વયાર્થ–દશ રાત્રીઃ ન અશ્નીયાત્–દશ રાત ભક્ષણ નહિ કરે, યદિ ઉહ જીવેત્–(મરે નહિ પણ) જીવે, પણ તે, અશ્રોતા–નહિ સાંભળનાર, અન્નસ્યાયૈ–અન્નની પ્રાપ્તિવાળો. (૧)

શબ્દાર્થઃ—સનત્કુમારે કહ્યું; ખરેખર બળ કરતાં અન્ન વધારે બળવાન્ છે. કારણ એક પુરુષ જો દશ રાત્રિ પર્યંત ઉપવાસી રહે તો તે જોઇ શકવાને, વિચાર કરવાને, જાણવાને, કૃત્ય કરવાને તથા જ્ઞાન સપાદન કરવાને અશક્તિમાન્ બને છે. અન્નના પ્રાશનથી તે ગુરુને જોવા, શ્રવણ કરવા, જાણવા, કૃત્ય કરવા તથા જ્ઞાન સંપાદન કરવા શક્તિવાન્ થાય છે. તમારે અન્નની, બ્રહ્મરૂપે ઉપાસના કરવી જોઇએ. (૧)

શબ્દાર્થઃ—જે અન્નની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તે અન્નવાન્ તથા પાનવાન્ (અન્ન તથા જળથી ભરપૂર) લોકોને પ્રાપ્ત થાય છે. જે અન્નની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તે જેવા અન્નના લોકને પ્રાપ્ત થાય છે કે, તે જેની જેની ઇચ્છા કરે છે, તે સંપાદન કરવા શક્તિવાન્ થાય છે. ત્યારે નારદ મુનિએ કહ્યું; હે ભગવન્! અન્ન કરતાં કોઇ બળવાન્ વસ્તુ છે? ત્યારે સનત્કુમારે કહ્યું; હા, અન્ન કરતા પણ એક વસ્તુ વધારે બળવાન્ છે. ત્યારે નારદ મુનિએ કહ્યું; હે ભગવન્! આપ મને તે સબંધીનો ઉપદેશ કરશો. ૨

## દશમ ખંડ.

### અન્નથી જળની અધિકતા.

आपो वावान्नाद्भूयस्तस्माद्यदा सुवृष्टिर्न भवति व्याधीयन्ते प्राणा अन्नं कनीयो भविष्यतीत्यथ यदा सुवृष्टिर्भवत्यानन्दिनः प्राणा भवन्त्यन्नं बहु भविष्यतीत्याप एवेमा मूर्ता येयं पृथिवी यदन्तरिक्षं यद् द्यौर्यत्पर्वता यद्देवमनुष्या यत्पशवश्च वयांसि च तृणवनस्पतयः श्वापदान्याकीटपतङ्गपिपीलकमाप एवेमा मूर्ता अप उपास्स्वेति॥१॥

स योऽपो ब्रह्मेत्युपास्ते आप्नोति सर्वान् कामा स्तृप्तिमान् भवति यावदपां गतं तत्रास्य यथाकामचारो भवति योऽपो ब्रह्मेत्युपास्तेऽस्ति भगवोऽद्भ्यो भूय इत्यऽद्भ्यो वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥ २ ॥

અન્વયાર્થ.–આપ.અન્નાત્ભૂય.–જળ અન્ન કરતા વધારે, વ્યાધિયન્તે-અડચણને મેળવે છે, કનીયઃ–અલ્પ, આનન્દિનઃ–હુષ્ટ, આપઃ મૂર્તા–આપમાથી મૂર્તરૂપે, (૧) આપ્નોતિ–મેળવે છે. (૨)

શબ્દાર્થઃ–સનત્કુમારે કહ્યું; ખરેખર અન્ન કરતા જળ વધારે બળવાન્ છે. કારણ કે સુવૃષ્ટિ થતી નથી તો અન્નની ઉત્પત્તિની અલ્પતાને લીધે પ્રાણીઓ મહાન્ દુઃખને પ્રાપ્ત થાય છે, પણ જો સુવૃષ્ટિ થાય છે તો અન્નની ઉત્પત્તિ સારી થવાની આશાથી પ્રાણીઓ આનંદને પ્રાપ્ત થાય છે. જળ, એ ઉપર કહેલ અન્નનું પ્રથમ સ્વરૂપ છે. આ પૃથિવી, આકાશ, સ્વર્ગ; પર્વત, મનુષ્ય, પક્ષી, તૃણ, વૃક્ષ, શ્વાપદ, કીટ, પતંગ તથા પિપીલકમાં જળ, એ પ્રથમ સ્વરૂપ છે. અર્થાત્ આ બધામા તેની ઉત્પત્તિ પ્રથમ કરવામાં આવી છે. માટે તમારે જળની ઉપાસના કરવી જોઇએ. ૧

શબ્દાર્થઃ—જે જળની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તે પોતાની સર્વ કામનાને પ્રાપ્ત થાય છે તથા સંતોષી થઇ રહે છે. જે જળની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તે ત્યારથી જળના લોકને પ્રાપ્ત થાય છે ત્યારથી તે જે ઇચ્છા કરે છે, તે પ્રાપ્ત કરવા શક્તિમાન્ થાય છે. ત્યારે નારદ મુનિએ કહ્યું. હે ભગવન્! જળ કરતા વધારે બળવાન્ કંઇ છે? ત્યારે સનત્કુમારે કહ્યું; હા, જળ કરતા પણ એક વસ્તુ વધારે બળવાન્ છે. નારદ મુનિએ કહ્યું, હે ભગવન્! કૃપા કરી મને તેનો ઉપદેશ કરશો. ૨

## એકાદશ ખંડ.

### જળથી તેજની અધિકતા

**तेजो वा अद्भ्यो भूयस्तद्वा एतद्वायुमागृह्याकाशमभितपति तदाहुर्निशोचति नितपति वर्षिष्यति वा इति तेज एव तत्पूर्वं दर्शयित्वाऽथापः सृजते तदे तदूर्ध्वाभिश्च तिरश्चीभिश्च विद्युद्भिराह्रादाश्चरन्ति तस्मादाहुर्विद्योतते स्तनयति वर्षिष्यति वा इति तेज एव तत्पूर्वं दर्शयित्वाऽथाप. सृजते तेज उपास्स्वेति ॥ १ ॥**

**स यस्तेजो ब्रह्मेत्युपास्ते तेजस्वी वै स तेजस्वतो लोकान् भास्वतोऽपहततमस्कानभिसिद्ध्यति यावत्तेजसो गतं तत्रास्य यथाकामचारो भवति यस्तेजो ब्रह्मेत्युपास्तेऽस्ति भगवस्तेजसो भूय इति तेजसो वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति २**

અન્વયાર્થ—વાયુ આગૃહ્ય-વાયુનો આશ્રય લઇ, આકાશં અભિતપતિ-આકાશને વ્યાપી તપે છે, નિશોચતિ-શોષ પડે છે, નિતપતિ-દેહોને તપાવે છે, વર્ષિષ્યતિ-વૃષ્ટિ કરશે, તેજ. પૂર્વં દર્શયિત્વા આપઃ સૃજતે-તેજ પોતાનું સ્વરૂપ દર્શાવી જળને ઉત્પન્ન કરે છે, ઉર્ધ્વાદિભિ-વિદ્યુત આદિવડે, આહ્રાદાઃ ચરન્તિ-મેઘો ઉત્પન્ન થાય છે, વિદ્યોતતે સ્તનયતિ-વિદ્યુત થયે ગર્જના થાય છે. (૧-૨)

શબ્દાર્થઃ—ત્યારે સનત્કુમારે કહ્યું; ખરેખર તેજ જળ કરતાં વધારે બળવાન્ છે. તેજ વાયુની સહાયતા લઇ આકાશને તપાવે છે. તે સમયે મનુષ્યો એમ કહે છે કે, હવે ગરમી ઘણી પડે છે, તાપ ઘણો છે, હવે વરસાદ વરસશે. આ રીતે તેજના દર્શન થવા પછી જળની ઉત્પત્તિ થાય છે. ઊર્ધ્વ તથા વક્ર ગતિવાળી વિદ્યુત સાથે જ્યારે આહ્રાદો અર્થાત્ મેઘો ગમડે છે, ત્યારે મનુષ્ય કહે છે, (તેજ) પ્રકાશે છે, તે ગાજે છે તથા હવે તે વરસશે. આ પ્રમાણે તેજના દર્શન પછી જળની ઉત્પત્તિ થાય છે. તમારે તેજની બ્રહ્મબુદ્ધિવડે ઉપાસના કરવી જોઇએ ૧

શબ્દાર્થ—જે તેજની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તે તેજસ્વી પુરુષ તમથી રહિત, તેજ તથા પ્રકાશવાન્ લોકને પ્રાપ્ત થાય છે. જે તેજની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તે ત્યારથી તેજલોકને પ્રાપ્ત થાય છે ત્યારથી પોતાની ઇચ્છા પ્રમાણે તેજનો વિષય મેળવવા શકિતમાન્ થાય છે. ત્યારે નારદ મુનિએ કહ્યું; હે ભગવન્! તેજ કરતા કોઇ વધારે બળવાન્ વસ્તુ છે? સનત્કુમારે કહ્યું, હા, તેજ કરતા એક વસ્તુ વધારે બળવાન્ છે. ત્યારે નારદ મુનિએ કહ્યું; હે ભગવન્! કૃપા કરી મને તેનો ઉપદેશ કરશો. ૨

## દ્વાદશ ખંડ.

### તેજથી આકાશની અધિકતા.

**आकाशो वाव तेजसो भूयानाकाशे वै सूर्याचन्द्रमसावुभौ विद्युन्नक्षत्राण्यग्निराकाशेनाह्वयत्याकाशेन शृणोत्याका-**

श्रोत्र प्रतिशृणोत्याकाशे रमत आकाशेव रमत आकाशे जायत आकाशमभिजायत आकाशमुपास्स्वेति ॥ १ ॥

स य आकाश ब्रह्मेत्युपास्त आकाशवतो वै स लोकान् प्रकाशवतोऽसंबाधानुरुगायवतोऽभिसिद्ध्यति यावदाकाशस्य गत तत्रास्य यथाकामचारो भवति य आकाश ब्रह्मेत्युपास्तेऽस्ति भगव आकाशाद्भूय इत्याकाशाद्वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति २

અન્વયાર્થ —આકાશે સૂર્યાચંદ્રમસૌ–આકાશમા સૂર્ય તથા ચદ્રમા રહેલા છે, આહ્વયતિ બોલાવે છે, આકાશેન શૃણોતિ–આકાશવડે સાભળે છે, રમતે–ક્રીડા કરે છે, (૧) આકાશવત –આકાશવાળાને, સ. અભસિધ્યતિ–તે આકાશનો ઉપાસક મેળવે છે, (૨)

શબ્દાર્થ —સનત્કુમારે કહ્યુ, ખરેખર આકાશ તેજ કરતા વધારે બળવાન્ છે. ખરેખર સૂર્ય તથા ચદ્ર બન્ને આકાશમા રહેલા છે, તેમ જ વિદ્યુત્, નક્ષત્ર અને અગ્નિ પણ આકાશમા રહેલા છે. આકાશવડે મનુષ્ય બોલી શકે છે, શ્રવણ કરી શકે છે, પ્રતિશ્રવણ કરી શકે છે આકાશમા તેઓ ક્રીડા કરે છે તથા પ્રિયના વિયોગથી પ્રમોદ રહિત થાય છે. તેઓનો આકાશમા ઉત્પત્તિ છે તથા આકાશમા જ તેઓનો લય થાય છે તમારે આકાશની બ્રહ્મબુદ્ધિવડે ઉપાસના કરવી જોઇએ ૧

શબ્દાર્થ –જે આકાશની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તે આકાશવાન્ મહાન્ લોકને પ્રાપ્ત થાય છે, જ્યા દુ ખ કે રોગ હોતા નથી. જે બ્રહ્મરૂપે આકાશની ઉપાસના કરે છે, તે જ્યારથી આકાશલોકને પ્રાપ્ત થાય છે ત્યારથી આકાશના વિષયમા પોતાની ઇચ્છા પ્રમાણે સર્વ ભોગવવા શક્તિમાન્ થાય છે. નારદ મુનિએ કહ્યુ, હે ભગવન્ ! આ કાશ કરતા વધારે બળવાન્ કોઇ વસ્તુ છે? સનત્કુમારે કહ્યુ, હા, આકાશ કરતા એક વસ્તુ વધારે બળવાન્ છે ત્યારે નારદ મુનિએ કહ્યુ, હે ભગવન્ ! આપ કૃપા કરી મને તે બાબતવિષે ઉપદેશ કરશો. ૨

## ત્રયોદશ ખંડ.

### આકાશથી સ્મરણની અધિકતા.

स्मरो वावाकाशाद्भूयस्तस्माद्यद्यपि बहव आसीरन्न स्मरन्तो नैव ते कंचन शृणुयुर्न मन्वीरन्न विजानीरन् यदा वाव ते स्मरेयुरथ मन्वीरन्नथ विजानीरन् स्मरेण वै पुत्रान्विजानाति स्मरेण पशून् स्मरमुपास्स्वेति ॥ १ ॥

स य स्मर ब्रह्मेत्युपास्ते यावत् स्मरस्य गत तत्रास्य यथाकामचारो भवति य स्मर ब्रह्मेत्युपास्तेऽस्ति भगव स्मराद्भूय इति स्मराद्वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति २

અન્વયાર્થ –સ્મર –અંત કરણનો ધર્મ, આસીરન્–બેઠેલા હોય, સ્મરન્ત ન ચેત્–સ્મરણ કરતા ન હોય, સ્મરેયુ –સ્મરણ કરે (૧–૨)

શબ્દાર્થ —ત્યારે સનત્કુમારે કહ્યું સ્મરણ શક્તિ આકાશ કરતા વધારે શ્રેષ્ઠ છે જો ઘણા પુરુષો હાજર હોય, પણ જો તેઓને સ્મરણ શક્તિ ન હોય તો તેઓ કોઇને પણ શ્રવણ કરી શકવાના નહિ, કઇ પણ ધારી શકવાના નહિ તથા કઇ પણ સમજી શકવાના નહિ. પણ જ્યારે તેઓ સ્મરણશક્તિ ધરાવે છે ત્યારે તેઓ શ્રવણ કરી શકે છે, ધારી શકે છે તથા સમજી શકે છે સ્મરણ શક્તિવડે પિતા પોતાના પુત્રોને ઓળખી શકે છે તથા પતિ પોતાના પશુઓને જાણે છે તમારે સ્મરણની બ્રહ્મરૂપે ઉપાસના કરવી જોઇએ. ૧

શબ્દાર્થ –જે સ્મરણને બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તે જે ફળને પ્રાપ્ત થાય છે તે સાભળો. જે સ્મરણની બ્રહ્મરૂપે ઉપાસના

કરે છે, તે જેવો સ્મરણના લોકને પ્રાપ્ત થાય છે કે, તે સ્મરણના વિષયમાં પોતાની ઇચ્છા પ્રમાણે સર્વ વસ્તુ પ્રાપ્ત કરવા શક્તિમાન્ થાય છે. નારદ મુનિએ કહ્યું; હે ભગવન્ ! સ્મરણશક્તિ કરતાં વધારે શ્રેષ્ઠ વસ્તુ કઇ છે ? સનત્કુમારે કહ્યું; હા, સ્મરણશક્તિ કરતાં એક વસ્તુ વધારે બળવાન્ છે. ત્યારે નારદ મુનિએ કહ્યું; હે ભગવન્ ! તે વધારે શ્રેષ્ઠ વસ્તુ વિષે આપ મને ઉપદેશ કરશો. ૨

## ચતુર્દશ ખંડ.

### સ્મરણથી આશાની અધિકતા.

**आशा वाव स्मराद्भूयस्याशेद्धो वै स्मरो मन्त्रानधीते कर्म्माणि कुरुते पुत्रांश्च पशूंश्चेच्छत इमञ्च लोकममुं चेच्छत आशामुपास्वेति ॥ १ ॥**

**स य आशां ब्रह्मेत्युपास्ते आशयाऽस्य सर्वे कामाः समृध्यन्त्यमोघा हास्याशिषो भवन्ति यावदाशाया गतं तत्रास्य यथाकामचारो भवति य आशां ब्रह्मेत्युपास्तेऽस्ति भगव आशाया भूय इत्याशाया वाव भूयोऽस्तीति तन्मे भगवान् ब्रवीत्विति ॥ २ ॥**

અન્વયાર્થઃ–આશા સ્મરાદ્ ભૂયસી–આશા સ્મરણથી ઉત્કૃષ્ટ, આશેદ્ધઃ સ્મરઃ ભવતિ–આશાવડે વૃદ્ધિ પામેલ સ્મરણ થાય છે, મંત્રાન્ અધીતે–મંત્રોનું અધ્યયન કરે છે, ઇચ્છતે–ઇચ્છા કરે છે, (૧) આશયા સર્વેકામાઃ સમૃદ્ધ્યન્તિ–આશાવડે કામનાઓ વૃદ્ધિ પામે છે, અમોઘાઃ–સફળ. (૨)

શબ્દાર્થઃ—ત્યારે સનત્કુમારે કહ્યું; ખરેખર આશા સ્મરણશક્તિ કરતાં વધારે શ્રેષ્ઠ છે. આશા પૂર્ણ કરવા અર્થે સ્મરણ કરતો છતો મંત્રોનું અધ્યયન કરે છે, કર્મકાંડાદિ સંસ્કારો કરે છે, પુત્ર તથા પશુની ઇચ્છા રાખે છે તથા આ લોકને પરલોકની ઇચ્છા કરે છે અર્થાત્ તે લોકમાં શ્રેષ્ઠતા સંપાદન કરવા પ્રયત્નવાન્ બને છે. તમારે આશાની બ્રહ્મરૂપે ઉપાસના કરવી જોઇએ. ૧.

શબ્દાર્થઃ—જે આશાની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તેની આશાવડે સર્વ કામનાઓ પૂર્ણ થાય છે. જે આશાની બ્રહ્મરૂપે ઉપાસના કરે છે, તેની આશાઓ અમોઘ ( ફળદાયી ) થાય છે. જે ક્ષણે તે આશાલોકને પ્રાપ્ત થાય છે તેજ ક્ષણથી આશાના વિષયમાં જેની તે ઇચ્છા કરે છે, તે પ્રાપ્ત કરવા શક્તિવાન્ થાય છે. નારદ મુનિએ કહ્યું; હે ભગવન્ ! આશા કરતાં પણ વધારે શ્રેષ્ઠ કોઇ વસ્તુ છે ? ત્યારે સનત્કુમારે કહ્યું; હા, આશા કરતાં પણ વધારે શ્રેષ્ઠ વસ્તુ છે. નારદ મુનિએ કહ્યું; હે ભગવન્! આપ મારાપર કૃપા કરી તે શ્રેષ્ઠ વસ્તુનો મને ઉપદેશ કરશો. ૨.

## પંચદશ ખંડ.

### આશાથી પ્રાણની અધિકતા.

प्राणो वा आशाया भूयान्यथा वा अरा नाभौ समर्पिता एवमस्मिन् प्राणे सर्वꣳ समर्पितं प्राणः प्राणेन याति प्राणः प्राणं ददाति प्राणाय ददाति प्राणो ह पिता प्राणो माता प्राणो भ्राता प्राणः स्वसा प्राण आचार्य्यः प्राणो ब्राह्मणः ॥ १ ॥

स यदि पितरं वा मातरं वा भ्रातरं वा स्वसारं वाचार्य्यं वा ब्राह्मणं वा किञ्चिद् भृशमिव प्रत्याह धिक्त्वाऽस्तीत्येवैनमाहुः पितृहा वै त्वमसि मातृहा वै त्वमसि भ्रातृहा वै त्वमसि स्वसृहा वै त्वमस्याचार्य्यहा वै त्वमसि ब्राह्मणहा वै त्वमसीति ॥ २ ॥

अथ यद्यप्येनानुत्क्रान्तप्राणान् शूलेन समासं व्यतिषं दहेन्नैवैनं ब्रूयुःपितृहा

सीति न मातृहासीति न भ्रातृहासीति न स्वसृहासीति नाचार्यहासीति न ब्राह्मणहासीति ॥ ३ ॥

प्राणो ह्येवैतानि सर्वाणि भवति स वा एष एवं पश्यन्नेवंमन्वान एवं विजानन्नतिवादी भवति तञ्चेद् ब्रूयुरतिवाद्यसीत्यतिवाद्यस्मीति ब्रूयान्नापह्नुवीत ॥ ४ ॥

અન્વયાર્થ –અરાઃ નાભૌ સમર્પિતા.–આરાઓ નાભિમા રહેલ છે, (૧) ભૃશં ઇવ પ્રત્યાહ–અહંકારયુક્ત કહે છે, ધિક્ ત્વા અસ્તિ ઇતિ એવ એનં આહુઃ–તને ધિક્કાર છે, એમ એને કહે છે, (૨) ઉત્ક્રાન્તપ્રાણાન્–પ્રાણ જતા રહેલ હોય એવા માતાપિતાદિને, શૂલેન માસં વ્યતિસદહેત્–શૂલવડે માસને ભોંકે, (૩) પ્રાણ. એતાનિ–પ્રાણ આ સર્વ ભૂતોરૂપે છે, અતિવાદી ભવતિ–નામ આદિથી લઇ આશાપર્યંત જગતનુ અતિક્રમણ કરી બોલવાવાળો થાય છે, તં બ્રૂયુઃ અતિવાદી અસિ–બ્રહ્માદિથી માડી સ્થાવર પર્યંત સર્વ જગતના પ્રાણાત્મારૂપ હું છું એમ કહેનારને જો કોઇ એમ કહે કે તુ શું અતિવાદી છે? ન અપહ્નુવીત–ખોટું બોલતો નથી. (૪)

શબ્દાર્થઃ—ખરેખર પ્રાણ આશા કરતા વધારે બળવાન્ છે જેમ એક ચક્રના આરાઓ નાભિમા વળગીને રહેલા છે, તેમ સર્વ વસ્તુઓ ખરેખર પ્રાણને આશ્રયી છે. પ્રાણ પ્રાણવડે ગતિને પ્રાપ્ત થાય છે, પ્રાણ પ્રાણને જીવન આપે છે તે પ્રાણીઓને પ્રાણ ( જીવિત ) ઉત્પન્ન કરે છે. પ્રાણ પિતારૂપ છે, પ્રાણ માતારૂપ છે, પ્રાણ ભ્રાતારૂપ છે, પ્રાણ બહેનરૂપ છે, પ્રાણ ગુરુરૂપ છે તથા તે બ્રાહ્મણરૂપ છે. ૧.

શબ્દાર્થ –આથી એ પુરુષ પોતાના પિતાને, માતાને, ભ્રાતાને, બેનનેને, ગુરુને કે બ્રાહ્મણને કટુ વચન કહે તો બીજાઓ તેને કહેશે કે, તને ધિક્કાર છે, તુ પિતાનો ઘાત કરનાર, માતાનો ઘાત કરનાર, ભાઇનો ઘાત કરનાર, બહેનનો ઘાત કરનાર, ગુરુનો ઘાત કરનાર અથવા બ્રાહ્મણનો ઘાત કરનાર છે. ૨

શબ્દાર્થ.–પણ જ્યારે આ લોકો ( માતા પિતાઓ ) મૃત્યુને વશ થાય છે તથા તેઓને ચિતા ઉપર અગ્નિમાં ગોઠવવામા આવે છે ત્યારે તેના પુત્રાદિ સબંધીઓ શૂલવડે તેઓના માસને ( શરીરને ) ભોંકે છે, છતા લોકો તેને એમ કહેતા નથી કે, તું પિતાનો હણનાર, માતાનો હણનાર, ભ્રાતાનો હણનાર, બહેનનો હણનાર, ગુરુનો હણનાર કે બ્રાહ્મણનો ઘાત કરનાર છે. ૩

શબ્દાર્થઃ–ખરેખરું જોતા પ્રાણ જ આ સર્વરૂપ છે. જે પ્રાણને તેઓનો (સબધીનો) દ્રષ્ટા, મન્તા તથા વિજ્ઞાતા માને છે, તે અતિવાદી થઇ શકે છે. જો કોઇ તેને એમ પૂછે કે તું શું અતિવાદી છે? ત્યારે તે એમ જ પ્રત્યુત્તર આપે છે કે, હા, હું અતિવાદી છું તથા તે બાબતની હું ના પાડી શકતો નથી. ૪

ટીકા.—આ સ્થળે તેમ જ અન્ય સ્થળે પ્રાણ શબ્દ ભિન્ન ભિન્ન અર્થમા વપરાયલો છે પૂર્વાપરના સબધના યોગે પ્રાણનો અર્થ (Life) જીવ, (soul) આત્મા તથા (Vital air) મહાશ્વાસ વગેરે થાય છે. ૧

ટીકા –આપણા આર્ય લોકમા રિવાજ છે કે, શબને અગ્નિદાહ કરવામા આવે છે. આ સમયે દાહ કરતી વખતે તેનુ શબ સઘળું બળી ગયુ છે કે નહિ, તે જોવા વાસ્તે વાસડા અથવા બીજું કઇ ઓજાર તેના શરીરમા ભોંકે છે. આ સઘળું કહેવાનો ભાવાર્થ એટલો જ છે કે, જ્યા સૂધી શરીરમા પ્રાણ છે ત્યાં સૂધી પુત્રાદિ બાધવાનો સબધ રહે છે, પણ શરીરમાથી પ્રાણ જવા પછી શરીરની સાથે સબંધીઓનો સબંધ રહતો નથી. ૩

ટીકા.–અતિવાદી–નામ આદિ આગળ જે

સર્વ વસ્તુઓ કહેવામાં આવી, તેનું જેણે અતિક્રમણ કર્યું છે તથા જે એમ કહે છે કે, પ્રાણ સર્વ વસ્તુના કારણરૂપ તથા સર્વ વસ્તુરૂપ છે, તેને અતિવાદી કહેવામા આવે છે. (૪)

## ષોડશ ખંડ.

### સત્ય જાણવા યોગ્ય.

**एष तु वा अति वदति यः सत्येनातिवदति सोऽहं भगवः सत्येनातिवदानीति सत्यं त्वेव विजिज्ञासितव्यमिति सत्यं भगवो विजिज्ञास इति १**

અન્વયાર્થ:-તુ-પણ, પ્રાણવિત્ અતિવાદવાળો નથી, એમ કહેવા વાપર્યો છે, એષ અતિવદતિ યઃ સત્યેન અતિવદતિ-આ અતિવાદી છે કે જે ભૂમા સ્વરૂપ પરમાર્થરૂપ સત્યના વિજ્ઞાનવડે બોલે છે, સત્યં ભગવઃ વિજિજ્ઞાસે-હે ભગવન્! સત્યને હુ વિશેષે કરી જાણવાની ઇચ્છા રાખું છું. (૧)

( આ રીતનો સનત્કુમારનો ઉપદેશ સાભળી નારદ મુનિ સ્તબ્ધ થઇ ગયા તથા કંઇ પણ બોલી શકયા નહિ. પણ સનત્કુમારે જાણ્યું કે, આ શિષ્ય ઉપદેશ ગ્રહણ કરવાને પૂર્ણ યોગ્ય છે, તેથી તેમણે ઉપદેશ પાછો જારી રાખ્યો ) ।

શબ્દાર્થ:-સત્યના (બ્રહ્મના) જ્ઞાનવડે, જે એમ કહે કે, 'હું અતિવાદ કરું છું તે ખરેખરો અતિવાદી છે. ત્યારે નારદ મુનિએ કહ્યુ, હે ભગવન્! હુ સત્યના (બ્રહ્મના) આશ્રયવડે અતિવાદી થાઉ, એમ યોજના કરો. આ સાભળી સનત્કુમારે પ્રતિઉત્તર દીધો; સત્ય (બ્રહ્મ) આથી જ કરીને જાણવા—સમજવા યોગ્ય છે. નારદ મુનિએ ઉત્તર આપ્યો, સત્ય ( બ્રહ્મ)ને હવે હુ જાણવા ઇચ્છું છું. ૧

## સપ્તદશ ખંડ.

### વિજ્ઞાન જાણવા યોગ્ય.

**यदा वै विजानात्यथ सत्यं वदति नाविजानन् सत्यं वदति विजानन्नेव सत्यं वदति विज्ञानं त्वेव विजिज्ञासितव्यमिति सत्यं भगवो विजिज्ञास इति ॥ १ ॥**

અન્વયાર્થ-વિજાનાતિ-ભૂમારૂપ પરમાર્થ તત્ત્વ સત્ય છે તથા તેથી ભિન્ન અનૃતરૂપે છે એમ જાણે છે, અથ સત્યં વદતિ-તે સત્ય બોલે છે, અવિજાનન્ સત્યં ન વદતિ-પરમાર્થને સત્યરૂપે નહિ જાણનાર સત્ય બોલતો નથી, વિજાનન્ સત્યં વદતિ-પરમાર્થ તત્વના જ્ઞાનવાળો સત્ય બોલે છે, વિજ્ઞાનં વિજિજ્ઞાસિતવ્યં-વિજ્ઞાન જાણવા યોગ્ય, વિજ્ઞાનં વિજિજ્ઞાસ-વિજ્ઞાનનો મને ઉપદેશ કરો,

શબ્દાર્થ.-સનત્કુમારે કહ્યુ, એક જણ સત્ય (બ્રહ્મ) ને સમજે છે ત્યારે તે સત્યને વદે છે. અજ્ઞાન ( બ્રહ્મને ન ઓળખનાર ) સત્યને વદતો નથી. જ્ઞાની ( બ્રહ્મને ઓળખનાર જ ) સત્ય વદે છે. વિજ્ઞાન આ કારણથી જાણવા અર્થાત્ ઓળખવા યોગ્ય છે. નારદ મુનિએ કહ્યુ, હે ભગવન્! આ જ સત્યને (બ્રહ્મ) હુ જાણવા ઇચ્છું છું.

## અષ્ટાદશ ખંડ.

### મતિ એ જ જાણવા યોગ્ય.

**यदा वै मनुतेऽथ विजानाति नामत्वा विजानाति मत्वैव विजानाति मतिस्त्वेव विजिज्ञासितव्येति मतिं भगवो विजिज्ञास इति ॥ १ ॥**

અન્વયાર્થ-મનુતે-મનન કરે છે, મત્વા વિજાનાતિ-મનન કર્યા વિના જ્ઞાન થતું નથી, મતિઃ વિજિજ્ઞાસિતવ્યા-મનન શીખતા જાણવા યોગ્ય. (૧)

શબ્દાર્થ:—સનત્કુમારે કહ્યું; જ્યારે એક જણને ઓળખવાની મતિ * થાય છે ત્યારે તે સત્યને ઓળખે છે. જેને જાણવાની અનિચ્છા હોય છે તેને સત્ય (બ્રહ્મ) ઓળખી શકાતું નથી મતિમાનજ કેવળ સત્યને જાણે છે. માટે મતિ એ જ જાણવા યોગ્ય છે. નારદ મુનિએ કહ્યું, હે ભગવન્ ! તે મનન હું જાણવા ઇચ્છું છું. ૧

## એકોનવિંશ ખંડ.

### શ્રદ્ધા એ જ જાણવા યોગ્ય.

**यदा वै श्रद्दधात्यथ मनुते नाश्रद्दधन् मनुते श्रद्दधदेव मनुते श्रद्धा त्वेव विजिज्ञासितव्येति श्रद्धां भगवो विजिज्ञास इति ॥ १ ॥**

અન્વયાર્થ:—શ્રદ્દધાતિ–આસ્તિક્ય બુદ્ધિ કરે છે, ન અશ્રદ્દધન્ મનુતે–શ્રદ્ધાથી રહિત મનુષ્ય મનન કરતો નથી. ૧

શબ્દાર્થ:—સનત્કુમારે કહ્યું; જ્યારે પ્રથમ ×શ્રદ્ધા ઉત્પન્ન થાય છે ત્યારે તે મનની ઇચ્છાવાળો બને છે. અશ્રદ્ધાવાનને આદર (જાણવાની ઇચ્છા) હોતી નથી, શ્રદ્ધાવાનને જ કેવળ આદર હોય છે. આથી શ્રદ્ધા જાણવા યોગ્ય છે. ત્યારે નારદ મુનિએ કહ્યું; હું આ રીતની શ્રદ્ધા જાણવા ઇચ્છું છું. (૧)

## વિંશ ખંડ.

### નિષ્ઠા એ જ જાણવા યોગ્ય.

**यदा वै निस्तिष्ठत्यथ श्रद्दधाति नानिस्तिष्ठञ् श्रद्दधाति निस्तिष्ठन्नेव श्रद्दधाति निष्ठा त्वेव विजिज्ञासितव्येति निष्ठां भगवो विजिज्ञास इति ॥ १ ॥**

અન્વાર્થ:-નિસ્તિષ્ઠતિ–ગુરુ શુશ્રૂષાદિરૂપ નિષ્ઠા કરે છે, અનિસ્તિષ્ઠન્ ન શ્રદ્દધાતિ–નિષ્ઠા રહિત શ્રદ્ધા રાખતો નથી. (૧)

શબ્દાર્થ:-સનત્કુમારે કહ્યું; જ્યારે પ્રથમ નિષ્ઠા થાય છે ત્યારે શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. અનિષ્ઠાવાનને શ્રદ્ધા હોતી નથી. નિષ્ઠાવાનને જ શ્રદ્ધા હોય છે. માટે નિષ્ઠા જાણવા યોગ્ય છે. ત્યારે નારદ મુનિએ કહ્યું; હું આ રીતની નિષ્ઠાને જાણવા ઇચ્છું છું.

ટીકા:-निष्ठा–गुरुशुश्रुर्षादितत्परत्वं ગુરુઓની પરિચર્યાવિશે અતિશય તત્પરપણું.

## એકવિંશ ખંડ.

### કૃતિ એ જ જાણવા યોગ્ય.

**यदा वै करोत्यथ निस्तिष्ठति नाकृत्वा निस्तिष्ठति कृत्वैव निस्तिष्ठति कृतिस्त्वेव विजिज्ञासितव्येति कृतिं भगवो विजिज्ञास इति ॥ १ ॥**

અન્વયાર્થ.-યદા કરોતિ–જ્યારે કૃતિ અર્થાત્ ઇન્દ્રિયસંયમ તથા એકાગ્રતા હોય છે, કૃતિ:–ઇન્દ્રિયનિગ્રહ તથા એકાગ્રતા. ૧

શબ્દાર્થ:-સનત્કુમારે કહ્યુ; જ્યારે પોતાની ઇન્દ્રિયોને નિયમમા રાખી શકાય છે ત્યારે નિષ્ઠા ઉત્પન્ન થાય છે. અનિયન્ત્રિત પુરુષને નિષ્ઠા હોતી નથી. ઇન્દ્રિયનિયમવાળાને નિષ્ઠા હોય છે, માટે કૃતિ ( ઇન્દ્રિયોનું દમન ) જાણવા યોગ્ય છે. ત્યારે નારદ મુનિએ કહ્યું; આ ઇન્દ્રિયદમનને હુ જાણવા ઇચ્છું છું.

## દ્વાવિંશ ખંડ.

### સુખ એ જ જાણવા યોગ્ય.

**यदा वै सुखं लभतेऽथ करोति नासुखं लब्ध्वा करोति सुखमेव लब्ध्वा करोति सुखं त्वेव विजिज्ञासितव्यमिति सुखं भगवो विजिज्ञास इति ॥१॥**

---

* मतिः–मन्तव्यविषये आदरः અર્થાત્ મન્તવ્ય (જાણવા) યોગ્ય વિષયમા અત્યંત ઇચ્છા તે મતિ,

× श्रद्धा–आस्तिक्यबुद्धि સત્યના અસ્તિત્વ વિશે બુદ્ધિ.

અન્વયાર્થ:-સુખં-ભૂમા નામના આનંદને, લભતે-મેળવે છે, અથ કરોતિ-ત્યારે એકાગ્રતા થાય છે. (१)

શબ્દાર્થ.-સનત્કુમારે કહ્યું; જ્યારે એક જણુ સુખ મેળવવા યોગ્ય છે એમ જાણે છે ત્યારે જ તે ઇન્દ્રિયદમન કરે છે. જેને આ રીતની ઇચ્છા હોતી નથી, તે કૃતિને ( દમનને ) પ્રાપ્ત કરી શકતો નથી. સુખની આતુરતાવાળો જ કૃતિને પ્રાપ્ત કરી શકે છે. માટે સુખ જાણુવા યોગ્ય છે. નારદ મુનિએ કહ્યું; આ સુખને હુ જાણુવા ઇચ્છુ છું.

## ત્રયોવિંશ ખંડ.

### ભૂમા જાણુવા યોગ્ય

**यो वै भूमा तत् सुखं नाल्पे सुखमस्ति भूमैव सुखं भूमा त्वेव विजिज्ञासितव्य इति भूमानं भगवो विजिज्ञास इति ॥ १ ॥**

અન્વયાર્થ.-ભૂમા-મહાન્ નિરતિશય, તત્ સુખં-તે આનંદરૂપે,અલ્પે સુખ ન.અસ્તિ-સાતિશયપણાયુક્ત જે અલ્પ છે તેમા આનંદ નથી. १

શબ્દાર્થઃ-સનત્કુમારે કહ્યું, જે ભૂમા છે તે જ સુખરૂપ છે અભૂમા અર્થાત્ અલ્પતાવિશે સુખરૂપતા નથી. ભૂમા જ કેવળ સુખરૂપ છે. માટે ભૂમા જાણુવા યોગ્ય છે. નારદ મુનિએ કહ્યુ; આ ભૂમા આત્માને હું જાણુવા ઇચ્છું છું.

ટીકા.-ભૂમા શબ્દનો અર્થ દિશાના પરિચ્છેદથી રહિત અર્થાત્ અનંત એવો અર્થ થાય છે. **भूमा-निरतिशय** આ શબ્દ પુલિંગમાં જ વપરાય છે.

## ચતુર્વિંશ ખંડ.

### ભૂમાનું લક્ષણુ

**यत्र नान्यत्पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमाऽथ यत्रान्यत्पश्यत्यन्यच्छृणोत्यन्यद्विजानाति तदल्पं यो वै भूमा तदमृतमथ यदल्पं तन्मर्त्यꣳस भगवः कस्मिन् प्रतिष्ठित इति स्वे महिम्नि यदि वा न महिम्नीति ॥१॥**

**गोअश्वमिह महिमेत्याचक्षते हस्ति हिरण्यं दासभार्यं क्षेत्राण्यायतनानीति नाहमेवं ब्रवीमि ब्रवीमीति होवाचान्यो ह्यन्यस्मिन् प्रतिष्ठित इति ॥ २ ॥**

અન્વયાર્થ.-યત્ર-જે ભૂમામા, અન્યત્ ન પશ્યતિ-અન્ય કરણુવડે દ્રષ્ટા નથી, ન અન્યત્ શૃણોતિ-અન્યત્ કરણુવડે શ્રોતા નથી, અન્યત્ ન વિજાનાતિ-અન્યત્ કરણુવડે જ્ઞાતા નથી, સઃ ભૂમા-તે જ નિરતિશયાનંદ છે, યત્ર-જે અવિદ્યાવિષયમા, અન્યત્ પશ્યતિ-અન્ય અન્યવડે જૂવે છે, અન્યત્ શૃણોતિ-અન્ય અન્યવડે શ્રવણુ કરે છે, તત્ અલ્પ-તે મર્ત્યરૂપે અર્થાત્ વિનાશી છે, ભૂમા અમૃતં-ભૂમા અવિનાશીરૂપે, (१)ગો અશ્વં-ગાય તથા અશ્વ,ઇહ-આ લોકમા, મહિમા-ભૂમાના મહિમારૂપે, એવ-પોતાથી અન્ય મહિમાને આશ્રય કરાયેલ, અહ ન બ્રવીમિ-હુ કહેતો નથી, બ્રવીમિ-(નારદે કહ્યુ કે). હું કહુ છું, (એમ કેવી રીતે કહો છો) ઉવાચ-સનત્કુમારે કહ્યું, અન્ય અન્યસ્મિન પ્રતિષ્ઠિત -જે અન્ય છે તે અન્યમા આશ્રિત છે. ( પણુ ભૂમામા અન્યતાનો અભાવ છે ).

શબ્દાર્થઃ-ભૂમા એક એવી વસ્તુ છે કે, જેમા બીજુ કોઇ જોઇ શકતું નથી, જેને કોઇ શ્રવણુ કરી શકતું નથી તથા જેને કોઇ મનન કરી શકતુ નથી. જે અવિદ્યામા અન્ય અન્યવડે અન્યને જોઇ શકે છે, અન્યવડે અન્યને શ્રવણુ કરી શકે છે તથા અન્યવડે અન્યનું મનન કરી શકે છે, તે અલ્પરૂપ છે ખરેખર જે ભૂમા છે તે અમૃતરૂપ છે તથા જે અલ્પ છે તે મર્ત્યરૂપ છે. ત્યારે નારદે પૂછ્યું, હે ભગવન્ ! આવી રીતના ભૂમા શામા રહે છે ? સનત્કુમારે કહ્યુ, તે ભૂમા પોતાના

મહિમામાં રહેલ છે. વળી જો તમે પરમાર્થ રીતે પૂછો તો તેના ઉત્તરમાં કહેવાનું કે તે પોતાના મહિમામાં રહેતા નથી. ૧

શબ્દાર્થઃ–ગાય તથા અશ્વો, તેવો મહિમારૂપ કહેવામાં આવે છે, તેમજ ગજ, સુવર્ણ, દાન, ભાર્યા, અને વિશાળ ક્ષેત્રો પણ મહિમારૂપ છે. સ્વમહિમામા રહેલ ભૂમા વિશે હું કહું છું 'હું કહું છું' એમ કેવી રીતે કહો છો ? નારદે કહ્યું. ત્યારે સનત્કુમારે કહ્યું; પોતાથી પરને વિશે આશ્રય કરાયેલ ભૂમાવિષે હું કહેતો નથી. હું આ પ્રમાણે કહું છું. ૨

## પંચવિંશ ખંડ.

### ભૂમાનું સર્વત્ર પૂર્ણત્વ.

स एवाधस्तात् स उपरिष्टात् स पश्चात् स पुरस्तात् स दक्षिणतः स उत्तरतः स एवेदꣳ सर्वमित्यथातोऽहङ्कारादेश एवाहमेवाधस्तादहमुपरिष्टादहं पश्चादहं पुरस्तादहं दक्षिणतोऽहमुत्तरतोऽहमेवेदꣳ सर्वमिति ॥ १ ॥

अथात आत्मादेश एवात्मैवाधस्तादात्मोपरिष्टादात्मा पश्चादात्मा पुरस्तादात्मा दक्षिणत आत्मोत्तरत आत्मैवेदꣳ सर्वमिति स वा एष एवं पश्यन्नेवं मन्वान एवं विजानन्नात्मरतिरात्मक्रीड आत्ममिथुन आत्मानन्दः स स्वराड् भवति तस्य सर्वेषु लोकेषु कामचारो भवत्यथ येऽन्यथाऽतो विदुरन्यराजानस्ते क्षय्यलोका भवन्ति तेषाꣳ सर्वेषु लोकेष्वकामचारो भवति ॥ २ ॥

અન્વયાર્થઃ–સઃ–તે ભૂમા, અધસ્તાત્–નીચે, ઉપરિષ્ટાત્–ઉપર, સઃ એવ ઇદં સર્વં–તે ભૂમા આ સર્વરૂપે, અતઃ અહંકારાદેશઃ–હવે હુંરૂપે ભૂમાનો ઉપદેશ નીચે પ્રમાણે, અહં પુરસ્તાત્–હું આગળ. (૧) અથ અતઃ આત્માદેશ–વળી કેવળ શુદ્ધ સત્ સ્વરૂપે નીચે પ્રમાણે ઉપદેશ છે, એવં પશ્યન્–ઉપર કહ્યા પ્રમાણેનો સાક્ષાત્કાર કરનાર, આત્મરતિઃ–આત્મામાં રમણ કરનાર, આત્મક્રીડઃ–આત્મામાં ક્રીડા કરનાર, આત્મમિથુનઃ–સાથીરૂપે આત્મા, આત્માનંદઃ–શબ્દથી ઉત્પન્ન થતો આનંદ અવિદ્વાનને, પણ વિદ્વાનને આત્માજ આનંદરૂપે, સઃ સ્વરાટ્–વિદ્વાનના દેહ વિશે સ્વરાટ્‌રૂપે, તસ્ય–સ્વરાટ્‌ભાવને પામેલાને, યે અતઃ અન્યથા વિદુઃ–આથી વિપરીત જે જાણે છે તે, અન્યરાજાનઃ–તેઓ અન્ય સ્વામીવાળા, તેષાં સર્વેષુ લોકેષુ અકામચારઃ ભવતિ–તે અવિદ્વાનોને સર્વ લોકમાં ગતિ હોતી નથી. (૨)

શબ્દાર્થઃ–સનત્કુમારે કહ્યું; ખરેખર આ ભૂમા આત્મા અધોભાગ વિશે વ્યાપી રહેલ છે, તે ઉર્ધ્વ ભાગ વિષે છે, તે સમક્ષમાં પણ છે, તે પૃષ્ઠના ભાગ વિશે પણ રહેલ છે, તે દક્ષિણ દિશામાં રહેલ છે, તે ઉત્તર દિશામાં રહેલ છે, ખરેખર તે ભૂમા આત્મા સર્વરૂપ છે. હવે આ ભૂમા આત્મા હુંરૂપે છું, એમ વર્ણન કરવામા આવે છે. ખરેખર હું પોતે અધો ભાગમાં વ્યાપ્ત થઇ રહેલ છું, હું અર્થાત્ મારો આત્મા ઉર્ધ્વ ભાગમા રહેલ છે, હું જ પૃષ્ઠ તરફ રહેલ છું, હું જ સમક્ષમાં રહેલ છું, દક્ષિણ દિશામાં પણ હું જ રહેલ છું, ઉત્તર દિશામાં હું જ રહેલ છું. ખરેખર હું (મારો આત્મા જ) આ સર્વરૂપ છે. ૧

શબ્દાર્થઃ–હવે આ ભૂમા આત્માનું શુદ્ધસ્વરૂપે ફરી વર્ણન કરવામા છેઃ–ખરેખર આ આત્મા અધો ભાગમાં વ્યાપ્ત છે, આત્મા ઉર્ધ્વ ભાગમાં વ્યાપ્ત છે, આત્મા પૃષ્ઠના ભાગમાં વ્યાપ્ત થઇ રહેલ છે, આત્મા સમક્ષમાં રહેલ છે, આત્મા દક્ષિણમાં વ્યાપી રહેલ છે, આત્મા ઉત્તરમાં વ્યાપી રહેલ છે. ખરેખર આત્મા આ સર્વરૂપ છે. જે આ રીતે જાણે છે તે પોતાના આત્માના આ પ્રમાણે મનન તથા વિજ્ઞાનવડે આત્મામા રતિ અર્થાત્

પ્રતિવાળો, આત્મામા ક્રીડા કરનારો, આત્મા જ મિથુનરૂપે-સાથીરૂપે છે જેને એવો તથા આત્મા જ જેને આનંદરૂપ છે, એવો તે થાય છે. પાછલા જીવનમા તે પોતે જ સ્વરાટરૂપે અર્થાત્ પ્રકાશરૂપે થાય છે. તે સર્વ લોકમાં જેની જેની સ્પૃહા રાખે છે, તે પ્રાપ્ત કરવા શક્તિમાન્ થાય છે. જે આથી અન્યરૂપે આત્માને જાણે છે, તેઓને કોઇ બીજા જ સ્વામીરૂપે થાય છે તથા તેઓની ગતિ નાશવંત લોકવિશે થાય છે. કારણ તે દ્વૈતવાદીઓ કોઇપણ લોકમા ઇચ્છિત વસ્તુને પ્રાપ્ત કરી શકતા નથી. ૨.

## ષડ્વિંશ ખંડ.

ભૂમા જાણનારાને પ્રાપ્ત થતું ફળ.

तस्य ह वा एतस्यैवं पश्यत एवं मन्वानस्यैवं विजानत आत्मतः प्राण आत्मत आशाऽऽत्मतः स्मर आत्मत आकाश आत्मतस्तेज आत्मत आप आत्मत अविर्भावतिरोभावावात्मतोऽऽन्नमात्मतो बलमात्मतो विज्ञानमात्मतो ध्यानमात्मतश्चित्तमात्मतः सङ्कल्प आत्मतो मन आत्मतो वागात्मतो नामात्मतो मन्त्रा आत्मतः कर्माण्यात्मत एवेद् सर्वमिति ॥ १ ॥

तदेष श्लोको न पश्यो मृत्युं पश्यति न रोगं नोत दुःखता सर्वं ह पश्यः पश्यति सर्वमाप्नोति सर्वश इति स एकधा भवति त्रिधा भवति पञ्चधा सप्तधा नवधा चैव पुनश्चैकादश स्मृतः शतञ्च दश चैकश्च सहस्राणि च विंशतिराहारशुद्धौ सत्त्वशुद्धिः सत्त्वशुद्धौ ध्रुवा स्मृतिः स्मृतिलम्भे सर्वग्रन्थीनां विप्रमोक्षस्तस्मै मृदितकषायाय तमसस्पारं दर्शयति भगवान् सनत्कुमारस्तं स्कन्द इत्याचक्षते तं स्कन्द इत्याचक्षते २

અન્વયાર્થ:-તસ્ય=સ્વારાજ્યને પ્રાપ્ત થયેલો, એવં પશ્યતઃ=નીચે પ્રમાણે અનુભવ કરે છે, એવં મન્વાનઃ=નીચે પ્રમાણે મનન કરે છે, એવં વિજાનતઃ=નીચે પ્રમાણે જાણે છેઃ- આત્મતઃ પ્રાણઃ=સ્વાત્મામાથી પ્રાણ, (૧) શ્લોકઃ=મંત્ર, પશ્યઃ=યથોક્તદર્શી, મૃત્યું ન પશ્યતિ=મૃત્યુને જોતો નથી, પશ્યઃ સર્વં પશ્યતિ=વિદ્વાન્ સર્વને આત્મારૂપ જુવે છે, સર્વં આપ્નોતિ-પૂર્ણ થાય છે, સર્વશઃ=સર્વ પ્રકારે કરી, સઃ એકધા ભવતિ=સૃષ્ટિ પૂર્વે તે એક પ્રકારે હોય છે, ત્રિધા ભવતિ-સૃષ્ટિ સમયે ત્રણ પ્રકારે થાય છે, પંચધા-પાચ પ્રકારે, આહારશુદ્ધૌ=ભોક્તાના ભોગ માટે જે લેવાય તે આહાર અર્થાત્ શબ્દાદિ વિષયજ્ઞાનની વિમળતા, સત્વશુદ્ધિઃ=અંતઃકરણની વિમળતા, સત્વશુદ્ધૌ ધ્રુવા સ્મૃતિઃ=અંતઃકરણ શુદ્ધથયે ભૂમામા અનવછિન્ન સ્મૃતિ, સ્મૃતિલંભે-ભૂમામા સ્મૃતિ થવાથી, સર્વગ્રંથીના વિપ્રમોક્ષઃ= સર્વ રાગાદિનો વિનાશ, તસ્મૈ મૃદિતકષાયાય= રાગદ્વેષાદિ જેના નાશ પામ્યા છે એવા તે નારદને, સનત્કુમાર તમસઃ પારં દર્શયતિ= સનત્કુમાર પરમાર્થ તત્વ સૂચવે છે, તં સ્કંદઃ ઇતિ આચક્ષતે=તેને સ્વામી કાર્તિક કહે છે. ૨

શબ્દાર્થ-જેને અધિકાર પ્રાપ્ત થયો છે, તે આ રીતે જુવે છે, આ પ્રમાણે માને છે, તેમજ આ રીતે સમજે છે કે પંચ પ્રાણોનો આત્મામાથી આવિર્ભાવ થાય છે; આશાની ઉત્પત્તિ આત્મામાંથી થાય છે; સ્મરણશક્તિ આત્મામાંથી ઉત્પન્ન થાય છે; આકાશ આત્મામાથી થાય છે; તેજ આત્મામાથી થાય છે; જળ આત્મામાંથી થાય છે; જન્મ તથા મૃત્યુ આત્મામાથી થાય છે; અન્ન આત્મામાંથી થાય છે, બળ આત્મામાથી થાય છે; જ્ઞાન આત્મામાથી થાય છે; વિજ્ઞાન આત્મામાથી થાય છે, ધ્યાન આત્મામાથી થાય છે, ચિત્ત આત્મામાંથી થાય છે; સંકલ્પ આત્મામાથી થાય છે; મન

આત્મામાથી થાય છે; વાણી આત્મામાથી થાય છે; નામ આત્મામાથી થાય છે, મંત્રો આત્મામાથી થાય છે તથા કર્મો આત્મામાથી થાય છે. ખરેખર આ સર્વનો આવિર્ભાવ આત્મામાથી જ થાય છે. ૧ .

શબ્દાર્થ:-આના વિષયમા એક મંત્ર છે-"જે અધિકારી મનુષ્ય આ દ્રષ્ટા આત્માને જાણે છે, તેને મૃત્યુ તથા રોગનો ભય રહેતો નથી, તેમ જ તેને કોઇ પણ રીતનું દુઃખ પ્રાપ્ત થતું નથી. તે દરેક વસ્તુનો દ્રષ્ટા બને છે, તથા સર્વ પ્રકારે દરેક વસ્તુને તે પ્રાપ્ત કરે છે " તે સૃષ્ટિના પહેલા એકરૂપે હોય છે, તે ત્રણરૂપે થાય છે; તે પંચરૂપે થાય છે, સપ્ત રૂપે થાય છે, તે નવરૂપે થાય છે, તે એકાદશરૂપે થાય છે, તે સેંકડોરૂપે થાય છે, તે સહસ્રોરૂપે થાય છે, તેમજ વિંશતિરૂપે થાય છે. શુદ્ધ અન્નના આહારથી બુદ્ધિ સાત્વિક બને છે, બુદ્ધિ સાત્વિકી બનવાથી તે અચલ સ્મરણશક્તિને પ્રાપ્ત થાય છે; સ્મૃતિ પ્રાપ્ત થયે છતે તેના શરીરની સર્વ ગ્રથિઓ વિભક્ત થાય છે. આ રીતે મૃદિતકષ અર્થાત્ બ્રહ્મચર્યાદિ સાધનવાળા તથા સંસારસમુદ્રથી વૈરાગ્યવાન્ નારદ મુનિને તમથી પેલીમેર શું છે, તે ભગવાન્ સનત્કુમાર સમજાવવા લાગ્યા. આ સનત્કુમારને સ્કંદ કહેવામા આવે છે. ખરેખર તેને સ્કંદ કહે છે તથા ઉપનિષદનો આ ભાગ સનત્કુમારથી કહેવાયલો, એમ કહેવાય છે. ૨

## अष्टम प्रपाठक.

### બ્રહ્મા તથા ઇન્દ્રવિરોચનનો સંવાદ.

### પ્રથમ ખંડ.

### દહર કમલવિષે બ્રહ્મોપાસના.

अथ यदिदमस्मिन् ब्रह्मपुरे दहर पुण्डरीक वेश्म दहरोऽस्मिन्नन्तराकाशस्तस्मिन् यदन्तस्तदन्वेष्टव्यं तद्वाव विजिज्ञासितव्यमिति ॥ १ ॥

तञ्चेद्ब्रूयुर्यदिदमस्मिन् ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म दहरोऽस्मिन्नन्तराकाश. किं तदत्र विद्यते यदन्वेष्टव्यं यद्वाव विजिज्ञासितव्यमिति ॥२॥

स ब्रूयाद्यावान्वा अयमाकाशस्तावानेषोऽन्तर्हृदय आकाश उभे अस्मिन् द्यावापृथिवी अन्तरेव समाहिते उभावग्निश्च वायुश्च सूर्याचन्द्रमसावुभौ विद्युन्नक्षत्राणि यच्चास्येहास्ति यच्च नास्ति सर्वं तदस्मिन् समाहितमिति ३

तञ्चेद्ब्रूयुरस्मिंश्चेदिदं ब्रह्मपुरे सर्वं समाहित सर्वाणि च भूतानि सर्वे च कामा यदैनज्जरा वाप्नोति प्रध्वंसते वा किं ततोऽतिशिष्यत इति ॥ ४ ॥

स ब्रूयान्नास्य जरयैतज्जीर्यति न वधेनास्य हन्यत एतत्सत्यं ब्रह्मपुरमस्मिन्कामाः समाहिता एष आत्माऽपहतपाप्मा विजरो विमृत्युर्विशोको विजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसङ्कल्पो यथा ह्येवेह प्रजा अन्वाविशन्ति यथाऽनुशासनं य यमन्तमभिकामा भवन्ति यं जनपद यं क्षेत्रभागं तं तमेवोपजीवन्ति ॥ ५ ॥

तद्यथेह कर्मजितो लोकः क्षीयत एवमेवामुत्र पुण्यजितो लोकः क्षीयते तद्य इहात्मानमननुविद्य व्रजन्त्येतांश्च सत्यान् कामास्तेषा सर्वेषु लोकेष्वकामचारो भवत्यथ य इहात्मानमनुविद्य व्रजन्त्येतांश्च सत्यान् कामांस्तेषां सर्वेषु लोकेषु कामचारो भवति ॥ ६ ॥

અન્વયાર્થ.-અસ્મિન્=પ્રત્યક્ષ, બ્રહ્મપુરે=બ્રહ્મની પ્રાપ્તિના સાધનરૂપ શરીરમા. દહરં=અલ્પ, પુંડરીક-કમલ સદશ, વેશ્મ-હૃદય, અસ્મિન્ દહરઃ આકાશ.-આ હૃદયમા અલ્પ આ-

કાશ, તસ્મિન્ યત્ અંત –તે આકાશબ્રહ્મમા જે મધ્ય ભાગ છે, તત્ અન્વેષ્ટવ્યં– તેને આકાશાદિનો આશ્રય લઇ તથા શાસ્ત્રાદિના ઉપાયવડે શોધવા યોગ્ય છે, તત્ વિજિજ્ઞાસિતવ્ય–તેનો સાક્ષાત્કાર કરવો જોઇએ. (૧) તં ચેત્–સારા આચાર્ય હોય તેને, બ્રુ – શિષ્યોએ કહેલું, વિદ્યતે–છે, યત્ અન્વેષ્ટવ્ય – જે જાણવા યોગ્ય છે, (૨) યાવાન્ અયં આકાશઃ–જેટલા પરિમાણવાળું આકાશ છે, તાવાન્ અંતર્હૃદય આકાશ –તેટલા પરિણામવાળું અંતર્હૃદય આકાશ છે, દ્યાવા પૃથ્વી ઉભે–સ્વર્ગ તથા પૃથ્વી બેઉ, અંતઃ એવ સમાહિતે–આકાશના મધ્યમા રહેલા છે, યત્ અસ્ય ઇહ અસ્તિ–જે કાંઇ વસ્તુ આત્મીયપણાવડે આ લોકમા છે, યત્ ન અસ્તિ–જે નથી, તત્ અસ્મિન્ સમાહિત –તે હૃદયાકાશ બ્રહ્મમા રહેલ છે (૩) એતસ્મિન્ બ્રહ્મપુરે–આ દેહમા, સર્વં સમાહિતં–સર્વનો અંતર્ભાવ છે, યત્–જે સમયે, એનત્–આ શરીર, જરા–વૃદ્ધાવસ્થા, પ્રધ્વસતે–નાશ પામે છે, તત કિં અતિશિષ્યતે– તો પછી શું બાકી રહે છે (૪) અસ્ય જરયા –દેહના જરાવસ્થાથી, એતત્–અંતરાકાશરૂપ બ્રહ્મ, ન જીર્યતિ–વિકારને પામતો નથી,વધેન– શસ્ત્રાદિઘાતવડે, ન હન્યતે–નાશ પામતો નથી, એતત્ બ્રહ્મપુર સત્યં–આ બ્રહ્મપુર સત્યરૂપે છે, અસ્મિન્–આ બ્રહ્મપુરમા, કામા –મોક્ષ પ્રાર્થના કરાયેલ કામો, સમાહિતા –એકઠા થયેલ છે, અપહતપાપ્મા–ધર્માધર્મથી રહિત, વિજર –જરાથી રહિત, વિમૃત્યુ –નાશથી રહિત, વિશોકઃ–શોકરહિત, વિજિઘત્સ – ક્ષુધાથી રહિત, અપિપાસ–તૃષાથી રહિત, અન્વાવિશન્તિ–પામે છે, અનુશાસન –રાજાની આજ્ઞાને, અન્ત –સ્થાનને, અભિકામા – ઇચ્છાવાળા, જનપદ –દેશને, ક્ષેત્ર ભાગ–ક્ષેત્રને, ઉપજીવતિ–ભોગવે છે (૫) કર્મજિતઃ–કર્મવડે મેળવાયેલ, લોક –ભોગ, ક્ષીયતે–નાશ પામે છે, પુણ્યજિત –અગ્નિહોત્રાદિ પુણ્ય કર્મવડે- મેળવાયેલ, અમુત્ર–પરલોકમા, આત્માનં અનનુવિદ્ય વ્રજતિ–આત્માને ઓળખ્યા વિના જાય છે, તેષા–તે અવિદ્વાનોના, લોકેષુ અકામ- ચાર –સર્વ ભોગમા અસ્વતંત્રતા, આત્માનં અનુવિદ્ય–આત્માનો સાક્ષાત્કાર કરી,કામચારઃ– સ્વતંત્ર. (૬)

શબ્દાર્થ —હરિ, ૐ । બ્રહ્મપુરવિશે ( મનુષ્યના શરીરવિશે ) કમળના સરખુ આકાશ છે તથા તે દહરવિશે એક તીક્ષ્ણ *અંતરાકાશ

* અગર જો કે છઠ્ઠા તથા સાતમા પ્રપાઠકમા કહેવામા આવ્યુ છે કે, બ્રહ્મ કાળ, દિશા તથા વસ્તુ પરિચ્છેદથી રહિત છે તથા સત્ કેવળ અદ્વિતીયરૂપ છે તે, ' આત્મા આ સર્વરૂપ છે ', આ વાક્યથી પૂર્ણ રીતે દર્શાવ્યુ છે તેમ છતા દિશા, કાળ તથા વસ્તુન પરિચ્છેદથી રહિત બ્રહ્મનું જ્ઞાન અલ્પ બુદ્ધિવાળા મનુષ્યને કેવી રીતે થઇ શકે, તે કારણથી તેમજ બ્રહ્મને પરમાર્થ વિષય માન્યા સિવાય તેઓને મોક્ષની પ્રાપ્તિ થઇ શકે તેમ નથી તેવા મનુષ્યને સમજાવવા સારુ કમળરૂપ અંતઃકરણવિશે એક આકાશ દર્શાવવામા આવ્યું છે અગર જો કે આત્મા તો ગુણ રહિત છે તથા તે કેવળ સત્ શબ્દથી દર્શાવી શકાય એમ છે, છતા નિર્બળ મનના મનુષ્યો જેને માનુષિક ગુણ સિવાય બીજું સમજી શકવાની શક્તિ હોતી નથી, તેઓના હિતને માટે બ્રહ્મને સત્યરૂપે, આકાશરૂપે તેમજ બીજા ગુણોરૂપે વર્ણવવામા આવેલ છે. વળી બ્રહ્મવેત્તાઓ જો કે ઘણું કરીને સ્ત્રી તેમજ સાંસારિક બીજા વિષયોથી દૂર હોય છે, છતા અનેક જન્મોમાં સાંસારિક વિષયો ભોગવેલા હોવાથી જે ઇચ્છા કુદરતી રીતે જ થઇ આવે છે, તેનો સમૂળગો નાશ થવા માટે બ્રહ્મચર્યવ્રત અવશ્ય પાળવું જોઇએ, તે આ પ્રપાઠકવિશે દર્શાવ્યુ છે. વળી આત્માને અદ્વિતીયરૂપે માનનારાને ગતા, ગમ્ય તથા ગમન આદિમા કાંઇ રીતની ભિન્નતા જણાતી નથી કારણ ઉત્પત્તિ સ્થિતિ તથા લયના વિચારો અજ્ઞાનપણાની આવી રીતની ભિન્નતાને લીધે જ હોય છે. જેમ વિદ્વાનો આકાશવિશે

છે. આવા મધ્યભાગવિશે તે શોધવા યોગ્ય છે–ખરેખર તે જ સાક્ષાત્કાર કરવા યોગ્ય છે. ૧

શબ્દાર્થ.—બ્રહ્મપુરવિશે કમળાકાર એક સ્થાન છે અને તેને અત્યંત અલ્પ અંતરાકાશ છે. આ અંતરાકાશના મધ્ય વિશે જે વસ્તુ રહેલ છે, તે શું ખોળવા યોગ્ય છે ? તથા તે શું સાક્ષાત્કાર કરવા યોગ્ય છે ? એમ જો ગુરુને તેના શિષ્યો પ્રશ્ન કરે તો, ૨

શબ્દાર્થ:—તેના પ્રતિઉત્તરમાં ગુરુ કહેશે કે, ખરેખર આકાશ જેવું વિશાળ છે, તેમ અંતઃકરણમાં રહેલું અંતરાકાશ વિશાળ છે. આ અંતરાકાશવિશે પૃથ્વી તથા સ્વર્ગ બન્ને સ્થિતિ કરી રહેલા છે. અગ્નિ તથા વાયુ બન્ને, સૂર્ય અને ચંદ્રમા બન્ને, વિદ્યુત અને નક્ષત્રો, આ લોકમાં જે જે વસ્તુઓ સ્થિતિ કરી રહેલ છે તે, તેમજ, જે વસ્તુઓનું અસ્તિત્વ આ લોકમાં નથી તે સર્વ રહેલ છે. ૩

શબ્દાર્થ:—જો બ્રહ્મપુરવિશે આ સર્વ વસ્તુઓ, સર્વ ભૂતમાત્રો તથા સર્વ માનુષિક આશાઓ રહેલી છે તો શરીર જીર્ણતાને પામે છે તથા મૃત્યુને વશ થાય છે જે અવશ્ય એક સમયે થવાનુંજ છે તો ઉપર બતાવેલી વસ્તુઓમાંની કયી વસ્તુ પાછળ રહી જાય છે ? આ રીતે પોતાના ગુરુને જો શિષ્ય પ્રશ્ન કરે તો, ૪

શબ્દાર્થ:—ગુરુ તેના પ્રતિઉત્તરમાં કહે કે, આ દહરાકાશ શરીરની જરાવસ્થાથી જીર્ણતાને પ્રાપ્ત થતો નથી, તેમજ આ શરીરનો નાશ થવાથી તે દહરાકાશનો ઘાત થતો નથી. આ બ્રહ્મપુર સતત રહેનાર સત્યરૂપે છે. સર્વ કામો તેને વિશે રહેલા છે. આ દહરાકાશ આત્મારૂપ છે. તે સર્વ પ્રકારના ધર્માધર્મથી રહિત છે. તે વિજરરૂપ અર્થાત્ જીર્ણતાને ન પ્રાપ્ત થાય એવું છે. તે અમર્ત્યરૂપ છે. તે વિશોકરૂપ (શોક રહિત) છે. તે ક્ષુધા તથા પિપાસાથી દુઃખને પ્રાપ્ત થતું નથી. સત્ય એ જ તેનો કામ છે. સત્ય એ જ તેનો સંકલ્પ છે. જેમ લોકમાં રાજાની આજ્ઞા હોય છે તે પ્રમાણે પ્રજા અનુસરે છે. જે જે વિભાગની ઇચ્છાવાળી પ્રજા થાય છે અર્થાત્ જે દેશ તથા ક્ષેત્રની ઇચ્છાવાળા થાય છે, તે તે દેશ કે ક્ષેત્રને તેઓ ભોગવે છે. ૫

શબ્દાર્થ:—જેમ કર્મવડે જિતાયલો આ લોક ક્ષયને પામે છે તથા પુણ્યકર્મવડે પરલોક પણ ક્ષયને પામે છે; તેમ જ આત્માને તથા તેના સત્ય સંકલ્પોને નહિ જાણનાર દેહથી મુક્ત થયા પછી સર્વ લોકમાં પરાધીનતાને પામે છે. પણ આત્માને તથા તેના સત્ય સંકલ્પને જાણી દેહ છોડે છે તો તે સર્વ લોકવિશે સ્વતંત્ર થાય છે. ૬

## દ્વિતીય ખંડ.

### દહર બ્રહ્મોપાસનાનું ફળ.

स यदि पितृलोककामो भवति सङ्कल्पादेवास्य पितरः समुत्तिष्ठन्ति तेन पितृलोकेन सम्पन्नो महीयते ॥१॥

अथ यदि मातृलोककामो भवति सङ्कल्पादेवास्य मातरः समुत्तिष्ठन्ति तेन मातृलोकेन सम्पन्नो महीयते ॥२॥

अथ यदि भ्रातृलोककामो भवति सङ्कल्पादेवास्य भ्रातरः समुत्तिष्ठन्ति तेन भ्रातृलोकेन सम्पन्नो महीयते ॥३॥

अथ यदि स्वसृलोककामो भवति

લગ થાય છે, પવનનો દિશાવિશે લય થાય છે, અગ્નિનો દગ્ધ થયેલ કાષ્ઠ વિશે લય થાય છે તેમજ અદ્વૈતવાદીની સર્વ વાસનાનો તેના પોતાના વિશે લય થાય છે આ રીતે જો કે છે છતાં જેની બુદ્ધિ ગંતા, ગમ્ય તથા ગમન આદિથી લિપ્ત થયેલ છે તથા જે ગુણવાળા બ્રહ્મની ઉપાસના કરે છે તેવા અલ્પ બુદ્ધિના મનુષ્યોને સમજવા માટે અંતઃકરણમાં એક સ્થાન છે, એમ કહેવામાં આવ્યું છે.

सङ्कल्पादेवास्य स्वसारः समुत्तिष्ठन्ति तेन स्वसृलोकेन सम्पन्नो महीयते ॥४॥

अथ यदि सखिलोककामो भवति सङ्कल्पादेवास्य सखायः समुत्तिष्ठन्ति तेन सखिलोकेन सम्पन्नो महीयते ॥५॥

अथ यदि गन्धमाल्यलोककामो भवति सङ्कल्पादेवास्य गन्धमाल्ये समुत्तिष्ठतस्तेन गन्धमाल्यलोकेन सम्पन्नो महीयते ॥६॥

अथ यद्यन्नपानलोककामो भवति सङ्कल्पादेवास्यान्नपाने समुत्तिष्ठतस्तेनान्नपानलोकेन सम्पन्नो महीयते ॥७॥

अथ यदि गीतवादितलोककामो भवति सङ्कल्पादेवास्य गीतवादित्रे समुत्तिष्ठतस्तेन गीतवादित्रलोकेन सम्पन्नो महीयते ॥८॥

अथ यदि स्त्रीलोककामो भवति सङ्कल्पादेवास्य स्त्रियः समुत्तिष्ठन्ति तेन स्त्रीलोकेन सम्पन्नो महीयते ॥९॥

यं यमन्तमभिकामो भवति यं कामं कामयते सोऽस्य सङ्कल्पादेव समुत्तिष्ठति तेन सम्पन्नो महीयते ॥१०॥

અન્વયાર્થ:-સમુત્તિષ્ઠન્તિ-આત્મા સાથે એકાએક થાય છે, સંપન્ન:-સમૃદ્ધ થયેલ, મહીયતે-પૂજાય છે. (૧) આજ પ્રમાણે બે ત્રણ ચાર, પાંચ, ૭, સાત, આઠ તથા નવના એક સરખા છે. અન્તં-પ્રદેશને; કામયતે-કામના કરે છે. (૧૦)

શબ્દાર્થ:—જો જ્ઞાની પિતૃલોકની ઇચ્છા કરે છે તો તે સંકલ્પથીજ તે મહિમા સાથે પ્રાપ્ત થાય છે. કારણ જે ક્ષણે તે તેને ઇચ્છે છે તેજ ક્ષણે પિતૃઓ તેને પોતાના લોક વિશે માન સહિત લઇ જાય છે. ૧

શબ્દાર્થ —તેમજ જો તે માતૃલોકની ઇચ્છા કરે છે તો તેને સંકલ્પ માત્રથી મહિમા સાથે તે પ્રાપ્ત થાય છે. કારણ જે ક્ષણે તે તેની ઇચ્છા રાખે છે, તે ક્ષણે માતૃઓ તેને માન સહિત પોતાના લોક વિશે લઇ જાય છે. ૨

શબ્દાર્થ:—જો તે ભ્રાતૃ લોકની ઇચ્છા રાખે છે તો તેને મહિમા સાથે તેની પ્રાપ્તિ થાય છે. કારણ જે ક્ષણે તે તેની ઇચ્છા રાખે છે, તે ક્ષણે ભ્રાતૃઓ તેને માન સહિત પોતાના લોક વિશે લઇ જાય છે ૩

શબ્દાર્થ:—જો તે સ્વસૃલોકની ઇચ્છા રાખે છે તો તેને મહિમા સાથે તેની પ્રાપ્તિ થાય છે. કારણ જે ક્ષણે તે તેની ઇચ્છા રાખે છે તે ક્ષણે સ્વાસાઓ તેને માન સહિત પોતાના લોક વિશે લઇ જાય છે. ૪

શબ્દાર્થ —જો તે સખા લોકની ઇચ્છા રાખે છે તો તે તેને મહિમા સાથે પ્રાપ્ત થાય છે. કારણ જે ક્ષણે તે તેની ઇચ્છા રાખે છે, તે ક્ષણે સખાઓ માન સહિત પોતાના લોક વિશે લઇ જાય છે. ૫

શબ્દાર્થ:—જો તે ગંધમાલ્ય લોકની ઇચ્છા રાખે છે તો તે તેને મહિમા સાથે પ્રાપ્ત થાય છે કારણ જે ક્ષણે તે તેની ઇચ્છા રાખે છે તે ક્ષણે ગંધમાલ્ય માન સહિત પોતાના લોક વિશે લઇ જાય છે. ૬.

શબ્દાર્થ—જો તે અન્નપાન લોકની ઇચ્છા રાખે છે તો તેને તે મહિમા સાથે પ્રાપ્ત થાય છે. કારણ જે ક્ષણે તે તેની ઇચ્છા રાખે છે, તે ક્ષણે અન્નપાન માન સહિત તેને પોતાના લોક વિશે લઇ જાય છે. ૭.

શબ્દાર્થ:- જો તે ગીતવાદિત્ર લોકની ઇચ્છા રાખે છે તો તેને તે મહિમા સાથે પ્રાપ્ત થાય છે. કારણ જે ક્ષણે તે તેની ઇચ્છા રાખે છે તે ક્ષણે ગીત વાદિત્રો માન સહિત તેને પોતાના લોક વિશે લઇ જાય છે.૮

શબ્દાર્થ—જો તે સ્ત્રી લોકની ઇચ્છા રાખે છે તો તેને તે મહિમા સાથે પ્રાપ્ત થાય છે. કારણ જે ક્ષણે તે તેની ઇચ્છા રાખે છે,

તે ક્ષણે સ્ત્રીઓ માન સહિત તેને પોતાના લોક વિશે લઇ જાય છે. ૯.

શબ્દાર્થ—જે જે દેશની તે ઇચ્છા રાખે છે તથા જેની જેની તે કામના રાખે છે, તે તેને સંકલ્પ-ઇચ્છાથી જ આવી મળે છે. કારણ જેવો તે સંકલ્પ કરે છે કે તુરત જ તે તેને આવી મળે છે. ૧૦.

## તૃતીય ખંડ.

### બ્રહ્મના સત્ય અક્ષરની સ્તુતિ.

त इमे सत्याः कामा अनृतापिधानास्तेषाꣳ सत्यानाꣳ सतामनृतमपिधानं यो यो ह्यस्येत प्रैति न तमिह दर्शनाय लभते ॥१॥

अथ ये चास्येह जीवा ये च प्रेता यच्चान्यदिच्छन्न लभते सर्वं तदत्र गत्वा विन्दतेऽत्र ह्यस्यैते सत्याः कामा अनृतापिधानास्तद्यथापि हिरण्यनिधिं निहितमक्षेत्रज्ञा उपर्युपरि संचरन्तो न विन्देयुरेवमेवेमाः सर्वाः प्रजा अहरहर्गच्छन्त्य एतं ब्रह्मलोकं न विन्दन्त्यनृतेन हि प्रत्यूढाः ॥२॥

स वा एष आत्मा हृदि तस्यैतदेव निरुक्तꣳ हृदयमिति तस्मात् हृदयमहरहर्वा एवंवित्स्वर्गं लोकमेति ॥३॥

अथ य एष सम्प्रसादोऽस्माच्छरीरात्समुत्थाय परं ज्योतिरुपसम्पद्य स्वेन रूपेणाभिनिष्पद्यत एष आत्मेति होवाचैतदमृतमभयमेतत् ब्रह्मेति तस्य ह वा एतस्य ब्रह्मणो नाम सत्यमिति ॥४॥

तानि ह वा एतानि त्रीण्यक्षराणि सतीयमिति तद्यत्सत्तदमृतमथ यत्ति तन्मर्त्यमथ यद्यन्तेनोभे यच्छति यदनेनोभे यच्छति तस्माद्यमहरहर्वा एवंवित्स्वर्गं लोकमेति ॥५॥

અન્વયાર્થ.—સત્યા. કામા.—આત્મસ્થ કામનાઓ, અમૃતાપિધાનાઃ—અમૃતના આવરણ સરખા આવરણવાળી, તેષા સત્યાના સતાં—તે આત્મસ્થ સત્યકામનાને, અનૃત—મિથ્યારૂપે, પિધાન—આવરણ, યઃ યઃ—જે જે, હિ—કારણકે,અસ્ય—આ અવિદ્વાનના,ઇત પ્રૈતિ—ઇછેલા આ લોકમાથી જાય છે, ન તે દર્શનાય લભતે—તેને આ લોકમા ફરી જોવાને ઇચ્છતો છતો મેળવતો નથી. (૧) યે જીવાઃ અસ્ય ઇહ જીવન્તિ—જે જીવો અવિદ્વાનના આ લોકમાં જીવે છે, યે ચ પ્રેતા.—તથા જે સબધીઓ મરી ગયા છે,યત્ અન્યત્ ઇચ્છન્ ન લભતે—જે બીજી વસ્તુ જેવી કે વસ્ત્ર આદિ ઇચ્છતો છતો નથી મેળવતો,સર્વં તત્ અત્ર ગત્વા વિન્દતે—તે સર્વ હૃદયરૂપ બ્રહ્મને વિશે જઇ મેળવે છે, અત્ર—હૃદયાકાશમા, અસ્ય—વિદ્વાનને, એતે કામાઃ સત્યાઃ—આ કામનાઓ સત્યરૂપે હોય છે, અનૃતાપિધાના—અનૃતરૂપ આવરણ હોવા છતા, અક્ષેત્રજ્ઞતા—નિધિને નહિ જાણનારા, ઉપર્યુપરિ સચરત—ઉપર ઉપર ચાલતા છતા, ન વિદેયુઃ—મેળવતા નથી, એવ ઇમાઃ સર્વાઃ પ્રજા. અહર્ અહર્ ગચ્છન્ત્યઃ—તે રીતે આ સર્વ પ્રજાઓ દરરોજ સુષુપ્તિમા જતા છતા, એતં બ્રહ્મલોક ન વિન્દન્તિ—આ હૃદયાકાશરૂપ બ્રહ્મલોકને પ્રાપ્ત થતા નથી,અનૃતેન પ્રત્યૂઢા—મિથ્યા જ્ઞાનરૂપ તૃષ્ણાવડે સત્ય બ્રહ્મથી બહિષ્કાર પામેના હોય છે. (૨) સ—તે, એષઃ—આ આકાશ શબ્દવત્ કહેવાયેલ છે, આત્મા હૃદિ—આત્મા હૃદયમા છે, તસ્ય એતત્ એવ નિરુક્તં—તે આત્માનું આજ નામ પડ્યું છે, હૃદિ અય ઇતિ—હૃદયમા આ આત્મા છે, તસ્માત્ હૃદય એવ વિદ્—હૃદય આત્મારૂપ છે એમ જાણનાર તેથી, સ્વર્ગં લોકં એતિ—સ્વર્ગ લોકને પામે છે. (૩) અથ—વિવેક પછી, સંપ્રસાદ—સારી રીતે આનંદ સ્વરૂપને પામનાર, અસ્માત્ શરીરાત્ સમુત્થાય—આ દેહનો ત્યાગ કરી, પર જ્યોતિ. ઉપસપદ્ય—પરજ્યોતિને

પ્રામી, સ્વેન રૂપેણ અભિનિષ્પદ્યન્તે-સ્વસ્વરૂપને પ્રાપ્ત થાય છે, એષઃ આત્મા-આ તારો આત્મા છે, તસ્ય બ્રહ્મણઃ નામ સત્યં-આ બ્રહ્મનું નામ સત્યરૂપે છે. (૪) સત્ અમૃતં-સત્ અમૃતરૂપે, તિ મર્ત્યં-ત વિનાશીરૂપે, યં ઉભેયચ્છતિ-યકાર બેઉને નિયમમા રાખે છે. (૫)

શબ્દાર્થઃ—તેઓ-સત્ય કામો અનૃત વિશે વેષ્ટિત છે. તે સત્યકામો છતા તેને અનૃતનું આવરણ છે. અજ્ઞાનીને પુત્ર ભ્રાતાદિ ઇષ્ટ છે. આ લોકમાથી પણ પરલોકને વિશે જે પ્રિય જાય છે, તેનુ ફરી કદી આ લોકવિશે દર્શન થતું નથી. ૧.

શબ્દાર્થઃ-વળી અવિદ્વાનના આ લોકમા જે જીવો જીવતા છે તથા જે સંબંધીઓ મરણ પામેલા છે તેમજ ખાનપાનાદિ જે કાંઇ બીજી ઇચ્છા રાખે છે તે મેળવતા નથી, પણ વિદ્વાનની આત્મામાં રહેલ કામનાઓ અનૃતના આવરણવાળી છતા હૃદયાકાશને પ્રામી પાર પડે છે. જેમ કે સોનાના ઢગલાને ઢાકેલ હોય, છતા નહિ જાણનાર ઉપર ઉપરથી જાય છે, છતા જાણતા નથી. તેજ પ્રમાણે આ અજ્ઞાની સર્વ પ્રજાઓ દરરોજ ( સુષુપ્તિમાજ ) હૃદયાકાશને પામેલ છતા બ્રહ્મ લોકને મેળવતા નથી. કારણ કે મિથ્યાજ્ઞાનરૂપ તૃષ્ણાવડે તેઓ આવૃત હોવાથી સત્ય બ્રહ્મથી બહિષ્કાર પામેલ છે. (૨)

શબ્દાર્થઃ—ખરેખર આત્મા અંતઃકરણમા રહે છે. ખરેખર આથીજ તેનું-આત્માનું આ નામ પડયુ છે. જેમકે હૃદયમા આત્મા છે. આ રીતે હૃદય આત્મારૂપ છે એમ જાણનાર દરરોજ પોતાના અંતઃકરણવિશે રહેલ સ્વર્ગલોકપતિ ગમન કરી શકે છે. ૩.

શબ્દાર્થઃ—જેને આ વિશે શ્રદ્ધા હોય છે, તે આ સરીરમાથી નીકળી જ્યોતિરૂપને પ્રાપ્ત થાય છે તથા પોતાના રૂપ વિશે રહે છે. આ આત્માનું વર્ણન છે. તેમજ ગુરૂએ આગળ ચાલતાં પોતાના શિષ્યને કહ્યું કે, આત્મા અમૃતરૂપ, અભયરૂપ તથા બ્રહ્મરૂ૫ છે. આ બ્રહ્મનું ખરું નામ સત્ય છે. ૪.

શબ્દાર્થઃ—ખરેખર 'સતીય' આ ત્રણ વર્ણથી બ્રહ્મ દર્શાવાય છે. આ વર્ણોમાના 'સ' વર્ણવડે અમૃતત્વ દર્શાવાય છે, તીવર્ણવડે મર્ત્યપણું દર્શાવાય છે તથા 'ય' વર્ણ એવો છે કે, તે બીજા બેને જોડે છે અને એ બેને જોડનાર હોવાથી એને વિકારોના યમરૂપ-દાબનાર કહેવામા આવે છે. જે આ પ્રમાણે જાણે છે, તે સ્વર્ગ લોકને પ્રાપ્ત થાય છે. ૫.

## ચતુર્થ ખંડ.

### બ્રહ્મચર્યવડે બ્રહ્મલોકપ્રાપ્તિ.

अथ य आत्मा स सेतुर्विधृतिरेषां लोकानामसम्भेदाय नैत-सेतुमहोरात्रे तरतो न जरा न मृत्युर्न शोको न सुकृतं न दुष्कृतम् ॥ १ ॥

सर्वे पाप्मानोऽतो निवर्त्तन्तेऽपहतपाप्मा ह्येष ब्रह्मलोकस्तस्माद्वा एत-सेतुं तीर्त्वाऽन्धः सन्ननन्धो भवति विद्धः सन्नविद्धो भवत्युपतापी सन्ननुपतापी भवति तस्माद्वा एत-सेतुं तीर्त्वापि नक्तमहरेवाभिनिष्पद्यते सकृद्विभातो ह्येवैष ब्रह्मलोकः ॥२॥

तद्य एवैतं ब्रह्मलोकं ब्रह्मचर्येणानुविन्दति तेषामेवैष ब्रह्मलोकस्तेषाꣳ सर्वेषु लोकेषु कामचारो भवति ॥३॥

અન્વયાર્થઃ-સેતુ-સેતુરૂપે, એષા લોકાના અસંભેદાય વિધૃતિઃ-સર્વ લોકના નહિ વિનાશ થવા માટે વિધારકરૂપે, એતં સેતું ન તરતઃ-આ સેતુરૂપ આત્માને તરી શકવા સમર્થ નથી, (૧) પાપ્માનઃ અતઃ નિવર્તન્તે-પાપો સતસ્વરૂપ આત્માથી જોડાયા વિના પાછા ફરે છે, અપહતપાપ્મા-પાપથી રહિત, એતં

સેતુ તીર્ત્વા–આ સેતુની પ્રાપ્તિ પછી, અંધ અનધ ભવતિ–પૂર્વે અંધકારવાળો હોય છતા અંધથી રહિત થાય છે, વિદ્ધ–દુઃખાદિ સંબંધવાળો પૂર્વે છતો, ઉપતાપી–રોગાદિ તાપવાળો છતા, સેતુ તીર્ત્વા–સેતુને તરી ગયા પછી, નક્ત–તમોરૂપ, અહર્ એવ નિષ્પદ્યતે–આત્મજ્યોતિને પામે છે, સકૃત્ વિભાત–સર્વદા સ્વસ્વરૂપવડે ભાસમાન થનારો, (૨) યે–જેઓ, બ્રહ્મચર્યેણ–સ્ત્રીવિષય તૃષ્ણાના ત્યાગવડે; અનુવિન્દન્તિ–પ્રાપ્ત થાય છે, કામચાર–સ્વતંત્ર. (૩)

શબ્દાર્થ —વળી જે આત્મા છે, તે સેતુરૂપ છે, તે આ સર્વ લોકોના લયમાથી રક્ષણ કરવા અર્થે આશ્રયરૂપ છે. આ સેતુને દિવસ તેમજ રાત્રી, જરા, મૃત્યુ, શોક, સુકૃત કે દુષ્કૃત તરી શકવા સમર્થ નથી ૧

શબ્દાર્થ —આમાથી અર્થાત્ બ્રહ્મલોકમાથી સર્વ પાપો નિવૃત્તિ પામે છે બ્રહ્મલોક સર્વ સાસારિક સુખ દુઃખથી રહિત છે. આ સેતુનું ઉલ્લંઘન કર્યાપછી અંધ પુરુષનુ અંધત્વ નાશને પ્રાપ્ત થાય છે ઘાયલ થયલો પોતાના ઘાથી મુક્ત થાય છે આ કારણથી જ આ સેતુનુ ઉલ્લંઘન કર્યા પછી રાત્રીઓ, દિવસરૂપ થાય છે કારણ ખરેખર આ બ્રહ્મલોક સતત પ્રકાશનાર છે. ૨.

શબ્દાર્થ—બ્રહ્મચર્યને અર્થાત્ બ્રહ્મજ્ઞાનને પ્રાપ્ત થનારો પુરુ જ આ બ્રહ્મલોકને પામે છે. આ બ્રહ્મલોક બ્રહ્મજ્ઞાનીઓનો જ છે. તેઓની સર્વ ભોગોમા પ્રવૃત્તિ ઇચ્છા પ્રમાણે થાય છે ૩.

## પંચમ ખંડ.

### બ્રહ્મચર્યથી જ્ઞાનપ્રાપ્તિ.

अथ यद्यज्ञ इत्याचक्षते ब्रह्मचर्यमेव तद् ब्रह्मचर्येण ह्येव यो ज्ञाता तं विन्दतेऽथ यदिष्टमित्याचक्षते ब्रह्मचर्यमेव तद् ब्रह्मचर्येण ह्येवेष्ट्वात्मानमनुविन्दते ॥१॥

अथ यत्सत्त्रायणमित्याचक्षते ब्रह्मचर्यमेव तद्ब्रह्मचर्येण ह्येव सत आत्मनस्त्राणं विन्दतेऽथ यन्मौनमित्याचक्षते ब्रह्मचर्यमेव तद्ब्रह्मचर्येण ह्येवात्मानमनुविद्य मनुते ॥२॥

अथ यदनाशकायनमित्याचक्षते ब्रह्मचर्यमेव तदेष ह्यात्मा न नश्यति यं ब्रह्मचर्येणानुविन्दतेऽथ यदरण्यायनमित्याचक्षते ब्रह्मचर्यमेव तत्तदरश्च ह वै ण्यश्चार्णवौ ब्रह्मलोके तृतीयस्यामितो दिवि तदैरमदीयꣳ सरस्तदश्वत्थः सोमसवनस्तदपराजिता पूर्ब्रह्मणः प्रभुविमितꣳ हिरण्मयम् ॥३॥

तद्य एवैतावरं च ण्यं चार्णवौ ब्रह्मलोके ब्रह्मचर्येणानुविन्दन्ति तेषामेवैष ब्रह्मलोकस्तेषाꣳ सर्वेषु लोकेषु कामचारो भवति ॥४॥

અન્વયાર્થ —યત્ યજ્ઞ–જે પુરુષાર્થના સાધન, આચક્ષતે–કહે છે, તત્ બ્રહ્મચર્ય–તે બ્રહ્મચર્ય, જ્ઞાતા–બ્રહ્મજ્ઞાની, તં વિન્દતે–બ્રહ્મલોકને પામે છે, ઇષ્ટં–ઇશ્વરનુ આરાધન, બ્રહ્મચર્ય એવ–બ્રહ્મચર્યજ, બ્રહ્મચર્યેણ ઇષ્ટ્વાત્માન અનુવિન્દતે—બ્રહ્મચર્યવડે આરાધનરૂપ આત્માને મેળવે છે (૧) સત્રાયણ–ભિક્ષુકાદિને પોષવા, મનુતે–મનન કરે છે (૨) અનાશકાયનં–ઉપવાસ પરાયણ, અરણ્યાયન–અરણ્યમા વાસ, અર ણ્ય અર્ણવૌ બ્રહ્મલોકે વર્તતે–અર તથા ણ્ય નામના સમુદ્રો સ્વર્ગરૂપ બ્રહ્મલોકમા છે, તૃતીયસ્યાં ઇત–આ ભૂલોકથી ગણતા તૃતીયરૂપ, દિવિ–સ્વર્ગમા, તત્–ત્યા, ઐરમદીય સર–માદક વસ્તુથી ભરપૂર અર્થાત્ ઐરમદીય નામનું સરોવર, તત્ અશ્વત્થ–ત્યા અશ્વત્થવૃક્ષ, સોમસવન–અમૃતને વર્ષનાર, અપરાજિતા–બ્રહ્મચર્ય-

વિના અન્યવડે ન જિતાય એવી, પૂર્વ બ્રહ્મણ–હિરણ્યગર્ભની, ( પુરનગરી ), પ્રભુવિમિત–બ્રહ્મવડે નિર્માણ કરાયેલ, હિરણ્મયં–સુવર્ણમય મંડપ. (૩) ચોથાના ઉપર સંબંધ છે.

શબ્દાર્થ:—જેને પુરુષાર્થના સાધનરૂપે કહેવામાં આવે છે, તે બ્રહ્મચર્યરૂપ છે. જે મનુષ્ય બ્રહ્મચર્યવડે બ્રહ્મલોકના જ્ઞાનને પ્રાપ્ત થાય છે, તે બ્રહ્મલોકને પામે છે. જેને ઇષ્ટ* કહેવામા આવે છે તે બ્રહ્મચર્યરૂપ છે. જે ઇશ્વરનું પુજન કરે છે તે બ્રહ્મચર્યવડે આત્માને પ્રાપ્ત થાય છે. ૧

શબ્દાર્થ.—જેને+ સત્રાયણ કહેવામા આવે છે, તે બ્રહ્મચર્યરૂપ છે. બ્રહ્મચર્યવડે એક જણ પોતાના આત્માનો સાક્ષાત્કાર કરી શકે છે. જેને મૌન કહેવામાં આવે છે, તે બ્રહ્મચર્યરૂપ છે. બ્રહ્મચર્યવડે જ આત્મા જાણી શકાય છે. ૨

શબ્દાર્થ:—જેને અનાશક કહેવામા આવે છે, તે બ્રહ્મચર્યરૂપ છે. જે બ્રહ્મચર્યવડે આત્મજ્ઞાનને પ્રાપ્ત થાય છે, તે ફરી નાશને પામતો નથી. જેને અરણ્યાયન કહેવામા આવે છે, તે બ્રહ્મચર્યરૂપ છે. 'અર' અર્ણવરૂપ છે તેમજ 'ણ્ય' અર્ણવરૂપ છે. આ બે અર્ણવો–સરોવરો બ્રહ્મલોકવિશે રહેલ છે. આ ત્રીજા સ્વર્ગવિશે મદથી ભરપૂર આનંદદાયક સર છે. ત્યાં આગળ એક પીપળાનું વૃક્ષ છે, તેમાંથી સર્વદા અમૃત ઝર્યા કરે છે. તેમજ ત્યા એક અપરાજિતા નામની બ્રહ્માની પુરી છે. તેમ જ ત્યા બ્રહ્માએ રચેલ સુવર્ણનો મંડપ છે. ૩.

શબ્દાર્થ:—બ્રહ્મચર્યવડે 'અર' અને 'ણ્ય' આ બે મહાસાગરોને જે જાણે છે, તેઓને આ બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. તેઓની અર્થાત્ બ્રહ્મવેત્તાની સર્વ ભોગોમાં ઇચ્છા પ્રમાણે પ્રવૃત્તિ થઇ શકે છે, પણ આસક્ત બુદ્ધિવાળાની સર્વલોકમા પ્રવૃત્તિ થતી નથી. ૪.

* ઇષ્ટ=ઉપાસના.

\+ સત્રાયણ–સંન્યાસી તથા ભિક્ષુક આદિનું પોષણ કરવું તે.

ટીકા:—અનાશકાય અર્થાત્ અનશન. અરણ્યાયન અર્થાત્ ધાર્મિક કાર્યો માટે વનવિશે નિવાસ કરવો તે. અપરાજિતા—જે વસ્તુ બ્રહ્મચર્યવિના અપ્રાપ્ય. ૩

## ષષ્ઠ ખંડ.

### નાડીઓનું વર્ણન.

अथ या एता हृदयस्य नाड्यस्ताः पिङ्गलस्याणिम्नस्तिष्ठन्ति शुक्लस्य नीलस्य पीतस्य लोहितस्येत्यसौ वा आदित्यः पिङ्गल एष शुक्ल एष नील एष पीत एष लोहित. ॥१॥

तद्यथा महापथ आतत उभौ ग्रामौ गच्छतीमं चामुं चैवमेवैता आदित्यस्य रश्मय उभौ लोकौ गच्छन्तीमं चामुं चामुष्मादादित्यात्प्रतायन्ते ता आसु नाडीषु सृप्ता आभ्यो नाडीभ्यः प्रतायन्ते तेऽमुष्मिन्नादित्ये सृप्ताः ॥२॥

तद्यत्रैतत्सुप्तः समस्तः सम्प्रसन्नः स्वप्नं न विजानात्यासु तदा नाडीषु सृप्तो भवति तं न कश्चन पाप्मा स्पृशति तेजसा हि तदा सम्पन्नो भवति ॥३॥

अथ यत्रैतदबलिमानं नीतो भवति तमभित आसीना आहुर्जानासि मां जानासि मामिति स यावदस्माच्छरीरादनुत्क्रान्तो भवति तावज्जानाति ॥४॥

अथ यत्रैतदस्माच्छरीरादुत्क्रामत्यथैतैरेव रश्मिभिरूर्ध्वमाक्रमते स ओमिति वा होद्वा मीयते स यावत्क्षिप्येन्मनस्तावदादित्यं गच्छत्येतद्वै खलु लोकद्वारं विदुषां प्रपदनं निरोधोऽविदुषाम् ॥ ५ ॥

तदेष श्लोकः शतं चैका च हृदयस्य नाड्यस्तासां मूर्धानमभिनिःसृतैका तयोर्ध्वमायन्नमृतत्वमेति विष्वङ्ङन्या उत्क्रमणे भवन्त्युत्क्रमणे भवन्ति ॥६॥

અન્વયાર્થઃ—ઉપાસનાનું વિધાન થઇ રહ્યા પછી, હૃદયસ્ય નાડ્યઃ—કમળાકાર હૃદયની નાડીઓ, તાઃ પિંગલસ્ય અણિમ્નઃ તિષ્ઠન્તિ—તે નાડીઓ સૂક્ષ્મ અન્નરસ જે ભૂરા વર્ણવાળો છે તેવડે રહે છે, શુક્લસ્ય, નીલસ્ય, પીતસ્ય, લોહિતસ્ય—શ્વેત, નીલ, પીત તથા રક્ત વર્ણવડે આ નાડીઓ રહે છે; આદિત્યઃ પિંગલઃ એષઃ શુકલઃ—આદિત્ય, ભૂરા શુકલ વિગેરે વર્ણરૂપે છે . (૧) તત—તે સંબંધી, યથા—દષ્ટાંત, મહાપથઃ—વિસ્તીર્ણ માર્ગ, આતતઃ—વ્યાપ્ત હોય છે, ઉભૌ ગ્રામૌ ગચ્છતિ—તે આ બે ગામપ્રતિ જાય છે, ઇમં અમું ઇમં અમું—અમુક રસ્તો અમુક ગ્રામ પ્રતિ તથા અમુક અમુક પ્રતિ; એતાઃ આદિત્યસ્ય રશ્મયઃ—આદિત્યની આ રશ્મિઓ, ઇમં પુરુષં અમું આદિત્ય—આ પુરુષપ્રતિ તથા આ સૂર્યપ્રતિ; અમુષ્માત્ આદિત્યાત્ પ્રતાયન્તે—જે રશ્મિઓ આ આદિત્ય મંડળમાંથી વિસ્તારને પામેલ હોય છે; તાઃ આસુ નાડીષુ સૃપ્તાઃ—તે નાડીઓ આ અધ્યાત્મ નાડીમાં પ્રવેશ પામેલ હોય છે, યે આભ્યઃ નાડીભ્યઃ પ્રતાયન્તે—જે આ નાડીમાંથી પ્રવૃત્ત થયેલ હોય છે; તે અમુષ્મિન્ આદિત્યે સૃપ્તાઃ—તે રશ્મિઓ આ આદિત્યમાં ગયેલ હોય છે. (૨) તત—તે રીતે હોવાથી, યત્ર એતત્ સુપ્તઃ—જે સમયે સ્વપ્ન થાય તે રીતે સૂતેલો હોય તે સમયે, સમસ્તઃ સુપ્રસન્નઃ—જો સમસ્ત ઇન્દ્રિયોની વૃત્તિનો ઉપસંહાર થયો હોય તથા સમ્યક્ રીતે પ્રસન્ન હોય તો, સ્વપ્નં ન વિજાનાતિ—તે સ્વપ્નનો અનુભવ કરતો નથી, તદા આસુ નાડીષુ સૃપ્તઃ ભવતિ—તે સમયે આ નાડીમાં સત્ સ્વરૂપને પામેલ હોય છે, તત્ કશ્ચન પાપ્મા ન સ્પૃશતિ—આ રીતે હોય ત્યારે કોઇ પણ ધર્માધર્મનો સ્પર્શ થતો નથી, તદા સંપન્નઃ ભવતિ—ત્યારે પરમાત્મ સ્વરૂપને પામેલ હોય છે. (૩) અથ યત્ર—વળી જે સમયે, અબલિમાનં—દુર્બળ અવસ્થાને, નીતઃ—પામેલ, તં અભિતઃ—તે મરનારની આગળ પાછળના, આહુઃ—કહે છે, માં જાનાસિ—મને ઓળખે છે, યાવત્ અસ્માત્ શરીરાત્ અનુત્ક્રાન્તઃ ભવતિ—જ્યાં સુધી તે શરીરમાંથી જતો રહેલ નથી હોતો, તાવત્ જાનાતિ—ત્યાં સુધી જાણે છે. (૪) ઉત્ક્રામતિ—જ્યારે નીકળે છે, એતૈઃ રશ્મિભિઃ ઉર્ધ્વં આક્રમતે—એ રશ્મિવડે ઉર્ધ્વ જાય છે, સઃ—દહર વિદ્યાને પામેલ તે; ૐ ઇતિ—ૐ એમ મરણકાળે ધ્યાન કરતો છતો, વા હ ઉત્ વા મીયતે—પ્રસિદ્ધ રીતે ઉર્ધ્વ ગમન કરે છે, સઃ યાવત્ મનઃ ક્ષિપ્યેત્—તે વિદ્વાન જેટલા સમયમાં મનનો ક્ષેપ થાય, તાવત્ આદિત્યં ગચ્છતિ—તેટલા સમયમાં આદિત્યને પામે છે, એતત્ વૈ—આ પ્રસિદ્ધ રીતે, લોકદ્વારં—બ્રહ્મલોકના દ્વારરૂપે છે; વિદુષા પ્રપદનં—વિદ્વાનને બ્રહ્મલોકપ્રાપ્તિના સાધનરૂપે; અવિદુષાં નિરોધઃ—અવિદ્વાનને આદિત્યને વિશે જવાનો અટકાવ હોય છે. (૫) તત્—આ સંબંધી, એષઃ શ્લોકઃ—આ મંત્ર છે; શતં ચૈકા—એકસો એક, હૃદયસ્ય નાડ્યઃ—હૃદયની નાડીઓ, તાસાં મૂર્ધાનં અભિનિઃસૃતા એકા—તેમાંથી એક નાડી મસ્તકને પ્રાપ્ત થયેલ છે, તયા ઉર્ધ્વં આયન્—તેવડે ઉર્ધ્વ પ્રતિગમન કરનાર, અમૃતત્વં એતિ—અમૃતભાવને પામે છે; વિષ્વઙ્—અનેક સ્થાન પ્રતિ, અન્યાઃ—બીજી નાડીઓ, ઉત્ક્રમણે ભવન્તિ—જનારી થાય છે અર્થાત્ સંસારપ્રાપ્તિ માટે થાય છે. (૬)

શબ્દાર્થઃ—વળી આ હૃદયની નાડીઓ પિંગલ ( ભુરા ) વર્ણવાળા સૂક્ષ્મ અન્નરસથી ભરપૂર છે. તેમાંની કેટલીક શુકલ વર્ણની, કેટલીક પીત વર્ણની તથા કેટલીક લોહિત અન્નરસવડે પૂર્ણ છે. ખરેખર સૂર્યનારાયણ પિંગલ, નીલ, પીત તથા રક્ત વર્ણવાળા છે.૧

શબ્દાર્થઃ—જેમ એક ગ્રામ જવાનો મહાન્ રસ્તો દરેક છેડેથી આ તેમ જ તે

એટલે પાસેના તેમજ દૂરના ગ્રામ જવાના માર્ગોની સાથે મળે છે, તે જ રીતે સૂર્યના રશ્મિઓ આ પુરુષ તથા આદિત્ય બેઉને મળે છે. આ આદિત્યમાથી તે રશ્મિઓ વિસ્તારને પ્રાપ્ત થાય છે. તે રશ્મિઓ આ નાડીઓવિશે પ્રવેશ કરે છે. ત્યાથી તેઓ વિસ્તારને પામે છે તથા તેઓ ફરી આદિત્ય વિશે પ્રવેશ કરે છે. ૨

શબ્દાર્થ—જ્યારે એક મનુષ્ય એની સુપ્તાવસ્થાને વિશે હોય છે કે, તેની સર્વ ઇન્દ્રિયો કર્મથી રહિત બનેની હોય છે તથા તેની સુખ દુ ખાદિવાળી લાગણીઓ જતી રહેલી હોય છે ત્યારે તેને સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થતી નથી. આ સમયવિશે તે આ નાડીઓનેવિશે વસેલો હોય છે. તે વખતે કોઇ પણ રીતનું ધર્માધર્મ તેને બંધન કરી શકતુ નથી. ત્યારે તે તેજવડે વ્યાપ્ત થયો હોય છે. ૩

શબ્દાર્થ —વળી જ્યારે દુર્બળ અવસ્થાને પ્રાપ્ત થતો હોય છે ત્યારે તેની આસપાસ બેઠેલા મનુષ્યો તેને પૂછે છે, શુ તમે મને ઓળખો છો ? શુ તમે મને ઓળખો છો ? જ્યા સુધી તે આ શરીરમાથી વિભક્ત નથી થતો, ત્યા સુધી તે તેઓને ઓળખી શકે છે. ૪

શબ્દાર્થ —પ્રારબ્ધ કર્મનો ક્ષય થયા પછી જ્યારે તેનું આ શરીરમાથી ઉત્ક્રમણ થાય છે, ત્યારે તે નાડીઓમા રહેલ આદિત્યની રશ્મિઓની સહાયતાથી ઉર્ધ્વ ગમન કરે છે. તે જ્ઞાની મરણસમયે આત્માનું ૐકારરૂપે ધ્યાન કરતો છતો ઉર્ધ્વ ગમન કરે છે. જેટલા સમયમા મનનો ક્ષેપ થાય છે, તેટલા સમયમા તે જલદી આદિત્યની સમીપ જાય છે. આ જ ખરેખર વિદ્વાનનુ બ્રહ્મદ્વાર છે, પણ અવિદ્વાનને ત્યા જવાનો નિરોધ હોય છે. અર્થાત્ તેને આદિત્યની પ્રાપ્તિ થતી નથી ૫

શબ્દાર્થ —આ સબધમા એક મત્ર કહેવાયલો છે.—અત:કરણમાથી નિકળતી મુખ્ય એકસો ને એક નાડીઓ છે. આમાની એક તો મસ્તકવિશે પ્રવેશ કરે છે. આ એક નાડીમાથી જે ઉર્ધ્વ ગમન કરે છે તે અમૃતત્વને પ્રાપ્ત થાય છે અન્ય નાડીઓ ભિન્ન ભિન્ન સ્થાનોપ્રતિ ગમન કરે છે—તેઓ ભિન્ન ભિન્ન સ્થાનો પ્રતિ જાય છે, અર્થાત્ સસારની પ્રાપ્તિ કરાવે છે. ૬

## સપ્તમ ખંડ.

### બ્રહ્માનો ચક્ષુપુરુષોપદેશ.

य आत्माऽपहतपाप्मा विजरो विमृत्युर्विशोकोऽविजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसङ्कल्पः सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः स सर्वांश्च लोकानाप्नोति सर्वांश्च कामान्यस्तमात्मानमनुविद्य विजानातीति ह प्रजापतिरुवाच ॥१॥

तद्धोभये देवासुरा अनुबुबुधिरे ते होचुर्हन्त तमात्मानमन्विच्छामो यमात्मानमन्विष्य सर्वांश्च लोकानाप्नोति सर्वांश्च कामानितीन्द्रो हैव देवानामभिप्रवव्राज विरोचनोऽसुराणां तौ हासंविदानावेव समित्पाणी प्रजापतिसकाशमाजग्मतुः ॥२॥

तौ ह द्वात्रिंशतं वर्षाणि ब्रह्मचर्यमूषतुस्तौ ह प्रजापतिरुवाच किमिच्छन्ताववास्तमिति तौ होचतुर्य आत्माऽपहतपाप्मा विजरो विमृत्युर्विशोकोऽविजिघत्सोऽपिपासः सत्यकामः सत्यसङ्कल्पः सोऽन्वेष्टव्यः स विजिज्ञासितव्यः स सर्वांश्च लोकानाप्नोति सर्वांश्च कामान् यस्तमात्मानमनुविद्य विजानातीति भगवतो वचो वेदयन्ते तमिच्छन्तावबास्तमिति ॥३॥

तौ ह प्रजापतिरुवाच य एषोऽक्षिणि पुरुषो दृश्यत एष आत्मेति

**होवाचेतदमृतमभयमेतद्ब्रह्मेत्यथ योऽयं भगवोऽप्सु परिख्यायते यश्चायमादर्शे कतम एष इत्येष उ एवैषु सर्वेष्वेतेषु परिख्यायत इति होवाच ॥४॥**

અન્વયાર્થ:—અપહતપાપ્મા—ધર્માધર્મથી રહિત, વિજરઃ વિમૃત્યુ વિશોકઃ વિજિઘત્સઃ અપિપાસઃ-જરાથી રહિત, નાશથી રહિત, શોકથી રહિત, ક્ષુધાથી રહિત, પિપાસાથી રહિત, અન્વેષ્ટવ્ય.-ઉપદેશવડે જ્ઞાન મેળવી, વિજિજ્ઞાસિતવ્યઃ-જાણવા યોગ્ય, તં અનુવિદ્ય-તેનું જ્ઞાન મેળવી, વિજાનાતિ-સાક્ષાત્કાર કરે છે. (૧) અનુ-પરંપરાવડે, બુબુધિરે-જાણ્યુ, અન્વિચ્છામ -આપણુ અન્વેષણ કરીએ, દેવાના ઇન્દ્રઃ અસુરાણા વિરોચન -દેવોનો રાજા ઇન્દ્ર, અસુરોનો રાજા વિરોચન, અસવિદાનૌ-મૈત્રી કર્યા વિના, પ્રજાપતિસકાશં-પ્રજાપનિ પાસે, આજગ્મતુ -ગયા (૨) ઉષતુ -પાળ્યું, કિં ઇચ્છન્તૌ અવાસ્તં-તમે બેઉ શું ઇચ્છો છે, ભગવતા વચઃ વેદયન્તે-આપનું વચન જણાવે છે, તં ઇચ્છન્તૌ અવાસ્તં-તે વચનની ઇચ્છા-વાળા અમે છૈએ. (૩) અક્ષિણિ-આંખમા, પુરુષ-દ્રષ્ટા, દશ્યતે-યોગીઓવડે જોવાય છે, એષઃ આત્મા-આ આત્મા (ઉપર કહેલ ગુણથી રહિત છે) ભગવઃ-હે ભગવન્, યઃ અપ્સુ પરિખ્યાયતે-જે જળમા પ્રતિબિંબરૂપે સર્વ બાજૂએથી જણાય છે, આદર્શે-ખડ્ગ તથા આરસીમા, કતમઃ-આથી ભિન્ન કે સર્વમા એકરૂપે છે, તે સર્વેષુ એતેષુ પરિખ્યાયતે-આ સર્વમા તે જણાય છે. (૪)

શબ્દાર્થ —જે આત્મા છે, તે પાપથી રહિત છે, તે વિજરરૂપ, વિમૃત્યુરૂપ ( મરણ રહિત ) તથા વિશોકરૂપ ( શોકરહિત ) છે. તે અશન ( ખાવુ ) તથા પિપાસાથી રહિત છે. તે સત્યકામરૂપ તથા સત્ય સકલ્પરૂપ છે. આ આત્માને શોધવો જોઇએ. જે આત્માનું આ રીતે જ્ઞાન મેળવી તેને ઓળખે છે, તે પોતાના સર્વ કામોને પૂરા પાડે છે તથા સર્વ લોકોને મેળવે છે. ખરેખર આ પ્રમાણે પ્રજાપતિએ કહ્યુ. ૧

શબ્દાર્થઃ—આ રીતે ખરેખર દેવો તથા અસુરોએ જાણ્યું. તેઓએ કહ્યુ કે, જે આત્માને જાણવાથી સર્વ લોક તથા સર્વ કામો પ્રાપ્ત થાય છે, તેને આપણે શોધીશું. ત્યાર પછી દેવોમાથી ઇંદ્ર અને અસુરોમાથી વિરોચન મૈત્રી કર્યાં વિના અર્થાત્ અદેખાઇના કારણથી એક બીજાને કહ્યા વિના તૈયાર થઇ ગયા તથા હાથમા સમિત્ લઇ તેઓ પ્રજાપતિ પાસે ગયા. ૨

શબ્દાર્થ—તેઓ બત્રીશ વર્ષપર્યંત બ્રહ્મચારી તરીકે રહ્યા. ત્યાર પછી પ્રજાપતિએ તેઓને કહ્યુ; શી ઇચ્છાને લીધે તમો અત્રે આવી રહ્યા છો ? ત્યારે તેઓએ જવાબ આપ્યો; આત્મા પાપ રહિત છે, તે વિજરરૂપ, વિમૃત્યુરૂપ વિશોકરૂપ,ક્ષુધા તથા પિપાસાથી રહિત, સત્યકામરૂપ તથા સત્યસંકલ્પરૂપ છે. આ રીતના આત્માને જાણવો જોઇએ તથા તેનો સાક્ષાત્કાર કરવો જોઇએ. જે આ પ્રમાણે આત્માને જાણી તેનો સાક્ષાત્કાર કરે છે, તે સર્વ કામો તથા લોકોને પ્રાપ્ત થાય છે. આ રીતનું આપ ભગવાનનુ વચન સર્વ વિદ્વાન્ અધિકારીઓને માનનીય છે. આ રીતના આપના વચનને જાણવાની ઇચ્છાથી અમો અહીં આવેલા છીએ. ૩

શબ્દાર્થ—પ્રજાપતિએ તેઓને કહ્યું; જે પુરૂષને યોગી પોતાના ચક્ષુવિશે જુવે છે, તે જ આત્મા છે તથા વધારામા એટલું કહ્યુ કે, તે જ આત્મા બ્રહ્મરૂપ, અમૃતરૂપ તથા અભયરૂપ છે પ્રજાપતિના શિષ્ય ઇન્દ્ર તથા વિરોચને આ વાતને અક્ષરશઃ ગ્રહણ કરી તથા બ્રહ્મ કેવળ છાયારૂપ છે એમ માની કહ્યુ, હે ભગવન્ ! તમે જે કહો છો, તે બ્રહ્મ કેવો ?

છાયા જે જળ વિષે જોવામાં આવે છે અથવા દર્પણવિષે જે પ્રતિબિંબ જોવામાં આવે છે, તે શું બ્રહ્મરૂપ છે ? પ્રજાપતિએ કહ્યું; ખરેખર તે બન્નેવિષે દેખાય છે. ૪

ટીકાઃ—કહ્યું છે કે—समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठं गुरुमेवाभिगच्छेत् ॥ શિષ્યે હાથમાં સમિત્ લઇ બ્રહ્મનિષ્ઠ તથા શ્રોત્રિય એવા ગુરૂ પાસે જવું જોઇએ. ગૃહના અગ્નિના પૂજન નિમિત્તે સમિત્ પ્રથમ જોઇએ. આ કારણથી બ્રહ્મચર્યનો નિયમ છે કે, તેણે ગુરૂને ઘેર જતાં હાથમાં સમિત્ રાખવી જોઇએ. (૨)

ટીકા.—પુરૂષ કે જેને યોગીઓ પોતાના બંધ ચક્ષુઓથી તેમજ શાંત અને દૃઢ મનવડે જોઇ શકે છે તે. (૪)

## અષ્ટમ ખંડ.

### જળપાત્ર વિષે આત્મદર્શન.

उदशराव आत्मानमवेक्ष्य यदात्मनो न विजानीथस्तन्मे प्रब्रूतमिति तौ होदशरावेऽवेक्षाञ्चक्राते तौ ह प्रजापतिरुवाच किं पश्यथ इति तौ होचतुः सर्वमेवेदमावां भगव आत्मानं पश्याव आलोमभ्य आनखेभ्यः प्रतिरूपमिति ॥१॥

तौ ह प्रजापतिरुवाच साध्वलंकृतौ सुवसनौ परिष्कृतौ भूत्वोदशरावेऽवेक्षेथामिति तौ ह साध्वलंकृतौ सुवसनौ परिष्कृतौ भूत्वोदशरावेऽवेक्षाञ्चक्राते तौ ह प्रजापतिरुवाच किं पश्यथ इति ॥२॥

तौ होचतुर्यथैवेदमावां भगवः साध्वलंकृतौ सुवसनौ परिष्कृतौ स्व एवमेवेमौ भगवः साध्वलंकृतौ सुवसनौ परिष्कृतावित्येष आत्मेति होवाचैतदमृतमभयमेतद्ब्रह्मेति तौ ह शान्तहृदयौ प्रवव्रजतुः ॥३॥

तौ हान्वीक्ष्य प्रजापतिरुवाचाऽनुपलभ्यात्मानमननुविद्य व्रजतो यतर एतदुपनिषदो भविष्यन्ति देवा वाऽसुरा वा ते पराभविष्यन्तीति स ह शान्तहृदय एव विरोचनोऽसुराञ्जगाम तेभ्यो हैतामुपनिषदं प्रोवाचात्मैवेह महय्य आत्मा परिचर्य्य आत्मानमेवेह महयन्नात्मानं परिचरन्नुभौ लोकाववाप्नोतीमञ्चामुञ्चेति ॥ ४ ॥

तस्मादप्यद्येहाददानमश्रद्दधानमयजमानमाहुरासुरो बतेत्यसुराणाᳬह्येषोपनिषत्प्रेतस्य शरीरं भिक्षया वसनेनालङ्कारेणेति सᳬस्कुर्वन्त्येतेन ह्यमुं लोकं जेष्यन्तो मन्यन्त इति ॥ ५ ॥

અન્વયાર્થ.–ઉદશરાવે–જળથી પૂર્ણ કુંડામાં, આત્માનં ન વિજાનીથ.–આત્માને ન જાણો, તત્ મે પ્રબ્રૂતમ્–તો મને તમે કહેજો, અવેક્ષાંચક્રાતે–જોવા લાગ્યા, સર્વં આત્માનં આવાં પશ્યાવ–અમોએ સર્વ આત્માને જોયો, આલોમભ્ય. આનખેભ્યઃ પ્રતિરૂપં–નખ તથા રોમથી લઇ સઘળું પ્રતિબિંબરૂપે. (૧) સાધ્વલંકૃતં–સારા અલંકારો પહેરી, સુવસનૌ–સારાં બે વસ્ત્રો, પરિષ્કૃતૌ ભૂત્વા–નખાદિને ઢાંકી શુદ્ધ થઇ ઉદશરાવે અવેક્ષાંચક્રાતે–જળથી ભરેલ કુંડામાં જોવા લાગ્યા, (૨) યથા એવ ઇદં–આ રીતનું ઉદાહરણ છે કે, સાધ્વલંકૃતૌ–આપણ સારી રીતે શણગાયેલ હોઇયે, તૌ શાંતહૃદયૌ પ્રવવ્રજતુઃ–તે બેઉ કૃતાર્થ બુદ્ધિવાળા થઇ ત્યાંથી ગયા. (૩) અનુપલભ્ય આત્માનં–આત્માને નહિ જાણી, અનનુવિદ્ય–સાક્ષાત્કાર કર્યાવિના, વ્રજતઃ–જાય છે, યતરે–જે કોઇ, એતત્ ઉપનિષદ–છાયા તેજ બ્રહ્મરૂપી ગૂઢ જ્ઞાનવાળા, ભવિષ્યન્તિ દેવાઃ વા અસુરા.–દેવો અથવા અસુરો થશે,

તે પરા ભવિષ્યન્તિ–તેઓ પરાભવને પામશે, શાન્તહૃદયઃ– શાંત હૃદયવાળો થઇ, એનાં ઉપનિષદ્‌–આ ગૂઢ જ્ઞાનને, પ્રોવાચ–ઉપદેશ કરવા લાગ્યો, આત્મા–દેહ, ઇહ–આલોકમાં, મહય્યઃ–પૂજવા યોગ્ય, પરિચર્યઃ–સેવવા યોગ્ય, ઉભૌ લોકૌ આપ્નોતિ–બેઉ લોકને મેળવે છે, ઇમં અમું–આ તથા પર. (૪) તસ્માત્–તેથી, અપિ ઇહ–હજી પણ આલોકમાં, અદદાનં–અન્નાદિનું દાન ન કરનાર, અશ્રદ્દધાનં–શ્રદ્ધા ન રાખનાર, અયજમાનં–યજ્ઞ નહિ કરવાવાળા સ્વભાવવાળાને, અસુરઃ આહુઃ–અસુર કહે છે, અસુરાણાં ઉપનિષદ્–અસુરોનું આ ગૂઢજ્ઞાન, પ્રેતં શરીરં–મરેલાના દેહને,ભિક્ષયા–ગંધમાલ્યાદિ સુગંધી પદાર્થવડે, વસનેન–વસ્ત્રવડે, સંસ્કુર્વન્તિ–શણગારે,છે, અમું લોકં જેષ્યન્તઃ–આ પરલોકને જીતવાવાળા, મન્યન્તે–માને છે. (૫)

શબ્દાર્થ—પ્રજાપતિએ કહ્યું; તમે જાઓ અને પાણીથી ભરપૂર પેલા કુંડામાં જુઓ. ત્યાં આત્માને ઓળખવાને અશક્તિવાન્ થાઓ તો પછી મને પૂછજો. તેઓએ જળથી ભરેલા તળાવ વિશે જોયું. પ્રજાપતિએ તેઓને કહ્યું; તમે આમાં શું જોઇ શક્યા ? ત્યારે તેઓએ ઉત્તર દીધો કે; હે ભગવન્ ! અમે આમાં પોતાને જ જોઇએ છીએ. નખથી તે શિખાપર્યંત અમારા પોતાના પ્રતિબિંબને અમે જોઇયે છીયે. ૧

શબ્દાર્થઃ—પછી પ્રજાપતિએ તે બન્નેને કહ્યું; તમે જાઓ તથા તમારા શરીરને સ્નાન કરાવી, તેપર મૂલ્યવાન્ અલંકારો તથા સુંદર વસ્ત્રો ધારણ કરી, તે જળવાળા સરોવરવિશે જુઓ. પછી તેઓએ પોતાના શરીરને સ્નાન કરાવ્યું, તેપર મૂલ્યવાન્ અલંકારો તથા સુંદર વસ્ત્રો ધારણ કરી તેઓ જળથી ભરપૂર સરોવર વિશે જોવા લાગ્યા. તેઓને પ્રજાપતિએ પૂછ્યું; તમે આમાં શું જોયું ? ૨

શબ્દાર્થ—તે બન્નેએ ઉત્તર દીધો, હે ભગવન્ ! જેમ અમે સારી રીતે અલંકૃત, ભૂષિત તથા સુસ્નાત થયા છીએ, તેમ જ અમોએ તળાવવિશે પણ અમારા શરીરને અલંકૃત, ભૂષિત તથા સુસ્નાત જોયું. તેમણે કહ્યું; એ જ બ્રહ્મ છે, જે અમૃતરૂપ તથા અભયરૂપ છે. સંતોષિત થઇ તેઓ પોતાના સ્થાનપ્રતિ ગમન કરવા લાગ્યા. ૩

શબ્દાર્થઃ—પ્રજાપતિ આ બન્નેને પોતાના સ્થાનપ્રતિ જતા જોઇ, મનવિશે કહેવા લાગ્યા; આ બન્ને જણાઓ બ્રહ્મને (સત્યને) જાણ્યા તથા પ્રાપ્ત કર્યા વિના ચાલ્યા જાય છે. આ ઉપદેશથી આત્માને જાણનારા અસુર તથા દેવોનો પરાભવ જ થશે. આ બેમાંથી વિરોચન સંતોષ પામેલ અંતઃકરણવાળો થઇ અસુરોની સમીપ ગયો તથા તેઓને આ ઉપદેશ કહેવા લાગ્યો કે; આત્મા અર્થાત્ શરીર પૂજવા યોગ્ય છે. આ જગતમાં આત્માની જ કેવળ પરિચર્યા કરવી જોઇએ. આત્માની પરિચર્યા અર્થાત્ પૂજા કરવાથી આ લોક તથા પરલોક પ્રાપ્ત થઇ શકે છે. ૪

શબ્દાર્થઃ—આ કારણથી જ અસુરો ત્યાર પછી કોઇને દાન દેવા લાગ્યા નહિ, સુકૃત્યવિશે શ્રદ્ધા રાખતા નથી તથા કોઇ પણ રીતના યજ્ઞયાગાદિ કરતા નથી. આથી તેઓને અસુર કરી કહેવામાં આવે છે. આ જ તેઓનું ઉપનિષત્ છે.–તેઓનાં મૃત શરીરને સુગંધવાળા પદાર્થો લગાડવામાં આવે છે તથા અલંકારોવડે અને મૂલ્યવાન્ વસ્ત્રોવડે શણગારવામાં આવે છે. તેઓ એમ ધારે છે કે, આમ કરવાથી તેઓ આલોક તથા પરલોકને જિતી શકશે. ૫

## નવમ ખંડ.

### દેહરૂપી છાયાઆત્મામાં દોષ.

अथ हेन्द्रोऽप्राप्यैव देवानेतद्भयं ददर्श यथैव खल्वयमस्मिञ्छरीरे साध्वलं-

ष्कृते साध्वलंकृतो भवति सुवसने सुवसनः परिष्कृते परिष्कृत एवमेवायमस्मिन्नन्धेऽन्धो भवति स्रामे स्रामः परिवृक्णे परिवृक्णोऽस्यैव शरीरस्य नाशमन्वेष नश्यति नाऽहमत्र भोग्यं पश्यामीति ॥१॥

स समित्पाणिः पुनरेयाय तꣳह प्रजापतिरुवाच मघवन्यच्छान्तहृदयः प्राव्राजीः सार्द्धं विरोचनेन किमिच्छन् पुनरागम इति स होवाच यथैव खल्वयं भगवोऽस्मिञ्छरीरे साध्वलंकृते साध्वलंकृतो भवति सुवसने सुवसनः परिष्कृते परिष्कृत एवमेवायमस्मिन्नन्धेऽन्धो भवति स्रामे स्रामः परिवृक्णे परिवृक्णोऽस्यैव शरीरस्य नाशमन्वेष नश्यति नाऽहमत्र भोग्यं पश्यामीति ॥२॥

एवमेवैष मघवन्निति होवाचैतं त्वेव ते भूयोऽनुव्याख्यास्यामि वसाऽपराणि द्वात्रिꣳशतं वर्षाणीति स हापराणि द्वात्रिꣳशतं वर्षाण्युवास तस्मै होवाच

અન્વયાર્થ:-ઇન્દ્રઃ દેવાન્ અપ્રાપ્ય-ઇન્દ્ર દેવ પાસે ગયા વિના, એતત્ ભયં દદર્શ-આ દોષ જોવા લાગ્યો, અસ્મિન્ શરીરે સાધુ અલંકૃતે સતિ-આ શરીર સારી રીતે શણગારવાથી, અલંકૃતઃ ભવતિ-દેહ અલંકૃત થાય છે, પરિષ્કૃતે-નખાદિ ઢાંકવામાં આવેલ શુદ્ધ હોય તો, પરિષ્કૃતઃ-બિંબમાં નખાદિથી રહિત શુદ્ધ, સ્રામે-કાણો દેહ હોય, પરિવૃક્ણે-હસ્તાદિ અવયવથી રહિત હોય, નાશં અનુ-નાશ થવે, એષઃ-છાયા આત્મા, અત્ર-છાયાત્મદર્શનમાં, ભોગ્યં-ફળ, ન પશ્યામિ-હું જોતો નથી. (૧) પ્રાવ્રાજીઃ-ગયા, સાર્ધં-સાથે, કિં ઇચ્છન્ પુનઃ આગમઃ-શાની ઇચ્છાથી પાછા આવ્યા, (૨) એવં એવ-તમે કહો તેમ છાયા વિનાશી છે, ભૂયઃ અનુવ્યાખ્યાસ્યામિ-ફરી ઉપદેશ કરીશ, વસ અપરાણિ દ્વાત્રિંશતં વર્ષાણિ-૩૨ વર્ષ રહો,ઉવાસ-રહ્યો.(૩)

શબ્દાર્થ:-પછી ઇન્દ્ર દેવોપ્રતિ ગમન કર્યા સિવાય ભયને જોવા લાગ્યો તથા એમ વિચાર કરવા લાગ્યો કે, ખરેખર આ છાયા, જ્યારે શરીર સારી રીતે અલંકૃત હોય છે ત્યારે સુષ્ઠુ અલંકૃત જણાય છે. તેમજ જ્યારે શરીર ભૂષિત હોય છે ત્યારે છાયા સારી રીતે ભૂષિત જણાય છે તથા જો શરીર નખાદિથી ઢંકાયેલ શુદ્ધ હોય તો છાયા પણ નખાદિથી રહિત શુદ્ધ જણાય છે. જો શરીરને વિશે અંધતા હોય છે તો છાયામાં અંધતા જણાય છે. શરીરમાં કાણો હોય તો છાયામાં કાણાપણું જણાય છે તથા શરીર હસ્તાદિ અવયવથી રહિત હોય તો તેવુંજ જણાય છે. વળી આ શરીરનો નાશ થવાથી છાયાનો નાશ થાય છે. આ છાયા વિશે કોઇ પણ રીતનું ભોગ્ય શાશ્વત રહે, એવું કાંઇ ફળ જોઇ શકતો નથી. ૧

શબ્દાર્થ:-આથી હાથમાં સમિત્ લઇ તે પાછો ગયો. પ્રજાપતિએ તેને કહ્યું; હે મઘવન્! શાંત હૃદયવાળા થઇને તમે વિરોચન સાથે ગયા તથા પાછા આવવાવડે આપની શી આકાંક્ષા છે તે કહેશો. તેણે કહ્યું; હે ભગવન્! શરીરને સારી રીતે અલંકૃત થયે છતે છાયા પણ સારી રીતે ખરેખર અલંકૃત થાય છે. જો શરીરને સારી પેઠે ભૂષિત કરવામાં આવે છે તો છાયા પણ ભૂષિત જણાય છે તથા જો શરીર નખાદિથી ઢાંકી દીધેલ શુદ્ધ હોય તો છાયા નખાદિથી રહિત શુદ્ધ જણાય છે. તેમજ શરીરની અંધતાથી છાયામાં અંધતા જણાય છે, તેમ કાણા થવાથી છાયામાં કાણાપણું જણાય છે તથા અંગમાં દોષ હોવાથી છાયામાં અંગના દોષ જણાય છે. વળી શરીરનો નાશ થયે છાયાનો નાશ થાય છે. આ કારણથી આમાં કાંઇ ફળ હું જોતો નથી. ૨

શબ્દાર્થ:-પ્રજાપતિએ કહ્યું; હે મઘવન્!

આ જ પ્રમાણે છે તથા કહ્યું કે, હું તમને આ બાબત વિષે ફરી વિવેચન કરીશ. તમે અહીં બીજાં બત્રીશ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળી રહો. તે ત્યાં બીજાં બત્રીશ વર્ષ સુધી રહ્યો. પ્રજાપતિએ તેને કહ્યું. ૩

## દશમ ખંડ.

### સ્વપ્ન પુરુષનો ઉપદેશ.

य एष स्वप्ने महीयमानश्चरत्येष आत्मेति होवाचैतदमृतमभयमेतद्ब्रह्मेति स ह शान्तहृदयः प्रवव्राज सहाप्राप्यैव देवानेतद्भयं ददर्श तद्यद्यपीदं शरीरमन्धं भवत्यनन्धः स भवति यदि स्राममस्रामो नैवैषोऽस्य दोषेण दुष्यति ॥१॥

न वधेनास्य हन्यते नास्य स्राम्येण स्रामो घ्नन्ति त्वेवैनं विच्छादयन्तीवाप्रियवेत्तेव भवत्यपि रोदितीव नाहमत्र भोग्यं पश्यामीति ॥२॥

समित्पाणिः पुनरेयाय तं ह प्रजापतिरुवाच मघवन्यच्छान्तहृदयः प्राव्राजीः किमिच्छन् पुनरागम इति स होवाच तद्यद्यपीदं भगवः शरीरमन्धं भवत्यनन्धः स भवति यदि स्राममस्रामो नैवैषोऽस्य दोषेण दुष्यति ॥३॥

न वधेनास्य हन्यते नाऽस्य स्राम्येण स्रामो घ्नन्ति त्वेवैनं विच्छादयन्तीवाऽप्रियवेत्तेव भवत्यपि रोदितीव नाऽहमत्र भोग्यं पश्यामीत्येवमेवैष मघवन्निति होवाचैतं त्वेव ते भूयोऽनुव्याख्यास्यामि वसाऽपराणि द्वात्रिंशतं वर्षाणीति स हाऽपराणि द्वात्रिंशतं वर्षाण्युवास तस्मै होवाच ॥४॥

અન્વયાર્થ:-સ્વપ્ને-સ્વપ્નમા. મહીયમાનઃ- [illegible]

અનુભવ કરે છે, દેવાન્ અપ્રાપ્ય-દેવો પાસે ગયા વિના, ભયં-દોષને, સ્રામ.-કાણું, અસ્ય દોષેણ ન દુષ્યતિ-સ્વપ્નના દોષથી જાગ્રતાવસ્થા દૂષિત થતી નથી. (૧) અસ્ય વધેન-સ્વપ્નમાં શરીરના વધવડે, ઘ્નન્તિ વિચ્છાદયન્તિ-કોઇ નાશ કરતો હોય, હસ્ત આદિ છેદતો હોય, ઇવ-જ, અપ્રિયવેત્તા -અપ્રિય વસ્તુને અર્થાત્ શોકને ભોગવતો હોય, રોદિતિ-રુદન કરતો હોય, (૨) અસ્ય દોષેણ ન દુષ્યતિ-દેહના દોષથી તે દુષણને પામતો નથી. (૩) અપરાણિ દ્વાત્રિંશત્ વર્ષાણિ-ઉવાસ-બીજાંવળી ૩૨ વર્ષ પર્યંત બ્રહ્મચર્ય પાળી રહ્યો. (૪)

શબ્દાર્થઃ-સ્ત્રી આદિવડે પૂજાવાથી સ્વપ્નવિશે જે આનંદ અનુભવાય છે, તેનો ભોગવનાર આત્મા છે. વળી ઉપદેશમાં કહ્યું કે, તે અમૃતરૂપ તથા અભયરૂપ છે. તે આત્મા જ બ્રહ્મરૂપ છે. ખરેખર તે સંતોષ પામી દેવો પાસે જવા નિકળ્યો. પણ દેવો પાસે પહોચતા પહેલાં ફરી તેને ભય પ્રાપ્ત થયો. એમ ધારીને કે, શરીર જો કે ચક્ષુઓથી રહિત હોય છે, છતા સ્વપ્નનો દ્રષ્ટા અંધ હોતો નથી જો કે શરીર એક આખવાળું સ્વપ્નમા હોય છે, પણ દ્રષ્ટા તેમ હોતો નથી. સ્વપ્નમા દોષ હોય છે, તે પણ જાગ્રતમા હોતા નથી. ૧

શબ્દાર્થઃ—જો કે શરીરનો વધ થાય છે પણ દ્રષ્ટા આત્માનો વધ થતો નથી. જો કે શરીર ચક્ષુઆદિથી વિકલ હોય છે, પણ દ્રષ્ટા આત્મા ચક્ષુ નાસાદિથી રહિત હોતો નથી. તે દ્રષ્ટા આત્મા જાણે નાશ પામતો હોય એવો ભાન થાય છે. જાણે તે પલાયન કરતો હોય તેના સરખો લાગે છે. શોકસાગરમા મગ્ન હોય એમ લાગે છે. તેમ જ રુદન હોય એમ લાગે છે. ખરેખર આને [illegible]

શબ્દાર્થ—હાથમા સમિત્ લઇ ફરી ઇન્દ્ર ભગવાન્ પ્રજાપતિ પાસે ગયા. પ્રજાપતિએ કહ્યું; હે મઘવન્! તમે મનવિશે સંતોષ પામીને ગયા હતા, છતાં ફરી આગમન થવામાં તમારી શી ઇચ્છા છે, તે કહો. એણે પ્રત્યુત્તર દીધો; જો કે શરીર ચક્ષુથી હીન થાય છે, છતા આપે દર્શાવેલ દ્રષ્ટા આત્મા અંધ થતો નથી. શરીર ચક્ષુઆદિથી રહિત થાય છે, પણ દ્રષ્ટા આત્મા દોષ વિનાનો છે. ૩

શબ્દાર્થ.—શરીરનો નાશ થવાથી તેનો નાશ થતો નથી. શરીરની વિકલતા થવાથી આત્મામા વિકલતા હોતી નથી. જાણે તે દ્રષ્ટા આત્માનો ઘાત થતો હોય એમ લાગે છે, તે જાણે પલાયન કરતો હોય એમ લાગે છે, શોકમા નિમગ્ન હોય તેમ લાગે છે તથા રૂદન કરતો હોય તેમ લાગે છે, પણ હું તેમા કાઇ હિતતમ જોઇ શકતો નથી. પ્રજાપતિએ કહ્યું; હે મઘવન્! તમે કહો છો તેમ જ છે. તમને હું એ બાબત વિશે ઉપદેશ કરીશ. તમે બીજાં બત્રીશ વર્ષપર્યંત બ્રહ્મચર્ય પાળી અત્રે રહો. તે ઇંદ્ર ભગવાન્ ત્યા બત્રીશ વર્ષપર્યંત બ્રહ્મચર્ય પાળી રહ્યા. પછી પ્રજાપતિએ તેને કહ્યું, ૪

ટીકા—महीयमानश्चरति જીવ પરિચર્યાવાળો હોય, એટલે સ્વપ્નમા એવો અનુભવ થાય છે કે, જીવની જાણે સ્ત્રી, પુત્ર, ભૃત્યાદિ સેવા કરતા હોય ટીકામા કહ્યુ છે કે—महीयमान. पूज्यमान. चरति—स्वप्नभोगान् अनुभवतिः—જીવ જાણે પૂજાતો હોય તેમ સ્વપ્નના ભોગનો અનુભવ કરે છે ૧

### એકાદશ ખંડ.

#### સુષુપ્ત પુરુષનો ઉપદેશ.

तद्यत्रैतत् सुप्तः समस्तः सम्प्रसन्नः स्वप्नं न विजानात्येष आत्मेति होवाचैतदमृतमभयमेतद्ब्रह्मेति स ह शान्तहृदयः प्रवव्राज स हाप्राप्यैव देवानेतद्भयं ददर्श नाह खल्वयमेवꣳसम्प्रत्यात्मानं जानात्ययमहमस्मीति नो एवेमानि भूतानि विनाशमेवापीतो भवति नाहमत्र भोग्यं पश्यामीति ॥१॥

स समित्पाणिः पुनरेयाय तꣳह प्रजापतिरुवाच मघवन्यच्छान्तहृदयः प्राव्राजीः किमिच्छन्पुनरागम इति स होवाच नाह खल्वयं भगव एवꣳसम्प्रत्यात्मानं जानात्ययमहमस्मीति नो एवेमानि भूतानि विनाशमेवापीतो भवति नाहमत्र भोग्यं पश्यामीति ॥२॥

एवमेवैष मघवन्निति होवाचैतं त्वेव ते भूयोऽनुव्याख्यास्यामि नो एवान्यत्रैतस्माद्वसाऽपराणि पञ्च वर्षाणीति स हापराणि पञ्च वर्षाण्युवास तान्येकशतꣳसम्पेदुरेतत्तद्यदाहुरेकशतꣳह वै वर्षाणि मघवान्प्रजापतौ ब्रह्मचर्यमुवास तस्मै होवाच ॥३॥

અન્વયાર્થ.—સમસ્તઃ સુપ્રસન્ન—સર્વ ઇન્દ્રિયોની વૃત્તિઓનો નાશ થયેલ છે તથા સત્ સાથે જોડાયલો એવો આત્મા, ભયંદોષને, સંપ્રતિ આત્માનં એવં ન જાનાતિ—સુષુપ્તિમા આત્માને આ રીતે જાણતો નથી, અહં અસ્મિ—હું છું, નો—નહિ, ઇમાનિ ભૂતાનિ—આ પાચ મહાભૂતો, વિનાશં અપીત—વિનાશને પ્રાપ્ત થયેલ, ભોગ્ય—ફળ (૧) બીજો પ્રથમ માફક. (૨) અપરાણિ પંચ વર્ષાણિ ઉવાસ—બીજા પાચ વર્ષ બ્રહ્મચર્ય પાળ્યુ, એકશતં સંપેદુઃ—એકસો એક વર્ષ થયા, આહુ—વિદ્વાનો કહે છે, તસ્મૈ ઉવાચ—ઇન્દ્રને બ્રહ્મા નીચે પ્રમાણે ઉપદેશ કરવા લાગ્યા ૩

શબ્દાર્થ—સુષુપ્તિ અવસ્થામા જે પૂર્ણ રીતે નિશ્ચેષ્ટ રહે છે તથા સ્વપ્નમા કાઇ

બીજું વધારામાં એમ કહ્યું કે, તે અમૃતરૂપ, અભયરૂપ તથા બ્રહ્મરૂપ છે. ખરેખર ઇંદ્ર ભગવાન્ આ સાંભળી સંતુષ્ટ મનવાળા થઇ ત્યાંથી ચાલી નિકળ્યા. પણ દેવોની પાસે પહોંચતાં પહેલાં પાછી તેમને શંકા થવાથી એવો ભય લાગ્યો કે, હું કોણ છું, તે ખરેખર હું પોતે જ જાણતો નથી. ( આ સુષુપ્તાવસ્થામાં આ પંચ મહાભૂતો છે, એમ તે દ્રષ્ટા આત્માને ખબર હોતી નથી. ) તેનો વિનાશ નથી, છતાં જાણે તે વિનાશને પામ્યો હોય એમ લાગે છે. હું આવી રીતના આત્મામાં કાંઇ હિતતમ જોતો નથી. ૧

શબ્દાર્થઃ-તેથી હાથમા સમિત્ લઇ પાછા ઇન્દ્ર ભગવાન્ પ્રજાપતિ પાસે ગયા. પ્રજાપતિએ તેમને કહ્યું; હે મઘવન્! તમે સંતોષ પામી અહીંથી ગયા હતા તો પછી પાછું તમારું પધારવું કેમ થયું છે ? તમારી શી ઇચ્છા છે, તે મને કહો. ઇન્દ્ર ભગવાને કહ્યું કે, આપથી નિર્દિષ્ટ થયલો આત્મા હું આ પ્રકારનો છું, એમ તે પોતે પોતાને જાણતો નથી, આ પંચમહાભૂતો છે એમ તેને ખબર હોતી નથી, તે વિનાશને પ્રાપ્ત થયો હોય, એમ સુષુપ્તાવસ્થામા લાગે છે. હું આવા આત્મામાં કાંઇ હિતતમ જોતો નથી. ૨

શબ્દાર્થ-પ્રજાપતિએ કહ્યું કે, તમારા કહેવા પ્રમાણે જ છે. હું તમને ફરી આ આત્મા સંબંધી ઉપદેશ કરીશ, પણ તે સિવાય બીજા કશાનો ઉપદેશ કરીશ નહિ. તમે અહિં બીજા પાંચ વર્ષ સુધી બ્રહ્મચારી તરીકે રહો. એટલે ઇંદ્ર ત્યાં પાછા પાંચ વર્ષ સુધી બ્રહ્મચર્યવ્રત પાળી રહ્યા. આ રીતે તેણે બ્રહ્મચર્યવ્રત પાળતાં એકસોને એક વર્ષ પૂર્ણ કર્યાં. આથી વિદ્વાન્ લોકો કહે છે કે, મઘવન્ પ્રજાપતિ પાસે એકસો ને એક વર્ષ પર્યંત બ્રહ્મચારી તરીકે રહ્યા. ત્યાર પછી પ્રજાપતિએ તેમને ઉપદેશ કર્યો. ૩

## દ્વાદશ ખંડ.

### દેહથી આત્મા ભિન્ન.

मघवन्मर्त्यं वा इदꣳशरीरमात्तं मृत्युना तदस्यामृतस्याशरीरस्यात्मनोऽधिष्ठानमात्तो वै सशरीरः प्रियाप्रियाभ्यां न वै सशरीरस्य सतः प्रियाप्रिययोरपहतिरस्त्यशरीरं वाव सन्तं न प्रियाप्रिये स्पृशतः ॥१॥

अशरीरो वायुरभ्रं विद्युत्स्तनयित्नुरशरीराण्येतानि तद्यथैतान्यमुष्मादाकाशात्समुत्थाय परं ज्योतिरुपसंपद्य स्वेन स्वेन रूपेणाभिनिष्पद्यन्ते॥ २ ॥

एवमेवैष सम्प्रसादोऽस्माच्छरीरात्समुत्थाय परं ज्योतिरुपसम्पद्य स्वेन रूपेणाभिनिष्पद्यते स उत्तमपुरुषःस तत्र पर्येति जक्षत्क्रीडन्रममाणः स्त्रीभिर्वा यानैर्वा ज्ञातिभिर्वा नोपजनꣳस्मरन्निदꣳशरीरꣳ स यथा प्रयोग्य आचरणे युक्त एवमेवायमस्मिञ्छरीरे प्राणो युक्तः ॥ ३ ॥

अथ यत्रैतदाकाशमनुविषण्णं चक्षुः स चाक्षुषः पुरुषो दर्शनाय चक्षुरथ यो वेदेदं जिघ्राणीति स आत्मा गन्धाय घ्राणमथ यो वेदेदमभिव्याहराणीति स आत्माऽभिव्याहाराय वागथ यो वेदेदꣳशृण्वानीति स आत्मा श्रवणाय श्रोत्रम् ॥ ४ ॥

अथ यो वेदेदं मन्वानीति स आत्मा मनोऽस्य दैवं चक्षुः स वा एष एतेन दैवेन चक्षुषा मनसैतान् कामान् पश्यन् रमते ॥ ५ ॥

य एते ब्रह्मलोके तं वा एतं देवा आत्मानमुपासते तस्मात्तेषाꣳसर्वे च लोका आत्ताः सर्वे च कामाः स सर्वाꣳश्च लोकानाप्नोति सर्वाꣳश्च कामा-

न्यस्तमात्मानमनुविद्य विजानातीति ह प्रजापतिरुवाच प्रजापतिरुवाच ॥६॥

અન્વયાર્થ -મર્ત્ય-વિનાશી, મૃત્યુના આત્તં-મૃત્યુવડે વ્યાપ્ત, અસ્ય અમૃતસ્ય અશરીરસ્ય આત્મન-આ અમૃતરૂપ, અશરીરરૂપ આત્માનુ, તત્ અધિષ્ઠાનં-તે શરીર આશ્રયરૂપે, સશરીરઃ પ્રિયાપ્રિયાભ્યાં આત્તઃ-શરીરવાન્ આત્મા હોય છે ત્યારે તે પ્રિય અપ્રિયવડે વ્યાપ્ત છે, સશરીરસ્ય સત.-જ્યાં સુધી શરીર યુક્ત હોય છે ત્યાં સુધી, પ્રિયાપ્રિયયોઃ અપહતિઃ ન-પ્રિય તથા અપ્રિયનો નાશ હોતો નથી, અશરીરં સન્તં-જ્યારે શરીરથી રહિત હોય છે ત્યારે, પ્રિયાપ્રિયે ન સ્પૃશત.-પ્રિય તથા અપ્રિય તેને સ્પર્શ કરતા નથી. (૧) અશરીરઃ -હસ્તાદિ અવયવથી રહિત, એતાનિ અશરીરાણિ-આ શરીરવાળા છે, અમુષ્માત્ આકાશાત્ સમુત્થાય-ભૌતિક આકાશમાથી ઉત્પન્ન થઇ, પરં જ્યોતિઃ ઉપસંપદ્ય-પરમજ્યોતિને પામી, સ્વેન સ્વેન-પોત પોતાના, રૂપેણ સંપદ્યન્તે-રૂપને પામે છે. (૨) સમુત્થાય-ત્યાગ કરી, પરં-પરમાત્મલક્ષણવાળું, સ્વેન રૂપેણ-આત્મીય રૂપવડે, તત્ર અભિનિષ્પદ્યતે-સ્વાત્માને પામે છે, સઃ ઉત્તમપુરુષ -તે ઉત્તમ પુરુષ, તત્ર પર્યેતિ-સ્વાત્મામાં પર્યટન કરે છે, જક્ષન્-વિષયોનુ ભક્ષણ કરતો, ક્રીડન્-માનસ પિત્રાદિ સાથે ક્રીડા કરતો, રમમાણ.-રમણ કરતો છતો, યાનૈઃ-માનસ યાનવડે, ઉપજનં-સ્ત્રી પુરૂષના પરસ્પર સંબંધવડે. ઉત્પન્ન થયેલ, શરીરં-સ્થૂલ શરીરને, ન સ્મરન્-નહિ સ્મરણ કરતો છતો પર્યટન કરે છે, યથા-જેમ, પ્રયોગ્ય.-અશ્વાદિ, આચરણે-રથાદિમા, યુક્તઃ-જોડાયેલ હોય છે, એવં પ્રાણઃ યુક્ત.-એ રીતે સ્થૂલ શરીરમાં પ્રાણ જોડાયેલ છે. (૩) યત્ર-સંસારદશામા, એતત્ આકાશં-આ દેહછિદ્રને, અનુવિષણ્ણં-જોડાયેલ, ચાક્ષુષઃ પુરૂષ.-પૂર્વે પ્રજાપતિએ ઉપદેશેલ ચાક્ષુષ પુરૂષ, દર્શનાય ચક્ષુઃ યષ્ટે-દર્શનમાટે ચક્ષુ કહે છે, યઃ વેદ ઇદં જિઘ્રાણિ-જે જાણે છે કે હું આને સુંઘું છું, સઃ આત્મા-તે આત્મારૂપે, ગન્ધાય ઘ્રાણં યઃ વેદ-ગંધને માટે ઘ્રાણ છે એમ જે જાણે છે, ઇદં અભિવ્યાહરાણિ-આ વસ્તુ હું બોલીશ, અભિવ્યાહારાય-બોલવા માટે. (૪) ય.-જે, વેદ-જાણે છે, ઇદં મન્વાનિ-કેવળ મનથી હું આ જાણું છું, સઃ આત્મા મનઃ-તે આત્મા મનરૂપે, અસ્ય-આ આત્માનુ, દૈવં ચક્ષુઃ-અપ્રાકૃત ચક્ષુ છે, એષઃ એતેન દૈવેન ચક્ષુષા મનસા-આ અપ્રાકૃત ચક્ષુ તથા મનવડે, કામાન્ પશ્યન્-કામને જોતો છતો, રમતે-રમણ કરે છે. (૫) યે એતે-જે આ, બ્રહ્મલોકે-બ્રહ્મલોકમાં લભ્ય છે, તં આત્માનં દેવાઃ ઉપાસતે-આ આત્માની દેવો ઉપાસના કરે છે, તેષા લોકાઃ આત્તા.-તેઓને લોકો અર્થાત્ ભોગો પ્રાપ્ત થયા. (૬)

શબ્દાર્થઃ હે મઘવન્ ! ખરેખર આ શરીર મર્ત્ય છે, તે મૃત્યુથી ગ્રસ્ત છે. તેમ છતા અમૃતરૂપ તથા અશરીરરૂપ આત્માનું અધિષ્ઠાન આ શરીર છે. આ પ્રમાણે જ્યારે આત્મા સશરીર હોય છે ત્યારે અપ્રિય તથા પ્રિય વસ્તુઓથી ગ્રસ્ત હોય છે. જ્યાં સુધી તે સશરીર હોય છે ત્યા સુધી પ્રિય અને અપ્રિય વસ્તુઓના બંધનથી તેનો છુટકારો હોતો નથી. ખરેખર અશરીરવાન્ આત્માને પ્રિયાપ્રિય વસ્તુઓ સ્પર્શ કરી શકતી નથી. ૧

શબ્દાર્થઃ-વાયુ, અભ્ર ( વાદળા ), વિદ્યુત્ અને ગર્જના અશરીરરૂપ છે. આ સર્વને શરીર હોતું નથી, પરમ જ્યોતિમાથી ઉત્પન્ન થઇ તથા આકાશમાંથી નિકળી, તેઓ પોતાનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોને ધારણ કરે છે. ૨

શબ્દાર્થ.-પરમ જ્યોતિની પ્રાપ્તિવડે પોતાના શરીરમાથી નિકળતો પુરુષ વાયુ આદિની માફક પોતાના મૂળ રૂપને ધારણ કરે છે. તે ઉત્તમ પુરુષ છે. તે સ્થૂલ શરી-

રતું કાંઇ પણ સ્મરણ કર્યા વિના પ્રાશન કરતો છતો, ક્રીડા કરતો છતો, સ્ત્રી, વાહન તથા સબંધી સાથે ભોગ ભોગવતો છતો પર્યટન કરે છે. જેમ અશ્વાદિ જનાવરો વાહનોથી યુક્ત છે, તેમ શરીર પ્રાણુથી જોડાયલુ છે. ૩

શબ્દાર્થ.–ત્યાર પછી આ સંસારદશામા આ દેહછિદ્ર ચક્ષુરૂપે જોડાય છે ત્યારે શરીર ચાક્ષુપ પુરૂપ રૂપાદિ જોવાવાળો થઇ ચક્ષુરૂપે થાય છે. વળી જે એમ જાણે છે કે હું આ વસ્તુ સુધુ છું, તે આત્મા ગધના જાણવા માટે ઘ્રાણરૂપે થાય છે વળી હુ આ બોલુ છુ એમ જે જાણે છે તે આત્મા બોલવા માટે વાક્રૂપે થાય છે. વળી હુ આ સાભળું છું, એમ જે જાણે છે તે આત્મા શ્રવણને માટે શ્રોત્રરૂપે થાય છે. (૪)

શબ્દાર્થ.–વળી જે જાણે છે કે, હું જાણું છુ, તે આત્મા મનરૂપે થાય છે. આ આત્માને મન અપ્રાકૃત ચક્ષુરૂપે છે. પોતાના સ્વસ્વરૂપને પામેલ તે મુક્ત આ અપ્રાકૃત ચક્ષુરૂપી મનવડે આ કામનાને જોતો છતો ક્રીડા કરે છે અર્થાત્ ભોગવે છે. (૫)

શબ્દાર્થ:–બ્રહ્મલોકમા આ આત્માનું. દેવોએ યજન કર્યું, જેથી તેઓ સર્વ લોકને પ્રાપ્ત થયા છે તથા સર્વ કામોને મેળવ્યા છે. જે આત્માને જાણી તેનો સારી રીતે સાક્ષાત્કાર કરે છે, તે સર્વ લોકને તથા કામોને પ્રાપ્ત થાય છે. પ્રજાપતિએ આ પ્રમાણે કહુ છે. ખરેખર આ રીતે પ્રજાપતિએ ઇંદ્રને ઉપદેશ કરેલો છે. ૬

## ત્રયોદશ ખંડ.

### શબલ પ્રાપ્તિની પ્રાર્થના.

**श्यामाच्छवलं प्रपद्ये शवलाच्छचामं प्रपद्येऽश्व इव रोमाणि विधूय पापं चन्द्र इव राहोर्मुखात्प्रमुच्य धूत्वा शरीरमकृतं कृतात्मा ब्रह्मलोकमभिसम्भवामीत्यभिसम्भवामीति ॥ १ ॥**

અન્વયાર્થ:–શ્યામાત્–અત્યંત દુઃખે કરી ગ્રહણ કરવા યોગ્ય હોવાથી શ્યામ હૃદયાકાશના ધ્યાનવડે, શબલં–શબલ બ્રહ્મને, પ્રપદ્યે–હું પામુ, શબલાત્–બ્રહ્મલોકમાંથી, શ્યામં–હાર્દભાવને, પ્રપદ્યે–હું પામેલ છું, અકૃતં બ્રહ્મલોકં–નિત્ય એવા બ્રહ્મલોકને. (૧)

શબ્દાર્થ.—શ્યામ વર્ણમાંથી હું શબલને પ્રાપ્ત થાઉં છું તથા શબલ વર્ણમાંથી હું શ્યામ વર્ણને પ્રાપ્ત થાઉં છું. જેમ અશ્વ પોતાના શરીર ઉપરથી સઘળી રજને ઝાડીનાખે છે તથા જેમ ચદ્ર રાહુના મુખમાંથી ગ્રાસ થતા નીકળી છૂટે છે તેમ હું મારા શરીરને પવિત્ર કરીશ તથા ધ્યાનની સહાયતાવડે મુક્ત થઇ શાશ્વત બ્રહ્મલોકને ખરેખર પ્રાપ્ત થઇશ, ખરેખર બ્રહ્મલોકને પ્રાપ્ત થઇશ જ. (૧)

## ચતુર્દશ ખંડ.

### આકાશ નામથી બ્રહ્મનુ લક્ષણ.

**आकाशो वै नाम नामरूपयोर्निर्वहिता ते यदन्तरा तद्ब्रह्म तदमृतंस आत्मा प्रजापतेः सभां वेश्म प्रपद्ये यशोऽहं भवामि ब्राह्मणानां यशो राज्ञां यशो विशां यशोऽहमनुप्रापत्सि स हाहं यशसां यशः श्येतमदत्कमदत्क श्येतं लिन्दुमाभिगां लिन्दुमाभिगाम् १**

અન્વયાર્થ.–આકાશ.–અવ્યાકૃત આકાશ, નામરૂપયો–જગતના બીજરૂપ નામ તથા રૂપના, નિર્વહિતા–વ્યાકૃત કરનારરૂપે છે, તે–આ નામ તથા રૂપ, યદતરા–જે બ્રહ્મના મધ્યમા છે, તત્ બ્રહ્મ–તે બ્રહ્મ, વેશ્મ–ગૃહને, પ્રપદ્યે–હુ પામુ, અહં યશ. ભવામિ–હું યશરૂપ આત્મા થાઉં છું, અનુપ્રાપત્સિ–મેળવવાની ઇચ્છા રાખું છુ, યશસા યશઃ–દેવુ

ઇન્દ્રિયાદિના આત્મારૂપ, શ્વેતં-રક્ત, અદત્કં-દંતરહિત, લિંદુ-અશુદ્ધ, મા અભિગાં-પ્રાપ્ત નહિ થાઉં. (૧)

શબ્દાર્થઃ—ખરેખર જેને અવ્યાકૃત આકાશ કહેવામાં આવે છે તે નામ તથા રૂપને વ્યાકૃત કરનાર છે. જે બ્રહ્મના મધ્યમાં નામ તથા રૂપ છે, તે બ્રહ્મ છે. તે અમૃતરૂપ તથા આત્મારૂપ છે. હું પ્રજાપતિના સભાગૃહને પ્રાપ્ત થઇશ. હું બ્રાહ્મણના યશરૂપને પ્રાપ્ત થઇશ. હું વૈશ્યના યશરૂપને પામીશ. હું સર્વ યશની કામના રાખું છું. હું ફરી પ્રવેશ કરીશ નહિ. હું રક્ત, દંત રહિત, છતાં સર્વ ભક્ષક ચીકણા પદાર્થમા ફરી પ્રવેશ કરીશ નહિ. ફરી એવો પ્રવેશ કરીશ જ નહીં. ૧

## પંચદશ ખંડ.

### આત્મજ્ઞાનની પરંપરાપ્રાપ્તિ.

तद्धैतद्ब्रह्मा प्रजापतय उवाच प्रजापतिर्मनवे मनुः प्रजाभ्य आचार्यकुलाद्वेदमधीत्य यथाविधानं गुरोः कर्मातिशेषेणाभिसमावृत्य कुटुम्बे शुचौ देशे स्वाध्यायमधीयानो धार्मिकान्विदधदात्मनि सर्वेन्द्रियाणि सम्प्रतिष्ठाप्याहिंसन्सर्वभूतान्यन्यत्र तीर्थेभ्यः स खल्वेवं वर्तयन्यावदायुषं ब्रह्मलोकमभिसम्पद्यते न च पुनरावर्तते न च पुनरावर्तते ॥१॥

અન્વયાર્થઃ-આચાર્યકુલાત્ વેદં અધીત્ય-ગુરુના ઘેરથી વેદને અધ્યયન કરી, યથા વિધાનં-વિધિપ્રમાણે, ગુરોઃ કર્મ-ગુરુનું જે કાંઇ કર્મ તે કરી, અતિશેષેણ અભિસમાવૃત્ય-શેષ કાળમા ધર્મજિજ્ઞાસાને સમાપ્ત કરી, કુટુંબે-ગૃહસ્થાશ્રમમા, ધાર્મિકાન્-ધર્મયુક્ત પુત્રોને તથા શિષ્યોને, વિદધત્-કરીને, આત્મનિ સર્વેન્દ્રિયાણિ સંપ્રતિષ્ઠાપ્ય-આત્મામાં સર્વ ઇન્દ્રિયો સ્થાપી, તીર્થેભ્યઃ અન્યત્ર-તીર્થમાં તો શું પણ બીજી જગાએ, સર્વ ભૂતાનિ અહિંસન્-સર્વ પ્રાણી માત્રને પીડા નહિ કરતો છતો રહે છે, સઃ યાવત્ આયુષં વર્તયન્-જીવતા સુધી આ પ્રમાણે જે ચાલે છે, બ્રહ્મલોકં અભિસંપદ્યતે-હિરણ્યગર્ભને પામે છે. (૧)

શબ્દાર્થઃ—ખરેખર આ ઉપદેશ પ્રથમ બ્રહ્માએ પ્રજાપતિને કહ્યો, પ્રજાપતિએ મનુને કહ્યો તથા મનુએ મનુષ્યોને કહ્યો. ગુરૂના ઘરમાં વેદોનો અભ્યાસ કર્યા પછી તથા ગુરૂને તેની દક્ષિણા આપ્યા પછી દરેકે ગૃહસ્થાશ્રમી બની પવિત્ર દેશમા રહેવું, ત્યાં વેદોનું અધ્યયન કરવું, ધાર્મિક પુત્ર શિષ્યાદિને સારી રીતે નિયમમાં રાખવા, પોતાની સર્વ ઇન્દ્રિયોને આત્મામા સ્થાપવી તથા કોઇ પણ પ્રાણીને ઇજા કરવી નહિ. આ રીતે જે પોતાનું આયુષ્ય ગાળે છે, તે આખરે બ્રહ્મલોકને પ્રાપ્ત થાય છે અને તે ત્યાંથી પાછો ફરતો નથી. ખરેખર તે ત્યાંથી પાછો ફરતો નથી.

# श्वेताश्वतर उपनिषद्.

## भूमिका.

ખરેખર, શ્વેતાશ્વતર ઉપનિષદની પ્રાચીન ઉપનિષદોની સાથે એટલે સાંખ્યાદિ તત્ત્વજ્ઞાનોની સ્થાપના થઇ ત્યાર પહેલાના ઉપનિષદોની સાથે ગણના થઇ શકશે નહિ. કારણ આ ઉપનિષદ્‌ના ઘણા ભાગમાં અર્વાચીન તત્ત્વજ્ઞાન સંબંધની વાર્તાનો સમાવેશ થયેલો છે. વેદાંત, સાંખ્ય તથા યોગનું આમા નામ આવે છે. સાંખ્ય શાસ્ત્રના કર્તા કપિલ મુનિનું આમાં નામ આપેલું છે, તેમ જ નિરીશ્વરવાદીઓના સિદ્ધાંતનું પણ કેટલેક સ્થળે વિવેચન કરવામાં આવ્યું છે. જ્યારે બ્રાહ્મણો સામાજિક જ્ઞાન તથા રાજકાર્ય જ્ઞાનની ટોચે પહોંચ્યા, જ્યારે

મહાન્ કલ્પોની વાત માનવામાં આવતી તથા જ્યારે સાંપ્રદાયિક સિદ્ધાંતોને લીધે બ્રહ્મા, વિષ્ણુ તથા શિવ જેઓ સરખી સત્તાવાળા છે, તેના સર્વ ગુણો કેવળ એક દેવમાં જ રહેલ છે, એમ માનવામાં આવતું હતું, તેવા સમયમાં આ ઉપનિષદની રચના થયલી હોવી જોઇએ. આ ઉપનિષદ્માં રુદ્ર અથવા શિવને કેવળ ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના કર્તા માનવામાં નથી આવ્યા, પણ શિવ તથા બ્રહ્મને એકરૂપ ગણવામાં આવ્યા છે.

જ્યારે શિવ તથા દૈવિ શક્તિઓની ઉપાસના લોકોના મનમાં મૂળ કરી હતી તથા પ્રાચીન ઉપનિષદો કે જેમાં વેદમાં રહેલા દેવોનું નામ લેવામાં આવે છે તેને મૂકી દઇ અર્વાચીન સિદ્ધાંતોનું અવલંબન કરવામાં આવ્યું, તે સમયમાં આ ઉપનિષદ્ બનેલું હોવું જોઇએ. આ ઉપનિષદમાં વેદાંત, સાંખ્ય તેમ જ યોગસૂત્રની પંક્તિઓ કેટલેક સ્થળે જોવામાં આવે છે; આ રીતે હોવાથી એની રચનાના સંબંધમાં અમુક ચોકસ સમય જ હોવો જોઇએ, એમ માનવું કેવળ અશક્ય છે. ભગવદ્ગીતામાંના તેમ જ શ્વેતાશ્વતરના કેટલાક ભાગો એક બીજા સાથે પૂર્ણપણે મળતા આવે છે, પણ તે એક બીજામાંથી ગ્રહણ કરેલા હોય તથા એક એક સામાન્ય કારણમાંથી ઉત્પન્ન થયા હોય તો તેનો નિર્ણય કરવો, એ તદ્દન અશક્ય છે. વેદો, ઉપનિષદો તથા ભગવદ્ગીતામાંથી ઘણા ભાગો આમાં લેવામાં આવેલા હોવાથી આની રચનાનું સ્વરૂપ કેવા પ્રકારનું છે, તે વિષે કોઇ પણ પ્રકારનો નિશ્ચય થઇ શકતો નથી. ગમે તેમ હો, પણ આ શ્વેતાશ્વતર ઉપનિષદ્ શ્રી શંકર ભગવાન્ જેઓ આઠમા સૈકામાં થઇ ગયા છે તેમની પહેલાં રચાયલું હોવું જોઇએ. આવવું તથા આ ઉપનિષદની રચના, આ બેના સમયની વચ્ચે મોટો અંતરાય હોવો ન જોઇએ. 'વેદાંતશાસ્ત્ર તથા સાંખ્યશાસ્ત્રને વેદની સાથે કેવા પ્રકારનો સંબંધ રહેલો છે તે, આ ઉપનિષદના સિદ્ધાંતનું સ્વરૂપ પૂર્ણ રીતે સમજવા માટે જાણવું આવશ્યક' છે. વેદાંતના સિદ્ધાંતો જો કે કેટલેક અંશે વેદથી ભિન્ન હશે તથા વેદથી સ્વતંત્ર હશે, છતાં પણ એમ માનવામાં આવે છે કે, તે સિદ્ધાંતો વેદને અનુસરતા જ છે તથા બ્રાહ્મણોના મોટા સમુદાયનું માનવું એવું છે કે, શાસ્ત્રસંમતિથી જરા પણ વેદાંત વિરુદ્ધ નથી. પણ સાંખ્યશાસ્ત્રની બાબતમાં તેમ કહી શકાય એમ નથી. કારણ તેમાં ઘણા 'સિદ્ધાંતો વેદથી વિરુદ્ધ પ્રદર્શિત કરેલા છે. વેદાંતમાં કહેલું છે કે, સત્યની પ્રાપ્તિના સંબંધમાં વર્ણ તથા જાતિની ભિન્નતા આવશ્યક નથી તથા વેદોથી ઉત્તમ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી, છતાં તેમાં એટલું તો માનેલું છે કે, મનને ઉત્તમ જ્ઞાનને ગ્રહણ કરવા યોગ્ય બનાવવા વેદના જ્ઞાનની આવશ્યકતા છે. આના સંબંધમાં સાંખ્ય કેવળ ના પાડે છે. અગર જો તે વેદ તથા ઉપનિષદની સાથે સંબંધ ધરાવે છે, પણ જ્યાં જ્યાં બન્ને સિદ્ધાંતો મળતા આવે છે ત્યાં ત્યાં, તથા જ્યાં ભિન્નતા હોય છે ત્યાં વેદ તથા ઉપનિષદના સિદ્ધાંતને સાંખ્ય તદ્દન ઉરાડી દે છે. સાંખ્ય દર્શન કેવળ કાલ્પનિક સુધારારૂપ નથી, પણ પ્રયોગે કરી સુધારારૂપ છે. કારણ તે બુદ્ધિ શાસ્ત્રની સાથે સંબંધ ધરાવે છે.

શ્વેતાશ્વતરની રચના સમયે સાંખ્ય દર્શન નવું જ સ્થાપન થયલું ન હોવું જોઇએ. પણ તે દર્શનનો સ્વીકાર કરનારા ઘણા જણ હોવા જોઇએ; જેમ કે મનુ સાંખ્ય દર્શનને માનનારો હતો, તેમ જ મહાભારતના ઘણા ભાગમાં

દૈવિ શક્તિ હોવી જોઇએ, એમ ઘણાનું માનવું છે. આ સાખ્યનો ઘણો ખરો ભાગ એવા વાદવિવાદાત્મકથી ભરેલો છે, જેને પૂર્ણ માનની લાગણીથી જોવામા આવે છે, વેદના પૂર્ણ જ્ઞાતાઓ, પણ એમ તો કબુલ કરે છે કે, સાખ્યના સિદ્ધાતો કેવળ નિરીશ્વરવાદરૂપ નથી, સાખ્ય તથા વેદાતની સામ્યતાના સબધમા મોટા મોટા વિદ્વાનોમા પણ મતભેદ પડેલા જોવામા આવે છે. વેદાત દર્શનના વિરુદ્ધ અવલબન કરનારાઓનુ આ સાખ્ય દર્શન એક કેવળ વેદોના પરમૂર્શને અર્થે એક મહાન શસ્ત્રરૂપ છે. જો સાખ્ય તથા વેદાત બેઉ દૈવી જ્ઞાન હોય તો તે બન્ને સત્યરૂપ હોવા જોઇએ. પણ તે બેઉ દર્શનના સિદ્ધાતો એક બીજાથી એવા તો વિરુદ્ધ છે કે, બેમાથી એક સત્યરૂપ હોવુ જોઇએ તથા બીજુ અસત્ય હોવુ જોઇએ. તેમ જ જો બેઉ શાસ્ત્રો વેદ પ્રતિપાદિત હોય તો એ તો ખુલ્લુ જ છે કે, બીજુ દર્શન સત્યને પ્રદર્શિત કરનારુ હોવુ ન જોઇએ. કારણ તે એકજ હેતુ સબધી ભિન્ન ભિન્ન બેઉ મતો દર્શાવે છે. ઉપનિષદ મનુ તથા યાસ્કાદિકોના કેટલાક ભાગોપરથી આ તો ખુલ્લુ થાય છે કે, પ્રાચીન કાળથી જ વેદોમા આવી રીતના અપવાદો જોવામા આવે છે આમ હોવાથી વેદાત તથા સાખ્યના સૂત્રોને એક બીજા સાથે બજાવ્યા આવતા કરવા માટે મહાન પ્રયાસો કરવામા આવેલા હોવા જોઇએ, જેથી ઇશ્વરના પ્રકાશથી ઉત્પન્ન થયેલા વેદોની પવિત્રતા સિદ્ધ થઇ શકે છે આ રીતના હેતુથી જ બ્રહ્મસૂત્રના કર્તા ભગવાન વ્યાસે પતજલિ યોગશાસ્ત્ર ઉપર ટીકા કરી છે, તે જ રીતે શ્રી શકર ભગવાનના ગુરુ ગોવિંદાચાર્યના ગુરુ ગૌડપાદાચાર્યે ઇશ્વરકૃષ્ણની સાખ્યકારિકાપર ટીકા કરી છે તથા ભગવદ્ગીતામા પણ એક પ્રકારનો ઉદ્ધાર સમાયલો છે.

આ રીતના બેઉ સિદ્ધાતોના રહસ્યોને એક બીજા સાથે મળતા કરવાના જેમ પ્રયાસો થયા છે, તેમ શ્વેતાશ્વતર ઉપનિષદની રચના પણ તે જ ઉદ્દેશથી થયલી હોવી જોઇએ. સાખ્ય તથા વેદાત આ બેઉનુ સમાધાન કરવાનો ઉદ્દેશ શ્વેતાશ્વતરમા કેવી રીતે ઉઠાવવામા આવેલો છે, તે જાણવા પ્રથમ આ બેઉ દર્શનના સિદ્ધાતો જાણવા જોઇએ.

### વેદાંત દર્શનના સિદ્ધાંતો.

વેદાત દર્શનપ્રમાણે સૃષ્ટિના પરમ તત્ત્વરૂપ અર્થાત્ કારણરૂપ પરબ્રહ્મ પરમાત્મા છે તથા તેના સિવાયની કોઇ પણ વસ્તુ છેજ નહીં. તે સર્વના કારણરૂપ તથા સર્વ જગતમા વ્યાપીને રહેલ છે જો તેની મૂળ પ્રકૃતિનો વિચાર કરીએ તો તે સત્ રૂપ, ચિત્ રૂપ તથા આનદરૂપ છે બ્રહ્મ મનનો વિષય નથી, તેમ જ તે કર્તા અથવા કર્મનો વિષય નથી પણ તેમા બેઉનો સમાવેશ થાય છે કારણ બ્રહ્મ દરેક રીતે પૂર્ણ, સ્વતત્ર તથા અનત છે બ્રહ્મ તથા આનદ સબધી પણ તે જ રીતે કહેવામા આવ્યુ છે તેમજ સત્ ચિત્ અને આનદ એક બીજાથી ભિન્ન એવા, મૂળ પ્રકૃતિના ગુણો નથી, પણ પારૂ જોતા કેવળ બ્રહ્મના જ જુદા જુદા નામો છે. પરમાત્માની સાથે તુલના કરતા બીજી સર્વ વસ્તુઓ અસ્તિત્વ ધરાવતી નથી તથા તેમનાથી વિરુદ્ધ ગુણોને ધારણ કરે છે. સર્વ વસ્તુઓ જાતે અસ્તિ તથા ભાતિ આદિ ગુણોથી રહિત છે તથા જે અસ્તિત્વ તેઓ ધારણ કરે છે, તે કેવળ ઉપાદાનરૂપ છે તથા તેઓનુ મૂળ અને સ્વતત્ર કારણ ઇશ્વર છે જગત્ અથવા જે વસ્તુ ખરેખર અસ્તિત્વમા નથી તથા જે ચૈતન્યથી રહિત છે, તે પરમાત્માથી વ્યાપ્ત છે અને આ કારણથી સૃષ્ટિ અથવા સર્જનો પ્રાદુર્ભાવ થાય છે, જેથી

અવ્યક્ત અવસ્થામાં ન હોનારી વિશેષતાઓ વ્યક્તરૂપે થાય છે.

## સાંખ્યના સિદ્ધાંતો.

સાંખ્ય દર્શન મુખ્યત્વે કરીને દ્વૈતતાવાળું છે પણ વેદાંતની માફક અદ્વૈત મત સ્વીકારતું નથી. તેના મત પ્રમાણે જડ અને ચૈતન્ય આ બે વસ્તુઓ હોય છે, જેથી સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે. સૃષ્ટિ પોતાના મુખ્ય કારણરૂપે વ્યવસાયાત્મક સ્વરૂપવાળા ચૈતન્યને આધીન છે અને મૂળ પ્રકૃતિ, પ્રથમ ઉત્પાદક સ્વરૂપ અથવા રૂપ અને ગુણોની વિશેષતાથી રહિત વસ્તુરૂપ કહેવામાં આવે છે. તે પ્રકૃતિ એકરૂપ, અનંતરૂપ, ચૈતન્યરૂપ તથા ઇન્દ્રિયોના વિષયથી રહિત છે. તે ભૌતિક કારણરૂપ છે, જેમાંથી સર્વ કાર્યોની ઉત્પત્તિ થાય છે. આત્મા કેવળ દ્રષ્ટા, સાક્ષી, મંતા તથા જે કંઇ દ્રષ્ટ વસ્તુ છે તેથી અપરિચ્છિન્નરૂપે છે. આત્મા કર્તારૂપ તેમ ભોક્તારૂપ નથી. તે સ્વયં વિજ્ઞાનરૂપ તથા દ્રષ્ટા સિવાય બીજા કોઇ પણ પ્રકારના ગુણથી રહિત છે. વેદાંતમા જેમ જીવરૂપ કહેવામા આવે છે તેમ આમાં જીવોને અનંતરૂપ માન્યા છે. આત્મા તથા પ્રકૃતિ આ બેના એકઠાપણાથી સૃષ્ટિનો વ્યવહાર ચાલે છે. આત્મા કેવળ કર્તાપણાના ગુણથી રહિત કેવળ દ્રષ્ટારૂપ છે તથા તે કાંઇ ઉત્પન્ન કરી શકતો નથી. પ્રકૃતિ પ્રવૃત્તિરૂપે છે, પણ અંધ છે તથા સ્રષ્ટાપણાના ગુણવાળી છે. તે વર્ણ તથા નિર્ણયથી રહિત છે તથા તેમા અનેક ઘટનાઓ હોય છે, જેનો અંત હોતો નથી. જેમ આ ઘટનાઓમાં પરિણામો જોવામા આવે છે તેમ વિજ્ઞાનતત્ત્વરૂપ આત્માનું પ્રતિબિંબ વ્યવસાયતત્વરૂપ પ્રકૃતિમાં પડવાથી કાર્યરૂપ જગતની ઉત્પત્તિ થાય છે. આ બાબતમાં અર્થાત્ સૃષ્ટિમાં આત્માની પરિછિન્નતા વિષે સાખ્યમા બે ભાગો પડે છે. કેટલાકનું માનવું એમ છે કે, પરમેષ્ઠી પરમાત્મા પોતાના શાસનથી સર્વની ઉત્પત્તિ કરે છે તથા કેટલાકનું માનવું આથી ઉલટું છે. છતાં તે બન્ને ભિન્ન મતવાળાઓ એમ માને છે કે, અનંત આત્માઓ પોતાના અસ્તિત્વમા એક બીજાથી સ્વતંત્ર છે, પ્રકૃતિ સ્વયંભૂરૂપ છે તથા જગતનું મુખ્ય કારણ કેવળ પ્રકૃતિ જ છે.

## વેદાંત તથા સાંખ્યનું સાદૃશ્ય.

કેટલીક બાબતો એવી છે કે, જેમાં વેદાંત તેમ જ સાખ્ય બેઉ મળતા આવે છે. આ બાબતો નીચે પ્રમાણે છે:—

(૧) સૃષ્ટિ અથવા કાર્યોમાં ક્રમ બેઉમાં એક જ સરખો છે. ઇન્દ્રિયોવડે જોવામાં આવતા સ્થૂલભૂતોની ઉત્પત્તિ સૂક્ષ્મ ભૂતોમાંથી થાય છે, જે ઇન્દ્રિયોનો વિષય હોતો નથી. સાંખ્ય મત પ્રમાણે આ ભૂતોની ઉત્પત્તિ કારણરૂપ પ્રકૃતિમાંથી થાય છે તથા વેદાંત મત પ્રમાણે, અવિદ્યા—માયાવડે ઉત્પત્તિ થાય છે.

(૨) બેઉ શાસ્ત્રના મત પ્રમાણે કાર્યોના કારણનું સ્વરૂપ મુખ્યત્વે કરીને એક છે. કારણ કે કારણરૂપ પ્રકૃતિની માફક અવિદ્યાનું પણ વર્ણન થઇ શકે એમ નથી. તે બન્ને દિશા, કાલ અથવા વસ્તુપરિચ્છેદથી રહિત છે. સત્, ચિત તથા આનંદ આ ત્રણ રીતના ગુણો બેઉમાં છે.

(૩) બેઉ શાસ્ત્રોએ આત્માનું સ્વરૂપ એક જ રીતે વર્ણન કર્યું છે. તે પાંચ ભૌતિક કોઇ પણ વસ્તુથી ભિન્ન છે. તે કોઇ પણ પ્રકારની ભિન્નતાથી રહિત કેવળ જ્ઞાનરૂપ છે. સાંખ્ય પ્રમાણે જીવ પ્રકૃતિથી ભિન્ન છે. જીવ અપ્રાજ્ઞરૂપ છે, છતાં તે પ્રવૃત્તિરૂપે છે. પ્રકૃતિ પ્રાજ્ઞરૂપ છે પણ તે અપ્રવૃત્તિરૂપ છે. વેદાંત પ્રમાણે અજ્ઞાનથી મુક્ત આત્માને જીવ કરીને કહેવામા આવે છે.

જો આ પ્રમાણે આટલી બધી સાદૃશ્યતા

બેઉનેવિશે રહેલી છે, તો પછી જે જે ખુલ્લી ભિન્નતા બેઉમાં છે, તેને એક એવા તોડપર લાવી શકાય કે, જેથી તે ભિન્નતાઓ અદૃશ્ય થઇ જાય છે.

આવી જ રીતના હેતુથી શ્વેતાશ્વતર ઉપનિષદની ઉત્પત્તિ થઇ છે તથા સાંખ્યની કેટલીક ભિન્નતાઓ જે જોવામાં આવે છે, તે સર્વ, વેદાંતપરથી ઉત્પન્ન થઇ છે તથા તે બાબતોને આ ઉપનિષદ્‌ વેદાંતની સાથે એકરૂપે કરે છે. આ ઉપનિષદ પણ સૃષ્ટિનો ક્રમ, પ્રકૃતિમાંથી ભૂતોની ઉત્પત્તિ, પ્રજ્ઞા તથા સ્વયંપ્રજ્ઞા, આ સર્વ સાંખ્યની બાબતોને સ્વીકારે છે. તે સાંખ્યની પરિભાષાને કબુલ કરે છે તથા કેવળ બ્રહ્મથી જ સૃષ્ટિની ઉત્પત્તિ થતી નથી, પણ માયા, અવિદ્યા અથવા અજ્ઞાન જ્યારે બ્રહ્મની સાથે જોડાય છે ત્યારે જગતની ઉત્પત્તિ થાય છે, આ વાતને પણ તે કબુલ કરે છે. આ રીતે તો સાંખ્યના કારણરૂપ તત્ત્વ તથા અવિદ્યાવચ્ચે કોઇ રીતની ભિન્નતા રહી નથી. કારણ કે સાંખ્યના પ્રથમ તત્ત્વરૂપ જે પ્રકૃતિ, તે જ માયારૂપ છે. વેદાંતને વિશે જેને આત્મા કહેવામાં આવે છે, તેજ પુરુષરૂપ છે. સાંખ્યમાં કહેવામાં આવતો પુરુષ ભિન્ન નથી. પુરુષ કેવળ મંતવ્યરૂપ તથા કોઇ પ્રકારની ચેષ્ટાથી રહિત છે. આત્મા પણ તે જ પ્રકારનો છે. જો તે ઘણા આત્માઓને આધીન હોય તો જગતની ઉત્પત્તિ થઇ શકે નહિ. સૃષ્ટિની ઉત્પત્તિ આત્મામાંથી થાય છે, તે ખુલ્લું જ છે. કારણ કે પ્રકૃતિના સર્વ કાર્યોમાં, જો પ્રકૃતિ જે અંશરૂપ છે તે જ મુખ્ય કારણ હોય તો પછી સંકલ્પની એકતા અશક્ય થઇ જાય. જેમાંથી જગતની ઉત્પત્તિ થાય છે, તે મહાન્ સમર્થ આત્મા હોવો જોઇએ. બીજું જીવો સંસારના સુખ દુઃખના ભોગવનારા હોય છે, તેથી સૃષ્ટિની ઉત્પત્તિ કરવાનો ઉત્કૃષ્ટ વિવેક તેઓમાં હોતો નથી. આથી ખુલ્લું છે કે, જગતના સ્વતંત્ર કારણરૂપ પરમાત્મા અસ્તિત્વમાં છે, જે જગતથી પૂર્ણપણે સ્વતંત્ર છે તથા જેને આધીન આ સર્વ જગત્ રહેલું છે. આને બ્રહ્મ અથવા પરમાત્મા કહેવામાં આવે છે. આ એક એવા કારણરૂપે છે કે, જેમાંથી સર્વની ઉત્પત્તિ તથા જેને વિશે સર્વનો લય થાય છે.

માયા અર્થાત્ સ્થૂલ કાર્યનું પ્રથમ કારણ જીવ તથા ઇશ્વર છે. આ સર્વ બ્રહ્મને વિશે રહેલાં છે. પ્રકૃતિ બે પ્રકારની છે, એક વ્યક્ત તથા બીજી અવ્યક્ત. અવ્યક્તાવસ્થામાં પ્રકૃતિ, અર્થાત્ પ્રધાન અગર જો કે બ્રહ્મને આધીન છે, છતાં તે નાશથી રહિત છે. પ્રકૃતિ વ્યક્તાવસ્થામાં શાશ્વતરૂપ નથી. કારણ બ્રહ્મ કે જેમાંથી કાર્યની ઉત્પત્તિ થાય છે તેમાં જ્યાં સૂધી તેનો લય નથી થતો હોતો ત્યાં સૂધી પ્રકૃતિના કાર્યની ઉત્પત્તિ તથા નાશ થયા જ કરે છે. આ કાર્યને વિશે ઇશ્વરની સત્તા વ્યાપી રહેલી છે. તથા તે કાર્ય જીવના ઉપભોગને માટે કરવામાં આવેલું હોય છે. પરમાત્માની માફક જીવો પણ શાશ્વતરૂપ છે. પણ તેઓ પ્રકૃતિને અધીન છે. બીજી તરફ પરમાત્મા કેવળ સાક્ષીરૂપ છે તથા તેનાવડે કાર્યરૂપ જગતની ઉત્પત્તિ થઇ છે.

શ્વેતાશ્વતર ઉપનિષદમાં આ જ પ્રકારનો સામાન્ય ઉપદેશ છે તથા પ્રારંભમાં ચક્ર અને નદીના બે દૃષ્ટાંતો આપવામાં આવ્યાં છે. આ દૃષ્ટાંતોમાં જ કર્તા પોતાના સિદ્ધાંતના મુખ્ય હેતુઓનું દિગ્દર્શન કરે છે. વેદાંતના વિચાર પ્રમાણે સર્વત્ર વ્યાપક એવા બ્રહ્મને પ્રતિરૂપ માનવામાં આવ્યા છે તથા સાદૃશ્યતાવાળા સર્વ વિષયોનો નિશ્ચય સાંખ્યના વિચાર પ્રમાણે કરવામાં આવે છે. આ ઉપનિષદમાં કેવા પ્રકારનો યોગ દર્શાવવામાં આવ્યો છે, તે હવે

જોવાનું છે. આ યોગનો સિદ્ધાંત સાખ્યથી જરા પણ ભિન્ન નથી. કારણ અગર જો કે યોગને વિશે કહ્યું છે કે, સમર્થ ઇશ્વર જગતના કારણરૂપ છે, છતા સાખ્ય મત પ્રમાણે આ સર્વ અસખ્ય જીવોનું અસ્તિત્વ ઇશ્વરથી ભિન્ન છે. શ્વેતાશ્વતરમાં આ બાબતનો નિષેધ કરવામાં આવ્યો છે. ઇશ્વર સર્વમાં રહેલ છે તથા જે યોગના સાધનોવડે મનુષ્ય બ્રહ્મજ્ઞાન પામવાને યોગ્ય થાય છે, તેની સાધનાઓનું આમાં વર્ણન કરવામાં આવ્યું છે.

"જગતના બંધનોમાંથી છૂટા થવુ, શરીરના દુઃખમાથી મુક્ત થવું તથા જન્મમરણના ફેરામાથી છૂટા પડવું, આ જ મનુષ્યમાં મુખ્ય ઉદ્દેશ રહેલો હોય છે. આ ઉદ્દેશ બ્રહ્મવિદ્યાવડે સિદ્ધ થઇ છે. તેમાં કહ્યું છે કે, બ્રહ્મ જગતથી ભિન્ન છે. માયા અથવા શક્તિના યોગે કરી બ્રહ્મ જગતની ઉત્પત્તિ કરે છે તથા મનુષ્ય ખરૂં જોતા બ્રહ્મરૂપ જ છે. આ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરવા ઇન્દ્રિયો તથા મનના પર વિજય મેળવવો જોઇએ. આ વિજય મેળવવામા કેટલાંક સાધનો હોય છે, જેવા કે શરીરને સ્થિર રાખવું, પૂરક, કુંભક તથા રેચકવડે પ્રાણાયામ કરવા તથા ધ્યાન કરવા બેસવાની જગ્યા શાત હોવી જોઇએ. અગર જો કે વેદાંતશાસ્ત્રમા પણ યોગના કેટલાક નિયમો દર્શાવવામા આવ્યા છે, છતાં ઘણું કરીને આ બાબતો યોગશાસ્ત્રમાંથી લીધેલી હોવી જોઇએ.

શ્વેતાશ્વતર ઉપનિષદ્નો કર્તા વેદાંત તથા સાખ્યદર્શનના સિદ્ધાતને એકત્ર કરવાના પ્રયાસમા વિજયી નિવડ્યો છે કે નથી નિવડ્યો, તે સબંધી આ સ્થળે આપણે ઉહાપોહ કરવાનો નથી, તેમજ સર્વ વ્યાપકરૂપ કારણ સંબધીનો એકલો વિચાર કરવાનો નથી, પણ શ્રેષ્ઠ બ્રહ્મ એ જ એક સ્વતત્ર કારણરૂપ છે તથા માયા અને પ્રકૃતિ બેઉ એક છે, આ બેઉ વિશે પ્રથમ વિચાર કરવો, એ અત્યંત આવશ્યકીય છે. છેવટમાં આપણે એટલું તો માની લઇએ છીએ કે, જે જે વિરુદ્ધ વિચારો બેઉ શાસ્ત્રમાં છે, તેનો તીક્ષ્ણતાથી વિચાર કરી સમાધાન કર્યું નથી. પણ તે ભિન્ન ભિન્ન મતોને તુલના કર્યા સિવાય ઉપલક ઉપલક ઉરાડી દીધા છે.

આ ઉપનિષદ્ની રચના પૂર્વાપરના સબંધથી રહિત છે. વેદ તથા બીજા ઉપનિષદ્દોમાથી ઘણા ભાગો આ ઉપનિષદ્મા લીધેલા હોવાથી, એમ સ્પષ્ટ માલમ પડે છે કે, એક મૂળ ઉપનિષદ્ કરવા કરતાં જૂદાં જૂદા બધાંમાંથી એકઠું કરી એને બનાવેલ હોવું જોઇએ તથા કર્તા પોતાના વિચારોને ન્યાયપુરઃસર પ્રદર્શિત કરવા કરતાં અન્ય પ્રમાણોના પર આધાર રાખે છે. કારણકે કાઇ ખુલ્લા કારણ સિવાય એમા ઘણાં પુનરાવર્તનો આવે છે. આ પુનરાવર્તનો, શાંકર મત પ્રમાણે દુર્બોધ્ય અર્થને પૂર્ણપણે મનપર ઠસાવવા માટે આપવામાં આવેલાં હોવા જોઇએ.

## श्वेताश्वतर उपनिषद्.

ॐ सह नावयतु । सह नौ भुनक्तु सह वीर्यं करवावहै । तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥

ॐ शांतिः शांतिः शांतिः

( આનો અર્થ તૈત્તરીય ઉપનિષદ્ની બ્રહ્મવલ્લીના શાંતિપાઠમાં આવી ગયો છે. )

### પ્રથમ અધ્યાય.

#### બ્રહ્મનિરૂપણ.

ॐ ब्रह्मवादिनो वदन्ति ॥ किं कारणं ब्रह्म कुत: स्म जाता जीवाम केन क्व च संप्रतिष्ठा । अधिष्ठिता केन सुखेतरेषु वर्तामहे ब्रह्मविदो व्यवस्थाम् ॥१॥

શબ્દાર્થઃ—બ્રહ્મવાદીઓ માહોમાંહે કહે છે કે, બ્રહ્મ એ કયું કારણ છે? શેમાંથી આપણી ઉત્પત્તિ થઇ છે? શેનાવડે આપણે જીવીએ છીએ? છેવટે આપણે શાને વિશે સુખે કરી રહીએ છીએ? હે બ્રહ્મવેત્તાઓ! સુખ અથવા દુઃખને વિશે નિયંત્રિત થયેલા આપણે કોના નિયમને અનુસરી ચાલીએ છીએ? ૧

ટીકાઃ—किम् શબ્દને સર્વનામ લઇએ તો તેનો અર્થ એ થાય કે, બ્રહ્મનું સ્વરૂપ કેવું છે. તેમ જો પ્રશ્નાર્થના ચિહ્ન તરીકે લઇએ તો તેનો અર્થ એ થાય કે, બ્રહ્મ કારણરૂપ છે કે અકારણરૂપ છે તથા તેમ હોવાથી બ્રહ્મ ઉપાદાનકારણરૂપ છે કે નિમિત્ત કારણ રૂપ છે અથવા બેઉ રૂપ છે? 'છેવટે'નો અર્થ એ કે, જગતના પ્રલય સમયે. બ્રહ્મવેત્તાઓ અર્થાત્ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા [illegible]ના જ્ઞાતાઓ. ૧.

**काल स्वभावो नियतिर्यदृच्छा भूतानि योनिः पुरुष इति चिन्त्यम् । संयोग एषां न त्वात्मभावादात्माप्यनीशः सुखदुःखहेतोः ॥२॥**

શબ્દાર્થ—શું કાલ બ્રહ્મરૂપ અર્થાત્ કારણરૂપ છે? શું વસ્તુનું સ્વરૂપ બ્રહ્મરૂપ છે? શું નિયતિ–કર્મમાંથી ઉત્પન્ન થતા આવશ્યકીય ફળો બ્રહ્મરૂપ છે? શું યદૃચ્છા અર્થાત આકસ્મિક ઉત્પન્ન થનારી શક્તિ બ્રહ્મરૂપ છે? શું પંચમહાભૂતો બ્રહ્મરૂપ છે? શું યોનિ–પ્રકૃતિ બ્રહ્મરૂપ છે? અથવા તો શું આત્મા બ્રહ્મરૂપ છે! આ સંબંધી વિચાર કરવો જોઇએ. આ સઘળાનો સમૂહ બ્રહ્મરૂપ નથી, કારણ આત્મા સતરૂપ છે. વળી આત્મા સુખ દુઃખના કારણરૂપ હોવાથી સૃષ્ટિના કર્તારૂપ થવાને અશક્તિવાન્ છે. ૨

ટીકાઃ—શ્રી શંકર ભગવાન્ આ સ્થળે જે યોનિશબ્દ વાપરવામા આવ્યો છે, તેને બીજી ૭ વસ્તુઓ સાથે જોડે છે, જેથી યોનિનો અર્થ કારણ અથવા ઉત્પત્તિ થાય છે. જેમ કે કાલ, સ્વભાવ, નિયતિ, યદૃચ્છા, ભૂત તથા આત્મા. આ છમાંથી કોણ યોનિ અર્થાત્ કારણરૂપ છે? જો આ પ્રમાણે હોય તો યોનિ શબ્દ આ ૭ વસ્તુની વચમાં મૂકતે નહિ. વળી ઉપર પ્રમાણેનું વિવેચન સાંખ્યના સિદ્ધાંતને વધારે મળતું આવે છે તથા આપણે પૂર્વે પ્રસ્તાવનામા કહ્યું છે કે, આ આખું ઉપનિષદ્ વેદાંત તથા સાંખ્યને સમેલન કરનારૂં છે. આ સઘળાનો સમૂહ બ્રહ્મરૂપ નથી —આ સ્થળે ભાવ પૂર્ણ થવા નીચે પ્રમાણેનું વાક્ય અધુરૂં છેઃ—જો ઉપર દર્શાવેલ સાત વસ્તુઓ કારણરૂપ હોય તો તે કાતો એક એક ભિન્ન કારણરૂપ હોય અથવા તો સઘળી વસ્તુનો સમૂહ કારણરૂપ હોય. એકેક ભિન્ન કારણરૂપ થઇ શકે નહિ, કારણ તે અનુમાન પ્રમાણથી ભિન્ન છે. બ્રહ્મ કારણરૂપ નથી, અકારણરૂપ નથી અથવા બન્નેરૂપ નથી. અર્થાત્ પોતાના સ્વરૂપે કરીને કારણરૂપ કેમ રીતે થઇ શકે? હવે પછીના મંત્રમા આને વિશે ખુલાસો આપવામા આવ્યો છે. ૨

**ते ध्यानयोगानुगता अपश्यन् देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम् । यः कारणानि निखिलानि तानि कालात्मयुक्तान्यधितिष्ठत्येकः ॥३॥**

શબ્દાર્થઃ–ધ્યાન તથા યોગને અનુસરનારાઓએ દેવાત્માની શક્તિને ( સૃષ્ટિના કારણ રૂપે ) પોતાના ગુણોવડે ઢંકાયલી જોઇ, જે કારણોને વિશે કાલ પ્રથમ છે તથા આત્મા છેવટે છે, તે સર્વના અધિષ્ટાતારૂપ આ દેવાત્મા છે.

ટીકા–देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम्–આના સંબંધમા શ્રી શંકર ભગવાન્ નીચે પ્રમાણે વિવેચન આપે છે (૧) દેવાત્મશક્તિ એ ઇશ્વરની પોતાની શક્તિ જાણવી, અર્થાત્

ઇશ્વરને આશ્રયીને રહેલ શક્તિ જાણવી. શક્તિનો અર્થ માયા અથવા પ્રકૃતિ છે. આ માયા સત્વ, રજ અને તમ નામના ગુણોથી ઢંકાયેલી હોય છે. (૨) **દેવાત્મશક્તિ–દેવાત્મના અવસ્થિતામ્ શક્તિ** અર્થ –જે શક્તિ ઇશ્વરની સાથે સાદસ્યતાને ધરાવનારી છે તે. આ રીતે 'સ્વગુણ' શબ્દે કરી સર્વ શક્તિમાન્ તથા સર્વત્ર વ્યાપક ઇશ્વરના પોતાના ગુણો જાણવા. ( ૩ ) શક્તિ એ દેવના સ્વરૂપવાળી છે તથા દેવની તુલના બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્રની સાથે હોવાથી દેવ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના કર્તા છે, આ રીતે સ્વગુણવડે ત્રણ દેવોને લેવા. અર્થાત્ સાત્વિકતાવડે બ્રહ્મા, રજતાવડે વિષ્ણુ અને તમપણાવડે શિવને જાણવા. જેનાવડે પરમાત્મા દેવ ઢંકાયેલ છે. ( ૪ ) દેવ, આત્મા તથા શક્તિ અર્થાત્ ઇશ્વર, જીવ તથા પ્રકૃતિ, જેને બ્રહ્મરૂપ ગણવામાં આવે છે તથા સ્વગુણો એ માયાના અનેક બંધનો છે, જેનાવડે બ્રહ્મ ગૂઢ છે. ( ૫ ) દેવાત્મશક્તિ એ દેવોની સર્વ સામર્થ્યરૂપ શક્તિ છે, જેનાવડે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થયા કરે છે તથા જે શક્તિ પોતાના ખાસ ગુણોવડે ઢંકાયલી રહે છે. ૩

**तमेकनेमिं त्रिवृत्तं षोडशान्तं शतार्धारं विंशतिप्रत्यराभिः । अष्टकैः षड्भिर्विश्वरूपैकपाशं त्रिमार्गभेदं द्विनिमित्तैकमोहम् ॥४॥**

શબ્દાર્થ.–એક નેમિવાળું, ત્રણ પાટાઓથી ઢંકાયનું, સોળ ધારવાળું, વિશ પ્રતિઆરાઓવાળું, આઠગણા છ અર્થાત્ અડતાળીસ ખીલાઓવાળું, ભિન્ન સ્વરૂપવાળા એક દોરડાથી બંધાયનું, ત્રણ પ્રકારના માર્ગોને વિશે ગમન કરનારું, બે ચિહ્નોવડે એક પરિવર્તન કરનારું જાણે એક ચક્ર હોયની શું, તેની માફક સર્વ કારણોના અધિષ્ઠાતા પરબ્રહ્મ જાણવા. ૪

ટીકા:–એક નેમિવાળું:–એક અવ્યાકૃત આકાશ માયા, મૂલ પ્રકૃતિ, શક્તિ અથવા અવિદ્યા જાણવી અથવા જેને આશ્રયે અખિલ સૃષ્ટિ છે એવા કારણને જાણવું. ત્રણ પાટા:– ત્રણ ગુણો જેવા કે સત્વ, રજ અને તમ. સોળ ધારો –સાંખ્યના સોળ તત્ત્વો જેનાવડે સૃષ્ટિ પૂર્ણ થાય છે. આ સોળ તત્ત્વો નીચે પ્રમાણે છે પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો એક મન. એ રીતે અગીઆર અંતરિન્દ્રિયો તથા પાંચ બાહ્યેન્દ્રિયો જેવી કે પૃથ્વી, અપ, તેજ, વાયુ અને આકાશ. કેટલાકના કહેવા પ્રમાણે ૧૬ નેમિ નીચે પ્રમાણે છે –જેમકે વિરાટ તથા સૂત્રાત્મા, જેનાવડે સૃષ્ટિ પૂર્ણ થાય છે તથા ૧૪ લોક મળી કુલ્લે સોળ ગણે છે.

પચાસ આરાઓ –૫ અવિદ્યાની પાંચ જાતિઓ જેવી કે તમ, મોહ, મહામોહ, તામિસ્ર, ૩૮ અશક્તિઓ જેવી કે બધિરતા, મૂર્ચ્છા, કુષ્ઠતા, અંધતા, ગંધનો અભાવ, મૂકતા, પંગુતા, ગતિવૈકલ્યતા, બદ્ધ કોષ્ટતા, નપુંસકત્વ તથા ચિત્તની ભ્રમતા, આ અગિયાર ખામીઓ ઇન્દ્રિયોના અભાવવડે હોય છે તથા સત્તર ખામીઓ બુદ્ધિના અભાવથી થાય છે, જેમાં નવ તુષ્ટિના અભાવથી થાય છે, તથા આઠ સિદ્ધિના અભાવથી થાય છે. આ આઠ સિદ્ધિઓ નીચે પ્રમાણે છે-તાર, સુતાર, તારયન્તી પ્રમોદ, પ્રમોદિત, પ્રમોદમાન, રમ્યક તથા સત્પ્રમોદિત. શ્રી શંકર ભગવાન્ આઠ સિદ્ધિઓ નીચે પ્રમાણે કહે છે.–પ્રકૃતિના સંબંધથી જ્ઞાનના સંસ્કારરૂપ સિદ્ધિથી ઉત્પન્ન થતા ત્રણ જાતો, અધ્યાત્મ, અધિભૂત તથા અધિદૈવ, આ ત્રણ પ્રકારની દુ:ખની ભિન્નતાથી ઉત્પન્ન થતી ત્રણ જાતો તથા ગુરૂ તરફ દર્શાવવામાં આવતી ઔદાર્યતા મિત્રપ્રાપ્તિથી ઉત્પન્ન થાય બે

સિદ્ધિઓ, એમ આઠ સિદ્ધિઓ કહે છે. વીશ પ્રતિઆરાઓ:-દશ ઇન્દ્રિયો તથા ઇન્દ્રિયોના વિષયો, એમ કરી વીશ પ્રતિઆરાઓ જાણવી. ૪૮ ખીલાઓ-પ્રકૃતિ, બુદ્ધિ, અહંકાર તથા પાંચ સૂક્ષ્મ ભૂતો-પૃથ્વી, અપ, તેજ, વાયુ તથા આકાશ, એમ મળી કુલ્લે આઠ, ચામડીના અંદરનો ભાગ, બહારનો ભાગ, માંસ, રક્ત, મજ્જા, અસ્થિ, મેદ તથા રેત મળી કુલ્લે આઠ, અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશત્વ તથા વશિત્વ આઠ સદ્ગુણ, જ્ઞાન, વિરાગ, દૈવિક શક્તિ, દુર્ગુણ, અજ્ઞાન, વિરાગનો અભાવ તથા દૈવિક શક્તિનો અભાવ એમ મળી કુલ્લે આઠ બ્રહ્મા, પ્રજાપતિ, દેવો, ગંધર્વો, યક્ષો, રાક્ષસો, પિતરો તથા પિશાચો મળી કુલ્લે આઠ દેવો. આત્માના આઠ સદ્ગુણો જેવા કે, સર્વ ભૂત માત્રપર દયા, ક્ષમા, આક્ષેપનો અભાવ, મનની પવિત્રતા, શ્રમનો અભાવ, અભ્યુદયનો અભાવ, એમ કુલ્લે આઠ. આ રીતે સઘળું મળી ૪૮ ખીલાઓ થાય છે. દોરડું-ભિન્ન ભિન્ન પ્રકારની કામનારૂપી દોરડું. ત્રણ માર્ગો-સદ્ગુણ, દુર્ગુણ તથા જ્ઞાનના માર્ગો. એક પરિવર્તન-માયા જે પુણ્ય તથા પાપના કારણરૂપ હોય છે, ૩.

**पञ्चस्रोतोम्बुं पञ्चयोन्युग्रवक्रां पञ्चप्राणोर्मिं पञ्चबुध्यादिमूलाम् । पञ्चावर्त्तां पञ्चदुःखौघवेगाम् पंचक्लेशभेदां पञ्चपर्वामधीमः ॥५॥**

શબ્દાર્થ —જે નદીનું જળ પાંચ સ્રોત ( પાંચ બુદ્ધીન્દ્રિયો ) માંથી ઉત્પન્ન થયું છે, જે નદી પાંચ કારણો (પાંચ ભૂતો) વડે ભયંકર તથા વક્ર છે, જે નદીના તરંગો પાંચ વાયુઓરૂપ છે, જે નદીનું મૂળ પાંચ જ્ઞાનેન્દ્રિયોના ઉત્પન્નકર્તારૂપ છે, જે નદીને પાંચ આવર્તો ( પાંચ ઇન્દ્રિયોના વિષયો ) છે, જે પાંચ પ્રકારના દુઃખના પ્રવાહવડે વેગવાળી છે, જે પાંચ પ્રકારના ક્લેશથી વિભક્ત થયેલ છે તથા જેને પાંચ વિભાગો છે, આવા નદીરૂપ પરબ્રહ્મનું અમે ચિંતન કરીએ છીએ. ૫

ટીકા:-ઇન્દ્રિયોના વિષયો પાંચ આવર્તોરૂપ છે. શબ્દ, સ્પર્શ, રૂપ રસ અને ગંધ, આ પાંચને આવર્ત કહેવામાં આવે છે. કારણ કે આને વિશે જીવ ડૂબી જાય છે. પાંચ પ્રકારના દુઃખો નીચે પ્રમાણે છે:—ગર્ભાવસ્થાનું દુઃખ, જન્મતી વખતનું દુઃખ, જરાદિ અવસ્થાનું દુઃખ, રોગથી ઉત્પન્ન થતું દુઃખ, તથા મૃત્યુથી થતું દુઃખ. મૂળમાં **पंचाशद्भेदा** એવો પાઠ છે, પણ શ્રી શંકર ભગવાન્ **पंचक्लेशभेदाम्** એવો પાઠ લે છે, જે પાઠ વધારે યોગ્ય લાગવાથી તેને અહીં સ્વીકારવામાં આવ્યો છે. ૫.

**सर्वाजीवे सर्वसंस्थे बृहंते तस्मिन् हंसो भ्राम्यते ब्रह्मचक्रे । पृथगात्मानं प्रेरितारञ्च मत्वा जुष्टस्ततस्तेनामृतत्वमेति ॥६॥**

શબ્દાર્થ—જ્યાં સુધી આત્મારૂપી હંસ પોતાને તથા ઇશ્વરને ભિન્નરૂપે માને છે, ત્યાં સુધી તે હંસ, સર્વ ભૂતોના લય તથા કારણરૂપ તથા અનંતરૂપ બ્રહ્મચક્રમાં ભ્રમણ કરે છે. જ્યારે તેને પરમાત્માનું જ્ઞાન ઉત્પન્ન થાય છે અર્થાત્ જીવ અને ઇશ્વર એક છે, એવું જ્ઞાન થાય છે ત્યારે તેને અમૃતત્વ પ્રાપ્ત થાય છે. ૬

ટીકા:-**हन्ति गच्छति अध्वानमिति हंसः** જીવને હંસ કરી કહેવામાં આવે છે, કારણ તે માર્ગને વિશે ભ્રમણ કરે છે. ૬

**उद्गीतमेतत् परमन्तु ब्रह्म तस्मिंस्त्रयं सुप्रतिष्ठाऽक्षरञ्च । अत्रान्तरं ब्रह्मविदो विदित्वा लीना ब्रह्मणि तत्परा योनिमुक्ताः ॥७॥**

શબ્દાર્થ.— આને ખરેખર પરમ બ્રહ્મ કરી કહેવામાં આવે છે. આ પરમ બ્રહ્મમાં

ભોક્તા, ભોગ્ય તથા ઇશ્વર, આ ત્રણ વસ્તુઓ જોવામા આવે છે. આથી તેને મારા પ્રતિષ્ઠારૂપ (આશ્રય રૂપ) તથા અક્ષર રૂપ (અનાશવાન્) કરી કહેવામા આવે છે. જ્યારે બ્રહ્મવેત્તાઓ બ્રહ્મમા લીન થાય છે તથા સમાધિને વિશે દૃઢ થાય છે, ત્યારે સર્વ પ્રપંચથી રહિત સર્વાત્મભાવરૂપ પરબ્રહ્મને જાણી, તેઓ જન્મના દુઃખમાથી મુક્ત થાય છે. ૭

ટીકાઃ—આને અર્થાત્ નિર્ગુણ બ્રહ્મને પરમ બ્રહ્મ કરી કહેવામા આવે છે. સર્વાત્મ ભાવરૂપ ઇશ્વરથી લઇ સ્થૂલ ભૂત સુધી સર્વ ઉત્પત્તિને સર્વાત્મ ભાવ કરી કહેવામા આવે છે. યોનિમુક્ત એટલે જન્મ, જરા તથા મૃત્યુના દુઃખમાથી મુક્ત. ૭.

**संयुक्तमेतत् क्षरमक्षरञ्च व्यक्ताव्यक्तं भरते विश्वमीशः । अनीशश्चात्मा बुध्यते भोक्तृभावात् ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥८॥**

શબ્દાર્થઃ—પરમેષ્ઠી વ્યક્ત તથા અવ્યક્ત (કાર્ય તથા કારણ) થી જોડાયના, તેમજ ક્ષર અક્ષરથી જોડાયલા આ વિશ્વનું પાલન કરે છે. પણ જે જીવ ઇશ્વરરૂપ નથી તે ભોકતાપણાના ભાવથી બંધાયલો હોય છે. જ્યારે આ જીવ બ્રહ્મને ઓળખે છે, ત્યારે સર્વ બંધનમાથી મુક્ત થાય છે. ૮

**ज्ञाज्ञौ द्वावजावीशानीशावजा ह्येका भोक्तृभोगार्थयुक्ता । अनन्तश्चात्मा विश्वरूपो ह्यकर्ता त्रयं यदा विन्दते ब्रह्म ह्येतत् ॥ ९ ॥**

શબ્દાર્થ –(બ્રહ્મ વ્યક્ત તથા અવ્યક્ત અવસ્થામા વિશ્વનું પાલન કરે છે તથા જીવ બંધનોથી બંધાયલો છે એટલુંજ નહિ પણ) બ્રહ્મ જ્ઞાનરૂપ છે, બેઉ અજન્મા છે, એક સર્વ શક્તિમાન્ છે તથા એક શક્તિથી રહિત છે માયા અજ (જન્મથી રહિત) છે તથા તે ભોક્તા અને ભોગ્યવડે જોડાયલી છે. આત્મા અનંત છે તથા તેનું સ્વરૂપ વિશ્વરૂપ છે અને તેથી તે કર્તાપણાથી રહિત છે. આ ત્રણ પ્રકારના જગતરૂપ બ્રહ્મને જે મનુષ્ય ઓળખે છે, તે સર્વ પ્રકારના બંધનમાથી મુક્ત થાય છે ૯

ટીકા :—એક સર્વ શક્તિમાન્ છે—બ્રહ્મ સર્વ શક્તિમાન્ છે તથા બીજો અર્થાત્ જીવ શક્તિથી રહિત છે. જ્યારે પરમાત્મા ભોક્તા, ભોગ્ય અને ભોગના વિકારથી મુક્ત હોય છે ત્યારે તેને માયા, અર્થાત્ સર્વના ઉત્પન્ન કર્તાથી રહિત અજ કરી કહેવામા આવે છે. માયાની શક્તિથી જોડાવાને લીધે ઇશ્વરવિશે ભોક્તા ભોગ્ય આદિની ભિન્નતાઓનો ભાસ થાય છે. જો આત્મા અનંતરૂપ હોય તથા તેનું સ્વરૂપ વિશ્વરૂપ હોય તો તે કર્તાપણાથી રહિત હોવો જોઇએ કારણ કે કર્તાપણું એક સાંસારિક ગુણ છે, જેનો સમાવેશ સર્વાત્મભાવવિશે થાય છે. કારણ જે તેની પાસે છે તેની તે ઉત્પત્તિ કરતો નથી. ત્રણ પ્રકારનું જગત્= ભોક્તા, ભોગ્ય તથા તેના વિષયવાળું જગત્. ૯

**क्षरं प्रधानममृताक्षरं हरः क्षरात्मानावीशते देव एकः । तस्याभिध्यानाद्योजनात् तत्त्वभावाद् भूयश्चान्ते विश्वमायानिवृत्तिः ॥१०॥**

શબ્દાર્થઃ—પ્રથમ પ્રકૃતિ અથવા પ્રધાન ક્ષર (નાશવાન્) છે. ઇશ્વરને હર કરી કહેવામા આવે છે કારણ તે અવિદ્યાદિનો નાશ કરે છે. આ હરને અમૃતરૂપ તથા અક્ષરરૂપ કરી કહેવામા આવે છે. તે એક દેવ, ક્ષર એવી પ્રકૃતિ તથા જીવનો નિયામક છે. આ પર બ્રહ્મનું ચિંતવન કરવાથી, તેની સાથે અખિલ જગતને જોડવાથી તથા તત્ત્વભાવે કરી આત્માનું ચિંતવન કરવાથી છેવટે વિશ્વની માયાની નિવૃત્તિ થાય છે. ૧૦.

ટીકા પ્રધાન પ્રકૃતિ—સર્વ સૃષ્ટિનું કારણ પોતે ક્ષરરૂપ—નાશવાન્ નથી. આ પ્રકૃતિ સાંખ્ય તથા વેદાંત આદિથી રહિત છે તથા પૂર્વના

મંત્રમાં આ પ્રકૃતિને અજ કરી કહેવામાં આવે છે. ઇશ્વર તથા પ્રકૃતિની વચ્ચે કેવા પ્રકારની ભિન્નતા રહેલી છે, તે દર્શાવવા અથવા ઉપનિષદના વચન પ્રમાણે જેને કેવળ મોક્ષાવસ્થા પ્રાપ્ત થયલી છે, તેને માયાનો દરેક અંશ નાશ પામવો જોઇએ. આથી પ્રકૃતિને ક્ષરરૂપ કહેવામાં આવી છે. ૧૦

**ज्ञात्वा देवं सर्वपाशापहानिः क्षीणैः क्लेशैर्जन्ममृत्युप्रहाणिः । तस्याऽभिध्यानात्तृतीयं देहभेदे विश्वैश्वर्यं केवल आप्तकामः ॥११॥**

શબ્દાર્થ:—દેવ અર્થાત્-બ્રહ્મના જ્ઞાનવડે અવિદ્યા દુઃખાદિ સર્વ બંધનોનો નાશ થાય છે. દરેક પ્રકારના દુઃખનો ક્ષય થવા સાથે જન્મ તથા મરણ બંધ પડે છે. ઇશ્વરના જગતની સાથના અભિધ્યાનવડે બ્રહ્મની તૃતીયાવસ્થા, જે વિરાટરૂપ છે, જગતના કારણરૂપ છે તથા જેની શક્તિ વિશ્વને સમાનરૂપ રાખે છે તે શરીરના ત્યાગ પછી પ્રાપ્ત થાય છે. જગતના કોઇપણ પ્રકારના સંબંધથી રહિત સ્વતંત્ર પ્રકૃતિરૂપે જો બ્રહ્મનું ચિંતન કરવામાં આવે છે તો મનુષ્યને સર્વ કામનાની પ્રાપ્તિ થાય છે, અર્થાત્ બ્રહ્મના મૂળ સ્વરૂપે કરી તે બ્રહ્મરૂપ થાય છે. ૧૧.

ટીકા—આ મંત્ર વિષે બે પ્રકારની ઉપાસનાઓનું તેના ફળ સાથે વર્ણન કરવામાં આવ્યું છે. બ્રહ્મના ચિંતનથી દુઃખની નિવૃત્તિ થાય છે. જગતના ગુણોથી યુક્ત એવા બ્રહ્મનું અર્થાત્ સગુણ બ્રહ્મનું અથવા સ્રષ્ટાનું સુખ પ્રાપ્ત થાય છે. જો કોઇ પણ પ્રકારના ગુણોથી રહિત અર્થાત્ નિર્ગુણ બ્રહ્મરૂપે જો તેનું ચિંતન કરવામાં આવે તો તેનું ફળ મોક્ષ પ્રાપ્ત થાય છે. ૧૧

**एतज्ज्ञेयं नित्यमेवात्मसंस्थं नातःपरं वेदितव्यं हि किञ्चित् । भोक्ता भोग्यं प्रेरितारञ्च मत्वा सर्वं प्रोक्तं त्रिविधं ब्रह्ममेतत् ॥१२॥**

શબ્દાર્થ—બ્રહ્મનું આ નિર્ગુણસ્વરૂપ શાશ્વતરૂપે જાણવું તથા આત્મામાં રહેલારૂપે અર્થાત્ પોતાના પ્રભાવને વિશે રહેલું જાણવું. આ બ્રહ્મ સિવાય અન્ય કાંઇ જાણવા યોગ્ય રહેતું નથી. ભોક્તારૂપ જીવ, ઉપભોગના વિષયો તથા ઇશ્વર, આ ત્રણ પ્રકારના બ્રહ્મને ઓળખવાવડે મોક્ષને પ્રાપ્ત થાય છે. ૧૨

**वह्नेर्यथा योनिगतस्य मूर्तिर्न दृश्यते नैव च लिङ्गनाशः । स भूय एवेन्धनयोनिगृह्यस्तद्वोभयं वै प्रणवेन देहे ॥१३॥**

શબ્દાર્થ—જેવી રીતે અગ્નિનું સ્વરૂપ તેના કારણરૂપ કાષ્ઠમાં ગૂઢ રહેલું હોય છે, તથા તેથી જોવામાં આવતું નથી તથા તે સમયે તેના સૂક્ષ્મ સ્વરૂપનો નાશ હોતો નથી, છતાં મથનરૂપ ઉપાયે કરી કાષ્ઠરૂપ કારણમાં તે જોવામાં આવે છે. આ બે પ્રકારની સ્થિતિ માફક આત્માની સ્થિતિ છે. પણ ૐકારરૂપ પ્રણવના ઉપાયે કરી આત્મા શરીરને વિશે જોવામાં આવે છે.

**स्वदेहमरणिं कृत्वा प्रणवञ्चोत्तरारणिम् । ध्याननिर्मथनाभ्यासाद्देवं पश्येन्निगूढवत् ॥१४॥**

શબ્દાર્થ—પોતાના શરીરને નીચેની અરણી કરી તથા પ્રણવરૂપી ૐકારને ઉપરની અરણી કરી, મનુષ્ય મથનરૂપ પૂર્ણ યોગાભ્યાસે કરી, જેમ ગૂઢ અગ્નિ ઘર્ષણરૂપ ઉપાયવડે દૃશ્ય થાય છે, તેમ ઇશ્વરને જોઇ શકે છે. ૧૪

**तिलेषु तैलं दधिनीव सर्पिरापः स्रोतः स्वरणीषु चाग्निः । एवमात्मात्मनि गृह्यतेऽसौ सत्येनैनं तपसा योऽनुपश्यति ॥१५॥**

શબ્દાર્થ—જેવી રીતે તલને પીલી તેમાંથી તેલ કાઢવામાં આવે છે, દહીંને વલોવી તેમાંથી

જેમ માખણ કાઢી લેવામા આવે છે, જમીન ખોદવાવડે સૂકાયલી નદીમા જળ જોવામા આવે છે તથા બે અરણીઓને ઘસવાવડે તેમાથી અગ્નિ ઉત્પન્ન થાય છે, તેમ ઇન્દ્રિય તથા મનના દમનરૂપ તપ તથા સત્યવડે જે પુરુષ આત્માને જુવે છે, તે આત્માને પોતાના દેહમા ગ્રહણ કરે છે ૧૫

सर्वव्यापिनमात्मानं क्षीरे सर्पिरिवार्पितम् । आत्मविद्यातपोमूलं तद्ब्रह्मोपनिषत्परम् । तद्ब्रह्मोपनिषत्परमिति ॥१६॥

શબ્દાર્થ —જેમ દૂધમા ઘૃત રહેલુ છે તેમ સર્વવ્યાપી આત્મારૂપે તેમ જ તપ તથા આત્મવિદ્યાના મૂળરૂપે જેને જોવામા આવે છે તે બ્રહ્મ છે, જેમા પરમ શ્રેય સમાયલુ છે ૧૬

ટીકા —उपनिषत् परम् ને બદલે કેટલેક સ્થળે उपनिषत् पदम् નામનો પાઠ જોવામા આવે છે તેમ કરવાથી અર્થ એ થાય છે કે, બ્રહ્મ જે ઉપનિષદ્ના છેવટના હેતુરૂપ છે તે. શબ્દે શબ્દનો આનો અર્થ એ થાય છે કે, બ્રહ્મ જેમા પરમ શ્રેય રહેલુ છે તે ૧૬

## દ્વિતીય અધ્યાય.

### સૂર્યની સ્તુતિ.

युञ्जान प्रथमं मनस्तत्त्वाय सविता धिय. । अग्नेर्ज्योतिर्निचाय्य पृथिव्या अध्याभरत् ॥१॥

શબ્દાર્થ—સત્યની પ્રાપ્તિને માટે પ્રથમ મન તથા બુદ્ધિની ઇન્દ્રિયોને બ્રહ્મમા યોજી, તથા અગ્નિદેવની જ્યોતિને જોયા પછી મનુષ્યે એવી રીતની સ્તુતિ કરવી કે, શ્રી સૂર્યભગવાન્ આજ રીતનુ જ્યોતિ પૃથ્વીમા અર્થાત્ મારા દેહમા પ્રકટ કરો. ૧

ટીકા —જે ઉપાયોવડે બ્રહ્મમા એકાગ્રતા થાય, તે ઉપાયોનુ વર્ણન કરવામા આવ્યુ છે. એકાગ્રતાની સિદ્ધિને માટે પ્રથમના ચાર શ્લોકોમા શ્રી સૂર્ય ભગવાનની સ્તુતિ કરવામાં આવી છે. આ શબ્દેશબ્દ શુકલ યજુર્વેદની સહિતામાથી લેવામા આવેલ છે तत्त्वाय—સત્યની પ્રાપ્તિને માટે. આ પ્રમાણેનો પાઠ શ્રી શકર ભગવાને લીધો છે. કેટલીક પ્રતમા तत्त्वायને બદલે तत्त्वा એવો પાઠ છે. મહિધર પોતાની ટીકામા तत्त्वा પાઠ લે છે तत्त्वा પાઠ લેવાથી આ શ્લોકનો તરજુમો એમ થાય કે મનને પ્રથમ એકાગ્ર કર્યા પછી તથા બુદ્ધિની ઇન્દ્રિયોને વિસ્તૃત કર્યા પછી શ્રી સૂર્યભગવાન્ જ્યોતિને મારા દેહમા પ્રકટ કરે ૧

युक्तेन मनसा वय देवस्य सवितु. सवे । सुवर्गेयाय शक्त्या ॥२॥

શબ્દાર્થ —એકાગ્ર ચિત્તવડે શ્રી સૂર્યભગવાનની કૃપા સપાદન કરી યથાશક્તિ સ્વર્ગની પ્રાપ્તિ માટે મનુષ્યે પ્રયાસ કરવો જોઇએ ૨

युक्त्वाय मनसा देवान् सुवर्यतो धिया दिवम् । बृहज्ज्योतिः करिष्यतः सविता प्रसुवाति तान् ॥३॥

શબ્દાર્થ —જે ઇન્દ્રિયોની મદદવડે સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, તે ઇન્દ્રિને બુદ્ધિ તથા મન સાથે એક કર્યા પછી શ્રી સૂર્ય ભગવાન્ પોતાના કિરણોદ્વારા તેઓના મહાન્ જ્યોતિ પ્રકટ કરો ૩

युञ्जते मन उत युञ्जते धियो विप्रा विप्रस्य बृहतो विपश्चितः । वि होत्रा दधे वयुनाविदेक इन् मही देवस्य सवितुः परिष्टुतिः ॥४॥

શબ્દાર્થ.- [illegible] અ. ૧૮, અન [illegible]
પગ્મોની શ્રી [illegible] ની [illegible]
આવે છે [illegible]
તથા પ્રાપ્તિ [illegible]

છો. આપ કેવળ એકરૂપ કહેવાઓ છો. જે બ્રાહ્મણોએ પોતાના મનને વિષયોમાથી ખેંચી લઇ આત્મામા જોડયું હોય છે તથા જેઓએ પોતાની ઇન્દ્રિયોને પણ આત્મામા યોજેલી હોય છે, તેવા નિર્મળ અંતઃકરણવાળા બ્રાહ્મણોની ક્રિયાઓના આપ ધારણ કરવાવાળા છો. ૪

ટીકાઃ—આ મન્ત્રોનો ભાવ આ ઉપનિષદ્માં તેમજ મહીધરની ટીકામા જૂદી જૂદી રીતે સમજાવવામા આવ્યો છે. ઉપનિષદ્મા આ મંત્રો બ્રહ્મને લાગુ પાડવામા આવ્યા છે તથા મહીધરની ટીકા પ્રમાણે આ મંત્રો યજ્ઞોની ક્રિયાને લાગુ પાડવામા આવ્યા છે. ૪

**युजे वां ब्रह्म पूर्व्यं नमोभिर्विश्लोका यन्तु पथ्येव सुराः शृण्वन्तु विश्वे अमृतस्य पुत्रा आ ये धामानि दिव्यानि तस्थुः ॥५॥**

શબ્દાર્થ.—હું આપના પૂર્વના બ્રહ્મની ઘણા જ માન સહિત ઉપાસના કરું છું. જેમ વિવેકી પુરુષો સત્પથે જવાથી પ્રશંસાને પાત્ર બને છે, તેમ બ્રહ્મની સ્તુતિમાં યોજાયલા મારા આ શ્લોકો પ્રશંસાને પાત્ર બનો. અનંત રૂપ પ્રજાપતિના સર્વ પુત્રો અર્થાત્ દેવાદિઓ જેઓ સ્વર્ગના સ્થાનમાં રહે છે, તેઓ મારી આ સ્તુતિ શ્રવણ કરો. ૫

ટીકા—વેબર ગ્રંથકારની યજુર્વેદની પ્રતમાં આ જ પ્રમાણેનો શ્લોક છે. પણ તેમા નીચે પ્રમાણેનો ફેરફાર છે—**श्लोका यान्ति**ને બદલે વેબરની પ્રતમા **श्लोका एतु** એવો પાઠ છે તથા **सुरा**ને બદલે **सुरे** એવો પાઠ છે તથા **शृण्वन्ति**ને બદલે **शृण्वन्तु** એવો પાઠ છે. આ બેઉ વચ્ચે કેવી રીતની ભિન્નતા રહેલ છે, તે દર્શાવવા માટે મહીધરની ટીકા પ્રમાણે આ મંત્રનો ભાવ નીચે પ્રમાણે થાય છે—હે યજમાન તથા તેની પત્ની! તમારે માટે હું હાલ નમોભિ નામના અન્નવડે બ્રહ્મ એ નામનું પ્રાચીન કર્મ કરું છું. (અહીં બ્રહ્મ એ શબ્દવડે બ્રાહ્મણ વર્ણને પણ અધ્યાહાર તરીકે લેવાય.) વિવેકી એવા યજમાનની કીર્તિ, જેમ અગ્નિમા હોમાયલું હવિ વિસ્તારને પામે છે, તેમ બે લોકમા વિસ્તારને પામો. અનંત પ્રજાપતિના સર્વ પુત્રો, જેઓ પવિત્ર ધામમા રહે છે, તેઓ યજમાનની સ્તુતિને શ્રવણ કરો. ૫

**अग्निर्यत्राभिमथ्यते वायुर्यत्राभिरुध्यते । सोमो यत्रातिरिच्यते तत्र संजायते मन ॥६॥**

શબ્દાર્થ—જે મૂલાધાર ચક્રમાં પ્રણવની સહાયતાવડે અગ્નિને પ્રદીપ્ત કરવામા આવે છે, જે ચક્રમા વાયુનું રુંધન કરવામા આવે છે તથા જેમા ચંદ્ર અતિશય વિસ્તારને પામે છે તે સ્થાનમાં મારું મન જોડાઓ. અથવા આ શ્લોકનો બીજી રીતે નીચે પ્રમાણે તરજુમો થાય છે.—જે યજ્ઞમા અગ્નિને સળગાવવામા આવે છે, જે યજ્ઞમાં યજ્ઞિયપાત્રોમા વાયુને રોકવામા આવે છે તથા જે યજ્ઞમા યજ્ઞિય પાત્રમા સોમરસ રેડયા પછી બાકી વધે છે, તે યજ્ઞમાં મારું મન આસક્ત થાઓ. ૬

**सवित्रा प्रसवेन जुषेत ब्रह्म पूर्व्यम् । तत्र योनिं कृणवसे न हि ते पूर्तमक्षिपत् ॥७॥**

શબ્દાર્થઃ—ઉત્પન્ન કરનારા એવા શ્રી સૂર્ય ભગવાનની સહાયતાથી પૂર્વ બ્રહ્મની તમારે ઉપાસના કરવી જોઇએ. તમારે મનની એકાગ્રતાવડે તે બ્રહ્મમા પ્રવેશ કરવો જોઇએ. કારણ બ્રહ્મમા પ્રવેશ થવાથી ક્રિયા તમને બંધનકર્તારૂપ થશે નહિ. ૭

**त्रिरुन्नतं स्थाप्य समं शरीरं हृदीन्द्रियाणि मनसा सन्निवेश्य । ब्रह्मोडुपेन प्रतरेत विद्वान् स्रोतांसि सर्वाणि भयावहानि ॥८॥**

શબ્દાર્થ.—છાતી, ગ્રીવા તથા મસ્તક

આ ત્રણ ભાગોને સીધા તથા શરીરના બીજા ભાગોની સાથે સમાન રાખી તથા મન સહિત ઇન્દ્રિયોને હૃદયમાં દાખી દઇ, બ્રહ્મવેત્તા વિવેકી પુરુષે બ્રહ્મ અર્થાત્ ૐકાર પ્રણવરૂપી નામની સહાયતાથી જગતના સર્વ ભયંકર પ્રવાહોને તરી જવા જોઇએ. ૮

ટીકા:—આ જ પ્રમાણેનો ભાવ ભગવદ્‌ગીતામાંના ૫ મા અધ્યાયના ૨૭ મા શ્લોકનો તથા ૬ ઠ્ઠા અધ્યાયના ૧૧–૧૩ શ્લોકનો છે.

**प्राणान् प्रपीड्येह स युक्तचेष्टः क्षीणे प्राणे नासिकयोच्छ्वसीत । दुष्टाश्वयुक्तमिव वाहमेनं विद्वान् मनो धारयेताप्रमत्तः ॥९॥**

શબ્દાર્થ:—જેવી રીતે ખરાબ અશ્વોથી જોડાયલા રથને સારથિ નિયમમાં રાખે છે, તે પ્રમાણે વિવેકી પુરુષે પ્રમાદથી રહિત થઇ, પ્રાણોનો નિરોધ કરી પોતાની કામનાઓનું સંયમન કરી તથા નાસાપુટવડે આસ્તે આસ્તે શ્વાસ લઇ મનને નિયમમાં રાખવું. ૯

ટીકા:—આ જ રીતનો ભાવ કઠોપનિષદ્‌ના ૩ જી વલ્લીના ૪ થાથી ૯ મા સુધીના મંત્રમાં રહેલો છે. ૯

**समे शुचौ शर्करावह्निवालुकाविवर्जिते शब्दजलाश्रयादिभिः । मनोऽनुकूले न तु चक्षुपीडने गुहानिवाताश्रयणे प्रयोजयेत् ॥१०॥**

શબ્દાર્થ:—કાંકરા, અગ્નિ અને રેતીથી રહિત, શબ્દ, જળ તથા આશ્રયાદિવડે મનને આનંદ પમાડે એવા, આંખને રમણીયતા પમાડે એવા, વાયુથી રહિત, ગુહાની અંદર રહેલા, સમાન અને પવિત્ર સ્થળમાં બેસી મનુષ્યે પોતાના મનને ઇશ્વરની સાથે જોડવું જોઇએ. ૧૦

**नीहारधूमार्कानलानिलानां खद्योतविद्युत्स्फटिकशशिनाम् ॥ एतानि रूपाणि पुरःसराणि ब्रह्मण्यभिव्यक्तिकराणि योगे ॥११॥**

શબ્દાર્થ:—જે યોગે કરી બ્રહ્મની અભિવ્યક્તિ થાય છે તે યોગની પૂર્વે આ રૂપો જોવામાં આવે છે:—બ્રહ્મ ઝાકળ, ધૂમ, ઉષ્ણતા, વાયુ, અગ્નિ, આગિઆ, વિદ્યુત, સ્ફટિક તથા ચંદ્રનાં રૂપોને ધારણ કરે છે. ૧૧

**पृथ्व्याप्यतेजोऽनिलखे समुत्थिते पञ्चात्मके योगगुणे प्रवृत्ते । न तस्य रोगो न जरा न मृत्युः प्राप्तस्य योगाग्निमयं शरीरम् ॥१२॥**

શબ્દાર્થ:—પૃથ્વી, અપ, તેજ, વાયુ તથા આકાશ આ પંચ મહાભૂતોના બનેલાં, તથા પાંચ પ્રકારના યોગાત્મક ગુણો જેને વિશે વ્યક્ત છે એવા જે યોગીનું શરીર યોગાગ્નિવડે બળ્યા કરે છે, તે યોગીને રોગ, જરા તથા મૃત્યુ હોતાં નથી. ૧૨

## પાંચ પ્રકારના યોગાત્મક ગુણો.

**लघुत्वमारोग्यमलोलुपत्वं वर्णप्रसादं स्वरसौष्ठवं च । गन्धः शुभो मूत्रपुरीषमल्पं योगप्रवृत्तिं प्रथमां वदन्ति ॥१३॥**

જ્યારે શરીર હળવું થઇ જાય છે, રોગથી રહિત થાય છે, મન કામનાથી રહિત થાય છે, જ્યારે શરીરનો વર્ણ તેજસ્વી બને છે, મોંમાંથી શબ્દ મધુર નિકળે છે, જ્યારે શ્વાસ સુગંધીવાળો નિકળે છે તથા મળ મૂત્ર અલ્પ થાય છે ત્યારે તેણે યોગની પ્રથમ સ્થિતિ પ્રાપ્ત કીધેલી કહેવાય છે. ૧૩.

**यथैव बिम्बं मृदयोपलिप्तं तेजोमयं भ्राजते तत् सुधातम् । तद्वात्मतत्त्वं प्रसमीक्ष्य देही एकः कृतार्थो भवते वीतशोकः ॥१४॥**

જેવી રીતે સુવર્ણ અથવા રૂપાનો કટકો જે મટોડીથી ઢંકાઇ ગયેલો હોય છે, તે જ્યારે સાફ કરવામાં આવે છે ત્યારે તેજસ્વી થઇ

પ્રકારો છે, તેજ રીતે જ્યારે દેહી આત્માના સત્ય સ્વરૂપને ઓળખે છે ત્યારે કૃતકૃત્ય બને છે, તથા તેના દરેક રોગની નિવૃત્તિ થાય છે. ૧૪

**यदात्मतत्त्वेन तु ब्रह्मतत्त्वं दीपोपमेनेह युक्तः प्रपश्येत् । अजं ध्रुवं सर्वतत्त्वैर्विशुद्धं ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥१५॥**

શબ્દાર્થઃ-જ્યારે યોગમા લીન થયેલો યોગી, તેજની માફક વ્યક્ત થતા આત્માના સત્ય સ્વરૂપની સહાયતાથી, બ્રહ્મનું સત્ય સ્વરૂપ, જે અજરૂપ, ધ્રુવરૂપ તથા માયાના સર્વ કાર્ય રહિત છે, તેને જૂવે છે ત્યારે સર્વ પ્રકારનાં બંધનોમાંથી મુક્ત થાય છે. ૧૫

ટીકાઃ-મૂળમા જે તત્ત્વ શબ્દ છે તે સાંખ્ય શાસ્ત્રનો છે, જેનો અર્થ એ થાય છે કે એક વસ્તુમાંથી ઉત્પન્ન થતું તત્ત્વ, અર્થાત્ વસ્તુનું સ્વરૂપ. આ તત્ત્વનો તરજુમો નીચે પ્રમાણે પણ થઇ શકે; સર્વના સ્વરૂપથી રહિત અર્થાત્ સર્વ કહેતાં પ્રકૃતિના સ્વરૂપથી રહિત.

### યોગીનું સર્વવ્યાપકપણું.

**एषो ह देवः प्रदिशोऽनु सर्वाः पूर्वो ह जातः स उ गर्भे अन्तः । स एव विजातः स जनिष्यमाणः प्रत्यङ्जनांस्तिष्ठति सर्वतोमुखः ॥१६॥**

શબ્દાર્થ.-સર્વ દિશાઓ તથા સર્વ ઉપદિશાઓથી પૂર્વ જન્મેલ હિરણ્યગર્ભ દેવરૂપે તે યોગી છે. આ યોગી ગર્ભમાં પણ રહેલ છે, તે જન્મને પામેલો હોય છે, ને જન્મને પણ પામશે અર્થાત્ તે યોગી સર્વ પ્રાણીમાં સર્વરૂપે કરી રહે છે ૧૬

**यो देवोऽग्नौ योऽप्सु यो विश्वं भुवनमाविवेश । य ओषधीषु यो वनस्पतिषु तस्मै देवाय नमो नमः ॥१७॥**

શબ્દાર્થઃ-જે દેવ અગ્નિમા વ્યાપીને રહેલ છે, જે દેવ જળમાં રહેલ છે; જે દેવ અખિલ વિશ્વને વ્યાપી રહેલ છે, જે ઓષધિઓમા છે તથા જે દેવ વનસ્પતિને વિશે રહે છે, આ પ્રમાણેના સર્વવ્યાપી શ્રીભગવાનને મારા વારંવાર નમસ્કાર છે. ૧૭

## તૃતીય અધ્યાય.

### જીવઇશ્વર નિરૂપણ.

**य एको जालवानीशत ईशनीभिः सर्वांल्लोकानीशत ईशनीभिः । य एवैक उद्भवे सम्भवे च य एतद्विदुरमृतास्ते भवन्ति ॥१॥**

શબ્દાર્થઃ—માયાથી યુક્ત જે એક દેવ પોતાની નિયામક શક્તિવડે સર્વને નિયમમાં રાખે છે, તે એક છતાં સર્વ લોકની ઉત્પત્તિ તથા લય કરવા સમર્થ છે. જેઓ આ એક દેવને ઓળખે છે, તે અમૃતરૂપ થાય છે. ૧

ટીકાઃ—આ આખા અધ્યાયમાં જીવ અને ઇશ્વરની વચ્ચે કેવા પ્રકારનો સંબંધ રહેલો છે, તે દર્શાવવામાં આવ્યો છે. આ અધ્યાયમાં મુખ્ય કરી પરમાત્માનો પ્રભાવ દર્શાવવામાં આવ્યો છે. (૧)

**एको हि रुद्रो न द्वितीयाय तस्थुर्य इमांल्लोकानीशत ईशनीभिः । प्रत्यङ्जनास्तिष्ठति सञ्चुकोचान्तकाले संसृज्य विश्वा भुवनानि गोपाः ॥२॥**

શબ્દાર્થઃ—આ દેવ એક છે તથા તેને રુદ્ર કરી કહેવામા આવે છે. બ્રહ્મવેત્તાઓ આથી અન્ય દેવને માનતા નથી. તે દેવ પોતાની નિયામક શક્તિવડે આ લોકોને નિયમમાં રાખે છે. તે દરેક મનુષ્યમા રહે છે. તે જ એક દેવ સર્વ લોકની ઉત્પત્તિ કરે છે, પાલન કરે છે તથા અન્તે સર્વનો સંહાર કરે છે. ૨

**विश्वतश्चक्षुरुत विश्वतोमुखो विश्वतोबाहुरुत विश्वतस्पात् । सं बाहुभ्यां धमति सं पतत्रैर्द्यावाभूमी जनयन् देव एकः ॥३॥**

શબ્દાર્થઃ—તે સર્વના ચક્ષુરૂપ છે, તે સર્વના મુખરૂપ છે, સર્વના બાહુરૂપ છે, અને, તે સર્વના પાદરૂપ છે, તે દેવ મનુષ્યને હાથયુક્ત કરે છે, પક્ષીને પાંખોથી યુક્ત કરે છે. તે જ એક દેવે સ્વર્ગ તથા પૃથ્વીને ઉત્પન્ન કર્યાં છે. ૩

**यो देवानां प्रभवश्चोद्भवश्च विश्वाधिपो रुद्रो महर्षिः । हिरण्यगर्भं जनयामास पूर्वं स नो बुध्या शुभया संयुनक्तु ॥४॥**

શબ્દાર્થઃ—વિશ્વના અધિપતિ તથા મહર્ષિ એવા રુદ્ર, જેણે દેવોની ઉત્પત્તિ કરી છે તથા તેઓને પ્રભાવ આપ્યો છે તથા જેમણે પ્રથમ હિરણ્યગર્ભને ઉત્પન્ન કર્યા છે, તે દેવ અમોને શુભ બુદ્ધિ આપો. ૪

**या ते रुद्र शिवा तनूरघोराऽपापकाशिनी । तया नस्तनुवा शन्तमया गिरिशन्ताभिचाकशीहि ॥५॥**

શબ્દાર્થઃ—હે રુદ્ર ભગવન્! આપનું સ્વરૂપ મંગલકારક તથા આનંદ પમાડનારું છે. વળી આપનું સ્વરૂપ પુણ્યનો પ્રકાશ કરનારું છે. હે સુખના આપનાર! આપના સુખપ્રદ સ્વરૂપવડે અમારી તરફ પર્વતપર રહી કૃપાદૃષ્ટિથી જુવો. ૫

**यामिषुं गिरिशंत हस्ते बिभर्ष्यस्तवे । शिवां गिरित्र तां कुरु मा हिंसीः पुरुषं जगत् ॥६॥**

શબ્દાર્થઃ—પર્વતમાં રહી સુખને આપવાવાળા હે રુદ્ર ! દુષ્ટ પ્રાણીને વિંધી નાંખવા માટે આપ જે શર પોતાના હાથમાં ધારણ કરો છો, તે મંગલરૂપ થાઓ. હે પાલક! આપ મનુષ્યની અથવા જગતની હિંસા ન કરો. ૬.

**ततः परं ब्रह्म परं बृहन्तं यथा निकायं सर्वभूतेषु गूढम् । विश्वस्यैकं परिवेष्टितारं ईशं तं ज्ञात्वाऽमृता भवन्ति ॥७॥**

શબ્દાર્થઃ—અખિલ વિશ્વના કરતાં શ્રેષ્ઠ, મહાન્, અનંત, સર્વ પ્રાણીમાત્રમાં તેઓના શરીર પ્રમાણે ગૂઢ, અખિલ વિશ્વમાં વ્યાપી રહેલા એવા નિયામક બ્રહ્મને જે કોઇ ઓળખે છે, તે અમૃતરૂપ થાય છે. ૭

**वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात् । तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥८॥**

શબ્દાર્થઃ—અજ્ઞાનથી પર તેજરૂપ જે મહાન્ પુરુષ છે, તે પરમાત્માને હું જાણું છું. આ પરમાત્માને જે ઓળખે છે, તે મૃત્યુનું અતિક્રમણ કરે છે. મોક્ષની પ્રાપ્તિ માટે આ પરમાત્માને ઓળખ્યા સિવાય અન્ય કોઇ પણ ઉપાય નથી. ૮

**यस्मात् परं नापरमस्ति किंचित् यस्मान्नाणीयो न ज्यायोऽस्ति कश्चित्। वृक्ष इव स्तब्धो दिवि तिष्ठत्येकस्तेनेदं पूर्णं पुरुषेण सर्वम् ॥९॥**

શબ્દાર્થઃ—જે પરમાત્માના કરતાં કોઇ પણ શ્રેષ્ઠ નથી, જેના કરતાં કોઇ પણ સૂક્ષ્મ નથી, જે પરમાત્મા કરતાં કોઇ મોટું નથી, જે અકંપાયમાન વૃક્ષની માફક જે એક પરમાત્મા સ્વર્ગમાં રહે છે, તે પુરુષવડે આ સર્વ વિશ્વ વ્યાપ્ત થઇને રહેલ છે. ૯

**ततो यदुत्तरतरं तदरूपमनामयम् । य एतद्विदुरमृतास्ते भवन्त्यथेतरे दुःखमेवापि यन्ति ॥१०॥**

શબ્દાર્થઃ—આ પરબ્રહ્મને જેઓ જગતના કારણથી ભિન્નરૂપે, રૂપથી તથા સર્વ પ્રકારના

તાપથી રહિત જાણે છે, તેઓ અમૃતરૂપે થાય છે. આ રીતે જેઓ નથી જાણતા, તેઓ દુઃખથી યુક્ત થાય છે. ૧૦

ટીકાઃ—આ ઉપનિષદના કહેવા પ્રમાણે જગતનું કારણ અવ્યક્ત તથા ભિન્ન સ્વરૂપવાળું છે. આ સ્વરૂપની સહાયતાવડે સર્વ વસ્તુ વ્યક્ત થાય છે. આ સ્વરૂપને માયા કરી કહેવામાં આવે છે. ત્રણ પ્રકારના તાપોઃ—અધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક.૧૦

**सर्व्वाननशिरोग्रीवः सर्व्वभूतगुहाशयः । सर्व्वव्यापी स भगवां स्तस्मात् सर्वगतः शिवः ॥११॥**

શબ્દાર્થ.—આ પરબ્રહ્મ સર્વના મુખરૂપ, મસ્તકરૂપ તથા ગ્રીવારૂપ છે. તે સર્વ પ્રાણી માત્રના હૃદયરૂપી ગુહામા રહે છે. તે સવ વસ્તુમા વ્યાપી રહેલા છે તથા સર્વની સમૃદ્ધિના દાતા છે. આથી પરમાત્માને સર્વવ્યાપી તથા શુભના દાતા કરી કહેવામા આવે છે. ૧૧

**महान् प्रभुर्वै पुरुषः सत्वस्यैष प्रवर्त्तकः । सुनिर्मलामिमां प्राप्तिमीशानो ज्योतिरव्ययः ॥१२॥**

શબ્દાર્થ —આ પરમાત્માને મહાન્, પ્રભુરૂપ, પૂર્ણરૂપ, તથા સર્વના પ્રવર્તક કરી કહેવામા આવે છે. આ પરબ્રહ્મને અતિશય નિર્મળ, આનંદના નિયામક, જ્યોતિરૂપ તથા અવિનાશી કરી કહેવામા આવે છે. ૧૨

**अङ्गुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये सन्निविष्टः । हृदा मनीशो मनसाभिक्लृप्तो य एतद्विदुरमृतास्ते भवन्ति ॥१३॥**

શબ્દાર્થઃ—આને પૂર્ણ આત્મા-પુરુષરૂપ, અંગુઠાના જેવડા માપવાળા, સર્વના અંતરાત્મારૂપ, તથા દરેક મનુષ્યના અંતઃકરણમાં રહેનારા કહેવામાં આવે છે. તેઓને જ્ઞાનના નિયામક તથા હૃદય અને મને કરી ગૂઢ કહેવામાં આવે છે. જે કોઇ આ રીતના પરમાત્માને ઓળખે છે, તે અમૃતરૂપ થાય છે. ૧૩

**सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् । स भूमिं विश्वतो वृत्वात्यतिष्ठद्दशाङ्गुलम् ॥१४॥**

શબ્દાર્થઃ—આ પુરુષ હજાર મસ્તકવાળા, હજાર આંખવાળા તથા હજાર પાદવાળા કહેવામા આવે છે. તે જગતની અંદર તથા બહાર સર્વત્ર વ્યાપી રહી નાભિની ઉપર હૃદયમા દશ આગળ અધિક રહે છે. ૧૪

**पुरुष एवेदं सर्वं यद्भूतं यच्च भव्यम् । उतामृतत्वस्येशानो यदन्नेनातिरोहति ॥१५॥**

શબ્દાર્થ.—આ પરમાત્મા પુરુષ જે કાંઇ છે તે સર્વના, કાઇ હતું તેના, જે કાઇ થવાનું છે તેના, જે કાઇ અસ્તિરૂપે છે તેનું અતિક્રમણ કરે છે તથા જે કાઇ અમૃતરૂપ છે, તેના નિયામક છે. ૧૫

**सर्वतः पाणिपादं तत् सर्वतोऽक्षिशिरोमुखम् । सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥१६॥**

શબ્દાર્થઃ—દરેક સ્થળે તેના હાથો તથા પગો રહેલા છે, દરેક સ્થળે તેનાં ચક્ષુઓ, મસ્તક તથા મુખ રહેલા છે, દરેક સ્થળે તેના શ્રોત્ર રહેલા છે, તે જગતરૂપ શરીરને વિંટી સર્વ ઠેકાણે વ્યાપી રહેલ છે. ૧૬

**सर्व्वेन्द्रियगुणाभासं सर्व्वेन्द्रियविवर्जितम् । सर्व्वस्य प्रभुमीशानं सर्व्वस्य शरणं बृहत् ॥१७॥**

શબ્દાર્થ.—સર્વ ઇન્દ્રિયોવડે ગુણોની સદશ પ્રકાશને પામતા એવા તે પરમાત્મા સર્વ ઇન્દ્રિયોથી રહિત છે. આ પરમાત્મા સર્વના પ્રભુ, સર્વના નિયામક તથા સર્વના મહાન્ શરણરૂપ છે. ૧૭

ટીકાઃ—સર્વ ઇન્દ્રિયોના ગુણો-બાહ્ય ઇન્દ્રિયો તેમજ અંતરિન્દ્રિયરૂપ મનના ગુણો. બાહ્ય ઇન્દ્રિયોના ગુણો શબ્દ સ્પર્શાદિ છે તથા

ઇંતરિન્દ્રયરૂપ મનના ગુણો સંકલ્પવિકલ્પાદિ છે.

नवद्वारे पुरे देही हंसो लेलायते बहिः । वशी सर्वस्य लोकस्य स्थावरस्य चरस्य च ॥१८॥

શબ્દાર્થ—નવદ્વારવાળા દેહમા જીવ હંસ (આત્મા) બાહ્ય વસ્તુઓને વિશે ગમન કરે છે. તે સ્થાવર જંગમાત્મક સર્વ જગતને વશ કરે છે. ૧૮

ટીકા.-हंसः-हन्ति अविद्यात्मकम् कार्यम् અર્થ—જે અવિદ્યાના કાર્યનો નાશ કરે છે તે અથવા हन्ति-गच्छति अध्वानमिति हंसः અર્થ—તે પોતના માર્ગને વિશે ક્રમણ કરે છે માટે તેને હંસ કહેવામા આવે છે. નવદ્વારો તે નીચે પ્રમાણે છેઃ—બે નેત્રના છિદ્રો, બે નાસિકાના છિદ્રો, બે કાનના છિદ્રો, મુખ, ઉપસ્થનું છિદ્ર તથા પાયુનું છિદ્ર. આજ રીતનો શ્લોક ભગવદ્ગીતાના ૫મા અધ્યાયનો ૧૩ મો છે. ૧૮

अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स श्रुणोत्यकर्णः । स वेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता तमाहुरग्र्यं पुरुषं महान्तम् ॥१९॥

શબ્દાર્થઃ—આ પરમાત્મા હાથ તથા પગથી રહિત છે, છતા તે દોડે છે તથા સર્વ વસ્તુને ગ્રહણ કરે છે. આ પરમાત્માને ચક્ષુ હોતા નથી, છતા તે સર્વ જોઇ શકે છે. તેમને શ્રવણેન્દ્રિયો ન હોવા છતા તે સર્વ શ્રવણ કરી શકે છે. જે કાંઇ જ્ઞાતવ્ય છે તે સર્વને તે જાણે છે આ પરમાત્માનો કોઇ પણ વેત્તા નથી. લોકો આ પુરુષને મહાન્ તથા અગ્ર કરી કહે છે. ૧૯

अणोरणीयान् महतो महीयानात्मा गुहायां निहितोऽस्य जन्तो । तमक्रतुं पश्यति वीतशोको धातुः प्रसादान्महिमानमीशम् ॥२०॥

શબ્દાર્થ.—જે સૂક્ષ્મ છે તે કરતા આત્મા વધારે સૂક્ષ્મ છે. જે મહાન્ છે તે કરતાં આત્મા વધારે મહાન્ છે. આ આત્મા પ્રાણીની હૃદયરૂપી ગુહાને વિશે રહેલો છે. જે મનુષ્ય, કર્મથી રહિત મહિમાવાન્ નિયંતાને વિધાતાની કૃપાથી જૂવે છે, તે શોકમુક્ત થાય છે. ૨૦

वेदाहमेतमजरं पुराणं सर्वात्मानं सर्वगतं विभुत्वात् । जन्मनिरोधं प्रवदन्ति यस्य ब्रह्मवादिनो हि प्रवदन्ति नित्यम् ॥२१॥

શબ્દાર્થઃ—અનાશવાન્, પુરાણરૂપ, સર્વના આત્મારૂપ, વ્યાપકપણાના સ્વરૂપથી સર્વને વિશે રહેલા પરબ્રહ્મને હું ઓળખું છું. બ્રહ્મવેત્તાઓ આ પરમાત્માને જન્મથી રહિત તથા નિત્ય કહે છે. ૨૧

## ચતુર્થ અધ્યાય.

### પરમાત્મનિરૂપણ

य एको वर्णो बहुधा शक्तियोगात् वर्णाननेकान् निहितार्थो दधाति । वि चैति चान्ते विश्वमादौ स देवः स नो बुद्धया शुभया संयुनक्तु ॥१॥

શબ્દાર્થ—જે પરમાત્મા એક તથા જાતિથી રહિત છે, છતા અનેક શક્તિઓના યોગે કરી અનેક વર્ણોને તેઓની આવશ્યકતા પ્રમાણે ઉત્પન્ન કરે છે તથા પ્રલય સમયે જે પરમાત્મામા આખું જગત્ લયને પામે છે, તેને દેવ કરી કહેવામા આવે છે. આવી શક્તિવાળા દેવ અમને સારા પ્રકારની બુદ્ધિ આપો.

तदेवाग्निस्तदादित्यस्तद्वायुस्तदु चन्द्रमाः । तदेव शुक्रं तद् ब्रह्म तदापस्तत् प्रजापतिः ॥ २ ॥

શબ્દાર્થઃ—તે બ્રહ્મનું સ્વરૂપ અગ્નિરૂપ છે, તે આદિત્યરૂપ છે, તે વાયુરૂપ છે, તે ચંદ્રરૂપ છે, તે પ્રકાશવાન્ તારાઓરૂપ છે, તે બ્રહ્મરૂપ છે, તે જળરૂપ છે તથા તે પ્રજાપતિરૂપ

टीका —श्री शंकरभगवान् कहे छे के, ब्रह्म शब्दे करी हिरण्यगर्भने लेवा, अर्थात् सूक्ष्म शरीरने व्यापी रहेल आत्मा अने प्रजापति शब्दे करी विराट् भगवान् लेवा, अर्थात् स्थूल शरीरने व्यापी रहेलो आत्मा लेवो. २

त्वं स्त्री त्वं पुमानसि त्वं कुमार उत वा कुमारि । त्वं जीर्णो दण्डेन वञ्चसि त्वं जातो भवसि विश्वतोमुखः ३

शब्दार्थ —हे परमात्मन् ! आप स्त्रीरूप छो, आप मनुष्यरूप छो, आप कुमाररूप छो तथा आप कुमारीरूप छो. पोतानी लाकडी लइने चालता वृद्ध पुरुषरूप आप छो, आप जन्मने पामेला देखाओ छो तथा आपनु मुख विश्वरूप छे. ३

नील. पतङ्गो हरितो लोहिताक्षस्तडिद्गर्भः ऋतवः समुद्राः । अनादिमत्त्वं विभुत्वेन वर्त्तसे यतो जातानि भुवनानि विश्वा ॥ ४ ॥

शब्दार्थ.—आप कृष्ण वर्णवाळा पतगरूप छो, राती आंखवाळा लीला रगना पक्षीरूप अर्थात् सुकरूप आप छो, आप जेना मध्य भाग विशे विद्युत् रहेली छे एवा मेघरूप छो, आप ऋतुओ तथा समुद्रोरूप छो, आपने जो के आदि नथी, छता आप सर्वने व्यापीने रहेला छो. कारण आपथकी ज आ सर्व भुवनोनी उत्पत्ति थयेली छे ४

अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीः प्रजा: सृजमाना सरूपाः । अजो ह्येको जुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्यः ॥ ५ ॥

शब्दार्थ —जन्मथी रहित एवो एक आत्मा, पोताना भोगने माटे रक्त, शुक्ल तथा कृष्णवर्णवाळी, जन्मथी रहित एवी एक मायानी समीप जाय छे तथा अनेक प्रकारनी प्रजाओने उत्पन्न करे छे, जन्मथी रहित एवो अन्य जीव भोगवेला भोगवाळी आ मायानो त्याग करे छे. ५

टीका —मायाने विशे पृथ्वी, अप तथा तेजना गुणो अर्थात् सर्व गुणो रहेला छे, माटे तेने रक्त, शुक्ल, तथा कृष्णवाळी कहेवामा आवी छे जो अजनो अर्थ बकरो करीए तो भाव बदलाइ जाय छे. अन्य जीव पोताना गुरुना उपदेशने लीधे अविद्यानो त्याग करे छे अने तेथी ते, माया तथा तेना भोगोमाथी छूटो पडे छे तथा ते जीव परमात्मारूप थाय छे साख्य दर्शनना मत प्रमाणे बे वस्तुओ जन्मथी रहित कहेवाय छेः—आत्मा अने प्रकृति आ आत्मा तथा प्रकृतिना सयोगवडे जगतनी उत्पत्ति थाय छे तथा ज्ञाननी सहायतावडे मायामाथी ज्यारे आत्मा छूटो पडे छे त्यारे ते छेवटना हेतुने—मोक्षने पामे छे

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते । तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽभिचाकशीति ॥६॥

शब्दार्थ.—साथे जोडायना तथा सखारूप बे पक्षीओ—जीवात्मा तथा परमात्मा एक ज वृक्षने—देहनेविशे रहे छे. आ बे पक्षीओमानु एक पक्षी—जीव पीपळाना वृक्षना मधुरफळने अर्थात् कर्मना फळनो उपभोग करे छे तथा बीजु पक्षी—परमात्मा साक्षीरूपे अर्थात् कर्मना फळने नहि भोगवतो तेमा रहे छे ६

समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः । जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोकः ॥७॥

शब्दार्थ आ जीवात्मा परमात्मानी साथे एक ज वृक्षने विशे रहे छे, छता जगतना सबधने लीधे मोह पामेलो ते जीव प्रभुपणाना अभावने लीधे शोकयुक्त थाय छे पण ज्यारे ते जीवात्मा सघळा सासारिक स ब

ધથી રહિતરૂપે મહાન્ ઈશ્વરને–પરમાત્માને જૂવે છે ત્યારે તે જીવાત્માના શોકની નિવૃત્તિ થાય છે. ૭

ટીકા –આ છઠ્ઠો તથા સાતમો શ્લોક મુંડકોપનિષદમા તૃતીય મુંડકના ૧ લા તથા બીજા શ્લોકમાં આપવામાં આવ્યો છે. ૭

**ऋचोऽक्षरे परमे व्योमन् यस्मिन् देवा अधिविश्वे निषेदुः । यस्तन्न वेद किमृचा करिष्यति य इत्तद्विदुस्त इमे समासते ॥८॥**

શબ્દાર્થ –ઋગ્વેદને વિશે રહેલો અમૃત અક્ષરરૂપ, પરમ આકાશરૂપ તથા જેને વિશે સર્વે દેવો રહેલા છે એવા દેવને જે મનુષ્ય ઓળખતો નથી, તેના પુરુષને ઋગ્વેદની ઋચાઓ શા અર્થની છે? પણ જેઓ આ દેવને ઓળખે છે, તે શ્રેષ્ઠ પદને પ્રાપ્ત થાય છે ૮

**छन्दांसि यज्ञाः क्रतवो व्रतानि भूतं भव्यं यच्च वेदा वदन्ति । अस्मान्मायी सृजते विश्वमेतत् तस्मिंश्चान्यो मायया सन्निरुद्धः ॥९॥**

શબ્દાર્થ –ઋગ્વેદના છંદો, યજ્ઞો, ક્રતુઓ, વ્રતો તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાન જે કાંઈ વેદો કહે છે, તે સર્વ અમૃતરૂપ અક્ષરમાંથી જ ઉત્પન્ન થયું છે માયાયુક્ત તે પરમાત્મા વિશ્વની ઉત્પત્તિ કરે છે. આને વિશે બીજો જીવાત્મા માયાના બંધનથી બંધાયલો રહે છે. ૯

ટીકા –શ્રી શંકર ભગવાનના મત પ્રમાણે છંદો, યજ્ઞો, ક્રતુઓ, વ્રતો, ભૂત તથા ભવિષ્ય આ સર્વ વેદના વચન પ્રમાણે અમૃતરૂપ અક્ષરમાંથી ઉત્પન્ન થાય છે. ૯

**माया तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् । तस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत् ॥१०॥**

શબ્દાર્થ –માયાને પ્રકૃતિરૂપ જાણવી જોઈએ તથા માયીને (માયાના સાથે જે જોડાયેલો છે તેને) મહેશ્વરરૂપ જાણવો જોઈએ ખરેખરી રીતે આ આખું જગત્ પરમાત્માના અવયવરૂપ પંચમહાભૂતવડે વ્યાપ્ત છે. ૧૦

ટીકા –વેદાંત તથા સાંખ્યના સિદ્ધાંતને એક કરવા માટે ઉપરનો શ્લોક આપવામાં આવ્યો છે. ૧૦

**यो योनिं योनिमधितिष्ठत्येको यस्मिन्निदं सं च वि चैति सर्वम् । तमीशानं वरदं देवमीड्यं निचाय्येमां शान्तिमत्यन्तमेति ॥११॥**

શબ્દાર્થ –જે એક છતા પ્રથમ યોનિ તથા અન્ય યોનિના અધિષ્ઠાતારૂપ છે, પ્રલય સમયે આ સર્વ વિશ્વ જેને વિશે લયને પામે છે, ઉત્પત્તિ સમયે ભિન્ન ભિન્ન પ્રકારે જેનામાંથી ઉત્પન્ન થાય છે, જે સર્વના નિયંતા છે, જે મોક્ષરૂપી વરના આપવાવાળા છે તથા જે દેવ સ્તુતિ કરવા યોગ્ય છે, તે પરમાત્માને જે કોઈ ઓળખે છે, તે અત્યન્ત શાન્તિને અર્થાત્ કૈવલ્ય મોક્ષને પ્રાપ્ત થાય છે. ૧૧

ટીકા –સાંખ્ય મત પ્રમાણે પ્રથમ યોનિને માયા કરી કહેવામાં આવે છે આ માયામાંથી ઉત્પન્ન થયેલી વસ્તુઓ તે બુદ્ધિ, અહંકાર તથા સૂક્ષ્મ ભૂતો છે. આત્મા સિવાય આ સર્વ વસ્તુઓ માયાની ઉત્પત્તિઓ કહેવામાં આવે છે. ૧૧

**यो देवानां प्रभवश्चोद्भवश्च विश्वाधिपो रुद्रो महर्षिः । हिरण्यगर्भं पश्यत जायमानं स नो बुद्ध्या शुभया संयुनक्तु ॥१२॥**

શબ્દાર્થ—વિશ્વના અધિપતિ, મહર્ષિ, જે દેવતાને ઉત્પન્ન કરી તેઓને પ્રભાવ આપનારા છે, જે જ્ઞાન સ્વરૂપ પરમાત્મા ઉત્પત્તિ ભાવને પામનારા છે, તે શ્રી રુદ્ર ભગવાન અમને શુભ બુદ્ધિથી યુક્ત કરો ૧૨

**यो देवानामधिपो यस्मिँल्लोका**

धिश्रिताः । य ईशेऽस्य द्विपदश्चतुष्पदः कस्मै देवाय हविषा विधेम ॥१३॥

શબ્દાર્થ :—જે પરમાત્મા સર્વ દેવોના અધિપતિરૂપ છે, જેમને વિશે સર્વ લોકોનો આશ્રય રહેલો છે, તથા જે પરમાત્મા બે બે પાદવાળા તથા ચાર પાદવાળા પ્રાણીઓ-પર આધિપત્ય ભોગવે છે, તે આનંદસ્વરૂપની હવિવડે અમે ઉપાસના કરીએ છીએ. ૧૩

सूक्ष्मातिसूक्ष्मं कलिलस्य मध्ये विश्वस्य स्रष्टारमनेकरूपम् । विश्वस्यैकं परिवेष्टितारं ज्ञात्वा शिवं शान्तिमत्यन्तमेति ॥१४॥

શબ્દાર્થ :—જે પરમાત્મા સૂક્ષ્મતા કરતા પણ વધારે સૂક્ષ્મ છે, જે કાંઈ જડ વસ્તુ છે તેને વિશે જે પરમાત્મા વ્યાપીને રહેલા છે, વિશ્વના સ્રષ્ટા છે, જે અનેક રૂપવાળા છે, જેઓ વિશ્વને સર્વ તરફથી વિંટી વળીને રહેલા છે, જેઓ કલ્યાણરૂપ છે તેમને જે કોઈ ઓળખે છે તે અત્યંત શાંતિને અર્થાત્ મોક્ષને પ્રાપ્ત થાય છે. ૧૪

स एव काले भुवनस्य गोप्ता विश्वाधिपः सर्वभूतेषु गूढः । यस्मिन् युक्ता ब्रह्मर्षयो देवताश्च तमेवं ज्ञात्वा मृत्युपाशांश्छिनत्ति ॥१५॥

શબ્દાર્થ :—સ્થિતિ સમયે જે પરમાત્મા આ જગતનું રક્ષણ કરે છે, જેઓ સર્વ ભૂતમાત્રોને વિશે ગૂઢ રહે છે છતાં અખિલ વિશ્વના અધિપતિરૂપ છે તથા જેને વિશે બ્રહ્મચારીઓ અને દેવો મનની એકાગ્રતા-વડે જોડાયલા છે તે શ્રી રુદ્ર ભગવાનને જે કોઈ ઓળખે છે, તે મૃત્યુના સર્વ બંધનોને કાપી નાખે છે. ૧૫

घृतात् परं मण्डमिवातिसूक्ष्मं ज्ञात्वा शिवं सर्वभूतेषु गूढम् । विश्वस्यैकं परिवेष्टितारं ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥१६॥

શબ્દાર્થ :—જેમ ઘીને વિશે મલાઈ સૂક્ષ્મરૂપે રહેલી હોય છે, તેમ જે પરમાત્મા અત્યંત સૂક્ષ્મ થઈ સર્વ ભૂત માત્રોને વિશે ગૂઢ રહેલા છે, જે એક છતા સર્વ વિશ્વને વ્યાપી રહેલા છે, તે દેવને જે કોઈ જાણે છે તે સર્વ બંધનોમાંથી મુક્ત થાય છે. ૧૬

एष देवो विश्वकर्मा महात्मा सदा जनानां हृदये सन्निविष्टः । हृदा मनीषा मनसाऽभिक्लृप्तो य एतद्विदुरमृतास्ते भवन्ति ॥१७॥

શબ્દાર્થ :—જે દેવ અખિલ વિશ્વના કરનારા છે, જેને મહાત્મા કરી કહેવામા આવે છે, જે સર્વ ભૂતોના અંતઃકરણને વિશે સર્વદા રહે છે, તે દેવ હૃદય, વિવેક તથા ધ્યાનની સહાયતાવડે વ્યક્ત થાય છે. આ દેવને જે ઓળખે છે, તે અમૃતરૂપ થાય છે.

यदाऽतमस्तन्न दिवा न रात्रिर्न सन्न चासच्छिव एव केवलः । तदक्षरं तत् सवितुर्वरेण्यं प्रज्ञा च तस्मात् प्रसृता पुराणी ॥१८॥

શબ્દાર્થ :—જે સમયે તમ હોતું નથી અર્થાત્ જ્યારે સર્વ અવિદ્યાનો નાશ થયેલો હોય છે, તે સમયે દિવસ કે રાત્રિ કાંઈ પણ રહેતું નથી. તેમજ સત્ કે અસત્ કાંઈ પણ રહેતુ નથી. એટલે કે સર્વ પ્રકારની ભિન્નતા-ઓનો નાશ થયેલો હોય છે. પણ કેવળ એક શિવ સ્વરૂપ જ રહેલ હોય છે. આ શિવ અવિનાશીરૂપ તથા શ્રી સૂર્ય ભગવાનની સહાયતાવડે ઉપસવા યોગ્ય છે. આ પરમા-ત્મામાંથી જ બ્રહ્મવિદ્યા ઉત્પન્ન થયેલી છે. ૧૮

नैनमूर्ध्वं न तिर्यञ्चं न मध्ये परिजग्रभत् । न तस्य प्रतिमा अस्ति यस्य नाम महद्यशः ॥१९॥

શબ્દાર્થ.—ઉપરના સ્થાન વિશે, નીચેના સ્થાન વિશે અથવા વચલા સ્થાનને વિશે કોઈ પણ આ પરમાત્માને જાણી શકવા સમર્થ

નથી. જે પરમાત્માનું નામ અનંત યશરૂપ છે, તેની સાદૃશ્યતા કોઇ પણ વસ્તુની સાથે થઇ શકે એમ નથી. ૧૯

**न संदृशे तिष्ठति रूपमस्य न चक्षुषा पश्यति कश्चनैनम्। हृदा हृदिस्थं मनसा य एनमेवं विदुरमृतास्ते भवन्ति ॥२०॥**

શબ્દાર્થઃ-દર્શન વિષયને વિશે તેનું રૂપ રહેતું નથી, તેમ ચક્ષુવડે તેને કોઇ જોઇ શકતું નથી. શુદ્ધ મન તથા બુદ્ધિની સહાયતાવડે હૃદયાકાશને વિશે રહેલા આ આત્માને જેઓ ભજે છે, તે અમૃતરૂપે થાય છે. ૨૦

**अजात इत्येवं कश्चिद्भीरुः प्रतिपद्यते। रुद्र यत्ते दक्षिणं मुखं तेन मां पाहि नित्यम् ॥२१॥**

શબ્દાર્થઃ-'આ દેવ અજન્મા છે' એમ વિચારી, સંસારના દુઃખથી ક્ષુભિત થયેલો કોઇ એક જીવ નીચે પ્રમાણે સ્તુતિ કરતો જોવામાં આવે છેઃ-હે રુદ્ર! આપનું કલ્યાણકારક દક્ષિણ મુખ મારું સર્વદા રક્ષણ કરો. ૨૧

**मा नस्तोके तनये मा न आयुषि मा नो गोषु मा नो अश्वेषु रीरिषः। वीरान् मा नो रुद्र भामितोऽवधीर्हविष्मन्तः सदमि त्वा हवामहे ॥२२॥**

શબ્દાર્થઃ-હે રુદ્ર ભગવન્! અમારા પુત્ર પૌત્રાદિકોનો નાશ મા કરો, અમારા આયુષ્યનો નાશ મા કરો, અમારી ગાયોનો નાશ મા કરો, અમારા અશ્વોનો નાશ મા કરો, ગુસ્સાની અંદર અમારા વીર પુરુષોનો નાશ મા કરો. કારણ હવિષ સહિત અમો આપને સર્વદા બોલાવીએ છીએ. ૨૨

## પંચમ અધ્યાય.

### બ્રહ્મનું સ્વરૂપ.

**द्वे अक्षरे ब्रह्मपरे त्वनन्ते विद्याविद्ये निहिते यत्र गूढे। क्षरं त्वविद्या ह्यमृतं तु विद्या विद्याविद्ये ईशते यस्तु सोऽन्यः ॥१॥**

શબ્દાર્થઃ-અવિનાશી તથા અનંત પરમ બ્રહ્મને વિશે વિદ્યા તેમજ અવિદ્યા ગૂઢ થઇ રહેલાં છે. અવિદ્યા ખરેખર નાશવાન્ છે તથા વિદ્યા ખરેખર નાશથી રહિત છે. જે પરમાત્મા આ વિદ્યા તથા અવિદ્યાના નિયામક છે, તે આ બેઉથી ભિન્ન છે. ૧

ટીકાઃ-બ્રહ્મપરે આનો અર્થ એ થાય કે, જે બ્રહ્મથી પર કહેતાં શ્રેષ્ઠ છે અર્થાત્ હિરણ્યગર્ભ, અથવા તો **परस्मिन् ब्रह्मणि** અર્થાત્ પરમ બ્રહ્મ. ૧

**यो योनिं योनिमधितिष्ठत्येको विश्वानि रूपाणि योनीश्च सर्वाः। ऋषिं प्रसूतं कपिलं यस्तमग्रे ज्ञानैर्बिभर्ति जायमानञ्च पश्येत् ॥२॥**

શબ્દાર્થઃ-આ પરમાત્મા એક છતાં ઉત્પત્તિના દરેક કારણના નિયામક કહેવાય છે. આ પરમાત્માને અનેક રૂપો તથા ઉત્પત્તિનાં સર્વ કારણો વશ થઇ રહે છે. સૃષ્ટિના આરંભસમયે આ દેવે પોતે કનક તથા કપિલ વર્ણવાળા સર્વજ્ઞ હિરણ્યગર્ભને ઉત્પન્ન કર્યો તથા જ્ઞાનોથી પૂર્ણ કર્યો હતો. જે સમયે તે પુત્રનો જન્મ થયો હતો ત્યારે તેની તરફ તે દેવ પૂર્ણ કૃપાદૃષ્ટિથી જોતા હતા. ૨

ટીકાઃ-શ્રી શંકર ભગવાન્ આ કપિલમુનિના સંબંધમાં ઉપર કહ્યા પ્રમાણે જણાવે છે. એમના માનવા પ્રમાણે આમાં દર્શાવેલા કપિલ સાંખ્ય દર્શનના પ્રવર્તક નહિ, પણ હિરણ્યગર્ભનું અન્ય નામ કપિલ છે. આ સિદ્ધ કરવા કપિલ શબ્દનો અર્થ કપિલ વર્ણ અર્થાત્ કામરો કે સુવર્ણના સરખો વર્ણ કર્યો છે. આ રીતે તે શબ્દ હિરણ્યગર્ભને લાગુ પડે છે. બીજી રીતે પુરાણમાં કપિલનો અર્થ સાંખ્ય શાસ્ત્રના કર્તા પણ છે તથા આ કપિલ મુનિની સ્તુતિ અર્થે એકને સૂચવી દર્શાવે

કે, તેઓ હિરણ્યગર્ભરૂપ હતા. જ્ઞાનોને બક્ષે વચન આપવાનું કારણ એ કે, સાખ્ય શાસ્ત્ર પ્રમાણે જ્ઞાનની ચાર જાતો છે—સદ્ગુણ, જ્ઞાન, સાંસારિક કામનાઓની નિવૃત્તિ તથા અમાનુષિક શક્તિ. જેવી રીતે પિતા પોતાના ગુરુ તરફ કૃપાદષ્ટિથી જુવે, તેમ તે દેવ પોતાના પુત્ર હરિણ્યગર્ભ તરફ કૃપાદષ્ટિથી જોતા હતા.

एकैकं जालं बहुधा विकुर्वन्नस्मिन् क्षेत्रे संहरत्येष देवः । भूयः सृष्ट्वा पतयस्तथेशः सर्वाधिपत्यं कुरुते महात्मा ॥३॥

શબ્દાર્થ:—આ દેવ માયાયુક્ત આ ક્ષેત્રને વિશે—જગતને વિશે મનુષ્ય, પશુપક્ષી આદિરૂપ દરેક જાળને ઘણા પ્રકારે ઉત્પન્ન કરી પાછો પ્રલય સમયે તેનો સંહાર કરે છે. આ જ રીતે પૂર્વ સમયે મહર્ષિઓની ઉત્પત્તિ કરીને નિયામક મહાત્મા તે સર્વના પર આધિપત્ય ભોગવે છે. ૩

ટીકા—મૂળમા પતિ શબ્દવડે મરિચિ આદિ મહર્ષિઓને જાણવા ૩

सर्वा दिश ऊर्ध्वमधश्च तिर्यक् प्रकाशयन् भ्राजते यद्वनड्वान् । एवं स देवो भगवान् वरेण्यो योनिस्वभावानधितिष्ठत्येकः ॥४॥

શબ્દાર્થ.—જેવી રીતે ઉપર, વચમા તથા નીચે એમ દિશાના સર્વ ભાગોને વ્યક્ત કરતા આ સૂર્ય ભગવાન્ પૂર્ણપણે પ્રકાશે છે, તે જ પદ્—અર્ચ્ય સંપન્ન તથા શ્રેષ્ઠ એવા પરમાત્મા એક છતાં માયાના અનેક કાર્યોના પર આધિપત્ય ભોગવે છે ૪

ટીકા—યોનિસ્વભાવાન્—યોનિ અર્થાત્ કારણની સાથે જેઓ સાદૃશ્યના ભોગવે છે તે અર્થાત્ પંચ મહાભૂતો જેઓ મૂલ પ્રકૃતિની સાથે સાદૃશ્યતા ભોગવનારાવાળા છે. આનો ભાવ એ છે કે, અખિલ જગતના કારણરૂપ પરમાત્મા પોતાની માયા—પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા સર્વ ભૂતોના પર આધિપત્ય ભોગવે છે. ૪

यच्च स्वभावं पचति विश्वयोनिः पाच्यांश्च सर्वान् परिणामयेद्यः । सर्वमेतद्विश्वमधितिष्ठत्येको गुणांश्च सर्वान् विनियोजयेद्यः ॥५॥

શબ્દાર્થ.—આ પરમાત્મા દેવ, જે અખિલ જગતના કારણરૂપ કહેવાય છે, તે સર્વ વસ્તુના સ્વભાવને પરિપક્વ દશાને વિશે પહોંચાડે છે. આ પરમાત્મા સર્વ ભૂતમાત્ર જેઓ પોતાના કર્મના ફળોને ભોગવવા યોગ્ય થયેલા હોય છે, તેઓને તેઓના યોગ્ય પરિણામને પહોંચાડે છે. આ દેવ એક હોવા છતા અખિલ વિશ્વના પર આધિપત્ય ભોગવે છે. જે ગુણો જે જે વસ્તુઓના હોય છે, તેઓને વિશે તે તે ગુણો યોજે છે. ૫

तद्वेदगुह्योपनिषत्सु गूढं तद्ब्रह्मा वेदते ब्रह्मयोनिम् । ये पूर्वं देवा ऋषयश्च तद्विदुस्ते तन्मया अमृता वै बभूवुः ॥६॥

શબ્દાર્થ—વેદોને વિશે જેમ ઉપનિષદો ગૂઢ રીતે રહેલા છે, તેમ આ દેવ ઉપનિષદોને વિશે ગૂઢ રહેલા છે આ દેવને બ્રહ્મા, વેદોના કારણરૂપ અથવા હિરણ્યગર્ભના કારણરૂપ જાણે છે. પૂર્વેના દેવો તથા ઋષિઓ જેઓ આ પરમાત્માને ઓળખતા હતા, તેઓ ખરેખર તેના સ્વરૂપરૂપે અર્થાત્ અમૃતરૂપે થયા હતા ૬

गुणान्वयो यः फलकर्मकर्ता कृतस्य तस्यैव स चोपभोक्ता । स विश्वरूपस्त्रिगुणस्त्रिवर्त्मा प्राणाधिपः सञ्चरति स्वकर्मभिः ॥७॥

શબ્દાર્થ—સત્વાદિ ત્રણ ગુણોવડે યુક્ત જીવાત્મા જે ફળને અર્થે કર્મનો કર્તા હોય છે તે જ જીવ આ કર્મોનો ઉપભોક્તા હોય છે. અનેક પ્રકારના રૂપોને ધારણ કરતો, સત્વાદિ ત્રણ ગુણોવાળો, સદ્ગુણ, દુર્ગુણ અથવા જ્ઞાન

આ ત્રણ માર્ગમાંથી કોઇ પણ માર્ગને ગ્રહણ કરનારો તથા પંચ પ્રાણાદિઓનો અધિપતિ જીવાત્મા પોતાના કર્મને લીધે એક જન્મથી બીજા જન્મને વિશે એમ અનેક જન્મોમાં ભ્રમણ કર્યા કરે છે. ૭

अङ्गुष्ठमात्रो रवितुल्यरूपः संकल्पाहंकारसमन्वितो यः । बुद्धेर्गुणेनात्मगुणेन चैव आराग्रमात्रोऽह्यपरोऽपि दृष्टः ॥८॥

શબ્દાર્થ:-જે પરમાત્મા અંગુષ્ઠ જેટલા પરિમાણવાળા છે, જે પ્રકાશમાં શ્રી સૂર્ય ભગવાન્ સદશ છે, જે સંકલ્પ તથા અહંકારવડે યુક્ત છે, તથા જે જીવાત્મા બુદ્ધિના ગુણને લીધે તથા શરીરના ગુણને લીધે પરમાત્માથી ભિન્ન અર્થાત્ અન્યરૂપે જોવામાં આવે છે, તે ભમરડાની આરીના અગ્ર ભાગ જેટલા સૂક્ષ્મ છે. ૮

वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च । भागो जीवः स विज्ञेयः स चानन्त्याय कल्पते ॥९॥

શબ્દાર્થ:-શરીરને વિશે રહેલો જીવ એક વાળના અગ્રભાગને સોગણા ભાગ જેટલો કરીએ તથા તે સોમા ભાગને પાછા સોગણામાં વિભક્ત કરીએ, તેના જેટલો સૂક્ષ્મ છે. આ જીવાત્માને અનંતરૂપે કરી માનવામાં આવે છે. ૯

नैव स्त्री न पुमानेष न चैवाऽयं नपुंसकः । यद्यच्छरीरमादत्ते तेन तेन स युज्यते ॥१०॥

શબ્દાર્થ:-આ જીવાત્મા સ્ત્રીરૂપ નથી, તે મનુષ્યરૂપ નથી, અથવા નપુંસકરૂપ નથી. જે જે શરીરને તે ધારણ કરે છે, તેને વિશે તે રહે છે ૧૦

संकल्पनस्पर्शनदृष्टिमोहैर्ग्रासाम्बुवृष्ट्यात्मविवृद्धजन्म । कर्म्मानुगान्यनुक्रमेण देही स्थानेषु रूपाण्यभिसंप्रपद्यते ॥११॥

શબ્દાર્થ:-જેવી રીતે અન્ન અને જળના ઉપયોગથી શરીરની વૃદ્ધિ થાય છે તે જ પ્રમાણે દેહી આત્મા સંકલ્પ, સ્પર્શ દૃષ્ટિ તથા મોહને લીધે પોતાના કર્મને અનુસાર અનેક યોનિઓને વિશે અનેક પ્રકારના રૂપોને ધારણ કરે છે. ૧૧

स्थूलानि सूक्ष्माणि बहूनि चैव रूपाणि देही स्वगुणैर्वृणोति । क्रियागुणैरात्मगुणैश्च तेषां संयोगहेतुरपरोऽपि दृष्टः ॥१२॥

શબ્દાર્થ:-દેહી આત્મા પોતાના ગુણોને લીધે-પોતાના પૂર્વ જન્મના કર્મોથી ઉદ્ભવેલી વાસનાઓને લીધે, અનેક સ્થૂલ તથા સૂક્ષ્મ રૂપોને ધારણ કરે છે, પોતાના કર્મોના ગુણોને લીધે તથા પોતાના શરીરના ગુણોને લીધે આ જીવાત્મા જો કે કોઇ પણ પ્રકારની ભિન્નતાથી રહિત છે, છતાં આ રૂપોના સંયોગનું કારણ હોય, તેવો ભાસ થાય છે. ૧૨

अनाद्यनन्तं कलिलस्य मध्ये विश्वस्य स्रष्टारमनेकरूपम् । विश्वस्यैकं परिवेष्टितारं ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥१३॥

શબ્દાર્થ:-જે પરમાત્મા આદિ તથા અંતથી રહિત છે, જે જડ એવા જગતની મધ્યને વિશે વ્યાપીને રહેલ છે, જે અખિલ વિશ્વના કર્તા છે, અનેક રૂપવાળા છે તથા જે સર્વ વિશ્વને વ્યાપીને રહેલા છે, તેને જે મનુષ્ય ઓળખે છે તે સર્વ બંધનોમાંથી મુક્ત થાય છે. ૧૩

भावग्राह्यमनीडाख्यं भावाभावकरं शिवम् । कलासर्गकरं देवं ये विदुस्ते जहुस्तनुम् ॥१४॥

શબ્દાર્થ:-જે પરમાત્મા વિશુદ્ધ બુદ્ધિની સહાયતાથી જાણી શકાય છે, જે દેહપણાના અર્થાત્ જડપણાના ગુણથી રહિત છે, જે ભાવ તથા અભાવ ( સત્ અને અસત્ ) ના કારણરૂપ છે, જે કલ્યાણરૂપ છે તથા જે સોળ પ્રકારની કળાની ઉત્પત્તિના કારણરૂ

છે, તેને જે કોઇ ઓળખે છે, તે પોતાના દેહનો ત્યાગ કરે છે અર્થાત્ તે ફરી દેહને ધારણ કરતો નથી. ૧૪

## પષ્ઠ અધ્યાય.

### બ્રહ્મ નિરૂપણ.

स्वभावमेके कवयो वदन्ति कालं तथान्ये परिमुह्यमानाः । देवस्यैष महिमा तु लोके येनेदं भ्राम्यते ब्रह्मचक्रम् ॥ १ ॥

શબ્દાર્થઃ—મોહ પામવાને લીધે કેટલાક બુદ્ધિમાન પુરુષો વસ્તુના સ્વભાવને વિશ્વના કારણરૂપ માને છે. વળી કેટલાક કાળને કારણરૂપ માને છે. પણ ખરું જોતાં તો પરમાત્માનો મહિમા છે કે, જે મહિમાવડે બ્રહ્મનું ચક્ર ભ્રમણ કર્યા જ કરે છે. ૧.

येनावृतं नित्यमिदं हि सर्वं ज्ञः कालकालो गुणी सर्वविद्यः । तेनेशितं कर्म विवर्त्तते ह पृथ्व्याप्यतेजोऽनिलखानि चिन्त्यम् ॥ २ ॥

શબ્દાર્થઃ—તે પરમાત્મા સદા આ સર્વને વ્યાપીને રહેલા છે; તેઓ સર્વ વસ્તુના જ્ઞાતા છે, તે કાળના અધિપતિ છે, તે સર્વ પ્રકારના ગુણોથી યુક્ત છે, તેઓ ત્રિકાળજ્ઞ કહેવાય છે; તથા પૃથ્વી, અપ, તેજ, વાયુ અને આકાશરૂપ માનવામા આવતી સૃષ્ટિ, કે જેના તેઓ નિયામક છે તે, વિપરિણામ તેનાવડે પામ્યા કરે છે, અર્થાત્ તેની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કાળે કરીને થયા જ કરે છે. ૨

तत् कर्म कृत्वा विनिवर्त्य भूयस्तत्त्वस्य तत्त्वेन समेत्य योगं एकेन द्वाभ्यां त्रिभिरष्टभिर्वा कालेन चैवात्मगुणैश्च सूक्ष्मैः ॥ ३ ॥

શબ્દાર્થઃ—આ જગતની ઉત્પત્તિ કર્યા પછી તથા કર્તા ભોક્તાપણાના ગુણથી નિવૃત્ત થઇ પરમાત્મા, જીવને પ્રકૃતિના તત્ત્વની સાથે જોડે છે. આ તત્ત્વ જે જોડાવામાં આવે છે તે તત્ત્વ એક હોય છે, બે હોય છે, ત્રણ હોય છે અથવા આઠ હોય છે. તેમજ જીવનો કાળની સાથે અથવા તો બુદ્ધિના સૂક્ષ્મ ગુણોની સાથે સંયોગ કરવામા આવે છે. ૩.

ટીકાઃ—સાંખ્યના આઠ કારણો આઠ તત્ત્વોરૂપ છેઃ—જેવા કે સર્વ કારણરૂપ પ્રકૃતિ, બુદ્ધિ, અહંકાર તથા સૂક્ષ્મ ભૂતો. શ્રી શંકર ભગવાન્ પુરાણના વચનનો દાખલો લઇ નીચે પ્રમાણે કહે છેઃ—સર્વના કારણરૂપ પ્રકૃતિને બદલે મન,—એક તત્ત્વ કે જેની સાથે આત્મા જોડાયલો હોય છે તે પ્રકૃતિ છે. બે તત્ત્વોવડે પ્રકૃતિ તથા સંકલ્પ લેવા તથા ત્રણવડે પ્રકૃતિ સંકલ્પ તથા અહંકારને ગ્રહણ કરવા ૩.

आरभ्य कर्माणि गुणान्वितानि भावांश्च सर्वान् विनियोजयेद्यः । तेषामभावे कृतकर्मनाशः कर्मक्षये याति स तत्त्वतोऽन्यः ॥ ४ ॥

શબ્દાર્થઃ—ગુણ યુક્ત એવાં કર્મોને કર્યા પછી તે કર્મોને તથા તેના સર્વ ભાવોને પરમાત્માને વિશે જે મનુષ્ય યોજે છે, તેનાં કર્મનો નાશ થવાને લીધે પ્રકૃતિના તત્ત્વથી ભિન્ન એવી ગતિને તે પામે છે, અર્થાત્ તે બ્રહ્મભાવને પામે છે. કારણ તેનાં કર્મનો ક્ષય થવાથી તેને કર્મના ફળ ભોગવવાનો અવકાશ રહેતો નથી. ૪.

आदिः स संयोगनिमित्तहेतुः परस्त्रिकालादकलोऽपि दृष्टः । तं विश्वरूपं भवभूतमीड्यं देवं स्वचित्तस्थमुपास्य पूर्वम् ॥ ५ ॥

શબ્દાર્થઃ—આ પરમાત્મા સર્વના આદિરૂપ છે. જે કારણોને લીધે શરીર આત્મા સાથે જોડાય છે તેના હેતુરૂપ પરમાત્મા છે. ભુત, ભવિષ્ય તથા વર્તમાન આ ત્રણ પ્રકારના કાળથી તે ઉત્કૃષ્ટ છે. તે કોઇ પણ કળાથી રહિત છે. જે પરમાત્માનું સ્વરૂપ વિશ્વરૂપ છે,

જે સત્ય કારણરૂપ છે તથા જે અંતઃકરણને વિશે રહે છે તે ઉપાસવા યોગ્ય દેવની મનવડે જે ઉપાસના કરે છે, તે બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. ૫.

**स वृक्षकालाकृतिभिः परोऽन्यो यस्मात्प्रपञ्चः परिवर्ततेऽयं । धर्मावहं पापनुदं भगेशं ज्ञात्वात्मस्थममृतं विश्वधाम ॥ ६ ॥**

શબ્દાર્થઃ—જે પરમાત્મા જગતરૂપી વૃક્ષ તથા કાળના રૂપોથી ઉત્કૃષ્ટ છે, જે કાળ તથા વૃક્ષથી ભિન્નરૂપ છે, જેના આશ્રયને લીધે આ આખું વિશ્વ પરિણામને પામ્યા કરે છે, અર્થાત્ ઉત્પત્તિ થયા પછી સ્થિતિ તથા લય અને લયમાંથી પાછી ઉત્પત્તિ, આ પ્રમાણે ક્રમ ચાલ્યા કરે છે, જે ધર્મના પ્રવર્તક તથા પાપના નાશકર્તા છે, જે આત્માને વિશે રહેલા અનેક પ્રકારના વૈભવના અધિપતિ છે તથા જે પરમાત્મા અમૃતરૂપ છે, તેને જે કોઇ ઓળખે છે તે બ્રહ્મભાવને પામે છે. ૬

**तमीश्वराणां परमं महेश्वरं तं देवतानां परमं च दैवतम् । पतिं पतीनां परमं परस्तात् विदाम देवं भुवनेशमीड्यम् ॥ ७ ॥**

શબ્દાર્થ.—સર્વ નિયંતાઓના પણ મહાન્ નિયંતા, સર્વ દેવનાઓના પરમ દેવતરૂપ, સર્વ પતિઓના પતિરૂપ, જે કોઇ મહાન્ છે તે કરતા પણ મહાનરૂપ, સ્વયં પ્રકાશરૂપ, તથા સર્વ ભુવનોના નિયંતારૂપ આ પરમાત્માને અમે જાણીએ છીએ ૭

**न तस्य कार्यं करणं च विद्यते न तत् समश्चाभ्यधिकश्च दृश्यते । परास्य शक्तिर्विविधैव श्रूयते स्वाभाविकी ज्ञानबलक्रिया च ॥ ८ ॥**

શબ્દાર્થ—તે કોઇ પણ કાર્યરૂપ અથવા કારણરૂપ હોતા નથી. તેના સરખું અથવા તો તેનાથી અધિક કોઇ પણ જોવામાં આવતું નથી. આ પરમાત્માની ઉત્કૃષ્ટ શક્તિ વિવિધ પ્રકારની કહેવામાં આવે છે. વિવિધ કહેવાનું કારણ એ કે, તે શક્તિ તેને આશ્રયીને રહેલી છે તથા તે શક્તિ તેના જ્ઞાન તથા બળપ્રમાણે પ્રવર્તે છે. ૮.

ટીકા—અહીં કાર્ય શબ્દવડે શરીર લેવું તથા કારણ શબ્દે કરી ઇન્દ્રિયને લેવી. ૮.

**न तस्य कश्चित् पतिरस्ति लोके न चेशिता नैव च तस्य लिङ्गम् । स कारणं करणाधिपाधिपो न चास्य कश्चिज्जनिता न चाधिपः ॥ ९ ॥**

શબ્દાર્થઃ—આ લોકને વિશે તેના કોઇ પણ અધિપતિરૂપે નથી, તેમના કોઇ પણ નિયામક નથી, અથવા તો તેમના કોઇ કારણરૂપે હોતું નથી. તે પોતેજ સર્વના કારણરૂપ તથા કારણના અધિપતિના પણ અધિપતિરૂપ છે. આ પરમાત્માનો કોઇ ઉત્પાદક નથી તથા તેમના કોઇ પાલનકર્તા પણ નથી. ૯.

ટીકાઃ—મૂળમાં કારણરૂપને બદલે લિંગ એવો શબ્દ છે, તેનો અર્થ એ થાય છે કે, જે ચિન્હના યોગે કરી તેનું અસ્તિત્વ જણાઇ શકાય છે તે અર્થાત્ કારણરૂપ. ૯.

**यस्तूर्णनाभ इव तन्तुभिः प्रधानजैः स्वभावतः । देव एकः स्वमावृणोति स नो दधातु ब्रह्माव्ययम् ॥ १० ॥**

શબ્દાર્થઃ—જેવી રીતે કરોળીઓ સ્વાભાવિક રીતે કારણરૂપ પોતામાથી ઉત્પન્ન થયેલા તંતુઓથી વેષ્ટિત થઇને રહે છે, તેમ પરમાત્મા પ્રધાનરૂપી માયાથી ઉત્પન્ન થયેલા તંતુઓથી વેષ્ટિત થઇને રહે છે. નામ રૂપાત્મક જગતરૂપી આ રીતના પરમાત્મા મને બ્રહ્મભાવને પમાડો.૧૦.

**एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा । कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेता निर्गुणश्च ॥ ११ ॥**

શબ્દાર્થ.—આ એક દેવ સર્વ પ્રાણી માત્રોને વિશે ગૂઢ થઇને રહેલા છે. તેઓ સર્વ વસ્તુને વ્યાપી રહેલા છે. તેઓ સર્વ પ્રાણી માત્રના અંતર્ગતમાત્રરૂપ છે. તેઓ સર્વ કર્મોના નિયામક છે. તેઓ સર્વ પ્રાણી માત્રને વિશે નિવાસ કરી રહેલા છે. તેઓ સાક્ષીરૂપ છે. તેઓ ચૈતનરૂપ છે તથા તેઓ ગુણોથી રહિત છે. ૧૧.

ટીકા:—કોઇ પણ વિશેષ વિચારથી રહિત ધારવું, તે ચેતનરૂપ કહેવાય છે ૧૧.

**एको वशी निष्क्रियाणां बहूनामेकं बीजं बहुधा यः करोति । तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां सुखं शाश्वतं नेतरेषां ॥ १२ ॥**

શબ્દાર્થ:—અનેક આ માઓ જેઓ ક્રિયાથી રહિત છે, તેઓને આ પરમાત્મા એક છતા વશને કરવાવાળા છે. આ દેવ એક બીજને અનેક પ્રકારે કરે છે. જે વિવેકી પુરૂષો પોતાના દેહને વિશે રહેલા આ પરમાત્માને જુવે છે, તે શાશ્વત સુખને પ્રાપ્ત થાય છે, પણ અન્ય પુરૂષોને શાશ્વત સુખ પ્રાપ્ત થતું નથી. ૧૨.

**नित्यो नित्यानां चेतनश्चेतनानामेको बहूनां यो विदधाति कामान् । तत् कारणं सांख्ययोगाधिगम्यं ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥ १३ ॥**

શબ્દાર્થ —જે કાંઇ નિત્ય છે, તે સર્વને વિશે તે પરમાત્મા નિત્ય છે. જે કાંઇ ચેતનયુક્ત જીવો છે તેને વિશે પરમાત્મા ચેતનરૂપ છે. આ દેવ એક છતા સર્વ પ્રાણી માત્રની કામનાઓને પૂરી પાડે છે. સાખ્ય તથા યોગે કરી પ્રાપ્ત થવા યોગ્ય કારણરૂપ આ પરબ્રહ્મને જે જાણે છે, તે સર્વ બંધનોથી મુક્ત થાય છે. ૧૩.

ટીકા:—આત્મા નિત્ય કહેવાય છે, એટલે સર્વ આત્માઓમા પરમાત્મા મુખ્ય નિત્યરૂપ છે. આ પ્રમાણેનો અહીં જે સાખ્યનો સિદ્ધાંત મૂકવામા આવ્યો છે તે વેદાન્તથી જુદો પડે છે. શ્રી શંકર ભગવાન્ આ બાબતનું સમાધાન નીચે પ્રમાણે કરે છે -પરમાત્માની નિત્યતાને લીધે આત્માઓ નિત્ય કહેવામા આવે છે. ૧૪.

**न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः । तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥ १४ ॥**

શબ્દાર્થ.—શ્રી સૂર્ય ભગવાનનો પ્રકાશ આ બ્રહ્મનેવિશે હોતો નથી. ચંદ્ર તેમજ તારાઓ તેને વિશે પ્રકાશતા નથી. વિદ્યુતનો પ્રકાશ પણ આ બ્રહ્મને વિશે હોતો નથી, તો પછી આ પાર્થિવ અગ્નિનો પ્રકાશ તો તેને વિશે ક્યાંથી જ હોય ? જ્યારે આ બ્રહ્મ પ્રકાશને પામે છે ત્યારે તેની સહાયતાથી સૂર્ય ચંદ્રાદિ સર્વ ગ્રહો પ્રકાશે છે. આ પરબ્રહ્મના પ્રકાશને લીધે જ સર્વ જગત પ્રકાશને પામેલ છે. ૧૪

ટીકા.—આ પ્રમાણેનો શ્લોક કઠોપનિષદના ૫ મી વલ્લીના ૧૫ મા શ્લોક વિશે છે. તેમ જ મુંડકોપનિષદના રજામુંડકના ૧૦ મા શ્લોકવિશે પણ આવો જ ભાવ રહેયો છે ૧૪

**एको हंसो भुवनस्यास्य मध्ये स एवाग्निः सलिले सन्निविष्टः । तमेव विदित्वाऽतिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥ १५ ॥**

શબ્દાર્થ —આ ભુવનના મધ્યને વિશે તે જ એક કેવળ હંસ અગ્નિરૂપ છે, જેણે જળને વિશે પ્રવેશ કીધો છે. આ હંસરૂપી આત્માને ઓળખવાથી મનુષ્ય મૃત્યુનું અતિક્રમણ કરી શકે છે. મનુષ્યને છેવટનો ઉદ્દેશ પ્રાપ્ત કરવા આથી અન્ય કોઇ પણ માર્ગ નથી. ૧૫

ટીકા —હંસનો અર્થ અવિદ્યાનો નાશ કરનાર એવો થાય છે. જેમ અગ્નિ સર્વ કાષ્ઠનો નાશ કરે છે, તેમ અવિદ્યાનો નાશ કરવાથી આત્માને અગ્નિરૂપ કહેવામા આવ્યો

છે તથા તે હૃદયને વિશે પ્રવેશ કરીને રહેલો છે. માટે તે અગ્નિરૂપ હંસે જળને વિશે પ્રવેશ કર્યો છે, એમ કહેવાય છે. ૧૫

स विश्वकृद्विश्वविदात्मयोनिर्ज्ञः कालकालो गुणी सर्वविद्यः । प्रधानक्षेत्रज्ञपतिर्गुणेशः संसारमोक्षस्थितिबन्धहेतुः ॥ १६ ॥

શબ્દાર્થ:—આ પરમાત્મા વિશ્વની ઉત્પત્તિ કરવાવાળા છે, તે અખિલ વિશ્વના જ્ઞાતા છે, તે સર્વના આત્મારૂપ છે, તે સર્વના કારણરૂપ છે, તેઓ કાળના કર્તા કહેવાય છે, તે પૂર્ણપણાના સર્વ ગુણોથી યુક્ત છે. તે પ્રધાન–મૂળ પ્રકૃતિના તથા ક્ષેત્રજ્ઞ-જીવોના પતિરૂપ છે. સત્વાદિ ગુણોના તે નિયામક છે તથા તેઓ સંસારને વિશે મોક્ષ, સ્થિતિ અને બંધનના આપવાવાળા છે. ૧૬.

स तन्मयो ह्यमृत ईशसंस्थो ज्ञः सर्वगो भुवनस्यास्य गोप्ता । य ईशेऽस्य जगतो नित्यमेव नान्यो हेतुर्विद्यते ईशनाय ॥ १७ ॥

શબ્દાર્થ—આ પરમાત્મા તન્મય અર્થાત્ જગતરૂપ છે, અમૃતરૂપ છે, તે નિયામકપણાના સ્વરૂપને વિશે રહે છે. તે સર્વજ્ઞ છે, સર્વત્ર વ્યાપક છે તથા આ જગતના પાલક છે. તે સર્વદા આ જગતને નિયમમા રાખે છે જગતના નિયમપણાને માટે તેનાથી અન્ય કોઇ પણ કારણ નથી. ૧૭

यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति तस्मै । तꣳह देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥१८॥

શબ્દાર્થ—મોક્ષની ઇચ્છાવાળા મારે પરમાત્માને શરણે જવું જોઇએ. આ પરમાત્મા પોતાની વિદ્યાના પ્રકાશવાળા છે. એણે સૃષ્ટિના આરંભ વખતે બ્રહ્માને ઉત્પન્ન કરી તેઓને વેદો આપ્યા છે ૧૮.

निष्कलं निष्क्रियꣳ शान्तं निरवद्यं निरञ्जनम् । अमृतस्य परꣳ सेतुं दग्धेन्धनमिवानलम् ॥१९॥

શબ્દાર્થ—આ દેવ કોઇ પણ પ્રકારની કળાઓથી રહિત છે તેઓ કર્મથી રહિત છે, તેઓ શાંતરૂપ છે, તેઓ કોઇ પણ રીતના ભેદોથી રહિત છે, તેને કોઇપણ રીતના આસંગનો લેપ થતો નથી, તે અમૃતની પ્રાપ્તિ થવાના મુખ્ય સેતુરૂપ છે. વળી આ દેવ કાષ્ટ બળી રહ્યા પછી જેમ અગ્નિ પ્રકાશમાન હોય છે, તેના સરખા તેઓ પ્રકાશે છે. ૧૯.

यदा चर्मवदाकाशं वेष्टयिष्यन्ति मानवाः । तदा देवमविज्ञाय दुःखस्यान्तो भविष्यति ॥२०॥

શબ્દાર્થ.—જ્યારે મનુષ્યો ચર્મની માફક નિરાકાર આકાશને વીંટશે ત્યારે દેવના જ્ઞાન વિના તેઓના દુઃખનો અંત આવશે. અર્થાત્ આકાશને નિરવયવ હોવાથી તેને વીંટવું અશક્ય છે તેમ બ્રહ્મજ્ઞાનવિના દુઃખનો અંત આવવો અશક્ય છે ૨૦.

तपःप्रभावाद्देवप्रसादाच्च ब्रह्म ह श्वेताश्वतरोऽथ विद्वान् । अत्याश्रमिभ्यः परमं पवित्रं प्रोवाच सम्यगृषिसङ्घजुष्टम् ॥२१॥

શબ્દાર્થઃ—પોતાના તપના પ્રભાવવડે તથા પરમાત્માની કૃપાવડે બ્રહ્મવેત્તા શ્વેતાશ્વતર મુનિ, ચાર આશ્રમો માહેલા જેઓ ઉત્કૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત થયા છે તેઓને, સર્વ ઋષિ સમૂહોથી સમ્યક્ પ્રકારે ઉપાસવા યોગ્ય પરમ પવિત્ર બ્રહ્મસંબંધીનું આ રીતે વ્યાખ્યાન કરતા હતા. ૨૧.

वेदान्ते परमं गुह्यं पुराकल्पे प्रचोदितम् । नाप्रशांताय दातव्यं नापुत्रायाशिष्याय वा पुनः ॥२२॥

શબ્દાર્થ—વેદાન્તને વિશે અતિશય ગૂઢ

તત્ત્વ, જેનો કલ્પના આરંભ વખતે હિરણ્યગર્ભાદિને ઉપદેશ કરાયો હતો, તેનો ઉપદેશ મન તથા ઇન્દ્રિયો જેને વશ નથી એવા પુત્ર અથવા શિષ્યને કરવો નહિ. ૨૨.

**यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ । तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः । प्रकाशन्ते महात्मन इति ॥२३॥**

શબ્દાર્થ:—જેની પરમાત્માને વિશે ઉત્કૃષ્ટ ભક્તિ થઇ હોય છે તથા જેવી પરમાત્માને વિશે દઢ ભક્તિ છે, તેવીજ ગુરુને વિશે જેની દઢ ભક્તિ છે તેવા મહાત્મા પુરુષને અર્થે આ ઉપનિષદ્‌ને વિશે રહેલા ગૂઢ અર્થો પ્રકટ કરવામા આવ્યા છે, મહાત્માને અર્થે આ અર્થો પ્રકટ કરવામા આવ્યા છે.

**ॐ सह नाववतु सह नौ भुनक्तु सह वीर्यं करवावहै ॥ तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥**

**ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

## प्रकीर्ण उपनिषद्.

## १२ બ્રહ્મબિંદુ ઉપનિષદ્.

### આત્માનું સ્વરૂપ.

ॐ मनो हि द्विविध प्रोक्त शुद्ध चाशुद्धमेव च । अशुद्ध कामसङ्कल्प शुद्ध कामविवर्जितम् ॥ १ ॥ मन एव मनुष्याणा कारण बन्धमोक्षयो । बन्धाय विषयासक्त मुक्त्यै निर्विषय स्मृतम् ॥ २ ॥ यतो निर्विषयस्यास्य मनसो मुक्तिरिष्यते । तस्मान्निर्विषय नित्य मनः कार्यं मुमुक्षुणा ॥ ३ ॥ निरस्तविषयासङ्ग सनिरुद्ध मनो हृदि । यदा यात्युन्मनीभाव तदा तत्परम पदम् ॥ ४ ॥ तावदेव निरोद्धव्य यावद्धृदि गत क्षयम् । एतज्ज्ञान च मोक्ष च अतोऽन्यो ग्रन्थविस्तर. ॥ ५ ॥ १ ॥ नैव चिन्त्य न चाचिन्त्यमचिन्त्य चिन्त्यमेव च । पक्षपातविनिर्मुक्त ब्रह्म सम्पद्यते तदा ॥ ६ ॥ स्वरेण सन्धयेद्योगमस्वरं भावयेत्परम् । अस्वरेण हि भावेन भावो नाभाव इष्यते ॥ ७ ॥ तदेव निष्कलं ब्रह्म निर्विकल्प निरञ्जनम् । तद्ब्रह्माहमिति ज्ञात्वा ब्रह्म सम्पद्यते ध्रुवम् ॥ निर्विकल्पमनन्त च हेतुदृष्टान्तवर्जितम । अप्रमेयमनादि च ज्ञात्वा च परम शिवम् ॥ ९ ॥ न निरोधो न चोत्पत्तिर्न बन्धो न च शासनम । न मुमुक्षा न मुक्तिश्च इत्येषा परमार्थता ॥ १० ॥ २ ॥ एक एवात्मा मन्तव्यो जाग्रत्स्वमसुषुप्तिषु । स्थानत्रयाद्व्यतीतस्य पुनर्जन्म न विद्यते ॥ ११ ॥ एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थित. । एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत् ॥ १२ ॥ घटसम्भृतमाकाश लीयमाने घटे यथा । घटो लीयेत नाकाश तद्वज्जीवो घटोपमः ॥ १३ ॥ घटवद्विविधाकार भिद्यमान पुनः पुनः । तद्भग्न न च जानाति स जानाति च नित्यशः ॥ १४ ॥ शब्दमायावृतो यावत्तावत्तिष्ठति पुष्करे । भिन्ने तमसि चैकत्वमेकमेवानुपश्यति ॥ १५ ॥ ३ ॥ शब्दाक्षर पर ब्रह्म यस्मिन्क्षीणे यदक्षरम् । तद्विद्वानक्षर ध्यायेद्यदीच्छेच्छान्तिमात्मनः ॥ १६ ॥ द्वे विद्ये वेदितव्ये तु शब्दब्रह्मपर च यत् । शब्दब्रह्मणि निष्णातः पर ब्रह्माधिगच्छति ॥ १७ ॥ ग्रन्थमभ्यस्य मेधावी ज्ञानविज्ञानतत्पर. । पलालमिव धान्यार्थी त्यजेद्ग्रन्थमशेषत. ॥ १८ ॥ गवामनेकवर्णाना क्षीरस्याप्येकवर्णता । क्षीरवत्पश्यते ज्ञान लिङ्गिनस्तु गवा यथा ॥ १९ ॥ घृतमिव पयसि निगूढ भूते भूते च वसति विज्ञानम् । सतत मन्थयितव्य मनसा मन्थानभूतेन ॥ २० ॥ ज्ञाननेत्र समादाय चरेद्वह्निमत. परम् । निष्कल निर्मल शान्त तद्ब्रह्माहमिति स्मृतम् ॥ २१ ॥ सर्वभूताधिवास च यद्भूतेषु वसत्यधि । सर्वानुग्राहकत्वेन तदस्म्यह वासुदेव तदस्म्यह वासुदेव इति ॥ २२ ॥ ४ ॥ सहेति शान्तिः इत्यथर्ववेदे ब्रह्मबिन्दूपनिषत्समाप्ता ॥ ११ ॥

મન બે પ્રકારનું છેઃ—શુદ્ધ તથા અશુદ્ધ. કામના યુક્ત મનને અશુદ્ધ કહેવામાં આવે છે તથા કામનાથી રહિત મનને શુદ્ધ કહેવામાં આવે છે. (૧) મનુષ્યના બંધ અને

મોક્ષનું કારણ મન છે. જો મન વિષયાસક્ત હોય છે તો બંધનને પામે છે, પણ વિષયવૃત્તિથી રહિત જો મન થાય છે, તો તે મુક્ત થાય છે. (૨) મન જો વિષયથી રહિત હોય તો મુક્તિની પ્રાપ્તિ થાય છે. માટે મુક્તિની ઇચ્છાવાળાએ મનને સર્વદા વિષયથી રહિત કરવું. (૩) વિષયાસંગથી છૂટું પડેલું હૃદયમા રહેલું મન જ્યારે ઉન્મનીભાવને પામે છે અર્થાત્ બ્રહ્મ જિજ્ઞાસુવાળું થાય છે ત્યારે તે પરમપદને પામે છે. (૪) જ્યા સુધી હૃદયમા રહેલી કામનાનો ક્ષય થાય ત્યા સુધી તેનો નિરોધ કરવો. આ જ જ્ઞાન તથા મોક્ષ છે. આથી અન્ય કેવળ ગ્રંથના વિસ્તાર કરવારૂપે છે. (૫) ૧

(અશુદ્ધ મનવડે) બ્રહ્મ ચિન્ત્ય (ચિંતન થઇ શકે એવો નથી, પણ (શુદ્ધ મનવડે) બ્રહ્મ અચિંત્ય નથી. આથી બ્રહ્મ અચિંત્ય છતા ચિંત્ય કહેવાય છે. (આ રીતે અચિંત્ય એવા આત્માનું જ્યારે ચિંતન કરવામા આવે છે ત્યારે સર્વ પક્ષપાતથી રહિત એવા બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. (૬) યોગના પ્રથમ સ્વર સાથે (સગુણ બ્રહ્મની સાથે) યોજના કરવી, ત્યાર પછી અસ્વરની (નિર્ગુણ બ્રહ્મની) ધારણા કરવી. કારણ નિર્ગુણ ભાવનાથી જ ભાવ (પરમાર્થ વસ્તુ) અભાવરૂપે (અસત્યરૂપે થતી નથી. (૭) આ બ્રહ્મ સર્વ પ્રકારની કળાથી રહિત, કોઇ પણ રીતના વિકલ્પથી રહિત તથા માયાથી રહિત છે. આ રીતના બ્રહ્મરૂપે હું પોતે જ છું, એ રીતના જ્ઞાનની જ્યારે પ્રાપ્તિ થાય છે ત્યારે જ બ્રહ્મપ્રાપ્તિ થયેલી કહેવાય છે. (૮) બ્રહ્મમા કોઇ રીતનો વિકલ્પ નથી. તે અંત રહિત છે. તેનેવિશે હેતુ તથા દૃષ્ટાંત ભાવ (કારણ કાર્ય ભાવ) હોતો નથી. તે કોઇ પણ રીતના પ્રમાણથી રહિત છે. તેની પૂર્વે કોઇ હોતું નથી. આવા પરમ શિવનું જ્ઞાન પ્રાપ્ત થવા પછી, (૯) તેને કોઇ પ્રકારનું બંધન રહેતું નથી. તેનામા ઉત્પત્તિ ભાવ રહેતો નથી, તેને કોઇ વધ હોતું નથી, તેને કોઇ શાસનરૂપે હોતું નથી, તેને મુક્તિની ઇચ્છા હોતી નથી તથા મુક્તિભાવ પણ હોતો નથી. આ રીતની સ્થિતિ પરમાર્થભાવને પામેલાની હોય છે. (૧૦) ૨

જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ, આ ત્રણે અવસ્થામા એક જ આત્મા છે, એમ માનવું. આ ત્રણે અવસ્થાઓનું અતિક્રમણ કરતાં આત્માનો પુનર્જન્મ ભાવ હોતો નથી. (૧૧) કારણ કે એક જ ભૂતાત્મા દરેક પ્રાણીમા રહે છે. આત્મા એક હોવા છતા (દેહાદિની ઉપાધિને લીધે) જેમ જળના જૂદા જૂદા કુંડામા જૂદું જૂદું એક જ ચંદ્રનું પ્રતિબિંબ દેખાય છે, તેમ અનેક પ્રકારનો જોવામા આવે છે. (૧૨) જ્યારે ઘટનો નાશ થાય છે ત્યારે તેમા રહેલ આકાશનો મહાકાશમા લય થાય છે, પણ તેમા રહેલ આકાશનો નાશ થતો નથી, તેમ દેહનો નાશ છે પણ જીવનો નાશ નથી. (૧૩) દેહનો નાશ થવે ઘટની માફક જીવ અનેક પ્રકારના દેહોને વારંવાર ધારણ કરે છે દેહ કે જેનો નાશ થાય છે તે કશું જાણતો નથી, પણ આત્મા જે નિત્ય છે તે સર્વ જાણે છે. (૧૪) જીવ જ્યા સુધી શબ્દરૂપી માયાથી આવૃત છે ત્યા સુધી તે હૃદયાકાશમા સ્થિતિ કરે છે, પણ અજ્ઞાનનો નાશ થવે સર્વ એકરૂપે છે, એમ તે જૂવે છે. (૧૫) ૩

દેહાદિનો નાશ થવા છતા જેનો નાશ થતો નથી, તે શબ્દાક્ષર પરબ્રહ્મ છે. જે અધિકારી આત્માનું શ્રેય ઇચ્છતા હોય, તે અધિકારીએ આ અક્ષર બ્રહ્મનું ધ્યાન કરવું. (૧૬) શબ્દબ્રહ્મ તથા પરબ્રહ્મ (પરા વિદ્યા તથા અપરા વિદ્યા) આમ બે પ્રકારની વિદ્યાઓ જાણવી. જે અક્ષર બ્રહ્મમા કુશળ હોય છે, તેને બ્રહ્મપ્રાપ્તિ થાય છે. (૧૭) બુદ્ધિમાને ગ્રંથનો અભ્યાસ કરી જેમ ધાન્યની ઇચ્છાવાળો

છોતરાંનો ત્યાગ કરે છે તેમ જ્ઞાન વિજ્ઞાનના તત્વને જાણ્યા પછી સર્વ ગ્રંથનો ત્યાગ કરવો. (૧૮) જેમ અનેક વર્ણવાળી ગાયો હોવા છતાં તેમાં રહેલું દૂધ એક જ વર્ણવાળું અર્થાત્ શ્વેત જ હોય છે, તેમ જ્ઞાનાત્મા દૂધની માફક એક જ વર્ણવાળો છે. વેદ તો જેમ ગાયોમાં રહેલો છે તેમ દેહમાં રહેનો છે. (૧૯) જેમ દૂધમાં ઘી અદૃશ્યરૂપે રહેલ હોય છે, તેમ સર્વ ભૂત માત્રોમાં વિજ્ઞાત્મા રહેલો છે. આ વિજ્ઞાનાત્માનું મનરૂપી રવૈયાવડે મથન કરવું (૨૦) આ રવૈયાને જ્ઞાનરૂપી નેતરાં જોડવાં. ત્યાર પછી તેમાંથી ઉત્પન્ન થયેલા માખણનું ઘી બનાવવા (યોગરૂપ) અગ્નિ પર મૂકવું. આ પ્રમાણે કરવાથી સર્વ કળાથી રહિત, શુદ્ધ તથા શાંત બ્રહ્મ હું પોતે જ છું, એમ સ્મૃતિ થાય છે (૨૧) સર્વ પ્રાણીમાં જેનો વાસ છે તથા સર્વપર અનુગ્રહ કરી જે આત્મા પ્રાણી માત્રમાં રહેલા છે તેજ આત્મા, હું વાસુદેવ ! હું પોતેજ છું. હે વાસુદેવ ! તેજ આત્મા હું પોતેજ છું (૨૨) ૪

## (૨) કૈવલ્ય ઉપનિષદ્.

### બ્રહ્મા તથા આશ્વલાયનનો સંવાદ.

ॐ अथाश्वलायनो भगवन्तं परमेष्ठिनमुपसमेत्योवाच । अधीहि भगवन् ब्रह्मविद्यां वरिष्ठां सदा सद्भिः सेव्यमानां निगूढाम् । यथा चिरात्सर्वपापं व्यपोह्य परात्परं पुरुषं याति विद्वान् ॥ १ ॥ तस्मै स होवाच पितामहश्च श्रद्धाभक्तिध्यानयोगादवेहि । न कर्मणा न प्रजया धनेन त्यागेनैके अमृतत्वमानशुः ॥ २ ॥ परेण नाकं निहितं गुहायां विभ्राजते यद्यतयो विशन्ति । वेदान्तविज्ञानसुनिश्चितार्थाः सन्यासयोगाद्यतयः शुद्धसत्वाः ॥ ३ ॥ ते ब्रह्मलोकेषु परान्तकाले परामृताः परिमुच्यन्ति सर्वे । विविक्तदेशे च सुखासनस्थः शुचिः समग्रीवशिरःशरीरः ॥ ४ ॥ अन्त्याश्रमस्थः सकलेन्द्रियाणि निरुध्य भक्त्या स्वगुरुं प्रणम्य । हृत्पुण्डरीकं विरजं विशुद्धं विचिन्त्य मध्ये विशदं विशोकम् ॥ ५ ॥ अचिन्त्यमव्यक्तमनन्तरूपं शिवं प्रशान्तममृतं ब्रह्मयोनिम् । तमादिमध्यान्तविहीनमेकं विभुं चिदानन्दमरूपमद्भुतम् ॥ ६ ॥ उमासहायं परमेश्वरं प्रभुं त्रिलोचनं नीलकण्ठं प्रशान्तम् । ध्यात्वा मुनिर्गच्छति भूतयोनिं समस्तसाक्षिं तमसः परस्तात् ॥७॥ स ब्रह्मा स शिवः सेन्द्रः सोऽक्षरः परमः स्वराट् । स एव विष्णुः स प्राणः स कालोऽग्निः स चन्द्रमाः ॥ ८ ॥ स एव सर्वं यद्भूतं यच्च भव्यं सनातनम् । ज्ञात्वा तं मृत्युमत्येति नान्यः पन्था विमुक्तये ॥९॥ सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि । सम्पश्यन्ब्रह्म परमं याति नान्येन हेतुना ॥१०॥ आत्मानमरणिं कृत्वा प्रणवं चोत्तरारणिम् । ज्ञाननिर्मथनाभ्यासात्पापं दहति पण्डितः ॥ ११ ॥ स एव मायापरिमोहितात्मा शरीरमास्थाय करोति सर्वम् । स्त्र्यन्नपानादिविचित्रभोगैः स एव जाग्रत्परितृप्तिमेति ॥ १२ ॥ स्वप्ने स जीवः सुखदुःखभोक्ता स्वमायया कल्पितजीवलोके । सुषुप्तिकाले सकले विलीने तमोऽभिभूतः सुखरूपमेति ॥ १३ ॥ पुनश्च जन्मान्तरकर्मयोगात्स एव जीवः स्वपिति प्रबुद्धः । पुरत्रये क्रीडति यश्च जीवस्ततस्तु जातं सकलं विचित्रम् ॥ १४ ॥ आधारमानन्दमखण्डबोधं यस्मिँल्लयं याति पुरत्रयं च ॥ एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च । खं वायुर्ज्योतिरापश्च पृथ्वी विश्वस्य धारिणी ॥ १५ ॥ यत्परं ब्रह्म सर्वात्मा विश्वस्यायतनं महत् । सूक्ष्मात्सूक्ष्मतरं नित्यं तत्त्वमेव त्वमेव तत् ॥१६॥ जाग्रत्स्वप्नसुषुप्त्यादिप्रपञ्चं यत्प्रकाशते । तद्ब्रह्माहमिति ज्ञात्वा सर्वबन्धैः प्रमुच्यते ॥ १७ ॥ त्रिषु धामसु यद्भोग्यं भोक्ता भोगश्च यद्भवेत् । तेभ्यो विलक्षणः साक्षी चिन्मात्रोऽहं सदाशिवः ॥ १८ ॥ मय्येव सकलं जातं मयि सर्वं प्रतिष्ठितम् । मयि सर्वं लयं याति तद्ब्रह्माद्वयमस्म्यहम् ॥ १९ ॥ प्रथमः खण्डः ॥१॥

अणोरणीयानहमेव तद्वन्महानहं विश्वमहं विचित्रम् । पुरातनोऽहं पुरुषोऽहमीशो हिरण्मयोऽहं शिवरूपमस्मि ॥ २० ॥ अपाणिपादोऽहमचिन्त्यशक्तिः पश्याम्यचक्षुः स शृणोम्यकर्णः । अहं विजानामि विविक्त-

स्पो न चास्ति वत्ता मम चित्सदाहम् ॥ २१ ॥ वदैरनकैरहमव वद्यो वदान्तकृद्देदविदेव चाहम् । न पुण्यपापे मम नास्ति नाशो न जन्म दहन्द्रियबुद्धिरस्ति ॥ २२ ॥ न भूमिरापो न च वह्निरस्ति न चानिलो मेऽस्ति न चाम्बर च । एव विदित्वा परमात्मरूप गुहाशय निष्कलमद्वितीयम् ॥ २३ ॥ समस्तसाक्षि सदसद्विहीन प्रयाति शुद्ध परमात्मरूपम् ॥ य शतरुद्रियमधीते सोऽग्निपूतो भवति स वायुपूतो भवति स आत्मपूतो भवति स सुरापानात्पूतो भवति स ब्रह्महत्याया पूतो भवति स सुवर्णस्तयात्पूतो भवति स कृत्याकृत्यात्पूतो भवति तस्मादविमुक्तमाश्रितो भवतीत्याश्रमी सर्वदा सकृद्वा जपत् ॥ अनन ज्ञानमाप्नोति ससारार्णवनाशनम् । तस्मादव विदित्वैन कैवल्य पदमश्नुत ॥ द्वितीय खण्ड ॥ २ ॥ ॐ सहनाववित्विति शान्ति ॥ इत्यथर्ववेदे कैवल्योपनिषत्समाप्ता ॥ १२ ॥

આશ્વલાયન નામના મુનિ ભગવાન્ બ્રહ્મા પાસે આવી કહેવા લાગ્યા, " હે ભગવન્ ! શ્રેષ્ઠ, સત્પુરૂષોએ સેવવા યોગ્ય તથા ગુપ્ત બ્રહ્મવિદ્યાનો મને ઉપદેશ કરો, કે જેથી લાંબા વખતથી થયેલા અનેક પાપોનો નાશ કરી, પરથી પર એવા પુરૂષ બ્રહ્મને મનુષ્ય પ્રાપ્ત થાય છે. " (૧) ત્યારે પિતામહ બ્રહ્મા કહેવા લાગ્યા, " શ્રદ્ધા, ભક્તિ તથા ધ્યાનવડે આ બ્રહ્મવિદ્યા તું જાણ. કર્મવડે, પ્રજાવડે તેમ જ ધનવડે આ બ્રહ્મભાવની પ્રાપ્તિ થતી નથી, પણ કેવળ ત્યાગથી અમૃતરૂપ બ્રહ્મપ્રાપ્તિ થાય છે. ( ૨ ) આત્માવડે હૃદયાકાશમાં રહેલું સ્વર્ગ પ્રકાશે છે, કે જે સ્વર્ગમાં મુનિઓ પ્રવેશ કરે છે. આ મુનિઓ વેદાન્તના વિજ્ઞાનવડે કોઇપણ રીતની શંકાથી રહિત થાય છે. તે જ પ્રમાણે સન્યાસ યોગ વડે તેઓ શુદ્ધ અંતઃકરણવાળા થાય છે. (૩) વિશુદ્ધ આત્માવાળા આ સર્વે યતિઓ દેહ ભાવમાંથી મુક્ત થવા પછી બ્રહ્મલોકમાં જાય છે. મનુષ્યે એકાંત સ્થળમાં સરખા આસન પર બેસવું, પોતે પવિત્ર થવું તથા તેણે ગ્રીવા, મસ્તક તથા શરીરને એક સરખી રીતે રાખવું. (૪) ત્યાર પછી સન્યસ્તાશ્રમને વિશે રહેલા એવા તેણે પોતાની સર્વ ઇન્દ્રિયોનું દમન કરવું તથા ભક્તિયુક્ત થઇ પોતાના ગુરૂને પ્રણામ કરવા. પછી નિરજ, વિશુદ્ધ તથા સુખ દુઃખાદિથી રહિત હૃદયમાં કમળરૂપે રહેલા આત્માનું ચિંતન કરવું. (૫)

આ આત્માનું સ્વરૂપ અચિન્ત્ય છે, અવ્યક્ત છે, અનંતરૂપવાળું છે, શિવરૂપ છે, પ્રશાન્ત છે, અમૃતરૂપ છે, બ્રહ્મયોનિરૂપ છે, તે આદિ, મધ્ય તથા અંતથી રહિત છે, એક છે, સર્વત્ર વ્યાપક છે, ચિદાનંદરૂપે છે, કોઇ પણ રીતના રૂપથી રહિત છે તથા અદ્ભુત છે. (૬) ઉમા સહાય છે જેને એવા, પ્રભુરૂપ, ત્રણ લોચનવાળા, નીલકંઠવાળા, પ્રશાંત એવા પરમેશ્વરનું ધ્યાન કરીને મુનિ, પ્રાણી માત્રના કારણરૂપ, સર્વના દ્રષ્ટારૂપ તથા અજ્ઞાનથી ભિન્ન એવા બ્રહ્મને પામે છે. (૭) આ પરમાત્મા જ બ્રહ્મા છે, તે જ શિવ છે, તેજ ઇન્દ્રરૂપ છે, તે જ અક્ષર છે, તે જ પરમ છે, તે જ સ્વયપ્રકાશ છે, તે જ વિષ્ણુ ( સર્વત્ર વ્યાપક ) છે, તે જ પ્રાણરૂપે, કાળરૂપે, અગ્નિરૂપે તથા ચંદ્રમારૂપે છે. (૮) તે જ સર્વરૂપે તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાનરૂપે તથા સનાતનરૂપે છે. આવા પરમાત્માનું જ્ઞાન જેને થાય છે, તે મૃત્યુનું અતિક્રમણ કરે છે. આ સિવાય અન્ય કોઇ પણ મુક્તિનો માર્ગ નથી. (૯) સર્વ ભૂતમાત્રને વિશે આત્મા રહેલો છે તથા મારા આત્મામાં જ સર્વ ભૂતો રહેલા છે એમ જે જાણે છે, તેને પરમ બ્રહ્મભાવની પ્રાપ્તિ થાય છે, બીજા કોઇ અન્ય કારણથી થતી નથી. (૧૦) પોતાના આત્માને અરણીરૂપે કરી તથા પ્રણવરૂપ ૐકારને નીચેની *અરણી કરી

* યજ્ઞમાં અરણીના કાષ્ઠનું મંથન કરી

જ્ઞાનાગ્નિને મંથન દંડ કરી મંથન કરવાથી વિવેકી સર્વ પાપનું દહન કરે છે. (૧૧)

માયાવડે મુગ્ધ બનેલો (જીવ ભાવને પ્રાપ્ત થયેલો) તે જ આત્મા શરીરને મેળવી સર્વ કરે છે. તે જ આત્મા સ્ત્રી, અન્નપાન આદિ અનેક પ્રકારના ભોગો મેળવી જાગ્રતાવસ્થામાં તૃપ્તિને પામે છે. (૧૨)

તે જ જીવ સ્વપ્નાવસ્થામા પોતાની માયાવડે કલ્પેલા જીવલોકમા સુખદુઃખનો ભોક્તા બને છે. તેમ જ સુષુપ્તાવસ્થામા તમથી પરાભવ પામેલો તે જ જીવ સર્વ ઇન્દ્રિયોનો લય થવાથી સુખને પ્રાપ્ત થાય છે. (૧૩) વળી પૂર્વ જન્મના કરેલા કર્મના યોગે જાગ્રત ભાવને પામેલો તે જ જીવ સુષુપ્તિ ભાવને પામે છે. જીવ આ રીતે ત્રણ પુરને વિશે અર્થાત્ ત્રણ અવસ્થાઓને વિશે ક્રીડા કરતો હોવાથી સર્વ વિચિત્ર ભાવને પામેલ છે. (૧૪) આ જીવાત્મા સર્વના આધારરૂપ, આનંદરૂપ તથા અખંડ જ્ઞાનરૂપ છે તથા આ આત્મામાં ત્રણે પ્રકારની અવસ્થાઓ લય પામે છે. આજ આત્મામાથી પ્રાણ, મન, સર્વ ઇન્દ્રિયો, આકાશ, વાયુ, જ્યોતિ, જળ તથા વિશ્વને ધારણ કરવાવાળી પૃથ્વી સર્વ ઉત્પન્ન થયા છે..(૧૫) જે પરબ્રહ્મ સર્વાત્મારૂપે, વિશ્વના કારણરૂપે તથા મહત્રૂપ છે, તેજ પરમાત્મા સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ, નિત્ય, સત્યરૂપ તથા ત્વંરૂપ (જીવરૂપે) છે. (૧૬) જે બ્રહ્મ જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ આ પ્રપંચનો પ્રકાશ કરે છે, તેજ બ્રહ્મ હું પોતે છું, એ પ્રકારના જ્ઞાનને પામી મુનિ સર્વ પ્રકારના બંધનથી મુક્ત થાય છે. (૧૭)

ત્રણે અવસ્થામાં આ આત્મા ભોક્તા, ભોગ્ય તથા ભોગરૂપે બનવા છતા સર્વથી વિલક્ષણ છે. તે સાક્ષીરૂપે, ચિન્માત્રરૂપે, નિત્યરૂપે, શિવરૂપે તથા હુંરૂપે છે. (૧૮) મારામાંથી સર્વનો પ્રભવ થયો છે, મારામાં જ સર્વનો લય થાય છે. આ અદ્વય હું પોતે જ છું. (૧૯)

હું જ અણુથી પણ અણુ છું. તે જ રીતે મહાનરૂપે પણ હું જ છું. વિચિત્ર વિશ્વરૂપ પણ હું જ છું. હું જ પુરાતન, પુરૂષરૂપ, ઈશરૂપે, હિરણ્મયરૂપે તથા શિવરૂપે છું. (૨૦) હાથ પગથી રહિત એવા આત્મારૂપ હું જ છું, અચિંત્ય શક્તિવાળો પણ હું જ છું; હું જ ચક્ષુથી રહિત છતાં જોઉં છું તથા કર્ણથી રહિત છતાં હું જ સાંભળું છું. વિવિક્ત રૂપવાળો હું જ જ્ઞાનરૂપે છું. પણ મારો કોઇ વેત્તા નથી. વળી હું જ ચિત્રૂપ તથા નિત્યરૂપ છું. (૨૧) અનેક વેદોવડે જાણવા યોગ્ય હું જ છું, વેદાંતનો કરનાર તથા વેદ જાણનાર પણ હું જ છું. મને પુણ્ય તથા પાપ નથી, મારો નાશ નથી, જન્મ નથી, તેમ દેહ, ઇન્દ્રિય તથા બુદ્ધિ પણ નથી. (૨૨) હું ભૂમિરૂપ નથી, હું વહ્નિ નથી, હું જળ નથી, હું વાયુ નથી, હું આકાશ નથી, એમ જે જાણે છે તે કળાથી રહિત અદ્વિતીય, હૃદયાકાશમાં રહેલા, પરમાત્મરૂપ, (૨૩) સર્વના સાક્ષીરૂપ, સદસતથી રહિત તથા શુદ્ધ પરમાત્મારૂપને પામે છે. જે શતરૂદ્રનો પાઠ કરે છે, તે અગ્નિથી પવિત્ર, વાયુથી પવિત્ર, આત્મપૂત, સુરાપાનમાંથી પવિત્ર, બ્રહ્મહત્યામાંથી પવિત્ર, સુવર્ણ ચોરવાથી પવિત્ર, તથા કૃત્યાકૃત્યથી પવિત્ર થાય છે. આથી તે ઇશ્વરના આશ્રયયુક્ત થાય છે. માટે સર્વદા અથવા તો એક વાર પણ આશ્રમ ધર્મવાળાએ આ

અગ્નિ કાઢવામાં આવે છે તથા તે જ અગ્નિ યજ્ઞમાં કામ આવે છે. એક અરણીનું લાકડું ઉપર રાખે છે તથા એક નીચે રાખે છે વચમાં એક દંડ હોય છે. આ પ્રમાણે દંડના ઘર્ષણવડે જે અગ્નિ ઉત્પન્ન થાય છે, તે યજ્ઞકાર્યમાં લેવામાં આવે છે.

कुलालशालाग्निहोत्रगृहनदीपुलिनगिरिकुहरकन्दरकोटर-निर्झरस्थण्डिलेषु तेष्वनिकेतवास्यप्रयत्नो निर्ममः शुक्लध्यानपरायणोऽध्यात्मनिष्ठोऽशुभकर्मनिर्मूलनपरः सन्न्यासेन देहत्यागं करोति स परमहंसो नाम परम हंसो नामेति ॥ ६ ॥ ॐ पूर्णमद इति शान्तिः ॥ इत्यथर्ववेदे जाबालोपनिषत्समाप्ता ॥

બૃહસ્પતિ યાજ્ઞવલ્કય નામના મુનિને પૂછે કે કે, " પ્રાણોનું સ્થાન શું છે ? ઇન્દ્રિયોનું દેવયજન શું છે ? તથા સર્વ ભૂતોનું બ્રહ્મસદન કયું છે ? " " અવિમુક્ત ( જીવ ) સર્વ પ્રાણોનું સ્થાન, ઇન્દ્રિયોના દેવયજન તથા સર્વ પ્રાણીના બ્રહ્મસદનરૂપ છે. આથી કોઇ પણ સ્થળે જ્યાં કોઇ પણ જાય ત્યાં તેણે આ જીવ પ્રાણોનું આશ્રય સ્થાન, દેવોના દેવયજનરૂપ તથા બ્રહ્માના નિવાસ સ્થાનરૂપ છે, એમ માનવું. જ્યારે પ્રાણીના પ્રાણોનું ઉત્ક્રમણ થાય છે, ત્યારે ભગવાન્ રુદ્ર તારનારા બ્રહ્મના સંબંધમાં ઉપદેશ કરે છે કે, અવિમુક્ત જીવે કરી પ્રાણી અમૃત ભાવને તથા મોક્ષ ભાવને પામે છે. માટે અવિમુક્ત જીવની ઉપાસના કરવી, પણ કદી તેનો ત્યાગ કરવો નહિ. આ પ્રમાણે રુદ્રનો ઉપદેશ છે." એમ યાજ્ઞવલ્કયે કહ્યું;

ત્યાર પછી અત્રિમુનિ યાજ્ઞવલ્કય મુનિને પૂછવા લાગ્યા; " આ અનંત તથા અવ્યક્ત આત્માનું જ્ઞાન કેવી રીતે થાય ? " ત્યારે યાજ્ઞવલ્કય કહે છે; " અવિમુક્ત જીવની ઉપાસના કરવી તથા અવ્યક્ત એવો આત્મા જીવમાં જ રહેલો છે. " ત્યારે અત્રિએ પૂછ્યું " જીવ શાને વિશે રહેલો છે ? " ત્યારે યાજ્ઞવલ્કયે કહ્યું; " વરણા તથા નાશી નામની બે શકિતમાં જીવ રહેલો છે. " અત્રિએ પૂછ્યું; " વરણા એટલે શું તથા નાશી એટલે શું ? " યાજ્ઞવલ્કયે કહ્યું; " જે શકિત, સર્વ ઇન્દ્રિયોએ કરેલા દોષોને અટકાવે તે વરણા કહેવાય છે. તેમજ સર્વ ઇન્દ્રિયોએ કરેલા પાપોનો જે શકિત નાશ કરે છે, તેને નાશી કહે છે. " " આ જીવનું સ્થાન કયાં છે, " એમ અત્રિએ પૂછ્યું; યાજ્ઞવલ્કયે કહ્યું; " બે ભ્રકુટિ તથા નાસિકાનો વચમાંનો જે ભાગ, તે જીવનું સ્થાન છે. એ સંધિ જ આ લોક તથા પરલોક બેઉની સંધિરૂપે કહેવાય. છે. બ્રહ્મજ્ઞાનીઓ આ સધિની સાયં તથા પ્રાતઃકાળે ઉપાસના કરે છે. અવિમુક્ત ઉપાસવા યોગ્ય છે. આ રીતની ઉપાસનાથી જીવને પોતાનું જ્ઞાન થાય છે. આ પ્રમાણે જીવનું જ્ઞાન જાણવું. ૨

યાજ્ઞવલ્કયના શિષ્યો યાજ્ઞવલ્કયને કહે છેઃ—" શેનો જપ કરવાથી અમૃતત્વ પ્રાપ્ત થાય છે તે કહો. " ત્યારે યાજ્ઞવલ્કયે કહ્યું; " શતરુદ્રનો જપ કરવાથી અમૃતભાવ મળે છે તથા રુદ્રના નામો અમૃતરૂપ છે. આ નામવડે મૃત્યુનું અતિક્રમણ કરી શકાય છે. ૩

વિદેહ દેશનો રાજા જનક એક સમય યાજ્ઞવલ્કયની પાસે આવી કહેવા લાગ્યો કે; " હે ભગવન્ ! સન્યાસાશ્રમ સંબંધી મને ઉપદેશ કરો. " યાજ્ઞવલ્કયે કહ્યું; " બ્રહ્મચર્યાવસ્થા સમાપ્ત થયા પછી ગૃહસ્થાશ્રમ પાળવો. ગૃહસ્થાશ્રમ પૂર્ણ થયા પછી વાનપ્રસ્થાશ્રમ લેવો તથા વાનપ્રસ્થાવસ્થા પૂરી થયા પછી સંન્યસ્ત દીક્ષા લેવી. કાતો બ્રહ્મચર્ય પછી તરતજ ગૃહસ્થાશ્રમ, પછી તરતજ અથવા વાનપ્રસ્થ પછી સંન્યાસ લેવો. વ્રત નિયમથી રહિત હોય, વ્રતમુક્ત હોય, સ્નાતક ( વેદકુશળ ) હોય, અસ્નાતક હોય અથવા ઉત્સન્ન અર્થાત્ નિરગ્નિક હોય, પણ જે દિવસથી વિરાગવૃત્તિ ઉત્પન્ન થાય કે તે જ દિવસથી સંન્યસ્ત લેવું. કેટલાકો પ્રજાપતિ સંબંધી ઇષ્ટિ કરે છે અથવા આ ન કરતા અને અગ્નિ સંબંધી ઇષ્ટિ કરે છે. ' અગ્નિ પ્રાણ રૂપે છે. અગ્નિ પ્રાણને કરે છે. " એ

મંત્રવડે ત્રણ ગુણવાળી ઇષ્ટિ કરવી. ત્રણ ગુણો નીચે પ્રમાણે છે –સત્વ, રજ તથા તમ. " હે અગ્નિ ! આ પ્રાણ તમારા કારણરૂપે છે. કારણ કે પ્રાણથી ઉત્પત્તિ થઇ છે તમે પ્રકાશને પામો. આ પ્રાણને જાણતા, હે અગ્નિદેવ ! તમે વૃદ્ધિને પામો તથા અમારી સંપતને વધારો" આ મંત્રવડે અગ્નિને સુંઘવો. " જે પ્રાણ અગ્નિના કારણરૂપ છે તે પ્રાણને, અગ્નિદેવ ! તમે પ્રવેશ કરો " એમ કહી આહુતિ આપવી. જો પોતે અગ્નિહોત્ર ન લીધું હોય તો ગામમા જેને ત્યાં અગ્નિ હોય તેને ત્યાંથી અગ્નિ લાવી ઉપર કહ્યા પ્રમાણે સુંઘવો. ગામમા પણ અગ્નિ ન હોય તો જળમાં આહુતિ આપવી. જળ સર્વ દેવરૂપે છે. " આ આહુતિ હું સર્વ દેવોને આપું છું" એમ જળમા આહુતિ આપ્યા પછી તે અગ્નિયુક્ત પવિત્ર હવિ જળમાથી પાછું કાઢી તેનું ભક્ષણ કરવું. ત્યાર પછી ત્રણ વાર નીચે પ્રમાણે મંત્ર બોલવો –" આ સ્થૂલરૂપ સર્વ બ્રહ્મરૂપ છે આ સર્વની ઉપાસના કરવી." હે ભગવન્ ! આ પ્રમાણે છે, એમ યાજ્ઞવલ્કયે કહ્યુ. (૪) ત્યાર પછી અત્રિમુનિ યાજ્ઞવલ્કયને પૂછવા લાગ્યા; " હે યાજ્ઞવલ્કય ! હું પૂછુછુ કે, યજ્ઞોપવીતથી રહિત, બ્રાહ્મણ કેવી રીતે કહેવાઇ શકે ? " યાજ્ઞવલ્કયે કહ્યુ, " જે 'આત્માનું' શ્રેય કરનાર છે તેને ' આચમન લેવું ' તે યજ્ઞોપવીતરૂપે છે. જેઓ સંન્યાસી હોય છે તેમને એટલેજ નિયમવિધિ હોય છે. શ્રેષ્ઠ માર્ગમા, આહાર ત્યાગમા, જળ પ્રવેશમા, અગ્નિ પ્રવેશમા અથવા તો મહાપ્રસ્થાન વિશે આજ વિધિ છે." પાછું અત્રિમુનિએ પૂછ્યુ; " વળી સંન્યાસી વર્ણ તથા વસ્ત્રથી રહિત હોય છે, શિખારહિત હોય છે, પત્નીથી રહિત હોય છે, શુચિ હોય છે, દ્રોહરહિત હોય છે, ભિક્ષા શીલવાળા હોય છે તથા તે બ્રહ્મભાવને પામે છે. જો આતુર સંન્યાસ લીધો હોય તો મન વાણીવડે સર્વનો ત્યાગ કરવો જોઇએ. આ પ્રમાણે બ્રહ્મને યોગ્ય નહિ એવા માર્ગે કરી તે ગમન કરે છે, છતાં તે બ્રહ્મજ્ઞાની કહેવાય છે, તેનું શું કારણ? હે ભગવન્ યાજ્ઞવલ્કય ! " (૫) ત્યારે યાજ્ઞવલ્કયે કહ્યું; " જેઓ પરમહંસ સન્યાસીઓ છે તે માંહેના આરુણિ, અસંવર્તક, શ્વેતકેતુ, દુર્વાસા, ઋભુ, નિદાઘ, જડભરત, દત્તાત્રય તથા રૈવતક આદિ પરમહંસો કોઇપણ વર્ણાશ્રમના ચિહ્નોથી રહિત હતા. તેઓનો આચાર વિચાર જાણી શકાય એવો નહતો. તેઓ ઉન્મત્ત ભાવથી રહિત હોવા છતા ઉન્મત્તની માફક આચરણ કરતા જણાતા હતા. સંન્યાસીઓએ ત્રિદંડ, કમંડલુ, શીકું, જળવડે શુદ્ધ એવું પાત્ર, શિખા તથા યજ્ઞોપવીત આ સર્વનો " ભૂસ્વાહા એમ કહી જળમા ત્યાગ કરી આત્માને શોધવો જોઇએ.

પ્રારબ્ધના યોગે સ્થૂલરૂપને ધારણ કરતો છતો તે કોઇ પણ પ્રકારના બંધનથી રહિત હોય છે. તે પ્રતિગ્રહનો ત્યાગ કરે છે. તે બ્રહ્મમાર્ગમા સારી રીતે આગળ વધેલો હોય છે શુદ્ધ મનવાળો હોય છે. જો કે મુક્ત હોય છે છતા પ્રાણને ટકાવવા ખાતર યોગ્ય સમયે ઉદરરૂપી પાત્રમા આહાર નાખે છે. તે લાભ તેમ જ અલાભ બેમા સમદષ્ટિવાળો હોય છે. એકાંત સ્થળ, દેવમંદિર, ઘાસનો સમૂહ, રાફડો, વૃક્ષનું મૂળ, કુંભારનું ઘર, અગ્નિહોત્રવાળું ઘર, નદી, ભાઠું, પર્વત, ખાડો, ગુફા, બાકુ તથા નાના ઝરાવાળા સ્થાનોમા રહેવા જાય છે. કોઇપણ રીતના ગૃહથી તે રહિત હોય છે. મમાભિમાન તેનું હોતું નથી, શુદ્ધ જ્યોતિના ધ્યાનમાં તે તત્પર હોય છે, અધ્યાત્મજ્ઞાનમા તેને નિષ્ઠા હોય છે તથા અશુભકર્મનું છેદન કરવા તે તત્પર હોય છે. આ રીતના સંન્યાસે કરી જે પોતાના દેહનો

ત્યાગ કરે છે, તે પરમહંસ સંન્યાસી છે. તે જ પરહંસ સંન્યાસી છે.”

## ૧૫ હંસોપનિષદ્.

### ગૌતમ તથા સનત્કુમારનો સંવાદ.

गौतम उवाच । भगवन् सर्वधर्मज्ञ सर्वशास्त्रविशारद । ब्रह्मविद्याप्रबोधो हि केनोपायेन जायते ॥ १ ॥ सनत्कुमार उवाच । विचार्य सर्ववेदेषु मतं ज्ञात्वा पिनाकिनः । पार्वत्या कथितं तत्त्वं शृणु गौतम तन्मम ॥ २ ॥ अनाख्येयमिदं गुह्यं योगिनां कोशसन्निभम् । हंसस्याकृतिविस्तारं भुक्तिमुक्तिफलप्रदम् ॥ ३ ॥ अथ हंसपरमहंसनिर्णयं व्याख्यास्यामः । ब्रह्मचारिणे शान्ताय दान्ताय गुरुभक्ताय हंसहंसेति सदा ध्यायन्सर्वेषु देहेषु व्याप्य वर्तते ॥ यथा ह्यग्निः काष्ठेषु तिलेषु तैलमिव तं विदित्वा न मृत्युमेति । गुदमवष्टभ्याधाराद्वायुमुत्थाप्य स्वाधिष्ठानं त्रिः प्रदक्षिणीकृत्य मणिपूरकं च गत्वा अनाहतमतिक्रम्य विशुद्धौ प्राणान्निरुध्याज्ञामनुध्यायन्ब्रह्मरन्ध्रं ध्यायन् त्रिमात्रोऽहमित्येवं सर्वदा ध्यायन् । अथो नादमाधाराद् ब्रह्मरन्ध्रपर्यन्तं शुद्धस्फटिकसङ्काशं स वै ब्रह्म परमात्मेत्युच्यते ॥ १ ॥ अथ हंस ऋषिः । अव्यक्ता गायत्री छन्दः । परमहंसो देवता । अहमिति बीजम् । स इति शक्तिः । सोऽहमिति कीलकम् । षट्संख्यया अहोरात्रयोरेकविंशतिसहस्राणि षट्शतान्यधिकानि भवन्ति । सूर्याय सोमाय निरञ्जनाय निराभासाय तनु सूक्ष्म प्रचोदयादिति अग्नीषोमाभ्यां वौषट् हृदयाद्यङ्गन्यासकरन्यासौ भवतः । एवं कृत्वा हृदये अष्टदले हंसात्मानं ध्यायेत् । अग्नीषोमौ पक्षावोङ्कारः शिरो बिन्दुस्तु नेत्रं मुखं रुद्रो रुद्राणी चरणौ बाहू कालश्चाग्निश्चोभे पार्श्वे भवतः । पश्यत्यनागारश्च शिष्टोभयपार्श्वे भवतः । एषोऽसौ परमहंसो भानुकोटिप्रतीकाशः । येनेदं व्याप्तम् । तस्याष्टधा वृत्तिर्भवति । पूर्वदले पुण्ये मतिः आग्नेये निद्रालस्यादयो भवन्ति याम्ये क्रूरे मतिः नैर्ऋते पापे मनीषा वारुण्यां क्रीडा वायव्ये गमनादौ बुद्धिः सौम्ये रतिप्रीतिः ईशाने द्रव्यादानं मध्ये वैराग्यं केसरे जाग्रदवस्था कर्णिकायां स्वप्नं लिङ्गे सुषुप्तिः पद्मत्यागे तुरीयं यदा हंसो नादे लीनो भवति तदा तुर्यातीतमुन्मननमजपोपसंहारमित्यभिधीयते । एवं सर्वं हंसवशात्तस्मान्मनो हंसो विचार्यते । स एव जपकोट्या नादमनुभवति एवं सर्वं हंसवशान्नादो दशविधो जायते । चिणीति प्रथमः । चिञ्चिणीति द्वितीयः । घण्टानादस्तृतीयः । शङ्खनादश्चतुर्थः । पञ्चमस्तन्त्रीनादः । षष्ठस्तालनादः । सप्तमो वेणुनादः । अष्टमो मृदङ्गनादः । नवमो भेरीनादः । दशमो मेघनादः । नवमं परित्यज्य दशममेवाभ्यसेत् । प्रथमे चिञ्चिणी गात्रं द्वितीये गात्रभञ्जनम् । तृतीये खेदनं याति चतुर्थे कम्पते शिरः ॥ पंचमे स्रवते तालु षष्ठेऽमृतनिषेवणम् । सप्तमे गूढविज्ञानं परा वाचा तथाष्टमे ॥ अदृश्यं नवमे देहं दिव्यं चक्षुस्तथामलम् । दशमे परमं ब्रह्म भवेद्ब्रह्मात्मसंनिधौ ॥ तस्मिन् मनो विलीयते मनसि सङ्कल्पविकल्पे दग्धे पुण्यपापे सदाशिवः शक्त्यात्मा सर्वत्रावस्थितः स्वयं ज्योतिः शुद्धो बुद्धो नित्यो निरञ्जनः शान्तः प्रकाशत इति ॥ इति वेदप्रवचनम् ॥ २ ॥ ॐ पूर्णमद इति शान्तिः ॥ इत्यथर्ववेदे हंसोपनिषत्समाप्ता ॥

ગૌતમે કહ્યું; “ હે ભગવન્ ! હે સર્વ ધર્મને જાણવાવાળા ! હે સર્વ શાસ્ત્રમાં કુશળ ! બ્રહ્મવિદ્યાનું જ્ઞાન કયા ઉપાયે કરી પ્રાપ્ત થાય ? ” ( ૧ ) સનત્કુમારે કહ્યું; “ હે ગૌતમ ! સર્વ વેદમાં રહેલા સારને જાણી પાર્વતીએ મહાદેવને જે કહ્યું છે તે સર્વ, હે ગૌતમ ! તું સાભળ. ” ( ૨ )

આ સાર કોઇને ( અનધિકારીને ) કહેવા યોગ્ય નથી તથા યોગીને એક ખજાના સમાન છે. હંસની કૃતિનો આ પ્રબંધ સુખ તથા મોક્ષરૂપી ફળને આપવાવાળો છે. ( ૩ )

અમે, બ્રહ્મચારી, શાન્ત, જિતેન્દ્રિય તથા ગુરૂને વિશે જે ભક્તિવાળો છે તેની આગળ, હંસ તથા પરમહંસનો નિર્ણય પ્રકટ કરીએ છીએ. આ જીવ “ હંસ હંસ ” એમ ધ્યાન

કરતો સર્વ દેહમાં વ્યાપીને રહેલો છે. જેમ કાષ્ઠમાં અગ્નિ વ્યાપી રહેલો છે તથા તલમાં તેલ વ્યાપીને રહેલું છે. આ રીતનું જેને જ્ઞાન હોય છે તે મૃત્યુનું અતિક્રમણ કરે છે. ગુદાનું અવષ્ટંભન કરી આધાર ચક્રમાંથી વાયુને બહાર કાઢી સ્વાધિષ્ઠાન ચક્રમાં ત્રણ પ્રદક્ષિણા કરી, મણિ તથા પૂરકને પામવું. ત્યાર પછી અનાહત ચક્રનું અતિક્રમણ કરી વિશુદ્ધિચક્રમાં પ્રાણોને રોકવા. પછી આજ્ઞાચક્રનું ધ્યાન કરવું, પછી બ્રહ્મરંધ્રનું ધ્યાન કરવું તથા છેવટે ત્રિમાત્રારૂપે હું જ છું, એમ સર્વદા ધ્યાન કરવું. (આ પ્રમાણે ધ્યાન કરવાથી) આધાર ચક્રથી માંડી બ્રહ્મરંધ્ર સુધી શુદ્ધ સ્ફટિકના સરખો જે નાદ થઈ રહેલો હોય છે, તે જ બ્રહ્મ પરમાત્મા છે, એમ કહેવાય છે. ૧ તેમાં હંસ એ ઋષિ છે, અવ્યક્ત ગાયત્રી એ છંદ છે, પરમહંસ એ દેવતારૂપે છે, અહં એ બીજરૂપ છે, સ શક્તિરૂપ છે, સોહં એ કિલકરૂપે છે. એ પ્રમાણે ઋષિ આદિ ૭ સંખ્યાવડે એક દિવસ તથા રાત્રિમાં એક વીસ હજાર ને છસો વાર શ્વાસ લેવામા આવે છે. **सूर्याय सोमाय निरंजनाय निराभासाय तनुसूक्ष्म प्रचोदयात् इति अग्निषोमाभ्यां वौषट्** એમ કહી હૃદયાદિ અંગના તથા કરના ન્યાસ કરવા. ન્યાસ કર્યા પછી અષ્ટ પત્રવાળા હૃદયકમળમા હંસાત્માનું ધ્યાન કરવું. આ હંસને અગ્નિ તથા સોમ પાંખોરૂપ છે, ઓંકાર તેના મસ્તકરૂપ છે, બિંદુ નેત્રરૂપે, રુદ્ર મુખરૂપે, રુદ્રાણી બે ચરણરૂપે, બે બાહુ કાળરૂપે તથા અગ્નિ બે બાજુરૂપે છે. પશ્યતિ (સગુણ બ્રહ્મ) તથા અનાગાર (નિર્ગુણ બ્રહ્મ) તે શ્રેષ્ઠના ઉભય પાર્શ્વોરૂપે છે. આ પરમ હંસનો પ્રકાશ કરોડો સૂર્યના સરખો છે. આ પરમહંસથી સર્વ વ્યાપ્ત છે. (આ હૃદય કમળના જૂદા જૂદા વિભાગોપર હંસ બેસે છે ત્યારે) તેની આઠ પ્રકારની વૃત્તિઓ થાય છે. પૂર્વ તરફના પત્રપર બેસે છે ત્યારે પુણ્યમાં મતિ જોડાય છે, અગ્નિ ખૂણા તરફના પત્રપર બેસે છે ત્યારે નિદ્રા તથા આલસ્ય થાય છે. દક્ષિણ તરફની પાંખડીપર બેસે છે ત્યારે ક્રૂર મતિ થાય છે. નૈર્ઋત ખૂણની પાંખડી પર બેસે છે ત્યારે પાપને વિશે બુદ્ધિ થાય છે. પશ્ચિમ ભણીની પાંખડી પર બેસે છે ત્યારે ક્રીડા કરવાની બુદ્ધિ થાય છે. વાયવ્ય ખૂણા પર બેસે છે તો ગમનાદિમાં બુદ્ધિ થાય છે. ઉત્તર દિશા તરફની પાખડી પર બેસે છે તો, વિષયમાં પ્રીતિ થાય છે. ઇશાન ખૂણની પાંખડી પર બેસે છે તો દ્રવ્યાદિનો લોભ થાય છે તથા જ્યારે મધ્યમાં બેસે છે ત્યારે આ લોક તથા પરલોક વિશેનો વૈરાગ્ય થાય છે. હંસ પદ્મના કેસરાંપર જઈ બેસે છે ત્યારે જાગ્રતાવસ્થા આવે છે. જ્યારે તે પદ્મની કર્ણિકા બેસે છે ત્યારે સ્વપ્નાવસ્થા થાય છે તથા જ્યારે મધ્ય પ્રદેશમા સૂક્ષ્મ ભાગમાં રહે છે ત્યારે સુષુપ્તિ અવસ્થા આવે છે. જ્યારે હંસ પદ્મનો ત્યાગ કરે છે ત્યારે હંસ તુરીયાવસ્થાને પામે છે. જ્યારે હંસ નાદને વિશે લીન થાય છે ત્યારે તેને તૂર્યાતીત, ઉન્મનત, અજપ તથા અપસંહાર એવા નામથી કહેવામાં આવે છે. આ પ્રમાણે સર્વ ભાવ હંસને લીધે થાય છે. માટે મનમાં રહેલા હંસનું ચિંતન કરવું જોઇએ. આજ હંસ જ્યારે એક કરોડ જપ કરવામાં આવે છે ત્યારે નાદનો અનુભવ કરે છે. આ પ્રમાણે હંસને લીધે થાય છે. નાદ દશ પ્રકારનો થાય છે. ૧ ચિણ, ૨ ચિંચિણનાદ, ૩ ઘણ્ટાનાદ, ૪ શંખનાદ, ૫ તંત્રીનાદ, ૬ તાલનાદ, ૭ વેણુનાદ, ૮ મૃદંગનાદ, ૯ ભેરીનાદ, ૧૦ મેઘનાદ. આ રીતના નવ નાદનો ત્યાગ કરી દસમા નાદનો અભ્યાસ કરવો. પ્રથમ નાદના અનુભવથી ગાત્ર ચિંચિણ

થય છે, દ્વિતીય નાદના અનુભવથી ગાત્રનો ભગ થાય છે, તૃતીય નાદના અનુભવથી પ્રસ્વેદ થાય છે, ચતુર્થનાદના અનુભવથી શિરોકપ, પચમ નાદના અનુભવથી તાલુ ટપકે છે, ષષ્ઠ નાદના અનુભવથી અમૃતવૃષ્ટિ થાય છે, સપ્ત મના અનુભવથી ગૂઢ વિજ્ઞાન થાય છે, અષ્ટમના અનુભવથી પરા વાણી થાય છે, નવમ નાદના અનુભવથી અદૃશ્ય વિદ્યા તથા દિવ્ય નેત્ર પ્રાપ્ત થાય છે. દશમનાદનો અનુભવ થવાથી પરબ્રહ્મ ભાવ પ્રાપ્ત થાય છે તથા બ્રહ્માત્માનો સાક્ષાત્કાર થાય છે મન તેનામા (હસમાં) લય પામે છે તથા સકલ્પ વિકલ્પોનો મનમા લય થાય છે પછી પુણ્ય અને પાપનો નાશ થાય છે તથા તે હસ સદાશિવરૂપે, શક્તિયુક્તરૂપે, સર્વત્ર સ્થિતિ કર્તારૂપે, સ્વય જ્યોતિરૂપે, શુદ્ધરૂપે, બુદ્ધરૂપે અર્થાત્ જ્ઞાનરૂપે, નિત્યરૂપે, માયાથી રહિતરૂપે તથા શાતરૂપે પ્રકાશે છે આ પ્રમાણેનુ વેદવચન છે. આમ વેદવચન છે.

## (૧૬) આરુણિક ઉપનિષદ્

### આરુણિ તથા બ્રહ્માનો સવાદ.

ॐ आरुणि प्राजापत्य प्रजापतेर्लोक जगाम। त गत्वोवाच । केन भगवन्कर्माण्यशेषतो विसृजामीति । त होवाच प्रजापतिस्तव पुत्रान्भ्रातॄन्बन्ध्वादीञ्छिखा यज्ञोपवीत याग स्वाध्याय भूर्लोकभुवर्लोकस्वर्लोकजनालोकतपोलोकसत्यलोक चातलपातालवितलसुतलरसातलमहातलतलातल ब्रह्माण्ड च विसृजत्। दण्डमाच्छादन च कौपीन च परिग्रहेत् । शेष विसृजेदिति ॥ १ ॥ गृहस्थो ब्रह्मचारी वा वानप्रस्थो वा उपवीत भूमावप्सु वा विसृजेत् । लौकिकाग्नीनुदराग्नौ समारोपयेत् । गायत्रीं च स्ववाचाग्नौ समारोपयेत् कुटीचरो ब्रह्मचारी कुटुम्ब विसृजेत् । पात्र विसृजेत् पवित्र विसृजेत् । दण्डाल्लोकाश्च विसृजेदिति होवाच । अत ऊर्ध्वममन्त्रवदाचरेत् । ऊर्ध्वगमन विसृजेत् । औपधवदशनमाचरेत् त्रिसन्ध्यादौ स्नानमाचरेत् । सन्धि समाधावात्मन्याचरेत् । सर्वेषु वेदेष्वारण्यकमावर्तयेदुपनिषदमावर्तयेदुपनिषदमावर्तयेदिति ॥ २ ॥ खल्वह ब्रह्मसूचनात्सूत्र ब्रह्मसूत्रमहमेव विद्वान् त्रिवृत्सूत्र त्यजेद्विद्वान्य एव वद सन्यस्त मया सन्यस्त मया सन्यस्त मयेति त्रिरुक्त्वाभय सर्वभूतेभ्यो मत्त सर्व प्रवर्तते । सखा मा गोपायौज सखायोऽसीन्द्रस्य वज्रोऽसि वार्त्रघ्न शर्म मे भव यत्पाप तन्निवारयेति । अनेन मन्त्रेण कृत वैणव दण्ड कौपीन परिग्रहेदौषधवदशनमाचरेदौषधवदशन प्राश्नीयाद्यथा लाभमश्नीयात् । ब्रह्मचर्यमहिंसा चापरिग्रह च सत्य च यत्नेन हे रक्षत हे रक्षत इति ॥ ३ ॥ अथातः परमहसपरिव्राजकानामासनशयनादिक भूमौ ब्रह्मचर्य मृत्पात्रमलाबुपात्र दारुपात्र वा यतीना कामक्रोधहर्षरोषलोभमोहदम्भदर्पेच्छासूयाममत्वाहकारादीनपि परित्यजेत् । वर्षासु ध्रुवशीलोऽष्टौ मासानेकाकी यतिश्चरेत् । द्वावेव वा विचरेद्द्वावेव वा विचरेदिति ॥ ४ ॥ स खल्वेव यो विद्वान्सोपनयनादूर्ध्वमेतानि प्राग्वा त्यजेत् । पितर पुत्रमग्न्युपवीत कर्म कलत्र चान्यदपीह यतयो भिक्षार्थ ग्राम प्रविशन्ति पाणिपात्रमुदरपात्र वा । ओं हि ओं ही ओं ह्रीमित्येतदुपनिषद विन्यसेत् ॥ खल्वेतदुपनिषद विद्वान् य एव वेद पालाश बैल्वमाश्वत्थमौदुम्बर दण्ड मौञ्जीं मेखला यज्ञोपवीत च त्यक्त्वा शूरो य एव वेद । तद्विष्णो परम पद सदा पश्यन्ति सूरय ॥ दिवीव चक्षुराततम् । तद्विप्रासो विपन्यवो जागृवांस. समिन्धते विष्णोर्यत्परम पदमिति । एव निर्वाणानुशासन वेदानुशासनमिति ॥ ५ ॥ ॐ आप्यायन्त्विति शान्ति ॥ इत्यथर्ववेदे आरुणिकोपनिषत्समाप्ता ॥

પ્રજાપતિથી ઉત્પન્ન થયેલા આરુણિ નામના ઋષિમુનિ એક સમય પ્રજાપતિના લોકને વિષે ગયા. ત્યા જઈ તેમણે કહ્યુ, " હે ભગવન્! કયા ઉપાયવડે હુ સર્વ કર્મોનો

ત્યાગ કરું ? ” ત્યારે પ્રજાપતિ તે મુનિને કહેવા લાગ્યા; “ તારે પુત્રોનો, ભાઇઓનો, બંધુઓનો, શિખાનો, યજ્ઞોપવીતનો, યાગનો, ભૂર્લોકનો, ભુવર્લોકનો, સ્વર્લોકનો, મહર્લોકનો, જનલોકનો, તપોલોકનો, સત્યલોકનો, અતલનો, પાતાલનો, વિતલનો, સુતલનો, રસાતલનો તથા બ્રહ્માંડનો આ સર્વનો ત્યાગ કરવો જોઇએ, અર્થાત્ આમાના કોઇની પણ કામના રાખવી નહિ. ત્યારે દંડને, ઓઢણને તથા કૌપીન વસ્ત્રને ગ્રહણ કરવાં. અર્થાત્ આ ત્રણસિવાય અન્ય સર્વવસ્તુનો ત્યાગ કરવો ૧

ગૃહસ્થ શ્રમીએ, બ્રહ્મચારીએ અથવા વાનપ્રસ્થે પોતાની ઉપવીતનો ભૂમિપર અથવા તો જળમા ત્યાગ કરવો. અગ્નિહોત્રના ૫ ચાગ્નિનુ આરોપણ ઉદરાગ્નિને વિશે કરવું તથા ગાયત્રીનુ આરોપણ પોતાની વાણીરૂપી અગ્નિમા કરવુ. કુટીચક ( ઝુંપડીમા રહેનાર ) બ્રહ્મચારીએ પ્રથમ કુટુંબનો ત્યાગ કરવો, પાત્રનો ત્યાગ કરવો, પવિત્રીનો અર્થાત્ બેવડા દર્ભનો ત્યાગ કરવો, દંડનો તથા લોકનો ત્યાગ કરવો. ત્યાર પછી કોઇ પણ રીતના મત્રથી રહિત થઇને રહેવું. આકાશને વિશે સચાર કરવાનો પણ ત્યાગ કરવો. જેમ ઔષધ ખાતા હોઇએ તે પ્રમાણે અન્નનું ભક્ષણ કરવું. ત્રિસધ્યાદિ કાળમાં તેણે સ્નાન તથા તે સધિકાળે આત્માની સમાધિમા ગાળવો સર્વ વેદોમાથી આરણ્યકનું અર્થાત્ ઉપનિષદનુ જ પઠન કરવુ, ઉપનિષદનુ જ અર્થાત્ બ્રહ્મજ્ઞાનનું પઠન કરવુ. (૨) બ્રહ્મોપદેશવડે હુ જ સૂત્રરૂપે છું, હુ જ બ્રહ્મસૂત્રરૂપે છે. તે અધિકારીએ ત્રણ તાતણાવાળા ઉપવીતનો ત્યાગ કરવો આ રીતે જેને જ્ઞાન છે તે પરમ અધિકારી છે. “ મે સર્વ વસ્તુનો ત્યાગ કર્યો ” એમ ત્રણ વાર કહેવુ. સર્વ પ્રાણીમાત્રથી હું ભય રહિત છુ. મારામાંથીજ સર્વ પ્રવૃત્ત થયું છે. તેણે “ **सखाद्वि** ” મત્ર વડે મંત્રેલો વૈષ્ણવ દંડ તથા કૌપીનને ધારણ કરવા. ઔષધની માફક (પ્રાણના રક્ષણ જેટલુંજ) અન્ન ભક્ષણ કરવું, ઔષધની માફકજ અન્ન ભક્ષણ કરવું. વળી જે કાળે જે કાંઇ મળે તેટલુજ ભક્ષણ કરવુ. બ્રહ્મચર્ય, અહિંસા, પ્રતિગ્રહનો ત્યાગ તથા સત્ય આ સર્વનું યત્નવડે રક્ષણ કરવું. (૩) પરમ હંસ સંન્યાસીએએ આસન શયનાદિ ભૂમિપરજ કરવા તથા બ્રહ્મચર્ય પાળવું. તેમજ યતિએ મટોડીના વાસણનો, કચકડાનો, કમંડલુનો કે લાકડાના કમંડલુનો તેજ રીતે કામ, ક્રોધ, હર્ષ, રોષ, લોભ, મોહ, દભ, ઇચ્છા, અસૂયા, મમત્વ, અહંકાર આદિનો ત્યાગ કરવો. વર્ષાઋતુમાં દૃઢ સદાચાર પાળી એક ઠેકાણે રહેવું તથા તે યતિએ બીજા આઠ માસ એકલા ફર્યા કરવુ અથવા બે સાથે મળી ફરવું. [૪]

આવો અધિકાર જેને પ્રાપ્ત થયો છે, તેણે ઉપનયન સસ્કાર થયા પછી અથવા તે થયા પહેલા આ સર્વ વસ્તુનો ત્યાગ કરવો. તેણે પિતા, પુત્ર, અગ્નિ, ઉપવીત, કર્મ, સ્ત્રી, તથા બીજી બધી વસ્તુનો ત્યાગ કરવો. ભિક્ષાને માટેજ તે યતિએએ ગામમાં પ્રવેશ કરવો તેઓએ હાથરૂપી પાત્ર અથવા ઉદરરૂપી પાત્રજ સાથે રાખવું. ओंहि ओंहि ઇત્યાદિ ઉપનિષદના વાક્યનો ન્યાસ કર્યા કરવો ખરેખર આ જ બ્રહ્મજ્ઞાન છે. જે અધિકારી આ રીતે જાણે છે, તેણે પલાશનો, બીલના, લાકડાનો, પીપળાના લાકડાનો અથવા ઉમરડાનો દંડ તેમજ મોઞ્જી, મેખલા તથા યજ્ઞોપવીતનો ત્યાગ કરવો. જે આ પ્રમાણે અધિકારી થાય છે તેજ શ્રેષ્ઠ છે. જે પદને દેવો ( અધિકારીઓ ) સર્વદા જોયા કરે છે અર્થાત્ ઇચ્છા કરે છે, તેજ વિષ્ણુનુ પરમ ધામ છે. સ્વર્ગને વિશે વિસ્તા-

રેલ ચક્ષુ હોય તે સરખું તે ધામ છે. આ રીતનું જે વિષ્ણુનું પરમ ધામ છે, તેને શ્રેષ્ઠ અધિકારી, સ્તુતિ કરનારો તથા બ્રહ્મભાવમાંજ લીન થનાર પ્રાપ્ત થાય છે. આજ મોક્ષનો ઉપદેશ છે તથા વેદનો ઉપદેશ છે.

## ૧૭ ગર્ભોપનિષદ્.

### શરીરનું નિરૂપણ.

આ શરીર પંચાત્મક[1], પાંચને વિશે રહેલું[2], છના આશ્રયરૂપ[3] તથા ૭ ગુણયોગવાળું[4] છે. તે સાત ધાતુવાળું, ત્રણ મળવાળું[6], બે યોનિવાળું[7] તથા ચાર પ્રકારના આહારવાળું છે. પ્રશ્નઃ—આ શરીર પંચાત્મક છે તે કેવી રીતે ? ઉત્તરઃ—આ શરીર પૃથ્વી, અપ, તેજ, વાયુ તથા આકાશ, એમ પંચ મહાભૂતનું બનેલું છે. પ્રશ્નઃ—આ પંચ મહાભૂતાત્મક શરીરમાં પૃથ્વીનો ભાગ કયો છે, જળનો ભાગ કયો છે, તેજનો ભાગ કયો છે, વાયુનો ભાગ કયો છે તથા આકાશનો ભાગ કયો છે ? ઉત્તરઃ— આ પંચભૂતાત્મક શરીરમા જે કઠણ ભાગ છે તે પૃથ્વી છે, તેમાં જે દ્રવ ભાગ છે તે જળ છે, જે ઉષ્ણ ભાગ છે તે તેજ છે, જે ગતિવાળો ભાગ છે તે વાયુ છે, તથા જે પોલાણવાળો ભાગ છે તે આકાશ છે. તેમા પૃથ્વીનો ગુણ ધારણ કરવાનો છે, જળનો ગુણ સર્વને એકઠું રાખવાનો છે, તેજનો ગુણ પ્રકાશ કરવાનો છે, વાયુનો ગુણ વહન કરવાનો છે તથા આકાશનો ગુણ કોઇ અન્ય વસ્તુને અવકાશ આપવાનો છે. પ્રત્યેક કર્ણનો વિષય શબ્દોની પ્રાપ્તિ કરવાનો છે, ચામડીનો વિષય સ્પર્શ છે, ચક્ષુનો વિષય રૂપ છે, જિહ્વાનો વિષય સ્વાદ લેવાનો છે, નાસિકાનો વિષય સુંઘવાનો છે, ઉપસ્થ ઇન્દ્રિયનો વિષય આનંદ લેવાનો છે, ગુદા ઇન્દ્રિયનો વિષય મળત્યાગ કરવાનો છે, બુદ્ધિનો વિષય જ્ઞાન છે, મનનો વિષય સંકલ્પ કરવાનો છે તથા વાણીનો વિષય બોલવાનો છે. પ્રશ્નઃ—શરીર આશ્રયરૂપે કહેવાય છે તેનું શું કારણ ? ઉત્તરઃ—મીઠું, ખાટું, ખારું, કડવું, તીખું, તથા કટાણું આ ૭ રસોને તે મેળવે છે. ( આ ૭ જળના ગુણ છે. ) ષડ્જ, ઋષભ, ગાન્ધાર, મધ્યમ, પંચમ, ધૈવત, નિષાદ, ઇષ્ટ, અનિષ્ટ તથા પ્રણિધાન આ દશ પ્રકારના શબ્દના ગુણ છે. શુક્લ, રક્ત, કૃષ્ણ, ધૂમ્ર, પીત, કપિલ તથા પાંડર આ સાત રસના ગુણ છે. પ્રશ્નઃ—શરીર સાત ધાતુવાળું કહેવાય છે તેનું શું કારણ ? ઉત્તરઃ—દેવદત્ત આદિ અમુક મનુષ્યના દ્રવ્યાદિ વિષયો નીચે પ્રમાણે ઉત્પન્ન થાય છે. એક બીજાના સરખાપણાથી રસ ૭ પ્રકારનો છે. રસમાથી રૂધિરની ઉત્પત્તિ થાય છે; રૂધિરમાંથી માંસ, માંસમાંથી મેદ, મેદમાંથી સ્નાયુઓ, સ્નાયુમાથી હાડકાંઓ, હાડકામાંથી મજ્જા તથા મજ્જામાંથી શુક્રની ઉત્પત્તિ થાય છે. પુરુષનું વીર્ય તથા સ્રીનું રુધિર આ બેનો સયોગ થાય છે ત્યારે ગર્ભ થાય છે. તે હૃદયમાં નીચે પ્રમાણે વ્યવસ્થા કરે છેઃ— અગ્નિના સ્થાનમા જઠરાગ્નિ રાખે છે, પિત્તના સ્થાનમાં પિત્તને રાખે છે. વાયુ વાયુમાથી તથા હૃદય પ્રજાપતિમાંથી થાય છે.(૨)

ઋતુ કાળે સગમ થવાથી એક રાત્રિમાં ગર્ભ કલલરૂપે બને છે. સાત રાત્રીમાં તે બુદ્બુદરૂપે થાય છે. અર્ધ માસમાં તે પિંડરૂપે બને છે. આ ગર્ભ એક માસમા કઠિણ થાય છે. બીજા માસમાં શિરની ઉત્પત્તિ થાય છે. ત્રીજા માસે પાદ પ્રદેશ થાય છે. ચોથા માસમા ગર્ભને ગુલ્ફ, જઠર તથા કટિ પ્રદેશ થાય છે. પાંચમા માસમા બરડો થાય છે. છઠ્ઠા માસમાં મુખ, નાસિકા, ચક્ષુ તથા શ્રોત્ર થાય છે. સાતમા માસમા ગર્ભ જીવવડે યુક્ત થાય છે. આઠમા માસે ગર્ભ સર્વ લક્ષણે કરી સંપૂર્ણ થાય છે. પિતાનું વીર્ય પ્રમાણમાં વધારે હોય

છે ત્યારે પુત્રની ઉત્પત્તિ થાય છે. માતાનું રેત વધારે હોય છે તો પુત્રીની ઉત્પત્તિ થાય છે. જો બેઉનું પ્રમાણ એક સરખું હોય છે તો નપુંસક ઉત્પન્ન થાય છે. જો મન વ્યાકુળ હોય છે, તો આંધળું, ખોડું, કાણું અથવા વામન છોકરૂં થાય છે. સ્ત્રી પુરુષના અપાન વાયુના દોષને લીધે શુક્રના જો બે વિભાગ પડે છે ત્યારે જોડકાની ઉત્પત્તિ થાય છે. આ પ્રમાણે ગર્ભ પંચાત્મકને યોગ્ય થાય છે. મનવડે પંચ ભૂતાત્માને પામેલી બુદ્ધિ ગંધ રસાદિના જ્ઞાને કરી અક્ષરથી પણ અક્ષર એવા ઓંકારનું ચિંતન કરે છે. આ રીતના એકાક્ષરનું જ્ઞાન થયા પછી તે ગર્ભના દેહને આઠ પ્રકૃતિ તથા સોળ વિકારો થાય છે. ત્યાર પછી માતા જે કાંઇ અન્ન તથા પાન કરે છે, તે નાડીના સૂત્રદ્વારા ગર્ભના પ્રાણનું રક્ષણ થાય છે. આ ગર્ભ નવમા મહિનામાં સર્વ લક્ષણ તથા જ્ઞાનેન્દ્રિયોથી સંપૂર્ણ બને છે. તેને પોતાની પૂર્વજાતિનું સ્મરણ થાય છે, તે પોતાના શુભાશુભ કર્મને જાણે છે. ૩

મેં પૂર્વે હજારો યોનિઓમાં પ્રવેશ કર્યો તથા મેં અનેક પ્રકારના ભોગો ભોગવ્યા. તેમજ મેં અનેક પ્રકારનાં સ્તનપાન કર્યાં. હું વારંવાર જન્મને પામ્યો, વારંવાર મૃત્યુને પામ્યો, મારા કુટુંબને અર્થે જે કાંઇ શુભાશુભ કર્મ મેં કર્યાં, તેવડે હું એકલો જ દુઃખ ભોગવું છું. [મારા કર્મવડે] જેઓ સુખ ભોગવતા હતા, તેઓ તો મને એકલો મૂકી ચાલ્યા ગયા હું દુઃખરૂપ મહાસાગરમાં ડૂબેલો છું. આમાથી તરી જવાનો ઉપાય હું જોતો નથી. જ્યારે હું આ યોનિમાથી બહાર નિકળીશ, ત્યારે હું અશુભ કર્મના ક્ષયને કરનારા તથા ફળ અને મુક્તિ આપવાવાળા નારાયણ ભગવાનને શરણે જઇશ. જ્યારે હું યોનિથી બહાર જઇશ ત્યારે અશુભના ક્ષયને કરનારા તથા ફળરૂપ મુક્તિને આપવાવાળા તત્વજ્ઞાનને મેળવવા પ્રયાસ કરીશ. જ્યારે હું યોનિ બહાર જઇશ ત્યારે હું સનાતન બ્રહ્મનું ધ્યાન કરીશ. ભીચડાઇને અત્યંત દુઃખથી દુઃખિત થયલો જ્યારે તે યોનિદ્વાર આગળ આવે છે ત્યારે તેને વૈષ્ણવવાયુનો સ્પર્શ થાય છે. આથી તેને જન્મ મરણનું સ્મરણ રહેતું નથી તથા શુભાશુભ કર્મને જાણતો નથી.

[૪] પ્રશ્નઃ—આ દેહને શરીર કહેવાનું કારણ શું ? ઉત્તર—આનું કારણ એ કે, અગ્નિઓ આ દેહનો આશ્રય કરી રહેલા છે. આ અગ્નિ ત્રણ પ્રકારના છેઃ-જ્ઞાનાગ્નિ, દર્શનાગ્નિ તથા કોષ્ઠાગ્નિ. આ ત્રણમાં કોષ્ઠાગ્નિ અન્ન, પાન, લેહ્ય તથા ચોષ્યનું પાચન કરે છે, દર્શનાગ્નિ રૂપોના દર્શનને કરે છે, તથા જ્ઞાનાગ્નિ શુભાશુભ કર્મને જાણે છે. આ ત્રણ અગ્નિઓને ત્રણ જૂદાં જૂદાં સ્થાનો છે. મુખ વિશે આહવનીય અગ્નિ છે, ઉદરમાં ગાર્હપત્યાગ્નિ છે તથા હૃદયમા દક્ષિણાગ્નિ છે. આત્મા યજમાનરૂપ છે, મન બ્રહ્મારૂપ છે, લોભાદિ પશુઓરૂપે છે, દીક્ષા, ધૃતિ તથા સંતોષરૂપે છે, યજ્ઞના પાત્રોરૂપે બુદ્ધિ તથા ઇન્દ્રિયો છે, કર્મેન્દ્રિયો યજ્ઞના હવિરૂપે છે, શિર યજ્ઞના કપાલરૂપ છે, કેશો યજ્ઞના દર્ભરૂપ છે, ચાર કપાલના માપવાળું મસ્તક છે, દાંતના પટલો સોમ છે, એકસો સાત મર્મ છે, એકસોએંસી સંધિ છે, એકસો નવ સ્નાયુ છે, સાતસો શિરા છે, પાંચસો મજ્જા છે, ત્રણસો સાઠ હાડકાં છે, સાડા ત્રણ કરોડ રૂવાટાં છે, આઠ પલના માપવાળું હૃદય છે, બાર પલના માપવાળી જીભ છે, એક પ્રસ્થ પિત્ત છે, એક આઢક કફ છે, એક કુડવ શુક્ર છે, બે પ્રસ્થ મેદ છે, તથા મળ મૂત્રનો કાંઇ નિયમ નથી. કારણ કે તે આહારના પ્રમાણમાં હોય છે. આ પિપ્પલાદ નામના મુનિએ કહેલું મોક્ષશાસ્ત્ર છે. પિપ્પલાદે કહેલું આ મોક્ષશાસ્ત્ર છે

## ૧૮ નારાયણોપનિષદ્.

### પ્રજોત્પત્તિ નિરૂપણ.

પુરૂષરૂપ નારાયણ ભગવાને કામના કરી કે, પ્રજા ઉત્પન્ન થવી જોઇએ. નારાયણમાંથી પ્રાણોત્પત્તિ થાય છે. મન તથા સર્વે ઇન્દ્રિયો પણ તેમાથીજ થાય છે. આકાશ, વાયુ, જ્યોતિ, જળ તથા વિશ્વને ધારણ કરનારી પૃથ્વી નારાયણમાંથી થાય છે. નારાયણમાંથી બ્રહ્માની ઉત્પત્તિ થાય છે, નારાયણમાંથી રૂદ્ર થાય છે, નારાયણમાંથી ઇન્દ્ર થાય છે, નારાયણમાંથી પ્રજાપતિ થાય છે, નારાયણમાથીજ બાર આદિત્યો, એકાદશ રૂદ્રો, આઠ વસુઓ તથા સર્વ છંદો ઉત્પન્ન થયા છે. તે સર્વ નારાયણમાંથી થયા છે. તેજ રીતે પાછા લય પણ તેમાંજ પામે છે. આ ઋગ્વેદના શ્રેષ્ઠ ભાગનો વિદ્વાન્ અભ્યાસ કરે છે. (૧) નારાયણ નિત્યરૂપ, બ્રહ્મરૂપ, શુક્રરૂપ, કાળરૂપ, દિશારૂપ, વિદિશારૂપ, ઉર્ધ્વરૂપ, અધોરૂપ, અંતર્ તથા બાહ્યરૂપ છે. જે કાંઇ ઉત્પન્ન થયું છે તથા જે કાંઇ થશે, તે સર્વ નારાયણરૂપ છે. આ નારાયણ કળાથી રહિત, માયાથી રહિત, વિકલ્પથી રહિત, વર્ણનથી રહિત, શુદ્ધ, દેવરૂપ તથા એક છે. આ નારાયણને વિશે દ્વૈત ભાવ હોતો નથી. જે આ પ્રમાણે જાણે છે, તે વિષ્ણુરૂપ થાય છે. તેજ વિષ્ણુરૂપ થાય છે. વિદ્વાન્ યજુર્વેદના આ શ્રેષ્ઠ ભાગનું અધ્યયન કરે છે. (૨)

પ્રથમના ભાગમા ૐકારનો ઉચ્ચાર કરવો ત્યાર પછી નમઃનો ઉચ્ચાર કરવો તથા છેવટે નારાયણનો ઉચ્ચાર કરવો. ૐમા એક અક્ષર છે, નમઃ એમા બે અક્ષરો છે તથા નારાયણાય એમા પાંચ અક્ષરો છે. જે નારાયણના આઠ અક્ષરવાળા પદનું ધ્યાન કરે છે તે, ધ્યાન કરનારના સર્વ આયુષ્યને મેળવે છે, તે પ્રજાને, લક્ષ્મીને તથા પશુને મેળવે છે. ત્યાર પછી અમૃત ભાવને પામે છે, તે અમૃત ભાવને પામે છે. આ સામવેદના મુખ્ય ભાગનું તે અધ્યયન કરે છે. [૩]

અકાર, ઉકાર તથા મકાર આ ત્રણેક આનંદરૂપ, બ્રહ્મ પુરૂષરૂપ તથા પ્રણવસ્વરૂપે છે. તે માત્રા અનેક પ્રકારે થઇ. એને ૐ કરી કહેવામા આવે છે. જે બોલવાથી યોગી જન્મસંસારના બંધનમાથી મુક્ત થાય છે. **ૐ નમો નારાયણાય** આ રીતના મંત્રની ઉપાસના કરનારો વૈકુંઠ લોકનેવિષે જાય છે. હૃદય કમળ વિજ્ઞાનઘનરૂપે છે. તેનાવડે વિદ્યુત્ પ્રકાશે છે. બ્રહ્મણ્યને દેવકીપુત્ર, મધુસૂદન, પુંડરીકાક્ષ તથા વિષ્ણુ કહેવામા આવે છે. તે સર્વ પ્રાણી માત્રમાં રહેલા છે. તે એક, નારાયણરૂપ, કારણ, પુરૂષરૂપ, કારણ ભાવથી રહિત તથા પરબ્રહ્મરૂપે છે આ અથર્વવેદના મુખ્ય ભાગનું અધ્યયન કરવું. (૪)

પ્રાતઃકાળને વિશે આનુ અધ્યયન કરવાથી રાત્રિમા કરેલું પાપ નાશ પામે છે, સાયંકાળે આનો જપ કરવાથી દિવસમા કરેલા પાપનો નાશ થાય છે. જે સાયંકાળ તથા પ્રાતઃકાળ આનો પાઠ કરે છે, તે પાપી હોય તો પણ પવિત્ર થાય છે. મધ્યાહ્ન કાળે સૂર્યની આગે આનો પાઠ કરે, તે મહા પાતકમાંથી મુક્ત છે. સર્વ વેદના પારાયણના પુણ્યને તે મેળવે છે તથા તેને નારાયણનો સાક્ષાત્કાર થાય છે. જેને આ જ્ઞાન પ્રાપ્ત થાય છે, તેને નારાયણનો સાક્ષાત્કાર થાય છે.

## ૧૯ પરમ હંસોપનિષદ્

### નારદ મુનિ તથા બ્રહ્માનો સંવાદ.

પરમહંસ દીક્ષા જેણે લીધી છે એવા યોગીઓનો માર્ગ કેવો છે તથા તેઓની સ્થિતિ કેવી રીતની હોય છે, આ રીતે નારદમુનિ ભગવાન્ બ્રહ્મા પાસે જઇ કહેવા લાગ્યા. ત્યારે ભગવાન્ બ્રહ્મા મુનિને કહેવા લાગ્યા,

"પરમહંસ સંન્યાસીનો માર્ગ લોકમાં અત્યંત દુર્લભ છે. આવા પરમહંસ અનેક નથી. જો કદી એકાદ પરમહંસ સંન્યાસી થાય છે તો તે સર્વદા પવિત્રપણે રહે છે તથા તેજ વેદ પુરુષરૂપ છે, એમ વિદ્વાનો માને છે. મહાન્ પુરુષ જેને ચિત્ત કહે છે તે મારામાં રહે છે. આથી તે ચિત્તમાં હું સ્થિતિ કરીને રહેલો છું. આ રીતે માનનારા સંન્યાસીએ પોતાના પુત્ર, મિત્ર, સ્ત્રી તથા બંધુ આદિનો, તેમજ શિખાનો, યજ્ઞોપવીતનો, યાગનો, સત્રનો, સ્વાધ્યાયનો તથા સર્વ કર્મનો ત્યાગ કરવો. તેમજ આ બ્રહ્માંડનો ત્યાગ કરી તેણે કૌપીન, દંડ તથા ઓઢાડ પોતાના શરીરના સુખને અર્થે તથા લોકના કલ્યાણ અર્થે ધારણ કરવાં. પણ આ સંન્યાસદીક્ષા મુખ્ય નથી. ત્યારે મુખ્ય સંન્યાસદીક્ષા કેવા પ્રકારની ? તેના સંબંધમાં કહ્યું છે કે, તેણે દંડ, કમંડલ, શિખા, યજ્ઞોપવીત તથા ઓઢાડ પણ રાખવાં નહિ. આવો ધર્મ પરમહંસ દીક્ષા લેનાર આચરે છે. શીત, ઉષ્ણ, સુખ, દુઃખ, માન તથા અપમાન આ છ પ્રકારની ઊર્મિથી તે રહિત હોય છે. તેનામાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ તથા મનના ગુણો રહેલા હોતા નથી. તે જ રીતે તેનામાં નિંદા, ગર્વ, મત્સર, દંભ, દર્પ, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, કામ, ક્રોધ, લોભ, મોહ, હર્ષ અસૂયા તથા અહંકારાદિ હોતા નથી. તેનું શરીર શબના સરખું જોવામાં આવે છે. કારણ કે તેના શરીરમાં રહેલા છિન્ન ભિન્ન સંશય તથા મિથ્યા જ્ઞાનના કારણનો સર્વદા નાશ થયેલો હોય છે. તે નિત્ય જ્ઞાનરૂપ છે. હું પોતે શાંત, અચલ, અદ્વય તથા આનંદ વિજ્ઞાનઘનરૂપ છું, એમ તે માને છે. તે જ અદ્વયબ્રહ્મ મારું પરમધામ છે, તેજ મારી શિખા તથા યજ્ઞોપવીત છે. પરમાત્માના એકત્વના જ્ઞાનને લીધે તેને વિશે ભેદભાવ રહેતો નથી. બ્રહ્મ એ જ તેને સંધ્યારૂપે હોય છે. તેણે સર્વ કામનાનો ત્યાગ કરેલો હોય છે તથા અદ્વૈત બ્રહ્મમાં જ તેણે સ્થિતિ કરેલી હોય છે. જે પરમહંસે જ્ઞાનરૂપી દંડ ગ્રહણ કરેલો હોય છે, તે જ એક દંડી કહેવાય છે. જેણે કાષ્ઠનો દંડ ગ્રહણ કર્યો હોય છે, જે સર્વનું ભક્ષણ કરે છે, જેણે જ્ઞાનનો ત્યાગ કર્યો હોય છે, વળી જેણે ક્ષમા, જ્ઞાન, વૈરાગ્ય તથા શમાદિ ગુણનો ત્યાગ કરેલો હોય છે અને જે ભિક્ષા માત્રવડે જીવે છે, તે પાપી યતિવૃત્તિનો નાશ કરનારો છે તથા મહા રૌરવ નામના નરકમાં તે પડે છે. આ બીનના અંતરને જાણતા પરમહંસ સંન્યાસીને આકાશ એ જ વસ્ત્રરૂપે હોય છે, તે નમસ્કાર, સ્વાહાકાર, નિંદા તથા સ્તુતિથી રહિત હોય છે, ભિક્ષાચર્યાને કરતો તે યતિ યથેચ્છ વિચરનારો હોય છે. તેને આવાહન, વિસર્જન, મંત્ર, ધ્યાન, ઉપાસના, લક્ષ્ય, અલક્ષ્ય, ભિન્નભાવ, સમાનભાવ કે સર્વ ભાવ કાંઇ હોતાં નથી. તેને કોઇ રહેવાનું સ્થાન હોતું નથી. તે સ્થિર મતિવાળો હોય છે. આ રીતે ભિક્ષાચર્યાને કરનારા યતિએ સુવર્ણના અલંકાર વગેરેનો ત્યાગ કરવો. તેને કાંઇ જોવા જેવું હોતું નથી. તેને કંઇ સુંદરરૂપે હોતું નથી.

તેને વિશે આ વસ્તુ બાધ કરનારી છે તથા આ નથી બાધ કરનારી, એવું કાંઇ હોતું નથી. તેને એક જ વસ્તુ બાધ કરે છે. તે એ કે, જો ભિક્ષાવૃત્તિવાળો યતિ હિરણ્યનો પ્રીતિવડે સ્પર્શ કરે છે તો તે બ્રહ્મહત્યાના પાપવાળો થાય છે. જો તે ભિક્ષુ પ્રીતિથી હિરણ્યનો સ્પર્શ કરે છે તો તે પૌલ્કસ અર્થાત્ ચાંડાલથી પણ અધમ થાય છે, તથા જો તે હિરણ્યને પ્રીતિથી ગ્રહણ કરે છે તો તે બ્રહ્મહત્યાના પાપવાળો થાય છે. જો તે ભિક્ષુ પ્રીતિથી હિરણ્યનો સ્પર્શ કરે છે તો તે પૌલ્કસ અર્થાત્ ચાંડાલથી પણ અધમ થાય છે તથા જો તે હિરણ્યને

ગ્રહણ કરે છે તો તે આત્મઘાતી થાય છે. માટે પરમ હંસે પ્રીતિથી સુવર્ણને જોવું નહિ, સ્પર્શ કરવો નહિ તથા ગ્રહણ કરવું નહિ. તેની મનમા રહેલી કામનાઓ નષ્ટ થયેલી હોય છે. દુઃખથી તેને ઉદ્વેગ થતો નથી. સુખમા તેને સ્પૃહા રહેતી નથી. પ્રીતિનો તેણે ત્યાગ કર્યો હોય છે. શુભ યા અશુભ કર્મામાં તેને સ્નેહ હોતો નથી. તે કોઇ પર દ્વેષ કરતો નથી, તેમજ કદી હર્ષને પામતો નથી. તેની સર્વ ઇન્દ્રિયો ઉપરામ પામેલી હોય છે. તે પોતાના આત્મામાજ સ્થિતિ કરીને રહેલો હોય છે. જે બ્રહ્મ પૂર્ણ આનંદરૂપ તથા અદ્વિતીયરૂપ છે તે હુ પોતેજ છું, એમ માનનારો કૃતકૃત્ય થાય છે તે કૃતકૃત્ય થાય છે.

## (૨૦) બ્રહ્મોપનિષદ્.

### જ્ઞાનીની અવસ્થાનું નિરૂપણ.

બ્રહ્મજ્ઞાનવાળા પુરૂષને ચાર સ્થાનો છેઃ- નાભિ, હૃદય, કંઠ તથા મસ્તક. આ ચાર સ્થાનમા ચાર પાદવાળા બ્રહ્મ પ્રકાશે છે. તેજ બ્રહ્મ જાગ્રતાવસ્થામા બ્રહ્મારૂપે છે, સ્વપ્નાવસ્થામા વિષ્ણુરૂપે છે, સુષુપ્ત્યાવસ્થામા રુદ્રરૂપે છે તથા તુર્યાવસ્થામા અક્ષરરૂપે છે. આ પરમ પુરુષ જ આદિત્યરૂપે, વિષ્ણુરૂપે તથા ઇશ્વરરૂપે છે. તે સ્વયરૂપે, મનથીરહિતરૂપે, શ્રોત્ર, હાથ તથા પાદથી રહિત, જ્યોતિરૂપ તથા જ્ઞાનરૂપ છે. તે પુરૂષબ્રહ્મમા લોકો અલોકરૂપે, દેવો અદેવરૂપે, યજ્ઞો અયજ્ઞરૂપે, માતા અમાતારૂપે, પિતા અપિતારૂપે વધૂ અવધૂરૂપે, ચાડાલ અચાડાલરૂપે, પૌલ્કસ (જાતિ વિશેષ) અપૌલ્કસરૂપે, યોગી અયોગીરૂપે તાપસ અતાપસરૂપે હોય છે. અર્થાત્ આ સર્વ ભેદભાવ તેનામા હોતા નથી. આ પરબ્રહ્મ એકરૂપ, પ્રકાશરૂપ તથા નિર્વાણરૂપ છે. તેને વિષે દેવો, ઋષિઓ તથા પિતૃઓ કોઇની સત્તા નથી. તે પુરુષબ્રહ્મ જ્ઞેય તેમજ સર્વ જ્ઞાનરૂપે હોય છે. સર્વ દેવો હૃદયમા રહેલા છે, હૃદયમાં પ્રાણ રહેલા છે, તેજ રીતે હૃદયમાજ જ્યોતિ રહેલ છે આ રીતે બ્રહ્મસૂત્ર ત્રણ રેષાત્મક જાણવું તથા તે સૂત્ર હૃદયે અર્થાત્ ચૈતન્યમાં રહે છે. હે બ્રહ્મસૂત્ર ! તું યજ્ઞરૂપી ભગવાનને સૂચવનારૂં, પરમ પવિત્ર, પ્રજાપતિની સાથે ઉત્પન્ન થયલુ, પ્રથમ રૂપ, આયુષ્યરૂપ તથા શ્વેત અને શ્રેષ્ઠરૂપ છે. હે શિષ્ય ! ભગવાનને દર્શાવનારા આ બ્રહ્મસૂત્રને તુ ધારણ કર, તે તારામા બળ તથા તેજની વૃદ્ધિ કરો. જ્ઞાનીએ શિખા કાઢી નાખી બધા સૂત્રનો ત્યાગ કરવો. જે અક્ષર તથા પરબ્રહ્મરૂપે સૂત્ર છે, તેને ધારણ કરવું. બ્રહ્મને સૂત્ર કહેવાનું કારણ એ કે, તે જ્ઞાનનું પ્રતિપાદક છે. સૂત્ર એ જ પરમ સ્થાનરૂપ છે. આ બ્રહ્મસૂત્રનું જેને જ્ઞાન છે, તે જ બ્રાહ્મણ વેદના પારને પામેલો છે. જેમ સુતરના તાતણામા મણિ પરોવાઇને રહેલા છે, તેમ બ્રહ્મસૂત્રમા સર્વ ઓતપ્રોત છે. યોગને જાણવાવાળા તથા તત્વદર્શી એવા યોગીએ આ બ્રહ્મસૂત્રને જ ધારણ કરવુ. ઉત્તમ એવા યોગનો જેણે આશ્રય લીધો છે, એવા અધિકારીએ બાહ્ય સૂત્રનો ત્યાગ કરવો. જે યોગી આ બ્રહ્મભાવરૂપી સૂત્રને ધારણ કરે છે તે ચેતનરૂપે છે. આવા જ્ઞાનસૂત્રના ધારણ કરવાથી તે કદી ઉચ્છિષ્ટ તથા પાપી થતો નથી. જ્ઞાનરૂપી યજ્ઞોપવીતને ધારણ કરવાવાળા જેમના હૃદયમા આ બ્રહ્મસૂત્ર જ રહેલુ છે, તે જ બ્રહ્મજ્ઞાની તથા ખરા યજ્ઞોપવીતને ધારણ કરનારા છે. જેમ અગ્નિની શિખા અગ્નિરૂપજ છે, તેમ જેને જ્ઞાનમયી શિખા છે તેજ શિખાને ધારણ કરવાવાળા જાણવા નહિ, પણ કેશ ધારણ કરવાવાળા જાણવા. જે બ્રાહ્મણાદિ વર્ણોને વૈદિકકર્મમા અધિકાર છે, તેઓએ આ બ્રહ્મસૂત્રને જ ધારણ

કરવું તથા ક્રિયાના અંગરૂપે પણ આ બ્રહ્મસૂત્રને જ માનવું. જેને જ્ઞાનમયી શિખા છે તથા જ્ઞાનમયજ જેને ઉપવીત છે, તેને-સર્વ બ્રહ્મરૂપે છે, આમ બ્રહ્મજ્ઞાનીઓ જાણે છે. આ શ્રેષ્ઠ તથા પરાયણ યજ્ઞોપવીતને જે જાણે છે, તેજ યજ્ઞોપવીતને ધારણ કરનારો છે. તેજ યજ્ઞરૂપે છે તથા તેનેજ યજ્ઞકર્તારૂપે જાણવો. આ એક જ પરમાત્મા સર્વ પ્રાણી માત્રમા વ્યાપીને રહેલા છે. તે સર્વવ્યાપક તથા સર્વ ભૂત માત્રોના આત્મારૂપ છે. તેજ પરબ્રહ્મ પરમાત્મા કર્મના અધ્યક્ષ, સર્વ પ્રાણીમા નિવાસ કરવાવાળા, સાક્ષી, ચેતનરૂપ, અદ્વય તથા ગુણથી રહિત છે. તે પરમાત્મા એકરૂપ છે, સર્વ તેને વશ છે તથા સર્વ પ્રાણીના તે અંતરાત્મારૂપે છે. તેનું એક રૂપ છે, છતા તે પોતે અનેકરૂપે થાય છે. હૃદયાત્મામા રહેલા આવા પરબ્રહ્મ પરમાત્માનું જે દર્શન કરે છે, તેજ બ્રહ્મજ્ઞાની છે તથા તેઓનેજ શાશ્વત સુખની પ્રાપ્તિ થાય છે, બીજાઓને નહિ. આત્માને ઉપરની અરણિરૂપે બનાવવી તથા પ્રણવરૂપી ૐકારને નીચેની અરણી બનાવવી તથા ધ્યાનરૂપી મથન દંડવડે મથન કરવાથી ગૂઢ એવા આત્માનું દર્શન થાય છે. જેમ તલમા તેલ, દહીમા ઘી, ઝરણામા જળ તથા અરણીમા અગ્નિ ગૂઢ રહેલો છે, તેમ આત્મામા આત્માની ઉપત્તિ થાય છે. આ આત્માના અધિકારી પુરૂષ સત્ય તથા તપરૂપી સાધનવડે દર્શન કરે છે. જે રીતે કરોળિયો તંતુને ઉત્પન્ન કરે છે તથા પાછો પોતામા જ સંકેલી લેછે, તે જ પ્રમાણે જાગ્રત તથા સ્વપ્નમા જીવનું આવવુ જવું વારંવાર થયા કરે છે. વિશ્વ નેત્રમા, સ્વપ્ન અર્થાત્ તૈજસ કંઠમા, સુષુપ્ત અર્થાત્ પ્રાજ્ઞ હૃદયમા તથા તુરીય મસ્તકમા રહે છે, એમ જાણવું. વાણી આ બ્રહ્મનુ વર્ણન કરવા અસમર્થ છે, તેમજ મન તેને પહોચી શકતું નથી. તે બ્રહ્મ જીવના આનંદરૂપ છે. તેનું જ્ઞાન થયા પછી અધિકારી જન્મમરણના ફેરામાથી ટળે છે. જેમ દૂધમા ઘી ગૂઢ રહેલું હોય તેમ સર્વમા આત્મા વ્યાપીને રહેલો છે. આત્મજ્ઞાન એ જ સર્વ તપના કારણરૂપ તથા બ્રહ્મને સૂચવનારા સ્થાનરૂપ છે.

## (૨૧) અમૃતનાદ ઉપનિષદ્.

### પ્રાણાયામાદિ નિરૂપણ.

બુદ્ધિમાને શાસ્ત્રનું અધ્યયન કરી તથા વારવાર તેનો અભ્યાસ કરી, તેમાં જે સારરૂપે પરબ્રહ્મ છે, તેનુ જ્ઞાન થયા પછી, તે શાસ્ત્રોનો બળતા લાકડાની માફક ત્યાગ કરવો જોઇએ. (૧) ૐકારરૂપી રથને વિષે આરૂઢ થઇ તથા વિષ્ણુ અર્થાત્ બુદ્ધિને સારથિ કરી, બ્રહ્મલોકના પદની ઇચ્છા રાખનારા અધિકારીએ રુદ્ર ભગવાનની આરાધનામા તત્પર થવુ. (૨) જ્યા સુધી રથના માર્ગમા તે રહેલો હોય ત્યા સુધી રથની અંદર બેસી તેણે જવું. પણ જ્યારે આત્માનુ સ્થાન આવી પહોચે, ત્યારે રથનો ત્યાગ કરી બ્રહ્મમા લીન થવું જોઇએ. (૩) અકારાદિ માત્રાનો, સ્થૂલાદિ લિંગ શરીરોનો તથા વિશ્વાદિ પદોનો ત્યાગ કરી, સ્પર્શ તેમજ વ્યંજનથી રહિત, તેમજ સ્વરરહિત મકારવડે સૂક્ષ્મ પદને વિદ્વાન્ પામે છે. (૪) પાંચ શબ્દાદિ વિષયોનું તથા અતિ ચંચળ મનનુ આત્માના રશ્મિરૂપે ચિંતન કરવું. આને પ્રત્યાહાર કરી કહેવામા આવે છે. (૫) પ્રત્યાહાર, ધ્યાન, પ્રાણાયામ, ધારણા, તર્ક તથા સમાધિ આ રીતે યોગનાં છ અંગો છે. (૫) જેમ પર્વતની ધાતુઓમા રહેલા દોષો ધાતુને અગ્નિમા તપાવવાથી જતા રહે છે, તેમ પ્રાણનો નિરોધ કરવાથી ઇન્દ્રિયોએ કરેલા દોષો બળી જાય છે. (૭) પ્રાણાયામથી દોષોનું દહન કરવુ, ધારણાવડે પાપનુ, પ્રત્યાહારવડે સંસર્ગનું તથા ધ્યાનવડે અનાત્મ -

દહન કરવું, (૮) આ રીતે પાપનો ક્ષય કર્યા પછી શ્રેષ્ઠ એવા આત્માનું ચિંતન કરવું. (૯) શ્રેષ્ઠ રેચક તથા વાયુનું આકર્ષણ કરવું. વળી પ્રાણાયામ ત્રણ પ્રકારના કહેવાય છેઃ— રેચક, પૂરક તથા કુંભક. વ્યાહૃતિ તથા પ્રણવ સહિત તેજ રીતે ગાયત્રીના શિરસહિત ગાયત્રીનો ત્રણવાર પ્રાણનો નિરોધ કરી પાઠ કરવો, તેને પ્રાણાયમ કરી કહેવામા આવે છે. (૧૧) આધાર ચક્રથી ઉપાડેલા વાયુને એક નાસાપુટદ્વારા બહાર કાઢી ઉદરને સંકલ્પથી રહિત સ્થૂલ પ્રાણવાયુથી રહિત કરવુ, તે રેચકનું લક્ષણ છે. (૧૨) કમલના નાળવડે જેમ જળને ઉપર ખેંચવામા આવે છે, તે રીતે બહારના વાયુને અંદર ખેંચવો તે પૂરકનું લક્ષણ છે. (૧૩) ઉચો શ્વાસ નહિ લેવો, નીચો શ્વાસ નહિ લેવો તેમ ગાત્રને જરાપણ હલાવવુ નહિ, આ પ્રમાણેનો જે યોગ કરવામા આવે છે, તે કુંભકનું લક્ષણ છે. (૧૪) સર્વ રૂપોને અંધની માફક જોવા અર્થાત્ જોવા નહિ તથા બહેરાની માફક શબ્દનું શ્રવણ કરવુ નહિ તથા પોતાના દેહને કાષ્ટની માફક જોવો, તે પ્રત્યાહારનું લક્ષણ છે. (૧૫) મન સંકલ્પાત્મક છે, એમ માની તેનો આત્મામા બુદ્ધિમાને લય કરવો. આ રીતે બુદ્ધિને આત્મામા તલ્લીન કરવી, તેને ધારણા કહે છે. [૧૬] શાસ્ત્રને અનુસરી જે ઊહાપોહ કરવામા આવે છે, તેને તર્ક કહે છે. જેનો સાક્ષાત્કાર થવાથી સમભાવની પ્રાપ્તિ થાય છે, તેને સમાધિ કહે છે. [૧૭] સર્વ દોષથી રહિત સુંદર ભૂમિપર દર્ભાસન પાથરવુ તથા માનસિક ભૂત પ્રેતાદિકથી રક્ષા કરી તથા કોઇપણ આસનવાળી તે યોગીએ જપ જપવો. [૧૮] તેણે પદ્મક, સ્વસ્તિક અથવા તો ભદ્રાસન આદિ ગમે તે યોગાસન વાળી ઉત્તરાભિમુખે બેસવું. [૧૯] નાસિકાના એક છિદ્રને આંગળીવડે દાબી બીજા છિદ્રદ્વારા વાયુનું આકર્ષણ કરવુ તથા અગ્નિને નિયમમા લાવી શબ્દ બ્રહ્મનું ચિંતન કરવુ. [૨૦] ૐ એ એકાક્ષર બ્રહ્મ છે. ૐ એ અક્ષરવડે રેચક કરવું. આ પ્રમાણે દિવ્ય મંત્રવડે અનેકવાર પાપનો નાશ થવા માટે કર્યા કરવું. [૨૧]

ત્યાર પછી મંત્રને જાણવાવાળા બુદ્ધિમાન્ પુરુષે ઉપર કહેલા ક્રમે કરી ધ્યાન ધરવું. નાભિના ઊર્ધ્વભાગને વિશે પ્રથમ સ્થૂલાદિનું તથા સ્થૂલ સૂક્ષ્મનું ધ્યાન ધરવુ. [૨૨] તિરછી, ઉંચી અથવા નીચી દૃષ્ટિનો ત્યાગ કરી બુદ્ધિમાને સ્થિર બેસી જરા પણ હાલવું ચાલવું નહિ તથા આ રીતે યોગનો અભ્યાસ પાડવો. [૨૩] તાલ [પ્રાણ વાયુનો પરસ્પર સંઘટ્ટન પ્રકાર ], માત્રા [ત્રણ વાર ચપટી વગાડીએ તેટલો સમય ], વિનિષ્કંપ [કંપ ભાવથી રહિત થવુ ], ધારણા [ પ્રાણવાયુની હૃદયમા સ્થાપના કરવી ] તથા યોજન [ પ્રાણવાયુને આત્માની સાથે યોજવા ] આ પાચ યોગીએ જાણવા. કાળના નિયમે કરી એમ કહેવામા આવ્યુ છે કે, યોગ બાર માત્રાવાળો છે. [૨૪] જે ઘોષથી રહિત, વ્યંજનથી રહિત, સ્વરથી રહિત છે, જેનું તાળુ, કંઠ તથા ઓષ્ટમા સ્થાન છે, જે નાસિકાના સ્થાનથી રહિત છે, જેમા રેફ નથી, જે બે ઉષ્મ પ્રાણથી રહિત છે, આ રીતનો જે અક્ષર બ્રહ્મ છે તે કદી વિનાશને પામતો નથી. [૨૫] જે માર્ગવડે પ્રાણ ગમન કરે છે, તે માર્ગે કરી ગમન કરવાનું હોય છે માટે તે માર્ગવડે જવામાટે તે માર્ગનુ ચિંતન કરવુ. [૨૬] હૃદયનું દ્વાર, વાયુનુ દ્વાર, તથા મસ્તકના દ્વારને અનુક્રમે મોક્ષદ્વાર, બિલ્વદ્વાર તથા બ્રહ્મરંધ્રદ્વાર કહેવામા આવે છે. [૨૭] ભય, ક્રોધ, આળસ, અતિ સ્વપ્ન, અતિશય જાગવુ, અતિશય આહાર કરવો અથવા તો તદ્દન ભૂખ્યા રહેવુ. આ સર્વનો યોગીએ ત્યાગ કરવો જોઇએ. [૨૮] આ વિધિકે સમ્યક્ પ્રકારે ક્રમે કરી

ચિંતન કરવું, જેથી ત્રણ માસની અંદર એની મેળે જ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે. [૨૯] ચાર માસ થવા કેડે તેને દેવોનાં દર્શન થાય છે, પાંચમા માસે સંસારના ક્રમને વિશે વિરાગ થાય છે તથા છઠ્ઠે માસે કૈવલ્ય પદને પામે છે, એમાં કોઇ રીતનો સંશય નથી. [૩૦] પૃથ્વી તત્વની ધારણામાં પ્રણવને પાંચ માત્રા પર્યંત ઉચ્ચારવો, જળ તત્ત્વની ધારણામાં ચાર માત્રા પર્યંત પ્રણવનો ઉચ્ચાર કરવો, અગ્નિતત્ત્વની ધારણામાં બે માત્રા પર્યંત પ્રણવનો ઉચ્ચાર કરવો. [૩૧] આકાશ તત્ત્વની ધારણામાં એક માત્રા પર્યંત પ્રણવનો ઉચ્ચાર કરવો તથા ૐકારનું ચિંતન કોઇ પણ માત્રાથી રહિત કરવું. મનવડે યોગને યોગ્ય આત્મામા આત્માવડે ચિંતન કરવું. [૩૨] ત્રીશ પર્વ અંગુલના માપવાળો પ્રાણવાયુ છે, જે હૃદયમાં ઇન્દ્રિયોવડે પ્રતિષ્ઠિત થયો છે. આને પ્રાણવાયુ કહેવામા આવે છે તથા બાહ્ય પ્રાણવાયુના વિષયરૂપ છે. (૩૩) દિવસ તથા રાત્રિ મળી મનુષ્યના નિ:શ્વાસો એક લાખ તેર હજાર એકસોને એંસી હોય છે. (૩૪) આદિ એવા પ્રાણનું સ્થાન હૃદય છે, અપાનનું સ્થાન ગુદા છે, સમાનનું સ્થાન નાભિ પ્રદેશ છે તથા ઉદાનનું સ્થાન કંઠ પ્રદેશ છે. [૩૫] વ્યાન વાયુ સર્વ અંગમા વ્યાપીને રહેલો છે. અનુક્રમે કરી પાચ પ્રાણાદિના પાંચ વર્ણો છે. [૩૬] પ્રાણવાયુ મણિના સરખો રક્તવર્ણ-વાળો છે. પ્રાણના મધ્યમાં રહેલો અપાન વાયુનો વર્ણ ઇન્દ્રગોપ ટવડાના સરખો અત્યંત રાતો છે. [૩૭] પ્રાણ તથા અપાન આ બેની વચમાં રહેલો સમાનનો વર્ણ ગાયના દૂધ સરખો શ્વેત છે, ઉદાન વાયુનો વર્ણ સહેજ ફીકા રંગનો છે તથા વ્યાન વાયુનો વર્ણ જ્વાળાના સરખી કાંતિવાળો છે. [૩૮] વાયુ મંડલનું છેદન કરી મસ્તકને વિશે જ્યારે પ્રાણ જાય છે ત્યાર પછી તે મનુષ્ય ગમે ત્યા મરે, છતાં તેનો પુનર્જન્મ થતો નથી, તેનો પુનર્જન્મ થતો નથી.

## ૨૨ અથર્વ શિર ઉપનિષદ્.

### દેવો તથા રુદ્રનો સંવાદ.

એક સમય ફરતા ફરતા દેવો રુદ્રલોકને વિશે ગયા તથા ત્યાં જઇ રુદ્રને પૂછવા લાગ્યા કે, આપ કોણ છો? ત્યારે રુદ્ર ભગવાન્ બોલ્યા; હુ એક છું. હું ભૂત ભવિષ્ય તથા વર્તમાન કાળમાં છું. એવું કોઇ નથી કે જે મારાથી રહિત હોય. જે અત્યંત ગૂઢ ભાગ રહે છે તથા દિશાના અંતરને વિશે જે રહેલ છે તે હું છું. હું નિત્યાનિત્યરૂપ, વ્યક્તરૂપ, અવ્યક્તરૂપ, બ્રહ્મરૂપ, અબ્રહ્મરૂપ, પૂર્વ, પશ્ચિમ, ઉત્તર તથા દક્ષિણ દિશારૂપ, ઉર્ધ્વ તથા અધોરૂપ, દિશા, પ્રદિશા, પુમાન્, અપુમાન્, સ્ત્રી, ગાયત્રી, સાવિત્રી, ત્રિષ્ટુપ્, જગતી, અનુષ્ટુપ્, છંદ, ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ, આહવનીય, સત્ય, ગૌ, ગૌરી, ઋક્, યજુઃ, સામ, અથર્વ, અંગિરસ, જ્યેષ્ઠ, શ્રેષ્ઠ, વરિષ્ઠ જળ, તેજ, ગુહ્ય, અરણ્ય, અક્ષર, ક્ષર, પુષ્કર, પવિત્ર, ઉગ્ર, મધ્ય, બાહ્ય, પુરસ્તાત્ તેમજ જ્યોતિરૂપ હું છું. સર્વમાં રહેલો મને જાણો. જે મને જાણે છે, તે સર્વ દેવોને જાણે છે, તેમ અંગો સહિત સર્વ વેદોને જાણે છે. હું મારા તેજવડે બ્રહ્મને બ્રાહ્મણવડે, ગાયને ગાનવડે, બ્રાહ્મણને બ્રાહ્મણવડે, હવિષને હવિષવડે, આયુષને આયુષવડે, સત્યવડે સત્યને, તથા ધર્મવડે ધર્મની તૃપ્તિ કરું છું. તે દેવો રુદ્રને ( પોતાની શંકાના સંબંધમાં ) પૂછવા લાગ્યા, રુદ્રને જોવા લાગ્યા તથા તેનું ધ્યાન કરવા લાગ્યા. ત્યાર પછી તે દેવો ઉંચા બાહુઓ કરી નીચે પ્રમાણે રુદ્રની સ્તુતિ કરવા લાગ્યા;–હે રુદ્ર ભગવન્! આપ બ્રહ્મારૂપ, વિષ્ણુરૂપ, રુદ્રરૂપ, સ્કંદરૂપ, ઇન્દ્રરૂપ અગ્નિરૂપ, વાયુરૂપ, સૂર્યરૂપ, સોમરૂપ,

હોતરૂપ પ્રતિહોરૂપ, ભૂરૂપ, ભુવરરૂપ, સ્વરરૂપ, મહરરૂપ, પૃથ્વીરૂપ, અંતરિક્ષ-રૂપ, સ્વર્ગરૂપ, જળરૂપ, તેજરૂપ, કાળરૂપ, યમરૂપ, મૃત્યુરૂપ, અમૃતરૂપ, આકાશરૂપ, વિશ્વરૂપ, સ્થૂલરૂપ, સૂક્ષ્મરૂપ, શુકલરૂપ, કૃષ્ણરૂપ, કૃત્સ્નરૂપ, સત્યરૂપ તથા સર્વરૂપે છે. આપને નમસ્કાર છે. ( ૧-૩૨ ) પૃથ્વી આદિરૂપે, ભુવર્લોક આપના મધ્ય પ્રદેશરૂપે તથા સ્વર્ગ લોક આપના શિરરૂપે છે. આપ વિશ્વરૂપ, બ્રહ્મૈકરૂપ, બે પ્રકારના, ત્રણ પ્રકારના, વૃદ્ધિરૂપ, શાંતિરૂપ, પુષ્ટિરૂપ, હુતરૂપ, અહુતરૂપ, દત્તરૂપ, અદત્તરૂપ, સર્વરૂપ, અસર્વરૂપ, વિશ્વ, અવિશ્વ, કૃત, અકૃત, પર, અપર તથા પરાયણરૂપ છો. આપે અમોને અમૃત પીવાડી અમૃતરૂપ કર્યા. અમો જ્યોતિભાવને પામ્યા તથા અમોને જ્ઞાન પ્રાપ્ત થયું. શું હવે શત્રુ અમારું અરિષ્ટ કરી શકશે ? અમારો નાશ થશે નહિ. આપ મર્ત્યના અમૃતરૂપ છો. સોમ સૂર્યથી પ્રથમ તથા સૂક્ષ્મ પુરુષરૂપે આપ છો. સર્વ જગતને આપે ધારણ કર્યું છે આપ અક્ષર, પ્રાજાપત્ય, સૂક્ષ્મ, સૌમ્ય તથા પુરુષરૂપ છો. તમે તમારા તેજવડે ગ્રાહ્ય વસ્તુનો અગ્રાહ્ય વસ્તુવડે, ભાવનો ભાવવડે, સૌમ્યનો સૌમ્યવડે; વાયુનો વાયુવડે ગ્રાસ કરો છો. આવા ઉપસંહાર કરવાવાળા તથા મહા ગ્રાસ કરનારા આપને નમસ્કાર. હૃદયમા દેવતાઓ, હૃદયમા પ્રાણો, તેમજ આપનો પણ હૃદયમા વાસ છે. આપ ત્રણ માયારૂપ તથા પરરૂપે છો. આપનુ ઉત્તર તરફ મસ્તક છે. દક્ષિણ તરફ પાદ છે તથા જે ઉત્તર દિશા તરફ છે તેજ ૐકારરૂપે છે. જે ૐકાર તેજ પ્રણવરૂપ છે. જે પ્રણવ સર્વ વ્યાપીરૂપ, તેજ અનંતરૂપ, તારરૂપ, સૂક્ષ્મરૂપ, શુકલરૂપ, વૈદ્યુત રૂપ, પરબ્રહ્મરૂપ, એકરૂપ રુદ્રરૂપ તથા ઇશાનરૂપ છે જે ઇશાન છે તેજ ભગવાન મહેશ્વરરૂપ છે. [૩] આપ ૐકાર સ્વરૂપ કહેવાવાનું કારણ એ કે, ૐકારનો ઉચ્ચાર કરતી વખતે પ્રાણોને ઉંચે ખેંચવા પડે છે. માટે ૐકાર કહેવામાં આવે છે. પ્રણવ કહેવાવાનું કારણ એ કે, પ્રણવનો ઉચ્ચાર કરતી વખતે ઋગ્, યજુ, સામ તથા અથર્વ, આંગિરસ, બ્રહ્મ તથા બ્રાહ્મણોને નમસ્કાર કરવામાં આવે છે. માટે પ્રણવ નામ છે. સર્વ વ્યાપી કહેવાનું કારણ એ કે. ઉચ્ચાર કરતી વખતે જેમ તલના લાડુમા તેલ વ્યાપીને રહેલું છે તેમ સર્વ લોકોને વિશે તમે વ્યાપી રહેલા છો અર્થાત્ શાંતરૂપે સર્વમાં આપ ઓતપ્રોત છો, જેથી તમે સર્વવ્યાપી કહેવાઓ છો. અનંત કહેવાનું કારણ એ કે ઉચ્ચાર કરતી વખતે ઉપર, નીચે તથા તિર્યક સર્વત્ર આપનો અંત જોવામાં આવતો નથી, માટે અનંત કહેવાઓ છો. તાર કહેવાનું કારણ એ કે, ઉચ્ચારની વખતે ગર્ભ, જન્મ, વ્યાધિ, જરા તથા મરણવાળા સંસારના મહા ભયમાથી આપ તારો છો, માટે આપને તાર કહે છે. શુકલ કહેવાનું કારણ એ કે, ઉચ્ચાર થતાની સાથે ક્લેશ થાય છે, અર્થાત્ શ્રમ પહોચે છે, માટે શુકલ કહે છે. સૂક્ષ્મ કહેવાનું કારણ એ કે ઉચ્ચાર થતાંની વારમાં સૂક્ષ્મરૂપે થઇ સ્થાવરાદિ સર્વ શરીરોને આધીન કરો છો માટે સૂક્ષ્મ. વૈદ્યુત કહેવાનું કારણ એ કે, ઉચ્ચાર થતાંની સાથે સ્થૂલ મહાન્ અંધકારને વિશે પ્રકાશને પામો છો, માટે વૈદ્યુતરૂપ કહે છે. બ્રહ્મ કહેવાનું કારણ એ કે, પર, અપર તથા પરાયણનું મોટી પીણાવડે જ્ઞાન કરાવોછો, માટે પરબ્રહ્મ કહે છે. એક કહેવાનું કારણ એ કે સર્વ પ્રાણોનું ભક્ષણ કરી અજરૂપે થઇ આપ તેને કોઇ પવિત્ર સ્થાનમા છોડો છો. કેટલાક પવિત્ર ક્ષેત્રમાં, કેટલાક દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર તથા પૂર્વ દિશામા જાય છે. પણ આ સર્વનો મેળાપ આપને વિશે છે. સ્વર્ગ સહિત સર્વ

પ્રાણી માત્રમાં એકરૂપે આપ રહ્યા છો, માટે આપને એક કહે છે. ઋષિવડે આપનું રૂપ પ્રાપ્ત થઇ શકે છે, પણ સામાન્ય જનોવડે આપનું રૂપ પ્રાપ્ત થઇ શકતું નથી, માટે આપને રૂદ્ર કહે છે. સર્વ દેવોના પર સર્વની માતારૂપ ઇશાની નામની પરમ શક્તિવડે આપનું અધિષ્ઠાતાપણું છે. જેમ દોવામાં આવેલી ગાય હોય તેમ જળકમળ સરખા કૂટસ્થ એવા તમારી અમે સ્તુતિ કરીએ છીએ. આપ જગતના ઇશરૂપ, સ્વયંપ્રકાશ તથા ઇન્દ્રના આસપાસ રહેનારા મરુદ્દેવોના અધિષ્ઠાતા છો. માટે આપને ઇશાન કહે છે. આપને ભગવાન્ મહેશ્વર કહે છે. તેનું કારણ એ કે, ભક્તનું અજ્ઞાન છતા તેનાપર અનુગ્રહ કરો છો તથા તેને વિશે વાણીનો પ્રાદુર્ભાવ કરો છો. તેમજ સર્વ ભાવોનો ત્યાગ કરી આત્મજ્ઞાનરૂપ યોગૈશ્વર્યવડે પોતાના પ્રકાશમાં પ્રકાશો છો. આથી આપને ભગવાન્ મહેશ્વર કહે છે. આ રીતનું રૂદ્ર ચરિત છે. (૪) એકજ દેવ સર્વ દિશામાં રહેલ છે. પ્રથમ જન્મ પણ તેનો છે. અંતમાં ગર્ભરૂપે તેજ છે. તેજ ઉત્પન્ન થાય છે તથા તેજ ઉત્પન્ન થશે પ્રત્યેક વ્યક્તિ ભાવમાં તે જ વ્યાપીને રહેલા છે, એક રુદ્રજ પોતાની મહાશક્તિવડે આ લોકને નિયમમા રાખે છે. તે કોઇ અન્યરૂપે હોતા નથી. દરેક તેને વિશે રહે છે તથા અંતે તેમાં સર્વનો સંકોચ થાય છે. વિશ્વનો પ્રકટકર્તા તથા રક્ષણકર્તા તેજ છે. જે દરેક યોનિમાં વ્યાપી રહેલા છે તથા જેનાવડે આ સર્વ વ્યાપી રહેલ છે, તે પૂજ્ય, ઇશાન તથા દેવરૂપ પુરૂષનું ચિંતન કરવાવડે પરમ શાંતિને મનુષ્ય મેળવે છે. સર્વ હેતુસમૂહના મૂળરૂપ ક્ષમાને ધારણ કરી બુદ્ધિવડે સંચિત કર્મને રુદ્રવિશે મનુષ્યે યોજવા. રુદ્રમા એકપણું છે તે સંબધી વર્ણન કરે છેઃ—આપ શાશ્વત, પુરાણ તથા ઇશરૂપ છો, તમો પ્રાણીઓના મૃત્યુપાશોના નાશ કરવાવાળા છો, આપની પ્રથમ્ બ્રહ્માયુક્ત માત્રા રક્ત વર્ણવાળી છે. જે તેનું નિત્ય ધ્યાન કરે છે તે બ્રહ્માના પદને પામે છે. આપની વિષ્ણુવાળી દ્વિતીયા માત્રા કૃષ્ણ વર્ણવાળી છે. જે તેનું ધ્યાન કરે છે તે વૈષ્ણવ પદને પામે છે. આપની રુદ્ર દેવયુક્ત તૃતીયા માત્રા છે. તે વર્ણે કપિલા છે. તેનું જે નિત્ય ધ્યાન કરે છે તે ઇશાન અર્થાત્ રુદ્ર લોકને પ્રાપ્ત થાય છે. આપની સર્વ દેવવાળી અર્ધ માત્રા છે. તે અવ્યક્તરૂપે રહેલી છે. તે આકાશને વિશે વિચરે છે. તેનો વર્ણ શુદ્ધ સ્ફટિકના સરખો છે. જે તેનું ધ્યાન કરે છે તેને મોક્ષપદની પ્રાપ્તિ થાય છે. આ ચતુર્થ માત્રાની જ ઉપાસના કરવી જોઇએ. મુનિઓ વાણી માત્ર બોલે છે પણ તેના ગ્રહણ સંબંધી કહેતા નથી. આજ મોક્ષમાર્ગ છે. જે ઉત્તર માર્ગે કરી દેવો જાય છે, જેનાવડે પિતરો જાય છે તથા જે ઉત્તર માર્ગે કરી ઋષિઓ જાય છે, તેજ પર, અપર તથા પરાયણરૂપ છે. તે બાળના અગ્ર ભાગ જેટલા સૂક્ષ્મરૂપે હૃદયમાં રહે છે. તે વિશ્વરૂપ, દેવરૂપ, સુંદર તથા શ્રેષ્ઠ છે. જે વિવેકીઓ હૃદયમાં રહેલા એવા પરમાત્માને જૂવે છે, તેનેજ શાંતિભાવ પ્રાપ્ત થાય છે, પણ બીજાઓને નહિ. ક્રોધ, તૃષ્ણા ક્ષમા તથા હેતુસમૂહના મૂળરૂપ અક્ષમાનો ત્યાગ કરી રુદ્રને વિશે બુદ્ધિથી સંચિત કર્મ અર્પણ કરવું. આને રુદ્રને વિશે એકતા કહે છે. [illegible] શાશ્વત તથા પુરાણરૂપ રુદ્ર [illegible]થી તે ઇશ કહેવાય [illegible] તેમજ [illegible] સાધનવડે નિવંદા [illegible] થાય છે. [illegible], વાયુ, જળ, [illegible] [illegible] સર્વ ભસ્મરૂપ છે. [illegible] [illegible] અંગને સ્પર્શ [illegible] [illegible] સર્વ [illegible] [illegible] અક્ષરૂપી [illegible] [illegible] કરવાવાળી [illegible]

છે, જે રુદ્ર અંદરના ભાગમાં છે, તેજ રુદ્રે ઓષધિ તથા વનસ્પતિમાં પ્રવેશ કર્યો છે. જે રુદ્રે આ સર્વ વિશ્વને ઉત્પન્ન કર્યું છે, તે અગ્નિરૂપ રુદ્રને નમસ્કાર. જે રુદ્ર અગ્નિમાં, જળમાં, અંતરિક્ષમાં તથા ઓષધિ અને વનસ્પતિમાં રહે છે, તથા જે રુદ્રે વિશ્વોને તથા ભુવનોને ઉત્પન્ન કર્યાં છે, તે રુદ્રને નમસ્કાર. જે રુદ્ર જળમાં, ઔષધિમાં તથા વનસ્પતિમાં સ્થિતિ કરે છે, જે રુદ્રે જગતને અધર રાખ્યું છે, જે રુદ્ર બે ત્રણ રીતે ધારણ કરે છે તથા અંતરિક્ષમાં જેણે નાગોને ધારણ કર્યાં છે, તે રુદ્રને નમસ્કાર. આ રુદ્ર ભગવાનના મસ્તકની તથા હૃદયની ઉપાસના કરવાથી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત થાય છે. જો તેમ ઉપાસના નથી કરવામાં આવતી તો તેની અધોગતિ થાય છે. રુદ્ર ભગવાનનું મસ્તક દેવોના સમૂહરૂપ વ્યક્ત છે. તેમના પ્રાણ તથા મન દેવોના મસ્તકનું રક્ષણ કરે છે. દેવોનો સમૂહ, સ્વર્ગ, આકાશ, તથા પૃથ્વી કશાનું રક્ષણ કરી શકે એમ નથી. આ રુદ્ર ભગવાનને વિશે સર્વ ઓતપ્રોત છે. આનાથી પર અન્ય કાંઇ નથી, તેમ તેનાથી પર કાંઇ નથી. થઇ ગયેલું તેમ થવાનું પણ કાંઇ નથી. તેમને હજાર મસ્તક છે, એક મસ્તક છે તથા સર્વ જગતને વ્યાપી તેઓ રહેલા છે. તે અક્ષર હોવાથી તેને કાળ કહેવામાં આવે છે તથા કાળરૂપ હોવાથી તેને વ્યાપક કહેવામાં આવે છે. વ્યાપક તથા ભોગાયમાન રુદ્ર જ્યારે શયન કરે છે ત્યારે પ્રજાનો સંહાર થાય છે. તે જ્યારે શ્વાસવાળા થાય છે ત્યારે તમ થાય છે. તમમાંથી જળ થાય છે. જળમાં પોતાની આંગળીવડે મંથન કરવાથી તે જળ શિશિર ઋતુમાંના દ્રવરૂપે થાય છે. તેનું મંથન કરવાથી તેમાં ફીણ થાય છે. ફીણથી ઈંડું થાય છે, ઈંડાથી બ્રહ્મા થાય છે, બ્રહ્માથી વાયુ થાય છે, વાયુથી ૐકાર થાય છે, ૐકારથી સાવિત્રી થાય છે, સાવિત્રીથી ગાયત્રી થાય છે તથા ગાયત્રીમાંથી સર્વ લોકો થાય છે. પછી લોકો તપની ઉપાસના કરે છે જેથી સત્ય થાય છે તથા પછી શાશ્વત અમૃત ઝરે છે. આજ પરમ તપ છે, તપ એ જ જળ, જ્યોતિ, રસ, અમૃત, બ્રહ્મ, ભૂર્લોક, ભુવર્લોક, તથા સ્વર્લોકરૂપે છે. ૬ જે કોઇ બ્રાહ્મણ આ અથર્વ શિરનું અધ્યયન કરે છે તે જો અશ્રોત્રિય હોય તો તે ઉપનયન સંસ્કારવાળો થાય છે. તે અગ્નિવડે પવિત્ર થયલો, વાયુપૂત, સૂર્યપૂત, સત્યપૂત તથા સોમપૂત થાય છે. તે સર્વ દેવોવડે જણાયલો તથા ધ્યાન કરાયલો થાય છે. તે સર્વ તીર્થોમાં સ્નાન કરેલો થાય છે. તે સો યજ્ઞોથી પૂજાયલો, સાઠ હજાર ગાયત્રીના જપવાળો, ઇતિહાસ તથા પુરાણોમાં રહેલા રુદ્રોના એક લાખ જપવાળો થાય છે દશ લાખ પ્રણવનો તેણે જપ કરેલો કહેવાય છે. તેનું દર્શન થવાથી મનુષ્ય પવિત્ર થાય છે. તે પૂર્વે થયલાં સાત પેઢીના પુરુષોને તારે છે. ભગવાને કહ્યું છે કે, અથર્વ શિરનો એક વાર જપ જપવાથી પવિત્ર થાય છે તથા કર્મનો અધિકારી થાય છે. બીજી વાર જપ જપવાથી ગણોને વિશે અધિપતિપણું મેળવે છે તથા ત્રીજી વાર આનો જપ કરવાથી સત્ય સ્વરૂપ ૐકારને વિશે તેનો પ્રવેશ થાય છે.

## ૨૩ અથર્વશિખ ઉપનિષદ્.

### સનત્કુમાર તથા અથર્વણનો સંવાદ.

અંગિરસના કુળમાં થયેલા ઋષિઓ, પૈપ્પલાદ, સનત્કુમાર તથા અથર્વણ મુનિને પૂછવા લાગ્યા કે, હે ભગવન્ ! પ્રથમ ધ્યાન કરવા યોગ્ય શું છે, ધ્યેય મંત્રનું ધ્યાન શું છે? ધ્યાતા કોણ છે તથા ધ્યેય કોણ છે? આના ઉત્તરમાં અથર્વણમુનિ કહેવા લાગ્યા કે, ૐકાર

એ અક્ષર પ્રથમ ધ્યાન કરવા યોગ્ય મત્ર છે તથા તે પરબ્રહ્મરૂપ છે. તેના ચાર પાદો તથા ચાર વેદો છે આથી તે ચાર પાદવાળા કહેવાય છે આ ૐકાર અક્ષર તથા પરબ્રહ્મ રૂપ છે તેની પ્રથમ માત્રા અકાર પૃથિવીરૂપે છે તથા તે ઋચાવાળો ઋગ્વેદરૂપ છે, તેના અધિષ્ઠાતા દેવો બ્રહ્મા, વસુ, ગાયત્રી તથા ગાર્હપત્ય છે તેની દ્વિતીય માત્રા ઉકાર અત રિક્ષરૂપ છે, તે યજુર્વેદરૂપ છે તથા તેના અધિષ્ઠાતા વિષ્ણુ રુદ્ર, ત્રિષ્ટુપ્ તથા દક્ષિણાગ્નિ છે,ત્રીજી માત્રા મકાર સ્વર્ગરૂપ છે તથા સામના મત્રોવડે તે સામવેદરૂપ છે તેના અધિષ્ઠાતા દેવ રુદ્ર, આદિત્ય, જગતિ તથા આહવનીય છે. છેવટની અર્ધમાત્રા તે સોમનોકરૂપ છે. તે અથર્વણના મત્રોવડે અથર્વ વેદરૂપ, સવર્તક, અગ્નિ, મરત્, વિરાટ્, એકર્ષિ તથા ભાસ્વતીરૂપ છે પ્રથમની માત્રા રક્તપીત બ્રહ્મદૈવતવાળી છે. દ્વિતીય માત્રા શ્વેતકૃષ્ણ છે તથા વિષ્ણુ દૈવતવાળી છે. તૃતીય માત્રા શુભ અશુભવાળી શુકલ છે તથા તે રુદ્ર દૈવતવાળી છે. છેવટની ચોથી અર્ધમાત્રા વિદ્યુત્ વાળી તથા સર્વ વર્ણવાળી છે તથા તે પુરુષ દૈવતવાળી છે. આ ૐકાર ચાર અક્ષરવાળો, ચાર પાદવાળો, ચાર મસ્તકવાળો તથા ચાર અર્ધમાત્રાવાળો છે. આ ચાર અર્ધમાત્રા તે સ્થૂલ, હ્રસ્વ, દીર્ઘ તથા પ્લુત છે ૐ ત્રણ વાર કહેવા પછી ચોથી વાર ૐકાર કહેવાથી શાતાત્મા પ્લુત પ્રણવયુક્ત થાય છે સર્વ ૐકારરૂપ છે, એમ કહ્યુ છે. એકવાર ૐકારનો ઉચ્ચાર થવાથી એકવાર આત્મપ્રકાશ થાય છે. તે પ્રાણોને ઉર્ધ્વ ગતિએ પહોચાડે છે. તેથી ૐકાર કહેવાય છે. ૐકારને પ્રલયરૂપ કહેવામા આવે છે. કારણ તે સર્વ પ્રાણોનો પ્રલય કરે છે. તે સર્વ પ્રાણોને પરમાત્માને વિશે પહોચાડે છે તેથી પ્રણવ કહે છે. તેણે ચતુર્થાવસ્થામા સ્થિતિ કરેલી હોવાથી તે સર્વ વેદો તથા દેવોના કારણરૂપ, સર્વ વાચ્ય વસ્તુરૂપ તથા પ્રાણવરૂપ છે. તેને દેવોરૂપ કહે છે કારણ કે સર્વનુ રક્ષણ કરે છે. સર્વ દુ ખોમાથી મનુષ્યનુ ભગવાન્ તારણ કરે છે, આથી તેને તારક કહે છે સર્વ દેવોનુ પ્રવેશ સ્થાન હોવાથી તેને વિષ્ણુ કહે છે. સર્વની વૃદ્ધિ કરનાર હોવાથી તેને બ્રહ્મ કહે છે. સર્વના મધ્યમા રહેલ ધ્યેય મત્રોથી દીપની માફક પ્રકાશ કરાવે છે, માટે પ્રકાશ કહે છે. શરીરના હૃદયાકાશમા પ્રકાશવડે વિદ્યુતની માફક પ્રકાશ કરતા હોવાથી તેને સત કહે છે વિદ્યુતની માફક વારવાર ગતિ કરી દરેક દિશાનો ભેદ કરે છે તથા સર્વ લોકને વ્યાપીને રહે છે, માટે તે મહાદેવને વ્યાપી કહે છે. તેમની પ્રથમ માત્રા જાગ્રતાવસ્થા છે, દ્વિતીય માત્રા સ્વપ્નાવસ્થા છે, તૃતીય માત્રા સુષુપ્તિ અવસ્થા છે તથા ચતુર્થ માત્રા તુરીયારૂપ છે આ માત્રાઓ ઉપમાત્રાને પામે છે સારી રીતે સમસ્ત પાદોનાપર જય મેળવતા હોવાથી તેને સ્વયપ્રકાશ કહે છે તે પોતે બ્રહ્મરૂપ છે, આથી તેને સિદ્ધિકર કહે છે. ધ્યાનાદિમા આ ૐકારની યોજના કર વામા આવે છે. સર્વ ઇંદ્રિયોના ઉપસહરણના કર્તા હોવાથી બ્રહ્મને તુરીય કહે છે સર્વ ઇન્દ્રિયોની સ્થાપના મનમા કરવી, ધ્યાનરૂપે વિષ્ણુને લેવા, પછી ઇન્દ્રિયો સાથે પ્રાણની મનમા સ્થાપના કરવી ધ્યાતા એ રુદ્રરૂપે થઇ પ્રાણની ઇન્દ્રિયોની સાથે મનમા સ્થાપના કરવી. પછી નાદના અતે પ્રાણની પરમાત્મામા યોજના કરી ઇશાન એવા મહાદેવનુ ધ્યાન કરવુ. આ સર્વ અર્થાત્ બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ઇન્દ્ર તથા પ્રાણી માત્રો સાથે સર્વ ઇન્દ્રિયોની ઉત્પત્તિ તેનામાથી થાય છે. કારણનુ કારણ હોતુ નથી. ધ્યાતા કારણરૂપ છે તથા સર્વેશ્વર ધ્યેયરૂપ છે આ રીતના શભુનુ હૃદયમા ધ્યાન કરવાથી સુવેતૃરવાર ગો નો યત્ર

કરવાથી જે ફળ પ્રાપ્ત થાય છે, તેટલું ફળ મેળવે છે. સર્વની ૐકારવિશે ગતિ છે. સર્વ ધ્યાન, યોગ તથા જ્ઞાનનું જે ફળ છે, તે ૐકાર છે. તે વેદરૂપ, પરરૂપ, ઇશરૂપ, શિવરૂપ, એકરૂપ, ધ્યેયરૂપ તથા કલ્યાણકર્તારૂપ છે. સર્વ વસ્તુનો ત્યાગ કરી આ સંપૂર્ણ અથર્વશિખનું જે અધ્યયન કરે છે, તે દ્વિજ ગર્ભવાસનાના ભયમાંથી મુક્ત થાય છે, ખરેખર તે ગર્ભવાસમાંથી મુક્ત થાય છે.

## ૨૪ મૈત્રાયણી ઉપનિષદ્.

### શાકાયન્ય તથા બૃહદ્રથનો સંવાદ.

બૃહદ્રથ નામના રાજાએ રાજ્યને વિશે પોતાના મોટા પુત્રને સ્થાપ્યો. તે માનતો હતો કે, આ શરીર અશાશ્વત છે. આથી વૈરાગ્ય ઉત્પન્ન થવાથી તે અરણ્યમાં ગયો. ત્યાં તેણે પરમ તપ આદર્યું. તે ઉંચા બાહુ કરી શ્રી સૂર્યનારાયણની સમક્ષ ઉભો રહ્યો. અંતે સૂર્યનારાયણની કૃપાવડે તે રાજાની પાસે એક મુનિ આવ્યા. આ મુનિ ધૂમાડાથી રહિત અગ્નિ જેવા, પોતાના તેજવડે સર્વનું દહન કરનારા તથા આત્મજ્ઞાની હતા. આ મુનિનું નામ ભગવાન્ શાકાયન્ય હતું. તેમણે રાજાને કહ્યું; "હે રાજન્! ઉભો થા તથા વર માગ." રાજા મુનિને નમસ્કાર કરી કહેવા લાગ્યો; "હે ભગવન્! હું આત્મજ્ઞાની નથી. આપ તો તત્ત્વજ્ઞાની છો. જે કાંઇ આપ ઉપદેશ કરશો, તે અમે એક ચિત્તથી સાંભળશું" મુનિએ કહ્યું; "હે ઐક્ષ્વાક! તું કાંઇ અન્ય ઇચ્છિત વર માંગ. કારણ આ માનુષિક દેહવડે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થવી અશક્ય છે." આ પ્રમાણે કહ્યું, એટલે મુનિનાં ચરણોનો સ્પર્શ કરી રાજા નીચે પ્રમાણે કહેવા લાગ્યોઃ—"હે ભગવન! આ શરીર હાડકાં, ચામડાં, સ્નાયુ, મજ્જા, માંસ, વીર્ય, લોહી, શ્લેષ્મ તથા અશ્રુવડે દૂષિત છે. તે વિષ્ઠા, મૂત્ર, વાત, પિત્ત તથા કફથી ભરપૂર છે, દુર્ગંધીવાળું છે તથા કોઇ પણ પ્રકારના સારથી રહિત છે. માટે કામનાના ઉપભોગ શા અર્થના છે? (૨) વળી આ શરીર કામ, ક્રોધ, લોભ, ભય, ઇર્ષા, ઇષ્ટ વસ્તુનો વિયોગ, અનિષ્ટ વસ્તુનો સંયોગ, ક્ષુધા, તૃષા, જરા, મૃત્યુ, રોગ તથા શોકાદિથી ભરપૂર છે. માટે શરીરના સુખોપભોગથી શું ફાયદો છે? ૩ આ લોકમાં સર્વ નાશવંત છે. ડાંસ તથા મચ્છરોનો તૃણની માફક નાશ થાય છે. આ પ્રમાણે સર્વનાં જન્મ મરણ થયા જ કરે છે. (૪) કેટલાક મોટા ધનુર્ધારીઓ, ચક્રવર્તીઓ થઇ ગયા છે, જેવા કે સુદ્યુમ્ન, ભૂરિદ્યુમ્ન, ઇન્દ્રદ્યુમ્ન, કુવલયાશ્વ, યૌવનાશ્વ, વૃદ્ધિયાશ્વ, અશ્વપતિ, શશબિંદુ, હરિશ્ચંદ્ર, અંબરીષ, સ્વર્યાતિ, યયાતિ, અનરણ્ય, ઉક્ષસેનોત્થ, મરુત્ત તથા ભરત. આ સર્વે રાજાઓ પોતાના બંધુવર્ગના રક્ષણ અર્થે અનેક પ્રકારની લક્ષ્મીને સંપાદન કરી, તેનો ત્યાગ કરી આ લોકમાંથી અન્ય લોક પ્રતિ સીધાવી ગયા છે. (૫) બીજા પણ ગંધર્વ, અસુર, યક્ષ, રાક્ષસ, ભૂતગણ, પિશાચ, સર્પ તથા ગ્રહોના નિરોધને આપણે જોઇએ છીએ. (૬) વળી મોટા મહાસાગરો, પણ સુકાઇ જાય છે, પર્વતોનો પણ નાશ થાય છે, અચલ વસ્તુનું હાલવું અથવા તેજ સ્થાનમાં રહેવું થાય છે, વૃક્ષોનું ડૂબી જવું તથા પૃથ્વીનું પોતાના સ્થાનમાંથી ખસી જવું થાય છે, તો પછી દેવતાઓના સોઙ્હં (હું બ્રહ્મરૂપ છું) આવા બોલવાવડે શું? આ સંસાર માંહેલા ભોગો કાંઇ કામના નથી. જો તેનો આશ્રય કરવામાં આવે છે તો વારંવાર જન્મમરણ થયા કરે છે. આપ આ સંસારમાંથી મારો ઉદ્ધાર કરવા યોગ્ય છો. પાણી વિનાના અંધારા કુવામાં દેડકો હોય, તેવી આ સંસારમાં અમારી સ્થિતિ છે. હે ભગવન્! આપ મારા આશ્રયરૂપ છો. (૭) પ્રથમ પ્રપાઠક.

ત્યાર પછી ભગવાન્ શાકાયન્ય અત્યંત

પ્રસન્ન થઇ રાજાને કહેવા લાગ્યા કે " હે મહારાજ બૃહદ્રથ ! તું ઇક્ષ્વાકુ વંશના ધ્વજશીર્ષનો પુત્ર છે, તું કૃતકૃત્ય છે તથા મરુત્ એવા નામે પ્રસિદ્ધ છે. આત્મા કેવો છે, તેનું હું વર્ણન કરૂં છું, તે તુ સાભળ. ( ૧ ) આ પ્રાણાત્મા બાહ્યેન્દ્રિયોનું રોધન કરવાથી યોગવડે ઉર્ધ્વ ગતિ કરવાવાળો, દુઃખ યુક્ત દેખાતો છતા દુઃખથી રહિત તથા તમનો નાશ કરવાવાળો છે. આ આત્મા જીવભાવમાંથી મટી જઇ શિવભાવને પામે છે ત્યારે આ શરીરમાથી નિકળી પરંજ્યોતિરૂપને પ્રામી પોતાના તેજવડે પ્રકાશે છે. આ જ આત્મા અમૃતરૂપ, અભયરૂપ તથા બ્રહ્મરૂપ છે ( ૨ )

હે રાજન્ ! ભગવાન્ મૈત્રેયે બ્રહ્મવિદ્યારૂપી જે ઉપનિષદનું અમારી પાસે વર્ણન કર્યું છે, તે હું તને કહીશ. પાપોથી રહિત, ઉત્કૃષ્ટ તેજવાળા તથા નૈષ્ઠિક બ્રહ્મચારી વાલખિલ્ય નામના મુનિઓ કહેવાય છે. તેઓ એક વેળા પ્રજાપતિ પાસે જઇ કહેવા લાગ્યા, " હે ભગવન્ ! ગાડાના સરખું ચેતનથી રહિત આ શરીર છે. આવા શરીરને પ્રેરણા કરનાર કોણ છે, તે આપ અમોને કહો. " ત્યારે ભગવાન્ બ્રહ્મા બોલ્યા, ( ૩ ) ' ઉર્ધ્વ ભાગમા રહેલો જે કહેવાય છે, તેજ શુદ્ધ, પૂત, શૂન્ય, શાંત; પ્રાણરહિત, મનરહિત, અનંત, અક્ષય, સ્થિર, શાશ્વત, અજ, સ્વતંત્ર તથા પોતાના મહિમામા રહેલો છે. તેનાવડે આ શરીર ચેતન સરખું કરાયનું છે. તેજ આ શરીરને પ્રેરણા કરનાર છે. " ત્યારે વાલખિલ્યો કહેવા લાગ્યા, "' હે ભગવન્ ! ઇચ્છાથી રહિત તેણે શા માટે આવી રીતની ચેતનાવાળું શરીર કર્યું ? આ શરીરનો પ્રેરણા કરનાર આત્મા કેવી રીતે, તે કહો. " પ્રજાપતિ કહેવા લાગ્યા; આ આત્મા સૂક્ષ્મ, અગ્રાહ્ય, અદૃશ્ય, પુરુષની સત્તાવાળો, પોતાના અંશે કરી બુદ્ધિપૂર્વક આવર્તન કરનારો, સુષુપ્તને બુદ્ધિપૂર્વક જગાડવાવાળો, ઇચ્છાને વશ કરનાર, ચેતનમાત્ર, દરેક શરીરમાં ક્ષેત્રજ્ઞરૂપે રહેલો, સંકલ્પ, પ્રયાસ તથા અભિમાતવાળો, પ્રજાપતિરૂપ તથા સર્વત્ર દ્રષ્ટારૂપ છે. આવી રીતના ચેતને આ શરીરને ચેતનવાળું કર્યું છે. માટે તે પ્રેરણા કરનારો કહેવાય છે. ત્યારે મુનિઓએ કહ્યું; જે આત્મા સૂક્ષ્માદિ સ્વરૂપવાળો છે, તેનું પોતાના અંશે કરી આવર્તન થવું કેમ સંભવે ? ભગવાન્ પ્રજાપતિએ કહ્યું; ( ૫ ) પ્રથમ કેવળ પ્રજાપતિ જ હતા. તેને કાંઇ ચેન પડયું નહિ. ત્યાર પછી તેણે આત્માનું ધ્યાન ધરી અનેક પ્રજાને ઉત્પન્ન કરી. પોતે ઉત્પન્ન કરેલી એવી આ પ્રજાને પ્રાણથી રહિત તથા સ્થાણુની માફક સ્થિર જોઇ. આથી તેને ઠીક પડયું નહિ. પ્રજાપતિએ ધાર્યું કે, એને ગતિયુક્ત કરવામાં હું એમા પ્રવેશ કરૂં. આથી તે પોતે વાયુરૂપે બની તે પ્રજાને વિશે પ્રવેશ કર્યો. તેણે પોતે એકરૂપે થઇ પ્રવેશ કર્યો નહિ. પણ પોતે પાંચ પ્રકારના થઇ તેમા પ્રવેશ કર્યો. આ પાચ વાયુ તે પ્રાણ, અપાન, સમાન, ઉદાન તથા વ્યાન છે. જે ઉર્ધ્વ ગતિને કરે છે, તેને પ્રાણ કહે છે. જે નીચે ગતિ કરે છે તે અપાનવાયુ છે. જે સ્થૂલ તથા સૂક્ષ્મ અન્ન ધાતુને અપાનમાં યોજના કરે છે તથા દરેક અંગમા વાયુને સમ ભાગમા રાખે છે, તેને સમાન કહે છે. જે જળને તથા અન્નને ઉપર નીચે લાવ લઇજા કરે છે તેને ઉદાન કહે છે તથા જે સર્વ નાડીમાં વ્યાપીને રહેલ છે તેને વ્યાન કહે છે. ( ૭ ) અદૃશ્ય પ્રાણવાયુ વ્યાપીને રહેલ પ્રાણવાયુનો અભિભવ કરે છે. આ બેઉ પ્રાણવાયુના મધ્યમા જે માસરૂપે ઉષ્ણતા રહેલી છે, તે જ પુરુષરૂપ છે. તેજ વૈશ્વાનર નામનો અગ્નિ છે. તે અંતઃપુરુષરૂપ છે.

તેનાવડે જે કાંઇ અન્ન ભક્ષણ કરવામાં આવે છે તેનું પાચન થાય છે. જ્યારે કાન ઢાંકીએ છીએ ત્યારે જે ઘોષ સાંભળવામાં આવે છે તે તેનો જ છે. જ્યારે આ પ્રાણાત્માનું શરીરમાંથી જતું રહેવું થાય છે, ત્યારે ઘોષ સાંભળવામાં નથી આવતો. ( ૮ )

આ આત્મા પોતે મનોમય, પ્રાણ શરીર, બહુરૂપ, સત્યસંકલ્પ તથા આત્મા, આ રીતે પાંચ પ્રકારે કરી વિભક્ત થઇ હૃદયાકાશમાં રહેલો છે. આ પ્રમાણે હૃદયાકાશમાં રહેલા છતાં તે મનોમયાદિને અકૃતાર્થ માનવા લાગ્યો. તે પોતાના પાંચ દ્વારોને ભેદી પ્રકટ થયો તથા તે પોતે પાંચ રશ્મિરૂપી ઇન્દ્રિયોવડે વિષયોનું ભક્ષણ કરે છે. આમાં બુદ્ધીન્દ્રિયો રશ્મિરૂપ છે, કર્મેન્દ્રિયો અશ્વરૂપ છે, શરીર રથરૂપ છે, મન સારથિરૂપ છે તથા સ્વભાવ ચાબકારૂપે છે. આ રીતે પ્રેરિત થયલું શરીર ચક્રની માફક ભ્રમણ કર્યાં કરે છે. મરણ થયા પછી શરીર ચેતનાવાળું દેખાતું નથી. માટે આત્માને શરીરનો પ્રેરક કહ્યો છે. (૯)

આ આત્મા જાણે શરીરને વશ થયો હોયની શું, શુભાશુભ કર્મનાં ફળવડે અભિભવને પામેલો હોયની શું, તેમ દરેક શરીરમાં સંચાર કરે છે. અવ્યક્ત, સૂક્ષ્મ, અદૃશ્ય, અગ્રાહ્ય તથા મમત્વથી રહિત હોવાથી તે કોઇપણ પ્રકારની અવસ્થાથી રહિત છે. કર્તૃત્વભાવથી તે રહિત છે, છતાં કર્તારૂપે હોય તેમ રહેલો છે. ( ૧૦ ) આ જ આત્મા શુદ્ધ, સ્થિર, અચલ, આસંગથી રહિત, દુઃખથી રહિત, દ્રષ્ટારૂપ રહેલો તથા પોતાના ચરિતને ભોગવતો છતો ગુણરૂપ વસ્ત્રથી પોતે વેષ્ટિત થઇ રહેલો છે. (૧૧) દ્વિતીય પ્રપાઠક.

વાલખિલ્યો કહેવા લાગ્યા, હે ભગવન્ ! જ્યારે આપ ઉપર પ્રમાણે આત્માના મહિમાને સ્તવો છો ત્યારે શું શુભાશુભ કર્મના ફળવડે અભિભવને પામેલો તથા તેથીજ સદસત્ યોનિને પામેલો આત્મા શું કોઇ બીજો છે ? સુખ દુઃખાદિ દ્વંદ્વભાવથી પરાભવ પામેલ ઉર્ધ્વ કે અધોગતિને કોણ ભ્રમણ કરે છે? આ પ્રમાણેનો પ્રશ્ન સાંભળી પ્રજાપતિએ કહ્યું; ( ૧૨ ) બીજો ભૂતાત્મા છે, જે શુભાશુભ કર્મનાં ફળથી અભિભવ પામેલો છે, સદસત્ યોનિને પામે છે તથા સુખ દુઃખાદિ દ્વંદ્વ ભાવથી અભિભવને પામેલ ઉર્ધ્વ કે અધોગતિમાં ભ્રમણ કરે છે. આ ભૂતાત્મા નીચે પ્રમાણે છેઃ—ભૂત શબ્દવડે પાંચ તન્માત્રાઓ અર્થાત્ પંચ મહાભૂતો કહેલા છે. આ પંચ મહાભૂતના સમુદાયને શરીર કરી કહેવામાં આવે છે. આ જે શરીર છે, તેને જ ભૂતાત્મા કરી કહેવામાં આવે છે. આમાં રહેલો આત્મા કમળના પત્રપર જેમ પાણીનું ટીપું હોય છે, તેમ રહેલો છે. તે પોતાના પ્રાકૃત ગુણોથી અભિભવ પામેલો હોય છે. અભિભવને પામેલો હોવાથી તે મોહને પામેલો હોય છે તથા મોહને લીધે આત્મામાં રહેલા કર્તારૂપ પ્રભુ ભગવાનને જોતો નથી. ગુણોના સમૂહોથી તૃપ્ત થતો, પાપ યુક્ત, અસ્થિર, ચચળ, લાલસાવાળો, સ્પૃહાવાળો, વ્યગ્ર, અભિમાનને પામેલો તથા તેથીજ શિવ ભાવથી રહિત, મારૂં એ પ્રમાણે માનતો, જાળવડે જેમ પક્ષી બંધાય છે તેમ આત્માવડે તે બંધાયલો હોય છે તથા તે જીવે કરેલા કર્મના ફળને ભોગવતો ભ્રમણ કરે છે. ૨

જે કર્તા છે, તેજ ભૂતાત્મા છે. ઇન્દ્રિયોના નિમિત્તવડે અંતઃપુરૂષ કર્મને કરાવનારો છે. જેમ લોખંડનો ગોળો અગ્નિથી આવૃત થયો હોય તથા કર્તાવડે ટીપવામાં આવે, તો વિવિધ ભાવને પામે છે, તેજ પ્રમાણે અંતઃપુરૂષથી આવૃત થયેલો, ગુણથી હણાયલો ભૂતાત્મા વિવિધ ભાવને પામે છે. ચોરાસી લાખ યોનિના પરમાણુવાળો ત્રિગુણાત્મક ભૂતાત્મા હોય છે. આ જ તેના વિવિધ પ્રકા-

રના રૂપ છે. આ ગુણોને પ્રેરણા કરનાર જેમ ચક્રનો ચલાવનાર ભિન્ન મનુષ્ય છે તેમ પુરૂષ છે જેમ લોહપિંડને ટીપવાથી કાંઇ તેમાં રહેલા અગ્નિનો પરાભવ થતો નથી, તેમ પુરૂષનો અભિભવ થતો નથી, પણ ભૂતાત્માનો સંસર્ગના દોષથી અભિભવ થાય છે. ( ૩ ) આ શરીરનો ઉદ્ભવ મૈથુનવડે થાય છે. તે ચેતનરહિત છે, નરકરૂપ છે, મૂત્રદ્વારવડે બહાર નીકળે છે. હાડકાથી બંધાયલું છે, માંસવડે વેષ્ટિત છે, ચર્મવડે બંધાયલું છે તથા તે વિષ્ઠા, મૂત્ર, પિત્ત, કફ, મજ્જા, મેદ, સિરા તથા અન્ય મળોથી ભરપૂર એક કોશના સરખું છે. [ ૪ ] સંમોહ, ભય, નિદ્રા, તંદ્રા, વ્રણ, જરા, શોક, ક્ષુધા, પિપાસા, કૃપણતા, ક્રોધ, નાસ્તિકપણું, અજ્ઞાન, મત્સરપણું, ક્રૂરપણું, મૂઢપણું, નિર્લજ્જપણું, નિરાશ્રિતપણું, ઉદ્ધતપણું, અસમપણું આદિ ગુણો આ શરીરમાં છે. આ ભૂતાત્મા (શરીર) તામસગુણ યુક્ત હોવાથી તૃષ્ણા, રાગ, લોભ, હિંસાવિશે પ્રીતિ તથા જોવામાં આસક્તિ, ઇર્ષા તથા કામનામાં સ્તુતિ કરવી, ચંચળતા, લઇ લેવાની ઇચ્છા, અર્થની પ્રાપ્તિ, મિત્રમાં અનુગ્રહ, પરિગ્રહ, આશ્રય, અનિષ્ટ ઇન્દ્રિયોના વિષયમાં દ્વેષ, ઇષ્ટ વિષયોમાં પ્રીતિ, આ રીતના અનેક રાજસ ગુણોવડે ભૂતાત્મા પરિપૂર્ણ હોય છે આથી તે અનેક રૂપોને પામે છે. (૫) તૃતીય પ્રપાઠક નૈષ્ઠિક બ્રહ્મચારી તથા અતિ વિસ્મય પામેના વાલખિલ્ય કહેવા લાગ્યા, હે ભગવન્ ! આપને નમસ્કાર છે. અમને આજ્ઞા ફરમાવો. તમારા સિવાય અન્ય કોઇ અમારૂ આશ્રય નથી. ભૂતાત્મામાં રહેલો કયો પુરૂષ સર્વનો ત્યાગ કરી સાયુજ્યતાને પામે છે ? ત્યારે શાકાયન્ય કહેવા લાગ્યા, (૧) મહા નદીમાં જેમ મોજાઓ હોય છે, તેમ આ ભૂતાત્માને પૂર્વના કર્મો હોય છે, જે અવશ્ય ભોગવવાં પડે છે. જેમ સમુદ્રનો કિનારો એ આશ્રયરૂપે છે, તેમ ભૂતાત્માને મૃત્યુની પ્રાપ્તિ આવશ્યકીય છે જેમ પશુને પાશવડે બાંધવામાં આવે છે, તેમ સારા નરસા કર્મોવડે આ ભૂતાત્મા બંધાયનો છે. કેદમાં પડેલા જંતુની માફક તે અસ્વતંત્ર છે. યમના રાજ્યમાં રહેતો હોય, તેમ તે અત્યંત ભયયુક્ત હોય છે. જેમ કોઇ મદિરાથી ઉન્મત્ત બનેનો હોય, તેમ તે સુખરૂપી મદિરાથી ઉન્મત્ત બનેલો હોય છે. દુષ્ટથી ઘેરાયેલો હોય તેમ ભટકે છે. મોટા સર્પે જેમ ડંખ્યો હોય તેમ વિપત્તિથી દુખિત થયલો હોય છે મહા અંધકારમાં હોય તેમ તે રાગવડે અંધ હોય છે. જાદુની માફક તે માયામય હોય છે, સ્વપ્નની માફક મિથ્યા જુવે છે. કેળના ગર્ભની માફક સાર વિનાનો હોય છે, નટની માફક ક્ષણે ક્ષણે વેષ બદલનારો હોય છે, ભીતના પર ચિત્ર હોય તેમ તે મિથ્યા સુંદર છે. શબ્દ સ્પર્શાદિ સર્વ વિષયો અનર્થો છે. આમાં આસક્ત ભૂતાત્મા પરમ પદનું સ્મરણ કરતો નથી (૨) આ ભૂતાત્માનો તરવાનો ઉપાય નીચે પ્રમાણે છે.—વિદ્યાની પ્રાપ્તિરૂપ ધર્મને આચરવો, પોતાના આશ્રમને વિશે રહેવું, પોતાના ધર્મને વિશે જ સર્વ ધારણ કરવું, અન્ય સર્વ સ્તંભની શાળા સમાન ગણવા. આથી તે ભુતાત્મા ઉર્ધ્વ ગતિને પામે છે, નહિ તો તેની અધોગતિ થાય છે. આ ભૂતાત્મા સ્વધર્મમાં રહેલો છે. વેદમાં કહેલા ધર્મનું અતિક્રમણ કરનારો આશ્રમી કહેવાતો નથી. જે પોતાના આશ્રમધર્મને પાળે છે, તેને તપસ્વી કહે છે. જે તપસ્વી હોતો નથી, તેને આત્મધ્યાનની પ્રાપ્તિ અર્થાત્ કર્મશુદ્ધિ હોતી નથી તપના યોગે કરી સત્વની પ્રાપ્તિ થાય છે, મને કરી આત્મોપલબ્ધિ થાય છે તથા આત્મસાક્ષાત્કાર થવા પછી તે ફેર માથી નિવૃત્ત થાય છે [ ૩ ] કહ્યું છે કે, જેમ લાકડાં વિનાના અગ્નિની શાંતિ પોતાની

મૂળ પ્રકૃતિને વિશે થાય છે, તેમ વૃત્તિનો ક્ષય થવાથી ચિત્ત પોતાની મૂળ પ્રકૃતિમા લય પામે છે. [ ૧ ] પોતાની પ્રકૃતિમા લય પામેલ, સત્યપ્રતિ ગમન કરનાર તથા ઇન્દ્રિયોના વિષયોમા મુગ્ધ નહિ બનેલા મનના અનૃતો કર્મને વશ થાય છે. [૨] ચિત્ત તે જ સસાર છે. તેનું પ્રયત્નવડે શોધન કરવું જોઇએ. ચિત્ત આત્માકાર બની જાય, એ જ સનાતન રહસ્ય છે. [ ૩ ] ચિત્તની કૃપાવડે શુભાશુભ કર્મનો નાશ છે. જ્યારે પ્રસન્નાત્માની સ્થિતિ આત્મામા થાય છે ત્યારે અવ્યય સુખની પ્રાપ્તિ થાય છે. [૪] પ્રાણીનું ચિત્ત જેવુ વિષયમા આસક્ત થાય છે, તેવુંજ બ્રહ્મમા જો આસક્ત થાય તો કયો મનુષ્ય બધનમાથી મુક્ત થાય નહિ ? [૫] મન બે પ્રકારનું કહેવાય છે:- શુદ્ધ તથા અશુદ્ધ. કામના યુક્ત મન અશુદ્ધ કહેવાય છે તથા કામનાથી રહિત મન શુદ્ધ કહેવાય છે. [ ૬ ] સારી રીતે મનને લય તથા વિક્ષેપથી રહિત કરવુ. જ્યારે આ પ્રમાણે મન અમનીભાવને ( આત્માકાર વૃત્તિવાળું ) બની જાય છે ત્યારે પરમ પદની પ્રાપ્તિ થાય છે. [ ૭ ] હૃદયને વિશે સકલ્પોનો ક્ષય થતા સુધી મનનો નિરોધ કરવો, એ જ જ્ઞાન તથા મોક્ષ છે. બાકી બીજુ તો ગ્રથના વિસ્તારરૂપ છે. ( ૮ ) સમાધિવડે જેના મળો દૂર થયા છે એવા આત્મામા જોડેલા મનને જે સુખની પ્રાપ્તિ થાય છે, તેનુ વર્ણન વાણીથી કરવું પણ અશક્ય છે. તે સમયે અતઃકરણવડે આત્મોપલબ્ધિ થાય છે. (૯) જેમ જળમાં જળ, અગ્નિમા અગ્નિ અથવા આકાશમા આકાશ એકઠું કરેલું જોવામા આવતું નથી, એ પ્રમાણે જ્યારે ચિત્તનો લય થાય છે ત્યારે પુરૂષ મોક્ષભાવને પામે છે. [ ૧૦ ] મન એ જ મનુષ્યને બધ તથા મોક્ષવિશે કારણ છે. જો મન વિષયમાં આસક્ત થાય છે તો તે બધનને પામે છે તથા જો તે વિષયમાથી રહિત બને છે તો મુક્ત ભાવને પામે છે. [ ૧૧ ]

કૌત્સાયનિએ નીચે પ્રમાણે બ્રહ્મની સ્તુતિ કરી છે:-તું બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, પ્રજાપતિ, અગ્નિ, વરૂણ, વાયુ, ઇન્દ્ર તથા ચંદ્રરૂપે છે. ( ૧૨ ) તુંજ મનુ, યમ, પૃથિવી, અચ્યુત તેમજ સ્વાર્થ તથા સ્વાભાવિક અર્થમા તથા અનેકરૂપે તુંજ છે સ્વર્ગમા પણ તું રહે છે.(૧૩) હે વિશ્વેશ્વર ! તને નમસ્કાર છે. તું વિશ્વાત્મા, વિશ્વ કર્મનો કરનાર, વિશ્વનો ભોક્તા, વિશ્વની માયાવાળો, વિશ્વની ક્રીડાયુક્ત તથા પ્રીતિમાં વ્યાપેલો તુજ છે. (૧૪) શાંતાત્મા એવા તને નમસ્કાર છે અત્યંત ગુહ્ય એવા તને નમસ્કાર છે. અચિંત્ય, અપ્રમેય, આદિ તથા અંતથી રહિત તુંજ છે. ( ૧૫ ) એક તમ પ્રથમ હોય છે. આ તમ પુરૂષવડે પ્રેરિત થવાથી વિષયપણાને પામે છે. આથી રજસરૂપે થાય છે. જ્યારે આ રજસને વિશે પ્રેરણા કરવામા આવે છે ત્યારે તે વિષમ ભાવને પામે છે. આ તમનું રૂપ છે. આ તમને વિશે પ્રેરણા કરવાથી તેમાથી સત્વરૂપ પ્રકટ થયું. આ સત્વ ગુણમા જ્યારે પ્રેરણા કરવામા આવી ત્યારે તે અંશરૂપે પ્રકટ થયું. આ અંશ ચેતનમાત્ર, દરેક પુરૂષમા ક્ષેત્રજ્ઞરૂપ, સકલ્પ, પ્રયાસ તથા અભિમાનયુક્ત તથા પ્રજાપતિરૂપ છે. તેના પ્રથમના શરીરો નીચે પ્રમાણેના છે.-બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્ર. જે રાજસના અંશરૂપે હતા તે બ્રહ્મા, જે તમના અશરૂપે હતા, તે રૂદ્ર તથા જે સાત્વિકના અંશરૂપે હતા તે વિષ્ણુ. આ રીતે એક પ્રજાપતિ ત્રણરૂપે, આઠરૂપે, એકાદશરૂપે, દ્વાદશરૂપે તથા અનેકરૂપે થયા. તે પ્રકટ થઇને પ્રકટ થયલામા રહે છે. તે સર્વ પ્રાણીના આધારરૂપ તથા અધિપતિરૂપ છે. આ આત્મા અદર તથા બહાર સર્વત્ર વ્યાપક છે. ચતુર્થ પ્રપાઠક.

એક હતા તે પ્રથમ બે પ્રકારે થયા પ્રાણ તથા આદિત્ય આ બે પાચ પ્રકારે થયા. આ પ્રમાણે તે રાતદિવસ અંદર તથા બહાર સર્વત્ર વ્યાપી રહેલ છે. આદિત્ય બહિરાત્મા ગતિવડે બહિરાત્માનુ અનુમાન બાંધે છે. હવે ગતિ એટલે શુ તે કહે છે. જે વિદ્વાન્ છે, જેના પાપો નાશ પામ્યા છે, જે શ્રેષ્ઠ છે, જે શુદ્ધ મનવાળો છે, બ્રહ્મને વિશે જે નિષ્ઠાવાળો છે તથા જેના ચક્ષુ ઉઘાડા છે એવો અંતરાત્મા આવીને-પ્રકટ થઈને બહિરાત્માનું-સ્થૂલ વસ્તુનુ અનુમાન બાંધે છે. આને ગતિ કહે છે. આ અતરાત્મા આદિત્યમા હિરણ્મય તથા પુરુષરૂપે છે. જે હિરણ્યની માફક માત્ર દર્શન કરે છે, તે જ એ અંતરાત્મા છે. તે હૃદયાકાશમા રહે છે તથા અન્નનું ભક્ષણ કરે છે (૧) જે અતરાત્મા હૃદયકમળમા રહેલો છે તથા અન્નનુ ભક્ષણ કરે છે તેજ અગ્નિરૂપ છે, સ્વર્ગમા રહેલો છે, સૌરરૂપે છે, કાળરૂપે છે, અદસ્યરૂપે છે તથા સર્વ પ્રાણીના અન્નનુ ભક્ષણ કરે છે. કમળ એટલે શું ? કમળ એટલે જે આકાશરૂપ છે તે. તે જ ચારે દિશાઓ તથા ચાર ઉપ દિશાઓરૂપે છે. આ પ્રમાણેની સસ્થા છે. અગ્નિ પ્રથમસ્વરૂપ છે તથા પ્રાણ અને આદિત્ય બીજુ સ્વરૂપ છે, વ્યાહૃતિના ગાયત્રી યુક્ત ૐકાર અક્ષરવડે તેની ઉપાસના કરવી (૨) બ્રહ્મના બે સ્વરૂપો છે – મૂર્ત તથા અમૂર્ત. જે મૂર્ત સ્વરૂપ છે તે અસત્ય છે તથા જે અમૂર્ત સ્વરૂપ છે તે સત્ય છે. તે જ બ્રહ્મ છે. જે બ્રહ્મ તે જ જ્યોતિરૂપ છે જે જ્યોતિરૂપ છે તેજ આદિત્યરૂપ છે તથા તેજ ૐકારરૂપ છે તેણે પોતાના આત્માને ત્રણ પ્રકારનો વ્યસ્ત કર્યો. આથી ૐકાર ત્રણ માત્રાવાળો છે. આ માત્રાવડે સર્વ જગત્ વ્યાપી રહેલુ છે આદિત્યને વિશે ૐકારરૂપે ધ્યાન કરવુ તથા તેમા આત્માને આસક્ત કરવો. (૩) વળી કહ્યુ છે કે, જે ઉદ્ગીથ છે તે જ પ્રણવ છે. પ્રણવ એજ ઉદ્ગીથ છે. આદિત્ય તથા ઉદ્ગીથ એ જ પ્રણવ છે આ ઉદ્ગીથને પ્રણવરૂપ, પ્રેરણા કરનાર, નામ તથા રૂપવાળો, નિદ્રા-રહિત, જરારહિત, મૃત્યુથી રહિત તથા પાચ પ્રકારનો જાણવો. તેની આકાશમા સ્થિતિ છે તે ઉર્ધ્વમૂળવાળો, બ્રહ્મ સુધી શાખાવાળો, આકાશ, વાયુ, અગ્નિ, ઉદક તથા ભૂમિ આદિરૂપ, એકરૂપે થઇ સર્વત્ર વ્યાપી રહેલ તથા બ્રહ્મરૂપ છે. તે તતરૂપ છે. આ આદિત્ય ૐકારને વિશે છે. માટે ૐકારની ઉપાસના કરવી. આ અક્ષર જ પુણ્યરૂપ છે. આનુ જ્ઞાન થયા પછી જેની જે કામના હોય છે, તે પરિપૂર્ણ થાય છે. (૪) વળી કહ્યુ છે કે, આ પ્રજાપતિનું ૐકાર એ અક્ષરવડે નાદવાળુ શરીર છે, સ્ત્રી, પુમાન્ તથા નપુંસકવડે લિંગવાળુ, અગ્નિ વાયુ તથા આદિત્યવડે પ્રકાશવાળુ, રુદ્ર તથા વિષ્ણુવડે અધિપતિરૂપ, ગાર્હપત્ય દક્ષિણાગ્નિ તથા આહવનીયવડે મુખરૂપે, ઋગ્, યજુ તથા સામવડે વિજ્ઞાનરૂપ, ભૂર્ભુવ તથા સ્વરવડે લોકવાળું, ભૂત, ભવિષ્ય તથા વર્તમાનવડે કાળવાળુ તથા પ્રાણ, અગ્નિ અને સૂર્યવડે પ્રતાપવાળું છે અન્ન, જળ તથા ચદ્રમાવડે પોષણ કરવાવાળુ તથા મન, બુદ્ધિ અને અહંકારવડે ચેતનાવાળું, પ્રાણ, અપાન તથા વ્યાનવડે પ્રાણવાળુ છે. કેટલાક કહે છે કે પ્રજાપતિ એમ કહે છે કે અમુક શરીરનો હું ત્યાગ કરુ છું, તેનાવડે પ્રસ્તોતારૂપે તે શરીર ધારણ કરે છે. તેજ સત્ય, કામ, પર તથા અપરરૂપ છે તથા તેજ ૐકાર રૂપ છે (૫) આ સર્વ સત્યરૂપે હતુ. પ્રજાપતિ તપશ્ચરણ કરી ભૂર્ભુવર્ તથા સ્વર્ એમ બોલ્યા આ પ્રજાપતિનુ સ્થૂલ અથવા લોકવાળુ શરીર છે. સ્વર્ એ પ્રજાપતિનું મસ્તક છે. ભૂ નાભિરૂપ તથા ભૂ પાદરૂપે છે. આ વ્યાપક પુરુષના ચક્ષુ આદિત્યરૂપે છે. ૐકારની માત્રાઓ મહત્ અહંકારમા

રહેલી છે. ચક્ષુવડે આ પ્રજાપતિ માત્રામાં સંચાર કરે છે. સત્ય એ જ ચક્ષુ છે. આ ચક્ષુમાં રહેલો પુરુષ સર્વ વિષયોમાં વ્યક્ત થાય છે. આથી ભૂર્ભુવઃ તથા સ્વરૂપે તેની ઉપાસના કરવી. અન્ન એ જ પ્રજાપતિ તથા વિશ્વાત્મારૂપે છે. વિશ્વચક્ષુની માફક આ વિશ્વાત્મા ઉપાસનાયુક્ત થાય છે. આ શરીર પ્રજાપતિ તથા વિશ્વરૂપ છે તથા તે સર્વત્ર રહેલું છે. શરીરમા તથા સર્વમા તે રહેલું છે. આ પ્રજાપતિના શરીરની ઉપાસના કરવી. (૬) **तत्सवितुर्वरेण्यम्** આ ચરણમાં સવિતા એટલે આદિત્ય ભગવાન લેવા. બ્રહ્મવાદીઓ કહે છે કે, આત્માની કામનાવડે યાચના કરવા માટે તે કહ્યુ છે. **भर्गोदेवस्य धिमहि** આ ચરણ માટે બ્રહ્મવાદીઓ કહે છે કે, હું કોનું ચિંતન કરું છું કે જે સવિતારૂપે સ્થિતિ કરીને રહેલા છે તેના તેજને **धियो यो नः प्रचोदयात्** આ ચરણવડે બ્રહ્મવાદીઓ કહે છે કે અમારી ધી અર્થાત્ બુદ્ધિને વિશે તમો પ્રેરણા કરો. તારકરૂપ, ચક્ષુરૂપ આ આદિત્યમા જે ભર્ગ રહેલ છે તેની હું ઉપાસના કરું છું. કાંતિવડે જેની ગતિ સર્વત્ર છે તેને ભર્ગ કહે છે. અથવા જે સર્વને તપાવે, તેને ભર્ગ કહે છે. ભર્ગ એજ રુદ્ર છે. બ્રહ્મવાદીઓ કહે છે કે, ભર્ગ એટલે આ સર્વ લોકને જે પ્રકાશે તે ભર્ગ તથા ભૂત માત્રોનું જે રંજન કરે તે ભર્ગ. આ પ્રજાનું જેને વિશે ગમન થવા પછી પાછુ પુનરાવર્તન થતું નથી, એ રીતે રક્ષણ કર્તા હોવાથી તેને ભર્ગ કહે છે. શત્રુને તપાવનાર હોવાથી તેને સૂર્ય, ઉત્પન્ન કર્તા હોવાથી સવિતા, દાન અર્થાત્ ઇચ્છા પૂર્ણ કરવાથી આદિત્ય, પવિત્ર કર્તા હોવાથી પાવમાન તથા સુષુપ્તને જગાડનાર હોવાથી તેને આદિત્ય કહે છે. ખરેખર આત્માવડે આત્મા અમૃતરૂપ કહેવાય છે. તે જ આત્મા મનન કરનારો, ગમન કરનારો, સરનારો, આનંદ પામનારો, કર્તા, વક્તા, સ્વાદ લેનારો, સુંઘનારો, સ્પર્શ કરનારો તથા સર્વના શરીરમા રહેલો છે.

આ એક આત્મામા જ દ્વૈત પ્રકારનું જ્ઞાન થાય છે. જેમકે અમુક સાંભળે છે, જુવે છે, સ્વાદ લે છે તથા સ્પર્શ કરે છે. આ સર્વ બાબતનો જ્ઞાતા પણ આત્મા છે. આ જ આત્મામા અદ્વૈત જ્ઞાન હોય છે, જેમકે આત્મા કાર્ય કારણથી મુક્ત છે, વર્ણન કરવે અશક્ય છે, ઉપમાથી રહિત છે તથા સ્પર્શથી રહિત છે. (૭) ખરેખર આ આત્મા ઇશાન, શંભુરૂપ, ભવરૂપ, રુદ્રરૂપ, પ્રજાપતિરૂપ, વિશ્વના કર્તારૂપ, હિરણ્યગર્ભ, સત્ય, પ્રાણ, હંસ, શાસ્ત, વિષ્ણુ, નારાયણ, અર્ક, સવિતા, ધાતા, સમ્રાટ્, ઇન્દ્ર તથા ઇન્દુરૂપે છે. અગ્નિવડે આવૃત થયેલ તે જ પ્રકાશે છે. સહસ્રાક્ષરૂપે, હિરણ્મયરૂપે તથા આનંદરૂપે તેને જાણવા જોઇએ તથા ધ્યાન કરવુ જોઇએ સર્વ પ્રાણીમાત્રને અભય આપીને અર્થાત્ આત્માકાર જાણી મનુષ્યે અરણ્યમા જવુ સર્વ ઇન્દ્રિયોના વિષયોને શરીરમાથી બહાર કાઢી નાંખવા. આ પ્રમાણે કરવાથી પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. તે વિશ્વસ્વરૂપે છે, પાપોનું હરણ કર્તારૂપ, જાતવેદસ, પરાયણ જ્યોતિ, એક પ્રકાશરૂપ, સહસ્ર રશ્મિરૂપ, અનેકરૂપે સ્થિતિ કર્તા તથા પ્રજાના પ્રાણરૂપે છે. આજ સૂર્ય ઉદયને પામે છે,

## કૌષીતકિ બ્રાહ્મણોપનિષદ્.

### ઇન્દ્ર તથા પ્રતર્દનનો સંવાદ

ગાર્ગ્યનો પુત્ર ચિત્ર યજ્ઞ કરવાનો હતો. તેણે અરુણિનુ વરણ કર્યું. અરુણિએ પોતાને બદલે પોતાના પુત્ર શ્વેતકેતુને મોકલ્યો. જ્યારે તે આવ્યો ત્યારે ચિત્રે તેને પૂછ્યું, તુ ગૌતમનો પુત્ર છે. આ લોકમા કોઇ ગુપ્ત સ્થાન છે

કે જ્યાં તું મને યજ્ઞ કરાવીને સ્થાપન કરશે અથવા ( ધૂમાદિ અને અર્ચિરાદિ ) આ બે માર્ગમાંના એક માર્ગે થઇ જે લોકમાં જવાય છે, તેને વિશે શું તું મને સ્થાપન કરશે? શ્વેતકેતુએ કહ્યું; હું આ કંઇ જાણતો નથી. હું આને માટે આચાર્યને પૂછી જોઇશ. તે પોતાના પિતાની પાસે ગયો તથા પૂછ્યું, મને ચિત્રે ઉપર પ્રમાણે પૂછ્યું. આનો હું શું ઉત્તર આપું ? તેના પિતાએ કહ્યું; હું પણ આ તો જાણતો નથી. આપણે તેને ઘેર જઇએ તથા ત્યાં વેદનું અધ્યયન કરીએ તથા તેની પાસેથી આ જ્ઞાન મેળવીએ. કારણ કે જ્યારે અન્ય આપણને આપે છે, તો ( એ આપણને તો પાડશે નહિ. ) ચાલ. આપણે બેઉ જણા જઇએ. પછી તે હાથમાં સમિધ લઇ શિષ્યરૂપે ગાર્ગ્યના પુત્ર ચિત્ર પાસે ગયો તથા કહ્યું; હું આપની પાસે ( જ્ઞાન લેવા ) આવું ? ત્યારે ચિત્રે કહ્યું; હે ગૌતમ ! તું બ્રહ્મવિદ્યા મેળવવાને યોગ્ય છે ( કારણ કે તને અહંકાર નથી. ) તું મારી પાસે આવ. હું તને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરીશ. ( ૧ ) ચિત્રે કહ્યું; જે કોઇ આ લોકમાંથી જાય છે તે સર્વ ચંદ્રલોકપ્રતિ જાય છે. શુકલ પક્ષમાં ચંદ્ર તે જીવોને જોઇ પ્રસન્ન થાય છે, પણ કૃષ્ણ પક્ષમાં તે જીવોને અન્ય જન્મ વિશે પ્રેરે છે. ખરેખર ચંદ્ર સ્વર્ગનું દ્વાર છે. જેને આ ચંદ્ર લોકની ઇચ્છા હોતી નથી, તેને તે ઉર્ધ્વલોક પ્રતિ મોકલે છે. પણ જેને ચંદ્રલોકની ઇચ્છા હોય છે, તેને તે વૃષ્ટિરૂપે આ લોક પ્રતિ મોકલે છે. ત્યાં તે કીટ, પતંગ, પક્ષી, વાઘ, સિંહ, મત્સ્ય, રીંછ, મનુષ્ય અથવા કોઇ અન્ય પ્રાણીરૂપે તેનાં કર્મ તથા વિદ્યાને અનુસરી જન્મ લે છે. જ્યારે તે જન્મ લે છે ત્યારે ગુરુ તેને પૂછે છે, તું કોણ છે! ત્યારે તેણે ઉત્તર નીચે પ્રમાણે કહેવો જોઇએ;– વિચક્ષણ તથા ઋતુના અધિષ્ઠાતા એવા ચંદ્રમાથી રેત એકઠું થયું હતું. આ ચંદ્ર શુકલ તથા કૃષ્ણ પક્ષના ઉત્પન્ન કર્તા છે. તે પિતરોના સ્થાનરૂપ છે. તે ચંદ્રની ઉત્પત્તિ નિત્યના હવિમાંથી થાય છે. રેતરૂપ મને સ્ત્રીમાં મૂક્યો. મનુષ્યના નિમિત્તવડે દેવોએ મને સ્ત્રીમાં મૂક્યો. તેમાંથી હું બાર અથવા તેર માસરૂપે અર્થાત્ જીવિતરૂપે મનુષ્ય જન્મમાં જન્મ્યો હતો. સત્ય તથા અસત્યનું જ્ઞાન જાણવા માટે બાર અથવા તેર માસરૂપ પિતા સાથે હું જોડાયો હતો. હે દેવો ! મારું જીવિત યોગ્ય સમય સુધી રહેવા દો કે જેથી અમૃતતાને પ્રાપ્ત થાઉં. મારા સત્યવડે, મહેનત તથા સહન શીલતાવડે હું કાળને અધીન છે. તમે કોણ છો ? ત્યારે તે કહે છે કે હું પણ તારા જેવો છું. ત્યારપછી તે તેને આગળ જવા દે છે.(૨)

દેવયાન માર્ગને પ્રાપ્ત થયા પછી તે અગ્નિ લોકપ્રતિ ગમન કરે છે, ત્યાંથી તે વાયુ લોકપ્રતિ જાય છે, ત્યાંથી વરુણ લોક, ત્યાંથી ઇન્દ્રલોક, ત્યાંથી પ્રજાપતિ લોક તથા ત્યાંથી બ્રહ્મલોક પ્રતિ જાય છે. બ્રહ્મ લોકમાં અર નામનું સરોવર, ઇષ્ટિહ નામનો સમય, વિરજા નામની નદી, ઇલ્ય નામનું વૃક્ષ, શાલજ્ય નામનું નગર, અપરાજિત નામનો પ્રાસાદ, ઇન્દ્ર તથા પ્રજાપતિ ( વાયુ તથા આકાશ ) દ્વારપાળ રૂપે, બ્રહ્મનું વિભુ નામનું દિવાનખાનું, વિચક્ષણા ( બુદ્ધિ ) તેની ગાદી, ઉત્કૃષ્ટ તેજવાળો પલંગ, માનસી નામની પ્રિયા, ચાક્ષુષી નામનું પ્રતિબિંબ, કે જે પુષ્પોની માફક જગતને વણે છે, સર્વની માતારૂપ ( શ્રુતિ ) તથા અક્ષરરૂપ ( શ્રુતિના જ્ઞાનરૂપ ) અપ્સરાઓ, તથા બ્રહ્મજ્ઞાનમાં વહેનારી નદીઓ હોય છે. બ્રહ્મનો જ્ઞાતા આગળ વધે છે. આ સમયે બ્રહ્મ પોતાના સેવકોને કહે છે;—મારા યશવડે તમે દોડી જઇ તેને મળો. તે વિરજા નામની નદી ઓળંગી ગયો છે. હવે તે કદી જરાયુક્ત થશે નહિ. ( ૩ )

પાંચસેં અપ્સરાઓ તેને મળવા માટે સામી જાય છે, સોના હાથમાં માળાઓ હોય છે, સોના હાથમાં અંજન હોય છે, સોના હાથમાં ચૂર્ણ હોય છે, સોના હાથમાં વસ્ત્ર હોય છે, તથા સોના હાથમાં જવાહીર હોય છે. બ્રહ્મના અલંકારવડે તેઓ તેને શણગારે છે. બ્રહ્મના અલંકારથી અલંકૃત થયેલો તથા બ્રહ્મને ઓળખતો એવો તે બ્રહ્મની સમીપ જવા નીકળે છે. તે પ્રથમ આર નામના સરોવર પાસે આવે છે. મનવડે આ સરોવરનું અતિક્રમણ કરે છે. જેઓ વર્તમાન સમયને જાણે છે તેઓ આ સરોવરપાસે આવતા તેમાં ડૂબી જાય છે. પછી તે યજ્ઞની ઇષ્ટિનો નાશ કરનારા મુહુર્તો પાસે આવે છે. તેઓ આને જોતાંજ તેની પાસેથી નાશી જાય છે. ત્યાર પછી તે વિરજા નામની નદી પાસે આવે છે. આ નદીનું મનવડે અતિક્રમણ કરે છે. અહીં તે પોતાના સુકૃત તથા દુષ્કૃતનો ત્યાગ કરે છે. તેના પ્રિય કુટુંબીઓ ( ઉપાસના કરનારાઓ ) તેના સુકૃતને મેળવે છે તથા તેનું અપ્રિય કરનારા તેના દુષ્કૃતને મેળવે છે. જેમ રથને વિશે બેસી જલદીથી જતો પુરૂષ રથના ચક્રની તરફ નજર કરે છે, તેમ તે દિવસ તથા રાત્રિને જુવે છે. તેવીજ રીતે સુકૃત તથા દુષ્કૃતને તેમજ સર્વ દ્વંદ્વ ભાવોને તે જુવે છે. આ પ્રમાણે સુકૃત તથા દુષ્કૃતથી રહિત થયેલો બ્રહ્મજ્ઞાની બ્રહ્મપ્રતિ જાય છે. ( ૪ ) તે ઇલ્ય નામના વૃક્ષ પાસે આવે છે. તેને બ્રહ્મનો ગંધ આવે છે. તે પછી શાલજ્ય નામના શહેરની પાસે આવે છે. તેને વિશે બ્રહ્મતેજ પ્રવેશ કરે છે. પછી તે અપરાજિત નામના મહેલ સમીપ આવે છે. તેનેવિશે બ્રહ્મતેજ પ્રવેશ કરે છે. પછી તે જ્યાં ઇન્દ્ર તથા પ્રજાપતિ દ્વારપાળો હોય છે ત્યાં આવે છે. તેઓ તેને જોઇ નાશી જાય છે. તે વિભુ નામના દિવાનખાનામાં આવે છે. ત્યારે તેને વિશે બ્રહ્મનો યશ પ્રવેશ કરે છે. તે વિચક્ષણા નામના સિંહાસન પાસે આવે છે. આ સિંહાસનના બૃહત્ રથંતર નામના સામો પૂર્વ તરફના પાદો છે. શ્યૈત તથા નૌધસી તેના પશ્ચિમ તરફના પાદો છે. વિરૂપ તથા વૈરાજ સામ તેની ઉત્તર તથા દક્ષિણની કોરણો છે તથા શાક્વર ને રૈવત સામ પૂર્વ પશ્ચિમ તરફની કોરણો છે. આ વેદી જ્ઞાનરૂપ છે. પ્રજ્ઞાવડે તે સર્વને જુવે છે. પછી તે ઉત્કૃષ્ટ તેજવાળા પલંગ પાસે આવે છે. આ પલંગ પ્રાણરૂપે છે. ભૂત તથા ભવિષ્ય તેના પૂર્વ પાદો છે. શ્રી તથા પૃથ્વી તેના પશ્ચિમ પાદો છે, બૃહદ્ તથા રથંતર નામના સામો ઉત્તર દક્ષિણ તરફની ઇશો છે, ભદ્ર તથા યજ્ઞાયજ્ઞીય પૂર્વ પશ્ચિમ તરફની ઇશો છે, ઋક્ તથા યજુઃ પૂર્વ પશ્ચિમ તરફની પાટી છે, યજુઃ ઉત્તર દક્ષિણ તરફની પાટી છે, ચંદ્રનાં કિરણો ગાલ મસુરીઉં છે, ઉદ્ગીથ ઓછાડ છે, અભ્યુદય તકીઓ છે. આ પર્યંકપર બ્રહ્મ બિરાજે છે. એક પગ ઉપર મૂકી બ્રહ્મનો જ્ઞાતા ઉપર ચડવા જ્યારે જાય છે, ત્યારે બ્રહ્મ તેને પૂછે છે " તું કોણ છે ? તે સમયે તેણે નીચે પ્રમાણે કહેવું જોઇએ; ( ૫ ) હું કાલરૂપ છું, ઋતુમાં જે થાય છે તે રૂપે હું છું, મારી ઉત્પત્તિ આકાશમાંથી છે, સંવત્સરના રેતરૂપ, ભૂત તથા કારણના તેજરૂપ, જડ ચૈતન્ય સર્વના આત્મારૂપ તથા પંચ ભૂતાત્મક સબલ બ્રહ્મના તેજમાંથી મારો ઉદ્ભવ છે. તું આ આત્મારૂપ છે. જેવો તું છે તેવો જ હું છું." બ્રહ્મ તેને પૂછે છે, 'હું કોણ છું ?' ત્યારે તેણે કહેવું જોઇએ કે 'તું સત્યરૂપે છે.' સત્ય શું છે ?

'સત્ય સર્વ દેવોથી (ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવોથી ) તથા પ્રાણોથી ભિન્ન છે. તત્ એજ સત્ રૂપે છે. જે દેવો તથા પ્રાણો છે તે સત્યરૂપ છે. આ સર્વને સત્ય એ શબ્દથી ઓળ-

ખવામાં આવે છે. આ રીતનું સર્વ વિશ્વ છે. તું પણ સર્વરૂપ છે. આ પ્રમાણે વેદના મંત્ર-વડે કહેવામાં આવે છે. ( ૬ )

યજુઃ ઉદરરૂપ છે, સામ મસ્તકરૂપ છે, ઋક્ તેની મૂર્તિરૂપ છે. આ રીતના અક્ષર બ્રહ્મ છે. તેને ઋષિ, બ્રહ્મમય અથવા મહાન્ રૂપે જાણવા. બ્રહ્મ તેને પૂછે છે,—મારાં પુલિંગનાં નામ તેં કેવી રીતે મેળવ્યાં ? તે ઉત્તર આપે છે કે પ્રાણવડે. મારાં સ્ત્રીલિંગનાં નામ કેવી રીતે મેળવ્યાં ? ત્યારે તે કહે છે કે વાણીવડે. મારાં નપુંસકનાં નામો કેવી રીતે મેળવ્યાં ? ત્યારે તે કહે છે કે મનવડે. ગંધ શાથી ? ઘ્રાણેન્દ્રિયવડે. રૂપ શાથી ? ચક્ષુવડે. શબ્દો શાના વડે ? શ્રોત્રેન્દ્રિયવડે. અન્નના રસો શાથી ? જિહ્વાવડે. કર્મો શાથી ? હસ્તો વડે. સુખ દુઃખો શાથી ? શરીરવડે. આનંદ, રતિ તથા પ્રજા શાથી ? ઉપસ્થેન્દ્રિયવડે. ગતિ શાથી ? પગવડે. શાનાવડે બુદ્ધિનું ઓળખનું ? પ્રજ્ઞાવડે. એમ તેણે કહેવું જોઇએ. પછી બ્રહ્મ તેને કહે છે કે આ જળ મારૂં છે. તેથી (જળથી બનેલો) આ લોક તારો છે. જેને આ પ્રમાણે બ્રહ્મજ્ઞાન થાય છે તે બ્રહ્મમાં જે સંપત્ હોય છે તે સંપતને જિતે છે તથા જે કાંઇ શક્તિ બ્રહ્મમાં હોય છે તે તેને મળે છે. (૭) બીજો અધ્યાયઃ—કૌષીતકિએ કહ્યું; પ્રાણ બ્રહ્મરૂપે છે. પ્રાણ જે બ્રહ્મરૂપે છે તેના દૂતરૂપે મન છે. વાણી પીરસનાર છે, ચક્ષુ શરીર રક્ષકરૂપ છે તથા શ્રોત્ર દ્વારપાળ છે. પ્રાણરૂપ બ્રહ્મનો મન દૂતરૂપ છે, એમ જે જાણે છે તે દૂતવાન્ થાય છે. ચક્ષુ ગોળારૂપ છે એમ જાણનાર રક્ષકવાન્ થાય છે. જે શ્રોત્રને દ્વારપાળરૂપે જાણે છે તે દ્વારપાળથી મુક્ત થાય છે. જે વાણીને પીરસનારરૂપે જાણે છે તે પીરસનારથી મુક્ત થાય છે. આ પ્રાણરૂપ બ્રહ્મને આ સર્વ દેવતાઓ ( ઇન્દ્રિયો ) નહિ માગવા છતાં બલિ લાવે છે. આ પ્રમાણે તેને (ઉપાસના કરનારને ) નહિ માગવા છતાં બલિ સર્વ પ્રાણીઓ લાવે છે. જે આ પ્રમાણે જાણે છે, તેનું પરમ રહસ્ય એ છે કે, તેણે ભીખ માગવી નહિ. જેમ એક માણસ ગામમાં ભિક્ષા માગવા નિકળ્યા પછી કંઇ મળ્યું નહિ ત્યારે તે એમ કહીને બેસે છે કે, હવે હું ભિક્ષામાં આવેલું કાંઇ ભક્ષણ કરીશ નહિ. ત્યાર પછી પ્રથમ જેઓએ તેને ના પાડી હતી, તેઓ તેને બોલાવી આપે છે. જે યાચના કરતો નથી તેનો આ પ્રમાણે ધર્મ છે. પણ ધન આપનારાઓ " અમે તને આપીશું " એમ કહી તેને બોલાવે છે. ( ૧ ) પંગ્યે કહ્યું કે પ્રાણ એ જ બ્રહ્મ છે. પ્રાણરૂપ બ્રહ્મને વાણીની પછી ચક્ષુ આવરણ કરે છે, ચક્ષુ પછી શ્રોત્ર આવરણ કરે છે, શ્રોત્રના પછી મન આવરણ કરે છે તથા મનના પછી પ્રાણ આવરણ કરે છે. દેવતાઓ ( ઇન્દ્રિયો ) નહિ માંગવા છતા આ પ્રાણરૂપ બ્રહ્મને બલિ આણી આપે છે. આ પ્રમાણે પ્રાણની બ્રહ્મરૂપે ઉપાસના કરનારને તેના નહિ માગવા છતાં સર્વ પ્રાણીઓ તેને લાવી આપે છે. (આ પછી પ્રથમની માફક અહીં પણ કોઇ નહિ માગનારને દાતા સર્વ પૂરૂં પાડે છે તે વાત છે ), (૨) હવે એક ધન અર્થાત્ પ્રાણની પ્રાપ્તિના સંબંધમાં કહેવામા આવે છે. જો કોઇ પ્રાણની ઉપાસના કરે છે તો તેણે પૂર્ણિમાએ, અમાવાસ્યાએ, શુક્લ પક્ષમાં, પુષ્ય નક્ષત્રમાં, અગ્નિનું આધાન કરવું, વેદીને દર્ભ વડે સાફ કરવી, દર્ભનું પરિસ્તરણ કરવું તથા પ્રોક્ષણ કરવું. પછી જમણો ઘુંટણ નીચો રાખી સ્રુવ, ચમસ પાત્ર અથવા કાંસ્ય પાત્રવડે તે ઘીની આહુતિ આપે છે. વાન નામના દેવતા મેળવનાર છે. આ દેવને આ મનુષ્ય પાસેથી મારે માટે આ પ્રાપ્ત થાઓ. માટે હું તે દેવને આ આહુતિ આપુ છું. ( તેજ પ્રમાણેની આહુતિ પ્રાણ દેવતાને, ચક્ષુ દેવતાને, શ્રોત્ર દેવતાને, મન

દેવતાને, પ્રજા દેવતાને, આપવી, ). ત્યાર પછી ધૂમાડાનો ગંધ લઇ તથા અવયવોને ઘૃત લગાડી, વાણીને નિયમમા રાખી આગળ જવું તથા પોતાનો આશય તેને કહેવો અથવા તેને દૂત તરીકે મોકલવો. તેને ખરેખર તેની પ્રાપ્તિ થાય છે. (૩) ( આ તેમજ હવે પછીના આ અધ્યાયના સર્વ મંત્રો કર્મ માર્ગને અનુસરનારા હોવાથી લીધા નથી. )

અધ્યાય ૩ જો –દિવોદાસનો પુત્ર પ્રતર્દન યુદ્ધ ( રૂપી યજ્ઞવડે ) તથા પરાક્રમવડે ઇન્દ્રના પરમ ધામપ્રતિ ગયો. ઇન્દ્રે તેને કહ્યુ, ' હે પ્રતર્દન ! હું તને શુ વરદાન આપું ?" પ્રતર્દને કહ્યું; " મનુષ્યને માટે તમે જે હિતકારી ધારતા હો, તે વરદાન મને આપો. " ઇન્દ્રે તેને કહ્યુ, " શ્રેષ્ઠ ઉતરતાને માટે વરદાન પસંદ કરતા નથી. તું તારે માટે પોતે વરદાન માગ. " પ્રતર્દને કહ્યુ; ઉતરતાએ વરદાન પસંદ કરવું નહિ. " ઇન્દ્ર કદી સત્યથી છૂટો પડ્યો નહિં. કારણ કે ઇન્દ્ર સત્યરૂપે છે. ઇન્દ્રે તેને કહ્યુ; ખરેખર અહં એ નામને યોગ્ય મને તારે જાણવો. મનુષ્યને માટે ઉત્તમ હું એ માનુ છું કે, તેણે મને ઓળખવો જોઇએ. ત્વષ્ટાના ત્રણ મસ્તકવાળા પુત્રને મેં મારી નાખ્યો હતો. અપારુન્મુખ ( વેદથી રહિત ) સંન્યાસીઓને વરુઓને આપ્યા હતા. અનેક સંધિઓનું અતિક્રમણ કરી પ્રહ્લાદના વંશજોને માર્યાં હતા. અંતરિક્ષમા પુલોમાના પુત્રોને મેં માર્યાં હતા તથા પૃથ્વીપર કાલકાશ્યોને મેં માર્યાં હતા. પણ તેથી મારા માથાનો એક વાળ પણ તૂટ્યો ન હતો. જે કોઇ મને ઓળખે છે ( જેને જીવાત્મા તથા પરમાત્માની વચ્ચે અદ્વૈત ભાન હોય છે ) તેનું લોક અર્થાત્ સુખ કોઇ કર્મ વડે–માતૃવધવડે, પિતૃવધવડે, ચોરીવડે, બ્રહ્મહત્યાવડે કદી નષ્ટ થતુ નથી. જો તે પાપ કર્મ કરવાની ઇચ્છા કરે છે, પણ તેની મુખકાન્તિ કરમાતી નથી. (૧) ઇન્દ્રે કહ્યું; હું પ્રાણરૂપ છું. પ્રજ્ઞારૂપ મને આયુરૂપે તથા અમૃતરૂપે ઉપાસો. આયુષ પ્રાણરૂપ છે, પ્રાણ આયુષરૂપ છે તથા પ્રાણને અમૃતરૂપે કહ્યુ છે. જ્યા સુધી આ શરીરમા પ્રાણ રહે છે, ત્યા સુધી આયુષ રહે છે. આ લોકમા પ્રાણેકરી મનુષ્ય અમૃતત્વને મેળવે છે તથા પ્રજ્ઞાવડે સત્ય સંકલ્પને મેળવે છે. જે આયુરૂપે તથા અમૃતરૂપે મારી ઉપાસના કરે છે, તે આ લોકમા પૂર્ણ આયુષ્યને પામે છે તથા સ્વર્ગમાં અમૃત ભાવને મેળવે છે તથા અક્ષયરૂપ થાય છે. " પ્રતર્દને કહ્યુ, " આથી કેટલાક કહે છે કે, પ્રાણો ( કર્મેન્દ્રિયો તથા જ્ઞાનેન્દ્રિયો ) એકપણાને થઇ ગમન કરે છે ત્યારે વાણીવડે નામ જાણવા કોઇ શક્તિમાન્ થતો નથી. તેમજ ચક્ષુવડે રૂપને, શ્રોત્રવડે શબ્દને, મનવડે ધ્યાનને જાણી શકતો નથી. પણ જ્યારે પ્રાણો એકરૂપે થાય છે ત્યારે તેઓ એકેએક આ સર્વને જાણવાની શક્તિ આપે છે. આ રીતે જ્યારે વાણી બોલે છે ત્યારે સર્વ પ્રાણો તેની પાછળ બોલે છે. જ્યારે ચક્ષુ જૂવે છે ત્યારે તેની પાછળ સર્વ પ્રાણો જૂવે છે. જ્યારે શ્રોત્ર સાભળે છે ત્યારે તેની પાછળ સર્વ પ્રાણો સાભળે છે તથા જ્યારે મન વિચારે છે ત્યારે સર્વ પ્રાણો તેની પાછળ વિચારે છે. જ્યારે પ્રાણ શ્વાસ લે છે ત્યારે સર્વ પ્રાણો તેની પાછળ શ્વાસ લે છે. "

ઇન્દ્રે કહ્યું; ' આ રીતે છે તે તો ખરુ, પણ ઉત્કૃષ્ટ સુખ તો પ્રાણોનેજ છે. ( અહીં પ્રાણવડે તેના વિષયો લેવા. ) ( ૨ ) આપણે મૂગાને જોઇએ છીએ ( તે પરથી જાણીએ છીએ કે ) વાણીથી રહિત મનુષ્ય જીવે છે. આંધળાને જોવાથી જાણીએ છીએ કે ચક્ષુથી રહિત જીવે છે. બહેરાને જોવાથી જાણીએ છીએ કે શ્રોત્રથી રહિત જીવે છે. બાહુથી રહિત જીવે છે તેમજ ઉરૂથી રહિત જીવે છે.

આ રીતે જોઇએ છીએ; કે પ્રાણ તેજ પ્રજ્ઞાત્મારૂપ છે. આ શરીરને ધારણ કરી તે તેને ઉઠાડે છે. આથી તેની ઉક્થરૂપે ઉપાસના કરવી જોઇએ. જે પ્રાણ છે તેજ પ્રજ્ઞારૂપ છે. જે પ્રજ્ઞારૂપ છે તે પ્રાણરૂપ છે. તે પ્રાણ (નું સ્વરૂપ) આ પ્રમાણે છે.—પ્રાણ તથા પ્રજ્ઞા આ શરીરમાં સાથે રહે છે તથા બંને સાથે તેમાથી ઉત્ક્રમણ કરે છે. તેની આ દૃષ્ટિ તે વિજ્ઞાનરૂપે છે. જ્યારે પુરુષ સુષુપ્તાવસ્થામા હોય છે ત્યારે કાંઇ સ્વપ્નને તે જોતા નથી. તે સમયે પ્રાણ વિશે એકજ પ્રકારનો હોય છે. પછી સર્વ નામો સહિત વાણી તેમા પ્રવેશ કરે છે, ચક્ષુ સર્વરૂપો સહિત તેમા પ્રવેશ કરે છે, શ્રોત્ર સર્વ શબ્દો સહિત તેમા પ્રવેશ કરે છે તથા મન સર્વ સંકલ્પો સહિત તેમાં પ્રવેશ કરે છે. જ્યારે મનુષ્ય જાગ્રતાવસ્થામાં આવે છે ત્યારે જેમ બળતા અગ્નિમાથી તણખાઓ સર્વ દિશામા પસરે છે, તેમ આ આનંદરૂપ આત્મામાથી સર્વ પ્રાણો પોતપોતાના સ્થાન પ્રતિ જઇ બેસે છે. પ્રાણોથી દેવો તથા દેવોથી લોકો થાય છે. તેનું આ રીતનું પ્રમાણ તથા વિજ્ઞાન છે. કોઇ એક પુરુષ રોગગ્રસ્ત થાય છે તથા મરવાની અણીપર હોય છે, બળથી રહિત થાય છે તથા બેભાનાવસ્થામાં પડે છે ત્યારે તેની પાસે બેસનારાઓ કહે છે કે, 'તેનું ચિત્ત જતું રહ્યું છે, તે સાંભળતો નથી, તે જોતો નથી, તે વાણીવડે બોલતો નથી. તે આ પ્રાણમા એકરૂપે થઇ રહ્યો છે. પછી સર્વ નામો સહિત વાણી તેમાં પ્રવેશ કરે છે, સર્વરૂપ સહિત ચક્ષુ તેમા પ્રવેશ કરે છે, સર્વ શબ્દો સહિત શ્રોત્ર તેમાં પ્રવેશ કરે છે તથા સર્વ સંકલ્પો સહિત મન તેમા પ્રવેશ કરે છે. જ્યારે તે જાગ્રત થાય છે ત્યારે જેમ બળતા અગ્નિના તણખાઓ સર્વ બાજુએ વિખરાઇ જાય છે તે પ્રમાણે આનંદરૂપ આત્મામાંથી પ્રાણો પોતપોતાના સ્થાન પ્રતિ ચાલ્યા જાય છે. પ્રાણોમાથી દેવોનો તથા દેવોમાંથી લોકોનો ઉદ્ભવ થાય છે. (૩) જ્યારે પ્રાણનું આ શરીરમાથી ઉત્ક્રમણ થાય છે ત્યારે શરીરમાંથી પ્રાણરૂપ વાણી સર્વ નામોનો ત્યાગ કરે છે. વાણીની સહાયતાથી સર્વ નામો પ્રાપ્ત થાય છે. પ્રાણ સર્વ ગંધોનો ત્યાગ કરે છે. પ્રાણની સહાયતાથી સર્વ ગંધો શરીરને પ્રાપ્ત થાય છે. ચક્ષુ શરીરમાંથી સર્વરૂપોનો ત્યાગ કરે છે. તેને ચક્ષુવડે સર્વ રૂપો પ્રાપ્ત થાય છે. શ્રોત્ર શરીરમાંથી સર્વ શબ્દોનો ત્યાગ કરે છે. શ્રોત્રવડે તેને સર્વ શબ્દો પ્રાપ્ત થાય છે. મન શરીરમાં સર્વ સંકલ્પોનો ત્યાગ કરે છે. મનવડે તેને સર્વ સંકલ્પો પ્રાપ્ત થાય છે. પ્રાણની હાજરીવડે શરીરને આ સર્વની પ્રાપ્તિ થાય છે. પ્રાણ પ્રજ્ઞારૂપ છે તથા જે પ્રજ્ઞારૂપ છે તે પ્રાણ છે. હવે પ્રજ્ઞામા સર્વ ભૂતોનો જે રીતે લય થાય છે, તેનું વર્ણન કરીએ છીએ. (૩) વાક્દેવતાએ પોતાનો અંશ કાઢી નાખ્યો; આથી તેનો વિષય નામ, ભૂતમાત્રારૂપે બહાર જતો રહ્યો. પ્રાણ દેવતાએ પોતાનો એક અંશ કાઢી લીધો. આથી ગંધ ભૂત માત્રારૂપે બહાર જતો રહ્યો. ચક્ષુ દેવતાએ પોતાનો એક અંશ કાઢી લીધો. આથી તેનો વિષય રૂપ ભૂત માત્રારૂપે બહાર જતો રહ્યો.

શ્રોત્ર દેવતાએ પોતાનો એક અંશ કાઢી લીધો. આથી તેનો વિષય શબ્દ ભૂતમાત્રારૂપે બહાર જતો રહ્યો. જિહ્વાએ પોતાનો એક અંશ કાઢી લીધો. આથી તેનો વિષય રસ ભૂતમાત્રારૂપે બહાર જતો રહ્યો. હસ્તે પોતાનો એક અંશ કાઢી લીધો. આથી તેના વિષય સુખ તથા દુઃખ ભૂતમાત્રારૂપે બહાર ગયા. ઉપસ્થેન્દ્રિયે પોતાનો એક અંશ કાઢી લીધો. આથી તેના વિષય આનંદ, રતિ તથા પ્રજોત્પત્તિ ભૂતમાત્રારૂપે બહાર જતા

રહ્યા. પાદોએ પોતાનો એક અંશ કાઢી લીધો. આથી તેનો વિષય ગતિ ભૂત માત્રારૂપે બહાર જતી રહી. પ્રજ્ઞાએ પોતાનો એક અંશ કાઢી લીધો. આથી તેના વિષયો બુદ્ધિ, જ્ઞાન તથા કામ ભૂત તન્માત્રારૂપે બહાર જતાં રહ્યાં. (૫) પ્રજ્ઞાએ વાણીમાં આરૂઢ થવાથી ( તે રૂપ બનવાથી ), વાણીવડે સર્વ નામોને મેળવે છે. પ્રજ્ઞાવડે પ્રાણુમા આરોહણુ થવાથી પ્રાણુવડે પ્રજ્ઞા સર્વ ગંધોને મેળવે છે. પ્રજ્ઞાવડે ચક્ષુમા આરોહણુ થવાથી ચક્ષુવડે પ્રજ્ઞા સર્વ રૂપોને મેળવે છે, પ્રજ્ઞાવડે શ્રોત્રમા આરોહણુ થવાથી શ્રોત્રવડે પ્રજ્ઞા સર્વ શબ્દોને મેળવે છે. પ્રજ્ઞાવડે જિભમાં આરોહણુ થવાથી જિભદ્વારા પ્રજ્ઞા સર્વ રસને મેળવે છે, પ્રજ્ઞાવડે તે હસ્તોમા આરોહણુ થવાથી બે હસ્તોવડે પ્રજ્ઞા સર્વ કર્મોને મેળવે છે. પ્રજ્ઞાથી શરીરમા આરોહણુ થવાથી શરીરવડે પ્રજ્ઞા સુખ દુઃખને મેળવે છે. પ્રજ્ઞાવડે ઉપસ્થ ઇન્દ્રિયમાં આરોહણુ થવાથી ઉપસ્થવડે પ્રજ્ઞા આનંદ, રતિ તથા પ્રજોત્પત્તિની શક્તિ મેળવે છે. પ્રજ્ઞાવડે એ પાદોમા સમારોહણુ થવાથી પાદોવડે પ્રજ્ઞા સર્વ ગતિને મેળવે છે. પ્રજ્ઞાવડે મનમાં સમારોહણુ થવાથી મનદ્વારા પ્રજ્ઞા વિજ્ઞાન તથા કામને મેળવે છે. (૬) પ્રજ્ઞાથી રહિત વાણી કોઇ પણુ નામને જણાવી શક્તિ નથી. તે સમયે એમ કહેવામા આવે છે કે, મારૂં મન બીજે ઠેકાણે હતું. મેં તે નામ જાણ્યું નહિ. ખરેખર પ્રજ્ઞાથી રહિત પ્રાણુ કોઇ પણુ ગંધને જણાવી શકતો નથી. કહેવાય છે કે, મારૂં મન બીજે ઠેકાણે હતું. આથી મેં રૂપને જોયું નહિ. પ્રજ્ઞાથી રહિત શ્રોત્ર કોઇ પણુ શબ્દને જણાવી શકતો નથી. તે એમ કહે છે કે મારૂં મન બીજે ઠેકાણે હતું. આથી મેં શબ્દને સાભળ્યો નથી. પ્રજ્ઞાથી રહિત જિહ્વા રસના સ્વાદને જણાવી શકતી નથી. તે કહે છે કે, મારૂં મન બીજે ઠેકાણે હતું. આથી રસને મેં ચાખ્યો નહિ. પ્રજ્ઞાથી રહિત હાથો કોઇ પણુ કર્મને જણાવી શકતા નથી. તે કહે છે કે, મારૂં મન બીજે ઠેકાણે હતું. આથી મેં કર્મને જાણ્યું નહિ. પ્રજ્ઞાથી રહિત શરીર કંઇ પણુ સુખ દુઃખને જાણતું નથી. એમ કહે છે કે મારૂં મન બીજે ઠેકાણે હતું. તેથી હું આ સુખ દુઃખને જાણી શકયો નહિ. પ્રજ્ઞાથી રહિત ઉપસ્થ રતિ, આનંદ તથા પ્રજોત્પત્તિને જણાવી શકતાં નથી. મારૂં મન અન્યત્ર હતું, એમ તે કહે છે. જેથી હું આનંદ, રતિ તથા પ્રજોત્પત્તિને જાણી શકયો નહિ. પ્રજ્ઞાથી રહિત પાદો કોઇ ગતિને જણાવી શકતા નથી. તે કહે છે કે મારૂં મન અન્યત્ર હતું. આથી હું ગતિને જાણી શકયો નહી. પ્રજ્ઞાથી રહિતબુદ્ધિ કોઇ સિદ્ધિને જણાવી શકતી નથી તથા જાણવા યોગ્ય જાણી શકાતું નથી. (૭) મનુષ્યે વાણીને જાણવાની ઇચ્છા કરવી નહિ. પણુ વકતાને જાણુવો જોઇએ. મનુષ્યે ગંધને જાણવાની ઇચ્છા કરવી નહિ, પણુ ગંધના જ્ઞાતાને તેણે જાણવો જોઇએ. રૂપને જાણવાની ઇચ્છા કરવી નહિ, પણુ રૂપના જ્ઞાતાને જાણુવો જોઇએ. શબ્દને જાણુવાની મનુષ્યે ઇચ્છા કરવી નહિ, પણુ તેણે શ્રોતાને જાણુવો જોઇએ. રસને જાણુવાની મનુષ્યે ઇચ્છા કરવી નહિ, પણુ રસના જ્ઞાતાને તેણે જાણુવો જોઇએ. કર્મને મનુષ્યે જાણવાની ઇચ્છા કરવી નહિ. પણુ તેણે કર્તાને જાણુવો જોઇએ. મનુષ્યે સુખ દુઃખને જાણુવાની ઇચ્છા કરવી નહિ. પણુ સુખ દુઃખના જ્ઞાતાને તેને જાણુવો જોઇએ. મનુષ્યે આનંદ, રતિ તથા પ્રજોત્પત્તિના જ્ઞાતાને જાણુવો જોઇએ. મનુષ્યે ગતિને જાણવાની ઇચ્છા કરવી નહિ. પણુ ગમન કરનારને જાણુવો જોઇએ. મનને મનુષ્યે જાણુવું જોઇએ નહિ, પણુ મનન કરનારને તેણે જાણુવો જોઇએ. ખરેખર આ દશ

ભૂત માત્રાઓ પ્રજ્ઞાને અધિષ્ઠિત છે તથા દશ પ્રજ્ઞાની માત્રાઓ ભૂતને અધિષ્ઠિત છે. જો ભૂત તન્માત્રાઓ ન હોય તો પ્રજ્ઞા માત્રાઓ હોવી જોઇએ નહિ તથા જ્યાં પ્રજ્ઞા તન્માત્રા ન હોય ત્યાં ભૂત માત્રાઓ હોવી જોઇએ નહિ. ( ૮ ) આ બેઉમાંથી એકવડે કદી કાંઇ પણ રૂપની સિદ્ધિ થતી નથી આ એ જ્ઞાતાના કદી વિભાગ હોતા નથી જેમ રથના ચક્રના આરામાં નેમિ રહેલ છે તથા નાભિમાં અરાઓ રહેલા છે, તે પ્રમાણે ભૂત માત્રા પ્રજ્ઞા માત્રમાં રહેલ છે અને પ્રજ્ઞામાત્રા પ્રાણમાં રહેલ છે. આ પ્રાણ ખરેખર પ્રજ્ઞારૂપ છે. તે આનંદરૂપ છે તે અજર તથા અમૃતરૂપ છે તે સાધુ કર્મવડે મહાન્ થતો નથી તથા અસાધુ કર્મવડે નાનો થતો નથી. આ પ્રજ્ઞા ખરેખર જે મનુષ્યને આ લોકમાંથી ઉર્ધ્વ ગતિએ ખેંચાડવાની ઇચ્છા કરે છે, તેની પાસે તે સારાં કર્મ કરાવે છે તથા આ લોકમાંથી જેને અધોગતિ માટે પહોંચાડવાની ઇચ્છા કરે છે, તેની પાસે નઠારાં કર્મ કરાવે છે. તે લોકોના પતિરૂપ છે. તે લોકોના અધિપતિરૂપ છે. આ પ્રજ્ઞા સર્વેશ્વરરૂપ છે. તે મારા આત્મારૂપ છે, એમ જાણવું મારા આત્મારૂપ છે એમ જાણવું. ( ૮ ) ૩ જો અધ્યાય સમાપ્ત ચોથા અધ્યાયમાં ગાર્ગ્ય તથા બાલાકિનો સંવાદ છે, જે બૃહદારણ્યક ઉપનિષદમાં આવી ગએલ હોવાથી અહીં પુનરાવર્તન કર્યું નથી.

## કાલાગ્નિરૂદ્ર ઉપનિષદ્.

### સનત્કુમાર તથા કાલાગ્નિરૂદ્રનો સંવાદ.

એક વખત સનત્કુમારે ભગવાન્ કાલાગ્નિ રૂદ્રને પૂછ્યું કે, હે ભગવન્ ! મને ત્રિપુંડ્રનો વિધિ કહો. આ ત્રિપુંડ્રમાં શું દ્રવ્ય, શું સ્થાન, શું પ્રમાણ, કઇ રેખા, કયા મંત્રો, કઇ શક્તિ, શું દૈવત, કોણ કર્તા, તથા શું ફળ છે ? ભગવાન્ કાલાગ્નિ રૂદ્રે કહ્યું કે, જે દ્રવ્ય છે, તે અગ્નિહોત્રની ભસ્મ છે સદ્યોજાતાદિ પાંચ મંત્રવડે આ ભસ્મ લેવી. અગ્નિ ભસ્મ, વાયુ ભસ્મ, વ્યોમ ભસ્મ, જલ ભસ્મ તથા સ્થલ ભસ્મ, આ મંત્રવડે મંત્રી માનસ્તોક ઇતિ મંત્રવડે આંગળીપર લઇ, માનો મહાન્ત એ મંત્રવડે જળ લઇ, ત્રિયાયુષ એ મંત્રથી શિર, લલાટ, વક્ષ તથા સ્કંધપર ત્રિયાયુષ તથા ત્ર્યંબક એ મંત્રથી ત્રણ રેખા કરવી આ શાંભવવ્રત કહેવાય છે. સર્વ દેવમાં વેદવેત્તાઓએ આ વ્રત કહેલું છે. આ ભસ્મ ધારણ કરનારનો ફરી જન્મ થતો નથી. પછી સનત્કુમારે પૂછ્યું કે, ત્રણ રેખા કરવામાં આવે છે, તેનું શું કારણ ? ત્રણ રેખામાંની પહેલી રેખા ગાર્હપત્યરૂપે, અકારરૂપે, રજોરૂપે, ભૂલોકરૂપે, સ્વાત્મરૂપે, ક્રિયાશક્તિરૂપ, ઋગ્વેદરૂપ, પ્રાતઃસવનરૂપ તથા મહેશ્વરરૂપે છે બીજી રેખા દક્ષિણાગ્નિરૂપે, ઉકારરૂપે, સત્વરૂપે, અંતરિક્ષરૂપે, અંતરાત્મારૂપે, ઇચ્છાશક્તિરૂપ, યજુર્વેદરૂપ, માધ્યંદિન સવનરૂપ, તથા સદાશિવરૂપે છે ત્રીજી રેખા આહવનીયરૂપ, મકારરૂપ, તમરૂપ, દ્યૌર્લોકરૂપે, પરમાત્મારૂપ, જ્ઞાનશક્તિરૂપ, સામવેદરૂપ, તૃતીયસવનરૂપ તથા મહાદેવરૂપ છે. જે કોઇ વિદ્વાન્ બ્રહ્મચારી, ગૃહસ્થાશ્રમી, વાનપ્રસ્થાશ્રમી અથવા યતિ હોય અને તે જો ત્રિપુંડ્ર ધારણ કરે છે તો મહાપાતક તથા ઉપપાતકમાંથી મુક્ત થાય છે. સર્વ તીર્થમાં તેણે સ્નાન કરેલું કહેવાય છે. તેણે સર્વ વેદનું અધ્યયન કરેલું કહેવાય છે. સર્વ દેવોનો તે જ્ઞાતા થાય છે. તે સર્વ રૂદ્રના મંત્રનો જપનાર થાય છે તે સર્વ ભોગને ભોગવે છે દેહનો ત્યાગ થયા પછી શિવપણાને પામે છે. તેની ફરી પુનરાવૃત્તિ થતી નથી. આ પ્રમાણે કાલાગ્નિ રૂદ્રે કહ્યું છે. જે આનું અધ્યયન કરે છે, તે પણ તેના સરખો થાય છે.

## મૈત્રેયી ઉપનિષત્

### બૃહદ્રથ તથા શાકાયન્યનો સંવાદ.

બૃહદ્રથ નામનો રાજા, રાજ્ય પોતાના મોટા છોકરાને સોંપી આ શરીર નાશવંત છે, એમ માની વૈરાગ્યવૃત્તિ થવાથી અરણ્ય પ્રતિ ગયો. તે રાજાએ ત્યાં પરમ તપ આદર્યું તે ઉંચા બાહુ કરી સૂર્યની સામા જોયા કરતો હતો. આખરે તે સહસ્ર રાજાની પાસે એક મુનિ આવ્યા. આ મુનિ ધુમ વિનાનો અગ્નિ હોય તેવા શોભતા હતા તથા તેજવડે સર્વને બાળતા હોય તેવા જણાતા હતા. તે આત્મજ્ઞાની હતા તથા તેમનુ નામ શાકાયન્ય હતું. તેમણે રાજાને કહ્યું, " હે રાજન્ ! તુ ઉભો થા, તું ઉભો થા તથા જે વરદાન માગવું હોય તે માગ. " રાજા તેને નમસ્કાર કરી કહેવા લાગ્યો; " હે ભગવન્ ! હું આત્મજ્ઞાની નથી તથા આપ તો તત્ત્વજ્ઞાની છો. અમે આપની પાસેથી શ્રવણ કરવાની ઇચ્છા રાખીએ છીએ. માટે આપ અમોને ઉપદેશ કરો. " ત્યારે મુનિએ કહ્યું; " આવો જે સમજી શકાય નહિ એવો પ્રશ્ન મા પુછ. તેને બદલે બીજું કાંઇ વરદાન માગી લે, " પણ રાજા શાકાયન્ય મુનિના ચરણોનો સ્પર્શ કરી નીચે પ્રમાણે વાત કહેવા લાગ્યો. ( ૧ ) કેટલાક મોટા સમુદ્રોનું શોષણ થાય છે, પર્વતોનો પાત થાય છે, ધ્રુવ વસ્તુ ચલાયમાન થાય છે, વૃક્ષોને ઠેકાણે સ્થળ થઇ જાય છે, પૃથ્વી ડૂબી જાય છે, દેવો પોતાના સ્થાનથી ભ્રષ્ટ થાય છે, આવી રીતના સંસારમાં કામ તથા ભોગો શું કામના છે, કે જેના આશ્રયથી વારવાર આવાગમન થયા કરે છે ? માટે આપ મારો ઉદ્ધાર કરવા યોગ્ય છો. જેમ જળથી ઢંકાયલા કુવામાં દેડકો હોય, તેમ હું આ સંસારમાં પડેલો છું. હે ભગવન્ ! આપ અમારો ઉદ્ધાર કરવાવાળા છો. (૨) હે ભગવન્ ! આ શરીર મૈથુનથી ઉત્પન્ન થયું છે. સવિત અર્થાત જ્ઞાનથી રહિત છે, નાશવાન્ છે, મૂત્રદ્વારમાંથી નિકળેલું છે, હાડકાથી સ્થાપેલું છે, માંસથી મઢાયલું છે, ચર્મવડે સીવી લીધેલું, વિષ્ઠા, મૂત્ર, વાત, પિત્ત, કફ, મજ્જા, મેદ, મસા તથા અનેક મળોથી વ્યાપ્ત છે. આ રીતની શરીરની સ્થિતિ હોવાથી આપ અમારી ગતિ રૂપ છો (૩) ત્યાર પછી ભગવાન્ શાકાયન્ય પ્રસન્ન થઇ રાજાને કહેવા લાગ્યા, ' હે મહારાજ ! ઇક્ષ્વાકુ વંશને વિશે શ્રેષ્ઠ ! હે બૃહદ્રથ ! તું આત્મજ્ઞાની છે, કૃતકૃત્ય છે, તું મરુત્ એ નામથી પ્રસિદ્ધ છે તારા આત્માનું વર્ણન કેવી રીતે થઇ શકે એમ છે ? તુ જો, કે જે શબ્દ સ્પર્શવાળા અર્થો છે, તે અનર્થ હોય તેમ સ્થિતિ કરી રહેલા છે. આ સ્પર્શાદિ અર્થવિશે જે આસક્ત છે, તે ભૂતાત્મા પરમપદનું સ્મરણ કરી શકતો નથી. (૧) તપના સામર્થ્યથી સત્વની પ્રાપ્તિ થાય છે, સત્વથી મનની પ્રાપ્તિ થાય છે, મનવડે આત્મોપલબ્ધિ થાય છે તથા આત્મસાક્ષાત્કાર થવાથી તેની પુનરાવૃત્તિ થતી નથી (૨) જેવી રીતે કાષ્ઠ વિનાનો અગ્નિ પોતાની ઉત્પત્તિ વિશે શમી જાય છે, તેજ પ્રમાણે વાસનાનો ક્ષય થવાથી ચિત્તનુ પોતાની યોનિ વિશે શમન થાય છે. (૩) મન જ્યારે પોતાના સ્થાનને વિશે શાંતિ પામેલુ હોય છે ત્યારે તે સત્યપ્રતિ ગમન કરે છે. પણ જ્યારે ઇન્દ્રિયોના વિષયોથી તે મન મુગ્ધ બનેલું હોય છે ત્યારે કર્મને વશ એવા અનૃતો થાય છે. (૪) ચિત્ત એજ સંસાર છે. તેનું પ્રયત્નવડે શોધન કરવું જોઇએ. જ્યારે ચિત્ત તન્મયતાને પામે છે ત્યારે તે સનાતન માર્ગને અવલંબેલું કહેવાય છે. (૫) ચિત્તના પ્રસાદવડે શુભાશુભ કર્મનો નાશ થાય છે. જેની સ્થિતિ પ્રસન્નાત્મામાં છે, તે

અવ્યય સુખને ભોગવે છે. (૬) જ્યારે પ્રાણીનું ચિત્ત આસક્તિવાળું થાય છે ત્યારે તે વિષયોમાં લુબ્ધ બને છે. જો તે બ્રહ્મમા આસક્ત થાય છે તો તે બંધનથી મુક્ત થાય છે. (૭) હૃદયકમળમા પરમાત્માનું ધ્યાન કરવું જોઇએ. આ પરમાત્મા સાક્ષીરૂપે છે તથા તે શુદ્ધ બુદ્ધિવાળાને પરમ પ્રેમનો વિષય છે. (૮) તે મન તથા વાણીનો અવિષય છે. તે અક્ષયરૂપ છે. સત્તા માત્ર પ્રકાશના એક પ્રકારરૂપે છે તથા તે ભાવનાનું અતિક્રમણ કરનાર છે. (૯) તે નહિ ત્યાગ કરવાયોગ્ય, અનુપાદેય તથા સામાન્ય અને વિશેષ ભાવોથી રહિત છે. તે ધ્રુવ, અત્યંત ગંભીર, તેજ તથા તમથી રહિત, સંકલ્પના અભાવરૂપ, આભાસથી રહિત તથા મોક્ષના સ્થાનરૂપ છે. (૧૦) તે નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવવાળા, સત્યરૂપ, સૂક્ષ્મ, વિભુરૂપ, અદ્વિતીય, આનંદના સાગરરૂપ, પરમરૂપ, સોહમસ્મિ એ નામવાળા તથા સંશયથી રહિત છે. (૧૧) આનંદરૂપ, સ્વાશ્રયને વિશે રહેલ, આશારૂપી ફાંસીનો નાશ કરનાર તથા સર્વ પ્રકારના સંગથી રહિત એવા મારે વિશે માયારૂપ જગતને જોનારો જંતુ કેવી રીતે પ્રવેશ કરી શકે ? (૧૨) વર્ણાશ્રમ તથા આચારથી યુક્ત અજ્ઞાનીઓ પોતપોતાના કર્માનુસાર ફળને મેળવે છે. જેઓ વર્ણાદિ ધર્મનો ત્યાગ કરે છે તે પુરુષો સ્વાનંદને વિશે તૃપ્ત થાય છે. (૧૩) વર્ણાશ્રમ ધર્મ તથા અવયવયુક્ત પોતાનું સ્વરૂપ આદિ અને અંતે વ્યર્થ છે. તેમજ પુત્રાદિ દેહવિશે અભિમાનથી જે રહિત થાય છે, તે સુખ કરવાવાળા અનંતને વિશે સ્થિતિ કરે છે. (૧૪) એક સમયપર મૈત્રેય નામના મુનિ કૈલાસપ્રતિ ગયા. ત્યા જઇ મહાદેવને કહેવા લાગ્યા, હે ભગવન્ ! મને પરમ તત્ત્વ રહસ્યનો ઉપદેશ કરો. મહાદેવ બોલ્યા; દેહ દેવતાના સ્થાનરૂપ છે. તે જીવ તથા શિવરૂપ છે. અજ્ઞાનરૂપી નિર્માલ્યનો ત્યાગ કરવો જોઇએ તથા 'સોહં'–તે તે હું એક છીએ' એવી રીતની ભાવનાથી પૂજન કરવું જોઇએ. (૧) અદ્વૈતનો સાક્ષાત્કાર થવો, તે જ્ઞાનરૂપે છે. મન કોઇ પણ પ્રકારના વિષયથી રહિત કરવું, તે ધ્યાન છે. મનમાથી દોષોનો ત્યાગ. કરવો, તે સ્નાનરૂપે છે તથા ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો, તે શૌચરૂપે છે. (૨) તેણે બ્રહ્મરૂપી અમૃતનું પાન કરવું જોઇએ, દેહના રક્ષણ અર્થેજ ભિક્ષા કરવી જોઇએ તથા દ્વૈતથી રહિત એવા એકાન્ત સ્થાનમાં તેણે રહેવું જોઇએ. (૩) આ રીતે બુદ્ધિમાને ચાલવું જોઇએ. આ પ્રમાણે કરવાથી મુક્તિ પ્રાપ્ત થાય છે. માતા તથા પિતાના મળવાળું, ઉત્પત્તિ તથા મરણ ધર્મવાળું તથા સુખદુઃખના સ્થાનરૂપ હોવાથા અપવિત્ર એવા દેહનો સ્પર્શ કરવાથી સ્નાન કરવું જોઇએ. આ દેહ ધાતુથી બંધાયલો છે, મહા રોગવાળો છે, પાપના આશ્રયરૂપ છે તથા અશાશ્વત છે. (૪–૫) તે વિકાર તથા આકારથી પૂર્ણ છે. તેનો સ્પર્શ કરવાથી સ્નાન કરવું જોઇએ. આ દેહમાં કુદરતી રીતે ઉત્પન્ન થયેલા મલોનો નવદ્વારવડે સ્રાવ થયા કરે છે. (૬) તે દુર્ગંધવાળો તથા નઠારા મળવાળો છે. આનો સ્પર્શ કરવાથી સ્નાન કરવું જોઇએ. જનનાશૌચ તથા મરણાશૌચવાળા દેહનો સ્પર્શ કરવાથી સ્નાન કરવું જોઇએ આ તો હું છું તથા આ મારો દેહ છે, એ રીતના અભિમાનવાળું શરીર છે. વળી તે વિષ્ટા, લાળ આદિ દુર્ગંધોનો ત્યાગ કરવ[illegible] (૭–૮) લૌકિક રીતિએ મૃત્તિકા [illegible] તે શુદ્ધ તથા શૌચ થાય છે. [illegible] રીતે દેહ ચિત્તની શુદ્ધિથી [illegible] ત્રણ પ્રકારની વાસનાનો [illegible] થાય છે. જ્ઞાનરૂપી [illegible]

જળવડે ક્ષાલન કરવાથી દેહ પવિત્ર બને છે. (૯) ભિક્ષારૂપે અદ્વૈત ભાવના છે, પણ દ્વૈત ભાવના ગ્રહણ કરવા યોગ્ય નથી. ગુરૂ તથા શાસ્ત્રના કહેવામાં આવેલા ભાવવડે ભિક્ષુકની ભિક્ષા કહેવામાં આવે છે. (૧૦) અધિકારી સંન્યાસ ગ્રહણ કર્યા પછી પોતાના દેશનો ત્યાગ કરે છે. જેમ ચોર હોય અને તે કારાગારમાંથી છૂટેલો હોય તેમ. તેણે દૂર જઇ વસવું જોઇએ. (૧૧) અહંકારરૂપી પુત્રનો, સંપત્તરૂપી ભાઇનો, મોહરૂપી મંદિરનો તથા આશારૂપી પત્નીનો જ્યારે ત્યાગ કરવામા આવે છે ત્યારે તે અવશ્ય મુક્ત થાય છે. (૧૨) મોહ કરવાવાળી માતા જેની નાશ પામી છે તથા જ્ઞાનરૂપ સુત જેને ઉત્પન્ન થયો છે, જેને આ બે રીતના આશોચની પ્રાપ્તિ થઇ છે સો તેણે સંધ્યાની શા માટે ઉપાસના કરવી ? (૧૩) હૃદયાકાશમાં ચિતરૂપી સૂર્ય સર્વદા પ્રકાશે છે, જે અસ્તને પામતો નથી તો પછી સંધ્યાની ઉપાસના શા માટે કરવી જોઇએ ? (૧૪) સર્વ એક તથા અદ્વયરૂપે છે, એ પ્રમાણે ગુરૂના ઉપદેશથી જે નિશ્ચય થયો છે તેજ એકાંત સ્થળ છે. મઠ અથવા તો અન્ય વનની આવશ્યકતા નથી. (૧૫) જેઓ સંશયભાવથી રહિત છે તેઓને મુક્તિ છે, પણ સંશયયુક્ત મનવાળાની મુક્તિ એક જન્મે કે અનેક જન્મે પણ નથી, માટે વિશ્વાસ મેળવવો જોઇએ. (૧૬) કર્મનો ત્યાગ, એ સંન્યાસ નથી. વાણીથી કહેવાવડે સંન્યાસ નથી જીવાત્મા તથા પરમાત્માની એકતા થવી, એજ સંન્યાસ છે. (૧૭) સર્વ પ્રકારની એષણાઓ, જેને એકેલાના આહાર સરખી છે, તેનો સંન્યાસને વિશે અધિકાર છે તથા તેને પોતાના દેહનું અભિમાન હોતું નથી. (૧૮) જ્યારે મનવડે સર્વ વસ્તુમાં વૈરાગ્ય થાય છે ત્યારે જ અધિકારીએ સંન્યાસ ધારણ કરવો, નહિ તો તે પતિત થાય છે.

(૧૯) દ્રવ્યની લાલસાથી તેમજ અન્ન વસ્ત્રની લાલસાથી અથવા તો પ્રતિષ્ઠાને અર્થે જે સંન્યાસ લે છે, તે ઉભય લોકથી ભ્રષ્ટ થાય છે તથા તેને મુક્તિની પ્રાપ્તિ થતી નથી. (૨૦) તત્ત્વજ્ઞાનનું ચિંતન, એ ઉત્તમ છે, શાસ્ત્રનું ચિંતન એ મધ્યમ છે, મંત્રનું ચિંતન એ અધમ છે તથા તીર્થનું ભ્રમણ એ અધમમાં અધમ છે. (૨૧) જેમ જળમા પ્રતિબિંબિત થયેલા વૃક્ષના ફળનો સ્વાદ વૃથા છે, તેમ મૂઢને અનુભવ વિના બ્રહ્મમાં હર્ષ થવો વૃથા છે. (૨૨) ત્યાગ વિના પણ જે યતિને મધુકરીરૂપી માતા છે, વૈરાગ્યરૂપી પિતા છે, શ્રદ્ધારૂપી સ્ત્રી છે તથા જ્ઞાનરૂપી પુત્ર છે તે મુક્ત છે. (૨૩) ધનવડે જે મોટા છે તેમજ વિદ્યાવડે જે મોટા છે, તેમજ • જ્ઞાનવડે જે મોટા છે તેના શિષ્યરૂપે તથા શિષ્યના પણ શિષ્યરૂપે છે. (૨૪) માયાવડે જેમનાં ચિત્ત મૂઢ બનેલાં છે તથા આત્મારૂપી મને પૂર્ણપણે જેણે પ્રાપ્ત કર્યો નથી તેવા દેવો, કાગડાની માફક ક્ષુભિત ઉદરને પૂરવા માટે ભમે છે. (૨૫) પાષાણ, સુવર્ણ તથા મૃત્તિકાથી બનેલા દેહમાં બાહ્ય પૂજા મુમુક્ષુને પુનર્જન્મ તથા ભોગ કરવાવાળી છે. માટે યતિએ પોતાના હૃદયનું જ અર્ચન કરવું તથા પુનર્જન્મ ન થવા માટે બાહ્યાર્ચનનો ત્યાગ કરવો. (૨૬) સમુદ્રમાં પાણીથી ભરેલો ઘડો અંદરથી પૂર્ણ છે તથા બહારથી પણ પૂર્ણ છે, તેજ પ્રમાણે આકાશમાં રહેલ કુંભ અંદરના ભાગમા શૂન્ય છે તથા બહારના ભાગમાં શૂન્ય છે. (૨૭) ગ્રાહ્ય ભાવરૂપે તું મા થા, તેમ ગ્રાહકાત્મારૂપે મા થા. સઘળી ભાવનાનો ત્યાગ કરી જે શેષરૂપે છે તેરૂપે તું થા. (૨૮) વાસનાના ત્યાગ સાથે દ્રષ્ટા, દર્શન તથા દશ્યભાવનો ત્યાગ કરવો. દર્શનમાં પ્રથમથીજ આભાસરૂપે રહેલા આત્માનું જ કેવળ અવલંબન કર. (૨૯) સર્વ સંકલ્પો શાંત થયા છે એવી

શિલાના સરખી જે સ્થિતિ છે, તે જાગ્રત તથા નિદ્રાવસ્થાથી રહિત છે તથા તે જ શ્રેષ્ઠ સ્થિતિ છે. (૩૦) હું છું, પરરૂપે હું છું, બ્રહ્મરૂપે હું છું, પ્રભાવરૂપે હું છું, સર્વ લોકના ગુરુરૂપ હું છું, સર્વ લોકમા હું છું તથા તે હું છું. (૧) હુંજ છું, સિદ્ધરૂપે હું છું, પરમરૂપે હું છું, હું છું, સર્વદા તે હું છું, નિત્યરૂપે હું છું. વિમલરૂપે હું છુ. (૨) વિજ્ઞાનરૂપે હું છું, વિશેષરૂપે હું છું, સોમરૂપે હું છું, સકલરૂપે હું છું, શુભરૂપે હું છું, શોકથીરહિતરૂપે હું છું, ચૈતન્યરૂપે હું છું તથા સમરૂપે હું છું. (૩) હું માન તથા અપમાનથી રહિત છું, હું નિર્ગુણરૂપે છું, શિવરૂપે હું છું, હું દ્વૈત તથા અદ્વૈતથી રહિત છું, હું દ્વંદ્વથી રહિત છું તથા તે હું પોતે છું. (૪) ભાવ તથા અભાવથી રહિત હું છું, વાણીથી રહિત હું છું, કાંતિરૂપે હું છું, શન્ય તથા અશન્યના પ્રભાવરૂપે હું છું તથા શોભન અને અશોભનરૂપે હું છું. (૫) તુલ્ય તથા અતુલ્યથી રહિત હું છું, નિત્ય, શુદ્ધ તથા સદાશિવરૂપે હું છું, સર્વ તથા અસર્વથી રહિતરૂપે, સાત્વિકરૂપે તથા સદારૂપે હું છું. (૬) એક સંખ્યાથી રહિતરૂપે, દ્વિસંખ્યાથીરહિત, સદ્ તથા અસદ્થી રહિતરૂપે તથા સંકલ્પથી રહિતરૂપે હું છું. (૭) અનેક આત્માના ભેદોથી રહિતરૂપે હું છું. (૮) આશ્રય તથા અનાશ્રયથી રહિતરૂપે, આધારથી રહિતરૂપે, બંધમોક્ષાદિથી રહિતરૂપે તથા શુદ્ધ બ્રહ્મરૂપે હું છું. (૯) ચિત્તાદિ સર્વથી રહિતરૂપે, પરમરૂપે, પરાત્પરરૂપે, વિચારરૂપે તથા વિચારથી રહિતરૂપે હું છું. (૧૦) હું જ સનાતન અકાર, ઉકાર તથા મકારરૂપે છું. ધ્યાતા, ધ્યાન તથા ધ્યેયથી રહિતરૂપે હું છુ. (૧૧) સર્વ પૂર્ણ રીતે, સચ્ચિદાનંદ લક્ષણરૂપે, સર્વ તીર્થ સ્વરૂપરૂપે, પરમાત્મારૂપે તથા શિવરૂપે હું છું. (૧૨) લક્ષ્ય તથા અલક્ષ્યથી રહિતરૂપે, લયથી રહિતરૂપે, માતા, માન તથા મેયથી રહિત શિવરૂપે હું છું. (૧૩) હું જગતરૂપ નથી, સર્વના દ્રષ્ટારૂપ, નેત્રાદિથી રહિતરૂપે, વૃદ્ધરૂપે, જ્ઞાનીરૂપે, પ્રસન્નરૂપે તથા પરરૂપે હું છું. (૧૪) સર્વ ઇન્દ્રિયોથી રહિતરૂપે, સર્વ કર્મના કરનારરૂપે, સર્વ વેદાન્તથી તૃપ્તરૂપે તથા સુલભરૂપે હું છું. (૧૫) મુદિત તથા અમુદિતરૂપે, સર્વ મૌનના ફળરૂપે, ચિન્માત્રરૂપે, તથા ચિન્મયરૂપે હું છું. (૧૬) હીનરૂપે, સ્વલ્પરૂપે, હૃદયગ્રંથિથી રહિતરૂપે તથા હૃદયકમળના મધ્યમાં રહેલો હું છું. (૧૭) ૭ વિકારથી રહિત, ૭ ક્લેશથી રહિત, ૭ શત્રુથી રહિત, અંદરના કરતાં વધારે અંદરરૂપ હું છું. (૧૮) દેશ તથા કાળથી રહિતરૂપે, દિશારૂપી વસ્ત્રથી સુખી એવો હું છું. મારા સિવાય અન્ય કાંઇ નથી. હું વિમુક્ત છું તથા નકારથી રહિત છું. (૧૯) અખંડાકારરૂપે, અખંડાકારરૂપે, પ્રપંચથી મુક્ત ચિત્તવાળો તથા પ્રપંચથી રહિતરૂપે હું છું. (૨૦) સર્વ પ્રકાશરૂપે, ચિન્માત્ર જ્યોતિરૂપે, ત્રણ કાળથી રહિતરૂપે તથા કામાદિથી રહિતરૂપે હું છું. (૨૧) કાયિકાદિ દોષોથી રહિત, નિર્ગુણ, કેવળ એકરૂપ, મુક્તિથી રહિત, મુક્તરૂપે તથા મોક્ષથી રહિતરૂપે હું છું.(૨૨) સત્ય તથા અસત્યાદિથી રહિતરૂપે તથા સર્વદા સન્માત્રથી રહિતરૂપે હું નથી. ગંતવ્ય અર્થાત્ જવા યોગ્ય સ્થાનથી રહિતરૂપે, ગમનાદિથી રહિત હું છું. (૨૩) સમરૂપે, શાંતરૂપે, પુરુષોત્તમરૂપે તથા સ્વાનુભવરૂપે હું છું, એમાં સંશય નથી. (૨૪) જે કોઇ એકવાર પણ આ સાંભળે છે તે પોતે બ્રહ્મરૂપે થાય છે, એમ આ ઉપનિષદ્વિદ્યા કહે છે.

## (૨૮) સુબાલોપનિષદ્.

### સૃષ્ટિનો ઉત્પત્તિક્રમ.

પ્રથમ શું હતું, તેના સબંધી કહ્યું છે કે, સતરૂપે ન હતું તથા અસતરૂપે નહતું. આ આ અવ્યક્તમાથી ભૂતાદિ, ભૂતાદિમાથી આકાશ, આકાશમાથી વાયુ, વાયુમાથી અગ્નિ,અગ્નિમાંથી જલ તથા જલમાથી પૃથિવી થઇ.પ્રથમ અંડ ઉત્પન્ન થનુ.પછી સવત્સર થયા. પછી તેના બે ભાગ થયા. નીચેનો ભાગ પૃથિવી થઇ, ઉપરનો ભાગ આકાશ થયો તથા મધ્યમા દિવ્ય પુરૂષ થયો. તે હજાર મસ્તકવાળો, હજાર આખવાળો, હજાર પગ વાળો, હજાર બાહુવાળો હતો. ભૂતોની પહેલા તેણે મૃત્યુને ઉત્પન્ન કર્યો. તેને ત્રણ મસ્તક, ત્રણ પગ તથા હાથમા ખડ તથા પરશુ હતા. આ વિરાટરૂપને બ્રહ્મ કહે છે તેણે બ્રહ્માને વિશે પ્રવેશ કર્યો. આથી બ્રહ્માએ માનસીક સાત પુત્રોને ઉત્પન્ન ક્યાં. આ સાત વિરાટોએ સત્ય તથા માનસીક પ્રજાને ઉત્પન્ન કરી. તેના મુખરૂપ બ્રાહ્મણ થયા, બાહુરૂપે રાજા થયા, ઉરૂરૂપે વૈશ્ય થયા, પગમાથી શૂદ્ર થયા, મનથી ચદ્ર, ચક્ષુથી સૂર્ય, શ્રોત્રથી વાયુ તથા પ્રાણુ તથા હૃદયથી સર્વ ઉત્પન્ન થયું છે. અપાનથી નિષાદો, યક્ષો, રાક્ષસો તથા ગધર્વો, અસ્થિમાથી પર્વતો, લોમમાથી ઓષધ તથા વનસ્પતિ, લલાટથી ક્રોધ તથા ક્રોધથી રૂદ્ર થાય છે. આ મહાન્ ભૂતના નિઃશ્વાસમાથી ઋગ્વેદ, યજુર્વેદ, અથર્વવેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ, જ્યોતિષ, ન્યાય, મીમાસા, ધર્મશાસ્ત્ર, વ્યાખ્યાન, ઉપવ્યાખ્યાન તથા સર્વ ભૂતો થાય છે. હિરણ્યગર્ભથી જે વિરાટ થાય છે, તેણે પોતાના આત્માને બે પ્રકારનો કર્યો. અર્ધાવડે સ્ત્રી તથા અર્ધાવડે પુરુષ થયો. ત્યાર પછી દેવરૂપે થઇ દેવોને, ઋષિરૂપે થઇ ઋષિઓને, યક્ષ, રાક્ષસ, ગધર્વોને, પશુઓને તથા ફાડી ખાનારા જનાવરોને સર્જ્યાં. સ્ત્રીએ ગાયને તથા પુરૂષે બળદને, એકે ઘોડીને ત્યારે બીજાએ ઘોડાને, એકે ગર્દભીને ત્યારે બીજાએ ગર્દભને ઉત્પન્ન કર્યાં. વૈશ્વાનરરૂપે થઇ તે સર્વ ભૂતોનું દહન કરે છે. પૃથ્વીનો જલમાં, જલનો તેજમા, તેજનો વાયુમા, વાયુનો આકાશમાં, આકાશનો ઇન્દ્રિયોમા, ઇન્દ્રિયોનો તન્માત્રામા, તન્માત્રાનો ભૂતાદિમા, ભૂતાદિનો મહત્‌મા, મહત્‌નો અવ્યક્તમા, અવ્યક્તનો અક્ષરમા, અક્ષરનો તમમા તથા તમનો શ્રેષ્ઠ દેવમા એકરૂપતા થાય છે. પાછળ કાંઇ નથી, સત નથી, અસત્ નથી, સદસત્ સર્વ એક હોય છે. (દ્વિતીય ખંડ). પૂર્વ આ સર્વ અસતરૂપે હતુ. ઉત્પત્તિથી રહિત, અભુતરૂપ, પ્રતિષ્ઠા, શબ્દ, સ્પર્શ, રૂપ, ગંધ, વ્યય, મહાન્ તથા બૃહત્ ભાવથી રહિત, અજરૂપે આ આત્મા હતો. આત્માને આ રીતનો માની વિવેકી શોક કરતો નથી. આ આત્મા પ્રાણુ, મુખ, શ્રોત્ર, ગમન, તેજ, ચક્ષુ, નામ, ગોત્ર, શિર, પાણિ, પાદ, સ્નિગ્ધ, લોહી, પ્રમેય, હ્રસ્વ, દીર્ઘ, સ્થૂલ, અણુ, અલ્પ, પાર, નિર્દેશ્ય, પ્રતર્ક્ય, પ્રકાશ્ય, સવૃત્ત તથા બાહ્ય ભાવથી રહિત છે. તે કશું ભક્ષણ કરતો નથી. સત્ય, દાન, તપ, અનાશક—ઉપવાસ, બ્રહ્મચર્ય તથા તથા નિર્વેદન આ ૫ અગોવડે આત્માની ઉપલબ્ધિ થાય છે. જે દમ, દયા તથા દાન આ ત્રણ ધારણ કરે છે, તેના પ્રાણોનું ઉત્ક્રમણ થતુ નથી. તે બ્રહ્મરૂપે થઇ બ્રહ્મને મેળવે છે. (૩) હૃદયના મધ્યમા રાતો માસનો પિંડ છે. તેમા કમળ છે, જે અનેક પ્રકારે ખીલે છે. હૃદયમા દશ છિદ્રો રહેલ છે, જેમા પ્રાણો રહેલા છે. આ આત્માનો જ્યારે પ્રાણ સાથે સયોગ થાય છે ત્યારે તે નદી, નગરાદિ જુવે છે. જ્યારે તેનો વ્યાન સાથે સયોગ થાય છે ત્યારે તે દેવો તથા ઋષિઓને જુવે છે. અપાન સાથે સયોગ થવાથી યક્ષ, રાક્ષસ

તથાં ગંધર્વોને જુવે છે તથા ઉદાન સાથે સંયોગ થવાથી દેવલોકને, દેવોને, સ્કંદને તથા જયંતને જુવે છે તથા સમાન સાથે સંયોગ થવાથી દેવલોક તથા ધનને જૂવે છે. જ્યારે વૈરંભણ સાથે સંયોગ થાય છે ત્યારે દષ્ટ, શ્રુત, ભુક્ત, અભુક્ત, સત્ તથા અસત્ સર્વને જૂવે છે. આ દરેક દશ દશ નાડીરૂપે થાય છે તથા તેમાંની દરેક ૭૨ શાખાઓરૂપે થાય છે. આ રીતે હજારો નાડી થાય છે. આ હૃદયાકાશમાં આત્મા શયન કરે છે તથા શબ્દ કરે છે. જ્યારે બીજા કોશમાં આત્મા શયન કરે છે ત્યારે આ લોકને તથા પરલોકને જુવે છે તથા સર્વ શબ્દોને તે જાણે છે. આ વખતે સંપ્રસાદ કરી આત્માને કહેવામાં આવે છે. પ્રાણ શરીરનું રક્ષણ કરે છે. હરિત, નીલ, પીત, લોહિત તથા શ્વેતની નાડીઓ રૂધિરવડે પૂર્ણ છે. કમળની માફક હૃદયાકાશ અનેક પ્રકારે વિકાશને પામે છે. જેમ કેશ હજાર પ્રકારે જૂદા જૂદા છે, તેજ પ્રમાણે નાડીઓ છે. જ્યારે હૃદયાકાશમાં દિવ્ય આત્મા શયન કરે છે ત્યારે તેને કોઇ રીતની કામના હોતી નથી. તે કાંઇ સ્વપ્નને જોતો નથી. દેવો, દેવલોકો, યજ્ઞો, માતા, પિતા બંધુ, બાધવ, સ્તેન, બ્રહ્મહત્યા કાંઇ હોતું નથી. ચક્ષુ અધ્યાત્મા છે, દ્રષ્ટવ્ય અધિભૂત છે તથા આદિત્ય અધિદૈવત નાડીરૂપ છે. આ બધાનો બંધન કરનાર જે ચક્ષુમાં છે, દ્રષ્ટવ્યમાં છે, આદિત્યમા છે, નાડીમાં છે, પ્રાણમાં છે, વિજ્ઞાનમાં છે, આનંદમાં છે, હૃદયાકાશમાં છે, જે આ સર્વમાં સંચાર કરે છે, તે જ આત્મા છે. આ આત્માની ઉપાસના કરવી જોઇએ. આ આત્મા જરા રહિત, અમૃતરૂપ, ભયરહિત, શોકરહિત તથા અનંતરૂપે છે. તેજ પ્રમાણે શ્રોત્ર, નાસા, જિહ્વા, મન, બુદ્ધિ, ચિત્ત, વાક્, હસ્ત, પાદ, પાયુ તથા ઉપસ્થના સંબંધમાં છે. આત્મા સર્વજ્ઞ, સર્વેશ્વર, સર્વના અધિપતિરૂપ, અન્તર્યામીરૂપ, યોનિરૂપ, સર્વના સુખોવડે ઉપાસના કરવામાં આવતો, જે સર્વ સુખોની ઉપાસના કરતો નથી એવો, વેદ તથા શાસ્ત્રવડે ઉપાસના કરાતો, પણ જે વેદ શાસ્ત્રોની ઉપાસના કરતો નથી, જે આત્માનું આ સર્વ અન્નરૂપ છે પણ જે પોતે અન્ન નથી, જે સર્વનો દોરવનાર, પ્રશાસ્તા, અન્નમય, ભૂતાત્મા, પ્રાણમય, ઇન્દ્રિયાત્મા, મનોમય, સંકલ્પાત્મા, કાલાત્મા, આનંદમય, લયાત્મા, એકરૂપ, જેમાં દ્વૈત નથી તો મર્ત્ય કયાંથી, જે અમૃતરૂપ, અંતર્પ્રજ્ઞથી રહિત, બહિઃપ્રજ્ઞા અર્થાત્ વિષયથી રહિત, બેઉ પ્રકારના વિષયોથી રહિત, પ્રજ્ઞાનઘનથી રહિત, જે પ્રજ્ઞરૂપે નથી, જે વિદિત તથા વેદ્યરૂપે નથી તે પ્રથમ 'શૂન્ય હતું', મૂલ તથા આધારથી રહિત હતું. જે કાંઇ પ્રજા ઉત્પન્ન થાય છે તે સર્વ નારાયણરૂપ છે. આ રીતે ચક્ષુ, દ્રષ્ટવ્ય, શ્રોત્ર તથા શ્રોત્રાદિ સર્વ નારાયણરૂપ છે. આ આત્મા શરીરના મધ્ય ભાગમાં રહેલો છે, જે અજ, એક, નિત્ય, જેની પૃથ્વી શરીર છે, જે પૃથ્વીના મધ્ય ભાગમાં સંચાર કરે છે, છતાં જેને પૃથ્વી જાણી શકતી નથી, જેને તેજ જાણી શકતું નથી, જેને વાયુ જાણી શકતો નથી, જેને બુદ્ધિ, અહંકાર, ચિત્ત, અવ્યક્ત, અક્ષર, મૃત્યુ વગેરે કોઇ જાણી શકતાં નથી. આ આત્મા સર્વ ભૂતોના અંતરાત્મારૂપ, પાપથી રહિત, એક તથા નારાયણરૂપ છે. આ આત્મવિદ્યા નારાયણે અવાંતરતમને આપી, તેણે બ્રહ્માને, બ્રહ્માએ ઘોરાગિરસને, તેણે રૈકને, તેણે રામને તથા રામે સર્વ ભૂતમાત્રોને આપી. આત્મા ગુહામાં રહેલો મેદ, માંસ તથા કલેદથી યુક્ત શરીરમાં આવૃત થયેલો, ગંધર્વ નગરના સરખા તથા જળના બુદબુદની માફક ચંચળ, શરીરમા રહેલો, અચિન્ત્યરૂપવાળો, સંગથી રહિત, શુદ્ધ, તેજરૂપ, રૂપરહિત તથા શરીરથી રહિત છે. અધિ

કારીઓ આ આનંદરૂપ આત્માને જૂવે છે તથા આત્માનો લય થવા પછી તેઓ પણ જોતા નથી. રૈકવે પોતાના ગુરૂને પૂછ્યું કે, સર્વનો લય એકને વિષે થાય છે, તે કેવી રીતે? ત્યારે ગુરૂએ કહ્યું; ચક્ષુ દ્રષ્ટવ્યમાં,દ્રષ્ટવ્ય આદિત્યમાં, આદિત્ય વિરાટમાં, વિરાટ પ્રાણમાં, પ્રાણ વિજ્ઞાનમાં, વિજ્ઞાન આનંદમાં તથા આનંદ તુરીયમાં લય પામે છે. આ તુરીય સ્થાન અમૃતરૂપ, અભય, અશોક, અનંત તથા નિર્બીજરૂપ છે. વળી ગુરૂએ કહ્યું; જે શ્રોત્ર પ્રતિ જાય છે તે શ્રોત્રનો લય થવા પછી શ્રોતવ્ય પ્રતિ ગમન કરે છે. શ્રોતવ્યના અસ્ત પછી તે દિશાપ્રતિ, દિશાના અસ્ત પછી સુદર્શના વિશે, સુદર્શનના અસ્ત પછી અપાન વિશે, અપાન વિજ્ઞાનમાં, એ પ્રમાણે છેવટે તેનો તુરીયમાં લય થાય છે. તે જ પ્રમાણે નાસાનો ઘ્રાતવ્યમા, તેનો પૃથ્વીમાં, તેનો જિતામાં, તેનો વ્યાનમાં, વ્યાનનો વિજ્ઞાનમાં, એ પ્રમાણે છેવટે તુરીયાવસ્થામાં લય થાય છે. તે જ પ્રમાણે જિહ્વાનો રસયિતવ્યમાં, તેનો વરૂણમાં, તેનો સૌમ્યામાં, તેનો ઉદાનમાં તથા ઉદાનનો વિજ્ઞાનમાં લય થાય છે. ત્વચાનો સ્પર્શયિતવ્યમાં, તેનો વાયુમાં, તેનો મેધામાં, તેનો સમાનમાં તથા તેનો વિજ્ઞાનમાં લય થાય છે. વાણીનો વક્તવ્યમાં, તેનો અગ્નિમાં, તેનો કુમારને વિષે, તેનો વૈરંભમાં તથા વૈરંભનો વિજ્ઞાનમાં લય થાય છે. હસ્તનો આદાતવ્યમાં, તેનો ઇન્દ્રમા, તેનો અમૃતમા, તેનો મુખ્યમાં તથા મુખ્યનો વિજ્ઞાનમાં લય થાય છે. પાદનો ગંતવ્યમા, તેનો વિષ્ણુમાં, તેનો સત્યામા, સત્યાનો અંતર્યામમાં તથા તેનો વિજ્ઞાનમાં લય થાય છે. વાયુનો વિસર્જયિતવ્યમાં, તેનો મૃત્યુમાં, તેનો મધ્યમામાં, તેનો પ્રભંજનમાં તથા તેનો વિજ્ઞાનમાં લય થાય છે. ઉપસ્થનો આનંદયિત્વ્યમાં, તેનો પ્રજાપતિમાં, તેનો નાભીમાં, તેનો કુમારમાં તથા તેનો વિજ્ઞાનમા. મનનો મંતવ્યમાં, તેનો ચંદ્રમામાં, તેનો શિશુમાં, તેનો શ્યેનમાં તથા તેનો વિજ્ઞાનમાં. બુદ્ધિનો બોદ્ધવ્યમાં, તેનો બ્રહ્મામાં, તેનો સૂર્યમાં, તેનો કૃષ્ણમાં તથા તેનો વિજ્ઞાનમાં. અહંકારનો અહંકર્તવ્યમાં, તેનો રૂદ્રમાં, તેનો અસુરમાં, તેનો શ્વેતામા તથા તેનો વિજ્ઞાનમાં. ચિત્તનો ચેતયિતવ્યમાં, તેનો ક્ષેત્રજ્ઞમાં, તેનો ભાસ્વતીમાં, તેનો નાગમાં તથા તેનો વિજ્ઞાનમા તથા છેવટે તુરીયમાં લય છે. જે આ રીતે આત્માને ઉત્પત્તિ રહિત જાણે છે, તે નિર્બીજ થાય છે. તેને ઉત્પત્તિ, મરણ, મોહ, ભેદ, દહન, છેદન, કંપ, કોપ, કાંઇ હોતાં નથી. આવા આત્માને સર્વનું દહન કરનાર કહે છે. આ આત્મોપલબ્ધિ શાસ્ત્રનાં સેંકડો વચનથી, વેદાધ્યયનથી, બુદ્ધિના આશ્રયથી, વેદ યજ્ઞ, તપ, સાંખ્ય, યોગ તથા અન્ય આશ્રયોવડે થતી નથી. પ્રવચન, પ્રશંસા, વ્યુત્થાનવડે શ્રવણ કરવાની ઇચ્છાવાળા તથા મૌનવ્રતવાળા બ્રાહ્મણો આત્માને પ્રાપ્ત કરી શકે છે. જે શાંત, દાંત, ઉપરત, તિતિક્ષુ તથા સમાહિત હોય છે, તે આત્મામાં આત્માને જુવે છે. તે સર્વના આત્મારૂપ થાય છે. રૈકવ પોતાના ગુરૂને પૂછવા લાગ્યો; હે ભગવન્! શાને વિષે બધાનો આશ્રય થાય છે? ત્યારે ગુરૂએ કહ્યું કે, રસાતલ લોકમાં. તે શામાં ઓતપ્રોત છે? ત્યારે કહ્યું કે, ભૂર્લોકમાં, તે ભુવર્લોકમાં, તે મહર્લોકમાં, તે જનલોકમાં, તે તપોલોકમાં, તપ સત્યલોકમાં, તે પ્રજાપતિ લોકમાં, તે બ્રહ્મલોકમાં, આ રીતે સર્વ લોક મણિની માફક બ્રહ્માત્મામાં ઓતપ્રોત છે. જે આ પ્રમાણે જાણે છે, તે આત્મારૂપે થાય છે. રૈકવે ગુરૂને પૂછ્યું કે, હે ભગવન્! વિજ્ઞાનઘન આત્માનું જે ઉત્ક્રમણ થાય છે, તે કઇ અવસ્થાનો ત્યાગ કરીને થાય છે? ત્યારે ગુરૂએ કહ્યું; હૃદયના મધ્યમાં રાતો માંસપિંડ છે, જે દહર • કમળની માફક

અનેક પ્રકારે વિકાસને પામે છે. તેના મધ્યમાં સમુદ્ર છે, સમુદ્રના મધ્યમા કોશ છે તથા તે કોશમા ચાર પ્રકારની નાડીઓ છે: જે નીચે પ્રમાણે છે:–રમા, ચરમા, ઇચ્છા તથા અપુનર્ભવા. રમા નાડી પુણ્યવડે પુણ્યલોક પ્રતિ લઇ જાય છે, ચરમા પાપવડે પાપલોક પ્રતિ લઇ જાય છે, ઇચ્છાવડે જેનું સ્મરણ થાય છે તેની પ્રાપ્તિ થાય છે તથા અપુનર્ભવાવડે કોશનો ભેદ થાય છે. કોશને ભેદી શીર્ષ કપાલને ભેદે છે ત્યાર પછી પૃથ્વી અપ, તેજ, વાયુ, આકાશ, મન, ભૂતાદિ, મહાન્, અવ્યક્ત, અક્ષર, મૃત્યુ એ સર્વને ભેદી એક દેવમાં એકરૂપે થાય છે.

નારાયણમાથી અન્ન થયુ છે. તે પક્વ થયલું બ્રહ્મલોકમા, આદિત્યમા, ક્રવ્યાદમાં, જાય છે. વળી પકવ થયલુ, જલ તથા કિલથી રહિત, પવિત્ર તથા અયાચિત અન્નનું ભક્ષણ કરવું, પણ યાચના કરવી નહિ. બાલસ્વભાવવાળા થઇ તથા અસંગરૂપે થઇ રહેવુ. નિગમન પ્રજાપતિએ કહ્યું; મહત્પદનું જ્ઞાન થયા પછી વૃક્ષમૂલને વિષે રહેવું. તેણે હસ્તી આદિ કશાથી બીવું નહી. વૃક્ષની માફક સ્થિર રહેવું. કંપવાળા,, કમલની માફક કદી રહેવું નહી. આકાશની માફક રહેવું. કોઇ મારે, તોપણ કોપ કરવો નહી. તેણે સત્યવડે રહેવું, સર્વ ગંધનુ હૃદય પૃથ્વી છે, રસનું હૃદય જળ છે, રૂપનું તેજ છે, સ્પર્શનું વાયુ છે, શબ્દનું આકાશ છે, સર્વ ગતિનું અવ્યક્ત છે તથા સત્વનુ હૃદય મૃત્યુ છે. પૃથ્વી અન્નરૂપ છે તથા જળ અન્નાદ છે. જ્યારે જળ અન્ન હોય છે ત્યારે જ્યોતિ અન્નાદ છે. જ્યોતિ અન્ન હોય ત્યારે વાયુ અન્નાદ છે. વાયુ અન્નમાં આકાશ અન્નાદ છે. આકાશ અન્નમા ઇન્દ્રિયો અન્નાદ છે. ઇન્દ્રિયોના અન્નમા મન અન્નાદ છે. મન અન્નમા બુદ્ધિ અન્નાદ છે, બુદ્ધિ અન્નમા અવ્યક્ત અન્નાદ છે. અવ્યક્તમા અક્ષર અન્નાદ છે, અક્ષરમા મૃત્યુ અન્નાદ છે તથા સર્વ પરબ્રહ્મમા એકરૂપે થાય છે. રૈક્વે પોતાના ગુરુને પૂછ્યું; હે ભગવન્! વિજ્ઞાનઘન આત્માનું ઉત્ક્રમણ થવા પછી કઇ અવસ્થાનું તે દહન કરે છે? ગુરૂએ કહ્યું; વિજ્ઞાનઘન આત્માનું ઉત્ક્રમણ થાય છે ત્યારે તે પ્રાણ; વ્યાન, ઉદાન, સમાન, વૈરંભ, મુખ્ય, અંતર્યામ, પ્રભંજન, કુમાર, શ્યેન, શ્વેત કૃષ્ણ, નાગ, પૃથ્વી, અપ, તેજ, વાયુ, આકાશ, જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, તુરીય, મહતી, પરલોક, લોકાલોક, ધર્માધર્મ, અભાસ્કર, અમર્યાદ, નિરાલોક, મહાન, અવ્યકત, અક્ષર તથા મૃત્યુનું દહન કરે છે. આ સૌબાલ ઉપનિષદ્નો પ્રશાતાત્માથી રહિતને, અપુત્રવાનને, અશિષ્યવાનને, જેનું કુલ શીલ જાણવામા નથી આવ્યું એવાને ઉપદેશ કરવો નહિ.

## ક્ષુરિકા ઉપનિષદ્.

### યોગ નિરૂપણ.

ક્ષુરિકા અર્થાત્ છરીની માફક સંસારના બંધનને કાપનારી ધારણાનું યોગની સિદ્ધિ માટે વ્યાખ્યાન કરું છું. આ ધારણાની પ્રાપ્તિ પછી યોગીને પુનર્જન્મ થતો નથી. વેદના વિધિ પ્રમાણે તથા બ્રહ્માએ કહ્યું છે, તે પ્રમાણે એકાંત પ્રદેશમાં આસન માંડી બેસવું. જેમ કર્મ પોતાના અંગોનો સંકોચ કરે છે, તેમ મનનો હૃદયમા સંકોચ કરી દ્વાદશ માત્રાવાળા પ્રણવવડે આત્માને પૂરકાદિ પ્રાણયામોવડે પૂરવો તથા સર્વ દ્વારોનો નિરોધ કરવો. છાતી, મુખ, કટિ, ગ્રીવા તથા હૃદયને કઇક ઉંચા રાખવાં. નાસાના મધ્ય ભાગમા રહેલા પ્રાણોની હૃદયમાં ધારણા કરવી. ત્યા રહેલા પ્રાણનો ધીમે ધીમે ઉત્સર્ગ કરવો. સ્થિરપણે અંગુઠથી આરંભ કરી, બે ગુલ્ફ ભાગોમા, બે જંઘામા, બે જાનુમા,

રૂમાં, ગુદામાં તથા શિશ્નમાં સમાહાર કરી વાયુનું સ્થાન જે નાભિપ્રદેશ, તેમાં આશ્રય કરવો. આ નાડીપ્રદેશમાં સુષુમ્ણા અનેક નાડીઓથી આવૃત છે. અણુ, રક્ત, પીત, કૃષ્ણ, તામ્ર તથા વિલોહિત અનેક નાડીઓ છે. પણ અત્યંત સૂક્ષ્મ શુકલ નાડીનો આશ્રય કરવો. જેમ કરોળિયો તંતુવડે વિસ્તારને કરે છે, તેમ યોગીએ પ્રાણોનો સંચાર કરવો જોઇએ ત્યાં રક્તોત્પલના સરખું મહાન્ પુરૂષાયતન-પુરૂષનું સ્થાન છે. આને વેદાંતમાં દહર અર્થાત્ પુંડરીક કહે છે. તેનો ભેદ કરી પ્રાણને કંઠપ્રતિ લઇ જવો. મનના નિર્મળ બુદ્ધિરૂપી તીક્ષ્ણ ખડ્ગને ગ્રહણ કરી પગના ઉપરના ભાગમાં રહેલા સર્વ મર્મોનું છેદન કરવું. તીક્ષ્ણ મનોદ્વારવડે સર્વદા યોગનો આશ્રય કરવો. મર્મ તથા જંઘાનું જે છેદન, તેને ઇન્દ્રવજ્ર કહે છે. ધ્યાનબળના યોગવડે ધારણાથી છેદન કરવું જોઇએ. ઉરૂના મધ્ય ભાગમાં પ્રાણની સ્થાપના કરવી તથા મર્મસ્થાનોમાંથી પ્રાણનો વિસર્ગ કરવો. આ રીતે અભ્યાસના યોગવડે સર્વ ગ્રંથિનો છેદ કરવો. યોગી કંઠપ્રદેશમાં નાડીના સમૂહને એકઠો કરે છે. સર્વ નાડીમાં એકસો ને એક નાડી ઉત્તમ છે. સુષુમ્ણા નાડી પરમાં લીન થાય છે, વિરજા નાડી બ્રહ્મરૂપિણી છે. વામમાં ઇડા નાડી રહે છે તથા પિંગલા દક્ષિણમાં રહે છે. આ બે નાડીના મધ્યમાં જે સ્થાન છે, તે જે જાણે છે, તે આત્મજ્ઞાની છે. સૂક્ષ્મ નાડીનો વિસ્તાર બોતેર હજારનો છે. ધ્યાનવડે સર્વ નાડીનો છેદ થાય છે, પણ સુષુમ્ણાનો છેદ થતો નથી. યોગરૂપી નિર્મળ ધારવાળા તથા અગ્નિરૂપી તેજવાળા ખડ્ગવડે સમાધિની પ્રભાવડે આ જન્મમાં સો નાડીનો યોગી છેદ કરે છે. આ રીતે શુભાશુભ ભાવવડે સુષુમ્ના નાડીનું ધ્યાન કરવું. આથી પુનર્જન્મનો નાશ થાય છે. તપવડે જેણે ચિત્તના પર વિજય મેળવ્યો છે, એવો પુરૂષ એકાંત સ્થળનો આશ્રય કરી તથા અપેક્ષાથી રહિત થઇ નિઃસંગરૂપી તત્વને જાણનારો થાય છે. પાશનો છેદ કરી જેવી રીતે હંસ શંકા રહિત થઇ આકાશમાં ઉડી જાય છે, તે પ્રમાણે જીવ પાશનો ત્યાગ કરી સંસાર તરી જાય છે. જેમ દીવો સર્વને ભસ્મ કરી લયને પામે છે, તેમ યોગી સર્વ કર્મનું દહન કરી લયને પામે છે. યોગવાન્ ઉત્કૃષ્ટ પ્રાણાયામવડે તથા માત્રાના ધારણ કરવાથી, વૈરાગ્યરૂપી પથ્થરના ઘસવાવડે તંતુનો નાશ કરી મોક્ષને પામે છે. જ્યારે કામનાથી મુક્ત થાય છે ત્યારે અમૃતપણાને પામે છે. સર્વ ઇચ્છણાથી મુક્ત થયલો મુક્ત, તંતુનો છેદ કરી બંધનને પામતો નથી.

## (૩૦) મંત્રિકોપનિષદ્.

### માયાનું નિરૂપણ.

આઠ પાદવાળા, શુચિ, ત્રણ સૂત્રવાળા, અણુ, અવ્યય, ત્રણ માર્ગવાળા હંસ સર્વને જુએ છે. પણ કોઇ તેને જોતું નથી. જ્યારે તમરૂપી અજ્ઞાનનો નાશ થાય છે ત્યારે સત્વનો આશ્રય કરનારા, ગુણરૂપી ગુફામાં નિર્ગુણને જુવે છે. વિકારને ઉત્પન્ન કરવાવાળી, તથા આઠરૂપવાળી માયાનો આશ્રય છે ત્યાંસુધી આત્મસાક્ષાત્કાર થવો અશક્ય છે. અભ્યાસવાળા આ હંસવડે ધ્યાન કરાય છે, વિસ્તાર કરાય છે, પ્રેરણા કરાય છે તથા સર્વ ઉત્પત્તિને પામે છે. તેનાવડે સર્વ જગત્ અધિષ્ઠિત છે. ગૌરવાદિ અંતવાળી, જનની અર્થાત્ પ્રાણીને ઉત્પન્ન કરવાવાળી, શુક્લ તથા કૃષ્ણરૂપવાળી, રક્ત, સર્વ કામોનું દહન કરવાવાળી, વિષયથી રહિત તથા અવિજ્ઞાત માયાનું મૂઢ લોકો પાન કરે છે. જેને સર્વ વશ છે એવા પરમાત્મા જ સ્વચ્છંદ રીતે આ માયાનું પાન કરે છે. ભગવાન્ ધ્યાન તથા ક્રિયાવડે આને

ભોગવે છે. સર્વને સાધારણ દોહન કરવાવાળી આ માયાનું યાજ્ઞિકો પાન કરે છે. મહાત્માઓ આ માયામાં સારા વર્ણવાળા, પિપળાનું ભક્ષણ કરનાર, ઉદાસીન તથા ધ્રુવ હંસને જુવે છે. આ હંસનું સ્નાતકો તથા અધ્વર્યુઓ ગાન કરે છે. શાસ્ત્રમા કુશળ અનેક ઋચાઓ આવા આત્માની પ્રશંસા કરે છે. સાત વેદ્રોવડે બૃહત્ રથંતર સામનું ગાન કરવામા આવે છે. પદ તથા ક્રમયુક્ત મંત્રને દર્શાવનાર બ્રહ્મનું ભાર્ગવો તથા ભૃગુમાં ઉત્તમ અથર્વવાદીઓ પઠન કરે છે. કાલ, પ્રાણ આદિ છત્રીસ નામોવડે તેની સ્તુતિ કરવામા આવે છે. આ પરબ્રહ્મમા સર્વ સ્થાવર જંગમ રહ્યું છે; તેનામાં સર્વનો લય થાય છે, તેનામાં સર્વ ભાવો લયને પામે છે તથા લીન થઇ અવ્યક્તતાને પામે છે તથા ફરી પરપોટાની માફક ઉત્પન્ન થાય છે.

## (૩૧) સર્વ સારોપનિષદ્.

### અવસ્થાનિરૂપણ.

બંધ કેવી રીતે? મોક્ષ કેવી રીતે? વિદ્યા કોને કહેવી? અવિદ્યા કોને કહેવી? જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ તથા તુરીયાવસ્થા કોને કહેવી? અન્નમય, પ્રાણમય મનોમય, વિજ્ઞાનમય તથા આનંદમય કોશ એટલે શું? કર્તા જીવ, પંચ વર્ગ, ક્ષેત્રજ્ઞ, સાક્ષી, કૂટસ્થ તથા અંતર્યામી એટલે શું? પ્રત્યગાત્મા, પરાત્મા તથા માયા એટલે શું? બંધઃ—જીવનું અનાત્મદેહાદિમાં આત્માપણાનું જે અભિમાન, તે બંધ. મોક્ષઃ—અભિમાનનો નાશ તે મોક્ષ. અવિદ્યા—જે અભિમાનને કરાવે તે. વિદ્યાઃ—જેનાવડે અભિમાન નિવૃત્ત થાય તે જાગ્રતાવસ્થાઃ—આદિત્યાદિથી અધિષ્ઠિત મન આદિ ચૌદ ઇન્દ્રિયોવડે શબ્દાદિ સ્થૂલ વિષયોની જ્યારે પ્રાપ્તિ થાય છે ત્યારે જાગ્રત. સ્વપ્નઃ—વાસના સહિત ચૌદ ઇન્દ્રિયોવડે શબ્દાદિનો અભાવ છતાં વાસનામય શબ્દાદિની જ્યારે પ્રાપ્તિ થાય છે ત્યારે સ્વપ્ન. સુષુપ્તઃ—ચૌદ ઇન્દ્રિયો વિરામ પામવા પછી, વિશેષ જ્ઞાનનો અભાવ થવા પછી જ્યારે શબ્દાદિની પ્રાપ્તિ નથી થતી ત્યારે સુષુપ્ત. તુરીયાઃ—ત્રણ અવસ્થાનો ભાવાભાવરૂપ સાક્ષી સ્વયંભાવથી રહિત અંતર રહિત ચૈતન્યરૂપે જ્યારે થાય છે ત્યારે તુરીય ચેતન્ય કહેવાય છે. અન્નમય કોશઃ—અન્ન કાર્ય કોશનો સમૂહ તે અન્નમય કોશ. પ્રાણમય.—અન્નમય કોશમાં જ્યારે પ્રાણાદિના ચૌદ વાયુભેદો રહે છે ત્યારે પ્રાણમય કોશ કહે છે. આ બે કોશથી યુક્ત મન આદિ ચૌદ ઇન્દ્રિયોવડે આત્મા શબ્દાદિ વિષયોને તથા સંકલ્પાદિ ધર્મોને કરે છે ત્યારે મનોમય કોશ કહેવાય છે. ઉપર જણાવેલા ત્રણ કોશ યુક્ત હોય તથા તેમાં રહેલા વિશેષ ભાવોને આત્મા જાણતો હોય એમ ભાસે છે; ત્યારે વિજ્ઞાનમય કોશ કહેવાય છે. આ ચાર કોશયુક્ત તથા સ્વ કારણના અજ્ઞાનમાં અર્થાત્ અવ્યક્તપણામા વડના બીમાં જેમ વડનું વૃક્ષ રહેલ છે તેમ આત્મા હોય છે ત્યારે આનંદમય કોશ કહેવાય છે. સુખદુઃખ બુદ્ધિવડે જ્યારે અંતઃકરણ શ્રેયરૂપ હોય છે ત્યારે જે ઇષ્ટ વિષયમા બુદ્ધિ થાય છે તો સુખબુદ્ધિ કહેવાય છે તથા જો અનિષ્ટ વિષયમા બુદ્ધિ થાય છે તો દુઃખબુદ્ધિ થાય છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ, સુખ દુઃખના હેતુઓ છે. પુણ્ય પાપ કર્માનુસારે શરીર પ્રાપ્ત થવા છતાં જાણે શરીર પ્રાપ્ત ન થયું હોય એમ જણાય ત્યારે આવરણવાળો જીવ કહેવાય છે. મન આદિ, પ્રાણ આદિ, ઇચ્છા આદિ, સત્વાદિ તથા તથા પુણ્યાદિ આ પાંચ વર્ગો છે. આ પાંચ વર્ગના ધર્મવાળો આત્મા જ્ઞાનવિના ધર્મોથી રહિત થતો નથી તથા જે ઉપાધિ શાશ્વતરૂપે ભાસે છે તે લિંગ શરીર છે, અર્થાત્ તેને

હૃદયગ્રથિ કહે છે. તેમા જે ચૈતન્ય પ્રકાશે છે તેને ક્ષેત્રજ્ઞ કહે છે. જ્ઞાતા, જ્ઞાન તથા જ્ઞેય આ ત્રણના આવિર્ભાવ તથા તિરોભાવને જાણનાર સ્વયંજ્યોતિ આત્મા જ્યારે આવિર્ભાવ તથા તિરોભાવથી રહિત થાય છે ત્યારે તેને સાક્ષી કહે છે બ્રહ્માદિથી લઇ કીડી પર્યંત સર્વપ્રાણુ તથા બુદ્ધિમા શેષરૂપે જોવામા આવતો આત્મા સર્વ પ્રાણો તથા બુદ્ધિમા સ્થિતિ કરનારો હોય છે ત્યારે તેને કૂટસ્થ કહે છે. કૂટસ્થથી આવૃત થયના ભેદો સ્વરૂપની પ્રાપ્તિના કારણરૂપે થઇ આત્મા સર્વ ક્ષેત્રમા મણિના સમૂહોમા સૂત્ર હોય તેમ પરોવાયનો જ્યારે ભાસે છે ત્યારે તેને અતર્યામી: કહેછે. સત્ય, જ્ઞાન, અનત તથા આનદરૂપ, સર્વ ઉપાધિથી રહિત, કડા કુડળ આદિ ઉપાધિ રહિત, સુવર્ણના સમૂહની માફક વિજ્ઞાન ચિન્માત્ર સ્વભાવવાળો આત્મા જ્યારે પ્રકાશે છે ત્યારે તે ત્વપદાર્થરૂપે છે. બ્રહ્મ સત્ય, જ્ઞાન તથા અનંતરૂપ છે. સત્યનો અર્થ અવિનાશી છે. દેશ કાળ તથા વસ્તુ પરિચ્છેદોનો નાશ થતા છતા જે નાશ નહિ પામે તેને અવિનાશી કહે છે નામ, ઉત્પત્તિ તથા વિનાશથી રહિત તથા અંતરાયથી રહિત જે ચૈતન્ય છે, તેને જ્ઞાન કહે છે. મટોડીના વિકારમાં મટોડીની માફક, સુવર્ણના વિકારમા સુવર્ણ માફક, તંતુના વિકારમા તતુમાફક તથા અવ્યક્તાદિ સૃષ્ટિના પ્રપચોમા પૂર્ણ વ્યાપકરૂપે જે ચૈતન્ય છે, તેને અન કહે છે. સુખ ચૈતન્ય સ્વરૂપવાળો, પરિમાણરહિત, આનંદના સમુદ્રરૂપ તથા અવશિષ્ટ સુખરૂપવાળો આનંદ કહેવાય છે. ત્વંપદાર્થરૂ ઉપાધિથી તથા તત્પદાર્થરૂપ ઉપાધિના ભેદથી વિલક્ષણ આકાશની માફક કેવળ સત્તા માત્ર સ્વભાવવાળુ પરબ્રહ્મ છે અનાદિ, અતવાળી, પ્રમાણ તથા અપ્રમાણના યોગવડે સાધારણ, સત્ નહી તેમ અસત્ નહિ તેમ સદસત્ પણ નહિ, પોતે જ અધિષ્ઠાનરૂપે, વિકારથી રહિત જણાતી તથા સત્ આદિ અન્ય લક્ષણોથી રહિત માયા છે. આ માયા અજ્ઞાનરૂપ, તુચ્છ, અસતરૂપ છતા ત્રણે કાળ મૂઢને સત્યરૂપે લાગતી તથા સત્વ બુદ્ધિરૂપ આ માયાનું સ્વરૂપ લૌકિકોને આ પ્રમાણે છે એમ કહેવાને અશક્ય છે. હું આત્મા ઉત્પત્તિથી રહિત, દશ ઇન્દ્રિયોથી રહિત, બુદ્ધિ, મન તથા અહંકારથી રહિત, અપ્રાણરૂપ, અમનરૂપ, બુદ્ધિ આદિના શુભ્રરૂપ, સાક્ષીરૂપ, નિત્યરૂપ તથા ચિન્માત્રરૂપે છું. હું કર્તારૂપ તથા ભોક્તારૂપ નથી. પ્રકૃતિના સાક્ષીરૂપ હું છુ. મારી સમક્ષમાથી દેહાદિઓ ચૈતનરૂપે હોય તેમ ભાસે છે. સ્થાણુ, નિત્ય, સદાનંદ, શુદ્ધ, જ્ઞાનમય, મળરહિત સર્વ ભૂતોના આત્મારૂપ, વિભુ, સાક્ષી, બ્રહ્મરૂપ, સર્વ વેદાન્તવડે જાણવા યોગ્ય, આકાશ આદિની માફક હોવાથી અવેદ્ય, રૂપ, નામ તથા કર્મથી રહિત, સચ્ચિદાનંદરૂપ, દેહભાવથી રહિત હોવાથી જન્મમૃત્યુ ભાવથી રહિત, હું પ્રાણરૂપે નથી માટે મારામા ક્ષુધા તથા પિપાસા નથી, હું ચેતસરૂપે નથી માટે મારામા શોક તથા મોહ ક્યાથી, હું કર્તાથી રહિત હોવાથી બધ મોક્ષ ભાવથી રહિત છુ.

## (૩૨) નિરાલંબ ઉપનિષદ્.

### જીવ ઇશ્વરભાવ નિરૂપણ.

શિવ, ગુરુ, સચ્ચિદાનદમૂર્તિ, નિષ્પ્રપચ, શાત, અધિષ્ઠાન રહિત એવા તેજને નમસ્કાર છે. નિરાલબનો આશ્રય કરી સાલંબનો જે ત્યાગ કરે છે, તે સંન્યાસી તથા યોગી છે તથા કૈવલ્યપદને મેળવે છે. સર્વ અજ્ઞાની જતુઓના દુખની શાતિ અર્થે જે જ્ઞાન કહેવા યોગ્ય છે, તેનું હું વર્ણન કરું છું. બ્રહ્મ એટલે શુ, ઇશ્વર કોને કહેવો, જીવ, પ્રકૃતિ, પરમાત્મા, બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ઇન્દ્ર, શમન, સૂર્ય, ચંદ્ર, સુર, અસુર,

પિશાચ, મનુષ્ય, સ્ત્રી, પશ્વાદિ, સ્થાવર, બ્રાહ્મણાદિ, જાતિ, કર્મ, અકર્મ, જ્ઞાન, અજ્ઞાન, સુખ, દુઃખ, સ્વર્ગ, નરક, બંધ, મોક્ષ, ઉપાસ્ય, શિષ્ય, વિદ્વાન્‌, મૂઢ, અસુર, તપ, પરમપદ, ગ્રાહ્ય, અગ્રાહ્ય તથા સંન્યાસી કોને કહેવા ? ત્યારે બ્રહ્મા બોલ્યાઃ-મહત્‌. અહંકાર, પૃથિવી, અપ, તેજ, વાયુ તથા આકાશ આદિ અનેક રૂપવડે, ખંડના સમૂહવડે તથા કર્મ અને જ્ઞાનવડે જેનો ભાસ થાય છે, જે અદ્વિતીય છે, અખિલ ઉપાધિથી રહિત છે, સર્વ શક્તિથી આવૃત છે, શુદ્ધ, શિવ, શાંત, તથા નિર્ગુણ હોવાથી જે ચૈતન્ય અનિર્વાચ્ય છે તે બ્રહ્મ છે. જે બ્રહ્મ પ્રકૃતિ એ નામની પોતાની શક્તિનો આશ્રય કરી, લોકોને ઉત્પન્ન કરી અંતર્યામીપણાથી પ્રવેશ કરે છે તથા બ્રહ્માદિની બુદ્ધિ તથા ઇન્દ્રિયના નિયામક હોવાથી તેને ઇશ્વર કહે છે. બ્રહ્મા, વિષ્ણુ, ઇશાન તથા ઇન્દ્ર આદિ નામરૂપને લીધે હું સ્થૂલરૂપે છું, આ રીતના અજ્ઞાનને લીધે જીવ કહેવાય છે. હું જીવ જો કે એક છું, છતાં અનેક દેહોના ભેદને લીધે જીવ અનેકરૂપે ભાસે છે. બ્રહ્મમાંથી નિકળેલી, વિવિધ, વિચિત્ર જગતને નિર્માણ કરવાવાળી બુદ્ધિરૂપી જે બ્રહ્મની શક્તિ, તેને પ્રકૃતિ કહે છે. દેહાદિના શ્રેષ્ઠપણાથી બ્રહ્મ એજ પરમાત્મારૂપે, બ્રહ્મારૂપે, વિષ્ણુરૂપે, ઇન્દ્રરૂપે, શમનરૂપે, સૂર્યરૂપે, ચંદ્ર, સુર, અસુર, પિશાચ, મનુષ્ય, સ્ત્રી પશ્વાદિ, સ્થાવર તથા બ્રાહ્મણાદિરૂપે છે. સર્વ કેવળ બ્રહ્મરૂપે છે, તેમાં કશી વિવિધતા નથી. ચર્મ, રક્ત માંસ, અસ્થિ તથા આત્મામાંથી જાતિ થઇ નથી. જાતિ વ્યવહારને લીધે કલ્પાયલી છે. ક્રિયમાણ ઇન્દ્રિયોવડે હું આ કર્મ કરૂં છું, એ રીતે અધ્યાત્મનિષ્ઠાથી જે કર્મ કરવામાં આવે છે તેને કર્મ કહે છે. કર્તૃત્વભોક્તૃત્વ આદિ અહંકારવડે બંધરૂપે જે જન્માદિ કારણ છે તથા જે નિત્ય નૈમિત્તિક યાગ, વ્રત, તપ તથા દાનમાં ફળની સાથે જોડે છે તે અકર્મ છે. દેહ ઇન્દ્રિયનો નિગ્રહ કરનાર, સદ્‌ગુરૂની ઉપાસનાવડે શ્રવણ, મનન તથા નિદિધ્યાસનવડે જે દગ્‌ તથા દૃશ્ય સ્વરૂપે છે, જે સર્વાન્તરરૂપે રહે છે, સર્વને સમાનરૂપે છે, જે ઘટપટાદિ પદાર્થની માફક અધિકારીરૂપે છે તથા વિકારમાં ચૈતન્ય વિના કાંઇ પણ નથી, એવી રીતનો જે સાક્ષાત્કાર, તેને જ્ઞાન કહે છે. રજ્જુમાં સર્પની ભ્રાંતિની માફક અદ્વિતીય, સર્વમાં ઓતપ્રોત તથા સર્વમય બ્રહ્મમાં દેવ, પક્ષી, નર, સ્થાવર, સ્ત્રી, પુરૂષના વર્ણાશ્રમો તથા બંધ, મોક્ષરૂપી ઉપાધિવડે જે જ્ઞાનની અનેકરૂપે કલ્પના કરવામાં આવે છે તે અજ્ઞાન. સચ્ચિદાનંદ સ્વરૂપનું જ્ઞાન થયા પછી આનંદરૂપે જે સ્થિતિ તે સુખ. અનાત્મરૂપ વિષયનો જે સંકલ્પ તે દુઃખ. સંતોનો સમાગમ તે સ્વર્ગ. અનાત્મરૂપસંસારમાં વિષયીજનનો જે સંસર્ગ તે નરક. અનાદિ અવિદ્યાની વાસનાને લીધે હું જન્મ પામ્યો છું ઇત્યાદિ સંકલ્પ તે બંધ. મા, બાપ, મિત્ર, દારા, છોકરાં, ગૃહ, આરામ, ક્ષેત્ર આદિમાં મમતાને લીધે સંસારના આવરણરૂપ જે સંકલ્પ, તે બંધ. દેવ તથા મનુષ્યાદિનો ઉપાસનાવાળો કામસંકલ્પ તે બંધ. યમાદિ અષ્ટાંગ યોગનો સંકલ્પ તે બંધ. વર્ણાશ્રમધર્મકર્મનો સંકલ્પ તે બંધ. આજ્ઞા, ભય તથા સંશયાત્મક ગુણવાળો જે સંકલ્પ તે બંધ. યાગ, વ્રત, તપ તથા દાનના વિધિના કરવામાં જે જ્ઞાનસંભવ તે બંધ. કેવળ મોક્ષની અપેક્ષાનો સંકલ્પ તે પણ બંધ. સંકલ્પ માત્રની ઉત્પત્તિ તે બંધ. નિત્ય તથા અનિત્ય વસ્તુના વિચારવડે અનિત્ય સંસારના સુખ દુઃખ વિષયમાં તથા સમસ્ત ક્ષેત્રમાં રહેલી મમતારૂપી બંધનનો જે નાશ તે મોક્ષ. સર્વ શરીરમા રહેતા ચૈતન્ય બ્રહ્મની પ્રાપ્તિ કરાવવાવાળો ગુરૂ ઉપાસ્ય છે,

વિદ્યાવડે નાશ પામેલા પ્રપંચને લીધે સંસ્કાર-વાળું જ્ઞાનાવશેષરૂપ જે બ્રહ્મ, તે શિષ્ય. સર્વના અંતરમાં જે રહેલ છે તે પોતાના ચૈતન્યરૂપ છે. એમ જે જાણનાર તે વિદ્વાન. કર્તૃત્વાદિ અહંકારભાવમાં જે રહેલો તે મૂઢ. બ્રહ્મા, વિષ્ણુ ઇશાન, ઇન્દ્રાદિના ઐશ્વર્યની ઇચ્છાને લીધે ઉપવાસ, જપ, અગ્નિહોત્રાદિથી આત્માને સંતાપવો તેમ જ અત્યુગ્ર રાગ, દ્વેષ, હિંસા તથા દંભાદિયુક્ત જે તપ, તે આસુર. બ્રહ્મ સત્યરૂપ છે, જગત્‌ મિથ્યારૂપ છે, એ રીતના અપરોક્ષજ્ઞાનાગ્નિવડે બ્રહ્મ આદિ ઐશ્વર્યની આશાથી મુક્ત સંકલ્પની ઉત્પત્તિ રૂપ જે, સંતાપ તે તપ. પ્રાણેન્દ્રિયાદિ અન્તઃકરણના ગુણાદિથી ઉત્કૃષ્ટ સચ્ચિદાનંદમય નિત્યમુક્ત જે બ્રહ્મસ્થાન, તે પરમ પદ. દેશ, કાલ તથા વસ્તુ પરિચ્છેદથી રહિત જે ચિન્માન સ્વરૂપ તે ગ્રાહ્ય. સ્વસ્વરૂપથી રહિત માયામય બુદ્ધિ ઇન્દ્રિયના વિષયરૂપ જગતનું સત્યરૂપે જે ચિંતન તે અગ્રાહ્ય. સર્વ ધર્મનો ત્યાગ કરી મમત્વ તથા અહંકારથી રહિત થઇ, બ્રહ્મને શરણ જઇ, તત્ત્વમસિ, સર્વં ખલ્વિદં બ્રહ્મ, નેહ નાનાસ્તિ કિંચન ઇત્યાદિ મહાવાક્યના અનુભવવાળા જ્ઞાનવડે 'હું જ બ્રહ્મરૂપ છું' એ રીતનો નિશ્ચય થયા પછી નિર્વિકલ્પ સમાધિવડે સ્વતંત્ર જે યતિ વિચરે છે તેજ સંન્યાસી મુક્ત, પૂજ્ય, યોગી, પરમહંસ, અવધૂત તથા બ્રાહ્મણ છે. આ નિરાલંબ ઉપનિષદનો જે પાઠ કરે છે, તે ગુરુના અનુગ્રહથી અગ્નિપૂત તથા વાયુપૂત થાય છે. તેની પુનરાવૃત્તિ થતી નથી.

## (૩૩) શુકરહસ્ય ઉપનિષદ્‌.

### શુક તથા શિવનો સંવાદ.

હવે રહસ્યોપનિષદનું વ્યાખ્યાન અમે કરીએ છીએ. દેવર્ષિ શુક બ્રહ્માનું પૂજન કરી તથા પ્રણામ કરી પૂછવા લાગ્યા; "હે ભગવન્‌! અમને રહસ્ય ઉપનિષદનો ઉપદેશ કરો. ત્યારે બ્રહ્મા બોલ્યા; પૂર્વે મહા તેજવાળા, સર્વ વેદ તથા તપના નિધિરૂપ અંબા સહવર્તમાન શિવ ભગવાનને કહેવા લાગ્યા. વ્યાસ બોલ્યા; હે જગદ્‌ગુરૂ! મારા પુત્ર શુકને બ્રહ્મોપદેશ કરવો જોઇએ. શંકરે કહ્યું; આ બ્રહ્મનું જ્ઞાન થયા પછી તમારો પુત્ર નમસ્કાર કર્યા વિના સ્વસ્વરૂપને પ્રાપ્ત થશે. પછી શુક મુનિએ કહ્યું: મને અનુક્રમે છ અંગો સહિત આ ઉપનિષદનું વ્યાખ્યાન કરશો. આ રીતે બીજ કીલકાદિ સહિત છ અંગોનું વ્યાખ્યાન કર્યા પછી રહસ્યના જ્ઞાનનો તેમણે ઉપદેશ કર્યો. જે જુવે છે, સાંભળે છે, વ્યક્ત કરે છે, મીઠું ખાટું જે જાણે છે તેને પ્રજ્ઞાન કહે છે. બ્રહ્મા ઇન્દ્ર આદિ દેવોમાં, મનુષ્ય અશ્વ, ગવાદિમાં તથા મારામાં જે એક ચૈતન્ય છે, તેને પ્રજ્ઞાનબ્રહ્મ કહે છે. વિદ્યાના અધિકારરૂપ આ દેહમાં રહેલ પરિપૂર્ણ પરમાત્મબુદ્ધિના સાક્ષીપણાએ સ્થિતિ કરી જે પ્રકાશે છે, તેને અહં કહેવામાં આવે છે. બ્રહ્મ શબ્દવડે વર્ણન કરાયેલ તથા સ્વતઃ પૂર્ણ એવા પરમાત્મારૂપ હું છું, એ રીતનું જે એકતાનું જ્ઞાન, તે વડે હું બ્રહ્મરૂપે થાઉં છું. નામરૂપથી રહિત 'સર્વ એક તથા અદ્વિતીયરૂપ છે' 'સૃષ્ટિની પૂર્વે હું છું તથા હાલ પણ હું છું' એ રીતના ત્વંપદના જ્ઞાનને તત્પદ કરી કહે છે. શ્રોતાની દેહ તથા ઇન્દ્રિયને અતિક્રમણ કરનારી ત્વંપદવડે કહેવાતી જે વસ્તુ તથા જેનાવડે એકપણાનું ગ્રહણ થાય છે, તે વડે અસિ એ રીતની એકતાનો અનુભવ થાય છે. સ્વપ્રકાશથી રહિત દૃશ્યરૂપે તથા અહંકાર આદિ દેહાન્તરૂપે જે છે, તે પ્રત્યક્‌ આત્મા કહેવાય છે. દૃશ્યમાન સર્વ જગતને ત્વરૂપ કહે છે. બ્રહ્મ શબ્દવડે સ્વયં પ્રકાશાત્મક બ્રહ્મ છે. હું જડ દૃષ્ટિને લીધે મૂઢતાની નિદ્રાને અર્થાત્‌ ( હું તથા મારૂં )

એવી સ્વપ્રગતિને પામ્યો છું. સ્ફુટ કહેલાં ગુરૂનાં મહાવાક્યરૂપ પદવડે સ્વસ્વરૂપના જ્ઞાનનો ઉદય થવાથી હું સ્વપ્ન–અજ્ઞાનમાંથી જાગ્રત થયો છું. વાચ્ય તથા લક્ષ્ય એમ બે પ્રકારના માર્ગ છે. જ્યારે વાચ્યની ત્વંપદમા યોજના કરવામાં આવે છે ત્યારે લૌતિક ઇન્દ્રિયોરૂપે જે લક્ષ્ય છે, તે ત્વંરૂપે છે તથા જ્યારે વાચ્યની તત્પદમાં યોજન થાય છે ત્યારે લક્ષ્યરૂપે જે સત્, ચિત્ તથા સુખાનંદ બ્રહ્મ છે તે તત્રૂપેછે તથા આ તત્ અને ત્વંની જે ઐક્યતા, તે અસિ એ પદમા છે. ત્વંકાર્યરૂપે છે તથા તત્ કારણરૂપે છે. ઉપાધિમા દ્વૈતભાવ છે તથા અનુપાધિમા એક સચ્ચિદાનંદ સ્વરૂપ છે. દેશ તથા કાળનો ત્યાગ કરી બેઉ વચનના કારણરૂપે જગતમાં જે છે તે દેવદત્તરૂપ છે તથા એકરૂપ છે. કાર્ય ઉપાધિવાળો જીવ છે તથા કારણ ઉપાધિવાળા ઇશ્વર છે. આ કાર્ય તથા કારણપણાનો ત્યાગ કરવાથી પૂર્ણ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. પ્રથમ ગુરૂના મુખથી શ્રવણ કરવું, પછી તેનું મનન કરવું તથા ત્યાર પછી નિદિધ્યાસન કરવું. એ રીતે પૂર્ણ જ્ઞાનની સીમા છે. બ્રહ્મ સિવાયનું કોઇ પણ જ્ઞાન અવશ્ય નાશવાન્ છે. પણ બ્રહ્મ સંબંધીનું જ્ઞાન પરબ્રહ્મની પ્રાપ્તિ કરવાવાળું છે. જેમ બ્રહ્માનું વચન યથાર્થ છે, તેમ કેવળ વેદાંતનાં વાક્યનો ઉપદેશ કરવો જોઇએ નહિ, પણ તેની સાથે છએ અંગોનો ઉપદેશ કરવો જોઇએ. મહાદેવ કહે છે.—હે મુનિશ્રેષ્ઠ ! હે શુક ! બ્રહ્મવાદી તમારા પિતાથી પ્રેરાયલા મેં તમને આ રહસ્ય ઉપનિષદનો સાર કહ્યો. સચ્ચિદાનંદ લક્ષણવાળા બ્રહ્મનો જેને ઉપદેશ થયો છે, તે સર્વદા જીવન્મુક્ત છે. આ રીતના બ્રહ્મના ધ્યાનવડે તમે બ્રહ્મરૂપે વિચરશો. વેદાદિમા જે સ્વરૂપ છે તથા જે વેદાન્તમાં રહેલ છે તથા જેનામાં પ્રકૃતિનો લય થાય છે એવા જે શ્રેષ્ઠ બ્રહ્મ છે, તે જ મહેશ્વર છે. આ રીતે જ્યારે મહાદેવે ઉપદેશ કર્યો ત્યારે અનાત્મપદાર્થમાં લીન થયલા શુક મુનિએ જાગ્રત થઇ સર્વ અનાત્મપદાર્થનો ત્યાગ કર્યો. પરબ્રહ્મરૂપી મહાસાગમાં લીન થયેલા શુકમુનિને જોઇ વેદવ્યાસ પુત્રના વિયોગને લીધે બોલાવવા માટે તેની પાછળ પાછળ જવા લાગ્યા. આ વખતે સ્થાવર જંગમ સર્વ વસ્તુઓ પ્રતિશબ્દ કરવા લાગી. સત્યવતીના પુત્ર આ પ્રમાણે સર્વ સ્થાવરજંગમ તન્મયતાને પામેલ જોઇ, તેઓ પરમ આનંદ પામ્યા. જે કોઇ આ ઉપનિષદનું અધ્યયન કરે છે, તે સર્વ પાપથી મુક્ત થાય છે તથા કૈવલ્યપદને પામે છે.

## વજ્રસૂચિકા ઉપનિષદ્.

### વર્ણાદિનિરૂપણ.

ચિત્સદાનંદસ્વરૂપવાળા, સર્વની બુદ્ધિવૃત્તિના સાક્ષીરૂપ, વેદાન્તવડે જાણવા યોગ્ય તથા અનંતરૂપવાળા બ્રહ્મને હું નમસ્કાર કરૂં છું. અજ્ઞાનને ટાળવાવાળું વજ્રસૂચી નામનું શાસ્ત્ર હું કહું છું. આ જ્ઞાનથી રહિતોને દૂષણરૂપ છે તથા જ્ઞાન ચક્ષુવાળાઓને આભુષણરૂપ છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શુદ્ર એમ ચાર વર્ણો છે, તેમા બ્રાહ્મણ મુખ્ય છે એમ વેદ તથા સ્મૃતિમાં કહ્યું છે. બ્રાહ્મણ કોણ છે ? શું તે જીવ છે ? દેહ છે ? જાતિ છે ? જ્ઞાન, કર્મ તથા ધાર્મિકરૂપ છે ? આમા પ્રથમ જીવ તે બ્રાહ્મણ, એમ થઇ શકે નહિ. કારણ કે થઇ ગયેલા તથા થવાના અનેક દેહમાના જીવનું એકપણું છે: જીવ એક છે, છતાં કર્મને લીધે અનેક દેહોને વિષે તેની ઉત્પત્તિ છે. આથી સર્વ શરીરોના જીવની એકરૂપતા છે. માટે જીવ બ્રાહ્મણરૂપે નથી. ત્યારે શું દેહ બ્રાહ્મણ છે. ? ના, તેમ નથી. ચંડાલથી લઇ સર્વ મનુષ્યોને પંચમહાભૂતવડે દેહની એકરૂપતા છે. આથી જરા, મરણ,

ધર્મ તથા અધર્માદિ સર્વને એક જ થતા હોવાથી બ્રાહ્મણ શ્વેત વર્ણવાળો, ક્ષત્રિય રક્ત વર્ણવાળો, વૈશ્ય પીત વર્ણવાળો, શૂદ્ર કૃષ્ણ વર્ણવાળો, એ રીતનો નિયમ હોતો નથી. વળી પિતૃઆદિના શરીરનું દહન કરવામાં પુત્રાદિને બ્રહ્મહત્યાદિ દોષનો સંભવ હોય છે. આથી દેહ બ્રાહ્મણ છે, એ કદી સિદ્ધ થતું નથી. ત્યારે શું જાતિ એ બ્રાહ્મણ છે? ના, તેમ નથી. અનેક જાતિવાળા જંતુમાં અનેક જાતિવાળા ઘણા મહર્ષિઓ હોય છે. જેમકેઃ—ઋષ્યશૃંગ મૃગલીમાંથી, કૌશિક કુશમાંથી, જાંબુક શિયાળમાંથી, વાલ્મીક રાફડામાંથી વ્યાસ માછીની કન્યામાથી, ગૌતમ શિલાની પીઠમાંથી, વસિષ્ઠ ઉર્વશીમાંથી તથા અગસ્ત્ય કળશમાંથી ઉત્પન્ન થયા છે, એમ સાભળ્યું છે. આ ઋષિ માંહેલા અનેક, જાતિની પ્રાપ્તિ વિના પણ પૂર્વે જ્ઞાનવાન્ હતા. માટે બ્રાહ્મણ જાતિરૂપે નથી. ત્યારે શું જ્ઞાન એ બ્રાહ્મણ છે? ના, તેમ નથી. પરમાર્થને જાણવાવાળા તથા જ્ઞાનવાન્ ઘણા ક્ષત્રિયો પણ છે. માટે જ્ઞાન બ્રાહ્મણરૂપે નથી. ત્યારે શું કર્મ બ્રાહ્મણરૂપે છે? ના, તેમ નથી. સર્વ પ્રાણીને પ્રારબ્ધ, સંચિત તથા આગામી કર્મની એકતા હોવાથી જણાય છે કે, કર્મવડે પ્રેરિત થયલા જનો ક્રિયા કરે છે. માટે કર્મ પણ બ્રાહ્મણ નથી. ત્યારે શું ધર્મ બ્રાહ્મણ છે? ના તેમ નથી. ઘણા ક્ષત્રિયો સુવર્ણનું દાન કરવાવાળા હોય છે. માટે ધર્મપણું બ્રાહ્મણરૂપે નથી. ત્યારે બ્રાહ્મણ કોને કહેવો? જે પોતાના આત્માને દ્વૈતભાવથી રહિત, જાતિ, ગુણ તથા ક્રિયાથી રહિત, છ ઉર્મિ તથા છ પ્રકારની ભાવના આદિ દોષોથી રહિત, પોતે નિર્વિકલ્પરૂપે રહેનાર, અનેક કલ્પોના આધારરૂપ, અનેક ભૂતોમાં અંતર્યામીપણાથી રહેલો, અંદર તથા બહાર આકાશની માફક પરોવાયલો, અખંડ આનંદ સ્વભાવવાળો, પ્રમેયથી રહિત, અનુભવવડે જ કેવળ જાણવાયોગ્ય, અપરોક્ષપણાથી શોભતો, હાથમાં રહેલ આંમળાંની માફક સાક્ષાત્ છતાં અર્થસિદ્ધિ માટે અપરોક્ષરૂપે કર્મ કરનાર, કામરાગાદિ દોષોથી રહિત, શમદમાદિથી યુક્ત, ભાવ, માત્સર્ય, તૃષ્ણા આશા, મોહાદિથી રહિત તથા દંભ, અહંકાર આદિથી જે આવૃત ચિત્તવાળો ન હોય, તેવા લક્ષણવાળાને બ્રાહ્મણ કહેવો. આવો શ્રુતિ, સ્મૃતિ, પુરાણ તથા ઇતિહાસનો અભિપ્રાય છે. એ સિવાય અન્ય કોઇ બ્રાહ્મણત્વની સિદ્ધિ નથી. મનુષ્યે આત્માને સચ્ચિદાનંદરૂપ તથા અદ્વિતીય બ્રહ્મરૂપે માનવો જોઇએ.

## કૃષ્ણ ઉપનિષદ્.

### ગોપીઓનું અધ્યાત્મરૂપે નિરૂપણ.

મહા વિષ્ણુ સ્વરૂપ તથા સચ્ચિદાનંદ લક્ષણવાળા તથા સર્વાંગે સુંદર એવા રામચંદ્રજીને જોઇ વનમાં રહેનારા મુનિઓ વિસ્મય પામ્યા. તેઓ રામચંદ્રજીને કહેવા લાગ્યા;— અમારા અવતારો શ્રેષ્ઠ કહેવાય, તે માટે અમે આપનું આલિંગન કરીએ છીએ. ત્યારે રામચંદ્રજીએ કહ્યું; હવે પછીના કૃષ્ણાવતારમાં તમે ગોપિકાઓ થઇ મને આલિંગન આપજો. બીજા જે અવતારો છે, તે ગોપરૂપે છે. અમને સ્ત્રીરૂપે કરશો નહિ. તમારા અંગના સ્પર્શથી અમે એક બીજા દેહને ધારણ કરીએ. તમે અમારો સદા સ્પર્શ કરવાવાળા થાઓ તથા તેથી અમે અવતારો ગ્રહણ કરીએ. રુદ્ર આદિનું આ રીતનું વચન સાંભળી ભગવાન્ બોલ્યા; હું તમારા અંગનો સ્પર્શ કરીશ તથા તમારું વાક્ય હું પૂર્ણ કરીશ. આથી દેવો હર્ષ પામ્યા તથા તેઓ પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા. બ્રહ્મા નંદરૂપે થયા, યશોદા મુક્તિરૂપે તેની સ્ત્રી થઇ. ત્યાર પછી માયા ત્રણ પ્રકારની કહેવાઇ; સાત્વિકી, રાજસી તથા તામસી. આ સાત્વિકી માયા રુદ્રમાં, રાજસી માયા બ્રહ્મમાં

તથા તામસી માયા દૈત્યપક્ષમાં ગઇ. એમ માયા ત્રણ પ્રકારે વહેંચાઇ ગઇ. આ વૈષ્ણવી માયા યોગથી જિતી શકાય એમ નથી તથા તે પ્રથમ ચિંતનકરવાવડે ઉત્પન્ન થઇ છે. બ્રહ્મવિદ્યા દેવકીરૂપે છે, જેનું વેદો ગાન કરે છે. વાસુદેવ વેદરૂપ તથા કૃષ્ણ અને બળરામ વેદાર્થરૂપે છે. જે સ્તુતિ કરે છે તેણે પૃથ્વી પર અવતાર ધારણ કર્યો તથા તેણે, ગોપ, ગોપી તથા દેવોની સાથે વૃંદાવનરૂપી વનમાં ક્રીડા કરી. ગોપીઓ તથા ગાયો ઋચાઓરૂપ છે, વેત્રદંડ બ્રહ્મારૂપે છે, ભગવાન્ રૂદ્ર વેણુરૂપે થયા. ઇન્દ્ર શિંગડારૂપે થયા તથા સખારૂપે બળદેવ થયા. ગોકુળ વૈકુંઠરૂપે થયું તથા તેમાં તાપસો વૃક્ષોરૂપે થયા. લોભ, ક્રોધ આદિ દૈત્યરૂપે થયા તથા તિરસ્કૃત કામ કલિરૂપે થયો. માયારૂપ દેહને ધારણ કરવાવાળા ભગવાન્ હરિ ગોપરૂપે થયા. દુર્બોધ કુહકરૂપે થયો. ભગવાનની માયાવડે આ રીતે સર્વ જગત્ મોહ પામેલું છે. આ માયા સર્વ દેવોવડે પણ જિતી શકાય એમ નથી. દ્વિજ ધૃતિરૂપે થયા. તેણે રૂદ્રને વાંસળીરૂપે કર્યા. તેની માયારૂપ જગત્ કેવી રીતે ? વાંસળીવડે દેવોનું જ્ઞાનરૂપી બળ એક ક્ષણમાં નાશ પામ્યું. બળરામ શેષ નાગરૂપે છે તથા શાશ્વત બ્રહ્મરૂપ શ્રી કૃષ્ણ છે. જે ભગવાનની પટ્ટરાણીઓ હતી, તે ઋચા તથા ઉપનિષદો છે. સ્ત્રીઓ બ્રહ્મરૂપી ઋચાઓ છે. દ્વેષ ચાણુર મલરૂપે થયો તથા મત્સર મુષ્ટિક મલરૂપે થયો. દર્પ કુવલયાપીડરૂપે તથા ગર્વરૂપે બકાસુર પક્ષી થયું. રોહિણી દયારૂપે, ધરા સત્યભામારૂપે, મહાવ્યાધિ અઘાસુરરૂપે, કલિ કંસ રાજારૂપે, શમ સુદામા મિત્રરૂપે, સત્ય અક્રૂરરૂપે, દમ ઉદ્ધવરૂપે, જે શંખ છે તે પોતે લક્ષ્મીરૂપે છે. ક્ષીર સાગરમાં જેમ મેઘઘોષ થાય છે, તે રીતે તેમણે દહીંના ગોરસ ભાંગી ક્ષીર સાગર કર્યો તથા બાળક જેમ ક્ષીર સાગરમાં ક્રીડા કરતો હોય, તેમ મથુરામાં ક્રીડા કરવા લાગ્યા. આ રીતે તેણે શત્રુનો સંહાર કર્યો તથા સાધુ પુરૂષોનું રક્ષણ કર્યું. સર્વ પ્રાણી માત્રના પર કૃપા કરવા તથા રક્ષણ કરવા ધર્મરૂપ, પોતાથી ઉત્પન્ન થયેલ તથા બ્રહ્મરૂપને ધારણ કરવાવાળું ચક્ર પરમાત્માએ રચ્યું. વાયુ જયંતી પુત્રરૂપે તથા ધર્મ ચમરરૂપે થયો. આ સર્વ પરમાત્માના પ્રકાશરૂપ છે, મહેશ્વર ખડ્ગરૂપે, કશ્યપ ઉલૂખલ રૂપે, માતા અદિતિ રજ્જુ રૂપે, ચક્ર તથા શંખ જ્ઞાનભાગરૂપે છે. વિદ્વાનો જેટલાં દેવનાં રૂપો કહે છે, તે દેવરૂપવડે તેઓ પરમાત્માને નમસ્કાર કરે છે. કાલિકા સર્વ શત્રુનો નાશ કરનારી ગદારૂપે, માયા શાર્ઙ્ગ ધનુષરૂપે, શરત્ કાળ સુભોજનરૂપે છે. આ રીતે લીલાવડે કમળના દંડરૂપ જગતને તેણે પોતાના હાથમાં ધારણ કર્યું છે. ગરુડ ભાંડીર વડરૂપે તથા નારદ મુનિ સુદામારૂપે થયા. ભક્તિ વૃન્દારૂપ તથા સર્વ પ્રાણીને પ્રકાશ પાડનારી બુદ્ધિ ક્રિયારૂપે છે. આથી પરમાત્માથી ભિન્ન બીજું કાંઇ નથી. તે સર્વ વ્યાપક હોવાથી તેનાથી કશું ભિન્ન નથી. પરમાત્માએ સ્વર્ગમાં રહેનારા દેવોનું વૈકુંઠ પૃથ્વીપર આ રીતે કર્યું હતું. જે આ પ્રમાણે જાણે છે, તે સર્વ તીર્થનાં ફળને મેળવે છે તથા દેહબંધથી મુક્ત થાય છે.

## (૩૫) ગોપાલ પૂર્વતાપિની ઉપનિષદ્.

કૃષ્ શબ્દ ભૂવાચક છે તથા ન શબ્દ સુખ વાચક છે. આ કૃષ્ તથા નની જે એકતા, તે પરબ્રહ્મરૂપ કૃષ્ણ શબ્દ છે, એમ કહેવાય છે. (૧) કૃષ્ણ જે સચ્ચિદાનંદસ્વરૂપે તથા કલેશને ટાળવાવાળા છે, જે ઉપનિષદ્રૂપ જ્ઞાનસ્વરૂપે છે, જે અંધકારને ટાળવાવાળા છે તથા જે બુદ્ધિના સાક્ષીરૂપ છે તેમને નમસ્કાર છે. (૨) મુનિઓ એકવેળા બ્રહ્માને કહેવા લાગ્યા કે, પરમદેવ કોણ છે, મૃત્યુ કોનાથી ભય પામે

કોના વિજ્ઞાનવડે આ અખિલ વિશ્વ પ્રકાશે છે તથા કોનાવડે આ સર્વ વિશ્વ વિકારને પામે છે? ત્યારે બ્રહ્મા કહેવા લાગ્યા, શ્રી કૃષ્ણ પરમ દૈવતરૂપે છે, ગોવિંદથી મૃત્યુ ભય પામે છે, ગોપીજનવલ્લભના જ્ઞાનવડે આ અખિલ વિશ્વનુ જ્ઞાન થાય છે સ્વાહાવડે આ વિશ્વ વિકારને પામે છે. ત્યારે મુનિઓ બોલ્યા,-કૃષ્ણ કોણ છે? ગોવિન્દ કોણ છે, ગોપીજન વલ્લભ કોણ છે તથા સ્વાહા શુ છે? ત્યારે બ્રહ્માએ તેઓને કહ્યુ -પાપનુ જે છેદન કરે તે કૃષ્ણ. ગા કહેતા ગાય, ભૂમિ અથવા વેદવડે જે જ્ઞાન થાય તે ગોવિંદ અર્થાત્ જે જ્ઞાતારૂપ છે. ગોપીઓના સમૂહમા રહેલ અવિદ્યારૂપી કળાના નાશને કરનારાને ગોપીજનવલ્લભ કહે છે. આ શ્રી કૃષ્ણની જે માયારૂપી શક્તિ, તે સ્વાહારૂપે છે. તે અખિલ બ્રહ્મરૂપે છે જે આનુ ધ્યાન કરે છે, આસક્ત થાય છે તથા તેનુ ભજન કરે છે, તે અમૃતસ્વરૂપે થાય છે (૧) મુનિઓએ કહ્યુ,-આ શ્રીકૃષ્ણનુ સ્વરૂપ કેવુ છે, આસક્તિ કેવી છે તથા તેમનુ ભજન કેવી રીતે કરવુ? જ્ઞાનની ઇચ્છાવાળા અમને તે કહો ત્યારે બ્રહ્માએ કહ્યુ, ગોપના વેશ સરખો વેષ છે જેનો, જેની મેઘ સમાન કાંતિ છે, જે યુવા સ્વરૂપે છે, જે દેવતાના કલ્પતરૂમા વસનારાવાળા છે, તે શ્રી કૃષ્ણ છે. એમના સબધમા નીચે પ્રમાણે વર્ણન છે -વિકસિત કમલના સરખી ચાલવાળા, મેઘ સરખી કાંતિવાળા, વિજળીસરખા શ્વેત વસ્ત્રવાળા, બે ભુજાવાળા, જ્ઞાનમુદ્રાવાળા, વનમાળાને ધારણ કરવાવાળા તથા સર્વના નિયામક તે છે. જે ગોપ તથા ગોપીઓથી વિંટાએલ છે, જેમણે કલ્પવૃક્ષનો આશ્રય લીધો છે, જે દિવ્ય અલંકારવાળા છે, રત્નયુક્ત કમળના પીઠપર બેસવાવાળા અર્થાત્ નારસિંહસ્વરૂપે તેઓ છે યમુનાના જળના મોજા સાથે સબધવાળા તથા વાયુથી સેવાયેલ શ્રી કૃષ્ણનુ મનવડે ચિંતન કરવાથી મનુષ્ય સસારથી મુક્ત થાય છે. આ શ્રી કૃષ્ણનુ વર્ણન તથા સેવન કરવાવડે ચદ્ર જેમ જળમા પ્રતિબિબરૂપે પડે છે તેમ ભૂમિને વિષે તેનો જન્મ થાય છે. અર્થાત્ સસારથી તે લીપ્ત થતો નથી એમ કહેવાય છે. કામાદિરૂપ પ્રથમપદ કૃષ્ણરૂપે છે, ગોવિંદ દ્વીતીયપદ છે, ગોપીજન તૃતીયપદ છે, વલ્લભ એ ચતુર્થ પદરૂપે છે તથા સ્વાહા એ પાચમા પદરૂપે છે આ પાચ પાદરૂપ પચાગનુ જે નીચે પ્રમાણે સ્મરણ કરે છે. જેમકે ક્લીં કૃષ્ણાય દિવ્યાત્મને નમ ગોવિંદાય ભૂમ્યાત્મને શિરસે સ્વાહા, ગોપીજન સુખાત્મને શિખાયે વષટ્, વલ્લભાય ચદ્રમસાત્મને કવચાય હુ તથા અગ્ન્યાત્મને અસ્ત્રાયફટ્ ઇત્યાદિ પચાગ કહેવાય છે. આનુ સ્વરૂપ જાણવાથી બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. (૨) આ સબધી નીચે પ્રમાણે મત્ર છે-ક્લીં એમ કહી કૃષ્ણ સહિત ગોવિંદ નામ્દને લઇ માયારૂપ તથા સસારને કરવાવાળા ગોપીજન વલ્લભને આ હવિ આપુ છુ, એમ કહી આહુતિ આપવાથી જલદી તે મનુષ્યની શ્રી કૃષ્ણ સરખી ગતિ થાય છે આ લોક તથા પરલોકરૂપ ઉપાધિરૂપ ફળનો ત્યાગ કરી કૃષ્ણમા મન જોડવુ, તેનુ નામ નિષ્કર્મ સન્યાસ છે. અનેક વિપ્રો સત્ત સ્વરૂપ કૃષ્ણનુ યજન કરે છે સન્તરૂપ ગોવિન્દમા એકરસ અનેક રૂપે થાય છે, ગોપીજન વલ્લભ ભુવનોને ધારણ કરે છે માયાથી આશ્રય કરાયેલ આ કૃષ્ણે પરાક્રમ કરી જગતને અનેક પ્રકારે કર્યું. જેમ એક વાયુ ભુવનને પ્રવેશ કરી અનેક પ્રકારે થાય છે, તેમ કૃષ્ણ એક છતા જગતના હિતને લઇ પાચ પ્રકારના વિભાગને પામે છે દેવો કહેવા લાગ્યા, અખિલ વિશ્વના આધારરૂપ તથા પરમાત્મસ્વરૂપ ગોવિંદની ઉપાસના કેવી રીતે કરવી તે કહો ત્યારે બ્રહ્મા કહેવા લાગ્યા, આ શ્રી કૃષ્ણની પૂજાનુ સ્થાન સુવર્ણમય તથા આઠ પત્રવાળુ છે આ કમળના મધ્ય ભાગમા

એ અનલાસ્ત્ર હોય છે. આ ષટ્કોણના મધ્ય ભાગમાં શ્રી કૃષ્ણનો બીજ મંત્ર લખવો જોઇએ. ક્લીં કૃષ્ણાયનમઃ આ બીજમંત્ર છ ખૂણામા એકેકવાર લખવું. ત્યારબાદ કામબીજને મૂકવું. ત્યારબાદ ગાયત્રીના અક્ષર લખવા. મૂલ બીજને અષ્ટાક્ષરવડે વીંટવું. રૂકિમણી આદિ આઠ શક્તિ, ઇન્દ્ર આદિ આઠ લોકપાળ, વસુદેવ આદિ તથા પાંડવ આદિ યુક્ત બીજ મંત્રનું સધ્યા સમયે મળેલા ઉપચારવડે પૂજન કરવું. આથી અખિલ કામનાની સિદ્ધિ થાય છે. નીચે પ્રમાણે મંત્રો છે.-એકરૂપ, વશ કરનાર, સર્વમાં રહેલ તથા પૂજ્યરૂપ શ્રીકૃષ્ણ છે. તે એક છતા અનેક પ્રકારે પ્રકાશે છે. પીઠપર રહેલા આ કૃષ્ણને જે ભજે છે, તે વિવેકીઓને શાશ્વત સુખની પ્રાપ્તિ થાય છે, પણ બીજાને નહિ. તે નિત્યમા નિત્યરૂપ, ચેતનોના ચેતનરૂપ, એકરૂપ છતા સર્વ પ્રાણી માત્રની કામનાઓને ધારણ કરે છે. આ પીઠસ્થ દેવનુ જે યજન કરે છે, તે બ્રાહ્મણોને સિદ્ધિ મળે છે, પણ અન્ય બ્રાહ્મણોને નહિ. આ વિષ્ણુના પરમ પદને કામનાથી રહિત જે ભજે છે, તે સર્વને ગોપરૂપ શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર થાય છે. ત્યારે જ આત્માની ઉપલબ્ધિ થાય છે. જે આ પદ્મયોનિ કરે છે, આ કૃષ્ણનું ગાન કરે છે તથા તેને શરણે જાય છે, તે સ્વયંપ્રકાશને પામે છે. ૐકાર સહિત આ શ્રીકૃષ્ણનો જે જપ કરે છે તથા પંચપદવાળા ગોવિન્દના મંત્રને જે જપે છે, તેને સ્વસ્વરૂપનું જ્ઞાન થાય છે. આથી શાશ્વત સુખની પ્રાપ્તિ માટે મુમુક્ષુએ ધ્યાન કરવું જોઇએ. આ ગોવિંદના દશ અક્ષરાદિવાળા અન્ય મંત્રો પાચ પદમાથી મનુષ્યના હિતને અર્થે થયા. આ મંત્રનું ધ્યાન ઇન્દ્રાદિ દેવોએ સુખની પ્રાપ્તિ માટે કર્યું હતું. આ શ્રીકૃષ્ણનું સ્વરૂપ અમને વાણીવડે જણાવો, એમ દેવોએ બ્રહ્માને કહ્યુ, ત્યારે બ્રહ્મા બોલ્યા; મેં જ્યારે નિરંતર પરાર્ધ વર્ષ સુધી શ્રીકૃષ્ણનું ધ્યાન કર્યું ત્યારે તે જાણવામાં આવ્યા. ગોપને વિશે તેઓ મારી સમીપ પ્રકટ થયા. મેં બ્રહ્માએ તેમને નમસ્કાર કર્યા. પ્રસન્ન હૃદયથી મને અઢાર અક્ષરવાળો પોતાનો મંત્ર સૃષ્ટિ માટે દર્શાવ્યો. ત્યાર પછી તેઓ અંતર્ધાન થઇ ગયા. તપ કર્યાં પછી મને સૃષ્ટિને સરજવાની ઇચ્છા થઇ. આ અક્ષરોને વિશે થનારૂં જગત્ પ્રકાશને પામ્યું. તે જગત્ નીચે પ્રમાણે હતુઃ-આકાશમાથી જળ થયુ, જળમાંથી પૃથ્વી થઇ, પૃથ્વીમાથી અગ્નિ, જળના એક બિંદુમાથી ચન્દ્રમા થયા. ક્લિંસ્વરૂપમાથી હું ઉત્પન્ન થયો છું. કૃષ્ણમાથી આકાશ, આકાશમાથી વાયુ, પછી ઉત્તરોત્તર ગાયો, વિદ્યા તથા સ્ત્રી પુરુષ, આદિ સર્વ ઉત્પન્ન થયાં. આ સકળ પૃથ્વી ઉત્પન્ન થઇ. (૬) આ કૃષ્ણના પૂજનવડે ચન્દ્રધ્વજ રાજાનું અજ્ઞાન જતું રહ્યું. આત્માનું જ્ઞાન થયા પછી તે ૐકારયુક્ત શ્રીકૃષ્ણના મંત્રનો જપ કરવા લાગ્યા. આમ કરવાથી તે સંગ રહિત થઇ ગયો. આ શ્રી કૃષ્ણનો મંત્ર વિષ્ણુના પરમધામરૂપે છે વિવેકીઓ આનો સાક્ષાત્કાર કરે છે. આકાશમાં સર્વ સ્થળે પ્રસારેલ ચક્ષુ સર્વ જુવે છે, તેમ આત્મસાક્ષાત્કારવાળો ઉપાધિથી રહિત થવાથી સર્વ જૂવે છે. માટે આ શ્રીકૃષ્ણના મંત્રનું હમેશ ધ્યાન કરવું. (૭) આથી કેટલાક આચાર્યો કહે છે કે, પ્રથમ પાદથી ભૂમિ, દ્વિતીય પાદથી જળ, તૃતીયથી તેજ, ચોથાથી વાયુ તથા પાચમાથી આકાશ થયું છે. વિષ્ણુ સંબંધી, પાચ વ્યાહૃતિવાળા મંત્રનો જપ કરવો, જે શ્રીકૃષ્ણના સ્વરૂપનો પ્રકાશ પાડે છે તથા કૈવલ્ય ધામને પમાડે છે. નીચે પ્રમાણે આખ્યાયિકા છેઃ-જે શ્રીકૃષ્ણના પૂર્વ પાદથી ભૂમિ, બીજાથી જળ, ત્રીજાથી તેજ, ચોથાથી વાયુ તથા પાચમાથી આકાશની

થઇ છે, તે એક કૃષ્ણનું ધ્યાન કરવાથી ચંદ્રધ્વજ નાશ રહિત વિષ્ણુના પરમ પદને પામ્યો. વિશુદ્ધરૂપ, મળરહિત શોકરહિત, પૂર્ણ લોભઆદિવાળા, સંગરહિત, જે પંચ પદરૂપે જે પદ છે તે વાસુદેવરૂપે છે પણ તેથી ભિન નથી. આ એક ગોવિંદ સચ્ચિદાનંદ શરીરવાળા, પંચમહાભૂતરૂપે, વૃન્દાવનમા કલ્પવૃક્ષનીચે નિત્ય બેસતા હતા. મરુદ્‌ગણ સહિત હું પરમ સ્તુતિથી તેમની સ્તુતિ કરું છું. વિશ્વરૂપ, વિશ્વની સ્થિતિના કારણરૂપ, વિશ્વના ઇશ્વરરૂપ, વિશ્વરૂપ, ગોવિન્દસ્વરૂપ, વિજ્ઞાનરૂપ, પરમાનંદરૂપ, કૃષ્ણરૂપ, ગોપીના નાથરૂપ, કમળ સરખી આખવાળા, કમળની માળાવાળા, કમળના સરખી નાભિવાળા બ્રહ્મપીઠને આનંદ આપનાર, અત્રુહિત બુદ્ધિવાળા, શ્યામસ્વરૂપ, લક્ષ્મીના માનસ હંસરૂપ, કંસના નાશ કરનાર, કેશિ તથા ચાણુરના નાશ કરનાર, શિરને વધ, અર્જુનના સારથિરૂપ, વેણુને વગાડવાવાળા, ઇન્દ્રિયોનુ દમન કરનાર, કાલિ નાગનુ દમન કરનાર, યમુનાના જળ સમાન, ચપળ કુડળને ધારણ કરનાર, ગોપીઓના નયનકમળરૂપ, માળાને ધારણ કરનાર, નૃત્યમા કુશળ, શરણે આવેલાનુ રક્ષણ કરનાર શ્રીકૃષ્ણને નમસ્કાર (૧-૭) પાપનો નાશ કરનાર, ગોવર્ધન પર્વતને ધારણ કરનાર, પૂતનાનો નાશ કરનાર, તૃણાવર્ત અસુરનો નાશ કરનાર, કળાથી રહિત, મોહથી રહિત, શુદ્ધરૂપ, પાપના શત્રુરૂપ, અદ્વૈતરૂપ, મહાન્ રૂપ શ્રી કૃષ્ણને નમસ્કાર. હે પરમાનંદ! હે પરમેશ્વર! આપ પ્રસન્ન થાઓ, હું આધિ તથા વ્યાધિથી પીડાયલો છું. મારૂ રક્ષણ કરો. હે શ્રી કૃષ્ણ, હે રૂક્મિણીના પતિ, ગોપીઓને આનંદ આપનાર, કલેશનો નાશ કરનાર, નારાયણરૂપ, મનુષ્યનું રક્ષણ કરનાર, પરમાનંદરૂપ, તથા લક્ષ્મીના પતિ. એવા તમો મારો ઉદ્ધાર કરો. ( ૮-૧૨ ) આ સ્તુતિવડે હું શ્રીકૃષ્ણનુ ધ્યાન કરું છુ. જે પ્રમાણે હુ પંચ પાદરૂપ કૃષ્ણનુ ધ્યાન કરું છુ તેમ તમો કરશો તો સંસારમાથી તરી જશો. આ રીતે બ્રહ્માએ કહ્યુ. આ પાંચ પાદરૂપ મંત્રનો જે પાઠ કરે છે, તે પ્રયત્ન વિના કૈવલ્ય પદને પામે છે. તે ગતિથી રહિત છે, એક રૂપે છે, મનના કરતા વધારે વેગવાન્ છે, ઇન્દ્રિયો તેને પામતી નથી કારણ કે તે સર્વગત છે. આથી કૃષ્ણ એ જ પરમ દેવ છે. તેનું ધ્યાન, ગ્રહણ તથા ભજન કરવુ. (૮)

## (૩૬) ગોપાલ ઉત્તર તાપિની.

એક વેળા વ્રજની સ્ત્રીઓ કામનાથી યુક્ત થયેની કૃષ્ણની પાસે રાત્રી ગાળી સર્વેશ્વર શ્રીકૃષ્ણને કહેવા લાગી,-અમારે કોઇ બ્રાહ્મણને ભિક્ષા આપવી છે તે કોને આપીએ? ત્યારે શ્રીકૃષ્ણે કહ્યુ કે દુર્વાસાને ભિક્ષા આપો. અમે યમુના ઓળગ્યા વિના દુર્વાસા પાસે કેવી રીતે જઇ શકીએ? અતિથિને ભિક્ષા કરાવવાથી અમારું કલ્યાણ થાય એમ છે. કૃષ્ણે કહ્યુ,- હે કૃષ્ણ! એમ કહી કૃષ્ણ બ્રહ્મચારીરૂપે છે, એમ માનશો તો તમને માર્ગ મળશે તથા યમુનાના જળનો સ્પર્શ થશે નહિ. જે કોઇ મારુ સ્મરણ કરે છે તેને જે વસ્તુ અનુલ્લંઘનીય હોય તે લંઘનીય થાય છે જે અપવિત્ર હોય તે પવિત્ર થાય છે. મારૂ સ્મરણ કરનાર જો વ્રતથી રહિત હોય તો તે વ્રતવાન્ થાય છે. મારુ સ્મરણ કરનાર કામનાવાળો હોય તો તે નિષ્કામરૂપે થાય છે. શ્રોત્રિયથી રહિત શ્રોત્રિય થાય છે. કૃષ્ણની વાણીનુ શ્રવણ કરવુ, તેની વાણીનુ સ્મરણ કરવુ, કૃષ્ણના વચનને અનુસરી નદીને ઓળગો પછી મુનિના પવિત્ર આશ્રમ પ્રતિ જાઓ. રુદ્રસ્વરૂપ તે શ્રેષ્ઠ મુનિને નમસ્કાર કરો મુનિને દૂધ તથા ઘીવાળુ મિષ્ટાન્ન જમાડો દર્શનીય દુર્વાસા મુનિ તમારા પર તુષ્ટમાન થશે. સ્નાન કર્યા પછી તથા ભોજન

કર્યા પછી તેમની તરફથી આશિષ લે. આ રીતે ગોપીઓએ કર્યું તથા મુનિએ જવા માટે આજ્ઞા આપી. ગોપીઓએ પૂછ્યું કે, અમો કેવી રીતે નદીને ઓળંગી પાછાં જઈએ ? મુનિએ કહ્યું કે, હું દુર્વાસા મુનિનું તમો સ્મરણ કરશો, એટલે નદી તમને માર્ગ આપશે. આ ગોપીઓમાં ગાન્ધર્વી નામની એક ગોપી હતી. તેણે કહ્યું; બીજી ગોપી સાથે આ ગોપીએ વિચાર કર્યો કે, શ્રીકૃષ્ણ બ્રહ્મચારી કેવી રીતે તથા દુર્વાસા મુનિ સદા અપવાસી કેવી રીતે ? ગાંધર્વીને પ્રધાન ગણી બાકીની ગોપીઓ મૌન રહી. તેઓનો અભિપ્રાય જાણી લઇ મુનિએ કહ્યું;—આકાશ શબ્દવાન્ છે. આત્મા શબ્દ તથા આકાશથી જૂદો છે. આત્મા આ આકાશમા વ્યાપીને રહેલ પણ છે. (જેમ રજ્જુને સર્પ માનવામા આવે છે તેમ) આ આત્માને મનુષ્યો જાણુતા નથી. આત્મા જ્યારે ભોકતારૂપ નથી તો પછી કેવી રીતે ભોકતા થાઉં ? સ્પર્શ ગુણવાળો વાયુ છે. સ્પર્શ તથા વાયુથી ભિન્ન આત્મા છે. આ આત્મામાં વાયુ સ્થિતિ કરે છે. આ આત્માને તું ઓળખતી નથી. હું કેવી રીતે ભોકતા થાઉં ? રૂપ ગુણવાળું તેજ છે, તેજ તથા રૂપથી ભિન્ન આત્મા છે. આ આત્મામા તેજ સ્થિતિ કરે છે. આને તું જાણતી નથી. હું ભોકતા કેવી રીતે ? રસ ગુણવાળું જળ છે. જળ તથા તેના ગુણરસથી આત્મા ભિન્ન છે. જળ તથા ગુણ આત્મામાં રહે છે. તે આત્માને તું ઓળખતી નથી. તો પછી હું કેવી રીતે ભોકતા કહેવાઉં ? ગંધ ગુણવાળી પૃથ્વી છે. ભૂમિ તથા ગંધગુણથી આત્મા ભિન્ન છે. ભૂમિ તથા તેનો ગુણ ગંધમાં રહે છે. તું આ આત્માને ઓળખતી નથી. હું ભોકતા કેવી રીતે ? આ મન વિષયોમા સંકલ્પ કરે છે. મન વિષયોને ગ્રહણ કરે છે. જેને સઘળું આત્મારૂપ છે તેને સંકલ્પ કરવાનું તથા ગમન કરવાનું સ્થાન રહેતું નથી. આ જ આત્મારૂપ છે. હું ભોકતા કેવી રીતે ? તેં શ્રીકૃષ્ણ ભગવાન્ વિશે પૂછ્યું. તેઓ સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરના કારણરૂપ છે. આ જ શ્રીકૃષ્ણ બે પક્ષીઓ રૂપે છે. બ્રહ્મના અંશપણાને પામેલ એક ભોકતારૂપે છે તથા અન્ય જીવ સાક્ષીરૂપે છે. વૃક્ષરૂપ દેહને વિશે આ બે પક્ષીઓ રહે છે. પૂર્વોકત ભોકતારૂપ છે તથા અન્ય અભોકતારૂપ છે તથા તે જ શ્રીકૃષ્ણરૂપે છે. આ કૃષ્ણમાં વિદ્યા તેમજ અવિદ્યાને અમે જાણતા નથી. તે વિદ્યા તથા અવિદ્યાથી ભિન્ન સ્વરૂપે છે. (કારણ કે વિદ્યા તથા અવિદ્યા મનોવૃત્તિરૂપ છે.) જે નિત્ય જ્ઞાનરૂપે છે તે વિષયવાળા કેવી રીતે હોઇ શકે ? (૭) જે ઇચ્છાવડે કામનાના વિષયવાળી વસ્તુની કામના કરે છે તે કામનાવાળો છે. જે ઇચ્છાથી રહિત થઇ કામનાના વિષયોને ભોગવે છે, તે અકામી છે. આ આત્મસ્વરૂપ કૃષ્ણ જન્મ તથા જરાથી ભિન્ન છે. તે સ્થાણુરૂપે તથા છેદન ભાવથી રહિત છે. તે સૂર્ય મંડળમાં સ્થિતિ કરે છે. તે જ ગાયમા રહે છે. તે ગોપોનું રક્ષણ કરે છે. ગોપને વિષે સ્થિતિ કરે છે, તે જ સર્વ દેવોમા સ્થિતિ કરે છે, તેનું સર્વ વેદો ગાન કરે છે, તે સર્વ ભૂતોમા પ્રવેશ કરી રહેલ છે. તે પ્રાણી માત્રની ઉત્પત્તિ કરે છે. તે અમોને શાસનકર્તા છે. ગાંધર્વીએ કહ્યું; તેમની અમારામા ગોપાલરૂપે કેમ ઉત્પત્તિ થઇ ? આપે એમને કેવી રીતે ઓળખ્યા ? કારણથી અર્થાત્ પોતાની માયાથી તે આવૃત છે. હે મુનિ ! કૃષ્ણ કોણ ? એનો મંત્ર શું છે ? એનું સ્થાન શું છે, અથવા તે કેવી રીતે દેવકીમાં જન્મ્યા ? એમનો મોટો ભાઇ બળભદ્ર કોણ છે ? આ ગોપાલની પૂજા કેવા પ્રકારની છે ? આ આત્મા જ્યારે પ્રકૃતિથી પર છે ત્યારે તે કેવી રીતે ભૂમિમાં

ત્યારે દુર્વાસાએ કહ્યું;–તે પ્રથમ એકરૂપે હતા. તે નારાયણદેવરૂપે હતા. આને વિશે સર્વ લોક રહેલા છે. તેના હૃદય કમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા. આ બ્રહ્મા પિતારૂપે છે. તે બ્રહ્માને નારાયણે વરદાન આપ્યું. આ વરદાન તે કામપ્રશ્ન હતો. બ્રહ્માની × કામપ્રશ્નની માગણીથી નારાયણે તેને તે વરદાન આપ્યું. બ્રહ્માએ પૂછ્યુ કે સર્વ અવતારોમા શ્રેષ્ઠ અવતાર કયો છે કે જે વડે લોકો તુષ્ટમાન થાય છે તથા દેવો સંતુષ્ટ થાય છે? જેનું સ્મરણ કરવાથી આ સંસારમાંથી મુક્ત થાય છે; વળી તે અવતારને બ્રહ્મ સ્વરૂપે કેવી રીતે માનવો? ત્યારે નારાયણ દેવે બ્રહ્માને કહ્યું; મેરૂ શિખરપર કામનાવાળી જેવી સાત પુરીઓ છે તેમજ પૃથ્વી મંડળપર કામનાવાળાની કામના પૂરી પાડનારી તથા નિષ્કામ વાળાને મોક્ષ આપવાવાળી સાત પુરીઓ* છે. આ પુરીઓના મધ્યમા સાક્ષાત્ બ્રહ્મ-ગોપાલપુરી છે. તે દેવોને તથા સર્વ પ્રાણી માત્રોને કામ તથા મોક્ષ આપવાવાળી છે. જેમ સરોવરમાં કમળ રહે છે, તેમ ભૂમિપર મથુરા નામની નગરી રહેલી છે. ભગવાન્ શ્રીકૃષ્ણે આ સ્થાનનું રક્ષણ પોતાના સુદર્શન-વડે મધુ નામના દૈત્યને મારી કર્યું હતું. તેથી આ નગરી મધુરા કહેવાય છે. વળી અજ્ઞાનનો નાશ કરવાવાળા હોવાથી એને મથુરા કહે છે. આ પુરીનું નામ ગોપાલપુરી છે આ પુરી નીચે પ્રમાણેના મોટા મોટા વનોથી વિંટાયેલ છે. જેવાં કે બૃહતનું બૃહદ્‌વન, મધુનું મધુવન, તાલવૃક્ષ હોવાથી તાલવન, કામ્યવન, બહુલરૂપ બહુલવન, કુમુદરૂ વન, ખદિરવૃક્ષરૂપ ખદિરવન, કુમુદરૂપ ખદિરરૂપ ખદિરવન, ભદ્રરૂપ ભદ્રવન, ભાણ્ડિરવન, શ્રીવન, લોહવન, વૃન્દાથી વૃન્દાવન, આ ગહન વનોમાં દેવો, ગંધર્વો, નાગો તથા કિંનરો ગાન તથા છે. તેમા બાર આદિત્યો છે, અગીઆ છે, આઠ વસુઓ, સાત મુનિઓ, નારદ, પાચ વિનાયકો, વીરેશ્વર, અબિકેશ્વર, ગણેશ્વર, નીલકંઠ, વિ ગોપાલેશ્વર ઇત્યાદિ ચોવીશ મૂર્તિઓ ત્યા બે વન છે. એક કૃષ્ણવન તથા ભદ્રવન. તેઓના મધ્યમાં બીજાં બાર વનો છે. તેમા દેવો રહે છે. ત્યા સિદ્ધ સિદ્ધિને મેળવે છે. ત્યાં રામચદ્રની ર મૂર્તિ, પ્રદ્યુમ્નની મૂર્તિ, અનિરૂદ્ધની તથા કૃષ્ણની કૃષ્ણ મૂર્તિ, એમ મ સ્થાનમા બાર મૂર્તિઓ છે. પ્રથમ મૂ રૂદ્ર, બીજીનું બ્રહ્મા, ત્રીજીનું સનકાદિ ચોથીનું મરુતો, પાચમીનું વિનાયકો, વસુઓ, સાતમીનું ઋષિઓ, આઠમીનું વો, નવમીનું અપ્સરાઓ, દશમીનું સ્વ લોકો, અગીઆરમીનું અંતરીક્ષના લોકો બારમી મૂર્તિ પૃથ્વી પર રહે છે. આ મૂ ઓનુ જે યજન કરે છે, તે મૃત્યુને તરી છે તથા મુક્તિને મેળવે છે. તેઓ ગર્ભથી-જન્મ, જરા તથા મરણરૂપ, ત્રણ તાપ દુઃખને તરી જાય છે. તે સબંધી ન પ્રમાણેના મંત્રો છેઃ–મુખ્ય મથુરા નગરી (૧૪) આ નગરી રમણીય, બ્રહ્માદિથી સે વેલ, શંખ, ચક્ર, ગદા તથા શાર્ઙ્ગવડે રક્ષ કરાયેલ તથા મુશલાદિવડે રક્ષાયલી છે. સ્થળે શ્રીકૃષ્ણ રૂક્મિણી શક્તિ સહિત રા અનિરુદ્ધ તથા પ્રદ્યુમ્ન સહિત રહે છે. જે વાસુદેવ એક છે, છતા તે ૐકારની ર

× જે જે પૂછવાની ઇચ્છા થાય તે તે પ્રશ્નનો ઉત્તર આપવો તે કામપ્રશ્ન.

*वस्वौकसारा शक्रस्य याम्या संयामिनी तथा। पुरी सुखा जलेशस्य सोमस्य तु विभापुरी ॥ अयोध्या मथुरा माया काशी काची अवंतिका । पुरी द्वारावती ज्ञेयाः सप्तैता मुक्ति दायिकाः।

માત્રાવડે યુક્ત છે. આથી તે રજોગુણથી ભિન્ન છે. તેમના સ્વરૂપે હુ છુ, એમ ભાવના કરવી. આમ માનનાર મોક્ષ મેળવે છે, બ્રહ્મને પામે છે તથા બ્રહ્મજ્ઞાની થાય છે. ઇન્દ્રિયોના પાલકરૂપ જીવોને આત્મપણાથી સૃષ્ટિ પહોચતા સુધી જે રક્ષણ કરે, તે ગોપાલ. આ કૃષ્ણ યતરૂપે, તતરૂપે, શતરૂપે, પરરૂપે તથા બ્રહ્મરૂપે છે. તે કૃષ્ણાત્મકરૂપે તથા નિત્યાનંદરૂપે તથા એકરૂપે છે. તે બ્રહ્મ ગોપાલ દેવરૂપે તથા ઉપાધિથી રહિત સત્યબ્રહ્મરૂપે છે; સોહ એ રીતે આત્માને ગ્રહણ કરી બુદ્ધિવડે એકતા કરવી જોઇએ. આત્માની ગોપાલરૂપે ભાવના ધરવી જોઇએ તે પરબ્રહ્મ અવ્યક્તરૂપ, અનંતરૂપ, નિત્યરૂપ તથા ગોપાલરૂપે છે. હુ શખ, ચક્ર, ગદા, પદ્મ તથા વનમાળા ધારણ કરી મથુરામા રહીશ. શ્રીકૃષ્ણ ચિત્રૂપે, પર જ્યોતિરૂપે, રૂપથી રહિતરૂપે છે. જે મારૂ સ્મરણ કરે છે, તે ખરેખર બ્રહ્મના પદને પામે છે. જબુદ્વીપમા રહેતો હોય છતાં મથુરા નગરીમા જે મારૂ પ્રીતિવડે પૂજન કરે છે તે મને પ્રિય હોય છે આ નગરીમા પ્રતિમામા રહેલ કૃષ્ણરૂપી ઉપાધિ તમે બ્રહ્માવડે પૂજનીય છે અધિકારીના ભેદપણાથી મનુષ્યો ચાર પ્રકારે મારૂં પૂજન કરે છે. યુગને અનુસરી* વિષ્ણુપર અનુરાગવાળા મારૂં યજન કરે છે. આ ચાર રૂપો નીચે પ્રમાણે છે—ગોપાલરૂપે, પ્રદ્યુમ્નરૂપે, અનિરુદ્ધરૂપે તથા રામરૂપે. ચાર મૂર્તિરૂપે યુગને અનુસરી રુક્મિણીરૂપ માયાસહ વર્તમાન મારૂ યજન કરે છે. હુ ગોપાલરૂપે, અજરૂપે, નિત્યરૂપે, પ્રદ્યુમ્નરૂપે, સનાતનરૂપે, રામરૂપે, અનિરુદ્ધરૂપે, હુ જ છુ, એમ માની જ્ઞાનીએ મારૂ પૂજન કરવુ જોઇએ. મે કહેલા નિષ્કામ સ્વધર્મવડે યુગ વિભાગવડે ત્યાના રહેવાસીઓએ બહુ કૃષ્ણનું પૂજન કરવુ. સ્વર્ગ અથવા મોક્ષાદિરૂપ ધર્મની ગતિથી રહિત જેઓ મથુરામા રહે છે તથા મારે વિશે પરાયણ હોય છે તથા જેઓ કળિવડે ગ્રહણ કરાયેલ છે તેઓની આ નગરીમા સ્થિતિ છે. જેમ તમારી સ્થિતિ પુત્રો સહિત છે, જેમ રુદ્ર ગણો સહિત હોય છે તથા જેમ હું લક્ષ્મિસહિત છું, તેમ ભક્ત મને પ્રિય છે. બ્રહ્માએ કહ્યુ; જ્યારે દેવ ચાર છે ત્યારે તે એક કેવી રીતે હોઇ શકે? ૐકાર સ્વરૂપ એક અક્ષર અનેક સ્વરૂપે કેવી રીતે થયું, તે સબધી નારાયણ તે બ્રહ્માને કહેવા લાગ્યા. પ્રથમ એક અદ્વિતીયરૂપ બ્રહ્મ હતું. તેથી અવ્યક્ત તથા પ્રકાશરૂપ અક્ષર થયું. આ અક્ષરમાથી મહત્, મહત્માથી અહકાર, અહંકારથી પચતન્માત્રા તથા તેમાથી પંચમહાભૂતો છે આ અક્ષર પંચમહાભૂતોથી વેષ્ટિત છે. હું અક્ષરરૂપે છું. હુ ૐકારરૂપે છું. હું અજર, અભય, અમૃત, બ્રહ્મ તથા અભયરૂપ છું. હું જ મુક્ત તથા અક્ષરરૂપ છું. એક તથા અદ્વય બ્રહ્મ સત્તામાત્રરૂપે, વિશ્વરૂપે, પ્રકાશરૂપે તથા વ્યાપકરૂપે છે. માયાને લઇને ચારરૂપે થાય છે. રોહિણી પુત્ર બળરામ વિશ્વાત્મક તથા અકારાક્ષરની ઉત્પત્તિરૂપ છે. તૈજસરૂપ તથા ઉકાર અક્ષરના સંભવરૂપ પ્રદ્યુમ્ન છે. પ્રાજ્ઞ સ્વરૂપ તથા મકાર અક્ષરના સંભવરૂપ અનિરુદ્ધ છે. અર્ધમાત્રા સ્વરૂપે શ્રીકૃષ્ણ છે, કે જેમા સર્વ વિશ્વ સ્થિતિ કરીને રહેલ છે. શ્રીકૃષ્ણ સ્વરૂપ, જગતને ઉત્પન્ન કરનારરૂપ તથા મૂળ પ્રકૃતિરૂપ રુક્મિણી છે. શ્રુતિ વ્રજની સ્ત્રીઓરૂપે છે. આ શ્રુતિથી યુક્ત બ્રહ્મ અર્થાત કૃષ્ણ છે, જે પ્રણવરૂપ છે તથા રુક્મિણીને પ્રકૃતિરૂપે બ્રહ્મવાદીઓ કહે છે. મારે વિશ્વમા સ્થિતિવાળા ગોપાલ ૐકાર સ્વરૂપે છે. બ્રહ્મવાદી સ્ત્રી તથા ઓકારને એકરૂપે કહે છે. મથુરામા મારૂ ધ્યાન કરનાર અવશ્ય મુક્તિને પામે છે. આઃ પવનાગુ હૃદયમા

*સત્યયુગમા શુક્લરૂપે, ત્રેતામા રક્તરૂપે, દ્વાપરમા પીતવર્ણરૂપે તથા કલિમા શ્યામવર્ણરૂપે.

પ્રફુલ્લિત કમળ છે. આ કમળમાં દિવ્ય ધન તથા ધ્વજવાળું, શ્રી વત્સના લાંછનવાળું, હૃદયમાં રહેલ કૌસ્તુભરૂપ, લક્ષ્મી સહિત શ્રી કૃષ્ણના ચરણારવિંદનું ધ્યાન કરવું. ચાર ભુજાવાળા, શંખ ચક્ર, શાર્ઙ્ગ, પદ્મ, ગદાવાળા સારા કડાવાળા બાહુનું, વનમાળાથી શોભાયમાન કંઠનું, પ્રકાશિત મુકૂટનું, અભય સ્વરૂપ કુંડળનું, સુવર્ણરૂપ, સ્વભક્તને અભય-આપવાવાળું તથા સૌમ્ય મારા શરીરનું ધ્યાન કરવું. વળી વેણુ તથા શંખને ધારણ કરવા-વાળા મારૂં ધ્યાન કરવું જોઇએ. જે બ્રહ્મજ્ઞાનથી આખા જગતનો નાશ થાય, તેના સારરૂપ આ મથુરા નગરી છે. આ ભૂમિ-કમળ આઠ દિક્પાળોથી શોભાયમાન છે. સમદર્શિયો આ ભૂકમળની સેવા કરે છે, જે કમળ સંસારરૂપી સમુદ્રમા ઉત્પન્ન થયેલ છે. આ ભૂમિકમળને ચંદ્ર તથા સૂર્યરૂપ વસ્ત્ર છે તથા સુવર્ણરૂપ મેરૂ ધ્વજાના દંડરૂપે છે. છત્ર-રૂપ તથા બ્રહ્મલોકરૂપ મારૂં ઉર્ધ્વચરણ છે. લાંછનવાળું શ્રી વત્સરૂપ બ્રહ્મ છે. આથી બ્રહ્મવાદીઓ મને શ્રી વત્સલાંછન કહે છે. બ્રહ્મરૂપ મારા તેજરૂપે સૂર્ય, અગ્નિ, વાણી, તથા ચંદ્ર પ્રકાશે છે. માટે બ્રહ્મરૂપ મને ભક્તો કૌસ્તુભમણિરૂપ કહે છે. શખ, સત્વ, રજ, તમ, અહંકાર તથા પંચભૂતના સમૂહ-રૂપે છે. હું પોતે રજથી પર છું. અસંત ગતિવાળું સુદર્શનચક્રરૂપ મારૂં મન કહેવાય છે. શાર્ઙ્ગ ધનુષ મારી આદ્ય માયા છે. માગ હાથમા રહેલ પદ્મ વિશ્વરૂપે છે. ગદા વિદ્યા-રૂપે છે, જે મારા હાથમા સર્વદા રહે છે. ચાર હાથમાં ચાર કડા ધર્મ, અર્થ, કામ તથા મોક્ષરૂપે છે. નિર્ગુણરૂપ મારૂં કંઠ અજરૂપી માયાવડે શોભિત છે. હે બ્રહ્મ! તમારા માનસ પુત્રો આ માયાને માળારૂપે કહે છે. કૂટસ્થ એવા મારા સ્વરૂપને કિરીટરૂપે લોકો કહે છે. મને પ્રકાશતાં બે કુંડળ મને અક્ષરોત્તમરૂપે કહે છે. મારો ભક્ત મારૂં ધ્યાન કરી મોક્ષને મેળવે છે. તે મુક્તિને પાત્ર છે. તે મારા સ્વરૂપને પામે છે. જે મારૂં ધ્યાન કરે છે તેને મારા કહેવા પ્રમાણે સર્વ થશે. મારૂં સ્વરૂપ નિર્ગુણ તથા સગુણ બે પ્રકારનું છે. બ્રહ્મા બોલ્યા—આપે કહેલ વ્યક્ત મૂર્તિઓના નિશ્ચય કેવા પ્રકારે થાય છે? કેવી રીતે દેવો, રૂદ્રો, બ્રહ્મા, વિનાયક, દ્વાદશ, આદિત્ય, વસુઓ, અપ્સરાઓ, ગંધર્વો તથા પોતાના પદમા રહેલ કઇ શક્તિનું મનુષ્યો યજન કરે છે? પ્રથમ અવ્યક્તરૂપ બાર મૂર્તિ સર્વ લોકમા, સર્વ દેવમા તથા સર્વ મનુષ્યોમાં રહે છે. રુદ્રોમા રૌદ્રી, બ્રહ્મમાં બ્રાહ્મી, દેવોમાં દૈવી, માનસોમાં માનસી, વિનાયકમાં વિઘ્ન ટાળનારી, આદિત્યમા જ્યોતિરૂપ, ગંધર્વમા ગાંધર્વી, અપ્સરામા ગૌર નામની, વસુમાં કામ્ય, અંતર્ધાન અર્થાત્ તિરોભાવ તથા પ્રકાશ ન કરે તો આવિર્ભાવરૂપ શક્તિ મારા પોતાના સ્થાનમા રહેલ છે. તામસી, સાત્વિકી તથા રાજસી એ માનુષી શક્તિ છે. વિજ્ઞાન-ઘન, સચ્ચિદાનંદૈક રસ તથા આનંદઘનરૂપ શક્તિ ભક્તિયોગમા રહે છે. પ્રાણાત્મા જે ભૂ, ભુવ તથા સ્વરૂપ છે, તે પ્રાણાત્માને, કૃષ્ણ જે ગોવિન્દ તથા ગોપીજન વલ્લભરૂપ છે તેને, અપાનાત્મરૂપને, પ્રદ્યુમ્ન અનિરુદ્ધરૂપ, વ્યાનરૂપ, રામરૂપ, ઉદાનરૂપ, દેવકીના પુત્રરૂપ, સમાનરૂપ, નિજસ્વરૂપવાળા, પ્રેમસ્વરૂપ, ઇન્દ્રિયાત્મારૂપ, ભૂતાત્મારૂપ, ઉત્તમપુરુષરૂપ, પરબ્રહ્મ, ગોપાલરૂપ, સર્વભૂતાત્મારૂપ, જાગ્રત, સ્વપ્ન, તથા સુષુપ્તિથી રહિત, તુર્યાતીતરૂપ આપને નમસ્કાર*. એકજ દેવ સર્વ પ્રાણીમાં રહેલ છે, સર્વમા વ્યાપ્ત છે, સર્વ પ્રાણીના આત્મારૂપ, કર્મના અધ્યક્ષરૂપ, સર્વ ભૂતોના વાસ કરનાર, સાક્ષીરૂપ, ચેતનરૂપ, કેવળરૂપ તથા નિર્ગુણ સ્વરૂપ છે. રુદ્ર, આદિત્ય,

*અહીં દ્દકારનું ગ્રહણ છે તે અંગન્યાસ માટે છે.

વિનાયક, સૂર્ય તથા વિદ્યારૂપ આપને નમસ્કાર. ઇન્દ્ર, અગ્નિ, પિતૃ, નિર્ઋતિરૂપ, વરૂણરૂપ, મરુતરૂપ, કુબેરરૂપ, ઇશાનરૂપ તથા બ્રહ્મરૂપ આપને નમસ્કાર.

સર્વ દેવોને નમસ્કાર. બ્રહ્માને આ રીતની અંતર્ધાનરૂપ ભગવાનની સ્તુતિ શ્રી કૃષ્ણે કહી તથા તે કરવાવડે બ્રહ્મા સ્રષ્ટારૂપે થયા. બ્રહ્મા પાસેથી તેના પુત્રોએ આ કથા સાભળી, તેમા નારદથી મે સાભળી, જે મે તને ગાધર્વનિ કહી સભળાવી. હવે તુ તારા આશ્રમપ્રતિ જા. (૧૯)

## परिशिष्ट.

### छांदोग्य मंत्र ब्राह्मण.

### પ્રથમ અધ્યાય-પ્રથમ ખંડ.

### વિવાહ સંસ્કાર.

ॐ देवसवितः प्रसुवयज्ञं प्रसुवयज्ञंपतिं भगाय दिव्यो गंधर्वः केतपूः केतं नः पुनातु वाचस्पतिर्वाचं नः स्वदतु ॥१॥ कामवेदते नाम मदो नामासि समानया मुरसुरा ते। अभवत् ॥ परमत्र जन्माग्ने तपसो निर्मिताऽसि स्वाहा ॥२॥ इमंत उपस्थं मधुना सं सृजामि प्रजापतेर्मुखमेतद्द्वितीयं तेन पुंसोभिभवासि सर्वानवशान्वशिन्यसिराज्ञी स्वाहा ॥३॥

શબ્દાર્થ:-હે પ્રકાશમાન સૂર્ય દેવ! અમોને કર્મને માટે આજ્ઞા આપો. કર્મનુ અનુષ્ઠાન કરનારા મને કર્મફળને ભોગવવા આજ્ઞા આપો. આપ સ્વર્ગમા રહેનાર ગધર્વરૂપે* છો, આપ ચિત્તની શુદ્ધિ કરવાવાળા છો, આપ મારી બુદ્ધિને શુદ્ધ કરો, પ્રાણુ અમારી વાણીને પ્રિતિવાળી કરો. (૧) હે કામ! હુ જાણુ છુ, કે આપ મદરૂપી નામવાળા છો, અમુક નામની જે કન્યા છે તે કન્યાની હુ પરણનારને સારી રીતે પ્રાપ્તિ કરાવો. આપનુ ઉત્પત્તિસ્થાન સુરા* છે. હે અગ્નિ! આ કન્યાને વિશે આપની ઉત્પત્તિ છે. આપને પ્રજાપતિએ પુરૂષાર્થ સિદ્ધ કરવા ઉત્પન્ન કર્યા છે. (૨) હે કન્યકા! આ તારી ઉપસ્થેન્દ્રિય મધથી ભરપૂર હુ સર્જુ છુ. કારણ કે તે પ્રજાપતિના દ્વિતીય મુખરૂપે છે. (કારણ કે એક મુખ વેદ ગ્રહણ કરવા માટે તથા એક મુખ પ્રજાની ઉત્પત્તિ થવા માટે). કારણકે વશ ન થાય એવા મનુષ્યોને પણ તુ વશ કરવા સમર્થ છો, તુ કાંતિમતી છે તથા સર્વ કામનાઓને પૂર્ણ કરનાર તુ છે. (૩)

अग्निं क्रव्यादमकृण्वन् गुहानास्त्रीणामुपस्थमृषयः पुराणाः तेनाज्यमकृण्वं स्त्रैशृंगं त्वाष्ट्रं त्वयि तद्दधातु स्वाहा ॥ ४ ॥ या कृंतन्नवयन्ना अतन्वत याश्च देव्यो अंता नभितो ततंथ ॥ तास्त्वा देव्यो जरसा संव्ययं त्वायुष्मतीदं परिधत्स्व वासः ॥ ५ ॥ परिधत्त धत्त वाससैनां शतायुषीं कृणुतदीर्घमायुः ॥ शतं च जीव शरदः सुवर्चा वसूनि चार्या विभृजासि जीवन् ॥६॥

શબ્દાર્થ:-ગુપ્ત પ્રભાવવાળા, આદિ એવા

---

* ગો કહેતા પૃથ્વી તેમાં રહેનારા રસોનું આપ પોષણ કરવાવાળા છો. તેથી ગંધર્વ કહેવાઓ છો.

* સુરાવડે કામની વૃદ્ધિ થાય છે વસિષ્ઠ, ચદ્રમા, શુક્ર, બૃહસ્પતિ તથા બ્રહ્મા આદિ તપોવૃદ્ધ પુરુષો સ્ત્રીવડે મોહને પામેલા છે વળી કન્યાને સુરા કહી છે. કારણ કે કહ્યું છે કે, गौडी पीष्टी च माध्वी च विज्ञेया त्रिविधा सुरा ॥ चतुर्थी स्त्री सुराज्ञेया ययेद मोह्यते जगत् અર્થ—ગૌડી, પીષ્ટી તથા માધ્વી આ ત્રણ પ્રકારની સુરા કહેવાય છે તથા ચોથી સ્ત્રીને સુરા કહેલ છે કારણ તેનાથી સર્વ જગત્ મોહ પામેલ છે.

વસિષ્ઠાદિ ઋષિઓએ અગ્નિને માંસભક્ષક કર્યો. સ્ત્રીઓની ઉપસ્થ ઇન્દ્રિય માટે ઘૃતરૂપી શુક્ર તેઓએ કર્યું. હે કન્યા! પુરુષથી ઉત્પન્ન થયેલ તથા પ્રજાપતિરૂપ આ વીર્યને તું તારે વિશે ધારણ કર. (૪) જે સ્ત્રીઓ તંતુના વિસ્તારવાળાં વસ્ત્રોને પોતાના શરીરપર ધારણ કરે છે તે સ્ત્રીઓ દાનાદિ શીલવાળી છે, તેઓ શરીરના બેઉ ભાગ પર વસ્ત્રને ધારણ કરે છે. હે કન્યા! તું પણ આ પટને જરાવસ્થા પ્રાપ્ત થતા સુધી આવા વસ્ત્રને ધારણ કર. (૫) તું આ વસ્ત્રને ધારણ કર. આ વસ્ત્રવડે તું સો વર્ષના આયુષ્યવાળી થા, અર્થાત્ સો શરદ્ ઋતુ સુધી તું જીવ. તું સારી કાંતિવાળી થા. હે આર્યે! તું લાબા વખત સુધી જીવતી રહી પૈસા ટકાથી આબાદ રહે. (૬)

**सोमोऽददद्गंधर्वाय गंधर्वोऽददग्नये रयिं च पुत्रांश्चादादग्नि मेह्ममयो इमां ॥७॥ प्रमे पतियाना: पंथा: कल्पतां शिवा अरिष्टा पतिलोकं गमेयं ॥८॥ अग्नि रेतु प्रथमो देवताभ्यः सोस्यै प्रजां मुंचतु मृत्युपाशा त्तदयं राजा वरुणोऽनुमन्यतां यथेयं स्त्री पौत्रमघं न रोदात्स्वाहा ॥९॥**

શબ્દાર્થ:-પ્રથમનાં બે વર્ષ સુધી સોમ આ કન્યાના પતિરૂપે હતો, આ સોમે ગંધર્વ દેવને આ કન્યા આપી, જેથી ગંધર્વ બે વર્ષ સુધી તેના પતિરૂપે થયો. ગંધર્વે અગ્નિને આપી જેથી અગ્નિ બે વર્ષ સુધી તેનાં પતિ રૂપે રહ્યો. આ રીતે ૭ વર્ષ પૂરાં થયા પછી કન્યાને સાતમે વર્ષે આ કન્યાને અગ્નિએ મને આપી, જે મને લક્ષ્મી તથા પુત્રોની પ્રાપ્તિ થાઓ. (૭) જે માર્ગ મારા પતિનો છે તે માર્ગે મારો થાઓ. વળી હું કલ્યાણ દાયક તથા સુખદાયક પતિના કુળને વિશે જાઉં. (૮) અગ્નિ સર્વ દેવમા પ્રથમ દેવ છે. આ અગ્નિ દેવ, જે કાંઇ આ કન્યાને પ્રજા થાય, તેને મૃત્યુના બંધનથી મુક્ત કરો. વળી વરુણદેવ એવી રીતે કરો કે, જેથી આને જે પુત્રો થાય તેમ જ પુત્રના પુત્રો થાય, તે પાપથી રહિત થાય. (૯)

**इमामग्निस्त्रायतां गार्हपत्यः प्रजामस्यै जरदृष्टिं कृणोतु॥ अशून्योपस्था जीवतामस्तु मातापौत्रमानंदमभिविबुध्यतामियं स्वाहा ॥१०॥ द्यौ स्ते पृष्टं रक्षतु वायुरुरुअश्विनौ च स्तनं धयस्ते पुत्रान् सवितामिरक्षत्वा वाससः परिधाना वृहस्पति र्विश्वेदेवा अभिरक्षन्तु पश्चात्स्वाहा ॥११॥ माते गृहेषु निशिघोष उत्थादन्यत्र त्वद्रुदत्य संविशन्तु ॥ मात्वं रुदत्युर आवधिष्ठा जीवपत्नी पतिलोके विराज पश्यंती प्रजां सुमनस्यमानां स्वाहा ॥१२॥**

શબ્દાર્થ:—ગાર્હપત્ય નામનો અગ્નિ આ કન્યાનું રક્ષણ કરો. તે અગ્નિ આ કન્યાને થનારી પ્રજાને દીર્ઘાયુષી કરો. તે કન્યા સર્વદા પોતાના પતિ પાસેજ રહે એમ કરો. આનાં બાળકો અકાળે મૃત્યુ ન પામે એમ, હે અગ્નિદેવ! તમે કરો. વળી તે પુત્ર તથા પૌત્રાદિથી ઉત્પન્ન થતા આનંદને ભોગવે એમ તમે કરો. (૧૦) હે કન્યા! તારા પૃષ્ઠ ભાગનું સ્વર્ગ લોક રક્ષણ કરો, વાયુ દેવ તથા અશ્વિની દેવો તારા ઉરૂ ભાગનું રક્ષણ કરો, સ્તનપાનના આહારવાળા તારા પુત્રોનું મુખ્યત્વે કરી સવિતાદેવ રક્ષણ કરો. જ્યાં સુધી વસ્ત્ર ધારણ કરવાની મર્યાદાવાળી છે (ત્યાં સુધી અગ્નિદેવ આ પ્રમાણે તારું રક્ષણ કરો.) આ પછીના સમય પછી અર્થાત્ અલિંગ સંન્યાસ લેવા પછી બૃહસ્પતિ તથા વિશ્વેદેવો તારું રક્ષણ કરો. (૧૧) હે કન્યા! તારા રહેઠાણમાં રાત્રિમાં આક્રંદરૂપી શબ્દ ના થાઓ. તારા

શત્રુના ગૃહમાં આક્રંદરૂપી શબ્દનો પ્રવેશ થાઓ. જો તને દુઃખની પ્રાપ્તિ થાય, છતાં તે દુઃખને તું હૃદયમાં ધારણ કરતી નહિ. જીવનયુક્ત પતિ સહિત તું . પતિના ઘરમાં લાંબો સમય શોભવાવાળી થા. તું અનેક પ્રકારના ભોગને પ્રાપ્ત કર. તેમજ પ્રસન્ન ચિત્તવાળી પ્રજાને તું જોવાવાળી થા. (૧૨)

अप्रजस्त्वं पौत्रमर्त्यं पाप्मानमुतवा अघं शीर्ष्णः स्रजमिवोन्मुच द्विषद्भ्यः प्रतिमुचामि पाशं स्वाहा ॥१३॥ परैतु मृत्युरमृतं म आगाद्वैवस्वतो नो अभयं कृणोतु परं मृत्यो अनुपरेहि पंथां यत्र नो अन्य इतरो देवयानात् ॥ चक्षुष्मते शृण्वतेते ब्रवीमि मानः प्रजा-रीरिषोमो त वीरान् स्वाहा ॥१४॥

શબ્દાર્થઃ-હે કન્યા ! તું વધ્યત્વના દોષથી રહિત થા, તને થોડા કાળમાં મરણવાળા પૌત્રો મા થાઓ. તેમજ તારામાં કોઇ પણ રીતનો પાપરૂપી દોષ મા રહો. આ સર્વ પ્રકારનું અરિષ્ટ જેમ નકારી માળાને ગળામાંથી કાઢી નાંખવામાં આવે તેમ, તારા મસ્તકપરથી કાઢી નાંખી તારા શત્રુઓપર મૃત્યુરૂપી પાશને હું નાંખું છું. (૧૩) મૃત્યુદેવ તારી પરાંગમુખ થાઓ. તેમજ તે તને મોક્ષની પ્રાપ્તિ કરો. યમરાજ આપણુ બેઉને ભયથી રહિત કરો. હે યમરાજ ! તમે મારા માર્ગથી પર જાઓ અર્થાત્ મારાથી આપ પરાંગમુખ થાઓ. દેવયાન માર્ગથી ભિન્ન માર્ગ મને મા થાઓ. આ સર્વ જોનારા તથા સાંભળનારના સમક્ષ હું, હે યમરાજ ! આપની પ્રાર્થના કરી કહું છું કે, મારી પુત્ર પૌત્રાદિ પ્રજાના આપ ઘાતક મા નીવડો. વળી મારા વંશમા થનારા શરીરીની પણ હિંસા મા કરો. (૧૪)

## દ્વિતીય ખંડ.

इममश्मानमारोहाश्मेवत्वं स्थिरा भव द्विषंतमपबाधस्व मा च त्वं द्विषतामधः ॥१॥ इयं नार्युपब्रूते ऽग्नौ लाजानावपंती दीर्घायुरस्तु मे पतिः शतं वर्षाणि जीवत्वे धंतां ज्ञातयो मम स्वाहा ॥२॥ अर्यमणं नु देवं कन्या अग्निमयक्षत । स इमां देवो अर्यमा प्रेतो मुंचातु मा मुतः स्वाहा ॥२॥ पूषणं नु देवं कन्या अग्निमयक्षत ॥ स इमां देवः पूषा प्रेतो मुंचातु मा मुतः स्वाहा ॥३॥

શબ્દાર્થઃ-હે કન્યા ! તું આ પથ્થરપર ચઢ. જેમ આ પથ્થર સ્થિર છે, તેમ તું પણ દૃઢ થા. મારા શત્રુને પીડા કર. વળી શત્રુના સરખા નીચ ભાવવડે તું મારી તરફ નહિ વરત. (૧) અગ્નિમાં ધાણીને હોમતી એવી આ કન્યા એમ અગ્નિની પ્રાર્થના કરે છે કે, મારો પતિ દીર્ઘાયુષી થાઓ, તે સો વર્ષ સુધી જીવો, તેમજ મારાં સંબંધીઓ વૃદ્ધિને પામો. (૨) યમરાજાને સંતુષ્ટ કરવા આ કન્યા અગ્નિને ભાતની આહુતિ આપી કહે છે કે, હે અર્યમા દેવ ! મને પિતાના કુળમાંથી હવે મુક્ત કરો તથા પતિના કુળમાં મને હવે સ્થાપો. (૨) આ કન્યા અગ્નિમાં ભાતની આહુતિ આપતી વખત કહે છે કે, પૂષન્ દેવ મને પિતાના કુળમાંથી મુક્ત કરી પતિના કુળવિષે સ્થાપો. (૩)

कन्यला पितृभ्यः पतिलोकं यतीय मपदीक्षा मयष्ट कन्या उत त्वया वयं धारा उदन्या इवातिगाहे मविद्विषः ॥ ४ ॥ एकमिषे विष्णुस्त्वा नयतु द्वे ऊर्जे विष्णुस्त्वा नयतु त्रीणि व्रताय विष्णुस्त्वानयतु चत्वारि मायोभयाय विष्णुस्त्वानयतु । पंच पशुभ्यो विष्णुस्त्वानयतु । ...

पाय विष्णुस्त्वानयतु । सप्त सप्तभ्योर्होत्राभ्यो विष्णुस्त्वानयतु ॥ ५ ॥ सखा सप्तपदी भव सख्यं ते गमेयम् सख्यं ते मायोषाः सख्यं ते मायोष्ठ्याः ॥ ६ ॥

આ કન્યા પિતાને ત્યાંથી નિકળી હવે પતિના સ્થાન પ્રતિ જાય છે. તે પિતૃગૃહના ત્યાગને લીધે વૈવાહિક *વ્રતનુ આચરણ કરે છે. હે કન્યે! નાગ સમાગમમા આવેલા અમે, જળની ધારા જેમ સર્વ વસ્તુનો પરાભવ કરે છે તેમ શત્રુનો પરાભવ કરીએ. (૪) હે કન્યા! એકપદનુ આક્રમણ કરવાવડે વિષ્ણુ ભગવાન્ અન્નની પ્રાપ્તિ કરે, બીજા પદના આક્રમણથી વિષ્ણુ ભગવાન્ બળની પ્રાપ્તિ કરો, ત્રીજા પદના આક્રમણથી વિષ્ણુ ભગવાન્ યજ્ઞકર્મની પ્રાપ્તિ કરો, ચોથાવડે વિષ્ણુ સુખની પ્રાપ્તિ કરે, પાચમાવડે વિષ્ણુ ભગવાન્ પશુની પ્રાપ્તિ કરે, છઠ્ઠાવડે ધનની પુષ્ટિ કરે, સાતમાવડે ઋત્વિકની પ્રાપ્તિ કરે. (૫) હે કન્યા! આ સપ્તાચળનું અતિક્રમણ કરવાવડે મને સહાધિકારિણી થા. વિષ્ણુની કૃપાથી હુ તારી સાથે સખ્યપણાને પામુ, અન્ય સ્ત્રી તારી મૈત્રીનો મા ત્યાગ કરો. જે સ્ત્રીઓ તને સુખ આપવાવાળી છે, તે સ્ત્રીઓ તારી સાથે મૈત્રીપણાને પામો. (૬)

सुमंगलीरियं वधूरिमां समेत पश्यत सौभाग्यमस्यै दत्वा याथास्तं विपरेत न ॥७॥ समंजतु विश्वेदेवाः समापो हृदयानि नौ ॥ समातरिश्वा संधाता समुदेष्ट्री दधातु नौ ॥८॥ गृभ्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या जरदृष्टिर्यथा सः भगो अर्यमा सविता पुरंधिर्मह्यं त्वादुर्गार्हपत्याय देवा ॥ ९ ॥

શબ્દાર્થઃ-હે પ્રેક્ષકો! આ વધૂ અત્યંત મગળકારક છે, સારી રીતે અહીં આવો, સારી રીતે તેની તરફ દૃષ્ટિ કરો, તેનો સૌભાગ્ય યોગ્ય સમય સુધી રહે એમ કહ્યા પછી તમો ગૃહ પ્રતિ જાઓ. (૭) હે કન્યા! આપણુ બેઉના હૃદયોને, જળ જેમ શુદ્ધ કરે છે તેમ. વિશ્વેદેવો શુદ્ધ કરો. અર્થાત્ પાપથી રહિત કરો. માતરિશ્વ નામના વાયુઓ તથા પ્રજાપતિ શુદ્ધ કરો, વળી ઉપદેશ આપનારા દેવ આપણુ બેઉના અંતઃકરણને એક કરો. (૮) હે કન્યા, સૌભાગ્ય થવા માટે હું તારૂં પાણિગ્રહણ કરૂં છું. હું પતિ સાથે વૃદ્ધાવસ્થાપર્યંત મારી સાથે રહેજે. (હું પાણિગ્રહણ એટના માટે કરૂં છું કે) ભગ, અર્યમા, સવિતા તથા પુંરધિ દેવો, આ દેવો ગાર્હપત્યાગ્નિ રાખવા માટે તારૂં મને દાન કરે છે. (૯)

अघोरचक्षुरपतिघ्न्येधि शिवा पशुभ्यः सुमना सुवर्चाः वीरसूर्जीवसू र्देवकामा स्योना शन्नो भवद्विपदे शं चतुष्पदे ॥ १० ॥ आनः प्रजां जनयतु प्रजापतिराजरसाय समनक् त्वर्यमा अदुर्मंगली पतिलोकमाविश शं नो भव द्विपदे शं चतुष्पदे ॥ ११ ॥ इमां त्वमिंद्रमीढ्वं सुपुत्रां सुभगां कृधि दशास्यां पुत्रानाधेहि पतिमेकादशं कुरु १२

શબ્દાર્થઃ-હે કન્યા! તું ક્રૂરપણાથી રહિત દૃષ્ટિવાળી તથા પતિનો નાશ નહિ કરવાવાળી થા, પશુઓને કલ્યાણ કરવાવાળી થા, પ્રસન્ન મનવાળી થા, સુંદર તેજવાળી થા, વીરપુત્રને ધારણ કરવાવાળી, લાંબો સમય જીવનારા પુત્રોવાળી, પંચ મહાયજ્ઞમા આસક્ત અમોને સુખ આપવાવાળી, જનસમૂહને સુખ આપવાવાળી તથા પશુઓને સુખ આપવાવાળી થા. (૧૦) જરાવસ્થા પ્રાપ્ત થતાં

* ત્રણ રાત્રી સુધી કોઇ પણ ક્ષાર તથા મીઠું નહિ ભક્ષણ કરવારૂપ વ્રત.

સુધી સદા આપણને પ્રજાની ઉત્પત્તિ કરો. વળી આ પ્રજાને પ્રકટ ગુણવાળી, હે અર્યમા દેવ ! તમે કરો. મંગળકારક દેવો તારૂં મને દાન કરે છે. માટે તું હવે પતિના ગૃહને વિશે પ્રવેશ કર. હે કન્યા ! તું જનસમૂહને સુખ આપવાવાળી તથા પશુઓને સુખ આપવાવાળી થા. (૧૧) જળની વૃષ્ટિ કરવાવાળા હે ઇન્દ્ર! આ કન્યાને સારા પુત્રવાળી તથા સારા નસીબવાળી કર. વળી પ્રાર્થના કરવામાં આવે છે કે, હે પ્રજાપતિ! આ કન્યા દશ પુત્રના ગર્ભવાળી થાય. ત્યારબાદ હું પતિ અગીઆરમા પુત્રરૂપે થાઉં અર્થાત્ તેને માતા સમાન ગણું. (૧૨)

**सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्र्वां भव ननांदरि सम्राज्ञी भव सम्राज्ञी अधिदेवृषु ॥१३॥ मम व्रते ते हृदयं दधातु । मम चित्तमनुचित्तं ते अस्तु । मम वाचमेकमना जुषस्व बृहस्पतिस्त्वा नियुनक्तु मह्यं ॥ १४ ॥**

શબ્દાર્થઃ—હે કન્યા ! તું તારા સસરાને વશ કરવાવાળી અર્થાત્ આજ્ઞાને પાળવાવાળી, સાસુની આજ્ઞા પાળવાવાળી, નણંદની આજ્ઞા પાળવાવાળી તથા દિયરની આજ્ઞા પાળવાવાળી થા (૧૩) હે કન્યા ! તારૂં હૃદય મારા કર્મમાં સ્થાપન કર. હું જે કંઇ કહું તે તું એક ચિત્તવાળી થઇને કર. બૃહસ્પતિ તારો મારી સાથે સંબંધ કરો. (૧૪)

## તૃતીય ખંડ.

**लेखासंधिषु पक्ष्म स्वावर्तेषु च यानि ते तानि ते पूर्णाहुत्या सर्वाणि शमयाम्यहं ॥१॥ केशेषु यच्च पापकमीक्षिते रुदिते च यत् तानि० ॥२॥ शीले यच्च पापकं भाषिते हसिते च यत् तानि० ॥३॥**

શબ્દાર્થઃ—હે કન્યા ! તારા લેખાની સંધિમાં, પાંપણોમાં, નાભિ આદિ આવર્તોમાં જે કાંઇ અપલક્ષણ હોય તે સર્વ અપલક્ષણોનો આ આહુતિ આપવાવડે હું નાશ કરૂં છું. (૧) બાલમાં, દર્શનમાં, રદનમાં જે કાંઇ અપલક્ષણ હોય તેનો આ આહુતિવડે હું નાશ કરૂં છું. (૨) વર્તનમાં, બોલવામાં તથા હસવામા જે કાંઇ અપલક્ષણ હોય તેનો હું આ આહુતિથી નાશ કરૂં છું. (૩)

**आरोकेषु च दंतेषु हस्तयोः पादयोश्च यत् तानि० ॥ ४ ॥ ऊर्वो रुपस्थे जंघयोः संधानेषु च यानि ते तानि ते० ॥५॥ यानिकानि च घोराणि सर्वांगेषु तथा भवन् पूर्णाहुतिभिराजस्य सर्वाणि तान्यशीशमम् ॥ ६ ॥**

શબ્દાર્થઃ—અંદરના દાંતમાં, ઓષ્ઠની પાસેના દાંતમાં, બે હાથમા તથા બે પગમાં જે કાંઇ અપલક્ષણ હોય, તેનું હું શમન કરૂં છું. (૪) બે ઉરમા, ઉપસ્થેન્દ્રિયમાં, બે જંઘામાં, તેમજ બીજી સંધિમાં જે કાંઇ અપલક્ષણ હોય તેનો હું નાશ કરૂં છું. (૫) જણાયલા તેમજ નહિ જણાયલાં જે કાંઇ ઘોર અપલક્ષણ તારા સર્વ ગાત્રમા હોય, તે સઘળાનો ઘીની પૂર્ણ આહુતિ આપવાવડે હું નાશ કરૂં છું. (૬)

**ध्रुवा द्यौः ध्रुवा पृथिवी ध्रुवं विश्वमिदं जगत् ध्रुवासः पर्वता इमे ध्रुवा स्त्री पतिकुले इयम् ॥ ७ ॥ अन्नप्राशन मणिना प्राणसूत्रेण पृश्निना बध्नामि सत्यग्रंथिना मनश्च हृदयं च ते ॥८॥ यत्हृदयं तव तदस्तु हृदयं मम यदिदं हृदयं मम तदस्तु हृदयं तव ॥९॥**

શબ્દાર્થ.—જેવી રીતે સ્વર્ગ લોક ધ્રુવ છે, પૃથિવી ધ્રુવ છે, આ ચરાચર વિશ્વ ધ્રુવ છે, જેમ પર્વતો ધ્રુવ છે, તેમ પતિના ગૃહવિશે આ કન્યા પણ ધ્રુવ છે. (૭) હે વધૂ ! તારી બુદ્ધિને તથા અંતઃકરણને અન્નરૂપ

બંધનવાળા, આત્મારૂપ, પ્રાણરૂપી સૂત્રવાળા તથા સત્યરૂપી ગ્રંથિવાળા અન્નવડે હું બાંધું છું. ( ८ ) હે કન્યા ! તારૂં જેવું હૃદય છે તેવું મારૂં હૃદય થાઓ તથા મારૂં જેવું હૃદય છે તેવું તારૂં થાઓ. અર્થાત્ આપણુ બેઉનાં હૃદયો એકરૂપે થાઓ. ( ९ )

**अन्नं प्राणस्य पड्विंश शस्तेन वध्नामि त्वासौ ॥ १० ॥ सुकिंशुकं शाल्मलीं विश्वरूपं सुवर्णवर्णं सुकृतं सुचक्रम् आरोह सूर्ये अमृतस्य नाभिं स्योनं पत्ये वहतुं कृणुष्व ॥ ११ ॥ मा विदन्परिपंथिनो य आसीदंति दंपती सुगेभिर्दुर्गमतीतामपद्रां त्वरातयः॥१२॥**

શબ્દાર્થઃ—હે કન્યા ! પ્રાણવાયુના બંધનરૂપે અન્ન છે. આ અન્નવડે હું પરિણિતા તને બાંધું છું ( १० ) હે સૂર્યે અર્થાત્ વધૂ! કેસડીના વૃક્ષના પુષ્પ સમાન રક્તવર્ણવાળા, અનેક રૂપવાળા, સુવર્ણના સરખી કાંતિવાળા, સારી રીતે બનાવેલ, સારા ચંદ્રવાળા, *અમૃતના કારણરૂપ રથને વિશે તું બેસ, તથા પતિને વિશે સુખને ઉત્પન્ન કર. (११) ચોરો કે જેઓ અટકાવ કરનારા હોય તેની પ્રાપ્તિ, આ જોડાને મા થાઓ. વિકટ માર્ગ પણ સહેલથી તેઓ કાપો. વળી તેના શત્રુઓ નાશી જાઓ. (१२)

**इह गावः प्रजायध्वमिहाश्वा इह पूरुषाः ॥ इहो सहस्रदक्षिणोपि पूषो निषीदतु ॥ १३ ॥ इह धृतिरिह स्वधृतिरिहरंतिरिह रमस्व ॥ मयि धृतिर्मयि स्वधृति र्मयि रमो मयि रमस्व॥१४॥**

શબ્દાર્થઃ—આ પતિગૃહને વિશે પુત્ર પૌત્રાદિ સંતતિવડે પ્રજાવાળી થા. વળી આ ગૃહમાં પૂષા નામના દેવ સ્થિતિ કરો, કે જે દેવના અસ્તિત્વથી હજાર ગાયોની દક્ષિણાવાળા યજ્ઞોની પ્રાપ્તિ થાય છે. ( १३ ) હે કન્યા ! આ ગૃહમાં તને મનની પ્રસન્નતા થાઓ. તેમજ તારા બંધુવર્ગના મનની પણ પ્રીતિ રહો. તારા ભોગ વિલાસ આ પતિ ગૃહને વિશે થાઓ. તું હું પતિને વિશે આસક્ત થા. મારે વિશે તારા સગાનો પણ સ્નેહ રહો. મારે વિશે રમણ તથા મારે વિશે તું રમણ કર અર્થાત્ મારામાં જ તું આસક્ત થા. ( १४ )

## ચતુર્થ ખંડ

**अग्ने प्रायश्चित्ते त्वं देवानां प्रायश्चित्तिरसि ब्राह्मणस्त्वा नाथकाम उपधावामि यास्याः पापीलक्ष्मीस्तामस्या अपजहि॥ १ ॥ वायो-यास्याः पतिघ्नी तनूस्तामस्या अपजहि ॥ २ ॥ चंद्र-यास्याः अपुत्र्या तनूः तामस्या अपजहि ॥ ३ ॥ सूर्य-यास्याः अपसव्यातनूस्तामस्या अपजहि ॥ ४ ॥ अग्निवायुचंद्रसूर्याः प्रायश्चित्तयो यूयं देवानां प्रायश्चित्तयस्थ ब्राह्मणो वो नाथकाम उपधावामि यास्याः पापीलक्ष्मीर्या पतिघ्नी या पुत्र्या या पशव्या ता अस्या अपहत ॥ ५ ॥**

શબ્દાર્થ.—હે અગ્નિ ! હે પ્રાયશ્ચિતના નાશ કરનાર ! આપ ઇન્દ્રાદિ દેવોના પાપને ટાળનારા છો. યાચનાની કામનાવાળો હું બ્રાહ્મણ આપની સમીપ આવ્યો છું કે, જેથી આ કન્યાને વિશે જે કાંઇ અશુભ લક્ષણ હોય, તેનો નાશ કરો (१) વળી હે વાયુ—હું બ્રાહ્મણ યાચનાની કામનાવાળો આપની પાસે આવ્યો છું કે, જેથી આ દેહને વિશે પતિને હણવાવાળા સર્વ દોષનો નાશ કરો. (२) હે ચંદ્ર—જેથી આના પુત્ર પ્રાપ્તિથી રહિત-

* તને પણ અમૃતની માફક પુત્ર, પશુ તથા ધનાદિની વૃદ્ધિના કારણરૂપ આ રથ થાઓ.

પણાનો જે દોષ હોય તે ટાળો. (૩) હે સૂર્ય! જેથી ગાય અશ્વ આદિ વાહનોથી તે રહિત થાય એવા તેના સર્વ દોષનો નાશ કરો. (૪) હે અગ્નિ, વાયુ, સૂર્ય તથા ચંદ્ર દેવો! તમો અલક્ષ્મીનો પતિને હણનારો, વંધ્યત્વનો તેમજ વાહનાદિથી રહિતપણાના સર્વ દોષનો નાશ કરો. (૫)

### ગર્ભાધાન સંસાર.

विष्णुर्योनिं कल्पयतु त्वष्टा रूपाणि पिंशतु आसिंचतु प्रजापतिर्धाता गर्भं दधातु ते ।।६।। गर्भं धेहि सिनीवालि गर्भं धेहि सरस्वति गर्भं ते अश्विनौ देवा वाधत्तां पुष्करस्रजौ ॥ ७ ॥

શબ્દાર્થ — હે વધૂ! વિષ્ણુ ભગવાન્ તારા ઉત્પત્તિ સ્થાનને પુત્રાદિ થવા યોગ્ય કરો. ત્વષ્ટા નામના દેવ તને રૂપની પ્રાપ્તિ કરો. પ્રજાપતિ તારા શરીરને વિશે રેત રેડો, તથા ધાતા તે રેતને ગર્ભરૂપે કરી વૃદ્ધિ કરો. (૬) હે સિનિવાલી અર્થાત્ અમાવાસ્યાની પૂર્વ દેવી! તું આને ગર્ભ ધારણ કરવાવાળી કર અર્થાત્ વંધ્યત્વના દોષનું નિવારણ કર. હે સરસ્વતિ! આ વધૂને ગર્ભવાળી કર. ગળામાં કમળની માળાવાળા અશ્વિની કુમારો આને ગર્ભવાળી કરો, અર્થાત્ તેને સ્ત્રી અથવા નપુંસક સંતાન ન થાય એમ કરો. (૭)

### (૩) પુંસવન સંસ્કાર.

पुमांसो मित्रावरुणौ पुमांसावश्विनावुभौ । पुमानग्निश्च वायुश्च पुमान्गर्भस्तवोदरे ॥८॥ पुमानग्निः पुमानिंद्रः पुमान्देवो बृहस्पतिः पुमांसं पुत्रं विन्दस्व तं पुमाननुजायताम् ॥ ८ ॥

શબ્દાર્થ — આદિત્ય તથા વરુણ, એ અશ્વિની કુમારો, અગ્નિ તથા વાયુ જેમ પુમાન્‌રૂપે છે તેજ રીતે હે વધૂ! તારા ઉદરમાં રહેલ ગર્ભ મનુષ્યરૂપે થાઓ. (૮) જેમ અગ્નિ, ઇન્દ્ર તથા દેવ બૃહસ્પતિ મનુષ્યરૂપે છે તેમ તેના સરખા રૂપ, પ્રભાવ, બુદ્ધિ તથા વૈભવવાળા પુત્રને, હે વધૂ! તું મેળવ. આ ઉત્પન્ન થયેલા પુત્રની પછી પણ તને બીજો પુત્ર થાઓ. (૯)

## પંચમ ખંડ

### ઉંબેડાના ફળના ધારણના મંત્ર

अयमूर्जा वतो वृक्ष ऊर्जीव फलिनी भव । पर्णं वनस्पते नुत्वानुत्वा सूयतां रयिः ॥ १ ॥

શબ્દાર્થ.—હે કલ્યાણિ! આ ઉમેડાનું વૃક્ષ બળવાન્ અર્થાત્ ફળવડે વિશાળ છે. આ ઉબેડાના ફળની માફક તું પણ પુત્રરૂપી ફળવાળી થા. હે વનસ્પતિરૂપ ઉંદુંબર વૃક્ષ! પ્રસવવાળી આ સ્ત્રીને વિશે તારે પુત્રરૂપી ધન ઉત્પન્ન કરવું, જેમ વૃક્ષ પત્રને પ્રેરણા કરે છે, તેમ આ સ્ત્રીને વિશે તારે પ્રેરણા કરવી. (૧)

### (૪) સીમંતોન્નયન સંસ્કાર.

येनादिते सीमानं नयति प्रजापतिर्महते सौभगाय तेनाहमस्यै सीमानं नयामि प्रजामस्यै जरदृष्टिं कृणोमि॥२॥

राकामहं सुहवां सुष्टुती हुवे शृणोतु नः सुभगा बोधतु त्मना सीव्यत्वपः सूच्या छिद्यमानया ददातु वीरं शतदायमुक्थ्यम् ॥ ३ ॥

यास्ते राके सुमतयः सुपेशसो याभिर्ददासि दाशुषे वसूनि ताभिर्नो अद्य सुमना उपागहि सहस्रपोषं सुभगे रराणा ॥ ४ ॥

શબ્દાર્થઃ—જે વસીર શસ્ત્રવડે પ્રજાપતિ અર્થાત્ જગતના સટા દેવોની માતાના નેથાને કર છે તે શસ્ત્રવડે હું પતિ મહાન્ સૌભાગ્યને અર્થે નેથો પાડું છું. આ કરવાથી આની

નજાને હું લાંબો સમય જીવે એવી કરું છું. (૨) સારા વર્ણવાળો હું સારા નામવાળી પૌર્ણમાસીની પ્રાર્થના કરું છું. હે શોભન સ્વરૂપવાળી ! અમારું કહેવું સાંભળ. તું પોતેજ મને એવી રીતે કર કે જેથી આ અભેદ્ય શરીરવડે એનું પુત્ર પૌત્રાદિ સંબંધી પ્રજનકર્મ સહેલાઇથી થાય. વળી ઉદરને વીશે મુખ્ય એવા વીર પુત્ર એને આપ. (૧૩) હે રાકા અર્થાત્ પૌર્ણમાસી ! તારી સારા લક્ષણવાળી જે સદ્બુદ્ધિ છે, કે જેનાવડે તું યજમાનને સમૃદ્ધિ આપે છે, તે સદ્બુદ્ધિવડે પ્રસન્ન ચિત્તવાળી થઇ, તું આજ મારી સમીપ આવ તથા હે સર્વ લોકને પ્રિય ! તું તે પુત્રને ધનધાન્યનું દાન કર. (૪)

સ્થાલીપાક નિરીક્ષણ.

**किं पश्यसि प्रजां पशून् सौभाग्यं मह्यं दीर्घायुष्टं पत्युः ॥**

હે કલ્યાણ કરવાવાળી સ્ત્રી ! તું આ સ્થાલી પાકમાં શું જૂવે છે. શું તું પ્રજાને, પશુઓને, સૌભાગ્યને તેમજ હું પતિના દીર્ઘાયુને તું જૂવે છે ? તેના ઉત્તરમાં સ્ત્રી કહે છે કે, હું તે સઘળું જોઉં છું. (૫)

**यातिरश्चि निपद्यते अहं विधरणी इति ॥ तां त्वा घृतस्य धारया यजे सं राधनीमहं संराधन्यै देव्यै देष्ट्यै ॥६॥**

શબ્દાર્થ:—હું શુભ ફળનો વિધ્વંસ કરવાવાળી છું, એમ માનનારી જે દેવી વાંછિત ફળમાં વિઘ્ન કરવાવાળી છે, તે રિદ્ધિ તથા સિદ્ધિને સાધવાવાળી તારું ઘીની ધારાવડે હું યજન કરું છું. ઇષ્ટફળને આપનારી ધન્યરૂપ દેવીને હું આ અર્પણ કરું છું. (૬)

જાતકર્મ સંસ્કાર.

**विपश्चित्पुच्छमभरत्तद्धाता पुनराहरत् परेहि त्वं विपश्चित्पुमानयं जनिष्यतेऽसौ नाम ॥ ७ ॥**

શબ્દાર્થ:—વિપશ્ચિત નામના દેવે શિશુના શસ્ત્રનું અર્થાત વિઘ્નનું નિવારણ કર્યું. જેમ તેણે વિઘ્નનું નિવારણ કર્યું, તેમ તમે પ્રજાપતિ આ શિશુના શસ્ત્રનું નિવારણ કરો. હે પ્રજાપતિ ! આપ જ વિપશ્ચિતરૂપે છો, માટે આ કર્મમાં સમીપ આવો, જેથી આ દેવદત્ત નામનો શિશુ પુત્રરૂપે થાય. (૭)

અન્નપ્રાશન સંસ્કાર.

**इयमाज्ञे दमन्नमिदमायुरिदममृतम् ॥ ८ ॥**

હે બાળક ! આ અન્ન પ્રજા તથા પ્રાણના કારણરૂપ હોવાથી તું લેવામાટે કહે. આ અન્ન પ્રાણને ધારણ કરી શકે છે તેમજ તે અમૃતરૂપે છે, જેથી આ વિધિવડે તારામાં મરણધર્મથી રહિતપણું થાઓ. (૮)

ધૃતપ્રાશન.

**मेधां ते मित्रावरुणौ मेधामग्निर्दधातु ते । मेधां ते अश्विनौ देवावाधत्तां पुष्करस्रजौ ॥ ९ ॥**

શબ્દાર્થ:—હે કુમારક ! મિત્રા તથા વરુણ દેવ પઠન તથા શ્રવણ સંબંધી શક્તિ તારે વિશે યોજો. અગ્નિ દેવ તારી બુદ્ધિ શક્તિને વધારો, તેમજ પદ્મની માળાવાળા અશ્વિનીકુમારો તારી બુદ્ધિમાં વધારો કરો. (૯)

ચંદ્રદર્શન સંસ્કાર.

**यत्ते सुसीमे हृदयं हितमंतः प्रजापतौ । वेदाहं मन्ये तद्ब्रह्ममाहं पौत्रमघं निगां ॥ १० ॥ यत्पृथिव्या अनामृतं दिवि चंद्रमसि श्रितं वेदामृतस्याहं नाम माहं पौत्रमघं रिषं ॥ ११ ॥ इन्द्राग्नी शर्म यच्छतं प्रजायै मे प्रजापती । यथायं न प्रमीयेत पुत्रो जनित्र्या अधि ॥ १२ ॥**

શબ્દાર્થ:—હે ચંદ્રદેવ ! આપની મધ્યમાં

જે જોડાલેવારૂપ આનંદ રહેલ છે તેજ સ્વામિના અંતઃકરણમાં છે. આ જે આનંદ છે તેજ બ્રહ્મ છે, હું એમ જાણું છું. આપનાં દર્શન-વડે પુત્રને વિશે રહેલ પાપનો નાશ કરો. (૧૯) હું એમ જાણું છું કે, જે અમૃત પૃથિવીમાં છે તેજ સ્વર્ગમાં તથા ચંદ્રમાં રહેલ છે. આપ અમૃતરૂપે છો, તેથી મને પુત્ર સંબંધથી થતા પાપનું નિવારણ કરો. (૨૦) ઇન્દ્ર ચંદ્રરૂપે તથા અગ્નિ પૃથ્વી રૂપે હોવાથી કહ્યું છે કે, હે ઇન્દ્ર તથા અગ્નિ! તમો મને સંતાનને અર્થે સુખ આપો. તમો બેઉ પ્રજા-પતિરૂપે છો. આ માતાના ખોળામાં જે સંતાન છે, તે નાશને નહિ પામે તેમ કરો. (૨૧)

यद्दश्चंद्रमसि कृष्णं पृथिव्या हृदयःश्रितं । तदहं विद्वा-स्तत्पश्य न्माहं पौत्रमघ-रदं ॥ १३ ॥

શબ્દાર્થઃ-ચંદ્રમામાં જે આ લાંછન છે તે પૃથ્વીવડે ધારણ કરાયેલ છે. આના સ્વરૂપને હું જાણું છું, આથી હું પુત્ર સંબંધીના પાપને નહિ પામું. (૭)

નામકરણ સંસ્કાર

कोऽसि कतमोस्येषोस्य मृतोऽसि। आहस्पत्यं मासं प्रविशासौ ॥ १४ ॥ सत्वाह्ने परिददात्वहस्त्वा रात्र्यै परिददातु रात्रि स्त्वाहोरात्राभ्यां परिददात्वहोरात्रौ त्वार्धमासेभ्यः परिददत्त मर्धमासास्त्वामासेभ्यः परिददतु मासास्त्वर्तुभ्यः परिददत्वृतवस्त्वा संवत्सराय परिददतु संवत्सरस्त्वायुषे जरायै परिददात्वसौ ॥ १५ ॥

શબ્દાર્થઃ-તું કોણ છે, તું કઇ જાતિવાળો છે, આ તું છે તું અવિનાશીરૂપે છે. દિવસોના પતિરૂપ મ સને તું પ્રવેશ કર અર્થાત્ સંક્રાંતિથી થતાં ફળને પામ. (૨૩) આ દિવસપતિ તને દિવસે દિવસે વૃદ્ધિ કરે એમ કરો, દિવસ રાત્રીમાં તેની વૃદ્ધિ થાય, રાત્રી અહોરાત્રમાં તેની વૃદ્ધિ થાય, અહોરાત્રી અ-માસમાં તેની વૃદ્ધિ થાય, અર્ધમાસવડે તેની વૃદ્ધિ થાય, માસ ઋતુવડે તેની વૃદ્ધિ થાય, ઋતુ સંવત્સરવડે તેની વૃદ્ધિ થાય, સંવત્સર તેને ચિરાયુપણાને તથા વૃદ્ધાવસ્થાને પમાડો.૨૪

ભરતક સુંઘવાનો વિધિ.

अंगादंगात्स-भ्रवसि हृदयादधिजायसे । प्राणं ते प्राणेन संदधामि जीव मे यावदायुषम् ॥२६॥ प्राणं ते प्राणेन संदधामि जीवमेयावदायुषम्।अंगादंगात्संभवसि हृदयाद्धि जायसे ॥२७॥ वेदो वै पुत्र नामासि स जीव शरदः शतं। अश्मा भव परशुर्भव हिरण्यमस्तृतं भव ॥२८॥ आत्मासि पुत्रमामृथाः स जीव शरदः शतं । पशूनां त्वा हिंकारेणाभिजिघ्राम्यसौ ॥ २८ ॥

શબ્દાર્થઃ-હે પુત્ર! તું મારા શિર તથા ગ્રીવાદિ અંગોવડે સ્તુતિને કરાયેલ છે. (મારા સર્વ ગાત્રમાં શ્રેષ્ઠ એવા) હૃદયમાંથી તું ઉત્પન્ન થયો છે. તારાં મુખ તથા નાસિકા-માંથી નિકળતા પ્રાણવાયુને પ્રાણ વાયુ સાથે હું જોડું છું અર્થાત્ અવિછિન્નરૂપે કરું છું. આ રીતે કરવાથી જ્યાં સુધી તારું આયુષ છે ત્યાં સુધી અર્થાત્ સો વર્ષ સુધી તું જીવ.(૧૬) હે પુત્ર! તારો પ્રાણવાયુ બીજા પ્રાણવાયુવડે હું યોજું છું. મારા આયુષ્ય સુધી અર્થાત્ સો વર્ષ સુધી તું જીવ. તું શ્રેષ્ઠ અંગમાંથી ઉત્પન્ન થયેલ છે. તું હૃદયમાંથી થયેલ છે. (૧૭) હે પુત્ર! તું વેદરૂપે છે. પુત્ર એવા નામવડે લક્ષિત તું છે. તું સો શરદ્ ઋતુ સુધી જીવ. હે પુત્ર! તું પાષાણની માફક દૃઢ થા, બાધિને પરશુરૂપે અર્થાત્ છેદકરૂપે થા. હિરણ્યની માફક અર્થાત્ પોતાના સ્વરૂપથી રિઝિતરૂપે તું થા. (૧૭) હે પુત્ર! તું

સ્વરૂપે છે. તું સો શરદ સુધી જીવ. હે પુત્ર! હું પિતા તારા મસ્તકને, જેમ ગાય આદિ પશુ હુંકારો કરી પોતાના વાછરડાને સુંધે છે, તેમ સુંઘુ છું (१८)

## ષષ્ઠ ખંડ

### ચૂડાકરણ મંત્ર.

**आयमगात्सविताक्षुरेण । उष्णेन वायउदकेनैधि । आप उदंतु जीवसे । विष्णोर्दंष्ट्रोऽसि ओषधे त्रायस्वैनं स्वधिते मैनं हिंसीः । येन पूषा बृहस्पतेर्वायो रिन्द्रस्य चावपत् तेन ते वपामि ब्रह्मणा जीवातवे जीवनाय दीर्घायुष्ट्वायवर्चसे ॥**

અર્થ –હે કુમાર! આ હજામ સવિતા દેવરૂપે અસ્ત્રાને લઈ અહીં આવેલ છે. હે વાયુ દેવ! ઉષ્ણ એવા જળવાળા તમે થાઓ। હે કુમાર! વાયુવડે અણુવલું જળ તારા પરિતાપને જીવવા માટે ટાળો. હે અસ્ત્રા! તું વિષ્ણુ ભગવાનની દંષ્ટ્રારૂપે છે. હે ઓષધિરૂપ દર્ભ! આ કુમારનું તું રક્ષણ કર. હે ઉદુંબર રૂપી અસ્ત્રા! આ કુમારને દુઃખની પ્રાપ્તિ મા કરો. જે ઉદુંબરના અસ્ત્રાવડે પૂષા દેવે બૃહસ્પતિ, વાયુ તથા ઇન્દ્રનું વપન કર્યું તે બ્રહ્મસ્વરૂપ અસ્ત્રાવડે હું તારૂં વપન બ્રહ્મતેજની વૃદ્ધિ અર્થે, તેમજ જીવનને અર્થે અર્થાત્ દીર્ઘાયુષી થવા માટે કરૂં છું.

**त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषं अगस्त्यस्य त्र्यायुषं यद्देवानां त्र्यायुष तत्ते अस्तु त्र्यायुषम् ।**

અર્થ:–જેમ જમદગ્નિ, કશ્યપ ઋષિ, અગસ્ત્ય ઋષિને તેમજ જેમ દેવોને બાલ, યૌવન તથા વૃદ્ધાવસ્થા હતી તેજ પ્રમાણે તને પણ ત્રણ અવસ્થા થાઓ.

### નિયમવિધિ હોમ

**अग्ने व्रतपते व्रतं चरिष्यामि तत्ते प्रब्रवीमि तच्छकेयं तेनर्ध्यासमिदमहमनृतात्सत्यमुपैमि स्वाहा ॥**

અર્થ:–હે અગ્નિ દેવ! હે નિયમના પાલક સ્વરૂપ! જે ઉપનયનરૂપી વ્રત હું છું તે સબંધી હું આપને નિવેદન કરૂં છું. તેથી અર્થાત્ આપની કૃપાથી તે વ્રત હું સુખવડે કરી શકું. આ ઉપનયનરૂપ વ્રત કરવાથી હું અધ્યયનની પ્રાપ્તિરૂપ વૃદ્ધિને પામું. હું અનૃતપણામાથી મુક્ત થઇ સત્ય વચનરૂપ વ્રતને પાળીશ. એમ કહી અગ્નિને આહુતિ આપે છે.

**वायो व्रतपते सूर्य व्रतपते चंद्र व्रतपते व्रतानां व्रतपते ॥**

ઇત્યાદિ વડે વાયુ, સૂર્ય, ચંદ્ર તથા વ્રતના પતિ ઇન્દ્રને પ્રાયશ્ચિત માટે આહુતિ આપવી

**आगंत्रा समगन्महि प्रसुमर्त्यं युयोतन अरिष्टा संचरेमहि स्वस्ति चरतादयं ॥ १ ॥ अग्निष्टे हस्तमग्रहीत्सविता हस्तमग्रहीदर्यमा हस्तमग्रहीन्मित्रस्त्वमसि कर्मणाग्निराचार्यस्तव ॥ २॥ ब्रह्मचर्य मागा मुपमानयस्व ॥ ३ ॥ को नामास्यसौ नामास्मि ॥ ४ ॥ देवस्य ते सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्यां हस्तं गृह्णाम्यसौ ॥ ५ ॥ सूर्यस्यावृत मन्वावर्तस्वासौ ॥ ६ ॥ प्राणाना ग्रंथिरसि माविस्रसोंतक इदं ते परिददाम्यमु ॥७॥**

શબ્દાર્થ:—(આચાર્ય જ્યારે બ્રહ્મચારીને જૂવે છે ત્યારે કહે છે):–હે અગ્નિ આદિઓ! તમો આ ઉપનયનવાળા મનુષ્યને શુભ સંસ્કારવડે જોડો. આવનારા બ્રહ્મચારી સાથે અમે સંગતિનો અનુભવ લઇએ. અમો કુશળતાને પામીએ અવિનાશી આ બ્રહ્મચારી મારી સાથે ચાલો (१) (આચાર્ય બ્રહ્મચારીના હાથને ગ્રહણ કરતી વખતે કહે છે) હે બ્રહ્મચારી! જેમ પૂર્વે અગ્નિ, સવિતા તથા અર્યમાએ તારા હાથને ગ્રહણ કર્યો, તેમ મેં

ગ્રહણ કર્યો. તું ગુરુશુશ્રુષાથી મારા હિતકારી-રૂપ થા તથા ભગવાન્ અગ્નિ તારા આચાર્ય-રૂપે થાઓ.' (૨) (બ્રહ્મચારી પ્રતિજ્ઞા લે છે કે) 'હે ગુરુ! હું બ્રહ્મચર્યને પાળીશ. માટે તમો મને ઉપનયન સસ્કાર કરો. (૩) (ગુરુ બ્રહ્મ-ચારીને પૂછે છે:) તારું નામ શું છે? મારું અમુક નામ છે. (હવે નીચલા મત્રથી આચાર્ય જળની અજલિનો ત્યાગ કરી જમણા હાથવડે બ્રહ્મચારીના અંગુઠા સહિત હાથને ગ્રહણ કરે છે.) હે દેવશર્માં! સવિતા દેવની આજ્ઞા લઇ દેવ વૈદ્યના બાહુવડે તથા પૂષા દેવના હાથોવડે અનુજ્ઞા પામી, હું તારા હાથને મારા હાથવડે ગ્રહણ કરું છુ.(૫) હે વિષ્ણુશર્માં! જ્યા સૂધી ભગવાન્ સૂર્યનારાયણની સ્થિતિ છે ત્યાં સુધી તારી સ્થિતિ રહો. (૬) ગુરુ જમણા હાથવડે બ્રહ્મચારીની નાભિને અડકી કહે છે. હે નાભિ! આ બ્રહ્મચારીના સ્થાન-પરથી ચાલી જઇશ નહિ. તું દેહને ધારણ કરવાવાળી ઇન્દ્રિયગ્રથિરૂપે છે. હે અંતક! બ્રહ્મચારીના આ શરીરને આપને અર્પણ કરૂ છુ. તેથી તેને જરા તથા મરણથી રહિત કરો. (૭)

'अहुर इदं ते परिददाम्यमुं कृशन इदं ते परिददाम्यमुं ॥ ८ ॥ प्रजापतये त्वा परिददाम्यसौ । देवाय त्वा सवित्रे परिददाम्यसौ ॥ ९ ॥ ब्रह्मचार्यस्यसौ समिधमाधेह्यपोशानकर्म कुरु मा दिवा स्वाप्सीः ॥ १० ॥

### મેખલાબંધન.

इयं दुरुक्ता त्परिबाधमाना वर्ण पवित्रं पुनतीम आगात् ॥११॥ प्राणापानाभ्यां बलमाहरंती स्वसा देवी सुभगा मेखलेयं॥१२॥ ऋतस्य गोप्त्री तपसः परस्वी घ्नतीरक्षः सहमाना अरातीः॥१३॥ सा मा समंतमभिपर्येहि भद्रे धर्तारस्ते मेखले मारिपाम ॥ १४

હે અહુર! બ્રહ્મચારીના આ શરીરને આપને અર્પણ કરૂં છુ હે અગ્નિ! બ્રહ્મચારીના આ શરીરને આપને અર્પણ કરૂ છું. (૮) હે પ્રજા-પતિ! બ્રહ્મચારીના આ શરીરને સવિતાદેવને અર્પણ કરૂ છુ. (૯) (પછી આચાર્ય તેને જોઇ કહે છે) હવે પછી તુ બ્રહ્મચારી રૂપે છો, સમિધને અગ્નિમાં આપી 'તું તારા ગુરૂની શુશ્રુષારૂપ કાય કર. જળનું પ્રાશન કર. દિવસે તુ ઉઘીશ નહિ. (૧૦) અગ્નિ-ની ઉત્તર તરફ, ઉત્તર તરફના દર્ભ પાથરી આચાર્યે પૂર્વ તરફ બેસવુ તથા બ્રહ્મચારીએ પશ્ચિમ તરફ બેસવુ. પછી દક્ષિણ બાજુથી ઉત્તર તરફના પાથરેના દર્ભને મુંજ તથા મેખલા લઇ ત્રણ પ્રદક્ષિણા ફેરવ્યા પછી બ્રહ્મચારી પાસે કહેવડાવે છે) આ પ્રત્યક્ષ મેખલા તથા મૌઞ્જી અમારી પાસે છે. તે મ્હારા વચનનો બાધ કરનારી છે. જો કે બ્રાહ્મણ વર્ણ પવિત્ર છે, છતા તે પવિત્ર કર-નારી છે. (૧૧) પ્રાણવાયુ તથા અપાનવાયુવડે બળને ગ્રહણ કરવાવાળી, ભગિનીની માફક હિતકારી, દાતાપણાના ગુણવાળી તથા સર્વ લોકને અભિલાષા કરવાયોગ્ય આ મેખલા છે. (૧૨) હે કલ્યાણ કરનારી મેખલા! તું સત્યનું પાલન કરવાવાળી છો. બ્રહ્મચારીના સર્વસ્વરૂપે તું રાક્ષસોનો નાશ કરવાવાળી છે તથા તું શત્રુઓનો પરાજય કરવાવાળી છો. (૧૩) આ રીતની ભગવતી મેખલા મારી આસપાસ વીંટળાઇ વળો. હે ભદ્રે મેખલે! તને ધારણ કરનારાઓનો તું નાશ કરીશ મા. (૧૪)'

### ગુરુમંત્રોપદેશ.

तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो न प्रचोदयात् भूः भुवः स्वरो॰ ।

### દંડગ્રહણ વિધિ.

सुश्रवः सुश्रवसं मा कुरु यथा त्वं॰

सुश्रवः सुश्रवा देवेष्वेवमहं सुश्रवः सुश्रवा ब्राह्मणेषु भूयासम् ॥१५॥ अग्नये समिधमाहार्षं बृहते जातवेदसे ॥१६॥ यथात्वमग्ने समिधा समिध्यस्येव महमायुषा मेधया वर्चसा प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन धनेनान्नाद्येन समेधीषीय स्वाहा ॥ १७ ॥

## અગ્નિપ્રાર્થના.

पुनर्द्रविणमैतु मा पुनर्ब्राह्मणमैतुमा ॥ १८ ॥ पुनर्मनः पुनरात्मा म आगात्पुनश्चक्षुः पुनः श्रोत्रं म आगात् ॥१९॥ वैश्वानरो अदब्धस्तनूपा अंतस्तिष्ठतु मे मनो मृतस्य केतुः स्वाहा ॥ २० ॥ इति षष्ठः खंडः ॥

શબ્દાર્થઃ-(મોંજી મેખલા ધારણ કર્યા પછી બ્રહ્મચારી એમી જઇ પોતાના ગુરુને કહે કે, મને સાવિત્રીનો ઉપદેશ આપો ત્યારે ગુરુ નીચેના મંત્રથી ઉપદેશ કરે છે ):-દાનાદિ ગુણયુક્ત સવિતા ભગવાનના શ્રેષ્ઠ તથા સેવવા યોગ્ય પ્રકાશને અમો ધ્યાન કરીએ છીએ. આ સૂર્ય ભગવાન્ કેવા છે કે તે અમારી બુદ્ધિને સ્નાન, દાન, અધ્યયન તથા હોમાદિ કર્મમાં પ્રેરણા કરો. પૃથ્વી, અંતરીક્ષ, સ્વર્ગ તથા ૐ કહેના આત્મા આ રીતે ત્રણ લોકના આત્મા રૂપે તું થા. ( આ વખતે બ્રહ્મચારીને દંડ આપતી વખતે કહેવડાવે છે ):-હે દંડ! તું સારા યશવાળો છે. મને પણ તારી માફક યશયુક્ત કર. જેમ તું વેદ સ્વીકારવા માટે લોકમાં યશવડે વિસ્તારને પામેલ છે ( જો કે દંડ અચેતનરૂપ છે, છતાં તેના અધિષ્ઠાતા દેવ અગ્નિ છે તેને સંબોધી કહે છે ):-હે અગ્નિ! જેમ તમે દેવોમાં અર્થાત્ ઇન્દ્રાદિમાં સારા યશવાળા છો, તેમ હું બ્રાહ્મણોમાં યશવાળો થાઉં. ( ૧૫ ) મહાન્ ઉત્પન્ન થયેલ પ્રજ્ઞાવાળા અગ્નિને માટે હું, આ સમિધ લાવેલ છું. ( ૧૬ ) હે અગ્નિ! જેમ તમે સમિધ નાંખવાથી પ્રકાશમાન થાઓ છો, તેજ પ્રમાણે હું બ્રહ્મચારી જીવિતવડે, બુદ્ધિવડે, વેદ ગ્રહણ કરવારૂપ તેજવડે, ભાવી પુત્રસંતતિવડે, પશુઓવડે, બ્રાહ્મણતેજવડે, ધનવડે, વ્રીહિ-આદિ અન્નવડે પ્રકાશને પામું. (૧૭) ફરી મને ધન પ્રાપ્ત કરો, મને ફરી બ્રાહ્મણપણું પ્રાપ્ત થાઓ. (૧૮) ફરી મને ચિત્ત, ચક્ષુ તથા શ્રોત્રમાં શક્તિ પ્રાપ્ત થાઓ. (૧૯) વૈશ્વાનરરૂપ અગ્નિ મારી અંદર સ્થિતિ કરો. આ અગ્નિ સર્વવડે નાશ ન કરી શકાય તેવો છે. આ અગ્નિ શરીરનું રક્ષણ કરે છે. મારૂ કેતુરૂપ અર્થાત્ સર્વ ઇન્દ્રિયોને પોતાના કાર્યોમા પ્રવર્તાવનાર મન અંતર્યામીરૂપ આત્મા વિશે સ્થિતિ કરો. (૨૦)

## સપ્તમ ખંડ.

## સમાવર્ત્તન સંસ્કાર.

ये अप्स्वंतरग्नयः प्रविष्टा गोह्य उपगोह्यो मरूको मनोहाः । खलो विरुजस्तनूदूषिरिन्द्रियहा अति तां सृजामि यद्पां घोरं यद्पां क्रूरं यद्पामशान्तमति तत्सृजामि ॥ १ ॥ यो रोचनस्तमिह गृह्णामि तेनाहं मामभिषिंचामि यशसे तेजसे ब्रह्मवर्चसाय बलायेन्द्रियाय वीर्यायान्नाद्याय रायस्पोषाय त्विष्यया अपचित्यै ॥ २ ॥ येन स्त्रियमकृणुतं येनापामृशतं सुरां ॥ येनाख्यानभ्यषिंचतं येनेमां पृथिवीं महीं । यद्वां तदश्विना यशस्तेन मामभिषिंचतं ॥३॥ उद्यन्भ्राजभृष्टिभिरिन्द्रो मरुद्भिरस्थात्प्रातर्यावभिरस्थात्॥दशसनिरसि दशसनिं मा कुर्वात्वा विशाम्यामा विशा॥४॥ उद्यन्भ्राजभृष्टिभिरिन्द्रो मरुद्भिरस्थात्सांतपनेभिरस्थात् ॥ शतसनिरसि शतसनिं मा कुर्वात्वा विशाम्यामा-

विश ॥ ५ ॥ उद्यन्भ्राजभृष्टिभिरिंद्रो मरुद्भिरस्थासायं यावभिरस्थात् सहस्रसनिरसि सहस्रसनिं मा कुर्वा त्वा विशाभ्यामाविश ॥ ६ ॥ चक्षुरसि चक्षुष्ट्वमस्य वमे पाप्मानं जहिसोमस्त्वाराजावतुनमस्ते ऽस्तुमामाहिंसीः ॥ ७ ॥ उदुत्तमं वरुणपाशमस्मदवाधमं विमध्यमंश्रथाय अथादित्यव्रते वयं तवानागसो अदितये स्याम ॥ ८ ॥ श्रीरसि मयि रमस्व नेत्र्यौस्थो नयतं मां गंधर्वोऽस्तु पाय उपमा मय॥ यक्षमिव चक्षुषः प्रियो वो भूयासम् ॥ ९ ॥ ओष्ठा पिधाना नकुलीदंतपरिमितः पविः ॥ जिह्वे मा विह्लो वाचं चारु मावेह वादय ॥१०॥ वनस्पते विङ्गो हि भूया अस्मत्सखा प्रतरणः सुवीरः गोभिः संनद्धो असि वीडयस्व । आस्थाता ते जयतु जेत्वानि ॥११॥ इति सप्तमः खंडः ॥

શબ્દાર્થઃ-( સુગંધી જળવડે નીચલા મંત્રથી આચાર્યે બ્રહ્મચારીનાપર અભિષેક કરવો. ) જે અગ્નિઓ જળના અંદરને વિશે રહેલા છે, તેનાં નામ નીચે પ્રમાણે છે.- (૧) ગોહ્ય, (૨) ઉપગોહ્ય, (૩) મરૂક, (૪) મનોહા, (૫) ખલ (૬) વિરૂજ, (૭) તનૂદુષિ, (૮) ઇન્દ્રિયહા, આ આઠ અગ્નિઓને વિશેષે કરી હું ત્યાગ કરૂં છું, જેથી આ જળ મારા સ્નાનને યોગ્ય થાય છે. જળમાં જે ભયંકરપણું, ક્રૂરપણું તથા કષ્ટકારકપણું છે, તેનો હું ત્યાગ કરૂં છું. (૧)

આ સઘળા અગ્નિમાંથી રોચન નામના અગ્નિને હું આ સમાવર્તન સંસ્કાર કર્મમા ગ્રહણ કરૂં છું. જળની અંદર રહેલા આ રોચન અગ્નિવડે હું મારા દેહને તપાવું છું આથી મારામાં યશ, તેજ, બ્રહ્મતેજ, બળ, ઇન્દ્રિયો, વીર્ય, અન્નાદિ ધનની વૃદ્ધિ, કાંતિપણું તથા પ્રજાની વૃદ્ધિ થાઓ. (૨)

હે અશ્વિની કુમારો ! જે કર્મવડે આપ લંગડી સ્ત્રીઓને નવા પગ આદિ અવયવવાળી કરો છો, જે કર્મવડે સૌત્રામણિ યજ્ઞમાં સુરાની વૃદ્ધ થવા જળ છાંટો છો,. જે કર્મવડે જિતવા માટે પાસાઓને જળ છાંટો છો, જે કર્મવડે મહાન્ પૃથ્વીપર અન્નની વૃદ્ધિ થવા જળ સિંચન કરો છો, આ રીતે જેવું યશરૂપ તમારૂં કર્મ છે, તે કર્મને લઇ પ્રત્યક્ષ રૂપે થઇ મને આપ અભિષેક કરો. (૩) ( ત્યાર પછી બ્રહ્મચારી ઉભો થઇ આદિત્યની સન્મુખ ઉભો રહે છે )ઃઆ ઇન્દ્ર સ્વરૂપ આદિત્ય ભગવાન્ ઉદયને પામેલા છે. પ્રકાશમાન મરૂદ્ગણો સહવર્તમાન સ્થિતિ કરે છે. તે પ્રાતઃસમયના દેવો સહવર્તમાન સ્થિતિ કરે છે. તે દશની સંખ્યામા રશ્મિવડે વિભક્ત છે. મારે વિશે પણ રશ્મિરૂપે કરી પ્રવેશ કરો. (૪) ઉદય પામતા ઇન્દ્ર સ્વરૂપ તથા પ્રકાશમાન મરૂદ્ગણોથી વીંટળાયેલ આ આદિત્ય ભગવાન્ સાંતપન નામના દેવોવડે વિંટળાઇ રહેલા છે. (બાકી અર્થ ચોથા મંત્ર જેવો છે). (૫) આ આદિત્ય સાયંકાળના દેવો વિશિષ્ટછે, તે હજાર કીરણવાળા છે, મને પણ તે પોતા સરખો કરો. (૬) ( સૂર્યની પ્રાર્થના બ્રહ્મચારી કરે છે ):-હે સૂર્ય ભગવાન્ ! આપ મારા અનિષ્ટનો નાશ કરો. આપ ત્રણ લોકના ચક્ષુરૂપે છો. આપ દર્શનશક્તિરૂપે છો હે સૂર્ય ! ઓષધિનો પતિ સોમરાજા તમારૂં રક્ષણ કરો. આપને નમસ્કાર છે. આપ મારો નાશ કરો નહિ. (૭) ( શુનશેપ ત્રણ પાશવડે બંધાયલો હતો તથા તેણે વરૂણની પ્રાર્થના નીચે પ્રમાણે કરી હતી. :-હે ભગવાન્ વરૂણ!ઉત્તમ અર્થાત્ કંઠમા રહેલ મારા પાશને શિથિલ કરો, મધ્યમ અર્થાત્ કટિમાં રહેલ પાશને શિથિલ કરો, અધમ અર્થાત્ પગ વિષે

રહેલ પાશને શિથિલ કરો તથા મારું રક્ષણ કરો. હે અદિતિના પુત્ર વરણ ! અમો આપના કર્મમા લગ્ન છીએ. અમો નિરપરાધી છીએ. અમો દીનભાવથી રહિત થઇએ એમ કરો. (૮) (આ પછી બ્રહ્મચારીએ બ્રહ્મભોજન કરી કેશ શ્મશ્રુ આદિનું વપન કરાવવું, પણ શિખા રહેવા દેવી. ત્યાર બાદ સ્નાન કરી ધોયલાં વસ્ત્ર પહેરી માળાને ગળામા ધારણ કરવી. તે વખતે નીચેનો મંત્ર ભણવો.) હે માળા ! તું લક્ષ્મીરૂપે છે. તું મારે વિશે સ્થિતિ કર. હે ઉપાનહ ! તમે નેત્રશક્તિને આપવાવાળા છો. મને તમે ફળની પ્રાપ્તિ માટે દેશાતર પહોંચાડો. (આ રીતે કહી ઉપાનહ ધારણ કરવા.) હે દંડ ! તું મારા સમીપ રહી સંકટમાંથી રક્ષણ કર. તું ગંધર્વ અર્થાત્ વાણીના રક્ષણ કાર્યરૂપ છે. હે આચાર્ય ! જેમ યક્ષ દર્શનીય હોવાથી લોકને પ્રિય હોય છે તેમ હું આપના ચક્ષુને પ્રિય થાઉં. (૯) (હવે સ્નાતક પોતાની જિહ્વાની નીચે પ્રમાણે પ્રાર્થના કરે છે) હે જિહ્વા ! તું બે ઓષ્ઠવડે ઢંકાયેલ છો. વનના નકુલ સરખી તું બળવાળી છે. ૠડીવડે પરિમાણ પામેલ પવિત્રરૂપે તું છે. તું વિહ્વળ થઇશ મા. આ મારા કર્મમાં તું સુંદર વાણીને બોલવાવાળી થા. (૧૦) (હવે અહીં સ્નાતક પોતાને બેસવાના રથની પ્રાર્થના કરે છે):—હે વનસ્પતિથી બનેલ રથ ! તું મોટા ભારને વહન કરનારરૂપે થા. તું અમારા મિત્રરૂપે થા. આ તારો સારથિ સારો તથા વીરરૂપે થાઓ. તું બળદવડે જોડાયેલ છે. તું અમને દઢ કર. તારો આશ્રય કરનાર શત્રુનાં હૃદયોને જિતો. (૧૧)

## અષ્ટમ ખંડ.

### ગૃહસ્થાશ્રમીવડે કરવામાં આવતી સ્તુતિ.

**इमा मे विश्वतो वीर्यो भव इन्द्रश्च रक्षतं पूषन्स्त्वं पर्यावर्तया नष्टा आयंतु मां गृहान् ॥ १ ॥ इमा मधुमतीर्मह्यमनष्टाः पयसा सह गाव आज्यस्य मातर इहेमाः संतु भूयसीः ॥ २ ॥ गवां श्लेष्मासि गावो मयि श्लिष्यन्तु ॥ ३ ॥ संग्रह संगृहाण ये जाताः पशवो मम । पूषैषां शर्म यच्छतु यथा जीवंतो अप्ययात् ॥ ४ ॥ भुवनमसि साहस्रमिंद्रायत्वा सृमो ददात् । अक्षतमरिष्टमिळांदं ॥ गोपोषणमसि गोपोषस्येशिषे गोपोपायत्वा ॥ सहस्रपोषणमसि सहस्रपोषस्ये शिषे सहस्रपोषायत्वा ॥ ५ ॥ लोहितेन स्वधितिना मिथुन कर्णयोः कृतं ॥ यावतीनां यावतीनां च पैपमोलक्षणमकारिषं ॥ भूयसीनां भूयसीनां च उत्तरामुत्तरां समां क्रियासं ॥ ६ ॥ इयं तंती गवां माता सवत्सानं निवेशनी । सान: पयस्वती दुहा उत्तरामुत्तरां समां ॥ ७ ॥ इति प्रथमः प्रपाठकः ॥**

શબ્દાર્થઃ—મારી આ ગાયોનું સર્વત્ર મહા બળવાન્ એવા મહાદેવ તથા ઇન્દ્ર રક્ષણ કરો. હે પૂષન્! આપ પણ તેને લઇ આવો. તેને અમારા ગૃહ પ્રતિ નાશ થયા વિના આણી આપો (૧) આ ગાયો મારા ગૃહ વિશે નાશથી રહિત તથા ઘણી દૂધને આપવાવાળી થાઓ. વળી તેઓ ઉત્તમ મધુ કહેતા દૂધને આપનારી તથા ઘીને આપવાવાળી થાઓ. (૨) (પુષ્ટિની કામનાવાળાએ ઉત્પન્ન થયેલા વાછરડાને તેની મા ચાટે, તે પહેલાં તેના લલાટપર હાથ મૂકી નીચે પ્રમાણે કહેવું.) હે વત્સ ! તું ગાયના શ્લેષ્મરૂપે છે. મારે વિશે ગાયોનો વાસ થાઓ. (૩) હે પૂષાદેવ ! હે વિલસન ! હે સંગ્રહણ ! મારા ગૃહમા જે જે પશુઓ થયાં છે, તેઓનું રક્ષણ કરો. આ ગાયોને પૂષાદેવ તથા આદિત્ય ભગવાન્ સુખને આપો. પ્રાણને ધારણ કરી તેઓ વૃદ્ધિને પામે તેમ કરો. (૪) (પુષ્ટિની

કામનાવાળો ઉદુંબરની બનાવેલી તલવારથી ગાય તથા વાછરડાને ચિહ્ન કરતી વખતે નીચે પ્રમાણે કહે છે.) હે અસિ! તું હજાર પશુઓને ઉત્પન્નકર્તારૂપે છો. સૂમ નામના દેવે તેને ઇન્દ્રને આપી. ગાયોનું રક્ષણ કરવા માટે મેં તારું ગ્રહણ કર્યું છે. તું ગાયોના રક્ષણ કર્તારૂપ છે. કારણકે તારાવડે ચિહ્નિત થયેલા પશુઓ નાશ પામશે નહિ. તું ગાયના રક્ષણ કરવામા સમર્થ છે. હે અસિ! તું હજારનું રક્ષણ કરનાર છે. હજારની સંખ્યાવાળા પશુને કરનાર તું છે. તું હજારની સંખ્યાના ગાયોનું રક્ષણ કરવા સમર્થ છે. ક્ષય થવા વિશે તે પશુનું રક્ષણ થાઓ. તેઓને વ્યાધિ આદિની પ્રાપ્તિ મા થાઓ. તેમજ તેઓને આરોગ્યતા રહો. ઇલા કહેતાં પૃથ્વી તેને વિશે વ્રીહિ આદિ ઉગાડી અન્નની વૃદ્ધિ કરનાર આપ છો. (૫) હે ગાયો! રક્ત વર્ણવાળા આ ખડ્ગવડે તમારા કર્ણ વિશે મિથુન કર્યું. આ વર્ષમાં તારા જે જે વાછરડા આદિ થશે, તેને હું અંકિત કરીશ. વળી જે વાછરડા થશે તેને હું આ રીતનું ચિહ્ન કરીશ. (૬) આ રજ્જુ વત્સયુક્ત ગાયોનું રક્ષણ કરનારરૂપે છે. આ રજ્જુ ઉત્તરોત્તર વર્ષમા અમારી કામનાને ફળીભૂત કરનાવાળી થાઓ. (૭)

## દ્વિતીય પ્રપાઠક—પ્રથમખંડ.

### સપ્તપાક સંસ્થાવિધિ.

यः प्राच्यां दिशि सर्पराज एप ते बलिः यो दक्षिणस्यां दिशि सर्पराज एप ते बलिः ।। यउदीच्यां दिशि सर्पराज एप ते बलिः ॥ यः प्रतीच्यां दिशि सर्पराज एप ते बलिः ॥१॥ नमः पृथिव्यै दंष्ट्राय विश्वभृन्मातं अंतेरिपाम सं-हतं मा विवधी विहतं माभिसंवधीः ॥२॥ सोमो राजा सोमस्तंयो राजा सोमोऽस्माकं राजा सोमस्य वयः स्मः ॥ अहिजंभनमसि सोमस्तंवः सोमस्तंवमहिजंभनमसि ॥ यां संधां समधत्त यूयःसप्तऋपिभिः सह ॥ ता-सर्पामात्यकामिष्ट नमो वो 'अस्तु मानो हिंसिष्ट ॥३॥ मानस्तोके तनये मान आयौ मानो गोषु मानो अश्वेपुरीरिपः वीरान्मानो रुद्र भामिनो वधी र्हविष्मंतः सदमित्वा हवामहे ॥४॥ शतायुधाय शतवीर्याय शतोतये भिमातिपाहे । शतं यो नः शरदो अजीजादिंद्रो नेपदति दुरितानि विश्वा ॥५॥ ये चत्वारः पथयो देवयाना अंतरा द्यावा पृथिवी वियंती ॥ तेपां यो अज्या निमजीजिमावहास्तस्मै नो देवाः परिदत्ते ह सर्वे ॥६॥ ग्रीष्मो हेमंत उत नो वसंतः शरद्वर्षाः सुवितन्नो अस्तु ॥ तेपामृतूना ः शतशारदानां निवात एपामभये स्याम ॥७ इद्वत्सराय परिवत्सराय संवत्सराय कुणुता बृहन्नमः तेपां वयः सुमतौ यज्ञियानां ज्योग् जीता अहता स्याम ॥८ भद्रान्नः श्रेयः समनैष्ट देवास्त्वया वशेन समशीः महित्वा ॥ सना मर्यामूः पिते वा विशस्व शंतोकाय तन्वै स्यो नः स्वाहा ॥९॥ अमोसि प्राणतद्दतं ब्रवीम्यमावसि सर्वमनुप्रविष्टः ॥ सवे जराः रोगमपमृज्य शरीरादपाम एधि मा मृथा न इन्द्र ॥१०॥ अग्निः प्राश्नातु प्रथमः सहि वेद यथा हविः। शिवा अस्मभ्यमोपधीः कृणोतु विश्वचर्पणि स्वाहा ॥११॥ एतमुत्यं मधुना संयुतं यवं सरस्वत्या अधि वना वच कृषि ॥ इन्द्र आसीत्सीरपतिः शतक्रतुः कीनाशा आसन्मरुतः सुदानवः स्वाहा ॥१२॥

શબ્દાર્થ:—(લીંપેલી જમીનપર જળ છાંટી અસિ આપતી વખતે નીચેનો મંત્ર

બોલવો. ):-પૂર્વ દિશામાં જે સર્પરાજ છે તેને આ બલિ આપું છું, દક્ષિણમાં જે છે તેને આ આપું છું, ઉત્તરમાં જે છે તેને આ આપું છું તથા પશ્ચિમમાં જે સર્પરાજ છે તેને આ બલિ આપું છું. (૧) (ભૂમિની પ્રાર્થના ):-વિશ્વનું પોષણ કરનાર હે અગ્નિ! આપને નમસ્કાર છે. પૃથ્વી એ આપની દાઢરૂપે છે. અમો અનેક રીતે આપની સમીપમાં રહીએ છીએ. આપ અમારો નાશ મા કરો. અમારી સાથેનો સંબંધ તોડશો નહિ. અમારી સંગત આપ કાઢી નાખશો નહિ. (૨) ( અગ્નિની ઉત્તર તરફ મળ સહિત દર્ભની જૂડી મૂકી નીચે પ્રમાણે કહે છે ) આ દર્ભની જૂડી સોમ રાજારૂપે છે. તે બ્રાહ્મણોના રાજારૂપ છે. અમોને સોમ રાજાએ ગ્રહણ કરેલાં છે. હે સોમ સ્તંબ! આપ સર્પોના નિયામકરૂપે છો. હે સર્પો! તમો સપ્ત ઋષિઓ સાથે જે વ્યવસ્થા ગ્રહણ કરતા હો તે વ્યવસ્થાનું ઉલ્લંઘન મા કરો. તમોને નમસ્કાર છે. તમો અમને કોઇ રીતે ઇજા કરશો નહિ. (૩) (રુદ્રની સ્તુતિ) હે ભગવન્ રુદ્ર! અમારા પુત્ર પૌત્રાદિ વિષયમાં તેમજ પુત્ર વિશે, ગાય વિશે, અશ્વ વિશે, આયુષની ક્ષીણતાને મા કરો. હે રુદ્ર! અમારા વીર મનુષ્યોને આપ મારશો નહિ. આવા મનુષ્યો અમારા સહાયક હોય છે. અમો આપની યજ્ઞ સમયે પ્રાર્થના કરીએ છીએ. (૪) ( ઇન્દ્રને નીચેના મંત્રથી આહુતિ આપવામાં આવે છે ) ઇન્દ્ર શત્રુરૂપ સો શરદ ઋતુ અમને સુખરૂપમાં કઢાવો. અમારાં જે કાંઇ પાપો તેમજ સઘળી આફતો હોય તેનો નાશ કરો. શત આયુધવાળા, સોગણા વીર્યવાળા, તથા સર્વ જગતને પાલન કરવાવાળા આપ છો. તેમજ વૃત્રાદિ અસુરોનો નાશ કરવાવાળા છો. આપને આ આહુતિ આપું છું. (૫) હે સર્વ દેવો! ચાર માર્ગ કહેવાયલા છે. આ સ્વર્ગમાર્ગો દ્યાવા તથા પૃથ્વીના મધ્યમાં રહેલા છે. આ વિવિધ માર્ગને વિશે પ્રાણી જાય છે. આ ચાર માર્ગમાંથી જે માર્ગ અભિભવથી રહિત હોય અર્થાત્ જેમાં કોઇ રીતની હાનિ ન હોય પણ કુશળતાથી ઇષ્ટ ફળની પ્રાપ્તિના કારણરૂપ હોય, તે માર્ગ અમને આપો. (૬) ગ્રીષ્મ, હેમંત, વસંત તથા શરદ ઋતુઓ છે. તેમાંથી વસંત પણ યજ્ઞિય કાર્યમાં સારો નીવડો. આ ઋતુઓમાંથી જે સોક્રે સો શરદ રહેનારા છે તેઓના નિર્ભય સ્થાન પ્રતિ અમને યોજો, એમ કહી આહુતિ આપવી. (૭) હે સ્તુતિ કરનારા! સંવત્સરાદિ કાળવિશેષને નમસ્કાર છે. અમારા માટે હવિપને ઉત્પન્ન કરો. પૂજ્ય એવા આ સંવત્સરોમાં રહેવાવાળા, અમો સારી બુદ્ધિવાળા, લાંબા આયુષવાળા, દુરિતપર જય મેળવવાવાળા તથા શત્રુની પીડાથી રહિત થઇએ (એમ કહી આહુતિ આપવી.) (૮) નવા ઉગેલા વ્રીહિ તથા યવના પ્રાશન સંબંધી નીચેનો મંત્ર છે, હે વ્રીહિ દેવતા! અમો તારું ભક્ષણ કરીએ છીએ. કારણ તું પાથેયરૂપે છે. હે ઇન્દ્રાદિ દેવો! તમે આ નવાન્નનું પ્રાશન કરવામાં આરોગ્યતા આપો. આપની કૃપાથી અમો ભદ્ર કહેતાં પ્રાશન કરવા યોગ્ય થયા છીએ. હે વ્રીહિ! તું અમારાવડે ભક્ષણ કરવાવડે અમારામાં પ્રવેશ કર. તું અમોને મયોભૂ કહેતાં સુખ કરનાર છે. આથી તું પિતારૂપ છે. અર્થાત્ પિતા પુત્ર પ્રતિ સુખરૂપે પરિણામને પામે છે. તેમ તું પણ છે. તોકાય કહેતાં પુત્રપ્રાપ્તિ માટે પ્રવેશ કર. તું અમને શમ કહેતા કલ્યાણરૂપે થા. તેમજ તું અમારા તન્વૈ કહેતાં શરીરને સુખકરરૂપે થા ( એમ કહી આહુતિ આપવી. ) (૯) હવે નીચેના મંત્રથી મુખ આદિ અંગોને રોગાદિના નાશ અને સ્પર્શ કરવો. ) હે પ્રાણ અર્થાત્ પ્રજાપતિ! આપ

અન્ન અર્થાત્ ભોગ્યરૂપે છો. આ હું સત્યરીતે કહું છું. તમે અન્નરૂપે હોવાથી સર્વ પ્રાણી માત્રમા વ્યાપકરૂપે છો. મારા શરીરમાં વૃદ્ધાવસ્થા તથા રોગની નિવૃત્તિ કરો. તમે શરીરમાથી અપા કહેતા રોગથી રહિત થાય એમ કરો. હે ઇન્દ્ર ! અમોને મામૃથાઃ કહેતા નાશ મા કરો. (૧૦) ( આ સામાન્ય જઠરાગ્નિ પ્રથમ પ્રાશન કરે, તેટલા માટે તેમા નીચેના મત્રથી આહુતિ આપે છે. ) જઠરરૂપ અગ્નિ આ સામાન્નનું પ્રથમ પ્રાશન કરો. કારણકે હવિરૂપ અન્નને તે જાણે છે. આ ઔષધીઓ અમોને કલ્યાણ કરનાવાળી થાઓ. કારણકે તે સર્વ જગતના દ્રષ્ટારૂપે છે. (૧૧) ( હવે યવચરુના પ્રાશન વખતે નીચેનો મત્ર ભણવો. ) હે ઇન્દ્ર ! આ યવ જે સ્વાદુ રસવડે યુક્ત છે, તે મરુતની નદીના વનને વિશે આપ ઉગાડો. શતક્રતુ ઇન્દ્ર ખેડાવનાર રૂપે છે, તથા સારા ભોગને આપવાવાળા મરુતો ખેડુતોરૂપે છે. ( આથી યવની પ્રશંસા કરાયેલ છે ). (૧૨)

## દ્વિતીય ખંડ.

### આગ્રાયણીની સ્તુતિ

प्रथमा हव्युवासता धेनुरभवद्य मे सा नः पयस्वती दुहा उत्तरामुत्तरां समां ॥१॥ प्रतिक्षत्रे प्रतितिष्ठामि राष्ट्रे प्रत्यश्वेषु प्रतितिष्ठामि गोषु प्रतिप्राणे प्रतितिष्ठामि पृष्ठो प्रत्यंगेषु प्रतितिष्ठाम्यात्मनि प्रतिद्यावापृथिव्योः प्रतितिष्ठामि यज्ञे ॥२॥ स्योना पृथिवि नो भवानृक्षरानिवेशनी यच्छान. शर्म सप्रथो देवान् मा भयादिति ॥ ३ ॥ यत्पशवः प्रध्यायत मनसा हृदयेन च। वाचा सहस्रपाशया मयि बध्नामि वो मनः॥४॥ अनुत्वा माता मन्यतामनुपिता नु भ्राता नुसगर्भ्यो नु सखासयूथ्यः ॥५॥ आर्त देवेभ्यो हविः ॥६॥ यत्पशुर्मायुस्कृतो री वापद्भिराहत अग्निर्मातस्मादेनसो विश्वान्मुंच्यत्वं हसः ॥ ७ ॥ अग्नावग्निश्चरति प्रविष्टऋषीणां पुत्रो अधिराज एषः स नः स्योनः सुयजा यजाच यथा देवानां जनिमानि वेद ॥८॥ औलूखलाः सं प्रवदंति ग्रावाणो हवि. कृण्वंतः परिवत्सरीणां । एकाष्टकेषु सुमजसः सुवीराज्योग्जीवेम बलिहृतो वयं ते ॥९॥ इडायास्पदे घृतवत्सरी सृपं जातवेदः प्रतिहव्यांगृभाय । ये ग्राम्या पशवो विश्वरूपा स्तेषां सप्तानां मयि रतिरस्तु ॥१०॥ एषैव सा या पूर्वाव्योछत्से यमप्संतश्चरति प्रविष्टा वधूर्जि गाय प्रथमा जनित्री विश्वे ह्यस्यां महिमानो अंतः ॥११॥ एषैव सा या प्रथमा व्योछत्सा धेनुरभव द्विश्वरूपा॥ संवत्सरस्य या पत्नी सा नो अस्तु सुमंगली ॥१२॥ यां देवाः प्रतिपश्यंति रात्रिं धेनुमिवायतीं । सा नः पयस्वतीं दुहा उत्तरामुत्तरां समां ॥१३॥ संवत्सरस्य प्रतिमां यां त्वा रात्रि यजामहे ॥ प्रजामजर्यां नः कुरु रायस्पोषेण सस्रृज ॥१४॥ अग्निमन्नो अनुमतिर्यज्ञं देवेषु मन्यतां । अग्निश्च हव्यवाहनः सतोदाद्दाशुषेमयः ॥१५॥

( નીચેના મંત્રવડે આગ્રાયણી દેવનું ધનુરૂપે કરી સ્તુતિ કરાય છે ) —આ ધેનુ ધર્મ રાજને વિશે પ્રથમારૂપે હતી. આ ગાય વાછરડાવાળી છે. હમેંને માટે દૂધ આપનારી છે. આ દૂધવાળી ગાય અમને ઉતરોત્તર વર્ષમા દૂધને આપવાવાળી થાઓ. (૧) (નીચેના મત્રથી યજમાન અગ્નિની પ્રાર્થના કરે છે ) હે અગ્નિ ! દરેક રાજ્યમા હું સ્થિતિ કરવાવાળો થાઉં. ( અહીં સ્થિતિ એટલે તપ તથા બ્રહ્મ વર્ચસ આદિ ગુણયુક્ત હું

થાઉં ). વળી દેશમાં, ઘોડા વિશે, ગાયોમાં, દીર્ઘાયુષપણામાં, શરીરની પુષ્ટિમા, પાણિપાદ આદિમાં, આત્મજ્ઞાનમા, સ્વર્ગ તથા પૃથ્વીને ધારણ કરતા ભૂતોમા તેમજ અગ્નિષ્ટોમાદિ કર્મમાં હુ સમ્યક્ પ્રકારે ગુણવાળો થઇ રહું. (૨) ( નીચેના મંત્રથી પૃથિવીની પ્રાર્થના થાય છે.) હે પૃથિવી ! તું અમોને સુખ કરવાવાળી થા. કંટકાદિ દોષથી રહિત થા. સર્વ પ્રાણી માત્રનો આશ્રય કરવાવાળી થા. વળી તું અમને સારી રીતે આશ્રય આપ. તેમજ અમને દેવોની પાસે ન જવા દેતા જરા મરણ આદિથી અમારું રક્ષણ કર. (૩) હે પશુઓ ! જે અંત કરણવડે અંતઃકરણના આધારવડે, વાણીવડે તથા અનેક બંધન વડે યજમાનનું ચિંતન કરો છો તે તમારા મનને હું વશ કરું છું. (૪) હે પશુઓ ! તમને માતા, પિતા, ભ્રાતા, સહોદર, મિત્ર તથા પિત્રાઇઓ અનુમતિ આપો. (૫) હે પશુ ! તું દેવોના હિતના અર્થે ખોરાકને ગ્રહણ કરે છે. (૬) આ વક્ષ્યમાણ પશુ પોતાના હ્રદયને પગવડે સ્પર્શ કરે છે, એટલા માટે કે થયેલ તેમ જ થનારા સર્વ પાપમાથી નમન કરાયેલ અગ્નિ છુટકારો કરો. (૭) આ મંથન કરેલ અગ્નિ આહવનીયાગ્નિ વિશે પ્રવેશને પામી અન્નનું ભક્ષણ કરે છે. આ અગ્નિ બ્રાહ્મણોના પુત્રરૂપે છે. ( કારણ કે બ્રાહ્મણો અરણીનું મંથન કરી તેને ઉત્પન્ન કરે છે. ) તે અગ્નિ સર્વ ઐશ્વર્યથી શ્રેષ્ઠ છે. આ અગ્નિ અમને સુખને કરવાવાળો થાઓ, જેથી સારા યજનવડે તેનું યજન કરું. આ અગ્નિની કૃપાથી જ હું ઇન્દ્રાદિ દેવોના જન્મોને જાણું છું. (૮) ઉલૂખલ રૂપવડે પરિણામને પામેલા પાષાણો, જેઓ એકરૂપે થઇ પ્રકર્ષપણાથી તેઓ અષ્ટકા સંબધી પુરાડાશાદિને પ્રાપ્ત કરે છે, જેમણે સવત્સરનું અતિક્રમણ કર્યું છે, એવી એકાષ્ટકા ! તારા અચેતનરૂપ પથરો હવિને મેળવે છે. આ હવિને ગ્રહણ કરવાથી અમે યજમાન લાંબા સમય સુધી જીવીએ. અને સારી તથા વીર્યવાળી પ્રજાવાળા થઇએ. (૯) હે જાતવેદ અગ્નિ ! સન્મુખરૂપે થઇ તમે હવિને ગ્રહણ કરો. જે ગ્રામ્ય પશુઓ છે, જે અનેક પ્રકારના છે, તેમાંથી સાત પ્રકારના પુરુષો અર્થાત્ ગાય શરભ આદિ પ્રાણીઓની મારેવિશે પ્રીતિ થાઓ. (૧૦) આ અષ્ટકા પ્રથમ પ્રકાશો છે. આ અષ્ટકાનું ગમન જળને વિશે હોય છે. તે વરણુન્નરૂપે છે. તે અનેક ધાતુઓને ઉત્પન્ન કરવાવાળી છે. તે કામનાને ઉત્પન્ન કરવાવાળી છે. મહિમારૂપ સૂર્ય, અગ્નિ તથા ચંદ્રમા આ સર્વ તેના મધ્યમા વાસ કરે છે. માટે અમો તે અષ્ટકાનું પૂજન કરીએ છીએ (૧૧) આ અષ્ટકા પ્રથમ પ્રકાશવાવાળી છે. તે ધેનુની સદશ છે. ( કારણ દેવોને હવિ તથા મનુષ્યોને દૂધ આપે છે ) તે અનેક રૂપવાળી અર્થાત્ કામદુઘારૂપે છે. સંવત્સરની પત્નીરૂપે છે. ( કારણ કે યજ્ઞના સંયોગે તેનો ખપ પડે છે). આ અષ્ટકા અમારું શુભ કરવાવાળી થાઓ. (૧૨) હે અષ્ટકે ! જે અષ્ટકાને દેવો રાત્રીરૂપે જૂવે છે તેને લોકો ધેનુરૂપે જૂવે છે. આ દૂધવાળી ગાય ઉત્તરોત્તર વર્ષમા અમારો કામનાને પૂર્ણ કરો. (૧૩) તે અષ્ટકા સંવત્સરના શરીરરૂપે થયેલ છે. રાત, તથા દિવસ તથા પખનાડીઆવડે શરીરરૂપે કહેવાય છે. અમો રાત દિવસ તમારું પૂજન કરીએ છીએ. તું અમારી સંતતિને જરાથી રહિત કર. તેને પુષ્કળ ધનવડે જોડ. (૧૪) ઇન્દ્રાદિને પ્રસન્ન કરવા જે આ યજ્ઞ અમો કરીએ છીએ, તે સર્વ કર્મના ફળને આપવાવાળી અષ્ટકા છે. હવ્યવાહન રૂપ અગ્નિ દેવોને માટે જે હવ્ય લઇ જાય છે તે વડે અમોને સુખની પ્રાપ્તિ થાઓ. એટલુંજ નહિ પણ . અમારા સબધીઓને પણ સુખની પ્રાપ્તિ થાઓ. (૧૫)

## તૃતીય ખંડ

स्वाहा सोमाय पितृमते ॥ १ ॥ स्वाहा अग्नये कव्यवाहनाय ॥ २ ॥ अपहता असुरा रक्षांसि वेदिषदः ॥३॥ ये रूपाणि प्रतिमुंचमाना असुराः संतः स्वधया चरंति ॥ पुरा पुरानि पुरो ये भरंत्यग्निष्टाल्लोकात्प्रणुदत्यस्मात् ॥ ४ ॥ एत: पितरः सोम्या सोगंभिरेभिः पथिभि: पूर्विणेभिः 'दत्तास्मभ्यं द्रविणेह भद्रं रयिं च नः सर्ववीरं नियच्छत ॥५॥ अत्र पितरो मादयध्वं यथाभागमावृपायध्वं ॥ ६ ॥ अमी मदंत पितरो यथाभागमावृपायित ॥ ७ ॥ नमो वः पितरो जीवाय नमो वः पितरः शुपाय ॥ ८ ॥ नमो वंः पितरो घोराय नमो वः पितरो रसाय ॥ ९ ॥ नमो वः पितरः स्वधायै नमो वः पितरो मन्यवे ॥ १० ॥ नमो वः पितरः पितरो नमो वः ॥ ११ ॥ गृहान्नः पितरो दत्तः सदो वः पितरो देष्म ॥ १२ ॥ एतद्वः पितरो वासः ॥ १३ ॥ ऊर्जं वहंतीरमृतं घृतं पयः कीलालं परिस्रुतं स्वधास्तर्पयत मे पितृन् ॥ १४ ॥ आधत्त पितरो गर्भं कुमारं पुष्करस्रजं ॥ यथेह पुरुषः स्यात् ॥१५॥ अभून्नो दूतो हविषो जातवेदा अवाड्ढव्यानि सुरभीणि कृत्वा। पातात् पितृभ्यः स्वधया ते अक्षन् प्रजानन्नग्ने पुनरेहि योनिं ॥१६॥ वह वपां जातवेदः पितृभ्यो यत्रैनान्वेत्थ निहितान्पराचः ॥ १७॥ मेदसः कुल्या अभितां स्रवंतु सत्या एषामाशिषः संतु कामा स्वाहा ॥१८॥ जातवेदो वपया गच्छ देवांस्त्वं हि होता प्रथमो बभूव ॥ सत्या वपा प्रगृहीता मे अस्तु समृध्यतां मे यदिदं करोमि ॥१९॥ यत्कुसीदमप्रदत्तं मयेहये नयमस्य निधिना चराणि । इदं तदग्ने अनृणो भवामि । जीवान्नेव प्रतिदत्ते ददामि ॥२०॥ एकाष्टका तपसा तप्यमाना जजान गर्भं महिमानमिन्द्रं ॥ तेन देवा असहन्त शत्रून हन्ता सुराणामभवच्छचीभिः ॥२१॥

શબ્દાર્થ:-પિતૃઓમાં જે સોમરૂપે છે તેને આ હવિ હું આપું છું. (૧) કવ્યવાહનરૂપ જે અગ્નિ છે તેને હું આ હવિ આપું છું. (૨) ( દક્ષિણાગ્ર દર્ભવડે ઉલ્લેખ કરવામાં નીચેનો મંત્ર આવે છે. ) વિરોચન આદિ અસુરોનો નાશ થાઓ કે જે રાક્ષસો વેદીને વિશે ગમન કરવાવાળા છે. (૩) જેઓ પ્રકર્ષ રીતે રૂપ સ્વરૂપોને ધારણ કરવાવાળા છે, જેઓ અસુરો છતાં સ્વધાવડે જીવે છે, જેઓ પુરઃ કહેતાં અગ્ર ભાગમાં રહેલ દેવોનો પરા કહેતાં પરાભવ કરનારા છે, જેઓ દેવોને મૂકવામાં આવેલ હવિને ગ્રહણ કરે છે, તે સર્વ અસુરોને ભગવાન્ અગ્નિ દેવ આ પૃથ્વી લોકમાંથી કાઢી મૂકો. (૪) હે પિતૃ દેવતાઓ ! આ પિંડપિતૃયજ્ઞમાં તમો પધારો. આપ સોમદેવના યોગ્ય છો. આપ ગંભીર તથા પૂર્વના પુરુષોએ આપેલા માર્ગવડે આ સ્થળે પધારો. અમોને અનેક પ્રકારના ધનની પ્રાપ્તિ કરો. અમને સુખ તથા ધન આપો. સર્વ પુત્ર પૌત્રાદિઓ, જેઓ વીરો છે, તેઓને જીવતાં સુધી ધનવાન્ બનાવો. (૫) હે પિતૃઓ ! અત્ર કહેતાં પિંડને વિશે તમે તૃપ્તિને પામો. જેનો જે ભાગ છે તે તે ભાગ ગ્રહણ કરો. (૬) આ પિતરો હર્ષને પામો તથા પોતપોતાના ભાગને ગ્રહણ કરો. (૭) હે પિતૃઓ ! તમારામાં જે જીવરૂપે છે તથા જે બળરૂપે છે તેને નમસ્કાર છે. (૮) જે પિતરો ઘોરરૂપે છે તથા જે અભિલાષાવાળા છે, તેઓને નમસ્કાર છે. (૯) જે પિતૃઓ અન્નરૂપે છે તથા જે ક્રોધસ્વરૂપે થયેલા હોય, તે સર્વને નમ-

સ્કાર છે. (૧૦) હે પિતૃઓ! તમને નમસ્કાર છે. (૧૧) હે પિતૃઓ! અમોને ગૃહિણી-યુકત કરો. હે પિતૃઓ! અમો તમને સ્થાનના આપનારા છીએ. (૧૨) હે પિતૃઓ! આ તમારું વસ્ત્ર છે. (૧૩) (નીચેના મંત્રથી પિંડપર જળ છાંટવું) હે જળ! તમો મારા પિતૃઓને તૃપ્ત કરો. તેઓ સ્વધાનો આશ્રય કરવાવાળા થાઓ જળ પરમ અન્નરૂપી રસને, જરા તથા મૃત્યુને ટાળવાવાળા ધૃતને, દૂધને, કાઢવામા આવેલા સોમરસને તથા પકવ અન્નને ઉત્પન્ન કરવાવાળું છે. (૧૪) (નીચેના મંત્રથી પુત્રની કામનાવાળાએ મધ્ય પિંડનું ભક્ષણ કરવું જોઇએ.) હે પિતૃ દેવતાઓ! આ પિંડમાં તમે ગર્ભ ધારણ કરો. તે ગર્ભ કુમારરૂપે તથા પદ્મની માળાવાળો હોવો જોઇએ. (૧૫) જાતવેદરૂપ અગ્નિ હવિપના પદાર્થને સુગંધવાળા કરી દેવ તથા પિતૃઓને પહોચાડે છે. વળી તે અમને પુરોડાશ આદિનો આપવાવાળો છે. સ્વધાવડે તે હવિને પિતૃઓને તમોએ પહોંચાડયુ. પિતૃ દેવોએ તે હવિપનું ભક્ષણ કર્યું. આ રીતે સર્વને પહોંચાડવાવાળા હે અગ્નિ! તમે તમારા આત્મસ્વરૂપને પામો. (કારણ કે કાર્યની નિવૃત્તિ થઇ છે) (૧૬) હે ભગવન્ જાતવેદ! પિતૃઓને આપવામાં આવતું આ વપા તમે તેની સમીલ લઇ જાઓ, કે જે સ્થળે દૂર ગયેલા પિતૃઓને તમે જાણો છો. (૧૭) હે જાતવેદ! મેદનો રસ આગળ પાછળ બહાર નીકળો. પિતૃઓની ઇચ્છા પૂર્ણ કરવાથી ઇષ્ટ ફળની પ્રાપ્તિરૂપ આશિષો સત્યરૂપે થાઓ. (૧૮) હે જાતવેદ! આ હોમવામાં આવેલ, વપા અજ્ઞાત દેવોને પહોચાડો. જો કોઇવડે તે દૂષિત હોય, છતાં તે ગ્રહણ કરવા યોગ્ય તથા સત્યરૂપ થાઓ. જે જે કર્મ હું કરૂં તે સમ્યક્ રીતે ફળવાળું થાઓ. (૧૯) જે કાંઇ પૈસા આ લોકમા મારાથી લેવાયા છતા અપાયા ન હોય, તેથી જે ઋણ થવાવડે મારે યમરાજના કોશાધ્યક્ષ પાસે જવું પડે, પણ હે અગ્નિ! હું આપને જે દ્રવ્ય હોમું છું, તે વડે આ જન્મમાં જ હું ઋણથી મુક્ત થાઉં, જેથી દેહનો પાત થયા પછી હું બધનમાં પડું નહિ. (૨૦) ખેદને પામેલ એકાષ્ટકાએ શાસ્ત્રોક્ત વિધિથી પરમૈશ્વર્યવાળા તથા શત્રુથી નહિ પરાભવ પામે એવા ગર્ભને ઉત્પન્ન કર્યો. આ ગર્ભે કરી ઇન્દ્રાદિ દેવોએ શત્રુઓનો પરાજય કર્યો તથા તે ગર્ભે વૃત્રાદિ અસુરોનો અદ્ભુત કર્મવડે નાશ કર્યો. (૨૧)

## ચતુર્થ ખંડ.

### પક્ષાદિ મંત્ર.

इदं भूमेर्भजामह इदं भद्रꣳ सुमंगलं परासपत्नान्बाधस्वान्येषां विंदते धनं ॥ १ ॥ इमꣳ स्तोममर्हते जातवेदसे रथमिव सम्महे मा मनीषया ॥ भद्रा हि नः प्रमतिरस्य सꣳसद्यग्ने सख्ये मारिष मावयं तव ॥ २ ॥ भरामेध्मं कृणवामाहवींꣳषितो चितयंतः पर्वणा पर्वणा वयं जीवातवे पितरꣳ साधया धियोग्ने सख्ये मा रिषा मा वयं तव ॥ ३ ॥ शके मत्वा समिधꣳ साधयाधियस्ते देवा हविरदंत्याहुतं ॥ त्वमादित्याꣳ आवहतान्ह्युश्मस्यग्ने सख्ये मारिषा मा वयं तव ॥४॥ तपश्च तेजश्च श्रद्धा च ह्रीश्च सत्यं चाक्रोधश्च त्यागश्च धृतिश्च धर्मश्च सत्वं च वाक् च मनश्चात्मा च ब्रह्म च तानि प्रपद्येतानि मामवंतु भूर्भुवः स्वरोऽऽमहांतमात्मानं प्रपद्ये विरूपाक्षो भिर्दंतांजस्तस्य ते शय्यार्पणे गृहा अंतरिक्षे विमितꣳ हिरण्मयं तद्देवानाꣳ हृदयान्ययसमये कुंभे अंतः सन्निहितानि तानि बलभृच्च बलसाच रक्षतोपमनी अनिमिषतः सत्यं यत्ते द्वादशपुत्रास्ते त्वा संवत्सरे

सवत्सरे काममेण यज्ञेन याजयित्वा पुनर्ब्रह्मचर्यमुपयन्ति इव देवेषु ब्राह्मणो स्यह मनुष्येषु ब्राह्मणो वै ब्राह्मणमुपधावत्युपत्वा धावामि जपत मा मा प्रतिजापीर्जुह्वत मा मा प्रतिहोषी कुर्वन्त मा मा प्रतिकार्षीस्त्वा प्रपद्ये त्वया प्रसूत इद कर्म करिष्यामि तन्मे राध्यता तन्मे समृध्यता तन्म उपपधता समुद्रो मा विश्वव्यचा ब्रह्मानु जानातु तुथोमा विश्ववेदा ब्रह्मण पुत्रोनुजानातु श्वात्रो माप्रचेता ऽमत्रा वरुणानुजानातु तस्मै विरूपाक्षाय दता जये समुद्राय विश्वव्यचसे तुथाय विश्ववेदसे श्वात्राय प्रचेतसे सहस्राक्षाय ब्रह्मण पुत्राय नम. ॥५॥ सहस्रबाहुर्गौपत्य स पशूनभिरक्षतु ॥ मयि पुष्टि पुष्टिपतिर्दधातु मयि प्र जा प्रजापति स्वाहा ॥६॥ कौतोमत- सवनन- सुभाग करण मम ॥ नाकुली नामते मातायाह पुरुषाय नम ॥ यन्नो कामस्य निछिन्न तन्नो सर्वे ह्योषधे ॥७॥ वृक्ष इव पक्कस्तिष्ठसि सर्वा न्कामान् भुवस्पते ॥ यस्त्वैव वेद तस्मै मे भोगान् धुक्ष्वाक्षतान् वृहन् ॥८॥ ऋतस्सत्ये प्रतिष्ठित भूत भविष्यता सह । आकाश उपनिरज्जतु मह्यमन्न मथो श्रिय ॥९॥ अभिभागासि सर्वे स्मिस्स्तदु सर्व त्वयि श्रित । तेन सवण सर्वा माविवासन विवासय ॥१० कोश इव पूर्णो वसुना त्व प्रीतो ददसे धन॥ अदृष्टो दृष्टमाभर सर्वान्कामान्प्र यच्छ मे ॥११॥ आकाशस्यैष आकाशो यदेतद्भाति मडल एव त्वा वद यो वेदेशानेशान प्रयच्छ मे ॥१२॥ मूर्धव स्वर्गो सूर्य इव दृशो भूयासमग्निरिव तेजसा वायुरिव प्राणेन सोम इव गधेन बृहस्पतिरिव बुद्ध्याऽश्विनाविव रूपेणेन्द्राग्नी इव बलेन ब्रह्मभाग एवाह भूयास पाप्म भागा मे द्विषत ॥१३॥

શબ્દાર્થ –( ભૂમિપ્રાર્થના ) હે અગ્નિ! ભૂમિપર રહેલ આ સ્થડિલ જેના તમો અધિષ્ઠાતા છો, તેની અમે સેવા કરીએ છીએ. આ સ્થડિલ કલ્યાણને કરવાવાળુ તથા સારુ પ્રશસ્તરૂપે છે હે અગ્નિ ! અમારા શત્રુઓને તુ પીડા કર આ શત્રુઓ દિવસે બીજાઓના અન્નને લઈ લે છે તથા રાત્રીના બીજાના ધનનુ હરણ કરે છે (૧) જેમ સારથિ રથની સ્તુતિ કરે છે તેમ બુદ્ધિવડે સ્તુતિને યોગ્ય એવા જાતવેદની અમો સ્તુતિ કરીએ છીએ કારણ કે આ અગ્નિ તરફથી અમારી સુખકારક બુદ્ધિ જનસમાજમાં થાય છે, (જેથી અમો સ્તુતિ કરવા શક્તિમાન થૈએ છૈએ ) અમો તમારી મિત્રતાને વિશે સ્થિતિ કરીએ છૈએ. અમોને કોઈ તરફથી હિંસા મા થાઓ (૨) હે અગ્નિ ! આપને માટે સમિધરૂપ કાષ્ઠ અમો લાવીએ છૈએ દરેક પર્વમા અર્થાત્ અમાવાસ્યા તથા પૂર્ણિમાએ ચરુ આદિ હવિષને અમે સંપાદન કરીએ છીએ તેમ કરવાથી અમો લાબો સમય સુધી જીવીશુ. હે અગ્નિ ! અમારા કર્મને સાધો અર્થાત્ ફળ યુક્ત કરો (૩) હે ભગવન્ અગ્નિ ! તમે અમારી ધિ ..હેતા કર્મોને આરાધનને યોગ્ય કરો, કે જેથી આપને માટે અમો સમિધ લાવવા શક્તિમાન્ થૈએ આપનામા આપેલ હવિને દેવો ગ્રહણ કરે છે આપ તે ઇન્દ્રાદિ દેવોને બોલાવો કારણ કે અમો તેની આકાક્ષા રાખીએ છૈએ ( ૪ ) ઉપવાસાદિ તમનો નાશ, ચિત્તમાથી પાપની નિવૃત્તિ લજ્જા, યથાર્થ બોલવુ, પ્રતિકૂલ વિષય છતા ચિત્તનુ અવિકારીપણુ, ન્યાયથી મેળવેલા ધનનો સદુપયોગ ધતિ, યત્ન..મ, પ્ર ..ાત્મ.. ગુપ્, વાણીનો વિષય, મન, ક્ષેત્રજ્ઞ, પર, આ સર્વ

છ્ટ કામનાઓને હું શરણે જાઉં છું. આ કર્મના કરનાર મને આ તપાદિ રક્ષણ કરો. પૃથ્વી, અંતરીક્ષ, સ્વર્ગ તથા બ્રહ્મ તેમજ રૂદ્રાગ્નિ સ્વરૂપને હું પામ્યો છું. હે અગ્નિ ! આપ અનેક પ્રકારના નેત્રવાળા છો. આપ વ્યકત દંત-વાળા છો. આ રીતના અગ્નિનું સ્થાન સ્થંડિલ-વિશે છે. હિરણ્યગર્ભ આદિવડે આપનું ગૃહ અંતરિક્ષ વિશે નિર્માણ કરેલ છે. આ ગૃહ સુવર્ણમય છે. આ અંતરિક્ષરૂપી ગૃહમા ઇન્દ્રાદિ દેવોનાં હૃદયો સ્થિતિ કરે છે. ( એક સ્થળે રહેલ છતાં દેવના હૃદયો આપની પ્રાર્થના કરે છે ). જેમ લોખંડનો બનાવેલ ઘંટ હોય, તેની માફક અગ્નિવિશે તેઓ એકત્ર થયેલાં છે. આ અગ્નિ ભકતને બળ આપવાવાળો છે. પ્રતિપક્ષીના બળનો નાશ કરનાર છે. જે પ્રમાદથી રહિત છે, તેનું પળવારમાં આપના બે પ્રતિહારો રક્ષણ કરે છે. શ્રદ્ધાવાન્ યજમાન પત્નીને સાથે લઇ પશુ તથા પુરોડાશાદિને અગ્નિમાં હોમે છે. તારા સંવત્સર નામના યજ્ઞના બાર પુત્રો કહેવાય છે. આ પુત્રો દેવરૂપ ઋત્વિજના જ્યોતિષ્ટોમાદિ યજ્ઞમાં મનુષ્યરૂપ ઋત્વિજને અર્થાત્ બ્રહ્માદિના સ્થાનોમા સ્થાપે છે. તે માસો એક સંવત્સરમાં કામના પૂરી પાડનારા યજ્ઞવડે યજમાન પામે તમારૂં પૂજન કરાવી બ્રહ્મમા પ્રવેશ કરે છે. હે અગ્નિ ! આપ દેવ-લોકમાં બ્રાહ્મણરૂપે છો તથા હું મનુષ્ય લો-કમાં બ્રાહ્મણરૂપે છું. કારણ કે મનુષ્ય બ્રાહ્મ-ણને જ સેવે છે. આથી હું તમારી સેવા કરૂં છું. હોમ કરનારા એવા મને હોમમાં પ્રતિકૂળ થશો નહિ. વળી સેવા કરનારા એવા મને સેવામાં પ્રતિકૂળ થશો નહિ. કામને કર-નારા એવા મને કાર્યમા પ્રતિકૂળ થશો નહિ. અર્થાત્ જપ, હોમ તથા કર્મ સમયે મને પ્રતિકૂળ થશો નહિ. કારણ હું આપને શરણે આવેલો છું. આપની આજ્ઞાથી પ્રેરાયલો હું આ પ્રસ્તુત કર્મ કરીશ. આપની કૃપાથી તે

મારૂં કર્મ સારી રીતે થાઓ તથા પામો, અર્થાત્ સંપૂર્ણ થાઓ. આ આપવા સમર્થ થાઓ. સમુદ્રની ર્વમાં વિવિધ પ્રકારે ગમન કરનાર આપ વિશ્વવ્યચ કહેવાઓ છો. બ્રહ્મ નામનો અગ્નિ છે. તુથોગ્નિ રૂપ છે. આ તેમ જ બ્રહ્મનો પુત્ર યોગ્નિરૂપ પ્રચેતા તથા મિત્રાવરૂણ મને અનુજ્ઞા આપો. હે અગ્નિ ! આપ અનેક પ્રકારે કરેલ છેઃ– વિશ્વરૂપે પાક્ષરૂપે આપ છો. સમુદ્રરૂપે વિ છો, તુથરૂપે વિશ્વવેદસ્ રૂપે છો. આપ પ્રચેતસ છો, સહસ્રાક્ષરૂપે આપ પુત્રરૂપે છો. આ રીતના આપને છે. (૫) જે અનેક બાહુવાળા છે તથા પતિના પુત્રરૂપે છે, તે યજમાન કહેવાયલી વાણીનું રક્ષણ કરો. પતિરૂપ દેવ હું યજમાનને ધન, ધ શરીરને વિશે સમૃદ્ધિ આપો તથા મને પ્રજાની વૃદ્ધિ કરો. (૬) નામના ઋષિ મારું ભાગ્ય સારૂં જિહ્વા ! તું વાણીને નિર્માણ કર આથી તું નાકુલી કહેવાય છે તથા પરૂપ છું. હે ઓષધિ ! જે કાંઇ અમે યજમાન તથા પત્નીની ઇચ્છા (૭) હે પૃથ્વીના પાલકરૂપ આદિત વૃક્ષ પકવ ફળનું અધિષ્ઠાતા છે તે કામનાના આત્મ સ્વરૂપે આપ બૃહત્ અર્થાત્ મહાન્ ગુણવાળા છો. ની ઉપાસના કરું છું. મારી નિષ્ફળ કામનાને આપ પૂર્ણ કરો. (૮) સત્યમાં રહેલ છો. ભૂત ભવિષ્ય સાં યેલ છે. હે સૂર્ય ભગવાન્! અમને લક્ષ્મી આપો. (૯) હે ચંદ્રમા દેવત મુખ્ય કરીને જગતને અમૃતના આહ્લાદ કરવાવાળા છો. આ સ

આપને વિશે સ્થિતિ કરેલ છે. અવશેષથી રહિત એવા આપવડે સર્વ સંપૂર્ણ છે. હે પ્રકાશક ! મારી કામના પૂર્ણ કરો (૧૦) હે આદિત્ય ભગવાન્ ! ભાંડાગારમાં હોય તેમ આપ ધનવડે પૂર્ણ છો. આપ જે પ્રસન્ન થયા હો તો ધન આપો છો. આપ જે કે અદષ્ટરૂપ છો, છતાં દષ્ટ ફળને અર્થાત્ ગ્રામ, પુત્ર તથા પશુ આદિ મને આપો. મારી સર્વ કામનાઓ આપ પૂર્ણ કરો. (૧૧) અવકાશનું જે પ્રત્યક્ષ આકાશ છે, તે આપવડે પ્રકાશાય છે અર્થાત્ જ્યોતિમંડળને આપ પ્રકાશો છો. આ રીતે હું આપની ઉપાસના કરું છું. હે વેદના પ્રભુ ! જે જે કામના હું કરું, તે પૂર્ણ કરો. ( ૧૨ ) હે પૃથ્વી, અંતરિક્ષ, સ્વર્ગ તથા આત્મા ! હું સૂર્ય માફક દષ્ટિવાળો, અગ્નિની માફક તેજવાળો, વાયુની માફક પ્રાણવાળો, સોમની માફક ગંધવાળો, બૃહસ્પતિ માફક બુદ્ધિવાળો, અશ્વિની માફક રૂપવાળો, ઇન્દ્ર તથા અગ્નિ માફક બળવાળો, એમ બ્રહ્મના વિભાગરૂપે હું થાઉં. પાપ મને સ્પર્શ કરો નહિ. (૧૩)

## પંચમ ખંડ.

मूर्द्धोधि मे वै श्रवणाछिरसोनुप्रवेशिनः। ललाटादूघस्वरान्घोरान्विघनान्विवृहामि वः स्वाहा ॥१॥ ग्रीवाभ्यो मे स्कंधाभ्यां मे नस्तोमेनुप्रवेशिनः ॥ मुखान्मे वद्यान् घोरान् विघनान्विवृहामि वः स्वाहा ॥२॥ बाहुभ्यां मे यतो यतः पार्श्वयोरुत्तुतानधि । उरुस्तो वद्दान् घोरान् विघनान्विवृहामि वः स्वाहा ॥३॥ वक्षणाभ्यां मे लोहितादन्यो निहान्यज्ञहानधि । उरुभ्यो निश्लिपान् घोरान् विघनान्विवृहामि वः स्वाहा ॥४ जंघाभ्यां मे यतो यतः पार्ष्णोरुत्तुतानधि । पादयोर्विकिरान् घोरान् विवृहामि वः स्वाहा ॥५॥ परिवाधं यजामहे पुजंघश्शवलोदरं योनो यं परिवाधते अपेहि त्वं. परिवाधमाना विवाध विवाधका सुगं पंथानं मे कुरु येन मा धनमेष्यति स्वाहा ॥७॥ प्रजापते नत्वदेतां नन्यो विश्वाजातानि परिता बभूव । यत्कामस्ते जुहुमस्तन्नो ऽस्तु वयः स्याम पतयोरयीणाः स्वाहा ॥८॥ यशोहं भवामि ब्राह्मणानां यशो राज्ञां यशो विशां यशः सत्यस्य भवामि यशसां यशः ॥९॥ पुन र्मां यंतु देवताया मदपचक्रमुः ॥ महस्वंतो महांतो भवाम्यस्मिन्पात्रे हरिते सोमपृष्ठे ॥१०॥ रूपरूपं मे दिशः प्रातरहस्य तेजसः ॥ अन्नमुग्रस्य प्राशिषमस्तु वै मयि त्वयीदमस्तु । त्वयि मयीदं ॥११ यदिदं पश्यामि चक्षुषा त्वया दत्तं प्रभासया ॥ तेन मा भुंजते न भुक्षिपीय तेन मा विश अहर्नो अत्यपीपरद्रात्रिर्नो अति पारयत् रात्रि र्नो अत्यपीपरदहर्नो अतिपारयत् ॥ १२ ॥ आदित्यनावमारोक्षं पूर्णामपरिवादिर्नी अछिद्रां पारयिष्णवीः शतारिताःस्वस्तये ॥१३ ॐ नम आदित्याय नम आदित्याय नम आदित्याय उयंतं त्वादित्यानूदियासं प्रतितिष्टंतं त्वादित्यानुप्रतितिष्टासं ॥ भल्लाय स्वाहा ॥ भल्लाय स्वाहा ॥

શબ્દાર્થઃ—મસ્તકપર રહેનારા યક્ષો જેઓ નાશ કરવારૂપ ચિહ્નવાળા છે, જે ભયાનક છે તથા જેઓ અનેક પ્રકારના નાશ કરવાવાળા છે, તે મસ્તકથી લલાટ સુધી તમારું સર્વ પ્રકારે રક્ષણ કરો. (૧) યક્ષો જેઓ નઠારું બોલવાવાળા છે, જેઓ ભયાનક છે, જેઓ મારા ગોત્રને ઉપદ્રવ કરવાવાળા છે, તેઓ આ આહુતિના બળથી ગ્રીવા, સ્કંધ, નાસિકા તથા મુખઆદિને ઉપદ્રવ મા કરો,

(૨) મારા બાહુઓને, બાજુઓને, ઉપર તથા નીચે તથા છાતીને આ ઉપદ્રવ કરનારા યક્ષો આ આહુતિથી ઉપદ્રવ મા કરો. (૩) રક્તનું ભક્ષણ કરવાવાળા, ગુપ્ત સ્થાનનો નાશ કરનાવાળા જે યક્ષો છે, તે વક્ષસને, ઉરને તથા ઉદરને આ આહુતિથી ઉપદ્રવ મા કરો. (૪) જંઘાને વિશે, પાર્ષ્ણિ વિશે, પગની નીચે તથા મારા ઉપરના ભાગ વિશે વિઘ્ન કરવાવાળા જે યક્ષો છે, તેનો આ આહુતિવડે નાશ થાઓ. (૫) જેને સૂક્ષ્મ જવા છે, અનેક પ્રકારના રૂપવાળું ઉદર છે તથા જે વિઘ્ન કરનાર છે, તેનું આહુતિથી અમે પૂજન કરીએ છીએ. આ પૂજનથી તે અમને અનુકૂળ થાય છે. (૬) હે વિઘ્ન! આસપાસ જે કાંઇ વિઘ્ન હોય તે આ આહુતિથી દૂર થાઓ. મારો માર્ગ સારો થાઓ, કે જે માર્ગે જવાથી હું ધનને પ્રાપ્ત કરી શકું. (૭) હે પ્રજાપતિ! જે કાંઇ ચાર પ્રકારના પ્રાણી આપથી ઉત્પન્ન થયેલા છે, તેનું પાલન આપ વિના બીજું કોઇ કરે એમ નથી. આટલા માટે જે કાંઇ અમારી કામના છે, તે અર્થે આપને ઘીની આહુતિ આપીએ છીએ. કૃપાથી તે અમારી કામના સફળ થાઓ. વળી અમે ધનના સ્વામી થઇએ. (૮) હે ભગવન્ આદિત્ય! વિદ્યારૂપી જે યશ, તે યશરૂપે બ્રાહ્મણોના મધ્યમાં હું છું. પાલનરૂપી જે યશ, તે યશરૂપ ક્ષત્રિયોના મધ્યમાં હું છું; કૃષિ આદિરૂપ જે યશ વિશમા છે તે રૂપે હું છું. મહાન્ તપરૂપી જો યશ છે તે રૂપે હું છું. ઉત્કૃષ્ટ યશના પણ યશરૂપે હું છું. (૯) જે આદિત્યાદિ દેવો મારી સમીપથી દૂર ગયા હોય, તે વિદ્યાયુક્ત આ શરીર વિશે અર્થાત્ મારે વિશે આવો. હું અગ્નિષ્ટોમાદિમાં પ્રધાનરૂપે રહું છું. આ કર્મથી હું વળી મહાન્ તેજસ્વી તથા મહાન્ ગુણવાળો થાઉં. (૧૦) દરેક સ્વરૂપને વિશે પ્રકાશવાવાળા ભગવાન્ આદિત્યરૂપી કાળનું જે કાંઇ પ્રાતઃરૂપી તેજ છે, મને મળો, જેથી હું આદિત્યની વૃદ્ધિ કારણરૂપ અન્નને ભક્ષણ કરૂં. હે ભગ[illegible] આદિત્ય! મારે વિશે આહુતિરૂપ દ્રવ્ય તે આપ ગ્રહણ કરો તથા આપનામાં [illegible]રૂપી જે ધન છે, તે મારે વિશે યોજો અ[illegible] આપણ બેઉનું દ્રવ્ય એક બીજાને આપ[illegible] થાઓ. (૧૧) હે ભગવન્ આદિત્ય! જે [illegible] આ દ્રવ્યસમૂહ છે, તે તમોએ આપેલ [illegible] વડે હું જોઉં છું. આ પ્રભારૂપી દ્રવ્યસ[illegible] વડે આપ મારૂં રક્ષણ કરો. તેવડે હું [illegible]વાળો થાઉં,- આ રીતના ઉપકારકવડે [illegible] વિશે આપ પ્રવેશ કરો અર્થાત્ આપનું [illegible] મારૂં ઐક્ય થાઓ. 'દિવસને વિશે અ[illegible] અત્યંત તૃપ્ત કરો તથા રાત્રિમાં અ[illegible] પાલન કરો. વળી દિવસે અમારૂં પાલન [illegible] તથા રાત્રિમા અમને તૃપ્તિ પમાડો. (૧[illegible] આ આદિત્ય લોકોના તારકરૂપે હોવાથી નૈ[illegible]રૂપે છે. હું આ નૌકામા ચઢેલો છું. નૌકા કોઇ પણ રીતના દોષથી રહિત, ૪સ[illegible] નહિ તેવી, છિદ્રથી રહિત તથા ભક્તે પાર ઉતારનારી છે. સેંકડો દુશ્મનોમા[illegible] પણ તે રક્ષણ કરવાવાળી છે. આવી નૈ[illegible] માગ અવિનાશને માટે થાઓ. (૧૩) આ[illegible] ત્મને નમસ્કાર, આપનો ઉદય થવાથી મ[illegible] ઉદય છે. પ્રાતઃ કાળે આપની સ્થિતિ થવા[illegible] હું પણ વિદ્યારૂપી પ્રતિષ્ઠાને પામુ. (૧૪)

## ૫૭ ખંડ.

### વાસ્તુ મંત્ર.

वास्तोष्पते प्रतिजानी ह्यस्मान्स्व[illegible] वेशो अनमीवो भवाम यत्ते महे प्र[illegible] तन्नो जुषस्व शन्नो भवद्विपदे शं [illegible] तुष्पदे ॥ १ ॥ हये राके सिनीवा[illegible] सिनीवालि पृथुष्टुके सुभद्रे पथ्येरेव पथानो यज्ञ आघट स्वाहा ॥ २ ॥

इति प्रांचः पथानो यान्ति चोत्तरत. आयुः ये चेमे सर्वे पथानस्तेभिस्तैः ,ो वश आवह स्वाहा ॥ ३ ॥ यथा यन्ति प्रपदो यथा मासा अहर्जरं । एव मा श्रीधातारः समवयन्तु सर्वतः स्वाहा ॥ ४ ॥ यथा समुद्रं स्रवती. समवयन्तु दिशो दिश ॥ एवं मा सखा यो ब्रह्मचारिण समवयंतु दिशो दिशः स्वाहा ॥ ५ ॥ वसुवन एधि वसुवन एधि ॥ वशी गमो देवयानो युव स्थो यथा युवयोः सर्वाणि भूतानि वशमायत्येवं ममासौ वशमेतु स्वाहा ॥ ६ ॥ शंखश्च मन आयुध देवयानौ युवस्थो यथा युवयो सर्वाणि भूतानि वशमायत्येव ममासौ वशमेतु स्वाहा ॥ ७ ॥ आकूतीं देवीं मनसा प्रपद्ये यज्ञस्य मातरं सुहवा मे अस्तु॥ यस्यास्त एकमक्षर पर सहस्रा अयुतं च शाखास्तस्य वाचे निहवे जुहोम्या मानरा गच्छतु श्रीर्यश्च स्वाहा ॥ ८ ॥ इदमदमिमं विश्वकर्माणं श्रीवत्समभिजुहोमि स्वाहा ॥ ९ ॥ पूर्णहोमं यशसे जुहोमि परमस्मै ददाति वर वृणे यशसा भामि लोके स्वाहा ॥ १० ॥ इन्द्रा मवदास्तमा च परस्तादद गौ ज्योतिर्मामभ्येत सर्वे स्वाहा ॥ ११ ॥ अग्ने वा एकच्छदस्य मन ग्रेक भूतेभ्य श्छदयति स्वाहा ॥ १२ ॥ श्रीर्वा एषा यत्सत्याग्ने निराचनो मयि सत्यमवधातु स्वाहा ॥ १३ ॥ अन्नस्य घृतमेव रसतेजसपत्कामो जुहोमि स्वाहा ॥ १४ ॥ क्षुधे स्वाहा क्षुत्पिपासाभ्यां स्वाहा मा नैपीनं मरिष्यसि जरयुदिर्भविष्यसि रत्न विपस्य नाविद्मुग्र फेनमिवास्य ॥ १५ ॥ तुरगोपायमानाय गोपायमा अशस्तिभ्यो अरातिभ्य स्वस्त्ययनमसि ॥ १६ ॥

શબ્દાર્થઃ—હે નિવાસ કર્મના સ્વામિન્ અર્થાત્ હે ઇન્દ્ર ! પ્રવેશ માટે, અમને રજા આપો, જેથી અમારો પ્રવેશ શુભ થાય. વળી અમે વ્યાધિથી રહિત થઇએ હું આપનું પૂજન કરૂં છું, જેથી મારાપર કૃપાયુક્ત થાઓ. કૃપાયુક્ત થવાથી અમારા મનુષ્યોને આપ સુખ કરવાવાળા થાઓ (૧) હે હરે ! હે રાકે ! હે સિનિવાલિ ! હે સુંદર જઘનવાળી ! હે કલ્યાણ કરવાવાળી ! અમારા દષ્ટિપથમાં જે ભયાનક માર્ગ હોય અર્થાત્ વિરોધ કરનાવાળા હોય તેને તું સુકૃતરૂપે કર (૨) જેઓ પૂર્વ દિશા પ્રતિ જાય છે, તેમ જે ઉત્તર તરફ જાય છે, તે જ પ્રમાણે જે જે મારે જવાના માર્ગો છે, તે સર્વે સુકૃતરૂપ થાઓ. (૩) જે રીતે દઢ પદાવવાળા પ્રાણીઓ આવે છે તથા જેમ માર્ગશીર્ષ આદિ માસો આદિત્ય પ્રતિ જાય છે તેમ શ્રીના ધારણ કરનારા ઇશ્વરો મારી સમીપ આવો અર્થાત્ મને દ્રવ્ય આપો. (૪) જે રીતે દશે દિશામાથી નદીઓ નીકળી સમુદ્રને જાય છે, તેમ શિષ્યો ભંડારરૂપે થઇ અર્થાત્ માગ ધનના રક્ષકરૂપે મને પ્રાપ્ત થાઓ (૫) હે ધનપ્રદ ! આપ મારી સમીપ આવો. દેવની પ્રાપ્તિ કરાવનાવાળા વ્રીહિ તથા યવને અધીન થાઓ. (૬) સૂર્ય તથા ચંદ્ર તમે બેઉ વ્રીહિ તથા યવની પ્રાપ્તિ કરાવનારા છો. જે રીતે તમને બેઉને સર્વભૂતમાં અધીન છે તેમ આ ઇશ્વર મને વશ થાઓ. (૭) શરીરની અધિષ્ઠાત્રી દેવી જે યજ્ઞના નિર્માણ કરનારી છે, તેને હું મનવડે પ્રાપ્ત થયો છું તમને હું બોલાવું છું તેથી તમે શોભનરૂપે અર્થાત્ પ્રત્યક્ષરૂપે થાઓ. આ વાણી દેવીનો એક અક્ષર છે, જે ૐકાર છે. તે વાણીરૂપ છે, સૂત્રરૂપે છે, વેદરૂપ છે, તે અનેક પ્રકારવાળો તથા દશ હજાર શાખાવાળો છે. આ રીતની વાણી દેવીને બોલાવવા હું આહુતિ આપું છું. (૮)

વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયને કરવાવાળા અને જેને શ્રી નિત્ય સાથે લાગે છે એવા ઇશ્વરને હું કે જે પ્રજાની કામનાવાળો છું તે હવિ આપું છું. (૯) યશરૂપ લોકને પ્રાપ્ત થવા હું ઇન્દ્રને આહુતિ આપું છું. હોમ કરનારને તે ઇચ્છિત ફળ આપવાવાળા છે. હું ઇચ્છિત ફળ માગું છું. હું આ લોકમાં યશવડે પ્રકાશને પામું, એમ માગું છું. આમ કહી આહુતિ આપવી. (૧૦) સહાયની કામનાવાળા ઇન્દ્રાદિ દેવોના મધ્યમાં જે વિશુદ્ધ કર્મવાળા છે, તે સર્વે તમો મને સહાય કરો. શાસ્ત્રના જ્ઞાતા હોવાથી અજ્ઞાન તમારા આગળ રહેતું નથી. તમારી આગળ હું રહેવાથી હું પણ તેજસ્વરૂપે થઇશ. (૧૧) એક અન્ન જ ભૂતોની તૃપ્તિ અર્થે પ્રવર્તે છે. આ અન્ન આદિત્યની કૃપાથી મને ઘણું મળો, જેથી હું મનુષ્યોમા અધિપતિરૂપ થાઉં. (૧૨) શ્રી દેવી, સત્યવાળા અન્ય દેવો તથા આદિત્ય ભગવાન્ ખચીત મને સત્ત્વવાળો અર્થાત્ પ્રભુરૂપે અર્થાત્ પુષ્કળ અન્નવાળો કરો. (૧૩) અન્નના સારરૂપ ઘૃતની, હું કે જે રસ, તેજ તથા સંપતની કામનાવાળો છું તે આહુતિ આપું છું. ક્ષુધા તથા પિપાસારૂપ દેવને હું આહુતિ આપું છું. હે ક્ષુધા દેવી ! તું મારી સમીપ રહેજે, મારો ત્યાગ કરીશ નહિ, લાબા સમય સુધી રહેજે. આ મંત્રના પ્રભાવથી સર્પનું ઉગ્ર એવું વિષ ફેનની માફક મને મા પ્રાપ્ત થાઓ. (૧૫) હે દંડદેવ ! તમે મારૂં રક્ષણ કરો. આપ કલ્યાણ કરવાવાળા છો. માટે ક્રૂર કર્મવાળા શત્રુથી મારૂં રક્ષણ કરો. (૧૬)

## સપ્તમ ખંડ.

### અન્નની સ્તુતિ.

हतस्ते अत्रिणा क्रिमिर्हतस्ते जम- । गौतमेन तनीकृतान्नैव त्वाक्रिमे ब्रह्मयद्यमवर्चं ॥१॥ भरद्वाजस्य मंत्रेण सतिनोमिक्रिमे त्वा ॥२॥ क्रिमिः द्व वक्रतो दिनं क्रिमि मांघानुचारिणं क्रिमिद्रिशीर्षमर्जनं द्रिशीर्षं द्व चतुर्हनुं ॥३॥ हतक्रमीणां क्षुद्रकों हता माता हतः पिता । तयेषां भिन्नकः कुंभो य घषां विषधानकः ॥४॥ क्रिमिमिन्द्रस्य बाहुभ्यामवाचं पातयामसि ॥५॥ हताः क्रिमयः साशातिकाः सनीलमक्षिकाः ॥६॥

શબ્દાર્થઃ–હે ક્રમિવાળા અર્થાત્ અન્ન દેવ ! મહર્ષિ અત્રિઋષિએ તમને ખાંડયા છે તથા જમદગ્નિ ગૌતમે તમને સાફ કર્યાં છે. હે અન્ન ! આ સ્થાન વિશે શુદ્ધ તથા બહુ કર્મમાં લેવા યોગ્ય હું તમને કરૂં છું. (૧) હે ક્રિમે અર્થાત્ અન્ન દેવતા ! હું તમને ભારદ્વાજ મંત્રથી અર્થાત્ ગાયત્રીના મંત્રવડે મૂળમાંથી ઉખેડું છું. (૨) હે અન્ન ! વ્યથા કરવાને શીલવાળા, અંદર પ્રવેશ કરવાને શીલવાળા, ચાર મસ્તકવાળા તથા ચૌદ દાઢીવાળા અન્નને મંત્રવડે હું ઉખેડું છું. (૩) ક્ષુદ્ર ક્રમીને નાશ થવે તેના માતા તથા પિતાનો નાશ થયો. વિષના આશ્રયરૂપ જે તેમનો ઘર અર્થાત્ ગૃહ હતું, તેનો મૂળ સહિત નાશ કર્યો. (૪) ઇન્દ્રના બાહુવડે મૂગા ક્રમીઓનો અમે પાત કર્યો. અશાતિક તથા નીલમક્ષિકાવાળા ક્રમીઓનો અમે નાશ કર્યો. (૬)

## અષ્ટમ ખંડ.

### મધુપર્ક વિધિ.

अर्हणा पुत्रवाससा धेनुरभवद्य मे । सा नः पयस्वती दुहा उत्तरामुत्तरां समां ॥१॥ इदमहमिमां पद्यां विराजमन्ना द्यायाधितिष्ठामि ॥२॥ या ओपधी सोमराज्ञीर्बह्वीः शतविचक्षणाः ॥ ता मह्यमस्मिन्नासने छिद्राः शर्म यच्छत

॥३॥ या ओपधीः सोमराज्ञीर्विष्टिताः पृथिवीमनु .। तामह्यमस्मिन्पादयोर-छिद्रा शर्म यच्छत॥४॥ यतो देवीः प्रति-पश्याम्यापस्ततो माराद्धिरागच्छतु ॥५॥ सव्यं पादमवनेनिजेऽस्मिन् राष्ट्रे श्रि-यं दधे । दक्षिणं पादमवनेनिजेऽस्मि-राष्ट्रे श्रियमावेशयामि ॥६॥ पूर्वमन्य-परमन्यमुभौ पादामवनेनिजे । रा-ष्ट्रस्यर्द्ध्या अभयस्यावरुध्यै ॥७॥ अन्नस्य ाष्ट्रिरसि राष्ट्रिस्ते भूयासं। यशोसि शो मयि धेहि ॥ यशसो यशोसि शसो भक्षोसि महसो भक्षोसि श्रीभ-ोसि श्रीयं मयि धेहि ॥ ८ ॥ मुंच ं वरुणपाशाद्द्विषंतं मेऽभिधेहि तं मुष्य चोभयोरुत्सृज्। गामत्तु तृणानि बतूदकं ॥ ९ ॥ माता रुद्राणां दुहिता सूनां स्वसाऽदित्यानाममृतस्य नाभिः नुवोचं चिकितुषे जनाय मा गा मना-मदितिं वधिष्ट ॥ १० ॥

શબ્દાર્થ:—પૂજાને સંપાદન કરવાવાળી, ની પાછળ જવાવાળી મને યજમાનને જે ગાય તે ગાય દૂધ આપવાવાળી થઇ મારા મનો-ને પૂરવાવાળી થાઓ. પ્રતિ વર્ષ સુધી અર્થાત્ । વર્ષ સુધી કામનાને. પૂરવાવાળી થાઓ. ૧ ) હું પાદવાળા અનેક પ્રકારે શોભતા યા શ્રીવાળા આ આસનનો અન્નને અર્થે ાશ્રય કરૂં છું. ( ૨ ) ઓષધિઓ કે જેનો ન અર્થાત્ અધિપતિ ચંદ્રમા છે, જે બહુ કારવાળી છે તથા નિત્ય સ્વરૂપે છે તે ાષધિઓ આ આસનને વિશે મને સુખ ાપવાવાળી થાઓ. (૩) ઓષધિઓ કે જેનો ા ચંદ્રમા છે, જે પૃથ્વીપર અનેક પ્રકારે રહેલ છે, તે વિષ્ટરરૂપે મારા પગની નીચે મૂક-વાવડે મને સુખકર થાઓ. (૪) જળ જે આદિ-ત્યથી ઉત્પન્ન થઇ દાનાદિ ગુણવાળું છે તથા જેને હું જોઉં છું, તે જળ મને સમૃદ્ધિને પમાડો. (૫) હું ડાબો પગ ધોઉં છું. આ વિષયમાં હું લક્ષ્મીને ધારણ કરૂં છું. હું પગને ધોઉં છું. આ વિષયમાં હું લક્ષ્મીને ધારણ કરૂં છું. (૬) ડાબા પાદને તથા જમણા પાદને એમ બેઉ પાદોને બીજીવાર હું ધોઉં છું. આથી મા-રામાં શોભાની વૃદ્ધિ થાઓ. (૭) હે અર્ઘ ! અન્નને પ્રકાશ કરનારરૂપે તમે છો. આપની કૃપાથી હું પ્રકાશમાન થાઉં. હે મધુપર્ક ! જેમ તમે કીર્તિમાન છો, તેમ તમારો સંસર્ગ કરવાથી હું કીર્તિમાન થઇશ. હે મધુપર્ક ! આપ યશના ભક્ષણકર્તારૂપ, તેજના ભક્ષણ-કર્તારૂપ તથા શ્રીના ભક્ષણકર્તારૂપ છો. અર્થાત્ આપનામાં યશ, તેજ તથા શ્રી રહેલાં છે. આપના ભક્ષણવડે યશ, તેજ તથા લક્ષ્મી થાય છે. મને શ્રીથી યુક્ત કરો. (૮) અર્હણીય વરૂણના પાશથી આ ગાયને મુક્ત કરો. ત્યાં જઇ તેને છોડી દો. તે સ્વેચ્છાવડે તૃણનું ભક્ષણ કરો તથા જળનું તે પાન કરો. હે અર્હણીય! મારા શત્રુનો અભિભવ કરો. પૂજનને કરના-રાનું તથા જેનું પૂજન થયું છે એવા મારૂં, એમ બેઉના શત્રુનો નાશ કરો. (૯) પૂજન માટે આ આણેલી ગાય રુદ્રોની માતારૂપ, વસુઓની દુહિતારૂપ, તથા આદિત્યોના સ્વસારૂપ છે. તે ઘૃતઆદિના કારણરૂપ છે. હું જ્ઞાનસંપન્ન એવા યજમાનને પ્રકટ રીતે કહું છું કે, આ ગાય જે નિરપરાધી છે, જે દીન છે તેનો, હે યજમાનના પાસ્ચારકો ! . તમે વધ મા કરો. (૧૦)